

૯૭૩ સળંગ અંક ૫૧૪

તંત્રીઓ
ઇશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર






# નવરચના



૧૪૩૦૨

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ જાન્યુઆરી '૭૩ અંક : ૧૦ : સળંગ અંક : ૫૧૪








## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર.

વાર્ષિક–દેશમાં રૂ. ૧૨-૦૦

વાર્ષિક–પરદેશમાં રૂ. ૨૧-૦૦

**લેખકોને—**

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ–૧

In our little way...

# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress


Killicks

# "ટેરવાં"

## અભિનવ ગીત સંગ્રહ

### કવિ દાદુભાઈ પ્ર. ગઢવી રચિત

થોડી નકલો બચી છે. સાદા બુકપોસ્ટથી મગાવનારે રૂા. ૩-૩૦ પૈસાનું મનીઓર્ડર કરવું. રજીસ્ટર્ડથી મગાવનારે રૂા. ૧-૩૦ પૈસાના પોસ્ટ ખર્ચ સહિત રૂા. ૪-૩૦ પૈસાનું મનીઓર્ડર કરવું. સાદા બુકપોસ્ટમાં જવાબદારી મગાવનારના શીર રહેશે. વી.પી. કરવામાં નહિ આવે.

વ્યવસ્થાપક : લોકસાહિત્ય પરિવાર પ્રકાશન
૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ.



# ઘણાં બાળકો એટલે ભવિષ્ય માં વધુ કમાણી એ વાત સાચી?

કહે છે કે દરેક બાળક પોતાનું કિસ્મત લઈનેજ જન્મે છે:

પણ ખાવા-પીવામાં તો માણસનું આખું જીવન પૂરૂં થઇ જાય છે જ્યારે તે કશું ઉત્પાદક કાર્ય તો થોડાં વરસો સુધીજ કરી શકે છે.

આધુનિક પદ્ધતિઓથી તમે વધુ ઉત્પાદન કરી શકો છો પરંતુ એ માટે પણ સારૂં ભણતર અને આવડત હોવાં જોઇએ.

ભણેલોગણેલો માણસ જીવનમાં લાંબે ગાળે સુખી થાય છે.

તમારે જો ઝાઝાં બાળકો હશે તો તેઓને ભણાવવાનું અને ભરપેટ ખવરાવવાનું પણ મુશ્કેલ બનશે.

અભણ અને માંદલાં ઘણાં બાળકોને બદલે ઓછાં પણ ભણેલાં અને નિરોગી બાળક વધુ સુખ-સમૃદ્ધિ રેલાવશે.

davp 71/361

છેલ્લાં ત્રેવીસ વર્ષથી પ્રગટ થતું આરોગ્યનું માસિક

# તંદુરસ્તી

તંત્રીઓ :

ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે

- હર મહિનાની દસમી તારીખે પ્રગટ થાય છે.
- દવા પી પીને થાકેલા લોકો માટે નવી પ્રેરણા આપે છે દવા વગર સાજા થવાનો માર્ગ બતાવે છે.
- પ્રત્યેક અંકમાં આરોગ્યની ચર્ચા કરતા અનુભવી તંત્રીની કલમે લખાયેલા પ્રશ્નોના ઉત્તર સૌ કોઇને ઉપયોગી થાય છે.
- સૌ કોઇને ઉપયોગી થાય તેવી દર્દીઓની અનુભવ કથા, સ્ત્રીઓનાં દર્દોના ઉપચારો, સ્ત્રીઓ અને બાળકોના મૂંઝવતા પ્રશ્નોના ઉત્તર, આહાર વિષે સાચું માર્ગદર્શન આપતા લેખો, ઉપરાંત બીજું ઉપયોગી વાચન આ માસિકમાં દર મહિને આવે છે,
- વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેમ્બર, અને માર્ચ એમ ચાર માસથી ગ્રાહક થઇ શકાય છે.
- વધારે વિગત જાણવા માટે ફોન કરો ૪૭૨૩૧૯.
- વાર્ષિક લવાજમ સાડા સાત રૂપિયા.
  વિદેશમાં શિલિંગ વીસ (રૂપિયા ૧૮)

—: આપનું લવાજમ નીચેના સરનામે મોકલો :—

તંદુરસ્તી કાર્યાલય

આરોગ્ય-ધામ, બાબુભાઇ ટેરેસ, બીજે માળે, બ્લોક નં. ૬, ડૉ. આંબેડકર રોડ,
મહેશ્વરી ગાર્ડન પાસે, (બર્મા શેલ પેટ્રોલ પંપ પાસે)
માટુંગા (જી. આઇ. પી. રેલવે) મુંબઇ-૧૯.

અથવા

## ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ૦

૬૪, ફર્નાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો
અમદાવાદ-૧

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

# કેમ કરી વનરાવનમાં બોલે મોર !

કેમ કરી વનરાવનમાં બોલે મોર ?
ઊગે છે પિંછાં તો બીજાની આંખમાં
મારે મન ઊગ્યા છે થોર–કેમ કરી.

વરખાએ વરખાએ ઊગે છે બાવળ ને
ટહુકારે ફૂટે છે શૂળ
વાંકેરી ડોક કરી જોવું કેમ વ્યોમમાં ?
વંટોળિયા ખવરાવે ધૂળ
રાતલડી આવીને ઠારી ગઇ ગામને
વનમાં તો સળગે બપોર–કેમ કરી.

માંડ માંડ કરી મોલ્યા આંબા જ્યાં મહોર્યાં ત્યાં
થડમાંથી કાગડાઓ ઠોલે
પાંદડાંય મારગડા દઈને પસ્તાણા ને
કર્યાં સાવ તણખલાંને તોલે
કોળાંલે આવી ને બેઠી જ્યાં કોયલ ત્યાં
મૂળમાંથી ખરી ગયા મ્હોર–કેમ કરી.

કોહેલાં પાન હેઠ ખોવાણી કેડી જેમ
હૈયાનો ખોવાયેલ હાર
ભૂલેલો પંથી આ ઊભો તરભેટે ને
મારગ સાવ સૂના ભેંકાર
આઘે આઘે ક્યાંય ફરકે ના પાલવ કે
સંભળાય નહિ કલશોર–કેમ કરી.

ગાયુંનાં ધણ નવ વાગોળે ગોંદરે
કિનારે ના ઝળકે કોઇ હેલ્ય
ચારાને સંતાપે નોખી નોખી ચરે હવે
ઢૂંગે ના વળે ક્યાંય ઢેલ
ઓઢણિયું વિનાના સુકાય છે આરા ને
નદિયું સાવ કોરી ધાકોર–કેમ કરી.

ચંદનના ઝાડોએ વીંટાયા સાપ એમ
વાંઝણી આ વેલ્યુંનાં વ્હાલ
પોટાની માળામાં ઉઘાડી ચાંચ હવે
પંખી ના પંપાળે ગાલ
બાવળની કાંટયમાં બોલવા દયો હોલાને
હું તો હવે ટહુકીશ ભઇ પોર–કેમ કરી.

કવિ 'દાદ'

## સ્વરાજના સંત્રી સ્વ. રાજાજી ૦ અંતર જંતર ને ચમત્કાર ૦ ગુજરાત શાસક પક્ષની ચૂંટણીઓ ૦ જ્ઞાતિવાદ ને સરકાર ૦ રાષ્ટ્રીય એકતા અને આંદોલન

સંપાદકીય

શ્રી. કનૈયાલાલ મુનશીનું અવસાન ૧૯૭૧ના ફેબ્રુઆરીની આઠમી તારીખે થયું, પણ રાજાજીની ૯૩મી જન્મ જયંતી એટલે કે ૧૯૭૧ના ડિસેમ્બરની આઠમી તારીખ પહેલાં ત્રણ દિવસે 'સમર્પણ' પાક્ષિક માં રાજાજીને બિરદાવતો મુનશીજીનો એક લેખ પ્રગટ થયો છે. એ લેખ લખતી વખતે મુનશીજીને કલ્પના પણ ક્યાંથી હોઈ શકે કે એ લેખ પ્રગટ થયા પછીના એક વર્ષે રાજાજીનું દેહાવસાન થશે? એ જ રીતે રાજાજીને કલ્પના ન હોય કે પોતાને બિરદાવનારો ગુજરાતનો એક જ્યોતિર્ધર પોતાના પહેલાં જ ચાલ્યો જશે? પણ ગાંધીજીના અતિ નિકટતમ સાથીઓમાંથી આચાર્ય શ્રી. કૃપાલાનીને બાદ કરતાં ગાંધીજીના છેલ્લા અંતેવાસી રાજાજી આપણી વચ્ચેથી ઊપડી ગયા તે હકીકત છે.

૭૦ વર્ષની જ્વલંત સમાજસેવા, ૬૦ વર્ષનું જાજ્વલ્યમાન રાજકારણ આપણા વચ્ચેથી ઊપડી ગયું. અને આજના રાજકારણનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે જાણે કે જાહેરજીવનમાંથી ત્યાગ, સમર્પણ, નિષ્ઠા અને પ્રમાણિકતાની એક સદીનો ઇતિહાસ આપણી સામે મ્હોં મરડીને આપણા વચ્ચેથી ઊઠી ગયો.

રાજકારણ અને ધર્મ, રાજકારણ અને ચારિત્ર, રાજકારણ અને આત્મનિગ્રહનો જાણે કે એક યુગ રાજાજીના જવા સાથે પૂરો થયો. મુત્સદ્દીગીરી ને સાધુતા એ જવલ્લે જ કોઇનામાં સંભવે એવી વીરલ પ્રતિભા એટલે રાજાજી. મુત્સદ્દી હતા પણ નિસ્વાર્થી ને પુરેપુરા રાષ્ટ્રપ્રેમથી રંગાયેલ. સાધુ હતા પણ શૂર હતા.

સ્વ. કનૈયાલાલ મુનશીએ એમને બહુ સુંદર રીતે બિરદાવતાં રાજાજીને ભારતીય રાજકારણના ભીષ્મપિતામહ કહ્યા છે. પણ ભીષ્મપિતામહ અને રાજાજીમાં ફેર ત્યાં પડે છે કે વૃદ્ધાવસ્થાએ ભીષ્મપિતામહને ઘેર્યા ત્યારે કૌરવોના અર્થના દાસત્વથી નીતિનો પક્ષ ન લઈ શક્યા ને એમની જ આંખ સામે દ્રૌપદીનું વસ્ત્રાહરણ થયું ને કુરૂક્ષેત્ર મંડાયું. તટસ્થ પણ ન રહી શક્યા ને અનીતિને છાબડે જઈ ઊભા રહ્યા.

રાજાજીએ શુદ્ધબુદ્ધિથી અને લોકક્ષેમની દૃષ્ટિથી વિચારપૂર્વક જીવનનું ઘડતર કર્યું. જે વિચાર્યું તે જ આચર્યું, જે આચર્યું તે જ ઉચ્ચાર્યું. એટલે કે વિચાર ઉચ્ચાર અને આચારમાં અંતસુધી અણીશુદ્ધ એકરંગીલા રહ્યા. ગાંધીજીથી આકર્ષાયા, વેવાઈ પણ બન્યા. કોંગ્રેસમાં એમનું સ્થાન પણ ન અવગણી શકાય એવું, જવાહર–સરદારથી જરાય ઊતરતું નહિ, છતાં ગાંધીજીથી કે સાથીદારોથી વિચારમાં જ્યાં જુદા પડયા ત્યાં અચકાયા વગર ઉચ્ચાર્યું અને આચર્યું.

૧૯૪૨માં અંગ્રેજો સામે સત્યાગ્રહ નહિ કરવો જોઈએ એવી પ્રમાણિક માન્યતાથી જુદા પડયા. કોંગ્રેસથી જુદા પડયા, મિત્રોથી જુદા પડયા, અરે દેશથી જુદા પડયા. રાજાજી માથે ફીટકાર વરસ્યા. 'દેશદ્રોહી, બેવફા, કાયર' વગેરે ઉપનામોથી નવાજાયા ને રાજાજીની જલવંત કારકીર્દી માથે ડામર છંટાયા છતાં પોતાના વિચારોમાં અણુડગ રહ્યા, અણનમ રહ્યા. સમસ્ત પ્રજાનો વિરોધ ન વહોરવા કોઈએ કહ્યું ત્યારે રાજાજીએ જવાબ આપ્યો કે "હું શા માટે શાંત રહું? લોકો ગુસ્સે થાય એનો અર્થ એ નથી કે લોકો સાચા છે ને હું ખોટો છું." એમણે એવા વિરોધ વચ્ચે પણ પોતાના વિચારો નિર્ભિકપણે ઉચ્ચાર્યા કર્યા.

પાકીસ્તાનનો સૌએ અસ્વીકાર કર્યો. ગાંધીજીએ પોતાના મુડદા માથે દેશના ભાગ પડશે એમ જણાવ્યું ત્યારે સૌથી પ્રથમ હિમાયત રાજાજીએ કરી કે દેશના હિતમાં પાકીસ્તાન અનિવાર્ય છે. રાજાજી દેશના દુશ્મન ગણાયા. પછી સૌએ પાકીસ્તાન સ્વીકાર્યું.

એમને લાગ્યું કે સમાજવાદના નામે કોંગ્રેસે આંધળી દોટ મૂકી છે. એ સામ્યવાદ તરફ દેશને ખેંચી જશે. સહકારી ખેતીથી અનાજનું ઉત્પાદન ઘટશે, ફુગાવો વધશે, ગ્રામજીવનના સામાજિક અને આર્થિક પાયાનો નાશ થશે. લાયસન્સ ને પરમીટ રાજથી વેપાર ઉદ્યોગ પડી ભાંગશે. એવા એમના સ્પષ્ટ વિચારોથી એમણે જવાહર માથે ધારદાર પ્રહારો કર્યા, નેહરૂની જાહેર જીવનની પ્રતિમાનું ખંડન કરવા તરફ વળ્યા અને ૮૧મા વરસે આ આજીવન યોદ્ધાએ પોતાની સર્વોચ્ચ કારકીર્દીની પ્રતિષ્ઠાનો ખ્યાલ સુદ્ધાં છોડીને સ્વતંત્ર પક્ષની સ્થાપના કરી. ૧૯૬૭માં ૯ રાજ્યોમાં બિનકોંગ્રેસી સરકારો રચાવી. રાજાજીને અનુરૂપ અનુયાયી ન મળ્યા. સ્વતંત્ર પક્ષના મીશનમાં પોતે નિષ્ફળ ગયા. પણ પોતાના વિચારોમાં તો આજની ઘડી સુધી અણનમ રહ્યા. અરે પોતાના જ સ્થાપેલ સ્વતંત્ર પક્ષે દારૂબંધીનો વિરોધ કર્યો અને રાજાજીએ દારૂબંધીની પ્રખર તરફેણ કરી. આ જે ભીષ્મપિતામહમાં ખૂટતું તત્ત્વ તે રાજાજીમાં અમાપ હતું.

ગાંધીજી આ દેશમાં આવ્યા ત્યાર પહેલાંથી એમણે અસ્પૃશ્યતાનિવારણની ઝુંબેશ યુવાન વયે શરૂ કરી દીધેલી. પ્રખર સમાજ સુધારક, પ્રકાંડ પંડિત છતાં તત્ત્વજ્ઞાન જેવા વિષયને લોકભોગ્ય ભાષામાં રજૂ કરનાર લોકપ્રેમી, અને લોકશાહી મૂલ્યોના અજોડ પુરસ્કર્તા રાજાજી અંત સુધી નૈતિક મૂલ્યો માટે જીવ્યા, ઝૂઝ્યા અને આપણી વચ્ચેથી ચાલ્યા ગયા ત્યારે દેશ વધુ દરિદ્ર બન્યો છે, પણ કર્તવ્યનિષ્ઠાનો, જાગરૂકતાનો, અભયતાનો, અને નીતિમત્તાનો સમૃદ્ધ વારસો આપણા માટે મૂકતા ગયા છે.

## ગુજ. શાસક પક્ષની ચૂંટણીઓ

સ્વરાજ્યુગના મહારથીઓના રાજકારણ અને ચારિત્ર્યશીલતા કે રાજકારણ અને સાધુતાનું જે દર્શન આપણને સ્વ. રાજાજીનાં થાય છે એની સાથે ગુજરાતના શાસક પક્ષમાં હમણાં જે ચૂંટણીઓ થઈ તેની સરખામણી કરીએ તો ચિત્ર કેવું ભયાનક લાગે છે?

શાસકપક્ષની પ્રદેશ સમિતિના પ્રમુખની ચૂંટણીમાં જે મૂલ્યો માટે એ પક્ષ ઊભો છે તે તમામ મૂલ્યોના મૂળમાં ઘા કરનારાં બધાં અનિષ્ટ સાધનોનો ઉપયોગ એ ચૂંટણીમાં થયો. સામાન્ય ચૂંટણીઓમાં ખરચાય છે તેમ નાણાં ખરચાયાં. સંસદની ચૂંટણીઓમાં મોટરના કાફલા રોકાય છે એના કરતાં વધુ મોટરોની લંગરો લાગતી. એક બીજા જૂથના ટેકેદારોને તોડવા તમામ યુક્તિ પ્રયુક્તિઓ કામે લગાડવામાં આવી. ધાક-ધમકીઓનો ઉપયોગ થયો ને લાલચ-ઓફરો અપાણી, એના કારણે કેટલાક લપટાયા પણ ખરા. બન્ને પક્ષે સત્તાની શેહ હતી. ત્યારે આ કોઈ લોકશાહીની પ્રક્રિયા કહી શકાય ખરી ? એમાં સરાસર બે જૂથોના બળાબળનો જ મુકાબલો હતો.

આવી જ એક ચૂંટણીમાં અવિભાજ્ય કોંગ્રેસમાં એક કાળે અનિચ્છનીય તત્ત્વો દાખલ થતાં રાજાજીએ કોંગ્રેસનું રાજકારણ છોડી દીધેલું ને એક કાળે કોંગ્રેસના પ્રમુખપદ માટેની સ્પર્ધા છોડી દીધેલી. એવી આશા ગુજરાતમાં આજે તો રાખી શકાય તેમ નથી. શાસક પક્ષનો જન્મ જ સત્તાની સાઠમારીમાંથી થયો છે. એ પક્ષ ઊભો કરવા અને સામા વિરોધી પક્ષને તોડવા જે રમત દેશમાં સર્વત્ર તેમ ગુજરાતમાં ખેલાયેલી એમાં શ્રી. મોરારજી અને એના અનુયાયીઓને પાડી દેવાની વાત ખાસ કરીને ગુજરાતમાં મુખ્ય બની રહી. એમાં આગેવાની લેનારા કેટલાકનો હેતુ જીવરાજ મીનીસ્ટ્રીને તોડવાના સમયથી મનધારી સત્તાપ્રાપ્તિનો હતો.

જીવરાજ મીનીસ્ટ્રી તોડવામાં તો આજની સંસ્થા કોંગ્રેસવાળા અને શાસકપક્ષના પ્રમુખપદની ચૂંટણીમાં હારેલાઓ સાથે જ હતા. પણ જીવરાજ મીનીસ્ટ્રી તોડવા એમણે સત્તાની નવી ધરી ઊભી કરવા ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ખતરનાક ભાંગફોડ કરી. એ ખટપટ ને કાવાદાવા દ્વારા નવી ધરી પેદા થઈ. એ ધરીએ સૌરાષ્ટ્રનું સત્યાનાશ કાઢયું. પછી એ બળો ભાંગફોડ ને કાવાદાવાને માર્ગે જ વળેલાં રહ્યાં. ગુજરાતને પણ ચૂંથી નાખ્યું. હિતેન્દ્રની

મીનીસ્ટ્રી તોડી અને પોતાના જ પક્ષના વિનાશના ખંડેરો ઉપર કાવાદાવા, કુટિલતા અને ભાંગફોડના બળોનો વિજયધ્વજ ફરકાવી શ્રી. ચીમનભાઈ પોતાનું પ્રધાનમંડળ રચવાની અણી ઉપર આવ્યા.

અહીં જેમને પક્ષે નહિવત્ બળ હતું તેવા શ્રી. રતુભાઈ અદાણી સાથે સીધી ટકરામણ થઈ. હાઈકમાન્ડને શ્રી. ચીમનભાઈ જે રીતે પ્રધાનમંડળ રચવા માગતા હતા તે સ્વીકાર્ય ન હતું. એ બળ શ્રી. રતુભાઈને પક્ષે વળ્યું. એક ત્રીજું બળ તે શ્રી. ઘીયાનું મેદાનમાં હતું, પણ સ્વબળે સત્તા ન મેળવી શકે તેવું. એ સંઘર્ષ ચાલુ જ રહ્યો.

ગુજરાત પ્રદેશ સમિતિના શ્રી. રતુભાઈ પ્રમુખ થયા ત્યાંય એમને તો તોફાની દરિયામાં જ પોતાનું નાવ હંકારવાનું હતું. વિધાનસભાની ચૂંટણીઓ આવી અને ઘનશ્યામભાઈનું પ્રધાનમંડળ રચાયું ત્યાં સુધીમાં એ સંઘર્ષ ક્યારેક ભીતરભીતર ને ક્યારેક ઉઘાડો આખા ગુજરાતને અજંપો કરાવતો જ રહ્યો છે. એમાંથી પ્રતિક્રાન્તિનાં બળો પેદા થયાં. જેમ સૌરાષ્ટ્ર રાજ્યની ઘરખેડના પ્રશ્નમાંથી ગરાસદારી આંદોલન જાગેલું તેમ.

એક બાજુ પ્રતિક્રાન્તિનાં બળો ક્રાન્તિને નામે વિસ્તરતાં ગયાં તે શાસક પક્ષના આંતરિક સંઘર્ષનું જ પરિણામ છે. બીજી બાજુ શ્રી. ચીમનભાઈ શ્રી. હિતુભાઈની મીનીસ્ટ્રી તોડીને જે સંજોગોમાં પ્રધાન-મંડળ રચવા માગતા હતા એ સંજોગોમાં એમને પક્ષે ૬૫ ને શ્રી. રતુભાઈને પક્ષે ૩ ધારાસભ્યો હતા તે સ્થિતિ ઉપર ઠંડે કોઠે પકડ જમાવતાં છેલ્લે પ્રદેશ સમિતિના પ્રમુખની ચૂંટણીમાં શ્રી. રતુભાઈને પક્ષે ૧૭૨ ને શ્રી. ચીમનભાઈને પક્ષે ૯૪ રહ્યા. તખ્તો એટલો બદલાઈ ગયો. એના પડઘા આખા ગુજરાતના રાજકારણમાં પડયા છે. માવલંકરના વિજય પછી વિરોધ પક્ષોએ શાસકપક્ષને પાડી દેવા જે વાવંટોળ પેદા કરેલો તેને ભારે પછડાટ લાગી છે.

પણ શાસકપક્ષમાં રહેલાં ઉચ્ચસત્તા લોલુપ બળો, પ્રતિક્રાન્તિવાદીઓ અને સંસ્થા કોંગ્રેસનાં શાસકપક્ષને તોડવા કમ્મર કસી રહેલાં બળો વચ્ચે એક ધરી રચાઈ ગઈ છે. અને એમને પક્ષે મૂડીવાદીઓ પણ પોતાની તાકાત ઠાલવી રહેલ છે. આ ધરીને આજે તો કમ્મરતોડ ફટકો શ્રી. ઝીણાભાઈ દરજી ચુંટાઈ આવતાં પડયો છે. પણ આ તો શાસકપક્ષના ભાવિ વિભાજનનો પ્રારંભ છે.

સત્તાના આ સંઘર્ષ :અને બળના આ મુકા-બલામાંથી સમાજવાદનાં વૈચારિક બળો નિ:શંકપણે જોર કરતાં આવે છે. પવન પરિવર્તનની દિશામાં જ વાઈ રહ્યો છે. શાસકપક્ષની રચના, ચૂંટણી અને સત્તા સ્થાનો કબ્જે કરવા જે ભામ ભેળી કરેલી છે એની સામે ખુદ ઈંદિરાજી પણ અસ્વસ્થ બની ઊઠયાં છે. ગુજરાતમાં પણ પ્રધાનો જે તકવાદીઓના ટેકા આજસુધી સત્તા સ્થાન ટકાવવા ;અને નાણાંની શકિત મેળવવા લઈ રહ્યા છે એનાથી તેઓ કેટલા મુકત થઈ શકે તેમ છે તેના ઉપર પરિવર્તનનાં બળો અને સમાજવાદી પગલાંઓનો આધાર છે. અન્યથા યુનિવર્સિટીઓમાં, ગણોતધારામાં, જમીન કે મિલકતની ટોચ મર્યાદાઓમાં ગમે તેટલા સુધારા કરો તો પણ લોકોના દિલમાં એનો પડઘો પડવાનો નથી. લોકો શાસકપક્ષ અને એના સત્તાધિશોનાં પ્રતિબિંબ હજી તકવાદીઓ દ્વારા જ નિહાળે છે.

શાસકપક્ષની સત્તાને તોડવા માટે કેટલાક વિરોધીઓ, વિરોધપક્ષો અને શાસકપક્ષમાં અંદર રહીને પણ કેટલાક કરી રહ્યા છે. કેટલાંક અખબારોએ તો માઝા મેલી છે. સત્તાને ઉથલાવવી એક વાત છે અને એને માટે બધી જ પ્રકારની હીનતા આચરવી એ બીજી વાત છે. વાણીસ્વાતંત્ર્ય અને લેખન સ્વાતંત્ર્ય આટલી હલકીકોટિએ કદી નહોતું ઊતર્યું એટલું ગુજરાતમાં આજે ઊતરી રહ્યું છે. રાજકારણનું કે એના પક્ષોનું જે થવાનું હોય તે થાય પણ ગુજરાતની પ્રજાનું પોત આથી હલકું પડી રહ્યું છે. સંસ્કારહીનતાની બદબોથી ગંધાતું થયું છે: પક્ષો તો આવશે ને જશે પણ વ્યક્તિ કે વ્યક્તિઓની હીનતમ નીંદા, કુથલી, અપરસ, ઠેકડી, વિકૃતિ. જૂઠ અને ઝેરનાં જે કુંડાં દિનરાત કરોડો વાચકોના દિલમાં ને દીમાગમાં

ઠલવાયા કરે છે તે નહિ અટકે તો પ્રજા સત્ત્વહીન, નિર્માલ્ય અને આસુરી બની રહેશે. દુષ્કાળ, દુખ, ગરીબી વગેરે માણસનું હીર જેટલું નથી હણતાં એટલું સંસ્કારહીનતા હણે છે.

## મંતર જંતર ને ચમત્કાર

ગુજરાતની પ્રજાની સંસ્કારિતાનું એક પોત પરખાણું ખેરાળુના એક મુસલમાનના મંત્રેલા પાણી માટે રોજના હજારો ને બીજા બે દિવસના ૪૦-૪૦ હજાર માણસો ઊમટતાં હતાં એમાં. અસાધ્ય રોગ-વાળાં કે વગર પૈસે સાજા થઈ જવાવાળા એ બધા બિમારો જ નહોતા, વધુ તો મંત્રેલા પાણીના ચમત્કારથી ન્યાલ થઈ જવા રોજ ઉમટયા કરતો એ માનવ મહેરામણ હતો.

આ રોજના હજારો માણસોમાં ૯૫ ટકા હિંદુઓ અને પાંચ ટકા મુસલમાનો એમાં ભાગ્યે જ હશે. ચમત્કારોમાં આંધળી શ્રદ્ધા હજારો વરસથી કેવી ઘર કરી ગઈ છે? પાકીસ્તાન થવાનું એક કારણ હતું મુસલમાનો પ્રત્યેનો હિંદુ રૂઢિવાદીઓનો તિરસ્કૃત ને હલકટ ભાવ. ઘણા મુસલમાનને અડતાં અભડાતા. એના હાથનું પાણી પણ ન પીએ. એવા એ હિંદુઓ ખેરાળુના પાણી મંતરતા મુસલમાનના મોઢેથી ફૂંકેલા પાણી માટે મરવા સુધીની ભીડમાં અવાયા પડે એવી આંધળી શ્રદ્ધા આ દેશના હાડમાં પડેલી છે.એમાં દોષ ખેરાળુના મિયાંનો નથી.

આ કાંઈ નવો ચમત્કાર નથી. આવો પાણી મંતરવાનો ચમત્કાર જામનગરના એક મુસલમાને કરેલો. ત્યાં હિંદુને હિંદુપણું આડું નથી આવતું, પણ મંદિર પાસે કયાંક તાજિયાના ઢોલ વાગી ગયા તો મુસલમાનોનાં મોત ઊભાં કરે ને પોતે ય મરે. મુસલમાનોને ભાડે મકાન ન મળે. કોમી હુલ્લડ થાય તો એમાં મુસલમાનો માથે અમદાવાદવાળી કરે. પણ જ્યાં ચમત્કારની વાત આવે ત્યાં મુસલમાનના મોઢાનું ફૂંકેલું પાણી અમૃત માનીને આરોગે. આમાં કોનાં વખાણ કરવાં? હિંદુઓના ઉચ્ચ ધર્માભિમાનનાં, મંતર જંતરના કરવૈયાઓનાં કે ૨૫ વરસના સ્વરાજના સમાજ સુધારાના?

સ્વરાજ આવ્યા પછી પણ આ પ્રજા આવી ને આવી ચમત્કારો પાછળ આંધળી હોવાનું કારણ હિંદુઓના દેવ દેવીઓ, મહંતો અને સંતો ભકતોના પરચાઓમાં પડયું છે. હજારો વરસથી એ પુરોહિતો ને સાધુ બાવા તથા એના અનુયાયીઓએ, એમનાં પુસ્તકોએ હિંદુઓ કે મુસલમાનોને પરચામાંથી ઊંચા આવવા દીધા નથી. એટલે જ્યાં ચમત્કાર ભાળે ત્યાં આંખો મીંચીને અવાયા પડે. આજે પણ આવા મંદિરો, મઠો અને જગ્યાઓ ચમત્કારોને પ્રતાપે જ નભે છે. પછી એ હિંદુની હોય કે મુસલમાનની. જો ચમત્કારથી રોગો મટી જતા હોત તો દવાઓ શોધાત નહિ, દાકતરો મળત નહિ, દવાખાનાં થાત નહિ અને કોઈ રોગી આ ધરતી ઉપર હોત નહિ. અરે કોઈ ઈશ્વરમાં માનત નહિ.

સ્વ. ક્ષીતિમોહન સેને પોતાના પુસ્તકમાં લખ્યું છે કે ઈસ્લામની શરૂઆતમાં સૌથી પહેલાં મૌલવીઓ, ઉલેમાઓ અને સાંઈ ફકીરોએ આવીને આવા ચમત્કારોને નામે હિંદુઓને મુસલમાન બનાવેલા. ખ્રિસ્તીઓએ પણ એ જ રીતે સેવા સાથે ઈશુના ચમત્કારોને નામે હિંદુઓને ખ્રિસ્તી બનાવેલા. કરોડો હિંદુઓ મુસલમાન અને ખ્રિસ્તી બન્યા એની પાછળ આવી અંધશ્રદ્ધા જોર કરતી રહી છે.

એનાં મૂળ સાંપ્રદાયિક કે ધાર્મિક ચમત્કારોમાં પડયાં છે. તમામ સંપ્રદાયો ને મઠ મંદિરો જગ્યાઓએ માનવીમાં રહેલ લાલચ અને ભયના માથે આ ચમત્કારોનાં ચણતર કર્યાં છે ને માનવીને ઈશ્વરથી વિમુખ બનાવ્યે ગયા છે. રોટલા રળવાનું સાધન બનાવ્યું છે.

દુઃખ એ વાતનું છે કે સ્વરાજનાં ૨૫ વર્ષે હજી આપણા સમાજનાં અજ્ઞાનનાં અંધારાં ઉલેચવાનો કશો જ પ્રયત્ન નથી કર્યો. અને કહે છે કે સરકારે આવાં ધતીંગ રોકવાં જોઈએ. જો પ્રજા આવાં ધતીંગોમાંથી બચાવવા લોકશાહી સરકાર તરફ નજર નાખ્યા કરે એવી સરકાર પરસ્ત પ્રજા કયે દિવસે ઊંચી આવે? અને સરકારમાં બેઠેલાઓમાંથી કેટલા આવા અથવા સંતો, મહંતો, ભકતો કે દેવ દેવીઓના ચમત્કારોમાં નહિ માનતા હોય? અને પરાકાષ્ટા તો ત્યાં આવે છે કે છેવટ સરકારે અન્ય બહાને આ ધતીંગને અટકાવ્યું ત્યારે એની સામે સભાઓ ભરીને હાઈકોર્ટમાં જવાની

ધમકીઓ અપાય છે. ઓ દેશ મારા, પ્રાણ પિયારા, મૂઢ ગમારા?

## જ્ઞાતિવાદ અને સરકાર

આ મંતર જંતર ને ચમત્કારનાં મૂળ જેમ સાંપ્રદાયિકતામાં પડયાં છે તેમ કોમવાદ ને જ્ઞાતિવાદનાં મૂળ પણ સાંપ્રદાયિકતામાં પડયાં છે. આ દેશના બંધારણમાં રહેલી બિનસાંપ્રદાયીકતાની નક્કી વ્યાખ્યા હજી સુધી કોઈ આપી શકયું નથી. લોકશાહી સરકારને કોઈ એક કે બધા ધર્મો સાથે શું સંબંધ તે હજી સુધી નક્કી નથી થતું. ૨૫ વર્ષ બાદ સરકારે ખાતમુહૂર્ત વગેરે વિધિમાં ધાર્મિક ક્રિયાઓ કરાવવાનું બંધ કર્યું. એટલે કે એટલા પૂરતી વિચારની પરિપકવતા ૨૫ વર્ષે માંડ આવી. તોય એની ટીકા કરનારા બુદ્ધિમાનો આપણે ત્યાં પડયા છે.

જ્ઞાતિવાદ પણ સાંપ્રદાયિકતાની જ પેદાશ છે. જ્ઞાતિવાદ એટલે માનવીના વર્ગ વર્ગ વચ્ચેની અલગતા, ઊચનીચપણું ને ભેદભાવ. આટલાં વરસે રોટી વ્યવહાર થોડો સુલભ બન્યો પણ બેટી વ્યવહાર વ્યકિત ગતરૂપમાં જ થાય છે. માણસ જરાક સ્થાનમાં, માનમાં, પૈસામાં કે પ્રતિષ્ઠામાં મોટો થાય કે તરત જ્ઞાતિવાદ એને પોતાનો બનાવી લે. પૈસો જનસામાન્યમાંથી કમાય અને ખર્ચે પોતાની જ્ઞાતિમાં. એથી દીકરા દીકરી એમાં વરે, ઉદ્યોગ વેપાર કે નોકરીઓમાં પણ જ્ઞાતિવાળાને જ સ્થાન મળે. જે જ્ઞાતિની સમાજ ઉપર પકડ હોય એની તરફ જ સમાજની રિદ્ધિ સિદ્ધિ વળે. બાકીની જ્ઞાતિઓ ગરીબની ગરીબ રહે.

અસ્પૃશ્યતાના મૂળમાં પણ આ જ્ઞાતિવાદ રહેલો છે. હવે તો નીચલી જ્ઞાતિવાળા કદી બંધારણે બક્ષેલી સમાનતાની તક ન મેળવી શકે તેમ બધો પૈસો બધાં સાધનો અને સત્તા હોય તો તે ઉચ્ચ જ્ઞાતિવાળાને જ પંચાયતથી માંડીને પ્રધાન સુધી ચૂટી કઢાવવા કે નિયુકત કરાવવામાં ખરચાય છે. આમાથી મહારાષ્ટ્રમાં ખૂનામરકી થાય છે. આંધ્રમાં એ જ હાલત છે. બિહારમાં ને ઉત્તરહિંદમાં જીવતા જલાવાય છે.

જ્ઞાતિવાદનાં આ પાપ હિંદુત્વના મૂળયાં ખાઈ ગયાં છે તેમ ગાંધીજીએ કહ્યું. જવાહરે કહ્યું કે જ્ઞાતિવાદ હોય ત્યાં સુધી સમાજવાદ આવે નહિ. ઈંદિરાજી પણ એ જ કહી રહ્યાં છે. એને કારણે ગાંધીવાદીઓ અને સમાજવાદીઓ જ્ઞાતિવાદમાં માનતા નહિ અને એને કોઈ પ્રકારનું ઉત્તેજન ન આપતા.

પણ રાજકારણે, ચૂંટણીઓએ અને સમાજમાં સર્વપ્રિય બનવાની લાલચે ગાંધીવાદીઓ અને સમાજવાદીઓને જ્ઞાતિવાદને ઉત્તેજન આપતા કરી મેલ્યા છે. રાજકોટમાં એક જૈન છાત્રાલયના ઉદ્‌ઘાટન સમારંભને ગાંધીવાદી શ્રી ઢેબરભાઈએ શોભાવ્યો અને સમાજવાદી પ્રધાન ડૉ. વાસુદેવ ત્રિપાઠીએ પોતાની હાજરી વડે એને સન્માનિત કર્યો. એટલે કે રાજ્યની પ્રતિષ્ઠા જૈન છાત્રાલયના ઉદ્‌ઘાટન સમારંભને આપી.

શ્રી. ઢેબરભાઈ તો કદાચ નાતજાતથી પર થઈને બધી જ્ઞાતિઓના મેળાવડામાં પણ તાત્ત્વિક દૃષ્ટિએ જાય એમ માની લઈએ. જો કે ગરીબ જ્ઞાતિઓ આવા મોંઘેરા આગેવાનોને પોતાને આંગણે નોતરવાની હિંમત જ ન કરે ને! દરજી, મોચી, વાંઝા, સુતાર, તાઈ, તંબોળી વગેરે જ્ઞાતિની નાતમાં શ્રી. ઢેબરભાઈ કે કોઈ પ્રધાન ગયાનું સાંભળ્યું નથી. કારણ કે:

સબ સહાય સબલકે, નિર્બલકો નવ કોય
પવન જલાવત આગકો, દીપક દેત બુઝાય.

ગાંધીવાદ ને સમાજવાદ બેય શાહુકારોની નાતમાં જ જાય!

એ તો ઠીક, પણ ગુજરાત સરકારને ગુજરાતની ગરીબી મીટાવવા શું સૂઝયું કે પછી કોઈ જ્ઞાતિવાદી કે વર્ગીય જૂથને રાજી રાખવા પછાત કોણ છે એ નક્કી કરવા એક પંચ નીમ્યું છે. આ પંચ નક્કી કરશે કે કોણ પછાત છે ને કોણ નથી

જ્યારથી આ પંચ નીમાયું છે ત્યારથ ગુજરાતની અને ખાસ કરીને સૌરાષ્ટ્રની જ્ઞાતિઓમ એકદમ જાગૃતિ આવી ગઈ છે. જ્ઞાતિઓનાં સંમેલન મળવા માંડયાં છે. પોતપોતાની જ્ઞાતિમાં જે કો મોટો માણસ, ધારાસભ્ય, સંસદસભ્ય કે પ્રધાન હો

એની ગોઠવણ થઈ રહી છે. નિવેદનો તૈયાર થઈને એમના હાથમાં પકડાવાય છે કે "અમારી જ્ઞાતિ પછાત છે–એને સરકારી લાભો મળતા નથી. તો એને પછાતમાં ગણી તમામ લાભો નોકરીમાં, શિષ્યવૃત્તિઓમાં, જમીનોમાં, ઉદ્યોગ વેપારની લોન-સબસીડીમાં આપવા વિનંતી છે વગેરે વગેરે.

સરકારે પંચ નીમ્યા પછી એક પછી એક જ્ઞાતિ જાગવા માંડી છે. સંમેલનો ભરે છે. નિવેદનો મોકલાવે છે ને અખબારોમાં શકય તેટલી બહોળી પ્રસિદ્ધિ કરાવાય છે કે એમની જ્ઞાતિ પછાત છે. રોજ બે ચાર જ્ઞાતિનાં નિવેદન બહાર પડયે જાય છે. સરકાર પછાતપણું નક્કી કરાવીને કોને નવાજી દેશે તે તો ખબર નથી. કારણ કે પાંચ પંદર ઉચ્ચવર્ણની ગણાતી જ્ઞાતિઓ સિવાય ૧૫૦ જેટલી જ્ઞાતિઓ પછાત ગણાવાને પંથે છે.

ગુજરાતની પ્રજાનો ૮૦ ટકા ભાગ આર્થિક દૃષ્ટિએ પછાત છે તે હકીકત છે, પણ એનું આર્થિક ઉત્થાન સામાજિક કે રાષ્ટ્રીય દૃષ્ટિએ લાવવાને બદલે સરકારે બધાને જ્ઞાતિવાદ તરફ વાળી રહી છે. પછાત પડેલી જ્ઞાતિઓનું ઉત્થાન પ્રગતિશીલ ગણાતી જ્ઞાતિઓ સાથે જ્ઞાતિગત રીતે લાવી શકે તેમ છે? સરકાર જ્ઞાતિવાદને એ કારણે જીવતો રાખવા માગે છે? જો પ્રત્યેક જ્ઞાતિની સમૃદ્ધિ પોતાની જ્ઞાતિમાં જ વપરાવાની હોય તો સરકાર જ્ઞાતિઓને જીવતી રાખીને કેમ કરીને આર્થિક ને સામાજિક ન્યાય અને સમાનતા સાધી શકવાની છે? સરકારી લાભની આશાએ જ્ઞાતિઓ જોર પકડતી રહેશે.

આમ જ્ઞાતિઓની શક્તિ પણ સરકાર સામે ટાંપી રહેવામાં અને જ્ઞાતિના કુંડાળામાં જ ઘોડા ખેલવવામાં સમાપ્ત થઈ રહેવાની. સરકારનું એક વગર વિચાર્યું પગલું સમાજને પ્રગતિને પંથે લઈ જવાને બદલે પછાતપણાને પંથે લઈ જઈ રહેલ છે.

લોકશાહી સમાજવાદમાં માનનારી પ્રત્યેક વ્યક્તિ અને પક્ષે એને કેવો સમાજ રચવો છે તેનું સ્પષ્ટ ચિત્ર મેળવવું પડશે. જ્ઞાતિ, સંપ્રદાય, અજ્ઞાન વહેમ ને અંધશ્રદ્ધા, દારૂની છૂટ કે બંધી અંગેના સ્પષ્ટ ખ્યાલ કેળવવા પડશે. મુંબઈમાં પાણી મળતું નથી અને દારૂની સગવડો સરકાર વધારી રહી છે. મધ્યપ્રદેશમાં જુગારને કાયદેસરનો બનાવવાની વાત ચાલે છે. ઈંદિરાજી કહે છે કે પક્ષ ભલે નાનો હોય પણ સભ્યો સિદ્ધાંત ને વરેલા હોવા જોઈએ. પણ આ સિદ્ધાંત નક્કી કોણ કરશે? કયા સિદ્ધાંત ને વરેલા સભ્યો હોવા જોઈએ? ખાળે ડૂચા મારીને દરવાજા મોકળા મૂકે એવા? સમાજવાદને નામે સમાજનું કેવું ઘડતર કરવું છે? સમાજને લઈ કયાં જવો છે?

## રાષ્ટ્રીય એકતા ને આંદોલનો

ઇંદિરાજીએ સમાજવાદ ને ગરીબી હટાવોનાં સૂત્રો તો ચગાવ્યાં પણ એમના સૈન્યને ખબર નથી કે ભાષાવાદ એ સમાજવાદ છે? પ્રદેશવાદ એ સમાજવાદ છે? સંપ્રદાયવાદ એ સમાજવાદ છે? કોમવાદ ને જ્ઞાતિવાદ એ સમાજવાદ છે?

એકબાજુ સરકાર આંદોલન સિવાય બીજી ભાષા સમજતી નથી એટલે લોકો પણ હરેક નાની વાતમાં આંદોલનની ધમકીઓ ઉચ્ચારતા અને વાત વાતમાં આંદોલન ઉઠાવતા થઈ ગયા છે. આ ચેપ શાસક પક્ષમાં પણ એકસરખો લાગેલો છે. પોતાની સરકાર હોવા છતાં એની સામે પણ અંદર અને બહાર આંદોલનો જ ચગાવે છે. 'સમાજવાદી ફોરમ' અને 'નેહરૂ અભ્યાસ ફોરમ' એ બન્ને ફોરમ શાસક પક્ષના આંતરિક આંદોલનોનાં જ સ્વરૂપો છે.

આંધ્રમાં મુલ્કી નિયમો અંગે પહેલાં તેલંગણાવાસીઓ તરફથી અને હવે આંધ્રવાસીઓ તરફથી જે આંદોલનો ઊઠી રહ્યાં છે તે માત્ર પ્રદેશવાદ જ નથી. એમાં લગભગ બધા પક્ષના માણસો ભળેલા છે. આંદોલનોનો અર્થ રાષ્ટ્રની મિલ્કતનો નાશ કરવો અને પ્રજાને પાયમાલીને પંથે લઈ જવા સિવાય બીજો એકેય થતો નથી. આસામમાં ભાષાવાદ પણ એટલો જ ખતરનાકપણે ચાલી રહ્યો છે.

એવા જ પ્રશ્નો આપણે ત્યાં પાણીની વહેંચણીના છે. શાસકપક્ષની સરકારો હોવા છતાં ૨૫–૨૫ વરસથી જે રાજ્ય સરકારો પાણીની વહેંચણીના

પ્રશ્નોનો તોડ નથી લાવી શક્યા તે રાષ્ટ્રીય એકતાની કે ભાવાત્મક એકતાની વાતો કયા મોઢે કરતા હશે !

વિદ્યાર્થીઓનાં હિંસાત્મક આંદોલનો, અધ્યાપકો અને શિક્ષકોનાં આંદોલનો, સરકારી કર્મચારીઓ અને જાહેરસંસ્થાઓના કર્મચારીઓનાં આંદોલનો દેશમાં દુષ્કાળની સ્થિતિનો કદી વિચાર નથી કરતાં. એમના સિવાયના લોકોનો પણ કદી વિચાર નથી કરતા. અથવા તો આ બધા વર્ગો આંદોલનો દ્વારા કોઇ રાષ્ટ્રીય ઉત્થાનનો માર્ગે પણ નથી જઈ રહ્યાં. એમના પ્રશ્નો સાચા હોય તો પણ વર્ગીય દષ્ટિએ જ એ બધા ઉકેલ માગે છે. કોઈ રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉકેલ નથી માગતા. અને આશ્ચર્યની વાત એ છે કે વિરોધ પક્ષો જ નહિ પણ શાસક પક્ષના કાર્યકરો પણ આ આંદોલનોના ઉત્પાદકો છે.

લોકશાહીનો અર્થ વર્ગીય હિતની દૃષ્ટિએ વિકાસ સધાયા કરે તે ? સમાજવાદનો અર્થ દેશના ટુકડે ટુકડા થયા કરે, એ બધા બધા સામસામા ટકરાયા કરે તે ? ત્યારે શાસકપક્ષની સરકાર રાષ્ટ્રીય એકતા આ રીતે સાધવા માગે છે ? ખૂટે છે રાષ્ટ્રીય વિવેક. એક બાજુ કહેવાય છે કે ભયંકર દુષ્કાળ પડયો છે, એ કહેનારા જ ભયંકર આંતર-કલહમાં, રોકાયેલા રહે અને દુષ્કાળને પહોંચી વળવાની વાતો કરે એવા સંગઠન અને સત્તા પ્રત્યે લોકલાગણી જાગે કેવી રીતે ? લોકો પણ એકબાજુ જલસા ગોઠવે છે ને બીજી બાજુ દુષ્કાળની કાગારોળ મચાવે છે. આમ દુષ્કાળને નામે બેય છેડેથી શોષણ ચાલી રહ્યાં છે. એમાંથી કોઇને ધ્રાસકો નથી, કોઈને દુઃખ નથી, દુઃખ તો જે ભોગવે છે તેને જ છે. આમ દુષ્કાળ ચાલ્યા કરે છે, એનાં ગાણાં ચાલ્યા કરે છે. એના માટેના પ્રયત્નો પણ ચાલ્યા કરે છે ને સત્તા પરના પક્ષ અને વિરોધપક્ષોના આંતરબાહ્ય સંઘર્ષો ને વર્ગીય સ્વાર્થનાં આંદોલનો પણ ચાલ્યા કરે છે. નથી ચાલતાં માનવતા વિહોણાં હૈયાં. બાકી બધું ચાલ્યા કરે છે.

તા. ૨૭-૧૨-૭૨

❋

## અભખે પડી ગઈ થાળી

પૂજારી તારી વિધ વિધ વાનીઓ વાળી,
ઠાકોરજી કે' અભખે પડી ગઇ થાળી.

એક પેટ કારણે જુઓ બે હાથથી કરે મજૂરીઓ કાળી;
એક ટાણું રાતના સુખે નવ ઊંઘતાં, દીધો સુંઘાએ દાટ વાળી–પૂજારી
ભૂખ્યાં બાળકડાંની ઘરોઘર ભાઈ મારા કીકિયારી સંભળાય કાળી;
આંખેથી અળગી કરી લઇ જા આંચથી, કાળજાં નાખ્યમાં બાળી–પૂજારી
બતરીસ રૂપિયા જેવા તેવા બાજરાના, ખાંડના ભાવે ખગ વાળી;
ચોરાણું પંચાણું તેલના સાંભળી, ઊઠી બળતરા કાળી–પૂજારી
પે'રવા ઓઢવાના સાંસા પડયા એને ચીંથરે હાલ છે સાડી;
ભારતની બેનડી સગી આંખેથી ભાળું અરધા દેહમાં ઉઘાડી–પૂજારી
તસુ જમીનનો ભાવ પૂછાય નહિ, રે'વું કયાં ઝૂંપડી વાળી;
છતે ચોમાસે જુઓ આભનું છાપરું, પાથરી ધૂળમાં પથારી–પૂજારી
વોટને ટાણે તમે વાતો બહુ વાવલી, ગરીબો નાખિયાં ગાળી;
વચનો પાળવા હવે આવો મેદાનમાં, મારી નાખે છે મોંઘવારી–પૂજારી
પે'લાં ખવરાવી દે તું ભૂખ્યાં કંગાલને, મૂરતી સમજી મારી;
કવિ પિંગલ કહે તો તો માનું હું તારી ભગતી ભાવના વાળી–પૂજારી

પિંગળશીભાઇ ગઢવી

(સુંઘાએ–મોંઘવારીએ)

# નાગમતી ને નાગવાળો

કાનજીભાઈ બારોટ

માઠે ભલો માળવો, ઉનાળે ગુજરાત;
વરસાળે વાગડ ભલો, કચ્છડો બારે માસ.

વાગડ દેશના કિલ્લા કાનમેરનો ધણી કાનસવો ભેડો એને દોમ દોમ સાયબી; કહેવાય છે કાનસવે આધેડ વયે શેર માટીની તાણ્યે નાગદેવ ઉપાસ્યા ને વરદાન મેળવ્યું કે : 'તારે ઘેર પુત્રી જનમશે' નાગમદે નામ દેજે એની ને તારી વાત અમર રે'શે.'

ભેડાને આંગણે નાગકન્યા અવતરી. રૂપ તો ખામી બારૂં. મંડયા માગાં આવવા. કાનસવાને ગાયું, ભેંસ, ઊંટ, ઘોડાં ઘણેરાં, પણ પરગણાની પડતર ને અન્ન ઉપજાવ ધરતી ખેડાવવા એવાં વ્રત લીધાં કે 'ખેતીમાં પારંગત ક્ષત્રીના જુવાનને મારી પુત્રી પરણાવીશ.

ભેડાએ પ્રાજા–પ્રાજાવા[1] ચોરસ ચોરસ ખેતર નક્કી કર્યા. એમાં દોરી માંડયા વિના હળના પાંહર્યા ચાહ કરવા અને સામે શેઢે ચાહ વચ્ચે સોપારી મેલવી. ઈ સોપારી સામા શેઢેથી ચાહમાં નજર કરવાથી કળાય, એવા ચાહ પાડનારને નાગમતી વરાવવી એવાં નીમ કાનસવે લીધાં.

સાંતી, બળદ, ખાવું પીવું વગેરે ભેડો પૂરે. આવા ખબર મળવાથી મોટી મોટી ઠકરાતોના કુંવરડા પણ શિકાર, ઘોડેસવારી, લડાઈ વગરનાં કામકાજ છોડી કાનમેરની સીમમાં સાંતીડાં જોડી વગર મશારે (પગારે) પેટવડીએ ભેડાના ખેતરોમાં કામે વળગ્યાં.

મન જાણે મેં કરૂં, કરનેવાલા કોઈ;
આદર્યા અધવચ રહે, હરિ કરે સો હોઈ.

કચ્છ–વાગડમાં કોરો દુકાળ પડ્યો. આભમાંથી વરસાદનું ફોરૂં પડયું નઈ. કાનસવાનો ત્રાપો વીંખાણો.

---

1– આઠ એકરનો પ્રાજો

દીકરી નાગમતી, ઢોર–ઢાંખર, માણહ તુણહ, કુટુંબ-કબીલા સોતો ભેડો ભલી ભોમ ને બોળાં ચરિયાણવાળી લીલી ધરતીની ગોતણ કરતાં કરતાં સોરઠ દેશના રળિયામણાં શહેર સમિયાણાને સીમાડે સરધારની પાંવમાં કાનસુવા ભેડાનો નેહ નખાણો.

સમિયાણુ ને સરધાર, નગરમાં નેચળ ભલું;
બવળા હાટ બજાર, રજવાડું રિધિએ ભર્યું.

સમિયાણામાં તેદી ધમ્મળવાળાનાં રાજ. એણે પણ વાંઝિયા મેણું ટાળવા નાગદેવતા ઉપર તપ આદરેલ. નાગદેવતાએ પ્રસન્ન થઈ કહ્યું : "રાજા હું જ તારે ત્યાં અવતરીશ."

ધમ્મળવાળાને ઘેર પુત્ર જનમ્યો. નામ પાડયું નાગવાળો.

નાગદેવની પછવાડે બે નાગણિયું મનુષ્યને ખોળાએ અવતરિયું. એક કાનસવા ભેડાને ત્યાં ને બીજી સમિયાણા નજીકના કોઈ રાજાને ઘેર. એનું નામ આલણદે.

નાગવાળાને જુવાન વયે ધમ્મળવાળે પરણાવ્યો આલણદે સાથે; પણ આલણદે તો પોતાના રૂપની ગુમાની હતી એટલે એ ગુણિયલ ને સ્વરૂપવાન નાગવાળાને ગાંઠતી નહિ.

સરધારની સામું જ સમિયાણા ભળાં ભળાં કરતું કળાય છે.

સમિયાણુ ને સરધાર, બેય ત્રોવડ ટેવીએ;
એકે વણજ વેપાર, બીજે મરમાળાં માનવી.

ભેડાના માલઢોરની સમિયાણાંની સીમમાં ભીંહ થાવા માંડતા ખેડૂતોએ ધમ્મળવાળા પાસે આવી રાવ કરી કે, "બાપુ, ઓલ્યા વાગડિયાએ આપણી સીમ ભેળી. કાં એનો બંદોબસ કરો ને કાં અમે ઉચાળા ભરીએ."

વાળો રાજા સો ઘોડેસવારોએ હથિયાર–પડિયાર સજી ચડી સરધાર તરફ આવ્યા તાં કાનસવાને વાવડ મળ્યા કે આ મુલકનો રાજા આવે છે. એણે પોતાના માણસોને કહ્યું કે, 'ખબડદાર':

'દેશ પ્યારો ભોમ પરી, કેની ન કરીએ આળ;
કેની સહીએ દ્યો લકડી, કેની સહીએ ગાળ.'

"આપણે વરતવા (નભવા) આવ્યા છીએ. સામા થાશું તો આપણી ખેર નથી. 'લાખો કે સો માડુ અભાગિયા જેના પાડે ઉચાળા' આપણાં ઢોરોએ એનાં ખેતર ભેળ્યાં છે માટે આપણે વિવેકથી વરતવું ઘટે."

કાનસુવો ધમ્મળવાળા સામો હાલીને કે' છે: "બા આવો, આવો, આજ તો અમારા ધન્ય ભાગ કે સમિયાણાંનાં ધણીનાં દરશન થ્યાં. અમારો ગનો માફ કરજો. રાતે પહરમાં અમારા ગોવાળો સૂતા રયા ને તમારી મોલાતમાં અમારા ઢોર આવ્યાં હશે. અમે અમારા આયરુને વઢયા છંઈં. આવો બાપા, આવો. રામ...રામ."

ધમ્મળવાળાને આ પરદેશીઓને ધખવું'તું, પણ ભેડાનાં આદરમાન થકી વાળાનો રોષ ઊતરી ગયો ને રામ રામ કરવા જ પડયા. કાનસુવો ભેડો ને ધમ્મળવાળો બથું લઈ મળ્યા. પછી ધમ્મળવાળે મીઠો ઠપકો દીધો કે: "બા, અમારી હદમાં આશરો પામી અમને હાનિ ન કરતા."

ભેડો કે: "અરે, બાપા, એવું મનમાંય આણતા નહિ."

ધમ્મળવાળાને સો ઘોડા થકી ઉતારી કાવા–કસુંબા પાયા ને ભેડાએ એકની એક દીકરીના સમ દઈ રોટલા ખાવા રોકયા. સંકટના સમયમાં પણ ભેડાની ભલપ જોઈ ધમ્મળવાળો નવાઈ પામ્યા. ને કહ્યું: "તમ તમારે ખુશીથી રે'જો પણ અમારી મોલાતને નુકસાન ન કરતા. ભાઈ, દી છે ને ઈ તો દીવાળિયો છે. આજ તમારે વહમાણ છે, વખતે અમારો વારો પણ આવે."

ભેડે કે: "નારે, ધમ્મળવાળા, ભગવાન તમારું ભલું કરે અને બાપા હવે તમારો એક્ય છોડવો અમે ખાંડો કરીએ તો તમે ભાખ મેલશો ઈ દંડ ભરશું."

બપોર થાતાં સુંદર નકસી ભરેલ ભાત્યુંવાળા ચાકળા નખાણા. ધમ્મળવાળો ને કાનસુવો ભેડો પોતપોતાના માણસો સહિત જમવા બેઠા. સામસામી પંગત પડી અને નાગમતી પોતે જ ભોજન પીરસવા માંડી. વાળાના અમીરો ચકિત થયા કે 'વાહ! દીનાનાથે કાંઈ રૂપ દીધાં છે!'

એક જણે તો ધમ્મળવાળાના કાનમાં કહ્યું કે; "બાપુ, નાગવાળા લાયક આ દીકરી ગણાય. આલણદેમાં કુંવર ઠર્યા નથી."

ધમ્મળવાળો કે: "બા, ઉતાવળું ભાખો મા. વખતે બાઈનુ વેશવાળ થયું હશે તો આપણે પાપમાં પડશું."

કહેનારને ભોંઠામણ જ થયું.

પછી તો તરેહ–તરેહના જમવાના કંસાર વગેરે આવ્યા. ખાડાળાને માખણે ચોપડેલ બાજરાના ધીંગા ભાતલા, રોટલા, ઘીમાં ઝબોળેલ રોટલિયું, કંટોલાનાં શાક, દહીં, દૂધ ઉપર તો દાયરો ત્રાપડ દેવા માંડયા.

એક ચતુર રજપૂતે કાનસુવાને પૂછ્યું: "ભેડા, આ આંગળીનાં ટેરવા કરડી જવાય એવી રસોઈનું રાંધનારું કોણ છે?"

કાનસુવો કે: "બાપા, મારી દીકરી નાગમદે."

રજપૂત કે: "ભેડા બહુ જ ભાગ્યવાન છો. દીકરી રૂપગુણનો ભંડાર છે."

કાનસુવો કે: "હા. બાળકી ડા'ઈ છે. પણ ઈ તો પારકી આથ ગણાય."

"દીકરીને દીધાં છે કે નહિ?" એક જણે પૂછી લીધું. જે સહુના મનમાં જ હતું.

કાનસુવો કે: "ના, બાપા, માગા તો ઘણાંક આવે છે પણ અમારો મલક વાગડ ખેડ વિનાનો

એટલે ખેડયનું માતમ વધારવા મારાથી એવું નીમ લેવાઈ ગયું છે કે જે ક્ષત્રીનો જુવાન ખેતરના એક શેઢાથી બીજા શેઢા સુધી ચાહમાં વચ્ચે પડેલ સોપારી દેખાય એવો હળનો ચાહ પાડી શકે એને આ દીકરી આલવી. કાનમેરની ધરતી તો ઘણાંક જુવાનોએ ખેડી નાખી પણ હજી સુધી સીધા ચાહ પાડનાર જુવાન નીકળ્યો નથી. ને નાગમતીને કોઈ વેરે દીધી નથી અને બાપા, ટેક કેમ મેલાય ?"

ધમ્મળવાળાને પણ નાગવાળાનું માગું નાગમતી વેરે નાખવાનો વિચાર થયેલ પણ ભેડાના વ્રતની વાત સાંભળી સહુ ગમ ખાઈ ગયાં કે હવે કે'વું કેમ ?

સાંજે સહુ સમિયાણે આવ્યાં. એક જણે બધી વાત નાગવાળાને કહી સંભળાવતાં તો વાળા નાગને લગની લાગી કે હે જીતવા! નાગમતીને કયારે નિરખું ? એને અજંપો થઈ ગયો. માંડ સવાર થયું ને ઘોડે ચડી નાગવાળો ભેડાના પડાવ ભણી ઊપડયો. શ્રાવણિયા સોમવારનો દિવસ છે.

નવખંડ નિલાણીએ પાવન પાણીએ,
વાણીએ દાદુર મોર વળે,
સવદાસ ચડાવણ પુજાય શંકર,
શ્રાવણ માસ ઝરે સજળે,
પ્રખનાર કરે નિત નાવણ પુજાય,
શંકરરા વ્રત સંચરીયા.

અજમાલ નથુ તણ કુંવર આલણ,
સોય તણી રત સંચરીયા.

સરધારના પેટાળમાં નાનકડું ને સુંદર શિવનું દહેરૂં ને એવું જ કુદરતી કાંઠાવાળું સરોવર નિર્મળ નીરે છલોછલ ભર્યું છે. નાગમતીને શિવ પૂજાનાં વ્રત એટલે કસ્તુરીકાકી નામની દાસી સાથે નાગમતી ઈ જ સરોવરમાં નાવા આવી છે, કસ્તુરી પૂજાપો સાચવતી સરોવર કાંઠે બેઠી ને નાગમતી કેડય સમાણા નીરમાં નાહી રહી છે. જાણે માનસરોવરમાં અપસરા હિલોળા લેતી હોય.

ત્યાં નાગવાળો ઘોડો પાવા આવ્યો. સરધારને સરોવરે આ દુહો સાર્થક થયો.

કોક ઘોડો કોક પરખડો, કોક સચંગી નાર;
સરજન હારે સરજાવીયા, તીનુંહી રતન સંસાર.

નાગવાળે નાગમતીને જોઈ. એના મનમાં નક્કી જ થઈ ગયું કે બસ, આ જ ભેડાની કુંવરી નાગમદે.

પે'લાં મનની પ્રીતડી, પછે મન પરિયાણ;
સમજુ હોય તે સમજે, જાણે જાણ સુજાણ.
નેણ પદારથ નેણ રસ, નેણસુ નેણ મિલંત;
અજાણ્યાસુ પ્રીતડી, પરથમ નેણાં કરંત.

નાગવાળે ઘોડો ઘેરવાની મશે ઘોડાને તળાવના પાણીમાં ઉતાર્યો. ને અરસપરસ એકબીજાને બેય જોવા માંડયા. પણ નાગવાળો નાગમદે સામું જુવે તો ઈ શરમાઈ જાય ને નાગમતી નાગવાળાને નીરખે તો નાગવાળો નીચા નેણ ઢાળે.

નાગવાળો કસ્તુરીકાકીને કહે છે : "તમો કોણ છો ?"

કાકી કસ્તુરી કેઃ "સરોવરમાં સ્નાન કરે ઈ કાનસવા ભેડાની કુંવરી નાગમતી છે. હું એમની દાસી છું. મારું નામ કાકી કસ્તુરી, અને જુવાન તમારી ઓળખાણુ આલો."

"સમિયાણાંના ધણીનો કુંવર છું. નામ છે નાગવાળો."

કસ્તુરી માહિતગાર હતી એટલે બોલી : "ઓહો, આલણદેના ભરતાર !

"ઘેરવા ઘોડાંને અતડેથી ઉતાર્યમા;
ઘર આલણદે નાર, નાગમતીસું નિહાળીએ ?"

"હે નાગવાળા ! તડ (આરા) વિના ઘોડાને ન ઉતારો. તમારે ઘેર આલણદે જેવી રાણી છે અને નાગમદેને કેમ નીરખી રહ્યા છો ? રસ્તો ભૂલ્યા કે શું ?"

નાગવાળો કહેઃ "હે કસ્તુરીકાકી, તમારી બાઇ નાગમદે કેમ મારા સામું જુવે છે ?"

ત્યારે કસ્તુરીકાકી કહે છેઃ

"પાગે બેડી પેરીયે, હાથે ડહકલા હોય;
આંખ્યુ કેરે ઓડડે, નાગ નેવળ ન હોય."

"પગમાં બેડી પહેરાય. હાથમાં ડહકલા (હાથનું ઘરેણું) ધારણ કરાય. પણ આંખડિયુને નેવળ (બંધન) કેમ નાખવાં ?"

ત્યારે નાગમતીએ કહ્યું કે:

"નાગ નજર્યું કરે, અમણાં પંડય પર પાલવ નઈ;
અછતના અમે, દુબળ કયાં જઈ દાખિયે.

"નાગવાળો અમારા તરફ મીટ માંડે છે પણ અમારો દેહ થોડે વસ્ત્રે ઢંકાએલ છે. વળી હારે દુબળાઈ છે ઈ કોને કહીએ ?"

નાગવાળો શરમીંદો બની નાગમતીનું અંતર લેતો ગયો પણ પોતાનો મનવો નાગમતીના હૃદય-કમળમાં મૂકતો ગયો.

નાગવાળો પથારીમાં પડ્યા પડ્યા ઓરડાની પછીતે નાગમતીનું ચિત્ર દોરતો હોય એમ નખેથી ભીંત ચીતરે છે. ત્યારે આલણદે ઉમેરે છે કે:

"નાગ હજી કાં ન સૂવો, નખે ચીતરે ભીંત;
મું થી રૂપાળી ગોરિયાં, ચડી તારે ચિત ?"

"હે રાજા, નખથી મારાથી રૂપવાન ગોરીને આળેખો છો ? કેમ સૂતા નથી ?"

સવારે આલણને કહ્યા વિના ઘોડે ચડી સરધારે ભેડાના નેહમાં નાગવાળો આવ્યો. ઈ નેહ સામે ઘેઘૂમ વડલા હેઠે પગથિયાવાળી સોહામણી વાવ્ય. કાંઠે કંડારેલ ગોળ પત્થરની કૂંડીમાં તાજું તેલ જેવું નીર. એમાં નાગવાળો ઘોડો પાય છે. ત્યાં જ નાગમતી પાણીની હેલ્ય શીરે ને વાવના પગથિયાં ચડતી વાવ બહાર નીકળે. જાણ્યે પાતાળમાંથી નાગ-કન્યા આવી.

વડલા હેઠ વાવ્ય, (ત્યાં) હાલીને હિલોળા કરે;
નાગમતી નાનું બાળ, ભેડાનાં પાણી ભરે,

નાગમતીને તો 'કેદુના જોતાંતાં વાટ્ય મારે ઘેર મેમાન આવ્યા,' ભરી હેલ્યે ઉતાવળે હાલી પોતાના પિતાને જાણ્ય કરી કે "બાપુ ! બાપુ ! ધમ્મમળ-વાળાના કુંવર નાગવાળો આવ્યા."

કાનસુવો તો ખુશીના ઢગલા થઈ નાગવા-ળાને ઝાઝાં આદરમાન દઈ જમવા રોકયા અને તંઈ પણ નાગમતીએ પંડયે જ ભોજન રાંધી પીર-સ્યાં. પણ ઈ સ્વાદમાં શું ખામી હોય ! કારણ ભાવને ભોજન બેયમાં મીઠાશ ભરી છે.

કાનસવા ભેડાને પણ મનમાં એમ થયું કે "આ...હા ...હા...હા. નીમ ન લીધું હોત તો આ જુવાન મારી નાગમદેની જોડય છે... પણ ટેક કેમ તજવી ?"

નાગમતી નાગવાળાને બેસણું દઈ કે' છે, "હે રાજા, તમારા સમઢિયાના લોકો તો—

લાડકવાયા લોક, પથારીએ ફૂલ પાથરે;
જે સમિયાણે શોખ, તે સરધારે નહિ.

ત્યારે નાગવાળો બોલ્યો, "હે નાગમતીદે, એવું તે હોય ?

"સમિયાણું ને સરધાર, બેઈ ત્રોવડ ટેવીએ;
એકે વણજ વેપાર, બીજે મરમાળાં માનવી :

"બેય સરખાં જ છે. સમિયાણામાં સ્નેહની વણજયું, તો સરધારના નેહમાં મરમવંતા માનવી છે."

સાંજ સુધી સામસામી મીઠડિયું કરી નાગ-વાળો સમિયાણે આવી જાય પણ રાત તો બેયને વેરણ બની ચકવા ચકવીની જેમ—

સાંજ પડી દન આથમ્યો, ચકવી બેઠી રોય;
ચલો ચકવા વાં જાયીં, રેન પડંતી ન હોય.

આલણદેની સત્તા નાગવાળા ઉપર ચાલતી. એટલે નાગવાળાથી કયાંય રાત રેકાવાતું નહિ. પણ દિવસે અવારનવાર રાજકાજનાં બા'નાં બતાવી નાગવાળો નાગમતીને નેહે આવતા ને નેહવાસીઓની મે'માની સાણતા.

વળી શ્રાવણનો સોમવાર આવ્યો ને નાગવાળો ઘોડે ચડી સરોવરે હાલી નીકળ્યો. હવે આલણદેને

ખબર પડી ગઈ હતી કે પોતાનો પતિ પરદેશીની કન્યાના પ્રેમમાં છે. એટલે એણે વેલ્ય જોડાવી. દણુદણુ કરતી નાગ પાછળ હાલી નીકળી.

નાગમદેએ પણ સવારના પહોરમાં કસ્તુરી કાઢીને લઈ સરોવરના છાતી સમાણાં સુંદર જળમાં નાવણ આદર્યાં. નાગવાળો સરોવર કિનારે આવી કાંધવાળ (પાછું વળી જોવું) કરે છે કે આલણદે મારી પછવાડે આવશે તો !

નાગને પાછું વળી જોતો જોઈ નાગમદે બોલી :–

"સામસામિયું સગા, મીટું કાં માંડો નહિ;
વઢીએ તો વાળા, નેણ ઝડાક્ે નાગડા.

"હે સ્વજન ! આજ કેમ મારા સામું જોતા નથી ? આવો નેણ નેણ પલકારાથી વઢીએ."

ત્રંબા વરણું તળાવ, નાગમદે નાવણ કરે;
નજર કરોને નાગ, ધમ્મળના સરધારા ધણી.

ત્યાં તો નાગવાળે સ ડ ડ ડ કરતાંક ઘોડો પાખર (પલાણ) પલળે એમ પાણીમાં જવા દીધો.

જળ તરસ્યો જુવાન, જળ દેખી જળમાં પડે;
ભીંજે પાખર પલાણ, નેણાં હરે નાગમતી તણાં.

નાગવાળો ઘોડાની કેશવાળી પોતાની આંગળીના ટેરવાંથી ચાળવે છે. અને પોતાની આંગળીએ પહેરેલ વેઢ (સોનાનો ફેરવો) સેરવી પાણીમાં જવા દીધો અને પછી નાગમદેને કહ્યું કે, "માળું ભારે થઈ. વેઢ પાણીમાં પડયો તો ડૂબકી દઈ લાવી દયો."

નાગમતી પાણીમાં ડૂબકી દઈ વેઢ ગોતે છે. પણ હાથ આવતો નથી. પાણી ઉપર આવીને કહે છે :–

નાગ નિસરણી નાખ્ય, તો આરે ઊતરીએ;
(હવે) આમાંથી ઉગાર્ય, તો વરીએ વાળા નાગને.

કારણ હવે તો–

આવ્યા ઊભે દેશ, ગાંજ્યો ગમિયો નહિ;
નાગ તમીણે નેહ, બાધું મન બચળાંજી.

"હે નાગવાળા ! બીજા કોઈ ગામ ગમ્યાં નહિ પણ તમારા વાસમાં મારું મન હેતાળ બાળક જેવું બની ગયું."

નાગ–નાગમદેની આવી ગોઠડિયું થાય છે ને ખરેખર આલણદે આવી ને નાગવાળાને કે'વા લાગી કે, "રાજા, લાજો, લાજો, આ કોઈ રઝળના માલધારીની છોકરી છે ઈ મારી તોલે ન આવે."

આભા મંડળ વીજળી, ધરતીમંડળ મેહ;
નરા મંડળ નાગડો, અસ્રીયાં આલણદે.

"આભા મંડળમાં વીજ, ધરતી ઉપર મેહ એમ પુરુષમાં નાગવાળો ને નારી વૃંદમાં આલણદે થાવી નથી."

ત્યારે નાગવાળો કે' છે :–

આલણદે એંકાર, કાયાનો કરીએ નહિ;
ઘડિયલ કાચો ઘાટ, માટીમાં જાશે મળી.

બેયને વડચડ કરતા જોઈ નાગમતી બહાર આવી. આલણદે પ્રત્યે કહેવા લાગી કે–

"વાળા તણો વેઢ, પાણીમાં પહોંચી ગયો;
આવો આલણદે ! (આપણે) ગળબથ લઈ ગોતીએ.

"આવો આવો મોટા બ્હેન, આપણે બેય મળી વાળાના વેઢને ગળે બથું લઈ ગોતીએ. એટલે એના પ્રેમની ઉપાસના સાથે કરીએ."

પણ આલણદે તો ઝેરી નાગણ. એણે દોટ દઈ નાગમતીને ચોટલે ઝાલી. તંઈ નાગવાળો કે :

"આલણ તું અજાણ, વણપૂછે વઢયા કરે;
મીંડલડા મ તાણ્ય, નાગમદે નાની ધણી."

આલણદે શરમાઈ ઘેર આવતી રહી પણ છૂપી રીતે નાગમતીને કેવરાવ્યું કે: "બાઈ આ પ્રદેશ તમે મેલી દેજો, નકર પરિણામ બુરું આવશે."

સમિયાણાના રાજમાં પણ આલણદેનું જોર હતું.

નાગમતીએ કાનસુવાને કહ્યું કે, "બાપુ, આ ધરતીમાંથી આપણાં અન્નજળ ખૂટયાં છે." ત્યાં તો વાગડમાંથી પણ વાવડ આવ્યા કે બોંળા મેહુલિયા

વરસ્યા. હે ભેડાની વાંઢયે સોરઠ છોડવાની તૈયારી આદરી. નાગમતીએ કસ્તુરીને કહ્યું કે: "છેલ્લુકી વારના વાળા નાગને નીહાળવા છે."

કાકી કસ્તુરી કે: "તો સરધારની છેલ્લી તાવણુંનું ઘી હાલો સમિયાણાને હાટડે વેચવા જાયીં."

કાકી કસ્તુરી ને નાગમતી ઘીના ઘડા ભરી સમિયાણા શહેરની વાણિયાની દુકાને ઘી તોળાવે છે. પોતાના ઠામમાંથી નાગમતી વેપારીના વાસણમાં ઘી ઠાલવે છે. તાં પ્રભુને વાત રાખવી છે તે ઇ જ ટાણે નાગવાળો ઘોડે ચડી નીકળે છે.

સમિયાણાની બજારના લોકો નાગવાળાને જુહાર કરી રહ્યાં છે. આ વાણીએ પણ રામરામ કર્યા. નાગમતીની નજર ઘીની ધાર ઉપર ન રહેતાં નાગવાળા દીમની ગઈ. એટલે ઘી વાસણની બહાર પડવા લાગ્યું.

વાણીઓ કહે: "બાઈ, નજર સમી રાખો, ઘી ઢોળાય છે."

ત્યાં તો નાગમતી કે'છે: "વાણીડાભાઈ!
ઘોળાં જાવ ઘી, આજુના ઉતારના:
ધન્ય વારો ધન્ય દી, (અમે) નીરખ્યો વાળા નાગને.

આજની તાવણ્યનાં ઘી ભલે ઘોળ્યા જાતાં. કારણ આજ ધન્ય દિવસ છે અમે નાગવાળાને નીહાળ્યો."

નાગવાળો દુકાન પાસેથી પસાર થયા. પણ એણે ધારણ કરેલ ઢાલ મુખ આડી આવતી જોઈ નાગમતીએ કહ્યું:

બાધી જુવે બજાર, પ્રીતમ તમણી પાઘને;
અમણી કાંઉ અભાગ, ધમ્મળના ઢાલું દિયો?

હવે તો–

જાતાના જુહાર, વળતાના વળામણાં;
વાળા બીજીવાર; અવાશે તો આવશું.

જેદી તમે નાગરાજ, તેદી અમે નાગણી;
એવો રૂદિયે અવાજ, સુણ્યો સમિયાણા ધણી.

તમે પાણી અમે પાળ, આઠે પોર આટકતાં;
તેદુની ટાઢાળ્ય, નવી નથી કાંઇ નાગડા.

કાકી કસ્તુરી સાથે નાગમતીએ કહેવરાવ્યું કે-

અમે પરદેશી પાન, વાને વીંટોળે વળ્યાં;
દીધા નઇ અમને મા'ન, પાદરથી પાછા વળ્યાં.

"હે નાગવાળા, અમે કાલે વહેલાં સવારે વાગડ વહ્યા જાશું. છેલ્લુકી વેળા મળવું હોય તો આવજો. અને સાચો સાચ પરદેશી પ્રીત લગાડી જતાં રહ્યાં."

હવે તો નાગવાળાને ઈંદ્રભવન જેવા ઓરડા ને આલણદે ગમતાં નથી.

જીવ ઢઢોળે ઝૂંપડાં, જાૂને જોખમ જાય;
ખોરડાં ખાવા ધાય, નળિયલ વાળા નાગને.

નાગવાળો ઘોડેસ્વાર બની સરધારે આવે ત્યાં તો વાગડિયાના નવેય નેહ ઉપડી ગયાં છે. નાગવાળાથી બોલાઈ ગયું કે, "આ...હા...હા...હા...

નહિ વલોણું વાસમાં, નઇ પરભાતિ રાગ;
નાગમદેના નેહમાં, કાળા કળેળે કાગ.

નદી કિનારે નેહ, માળીંગા માંડયા રિયા;
વાલા ગ્યા વિદેશ, ચાળો લગાડી ચિત્તને.

નાગમદેને નેહ, ખૂતલ મન ખરણવારે;
પરદેશી ગ્યાં પરદેશ, પોઠીડા પલાણ્યે.

અરે...રે! વલોણાના ધમકાર નથી. પ્રભાતિયાનાં સાદ નથી. આ નાગમદેના સૂના નેહમાં કાગડા બોલે છે. નદી કિનારાના નેહમાં ફક્ત માળીંગા પડયા છે. ચીત્તડાને પ્રીત લગાડી વ્હાલાં પરદેશમાં ગયાં. પણ મારું મન તો ખણિયા (વૃક્ષની ડાળી) જેમ આ ઠેકાણે ખૂતી ગયેલ પણ ઈ તો પોઠિયા ઉપર ઉચાળા લાદી ઊપડી ગયાં લાગે છે. ત્યાં નાગવાળાની નજરે એક ખાંડણિયો પડે છે. નાગવાળો ખાંડણિયાને પૂછે છે. પ્રેમી જડ–ચેતનમાં ભેદ નથી જોતા:

વારા સાટુ વઢતિયું, દીનમાં દસ દસ વાર;
વૂઠી કયાં વઢનાર, નીંધા નીંઘલિયાળિયું?

હે નીંધા (ખાંડણીયા) નવ નેહડા વચ્ચે તું એકલો એટલે ધાન ખાંડવાના વારા સાટુ તારા માટે

વઢવેડ કરતિયું એવી વઢનારિયું નીંઘલેલ યૌવનવાળિયું (મોલાતને ડુંડા કે લોથા દરસાય ત્યારે નીંઘલેલ કહેવાય છે) કેની કોર આઢિયું ? (ગયું ? કયાં ગઈયું ?

નાગવાળો એક પગ ભાંગલો પાડો રઇ ગયેલ તેને જોઈ બોલ્યો–

નાગમદેને નેહ, ભાંગલ પગ ભેંસા તણાં;
વાલા ગ્યા વિદેશ, અવદ્યે અવાણું નહિ.

આમ નાગવાળો ઉદાસ થઈ ગયો. પણ સમિયાણે ન જાતાં પરબારો ઘોડાને વાગડ દેશે ઉપાડી મેલ્યો.

હુનેમેં વીરડિયું, ખડિયામાં ખજાર;
કિરતારે મોટા કર્યા, ઇ ઘોડારા અસવાર.
પંડય જોયો, પવંગ જોયો, વળ જોયો વાળા;
ના'વે નાગસિયા, ઢાળો પાવરના ધણી.

કાનસુવો ભેડો કાનમેર આવ્યો ને દીકરી બાબતના અધૂરા નીમ પૂરા કરવા વળી મલકમાં જાણ્ય દીધી કે છે કોઈ હળનો પાંહર્યો ચીલો પાડનાર ! એને મારી નાગમદે પરણાવું. વળી ભેડાના ખેતરુંના લાંબા પટમાં ભલાભલા જુવાનો સાંતીડા ચલાવી રહ્યા છે. રોગી ધમાલ બોલે છે.

નાગવાળો કાનમેર આવ્યા. વાણિયાને ત્યાં ઉતારો કરી, ઘોડો ત્યાં જ રાખી, ભેડાના ખેતરોમાં સાતવીસું ઉમેદવારો સાથે નાગો નામ ધારણ કરી હળ હાંકવા માંડયો. પણ નાગે બીજી ભાત પાડી. બપોરે સહુ માટે ગાડામાં ભાત (ખાવાનું) આવતું– નાગવાળે ખાધું નહિ. બીજા ઉમેદવારે ઠેકડીએ ઉડાડયો કે નાગો તો નાગમતી જમાડે તો જ જમશે. નાગને ચાર અપવાસ પડયા. નાગમદેને ખબર પડયા. કાકી કસ્તુરીને મોકલી એણે વાળાને ઓળખ્યો ને નાગમદેને વધામણી દીધી કે "બાઈ, વાળો નાગ આવ્યા." નાગમદે થાળ પીરસી રથ જોડાવી ને ખેતર આવી ત્યાં તો ઉમેદવારો ઊંચા નીચા થવા માંડયા. ને અરસ પરસ કહેવા લાગ્યા હવે નાગમતી કોઈકને વરશે જ. પણ કેટલાંક તો મને જ વરશે, મને જ વરશે એમ કહી એકબીજા વઢવા લાગ્યા.

ત્યારે કાકી કસ્તુરીએ કહ્યું,

ધી પ્યારી ધીંગા વઢે, એવડો શો અન્યાય;
ભેડો મશારો ભાંગશે, તો નાગો કરશે ન્યાય.

પારકી દીકરી માટે ધીંગાઓ વઢે છે. હળનો ચાહ સીધો પાડશે એને ભેડો પુત્રી પરણાવશે. અને ના કહેશે તો આ નવો જુવાન નાગો ન્યાય કરશે.

નાગમતીએ તો નાગને આવતાવેંત કહ્યું,

નાગડા સાંતીડું છોડય, નરણ્યા ખેડીયે નઇ;
ધમળા ધોરી જોડય, ધંધે લાગ્યો ધમળાઉત.

નાગવાળો કે "હે નાગમદે, દાતણ કરવું છે." એટલે નાગમતી ખેતરને શેઢે ઉભેલા બાવળમાંથી દાતણ કાપવા લાગી. ઝાલણુ ને ઝુલણુ નામના બે ઉમેદવારોમાંથી ઝાલણસી નાગમતી પાસે આવી બોલ્યો, 'હે નાગમતી, મારી સામું તો જુવો ! તમે કહો તો આઠ દીના અપવાસ આદરૂં.''

ઝાલણસીની જોડય, પ્રાપત હોય તો પામીયે,
કાં તું કાંટા માંડ, નેણાં હરી નાગા તણાં.

નાગમતી કે : "ભાઈ તું આઘો જા

'કુરતી જેના કોડ, ઇ નેમળ મળિયો નાગડો.
ઝાલણસીની જોડયઃ પરભુએ પરી કરી"

ઝાલણસી દરબાર સાંતીડું પડતું મેલી ઘર ભેગા થયા.

નાગવાળાને નાગમદેએ પુરણ પ્રીતે જમાડયો ને કહ્યું "મારા પિતા લીધી વાત મેલે એવા નથી, તો હવે કાલ પુનમની અરધી રાતે પાવડિયારા મહાદેવને મંદિરે તમો તૈયાર રહેજો. હું ત્યાં પુરુષ વેશે આવીશ પછી આપણે સમિયાણે સીધાવશું."

નાગવાળો તો સંકેત પ્રમાણે વાણીઆને ત્યાંથી શેઠાણી બ્હેનને કાપડું દઈ મહાદેવને ડેરે ઘોડા સહિત આવી ગયો. નાગમતી વાટ જુવે છે. નાગમતીને ઘરની માયા મૂકવી'તી એટલે ઠીક ઠીક વાર લાગી. નાગવાળાની ધીરજ ખૂટી. એણે અનુમાન કર્યું કે નક્કી કાનસુવાને ખબર પડી હશે ને

નાગમતીને રોકી હશે. અમારા મનસૂબા પાર પડશે નહિ. ઘોડાને ત્યાં જ ઊભો રાખી શંકરના દેવળમાં પ્રવેશ કરી શિવ સન્મુખ પેટમાં કટાર નાખી સોડય તાણી સૂઇ ગયો.

નાગમતી ગઢને કાંગરેથી દોરડા વડે ઊતરીને પાવડિયા મહાદેવે આવે ત્યાં નાગવાળાના તોખારે હણેણાટી દઈ સાન કરી કે નાગવાળો ડેરામાં છે. ઘડીક તો એમ થયું કે આડો અવળો ગયો હશે. હમણાં આવશે પણ અરધી રાત ભાંગતા ચંદ્રમા નમી ગયો.

વાળા જોતાં વાટ, નખરપતિ નમી ગયો;
કરમે હવે કચવાટ, નીરખ્યો ન વાળા નાગને
( અંતર થાય ઉચાટ. નીરખું કયારે નાગને. )

દેવળના દ્વાર નાગમદે ખખડાવે છે. હે નાગ!

નીકળય વાળા નાગ, રાફડ કાં રૂંધાઇ રયો;
મોરલિયુંના માર, નીંભર થયો કાં નાગડા ?
સુખેથી વગાડું મોરલી, કાઢું છત્રીસે રાગ;
હું જનમની જોગણી, નીકળય બારો નાગ.

હે નાગવાળા, સૂઈ ગયા છો ?

સૂતો સોડય કરે, પાઢેરી પછેડીએ;
બોલાવ્યો ન બોલે, નિંભર કાં થ્યો' નાગડા ?
મનની કરું મોરલી, તનના કરૂં ત્રાગ;
જોવા જનમની જોગણી, નીહર્ય મારો નાગ.

( કેતો )

વગાડું છત્રીસે રાગ, કાંધે જંતરડું કરી;
નીકળય બારો નાગ, વેશ જોવા વાદણ તણો.

નાગવાળા તરફથી જવાબ' ન મળતાં નાગમદે મેણાંએ ચડી.

નવકૂળ માંયલો નાગ, ફણ માંડી સામો ફરે;
જાય ભાગ્યો જળસાપ, નોળી વાટે નાગડા.
હોય નાગું માયલો નાગ, તો વિનતીએ પાછો વળે;
ગિયેલ દસમે દ્વાર, નોળી વાટે નાગડો.
નવકૂળનો નઇ નાગ, વિનતીએ વળે નઇ,
સેલી નીકળ્યો સાપ, પાણીમાં પાહ દઇ.
નવકૂળ માંયલો નાગ, બીજવિગ્રો બહે નઇ;
જાય ભાગ્યો જળસાપ', નોળી વાટી નાગડા.
સાપોલિયાં સદાય, મોરલિયે મંડાય નઇ;
જાસો કેદી ન જાય, નોળી વાટીને નાગડા.

વળી વિનતીએ ચડી નાગમદે બોલી :–

દરસનિયા દે નાગ, મોહન વગાડું મોરલી.
(પણ) કરમે કાળો દાગ, નીરખ્યો નઇ વાળો નાગડો.

એમ કરતાં તો દી ઊગ્યો. અંધારૂ જતાં આજુબાજુ નાગવાળો સંતાણો માની દેવળ ઉપર નાગમદે ચડી.

દી ઉગ્યે દેવળ ચડું, જોઉં વાળાની વાટ;
કાળજમાં ઠાગા કરે, નાડયુમાં વાતો નાગ.

સવારમાં તો લોકો ભેળા થઈ ગયા. દેવળનાં દ્વાર ખોડવતા નાગવાળાનો દેહ કટારે પરોવેલ અંદર સૂતો છે.

સવારે સૌ કોઇ, મોકાણે આવે મલક;
રાત ના રોવે કોઇ, નાંધુ વણની નાગડા.

નાગમતી કે :– હવે તો–

અગર ચંદનનાં લાકડાં, ચૌટે ખડકો ચેહ;
મુજ કારણ નાગો મુવો, બળશું અમે બેહ.

નાગવાળાના દેહ સાથે નાગમદેની જીવતાં ખાખ બની. કોઈ કહે છે કે એક યોગીએ આવીને નાગવાળાને જીવાડયો ને નાગમદે ને નાગવાળો પરણ્યા ને સમિયાણે આવ્યા. ખાધું પીધું ને રાજ્ય કર્યું.

---

[ આ 'નાગમતી અને નાગવાળા'ની ગીત કથા મેઘાણીભાઈએ એમના 'ગીતકથા'ના સંગ્રહમાં આપેલ છે. એ જ રીતે શ્રી. દુલેરાય કારાણીએ પોતાના 'કચ્છ કલાધર'ના પ્રથમ ખંડમાં પણ આ ગીતકથા આપેલી છે. ત્રણેય કથામાં પાઠાંતરો રહેલાં છે. લોકવાર્તાઓમાં આવતાં આ પાઠાંતરો ઔચિત્ય અને કાવ્યન્યાયની કસોટી માગે છે. આ અંગેની ચર્ચા હવે પછી.—સંપાદક ]

# સૌરાષ્ટ્રના લોકજીવન પર એક દૃષ્ટિ

દેવજીભાઈ વાજા

માનવ જીવનમાં સુશોભન કળા કેવી રીતે જન્મી અને વિકસી અથવા તો એની ઉત્પત્તિનું મૂળ ક્યાં ? આવા અનેક પ્રશ્નોની ચર્ચા આધુનિક યુગમાં ઊઠે એ સ્વાભાવિક છે. તેનો જવાબ પણ વર્તમાન સંશોધકો અને વિવેચકો પોતપોતાની રીતે શોધખોળ મુજબ આપે છે પણ આ પ્રશ્નનો સાચો જવાબ એક જર્મન માનસશાસ્ત્રીએ પ્રયોગ દ્વારા શોધી કાઢ્યો. તેણે આ પ્રયોગ બીલકુલ આદમ અને જંગલી અવસ્થામાં ગણાતા આફ્રિકાના એક પ્રદેશમાં જઈ થોડા જુદા જુદા રંગના કાપડના તાકા મૂકી રાખ્યા. તે પ્રદેશના લોકો કાપડના ઉપયોગથી બીલકુલ અજાણ હતા. જ્યારે તે જંગલી હબસીઓએ આ કાપડ જોયું તો તેનો ઉપયોગ તેઓએ તાકામાંથી જુદા જુદા રંગના પટ્ટા ફાડી શરીર શણગારવામાં કર્યો. એ રંગબેરંગી શણગારનો પ્રભાવ એઓના ચિત્ત પર એવો પડયો કે બધાં આનંદમાં આવી જઈ નાચવા કૂદવા માંડયાં.

આ ઉપરથી તે માનસશાસ્ત્રીએ માનવમાં રહેલી દરેક કળા જેવી કે રંગકળા, નૃત્ય અને સંગીત વગેરે કળાઓ જન્મજાત અને એકબીજામાં ઓતપ્રોત હોવાનું સિદ્ધ કર્યું. આ રીતે કળાના મૂળભૂત તત્ત્વો માણસને જન્મ સાથે જ મળે છે. તેનો વિકાસ અને વૃદ્ધિ માનવસંસ્કૃતિના વિકાસ સાથે અવનવાં રૂપો લઈને વિકસ્યા કરે છે તે આ ઉપરથી નિર્વિવાદ હકીકત બની રહે છે. આવી વિકાસ પામતી દૃષ્ટિ જ્યારે સમસ્ત જીવનને અભિવ્યક્તિને પાત્ર બનાવે છે ત્યારે માનવ જીવનનું સંસ્કાર વૃક્ષ મ્હોરી ઊઠે છે. સમસ્ત જગત કે સમસ્ત ભારતની આવી કલાસૃષ્ટિને ન સ્પર્શતાં ફક્ત સૌરાષ્ટ્રમાં એક વખત આવી કલા કઈ કક્ષાએ વિકસી હતી અને તેને સૌરાષ્ટ્રમાં વસતી કોમોએ કેટલી હદે ઝીલી હતી તેના પર એક પ્રશ્નરેખા દોરવાનું ઉચિત માન્યું છે.

સુશોભન કળાના એક ભાગ તરીકે ભરત ગૂંથણ કલા ઉપર સમગ્ર રીતે વિચાર કરવા બેસીએ તો આપણને જણાશે કે એક જમાનામાં સૌરાષ્ટ્રમાં આ સુશોભન કળા પૂર્ણપણે મ્હોરી ઊઠી હતી, ગૃહ રચનાથી માંડી દેહશણગાર તેમજ પશુ શણગાર; તેમાં સુતર, રેશમ, મોતી અને આભલાંની શોભનકળાની એક સુરમ્ય દૃષ્ટિએ ગ્રામજનોએ સર્જી હતી. જો કે આજે આ ઢબનું જીવન પરદેશી અસરોથી અસ્તવ્યસ્ત થઈ ગયું છે ને હવે એ વખત આવી પહોંચ્યો છે કે જે કંઈ શેષ બચ્યું છે તેને મેળવી–સંગ્રહી લઈ માનવ જીવનના વિકાસ તબક્કા નક્કી કરવામાં તેનો ઉપયોગ કરી લેવો જોઈએ.

સૌરાષ્ટ્ર ભૂમિનો ઈતિહાસ પાંચ હજાર વર્ષ એટલે કૃષ્ણ અને યાદવો સાથે જોડીએ તો તે જમાનાનાં ગોપ જીવન જીવતાં લોકો પોતાના શણગાર કઈ રીતે સજતાં હશે, તે પ્રશ્ન આજે સ્હેજે ઉદ્‌ભવે ! પણ આનો સાચો ઉત્તર હજી સુધી મળ્યો નથી. કૃષ્ણનો પોષાક અને પ્રસાધનો ચિત્રોમાં જોવા મળે છે તે ખરેખર કૃષ્ણયુગમાં પહેરાતાં હશે કે કેમ તે શંકા સ્થાને છે। તેથી ચિત્રોમાં જોઈએ છીએ તે જે યુગમાં કૃષ્ણ અવતાર પુરુષ મનાયા અને પૂજાયા તે યુગના ચિત્રકારોની કલ્પના અને તત્કાલ જીવનની અસર મનાય. કૃષ્ણલીલા અને તેનું પૂજન શરુ થયું. તે તો માધવાચાર્ય અને વલ્લભાચાર્યના સમયમાં અને જે ચિત્રો સર્જાયાં તે પણ તે જ સમયમાં. એટલે કૃષ્ણ જીવનનો સમય પાંચ હજાર વર્ષનો લઈએ તો તે યુગનું ચિત્ર તેમાં ઉપસતું નથી. તે તો વલ્લભાચાર્યના યુગનું ચિત્ર છે અને તે પાંચસો વર્ષથી આગળ જઈ શકે નહિ. અત્યારના ચિત્રકારો જે અનુકરણ માત્ર નહિ પણ સંશોધકની દૃષ્ટિથી કૃષ્ણને આલેખે છે તેમાં ફક્ત નંદબાબુએ એક ચિત્રમાં કૃષ્ણને જુદી જ રીતે અને જુદા જ ભાવથી – એક સંશોધકની દૃષ્ટિથી આલેખ્યા છે. નંદબાબુના કૃષ્ણ ગીતાના ગાનારા કૃષ્ણ છે; ગોકુળના બાલકૃષ્ણ નહિ. અત્યાર સુધી આપણે ચિત્રોમાં જોતા આવ્યા છીએ તેમાં કૃષ્ણનું બાળસ્વરૂપ છે, ક્યાંય મૂછોવાળા કૃષ્ણ દેખાતા નથી પણ નંદબાબુએ સ્હારથી કૃષ્ણને મૂછો-

વાળા ચિતર્યા છે.

રાજપૂત કલમમાં રાધાકૃષ્ણનાં ભરચક ચિત્રો થયાં છે પણ તેમાં રાજપૂત અને મુગલયુગની ચોક્કખી અસર દેખાય છે. આવું જ કૃષ્ણ જન્મનું એક ચિત્ર શ્રી અહિવાસીનું છે, તેમાં નંદજીના પાત્રની વેશભૂષામાં અજંતા તેમ જ રાજપૂત સમયની અસર લીધી છે એમ જણાઈ આવે, એટલે તેમાં વપરાયેલા પોષાક અને આભૂષણો પણ તે યુગના જ ગણાય.

આ રીતે જોઈએ તો આ વિષય ખરેખર સંશોધનનો વિષય બની રહે છે અને આ માટે સૌરાષ્ટ્રના લોકજીવનને તપાસી તેના અંકોડા મેળવવા જોઈએ; કારણ કૃષ્ણને સૌરાષ્ટ્ર સાથે વિશેષ સંબંધ છે. આજના ગોપ જીવનના શણગારમાં વપરાયેલાં સુશોભનો કે તેથીએ આગળનાં સુશોભનો મેળવી તેમાં થતા જતા ફેરફાર તપાસી તેનો વિકાસ અને વિકાસમાં તત્કાલ જીવનની અસરો વગેરે ગોતી શકાય. સૌરાષ્ટ્રમાં આ સંશોધન માટે ભરત ગૂંથણનો આસરો લેવો વિશેષ ઉપયોગી નિવડે તેમ છે. આપણે ત્યાં મુસલમાનો આવ્યા તો રજપૂત કલામાં ઈરાની અસર આવી–પોષાક, સુશોભનો અને પાત્રોમાં પણ– એવી જ રીતે અંગ્રેજો આવ્યા તો તેની અસર પણ છેક લોકજીવનમાં પણ જોવા મળે છે અને તે ભરત ગૂંથણમાં. અંગ્રેજો આવ્યા તે પહેલાના સૌરાષ્ટ્રના ચાકળા, તોરણનાં ભરત કામો અને તેના આગમન પછીના નમૂના ગોતી તેની અસર જાણી શકાય. આવી એક નોંધ મેં લીધેલી જેમાં જૂના નમૂનામાં નથી એવી એક વિગત પછીના નમૂનામાં આવવા પામી છે. કાઠી દરબારોના ઘરની પછીતપાટી એ મંદિરોના નરથરની જેમ પેનલ આલેખાયેલી હોય છે. તેમાં લગભગ માનવજીવનનાં બધાં પાસાં આવી જતાં હોય છે અને એકધારી - ચિલાચાલુ રીતે જ આલેખાતાં આવ્યાં છે. આવી એક પછીતપાટીમાં સૌરાષ્ટ્રના લોકજીવનમાં અંગ્રેજ કોટ – પાટલુન અને ટોપાવાળો બંધૂકધારી યોદ્ધો પણ આલેખેલ છે તે યુગદર્શનમાં આવતી પરદેશી અસર અથવા પલટાતી ઈતિહાસની કડી મેળવી આપે છે. આમ આપણે જોઈ શકીએ કે પોષાક વગેરેની અસરો અને તે સમયના બદલાતા રંગો લોકજીવનમાં પણ અચાનક આવી જાય છે અને તે સંશોધન કાર્યમાં કડી મેળવી આપે છે.

હવે જો યાદવો સાથે ગોપજીવનનો મેળ બેસાડયો હોય તો સૌરાષ્ટ્રમાં આવીને વસેલી કોમો કયે રસ્તેથી આવી, રસ્તામાં કયાં કયાં સમય ગાળતી સૌરાષ્ટ્રમાં સ્થિર થઈ વગેરે બાબતોનો તાળો મેળવી પછી જે જે રસ્તે રોકાણ થયું હોય તે તે સ્થળના લોકોની વેશભૂષા સાથે સૌરાષ્ટ્રના જીવનનો મેળ બેસાડવો રહ્યો અને તો જ કંઈક અંશે સાચું ચિત્ર મેળવી શકાય.

કૃષ્ણ સાથે આવેલા યાદવોના પોષાક વિશે કશું નક્કી થતું નથી. સામાન્યથી માંડી રાજવી કક્ષાના પોષાકો સંશોધન માગી લ્યે છે–જો અજંતા અને સીતલ–વાસનની ગુફાઓનો કાળ ઈ. સ. પહેલાનાં સૈકાનો ગણીયે તો બે હજાર વર્ષ પહેલાંનાં પોષાકો અને પ્રસાધનો તેમાંથી મળી રહે છે. અને તેની કડી અત્યારના સૌરાષ્ટ્રમાં વસતા મહેર, રબારી અને આહિર વગેરેના પોષાકો, અને પ્રસાધનો સાથે મેળ બેસાડી શોધી શકાય ? નાગરાજનો સંબંધ સૌરાષ્ટ્ર સાથે સધાતો હોય તો નાગરાજ અને કાશીરાજ વિષેની ચિત્રકથા અજંતાની ગુફામાં છે અને તેમાં જાત–જાતનાં ભરચક માનવપાત્રો, પોષાકો મળે છે, તેમાં પણ એક પરદેશી સેનાનાયકનું પાત્ર જોવા મળે છે. પણ આ પોષાકો અત્યારના સૌરાષ્ટ્રમાં વસતી કોમો સાથે ક્યાંય મેળ ખાતો નથી. તો પ્રશ્ન થાય કે અત્યારના આ પોષાક પર કઈ સંસ્કૃતિની અસર છે ? તે નક્કી કરવું જોઈએ." અને તે નક્કી થયે સૌરાષ્ટ્રની સુશોભનકળા, ભરત ગૂંથણ કે મોતી ગૂંથણ આદિના તબક્કા અને વિકાસની કડી નક્કી કરી શકાય. સૌરાષ્ટ્રના ભરત ગૂંથણ વિષે ઘણું કહેવાયું છે પણ તેનું મૂળ કયાં છે તે શોધવું જરૂરી છે.

આ માટે સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ અને રાજસ્થાન વગેરેના લોકજીવનના સંપર્કથી કદાચ આ વિષયની કડી સાધી શકાય. આને માટે લોકજીવનના જાણકારો, પુરાતત્ત્વ સંશોધકો અને ઈતિહાસકારો જો પ્રયત્ન આદરે તો આ વિષયનું જરૂર અનુસંધાન થઈ શકે અને સૌરાષ્ટ્રના લોકજીવન તેમજ સુશોભન કળા ઉપર વિશેષ પ્રકાશ પાડી શકે. આશા કરીએ આ દિશામાં જાણકારો ઘટતું કરશે જ.

# રેશમિયો ભેડો

નાગભાઇ ખળેળ

ગાયે મકોડા ભરખિયા,
માથે ભરખ્યાં બાળ;
વેલો આવ્ય લાખા ફૂલના,
તારા દેશમાં પડયો દુકાળ.

આમ કચ્છની ધરા ઉપર દુષ્કાળે ચારે બાજુથી ભરડો લીધેલો. દિવસ–પછી–દિવસ કાઢવા કપરા હતા. માણસને એકટાણાં કરવાં પડે એવા દિવસો આવવા માંડયા. કચ્છમાંથી માલધારી સૌ પોત પોતાની વળા-મણે ખેંચાવા માંડયા. સાતવીરાના નેસે "ઘોડા" શાખાના ચારણો રહેતા હતા. તેમાં એક વિધવા આઈ પણ રહેતાં હતાં. બાલ-બચ્ચાં નાનાં હતાં. હજી થોડા જ સમય પહેલાં આઈ વિધવા થયાં હતાં, એમાં આવો કપરો કાળ પડયો. દુકાળને લીધે માલઢોર પણ મરી ગયેલ. પોતે સોરઠના બાલાગામ (ઘેડ)ના સાણસુર ભાચળિયાની પુત્રી. માવતરમાં પણ કોઈ નહીં. પોતાનાં બાલ બચ્ચાં સાથે દુકાળ કેમ ઊતરવો એ જ વિચા-રમાં આઈ મુંઝાઈને બેઠાં છે.

એમાં આઈને સોરઠ યાદ આવ્યો. માવતરમાં પણ કોઈ નથી. હવે શું કરવું? આવા વિચારો કરે છે અને માતાજીનું સ્મરણ કરે છે કે "હે જગદંબા તું સૌની લાજ રાખજે." એમાં આઈને સોરઠના મૈયારી નજીકના જમળા ગામનો "રેશમિયો ભેડો" સાંભર્યો. કારણ કે "રેશમિયો ભેડો" ખૂબ મોટો માણસ હતો. મરદ હતો અને દાતાર પણ એવો જ. એની કીર્તિના ડંકા ચારે દિશામાં વાગતા હતા. ભૂખ્યાને અન્ન આપે, અનાથને આશરો આપે, ભાંગ્યાનો ભેરૂ થાય એવો માણસ. કુદરતની પણ એવી કૃપા હતી કે તે સમૃદ્ધિવાન હતો અને પોતે ખૂબ જ ભલો માણસ હતો કે તેના આશરેથી કોઈ નિરાશ પાછું જતું નહીં.

આમ આઈને આ સોરઠિયો આહિર યાદ આવ્યો અને થયું કે 'ચારણને અને આયરને મામા-ભાણેજનો સંબંધ કહેવાય, માટે રેશમિયાભાઈ પાસે જાઉં, ઈ મને જરૂર દુકાળ ઊતરાવશે એવી આશાએ આઈ જમળા "રેશમિયા ભેડા"ને ત્યાં આવવા માટે રવાના થાય છે.

હાલતાં હાલતાં આ વિધવા ચારણ્ય આઈ અને તેના બાલ-બચ્ચાં ઘણા દિવસે જમળા આવે છે. બરાબર સાંજના છ વાગવાનો સમય છે. એ સમયે આઈ ગામમાં પહોંચે છે. બરાબર એ સમયે ગામના ચોરામાં આહિરોનો ડાયરો હકડાઠઠ જામ્યો છે. ડાય-રામાં હોકો હાલે છે, વાતુંના હિલોળા હાલે છે. રેશમિયો ભેડો ગામનો પટેલ, વળી મોટું માણસ. દાતાર પણ એવો જ, ઈ વળી આજ જુદા જ મિજાજમાં બેઠો છે. એમાં ઈશ્વરને વાતું રાખવ્યું છે એટલે ચારણ આઈએ આવતાં વેંત ચોરામાં બેઠેલા "રેશમિયા ભેડા" ને જ પૂછયું કે : "ભાઈ, રેશમિયો ભેડો ઘરે છે કે નહિ ?"

પરંતુ રેશમિયા ભેડાનાં પૂન્ય પરવારી ચૂકયાં હોય કે- કુદરત જાણે શું થયું કે એણે કહ્યું કે : "બેન, રેશમિયો ભેડો ગુજરી ગયો, એને પણ ઘણો સમય થઈ ગયો. તમારે વળી એનું શું કામ પડયું ?"

આમ અચાનક રેશમિયા ભેડાના મરણના સમાચાર સાંભળવાથી ચારણ આઈ માથે જાણયે દુઃખના દરિયા ફરી વળ્યા; એટલું જ નહીં પણ :

ઊચો આભ જકે, ધર નીચી ગોકળના ધણી
સો સો સાદ કરૂં, પોકારૂં તને પરષોતમા !

ચારણ આઈએ પથ્થરને પીગળાવે અને ઝાડ-વાંને રોવરાવે એવું હૈયાફાટ કાળું કલ્પાંત આદર્યું અને રેશમિયા ભેડાના હૃદયભેદક મરશિયા ઊપાડયા :

ઘોડો મૂવો ઘર ગિયાં; મેલ્યાં મોહૂલિયે;
રખડીને રાન થિયાં, ત્યાં રોવ્યાં રેશમિયે.

ઘોડા શાખાનો મારો પતિ–ચારણ મૃત્યુ પામ્યો.

"તું વિણુ મરીએ મેહ." એવા વરસાદે પણ અમને દગો દીધો એથી તારી આશા કરી અમે તારે આધારે દુકાળ ઊતરવા માટે રખડતાં રખડતાં આવ્યાં, ત્યાં તો તારા મૃત્યુના સમાચાર સાંભળી અમારા ગુડા ભાંગી ગયા. અમારે કોઈ આધાર રહ્યો નહીં.

સો ગાવે સગા, પંથ બધો માથે પડયો;
તાણીને આવ્યાં તડે, ત્યાં રોળ્યાં રેશમિયે.

હે રેશમિયા ભેડા! હું તારી નામના અને પ્રખ્યાતી સાંભળી અહીં આવી "સો ગાવે સગા" એટલે મારા સગાં–વહાલાં, કુટુંબ–કબીલા ઈ બધાય સો (એકસો) ગાઉ ઉપર એટલે ઠેઠ કચ્છમાં રહ્યાં. ત્યાંથી અહીં સુધી હું તથા મારા બાલ–બચ્ચાં આવ્યાં ઇ બધોય પંથ અમારે માથે પડયો. અમારે ફોગટ ફેરો થયો. અમારૂં કામ સિદ્ધ થયું નહીં. અમે માંડ માંડ તડે એટલે રખડતાં રઝળતાં દુઃખના દિવસો કાપતાં અનેક સંકટો–મુસીબતો તેમજ તકલીફો વેઠતાં વેઠતાં તારા ગામ જમળે આવ્યા ત્યાં તો તારા મૃત્યુના સમાચાર સાંભળ્યા.

ભેળાણું ભેડા, વાવેલ વણ વાડિયે;
સાંઠી સુડાતે, રસ ગ્યો રેશમિયા.

હે ભેડા જેમ વણુની સાંઠી સૂડવાથી સાંઠી સુકાય જાય છે. પછી તે રસહીન એટલે રસ વિનાની બની જાય છે તેમ મારા હૃદયરૂપી ખેતરમાં માત્ર તારા એક સહારારૂપી વણુ વાવ્યું હતું. એ સાંઠી સુડાતે એટલે તારા મૃત્યુના સમાચાર સાંભળી અમારી કલ્પનાના મિનારા પડી ભાંગ્યા અને ધૂળધાણી થઈ ગયા. હવે અમને કોઈ સહારો રહ્યો નહીં.

ટોળાં જાય ટળ્યાં, નવરંગ નિલડિયું તણા;
ગોંદરે નાહ ગોવાળ, રેઢા ટળ્યાં રેશમિયા.

"હે ભેડા જેમ ગોંદરેથી જાત જાતની ગાયુનું ટોળું–ધણુ ગોવાળ વિનાનું આઢે (ટળ્યાં) એને ખબર હોતી નથી કે કયાં જવાનું છે." અને આઈ કાળું કલ્પાંત કરતાં કરતાં કહે છે કે: હે રેશમિયા! એમજ મારા મનમાં નવરંગ–અનેક કલ્પનાઓ તેમજ ઈચ્છાઓ હતી કે હું તથા મારા બાલ–બચ્ચાં દુકાળ ઊતરવા માટે રેશમિયા ભેડાને ત્યાં જઈશું કારણ કે એ ખૂબ જ પ્રખ્યાત દાતાર છે. એના બદલામાં તારા મૃત્યુના સમાચાર સાંભળ્યા. જાણે કે માથે વજ્ર પડયું હોય! કેમ કે જેમ ગોવાળ વિનાની ગોંદરેથી ગાયું આઢે (હાલે) એને કયાં જાવું એની ખબર હોતી નથી એવી સ્થિતિ આજે તારા મૃત્યુના સમાચાર સાંભળતાં અમારી થઈ છે. માટે હવે મારે કયાં જાવું અને શું કરવું એની મને પોતાને પણ ખબર નથી.

ભાંગી ભેડા ડાળ્ય, જેને આધારે ઊભતાં;
કણ કઢારા કર્યા, ત્યાં રોળ્યાં રેશમિયે.

હે ભેડા! તું મારી મમતારૂપી ડાળ્ય હતો. જેના આધારે હું અહિ સુધી આવી. મને હતું કે હું તથા મારાં બાળકો તારે ત્યાં દુકાળ ઊતરશું. પરંતુ વિધાતા કેવી ઘાતકી છે, કે જે ડાળ્યના આધારે અમે જીવતા હતા ઈ જ ડાળ્ય ભાંગી નાખી. (તારૂં મૃત્યુ થયું) હવે અમારો કોઈ આધાર રહ્યો નથી. આજ સુધી તો કઢારે (ઉછીનું લઈને, કરજ કરીને) દિવસો કાઢયા હવે હે ભેડા! અમારી માથે તો દુઃખનો દાવાનળ ફેલાઈ ગયો છે.

આમ ચારણ્ય આઈ એક પછી એક કાળજાં ચીરી નાખે એવા રેશમિયા ભેડાના મરશિયા બોલે છે અને હૈયાફાટ રૂદન કરે છે. આખોય ડાયરો સ્તબ્ધ થઈ સાંભળ્યા કરે છે. રેશમિયો ભેડો પણ જાણે કોઈ પાષાણની મૂર્તિ હોય એમ મૂઢની જેમ સાંભળ્યા કરે છે. એક વેણુ પણ ઉચ્ચારી શકતો નથી. એટલામાં ડાયરામાંથી એક માણસથી હવે વધુ મરશિયા ન સાંભળી શકાતાં તેણે કહ્યું કે: "આઈ, આ તમારી સામે બેઠો ઈ પોતે જ રેશમિયો ભેડો છે." આ શબ્દો કાને પ'તાં જ આઈ રૂદન બંધ કરી એક પણ શબ્દ બોલ્યા સિવાય ત્યાંથી હાલી નીકળે છે:

થાતાં કદિક થાય, ભલા માણસથી ભૂલ;
આખો જાવ અવતાર, તોય ભોંઠપનો જાય ભેરિયા.

એમ રેશમિયા ભેડોથી ખોટું તો બોલાઈ ગયું, ભૂલ થાતાં તો થઈ ગઈ પણ ભોંઠપનો પાર

નથી. (રેશમિયો ભેડો જાણી જોઈને જ આમ બોલે છે કારણ કે એને જાણવું હતું કે 'બધા મને ભેડો ભેડો કરે છે ઈ હું જીવતો છું માટે, પણ જો હું મરી ગયો હોઉં તો માણસો શું કહે છે, તેમની મારા પ્રત્યે કેવી લાગણીઓ છે એમાંય ખાસ કરીને ચારણો મારા પ્રત્યે જીવતા અને મૂવા પછી કેવીક લાગણીઓ વ્યક્ત કરે છે એ જાણવા માટે જ તેણે કહેલું કે "ભેડો ગુજરી ગયો." તેને ચારણ્ય આઈને દુકાળ ઊતારવા માટે ના પાડવી એવો કોઈ હેતુ તેના દિલમાં હતો જ નહીં.)

આમ આઈને જતાં જોઈ રેશમિયો ભેડો ચારણ આઈને રોકાવા માટે ઘણી વિનંતી કરે છે, અને ખૂબ જ આજીજી પણ કરે છે અને કહે છે કે: "આઈ તમો ખુશીથી અહીં રોકાવ, આ એક વરસ નહીં પણ આવાં સાત વરસ સુધી રોકાવ અને આનંદ કરો એટલો પ્રભુનો પ્રતાપ છે."

પણ આઇ કહે : "ભાઈ, હવે આ ગામમાં તારે ત્યાં દુકાળ ઊતરવાની વાત તો ત્યાં રહી પણ અટાણેથી જ મારે આ ગામનું પાણી પણ ન ખપે અને હું મરી ગયેલ માણસનું ફરી મોં જોતી નથી (ચારણની બેન દીકરી જેના મરશિયા ગાય તેને મરી ગયેલો સમજે અને તે માણસ કદાચ જીવતો હોય તો પણ પોતે જીવે ત્યાં સુધી પોતે જેના મરશિયા ગાયા હોય તેનું મોં જોતી નથી.)

જમળાથી આઈ બાલ-બચ્ચાં સહિત હાલી નીકળ્યાં. હાલતાં હાલતાં પાંચ-સાત ગાઉ ઉપર એક નાનું એવું ગામ આવ્યું. ત્યાં ચોંડરા શાખનો સોરઠિયો આહિર રહેતો હતો, તે પણ ભગવાનની દયાથી ખૂબ જ સમૃદ્ધિવાન હતો. વળી આંગણે આવ્યાનો પોતાના ગજા પ્રમાણે સારો સત્કાર કરતો. તેણે આ ચારણ્ય આઈ તથા તેનાં બાલ-બચ્ચાંને ખૂબ જ પ્રેમથી માન સહિત રોકયાં.

વાત કરતાં પણ વાર લાગે એમ દુકાળ વહ્યો ગયો. કુદરતના ક્રમ પ્રમાણે ફરી સોમાસું આવ્યું. વાદળાં ધરતી ઉપર ધરાઈ ધરાઈને મન મેલેને વરસ્યાં. વસુધા નવપલ્લવ બની ગઈ. દુનિયા ઉપર જાણે દુકાળ પડયો જ ન હોય એવું વાતાવરણ સર્જાઈ ગયું. એમ કરતાં ચોમાસું પણ પસાર થઈ ગયું.

આસો મહિનામાં આઈ તથા આયરાણી બન્ને નદિયે નાવા ધોવા જાય છે. છોકરાંવ પણ સાથે નદિયે નાવા માટે આવ્યાં છે. છોકરાંવ રમતે ચડયા, રમતાં રમતાં આઈ પાસે એક તુંબલી (માણસના માથાની તુંબલી) લઈ આવે છે. તે તુંબલીમાં છૈયા (ઘાસ) ઊગ્યા હતા. આઈ આ જુએ છે અને છોકરાંવ પાસેથી ઈ છૈયા ઊગેલી તુંબલી લઈ લીએ છે. દુસ્કાળને લીધે લાખો માણસો મરણ પામ્યા હતાં અને હજારો માણસોની તુંબલીઓની અંદર આવા છૈયા ઊગી ગયા હતા. એવી એક તુંબલી છોકરાંવ આઈ પાસે લઇ આવ્યા છે. આઇ આ તુંબલી લઈ લીએ છે.

ગામને ચોરે આહિરોના ડાયરાની જમાવટ છે. સૌ આનંદમાં છે. બરાબર એ વખતે આઈ ત્યાં આવે છે. છૈયા ઊગેલી તુંબલી આઈના હાથમાં છે. અને આઈ ચોંડરા શાખાના આયરને કહે છે કે ચોંડરા !

આહિર અમુને, રૂ રૂ માં રાખત નઇ;<br>
તુંબલીએ તેદી, છૈયા ઉગત ચોંડરા.

હે ચોંડરા ! જો તેં અમોને આમ રૂડી રીતે રાખી અને માનભેર વરસ ન ઊતરાવ્યું હોત તો અમે ક્યાંય રખડીને મરી ગયા હોત અને આ તુંબલાંમાં જેમ છૈયા ઊગ્યા છે એમ અમારી તુંબલીમાં પણ છૈયા ઊગ્યા હોત.

હવે ચારણ આઈ ચોંડરાને કહે છે કે : "ભાઈ હવે તો દુનિયા ઉપર ઈશ્વરની કૃપા થઈ. વરસ પાણી પણ સારાં થયાં છે. માનવજાત સૌ આનંદમાં છે. અને અમને અમારો દેશ કચ્છ યાદ આવે છે, સાતવીરાનો નેસ પણ ખૂબ સાંભરે છે. માટે હવે અમો રજા માગીએ છીએ, માટે હવે અમને રાજી ખુશીથી રજા આપ."

ચોંડરે આઈને તથા એનાં બાલ બચ્ચાંને કપડાં લતાં સીવડાવી આપ્યાં, ગાડું ભરીને બાજરો આપ્યો. સાથે સાથે ખર્ચી માટે થોડા રૂપિયા પણ

આપ્યા અને પોતાના દીકરાને કહ્યું કે આઈને કચ્છમાં સાતવીરાના નેસે તેમના ઘરે મેલી આવ. તેના દીકરાની ઉંમર આશરે અઢારથી વીસ વરસની હશે.

ચોંડરાનો દીકરો ગાડું જોડીને આઈને મેલવા જવા માટે રવાના થાય છે. અહિં ચોંડરો અને આયરાણી વાતું કરે છે કે હજુ સુધી દીકરો આવ્યો નહીં આયરાણી ચિંતા કરે છે. ત્યારે ચોંડરો કહે છે કે: "આયરાણી! જો દીકરો મારો જ હશે તો આઈને ગાડું–બળદ પણ આપતો આવશે અને જો ન આપતો આવે તો ઈ દીકરો મારો નહી."

આ શબ્દો સાંભળતાં તો આયરાણી માથે જાણે આભ ફાટી પડયું હોય એવો ધ્રાસકો થયો. આયરાણી કહે: "આયર! ઈ હજી તો છોકરૂં કહેવાય, એને વ્યવહારની આટલી બધી ખબર ન હોય, ત્યારે આયર કહે છે કે:

"બેટો બાપ તણે, જો ચીલે ચાલે ના;
જનની કાઉં જણે; વસરી લાગે વેરડા."

આ સાંભળી આયરાણી ઝાંખી જપટ થઈ ગઈ, કારણ કે જો તેનો દીકરો ગાડું બળદ લઈને પાછો આવે તો પોતાની કૂખ લજવાય, એટલું જ નહીં પણ પોતાને આપઘાત કરવાનો સમય આવે. આયરને મોઢું ન બતાવી શકાય.

આયરાણી ઘેરી ચિંતામાં બેઠી છે અન્ન પણ ભાવતું નથી. ચોંડરો તો આનંદમાં છે. ત્યાં કોઈકે સમાચાર આપ્યા કે તમારો દીકરો આવે છે. દીકરો આવે છે એવા સમાચાર સાંભળતાં આયરાણીએ ઉત્સુકતાથી પૂછયું કે: "ગાડું બળદ લઈને આવે છે કે એમનેમ?" આમ જ્યાં વાત કરે છે, ત્યાં તો તેનો દીકરો હાથમાં રાશ (બળદની રાશ) ઉલાળતો ઉલાળતો આવ્યો. આમ દીકરાને ગાડા–બળદ વિનાનો આવતો જોઈ આયરાણીના આનંદનો પાર રહ્યો નહીં. હર્ષમાં આવી આયરાણી દીકરાના દુઃખણા લેવા માંડી અને કહ્યું કે: "બેટા! તેં તો આજે મને જીવતદાન આપ્યું અને મારી કૂખ ઊજળી છે."

ચોંડરો કહે: "બેટા! ગાડું–બળદ કયાં છે?" ત્યારે તેનો પુત્ર જવાબ આપે છે કે: "બાપુ! તમે કુઈને વરસ ઊતરાવ્યું, ગાડી એક અનાજ આપ્યું, વાપરવા માટે રૂપિયા આપ્યા. માટે મારે ય કુંઈને કાંઈક આપવું જોઈએ ને? એટલે મેં તો ગાડું–બળદ કુઈને ફઈયારામાં આપી દીધા."

આમ "બહાર ચલી જાય ઔર બાત રહે જાયેગી."

ચોંડરા શાખાના આહિરનું નામ અને ગામ યાદ નહીં હોવાથી લખેલ નથી.

મઘરવાડા
૮–૧૨–૭૨

નોંધ:–

ભાઈ શ્રી જયમલ્લભાઈ પરમાર,

ઘણા સમયથી મારે "રેશમિયા ભેડા" ની વાત લખવાનો વિચાર હતો. મારો ભત્રીજો જીવુભાઈ ખળેળ પણ મને અવાર નવાર કહ્યા કરતો કે મોટા બાપુ આપણે પણ "રેશમિયા ભેડા" વિશે કંઈક લખી મોકલીએ; અને તેણે મને રેશમિયા ભેડાના દુહા ઉપર જે ચર્ચા ઊર્મિ–નવરચનામાં થઈ હતી તે મને વાંચી પણ સંભળાવેલ. તે ચર્ચા ઉપરથી મને રેશમિયા ભેડાની વાત લખવાનું મન થયું. તો રેશમિયા ભેડાની વાત નીચે પ્રમાણે છે.

ઢાંકથી શ્રી. કલાભાઈ ગઢવીએ લખ્યું છે કે 'ભેડાના મરશિયા ગાનાર ભાંચળિયાની પત્ની નહીં પણ બાલાગામના માણસુર ભાચળિયાની પુત્રી હતી' ઈ વાત સાચી છે.

ભાઈશ્રી. મૂળુભાઈ પાલિયાએ "ઘોડા" શબ્દનો અર્થ "ઘોડા" શાખા કર્યો અને તે શાખા કયારે અને કેવી રીતે પડી તેનો ઈતિહાસ દુહાના પૂરાવા સહિત આપ્યો તે સાંગોપાંગ–પૂરેપૂરો સાચો છે.

એ વાત લખવી જરૂરી છે કે વિજાણંદ ભાચળિયો અપરણિત હતો, તેનાં લગ્ન થયાં જ નહોતાં. આઈરાણીએ જીવતાં હૈયાળે હાડ ગાળ્યાં હતાં. વિજાણંદ અને શેણીના મંગળ વરતાયાં નહોતાં. વિજાણંદ જીંદગી પર્યંત અપરણિત જ

રહ્યો હતો. રેશમિયા ભેડાના મરશિયા ગાનાર આઈ ભાચળિયાનાં પુત્રી હતાં. રેશમિયા ભેડા પાસે વિધવા ચારણ્ય આઈ અને તેનાં બાલ–બચ્ચાં જાય છે. તેના પતિ દુકાળ પડયા પહેલાં જ મરણ પામ્યો હતો એટલે ભેડા પાસે જનાર ચારણ્ય આઈ વિધવા જ હતાં. ચારણ્ય આઈએ ભેડાને માંડળિક સાથે કયાંય પણ સરખાવ્યો નથી. રેશમિયા ભેડાનું ગામ ગૈયારી પાસે જમળા છે કે જ્યાં શ્રી જેઠાભાઈ નામના ચારણ કવિ થઈ ગયા. તેમણે આગમનું ગીત કહેલ છે.

વળી વિજાણંદ ભાચળિયાને આપણી વાર્તાના રેશમિયા ભેડા પાસે યાચવા જવાનો કોઈ પ્રસંગ બન્યો જ નથી.

વળી એ પણ ભૂલાવું ન જોઈએ કે માણસુર–ભાચળિયાની પુત્રી એટલે કે વિધવા ચારણ્ય આઈનો રેશમિયો ભેડો ધર્મનો માનેલ ભાઈ કે જીભનો માનેલ ભાઇ નહોતો; પરંતુ પોતાના દેશનો, વળી સોરઠિયો આહિર દાતાર તરીકે પ્રખ્યાત હતો અને ભેડાનું ખાનદાન અને ઊચ્ચ કુટુંબ માની નામાંકિત પુરૂષની ખ્યાતિને લીધે જ આઇ તેની પાસે વરસ ઊતરવા માટે જાય છે.

લી. નાગભાઈ ખળેળના જયમાતાજી
(દઃ જીલુભાઇ ખળેળના જયમાતાજી)

*

**ના'વ્યા માણારાજ**

એક આંગણ વચ્ચે આંબલો,
આંબલીએ આવ્યા મોર;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક પાદર વચ્ચે પીપળો,
પીપળીએ ફૂટયા પાન;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક બાગ વચ્ચે મોગરો,
મોગરીએ મો'ર્યા ફૂલ;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક વાટ માથે વાવડી,
વાવડીએ આવ્યાં નીર;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક ચોળી માથે ચૂંદડી,
ચૂંદડીએ ચીતર્યા મોર;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક હાથ માથે ચૂડલી,
ચૂડલીએ જડીએલ ચીપ;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક હાથ માથે મેંદડી,
મેંદડીએ ફૂટયા રંગ;
કે સાજન ના'વ્યા માણારાજ.
એક ફેંટા માથે ફૂમતું,
લઇ હાલ્યું ચૂડિયું ચાર;
કે સાજન ના'વ્યા માણારાજ.

—શુકદેવ પંડયા (સંજય)

# ઘૂમલીનો બૌદ્ધવિહાર

ગોસ્વામી મોહનપુરી

છેલ્લાં ત્રણેક વરસમાં પંદર વખત ઘૂમલી જવાનું થયું. અમારા મંડળનું ઘૂમલી પ્રિય પ્રવાસ–ધામ છે. સૌરાષ્ટ્રના ઈતિહાસના તાણાવાણા ત્યાં વણાયેલા છે, પુરાતત્ત્વ અને મૂર્તિવિજ્ઞાનના અભ્યાસ માટે ત્યાં ખજાનો છે, અનેક ધર્મોના જીવતા જાગતા અવશેષો, શિલાલેખો, પાળિયા અને સૌથી વિશેષ આકર્ષણ એના ઉન્નત ગિરિ-શૃંગોનું છે. વરસમાં ચાર–પાંચ રાતો આભપરા ઉપર ન જાય તો જીવ્યું સાર્થક ન લાગે. સૌરાષ્ટ્રના સૌંદર્યમંડિત પ્રકૃતિ–ધામોમાં ઘૂમલી એક વિશિષ્ટ સ્થળ છે. ઘૂમલીનું ચોમાસું છેલ્લા ત્રણ વર્ષથી નિયમિત માણીએ છીએ. ઑપરેશનમાં જેને એક કીડની કઢાવી નાખવી પડી છે તેવા વયોવૃદ્ધ શ્રી. મણિભાઈ પણ ચોમાસાની રાત આભપરા ઉપર ગાળવા આવે જ આવે.

## ક્ષત્રપકાલીન અવશેષો

બેક વરસ પહેલાં એવા નિર્ણય ઉપર આવ્યા કે ઘૂમલીમાં વિશેષ પ્રાચીન કંઈક હોવું જ જોઈએ અને બરડાનો નકશો બનાવી ભિન્ન ભિન્ન દિશાઓથી ઘૂમલીની આજુબાજુ ફરવા લાગ્યા. આ રખડપટ્ટીને કારણે જાનુઝરની ક્ષત્રપકાલીન ગુફાઓ મળી આવી. (જુઓ, 'ઊર્મિ–નવરચના' એપ્રીલ : '૭૧) અમારી કલ્પનાઓ સાચી ઠરતી લાગી. એક વખત નવલખા પાસેના ઝરણાને કિનારે ભોજન લેતા બેઠા હતા ત્યાં મારી નજરે એક વસ્તુ પડી. ઉપાડી અને પલાણ–ભાઈને બતાવી. એ એક ઈંટનો ટૂકડો હતો. ભારત–વર્ષમાં પ્રાપ્ત બૌદ્ધ–વિહારો મોટે ભાગે ઈંટોના બનેલા છે. આ ટુકડો પણ એવા કોક સ્થળની ચાડી ખાતો હતો. બસ, ઝરણાંને કિનારે ચાલી–નાખવાનું નક્કી કર્યું. ઉપરવાસે આ ઝરણું ત્રણ ફાંટામાં વહેંચાઈ જતું હતું. કાર્ય કઠિન લાગ્યું અને હવે પછી જ્યારે ઘૂમલી આવીએ ત્યારે એક એક ઝર લઈ એને છેક સુધી ચાલી નાખવી એવું નક્કી કર્યું.

૨–૧–'૭૨ ના પ્રથમ ઝર તપાસી નાખી, કંઈ હાથ ન લાગ્યું. ફેબ્રુઆરી, માર્ચ કામમાં ગયા. એપ્રીલમાં મદ્રાસ મુકામે સાહિત્ય પરિષદ આવી, જૂનની ૧૮ તારીખે ફરી બરડામાં ગયા. કંઈ મળ્યું નહિ, પ્રકૃતિ માણીને ચાલ્યા આવ્યા. કીડીઓ ચડતી હતી, જલ્દી ઘૂમલી ફરવું હતું ત્યાં 'ઊર્મિ–નવ-રચના'ના સપ્ટેમ્બર અંકમાં "બરડા ડુંગરને એસણે આસન ભીડીને પડેલા ઐતિહાસિક અવશેષોની ખાંભીઓને 'જૂહારતા શ્રી મૂળુભાઈ પાલિયાનો લેખ આવ્યો. સૈન્ધવોના તામ્રપત્ર વિશે વાંચી અમારા કેટલાક પ્રશ્નો ઉકલી જતા લાગ્યા અને બીજે જ દિવસે હું તથા શ્રી નરોત્તમ પલાણ બાબરિયાની ખાંભી જોવા ઊપડયા.

શ્રી મૂળુભાઈએ કહેલી ખાંભી બાબરિયાની તો ન નીકળી પણ એનાથી અમને બીજા ઘણા લાભ થયા. ટીંબડી અને મેવાસાની સીમ પરની એ ખાંભીઓમાં સંવત ૧૭૪૦ અને સંવત ૧૭૩૪ વાંચી શકાય છે એટલે એ ખાંભીઓ બાબરિયાની નથી. આજુબાજુના ખેતરવાળા માણસો આ ખાંભી-ઓને બાબરિયાની જ કહે છે તે વાત સાચી. આશ્ચર્ય તો એ થયું કે આ ખાંભીઓની આજુબાજુની વાડીઓમાંથી અમને ક્ષત્રપ ઠીકરીઓની પ્રાપ્તિ થઈ! અહીંથી શરૂ થતી ભાણવડી નદીના આ મૂળ પાસે, બન્ને કિનારે જૂની વસાહતોનાં ચિન્હ સ્પષ્ટ નજરે ચડે છે.

## હાડિળાનો ટીંબો

બપોરનો થાક ઉતારવા એક માઈલ ચાલીને 'બાપુની વાવે' આવ્યા. જમવાનું કંઈ ન હતું, એક વાઘ નીકળ્યું અને બે બકરી દોવડાવી અમે દૂધ પીધું, એક જટુભા માળુભા કરીને દરબાર મળી ગયા. તેણે 'હાડિળા'ના જૂનાં ટીંબાની વાત કરી અને પલાણભાઈએ તો સીધાં પલાણ માંડયાં. રસ્તામાં

મને કહેતા આવે કે 'આ હાડિળા એટલે શ્રી મૂળુભાઇ કહે છે તે 'હુડુબિલિકા' !! થાક ભૂલાઈ ગયો અને ભાણુવડથી ઉત્તરમાં ત્રણેક માઈલ હાડિળા'ના જૂના ટીંબા ઉપર આવીને ઊભા. હાડિળા ગામ નવું વસ્યું છે અને તેને 'ફતેહપુર' એવું નવું નામ આપવામાં આવ્યું છે. આ ટીંબા ઉપર ત્રણેક જૂનાં મંદિરો છે: ભરવાડની માતા મચ્છુઆઈની ડેરી જેમાં એક ભગતની મૂર્તિ છે. (આ મૂર્તિ વિશે પછી વાત કરીશ.) બીજું રામમંદિર છે, ૧૬ની સદીનું આ મંદિર રામચંદ્ર નામના સાધુથી પૂજા પામતું જીવતું મંદિર અનુભવાય છે. ત્રીજી ડેરી 'ભવાયાની ડેરી' કહેવાય છે. (આના વિશે પણ પછી વાત કરીશ.)

## ઈંટના રહસ્યની શોધમાં

બધું ફરી રાતે ૧૦ વાગ્યે પાછા ફર્યા. પેલી ઈંટનું રહસ્ય હજુ શોધવાનું બાકી જ હતું. આજ-કાલ કરતાં દિવસ વિતવા લાગ્યા. ત્યાં શ્રી નરોત્તમ પલાણે સરસ્વતીને તીરે તીરે ઉપાડયું અને આખો સપ્ટેમ્બર મહિનો એમાં ચાલ્યો ગયો. ઈતિહાસ પરિષદનું જ્ઞાનસત્ર નજીક આવતું હતું, નદી-અંક માટે લેખો લખાતા હતા, શ્રી મણિભાઈની દોડધામ વધી ગઈ હતી. અમે બધા ખાખી માણસ, ત્રણસો ચારસોના પગારદાર. પાંચ હજારના ખર્ચાનું જ્ઞાનસત્ર ઘર આંગણે આમંત્રી બેઠા હતા ! મણિભાઈ ચોવીસે કલાક એમાં લાગ્યા રહેતા, પલાણભાઈને થાક લાગે એટલે ઘૂમલી સાંભરે અને સખત કામની વચ્ચે પણ ઓકટોબરની પહેલી-બીજી તારીખો આભપરા ઉપર ગાળવાનું નક્કી કર્યું. બે નવા મિત્રો આ વખતે પ્રથમવાર જ અમારી સાથે આવતા હતા ! મણિ-ભાઈ કહે 'તમે બન્ને આ નવા મિત્રોને બધું બતાવી આવો' અને શ્રી વસરામભાઇ ખોડિયાર સહિત અમે ત્રણ જૂના ત્રણ નવા અધ્યાપક મિત્રોને લઈને ઘૂમલી ઊપડ્યા. કાર્યક્રમ એવો હતો કે સવારના આખું ઘૂમલી બધાને બતાવી રાત ગાળવા ઉપર જવું અને બીજે દિવસે સવારે પાછળ ઊતરી કાલેશ્વર થઈ ચાલીને બીલેશ્વર આવી રાતની બસમાં પોરબંદર આવવું. બીજે દિવસે પંદર માઈલનો રન કાપવાનો હતો.

## સૌથી ભયંકર પ્રવાસ

ચાલુ વરસનો આ પ્રવાસ અમારો સૌથી ભયંકર પ્રવાસ હતો. ૧-૧૦-'૭૨ ને રવિવારે વહેલી સવારે શ્રી નરોત્તમ પલાણ, શ્રી વસરામભાઈ ખોડિયાર, ડૉ. નરેશ પંડયા, પ્રા. અરૂણભાઈ મહેતા, પ્રા. ભૂવા સાહેબ અને હું ઊપડયા. ત્રણ નવા મિત્રોને ઘૂમલીમાં બધું બતાવવા માંડયું. કિલ્લાની રાંગ, વાગડા ખડકી, જમીનમાં ખૂંતેલો કાપાલિક, જેતાવાવ, પ્રાણ પ્યારો નવલખો, ગણેશ ડેરું, રામાપોળ, ઈલેશ્વર, પાર્વતી, હનુમાન અને ભૃગુકુંડ આવીને દિવસ આથમ્યો. ભૃગુકુંડના સાધુ-મિત્રો છ જણાને જોઈને 'સસાગિરિ' (સસા-ગડથલ) કરવા માંડયા ! પ્રેમાળ સાધુ મિત્રો, જૂની દોસ્તારી, હું પણ જાતનો બાવો અને પલાણ-ભાઈ તો એ સાધુના લાડકા દીકરા ! લાખા ભગતે વાત માંડી : 'સસલું રોજ હાથીને ત્યાં મહેમાન થાય, સત્કાર પામે અને જતાં જતાં દરરોજ મારે ઘરે પધારજો' કહીને હાથીને આમંત્રણ આપે. એક દી હાથી સસલાને ઘેરે મહેમાન થયો. સસલો મુંઝાણો ! મંડયો 'સસાગિરિ' કરવા, એટલે કે પગમાં આળોટવા મંડયો !! હાથીનો શું સત્કાર કરે ? લાખો ભગત કહે 'આ તમે છ જણા, મારે તે તમારી કેવી રીતે મહેમાની કરવી ? ઝુંપડામાં છ કોથળા પણ નથી !"

બહુ જ હેતથી એકબીજાને ભેટયા. અંધારું થતું હતું. લાખા ભગતે ચલમ લગાવી. ચલમ ડાયરામાં ફરવા લાગી. નવા મિત્રો અજાણ્યા, આપણા રામે તો દમ ખેંચ્યા, પલાણભાઈ પણ સાધુની રીત-ભાત જાણે, ગાંજો હાડોહાડ ચડી ગયો !! ભગત કહે 'હવે ઉપર ન જાવ' પણ પલાણભાઈ કહે આ વખતે તો નવે રસ્તેથી ઉપર જવું છે, છ જણા છીએ. ડુંગરની મજા કયાંથી ? અને અંધારું થયા પછી ઉપર ચડવું શરૂ કર્યું, તેય નવા રસ્તે !! પલાણભાઈ આગળ, વચ્ચે મિત્રો, હું પાછળ. થોડુંક ઉપર ચડયા ત્યાં રસ્તામાં એક તદ્દન નવા જ અવશેષો-અત્યાર સુધી કોઈને હાથ નહિ લાગેલા એવા મંદિરના ટુકડા જોવા મળ્યા. અમે ખુશ હતા. નવો રસ્તો ફળ્યો હતો. પલાણભાઈ મંદિરના અવશેષો જોવામાં રોકા-યેલા હતા ત્યાં મારાથી રાડ પડાઈ ગઈ !

સામે વિશાળ બાંધકામનું પ્લેટફોર્મ જોઈને!! ઝર ઓળંગીને સામે જવાનું હતું, બધા કહે અત્યારે મોડું થયું છે, પછી વાત. પણ મેં જીદ પકડી. બધાને નમતું જોખવું પડયું. પલાણભાઈ કહે તમે બધા અહીં ઊભા રહો હું હમણાં જ આવું છે અને તે એકલા સામે કાંઠે પહોંચ્યા, પેલા બાંધકામ ઉપર ચડયા અને ઈંટનો એક મોટો ટુકડો ઊંચો કર્યો! અમે બધા પણ ત્યાં પહોંચ્યા, સ્થળમાં કંઈક નવીન લાગતું હતું. મેં મારી આદત મુજબ ટકો કર્યો કે "આ તો બૌદ્ધ-વિહાર છે." બરાબર તપાસ કરી, બીજા મિત્રો મોડું થવાની ચિંતામાં હતા, અમે બે આનંદમાં આવી એક બીજા સામું હસતા હતા. પલાણભાઈ શું કહે છે એ જાણવા હું આતુર હતો ત્યાં "પુરી, આપણે સફળ થયા છીએ. જે રહસ્ય શોધતા હતા તે મળી ગયું છે પણ અત્યારે તો ચાલો, ઉપર, સવારે આવશું!" અને અંધારામાં ઠેબાં ખાતા અમે ઉપર ચડવા લાગ્યા.

## ભોમિયા છતાં ભૂલ્યા

ગમે તેમ પણ કોઈ દિવસ નહિ અને આજે રસ્તો ભૂલ્યા! વેણુ અને આભપરાની ગીચ વનરાઈમાં ઉપર ચડવું કઠિન થઈ પડ્યું. ક્યાં આવીને ઊભા હતા તેની ખબર જ ન પડે! કંઈ ન સૂઝે તેવું અંધારું થયું. કેડી ન હતી, પગ ક્યાં પડતા હતા તે ખબર ન હતી. જનાવરની બીક, ઊંચું કઠણ ચડવાનું અને ગીચોગીચ વનસ્પતિ. નવા મિત્રો: "તમારો આભપરો ક્યાં છે?" એમ પૂછતા હતા. ત્રણેક કલાકના સતત પ્રયત્ન પછી અમે સાવ હતાશ થઈને બેઠા. જરાક ખુલ્લી જગ્યા આવે તો રાત કાઢી નાખીએ એવું નક્કી કર્યું. ઝાડવાની એક બાજુથી કોક જનાવર ટપકયું અને પાંચેક મિનિટ અમે સાવ સૂનમૂન બનીને ઊભા રહ્યા. શું કરવું? એક ખુલ્લી જગ્યા આવી. પલાણભાઈ કહે 'આ સામે દેખાય તે ટેકરા ઉપર સડક છે, જો ત્યાં પહોંચી જઈએ તો ઠીક.' અને ફરી એકવાર બાજુની ઝાડીમાંથી થઈ ઉપર ચડવા માંડયું. રાતના લગભગ ૧૨ વાગ્યે આભપરા જતી સડક ઉપર અમે પહોંચ્યા. થાક ખાધો પણ આભપરો હજુ દૂર હતો. રસ્તાની વંડીએ વંડીએ ચડવા માંડયું. બે મિત્રો ચશ્માવાળા, હાથ ઝાલીને ઉપર ચાલ્યા, થાક–હતાશા અમે સાવ લોથ થઈ ગયા હતા. આભપરે દેવજી મહારાજની જગ્યામાં પહોંચી નંખાઈ ગયેલી હાલતમાં આસરો લીધો.

## ભૂખ તરસ ને ભૂલભૂલામણી

વળતે દિવસે વહેલી સવારે આભપરાની પાછળ ઊતરી ફોલેશ્વર જવું હતું. નવા મિત્રો જરા થાકેલા હતા, પલાણભાઈની દાનત જરા જુદી હતી, તેમને વેણુ ડુંગરના પાછળના ભાગે કોઈ બૌદ્ધગુફા હોવાની શંકા હતી એટલે સવારે ઊઠતાં જ આડો રસ્તો લીધો! મારા સિવાય એમનો આ જુલમ કોઈ જાણી શકયા નહિ. અને ફરી ભૂલામણીમાં પડયા. દિવસ હતો, બધા લ્હેરમાં હતા અને અમે લાભ લીધો. જે પ્રથમ જ વાર અમારી સાથે આવતા હતા તેને ધન્યવાદ આપ્યા સિવાય ચાલે તેમ નથી, ભૂવાસાહેબ નહિ ચાલી શકે એવું અમને હતું પણ એ ધાર્યા કરતાં વધારે મક્કમ અને રમૂજી નીકળ્યા. સૌથી પહેલો થાક નરેશભાઈએ અનુભવ્યો. જે થાકે તેનો થેલો પલાણભાઈને ખંભે ચડતો જતો હતો! જ્યારે ફોલેશ્વર પહોંચ્યા ત્યારે દોઢેક માઈલ પાછળ એક નેસડામાં જ્યાં પાણી પીતાં ખોડિયારભાઈના ચશ્મા રહી ગયા હતા તે લેવા સખત તડકામાં શ્રી. પલાણભાઈએ પાછી દોટ મૂકી! (ફોલેશ્વર વિશે પછી વાત કરીશ.)

ફોલેશ્વરથી ૭ માઈલ ચાલીને બીલેશ્વર આવ્યા ત્યારે અમારી હાલત જોવા જેવી હતી! ભૂખ અને થાકથી કાળા પડી ગયેલા અમે બધા જે હાથમાં આવ્યું તેની ઉપર કોઈની પણ રાહ જોયા વિના તૂટી પડયા. મોડી રાતે પોરબંદર પહોંચ્યા.

## જ્ઞાનસત્ર પહેલાંનો પ્રવાસ

બીજે દિવસે હું પલાણભાઈ પાસે પહોંચ્યો. પેલા બાંધકામનું શું? બીજા જ રવિવારે પાછા જવાનું નક્કી કર્યું અને ૮–૧૦–૭૨ સવારે પલાણ, પંડયા અને હું ઊપડયા. બસસ્ટેન્ડ ઉપર એક ચોથા મિત્ર મળી ગયા. સોન્ધવભાઇ! બસમાં શ્રી મૂળુભાઈ પાલિયાની વાતો ચાલી. એમને નહિ મળેલા સાગર સમ્રાટ સૈંધવો મળી ગયા. ધૂમલી, નવી શોધખોળ

અને સાથમાં સૈંધવ બધો મેળ બેસી ગયો હતો. પણ શ્રી મૂળુભાઈએ ગઝબના વિચારમાં નાખી દીધા હતા. તેમની યાદદાસ્ત સાચી લાગતી હતી. પલાણુભાઈ મળ્યા તેટલાં પુસ્તકો તપાસી તપાસીને સાથે નોંધ કરીને લાવ્યા હતા. મૂળુભાઈએ કહેલ હુડુબિલિકા, સુવર્ણ મંજરીબધાનો મેળ બેસાડવો હતો. અમને ક્યાંય ચેન ન હતું, ઈંટનું રહસ્ય આજે હાથ લાગશે પણ બીજાનું શું ? આંગણે આવી રહેલા જ્ઞાનસત્રનું શું ? આતો (મણિભાઈને અમે 'આતા' કહીએ છીએ.) જ્ઞાનસત્રની ચિંતામાં હતો અને અમે 'બિલિકા' પકડવા માગતા હતા. નક્કી કર્યું કે જે મળે તે હવે આ છેલ્લો જ પ્રવાસ છે પછી જ્ઞાનસત્ર પૂરું થાય ત્યારે જ.

## ઉકેલનો અનવિધ્ય આનંદ

ઘૂમલી આવી પહોંચ્યા, ખોદકામના સાધનો, કૅમેરા, દૂરબીન બધું સાથે હતું. સીધા ભૃગુકુંડ ઉપર, ઘરે જ આવ્યા હોઈએ તેમ બન્ને સાધુભાઈઓને ખીચડી શાક વગેરેનું સીધું સોંપી, બનાવી રાખજો એમ કહી અમે પેલા બાંધકામ ઉપર આવી ઊભા. ચારેબાજુથી માપ લીધું, જગ્યા જોઈને સૈંધવને હાથે જ ખોદકામ ચાલુ કર્યું. અમારા મહાન આશ્ચર્ય વચ્ચે ત્યાંથી ૨૦ ઈંચ લાંબી, ૧૨ ઈંચ પહોળી અને ૪ ઈંચ જાડી એક ઈંટ બહાર નીકળી આવી ! કેટલા માપની ઇંટ ભારતમાં કયા ભાગમાંથી નીકળી છે અને તે કયા કાળની છે તેનો આખો આલેખ શ્રી નરોત્તમ પલાણે કાઢ્યો અને આ ઈંટ ઈ. સ. પૂર્વે ૩૨૨–થી ઈ. સ. પૂર્વે ૧૮૪ વચ્ચેની છે તેમ જાહેર કર્યું ! અમે પુરાતત્ત્વ તથા ઇતિહાસની ગંભીર ગલીઓમાં ભટકતા હતા. આ શું ? કોણ ? કેવી રીતે ? પલાણુભાઈ પ્રશ્નોના જવાબ દેતા હતા, મેળ બેસાડતા હતા. ઘૂમલી એક ગઝબનો પલટો લેતું હતું ! પંદરસો વરસની અંદરના અવશેષો ધરાવતું ઘૂમલી, જૂનાગઢના અશોકના શિલાલેખની પડખે પોતાનું સ્થાન નક્કી કરતું હતું. આ બૌદ્ધ વિહાર છે. આખા ભારતવર્ષમાં માત્ર સારનાથથી પ્રાપ્ત ઈંટોના માપની જ આ ઈંટ, ગુજરાતમાં પ્રથમવાર જ અહીંથી મળતી હતી.

અમે ખોદીને બાજુમાં ઊભા હતા. પલાણુભાઈ આડાઅવળા ફોટા લેતા હતા, અહીંતહીંનું માપ લેવડાવતા હતા, નક્કી નિર્ણય ઉપર આવતા હતા અને આખર આ બૌદ્ધ સ્તૂપ છે, બાજુના વિહાર છે. મૌર્યકાલીન સ્થળ છે, ગુજરાતના ઈતિહાસ ઉપર નવો પ્રકાશ છે. અમે લહેરમાં આવી ગયા, ત્રણ વર્ષની મૂંઝવણનો અંત આવ્યો હતો. આજુબાજુના સ્થળનો વિચાર કરતાં ઈતિહાસના સગડ વધારે ઊંડા જતા હતા. ભૃગુકુંડના આઠમી સદીના હિન્દુ મંદિરોનું શું ? અહીંથી બૌદ્ધોને કોણે કાઢ્યા ? ત્યારે આ ઘૂમલી ઘૂમલી હતું ? આખા ગુજરાત–સૌરાષ્ટ્રમાં મોટામાં મોટી ઈંટ અહીંથી ? ઘૂમલી ભૂતકાળમાં કેવું પ્રખ્યાત નગર હશે ? કોણ રાજા હશે ?

વિચારો ઊભરાતા હતા અમે ઊંડાને ઊંડા ઉતરતા જતા હતા. ઈંટ લઇને ભૃગુકુંડ ઉપર આવ્યા ઈંટને પોરબંદર પહોંચાડી. ઈતિહાસ અને સંશોધનના ગ્રંથો ઉથલાવવાનું શરૂ થયું–

( વધુ આવતા અંકે )



## નદીના દુહા

સાગરને જઇ સોંપશું, તરસ્યાં પાશું તીર;
સંઘરશું નહીં ચાપવું, કદી અમારાં નીર–૧.
લીધાથી દીધા તણો, આનંદ થાય અપાર;
ખાલી અમારાં ખોતરાં, ભૂતળ સમજો ભાર–૨.
કીધેલ નહીં અમે કોઇદી, વારીનો વેપાર;
માનવ મૂલવવા મંડયાં, એનું દુઃખ અપાર–૩.

બળદેવભાઈ નરેલા

# સમજુડી

ડૉ. હરિભાઇ ગૌદાની

"ગામ જાય ન ગાડું જોડે, સદાય હાલે પાળી,
નારી નર સમ નીપજી, લાંબા હાથુંવાળી."

"કાં માધા! થાળી વાગી?"

"ના, થાળી વાગી નથ, પણ છોકરું રોવાનો અવાજ સંભળાણો."

"તંઈ તો માધા જુંજાને ઘેર લખમી પધાર્યાં લાગે છે."

"હા! એમ જ લાગે છે."

"જેવી ઠાકર મહારાજની મરજી!"

"હા મેપા આતા! ઠાકરે કર્યું ઈ ખરું. પણ ઠાકર મહારાજે પાશેર માટી આઘી પાછી કરી હોત તો આજ આખા ગામમાં ધોખે ને ખોબે સાકર વહેંચાત."

"આવ જુંજા, આવ. તારે ઘેર લખમી પધાર્યાં લાગે છે. ઠાકર મહારાજે દીકરો દીધો હોત તો બહુ રૂડું થાત."

"મેપા આતા! ઠાકર મહારાજને ગમ્યું ઈ ખરું. આવતલ દીકરીએ મારું વાંઝિયા મેણું ભાંગ્યું, ઈથી ઈ દીકરી મારે મન સાત દીકરા સમી છે."

જુંજો પટેલ નીપ ગામનો પોલીસ પટેલ હતો. પાંચમાં પૂછાય એવો વાતડાહ્યો હતો. એને ઘેર સાત ભેંસોના દૂઝાણાં હતાં. ઈ પટેલ દોઢ સો વીઘા જમીનનો ખેડૂત હતો. બધી વાતે સુખી જુંજા પટેલને ઘેર બાળો સાદ સંભળાતો નહોતો, પણ આજ ભગવાને એના ઉપર મહેર કરી. એને ઘેર દીકરો નહીં તો દીકરીનો બાળો સાદ સંભળાયો.

છઠ્ઠીને દિવસે એની ફઈએ આવતલ દીકરીનું નામ 'સમજુડી' પાડયું. દિવસો જતાં સમજુડી સવા વરસની થઈ. આટલી નાની ઉંમરે હાડેતી સમજુડી આખા ફળિયામાં આંટા મારી પાડોશીના છોકરાને ધબેડવા માંડી.

જોત જાતામાં સમજુડી પાંચ વરસની થઈ ગઇ. સાત ખોટની સમજુડી ઝાઝા લાડમાં લાડકી બની ગઈ. ખાધે પીધે સુખી ઘરની સમજુડી સાત વરસની ઉંમરે પહોંચતાં અગિયાર વરસની મુગ્ધા જેવી દેખાવા માંડી.

નાનપણથી જ સમજુડીને છોકરીઓ કરતાં છોકરાઓ સાથે રમવાનું વધારે ફાવતું. સાત વરસની ઉંમરે પહોંચેલ સમજુડીએ અદુગદુ, ખીલપાડો, ભગડતૂતૂ, હળૂતુંતુ, અને ઓળાંભકોળાંભ જેવી છોકરાઓની રમતમાં સારી ફાવટ મેળવી લીધી.

ઘણીવાર એની હેડીની છોકરીઓ સમજુડીને કહેતી કે: "સમજુડી! તને ભગવાને છોકરો ઘડતાં ઘડતાં છોડી ઘડી નાખી લાગે છે."

ત્યારે સમજુડી કહેતી કે: "હવે હું ભગવાને કરેલી ભૂલ સુધારી લઈશ. આવતી દીવાળી પછી હું છોકરાના જેવા જ લૂગડાં પહેરીશ."

આસો વદ અગિયારશને દિવસે સમજુડીએ જુંજા પટેલની રજા લઈ છોકરાના જેવાં લૂગડાં સીવડાવ્યાં. અને બેસતા વરસને દિવસેથી સમજુડીએ ઈ લૂગડાં પહેરવાની શરૂઆત કરી.

બેસતા વરસને દિવસે સમજુડી છોકરાનાં લૂગડાં પહેરી ગામમાં નીકળી ત્યારે ગામલોકોએ સમજુડીને કહ્યું કે: "સમજુ! તને આદમીના લૂગડાં ભારે ભળે છે."

એ સાલનું ચોમાસું આવ્યું ત્યારે ગામથી થોડે દૂર આવેલ મસાણિયા ધૂનામાં પાંચ માથોડા પાણી ભરાયું. ગામના છોકરાઓ આ ધૂના કાંઠે ઊગેલ ખીજડા ઉપર ચડી ધૂનામાં ધૂબકા ખાવા માંડયા. આ વાતની સમજુડીને ખબર પડી એટલે તે ધૂને પૂગી અને તરતાં શીખવાનો નિર્ણય કરી લીધો. થોડા

દિવસમાં જ સમજુડી તરતાં શીખી ગઇ. પછી તો એણે ઢબઢબ તર્ય, છત્તી તર્ય. ઊણી તર્ય, દેડકા તર્ય અને માછલી તર્ય વિગેરે પ્રકારની તરવાની રીતો શીખી લીધી. ચોમાસું પૂરૂં થતાંમાં તો સમજુડીએ મસાણિયા ધૂનામાં તરતા છોકરાઓ હાર્યે ડબકી ડોળની રમત રમવા માંડી.

બીજું ચોમાસું પૂરૂં થયું ન થયું ત્યાં તો સમજુડીએ કોશિયા ધૂબકા, એકથી માંડીને ત્રણ ગૂલાંટવાળા ધૂબકા અને કાતરડિયા ધૂબકા વિગેરે પ્રકારના અઘરા ધૂબકા મારવાની કળા શીખી લીધી.

તરતાં શીખ્યા પછી સમજુડીનું શરીર પહેલવાન જેવું મજબૂત બનવા લાગ્યું. ચૌદ વર્ષની ઉંમરે પહોંચતાં સમજુડી જુવાનજોધ બાઈમાણસને આંટી દે તેવી દેખાવા માંડી. ઊભી ઊભી બે તાંસળી દૂધ પી જનાર, ટંકે અડધી કૂંડા–થાળી ચૂરમું ઝાપટી જનાર સમજુડી એની હેડીના જુવાનને એક જ ધબ્બે વાંકો વાળી દેવા લાગી.

એક દિવસ સમજુડીની માએ સમજુડીને કહ્યું કે: "દીકરી! તું હવે જુવાન થઈ. હવે તારે ભાયડા છાપ મટી અસ્રીના સ્વાંગ સજવા જોઈએ."

એની માની વાત સાંભળતાં જ ગુસ્સે થએલી સમજુડીએ કહ્યું કે: "મા! આદમી હાર્યે પરણીને હું એના ગોલાપા કરવા માગતી નથ્ય. મને તો મારા ગોલાપા કરે એવો:

"વર રાંધણીયો, વર ચીંધણીયો,
વર ઘમ્મર ઘંટી તાણે,

જો કન્યાના ભાગ્યમાં હોય તો
બેડે પાણી આણે."

એવો વર મળે તો જ હું એની હાર્યે પરણવા વિચારીશ."

માએ કહ્યું કે: "દીકરી! મરદ તે વળી અસ્રીના ગોલાપા કરતો હશે?"

"મા! પુરૂષ અને સ્રીને ભગવાને એકસરખા બનાવ્યા છે તો પછી એકમીજાના ગોલાપા શું લેવા કરે?"

"દીકરી! ભગવાને અસ્રી અને પુરૂષને એકસરખા ઘડયા છે પણ એમાં થોડોક ફેર પાડયો છે. ભગવાને અસ્રી જાતને થોડી પરવશ રાખી છે એટલે અસ્રીને પુરૂષની તાબેદારી સ્વીકારવી પડે પણ હું ઈ વાતને ગોલાપા માનતી નથ્ય. ભગવાને પુરૂષના અંગ એવાં ઘડયાં છે કે તેનાથી અમુક પ્રકારના કામ થઈ શકે જે કામ સ્રીથી થઈ શકે નહિ એટલે સ્રી થોડી પરવશ ગણાય."

"મા! મને તારી વાત બરોબર ગળે ઊતરી નહિ. એટલે હું તો મારો કક્કો જ સાચો માનીશ."

પછી તો પાંચ હાથ પૂરી રૂપ રૂપના અંબાર સમી સમજુડીને જોવા ઘણાં મૂરતિયાઓ આવવા લાગ્યા. સમજુડીના બાપનું આબરૂદાર ખોરડું, સમજુડીનું રૂપ, અને સમજુડીના બાપના વારસાની મઘલાળ એમ ત્રેવડા કારણસર નીપ ગામ જુવાન મહેમાનોનું થાણું બનવા લાગ્યું, પણ સમજુડીને જોવા જનાર મૂરતિયા સમજુડીનો ભાયડા છાપ દેખાવ જોઈને માથું ખંખેરી પાછા ફરવા લાગ્યા. ધીમે ધીમે આ વાત આખી કંઠાળમાં ફેલાતાં એકાદ વરસ બાદ સમજુડીને જોવા આવતા મૂરતિયાનો પ્રવાહ નહિવત્ બની ગયો.

એ સમયે સમજુડીની નાતમાં ગઢાળી ગામનો વજો માંગૂકિયો રૂપાળા જુવાનોમાં મોખરે ગણાતો. એણે સમજુડીને જોઈ આવેલ જુવાનિયાઓની વાત સાંભળી મનમાં નક્કી કર્યું કે: "કોઈપણ હિસાબે ઈ માથાભારે સમજુડીને મારા ઘરનું પાણી ભરાવું તો જ હું વજો માંગુકિયો ખરો."

વજે માંગુકિયે જુંજા પટેલને કાગળ લખી જણાવ્યું કે હું પંદર દિવસ પછી તમારી દીકરી સમજુડીને જોવા આવીશ.

વજા માંગુકિયાનો કાગળ મળતાં જ જુંજે પટેલે એની પત્ની મારફત સમજુડીને કહેવરાવ્યું કે વજા માંગુકિયા જેવો નરવો, ગરવો અને બળવાન જુવાન સામે ચાલીને આપણે ઘેર આવે છે એટલે એ જુવાન સાથે તારે જોતરાવું પડશે.

સમજુડીની માએ સમજુડીને આ બાબત સમજાવી. પણ સમજુડીએ ના પાડી એટલે જુંજા પટેલે કહ્યું કે: "જો તને વજો માંગુકિયો પસંદ કરશે અને તું ના પાડીશ તો હું અફીણ ઘોળીશ."

આ વાત ઉપર બહુ વિચાર કરી સમજુડીએ મનમાં નક્કી કર્યું કે "હું એવી ગોઠવણ કરીશ કે જેને લઈને વજો માંગુકિયો મને પસંદ કરે જ નહિ."

વજો માંગુકિયો આવવાનો હતો તે દિવસે વહેલી ઊઠી સમજુડીએ સ્ત્રીના કપડાં પહેરી માથે બેડું મૂકી ગામ ઝાંપાથી થોડે દૂર આવેલ મીઠે કૂવે જઈ પાણી ભરવા માંડયું. સમજૂડીને સ્ત્રીનો પહેરવેશ પહેરી પાણી ભરતી જોઈ આખું ગામ રાજીના રેડ થઈ ગયું. ત્રણેક બેડાં પાણી ભર્યા પછી સમજુડી બેડું ઊટકવાને બહાને કૂવા કાંઠે રોકાઈ ગઈ.

નાડાવા દી ચડયો ત્યાં તો લખી ઘોડી ઉપર સ્વાર થઈ પાંચ હાથ પૂરો માકઠા ડેર જેવો વજો માંગુકિયો ઓતરાદે કેડે દેખાયો.

સમજુડી આવનાર જુવાનને ઓળખી ગઈ. એટલે માથે બેડું લઈ આવનારના મારગ તરફ સામી ચાલી. ઘોડું નજીક આવ્યું એટલે જરાક બોખડા જેવી બનીને સમજુડીએ કહ્યું કે: "છોતડા! તારે તે ગામ લે'વું?"

આવનાર જુવાને કહ્યું કે: "હું ગઢાળી રહું છું અને મારે આ ગામમાં જુંજા પટેલને ઘેર જાવું છે."

સમજુડીએ જરાક લહેકો કરી કહ્યું કે: 'છોતડયા! તારે ધૂંધા પતલનું થુ કામ થે?"

વજો માંગુકિયે કહ્યું કે: "મારે જુંજા પટેલની દીકરી સમજુડીને જોવા જાવું છે?"

આવનાર જુવાનના શબ્દો સાંભળતાં જ જરાક એક બાજુ ફરી શરમાયાનો દેખાવ કરી એક આંખ ઉત્તરમાં અને બીજી આંખ દખણમાં ફેરવી સમજુડીએ કહ્યું કે: "અડડ છોતડયા! તું માલો હલ ઠવા આવ્યો થો?"

ઘોડીને એક બાજુ તારવી જરાક મુંઝાઈ વજો માંગુકિયો ગામ ઝાંપે ગયો અને ઝાંપે ઊભેલા એક માણસને પૂછ્યું કે: "ભાઈ! ઓલ્યા કૂવા પાસે ઊભી છે ઈ જુવાનડીની ઓળખાણ આપશો?"

એ માણસે કહ્યું કે: "ભાઈ! ઈ તો અમારા ગામના જુંજા પટેલની લાડકી દીકરી સમજુડી છે."

એ માણસની વાત સાંભળી વજે માંગુકિયે ઘોડી પાછી વાળતાં નજીકમાં ઊભેલ ગામના બ્રાહ્મણને કહ્યું કે: "મહારાજ! જુંજા પટેલને ઘેર જઈ કહેજો કે ગઢાળાથી વજો માંગુકિયો જુંજા પટેલની દીકરીને જોવા આવ્યો હતો. પણ કન્યા ન ગમતાં પાછો ફર્યો છું."

ગામ ગોરે જઈ જુંજા પટેલને વજો માંગુકિયો પાછો ફર્યો ઈ વાતના સમાચાર આપ્યા.

વજો માંગુકિયો એને ગામ ગયો કે તરત જ એની હેડીના જુવાનિયાઓએ પૂછ્યું: વજા, સમજુડી હાર્યે વેશવાળ કરી આવ્યો?"

વજે માંગુકિયે કહ્યું કે: "ઈ ત્રાંસી અને બોખડીને કોણ પરણે?"

ભાઈબંધોએ કહ્યું કે: "વજા! તને સમજુડી બનાવી ગઈ. એ બોખડીય નથી અને તોતળિય નથી."

ગામના જુવાનોની વાત સાંભળી વજે માંગુકિયે માથું ખંજવાળ્યું. મનમાં નકકી કર્યું કે સમજુડીએ મને બનાવ્યો. હવે હું એને બનાવી એની હાર્યે લગન કરું તો જ વજો માંગુકિયો ખરો.

સમજુડી ગમે ત્યાં ગામતરે જાય ત્યારે પગે ચાલીને જ જતી. એકવાર સમજુડી એની માસીને ગામ જવા નીકળી. પગપાળા ચાલતાં ચાલતાં મારગમાં એને એક બઢિયા જુવાનનો સાથ થયો. અડધો એક ગાઉ ચાલતાં ઓથાને માર્ગે આવતી ઊંડી નેળ્યમાં બેય ઊતર્યાં. લાંબા અને ટૂંકા વાતો કરતાં કરતાં અડધી નેળ્યે પહોંચ્યા. ત્યારે એને એકલિયો દેવલો ડાકુ સામો મળ્યો. એણે નમાલા પુરુષ સાથે ચાલી આવતી સ્ત્રીને જોઈને ખંભેથા બંદૂક ઊતારી બંનેની સામે નોંધી પડકાર કર્યો કે: "બેય જણ

જ્યાં છો ત્યાંના ત્યાં ઊભા રહી જાવ અને તમારી પાસે જે કાંઈ દરદાગીના હોય તે ઊતારીને ઘા કરી દ્યો. નહીંતર બેયને ગોળીએ દઈશ."

સમજુડી અને બઠિયો જુવાન એક જગ્યાએ ઊભા રહી ગયા. પછી સમજુડીએ કહ્યું : "હુ ઘરેણાં પહેરતી નથ્ય એટલે મારી પાંહે એકેય ઘરેણું નથી પણ આ ઠીંગણા જુવાનને ગળે સોનાનો ટૂંપિયો પહેરેલ છે. તારે જોઈતો હોય તો આંય આવી લઈ જા."

દૂર ઊભા ઊભા દેવલે ડાકુએ ઠીંગણા જુવાનને કહ્યું કે : "એલા બઠિયા ! તારે ગળેથી ટૂંપિયો ઊતારી આણી કોર્ય ઘા કરી દે. વાર લગાડીશ તો ગોળીએ દઈશ."

બહારવટિયાનાં આકરાં વેણ સાંભળી પવન સામે પાંદડું ધ્રુજે એમ ધ્રુજતો ધ્રુજતો બઠિયો જુવાન ટૂંપિયાની ખીલી ઊઘાડવા માંડયો પણ ખીલી ઊઘડી નહિ એટલે દેવલે સમજૂડીને ટૂંપિયાની ખીલી ઊઘાડવા કહ્યું પણ ટૂંપિયાની ખીલી ઊઘાડવાનો ડોળ કરી સમજુડીએ ના પાડી એટલે દેવલો નજીક આવ્યો અને ઘોડેથી ઊતરી બંદૂકને એક બાજુ મૂકી બઠિયા જુવાનના ગળામાં પડેલ ટૂંપિયાની ખીલી ઊઘાડવા માંડી.

આ તકનો લાભ લઈ સમજુડીએ ઝબડાકુ દેવલાની જોટાળી બંદૂક ઊપાડી લીધી. અને દેવલાની પીઠ પાછળ ધરી કહ્યું કે : "જેમ છો એમનો એમ ઊભો રહી જાજે. નહીંતર આ જોટાળી તારી સગી નહિં થાય."

કાળઝાળ લાગતો ડાકુ સિંયાંની મીંદડી જેવો થઈ ઊભો રહી ગયો. પછી દેવલાને માથે બાંધેલ ફેંટાનો છેડો ખેંચી સમજુડીએ આખો ફેંટો પોતાના તરફ ઊલાળી નાખ્યો. પછી એણે પેલા બઠિયા જુવાનને દેવલાના બેય હાથ બાંધી લેવા કહ્યું. ધ્રુજતાં ધ્રુજતાં બઠિયા જુવાને દેવલના બેય હાથ બાંધી દીધા પછી સમજુડીએ ડાકુના હાથપગ વચ્ચે લાકડી ભરાવી એને રણુગોવાળિયો બનાવી મારગ વચ્ચે આડો પાડી દીધો. આડા પડી ગયેલ ડાકુ દેવલાને માર્ગમાં મૂકી એના જ ઘોડા ઉપર સ્વાર થઈ બઠિયા જુવાનને બેલાડયમાં બેસાડી સમજુડીએ એની માસીના ગામનો મારગ લીધો.

ઉપરની વાતને બે–એક વર્ષ નીકળી ગયાં. એક દિવસ દેલમાલના જેઠી પહેલવાનો નીપ આવી ચડયા. એણે ગામના ચોકમાં મરદાનગીની રમતો શરૂ કરી. એક પહેલવાને છાતી ઉપર પાંચ–મણિયો પથ્થર ભંગાવ્યો. બીજાએ બળુકા બળદ જોડેલ ગાડાને ઠાંઠેથી પકડી ઊભું રાખી દીધું. ત્રીજે કોસ, વરતની પેટી વાળી કોસ વરતું તોડી નાંખ્યું. આમ ત્રણ–ચાર ખેલ પૂરા થયા પછી ટોળીના નાયકે કહ્યું કે : "આ ગામમાં કોઈ એવો જુવાન છે કે જેની આંગળી હું મારી મૂઠીમાં પકડી રાખું પછી એ આંગળી ત્રીસ ગણું એટલીવારમાં છોડાવી દે ?"

ટોળીના નાયકના શબ્દો સાંભળી ગામના જુવાનોમાં સન્નાટો ફેલાઈ ગયો. આમનામ એક ઘડી વહી ગઈ. પણ કોઈ ઊભું થયું નહિ. નાયકે બીજીવાર પડકાર ફેંકયો. એટલે એ પડકાર ઝીલી લેતાં સમજુડી ઊભી થઈ. અને કહ્યું કે "નાયક ! તારી વાત મારે મન ડાબા હાથનો ખેલ છે. પણ હું તારી આંગળી મારી મૂઠીમાં પકડી રાખું અને તું ઈ આંગળી છોડાવી દે તો હું તને ભડનો દીકરો જાણું."

પહેલવાને સમજુડીનો પડકાર ઝીલી લીધો. પછી સમજુડીએ પડ વચ્ચે એક ખાટલો મૂકાવ્યો અને પોતે ખાટલા ઉપર બેઠી. પછી એણે પેલા નાયકની આંગળી પોતાની મૂઠીમાં પકડી રાખી કહ્યું કે : "હવે તારામાં જોર હોય એટલું વાપરી મારી મૂઠીમાંથી તારી આંગળી છોડાવી દે."

પહેલવાન બહુ બળુકો હતો. એ આંગળા છોડાવવા બળ કરવા માંડયો. એણે ઘણું બળ કર્યું એનું આખું મોઢું લાલચોળ થઈ ગયું. એને ડીલે પરસેવો વળી ગયો., સમજુડીની મૂઠીમાંથી એની આંગળી છૂટી શકી નહિ. છેવટે જીવ ઉપર આવી જઈ પહેલવાને આંગળી છોડાવવાનો મરણિયો પ્રયાસ કર્યો અને બધાના આશ્ચર્ય વચ્ચે પહેલવાને સમજુ-

ડીની મૂઠીમાંથી પોતાની આંગળી છોડાવી. પણ આંગળી ઉપરની બધી જ ચામડી સમજુડીના હાથમાં રહી ગઈ અને ચામડી વચ્ચેનો હાડ માંસનો લોચો બહાર આવ્યો.

આ બેમાં કોણ જીત્યું અને કોણ હાર્યું એ વાત કોયડા જેવી બની ગઈ. આ કોયડાનો ઉકેલ લાવતાં એક બારોટે કહ્યું કે: "ભાઈ, આ તો ભાર છે ભાજીનો કે પાટિયો વધાર લઈ જાય. ? ઈ વાળો ઘાટ થયો. માળાં બેય સરખાં નીકળ્યાં."

ઝાડને છાંયે બેઠેલ એક ડોશીએ કહ્યું કે: "બારોટ ! આ બેય બાળુકાનાં લગન થઈ જાય તો એને ઘેર હનુમાન ને ભીમ જેવી પ્રજા નીપજે."

ડોશીની વાત ઉપાડી લઈ મોટા મંદિરની ભકતાણીએ કહ્યું કે: "સાંભળ, સમજુડી સાંભળ ! આખો ભવ ભાયડાની જેમ રખડવા કરતાં આ બળવાન પહેલવાનનું ઘર માંડ તો જયજયકાર ગઈ જાય."

આખાબોલી સમજુડીએ તરત કહ્યું કે: "ભકતાણી મા ! એનું ઘર માંડવામાં મારે બીજો કોઈ વાંધો નથી પણ નાતનો વાંધો આવે."

ભકતાણી અને સમજુડી વચ્ચેની વાત સાંભળી રહેલ પહેલવાને ધીરે રહીને કહ્યું કે: "સમજુડી ઘર માંડવાની હા, પાડે તો હું એની નાત્યનો જ છું અને એને વરવા માટે મેં અને મારા ભાઈ-બંધોએ જેઠી પહેલવાનનો વેશ લીધો. બાકી હું તો ગઢાળી ગામનો વજો માંગુકિયો છું. સમજુડીએ મને એકવાર ન પરણવા માટે છેતર્યો છે અને આજ એને હું પરણવા માટે છેતરવા આવ્યો છું" આટલું બોલી વજે માંગુકિયે પહેલવાનનાં લૂગડાં ઉતારી નાખ્યાં. પછી ઘડિયાં લગન લેવાયાં. અને એ જ સાંજે સમજૂડી વજા માંગુકિયા સાથે પરણી ગઈ.

*

## ઓઝત નદીને કાંઠે

(ચારણ જ્ઞાતીમાં બોલાતી સરજ્યું)

સંપાદક :- કવિ મેકરણ ગગુભાઇ લીલા- સનાળી.

### -: સરજય :-

ઓઝતને કાંઠે માડી અગિયાર વડ છે,
વડે વડે ચારણના નેહ
બાઇ બાળ કુંવારાં.
સમરૂં તાં દીયે સુને સાદ,
શેણબાઇ વેદાની શેણલ દેશે સાદ,
શેણલ લેશે મારી સંભાળ રે.
બાઇ બાળ કુંવારાં- ટેક...
અરધી રાતે માડી આયડુ આવ્યો,
ગોરવિએ મેલ્યો ગોવાળ.
બાઇ બાળ કુંવારાં- ટેક...
ગોબિયું ખેતર માડી ગોરવી માનું,
ભેળવ્યું કેમ ભેળવાય?
બાઇ બાળ કુંવારાં- ટેક...
સીપાઇડાને માડી ચોંટીને લેજે,
એને ભુતાને ભળાવ
બાઇ બાળ કુંવારાં- ટેક ..
ગણુરે ઓઝતને કાંઠે માડી રાણો ગાવે
સંપત દેજ્યો સુખ સવાયે.
રે બાઇ બાળ કુંવારાં- ટેક...

### -: ઇન્તેખાબ :-

શેણબાઈના પિતા વેદા ગોરવિયાળાનાં નેહડા ઓઝત નદીને કાંઠે હતાં.

શેણી વિજાણંદની વાર્તામાં પણ-

"ઓઝત ઉછાળો લઇ, વિજાણંદ પાછો વાળ."

એમાં ઓઝત નદી પણ આ સરજ સાથે સંકળાયેલ છે. સરજ્યુંમાં ઓઝતને કાંઠે અગિયાર વડ કહ્યા છે. અત્યારે સાત વડલા ઘેઘુમ્બ છે. મોજુદ છે. ચાલુ સાલે હું ગોરવિયાળા ગયો ત્યારે નજરો નજર જોયેલા છે. વડલાની બાજુમાં વેદા ગોરવિયાળે જે શંકરની સ્થાપના કરેલ છે. તેનુ નાનુ એવું મંદિર પણ અત્યારે જેવી ને તેવી જ સ્થિતિમાં ઊભું યાદી પૂરે છે.

ગોરવિયાળા 'ગામનુ' ખેતર ગોબિયું કોઈ સીપાઈ દાયરો ભેંસુથી ભેળવે છે, ત્યારે શેણબાઈનાં પિતા વેદા ગોરવિયાળાની ભેંસુનો આયડુ (ચારનાર) આઈ શેણબાઈ પાસે આવી ધા નાખે છે.

આ સરજનું સરજન આખું ઓઝત નદીથી સંકળાયેલથી થયું છે. અત્યારે ગોબિયું ખેતર ચારણ દાયરા પાસે ઘરખેડમાં છે !

# વતનની પ્રીત

જયમલ્લ પરમાર

પૃથ્વીને વિષ્ણુની પત્ની કહી છે. પહેલાં ક્ષત્રિયો ને પાછળથી રાજકર્તા હિન્દુ રાજાઓ પણ વિષ્ણુના અવતાર મનાવાયા. એટલે એ બધા પણ પૃથ્વીપતિ કહેવાયા. ગઈકાલ સુધી ચપટી ધૂળના ધણી પણ પૃથ્વીપતિ કહેવાતા અને એ જ રીતે એને બિરદાવતા.

એ કાળે ન્યાય બળનો ગણાતો. જે જીતે તે રાજા. પછી જેટલી ધરતી જીતે એટલી ધરતીના જીવજંત પશુ પ્રાણી ઝાડ પાંદ ને માનવ માત્રના તે પતિ એટલે ધણી કહેવાતા. પછી તે હિંદુ હોય, મુસલમાન હોય કે ખ્રિસ્તી હોય પણ ધણી કહેવાતા.

દેશ પ્રદેશ જ નહિ પણ સીમ શેઢાની કે તસુ જમીનની તકરારોમાં સગા ભાઈઓ એકબીજાનાં માથાં વાઢતા આવ્યા છે તે આ ધણીપણાને કારણે. ભૂમિના-ધરતીના કોઈ ઉપકાર ભાવથી નહિ પણ માલિકી-ભાવથી, તેઓ ધરતીને ભોગવતા. એમાં પતિપણાનો-ધણીપણાનો ભાવ રહેતો આવ્યો છે.

જમીન ખેડૂતોની ન હતી. એ બધા વસવાયાં રાખ્યાં રહે ને કાઢયાં જાય એવાં ખેડવાયાં હતાં. ખેડુ જગતાત કહેવાયો ને ધરતીનો પુત્ર કહેવાયો તે તો વીસમી સદીની આધુનિક વાત છે. ત્યાં સુધી તો તે ધણીની-પૃથ્વીપતિની કૃપા ઉપર જ ખેડ કરી ખાતો ને ધણીના કોઠારો ભરતો. વધુ બળવાળા આગળ ઓછા બળવાળાને હારી ખાવું પડતું. તેથી જેમ પૃથ્વીના પતિઓ બદલાતા રહેતા તેમ ખેડાવાયાં પણ બદલતાં રહેતાં. એથી ધરતીની માયા તેઓ બહુ ન બાંધી શકતા.

આમ રાજાઓ કે ઠાકોર જાગીરદારો બધા ધણી-પતિ કહેવાતા અને પૃથ્વી-ધરતી પ્રત્યેનો તેઓનો કોઈ ઉપરકારભાવ ન હતો પણ માલિકીભાવ જ હતો. ન આ પૃથ્વીપતિઓ ધરતી પ્રત્યેનો ઉપકાર-ભાવ કેળવી શકયા, ન ખેડુ કોમોને કદી ઉપકારભાવ કેળવાવા દીધો. ધરતી માટે મરવા મારવાની જે એક વૃત્તિ કેળવવામાં આવી તે આ ધરતીની માલિકી માટે, ધણીપણા માટે.

પૃથ્વીને વિષ્ણુની પત્ની કહી. વિષ્ણુ પ્રાણીમાત્રના પોષક-પાલક એટલે કે જનક ગણાય છે. એટલે તો પૃથ્વી પ્રાણી માત્રની જનેતા-મા ઠરી. પ્રાણીમાત્ર ધરતીમાં ઉત્પન્ન થાય, ધરતીમાં પોષાય ને ધરતીને અંકે મળી જાય.

પ્રાણીમાત્રને-માનવીને તો ખસુસ કરીને ટાઢ તડકા, વાવાઝોડાં ને વરસાદથી રક્ષાવાની તેવડ ધરતીએ આપી. ઘાસચારો પૃથ્વીએ આપ્યાં. ફળ ફૂલનાં વૃક્ષો અને ઔષધિઓની વનસ્પતી પૃથ્વીએ આપ્યાં આમ જનમથી મૃત્યુ સુધી મા સિવાય આવું લાલન પાલન કોણ કરે? એટલે ઋષિ મુનિઓએ પૃથ્વીને-ધરતીને માતા કહી એની વંદના કરી. માનવી ન વીતાડવાનાં વકરમનાં ધરતી માથે વીતાડે છે છતાં ધરતીમાં માનવીએ મોટો ગુણ ક્ષમાનો જોયો. જે સ્ત્રીમાં ક્ષમાનો આવો મહાન ગુણ દેખાયો એને ધરતી સાથે મૂલવી "ક્ષમયા ધરિત્રી" કહી. પણ આ ધરતીનો આદ્ય સંસ્કાર સંત લોયણની વાણીમાં બોલ્યો :

"ખૂંદી રે ખમે માતા પરથમી"

એ જ વાત આદ્ય શંકરાચાર્યે બહુ ઉચ્ચ કક્ષાએ ને કાવ્યમય રીતે કહેલી :

સમુદ્ર વસને દેવિ પર્વતસ્તનમણ્ડલે ।
વિષ્ણુપત્નિ નમસ્તુભ્યમ્ પાદસ્પર્શં ક્ષમસ્વમે॥

"સમુદ્રનાં વસ્ત્રોવાળી, પર્વતોના સ્તનવાળી વિષ્ણુપત્ની એવી હે પૃથ્વીમાતા! હું તને નમસ્કાર કરૂં છું; મારા પગથી તને હું સ્પર્શ કરૂં છું એવા મારા અપરાધની તું મને ક્ષમા કર."

આખો ભાવ બદલાયો. પોતાને ધરતીના ધણી પૃથ્વીપતિ માનનારાનો ભાવ પૃથ્વીના ભોગવટાનો ધણી-

પણાનો–પતિપણાનો હતો, અહીં ગુણજ્ઞતાનો–કૃતજ્ઞતાનો પુત્રપણાનો ભાવ છે.

પૃથ્વીનું પતિપણું ગમે તે વધુ બળવાન ગમે તે પળે ઝૂંટવી લઈ શકતો હતો. ત્યારે પૃથ્વીનું માતાપણું ભલા બહાર ઝૂંટવી લઈ શકે તેમ ન હતા. આમ જનતામાં તો ધરતી માતાનો જ સંસ્કાર વિકાસ પામતો ગયો.

આ ધરતીમાતાનો સંસ્કાર તો સમગ્ર ધરતી માટેનો હતો, પણ માનવી જ્યાં જન્મ્યો, જે એની જન્મભૂમિ બની એ ભૂમિ પ્રત્યે એની માયા બંધાણી, જેને જનમભોમકાની માયા કે પ્રીત કહે છે તે. એને વતન પણ કહે છે. માનવ વસવાટો સ્થિર થતાં આવી એક વતનની પ્રીત વિકાસ પામી. વતન તો એક નેસડું કે નાનું ગામડું પણ હોય અને મોટું શહેર પણ હોય. પણ માનવીનો જેમ જેમ સામાજિક વિકાસ થતો ગયો તેમ તેમ એનામાં દેશભાવ જાગતો ગયો.

નેસડું, ગામડું, શહેર કે પ્રદેશ જ નહિ પણ જે સીમાઓ વડે જે ભૂમિનો સાંસ્કૃતિક ઋણાનુબંધ બંધાયો એ ભૂમિ એની જન્મભૂમિ મનાઈ. એ સીમાઓ વચ્ચેની ભૂમિ એનો દેશ મનાયો અને એમાંથી સ્વદેશની ભાવના જાગૃત થઈ.

સાઠ વર્ષ પહેલાંનો યુગ એવો એ દેશભક્તિનો–સ્વદેશભક્તિનો યુગ હતો. અમે નાના હતા ત્યારે "જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરિયસી" એવાં સૂત્રોથી ગગન ગોરંભાતું, માસિકો પાક્ષિકો ને સાપ્તાહિકોમાં દેશભક્તિની અનેક વાતો અનેક સ્વરૂપે પ્રગટ થતી, સ્વદેશાભિમાનની દુનિયાભરની વાતો પ્રગટ થતી રહેતી. જગતભરની કુરબાનીની કથાઓથી આપણું સાહિત્ય ઊભરાતું અને ૧૮૫૭ના બળવાનું અને ત્યારપછીના બોમ્બયુગ અને સ્વદેશીની ચળવળનું સાહિત્ય એ જ તે દિવસોનું કિશોરોથી માંડીને પ્રૌઢો સુધીનું વાચન હતું.

નાટક કંપનીઓ ગમે તેનો ખેલ ભજવે તેમાં સ્વદેશાભિમાનની વાતો ગીતો વણાતાં. અરે મોટાં મોટાં સ્વદેશાભિમાનના પ્રવચનોથી નાટકનાં મુખ્ય પાત્રો પ્રેક્ષકોની તાળીઓના ગગડાટ મેળવતા. પછી એ નાટક 'ઝાંસીની રાણી'નું હોય, 'દેશદીવાન'નું હોય, 'દુર્ગાદાસ'નું હોય કે 'મૂળુમાણેક'નું હોય. જૈન સાધુઓ સુધી આ સ્વદેશાભિમાનના આંદોલનની અસર પહોંચી ગયેલી. એમનાં વ્યાખ્યાનો દેશાભિમાન અને સ્વદેશીના પ્રચારથી રંગાયેલાં રહેતાં. સ્વ. નાનચંદ્રજી મુનિ તો ખાદી પરિધાનનાં વ્રતો લેવરાવતા. વણિક વેપારીઓ ઉપર એની ખૂબ અસર રહેતી. વચમાં તો જેણે ખાદી ન પહેરી હોય એના હાથનું વ્હોરતા પણ નહિ.

અમે બાળપોથીમાં હતા ત્યારે હોંશેહોંશે ગીત ગાતા :

અયી માતૃભૂમિ તેરે, ચરણોમેં શીશ નમાઉં,
મૈં ભક્તિ ભેટ અપની, તેરે ચરણમેં લાઉં.
માથે પે તુ હો ચંદન, છાતી પે તુ હો માલા.
જિહ્‌વાં પે ગીત તુમ્હો, મેં તેરા નામ ગાઉં.

પહેલી ચોપડીમાં આવ્યા ત્યારે અમારા ચીમન માસ્તર પૃથ્વીરાજ ચૌહાણની વાતો કરતા ત્યારે પૃથ્વીરાજ કોઈ સ્વરાજનો સેનાની હોય એવો રંગ ચડાવતા. શાહબુદ્દીન ઘોરી જાણે આપણા રાષ્ટ્ર ઉપર ચડી આવ્યો હોય અને પૃથ્વીરાજ જાણે સ્વાધીનતા માટે ઝૂઝતો દેશભક્ત હોય એવો રંગ આપતા. આજે ય એ ચંદ બારોટનું કવિત બોલતા તે એવું ને એવું યાદ છે :

ચાર બંસ ચાવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
તા પર તે સુલતાન હ, મત ચૂકે ચહુઆન.

પૃથ્વીરાજ ચૌહાણનું ચિત્ર અમારા દિલમાં કોઈ રાષ્ટ્રવીરની મૂર્તિ સમું અંકિત થઈ ગયેલું. એની ઐતિહાસિકતા તો ઈતિહાસમાં યુવાન વયે ઊંડા ઊતર્યા ત્યારે ખબર પડી કે સુરા તથા સુંદરીમાં ચકચૂર ડૂબી રહી દિલ્હી સર્વ પ્રથમ પરદેશીને હવાલે કરવાનું પહેલું માન પૃથ્વીરાજ ચૌહાણ ખાટી જાય છે.

રાષ્ટ્રભક્તિનો એ યુગ હતો. સ્વદેશાભિમાનના જુસ્સાથી અમે બધાં ગીતો ગાતા હતા. એમ તો 'ગુણવંતી ગુજરાત', 'ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' અને કચ્છનું 'વલો અસાંજો વતન, મુંજી માતૃભૂમિને

નસન' જેવાં પ્રદેશ પ્રદેશનાં ગીતો પણ ગાજતાં થઈ ગયેલાં. આજે લાગે છે કે આપણા રાષ્ટ્રની ભાવાત્મક એકતાનું ઘડતર કરવામાં આવાં ગીતો જતે દિવસે બાધક બનતાં થયાં છે. એમાંથી પ્રદેશવાદને જે પોષણ મળ્યું છે તે આજે આપણે ભોગવી રહ્યા છીએ.

ગાંધીજીએ સૂતરને તાંતણે સ્વરાજની હાકલ પાડેલી. ખાદીમાં ન સમજનારા પણ ખાદીનાં ગીતો ગાવામાં સ્વદેશાભિમાનનું ગૌરવ લેતા. એમાંના એક ગીતની ત્રુટક છુટક એક કડી મને યાદ છે :

ઘર ઘરમેં ચલા ચરખા, બનાકર કે સૂતકો,
લાખો કરોડો થાનમેં, ખાદી બનાઉંગા.

ખાદીની વાત ત્યારે સૌ કરવા લાગેલા, પણ ખાદી એટલે શું તે સૌ ઓછા જાણતા હતા. ખાદી ભાવના અને ખાદીના અર્થશાસ્ત્રની જાણ તો ગાંધીજીના સહવાસમાં આવેલા–રહેનારા અભ્યાસીઓ અને બુદ્ધિમાન સેવકોને જ હતી. અમે તો મિલોની પૂણીઓ મેળવતા, તકલી ઉપર એને કાંતતાં કાંતતાં ગાતા જતા કે :

તકલી નથી પણ તીર છે,
છાતી વીંધે સરકારની.

આ ખાદી ભાવના પાછી સત્ય ને અહિંસા આધારિત હતી. એમાં તકલીને તીર બનાવી સરકારની છાતી વીંધવાની હિંસાને સ્થાન ન હોય એ તો ધીરે ધીરે સમજેલા. અરે રાણપુરથી અમરેલી પરદેશી કાપડની દુકાનો પર પિકેટીંગ કરવા જવાનો આદેશ મળ્યો. ખુશ ખુશ થઈ ગયા. પણ અમારી ટૂકડી પાસે ખાદીનાં વસ્ત્રો ન હતાં તેનું શું ? તાબડતોબ ગામમાં ગયા. વેપારીઓ ખાદીને નામે પાણકોરાં, ગજી, માદરપાટ વગેરે ઘણું જાડા બરનું કાપડ વેચતા. અમે આખી ટૂકડીએ ખાદી સમજીને એ કાપડનો ગણવેશ બનાવરાવ્યો, ને એ પહેરીને અમરેલી જવા ઊપડયા ત્યારે રાષ્ટ્રીય પોષાક અપનાવેલા સૈનિકના અભિમાનથી અમારી છાતી ગજ ગજ ઊછળતી હતી.

ભાવના માતૃભૂમિની–માતૃભક્તિની હતી. શું કરવું શું ન કરવું એની હજી ક્યાં ગતાગમ હતી ! અમારા માટે તો ઝંડાવંદન પણ નવો જ શબ્દ હતો. દેવ દેવીઓનાં દહેરાંને મંદિરોની ધજાઓ જોયેલી અને બીજી ધજાઓમાં રજવાડાંઓની અને અંગ્રેજ સરકારના 'યુનિયન જેક'ની જોયેલી. આપણા દેશને વળી ધજા–પતાકા હોય, એ 'ઝંડો' પણ કહેવાય અને એની શાન માટે મરી ખૂટવું જોઈએ એ ભાવના પણ અમારા માટે નવી જ હતી. વાર્તાઓમાં હિંદુ–મુસલમાનોની લડાઈઓમાં નેજાઓનું વાંચેલું. નેજા ન દેખાતાં રાજપુતાણીઓએ જૌહર કર્યાનાં રોમાંચક બયાનો વાંચેલાં; પણ આ દેશનો વાસી હિંદુ હોય કે મુસલમાન, પણ એ સૌનો એક જ નેજો હોય એવી વાત જ નવી હતી. એ રાષ્ટ્રધ્વજે અમારાં બાલ હૈયામાં કેવા કેવા રોમાંચ જગાવેલા ?

રાષ્ટ્રધ્વજનાં તો ઘણાં ગીતો ગાયાં ને ગવરાવ્યાં. ઘણાં ઝંડાવંદન કર્યાં ને કરાવ્યાં પણ મેઘાણીભાઈનું ઝંડાવંદનનું ગીત અવિસ્મરણીય બની ગયું છે : સામંતો ને સંપ્રદાયોના ધ્વજની નિરર્થકતા ને નાદારી એમણે કેવી સચોટ રીતે રજૂ કરી છે ?

આજસુધી અમ અવળી ભક્તિ :
જૂઠા ધ્વજ પર ધાયાં,
રક્તપિપાસુ રાજકુલોના
નેજા કાજ કપાયાં,
ઝંડા ! નિમકહલાલીનું,
હતું એ કૂડ–બિરદ જૂનું.

પંથ પંથ ને દેવ દેવની
પૂજી ધજા નિરાળી,
એ પૂજન પર શીષ કપાવ્યાં :
હાય ! કથા એ કાળી;
ઝંડા વીત્યા યુગ એવા,
સકલ વંદનનો તું દેવા.

અમારી ભાવનાનું પોત આમ બંધાયે જતું હતું વતનની પ્રીતથી–માતૃભૂમિની ભક્તિથી :

જનનિ આમાર ધાત્રિ આમાર
આમાર દેશ
ત્રીસ કોટિ કલકલ નિનાદે
ડાકે ઉચ્ચરે આમાર દેશ !

–એવા ગુરૂવર ટાગોરના પ્રેરણાગીતથી, વંદે-માતરમ્ અમે ગાતા ગજવતા અને શ્વાસ–પ્રાણમાં ભરતા, અમારા રોમરોમ પુલકિત થઈ ઊઠતાં. ૧૯૩૦–ના સત્યાગ્રહ પહેલાં વતનની પ્રીતની આ સંસ્કાર-ભાત અમારા હૈયા ઉપર કંડારાયે જતી હતી.

પણ એ કાળે જ્યારે ૧૯૩૦માં હું ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં જોડાયો ત્યારે જેમણે મને જુદા જ રંગમાં જોયેલો એમનું આશ્ચર્ય વર્ષો સુધી નહિ શમેલું.

ક્યાંથી શમે ? મારી બહુ પહેલાંની એમની અસર ટણક છોકરાની જ હોય.

વાંકાનેરના દરબારગઢથી માંડીને ગણેશબારીના દરવાજા સુધી અને ગણેશબારીથી પૂલ દરવાજા સુધીની શેરીઓના એ કાળના છોકરાઓની ગણતરી ટણકુમાં જ થતી. ઘડીક સીમ વગડે કે ડુંગરમાં ભટકતા હોય, કાંતો ઉછીના કજિયા લઈને ફટાફટી બોલાવતા હોય, ઘડીક મોરબી દરવાજા પાસે કે દરબારગઢ પાસેનાં મંદિરોમાં ભજન ગજવતા હોય અથવા કોઈકના વાડામાં સરકસના ખેલ કરતા હોય ને રાતે શેરીના ચોકમાં નાટકનાં ગીતો ગાતા હોય, સાત ગુજરાતી ભણીને પાર ઊતર્યાનો દાખલો એ શેરીઓમાં ભાગ્યે જ મળતો.

બીજું મારૂં સ્મરણ હોય એક ભાગેડુ છોકરા તરીકેનું. સ્વભાવ ટંકણખાર એટલે વાત વાતમાં વટકીને ઘરેથી ભાગી નીકળતો. અગિયાર વરસની ઉંમરથી ભાગવાનું શરૂ કરેલું.

ત્રીજું મારૂં સ્મરણ હોય, પાનની દુકાન ચલાવતા, ઘડીક હોટલ ચલાવતા છોકરાનું અને બહુ બહુ તો ખીડીઓ વાળતા છોકરાનું.

ચોથું સ્મરણ એક નાટકીઆ તરીકેનું હોય. પણ ના–ટક એટલે ના–ટક. ક્યાંય ન ટક્યો. અને સળંગ સૂત્ર જેણે મને જોયો હોય તેમને સાફા અચકન ને સુરવાળમાં મોઢાના એક ગલોફે પાન અને હોઠના એક ખૂણે બીડી કે સીગારેટમાંથી ઘડીક આછા, ઘડીક ધુમાડાના ગોટા ને ઘડીક ધુમાડાની શેડ્યું કાઢતો બજારમાં કાં તો પાનવાળાની દુકાને કાં તો હોટલના બાંકડા ભાંગતો બેઠો હોઉં.

આવાં મારાં ચિતર જેમની આંખોમાં કંડારાઈ ગયાં હોય એને હું ગાંધીસેનામાં સત્યાગ્રહમાં જોડાઉં એ મગજમાં બેસે જ કેમ ? પણ મને જાણે કે માનો ખોળો મળ્યો. પણ બીજી બાજુ માનો ખોળો છોડતો હોઉં એવું દુઃખ કાં થયું ? કાંઈ વાંકાનેર પહેલીવાર નહોતો છોડતો. ૧૧ વરસની ઉંમરથી અઢાર વરસની ઉંમર સુધીના ગાળામાં ગામ ગામ ભટક્યા સિવાય બીજું કર્યું હતું શું ?

જીવનમાં પહેલી જ વાર ઘર છોડતો હોઉં, વતન છોડતો હોઉં એનો ધ્રાસકો પડ્યો. કદાચ પહેલી જ વાર જીવનમાં ગંભીર બનીને કુટુંબની લાગણીઓ અનુભવી. પહેલાં મન ઘરથી ભાગતું ફરતું આજે મન ઘર તરફ ખેંચાયા કરતું હતું. કુટુંબીજનોનો જ નહિ પણ એક એક ચીજનો પ્યાર અચાનક ઊભરાઈ આવ્યો.

એ શેરી, એ ગલી, એ ઝાડ, એ પહાડ, એ નદી, એ નાળાં, વળી વળીને પાછાં બોલાવતાં હતાં. અરે ગામની માટી સાથેની જાણે કે વર્ષોની મહોબ્બત દર્દનાક પોકાર પાડીને કહી રહી હતી કે "અમને છોડીને ક્યાં ચાલ્યો ? રામપ્રસાદ બિસ્મીલના વિખ્યાત ગીતનો મેઘાણીભાઈએ જે અનુવાદ આપ્યો છે તે રોમ રોમ અનુભવ્યો :

"અહોહો ! ક્યાં સુધી પાછળ અમારી આવતી'તી
વતનની પ્રીતડી : મીઠે સ્વરે સમજાવતી'તી
ગળામાં હાથ નાખી ગાલ રાતા ચૂમતી'તી
'વળો પાછા !' વદીને વ્યર્થ વલવલતી જતી'તી"



# ગુણિયલ ગોહરિયો

દાદુદાન પ્ર. ગઢવી

આ વાતની કોઇ સાલ, સંવત કે શિલાલેખની માહિતી નથી. પણ ચરાડી ગામને પાદર વખંભર દશામાં ઊભેલું એક મંદિર અને તેમાં એક સાંઢની પ્રતિમા જોઇએ ત્યારે આપણને અચંબામાં મૂકે છે. ત્યાં નથી શિવનું લીંગ કે જળાધારી. ફક્ત મંદિરના મધ્યમાં એક બળદ-સાંઢની પ્રતિમા છે. એ મંદિર માનવીના પશુપ્રેમની ગાથા કહી જાય છે.

આજે ઝાલાવાડની સૂકીભંઠ જેવી લાગતી ભોમકા તે દી લીલી નાઘેર જેવી હતી. બહોળો વગડો હતો અને એ વગડામાં માલ-ધારીઓ નેસડો બાંધી રહેતા.

આ ચરાડી ગામે તે દી એક ભરવાડ બાઇ બસોક ગાયોનું ધણ રાખીને રહેતી. તેનું નામ સોઢી. તેને દેવલ નામની એક દીકરી. દેવલી ૬ માહનાની હતી તે દી નો તેનો બાપ લાંબું ગામતરૂં કરી ગયો હતો. સોઢીને સંસારમાં એક દેવલી દીકરી અને બીજો દીકરાના પાડનો ગોસરિયો સાંઢ.

ગોસરિયો હતો તો પશુ, પણ માનવી કરતાં ય વધારે સમજણ એ સાંઢમાં હતી. સોઢીનું ૨૦૦ ગાયોનું ધણ ગોસરિયો ચારતો. ૨૦૦ ઢોરમાંથી એક ઢોરને નોખું પડવા ન દે. સાંજે ધરાઇને ઢોર ટબા જેવાં થઇ જાય ત્યારે ગોસરિયો મોર રહે અને બધાં ઢોર એની પાછળ પાછળ હાલી નીકળે. સાંજે સોઢીના વાડામાં ધણ વાગોળના ઝપાટા મારતું હોય અને ગોસરિયો વાડાના ઝાંપે ચોકી કરતો ઊભો હોય. દુઝણાં ઢોરને દોહી કારવી સોઢી સાતખોટના દીકરાને હેત કરતી હોય એમ ગોસરિયાને માથે હાથ ફેરવી પંપાળે અને ગોસરિયો એ હેત અનુભવતો હોય એમ એનું ગોળા જેવડું માથું સોઢીના પગમાં નમાવીને આંખો મીંચી જાય.

સોઢીનો રંડાપો આ દીકરા જેવા ગોસરિયાથી નિર્ભય હતો. સુખેથી જીવન જીવતી એ બાઇના ધણમાં એક દી એક અજાણ્યું વોડકું ભળી ગયું.

સાંજે બધાં ઢોરની સંભાળ લેતાં સોઢીએ આ અધબહેરા વોડકાને ભાળ્યું અને તેની દીકરી દેવલીને કહ્યું: "બેટા દેવુ, આ અધબહેરા વોડકાને વાડામાંથી હાંકી મૂકજે. નહીંતર આ વોડકું કોક દી આપણું ધણ ખોવરાવશે."

દેવલીએ હાથમાં લાકડી લઇ અજાણ્યા વોડકાને ધણમાંથી હાંકી કાઢયું, પણ ફરીથી પાછું એ વોડકું વાડામાં આવ્યું. ૨-૩ વાર હાંકવા છતાં વોડકું ધણમાંથી નોખું ન પડયું એટલે દેવલીએ થાકીને કહ્યું:

"માડી, આ તો કોઇ વાતે નથી જતું."

સોઢી કહે: "હશે, ભલે આજની રાત રહ્યું. કાલે એનાં ઢોર ભાળશે એટલે આફરડું જતું રહેશે.'

બીજે દિવસે નિત્યના નિયમ પ્રમાણે સોઢી ધણને એક ખેતરવા સુધી મૂકી આવી. પણ આજે એના મનમાં એક ચિંતા ઘર કરી ગઇ. ઓલું અજાણ્યું વોડકું એના ધણ ભેગું હતું એ વાતનું સોઢીને મનમાં ચણભણ ચણભણ થતું હતું.

ચોર-લૂંટારાનું સર્જન પૃથ્વીના સર્જન સાથે થયું છે. આજ દિવસ સુધી એણે નિર્દોષ માનવીને રંજાડયા છે.

તે દી 'ઘોડા વાઇ' નીકળતી. એક જણ ઘોડા માથે આગળ ઢોલ વગાડતો જાય અને ઢોલથી ભડકીને ઢોર ભાગે. ભાગતા ઢોર વાંહે ઘોડાં દોડાવી ચોર ૧૦–૧૦ ગામની સીમ વટાવી ઢોરાંને લઇ જતા.

સોઢીના ધણમાં ગોસરિયો આવી ઘોડા-વાઈથી ટેવાઇ ગયેલો. જેવો ઢોલ વાગવા માંડે કે ગોસરિયો જ્યાં ચરતો હોય ત્યાં બેસી જતો. જેવો ગોસરિયો બેસે એવા ટપોટપ બધાં ઢોર બેસી જતાં. ઘોડાવાળા ઘાટા જંગલમાં ઢોરને ભાળતા નહીં અને એમ સોઢીનું ધણ હેમખેમ રહેતું.

સોઢીના ધણ માથે ઘણાને ટાંપ હતી, ફાટ ફાટ આઉવાળી ટંકે દશશેર દૂધ કાઢે એવી રોઝડા જેવી ગાયો ચોરને કણાની જેમ ખટકતી.

એક દી સોઢીના ધણના સગડ લઇ ચોરોએ સીમમાં ઢોલ વગાડયો. ઢોલને વાગતો સાંભળી ગોસરિયો બેસી ગયો. એની પાછળ બસો ઢોર બેસી ગયાં. પણ ઓલું અધબહેરૂં વોડકું હાંફળું–ફાંફળું થતું ભાગ્યું અને માંડયું હડી કાઢવા.

ચોર એ વોડકાને જોઇ ગયા અને વાંસે ઘોડા કર્યા. વોડકું ઘોડીને જ્યાં સોઢીનું ધણ બેઠું હતું ત્યાં આવી ટોળા વચ્ચે ઊભું રહી ગયું. ચોરોએ સોઢીના ધણને ઘોડાને ડાબલાએ ઊપાડયું. ગોસરિયા સાંઢ સાથે બસો ય ગાયોને સાંજ પડતાં ૧૫–૨૦ ગાઉ માથે કાઢી ગયા અને બીજે દિવસે કચ્છને સીમાડે જ્યાં તેમણે વાડો વાળેલો એ વાડા ભેગું કરી દીધું. એ માણસોને ઢોર માથે બેસાડી મિંયાણા કચ્છ–વાગડામાં ગાયોનો સોદો કરવા ઊપડી ગયા. પાછળથી રખોપિયાએ છીંડા આડે જખરૂં ઝરડું ખોડી દીધું અને ઘડી ચાપડી આડા–અવળા થઇ આવતા.

આનીકોર સોઢીનું ધણ સાંજે પાછું ન ફર્યું એટલે સોઢી તલપાપડ થવા લાગી. હાથની છાજલી કરી દિશાઓ માથે નજર કરી, પણ કયાંય ધણ આવતું દીઠું નહીં. એટલે સોઢીએ નેસડાવાળાને પૂછયું : "હે ભાઇ, મારું ધણ આજ કઇ સીમમાં હતું તેની તમને ખબર છે ?"

ગોવાળિયા કહે : "સોઢી બાઇ, આજ આખા દીમાં તમારૂં ધણ કયાંય દેખાયું નથી. પણ આજે આપણી સીમમાં ઘોડાવાઇ નીકળી હતી એટલી ખબર છે. ઢોલ સંભળાતો હતો. કદાચ ને......"

ગોવાળને અધવચ્ચેથી બોલતો અટકાવી સોઢી કહે : "ના ના ભાઇ, મારો ગોસરિયો જ્યાં સુધી જીવતો હોય ત્યાં સુધી મારી ગાયોને કોઇ ભગાડી ન શકે. એ તો જરા આઘે વયું ગયું હશે એટલે વાર થઇ." એમ કહી સોઢી એના નેસડામાં આવી.

આજ એને વાળુ પણ ન ભાવ્યું. દેવલીને સૂવડાવીને એ આખી રાત જાગતી પડી રહી. એને મગજમાં કેટલાયે વિચાર આવ્યા: "અરે રે, ધણ હજી કેમ ન આવ્યું ? શું ગોસરિયો રોયો ધણને મૂકીને કયાંય આડો-અવળો થયો હશે ? કે ઓલા અજાણ્યા વોડકાએ મારા ધણને પકડાવી દીધું હશે ? શું થયું હશે ?"

આમ અટકળના ફાંટિયા બાંધી સોઢી આખી રાત જાગતી બેસી રહી. એ રાંડીરાંડ બાઇની ગાંઠમાં કોઇ માણસ પણ ન હતું. જે હતો એ ગોસરિયો પણ આજે ન હતો. એક પશુના આધારે બાઈ જીવતી હતી. એને ગોસરિયા ઉપર ઘણી શ્રદ્ધા હતી. લાખ વાતેય ગોસરિયો મારા ધણને રેઢું ન મૂકે. નકકી એક દી ગોસ-રિયો મારા ધણને લઇને આવશે.

આમ આશામાંને આશામાં સોઢીને ૨–૩ દિવસ થઇ ગયા. આયેરેક જઇને "બાપ

ગોસરિયો......" કહીને વાંભ કરે, પણ વાંભના પડછંદા પડીને સામા ભટકાય. ન ગોરસિયો આવે કે ન ધણ દેખાય.

આમ કરતી કરતી સોઢી ગાંડા જેવી થઇ ગઇ. ઘડીએ ઘડીએ "બાપ ગોહરિયા..." કહીને વાંભ કરે.

નેસડાના માણસો કહે : "સોઢીબાઇ, હવે ગોસરિયો આવી રહ્યો. હવે રટણ મૂકી ઘો. તમારૂં ધણ તો થઇ ગયું હશે વાગડ ભેગું. એ હાથીના મોંઢેથી પૂળો પાછો ન આવે." પેટના ખારા નાતીલાઓએ સોઢીને બળતામાં ઘી હોમ્યું.સોઢી સમસમીને બેસી રહી.

આ બાજુ વાડામાં પૂરાયેલી ભાંભરડા પાડતી ગયો ગઢ જેવડી વાડવાળા વાડામાં ઘુમરીઓ ખાતી હતી. શીંગડાની એક જ ખડ-તાલે રાફડાને મૂળમાંથી ઉખેડી નાખતા ગોસ-રિયાની પણ કાંઇ કારી ફાવતી ન હતી. એ પણ ૩-૩ દી'થી પગ વાળીને બેઠો નથી. વાડાની અંદર ફરતા આંટા મારે છે. જરાકે ય જેટલું છીંડું શોધે છે.

એક રાતે મિંયાણાના રખોપિયા પડખામાં બે-બે રોટલા મારીને ઘોંટાઇ ગયા ત્યારે બરાબર મોકે ગોસરિયાએ છીંડામાં ખોડેલા મોટા બાવળના ઝરડામાં એના અણીદાર શીંગડાં ભરાવ્યાં. એક અને બીજે ઝરકે કેડ સુધી ઊંડા ખોડેલાં બાવળના ઝરડાંને મૂળાની જેમ ખેંચી લીધું. માથે બાવળનું ઝરડું અને ગોસરિયે હડી કાઢી. પાછળ ૨૦૦ ગાયો માથે પૂંછડા લઇ ભાગી.

બરાબર એક દિવસ અને એક રાતે સોઢીના આંગણામાં આવી ગોસરિયે ત્રાડ દીધી. "બાપો બાપો ગોસરિયો" કરતી સોઢી ઝૂંપ-ડામાંથી બહાર આવી. જોયું ત્યાં ગોસરિયાને ભાળ્યો. માથે થડ સોતા બાવળનું ઝરડું છે. મોઢામાંથી ફીણના ગોહા ઉડાડતો ગોસરિયો આંગણામાં ઊભો છે. શરણાઇ જેવા નાકના ફોરણામાં શ્વાસ સમાતો નથી.

સોઢીએ ગોસરિયા માથેથી નજર ફેરવી તેની પાછળ જોયું, પણ ગાયો ભળાણી નહીં. અધીરી સોઢીએ ગોસરિયાને ફીટકારતાં કહ્યું ; "ફટય છે તને રોયા. ગાયોને મૂકી એકલો વયો આવ્યો ? જા વયો જા અહીંથી કાળા મોઢાના ધણી !" આમ કહી સોઢીએ ગોસરિયા માથે લાકડીનો ઘા કર્યો. લોહીથી લથપથ પીઠ માથે લાકડીની સોળ ઊઠી ગઇ. તો પણ ગોસરિયો ત્યાંથી ખસ્યો નહીં.

એને વાચા ન હતી. નહીંતર કહી દેત કે : "બાઇ, હું ગોસરિયો, મારે માથે ઓલાદનું ઓઢણું. એવો નીમકહરામ નથી. ઘડીક ખમ હમણાં તારી ગાયો આવશે." બસ એટલો જ ગોસરિયાનો વાંક હતો (કે પછી ઇશ્વરનો) તેનાથી બોલાયું નહીં.

ત્યાં સોઢીએ બીજી લાકડી ફટકારી અને કહ્યું : "વયો જા વયો જા કપાતર ! તું તો મારો દીકરો નહીં, પણ દુશ્મન નીકળ્યો."

બસ આટલા વેણ ગોસરિયાને જાણે હાડોહાડ લાગી ગયા. પડખેના ઝાડના થડમાં ધડીમ ધડીમ માથું પછાડ્યું. બે અને ત્રીજી ટક્કરે ગોસરિયાના નાકમાંથી લોહીનો ખાળિયો વહેતો થયો. ડુંગર જેવડો ગોસરિયો જમીન ઉપર ઢળી પડયો.

થોડીવાર થઇ ત્યાં હીંહોટા દેતી ૨૦૦ ગાયો આવી પહોંચી. ફળિયામાં બાંધેલા વાછડાઓ ઉપર માથાં નાખી માંડી ચાટવા. સોઢીએ ગાયોને ભાળી અને ગોસરિયા સામે જોયું. ગોસરિયો પડખાભેર પડેલો. મોઢા પાસે લોહીનું માદળું ભરાઇ ગયું હતું.

સોઢીએ ચીસ નાખી : "મારો બાપ, મારી જીવાઇ ગોસરિયો. મેં ઉતાવળી રાંડે તને ઠપકો આપ્યો અને અને તું......." સોઢી ગોસરિયાના માથે માથું નાખી પોકે પોકે રોઇ. પણ ગોસરિયાનું પ્રાણપંખેરૂં તો માનવીની

[ અનુ૦

# શોધયાત્રા (૧૭)

(રાણેસરના મોડ શાખાના ચારણ કવિઓ) રતુભાઈ રોહડિયા

તા. ૧૨–૩–'૭૦,ના રોજ રાણેસરની યાત્રા કરી. ઘણી મોટી આશા સાથે આવેલા. આમેય રાણેસર અવલ જ ગણાય છે. પંડિતકુળ ગણાતું આવેલું રાણેસરનું મોડકુળ આજે તો પુરાણી માહિતીને મોટા પ્રમાણમાં વિસ્મૃતિમાં ધકેલી બેઠું છે. જ્યારે બીજા ગામોમાં તો અમને ભેટેલા ચારણો જીભને ટેરવે જ પોતાનું કુળ ગૌરવ સાચવી બેઠા છે.

રાણેસરનાં મહેમાની અને ભલપ જામોકામી છે. પણ સાહિત્ય માહિતીની મિજલસમાં મોળપ રહી ગઈ, એક વયોવૃદ્ધ શ્રી મોડભાઈ મોડે પોતાના કુળની થોડી માહિતી આપી.

મૂળ તો મોડકુળ મારવાડના કાણેઠી ગામનું. ત્યાંથી સોલંકી યુગમાં ગુજરાતમાં આવ્યું.

એ મોડકુળમાં આજથી ચારસો વરસ પહેલાં ચાંચો, ઉર્ફે ચોંડો મોડ થયા. બુલંદ બુદ્ધિના અને હિંગળાજના વડા ભક્ત હતા એ ચાંચા મોડ. બડા રમુજી અને હાજર જવાબી હતા એથી એમનું ઉપનામ "રળિયો મોડ–રળો મોડ" પડી ગયેલું. રળિયો એટલે આનંદી–રમુજી. એનાં અલબેલાં પરાક્રમો હજીયે લોકજીભે રમતાં રમતાં શ્રોતાને હસાવી દે છે. અફસોસ તો એ છે કે હજી કોઈ ચારણે ગુજરાતના આ બીરબલનું જીવન લખ્યું જ નથી.

એ રળિયા મોડે સૌરાષ્ટ્રના ચાંપરાજવાળા પાસેથી મરણોત્તર અશ્વદાન લીધેલું કહેવાય છે. એનો દુહો છે:

"કમળ વણ ભારથ કિયો, રેહ વણ દીધાં દાન
વાળા ! એ વિધાન, ચાંપા ! કોને ચડાવીએ ?"

વાઘેલા વરસા અને જેતાએ કવિશ્વર રળિયા મોડને પોતાના દશોંદી સ્થાપ્યા. આજ લગણ વાઘેલા એ નાતો નભાવતા આવે છે. કોઠ, ગાંગડ, સાણંદના મોડ ચારણો પાટ બારહઠ ગણાય.

હેમચંદ્રાચાર્યના પાટ શિષ્ય રામચંદ્ર એ મોડ શાખાના હોવાનો આછેરો ખ્યાલ. પણ પ્રમાણ હજી એકેય નથી મળ્યું. હા, સોલંકી યુગના પ્રાકૃત સાહિત્યમાં રામચંદ્ર ચારણનું નામ આવે છે ખરું. પણ એ રામચંદ્ર કોણ ? સૌરાષ્ટ્રમાંયે સિદ્ધરાજના સમકાલીન રામ અને રતન ચારણોની વાર્તા મળે છે એમાંનો રામચંદ્ર ? હેમચંદ્રાચાર્યનો શિષ્ય રામચંદ્ર ? મોડ રામચંદ્ર ? એ બધા એક જ છે કે જુદા ? જવાબ હજી પુરાવાને અભાવે આપી શકાય તેમ નથી. બાકી મુની રામચંદ્ર બડા પંડિત હતા તેમ ઇતિહાસ કથે છે.

રળિયા મોડ પછી ક્રમક્રમે રાજશી તેજસી મોડ સારા કવિ થયા[1] એમનાં છૂટક કાવ્યો જ મળે છે.

પણ નામી કવિ તો થયા રામચંદ્ર મોડ. ૨૦૦ વર્ષ પહેલાંનો એમનો સમય ગણાય. એમનું જીવન હજી શોધાયું નથી. પણ કવન તો સારી પેઠે હાથ લાગેલું છે. રામચંદ્ર મોડની કુલ પાંચ રચનાઓ ગણાય છે જે આ પ્રમાણે છે :

## (૧) પાંડવ પુરાણ[2]

મહાભારતની કથા પર આધારિત આ દળદાર ગ્રંથ છે. આમાં ડિંગળી ભાષામાં છંદોબદ્ધ રીતે પાંડવોના પરાક્રમો વર્ણવ્યાં છે. જગતે હજી આ ગ્રંથને જાણ્યો નથી. મારવાડી વિદ્વાનો 'પાંડવ પુરાણ'ને કોઈ રાજસ્થાની કવિની રચના ગણે છે ?

## (૨) હરિ પિંગળ[3]

છંદશાસ્ત્રનો આ સરસ ગ્રંથ છે. આમાં કવિએ ડિંગળી ગીતો છંદોનું માપ રચના સમજાવ્યાં

---

૧. એ તેજશી મોડનાં વિપુલ કાવ્યો મારી અંગત હસ્તપ્રતોમાં છે. પણ ગ્રંથ એકેય નથી; ૨. આ ગ્રંથની એક માત્ર હસ્તપ્રત સરીના શ્રી દાદાભાઈ મિશણ પાસે છે જે મેં નજરે જોયેલ છે. ૩. આ ગ્રંથ સૌ યુનિ.ના હસ્તપ્રત ભંડારમાં આવી ગયો છે.

છે. આ ગ્રંથની હસ્તપ્રતો ક્યાંક ક્યાંક ચારણોને ત્યાં જોવા મળે છે ખરી.

## (૩) સારસી[૪]

ચારણ વૈષ્ણવ હોય કે શૈવ હોય કે પછી બીજા ગમે તે સંપ્રદાયનો હોય પણ સાહજિક રીતે એની ભક્તિ તો જગદંબા પ્રત્યે સ્વાભાવિક જ ઢળેલી રહે છે. તે પ્રમાણે જ પરમ વૈષ્ણવ રામચંદ્ર મોડે આ ગ્રંથમાં ભગવતીને સ્તવીને પરાંમ્બાનો મહિમા વર્ણવ્યો છે. ગ્રંથના નામકરણનું કારણ આ ગ્રંથ સારસી છંદમાં ગંઠાયો છે એ છે. વર્ણિત વિષય નહીં પણ છંદને નામે જ ગ્રંથનું નામ પાડવાનો ચારણી રિવાજ આમાં કારણભૂત છે.

## (૪) ગીત છત્રીશી[૫]

અસાર સંસારમાં હરિનું નામ જ સારરૂપ જાણીને કવિ રામચંદ્ર મોડે ભાખડી, રેંટિડ઼ું, સિંહચલું, જાંગડું, સપાખરૂં, સાણોર, સેલાર, સિંહચલો, શ્રીવગ, શ્રીફાળ, વઝડો, સેલાર, ચોતાળ, લેચાલ, અરેંટિયું, ખોડજંગ, ઝડોથલ વિગેરે છત્રીસ જાતનાં ડિંગળી ગીતોમાં હરિગુણ ગાયા છે. આમ કવિ પોતે તરી ગયા, બીજાનેયે તારતા ગયા. હું તો આ ગીતોને ડિંગળી પ્રભાતિયાં જ કહીશ. આપણેયે એમાંથી એક ગીતનું આચમન કરીએ.

### ગીત : જાંગડું સાવઝડું

ભજાં ભાંમણે સીતવર દેયણ પોખણ ભરણ
કરણ માગણ કીલલે હેમ કરણા કરણ
સર આધાર આધાર અશરણ શરણ
જયો જગદીશ જગદિશ અજરા જરણ.....૧

(ઓ સીતાવર ! જગતના પાલનહાર ! હું તમારી ભુજાઓ પર ઓળઘોળ થાઉં છું કે જેણે દયામય થઈને યાચક એવા વિભિષણને સુવર્ણની લંકા આપી. દેવોના આધાર અને નિરાશ્રિતના આશરા રૂપ, જરા મૃત્યુથી રહિત એવા જગતપતિ રામ ! આપનો જય હો.)

કુંભ રાવણ વહે અસર સર કાપિયા
થરૂ ગઢ લંક પરે ભભિખણ થાપિયા
અચળ ધ્રુ રાજ દેવાં સરે આપિયા
વસવે રઘનાથ રઘનાથ જગ વાપિયા.......૨

(જેણે કુંભકર્ણ રાવણ સરખા વડા રાક્ષસોનાં શિશ કાપ્યાં. ભક્તરાજ વિભિષણને ધ્રુવ રહે ત્યાં લગીનું અવિચળ રાજ્ય આપ્યું. આમ હે રાઘવ ! તમે જગતમાં યશ વડે જગત વ્યાપી બની ગયા છો.)

ધરાપડ વોમપડ થંભવણી ધારણા
મહોદધ વરોળણ, ગળણ શશી મારણા
વદે કવિ 'રામચંદ્ર' વઘન સંત વારણા
તુજ આદેશ આદેશ આવતારણા...૩

(પૃથ્વી અને આકાશને આધાર વગર ટકાવી રાખનારા, મહાસાગરને મથનારા અને ચંદ્રના શત્રુ રાહુને મારનારા અને સંતજનોનાં વિઘ્નોને હરનારા એવા હે વિષ્ણુ ! તમારા રામ અવતારને મારી કવિ રામચંદ્રની વારંવાર વંદનાઓ હો.)

## (૫) રામચંદ્રિકા

રામાયણની કથાવસ્તુ પર કવિ રામચંદ્રે આ ગ્રંથ રચ્યો હોવાની માન્યતા છે. પણ હજી લગી મને ક્યાંય આ ગ્રંથની પૂર્ણ કે અપૂર્ણ હસ્તપ્રત જોવા મળી નથી. એટલે સંભવ છે કે માન્યતા એ માન્યતા જ હોય.

## ખેતાભાઇ જીજીભાઈ મોડ

આ કવિ પણ રામચંદ્ર મોડના સમકાલીન અથવા તો થોડા આગળના હશે તેમ માનું છું. આ ખેતા મોડના પણ પાંચ ગ્રંથો હાથ લાગ્યા છે. જેનું વિવરણ નીચે પ્રમાણે છે.

---

૪. આ ગ્રંથની હસ્તપ્રત હેબતપુરના ટાપરિયા કુટુંબે નકલ કરી પાછી દેવાની શરતે સૌ. યુનિ.ને આપેલ છે. ૫. આ ગ્રથં પણ સૌ.યુ.નિ.માં આવી ગયો છે. અને મારી પાસે પણ છે.

## (૧) બુદ્ધપ્રકાશ[૬]

કવિશ્વરોને કામ આવે તે માટે અનેક શબ્દ-કોષો રચાયા છે. તે જ પ્રમાણે આ ગ્રંથ પણ ડિંગળી શબ્દ કોષ છે. આમાં સારા પ્રમાણમાં અપ્રાપ્ય શબ્દો મળશે. અને ભાષા પણ વૃદ્ધિહાસની દૃષ્ટિએ મૂલવવા જેવી લાગશે. જૂના શબ્દકોષો આજ દૃષ્ટિએ મૂલવવા ઘટે છે.

## (૨) શાક્ત દેશાટણ.[૭]

ગઢવીનું ખોળિયું પામ્યા પછી 'જે માતાજી' કહ્યા વગર રહેવાય જ નહીં ! આવું જ ખેતા મોડનું છે. તેમણે દેશનાં બધાં દેવી પીઠોનું અટન કર્યું. અને એ યાત્રા પોતે એકલા ન માણતાં એની મોજ-રૂપે આ 'શક્તિ દેશાટણ' ગ્રંથ પણ આપણા માટે રચી ગયા. એમાં કવિએ પોતે કરેલી યાત્રા વર્ણવી છે. ગ્રંથ છંદોબદ્ધ છે.

## (૩) સમુદ્ર મંથન[૮]

લોકસંસ્કારની વૃદ્ધિ અર્થે કવિ ખેતા મોડે આ ગ્રંથમાં પુરાણોક્ત સાગરમંથનની કથા રૂડી રીતે બહેલાવી છે. ડિંગળી છંદોમાં કવિએ રસરેલ જ રેલાવી છે.

## (૪) શોભા સમંદ્ર[૯]

નામ ઉપરથી તો આ ગ્રંથનો વિષય ઘણો જ રસિક લાગે છે. પણ ગ્રંથ અપૂર્ણ કેવળ ગ્રંથ રચાયો હતો તેની સાબિતી પૂરતો જ હાથ લાગ્યો છે, એટલે ગ્રંથના વર્ણિત વિષય વિષે કલ્પનાના ઘોડા જ દોડાવવા રહ્યા.

## (૫) પૃથીરાજ ભારથ[૧૦]

ગદ્ય અને પદ્યમાં 'વચનિકા' ગ્રંથો રચવાની ડિંગળી પરંપરા છે. એ જ પ્રમાણે કવિ ખેતા મોડે આ ગ્રંથપણ એજ 'વચનિકા' રીતે લખ્યો છે. ગ્રંથનો અભ્યાસ થઈ શકયો જ નથી. એથી ગ્રંથ-નાયક પૃથ્વીરાજજી ઝાલા છે કે વાઘેલા કે પછી બીજા કોઈ છે ? તે કહી શકાતું નથી.

રાણેસરનાં રૂપાળીબા શ્રી કવિ લેખે ઠીક જાણીતાં છે. તેમનાં ગીતો રાસડા કંઠસ્થ રૂપે મળે ખરા. 'ઊર્મિ' ના નારીઅંકમાં મેં રૂપાળીબાનો પણ ઉલ્લેખ કરેલો.

નીચેના ત્રણ કવિઓ આ સૈકાના કહેવાય. (૧) જીવાભાઈ ઉમાભાઈ મોડ (૨) તેજાભાઈ બાવાભાઈ મોડ (૩) મેઘરાજજી મોડ. આ ત્રણે કવિઓનાં વેર વિખેર કાવ્યો મળે ખરાં. મેઘરાજજી મોડ તો સારા કવિ પણ એમના વારસદારોએ પટારા ખોલ્યા જ નહીં. એ વાતનું મોટું દુઃખ રહી ગયું. ગામે તો હસ્તપ્રતો માટે ત્યાં આંગળી ચીંધેલ પણ હસ્તપ્રતોનાં દર્શન થયાં જ નહીં.

આ તો મારી અંગત જાણકારીને લીધે લખાયું, બાકી રાણેસરે તો મહેમાની ઘણી મોટી કરી પણ માહિતી બહુ થોડી મળી.

---

૬, આ ગ્રંથની હસ્તપ્રત મેં વઢવાણના શ્રી બચુભાઈ રોહડિયા પાસે જોયેલ છે. ૭, આ ગ્રંથની હસ્તપ્રત મારી પાસે છે. સૌ. યુનિ,માં પણ પ્રત આવી ગયેલ છે. ૮, આ ગ્રંથની પ્રત પણ સૌ. યુનિ. માં આવી ગયેલ છે. ૯, ઉપર પ્રમાણે.

૧૦, વઢવાણના શ્રી બચુભાઈ રોહડિયા પાસે આ ગ્રંથની પૂર્ણ હસ્તપ્રત મેં જોયેલી.

પૃ ૭૩૫થી ચાલુ ]



અધીરાઇ ઉપર ફીટકાર દઇ કયારનું ય ઊડી ગયું હતું. એનો વફાદાર દેહ અચેતન થઇ પડેલો.

પાછળથી સોઢીએ ગોસરિયાની સ્મૃતિમાં દેરી કરાવી અને તેમાં ગોહરિયાની પ્રતિમા પધરાવી. આ વાત માથેથી કેટલાંય વર્ષો વહી ગયાં છે. પણ દેવચરાડા ગામે ગોહરિયાનો પાળિયો એક પશુની વફાદારીની વાત કરતો આજે પણ ઊભો છે.

# આગિયો અને સુવર્ણભ્રમર

મધુસૂદન ઢાંકી.

[ પુરાતત્ત્વ અને સંશોધનના ક્ષેત્રે શ્રી. મધુસૂદન ઢાંકી આજે ઝળકતું નામ છે. બનારસની અમેરિકન અકાદમીએ ગુજરાત સરકાર પાસેથી લોન સરવીસ ઉપર તેમને લીધા છે. એમનું પ્રથમ દર્શન કોઈ પણ પ્રતિભાવાન ધૂની સંશોધક જેવું જ છે. અનેકવિધ કળાઓનો એમનો અભ્યાસ આશ્ચર્ય પમાડે તેવો છે. એનાં મુખ્ય ચાર અંગો તે વૈજ્ઞાનિકતા, નિષ્ઠા, તલસ્પર્શી અભ્યાસ અને અખંડ ઉદ્યમ. બીજું બધું તો ઠીક પણ પુરાતત્ત્વનું સંશોધન કરતાં કરતાં તેઓને કર્ણાટકી સંગીત સાથે પ્યાર થયો, પ્યાર થયા પછી પૂછવું જ શું ? ઉત્તર પશ્ચિમ ને પૂર્વ ભારતમાં કર્ણાટકી સંગીતનો વિદ્વદ્ભોગ્ય અભ્યાસ કરનારા એમના જેવા શોધવા જ પડે. અભ્યાસ એટલે માત્ર બૌદ્ધિક જ્ઞાન જ નહિ પણ કર્ણાટકી ગાયકી આ ગુજરાતીએ પોતાની કરીને ને કર્ણાટકી સંગીતજ્ઞોને કાન પકડાવે તેવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. ભારતીય સંગીતશાસ્ત્રની બે પ્રમુખ શાખાઓ તે હિન્દુસ્તાની અને કર્ણાટકીના કલાસામર્થ્ય અને રસાનુભૂતિનું તુલનાત્મક અવલોકન એમણે 'ઉહાપોહ' નામના માસિકમાં વિસ્તૃત લેખરૂપે આપેલ છે. સંગીત ક્ષેત્રે આવી તુલનાત્મક આલોચના અસાધારણ લેખાય. સંગીતના પ્રત્યેક ક્ષેત્રના રસિકો માટે આ લેખ એકસરખો ઉપયોગી હોઈ ત્રણ હપ્તે 'ઊર્મિનવરચના'માં અપાશે. એમાંનો પહેલો હપ્તો અહીં 'ઉહાપોહ' માસિકના આભારસહ આપ્યો છે. ]

—સંપાદક

વર્તમાન ભારતીય શાસ્ત્રીય–સંગીતની બે પ્રમુખ શાખાઓ—હિન્દુસ્તાની અને કર્ણાટકી—નાં આન્તરિક કલાસામર્થ્ય અને રસાનુભૂતિને સરખાવવાનું કાર્ય કંઈક નાજુક અને મુશ્કેલ છે. આ તો સ્પષ્ટ અને સમજી શકાય તેવી વાત છે; કેમ કે સૌ સૌની ઊંડી, અંગત લાગણીઓ, વ્યક્તિગત પસંદગી, એક યા બીજી રીતિ પ્રત્યેની આસક્તિ, આદર, અનુરાગ અથવા પૂર્વગ્રહો એમાં ભિન્ન ન પાડી શકાય તેવી રીતે ગૂંચવાયેલાં—સંડોવાયેલાં છે. મોટા ભાગના સંગીતકારો, સંગીતશાસ્ત્રજ્ઞો અને સંગીતમીમાંસકો આમાં રહેલા વિવાદસ્પદ તત્ત્વથી પૂરેપૂરા સભાન છે. ભારતીય પારમ્પરિક સંગીત વિષે લખનાર સૌ કોઈ આ કારણસર પોતાના અંગેના વિચારોને મનમાં જ સંઘરી રાખવાનું વિશેષ યોગ્ય માને છે, કે બહુબહુ તો પ્રસંગોપાત્ત વાતચીતમાં—ખાનગી વર્તુળોમાં કહેવાને મોકો યા કારણ મળે, કે મોઢામાં આંગળા નાખીને બોલાવામાં આવે તો ખાસ સંજોગોમાં એ બાબત પર પોતે શું માને છે તે વિષે કંઈક કહી નાખે છે. હું પોતે પણ આ વિષય પર લખવા ઓછો સંકોચ નથી અનુભવતો; આ સમસ્યાની પેલી તરફ ન છંછેડવા જેવાં તત્ત્વો પડેલાં છે એટલા ખાતર નહીં, પણ આ વિષય પર કશું કહેવાના મારા અધિકાર વિષેની શંકાને કારણે. પણ બન્ને પરિપાટીના સંગીતને આજે બે દાયકાથી સાંભળતો આવ્યો હોઈ, એ બન્નેના આગવા પ્રભાવ અને સંવેદનશક્તિ કેવાં છે, તે વિષે કેટલેક અંશે પરિચિત છું; અથવા કંઈ નહીં તોયે મારા ભાવ–પ્રતિભાવ તે બન્ને તરફ કેવાં છે, મન તેને કઈ રીતે નિહાળે છે એનો ખ્યાલ મારા મનમાં રહ્યો છે. વિશેષમાં બન્ને રીતિનું સંગીત મનને અત્યંત તેમ જ એક–સરખું રુચિકર રહ્યું છે. આથી એ બન્ને વિષેના મારા પોતાના મૂલ્યાંકન તુલનાત્મક રીતે અહીં રજૂ કરવાની શક્યતા વિચારી છે. અહીં જે લખીશ તે એક યા બીજી પરિપાટીની તરફેણ કે વિરુદ્ધમાં ચુકાદારૂપે સમજવાનું નથી એટલું ઉમેરું.

આ વિષય પર આપણી સામે જુદાં જુદાં મંતવ્યો છે. આમાંનાં કેટલાંક તો સ્પષ્ટ અન્તિમવાદી છે. અહીં હું સૌ પહેલાં તો સામસામા અન્તિમો પર ઊભેલાં વિચાર–વલણો વિષે કહીશ.. એમાંનાં ઘણા–ખરા પ્રસિદ્ધ નથી થયાં, પણ બીજી રીતે તો પ્રગટ

છે જ. બન્ને પ્રકારની અન્તિમતા એકબીજાની સામે મંડાયેલી છે અને પરસ્પર મોઢું મરડનારી, અસમાધાનકારી છે એમ કહેવું જોઈએ.

હિંદુસ્તાની સંગીતનો સાધારણ શ્રોતાવર્ગ કર્ણાટકી સંગીત પ્રત્યે ઉપેક્ષા સેવે છે. જે કોઈ એને કવિચત્ કવિચત્ર આકસ્મિક સાંભળી લે છે તેમને તે કઢંગું, વિચિત્ર અને અસ્વાદુ લાગે છે. એનાં કારણોમાં જોવા જઈએ તો ગાનારનો કંઠ (બધા જ નહીં તો મોટા ભાગના કિસ્સાઓમાં) માધુર્યશૂન્ય લાગે છે; સ્વરોને અપાતા કમ્પ–આંદોલન અસંખ્ય અને રસભંગ કરનાર જણાય છે. ગીતાક્ષરોનું ઉચ્ચારણ કર્કશ હોવાનો અનુભવ થાય છે અને સ્વરોની બંદીશ અત્યન્ત ચુસ્ત તેમ જ તેનું ચલન પણ પૂર્વનિર્ધારિત ચીલા પર વહ્યું જતું, લક્કડ, શુષ્ક, રુક્ષ અને ગદ્યાળુ તેમ જ લયચુસ્ત લાગતું હોવાનું પણ કહી શકાય, અને છેલ્લે કર્ણાટકી સંગીતના રાગો વ્યક્તિત્વ વગરના, એકવિધ અને કેટલાક વળી કર્ણકટુ અને અસમ્બદ્ધ પણ લાગે છે.

હિન્દુસ્તાની સંગીતપરિપાટી અનુસરતા મોટાભાગના સંગીતકારોનાં કર્ણાટકી સંગીત પરત્વેના વિચારો ઉત્તરવાસી સામાન્ય શ્રોતાજનથી ખાસ નિરાળા નથી; પણ એની રજૂઆત તેમના દ્વારા કંઈક ગંભીર રીતે અંતિમને ટાળીને થતી જોવા મળે છે, અને સામાન્ય રીતે એની પાછળ હિન્દુસ્તાનની સંગીતના દૃષ્ટિકોણથી જોવાતા ટેકનિકને લગતાં [ઊર્મિલ નહીં] કારણો છે; દૃષ્ટાન્ત ખાતર એમની ફરિયાદ એ છે કે ગળું કેળવવું અને કણ્ઠમાધુર્ય હોવું એ સાંગીતિકતાની બે પ્રાથમિક આવશ્યકતાઓ તરફ કર્ણાટકી પરિપાટીમાં બેદરકારી રખાઈ છે, ખુબ દુર્લક્ષ સેવાયું છે. એવું જ એમના સ્વરોની મૂલગત શ્રુતિઓ–સ્વરસ્થાનો–નું પણ છે. ષડ્જ–પંચમ સિવાયના પ્રત્યેક સ્વરને કમ્પિત કરવાની અને સ્વગુચ્છોને આન્દોલિત કરવાની કર્ણાટકી રીતિમાં રહેલી જન્મજાત ખાસિયત રાગના રૂપને વિકૃત કરતી, કે રાગ–રેખાને ક્ષુબ્ધ, ફિક્કી, ધ્રૂજતી કરી મૂકતી લાગે છે, કર્ણાટકી સંગીતનું બેચેનીપ્રેરક લક્ષણ એમના મતે એ પરિપાટીમાં તાલતત્ત્વ પર દેવાયેલા બેહદ ભાર તેમ જ સંગતિ (બોલ)માં સ્વરોના મર્યાદિત ચાલ–બહેલાવને કારણે ઉદ્ભવે છે. બન્ને સંગીત પદ્ધતિઓમાં સમાન રાગોમાં પણ સ્વરમંડળોની ભાતોનો–સ્વર સંચારનો–ભેદ ખૂબ જણાઈ આવે છે: અને તેમને અનુભવ થાય છે તેમ દાક્ષિણાત્ય સંગીતના કેટલાક સ્વરસમૂહો હિન્દુસ્તાની સાંગીતિક સંવેદનશીલતાની સીમાની પાર રહેલા છે. વળી કર્ણાટકી સંગીતનો ઝોક 'નિબદ્ધતા' તરફ હોઈ, (રાગની મર્યાદામાં રહીને થતાં) વિમુક્ત–વિહારને પ્રમાણમાં બહુ ઓછો અવકાશ રહે છે. વાદી સંવાદી સ્વરો અને 'ન્યાસ' અને 'સમ'ના અભાવને કારણે કર્ણાટકી રાગો અશુદ્ધ હોવાનું પણ તેમને લાગે છે.

આ પછીનો ત્રીજો વર્ગ હિન્દુસ્તાની સંગીતના પ્રથમ કક્ષાના ગાયકોનો બનેલો છે; એમનો મત ઉપલા બન્નેથી અમુક અંશે જુદો પડે છે. દૃષ્ટાંત તરીકે કિરાના ઘરાનાના ખ્યાતનામ ગાયક, મહૂર્મ ખાં સાહેબ અબ્દુલ કરીમખાંની ગીતરચના પર કર્ણાટકી સંગીતની આછી આછી મીઠી છાયા વરતાય છે, એની પાછળ એમની એ સંગીત પ્રત્યેની રુચિ અને એથી કરેલાં અધ્યયન કામ કરી ગયાં હતાં. મુરાદાબાદ ઘરાના (પાછળથી ભીંડીબજાર ઘરાના તરીકે ઓળખાતા)ના મહૂર્મ ઉસ્તાદ અમાનઅલિખાં કર્ણાટકી સંગીતના ભારે પ્રશંસક હતા. દક્ષિણી રાગ 'હંસધ્વનિ'માં તેમની વિખ્યાત રચના 'લાગી લગન સખી પતિ સંગ'નો મૂલાધાર દક્ષિણ ભારતમાં એ રાગમાં થયેલી વાગ્ગેયકાર મુથ્થુસ્વામી દીક્ષિતરની સુપ્રસિદ્ધ સંસ્કૃત કૃતિ 'વાતાપિ ગણપતિમ્ ભજે હમ્'માં છે અને તેમાં કર્ણાટકી સંગીતનો મૂળ ધ્વનિ તેમણે આબાદ જાળવી રાખેલો.[૧] મુંબઈમાં શ્રીમતી સરયુ દોશીના નિવાસસ્થાને એક સંધ્યાએ સિતારનવાઝ ઉસ્તાદ વિલાયતખાં અને તબલાનવાઝ નિઝામુદ્દીનને મળવાનો પ્રસંગ બનેલો ત્યારે કર્ણાટકી સંગીત વિષે તેમનો અભિપ્રાય પૂછતાં એમણે આપેલો ઉત્તર કર્ણાટકી સંગીતને અંજલિરૂપ હતો. કર્ણાટકી સંગીતનાં વિશિષ્ટ પ્રભાવ અને એ પદ્ધતિનાં કેટલાંક આંગવાં, મંત્રમુગ્ધ કરી મૂકતા કલાપૂરક અંગોની એમણે મુક્તકંઠે પ્રશંસા કરેલી.

સામે પક્ષે જોઈએ તો હિન્દુસ્તાની સંગીતનાં સૂરીલાપણા, અને ગળાની કેળવણી પ્રત્યે હિન્દુસ્તાની પરિપાટીના ગાયકો દ્વારા અપાતાં લક્ષ વિશે દક્ષિણમાં બેમત નથી. સામાન્યતઃ કર્ણાટકી ગાયક કરતાં હિન્દુસ્તાની ગાયકની શ્રુતિઓ વધારે શુદ્ધ હોવાનું પણ તેઓ સ્વીકારે છે. આ કારણસર હિન્દુસ્તાની સંગીત દક્ષિણના શ્રોતાવર્ગને પ્રિય લાગે છે, સાંભળવું ગમે છે; અને તેઓ સારા હિન્દુસ્તાની ગાયકોને રસપૂર્વક સાંભળે છે.[2] પણ ત્યાં હિન્દુસ્તાની સંગીત વિષે કેટલાંક બીજાં–સૂક્ષ્મતર અવલોકનો–પણ થતાં હોય છે: એ વિષે (કેવળ હિન્દુસ્તાની સંગીતને જ સાંભળવું પસંદ કરનાર) ઉત્તરવાસીઓ કશું જાણતા જ નથી. દા. ત. કર્ણાટકી સંગીતના શ્રોતાવર્ગને હિન્દુસ્તાની 'ખ્યાલ' ગાયનનો વિલમ્બિત આલાપ ગાવે ઢીલોઢફ અને તન્દ્રાપ્રેરક લાગે છે. દ્રુતલયમાં પણ એનો રંગ મૃદુ જ ભાસે છે અને સ્વરોની ધ્વનિઘનતા પણ પાતળી અને પોચટ હોવાનો તેમનો અનુભવ થાય છે. સ્વરબહારમાં બોલ અને મૂળપદનું વારંવાર પુનરાવર્તન થતું હોવાનો પણ તેમને ભાસ થાય છે. લયકારી પર દેવાતાં ઓછાં જોરને કારણે હિન્દુસ્તાની સંગીતનાં ચાલ અને ગતિ પણ એટલાં શિસ્તપૂર્ણ નથી લાગતાં. વળી 'ચીજ'માં મિલાવટની આત્યન્તિક નિબદ્ધતા ન હોવાથી કર્ણાટકી સંગીતની 'કૃતિ'ઓ જેવી તે વ્યાખ્યાપૂર્ણ નથી જણાતી અને ઉપરાંત તે સાહિત્યપ્રધાન અને અર્થલક્ષી પણ નથી લાગતી. હિન્દુસ્તાની સંગીતનું સાહિત્ય પણ તેમને મતે દરિદ્ર, કેવળ શૃંગારિક, અને આધ્યાત્મિકતાહીન છે. વિશેષમાં હિન્દુસ્તાની સંગીતના સ્વરો તેમને માધુર્યપૂર્ણ લાગવા છતાં ઊભડક, છીછરા અને અનલંકારી પણ લાગે છે. હિન્દુસ્તાની સંગીતમાં દ્રુત અને અતિદ્રુત લયમાં તાનોની બોલાતી રમઝટ વધુ પડતી વેગીલી, અને બહુધા સૂર છાંડી જતી, ને ઘોંઘાટ, વાચાળતા અને ચિત્કારોમાં પરિણમતી લાગે છે. અને છેલ્લે હિન્દુસ્તાની રાગો પણ તેમને હળવા, અને ગાયનની પદ્ધતિ કર્ણાટકીને મુકાબલે સહેલીસટ, ઘનતાહીન જણાય છે.

કર્ણાટકી સંગીતના ગાયકો–આચાર્યોનાં હિન્દુસ્તાની સંગીત પરત્વેના વલણ અને અભિપ્રાયો સ્પષ્ટપણે બે દિશામા વહેંચાયેલા છે. કેટલાકનો મત ઉત્તરના સંગીતની કોઈ પણ પ્રકારની અસરથી દક્ષિણને મુક્ત રાખવાનો છે: તેનું એક કારણ એ કે એમના સંપ્રદાયનું વિશિષ્ટ 'દાક્ષિણાત્ય' લક્ષણ તેઓ જાળવી રાખવા માગે છે, અને થોડુંક એ પણ ખરું કે હિન્દુસ્તાની સંગીતની મુદ્રાને તેઓ ઉચ્ચ કક્ષાની કે 'શુદ્ધ' ગણતા નથી; એ મુસ્લિમ-પ્રભાવિત હોઇ વિભ્રષ્ટ વિલાસી અને અનાધ્યાત્મિક, તાનોની કર્કશતા બહુલતાને કારણે અભદ્ર અને આસુરી અને પ્રાચીન પરમ્પરાના તત્ત્વો અલ્પાંશે જ ધરાવતું હોવાનું તેઓ કહે છે. આથી હિન્દુસ્તાની સંગીતની ભંગીઓને કર્ણાટકી સંગીતમાં ઉતારવાના પ્રયોગોને તેઓ આવકારતા નથી.* બીજે પક્ષે હિન્દુસ્તાની સંગીતનો ચાહક દક્ષિણી વર્ગ તે પરિપાટીમાંથી આવશ્યક તત્ત્વો ગ્રહણ કરી કર્ણાટકી સંગીતમાં રહેલી કેટલીક ક્ષતિઓની પૂર્તિ કરવાનો અનુરોધ કરે છે.

આ પશ્ચાદ્ભૂની પડછે આપણે બંન્ને સંગીત પરમ્પરાઓનાં રસાનુભવનાં તુલન-મૂલ્યાંકન બંને પરિપાટીના પૂર્વગ્રહોથી પર રહીને કરવાનાં રહેશે: ટૂંકમાં બન્નેનાં લક્ષણો ને અસરોને સંપૂર્ણ તટસ્થતાથી તપાસવાનાં રહેશે.

બનેની તુલના કરવા માટે આપણે કેટલીક શરતો મૂકવી જોઈએ જેમાં બન્ને શૈલીનાં સંગીત એનાં શ્રેષ્ઠ રૂપે રજૂ થાય. આમાં પ્રથમ આપણે કર્ણાટકી શૈલી તપાસીએ.

એ વાત સાચી છે કે દક્ષિણમાં 'સુસ્વર' તરફ ધ્યાન દેવાતું નથી. ત્યાં ઘણાં સમયથી આ પ્રત્યેની ઉપેક્ષા જોઈ શકાય છે. આ વિષે થોડું વધારે કહેવું અહીં અનિવાર્ય લાગે છે. ત્યાં શિષ્ય પસંદ કરતી વખતે તેના કણ્ઠની ગાન્ધર્વક્ષમતા જોવાને બદલે તે 'ચાલે છે કે નહીં' એટલું જ જોવાય છે. વળી ગાયન અને વાદનની શૈલીમાં ઉત્તરમાં છે તેવો ત્યાં ભેદ નથી. જે કૃતિઓ જે રીતે, જે શૈલીમાં ગવાય છે તે જ રીતે વગાડાય પણ છે.[3] આથી દરેક વાદ્યકારે ગાતાં શીખવું ત્યાં ફરજીયાત રહે છે.[4]

વાદ્યકારોમાં સારો કણ્ઠ ધરાવનારી સંખ્યા હંમેશા અલ્પ હોય છે; છતાં કેટલાયે વાદ્યકારો ત્યાં ગાયકોના ગુરુ બની બેઠેલા! (આજે પણ એ પ્રથા ત્યાં ચાલુ છે!) આનું પરિણામ એ આવ્યું કે ત્યાં કણ્ઠનું સારાનરસાપણું ગૌણ બન્યું અને સંગીતનું ઊંડું પણ વ્યાકરણનિષ્ઠ જ્ઞાન પ્રધાનસ્થાન ભોગવતું થઈ ગયું. ઘણા ગાયકોનો અવાજ જરાય સારો ન હોવા છતાં તેઓને ત્યાં ઉત્તમ કોટિના ગાયકો ગણવામાં આવે છે. સ્વ૦ મદુરાઈ મણિઆયર, સ્વ૦ મહારાજપુરમ્ વિશ્વનાથ આયર, સ્વ૦ ટાઈગર વરદાચાર્ય, કે સ્વ૦ જી. એન. બાલસુબ્રહ્મણ્યમ્‌ને પણ માત્ર અવાજ–કણ્ઠ પરથી તો ઉત્તરમાં કોઈ સાંભળવા તૈયાર ન થાય. આનો અર્થ એવો નથી કે દક્ષિણમાં સુરીલાપણાની પ્રશંસા નથી થતી કે દક્ષિણીઓ સુમધુર કણ્ઠ ધરાવતા જ નથી. તાત્પર્ય એટલું જ કે ત્યાં ગાવા માટે સુરીલો કણ્ઠ ઉત્તરમાં મનાય છે તેવો આવશ્યક મનાતો નથી. સાંભળનારાઓમાં પણ કર્કશ અને રસહીન કણ્ઠને ચલાવી લેવા જેટલું વલણ ઠીક પ્રમાણમાં વિકસેલું છે. પણ સારો અવાજ ધરાવનાર ઉત્તમ કોટિના ગાયકો પણ ત્યાં થયા છે અને આજે પણ છે. સ્વ૦ અરિયકુડિ રામાનુજમ્ આયંગાર, સ્વ૦ નામક્કલ શેષ આયંગાર અને એમના સુપ્રસિદ્ધ શિષ્ય સંગીતાચાર્ય વિ. વિ. ષડગોપન, સ્વ૦ કિટપ્પા ચેમ્બઇ વૈદ્યનાથ ભાગવતર, ચિત્તુર સુબ્રહ્મણ્યમ્, અય્યલૂર કૃષ્ણન્ અને નવીન આગંતુકોમાં એમ. રામમૂર્તિ, નેદનુરી કૃષ્ણમૂર્તિ, જ્ઞાનસુન્દરમ્ મદુરાઈ કૃષ્ણન્, કલ્યાણ રામનન્, કે૦ વી૦ નારાયણ સ્વામી ઈત્યાદિની ગણના આમાં થઈ શકે. પણ ગાયકો કરતાં ઉત્તમ કંઠ ધરાવનારી ગાયિકાઓની સંખ્યા દક્ષિણમાં મોટી છે. સ્વ. વસંતકોકિલમ્, સ્વ૦ સાવત્રી ગણેશન્ અને સ્વ૦ રાજલક્ષ્મી ઉપરાંત ભારત કોકિલમ્ એમ૦ એસ૦ શુભલક્ષ્મી, શ્રીમતી નીલમ્મા કડમ્બી, એમ૦ એલ૦ વસંતકુમારી, શ્રીરંગમ્ ગોપાલ રત્નમ્, રાયપ્રોલુ જાનકી, જયલક્ષ્મી (રાધા–જયલક્ષ્મીવાળાં), સીતામણિ શ્રીનિવાસન્, પુષ્પકમ, અખિલા કૃષ્ણન્, જયલક્ષ્મી સંથાનમ્, એવાં તો કેટલાંયે નામો ગણાવી શકાય. કર્ણાટકી પરંપરાના ગાયક–ગાયિકાઓના કંઠનાં ગુણત્વ, ઉત્કટતા અને ઘનતા હિન્દુસ્તાની પરંપરાનાં ગાયક–ગાયિકાઓ કરતાં જુદાં પ્રકારનાં છે, અને તે દક્ષિણી પદ્ધતિનું સંગીત ગાવા માટે પૂર્ણતયા અનુકૂળ છે. આપણે જ્યારે બન્ને પદ્ધતિનાં સંગીતને તુલવીએ ત્યારે ઉપર કહ્યા તેવા કલાકારોના સૂરીલા કંઠે ગવાતાં કર્ણાટકી સંગીતને જ ઉત્તમ કંઠવાળા હિન્દુસ્તાની ગાયકોના સંગીતની સાથે મૂકીએ છીએ તેમ સમજવાનું.

કર્ણાટકી સંગીતના કમ્પિત સ્વર સામે ખાસ કોઈ વાંધો ઉઠાવી શકાય તેમ નથી. કેમ કે એ તો એ શૈલીનું મૂલગત, શાસ્ત્રસિદ્ધ, સ્વરગર્ભ પ્રાકૃતિક અને પ્રધાન લક્ષણ છે. દ્રાવિડી સંગીતની કેટલીક ચમત્કારપૂર્ણ અસરો કમ્પાયમાન બનતા સ્વરમાંથી જ ઉદ્ભવે છે. કર્ણાટકી સંગીતનો લોલિત—આન્દોલિત સ્વર વિશિષ્ટ શક્તિથી સમૃદ્ધ બને છે. તે મુખ્ય સ્વરો વચ્ચે પડેલા અદીઠ, અગાધ પ્રદેશમાં પ્રવેશી તેમાં રહેલી સૂક્ષ્મ આન્તર—શ્રુતિઓને સ્પર્શી વિવિધ કાકુસ્વરોને જન્મ આપે છે. એથી મૂલસ્વરો સહસા જ્યોતિર્મય બની ઝગી ઊઠે છે. હિન્દુસ્તાની સ્વરો પ્રાયઃ જ્યોતિર્વિહીન હોય છે.[૫]

એ વાત સાચી છે કે કમ્પની અતિશયતાથી ગાયનમાં રાગનું રૂપ સ્થિર થતું નથી; એનો આકાર સતત ખણ્ડિત, વિશૃંખલ થતો રહે છે. મારા મિત્ર મદુરાઈ આર૦ ગૌતમ મને ઘણી વાર કહે છે તેમ દર્પણને આમતેમ હલાવે રાખો તો તેમાં બિમ્બની આકૃતિ જોઈ શકાતી નથી, તેમ સ્વરોને કેવળ કમ્પાવ્યા કરવાથી રાગરૂપ પણ અસ્થિર બની જાય છે. (સ્વ૦ જી૦ એન૦ બાલસુબ્રહ્મણ્યમની કોઈ કોઈ શિષ્યાઓના ગીતમાં આ ક્ષતિ વરતાય છે.) ખાસ કરીને દ્રુતલયમાં તો સ્વરો પતંગિયાની માફક ફરફર ઉડતા, વળાંક પર ઝડપથી જતી આગગાડીની જેમ ધ્રુજતા, કણસતા, ખટકાતા ક્ષોભિત થતા વરતાય છે. આમાં ગાયકની ગીતને કારીગરીથી સમૃદ્ધ કરવાની શક્તિ, ટેકનીકના સામર્થ્ય જોઈ શકાય પણ શ્રુતિઓનું સૌન્દર્ય લોપાય છે, ને કાકુસ્વરોને બદલે કેટલીકવાર અપસ્વરો પ્રવેશી જાય છે; એ કારણથી કલાની સૂક્ષ્મતાનો તો સદંતર નાશ થાય છે. અલબત્ત કેટલાક દક્ષિણી રાગો એવી

પ્રકૃતિના છે, અને કેટલીક કૃતિઓનું સંઘટન એ જાતનું રચાયું હોય છે કે તેમાં સવિશેષ અને સતત કમ્પની જરૂર રહે. 'નાગસ્વરમ્' શૈલીમાં થતાં ગમ-કીલા ગીતમાં પણ એવું જ છે. આવા ખાસ કિસ્સાઓમાં કમ્પની માત્રા વધારે હોય તો યે અસુખકર નથી લાગતી; આની નોંધ લઈ સામાન્યતઃ કમ્પિત સ્વરનું સમતોલ પ્રમાણ ધરાવતું હોય તેવા કર્ણાટકી સંગીતને એ સમ્પ્રદાયનું સ્થાયી અને મૌલિક સ્વરૂપ માની, તુલનાર્થે તેને જ દૃષ્ટિ સમક્ષ રાખીશું.

હવે કર્ણાટકી સંગીત માટે કહેવાતા શ્રુતિ–અશુદ્ધિના મુદ્દાને તપાસીએ. દ્રુતલયમાં, તેમ જ તાર-સપ્તકના સ્વરોમાં કર્ણાટકી પરમ્પરાના સંગીતકારોનું ગાન બેસૂરું બની જતું, અપસ્વર કે અન્યસ્વરનો સ્પર્શ કરી જતું હોય તેવો અનુભવ તો મેં પણ ઘણીવાર કર્યો છે; અને વધુમાં જ્યારે ખોટી રીતની શ્રુતિને કે વિવાદીયા વિસંવાદી સ્વરને કમ્પાયમાન કરવામાં આવે ત્યારે તો તે વધુ રસભંગ કરનારું થઈ પડે છે. હિન્દુસ્તાની સંગીતમાં તો શિખાઉ ગાયકો સિવાયના બીજા સૌનું સંગીત શ્રુતિશુદ્ધ રહે છે. [૬] આનાં કારણ વિષે વિચારતાં એમ લાગે છે કે સાધના-કાળ દરમિયાન હિન્દુસ્તાની સંગીત પરમ્પરામાં પ્રત્યેક સ્વરને અલગઅલગ રીતે સાધવાની લાંબી, અખૂટ ધૈર્ય અને પરિશ્રમ માગતી સાધનાઃ તબક્કામાંથી પ્રત્યેક સંગીતકારને નિરપવાદ રીતે પસાર થવું પડે છે. તમ્બુરના નાદે નાદે સધાતા સ્વરોની શ્રુતિઓ ઘેરી, સૂરીલી બનવા ઉપરાંત સાચા સ્થાન પર સહજ રીતે લાગે છે. દક્ષિણમાં ષડ્જમ્ આદિ સ્વરોને આજની પદ્ધતિમાં આ રીતે ઘુંટી ઘુંટી તૈયાર કરવામાં ન આવતા હોઈ, તેમ જ 'મન્દ્ર સાધના'નો પ્રયોગ ન હોઈ, ત્વરિત ગીતમાં સ્વરો કયારેક શ્રુતિ–સ્થાન ચાતરી જાય છે. અલબત્ત બધા જ સંગીતકારોમાં આ ક્ષતિ છે તેવું નથી : ઊંચી કોટિના ગાયકોનું શ્રુતિ જ્ઞાન ઉત્તમ પ્રકારનું રહેતું આવ્યું છે; અને અહીં તુલના માટે આપણે કર્ણાટકના એવા શ્રુતિશુદ્ધ સંગીતની વાત કરી રહ્યા છે તેમ માનવાનું.

કર્ણાટકી સંગીતમાં સાહિત્યાક્ષરોનું વિશિષ્ટ ઉચ્ચારણ છે, જેની પાછળ દ્રાવિડી બોલીનો પ્રભાવ રહેલો છે. દ્રાવિડ દેશમાં જન્મ્યો ન હોય તેને માટે સ્વરમાં દક્ષિણી ધ્વનિરંગ એકાએક ઉપસાવવા કે નકલ કરવા મુશ્કેલ બની રહે છે. સંગીતમાં દ્રાવિડી ઉચ્ચારણ કર્કશ હોવાનું હિન્દુસ્તાની શ્રોતાવર્ગને લાગે છે એનું કારણ એ છે કે એનાથી તે અપરિચિત છે. એમાં રહેલી સુન્દરતા તેમના અનુભવની, વિભાવનાની સુન્દરતાથી દૂરની હોઈ, એને અસુન્દર માની બેસે છે. દ્રાવિડી ઢંગના ઉચ્ચારણ વિનાનું કર્ણાટકી સંગીત કલ્પવું મુશ્કેલ છે. આના સમર્થનમાં એક દૃષ્ટાન્ત અહીં રજૂ કરું. મૈસૂર રાજ્યના ધારવાડ, બેળગાંવાદિ ઉત્તરના ચાર જિલ્લાઓમાં હિન્દુસ્તાની સંગીતનો પ્રચાર છે; જ્યારે દક્ષિણ મૈસૂર રાજ્યનો પ્રદેશ કર્ણાટકી પરમ્પરાને અનુસરે છે. કન્નડ અને મરાઠીભાષાને જાણનાર ઉત્તરના મૈસુરના સંગીતકારો કર્ણાટકી સંગીતથી અપરિચિત નથી, અને તેમાંના કોઈ કોઈ કયારેક કર્ણાટકી સંગીતની કૃતિઓ ગાય છે; પણ તેમાં દ્રાવિડી સંગીતનાં વિશિષ્ટ ઉચ્ચારણનો અભાવ હોઈ, તે નિર્બળ, રસહીન અને છીછરું લાગે છે. આથી દ્રાવિડી ઉચ્ચાર–ઢંગ કર્ણાટકી સંગીતમાં કેટલા અનિવાર્ય છે, તેનો ખ્યાલ આવી શકશે. હિન્દુસ્તાની 'ખ્યાલ' સંગીતમાં પણ કેટલાક ઘરાનાઓમાં ઉર્દૂ અને વ્રજભાષાનું ઉચ્ચારણ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. કિરાના અને મરાઠી–ગ્વાલિયર, મરાઠી–અત્રૌલી છોડતાં બાકીના ઘરાનાઓ, ખાસ કરીને આગ્રા, રામપુર, પતિયાલા, સહસવાન, ખુર્જા, મુરાદાબાદ ઈત્યાદિમાં જો એ વિશિષ્ટ, રંગદર્શી, કાલું કાલું કાકુમય ઉચ્ચારણ ન હોય તો ગાયકી ફિક્કી પડી જાય; એનું વિશિષ્ટ સૌન્દર્ય પ્રગટે જ નહીં. ઉચ્ચારણ એ ગાયકીનું સૌન્દર્ય–દ્યોતક અંગ, વિશેષાલંકાર છે; અને એથી કર્ણાટકી સંગીતને પોતાનું ઉચ્ચારશાસ્ત્ર હોય તો તેને નકારવાનો ઉત્તરવાસીઓને અધિકાર ભાગ્યે જ હોઈ શકે. એથી તો કેવળ અપરિચયથી ઉદ્ભવતું અજ્ઞાન, પોતાની સંગીત પ્રણાલીને વડેરી ગણી બીજાના સંગીત–સમ્પ્રદાયને માટે ગમે તેવા અભિપ્રાય બાંધવાની વૃત્તિ જ પ્રગટ થાય છે. કર્ણાટકી સંગીત સાંભળતાં રહેવાથી તેની અન્ય વિશિષ્ટતાઓ સાથે એના ઉચ્ચારણની મોહિની પણ ધીરે ધીરે મન પર પ્રભાવ પાડતી જોઈ

શકાશે; એની સ્વભાવગત સુન્દરતા અને અંગભૂત આવશ્યકતા સમજાતી જશે. પ્રોફેસર ષડગોપન્ સાથેની મારી વાતચીતમાં તેમણે એક વાત પર ખાસ ભાર મૂકેલો કે દક્ષિણના લોકોમાં જેટલા પ્રમાણમાં હિન્દુસ્તાની સંગીત પ્રત્યેની અભિમુખતા છે તેના અલ્પાંશે પણ ઉત્તરવાસીઓની દક્ષિણના સંગીત પ્રત્યે નથી. (ગયે વર્ષે મુંબઈમાં શ્રીમતી કુમુદિની મહેતાના નિવાસસ્થાને યોજાયેલ કાર્યક્રમ મહારાષ્ટ્રના પ્રસિદ્ધ ગાયક શ્રી જિતેન્દ્ર અભિષેકી સાથે થયેલી મારી વાત દરમિયાન તેમણે પણ કર્ણાટકી સંગીતની પ્રશંસા કરવા સાથે ટકોર કરેલી કે ઉત્તરના લોકોને દક્ષિણનું સંગીત પૂરું સાંભળતા પહેલાં જ ટીકા કરવાની, ઉતારી પાડવાની ટેવ પડી ગઈ છે.)

તો ગીત-બોલમાં દ્રાવિડી ઉચ્ચારણને તે સંગીતનું આવશ્યક, આવકારદાયક અંગ માની તે હકીકતને યથાવત સ્વીકારી હવે પછી વિચારીએ ગળું કેળવવાના મુદ્દા વિષે.

સ્વરોને સઘન બનાવવા, શ્રુતિઓનાં સાચાં સ્થાન નિશ્ચિત કરવા અને એને વિશેષ સુશ્રાવ્ય બનાવવા, મન્દ્ર સપ્તકના નિમ્નતમ સ્વરોને સ્પર્શવા અને તાર સપ્તકના ઉચ્ચતમ સ્વરોને આંબવા, કુદરતે દીધેલ અવાજ સારો ન હોય તો તેને ઘડી, મઠારી, ગાયનક્ષમ તેમ જ કર્ણપ્રિય બનાવવા માટે ગળાને ખાસ કેળવવામાં આવે છે. જેનું ગળું મીઠું હોય, સરસ હોય; તેઓ પણ તૈયાર કરવાની ક્રિયા દ્વારા એને સવિશેષ ઓપદાર, ઘેરું, ખરજીલું, તારસપ્તકમાં આયાસ-તણાવ વગર ફરી શકનારું, 'હરકત'વાળું અને વેધક બનાવી શકે છે. મીઠાં પણ તાલીમ નહીં પામેલ ગળાં અને શાસ્ત્રીય સંગીતના રિયાઝથી સંસ્કારાયેલ કંઠ વચ્ચેનો ભેદ ઝટ પરખાઈ આવે છે. સારો હોય તો પણ બિનતાલીમી અવાજ અને એની કૃતિઓમાં એક પ્રકારની અણઘડતા, પશુતા અને બેતાલપણું રહેલાં હોય છે. એને જ્યારે ઘડવા-સંસ્કારવામાં આવે ત્યારે એ કંઠ 'માનવ' સ્તરનો બને છે, ને તેમાં જ્યારે ટેકનિકગત-ક્ષમતા ઉપરાંત ઊર્ધ્વગામી ઊર્મિઓ, આધ્યાત્મિક ઉન્મેષો અને સર્વ પ્રકારના કાકુઓ નિરૂપણ કરવાની શક્તિ આવે ત્યારે તે દિવ્ય બની જાય છે.

હવે કર્ણાટકી શૈલીમાં આવી ગળું સંસ્કારવાની કોઈ ખાસ પ્રવિધિ નથી. કર્ણાટકી સંગીતમાં પ્રચલિત રાગોની સંખ્યા હિન્દુસ્તાની રાગો કરતાં અધિક છે, અને ત્યાં સંગીત-અભ્યાસીઓ જુદા જુદા 'મેળ'ના-થાટના-અનેક રાગો, તેમાં રચાયેલા 'વર્ણો' અને એક એક રાગમાં ચારચાર-પાંચપાંચ કૃતિઓ શીખે છે. આથી પ્રત્યેક રાગનાં વિવિધ પાસાંઓ અને જાતજાતના સ્વરોમાં, જુદા જુદા સપ્તકોમાં તેમનું ગળું ફરતું રહે છે, કસાતું રહે છે. આથી ગળું કેળવવાની નોખી સાધના પ્રક્રિયાની ત્યાં આવશ્યકતા નથી રહેતી. જેમના કંઠ સારા નથી તે સૌ ટેકનિકને કારણે નભે જાય છે અને જેમનું ગળું મધુર છે તેમનું ગાન આ સ્વયંભૂ તાલીમથી, 'સુસ્વર' માટેના ખાસ રિયાઝ વગર પણ ઘુંટાયેલું, 'નિપજ' કરી શકનારું અને બેનમૂન બની જાય છે.

ત્યાંના રાગોનાં પ્રકારો અને પ્રકૃતિ વિષે હવે જોઈએ. 'બ્હોંતેરમેલ'ના વર્ગીકરણથી સ્વરમેળના વધઘટના હિસાબથી, મૌલિક જૂના રાગો ઉપરાંતના રાગોની સંખ્યા દક્ષિણમાં કૃત્રિમરીતે નિપજાવવા-વધારવામાં આવી છે. ગણિતથી નિશ્ચિત બની શકતા, પણ સૌન્દર્યશીલ યા કર્ણપ્રિય ન હોય તેવા રાગો કર્ણાટકી શૈલીમાં બહુ મોટી સંખ્યામાં છે. હિન્દુસ્તાની સંગીતના રાગો જેવા તે આકારક્ષમ, વ્યક્તિત્વ કે આગવાં રૂપ-લક્ષણો ધરાવતા લાગતા નથી. ગણિતના યોજન-સંયોજન, સરવાળા-બાદબાકીથી નવા નવા રાગો ઊભા કરી શકાય; પણ સ્વરનો મેળ સંવાદી છે કે વિસંવાદી છે, તેનો નિર્ણય ગણિતથી થઈ ન શકે; એનો નિર્ણય તો સાંભળવાથી જ કરી શકાય. આ મહત્ત્વના મુદ્દાની ઉપેક્ષા કરવાથી દ્રાવિડી સંગીતમાં મોં માથાં વિનાના, કઢંગા, અસ્વાભાવિક તેમ જ તામસિક રાગોની, ને વિવાદી મેળની એક વિશાળ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. પરિણામે ત્યાં 'ખરહરપ્રિયા' અને 'ષણ્મુખપ્રિયા', અને 'ગૌરીપન્તુ' જેવા અફીણનાં ઘુંટ જેવા કડવા રાગોનું અસ્તિત્વ છે અને તે પણ વળી ઉચ્ચકક્ષાનું અને 'ગૌરવપૂર્ણ'નું! બીજી વાત એ છે કે બ્હોંતેરમેળના ગાણિતિક વિસ્તા-

રમાં કોઈ પણ સાદા દેશી ઢાળ, લોકગીત કે લગ્નગીતોના ઢાળ પણ સ્હેજે આવી જાય છે. આપણે ત્યાંના લોકસંગીતના કે લગ્નગીતોના ઢાળ જેવી સ્વરચનાઓ ત્યા 'શ્રી', 'રિતિગૌડ' અને 'આનન્દ-ભૈરવી' જેવા રાગો બની ગયા છે! ગમે તેટલા પ્રયત્ન કરો તો પણ આવા રાગોના વિસ્તાર-ઉપાડ થાય જ નહીં![7]

કર્ણાટકી સંગીતના રાગોનું વર્ગીકરણ કરીએ તો તેમાં ચાર વર્ગ પડી જાય છે. (૧) પુરાણા રાગો, જે હિન્દુસ્તાની સંગીતમાં પણ છે, જેવા કે 'કલ્યાણી' (હિં૦ યમન કે કલ્યાણ), 'હિન્ડોલમ્' (હિં૦ માલ-કોંસ), 'પન્તુવરાડી' (હિં૦ પુરિયાધનાશ્રી), 'માયા માળવગૌડ' (હિં૦ ભૈરવ). 'શુદ્ધ સાવેરી' (હિં૦દુર્ગા), 'કર્ણાટક દેવગાંધારી' (હિં૦ ભીમપલાસી), 'હમિર કલ્યાણી' (હિં૦ કેદાર), 'કાપી' (હિં૦ કાફી), 'શુભપન્તુવરાડી' (હિં૦ તોડી), 'ગમનાશ્રમ' (હિં૦ પુરિયા કલ્યાણ) ઇત્યાદિ[૮] (૨) હિન્દુસ્તાની સંગીતમાંથી લીધેલા રાગો જેવા કે 'વૃન્દાવની સારંગ' 'બિહાગ' 'દ્વિજાવન્તી' કે 'જિજાવન્તી' (હિં૦ જયજયવન્તી), 'વાગીશ્વરી (હિં૦ બાગેશ્રી), 'દરબારી' 'પરજ', દેશ ઈત્યાદિ; જેમાંના કેટલાક તો મુથ્થુસ્વામી દિક્ષિતરે દોઢસો એક વર્ષ પહેલાં 'ધ્રુવપદ' શૈલીના ગાન સાથે કર્ણાટકી સંગીતમાં દાખલ કરેલાઃ અને 'ઝીંઝરોટી' (હિં૦ ઝીંઝોટી), 'ખમાસ' (હિં૦ ખમાજ) જેવા ત્રાવણ-કોરના વાગ્ગેયકાર રાજા સ્વાતિ તિરુનાડના સમયમાં દક્ષિણમાં વિશેષ પ્રચલિત બનેલા રાગો તેમ જ હાલમાં દાખલ થયેલાં 'જોનપુરી', 'અઠાણા' (હિં૦ અડાણા) 'સિંધુભૈરવી' (હિં૦ ભૈરવી) જેવા રાગો: (૩) એ પછી આવે કર્ણાટકી પદ્ધતિના મૌલિક પુરાણા રાગો, જેવા કે 'કાંબોજી' 'બેગડા', અને 'મુખારિ'; એના જેવા રાગો હિન્દુસ્તાની શૈલીમાં નથી; અને છેલ્લે (૪) કૃત્રિમ, કે કૃત્રિમ જેવા રાગો; આ છેલ્લા રાગો આગળ કહ્યું તેમ બહુ મોટી સંખ્યામાં છે, અને તેને અનેક નવાં આકર્ષક અને સુરૂપ નામો આપી પ્રચારમાં લેવામાં આવ્યા છે. આમાંના કેટલાક, જેવા કે 'કિરવાણી' 'સિંહેન્દ્રમધ્યમમ્', 'ચારુ-કેશી', 'મલયમરુતમ્' 'મલહરી,' 'વસંત-મુખારિ' ઈત્યાદિ પં૦ રવિશંકરે હિન્દુસ્તાની વાદ્ય-સંગીતમાં દાખલ કરેલા છે: (રાગો ગાયન-ક્ષમ નથી.) એ પહેલાં દાખલ થયેલા 'આભોગી' અને 'જોગ' (દક્ષિણી 'નટ્ટાઈ') હાલ બહુ જ લોકપ્રિય બન્યા છે: (આમાં 'આભોગી' ઝાંખો, રંગવિહોણો રાગ છે.) આ સિવાય 'ગોપિકા-વસંત' (દ૦ જયંતશ્રી) 'મેઘરંજની', 'નારા-યણી' જેવા શુદ્ધ દક્ષિણી રાગો પણ હમણાં હમણાં હિન્દુસ્તાની સંગીતમાં દાખલ કરવામાં આવ્યા છે.

આથી તુલના માટે પસંદગી કરીએ ત્યારે દક્ષિણના કર્ણમધુર રાગો જેવા કે 'કલ્યાણી', 'શંકરા-ભરણ', 'બેગડા', 'યદુકુલ-કામ્બોજી', 'કુન્તલવરાડી', 'પન્તુવરાડી', ઈત્યાદિને જ નજર સામે રાખીશું.

કર્ણાટકી સંગીત ક્યારેક સાંભળી લેનાર અને ફરી ન સાંભળવાની પ્રતિજ્ઞા લઈ બેસનાર ઉત્તરવાસી-ઓની ફરિયાદ છે કે કર્ણાટકી રાગો બધા એક જ રીતે ગવાતા તેમ જ એકવિધ છે; આમાં કંઈક તથ્ય છે ખરું. સ્વરોના સહેજસાજ ભેદવાળા રાગો (અને એ પણ વિવાદી સ્વરોવાળા) ગાવાની દક્ષિણી સંગીતકારોએ પ્રથા પાડી છે. આથી રાગ રાગ વચ્ચેની ભિન્નતાનો ખ્યાલ ઝાંખો રહે છે. રાગ-વૈવિધ્યને ઘટાડનાર બીજું એક તત્ત્વ એ છે કે કર્ણાટકી સંગીતમાં દરેક રાગમાં મૂળભૂત ભાતો, ચાલ, બહુધા એકના એક રહે છે. વાદી-સંવાદી પરના જોરનો અભાવ પણ તેમાં ભાગ ભજવી જાય છે. આથી નજીક નજીકના રાગો ગવાય ત્યારે તેમની વચ્ચેનું અન્તર નહિવત્ રહે છે અને જેમના કાન ટેવાયેલા ન હોય તેમને તો બધા જ રાગો એક સરખા સ્વાભાવિક રીતે લાગે છે.[૯]

સંગીતાચાર્ય ટી. કે. જયરામ આયર સાથે આ અંગે વાતચીત થતાં તેમણે મને આવી બેહૂદી પ્રથા હિન્દુસ્તાની સંગીતમાં પણ આચરાતી હોવા અંગે ધ્યાન દોરેલું; મને ત્યારે ઉસ્તાદ અમીરખાંએ એક વાર 'દરબારી' પછી તરત જ 'અડાણા' ગાયેલો તે વાતનું સ્મરણ થયું. 'ભૂપ' અને 'દેશકાર'ને પણ ઉપરાઉપરી ગાનાર કલાકારો પડેલા છે. ગીત શૈલીની

.કવિધતા વિષે વિચારીએ તો હિન્દુસ્તાની સંગીતમાં આગ્રા અને અત્રોલી ઘરાનામાં ગવાતા રાગો પ્રારમ્ભ કરવાની, સૂરો બાંધવાની અમુક રીતને. કારણે કેટલીકવાર એક બીબામાં ઢાળ્યા હોય તેવા લાગે છે.

કર્ણાટકી સંગીતના 'બન્દીશપ્રધાન' લક્ષણને અહીં તપાસી લઈએ. કર્ણાટકી સંગીતનો ચારેક કલાકનો કાર્યક્રમ સાંભળવા જઈએ તો ગાયક કલાકાર ઓછામાં ઓછી પંદરેક જેટલી અલગ અલગ 'કૃતિઓ' જુદા જુદા રાગોમાં ગાશે. અને એ ચાર કલાકના કાર્યક્રમમાં માત્ર એકાદ રાગને જ એના પૂર્ણ ગાયકી અંગરાગન્ (આલાપ), તાનમ્ (નોમ–તોમ) પલ્લવી (બોલબાંટ–બોલતાન)–સાથે રજૂ કરશે. શાસ્ત્રીય રાગોમાં બેસાડેલા કેવળ ગીતોને ઉત્તર હિન્દુસ્તાનમાં કોઈ 'શાસ્ત્રીય ગાયકી' કહેશે નહીં. જૂના જમાનાના નાટકના તખ્તા પર, આજથી પાંત્રીસ–ચાળીસ–પચાસ વર્ષ અગાઉ, આપણે ત્યાં પણ–વિશેષે મહારાષ્ટ્ર અને ગુજરાતમાં–આવા રાગબદ્ધ ગાયનો અભિનેતાઓ દ્વારા ગવાતા. એ જમાનામાં લોકપ્રિય બનેલા એ ગીતો આજે ગુજરાતમાં તો કોઈને સાંભળવાય ગમે નહીં. જ્યારે દક્ષિણમાં તો લોકો આવાં શાસ્ત્રીય ગીતો આજે પણ એક ચિત્તે, રસપૂર્વક સાંભળે છે. ત્યાં રાગદારીનું મહત્વ આજે એટલું નથી. વધારે મહત્ત્વ મોટી સંખ્યામાં 'કૃતિ'ઓ ગાવાનું છે. આજથી પચાસેક વર્ષ પહેલાં સ્વ. અરિયકુડિ રામાનુજમ્ આયંગારે ગાવામાં કૃતિઓની બહુલતા દાખલ કરી, અને તે પ્રથાને અત્યારે તો ત્યાં ખૂબ વેગ મળ્યો છે. શાસ્ત્રીય ગીતના શોખીન ઉત્તરવાસી જો રાગના આલાપ–વિસ્તાર, તાન ઈત્યાદિને સાંભળવાની આશાએ કર્ણાટકી સંગીતના કાર્યક્રમમાં જાય તો તેમની આશા અલ્પાંશે જ સંતોષાય; કલાકેક વીત્યા બાદ એને ખૂબ જ કંટાળો આવે. ઉત્તરના એક રાગને કંઈ નહીં તો યે દોઢેક કલાક સુધી ગાનાર ગવૈયો તેનો વિસ્તાર કરીને ગાશે. તે પછી એક બીજો રાગ લઇ, સમય ન હોય તો 'બડાખ્યાલ' ને બદલે 'છોટાખ્યાલ' ગાઈ, છેલ્લે ઠુમરી, ગઝલ, કે દાદરા યા ટપ્પા, કજલી કે ભજનથી પૂર્ણાહૂતિ કરશે. જેને ગીતો દ્વારા હળવું શાસ્ત્રીય સંગીત સાંભળવાનો શોખ હોય તે સૌ 'ગઝલ' ગીતની જુદી, ખાસ મહેફિલોમાં જશે; (દિલ્હી–લખનૌ ઈત્યાદિ સ્થળોએ ખાસ. મહારાષ્ટ્ર–ગુજરાતમાં લોકોને 'ગઝલ'નો શોખ નથી. શાસ્ત્રીય ગીતનો બધા 'ખ્યાલ ગાયકી' એવો જ અર્થ કરે છે. અને 'કજલી' બનારસ પૂરતી જ મર્યાદિત છે.) પણ 'શાસ્ત્રીય–ગાન'ને સ્થાને 'શાસ્ત્રીય ગીતો'ની કતાર લાગેલી જોવા–સાંભળવા કોઈ તૈયાર નહીં થાય.

---

## પાદટીપો :–

૧. આજે પણ 'હંસધ્વનિ' રાગનું સાચું રૂપ અને એ રાગની આગવી લગાવટો એમના ઘરાનાના શિવકુમાર શુક્લ અને એ રચનાને અનુસરતા એ. કાનન (કન્નન) જેવા પ્રખ્યાત ગાયકો સિવાય બીજા કોઈના કંઠમાં સાંભળવા મળતા નથી. મોટા ભાગના હિન્દુસ્તાની ગાયકોના આ રાગના વિસ્તારમાં 'શુદ્ધકલ્યાણ' અને 'શંકરા'ની છાયા ઝબકી જતી જોવાય છે. (મ૰ ઉસ્તાદ અમાનતઅલિખાં (ઇન્દોરવાળા) અલબત હંસધ્વનિ રાગ દક્ષિણી રૂપને વફાદાર રહીને બહુ સચોટ. રીતે ગાતા.)

૨. લગભગ દાયકા પહેલાં મદ્રાસમાં પતિયાલા ઘરાનાના મહાન ગાયક મહુંમ ઉસ્તાદ બડે ગુલામ–અલીનું સંગીત સાંભળવા શ્રોતાઓની અભૂતપૂર્વ પડાપડી થયેલી. આજે પણ મદ્રાસ રેડિયો સ્ટેશન પરથી કયારેક પ્રસારિત થતા હિન્દુસ્તાની સંગીતમાં બડે ગુલામઅલીના સંગીતની ચૂડીઓ સવિશેષ સાંભળવા મળે છે. આધુનિક હિન્દુસ્તાની સ્વર–સિદ્ધિનું ધોરણ કથળી ગયું છે.

* આવી પ્રવૃત્તિને તેઓ 'શુદ્ધકર્ણાટકનું વિકૃતિકરણ' કહે છે.

૩. ઉત્તરમાં સિતાર–વાદનમાં ગાયકી ઘરાનો પણ છે ખરો. ઉસ્તાદ વિલાયતખાં તેના અગ્રિમ પુરસ્કર્તા છે. વાયોલિન વાદકો ડી૰ કે૰ દાતાર અને એન. રાજમ્ પણ વાદનમાં ગાયકી પરમ્પરાનું અનુસરણ કરે છે.

૪. ઉત્તરમાં પણ અગાઉ વૈણિકોએ ધ્રુવપદ ગાયકી ફરજિયાત રાખવી પડતી.

૫. અત્રૌલી ( જયપુર ) ઘરાનાની કેટલીક ગાયિકાઓ જેવી કે કેસરબાઈ, સરદારબાઈ કવડગેકર ઈત્યાદિની શ્રુતિઓમાં 'શુક્રજ્યોતિ' જેવો શીતળ પ્રકાશ અનુભવાય છે, પણ આ તો અપવાદો છે અને એ જ્યોતિ પણ દક્ષિણી શ્રેષ્ઠ ગાયકોના કણ્ઠની જ્યોતિથી અલગ પ્રકારની છે, તેમ જ અત્યન્ત તેજસ્વી નથી.

૬. હાલમાં હિન્દુસ્તાની ગાયકોમાંના ઘણાખરાની શ્રુતિક્ષમતા ઊંચી કોટિની નથી. ગુરુકુલવાસને ઠેકાણે યુનિવર્સિટીમાં સાગમટી શિક્ષાપદ્ધતિ, અને ગમે તેમ પરીક્ષાઓ પસાર કરી ડીગ્રીઓ લેવાની વેતરણમાં પડેલા મોટા ભાગના વિદ્યાર્થીઓ અને તેમના ગુરુઓ શ્રુતિશુદ્ધિ પ્રત્યે લાપરવાહ રહેતા હોવાનું આજે તો સાધારણ બની ગયું છે. શ્રુતિઓ સાધવાની સૂક્ષ્મ ક્રિયાઓ કે પોતાનો મેળવેલો સૂર સુન્દર છે કે નહીં તે તેઓ જોઈ પણ શકતા નથી.

૭. હિન્દુસ્તાની સંગીતમાં અત્રૌલી ઘરાનામાં લોકસંગીતમાંથી આવેલા રાગોની સંખ્યા ઠીક પ્રમાણમાં છે. જેમ કે નન્દ, સાવની, ઈત્યાદિ.

૮. આ રાગો અને એમના સરખેસરખા હિન્દુસ્તાની રાગોમાં આરોહી–અવરોહી એક છે એટલું જ. સ્વરભાતોમાં, તેમ જ વાદી–સંવાદી સ્વરોમાં અને સ્વરસંચારમાં ફર્ક છે. હિન્દુસ્તાની સંગીતમાં આરોહી–અવરોહી એક ધરાવતા, પણ વાદી–સંવાદી સ્વરો અલગ હોય તો તેને જુદા જ રાગ ગણવામાં આવે છે, જેમકે 'પુરિયા', 'સોહિણી', અને 'મારવા', 'ભુપાલી', અને 'દેશકાર.' આ અંગેની ચર્ચા માટે જુઓ S. N. Ratanjankar, "Exchange of Ideas & Practices between north Indian and south Indian Music," Dr. Raghvan Shastyabdapurti Endowment Lecture, Madras, 1970

૯. જેમકે 'શુદ્ધ સાવેરી' (દુર્ગા) અને 'આભેરી' વચ્ચે થોડોક જ ફર્ક છે. તેમ જ 'હંસાનન્દી' (આપણા 'વસન્ત'ને મળતો) અને 'પન્તુવરાડી' ('પુરિયા ધનાશ્રી') વચ્ચે પણ થોડો ભેદ છે. આવા ઘણાં દષ્ટાન્તો આપી શકાય.



પૃષ્ઠ ૭૫૨ થી ચાલુ ]

"સાહેબ મને માણસમારે પકડયો છે."

લેલીએ નાથુ તરફ દોરડું ફેંકયું; નાથુએ દોરડું પકડયું. થાકેલો આદમી જીવનનું છેલ્લું વલખું મારે એમ એક ભયાનક આંચકા સાથે નાથુ લોંચ ઉપર આવી પડયો. માણસમાર કૂદીને દરિયામાં ગરક થઈ ગયો. બેભાન બનીને ટંડેલ લોહી તરબોળ પગે લોંચમાં પડયો. લેલીએ બનતી પાટાપીંડી નાથુના પગે બાંધી. નાથો હોશમાં આવ્યો પછી કાચનો શીશો તોડીને અંદરથી વીજળીનો આખરી પયગામ લેલીએ વાંચ્યો. "અમારે માટે હવે કોઈ આશા નથી. વીટરના ડૂબી જશે."

નિરાશ વદને નાથુએ લોંચ પોરબંદર તરફ પાછી હંકારી. વીટરના ગુમ થઈ ગઈ હતી. ખાડમાં ગુમ થઈ હોય એમ દેખાતું હતું. એક માણસ કે એક લાકડાનો ટૂકડો એની પાછળ હાથ આવ્યો નથી. તેરસોએ માણસ જાણે દરિયામાં ધોવાઈ ગયું. લોહી ઝરતાં અરધા પગ ઉપરના ઝખમ ઉપર દરિયાના લીલા લુણ ભરી ભરી અંગમાં લાગતી લાય સાથે નાથુ ટંડેલ અને લેલી સાહેબે પોરબંદરના બારામાં પ્રવેશ કર્યો ત્યારે ત્રણ રાત અને ત્રણ દિવસના વહાણાં વાઈ ગયાં હતાં. લેલી સાહેબ અને નાથાનો આ પુનઃ જનમ હતો, છતાં ડોશીનું દુઃખ ન ભાંગી શકયાનો ડંખ તો લેલીને રહી જ ગયો. તોફાન ગયું, નાથો ગયો, લેલી ગયા, છતાં એક ઈન્ડિયન ડોશીનાં દુઃખને ખાતર પોતાનું જીવન હોડમાં મૂકનાર લેલી તો અમર રહી ગયો.

# એક અંગ્રેજની માનવતા

નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)

ગઈ સાલ એટલે કે સને ૧૯૭૧ના વર્ષમાં જે સંહારલીલા પાકીસ્તાને પૂર્વબંગાળમાં કરી બતાવી, એનાથી અનેકગણા વિશાળ પાયા પર અંગ્રેજોએ સને ૧૮૫૭–૫૮ના બળવા વખતે ભારત ઉપર ઉતારેલી એ કત્લેઆમનો ભારતનો ઈતિહાસ વાંચતાં જાણે ઓગણીસમી સદીમાં બ્રિટનમાં બધા જલ્લાદો જ ભારતના ભાગ્યે જન્મ્યા હોય–પાકયા હોય તેવો ભાસ થાય છે. કર્નલ ઓટ્રમ, હેવલોક, અને નીલ જેવા અનેક ભારતીઓ ઉપર તોપ તલવાર અને બંધૂકો તો પેટભરીને ચલાવી, ઉપરાંત પ્લાસીના લીમડા (હજુ મોજુદ છે.) જેવાં અનેક ઝાડો ઉપર ગામે ગામે લટકાયેલા હજારો હિન્દીઓની લાશો ચોમાસામાં સડેલી ગંધાતી ટીંગાતી જોવા મળતી. એ લાશોને ઉતારવી ગુનો ગણાતો.

ઈંગ્લેંડમાંથી આવા દૈત્યોનાં દળ કટક અને હોલવેલ જેવા ગપ્પીદાસો આવતા ત્યારે કોઈક સજ્જનતા અને માણસાઈના નમૂના પણ આવતા. આવા એક અંગ્રેજ અમલદાર મિ. લેલી સાહેબનું નામ પોરબંદરના ઈતિહાસમાં ઉજળા અક્ષરે લખાયેલું છે. પોરબંદર રાજ્યની ઉન્નતિમાં મિ. લેલીનો સારો એવો ફાળો પોરબંદરનો ઈતિહાસ કહી જાય છે. મિ. લેલી લાંબા સમય સુધી પોરબંદર રાજ્યના સગીર વહીવટના કારણે પોરબંદરના એડમિનિસ્ટ્રેટર હતા.

પોરબંદર રાજ્યના સ્વતંત્ર અધિકારમાં સામાન્ય વિકસેલું ખુલ્લું બંદર એટલે દેશપરદેશના વહાણો અને બોટો પોરબંદરના બારામાં આવતાં જતાં. લેલી સાહેબના રાજઅમલમાં આવી એક આગબોટે પોરબંદરના બારામાં લંગર નાખ્યાં. આ બોટ વિલાયતના ડંડીબંદરથી નવીનવી બંધાઈને કરાચી આવેલી. કરાંચીથી પહેલી જ મુસાફરી મુંબઈ તરફથી શરૂ કરી. કરાચી અને માંડવીથી થોકબંધ પેસેન્જર લીધા. ૧૩ તો જાનો મુંબઈ જવા ચડી. દ્વારકાથી પણ મુસાફરો લીધા અને છેલ્લે પોરબંદરના બારામાં આવી રોકાણી.

આ બોટ તે કાઠિયાવાડમાં જેના રાસડા બોલાય છે તે 'હાજી કાસમની વીજળી' પોતે જ હતી. બોટનું ખરું નામ 'વીટરના' હતું, પણ એ જમાનામાં જળહળતા વીજળીના દીવા લઈ પહેલી જ આવી. એટલે કાંઠાના લોકોએ વીજળી નામથી ઓળખી. હજુ પણ એ જ નામથી યાદ કરાય છે. વીજળીનો વેગ પણ અસાધારણ લેખાતો. તેરસો ઊતારુ અને સરકારી ટપાલનો બોજ લઈ વીટરના પોરબંદરના બારામાં આવી ઊભી. માંડવી બંદર છોડયું અને તોફાન આવ્યું. દરિયો પીઠ ઉપર બોટને ડોલાવવા માંડયો. દ્વારકા આવતાં તો સાગરે ભયંકર રૂપ ધારણ કર્યું. ડુંગર જેવાં મોજાં ઊછળી રહ્યાં. આવો તોતીંગ દાગીનો નાળિયેરીની કાછલીની જેમ આમથી તેમ ફેંકાતો હતો. છતાં બોટે પોરબંદર સહીસલામત પહોંચી સ્થિરતા અનુભવી નાંગર નાખ્યાં.

હવે તો સાગરે સાક્ષાત રુદ્રરૂપ ધારણ કર્યું છે. નાના મોટાં વહાણો લંગરાએલાં ખીલે બાંધેલ પાણીદાર ઘોડાની જેમ કૂદી રહ્યાં છે. ગાંડાતૂર સાગરની પીઠ ઉપર બોટ મદમસ્ત હાથીની જેમ ઝૂલી રહી છે. માનવશૂન્ય બારામાં બંદરના બે–ચાર કાળા ગોરા ઓફીસરો બોટ સામે જોઈને ઊભા છે. પાંચ સાત જુવાનોએ આવી અમલદારોને પૂછ્યું :

"સાહેબ ! અમારે મેટ્રિકની પરીક્ષા છે. અમારે મુંબઈ જવું છે. કૃપા કરી ટિકિટ આપો."

"લેલી સાહેબનો હુકમ નથી ભાઈ ! અમે શું કરી શકીએ ? તમે મૂર્ખ છો. માનવજાતની સાંભરણમાં ન આવ્યું હોય એવું ઝંઝાવાત દરિયામાં ફૂંકાઈ રહ્યું છે. ત્યારે તમે વરસ બગડવાની વાત કરો કરો છો. ભાઈ ઘેર જાવ પરીક્ષા તો પોરેય આવશે કોઈને જવા દેવાનો હુકમ લેલી સાહેબનો નથી."

કરાળ કાળના ગેબી નગારાં લેલી સાહેબના સરવા કાન સાંભળી રહ્યા હતા. લેલીએ સવાર મોકલી કપ્તાનને પોતાને બંગલે બોલાવ્યો. અને નાસ્તાના મેજ ઉપર બેસારી ખૂબ સમજાવ્યો, ખૂબ વિનવ્યો. કપ્તાને જવાબ દીધો.

"મને હુકમ છે. મુંબઈ જવાનો, હું મુંબઈ જઈશ જ. આ તોફાનમાં તો શું છે ? સાહેબ આવાં તો કેટલાંય તોફાન મેં જોયાં છે. તોફાન આખરે બધાં સમી ગયા છે. અને હું મારાં બંદરે પહોંચ્યો છું. તોફાનથી ડરીને જો હું મારી બોટ લાંગરી મૂકું તો મારી આબરૂ શું ? બોટનું આટલા વખતનું ખર્ચ કોણ આપે ?"

"જો ખર્ચનો સવાલ હોય તો ખર્ચ હું તમને આપીશ. આગબોટની સાચી આબરૂ તો નિર્ભયતાથી પહોંચાડવામાં છે. તેરસો માણસના જાન તમારા હાથમાં છે. શા માટે તમે આવું જોખમ ઉઠાવો છો ?"

"જોખમો ઊઠાવવાનો તો મારો ધંધો છે. તોફાન છે એ વાત સાચી, પરંતુ કાઠિયાવાડનાં બંદરો ઘણાં નજીક છે. તેમ અમારો માર્ગ પણ કાંઠાથી નજીક છે. તોફાનનો કોઈ મોટો ડોળ આવશે તો કાંઠાનો ઓથ લઈ લેશું. સાહેબ ! બોટ ઉપર જોખમ છે જ નહીં."

"દરિયાનો તરનારો પાણીમાં જ ડૂબે."

"હશે સાહેબ પણ હું દરિયાનો તરનારો હજુ પાણીમાં નથી ડૂબ્યો."

"તો પછી પોરબંદર રાજ્યના એક જવાબદાર અમલદાર તરીકે મેં મારી ફરજ બજાવી છે. બોટની મુસાફરીમાં કંઈ જોખમ નથી. એ તમારી માન્યતા સાચી પડે તેમ હું પ્રભુ પ્રાર્થના કરું છું. પણ મને જોખમ જણાય છે."

"જોખમનો સામનો ન કરું તો મારી માણસાઈ લાજે."

"પોરબંદરનું બંદર તોફાન ચાલે એટલી મુદ્દત સુધી હું બંધ કરું છું. તમે મુસાફર અને માલનું ભરત નહીં લઈ શકો."

લેલી સાહેબની દરમ્યાનગીરી ઉપર પોતાનો રોષ ઠાલવતો અને આગબોટને મુંબઈ ભેગી કરવાને કૃતનિશ્ચયી થયેલો કપ્તાન ત્યાંથી ઊભો થયો. એ જ વખતે લેલી સાહેબની મેડમ કપ્તાનની સામે જઈ ઊભી.

"મારા વ્હાલા કપ્તાન ! એ આગબોટ ઉપર અનેક માતાઓ છે, બહેનો અને બાળકો છે. એ બધાંને ખાતર તમે નહીં રોકાઈ જાવ ?"

કપ્તાન સાહેબની સોહામણી મેડમ સામે જોઈ રહ્યો. અંગ્રેજ અબળાની આંખમાં એણે ઊંડી વેદના વાંચી. થોડીવાર મૂંગો ઊભો રહી ચાલ્યો ગયો.

લેલી સાહેબના દરવાજા ઉપર બસો માણસનું ટોળું જમા થયું હતું. લોકોએ કપ્તાનને પૂછ્યું : "સાહેબે રજા દીધી ? હવે તો અમને લેશોને ?" કોઈ કહે "અમારી પરીક્ષા છે." કોઈ કહે "અમારી બહેન પરણે છે." કોઈ કહે "મારા કાકાની જાન જાય છે. તેની સાથે થઈ જવું છે." એ બધા સવાલોનો જવાબ કપ્તાને આપ્યો કે : "સાહેબે બારું બંધ કર્યું."

કપ્તાન જ્યારે બંદર ઉપર પહોંચ્યો ત્યારે ત્યાં પોલીસ પહેરા લાગી ગયા હતા. બધાંય તરી વાહનો પોલીસના કબજામાં હતાં. બંદરનો મોટો અમલદાર ટહેલતો હતો. બંદર સાવ ઉજડ હતું. રોષથી બળી રહેલો કપ્તાન પોતાની બોટમાં બેસી આગબોટ તરફ ઊપડી ગયો. બોટમાંથી ધૂમાડા નીકળ્યા. ધૂમાડા વાટે જાણે બોટ આકાશગમન કરવાની હોય એમ ધૂમાડાની સીડી ચણવા માંડી. આગબોટનું ભૂંગળું વાગ્યું. બીજી સીટી વાગી, ત્રીજી વાગી. પોરબંદરના સૂના બંદરને છેલ્લી સલામ કરી ઊછળતાં મોજાંની આડમાં બોટ સમાઈ ગઈ. દેખાતી બંધ થઈ.

આ બોટ પોરબંદરમાં જોનારાએ છેલ્લી જોઈ. ત્યાર પછી તેનું શું થયું, તેના મુસાફરોનું શું થયું, તે કોઈ જાણતું નથી. વીજળીના વિનાશ અંગે અનેક કલ્પિત ખુલાસા આજ દિન સુધી કરવામાં આવે છે. એક વાત ચોક્કસ છે કે બોટ તેરસો મુસાફરોને પોતાના લોખંડી પીંજરમાં જકડી રાખી ઘોર પાતાળમાં ગરક થઈ ગઈ.

આખી આલમમાં એક એક મહાસાગર અને ઉપસાગરમાં જે પ્રવાહો વહ્યા કરે છે તે જલ પ્રવાહો દ્વારા દરેક સાગરમાં આવી પડતો કચરો આખરે અમેરિકા આગળ આવેલા સારાગોસાના સમુદ્રમાં જમા થઈ જાય છે. આખી દુનિયાના દરિયાનો ડોળ ત્યાં જઈ પડે છે. તમે કચ્છના અખાતમાં કે બંગાળના ઉપસાગરમાં જરા જેટલો કચરો નાખો એ વચગાળામાં છિન્નભિન્ન થઇ ન જાય તો વરસે બે વરસે બહુ બહુ તો ત્રણુ વરસે સારાગોસાના સમુદ્રમાં જવાનો જ. આ દરિયાની કચરાપેટીમાંથી એકવાર લાકડાનો ટુકડો મળી આવ્યો. એના ઉપર V.E.A. એટલા અક્ષરો લખેલા. વીટરનાનાં અંગભૂત હોય તો એ સિવાય કોઈ પણુ એંધાણુ હજુ સુધી વીટરના માટે મળ્યું નથી. વીજળીની રવાનગી પછી ૪૮ કલાકે પોરબંદર તાર આવ્યો કે : "વીટરના ત્યાંથી રવાનાં થઈ છે? ખબર આપો." પોરબંદરે જવાબ વાળ્યો : "વીટરના અહીંથી બે દિવસ પહેલાં ઊપડી છે. ત્યાં પહોંચી કે નહીં જવાબ આપો" : "બોટ પહોંચી નથી." પોરબંદર અને માંગરોળની વચ્ચે બોટ જાણે કે હવામાં ઓગળી ગઈ.

મુંબઇ શહેરમાં તો વીટરનામાં આવનારી તેર તેર જાનના માંડવા રોપાણા હતા. ઢોલત્રાસાના ધ્રુસકાટથી વિલાસી અને નત નવલી નગરી ધમધમી રહી હતી. ખારેક સાકરનાં લાણાં ખોબલે અને ખોબલે વહેંચાઈ રહ્યાં હતાં. વાણિયા ભાટિયાની કોડભરી કન્યાઓ ઉંચા બંગલાની અગાસીઓ ઉપર ઊભી ઊભી કેસરભીનાં કંથની વાટ જોતી રોજ સાગર રાણાની પીઠ ઉપર મીટ માંડતી. ત્યાં તો પોરબંદરથી તાર આવ્યા કે 'સ્ટીમર વીટરના અહીંથી રવાના થઈ છે, પણુ માંગરોળ પહોંચી નથી.' બોટનો પત્તો નથી, શું કરવું તેની સલાહ આપો' લગ્નના સાજ ચૂંથાઈ ગયા. ઘેર ઘેર કાળો કકળાટ મંડાણો. પોરબંદર પણુ વીજળી હોનારતના સંદેશા પહોંચ્યા. પરીક્ષાથી વંચિત રહેલા અને લગ્નમાંથી ખડેલા લેલી સાહેબની તૂંડમિજાજીને સામી ગાળો દેતા તેઓ સીરપર થઈને ગયેલી આફતોથી હેબતાઈ ગયા. લેલી સાહેબની તૂંડમીજાજીમાં એને અદ્‌ભુત બુદ્ધિ દેખાણી.

પોરબંદરનાં મંદિરોમાં અનેક માનતાઓ ચડી. શ્રીફળ અને સાકર વહેંચાણા, પરંતુ વીજળીની આ હોનારતના સમાચાર એક વિધવા ઉપર વીજળી ત્રાટકે એવા પડયા. બાઈ ગાંડી બની. લેલીના બંગલા તરફ દોડી. "સાહેબ! સાહેબ!" કરી બાઈ લેલીના પગે ઝૂડ લઈ ગઈ :

"સાહેબ! મારો કનૈયા કુંવર જેવો દીકરો બોટમાં છે. તમે અનેકનાં જીવન બચાવ્યાં છે. એક મારો દીકરો બચાવો. ભગવાન તમારું ભલું કરશે.."

"બહેન! આજે તો મારાથી શું થાય? તમે જુઓ છો કે કરાળકાળ જેવું તોફાન સાગરમાં ગાજી રહ્યું છે. તે દિવસે તમે કહ્યું હોત તો તમારા દીકરાને ઉતારી લેત."

"બાઈ બાઘરી બની બોલી : "સાહેબ! તમારે દીકરી દીકરાઓ હશે. ભગવાન એને સો વરસના કરે, તમે મારા દીકરાનું કંઈક કરો. આગબોટ ડૂબી ગઈ છે, તો પણુ કોક તો કયાંક નીકળ્યું જ હશે. મારો દીકરો એમાં હશે, સાહેબ તમે મારા દીકરાને બચાવો."

વૃદ્ધ અને ગરીબ બાઈની કાળી આરઝુ સાંભળી લેલી સાહેબનો આત્મા દ્રવી ઊઠયો. વિચાર કર્યો 'ખરે જ તરસો માણસમાંથી કોઈક તો બચ્યું હોય. ડૂબતી બોટમાંથી જાન બચાવવા શું કોઈ હોડીમાં નહીં ઉતર્યા હોય? બુચના કમરબંધ પહેરીને હજુ કોઈ દરિયાના મોજાનાં માર ખાતું કોઈક તો જીવતું હશે જ. વીશ વીશ હજાર ખાંડીના તોતીંગ દાગીનો શું આખો જ પાતાળમાં પેસી ગયો હશે?' લેલી સાહેબ વિચાર કરી સ્વસ્થ થઈ બોલ્યા :

"જા મા! તારા દીકરાની હું તપાસ કરીશ. આગબોટના કોઈ મુસાફર બચ્યા હશે તો હું જરૂર ભાળ મેળવીશ. તમે તમારે ઘેર જાવ, તમારા ખુદાને પ્રાર્થના કરો કે હોનારતમાંથી ઊગરી ગયેલા મુસાફરોને પ્રભુ સલામત રાખે."

હુકમો છૂટયા. ઓર્ડરલી દોડયા. મુખ્ય મુખ્ય ખારવાઓને સાહેબના બંગલાના ચોકમાં તેડી લાવ્યા.

સાહેબે ખારવાઓને સંબોધીને કહ્યું કે : "તમને આજે અહીં બોલાવવાનું ખાસ કારણ એ છે કે, આગબોટ વીટરના ગુમ થઈ છે. સાગરકાંઠાના કોઈ ખાંચામાં ભરાઈ બેઠી હોય કે ડુબી ગઈ હોય, તો પણ અમુક મુસાફરો ઊગરી ગયા હોય અથવા તો મધ દરિયે ઝોકાં પણ ખાતા હોય, આ તપાસમાં આપણે જવું જોઈએ."

બધા ખારવા બોલ્યા : "અરે સાહેબ ! આ દરિયે તો હવે માઝા મૂકી છે. અમારી ઉંમરમાં આવું તોફાન જોયું નથી. પવન અને દરિયો એવાં બેફામ બન્યાં છે કે કોઈ પણ વહાણ કે મછવો ચાલી શકે એવું અમને લાગતું નથી. વીજળી જેવી બોટ જ્યાં ઊડી ગઈ ત્યાં વહાણું મછવાના શા ગજા સાહેબ ? બે દિવસ થોભી જાવ, તોફાન નરમ પડે તો કંઈક કરી શકીએ."

ખારવાઓનો જવાબ સાંભળી વિધવાએ ચીસ નાખી. સો વિછીના ડંખની વેદના એના હૈયામાં ભરી'તી. ભવભવનાં બંધન તૂટયાં હોય એવો આંચકો અનુભવી; "હાય મારો દીકરો ! હાય મારો દીકરો !" કરી બાઈ નીચે પટકાઈ પડી. વિધવાના ચહેરા ઉપર એક એક પળે એક એક વરસનાં અંતર પડતાં હતાં. વિધવાના રૂદનમાં માતૃત્વ પુત્રત્વ માટે તરફડતું જોયું ત્યારે એક જુવાન ખારવો ઊભો થયો :

"સાહેબ ! મને દરબારી લોંચ આપો તો હું જાઉ."

લેલી બોલ્યા : "તમે જશો ? શું તમારું નામ ?"

"મારૂં નામ નાથો, બધા મને ટંડેલ કહીને બોલાવે છે."

"કેવી રીતે જશો તમે ?"

"હું જઈશ અહીંથી કાંઠે કાંઠે માંગરોળ સુધી. આગબોટને ગુમ થવાનાં ભયસ્થાનો ખરાં બે છે સાહેબ, એક નવી બંદરની ખાડી ને બીજું માંગરોળી ખાડ. એમાંથી એક સ્થળેથી જરૂર કંઈ જાણવા જેવું મળશે."

"આમાં કંઈ જોખમ જેવું છે ખરું ?"

"જેટલું પાણી એટલું જોખમ."

"સારું જાઓ તમને લોંચ આપીશ. કદાચ તમને કંઈ થાય તો પાછળની ચિંતા નહીં કરશો, તમારા પરીવારને રાજ્ય સંભાળશે. તમે લોંચ તૈયાર કરો. હું તૈયાર થઈ લોંચમાં આવવાનો છું."

ટંડેલ ત્યાંથી ગયો. બંદર ઉપર જઈને દરબારી લોંચમાં આગ પ્રગટાવી. આખા ગામમાં સમાચાર ફરી વળ્યા કે લેલી સાહેબ ને નાથો ટંડેલ વીટરનાની તપાસ માટે જાય છે. ઘણાં લોકોએ આવું સાહસ નહીં કરવાને સાહેબને વાર્યા. સાહેબ ના ડગ્યા. નાથાને ઘણાએ સમજાવ્યો. તે પણ ન ચળ્યો. ત્રણ કલાક પછી ઊછળતાં અને ગાજતાં મોજાંની વચ્ચે જે માર્ગે વીજળી ગઈ'તી તે જ માર્ગે દરબારી લોંચ રવાના થઈ. મદોન્મસ્ત હાથીની જેમ સાગર પૂર મસ્તીમાં હતો. ફૂણીધરની જેમ ફૂંફાડા મારી દરિયો પછડાતો. સાગરની સપાટી ઉપર તરતી લોંચ ઘડીકમાં આકાશમાં તો ઘડીકમાં પાતાળમાં પેસી જવા લાગતી ધીમે ધીમે આગળ તરવા માંડી. લોંચના સુકાન ઉપર નાથો ટંડેલ ઊભો હતો. દરિયાના મોજાંનું લોંચની એક તરફથી અંદર ધસી આવતું પાણી બીજી બાજુ નીકળી જતું. મોજાં અથડાઈ ઘોર અવાજ થતા. એક બાજુથી મોજાં અંદર આવે તરત જ બીજી બાજુ લોંચ ઝોક લેતી. બન્ને બાજુથી પાણી અંદર ન ભરાય એનો પાકો ખ્યાલ સુકાનીએ રાખવો પડતો.

લોંચને તરતી રાખવાની એક ખાસ કરામત હતી, ઘણીવાર બન્ને બાજુથી આવતું પાણી અટકાવવા લોંચને ફૂદરડી ફરવી પડતી. ત્યારે નાથુએ સુકાનના ચક્કર ઉપર વીંટળાઈ જવું પડતું. શરીર ઉપર અનેક ઠેકાણે થયેલા છોલ અને જખમ ઉપર તેમજ પીઠ ઉપર પડેલા ઉઝરડાઓમાં લીલાં લુણ ભરી સાગર જાણે નાથા ઉપર રોષ ઠાલવતો હોય તેવી પીડા થતી. ઉપર આભ અને નીચે પાણી બન્ને ક્રૂર બન્યાં હતાં. કુદરતના એ કોપની સામે ખોબા જેવડી એ લોંચ અને દૂબળો પાતળો માનવી જીવન મરણના ખેલ ખેલી રહ્યા હતા, આ કંઈ ગરમ લોહીનું

. વિચાર્યા એક ધાર્યાં જોર બતાવવાની વાત નહોતી, પણ ઠંડી તાકાત અને ઠરેલ મન કામ કરી રહ્યું હતું. એક માત્ર નજીવી ભૂલ થાય તો મોતના મુખમાં જવાનું જ હતું. મગજનું સમતોલપણું પૂરેપુરૂં જાળવી, અમોઘ બળ વાપરવાનું હતું. જે કાર્ય વીજળી જેવી મોટી આગબોટ હજારો સાધન છતાં ન કરી શકયું તે માંગરોળમાં પહોંચવાનું અશકય કામ નાથાની દુબળી કાયાએ કરવાનું હતું. તોફાનમાં પણ વીજળીનો જ મારગ પકડવાનો હતો. મોજાંના મારથી લોંચ દૂર ઘસડાઈ ન જાય, એ ખ્યાલ રાખી જૂનો જળ કેડો નાથે પકડયો.

હવે આમને આમ નવી બંદર આવ્યું. ભાદરનાં ભરપુર પાણી દરિયામાં ભળે છે. તોફાની દરિયામાં ભયંકર ઘોર જેવી બારી ત્યાં પડે છે, પાણી કુંડાળામાં ત્યાં પડી જાય છે. મોતના ચકરમાં જેમ ચાક વિંઝાય તેમ ચક્કર ચક્કર લોંચ ભમવા લાગી. તેમાંથી મહા મહેનતે નાથાએ લોંચ પસાર કરી.

"એક ભયસ્થાન ગયું સાહેબ! અહીં કંઈ પણ વીજળીના વાવડ કે એંધાણ દેખાતાં નથી."

"અચ્છા, આગળ વધો."

ફરીને નિર્જન અને તોફાની જળ કેડે સાગરનો ભયંકર સામનો કરતી લોંચ માંગરોળ તરફ આગળ વધી, અનેક મુશ્કેલી અને અનેક આફતો વચ્ચે મોતનો ધમસાણ સામનો કરતી લોંચ માંગરોળની ખાડીમાં આવી : "આ બીજું ભયસ્થાન છે સાહેબ!"

"અચ્છા દેખો," વીટરનાના છેલ્લા સંભારણા રૂપે પ્રાપ્ત થયેલો એક માત્ર પુરાવો ત્યાં એમને મળ્યો.

માંગરોળની ખાડ એ એક મહાભયંકર સ્થળ છે. તોફાનમાં તો એ મરણનું ખોલેલું મુખ જ બની જાય છે. દરિયાના તળિયામાં ત્યાં વહાણોનાં વહાણો ગરક થઈને ત્યાં સમાઈ ગયાં છે. એવી ઊંડી પહોળી ને અંદર લંબાતી આ ગુફા એ ગુફા નથી પણ અનંતકાળથી ખોદાયેલી એ જીવતી ઘોર છે. જ્યારે પવન અને સાગર તોફાને ચડે છે ત્યારે પાણીનાં પ્રચંડ મોજાંને ગુફાની અંદર ધકેલી દે છે. એને લીધે દબાયેલી હવા સપાટી ઉપર આવવા જ્યારે જોર કરે છે ત્યારે દરિયાનાં ગુફાનાં મોં સુધી સળંગ ખુલ્લો ખાડો પડી જાય છે. એ ખાડામાં કોઈ કમનસીબ વહાણ કે બોટ જો એકવાર ફસાય તો તરત જ બંધ થતાં પાણી એને સીધા ગુફાના છેલ્લા ખુણામાં ધકેલી દે છે. એકવાર આવી રીતે ધકાયેલું કોઇ પણ વહાણ કે વસ્તુ કોઈ કાળે ફરી ઉપર આવી શકતાં નથી. ગુફાનું મોં ઉપરના ભાગમાં નથી, પણ બાજુમાં છે. આ જગ્યા ઉપરનાં પાણી સદાકાળ ભમરી જ ખાધા કરે છે. આમાં ફસાયેલી કોઈ પણ વસ્તુ કુંડાળાની બહાર જઈ શકતી નથી.

આ ગુફા જેટલા જ ભયંકર ત્યાં વસનારાં જલચરો છે : દરિયાના ગીધ જેવી લોહી તરસી શાર્ક માછલીઓ એ જગ્યામાં ફસાયેલાં માણસ કે કોઈ પણ જીવ પ્રાણીને જીવતાં જવા દેતી નથી. એવી ઘોર જગ્યાઓ ઉપર પાણી કુંડાળે પડી રહ્યું હતું. નિત્ય માણસમાર માછલીઓ શિકારની શોધમાં ભમતી હતી. એ કુંડાળાની વચમાં એક કાચનો સીસો ચક્કર ચક્કર ફરતો લેલી સાહેબે નજરે જોયો.

"ટંડેલ! આ કાચના શીશામાં વીજળીનો કોઈ સંદેશો હોય તેમ મને લાગે છે પણ એને મેળવવો શી રીતે?" લેલીએ કહ્યું.

"આ સુકાનને જો ચીવટથી પકડી રાખો તો હું લઈ આવું." લેલીએ સુકાન પકડયું. નાથુએ દરિયામાં કુદકો માર્યો. કુંડાળે તરતો તરતો લાંબાં ટૂંકાં ચક્કર લેતો લેતો નાથો કાચના શીશા પાસે આવ્યો. શીશાને પકડયો. કુંડાળામાંથી બહાર નીકળવા માટે તેણે પોતાનું જોર અજમાવવા માંડયું. સાગરનો એ તારો મહાજોર કરી મહામુસીબતે જેમ તેમ વમળમાંથી નીકળ્યો. એની અને લોંચ વચ્ચે કાંઈ અંતર નથી. કાચના શીશાને લોંચમાં ફેંકી હવે એક જ ફલાંગે એ લોંચમાં આવી પડે તેમ છે ત્યાં કોઈએ તેનો પગ વજ્ર દાંતોમાં પકડયો. લોહી તરસ્યું એ જોરાવર પ્રાણી તેને પાતાળમાં ખેંચવા માંડયું. ખીલા જેવા દાંત પગમાં બેસી ગયા, પાણી લાલ રંગે રંગાયું.

[ અનુ૦ પૃષ્ઠ ૭૪૭

## મધુસંપર્ક : ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ અને તેનાં પ્રકાશનો ૦ 'ઊર્મિનવરચના'માં આવતી ગીતકથાઓ ને કથાગીતો

જયમલ્લ પરમાર

ડિસેમ્બર અંકમાં ગુજ. રાજ્ય લોક સાહિત્ય સમિતિનાં કાર્ય અને પ્રકાશન અંગે થોડું ધ્યાન દોરેલું. એ અંગે વલ્લભ વિદ્યાનગરથી શ્રી. જશવંત શેખડીવાળાનો પત્ર આવ્યો છે. એ આખો ય પત્ર અહીં આપ્યો છે.

તંત્રી શ્રી. ઊર્મિ નવરચના,

'ઊર્મિ-નવરચના'ના ડિસેમ્બર-૧૯૭૨ અંકના 'સંપાદકીય' લેખમાંની, 'ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિ, વિશેની, ચર્ચાને અનુલક્ષી આ પત્ર લખ્યો છે.

તમે 'ગુ. રા. લો. સ.'ની પ્રવૃત્તિઓની સારી નોંધ લીધી છે; અને તે પ્રવૃત્તિની અમુક પ્રશંસા સાથે તમે તેની મર્યાદાઓ તરફ પણ બરાબર ધ્યાન ખેંચ્યું છે. લોકસાહિત્યને નામે ચાલી રહેલી બનાવટ, તેમાં થઈ રહેલી વિચિત્ર સેળભેળ, લો. સા. વિશે ભાગ્યે જ કશું જાણનારા કહેવાતા-વિદ્વાનો દ્વારા થઈ રહેલું તેનું ચીરહરણ વગેરે અંગેની તમારી સ્પષ્ટ ટીકા આ ક્ષેત્રમાં પ્રવર્તી રહેલા અનિષ્ટ પર સારો પ્રકાશ પાડે છે.

તેમ છતાં, મને એવું લાગે છે કે તમે 'ગુ. રા. લો. સ.' અને તેના દ્વારા થયેલાં લો. સા.નાં પ્રકાશનોની કરવી જોઈતી આલોચના કરી નથી. 'લો. સા. માળા'ના જે તેરેક 'મણકા' બહાર પડયા છે તે કેવા થયા છે? તેમાં સંકલિત થયેલું 'લો. સા.' ખરેખર લો. સા. છે? આ 'મણકા'ના સુપ્રસિદ્ધ વિદ્વાન સંપાદકોએ 'સંપાદન'ની તેમની કામગીરી પૂરી તો શું જરા-સરખી પણ બજાવી છે ખરી? તેમાંના કોઈએ 'લો. સા.' વિષયક એકાદ સારો અભ્યાસલેખ પણ આપ્યો છે ખરો? તેમણે લો. સા. માળાના 'મણકા'ઓ પર, 'સંપાદક-સમિતિ'માં, પોતાનાં નામો મુકાવી, સસ્તી કીર્તિ બટોરવા સિવાય બીજું કશું કાર્ય કર્યું છે આજ સુધીમાં?

જો આ કહેવાતા 'તદ્‌વિદો'ને તેમને સોંપાયેલું કાર્ય બરાબર ન કરવું હોય, તે માટે તેમનામાં સૂઝ-શક્તિ ન હોય, અથવા આ કામ કરવા માટે જો તેમને સમય ન મળતો હોય; તો પછી તેઓ તેમનાં નામ 'સંપાદક-સમિતિ'માં શા માટે મુકાવતા હોય છે? સરકાર આવા, "વધુ પડતા કામગરા" અને તેમને સોંપાયેલી કામગીરી તરફ બેપરવા, 'તદ્‌વિદો'ને સંપાદક-સમિતિમાં મૂકે છે શા માટે? તેના દ્વારા પ્રકાશિત સેળભેળિયા લોકસાહિત્યના સામાન્ય ગ્રંથોને "પ્રતિષ્ઠા" મળે તે માટે શું આવાં નામો કેવળ "આભરણ" રૂપમાં છાપવામાં આવે છે? આ સંપાદકોમાં સર્વશ્રી ઉમાશંકર જોશી, મંજુલાલ મજમુદાર, પુષ્કર ચંદરવાકર, બચુભાઈ રાવત, હરિવલ્લભ ભાયાણી, મનુભાઈ જોધાણી વગેરેનાં નામો જોવા મળે છે! અને છતાં, તેમના દ્વારા લોકસાહિત્યનું જે સંપાદન થયું છે, "લો. સા. માળા"ના જે 'મણકા' પ્રગટ થયા છે, તે જોતાં એવી શંકા જાગે છે કે આ 'તદ્‌વિદો'ને લો. સા. વિશે પ્રાથમિક સમજ પણ હશે કે કેમ? કેટલીક વાર તો શિષ્ટ સાહિત્યની જાણીતી કૃતિઓ વિશે પણ તેઓ અજ્ઞાન દર્શાવતા જોવા મળે છે; પરિણામે ઘણી "શિષ્ટ" કૃતિઓને પણ તેઓ લોકસાહિત્યમાં ગોઠવી દેતા હોય છે. જો લો. સા.ના 'તદ્‌વિદો'ની આવી સ્થિતિ હોય; તો સામાન્ય લેખક વાચકનું પૂછવું જ શું?

'લો. સા. માળા'ના વિવિધ "મણકા"ઓ પર અછડતી નજર નાંખનારને પણ તેમાં સંગ્રહાયેલી સેળભેળિયા કૃતિઓ તુરત જ જણાઈ આવશે (અલબત્ત, જો તેનામાં થોડીય બુદ્ધિ, સાહિત્ય સૂઝ હશે તો); દા. ત.

"મણકો ૬"માં દયારામની એક જાણીતી કૃતિ 'વાગે વૃંદાવન વાંસળી'ને 'સૌનાં લોકગીતો'માં ગોઠવી દેવામાં આવી છે! "મણકો ૧૧"માં 'જમુનાનો ઘાટ' (ગી. નં. ૧૮૩) નામનું લોકગીત (!)-

'બંસરીના નાદે ગોપી ધીમે ધીમે ગાય રે' જૂની ગુ. ફિલ્મ 'ગુણસુંદરી'ના એક ગીત 'તાલિયોને તાલે'ની જ વરવી નકલ છે! તેને 'દંઢાઈ પ્રદેશનાં ગીતો'માં મૂકવામાં આવ્યું છે! "મણકો ૧૨"માં સંગ્રહાયેલું 'ચટક રંગની ચુંદડી' (ગી. નં. ૨૪) એક અર્વાચીન કવિની કૃતિ છે. તેમાંની એક બીજી કૃતિ આખ્યાનાત્મક 'સીતાજીની કાંચળી' (ગી. નં. ૧૧૧) સ્પષ્ટતઃ લિખિત "શિષ્ટ" સાહિત્યની રચના છે. 'ભરતમિલાપ' (ગી. નં. ૧૨૧) નામનું ગીત–'મારું મન ડોલે...' ફિલ્મ નાગીનના 'મેરા મન બોલે' ગીતની જ કાર્બન–કોપી છે! તે ય "લોકગીત"! "મણકો ૧૩"માં વેણીભાઈ પુરોહિતની એક રચના–'અદ્દભુત માછલાં' (ગી. નં. ૨૦૯)–ને 'વઢિયારના ઠાકરડાનાં લોકગીતો'માં સામેલ કરી દેવામાં આવી છે!

બાલમુકુંદ દવેની એક ગાંધીવિષયક કૃતિ 'હરિનો હંસલો (ગી. નં. ૨૩૨)ને 'ભરથરીનાં લોકગીતો'માં ગોઠવી દેવામાં આવી છે! અવિનાશ વ્યાસ ઘરાનાનાં કૃતક ગીતડાં–કવિતડાં ('મણકો–૧૧'માં 'કાલિંદીને ઘાટ' (ગી. ૧૯૨), ' વલોણું', (ગી. ૨૦૨); 'મણકો–૧૨'માં 'નાચે છે મોર' (ગી. ૧૬), 'જાણે જશોદા માવડી' (ગી. ૨૯), 'આહિરડા' (ગી. ૧૧૫) 'બેનને વળામણાં' (ગી. ૧૨૮); 'મણકો ૧૩'માં 'જતન કરી જાણજો (ગી. ૨૪૬) વગેરે...) ઠેર ઠેર ઠેબે ચડે છે...! આવા "લોકસાહિત્ય" અને આવા તેના "તદ્દવિદો" વિશે શું કહેવું, જયમલ્લભાઈ?

—જશવંત શેખડીવાળા

*

## ઉપરોક્ત પત્રના સંદર્ભમાં

શ્રી. જશવંત શેખડીવાળાની જે લાગણી છે તે લોકસાહિત્યના ઘણા અભ્યાસીઓની પણ છે. માત્ર ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિનાં પ્રકાશનો અંગે જ નહિ પણ વિખ્યાત અને વિખ્યાત નહિ એવા કૈંક લેખકો અને કલાકારો પણ લોકસાહિત્યને નામે ખૂબ ડીંડક ચલાવે છે. રોજ વિરોધ કરવા કે ચર્ચામાં ઊતરવા કોઈ ન બેસે તે સમજી શકાય તેવું છે. પણ જ્યારે ગુજરાતી સાહિત્યમાં આદરણીય એવા અગ્રણીઓને નામે લોકસાહિત્યમાં ભેળસેળ ચાલ્યા જ કરે ત્યારે તો એમને "રૂક જાઓ" કહેવાનો પ્રત્યેક સમજદાર વ્યક્તિનો ધર્મ થઈ પડે છે.

શ્રી. શેખડીવાળાના પત્રના સંદર્ભમાં જ અત્યારે આ ચર્ચાને લઈએ. શ્રી. શેખડીવાળા કહે છે તેમ સમિતિનાં પ્રકાશનોની કરવી જોઈતી આલોચના અમે નથી કરી તે હકીકત છે. મારી એક લાગણી એવી હતી કે લોકસાહિત્યને ક્ષેત્રે ખેડાણ ઓછું થાય છે. વળી યુનિવર્સિટીઓના ક્ષેત્રે માંડ તેને સ્થાન મળ્યું છે.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી રચાય ત્યારે એમાં લોકસાહિત્યનું વિશિષ્ટ સ્થાન હોવું ઘટે એવા મનોભાવ સ્વ. મુ. શ્રી. ડોલરભાઈ માંકડ સાથે અમે ભાવેલા, કારણ કે લોકસાહિત્યની દૃષ્ટિએ સૌરાષ્ટ્ર ઘણો સમૃદ્ધ પ્રદેશ છે. સૌ.યુનિ.ની રચના થયા પછી લોકસાહિત્યને એમાં સ્થાન મળ્યું પણ ખરું. એને ય જફા ન પહોંચે એવી એક સંભાળભરી કુમળી લાગણી આજસુધી રહ્યા કરી છે.

### આલોચના શરૂ કરીએ છીએ

આવાં બધાં કારણોસર લોકસાહિત્યને નામે ચાલી રહેલા. ડીંડકની આલોચના કરવાનું ટાળતો આવેલો. પણ લોકસાહિત્યમાં ડીંડકને બદલે હવે તો ડીંડક એ જ લોકસાહિત્ય બનવા માંડયું છે ત્યારે એની શકય તેટલી આલોચના દ્વારા લોકોનું ધ્યાન દોરવાનો ધર્મ થઈ પડે છે. એની શરૂઆત ડિસેમ્બર અંકથી કરી છે.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન જે સૌ. રાજ્ય સંગીત નૃત્ય નાટય અકાદમી ચાલતી હતી તે અને સૌરાષ્ટ્ર રાજ્યે સાહિત્ય અને લોકસાહિત્ય અંગે જે પ્રવૃત્તિઓ શરૂ કરેલી તે મુંબઈ રાજ્યમાં સૌરાષ્ટ્રનું એકીકરણ થયા પછી ચાલુ રહેલી. પણ એમાંથી ગુજરાત રાજ્યનું સર્જન થતાં સાહિત્યિક પ્રવૃત્તિ માટેની સમિતિઓ બંધ પડી અને મેઘાણી સ્મારક સમિતિનું રૂપાંતર લોકસાહિત્ય સમિતિ રૂપે થયું.

### સરકારના સુશોભન સ્વરૂપ

એ માટે જે પ્રથમ સમિતિ નીમાઈ તેમાં

મારું નામ પણ મુકાયેલું. ત્યારે ગુજરાત સરકાર આ સમિતિ દ્વારા શું શું કામ કરાવવા માંગે છે? એની વ્યાખ્યા ને મર્યાદા શું છે તેની સ્પષ્ટતા મેં માગેલી. સરકારે તો પ્રજાસત્તાક રાજ્યના સુશોભનરૂપે જે કેટલીક પ્રવૃત્તિઓ કરવી જોઈએ અને એવી પ્રવૃત્તિઓ અંગે બોલકા વર્ગનું મ્હોં બંધ કરવા માટે જ એવી પ્રવૃત્તિઓ શરૂ કરેલી. સરકાર પાસે ત્યારે એવી કોઈ સૂઝબૂઝ નહોતી. મને સ્પષ્ટતા ન મળી એટલે લોક-સાહિત્ય સમિતિના સભ્યપદની મેં સંમતિ નહિ આપેલી, છતાં મારું નામ એક વર્ષ સુધી ચાલુ રાખેલું. મારા સિવાય બીજાં પણ બે વિખ્યાત નામો એ સમિતિ ઉપર હતાં. એ બે મહાનુભવોએ પણ સમિતિની કોઈ બેઠકમાં ભાગ નહિ લીધેલો તે મારી જાણમાં છે. મારું નામ બીજી ટર્મમાં પડતું મુકાયું પણ એ બે નામો બે ત્રણ ટર્મ સુધી ચાલુ રહેલાં.

## સમિતિઓની નિયુક્તિની ભીતરમાં

શ્રી. શેખડીવાળાના પત્રના એક મુદ્દાના ભાગ-રૂપે આ હું જણાવી રહ્યો છું કે આવી કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કરતાં સરકારની નજરમાં હોય છે તેવાં મોટાં નામ મુકાવી દે છે, અથવા એવી પ્રવૃત્તિમાં રસ લેતી અને સરકારને અગર તો એના પ્રધાનમંડળના કોઈ એક સભ્યને જેમાં વિશ્વાસ હોય તેવી વ્યક્તિને પૂછીને નામ મુકાવે છે. એમાં પ્રાદેશિક ખ્યાલ ઘણી-વાર રાખવામાં આવે છે ને જે તે પ્રદેશના પ્રધાનને પૂછી જોવામાં આવે છે અને ઘણીવાર સાંયોગિક દબાણને કારણે પણ કેટલીક વ્યક્તિઓને લેવામાં આવે છે. નામ સંબંધે ઉહાપોહ ઓછો થાય એવું ધ્યાન દરેક વખતે રાખી શકાતું નથી. કેટલીકવાર એવા ઉહાપોહની તૈયારી સાથે સરકાર સમિતિ નિયુક્ત કરે છે.

## શેહ શરમ વગ અને સ્વાર્થ

જ્યારે આવી સમિતિઓ અગર તો પ્રતિષ્ઠાના હોદ્દા ઉપર વ્યક્તિ કે વ્યક્તિઓની નિમણૂકો થાય અને એમાંથી કોઈ કામ કરવાની પોતાની અશક્તિ બતાવે ત્યારે સરકારમાં બેઠેલા એમના મિત્રો કે સંબંધીઓ અથવા પરિચિતો એમને શરમાવીને આગ્રહપૂર્વક નામ રખાવે છે. એક તો સત્તા સાથે સંબંધ હોય તે ચાલુ રાખવા અથવા નવો સંબંધ કેળવવા અગર શરમે ભરમે એવી વ્યક્તિઓ ના નથી પાડી શકતી. એથી ઉલટું કેટલાક લાભે લોભે અંગત સ્વાર્થ કે પ્રતિષ્ઠા ખાતર પોતાનાં નામો દાખલ કરા-વવા અનેક પ્રકારની લાગવગ વાપરીને નામો મુકાવે છે. પણ જેમાં વિશેષ લાભ ન હોય એવી સમિતિ-ઓમાં મોટા માણસોને શરમે ભરમે જોડાવું પડે છે, સંભવતઃ બીજા કોઈક પ્રકારના લાભ માટે અથવા મળતા લાભો ચાલુ રાખવા.

## કોણ કોને વટાવતું હશે?

આવી નિયુક્તિઓને કારણે પ્રવૃત્તિઓને પારા-વાર શોષવું પડતું હોય છે. બીજી બાજુ સરકાર આવી સુશોભન સમિતિઓમાં (સામાજિક અને સાંસ્કૃ-તિક બન્ને પ્રકારની) પોતાનો કોઈ વિરોધી દાખલ ન થઈ જાય, પોતાના જ માણસો મુકાય જેથી ધાર્યું કરાવી શકાય, પોતાના માણસો ઉપર હાથ રહે અને સરકારની શોભા લેખાય એવી જ વ્યક્તિઓની નિયુ-ક્તિ કરાવે. આ બધું છતાં નિષ્ઠાવાન વ્યક્તિઓ જ્યાં મુકાય છે ત્યાં એકરાગ પ્રવર્તે છે ને કામ દીપી પણ નીકળે છે.

આમાં સરકારનો હેતુ શુભ હોય, શુદ્ધ હોય તો પણ નિયુક્તિની રીત, બજેટની મર્યાદા, વહીવટી તંત્રની જડતા, સભ્યોની સમય શક્તિ વગેરેની મર્યાદા, સભ્યોના સ્વાર્થી સંઘર્ષ વગેરે ઘણું ઘણું ભાગ ભજવે છે. થવું જોઈએ શ્રી. શેખડીવાળા કહે છે તેમ, કે સરકારે જેમને સમય હોય, સૂઝ હોય, શક્તિ હોય તેવી નિષ્ઠાવાન વ્યક્તિઓને જ સમિતિ ઉપર લેવી જોઈએ. એ જ રીતે જેમને કાં સમય ન હોય; કાં સૂઝ ન હોય; કાં શક્તિ ન હોય તેમણે કોઈપણ શેહ શરમથી ન દબાતાં ઘસીને ના પાડી દેવી જોઈએ, જેથી યોગ્ય વ્યક્તિ માટે અવકાશ ઊભો થાય અને પ્રવૃત્તિનું અથવા પોતાનું નામ ન વટાવાય—બદનામ ન થાય. પણ આવું ઓછું બને છે. બન્યું છે શ્રી. શેખડી-વાળાએ કહ્યું છે તેવું.

## ધકેલ પંચા દોઢસો?

સમિતિના સભ્યોની જ સંપાદક સમિતિ બની

'બંસરીના નાદે ગોપી ધીમે ધીમે ગાય રે' જૂની ગુ. ફિલ્મ 'ગુણસુંદરી'ના એક ગીત 'તાલિયોને તાલે'ની જ વરવી નકલ છે! તેને 'દંઢાઈ પ્રદેશનાં ગીતો'માં મૂકવામાં આવ્યું છે! "મણુકો ૧૨"માં સંગ્રહાયેલું 'ચટક રંગની ચુંદડી' (ગી.ક્રમાંક. ૨૪) એક અર્વાચીન કવિની કૃતિ છે. તેમાંની એક બીજી કૃતિ આખ્યાનાત્મક 'સીતાજીની કાંચળી' (ગી. નં. ૧૧૧) સ્પષ્ટતઃ લિખિત "શિષ્ટ" સાહિત્યની રચના છે. 'ભરતમિલાપ' (ગી. નં. ૧૨૧) નામનું ગીત–'મારું મન ડોલે...' ફિલ્મ નાગીનના 'મેરા મન ડોલે' ગીતની જ કાર્બન–કોપી છે! તે ય "લોકગીત"! "મણુકો ૧૩"માં વેણીભાઈ પુરોહિતની એક રચના–'અદ્‌ભુત માછલાં' (ગી. નં. ૨૦૯)–ને 'વઢિયારના ઠાકરડાનાં લોકગીતો' માં સામેલ કરી દેવામાં આવી છે!

બાલમુકુંદ દવેની એક ગાંધીવિષયક કૃતિ 'હરિનો હંસલો (ગી. નં. ૨૩૨)ને 'ભરથરીનાં લોકગીતો'માં ગોઠવી દેવામાં આવી છે! અવિનાશ વ્યાસ ઘરાનાનાં કૃતક ગીતડાં–કવિતડાં ('મણુકો–૧૧'માં 'કાલિંદીને ઘાટ' (ગી. ૧૯૨), ' વલોણું, (ગી. ૨૦૨); 'મણુકો–૧૨'માં 'નાચે છે મોર' (ગી. ૧૬), 'જાણું જશોદા માવડી' (ગી. ૨૯), 'આહિરડા' (ગી. ૧૧૫) 'બેનને વળામણાં' (ગી. ૧૨૮); 'મણુકો ૧૩'માં 'જતન કરી જાણજો (ગી. ૨૪૬) વગેરે...) ઠેર ઠેર ઠેબે ચડે છે...! આવા "લોકસાહિત્ય" અને આવા તેના "તદ્‌વિદો" વિશે શું કહેવું, જયમલ્લભાઈ?

—જશવંત શેખડીવાળા

*

ઉપરોક્ત પત્રના સંદર્ભમાં

શ્રી. જશવંત શેખડીવાળાની જે લાગણી છે તે લોકસાહિત્યના ઘણા અભ્યાસીઓની પણ છે. માત્ર ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિનાં પ્રકાશનો અંગે જ નહિ પણ વિખ્યાત અને વિખ્યાત નહિ એવા કેંક લેખકો અને કલાકારો પણ લોકસાહિત્યને નામે ખૂબ ડીંડક ચલાવે છે. રોજ વિરોધ કરવા કે ચર્ચામાં ઊતરવા કોઈ ન બેસે તે સમજી શકાય તેવું છે. પણ જ્યારે ગુજરાતી સાહિત્યમાં આદરણીય એવા અગ્રણીઓને નામે લોકસાહિત્યમાં ભેળસેળ ચાલ્યા જ કરે ત્યારે તો એમને "રૂક જાઓ" કહેવાનો પ્રત્યેક સમજદાર વ્યક્તિનો ધર્મ થઈ પડે છે.

શ્રી. શેખડીવાળાના પત્રના સંદર્ભમાં જ અત્યારે આ ચર્ચાને લઈએ. શ્રી. શેખડીવાળા કહે છે તેમ સમિતિનાં પ્રકાશનોની કરવી જોઈતી આલોચના અમે નથી કરી તે હકીકત છે. મારી એક લાગણી એવી હતી કે લોકસાહિત્યને ક્ષેત્રે ખેડાણ ઓછું થાય છે. વળી યુનિવર્સિટીઓના ક્ષેત્રે માંડ તેને સ્થાન મળ્યું છે.

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી રચાય ત્યારે એમાં લોકસાહિત્યનું વિશિષ્ટ સ્થાન હોવું ઘટે એવા મનોભાવ સ્વ. મુ. શ્રી. ડોલરભાઈ માંકડ સાથે અમે ભાવેલા, કારણ કે લોકસાહિત્યની દૃષ્ટિએ સૌરાષ્ટ્ર ઘણો સમૃદ્ધ પ્રદેશ છે. સૌ.યુનિ.ની રચના થયા પછી લોકસાહિત્યને એમાં સ્થાન મળ્યું પણ ખરું. એને ય જફા ન પહોંચે એવી એક સંભાળભરી કુમળી લાગણી આજસુધી રહ્યા કરી છે.

આલોચના શરૂ કરીએ છીએ

આવાં બધાં કારણોસર લોકસાહિત્યને નામે ચાલી રહેલા ડીંડકની આલોચના કરવાનું ટાળતો આવેલો. પણ લોકસાહિત્યમાં ડીંડકને બદલે હવે તો ડીંડક એ જ લોકસાહિત્ય બનવા માંડ્યું છે ત્યારે એની શકય તેટલી આલોચના દ્વારા લોકોનું ધ્યાન દોરવાનો ધર્મ થઈ પડે છે. એની શરૂઆત ડિસેમ્બર અંકથી કરી છે.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન જે સૌ. રાજ્ય સંગીત નૃત્ય નાટય અકાદમી ચાલતી હતી તે અને સૌરાષ્ટ્ર રાજ્યે સાહિત્ય અને લોકસાહિત્ય અંગે જે પ્રવૃત્તિઓ શરૂ કરેલી તે મુંબઈ રાજ્યમાં સૌરાષ્ટ્રનું એકીકરણ થયા પછી ચાલુ રહેલી. પણ એમાંથી ગુજરાત રાજ્યનું સર્જન થતાં સાહિત્યિક પ્રવૃત્તિ માટેની સમિતિઓ બંધ પડી અને મેઘાણી સ્મારક સમિતિનું રૂપાંતર લોકસાહિત્ય સમિતિ રૂપે થયું.

સરકારના સુશોભન સ્વરૂપ

એ માટે જે પ્રથમ સમિતિ નીમાઈ તેમાં

મારું નામ પણ મુકાયેલું. ત્યારે ગુજરાત સરકાર આ સમિતિ દ્વારા શું શું કામ કરાવવા માંગે છે? એની વ્યાખ્યા ને મર્યાદા શું છે તેની સ્પષ્ટતા મેં માગેલી. સરકારે તો પ્રજાસત્તાક રાજ્યના સુશોભનરૂપે જે કેટલીક પ્રવૃત્તિઓ કરવી જોઈએ અને એવી પ્રવૃત્તિઓ અંગે બોલકા વર્ગનું મ્હોં બંધ કરવા માટે જ એવી પ્રવૃત્તિઓ શરૂ કરેલી. સરકાર પાસે ત્યારે એવી કોઈ સૂઝબૂઝ નહોતી. મને સ્પષ્ટતા ન મળી એટલે લોક-સાહિત્ય સમિતિના સભ્યપદની મેં સંમતિ નહિ આપેલી, છતાં મારું નામ એક વર્ષ સુધી ચાલુ રાખેલું. મારા સિવાય બીજાં પણ બે વિખ્યાત નામો એ સમિતિ ઉપર હતાં. એ બે મહાનુભવોએ પણ સમિતિની કોઈ બેઠકમાં ભાગ નહિ લીધેલો તે મારી જાણમાં છે. મારું નામ બીજી ટર્મમાં પડતું મુકાયું પણ એ બે નામો બે ત્રણ ટર્મ સુધી ચાલુ રહેલાં.

## સમિતિઓની નિયુક્તિની ભીતરમાં

શ્રી. શેખડીવાળાના પત્રના એક મુદ્દાના ભાગરૂપે આ હું જણાવી રહ્યો છું કે આવી કોઈ પણ પ્રવૃત્તિ શરૂ કરતાં સરકારની નજરમાં હોય છે તેવાં મોટાં નામ મુકાવી દે છે, અથવા એવી પ્રવૃત્તિમાં રસ લેતી અને સરકારને અગર તો એના પ્રધાનમંડળના કોઈ એક સભ્યને જેમાં વિશ્વાસ હોય તેવી વ્યક્તિને પૂછીને નામ મુકાવે છે. એમાં પ્રાદેશિક ખ્યાલ ઘણીવાર રાખવામાં આવે છે ને જે તે પ્રદેશના પ્રધાનને પૂછી જોવામાં આવે છે અને ઘણીવાર સાંયોગિક દબાણને કારણે પણ કેટલીક વ્યક્તિઓને લેવામાં આવે છે. નામ સંબંધે ઉહાપોહ ઓછો થાય એવું ધ્યાન દરેક વખતે રાખી શકાતું નથી. કેટલીકવાર એવા ઉહાપોહની તૈયારી સાથે સરકાર સમિતિ નિયુક્ત કરે છે.

## શેહ શરમ વગ અને સ્વાર્થ

જ્યારે આવી સમિતિઓ અગર તો પ્રતિષ્ઠાના હોદ્દા ઉપર વ્યક્તિ કે વ્યક્તિઓની નિમણૂક થાય અને એમાંથી કોઈ કામ કરવાની પોતાની અશક્તિ બતાવે ત્યારે સરકારમાં બેઠેલા એમના મિત્રો કે સંબંધીઓ અથવા પરિચિતો એમને શરમાવીને આગ્રહપૂર્વક નામ રખાવે છે. એક તો સત્તા સાથે સંબંધ હોય તે ચાલુ રાખવા અથવા નવો સંબંધ કેળવવા અગર શરમે ભરમે એવી વ્યક્તિઓ ના નથી પાડી શકતી. એથી ઉલટું કેટલાક લાભે લોભે અંગત સ્વાર્થ કે પ્રતિષ્ઠા ખાતર પોતાનાં નામો દાખલ કરાવવા અનેક પ્રકારની લાગવગ વાપરીને નામો મુકાવે છે. પણ જેમાં વિશેષ લાભ ન હોય એવી સમિતિઓમાં મોટા માણસોને શરમે ભરમે જોડાવું પડે છે, સંભવતઃ બીજા કોઈક પ્રકારના લાભ માટે અથવા મળતા લાભો ચાલુ રાખવા.

## કોણ કોને વટાવતું હશે?

આવી નિયુક્તિઓને કારણે પ્રવૃત્તિઓને પારાવાર શોષવું પડતું હોય છે. બીજી બાજુ સરકાર આવી સુશોભન સમિતિઓમાં (સામાજિક અને સાંસ્કૃતિક બન્ને પ્રકારની) પોતાનો કોઈ વિરોધી દાખલ ન થઈ જાય, પોતાના જ માણસો મુકાય જેથી ધાર્યું કરાવી શકાય, પોતાના માણસો ઉપર હાથ રહે અને સરકારની શોભા લેખાય એવી જ વ્યક્તિઓની નિયુક્તિ કરાવે. આ બધું છતાં નિષ્ઠાવાન વ્યક્તિઓ જ્યાં મુકાય છે ત્યાં એકરાગ પ્રવર્તે છે ને કામ દીપી પણ નીકળે છે.

આમાં સરકારનો હેતુ શુભ હોય, શુદ્ધ હોય તો પણ નિયુક્તિની રીત, બજેટની મર્યાદા, વહીવટી તંત્રની જડતા, સભ્યોની સમય શક્તિ વગેરેની મર્યાદા, સભ્યોના સ્વાર્થી સંઘર્ષ વગેરે ઘણું ઘણું ભાગ ભજવે છે. થવું જોઈએ શ્રી. શેખડીવાળા કહે છે તેમ, કે સરકારે જેમને સમય હોય, સૂઝ હોય, શક્તિ હોય તેવી નિષ્ઠાવાન વ્યક્તિઓને જ સમિતિ ઉપર લેવી જોઈએ. એ જ રીતે જેમને કાં સમય ન હોય; કાં સૂઝ ન હોય; કાં શક્તિ ન હોય તેમણે કોઈપણ શેહ શરમથી ન દબાતાં ઘસીને ના પાડી દેવી જોઈએ, જેથી યોગ્ય વ્યક્તિ માટે અવકાશ ઊભો થાય અને પ્રવૃત્તિનું અથવા પોતાનું નામ ન વટાવાય—બદનામ ન થાય. પણ આવું ઓછું બને છે. બન્યું છે શ્રી. શેખડીવાળાએ કહ્યું છે તેવું.

## ધકેલ પંચા દોઢસો?

સમિતિના સભ્યોની જ સંપાદક સમિતિ બની

ગઈ અને લોકગીતોનો સંગ્રહ કરાવવા ગીતે બે રૂપિયા ભાવ ઠરાવી 'સંપાદન (ઍડીટ કર્યા વગરના) વગરના ૧૪ મણકા સુધીના સંગ્રહો આજ સુધીમાં બહાર પાડી દીધા છે. વર્ષો સુધી કાચો મસાલો જ ભેગો કર્યે રાખવા પાછળ પગે બારણાં ઠેલવાની વૃત્તિ જ કામ કરી ગઈ છે. જો સુપ્રસિદ્ધ સાક્ષરો આ લોકગીતોનું સંશોધન, સંમાર્જન કે સંશુદ્ધિ નહોતા કરવાના તો પછી કોના માટે આ કામ બાકી રાખ્યું છે ? અને જે સંગ્રહ કર્યો છે એમાં ય કોઈક વિવેક, કોઈક ઔચિત્ય તો જળવાવું જોઈએ કે નહિ ?

આમાં વિદ્વાનોની વિદ્વતા માટેનો કોઇ પડકાર ન હોય, એમના હેતુ વિષે પણ કોઈ શંકા ન હોય, તો પછી એમણે આમ ચલાવ્યે કેમ રાખ્યું ? જે ક્ષેત્રમાં તેઓ કામ કરતા હતા અથવા કરે છે ત્યાં પણ તેઓ આવું જ ચલાવે છે ?

### નધણિયાતી હાથ લાગી ગઈ !

ત્યાં આવું જરૂર ન ચાલે. કાં તો પોતાના ઘર ઉપર ઘા આવે અથવા જાહેરક્ષેત્રે એનો જવાબ લેનારા પડયા હોય. પણ અહીં લોકસાહિત્ય ક્ષેત્રે વર્ષો સુધી કોઈએ કંઈ પૂછવાની પરવા નથી કરી, કારણ કે રાજકારણ એમાં પ્રવેશે એવો માલ એમાં કોઈએ નથી ભાળ્યો. જે કાંઇ સંઘર્ષ ચાલ્યો કહેવાય છે તે સમિતિમાં આંતરિક રીતે જ ચાલ્યો છે. સંભવ છે કે એ કારણે જ સુજન સાક્ષરો હાથ જોડીને એમાંથી છૂટા થઈ ગયા હોય. અણસમજણા આગ્રહો શીંગાળા ઘેટાનું જ સ્વરૂપ લે અને શીંગડાં ભરાવાય ત્યાં માથાભારે માણસો જ મેદાન મારી જાય. આ કારણે લોકજીવનના વહેમો અને અંધશ્રદ્ધાની વાતોને વૈજ્ઞાનિક સ્વરૂપે પ્રગટ કરાઈ છે ને તેને લોકસાહિત્ય ને લોકસંસ્કૃતિનું સ્વરૂપ અપાયું છે. ત્યાં વિકૃતિ એ સંસ્કૃતિ બની ગઈ છે.

### સભ્યો અને જૂના ને નવા

આ લોકસાહિત્ય સમિતિના સભ્યો બદલતા રહ્યા છે. શ્રી: શેખડીવાળા એ લખ્યું છે તેમ એ સમિતિમાં મારા ખ્યાલ મુજબ ડૉ. હરિવલ્લભ ભાયાણી ન હતા. પણ જે સભ્યો બદલતા રહ્યા તેમાં શ્રી. શેખડીવાળાએ જણાવ્યા છે તે ઉપરાંત સ્વ. શ્રી. ધૂમકેતુ, શ્રી. સુધા દેસાઈ, શ્રી. મધુભાઈ પટેલ, શ્રી. કનૈયાલાલ જોષી (કોઓપ્ટ) શ્રી. દુલાભાઈ કાગ, શ્રી. મેરૂભા ગઢવી, શ્રી. ચન્દ્રકાન્ત વાઘેલા, એ પછી શ્રી. દુલેરાય કારાણી અને શ્રી. દોલત ભટ્ટ વગેરે હતા.

હમણાં નવી સમિતિની રચના થઈ છે તેમાં શ્રી. મનુભાઈ જોધાણી, આચાર્ય શ્રી. જયંતભાઈ, શ્રી. દુલેરાય કારાણી, શ્રી. બાબુભાઈ વૈદ્ય, શ્રી. ઈશ્વરલાલ દેસાઈ, શ્રી. સુરગભાઈ વરૂ, દ. શ્રી. પુંજાવાળા, શ્રી. જોરાવરસિંહ જાદવ વગેરે છે.

### કોળિયો મોં સામો કાં વળ્યો ?

આ નવી સમિતિનાં નામ હમણાં બહાર પડયાં. તે પહેલાંની સમિતિ દ્વારા લોકગીતોના મણકા સિવાય જે પુસ્તકો બહાર પડયાં છે તેમાં લોકસાહિત્યના સંગ્રહ, સંશોધન કે સર્જનની કોઈ યોજના કે દષ્ટિ દેખાતાં નથી. અને જે કાંઈ અત્યારસુધી દેખાયું છે તેમાં સમિતિના સભ્યોનાં અને તેમના સુધી જેમની વગ પહોંચે તેમનાં પુસ્તકોના પ્રકાશન કરવા ભાગે પડતી ગ્રાન્ટ વહેંચાઈ ગઈ જ દેખાય છે. સમિતિના સભ્યોનું સૌથી નબળું અને મોં સામો કોળિયો વાળનારૂં પાસું તે પોતાનાં પુસ્તકોના પ્રકાશનનું છે. એમાં બેસનારા સરકારી સભ્યે આ સંબંધમાં સરકારનું ધ્યાન કેમ નથી દોર્યું તે આશ્ચર્યની વાત છે. સૌથી પહેલું તો સભ્યોનાં પુસ્તકો છપાવાં બંધ થવાં જોઈએ, પતનનું ને ઝગડાનું મૂળ ત્યાં જ પડયું છે.

### નવાં કાલેવર ધરો

ઝગડા જ પોતાનાં પુસ્તકોનું પ્રકાશન કરાવવામાંથી થાય. પછી જેને લોકસાહિત્યને નામે પ્રતિષ્ઠા ખાટવી હોય અને પોતાનાં પ્રકાશન કરાવવાં હોય તે આ સમિતિમાં દાખલ થવા બધી જ લાગવગનો ઉપયોગ કરે તે સ્વાભાવિક છે. સમિતિના સભ્યોનાં જે પુસ્તકો પ્રગટ થયાં છે તેની ગુણવત્તા કોણ નક્કી કરે ? પછી અંદર અંદર જ સમજી લેવું પડે ને કે તું મારા પુસ્તકનો આગ્રહ રાખજે ને હું તારા પુસ્તકનો આગ્રહ રાખીશ !

## લોકસાહિત્યનું સાગર સમું ક્ષેત્ર

લોકસાહિત્ય સમિતિનું કાર્યક્ષેત્ર શું નક્કી થયેલું તે આપણને ખબર નથી. કારણ કે સાગર જેટલા અફાટ સાહિત્યને સમિતિએ સ્પર્શ સુદ્ધાં નથી. ગુજરાતના ગોપજીવન, સાગરજીવન અને કૃષિ જીવનનું થોડાં ગીતો સિવાય બીજું કોઈ સાહિત્ય પ્રકાશન નથી પામ્યું. સિવાય કે ક્ષાત્ર જીવનમાં પણ સામંતો, જાગીરદારો ને ઠાકોરોની જ વાતો, અથવા એમના બળની કે ચોકકસ પ્રકારની દાતારીની જ વાતો, અને એમાંની મોટાભાગની વાતો અન્ય સામયિકોમાં કે પુસ્તકોમાં પાછી પ્રગટ થઈ ગયેલી જ છે. અને એ જેમની તેમ છપાયેલી છે એમાં લોક–સાહિત્યના ખેરખાં ગણાતાઓની વાતોમાં લોકજીવનનું એમનું અભાન સ્પષ્ટપણે દેખાતું આવે છે. તેમ ન તો કોઈ પ્રકારનું એમાં ઔચિત્ય જળવાયું છે. લોકસાહિત્ય સમિતિએ તત્કાલીન પ્રજા કે ભાવિ પ્રજાના સંસ્કાર ઘડતર કે નવઘડતરનો કોઈ ખ્યાલ જ નહિ કરવાનો ? જે એવો ખ્યાલ ન કરે તેને સંસ્કાર સ્વામીઓ કેમ કહેવાય ?

(આની વધુ ચર્ચા હવે પછી)

## 'ઊર્મિનવરચના' ને કથાગીતો

ગત દીવાળીના નદી વિશેષાંકમાં અમે 'કથાગીતો'નો નિર્દેશ કરેલો કે કથાગીતોનો જ એક વિશેષાંક આપવા ધારેલું. આજના સંજોગોમાં એવો અંક વરસને વચગાળે આપવો શકય ન હોવાથી ડિસેમ્બર અંકથી કથાગીતો આપવાં શરૂ કર્યાં છે. આપણા લોકસાહિત્યનું મુખ્ય અંગ જ ગીતકથાઓ કે કથાગીતો છે. કથા સિવાયનું કોઈ ગીત હોવા સંભવ છે. પણ ગીત સિવાયની કોઈ કથા આપણા લોક–સાહિત્યમાંથી ભાગ્યે જ મળશે. પછી એ ચારણી સાહિત્યનો પ્રકાર હોય કે લોકસાહિત્યનો.

## ગીતકથા કે કથાગીતોના પ્રકાર

આજે જ્યારે એવાં ગીતો, કવિતો, છપ્પય, છંદ, કે દુહા વગરની વાર્તાઓ લખાવા માંડી છે ત્યારે ગીતકથા કે કથાગીતના પ્રકારને જુદો પાડવો પડે છે. એવો વિભાગ પાડવામાં ન તો કોઈ મોટી શોધ છે કે ન તો કોઈ મોટું રહસ્ય છે, કારણ કે આપણું પ્રાચીન સાહિત્ય મોટે ભાગે પદ્યમાં જ રચાયેલું છે.

ગીતોના પ્રકાર આપણે ત્યાં જુદા જુદા નામ સાથે વિકસતા ગયા છે. જેમ દુહા, છકડિયા, સપાખરાં, કવિત, છપ્પય, ચોપાઈ, સાખી વગેરે પ્રકારનાં નામથી તો સોળા, વીસી, બાવીસી, ચાળીસા, બાવની શતસઈ વગેરે પ્રકારથી અને પદ, ધોળ, કીર્તન, રાસા વગેરે વિવિધ પ્રકારથી. એટલે આપણે ત્યાં નામ સહિત પ્રકારો વિકસેલા છે. કોઈએ પરદેશથી આવીને એ પ્રકારો આપણને નથી શીખવાડયા.

'ઊર્મિનવરચના'ના ડિસેમ્બર અંકમાં આવાં બે કથાગીતો આપેલાં છે. એમાં એક છે 'અભંગ જામ અબડો.' એ આખી કથા મૂળ દુહાબદ્ધ જ છે. પછી એની વાત કરતાં કરતાં એમાં પદ્ય કરતાં ગદ્ય વિકસતું આવ્યું છે. એ કથાગીતમાં શ્રી. શંભુદાનજીએ આપ્યા છે તેના કરતાં ઘણા વધારે દુહા મળી આવે છે અને એ વાતમાં રૂપાંતર પાઠાંતર પણ ઘણાં છે. મૂળ તો આખી કથા એક ઐતિહાસિક ઘટના ઉપર રચાયેલી છે.

## અબડા જામનું કથાગીત

હવે જ્યારે લોકસાહિત્યની ચર્ચા જ શરૂ કરી છે ત્યારે ઐતિહાસિક ઘટના ઉપરથી લોકકથાઓ કેવી કેવી વણાય છે તે જાણવું પણ ઘણું રસદાયક થઈ પડશે. શ્રી. દુલેરાય કારાણીએ પણ એમના 'કચ્છ કલાધર'માં આ વાત એમની રીતે આપેલ છે. તે પહેલાં અને પછી પણ એ વાત પ્રગટ થયેલ છે. મેં પણ કચ્છના કંજરકોટ ઉપર પાકીસ્તાને હુમલો કરેલો ત્યારે 'ઊર્મિનવરચના'માં એ વાત ટૂંકમાં આપેલ છે. આવી કથાઓનાં રૂપાંતર પાઠાંતર એકઠાં કરીને તેની સાથે એનો શકય તેટલો શુદ્ધ પાઠ આપવાનું કામ લોકસાહિત્ય સમિતિ કરી શકે. આ અબડો જામ અને એના ભાઈ મુસલમાન બની પીર તરીકે પુજાવાની પણ વાત છે.

## કથાગીતોની બનાવટ

ડિસેમ્બર અંકમાં બીજું ગીતકથા આપેલ છે 'પરિયમ અને કાચબા'નું આ ગીતકથાનાં પણ ઘણાં પાઠાન્તર રૂપાન્તર છે. એ બધાં સંશોધન સમાર્જન અને પાઠશુદ્ધિ માગે છે. રાજસ્થાનમાં આ પ્રકારે ઘણા ગ્રંથો પ્રગટ થયા છે. એમાંનો એક ગ્રંથ છે 'ઢોલા મારૂ'નો. એ દળદાર ગ્રંથમાં જેટલા પાઠ મળ્યા છે તે બધા સાથે શુદ્ધ પાઠ આપવાનો યશસ્વી પ્રયત્ન તેમાં કરેલો છે.

હમણાં લોકવાર્તાનું ઠીક ઠીક ચાલે છે. એટલે કેટલાક લેખકો આવા દુહાવાળી ચોપડીઓ ઉપરથી તદ્દન બનાવટી કથાઓ આવા દુહાઓ ઉપરથી બનાવે છે ને દૈનિકો, પાક્ષિકો, સાપ્તાહિકો ને માસિકોમાં છૂટથી છપાય છે. પરિયમ ને કાચબાની જેમ 'ભીજી અને વીંઝરા'ની બનાવટી કથા ચાલે છે ને 'લાખો તથા ગોરાંદે'ની પણ. રોકટોક વગર આવી ભેળસેળ ચાલ્યા કરે છે. એટલે મોટીફોની માથાકૂટમાં પડયા પહેલાં આવી કથાઓનાં રૂપાંતર પાઠાન્તરના ઔચિત્ય, કાવ્યન્યાય, રૂપવિકાસ, ઐતિહાસિકતા, લોકન્યાય વગેરે કસોટી ઉપર કસ્યા પછી જ એમાં આગળ વધાય તો લોકોને અને એના સાહિત્યને પણ ન્યાય મળશે. બાકી લોકજીવન અને અને લોકસાહિત્યથી અસંબદ્ધ એવી વિદ્વતાના ઘીંહરાના માર્ગે ન તો અણજાણ વાચકોને ચડાવવા જોઈએ, ન તો નિર્દોષ વિદ્યાર્થીઓને.

## નાગવાળો ને રેશમિયો ભેડો

ચાલુ જાન્યુઆરી અંકમાં આવી બે ગીતકથાઓ આપેલી છે. એક 'નાગવાળો ને નાગમદે'ની, બીજી 'રેશમિયા ભેડા'ની. મેઘાણીભાઈએ પોતાના 'ગીતકથા' સંગ્રહમાં 'નાગવાળો ને નાગમદે'ની વાત આપી છે. એજ રીતે દુલેરાય કરાણીએ કચ્છમાં કહેવાતી હશે તેવી 'નાગવાળો ને નાગમદે'ની વાત આપી છે. શ્રી. કાનજીભાઈ બારોટની વાત એ બન્ને કરતાં થોડી જુદી પડે છે. પણ વધુ પ્રતીતિજનક ગીતકથા કોની છે, દુહા અને એના અર્થનો મેળ છે કે નહિ, મૂળ વાતમાં થયેલા ઉમેરા વાર્તાને બેડોળ બનાવે છે કે સૌષ્ઠવભરી ને સુંદર તે બધું ચર્ચા માગે છે. મૂળ કથાવસ્તુ, એનો પ્રાણ અને સૌંદર્ય તત્ત્વ શામાં છે તે પણ તુલના માગે છે. માત્ર લાંબી ટૂંકી હોવી કે રૂપાન્તર પાઠાન્તર હોવું એટલું જ પૂરતું નથી.

'રેશમિયા ભેડા'ની શ્રી. નાગભાઈ ખળેળે મોકલેલી વાત પૂરા દુહા સાથેની નથી, પણ દુહા આસપાસનું કથા વસ્તુ એમણે નવું આપ્યું છે ને કેટલાક દુહાના અર્થ પણ એમણે જુદા આપ્યા છે. 'ઊર્મિનવરચના'ના વાચકો 'રેશમિયા ભેડા'ની ચાલી ગયેલી ચર્ચાથી જાણકાર છે. એના અનુસંધાનમાં આ કથા આપેલી છે.

## હાજીકાસમની વીજળી

ત્રીજી વાત 'એક અંગ્રેજની માનવતા'વાળી શ્રી. નાજાવાઈ વાળાની છે. ગુજરાતમાં અતિ પરિચિત ગીત "હાજી કાસમ તારી વીજળી રે મધદરિયે વેરણ થઈ." એ ગીત સાથે સંબંધિત છે. શ્રી. દુલેરાય કારાણીએ પણ એને લગતી વાત આપેલી છે.

## પરમાત્માની વીસી

ડિસેમ્બર અંકમાં 'પરમાત્માની વીસી' બારોટ રાજા મૂળુને નામે અપાયેલ છે. આ દુહા અગાઉ 'ઊર્મિનવરચના'માં ઈસરદાનજીને નામે આવી ગયેલ છે. એ દુહાઓનું કર્તૃત્વ હજી નક્કી કરવાનું રહે છે.

કેટલાંક કવિતો, વાર્તાઓ અને દુહા અંગે ચારણોનો એવો દાવો છે કે તે ચારણોના છે ને બારોટોનો એવો દાવો છે કે તે બારોટોના છે. આવી એક વાત જસાબારોટની છે. જે ચારણો કહે છે તેવી 'ઊર્મિ નવરચના'માં આવી ગઈ છે, બારોટો કહે છે તે હવે અપાશે. કોઈ પણ કૃતિનું કર્તૃત્વ વાંધામાં પડે ત્યારે ઉદારચિત્તે પૂરતા પુરાવા સાથે તે નક્કી થવું જોઈએ. આવી બાબતોમાં અવૈજ્ઞાનિક આગ્રહ કોઈ નહિ રાખે તેવી અમારી ખાત્રી છે.

❀

# સાધુચરિત, નિર્ભિક રાજપુરુષ રાજાજી

રાજુ દવે

જૂના મદ્રાસ રાજ્ય અને હાલના તામીલનાડુ રાજ્યના સાલેમ જિલ્લાના એક ગામડામાં બ્રાહ્મણ કુટુંબમાં એમનો જન્મ સને ૧૮૭૮ના ડિસેમ્બરની આઠમી તારીખે ગયેલો. એમના ગામનું નામ થોરપલ્લિ. પિતાનું નામ નલ્લન ચક્રવર્તી આયંગાર. ત્રણ ભાઈ. એમાં રાજાજી સૌથી નાના.

વધુ અભ્યાસ મદ્રાસ અને બેંગલોરમાં કર્યો. વકીલાતની પરીક્ષા પસાર કરી. બચપણથી જ આંખો નબળી પણ બુદ્ધિ અપ્રતિમ. સાલેમમાં ભારે વકીલાત જમાવી. એ જિલ્લામાં પહેલી મોટરગાડી રાજાજી લાવ્યા.

વીસમે વરસે પરણ્યા. ત્રણ પુત્રો ને બે પુત્રી થયેલાં. રાજાજીના ચાલીસમા વરસે પત્ની અવસાન પામ્યાં. રાજાજીનો જીવ સંસારમાંથી સંકેલાઈ ગયો ને લોકસેવામાં પરોવાઈ ગયો. ત્રણ પુત્રોમાં એકનું નામ સી. આર. રામસ્વામી, બીજાનું નામ કૃષ્ણસ્વામી ને ત્રીજાનું નામ શ્રી. નરસિંહન. પુત્રીમાં એકનું નામ નામગિરિ અને અને બીજાનું નામ લક્ષ્મી. એમાંથી લક્ષ્મી ગાંધીજીના પુત્ર દેવદાસ વેરે પરણેલાં. રાજાજીના એક પુત્ર શ્રી. રામસ્વામી અવસાન પામ્યા છે અને એમના જમાઈ દેવદાસ ગાંધી પણ અવસાન પામ્યા છે.

સી. આર.ના ટૂંકા નામથી ખ્યાતિ મેળવતા આ અપ્રતિમ બુદ્ધિશાળી યુવાન રાજાજી સંસ્કૃતના અભ્યાસી, માનવભાવી અને સ્વતંત્ર મીજાજના હતા. એ યુગમાં ક્રાંતિકારી કહી શકાય તેવા સમાજ સુધારક હતા. હજી ગાંધીજી આફ્રિકામાંથી ભારતમાં આવ્યા નહોતા ત્યારથી અસ્પૃશ્યો પ્રત્યેની માનવ લાગણીથી દ્રવી ઊઠી એમને ઊંચા ઉઠાવવા અને ઊંચનીચના ભેદ ભાંગવાનું એમણે શરૂ કરી દીધેલું.

મદ્રાસ એટલે કાળજુનો રૂઢિવાદ, શુદ્રનો પડછાયો પડે તો પણ બ્રાહ્મણને સ્નાન કરવું પડે. સિત્તેર વર્ષ પહેલાં સાલેમની સુધરાઈના શ્રી. રાજાજી પ્રમુખ બન્યા. એમણે પાણીના નળની ચકલીઓ ખોલવાનું કામ હરિજનોને જ સોંપ્યું. આ ચકલીઓ ખોલવા ને બંધ કરવાનું કામ હરિજનોને સોંપાતાં બ્રાહ્મણો ઉશ્કેરાયા. રાજાજીનો બહિષ્કાર કર્યો. રાજાજીને ત્યાં શાસ્ત્રોક્ત વિધિ માટે કોઈ બ્રાહ્મણ ન જાય. રાજાજી સંસ્કૃતના પંડિત. બધી વિધિ શીખી લઈને પોતે જ વિધિ પતાવવા લાગ્યા. એમણે બ્રાહ્મણોને કહ્યું કે 'તમે તમારો ધર્મ પાળો તો સુધરાઈ પોતાનો ધર્મ શા માટે ન પાળે ?'

એ કાળે એમણે હરિજનોને છાત્રવૃત્તિ આપી શિક્ષણ માટે ઉત્તેજન આપ્યું અને જે શાળાઓ હરિજન વિદ્યાર્થીઓને શાળામાં ન દાખલ કરે એની સામે કાયદેસર કામ ચલાવવાનું નક્કી કર્યું. પછી તો ખુદ રાજાજી પોતે હરિજનો માટે રાત્રિશાળાઓ શરૂ કરીને રાતે એમને ભણાવવા જતા.

રાજાજીએ ઉચ્ચ વર્ણના હિંદુઓથી હેરાન થતા પછાતવર્ગના ગરીબોને જોયા. એક તો ધર્મના ઉચ્ચાભિમાનથી અને બીજું શ્રીમંતાઈથી પીડાતા પદદલિતોને જોયા. બીજી બાજુ વહેમ અજ્ઞાન ને અંધશ્રદ્ધાથી પછાતોને દુઃખી થતા જોયા. અને સૌથી વધુ એમની પાયમાલી અને પતન દારૂ-તાડીથી થતાં જોયું. રાજાજીએ એ દરેક મોરચે આંદોલનાત્મક રચનાકાર્ય શરૂ કર્યું.

ગાંધીજી ભારતમાં આવ્યા. રાજાજીની શક્તિ અને સેવાભાવ એમણે જોયા અને રાજાજીએ ગાંધીજીમાં દેશના આત્માને પીછાણ્યો. રાજાજી ગાંધીજીની શેહ નીચે આવ્યા. પૂરેપૂરા રાષ્ટ્રવાદ અને રચનાત્મક કામથી રંગાઈ ગયા. દક્ષિણ હિંદમાં રાષ્ટ્રભાષાનો પહેલો પ્રચાર રાજાજીએ કર્યો અને તે અગણિત સામના વચ્ચે. ખાદી કાર્યનો પ્રસાર પણ રાજાજીએ જ દક્ષિણ હિંદમાં કર્યો.

રાજાજી તામીલ અને સંસ્કૃતના પંડિત હતા. અદ્ભુત તર્કશક્તિ ધરાવતા હતા. અને જે નિર્ણય કરતા તેને પાર પાડવાનું ધૈર્ય હિંમત અને અજોડ નિડરતા એમનામાં હતાં. પોતાની સમજ અને એ પ્રમાણેના નિર્ણયથી વિરુદ્ધ સામે પૂરે ચાલવામાં તો રાજાજી ભારતમાં અદ્વિતીય રહ્યા છે. અંત સુધી તેઓ એ કારણે અણનમ અને અજેય યોદ્ધા રહ્યા છે.

એ કાળના પછાત સમાજમાં અંગ્રેજ સરકાર સામે તથા રાજકારણ અને સમાજના રૂઢિચૂસ્ત આગેવાનો સાથે હરપળે યુદ્ધ તો લાગેલું જ હતું. ૧૯૧૭માં તેઓ ગાંધીજી સાથે સંપર્કમાં આવ્યા. ૧૯૧૯માં તેમણે અસહકારના આંદોલનમાં ઝંપલાવવા વકીલાતની ધીકતી કમાણી છોડી. બે દીકરાઓને કોલેજમાંથી ઉઠાડી લીધા અને પોતે સત્યાગ્રહ કરી જેલ ભોગવી. ૧૯૨૧માં કોંગ્રેસના મહામંત્રી બન્યા અને ૧૯૪૨ સુધી કોંગ્રેસની કારોબારીના સભ્ય તરીકે ચાલુ રહ્યા.

તામીલ અને અંગ્રેજી ભાષા ઉપર તેમનો અસાધારણ કાબુ. પણ ભાષા સરળ, સચોટ, તર્કબદ્ધ, ધારદાર, વેધક અને માર્મિક. જેમ એમની વક્તૃત્વ શક્તિમાં બુદ્ધિમત્તા, સરળતા, સચોટતા અને માર્મિકતા હતી તેમ એમના લેખનમાં પણ એ બધા ગુણો. સમાજસેવા અને સમાજ પરિવર્તનમાં ભારે કામયાબી હાંસલ કરેલી. 'વિમોચન' નામે તામીલ સાપ્તાહિક એમણે શરૂ કરેલું અને વાર્તાઓ પણ સુંદર લખતા.

પોતે તત્વજ્ઞાનના પણ એટલા જ ઊંડા અભ્યાસી. 'ભગવત્ ગીતાનું વિવરણ' 'ઉપનિષદની અટારીએથી', 'મહાભારતનો રસથાળ' વગેરે ગ્રંથો દ્વારા તેમણે તત્ત્વજ્ઞાન જેવા અઘરા વિષયને સર્વગમ્ય બનાવેલ. પોતાના ધાર્મિક, રાજકીય અને સામાજિક વિચારોના પ્રચાર-પ્રસાર માટે તેમણે સાહિત્યને સાધન બનાવેલ. પોતે સામ્યવાદના કટ્ટર વિરોધી છતાં તામીલ ભાષીઓને માર્ક્સના વિચારોથી પરિચિત કરાવવા એના સઘળા સાહિત્યનો અભ્યાસ કરીને એનો સરળસાર તામીલ ભાષામાં આપેલ.

૧૯૩૭માં કોંગ્રેસે હોદ્દા સ્વીકારતાં રાજાજી મદ્રાસના પંત પ્રધાન બન્યા. સાદાઈ તો એમણે ધરતી ઉપર ઘડો લેવાય તેવી સહજ સ્વાભાવિક અપનાવેલી તે દેશના પહેલા ગવર્નર જનરલ થતાં સુધી એવી ને એવી જાળવી રાખેલી. હાથે કપડાં ધોતા ને બૂટ પોલીશ પણ હાથે જ કરે. એ કહેતા કે જે પોતાનું કામ નથી કરી શકતો તે દેશનું શું કામ કરવાનો હતો ?

૧૯૩૭માં ભારતમાં સૌથી પહેલવહેલી દારૂબંધી એમણે દાખલ કરી. દારૂથી જનારી ખોટ પૂરી કરવા એમણે જ સર્વપ્રથમ વેચાણવેરો શોધી કાઢ્યો ને દાખલ કર્યો. દુઃખની વાત એ છે કે દેશમાંથી દારૂબંધી ચાલી ગઈ ને વેચાણવેરો રહી ગયો. એક માત્ર ગુજરાત સિવાય.

૧૯૪૨માં કોંગ્રેસના 'હિંદ છોડો'ના કાર્યક્રમથી જુદા પડયા, દેશદ્રોહી કહેવાયા છતાં પોતાના વિચારને વળગી રહ્યા. પાકીસ્તાનનો સ્વીકાર કરવાનું કહેનારા પણ રાજાજી જ હતા.

ફરી નેહરૂજીએ એમને કોંગ્રેસમાં લીધા. વાઈસરોય વેવેલે કોંગ્રેસને મધ્યવર્તી પ્રધાનમંડળ રચવા કહ્યું ત્યારે રાજાજીને ઉદ્યોગ ને પુરવઠા ખાતું સોંપાયું. દેશ સ્વતંત્ર થતાં બંગાળના ગવર્નર નીમાયા, લોર્ડ માઉન્ટ બેટન જતાં દેશના પ્રથમ ગવર્નર જનરલ બનાવાયા.

૧૯૫૨માં ફરી પ્રતિષ્ઠાને પડતી મૂકી મદ્રાસના પંત પ્રધાન બન્યા ને ૧૩ વરસ પહેલાં સ્વતંત્ર પક્ષની સ્થાપના કરી.

મૃત્યુની આખર સુધી રાજાજી પોતાના વિચારોને વફાદાર રહ્યા. પોતાની માન્યતા પ્રમાણે વર્તતાં એમને ઘણું ઘણું સહન કરવું પડયું છે. વળી પ્રતિષ્ઠાની ખોટી મોટાઈને કદી ન વળગી રહેતાં ઉચ્ચ હોદ્દા ભોગવ્યા પછી રાષ્ટ્રસેવાના નાનામાં નાનું કાર્ય હાથ ધરતાં તે કદી અચકાયા નથી.

*

# કુમ કુમ સિલ્ક મિલ્સ

આકર્ષક ડિઝાઈન અને સુમેળ રંગોવાળી

ચુનંદી જાતોની અમારી વિશિષ્ટતાઓ

આર્ટ સિલ્ક, નાઇલોનના ફેન્સી કાપડ બનાવનારા, નાયલોન શર્ટીંગ,
પાલવજરી સાડી, પ્રિન્ટેડ સાડી, ફેન્સી ફ્રોક તથા નાયલોન જ્યોર્જેટ
અને બ્રોકેડ વગેરે.



## ધી કુમકુમ સિલ્ક મિલ્સ

સુંદરબાગ, આગ્રારોડ, કુર્લા–૭૦ : મુંબઈ

શ્રી નવરચના

ફેબ્રુઆરી : ૧૯૭૩ સળંગ અંક ૫૧૫

તંત્રીઓ
ઇશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર



જુઓ આ અંક માંહેનો લેખ : "ગુજરાતનાં લોકવાદ્યો"



તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ ફેબ્રુઆરી '૭૩ અંક : ૧૧ : સળંગ અંક : ૫૧૫







## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂ. ૧૦-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂ. ૨૬-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ મોકલવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરુચિ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧

'In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts !




sowing the seeds of progress

# "ટેરવાં"

## અભિનવ ગીત સંગ્રહ

### કવિ દાદુભાઈ પ્ર. ગઢવી રચિત

થોડી નકલો બચી છે. સાદા બુકપોસ્ટથી મગાવનારે રૂા. ૩-૩૦ પૈસાનું મનીઓર્ડર કરવું. રજીસ્ટર્ડથી મગાવનારે રૂા. ૧-૩૦ પૈસાના પોસ્ટ ખર્ચ સહિત રૂા. ૪-૩૦ પૈસાનું મનીઓર્ડર કરવું. સાદા બુકપોસ્ટમાં જવાબદારી મગાવનારના શીર રહેશે. વી.પી. કરવામાં નહિ આવે.

વ્યવસ્થાપક : લોકસાહિત્ય પરિવાર પ્રકાશન
૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ.









# ખોળાનો ખૂંદનાર



ખોળાનો ખૂંદનાર કોને વહાલો ન લાગે? તમે તેનાં હર કોઇ લાડ પૂરાં કરવા માગો છો; પણ જો વધુ બાળકો હોય તો તમે એ બધાંની જરૂરિયાતોને કઇ રીતે સંતોષી શકશો?

બીજું બાળક ત્રણ વર્ષ પછી. તમારા નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રમાં મળો.

# લોકસાહિત્યમાં માનવ-શીલ

'એની નાડી ધોયે આડાં ભાંગે' એવી લોક-કહેણી આજે ક્યાંય નથી સંભળાતી. ઉલટ પક્ષે એ મશ્કરીનું ભાજન બને. જમાનો જે ઝડપે બદલતો જાય છે તે જોતાં એક સમય એવો પણ આવે કે 'શીલ' શબ્દ જ કદાચ શબ્દકોષમાં શોધ્યો નહિ જડે. અને શબ્દકોષમાંથી એ શબ્દ નહિ ઊડયો હોય તો એ શીલ સાથે અગાઉના સમયમાં માનવીને અને પશુને ય સંબંધ હતો એવી વાતો નવાં માનવીને 'અરેબિયન નાઇટસ' જેવી લાગે તો નવાઇ નહિ.

બહુ જૂના કાળની આ વાત નથી. 'ઊર્મિ'ના વાચકો જેનાથી અજાણ નહિ હોય એવા પાલરવ ગઢવીએ પાંચાળના ભીમોરાના ઓઢા ખાચરના શીલને બિરદાવતા થોડા દુહા જોડેલા. આ શીલ એટલે જીવન સમસ્ત સાત્વિક હોય, અને જેનાં વાણી વર્તન એકરંગીલાં અને ઉજળાં હોય એમાંથી જ એવાં શીલ નીપજે છે. પછી એવાં શીલવંત માનવીનાં જીવન એ સમષ્ટિની મિલ્કત બની જાય છે. જીવન ઇશ્વર પરાયણ બની જાય છે.

જ્યાં દાતારી ને દગાખોરી સાથે ખેલાતાં હોય, જ્યાં પારકાંને પોતાનાં કરવાની ધાડ-લૂંટની શૂરવીરતા હોય, જ્યાં નબળાને લૂટવા કે દબાવવાનું જ ખૂંટ-બળ હોય, જ્યાં ભોળાં ને શ્રદ્ધાળુને ભ્રમિત કરનારી બુદ્ધિમતા હોય ત્યાં એ શીલનાં સ્વપ્નાં સંભવતાં નથી. એટલે જ પાલરવભા કહે છે કે :

હે નાડી હમીરરા! વૈદક હોડ વદાં,
પીધે પાવર રા! આડાં ભાંગે ઓઢીઆ!

હે હમીરના પુત્ર! તારી તો નાડી એવી છે કે હું વૈદક સામે હોડ વદી શકું. વૈદકની દવા પીધે જે આડા ગર્ભ સવળા ન થાય તે તારી નાડીને પલાળીને પીવાથી થાય.

સુંદરને બાળક સમે, કસટ દયે કરતાર;
એનો લે ઉગાર, આવત નાડી ઓઢીઆ.

સુંદરને–સ્ત્રીને પ્રસુતિ વેળા ભગવાન તો કષ્ટ આપે છે, પણ તારી નાડી એ કષ્ટનો ઉગાર બને છે હે ઓઢા ખાચર!

તરિયા અન્ન નીંદર તજણ, જગમલ બે ખટ જુગ;
ભમરો વિંધણ ભૂપ! તો ઓળખીઓ ઓઢીઆ!

હે ઓઢા! તને મેં ઓળખ્યો, કારણ કે તું ત્રિયા (સ્ત્રી) અન્ન અને ઊંઘ તજનારો જતિ છે. રાવણ ભમરો થઇને ઇન્દ્રના વિમાનમાં સંતાયો તેને પોતાના અણિશુદ્ધ શીલને કારણે જ વીંધી શકનાર લક્ષ્મણ જતિ તુલ્ય તું છો.

ખેળાને બેસારે ખલક, મેપત ખોળામાંય;
ખંડપત ખુશી થાય, અણસારેથી ઓઢીઆ.

ખેળો–ભવાયો સ્ત્રીના વેશમાં દરબારોના ખોળામાં ઇનામની આશાએ બેસીને ચેષ્ટા કરે છે ને ખંડપતિઓ ખુશી ખુશી થઇ જાય છે. ત્યારે :

પદમણીએ પાવરના ધણી! (તું) રીઝયો નહિ કળરૂપ!
ભોળવાઈ ગ્યો'તા ભૂપ! એકલશીંગી ઓઢીઆ!

આવા હડાબોળ કળજાગમાં તું તો પદમણીઓનાં રૂપે પણ ન મોહાયો, નહિતર એકલશીંગી ઋષિ જેવા પણ ભોળવાઇ ગયા હતા.

(મેઘાણીભાઈની 'પરકમ્મા'ને આધારે)

## (૧) લાખ લાખ વંદન છે વિયેટનામની પ્રજાને (૨) આંકનો ઉલ્કાપાત (૩) દેશનાં હાડ ભાંગતી હડતાળો (૪) દુષ્કાળ માટે મનોરંજન (૫) પ્રતિક્રાંતિનાં હિંસક આંદોલનો

સંપાદકીય

### અપરાજિત પ્રજા

સત્તાની સમતુલાએ જગાવેલા એક મહાનયુદ્ધનો નારકી હત્યાકાંડ બંધ પડતાં આખા જગતે આસાયેશનો શ્વાસ લીધો હશે. ઉત્તર વિયેટનામ સાથે અમેરિકાએ સંધી કરતાં અત્યારે તો જગતનો સૌથી ક્રૂર, સૌથી પાશવી સંહાર અટક્યો છે. પણ આ યુદ્ધ વિશ્વને કલ્પનાતીત અને અસંભવિત લાગતી કેટલીક બાબતો બતાવી ગયેલ છે.

આ યુદ્ધ ઉત્તર દક્ષિણ વિયેટનામ વચ્ચે ન હતું. કારણ કે દક્ષિણ વિયેટનામની પ્રજાને પોતાની સડેલ શેતાની સરકારમાં જરા જેટલો વિશ્વાસ ન હતો. આ યુદ્ધ સામ્યવાદ ને મૂડીવાદ વચ્ચે પણ નહતું. એમ હોત તો ચીન અને રશિયાએ સાથે મળીને અમેરિકાનો સામનો કર્યો હોત.

ત્યારે આ યુદ્ધ સત્તાની સમતુલા જાળવવા માટેનું જ હતું. અગ્નિ એશિયાનો આ વિસ્તાર બીજા વિશ્વયુદ્ધ પહેલાં ફ્રાંસના હાથમાં હતો. આ ફ્રેન્ચ સામ્રાજ્યવાદ સામે હો ચી મિન્હે માથું ભરાવીને નાબુદ કર્યો ત્યારે એ અવકાશ પૂરવા ચીન, રશિયા અને અમેરિકાએ દોટ મેલી. ચીન ને રશિયા ઉત્તર વિયેટનામ પડખે રહ્યાં અને અમેરિકા દક્ષિણ વિયેટનામના બહાને લડયું. પણ ચીન રશિયા કદી ઉઘાડાં નથી ઊઠયાં. ઊલટ પક્ષે અમેરિકાની કસાઈ સરકાર સાથે એણે સંધી વાટાઘાટો કરી ને કેટલંક સમાધાનો પણ કર્યાં હતાં. ઉત્તર વિયેટનામને લશ્કરી સહાય પૂરી પાડી. એમાં પણ ચીન રશિયા ઝગડતાં રહ્યાં. પણ અમેરિકન સૈનિકો સામે પોતાનો એક પણ સૈનિક નહિ ઊતારેલો.

અમેરિકાએ પાંચ લાખનું લશ્કર ઉતાર્યું અને પોતાની તમામ સંહકાર શક્તિથી ખોબા જેવડા વિયેટનામને ચોળી નાખવા સાથે પ્રલય વરસાવ્યો. દસેક લાખ ઉત્તરવિયેટનામી પ્રજાનો સંહાર છેલ્લાં ૧૧ વરસમાં કર્યો. વિયેટનામની ધરતીને ખંડેરમાં ફેરવી નાખી. આમ તો ૧૯ વરસથી એ પ્રજા લડતી આવતી હતી. જીવનના આધારો ભસ્મીભૂત બન્યા, મા-બાપ, બેટા-બેટી, પતિ-પત્નીનો કોઈ પ્રશ્ન ન રહ્યો એવો સંહાર થયો છતાં અણનમ રહેલી એ પ્રજાને લાખ લાખ નહિ પણ કરોડ કરોડ ધન્યવાદ છે.

પ્રજામાં દૈવત હોય, અતૂટ નિરધાર હોય તો જ આવી અવિજેયી પ્રજા પાકે છે. પાકીસ્તાન સાથે ૧૩ દિવસ યુદ્ધ ચાલ્યું અને જેને રાતના અંધારપટ સિવાય જરાય સહન નથી કરવું પડયું એવી આપણા દેશની પ્રજા સિનેમા નહિ જોઈ શકતાં ત્રાસી ગયેલી, અરે જ્યાં દુકાળની નવાઈ નથી એવા આજના દુકાળથી ત્રાસીને કાગારોળ કરી મેલનારી પ્રજાએ વિયેટનામનું દૃષ્ટાંત નજર સમક્ષ રાખવું જોઈએ.

સત્તાની સમતુલાની આ પ્રચંડ સ્પર્ધામાં પોતાની વિશ્વશ્રેષ્ઠ તાકાતથી અગિયાર અગિયાર વરસ સુધી ત્રાટકવા છતાં વિયેટનામે અમેરિકાને મચક નથી આપી, પરિણામે વિશ્વનો તો ઠીક પણ ઘર આંગણાનો અમેરિકાનો મત પણ એના પ્રમુખોની વિરૂદ્ધ કેળવાનો ગયો અને બન્ને બાજુથી હારી ખાઈને અમેરિકાને સંધી કરવી પડી છે.

વિશ્વની મહાન સત્તાઓ પોતાની આણુવિક તાકાત સાથે પણ દૃઢ મનોબળ વાળી નાનકડી પ્રજાને પણ નહિ નમાવી શકે એવું ઉજળું ઉદાહરણ ઉત્તર વિયેટનામે આપ્યું છે.

વાત-વાતમાં વટકતી ભારતની પ્રજાએ ધડો લેવા જેવું છે કે લાજ આબરૂ જાળવવી હોય, ચારિત્રશીલ બનવું હોય, નોક ન ગુમાવતાં અપરાજિત બનવું હોય તો દિવસો સુધી નહિ પણ વર્ષો સુધી પ્રલયની વેદના કોઠે પાડવી પડશે.

## આંધ્રનો ઉલ્કાપાત

આ લખાય છે ત્યાં સુધીમાં આંધ્રમાં ૫૦ ઉપરાંત માણસો આંધ્રના વિભાજનના હિંસક આંદોલનમાં માર્યા ગયા છે. સેંકડો ઘાયલ થયા છે, ૫૦ કરોડ ઉપરાંતની મિલ્કતનો નાશ થયો છે ૧૦૦ કરોડ ઉપરાંતની આવક બંધ થઇ છે. સમગ્ર જીવન વ્યવહાર ખોરવાઇ ગયો છે, તા. ૫મી ફેબ્રુઆરીથી સમગ્ર સરકારી તંત્રને ખોરવી નાખવાનો સૌથી જલદ કાર્યક્રમ અપાયો છે.

શા માટે ? આંધ્ર અને તેલંગણ અલગ-ભાષી છે ? ના. ત્યારે એકભાષીને એક પ્રજા છે ? હા. તો વિભાજન શા માટે માગવામાં આવે છે ? એટલા માટે કે સ્વરાજ પહેલાં એ પ્રદેશો જુદા હતા. એકભાષી રાજ્યરચનામાં બન્ને એક થયા. ઈચ્છાપૂર્વક એક થયા પણ જુદા પ્રદેશ હતા ત્યારના જુદા કાયદા લાગુ રહેતાં પહેલાં તેલંગણને અને પછી આંધ્રને આર્થિક દૃષ્ટિએ નોકરીઓ વગેરેમાં નુકસાન જાય છે ને સમતોલ વિકાસમાં વાંધો પડયા કરે છે. નિઝામના વખતના મુલ્કી નિયમો સુપ્રીમ કોર્ટે યોગ્ય ઠરાવ્યા તેથી આંધ્ર વિસ્તારના લોકોને એમ લાગે છે કે એમને આર્થિક રીતે સહન કરવું પડે છે તેથી.

આ આંદોલન એમ ફલિત કરે છે કે એકભાષી હોવું જ પૂરતું નથી. એમની વચ્ચે પણ પ્રદેશવાદનાં ઘર્ષણો ઊભાં જ છે, એટલે કે બે પ્રદેશો એકભાષી હોય છતાં એક થોડો ગરીબ અને બીજો થોડો સુખી હોય તો પ્રાદેશિક એકતા પણ ન સંભવી શકે.

સુપ્રીમ કોર્ટે તો ચુકાદો આપીને ચુકાદાનું પરિણામ ટાઢે કોઠે નિહાળ્યા કરે છે, ઇંદિરાજીએ સમાધાનકારી ઉકેલ આપ્યો પણ આંધ્રને ન સંતોષી શકાયું એટલે આ ઉલ્કાપાત સર્જી રહેલ છે ?

ના, માત્ર એટલું જ નથી. અહીં શાસકપક્ષને સત્તા ઉપરથી ઉથલાવી નાખવાની ઇચ્છાવાળાં બળો એકત્ર થયાં છે. કોઇ જ સલાહ મસલતના અવકાશ વગર અંધાધુંધ હિંસાખોરીનો રસ્તાનો રાહ અપનાવાયો છે. આ હિંસાખોરીથી પ્રગતિ ને આગેકૂચ અટકી ગયાં છે.

ગરીબ લોકો માટે અનાજ-પાણી જતાં વેગનો ને વાહનોને સળગાવી મૂકવામાં આવે છે. આ બળો દેશની એકતાને વિભાજિત કરી રહ્યાં છે. આર્થિક વિકાસને ખંડિત કરી નાખ્યો છે. જે લોકો સ્વાતંત્ર્ય મળ્યું ત્યારથી એના લાભથી વંચિત છે એવા પછાત લોકોને જ આથી વધારે શોષવું પડે છે. તેઓ આજે વિકાસનો લાભ ગુમાવે છે. આવતીકાલે રાજકીય લાભ ગરીબોને ભોગે આંદોલન કરનારાઓ જ ભોગવવાના છે. આડેધડ નિર્દોષોના સંહાર કરાવવાથી અને અબજોની રાષ્ટ્રીય સંપત્તિનો નાશ કરવાથી આંધ્ર ને તેલંગણ વધુ સંપત્તિવાન બનશે ?

સત્તાના દ્વેષથી સળગતા વિરોધપક્ષોને અને એવી વ્યક્તિઓને તો રાષ્ટ્રની હોળી માથે પોતાના રોટલા શેકવા છે. પોતાની રાજકીય મહત્વાકાંક્ષાઓ સંતોષવા ન્યાય સંગત માર્ગો એમને કયાંથી સૂઝે ?

સ્વરાજમાં લોકશાહીનો અર્થ આવો સંહાર જ થતો હોય તો દેશ સરમુખત્યારશાહીથી દૂર નથી એમ આપણે સમજી લેવું પડશે અને આવી રહી છે તે સામ્યવાદી સરમુખત્યારશાહી જ હશે. શાસકપક્ષમાં પણ આ બધો દારૂગોળો લાગેલો પડયો છે. સત્તા પ્રાપ્તિ માટે અનિષ્ટ તત્વોથી પક્ષને ભરી દીધો

એવા બધાને બીજો માર્ગ સૂઝે જ કેમ? ૧૯૨૪થી અસહકારનાં આંદોલને ૧૯૪૨ સુધીમાં તો સરકારને તોડી પાડવા અનેક હિંસક માર્ગે ચડી ચૂકેલાં. ૧૯૭૨માં એ વિફરાટ પરાકાષ્ટાએ પહોંચી ગયો છે. દેશ સમાજવાદના માર્ગે છે કે સંહારવાદના?

## દેશનાં હાડ ભાંગતી હડતાળો

પ્રજાસત્તાક દિને રાષ્ટ્રપતિને દુષ્કાળે ન ડરાવ્યા પણ હિંસક આંદોલનો અને રાષ્ટ્રના હાડ ભાંગતી હડતાળોએ તથા તાળાબંધીએ હચેરાવી મૂકયા છે.

ઉત્તર પ્રદેશમાં વિદ્યુતખાતાના પાંચસો ઇજનેરોએ હડતાળ પાડી, એના સમર્થનમાં ઉત્તર પ્રદેશની સરકારના પાંચ હજાર ઇજનેરો હડતાળ ઉપર ઊતર્યા. બરાબર માની લઇએ કે એમના સંગઠનની દૃષ્ટિએ એમની જે માગણીઓ હશે તે નહિ સંતોષાઇ હોય. ઇન્દિરાજીએ સમાધાન કરાવ્યું ને તૂટી ગયું. ફરી સમાધાન થયું. પણ આ હડતાળનાં પરિણામો કોને સહન કરવાં પડયાં? ઇજનેરોને તો એક પણ દિવસનો પગાર નહિ ગુમાવવો પડે. ત્યારે પ્રજાને કેટલું નુકસાન થયું?

–રોજના પાંચ કરોડનું ઉત્પાદન અટકયું.
–૩૭ હજાર કારખાનાં બંધ પડયાં.
–૨૦ હજાર ટયુબવેલ બંધ રહ્યા.
–ખેડ ખાતર ને પાણીના પ્રશ્નો ઊભા થયા.
–અનાજ-કોલસાનાં રોજનાં બે હજાર વેગન અટકયાં.
–મશીનરીમાં સેબોટેજ–ભાંગફોડ થઇ.

આ તો મોટી મોટી વાતો. કરોડો માણસોને અકાળે અંધકાર ભોગવવો પડયો તેનો તો કોઇ હિસાબ નહિ.

માની લઇએ કે આ હડતાળથી ૫૦૦ ઇજનેરોનો પ્રશ્ન તાત્કાલિક હલ થયો હશે, પણ એના કારણે અબજો રૂપિયાનાં આંધણ મૂકાયાં, ઉત્પાદન અટકયાં, મોંઘવારી ને કાળાં બજાર વધ્યાં અને જનતાની બેસુમાર હાડમારી વધી તેનું શું? ઇજનેરોએ પ્રશ્ન ઉકેલ્યો કે ગૂંચવ્યો?

હજારો બેકાર ઇજનેરો અંગે એમાં વિચાર ન થયો. એની સામે નોકરીનું સંપૂર્ણ રક્ષણ મેળવી ચૂકેલા ઇજનેરોએ વધુ હક્કો, વધુ સગવડો, વધુ વેતન માગ્યાં. રાષ્ટ્રીય અને પ્રજાકીય હિતો અને હેતુઓની ઉપેક્ષા જ ન કરી પણ એને અબજોનું નુકસાન પણ પહોંચાડયું. દુષ્કાળ, મોંઘવારી, બેકારી અને હાડમારીને વધુ વકરાવ્યાં.

આમ સરકારી કે કાયદાનું રક્ષણ પામી ચૂકેલી નોકરીઓ એ સમાજ ઉપરના આશીર્વાદ છે કે અભિશાપ તે હજી યે વિચારવાની વેળા નથી પાકી? આ ગરીબ દેશમાં જ્યાં અર્ધી પ્રજાને એક ટંક પૂરૂં ખાવાનું નથી મળતું ત્યાં બે ટંક પૂરૂં ભોજન પામનારા વધુ ને વધુ માટે માગણીની ફરજ પાડી રહ્યા છે. જેમને મુદ્દલ નથી મળતું એની તેમને દરકાર નથી, અરે જેમને નથી મળતું એમને ન મળે ને પોતાને જ મળ્યા કરે એવી સ્થિતિ આ નોકરીઆતો સર્જી રહેલ છે.

આર્થિક લાભો પામી ચૂકેલા જેમને નથી મળતું, નથી પહોંચતું એમના માટે નહિ પણ પોતાના માટે જ આંદોલનો ચલાવી રહ્યા છે. પછાત પ્રજાનું જે થવાનું હોય તે થાય. આમ કાયદાથી રક્ષિત બનેલી નોકરીઓ સમાજમાં એક વિશેષાધિકાર બની ગયેલ છે. એવા વિશેષાધિકારી અંગ્રેજોને કાઢયા, રાજાઓને કાઢયા, આઇ. સી. એસ.ના અધિકારો દૂર કર્યા, શ્રીમંતો અને જમીન માલિકો ઉપર કરવેરા ને તવાઇ ચાલ્યા કરે છે, પણ એક જ હડતાળથી દેશ માથે કરોડોનો બોજો ખડકી દેનારી આ નોકરીઓના વિશેષાધિકારનો વિચાર નહિ થાય તો માત્ર નોકરિયાતોને કારણે જ દેશને ડૂબવું પડશે. પગાર નોકરોના વધે અને મોંઘવારી આખા દેશની વધે. આ ન્યાય છે

કે અન્યાય? કરોડો કમનસીબ દેશબાંધવોનો કોઇ વિચાર જ નહિ? આવો લોકશાહી સમાજવાદ દેશને કયાં સુધી ડૂબાડયા કરશે? બેકારી મોંઘવારી અને અમર્યાદ કરવેરા સાથેની હાડમારીથી એક દિવસ જનતા આ નોકરીઆત સંસ્થા સામે જ બળવો નહિ પુકારે? અને દરેક આંદોલન હવે હિંસાના તદ્દન ટૂંકા રસ્તે જ વળી જાય છે એ યાદ રહે. એ રસ્તા હડતાલીઆ આંદોલનકારોએ જ બતાવ્યા છે, એમને જ એ ભરખી ખાશે ભસ્માસુર બનીને.

## દુષ્કાળ માટે મનોરંજન

૧૯૪૩-૪૪ના દુષ્કાળ અંગે જવાહરલાલ નેહરૂ લખે છે કે "એક બાજુ લોકો તીડની જેમ મરતાં હતાં ને ઉપલા વર્ગના લોકો નૃત્યના મેળાવડા, મિજબાનીઓ અને મહેફીલોના જલસા કરતા હતા."

૧૯૪૩-૪૪માં બંગાળમાં દુષ્કાળ પડયો એમાં ૩૪ લાખ માણસો મરણ પામ્યાનું કલકત્તા યુનિવર્સિટીની સરવેમાં જણાવાયું છે.

એ પછી જે રોગચાળા ફાટયા તે હિંદભરમાં આજે ય એક યા બીજા પ્રકારે માનવીનો ભરખ લીધા કરે છે.

૧૯૪૩-૪૪ના દુષ્કાળ સાથે બીજા કોઇ દુષ્કાળની સરખામણી બસો વરસના કોઇ દુષ્કાળ સાથે થઇ શકે તેમ નથી. ચાલુ વરસનો આપણા દેશનો દુષ્કાળ હેરત પમાડી રહ્યો છે. જીવનના તમામ વ્યવહારો દુષ્કાળ પીડિત પ્રદેશોના કસબાતી ગામોમાં પણ ચાલ્યા કરે છે ને દુકાળ પણ ચાલ્યા કરે છે.

સિનેમા ને હોટલો જ નથી ચાલતાં પણ નવાં નવા થીએટરો એવા દુષ્કાળપીડિત પ્રદેશોમાં ખુલ્યે જાય છે. એની તસ્વીરો ને વર્ણનો છપાય છે. ધાર્મિક વરઘોડાના ઠાઠમાઠની તસ્વીરો અને ગંજાવર ખર્ચાનાં બયાનો છપાય છે. અરે પાલીતાણા અને શત્રુંજય પહાડ આસપાસના પ્રદેશોમાં ભયંકર દુકાળ હોવાનું કહેવાય છે ને ત્યાં જૈનોનાં નવાં જૂનાં મંદિરો માટે ૪૦-૫૦ લાખ ખર્ચવાની યોજનાઓ પણ પૂરા ભપકાથી પ્રગટ થાય છે. ધર્મને અને ભગવાનને જાણે કે દુષ્કાળ સાથે નાવા નીચોવવાનું જ ન હોય!

એક દિવસ એક પ્રધાન દુષ્કાળ પીડિત પ્રદેશમાં ફરીને વેદનાઓ ઠાલવે છે. એના એ પ્રધાન પાછા કોઇ સિનેમા નટી કે એ પ્રકારના જલસાઓના પ્રમુખપદે બેઠેલા હોવાનું એ જ અખબારો જણાવે છે. પ્રધાનોને હૃદય કેટલાં હશે?

દુષ્કાળ માટે મોટી મોટી વૈજયંતીમાલા જેવી નર્તકીના ભારે મોંઘા જલસાઓ ગોઠવાય છે. એના વિમાનની ટિકિટો, હોટેલોના ગંજાવર ખર્ચા, સ્વાગતના ખર્ચા અને સમારંભના ખર્ચ બાદ કરતાં બાકી વધે ને દુષ્કાળ ફંડમાં આપવામાં આવે છે.

આવા તો ગીત-સંગીતના પણ અનેક જલસા દુકાળ માટે ગોઠવાય છે, આવા જલસાઓમાં લોકો દુકાળ માટે ટિકિટો ખરીદે છે કે મનોરંજન મેળવવા? દુકાળ માટે જો આઘાત લાગતો હોય, દુકાળિયાં પ્રત્યે સમભાવ જાગતો હોય, દુકાળની સ્થિતિથી અંતર વલોવાતું હોય તો શ્રૃંગારી ગીત-સંગીત અને નાચગાનના જલસાઓ દ્વારા તે દુઃખ વ્યક્ત થતું હશે? દુકાળનો દાઝેલો નાચગાન કરે?

મરતાં ઢોર સિનેમાનાં સંગીત સાંભળતાં હશે? ભૂખ્યાં બાળકો શ્રૃંગાર રસથી તરબતર થતાં હશે! એવાં દુકાળિયાં બાળકોની માના અંતરમાંથી મિજલસનાં ગીતોની ભભક છૂટતી હશે? સંગીત કે ભજનોની મહેફીલથી નદી તળાવ કે કૂવામાં પાણી ઊભરાઇ આવતાં હશે?

જો મનોરંજનની મહેફીલ કરો તો લોકો દુકાળમાં પૈસા આપે એ માનવીની કઇ દશા સૂચવે છે? રોમ ભડકે બળતું હતું ત્યારે નીરો વાયોલીન વગાડતો હતો એવી નહિ?

સમજી શકાય છે કે દુકાળ માટે જે સભાઓ થાય એમાં દુકાળ અંગેનાં જ ગીતો વાનો વર્ણનો વગેરે રજૂ થતાં હોય અને લોકોની લાગણી દુકાળ તરફ વળતી હોય તો એ સાર્થક બને. પણ દુકાળ માટે થતી મહેફીલોમાં કયાં ગીતો–કયો ભાવ કયો રસ રજૂ થાય છે? લોકો શું સાંભળવા ત્યાં જાય છે?

આ બધાને કારણે દુકાળના નામે થોડા પૈસા ભેગા થતા હશે પણ લોકો દુષ્કાળ પ્રત્યેના સંવેદનથી દૂર ઠેલાતા જઇને મનોરંજનને માર્ગે ચડી જાય છે. એનાથી દુષ્કાળ પ્રત્યેની અભિમુખતા નથી કેળવાતી પણ વિમુખતા જ કેળવાય છે. કે મનોરજન નહિ તો પૈસો નહિ!

મહેફીલો દ્વારા દુકાળ માટે પૈસા મેળવવા એ પ્રજાના હૃદયભાવની નાદારી જ સૂચવે છે, દુષ્કાળ એ દુઃખનો વિષય છે કે જલસાનો? લોકોની, મૂંગા ઢોરની કાળી યાતના માનવીનું મનોરંજન બનતું થાય પછી એ માનવી માનવ રહે કે અસુર બને? એમાં ન તો કાર્યક્રમ આપનારની મહત્તા છે કે ન તો પ્રેક્ષકો કે શ્રોતાઓની. સહૃદયતા, સમભાવ, સંવેદન, સહાનભૂતિ કે કરૂણા જેવા કોઇ ગુણ માણસોમાં રહેવા દેવા હોય તો મહેફીલો ને મનોરંજનનો મારફત દુષ્કાળનાં ફંડો એકઠાં કરતાં અટકવું જોઇએ.

જેની પાસે વધુ છે તેણે થોડું દુષ્કાળ પીડિતો માટે આપી છૂટવું જોઇએ. એની ગાંઠેથી જો ન છૂટે તો બંગાળની જેમ ‘દુષ્કાળ રાહત ટેક્ષ’ દ્વારા એવા સંપત્તિવાન પાસેથી નાણાં લેવા રહ્યાં પણ જલસા કરવા ને બાકી બચે તે દુકાળમાં દેવું એ તો અમાનુષી રીત છે.

## પ્રતિક્રાંતિનાં આંદોલન

સૌરાષ્ટ્ર રાજ્યમાં જ્યારે ઘરખેડ દાખલ કરવામાં આવી ત્યારે ગરાસદારી આંદોલન જાગી પડેલું. આ ઘરખેડ માટે જમીનનો જે ઉકેલ કરવામાં આવ્યો એના પેટાળનાં જ નવી જમીનદારીનો જન્મ થઇ ચૂક્યો હતો.

કાયદો પલટવાથી કે જમીન પલટવાથી કાંઇ માનવી નથી પલટનો. પણ જે સંજોગોમાં ગરાસદારી પેદા થયેલી એવા જ સંજોગોમાં ઘરખેડનો લાભ પામનારા મુકાયા અટલે એમાંથી નવી ગરાસદારીનો જ જન્મ થાય.

ઘરખેડનો પ્રશ્ન વિચારનારા સામે તો તત્કાલિન ઉકેલ એક જ હતો, અને ખેડનારને અથવા એ પ્રકારે જેને ઘરખેડ માટે લાયક ગણવામાં આવ્યા એને જમીન સોંપી દેવાથી જાણે કે એક મહાભારત કામનો ઉકેલ કર્યાનું ગૌરવ એ બધાએ લીધેલું. એમાં એમનો દોષ ન હનો. કારણ કે જમીન, મિલ્કત, સત્તા અને સ્થાન સાથે સંકળાતા આવતા માણસો વિવિધ પરિસ્થિતિ વચ્ચે મૂકાતા આવે, અથવા જગતમાં જે રીતે પરિસ્થિતિ પલટતી આવતી હતી એનો ઊંડો વિચાર એ લોકોને ન હોતો હોઇ પણ ન શકે.

સરકારે ખેતીના વિકાસ માટે અઢળક નાણાં ને સગવડો આપવા માંડી. ખેતી વિકાસ પામતી ગઇ. પછી જે લોકો ખેતીમાંથી માલદાર બનતા ગયા તેઓ નવા ગીરાસદાર બનતા ગયા.

ખેતીમાંથી વેપાર અને ઉદ્યોગ વિકસાવ્યા. ખેતી માથે કરવેરાનું ભારણ નહિ એથી કાળું નાણું ખેતી તરફ વળ્યું. ખેતીમાંથી શ્રીમંત થનારા શહેર તરફ વળ્યા. ખેતીની મજૂરી બચાવવા મશીનો દ્વારા કામ લેવાવા માંડયું. પરિણામે ખેત મજૂરો મજૂરી ગુમાવતા થયા.

જમીન માલિક ગેરહાજર રહેવા માંડયો. ઘરખેડની ભાવના ખવાઈ ગઇ. મજૂરો દ્વારા અથવા ભાગે ખેતી કરાવીને નીપજ લેનારા વધવા માંડયા. સાથોસાથ પોતાની જમીન માલિકી અને અન્ય હિતોને સદ્ધર બનાવતા રહી એની સલામતી માટે રાજકારણમાં પણ ઝૂઝતા થયા.

આમ માલદાર ખેડૂતોનો એક સ્થાપિત હિતનો રાજકીય રીતે બળવાન વર્ગ એટલી ઝડપથી ઊભો થઇ ગયો કે દેશની આર્થિક સમતુલા જાળવવા જેમ શહેરના શ્રીમંતો માથે કરવેરા લદાવા માંડયા તેમ ખેડૂતો માથે હજી સુધી નથી લાદી શકાયા.

મૂળ પ્રક્રિયા તો એવી હોવી જોઇએ કે ઉત્પાદનના સાધનો અને રોજગારી સમાંતરે વિકસતાં જવાં જોઇએ. પણ જમીનની એક માલિકી છોડાવીને બીજી માલિકી ઊભી કરી દેવામાં આવી. પરિણામે મૂળ ગરાસદારો કરતાં નવી ગરાસદારીનો વધારે વ્યાપક સામનો કરવાની વેળા સમાજવાદના પુરસ્કર્તા માથે આવી પડી.

આ કારણે ભૂમિ સુધાર કાયદાનો વિરોધ થઇ રહ્યો છે. ખેતીની આબાદીની આવકને સરેરાશ શહેરીજનની આવક પ્રમાણે કર નાખવા સામે પણ વિરોધ થઇ રહ્યો છે. આપણી ખેતી-હજી ઘણો સુધારો માગે છે. અને જેમ જેમ ખેતી સુધરતી જાય તેમ તેમ મોટા પાયા ઉપર મજૂરોને કામ મળતું જાય પણ ખેતીનું બહુ યાંત્રીકરણ ન કરવામાં આવે તો.

ત્યાર આજે ભૂમિ સુધાર અને ભૂમિપરના સૂચિત કર સામે ગરાસદારીએ લડત આપેલી એના કરતાં ઘણી યોજનાબદ્ધ અને ઘણા મોટા પાયા પર લડત આવી રહી છે. ગુજરાતમાં આજે ખેડૂતોના આંદોલનો ઊઠી રહ્યાં છે તે ખેડૂતોને નામે એનું શોષણ કરનારાઓ તરફથી જ ઊઠી રહ્યાં છે. જ્ઞાતિવાદ પણ એનું જ ફરજંદ છે.

ખેડૂતોમાંથી ઊઠી રહેલા જ્ઞાતિવાદનાં પરિણામો એક દિવસ આંતરવિગ્રહ જેવાં આવે તો નવાઇ નહિ. શહેરના શ્રીમંતો પ્રત્યે જ ગરીબોનો દ્વેષ નથી કેળવાતો, ગામડાંઓમાં પણ એવો જ કેળવાય છે. હવે કદાચ વધારે.

જૂના ગરાસદારી આંદોલન પછી ખેડૂતોની જુદી જુદી જ્ઞાતિઓમાં જ્ઞાતિવાદ ઘણી ઝડપથી પેદા થઇ ગયેલો. સંગઠનનું એ જ એક બળ અભણ અને અણવિકસિત લોકો માટે હતું. એ જ્ઞાતિવાદને ચૂંટણીઓ પોષણ આપતી રહી છે. પણ આજે તો જ્ઞાતિવાદ હિંસક આંદોલનને પંથે પળ્યો છે એટલે ભય તો એવો ઊભો થાય છે કે સામસામી જ્ઞાતિઓ એકબીજી સામે ટકરાશે. રાજકોટની કોલેજોના વિદ્યાર્થીઓમાં જ્ઞાતિવાદના પરિણામે જે ઝપાઝપીઓ થાય છે તે ગામડે ગામડે ફેલાઇ જશે.

પછી જે જ્ઞાતિની જે ગામમાં લઘુમતિ હશે તેની સલામતી જોખમાશે. અને કદાચ એમાંથી બહારવટાં જેવી સ્થિતિ પણ ફાટી નીકળે તો નવાઇભર્યું નહિ રહે. આ વાત સરકારે નહિ પણ જ્ઞાતિવાદના રમકડાથી રાજકારણ ખેલનારી પ્રત્યેક વ્યક્તિને અને પ્રત્યેક જ્ઞાતિને સમજવા જેવી છે.

લોકશાહી સમાજવાદ ઠઠયો રહે છે ને આંધ્ર જેવાં હિંસક આંદોલનો જાગી પડે છે તેમ પૈસાનું કે સંખ્યાનું બળ નહિ પણ મારધાડનું બળ એ જ ન્યાય બની રહે તો નવાઇ પામવા જેવું નથી.

**આ હિંસક સંઘર્ષ શા માટે ?**

હવે એ પુરવાર થતું જાય છે કે ભારતમાં પ્રત્યેક સ્થળે શાસકપક્ષની સરકાર સામે પ્રજાને ઉશ્કેરી મૂકવા પ્રત્યેક વિરોધોને હિંસક સ્વરૂપ જ આપવામાં આવી રહ્યું છે. જાહેર સેવાઓ ચાલવા ન દેવી, તાર, ટેલીફોન, રેડિયો, ટપાલ, રેલ્વે વ્યવહાર, બસ અને વાહનવ્યવહાર જ માત્ર અટકાવી દેવો એમ નહિ પણ સરકારી કર્મચારીઓ અને પ્રધાનો સામેના સંઘર્ષને પણ એમની મોટરો અટકાવી, એમની જાહેર પ્રવૃત્તિઓને અટકાવી અને તોફાનો કરાવીને હિંસા પ્રેરિત ઉશ્કેરાટ ઊભો કરી સરકારને તોડી પાડવાની વિરોધપક્ષોની અને વિરોધી જૂથોની ઉઘાડી નેમ રહેલી છે

આવાં તોફાનોથી એકારી ન ઘટે, આવા આંદોલનોથી મોંઘવારી ન અટકે, આવી હિંસાથી અનાજ ન હોય ત્યાંથી આવી ન જાય, આવાં ઘર્ષણોથી ગંગાજી ન પ્રગટે પણ લોકશાહીનો વહેલો નાશ જરૂર પ્રગટે.

# મધુસંપર્ક : નવાં કલેવર ધરે!

જયમલ્લ પરમાર

ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ અંગેની ચર્ચાને ચારે તરફથી આવકાર મળી રહ્યો છે તે ઘણું ઉત્સાહ પ્રેરક છે. કોઇ એક સમિતિ રચાઇ જાય, પછી વર્ષોનાં વર્ષો વીતે છતાં એમાં યુગની કોઇ અસરો કે વિકસિત વિચારોને અવકાશ ન રહે નો પ્રગતિની સંભાવના જ ન રહે. જતે દિવસે એ સમિતિ પોતે જ એક સંકુચિત સ્થાપિત હિત બની પ્રગતિ ને વિકાસની અવરોધક બની જાય.

ગયા અંકમાં મેં એમ જણાવેલું કે ડૉ. શ્રી. હરિવલ્લભ ભાયાણી લોકસાહિત્ય સમિતિના સભ્યપદે ન હોવાનો મારો ખ્યાલ છે. પણ શ્રી. જશવંત શેખડીવાળા અને અન્ય મિત્રોએ મારો ખ્યાલ તરત જ સુધાર્યો. એ માટે એ સૌનો આભારી છું. શ્રી ભાયાણી પણ એ સમિતિમાં હતા. આવા વિદ્વાનો એ સમિતિમાં હોવા છતાં સમિતિએ લોકસાહિત્ય સંબંધી ઊંડો વિચાર કેમ ન કર્યો અને કર્યો હોય તો તેને અમલી કેમ ન બનાવી શકયા તેવી સામાન્ય લોકલાગણી રહે જ.

એમ પણ હોય કે લોકસાહિત્ય વિષે એ સૌના મનમાં સ્પષ્ટ ખ્યાલ ન પણ હોય, નહિ તો આજે જે પ્રશ્ન ઊઠે છે કે, 'લોકસાહિત્યમાં સાહિત્ય તત્ત્વ તો હોવું જોઇએ' એનો જવાબ આટલા વર્ષોના કામથી સમિતિએ જ આપી દીધો હોત. એનો અર્થ એમ કે સમિતિના આટલાં વર્ષોના પ્રકાશનોમાંથી એ જવાબ નથી મળતો. કારણકે સમિતિમાંના એ સભ્યોમાંથી કેટલાક ગુજરાતી સાહિત્ય પરિષદનાં આગેવાન સભ્યો છે. એટલે લોકસાહિત્યમાં સાહિત્ય છે કે નહિ તે નક્કી કરી આપવાની જવાબદારી હવે નવી સમિતિને શીરે આવે છે.

ગયા અંકમાં આપણે વિચારી ગયા તેમ ભલા માણસોને સમિતિમાં આવી ભરાણા જેવું લાગ્યું હોય, ના ન પાડી શકાઇ હોય, પરિણામે જના ધીરે ધીરે ખસતા ગયા ને નવાની ભરતીએ 'આગુસે ચલી આતી'નું જ અનુસરણ કર્યું. શરૂઆતમાં સમિતિ જે થોડું જોર બતાવ્યું તે ધીમે ધીમે ઓસરતું ગયું ને દિશાહીન હોડકાની જેમ સમિતિનું કાર્ય ફેંકાયા કર્યું.

લોકસાહિત્ય સમિતિ પાસે વિચાર હશે પણ આયોજન થયું દેખાતું નથી. અને આયોજન થયું હોય તો એવો કોઇ અમલ દેખાતો નથી. દેખાયું છે એવું કે લોકગીતો એકઠાં કરાવવાં, વાર્તાઓનાં પુસ્તકો પ્રગટ કરાવવાં, કયારેક કલાનાં પણ ખરાં અને એ પુસ્તકોના પ્રકાશન માટે જે કાંઇ થોડા હજાર રૂપિયા સરકારના રોકાય તે રકમ પુસ્તકોના વેચાણ દ્વારા પાછી આપતા રહેવું. એટલે કે સમિતિ સરકારની વેઠ કરનારી એક એજન્સી બની રહી.

પહેલું તો એ કે સમિતિએ સરકાર તરફથી કાચો મસાલો ભેગો કર્યે રાખ્યો. સમિતિનું કામ એમાંથી સંમાર્જન કરીને સંશુદ્ધ કરીને જ પ્રકાશનો બહાર પાડવાનું હતું. એવું કર્યા પછી વેચાણની વ્યવસ્થા સરકારને કરી દેવાઇ હોત તો ખોટું નહતું, પણ એની જવાબદારી સમિતિની ન હોઇ શકે. સરકારે એના માટે કાં તો તંત્ર ગોઠવવું જોઇએ, અથવા સરકારી તંત્રે એ વ્યવસ્થા ગોઠવવી જોઇએ. ત્યારે વગર દોકડાના આવા વેઠિયા સરકારને કયાંથી મળે ? આમ સંશોધન, સંમાર્જન, સંશુદ્ધિ અને એ પછીના શુદ્ધ

અંશોના પ્રસ્તાર વિસ્તારને બદલે સમિતિ જાણે એક નાના પાયા પરના ક્ષુદ્ર વ્યાપાર વ્યવહારમાં પડી ગઇ.

સમિતિએ સમગ્ર લોકજીવન તરફ દૃષ્ટિ દોડાવવી જોઇતી હતી. મેઘાણીભાઇની રીતે વિચારાયું હોત તો પણ લોકસાહિત્યમાંથી જે કાંઇ સુંદર મળે તેને સાફ-શુદ્ધ કરીને, સુરૂચિ-પૂર્ણ બનાવીને પ્રગટ કરવું જોઇતું હતું.

આવી સમિતિએ બન્ને દૃષ્ટિ રાખવી જોઈએ. પહેલું સંગ્રહ અને સંશોધન, બીજું સંમાર્જન અને પ્રકાશન. લોકજીવન તો સાગર જેટલું અફાટ છે.

ગોપજીવનમાં સમસ્ત માલધારી કોમોનું સાહિત્ય આવે લડાયક ગોપજાતિથી માંડીને સામાન્ય માલધારી સુધી. સાગર-જીવનમાં ખારવાઓ અને આખી સાગરસંસ્કૃતિ આવે. કૃષિમાં ખેતી કરતી તમામ કોમો આવે અને ક્ષત્રિય સંસ્કૃતિમાં તમામ લડાયક જાતિ-ઓના સાહિત્યનો સમાવેશ થાય.

એ સાથે આ બધી જાતિઓ ઉપર નભનારી જાતિઓ, વસવાટીઓ, યાચકો વગેરેનું સાહિત્ય આવે. ધાર્મિક પ્રવાહોનું અઢળક સાહિત્ય આવે અને ભટકતી કોમોનું સાહિત્ય પણ આવે. એ બધામાં પશુ પંખી પ્રાણી ને પ્રકૃતિનું સાહિત્ય તો હોય જ.

લોકસાહિત્યમાં ગીતોના સંગ્રહો આપ્યા તેનું એડીટીંગ એક વસ્તુ છે, પણ ગીત એટલે લોકોના ગાવાના સંસ્કાર સાથેનું સાહિત્ય. એટલે આ ગીતો સાથે સંગીત, વાદન અને નૃત્ય જોડાયેલાં જ છે. સમગ્ર વિશ્વને સ્પર્શે એવા એ વિષયો છે. ત્યારે લોકસંગીત, લોક-વાદ્યો ને એનું વાદન તથા લોકનૃત્યો અંગે સમિતિએ શું કર્યું છે ? એનાં કેટલાં પ્રકાશનો બહાર પાડયાં છે ?

એ સાથે અનેક લોકવિદ્યાઓ જોડાયેલી છે. વસ્ત્રો ને અલંકારો, સુશોભનો ને કંડારણો, ભરત ને ગૂંથણ, માંડણાં–ભીંતચિત્રો ને પોથી ચિત્રો આ બધામાંથી 'લોકગુર્જરી' માં થોડા લેખો સમિતિએ જરૂર આપ્યા છે. પણ ગૌરવ અપાવે તેવું પ્રકાશન તો એક શ્રી. ખોડીદાસ પરમારનું જ અપાયું છે, અને તે પણ છૂટા લેખોનો જ સંગ્રહ છે.

બધી જ પ્રકારનાં ગ્રામશિલ્પો ને રમકડાં, જડાવ કામ, રાચરચીલું વગેરે પરદેશમાં ખેંચાતું ગયું પણ એના ઉપર આપણે સંશો-ધિત એવું એકેય સારૂં પુસ્તક નથી આપી શકયા.

દાણલીલા, રાસલીલા, રામલીલા, ઢાઢી-લીલાના આપણે ત્યાં લૌકિક પ્રકારો છે કે નહિ તે શોધીને લોકનાટય–ભવાઇ સાથે એ બધા પ્રકારોની ચર્ચા વિચારણા આપવી જોઇએ તે કામ પણ નથી થયું.

આ બધું સમિતિના સભ્યો જ કરે એવી અપેક્ષા ન રાખી શકાય. પણ સમિતિએ જે તે વિષયના જાણકારોને શોધી શોધીને એને કામ સોંપવું જોઇએ. એટલે કે ગીત, વાર્તા, કળાના લેખો જ માત્ર નહિ પણ સંગીત, વાદન, નર્તન, શિલ્પ, ચિત્ર, નાટય, અલંકાર, આભુ-ષણ, પશુ, પંખી, પ્રાણી, પ્રકૃતિ, ધાર્મિક–સામ્પ્રદાયિક પ્રવાહો, પાળિયા, મૂર્તિઓ અને દેવ દહેરાં વગેરે તમામ વિષયનો સમાવેશ લોકસાહિત્યમાં થાય છે. કવિતા વાર્તા ને વિવેચનમાં જ લોકસાહિત્યની ઇતિશ્રી નથી થઇ જતી.

બન્ને દૃષ્ટિએ લોકસાહિત્યનો વિચાર થવો જોઇએ–સાહિત્ય એટલે ચીજ વસ્તુના અર્થમાં અને લીટરરી અર્થમાં પણ શિષ્ટ ગણાતા સાહિત્યમાં જેટલાં અંગોનો સમાવેશ થાય છે તેના કરતાં લોકસાહિત્યનાં અંગો વિશેષ છે. ત્યારે 'લોકસંસ્કૃતિ' એ ભારતભૂમિનો પરિપાક છે, પાશ્ચાત્ય દેશોમાંથી ઉછીનો લીધેલો એ શબ્દ નથી. જે અર્થમાં પશ્ચિમના દેશો-માંથી 'ફોકલોર' શબ્દ જન્મ્યો છે એ અર્થમાં 'લોકસંસ્કૃતિ' એનો પર્યાય નથી.

(વધુ આવતા અંકે)

# સૌરાષ્ટ્રની સલાટ શૈલી

લેખક અને આલેખક: દેવજીભાઇ વાજા

સૌરાષ્ટ્રમાં જૂના રાજમહેલો, દરબારગઢો અને શ્રેષ્ઠીઓનાં મકાનોમાં જે એક ચિત્રશૈલી વિકસી તેને સલાટશૈલીના નામે ઓળખાવવામાં આવે છે. આ શૈલીનું મૂળ શોધવા જઇએ તો ભારતીય ચિત્રકલાના અત્યાર સુધીના સંશોધન ઇતિહાસ તરફ જોવું પડે. ભારતની ચિત્રશૈલીનું કેન્દ્ર અજંતાનાં ગુફા મંદિરોને ગણવામાં આવે છે. તેનો સમય ઇ. સ. પૂર્વ પહેલી શતાબ્ધિથી શરૂ થઇ ઇ. સ. ના છઠ્ઠા સાતમા સૈકા સુધી વિકાસ થતો રહ્યો હોવાનું મનાય છે. પણ આ પછી ચિત્રકલાનો ઇતિહાસ સોળમા સૈકા સુધી અંધકારમાં વિલીન થઇ જાય છે. રજપૂત તથા મુઘલ કલમ સોળમા સૈકાથી વિકાસ પામી પણ આઠમાથી સોળમાં સૈકા વચ્ચેની કોઇ કડી મળતી ન હતી તે છેક ઇ. સ. ૧૯૨૬ થી ૧૯૩૧ સુધી 'રૂપમ'માં સંશોધન લેખો આવતા રહ્યા, અને અંતે ગુજરાતની જૈન ચિત્રપોથીનાં ચિત્રો તેમ જ વૈષ્ણવ સંપ્રદાયની 'વસંત વિલાસ' 'કૃષ્ણ કર્ણામૃત' વગેરે પોથીઓનાં ચિત્રોએ કડી મેળવી આપી. આમ અજંતાથી ઇલોરા અને ઇલોરાની અસર આ પોથીઓમાં ઊતરી આવી એમ વિદ્વાનોએ અંકોડા મેળવી આપ્યા આ બધી પોથીઓના ચિત્રકારો ગુજરાતના હતા અને આ ગુજરાતના ચિત્રકારોએ મુઘલકલમને સમૃદ્ધ કરવામાં મહાન ફાળો આપ્યો છે તેમ 'આયને અકબરી'માં પણ નોંધવામાં આવ્યું છે. આ હકીકત ખરેખર ગુજરાતનું ગૌરવ ગણાવી શકાય.

સૌરાષ્ટ્રની આ સલાટશૈલીની વાત લઇએ તો ગુજરાત, રાજસ્થાન અને કાઠિયાવાડની રાજકીય સરહદો એ જમાનામાં અલગ હોવા છતાં અરસ પરસ સંસ્કૃતિ મિલન થતું રહ્યું છે, અને એ રીતે લોકજીવનમાં પણ આ એકરસતા અને એકવાકયતા આજ સુધી ઓતપ્રોત સાથે રહેવા જીવન વ્યવહારમાં પણ ઊતર્યા છે.



ઇલોરાનું પાત્ર

આ સલાટશૈલીનાં મૂળ શોધવા જઇએ તો તે ગુજરાતની પોથીશૈલી તથા રાજસ્થાનની જૂની કળાનો પ્રવાહ જ છે. સૌરાષ્ટ્રના લોકજીવનમાં પણ આ પ્રવાહની અસર છેક ગરીબનાં મઢિયાળાં ઘર સુધી પહોંચી ગઈ હતી.

સૌરાષ્ટ્રનાં ભરત ગૂંથણથી માંડી એ શૈલી ભીંતચિત્રોમાં પણ ઊતરી છે. કાઠી દરબારોના ઓરડાઓ, દરબાર ડેલીઓ તેમ જ ઘરના શણગારમાં પણ આ જ શૈલીનું પગેરું મળે છે. કાઠી દરબારોના ઘર શણગારમાં શોભનરૂપે પછીત પાટીઓમાં જે આલેખનો જોવા મળે છે તે આલેખનો જે ચિત્રકારો આલેખતા તેની શૈલી ચિત્રપોથીના પટ સાથે ઘણી નિકટતા ધરાવે છે. આવી કેટલીક અધુરી રહી ગયેલી પછીત પાટીઓનાં રેખાંકનો જોતાં માલૂમ પડયું છે કે, ચિત્રપોથીઓ ના ચિત્રકારો સિદ્ધહસ્ત હતા તો આ રેખાંકનો શિખાઉ અને કાચી હથોટીવાળા ચિત્રકારોનું કામ હોય એમ જણાઇ આવે છે; પરંતુ પાત્રોનાં નાક, એકચક્ષી આંખ અને વેશપરિધાનની રીત મળતી આવે છે. આ રીતે આ જયપુરી કે રાજસ્થાની શૈલીનો અપભ્રંશ પ્રકાર કહી શકાય.



પોથીશૈલીનું પાત્ર

શરૂઆતમાં કહ્યું તેમ આ પ્રકારની ચિત્રશૈલીનાં ભીંત ચિત્રોને સંશોધકોએ સલાટ શૈલીનું નામકરણ કર્યું જ છે. આજે પણ ભાવનગર, જામનગર, શિહોર તેમજ પોરબંદરના જૂના દરબારગઢોમાં આ શૈલીનાં ચિત્રો મોજૂદ છે. પોરબંદરમાં પૂ. ગાંધીજી તેમ જ કસ્તુરબાના જન્મસ્થાનમાં પણ આ શૈલીનું શોભનકાર્ય છે. ગાંધીજીના જન્મસ્થાનમાં દશાવતારનાં રેખાંકનો આવી જ સબળ રેખાઓથી આલેખાયેલાં છે. બાળક મોહનના અભ્યાસખંડમાં એક ગોખ ઉપરનું રંગીન શોભનકાર્ય પણ એવું જ આકર્ષક છે.

આ શૈલીનાં ચિત્રોની વિશિષ્ટતા એ છે કે આ રેખાંકનો મોટે ભાગે એક જ ગેરુઆ રંગમાં સબળ રેખાઓથી દોરાયેલાં છે. કોઇ કોઇ જગ્યાએ રંગો પૂરેલા જોવા મળે છે, પણ ભભક ભરેલા જૂજ રંગો ખાસ કરીને આ ચિત્રો દીવાલોને પ્લાસ્તર કરનાર સલાટો દોરતા તેથી સલાટશૈલી ગણાવી છે. પ્લાસ્તર કરનાર તાજું પ્લાસ્તર હોય તે સાથે જ રંગ રેખાઓ દોરતા જાય, આના કારણે તે વર્ષો સુધી બીલકુલ ઝાંખા થયા વગર કાલે જ દોરેલી હોય તેવી તાજગી ભરેલી નજરે પડે છે.



ભીંતચિત્રનું પાત્ર

રેખા દોરનાર ચિત્રકાર સિદ્ધહસ્ત હોઇ એક જ સપાટે બહારની રેખાઓ દોરે છે, બીજીવાર એને પીંછી ભાગ્યે જ ફેરવવી પડી છે અને એના જ કારણે આ બધાં રેખાંકનોમાં ગતિ સાથે રૂઆબભરી છટા માણી શકાય છે.

ઉપરાંત આ ચિત્રશૈલીનો લોક પ્રચાર આપસૂઝ અને હૈયા ઉકલત પ્રમાણે વિકસ્યો જ છે. પ્રત્યેક પ્રજા પોતાના જીવનરસ અને સંસ્કારને પોતપોતાની રીતે વ્યકત કરતી આવી છે. સૌરાષ્ટ્રની પોતાની પણ આગવી સંસ્કાર વેલ પાંગરી અને ફૂલી ફાલી હતી તેનું દર્શન બચીખૂચી સામગ્રીથી થયા વગર રહેતું નથી.



પછીતપાટીનું પાત્ર

સૌરાષ્ટ્રનો સાંસ્કૃતિક વારસો જોઇએ તો અંહીંના નરનારી રૂપાળાં, સંયમી અને સૌંદર્ય ભોગી રહ્યાં છે. અને સંયમ જ સંસ્કૃતિ છે, વ્યવહાર જ રૂઢ બનીને સંસ્કૃતિને નામે વિકસતો હોય છે– આ વ્યવહાર અને રૂઢિની ખાત્રી તેના રોજિંદા જીવનમાં પાંગરેલાં કલાતત્ત્વો કરાવી આપે છે. તેમાંએ ખાસ કરીને આ કલાતત્ત્વો લગ્ન પ્રસંગોમાં વિશેષ ઊભરી આવતાં. લગ્ન પ્રસંગોએ ઘરની દીવાલોના શોભનકાર્ય સાથે ગીતોની હલક ઓર માદકતા પ્રેરે. આ દશ્ય જોવું એ પણ એક ધન્ય પળ હોય છે– કહીએ હતી; કારણ આજે સીમેન્ટ યુગમાં આ બધું ઓસરતું ચાલ્યું છે. 'સાપ ગયા અને લીસોટા રહ્યા' જેવું બની રહ્યું છે. છતાં ભૂસાતા જતા એ લીસોટા જોવા અને માણવા એ પણ સૌરાષ્ટ્રનું આગવું વ્યકિતત્વ છતું કર્યા સિવાય રહેતું નથી.

આમ તો લોકકલા, ચિત્રો અને સલાટશૈલી વિષે જાણકારોએ લખ્યું જ છે પણ અહીં તો આવી કલા માનવ જીવનમાં ઉપરથી માંડી છેક નીચલા થર સુધી કેવી એક સૂત્રે સંધાઇ છે–વણાઇ છે, છતાં તેના પ્રસાર અને પ્રચાર માટે ન તો કોઇ શાળા કે શિક્ષણશાસ્ત્રની જરૂર જણાઇ છે. આ તો લોકજીવનની વહેતી



[અનુ પૃષ્ઠ ૭૮૩

## અરેજણ.... અણસં

ડૉ. હરિલાલ ગૌદાની

"એલા અરજણિયા! દીપડો તારું લવારું લઇ જાય."

"જા રે જા ખોટાડી! દીપડો આણી કોર્ય ઢૂંકે જ નહીં."

"કેમ ઢૂંકે નહીં?"

"અવલી! મારી ગોફણુ જોઇ છે? ગોફણનો એક જ ગોફણિયો વાગતાં :

"સાવજ ભાગે સાબદો, નાર નજરે ન થાય;
ગોફણુ ભડની વાગતાં, દીપડો ગોથાં ખાય."

* * *

બાબરિયાવાડ પંથકમાં આવેલ સાણાના ડુંગરની દક્ષિણ દિશાએ સાણા વાંકિયું નામે એક ગામ આવેલ છે. આશરે સાઠેક વર્ષ પહેલાં એ ગામમાં અરજણ સોલંકી નામે એક કોળી જુવાન રહેતો હતો. નાનપણથી જ અરજણ ગોફણિયા ઘા કરવામાં પાવરધો બની ગયો હતો. પછી તો એણે ગોફણિયા ઘા કરવામાં એટલી બધી કુશળતા મેળવી હતી કે કોઇ જંગલી જાનવર કે ચોર એના ચાળાંના વાડાની આજુબાજુ ઢૂકતું નહિં.

કાકીડી મોલીના રામ પટેલે અરજણના ગોફણિયા ઘાના વખાણ સાંભળ્યાં એટલે એને અરજણના ગોફણિયા ઘાનું પારખું લેવાનું મન થઇ ગયું

એક સવારે ફેંટા નીચે તાંસળી ગોઠવી રામ પટેલ જાળા ઝાંખરામાં લપાતો છૂપાતો અરજણના ચાળાંના વાડા નજીક પહોંચી ગયો. વાડનું ખણિયું આઘુ પાછુ કરી એક લવારું ઉપાડી રામ પટેલ ભાગવા ગયો ત્યાં તો અરજણનો ગોફણિગો ઘા એના માથા ઉપર અફળાણો. એ જોરૂકા ઘાથી રામ પટેલે ફેંટા નીચે ગોઠવેલ તાંસળીના બે ટૂકડા થઇ ગયા, અને તાંસળીનો એક ટૂકડો પટેલના માથામાં ખૂંતી ગયો. અરજણ બીજો ઘા ન કરે તે ખાતર પટેલે રાડ પાડીને કહ્યું કે : "અરજણિયા! બીજો ઘા કરતો નઇં. ઇ તો હું કાકીડી મોલીનો રામ પટેલ તારા ગોફણિયા ઘાના પારખ્યાં કરવા આવ્યો'તો."

અરજણ દોડીને પટેલ પાસે પહોંચી ગયો અને તેના માથામાં લાગેલ ઘા ઉપર ઘા બાજરિયું બાંધી પોતાને ઘેર લઇ ગયો. પછી પટેલને સુવાણ થઇ ત્યારે જ અરજણે તેને ઘેર જવા દીધો.

* * *

સાણાના ડુંગરા નજીક વહેતી રૂપેણ નદીને કાંઠે ચાળાંને ચરાવવા માટેનો ઝાઝો ચરો હતો એટલે અરજણે નદીને કાંઠે જ ચાળાં માટે વાડો બનાવ્યો હતો. ચાળાં સારી રીતે ધરાય એટલે ચાળાંને વાડામાં પૂરી અરજણ પોતાની હેડીના ભાઇબંધો સાથે નદી કિનારે રમવા જતો. આમ રમવા જતાં અરજણને નાળિયેરી મોલીના કોળી પટેલની દીકરી અવલ સાથે ભાઇબધી થઇ ગઇ. અને સમય જતા એ ભાઇબિંધી ઝાઝા હેતમાં ફરી ગઇ.

એક દિવસ અરજણ–અવલ સાણાના ડુંગરા ઉપર આવેલ ચાર મઠવાળી માતાના દર્શને ગયાં. મઠમાં રહેતા બાવાજીને આ જુવાનિયા માતાને પગે લાગવા આવતાં વર-ઘોડિયા જેવાં લાગ્યાં એટલે બેય બાવાજીને પગે લાગ્યા ત્યારે બાવજીએ આશીર્વાદ આપ્યા કે : "બેટા! દૂધે નહાવ ને પુત્રે ફળો."

બાવાજીના આશીર્વાદ સાંભળી અરજણ–અવલ ખડખડાટ હસી પડયા.

અરજણ–અવલને હસતાં જોઇ બાવાજીને કાંઇક કાચું કપાયું હોય તેમ લાગ્યું એટલે તેણે હસવાનું કારણ પૂછયું.

હસવાનું માંડ માંડ ખાળીને અવલે કહ્યું કે : "બાવાજી ! અમે વરઘોડિયાં નથ્ય. અમે તો ભેરૂબંધ છીએ. આ અરજણ સાણા વાંકિયાનો છે ને હું કાકીડી મોલીએ રઉં છું ચાળાં ચારતાં ભાઇબંધી થઇ એટલે રખડતાં રખડતાં આંય આવી ચડયાં બાકી તો કયાં હું ને કયાં ઈ!"

અવલનો અડધો બોલ મમળાવી બાવાજીએ કહયું કે : "દીકરી ! તારા મનની શંકા કાઢી નાખ, ભલે તમે વરઘોડિયાં ન રહ્યાં પણ હું ચાર મઢવાળી માતાનો પૂજારી. માતાને બોલે કહું છું કે તમે આજ નહીં તો કાલ વરઘોડિયાં થઇને રહેશો."

અરજણ ને અવલ ઊગતી જુવાનીમાં હતાં. ઘણા દિવસથી સાથે ફરતાં હતાં પણ એને કયારેય આવો વિચાર આવ્યો નહોતો.

એ રાત્રે વાળુ કર્યા પછી અરજણ પથારીમાં પડયો. પણ એને ઊંઘ આવી નહીં.

પોતાના એકના એક દીકરાને પડખાં ઘસતો જોઇ અરજણની માએ કહ્યું કે : "બેટા! આજ તને નીંદર કેમ આવતી નથી ? શું કાંઇ અસુખ થયું છે ?"

"મા ! મને બીજું કાંઇ થયું નથી, પણ જરાક પેટમાં દુઃખે છે તું ફીકર કરીશમાં હમણાં ઊંઘ આવી જશે." આટલું બોલી અરજણ પડખું ફેરવી આખ મીંચી ઊંઘવાનો ડોળ કરવા લાગ્યો.

અવલ એને ઘેર ગઇ. એની પણ એ જ હાલત થઇ. એણે આખી રાત અજંપામાં ગાળી.

બીજે દિવસે અરજણ – અવલ નદી કિનારે ભેગાં થયાં ત્યારે અરજણે કહ્યું કે "કાલ બપોરે બાવાજીએ તારી હાર્યે પરણવાની ભાંગ પાયા પછી મને આખી રાતનો ઉજાગરો થયો."

"અરજણિયા-તને એકલાને જ ઉજાગરો નથી થયો મને પણ આખી રાત ઊંઘ આવી નઇં."

"અવલ ! ઇ અજંપાનું કાંઇ કારણ ઓહડ ખરું ?"

'અરજણીયા ! ઓહડ તો કાલે બાવાજીએ બતાવી દીધું છે."

"અવલ ! જેટલી મજા ભાઇબંધીમાં છે એટલી ધણી ધણિયાણી થાવામાં નહીં રહે. આજ આપણે આટલી છૂટથી ફરીએ છીએ એ સબંધ થયા પછી નહીં બને.'

"અરજણ! પરણ્યા પછી સીમમાં છૂટથી ફરી નહીં શકાય તો કાંઇ નહીં પછી તો ઓરડો સીમથીય અદકો બની જાહે".

'અવલ ઓરડાની વાત તો ઠીક પણ...'

"અરજણિયા ! તારા પણને હું જાણુ છું. મારી ગરીબી સાથે તારી અમીરીના લગન નહીં થઇ શકે એમને ?"

"અવલ ! મારે તારી ગરીબી હાર્યે પરણવું નથી. મારે તો આપણાં મન મેળને લઇને લગન કરવાં પડે તો તારી હાર્યે જ કરવાં છે."

"અરજણ ! તારા મનની વાત જાણી પણ આ બાબત તારી માને પૂછી અને પછી આગળ વધજે."

'અવલ, મારી માને તારા માવતરની ગરીબી ગમશે નહીં, પણ ઇ બાબતમાં માતા ચાર મઢવાળી અને મારા કુળદેવ વાછડાવીર જરૂરથી સહાય કરશે."

સમય જતાં અરજણ-અવલના મન-
મેળની વાત એની વિધવા માતાને કાને પહોંચી.
અણ તો સૂંડલી ઘરેણાં લઇને આવે એવા
મોટા માલધારાની દી:રી હારે અરજણનો
સંબંવ કરવા વિચાર્યું હતું. એટલે અરજણ-
અવલના મનમેળની વાત જાણતાં જ અર-
જણના માને ગુસ્સાનો પાર રહ્યો નહીં.
સાજ અરજણ ઘેર આવ્યો એટલે એણે અર-
જણને ટપારાંને કહ્યું કે: 'અરજણીઆ! તું
આલી અવલા હારે રખડે છે ઈ વાત મેં
સાંભળાં છે. તારાં હારે સગપણ કરવા મ.ટે
મોટા મોટા માલધારાઓની દીકરીઓનાં માગાં
આવે છે, એવા સુખી ઘરની કન્યાઓને મૂકીને
હું તારો સંબંધ ઇ ભિખાર અવલી હારે
નહીં થવા દઉં."

અરજણે કોઇ દિવસ એનું માનું વેણ
વાઢ્યું ન હોતુ એટલે એ કાંઇપણ બોલ્યા વિના
વાળુ કરીને પથારીમાં પડયો. પછી તો અરજણ
ચાળકમાંથી ઘેર આવે કે તરત જ એની મા
એનો સંબંધ કરી નાખવા બાબત કોઇને કોઇ
માલધારાની રૂપાળી કન્યાની વાત કરે. પણ
અરજણ એ વાત સાભળી ન સાંભળી કરી
વાળુ કરીને પથારીમા પડે.

એક રાતે અરજણની માએ એના સંબંધ
બાબતની બે-ચાર કન્યાઓની વાત કરી. આમ
રોજરોજની નવી નવી કન્યાઓની વાત સાંભળી
કંટાળી ગયેલ અરજણે ગુસ્સે થઇને એની માને
કહ્યું કે: "મા, હું પરણીશ તો અવલને જ અને
તું નહીં માને તો લાલબાઇને તો ખરો જ!"

અરજણના શબ્દો સાંભળી અરજણની
મા ગમ ખાઇ ગઇ. એને લાગ્યું કે હવે આ
વાત જીવ ઉપર આવી ગઇ છે. એટલે એણે
મનમાં ને મનમાં નમતું જોખવાનું નક્કી કર્યું.

બીજી સવારે ગોર અભરામ પંડ્યા
અવલને ઘેર ગયો અને અવલ વેરે અરજણના
વેશવાળનું માગું નાખ્યું.

ઘેર બેઠાં સામે પગલે આવીને કોળી
ગોરે કરેલ હામ, દામ અને ઠામવાળા મૂર-
તિયાની વાત અવલના મા બાપે તુરત જ માથે
ચડાવી લીધી અને સારું મૂરત જોઇ અરજણ
અવલનું વેશવાળ થઇ ગયું.

વેશવાળ થયા પછી અવળે ચાળાં
ચરાવવા જવાનું બંધ કર્યું પણ અવલને
અરજણને મળ્યા વિના ચેન પડયું નહોતું
એટલે છાણાં વીણવાનું બહાનું કાઢી અવલ
અરજણને વાડે ગઇ

ઘણાં દિવસ પછી બેયની ચાર નજરું
એક થઇ. કયાં વનના વાંદરા ભિતારવા ઝાડવે
ઝાડવે રખડનાર અરજણ-અવલ અને કયાં
વેશવાળ થયા પછી શરમને દોરડે ગૂંથાયેલ
અરજણ-અવલ! આજ બેય ભેગાં થયાં પણ
બેયની આંખો એકબીજા સામે કયારેક ભિવડીને
સરજન જૂની વાતો કરી લેવા સિવાય બીજા
કોઇ અટકચાળાં કરતી નહોતી.

આમ થોડા સમય ગયા પછી અરજણે
કહ્યું કે: "આપણે ઘણે દિવસે ભેગા થયા છીએ.
તારી મરજી હોય તો ચાર મઢવાળી માતાને
સ્થાનકે જઇ આવિયે!"

"નમો નારાયણ ગુરુજી!"

"નમો નારાયણ છોકરાંવ! ઘણે દિવસે
દેખાણાં?"

"ગુરુજી! તમારી વાત ખરી છે, પણ
મા ચાર મઢવાળીએ તમે આપેલ આશીર્વાદ
સાચા પાડ્યા. આજ તમને પગે લાગવા
આવ્યાં છીએ."

બેયનો સંબંધ થયાની વાત સાંભળી
બાવાજીને ખૂબ આનંદ થયો. પછી થોડો સમય
મઢમાં રોકાઇને બંને અરજણને વાડે પાછાં
ફર્યાં.

વાડાની ઓરડીએ બેસતાં જ અવલે
કહ્યું કે: "અરજણ! તારી માને આપણો

સંબંધ ગમ્યો નથી ઇ વાત મેં સાંભળી છે, હું તારે ઘેર આવું ને તારા ઘરમાં કળો થાય એના કરતાં હું કુંવારી રહું તો શું ખોટું ?"

"અવલ ! વેશવાળ થયા પછી કુંવારા રહેવાય નહીં. મારા કુળદેવ વાછડાવીર હાજરા હજૂર દેવ છે. એની આખડી રાખતાં મેં કહ્યું છે કે, 'દેવ ! તું અમારા સંબંધમાં વિઘન આવવા નહીં દે તો પરણ્યા પછીના સાત દિવસની અંદર જ અમે બંને તારે થાનકે આવી સાત નાળિયેરનું તોરણ બાંધી જાશું અને તોરણ બાંધવાનો વેત નહી રહે તો અમારા મનમાં ધાર્યું હશે તે કરીશું.'"

અરજણે બાધાની વાત કરી તે અવલને ગળે ઊતરી ગઇ.

વૈશાખ મહિનાની પહેલી જ લગન-સરામાં અરજણ–અવલનાં લગન થઇ ગયાં. પછીના સાત દિવસમાં જ અરજણ–અવલને વાછરડાવીરની બાધા કરવાની હતી. સોલંકી કુળના રિવાજ મુજબ મા–બાપ રજા આપે ત્યારે જ બાધા કરવા જવાય, તેથી લગન થયા પછીને ત્રીજે દિવસે અરજણે એની મા પાસે બાધા કરી આવવાની રજા પણ માગી પણ એની માએ રજા આપી નહીં. આ બાબત અરજણે બે–ચાર વખત વાત કરી જોઇ પણ એની માએ એની વાત સાંભળી ન સાંભળી કરી નાખી.

લગન થયાને પાંચમે દિવસે બંને જણા અરજણની મા પાસે ગયા અને વાછરડાવીરને સ્થાનકે જઇ તોરણ બાંધી આવવાની રજા માગી.

અરજણની માને આ લગન અણગમતું હતું. એટલે એ બાધા કરી આવવાની રજા આપતી નહોતી. છેવટે રોજની પૂછપરછથી કંટાળીને એણે બેયને કહ્યું કે: "હવે તો તમારી બાધાની એકની એક વાતથી હું ગળે આવી ગઇ છું."

માની વાતનો જવાબ આપતાં અરજણે કહ્યું કે: "મા ! લગન થયા પછી સાત જ દિવસની અંદર બાધા કરવા માટે મેં જીભ કચરી છે."

અણગમતાં લગન સુધરવાની બાધાની વાત સાંભળતાં જ ગુસ્સે થયેલ અરજણની માએ કહ્યું કે: "તમતમારે સુખેથી બાધા કરી આવો અને બાધામા સાત નાળિયેરનું તોરણ માન્યું છે ઇ ચડાવી આવો. એટલાથી બાધા પૂરી ન થાય તો તમારા બેયનાં માથાં ચડાવીને બાધા પૂરી કરિયાવો."

માતાના આકરાં વેણ સાંભળી વરઘોડિયાં સમસમી ઊઠયાં પણ રજા મળતાં જ બંને વાછડાવીરને સ્થાનકે જવા નીકળ્યાં.

બેય જણા સાંજ પડતાં પડતાંમાં તો વાછડાવીરને સ્થાનકે પહોંચી ગયાં. વાછડાવીરનું સ્થાનક કુંડાસ ગામથી થોડે દૂર આવેલ હોવાથી દેરીને સાંકળ મારી પૂજારી ચાલ્યો ગયો હતો.

દેરીની સાંકળ ઉઘાડી અરજણે વાછડા-વીરની મૂર્તિ પાસે દીવો કર્યો. મારગમાં બંનેએ નક્કી કરી નાખ્યું હતું કે આ અણગમતા સંબંધમાં આગળ વિપત ઊભી થાય એના કરતાં માતાના બોલ માથે ચડાવી વાછડાવીરને બત્રીસો ચડાવી દેવો.

અગાઉથી કરેલ ગોઠવણ મુજબ અરજણે કેડયેથી તલવાર ખેંચી અને પોતાના ગળા ઉપર વાર કરવાની તૈયારી કરી.

આ જોઇને અવલે અરજણનો હાથ પકડી લેતાં કહ્યું કે; "દેવ ! મારે ચૂંદડી સોતાં જાવું છે. તમે પહેલાં મારા ગળા ઉપર વાર કરો પછી તમેને ગમે તેમ કરજો." આટલું બોલી અવલ વાછરડાવીર આગળ પોતાનું માથું નમાવીને બેસી ગઇ."

મનને મક્કમ કરી અરજણે અવલના ગળા ઉપર તલવારનો ઘા કર્યો. એક ઘાએ

અવલનું માથું વાછડાવીરને ચરણે જઇ પડયું. પછી અરજણે વાછડાવીરની મૂર્તિ સામે બેસી પોતાનાથી થાય એટલું જોર કરી તલવાર પોતાના ગળામાં પરોવી દીધી. અને તલવારથી વીંધાયેલું માથું વાછડાવીરના ચરણે ઢળી પડયું.

બીજી સવારે પૂજારીએ મંદિર ખોલ્યું ત્યારે દાદાને ચરણે અવલનું મસ્તક પડયું હતું અને દાદાના ગોખલાને અડીને અવલના માથા પાસે અરજણ ઊંધો પડયો હતો. પૂજારી દોડીને ગામમાં ગયો. ગામના પટેલને બોલાવ્યા. મહુવાથી ફોજદાર આવ્યા. પંચકયાસ કરી ફોજદારે એ રૂપાળાં વરઘોડિયાંને અગ્નિદાહ દેવાની રજા આપી.

ગામ લોકોએ એ રૂપાળાં વરઘોડિયાંને અગ્નિદાહ દીધો. ચોથે દિવસે એની મા રોતી કકળતી વાછડાવીરને સ્થાનકે આવી પણ એ વખતે ડુંડાસના સ્મશાનમાં અરજણ અવલની રાખ ઊડતી હતી.

સંવત ૧૯૯૭ના વૈશાખ વદ દસમને દિવસે વાછડાવીરની દેરી આગળ અરજણ–અવલની ખાંભીઓ ખોડવામાં આવી જે હાલમાં મોજૂદ છે.

ભાવનગર જિલ્લાના મહુવા તાલુકાના



અરજણ તથા અવલની ખાંભીઓ : વાછરા સોલંકીનું મંદિર : ડુંડાસ (મહુવા તાલુકા) તસ્વીરકાર : ડૉ. હરિલાલ આર. ગૌદાની

×

ડુંડાસ ગામમાં વાછડાવીર (વત્સરાજ સોલંકી)નું સ્થાનક આવેલ છે. આ સ્થાનકમાં હાલમાં અરજણ અવલની ખાંભીઓ મોજૂદ છે.

આ વરઘોડિયાંનો પંચકયાસ લેખકના પિતા રણછોડભાઇ ગૌદાનીએ મહુવાથી ફોજદાર બોલાવીને કરાવ્યો હતો. અને એમની અંતિમ ક્રિયા પણ એમની હાજરીમાં જ થઇ હતી.



પૃષ્ઠ ૭૭૮ ચાલુ)

સરિતા છે, અને તેણે એ માનવોનાં જીવન કેવાં પરિપલ્લવ રાખ્યાં છે તે માટેનો નમ્ર પ્રયાસ જ છે. આવાં લોકમાનવોનાં આ વિશિષ્ઠ પ્રકારના વ્યવહાર, વ્યક્તિત્વ અને દૃષ્ટિને સાચવી રાખવું એ આ યુગનું કાર્ય બની રહે છે. આ દિશામાં જે કંઇ થયું છે તે પૂરતું નથી, હજુ ઘણું કરવાનું રહે છે અને તો જ લોકજીવનનું સાચું દર્શન થશે.

*

માયાકું માયા મિલે, કરકે લંબે હાથ;
તુલસીદાસ ગરીબકી, કોઇ ન પૂછે બાત.

×

લખમી વિનાના લપોડ, ચતરભૂજ ગાયો ચારતા;
થઇ બેઠા રણછોડ, પણ મેરામણ મથ્યા પછી.

બડે બડે કું દેખકર, છોટા ન દીજે ડાર:
કામ પડે જબ સોયકા, કહા કરે તરવાર !

×

આણંદ કહે કરમાણંદા, મોટામાં જાવું થોડું;
કામ કરાવે, હૂસ કઢાવે, કાં તો કહેશે બોડું.

# મીન પિયાસી

**દાદુદાન પ્ર. ગઢવી**

કાળદુકાળે ય જેનાં પાણી ઓછાં ન થાય તેમાં વખા (દુ:ખ)ના મે વરસે પણ સંતના ચિત્તમાંથી વાત્સલ્યનાં પાણી ઓસરે નહીં. સરિતાના કીનારે ઊભેલાં વૃક્ષોનાં અમૃત જેવાં મીઠાં ફળ-પાન ખાઇને સંતોની વાણીમાં સીઠપ આવી. સાંજ-સવારની ઊગતી આથમતી મનોરમાએ સંત-સાધુના જીવનમાં કારૂણ્યની લાલીમા ઘૂંટી દીધી. પંખીના મધુર કલરવે સંતના હૈયામાંથી કર્કશતા ધોઇ નાખી. સાવજના અને ગાંડા પૂરનાં ઘેઘુર નાદે હૃદયની નિર્બળતા ખંખેરી આત્મબળ આપ્યું. ખટઋતુના સૌંદર્યે સંતોની આંખમાં તપનાં તેજ પથરાણાં. પ્રકૃતિમાંથી પરમેશ્વરને પામવાનો ટૂંકો મારગ નદીઓએ દેખાડયો. જેવાં નદીનાં નિર્મળ નીર તેવાં જ સંતોનાં શરીર.

હીરણ નદીને કાંઠે પ્રભાસક્ષેત્રથી ૮-૧૦ માઇલના ઉપરના ભાગે હીરણનો અને સુરજિયા વોંકળાનો એક જગ્યાએ સંગમ થાય છે ત્યાં વોંકળાને કાંઠે એક સાથે ૭-૭ ભોંયરાં છે. દિવસે પણ બીક લાગે એવા આ ભેંકાર ભોંયરાં અવાવરૂ પડયાં હતાં.

સંસારના તાપથી બળ્યો ઝળ્યો કોઇ એક બાવો એક દી ત્યાં ચડી આવ્યો. એણે આ જગ્યા નિહાળી. ધર્મ ધ્યાન કરવામાં અડચણ ન થાય એવી આ જગ્યા બાવાને ગમી ગઈ.

અવાવરૂ ભોંયરામાંથી એક-બે ભોંયરાંને બાવાએ વાળીચોળીને સાફ કર્યાં. ભોંયરાંની સાફસૂફી કરતાં એક ભોંયરામાં શંકરનું લીંગ અને જળધારી નીકળ્યાં. બસ, પછી બાવાને બીજું જોઇએ પણ શું ? એણે ત્યાં આસન જમાવી દીધું. સવાર-સાંજ શંકરના પુજા-પાઠ કરી એમ ટંક ફળપાનનું ભોજન કરી બાવો આખો દિવસ ઇશ્વરનું ધ્યાન ધરી ત્યાં પડયો રહેતો. કયાંથી આવ્યો અને કયાં રહેતો. તેની કોઇને ખબર ન હતી, પણ નામથી તે શિવગર તરીકે ઓળખવતો.

એમાં શિવગરના પગમાં મોટું ખરજવું થયું. બાવો દવા દારૂ કયાંથી કરે ? દિનપ્રતિદિન ગૂમડું વધતું ગયું. પગમાં મોટું ઘારૂં પડી ગયું. અંદરથી પરુ-પરૂ હાલ્યાં જાય. ગૂમડાની અનોધી પીડા થાય ત્યારે શિવગર પગને પાણીમાં બોળી રાખે. પાણીનાં માછલાં પગને ઠોલવા લાગે. બાવો દુઃખનો ઊંહકારો પણ ન કરે. પગને આમ પાણીમાં ઝબોળી રાખી એક કલાક નિરાંતે માછલાંને પગ ઠોલવા દે. સડેલી માટી માછલાં ખાઇ જાય. એથી થોડા દિવસમાં ગૂમડા ઉપર રૂઝ વળવા લાગી અને થોડા દિવસમાં ભીંગડું વળી ગૂમડું સાવ મટી ગયું. ત્યારથી શિવગરને માછલાં પર વધારે મમતા બંધાણી. પોતાના પીડાકારી દુઃખને માછલાંએ જ મટાડયું છે એમ માની તે માછલાંને પ્રેમની લાગણીથી જોવા લાગ્યો.

પછી તો શિવગર આજુબાજુના ગામમાં ટહેલ નાખવા પણ જતા. બે-ત્રણ ગામમાં માગી લોટનું મોટું બોઘરણું ભરી આવે. બધા લોટનો પિંડો વાળી પાણીને કાંઠે આવી ઝીણી ઝીણી ગોળીઓ બનાવી માછલાંને ખવરાવે. વધેલા લોટમાંથી એક બાટી બનાવી ધૂણા ઉપર અવળી સવળી શેકી પેટપૂજા કરી લેતા.

દિલના બહુ પવિત્ર અને નિખાલસ સાધુ એટલે સૌને તેના તરફ લાગણી થતી. ઢોર ચારવા આવતા ગોવાળિયા તેની પાસે બેસી અલકમલકની વાતો કરાવે. બાજુના

ગામના કુટુંબકલેશથી કંટાળેલાં ઘરડા બુઢા જીવ તેની પાસે બેસીને અંતર ઠારતા. મીઠી મધ જેવી વાણીથી બાપુ સહુને રાજી રાજી કરી દેતા. છોકરાં સાથે છોકરાં અને મોટા સાથે મોટા શિવગર બધામાં ભળી જતા. પછી તો સૂરજિયા ભોંયરા જોવા આવતા સહેલાણીઓ પણ શિવગરના ઘડીક મહેમાન થતા. શિવગર જંગલમાંથી લાવેલા રાણ્યું, ટીંબરૂ, ઉમરેટાં, વારાઘરડાં વગેરે પાકેલાં વનફળોની પ્રસાદી આપતા.

રોજ બપોરે માછલાં ટોળે વળીને બાપુની વાટ જોતાં હોય. શિવગર ઉતાવળા ઉતાવળા આવે. ગામમાં કોઇની સાથે વાત કરવા ઝાઝો વખત ખોટી ન થાય. આવીને તરત "બચ્ચા....બચ્ચા" કરતા માછલાંને લોટની ગોળી ખવરાવવા માંડે. માછલાં પણ પૂંછડાની થપાટો મારતાં જાય, બાપુના પગમાં ગેલ કરતાં જાય. શિવગર કેટલાકને તો હાથથી પકડી પણ લે. માછલાં બાપુના હાથમાં આવી મીઠું વાત્સલ્ય અનુભવતાં હોય એમ સળવળે પણ નહીં.

બસ, આ રીતે શિવગરનો જીવ ત્યાં કોળાઇ ગયો. માછલાં જાણે તેની વસ્તી થઈ ગઇ. માનવીના સંસારમાંથી ખસીને શિવગર પાણીનાં જીવ સાથે જીવ પરોવી નવો સંસાર માંડી રહેવા લાગ્યા.

સાતમ-આઠમ માથે ઇશ્વરિયા, મંડોર અને ભેરાળા ગામના માણસો ભેગા થઇ ત્યાં ઉત્સવ ઉજવતા. ભજન-કીર્તન અને દાંડિયા રાસની બે દિવસ સુધી ઠોર બોલતી. શિવગર પણ કયારેક ગેલમાં આવી જુવાનિયા સાથે દાંડિયા રાસ લેવા મંડી જાય.

ભીંડીની પ્રાણ્ય જેવી જટા આમથી તેમ ઊડતી હોય, કાળા ભીલ જેવા, ઘાટે જરાક ઠીંગણા શિવગર રાસમાં રમતા હોય ત્યારે તાંડવ નૃત્ય કરતા શંકર જેવા લાગતા. બાર મહિનાની ભેગી કરેલી મૂડીમાંથી મીઠો ભાત અને દાળ રાંધી સહુને ખવરાવી દેતા.

થોડી ઘણી મૂડીમાંથી એકવાર વેરાવળ જઈ શિવગર માછલીઓ માટે નથડિયું ઘડાવી આવ્યા. માછલીઓને જેમ આ દીકરીના કાનમાં વાળીને પહેરાવે એમ શિવગરે માછલીઓને હેતથી નથડિયું પહેરાવી. નથડી પહેરેલી માછલીઓ જ્યારે પાણીમાં રમતી હોય ત્યારે એવી રૂપાળી લાગતી કે શિવગર કાંઠે બેઠા ધોળી દાઢી મૂછમાં એકલા એકલા હસીને હરખાતા. અમુક માછલીનાં તો સોનિયો, મોતિયો, હરિયો એવાં રૂડાં નામ પણ પાડેલાં.

આમ ભક્તિ અને સેવાથી ઓપતી શિવગરની જિંદગી જંગલ વચ્ચે સુખથી વીતવા લાગી.

ઈ. સ. ૧૯૦૦માં ભારતનો વાઇસરોય લોર્ડ કર્ઝન હીરણના બંધનું શિલારોપણ કરવા ત્યાં આવ્યો. મોટા રસાલા સાથે નદી અને વોંકળા વચ્ચેના પટમાં તેણે પડાવ નાખ્યો. વેરાવળ-પાટણના પોલીસ અમલદારો અને બીજા હજુરિયા તેની તહેનાતમાં ત્યાં ખડે પગે રહેતા. ઉપરાંત ઇણાજ, મોરાજ વગેરે ગામના કોળીઓને પણ ત્યાં કર્ઝનની તહેનાતમાં રાખેલા. હરણ, સસલાં વગેરે વન્ય પશુ-પંખીને મારી તેમાંથી નવી નવી વાનગી બનાવી કર્ઝનને ખવરાવતા.

કર્ઝન ૨-૩ દિવસ ત્યાં રહેલો. તેને આ હીરણનું પ્રકૃતિ સૌંદર્ય ગમી ગયલું. કર્ઝનની એક ખાસ ટેવ હતી કે ગમે એવું ભોજન હોય, પણ માછલી ન હોય તો તે ન જમે. એટલે કોળી લોકો માછલી પણ લાવી દેતા.

ત્યાં કો'ક ખાંટસવાદિયાએ કોળીઓને કહ્યું કે "અહીં ભોંયરે શિવગર બાપુની જગ્યાની માછલીઓ ભારે મોટી છે. જો તેને મારીને લઈ આવો તો કર્ઝન ખૂબ ખુશ થશે."

સારૂં ઇનામ મળવાની લાલચે કોળી લોકો ભોંયરાવાળી જગ્યાએ આવ્યા. કુંડના પાણીમાં રહેતી માછલીઓને મારવા તેમણે કોંટીએ માસ વળગાડી કોંટી પાણીમાં નાખી. શિવગર આ જોઇ ગયા. એકદમ ક્રોધમાં આવી હાથમાં રાણનો બડિયો લઈ. "અરે સાલા બદ-માશો" કહેતા દોડયા.

કોળીઓ સમજી ગયા કે આ બાવાના છૂટા બડિયાનો એક જ ઘા બસ થઇ પડશે. કોળીઓ કોંટીને એમને એમ પાણીમાં મૂકીને તડબડાટી બોલાવતા ગયા. શિવગર મહારાજે કોંટીવાળી દોરીને લઇ ગોટો વાળી પાણીમાં પધરાવી દીધી.

અહીં કોળીઓએ પોલીસ અમલદારો પાસે આવીને કહ્યું "બાવાજી અમને મારવા દોડયા અને અમે કોંટી મૂકીને માંડ ભાગી છૂટયા."

કર્ઝન ને અમલદારોને આ વાતની ખબર પડી. એણે હુકમ કર્યો: "ગમે એમ કરીને એ માછલીઓ લઇ આવો."

બે–ચાર બંદૂકધારી પોલીસો સાથે વળી પાછા કોળીઓ ગયા. શિવગરે આ મામલો જોયો અને મનમાં સમજી ગયા કે આ લોકો હવે કોઇ રીતે માછલીઓ માર્યા વગર જશે નહીં. દયામણે ચહેરે એણે પોલીસો પાસે ઘણી વિનંતી કરી. પણ ઇનામના લાલચુ પોલીસો આ બાવાની આજીજીથી પીગળ્યા નહીં. ઊલટાના શિવગરને ધમકાવીને કહે: "ખબરદાર બાવા, જો ના પાડી છે તો પછી પાછું આ જગ્યામાં રહેવું ભારે થઇ પડશે."

શિવગર મનમાં ને મનમાં સમસમી રહ્યા. "અચ્છા તો તુમ્હારા દુષ્ટ કૃત્ય તુમ જાનો ઔર ભગવાન જાને" કહીને ભોંયરામાં આવતા રહ્યા. શંકરની સામે ઊભા રહી તેણે ૐ નમ: શિવાયના જાપ જપવા શરૂ કરી દીધા.

આ બાજુ કોળીઓ પાણીમાં કોંટી નાખી સાંજ સુધી બેઠા રહ્યા, પણ એકે ય માછલું શૈવાળના ઝૂંડમાંથી બહાર ન આવ્યું. છેવટે થાકીને તે લોકો જતા રહ્યા.

બીજા દિવસે સવારે શિવગર ભોંયરામાંથી બહાર આવી કાંઠે ઊભા રહ્યા. મનમાં થતું હતું કે હવે માછલીઓ કયાંથી જીવતી રહી હોય ? છતાં તેનાથી અવાજ કર્યા વગર ન રહેવાયું. આંખમાં આંસુ લાવી તેણે ગળગળા સાદે "બચ્ચા સોનિયા ! મોતિયા !" એમ કહ્યું. ત્યાં તો ફડાકા મારતી માછલીઓ બહાર આવી. શિવગરના હરખનો કોઇ પાર ન રહ્યો. દોડીને ભોંયરામાંથી લોટ લઇ આવી તેની ગોળીઓવાળી અડધે સુધી પાણીમાં ઉભા રહી ખવરાવવા લાગ્યા. તે દિવસે શિવગર પાણી-માંથી આખો દિવસ બહાર ન આવ્યા. સાંજ સુધી માછલીઓને ખવરાવતા રહ્યા અને રમાડતા રહ્યા.

"આજ તો ઇશ્વરની કૃપાથી મારી આ માછલીઓ બચી ગઈ, પણ કાલે આ દુષ્ટો તેને કોઇ હીસાબે માર્યા વગર છોડશે નહીં અને પછી માછલીઓ વગરનો આ આરો મારાથી જોયો જશે નહીં" એવું વિચારી બાવાજી ભોંયરાવાળી જગ્યાને જુહાર કરી રાતે જ ચાલી નીકળ્યા.

આ વાત કર્ઝનને કાને આવી કે: "માછ-લીઓ પાણીમાંથી બહાર જ ન નીકળી. કોણ જાણે બાવાએ શું કર્યું."

આ વાત સાંભળી કર્ઝન આશ્ચર્યચકિત થયો. એ બાવાને અને તે માછલીઓને જોવા તે ભોંયરાવાળી જગ્યાએ આવ્યો પણ ત્યાં બાવાજી હતા નહીં. માછલી જોવા એણે ઘણા પ્રયત્ન કર્યા, પણ એક માછલું નજરે ન ચડયું. કોણ જાણે શાથી પણ જતાં જતાં કર્ઝન કહેતો ગયો કે આ બાવાની માછલીઓને કોઇ ન મારે એવો બંદોબસ્ત કરવો.

પોલીસ અમલદારોની બીકે બે દિવસ સુધી ત્યાં નહીં આવેલા ગોવાળિયાઓએ ત્રીજા દિવસે આવીને "બાપુ...! બાપુ...!" એવા અવાજ કર્યા, પણ સામેથી ઉત્તર ન



[ અનુ૦ પૃષ્ઠ ૭૯૧

# શોધયાત્રા (૧૮)

(રળિયા મોડ અને રાણેસરના રતનુ કવિઓ) રતુભાઈ રોહડિયા

તા. ૧૮-૯-૭૦ના દિવસથી ત્રીજા વર્ષની શોધયાત્રાનો આરંભ કર્યો. અને અમે હળવદ તાલુકાના શ્રી માંડણભાઈ મોડને ત્યાં યજમાન થયા.

પ્રથમ મોડકુળ કંકાવટીમાં હતું. રાજ વાઘોજી મુસલમાનો સાથે લડતાં કામ આવ્યા, ત્યારે કવિ ચોંડા મોડે કુમાર રાજોધરજીને સહી સલામત કચ્છ ભેગા કરેલા અને ત્યાં જ મોટા કરેલા. પછી રાજોધરજી હળવદની ગાદીએ આવતાં કવિ ચોંડા મોડને પીંપળા ગામ પસાવ કરેલ.

એ ચોંડો મોડ એટલે જ ગુજરાતનો બીરબલ રળિયો મોડ. એનાં બુદ્ધિ ચાતુર્યના અનેક પ્રસંગો હજીયે લોકજીભે રમે છે. એનું ત્રીજું નામ ચાંચોમોડ પણ હતું.[૧]

રળિયા મોડનો સમય પંદરમી સદીનો ગણાય. કેમકે તેના વંશજ કરસનદાસ મોડે ૧૬મી સદીમાં બાંધેલી છત્રી હજી શીલાલેખ સાથે ઊભી છે.

પીંપળામાં એક જીવાભાઈ મોડ ભૂજ પાઠશાળામાં ભણેલા સારા કવિ હતા. પણ એમનાં કાવ્યો અને જન્મ મરણનાં સાલ સવંત મળતાં જ નથી. વિસ્મૃતિમાં ખોવાઈ ગયું છે.

હસ્તપ્રતો કાંઈ મળી નહીં.

બીજે દિવસે ઉપડયા. ચૂલી ગામે બસની રાહ જોતા હતા. ત્યાં શ્રી. માંડણભાઈ મોડે જૂની વાત ઉખેળતાં કહ્યું : "આ ચૂલી ગામ એ જ શેણી વિજાણંદની કથામાં આવતા વિજાણંદનું ગામ છે."

અને પોતાની વાતને અનુસંધાને તેમણે બીજી વાતો પણ કરી. જેનો મેં ઊર્મિના આ પહેલાના અંકોમાં "રેશમિયા ભેડાની ચર્ચામાં ઉલ્લેખ કરેલો છે."

તા. ૨૧-૯-'૭૦ને દિવસે ગુજરાતયાત્રા આરંભી પહેલું તિર્થ દેવરાસણ કર્યું. દેવરાસણનો ગઢવાડો મોટો અને ભાવ પણ ઘણો જોયો. અત્રે રતનું અને સિંહઢાયચ બે શાખાના ચારણો રહે છે.

પંદરમી સદી પહેલાં જેસલમેરમાં પાતો રતનુ થયા. તે વેળા જેસલમેરના રાજવીને સેનાપતિએ દગાથી માર્યો અને કુમારને મારવા તૈયાર થયો ત્યારે પાતા રતનુએ આડા પડીને કુમારને સહીસલામત રાખ્યો. પણ એમ કરતાં પાતા રતનુના બે પુત્રો ખપી ગયા. પાતા રતનુના પુત્ર સતીદાન રતનું જેસલમેર તજીને ગુજરાતમાં મહેસાણા વસાવનાર મહેશજી ચાવડાને આશરે આવ્યા.

મહેશજી ચાવડાના વંશમાં પુંજોજી ચાવડો થયા, તેમણે સતીદાન રતનુના વંશજ આસાજી રતનુને પંદરમી સદીમાં આ દેવરાસણ અને શોભાસણ એમ બે ગામ આપ્યાં.

આમ દેવરાસણનો ઈતિહાસ ઠીક ઠીક જૂનો છે, પણ કવિઓ એટલા જૂના ન નીકળ્યા. જેમની હકીકત આ પ્રમાણે છે. બધા જ કવિઓ ૨૦૦ વર્ષથી વધુ જૂના નથી.

---

(૧) રાણેસરના શ્રીમોતીસિંહ મોડે પણ રળિયો મોડ પીંપળાના મોડ કુળના પૂર્વજ હોવાનું મત કહેલ છે. રાણેસરને રળિયા મોડ સાથે નજીકનો સંબંધ હોવાનું ખુલતું નથી. આમ રળિયો મોડ સૌરાષ્ટ્રના ગણાય.

## (૧) ડુંગરશી રતનુ

બહુનામી કવિ ગણાય છે. એમના સત્યવકતૃત્વના પ્રસંગો ચારણોની જીભે રમે છે. પણ તેમનાં કાવ્યો બહુ મળતાં નથી. કેવળ પ્રાસંગિક દુહાઓ જ મળે છે. ઘણા રાજવીઓને એમણે મોઢામોઢ કડવું સત્ય કહેલું. જોધપુરના મહારાજા વખતસિંહ પોતાના વછેરાને "બાપો બાપો" કહીને થાબડી રહ્યા હતા ત્યારે કવિએ એ પિતૃઘાતી રાજવી પર મોઢામોઢ દુહાનો ઘા કરેલો :

"બાપ મ કે' વખતશી, કંપે હે કેકાણ;
બીજી વખત બોલશો, તો પવંગ તજશી પ્રાણ."

આવા તો કંઇક એમના જીવન પ્રસંગો છે. એમના દુહાની પ્રશંસામાં કોઇક કવિએ દુહો કહ્યો છે :

"દુહો ડુંગરશી તણો, કવતે અદ્દો કહાય;
નેશાણી સધમાલ રી, જાતે જુગ ન જાય."

એટલે કે ડુંગરશીનો દુહો અને સાધુજી[૨] (સધમાલ) કવિની નિશાણી (છંદ) યુગો વીતવા છતાં અમર રહેશે.

આવા વખણાયેલા દુહાઓ પણ ૪–૫ કરતાં વધુ નથી મળ્યા.

## (૨) હજુરદાસ રતનુ

તેઓ 'હાજા રતનુ' તરીકે ઓળખાતા. તેમના જ્ઞાન વૈરાગ્યના છક્કડિયાં કાવ્યો બહુ જાણીતાં છે. કુલ ત્રીશ છક્કડિયા છે.

છક્કડિયાની રચના વિષે એવી વાત છે કે એક પાલનપુર નવાબ શિકારે ઊપડયા. સાથે પેડાગડા, સાંબરડા, માણકા અને મોટેટા ગામના જુવાન ચારણોને લીધા. જંગલમાં મોટું જાનવર સમજીને તીર છોડયું પણ એ શહીદ થયેલું 'મોટું જાનવર' એક ગધેડી નીકળી!

આ પરાક્રમનાં સાથે આવેલા જુવાન ચારણોએ વ્યંગ ભર્યાં કાવ્યો રચ્યાં. આથી નવાબે એ ચારેય ગામો ખાલસા કર્યાં.

એ ચારેય ગામના ચારણો હજુરદાસના સગા થાય, તેથી નવાબને મનાવવા હજુરદાસ પાલનપુર ગયા. યુકિતથી નવાબને મળ્યા અને છકડિયા સંભળાવ્યા.

"કર લે વસીલા નબીસે હજૂર ગાફિલ કયું હુવા"

આમ ત્રીસ છકડીયા સંભળાવ્યા. નવાબે રાજી થઇને ચારેય ગામ ચારણોને પાંછાં સોંપ્યાં.

## (૩) રણછોડદાસ રતનુ

તેઓ ગયા સૈકામાં થયા. તેઓ ભૂજ પાઠશાળામાં અભ્યાસ કરીને કવિની પદવી પામેલા. તેઓ હજુરદાસ રતનુ (નં. ૨) ના પિતા થાય. તેમણે રચેલ 'સીતા સ્વયંવર' રેણકી છંદ ચારણોમાં બહુ પ્રસિધ્ધ છે.[૪]

આ રણછોડદાસનાં બીજાં કાવ્યો છે. પણ રફેદફે થવાથી મળેલ નથી.

## (૪) પૃથ્વીરાજ રતનુ

આ કવિનો સમય જાણી શકાયો નથી, પણ ડુંગરશી રતનુના સમકાલીન હોવાની અટકળ છે. એક તો ચારણ અને પાછા કવિ એટલે લલાટે રજવાડાં ફરવાનું તો લખાયું

---

૨. આ સાધુજી કોણ હતા તે જણાયું નથી. તેમ હજી લગી સાધુજી (સધમાલજી)ના નિશાણી છંદો પણ મળ્યા નથી. કેવળ રાવ કલ્યાણમલ્લ(ઈડર)ના સમયમાં સધુજી રતનુ નામે એક કવિ હોવાનું ઈતિહાસ કથે છે. પણ તેઓ ડુંગરશીના સમકાલીન ન ગણાય.

(૩) એ ત્રીસ છકડિયાં દેવરાણમાં શ્રી. કચરદાન રતનુ પાસે મોજુદ છે.

(૪) એ છંદ મારા અંગત સંગ્રહમાં છે, અને હજૂરદાસના કેટલાક પણ છકડિયા મારી પાસે છે.

જ હતું, પણ આ કવિ રાજા રજવાડાને જરા વાંકી નજરે જોતા'તા, પરિણામે એમનાં કાવ્યો, વ્યંગ કટાક્ષ સાથે હાસ્યરસથી સભર થયાં, આથી જગતે (કહો કે રજવાડાંએ અને ચારણોએ) આ કવિને 'પથા ભૂંડા'નું બિરૂદ આપી દીધું.

પોતાના રજવાડાંના રઝળપાટના રંગીલા અને રસુજી અનુભવનો નીચોડ કવિએ "અડવડ રાસો નામે ગ્રંથમાં આપ્યો છે.[૫] પણ મને હજી લગી આ ગ્રંથ જોવા મળેલો નથી.

હસ્તપ્રતોની વાત શ્રી મૂળુભાઇ રતનુ પાસેથી ચારેક હસ્તપ્રતોમાં ૨૫ ગ્રંથો લાધ્યા. એ બધી પ્રતો મૂળુભાઇએ પાછી સોંપવાની શરતે આપી.

આ ૨૫ ગ્રંથોમાં ગણનાપાત્ર ગ્રંથો નીચે પ્રમાણે છે જે તદ્દન નવા જ મળ્યા છે.

### (ક) આભૂષણ ચિંતવણી

૬૩, દુહાનો આ નાનો ગ્રંથ છે. તેમાં જૂના સમયનાં સોના રૂપાનાં ઘરેણાંઓનું વર્ણન છે. ગ્રંથનો પ્રતિલિપિ કાળ વિ. સં. ૧૮૧૨ છે. રચનારનું નામ નથી.

### (ખ) નશા બત્રિશી

ગયા જમાનામાં કેફી દ્રવ્યો તરીકે ઉપયોગમાં આવતાં દ્રવ્યોનું ૩૨ દુહામાં વર્ણન કર્યું છે. રચયિતા અનામી છે.

### (ગ) સતસઇ

૬૧૩ દુહા છે. રચનારનું અને ગ્રંથનું નામ નથી. ગ્રંથ અપૂર્ણ રહ્યો છે.

### (ઘ) નિરંજન પુરાણ

ઇસરદાસજીના કાકા આસાજી રોહડિયાની આ રચના છે. જ્ઞાન ભક્તિ પ્રબોધતો શાંત રસનો આ નાનકડો ગ્રંથ છે. પ્રતિલિપિ કાળ વિ. સં. ૧૮૦૪ છે.

### (ચ) નાગની વાત

નાગ નામના કોઇ માણસની નહીં પણ ફણિધર મંણિધર સર્પની આ વાત છે. વાર્તા પદ્યમાં છે. અપૂર્ણ મળી છે. કર્તા અનામી છે. નાગરાજનો વટ તો જુવો.

સાંમ નીર કેહર કરજ, પનંગ પાસ ગરથ્થ
શૂરા સમરથ કસ રણિ, જીવત ન આવે હથ્થ.
જે ધન ઉપરે પનંગ રહે, મગતા કૂંજર મથ્થ
મૃઘમદ નાભ કૂરંગકા, જીવત ન આવે હથ્થ.

### (છ) માનવતીનું રૂસણું

ઇડરના રાવ કલ્યાણમલ્લની રાણી માનવતીના રૂસણાની રસિક વાત કવિ પ્રેમાણંદ મહેડુએ આ ગ્રંથમાં વર્ણવી છે. કવિ પોતે જ ૧૦૧ દુહામાં નજરે જોયેલા રાજવણના પ્રણય કલહની વાત કથે છે. સાથે એય કહી દે છે કે, રાવ કલ્યાણમલ્લે પોતાને પુત્રવત રાખ્યો છે. ઇડરની રિદ્ધિ સિદ્ધિનું વર્ણન કરતાં કવિ કહે છે:

ઇડર નયર સોહામણું, સરપરચી ઊણહાર
કોટીધજ લોકાં વસે, રાઉ કલાચી વાર...૧

–આ શોભાયમાન ઇડરનગર ઈંદ્રપુરીની બરોબરીનું છે. અને રાવ કલ્યાણમલ્લના રાજ્યકાળમાં ત્યાં કરોડપતિ શેઠીઆ–વેપારીઓ વસે છે.

નખ શખ ટંકા કૂંદણે, પાટંબરા દકૂળ
ગોરડીઆં ગ્રેહ ગ્રેહ પતિ, રંભડીઆંકા ઝૂલ...૨

–નખ શિખ સુવર્ણાભરણોથી ઓપતી અને રેશમી વસ્ત્રો ધારણ કરેલી અપ્સરા સરખી ગોરીઓ ઘરો ઘર હિલોળા કરે છે.

પણ ઇડર એ કાળે કેવળ 'સોનાની લંકા' જ નથી સાથે વિદ્યાનું એ ધામ છે. એ વાત કવિ એક દુહામાં વર્ણવે છે :

---

(૫) આ ગ્રંથ પોતાની પાસે હોવાનું સરીના શ્રી દાદભા મિશણે મને કહેલું છે.

ઇડર તણી બરાબરી, કહું નેયર કરેય?
વણ શાસ્ત્ર, અખ્ખર વંન એ કણ પાઉં ધરેય?

–ઇડર શહેરની બરોબરી બીજું કયું નગર કરી શકશે? કોણ એવો અવિદ્વાન છે જે ઇડરમાં પગ મૂકી શકે છે? અર્થાત અવિદ્વાનો ઇડરમાં પગ મૂકવાની હિંમત કરી શકતા જ નથી.

આ ગ્રંથનો પ્રતિલિપિકાળ વિ. સં. ૧૭૯૦ છે.

### (જ) રાગચિંતવણી

અનામી કવિની આ કૃતિ છે. રાગોના નામનો દ્વિઅર્થી પ્રયોગ કરીને કવિએ આ ગ્રંથમાં અરથાયી વિયોગ શૃંગાર બહુ જ રૂડી રીતે ગાયો છે. આમાંથી ત્રણેક દુહાનો આસ્વાદ લઇએ :

તૂમ વિણ મેરે પ્રિતમા, સેજ સિંહ હોઇ ખાઇ
સારંગ હી સારંગ દીઓ, કિણ રિત રયણ વિહાઇ ? –૧

–ઓ મારા પ્રિયતમ ! તમારા વગર આ સુખ શય્યા મને સિંહ રૂપ થઇને ખાઇ જાય છે. આમ તમે મારા જેવી મૃગલીને વિયોગ રૂપી સિંહને હવાલે કરી છે. હવે રાત્રિ કઇ રીતે વિતાવું !

અહિં સારંગ શબ્દ રાગ, મૃગલી અને સિંહના અર્થમાં છે.)

આશ ન પૂગી આપણી, કિસ ધર નીર વહેશ ?
ચાલો કંથા જાઇએ, જિહાં માળવો દેશ –૨

નાથ ! વર્ષા થશે એવી આપણી આશા નિષ્ફળ ગઇ છે. કઇ સેંજળ ધરતીમાં અત્યારે જળ વહે છે? સ્વામી! ચાલો આપણે જ્યાં માલવ દેશ છે ત્યા જઇએ.

(અત્રે 'માળવો' દેશ પણ છે અને રાગ પણ છે)

આશા નાંહી હે સખી ! મો વિરહણી રો કંત
ચૂઆ ચંદણ અગરજા, કિણ સૂં રમું વસંતી–૩

–હે સખી ! મારો વિયોગિનીનો પતિ પાછો આવશે તેવી મને આશા નથી. હાય ! અગર ચંદનનાં તેલ નાખી હું હોળી કોની સાથે રમું ? (અહિં વસંત શબ્દ રાગ અને હુતાસણી એમ બન્ને અર્થોમાં વપરાયો છે. આમ કવિએ દ્વિઅર્થી શબ્દ પ્રયોગ વડે કાવ્યમાં ચમત્કૃતિ સર્જી છે : )

### (ઝ) ચિત્રણી પદમણી સંવાદ

આ ખંડ કાવ્ય ખરેખર તો રસીલું ઋતુ ગીત જ છે. બે જુદી પ્રકૃતવાળી નારીઓને મુખે કો' અનામી કવિએ શિયાળા-ઉનાળાની ઋતુને શૃંગારરસમાં લપેટીને વર્ણવી છે. અને છેલ્લે વર્ષાને પણ વણી લીધી છે. લાગે છે કવિએ નારીમુખે શિયાળા-ઉનાળાને ત્રાજવે તોળાવ્યા છે. કેવો રંગીલો સંવાદ છે! જુવો પદમણી નારી કહે છે:

કાંયે વખાણે રે સખી ! ઉનાળા કી રાત
ટાઢા રા ઠાકર વલહો, ઊરે ન ભીડે ગાત્ર –૧

સાહેલી ! ગ્રીષ્મની રાત્રિને શાને વખાણે છે ? શિયાળાનો રાજા એવો મારો સાયબો તો આ દિવસોમાં મને કંઠે પણ લગાવતો નથી !

ચિત્રણી નારી તો ઉનાળાને બિરદાવે છે :

કેશર કંકમ છંટિયે, વાગે ગ્રહે વણાઉ
સેજ સુંગધી સાહેબો, સો સખ ન સુહાઉ! –૨

કેસર કુંકમના શિતળ છાંટણાઓ હોય, આછાં વસ્ત્રોમાં કાયાને સજાવી હોય, સુગંધી ફૂલોની સેજ અને સાયબો પણ સાથે જ હોય હે સખી ઉનાળાનું આવું સુખ તને કેમ નથી ગમતું ?

પદમણી વળી કહે છે:

શિયાળા મહિના તણું, સખ ભાખિયું ન જાએ
સાહેબ રે ગળ બાંહડી શૂળને સંધ ન કાંએ –૩

ગોઠણ ! શિયાળાનું સુખ વર્ણવ્યું જાય તેમ નથી. એ દિવસોમાં તો શરીર આરોગ્યમય

અને હાથ સાયણાને ગળે વિંટળાયેલા જ હોય છે.

ચિત્રણીની વાનેય લાખની છે.

દંન વડા છોટી રિયણ, તાઇ ઉનાળા ધંન
નરધનિયાં રજની ભલી, ધનીઆં ભલા સે દંન -૧

મોટા દિવસો અને ટૂંકી રાત્રિઓ વાળી ગ્રીષ્મને ધન્ય છે. કેમ કે નિર્ધનો તેની રાત્રિનું સુખ પામે છે. અને ધનવાનો તેના દિવસોનું સુખ મેળવે છે. અર્થાત સહુને ઉનાળો સુખદાયી છે.

આ ગ્રંથનો પ્રતિલિપિકાળ ૧૮૩૪, છે. તે ઉપરાંત શંકરદાન રોહડિયા (અકબરશાહના સમકાલીન) કૃત ગ્રંથ 'નવગ્રહ સ્તોત્ર' પણ ઉલ્લેખનીય છે.

ગામમાં દેવ-દેવલાં અને પાળિયાઓની શોધ પણ કરી. ગામના પાદરમાં જ એક નાની દેરીમાં હાથમાં સાવરણીવાળી ખરંપર આરૂઢ થયેલી અને ચાર ભૂજાઓ વાળી એવી કુરૂપતાની દેવી શિતળાની આરસમાંથી ઘડાયેલી અતિ સુરૂપ પ્રતિમા જોઇ. એ વિશિષ્ઠ લાગી. બાકી દેવ દેવલાં અને પાળિયાઓમાં કંઇ ખાસ વિશિષ્ઠતા ન જણાઇ.

દેવરાસણની સાદાઇ, સાલસતા અને નિખાલસતા દાદ માગી લ્યે તેવાં છે.

*

પૃષ્ઠ ૭૮૯થી ચાલુ ]

મળ્યો. ભોંયરામાં આવીને જોયું તો ચીજ-વસ્તુ જેમની તેમ પડેલી. ગોવાળિયાને થયું કે બાપુ જાત્રા કરવા ગયા હશે, પણ તેમને બિચારાને ક્યાંથી ખબર કે બાપુની જાત્રા અહીં જ પૂરી થઇ ગઇ હતી !

શિવગર તો ચાલ્યા ગયા, પણ પાછળથી ઓલી માછલીઓ લાંઘણું કરી કરીને મરી ગઇ. કારણ કે શિવગરે માછલીઓને લોટ સિવાય બીજો ખોરાક ખાવાની ટેવ જ નહીં પાડેલી. ગાયોના ગોવાળિઓએ નથડિયો વાળી મરી ગયેલી માછલીઓનો ત્યાં ઘાટ ઉપર અગ્નિસંસ્કાર કર્યો અને બાવાના તથા માછલીઓના વિરહે તે ભોળા લોકો કેટલાય દિવસ સુધી ભોંયરે આવીને કાળો કળોપાટ કરતા ઝૂરતા રહ્યા.

પછી તો શિવગર મહારાજ તે જગ્યા પર ફરી દેખાણા નહીં કે ક્યાંય પછી તેના જીવ્યા મૂવાના વાવડ મળ્યા નહીં. આજે ય ભોંયરે જઇએ ત્યારે "બચ્ચા સોનિયા!..બચ્ચા મોતિયા !" એમ બોલતા શિવગરના ભણકારા વાગે છે.

આવા એક સંતની સુવાસને મહેકાવતી હીરણ વહેતી વહેતી કહી જાય છે કે :-
સરવર, તરવર, સંતજન; તીનો એક સ્વભાવ.

*

## કેવી આજ સગાઈ !

સાંભળો કેવી આજ સગાઈ
ભેળા ન બેસે બે ભાઈ-સાંભળો કેવી આજ સગાઈજી.
ખોળો ખૂંદયો એક જનની, જનમી ક્યાંથી જુદાઈજી
સામા મળે તો સામું ન જોવે, પાણી ન છાંટો પાય.
બાપ બેટા સાથે ન બોલે, નીરખો કેવી નવાઈજી,
માતાને ઘર બાર મૂકે, કેવું દુઃખ કે'વાય
પતિ પત્ની પે'લાં પરણી, જુદાં ફરવા જાય જી,
ખાતાં બેયનાં નોખાં ખોલે, દાવા દાખલ થાય.
ભાઈ બે'નુંનાં સબંધ ભોળા, વાત વાતે વગોવાયજી,
હક્ક માટેના કજિયા હાલે, ધૂંધવનાર ધરાય.
કહે બળદેવ દુનિયા કેવી, સ્વારથની સગાઈજી,
સારી વસુધા કુટુંમ્બ સમજે, પગ તેના પૂજાય.

**બળદેવભાઈ નરેલા**

# 'ગુજરાતનાં લોકવાદ્યો'

જયમલ્લ પરમાર

બરાબર બે વર્ષ પહેલાં શ્રી. ઇન્દ્રશંકર રાવળે 'ગુજરાતનાં લોકવાદ્યો' નામની એક સચિત્ર હસ્તપ્રત જોવા મોકલી. તુરત જ જોઇ મોકલવા જણાવેલું. ગુજરાત રાજય સંગીત નૃત્ય નાટય અકાદમીના સચિવ શ્રી. ધ્રુવકુમાર શાસ્ત્રીએ પણ એ હસ્તપ્રત જોઇ જવા ભલામણ કરેલી. એ પુસ્તક ગુજ. સં. નૃ. ના. અકાદમી તરફથી બહાર પડવાનુ હતું.

હસ્તપ્રત બે વાર વાંચી ગયો ને ઘણો રાજી થયો. આવું પુસ્તક ગુજરાતીમાં તો અસાધારણ કહી શકાય. શ્રી ઇન્દ્રશંકર રાવળને થોડા ઝાઝા પીછાનતો હતો. ભાવનગરમાં કોંગ્રેસ અધિવેશન વખતે ખાદી પ્રદર્શનના કામકાજે મારે ગાંધી સ્મૃતિના એક ખંડમાં ઠીક ઠીક સમય સુધી રહેવાનું બન્યું ત્યારે શ્રી. ઇન્દ્રશંકર રાવળ બાર્ટન સંગ્રહાલયના ક્યુરેટર હતા. એમણે ત્રણ ત્રણ વરસની જહેમતે ગુજરાતના ખૂણે ખૂણેથી લોકવાદ્યો એકઠાં કરીને ગાંધી સ્મૃતિ સંચાલિત બાર્ટન સંગ્રહાલયમાં સંગ્રહ કરેલો. એમણે એ સંગ્રહ મને બહુ પ્રેમથી બતાવેલો.

## લોકવાદ્યો ચાલુ વપરાશમાં

એક સંગ્રહપાલને લોકવાદ્યોમાં આટલો બધો રસ લેતા જોઇને મને ખૂબ આનંદ થયેલો. ત્યાર પછી તો એમણે એ કામ ઘણું આગળ વધારેલું ને ગુજરાત વિદ્યાપીઠમાં લોકવાદ્યોની આર્ટ-ગેલેરી-વિથિકા પણ રચેલી. આમ એક અધિકારી-અભ્યાસીને હાથે શકય એવા સર્વાંગ વિચાર સાથે તૈયાર થયેલ પુસ્તક જોતાં મારા મનની એક અતૃપ્ત લાગણી પૂરી થયાનો પરમ સંતોષ અનુભવ્યો.

આમ તો એ 'લોકવાદ્યો' કહેવાય છે પણ એમાં રસ લેનારી તો ભાગ્યે જ થોડી વ્યક્તિઓ મળી આવવાની. એમાં એવું પણ નથી કે એ બધાં લોકવાદ્યો પુરાતત્વનો વિષય બની ગયાં હોય. એમાંના મોટાભાગનાં વાદ્યો તો હજી ચાલુ વપરાશમાં છે.

અમે નાના હતા ત્યારે ડાકલાં તો લગભગ ઘરોઘરનો વિષય. જ્યાં માતાનો મઢ ન હોય ત્યાં પણ નવરાતમાં ડાકલાં નવે ય દિવસ રાવળો વગેરે વગાડે જ. એમનો એ રોજી રોટીનો વ્યવસાય. ઢોલ ત્રાંસાં તો હજીએ લગને લગને શહેર-ગામડાંઓમાં વાગે જ છે. ગામડાંઓમાં વળી શરણાઇ પણ ખરી.

અમારા ગામ વાંકાનેરમાં એક ફકીરના તકિયામાં સીદી બાદશાહ રહેતા. એટલે એના મલંગ ને મસીરાથી તો ખૂબ પરિચિત. જતે દિવસે જંબુરના સીદીઓના કાર્યક્રમો યોજ્યા તેમાં એમની ઢોલકી પણ વધારામાં ખરી.

## અમારા બાલપણનાં આકર્ષણ

દેશી રાજ્યો હોય ત્યાં નોબત શરણાઈની નવાઇ નહિ. ઘણાં મંદિરોમાં ઘંટ ઘંટડી, ઝાલર, ડંકા, શંખ ને જમાતોમાં નાગફણી કે શીંગી, નિશાન ડંકા ને પખવાજ એ કાળે અવાર નવાર વાગતા સંભળાતા. ભજનોમાં ઝાલર-કાંસિયાં, મંજીરાં પરપટી કરતાલ, ઢોલ ઢોલક, ખંજરી કે નરઘાં-તબલાં ને રામસાગર આજે ય ખરાં. ગામમાં ઢાઢી મીર કે લંઘા હોય ત્યાં રવાજ સુંદરી કે સારંગીની નવાઇ નહિ. બારોટોમાં પણ સુંદરી તો ખરી જ અને ચારણોમાં જંતર. બંસી-પાવા, રાવણહથ્થા ને

રામસાગર તો ગામ ગામડે આજે ય ઓછા વધતા પ્રમાણમાં ખરા જ. સાથોસાથ વાદીનાં મોરલી ને ડમરૂ પણ ખરાં. આ બધા જ સંસ્કાર બચપણના, આદિવાસીઓનાં વાદ્યો તો બહુ મોડા જોવા મળ્યાં. ભાવનગર પાસે આંબલા ગામે દક્ષિણામૂર્તિમાં અખિલ હિંદ નઈ તાલીમ સંઘનું ત્રીજું અધિવેશન મળેલું. સને ૧૯૫૨–૫૩ નો સમય હશે. ત્યાં આદિવાસી મંડળીઓના કાર્યક્રમો રાખેલા, એમાં સર્વ પ્રથમ એમનાં વાદ્યો જોયેલાં. આદિવાસી વિસ્તારોમાં તો એ પછી આઠ દસ વર્ષે ગયો.

## લોકવાદ્યોનો સમારંભ

ઉપર જણાવ્યાં એવાં વાદ્યો તો આજે ય લોકોની જાણ પીછાણમાં છે ને ગામડાંઓમાં ને ક્યારેક શહેરોનાં પરાં વિસ્તારોમાં ભવાઇ ભજવાય છે તેનાં ભૂંગળ વગેરે વાદ્યો પણ ખરાં.–આ બધાં વાદ્યો એક સાથે જોવા નથી મળતાં. મારૂં તો બચપણ આ ભવાઇ, ભજન નાટક ચેટક ને રઝળપાટમાં વીતેલું, એથી આમાંનાં કેટલાંક વાદ્યો વગાડવાનો અને કેટલાંક નવાં બનાવવા ભાંગફોડ કર્યા જ કરતો.

રાજકોટમાં પછાત વિસ્તારો માટે જાગૃતિ મંડળ નામની એક વ્યાપક સંસ્થા શરૂ કરેલી. આ સંસ્થાનો ત્રણ દિવસ વાર્ષિક ઉત્સવ પછાત જાતિઓની કલાના કાર્યક્રમોથી ઊજવતા. આ ઉત્સવનો પ્રારંભ એક સાથે પંદર–પંદર ઢોલ વાદનથી કરતા. એમાં પછાત જાતિઓનાં કેટલાંક વાદ્યો સ્થાન પામતાં.

સૌરાષ્ટ્ર અકાદમી અને લોકસાહિત્ય વિદ્યાલયના ઉપક્રમે ૧૯૫૮–૫૯માં પ્રથમ લોકસાહિત્ય સંમેલન રાજકોટમાં મેળવ્યું ત્યારે આદિવાસીઓ સિવાયનાં ઘણાંખરાં લોકવાદ્યોનો સમાવેશ થાય તેવો કાર્યક્રમ ત્યારે રાખેલો. વધારામાં મુખચંગ, કંઠવાંસ અને જંતરવાદન પણ ખરાં. એ લોકસાહિત્ય સંમેલનો સંધ્યા આરતીના વિવિધ વાદ્યોના વિવિધ વાદનથી શરૂ થતાં અને પરોઢિયે ભવાઇના વેશોથી પૂરા થતાં.

## લોકવાદ્યો ને સંગ્રહ

આપણાં લોકવાદ્યો ઉપર તો ૧૯૪૦–૪૧માં પ્રથમ સાપ્તાહિક 'ફૂલછાબ'માં એક એક સચિત્ર લેખ આપેલો. ત્યારબાદ ૧૯૫૦માં બધાં લોકવાદ્યોનો સંગ્રહ કરીને એના ઉપર લખવા વિચારેલું. મારી સામાજિક પ્રવૃત્તિઓને કારણે સૌરાષ્ટ્ર અકાદમીમાં બધાં લોકવાદ્યોનો સંગ્રહ કરવાનું નહિ બની શક્યું. ત્યારે ૧૯૬૧-માં શ્રી ઇન્દ્રશંકર રાવળે ગાંધી સ્મૃતિમાં લોકવાદ્યોનો જે સંગ્રહ કરેલો તે જોઇને બહુ રાજી થયેલો. ૧૯૬૨–૬૩માં છોટાઉદેપુરના આદિવાસી વિસ્તારમાં ફરી એમનાં કેટલાંક વાદ્યોનું નક્કી કરી આવી સુપ્રસિદ્ધ નાટય લેખક શ્રી. રામજીભાઇ વાણિયાને એ કામ સોંપેલું, પણ બહુ આગળ ન ચાલ્યું. દરમિયાન રાજસ્થાનનાં લોકવાદ્યોની એક સામાન્ય પુસ્તકા બહાર પડી ગયેલી.

## ગુજરાતમાં પ્રથમ પ્રકાશન

લોકસંગીત વિષે તો ૧૯૩૯થી અવાર નવાર લખતો આવતો હતો, લોકનૃત્ય વિષે પણ એક નાનકડી પુસ્તિકા બહાર પાડેલી, પણ લોકવાદ્યો અંગે નાનો સરખો લેખ જ લખી શકેલો. એથી શ્રી. ઇન્દ્રશંકર રાવળની 'ગુજરાતનાં લોકવાદ્યો'ની સુંદર હસ્તપ્રત જોઇને પરમ સંતોષ અનુભવ્યો. એ હસ્તપ્રત પાછી મોકલતાં ખાસ સૂચનો તો મારે કરવાનાં નહોતાં રહેતાં પણ મને એ વાંચતાં જે વિચારો આવ્યા તે પુસ્તકના આવકારરૂપે એક પત્ર દ્વારા લખી મોકલ્યા. મારી સંમતિ મેળવી શ્રી. ઈન્દ્રશંકર રાવળે અને શ્રી. ધ્રુવકુમાર શાસ્ત્રીએ એ પત્ર પુસ્તકમાં મંતવ્યરૂપે પ્રગટ કરેલ છે.

શ્રી. ઈન્દ્રશંકરે લોકવાદ્યોના સંગ્રહ, સંશોધન અને અભ્યાસ વડે તળ ગુજરાતનાં જ ૫૪ વાદ્યો ગણાવ્યાં છે. જે આ લેખમાં

જુદાં તારવીને જણાવ્યાં છે.

## યુરોપ એશિયાની સાંકળ

એમ કહે છે કે : આમાંના કેટલાંક વાદ્યો ગુજરાતની સ્વતંત્ર નીપજ છે. ગુજરાત છોડી તે પૃથ્વીના પડ ઉપર ક્યાંય જોવા મળતાં નથી. કેટલાંક ભારતના બીજા પ્રાંતોમાં વપરાતાં વાદ્યોને મળતાં છે, પણ તેમાં ગુજરાતનું સ્વતંત્ર વ્યક્તિત્વ, તેનું કદ, તેનો વાદન પ્રકાર, ઉપયોગનો હેતુ અને રચનાની ખાસિયત તેને બીજાં ભાંડુઓથી તદ્દન ભિન્ન બનાવી દે છે. કેટલાંક વાદ્યો હજારો માઈલની ખેપ કરી એશિયા અને આફ્રિકાના દૂર દૂરના પ્રદેશોમાંથી ગુજરાતમાં આવ્યાં છે. તેના મૂળ પ્રદેશ અને ગુજરાત વચ્ચે હજારો માઈલનું અંતર છે, છતાં તેનું સામ્ય આશ્ચર્યજનક છે. એથી પણ આશ્ચર્યજનક તો એ છે કે જે તર્જમાં આ વાદ્યો ગુજરાતમાં બનાવવામાં આવે છે એ જ તર્જોમાં તે દુનિયાના દૂરદૂરના પ્રદેશના લોકવૃંદમાં બજાવવામાં આવે છે.. આ વાજિંત્રોના વાદનમાં વપરાતી તર્જોની નાની નાની બાંધણીઓ, સ્વરરચના અને ગુજરાતમાં વપરાતા તાલ, એ બધાં યુરોપના બલ્ગેરિયા, સ્લાવ દેશો, હંગેરી, જર્મની અને નોર્વે સુધી વપરાય છે. પૂર્વ બાજુ તે બ્રહ્મદેશ, મલાયા અને ન્યૂઝીલેન્ડ સુધી જોવા મળે છે.

શ્રી. ઇન્દ્રશંકર રાવળ કહે છે એ જ વાત ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢના અધિવેશન અંગેના 'ફૂલછાબ' દૈનિક તા. ૧૧ જાન્યુઆરી ૧૯૭૩ના મારા લેખ ઉપરથી ડૉ. હર્ષદ ભટ્ટે અમેરિકાથી લખી મોકલેલ. (ઊર્મિ-નવરચનાનો ૧૯૭૦ના એપ્રિલનો અંક પૃષ્ઠ ૫૪) અને એ જ વાત જવાહર એવોર્ડ મેળવનાર વિશ્વખ્યાત વાયોલીનવાદક યેહુદી મેન્યુહીને અમને દિલ્હીમાં ઇંદિરાજીના નિવાસસ્થાને કહેલી. (પૂર્વ યુરોપના લોકસંગીતના આદિ-સ્રોત પાન–૫૧થી ૫૩–ઊ. નવ. જાન્યુ.' ૭૦)

## વાદ્યોના પ્રમુખ પ્રકાર

શ્રી. ઇન્દ્રશંકર રાવળ કહે છે કે : "ગુજરાતનાં લોકવાદ્યોનો ક્રમવિકાસ શી રીતે થયો તેનો કશો ઇતિહાસ કે દંતકથા મળતાં નથી... ટૂંકમાં જ્યાં સ્મૃતિ થંભી જાય છે, જ્યાં કલ્પનાને ઝાઝી સામગ્રી મળતી નથી એવા દૂર દૂરના ભૂતકાળમાં આ વાદ્યોની ઉત્પત્તિ છે."

આદિવાસીઓ વાદ્યોના બે પ્રકાર ગણે છે. એક બેઠકનાં અને બીજાં મેદાની. બેઠકનાં વાદ્યો હળવાં ને મેદાનનાં ભારે.

વાદ્યો અંગે લોકોક્તિ એવી છે કે "વાદ્ય ત્રણ પ્રકારનાં. ઘા, વા ને ઘસરકો." ઘા એટલે નક્કર કે પોલી ધાતુનાં વાદ્યો અને ચામડાં મઢેલા વાદ્યો ઉપર આઘાત આપીને વગાડાય તે. વા એટલે ફૂંકીને વગાડાય તે અને ઘસરકો એટલે કામઠી વગેરેથી વગાડાય તે.

ઉસ્તાદો "બાજે સાડે તીન" કહે છે. તંતુવાદ્યો, ચર્મવાદ્યો ને સુષિર વાદ્યોને તેઓ પૂર્ણ વાદ્યો ગણે છે. જયારે ઘનવાદ્યોને અર્ધ વાદ્યો ગણે છે. કારણ કે એમાંથી પૂરા સ્વર ઉઠાવી શકાતા નથી.

ત્યારે સંગીતનું શાસ્ત્ર તંતુવાદ્ય, ચર્મવાદ્ય, ફૂંકના સુષિર વાદ્યો અને ઘન વાદ્યો એમ વાદ્યોના ચાર પ્રકાર ગણાવે છે.

## લોકવાદ્યો અંગેનું જ્ઞાન-વિજ્ઞાન

શ્રી. ઇન્દ્રશંકર રાવળે લોકવાદ્યોનું એવા ચાર પ્રકારે વર્ગીકરણ આપ્યું છે ને એની રચના વગેરે અંગેની માહિતી આપી છે. ઉપરાંત ગુજરાતના લોકોના આદિપ્રવાહોનો વિશદ ખ્યાલ આપીને વાદ્યો તરફની લોકદષ્ટિની સમજ આપી છે. એ પછી વાદ્યોના પ્રકાર વગેરે વર્ણવીને વાદનશિક્ષા લુપ્તવાદ્યો બાલવાદ્યો ને છેવટે બે પ્રકારે વાદ્યોની સૂચિ આપી છે. પહેલી યાદીમાં ગુજરાતનાં લોકવાદ્યોનાં પ્રાચીન અને અર્વાચીન નામો આપ્યાં

છે. બીજી યાદીમાં ગુજરાતનાં પ્રચલિત લોકવાદ્યોના પ્રાચીન ઉલ્લેખો શાસ્ત્રો, પુરાણો, વગેરેમાં આવે છે તે ગ્રંથોના નામ સાથે આપેલ છે.

કેટલાંક વાદ્યોની ફોટો–તસ્વીરો આપી છે. જ્યારે કેટલાંક વાદ્યોનાં રેખાંકન આપ્યાં છે. વિશેષ તો શિલ્પોમાં રહેલ વાદ્યોની તસવીરો ઉપરથી સામાન્ય રીતે કાળગણના કરી શકાય તેવી તસ્વીરો પણ આપી છે. કુલ સિત્તેરેક ચિત્રો આપ્યાં છે.

## ગુજરાત અને સંગીત

શ્રી ઇન્દ્રશંકરે એક સરસ પ્રશ્ન ઉઠાવ્યો છે. લોકસંગીત અંગે તેઓ લખે છે કે: "ઘણીવાર ગુજરાત માટે એવો નિર્દેશ કરવામાં આવે છે, કે ગુજરાતની પ્રજામાં સંગીતનું ખેડાણ ઓછું છે. આ વાત પણ ચકાસી જોવા જેવી છે. વાદ્ય પૂરતું તો મેં જોયું છે, કે ગુજરાતમાં જે ખેડાણ છે તે કદાચ જગતમાં ક્યાંય હશે કે કેમ તે જોવાનું રહે છે."

શ્રી ઇન્દ્રશંકર આજે તો લોકનૃત્ય ઉપર પણ ગ્રંથ તૈયાર કરી રહ્યા છે. આટલા અભ્યાસી છતાં તેઓ સંગીત ક્ષેત્રના ન ગણાય તેથી કદાચ એવું નમ્ર નિવેદન કરી શકે. પણ ગાયન વાદન અને નર્તન એ ત્રણેય લોકસંગીત કલાની વિવિધ પ્રક્રિયા છે. એમાં કોઇ એકનો વિકાસ બીજાં બે અંગોના વિકાસની સાથોસાથ જ થાય. વાદનમાં ગુજરાત જગતનાં લોકવાદ્યોને પડકાર આપી શકે તેટલું વિકસેલ હોય તે નર્તન અને સંગીતમાં પણ એટલું જ વિકસેલ હોય.

## ગુજરાતનું સંગીત લોકસંગીત

એ ગાનકળા વાદ્યોની જેમ લુપ્ત થઇ થઇ હોય કે લુપ્ત થતી જતી હોય એમ બને. પણ ગુજરાત ને સંગીતની ચર્ચા-કરનારાઓ કે અભિપ્રાય આપનારાઓ સમક્ષ લોકસંગીત ભાગ્યે જ હોય છે. કારણ કે સંગીતના શહેરી શિક્ષિતોનો એ સંસ્કાર નથી, એમનો એ અભ્યાસ નથી. એમ તો બંગાળ ને આસામ પાસે તથા પહાડી પ્રદેશો માટે એના લોકસંગીત સિવાય બીજું કયું સંગીત છે ? પણ પંજાબ, બંગાળ, આસામ, ઉત્તર હિંદ અને મહારાષ્ટ્રના લોકસંગીતને શિક્ષિત ગાયકો મળી ગયા, જ્યારે ગુજરાતના લોકગાયકો મોટેભાગે અશિક્ષિત છે ને શિક્ષિત ગાયકોમાંથી ઘણા લોકસંગીતના સ્વરોનું પોતાની નવી રચનાઓ માટે શોષણ કરવામાં જ સમજ્યા છે, લોકસંગીતના પુનરૂત્થાન માટે અપવાદરૂપ કામ થાય છે.

## લોકસંગીત ને વ્યાખ્યા

લોકસંગીતની વ્યાખ્યા આપતાં શ્રી. ઇન્દ્રશંકર કહે છે કે: "જે સંગીત શાસ્ત્રીય રીતે ગ્રંથબદ્ધ નથી, જે તજજ્ઞ નિષ્ણાતો દ્વારા ખેડાયેલું નથી પણ જે સામાન્ય જનસમુદાયમાં ભણેલા, અભણ, પછાત અને આદિવાસી સૌ વર્ગમાં પરંપરાથી ચાલે છે તેને આપણે અહીં લોકસંગીતની મર્યાદામાં ગણીએ છીએ."

લોકસંગીત અંગેનું એમનું આ વિધાન વિવાદાસ્પદ રહેવાનું. લોક અને આદિવાસી વચ્ચે જેટલો સંસ્કૃતિ ભેદ છે એટલો જ એ બન્ને સંગીતો વચ્ચે છે. વળી લોકસંગીત પરંપરાયુક્ત કરતાં પ્રવાહયુક્ત વિશેષ રહેતું આવ્યું છે.

વળી લોકસંગીતને સરળ સચોટ ભાવવાહીતાને કારણે નાટય અને સિનેમામાં મહત્ત્વ મળતું ગયું અને શહેરોમાં ડાયરાનું ચલણ થતું ગયું તેમ તેમ ભણેલા લોકો પોતાની લઢણ લોકસંગીત ગાતા થયા છે, તે પહેલાં નહિ. પણ એ પ્રશ્ન જુદી જ ચર્ચા માગી લે છે.

## લોકસંગીત ને લોકવાદ્યો

ગુજરાતનું લોકસંગીત નૃત્ય પ્રધાન છે. લોકનૃત્યોના અનેક પ્રકારો આપણે ત્યાં છે,

આ લોકનૃત્યો વાદ્યાધારિત છે. આપણું લોકસંગીત માત્ર ૩થી પાંચ સ્વરો વચ્ચે જ રમે છે. ક્યારેક જ પાંચથી વધુ સ્વરોને સ્પર્શે છે, જો કે શ્રુતિ અને કાકુસ્પર્શિત તો ખરૂં જ. આ ત્રણથી પાંચ સ્વરમાં એણે શાસ્ત્રીય સંગીતના રાગોની સંખ્યા કરતાં અનેકગણા ઢાળ–ઢંગ આપ્યા છે. લોકવાદ્યોમાંના અવનદ્ધ અને ઘનવાદ્યોએ જેમ તાલ અને નાદવૈભવ આપ્યાં છે તેમ સુષિર અને તંતુવાદ્યો લોકસંગીતના સૂરોનાં વાહક બન્યા છે. જો કે તાલ, સ્વર, નાદ અને નૃત્ય દૃષ્ટિએ વાદ્યોને રજૂ કરી શકાય ત્યારે જ એનું સંપૂર્ણ સ્વરૂપ બંધાય. એટલે રેકર્ડવાળું પુસ્તક પ્રસિદ્ધ કરી શકાયું હોત તો તેના નાદ, તાલ અને સ્વર–બોલના ધ્વનિનું સંપૂર્ણ સ્વરૂપ પામી શકાત.

## લોકવાદ્યો ને રસ – ભાવ

લોકવાદ્યોને હીંચ, ખેમટો, કેરબો, ધમાર, દીપચંદી ને ત્રિતાલ જેવા થોડાક તાલો પણ છે. એ સિવાય નામ નહિ પાડેલા એવા થોડા તાલો પણ છે. દા. ત. મણિયારાનો ઢંગ વગેરે. આવા અનેક ઢાળઢંગમાં લોકવાદ્યો વાગે છે. જેમ ગીતના ઢંગમાં વાગે તેમ નૃત્યના–નૃત્તાના વિવિધી ઢંગમાં વાગે છે. એ દરેક ઢંગમાંથી જે રસ અને ભાવ પેદા થાય છે તેનું નિરૂપણ પણ લોકવાદ્યોના ગ્રંથમાં કરવાનું બાકી રહે છે.

મારો અનુભવ છે ત્યાં સુધી લોકવાદ્યો નવે ય રસના ભાવ પેદા કરે છે. લોકવાદ્યોમાંથી કેટલાંકનાં મૂળ રણવાદ્યોમાં રહેલાં છે તે સાચું છે, પણ બધાં જ વાદ્યો બિભત્સ ભયાનક કે શૌર્ય રસનાં નથી. જેમ રણશિંગામાંથી સુધારો પામતાં પામતાં આજની શરણાઇ બની, જેમ વાંસના જંગલમાં વીંઝાતા વાયુમાંથી સ્વરલહરીઓ બાજતાં કાલાનુક્રમે વાંસળી–બંસી બની, જેમ જંતરમાંથી બીન અને વીણામાંથી ગીતાર બનતાં તે તે વાદ્યો અનેક રસનાં વાહક બન્યાં છે.

## લોકવાદ્યોનો વિકાસ ને વૈવિધ્ય

ગુજરાતનું લોકસંગીત મારા મતે સારંગ પ્રધાન છે. સારંગ કરૂણતા અને મધુરતાનો વાહક છે અને પછી ઘણા મિશ્રસ્વરોનું સામંજસ્ય એમાં સધાયું છે. એટલે જેટલું સ્વરવૈવિધ્ય અને જેટલું નૃત્ય વૈવિધ્ય એટલું આપણાં લોકવાદ્યોમાં નાદવૈવિધ્ય છે.

એક ઢોલનો જ દાખલો લઇએ. એનું મૂળ યુધ્ધનાદમાં અને શત્રુઓને ગભરાવવાના હેતુમાં પડયું છે, એટલે કે એવા ભયાનક નાદોથી શત્રુઓને ગભરાવવા ભૂમિદુંદુભિથી પ્રથમ શરૂઆત થઇ હશે. જમીનમાં યોગ્ય પ્રમાણનું પોલાણ કરી, એને માથે ચામડું મઢીને આ નાદ ઉત્પન્ન કરવામાં આવતો. આ ભૂમિદુંદુભિ કદાચ ઘણાખરાં અવનદ્ધ વાદ્યોનું જનક હોઇ શકે. દુંદુભિ ને ઢોલ પણ તેના જ વિકસિત પ્રકારો છે.

આ ઢોલ જેમ રણવાદ્ય છે તેમ મંગલ વાદ્ય પણ છે અને સંઘગાન કે સંઘનૃત્યમાં હજી એનાથી વધુ સારૂં સાધન વિશ્વમાં શોધી શકાયું નથી. લોકોને જાગૃત કરવા બુંગિયો વાગે, યુદ્ધની ઉત્તેજના માટે સિંધુડો વાગે, રણછટ્ટો બોલે ત્યારે તરઘાયો વાગે અને લગનના વિવિધ પ્રસંગે જાંગીના, વધાવાના અને બીજા અનેક ઢંગમાં વાગે. મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે એકનું એક વાદ્ય પછી તે ચારમાંથી ગમે તે વર્ગ–પ્રકારનું હોય તો પણ તે વિવિધ રસોના અનેક ભાવ પેદા કરે છે.

## વાદન–પ્રકારની લોકબોલી

એટલે લોકવાદ્યોના વાદન–પ્રકાર, ઢાળ-ઢંગ અને રસભાવનો સમાવેશ આ પુસ્તકોમાં જરૂર કરી શકાય. દરેક વાદ્યના પ્રકારનાં લોકબોલીનાં નામો પણ આમેજ કરી શકાય. જેમ

સુષિર અને તંતુવાદ્યોમાં ધૂન, પરજ, સરજ અથવા ચરજ વગેરે ઘણા પ્રકારો છે તેમ. ડાકલામાં તો ઘણા પ્રકારો છે ડાકલાના 'આરણ્યું'ના પ્રકાર સાથે અને સરજ અથવા ચરજ સાથે મને સામગાનનું સામ્ય મળી આવેલું. રાજકોટ રેડિયો સ્ટેશન ઉપરથી એના ઉપર મેં અર્ધાકલાકનું ફીચર આપેલું. આજે એની નકલ હાથવગી રહી નથી.

ડાકલામાં ઘણા તાલ વાગે છે દા. ત. હીંડોળ, અર્ધ હીંડોળ, હીંચ, ધાય વગેરે વગેરે, આ ડાકલામાં માતાજીના સ્તવનના બધા જ પ્રકારો વાગે છે ને વાર્તા મંડાય છે. ડાકલું એ મારા ખ્યાલ મુજબ સંસ્કૃત ડુકકુલિનું અપભ્રંશ છે, અથવા મૂળ નામ જ પ્રાકૃત હોય.

રણશિંગું જેમ મંદિરો ને ઠાકુરદ્વારાઓમાં વા ખાતું પડ્યું હોય છે તેમ સાધુ બાવાઓ પાસે અને એની જમાતોમાં પણ ફરતું હોય છે. કેટલાક એને શિંગી કહે છે. શિંગીના વિવિધ પ્રકારો છે. નાગફણિનું પણ બીજુ કાંઇક લૌકિક નામ છે.

**થોડાં નામ-કામ**

ભોંયતૂર એ ભૂમિદુંદુભિનો જ પ્રકાર છે. એમાંથી ઘટ, ઘલો અથવા ઘડો અને છેવટ માણના રૂપે વિકસિત થયેલ છે. માટીનો ઘડો અથવા માટલું તો તબલાંની જેમ જ કેટલાક બોલ કાઢે છે. સાબરમતી જેલમાં રાતના બેરેક બંધ કર્યા પછી અમે એનો જલસો ઘણીવાર કરતા. રવિવારે ખાસ કરીને.

ત્યારે જંતર ચારણોમાં માત્ર બાબરી-આધારમાં છે. બાકી નાથબાવા વગાડે છે. જેતપુર (કાઠીનું) ને વડીઆ વચ્ચે બાવા ગુલાબગરને તેના સગાઓ હજી જંતર વગાડતા દેખાય છે.

સુખચંગને મોરચંગ પણ કહેવામાં આવે છે. સીદીના મીસરાને મસીરા પણ કહે

## ગુજરાતનાં લોકવાદ્યો

**૧-તત્‌વાદ્યો**

**૧-આઘાતી વર્ગ**-૧. રામસાગર, ૨. ચોનકુ, ૩. ઘાંગળી, ૪. ઘાંગલો, ૫ જંતર, ૬, મલંગો.

**૨-ઘર્ષણીય વર્ગ**-૧. રાવણહથ્થો, ૨. ગુજરી, ૩. સારંગી, ૪. અંબાડાની થાળી-ઘડો-ડબ્બો.

**૨-અવનદ્ધ વાદ્યો**

**૧-મૃદંગ વર્ગ**-૧. માદળ, ૨. તૂર, ૩. પખવાજ, ૪. તબલાં. ૫. ડફ, ૬. ચાંગ, ૭. ડમરૂ, ૮. ડુગડુગી, ૯. ડાક, ૧૦. ખંજરી.

**૨-દુંદુભિ વર્ગ**-૧. ઢોલ. ૨. કુંડી, ૩. ઢાંકો, ૪. ચોઘડિયાં, ૫. નગારાં, ૬. ત્રાંસાં.

**૩-ઘન વાદ્યો**

**૧-દંડ વર્ગ**-૧. દાંડિયા, ૨. કરગેસ, ૩. ખપાટ.

**૨-કાંસ્ય વર્ગ**-૧. મંજીરાં, ૨. કાંસી જોડા, ૩. ઝાંઝ, ૪. કરતાલ, ૫. માણ, ૬. ઝાલર, ૭. થાળી, ૮. ઘટડી, ૯. ઘૂઘરા.

**૪.-સુષિર વાદ્યો**

**૧-દતિ-મશક-વર્ગ**૧. મહુવર, ૨. ડોબરૂ, ૩. તાડપુ, ૪-નરહિલો.

**૨-બાકુર વર્ગ**-૧. શંખ, ૨. રણશિંગુ, ૩. નાગફણિ, ૪. ભૂંગળ, ૫ કેનાટ.

**૩-વાંસળી વર્ગ**-૧. વાંસળી, ૨. કાની.

**૪-પાવા વર્ગ**-૧. પાવો, ૨.. રોળી, ૩. પીહો યા વેણો, ૪. પાવરી, ૫. શરણાઇ, ૬. પંજા, ૭. ટોટા, ૮. કાહલો, ૯. સૂર.

છે. ડીંડીમ ડમરૂને પણ કહેવાય છે. બંગાળી ગીતોમાં એના ઉલ્લેખો છે.

એક એવો ખ્યાલ છે કે જેમ વીણા-માંથી અમીર ખુશરૂએ સિતાર બનાવી (સહે-તાર–સહ એટલે ત્રણ તાર) પખવાજના બે ટુકડાં કરી તબલાં પણ એણે જ પ્રચલિત કર્યા. એ તબલાં–નરઘાંની માદાને બાંયું ને નરને ભોણિયું પણ કહે છે.

## કંઠવાંસ ને નસતરંગ

કાનીની જેમ જ કશા જ સાધન વિના કંઠમાં માત્ર સ્વર ઘૂંટીને શ્વાસની ક્રિયા વડે શબ્દોચ્ચાર સિવાયના સ્વરથી દરેક રાગ વગાડી શકાય છે. એને પણ કાની અથવા કંઠવાંસ કહેવામાં આવે છે. ખાસ કરીને માલધારીઓ આ કંઠવાંસ વિશેષ વગાડે છે. આ કંઠ-વાંસની મજા તો એ છે કે ગીત હીંચનું લહેરાતું હોય તો એની સાથે તબલાંના બોલ વાગતા જાય. કિશોરાવસ્થામાં હું પણ આ કંઠવાંસ વગાડતો. મુખચંગમાં સ્વરકંપન હોય છે, જ્યારે કંઠવાંસમાં સ્વરગોરંભના ખટકા અને લહેકા હોય છે.

એ જ રીતે ગળાની નસ પાસે શરણાઇ જેવું વાદ્ય રાખીને માત્ર નસના ધબકારાથી ગીતો વગાડે છે, શાસ્ત્રીય સંગીતમાં એને નસતરંગ કહે છે. કોઇ ભૂંગળી માથે કરો-ળિયાનું જાળું ચોટાડીને પણ નસતરંગ વગા-ડાય છે

સૌરાષ્ટ્રમાં કોયલી કરીને ધાર્મિક જગ્યા છે. તેના મહંતશ્રીએ મને કહેલું કે એમને યાચનારી એક યાચક કોમ કેડે તલવા-રોના હારડા બાંધીને નાચે છે. નૃત્ય કરતાં આ તલવારોના આઘાતોમાંથી બોલ કાઢે છે.

'ગુજરાતી' એ વાદ્ય છે તેમ 'ગુજરાતી' એ છંદ પણ છે. જેમ ચર્ચરી નૃત્ય ઉપરથી ચર્ચરી છંદ ઊતરી આવ્યો છે તેમ. અથવા એથી ઉલટું પણ હોઇ શકે. બાકી પ્રત્યેક પ્રદેશના વિશિષ્ટ રાગો અને વિશિષ્ટ વાદ્યોનાં નામ જે તે જાતિસમૂહના અને પ્રદેશના નામ ઉપરથી પ્રચલિત થયાં જ છે.

## સ્વરમાધુર્ય ને સ્વરસમન્વય

સૌથી વિશેષ સંગીતના બે મુખ્ય પ્રકાર 'મેલોડી' અને 'હારમની' ઉપર આપણાં લોક-વાદ્યો અને આપણાં લોકગાન–સંઘગાનના અભ્યાસ દ્વારા અદ્‌ભુત પ્રકાશ પડે તેવું છે.

આપણું શાસ્ત્રીય સંગીત તે સ્વર-માધુર્યનું જ સંગીત છે. એ વ્યક્તિપ્રધાન છે. જ્યારે આપણું લોકસંગીત વ્યક્તિપ્રધાન ઓછું ને સંઘ કે વૃંદપ્રધાન વધારે છે. સ્વરમાધુર્ય ઉપરાંત લોકસંગીતમાં સ્વર–સમન્વય વિશેષ છે. લોકસંગીત એ બહુધા સંઘસંગીત અને સંઘનર્તન જ વિશેષ છે. એ જેમ એકાદ બે વાદ્યો સાથે ચાલે છે. તેમ અનેક વાદ્યો સાથે ગવાય નચાય છે. એમાં વાદી, સંવાદી ને વિવાદી જ નહિ પણ વિસંવાદી સૂરોનું સંઘગાન પણ મેં સાંભળ્યું છે. વાદ્યો જે શાસ્ત્રીય ઢંગનું અનુકરણ નથી કરતાં તેવાં અનેક લોકવાદ્યો વિસંવાદી નાદનો સંવાદ રચતાં સાંભળ્યાં છે. હું માનું છું કે આપણાં લોકવાદ્યોનો આ પ્રકારનો અભ્યાસ વિશ્વના મેલોડી અને હારમનીના સંગીત ઉપર અનેરો પ્રકાશ પાડશે, પણ શાસ્ત્રબદ્ધ ન હોવાથી અને સંગીતશાસ્ત્રીઓની એ બાજુ રૂચિ ન હોવાથી આપણાં લોકવાદ્યોને એ પ્રકારે ચકાસાયાં જ નથી. એ જ રીતે લોકવાદ્યોના વિવિધ ઢંગોમાં રહેલ તાલ, માત્રા, બોલ અને નાદ વૈભવમાંથી ઊભા થતા રસભાવ પણ અભ્યાસ માગે છે.

## ગુજરાતને ગૌરવ અપાવશે

હવેલી સંગીત એ ગુજરાતના હાડનું–નિજનું સંગીત નથી. શાસ્ત્રીય સંગીતનો ગુજ-રાતનો કોઇ ઘરાનો નથી. સ્વ. આદિત્યરામજી

પણ જૂની શાસ્ત્રીય પરંપરાના વારસદાર હતા. સુગમ સંગીતનાં મૂળ તળ ગુજરાતના સંસ્કારોમાં નથી. એમાં ગુજરાતની સંસ્કારિતાનો પ્રતિઘોષ નથી. ગુજરાતનું નિજનું કોઈ સંગીત હોય તો તે લોકસંગીત જ છે. ગુજરાતને ગૌરવ અપાવે તેવો તે સમૃદ્ધ વારસો છે.

આધુનિક આછકલું સંગીત એમાંથી સ્વર અને શબ્દોને ઉઠાવીને એને વિકૃતિને માર્ગે વાળી રહેલ છે. તેમ શાસ્ત્રીય સંગીતનાં બધાં વાદ્યો તે ગુજરાતનાં વાદ્યો નથી. ગુજરાતનાં લોકવાદ્યો જ ગુજરાતનાં વાદ્યો છે. આવાં સંશોધન અને પ્રકાશનથી ગુજરાતને પોતાના સંસ્કાર વારસાનું આત્મભાન જાગે છે. લોકવિદ્યા ને લોકકળાઓમાં આવાં સંશોધન-પ્રકાશન અને સંગ્રહો ગુજરાતને ગૌરવ તો અપાવશે જ, પણ એ વાદ્યોની શક્તિ તપાસી એમાંથી નવાં વાદ્યો નીપજાવવાનો કે વાદનનાં નવાં સંયોજન પેદા કરવાનો અવકાશ પણ આ ક્ષેત્રમાં કામ કરનારને મળી જાય છે.

આવાં પ્રકાશનોને વધુ પ્રસિદ્ધિ મળે ને વધુ લોકભોગ્ય બને તેવા પ્રયત્નો ગુજરાત સં. નૃ. ના. અકાદમીએ કરવા જોઈએ અને તેના પ્રત્યેક કાર્યક્રમના સ્થળે તેનો પરિચય અપાવો જોઈએ.

## ભેદુંની ભિંત્યુંને ભાંગનારા

ગુજરાતનું સંસ્કારજીવન વૈવિધ્યસમૃદ્ધ છે એમ આવા પ્રકાશનો આપણને બતાવે છે. લોકકલાના માધ્યમ દ્વારા એ સંસ્કારજીવન ધબકતું રાખી શકાય તેમ છે. જેમ આર્યો અનાર્યો અથવા અસુરોની સંસ્કૃતિ અપનાવીને જ ભારતીય સંસ્કૃતિ રચી શકયા તેમ આ લોકકલાના – લોકવિદ્યાઓના–લોકસાહિત્યના ઉત્તમ અંશોને અપનાવતા જઈને જ આપણે આદિવાસી, લોક અને ભદ્ર સમાજ વચ્ચેના ભેદો મીટાવી દઈ શકશું. અને આ લોકસંગીત –વાદન–નર્તન અને લોકસાહિત્યની વિદ્યા–કળા પછાત ગણાવાતી પ્રજાઓનો જ વારસો છે એમ કહેવાની ભાગ્યે જ જરૂર છે. આવી કલાની વારસદાર જાતિઓને તુચ્છ, અભદ્ર, અબુધ કે અજડમાં કેમ ખપાવી શકાય? લોક–કળાઓ આપણને એના વ્યક્તિત્વમાં સંસ્કૃતિનો સાક્ષાત્કાર કરાવે છે. આવું પુસ્તક તૈયાર કરવા માટે શ્રી. ઇન્દ્રશંકર રાવળ અને એને પ્રગટ કરનાર ગુજરાત સં. નૃ. ના. અકાદમી ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તક 'ગુજરાતનાં લોકવાદ્યો'નું મૂલ્ય પાંચ રૂપિયા પાંચ પૈસા છે. એ ગુજ. સં. નૃ. ના. અકાદમા : સચિવાલય : બ્લોક નં. ૯ : ત્રીજે માળ : ગાંધીનગર (ઉ. ગુ.) એ સરનામે મળી શકશે.

## ભીતર નો ભીંજાણા

કાળમીંઢ પથરા કેરા ભીતર નો ભીંજાણા,
મૂશળધાર સાથે બારેય મેહુલા મંડાણા.
સંતના સમાગમથી જરા નવ સમજ્યા,
માયા મમતામાં જેનાં મનડાં મૂંઝાણાં.
કાળી ઊન કેરાં કાપડ કોઇ રંગરેજથી,
લાખ ઉપાયે બીજા રંગે નો રંગાણા.
ફૂલડાંની સેજે એને નીંદરાયું નાવે,
મછિયાંની ગંધે એનાં તનડાં ટેવાણાં.
પિંગળ કહે છે પ્યાલા દૂધ ભરી પાયું,
વિષધરનાં વર્તન જરિયે નવ બદલાણાં.

પિંગળશીભાઈ ગઢવી

# પુસ્તકાલય પ્રવૃત્તિના ભેખધારી–પિતા
## સ્વ. શ્રી મોતીભાઈ અમીન

વલ્લભભાઇ મૂ. પટેલ

[ પોતાના જીવનની પળેપળ ગુજરાતની પુસ્તકાલય અને કેળવણી પ્રવૃત્તિના વિકાસ પાછળ ખર્ચનાર શ્રી મોતીભાઈ અમીનનું તા. ૨૯–૧૧–૭૨થી ચાલુ થયેલ જન્મશતાબ્દિ વર્ષના ટાંકણે એમના જીવન કાર્યને બિરદાવતી અને શ્રદ્ધાંજલિ અર્પતી ટૂંક જીવનકથા ]



બી. એ. સુધીનું શિક્ષણ લઇ, અંગ્રેજી સ્કૂલમાં શિક્ષકની નોકરી કરનાર એક વ્યકિત ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા બને છે એ નાની સૂની વાત ન ગણાય. શિક્ષક આલમ માટે ખરેખર ગૌરવ લેવા જેવી વાત છે. આ શિક્ષક તે કોણ ? તે છે વસો તા. નડીયાદના સ્વ. શ્રી મોતીભાઇ ન. અમીન. એમનો જન્મ થયો સન ૧૮૭૩માં બી. એ. થયા સન ૧૯૦૦મા, તે પછી વડોદરામાં એક દિવસ મુલકી ખાતામાં નોકરી કરી, સાંજે રાજીનામું મૂકી ઘેર આવ્યા. મિત્રોએ જ્યારે આ જાણ્યું, ત્યારે આવી સરસ નોકરી છોડી દેવા બદલ ઠપકો આપ્યો. બીજે દિવસે વડોદરા રાજ્યના વિદ્યાધિકારીને મળી 'મારે શિક્ષક બનવું છે મને શિક્ષકની નોકરી આપો' એ પ્રમાણે વાત કરતાં સન ૧૯૦૨માં પાટણ હાઇસ્કૂલમાં હેડમાસ્તર તરીકે મૂકાયા, આ એમનો પ્રાથમિક પરિચય.

*

સન ૧૯૦૯ની સાલ જે સમયે ગુજરાતના કોઇ દેશી રાજ્યની કે બ્રિટિશ રાજ્યની સરકારે કોઇ ધનપતિએ કે કોઇ સંસ્થાએ, ગામડામાં સૌ કોઇને મફત વાંચન મળે એ પ્રકારની સાર્વજનિક પુસ્તકાલય ઉઘાડવાની યોજના ઘડી ન હતી કે વિચારી ન હતી. લોકો 'પુસ્તકાલય' એ શબ્દથી સાવ અજ્ઞાત હતા. તેવે સમયે પેટલાદ અંગ્રેજી સ્કૂલના હેડમાસ્તર શ્રી મોતીભાઇ અમીનને સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયારનું 'સંસારમાં સ્વર્ગ' અને ભાવનગર રાજ્ય તરફથી પ્રસિધ્ધ થયેલું 'સંગીત નીતિ વિનોદ' એ બે પુસ્તકો વાંચવામાં આવતાં લોકોના જીવન ઘડતર માટે આવાં પુસ્તકોના વાચનનો બહોળો પ્રચાર થવો જોઇએ અને તેવાં પુસ્તકો લોકોને સહેલાઇથી પોતાના ગામને આંગણે મળે તો તે વાંચવા સહુ કોઇ પ્રેરાય એ હેતુથી ગામડામાં પુસ્તકાલયો ઊભાં કરવાના વિચાર એમના હૃદયમાં જાગ્યા અને તે તત્કાળ અમલમાં મૂકવા તૈયાર થયા. પોતે હતા શિક્ષક, પગાર મળે ફક્ત રૂા. ૬૫, ઉમર વર્ષ ૩૩, ઝાઝી

ઓળખાણ પણ નહી. આ સ્થિતિમાં નાણાં ક્યાંથી મેળવવાં ? તથા શાળાના સમય બહાર આ કામને પહોંચી વળવું કેવી રીતે ? આ પ્રશ્નો એમના મનમાં ઘોળાયા, પણ એમના હૃદયમાં લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરવાની અને જનસેવાની ભાવના ઉત્કટ હતી. 'સારાં કામોમાં ભગવાન હમેશાં મદદ કરે જ છે એની એમને પૂરી શ્રદ્ધા હતી એટલે એમને મનમાં ઘોળાતા વિચારો દૂર કરી, ગામડાંમાં પુસ્તકાલયો ઉઘાડવાની યોજના ઘડીને તૈયાર કરી.

o o o

સન ૧૯૦૬ના માર્ચમાં વડોદરાની મેલ ટ્રેનીંગ કોલેજના વિદ્યાર્થીઓ (જેઓ ભણીને શિક્ષક બનવાના છે) સમક્ષ શ્રી અમીન સાહેબે વાત મૂકી કે, તમે ગામડામાં શિક્ષક બનશો, પણ ત્યાં તમને વાંચવાના પુસ્તકો કે પત્રો નહીં મળે તો તમે મેળવેલું જ્ઞાન કટાશે અને દુનિયાથી જુદા પડી જશો અને તે ગામ પણ અંધારામાં જ રહેશે. જેથી સ્વાર્થ સાથે પરમાર્થની વાત તમારી પાસે મૂકું છું. તે એ કે 'તમો જે ગામે શિક્ષક તરીકે મુકાઓ તે ગામેથી રૂ. ૧૦ કે ૧૫ એકમ કરી મારા તરફ મોકલી આપશો. તો તે ગામને રૂ. ૨૦ કે ૩૦ના પત્રો અને પુસ્તકો મોકલી 'અપાશે' આ વાત ૫૦ શિક્ષકોએ સ્વીકારી લીધી અને એ રીતે સન ૧૯૦૫માં ૫૦ ગામોએ ગ્રામ પુસ્તકાલયો ચાલુ થયાં. સન ૧૯૦૭ અને ૧૯૦૮માં પણ આ જ રીતે ૫૦–૫૦ ગામોએ ગ્રામ પુસ્તકાલયો શરુ થયાં. આ રીતે સન ૧૯૦૬થી ૧૯૦૮ સુધીમાં ૧૫૦ ગામોએ ગ્રામ પુસ્તકાલયો ઉઘડયાં અને તે 'મિત્રમંડળ પુસ્તકાલય' એ નામથી ઓળખાયાં. આ ૧૫૦ પુસ્તકાલયો ચાલુ કરવામાં શ્રી અમીન સાહેબે રાત અને દિવસ જોયાં નથી. પ્રકાશકો પાસેથી અને મિત્રો પાસેથી અને જરૂર પડયે પોતાના પગારમાંથી પણ મદદો મેળવી, ગ્રામ પુસ્તકાલયોને મોકલવાનાં પુસ્તકો, પત્રો જ્યાં ત્યાંથી મેળવી, જે તે ગ્રામ પુસ્તકાલયને પોતાના હાથે ખીસો બનાવી, બંડલો બાંધી, રેલ્વે દ્વારા પહોંચાડી આપતા. આમાં વિદ્યાર્થીઓની મદદ લેવાતી ખરી, પણ વધારે વખત અને શ્રમ તો પોતાને જ કરવો પડતો. આ ૧૫૦ પુસ્તકાલયને ચાલુ રાખવામાં અને નવાં થનારાં પુસ્તકાલયને પ્રતિ વર્ષ મદદ આપવાની યોજના આગળ જતાં મૂંઝવે તેવી હતી. પણ એટલામાં જ વડોદરા રાજ્યની સરકાર તરફથી પુસ્તકાલયોને સરકાર મદદ આપવાની યોજના જાહેર થઇ અને એમની મૂંઝવણ દૂર થઇ. કારણકે મોટે ભાગે ઉઘડેલાં પુસ્તકાલયો વડોદરા રાજ્યનાં જ વધુ હતાં.

o o o

ગુજરાતનાં કોઇ પણ દેશી રાજ્યે ગામડામાં પુસ્તકાલયો ઉઘાડવાની પહેલ કરી હોય તો તે વડોદરા રાજ્ય જ છે. વડોદરાના તે વખતના રાજવી શ્રીમંત સયાજીરાવે પરદેશોમાં પુસ્તકાલયની પ્રવૃત્તિ જોઇ, વડોદરા રાજ્યમાં તે પ્રવૃત્તિ ચાલુ કરી તથા તે માટે સ્વતંત્ર પુસ્તકાલય ખાતું સન. ૧૯૧૦માં ઉઘાડી તે ખાતામાં, પુસ્તકાલય ક્ષેત્રે કામ કરી રહેલા પેટલાદના શિક્ષક શ્રી. મોતીભાઇ અમીનને આસિ. ક્યુરેટર તરીકે સન ૧૯૧૧માં મૂકવામાં આવ્યા. શ્રીમંત સયાજીરાવની એક અભિલાષા એ હતી કે, 'મારા રાજ્યમાં જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય હોવું જ જોઇએ. જેથી ભણેલા ભૂલી ન જાય.' શ્રીમંત મહારાજાના આ સૂત્રને પાર પાડવા શ્રી અમીન સાહેબે નિવૃત્ત થતાં સુધી અવિરત કામ કર્યું છે. વડોદરા રાજ્યના પ્રાંતે પ્રાંતે, તાલુકે તાલુકે ફરી પુસ્તકાલય સેવકો ઉભા કર્યા અને શાળાવાળા એકે એક ગામે પુસ્તકાલય ઉભાં કરી દીધાં. ખરેખર આ એક ભગીરથ કાર્ય હતું. આ કાર્ય સફળ કરવામાં શ્રીમંત સયાજીરાવ, તે વખતના દીવાન કૃષ્ણામાચારી તથા તે વખતના

વિદ્યાધિકારીએ પણ શ્રી. અમીન સાહેબને ખૂબ સારો સહકાર અને સાથ આપ્યો હતો.

શ્રીમંત સયાજીરાવે, શ્રી. અમીન સાહેબના કાર્યથી ખુશ થઇ શ્રી. અમીન સાહેબને રૂા. ૧૫૦૦ની પર્સ આપી હતી. પણ તે પર્સ પોતાના અંગત કામે ન વાપરતાં ત્રણ સંસ્થાઓને દરેકને રૂા. ૫૦૦–૫૦૦ શ્રીમંત સયાજીરાવના નામથી ટ્રસ્ટ તરીકે આપી હતી.

o o o

વડોદરા રાજ્ય સિવાય ગુજરાતનાં બીજાં દેશી રાજ્યોમાં પણ આ પ્રવૃત્તિનો પ્રચાર થાય તે માટે પ્રસંગોપાત જે તે રાજ્યના દીવાન કે વિદ્યાધિકારીને મળી પુસ્તકાલય પ્રવૃત્તિની જરૂરીયાત અને યોજના સમજાવતા. બ્રિટિશ રાજ્યના ગામોમાં પણ ધનપતિઓનાં જુદાં જુદાં ટ્રસ્ટોમાંથી મદદ મેળવી પુસ્તકાલયો ચાલુ કરાવતા.

o o o

આમ પુસ્તકાલય પ્રવૃત્તિની સેવા કરતાં કરતાં સન. ૧૯૩૫માં વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા. નિવૃત્ત થયા ત્યારે કોઇ પ્રકારનો સમારંભ ઑફીસ સ્ટાફ તરફથી કે બીજાઓ તરફથી ગોઠવવા દીધો નથી. નોકરી દરમ્યાન પણ પાટણ અને ધામણ (તા. નવસારી) ગામના લોકો એમને માનપત્ર આપવા તૈયાર થયેલા. માનપત્ર છપાવેલાં પણ ખરાં, પણ તેઓ મેળાવડામાં હાજર જ ન રહ્યા. પાટણના નાગરિકોએ છાપેલાં માનપત્ર, શ્રી. અમીન સાહેબ પાટણથી જે ટ્રેનમાં વિદાય થવાના હતા તે ટાઇમે સ્ટેશન ઉપર જઇ ટ્રેનમાં બેઠેલા પેસેન્જરોમાં વહેંચ્યાં તથા એક મઢેલું માનપત્ર શ્રી. અમીન સાહેબનાં પત્ની રૂપબાના ખોળામાં મૂકી દીધું. આ માનપત્ર, શ્રી અમીન સાહેબે કોઇ દિવસ પોતાની બેઠકના રૂમમાં મૂકવા દીધું નથી. એ હમેશને માટે રૂપબા પાસે જ રહ્યું. પોતાની આખી જિંદગીમાં કોઇ ઠેકાણે પ્રમુખસ્થાન પણ લીધું નથી. પોતે હંમેશાં નમ્ર સેવક જ રહ્યા છે. પોતે અમલદાર હતા છતાં એમની પાસે અમલદારી ઠાઠ કે દમામ બિલકુલ હતાં જ નહીં; એમનો પહેરવેશ પણ સાદો જ હતો. કચ્છ મારેલું ધોતિયું, લંબકોટ, માથે બનારસી ટોપી, અને હાથમાં લાકડી, આ એમનો હમેશનો પહેરવેશ હતો. સૌની સાથે ખૂબ જ સલૂકાઇભર્યું એમનું વર્તન હતું. પુસ્તકાલય ક્ષેત્રે એમણે ખૂબ જ કામ કર્યું છે. માંદગીમાં પથારીમાં સૂતાં–સૂતાં પણ પુસ્તકાલયો તરફથી આવતા કાગળોના જવાબ અપાવ્યા વગર રહ્યા નથી.

પુસ્તકાલયોને મદદરૂપ થવા માટે ગુજરાત પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. નામની એક સંસ્થા પણ એમણે સ્થાપી, પુસ્તકાલય માસિક પણ એમણે શરૂ કર્યું, તથા ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા ગુજરાત પુસ્તકાલય મંડળ નામની સંસ્થા પણ ઊભી કરી. આજે આ ત્રણેય પ્રવૃત્તિઓ પુસ્તકાલય ક્ષેત્રે સારી સેવા આપી રહી છે.

નિવૃત્ત થયા પછી મુંબઇ રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના ઘડવા માટે, તે વખતના મુંબઇ રાજ્યના પંત પ્રધાન શ્રી. ખેર સાહેબને બે–ત્રણ વખત મળવાનું પણ થયું હતું. વડોદરા રાજ્યની માફક મુંબઇ રાજ્યમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિની ખીલવણી કરવાની એમની ખૂબ ઇચ્છા હતી. પણ એ ઇચ્છા ફળે તે પહેલાં તેઓ સન ૧૯૩૯માં સ્વર્ગવાસી થયા.

o o o

શ્રી. અમીન સાહેબે પુસ્તકાલય એકલા જ ક્ષેત્રે નહીં પણ કેળવણીના ક્ષેત્રે પણ ખૂબ કામ કર્યું છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી, વસો કેળવણી મંડળ, ચરોતર વિદ્યાર્થી સહાયક

[ અનુ૦ પૃષ્ઠ ૮૧૦

# આગિયો અને સુવર્ણભ્રમર

(હપ્તો બીજો)

મધુસૂદન ઢાંકી

અત્યારે 'કૃતિપ્રધાન' બની ગયેલ કર્ણાટકી સંગીતની કૃતિઓ–કીર્તનો–પ્રધાનતયા સંસ્કૃત અને તેલુગુ. અને કેટલીક કન્નડ, મલાયલમ, અને તામિલમાં ઉપલબ્ધ છે. એના બનાવનારાઓ સાહિત્યતત્ત્વ અને સંગીતત્ત્વના જાણકાર, ઉત્તમ કોટિના વાગ્ગેયકારો હતા. સોળમી સદીમાં સન્ત પુરંદરદાસ, ક્ષેત્રજ્ઞ, અને ત્યારબાદ થયેલ કનકદાસનાં કન્નડ પદો, ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં થયેલ વાગ્ગેયકાર મહાત્રિપુટીમાં સન્ત ત્યાગરાજની તેલુગુ કૃતિઓ, ને શામશાસ્ત્રી અને મુથ્થુસ્વામિ દીક્ષિતરની સંસ્કૃત અને તેલુગુ કૃતિઓ એમના સમકાલીન ત્રાવણકોરના મહારાજા સ્વાતિ તિરુનાડની સંસ્કૃત મલાયલમ્, તેલુગુ, કન્નડ, હિન્દી ઈત્યાદિ વિવિધ ભાષાઓમાં રચાયેલી કૃતિઓ, અને અત્યારે પલ્લવી શેષ આયર, બ્રહ્મેન્દ્ર સરસ્વતી, મુથ્થયાભાગવતર અને માઈસોર વાસુદેવાચાર્યની કન્નડ-તેલુગુ કૃતિઓ, તેમ જ પાપનાશન્ શિવમ્‌ની તામિલકૃતિઓ ને કેન્દ્રમાં રાખીએ તો આજે તો કર્ણાટકી સંગીત સેંકડો ગેય કાવ્યો-કૃતિઓથી સમૃદ્ધ છે. 'કૃતિ'ની વ્યાખ્યા બાંધતાં ત્યાગરાજે તેને "યતિ-વિશ્રામ સદ્ભક્તિ, વિરતિ દ્રાક્ષરસ–નવરસયુક્ત કૃતિ" એવાં એનાં લક્ષણો બતાવ્યાં છે. સ્વર અને લયના માળખામાં ભાવ, રસ, અને સાહિત્ય–તત્ત્વનો મેળ બેસાડેલ (કીર્તનાત્મક) ગેયકાવ્ય તે કૃતિ. કૃતિના સ્વરો ફેરવી શકાતા નથી: મૂળ વાગ્ગેયકારે જે સ્વરરચના બેસાડેલી હોય તેને પૂર્ણપણે વળગી રહેવું પડે છે. ત્યાગરાજ આદિ જૂના વાગ્ગેયકારોની કૃતિઓની સ્વરરચનામા થોડો થોડો ભેદ તેમના જુદા જુદા શિષ્યોની પરંપરામાં વરતાય છે ખરો; પણ એ એટલો સૂક્ષ્મ છે (અને મોટે ભાગે અલંકરણ-વિધિ પૂરતો જ મર્યાદિત છે;) કે તેને બહુ મહત્ત્વ આપવાની જરૂર નથી.

હવે પ્રશ્ન એ છે કે બાંધેલ સ્વરોવાળી એકની એક કૃતિઓ એકની એક રીતે જ ગવાતી હોય તો જતે દહાડે તેના આત્યન્તિક પરિચયથી કંટાળો જ આપે તેમાં કશું નવીન લાગે નહીં : અને છતાં આમ ન બનતાં ત્યાં તમામ ગાયકો એની એ લોકપ્રિય બનેલી કૃતિઓ ફરીફરીને ગાતા જ રહે છે અને શ્રોતાઓ પણ તેને સાંભળતાં થાકતા જ નથી, તેની પાછળ કયું કારણ કામ કરતું હશે ? આ વિષે વિચારતાં એમ લાગે છે કે ઉત્તમ 'કૃતિ'ની સ્વરરચના પાછળ કલાની ઊંડી સૂઝ, સ્વર-ગુંફનની વિશિષ્ટ સૂક્ષ્મતા, સાહિત્યાક્ષરના સ્વર અને તાલ સાથેની એકરસતા, થોડા થોડા સ્વરોના ફર્ક સાથે ક્રમબદ્ધ–શિસ્તબદ્ધ રીતે વિકસતી સંગતિઓ, આ બધાના મેળથી અને ગાયકની ઉત્તમ, ભાવપૂર્ણ ગાનશૈલીથી કૃતિઓ રસોજ્જવલ બની શકે છે. મેં અત્યારસુધી સાંભળેલી સેંકડો કૃતિઓમાંથી પાંચેક ટકાને આવી ઉત્તમ કોટિમાં મૂકવા પ્રેરાઉં છું. જો ગાયક નાની સંખ્યામાં કર્ણપ્રિય રાગોમાં સધાયેલ, ચુનંદી કૃતિઓ જ ગાવાનો આગ્રહ રાખે તો ઉત્તરવાસી માટે કર્ણાટકી સંગીતનો આસ્વાદ લેવો સુગમ બની જાય.

હવે લઈએ લયનો પ્રશ્ન. હિન્દુસ્તાની સંગીતમાં જે ઘરાનામાં સ્વરના મુક્ત-વિહાર પર સવિશેષ લક્ષ અપાયું છે (જેમ કે કિરાના ઘરાના) ત્યાં લયકારી પર ઓછો ઝોક અપાયો છે. અમસ્તાય તબલાની લયકારી મૃદંગ–પખરાજની મેઘધ્વનિ શી ઘન-ગમ્ભીર અને ત્વરાપૂર્ણ લયકારીની સરખામણીમાં મૃદુ, ચાલવે ધીરી લાગે છે. ('ખ્યાલ' ગાયકો માટે તબલાંનો

તાલ અનુકૂળ છે; જ્યારે ધ્રુવપદ ગાયન માટે અને 'રુદ્રવીણા' સરખાં વાદ્યો માટે પખવાજની તાલકારી વધારે અનુકૂળ છે. દક્ષિણની લયપ્રધાન ગાયકી માટે મૃદંગ જ કામ આપી શકે.) લયપ્રધાન કર્ણાટકી પદ્ધતિમાં તાલશાસ્ત્ર ખૂબ જ વિકસ્યું છે. અપૂર્ણાંક માત્રાના, દીર્ઘમાત્રાના અને વિષમ માત્રાના તાલો, તેમ જ કૃતિનો પદ–પ્રારમ્ભ અપૂર્ણાંક માત્રા, વિષમ માત્રા, છોડીને થતો હોવું ત્યાં તો સાધારણ છે. વળી ગાયન વેળાએ મૃદંગ પર ધ્યાન આપ્યા સિવાય ગાયકે પોતે તાલની માત્રાનો સતત અંકુશ એક હાથ દ્વારા ગણતા રહી રાખવો પડે છે. (ઉત્તરવાસી માટે આ બહુ કપરું છે) કર્ણાટકી શૈલીનું તાલશાસ્ત્ર આજે તો સંસારભરમાં સૌથી જટિલ અને અજોડ ગણાય છે. તેના તાલની ઝડપ પણ અદ્વિતીય છે. એની સાથે સ્પર્ધામાં તબલું ક્યાંય પાછળ રહી જાય. પખવાજ પણ પાછળ રહી જાય.[૧૦]

કર્ણાટકી સંગીતના દૃષ્ટિકોણથી હિન્દુસ્તાની સંગીતને જે રીતે જોવામાં આવે છે તે વિષે હવે વિચારીશું. તેમનો પહેલો વાંધો છે હિન્દુસ્તાની વિલમ્બિત આલાપ સામે. હિન્દુસ્તાની રાગની પ્રારંભની મંથર ગતિ દક્ષિણી શ્રોતાજનો સહી નથી શકતા. આ વાતનો મુખ્ય આધાર તો ગાયક અને ઘરાના પર છે. સુંદર મનવિભોર કરી દેતા આલાપ કેવળ ઊંચી કોટિના ગાયકોને જ સાધ્ય છે. મધ્યમ કક્ષાના ગાયકોનો આલાપ સૂક્ષ્મ ખૂબીઓ વગરનો હોઈ, લક્ષણોથી વિભૂષિત ન હોઈ, ચોક્કસ કંટાળાજનક લાગે છે. આજે તો ગાયકો આલાપ જુદો ન કરતાં 'વિલમ્બિત ખ્યાલમાં જ આલાપચારીને સમાવી લે છે: (આથી તબલાવાદક પણ નવરો ન બેસતાં 'એકતાલ' માં કે 'ઝુમરા'માં ઠેકા આપ્યે જાય છે.) પણ વિલમ્બિત આલાપ એ હિન્દુસ્તાની સંગીતનો કળશ છે. રાગના રૂપને યથાર્થ વ્યક્ત કરવાનું, એની તમામ સૂક્ષ્મતાઓને નખશિખ રજૂ કરવાનું આલાપમાં જ બને. ધ્રુવપદ શૈલીના અજોડ ગાયક ડાગર બધુંઓ સ્વરોને ઘુંટીઘુંટીને રાગના અસલી રૂપને હુબહુ ખડું કરતા તે વાત હિન્દુસ્તાની સંગીત સાંભળનાર સૌ કોઈને સુવિદિત છે. ખ્યાલ ગાયકીમાં પણ આલપચારી બહું જ ધીર ગંભીર અને રાગની ખીલાવટ સુંદર રીતે કરી શકનારા કલાકારો છે. જયપુર–મેવાતી ઘરાનાના પ્રયોગશીલ કલાકાર પંડિત જસરાજનો કલ્યાણરાગનો શાન્ત વહેતી, સ્વચ્છ સલિલા સરિતાના પ્રવાહ જેવો સ્થિર અને વિમલ, કલાકો સુધી ચાલી શકતો ચેતોહર આલાપ, કે પતિયાલા ઘરાનાના પ્રખ્યાત ઉસ્તાદ મોહમ્મદ હુસેનનો માલકોંસનો આલાપ કે નારાયણ ચક્રવર્તીનો જયજયવન્તીનો વિસ્તાર દક્ષિણી શ્રોતાઓ ધૈર્યપૂર્વક સાંભળે તો તેમનો મત જરૂર બદલાય. વાદ્યમાં જોઈએ તો સારંગી પર ઉચ્ચ કોટિના કલાકારો દ્વારા થતી આલાપચારી એટલી જ ઉત્તમ બની શકે છે. ઉસ્તાદ બુંદુખાંનો મારુ બિહાગનો આલાપ અને ઉસ્તાદ અસદઅલિખાંનો રુદ્રવીણા પરનો યમનનો આલાપ મારા માટે ચિરસ્મરણીય બની ગયા છે.

એમ તો દક્ષિણમાં પણ એક કાળે આલાપ વિલમ્બિત રૂપે જ થતો હતો. ઓગણીસમી સદીના કર્ણાટકી સંગીતના મહાન કલાકારો પરમેશ્વર ભાગવતર, મહાવૈદ્યનાથ આયર, પટ્ટણમ્ સુબ્રહ્મણ્યમ્ આયર વિલમ્બિત આલાપ જ કરતા, પણ પચાસ વર્ષ પહેલાં અરયકુડિ રામાનુજમ આયંગારે કર્ણાટકી સંગીત માટે મધ્યમકાળ, અને વિલમ્બિત, દ્રુત અને અતિદ્રુત એમ ત્રણે ગતિઓના મિશ્રણવાળી, 'ભૃગ' (હિં૦ તાન)ના સંભારવાળી, તાંકતિલી આલાપના નિર્મિત કરી અને ત્યારથી ત્યાંના ઘણાખરા ગાયકો પોતપોતાની પરંપરા અનુસાર એ પ્રથાને અનુસરે છે. દક્ષિણના શ્રોતાઓ આવા પ્રકારના આલાપ સાંભળવા

સવિશેષ ટેવાયેલા છે; અને હાલ તો પ્રસિદ્ધ ગાયિકા ડી. કે. પટ્ટમાળ્ળ, સુલોચના મહાદેવન્, સુસરિ સુબ્રહ્મણ્યમ્ આયર જેવા જૂના જમાનાના ગાયકો સિવાય કોઇ વિલમ્બિત ગતિમાં આલાપચારી કરતું નથી. કર્ણાટકી રાગોના આલાપની સરખામણીમાં હિન્દુસ્તાની રાગનો અલાપ તેમને શિથિલગતિવાળો લાગે તે સમજી શકાય તેવું છે. કર્ણાટકી સંગીતના મર્મજ્ઞ શ્રી પી. એન. કૃષ્ણને મને પૂછેલું કે "તમારે ત્યાં હિન્દુસ્તાની સંગીતમાં મિશ્રગતિનો આલાપ કેમ દાખલ કરતા નથી; આ પ્રયોગ કરવા જેવો છે." મહુર્મ ઉસ્તાદ અબ્દુલ કરિમખાંની પરંપરાના કિરાના ઘરાનામાં મિશ્ર તો નહીં પણ મધ્ય ગતિની આલાપચારી કેટલાક ગાયક–ગાયિકાઓ કરતા હતા અને કરે છે. ખાં સાહેબના સમર્થ શિષ્યો સ્વ. ગણેશ રામચંદ્ર બહેરે બુવા, હાલ પાકિસ્તાન નિવાસી મલિકા–એ–મોશિકી રોશનઆરા બેગમ (આ ઉપરાંત પણ તારસપ્તકની અતિદ્રુત તાનો માટે એઓ વિખ્યાત છે), સાલિમહુસેન, ફૈયાઝ અહમદખાં, કે પતિયાળા ઘરાનાના ઉસ્તાદ ઉમરાવ અલિખાં અને અમાનત અલિખાં, સુન્નવર અલિખાં ઇત્યાદિ ગાયક–ગાયિકાઓની યમન અને શુદ્ધ કલ્યાણના આલાપમાં થતી વેગીલા સ્વરો અને ગાયકોના મિશ્રણથી થતી બઢતને હિન્દુસ્તાની સગીતની સૌથી સુન્દર વસ્તુઓમાં ગણાવી શકાય. દક્ષિણી શ્રોતાજનો એ સાંભળે તો હિન્દુસ્તાની સંગીતના આલાપમાં રહેલી સુંદરતાનો સ્વીકાર જરૂર કરે.

હિન્દુસ્તાની સંગીતમાં રહેલ મૃદુતાની દક્ષિણી શ્રોતાઓની ટીકાનો ઉત્તર આ રીતે આપી શકાય હિન્દુસ્તાની સંગીત માધુર્યલક્ષી હોઇ, પ્રબંધયુગના ભારેખમપણાને એણે ઉત્ક્રાન્તિકાળના મહત્ત્વના તબક્કે છોડી દીધું છે. આ તત્ત્વ દક્ષિણમાં જૂનો ઢાંચો લગભગ અકબંધ રહેલો હોઇ, જળવાઇ રહ્યું છે. એક વાત સાચી છે કે ઉત્તરમાં મૃદુતાનો કયારેક અતિરેક પણ થયો છે. ગળામાં સ્વરને દબાવી દઇ, હલકો કરી ગાવાની જ્યાં જ્યાં પ્રથા છે ત્યાં ત્યાં આવું બન્યું છે. કિરાના, પતિયાલા અને ગ્વાલિયર ઘરાનાની ધોવાઇ ગયેલ સ્વરૂપની ગાયકી જ્યાં જ્યાં પ્રચારમાં છે ત્યાં તે જોવા મળે છે. સામાન્ય સ્તર પર મૃદુતા એ હિન્દુસ્તાની સંગીતનું પ્રધાન લક્ષણ છે, અને તેના પર અધિકાર પ્રાપ્ત કરવો સહેલો નથી. વર્ષોની સાધના પછી ગળામાં ઉતરે છે. બાકી તો ધ્વનિવર્ધક યંત્રના આ જમાનામાં બહુ મોટા અવાજે ગાવાનું આવશ્યક પણ બની ગયું છે. ૧૦ હિન્દુસ્તાની સંગીતના માળખામાં રહીને જોતાં આગ્રા, ગ્વાલ્યરી–ગ્વાલિયર, ખુર્જા ઇત્યાદિ ઘરાનાઓની ગાયકી ખૂબ મર્દાની છે. તેમાં મૃદુતાનું તત્ત્વ ઓછું છે.

બોલાલાપ–બોલતાન–બોલબાંટના પ્રયોગમાં જે કલાકાર પાસે હરકતો કરામતોનો ભરપુર ખજાનો ન હોય, જેની ગાયકી લક્ષણોથી વ્યવસ્થિત ન હોય, ગાવામાં બેધ્યાન હોય, તેવા કિસ્સાઓમાં સ્વરસંગતિઓનું પુનરાવર્તન થતું ઘણીવાર જોવા મળે છે; અને એ રીતે જોઇએ તો દક્ષિણાપથના શ્રોતાજનોનું અવલોકન સાચું છે, પણ 'સ્થાયી' ભાવનું પુનરાવર્તન બોલાલાપ–બોલતાદિનના ભેદ સાથે થવું તે વિલમ્બિત કે દ્રુતલયમાં હિન્દુસ્તાની સંગીતમાં જરૂરી પણ છે. અહીં કર્ણાટકી અને હિન્દુસ્તાની સંગીતનો ભેદ એ છે કે 'સમ' ની કલ્પના દ્રાવિડી સંગીતમાં નથી. ત્યાં તો રાગના આવર્તનનું ચક્ર તાલ સાથે અવિરત ફરતું રહે છે. 'સમ' પોતે કંટાળાજનક નીવડે. પણ 'સમ' પર આવવાની વિવિધ રીતોને લીધે તેમાં પુનરુકિતનો ભાર જણાતો નથી. આગ્રા અને ગ્વાલિયર ઘરાનાની ગાયકી તેની વિશિષ્ટ રીતે સમ પર આવવાની રીત માટે સુપ્રસિદ્ધ છે. હિન્દુસ્તાની સંગીતમાં લયકારી પર અતિશય જોર નથી દેવાયું : (ખ્યાલ ગાયકી અને ઠુમરીના ગાયનમાં); તેનું

કારણ એટલું જ કે એની ત્યાં આવશ્યકતા નથી: (તબલા પોતે જોરદાર લયકારી માટેનું વાદિત્ર નથી.) છતાં આ મર્યાદામાં આગ્રા ઘરાનામાં સૌથી વિશેષ, અને ત્યારબાદ અત્રોલી અને ગ્વાલિયર ઘરાનામાં લયકારી પર પૂરતું લક્ષ અપાયું છે. ૧૩ મૃદંગની લયકારીથી જ ટેવાયેલ કર્ણાટકી સંગીતના શ્રોતાઓને કર્ણાટકી સંગીતની આત્યન્તિક લયકારીના વિરોધાભાસ રૂપે જ હિન્દુસ્તાની સંગીતની ખ્યાલ ગાયકીની લયકારી હળવી લાગે છે તેમ સમજવાનું.

અહીં હિન્દુસ્તાની સંગીતમાં તબલા વચ્ચેના સમ્બન્ધ વિષે દક્ષિણ ભારતમાં પ્રવર્તતી એક ગેરસમજણ વિષે થોડું સમજી લઇએ. પ્રોફેસર ષડગોપન, સ્વ. ટી કે. જયરામ આયર જેવા વિદ્વાન અને એ ઉપરાન્ત કેટલાયે સંગીતરસિક દક્ષિણી મિત્રોએ મને પૂછેલું કે "હિન્દુસ્તાની ગવૈયો તબલા વિના તાલમાં રહી શકશે ખરો? તમે ઉત્તરમાં તાલનો અંકુશ સ્વયં રાખી શકતા નથી એટલે તબલાની જરૂર પડે છે.'( આ વાત સાચી નથી. હિન્દુસ્તાની સંગીત શીખનાર સાધના સમયે તાલ ગણત્રીઓ ધ્યાનમાં રાખી લે છે. પછી તો તબલાના તાલ સાથે એના ગાયનનો છન્દોલય અન્તરસ્થ, સ્વયંભૂ ચાલતો રહે છે. ગાયક તાલનો સ્વામી હોય તો કોઇ વાંધો આવતો નથી. અને તાલહીન હોય તો તબલુ રાખ્યા છતાંયે તાલમાં ગાઇ શકતો નથી.

સ્વ. ટી. કે. જયરામ આયર તેમ જ વાગ્ગેયકાર શ્રી એન. એસ. રામચન્દ્રન્‌ની સાથેના વાર્તાલાપ દરમિયાન તેમણે હિન્દુસ્તાની સંગીતમાં રહેલ 'કૃતિ' એટલે કે પ્રાબન્ધિક-બન્દીશના અભાવ તરફ મારું ધ્યાન દોરેલું. મેં તેમને ધ્રુવપદની બન્દીશોની વાત કરેલી પણ તેમને સન્તોષ થયો નહોતો. ધ્રુવપદની બન્દીશો શુષ્ક, સાહિત્યની દૃષ્ટિએ સાધારણ અને ટંટાળાપ્રેરક —એમના શબ્દોમાં કહું તો 'મિઝરેબલ' છે. આ વાત કેટલેક અંશે સાચી છે. (જો કે તાનસેન, હરિદાસ સ્વામી અને હવેલી સંગીતની કેટલીક બંદીશો પદલાલિત્યવાળી અને અર્થપૂર્ણ છે ખરી...) આ પળે મને કેટલાક ખ્યાલી ઘરાનાઓમાં મર્યાદિત સ્વરૂપે કરવામાં આવતી બન્દીશો યાદ આવે છે. અત્રોલી ઘરાનાના મહાન ગાયક મહૂંમ ઉસ્તાદ અલાદિયાખાંએ સ્વર-તાલની ચુસ્ત બન્દીશવાળી વિશિષ્ટ, અઘરી ગાયકી વિકસાવેલી. એમની ત્રણ ભારતનામી શિષ્યાઓ—કેસરબાઇ કેરકર, સરદારબાઇ કરદગેકર અને મોઘુબાઇ કોરડેકર—પાસે એ શૈલી સચવાઇ રહી છે. આગ્રા, ગ્વાલિયર જેવા ઘરાનામાં પણ કેટલીક બન્દીશોનું અસ્તિત્વ જાણવામાં છે. ૧૪ દા. મદુરાઇ આર. ગૌતમ પાસે મેં 'પંચમ રાગ'માં સાંભળેલી તાલબધ્ધ બન્દીશ હંમેશને માટે યાદગાર બની ગઇ છે. પચાસ વર્ષ પહેલાં બનારસના વાગ્ગેયકાર બડેરામદાસજીએ ઉત્તમ બન્દીશો રચી છે.૧૫ જો કે આ તમામ બન્દીશો કર્ણાટકી સંગીત જેટલી અત્યન્ત ચુસ્ત માની નથી લેવાની. હિન્દુસ્તાની બન્દીશોમાં રાગનો પ્રસ્તાર મોટો અને પ્રવાહ પણ વિસ્તીર્ણ હોય છે.

પણ સર્વસાધારણ હિન્દુસ્તાની ખ્યાલ ગાયન સ્વભાવતયા અનિબધ્ધ છે. એ મનોધર્મને અનુસરતું હોઇ તેમાં ચાલે ગતિ લયને આધીન રહેવા છતાં અમુક અંશે મુક્ત રહે છે. તેથી તેમાં બન્દીશ માટે અત્યન્ત ચુસ્ત શિસ્ત હોવી જરૂરી નથી. હિન્દુસ્તાની ખ્યાલ સંગીતની ચીજોમાં નિબદ્ધતાનું તત્વ અગ્રિમ ન હોઇ, ચીજોની સ્વરરચનાનો પાયો બાંધી દીધા પછી તેનો વિસ્તાર કલાકારની કલ્પના પર છોડવામાં આવે છે. જેમ ગાયકી ઉત્તમ કોટિની તેમ સ્વરબહાર કલ્પનાશીલ, ચિત્તવેધક અને પ્રસન્નકર બને છે. કર્ણાટકી સંગીતમાં આવું મર્યાદિત સ્વાતન્ત્ર્ય, કૃતિ ગાઇ લીધા બાદ તેની એકાદ પંક્તિ ઉઠાવી તાલના માળખામાં રહી અપાયું છે. આ

'નિરવલ' અથવા મનોધર્માનુસારી પરિવર્તન મનોહારી જરૂર હોય છે, પણ તેના પર તાલનો પૂર્ણ અંકુશ હોઇ, તેમ જ ત્યાં દીર્ઘતાનોને અવકાશ ન હોઇ, પ્રત્યેક સંગતિ અને 'નિપજ' વૈવિધ્યપૂર્ણ હોવા છતાં ટૂંકા ટૂંકા જ રહે છે. કર્ણાટકી સંગીતમાં 'ખ્યાલ ગાયકી' સાથે તુલના કરી શકાય તેવું કોઇ સમાન્તર અંગ વિકસ્યું નથી. એટલે એમની સમજમાં એ ગાયકી એકદમ ઊતરતી નથી. કર્ણાટકી સંગીત આજે પણ વીતી ગયેલા પ્રબન્ધયુગનાં ઘણાં લક્ષણો—વર્ણ, અલંકાર તાલ, રજૂઆત અને પરિભાષા—ધરાવે છે. આ આર્ષતા—પ્રાચ્યતાના કેટલાક લાભ છે તો કેટલાક ગેરલાભો પણ છે.[૧૬]

હિન્દુસ્તાની સ્વરોની ધ્વનિ-ઘટતા 'પોચટ' હોવાની કર્ણાટકી શ્રોતાઓની વાત અર્ધી સાચી છે, અર્ધી ખોટી છે. મુસ્લિમ ગાયકો, જેવા કે ઉસ્તાદ મોહમ્મદહુસેન, અમાનતઅલિ, નઝાકતઅલિ, સાલિમહુસેન શરાફતહુસેન અને કેટલાક હિન્દુ ગાયકો જેવા કે કૃષ્ણરાવ શંકર પંડિત, ચિન્મોય લાહિરી, ચન્દ્રશેખરખાં, ગંગાપ્રસાદ પાઠક, નિવૃત્તબુવા સરનાયક, ગણેશમિશ્રા વગેરેના ખૂબ કેળવાયેલ ઘટ્ટ, ખરજમણ્ડિત સ્વરો મધુર હોવા ઉપરાંત શક્તિપૂર્ણ પણ છે તેની ભાગ્યે જ ના પાડી શકાય. દક્ષિણના શ્રોતાઓ હિન્દુસ્તાની સંગીતના બધા જ શ્રેષ્ઠ ગાયકોના ગાયનથી પરિચિત નથી; અને આથી આવો ભ્રમ અલ્પ પરિચયથી ઉપસ્થિત થતા અજ્ઞાનમાંથી જ ઉદ્‌ભવ્યો છે તેમ સમજી તેને મહત્ત્વ નહીં આપીએ.

હવે હિન્દુસ્તાની સંગીતમાં થતી પુનરુક્તિ વિષે જોઇએ. ખ્યાલ ગાયનમાં સ્થાયીપદનું પુનરાવર્તન થતું રહે છે. પણ તેમાં બોલ ફરતા રહે છે. ન ફરે ત્યારે પણ 'સમ'ના ટેકાથી અને લયસંગતથી તેમજ નાદ-પ્રમાણથી ચીજની સુંદરતામાં ઊણપ આવતી નથી. જે ગાયક પાસે કલ્પના-શક્તિ ન હોય અને સહેલાઇથી બોલ બનાવી શકતો ન હોય તે પુનરુક્તિના ચક્કરમાં વારંવાર ફસાતો રહે છે, અને આવા દાખલાઓમાં ગાન નિરસ બની જાય તે વાત સાચી છે. પણ આપણે ઉભય પક્ષે ઉત્તમ કોટના ગાયકને લક્ષમાં રાખીએ છીએ તે વાતને અહીં સ્મરણમાં રાખી આગળ જોઈએ.

હિન્દુસ્તાની સંગીતમાં જેમ જેમ ખ્યાલ શૈલીનો વિકાસ થતો ગયો તેમ લયકારી પર જોર ઘટતું ગયું. અનિબદ્ધ સંગીતમાં તાલ પરનો વિશેષ ભાર અવરોધરૂપ થઇ પડે છે. ધ્રુવપદ શૈલીની ભારે ગમકો અને ઊંડા, લમ્બિત સ્વરો માટે પખવાજનો ગંભીર ધ્વનિ અને ક્વચિત્ તાલનો ટેકો અનુકૂળ રહે છે, પણ ખ્યાલ શૈલી માર્દવપૂર્ણ સ્વરોની સૂક્ષ્મ ખૂબીઓ અને તેની અનેક અટપટી ચાલને કારણે તાલના બોલે બોલ સાથે મળી ન શકે અને છતાં ખ્યાલગાન એવી રીતે વહેતું રહે છે કે તાલના ઠેકાઓ સાથે તેનો મેળ સહસા રહેતો આવે છે.

હવે સાહિત્યપક્ષે જોઇએ તો હિન્દુસ્તાની ચીજો કર્ણાટકી સંગીતની કૃતિઓની તોલે ન જ આવી શકે. હિન્દુસ્તાની સંગીતનાં ખ્યાતનામ મીમાંસક ઠાકુર જયદેવ સિંઘે આ વાતનો સ્વીકાર કરતાં તેનાં કારણો આપતાં સમજાવ્યું છે કે અભણ યા અર્ધભણેલ મુસ્લિમ ગાયકોએ રચેલ ચીજોમાં વિચારોની કોઇ ઉદાત્તતા કે ઊંચા પદલાલિત્યને સ્વભાવતયા અવકાશ નહોતો.[૧૭] જે બન્દીશો મૂળ રૂપમાં સુન્દર હશે તે પણ સમય જતાં અશિક્ષિત ગાયકોના હાથે વિકૃત બની ચૂકી છે.[૧૮] હિન્દુસ્તાની બન્દીશોમાં જેમ પદલાલિત્યનો બહુધા અભાવ છે તેમ અર્થવૈમલ્ય અને અર્થગૌરવનો પણ ખરો. દરબારાશ્રિત હિન્દુસ્તાની ગાયકીમાં, ખાસ કરીને હિન્દી સાહિત્યના

રાતિયુગ'માં શ્રુંગારી ભાવોની અતિશયતા પેસી ગઇ હોવાનું તો હિન્દુસ્તાની સંગીતના ઘણા મીમાંસકોએ કબૂલ્યું છે. છતાં સ્વ૦ પંડિત વિષ્ણુ દિગમ્બરના અગ્રિમ પ્રયાસ પછી પંડિત ઓમકારનાથ ઠાકુર ('પ્રણવરંગ'), એમના પટશિષ્ય શ્રી બળવન્તરાય ભટ્ટ ('ભાવરંગ') ઇત્યાદિ વાગ્ગેયકારોએ બન્દીશોમાં ઉચ્ચ સાહિત્યતત્ત્વ તેમ જ રંજક સાથે આધ્યાત્મિક ઝોક લાવવા પ્રયાસ કર્યો છે.

આમ જોઇએ તો ઋતુ સમ્બન્ધી રાગો— મલ્હાર, વસન્ત, બહાર—આદિમાં ધ્રુવપદમાં કાવ્યમય રચનાઓ થયેલી અને સદારંગ-અદારંગ—મનરંગાદિ ગઈ સદીના હિન્દુસ્તાની વાગ્ગેયકારો રચિત એ રાગોની ખ્યાલી બન્દીશો રમણીય, રાગરસ-ભાવાનુકૂલ વરતાય છે. 'હોરી', અને 'ચૈતી' જેવાં ગાયન પ્રકારો, કે જે દક્ષિણમાં વિકસ્યા નથી તેમાં પણ કયારેક સારી રચના જોવા મળે છે.

પણ હિન્દુસ્તાની સંગીતમાં શ્રુંગાર-ભાવની અતિશયતા થયેલી એ વાત સાચી છે. મદ્યપાન કરતાં દરબારી જલસાઓમાં ગણિકાઓ દ્વારા ગવાતું સંગીત કામુકભાવને પુષ્ટ કરતી, કેટલીકવાર અશ્લીલ રીતે વ્યક્ત થતી હલકી બન્દીશો વિપુલ પ્રમાણમાં ધરાવતું; પણ ઘણીયે-વાર સહજ સાંસારિક ભાવો—લીલાઓ વ્યકત કરતી, જીવનમાંથી ઉઠાવેલા દશ્યો—દર્શનો સરળતાથી રજૂ કરતી બન્દીશો પણ જોવા મળે છે. દક્ષિણનું સંગીત કેવળ ધર્મલક્ષી છે તેથી હિન્દુસ્તાની સંગીત પણ એ રીતે જ હોવું જોઇએ તેમ કોણે કહ્યું ? અને આ ધર્મપ્રવણ દક્ષિણી 'કૃતિ'ઓ તપાસીએ તો તેમાં ઘણી-ખરીમાં પૌરાણિક દેવદેવતાઓની પૌરાણિક ઢબે સ્તુતિ—સ્તવન કરવા સિવાય બીજું છે શું ? ઉદાત્ત ભકિતપૂર્ણતા, તત્ત્વમય આધ્યા-ત્મિકતા (ત્યાગરાજની કેટલીક કૃતિઓ બાદ કરતાં) ત્યાં પણ અલ્પ પ્રમાણમાં છે તેવી નોંધ અહીં લેવી જોઇએ. કેટલીકવાર તો કૃતિઓમાં 'કાત્યાયિની', 'ધર્મસંવર્ધની', 'રાજરાજેશ્વરી', જેવા આવતા ભારેખમ શબ્દો ગાયનની ગતિને અવરોધતા, ભેખડ જેવા ભાસે છે. મારી વાત-ચીતમાં ડા૦ મોતીચન્દ્રે આ પરિસ્થિતિને વખાણવા લાયક ન માનતાં ટીકા કરેલી કે "દુનિયામાં ગાવા માટે ઇશ્વર સિવાય બીજો કોઇ વિષય નથી ?" તવાયફી રંગ બાદ કરતાં હિન્દુસ્તાની સંગીતમાં સાંસારિક ભાવોને મળેલાં સ્થાનને વાસ્તવમાં બિરદાવવું ઘટે.

એક બીજી વાત એ છે કે કર્ણાટકી સમ્પ્રદાયમાં કેવળ બ્રાહ્મણધર્મી ગાયકો જ છે, મુસ્લિમ નહીં. જ્યારે હિન્દુસ્તાની સંગીત પ્રધાનતયા મુસ્લિમોના હાથમાં હતું અને મહારાષ્ટ્રના હિન્દુ ગાયકો ગઇ સદીના અને આ સદીના પ્રથમ ચરણમાં ગ્વાલિયર, કિરાના, અત્રૌલી અને આગ્રાઘરાનાના ખ્યાતનામ મુસ્લિમ ગાયકો પાસેથી ખ્યાલ અને ઠુમરી ગાયનની પદ્ધતિઓ શીખેલા. ધ્રુવપદ શૈલીના પ્રમુખ ગાયકો અલબત્ત હિન્દુધર્મી, શૈવ-વૈષ્ણવમાર્ગીઓ હતા અને ઉત્તર બાજુના તેમ જ રાજસ્થાનના દેવમન્દિરો હવેલીઓમાં ધ્રુવ ગાન તેમ જ પખવાજ ટકી રહેલાં અને આ આ હવેલી—સંગીતમાં ઘણી બન્દીશો દેવ-સ્તુતિ રૂપમાં મળી આવે છે. પણ ખ્યાલ ગાયનના પ્રચાર બાદ ધ્રુવપદના ઘટી ગયેલા પ્રચારને કારણે ધાર્મિક બન્દીશોનો પ્રચાર પણ ચાલ્યો ગયો એ વાત જાણીતી છે. મુસ્લિમ ગાયકોએ ઠુમરી ગાનમાં, ને કેટલીક ખ્યાલી ચીજોમાં રસનિધિ કન્હૈયાને અપનાવ્યો ખરો; પણ બ્રાહ્મણધર્મના અન્ય દેવતાઓને કે તેમની અર્ચનાના સૂચક સ્તુત્યાત્મક ગીતો તેઓ રચે તેવી અપેક્ષા તેમની પાસેથી રાખી શકાય નહીં. તેમનું મુખ્ય લક્ષ તો સંગીત દ્વારા રાજાઓ અને નવાબોને ખુશ રાખવાનું, તેમના વિલાસી ભાવોને ઉત્તેજવા પાછળ કેન્દ્રિત થયેલું હોઇ, તેમના સંગીતમાં બિનમુસ્લિમ એવી બ્રાહ્મણીય

ધર્મભાવનાને સ્થાન નહોતું. આ પરિસ્થિતિમાં પં. વિષ્ણુ દિગમ્બરે પરિવર્તન આણી તુલસીદાસાદિ સન્ત કવિઓના ઉત્તમ સાહિત્યાંગ ધરાવતા ભક્તિભાવપૂર્ણ ભજનોને સ્વરબધ્ધ કરી ઉચ્ચ કોટિના સંગીત દ્વારા પ્રચારમાં લાવ્યા : (એમના સુપુત્ર સ્વ૦ ડી૦ વી૦ પલુસ્કરે ગાયેલ ગાન્ધર્વસુન્દર ભજનો સૌને સુવિદિત છે.) પણ એકંદરે હિંદુસ્તાની સંગીતમાં ધર્મસંપૃષ્ટિ કરનાર રચનાઓ ઘણી ઓછી છે, અને ધ્રુવપદના ભક્તિગાનમાં ભાવ કરતાં વ્યાકરણને વિશેષ મહત્ત્વ હોઇ, તેનું મૂલ્ય પણ વ્યવહારમાં ઓછું રહે છે.

આ સ્થળે એક પ્રશ્ન એ પણ ઊભો થાય છે કે સાહિત્યની ઉપયુકતતા સંગીતને કેટલે અંશે માનવી ? હિન્દુસ્તાની સંગીતમાં ખાસ કરીને ખ્યાલ ગાનમાં અને ધ્રુવપદના આલાપમાં સાહિત્ય નહીં, સ્વર પ્રધાનપદે બિરાજે છે. ત્યાં મહત્ત્વ શબ્દનું નહીં, નાદનું છે. દક્ષિણમાં 'સાહિત્ય' સંગીતનો પ્રાણ બની બેઠું છે, ત્યાં સૌ સંગીતમાં 'ધાતુ–માતુ'ની આવશ્યકતાની વાતો તો કરે છે છતાં વાસ્તવિક પરિસ્થિતિમાં સંગીતને સાહિત્યનું દાસ બનાવી દીધું છે. દક્ષિણમાં ભારે પ્રતિષ્ઠિત મનાતા ત્યાગરાજ કૃત પંચરત્ન કીર્તનોમાં સાહિત્યની મહત્તા અને સંગીતની લઘુતા એટલાં તો સ્પષ્ટ છે કે સંગીત કાર્યક્રમોમાં એ કીર્તનોમાંથી એકાદનો પણ સમાવેશ (જે સાધારણ રીતે થતો જ હોય છે) ઉત્તરવાસી શ્રોતાને દિગ્મૂઢ બનાવી મૂકે છે.

આનો અર્થ એ નથી. કે સાહિત્યનું સંગીતમાં સ્થાન નથી જ. સ્થાન જરૂર છે પણ હોવું જોઈએ તેટલું. હિન્દુસ્તાની સંગીતમાં ઠુમરી, દાદરા, ગઝલ અને ભજનમાં સાહિત્યનો સંગીત સાથે દૂધસાકર જેવો મેળ છે. (ત્યાં અલબત્ત ગાનારની કથનશૈલી, મર્મ પ્રગટ કરવાની અને કાકુને પલોટવાની તેમ જ બોલ બનાવવાની રીત પર પણ અસરકારકતા આધાર રાખે છે.) પણ શુદ્ધ અનિબદ્ધ સંગીત –કેવળ આલાપ–પછી ધ્રુવપદ હોય કે ખ્યાલ હોય, કે કર્ણાટકી સંગીતનું 'રાગમ્' હોય, તેમાં તો કૈવલ્યમયી નાદબ્રહ્મનું જ પરિપૂર્ણ સ્થાન છે. આ વાત વિચારીને કર્ણાટકી સંગીતમાં થયેલા સાહિત્યના અને ધાર્મિકતાના અતિરેકને, અને હિન્દુસ્તાની સંગીતના વધુ પડતા અને ઉઘાડા શ્રુંગારી-વિલાસી તત્ત્વને બાજુએ રાખી અહીં તુલનામાં બન્ને સમ્પ્રદાયના શુદ્ધ સાંગીતિક તત્ત્વોને જ નજરમાં રાખીશું.

---

## પાદટીપો :

૧૦. બનારસમાં વર્તમાને એક એવી કિંવદન્તી છે કે કલકત્તામાં એકવાર દક્ષિણના ખ્યાતનામ મૃદંગવાદક શ્રી પાલઘાટ મણિઆયર અને બનારસબાજના પ્રસિદ્ધ તબલાવાદક શ્રી કિસન મહારાજ વચ્ચે જુગલબંધીમાં સ્પર્ધા જેવું થઈ ગયેલું; તેમાં કિસન મહારાજ દક્ષિણી મૃદંગની દ્રુત ગતિને આંબી શકેલા નહીં.

૧૧. પ્રભાતના રાગોમાં સાધારણ ગાયકોના ગાનમાં આવું ઘણીવાર અનુભવાય છે. ઉસ્તાદ અમીરખાંનો અતિ વિલમ્બિત આલાપ કેટલીકવાર સુસ્તીપ્રેરક બની ગયાનું મેં અનુભવ્યું છે. ઓછી આવડતવાળા ગાયકો તો હવે આલાપ કરતા જ નથી.

૧૨. અત્યારે ઉત્તર અને દક્ષિણમાં ધ્વનિવર્ધક યંત્રને નજર સામે રાખી ગાયકો હલકા અવાજે ગાવાનો અભ્યાસ કરે છે. બુલંદ અવાજ ત્યાં ભીષણ લાગે. બહુ બુલંદ અવાજે ગાવામાં શ્રુતિ જાડી થઈ જવાનો ડર રહે છે અને મીણ્ડનું પ્રમાણ અલ્પ થઈ જતાં ગાયનની સુંદરતા કમ થઈ જાય છે.

૧૩. મર્હૂમ ઉસ્તાદ ફૈયાઝખાં અને ઉ૦ વિલાયત હુસેનખાં લયકારીના અજોડ ગવૈયા. ગ્વાલિયર ઘરાનામાં કૃષ્ણરાવ શંકર પંડિતનું નામ ગણાવી શકાય.

૧૪. મુંબઈનો પ્રસિદ્ધ કલાકાર શરચ્ચંદ્ર આરોલકર પાસે ગ્વાલિયરની કલ્યાણ રાગની એક સુન્દર બન્દીશ મેં સાંભળેલી. દીપોલી નાગે ગાયેલ 'જયજયવન્તી' રાગની પં. ભાતખણ્ડે રચિત બન્દીશ 'કનક કુણ્ડલ' શીખવા જેવી છે. ઠુમરીઓમાં પણ બન્દીશ ચીજો મળી આવે છે. "ભૈરવી"માં "ચુન્હરી મોરી રંગદાર" વાળી બન્દીશ ખૂબ પ્રસિદ્ધ છે.

૧૫. સિદ્ધેશ્વરીદેવી, મહાદેવપ્રસાદ મિશ્રા, ગિરજાદેવી અને બંગાળના કેટલાક કલાકારો આ બન્દીશો ગાય છે. ગુજરાત તરફ તેનો પ્રચાર થવો જરૂરી છે. બડેરામદાસજીની "શામ કલ્યાણ"ની બન્દીશ "શંકર શિવદાની" ઉત્તરમાં ખૂબ પ્રસિદ્ધ છે.

૧૬. લાભમાં જોઈએ તો હિન્દુસ્તાની ખ્યાલ સંગીતે ગુમાવી દીધેલો ગાનનો ક્રમ, વર્ણકલ્પન, કલ્પનાસ્વર અને એથી નીપજતો સરગમ પરનો લાજવાબ કાબૂ. (આપણે ત્યાં કિરાના ઘરાનામાં, ધ્રુવપદ પ્રથાને અનુસરતા બનારસી ખ્યાલમાં, અને પતિયાળા ગાયકીમાં સરગમ ઉતારવાનો રિવાજ છે ખરો. પણ કિરાનાનો એ આવિષ્કાર કર્ણાટકી સંગીતના સમ્પર્કમાંથી ઉદ્‌ભવ્યો છે; જ્યારે પતિયાળાની સરગમ નિર્બળ અને છીછરી લાગે છે. માત્ર બનારસમાં વાદ્ય સંગીતની સ્વરકારી જેવા મહાદેવપ્રસાદ મિશ્ર સરખા ગાયકોનો સ્વરપ્રસ્તાર રોચક બની રહે છે. પણ દક્ષિણમાં તો ગાયનના સ્વતંત્ર અંગ તરીકે સ્વરપ્રસ્તાર વિકસ્યો છે અને મૂલ ગાનના પ્રવાહમાં કે પ્રવાહથી અલગ કરીને પણ તે ગાઈ શકાય છે. (આ અંગ ઉત્તરમાં લુપ્ત થઈ ગયું છે) ગેરલાભમાં જોઈએ તો ખ્યાલ સંગીત દક્ષિણમાં વિકસી નથી શક્યું. 'પલ્લવી'ને દક્ષિણમાં 'ખ્યાલ' તરીકે ખપાવવામાં આવે છે ખરી. પણ 'પલ્લવી'માં કલ્પક તત્ત્વને સ્થાન હોવા છતાં તે અતિશય પેચદાર અને લયપ્રધાન તેમ જ લાઘવપ્રધાન હોવાથી ખ્યાલ ગાયકી જેવી તે 'પ્રવાહ–શીલ' નથી.

૧૭. સંસ્કૃત ભાષા અને કાવ્યાલંકાર શાસ્ત્રનું અજ્ઞાન, તેમ જ ઉદાત્ત કલ્પનાઓના અભાવને કારણે મુસ્લિમ ગાયકોની ચીજોમાં કોઈ ઉચ્ચ સ્તરનું સાહિત્ય દેખાતું નથી.

૧૭. ઘણી ચીજોમાં અર્થહીન જણાતા શબ્દો, અર્થશૂન્ય વાક્ય–ખણ્ડોની પાછળ મૂળે અર્થવાહી વસ્તુ હતી. ઠાકુર જયદેવસિંઘે આવા કેટલાંક વિભ્રષ્ટ પદોને એમના અસલી રૂપમાં ફરી સંસ્કારી–સાકારિત કર્યાં છે.

*

પૃષ્ઠ ૮૦૨થી ચાલુ ]

સહકારી મંડળ એ સંસ્થાઓના પણ સ્થાપક તેઓ જ હતા. એ સંસ્થાઓની સંભાળ પણ તેઓ પૂરેપૂરી રાખતા હતા. એમની પાસે જો કંઇ પણ કામ હોય તો તે સેવાનું જ હતું. અંગત કામ કોઇ દિવસ એમની પાસે મને જોવા મળ્યું નથી.

શ્રી. અમીન સાહેબની આખી જિંદગી જનસેવા એ જ પ્રભુ સેવા એ સૂત્રને સાર્થક કરવામાં જ પૂરી થઇ છે. એ ગુજરી જતાં એમના સહકાર્યકરો, મિત્રો અને જુદી જુદી પ્રવૃત્તિના શિષ્યો ખરેખર રોઇ પડયા હતા. એમને સૌને પોતાનો છેવટનો એક જ સંદેશો માંદગીની પથારીએથી આપ્યો હતો અને તે એ કે 'મને ચાહતા હો તો મારા કામને ચાહજો.'

પૃષ્ઠ ૮૧૫થી ચાલુ ]

એટલો મનોવ્યાપાર શુદ્ધ બને, શુદ્ધ સંકલ્પ અને શ્રેયસકારી બને તો જે કાંઇ સુખ, ઐશ્વર્ય, શાંતિ, સંતોષ કે આનંદની આ સમગ્ર જગતના માનવોની વાંચ્છના છે તે આપણે સૌ સંપ, સહકાર અને પ્રેમથી માત્ર માનવતાવાદના મહાન વિચારોથી જ પેદા કરી શકીશું. વ્યક્તિગત સ્વાર્થ, લોભ, લોલુપતા અને અહમ્‌ને માત્ર સમષ્ઠિના સુખ કલ્યાણમાં બદલવું એ આખી પ્રક્રિયાનું સંપૂર્ણ વિજ્ઞાન એ આધ્યાત્મક પૂર્ણ માનવતા જ છે.

# માનવતાનું અવતરણ

## ડૉ. મૂળશંકર હીરજીભાઈ વ્યાસ (બાપજી)

[ 'બાપજી' તરીકે મુંબઈથી આફ્રિકા સુધી નામખ્યાત ડૉ. મૂળશંકર વ્યાસ અત્યારે ઝાંબિયાના રાષ્ટ્રપ્રમુખ ડૉ. કે. કે. કાઉન્ડાના અંગત સલાહકાર છે. ડૉ. કાઉન્ડા માનવતાવાદના પ્રખર પુરસ્કર્તા હોઈ આ વર્ષે એમને જવાહર એવોર્ડ મળવાનો હતો. પણ રહોડેશિયાની રાજકીય સ્થિતિ સારી ન હોતાં ડૉ. કાઉન્ડાએ ભારતમાં આવવાનું મુલતવી રાખ્યું છે. એવા સુઅવસરે એમના આદરણીય સલાહકાર શ્રી. મૂળશંકર વ્યાસનો માનવતા અંગેનો આ લેખ પ્રગટ કરવા નક્કી કરેલું તે મુજબ સાભાર પ્રગટ કરીએ છીએ. —સં.]

વિશ્વના તમામ પરસ્પરના સંબંધો વ્યવહારિક બુદ્ધિની સરાણ પર ચઢાવી કસોટી કરીને સ્થાપિત થાય છે. પરંતુ **માનવતાવાદમાં** એની રીત જ અનોખી અને અદ્ભુત હોય છે. એમાં લેવ અને દેવના માત્ર સોદા કે વ્યાપાર નથી પરંતુ એક એવો અનુપમ વ્યાપાર હોય છે કે-જેમાં સૌને આપવાની ભૂમિકા મુખ્ય હોય છે. અને જ્યારે સૌના અંતઃકરણ સ્નેહ–સંપ–સહકારથી યુક્ત થઈ આપતાં જ રહે ત્યારે સૌને એ જ પાછું મળી રહે છે. દેવાની જ ભાવના એ જ સ્વીકારનું સ્વરૂપ બની જાય છે. એમાં અહમ્‌નું કે એષણાનાં બીજ હોતાં નથી. એમાં નિર્લેપ સાધનામાંથી ઉત્પન્ન થતાં માત્ર આંદોલનો જ હોય છે. **માનવતાવાદ** એ એક પ્રતાપી સૂર્યનો ઉદય કરવાના પ્રેરણાનો શ્રોત છે. જ્યારે સૂર્ય પ્રગટે અને પૂર્ણ પ્રકાશે ત્યારે કોને એના પ્રકાશથી વંચિત રહેવાનું હોય છે? માત્ર સેવાના કેન્દ્રમાં લક્ષ્ય કરનારે તો આપવાનું જ હોય છે. વિષયભેદના અંધકારો હણાતાં ચંદ્ર પરથી જેમ જ્યોત્સનાની સુધા છલકે અને જડ–ચેતનમાં છલકી ઊઠે તેમ આ માનવતાની સુગંધ માનવમાત્રની મનોકામના સાથે મહેકી ઊઠે ત્યારે જ સહઅસ્તિત્વ અને સન્માન, ચારિત્ર્ય અને સંસ્કાર વિશુદ્ધ નક્કર સ્વરૂપ ધારણ કરે. આ કાંઈ કોઈ કલ્પના નથી, પરંતુ કલ્પના અને શ્રદ્ધાના બળથી સંચાલિત અકલ્પ્ય પવિત્ર પ્રવૃત્તિ છે.

માનવતા એ બ્રહ્માસ્ત્રથી પણ બળવાન લોકકલ્યાણકારી હથિયાર છે. જે એટમબોંબથી પણ સાધ્ય ન થાય એવાં દુસાધ્ય કાર્યો માનવતાના પ્રેમ કણમાંથી સર્જન થાય છે.

માનવતાની દિવ્ય ચેતના એ ઇશ્વરી વરદાન છે. માનવતાની એક ચિનગારી વિશ્વના કલેશ, ભય, શત્રુતા, ગરીબી, હિંસા, ગેરસમજણો અને ગુલામીનાં સડેલાં લાકડાંઓને બાળી નાખવા સમર્થ શક્તિશાળી જ્વાળામૂખી બની જશે. વિશ્વમાં આ રોગ બધા રોગોમાં ભયંકર રોગ છે. અને આવા અસાધ્ય રોગની રામબાણ ઔષધી એ માનતતા છે.

આ ક્ષણભંગુર સંસારમાં કાંઇ શાશ્વત નથી. પરંતુ જેનો કદી પણ નાશ ન થાય તેવું પરમ કલ્યાણ તત્ત્વ એનું જ નામ માનવતા છે. એનો સંબંધ આત્માની ઉચ્ચભૂમિકાના સ્તરમાંથી પ્રસ્ફૂરિત થાય છે. અને અમર અને અજન્મ હોવા છતાં મહાપુરૂષોનાં મહાન અંતઃકરણમાંથી વિચારોરૂપે અસ્ખલિત વહેતું થાય છે. અને માનવોનાં અંતઃકરણમાં પ્રવેશી દીપથી દીપ પ્રગટતા રહે છે.

દેહમાં રોગ પ્રવેશે કે સડો થાય ત્યારે કે એમાં અયુક્ત પદાર્થ કે ઝેર ભળી જાય ત્યારે આપણે આત્માથી દેહને જુદો પાડી દેતા નથી પરંતુ એનો રોગ–શોક કે ઝેરને દૂર કરવા પ્રયાસ કરીએ છીએ.

રોગિષ્ઠ દેહના ભાગનો આપણે તિરસ્કાર કરતા નથી પરંતુ સારા ભાગોની જે કાંઈ કાળજી લઈએ તેનાથી વિશેષ કાળજી બગડેલા ભાગની લઇ તેને પૂર્ણ તંદુરસ્ત બનાવવા જ શકય તેટલા બધા પ્રયત્નો કરીએ છીએ. અને

તેને ભયથી મુક્ત કરીએ છીએ. તેનું મુખ્ય કારણ એક સુક્ષ્માતિસુક્ષ્મ અપાર્થિય તત્ત્વ છે. તેને શબ્દોમાં ગૂંથવું ખૂબ જ કઠીન છે. એ તો કલ્યાણમય શ્રોત છે જે વિશ્વના કામ-ક્રોધ-લોભ--મોહ-મદ-તૃષ્ણા અને માન-અપમાન કે પ્રલોભનો અને વિપત્તિઓથી પર માનવ મનની ભૌતિક પૃષ્ઠભૂમિ પર જન્મ લઇ પાંગરતી અને પોષાતી સીમા રહિત સંબંધોની અલૌકિક મહાશક્તિ છે. જેના સ્પર્શ માત્રથી જગતના તમામ દુઃખો મૃત્યુ પામે છે.

માનવતાના ઊઠતાં પ્રત્યેક આંદોલનોમાં પ્રખર જ્યોતિપૂંજ છે. એ એક અંતરથી અન્ય અંતરમાં ફેલાતાં જાય છે અને સમગ્ર વિશ્વને આલોકિત કરી શકે છે.

આજે એવો યુગ પ્રવર્તે છે કે જ્યારે માનવી માત્ર વ્યગ્ર, વ્યથિત, અશાંત અને દુઃખી છે. સંસારના સર્વોત્તમ સાધનો પ્રાપ્ત હોવાં છતાં શાંતિ, સંતોષ, સ્નેહ અને પૂર્ણાનંદની ઝંખના હજુય અતૃપ્ત છે.

માનવતાનો મહામૂલો ખજાનો અને અખૂટ ઐશ્વર્ય આપણા મનના ગુપ્ત ભાગમાં સુ-રક્ષિત હોવા છતાં આવી હિન દશા શા માટે સર્જાઇ રહી છે? શરદ્ ઋતુનાં થીજીને બરફ થઇ ગએલા સરોવરની સપાટી ઉપર માનવ તૃષાતુર કેમ ભટકી રહ્યો છે? કસ્તુરી મૃગના શરીરમાં કસ્તુરી હોવા છતાં સુગંધી શોધવા મૃગલો અરણ્યના અપાર વૃક્ષની વનરાઇમાં શા માટે ઘૂમી પ્રાણને વ્યાકુળ કરી રહ્યો છે? તેજોજ્વલ ગગનમાં પૂર્ણ પ્રકાશિત સૂર્ય ભોમથી વ્યોમ સુધી કીરણોની તેજ કણિકાઓ વેરતો હોવાં છતાં-ઝાડની બખોલમાં આંખ બંધ કરીને બેઠેલા ઘુવડને અંધકારમાં શા માટે પુરાઇ રહેવું પડતું હશે? એનું કારણ માત્ર સત્યનું અજ્ઞાન છે.

મનુષ્યમાત્રમાં સ્નેહ સામર્થ્ય અને શક્તિના ભંડાર અખૂટ ભર્યા છે, એના મન દરવાજાના કમાડની કૂંચી એ દઢ મનોબળ-યુક્ત માનવતા છે. જ્યારે માનવતાની વૈખરી વાણી મનના ગુપ્ત ખૂણામાંથી વહેતી થશે ત્યારે એવા મહા માનવની વાણી અને તેનાં આંદોલનો અસ્ખલિત કલ્યાણકારી બની જશે. એમાં લેશ પણ ઉચ્છૃંખલતા, ઉદ્દામતા કે અહં યુક્ત નહીં હોય પરંતુ સૌમ્ય ક્રાંતિ, ઉન્નતિ, પ્રકાશ, જ્ઞાન, ધૈર્ય, શ્રધ્ધા અને નિશ્ચયાત્મક બળોની પવિત્ર ગંગા હશે. ગમે તેવા ઉગ્ર વિરોધને પોતાના મનોબળની ઠંડી તાકાતથી, સ્નેહથી, સંસ્કાર અને સદ્વ્યવહારથી શાંત કરી દેશે.

એમાં નિર્મોહિતા અને વિલક્ષણીય બલિષ્ઠ તત્ત્વો હશે. એમની વાણીમાં અજોડ અને અભૂતપૂર્વ લાગણીઓની સિતાર ઝંકૃત થઇ વિશ્વ નવરચના, વિશ્વ કલ્યાણ ચેતના અને દૈવત્વનાં અમાપ બળો પ્રેરક બુધ્ધિના ચમકારા હશે. એટલું જ નહીં, માનવીના હૃદયના નિગૂઢ સ્તર નીચે નિદ્રામાં ડૂબેલા દિવ્ય ઝરણાંને જગાડી દેશે. કરમાએલાં માનવ પુષ્પ છોડમાં અમૃતની સંજીવની બની માનવતાનાં પુષ્પો મહેકતાં કરશે. સૃષ્ટિના ચિરઃ ચૈતન્યનું એ નિઃશબ્દ બ્રહ્મગીત છે. અને એના મૌનશબ્દો અકલિત લિપિમાં હર મનુષ્યના હર ધબકારે, હર શ્વાસમાં અંકિત છે. વિશ્વના કોઇ પણ અણઉકલ્યા કોયડા અને ગેરસમજ નિવારવાનું અમોઘ શસ્ત્ર છે.

કુજિયામાના લાવારસમાં જેમ બધું ય સળગી જાય, વિલીન થઇ જાય તેમ વિશ્વના અસહ્ય અને ભેદાભેદનાં કલેશમય વિચારો માનવતાની મહાનતામાં રાખ થઇ જશે. અને એનાં ખાતર નવી પેઢીને એક અમૂલો વારસો આપશે કે- જેમાં આનંદના સાગરમાં, સહકારની છાપમાં પ્રેમનાં અમૂલ્ય મોતી પાકશે. ત્યારે જગત એ સ્વર્ગ બની જશે. એમાં રંગભેદ, જાતિભેદ, વર્ણભેદ, પ્રાદેશિક કે પ્રાંતિય ભેદ અને ઉચ્ચ નીચના ભેદોના નાગપાશો સત્વર અદ્દશ્ય થઇ જશે. વિષાદનાં, અન્યાયનાં અપ્રમાણિકતાનાં વાદળાં વીખરાઇ જશે. માનવતાનાં કેંદ્રમાં જ્યારે વિશ્વ માનવોનું પરિભ્રમણ શરૂ થશે ત્યારે અભ્યુદયનો સૂર્ય ઊગશે.

માનવમાત્ર એક પ્રભુનાં બાળકો છે. દેશ–કાળ અને સ્થિતિના અનુસંગે સંસ્કૃતિ, રંગ, અવાજો અને ભાષા ભલે જુદી જુદી હોય છતાં એક જ બગીચામાનાં જુદી જુદી સુગંધીથી મ્હેકતાં પ્રભુનાં સૌ ફૂલ છે. માત્ર અંતરમનનો નિત્ય જાગતો એવો પ્રબળ અહમ્ આપણને ઐકયતાથી અલગ રાખે છે. અને તેના જ કારણે નિષ્ફળતા, નિરાશા, સંભ્રમ અને પરસ્પરમાં અશ્રદ્ધા જન્માવી કુસંપના ઊંડા પાણીમાં ડૂબાવી દે છે. અને સ્વમાનને અભિમાનમાં બદલાવી તૃષ્ણાના મજબૂત પાટા આંખે બાંધી દે છે. અંધકાર સિવાય કશુય રહેતું નથી પરંતુ જ્યારે માનવતાના મહા પ્રયાણમાં પથીક આંખોની પટી છોડી આગળ ચાલે છે. તેમ તેમ તેને દિવ્ય અનુભૂતિ થાય છે. નિર્જીવ હવાના કણેકણમાં સજીવતા, પ્રેમ, આકર્ષણ અને આનંદનાં દર્શન થાય છે, પાષાણ હૃદયના પિશાચનું પણ અંતઃકરણ માનવતાના એક બિન્દુ માત્રથી પલળીને પવિત્ર મીણ જેવું બની જાય છે. એવું અદ્ભુત અને અવર્ણીય સામર્થ્ય માનવતાની અમોઘ વીજળીઓ અસ્તિત્વ ધરાવે છે. એમાં સાત્વિક આનંદ અને ઓજસ્વતાની ગૂંજ નીતરે છે.

મનની સરહદોમાં કોઇ અમાનવીય તત્વોના ચોર ન ઘૂસી જાય અને આપણી નમ્રતા, શાંતિ અને પ્રેમને છિન્નભિન્ન ન કરી જાય ને માટે શ્રદ્ધાનો ચોકીદાર સતત રાખવો પડશે. કારણકે માનવતાનો પરમ શત્રુ કોઇ હોય તો તે અહમ્ છે. એ એવો ઝેરી સાપ છે કે તે ડંખનું ઝેર ઉતારવા માત્ર પ્રેમમય માનવતા જ એની દવા છે.

માનવતાનાં મૂલ્ય નહીં સમજનારા અવિવેકી માનવ સ્વાતંત્ર્યાભિલાષી કદી હોઇ શકે નહીં. એના ઘડતરમાં 'સેલ્ફીશનેસ' (સ્વાર્થાંધતા)નો અજગર ભરડો લેવા તત્પર હોય છે. એ અન્યની સ્વતંત્રતા સહન કરી શકે નહિ. એની બુદ્ધિમાં, સંસ્કારમાં વાત્સલ્ય કે વિનીતના શબ્દોમાં સ્નેહ કે શ્રદ્ધા અને વર્તનમાં ધૈર્ય, શાંતિ કે સહનશીલતા કદી હોતાં નથી. એમાં અધિકાર, ગર્વ, લોભ, અકલ્પ્ય પ્રલાપ અને માત્ર પાગલપણું જ હોય છે. જે તેના સર્વનાશનું કારણ બને છે. લોકો તેમને ધિક્કારે છે. કારણકે સામી વ્યકિતનું તમારા તરફનું વર્તન ઘણું ખરૂં તમારા જ મનોભાવનો સૂક્ષ્મ સ્થૂળ પડઘો હોય છે. જેનું મન માનવતામય પ્રેમથી ભરપુર હોય તેને માટે વિશ્વના કોઇ ખૂણામાં ભય નથી, આશંકા નથી દુઃખ નથી. માનવતા એ એવો ગંગાનો શીતળ પ્રવાહ છે કે જેમાં દાવાનળ જેવા ભયંકર અગ્નિને શીતળ કરવાની શકિત છે.

શ્રદ્ધાથી ગૂંથાએલ માનવતાની માળા એ કાચા સૂતરના તાંતણાંથી ગૂંથાએલ લૌતિક વસ્તુ નથી, પરંતુ શાશ્વત વજ્રના તારોથી ગૂંથાએલ ભવ્ય ભાવનાનું વિસ્મદ્ વરદાન છે. જ્યાં સુધી વિશ્વમાં માનવોની હસ્તિ હશે ત્યાં સુધી એને ખંડિત કરવાની કોઇ તાકાતનું અસ્તિત્વ નથી. માનવતા એ સ્વયંસિદ્ધ સ્વર્ગીય સુગંધી છે. કર્તવ્યપરાયણતા અને દૃઢસંકલ્પના પવનમાં એ વહેતી જ રહે છે. એની જાણ આપો આપ થાય છે. તેને માટે નગારાં વગાડી ધ્વનિત કરી કાંઇ કહેવાનું હોતું જ નથી. અનાસકત ભાવથી સેવા કરવા તત્પર એવાં હર હૃદયમાં એનો નિવાસ છે. એને દેશ–કાળ–સમય અને અંતરના કોઇ દરવાજા બંધ કરી શકતું નથી.

સદ્ભાવનાની સ્નેહભરી મિઠાશથી છલકાતી અમૃતની શીતળ સરિતા* ડૉ. કેનીથ કે. કાઉન્ડાના અંતઃકરણના શ્રોતથી પ્રવાહિત થઇ ચૂકી છે. એનું પરમ ગંતવ્ય વિશ્વ કલ્યાણની ભાવનાયુકત છે. એમાં વર્તમાન અને ભવિષ્યની ઉજ્જવળ આગાહી સ્પષ્ટ છે.

---

* ડૉ. કે. કે. કાઉન્ડા–ઝાંબિયાના રાષ્ટ્ર પ્રમુખ છે. અને માનવતાવાદના પ્રખર પુરસ્કર્તા છે.

નવસ્વાતંત્ર્ય પ્રાપ્ત કરેલા દેશો એ બંધનથી મુકત થએલા પક્ષી જેવા હોય છે. ઊડવાનું મંથન કરતાં એની પાંખો થરકાટ અનુભવે છે. અણઆવડત કે જવાબદારીથી શ્રમિત થઈ જાય છે. પરંતુ અનુભવે અને માનવતાવાદની બલિષ્ઠ તાકાતથી ગગનગામી ઉડ્ડયનમાં વાર લાગતી નથી. વેરાન રણના મુસાફરને અનાયાસે ખૂબસુરત હરિયાળી જમીન અને પાણી ભરેલું સરોવર મળતાં પ્રથમ જેવો આનંદ થાય અને ભોગવેલો શ્રમ જાણે વીનેલો ભૂતકાળ બની ભૂલી જવાય તેમ.

માનવતા એ અક્ષયપાત્ર છે. એમાં આપવાથી કદી પણ ન ખૂટે એવું અખૂટ ઐશ્વર્ય ભર્યું છે. જેમ વિદ્યાને વાપરવાથી, આપવાથી વધતી જ રહે છે. જેમ એક કણ પૃથ્વીમાં વાપરવાથી એના લાખો કણો પૃથ્વી પાછા આપે છે. હતાશા કે દુઃખનું એમાં સ્થાન નથી. એ મનુષ્યનું અંતર અરીસાના જેવું સ્વસ્થ હોય છે. એમાં માનવતાનો સૂર્ય સદૈવ ઝળહળતો રહે છે. એના લાખ ટૂકડા થાય તો પણ એ હર ટૂકડામાં એક એક સૂર્ય થઈ લાખો સૂર્યોનું પ્રતિબિંબ ધારણ કરશે. ભગવાન ઇસુ વધસ્તંભ પરથી પણ આજ કરોડો હૃદયમાં જેમ આલોકિત છે તેમ એ સદૈવ શાશ્વત સ્વરૂપ એકથી અનેકગણું વધતું જ રહે છે. અને એ અમૃતનું પાન કરનારો મૃત્યુંજયી બની જાય છે. એની આંખોના હર કીરણમાં કરુણા, પ્રેમ, આનંદ અને જીવન જીવી જવાનો અમૂલ્ય સંદેશ સાગર છલકાતો હોય છે. એ કદીય ન કરમાય એવાં મઘમઘતાં ફૂલોનો શાંતિની સુગંધ લહેરાવતો બગીચો છે. એનો મધુર પરિમલ મૂર્છિત હૃદયને ચેતના, જ્ઞાન અને સેવાના સંમોહન સંજીવની જેવાં છે.

નૈસર્ગિક આધ્યાત્મની ઊચ્ચ કોટિની સાધના એનું જ નામ માનવતા છે. અંધકારમાંથી સત્ય પ્રકાશમાં પહોંચવાનું એ ઝડપી વાહન છે. એનાં રહસ્યો અદ્‌ભુત અને આશ્ચર્યકારક હોય છે. એમાં ભૂવનમોહિની, નૈસર્ગિક સૌંદર્યો અને પરમ શાંતિ ઇથરના કણેકણમાં અભિભૂત છે. એમાં કૃત્રિમતા કે દંભને સ્થાન નથી. એનું ઉદ્‌ગમ મનને પહેલે પારથી આત્મા અને પ્રાણની ક્ષિતિજોને પેલે પારથી હોય છે. એમાં પૂર્ણ સ્વાતંત્ર્યના સંદેશાઓ મૌન બની ઝંકારિત હોય છે.

આજનો માનવી જાગી ઊઠયો છે. માનવતાનાં મૂલ્યો એને સમજાઇ ગયાં છે. પરતંત્રતાની બેડી એક પલ પણ સહન કરવા એ તૈયાર નથી. એની વિચારધારા કહી રહી છે કે શુભનિષ્ઠા, મહેનત અને આચરણમાં પ્રમાણિકતા તથા પવિત્રતા હશે તો જગતનાં કોઇ પણ કંટો એને મહાત કરી શકશે નહિ.

માનવતાના મહામંત્રો આધ્યાત્મિક ઓજસ્વિતા, મહામાનવ થવાની શ્રેણીઓ છે. કાળના અંધારમાં આ વિશ્વનું સર્વસ્વ દટાઇ જાય છે. પરંતુ સર્વધર્મનો ધર્મ એ માનવતાની સંજીવની અમર ઘંટડીઓની ગૂંજન–ઝંકાર અને દોષરહિત ચિર ખૂશ્બુ માનવમાત્રના હૃદયના હર થડકારે વહેતી રહેશે. એના મૂકલિત પરાગ અંતરના શ્વાસે શ્વાસે પવિત્રતા, દેશપ્રેમ અને માનવપ્રેમનાં ચૈતન્યજ્ઞાન પ્રેરશે. વિશ્વનાં અજ્ઞાન, જાતિભેદ, રંગભેદ અને ગુલામીને નાબુદ કરવાનું આ મહામૂલું ઔષધ હશે.

કોઇ પણ જાતનાં મનનાં મજબૂત થએલાં મૂળિયાં જેવાં કે અજ્ઞાન, વહેમ, વર્ણ વિ. જાતની લઘુગ્રંથીઓ કે ગુરૂગ્રંથીઓ જેને સામાજિક, રાજકીય કે આર્થિક અને ઉપયોગી માની સત્ય તરીકે સ્વીકારી વર્ષોથી એ જ માનસિક સત્ય બની બેઠેલાં વાસ્તવિક અસત્યો જ્યારે બદલવાની કોઇ પ્રક્રિયા શરૂ કરે કે થાય છે ત્યારે માનવમન બળવો કરે જ છે. એ મનની એક પ્રક્રિયા માત્ર છે. એવી ક્રાંતિ

ઉત્પન્ન થતાં અજ્ઞાન મન અવર્ણીય બેચેની, ગ્લાનિ કે દર્દ અનુભવે છે.

પરંતુ જેમ જેમ તે ક્રાંતિના શુભ અને સત્ય પરિણામો અનુભવાય તેમ તેમ તેનું મન શાંત બની એ પરમ સત્યને સ્વીકારી તેમાંથી જિંદગી જીવ્યાનો સહારો મેળવવા માનવતાવાદના પંથે પ્રયાણ કરે જ છે. અને ત્યારે ભૂતકાળની વેદના, ઝંઝાવાતો અને દુઃખો વર્તમાનના સ્મિતમાં માત્ર સૂર્યના તેજમાં ચમકતા આગિયા જેવા ક્ષુદ્ર બની રહે છે. નવી પરિસ્થિતિનું સર્જન એ પ્રથમ શ્રેણીમાં પ્રયત્ન, ધૈર્ય, હિંમત અને સમજશક્તિ માગે છે. કારણ કે મન એ ધનુષ્ય જેવું છે, એ જેટલે અંશે કમાન વધારે ખેંચાય તેટલા પ્રમાણમાં વિચારોનાં તીર દૂર ફેંકી શકે છે. એનો આધાર બળ, પ્રત્યંચા અને ધનુષ્યના વળાંક ઉપર આધાર રાખે છે. ગંતવ્ય તરફ એને ગતિમાન કરી લક્ષ્યસંધાન કરવાનું કામ આંખ કરતાં પોતાનું પ્રત્યક્ષ હોવા છતાં અપ્રત્યક્ષ મન જ મુખ્ય હોય છે. આમ હોવા છતાં ચક્ષુ વિકૃતિપૂર્ણ લક્ષસંધાનમાં બાધક પણ બને છે. એટલા જ માટે પૂર્ણ શુદ્ધ ચક્ષુ જેવાં સાધનો, ચારિત્ર અને કાર્યશક્તિ પ્રથમ પ્રબળ બનાવી યોગ્ય સ્થિતિમાં ફેંકવામાં આવેલાં તીરો ત્વરીત વેગ ધારણ કરી મનોવાંચ્છિત લક્ષવેધ કરવા સામર્થ્ય ધરાવે છે. એમાં ધારણાશક્તિ એ જ માનવતા બની માનવ કલ્યાણનાં લક્ષ્યને પાર પાડે છે.

જ્યારે સત્ય સમજાય છે ત્યારે અહમ્ પ્રેરિત સંભ્રમના પહાડો માનવતાની વીજળીનો એક જ કડાકો થતાં તે પહાડોના ચૂરેચૂરા થઇ જાય છે. પોતે જ પોતાના હૃદયનો નજરકેદી હતો તે સમજી જવાય છે. અને શબ્દાતિત મુક્તિનો સાત્વિક આનંદ પ્રાપ્ત કરે છે. જ્યારે માનવતા અજ્ઞાનની શૃંખલાઓ છિન્નભિન્ન કરે, માનવતાની એક વિચારશ્રેણીની દીવાસળી મનના અગોચર ખૂણે સંગ્રહ કરેલાં વર-ઝેર-ઇર્ષા કે એષણાનાં અહંમ્‌ને બાળીને ભસ્મ કરી નાખે છે, ત્યારે માનવ પૂર્ણમાનવ બને છે. અને એના રોમ રોમમાંથી આનંદ-સેવા-સત્ય અને સમર્પણનાં સંગીત ગુંજતાં થઇ જાય છે. જગતની વિપત્તિઓની પાનખરને વસંતની હરિયાળી બનાવી પોતે સુખ, સંતોષ અને આનંદમાં નાચી વિશ્વના હર માનવને મેળવેલું પ્રદાન કરી શકે છે. વિશ્વ આખું સ્વર્ગીય સ્વરૂપ ધારણ કરે છે. માનવતાની આખી પ્રક્રિયા એ જગતનાં ઝેરને અમૃતમાં ફેરવી નાખનાર મહાન વિજ્ઞાન છે.

જ્યાં સુધી અજ્ઞાનજનિત અહમ્ પ્રવર્તતું હોય ત્યાં સુધી માનવતાવાદનાં મૂલ્યો સમજાતાં નથી. જેમકે શ્રીફળ જ્યાં સુધી લીલું હોય ત્યાં સુધી એમાં પાણી હોય છે. અને તેનો ગર્ભ કાચલી સાથે એવો ઓતપ્રોત હોય છે કે સ્વયં કાચલીથી પૃથક વસ્તુ છે તે વિસ્મરણીયતા ધરાવે છે. પરંતુ જેમ જેમ અહમ્‌યુક્ત જલ પરિપક્વતાના જ્ઞાને તૈલી સ્વરૂપમાં પરિવર્તન થતું જાય તેમ તેમ શ્રીફળનો ગર્ભ તેની કાચલીથી વિમુખ બની સ્વયં પોતાની પૃથકતાનું ભાન પામે છે. છૂટું પડી જાય છે. તેમ વર્ષોની બાંધેલી ધારણાઓ, રિવાજો અને પરંપરાગત પ્રણાલિકાનાં બંધનોમાં જકડાએલું આ શ્રીફળના ગર્ભ જેવું ઐકયત્વના ભાવવાળું હોય છે. બકરાંના ટોળામાં સિંહનું બાળ મોટું થયા છતાં પોતે ઘેટું જ છે એમ માની બેસે તેમ જ તો- પરંતુ જ્યારે તે પોતાના વાસ્તવિક પ્રકૃતિમય સંસ્કારોથી યુક્ત થાય ત્યારે જ તેને સત્ય સમજાય છે કે-- પોતે અત્યારસુધી જે લઘુતાગ્રંથીથી પિડિત થઇ માની બેઠું હતું તે પોતે નથી પરંતુ તે પ્રકૃતિ-શક્તિ અને સંસ્કારમાં ઘેટાંઓથી તદ્દન નિરાળું છે, આમ જ્યાં સુધી મનને માનવાની પોતાની અસલ સ્થિતિનું ભાન ન થાય ત્યાં સુધી જ એ પૂર્ણ સત્યને શોધી શકતું નથી.

[અનુ. પૃષ્ઠ ૮૧૦

# લોકસાહિત્યમાં કાળ-નિર્ણય

નરોત્તમ પલાણ

લોકસાહિત્યમાં કાળ-નિર્ણયનો પ્રશ્ન આપણી સામેનો સૌથી વિકટ પ્રશ્ન છે. હિન્દીમાં લખાયેલો અને પ્રકાશિત થયેલો, લોકગીતો વિશેનો એક મહાનિબંધ હમણાં જોવામાં આવ્યો તેમાં પણ કાળનિર્ણયના પ્રશ્ન પરત્વે કશોય સંતોષકારક ઉકેલ નથી. આ પ્રશ્નને હલ કરવામાં આપણને બીજી કોઈ દિશામાંથી કંઈ મદદ મળી શકે તેમ છે કે નહિ તેની વિચારણા ત્રણેક દાખલાઓ સાથે કરવાની અહીં ઈચ્છા છે :

[૧] આપણે ત્યાં ઘણો ચર્ચાયેલો 'નાગદમન'નો પ્રશ્ન. નરસિંહને નામે મળે છે તે તો નિઃશંક નરસિંહની જ કાવ્યમય રચના છે પણ લોકગીતોમાં જે 'નાગડમન' મળે છે તે નરસિંહથી પ્રેરિત છે કે નરસિંહ એની અસરમાં આવ્યો છે ? આપણે આ પ્રશ્નના મૂળમાં ઉતરીએ અને 'નાગદમન' પહેલુ કોણે આલેખ્યું તેના સગડ પકડવા યત્ન કરીએ તો નવમી સદીનું ભાગવત, સાતમી સદીનું વિષ્ણુપુરાણ અને છઠ્ઠી કે ચોથી સદીનું હરિવંશ વગેરે કૃષ્ણની બાળલીલા આપે છે. મહા– ભારતમાં કૃષ્ણ બાળલીલાનો ગર્ભિત ઉલ્લેખ છે. ડૉ. ઉપેન્દ્ર સાંડેસરા 'સ્વાધ્યાય' પુસ્તક:૪ અંક : ૧ (નવેમ્બર : ૬૬.)માં બતાવે છે તેમ રાજસૂય યજ્ઞમાં પ્રથમ પૂજા અર્થે ભીષ્મ, શ્રી કૃષ્ણનું નામ સૂચવે છે ત્યારે "જેણે સ્રીહત્યા, ગૌહત્યા, બ્રાહ્મણહત્યા અને આશ્રયદાતાની હત્યા કરી છે એવા હલકા માણસને આ સ્થાને કેમ બેસાડાય ?" વગેરે પ્રકારની શિશૂપાલની ઉક્તિમાં સ્રીહત્યાથી પૂતના વધ, ગૌહત્યાથી અરિષ્ટ વધ, બ્રાહ્મણહત્યાથી ચાણૂરમલ્લ અને આશ્રયદાતાથી કંસ સૂચવાય છે. હવે આપણી સામે પ્રશ્ન એ છે કે મહાભારતમાં ગર્ભિત ઉલ્લેખ પામેલા બાળલીલાના આ પ્રસંગોને પહેલવહેલા એન્લાર્જ-વર્ધિત કોણે કર્યા ? સામાન્ય રીતે 'હરિવંશ'નું નામ આપણે સૂચવીએ છીએ પણ 'હરિવંશ'થી ઇતર અને હરિવંશ'થી સો કે ત્રણસો વર્ષ પહેલાં આપણે ત્યાં પ્રાપ્ત શિલ્પોમાં કૃષ્ણ બાળલીલા પ્રવેશી ચૂકી હોવાના પૂરાવા મળે છે. ઇ. સ. ૪૦૦નું રાજસ્થાનમાંથી પ્રાપ્ત દાણલીલા આલેખતું માટીનું એક ફલક 'સ્વાધ્યાય' પુસ્તક : ૧ અંક : ૪માં (ઓગસ્ટ : ૬૪) પ્રસિદ્ધ થયું છે. સાહિત્ય વિના શિલ્પ શકય ન હોવાથી આ વાત એક નવા વિચારને જન્મ આપે છે કે 'હરિવંશ' પહેલાં કૃષ્ણ બાળલીલાનું કોઇ સાહિત્ય હશે. એ સાહિત્યનું સંસ્કારેલું રૂપ હરિવંશ બન્યું હશે તેમ મૂળ સાહિત્યની પરંપરા હરિવંશ, વિષ્ણુપુરાણ, ભાગવત વગેરે સાહિત્યથી ભિન્ન આજ સુધી પણ ચાલુ રહી હશે.

નવમીના ભાગવતની અસરે દસમીના આલવારો, અગિયારમીના રામાનુજ, નિમ્બાર્ક, બારમીના ગીત ગોવિંદ, હેમચંદ્રીય અપભ્રંશ, તેરમીના બિલ્વમંગળ, બોપદેવ, ચૌદમીના શ્રીધર, નામદેવ, પંદરમીના વસંતવિલાસકાર અને સોળમીના વલ્લભ. નરસિંહથી આપણે ત્યાં કૃષ્ણલીલાની પ્રચંડ ભરતી વરતાણી પણ ભાગવત પહેલાં કૃષ્ણલીલાના શિલ્પો મળે છે તેનું શું ? પોરબંદર પાસેના ઓડદર મંદિર સમૂહમાં આઠમી-નવમી સદીની 'નાગદમન' આલેખતી છત છે. સ્વ. દુર્ગાશંકર શાસ્રી કહે છે તેમ ભાગવતને નવમી સદીના પૂર્વાધમાં મૂકીએ અને શ્રીમધુસુદન ઢાંકી કહે છે તેમ ઓડદરના નાગદમન' ને નવમીના ઉત્તરાર્ધમાં મૂકીએ તોય ભાગવત રચાયું કે પચાસ વર્ષમાં

એની અસર આટલી વ્યાપક બની હોય તેમ લાગતું નથી. આ અસર 'હરિવંશ' પહેલાંની પેલી પ્રાચીન પરંપરાની ન હોય શકે ? ઇ. સ. ૪૦૦ માં રાજસ્થાનમાં દેખા દેતી કૃષ્ણ બાળલીલા 'લોકસાહિત્ય' દ્વારા, ભાગવતની પહેલાં આપણે ત્યાં પ્રવેશેલી હોય તેમ લાગે છે. નરસિંહ-મીરામાં 'એ જવાળાઓ કયાંથી પ્રગટી ?' નો જવાબ પણ લોકસાહિત્ય છે. સંપ્રદાયે તત્ત્વજ્ઞાન આપ્યું છે પણ કાવ્યત્વ તો કાં સ્વયં કાં લોકગીતને આધારે.

(૨) લોકગીતોમાં પ્રાપ્ત પાર્વતીની ભીલડી લીલા. સામાન્ય રીતે પાર્વતીની ભીલડી લીલા શિવપુરાણથી પ્રેરિત હોવાનું આપણે માનીએ છીએ. અન્ય પુરાણોની માફક શિવપુરાણ પણ વહેલામાં વહેલું ગુપ્તકાળમાં રચાયું હશે જ્યારે બીજી બાજુ ગુપ્તકાળની ય પહેલાની ક્ષત્રપકાલીન (ઇ. સ. ૪૦૦ કે તેની પહેલાં) ભીલડી વેશે પાર્વતીની પ્રતિમા આપણે ત્યાં પ્રાપ્ત છે. આ વાત વળી પેલા વિચારને જોર આપે છે કે સંસ્કારેલા સાહિત્યથી ઇતર કોક 'લોક સાહિત્ય'ની પરંપરા જરૂર છે.

(૩) ચૌદમી સદીમાં થઇ ગયેલ અસાઇતથી આપણે ત્યાં 'ભવાઇ' આવી એવી સામાન્ય માન્યતા છે.— ડૉ. ભયાણી 'સંસ્કૃતિ' એપ્રીલ '૭૧ માં કહે છે તેમ ભવાઇનો વહેલામાં વહેલો ઉલ્લેખ ૧૩ મી સદીનો છે. શ્રી ઉમાશંકર જોશી 'સંસ્કૃતિ' ડિસે૦ '૭૨ માં 'સંભવ' ઊભો કરે છે તેમ "કોઇ પ્રચલિત પરંપરાને સંગઠિત કરવાનું અને નવો વળાંક આપવાનું કામ અસાઇતને હાથે" થયું છે. આ 'પ્રચલિત પરંપરા'ને પાંચમી સદીમાં રચાયેલા 'વસુદેવ-હિંડી'માં (સં. ડૉ. ભોગીલાલ સાંડેસરા) "એક ગામથી બીજે ગામ ફરતા" નટોનો જે ઉલ્લેખ છે તેમાં પકડી શકાય છે. એ પ્રાચીન પરંપરામાં મોટેભાગે અંગ કસરતના દાવો બતાવવામાં આવતા હશે એવું તે સમયના પ્રાપ્ત શિલ્પો ઉપરથી અનુમાની શકાય છે. જામનગર જિલ્લાના ગોપના પ્રાચીન મંદિરમાં જંઘામાં જેને ઘણા વિદ્વાનો ક્ષત્રપકાલીન માનવાની તરફેણના છે, અંગ કસરતના જુદા જુદા દાવો બતાવતા નટોનાં શિલ્પો આવેલાં છે. એક શિલ્પમાં એક માણસ કેડે બાંધેલું કોઇ વાદ્ય વગાડે છે અને બાજુમાં બીજો માણસ પગ ઊંચા કરી બે હાથ ઉપર ચાલતો બતાવ્યો છે. અન્ય શિલ્પમાં એક નટ હાથ ઊંચો કરી તેની ઉપર કશુંક પ્રેક્ષકોને બતાવતો આલેખાયો છે, કદાચ તે હાથ ઉપર થાળી ફેરવતો હશે. ત્રીજા એક અસ્પષ્ટ શિલ્પમાં બે માણસ એકબીજાની એવી રીતે ઉપર નીચે આવી રહેલા છે કે જાણે એક બીજાની કેડ પકડી ગોથાલિયા ખાય છે ! (આ મંદિરને ડૉ. હસમુખ સાંકળિયા પાંચમી સદીનું ગણાવે છે.) આ પરંપરા અંગ કસરતના દાવો કરતા 'ગોડ બજાણિયા'ના રૂપમાં આજે પણ સચવાયેલી જોવા મળે છે. 'વસુદેવ-હિંડી'ના નટો અંગકસરતના દાવો બતાવતા નટો હોય અને એ 'પ્રચલિત પરંપરા'ને અસાઇતે નવો વળાંક આપ્યો હોય તો 'ભવાઇ'નું આદિ રૂપ પાંચમી સદીના શિલ્પોમાં મળે છે.

આમ લોકસાહિત્યમાં કાળ-નિર્ણયના પ્રશ્ન પરત્વે (જૂની ગુજરાતીના અમુક પ્રસંગોના કાળ નિર્ણય માટે પણ) શિલ્પની મદદ આપણને મળી શકે તેમ છે. એનાથી જે તે કૃતિની પૂર્વ કે ઉત્તર મર્યાદા આપણે બાંધી શકીએ.

**નોંધ** : ગુજરાતી સાહિત્ય પરિષદ સાતમું જ્ઞાનસત્ર, આજોલ મુકામે 'લોકસાહિત્ય' વિભાગમાં રજૂ થયેલું.



**નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)**

[ મૌલિક વિચારક તરીકે 'ઊર્મિનવરચના'ના વાચકો શ્રી. નાજાભાઈને પિછાને છે. આ લેખમાં એમના એવા ત્રણ વિચારો રજૂ કર્યા છે. એ જેમ દેશી રાજ્યોનું પણ તલસ્પર્શી ને તટસ્થ છતાં માનવભાવી દર્શન આપે છે તેમ સ્વરાજનું પણ સ્પષ્ટ દર્શન આપે છે. આ લેખમાં 'ગરીબી હટાવ'ના સૂત્રનો કેવો ઉપયોગ થાય છે તેનું વ્યંગાત્મક બયાન એમણે આપ્યું છે. એ જ રીતે "ખરૂં ને સવજીભાઈ?" એ લેખમાં આજકાલ દેશી રાજ્યો અંગે જે લાગણી એક યા બીજા સ્વરૂપે પ્રગટ થતી દેખાય છે તેના જવાબરૂપે દેશીરાજ્યેમાં પ્રજાની શી વલે હતી તેનાં સ્વાનુભવનાં દષ્ટ તો આપેલ છે. આ અંકમાં જ એ લેખ જુઓ. ]

## ઘોષણા પહેલાં ગરીબી હટાવ

ઇન્દિરાબહેન સત્તા ઉપર આવ્યાં. લગભગ દોઢ વરસ થયું. હવે અત્યારે ઘણાં લોકો બબડાટ કરે છે કે, ઇન્દિરાબહેન અને કોંગ્રેસે આપેલાં વચનો કયારે પાળશે. આ કામ કેવડું મોટું છે. એનો વિચાર બહુ ઓછા લોકો કરે છે. ચૂંટણી પતી અને ગરીબી હઠાવવાનું કામ શરૂ કરતાં પહેલા વિઘ્નો હઠાવવાના આવ્યાં. પહેલાં તો એક કરોડ બંગાળી મહેમાનોને સત્કાર્યા, સંભાળ્યા અને સહીસલામત વળાવ્યા. ચીન અમેરિકાના ધક્કાથી માર માર કરતું પાકિસ્તાન આવ્યું, તેનું જડબું તોડી નાંખ્યું અને હઠાવ્યું. તેનો એક લાખનો ભંગાર હજુ પડયો છે. અશાંતિ ઊભી છે ત્યાં તો આપણા એકાંતરાનો મહેમાન દુષ્કાળે આવીને ધામા નાખ્યા છે. તેને સત્કારવામાં આ વરસ જવાનું.

મારા માનવા પ્રમાણે ઉપલી આફત કરતાં આ દુષ્કાળની આફત ભારે મોટી છે. હું ધારૂં છુ કે સરકાર ગમે તેટલી સહાય કરશે તો પણ કચ્છ સૌરાષ્ટ્રનું ૯૦./' પશુ ધન નાશ પામશે, માણસનું જીવન મુશ્કેલ બન્યું છે. પણ સરકાર કોઇને ભૂખે મરવા નહી દે. આવા મુશ્કેલ સમયમાં પણ આપણા સેવકો, અને સર્વન્ટો, ગરીબી હઠાવવાનું કામ લાંચ લઇને કરી જ રહ્યા છે. સેવકો સંસ્થાઓમાં અને સર્વન્ટો સરકારમાં શ્રી ઇન્દિરાબહેન કે કોઇ મોટા નેતાઓની કલ્પનામાં પણ ન આવે એટલી ચીવટ, સીફત અને ઝડપથી ઘર ભરી ગરીબી હઠાવવાનું કામ કરી રહ્યા છે. આ કામ કયારે પૂરૂં થયું ગણાય એ તો એ ભાઇઓ પણ જાણતા નથી.

આ કામ ૧૯૪૨ની લડતની જેમ પોતે પોતાનો નેતા થઇ પોતાની સૂઝ પ્રમાણે કરે છે. આ સિદ્ધાંતમાં માનનારા દરેક સભ્યે ગરીબી હઠાવવાની શરૂઆત પોતાના ઘેરથી કરવાની છે. અને કરી રહ્યા છે. ગરીબી કેટલી હટાવવી તેનો કોઇ નિયમ કે નિબંધ નથી, પણ સત્તા, શક્તિ અને સગવડ પ્રમાણે જેટલી હઠે તેટલી ગરીબી ઘરમાંથી હઠાવવી. એ રીતે સૌ કરે છે. ઘણા ઉત્સાહી સેવકો તો ઇન્દિરાબહેને ભારતમાંથી ગરીબી હઠાવવાની ઘોષણા કરી તે પહેલાંથી જ હઠાવવા મંડી ગયા છે. દેશમાંથી ગરીબી જાય કે ન જાય પણ મારા ઘરમાંથી તો જવી જ જોઇએ એવા કૃતનિશ્ચયી થયેલા લોકો પૂરા ઉત્સાહથી કામ કરે છે. આ સેવક અને સર્વન્ટ સંસ્થામાં માનનારા સભ્યો વગર લખ્યા કાયદાને સારી રીતે પાળ્યે જાય છે. ઘરની ગરીબી હઠાવવાની સાથે બીજું પગલું મામા માસીનાને આ સંસ્થામાં જોડવાનું

અને એની ગરીબી હઠાવવાનું કરે છે. પછી અનુક્રમે કે એક સાથે સગા સ્નેહી કે લાગતા વળગતાની ગરીબી હઠાવવાનો કાર્યક્રમ સેવક લોકો રાખે છે.

આ રીતે વર્ષો જતાં આ પ્રવૃત્તિ દેશ-વ્યાપી થઇ જાય છે અને છેલ્લે સુધી પ્રસરતાં ગરીબી આપોઆપ દેશ નિકાલ થઇ જાય છે. એવી આ સેવક સર્વન્ટ સસ્થાની યોજના છે. કાગળ ઉપર કોઇ જાતનું બધારણ કે કાયદો નહીં હોવા છતાં અતિ ઉત્સાહથી આ કામ થઇ રહ્યું છે. આ લોકોનો વ્યૂહ અને સિદ્ધાંત દેશમાથી ગરીબી કાઢવાનો છે. પણ વખત લાગશે. અત્યારે તો પહેલું પગલું ઘરમાંથી ગરીબી દૂર કરવાનું લઇ રહ્યા છે. કેટલાક ઉત્સાહી અને જૂના સભ્યો મામા માસીની ગરીબી દૂર કરવા સુધી આગળ વધ્યા છે. અને સફળ પણ થયા છે. ઉત્સાહમાં અને દેશનું કામ કરવાની ધગશમાં પોતાના ઘરની ગરીબી હઠાવવાનું શહેરી ટોચ મર્યાદાથી આગળ ન વધી જાય એ પણ ખાસ સંભાળ-વાનું રહે છે. આ પ્રવૃત્તિ ભૂગર્ભ પ્રવૃત્તિ હોવા છતાં અત્યારે ખૂબ જ ખીલી છે. તેમ જ ગરજવાન અને સ્વાર્થવાળા લોકોનો સહકાર પણ કાર્યકરોને પૂરો મળી રહે છે. આપણી પ્રાંતિક સરકારો પ્રગતિ માટે પૈસા રળવા દારૂ-બંધી તોડે છે. લોટરીઓ ખોલે છે, તો પછી આ લોકોના હેતુ તો ગરીબી હઠાવવામાં છે. ભલે ઘરમાથી પણ ઘર તો દેશમાં જ છે ને? એવો સમજપૂર્વકનો વિચાર કરી ભલે ટકા ઠરાવી લે. પણ આ સેવક યા સર્વન્ટની યોજ-નાને સરકારે ભયમુકત રીતે કામ કરવાની સગવડ આપવાથી દેશની સારી એવી સેવા કરતાં આ બુદ્ધિમાન ભાઇઓને તક આપવી એ દેશના હિતમાં છે. અત્યારની પરિસ્થિતિ જોતાં આ સંસ્થાનું સેવા કાર્ય લાંચલેવાનું સરકાર બંધ કરાવી શકે એવી કોઇ શકયતા દેખાતી નથી. તો પછી સરકાર અને સંસ્થાની શક્તિને ટકરાવી ભાગાકાર કરવો એનાં કરતાં સરવાળો કરવો વધારે દેશ હિતમાં છે.

## સમર્પણ કે સ્વાર્પણ

ઘણીવાર આપણે સાંભળીએ છીએ કે, અમુક મંદિરના મહંત કે મહારાજશ્રીએ યજ્ઞ કર્યો. સાત દિવસ સુધી યજ્ઞ ક્રિયા ચાલી. ૨૧ ડબ્બા તો ગાયનું ઘી અને ઘણાં કિંમતી દ્રવ્યો યજ્ઞમાં હોમ્યાં. સાત દિવસ બ્રહ્મભોજન થયું, દસ હજાર માણસ ભેગું થયું, પૈસાનો ઢગલો થઇ ગયો. મહારાજશ્રીનો પ્રતાપ એવો કે પૈસો અને પદાર્થ ખૂટયાં જ નહીં. સુંડલા ભરીને પ્રસાદ આપ્યાં, છેલ્લે દિવસે મુંબઇનો એક શેઠીયો મોટર લઇને આવ્યો. મહારાજશ્રીને ચરણે કોરો કાગળ મૂકયો. એક લાખ અને ચાલીશ હજાર ચૂકવીને ચાલ્યો ગયો. ધન્યવાદ!

એ તો બધું સમજ્યા, પણ આ બધી લોકભોગ્ય વસ્તુઓ બાળી દેવાનો, ધૂમાડો કરવાનો અર્થ હવન ઠીક થાય પણ યજ્ઞ કઇ રીતે ગણવો? યજ્ઞનો અર્થ તો સમર્પણ થાય છે. જ્યારે અહીં તો નર્યો સ્વાર્પણ દેખાય છે. પૂર્વે ઘી વગેરેની ખૂબ છત હોઇ બીજા વિજ્ઞા-નનો અભાવ હશે. પણ અત્યારે હવા શુદ્ધિ મેળવવાં ઘી વગેરે કિંમતી દ્રવ્યો માણસનાં મોએથી કાઢી બાળી દેવાં એ તો અત્યારના અછતના યુગમાં ઘેલછા ગણાય. ખરેખર તો રાતદિવસ પરસેવો પાડી પ્રજાનાં પેટ ભરનાર ખેડૂત જ (કાળાબજાર ન કરે તો) ખરો યાજ્ઞિક છે.

મુંબઇનો શેઠિયો કાળા નાણાં મહારાજને ચરણે ધરી નિશ્ચિંત થયો, હળવા થયો એવું અત્યારે ઘણું બની રહ્યું છે. મહારાજશ્રીએ લાખો રૂપિયા સ્વાર્પણ કર્યાં. ભૂદેવોએ સાત-દિવસ બ્રહ્મભોજન અને દાન દક્ષિણાનું સ્વાર્પણ કર્યું. આમાં સમર્પણ કયાં થયું? યજ્ઞ કઇ રીતે થયો? એ નથી સમજાતું.

સ્વરાજ આવ્યું ત્યારે પાંચ સાત વર્ષ નેતાઓ અને અમલદારોએ શ્રમયજ્ઞનું તૂત ચલાવ્યું હતું. આને પણ યજ્ઞનું નામ આપવામાં આવતું. શહેરમાંથી નેતા અને અમલદારનું એલાન આવે એટલે ગામના આગેવાનો શ્રમ-યજ્ઞ આરંભે. કોઇ રસ્તો સુધારવાનું કે ગામનો ખાડો પૂરવાનું ઠરાવી કાર્યક્રમ નક્કી કરે. આમંત્રણ પત્રિકા છપાય અને મોકલાય. નક્કી કરેલે વખતે શહેરી આગેવાનો અને સાહેબો આવે, કલેકટર આવે, ડી. એસ. પી. આવે, સાથે પોલીસની પલટન લાવે, સ્વાગત થાય. ચા પાણી થાય, ભાષણો થાય. આગેવાનો અને સાહેબો ઠરાવેલા યજ્ઞને ઠેકાણે જાય. શ્રમયજ્ઞ શરૂ થાય. ત્યાં ખબર પડી કે કેમેરા નથી. કોઇ ફોટો પાડનાર નથી સાહેબ નારાજ થયા. સુંડલો છોડી દીધો. પાવડો પડતો મૂકયો. થોડુંક બીજા લોકોએ કર્યું. મહેમાન મલિદા જમીને ચાલ્યા ગયા. ગામને એકને બદલે બે ખાડા પડયા; એક પહેલો જૂનો, બીજો ખર્ચનો નવો. આનું પણ નામ તો શ્રમયજ્ઞ જ લેખાતું.

મને દુઃખ થાય છે કે [1] વેણું રાજાનો વારસો વધ્યે જ જાય છે. કયાંય [2] દધીચિ નથી દેખાતા સર્વાર્પણ કે [3] સમર્પણ કયાંય નથી દેખાતું. સર્વત્ર [4] સ્વાર્પણનો યજ્ઞ ચાલી રહ્યો છે. આપણે કહીએ છીએ કે ભારતભૂમિ સમર્પણની ભૂમિ છે. એમ આપણે સાંભળતા આવ્યા છીએ અને ગાતા આવ્યા છીએ. અને હશે પણ ખરી. મારી નજરે સને ૧૯૨૦,૨૧ આસપાસ ગાંધીજીએ ભારતનું સુકાન સંભાળ્યું ત્યારથી સમર્પણ યુગ શરૂ થયો અને આગળ વધતો રહ્યો. અનેક સર્વાર્પણ આ યુગમાં થયાં. એના જ બળે કે પ્રતાપે ભારત સ્વતંત્ર થયું, સ્વરાજ આવ્યું. બાપુનું સર્વાર્પણ થયું. ગાંધીજી ગયા અને સમર્પણ યુગ પૂરો થયો. ધીમેથી આથમી ગયો અને સ્વાર્પણ યુગ શરૂ થયો.

અત્યારે મધ્યાન્હ તપી રહ્યો છે. અંજાઇ જવાય છે. માની શકાય નહીં એવું બની રહ્યું છે. એક દિવસ જે મહાનુભાવો આપણને ત્યાગની મૂર્તિ લાગતા 'એકબીજાની આગળ માથું દેવા કે દેશને ખાતર હોમાઇ જવા હરીફાઇ કરતા' જેને માટે આપણું મન આરતી ઉતારતું એ જ મહાનુભવો આજે માઝા મૂકી ખુરશી માટે ગળાકાપ હરીફાઇ કરે છે. ખુરશી મળે પ્રધાન બને અને પંદર દિવસે ખુરશી ખસી જાય. માજી પ્રધાનનો બીલો લઇ "વીલે મોંએ" પાછા "મોલ પધારે માણુરાજ" આવું બને એટલે આપણો આદરભાવ ઊઠી જાય. મન એવું વિમાસણમાં પડી જાય કે આને પૂજવો કેમ ? ત્યારે અત્યાર સુધી પૂજેલાને છોડવો કેમ ? આ નથી સમજાતું. યુગ બળ શું નથી કરી બતાવતો !

## પૂનર્ જન્મ

ઇશ્વર શું છે ? પુર્વજન્મ છે કે કેમ ? પૂનર જન્મ છે કે કેમ ? અને હોય તો તેનો પુરાવો શું ? આવા વિચારો હમણાં આવ્યા જ કરે છે, ખૂબ વિચાર કરતાં ઉપલું બધું કંઈ જ નથી. પણ એ તો માનવ મનનું અને વિચારોનું સર્જન માત્ર છે એમ લાગે છે. આપણે માનીએ વિચારીએ એવો ઇશ્વર જો હોય તો આવું બધું કેમ બને ? ઇશ્વરના નામ ઉપર થતા બધા અનર્થો ઇશ્વર કેમ ચલાવી લે ? ઈશ્વરના નામનો ભયંકરમાં ભયંકર દૂર-ઉપયોગ રાજકારણમાં લોકો કરે છે. રાજ:

---

૧ પૂર્વે વેણુ નામનો રાજા લોકોને કૃષ્ણાર્પણને બદલે વેણાર્પણ કરવાની ફરજ પાડતો. હું જ બધું છું મને જ અર્પણ કરો.

૨ દધીચિઋષિએ લોકોપકાર માટે સદેહે પોતાની કરોડનું હાડકું કાઢી આપ્યું હતું એવી શાસ્ત્ર કથા છે.

૩. સમર્પણ–આપવું.

૪ સ્વાર્પણ–લેવું.

૫ સરવાર્પણ–સર્વસ્વ આપી દેવું.

કારણમાં કરોડોની અનેક કતલો લોકો ઇશ્વરના નામે કરતા આવ્યા છે કરી રહ્યા છે. તેમ જ ઇશ્વરના નામે લોકો મોટાં મોટાં ગપ્પા ચલાવી પેટ ભરે છે.

આ બધા દુરઉપયોગમાં સદઉપયોગ ફક્ત એટલો થાય છે કે. સજ્જન માણસો સામાન્ય માણસોને ઇશ્વરનો ડર બતાવી ખરાબ રસ્તે જતા અટકાવી સારે રસ્તે ચડાવી શકે છે. પણ અત્યારના બુધ્ધિમાન લોકો તો આવું કંઇ નથી કરતા અને સામાન્ય બુદ્ધિવાળા લોકો પાસેથી જેટલો લેવાય તેટલો લાભ ઇશ્વરના નામે ઇશ્વરના એજન્ટ બનીને લે છે; તેમ જ પૂર્વજન્મ કે પુનર્જન્મનો સંબંધ ઇશ્વર સાથે જોડી લોકોને ઇશ્વરથી ભયભીત બનાવી અને લૂંટી શકાય છે.

શાસ્ત્રકારો કહે છે કે, જીવાત્મા જુદી જુદી યોનિમાં ઇશ્વરની ઇચ્છા પ્રમાણે જન્મે છે અને તેમાં પૂર્વજન્મનાં સંસ્કાર કામ કરે છે. પૂર્વના સંસ્કાર આત્માની સાથે જન્મે છે. આવા દાખલા એ લોકો ચમત્કારિત રીતે બતાવે છે. અને તે પૂર્વજન્મ સાથે ઘટાવે છે. પણ એ વાત સંપૂર્ણ ખોટી છે. આત્માની સાથે જન્મ્યા પછી સંસ્કાર જેવું જે કઇ દેખાય છે તે પૂર્વજન્મના નહીં પણ પૂર્વજોના છે. કેટલાય પેઢીના પૂર્વજના સંસ્કાર બચ્ચાં સાથે આવે છે.

શાસ્ત્રના કહેવા પ્રમાણે થતું હોય તો એક યોનિનો આત્મા બીજી યોનિમાં જન્મે અને સાથે પૂર્વના સંસ્કાર લાવે તો પછી ક્યારેક સુગરીનો આત્મા પોપટને પેટે જન્મીને સુગરીનાં સંસ્કાર લાવી પોપટનું બચ્ચું પૂર્વના સંસ્કાર પ્રમાણે સુગરીનાં જેવો માળો બાંધે એવું કેમ નથી બનતું ! કોઇ વખત કુકડાનો આત્મા કાગડાના પેટે જન્મી પૂર્વના સંસ્કાર પ્રમાણે નીચે ઇંડા કેમ નથી મૂકતો ? સિંહનો આત્મા ગાયને પેટે જન્મી પૂર્વના સિંહ સંસ્કાર પ્રમાણે શિકાર કેમ કરવા માંડતો નથી અને એના પૂર્વજના સંસ્કાર પ્રમાણે ઘાસ ખાવાનું શરૂ કરે છે, માટે આ બધું ખોટું છે. પરંતુ જેમ વરસાદનાં અનેક બિન્દુ આ પૃથ્વી ઉપર વરસે છે, પણ પૃથ્વી ઉપર પડતાં બધું જ પાણી એક થઇ ચાલવા માંડે છે. એ જ રીતે ગમે તે કોટીનો જીવાત્મા દેખાય પણ તે થોડી ઘણી વાર પછી કે વર્ષો પછી પંચત્વમાં મળી જવાનો છે. જમીન ઉપરનું પાણી ફરી વરાળ થઇ આકાશમાં જઇ ફરી ટીપાં રૂપે અલ્પાવતાર પામે, પણ એ પહેલાં ટીપાંનો કોઇ પુનર્જન્મ નથી. પણ પાણી પડવાનું પુનરાવર્તન માત્ર છે. પૃથ્વી ઉપર ખાતરમાંથી ફૂલ થાય અને ફૂલનું ખાતર થાય એટલું જ માત્ર છે. એ વાત સાચી કે પૂર્વજના સંસ્કારો અનેક પેઢીમાં આવી જાય છે.

આપણને નવાઇ પમાડે એવાં પ્રસંગો માણસ કે પશુ-પ્રાણીમાં બને છે. પણ એ પૂર્વજન્મના સંસ્કારો નથી. પણ પૂર્વજના છે. પૂર્વજન્મ કે પુનર્જન્મની વાત બિલકુલ ખોટી છે. એટલી જો આપણા મનમાં ખાત્રી થઇ જાય તો પછી ઇશ્વરના ડરથી ધર્માચાર્યોના પગ પૂજવાનું રહેતું જ નથી. એટલે એક જબ્બરજસ્ત બીક અને ગુલામી ચાલી જાય છે. મન ખૂબ જ હળવું થઇને રહે છે. પૂર્વજન્મ કે પુનર્જન્મ હોવાનો કોઇ પુરાવો મળતો નથી. પણ આને લગતી બીજી વાત વિચારવા જેવી છે.

પહેલાના સમયમાં આપણા કેટલાક સંસ્કારી કુટુંબમાં સવારમાં ઉઠતાંની સાથે પત્નીએ પતિમુખ દર્શન કરી લેવા પછી જ બહાર નીકળવાની પ્રથા હતી. અને હજુયે હશે. આ પ્રથા ખૂબ જ વિચાર કરીને સમજીને દાખલ કરી હોય એમ લાગે છે. માણસ અગર ગાય, ભેંસ, ઘોડાં વગેરે પશુઓને ગર્ભાધાન વખતે સામે સ્વજાતિનું પશુ ઊભેલું હોય

ને નર માદાના મન સંકલ્પનામાં વસી જાય તો સામે દેખાતી આકૃતિનાં નમૂનાનું બચ્ચું જન્મે છે. એવા ઘણા દાખલા મારી જાત અનુભવનાં છે.

આઠેક વર્ષ પહેલાં મારી ગાય ચલાલા ખાદી કાર્યાલયનાં ખૂંટથી ફળાવા લઇ ગયા. એ વખતે કાર્યાલયના બાલમંદિરને રેંકડે ચાલતો ગિર ઓલાદનો બળદ સામે ઊભેલો. એના અસલ નમૂના જેવો મારી ગાયને વાછરડો આવ્યો. મા-બાપનાં કોઇ રૂપરંગ વાછરડામાં ન આવ્યાં. મારે ત્યાં આ બળદ મોજુદ છે. ગુણધર્મ આવે કે ન આવે પણ આકૃતિ તો આવે જ છે. આવો જ એક દાખલો બિલકુલ હલકી ઓલાદનાં ઘોડા ઘોડીથી જન્મેલી વછેરીનો છે. સામે દેખાતી ઊંચી ઓલાદની સૌરાષ્ટ્રમાં જબાદ જાતની ઘોડી સામે હતી. એવી જ વછેરી જન્મી. એ જ રીતે માણસનું પણ થતું હોય છે. એ અનુભવથી ખાત્રી થયેલી છે. દાખલો આપી શકાય નહીં. પુર્વ જન્મનાં અને પૂનર્જન્મનાં ગપ્પામાં માણસ ગૂંચવાય છે ત્યારે આવું વિચારવા જેવું ઘણું રહી જાય છે.

એક વિચાર એ પણ આવે છે કે આ રીતે વિચારતાં માણસ ઈશ્વરના ડર વગરનો થઇ જાય તો પછી માણસને ન્યાય નીતિ કે સત્યને માર્ગે ચાલવાની જરૂર જ ન રહે અને બેફામ રીતે વર્તતો થઇ જાય. એટલે જગતમાં ભારે અનર્થ શરૂ થાય અને સંસાર વ્યવસ્થા બગડી જાય. ખરૂં વિચારતાં અને ઝીણી નજરે જોતાં એમ ખાત્રી થાય છે કે, આપણને અત્યારે દેખાતાં અને કહેવાતાં ઇશ્વરની નજીક લાગતાં અને સમાજમાં ઇશ્વરને નામે વાતો કરનારાં લોકો ઇશ્વરથી બિલકુલ ડરતાં નથી હોતાં. કારણ કે એ કહેવાતાં ઇશ્વરની ખૂબ જ નજીકનાં હોઇ ઇશ્વરને સંપૂર્ણ ઓળખી ગયા હોય છે. એટલે જ તેઓ સમાજને ઇશ્વરના નામે ડરાવે છે. પણ પોતે તો બિલકુલ ડરતાં નથી.

આ વસ્તુ આપણને જોવી હોય તો આપણો એમના તરફનો અહોભાવનો પડદો ઊંચો કરી ઝીણી નજરે જોશો તો તુરત દેખાશે. હવે સાચી વાત તો એ છે કે માણસનાં મનમાંથી ખોટો ભ્રમ અને ડર ઓછાં થાય, સાચી સમજ પેદા થાય અને સત્ય સમજાય ત્યારે માણસમાં માણસાઇ જાગે અને એ માણસાઇનું તત્ત્વ જ માણસને ખોટે રસ્તે જતો અટકાવે. આ એક જ સાચો ઉપાય છે. મને ચોક્કસ લાગે છે કે, એક દિવસ આ વિચાર જ માણસ જાતનો અને જગતનો ઉદ્ધારક નીવડશે આવા વિચારો નિરંતર આવ્યા જ કરે છે પણ વ્યક્ત કરવાની મારી શક્તિને અભાવે વ્યર્થ શમી જાય છે.



મરઘી કુંડના પથ્થરા, તુંને કેતા જુગ થિયા?
માનવી હતાં તે મરીખૂટયાં, પથરા ઇ ના ઇ રિયા
પથરા રિયા તે ખરાખરી
ભવેસરની બજાર છે ઇન્દ્રાપરી

મરઘી કડને કાંઠડે, અમે પથરા સરજાયેં પ્રાણ;
વાલી લાગે વનરા, લીલાં નાગરવેલ પાન;
લીલાં નાગરવેલ પાન તે ચાવ્યાં નો ખૂટે,
જે જાય ગરવે ઇ કૂતરાં મીંદડાંનો અવતાર છૂટે.

# 'ખરું ને સવજીભાઇ !'

(દેશી રાજ્યકાળમાં એક ડોકિયું) **નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)**

એક સમયે ઢસા જંક્શન ધર્મશાળામાં રાત રહેવાનો મને પ્રસંગ આવ્યો. ઘણા ગામડાંનો ઉતારુઓ ત્યાં સૂતેલા, બે પાંચ ઓળખીતા ભાઈઓ પણ તેમાં હતા. અમારા ગાયકવાડ રાજ્યના ગામના જૂના પટેલ સવજી-ભાઇ પણ મળી ગયા. સવજીભાઇ વાતોડિયા હતા અને મારા જૂના ઓળખીતા, એટલે જૂનાં રાજ્યો અને દરબારોનાં વખાણ શરૂ કર્યાં.

"અરે બાપા ! દરબારો અને રાજાઓ ક્યાંય થાવા છે ? દુલા રાજાઓ હતા, ગાયક-વાડનું રામરાજ્ય ક્યાંય થાવું છે ? અત્યારે તો સૌ સરખાં. "દેવ ગયા ડુંગરે, પીર ગયા મક્કે; કોંગ્રેસનાં રાજમાં ઢેઢ મારે ધક્કે" ગામમાં દાઢીઆનો દીકરો પણ સરપંચ થાય એને રાંકને રાજ કર્યાની શી ખબર હોય ? છતાં સૌ આવીને એને પૂછે, માણસની ક્યાંય કિંમત ન રહી."

હું પણ જૂના જમાનાનો જાણકાર એટલે ન રહી શક્યો : "પટેલભાઇ ! બહુ વખાણ રહેવા દો તમારા રામ રાજ્યનાં. બીજાને મુકાબલે ગાયકવાડી રાજ સારું હતું "નહીં ઝાડ ત્યાં એરંડો રૂખ" એવું હતું. વળી તમે તો ગામના પટેલ હતા એટલે તમારે તો ઘી કેળાં જ હતાં, પણ પ્રજાને નોકરશાહીની કેટલી પડી હતી એ સંભારી જૂઓ,"ને મેં જરા વર્ણવી બતાવ્યું.

મરાઠા અને મુસલમાનો સુબા અને પોલીસ સુબા થઈને આવતા તેના સિપાઇઓ ગામડામાં સાહેબ માટે શિકારે આવે. ખેડૂતનાં ગાડાં જોડાવે. (તે દિવસે હરણની બહુ છત હતી.) ગાડાંનો ઓથ લઈ હરણ મારે, કુંઝડાં મારે અને એ લોહી નીંગળતું જાનવર ખેડૂત ઉપાડી ગાડામાં નાખે અને અમરેલી સાહેબને બંગલે નાખવા જવું પડતું.

અમારા વાંકિયાથાણાના એક ફોજદારને વાવણીના વરસાદમાં કુટુંબ સાથે ગાડામાં ફરવાનો શોખ થયો. પાંચ છ ઇંચ વરસાદ પડેલો, ચીકણી જમીન, વરસાદ ચાલુ એમાં આ ગામથી બીજે ગામ છાયાવાળું સાહેબનું ગાડું ચાર બળદ મહામુસીબતે લઇ જાય. પાછળ બે ત્રણ બંદૂકદાર સિપાઇઓ ચાલે. બળદ મરે કે જીવે એની સાહેબને કાંઇ પરવા નહીં. ગામ આવે એટલે ગાડું છૂટે. સાહેબ રજા આપે ત્યારે ઘેર જવાય ત્યાં સુધી બે ખેડૂત અને ચાર બળદ ભૂખે મરે. એ ગામેથી બીજા બળદ અને બીજા ખેડૂતથી સાહેબની મુસાફરી શરૂ થાય. તે રીતે દિવસો સુધી સાહેબ ફર્યા તે મને યાદ છે,

અમરેલીમાં પોલીસનાં ઘોડાં રહેતાં. તેને માટે દર વર્ષે પચાસ માઇલ દૂર સાપ-નેસની ગિરમાં ગામડાના ખેડૂતોના ગાડાં ખડ લેવા જાય. સાથે પોલીસવાળા અને એક ગાડા દીઠ ત્રણ ખેડૂત જાય. એ બધાં ભાતું તો ખેડૂતનું જ ખાય. અઠવાડિયે ખડ અમરેલી નાખી ઘેર આવે. બળદ અને ખેડૂત અધમૂઆ થઇ જાય. આ બધું વેઠમાં થતું એ તો ખરૂં ને સવજીભાઇ ?

સારાયે કાઠિયાવાડમાં ઢોર ચોરોની જાળ પથરાયેલી હતી. જાફરાબાદથી જતવાડ સુધી ઠેર ઠેર ઢોર ચોરીના ઠેકેદાર હતા. અમારા ગાયકવાડી રામરાજ્યમાં અમરેલીમાં પવાર, પાટકર, અલૌની અને કસાલકર જેવા મરાઠા સુબા અને પોલીસ સુબા આવતા રહેતા. તેને બંગલે આપા આલા અને કાળુભાઇ મોભ

(ઢોર ચોરોના ઠેકેદાર)ની દૂઝણી ભેંસો કાયમ બંધાયેલી રહેતી. એક ભેંસ વસુકે તો બીજી દૂઝણી આવી જતી. સાહેબની દીકરી દીકરાનાં લગ્ન થાય તો કાળુભાઇનું ૧૦ ડબા ભેંસનું ઘી સાહેબને બંગલે પહોંચી જ ગયું હોય અને માંડવે કાળુભાઇ મુખ્ય હોય. પછી વડોદરાના ઝાંપા સુધી કાળુભાઈને કોણ પૂછે ? એ તો ખરૂંને સવજી પટેલ ?

અમારે એક ધનજીભાઇ નામે ફોજદાર વાંકિયા થાણે હતા. ૩૨ ગામના બાદશાહ ફોજદાર ધનજીભાઇને નાચ ગાનનો શોખ થયો. જૂનાગઢથી ગાનારી બોલાવી. નવાબ પાસે ગાનારી ઝાના નામની તુરણ હતી. ઝાનાની મંડળી ત્રણ દિવસ રોકાણી. ધનજીભાઇના ચાલીસેક મિત્રોનો ડાયરો જામ્યોઃ ઝાનાને અઢીસો ત્રણસો રૂપિયાની નવાજેશ થઇ. મહેમાનોની તહેનાત સરભરા ગામ આગેવાનોએ કરવી પડી. મહેફીલનું મોદીખાનું ગામ ઝાંપે ચૂકવ્યું. ધનજીભાઇના ઘોડાને રોજ શેર ઘી, અને બશેર ગોળ રાતબનાં અપાયા. આ બધું પણ ગામ ઝાંપે. ગામ ઝાંપો એટલે બાર મહિના સુધી અમલદારોનો મુકામ થાય તેમાં જે મોદીખાનાનું ખર્ચ આવે તે મહેસુલ લેતી વખતે વિઘા વરાડે ખેડૂતો પાસેથી લેવામાં આવતું. ફોજદાર સાહેબના મહેમાનોને અને ઝાનાની મંડળીને અમારાં ગામનું ખારું પાણી ભાવે નહીં એટલે મીઠાં પાણીનાં લગડાં વેઠિયા કુંભાર પાંચ માઇલ દૂર શેંત્રુજી નદીએથી લાવે અને મહેમાન પીએ. અમલદારના મુકામ વખતનું મોદીખાનું દુકાનદારે ફરજિયાત આપવું પડે. મીઠાં મરચાંથી દૂધ અને ઇંડા સુધી હાજર રાખવું પડે. મુકામ ઊપડતી વખતે વગર પૈસે સાહેબને શરણે રોકડાની પાવતી ધરવી પડે. ખરૂં ને સવજીભાઇ ?

અમારા ગામમાં એક દરજીને ત્યાં ખાતર પડ્યું. ચાર ફોજદાર, દસ બાર સિપાઈઓ અને છ સાત ઘોડાંનો મુકામ અમારે ગામ તેર દિવસ રહ્યો. ઘોડાં માટે દસ બાર ભારા રજકાના મેડી, તરવડાની વાડીઓમાંથી હરીજન વેઠિયા લાવે. અંબાલાલભાઇ મોટા ફોજદાર હતા. ખોડાભાઇ નામના એક ભાઇને શક ઉપરથી તપાસમાં લીધા. સાહેબે રાત્રે સૂતી વખતે ખોડાભાઈને વાંકા રાખી ઘોડી કરી ઉપર જીવરાજ નામના પસાયતાને ચડાવ્યો. રાત આખી ઘોડી રહી, સવારે સાહેબ જાગ્યા, ઘોડી જોઇ સાહેબ ખીજ્યા. પસાયતાને કહે : "સાલા ! હજી બેઠો છો ? ઉતર નીચે અને ઘોડી વળ." આરોપીને કહે : "ચડી જા માથે." સાંજ સુધી આરોપી પસાયતા ઉપર બેઠો. (સાહેબે ન્યાય કર્યો) ખાતરનો પત્તો ન લાગ્યો. દરજીની જુવાન ઘરવાળી ફોજદાર લઇ ગયા. ત્રણસો રૂપિયાનું મોદીખાનું ગામઝાંપે ચૂકવ્યું, આ અમારું રામરાજ્ય ખરુંને સવજીભાઇ ?

મોટા બધા અમલદાર નાયબ ફોજદાર (હાલનો હેડ કોન્સટેબલ) કે વહીવટદાર (મામલતદાર)નો ગામે મુકામ થાય, રાતવાસો રહે, તો ગામના પટેલ, આઠ નવ પસાયતા કુંભાર કોટવાળ અને રસોઇ કરવા ગામના ગામોટ બ્રાહ્મણ એટલાએ સાહેબની તહેનાતમાં રહેવાનું. ગામના ખેડૂતોના ઘેરથી પથારીને પલંગ લાવે એટલે માકડ તો હોય જ, પલંગને ખુંગણ બાંધી સાહેબની પથારી થાય. ગામમાંથી ચાર વેઠિયા સાહેબની પથારી ફરતા ફાનસ મૂકી સવાર સુધી માકડ વીણે, પસાયતા ઉતારા ફરતી સાહેબની ચોકી કરે.

અમારે ગામે દુર્લભજી નામનો તલાટી હતો, તે અમરેલીના ચિતલિયાની દુકાનની આપટાની બીડી પીએ. સાહેબને વાસી બીડી ન ફાવે, એટલે રોજ એક પસાયતો સાહેબની બીડી લેવા અમરેલી જાય. સાહેબને બે ત્રણ ગામનો વહીવટ હોય એટલે ખેડૂતને સવારમાં વરધી મળે કે તલાટી સાહેબને બીજે ગામ

જવું છે ગાડું લાવજે. ઉતારામાં સવારનું ગાડું છૂટે, સાંજ સુધી બળદ અને ખેડૂત લાંઘે, સાહેબની ઇચ્છા થાય તો જાય નહીં તો કહે; "જા. કાલે સવારે આવજે." બીજે દિવસે હાજર થવું પડે. ખેડૂતોનાં મહેસુલ કે તગાવી કરજમાં જપ્ત થઇ આઠ, બાર, કે પચીસ રૂપિયામાં પેટી પટારા ઉતારાના કંપાઉન્ડમાં ગામેગામ રઝળતા જોવા મળતા. આ હતી અમારા રામ રાજ્યની જાહોજલાલી. ખરુંને સવજીભાઇ?

મોસમ પૂરી થાય, નવેસર સાંતી ચાલવાનું શરૂ થાય, ત્યારે એક દિવસ તલાટી સાહેબનો શેગો (પાન સોપારી) નક્કી કરવામાં આવે. બધા પસાયતાએ ગામને ઝાંપે ઊભા રહીને ખેડૂતોનાં સાંતી અટકાવવાનો હુકમ (મૌખિક) કરી તલાટ સાહેબ સૂઇ જાય. દિવસ ઉગતાં પહેલાં સાંતી બજારમાં ભરાય જાય, ઝાંપો બંધ હોય પછી આગેવાનો આવી તલાટીનો શેગો ઠરાવે. આપે તેની હથેલીમાં સાહેબ ચોકડી કરે તેનું સાંતી ખેતરે જાય. બાકીનાં બંધ. તે દિવસે રૂપિયો બહુ મોટો હતો, છતાં શેગો ભરે તે જ કામે જાય. ખરૂંને સવજીભાઇ?

તરત જ એક ભાભા બેઠા થયા અને બોલ્યા: તમારે દખ નહોતાં બાપલા! દખ તો હતાં અમારે. નવાબીમાં અમારા ભૂંડા હાલ હતા. જમીન વાડી અમારી, કમાવું અમારે પણ ખાવાનો અધિકાર અમારો નહીં. ભેંસ અમારી, ખાણ અને ઘાસ ખાય અમારું પણ દૂધ, માખણ ગામના કોટવાળ અને હવાલદાર ખાય. લાણી પડે, ખળાવાડ થાય ત્યારથી હવાલદાર અને પસાયતા રોજ અમારી ઘંટીના ગાળા જુએ. નવો દાણો દળાએલો માલુમ પડે તો જેલ ભેગા કરે. હવાલદારનાં બે ત્રણ ઘોડાં, એકાદ ઊંટ ખળાવાડમાં મહેબુર ડુંડાંખાય. અમારું નાનું ગામ છતાં દોઢસો બસો મણ સીંગ, સો પચાસ મણ બાજરો, બે ખાંડી કમોદ, ગાડી બે ગાડી ઘઉં અને ગાડી બે ગાડી ગોળ હવાલદાર સાહેબ જરૂર વહેંચે. ખેડૂતના દીકરાની વહુ આણુ વાળીને આવે કે બીજે દિવસે કરિયાવરની તળાઇ ધડકી કે રજાઇ કોટવાળ જરૂર લઇ જાય. પછી વરસે છ મહીને કોટવાળ સાહેબની કૃપા થાય તો પાછી આવે, નહીંતર રામ રામ.

હવાલદારનો દીકરો દીકરી પરણે તો જેવું ઘર એવો દસ, વીશ ચાંદલો આવે. ડોશી મરે તો ફરજિયાત દસ, વીસ વહેવાર દેવો પડે. અરે, વાડી કે ખેતરમાં આંબો ઊગે તો ઊપાડી લેવો પડે. મોટો થાય પછી કપાય નહીં અને કેરી ખાય કોંક. અમારે ગિરમાં હદુભાઇ અને ઓસમાનભાઇ ગિરના અમલદાર હતા. ખેડુની સારી ભેંસ નજરે ચડે તો ઘેર બાંધવા જવી પડે, નહીંતર અઠવાડિયા પખવાડિયામાં બધું લઇ જાય. અમારું કોઇ સાંભળે નહીં. આવું સુખ હતું અમારે! જૂનાગઢના ઓલિયા ગણાતા બાબી સરકારમાં.

ત્યાં એક બીજા ભાભા પટેલ બોલ્યા. એ તોય ઇ મોટાં રાજ ઇ મોટાં રાજ ભાઇ! તમારે અમારી જેવાં દખ ન હોય. અમારા નાના રજવાડાંની રૈયત તો માણસ તરીકે જીવીજ ન શકતી. મોટે ભાગે બાપુ ગામમાં જ રહેતા હોય, એટલે અમારે દરબારની નજરે જ નભવાનું. દરબાર પછી કાઠી હોય, રજપૂત હોય, નાગર હોય, મુસલમાન હોય કે કણબી હોય પણ એ વખતે તો છછૂંદરના છો એ સરખા જેવું હતું. અમારા બાપુનાં ગામોમાં નિશાળો નહોતી પણ પીઠાં તો હતાં જ. ઘણા બાપુઓ મહિને બે મહિને જુગારના મેળા ભરતા. દરબારના ઘેર કે ભાઇઓના ઘેર કુંવર કુંવરીનો જન્મ થાય એટલે કુંવર પછેડાના દસ, વીસ દેવા જ પડે. પાંસડી તો બાર મહિને ઊભી જ હોય. અમારી બા'ચું બહેનો તો લોકટિયું કહેવાય, એટલે ગઢનાં દળણાં વેઠે દળવા, પાપડ વણવા, કે અથાણું કરવા કે ગાર કરવા લોકટિયુંને ગઢમાં બોલાવે અને જવું પડે. અમારી આબરૂના કાંકરા કરાવે, પણ

બાપુ નારાજ થાય તો કાળી રાતે કાઢે અને મિલકતનો ત્રીજો કે ચોથો ભાગ નીકાલ દેવો પડે એવી લૂંટ ચાલતી.

ખારી ગામ બગસરા દરબારનું હતું. ચાડિયાના ધના પટેલ દીકરાની વહુને તેડવા ઢગ લઇને આવ્યા. બીજે દિવસે હજામ આવ્યો: "લાવો પટેલ અમારી શીખ!" પટેલ ગાયકવાડી ગામના એટલે ચમકયા: "શેની શીખ લેવા આવ્યો છે ? આવ્યો છો પગ દાબવા ?" હજામ ઊઠયો અને બોલ્યો : "પટેલ ! પગ તો તું મારા દાબ. હું તો પગ દાબું અમારા રામ બાપુના. તારા જેવા નેફાળાનાં ના દાબું." હજામ જતો રહ્યો, ધનાભાઇએ ગાડું જોડયું, ઢગે ચાલી પણ ઝાંપે જાળી બંધ, "કેમ ભાઇ!" તો પસાયતાએ કહ્યું કે "હજામની શીખ આપો, પછી જાવ". ધના પટેલે રૂા. વીસ હજામના અને સવા રૂપિયો પસાયતાનો આપ્યો. જાળી ખુલી અને પટેલ ગયા.

અમારા દરબારના કારભારીએ મેડી ગામની સીમમાં બગીચો કર્યો. ખારી, બગસરા અને હામાપરના ખેડૂતો પોતાના વાડામાંથી ગળતિયાં ખાતરનાં ગાડાં ભરી મેડીની વાડીમાં નાખવા જતા. આ રીતે બાર વીઘાની વાડી ખાતરી બગીચો બનાવ્યો, આ કારભારીને બહારવટિયાઓએ મારી નાખ્યા ત્યારે ઘરમાંથી દોઢસો ચાડકી એટલે રજાઇ ખેડૂતોના નામ વાળી નીકળી. ખરૂં ને સવજીભાઇ !

નાનાં રાજ્યોમાં ભરણિયાં ખળાં (ભાગ બટાઇ)નું ધોરણ હતું. ખળાં તૈયાર થાય કારતક માસમાં, પણ ખળાવાડ ભરાય (વહેંચાય) ફાગણ માસમાં. ત્યાં સુધી દરબારની આળસે પાક ખળામાં રખડે અને ઘઉંના ખળામાં તો લગભગ વરસાદ થાય ત્યાં સુધી અમારે ખાવાના દાણા સવાયા દોઢા વેપારીઓના કઢારે લઇને ખાવા પડે. દરબારના મપારા ખળાં ભરવા આવે તેને સલામી આપવાની અને સલામી ભરવાની. રાજભાગ ત્રીજો પણ બહેનનું માણું, ભાણાનું માણું, બારોટનું માણું, કવિનું માણું, ચોરાનું માણું, શંકરનું માણું, હજામનું માણું, કામદારનો ખોળો, જગ્યાનું માણું. આ બધાનાં માણાં માપાં ભરતાં દીવાળી સુધીના દાણા સારું વરસ હોય તો વધે, પણ જોડા લૂગડાની તો તાણ જ હોય. બધા દરબારોને સેકન્ડ કલાસથી છઠ્ઠા કલાસ સુધીના જુડીશિયલ અધિકારો હતાં. એટલે દરેક દરબારો ગામે ગામ પીઠાં, અને ઢોર પૂરવાના ડબા રાખતા. ઉપયોગ એવો થતો કે ચોરીના માલઢોર ડબામાં પુરાય. ડબાના ચોપડે મહિના દિવસ અગાઉની તારીખ નખાય. તુરત જ કાયદેસર જાહેરનામું નીકળે, ઢોરનો ખરો માલિક શોધતો રહે ત્યાં તો ત્રીજે દિ' માલ ઢોરનું લીલામ થઇ જાય, માલિક બદલી જાય. ચોર સાવકાર થઇ જાય. લીલામની રકમ પાંચ, દસ રૂપિયા ડબાને ચોપડે જમા થાય. તે ડબા દંડ અને ખર્ચ પેટે જમા થાય. બાપુની કૃપાથી ચોર ઢોરનો માલિક થઇ જાય. આવું ચાલતું અમારા ડબાનું કામકાજ ! કેમ ખરૂં ને સવજીભાઇ !

છેલ્લે છેલ્લે તો અમારા દરબારોએ હદ જ કરી હતી. લડાઇનો જમાનો આવ્યો. રેશનીંગની અમારા તાલુકાઓની પ્રજાની દરેક ચીજ વસ્તુઓ તાલુકાની પ્રજાની સંખ્યા પ્રમાણે દરબારને મળે તે લઇ લે, અને કાળાં બજારે અમને અગર કોઇપણને આપે. અમારું પકાવેલું અનાજ ખળામાંથી વાળી ચોળીને ઘઉં, બાજરો ત્રણ રૂપિયે બાપુ લઇ જાય અને તે જ દિવસથી તેર રૂપિયે અમને આપે. આવું આઠ, દસ વરસ ચાલ્યું ત્યારે સ્વરાજ આવ્યું. બાપુઓના પુણ્ય પૂરા થયાં. અમારું અમને મળ્યું. અત્યારે અમારામાં અમે કામી ખાઇએ છીએ અને લીલા લહેર કરીએ છીએ. પણ આ સવજીભાઇ જેવા રજવાડાંના બાધિયા થઇ પેટ ભરતા એમને દુઃખના દિવસ આવ્યા. હરામનું મળતું બંધ થયું એટલે અત્યારે લાંબા રાગે રોદણાં રૂએ છે. બીજું તમને શું દુઃખે છે પેટમાં સવજીભાઇ !

# '૩૦ના સત્યાગ્રહકાળનું વાંકાનેર

જયમલ્લ પરમાર

ખડકાળ વહેણમાં પાણીનાં પૂર પછડાતાં ગાજતાં આવતાં હોય એવું માનવપૂર વાંકાનેરની ઊંચી સાંકડી બજારમાં ઘૂઘવતું આવતું હતું. ભરતીનાં મોજાં ચડે એમ વાંકાનેરના જુવાનો હેલારે ચડેલા. ગીતો અને સૂત્રોના પડછંદા પડતા આવતા હતા. સરઘસ નજીકને નજીક આવી રહ્યું હતું.

સાંજના ચાર સાડાચારનો સમય હશે. એ જ ઊભી બજારે જૈન દેરાસર સામે રાવણુ શેરીને નાકે એક ખડખડ પાંચમ મેડી, પણ પગેથી ધમવાનું એક વાજું ને ત્રણ ખુરશી જ સમાય એવડી જગ્યામાં હારમોનિયમ માથે હું પટદીપ રાગ બેસાડી રહ્યો હતો. મારા હારમોનિયમ માસ્તર ભગવાનજી અજરામર બીજી ખુરશી ઉપર બેસી લુહારની ધમણની જેમ શ્વાસ લઇને ઘોઘારી અવાજે પટદીપની સારીગમ ધધડાવી રહ્યા હતા. શંખનાદ જેવો શ્રી ભગવાનજી માસ્તરનો અવાજ પણ ન સંભળાય એટલો શોર મચાવતું સરઘસ નજીક આવી ગયું. મારા શિક્ષક કહે: "હવે આ સરઘસને જવા દઇએ. પછી જ વગાડીએ."

### ફરવટ બદલ ગઈ!

ક્ષણભર તો મારું માથું ભમી ગયું. સરઘસવાળાઓએ મારી મજા બગાડી નાખી. મેડીને નાનકડી બારી. રસ્તા ઉપર જ પડે. મેં વાજું પડતું મેલ્યું. રોષમાં ઊભો થયો ને રૂઆબથી એક હાથ પેન્ટના ખિસ્સામાં નાખી બીજે હાથે બારીનો કઠોડો ઝાલી ઊભો રહ્યો. મારા શિક્ષક સિવાય મારા રૂઆબને દેખનારું ત્યાં કોઇ નહોતું.

સફેદ પેન્ટ, કાળાં ચમચમતાં ને ચમકતાં બૂટ, સર્જનો પીરોજા રંગનો એ કાળનો ફેશનેબલ કોટ અને માથે ઊંચી દીવાલની જેમ વાળીએ તેમ વળી શકે તેવી કાળી ટોપીમાં સજ્જ હું મારી જાતને કોણ જાણે શુંય માનતો હતો! મોઢામાં રસોળી થઇ હોય એવડો પાનનો ડૂચો ઢોર વાગોળના ઘટાકા લે એમ વાગોળતો સરઘસને નજીક આવતું જોઇ રહ્યો;

હવે ગાંધીજીના જયનાદો સ્પષ્ટ સંભળાતા હતા. ગીતો અને સૂત્રો એક બીજામાં ગોટવાઇને ગાજ્યે જતાં હતાં. સરઘસ દેરાસરના ચોકમાં આવ્યું. નરદમ યૌવન ઉછળતું હતુ. ત્યાં સામેની શેરીમાંથી બે ત્રણ બહેનો જૂની પરદેશી સાડીઓ લઇ આવી. છોકરાં થોડી જૂની કાળી ટોપીઓ લઇ આવ્યાં. સરઘસ થંભી ગયું. પેલી સાડીઓ અને ટોપીઓની ઢગલીમાં એક ભાઇએ દીવાસળી ચાંપી અંદર કાગળના ડૂચા નાખ્યા.

### ખાબકયો માનવ મહાસાગરમાં

ભડ ભડ–ભટ ભડ ભડકો થયો અને સરઘસના જુવાનો અને કિશોરોએ સ્વદેશી સૂત્રોનાં જયનાદ ગજાવ્યા. સરઘસ માથે થીજી રહેલા મારા મગજમાં સટાકો બોલ્યો. સરઘસમાં સૂત્રો ગાજ્યાં-

**"એક દો, કાલી ટોપી ફેંક દો"**

મારો હાથ મારી ટોપી ઉપર ગયો. હજી તો થોડા જ દિવસ પહેલાં મોંઘા ભાવની ખરીદેલી મારી વહાલી ટોપી કોઇ ભાગેડુ ચોરની બોચીને મજબુત હાથે પોલીસ પકડે એમ મારા હાથમાં પકડાણી અને પરભારો ઘા કર્યો પરદેશી કપડાંની હોળી ઉપર. કાળી ટોપીને ચકર ચકર અધ્ધરથી આવતી જોઇને ફરીવાર સૂત્રો ગાજ્યાં. ધબ ધબ ધબ કરતો હું એ ફાંસીના માંચડા જેવા દાદરના પગથિયાં

ઊતરી ગયો. લોકોની ભીંસ વચ્ચેથી મારગ કરીને કપડાંની હોળી પાસે પહોંચ્યો.

જેના ઉપર હું ફીશિયારી ને ફાંકો રાખી ફરતો એ સર્જનો કોટ ઝડપથી ઉતારી ખિસાં ય ખખોળ્યા વગર એમ ને એમ હોળીમાં હોમી દીધો. વાનરસેનાએ જયનાદ ગજાવ્યા. સરઘસ આગળ ચાલ્યું અને હું એમાં ભળી ગયો.

## પહેલું સંઘગાન

એક ખાદીની ટોપીવાળા ભાઇ સરઘસને ગીતો ગવરાવે, હાથમાં ચોપડી ને લાંબા હાથે લહેકો લેતા જાય, પણ ગાતાં આવડે નહિ એથી સરઘસમાં ગીત સરખું ઝીલાય નહિ. ટોળામાંથી તરીને હું એમના પડખે પડખે ચાલવા લાગ્યો. હળવેકથી માગણી કરી કે "લાવો હું ગવરાવું."

એ બિચારા ગવરાવી ગવરાવીને થાકેલા. વળી તે દિવસે 'બધુંય બાપનું કરી લેવા'ની સ્પર્ધા નાહ, એથી ચોપડી મને આપી દીધી. પાના ઉપર નજર નાખતાં જ ગીત નજરે ચડયું :

ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં
ઊતર્યાં કાંઈ આથમણે ઓવાર રે
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઊતર્યાં

ઢાળ દેશી-લોકઢાળ જોયો ને ઊપાડયો. ઊંચે લાંબે ઢાળે, પણ ગોરંભતો બજાર ચીરીને સરઘસની આગલી હરોળથી ઊચકાયો. આજે ય મને આશ્ચર્ય થાય છે તે કાળના મારા કંઠ અને સીનાની તાકાતમાંથી નીકળતા રણકતા નાદની. તોપના ગોળાની તાકાત એમાં અનુભવાતી. વર્ષોથી ધરબી રાખેલા પડકારના રણલલકાર એમાંથી ઊઠતા. આઝાદીની તમન્ના અને તાકાત સ્વરમાંથી સાકાર બની ઊઠતાં. સ્વદેશનાં અને સ્વરાજનાં ગીતો એ જ તે અમારા સ્વદેશીના આંદોલનની પ્રમુખ પ્રવૃત્તિ બની રહેલ. વાંકાનેરનો ચાવડી ચોક, કેરાળા દરવાજાનું સરકલ અને શાકમારકીટનો ચોક. આજે ૪૨-૪૨ વરસના કાળના થરોને વીંધીને તે દિવસના ખુમારીભર્યા પણ ખુશનુમા દશ્યોની આબોહવાથી આજે ય મારૂં મગજ તરણતર બનાવી દે છે.

## એ બધું સંગીતને આભારી

સમાજજીવનમાં, જાહેરજીવનમાં અને આઝાદીના અરમાનભર્યા સૈનિકજીવનમાં મારો સરળ પ્રવેશ કરાવ્યો મારી આ સંગીતની સાધનાએ. કૌટુંબિક વારસો કહેવો હોય તો કહી શકાય એવો આ સંગીતનો સંસ્કાર રખડતાં ભટકતાં જ બળવત્તર બનતો ગયેલો.

સભા અને સરઘસોમાં, પ્રભાતફેરીઓ અને પ્રાર્થનાઓમાં. શિબિરો અને સ્વાધ્યાયોમાં, જેલોમાં અને શાળા મહાશાળાઓમાં, અરે ભારતમાં જ્યાં જ્યાં ફર્યો ત્યાં ત્યાં આ સંગીતે મારા માટે માર્ગ મોકળો કરી આપેલો. નહિ તો એ કાળે સમાજમાં માનભર્યું મહત્ત્વ પ્રાપ્ત કરવું અતિ દુષ્કર હતું. કાઠિયાવાડમાં ઉચ્ચ ગણાતો વર્ણ એટલે વાણિયા-બ્રાહ્મણ ને નાગર જ ગણાતા. નહિ પાટીદાર-કણબી, નહિ રજપૂત-ગરાસિયા, નહિ આયર-મેર કે નહિ ચારણ-બારોટ. સમાજના મહત્ત્વનાં તમામ સ્થાનોએ અપવાદ સિવાય વણિકો ને નાગરો જ ચાલ્યા આવતા હતા. બ્રાહ્મણો એ પછીના સ્થાને. અને એ કાળે લોહાણાની હજી થતી ભક્તિ.

## જ્ઞાતિવાદના અજગર ભરડામાં

શિક્ષિતોમાં કેટલેક અંશે ઉપરથી નવા સુધારાનો પવન વાઇ રહ્યો હતો ત્યારે કસ્બાતી ગામો ને ગ્રામસમાજમાં છૂતાછૂતનું તૂત ભારે જોર કરતું જતું હતુ, ઊચનીચના ભેદભાવો એટલા જોર પકડતા જતા હતા કે હલકી ગણાતી જ્ઞાતિઓ પોતે નીચી નથી પણ ઊંચી છે એવી સાચી ખોટી વાતો ઊભી કરીને એમાં ગૌરવ માનતી થઇ હતી. કોઇ એક જ્ઞાતિ એથી કરીને બીજી જ્ઞાતિ પ્રત્યે કોઇ માનબુદ્ધિ

ધરાવતી નહોતી થતી, પણ એથી જ્ઞાતિવાદ ને જ્ઞાતિના વાડા મજબુત બન્યે જતા હતા. હલકાં ગણાતાં વર્ણને પોતાની જ્ઞાતિ સિવાય ક્યાંય ગૌરવ લેવાનું સ્થાન કે અવકાશ જ નહોતો. એવી સામાજિકતા ઊભી થતી આવતી હતી ત્યારે જેને વસવાયાં કહેવાતાં એવી જ્ઞાતિઓ પણ એક બીજી જ્ઞાતિઓને ત્યાં ન ખાવામાં ગૌરવ માનતી થતી જતી હતી, એથી તેર તાંસળીનો રોટી વ્યવહાર પણ કસ્બાતી ગામો-ને શહેરમાં તૂટતો આવતો હતો.

## જાતિગત સંસ્કાર

એ તો ઠીક પણ ઉચ્ચ ગણાતી વાણિયા બ્રાહ્મણની જ્ઞાતિના શિક્ષિતો કે ખાદીધારીઓનું માનસ પણ પરંપરાના સંસ્કારોથી રંગાયેલું હતું. ઇતર જ્ઞાતિના જુવાનો પ્રત્યે જ્ઞાતિજન જેટલો સદ્‌ભાવ કે સમભાવ તો ધીમે ધીમે કેળવાતો થયો, કહેવાની ભાગ્યે જ જરૂર રહે કે પ્રગતિ કે વિકાસનો જ્યાં નવો અવકાશ ઊભો થાય તેનો લાભ પણ એમને જ એ કારણે મળતો. સૌરાષ્ટ્રનાં શહેરો ને કસ્બાતી ગામોમાંથી સત્યાગ્રહ છાવણીઓમાં જે ભરતી થઇ તે વણિક અને બ્રાહ્મણોની જ વિશેષ હતી. જ્યારે ગુજરાતમાં વધારામાં પાટીદારો અને અનાવીલોની વિશેષ હતી. દીકરા દીકરીને વરાવવાના ને ધંધારોજગારના વ્યવહારો પણ જ્ઞાતિગત વિશેષ હોવાને કારણે એ સંસ્કાર અને જ્ઞાતિજનોની પારસ્પરિક એવી લાગણી વિશેષ દૃઢ હતાં.

## એનાં બાળક કેવાં પાકે ?

ત્યારે વાંકાનેર તો અણવિકસિત કસ્બાતી ગામ હતું. આજથી ૫૦ વરસ પહેલાંનું વાંકાનેર બધી રીતે પછાતાવસ્થામાં હતું. બહારની કોઈ નવી હવા જ ગામમાં પેસવા નહિ પામેલી. દરબાર એ દેવના અવતાર. માની લીધેલી લાજ આબરૂ ને બાંધી દીધેલા વિનય વિવેક વચ્ચે જ જીવવા મરવાનું. ગાંધીયુગની જે થોડી હવા આવી તે હજી થોડી શિક્ષિત અને ઉચ્ચ ગણાતી કોમોની થોડી વ્યક્તિઓ સુધી જ પહોંચેલી. અને તે પણ ઉપરની ચામડી વીંધીને અંદર નહિ પ્રવેશી શકેલી. છોકરા જુવાન થાય તો પણ વડિલશાહીની કડકાઇનાં ચોકડાં એને માથે ચડેલાં જ રહેતાં. વડીલની ઇચ્છા સિવાય આઘાપાછા તો ન જવાય પણ કોઇની સાથે સંબંધ પણ ન રખાય. ૧૯૩૫માં સત્યાગ્રહો પૂરા થતાં અમે પાછા છ એક મહિના માટે વાંકાનેર આવ્યા ત્યારે અને ૧૯૩૭થી ૩૮ વચ્ચેના અમારા વાંકાનેરના રહેણાંક વખતે યુવાન વયના વિદ્યાર્થીઓમાંથી ઘણા અમને એમના માબાપથી છાનામાના જ મળવા આવતા. ભજિયાં–ગાંઠિયા પણ છુપાઇને છાનામાના ખાય.

દરબાર કંજૂસ ને આપખુદ, પ્રજા અણુ-વિકસિત, રૂઢિચૂસ્ત ને સંકુચિત પછી એમનાં બાળકો બીકણ ને કાયર જ થાયને ! આવો જે ઉપલા વર્ગનો સમાજ જેને સદાય તુચ્છતાથી જોતો એવા કાંટિયાવરણમાંથી હું આવતો હતો. અને વળી પાછો એક નંબરનો રઝળુ, એવા ટણકની આબરૂ એવા સમાજમાં તે કેટલીક હોય ?

## રે કુડાં કુલાભિમાન !

હા, કુળનું અભિમાન હું લઇ શકું તેમ હતું. કારણ કે વાંકાનેરના રાજની ખાનદાની, ખુવારી, દાતારી ને દિલાવરીમાં રાજની ઉથલ પાથલ અને સ્થાપનમાં અગ્રીમ હિસ્સો અમારા ખાતે જ ખતવવો પડે એવું અજાજૂડ કુળ હતું. એ તો રક્તપિયાસુ રાજકુલોનાં કુડ બિરદની દરિયાવ દાસ્તાન છે. એમાં અમારા કુળની ત્રણ ત્રણ પેઢીઓ હોમાઈ ગઇ ને સરવાળે કુટું-બની જાજરમાન પ્રતિભાઓ એ કુલાભિમાનમાં ભરખાઈ ગઇ ને એ રાજાશાહી ભોગવિલાસમાં ભરખાઇ ગઇ. રે કુલાભિમાન !

## રસહીન ધરા, દયાહીન નૃપ

વાંકાનેર રાજ અમરસિંહજી સાથે

ગુજરાતના પાટીદાર દીવાને પંજો મૂકેલો. એટલે સતીએ ગાય બનીને ગોલા થઇને રાજને ધરવ્યા કરવાનું અને વસ્તી પાછી કાયમની આરોપીના પીંજરે જ પડેલી રહે, તેથી દિનરાતનો ફફડાટ કે કયા ગુનામાં આવી જશું અને કયા નહિં ? વાંકાનેરનો ગરાસિયો પડીને પાધર થઇ ગયેલો. કોળી ને કણબી ભટકતી જાત જેવા ને ભૂખ બની ગયેલ. કાંકરાળ જમીન એટલે એવી કોઇ નીપજ નહિ કે વેપારી તરતો થાય. દરબાર ધરાઇ રહે ત્યારે બીજાનો વારો આવવા દેને ! એક માત્ર સુમના ખેડુનો પ્રત્યે દરબારને પ્રીતિ, કારણ કે તેઓ પથરાળ જમીન કસદાર ધરતીમાં ફેરવી નાખીને દરબારને કમાવી દેતા, તેથી દરબારના કમાઉ દીકરા ગણાતા. બીજી તમામ કોમો છોતાસાઇ થઇ ગયેલી.

## એ પ્રતાપ અફીણ દારૂના

જે વેપારીઓ કાંઇક તગતગતા દેખાતા તે પણ વાંકાનેરની પ્રજાને ચૂસતાં દરબારે રહેવા દીધેલાં બાકીનાં લોહીના ટીપાં ચૂસી ચૂસીને બાકી વાંકાનેર બહાર નીકળી ગયેલાનો જે પૈસો આવતો તે કયારેક તગતગતો.

અમારા પક્ષે એવી કોઇ શ્રીમંતાઇ પણ બાકી નહોતી રહી. તીથવા મહાલના લાગા લેતરી આવતા તે ઝૂંટવાઇ ગયેલા. બાકીની જમીનો કપાતાં કપતા ૩૦૦ વિઘા ને બે બગીચામાંથી ૩૨ વિઘાની બે વાડીઓ બાકી રહી ગયેલી. અમારા પરમ પૂજ્ય અદા (બાપના મોટાભાઇ)ને પ્રતાપે દરબારગઢ સામે રહેલાં દરબારગઢ જેવડાં મકાનો દેણામાં હરેરાજ થયાં, ને એ જ ખોરડાંની છાયામાં અમારા ઉપર જ જે નભતા તે મીરવાડામાં બે ઓરડી ભાડે લઇ રહેતા હતા. અદાના કરમી દીકરા આફ્રિકાથી કમાઇને મોકલતા તે યુવાન વયે અવસાન પામ્યા. દારૂ અફીણ ને ઉફાંદ અમને, અમારી જમીન જાયદાદને અને કુટુંબના જોધારમલો, ને પી ગયાં. એક મોટાભાઇએ રાજમહેલમાં આપઘાત કર્યો કે પછી ગોળીએ દેવાણા.

પૈસે તો ઠીક પણ આમ માણસે ય અમે ધોવાઇ ગયેલાં. પહેલાં અમારી ડેલીએ આરબના પહેરા ચડતા ત્યાં કાગડાને ય બેસવાનાં ઠેકાણાં નહોતા રહ્યાં.

## નકો નકો રાજાની વાર્તા જેવું

કિશોરાવસ્થામાં રઝળુવેડાને કારણે વાંકાનેરમાં ત્યારે અઢી અંગ્રેજીનો જ અભ્યાસ કરી શકેલ. આમ સ્થાન, સંપત્તિ કે શિક્ષણનું ત્યારે એવું કોઇ જોર ન હતું કે સમાજ મારૂં સ્વાગત કરે.

અને હા, વારસો ખાનદાન, વાચન વિશાળ. ઈતિહાસ, ધર્મ અને રાજકારણ ઉપર ચર્ચા કરી શકું તેટલું જ્ઞાન ખરૂં, અને હિંદી તથા ગુજરાતી સાહિત્યના અદ્યતન પ્રવાહોથી એકધારો પરિચિત.પણ વાંકાનેરના એ સમાજને મારા એવા ભૂખડી બારસ સાહિત્યજ્ઞાનની શી જરૂર હોય ?

## અનુભવનો પારસ–સ્પર્શ

અનુભવ ઘણો હતો. નાની ઉમરમાં જ ગામ ગામનાં પાણી પીધેલાં અને અનેક સ્થળે આથડી આવેલો. પણ એવાની ગણતરી અલેલટપુમાં જ થાય. એ કાંઇ આબરૂદારનાં લક્ષણ થોડાં કહેવાય ? ગઝલ–કવાલીની મહેફિલુંમાં દર દર ફર્યા કરતો, ભજન મંડળીઓમાં ભટકયા કરતો. નાટક ચેટકમાં ભાગ લેતો. ગામમાં હોઉં ત્યારે પાન બીડી અને ચાની હોટલુંના ઓટા ભાંગતો હોઉં. પાછો સાબુ સગાળિયો, એવા વરણાગીઆને કોણ વધાવે ? કયો વાણિયો વેપારી–મહાજન પોતાના છોકરાનો મને ભાઇબંધ થવા દે ?

રઝળપાટનો એ અનુભવ જતે દિવસે જીવનનું એક દર્શન બની ગયો. નવા યુગનો મર્મ પામવાનું અને સંસારને સમજવાનું સાધન બની ગયો. કલાનો જીવન મર્મ મને પછાત પડેલ પ્રજાઓના પરિચયમાંથી મળ્યો. ચેતના જરૂર ગાંધીજીથી જાગી પણ માનવભાવનું સંવેદન એ અનુભવોએ મને આપ્યું. જાતિ (જ્ઞાતિ) વૈશિષ્ઠયની સદ્‌ભાવની ઉર્મિએ અને

એમાં રહેલા ઉચનીચના ભેદની ભીંત્યુંને ભાંગવાની ઉત્કટ લાગણી એણે મને આપી.

## વણવિકસેલું વાંકાનેર

વાંકાનેરને ૮૪ પાધર (ગામડાં) પણ કેટલાંક તો કહેવા ખાતર કહેવા જેવાં. ગામ પણ બહુ મોટું નહિ. પોટરીનો નાનકડો ઉદ્યોગ અને એક મડદાલ મિલ સિવાય મૂમનાઓની થોડી હાથસાળ સિવાય પ્રજાને આર્થિક રીતે ઊંચી ઉઠાવે એવો કોઇ ઉદ્યોગ નહિ. જૂની રસમ પ્રમાણે બાપુ(દરબાર)માં જ બધું આવી જતું. એટલે કોઇ નવું નેતૃત્વ વાંકાનેરને ન મળ્યું. ગામમાં મહાજનશાહીનું થોડું જોર ખરૂં. બાકી બધા દરબારને ઇસારે નાચે.

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સાથે સામાન્ય સંસર્ગમાં આવેલ શ્રી મોહનલાલ ખંઢેરિયા અને એમના ભાઇશ્રી નૌતમલાલ ખંઢેરિયા ખાદીધારી પણ આફ્રિકાથી આવે ત્યારે થોડા વખત રહે. એટલે વાંકાનેરના જાહેરજીવનમાં એમની અસર ખાસ નહિ.

## ગાંધીયુગની અસર

નવા યુગની સૌથી વધુ અસર શિક્ષકો ઉપર ખરી. તેમાંયે ખાસ કરીને વણિક શિક્ષકો ઉપર. શ્રી પોપટલાલ પુંજાભાઇ (સ્વ.) એ કાળે ચૂસ્ત ખાદીધારી અને સાદગીના જીવન આગ્રહી. એવા જ એમના મોટાભાઇ દલીચંદભાઇ (સ્વ.) હતા. એ જ રીતે શ્રી ઉમેદચંદ માસ્તર, વગેરેને ગણાવી શકાય. એની અસર વિદ્યાર્થી જીવન ઉપર સારી પેઠે હતી. વળી શ્રી નાનચંદ્રજી મુનિ પણ ખાદીધારી અને પોતાની રીતે ગાંધીજીને સમજને રાષ્ટ્રીયતાનો આગ્રહ રાખવાવાળા. એમની અસર જૈનો ઉપર ઘણી બધી હતી. એ બધાને પરિણામે ૧૯૩૦નો સત્યાગ્રહ શરૂ થતાં વાંકાનેરમાં સ્વદેશીનું આંદોલન યુવાનો અને વિદ્યાર્થીઓમાંથી જ ઊભું થયેલું. અને આ પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક ભાગ લેનારા વાણિયા અને બ્રાહ્મણો જ હતા.

## દરબારની ધ્રૂજાવતી ધાક

એ વખતે ખાસ કોઇ મંડળ જેવું ન હતું. અમારી ચળવળ જામતી ગઇ, એમાંથી એક યુવક મંડળ ઊભું કરવા વિચારાયેલું. ત્યારે આગેવાનીભર્યો ભાગ લેનારા બે જણા હતા. એક શ્રી ભગવાનજી ભાઇચંદ અને બીજા શ્રી હીરાલાલ. યુવક મંડળ સ્થાપવાની તૈયારી અને સભા સરઘસનાં પ્રવૃત્તિએ પાકું જોર પકડયું. ખાદી–સ્વદેશીનો પ્રસાર વધતો જતો હતો ત્યાં વાંકાનેર દરબારે અમારામાંથી શ્રી ભગવાનજી ભાઇચંદને બંગલે બોલાવ્યા.

વાંકાનેર દરબાર આવા સંજોગોમાં બંગલે બોલાવે એનો બીજો અર્થ ન જ થાય. એથી ઊંચે શ્વાસે ભગવાનજીભાઇ પાછા આવે એની રાહ જોતા અમે બજારમાં જ શ્રી ગિજુભાઇ પાનવાળાના ઓટે બેસી રહ્યા. ભગવાનજીભાઇ આવ્યા, પણ મોઢે લોટ ઊડતો હતો. એ એટલું જ કહી શકયા કે રાજસાહેબે ધમકાવ્યો અને સભા સરઘસ બંધ કરી દેવાની તાકીદ આપી છે. વધારે કહેવાના હોશ–હિંમત એમનામાં નહોતા.

## અંગારા ઓલવાઇ ગયા

યુગ પલટી રહ્યો હતો ગાંધીયુગના. પ્રભાવે અને થોડા દિવસના અમારા આંદોલને અમારા મિજાજ ફેરવી નાખ્યા હતા. અમે થોડા જુવાનો આ વાત સાંભળી અવળા થઇ ઊઠયા. અમારી પ્રવૃતિ તદ્દન નિર્દોષ હતી. એક માત્ર જાગૃતિનો પ્રતિઘોષ જ એમાં હતો. એમાં નહોતી દરબાર વિરૂદ્ધ કોઇ પ્રવૃતિ કે નહોતી અંગ્રેજ સરકાર વિરૂદ્ધ. ત્યારે સ્વદેશીનો પ્રચાર કરવાનો પણ મૌખિક પ્રતિબંધ ફરમાવાતાં પ્રથમ તો અમે પ્રતિકાર કરવા ઉકળી ઊઠયા.

અમારામાં બે ભાગ પડી ગયા. ભગવાનજીભાઇ સાથેના જુવાનો પ્રવૃતિ માંડી વાળવાના મતના હતા. હતા શું હરેરી જ ગયેલ. ત્યારે અમે બીજા થોડા સત્યાગ્રહ કરવા

સુધી તત્પર થઇ ગયા. મોડીરાતે એવા ગંભીર વાતાવરણમાં છૂટા પડયા. સવારે ફરી મળ્યા ત્યારે સત્યાગ્રહ કરવાની કોઇની તૈયારી ન રહી.

ભાવનાનાં પૂર સૂરજ ઊગતાં ઝાકળની જેમ ઓસરી ગયાં. વાંકાનેરમાં પ્રવૃત્તિને દાટો દેવાઇ ગયો. વાંકાનેર રાજ્યે નહિ તો શું કરી નાખ્યું હોત ,તે એક પ્રશ્ન હતો. રાજ અમરસિંહજી ઘણા ઉગ્ર અને ઘણા આપખુદ હતા, પણ મારા ખ્યાલ પ્રમાણે આબરૂની બીતીવાળા હતા. જો કોઇ પ્રશ્ન ઊભો થાય તો પોતાની આબરૂને આંચ ન આવે એવી સલુકાઇથી રસ્તો કાઢવાની એમની પ્રકૃતિ ખરી જ. ગાંધીજી સાથે ખાદી પ્રવૃત્તિ ચલાવવામાં પોતે સહકાર આપશે એવી સમજણ દરબારે કરેલી. એમાં પોતાના રાજ્યમાં કોઇ ઉહાપોહ ન થાય એવી એની સાવધાની જ બતાવતી હતી.

## ન પાંગરી નવયુગી વેલ

એમાં જો વાંકાનેરમાં સત્યાગ્રહ એક વાર થઇ ગયો હોત તો રૂઢિચૂસ્તતાં, પછાતપણાંના, સંકુચિતતાનાં અને એવાં બીજાં કંઇક જાળાં ભેદાઇ જાત. પ્રજાલાગણીમાં એક નવો પ્રવાહ પેદા થાત અને આજે વાંકાનેરની પ્રજા સૌરાષ્ટ્ર-ગુજરાતના જાહેરજીવનમાં પોતાનો યશસ્વી ફાળો નોંધાવી રહી હોત. એને બદલે સ્વરાજ આવ્યું ત્યારે વાંકાનેર પ્રત્યાઘાતી દેખાયું એનું કારણ એની નસોમાં રાષ્ટ્રીયતાનું લોહી વહી ન શકયું તે જ હતું. મોટાભાગની પ્રજામાં તો વર્ષો સુધી ગુલામી માનસ જ ધરબાયેલું રહ્યું. નવા યુગને નવા વિચારને પામવાની પ્રગતિશીલ દૃષ્ટિ ત્યાં એ કારણે પાંગરેલી જ નહિ.

પણ મારા માટે મોટી વિમાસણ થઇ પડી. જીવનમાં હું જે ઢૂંઢયા કરતો હતો તેની ભોગળો મારા માટે તો ખુલી ગયેલી. એ બારણાં ફરીથી બંધ થતાં લાગ્યાં. એકલો વાંકાનેર રાજ્ય સામે સત્યાગ્રહે ચડું તે અનેક રીતે અર્થહીન હતું. મેં અન્યત્ર સત્યાગ્રહમાં જોડવાનો વિચાર કરી લીધો.

## સત્યાગ્રહ સંગ્રામની વાટે

સત્યાગ્રહ સંગ્રામો અને છાવણીઓ અંગે તો રોજ રોજ વાંચ્યા કરતો. નક્કી કર્યું ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં જોડાવાનું. કારણ કે 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક અને એના સંચાલકો અમૃતલાલ શેઠ અને મેઘાણીનાં જબરાં આકર્ષણ હતાં.

ધોલેરા સત્યાગ્રહ સંગ્રામની ચાર છાવણીઓ ચાલતી હતી. ધોલેરા, ધંધુકા, બરવાળા ને રાણપુર. એ ચારમાંથી એકેય ગામ જોયેલું નહિ. વળી ન કોઇને હું ઓળખું, સાવ જ અજાણ્યા પ્રદેશમાં અજાણ માણસો વચ્ચે મારે જવાનું હતું. રાણપુરમાં વાંકાનેરના એક મોઢ બ્રાહ્મણનાં દીકરી પરણાવેલાં. હું ન ભૂલતો હોઉં તો એમનું નામ દયાબહેન. વાંકાનેરમાં એના ભાઇ કરૂણાશંકરની હોટેલે હું બેસતો. એ મારી સાથે રાણપુર મને મૂકવા તૈયાર થયા. વતન છોડતાં પગે પાંચ પાંચ મણની બેડિયું પડતી આવતી હોય એવી લાગણીઓ ઉમટી આવી. એક તો વાંકાનેર જે સંજોગોમાં છોડયું એ વસમું લાગતું હતું. બીજું વતનની પ્રીત.

## પહેલો આંચકો

એ પછીયે વતનને કારણે જ વાંકાનેરમાં પ્રવૃત્તિઓનો આદર કરી જોયેલો અને વાંકાનેર છોડી અમરેલી પાસેના તરવડા ગામને અમારી પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવ્યું. પણ રાણપુર જતાં વાંકાનેર છોડયું ને જે આંચકો લાગેલો તે ફરી કદી નથી લાગ્યો.

ટ્રેઇન અમને રાણપુર તરફ લઇ જઇ રહી હતી. રાણપુરની છાવણીમાં જોડાવા જઇ રહ્યો હતો પણ છાવણીની કશી જ કલ્પના નહિ. નહિ સત્યાગ્રહ કદી જોયેલો. સત્યાગ્રહ અને સત્યાગ્રહ છાવણીના કલ્પ વિકલ્પ સાથે તે દિવસના વઢવાણ જંકશને ગાડી બદલાવી રાણપુર ઊતર્યો ત્યારે નવલકથાના પાત્રની દશામાં મુકાઇ ગયેલો.

# જ્યારે જીવન મૂલ્યો બદલાય છે....

પહેલાં એમ કહેવાતું

"અષ્ટપુત્રા ભવ"

હવે—

"આજ બે બાળકો જ બસ છે"

જીવન તો વહેતી ગંગા છે
એને કોઈ ચોક્કસ સ્થળે સ્થગિત
કરી શકાય નહીં
જમાનો બદલાય એમ મૂલ્ય મહત્વ
બદલાય છે...

## નવા મૂલ્યાંકન સ્વીકારી
## જીવનને વિશેષ અર્થસભર બનાવો...



# કુટુંબ નિયોજન

વધુ માહિતી માટે નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રનો સંપર્ક સાધો

Oormy Navrachana Rajkot-1 (Feb '73) કિં. ૧-૦૦ Regd. No. G. 68

# ઊર્મિ નવરચના



શ્રી. દુલેરાય કારાણી : જુઓ આ અંક માંહેનો લેખ કચ્છનો કારાયલ

માર્ચ : ૧૯૭૩ સળંગ અંક ૫૧૬ તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૩ માર્ચ '૭૩ અંક : ૧૨ : સળંગ અંક : ૫૧૬







## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના' ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂ. ૧૦-૦૦
વાર્ષિક-પરદેશમાં રૂ. ૨૧-૦૦

**લેખકોને—**

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ રાજકોટ )

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એક-રૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the *food front* Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the *home front* we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the *export front* Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress

# શ્રેષ્ઠ – સંસ્કારી પુસ્તકો માટે
# લાયબ્રેરીઓ ને – ગ્રંથપાલાને

સંસ્થાઓ અને ગ્રંથાલયોને ખ્યાલમાં રાખીને દરેક લાયબ્રેરીને સારાં સંસ્કારી પુસ્તકો એક જ સ્થળેથી મળે તે માટે અમે પૂરી સગવડતા કરી છે.

આપને જોઈતાં પુસ્તકો એક જ સ્થળેથી મળી શકશે. આપને જોઇતાં પુસ્તકોની યાદી અમને મોકલી આપશો, ઓછા સમયમાં આપના ઓર્ડરમાં પુસ્તકો રવાના કરવામાં આવશે. નવાં પુસ્તકોની યાદી મંગાવી લેવા વિ.

પુસ્તકો મગાવવા માટેનું સર્વોત્તમ–વિશ્વસનીય સ્થળ

**ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ.**

૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ., ગાંધીરોડ : **અમદાવાદ–૧**

# ખોળાનો ખૂંદનાર



ખોળાનો ખૂંદનાર કોને વહાલો ન લાગે? તમે તેનાં હર કોઇ લાડ પૂરાં કરવા માગો છો; પણ જો વધુ બાળકો હોય તો તમે એ બધાંની જરૂરિયાતોને કઇ રીતે સંતોષી શકશો ?

બીજું બાળક ત્રણ વર્ષ પછી. તમારા નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રમાં મળો.

davp

## 'ઊર્મિનવરચના' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ...... | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |
| ૨. પ્રકાશનની સામયિકતા........ | માસિક |
| ૩: મુદ્રક અને માલિકનું નામ | જયમલ્લ પરમાર |
| રાષ્ટ્રીયતા... .. | ભારતીય |
| સરનામું | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |
| ૪. પ્રકાશકનું નામ...... | ઇશ્વરલાલ મો. દવે. |
| રાષ્ટ્રીયતા...... | ભારતીય |
| સરનામું...... | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |
| ૫. તંત્રીનું નામ...... | ઇશ્વરલાલ મો દવે : જયમલ્લ પરમાર |
| રાષ્ટ્રીયતા ..... | ભારતીય |
| સરનામું...... | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |

હું ઈશ્વરલાલ મો. દવે, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે.

**ઇશ્વરલાલ મો. દવે.**

તા. ૨૮-૨-૧૯૭૩ પ્રકાશકની સહી

## △ આંધ્ર ને ઈંદિરાજી △ દુષ્કાળ અને આંદોલનો △ નફરતનું રાજકારણ △ દુષ્કાળ ને રાહત રસોડાં △ શિક્ષણ સંસ્થાઓ ને જ્ઞાતિવાદ △ આવતી કાલના આગેવાનો ! △ રાષ્ટ્રીય ચારિત્રનો પ્રશ્ન △ લોકસાહિત્યનાં સન્માન △ સૌ. યુનિ.ને ચારણીસાહિત્ય

સંપાદકીય

પાકિસ્તાને બંગાળમાંથી ભારત ઉપર આક્રમણ કર્યું તે પહેલાં જનસંઘ અને અન્ય વિરોધી પક્ષોની ટીકાઓ અને આંદોલનોને કારણે ઈંદિરાજી જેવાં અસ્વસ્થ દેખાતાં હતાં તેવાં અસ્વસ્થ આજકાલ દેખાય છે. સ્ત્રીઓમાં અસાધારણ એવી એમની સ્વસ્થતા આજકાલ તેઓ ગુમાવતાં દેખાયાં છે. આંધ્ર વિભાજનનું આંદોલન એમને ઉથલાવવા માટેનો જ પ્રયાસ તેઓ માને છે, એ સિવાય તેઓ જાહેરમાં સામે ચાલીને કદી ઉગ્ર ટીકા ન કરે. એમ દેખાય છે કે ઈંદિરાજીને પડકાર કરી શકાય એવી હિંસક આંદોલનની સ્થિતિ આંધ્રમાં માર્ક્સવાદીઓ અને જનસંઘ વગેરે ઉત્પન્ન કરાવી શક્યા છે.

માત્ર એટલાથી ઈંદિરાજી અસ્વસ્થ ન બને. આવશ્યક ચીજ વસ્તુઓના અતિશય વધતા જતા ભાવો, કથળતી જતી આર્થિક સ્થિતિ ને વિરોધપક્ષોનાં આંદોલનો એમની અસ્વસ્થતાનાં મુખ્ય કારણો બન્યાં છે. એથીએ વિશેષ શાસક કોંગ્રેસનો આંતરિક સંઘર્ષ પક્ષને અંદરથી ચૂંથી રહ્યો છે. નેહરૂ ફોરમ અને સમાજવાદી ફોરમ મુગલ સલ્તનત વેળાએ શાહજહાં સામે એના પુત્ર–સુબાઓ બંડ પોકારતા એવી સ્થિતિ પેદા કરી રહ્યાં છે.

જે દિવસે સત્તાની સોનાની લંકા લૂંટાતી લાગતી હતી અને મૂડીઓ વાળીને સંસ્થા કોંગ્રેસ, પ્રજાસમાજવાદ, સામ્યવાદ, જનસંઘ, સ્વતંત્ર પક્ષ મૂડીવાદીઓ, તકવાદીઓ ને ભાંગફોડ નિષ્ણાતોમાંથી કંઈક શાસક કોંગ્રેસમાં ભળી રહ્યા હતા ત્યારે ઈંદિરાજીએ જ એમને કોઈ અટકાયત થવા દીધી ન હતી. કદાચ એ તમામ વિરોધીબળો ઉપર પોતે અનધાર્યો કાબુ મેળવી શકશે એવો વધુ પડતો આત્મવિશ્વાસ પણ એમનામાં એ કાળે હશે. મદારીના એક જ કરંડિયામાં નોળિયા, સાપ, શેળા અને ઘોયરા જેવાં એકબીજાનાં વિરોધી પ્રાણીઓ અલગ અલગ ખાનામાં રાખી શકાય પણ એમને એકબીજાને મિત્ર ન બનાવી શકાય. એને સાથે રખાય છે જ એકબીજા સાથે લડાવવા માટે.

આ મુદ્દાની ચર્ચા અમે શાસક પક્ષની અષ્ટાવક્ર રચના વેળાએ જ કરેલી કે ઈંદિરાજીનો હેતુ આ વિરોધી જૂથો ને વિરોધી વ્યક્તિઓને સામસામા બઝાડીને એક બીજાને નિયંત્રણમાં રાખવાની જ સમતોલ રાખવાની આ નીતિ હોઈ શકે. પણ આજે આ સ્થિતિ એમના કાબુ બહાર ચાલી ગઈ છે. ઘા દરતો આવે એમ દુખાવો ઉપડતો આવે.

બીજી રીતે જોઈએ તો દેશની આર્થિક સ્થિતિને સત્તાધારી શાસક પક્ષ સંભાળી લઈ શક્યો નથી. બેકારી વધી છે, ઉત્પાદન ઘટયું છે. મોંઘવારી ચારે ફાટી બારે જઈ રહી છે. ગરીબી ઘટવાને બદલે ગરીબી અને શ્રીમંતાઈ વચ્ચેનું અંતર ભાવ વધારો વધારી રહેલ છે.

ગરીબી હટાવવા માટેનાં સાધનો જ અપૂરતાં છે. આજનું શિક્ષણ વિકાસ વિરોધી છે. ફુગાવાનું વલણ ભાવ ઘટાડવાને બદલે વધારવા તરફ જ હોય. આપણી મજૂરી એટલી કુશળતા એ આપણે પહોંચાડવાની બાકી છે કે જે ઉત્પાદનનો આંક વધારી શકે ને નિષ્ઠા જાગે. વહીવટી તંત્ર પ્રત્યેક આર્થિક હેરફેર, સબસીડી લોન વગેરેમાંથી ઓછામાં ઓછા ૧૦ ટકા નિશ્ચિતપણે લાંચ રૂશ્વત ને ખાયકી રૂપે ખાઈ જાય છે. પછી એ દૂર દેશાવરનાં કામકાજ હોય કે દુષ્કાળ અંગેની રાહતનાં હોય.

આપણા સમાજની વફાદારી રાષ્ટ્ર પ્રત્યે નથી પણ પ્રદેશ, ભાષા, જ્ઞાતિ, કોમ ને ધર્મ પ્રત્યે વિશેષ

છે. એથી બંધારણથી માંડીને એના પ્રત્યેક અમલમાં રહેલા સામાજિક ન્યાય અને આર્થિક સમાનતાના પ્રયાસો ધૂળમાં મળે છે. મજૂરો અને કર્મચારીઓનાં સંગઠનો પણ વર્ગીય હિતોને જ પંપાળે છે, પરિણામે પળે પળે પાંગરવા મથતી રાષ્ટ્રીયતા ધવાય છે.

અને જે ઉત્પન્ન જ નથી થતું તેને વહેંચવું કઈ રીતે? નોટો છાપીને વધુ પગાર ને વધુ મજૂરી ચૂકવતા જવાથી ઉત્પાદન નથી વધતું, મોંઘવારી જ વધે છે. બીજી બાજુ જે લોકો પૈસાના બળે ઉત્પાદનનો વધુ પડતો વપરાશ કરે છે એના ઉપર કોઈ નિયમન નથી. આમને આમ ચાલ્યા કરશે તો હવે તો ઈંદિરાજીને પણ પ્રભુ બચાવે તો છે. ગરીબ ન બચે તો ઈંદિરાજી કઈ રીતે બચે?

## દુષ્કાળ અને આંદોલનો

જેમ ઈંદિરાજી 'ગરીબી હટાવ'ના માત્ર સૂત્રોથી ગરીબી હટાવી રહ્યાં છે એમ વિરોધ પક્ષો આંદોલનોથી દુષ્કાળ હટાવી રહ્યા છે. દુષ્કાળ તો આંધ્રમાં પણ છે, છતાં કુદરત સર્જી દુષ્કાળની આફતો ઉપર માનવસર્જી સ્યાનતો ઉતારી રહ્યા છે. જેમ પાકીસ્તાન ભારતની ધરતી ઉપર વિનાશ વેરે એમ રાષ્ટ્રની એટલે પોતાની મિલ્કતોનો વિનાશ વેરી રહેલ છે ને એને આંધ્રના વિભાજનનું આંદોલન કહે છે. આપણી પ્રજાનું આ સાર્વત્રિક પોત છે. અને બંદૂક તાકીને સમાધાન કરવા ફરજ પાડે છે. હિંસાનો—બળનો ન્યાય પુનઃ પ્રવર્તાવા માગે છે.

ગુજરાતમાં દુષ્કાળ જેમ વેગ પકડે છે તેમ સંસ્થા કોંગ્રેસનું આંદોલન જોર પકડતું જાય છે અને બીજાં વિરોધી બળો પણ એ જ કામ કરી રહ્યાં છે. ખેડૂત ને દુષ્કાળને નામે ચાલી રહેલાં આંદોલનોનો હેતુ અછતો રહી જ નથી શક્યો. જનતાને નામે બોલનારા, ખેડૂતોને નામે બોલનારા, સમાજવાદ અને પ્રગતિવાદને નામે બોલનારા તમામ અંદરથી એક છે. એ બધાની એક જ મકસદ છે ને-ચૂંટણીમાં જે પરિણામો આવ્યાં છે તેને આંદોલન દ્વારા ઉથલાવવાં. ચાર વરસ રાહ જોવાની એ બધાની ધીરજ નથી જ, એટલે બિનલોકશાહી રીતે ગુજરાત સરકારને ઉથલાવવી અને ભારત સરકાર સામે પ્રજામાં ઉશ્કેરાટ ફેલાવવો. એ જ કામ દુષ્કાળ અને ખેડૂતોનાં હિતોને નામે વિરોધપક્ષો ને વિરોધી જૂથો કરી રહ્યાં છે. અંદરથી બધા એક છે પણ બહાર જુદે જુદે મોરચે ઝૂઝી રહ્યા છે.

આ બધા આંદોલનકારો પોતાની શક્તિ, પ્રજાની શક્તિ અને સરકારની શક્તિને આમ દુષ્કાળને બદલે દુષ્કૃત્યોમાં રોકી રાખે છે અને જેમ સમયની બરબાદી બેસે છે તેમ સંપત્તિની નહિ? આંદોલનો બધાં વગર ખર્ચે ચાલતાં હશે? એટલા પૈસા દુષ્કાળમાં ન વાળી શકાય? પણ એમ કરવા જાય તો આજે મોંઘવારી અને અછતને કારણે સરકારને ઉથલાવવાનો જે અવસર ઊભો થયો છે તે હાથમાંથી સરી જાય ને? એમાંથી કોઈને દુષ્કાળની નથી પડી, એમને તો ચોમાસા પહેલાં સત્તા મેળવવાનાં સ્વપ્નાં ન સરી જાય એની જ પડી છે.

ગુજરાતની શાસક સરકાર સંભવ છે કે ભારત સરકાર પાસેથી પૂરતી સહાય મેળવવામાં ગોથાં ખાઈ ગઈ હોય. એક તો શાસક પક્ષને સરકાર આંતરિક ખટપટ ને કાવાદાવામાંથી ઊંચા નથી આવતા અને વિરોધી પક્ષો ને જૂથો શાસક પક્ષને અને સરકારને સ્વસ્થતાથી વિચારવાની પણ વેળા આપવા માગતા નથી. અને પરિણામો સરકાર ઉપર સરસ રીતે ઢોળ્યા કરી પ્રજામાં ઉશ્કેરાટ ફેલાવી રહેલ છે. 'તક આવી છે ત્યાં સુધીમાં ટીપી નાખો' એ જ એક લગન છે.

ગુજરાત સરકારમાં આંતરિક વિખવાદ તો પોતાના બળે જ પોતે ભાંગી પડે એવા છે. એનાં બાળોતિયાં પણ બજારમાં જ ધોવાય છે. પ્રધાનમંડળના અને પ્રદેશ કોંગ્રેસના પ્રત્યેક મુખ્ય માણસને આજે એક સાથે ચાર ચાર સ્થળે ધ્યાન રાખવાં પડે છે. એક તો પોતાના ટેકેદારોનું, બીજું પોતાને જે કામ કરવાં જોઈએ તેનું, ત્રીજું પક્ષ કે પ્રધાનમંડળમાંના પોતાના હરિફનું, ચોથું પોતાના જાહેર જીવનના વિરોધીઓનું. આમ ચાર મોરચે શક્તિ વહેંચાયેલી હોય ત્યાં અસાધારણ સ્થિતિને ક્યાંથી ઉકેલી શકે?

નહિ તો દસ મહિનાની મુદતમાં કોઈપણ સરકારને જેબ આપે તેવાં નીતિવિષયક પગલાં શાસકપક્ષની સરકારે ગુજરાતમાં ભર્યાં છે. અછત અને મોંઘવારીની કારમી દશા ન બેઠી હોત તો ચૂંટણી ઢંઢેરામાં આપેલાં વચનો તરફ શાસકપક્ષની સરકારનું નિશ્ચિત વલણ હતું, પણ શાસક પક્ષ પક્ષ તરીકે સંગઠન અને એકતા સાધી શક્યો નથી. પક્ષને બદલે સત્તા ભૂખ્યા રાજકરણીઓના શાસકોનાં ટોળાના રૂપમાં જ આગળ વધતો જાય છે ને પાપડી ભેગી સારા માણસોની ઈયળો બફાતી જ રહે છે. રે રાજકરણ !

## નફરતનું રાજકારણ

આજે રાજકારણના જે દાવ ખેલાય છે, જે ભાષા બોલાય છે, જે ચારિત્ર ખંડન થાય છે, આંદોલન માટેનાં જે પગલાં ભરાય છે અને જૂઠ, દંભ, પાખંડ અને ધિક્કારનો જે આશ્રય લેવાઈ રહ્યો છે તેમાંથી જનતામાં ધિક્કાર ને તિરસ્કારનાં ઝેર પેદા થાય છે. એને પછી ખેડૂતો કે જનતાના રોષને નામે ભલે ઘટાવવામાં આવે, ભલે એને ગાંધી ચીંધ્યા ને અહિંસાના માર્ગે આંદોલન ચલાવી રહ્યાનું કહેવામાં આવે, પણ એમાંથી "આંધ્ર જાગી પડશે", "બીજું આંધ્ર સર્જાશે" એવી જે ધમકીઓ આપવામાં આવે છે તે માત્ર ધમકીઓ નથી પણ પ્રજાને હિંસક પગલાં લેવા યોજનાપૂર્વક ઉશ્કેરવામાં જ આવી રહી છે.

એ જ રીતે રાજકારણમાંથી અણગમતી વ્યક્તિને ઉઠાડી મેલવા વ્યક્તિ વ્યક્તિ પ્રત્યે જે દ્વેષ, ઝેર અને ધિક્કાર પેદા કરવામાં આવી રહેલ છે તે છેવટ હિંસામાં પરિણમશે એવી ઉત્કટતાએ આ નફરતનું રાજકારણ જઈ રહ્યું છે. આ સ્થિતિ બન્ને પક્ષે ખરાબ પરિણામો લાવશે. અત્યારે તો શાસક પક્ષમાં આંતરિક રીતે નહિ પણ ઉઘાડી રીતે આ ચાલી રહ્યું છે ને વિરોધ પક્ષો તો એ જ કામ આજે કરી રહ્યા છે. સુજનતાનું અને વિવેકનું તો દેવાળું જ નીકળી ગયું છે. કલ્પિત ભયો ઊભા કરીને જનતાને ઉશ્કેરવામાં આવે એનું બીજું કોઈ પરિણામ આવી જ શકે નહિ. દુઃખની વાત એ છે કે આજે શ્રી. મોરારજી, શ્રી. બાબુભાઈ પટેલ ને શ્રી. હિતેન્દ્ર દેસાઈ જેવા પણ સુજનતાને ટાંડી મેલી એ જ ઉશ્કેરણીની ભાષા વાપરી રહ્યા છે.

## દુષ્કાળ ને સસ્તાં ભોજનાલય

દુષ્કાળને પહોંચી વળવા માટે ગુજરાત સરકારે અગાઉ કદી નહોતું થયું એવું સુંદર આયોજન કર્યું છે. આઠેક લાખ માણસો અત્યારે રોજી મેળવી રહ્યા છે, પણ ઘાસ, પાણી, અનાજ અને જીવન જરૂરિયાતની ચીજોને સરકાર નથી પહોંચી વળી શકી તે હકીકત છે. કોઈ પણ સરકાર એકલે હાથે પહોંચી વળી ન શકે પણ વધતા ભાવોને પણ ડામી નથી શકી. એવે સમયે ગુજરાતમાં હવે તો ગામે ગામ સસ્તા ભાવના અનાજની દુકાનો, સસ્તા દરનાં ભોજનાલયો અને સસ્તી ખાદ્ય ચીજોનાં કેન્દ્રો શરૂ થવા માંડયાં છે.

આપણી જૂની મહાજનશાહીનો જ આ સંસ્કાર છે. જીવદયાથી પ્રેરાઈને રોટલાના ધર્મના સંસ્કારથી દ્રવિત થઈને આવાં કેન્દ્રો ઠેર ઠેર શરૂ થઈ રહ્યાં છે. આપણી સંત પરંપરાનો પણ આ જ સંસ્કાર વારસો છે. આપણાં અન્નક્ષેત્રો એ કારણે આજસુધી ઘણાં ધાર્મિક સ્થળોમાં ચાલે છે.

પણ એની સાથોસાથ આપણો એક બીજો પણ ધાર્મિક સંસ્કાર છે વિના પરિશ્રમે અગર વગર વળતરે મફતનું ન લેવાનો અને મફતનું ન ખાવાનો. ધાર્મિક જગ્યાઓમાં નભતા અપંગો સિવાયના તમામ અભ્યાગતો કે આશ્રિતો નાનાં મોટાં કામ કરીને ખાતા. કોઈ નિરૂદ્યમી ન રહેતું. ત્યારે આ સંસ્કાર એ અન્નદાનથી પણ મોટો છે, ગમે ત્યાં ગમે તે ખાઈને જીવવું જ એવો એ સંસ્કાર નથી પણ જીવવા જેવા જીવન માટે રળીને ખાવાનો અધિકાર મનાયો છે. મફતનું ખાવાનો નહિ. અને ખાતી વખતે કોઈ પ્રકારનું વળતર ન આપી શકે તે મરતાં પહેલાં ચૂકવતાં જાય એવો ઋણુઆવનો આપણો સંસ્કાર છે.

આ અન્નદાનનો અને પરિશ્રમ ને ઉદ્યમ વડે, પુરૂષાર્થને પરસેવા વડે જીવવાના સંસ્કારને ખમીર

ને જાળવવાનો સંસ્કાર સાથો સાથ ચાલે છે. એ બન્ને એકબીજાના વિરોધી નથી પણ પોષક ને પૂરક છે. પણ માનવીમાં ભિખારીવેડા પેદા કરનારાં અન્નદાન સંસ્કારદ્રોહી બને. એ જ રીતે યાચકવૃત્તિ ને ઉત્તેજે ને શ્રમની ચોરી શીખવે. ભારતમાં ૫૬ લાખ બાવા આમ જ પેદા થયા છે.

એટલે શ્રમનો મહિમા ભાંગીને અને યાચકવેડા પેદા કરીને કે મફતનું ખાવાની વૃત્તિ પેદા કરીને આપણે કોઈ માનવતાનું નહિ પણ અમાનવતાનું જ કામ કરીએ. એટલે સાત આઠ મહિનાનો આને કામચલાઉ પ્રશ્ન ન ગણતાં માનવતાની દૃષ્ટિએ ને રાષ્ટ્રીય ચારિત્રની દૃષ્ટિએ પણ એને વિચારવો જોઈએ. નહિ તો દુષ્કાળ જશે પણ આપણી જીવદયાને કારણે દુકાળિયાં રહી જશે.

રાજકોટમાં વીરાણીનું ૧૦ પૈસે ટંકનું ભોજનાલય ચાલતું. આપણી મહાજનવૃત્તિવાળા વેપારી કે નાગરિક રોજ થોડાં દસિયા દાન દેવા રાખે. પછી એ દસિયાં માગનારાં મળી આવ્યા અને એ દસિયાથી ભોજન જમી પછી ચા પાણી બીડી અને સિનેમા માટે દિન બધો હજી પૈસા માગતા ફરતા રાજકોટમાંથી ઘણા ભિખારચોટ બનેલા માણસો મળી આવશે. ગાંધીજીએ આ કામને રચનાત્મક વલણ આપેલું. ભિક્ષુગૃહો પણ એ જ હેતુથી શરૂ થયાં છે. આપણી દયાની લાગણી સંતોષવા ભીખનો સંસ્કાર કાયમ ન કરીએ એટલી જાગૃતિ આપણે રાખવી રહેશે.

## શિક્ષણ સંસ્થાઓ ને જ્ઞાતિવાદ

રાજકોટમાં અને જૂનાગઢમાં તેમ કયારેક સૌરાષ્ટ્રના અન્ય શહેરોની કોલેજોમાં પણ જુદીજુદી જ્ઞાતિઓના વિદ્યાર્થીઓ ખૂના મરકી સુધીના સંઘર્ષમાં આવી જાય છે. છેલ્લે રાજકોટની માલવિયા કોમર્સ કોલેજમાં એક જ્ઞાતિના બે વિદ્યાર્થીઓ ઉપર બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓએ મરણતોલ માર માર્યાનું સર્વ વિદિત છે.

શિક્ષણમાં જ્ઞાતિવાદ નહિ હોવા જોઈએ, કોલેજોમાં તો નહિ જ.. માટે ચાલો વિચારીએ કે આવું બધું શા માટે થાય છે? પછી કોલેજોના આચાર્યો ને પ્રાધ્યાપકો વગેરે કોંકની મીટીંગો યોજાઈ અને હણુજી ને ગણુજીની જેમ કોઈકે કાંઈક ઈલાજો ચીંધ્યા તો કોઈકે કંઈક. છેવટ સંપીને રહેવાની અપીલ સાથે એ પ્રયત્નો આથમી ગયા.

કોઈકે કોલેજની જીમખાના ફી, કોઈએ વિદ્યાર્થી ભંડોળો તો કોઈકે 'જી. એસ'ની ચૂંટણી વગેરે કારણો આપ્યાં એવાં બીજાં કંઈક ભળતાં કારણો આપ્યાં પણ કોઈએ આંગળી ન ચીંધી કે જ્ઞાતિવાદનાં કારખાનાં તો આ રહ્યાં એ બધી જ્ઞાતિઓનાં છાત્રાલયો. જ્ઞાતિઓનાં છાત્રાલયો એ બધાં જ્ઞાતિવાદનાં કારખાનાં જ છે. ત્યારે થોરની વાડમાંથી આંબેરણની આશા કેવી રીતે રાખી શકાય ?

આ જ્ઞાતિવાદો, જ્ઞાતિઓ જે આર્થિક વિષમતાઓ સર્જે છે એને પરિણામે એક બીજી જ્ઞાતિ પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થાય છે, ઉચ નીચના ભેદ ઉત્પન્ન થાય છે. સ્પર્ધા પેદા થાય છે, પોતાની ઉચ્ચતા સાબીત કરવાનાં ખૂન્નસ પેદા થાય છે. પહેલાં જે ગરસદારો હતા એની સામે એમના જ ખેડુઓને પહેલાં વિરોધ ને પછી રાગ દ્વેષ જન્મેલા. હવે એ જ ખેડુ ગીરાસદાર બનતાં મૂળ ગરાસદારને દ્વેષ ભાવ જન્મે અને ગરાસદાર બનેલા મૂળ ખેડુમાં અભિમાનનું ખૂન્નસ પ્રગટે એ સીધાં આર્થિક કારણો છે. શહેરોમાં પણ શ્રીમંત કોમો સામે એ જ દ્વેષભાવ પછાત ગણાતી જ્ઞાતિઓમાં પેદા થઈ ગયેલ છે. પછી કોલેજોમાં કે મજૂરોમાં જો કોઈ વિસ્ફોટક થાય તો એનાં મૂળ તો જ્ઞાતિઓની અસમાનતામાં જ પડેલાં છે એમ સમજીને ઉકેલ વિચારવો જોઈએ.

બિન સાંપ્રદાયિકરાષ્ટ્રમાં જ્ઞાતિ કે પેટા જ્ઞાતિને સ્થાન ન જ હોઇ શકે. જ્ઞાતિવાદ અને એવી સંકુચિત વફાદારીઓમાં પરિવર્તન લાવવા જનસંઘ જેવો પક્ષ પણ ઠરાવરૂપે કહી રહેલ છે કે સરકારે પછાત વર્ગોને અપાતી વિશેષ સગવડો ને અધિકારો જ્ઞાતિના ધોરણે નહિ પણ આર્થિક પછાતપણાના ધોરણે અપાવા જોઈએ. ત્યારે ગુજરાત સરકાર

મુંબઈ રાજ દરમિયાનના આ નિયમને પડતો મૂકી એક પંચ નીમીને ગુજરાતમાં જ્ઞાતિવાદને ઉત્તેજન આપ્યાં રહેલ છે. આ સમાજવાદી સરકાર !

## આપણા આવતીકાલના આગેવાનો !

અમદાવાદની એક મેડીકલ કૉલેજના ચાર પાંચ વિદ્યાર્થીઓને અવારનવાર પોતાના છાત્રાવાસમાં કૉલગર્લ બોલાવી એની સાથે દુર્વ્યવહાર કરવા માટે સસ્પેન્ડ કરવામાં આવ્યા છે. એવી મિજલસો તે છાત્રાવાસની અગાસીમાં ચાલ્યા જ કરતી.

વિદ્યાર્થીઓમાં આ દુષણનાં પગરણ ઘણા સમયથી થયાં છે. પણ વાત કેટલે સુધી આગળ વધી છે ? દિલ્હી યુનિ.ના એક વિદ્યાર્થી મંડળની કચેરીમાં વિદ્યાર્થીઓએ ભેગા મળીને એક વિદ્યાર્થીની ઉપર બળાત્કાર કર્યો.

આ બળાત્કારનો પ્રાસકો ન તો દિલ્હીમાં ક્યાંય પડયો દેખાયો છે ન દેશમાં ક્યાંય. એક માત્ર ગાંધીજીના અંતેવાસી બુઝર્ગ આચાર્યશ્રી કૃપાલાનીનું દિલ દ્રવી ઊઠયું છે કે આવું બધું કેમ ચાલી શકે ? વિદ્યાર્થી મંડળોની કચેરી એ આપણાં સરસ્વતીનાં મંદિરો છે કે ગુનેગારોનાં કારખાનાં ને ગુંડાઓના અડ્ડાઓ ?

આચાર્યશ્રી વ્યથિત છે કે આ વાતની કોઈને અરેરાટી નથી. શાળા કૉલેજોમાં વિદ્યાર્થી–વિદ્યાર્થીનીના સંબધો ભાઈ બહેન જેવા હોવા જોઈએ. અથવા એકબીજા પ્રત્યે આકર્ષણ થાય, પ્રેમ થાય અને પરણે તે પણ સમજી શકાય તેવું છે. પણ છોકરીની શારીરિક નબળાઈનો લાભ લઈ એની સાથે વિદ્યાર્થીઓ બળાત્કાર ગુજારતા થશે તો કયા વિદ્યાર્થીની બહેન આ ભયાનકતામાંથી બચી શકશે ?

આજનો યુગ જોતાં, વિચારો અને આચાર જે વળાંક લઈ રહ્યા છે તે જોતાં એકબીજાની સમજણપૂર્વકના કે ઈચ્છા સાથેના સંબંધોની હજી કે સમજવાની કોશીશ થાય પણ કોઈ પણ બહેનની અનિચ્છાએ માત્ર એની નબળાઈનો જ લાભ લઈને બળાત્કારો રોજીંદો વ્યવહાર બની જશે તો આપણા દેશને તે કયાં લઈ જશે ?

આવું જ્યારે જ્યારે બહાર આવે ત્યારે દોષ આગેવાની ઉપર ઢોળવાની ફેશન થઈ પડી છે, જેથી વિદ્યાર્થીઓના રોષમાંથી બચી જઈ શકાય. સાથીદાર વિદ્યાર્થીઓ વચ્ચે બહેન દીકરીની સલામતી ન હોય તો સમાજને દુકાળ તરાવવો, સસ્તા ભાવે આવશ્યક વસ્તુઓ પૂરી પાડવી અને માંદા પડે ત્યારે ઔષધ ઈલાજનો બંદોબસ્ત કરવો એટલો જ આપણા લોકશાહી પ્રજાસત્તાકનો અર્થ થાય છે ? તો તો પ્રજા મામણમૂંડા જેવી બની જશે. મામણમૂંડાનો ઉપયોગ સડીને ખાતરમાં ભળી જવા સિવાયનો બીજો શોધાયો નથી.

ગાંધીજી આ બાબતમાં બહુ સ્પષ્ટ હતા. સ્વ. સરોજબહેન મહેતા ભાવનગર મહિલા વિદ્યાલયમાં અભ્યાસ કરે ને સ્વ. બળવંતરાય મહેતા સંચાલક મંડળમાં. એ બે વચ્ચે પ્રેમસંબંધ થતાં ગાંધીજી ઉગ્ર બની ઊઠેલા કે સંચાલકો બાપને ઠેકાણે કહેવાય અને વિદ્યાર્થીની એની દીકરી ગણાય. એવા બાપ દીકરી વચ્ચે પ્રેમ સંબંધ ન સંભવી શકે. તો સમાજની તંદુરસ્તી જોખમાઈ જાય. પૂ. ગાંધીજીને કારણે વર્ષો સુધી બળવંતભાઈ ને સરોજબહેન વિવાહિત સંબંધથી જોડાઈ નહિ શકેલા. ગાંધીજીએ તો ન પ્યારેલાલજીની વાત મંજૂર રાખેલી, ન મીરાંબહેન–મિસ સ્લેડની.

સમાજના હિતચિંતકો અને ઘડવૈયાઓએ આ વિચાર કરવો જ રહેશે. સરસ્વતીનાં મંદિરો વિદ્યાર્થીઓને સંસ્કૃત બનાવવા માટે છે, જંગાલિયતના અડ્ડા ઊભા કરવા માટે નહિ. હવે એકલ દોકલ કોઈથી અનાચરણ થાય તે ગુનો ગણાય છે ને ભેગા થઈને અત્યાચાર આચરે, દુરાચાર આચરે, વિનાશ વર્તાવે, ભ્રષ્ટાચાર કરે તે આંદોલનમાં ખપે છે. અને ભેગા મળીને સૌ આવા બનાવોના ઢાંક–પીછોડામાં જ પોતાનાં હિતોની સલામતી જોતા થઈ ગયા છે. પરિણામે આવા સામાજિક રોગો ઊંડાં મૂળ ઘાલતાં જાય છે. આ પ્રશ્ન હવે માત્ર શહેરોનો નથી રહ્યો પણ ગામે ગામના છાત્રાલયોનો અને વિદ્યાર્થી મંડળોનો બને છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ નક્કી કરવું રહેશે માત્ર યુનિ.ઓમાં સ્થાન મેળવવાનું જ નહિ પણ

આપણા સમાજને ક્યાં લઈ જાય છે તે પણ. અધિકારોની સાથોસાથ જવાબદારીઓ પણ આવે છે. પછી એ આચાર્ય હોય કે પ્રાચાર્ય, અધ્યાપક હોય કે પ્રાધ્યાપક, વિદ્યાર્થી હોય કે વિદ્યાર્થીની, સરકાર હોય કે ખાનગી સંચાલક.

## રાષ્ટ્રીય ચારિત્રનો પ્રશ્ન

દૂધ મોંઘું કરવું ને એમાંથી દારૂ બનાવવો, પાણી પૂરું પાડી ન શકીએ અને દારૂને સસ્તો બનાવવાની ચિંતા કરવી; અરે ઘર અસરે ભર્યાં હોય તો પણ સરકારી લોન કે સબસીડી લેવી, દુષ્કાળ ટાણે ચીજ વસ્તુનો સંગ્રહ કરવો, ભાવ ખાવા ચીજ વસ્તુઓ છુપાવવી, અહિંસાને નામે હિંસાને ઉશ્કેરવી. જનતાને નામે અંગત મહત્તા પ્રસ્થાપિત કરવી, ઈશ્વરને નામે આસૂરીપણું આચરવું એ બધા રાષ્ટ્રીય ચારિત્રના પ્રશ્ન છે.

એક બાજુ દુકાળ માટે સરકારને નીંદવી, વેપારીઓ પ્રત્યે ધિક્કાર કેળવવો ને બીજી બાજુ જાણે દુકાળનું નામ પણ ન સંભળાતું હોય અને સમૃદ્ધિની છોળો છલકતી હોય એમ ઉત્સવો ઉજવવા, પતંગોમાં લાખો રૂપિયા નાખી દેવા, ક્રિકેટમાં અમદાવાદમાં ૧૫થી ૨૦ લાખ ખરચવા અને મુંબઈમાં કરોડ એ કોઈ રાષ્ટ્રીય ગુણ ઠર્યો ? કોઈ એમને કહેતું નથી. દુષ્કાળના ફાળામાં પાંચ રૂપિયા દેતાં જેને કાળજે ઘા લાગ્યા હતા એવા કે કે મુંબઈમાં ક્રિકેટની ટિકિટના પાંચ પાંચ હજાર ખર્ચ્યા. આ આપણું રાષ્ટ્રીય ચારિત્ર છે ? દીવાળી, હોળી, સંક્રાન્તના તહેવારો ઉપર ધનના ધુમાડા સામે કોઈને દેશની આર્થિક દશા કે દુકાળ કાં દેખાતા નથી ?

સત્તા ને સંપત્તિનાં પ્રદર્શનો વિવેકહીન રીતે ચાલ્યા જ કરે છે આ લોકશાહી સમાજવાદમાં. મૈસુરમાં દુકાળ છે; પણ એના બાંધકામ ખાતાના પ્રધાનની દીકરી પરણી ત્યારે નવાબી ઠાઠમાઠનાં પ્રદર્શન એણે કર્યાં. મહારાષ્ટ્રના ધારાસભ્ય શંકરરાવ મોહિતેએ એની દીકરીના લગ્ન પ્રસંગે બેફામ ખર્ચા કર્યા એનો પડઘો મૈસુરમાં પડયો ? મધ્ય પ્રદેશના પ્રધાનોએ પણ એ જ દાખલા બેસાડયા છે, કેમ જાણે દેશની મિલ્કત એ પોતાના પિતાની જાયદાદ હોય તેમ. હોદ્દા એ પ્રજાએ સોંપેલી પવિત્ર ફરજ છે, પિતાશ્રીની મિલ્કતનો બેલગામ દુરપયોગ નહિ.

ઈંદિરાજીએ ખોરાક બદલવાની ટેવ પાડવાની સલાહ આપી કે ઉપદેશ ? જો સલાહ જ આપી હોય તો પોતે એ ટેવ બદલીને જ દાખલો બેસાડવો જોઈએ. ગાંધીજી પોતે જે ન આચરી શકતા તેની સલાહ બીજાને કદી ન આપતા અને આવી રાષ્ટ્રીય આફત વેળાએ તો પ્રધાનો, અમલદારો, શ્રીમંતો, સંસદ સભ્યો ને ધારાસભ્યોએ બટાટા ખાવાનો અખતરો સિદ્ધ કરીને પછી જ જનતાને શીખામણ આપવી જોઈએ કે જે મળે તેનાથી ચલાવી લેવું જોઈએ.

શું નથી મળતું ? બધું જ મળે છે પૈસા ખરચનારને, નથી મળતું જે પૈસા નથી ખરચી શકતા એને. આ તંગી પણ શ્રીમંતો ને સગવડવાળા જ ઊભી કરે છે. આટલી નીચી કક્ષાએ આપણું ચારિત્ર ગયું હોય ત્યાં કોઈ પણ સુધારો અધિકૃતજનોના લાભનો જ બની રહે. એવી કોઈ યાંત્રિક કે વૈજ્ઞાનિક કેઈન (ઊંટડો) નથી કે જે ચારિત્ર વગરના દેશને ઊંચો ઉઠાવી શકે. સરકારનાં બધાં સારાં પગલાં આ કારણે જ સારી અસર ઉપજાવતા નથી. બેકારોને રોજી પહોંચાડવાને બદલે પોતાના પગાર વધારાની ચિંતા કરતા ધારાસભ્યોમાંથી બનેલી સરકાર પાસેથી ચારિત્રની કઈ અપેક્ષા રાખી શકાય ? ત્યારે કર્મચારીઓ અને મજૂરોની પેઠે ધારાસભ્યો પણ એક વર્ગ થયોને ? એવા લોકો વર્ગવિહીન સમાજરચના કઈ રીતે રચી શકે ? એમાંથી નીચલા થરનો આર્થિક વિકાસ ન થાય પણ દંભ અને પાખંડનો જ વિકાસ થતો રહે.

## લોકસાહિત્યનાં સન્માન

કોઈ એક ક્ષેત્રમાંથી એનો મોટો માણસ ચાલ્યો જાય ત્યારે "ગતઃ મુંજે યશઃ પુંજે નિરાલમ્બા સરસ્વતી"ની વાણી જ ઉચ્ચારાતી હોય છે. મેઘાણીભાઇના અવસાન સાથે લોકસાહિત્યનું પણ

અવસાન થયું હોય એવી દિન ઊગે ને દિન આથમે વધતી અને વિકસતી જતી લોકસાહિત્યની પ્રવૃત્તિની સાથોસાથ વાતો થતી હોય છે, અને હવે તો એવું લખાતું પણ થયું છે.

છેલ્લાં ૨૫ વર્ષ દરમિયાન લોકકળાઓ વિકાસ પામી છે, લોકસાહિત્યનું અનેક વિષયવાર સંશોધન અને સંગ્રહ થતો જાય છે ને લોકસંગીત-તથા લોકવાર્તાના આજે સેંકડો કલાકારો કાર્યક્રમો ઉપર જ નભતા થયા છે. એમાંથી કેટલાકની આવક માસિક દોઢથી બે હજારની છે. સમગ્ર ગુજરાતને મુંબઈ સુધીમાં અને હવે તો નાગપુર ને કલકત્તા સુધીમાં દર મહિને ભજન, લોકગીત, કથા, કહેણી, લોકવાર્તા અને એવા જ બીજા કાર્યક્રમો સેંકડોની સંખ્યામાં થાય છે.

નવોદિત કલાકારો જૂની પેઢીનું સ્થાન ન લઈ શકે તો પણ વિશાળ સંખ્યામાં આગળ આવતા જાય છે ને સમાજ એમને અનેક રીતે વધાવતો જાય છે. એમાંથી ઉપલેટાની આર્ટ્સ અને કૉમર્સ કૉલેજના વિદ્યાર્થી મંડળે નવી ભાત પાડી છે. એ મુજબ દર વર્ષે ગુજરાતના એક જાણીતા લોકસાહિત્યકારનું આદરભર્યું સન્માન કરવાની પ્રણાલિકા પાડી છે.

એક વરસ પહેલાં એ પ્રણાલિકા મુજબ શ્રી. લાખાભાઈ ગઢવીનું સન્માન કરેલું અને પુરસ્કાર ઉપરાંત સન્માન સમારંભમાં શાલ ઓઢાડેલી. ચાલુ વરસે લોકવાર્તાના કળાકાર દ. શ્રી. પુંજાવાળાનું સન્માન કરીને એમના વિષે જાહેરજનતાને જાણ થાય એ માટે એમના જીવનનું આછું રેખાચિત્ર પણ આ વખતે પ્રગટ કરીને આદરણીય પ્રથા પાડી.

નાની એવી પણ માન કરતી રકમ અને શાલ અર્પણનો ખરું જ. આ પ્રણાલિકા પાડવા માટે ઉપલેટા આર્ટ્સ અને કોમર્સ કોલેજના પ્રિન્સીપાલ શ્રી. ગંભીર-સિંહ ગોહિલ અને વિદ્યાર્થી મંડળને અનેકાનેક ધન્યવાદ. શૈક્ષણિક સાહિત્યિક અને કલા વિષયક સંસ્થાઓએ આ પ્રણાલિકા અપનાવવા જેવી છે. જેથી લોક-સાહિત્યને પ્રોત્સાહન મળશે, લોકસાહિત્યકાર અને વિદ્યાર્થીઓ એકબીજાના સંપર્કમાં આવશે, સાહિત્ય અને સંસ્કારની નવી સામાજિકતા કેળવાશે.

કોઈ એક કોલેજ દરવર્ષે એકાદ કલાકારને સન્માને તે કેટલાં વરસે કલાકારોના વિશાળ સમુદાયને પહોંચી વળી શકે? એટલે ગુજરાતની તમામ કોલેજોએ આ પ્રશ્ન વિચારવા જેવો છે. અને જ્યારે કોલેજના એટલે કે વિદ્યાપીઠના તખતા ઉપરથી નવોદિત લોકસાહિત્યકારોનું સન્માન થઈ રહ્યું હોય ત્યારે આ લોકસાહિત્યકારોએ પણ પોતાના સન્માનને લોકસાહિત્યની મોટી જવાબદારી પોતા ઉપર રહેલી છે તેમ સમજવું જોઈએ. લોકસાહિત્યનું અને તેની રજુઆતનું સાહિત્યિક અને સાંસ્કારિક સ્તર ઊંચે લાવવા માટેનું જ એ સન્માન છે એ ખૂબ સ્પષ્ટપણે સમજવું જોઈએ. અમે શ્રી. લાખાભાઈ ગઢવીને શ્રી. પુંજાવાળાને એ સન્માન મેળવવા બદલ અભિ-નંદન આપીએ છીએ ને કોલેજના પ્રિન્સીપાલ શ્રી. ગંભીરસિંહજી અને વિદ્યાર્થીમંડળને ખૂબ ખૂબ ધન્યવાદ આપીએ છીએ.

## સૌ. યુનિ.ને ચારણી સાહિત્ય

સૌરાષ્ટ્ર યુનિ. તરફથી ચારણી સાહિત્યની હસ્તપ્રતો જે રીતે મેળવાઈ છે, એનો જે રીતે સંગ્રહ થયો છે, જે સૂચિ તૈયાર કરાઈ છે તે અંગે 'ઊર્મિનવરચના'ના વાચકો જાણે છે. એના કેટલાક પ્રશ્નો હજી અણઉકલ્યા ઊભા જ છે. આ પ્રશ્નો સાથે સૌ. યુનિ. અને તેના ચારણી સાહિત્યના વિભાગના અધ્યક્ષ શ્રી. ચંદરવાકરને જ નિસ્બત નથી પણ હસ્તપત્રો આપનાર, મેળવનાર, અને એમાં રસ ધરાવનાર ચારણો તથા એના હિત-ચિંતકોને પણ એટલી જ નિસ્બત છે. માત્ર સાહિ-ત્યિક પ્રશ્ન નથી પણ શૈક્ષણિક, સાંસ્કૃતિક અને સામાજિક પ્રશ્ન છે.

કુલ બસોક જેટલી હસ્તપ્રતો એકઠી કરાઈ છે. બીજી વધુ હસ્તપ્રતો મેળવવા માટેનો ઘણો અવકાશ ઊભો છે. સારું થયું કે એક સાથે આટલી હસ્તપ્રતો એક જ ઠેકાણે એકઠી કરાતાં ચારણોના જીવન અને કવન ઉપર પ્રકાશ પાથરનારા અભ્યાસી-

ઓને તે ઘણી ઉપયોગી બનશે. કારણ કે હજી ચારણો અને ચારણી સાહિત્ય ઉપર મેઘાણીભાઈનાં વ્યાખ્યાનોના એક પુસ્તક સિવાય બીજું કાંઈ સાહિત્ય ઉપલબ્ધ નથી.

સૌ. યુનિ.એ જેમ ચારણોના પટારા ખોલાવ્યા તેમ સૌ. યુનિ. પાસે કબાટો ખોલાવી ચારણી સાહિત્યના અભ્યાસીઓ વિદ્વાનોથી અવગણાયેલી આ આખી પ્રાચીન સાહિત્ય પરંપરાને પ્રકાશમાં લાવી શકશે.

હમણાં થોડા દિવસ પહેલાં ગુજ.યુનિ.ના હિંદી અધ્યયન વિભાગ સાથે સંબંધ ધરાવતા શિરોહી (રાજસ્થાન)ના મૂળ રાજપુત યુવાન શ્રી. ભોપાલસિંહ રાઠોર આવેલા. તેઓ ગુજરાતના ચારણો ઉપર પી.એચ.ડી. કરવાની તૈયારી કરે છે. તેઓના કહેવા મુજબ તેમણે એ સાટે શ્રી. પુષ્કર ચંદરવાકર પાસે ચારણી સાહિત્યની એ હસ્તપ્રતો એ કારણે જોવા માગી. શ્રી. ચંદરવાકરે પોતાની અશક્તિ બતાવી ને ઉપકુલપતિ તરફ આંગળી ચીંધી એમને પત્ર લખાવા જણાવ્યું. ઉપકુલપતિની ઓફિસમાંથી શ્રી. રાઠોડને લેખિત જવાબ મળ્યો કે હસ્તપ્રતો જોવા રજા આપી શકાય તેમ નથી. કારણો નથી જણાવ્યાં.

શ્રી. ભોપાલસિંહ રાઠોડ કહે છે કે પહેલાં ચારણો રજપૂતોની બિરદાવલી રચતા આજે હું રજપૂત ચારણોની બિરદાવલી રચવાની તૈયારી કરી રહ્યો છું ત્યારે ચારણોના જીવન કવન ઉપર પ્રકાશ પાથરવા મેળવાયેલી હસ્તપ્રતો જોવા શા માટે મને ના પાડવામાં આવે છે ? એનું કોઈ કારણ પણ આપવામાં નથી આવ્યું.

આનો જવાબ તો શ્રી પુષ્કર ચંદરવાકર અને સૌ. યુનિ. જ આપી શકે. એક વાત બહુ સ્પષ્ટ છે કે આ હસ્તપ્રતોમાં શ્રી ચંદરવાકર સિવાય કોઈને રસ નથી. તેઓ ડિંગળ-પિંગળમાં ભલે ઊંડા નથી ઊતર્યા પણ એ સાહિત્ય ઉપર કામ કરવા માગે છે ને જરૂર કરી શકે એ માટે ડિંગળના જાણકાર શ્રી રતુદાન રોહડિયાને પણ તેમણે રોકયા છે. એમની સહાય વડે કોઈક પુસ્તક પ્રગટ કરવાની તૈયારી પણ કરી છે ને મંજરી પણ મેળવી છે; ને એ પુસ્તક પોતાને નામે પ્રગટ કરવાની સમજૂતી પણ શ્રી રતુદાન રોહડિયા સાથે કરેલ છે.

એવા ઘણા ગ્રંથો હસ્તપ્રતો ઉપરથી તૈયાર કરી શકાય તેમ છે ને શ્રી ચંદરવાકરને પૂરો અવકાશ છે. તેઓ એ ક્ષેત્રે ઘણું કામ કરી શકે તેમ છે. પણ શ્રી ભોપાલસિંહ ગુજરાતના ચારણો ઉપર મહા નિબંધ લખવા હસ્તપ્રતો જોવા માગતા હોય તો શ્રી. ચંદરવાકરને કયાંય અવરોધરૂપ બનતા નથી. તો પછી શા માટે હસ્તપ્રતો જોવાની પણ ના પાડી હશે ? હસ્તપ્રતો ઉપર એક માત્ર પોતે જ કામ કરી શકે ને બીજો કોઈ નહિ એવો તો આશય શ્રી. ચંદરવાકરનો પણ ન હોઈ શકે.

આ તો સમાનધર્મી કાર્ય છે. ચારણોના જીવન કવન ઉપર પ્રકાશ પાડવા ચારણોએ એટલા માટે જ આપેલી હસ્તપ્રતો જોવા ન અપાય તો ચારણોએ આ હસ્તપ્રતો યુનિવર્સિટીને શામાટે આપવી જોઈએ ? તો પછી આ હસ્તપ્રતોની માલિકી અને ઉપયોગનો પ્રશ્ન ઊભો થાય જ. જો એમ હોય તો સૌ. યુનિ.ના એક પટારા કરતાં ચારણોના બસો પટારા શું ખોટા હતા ? જીવાંતના ઉદરમાં ન જાય એટલા માટે તો આ હસ્તપ્રતો બહાર કઢાવાઈ છે.

ચારણી સાહિત્યના સામર્થ્યને બહાર લાવવા અભ્યાસીઓને ઉપયોગ કરવા દેવાનો ન હોય તો યુનિવર્સિટી કયા પ્રયોજનથી આ હસ્તપ્રતો એકઠી કરાવતી હશે ? ખુદ યુનિવર્સિટી પણ જાહેરની જ મિલ્કત છે. ચારણોના સાહિત્ય ઉપરથી ચારણોના હક્ક-હિસ્સા કે અધિકારો ઝૂંટવી લેવા માટે તો ચારણો પાસેથી હસ્તપ્રતો મેળવાતી નથીને ? આના જવાબો શ્રી. પુષ્કર ચંદરવાકર, ને સૌ. યુનિ. આ હસ્તપ્રતો એકઠી કરનાર શ્રી. રતુદાન રોહડિયા તથા શ્રી. દાદુદાન પ્ર. ગઢવી જ આપી શકે.

[ નોંધ લેવા વિનંતી: ગુજરાત લોકસાહિત્ય સમિતિ અંગે બાકીની ચર્ચા આવતા અંકે અપાશે. ]



# ભેખની ટેક

અમરદાસજી ખારાવાળા

જુવાનીને ઉંબરે આવીને ઊભેલ નવોઢાનું ઓચિંતાનું સૌભાગ્ય નંદવાતાં અંગ ઉપરથી અલંકારોને અળગા કરે એમ છપ્પનિયાના દુકાળમાં વનરાજીએ અકાળે પાંદડાં કરમાવી નાંખ્યાં છે. પોતાના મેઘ–ધણીના વિયોગમાં ધરતીની કાયા પણ કરમાઈને ભૂખરી બની ગઈ છે. પછી તો કોઈ કોઈનું રહ્યું નથી. સંબંધીઓના સંબંધો હાથતાલી દઈને હાલતા થયા છે.

એ વખતે જસદણના જૂનાપીપળીઆ ગામે વેકરિયા કણબી કાનોભગત ને રાધાબાઈ રહે. બેય માણસ પોરસીલાં. આવ્યા ગયાનો આદર કરવો અને જે કાંઈ અન્નપાણી હોય તે અતિથિ આગળ હાજર કરી હાથ જોડી ઊભા રહેવું આવો તેમનો નિયમ.

એમના ગુરુ નારાયણદાસજી કનેસરામાં રહે. એમની ખ્યાતિ એ વખતે આખા સૌરાષ્ટ્રમાં હતી.

" મોર તું તો આવલડાં રૂપ કયાંથી લાવ્યો રે
મોરલો મરત લોકમાં આવ્યો. "

એ બહુ લોકપ્રિય ભજન એમનું બનાવેલું. તત્ત્વ નિરૂપણની સાથે ભજનના તાણે વાણે મોરના એ રૂપને વણી લીધેલ છે. એ સંત પણ આ મોળા વર્ષથી મૂંઝાણા. દુકાળના કપરા કાળમાં કોને ઘેર જઈને ઊભા રહેવું ? કયાં ટેલ કરવા જવી ? કાગળ કાઢીને ખરડો કરવા નીકળાય એવો વખત નથી. આમ વિચારના વમળમાં મનનું નાવ હાલક ડોલક થાય છે, ત્યાં ઘેરે આભે જેમ આષાઢી પાંચમની વીજળીનો ચમકાર થઇ જાય તેમ કાનો ભગત અને રાધાબાઈ એમની યાદીમાં આવ્યાં.

સેવકો ને સ્નેહીઓ તો ઘણા છે, પણ કાનો ને રાધા કાંઈ થાય ? આમ વિચારી બીજા દિવસે મહારાજ ઠાકરનું નામ લઈને ઊપડયા. પણ જેમ સૂકાવાની અણી ઉપર આવેલ વીરડા પાસે તરસ્યો હંસ આવે એમ આવ્યા. ગુરુને આવતા જોઈને બન્ને માણસો રાજી રાજી થઈ ગયાં. ઉમળકાથી આવકાર આપીને પગમાં પડયાં.

મહારાજે આશીર્વાદ આપ્યા. ત્યાં તો કાનો ભગતે બાપુનો ખલતો લઈને ખીલીએ ભરાવી અને ખાટલો ઢાળ્યો. રાધાબાઈએ નવું ગોદડું કાઢી ખાટલા ઉપર પાથરી બાપુને બેસાર્યા. પ્રેમથી પાણી પાયું, ત્યારે મહારાજ પણ મનમાં રાજી થયા કે દુકાળે હજી કાનાના અને રાધાબાઈનાં તળિયાં તાણી લીધાં નથી. બે દિવસ સત્સંગનો લાભ આપી ત્રીજે દિવસે મહારાજે પરાણે રજા લીધી. બન્ને માણસોએ બહુ આગ્રહ કર્યો ત્યારે મહારાજ કહે " સાધુ તો ચલતા ભલા. "

કાનો ભગત અને રાધાબાઈ કહે : " તો પછી બાપુ ! શીખ તો લેતા જાઓ ! "

મહારાજ કહે : " ના ભાઈ ના, આવા મોળા વરસમાં વળી શીખ તે લેવાતી હશે ! "

આ સાંભળી બન્ને માણસ આગ્રહ કરવા માંડયા. આમ તો શીખ માટે જ મહારાજ પધાર્યા હતા, પણ સમય પારખીને એ બાબતમાં પહેલ નહોતી કરી. પતિ–પત્નીનો આગ્રહ જોઈ મહારાજ કહે : " તો પછી મૂઠી ચણુ જે પોગો તે આપો. "

કાનો ભગત કહે : " બાપુ ! પછેડી લાવો તેમાં અનાજ બાંધી દઉં. "

મહારાજે પછેડી આપી. તે લઈને કાનો ભગત અને રાધાબાઈ ઘરમાં કોઠી પાસે જઈને ધીરે ધીરે વાતો કરવા મંડયાં. ભગત કહે : " ભંડારી ! બાપુને બે ત્રણ માણા નકરી જુવાર દેવી ઈ ઠીક નહિ. કંઈક રોકડ રકમ ભેળી આપવી જોઈએ. "

રાધાબાઈ કહે : " ભગત આપણા ઘરમાં હવે રોકડ રકમ કે ઘરેણા કાંઈ રહ્યાં નથી. "

કાનો ભગત સાવ નિરાશ થઈ ગયા. ત્યાં રાધાબાઈને યાદ આવ્યું એટલે કહે : " આ

મારા પગમાં આ ચાંદીના નકોર સાંકળા છે એમાંથી એક બાપુને આપી દઈં ને એક આપણે રાખીઈં. બાપુને પણ વરસ ઊતરવામાં ટેકો રહેશે. ને આપણે પણ કરકસર કરી વરસ પાર કરી જાશું "

ભગત ભારે રાજી થઈ ગયા ને કહે : "ઈ કામ ભારે મજાનું થિયું. પણ બાપુ સાંકળું ન સ્વીકારે તો ?"

રાધાબાઈ કહે : " ભગત ! જેના ધણીને આપવું છે ઈ તો ગમે તેમ કરીને આપે, જુવાર ભેળું સાંકળુંય બાંધી દેવાય. " કાનો ભગત કહે "વાહ ભંડારીજી ! ભારે સુઝાડયું. "

બન્ને માણસોએ અઢી ત્રણમણ જુવારની સાથે વચ્ચે એક સાંકળાને નાખી ગાંઠ બાંધી દીધી. જુવારની ફાંટ ખંભે લઈ બે ખેતરવા દૂર બાપુને વળાવી ભગત ને રાધાબાઈ ઘરે આવ્યાં. કાનો અને રાધાબાઈ તો આજ બાપુને સાંકળું અપાયું તેથી પરણીને તાજાં આવ્યાં હોય ને જે આનંદ થાય એવા રાજીના રેડ થઈ ગયાં.

નારણદાસજી કનેસરા પહોંચ્યા. ઓસરીની કોરે ફાંટને મૂકી કાના ભગત અને રાધાબાઈએ પોતાના ગુરુ પત્નીને ઝાઝા કરીને રામરામ કહેવરાવેલા તે કહ્યા. માતાજીએ જળનો લોટો ભરીને દીધો. પાણી પીતાં પીતાં સંતે કહ્યું. " બંને માણસ ભારે ભાવુક. પરાણે આ શીખ આપી છે. "

થોડીવારે માતાજીએ પછેડીની જુવાર પરભારી કોઠીમાં નાખી દીધી. બીજે દિવસે જુવારનું દળણું કરવા જતાં માતાજીના હાથમાં સવાબશેરનું રૂપાળું સાંકળું આવ્યું, પણ જેમ અજાણમાં મૂળાની મોઘરિયું ભેળું નાગના બચ્ચાને પકડી લેતા માણસ મૂકી દે એમ સાંકળાને મહારાજ આગળ નાખી ને કહ્યું : " અરે મહારાજ ! આમ તો જુઓ ! અરે બચાડી રાધા ચોરની બીકે સાંકળાને કોઠીમાં નાખીને નફકરી થઈને ફરતી હશે, પણ એને ખબર નહિ હોય કે એમાંથી એક ઓછું થયું છે. હવે તમે ઢીલ કર્યા વગર આજને આજ પીપળવા જાઓ અને સાંકળું આપી આવો. "

માતાજીના કહેવાથી નારાયણદાસજી રસ્તામાં પોરો ય ખાધા વગર સાંકળું લઈ પીપળવા પહોંચ્યા. ગુરૂને પાછા ફરેલા જોઈ બન્ને માણસ વિચારમાં પડી ગયા. પણ મહારાજને એવા જ ઉમળકાથી આવકાર્યા બે રેડિયામાંથી જેમ એક સ્ટેશન બોલતું હોય તેમ : " એ પધારો બાપુ પધારો. "

નારાયણદાસજી કહે : " પધારે તમારૂં પૂન્ય અને ભગવાન. "

બેય માણસ ગુરૂનાં પગમાં પડયાં. મહારાજ કહે : "બાપા ! ભગવાનને પગે લાગો અને લ્યો આ તમારું સાંકળું. "

આ સાંભળતાં બેય માણસ કંડારેલ મૂર્તિ જેવાં થઈ ગયાં. હલ્યાં નહિ અને સાંકળું લેવા હાથ પણ ન લંબાવ્યો. તેથી ઓસરીની કોરે સાંકળાને મૂકી ઊભે પગે મહારાજે સીતારામ કર્યા :

" લ્યો બાપા રામરામ, આજે ખોટી થવાય તેમ નથી. "

ત્યાં તો દોડીને બેય માણસ આડાં ફર્યાં. :

" કાં કાં બાપુ આમ તે જવાતાં હશે ? " મહારાજ કહે : " કાના ! આજ તો સાંકળું દેવા આવ્યો છું, રોકાવા નહિ. તારાં માતાજીએ મને કહ્યું કે ન કરે નારાયણ ને સાંકળા પહેરવા સીધા કોઠીમાં હાથ નાખે અને એક ઓછું થયેલું જુએ તો એને દુઃખ કેટલું લાગે ? "

બન્ને માણસ કહે : " પણ બાપુ એ ભૂલમાં જુવાર સાથે નથી ગયું. અમે બેય માણસે નક્કી કરીને આપ્યું છે. જાહેરમાં આપીએ તો આપ ન લ્યો, એટલે આમ કરવું પડયું છે. "

મહારાજ કહેઃ "વાહ ભાઈ વાહ ! ધન્ય છે તમને બન્નેને. તમે તો બેય માણસે તમારા નામને સાર્થક કર્યું. પણ તને તો ખબર છે કાના, કે આ રાધા મારી દીકરી છે. ઈ અડવાણા પગે રહે અને હું એનો ગુરુ ઊઠીને એનું ઘરેણું વેંચીને આનંદમાં વરસ કાઢું ? તે દી જગત સાધુપણાને જાકારો જ

ભાઈને ? હવે આવો ધંધો ક્યારેય કરશો નહિ મારા બાપ ! " આમ કહી મહારાજ કનેસરા પધાર્યા.

કનેસરાની જગ્યામાં અજાણ્યા સાધુસંતો અવારનવાર આવ્યા કરતા, પણ આ તો છપ્પનિયો. હવે સાધુ સંતો તો સ્થિર થઈ ગયા છે, પણ રાંકાનો રાફડો ફાટ્યો છે.

જસદણમાં દરબાર આલા ખાચરે રસોડું શરૂ કરાવ્યું છે, એથી રાંકાં ત્યાં રોકાઈ રહે છે. એમાંથી કોઈ કોઈ આદતને જોરે કનેસરા આવી ચડે છે.

એક દિવસ કનેસરામાં નારાયણદાસજીએ આંગણે આવેલ ત્રણચાર અતિથિઓને વાળુપાણી કરાવી, હરિહર કરી જ્યાં નિયમ પ્રમાણે ભજનમાં બેસવાની તૈયારી કરે છે. ત્યાં એમના ધર્મપત્નીએ કહ્યું :

" હવે કોઠીનું તળિયું દેખાવાની તૈયારીમાં હોય એવું લાગે છે. "

નારાયણદાસજી કહે : " તો પછી હું અત્યારે જ ભગવાનને અરજી કરી દઈશ." આમ કહીને ખાલીએથી રામસાગર ઉતારી, મેળે કરી એક હાથે મંજીરું બાંધીને રામસાગર માથે આરાધ શરૂ કર્યો :

**પરજ**

વાલાજી બૂરી રે છપ્પન કેરી સાલ
વિઠલજી વિચારો રે–

તમે નમેરા શું થયા, નંદલાલ
અપરાધ શું અમારો રે–

વાલા મારા ભીખતાં ઉદર નો ભરાય
મળે નહિ હવે માગ્યું રે–

એવા બળુકા થિયા છે બેહાલ
છપ્પનનું વરસ લાગ્યું રે–

એજી વાલા નિરધન ને ધનવાન
છપ્પનમાં હોય સરખો રે–

ન મળે દયા ધરમ કે દાન
નજર કરી નીરખો રે–

વાલાજી નથી જોઈતા લાખ બે લાખ
કરોડોને શું કરીએ રે–

અમને દનૈયાની રોજી દયાળ
આપો તો ઉદર ભરીએ રે–

એજી વાલા ખજાનામાં પડી હોય ખોટ
તો કુબેરને કહેજો રે–

તમારે ખાતે ખતવીને મહારાજ
દાસને આપી દેજો રે–

એજી મારા ધરણીધર કરશોમાં ઢીલ
બાનાની પત એવી રે–

નારાયણદાસ કહે છે નહિ રહે શરીર
ચોંપેથી સાર લેવી રે–

આવાં એક કડીનાં ચાર ભજન ગાયાં. રામનામના રટણ સાથે પોઢી ગયા, અને સવાર પડતાં રામગ્રી શરૂ કરી :

ભજન સંસ્મરણ તો ભૂલાઈ ગયાં
વળગી કાળની વ્યાધિ
કઠીન છપ્પનની સાલમાં
મોટી અન્નની ઉપાધિ.
સોચરૂપિ આ સમુદ્રમાં
હું તો લોઢે લેવાણો;
એમાં આરો સૂઝે નહિ મહારાજ !
મહાજળમાં મૂંઝાણો.

તે દિવસે જસદણ દરબાર આલા ખાચર સવારમાં કાવા કસુંબા કરી ડાયરો ભરી બેઠા છે એમાં એક અજાણ્યા કવિને આવતા જોઈને આદર કર્યો. કાવા કસુંબા લેવરાવી પૂછ્યું : " ગઈ રાત ક્યાં રોકાણા હતા ? " " બાપુ કનેસરા નારણદાસજી કને. પણ સાધુ મીઠા મહેરામણ જેવો છે. ગઈ રાત એનાં ભજનો સાંભળ્યાં. એમાં મોળા વરસની વેદના વહેતી ભાળી પણ વર્તન તો સમધારણ હો ? એ



[ અનુ૦ પૃષ્ઠ ૮૫૭

# જગતમંદિર : દ્વારકાના દેવળમાંથી

ગોસ્વામી મોહનપુરી ( ઓખીરા )

સાધારણ જનસમાજમાં એક એવો ખ્યાલ હોય છે કે નાના મોટા દરેક મંદિરમાં શરૂઆતમાં પ્રતિષ્ઠા પામેલી મૂર્તિ જ કાયમ પૂજાતી હોય છે. વાસ્તવમાં ઘણી જગ્યાએ મંદિર એનું એ હોય છે જ્યારે મૂર્તિ અસલને બદલે બીજી કે ત્રીજી પૂજાતી હોય છે ! આપણે ત્યાં ખાસ કરીને વિદેશી આક્રમણો શરૂ થયાં ત્યારથી ધર્મપ્રાણ હિન્દુ પ્રજા પોતાના ઉપાસ્ય દેવને વધારે સુરક્ષિત સ્થળે ફેરવવાની પ્રવૃત્તિમાં પડી. વલભીનો નાશ થયો ત્યારથી સોલંકીની સ્થાપના થઈ ત્યાં સુધીનો ગાળો ' અંધાર યુગ ' હતો. આ સમયમાં આપણા ઘણાં પ્રખ્યાત મંદિરો ભાંગ્યાં, તેની મૂર્તિઓ તૂટી આડીઅવળી થઈ અને મૂલ્યવાન મૂર્તિઓ તથા લિંગો ભારત બહાર પગ કરી ગયાં. સોલંકીના પતન પછી ફરીવાર હિન્દુ મંદિરો અને મૂર્તિઓ ઝંઝાવાતમાં ઘેરાણા ! મુસ્લિમની અસરે ' એક દેવ' ની વિચારશ્રેણી ઊભી કરી હતી એટલે હિન્દુઓમાંથી જ કેટલાક દેવની વિવિધ મૂર્તિઓ તરફ ઉદાસીન બન્યા. વૈષ્ણવધર્મમાં આવેલા પ્રબળ જુવાળને કારણે 'વિષ્ણુ' મૂર્તિઓ કિંમતી બની રહી, એને બચાવવા પ્રમાણમાં વધારે માણસો–ભકતો તૈયાર થયા અને એક પ્રદેશની વિષ્ણુમૂર્તિ વિધર્મીથી બચાવવા તેના ભકતને હાથે સેંકડો માઈલનો ગુપ્ત પ્રવાસ કરવા લાગી. આમ થતાં અસલના મંદિરમાં અસલની મૂર્તિને સ્થાને અન્ય મૂર્તિ સ્થાપિત થઈ.

આપણે ત્યાં કોઈ એક મંદિરમાંથી જ વધારેમાં વધારે મૂર્તિઓ ઊપડી હોય તો તે દ્વારકાનું જગતમંદિર છે ! મનાય છે કે દ્વારકાના દેવળમાંથી ભિન્ન ભિન્ન સમયે કુલ સાત મૂર્તિઓ અન્ય સ્થળે ગઈ છે અને હાલ પૂજાઅર્ચના પામતી મૂર્તિ એ આઠમી મૂર્તિ હોવાનું મનાય છે !

## (૧) પ્રથમ મૂર્તિ ગુરૂવાયુરમાં–

દક્ષિણ મલબારના પોન્નાણી તાલુકના ગુરવાયુરપુરમ્ નામના ગામમાં દ્વારકાના દેવળની પ્રથમ અસલ મૂર્તિ હાલ પૂજાતી હોવાનું કહેવાય છે ! આના વિશે એવી એક કથા પ્રચલિત છે કે મહાભારતના યુદ્ધમાં–પાંડવો વિજય પામ્યા પછી અને દ્વારકા નગરી સમુદ્રમાં ડૂબી ગયા પછી હિમાલય–પ્રસ્થાન વખતે અભિમન્યુના પુત્ર પરિક્ષિતને હસ્તિનાપુરની ગાદી મળી. રાજા પરિક્ષિત એકદા મૃગિયા કરતાં મારગ ભૂલ્યા અને એક આશ્રમ નજીક આવી ચડયા. ધ્યાનમાં બેઠેલા ઋષિ શમિક પાસે પાણી માગ્યું પણ ઋષિ લીન હોવાને કારણે ગુસ્સે થએલા રાજાએ મૃત્યુ પામેલા સાપને ઋષિના ગળામાં નાખ્યો, ઋષિપુત્ર તરફથી શાપ અને પરિક્ષિતને સાત દિવસ પછી સાપ કરડતાં મૃત્યુ થયું. આ પછી જનમેજયે 'સર્પ યજ્ઞ' માંડયો. અસંખ્ય સર્પના હોમથી લાગેલા પાપને કારણે જનમેજયને કોઢ નીકળ્યો. હજારો ઉપચાર પછી પણ કોઢ મટયો નહિ ત્યારે ગુરૂએ આવીને કહ્યું "પૂર્વે સાગરમાં ડૂબી ગયેલી દ્વારકાનગરીના રુક્મિણી મહેલમાંથી ભગવાન વિષ્ણુની મૂર્તિ લાવો અને પૂજા કરો તો રોગ જાય." ગુરુ બૃહસ્પતિની આજ્ઞાથી જનમેજયે વાયુને પ્રાર્થના કરી અને ડૂબી ગએલી વિષ્ણુ મૂર્તિને બહાર કાઢી. દક્ષિણમાં મલબાર કાંઠે પવિત્ર સ્થળ જોઈ ગુરુ અને વાયુના નામ ઉપરથી ' ગુરુ વાયુરપુરમ્ ' ગામની સ્થાપના કરી. પ્રથમ મૂર્તિના જનમેજયે પૂજા અર્ચના કરી !

ઘણા એમ માને છે કે આ મૂર્તિ મહાભારત કાલીન દ્વારકાના દેવળની છે ! ( આ વાતને ઈતિહાસનું કોઈ પ્રમાણ નથી એટલી સ્પષ્ટતા કરી દઉં છું. )

## (૨) બીજી મૂર્તિ ખંભાતિયા પારસનાથ

બીજી મૂર્તિ વિશે એવી કથા છે કે જૈનમુનિ શ્રી પાદલિપ્તાચાર્ય પારાનું સ્થંભન કરવા 'કોટી વૈધી રસ' સિદ્ધ કરવાનો હતો. આ રસ કોઈ પદ્મિની નારી, દ્વારકાની અનુપમ મૂર્તિમાંથી નીક-

ળતા તેજની સામે બેસી ઘૂંટે તો જ સિદ્ધ થાય તેમ હતો. જૈનમુની આ કાર્યમાં નિષ્ફળ ગયા અને સંજીવની કેમ સિદ્ધ થાય તેનો રસ્તો પોતાના શિષ્ય અને રસસિદ્ધ ગણાતા નાગાર્જુનને બતાવવા ગયા. નાગાર્જુને પદ્મિનિ સ્ત્રી તો ખોળી કાઢી પણ પેલી દ્વારકાની અનુપમ મૂર્તિ કેવી રીતે લાવવી ?

બનાવ એવો બનેલો કે દ્વારકા દેવળનો આરબ લોકોએ નાશ કર્યો હતો અને મૂર્તિને દરિયામાં નાખી દીધી હતી. હવે દરિયાઈ રસ્તે વેપાર ખેડતા એક ધનપાળ નામનો વાણિયો રાત્રિના સમયે દરિયામાંથી પસાર થતો હતો ત્યાં તેણે પાણીમાં અંદરથી તેજના કિરણો ફૂટતાં જોયાં ! પાર્શ્વનાથની પોતાના ઉપર કૃપા ઊતરી છે જાણી તેણે મૂર્તિ ઉપર કાઢવા લોઢાના આંકડિયાવાળું દોરડું અંદર નાખ્યું અને મૂર્તિ બહાર કાઢી. આ મૂર્તિ તે વાણિયો પોતાની નગરી 'કાન્તિપુરી'માં લઈ ગયો અને ત્યાં વિરાટ શિખર બંધ મંદિર બંધાવી તેની સ્થાપના કરી. નાગાર્જુને આ બધી માહિતી મેળવી અને કાન્તિપુરીના મંદિરમાંથી તે મૂર્તિની ચોરી કરી, આકાશ માર્ગે ખંભાત પાસેની શેઢી નદીને કિનારે, નિર્ભયસ્થાનમાં નિવાસ કરી રસસિદ્ધિનો પ્રયોગ કર્યો.

જે જગ્યાએ નાગાર્જુને પારાનું સ્થંભન કરી રસસિદ્ધ કર્યો તે સ્થળ આજે 'ખંભાત' તરીકે ઓળખાય છે. આ કથાને મળતા ઉલ્લેખો 'પ્રબંધ ચિંતામણી' સર્ગ પહેલો : 'શાલિવાહન પ્રબંધ'માં મારા જોવામાં આવ્યા છે, આ સિવાય ઈતિહાસનો કોઈ ટેકો આ વાતને નથી. ખંભાતમાં પાર્શ્વનાથનું મંદિર છે જે 'ખંભાતિયા પાર્શ્વનાથ' તરીકે ઓળખાય છે. આના વિશે ડૉ. મી. પિટરસનના ઈ. સ. ૧૮૮૫–૮૬ના રિપોર્ટમાં પાના નં. ૨૪૬ ઉપર આવી નોંધ મારા જોવામાં આવી છે "જે જગ્યાએ નાગાર્જુને રસસિદ્ધ કર્યો અને પારાનું સ્થંભન કર્યું તે જગ્યા આજે સ્થંભનપુર–સ્થંભતીર્થ–ખંભાત એવા નામથી ઓળખાય છે. આ ખંભાતમાં પ્રભાવિક પાર્શ્વનાથની પ્રતિમા છે, જે પ્રતિમાનું સ્થાપન નવાંગિવૃત્તિ કરનાર અભયદેવસૂરીએ કર્યું છે."

## (૩) જામનગરની આદિનાથની મૂર્તિ–

જામનગરના જૈનદેરાસરમાં આવેલી આદિનાથની મૂર્તિ એક કાળે દ્વારકાના દેવળમાં હતી એવી માન્યતા છે. કહેવાય છે કે દ્વારકાનું મૂળ દેવળ જૈન મંદિર હતું અને દ્વારકાધીશ તરીકે આદિનાથ પૂજાતા હતા. (ઈતિહાસ આ માન્યતાની વિરુદ્ધમાં છે પણ જે માન્યતા છે તે હું રજૂ કરું છું.) મુસ્લિમ આક્રમણના સમયે મંદિર તૂટયું અને અંદરની ઘણા જ મૂલ્યવાન પથ્થરની આ મૂર્તિને જૈન લોકો જામનગર પધરાવી આવ્યા. કહે છે કે જૈનોની વગ એટલી જોરદાર હતી કે મુસલમાનોએ ભાંગેલ મંદિર, મુસ્લિમ રાજાઓની સહાયથી જ જૈનોએ પાછા બંધાવ્યા અથવા ફરી બાંધવાની પરવાનગી મેળવી. આવી વગને કારણે જામનગર જૈનમંદિરો માટે રક્ષિત સ્થળ ગણાતું હતું અને મુસ્લિમ કાળમાં જ ત્યાં જૈન મંદિરો વિકસ્યાં.

આદિનાથની મૂર્તિ, જે હાલ જમીનમાં થોડાક નીચે આવેલા મંદિરમાં બિરાજે છે તે હકીકત આ મૂર્તિ સૌથી પ્રાચીન હોવાના તર્કને અનુમોદન આપે છે. કહે છે કે આ મૂર્તિની નીચે –પીઠમાં એક લેખ છે. કશાય નક્કર પૂરાવા નહિ હોવાથી આ મૂર્તિ દ્વારકાના દેવળની છે એમ નક્કી કહી શકાતું નથી પણ જે સમયે આદિનાથની સ્થાપના જામનગરમાં થઈ તે સમયે દ્વારકાનું દેવળ મૂર્તિવિહોણું હતું તેમજ દ્વારકાના દેવળમાંથી મૂર્તિઓની હેરફેર ચાલુ હતી.

## (૪) ડાકોરનો ડોલરિયો રણછોડ

હાલ ડાકોરમાં બિરાજતી મૂર્તિ નિઃશંક દ્વારકાના દેવળની છે પણ દ્વારકાની અસલ મૂર્તિ એ છે કે નહિ તે હજુ શોધનો વિષય રહ્યો છે. કહેવાય છે કે ડાકોરનો ભક્ત વિજયસિંહ બોડાણો, ગાડામાં નાખી આ મૂર્તિને દ્વારકાથી ડાકોર લાવ્યો. આવી રીતે મૂર્તિને લાવતાં બોડાણાને રસ્તામાં છએક મહિના ગાળવા પડયાં. ચારે બાજુ મુસલમાનોનો

પંજો ફરતો હતો. અહીં તહીં મંદિરો તૂટતાં હતાં, પ્રજા લૂંટાતી હતી અને ગામડાંઓ સળગતાં હતાં– આવા સમયમાં ભક્ત બોડાણો દ્વારકાની મૂર્તિ ઉઠાવી નાઠો ! પ્રભુએ તો એને સ્વપ્નામાં આવીને કહ્યું હતું પણ દ્વારકાના વાઘેરો અને બ્રાહ્મણો પોતાના ઈષ્ટદેવની મૂર્તિ જવા દે તેવા ન હતા આથી બોડાણાએ તે મૂર્તિની ઉઠાંતરી કરી. આમ કરવા પાછળ તેમનું ધ્યેય શુદ્ધ હતું, તે જાણતો હતો કે વિધર્મીઓની ફોજને મુઠ્ઠીભર વાઘેર–બ્રાહ્મણો પહોંચી શકવાના નથી અને પવિત્ર મૂર્તિનો નાશ થશે. આ કારણે વિષ્ણુ તરફની અપાર ભક્તિને કારણે બોડાણાએ મૂર્તિને છૂપાવી. આમ કરવામાં વિસાવાડાના મહેર ભક્ત વિંજાતનો તેને સાથ મળેલો એમ મનાય છે. મૂર્તિ લઈને ભકત બોડાણો હેમખેમ ડાકોર પહોંચ્યો ત્યાં દ્વારકાના વાઘેરો આવી પહોંચ્યા અને ભક્ત બોડાણો તેમને હાથ મૃત્યુ પામ્યો પણ મૂર્તિ બોડાણાની ધર્મપત્ની ગંગાબાઈ પાસે હતી. તેમણે શરત કરી કે પ્રભુને ક્યાં રહેવાની ઈચ્છા છે તે આપણે જાણી તે પ્રમાણે વર્તન કરીએ. કહેવાય છે કે આ બનાવમાં સોલંકી રાજા કુમારપાળે મધ્યસ્થી કરેલી. ગંગાબાઈની નાકની વાળીએ મૂર્તિ જોખાણી અને કાયમ માટે ડાકોરમાં જ રહી.

આ પ્રસંગ વિશે મનાય છે કે :

દેવદિવાળી દિનકો, સંવત બારાબાર,
પુરી દ્વારકા જાય કે, ગ્રહિલાયો કિરતાર.

વિ. સં. ૧૨૧૨ માં દેવદિવાળીના દિવસે દ્વારકા પુરીમાં જઇને ભક્ત બોડાણો આ મૂર્તિને ડાકોરમાં લાવ્યો ".

હાલ ડાકોરમાં બિરાજતી મૂર્તિ અસલ દ્વારકાની જ છે એ વિશે શંકા નથી પણ દ્વારકાના દેવળમાં ' અસલ ' મૂર્તિ હતી કે નહિ તે સવાલ છે. માન્યતા તો એવી છે કે કૃષ્ણ સમયની દ્વારકાના પ્રલયમાં નાશ થયા પછી કૃષ્ણપુત્ર અનિરુદ્ધના પુત્ર વ્રજનાભે દ્વારકાના મૂળ સ્થળે એક મંદિર બંધાવી વિષ્ણુમૂર્તિની સ્થાપના કરેલી. આ મૂળ વ્રજનાભે સ્થાપેલી મૂર્તિ જ હાલ ડાકોરમાં બિરાજે છે એવી શ્રદ્ધા પ્રવર્તે છે.

## (૫) મૂળ દ્વારકા વિસાવાડામાં બિરાજતા દ્વારકાધીશ

ડાકોરના ભકત બોડાણાની સાથેજ જેનું નામ બોલાય છે તે વિસાવાડાનો મહેર ભક્ત વિંજાત દ્વારકાધીશનો અનન્ય આસ્તિક હતો. દ્વારકા દેવળની ધજાના દર્શન પછી જ ભોજન ગ્રહણ કરવાનો તેને નેમ હતો, મનાય છે કે ભકતની કસોટી અર્થે ભગવાને બ્રાહ્મણનું રૂપ લઈ દ્વારકા જતા વિંજાતને ડરાવ્યો પણ વિંજાતે પોતાનો નેમ છોડયો નહિ અને મૂર્તિરૂપે ભગવાન હાજરાહજૂર થયા. એ મૂર્તિ વિંજાત વિસાવાડા લાવ્યો. અને સ્થાપના કરવા ઘૂમલીના રાજાની મદદ માંગી, ગામમાં મંદિર બંધાવી, સ્થાપના કરી. હાલ વિસાવાડા મંદિરમાં નીચેનો શિલાલેખ છે :

### શિલાલેખ

૧ : સં ૧૨૬૨ વર્ષે માઘ શુદિ–૧૦–શુક્રે
૨ : અદ્યેહ વીસાવાડા ગ્રામે રાણુશ્રી–
૩ : સીંહ – રા–ધે–રાજ શ્રી વિક્રાદિત્યેન
૪ : રાણુ શ્રી વિક્રમાદિત્યે મૂર્તિ કારા
૫ : પિતા // સા દ્વારકાધિશ અદ્યેન
૬ : × જાકેન લિખિતં // સિલ્લા
૭ : કૈ જાલ્હેણેન એષા સુલેષરિ

" સં ૧૨૬૨ માં રાજા વિક્રમાદિત્યે, રાજા વિક્રમાદિત્યની મૂર્તિ, દ્વારકાધીશની સાક્ષીએ મૂકી."

વીજાંતે સ્થાપેલ મૂર્તિ શ્રીરણછોડજીની મૂર્તિ છે. આ મૂર્તિના સાનિધ્યમાં ઘૂમલીના એક વિક્રમાદિત્યે પોતાના પૂર્વજ બીજા વિક્રમાદિત્યની મૂર્તિની સ્થાપના કરી. ( બન્ને વિક્રમાદિત્યોની મૂર્તિઓ પણ હાલ વિસાવાડા મંદિરમાં છે. જેની નીચે જ ઉપરનો લેખ કોતરેલો છે.

ભકત બોડાણો સં. ૧૨૧૨માં દ્વારકાના દેવળમાંથી મૂર્તિ પધરાવી ગયો અને સં. ૧૨૯૨માં વિસાવાડા મૂર્તિ આવી એનો અર્થ એટલો જ કે એક મૂર્તિ ડાકોર ગયા પછી તુરત જ બીજી મૂર્તિની સ્થાપના દ્વારકામાં થયેલ છે. જે મૂર્તિ, સંકટ આવ્યું હોવાને કારણે દ્વારકાના ભકતો થોડા સમય માટે વીંઝાત જેવા ભકતને સહારે મૂકી ગયા તે કાયમ વિસાવાડામાં રહી. મુસ્લિમ ઝંઝાવાત દૂર થતાં દ્વારકાવાસીઓએ નવી મૂર્તિની ફરી સ્થાપના કરી.

ઐતિહાસિક દૃષ્ટિએ અહીં એક વિરોધ ઊભો થાય છે તે એ કે સં. ૧૨૯૨માં દિલ્હીથી દ્વારકાની યાત્રાએ આવેલ પૃથુરાજ ચૌહાણના કવિ બારોટ ચંદ, દ્વારકાના મંદિરમાં દ્વારકાધીશની મૂર્તિ બિરાજતી હોવાનું પોતાના યાત્રા વર્ણનમાં આપે છે. કદાચ ભકત વીંઝાત ૧૨૯૨ પહેલાં મૂર્તિ પધરાવી લાવ્યો હોય અને ૧૨૯૨માં તો નવા મંદિરમાં સ્થાપના કરી હોય તેમ બને. ગમે તેમ લોકકથા ડાકોર અને વિસાવાડા–બન્ને સ્થળે દ્વારકાના દેવળમાંથી આવેલી મૂર્તિઓ પૂજાતી હોવાનું સ્વીકારે છે.

## (૬) જૂનાગઢમાં રણછોડરાય

આ મૂર્તિ અંગે એવી કથા છે કે ભગવાન શ્રી દ્વારકાધીશ રણછોડરાય, જૂનાગઢના પ્રસિદ્ધ ભકત કવિ નરસિંહ મહેતાના કાકા પર્વતરાય ઉપર પ્રસન્ન થયા અને (પર્વતરાય માંગરોળ રહેતા) પ્રભુ માંગરોળની સોઢલી વાવમાં પધાર્યા. ઘણા મિત્રો સોઢલી વાવને બદલે ગોમતી વાવમાંથી પર્વત મહેતો સ્નાન કરવા ગયા ત્યારે મૂર્તિ મળી એવી વાતો કહે છે. આ પ્રસંગ નરસિંહ મહેતાની હયાતિમાં એટલે કે વિ. સં. ૧૪૭૦ અને ૧૫૩૬ વચ્ચે બન્યો. જરા વધારે નિશ્ચિત કહેવું હોય તો સં. ૧૫૩૬માં જ્યારે દ્વારકા ભાંગ્યું ત્યારે દ્વારકા દેવળની એક મૂર્તિ કોક ભકતે ગુપ્ત રીતે ક્યાંક ખસેડી. માંગરોળમાં મળેલી દ્વારકાધીશની મૂર્તિ હોવા પાકો સંભવ છે. શ્રી. કે. કા. શાસ્ત્રીએ હાલ માંગરોળમાં બિરાજતી અને જૂનાગઢમાં બિરાજતી–બન્ને મૂર્તિઓના દર્શન કર્યા છે અને નિર્ણય જણાવ્યો છે કે "માંગરોળની મૂર્તિ વધારે પ્રાચીન હોય તેમ લાગે છે" (કવિ ચરિત પેજ–૩૨)

જૂનાગઢમાં હાલ દામોદરકુંડ ઉપર બિરાજતું સ્વરૂપ, જે શ્રીમદ્ વલ્લભાચાર્યને દામોદર કુંડમાંથી જ પ્રાપ્ત થયાની કથા છે, તે દ્વારકાના દેવળનું હોવાનું લાગે છે! સં. ૧૫૩૬ સુધી તે સ્વરૂપ માંગરોળ રહ્યું હશે પણ પાછળથી સલામતી નહિ જણાતાં અને–વૈષ્ણવધર્મના પ્રખર આચાર્ય જૂનાગઢ આવ્યા હોવાનું જણાતા કોક ભકતે માંગરોળથી રણછોડજીની મૂર્તિને જૂનાગઢ પધરાવી હોય ! શ્રી વલ્લભાચાર્ય મુસ્લિમ સત્તા સાથે પણ સારા સંબંધમાં હતા એટલે એ વગનો ઉપયોગ કરી મૂર્તિને બચાવવાનું સુકર ધાર્યું હોય. શ્રી વલ્લભાચાર્યનો સંપ્રદાય માન્ય જન્મ સં ૧૫૩૫માં એટલે તે પછી જ વીસેક વર્ષે જૂનાગઢ પધાર્યા હોય અથવા તેથી મોડા તો ઉપરોકત દ્વારકા દેવળની મૂર્તિ માંગરોળ થઈ જૂનાગઢ હોઈ શકે.

ઈતિહાસની એક બીજી કડી પણ અહીં વિચારવા જેવી છે. 'મિરાત–ઈ–સિકન્દરી' નામનો ઈતિહાસ ગ્રંથ કહે છે કે વિ. સ. ૧૫૩૬માં જ મુસલમાનોને હાથે દ્વારકા પ્રથમવાર ભાંગ્યું ! (૧૫૩૬ પહેલાં અરબોને હાથે ભાંગ્યું.) લોકકથા એવી સાંભળી છે કે વિ. સ. ૧૫૩૬માં ઓખાના વાઘેર સરદાર ભીમાજીએ મુલ્લા મહમદ સમરકંદીના વહાણો લૂંટયાં તેથી મુલ્લા અમદાવાદ ગયા અને અમદાવાદના સુબા મહમદ બેગડા પાસે જઈ મદદ માગી. મહમદ બેગડો જાતે ચડાઈ કરીને સૌરાષ્ટ્ર ઉપર આવ્યો અને જૂનાગઢ જીતી દ્વારકા ઉપર ત્રાટકયો. દ્વારકાનું દેવળ ભાંગ્યું અને અને ભીમાજી બેટ શંખોદ્ધારમાં છૂપાણો ત્યાં પણ બેગડો પહોંચ્યો અને ભીમાજીને જીવતો કેદ કરી દ્વારકાનું–ઓખાનું રાજ્ય ફરાત–ઉલ્લ–મુલ્કને સોંપી પાછો ફર્યો.

૧૫૩૬માં દેવળ ભાંગ્યું ત્યારે દીવનો એક વાસુદેવ નામનો સલાટ દ્વારકા દર્શન અર્થે આવેલો

તેણે મંદિર ઉપર આક્રમણ આવતું જોઈ મૂર્તિને પોતાની સાથે પધરાવી, રાતપાળી વહાણ રસ્તે દીવ આવવા નીકળ્યો. રસ્તામાં ખરાબાને કારણે વહાણ માંગરોળ બંદરે લઈ જવું પડયું અને વાસુદેવે રણછોડજીભકત પર્વતરાયને દ્વારકાની મૂર્તિ અર્પણ કરી.

આ પ્રસંગને થોડાક પ્રમાણભૂત ગણાય એવા લખાણનો ટેકો છે. અને દ્વારકાના દેવળમાંથી રણછોડજીની છઠ્ઠી મૂર્તિ આવી રીતે માંગરોળ થઇ જૂનાગઢ પહોંચી.

( ઘણા મિત્રો આ મૂર્તિ જૂનાગઢ નાગરવાડામાં દ્વારકાધીશના મંદિરમાં આવેલી હોવાનું માને છે. ) દ્વારકાના દેવળમાંથી માંગરોળ થઈ જૂનાગઢ પહોંચેલી આ મૂર્તિ દ્વારકા દેવળની ચલિત મૂર્તિઓ હોવા સંભવ છે. દરેક મોટા મંદિરમાં બે મૂર્તિઓ હોય છે. એક કાયમ ગર્ભગૃહમાં રહેતી અને અચલ અથવા સ્થિર મૂર્તિ અને બીજી વાર તહેવારે રથ યાત્રા જેવા પ્રસંગે બહાર મેળા, સરઘસમાં ફેરવવા માટેની ચલિત મૂર્તિ. જે પ્રમાણમાં નાની હોય છે. ૧૫૩૬માં બેગડાએ મંદિર ભાંગ્યું ત્યારે મુખ્ય મૂર્તિ તેણે તોડી નાખી લાગે છે અને ચલિત મૂર્તિ–મંદિરનું નાનું સ્વરૂપ કોઈ ભક્ત મારફત અથવા દીવના સલાટ મારફત માંગરોળ પહોંચ્યું. ! હાલ જગતમંદિરનાં પટાંગણમાં વિષ્ણુમૂર્તિનો જે ખંડિત અર્ધ ટૂકડો પડયો છે તે કદાચ બેગડાએ તોડેલી મુખ્ય મૂર્તિનો હોવા સંભવ છે.

## (૭) બેટ શંખોદ્ધારમાં દ્વારકાધીશ

હાલ બેટમાં દ્વારકાધીશના મંદિરમાં પૂજાતી મૂર્તિ વિશે એવી વાર્તા પ્રચલિત છે કે પુષ્ટિ સંપ્રદાયના પ્રવર્તક શ્રી વલ્લભાચાર્યજી ફરતા ફરતા બેટ આવ્યા અને બેટનું મંદિર મૂર્તિ વિહોણું જોઈ ખેદ પામ્યા. કહે છે કે સ્નાન કરતી વખતે તેમને ઈશ્વર સંકેત થયો તે મુજબ બાજુના લાડવા ગામે ક્ષેત્રપાલ તરીકે પૂજાતી મૂર્તિ દ્વારકાધીશની છે એવું તેમણે જણાવ્યું અને લાડવા ગામથી સ્વયં તે મૂર્તિને ધામધૂમ પૂર્વક પધરાવી લાવી બેટના મંદિરમાં તેની સ્થાપના કરી. આ પ્રસંગ વિ. સં. ૧૫૫૦ આસપાસ બન્યો હોવાનું મનાય છે.

કહે છે કે લાડવામાં આવેલી દ્વારકાધીશની મૂર્તિ જ્યારે અમદાવાદનો મુજફ્ફરખાન ભાગીને નવાનગરને આશ્રયે આવ્યો અને મુઘલના સૈન્ય સાથે જામ સતાજીને ભૂચરમોરીના યુદ્ધમાં ઊતરવું પડયું અને હાર્યો ત્યારે મુજફ્ફરખાન દ્વારકા અને બેટ થઈ કચ્છમાં ઊતરી ગયો. આ સમયે દ્વારકાનું મંદિર મુસલમાનો ભાંગશે એવી દહેશતથી મુખ્ય મંદિરની મૂર્તિને લાડવા ગામે છૂપાવવામાં આવી. પાછળથી તે ભૂલાયું અને વલ્લભાચાર્યના હાથે લાડવાથી બેટના મંદિરમાં તેની પ્રતિષ્ઠા થઈ. પણ બન્ને પ્રસંગોનો સમય મેળવવા ઈતિહાસ બરાબર પકડાતો નથી. કારણ કે શ્રી વલ્લભાચાર્યજીનો સમય વિ. સં. ૧૫૩૫ થી વિ. સં.–૧૫૮૭નો માનવામાં આવે છે જ્યારે ભૂચરમોરીના યુદ્ધનો સમય વિ. સં. ૧૬૪૮ છે ! શ્રી વલ્લભાચાર્યજી પછી ૬૧ વર્ષે ભૂચરમોરીનું યુદ્ધ ખેલાણું તો આ કથાને કેવી રીતે બંધ બેસતી કરવી ?

'મને એમ લાગે છે કે સં. ૧૫૩૬ પછી આપણે ત્યાં શરૂ થયેલા અંદર અંદરના આક્રમણોને કારણે દ્વારકાનું દેવળ સ્વસ્થ રહી શકયું નહિ હોય. જામના ધૂમલી ઉપર વધતા આક્રમણો અને વંથલીના આક્રમણોથી સૌરાષ્ટ્ર ડહોળાયેલું હતું. આવી પરિસ્થિતિમાં કોઈ–ભક્ત દ્વારા દ્વારકાની મૂર્તિ લાડવા ગામે પહોંચી હોય ! મારા મિત્ર શ્રી નરોત્તમ પલાણ તર્ક કરે છે કે ઓખામંડળમાં 'લાઢવા' નામનું કોઈ ગામ નથી ! દ્વારકા મંદિરને 'લાડવા–મંદિર' કહે છે ખાસ કરીને મંદિરના ગૂઢ મંડપને, તો કેમ આ મૂર્તિ ત્યાંથી જ વલ્લભાચાર્ય અહીં પધરાવી લાવ્યા ન હોય ?

મને આ મુદ્દો બીજી રીતે પણ વિચારણીય લાગે છે કે બેગડાએ સં. ૧૫૩૬માં દ્વારકાનું દેવળ તોડયું પછી તેને પાછું કોણે બંધાવ્યું ? હાલનું મંદિર અકબરના શાસન તળે બંધાયું હોય તેવી એક માન્યતા છે. ડો. હીરાનંદ શાસ્ત્રી સં. ૧૬૨૮માં હાલનું મંદિર બંધાયાની વાત કરે છે. કદાચ મહમદ

બેગડાના હાથે ભંગાયેલું મંદિર ૧૬૨૮માં જ ફરીવાર ચણાયું હશે. આટલો સમય લોકોની શ્રદ્ધાનું કેન્દ્ર બેટ શંખોદ્ધાર રહ્યું હશે! બેટનાં મંદિરો જોતાં એમ જરૂર લાગે છે કે એક વખત–શ્રી વલ્લભાચાર્યજી આવી ગયા પછી સં. ૧૫૫૦ની આસપાસ– આ મંદિરોની જાહોજલાલી હશે. દ્વારકાનું દેવળ ચાલુ હશે પણ મૂળ મૂર્તિ ગમે તે કારણે બેટ પહોંચેલી જણાય છે.

## (૮) દ્વારકાધીશ શ્રી રણછોડરાય: દ્વારકા

દ્વારકાના દેવળમાં હાલ પૂજાઅર્ચના પામતી અદ્‌ભુત તેજવાળી મૂર્તિ વિ. સં. ૧૬૧૬માં શારદાપીઠના અભિનવ શંકરાચાર્ય શ્રી મહાદેવાશ્રમજીએ ડુંગરપુરથી લાવીને સ્થાપી છે. (૧૬૧૬માં મૂર્તિની સ્થાપના થઈ–આ વાત એવું સૂચવે છે કે અત્યાર સુધી મંદિરમાં મૂર્તિ ન હતી! ૧૬૧૬માં મૂર્તિ-સ્થાપન સાથે જ મંદિરનું નવેસરથી બાંધકામ ચાલુ થયું છે અને ડૉ. હીરાનંદ શાસ્ત્રી નોંધે છે તે સમયે ૧૬૨૮માં તે પૂર્ણ થયું હશે!–આમ બધા સમય મળી રહે છે.)

હાલ બિરાજતી, શંકરાચાર્યથી સ્થાપિત મૂર્તિને પણ એક વખત મંદિરમાંથી બહાર લઈ જવી પડી હતી તેનો ઈતિહાસ નોંધાયેલો છે: જોધા માણેક અને મૂળુ માણેકે ઈ. સ. ૧૮૬૦માં કંપની સરકાર સામે બળવો પૂકાર્યો હતો અને દ્વારકા તેમજ બેટ ઉપર–કંપનીની સત્તા હોવાને કારણે વાઘેરોએ દરિયાઇ તેમજ જમીન રસ્તે મોટી ચડાઈ કરી હતી આ સમયે, ગાદીપતિ શંકરાચાર્યની આજ્ઞાથી હાલની મૂર્તિને જગતમંદિરમાંથી ખસેડી ગામ બહારના રુકિમણી મંદિરમાં લઈ જવી પડી હતી! લગભગ એક વરસ બાદ, વાઘેરોનો મામલો બરાબર શાંત થઈ જતાં ઈ. સ. ૧૮૬૨માં શંકરાચાર્યના હાથે દ્વારકાધીશની મૂર્તિનું પુનઃ સ્થાપન થયેલું અને આ સમયે મહારાજા ખંડેરાવ ગાયકવાડ, અમરેલીના ગોસ્વામી શ્રી લાલમણિજી મહારાજ અને જામનગરના ગોસ્વામી શ્રી વ્રજનાથલાલજી હાજર રહેલા.

આમ દ્વારકાના દેવળમાં કુલ નવ વખત મૂર્તિનું સ્થાપન થયેલું છે! હાલની મૂર્તિ બે વખત સ્થાપના પામેલી છે!!

નોંધ : જગત્ મંદિર : દ્વારકાના દેવળની મૂર્તિઓની આ કથા કાચા મસાલા જેવી છે. કોઈ જાણકાર માણસ આ કથાઓ ઉપર વધારે પ્રકાશ ફેંકશે તો સૌરાષ્ટ્રના સાંસ્કૃતિક ઈતિહાસનું એક પ્રકરણ પૂર્ણ થશે. મેં તો અહીં તહીંથી માત્ર માહિતી એકત્ર કરી, એક સાથે મૂકવાનું કામ કર્યું છે. –લેખક



પૃષ્ઠ ૮૫૧થી ચાલુ ]

નીમધારીએ નક્કી કર્યું છે કે આ મોળા વરસે ક્યાંય જવું નથી. ”

આ સાંભળી દરબાર આલા ખાચર સગાળ ગીડાને કહે કે :

“ નારણદાસજીને ઘણા વખતથી નથી જોયા. ગામમાં આવે તો મળ્યા વગર ન જાય. કદાચ એમ હોય કે દરબાર પાસે જાઈ અને એને લાભામું લાગે તો સગાળ ગીડા! આ છપ્પનિયામાં તો ધણી જેની આબરૂ રાખશે તેની રહેશે. તમે એમ કરો: એક ગાડી જુવાર, એક ગુણ ચોખા અને સો કોરી રોકડી લઈને કનેસરા નારણદાસજીને દઈ આવો, અને કહેતા આવજો કે જરાય મૂંઝાય નહિ. હવે આ વરસે એમને ક્યાંય ફરવા ન જવું હોય તો એમની ઈચ્છા, રાજ તરફથી બધી જોઈતી સગવડ થઈ રહેશે. આ એક રામાયણ, યોગ વસિષ્ઠ અને પુસ્તક રાખવાની આ એક ઘોડી પણ દેતા આવો. સમય કાઢવામાં અને સત્સંગ કરવામાં એમને કામ લાગશે. ”

સગાળ ગીડો આલા ખાચરના આદેશ પ્રમાણે ગાડું ભરીને કનસેરા આવ્યા, સુકાવાની અણી ઉપર આવેલ ખામણે આંબાને પહેલવાડનો વરસાદ આવે એમ બધું આપીને સગાળ ગીડો જસદણ પાછા ફર્યા.

આલા ખાચરે આપેલ આ પુસ્તકો અને લાકડાની ઘોડી નારણદાસજીના પૌત્ર શ્રી મોહનદાસજી પાસે આ વાતની સાક્ષી પૂરતા જસદણમાં મોજુદ છે.

## વનવીર ચાવડા

"બાપ મારો ! ભારી જમાવટ જંજરીની કરી છે. હે રંગ" :

"છત્રપતમાં બે ચડિયાતાં,
એક હોકો ને બીજો હાથી;
હાથી ફોજનો મોવડી,
હોકો તો સેલાઓનો સાથી."

"ભલે માણસુર આતા ભલે !" આમ ગઢવી વાંટાવદરના અજાજુડ આયર માણસુર પટેલને બિરદાવી રહ્યા છે. ડેલીમાં હેકડાઠઠ ડાયરો જામ્યો છે. કસરક ભુટાક, કસરક ભુટાક કસુંબા ઘુંટાઈ રહ્યા છે :

"પરભાતે જેણે ના પિયા
ઘાટા કસુંબા ઘૂંટ
તે નર સરજે ઊંટ,
વેરાગીને બારણે."

"કવિરાજ ! ખરા કવિ હો તો આ ડેલીમાં પડેલી ચાર ચીજનો મેળ એક જ દુહામાં કરી દયો. જુઓ આ ખીંટીએ ટીંગાય તે રાશ ને રામસાગર, આ ખૂણામાં પડયો છે તે ગોળો ને આ હોકો, થાવા દ્યો." એક ડાયરામલ ભભકયો.

ત્યારે કવિ કહે :

"હોકો ધર્યો રે'શે હાથમાં
રઈ જા'શે ખીલીએ રાશ;
ગોળો ફૂટી જાશે ગેબનો.
પછી જંતર વગાડતો જા'શ."

"અરે રંગ છે કવિરાજ !" એમ ડાયરામાંથી ભલકારા છૂટયા.

આજ વાંટાવદરના આયર પટેલ માણસુર આતાનાં રૂપસુંદર દીકરી રામબાઈનાં આણાત આવ્યાં છે. માણસુર પટેલની ડેલી ગોકુળિયાની જેમ ગાજી રહી છે. ત્યાં તો શેરિયુંમાં ગોકીરો બોલતો આવે. હજી ડેલીમાંથી ડોકાં તાણે ત્યાં તો આભમાંથી ઈંદર મહારાજના ઘરની અપસરા ઊતરી આવી હોય એવી રંભા સરખી ભરચક ઘરેણે ભાંગી પડતી જુવાન બાઈ દાઢાળા ને મૂછાળા આયરોના ડાયરા વચ્ચે બેધડક આવીને ઊભી રહી.

ડાયરો આખો હબક ખાઈ ગયો, માણસુર પટેલને ધરતી મારગ આપે તો સમાઈ જવા જેટલી ભોંઠામણ થઇ પડી."

"અરે દીકરી રામબાઈ ! તું આ ડાયરામાં આમ ઉઘાડે છોગ ? આ શું ? ખાનદાનનું છોરૂ ઊઠીને ? તારાં સાસરિયાંની પણ લાજ મરજાદ છોડી દીધી " ?

"હા બાપુ ! લાજ તો ભગવાન રાખશે એની રહેશે." રામબાઈનો રૂપાની ઘંટડી રોખો અવાજ ડાયરા વચ્ચે રણકી ઊઠયો. પણ રામબાઈને તેડવા આવેલ સાસરિયાંઓની આંખમાં ભૂછના ખૂણા ખૂતી ગયા. "અરરરર ! આ દોઢસે દાઢાળા મૂછાળા વચ્ચે આ બાઈ ઉઘાડે છોગ હાલી આવી ? આ કોનું ઘર સાંઢે ? સાસરપક્ષના માણસોની આંખમાં લોહીના ટશિયા ફૂટયા. રામબાઈની ભોડી મરડી નાખવા હાથમાં સળવળાટ ઊપડયા.

સૌ રામબાઈની પાછળ નજર કરે ત્યાં કરૂ-વરૂ કરતાં કાગોલિયાં જેવાં દુકાળિયાં છોકરાંનું ટોળું હાલ્યું આવે. એની પાછળ ગામના અલમસ્ત જુવા-નડા ખંભે ડાંગુ તોળી તોળીને આવી રહ્યા છે.

કોઈને કાંઈ સમજાણું નહિ. હજી માણસુર પટેલ રામબાઈને જવાબ આપે તે પહેલાં જનક રાજા-ના દરબારમાં દિગંબર રૂપે સતી ગાર્ગી ગાજે એમ ગાજી ઊઠયાં :

" મરજાદ છોટી આ દુકાળિયામાં બેઠેલા મોરલીધર મા'રાજુ સાદુ. આમ જુઓ બાપુ ! આ નવસ્ત્રાં નાગોડિયાં છોકરાંનાં માથાં વધેરી નાંખ્યા આ તમારા જુવાનડાઓએ, એમનું જોર માતું ન હોય તો જાય નહિ માળિયાના મિયાણા ઉપર ! આ નોધારાં, નમાયાં નબાપાં દુકાળિયાં માથે ત્રમજૂટ લાકડિયું શું લેવાને વરસાવે છે ?"

માણસુર પટેલ દીકરીના દિલની વાત કળી ગયા. ઓગણોતેરિયા નામે જાણીતો બનેલ સંવત ૧૮-૬૯નો ભારે દુકાળ પડેલો. રામબાઈએ કહ્યું તેમ ભગવાન રાખે તેની જ લાજ રહે તેવું હતું. મા બાપ વિયાંને રઝળતાં મેલીને હાલી નીકળેલાં.

ધાણીફૂટ મરકીમાં જેનાં માબાપ ફાટી પડયાં એનાં છોકરાં રઝળી ભીખીને જેને ચપટી ચણ મળતાં રહ્યાં તે જીવતાં રહેતાં ને પડતાં, આખડતાં ઠેર ઠેર ટોળાં રૂપે ભટકતાં રહ્યાં. ભટકવાની તેવડ ખૂટતા રાન રાન એમનાં મડદાંને કાગડા કૂતરા ને ગીધડાં ઠોલતાં રહેતાં.

આવાં દુકાળિયાં બાળકોનાં ટોળેટોળાં શહેર ગામડામાં ધૂસવા જાતાં ને ગામ લોકો એને મારી તગડીને ભગાડી મૂકતાં. વળી કોઈ દયાવાન હોય તો એકાદ ટંક કાંઈક ખાવા જેવું ખવડાવીને તગડી મૂકતા. પણ ધર્મદાના કેઈ પંઠે એનાં એ દુકાળિયાં દેખાતા નહિ.

રામબાઈની રૂડપ તો એ જન્મી ત્યારથી ચંદ્ર-ની કળાની જેમ વધતી હતી. પણ આવ્યા ગયાના આદર આતિથ્યમાં અને ભૂખ્યાં દુખ્યાંની ચાકરીમાં રામબાઈને એકધારી પરોવાઈ રહેલી જોઈ એનાં માબાપની એક આંખ ઠરતી અને બીજી આંખમાં વેદનાના દોરા બંધાઈ જતા કે આ દીકરી સાસર વાસે કેમ બંધાશે ? બેય માણસ રામબાઈને કોઈ દુખિયાના દુઃખમાં પરોવાતી જોઈને એકબીજાની સામું જોઇ લેતાં.

ગામમાં કોઇ ગલુડિયાંને પણ ઠેસ મારવાની હિંમત ન કરતું. ઢોર વટકતાં કોઈ ધણીની લાકડી ઢોર માથે ફટકારાતી ત્યારે એ લાકડી રામબાઈ-ને અંગે ભરોડ ઉપાડે એવું દુઃખ રામબાઈ અનુભ-વતી. માવતર રામબાઈને ' મારો રામ ' કહીને બોલા વતાં. માણસુર પટેલને ત્યાં ભૂખિયાં દુખિયાંની સદાય ભીડ લાગેલી રહેતી. અન્નનું ક્ષુધાર્થી એકેય કદી પાછું ન વળતું.

એમાં ઓગણોતેરો ત્રાટકયો, રાંકાટનો રાફડો ફાટયો. મોટા માંધાતાને ત્યાંથી જાકારા દેવાવા માંડયા ત્યારે વાંટાવદરનું શું ગજું ? ગામે નક્કી કર્યું કે બની શકે તો કોઈને ટંક બપોર મૂકી ચણ નીરીને તગડી મૂકવા. આથી રામબાઈનો જીવ કળાએ કળાએ કપાવા માંડયો. પણ આભ ફાટે ત્યાં થીગડું કયાં મારે ?

દુકાળિયાં છોકરાનાં ટોળાં પરાણે ગામમાં ધૂસવા માંડયા. જાય કયાં ? જીવ છૂટે તો આશા છૂટે ને ? એટલે ગામ લોક બળ વાપરવા માંડયા. પણ રામબાઈથી છાના છાના. એમાં આવતાં જતાં રામબાઈને ખબર પડી ગઈ કે દુકાળિયાંને તો રોટલાને બદલે લાકડિયું ને પાણા નીરે છે, એટલે એનો આતમો અવળો થઈ ઊઠયો. મનમાં ઘણા હલુંબા ઊપડે પણ અસ્ત્રીની જાત. અજવાળી તોય રાત. પણ ખર ખબર રાખવા માંડયાં.

પણ આણું વળાવવાને ટાણે જ ત્રમઝૂટ લાકડિયું દુકાળિયાં ભૂલકાં પર વરસતી હોવાનું સાંભળ્યું. અંગે અંગે ઘરાણા ઠાંસીને રાસ મંડળમાં રાધા રમવા નીસરતાં હોય એવા શણગાર સજીને સાસરવાસે જવાની તેયારીમાં પડેલ રામબાઈને અંગે અંગે ઝાળું ઊઠિયું. એ જ રૂપ શણગારે ગામને પાધર પહોંચી. હાકોટો કર્યો :

"ખબરદાર જો કોઈને માથે લાકડી વીંઝી છે તો !" એમ કહેતીકને રામબાઈ દુકાળિયાં ભૂલ-કાંની આડી જઈને ઊભી રહી. પણ ત્યાં તો મીંદડાને ભાળીને પોટાં મરઘીની પાંખમાં ભરાઈ જાય એમ રામબાઈને કાગોલિયાં વળગી પડયાં. જેના આંસુ સુકાઇ ગયાં છે ને વેદનાની વાચા માત્ર દીન-

તામાં–રાંકાઈમાં જ રહી ગઈ છે એવાં ભૂલકાં ચિત્કાર કરી ઊઠયાં.

રામબાઈએ જોયું તો કોઈનાં માથાં કાચ-લીની જેમ ફૂટી ગયાં છે, કોઈનાં પાંસળાં ભાંગી ગયાં છે, લોહીઝાણ કરી મેલ્યાં છે.

"અરરરરરરર !" રામબાઈથી એટલું જ બોલાણું. મનમાં થયું કે અટાણે એને બચાવી લઇને ચપટી ચણ નીરીશ, પછી આવતીકાલે એનું કોણ ? અને આવતીકાલે હું તો હઈશ ઝાકઝમાળ મેડીના રંગત ઢોલિયા ઉપર ! આનું કોણ? ખોટી દયા શું દેખાડવી જો આ નમાર્યાની મા ન બની શકું તો ?

બાણ લાગી ગયાં. પ્રાણ વીંધાઈ ગયા. એ લોહીઝાણ દુકાળિયાંનું ટોળું લઈને રામબાઈ બાપના ડાયરામાં આવીને ઊભાં રહ્યાં, પણ એના રૂપમાંથી બીજાં જ તેજ નીતરતાં હતાં. રામબાઈને હડ-બડાવવાની કોઈની હીંમત ન હાલી.

માણસુર પટેલે દીકરીના મુખ ઉપર ગુલાલને બદલે ભભૂત ઊડતી ભાળી. ખળભળી ગયા. બોલ્યા :

"દીકરા રામ ! આવું કરાતું હશે ? તેં કીધું હોત તો આ દકાળિયાંને ખવરાવી પીવરાવીને રજા આપત, પણ આમ તારાં સાસરિયા સામે ઉઘાડે મોઢે અવાય બેટા ? આપણા કુળની આબરૂને માથે .."

"શગ ચડાવવી છે બાપુ ! મને થાય છે કે મારાં સગાં ભાંડરૂની આ દશા થાય તો ગામ લાકડિયું માર જ મારેને ! તયેં આ નોધારાનું કોઇ આધાર નહિ ?"

"દકાળનો દરિયો ડોવાતો હોય એમાં આપણું તે કેટલુંક ગજું બેટા રામ !

"બાપુ ! મોરલીધરે ગોવરધન પરવત એકલા કયાં તોળ્યો'તો ? સો આયરડાંએ લાકડિયુંનો ટેકો આપ્યો તયેં ઈંદર મારા'જે હારી ખાધુ ને ! જેને રદે રામ વસે એ સૌ થોડો થોડો ભાર ઉપાડી લ્યે તો આભને પડતો અટકાવી શકે."

"એ વાતું થાય મારા રામ ! આ કાંઈ આટલાં જ દુકાળિયાં થોડાં છે ? એનો તો સમદર ઊમટયો છે."

"એમને તગાશે નહિ તો ડૂબી તો જવાશેને બાપુ ! મને એ દરિયામાં ડૂબી જવાની રજા આપો."

"આ તું શું બોલછ ?"

"હું સાચું કહું છું બાપુ ! મારૂં મન હવે આ ઘરેણાંગાંઠામા રાચતું નથી. આ ટાબરડાંને લોહી–પરૂના શણગાર ને મારે સોનાં રૂપાં પહેરવાં એમને ?"

"પણ આપણે આ છોકરાંને ખવરાવી પીવ-રાવીને, કપડાં સીવડાવીને રજા દઈએ, પછી તારે શું વાંધો છે ?"

"બાપુ ! આ છોકરાં રોટલાને કે લૂગડાંને નથી ગોતતા પણ એની માને ગોતે છે. મારે એની મા થાતું છે."

"હેં ?"

"હા, મારે એની મા થાવું છે. મને રજા આપો. બેય પખે રાજી થઈને રજા આપો. મોરલી-ધર તમારૂં ભલું કરશે. અને હવે મને સંસાર સાપ જેવો રૂંવે રૂંવે ડંખ દેવા લાગશે."

'પણ આપણી આબરૂ ?"

"મીરાંબાઈએ એના બેય પખાંની આબરૂ બગાડેલી કે વધારેલી ? મને હવે આ મઠ્ઠાલમાં મોરલીધરનાં દર્શન થાય છે બાપુ !'

ડાયરો આખો સજ્જડ થઈ ગયો છે. કોઈ બોલે કે ચાલે. હોકાની ઘૂંટ બંધ થઈ ગઇ. કસુંબાની અંજલિઓ ઠરી રહી અને ડાયરાએ અણદીઠ્યું ને અણસાંભળ્યું નજરો નજર ભાળ્યું. એક આયરની અતિરૂપવાન દીકરી આણું વળવાને દિવસે જ રંગ-મહેલમાં રમવાના ભર્યા ભર્યા કોડને બદલે દુકાળિયાંની મા થાવાના કોડ પૂરા કરવા માવતર પાસે આરજુ કરી રહી હતી.

માણસુર આતા કહે : "પણ બેટા ! આ કંગાળુંને રોજ રોજ કોણ રોટલા ખવરાવશે ? ક્યાંથી કાઢીશ તું ?"

"મારે થોડા કાઢવા છે ? ભગવાન કાઢશે. જેણે નીંભાડામાં માંજારીના બાળની સંભાળ લીધી ઈ આ બધાંની સંભાળ લેશે, ને જે દી રામ રૂઠશે તે દી તો હુંય આ કોડું કંગાલ માયલી એક હઈશ ને બાપુ !"

બાપનું હૈયું હાથ ન રહ્યું. ડૂઠવો મૂકે એમ રોવાઈ ગયું. ડાયરાની આંખો ભીની થઈ ગઈ. પણ ઓરડામાંથી છાતીફાટ રોવાના અવાજ ઊઠયા.

રામબાઈ ઓરડે માની પાસે ગઈ. પણ માએ તો કમાડની આડે રહીને આ બધું સાંભળેલું. ગોપીચંદ રાજાને સગે હાથે સાધુના વેશ સજાવનાર મા આણાત દીકરીને દુકાળિયાંની મા બનવા દેવાની હામ ન ભીડી શકી. ભાંગી ગઇ.

રામબાઈ અંગેથી એક પછી એક ઘરેણાં ઊતારતી મા સામે ઢગલો કરતી ગઈ. માથી અસહ્ય બનતાં દીકરીને બથ ભરી ગઈ. પણ માએ દીકરીમાં કોઈ અનેરી ટાઢક અનુભવી. માનાં સંતપ્ત શરીરમાં અનેરી શાતા વળવા લાગી. માએ બેય હાથે દીકરીનું મોઢું પંપાળ્યું. ભરજોબને દીકરી જાણે પોતાની મા હોય એવી વત્સલતા અનુભવી.

માના આંસુનો દરિયો ઠલવાતો અટકી ગયો. "બેટા રામ ! બેટા રામુ ! મા મારી મા !" એમ કહેતાં રામબાઈની મા ઢળી પડયાં.

માને સાંત્વન આપી બેય પખાંની રજા લઈ દુઃખમાંથી ઉપજેલી કરૂણાએ દીપતી રામબાઈ ચાલી નીકળી. મોરલીધર જાણે રામબાઈ રૂપે અવતર્યા. એક હાથમાં રામસાગર ને બીજા હાથમાં ભીક્ષાપાત્ર લઈ રામબાઈ દુકાળિયાંનાં ટોળાંને લઈને ચાલી નીકળી.

ગામે ગામ એની કરૂણા રામના સાગર વડે રેલાઈ રહી છે. દુકાળિયાં બાળકોનાં ટોળાં વધતાં જાય છે ને લોકોના હ્રદયમાં પડેલો રામ પણ વધતો જાય છે. ના, સીતાનો ત્યાગ કરનાર એ જ રામ જાણે કે પ્રાયશ્ચિત માટે અસ્ત્રીરૂપે અવતાર ધારીને કંકાલો માટે ગામ ગામ મેણાં, ટોણાં, ટુંબા ખાતો, હાડય હાડય થાતો, નોધારાના આધારનું બિરૂદ જાળવી રહ્યો હતો. જોગણના વેશે જોબનનાં રૂપનાં રખવાળાં કરવાનું કામ કેટલું કઠીન છે તેનો અનુભવ રામ ભોગવી રહ્યા હતા.

દુકાળ તરી પાર ઉતરવા જેટલું ભટકાય તેટલું રામબાઈ કંકાલોનાં ટોળાંને લઈને ભટકયાં. અજબ હતી આ ઈશ્વરની સવારી. રાંકાટની—દુકાળિયાંની ભીખની સેનાની સરદારી એક રૂપવતી રમા ભીખારણ બનીને મારી મારી ફરતી હતી ? ના એ વાટે માનવતાનો—કરૂણનો પ્રવાહ દિલે દિલે ફરી વળતો હતો. પૃથ્વી પરની કઠોરતાને કરૂણાથી ભીંજવતો હતો.

અને એ જ્યોત વવાણિયા ગામે દહેરી અનાથોના આશ્રય રૂપે. લોકોએ રામબાઈના ચરણોમાં જે કાંઈ મળ્યું તેના ઢગલા કરી દીધા. આમ અનાથોની અન્નપૂર્ણા રામબાઈ સંવત ૧૯૩૪માં દેવલોક પામ્યાં. એની સાખ પૂરતો આશ્રમ આજેય મોરબીના વવાણિયા ગામે ઊભો છે.

*

મુગતિને કારણ મૈયા, મૂંડ તો મુંડાવી ને,
કાયા ઢાંકણ પેરી કંથા હોજી;
વસ્તી માગનકું મૈયા, ખપર ધરાયો ને,
કાળ મારણ લીના ડંડા હોજી.

ચંદા ને સૂરજ મેરી સંગમે ચલેગા ને,
રેના કરેગી દો દો બાતાં હોજી;
ગંગા ને જમના મારા ચરણ પખાળશે ને,
માગ્યાં મળે તે ખાશું ભાતાં હોજી.

# જે મુખ અમલ ચાખિયો

પ્રવીણકુમાર બે. ગઢવી

જે મુખ અમલ ન ચાખિયો,
તુરી ન ખેંચ્યા તંગ
ફટ અલુણા સાયબા,
આપું તો કીં અંગ !

–અલુણા ( મીઠા વિનાના ! ) કહીને એવા મરદને ફિટકાર દેતી રજપૂત નારી કહે છે કે, કેફમાં ચકચૂર બની ઘોડાના તંગડા ખેંચી યુધ્ધે ન ચડનારાને હું મારો દેહ કેમ કરી આપું ?

પરભાતે જેણે ના પિયા,
ઘાટા કસુંબા ઘૂંટ;
તે નર સરજે ઉંટ,
વેરાગી બારણે.

–નિર્વ્યસનીને બીજા ભવમાં પણ ક્યાં મુખ છે ? પરોઢિયે ઊઠીને જેણે કસુંબો નથી લીધો એવો નર બીજે અવતારે વેરાગીના બારણે ઝૂરતો ઊંટ જ બને !

પારેવાં જી રત્તિયું,
સર જી પાંસરિયું,
ઘાટે કસુંબે ઘૂંટિયું
વાલમજી અખિયું.

–ઘાટા કસુંબાથી ઘૂંટાયેલ વાલમજીની આંખો કેવી ? કબુતરની લાલચોળ આંખો જાણે !

રજપૂત નારીનાં લાખ–લાખનાં આવાં વેણુ અમલના બંધાણીની છાતી ગજ–ગજ ફૂલાવે તેવાં છે. એક જમાનો હતો, ત્યારે રજપૂત નારીનાં આવાં વેણુ ખાતર તેઓ કમળના ફૂલની જેમ માથું ઊતારી દેતા. એમની કેફમાં ચકચૂર આંખોના ઈશારા માત્રથી સીમાડા સળગી ઊઠતા. એ બધા ધરતીના ધણી હતા. ધરતી એમને મન મા નહોતી, મિલકત હતી એટલે રાત–દિવસ એના વધુ ને વધુ ટૂકડા કરવાની વેત–રણમાં રહેતા.

પણ એમના દરબારગઢની બહાર પણ લ્હેરાતાં ખેતરો જેવું લોકજીવન હતું. એ જીવન જીવનારાઓ ધરતીના પનોતા પુત્રો હતા. રાત દહાડો પરસેવો પાડી તેઓ સૂકી ધરતીને લીલીછમ બનાવતાં. એમની આગવી કવિતા હતી. જેવું એમનું જીવન હતું–તેવી જ પરસેવાની સુગંધથી, વગડાઉ ફૂલોની સુગંધ થકી મ્હેંકતી કવિતા હતી. એ કવિતામાં કેફ–કસુંબાને સ્થાન નહોતું. એમને ક્યાં કસુંબા ઘૂંટી માનવીનાં લીલાંછમ માથાં ઉતારી લેવાં હતાં ?

અફેણ થોડેલું લેજે અફેણિયા
તારે મારે નૈં બને હો લેરી અફેણિયા !

–અફીણ થોડું લેજે. જો વધુ લઈશ તો તારે–મારે ઊભા રહે બનશે નહીં.

–એ કવિતા છે રૂપેણતીરની ઝૂંપડે વસનારી નારીની. રાત–દહાડો કાચી મજૂરી કરી જીવતી હોય, એમાં ધણી કેફ–કસુંબા કરે એ એને પાલવે કેમ ? એને દરબારગઢમાં સચવાયેલી જિંદગી નહીં, પણ રસ્તે રઝળતા પીંજારા જેવી લઘર–વઘર જિંદગી જીવવાની છે.

કડલાં તો વેચી ખાધાં, સાંકળા તો વેચી ખાધાં.
રૂપિયાં વ્યાજમાં ડૂલ્યાં !
ચૂડલો તો વેચી ખાધો, હાંહડી તો વેચી
ખાધી, નથડી વ્યાજમાં ડૂલી !
અફેણ થોડેલું લેજે અફેણિયા
તારે મારે નૈં બને હો લે'રી અફેણિયા !

કડલાં અને સાંકળાં તો વેચી ખાધાં, રૂપિયાં વ્યાજમાં ગયાં. અફેણિયા ધણીએ એક એક ઘરેણાંને અંગ પરથી ઉતારી લીધાં. નજરે ચડતી વાસ્તવિકતાની આ કવિતા છે.

ગાંજા–અફીણનો બંધાણી જવાબ વાળે છે.

નથી પીધો રે, નથી પીધો રે
ગોવાલણી, ગાંજો નથી પીધો રે.

—ગોવાલણી માનતી નથી, 'જા જા જૂઠા ! કડલાં–કાંબિયું તો વેચી આવ્યો અને પાછો ના પાડે છે ? શરમાતો નથી ?'

કડલાં વેચીને ગાંજો રે પીધો
કાંબિયું કરજડામાં ડૂલી !
નથી પીધો રે, નથી પીધો રે
ગોવાલણી, ગાંજો નથી પીધો રે
ચૂડલો વેંચીને ગાંજો રે પીધો,
કાંકણી કરજડામાં ડૂલી !

પણ જેના અંગ પર પિયરનું સમ ખાવા પણ ઘરેણું રહ્યું ન હોય, એવી ગોવાલણી એમ માને ખરી ? એ તો એનો ગંજેરી ધણી ગાંજો ફૂંકવા ક્યાં જાય છે, એની પણ ભાળ રાખે છે. પત્ની–સહજ કાળજી આ લોકગીતમાં વરતાય છે :

કૂવા કાંઠે બાવે મઢી ચણાઈ,
મોજડી વેચાવી ગાંજો મંગાયો.

—કૂવાના કાંઠે કોઈ અઘોરી બાવો મઢી ચણી પડયો છે, એની ગંજેરી ટોળીમાં સ્વામી ભળ્યો છે.

છેતરીને પાયો, છેતરીને પાયો
ગાંજો મારે નતો પીવો રે...
ઝેરના પિયાલા, વખના પિયાલા,
ગાંજો મારે નતો પીવો રે...
કૂવા કાંઠે બાવે મઢી ચણાઇ
ભોળવીને પાયો, ભોળવીને પાયો
ગાંજો મારે નતો પીવો રે
ઝેરના પિયાલા, વખના પિયાલા
ગાંજો મારે નતો પીવો રે..

—એને તો ગાંજો નહોતો પીવો. એને મન તો ગાંજો ઝેરની ઘૂંટ છે. પણ અઘોરી બાવાએ છેતરીને પીવરાવ્યો. આ જવાબ પણ ગીતની રચનારીએ દીધો છે. એ જાણે છે કે એનો સ્વામી ગાંજો પીવે એવો છે જ નહીં, 'પણ રોયા બાવાએ ભોળવીને પાયો !.....કેટલો પ્રેમ !

ઉપલા ભાવાર્થનું જ એક લોકગીત, ઠાકરડા 'સુખલી નાચ' કરતી વખતે લલકારે છે:

ગાંજો મારૂ વખનું ઝાડ,
કે ગાંજો મારે નતો પીવો.
અલ્યા પાયલાનો પાશેર
કે અરધાનો અદૂ શેર
અલ્યા પીધો એટલો ચડયો,
કે ગાંજો મારૂ નતો પીવો.
અલ્યા નતો પીવો ને પીવો પડયો
કે ગાંજો મારૂ નતો પીવો

એવા સમાનભાવનું દારૂડિયાનું લોકગીત નવમા મણકામાં સંગ્રહ પામ્યું છે, તેમાં જરા વધુ વિગત છે.

છેતરીને પાયો, વાઘરીઓ !
છેતરીને દારૂ પાયો રે લોલ !
થોડો પીધો ને ઘણો ચડયો વાઘરીઓ,
થોડો પીધો ને ઘણો ચડયો રે લોલ !
ખેતર દારૂડામાં ડૂલ્યું વાઘરીઓ !
ખેતર દારૂડામાં ડૂલ્યું રે લોલ !

—દારૂ પીવામાં સમ ખાવા ટૂકડો જમીન હતી, એ પણ ગઈ ! રૂપેણતીરના વાઘરી પેટિયાં ખાતર અમદાવાદ રહે. શાક–દાતણ વેચી થોડું કમાયા કે તરત જુગાર ખેલ્યા જ જાણે ! ખિસ્સાં ખાલી થઈ જાય એટલે 'મેસાણાલોકલ' માં ચડી, બીડી ફૂંકતા ઘેર આવી ચડે. ઘરે સાત–દશ નાગાં ભૂખ્યાં છોકરાંનું માંડ પેટ ભરતી ઘરવાળીને મારી ઝૂડી જે હાથ આવે તે ઘરેણાં લઈ જાય. વાઘરી વાસમાં આખા ગામને સંભળાય એટલો કાળો કકળાટ મચી જાય. 'અમદાવાદના રસિયા જુગારી'નું લોકગીત એ ચિત્ર આંકે છે :

અમદાવાદનો રસિયો જુગારી...

જુગાર રમવા જ્યો' તો રસિયો જુગારી
પગુંની મોજડી લૈ જ્યો રસિયો જુગારી
અમદાવાદનો રસિયો જુગારી,
પગુંનાં કડલાં લૈ જ્યો રસિયો જુગારી,
અમદાવાદનો રસિયો જુગારી,

—માર ખાતી જાય છે અને જુગારીને વિનવતી જાય છે.

હો જુગારીયા, જુગારું ના રમીયે.
સપઈ તને મારશે
માર્ પગાંની મોજડી હેરી લાયો,
માર્ કડલાંનું બાંનું આલી આયો,
હો જુગારીયા, જુગારું ના રમીયે
સપઇ તને મારશે

"કોંગરેચ સરકારના રૂડા રાજ"માં ગામે ગામે પોલીસ સિપાહી ગોઠવાઈ ગયેલા છે, એટલે શંકરિયાનો કકળાટ સાંભળી જમાદાર દોડી આવે, ત્યારે પણ એ જ લઘરવઘર નારીનું ગીત :

જેલમાં પૂરો રે, જેલમાં પૂરો રે
પીળી પામરીયો વાળા, જેલમાં પૂરો રે...
'પીળી પામરીયો વાળા,
પીળા ડરેશ વાળાજમાદાર—

સાહેબ, એ નખ્ખોદિયાને જેલમાં પૂરો.' જેલના રોટલા ધરાઈને ખાશે ત્યારે એને ભાન આવશે.

જેલના રોટલા રે જેલના રોટલા રે
પીળાં પામરીયોવાળા, જેલમાં પૂરો રે

—પણ આખરે તો એ 'શંકરિયા'ની ઘરવાળી છે. જેલમાં પૂરાવતાં એનો જીવ શેં ચાલે ?

જેલ છોડાવો રે. જેલ છોડાવો રે
પગ કેરાં કલ્લાં આલું, જેલ છોડાવો રે

—'પગ કેરા કલ્લાં આલું' ! જુગારી મારી ઝૂડી ઘરેણાં લઈ ગયો, જેલમાં ગયો એટલે પાછી જેલ છોડાવવ. બિચારી એની એક માગ મૂડી 'કલ્લાં' વેચવા તેયાર થઈ જાય છે. ઘરમાં કોઈ માંદુ પડે, કોઈ જેલમાં જાય કે વાણિયો બારણે આવી ઊભો રહે, ગમે તેવી આફત વેળાએ સોનીની દુકાને બચેલાં ગણ્યાં ગાંઠયાં ઘરેણાં લઈ દોડી જવાનું !

ઉત્તરપ્રદેશની નારી પણ વેચાઈ ગયેલી ઝૂલણી પાછળ આંસુ સારતી બેઠી છે.

ગઇ બિકાય હમરી ઝૂલનીયા
એક તો પિયા છક્કમાર.
દૂજે બંદ કારબાર
ગઈ બિકાય હમરી દૂલનીયા

—હાય ! મારી ઝૂલણી વેચાઈ ગઈ. એક તો પતિ જુગારી અને વધારામાં નોકરી-ધંધો પણ નહીં, અરેરે ! મારી ઝૂલણી ગઈ !

અને આ લોકગીતમાં છે મોડા મોડા, અરધી રાત વીત્યે ઘરે આવતા જુગારી પતિને વિનવણી પણ જુગારી તો રાતનો રાજા : વ્હેલો આવે ખરો?

ગંજીપાના ઘેલા, આય વે'લો વે'લો
રમતો મોતી હારે, જુગારી... ....
પગ કેરાં કલ્લાં લૌ જ્યો, જુગારી
હારી હારી તમે આવો, જુગારી
કેડ કેરો ઝૂડો લૈ જ્યો, જુગારી
હારી હારી તમે આવો, જુગારી
કાન કેરૂં દોમણું લૌ જ્યો, જુગારી
હારી હારી તમે આવો. જુગારી

અફીણ, ગાંજા જુગારનાં લોકગીતો આવી ગયાં. પણ દારૂડાનાં ગીત વિના તો આસ્વાદ અધૂરો રહે. દારૂ તો વ્યસનોનો બાદશાહ. રૂપેણ કાંઠાના વાઘરી અમદાવાદમાં દિલ્હી દરવાજા (શાહપુર)ની પડખે ઝૂપડપટ્ટીમાં રહે, એટલે લોકગીતોમાં 'દલ્લી દરવાજા'નો સ્થળ નિર્દેશ પણ છે :

બંધલાજી, દલીના દરવાજે નોબત વાજી
હાં હાં રે નોબતું વાજી માણરાજ !

—નોબતો ભલે વાગી વાલમજી, દારૂ પીવા

નથી જવું, લ્યો દૂધ પીઓ ! કાન્તા સંમિત તયો-પદેશ યુજે ।

બંધલાજી દૂધડાં પીવો તો દારૂડા છોડો
હાં હાં રે દારૂડા છોડો માણારાજ !

—પણ દારૂડિયો ન માન્યો, 'શંકાભાની મેડી'એ ચડી ગયો :

શંકાભાની મેડીએ દારૂડા છાજ્યા
હાં હાં રે દારૂડા છાજ્યા માણારાજ !

—અને તરત ઘરેણાં વ્યાજમાં ગયાં :

હીરા વણીનાં કડલાં દારૂડામાં ડૂલ્યાં
હાં હાં રે, દારૂડામાં ડૂલ્યાં માણારાજ!
બંધલાજી, દૂધડાં પીવોતો દારૂડા છોડો
હાં હાં રે દારૂડા છોડો માણારાજ !

—પાઠભેદે ગવાતું બીજું એક લોકગીત દશમા મણકામાં સંપાદકે નોંધ્યું છે :

બંધલાજી રે. ચીપા ભૈની મેડીએ દારૂડો ગાળ્યો
હાં હાં રે, દારૂડો ગાળ્યો માણારાજ !
બંધલાજી રે, દારૂડા પીવો તો અમીયલ રે'જો
હાં હાં રે, અમીયલ રેજો માણારાજ !
બંધલાજી રે, નાની વૌની દામણી દારૂડામાં ડૂલી
હાં હાં રે દારૂડામાં ડૂલી માણારાજ !

—એ લોકગીત કેવળ રંગ-મસ્તીનું ગીત છે, દારૂ પીને અમીયલ રહેવાની વાત છે. દારૂ છોડી દૂધ પીવાની વિનવણી નથી, એટલું ખટકે છે.

વાઘરીઓમાં લગ્નગીતો ગવાઈ રહ્યા પછી બેઠાં બેઠાં ટચૂકડાં ગાણાં ગાવાનો રિવાજ છે. એવા એક-ગાણામાં હોકો ન પીવાના સોગંદ ખવરાવ્યા છેઃ

સોનાનો હોકો રામા રૂપાની દાંડી,
એ રે હોકો મારા હવો ભા પીવે
મોલોં માં રઇને મારાં રઇમા બોલ્યાં
હોકો પીવો તો તમને રામે દેવઇ છે

—'હોકો તો મારા દલનો ભોગી'-હોકાને દિલ આપી ચૂકેલા હવોભા હોકો છોડે તેમ નથી.

અને છેલ્લે 'જોબનિયાનું હલકે ગવાતું ગાંજાનું સુંદર લોકગીત :

આપણી બાગુમાં સૈયર કંકુડીનાં ઝાડ સે
મંઇ રે વવરાવો લીલો ગાંજો,
છોડ દે જોબન, છોડ દે જોબન
મારા વીરા રે ગરાશિયા.... ... ....

આપણી બાગુંમાં સૈયર નાળિયેરીનાં ઝાડ સે
મંઈ રે વવરાવો લીલો ગાંજો...છોડ દે.
આપણી બાગું માં સૈયર એલચીનાં ઝાડ સે
મંઇ રે વવરાવો લીલો ગાંજો .. છોડ દે.

—બાગમાં કંકુડી, નાળિયેરી અને એલચીનાં ઝાડ રોપાવો—માણારાજ ! અને એમાં લીલો ગાંજો વવરાવો ! ગાંજાના કેફની ચકચૂર મસ્તીનું ગીત છે. પણ ઊંડે ઊંડે ગીતની રચનારીની ઝાંખી વ્યથા કળાય છે કે :

છોડ દે જોબન, છોડ દે જોબન
મારા વીરા રે ગરાશિયા ...

—એ કોના ભણી ઈશારો કરે છે ? ઉત્તર-પ્રદેશના એક લોકગીતમાં 'જોબન' શબ્દનો અર્થ મળે છે.

ગેહૂ હોતે સો હો ગયે
ભૂસ લે ગઇ અંદવાર
ટાટે મેં ટલવા ગયે
બાઢીમેં ખગવાર
જરીબાને મેં લિખ લૌ દોઇ જોબના !

—અર્થાત્, ઘઉં-બળધ તો વ્યાજમાં ગયા. હવે ઘરમાં કશું નથી. લખવા હોય તો આ મારા થાનેલા લખી લે વાણિયા !

હવે અર્થ સમજાય છે. ગરાશિયાના ખેતરમાં દાડીએ ગયેલી કો' એરૂકન્યાનું આ દર્દગીત છે. ગાંજો પીને ચકચૂર બનેલો ગરાશિયો એને આલિંગવા આવે છે ત્યારે એ કહે છે, 'છોડ દે જોબન, છોડ દે જોબન, મારા વીરારે ગરાશિયા ?'

આ તે રંગ-મસ્તીનું ગીત કે ક્રૂર વાસ્તવનું ?

દારૂ ગાંજા જુગારનાં સઘળાં લોકગીતોનો સૂર એક જ છે. દારૂ-ગાંજા જુગારે 'એની જીંદગી રોળી નાંખી છે. રોળાઈ ગયેલી જીંદગીની કથા આ લોક-ગીતોમાં ઉપસે છે. 'જે મુખ અમલ ન ચાખિયો' વાળી દરબારગઢોમાં જીવાતી જિંદગી ભૂતકાળની ચીજ બની ગઈ છે પણ આ લોકગીતોમાં ઉપસેલી રસ્તે રઝળતા પીંજારા જેવી જિંદગી આજે પણ લાખો ઈન્સાનો જીવી રહ્યા છે. એ જિંદગી પણ આવતી-કાલે ભૂતકાળની ચીજ બની જાય અને જીવનમાં સુંદરતા સિવાય કશું ન રહે, એવું સુંદર પ્રભાત પૃથ્વી પર ઊગે એ ઝંખીએ. ઈતિ.

# 'પિંગળ-વાણી'

જયમલ્લ પરમાર



**સ્વ. પિંગળશીભાઇ પાતાભાઇ**

આ ચિત્ર શ્રી. રવિશંકર મ. રાવળે એમના સંગ્રહમાંથી જોગાનુજોગ મોકલી આપ્યું છે. ચિત્ર મોકલાવ્યું તે દિવસે પિંગળવાણીનો પ્રસંગ ઊભો થવાની કલ્પના પણ ન હતી.

*

'પિંગળ-વાણી'ના ઉદ્‌ઘાટનનો એક નાનકડો પણ શાનદાર સમારંભ ભાવનગરમાં ઊજવાઈ ગયો. પિંગળવાણી એટલે ભાવનગરના રાજકવિ સ્વ. પિંગળશી પાતાભાઈનાં ગીત કવિતની વાણી. ભાવનગર રાજમાં મહારાજ તખ્તસિંહજી, મહારાજા ભાવસિંહજી અને મહારાજા કૃષ્ણકુમારસિંહજી એમ ત્રણ ત્રણ પેઢી સુધી તેઓ રાજકવિ તરીકે રહ્યા. એમાં વિશિષ્ટતા એ છે કે ચોથી પેઢીએ મહારાજા વીરભદ્રસિંહજીએ એ પિંગળશીભાઈની વાણીનું પ્રકાશન હાથ ધર્યું. અને સ્વ. પિંગળશીભાઈના સ્વ. હરદાનભાઇ અને હરદાનભાઈના શ્રી બળદેવભાઈ એમ ત્રીજી પેઢીએ શ્રી બળદેવભાઈએ પોતાની પ્રબળ ભાવના અને પુરૂષાર્થ વડે પિતામહના કાવ્યોની વરણી કરીને એ તર્પણ કર્યું.

**સ્વ. પિંગળશીભાઇ પાતાભાઇ**

**રાજ કવિ - ભાવનગર**

જન્મ : સને ૧૮૫૬ : અવસાન: સને ૧૯૩૯

જન્મ : શિહોરમાં  મોસાળ : શેવાળીયા

માતા : આઇબા  પિતા : પાતાભાઇ

**ગ્રંથ રચના**

૧. હરિરસ
૨. શ્રી કૃષ્ણ બાળલીલા
૩. ચિત્ત ચેતાવની
૪. તખ્ત પ્રકાશ
૫. ભાવ ભુષણ
૬. પિંગળ કાવ્ય ભાગ ૧ તથા ૨
૭. સુબોધ માળા
૮. ઇશ્વર આખ્યાન
૯. પિંગળ વીર પૂજા
૧૦. સુજાતા ચરિત્ર અને સતીમણી નોવેલ
૧૧. શ્રી સત્યનારાયણની કથા

ભાવનગર રાજ્ય આગુથી કલા અને વિદ્યા-પોષક રહેતું આવ્યું છે. આજથી ૯૬ વર્ષ પહેલાં મહારાજા જસવંતસિંહજીએ સ્વ. પિંગળશીભાઈના પિતા સ્વ. પાતાભાઈનું 'જશોવિલાસ' પ્રગટ કરેલું. સંગીત, વૈદક, સાહિત્ય વગેરેના અનેક ગ્રંથો ભાવનગર રાજ્યના વિદ્યાપોષક પ્રોત્સાહનથી પ્રગટ થતા રહેલા.

મહારાજા વિજયસિંહજી તો દર બુધવારે કવિ-મિલન યોજતા. એ કારણે એમના બંગલાનું નામ જ 'બુધવારિયો' પડી ગયેલું. આવી વિદ્યા-પ્રીતિ ને સંસ્કારિતાની પરંપરા એ રાજવીકુળમાં

ખરી. પણ ત્યારે તો એ રાજવીઓનાં આસન, સત્તા અને સંપત્તિના પૂંજ માથે પથરાયેલાં હતાં, જ્યારે આજે એ રાજ્ય ભૂતકાલીન બન્યું છે અને રાજવી માજી–ભૂતપૂર્વ રાજવી બન્યા છે ત્યારે ગોહિલકુળની એ ઉજ્જવળ પરંપરા રાજ્ય પરહર્યાં પછી પણ જાળવી રાખવા માટે મહારાજા વીરભદ્રસિંહજીને અનેક ધન્યવાદ ઘટે છે.

રાજપુત યુગના સાતસો વર્ષ દરમિયાન આ કુલાભિમાન અને જાત્યાભિમાન એ સમાજનું પ્રમુખ અંગ બનેલું, પણ સામાજિક રચનાઓ બદલાયા જ કરે છે. આજે સામાજિક સંબંધો રજવાડાં ને ગામડાં છોડીને રાષ્ટ્રીય ફલક ઊપરથી આંતરરાષ્ટ્રીય ફલકમાં પહોચ્યા છે. જાતિ કુલોનાં ઉચ્ચાભિમાનના ભેદ વિશ્વની બંધુતા અને સમાનતાના અવરોધરૂપ મનાય છે. પણ જે કાળે મરધર દેશના ખેડગઢથી સેજકજી ગોહિલ સોરઠ ભૂમિ ઉપર ઊતર્યા ત્યારે આ રાજપૂત કુળનો મધ્યાન્હ તપતો હતો.

રાજકારણમાં તો ઘણું ભલું–બુરૂં કરવું પડે. મનુ ભગવાને સારા માટે બુરૂં કરવાની રાજનીતિ પ્રબોધી છે, પણ એથી બુરૂં એ સારૂં નથી બની જતું. રાજ્ય કરવાવાળાને એવી ઘણી ઘણી બુરાઈઓનો આસરો લેવો પડતો. એ કાળે એ ગોહિલ કુળ ગંગા-જળિયું કુળ કહેવાતું થયું. શા માટે ? ૧૮૦૦ પાધર અનેક કુટિલતા આચરીને અંકે કર્યા એ માટે ? મુત્સદ્દગીરી માટે ? કે અંગની અને ભેજાંની બળ-જબરાઈ માટે ? ના, એ બધા સત્તાદ્દંદ નીચે ગંગાજી જેવાં ગુણનાં નીર ખળકતાં હતાં એ માટે.

એક તો રાગદ્વેષ વગરની એમની દિલાવરી, પ્રજા પ્રત્યેનો અગર તો ભલે પોતાનાં માન્યા હોય એવાં માનવીઓ પ્રત્યેનો સ્નેહ પણ સમર્પણ સાથેનો, પ્રેમ ખરો પણ ત્યાગની તત્પરતાવાળો, કોઈ એક કુળમાં એકસોમાંથી એકાદ કે હજારમાંથી એકાદ માણસ જ કુળને ઉજાળે એવો ભલે નીકળે પણ એ આખા કુળને તારે એમ કહેવાતું. આ જે કુલધર્મ કહેવાતો તે હકીકતમાં એવા ઉચ્ચ માનવનો માનવધર્મ હતો.

દા. ત. આસરાનો ધર્મ. સેજકજીનાં માતા-એ સોરઠના રા કવાટના પુત્ર ખેંગારના શિકારમાંથી છટકેલું સસલું શરણે આવતાં ન સોપ્યું. અને સમસ્ત મવાડાં (આખો પડાવ)ની સલામતી હોડમાં મૂકી.

કરૂણા ને પ્રજાવત્સલતા. એક ચારણે એક જ બળદ પોતા પાસે હોતાં સાંતીને બીજે ધોંસરે પોતાની ચારણ્યને જોડેલી. એને છોડાવીને બીજો બળદ મગાવેલો તે આવતાં સુધી રાજા દેપાળદે ધોંસરે જૂતેલા :

જાણ્યો હત જડધાર, નવળંગ મોતી નીપજે;
તો વવારત વડ વાર, દી બાધો દેપાળદે.

ભોગવિલાસનો ત્યાગ : રાણપુર વસાવનાર રાણજી ગોહિલ માથે કટક ચડયાં, પણ પોતે તો રાણીની આશકાઈમાં ગળાડૂબ ડૂબેલ, એક જ દુહે એને સજાગ બનાવ્યો :

પોપટ પારેવાં તણી, રાણા રમત્યું મેલ;
ખત્રી ચોપડ ખેલ, કનારે કટક ચડયાં.

મોખડાજીનાં ક્ષાત્રવટનાં બિરદ :

ઝૂઝે મોખડો રણજંગ,
અશસર ઊડીઓ અતળંગ.

પોતાની પ્રજા ભૂંભલીના ખેડુ સોંડાનો ગાળોને મીઠી ગણી એનો ભોળો ખાઈને ક્ષુધા તૃપ્ત કરી એ ખેડૂતનાં દાળદર ભાંગનાર વજેસંગ મહા-રાજ, ઢેઢ કન્યાનું અપહરણ કરતા કાઠીઓ પછવાડે સોળેક વરસની ઉમરે બાપનો હાથ છોડાવીને કન્યાને કાઠીઓના હાથમાંથી છોડાવી લાવનાર દરબાર આતાભાઈની પ્રજાવત્સલતા અને એની ખાતર જાનને હોડમાં મૂકવાનુ ભવ્યોદાત્ત શૌર્ય–

આ બધા ગુણોએ ગોહિલોને ગંગાજળિયાનું બિરુદ અપાવ્યું અને એ બિરૂદના રખવાળાં બસો વરસથી સ્વ. પિંગળશીભાઈ વાળું નરેલા કુળ કરતું આવ્યું અને એમની કીર્તિના આભ સુધી અંબાડ પાથરનાર એ જ નરેલા કુળ રહ્યું છે.

શકિત, ભકિત અને સૌંદર્ય એ કાંઈ રોજ પલટાતી ફેરાનો નથી. એમાંથી એક અપરિવર્તનશીલ

પ્રાણું ઝગારા કરે છે. એ બધાં કાળ જતાં એની ખામીઓ કે દોષો ખંખેરતા જાય છે ને રહે છે બાકી વિશુદ્ધ ચિંતનશીલ સંસ્કારિતા. એટલે જ એ માનવીની મમતાના પ્રવેશમાં આવીને વસે છે.

ભાવનગરના એ રાજવીકુળની આ ખાનદાની અને આ ખમીરનો પરિચય મેઘાણીભાઈ જગતને કરાવી શકયા સ્વ. પિંગળશીભાઈને કારણે. આમ પૂરાં બસો વર્ષથી આ બન્ને કુળ રાજવી પ્રથા પૂરી થઈ હોવા છતાં એક ધાગે વણાતાં આવે છે. ધન્યવાદ બળદેવભાઈને ઘટે છે કે જેણે પોતાના કાવ્ય સંગ્રહના પ્રકાશનનો આગ્રહ ન રાખ્યો, અને પિતામહના ઋણને ફેડવાનો વિનમ્ર પુરૂષાર્થ આદર્યો.

પ્રત્યક્ષ દર્શન પણ ઘણીવાર છેતરામણાં નીકળે છે. કારણકે સંસ્કાર એ પાતાળ ઝરવાણી છે. એ સંસ્કાર જીવનના અંગ પ્રત્યંગમાં મ્હોરી ઊઠે એવા મોરલીધર તો કોઇક જ હોય, છતાં અહીં એક બીજાએ એકમેકને છોડયા નથી એ હકીકત છે. મૂલ્યો બદલી ગયાં છે ત્યારે આધુનિક ગજથી એને નહિ માપી શકાય. છતાં હરકોઈ શંકા કરી શકે કે શા માટે આ બન્ને એક બીજાને વળગી રહ્યા હશે? રાજ પૂરાં થયાં હવે રાજને વળી કવિ શું? રાજા પૂરા થયા પછી હવે આશ્રયદાતા શું? આસરો કાં ધરતીનો ને કાં આસમાનનો હોઈ શકે. ત્યારે ધરતીનું ધણીપણું વિજયની હદ સુધી જ ટકી શકે, ધણી તો બળ પ્રમાણે બદલાતા રહે ને સમય પ્રમાણે પણ બદલાય.

ત્યારે યાદ આવે છે ઓઢણાંની લાજનો સંસ્કાર. રજપુતો ચારણો માટે અને ચારણો રજપુતો માટે જ હોય તો તો બાકીના સમાજને એ બે સાથેનો કોઈ સંબંધ રહેતો જ નથી. પણ એ બન્ને મળીને બાકીના સમાજ માટે જીવતા હોય તો એમાંથી જ સમર્પણની સુવાસ મહેકાર્યા કરે. એમાંથી ઓઢણાની લાજનો સંસ્કાર પેદા થાય.

પેલા વડલાને આગ લાગતાં પોતાના ઉપર બેઠેલાં પાંખોવાળાં પંખીને ઊડી જવાનું કહે છે ત્યારે પંખી વડલાને જવાબ આપે છે એ જવાબમાં ઓઢણાની લાજનો સંસ્કાર આવ્યો;

પાન મરોડયાં, રસપિયાં, બેઠાં હેકણડાળ;
તુમ જલો, હમ ઊડ ચલે, જિણો કેતોક કાળ?

બન્ને પરંપરાને આ વાત સ્પર્શે છે. રાજવીને અને રાજકવિને. આજે જ્યારે માનવી માનવી ભૌતિકરીતે અતિ નિકટ આવી રહ્યા છે ત્યારે અંતરથી છેટા ને છેટા ન પડી રહ્યા હોય તો એકબીજાના દુઃખે દુઃખી થતા દેખાતા હોત. આંખની શરમ પહોંચતી નથી એવા આ કાળે બન્ને પરંપરાની ત્રીજી પેઢીએ પિંગળશીભાઈની વાણીનું આવા સમયમાં સંપાદન-પ્રકાશન હાથ ધરાય એને આ યુગમાં અચરજ જ કહી શકાય.

સ્વ. પિંગળશીભાઈને મહાકવિ નાનાલાલે અને સ્વ. મેઘાણીભાઈએ 'લાસ્ટ મીનસ્ટ્રેલ' કહ્યા છે. એટલે કે મધ્યયુગનો છેલ્લો સંસ્કારમૂર્તિ ચારણ. મારા મતે ઉદય થતા યુગના પિંગળશીભાઇ પહેલા સંસ્કારમૂર્તિ લોકકવિ હતા. એટલા માટે કે પિંગળશીભાઈ સુધીની ચારણી કવિતામાં અનેક ગુણો હોવા છતાં એ અતિ ઝડઝમકવાળી, શબ્દાડમ્બરી ને વધુ પડતી જોશીલી થઈ ગઈ હતી. એની સામે એની દુર્બોધતામાંથી સરલતા આણનાર, શબ્દાડમ્બરમાંથી નિરાડમ્બરી બનાવનાર અને રાજબિરાદાઈમાંથી લોકવાણી તરફ કવિતાને લઈ જનારા શ્રી. પિંગળશીભાઈ પહેલા ચારણ કવિ હતા.

યુગનો જરાક ખ્યાલ કરવા જેવો છે. આજથી ચોત્રીસેક વરસ પહેલાં તેઓ અવસાન પામ્યા. અવસાન પામ્યા ત્યારે એમની ઉમર ૮૩ વરસની હતી. સને ૧૮૫૬માં જન્મ અને ૧૯૩૯માં અવસાન.

ત્યારે અવસાન પહેલાં પચાસ વર્ષે એમની કવિતા રાજદરબારે જ નહિ પણ ગામડે ગામડે, ભકતોના તંબુરે અને કૃષ્ણલીલા સુધી નાટકોમાં તથા રાસમંડળોમાં ગવાતી હતી. એના નિર્દેશો કવિશ્રી નાન્હાલાલે તથા મેઘાણીભાઈએ આપ્યા છે. મેં ખુદ મારા બાને એ ગીતો ગાતાં આજથી પંચાવન વર્ષ પહેલાં સાંભળ્યાં છે. આ રહ્યાં એ ગીતો :

૧–ગોકુળિયું નાનું ગામડિયું
શા માટે નાવો શ્યામ?

૨–કહેવું શું હવે તમને કાના,
નંદકુંવર નથી નાના રે.
૩–આજ રસિયો ચાલ્યો છે
રાસ મંડળ રમવા
મંડળ રમવા ગોપીના મનને ગમવા–આજ,
૪–ગોવિંદ ગોતી દીયોને મારી ગાવડી રે
૫–ગજબ હાથે ગુજારીને પછી કાશી ગયાથી શું?
૬–ગરીબ પર કયું ગજબ ગુજારત,
હુકમ નહિ તેરે ઘરકા.
૭–મુને ઘડી નથી વિસરતા રામ
હરિવર સંકટ હરતા
૮–કાનુડો કામણગારો માવો મીઠી મોરલીવાળો
૯–કહે કવિ પિંગળ મૂરતી છે મંગળ,
મારા રદિયામાં વસો તો
મારે શું છે બીજું કામ?
૧૦–એવા સાધુજન શૂરા રે
૧૧–અમને થઇ એની ઓળખાણ રે–
વગેરે વગેરે

આ તો લોકવાણીમાં ૯૦ થી ૧૦૦ વરસથી વણાઈ ગયેલાં ગીતોના નજીવા ઉલ્લેખો છે. લોકગાયકો આજે એમના છંદ–કવિત ભરપેટે ગાય છે. પવનની પાંખે પણ એ ગીત–કવિત–છંદ લહેરાઈ રહ્યા છે એટલે એના નામ નિર્દેશ નથી કર્યા. એતો પ્રવાહી ને જીવંત છે.

દરેક યુગ પોતાનો કવિ પેદા કરે છે. લોકાત્માએ માગ્યું અને પિંગળશીભાઈએ આપ્યું. પિંગળશીભાઈએ આપ્યું ને લોકાત્માએ ઝીલ્યું. આમ નખશીખ રાજકવિ જનતાના કવિ બની ગયેલા. મહારાજા તખ્તસિંહજીના અવસાનથી એમને ખૂબ આઘાત લાગ્યો ને ત્યાંથી એમની કવિતા ભક્તિરસ તરફ વળી. પોતે જ એક કવિતમાં એનો ઉલ્લેખ કરે છે.

આપણા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ નટ વિટ ને કવિ શ્રી. ચંદ્રવદન મહેતા આ 'પિંગળવાણી'ની પ્રસ્તાવનામાં લખે છે તેમ નરસિંહ મીરાંથી શરૂ થયેલો ભગતીનો દોર વણતૂટયો ચાલ્યો આવે છે, તેમાં પિંગળશીભાઈ પ્રણાલિકાગત ભક્તિની કાવ્યોપાસના કરતા હોવા છતાં એમના નિજના નિરાળા વ્યક્તિત્વની એમાં છાંટ છે. એ જ રીતે એમનાં ભજનો અને ગરબીઓ ધીરા અને દયારામની પણ યાદ અપાવે છે.

એમની લોકવાણી સાદી–સચોટ અને અંતરમાં રસભાવની ફૂલગૂંથણી કરે તેવી માર્મિક છે. કવિતાના પિંગળને પૂરેપૂરું જાણીને એમણે શબ્દનું અને સ્વરનું સંગીત રેલાવ્યું છે. એમની કવિતા બાળક સમી નિર્દોષ પણ સંત સરખી સાત્ત્વિક છે. ગોપી ભાવમાં પણ આશીશુદ્ધ વિશુદ્ધ શૃંગાર. કયાંય રતિસંચારિત ભાવ નહિ, કારણ કે એમનું જીવન અને કવિતા બેય જુદાં ન હતાં. એટલે જીવનની રસાળતા સહજતા અને સંયમ જે જીવનમાં હતાં તે જ કવિતામાં ઊતરી આવ્યાં છે.

રસોમાં એમણે વીર, શૃંગાર, ભક્તિ ને કરુણ એમ ચારેય રસ રેલાવ્યા છે. એમાં ચાતુરી કે શાબ્દિક ચમત્કૃતિને વશ નથી થયા, છતાં કવિતા એટલી જ પ્રાસાદિક રહી છે, લાલિત્ય તો એની લક્ષણા બનેલ છે. પ્રતાપી પિતાની કાવ્યોપાસનાનો જાજરમાન વારસો પામ્યા. પણ ગુજરાતીનું માધુર્ય તો નિજનો જ જીવન સંસ્કાર હતો, ડિંગળીના સુંદર મરોડ, વ્રજભાષાની રસિકતા અને હિંદીની લાક્ષણિકતાથી આમ ચારેય શૈલીમાં તેમની કવિતા પ્રચ્છન્નપણે વિહરતી.

અહીં આપણે એમની કવિતા અંગે જ આલોચના કરી રહ્યા છીએ. પણ એમના મહાન જીવનને મૂલવનારો કોઈ મેઘાણી જ જોઈએ.

ખહોળો રોટલો, પહોળો હાથ, વિશાળ હૃદય અને સૌની સાથે એક જ ભાવ, એક જ બોધ, સૌને એક જ આસન, સૌની સાથે એક જ વર્તન, ન દિલચોરી, ન વિવેકમાં વધઘટ. મેઘાણીભાઈ કહે છે તેમ સપ્તરંગી ડાયરા વચ્ચે એકરંગીલા ઓપે. મેઘકંઠીલા અને અંગને વિચલિત કર્યા વગરની દિલ ડોલાવણ વાગ્ધારા. એમણે એક પ કવિતા ન લખી

હોત તો પણ એમનું ગંભીર વ્યક્તિત્વ સોરઠી જીવનને સમૃદ્ધ કરવા બસ હતું.

આવી 'પિંગળવાણી'માં દુહા–છંદ, રાગદારી કાવ્યો, ભજન–કીર્તન, મહારાજકાવ્ય અને શ્રી કૃષ્ણ બાળલીલા એમ પોણા ત્રણસો પાનામાં ચૂંટેલા કાવ્યપુષ્પનો ગજરો શ્રી. બળદેવભાઈએ આપ્યો છે. અને પચ્ચીસ પાનામાં પિંગળશીભાઈ વિષેના અભિપ્રાય બોલ, અંજલિઓ, પ્રસ્તાવના અને પ્રકાશન બોલ આપેલ છે. કુલ ત્રણસો પાનાંનો ગ્રંથ મહારાજા શ્રી. વીરભદ્રસિંહજીએ છપાવી આપતાં જણાવ્યું છે કે "આ મહા'કવિની જેટલી કદર થવી જોઈએ તેટલી થઈ નથી. એમાં સહાયભૂત થવાની તક મળી છે તેને પોતાનુ સદ્‌ભાગ્ય સમજું છું."

તા. ૧૦–૨–૭૩ના શનિવારના સુપ્રભાતે નંદકુંવરબા ક્ષત્રિય કન્યા છાત્રાલયના વિશાળ પ્રાંગણમાં આ મેળાવડો યોજાયો હતો. કૌટુંબિક મેળો જ એને કહી શકાય. મહારાજાને અને બળદેવભાઈને સંબંધકર્તા સૌ ઉપરાંત ક્ષત્રિય કન્યા છાત્રાલય, રાજપુત વિદ્યાર્થી છાત્રાલય અને ચારણ છાત્રાલયના વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓ પણ હતાં.

સભાનું સુંદર સંચાલન પ્રા. શ્રી. તખ્તસિંહ પરમારે કર્યું. મહારાજાના એડીસી શ્રી. કીરિટસિંહજીએ પ્રાસ્તાવિકમાં આભાર માન્યો. ત્યારબાદ સંદેશાવાચન થયું. શ્રી. કિસ્મત કુરેશીએ કાવ્યમાં અંજલિ આપી. આયુર્વેદ કોલેજના આચાર્ય શ્રી. પ્રજારામ રાવળે ગદ્યનું પદ્ય રેલાવીને કવિની મહાનુભવતા વર્ણવી. ત્યારબાદ અહીં આ લેખમાં આપ્યું છે તે જ મેં ત્યાં અંજલિરૂપે આપેલ. શ્રી લાખાભાઈ ગઢવીએ સ્વ. પિંગળશીભાઈના કવિત–છંદમાં પોતાનો ભાવ વ્યક્ત કર્યો. શ્રી પિંગળશીભાઈ પાયકે રાજપૂતો અને ચારણો વચ્ચેનો જુગજૂના સબંધો દૃષ્ટાંતો દ્વારા વર્ણવ્યા. શ્રી બળદેવભાઈએ ગ્રંથ નિર્માણનો હેતુ વર્ણવીને પોતાના પિતામહની કાવ્યધારાને અસ્ખલિત ધારાએ વહાવી સૌને પ્લાવિત કર્યા. કવિ શ્રી દુલાભાઈ કાગે સ્વ. પિંગળશીભાઈની અને એમની કવિતાની લાક્ષણિકતા બતાવી અને મહારાજા શ્રી વીરભદ્રસિંહજીએ આઈમા શ્રી સોનલ આઈને પુસ્તકનું ઉદ્‌ઘાટન કરવા વિનંતી કરી. સાથેસાથ એવી લાગણી પણ વ્યકત કરીકે દર વર્ષે પોતે ચારણી કાવ્યોનો એક એક ગ્રંથ પ્રકાશિત કરશે. સભાએ આ નિર્ણયને તાળીઓથી વધાવી લીધો.

માતાજી શ્રી સોનલઆઈએ સુંદર સરોદમાં સંસ્કૃતનો શ્લોક ગાયો ને પોતાના આશીર્વાદના ઉચ્ચારણ સાથે ક્ષત્રિય કન્યાઓને સુંદર શીખ આપી.

આ સુંદર છપાઈવાળા મનોહર ગ્રંથનું મૂલ્ય રૂપિયા નવ છે. અને તે શ્રી બળદેવભાઈના નિવાસસ્થાનેથી એટલે કેઃ બળદેવભાઈ હરદાનભાઈ નરેલા પિંગળ ભુવન : વડવાઃ પાનવાડી રોડ : ભાવનગરના સરનામે લખવાથી મળશે.

*

ગોવિંદ ગોતી દિયોને મારી ગાવડી રે,
અલબેલા એમાં શું વાર આવડી રે—ટેક

કેમ આવતા નથી ઝટ કાનજી રે,
મારે ચૂલે તપે છે હરિ તાવડી રે...ગોવિંદ.

મારાં સાસુ તે ગામ સિધાવિયાં રે,
રસિયાજી કયાં જઈને કરૂં રાવડી રે...ગોવિંદ.

આજ જમનામાં પૂર ઘણાં આવિયાં રે,
નથી ઊતરવાની તિયાં નાવડી રે...ગોવિંદ.

કવિ પિંગલ કે' પાર ઊતારજો રે,
બળિયા ન છોડો મારી બાંવડી રે...ગોવિંદ.

# "જીલા તાંત્ય"

ડૉ. હરિલાલ ગૌદાની

ખડડડ...ખટ્...ખટ્, ખડડડ...ખટ્...ખટ.

"કોણ ઈ ?"

"ઈ ના ઈ, કેમ ! આજ કડાનો ખખડાટ ન ઓળખ્યો ?"

"જરાક ઝોલું આવી ગ્યું' તું"

"દીવો લાવ્ય તો."

"દીવાનું શું કામ છે ?"

"તારી સારુ એક વહત લાવ્યો છું. ઈ જોઈને તું દંગ થઈ જા'શ."

"ઈ વહત હક્કની કમાણીની છે કે પછી ડાબાહાથની કમાણીની ?"

"ગાંડી ! વાણીઆ દેખતે ડોળે સવાયા દોઢા કરે, સોની આંખ્યું આંજીને ચોરી કરે એનું કાંઈ ન'ઈ અને હું ડાબા હાથની ચીજ લઈ આવું ઈ ચોરી ગણાય, ઈ કયાંનો ન્યાય ?"

"એવી બધી આડી દોઢી વાત હું નો જાણું. હું તો એટલૂં જ જાણું કે તમે મે'નત મજૂરી કરી મારે માટે માદળડી લાવશો તો ઈ મારે નવલખા હાર જેવી થઈ પડશે. બાકી ચોરીને લાવેલ સવાશેર હેમનો હાર હું મારા શરીર ઉપર નઈં ચડાવું. તે નઈં જ ચડાવું."

"કોળણ્ય ! આજ લાવ્યો છું એવું ઘરેણું તેં જિંદગીમાં જોયું ન'ઈ હોય".

"મારે નથ્ય જોવું !"

"તો પડય મોટી પાટયમાં."

"તમે કો'તો એમે ય કરીશ."

"તો હું કઉં એમ કર."

"બોલો !"

"હું લાવ્યો છું ઈ વહતને તું કયાંક સંતાડી દે."

"અગાઉથી બોલે બાંધી લીધી છે એટલે તમે લાવ્યા છો ઈ વહત હું સંતાડી દઈશ પણ વહતનો માલિક મળી જાહે તો હું એને પાછી આપી દઈશ."

"તારે કરવું હોય ઈ કરજે પણ અટાણે તો આ પોટકીને કયાંક સંતાડી દે !"

ચભાડીઆ ગામનો જેરકો ચુંવાળિયો એક રાતમાં બાર બાર ગાઉ છેટે જઈ ચોરી કરી આવતો અને મોટે ભળકડે પોતાના ઘર ભેગો થઈ જતો. ચોરી કરવાના કસબમાં જેરકો એટલો બધો પાવરધો થઈ ગયો હતો કે ઈ ધાર્યાં નિશાન પાડતો. જેરકાની ચોરી કરવાની વિશિષ્ટતા એ હતી કે ઈ કયારેય ચોરી કરવામાં ખાતરિયું વાપરતો નહીં, અને કોઈ દીવાલમાં કાંડું પાડી ચોરી કરતો નહીં. જેરકો જે આસામીના ઘરમાં ચોરી કરવા જતો તેના ઘરમાં વહેલી રાતે ગમે તેમ કરી ઘૂસી જતો અને જળ જંપ્યા પછી ચોરી કરી પોતાના ઘર ભેગો થઈ જતો.

જેરકાને એની ઘરવાળી મીણાં હારે બહુ મીઠો સબંધ હતો. મીણાંને એના ધણીનો ચોરી કરવાનો ધંધો ગમતો નો'તો, આ બાબત ધણી-ધણીયાણી વચ્ચે ઘણીવાર મીઠી તકરાર થઈ જતી. પણ પ્રેમવશ પારેવડાં થોડીવાર લડી મનમેળ કરી લેતાં.

આજ રાતે જેરકો એના ગામ ચભાડીઆથી સાત ગાઉ દૂર આવેલ 'બાઈની વાવડી' ગામે જઈ ચોરી કરીને અડધો શેર હેમની 'જીલા તાંત્ય' લઈ આવ્યો હતો.

જેરકે આપેલ તાંત્યનું પોટકું મીણાંએ મને-કમને ચૂલાની આગમણયમાં દાટી દીધું.

○ ○ ○

"અરે ગીગી ! ઓરી આવ્ય તો ? કોઠલા-માંથી તેં તાંત્ય લીધી છે ?"

"નારે મા ! હું તાંત્ય શું લેવા લઉં ? મારા ટ્રકડિયા મવાળામાં તાંત્યનો આંકડિયો કયાં રે' એમ છે ?"

"તો પછી ગીગી તાંત્ય ગઈ કયાં ? શું તાંત્ય કોઠલો ગળી ગ્યો"

"મા તું જરા ધીરી થા, તાંત્ય કોઠલો ગળી જાય નઈં પણ કોઠલાને કોઈ ખૂણે પડી હશે. તું હળવે હાથે આખો કોઠલો જોઈ નાખ્ય."

"ગીગી ! હું ધીરી જ છઉં. મેં હળવે હાથે આખો કોઠલો જોઈ નાખ્યો પણ કયાંય તાંત્ય નજરે પડી નઈં !"

"તો પછી મા, તાંત્ય કયાં ગઈ હશે?"

"દીકરી ! પારકું ઘરેણું નો મળે તો મારે ધરતી માતાને મારગ આપવા વીનવણી કરવી પડે !"

"મા ! તું પાડોશીની તાંત્ય શું લેવા માગી આવી ?"

"ગીગી ! હું માગવા ગઈ નો'તી, પણ પાડોશણ ઈ ઘરેણું મને પરાણે પે'રાવી ગઈ'તી."

"મા ! અટાણે તાંત્યની વાત પડતી મૂક, પાડોશણ એને ઘરેણું માંગવા આવે તો કે'જે કે સોનબાઈ ભૂલથી તાંત્ય પેરી ગઈ છે. મને વળાવ્યા પછી નિરાંતે ગોતજે."

દીકરીને વળાવ્યા પછી ચારણે આખું ઘર જોઈ નાખ્યું, પણ તાંત્ય મળી નઈં. પછી એણે તાંત્ય ખોવાયાની વાત એના ધણીને કરી. તાંત્ય ચોરાયાની વાત સાંભળી ઘડીભર ચારણ મૂંઝાઈ ગયો. પણ મન ઉપર કાબુ મેળવી ચારણે એની પત્નીને શાંત પાડી. પછી પૂજાના ગોખલા સામે ઊભા રહી હાથ જોડી ચારણે કહ્યું કે "મા મેમાઈ ! તું તારા ગરીબ છોરુંડાની વા'રે ધાજે."

બીજી રાતે પતી પત્નીએ શાંત ચિત્તે આખું ઘર જોઈ નાંખ્યું પણ તાંત્ય જડી નહિ.

ત્રણ દિવસ ગયા પછી પાડોશણ તાંત્ય લેવા આવી ત્યારે ચારણે કહ્યું કે, 'બેન તમે આપેલ તાંત્ય ભૂલથી સોનબાઈ પે'રી ગઈ છે. ચાર દી કેડયે સોનબાઈને તેડી આવીશું એટલે હું તાંત્ય પાછી આપી જા'શ."

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. બેય માણસે તાંત્ય માટે ઘરના ખૂણે ખૂણા ફેંદી નાખ્યા પણ તાંત્ય મળી ન'ઈં. ગીગીને આણું તેડવા જવાનો દિવસ નજીક આવ્યો ત્યારે પતિ–પત્નીને મૂંઝવણનો પાર રહ્યો નહીં. છેવટે આ બદનામીમાંથી બચવા પતિ–પત્નીએ જીવન ટૂંકાવી નાખવાનો નિર્ણય લીધો.

બીજી સાંજે રૂંજયું વળ્યા પછી ઘરને જીવ્યા મૂવ્યાના જુહાર કરી બેય જણ ઘેરથી ચાલી નીકળ્યાં. વાળુ ટાણું વીત્યે બેય વાવડીગામથી ચાર ગાઉ દૂર આવેલ વાંશિયાળીની વાવે પોગ્યા.

o o o

નીંદરડી વેરણ થઇ રે,
રામાજી મારી નીંદરડી વેરણ થઇ.

"રામ ! રામ ! રામ ! પારકી વહત ઘરમાં આવ્યા કે'ડે મારી આંખ્યુંનો કહોં મળતો નથ્ય. શું કરું ? કયાં જાઉં ? ઇ પાપના પોટકાને કયાં નાખી આવું ? ઠાકર મંદિરે મૂકી આવું કે ગરીબ ગુરબાને દઇ આવું ? ના રે જીતવા એવું નો થાય. દે'રે મૂકી આવીશ. રાજ્ય દે'રાના બાવાને દંડશે અને ગરીબ ગુરબાને દઈ આવીશ તો એના પણ એ જ હાલ થશે. હવે તો ઈ પાપના પોટલાને વાવ્યકુવામાં નાખી આવીશ ત્યારે જ જીવને શાંતિ થાશે".

ધણીએ ચોરી લાવેલ તાંત્યને મીણાંએ આગમપચ્યમાં દાટી ખરી પણ એનું મન પોકારી પોકારીને કેતું' હતું કે, કોઈ બિચારી આ જણસની પે'રવા વાળી નિસાસા નાખતી હશે. જેરકે લાવેલ તાંત્ય આગમપચ્યમાંથી કાઢી મીણાંએ જોઈ ત્યારથી એનું મન ઓલે ગોખલે જઈ દુઃખી દુઃખી થઈ ગયું હતું.

પાંચ પાંચ સેરવાળી ગંઠેલી દોરીઓ, એ પાંચે દોરિયું ઉપર લીધેલ પાંચપાંચ ચાપડા અને એ

ચાપડા ઉપર મૂકેલ નાકાંઓમાં પરોવેલ કળાયેલ મોરની ભાત્યવાળાં ચકદાં. અને તાંત્યના બેય ગંઠા વચ્ચે શોભતી બીજના ચંદ્રના આકારની ટીલડી. ઈ બધું જોઈ ઘડીભર જીલા તાંત્ય મીણુાંની આંખ્યમાં વસી ગઈ. પણ એના સતવાદી સ્વભાવે પારકું ઘરેણું પે'રવાની વાત મનમાંથી કાઢી નાખી.

○ ○ ○

"ચારણ્ય ! આ મેમાઈનું નામ લઈ લે. પછી હું કહું એટલે આપણે બેય જણુ એક હાર્યે વાવમાં ખાબકીએ"

"ના ચારણ ! એમ ન'ઈ બને'; પેલાં હું પડું પછી તમે પડજો".

"ચારણ્ય ! પે'લાં તું પડ પછી કદાચ મારો જીવ નાં હાલે તો શું થાય ?"

"દેવ ! એવા વેણ ભણજ્યો માં ! ચારણનો દીકરો બોલેલ વાતમાં પાછાં પગલાં ભરે તો સૂરજને આથમણેથી ઊગવાનો વારો આવે."

"ઠીક ચારણ્ય ! તું કે એમ કરીએ. ન'ઈ તો અઢી તોલા અફીણ લેતો આવ્યો છું, ઈ ઘોળીને બે'ય વાવ્યના થાળામાં સદાયની સેજ બિછાવી સાનંદારે પો'ગી જાઈં." ત્યાં અચાનક કોઈ બાઈનો અવાજ આવ્યોઃ

"બાપુ ! બેય માણસ શું લેવા આપઘાતનું પાપ વોરો છો. બબ્બે મનખ્યા દેયું આટલી બધી સોંઘી શું લેવા કરો છો."

"બેન ! તું તારે મારગે જા.' તું પારકી અધ્યારી શું લેવા વો'રે છે ?"

"બાપુ ! હું આંઇ સુધી જ આવી છું. તમારા દુઃખની વાતની વાત કરી કોઈ પાપ મારી જેવા પાંહે પરકાશી પરલોક જાહો તો તમારો આંવતો ભવ સુધરી જાહે."

"બેન ! તને એક વાત પૂછું ?"

"પૂછોને ભાઈ !"

"બેન ! અમે તો અમારે દખે રાત લઈ આંઈ સુધી લાંબા થયાં છીએ, પણ તું એકલી અટુલી આંઇ સુધી શું લેવા આવી છો ?"

"ભાઇ ! હું તમારી જેમ એક દુઃખને ડુબાડવા આઈં સુધી લાંબી થઈ છું."

"તો પછી બેન તારું કામ પૂરું કરીને ઘર ભેગી થઈ જા."

"ભાઈ ! મારું કામ પૂરું થયે હું ઘર ભેગી થઈ જા'શ. પણ તમારી વાત જાણ્યા વન્યા હું મારી હાર્યે લાવેલ પાપને પાણી ભેળું ન'ઈ કરું.

"બેન ! તું તો ભારે દાધારી'ંગી લાગે છે."

"ભાઈ ! તમને લાગે તેમ કો' પણ તમારી વાત સાંભળ્યા વિના ન'ઈ જાઉં ઈ નક્કી વાત."

"બેન ! વાત એમ બની કે આ મારી ચારણ્યનું અડવું કપાળ દીપાવવા એક પાડોશણ અમારી ગીગીના લગન ટાણે અધોશેર હેમની તાંત્ય પરાણે પે'રાવી ગઈ. લગનનો અવસર પત્યા પછી ચારણ્યે ઈ હેમની તાંત્ય કોઠલામાં મૂકી. મોડી રાતે તાંત્યની વાત યાદ આવતાં એણે કોઠલો તપાસ્યો પણ તાંત્ય જડી ન'ઈ. પારકી થાપણ ઓળવાનું પાપ માથે ચડે એના કરતાં મોત ભલું એમ વિચારી અમે બેય મોતને સાંઢવે મહાલવા આંઈ સુધી લાંબા થયાં છીએ, લે હવે તેં સાંભળી લીધું?"

"ભલી વાત કરી મારા વીરા ! ભાઈ, કયો તો ખરા, તમારી પાંહે ચકમક છે ?"

"બેન ! ચકમકનું શું કામ છે ?"

"ભઈલા ! જરાક ચકમક ઉપર કડું મારી કળી ચેતાવ્ય' એટલે કામની ખબર્ય પડશે."

"લે બેન !" કળી ચેતી ગઈ અને કળીના ઝાંખા અજવાળામાં ધણી ધણિયાણીએ મીણાંની હથેળી ઉપર ગોઠવાયેલ પોતાની પાડોશણે આપેલ તાંત્ય જેવી જ તાંત્ય જોઈ. થોડીવાર તાંત્યને નીરખ્યા પછી બેય જણ બોલી ઊઠયાં કે : "બેન, આ તાંત્ય તો અમારી ખોવાયેલ તાંત્ય જેવી જ દેખાય છે."

"મારા વીરા ! ઈના જેવી ન'ઈ પણ ઈ જ તાંત્ય છે. આ તાંત્ય તમને ભળે છે. વીરા મેં માનેલ પાપના પોટલાને વાવ્યમાં પધરાવવા આવી ત્યારે મને નોતી ખબર કે ઇ પાપનું પોટલું એ માનવીના જીવ બચાવનાર પુણ્યનું પોટલું થઇ જાહે."

( જીલા તાંત્ય એ કપાળમાં પહેરવાનું ડામણી-ને મળતું સૌરાષ્ટ્રમાં પહેરાતું વજનદાર ઘરેણું છે.)

# કાઠી ભરતમાં પછીતપાટી

દેવજીભાઈ વાજા



[ ચિત્ર નં ૧ ]

સૌરાષ્ટ્રને પોતાની જાતિ ઉપરથી કાઠિયાવાડ કહેવડાવનાર ખમીરવંતી કાઠી જાતિ સૌરાષ્ટ્રમાં આવીને ક્યારે વસી ગઈ, ક્યાંથી આવી વગેરે પ્રશ્નોના ઉકેલ વિદ્વાનોએ હવે તો લગભગ ચોક્કસપણે આપી જ દીધો છે કે ઈ. સ. ૭૫૦ થી ૯૦૦ના ગાળામાં આ જાતિનું આગમન થયું. મધ્ય એશિયામાંથી મુસ્લિમ આક્રમણોથી હઠીને ભરતખંડમાં આવી વસી ગયા. મધ્ય એશિયામાં તેનો વ્યવસાય ઢોર ઉછેર, ખાસ કરીને ઘોડા ઉછેરનો હતો. સૌરાષ્ટ્રમાં આવીને પણ તેમણે આ વ્યવસાય જાળવી રાખ્યો. તેઓએ કાઠિયાવાડી ઘોડાંને ભારતભરમાં ખ્યાતિ અપાવી. આવી આ ખમીરવાળી જાતિએ બીજી જે જે જાતિઓ બહારથી આવીને સૌરાષ્ટ્રમાં વસી, તેના કરતાં કંઈક જુદી જ ભાત પાડી છે. ખેતી સાથે રાજ્યકર્તા પણ બન્યા છે; નેકટેકના હામી બન્યા છે. પરન્તુ આ બધા કરતાં જીવનમાં કલાનાં તત્ત્વોને પચાવનાર આ જાતિ ઘર શણગારથી માંડી જીવનની નાની મોટી બાબતોમાં કંઈક અનોખી લાક્ષણિકતા આપી જાય છે.

રજવાડાંથી લઈને સાધારણ ગરાસદારના ઘર સુધી શણગારનાં તત્ત્વો એક સરખાં વિકસેલાં જોવા મળે છે. બળદો, રથ, ઘોડાં તથા ઘરશણગારમાં ભરત ગૂંથણનો એક વિશિષ્ટ પ્રકાર આ જાતિના જીવન વ્યવહારમાં જોવા મળે છે. અહીં પ્રશ્ન થાય કે આ શણગારશૈલી તેઓ પોતાની સાથે લાવ્યા ને સૌરાષ્ટ્રમાં વિકસાવી કે સૌરાષ્ટ્રના આદિવાસીઓ પાસેથી પચાવીને વિકસાવી? આનો ઉત્તર શોધવા જતાં બીજો પ્રશ્ન થાય કે અહીંના આદિવાસી કોણ? આ માટે પણ વિદ્વાનોનો મત જાણવો રહ્યો. વિદ્વાનોના જણાવ્યા પ્રમાણે વાઘેર, ખારવા કોળી વગેરે સૌરાષ્ટ્રના મૂળ વતની ગણાય છે. પણ જોવા જઈએ તો આ જાતિઓ પાસે આ કલાની આગવી લઢણ હોય તેવાં વિશિષ્ઠ લક્ષણો જણાતાં નથી. અહીં વિકાસ માટે જીવનમાં જોઈતી શાંતિ અને સવલતોનો પ્રશ્ન થાય પણ જીવનના આનંદમાં કલાનાં તત્ત્વો સગવડ અગવડ જોતાં નથી. એનો વિકાસ તો પ્રાકૃતિક રીતે ચાલતો હોય છે તે રીતે આદિવાસીઓનાં જીવન શણગારના પ્રકાર આજે પણ તેટલી હદે વિકસ્યા

નથી. જેથી એમ માનવાને કારણ મળે છે કે આ પ્રકારનાં શણગાર સાધનોની કલા કાઠીઓના દેન હોય !

કાઠી દરબારોની ભરતગૂંથણની સામગ્રી તપાસતાં અને અભ્યાસ કરતાં તો એમ લાગે છે કે અહીંના આદિવાસીઓએ એમની પાસેથી આ કલા અપનાવી હોય ! જેણે કાઠી દરબારોની ભરત ગૂંથણની સામગ્રી અભ્યાસપૂર્વક જોઈ જાણી હશે તેઓ આ વસ્તુ ઉપર વિશેષ પ્રકાશ અવશ્ય આપી શકે.

અહીં એવી થોડી સામગ્રીની કલા માંડણીની વાત કરવી છે, તેમાં પણ ખાસ કરીને પછીત પાટી અને ભીંત્યાં કે જે મોતી અથવા હીરદોરા બંને માધ્યમમાં હોય છે પણ અહીં તો હીરદોરાના ભરત-કામને લક્ષ્ય રાખીને વિગત વિચારવી છે. ચાકળા, તોરણ વગેરેમાં આવતી ભાતો અને ચિત્રણ તો સામાન્ય રીતે સૌરાષ્ટ્રમાં દરેક જાતિએ અપનાવ્યાં છે પણ પછીત પાટી ફક્ત કાઠી દરબારોના શણગારમાં જ જોવા મળે છે અને તેમાં ભાત ચિત્ર સાથે પાત્ર ચિત્રણાનો જે વિકાસ જોવા મળે છે તે જાણવા જેવો છે. જેણે આ કલા તત્ત્વોને એક સંશોધક દૃષ્ટિથી જોયાં અને વિચાર્યાં હશે તેને પ્રશ્ન થયા વગર રહેશે નહિ કે આ કલાશૈલી ભારતની આદિકલાશૈલી સાથે કેટલું અનુસંધાન રાખે છે ? આ વાતનો ઉલ્લેખ ફેબ્રુઆરી અંકના લેખમાં કર્યો જ છે, અહીં તેનાં પાત્રોની વિશિષ્ટતા સાથે ભીંત ચિત્રમાં જે સુલભ



[ ચિત્ર નં ૨ ]



[ ચિત્ર નં. ૩ ]

છે તે સૂઈ દોરામાં એટલું સુલભ નથી છતાં તેમાં એક પ્રકારનું સુંદર આયોજન મળી રહે છે. આ આયોજનકારો અને સૂઈ દોરાથી પાત્રોને ઉપસાવનાર આંગળાં કલાની પરખ રાખનાર અવશ્ય છે. એમ ન હોય તો આટલું સુંદર આયોજન કરી શકે નહિ. પછીત પાટીમાં આવતાં પાત્રો કેવળ ઘરની શોભા જ નથી પણ ઈતિહાસ કથન છે, કારણ તેમાં તે સમયનું પરંપરાગત જીવાતું જીવન છે– ભૂતકાળનું તાદૃશ્ય દર્શન છે. એમાંનું એક એક પાત્ર કે પ્રસંગ લઈ...પણ અભ્યાસી અભ્યાસ કરે તો જરૂર તેને ઈતિહાસની કોઈને કોઈ ઝલક દેખાઈ આવશે. કોણ કહી શકે કે કયા કલામય આંગળાંએ આવી એ કલાને લાલ કે કાળા કાપડના પોતમાં ભાતીગળ જીવન રમતું કર્યું હશે ? આજે એ ચેતનવંતાં આંગળાં ભલે ન હોય પણ તેણે તેમાં ઉતારેલ રસ સભર કલાવેલી ગૃહજીવને ફૂલ આંભલાંથી ઝળાંહળાં કરી તેની અમરતા જરૂર સૂચવે છે. આવી એ પછીત પાટીઓમાં લોકજીવનનું હરેક પાસું ધબકાર કરતું જોવા મળે છે. એમાંની થોડી વાનગી લઈએ. માનવ જીવનમાં તેમાંએ આર્ય સંસ્કૃતિમાં લગ્ન પ્રસંગ જેટલો ગંભીર પ્રસંગ ભાગ્યે બીજો હશે છતાં તેમાં જે જીવનનો આનંદ મણાય છે તે પણ એટલો જ ઉલ્લેખનીય છે. માટે જ લગ્ન પ્રસંગે લોકજીવનમાં આનંદનાં બધાં તત્ત્વો એકસામટાં ઉભરી આવે છે. લોકજીવનનો આ આનંદ ઘરની ભીંતો તેમ જ



[ ચિત્ર નં. ૪ ]

આવાં ભરત ગૂંથણના ઉપકરણોમાં પણ ઉતરી આવે છે. પછીત પાટીમાં આવા પ્રસંગો સવિશેષ જોવા મળે છે. આ શુભ પ્રસંગમાં અગ્રસ્થાને આવતા ગણપતિ એની આગવી ઢબે, મોટે ભાગે પછીત પાટીના મધ્યભાગમાં બિરાજે છે. તેની બંને બાજુ રિદ્ધિ સિદ્ધિ વાયુ ઢોળતી ગૃહિણીની પોતાના આરાધ્ય પ્રત્યેની ભારતીય ભાવના સાથે નારીસેવાનું ધ્યેય સૂચિત કરે છે. (ચિત્ર. ૧) લગ્નમંડપમાં સપ્તપદી સાંભળતાં વરવધૂ હાથમાં ફૂલના ગજરા લઈ જીવનની સુવાસ ફેલાવવા તત્પર ઊભેલાં આલેખ્યાં છે. તેમાં તે સમયના પહેરવેશ સાથે રિવાજને પણ રજૂ કરે છે. ખૂબી તો ત્યાં છે કે વધૂના હાથમાં પોપટ આપી સંકેત કર્યો છે કે મીઠી વાણીથી સૌનું મન જીતજો ! (ચિત્ર. ૨) ગૃહજીવનનું નવનીત આપતું વલોણાનું પાસું બહુ જ આગવી ઢબે તેમાં આલેખાયું છે. તેમાં નારીનું ધબકતું અને કાર્યરત જીવન વરતાઈ આવે છે, (ચિત્ર. ૩) તો અન્ય સ્થળે રથમાં બેઠેલાં નારી પાત્રો અને હાંકનાર તેમ જ ઘોડેસવારો એવી રીતે આલેખ્યા છે કે આજે જોનારને લાગે કે રજવાડાં ગયાં પણ તે સમયની રીત–રસમ તાજી ન કરતાં હોય ! (ચિત્ર. ૪) અને યુદ્ધે ચડતાં હાથીસવારો, ઊંટસવારો, અશ્વારોહી અને પાયદળ આ બધાં પાત્રો ગત્ જમાનાની તાસીર લઈને ગતિ કરતાં જણાય છે. (ચિત્ર. ૫) અહીં આપેલાં રેખાંકનો તો માત્ર તેનો આંશિક ખ્યાલ જ આપી શકે, સાચો ખ્યાલ તો રંગમાં ઉતારેલા પટ પરથી જ આવી શકે.

આવા આ પટમાં આવું તો ઘણું ઘણું છે પણ સાથે સાથે જનજીવનનો ધબકાર શ્વાસ ઉશ્વાસ લેતો તેમાં વરતાયા સિવાય રહેતો નથી. ભલે આ બધાં આલેખનોની માંડણી ભીંત ચિત્રોની બરોબરી ન કરી શકે પણ દોરા અને મોતીના માધ્યમમાં આ બધું ઉતારવું તે પણ એક પ્રકારનું કૌશલ માગી લ્યે છે. તે આમાં દેખાય છે અને તે પણ આટલા મોટા વિસ્તારમાં. આજે જે મોડર્ન આર્ટ ઊગી છે તેને આમાથી ઘણી પ્રેરણા મળે તેમ છે ! જો કે સૌરાષ્ટ્રની તાસીર જાણનાર કેટલાક ભાઈઓએ ભરત ગૂંથણ શૈલી પર ચિત્રણા અપનાવી જ છે.

એ સમયના આ વિષયનાં ચિત્રો દોરનાર અને ગૂંથનાર પોતપોતાના વિષયને સંપૂર્ણ વફાદાર



[ ચિત્ર નં. ૫ ]

રહીને વસ્તુને વિસ્તારે છે. પછીતપાટીમાં આવતાં પાત્રોની અભિવ્યક્તિ કરવામાં ભારી કુશળતા વાપરી, પાત્રોને મનોહારી અને ગતિશીલતા સાથે ક્રિયાત્મક મુદ્રાઓમાં આળેખ્યાં છે. આ રીતે એ ચિત્રોની લય, આ વિષયના અબુજ માનવના હૃદયમાં પણ બે ઘડી તન્મયતા પેદા કરી દયે એવી એક પ્રકારની વેધકતા તેમાં જોવા મળે છે અને એનું મોટું કારણ એ છે કે પ્રકૃતિમાં પળેલાં, પ્રકૃતિનાં આ બાળકોએ પ્રકૃતિનાં તત્ત્વોને બરાબર પીછાન્યાં છે. એમના જીવનમાં હોળી આવે છે, વસંત બેસે છે અને બધાં નરનારી રંગ–રાગ ખેલે છે. જ્યારે આ બધું જોઈએ ત્યારે આપણા દિલમાં પણ થાય છે કે પ્રકૃતિમાં ઉછરેલાં માનવો વસંતોલ્લાસ પેટ ભરીને માણી શકે છે. હર્ષ અને ઉમંગની મુદ્રાઓ, ઢોલ અને શરણાઈના સૂરો સાંભળનાર એ બધામાં લોકજીવનની સાદાઈ, સચ્ચાઈ સાથે નિષ્કપટાઈ દેખાયા સિવાય રહેતી નથી. જો કે આ બધું શાસ્ત્રીય ચિત્રણની સરખામણી નથી કરતું પરન્તુ અહીં તો પોતાપણું છે અને એ પોતાપણું સાચા લોકજીવનને તાદૃશ્યમાન કરે છે.

આ તો થઈ પાત્ર ચિત્રણની વાત પણ ચાકળા તોરણમાં 'મોતિફ' લઈને જે ભાત ચિત્રણા આ કહેવાતાં અબૂજ માણસોએ ઉતારી છે તે ભલભલાને વિચારતા કરી મૂકે! ફૂલ–પાન, મોર–પોપટ, હરણાં કે સાવઝ વગેરે પશુપંખીઓને એવી તો સાદી છતાં સ્વાભાવિક રીતે રૂપાંતરિત કર્યા છે કે આજે પદ્ધતિસર અભ્યાસ કરતા ચિત્રના વિદ્યાર્થીઓને તેમાંથી ચોરી લેવાનું મન થાય. આ બધું કદાચ અતિશયોક્તિ લાગે પણ જેણે આ જાણ્યું છે માણ્યું છે તેઓ સ્વીકાર્યા સિવાય રહેશે નહિ.

ભારતીય લોક ચિત્રણની આ પરંપરા છે કે જેના તાણાવાણા કોઈ સૂક્ષ્મ રીતે વણાતા ચાલ્યા છે. જેનું લક્ષ્ય માત્ર આનંદ છે. તેમાં નથી કયાંય દંભ કે નથી દાનાઈ, માત્ર ભર્યું ભર્યું જીવન વિલસતું દેખાય છે. આવી દૃષ્ટિના કારણે જ લોકકલાનો ફેલાવો બહુ મોટો છે જેમાં એક ખાસ ચાલી આવતી પરપરા, સંકડો વર્ષથી પોતાનું પોત લઈને ચાલે છે. જ્યારે માણસ કૃત્રિમતાથી દૂર ચાલીને પ્રકૃતિના વાસ્તવિક વાતાવરણમાં આત્મવિભોર બને ત્યારે હૃદયનો આનદ પણ સ્વાભાવિક રીતે જ કોઈ કલાનું માધ્યમ સ્વીકારી લઈ હૃદયના ભાવોને અભિવ્યક્ત કરે છે અને એ સ્વાભાવિક અભિવ્યક્તિમાં સચ્ચાઈનો રણકો પરખાયા વગર રહેતો નથી.

આમ એક વિચારાત્મક દૃષ્ટિથી આપણે જોઈએ તો લાગે છે કે આ જ આનંદની અભિવ્યક્તિનું સર્વોત્તમ સાધન છે. એ આનંદને નિત્ય જીવનમાં આવતા તહેવારો અને ઉત્સવોમાં લોકોએ વણી લીધા છે. જે વસ્તુને તે જમાનાના ચિત્રકારોએ રંગ રેખાના માધ્યમથી ભીંતાદિમાં ઉતારી તે જ વસ્તુને લોકનારીએ સૂઈ દોરાના માધ્યમથી ભરત ગૂંથણમાં બહુ જ ખૂબીથી મંડાણ કર્યું છે. આવું મંડાણ કરનાર હાથ સંશોધનનો વિષય બની રહે છે.

*

## કવિત : સંગ્રાહક : જીવાભાઈ પી. ગઢવી (બારોટ)

કમલ કબ ગયે હે ભ્રમરન બુલાઇ વે કો,
રૂખન પર પંખેરૂ બેસન મંડ રાત હૈ.
ચન્દ્રમાકી ચીઠ્ઠી કબ ગઇ હે ચકોરન પે,
ઘનકે ગરજવેકે દાદુર ચિલ્લાત હૈ.
માનસર ગયો હો ચલી કોટીન હંસનુ પાસ,
દીપક પતંગ જ્યોતિ ચાહક અકુલાત હૈ.
ઐસે હી સાધુ કવિ પંડિત મહાનુભાવ,
જહાં જહાં ભાવ દેખ તહાં તહાં જાત હૈ.

બિગરી બિગરી કીનકી બિગરી,
ઇનકી બિગરી ઇનકી બિગરી.
જિન નામ લિયો ન ભજ્યો ભવતારન,
શ્યામ બિના જ્યાં સુની નગરી;
વાકી રૈત: લૂટે કુન ભીર કરે?
અબ આભ ફૂટયો ન લગે થીગરી,
સાંઇ દીન કહે નિજ નામ લિયા બિન;
ના સુધરે બિગરી ઇનકી.

# કચ્છનો કારાયલ

જયમલ્લ પરમાર

શ્રી કારાણીજીને અભિનંદવા શિર્ષક શોધી રહ્યો હતો ત્યાં એમની પુસ્તિકા 'સોનલ બાવની અથવા ઘરભંગની કથા'ના ઉઘડતે પાને એમના ઘરભંગ હૃદયની આરઝુ અભિવ્યક્ત કરતી એક કંડિકા નજરે પડી :

મોરલા રે! ડે તેજો કોડીલો કંઠ
મુંજી રીસાયલી વડરીકે—
છેલા છેલા સડ કરે ગિનાં !

અકથ્ય વેદના એ એક જ કંડિકામાંથી નીતરે છે. મેઘાણીભાઈનાં પહેલાં પત્ની શ્રી દમયંતીબહેનનું અકાળ અવસાન થયા પછી મેઘાણીભાઈએ લખ્યું છે કે: "જીવતર પર એક હિમ પડ્યું હતું. આંગળાંને ય એ હીમે થિજાવ્યાં હતાં, એ હિમ ઉપર મિત્રોનાં સ્નેહ–કિરણો ચમકતાં રહ્યાં, ને ફરીથી મારાં છૂટા થયેલાં આંગળાંએ કલમ લીધી." એ જ વેદના–બોલ એમણે ઉચ્ચાર્યો હતો :

મોરલા હો મુને થોડી ઘડી,
તારો આપ અષાઢીલો કંઠ,
ખોવાયેલી વાદળીને હું,
છેલીવાર સાદ પાડી લઉં.

૬૮મા વર્ષે કારાણીજી ઘરભંગ થયા. એમના જીવતર ઉપર હિમ પડ્યું. એમના જ પરિવારનાં સ્નેહ–કિરણો પોતાના પિતા પર પડેલા હીમપાત ઉપર ન પડયાં હોત તો શ્રી. કારાણીજી કહે છે કે પોતે હેમાળે હાલી નીકળવાની જ તૈયારીમાં હતા.

એ સ્નેહ કિરણોએ વાવેલા ભાવમાંથી 'સોનલ બાવની' કાવ્યરૂપે અવતરી. પોતે કવિ હતા માટે પોતાનાં પત્નીના અવસાનનો આઘાત નહિ જિરવાયો હોય ? ત્યારે કૌશલ્યાનંદન–દશરથપુત્ર રામ ક્યાં કવિ હતા ? એમનાથી સીતાજીનો વિયોગ કેમ નહિ જિરવાયો હોય ? અને એક રગતપિતિયા રબારી જેઠા જેવાએ રામને આશ્વાસન આપવું પડયું ? પણ જેઠો તો કવિ હતો :

મોર વણ સૂનો ગરવો, સીતા વણ સૂના રામ;
હંસલા વણ સોવર સૂનું, ગુણિયલ વણ સૂનું ગામ.
ગુણિયલ વિણ સૂનું ગામ તે હરિ!
મનખો પદારથ નૈ આવે ફરી.

ગઇ સીતા ને રામચંદર રો ના !
જેઠો રામને કે' ગરના ડુંગર મોર વિણ સૂના.

જેઠો તો દાર્શનિક હતો, પણ આપણા ચારણ કવિ પાલરવભા રામને ઠપકો આપ્યા સિવાય ક્યાં રહી શકેલા ? આધેડ વયે ઘરભંગ થયાની આપદાઓમાં આળોટતા પાલરવભા રામને કહે છે કે :

ભગવત ઘર ભાંગીશ ને, આધારી આતે !
જાનકીજી જાતે, તમે રોયા દશરથ રાઉત !

બાપ રામ ! તેં તો જાનકીજીને વિયોગે વનનાં ઝાડવાં ય રોવરાવેલાં એ ભૂલી ગયો ? ભલો થઈને હે રામ !—

કંથડા પહેલાં કામની, સાંચા મત મારે;
રાવણ સીતાને હરી ગયો, ઇ દનડા સંભારે
વારોવાર વાંહે, તમે પંદર દીએ પુગિયા;
વાલા ! જાનકી વિના, રિયા ને દશરથ રાઉત !

બાપ ! તું તો ભગવાન કે'વાણો તો ય જાનકીજી વન્યા પૂરા પંદર દિયે નોતો કાઢી શક્યો, વારોવાર વાંહે પૂગેલો. તયેં અમારી શી ગત થાતી હશે ?

અછતવાળા અમે, રોઇ રોઈ ને રિયા;
તમે પાજ બાંધી પૂગ્યા, દરિયે દશરથ રાઉત !

અહીં શ્રી કારાણીજી પણ એ જ કહે છે :
બાદશાહ શાહજહાં, તાજમ્હાલ બધેં તડેં;
મું તાં અજ બની, મુંજી સોનલજી બાવની

આરેસ જે પાણેસેં, બધાણું તાજમ્હાલ તડેં;
આંસુડે જે પાણીસેં, બંધાણી મુંજી બાવની.

'સોનલ બાવની અથવા ઘરભંગ જી કથા' એ શિર્ષક આમ તો જૂનવાણી લાગે છે. પણ 'ઘરભંગ જી કથા' શબ્દમાં જ વેદનાનું નિખાલસ નિવેદન છે. એટલા માટે એ વેદના વ્યક્ત કરવા માટે જ કારાણીજી મોરનો—કારાયલનો આષાઢીલો કોડીલો કંઠ માગે છે. મોરના એ કંઠમાં પોતાની પ્રિયતમા અને અનિરૂદ્ધ જેવા પુત્રોથી વીંટળાયેલા ઓઢાને વતન સાંભરેલું. ઓઢાના વતનની યાદમાં હોથલને ઓઢાના વિયોગનાં આગમ વંચાણાં ને મોર માથે ઉકળી ઊઠી :

મારીશ તોકે મોર ! સીંગણજીં ચડાવે કરે;
અચેં ચિતજા ચોર ! ઓઢે કે ઉદાસી કિયો ?

"તારા કંઠના ક્રંદનથી મારો ઓઢો અણહરો થઈ ઊઠયો. એક બાણ ભેગો વીંધી નાખીશ !"
"હાં હાં હાં હાં હોથલ ! એમાં મોરનો શું ગુનો ?
કરાયલકે ન મારી જે. જેજાં રતા નેણ;
તડ વિઠા ટૌકા કરે, નિત સંભારે શેણ,
રેલસ છેલા ડુંગરા, ચાવો લગો ચકોર;
વિસાર્યો સંભારી ડિયે, સે ન મારીજેં મોર.

ત્યારે આટલા માટે હું શ્રી કારાણીને કરાયલ (મોર) કારાયલ કહું છું. વિસાર્યાં શેણને સંભારી દેવા માટે. ત્યારે કારાણીજીને કયાં વિસાર્યાં સંભારવાનાં હતાં ? 'વલો અસાંજો કચ્છ'ના જે અડીખમ પાત્રો સોડ તાણીને સ્મશાનમાં સૂઈ ગયાં હતાં તેને સાદ કરીને સંભારવા માટે. એટલા માટે એમને કોડીલો કંઠ જોઈતો હતો :

હાલો હૈડાં જિરાણમેં, શેણાંને કરિયે સાદ;
મિટ્ટિસે મિટ્ટિ મિલી, તોય હોંકારા ડિયે હાડ.

'કારણી કાવ્યકુંજ'માં 'માડી ગામની રાખમાં' એ શિર્ષક તળેના કાવ્યમાં એમની આ વ્યથા ઉતરી છે. પણ એમણે રચેલા બાળકાવ્યમાં પણ આ વ્યથા ઊતર્યા વગર નથી રહી શકી. બાળકને મોઢે એમણે બોલાવ્યું છે :

ઢીંગલો કિડાં વ્યો રે માડી ! ઢીંગલો કિડાં વ્યો ?
હાથી જે પેર જેડો, ઢીંગલો કિડાં વ્યો !

છેવટે બાપા પાસે એનો જવાબ અપાવ્યો છે :

ઢીંગલો હલ્યો વ્યો રે, પુતર ! ઢીંગલો હલ્યો વ્યો !
ઢીંગલે જી જાન મથે આનું અચી વ્યો.

નવી સંસ્કૃતિ આવી એનું દુઃખ નથી, પણ હાથીનાં પગલાં જેવી અજ્જૂડ સંસ્કૃતિના જાન માથે ચડીને આવી એનું દુઃખ છે. ઢીંગલો કદાચ ઘાટમાં નવા નાણાં જેવો મનોરમ નહિ હોય, પણ વજનદાર, ભવ્ય અને ગૌરવભર્યો હતો. એ ભવ્યતાને સ્થાને લઘુતા આવી.

આભા મંડળ આંબતા, નર તારા નવહથ્થા;
ડણકયા ડાલા મથ્થા, ન્યાં લોંકડિયું લારી કરે.

આમ ઢીંગલામાં જે મળતું તે આજે રૂપિયામાં નથી મળતું એ મૂલ્યો ગુમાવવાની વેદના છે.

આ જે કારાયલ-મોરલાના કંઠનું ક્રંદન એ જ કારાણીજીની સંવેદના છે. આવા સંવેદન વડે જ પાત્રો સાથે તાદાત્મ્ય સધાય અને તાદાત્મ્ય વડે જ સર્જનમાં પ્રાણ જાગે. પ્રાણ વડે જ પ્રાણ જાગે છે. કારાણીજીના સમગ્ર સર્જનનો પ્રાણ જ આ સંવેદના છે. વળી એમને તો આખો એક જમાનો જીવતો કરવો હતો. ઊગીને આથમ્યા સુધીના જાડેજા વંશનો ઈતિહાસ કાંઈક પ્રમાણોને આધારે ને બાકી લોકકથાઓને આધારે આપવો હતો. કારાયલ તો સરસ્વતીનું વાહન રહ્યો ને !

કારાણીજીની વતનપ્રેમની કવિતા અને ઈતિહાસ કથાઓએ પોતે સામાન્ય શિક્ષક હતા ત્યારે એ કાળના દીવાન દ્વારા કચ્છના મહારાવને હલાવ્યા. એથી સામાન્ય શિક્ષકમાંથી ડેપ્યુટી ઈન્સ્પેકટરના હોદ્દે મુકાયા અને કચ્છના પરિભ્રમણ દ્વારા ઈતિહાસ અને લોકસાહિત્ય મેળવવાની સુવિધા પ્રાપ્ત કરી.

પોતે ફારસી અને ઉર્દૂ શીખ્યા. એ બે ભાષાના અભ્યાસે ઈતિહાસ અને સાહિત્યના અંકોડા મેળવવા અને રસનિષ્પત્તિ કરવા ખૂબ ઉપયોગી

બન્યા. સાહિત્યની એ જ રસનિષ્પત્તિએ સ્વ. શ્રી કલ્યાણચંદ્રજી મુનિને હલાવી નાખ્યા, ભવોભવની મિત્રતા સાંપડી અને કારાણીજીનાં સર્જનોનું પ્રકાશન સુલભ બન્યું. શ્રી કલ્યાણચન્દ્રજી મુનિ ચાલ્યા ગયા. એ કારાણીજીના જીવનનો બીજો મોટો આઘાતઃ 'જીસકી હેડી હલ ગઈ, તાકા બૂરા હવાલ.'

કારાણીજી પોતાના કાવ્ય વિષે લખે છે કે : "કોઈવાર કોઈ પ્રબળ ભાવનાથી દ્રવી ઊઠેલા હૃદય-માંથી ટપકી પડેલાં ફોરાં ભલે તે મોતી ન હોય તો પણ, તેમને એકત્ર કરી લેવાનો મારો નમ્ર પ્રયાસ છે."

એમની નમ્રતા માટે એટલું જ કહેવાનું કે દરેક વસ્તુ એના યથાસ્થાને શોભે. કવિતા એ માનવ હૃદયનું દ્રાવણ છે, માછલીના શરીરનું નહિ. પછી માછલીના દ્રાવણમાંથી પાકેલાં મોતી ભલે ગમે તેટલાં મૂલ્યવાન ગણાતાં હોય. પણ એ સ્થૂળ મૂલ્ય છે. રૂપે મઢી રાતનું સામ્રાજ્ય સંકેલી લેતાં રજનીરાણી પ્હો ફાટતાં ઉષાને કંઠે જે તુષારની માલા આરોપી જાય છે તેનું જીવન ભલે ક્ષણિક હોય, પણ એના સૌંદર્યનાં મૂલ્યો સામે સાચાં મોતીને પણ મૂલવી શકાય ખરાં ?

"આ સંધિકાનાં કિરણ પલભર ચડે ઝરણાં–ઘોડલે,
આ બુન્દ ઝાકળ તણું પલભર ઝૂલે ફૂલ–અંબોડલે.
ત્યમ તુંય પલભર, ગાન દિલભર, ગાઈ થા નિર્વાણ,
ગા મન ક્ષણિક સૌનાં ગાન."

સ્વ. શ્રી. કલ્યાણચંદ્રજી મુનિએ કારાણીજીના કચ્છ કલાધરમાં આશીર્વચન આપતાં જણાવ્યું છે કે : "હું માસીબાના ખોળામાંથી માતાજીની હૂંફાળી ગોદમાં આવ્યો." એટલે કે કાઠિયાવાડમાંથી કચ્છમાં પોતે ગયેલા. ત્યારે કારાણીજી માની હૂંફાળી ગોદમાંથી માસીબાના ખોળે આવ્યા છે. અર્થાત કચ્છમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા છે. અને એમનાં વધુ ભાગે સર્જન સૌરાષ્ટ્રમાંથી પ્રગટ કર્યાં છે. પ્રકાશનોની ભૂમિ પ્રાદેશિક દૃષ્ટિએ ભિન્ન છતાં કચ્છ, સૌરાષ્ટ્ર ને ગુજરાતની દૃષ્ટિએ અભિન્ન એવા કચ્છનાં પ્રાણવાન પ્રકાશનોની ભૂમિ સૌરાષ્ટ્ર બની છે.

ભિન્ન છતાં અભિન્ન સંસ્કૃતિ કહી. ભારતની એકવિધ સંસ્કૃતિનાં પ્રદેશે પ્રદેશે વિવિધ સ્વરૂપો સર્જાયાં છે. ભારતીય સંસ્કૃતિની મહત્તા જ એની વિવિધતામાં રહેલી છે.

આમ જુઓ તો કચ્છને એકલદા સાગર વીંટળાઈ ને પડયો હતો. સાગરનો કેટલોક ભાગ રણમાં પલટી જતાં છતાં કચ્છ બેટ જેવો જ એકલો અને અટૂલો સેંકડો વર્ષો સુધી રહ્યો. કોઈ ખાસ પ્રયોજન સિવાય બહારના પ્રદેશનાં માણસો ભાગ્યે જ કચ્છમાં જતા, કચ્છનો વ્યવહાર વધુ ભાગે સાગર માર્ગે અને બાકીનો વણઝાર મારફત ચાલતો.

એટલે કચ્છ જગતથી નિરાળો ને એકાકિ બેટ જેવો જ લાગે પણ તે એકાકિ ન હતો. યુગોથી ભ્રમણશીલ એવી ગોપ જાતિઓ અને સિંધ, ગુજરાત અને કવચિત રાજસ્થાનમાંથી ઊતરી આવતી લડાયક જાતિઓના સંમિશ્રણમાંથી કચ્છની ધરતીએ એક નિરાળો જ સંસ્કાર નિપજાવ્યો છે. સ્વરાજ નહોતું આવ્યું ત્યાં સુધી એ જ ભાતીગળ સંસ્કાર એની આધારશીલા હતી. નવો પવન ત્યાં બહુ ઓછો વાતો.

માત્ર લોકસાહિત્યના ક્ષેત્રે જ નહિ પણ જીવનના સર્વ ક્ષેત્રે કચ્છે જૂનવટની દૃષ્ટિએ વિકાસ સાધેલો. પણ દરિયાપારના દેશોની જેમ સમૃદ્ધિ ઠલવાતી તેમ કળાકસબ પણ કચ્છમાં ઠલવાતાં રહેતાં. એમાંથી કચ્છનું મીનાકારી, ચાંદીનું કામ, લાકડકામ, લોખંડના હથિયાર, છાપણી, બાંધણી, શિલ્પ સ્થાપત્ય, કમાંગરી, નિજનું સંગીત અને નિજનું એવું પદ્ય સાહિત્ય નીપજ્યું. વહાણવટા અને વહાણોનાં બાંધકામમાં તો કચ્છ અજોડ હતું.

એના વ્યાપાર વણજ, એના ખારવા નાખોદા, એના સાહસિક સોદાગરો, એના દાતારો ને શૂરવીરો, એના ભક્તો સંતો ને સુફીઓ, એનાં તેજસ્વી નારી-રત્નો, એના કવિઓ અને કળાકારોનો ઉજ્જવળ ઈતિહાસ અનોખા ખમીરથી જળહળે છે. આમ છતાં કાઠિયાવાડ જેમ કૌતૂકપ્રેરક પ્રદેશ રહેલો તેમ કચ્છ એક અજાયબ ઘર તરીકે હજી હમણાં સુધી રહેલો.

દુનિયાની નજરે આ બે દેશો (પ્રદેશ)ની જાજ્વલ્યમાન સંસ્કૃતિનું દર્શન તો સૌ પ્રથમ અંગ્રેજોએ કરાવ્યું. ઘણું કરીને સૌથી પહેલાં મેક-મર્ડો નામના અંગ્રેજે કચ્છ–સૌરાષ્ટ્રની સૌ પ્રથમ સર્વે કરી, સને ૧૮૧૫માં. કચ્છ ઉપર પ્રકાશ ફેંકનારા અંગ્રેજોનો એક હારડો ગણાવી શકાય, બર્જેસ ને બ્લેનફર્ડ, ગ્રાન્ટ અને પોસ્ટાન્સ, કેમ્પબેલ અને ટોડ, બાર્ટન અને ફાર્બસ વગેરે અનેક.

૧૮૫૮માં ભૂજની કવિતાશાળા અંગે ગુજરાતીમાં પુસ્તક લખાયું. ૧૮૭૬માં 'કચ્છ દેશનો ઈતિહાસ' આત્મારામ કેશવજીએ લખ્યો અને 'કચ્છ દેશની જૂની વાર્તાઓ' પણ લખાતી આવી એવી એક યાદ છે ૧૯૨૯માં બહાર પડેલી ગૌરીશંકર જેશંકરની. પછી તો કચ્છના અનેકવિધ ક્ષેત્રે અંગ્રેજી અને કચ્છી તથા ગુજરાતી લેખકો, સંશોધકો, પુરાતત્ત્વવિદો, કવિઓ અને કળાકારો દ્વારા પ્રકાશ પડતો આવ્યો ને અંગ્રેજી–ગુજરાતીમાં સેંકડો પુસ્તકો લખાયાં છે. આમ છતાં કચ્છ અને સૌરાષ્ટ્રનું સમગ્ર સંશોધન અને કડીબદ્ધ આલેખન કરવું જોઈએ તે હજી યે બાકી છે.

ભારતના ઈતિહાસમાં ઐતિહાસિક ઘટનાઓ, સાંસ્કૃતિક પરંપરા, રાજકીય પ્રવાહો, આઘાતો પામતી સમાજરચના અને કંઠસ્થ સાહિત્ય તથા વિકસિત કળા કસબની પ્રાદેશિક પ્રતિભાની દૃષ્ટિએ કચ્છ ઘણું આગળ પડતું સ્થાન લઈ જાય. જો કે કચ્છમાં સ્થિર રાજતંત્રની શરૂઆત તો હજી ચારસો વરસથી જ થઈ છે. ત્યાં સુધી બાહ્ય આક્રમણો અને આંતરિક સંઘર્ષો વચ્ચે પણ કચ્છનું પ્રજાજીવનનું પાંગરતું જ રહેલું.

કસબ અને કળાને બાજુએ રાખીને વિચારીએ તો પણ લિપિ જેની ગુજરાતી છે ને લેખન વ્યવહાર પણ ગુજરાતીમાં હોવા છતાં ભાષાકીય દૃષ્ટિએ કચ્છી ભાષાએ મર્મ, મધુરતા, લાઘવ અને લાવણ્યમાં અદ્‌ભુત વિકાસ સાધ્યો છે. સાહિત્ય ગુજરાતીમાં લખવાની શરૂઆત કદાચ ૧૮૫૬થી થઈ કહી શકાય. ત્યાં સુધી શ્રુતિમાં અને કંઠમાં જ એ સાહિત્ય જળવાતું ને વિકસતું આવ્યું છે. વિચારોને વ્યક્ત કરવાની પૂરી ક્ષમતાવાળી એ જોમભરી બાની છે.

આ સાહિત્ય લોકજીભે રમતું રહ્યું તેથી એ લોકોનું જ સાહિત્ય રહ્યું છે. કચ્છ દેશનો ઈતિહાસ પણ આ લોકબાનીમાં જ સંઘરાયો. આ કચ્છી બાની સિંધી, રાજસ્થાની અને ગુજરાતી વડે પુષ્ટ થતી રહી છે. એનું ઘણું ખરું સાહિત્ય પદ્યમાં જ છે. જો કે એ જ સાહિત્ય કચ્છી પ્રજાના આહાર–વ્યવહાર, આચાર–વિચાર અને ધાર્મિક સંસ્કારોનું વાહન બનતું આવ્યું છે.

ત્યારે કચ્છના આ લોકજીવન અને લોકવાણીમાં રંગાઈ ગયેલા શ્રી. દુલેરાય કારાણી માટે કવિતા અને સાહિત્ય એક ધર્મ બની રહ્યાં–કર્તવ્ય બની રહ્યાં. એમનો શિક્ષકનો વ્યવસાય એમના સાહિત્ય સર્જનમાં સંગોપાઈ ગયો છે ને સાહિત્યને મધુર, નમણા ને ચીવટભર્યા વળોટો આપ્યા છે.

કચ્છી બાનીના સામર્થ્ય વડે એમણે ગાંધી-યુગના રાષ્ટ્રીય સંસ્કારોથી જનતામાં જાગૃતિ આણવાના સનિષ્ઠ પ્રયાસો કર્યા છે, તે એમનાં ગાંધી જવાહર અને સ્વદેશપ્રીતિનાં કાવ્યો જોતાં જણાશે. કદાચ વતનપ્રેમની ચેતના જ એમની કવિતાનું પ્રેરક બળ બન્યું છે. વતન કચ્છ પ્રત્યેની એમની પ્રીતિ ભારત રાષ્ટ્ર સુધી વ્યાપક બની અને ગુજરાતને ચરણે પોતાની શક્તિ સમર્પિત કરતા જ રહ્યા છે.

૧૯૨૮માં એમનું પહેલું પુસ્તક 'કચ્છનાં રસઝરણાં' પ્રગટ થયું ત્યારથી આજસુધીનાં ૪૫ વર્ષના સુદીર્ઘ કાળ સુધી એમનું સાહિત્યલેખન અણુથક ચાલુ રહ્યું છે. કોઈ પણ કવિ, લેખક કે કળાકારનો આટલો યશસ્વી સર્જનકાળ ગૌરવપૂર્ણ ગણાવો જોઈએ. ૪૫ વર્ષનો અખંડ ઉદ્યમ અને ૭૫ વર્ષની આયુ છતાં એમની સ્ફુર્તિ લગીરે ઘટી નથી. શરીરને વાર્ધક્યની અસર થઈ હશે, એટલી એમના સર્જનને નથી થઈ.

કચ્છ વિષે અંગ્રેજીમાં સન ૧૮૧૫થી અને અને ગુજરાતીમાં સને ૧૮૫૬થી લખાવું શરૂ થયું

છે. તે છતાં લોકબાનીમાં પડેલી ઐતિહાસિક, અર્ધ ઐતિહાસિક લોકકથાઓ અને દંતકથાઓ શ્રી દુલેરાય ભાઈએ આપ્યા છે એવા સળંગ ને સંકલનાબદ્ધ સંગ્રહો કોઈએ નથી આપ્યા. 'કચ્છી સંગરના' પદ્યપ્રકારનો પ્રયોગ શ્રી કારાણીજીએ જેમ પોતાની કવિતા સર્જનમાં કર્યો છે તેમ ઐતિહાસિક લોકકથાઓમાં પણ કર્યો છે. એવા એગના 'કચ્છ કલાધર'ના બે દળદાર ભાગ અને 'કચ્છના સંતો અને કવિઓ'ના બે સમૃદ્ધ ગ્રંથો કચ્છી અને ગુજરાતી સાહિત્યમાં ઐતિહાસિક બની રહેશે.

એમની ઐતિહાસિક અને અર્ધ ઐતિહાસિક કથાઓની ઐતિહાસિકતા રણછોડરામ ઉદયરામની ઐતિહાસિક નોંધોના અભ્યાસ ઉમેરણ પછી પણ વિવાદાસ્પદ રહેશે. કારણકે વધુ ભાગે લોકબાનીનાં આધારે રચાયેલી છે. છતાં એમાં પ્રચુર ઐતિહાસિક સામગ્રી પડી છે. પ્રમાણભૂત ઇતિહાસો તો કચ્છના અને સૌરાષ્ટ્રના લખાવા હજુ બાકી છે.

એ જ રીતે 'કચ્છના સંતો અને કવિઓ' કચ્છના જ બધા હોવા વિષે વિવિધ વિધાનો રહેશે. પણ સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનના કેટલાક પ્રદેશોમાં ઇતિહાસ અને સંસ્કૃતિના સમાન પ્રવાહો વહ્યા છે. એકનો એક દુહો, એકની એક વાત કે એકનું એક ભજન ચારેય પ્રદેશોની ભાષાઓમાં વિવિધરૂપે વિલસતાં આપણે જોઈએ છીએ. સંતો, સતીઓ, ભક્તો અને શૂરવીરોનાં પરિભ્રમણો પણ ઉપરોક્ત પ્રદેશોમાં એ કાળે થયા કરતાં અને એ સંતો–ભક્તોને તો પ્રાદેશિક દીવાલો કદી આડી આવી નથી. એમને તો સબી ભૂમિ ગોપાલકી જ રહેતી આવી છે. પણ આપણે જ્યારે પ્રાદેશિક એકમોની દૃષ્ટિએ વિચારીએ ત્યારે વિગતોની દૃષ્ટિએ બે પાંચની આઘીપાછી રહ્યા કરવાની. પ્રશ્ન વિગત અંગે હોઈ શકે, હેતુનો પ્રશ્ન ત્યાં ઊઠતો નથી. આ પ્રાદેશિક મણકાઓ ભારતીય સંસ્કૃતિના હીરધાગે પરોવાઈને 'એકોહમ, બહુ સ્યામ,'નો સાક્ષાત્કાર કરાવે છે.

૧૯મી સદીના અર્ધભાગેથી વીસમી સદીના પ્રારંભનાં વર્ષો સુધીમાં ભારતને પ્રત્યેક ક્ષેત્ર નાની મોટી અસંખ્ય પ્રતિભાઓ પ્રગટેલી. એમણે સૌએ ભારતીય સંસ્કૃતિનું આત્મભાન જાગૃત કરી આત્મગૌરવ પેદા કર્યું. સ્વરાજ પહેલાંની જનજાગૃતિના એ બધા નાના મોટા ઘડવૈયા હતા.

શ્રી કારાણીજીનું સાહિત્ય-ક્ષેત્રનું પ્રદાન એ પ્રકારે ઐતિહાસિક બની રહેશે. દેશના એક અંધારા ખૂણાને અજવાળનારાઓમાં એમનું સ્થાન ગૌરવ અને માનભર્યું છે ને સદાય બની રહેશે. કચ્છની યશસ્વી કારકિર્દીને પ્રકાશમાન બનાવવાના એમના બાકી રહેલા કાર્યને ઉત્તમ રીતે પૂરું કરવા માટે અને ગુજરાતી સાહિત્યની સેવા માટે સંપૂર્ણ સ્વાસ્થ્ય સાથેનું એમનું જીવન એટલું જ યશસ્વી રહી સુદીર્ઘ બનો એવી અભ્યર્થના છે.

ડુંગર મથે વીલડી, તેંજા સોભાતીલાં ફૂલ;
કોઇ કાણું કોઇ કોજડો, કોઈ માણેક તુલ.





# દુલેરાય કારાણી–અમૃત મહોત્સવ

સંપાદકો

એમના દાદા ચારસો વર્ષ પહેલાં અજમેરથી કચ્છમાં ઊતર્યા. જન્મ સં. ૧૯૫૨ના મહાવદ ૭ના રોજ. પ્રાથમિક શિક્ષણ મુન્દ્રા દરબારી શાળામાં. અંગ્રેજી જ્ઞાન અંગ્રેજી વર્તમાન–પત્રોના વાચનથી વધાર્યું. શાળાના મુખ્ય શિક્ષક પાસેથી ફારસી ઉર્દૂ શીખ્યા. ઉર્દૂ દ્વારા સિંધી શીખ્યા. સિંધના પ્રખ્યાત સૂફી કવિ શાહ અબ્દુલ લતીફ ભીટાઈના મહાન ગ્રંથ "શાહ જો રસાલો ગુજરાતી લિપિમાં ઊતાર્યો."

મુન્દ્રાની ગુજરાતી દરબારી શાળામાં રૂા. ૧૦ના પગારથી મદદનીશ શિક્ષક તરીકે નોકરી શરૂ કરી. એમાંથી મદદનીશ નિરીક્ષક તરીકે બઢતી પામ્યા. આખા કચ્છમાં ફરવાની તક મળી. લોકો અને સાહિત્ય વિષે વધારે જાણવાની અને માહિતી મેળવવાની તક મળી.

સને ૧૯૪૯માં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. મુનિ શ્રી કલ્યાણચંદ્રજી મહારાજની અપાર પ્રીતિ. પોતે કલા ને સાહિત્યના રસજ્ઞ. કારાણીજીને પોતાની પાસે ભાવનગરના સોનગઢ ગામે મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમમાં સુપ્રિ. તરીકે ખેંચી લીધા. આજ ૨૩ વર્ષથી ત્યાં રહીને કાવ્ય–સાહિત્યનું લેખન પ્રકાશન કર્યું. તેમણે ૨૯ પુસ્તકો લખ્યાં છે.

કચ્છના સાહિત્ય અને કલાપ્રેમી ગૃહસ્થોએ એમના ૭૫ વર્ષ પૂરાં થયે સન્માન કરવા સમિતિ રચી. મુંબઈ–ભુજ–ગાંધીધામ વગેરે સ્થળે સન્માન સમારંભો થયા. સન્માન સમિતિએ એમની શ્રેષ્ઠ કૃતિઓમાંથી વીણીને એક ગ્રંથ પ્રગટ કરવા વિચાર્યું. આ સંપાદનનું કાર્ય યુવાન લોકસાહિત્યકાર શ્રી જોરાવરસિંહ જાદવને સોંપ્યું. તે ઉપરાંત એમના સંસર્ગમાં આવેલા સાહિત્યકારો ને ગૃહસ્થોએ અંજલિ આપતા અને કૃતિઓ મૂલવતા લેખોનો પણ એક ગ્રંથ પ્રગટ કર્યો છે. કુલ બે ગ્રંથો પ્રગટ કર્યા છે.

એક તો 'કારાણી કુંજ' બીજો 'શ્રી દુલેરાય કારાણી અમૃત મહોત્સવ અભિનંદન ગ્રંથ.' બન્ને ગ્રંથો ડબલ ક્રાઉન આઠ પેજી કદના, સ્વચ્છ છપાઈના અને સુશોભનોથી અલંકૃત એવા મનોહર ગ્રંથો છે. ગ્રંથો ગોઠવણી પણ ઊડીને આંખે વળગે તેવી છે.

એમાંથી 'કારાણી કુંજ' લગભગ ૩૦૦ પાનાનો દળદાર ગ્રંથ છે. ૧૮થી ૧૦ સુંદર ચિત્રો અને પાને પાને સુશોભનો પથરાયાં છે. આ ગ્રંથમાં પુરાતન કચ્છ, કચ્છની પ્રાચીન કથાઓ, કચ્છ કથામૃત, કચ્છી લોક વિનોદ, કચ્છી લોક સાહિત્ય, લોકગીતો, કહેવતો, સંતો, કચ્છના જ્યોતિર્ધરો, જંગબારમાં કચ્છીઓ ને બાલ સાહિત્ય એવા શ્રી કારાણીજીની કૃતિઓમાંથી પસંદ કરેલું ૧૧ વિભાગમાં સાહિત્ય આપવામાં આવ્યું છે. શ્રી જાદવના ઉલ્લેખ મુજબ કુલ આઠથી સાડા આઠ હજાર પાનામાંથી તારવેલું આ સાહિત્ય છે.

શ્રી કારાણીજીએ રચેલાં કાવ્યો અને એમણે રચેલી ચાર બાવનીમાંથી પણ ઘણું સાહિત્ય આ સંગ્રહમાં આપવામાં આવ્યું છે. આમ એક જ ગ્રંથમાં આપણને કારાણીજીની પ્રતિનિધિ રચનાઓ એક સાથે મળી જાય છે. કારાણીજીનું સાહિત્ય જનસમાજમાં પ્રસાર પામે એવા હેતુથી સન્માન સમિતિએ આ સુંદર આયોજન કરેલું છે. કારણ કે ૨૯ ગ્રંથો બધા ન ખરીદી શકે પણ બે ગ્રંથો તો જરૂર ખરીદી શકે. એથી એની કીંમત ૧૧ રૂપિયા રાખી છે એવું ભૂજથી પ્રગટ થયેલ 'સન્માન સ્મરણિકા'માં જણાવેલ છે. પણ બન્ને ગ્રંથોની મળીને ૧૧ રૂપિયા કે એક એક ગ્રંથના ૧૧–૧૧ રૂપિયા તે નથી જણાવ્યું. જો બન્નેના મળીને રૂપિયા ૧૧ હોય તો સમિતિએ સારી પેઠે ખોટ ખાઈને બન્ને ગ્રંથો પ્રગટ કર્યા હોવા જોઈએ. બન્ને ગ્રંથોમાં કીંમતનો નામ નિર્દેશ નથી મળતો, તેમ ગ્રંથ પ્રાપ્તિનો

ચોક્કસ સ્થળ, નિર્દેશ પણ નથી. આથી મગાવનાર મુશ્કેલીમાં મુકાય.

બીજો ગ્રંથ પણ ખાસ્સો બસો પાનાંનો એટલો જ સુંદર છે. એમાં કારાણીજીના વ્યક્તિત્વના વિવિધ પાસાંઓ અને જીવન–સુવાસ ઉપરાંત એમના સાહિત્યનું રસદર્શન પણ જુદા જુદા લેખકોએ કરેલું છે. કુલ ૬૪ લેખોમાં ગ્રંથ વહેંચાયેલો છે. એમની કૃતિઓના રસાસ્વાદથી આ ગ્રંથ વધુ સમૃદ્ધ બન્યો છે. આવા બે ગ્રંથો દ્વારા કારાણીજીના જીવન–કવનને ગૌરવપૂર્ણ રીતે આવરી લઈને સવેળા જનતા સામે ધરી દેવા માટે સન્માન સમિતિ અનેક રીતે ધન્યવાદને પાત્ર છે. સન્માન વહેલું થયું હોત તો વધુ ઉચિત થાત. કારણ કે બધાની ૭૫ વર્ષ સુધી રાહ જોવાતી નથી. પણ પળ પાકયા વગર આવા પ્રસંગો બનતા પણ નથી. ૭૫ વરસે પણ કારાણીજીનું સન્માન કરવાના કચ્છના કોડને ધન્યવાદ આપીએ છીએ. કચ્છ તો કલા કસબ અને કવિઓ સંશોધકોનો દેશ છે. એમાંથી જીવનને આરે જનારા આથમી જાય તે પહેલાં કચ્છે એમના સન્માનનો લહાવો લઈ લેવા જેવો છે. પરિણામે કચ્છનું એ સંસ્કારધન, વિદ્યાધન, કલાધન પરદેશ સુધી પ્રખ્યાતિ મેળવતું થશે ને વિદ્યા–કલાના એ તપસ્વીઓની 'પાંજો વતન'ની ઉત્કૃષ્ટ લાગણીઓ સંતૃપ્ત થશે.

આ બન્ને ગ્રંથોનું સંપાદન કરનાર અને આવું મનોહર રૂપ આપનાર ભાઈશ્રી. જોરાવરસિંહ જાદવને ઘણા ધન્યવાદ ઘટે છે. કુલ પાંચસો પાનાના આ બે ગ્રંથનું સંકલન, સંયોજન, સંગ્રહ અને સંપાદન કરવું કોઈ એકલ દોકલ વ્યક્તિ માટે આસાન નથી. પણ શ્રી. જોરાવરસિંહમાં નામ પ્રમાણે ગુણ છે. આવાં અનેક કાર્યો એમના હાથે થાઓ.

આ બન્ને ગ્રંથો ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલયને લખવાથી મળી શકે. અથવા 'કારાણી સન્માન સમિતિ' ભૂજને સરનામેથી મળી શકે. કદાચ શ્રી. દુલેરાય કારાણીને સરનામે ભાવનગર જિલ્લાના સોનગઢ ગામના ચારિત્ર રત્નાશ્રમમાંથી પણ એનો પત્તો મળી શકે.

મેઘાણીના મૃત્યુ બાદ ૨૫ વર્ષે એમની ૭૫મી જન્મજયંતી ઊજવવાનું ગુજરાતને સૂઝ્યું. ત્યારે કારાણીજી અને કચ્છ બન્ને સદ્‌ભાગી છે. ગુજરાતનું એ સદ્‌ભાગ્ય છે. કારાણીજીની સાહિત્ય સેવા સવાઈ સવાઈ વધતી રહો.

## શ્રી દુલેરાય કારાણીનાં પુસ્તકો

(૧) કચ્છની રસધાર: ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
(૨) કચ્છનું લોકસાહિત્ય
(૨) કચ્છના કળાધરો
(૩) કચ્છ કલાધર ભાગ–૧
(૫) કચ્છ કલાધર ભાગ–૨
(૬) કચ્છના સંતો અને કવિઓ ભાગ–૧
(૭) ,, ,, ,, ભાગ–૨
(૮) કારાણી કાવ્ય કુંજ ભાગ–૧
(૯) ,, ,, ભાગ–૨
(૧૦) ,, ,, ભાગ–૩ (વતનજી વાણી)
(૧૧) ,, ,, ભાગ–૪ કચ્છી બોલી
(૨૨) ગાંધી બાવની (હિન્દીમાં)
(૧૩) દયાનંદ બાવની (હિન્દીમાં)
(૧૪) સોનલ બાવની (કચ્છીમાં)
(૧૫) હરિજન બત્રીસી (કચ્છીમાં)
(૧૬) મેકણદાદા
(૧૭) કચ્છ કથામૃત

ગુજરાત રાજ્ય લોક સાહિત્ય સમિતિ

(૧૮) કચ્છ પ્રદેશનું લોકસાહિત્ય
(૧૯) જામ રાવળ–સુમન પ્રકાશન
(૨૦) જામ ચનેસર–સુમન પ્રકાશન
(૨૧) કચ્છનાં રસ ઝરણાં 'સ્વદેશની ભેટ'
(૨૨) કચ્છી કહેવતો
(૨૩) પા પા પગલી : કચ્છી પ્રથમ પોથી
(૨૪) કચ્છી કિસ્સા બાવની
(૨૫) કારા ડુંગર કચ્છજા (સંપાદિત)
(૨૬) જાડેજા વીર ખેંગાર: કચ્છી ભાષામાં નાટક
(૨૭) જગડૂ દાતાર ,, ,, ,,
(૨૮) જામ અબડો ,, ,, ,,
(૨૯) જાર જો જુદ્ધ ,, ,, ,,

# લગ્નની રજત-જયંતી

અનુ : બાબુભાઇ પ્રા. વૈદ્ય

આજકાલ આપણે લગ્નની નિષ્ફળતાના અનેક કિસ્સા સાંભળીએ છીએ. હતાશ સ્ત્રી–પુરુષો વેરાન બનેલ ઘર અને વેરવિખેર પ્રણયની વાર્તા લઈને છાશવારે અદાલતમાં દોડે છે. ચિરંતન પ્રેમ–એ તો જાણે છેતરામણા પડછાયા જેવો બની ગયો છે.

આ પ્રકારના અનેક બનાવો છતાં લગ્ન–પ્રથાનું દિવાળું નીકળ્યું છે, એમ નહીં કહી શકાય. આદર્શ ગૃહ હજી પણ ક્યાંક અસ્તિત્વ ધરાવે છે. તેમાં વસતાં માનવી કોઈ ઈતર લોકના નહીં, પણ આપણા જેવાં જ સામાન્ય નર–નારીઓ હોય છે.

આજ હું વિચિત્ર લાગણીઓની અસર હેઠળ લખી રહ્યો છું. હમણાં જ હું લગ્નની રજત જયંતીના ઉત્સવમાંથી પાછો ફર્યો છું. મારી જિંદગીમાં ફરી જોવા ન મળે તેવો એ આખોય પ્રસંગ દુ:ખમય છતાં પ્રેરણાત્મક હતો. આ ઉત્સવ લંડનના એક નર્સિંગ હોમના દરદીઓનાં મુલાકાતીઓને બેસવાના ખંડમાં ઊજવવામાં આવ્યો હતો.

થોડા મહિના પહેલાં એક માણસ મને મળવા આવેલ. તેણે પોતાની વય પચાસ વર્ષ ઉપર કહી હતી. ત્રીશ વર્ષ પહેલાં યોર્કશાયરના એક નાના ગામમાંથી તે અમેરિકા જતો રહ્યો હતો. પાંચ વર્ષ બાદ તે જે છોકરીને બચપણથી ચાહતો હતો, તે પણ તેની પાછળ અમેરિકા પહોંચી ગઈ હતી.

પતિ–પત્ની તરીકે આ બંનેએ અમેરિકામાં સખત પરિશ્રમ કર્યો અને સુખી છે !

મારા મુલાકાતીએ ગર્વભેર કહ્યું, "ચાલીશ વર્ષથી મારી પત્નીને ચાહતો આવ્યો છું. આજ તે મને કયારેય હતી તેના કરતાં પણ વિશેષ પ્રિય છે.

મુલાકાતીની આવી વાતો સાંભળતાં મારા મનમાં થતુ હતું; 'આ વાતો મને કરવાની શી જરૂર છે.'

થોડીવારમાં મને તેનો આશય સમજાઈ ગયો.

"અમે નક્કી કર્યું કે"–મુલાકાતીની વાત આગળ વધી, "અમારાં સુખી દામ્પત્યની રજતજયંતી ઊજવવા અમારાં મૂળ ગામમાં જવું. દરિયાની મુસાફરી દરમિયાન મારી પત્ની અસુખ થતું હોવાની ફરિયાદ કરતી હતી. ઈંગ્લાંડ પહોંચ્યા પછી પણ તેની તબિયતમાં સુધારો દેખાતો નથી. મને લાગે છે કે તેની તબિયત કોઈ સારા ડોકટરને બતાવી દેવી જોઈએ. એ બાબત તમારી સલાહ લેવા હું આવ્યો છું."

હું એ બાઈને નિષ્ણાત ડૉકટર પાસે લઈ ગયો. છૂટા પડતાં મેં કહ્યું: "ડૉક્ટર જે નિદાન કરે, તેની મને જાણ કરજો."

એ જ દિવસે મોડેથી તે મુલાકાતી મને પાછો મળવા આવ્યો. તેને જોતાંવેંત હું સમજી ગયો કે બાઈનાં દરદનું કંઈક ભયંકર એવું નિદાન થયું છે. તેનો ચહેરો ફિક્કો ફચ્ચ હતો. ટાઢ ચડી હોય, એમ તે ધ્રૂજતો હતો.

ડૉક્ટરે કહ્યું કે: 'એ બાપડી ત્રણ મહિનાથી વધુ નહીં જીવે." તેણે રડતે કહ્યું. અને તે નાનાં બાળકની જેમ ધ્રુસકાં ભરી રડવા લાગ્યો. થોડી વારે શાંત થઈ તેણે ઉમેર્યું: 'ફેબ્રુઆરીની ત્રીજી અમારી રજત જયંતિનો દિવસ છે. ત્યાર પહેલાં તો એ સંસાર છોડી ગઈ હશે. હે–પ્રભુ ! મારું શું થશે?"

એને બાપડાને ભારેમાં ભારે યાતના સહેવાની આવી પડી હતી.

o o o

કાળ પસાર થતો ગયો. નિષ્ણાતે ત્રણ મહિનાની અવધ આપી હતી, તેને પસાર થયાંય પંદર દિવસ થઈ ગયા. પણ એ નારી હજી જીવતી છે: હવે જો કે અંત છેટો નથી.

એક જ વસ્તુએ તેને જીવતી રાખી છે. અને તે છે અત્યંત પ્રબળ મનોબળ. પોતે બચે એમ નથી એવું જાણ્યું, ત્યારે તેણે મનોમનનિર્ણય કરી લીધો હતો કે, લગ્નની રજત જયંતી સુધી તો જીવવું જ.

જે નર્સિંગ હોમમાં તેને દાખલ કરી છે, ત્યાં હું આજે ગયો હતો. મુલાકાતીઓને બેસવાનો ઓરડો સરસ શણગારવામાં આવ્યો હતો. તેનો પતિ, નિકટનાં થોડા સગાં અને હું તે બાઇના પ્રવેશની રાહ જોતાં બેઠાં હતાં. થોડી વારમાં તે પ્રવેશી. અનહદ નબળાઈને લીધે ચાલી શકે તેમ ન હોતી, એટલે ખુરશી પર લાવવામાં આવી હતી. પચીસ વર્ષ પહેલાં લગ્ન પ્રસંગે પહેર્યો હતો તેવા પોશાકમાં તે કોઈ ઈતર લોકની સ્ત્રી સમી લાગતી હતી.

પતિએ તેને આ પ્રસંગે ચાંદીનો ટી–સેટ ભેટ આપ્યો. નર્સે દરદીને ચાનો પ્રથમ પ્યાલો ભરવામાં મદદ કરી, ત્યારે ત્યાં બેઠેલાં સૌ તદ્દન શાંત થઈ ગયાં હતાં. વિચિત્ર લાગે તેવી શાંતિ !

દરદી પોતાના પતિ તરફ ફરી, ત્યારે તેનાં વદન પર દૈવી સ્મિત તરવરી રહ્યું. તેણે કહ્યું, "પચીસ વર્ષ...તમને એનો કદી અફસોસ થયો છે?"

"ના કદી નહીં. કદી નહીં" ! પતિના જવાબમાં આવેગ હતો.

"મારા સદાના સ્વામી !" દરદી સ્ત્રીએ કહ્યું.

અનેરી મૃદુતા પૂર્વક પતિએ તેને હાથ વીંટાળ્યો.

એ ખંડમાં એકત્ર થયેલ કોઈની આંખ કોરી ન હોતી.

પતિએ તદ્દન ધીમા સ્વરે કહ્યું, "હં ! આ ભવ અને ભવોભવ !"

[ લંડનની એક મોટી હોસ્પીટલના સુપ્રિ. શ્રી, ફિલીપ્સ ઇન્મેનના હોસ્પીટલના અનુભવ' નામના પુસ્તકમાંથી ]



## મલાવરાવ

હેત્યુંની હેલ્યું ચડાવો મલાવરાવ
આયખાને એટલી જ આસ્યું.
મરમાળા વેણુ મમળાવો મલાવરાવ
રંગ ભરી થાય બધી રાત્યું.
ઉરના એકાંતને ઉજાળો મલાવરાવ
ચિતરાઇ જાય ભલી ભાત્યું.
કાળજાને પાવ રૂડો કાવો મલાવરાવ
આંખડિયું થાય ભલે રાત્યું.
હળવેથી ડાળખી હલાવો મલાવરાવ
ખિલું ખિલું થાય પારિજાત્યું.
જાવા દો દુનિયાનો ડારો મલાવરાવ
આપણી તો હોય નોખી નાત્યું.
પાંખાળા ઘોડા પલાણો મલાવરાવ
ખુટાડી દૈ લાંબી વાટ્યું.
એક દંડી મહેલે ઉતારો મલાવરાવ
માંડીએ રૂડી ચોપાટ્યું.

—શુકદેવ પંડયા

# આક્ષેપો અને સુવર્ણભ્રમર

( ગયા અંકથી પૂરું )

મધુસૂદન ઢાંકી

હવે દક્ષિણને મતે જણાતા હિન્દુસ્તાની સંગીતના "ઉભડક સપાટિયા અને અનલંકારી સ્વર" વિષે જોઈએ. આવી માન્યતા ત્યાં કેમ ફેલાઈ હશે તે વિચારી જોતાં અને દક્ષિણના મિત્રોમાં એ વિશે પૃચ્છા કરી જોતાં તેનાં ત્રણ કારણો નજરે પડે છે. (૧) નાદજ્યોતિ મુથ્થુસ્વામી દીક્ષિતરે પોતાના કાશીવાસ અને મથુરા જેવા અન્ય સ્થળોની યાત્રા દરમ્યાન સાંભળેલ ધ્રુવપદ શૈલીથી પ્રભાવિત બની તે તે પદ્ધતિ પ્રમાણે સંસ્કૃતમાં અને દક્ષિણની ભાષાઓમાં કીર્તનો રચી તેનો પણ પ્રચાર કર્ણાટકી શૈલીની સ્વરચિત કૃતિઓની સાથે સાથે કર્યો. ૧૯ હવે ધ્રુવપદના ગાનના સ્વરો શ્રુતિજન્ય અને મીણ્ડમસ્ત હોવા છતાં ખ્યાલી સ્વરોની સરખામણીમાં સીધા છે. તેમાં ગમકને સ્થાન છે પણ પ્રત્યેક સ્વરના સ્વરકંપને નથી. ધ્રુવપદમાં સ્વર પરનો ' ઠહેરાવ ' મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. આ સિદ્ધાંત દાક્ષિણાત્ય કમ્પાયમાન સ્વર–સિદ્ધાંતની વિરુદ્ધનો છે. વળી દક્ષિણમાં મોટી મીણ્ડને સ્થાન નથી. મીણ્ડનો લોપ થાય તો ધ્રુવપદ ગાનની ગહનતા નષ્ટ થાય. આજે જે રીતે ધ્રુવપદ કૃતિઓ દક્ષિણમાં ગવાય છે, તે સાંભળવે મીઠી હોવા છતાં તેમાં ગાંભીર્ય ઘટ્યું જણાય છે. સ્વરો ધ્રુવાગાનમાં જે રીતે ઘુંટાવા જોઈએ તે રીતે ઘુંટાતા નથી; આથી તે સીધા દેખાતા હોઈ, મૂળ હિન્દુસ્તાની સંગીત પણ સીધેસીધું હોવું જોઈએ તેવો ઊભો કરાયેલો તર્ક : (૨) દક્ષિણના શ્રોતાઓએ ઉચ્ચકોટિના હિન્દુસ્તાની ગાયકો બહુ અલ્પ પ્રમાણમાં સાંભળ્યા છે. મુસ્લિમ ઉસ્તાદો અને તેમના પ્રમુખ હિન્દુ શિષ્યો–પ્રશિષ્યો દ્વારા ગવાતા હિન્દુસ્તાની ખ્યાલ સંગીતનું ગમક–વૈવિધ્ય, સ્વર પર અજમાવાતી લઘુ લાઘવીની, અલ્પત્વ બહુત્વની કરામત, કણ, ખટકા, મીણ્ડ અને મુરકીઓ-તાનોથી સજીલી, પ્રાણવાન અને અલંકારસમ્પન્ન ગાયકી, જુદા જુદા ઘરાનાઓની આગવી વિવિધતાવાળા ગાનને જો તેઓ સાંભળે તો શ્રુતિસિદ્ધ હિન્દુસ્તાની સ્વર માધુર્ય-માર્દવ સમ્પિત હોવા ઉપરાંત કેવો અલંકૃત બની શકે છે તેનો ખ્યાલ આવે : (૩) રેડિયો પર ઘણીવાર સંભળાતી સાધારણ અને મધ્યમકક્ષાના કલાકારોની અને સંગીત વિદ્યાલયના શિક્ષકોની મન્દ શ્રુતિઓ અને અધૂરી સાધનાવાળી ગાયકી, જે હિન્દુસ્તાની સંગીતને શોભા કે ગૌરવ આપનારી નથી: આના પરથી કાઢેલા અન્દાજ અવાસ્તવિક અને હિન્દુસ્તાની સંગીતના સ્વરની અસલી ખૂબીઓ બતાવનાર નથી. કેસરબાઈ, બડી-મોતીબાઈ, રસૂલનબાઇ, સ્વ. સરદારબાઈ કરદગેકર, ફરહદજાન બિબો, પન્નાબાઈ, સિધ્ધેશ્વરીદેવી, નિવૃત્તિબુવા સરનાયક, વિનાયક રામચંદ્ર આઠવલે, મલ્લિકાર્જુન મન્સુર, ( પાકિસ્તાનના મુનવ્વર અલિખાં, સાલિમહુસેન ), મ૦ બડેગુલામઅલિખાં અને સન્ધ્યા મુકર્જી અને મીરાં બેનરજી જેવી તેમની સમર્થ શિષ્યાઓ, માણેક વર્મા, સરસ્વતી રાણે, કિશોરી આમોનકર, મીરા ખિળવાળકર, માલવિકા કાનન, પરવીન સુલ્તાના. એવાં તો કેટલાંયે નામો અહીં ગણાવી શકાય જેમના ગાયનના સૂક્ષ્મ અલંકારવિધિથી આભૂષિત સ્વરોને ભાગ્યે જ ઊભડક કે છીછરા કહી શકાય. (ગઈ પેઢીની કલકત્તાની ત્રણ પ્રસિદ્ધ ગાયિકાઓ—ગૌહરજાન, મલકાજાન, અને જાનકીબાઈ–અને ઝોહરાબાઈ અને મલિકા પુખરાજ સરખી ગાયિકાઓની 'ઠાસ' ગાયકી વિષે પણ એવું જ કહી શકાય.

છતાં દક્ષિણના લોકો જ્યારે આવો આરોપ મૂકે છે ત્યારે તેની પાછળ એક બીજું કારણ કામ કરતું લાગે છે. દક્ષિણનો કમ્પિત સ્વર આગળ પાછળના સ્વરોને અને સૂક્ષ્મ શ્રુતિઓને સ્પર્શતો હોઈ, તેમાં એક પ્રકારનો ઝંકાર, ધનુષના ટંકાર જેવો રવ, અને ઘણ્ટનાદ જેવો ઘોર ઉત્પન્ન થાય છે. એમ. એસ. શુભલક્ષ્મી, સુલોચના મહાદેવન, (રાધા–જયલક્ષ્મીવાળાં) જયલક્ષ્મી, અને અય્યલૂર

કૃષ્ણન્ તેમ જ ચિતુર સુબ્રહ્મણ્યમ્ અને કલ્યાણ રામન જેવા પ્રથમ પંક્તિના દક્ષિણના ગાયકોમાં તે વિશેષ રૂપે મળે છે. આવા ઝંકારનો હિન્દુસ્તાની સંગીતમાં અભાવ વરતાતો હોઈ, [૨૦] તેનો અંગકૃત સ્વર પણ એ દૃષ્ટિએ સીધડ જ હોવાનો અનુભવ થાય છે. કર્ણાટકી સંગીતનું લાંબા સમય સુધી શ્રવણ કર્યા બાદ મને પણ હિન્દુસ્તાની સંગીતમાં આ ઉત્તમ દ્રાવિડી ગુણનો અભાવ ઘણીવાર સાલ્યો છે.

હવે હિન્દુસ્તાની સંગીતમાં તાનની અતિશયતા અને વેગથી ઊપજતા થાક વિષે જોઈએ. દક્ષિણી શ્રોતાજનોની આ વાત કેટલેક અંશે સાચી છે. પતિયાલા ઘરાનાના ગાયકોએ ઉ૦ આશિક અલિખાંના સમયથી પરાકાષ્ઠાએ પહોંચાડેલી અતિદ્રુત તાનોના વાદે વાદે આજે બીજા ઘરાનાઓના ગાયકો પણ અતિ તૈયાર તાનો ગાવાની પાછળ પડી ગયા છે. આગ્રા ઘરાનાના પ્રસિદ્ધ ગાયક શરાફતહુસેન સરખા ગાયકો કે ગિરજાદેવી સરખી બનારસ ઘરાનાની ઊત્તમ ઠુમરી ગાયિકા પણ આમાંથી મુક્ત નથી રહી શકયા. તાનોની અપ્રસન્નકર બે બાજુઓ છે. એક તો આજે બોલથી જુદી પાડી, છેલ્લે વિવિધ પ્રકારની તાનો ફટાફટ ગાવાની પ્રથા, જેનાથી ગાનનો પ્રવાહ વહેવાને બદલે દોડતો, ઊડતો, ગાયબ થઈ જતો લાગે છે; બીજું ઝડપી તાનોમાં થતો અપસ્વરોનો સહસા પ્રવેશ અને ઘણીવાર શ્રુતિનો થતો ભંગ. આનાથી તાનો ભીંસાઈ જતી, સંગીતતત્ત્વને રહેંસી નાખતી દેખાય છે. આની સામે શ્રી કેસકર અને ઠાકુર જયદેવસિંધ જેવા સંગીતતત્ત્વના નામી તજજ્ઞોએ ધ્યાન દોર્યું છે, પણ સમયના રંગઢંગ સામે એમનો અવાજ અસરકારક પુરવાર નથી થયો. શ્રુતિ ચાતરી જતી તાનોની ધડામાર ઠુકાઠુટની સાથે લડંત-ભીડંત અને તીહાઈઓની ધડબડાટીથી હિન્દુસ્તાની સંગીત પોતાનું સુંદર તત્ત્વ ગુમાવી બેસતું દેખાય છે. આલાપગાન માટે જાણીતા એવા ઘણા ગાયકોની તાનો કર્કશ, આસુરી હોવાના દાખલાઓ છે.[૨૧]

તાનોનો પ્રચાર દક્ષિણી સંગીતમાં પહેલાં ઘણો ઓછો હતો. સ્વ. અરિયકડી રામાનુજમ્ આયંગારે તેનો પ્રયોગ વિકસાવ્યો. અને તેને જી. એન. બાલસુબ્રહ્મણ્યમ્ જેવા ગાયકોએ વિશેષ વિકસાવ્યો. હિન્દુસ્તાની સંગીત જેટલું તાનોનું વૈવિધ્ય હજી કર્ણાટકી સંગીતમાં નથી વિકસ્યું, પણ સમ્પ્રદાયે પોતાના ગોલકમાં તાનોની આગવી ભાતો હવે સર્જી લીધી છે અને તેમાં કેટલીક તો ભારે ચમત્કારપૂર્ણ છે. હિન્દુસ્તાની સંગીતકારોએ તે સમજવા જેવી છે. મને પોતાને વિચારતાં આ ભાતોની અસરકારક દ્રાવિડી સ્વરોની તેજોમયતાને કારણે તેમ જ ગોળાઈને લીધે અનેક ગણી વધી જતી લાગે છે. મહારાજપુરમ્ સંથાનમ્ સરખા સિદ્ધ ગાયકોની તાનોની શ્રુતિશુદ્ધતા અને કલાપૂર્ણતાની તોલે આવી શકે તેવું મને તો હિન્દુસ્તાની સંગીતમાં કોઈ દેખાતું નથી. હવે હિન્દુસ્તાની રાગોના હળવાપણાના દક્ષિણી ખ્યાલ વિષે જોઈએ. દક્ષિણી ગાયકો હિન્દુસ્તાની સંગીતના જે રાગો ગાય છે તેમાં ખમાજ, કાફી, ભૈરવી, ઝીંઝોટી, દેશ જેવા રાગો તો ઠુમરી–ભજન અંગના છે અને તે સ્વભાવથી ભારે નથી. બીજી બાજુ બિહાગ, દુર્ગા જયજયવન્તી બિન્દાબની સારંગ જેવા રાગો વિસ્તારપૂર્વક કેમ ગાવા તેની દક્ષિણીઓને ખબર નથી. રચનાઓમાં મુખડા બતાવી તેનું સહેજસાજ ભેદ સાથે પુનરાવર્તન કરવા સિવાય રાગાંગને કેવી રીતે મર્મપૂર્વક વિકસાવવું તેનો ખ્યાલ ન હોવાથી આ રાગોને તેઓ હળવા માની બેઠા છે. બીજી વાત એ છે કે તેમણે મુસ્લિમ ઉસ્તાદોની ભારે, વજનદાર, અટપટી ગાયકી ખાસ સાંભળી નથી. પુરિયા, શ્રી, દરબારી, માલકોંસ, વસન્ત–કેદાર, તોડી, રામકલી જેવા રાગોના ગાંભીર્ય, ગહેરાઈ અને ગાવામાં કેટલા ભારે બની શકે છે તેનો તેમને અંદાજ નથી.

દક્ષિણના સંગીતકારોમાં કેટલાક હિન્દુસ્તાની સંગીતને ધ્યાનપૂર્વક સાંભળે છે અને હિન્દુસ્તાની સંગીતના અફાટ મનોધર્મના વિસ્તારમાંથી નીપજતા સુંદર સુંદર સ્વરગુચ્છોને પકડી લઈ કર્ણાટકી સંગીતમાં આલાપનાઓમાં ઉતારે છે પણ ખરા. મૈસુરમાં પ્રસિદ્ધ ગાયક શ્રી ટી. આર. શ્રીનિવાસન્ સાથેના વાર્તાલાપમાં તેમણે પોતે દરરોજ ઓછામાં

ઓછું બે'એક કલાક તો હિન્દુસ્તાની સંગીત સાંભળતા હોવાનું જણાવેલું. ત્રણ વર્ષ પહેલાં મૈસુરમાં તેમણે મને 'માલકોંસ', અને ગઈ સાલ 'કેદાર' રાગ મનોહર રીતે ગાઈ બતાવેલો. મદ્રાસમાં વાયોલિન-વાદક શ્રી આર. એસ. ગોપાલકૃષ્ણના ગાયકબન્ધુ આર. શ્રીનિવાસને હિન્દુસ્તાની સંગીત સાંભળી તેમાંથી સૌન્દર્યમય તત્ત્વો ગ્રહી પોતાના ગાયનમાં ઉમેરતા હોવાની વાત મને કહેલી. તેમણે 'કલ્યાણી'માં કરેલ 'યમન'ની ચાલનો પ્રયોગ મને બતાવેલો. આંધ્રના સુપ્રસિદ્ધ ગાયક બાલમુરલીકૃષ્ણ તો હિન્દુસ્તાની સંગીતનું કર્ણાટકી સંગીતમાં ઠીક ઠીક પ્રમાણમાં મિશ્રણ કરતા હોવાનું ત્યાં સૌ કોઈ જાણે છે. દક્ષિણના સર્વશ્રેષ્ઠ નાગસ્વરમ્‌વાદક સ્વ. રાજરત્નમ્ પિલાઈ બિસ્મીલ્લાખાંની શરણાઈ પર આફ્રીન હતા. એમનાથી પ્રભાવિત થઈ તેમણે નાગસ્વરમ્‌માં 'માલકોંસ' ઉતારેલો.

હવે હિન્દુસ્તાની સંગીતને ઊતરતું માનનારાઓ વિષે જોઈએ. સ્વ. ટી. કે. જયરામ આયરે મને વાતમાંથી વાત નીકળતાં કહેલું કે મદ્રાસમાં મ્યુઝિક એકેડેમીની એક ચર્ચાસભામાં સુપ્રસિદ્ધ ગાયનાચાર્ય શેમંગુડી શ્રીનિવાસ આયરે હિન્દુસ્તાની કરતાં કર્ણાટકી પદ્ધતિ વિશેષ વૈજ્ઞાનિક, મૌલિક અને ચઢીયાતી ગણાવેલી. તેના જવાબમાં શ્રી જયરામ-આયરે ટકોર સાથે કહેલું કે એ ઠીક છે પણ હિન્દુસ્તાની સંગીત ઘણું કર્ણપ્રિય છે અને સંગીતનો મૂલ મર્મ રંજકતાનો હોઈ તે વાત વિસરાવી ન જોઈએ ! લયતત્ત્વની આત્યન્તિક પ્રધાનતા હિન્દુસ્તાની સંગીતમાં ન હોઈ, તેમ જ જૂના પ્રબંધાત્મક ઢાંચાનું ખ્યાલ ગાયકીમાં રૂપ બદલી ગયું હોઈ, અને તેમાં મનોધર્મને પ્રમુખતા સાંપડી હોઈ, હિન્દુસ્તાની સંગીત પ્રાચીન પરમ્પરાના માર્ગથી વિખૂટું પડી ગયું હોવાનો, ભ્રષ્ટ થયું હોય તેવો ભ્રમ થાય છે; અને તે ઈસ્લામી મુશિકીના પ્રભાવ તળે વળોટાયું હોવાનું પણ ઐતિહાસિક સંયોગોના આધાર પર કહેવાય છે. આ વાતને દક્ષિણમાં ખૂબ પ્રચાર મળ્યો, તેમ જ ઉત્તરમાં ભાતખણ્ડે જેવાનાં લખાણોથી તેને ટેકો મળી જતો હોઈ[22] એ વાત પર મ્હોર મરાઈ ગઈ. ઈસ્લામી સંગીતના પ્રભાવ વિષે જોઈએ તો 'ટપ્પા', 'દાદરા', 'ગઝલ', ('નાત', 'કવ્વાલી') અને પંજાબી અંગની 'ઠુમરી' જેવા રૂપોમાં અરબી સંગીતનો પરામર્શ અને પ્રભાવ જરૂર જોવા મળે છે. પણ 'ધ્રુવપદ' કે 'ખ્યાલ' તેમાંથી નીપજ્યા નથી. આખરે 'ટપ્પા', 'દાદર', 'ગઝલાદિ'નું હિન્દુસ્તાની શાસ્ત્રીય સંગીતમાં ગૌણ સ્થાન છે. હિન્દુસ્તાની સંગીતનો રાજા 'ખયાલ' છે અને રાણી છે બનારસ અંગની–પુરવ અંગની 'ઠુમરી'. એ બન્ને અંગને મુસ્લિમ ગાયકોએ ખૂબ પલોટયાં–વિકસાવ્યાં હોવા છતાં તેનાં કલેવર તો મૂળભૂત ભારતીય જ રહ્યાં છે,[23] અને તેનાં મૂળ તત્ત્વો પ્રાચીન કાળની રૂપ–કાલાપ્તિ, દેશીગાન આદિ શૈલીઓમાં રહેલાં છે.[24]

દક્ષિણી સંગીતાચાર્યોના હિન્દુસ્તાની સંગીતને ઈસ્લામી અને વિભ્રષ્ટ ગણવાની માન્યતા સામે આચાર્ય બૃહસ્પતિએ આધુનિક કર્ણાટકી સંગીતને માત્ર બે-એક સદી જેટલું પુરાણું, અને તેનાં મૂળ દિલ્હીના સલ્તનત કાળના મુસલમાની સંગીતમાં હોવાનો વાદ ઊભો કર્યો છે.[25] દક્ષિણી સંગીતના કમ્પિત સ્વરને તેમણે અરબી સંગીતમાંથી ઊતરી આવેલો અને એ કારણસર-કર્ણાટકી સંગીતનું વર્તમાન રૂપ મધ્ય-પૂર્વના મુસલમાની સંગીતને આભારી હોવાનું જણાવ્યું છે !

આ વાતમાં જરાય તથ્ય જણાતું નથી. ઈસ્લામી શાસન ઉત્તરમાં ચારેક સદી જેટલા લાંબા કાળ સુધી ટકેલું અને એથી ઈસ્લામી સંસ્કૃતિ સાથે ઉત્તરનો દક્ષિણ કરતાં અત્યન્ત ઘનિષ્ઠ સમ્બન્ધ રહેલો, અને તે વાતની અસર પણ ઉત્તરની ભાષા, રીતરિવાજ અને સ્થાપત્યાદિ પર બહોળા પ્રમાણમાં થયેલી. બૃહસ્પતિ એ સમજાવી નથી શકતા કે જ્યાં ઈસ્લામી સંસ્કૃતિ સાથે સીધો સમ્પર્ક હતો અને જેથી તેનો ગહેરો પ્રભાવ વરતાયેલો, ત્યાંના સંગીતમાં કમ્પિત સ્વર શા માટે દાખલ થયો નથી અને ખુદ મુસ્લિમ ગાયકોએ પણ તેની શા માટે પ્રાચીન ગાન્ધર્વમાં અજમાયશ કરેલી નહોતી. અરબી કમ્પનનો પ્રયોગ ટપ્પામાં અને ગઝલ જેવા ગાનમાં થાય છે, પણ ધ્રુવપદ કે ખ્યાલી ગાન–જેનાથી હિન્દુસ્તાની સંગી-

તનો સૌથી મોટો અને મહત્ત્વનો હિસ્સો બનેલો છે અને જેનો પાયો પ્રાચીન ભારતીય પરમ્પરા છે–તેમાં તેનો પ્રયોગ નથી તે વાત નોંધપાત્ર છે. વસ્તુતયા અરબ્બી કમ્પિત સ્વર અને કર્ણાટકી ગમકયુક્ત સ્વર વચ્ચે ક્રિયા તેમ જ સ્વરૂપનો ભેદ રહેલો છે. બન્નેને ધ્યાનપૂર્વક સાંભળવાથી એ ઝટ પરખાઈ આવે છે. હકીકતમાં બન્ને વચ્ચે રહેલું સૈદ્ધાન્તિક સામ્ય કેવળ ઉપલક અને આકસ્મિક છે. સામ ગાન પર હાલ સંશોધન કરી રહેલ મારા અમેરિકન મિત્ર Wayne Howard પાસે મેં કેરળની એક પુરાણી સામવેદી પરમ્પરાના ગાનની વિજ્ઞુકા સાંભળેલી : તેમાં કમ્પિત ગમકનો પુષ્કળ પ્રયોગ થતો જોયેલો. સામસંગીત અતિ પ્રાચીન પરમ્પરા જાળવતું હોઈ, તેના પર અરબ્બી સંગીતનો પ્રભાવ પડેલો માનવું દુષ્કર છે. આવી કોઈ વેદગાનની દાક્ષિણાત્ય પરમ્પરામાંથી દ્રાવિડી સંગીતમાં કમ્પિત સ્વરની પ્રથા અને પ્રધાનતા ઊતરી આવ્યાં છે તેમ માનવું વધારે સયુક્તિક છે. (મધ્યકાલીન સંગીતશાસ્ત્રોમાં કમ્પિત સ્વરો ધરાવતા ઘણા રાગોના વિવરણ દીધેલાં છે જ. આના વિષે હું અન્યત્ર ચર્ચા કરી રહ્યો છું.)

એક બીજી ભ્રમમૂલક માન્યતા, જેનો પ્રચાર ઉત્તર કરતાં દક્ષિણમાં વિશેષ છે; મહારાષ્ટ્રવાસી કાશ્મીરી પણ્ડિત સારંગદેવ વિરચિત 'સંગીતરત્નાકર (૧૩ મી સદીનો પૂર્વાર્ધ)ના કાળ સુધી ઉત્તર અને દક્ષિણની પદ્ધતિ એક જ હતી અને મુસ્લિમ પ્રભાવ હેઠળ ઉત્તરની પદ્ધતિ ધીરે ધીરે પલટાઈ ગઈ અને દક્ષિણે મૂળ પદ્ધતિ જાળવી રાખી. હકીકત એવી છે કે 'સંગીતરત્નાકર'માં પશ્ચિમ ભારત તેમ જ કુન્તલ દેશીય પદ્ધતિનું વિવરણ છે. દ્રાવિડી સંગીત, જેને 'કર્ણાટકી સંગીત' એવી ખોટી સંજ્ઞા કેટલાક કાળથી પ્રાપ્ત થઈ ગઈ છે[૨૬] તેનો એ ગ્રન્થ નથી. સોળમી –સત્તરમી સદીના દ્રાવિડી સંગીત–શાસ્ત્રકારોએ દ્રાવિડી પદ્ધતિ અને 'સંગીત રત્નાકર'નો મેળ બેસાડવામાં ભારે મુશ્કેલી અનુભવી હતી; અને રામામાત્ય, વ્યંકટમખી આદિ સંગીત પણ્ડિતોએ નવાં જ શાસ્ત્રો રચવામાં શ્રેયતા માની, અને તેની સાથે જ રાગોનાં નવીન વર્ગીકરણું નિર્માણ કર્યું. આલિઆં દનીયલૂ[૨૭] જેવા ભારતીય સંગીતના પશ્ચિમી વિદ્વાન તો બન્ને સમ્પ્રદાયના સંવિધાન તપાસી એવો અભિપ્રાય આપે છે કે તે બન્ને કોઈ કાળે પણ એકભૂત નહોતા. અન્ય ભારતીય કલાઓના અનુશાસનો–શિલ્પ, સ્થાપત્ય, પરિવેશ, આભૂષણો વાઙ્મયના અધ્યયનથી એમ જણાય છે કે ઉત્તર અને દક્ષિણ વચ્ચે ચોથી શતાબ્દીના મધ્યાહ્ન સુધી એકવાક્યતા, તેમ જ સારા પ્રમાણમાં એકત્વ રહેલું. ગુપ્ત સામ્રાજ્યના ઉદય પછી ધીમે ધીમે બન્ને વચ્ચે ભિન્નતા થવા લાગી. આ વાત લક્ષમાં લેતાં બન્ને પ્રદેશનું સંગીત ગુપ્તયુગ પહેલાંના કાળ સુધી એક હોવું જોઈએ. આજે ઉત્તર દક્ષિણના સંગીત વચ્ચે સત્તર-સત્તર સદીઓનું અન્તર પડી ગયું હોઈ, બન્ને વચ્ચેનો વિરોધાભાસ ઘણો મોટો લાગે છે. [૨૮] દ્રાવિડી કલાઓ ઉત્તરાખંડમાં યુગે યુગે થયેલાં નવાં નવાં આવિષ્કારોના તરંગો અપનાવવા અને પોતાની આગવી રીતે ઘટાવવા છતાં મૂળગત પ્રાચ્યપ્રવણ જ રહી એનો ઢાંચો પુરાતન જ રહી ગયો. એ વાત જેટલી અન્ય કલાઓને લાગુ પડે છે તેટલી સંગીતને પણ—મહદ્અંશે—લાગુ પડે છે. દૃશ્યમાન, પાર્થિવ કલાઓની જેમ સંગીત સૃષ્ટિમાં —હવામાં—અવશેષો છોડી જતું નથી. આથી એનો અન્દાજ વર્તમાન સ્થિતિ પરથી, અત્યારની જીવન્ત પરમ્પરાઓ પરથી દોર પકડીને કરવો પડે છે. દ્રાવિડી પ્રકૃતિ અત્યન્ત રૂઢિચુસ્ત હોઈ, તેની કલાઓમાં અને એથી એનાં સંગીતમાં પણ પ્રાચીન તત્ત્વો સારા પ્રમાણમાં જળવાઈ રહ્યાં હોવાનું માની શકાય તેમ છે. કર્ણાટકી સંગીતને સાંભળવાથી તેની શૈલીમાં ખૂબ પુરાણાપણું, (હિન્દુસ્તાની સંગીત સેંકડો વર્ષ પહેલાં જેવી સ્થિતિમાં હશે તેને કંઈક મળતું) હોવાનું ચિત્ર ઉપસાવે છે.

દ્રાવિડી શૈલીએ પણ ઊત્ક્રાન્તિ અનુભવી હોવા છતાં, ને કલાત્મકતાની નવી નવી વિભાવનાઓ, ક્રિયાની નાવીન્યપૂર્ણ સૂક્ષ્મતાઓ તેમાં આવી છે છતાં, તેમાં પ્રાચીન તત્વોનું સંરક્ષણ થવાથી હિન્દુસ્તાની સંગીતમાંથી જે ચાલ્યું ગયું છે તે ત્યાં જોવા મળે છે. તાલની ચુસ્તતા અને અનુબન્ધન-નિબન્ધન પર દેવાતાં જોર ને સંરચનાના ઉપાંગો ઈત્યાદિમાં

ઘણું'ક એવું છે કે જે ઉત્તરમાંથી લુપ્ત થયું છે, યા તો ઉત્ક્રાન્તિ સમયે તેને ધીરે ધીરે છોડી દેવામાં આવેલું છે. સામે પક્ષે જોઈએ તો ઉત્ક્રાન્તિના માર્ગે હિન્દુસ્તાની સંગીતે સાધેલ અગાઉ જોઈ ગયા તેમ કેટલોક વિકાસ દ્રાવિડી સંગીતમાં તેની સ્વભાવગત પ્રાચ્યાભિમુખતાને કારણે થઈ શક્યો નથી. આથી બન્ને સંગીતને મૂલવતી વેળાએ તે બન્નેની પડછે રહેલી ઐતિહાસિક-સાંસ્કૃતિક ભૂમિકા સમજીને તેમાં સૌંદર્યપૂરક અને રસલક્ષી કયા અને કેવા પ્રકારો અન્તરભૂત રહ્યા છે તેને તપાસીને જ તુલના કરીએ તો ન્યાયપૂર્ણ ગણાય.

આટલા સ્પષ્ટીકરણ પછી, આપણી સામે આ બન્ને શૈલીઓ એનાં સર્વાંગપૂર્ણ અને સર્વોત્તમ રૂપાવસ્થામાં રજૂ થઈ રહી છે. ત્યારે તે બન્નેની કલાક્ષમતા અને મૂલગત તેમ જ અન્તિમ પ્રભાવકતા વિષે વિચારી શકવાની સ્થિતિમાં હવે આવી ગયા છીએ. ઉપર સ્થાપિત કરી તેવી આદર્શ અવસ્થામાં બન્નેની અસર કેવી હશે તેનું મૂલ્યાંકન કરવા જતાં તેમાં વસ્તુનિષ્ઠ–હેતુનિષ્ઠ આકલનની સંગાથે વિષયમૂલક નિર્ણય પ્રવેશી જવાનો ડર પણ રહે છે; એનું કારણ જોઈએ તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની રુચિ–પસંદગી અને પ્રતિભાવોમાં રહેલું અંતર ! આવી પરિસ્થિતિમાં મારાથી બની શકે તેટલું તાટસ્થ જાળવી નિષ્કર્ષ પામવા યત્ન કરીશ; પણ બંને પક્ષોની નારાજગી–ખોફગી વેરવાનો પ્રસંગ આવી પડવાનો પૂરો સંભવ છે.

હિન્દુસ્તાની સંગીતની સરખામણીમાં કર્ણાટકી સંગીતનું (એની અત્યન્ત કડક શિસ્ત અને વાસ્તવાલોકી લયપ્રધાનતાને કારણે) સંરચનાશીલ અને વાસ્તુપ્રવણ બનવા તરફ વલણ રહ્યું છે. કર્વે વિશ્વવિદ્યાલયના સંગીત પ્રાધ્યાપક શ્રી વિનાયક રામચન્દ્ર આઠવલે અને વલ્લભ સંગીત વિદ્યાલય (સાયોન)ના આચાર્ય શ્રી કે૦ જી૦ ગિન્ડેએ મને વાતચીત દરમ્યાન કહ્યું હતું તેમ હિન્દુસ્તાની સંગીતને મુકાબલે “આકારની ઉત્કૃષ્ટતા” કર્ણાટકી સંગીતમાં વધુ રહેલી છે. આ સંગીત જો ભૌતિક રૂપે આપણી સામે આવે તો એ ‘ભૂમિઓ’ અને ‘કૂટ–શાલાનાં’ ‘હાર’ની માંડણીથી શોભતું તાંજોરના ઉદાત્ત દેવભવન કે મદુરાઈના ભવ્ય ગોપુરો શું જાજરમાન અને વાસ્તુક્ષમ લાગે.

પ્રાચ્યપ્રવણ અને વાસ્તવાત્મક આ કર્ણાટકી સંગીતની આંતરિક રચના જટિલ, માનવદેહના સંવિધાન શી અટપટી જણાય છે. એના સ્વરો લખોટા જેવા ગોળ અને ઓપદાર, તો બીજી બાજુ બંદૂકની ગોળી જેવા વજનદાર પણ દેખાય છે. અને એની ગોળાઈ અને વજન ત્વરિત તાનોમાં પણ અકબંધ રહે છે, કિરણના વેગથી દોડયે જતાં આણુવિક કણોની જેમ. બીજી નોંધપાત્ર વાત એ છે કે કમ્પાયનમાન સ્વર અને ગાનપ્રવાહમાં વચ્ચે વચ્ચે અપાતાં વિશ્રાંતિઃનાં રોપનથી સમગ્ર સંગીત શ્વાસ ભરતું અને પ્રત્યેક શ્વસન વર્ષાઋતુના પ્રારમ્ભે ઝબકતા આગિયાના ઉડ્ડયન પન્થ જેવું ક્ષણે ક્ષણે ઝગી ઊઠતું લાગે છે; એટલું જ નહિ; થર્મોમીટરના પારાનો આંક જેમ દર્શનપટ પર એકાએક ચમકી જાય તેમ કેટલીકવાર તો સમગ્ર ગાન પ્રવાહ ક્ષણભર પ્રકાશી ઊઠે છે. આલાપચારીમાં કમ્પિતનાદ જે પળે કમ્પ છોડી સંસ્થિર બને છે તે પળે તેમાંથી શંખનાદ શી સઘન નિનાદની નિષ્પત્તિ થતી અનુભવાય છે. તો બીજી જ ક્ષણે સ્વરપટલને ભેદી સ્વર રવ શ્રુત્યન્તરને પેલે પાર રહેલા સંગીતના ચોથા પરિમાણમાં પ્રવેશી જાય છે. તે ધન્ય પળે ગાનના વિવરમાં દિવ્યતા અવતરતી હોવાનો સહસા અનુભવ થાય છે. શ્રોતા સંમુગ્ધ બની આન્તરચેતનાને સ્થિર બની જતી, એક બાજુથી સંતાપવિમોચન તો બીજી બાજુથી નિર્ભેળ આનંદનો ઊંડો સ્પર્શ, અનુભવે છે. એનાં મનતન્ત્ર અને દેહતંતુઓમાં સમાધિસુખનો રોમાંચ દેતા તરંગો પસાર થવા લાગે છે. આને એક પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ, ઊર્ધ્વચેતસ તરફ અભિમુખ કરતો અનુભવ જ કહી શકાય. મોહનમ્, કલ્યાણી શંકરાભરણ, પન્તુવરાડી અને માલામાલવ ગૌડ જેવા પ્રૌઢ દેવસભાના રાગોની આલાપના સમયે આવું બનતું હોવાનો અનુભવ થાય છે.

'મીણ્ડ' અને 'સુત' એ બે અલંકારો હિન્દુસ્તાની સંગીતનાં પ્રધાન લક્ષણ છે, પણ તેનાથી કર્ણાટકી રીતી સાવ અજ્ઞાત્ નથી. તેમાંય જ્યારે કમ્પ અને મીણ્ડ સમ્મિલિત બને છે ત્યારે તો ધ્રુવ પ્રદેશોમાં દેખાતી મારીચિ અરુણાના પટલ શો, વાયુમાં સહસા ફરકતા વેષ્ટન શો, આંખને આંજી દેતો અપ્તવર્ણી તેજપૂર્ણ આભાસ ઊભો કરી દે છે. ડી૦ ૦ પટ્ટમાલ અને વિશેષે તો સુલોચના મહાદેવન્ અને રાધપ્રોલુ જાનકીની અત્યંત ધીરી ગમકો કે બાલ-મુરલી કૃષ્ણના સરકતા સ્વરોમાં હિન્દુસ્તાની સંગીતને અજાણ એવી તેજોમય અસર પ્રગટતી અનુભવાય છે. સઘન અને સમૃદ્ધ દક્ષિણી સ્વર તેના પાત-પ્રપાત પછી ક્ષણાર્ધમાં પીગળી જતો, અને પીગળતી વખતે ઉપસ્વરોના તણખા વેરતો કે, એમ૦ એસ૦ શુભલક્ષ્મી અથવા નીલમ્મા કડમ્બીના ઊંડા ઋજવી, રસાળ સુરમાં વરતાય છે તેમ આન્તરશ્રુતિના પ્રદેશમાં પહોંચી કાંસાના ઘંટના રવ શો ઘોષિત-પ્રતિઘોષિત બની શમી જતો જણાય છે.

હિન્દુસ્તાની સંગીતમાં સ્વરો ન તો તેજપૂત છે ન તો તેજસ્વિતા તેમ જ પ્રતિઘોષિત ઝંકૃત સ્વર-મણ્ડળો નિર્માણ કરી શકે તેવા સઘન અને કમ્પ-સંકુલ. એની દિગ્મુખતા નિરાળી છે; એ પ્રણાલીમાં સ્વર-આવજત અને સંગીત પરત્વેના એકંદર વલણ અમુક અંશે કર્ણાટકી સંગીતથી વિપરીત પણ છે. અહીં સ્વરો માધુરીમણ્ડિત, પ્રશાંત, ઊર્મિશીલ અને ઘનાકાર, ઘડીક અરસપરસ જોડાતા તો ઘડીક એકરૂપ થઈ જતા પણ અંતે તો એક પ્રવાહરૂપે વહેતા અને એથી કર્ણાટકી સંગીતને મુકાબલે સવિશેષ સંયોજિત અનવયિત અને એકરસ જણાય છે. પૃથક પૃથક નાદ-પ્રમાણુથી નિર્મિતમીણ્ડો દ્વારા સરળતાથી સંધાઈ રહેતા સમીપવર્તી અને દૂરના સ્વરો અતીવ લાવણ્ય-પૂર્ણ સ્વરોનાં મોજાંઓ અને સ્વરમંડળો સર્જી કાઢે છે. જો કર્ણાટકી સંગીત વાસ્તવાભાસી છે તો હિન્દુસ્તાની સંગીત છે શિલ્પક્ષમ. એની એક ક્ષણે ઊઠતી અને બીજી પળે શમતી રેખાઓ અને ચન્દ્ર-કલાઓ ખજુરાહોના કંદરિયા મહાદેવના શૃંગની ઉદયલીલા શી ભાસે છે. તો બીજી બાજુ એક ફૂલથી બીજા ફુલ પર ગુંજારવ કરતા ભ્રમણ કરતા અને શરીર પરના સુવર્ણરંગી ચટાપટાઓ પ્રગટ કરતા ભ્રમરની જેમ હિન્દુસ્તાની સંગીતની પરિષ્કૃત સુશ્રાવ્ય શ્રુતિઓ ચકાવો દેતી એવી સ્વરભાતો નિર્માવે છે, જે ઈન્દ્રિયસ્પૃહ આનન્દની, એની સર્વોચ્ચ ભૂમિકા પર મૂકી દે છે. અહીં પ્રભાવકતા કર્ણાટકી સંગીતની જેમ પરકાષ્ઠા પામવા તરફ નહીં પણ ચિત્ત શાન્તિલક્ષી અને આંતરમુખ હોવાનું પ્રતીત થાય છે. ભેદ યોગી અને ભક્તજન વચ્ચે હોય તેટલો છે; જો કે બન્ને પોતપોતાના આગવા અભિગમથી અન્તે તો એક જ તથ્યને, અંતિમ યથાર્થતાને આંબવા પ્રયત્ન કરે છે, આંબી જાય છે.

---

પાદટીપો :

૧૯. એમની બિન્દાબની સારંગમાં રચેલી ''શ્રીરંગપુરવિહાર'' અને 'જિજાવન્તી (જયજયવન્તી)' માં રચેલી ''અખિલાણ્ડેશ્વરી'' જેવી કૃતિઓ ખૂબ પ્રખ્યાત છે. આજે દક્ષિણમાં એક મત ઉત્તરના ગાન પ્રતિ ક્રુદ્ધ-વિરુદ્ધ હોઈ, દીક્ષિત્તરની આ ધ્રુવપદ શૈલીની ચીજો ગાવા સામે હમણાં હમણાં અવાજ સાંભળવામાં આવે છે.

૨૦. આ ઝંકાર 'આન્દોલિત સ્વર' માંથી નિષ્પન્ન થતો હોઈ, હિન્દુસ્તાની સંગીતમાં તે એમને એમ આવવો મુશ્કેલ છે. અત્રૌલી ઘરાનાવાળા ઝંકારમય શ્રુતિ સુધી પહોંચ્યા છે પણ 'દિવ્ય-ઝંકાર' તો તેમાં પણ નથી. આને હિન્દુસ્તાની સંગીતમાં ઉતારવાને માટે કર્ણાટકી સંગીતમાં તાલીમ લેવી જરૂરી બને છે. (પં૦ ઓમકારનાથ ઠાકુરના જુવાની કાળના ગાયનમાં દિવ્ય રાગન અનુભવાતું અને પ્ર૦ ઉ૦ ફૈયાઝખાંના સ્વરોમાં શામલ 'તેજ' દેખાતું જે કંઈક અંશે કર્ણાટકી લક્ષણની નજીકનું હતું.

૨૧. ઉ૦ અમીરખાં, પંડિત જસરાજની તનોની ભાતો સુન્દર છે પણ ઉઠાવ પતિયાળા ઘરાનાના પ૦ હિન્દુસ્તાની ગાયકો જેવો નથી; કે આગ્રાવાળા શરાફતહુસેનમાં કે ર૦ ઉ૦ અલ્તાફહુસેનખાં જેવો તે

સાફ. દાદુધાર કહુદાર અને રોચક નથી જણાતી.

૨૨. જુઓ એમની 'ઉત્તર હિન્દુસ્તાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના (અનુ. સુંદરલાલ ડી. ગાંધી, અમદાવાદ, (છપાઈ વર્ષ અજ્ઞાત), પૃ. ૩૦

૨૩ ખ્યાલગાન અમીર ખુસરોએ ૧૪ મી સદીના આરમ્ભે શરૂ કર્યાની ખોટી માન્યતા આધુનિક મુસ્લિમ ગાયકોએ ફેલાવી છે. 'ઠુમરી' નામક જે કથક નૃત્યના અસ્તિત્વ અંગેનો પ્રશ્ન.

૨૪. ઠાકુર જયદેવસિંહે તાજા તેમ જ સંગીતના ક્રમિક વિકાસના-ઇતિહાસના અભ્યાસ પરથી આ તારતમ્ય કાઢ્યું છે, જેની સાથે હું સંપૂર્ણપણે સહમત છું.

૨૫. જુઓ Sangeet Natak. 13, July-Sept. 1969.

૨૬. આ અંગેની વિશેષ ચર્ચા હું મારા "The Date of Bifurcation of Hindustani and Carnatic Music"માં કરી રહ્યો છું.

૨૭. 'ચતુર્દણ્ડી પ્રકાશિકા' (વ્યંકટમુખી : ઈ. સ. ૧૬૬૦), 'રાગવિબોધ' (સોમનાથ, ઈ. સ. ૧૬૧૦), ઈત્યાદિ.

૨૮. આની વિગતવાર ચર્ચા મારા આગળ પાદટીપ ક્રમાંક ૨૬માં નિર્દેશિત લેખમાં કરી રહ્યો છું.

*

## રામજી હસે છે

રૂદિયામાં ત્યારે મારો રામજી હસે છે,
રામજી હસે છે ઘટે ઘટમાં વસે છે – રૂદિયામાં.
ઘડપણે ઘેર્યો તો પણ મમતા ન મૂકી,
જીવવાને ઝાઝું હજી ઓસડિયાં ઘસે છે – રૂદિયામાં.
મોટી મોટી તપસ્યા કરી માંડ માંડ મેળવ્યો,
પૂતર પિતાની સામે બાધવા ધસે છે – રૂદિયામાં.
એક રે માતાની કુખે જનમ ધરીને,
ભાઈઓ સામસામા જ્યારે નઠારૂં ભસે છે – રૂદિયામાં.
સ્વારથને સાધવા કાયમ, સેવામાં જે રે'તા,
વિપત્તિને ટાણે જ્યારે પાસેથી ખસે છે – રૂદિયામાં.
પિંગલ કહે છે મોંઘા મનખા જનમને,
વૃથા રે ગુમાવી ખોટી માયામાં ફસે છે – રૂદિયામાં.

પિંગળશીભાઇ મેઘાણંદ ગઢવી

# લોકગીતો અને હોળી

( હિન્દી સાહિત્યની દૃષ્ટિએ )

ડૉ. નરેશ પંડયા

લોકસાહિત્યનું એ ગીતપ્રધાન અંગ જે હૃદયમાં પડેલા પ્રેમ, વિરહ, આનંદ, ઉલ્લાસ, શૌર્ય વગેરે ભાવોને કોઈ હલકભર્યા કંઠે રજૂ કરી રૂવાડાં ખડાં કરી દે; આંખ્યોમાં આંસુ લાવી દે કે આનંદમાં તરબોળ કરી દે ત્યારે તરત સમજાઈ જાય કે લોકગીત એટલે શું ? ગુજરાતી સાહિત્યનાં હજુ ય જેમ લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિ સામે પ્રશ્નાર્થો પડયા છે, તેમ હિન્દી સાહિત્યમાં પણ હતું. પરંતુ, ગુજરાતી–સાહિત્યમાંથી મેઘાણીની વિદાય પછી તો જાણે લોકસાહિત્ય કોઈ નાધારા બાળકની જેમ રડતું લાગે છે ! અલબત્ત, હિન્દી સાહિત્યમાં પણ એક એવી સ્થિતિ હતી જ્યારે પ્રશ્નો થતા કે લોકસાહિત્ય અથવા લોકવાર્તા સાહિત્યના સંકલનનું પ્રયોજન શું અને સાહિત્યને એના દ્વારા કોઈ લાભની સંભાવના ખરી ?[૧] પણ હવે એ વાદળ ધીમે ધીમે વીખરાતાં રહ્યાં છે અને એનું મહત્વ પણ અંકાવા લાગ્યું છે. એવી જ રીતે હિન્દીમાં ઈ. સ ૧૯૪૦ સુધી એક પ્રશ્ન ખૂબ વિવાદાસ્પદ રહ્યો કે લોકગીત એ જ ગ્રામગીત કે ગ્રામગીત, લોકગીત અને જનગીત એ જુદી જુદી 'ચીજ' છે !

હિન્દીમાં 'લોકગીત' માટે 'ગ્રામગીત' શબ્દની છાપ સ્વ. રામનરેશ ત્રિપાઠીએ ઈ. સ. ૧૯૨૪–૧૯૨૭ દરમ્યાન જ્યારે લોકગીતોનું સંકલન કરી રહ્યા હતા ત્યારે લગાવી દીધી. ગામડા પ્રત્યેની સહાનુભૂતિને લીધે જ એમણે આ શબ્દ વાપર્યો. એમનું કહેવું છે કે, લોકગીત કરતાં ગ્રામગીતને હું વધુ સાર્થક માનું છું. ગ્રામ શબ્દમાં જે પવિત્રતા છે એ 'લોક'માં નથી...ગ્રામગીત શબ્દનો હિન્દીમાં આદિ પ્રવર્તક હું છું. આ પૂર્વે હિન્દીમાં એ અર્થમાં એનો કદી પ્રયોગ નથી થયો. એ વખતે પણ 'લોક' શબ્દ હતો અને ગુજરાતીમાં 'લોકગીત' શબ્દ પ્રચલિત હતો, પરંતુ જે મિઠાશ ગ્રામ શબ્દમાં લાગે છે એ 'લોકમાં નથી.[૨] એટલે ગ્રામસમુદાયના રત્નનું શ્રેય શહેરીઓ કેમ લઈ જાય એ એમનો પ્રશ્ન છે અને ગામડાં પ્રત્યેનો અનન્ય પ્રેમ.

એમણે અંગ્રેજી 'રૂરલ સોંગ' માટે 'ગ્રામગીત' અને 'ફોકલિટરેચર' માટે 'ગ્રામસાહિત્ય' શબ્દો એ જ ઉત્સાહમાં વાપર્યા છે. ડૉ. સત્યેન્દ્ર પણ 'ફોકસોંગ' માટે ગ્રામગીત' અને 'ફોક્લોર' માટે 'ગીતકથા' શબ્દનો પ્રયોગ કરે છે.[૩] એવી જ રીતે, ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાય અંગ્રેજી શબ્દ 'ફોકસોંગ'ને ગ્રામગીત અને 'બેલેડ'ને લોકગીત કહેવું યોગ્ય માને છે. એમનું કહેવું છે કે, "મારી દૃષ્ટિએ ગ્રામગીત એ છે જે ગેય છે અને લોકગીત એ છે જે પ્રબંધાત્મક છે અને એમાં કથાની પ્રધાનતા હોય, ગાનની નહીં." આમ ગ્રામગીતને લોકગીત શબ્દો વચ્ચે સ્પર્ધા ચાલી. પરંતુ, હિન્દીમાં સર્વપ્રથમ શ્રી સૂર્યકરણ પારીક દ્વારા 'લોકગીત' શબ્દ પ્રચલિત થયો. એમણે બન્ને શબ્દોને ધ્યાનમાં રાખી કહ્યું છે: "કેટલાક લોકોએ લોકગીતોને 'ગ્રામગીત' પણ કહેલ છે. પરંતુ મારા ખ્યાલથી લોકગીતોને ગ્રામની સંકુચિત સીમામાં બાંધવાનો અર્થ એની વ્યાપકતાને ઘટાડવાનો થાય. ગ્રામ અને નગરોનાં અંતર અર્વાચીન કાળમાં વધ્યાં છે. ગીતોની રચનામાં ગ્રામ અને નગરનો હાથ નથી, જેટલો સર્વસાધારણનો–'લોક' નો છે.[૪]

હકીકત તો એ છે કે, અંગ્રેજીના 'ફોક' શબ્દના પર્યાય રૂપે હિન્દીમાં અન્ય પ્રાન્તીય ભાષાઓની જેમ 'લોક' શબ્દનો પ્રયોગ શરૂ થયો. એટલે જ ફોકલિટરેચર, ફોકલોર, ફોકટેલ્સ, ફોકસોંગ વગેરે શબ્દોને અનુરૂપ લોકસાહિત્ય, લોકવાર્તા, લોકકથા, લોકગીત વગેરે શબ્દો ઊતરી આવ્યા છે. કદાચ મરાઠીમાં લોકગીત, જનપદગીત અને ગ્રામગીત સમાનાર્થમાં જ યોજાય છે, તેમ છતાં લોકગીત શબ્દ એમાં વધુ પ્રચલિત રહ્યો છે. તેમ છતાં, અહીં

સ્પષ્ટ કરવું જોઈએ કે ગુજરાતીમાં તો લોકગીત શબ્દ જ વ્યવહારમાં રહ્યો છે. હિન્દીના વિદ્વાનો પણ એ બાબત ચોક્કસ સ્વીકારે છે કે, રામનરેશ ત્રિપાઠી જેવા લોકસાહિત્યના પ્રેમીઓએ હિન્દીમાં લોકગીતોના સંકલનનું કાર્ય શરૂ કર્યું તે પહેલાં જ ગુજરાતીમાં અને મરાઠીમાં લોકગીત શબ્દ પરિચિત થઈ ચૂકયો હતો.[૫] પરંતુ હિન્દીમાં એ વિવાદ ઊભો જ રહ્યો કે લોકગીત, ગ્રામગીત અને જનગીત એક જ કે અલગ અલગ? શ્રી શ્યામ પરમારે આ વિવાદની ચર્ચા કરતાં કહ્યું છે[૬] વસ્તુતઃ 'લોક' ગ્રામ્ય અને નગરજનના સામાન્ય અર્થમાં હમેશાં યોજાતો આવ્યો છે. એટલે જ્યારે 'લોકગીત'નો પ્રયોગ કરવામાં આવે ત્યારે સામાન્ય જનતા દ્વારા ઉદ્‌ભૂત મૌખિક ગીતના જ અર્થમાં એને ગ્રહણ કરવો જોઈએ. આ રીતે લોકનાટ્ય, લોકકથા, લોકસાહિત્ય વગેરે શબ્દોના અર્થ પણ વ્યવસ્થિત થઈ જાય છે...

લોકગીત લોકસાહિત્યનું જ ગીતપ્રધાન અંગ છે જેનો ઉદ્‌ભવ નગર અને ગ્રામની સંયુક્ત સાધારણ જનતા વચ્ચે થાય છે. એ જ વર્ગ 'લોક' છે. આ ચર્ચાને સમેટતાં ડૉ. કુલદીપે પણ પોતાનું મંતવ્ય રજૂ કર્યું છે કે, ગ્રામગીત કરતાં લોકગીતની સીમા વધુ વિસ્તૃત અને વ્યાપક છે. 'લોકગીત'માં ગ્રામ અને નગર બન્ને ય આવી જાય છે. ગ્રામગીત માત્ર ગ્રામોમાં જ જન્મ લે છે, પણ લોકગીત ગમે ત્યાં જન્મ લઈ શકે છે—ગામડાંમાં, નગરોમાં અને ગામડાં-શહેરોમાં સંયુક્ત રીતે...લોકગીતને જનગીત પણ ન કહી શકાય. લોકસાહિત્ય તો જનતા દ્વારા જનતા માટે રચાય છે, પણ જનસાહિત્ય કોઈ વ્યક્તિ દ્વારા જનતા માટે રચાય છે. જનસાહિત્ય લિખિત હોય છે, મૌખિક નહીં; પણ લોકસાહિત્ય મૂળ તો મૌખિક જ હોય છે. આ જ વસ્તુ જનગીત અને લોકગીતમાં જોઈ શકાય છે. જનગીત પણ કાલાન્તરમાં 'લોકગીત'નું રૂપ લઈ શકે છે. જનગીત પોતાની લય, ભાવના અને સરળતાને લીધે પોતાના અસલ કે પલટાયેલા રૂપમાં, હંમેશાં વપરાતું રહે તો એ જનગીત પણ લોકગીત બની જાય છે.[૭] એટલે એમ કહી શકાય, હિન્દીમાં હવે તો લોકગીત શબ્દ સ્થિર થઈ ગયો છે.

લોકગીતના મહત્ત્વ અને એના વર્ગીકરણ અંગે પણ હિન્દીમાં કેટલાંક ઉલ્લેખનીય મંતવ્યો મળી આવે છે. આચાર્ય હજારીપ્રસાદે લોકગીતોનું મહત્ત્વ સ્પષ્ટ કરતાં યોગ્ય કહ્યું છે કે, જેમ વેદો દ્વારા આર્ય સભ્યતાનું જ્ઞાન લાધે છે એવી રીતે ગ્રામગીતો દ્વારા આર્યપૂર્વ સભ્યતાનું જ્ઞાન મળી શકે. ઈંટ–પત્થરના પ્રેમી વિદ્વાન જો ધૃષ્ટતા ન સમજી લે તો ભારપૂર્વક કહી શકાય કે, ગ્રામગીતનું મહત્ત્વ 'મોહેન–જો–દડો'થી કંઈક વધુ છે. 'મોહન–જો–દડો' જેવા ભગ્નસ્તૂપ ગ્રામગીતોના ભાષ્યનું કામ આપી શકે. એવી જ રીતે, લાલા લજપતરાય પણ એનો સ્વીકાર કરે છે કે દેશનો સાચો ઈતિહાસ અને એના નૈતિક અને સામાજિક આદર્શો આવાં ગીતોમાં એવા સુરક્ષિત છે કે એનો નાશ આપણા માટે દુર્ભાગ્યની વાત હશે. શ્રી શ્યામ પરમારે લોકગીતોમાં રંગવૈચિત્ર્ય અને કાળનિર્ણયની સમસ્યા ચર્ચતાં કહ્યું છે: "લોકગીત આપણા વિકાસના ઈતિહાસની અમૂલ્ય નિધિ સમાન છે. જાતીય હૃદયની ઊથલપાથલ, સુખ-દુઃખ, સંયોગ–વિયોગ વિગેરે ભાવનાઓ જુદી જુદી પ્રથાઓનાં ગીતો રૂપે વ્યક્ત થાય છે...લોકગીતોમાં ભાવોનો અખૂટ ભંડાર છે. ક્ષણક્ષણના ભાવ એમાં ગૂંથાઈ ગયા છે. સમાજનો એવો કયો ટુકડો છે જેનું રૂપ એમાં ન ઊતર્યું હોય! કોમળ અને કઠોર સીમાઓ એમાં મળી ગઈ છે. અનુભવની સાદાઈ અને સચ્ચાઈ એમાં મુક્ત બને બોલે છે. ભાવોની ગહનતા અને વ્યાપકતા એમાં આશ્ચર્ય થાય એવી કલાત્મક રીતે હળીમળી ગઈ છે. બરાબર 'ગાગરમાં સાગર' ઉક્તિ એને લાગૂ પડે.[૮]

પૂ. ગાંધીજીએ પણ લોકગીતો અંગે એક વખત કહેલું કે, લોકગીતોમાં ધરતી ગાય છે, પહાડ ગાય છે, નદીઓ ગાય છે, ઊભા મોલ ગાય છે; ઉત્સવ અને મેળા, ઋતુઓ અને પરંપરાઓ ગાય છે. એટલે એમ કહી શકાય કે, લોકહૈયાના વિવિધ ભાવોને લોકવાણીમાં એક કંઠથી બીજા અનેક કંઠમાં પરોવાતું સાહિત્ય એ લોકસાહિત્ય અને એનું ગીત-સંગીત પ્રધાન અંગ એ લોકગીત જેમાં અસંખ્ય

મૂકહૈયાં ગાતાં હોય છે. માધુર્ય, સરળતા, સ્વાભાવિકતા, રસ અને લય એ એનો વિશિષ્ટ ગુણ છે. સામાન્ય રીતે જાતિ, સંસ્કાર અને પ્રથા, ધાર્મિક માન્યતાઓ, કાર્યસંબંધ તથા રસની દૃષ્ટિએ લોકગીતોનું વર્ગીકરણ થઈ શકે. શ્રી રામનરેશ ત્રિપાઠી[૯] લોકગીતોને સંસ્કાર સંબંધી ગીત, ચક્કી અને ચરખાનાં ગીત, ધર્મગીત, ઋતુસંબંધી ગીત, ખેતી, ભિખારીનાં ગીત, મેળાનાં ગીત જુદી જુદી જાતિનાં ગીત, વીરગાથા, ગીતકથા અને અનુભવની ઉક્તિ એવા ૧૧ વિભાગમાં વહેંચી દે છે. શ્રી સૂર્યકરણ પારીક લોકગીતોને ૨૯ ભાગોમાં વિભાજિત કરે છે જેમાં ઋતુગીત, તીર્થોનાં ગીત, વિવાહનાં ગીત, દેશપ્રેમનાં ગીત, નાટ્યગીત વગેરેનો સમાવેશ થાય છે.[૧૦] શ્રી ભાસ્કર રામચંદ્ર ભાલેરાવ લોકગીતોને મુખ્ય ચાર વિભાગોમાં મૂકે છે : સંસ્કાર વિષયક, મહિનાવાર ગીત, સામાજિક–ઐતિહાસિક ગીત અને વિવિધ જેમાં સોરઠા, દોહા, ખેતીની કહેવતો વગેરેનો સમાવેશ થઈ જાય. ડૉ. શ્યામ પરમાર અને ડૉ. કુલદીપ આ વર્ગીકરણને જ મહત્ત્વ આપે છે. એટલે હિન્દી લોકસાહિત્યની દૃષ્ટિએ હોળી એ ઋતુ સંબંધી અથવા મહિનાના વર્ગમાં સ્થાન ધરાવે છે.

હોળીના આનંદનાં એંધાણ તો જાણે વસંતના આગમનથી જ શરૂ થઈ જાય અને વસંત એટલે મદનોત્સવ. સ્વાભાવિક છે કે હોળીના ઉત્સવને માણતાં લોકહૈયાં શૃંગારનાં ગીતો ગાય ! સૌરાષ્ટ્ર–ગુજરાત કરતાં ય રાજસ્થાન, ઉત્તરપ્રદેશ ને મધ્ય–પ્રદેશમાં ફાગણમાં લોકહૈયાં કંઈક વધુ હિલોળા લે છે, એટલે એવાં લોકગીતોમાં ક્યાંય અશ્લીલતા પણ હોય છે અને શ્રી રામનરેશને નોંધવું પડયું છે કે, એને લખવામાં શરમ લાગે. પ્રેમ–શૃંગારના વાતા–વરણમાં રાધાકૃષ્ણ પણ યાદ આવી જાય. કૃષ્ણ–ગોપીઓનો વસંતોત્સવ તો ખૂબ આદક અને પ્રભાવ–શાળી હતો. ગોપી–કૃષ્ણની હોળી એટલે ભક્તભગવાન વચ્ચે ખેલાતી હોળી. મનની પિચકારીમાં ધ્યાનનો રંગ ને પ્રેમનો ગુલાલ ભરીને બ્રહ્માનંદની પ્રાપ્તિ થાયઃ

આયો બસંત સખી રી મિલિ ખેલિએ હોરી..
તજ સબ કામકાજ ઘરકે રે લાજકો દૂર ધરૌરી
ફાગુન કે દિન બીત જાયેંગે ફ્રિર પીછે પછતૌરી...
મન પિચકારી પકડ કૈ સુંદર ધ્યાન કે રંગસે ભરૌરી
પ્રેમ ગુલાલ મલૌ મુખ ઉપર બ્રહ્માનંદ રસ લૌ રી
આયો બસંત સખી રી મિલિ ખેલિએ હોરી

ભારતીય તહેવારોની મહારાની હોળીના આનંદમાં સૌ પોતાનાં દુઃખ ભૂલી જાય. ઉલ્લાસ અને ઉમંગના વાતાવરણમાં નિર્ધન પોતાની નિર્ધનતા, અમીર પોતાની અમીરી કે વૃદ્ધ પોતાનું વૃદ્ધત્વ ભૂલીને ઢોલકની થાપ પર નાચી ઊઠે, ગીતો ગાય વ્રજમંડળમાં તો હોળીનું વિશેષ આકર્ષક સ્વરૂપ જોવા મળે છે. ત્યાં વસંતપંચમીથી જ સાંજથી ઢોલક મંજીરાના નાદમાં ફાગનાં ગીતો ગાવાનું શરૂ થઈ જાય. ડૉ. કુલદીપ નોંધે છે તેમ અહીં બે પ્રકારની હોળીઓ ગવાય છે–રાજપૂતી હોળી અને ડફ્યાચી હોળી. ડફ્યાચી હોળી જૂની પરિપાટી પ્રમાણે હોય છે. એનાં લોકગીતોમાં વિષય તો બદલાતા રહે છે, પરંતુ ગાવાની પદ્ધતિ પુરાણી હોય.[૧૧] શ્રી કૃષ્ણ હોળી રમી રહ્યા છે. એમણે રાધાને રંગ–ગુલાલથી ભરી દીધાં છે. એટલે રાધા કહે છે.

ઐસે સ્યામ સુ ખિલારિ, રંગમે રંગિ ડારી
કાંહે કૌં પચરંગ બનાયોં...કાહે કૌ ..

વ્રજની રંગ ભરી હોળી ઉલ્લાસમય વાતાવરણને લીધે એક સુંદર લોકોત્સવ બની ગઈ છે. વસંતના આગમનથી મંદિરોમાં રંગો ઊડે, ફાગ–ધમાર–હોળી ગવાય અને આખી રાત હોળીનાં ગીતો ગવાયા કરે. વ્રજમાં બરસાનાની હોળા વધુ પ્રસિદ્ધ છે કેમ કે ત્યાં રાધાનું ઘર. નંદ ગામથી પોતાના સખાઓ સાથે સમૂહમાં ગુલાલ–અબીલ ઊડાડતા શ્રી કૃષ્ણ નીકળી પડે અને લાઠી સાથે રાધા પોતાની સખીઓ સંગે જાય પણ એમને રંગથી ભીંજવી દે છે ત્યારે...

ચુંદરિયા રંગ મેં બોર ગયો કાન્હા બંસી વારો
ભર પિચકારી સન્મુખ મારી મો પૈ
કેસર ગાગર ઢોર ગયો કાન્હા...

ગોકુળની કુંજગલીમાં કૃષ્ણ હોળી રમીને જાણે ઉપદ્રવ મચાવી મૂકે છે. ગોપીઓ એમની છેડછાડ

લોકલાજને લીધે બહારથી પસંદ નથી કરતી પણ એમનું મન તો નાચી ઊઠે છે. રાધા ખૂબ આનંદમાં છે :

હોરી ખેલ રહે, નન્દલાલ,
ગોકુલકી કુંજ ગલિન મેં
મથુરા કી સકરિ ગલીમેં. ગોકુલ કી કુંજ
ગલિનમેં, હોરી, ખેલ રહે..
જાનેં ભર પિચકારી મારી,
મેરી ચૂનર સુરખ બિગારી
હો મેરે માથે પૈ મલી ગુલાલ....ગોકુલ...
મોહિ છેડો મત ના સૈયાં, મૈં સ્યામ પડું
તેરે પૈયાં
હો મેરૌ મતી કરૌ બેહાલ... ગોકુલ...

કૃષ્ણની રંગની પિચકારી તો પ્રેમની પિચકારી છે અને ગોપીઓ એમાં પૂરી રંગાઈ જાય છે. સાસુ-સસરા, જેઠ-જેઠાણી વગેરેનો ભય હોવા છતાં એ લાચાર છે :

મત મારો સ્યામ પિચકારી મોરી ભીગી
ચુનરિયા સારી
સસુર સુનેંગે દેંગે ગાલી સાસ સુનેંગી
લાખોં કહેંગી
મત મારો સ્યામ પિચકારી
જેઠ સુનેંગે દેંગે ગાલી જિઠાની સુનેંગી
લાખોં કહેંગી..મત....

આવા આનંદદાયક ફાગણની પ્રતિક્ષામાં ગોપીઓ હોય અને પછી હોળી નજીક આવતાં તો નિમંત્રણ પાઠવે છે :

આઈયો આઈયો રે કન્હૈયા નંદલાલ રંગીલી
હોરી મેં
ઊંચા ગાંમ ધામ બરસાંનોં, ખેલેં ગોપી ગ્વાલ
દુલહનિ પ્યારી રાધિકા રે, દુલહ નન્દકુમાર...
રંગીલી હોરી મેં...

આવી જ રીતે પ્રેમિકાની આંખોમાં ગુલાલ નાખી દેતાં, પ્રેમીને પ્રેમિકા કહી ઊઠે :

મેરી અંખિયન બીચ ગુલાલ રસિયા જિન ડારૌ
હા-હા કરત તેરે પઈયાં પરત હૌં નંદ
મહર કે લાલ
સુનિ હૈ મેરી સાસ નનદિયા તબ જિય
હોત જંજાલ....

ક્યાંયથી હોળીમાં શૃંગારની સાથે ભક્તિભાવ, હાસ્ય-વ્યંગ પણ હોય છે. પરંતુ રાજપૂતી હોળીનાં લોકગીતોમાં પૌરાણિક ગાથા જોડી દેવામાં આવે છે. આગરાના 'તેહરા' અને 'સનિયા' ગામ વચ્ચે અભિમન્યુ યુદ્ધ, તુલસી-રત્નાવલી વગેરે કથાઓવાળી રાજપૂતી ઢંગની હોળી ગવાય છે. પરંતુ પ્રધાનતા તો શૃંગારની જ છે. ફાગણનો આનંદ જ એટલો પસંદ છે કે...

ફાગુન જો આયો સુનો સખી,
ફાગુન મેં હોરિયા ખિલાય,
ફગુના ગવાય, અચ્છે અચ્છે રંગ બનાય

○ ○ ○

આઇઉ પિતાજીકી ચોરી, ભલા કેઉ રંગ છાંડૈ
પહિલિન હોરી સસુરજીસે ખેલ્યોં,
ખેલ્યોં ઘુંઘટવાકી ઓર...ભલા...
દુસરિન હોરી જેઠજીએ ખેલ્યોં
ખેલ્યોં બરઠવાકી ઓર...ભલા
તીસર હોરી દેવરજીસે ખેલ્યોં
ખેલ્યો નયનવાકી ઓર...ભલા....
ચૌથી હોરી બલમજી સે ખેલ્યોં,
ખેલ્યોં જોબનવાકી...ઓર...

—અને આવા આનંદના વાતાવરણમાં પતિ કે પ્રિયતમ પાસે ન હોય તો વિરહિણીની શી દશા થાય? 'બારમાસી'માં એની વેદના વ્યક્ત થતી હોય છે :

(૧) આયા હૈ ફાગુન માસ મૈં ફગુવા ખેલતી
જો ઘર હોતે મેરે સ્યામ, ગુલાલ ઉડાવતી...
(૨) ફાગુણમેં મૈં ફગુઆ ખેલૂં, જો ઘર હોતે
મેરે સ્વામી
ચોવા ચંદન ઔર ઈતરકી ફૂલોંસે ભરતી
ક્યારી

જો ઘર હોતે મેરે સ્વામી સન્મુખ મારૈં
પિચકારી...

(૩) નવમા મહીના ફાગુનકા લગિયા,
ફગુઆ ખેલેં સબ મારી
હમ તો ફગુઆ જબ હી ખેલેં,
જો ઘર આવેં મેરે સ્વામી
દિન નહિં ચૈન, રાત નહિં નિંદિયા,
તારે ગિનતે રાત ગયી
કૈસે કરું, કિત જાઉં સખીરી,
સભી બાત સે મૈં હારી
અગલે પિછલે સબ દુઃખ ભૂલું,
જો ઘર આવેં મેરે સ્વામી...

(૪) ફાગુનમેં તુમ આઓ ન પ્રિયતમ
મનભર ફગુઆ ખેલતી
હિવડા તડપૈ નૈત તરસૈં,
ધીર ન મુજકો આવતી,
બનબન મોર પપીહાજી બોલેં,
કોયલ શબ્દ સુનાવતી...

(૫) જો હોતે જી ગોપાલ,
મૈં ભી લાતી રંગ ગુલાલ
કપડે કરતી સબ રંગ લાલ,
અબ કયા હોવૈ મન પછતાઈ કૈ
લાગા ફાગુન યહ રૂત ખાસી,
અબ રંગ ખિલૈં સુરખૂ અબ્બાસી,
અરી ભરલે કેસર રંગકી ઝોલી,
ખુલવા સંગ સહેલી સારી
બિરજમેં ધૂન મચાઈ ભારી,
કામિની સભી ગુલાલ ઉડાવતી

એવી જ રીતે એકલી પ્રિયતમા પોતાના પ્રિયતમના આગમનની ઈચ્છા વ્યક્ત કરે છે :

આયૌ ફાગુન માસ, હમારી પિયા ઘર નાયેં
દેવરિયા નાદાન સખી રી, આયો ફાગુન માસ
નાક ચુની નક વેસા સો હૈ, ઝલકારી છવિન્યારી
આયૌ રી ફાગુન માસ પિય સંગ ખેલો ન હોરી

વૃદ્ધનું હૈયું પણ આનંદ માણવા ઈચ્છે છે. એને પણ હોળીની અસર થાય છે : "ગોરી તેરે નૈના બડે કટીલે, ફાગુનમેં ઐસી ન ચાહિએ, યે દિન રંગ રંગીલે !" ગરબા ઢાળના એક માળવી લોકગીતમાં વિરહી હૈયું ઝૂરે છે :

સખિ લાગો મ્હાવજ માસ બસન રિતુ આઇ રે
મ્હારા પ્રભુજી બિના યો કુણ બસન રમાવે રે
સખિ લાગો ફાગણુ માસ હોલી આઇ રે
સખિ, ઘર–ઘર ફાગે ખેલાય, હરિ મન્દર સૂનોરે.

એવી જ રીતે, મધ્યપ્રદેશની વિરહિણી કકળી ઊઠે છે :

માહ મેના લગે લાલજી મનિયન મેં કરો ઉતબેરી
સુનો સખી રી મોરે મન કી જેસી પડી
જેસી સેઇ
ફાગન રાસ રચ્યો મનમોહન લાલ ગુલાલ
ભરૂં જોરી
ભર ભર મુઠિયા ડાલ કૃષ્ણ પે લપટઝપટ
ખેલેં હોરી

તો, ભોજપુરીબોલીમાં 'ફાગુન સખિ ફાગ ખેલતુ હે, ઘર ઘર ઉડેલા અબીર હે' અને મૈથિલ લોકગીતમાં 'સબ રંગ બનાયલ' ખેલત પિયઉ, સંગ હૈ, ફાગુન હે સખિ હોરી આયલ' ગાઈ ઊઠે છે. તો કોઈ કૌશલ્યાની હૃદયવેદના ગાય છે :

માઘ માસ ઋતુ હોત બસંત,
સુત બિદેસ તન તજ ગયે કંત
કૌઠે ભરતજી ઢોરૈં ચૌંર,
આજુ જો હોતેમોરે લછમન, રામ
ફાગુન રંગ ચલે સબ કોઈ,
ઐસી ઋતુ મૈં ગંવાવૌં રોઈ
કૌઠે ભરતજી ઘોરૈં અબીર,
કેહિ પર છિરકેં બિના રઘુબીર

તો, શ્યામસુંદર વિના પણ વ્યાકુળતા કેવી વધી જાય છે–

માઘ માસ રિતુ લાગે બસન્ત,
અજહું ન પાયો પિયા તેરો તન્ત
લિખોં કૈસે પાતી કો લે કે જાય.
કો નિર્મોહી કો દેઈ સમુજાય
ફાગુન મેં સબ ઘોરૈં અબીર,
મૈં કૈસે ઘોરૌં બિના રઘુબીર
જરૌં જૈસે હોરી ઊઠત જૈસે લૂક



[ અનુ૦ પૃષ્ઠ ૯૦૦

# શોધયાત્રા (૧૯)

( ભાટીકુળના કેટલાક કવિઓ )

રતુભાઇ રોહડિયા

તા. ૨૫–૯–૭૦ના રોજ અમે કાલરી પહોં-ચ્યા. શ્રી. દુર્ગાદાનજી ઝીબા અમોને ડેલીએ લઈ ગયા.

કાલરીનું ઝીબાકુળ સરસ્વતી કરતાં શ્રીની બાબતમાં વધુ પંકાયેલું. કોઈ ચારણ હોવાને કારણે કોઈએ આછી પાતળી સરસ્વતી ભક્તિ કરી હશે ખરી પણ આજે એની સહુને વિસ્મૃતિ જ છે. એટલે ભૂતકાળમાં ડોકિયું થઈ જ શકતું નથી.

બાકી બીજી બધી વાતે કાલરી ગમી જાય તેવું છે.

તા. ૨૬–૯–૭૦ના રોજ વરસોડા ગયા અને કવિશ્રી. જેતમાલજીને ભેટયા ઉતારો કર્યો વરસોડાનાં દેવી લાધીઆઈને મંદિરે.

ઈતિહાસ ઉખેળ્યો. શ્રી જેતમાલજી અને બીજા ભાઈઓ કહેઃ અમારા પૂર્વજો મારવાડમાંથી કલોલ તાલુકાના ગામ છત્રાલ આવ્યા. અને ત્યાંથી એક પાંખી અહીં આવી. મૂળ બોડાણા રજપૂતોનું આ ગામ. તેમણે અમારા પૂર્વજોને જમીન આપેલી. આમ ભાટીકુળ વરસોડે વસ્યું.

કવિઓની વાત.

## (૧) બાપજીભાઈ ભાટી

એમની ચોથી પેઢી ચાલે છે. ભૂજ પાઠ-શાળામાં ભણેલ બાજંદા કવિ. રચનામાં છૂટક કાવ્યો જ મળે. કંઠસ્થ કાવ્યો તો ગયાં જ. હવે થોડાં કાગળ પરનાં કાવ્યો જ મળે. વિ.સં. ૧૯૬૫માં તેઓ દેવલોકવાસી થયા.

## (૨) કાળીદાસ ભાટી

બાપજીભાઈના જ સમકાલીન, વળી ભૂજ પાઠશાળાના જ વિદ્યાર્થી. એમની રચનાઓ વિષે પણ બાપજીભાઈ ભાટી જેવું. એટલે જૂજ રચનામળે.

કાળીદાસ ભાટી પાસે બ્રાહ્મણવાડા (તા. ચારણસ્મા)ના શાર્દુલજી ગાંગડાએ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરેલો. એ શિષ્ય ગુરૂથી સવાયો નિવડયો.

કાળીદાસ ભાટી વિ. સં. ૧૯૮૨માં અવસાન પામ્યા.

## (૩) શ્રી જેતમાલજી ભાટી (વિદ્યમાન)

તેમણે પણ ભૂજ પાઠશાળાના વિદ્યાર્થી તરી-કેનું ગૌરવ મેળવ્યું છે. તેમની રચનાઓ ઘણી છે. તેમાં એક 'દેવપુરી પ્રબોધ પ્રકાશિકા' નામે ગ્રંથ પ્રગટ પણ થયેલો. મૂળીના સ્વ. રવિરાજ સિંહઢાયચ રચિત પ્રસિદ્ધ ગ્રંથ 'નર્મદા લહરી'ની શ્રી. જેતમાલ-ભાઈએ ટીકા કરેલ છે. જે અપ્રગટ છે,

છૂટક કાવ્યો તો આ ડિંગળ પિંગળના વિદ્વાને ઘણાં રચ્યાં છે. જો સરકાર જૂનાગઢનાં લોકસાહિત્ય વિદ્યાલયને ફરીથી ચાલુ કરે તો તેમાં 'ગુરૂજી' રૂપે મૂકવા શ્રી. જેતમાલજી યોગ્ય લેખાય તેવા છે.

ગામમાંથી બે હસ્તપ્રતો પણ નીકળી આવી. એમાં એકમાં તો ક્રમ ૧–૨નાં અને બીજા વિવિધ કવિઓનાં છુટક કાવ્યો જ હતાં. બીજીમાં બે ગ્રંથો લાધ્યા. તે આ પ્રમાણે છે.

### (અ) રસિક બાવની

આ સૈકાના આરંભ ભાગે જ થયેલા બ્રાહ્મ-ણવાડા (તા. ચાણસ્મા)ના કવિ શાર્દુલજી ગાંગડાની આ રચના છે. કાવ્ય ઘણું સ–રસ છે. નામ જ એની છંદ સંખ્યા સૂચવે છે.

### (બ) સુરાદ પચ્ચિશી

કડી (ઉ. ગુ.)ના મીર કવિ અને ચારણ કવિ કાનદાસ મહેડુના શિષ્ય ભક્ત સુરાદની આ અપ્રગટ રચના છે. સુરાદ કવિનાં કાવ્યો પ્રાસાદિક છે. પણ અત્યાર લગી બહુ મળતાં ન હતાં. સ્વ. શ્રી શંકર દાનજીએ સુરાદ કવિનાં ૨–૨ કાવ્યોને 'સુકાવ્ય સંજીવની' નામે ગ્રંથમાં લીધેલાં. તે સિવાયનાં કાવ્યો જગતે જાણ્યાં ન હતાં. પણ આ 'પચ્ચિશી' દ્વારા ફરીવાર સુરાદજીની કાવ્ય ગંગાનાં નવલાં નીર આપણે માણીએ છીએ.

તે ઉપરાંત બીજી બૂકમાં પણ સુરાદજીનાં ૫–૬ કાવ્યો નીકળેલાં છે.

૨૮-૯-૭૦ના રોજ હારીજ થઈ વરાણા આવ્યા. વરાણાનું ખોડિયાર મંદિર જાણીતું અને પ્રાચીન ખરૂં પણ હોંશીલા ભકતોએ એના જીર્ણોધાર દ્વારા પ્રાચીનતાને વિદાય આપી છે. પટાંગણમાં પડેલા પત્થરો જ હવે જૂનવટની ચાડી ખાતા એક માત્ર અવશેષો છે.

અત્રે કવિઓ થવાનું નીકળ્યું નહીં. વર્તમાન સમયે શ્રી કાનાભાઈ ગાંગડા 'કવિકાન' ઉત્તર ગુજરાતમાં લુપ્ત થતી જતી ચારણી કવિ પરંપરાને ટકાવી રહ્યા છે. જ્ઞાન, વૈરાગ્ય સભર કાવ્યોનો એકાદ ગ્રંથ બહાર પાડવાનું કવિરાજ વિચારે છે.

૨૯-૯-૭૦ના રોજ કલોલ મુકામ કર્યા. શ્રી શિવરાજ બાટીને મળ્યા. સાહિત્ય અહિં ખાસ કાંઈ મળ્યું નહીં.

હા, શિવરાજભાઈના પિતાશ્રી રાષ્ટ્રીય કાર્યકર હતા અને કલોલમાં વાંચનાલય પ્રવૃત્તિ ચલાવતા. એમનું વાંચનાલય અને સેવાની સુવાસ હજીયે કલોલમાં છે. એ શ્રી દાજીભાઈ બાટી આજે હયાત નથી,

૩૦-૯-૭૦ સરઢવની યાત્રા કરી. ગામમાં કેસરિયા શાખાના ચારણોનાં પાંચેક અને મોઢ શાખાનું એક એમ કુલ છએક ઘરો છે. આગળ કોઈ કવિ થયાનું નીકળ્યું નહીં. વર્તમાન કાળે એક શ્રી લાખાભાઈ કેસરિયા સાધારણ કવિ છે,

ઈતિહાસમાં જાણવા જોગ એટલું મળ્યું કે ૧૮૫૭ના બળવામાં સરઢવના એક જેતાભાઈ કેસરિયાએ નાનકડું બહારવટું ખેડીને બ્રિટીશરોને સારી પેઠે હફાવેલ. એ જેતાભાઈ અને એની બોદલી ઘોડીની વાત હજી પણ લોકજીભે રમે છે.

તા. ૧-૧૦-૭૦ના રોજ કોલવડા ગયા. શ્રી શંકરદાન અને શ્રી. રણછોડદાન બાટીને મળ્યા.

૮૦૦, વર્ષ પહેલાં બાટીકુળ પેથાપુરમાં હતું. કહેવાય છે કે ત્યાં લાલ વાદી અને ફુલવાદીથી ભાગતા ભૂજિયા નાગને બાટીકુળે આશરે આપ્યો. પણ કોઈ રીતે વાત પ્રગટ થતાં બાટીકુળે અને ભૂજંગે પેથાપુરમાંથી ખેંતાલી મૂકયાં. આમ બાટીઓ કલોલ બાજુ આવ્યા.

આમ ઈતિહાસ જાણવા જોગ છે. પણ સાહિત્ય કે કવિરત્નો લાધ્યા નહીં.



પૃષ્ઠ ૮૯૮થી ચાલુ ]

ખિરહ અગિનિ તન દિનો હૈ ફૂંક

પરંતુ વિરહિણીને દુ:ખ તો એ છે કે જો ફાગણમાં પણ સંયોગ ન થવાની પહેલેથી ખબર હોત તો ..

ફાગુન માસ બહૈ ફગુની બયાર,
તરૂવર પાત સબૈ જરિ જાય
જો મૈં જનતિઉં ફગુન બયાર,
હરિ જૂકો રખતિઉં અંગ છિપાય.

આમ, હિન્દી સાહિત્યમાં લોકગીત એના મહત્ત્વ અને વર્ગીકરણ અંગે વિવિધ મંતવ્યો મળે છે; પરંતુ એ કરતાં વધુ આનંદ તો એના લોકગીતોમાં વ્યકત થતો હોળીનો ઉમંગ કે હોળીની વ્યાકુળતા-બેચેનીના ભાવોથી માણી શકાય છે.

---

**પાદટીપો :**


૧. શ્યામ પરમાર, ભારતીય લોકસાહિત્ય, પૃ. ૩૦
૨. રામનરેસ ત્રિપાઠીનો દેવેન્દ્ર સત્યાર્થી પર લખેલા તા. ૨૨-૪-૪૦ના એક પત્રમાં
૩. ડૉ. સત્યેન્દ્ર, વ્રજલોકસાહિત્યકા અધ્યયન, પૃ. ૪૬
૪. સૂર્યકરણ પારીક, રાજસ્થાન કે લોકગીત
૫. ડૉ. કુલદીપ, લોકગીતોંકા વિકાસાત્મક અધ્યયન, પૃ. ૧૪
૬. શ્યામ પરમાર, ભારતીય લોક સાહિત્ય, પૃ. ૩૦.
૭. ડૉ. કુલદીપ, લોકગીતોંકા વિકાસાત્મક અધ્યમન, પૃ. ૧૫.
૮. શ્યામ પરમાર. ભારતીય લોકસાહિત્ય
૯. રામનરેશ ત્રિપાઠી, કવિતા કૌમુદી, પાંચમો ભાગ, પૃ. ૪૫
૧૦. સૂર્યકરણ પારીક, રાજસ્થાન કે લોકગીત, પૃ. ૨૨-૨૫
૧૧. ડૉ. કુલદીપ, લોકગીતોંકા વિકાસાત્મક અધ્યયન પૃ. ૧૭૯.

# રણભેરી આ વાગે ક્યાં !

જયમલ્લ પરમાર

રાણપુર એટલે સૌરાષ્ટ્રની રણભેરીનું ધામ. સૌરાષ્ટ્રની રણભેરી એટલે શ્રી. અમૃતલાલ શેઠનું સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'. એ ગામ એટલે તો કોણ જાણે કેવું ય હશે? મારી રાણપુરની કલ્પના ઊગીને ઊભા થતાંની. મેં તો સૌરાષ્ટ્રનાં રજવાડાનાં મુખ્ય શહેરો જોયેલાં. બહુ બહુ તો અમદાવાદ જોયેલું. રજવાડાંની રાજધાની હોવાને કારણે જ સૌરાષ્ટ્રનાં ઘણાં ગામોની રચના, બાંધણી, સ્વચ્છતા, પચાસ સો ગામનાં હટાણાંને કારણે દેખાતો ધમધમાટ, વળી રાજાનો પોતાનો દબદબો, બાગ બગીચા ને સુંદર સડકો. અદાલતો ને શાળાઓનાં મકાનો ઉપરાંત રજવાડાના ભવ્ય મહેલાતો, સુંદર પૂલો, આવું જ મગજમાં ભરેલું. અલબત્ત, પ્રજાને નીચોવીને જ થતું.

આવાં ભારતભરનાં સાડાસાતસો રજવાડાંને ડારતા એક પ્રતાપી પત્રની રાજધાની રાણપુર તો કોણ જાણે કેવીયે ભવ્ય હશે એવો ખ્યાલ. એમાં રાણપુર સ્ટેશને જ સત્યાગ્રહને કારણે લાઠીમાર થયેલો. ફ્લેયર અને નીલ કોઈ જનરલ ડાયર જેવા જુલમી અંગ્રેજોએ હજી થોડા જ દિવસો પહેલાં સત્યાગ્રહીઓને રક્ત ટપકતી ઝોળીઓમાં નાખવાની એક ભવ્ય શહાદતનો અવકાશ સંપડાવેલો. એટલે મેઘાણી જ આંખ સામે તરવરે વણજોયે ને વણ-સાંભળ્યે. ભાવનાશીલતા ય અજબ ચીજ છે.

રાણપુર આમ તો ધોલેરા સત્યાગ્રહ સંગ્રા-મનો જ એક ભાગ. એટલે ધોલેરા રાણપુર બરવાળા કે ધંધુકામાં સત્યાગ્રહ થાય ત્યારે ય સૂત્રો એમ પોકારાય કે "રણભેરી આ વાગે ક્યાં?" જવાબમાં 'ધોલેરા ભાઈ ધોલેરા'નો જ પડકાર થાય. આમ સત્યાગ્રહને કારણે ધોલેરા પંકાયું પણ મહત્ત્વ રાણ-પુરનું જ વિશેષ રહ્યું એ સત્યાગ્રહના સંચાલકોનું અને એનાં સામયિકોનું પરમધામ રાણપુર હોવાને કારણે.

આવા રાણપુરના ચિત્ર સાથે જ્યારે ટ્રેઈન રાણપુર સ્ટેશને ઊભી રહી ત્યારે સ્ટેશનની બેય બાજુ અઘોરી જેવા થોડા થોડા લીંબડા ઊભેલા જોયા. ઉજ્જડ સ્ટેશન, ધૂળ ફાકતી ધરતી, રડયાં ખડયાં માણસો, ન કોઈ ધાંધલ, ન કોઈ ધમાલ. હા, બે પોલીસો અજાનુસના કટકા જેવા ઊભા હતા. પોલીસ હોવાને કારણે નહિ પણ એના રૂપને કારણે જ બિહામણા લાગે તેવા.

હજી બે જ વર્ષ પહેલાં કચ્છના મહારાવનાં એક દીકરીના લગ્ન પ્રસંગે કચ્છ ગયેલો ત્યારે કચ્છડો પણ રાણપુરની ધરતીથી વધારે રૂપાળો લાગેલો. જે રણભેરીના નાદે રાણપુર સુધી ખેંચાઈ આવ્યો તે આવું હોય? હોઈ શકે? એમ માનેલું કે સ્ટેશનથી જ માઢ મેડિયું ટલ્લા દેતી હશે.

મેં તો ધારેલું કે પચાસ સો સત્યાગ્રહી સૈનિકો દમામભેર રેલગાડીમાંથી ઊતરતા હશે ને પચાસ સો ચડતા હશે. ખાદીનાં સફેદ વસ્ત્રોનાં લહેરિયાં હિલોળાતાં હશે. પોલીસોનાં ધાડાં ફાટી આંખે આ બધું જેયા કરતાં હશે. લોકો ઉત્સાહભેર આ સૈનિકોના વ્યવહારને વધાવતા હશે. એ બધાની વચમાંથી હું મારગ કેમ કાઢી શકીશ? પણ એને બદલે રાણપુર સ્ટેશને કાગડા ઊડતા હતા. ગતિ હતી પણ કોઈને જાણે કાંઈ ઉતાવળ ન હતી. રેલગાડીને ય નહિ.

રાણપુરમાં કોઈ લાખો ફૂલાણી પાકયો હોત તો એને આવળ, બાવળ, બોરડી, ખાખર ખીજડિયાં-નો તોટો ન પડત. જો કે ખાખરા ત્યાં જવલ્લે જ દેખાતા હતા. વળી કેસુડાંનો દરબાર એ ધરતી ઉપર દબદબો પાથરે તે કુદરતનો આયોજનમાં નહિ મંડાણું હોય. સાગરમાં ભૂશિર માથું કાઢે તેમ અમદાવાદ જિલ્લાની ભૂશિરે સૌરાષ્ટ્રના બોટાદ અને ચૂડા વચ્ચે રાણપુરરૂપે માથું કાઢેલું.

સાવ જ અજાણ્યા પ્રદેશમાં આવી પડચો હોઉં એવું લાગે. રાણપુર કાઠિયાવાડ જ ન લાગે. જો કે કાઠિયાવાડમાં એવું બધું નવું ન હતું. રજવાડે રજવાડે માણુહ બદલી ગયેલાં લાગે. ગોંડલથી રાજકોટ નવતર, રાજકોટથી વાંકાનેર નવતર, વાંકાનેરથી વઢવાણ નવતર ને વઢવાણથી મોરબી નવતર લાગે. પછી રાણપુર તો મોલેસલામી ગરાસિયાઓનું ને વળી ખાલસા ગામ. સીધું અમદાવાદ જિલ્લાની હકુમતનું. પોલીસો ય અમદાવાદી ઉચ્ચારોમાં મોલેસલામી બોલે.

ગામમાં પહોંચ્યા, પણ સાંકડી ગલિયોમાં જાણે માણસોને પરાણે ભરાવી દીધા હોય એવું જીવન. એક માત્ર ગીબ રોડ ઉપરનો સૌરાષ્ટ્ર કાર્યાલયવાળો ભાગ થોડો રૂઆબવાળો લાગ્યો. આ 'સૌરાષ્ટ્ર' પત્ર એટલે સમગ્ર સૌરાષ્ટ્રની પ્રવૃત્તિનું કલેજું. પણ રાણપુર જોતાં એવો વિરોધાભાસ લાગ્યો કે વખાનો માર્યો તુંબડીનો વેલો જાણે તાડે ચડી ગયો હોય! ખેર.

રાણપુરમાં મારા મિત્ર કરુણાશંકરના બહેન દીધેલાં. શિક્ષિકા હતાં, પણ ભારે સંસ્કારી લાગ્યાં. અને એમના દીકરા ભાલચંદ્ર હતા તે દવાખાનામાં કમ્પાઉન્ડર, એ પણ ઘણા સુશીલ. ગરીબી રાણપુરમાં ગોતવા જવી પડે તેમ ન હતી. પરદેશ વસતા રાણપુરવાસીઓની થોડી મહેલાતોને બાદ કરતાં ઠેર ઠેર દરિદ્રનારાયણનાં દર્શન થાય.

ભાલચંદ્રભાઈ સાથે છાવણી જોવા ગયા. ગામમાં એક મેડી ઉપર છાવણી હતી. મને તો મારી કલ્પનાથી સાવ જુદું જ લાગે. જો કે હિંસક કે અહિંસક લડાઈઓની છાવણીઓ કયા ભાઈએ જોયેલી? મેં તો તરંગો જ દોડાવેલા. પચ્ચીસેક જેટલા કિશોરો ને તરૂણોની ધીંગા મસ્તીથી છાત્રાલય ગાજતું હોય તેવું લાગ્યું. મને થયું કે આમાં હું કયાં આવી ચડયો? આમાં સરકાર સાથે મૂઠભેડ કયાં આવી? મૂંઝાણો, કોઈ ખાસ આગેવાન ત્યારે ન હતા. એ બધા કોઇ બરવાળા તો કોઈ બોટાદ રહેતા હતા. વિવિધ સત્યાગ્રહના ધમધમાટનો એક તબકકો પૂરો થઇ ગયેલો. આગલી હરોળના આગેવાનો લગભગ બધા જ પકડાઈને જેલમાં ગયેલા. ઘડીક તો થયું કે બીજે ચાલ્યો જાઉં. પણ કયાં જાઉં? બીજે વળી કેવી છાવણી હશે તે કોને ખબર?

જાહેર જીવનથી જ સાવ અજાણ્યો. ગાંધીજી–સાબરમતી–સત્યાગ્રહ–છાવણીઓ વગેરે અંગે ઝડવઝડ વાંચેલું જ. કોઈની સાથે કશો જ સંબંધ નહિ. એકરીતે કહું તો સત્યાગ્રહની દષ્ટિએ હું સાવ કોરી પાટી જેવો હતો. એક નવા તરીકા દ્વારા ગાંધીજીએ સ્વાતંત્ર્ય સંગ્રામ ખેડવા હાકલ કરેલી એટલો જ ખ્યાલ. છેવટ મૂંઝવણ અનુભવીને ત્રીજે દિવસે છાવણીમાં જોડાયો.

તે દિવસે જીવનમાં પહેલી જ વાર પ્રાર્થનામાં જોડયો. પરમેશ્વર સાથે સીધા પરિચયમાં આવવા મેં ય ગરીબી સૌની સાથે ગાઈ. પહેલી જ વાર પ્રભાત ફેરીમાં જોડાયો. વહેલી સવારે ચાર વાગ્યે ઊઠીને કકડતી ટાઢમાં જ્યારે ગીતો ગાવાં સૌની સાથે શરૂ કર્યાં ત્યારે કાંઈક કાંઈક આ સત્યાગ્રહ સંગ્રામની કઠણાઈનો ખ્યાલ આવ્યો.

પણ મારી મૂંઝવણ જિલ્લાની પોલીસે એકદમ ઓછી કરી નાખી. એકાએક અમારી છાવણી ઉપર છાપો માર્યો. અમને બધાને પકડી લીધા. થયું કે 'હાઈશ! હવે જેલમાં જવાના જલસા.' પણ અમને પકડીને પોલીસે અમારી છાવણીને તાળાં માર્યાં, માથે સીલ લગાવીને પોલીસના પહેરા ઠોકી દીધા. અમારા સૌના સામાન, રસોડાનો સામાન, ગામનાં વાસણો, ઓઢવા પાથરવાનાં વગેરે તમામ સાથે અમારો ક્રૂર વિચ્છેદ કરાવી દીધો. જો કે મારે હજી માયા બંધાવાની બાકી હતી. મિત્રો કહે 'ભલું થયું ભાંગી જંજાળ. હવે જેલમાં તૈયાર ભાણે જમશું.' ત્યાંતો પોલીસે અમને છોડી મૂકયા. છોડી મૂકયા શું તગેડી મૂકયા.

અમારી દશા તો કોઈક સવેલું ઉપાડી જાય એવી થઈ. કયાં જવું? શું કરવું? સત્યાગ્રહ ગયો, તાગડધિના કરતા તે છાવણી ગઈ. રહેવું કયાં? ખાવું કયાં? પહેરવું ઓઢવું શું? રાતના ઠંડી રાસ રમાડતી. સીતા વિના જેવી રામની દશા થઈ એવી અમારી થઈ. હવે મને ખ્યાલ આવ્યો કે આ

અમારા પચ્ચીસ ત્રીસ સૈનિકો એટલે ૧૬ થી ૧૮ કે બહુ બહુતો ૧૯–૨૦ વર્ષના કિશોરો અને તરુણા-વસ્થામાં પગ માંડતા ભદ્ર સમાજના કહેવા કુંવર જેવા દૂધમલીઆ જ હતા. મારો કહેવાનો ભાવાર્થ મોઢે દૂધ ફોરતાં હોય એવા તરુણો કહેવાનો છે હો? અને દૂધમલીઆ પણ કાંઈ ખોટા નથી કહ્યા. મારા જેવા એક બેને બાદ કરતાં કોઈ ચા કોફી ચાખનારા ન હતા. બધા દુધાધારી જ હતા. એમાં અમારે ઈશ્વર-ભાઈ તો ગરના ટ્રક જેવા ડોલતા ડીલે હાલ્યા આવતા હોય ત્યારે દૂધનું ઝાડવું જ લાગે. મને થયું કે વહેલી પરભાતે દંડ બેઠક મારીને આ દૂધમલીઓ શેનો આહાર કરશે? બે કલાક કુસ્તી કર્યા પછી જીવડો જમશે શું?

પણ ગામે અમને બીજું મકાન કાઢી આપ્યું તો પોલીસે બીજું જપ્ત કર્યું, આમ બીજું ને ત્રીજું જપ્ત થતાં થયું કે જ્યાં જ્યાં સત્યાગ્રહ છાવણીનાં બોર્ડ લગાવીએ છીએ ત્યાં ત્યાં અંગ્રેજ સરકાર તાળાં લગાવી દયે છે તો હવે કાંઈક નવું જ વિચારીએ. મકાન અને સામાન જપ્ત કરાવ્યે જવાની અમારી અને ગામની યે મર્યાદા. બહુ વિચાર કર્યો, બહુ વિચાર કર્યો.

કોઈને થશે કે બહુ વિચાર તે કેવોક વિચાર કરી નાખ્યો? કારણ કે તરુણો કાંઈક તોડ કાઢવા ભેગા થાય ત્યારે તોફાન કરીને જ ઊઠે એવો સૌનો અનુભવ છે. એને બદલે અમે અર્ધો પોણો કલાક લમણે હાથ દઈને બેસી રહ્યા. વાંદરાના ટોળાંની જેમ કાંઈ સૂઝે જ નહિ ને? અને બાવા બાઝીને રસ્તે પડે પણ અમે લડી ઝગડીને ક્યાં જઈએ? ગામમાં ઘર નહિ, સીમમાં ખેતર નહિ. એમાં ભાવનાના બધા ભરેલા. ઉર્મિઓના તોપગોળા સમાન. સૌનું સખ્ય એવું કે થોડા દિવસ ભેગા રહેતાં નોખા ન પડવાનું વેન થઈ ગયેલું. તરુણોનાં તોફાની ટોળાંનો આનંદ અદ્ભુત હોય છે. એટલે નહોતા બાઝતા ઝગડતા એમ નહિ, પણ અમે કાંઈ લેવા ભેગા થયા ન હતા. સમર્પણની ભાવનાથી ભેગા થયેલા. એટલે સ્થાન, માન, સંપત્તિ કે સત્તાની તો કલ્પના પણ નહિ ત્યાં એનો તો સંઘર્ષ જ ન હોય! જુવાનો ઝગડતા હોય છે પોતાનો તેજોવધ થયાનું માનીને. પોતાનું માન ખંડિત થયું હોવાનું માનીને. ધગેલ તવા રોખા હોય છે તરુણો.

આમ લાલ લાલ ચણોઠીને અંગારા માનીને અમારી માનસિક ટાઢ ઉડાડતા હતા ત્યાં કોના મનમાં વિચાર પાકયો તે આજે ય યાદ નથી આવતું પણ વિચાર ઉકેલ સો લાખનમેં એક જેવો જડી ગયો. એવું વિચાર્યું કે જેને સરકાર જપ્ત ન કરી શકે. શોધી કાઢયું સ્થળ ગામની શુકભાદર નદીમાં ગામથી થોડે દૂર રહેલ સ્મશાન છાપરીનું.

વીજળીની જેમ અમને એ ઉકેલ ચૂભી ગયો. શાબાશ! નાચી ઊઠયા. માંડયા વગર ચંપલે ઠેકડા મારવા. કેટલાકને હતાં કેટલાકને નહિ. તે દિવસે જોડા પહેરવાનો ચાલ વિશેષ. ચંપલની હજી શરૂઆત થયેલી. ઊપડયા માથે ટુવાલ વીંટીને. સિલ્કતમાં સૌની પાસે એક એક જોડ કપડાં બચેલાં. મોટે ભાગે તો ચડ્ડીને બાંડિયાં જ હતાં. જેમને દાઢી ફૂટેલી એવા બે પાંચ જણા પાસે હજામતના સામાનમાં સેફટીરેઝર અને નકટીનું નાક કાપે એવી બ્લેડ ખીસામાં મારેલાં એટલું જ.

પહોંચ્યા સ્મશાન છાપરીએ. પણ એકલું છાપરું જ હતું. પૂરા માપનો મડદાં બાળવાની ઊંચાઈનો પડથાર પણ નહિ. ચારે બાજુથી ખુલ્લું. કોઈકની ચેહ ધગતી હતી. દૂર બેઠા ડાઘુઓ વાતને ટપ્પે ચડેલા. એમાં અમને આવતા ભાળ્યા. કપડાં તો અમારાં ડાઘુ જેવાં જ હતાં અને વધારામાં માથે ટુવાલ વીંટેલા. પણ લોકોને અચરજ થયું કે અમારી કાંધે કાં કાંઈ ન મળે? એમને નહોતું દેખાતું પણ અમારી સૌની કાંધ કચકચતી હતી અંગ્રેજ સલ્તનતની બડી તગડી જિંદા લાશથી. અમારી કાંધ એ દેશની કાંધ હતી. પણ સૌને એનો બોજો નહોતો લાગતો. ઘણાને એની કાંધ પડી ગયેલી. ઘણાને એ બોજો સહેવાઈ ગયો હતો.

છાપરીએ જઈ ઊભા રહ્યા. થયું કે આપણે આ છાપરી બથાવી પાડીએ તો લોકો મડદાં ક્યાં

ઈને બાળશે ? કયારેક ગામથી નજીક નદીમાં ઘણા બાળી જતા. પણ એકવાર છાપરીનો કબજો લઈએ એટલે ગામ સાથે બાધણુ થાય.

આ સ્મશાન છાપરીથી ૫૦-૬૦ ફૂટ દૂર ડાઘુઓ માટે વિરામ ખાવા એક ઊંચી પડથારનું છાપરું હતું. જો કે નળિયાં છાજેલું હતું. ત્રણ બાજુ પાકી દીવાલો. બન્ને છેડે ઓરડીઓ. એમાં એક બારણાંવાળી અને બીજી બારણાં વગરની. કયારેક છાણાં લાકડાં ભરવા ખપ લાગતી હશે. બન્ને ઓરડી વચ્ચેના ભાગે વેકુડી (જાડી રેતી ભરેલી) પણ પચ્ચીસ ત્રીસ પથારી થાય એટલી જગ્યા ખરી.

બસ પછી શું જોઈએ ? નાખ્યા ધામા એ 'ડાઘુ વિરામ સ્થાન'માં. જો કે ડાઘુઓ એનો ઉપયોગ ન કરતા. વળી છાણાં લાકડાં ચોરાઈ જતાં તેથી ઓરડીઓ ચામાચિડિયા ને ચકલાંએ કબજે કરેલી. ત્રીસ જણાએ જ્યારે એ છાપરીમાં અડીંગા લગાવ્યા ત્યારે દૂર બેઠેલા ડાઘુઓને અચરજ થયું. ધીરે ધીરે પાસે આવ્યા. પહેલાં તો જરા દૂરથી અમારો વ્યવહાર નીરખ્યો. ન સમજાયું ત્યારે પાસે આવીને પૂછ્યું કેઃ "અહીં સમશાનમાં શું લેવા આવ્યા છો ?"

અમે કહ્યું કે "હવે તો અહે જ દ્વારકા. સરકાર છાવણીનાં મકાનો જપ્ત કર્યે જાય છે. આ સ્મશાન છાપરી થોડી જપ્ત કરવા આવશે? એટલે હવે તો આ જ અમારી છાવણી".

"પણ અહીં ખાશો પીશો શું? અમારામાંથી એક જણો બોલી ઊઠયો કેઃ "અરે માગી ખાશું?"

અમારામાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું. ભારી ઉકેલ જડી ગયો. પોલીસ અમારાં વાસણ જપ્ત કરી જાય છે, રસોઈનો સામાન જપ્ત કરી જાય છે પણ ભિક્ષા–ભિખ માથે થોડી જપ્તી બેસાડશે અને રાંધવાની કડાકૂટ ગઈ.

ગામમાં વાયુ વેગે વાત ફેલાઈ ગઈ. સત્યાગ્રહ સંગ્રામના સૈનિકો હવે 'માગી ખાશે અને મસાણે સૂશે' સન્નાટો છવાઈ ગયો. ગામને બહુ વસમું લાગ્યું. ઘણા માણસો મનાવવા આવ્યા કે અમારે પાધર આમ તમે મસાણમાં રહો તો ગામને હેઠા જોયાપણું થાય. ગામમાં આવો. ભલે સરકાર મકાનો બધાં જપ્ત કરતી, કેટલાંક મકાન જપ્ત કરશે?

અમે અમારી લાગણી સમજાવી. રસ્તો નીકળી રહેતો હોય તો ગામને અનેક પ્રકારની તકલીફમાંથી બચાવી શકાય. સત્યાગ્રહનો અન્ય કાર્યક્રમ તો આગળ પડયો જ છે.

ગામ પણ સમજતું હતું કે ઘરનાં ઘર જપ્ત થવા માંડે પછી સત્યાગ્રહ પ્રત્યે ગામલોકોમાં કયારે અભાવ ઊભો થવા માંડે તે કહી શકાય નહિ. એટલે છેવટ સૌ સમજ્યા. છૂટા પડયા,

બપોર તપવાની તૈયારી થઈ ત્યાં માંડયાં પેટમાં ગલુડિયાં બોલવા. પડખેની એક વાડીમાંથી નાનકડો વાંસડો લઈ આવ્યા. એના ઉપર રાષ્ટ્રધ્વજ ચડાવ્યો. 'ભિક્ષાન્ન દેહિ' માટે અમે આઠ દસ જણા ચાલ્યા ગામ ભણી. સૌથી પહેલાં કુંભારવાડામાં ગયા. થોડાંક હાંડલાં માગી લીધાં, ધોઈ કરીને ગામમાં દાખલ થયા. આગળ ઝંડાધારી ને પાછળ ભિક્ષા–માધુકરીનાં હાંડલાં.

જે પહેલો લતો આવ્યો ત્યાં ટોકરિયા બાવાની જેમ અમે અહાલેક જગાવ્યો. પણ અમારી ટેલ જુદી હતી. અમે અમારા હેતુ માટે બે ત્રણ લીટી જોડેલી તે ગાઈએ :

"સ્વરાજ સૈનિક સ્વદેશ માટે
ઝંડો લઇને આવ્યા છે,
ગલી ગલીમાં આહલેક જગાવી
ભિક્ષા ઝોળી લાવ્યા છે."

પણ ભાઈઓ બહેનો અને છોકરાંઓનાં ટોળાં ઉમટયાં અમારી આગળ પાછળ. દિવસ તપતો હતો. અમારાં તરુણ મોઢે લોહી ધસી આવેલાં. પરસેવામાં ટીપાં બાઝતાં આવે. કૌમારાવસ્થા ને નિર્દોષ ભાવનાશીલ બાળકોના મોઢે એક પ્રકારની સંસ્કારિતા ઝલકે. અમારા કુમળા હાથમાં હાંડલાં અને ભીખ માગતાં ભાળીને ઘણી બહેનો ચોધાર આંસુડે રડી પડી



[ અનુ૦ પૂંઠા પાન–૩

Oormy Navrachana Rajkot-1 (March'73) કિં. ૧-૦૦ Regd. No. G. 68

# ઊર્મિ નવરચના

એપ્રિલ : ૧૯૭૩

સળંગ અંક ૫૧૭

તંત્રીઓ : ઇશ્વરલાલ ઓ. દવે : જયમલ્લ પરમાર

જુઓ આ અંક માંહેની દુકાળની વાતો અને ગીતો

એપ્રિલ : ૧૯૭૩

સળંગ અંક ૫૧૭




તંત્રીઓ : ઇશ્વરલાલ સો. દવે : જયમલ્લ પરમાર

જુઓ આ અંક માંહેની દુકાળની વાતો અને ગીતો

# 'In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress

UCC 1003—103—CO

રાષ્ટ્રીય
બચત સંસ્થા



પબ્લિક પ્રોવિડંટ ફંડ મારફત
ઘણા ફાયદા
આપે છે.

- સગીર અને પુખ્ત વયની હરકોઇ વ્યક્તિ માટે
- સ્વ-વ્યવસાયી લોકોના ખાસ લાભાર્થે.

## સામાજિક સલામતીની આદર્શ યોજના.

* આ ફંડમાં જમા કરાવેલાં નાણાંનું કરપાત્ર આવકમાં વળતર મળે છે; તેનું વ્યાજ કર-મુકત ગણાય છે; ફંડમાં જમા થતી કુલ રકમ ઉપર સંપત્તિવેરો લાગતો નથી.
* આખા વરસમાં વધુમાં વધુ રૂા. ૨૦,૦૦૦ જેટલી રકમ જમા કરાવી શકાય છે; ઓછામાં ઓછા રૂા. ૧૦૦ જમા કરવાના હોય છે.
* મહિનામાં એક કરતાં વધુ વખત આપ આપનું ભરણું જમા કરી શકો છો.
* સગીર વયની વ્યક્તિ વતી તેના પિતા અથવા માતા ખાતું ખોલાવી શકે છે.
* ખાતાંમાંથી સંજોગશાત્ થોડીઘણી રકમ ઉપાડવાની સગવડ વધુ હળવી બનાવવામાં આવી છે. ખાતું ખોલાવ્યાના છઠ્ઠા વર્ષથી ખાતું બંધ કરવામાં આવે ત્યાં સુધીમાં આપને ત્રણ વાર પૈસા ઉપાડવાની છૂટ મળે છે.
* પહેલાં પાંચ વરસો દરમ્યાન, એટલે કે થોડી રકમ ઉપાડવાનો આપને હક મળે ત્યાં સુધી આપને આપના ખાતાંમાંથી લોન મળી શકે છે. આવી લોનનું વ્યાજ ઘટાડીને ફક્ત ૧% રાખવામાં આવ્યું છે.
* વ્યાજના દરની અવારનવાર સમીક્ષા થતી રહે છે. આને પરિણામે આપના ખાતાંની જૂની સિલક માટે પણ વ્યાજના નવા દરનો લાભ મળે છે.
* આપે કોઈ કરજ કર્યું હોય તો તેના બદલામાં આ ખાતાંની થાપણ ઉપર ટાંચ આવતી નથી.

વધુ વિગતો માટે
પ્રાદેશિક નિયામક,
રાષ્ટ્રીય બચત સંસ્થા
અથવા સ્ટેટ બેંકની નજીકની શાખાનો સંપર્ક સાધો.



davp 72/263

## સંકેલો કાં સંધ્યાને !

માર્યાં બીજના ચંદ્રની ધારે, ગુલાલ લાલ આંખડીએ;
વાલા હમણાં ન પોપચાં વીંચો, સંતાવા દયો પાંખડીએ.
એવો સૂરજ એલચીનો દાણો, મુખડામાં તમે મૂકયો છે;
એને મમળો છો મમરાળાં, અમારો જીવ દૂકયો છે.
તમે રિસાયલ રાધાને ગાલે કે કેસર રેલાયાં;
કોરી કોરી ગાગરડીને માથે કે કંકુ ઢોળાયાં.
તમે પાળિયામાં સતી કેરો પંજો કે સિંદૂર છાંટેલો;
તમે જાણે શૂરવીરોની આંખે કસૂંબો ઘૂંટેલો.
તમે બગચેથી કાઢીને બાંધણી કે શીદ ઊકેલી;
હવે સંકેલો કાં સધ્યાને હૈયાની રંગહેલી.
લાગે લાગે અંધારાંની બીકું; રેશમિયા છાઈ જાશે;
એવા ઘેઘૂર કેશે અવનીમાં સુખલડાં ઢંકાઇ જાશે.

'દાદ'

## છુંદણાં

લ્યો સોયુ ને કાજળના ફૂડલાં
જી કા'ન મારી છાતીએ ત્રોફી દો છુંદણાં.
ગાલે કે ભાલે ના પિંડી કે કાંડે
જી ત્રાજવડું એક નથી ત્રોફવું.
ચૌટે કે ચોકે ના શેરી કે પાદરે
જી રૂપનું બજાર નથી ખોલવું.
કીકીની કૂંપીથી રંગ ઢળે ફૂડલે
રાખોને લોચન અધૂકડાં.
જી કા'ન મારી છાતીએ ત્રોફી દો છુંદણાં
કાળજડે કોતરી દો બુટ્ટાળી વેલડી
ને આળખી દો મોરલો ઢેલડી.
ભીતરની ભીંત પર હું ને તમે જી રાજ.
ચિતરી દો જુગ જુગની જોડલી.
કદી યે ન થાય પૂરી એવી કવિતાની
લખજો બે લીટી લલાટમાં.
જી કા'ન મારી છાતીએ ત્રોફી દો છુંદણાં.

શાંતિલાલ જાની

# શહુર વિનાની સરકાર : શૃંખલા વિનાનું સંગઠનઃ માથું ઊંચકતો મુસ્લિમવાદઃ ગુજરાત રાજ્ય ને દારૂબંધીઃ ખાયકીના બે પ્રકારઃ સરકારી વેપાર ને ભ્રષ્ટાચાર

સંપાદકીય

દુકાળીઆંને છેવટ કોઈ જ આધાર ન રહે ત્યારે પહેલાં તો એનાં અંગ કામ કરતાં અટકે. અંગે અંગમાં કાળી બળતરા ને તોડ વછોડ થાય. ઉદરમાં ભૂખના આમરડા આવે તેવી આંટીઓની અસહ્ય વેદના ઊપડે. એવાં દુકાળીઆં ચાલતાં હોય તો પડી જાય અને બેઠાં હોય તો અડવડિયાં ખાય. છેવટ નિશ્ચેષ્ટ થઈને દેહ પડી જાય. જીવને અને જમને વાતું થવા લાગે.

જીવ હજી ગયો ન હોય, અંગો નિશ્ચેષ્ટ પડયાં હોય. ત્યાં સુધી તો ઠીક, પણ આવી દશામાં એને મડદું માનીને કાગડા આંખું ઠોલે, ગીધડાં ચામડી ઊતરડે, કૂતરાં કે શિયાળિયાં એને ચૂંથવા માંડે ત્યારે એની અબોલ વેદનાનો પાર કોણ પામી શકે? કારણ કે ચૂંથનારાંને આઘાં ખસેડવાના, હાકલ કરવાનાં કે અંગ સંકોડવાનાં એનાં ચેતન હરાઈ ગયેલાં હોય છે.

## રાજકારણના રાંકા

ગુજરાતના શાસક પક્ષની અને એની સરકારની કાંઈક આવી દશા થઈ છે. શાસક પક્ષનો જન્મ થયો ને એમાં જોડાવા જે હડકવા ઊપડેલો ત્યારે જ એમાં રાજકારણની રાંકાઈનાં દર્શન થવા માંડેલાં. હિતેન્દ્રની સરકારને ચૂંથી નાખીને શાસકપક્ષની સરકાર રચવાનો જે રઘવાટ ઊપડયો તે પહેલાં લોકસભાની ચૂંટણીમાં જ શાસક પક્ષનાં આગમ ઉકલવા માંડેલાં. આજથી બરાબર બે વર્ષ પહેલાં અમે શાસક પક્ષના ભવાડા ભાળીને લખેલું કે :

બાળોતિયાનાં બળેલ
અમે થાનુંમાં ઠરિયાં નહિ

૧૯૭૧ના મે માસની સંપાદકીય નોંધમાં અમે લખેલું કે :

અમે નવાંરે ધર્યાંને નંદવાણા
કલેજાં નીવડયાં કાચનાં....રે.

સંસ્થા કોંગ્રેસને તો વર્ષો જૂનો લૂણો લાગેલો. એમાંથી કાંઈ સારું પામવાની આશા રહી ન હતી. પણ એક નવું રૂપ બંધાતું હતું શાસક કોંગ્રેસનું. ઉંબરા વળોટયા પહેલાં બાળક પારણેથી પછડાય એવી પછડાટો શાસક કોંગ્રેસ ખાતી હતી પણ સંસ્થા કોંગ્રેસની અવેજીમાં આશા બાંધ્યા વગર છૂટકો ન હતો. પણ શાસક પક્ષનાં નવાં કલેવર અમે (દેશ આખાએ) ધારણ કર્યાં તે તો ટકોરા ભેગા તૂટી પડે એવાં તદ્દન તકલાદી કાચનાં નીવડયાં.

## શહુર વગરની સરકાર

શાસક કોંગ્રેસની આજની સ્થિતિ જોતાં અમે બરાબર બે વરસથી એને વિષે જે કાંઈ લખતા આવીએ છીએ તેમાં કાંઈ જ નવું ઉમેરવા જેવું હવે નથી લાગતું. કેન્દ્રની આગેવાનીની ઓશિયાળ અને સત્તાની સાઠમારી. કુટિલતા ને કાવાદાવા. વીંછણનાં બાળ એની માનું પેટ ફાડીને બહાર નીકળી પ્રથમ એની માનો જ ભરખ કરે.

શાસક પક્ષને ચારે તરફથી સત્તા ભૂખ્યાં વરૂ ફાડી ખાવા માંડયાં છે છતાં પક્ષથી ઊંહકારો નથી નીકળતો એવો તે દુકાળીઆં જેવો મડદાલ થઈ પડયો છે. શ્રી. ઘનશ્યામભાઈની સરકાર માથે એમના જ સાથી ધારાસભ્યો વિરોધપક્ષો ન ઢોળી શકે એવાં કલંકનાં કુંડાં ઢોળી રહ્યા છે છતાં ઘનશ્યામભાઈ એને 'રૂક જાવ' કહેવાનું શહુર ગુમાવી બેઠા છે. આજ શાસક કોંગ્રેસ અને એની સરકારની પામર દશા જોતાં અમને મેઘાણીના શબ્દો યાદ આવે છે :

ચીર પાંચાળીના ખેંચવામાં
નહોતા પાંડવોએ દીધા હાથ

આજે અધિકાઇ મેં દેખી
બેટાઓએ માતને પીંખી

પાંચાળીનાં ચીર–હરણ વખતે પાંડવોસહ ભીષ્મ પિતામહ વગેરે વડિલજનો અને સમસ્ત સભા નતમસ્તકને હતબુદ્ધ બની ગયેલાં પણ દ્રોપદી ચિત્કાર તો કરી જ શકતી હતી. આજે શાસકપક્ષના સંગઠન અને એની સરકારના લુગડાં એના જ વિયા (જણેલાં) ખેંચી રહ્યાં છે છતાં મડદાલ સંગઠન અને શહુર વિનાની સરકાર ઉહકારો કાઢી શકતા નથી. નતો પેટની ક્યાંય બળતરા ઠાલવી શકે છે; 'કહે તો મા સારી જાય અને ન કહે તો બાપ કુત્તા ખાય' એવી એની હાલત છે. કુળવાન ઘરની કુટુંબીઓના હાથે જ બેઆબરૂ થયેલ બૈરા જેવી. કોને કહે ? શું કહે ?

## પરાક્રમશીલતાની સોદાબાજી

એટલેથી જ નથી અટકતું. જેમની જેમની પ્રતિમા અને પ્રતિભાનું ખંડન થઈ રહ્યું છે અને જે અવશપણે અસહાયતાથી સાંખી રહ્યા છે એવા બધા હવે સંગઠન કે સરકાર છોડે તો દોષિત ઠરે ને વધારામાં કાયરમાં ખપે. એટલે સંગઠન કે સરકાર છોડવાની જે પરાક્રમશીલતા જોઈએ તે તો તેઓ સત્તાના સોદામાં જ બધી હારી ચૂકયા છે. ફેંકાઈ ન જવા માટે તો શાસક પક્ષના સંગઠનને સત્તા વળગેલા, હવે પાછું ફેંકાઈને કયાં જવું ?

દશા તો જુઓ ! ઘનશ્યામભાઈએ રાજ્યની ધુરા હાથ ધરી ત્યારે હુંકાર કરેલો કે 'ગુનો કરનારા મોટા માંધાતાને પણ નહિ છોડવામાં આવે.' વાત સાચી છે. ત્યારે આજે પક્ષની નેતાગીરીની પ્રતિમાનું પ્રત્યેક રીતે ખંડન કરનારા પોતાના જ પક્ષના જ સાથીઓ ઉપર પગલાં ભરવાની વાત થાય છે ત્યારે એ હુંકારના પાણી કયાં મરી જાય છે ? હુંકારના બદલે ત્યાં ઊંહકાર પણ કાં ન નીકળે ?

## પ્રજા પામરતાને ન વરે

પ્રજા હંમેશાં પરાક્રમશીલતાને વરે છે, પામરતાને નહિ. આવી પામરતાને પરિણામે નિષ્ઠાવાન અને બળવાન એવા સાથીઓ પણ સાથ છોડતા જાય છે. જેમ પૃથ્વીરાજ ચૌહાણનો સાથ હાહુલીરાય અને બીજા સરદારો છોડી ગયેલા તેમ. અને પ્રજામાંથી આદર ઊડી જાય છે. સત્તા ઉપર હોય એટલે બાહ્ય-આદર જાળવે પણ પ્રજાના અંતરમાંથી આદરભાવ પછી ઊઠતા નથી.

પોતાના જ પક્ષના, પોતાના જ સાથીદારો જ[illegible] ભાજીમૂળામાંથી પણ ગણના કાઢી નાખે અને તણખલાને તોલે પણ પક્ષની અને સરકારની ચાલુ આગેવાનીને ન ગણે પછી જનતા તો કેવી રીતે જ ગણે ? હાથમાં સત્તા હોય એટલે લોકો ગરજ કરે કે ડરે, પણ એમાં સરકારનું ઉપજણ કેટલું ?

## ઝેર તો પીધાં'તાં જાણી જાણી

આનો અર્થ એમ નથી કે સંગઠનમાં અને સરકારમાં કોઈ સારા માણસ નથી. બધે સ્થળે હોય એકલા શાસક પક્ષમાં જ નહિ, પણ એ બધા એક જ નાવના પ્રવાસીઓ છે. એ બધા શાસક પક્ષ ઊભો થયો તે પહેલાંથી એકબીજાને ઓળખતા હતા એ બધા જાણતા હતા કે એમને સૌને આપ- આપસમાં કેવો ભાવ અભાવ, કેવો પ્રેમને કેવાં વેર ઝેર છે તે. કોઈથી અજાણ્યું ન હતું. સૌ સમજી બુઝીને જ સાથે જોડાયેલા છે. એમને સૌને ખબર હતી કે જંગલમાં જેમ તૃષાતુર બે નરમાદા હરણે થોડું પાણી જોયું ને એક બીજાને આગ્રહ કરવામાં 'તું પી', 'તું પી' કહેતાં જ પ્રાણ છાંડયા એવા એ બધા નથી. પણ ઝાંઝવાના જળ માટે પણ એક બીજાને ઝાટકે દયે એવા એમાં ભરાયેલા છે છતાં સમજપૂર્વક સાથે જોડાયેલા. અજાણ્યાં ઝેર નથી પીધાં, સમજી બુઝીને ઝેર પીધેલાં, પણ સત્તાના અમૃતની લાલચે. એટલે કોઈ કોઈને કહેવાપણું જ આમાં કયાં રહે છે !

## સ્વાર્થીઓનો શંભુ મેળો

આ બધા તો શાસક પક્ષમાં જન્મ્યા ત્યારથી જુદ્ધે ચડયા છે. આંતરવિગ્રહનો અવિરામ સત્તા સંઘર્ષ ચાલી રહ્યો છે. બંધારણમાં એવી જોગવાઈ હોત કે સત્તારૂઢ થયેલો કોઈ પક્ષ આવી પામર,

ગૌરવહીન, શક્તિહીન અને સંગઠનહીન દશાને પામે તો એમને હાથ ઝાલીને સત્તા ઉપરથી ઊઠાડી મૂકવા તો પ્રજા આજે રાહ જોયા સિવાય સૌને હાથ ઝાલી ઝાલીને ઊઠાડી મેલત. આમાંથી આપણી નવજવાન પેઢી કયો ધડો લેશે ? આમાંથી આપણા આવતીકાલના આગેવાનો કયું શિક્ષણ મેળવશે ? શાસક કોંગ્રેસનું યુવક દળ આજે લે છે તેવું જ ને ?

અને સ્થાન ખોવાની બીકે આ બધા અંદરો અંદર સમજી જાય તો પણ એમનું સત્તા ભૂખ્યું સ્વાર્થી સંગઠન કોનું ભલું કરી શકે ? એતો ભીનું સંકેલવાથી વિશેષ ખરાબ થયું. અંદરોઅંદર ગોઠવાઈ જાય તો જ સમજી જવાય ને ! દુઃખની વાત એ છે કે સમાજમાં જેટલા સારા માણસો હોય તેવા જ સંગઠન અને સત્તામાં હોવા જોઈએ, એને બદલે સત્તા ને સંગઠનમાં ન હોવા જોઈએ એવા જ વધુ ભરાણા છે.

## ખારવા જ ખૂટલ હતા

ગરીબોને નામે, રાષ્ટ્રને નામે, પક્ષને નામે કેટકેટલા ભડવીરોના, સદ્‌ગ્રહસ્થોના અને ભલા માણસોના ભોગ લેવાયા હશે? અને હજી કેટકેટલાના લેવાશે ? રે ભલાઓનો ભોગ લેનારી ઘાતકતા ! તારું નામ જ રાજકારણ ? અંદરોઅંદર બધે મોરચે બાટાઝૂટ બોલવા માંડી છે. એ હવે જંપે નહિ અને કોઈને જંપવા દે નહિ. સાચની લડાઈ હોય તો એનો કદીક અંત આવે, સ્વાર્થની લડાઈનો અંત ન હોય. આઝાદીની લડાઈ હોય તો એનો અંત આવે પણ સત્તાની લડાઈ કદી વીરમતી જ નથી, એ અવિરત ચાલ્યા જ કરે છે. જેના ખારવા ખૂટલ હોય એનાં બીજાં શું પરિણામ આવે છે. માલમ બિચારા ભલેને મરી મથે !

## ધિક્કાર, બદનામી, બુરાઇ

જ્યાં બાર મહિનાના પારણે ઝુલતી સરકારના પ્રધાનો ઉપર એના જ જોડીદારો ખાયકીનાં અને બદફેલીના–બેવફાઈનાં આળ ઓઢાડે તે પાંચ વરસ કેવાંક પૂરાં કેમ કરે ? જે સરકાર પોતે જ નિરંતર આરોપીના પીંજરામાં મુકાયા કરે એ સરકાર રાજ્યના કયા આરોપીઓનાં લેખાં લઈ શકે ? કઈ ગુનાખોરી માટે સખત અમલ બતાવી શકે ? શહુર વિહોણી સરકારનો છાકો શું પડે ?

દુઃખની વાત છે, કોઈ હર્ષની વાત નથી કે કેટલાક સારા માણસો સેવા અને કીર્તિની સારી એવી કમાઈ સાથે ખૂબ ભારે વજનદારપણે શાસક કોંગ્રેસમાં અને એની સરકારમાં જોડાયેલા. એ છૂટા થશે ત્યારે પ્રતિષ્ઠાનો અને ગૌરવનો ભાર ગુમાવીને હળવા થઈ ગયા હશે. પછી પોતાના મનથી તેઓ આજે ય ગમે તેટલી ખાંડ ખાતા હોય છતાં એ બધાની પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળ્યાં છે.

કરત કુસંગ ચાહત કુશળ, એહી બડા અફસોસ;
મહીમા ઘટયો સમુદ્રકો, રાવણ બસ્યો પડોસ.

રાજકારણનાં રાંકાટ ભેગા થાય–સત્તાભૂખનાં દુકાળિયાં ભેગાં થાય એની પાસે બીજી શી આશા રાખી શકાય ? જે પિંડે છે તે જ બ્રહ્માંડે છે. જે ગુજરાતમાં છે તે જ કેન્દ્રમાં છે. કહે છે કે અન્ય રાજ્યોની સરખામણીમાં ગુજરાતમાં ઘણું સારૂં છે. એક ડોશીમાને પૂછવામાં આવ્યું કે "ડોશીમા તમારા સારા કયા દીકરા ?" તો ડોસી કહે "જે ફાંસીએ ચડી ગયા તે." એનો અર્થ કે ત્યારે બાકીના બીજાં રાજ્યો કેટલાં ખરાબ હશે ?

## એ જ ઘટમાળ ચાલવાની

મુખ્ય પ્રધાન થવાના મહત્ત્વાકાંક્ષીઓથી પોતાની મહત્ત્વાકાંક્ષા કદી ન છૂટે. એને પરિણામે બે મોટાં જૂથ પક્ષમાં ને સરકારમાં પડેલાં જ છે. સમાજવાદી ફોરમ સત્તા ઝોંટવવા બન્ને જૂથનો વારાફરતી એક બીજા સામે ઉપયોગ કર્યા જ કરે છે તે પણ કદી અટકવાનું નથી. ઈન્દિરાજી પોતાની સત્તાની સમતુલા માટે પ્રત્યેક રાજ્યમાં વિરોધી બળોનાં સોગઠાં સામસામે ગોઠવ્યા જ કરે છે. છતાં હાબેરીઓથી દબાતાં લાગે છે. શાસક પક્ષની કેન્દ્રીય નેતાગીરી ઈન્દિરાજીની સત્તાની સમતુલાની રમતનો ઉપયોગ પોતાનું મહત્ત્વ ટકાવવા કયારેક એક બળને તો ક્યારેક

બીજા બળને ઉત્તેજન આપ્યા કરે છે. ડૉ. શંકર દયાલ શર્મા જેવા કોંગ્રેસના પ્રમુખ એક દિવસે એક વાત કરે ને બીજે દિવસે મસીદમાં ગયો છે જ કોણ એવી વાતો કરે ત્યારે બીજાઓનો તો ભરોસો જ શો ? આમ ગુજરાતની નેતાગીરી કેન્દ્રની આગેવાનીની સદાની ઓશિયાળી રહેવાની જ છે. ત્યારે એનું પરિણામ આજે ગુજરાતમાં શાસક પક્ષમાં ને સરકારમાં જે આવી રહ્યું છે એ સિવાય બીજું આવી શકે નહિ.

## ગદ્ધાને ગદ્ધો કાંઉં ભણું ?

શાસક પક્ષમાં એવા કેંક ભરાણા છે કે અમને એક નાનકડો ટૂચકો યાદ આવે છે. એક દરબાર હતા. કપડાં મેલાં થયેલાં તે નદીને એકાંત આરે ધોવા ગયા. કપડાં બન્ને ધોઈને વેકરા ઉપર સૂકવવા મૂકી પોતે નદીના ઊંડા પાણીમાં સુકાવાની રાહ જોતા ઊભા રહ્યા. ત્યાં એક ગધેડું ચરતું ચરતું નીકળ્યું અને બરાબર સૂકવેલાં બે કપડાં માથે જ હાલ્યું. બીજું કોઈ ચાલ્યું હોત તો એને "હેઠ ગધેડા !" એમ કહીને મન હળવું કરત. એથી દરબાર કહે :

"તને ગદ્ધાને ગદ્ધો કાંઉં ભણું ?" તને ગધેડાને ગધેડો શું કહું ?

દુઃખ એ વાતનું થાય છે કે સંસ્થા કોંગ્રસમાં કાંઇ શક્તિ નથી રહી. બીજો કોઈ પક્ષ જોરાવર છે નહિ. શાસક કોંગ્રેસનાં સત્તા જૂથો બદલી બદલીને બદલે તો પણ પરિણામ તો એક જ આવવાનું છે. શાસક કોંગ્રેસની સરકાર પડી ભાંગે તો પણ બીજું પરિણામ કલ્પી શકાતું નથી. ત્યારે ગુજરાતનું થશે શું ? અંધેરી ગાવડીનો અલ્લા જ રખવાળો ! લાલચુ આગેવાનો અને રાંકા રાજકરણીઓથી કોની ગરીબી હટશે ? એમની અને જેમની હટી રહી છે એમની જ ને ? ગરીબી હટાવવાનાં અને સમાજવાદ લાવવાનાં વચનો અપાતાં હતાં ત્યારે જ અમે શાયર ગાલિબનો એક શેર ગણગણતા હતા કે :

હમકો માલુમ હય જિન્નતકી હકીકત લેકીન,
દિલકો ખુશ રખનેકો ગાલિબ ! યહ ખ્યાલ
અચ્છા હૈ.

## માથું ઊંચકતો મુસ્લિમવાદ

મુંબઈ મ્યુનિ. કોરપોરેશનની ચૂંટણી અને અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી અંગે ભારત સરકારે જે કાનૂન સુધારો કર્યો છે તે અંગે દિલ્હીમાં મળી ગયેલી મુસ્લિમોની પરિષદ ભારતના ભાગલા પહેલાંની હિંદુ મુસલમાનની સ્થિતિની યાદ અપાવતાં થયાં છે.

મુંબઈ મ્યુનિ. કોરપોરેશનમાં આ મુસ્લિમવાદે માથું એમ કાઢ્યું કે મ્યુનિસિપલ ઉર્દુ શાળાઓમાં મુસલમાનો વંદેમાતરમ્ નહિ ગાય. કારણ કે એમાં ઈશ્વરત્વનું આરોપણ થયેલું છે. મુસલમાનો એક ખુદા સિવાય કોઈને નમતા નથી. એથી માતાને નમવું તે ઈસ્લામથી ખિલાફ હોવાથી વંદેમાતરમ્, નહિ ગાય. બરાબર મુંબઈ મ્યુનિ કોરપોરેશનની ચૂંટણી ટાણે જ આ પ્રશ્ન ચગાવવામાં આવ્યો. એ કોમવાદી મુસલમાનો સમજતા હતા કે જો આ માગણી અન્ય પક્ષો સ્વીકારે તો પણ મુસ્લિમ લીગને મુસ્લિમોમાં પ્રતિષ્ઠા મળવાની જ છે અને ન સ્વીકારે તો આ મુદ્દા ઉપર મુસલમાનોનો મત મુસ્લિમ લીગને જ મળવાના છે.

## મઝહબી માગણીઓ

આ માગણીને શાસક કોંગ્રેસમાં રહેલા સામ્યવાદીઓએ ઝડપી લીધી. મુંબઈ શહેરમાં શાસક કોંગ્રેસના પ્રમુખ સામ્યવાદી રજની પટેલ છે. એને શાસક કોંગ્રેસના સામ્યવાદી મહામંત્રી ચંદ્રજીત યાદવનો ટેકો મળી ગયો. આશ્ચર્યની વાત એ છે કે મુસ્લિમોના મત મેળવવા ધર્માંધતાથી ભરેલી મુસલમાનોની માગણીને સામ્યવાદીઓનો ટેકો મળી ગયો. નહિ તો એમને અને ધર્મને કાંઈ નાવા નીચોવવાનું નથી હોતું.

આ માગણી કોંગ્રેસી મુસલમાન અમીન ખંડવાણી તરફથી રજૂ થઈ. બધા પક્ષોએ ને શાસક કોંગ્રેસીઓએ પણ એનો વિરોધ કર્યો. મુસ્લિમલીગને આથી ફાવતું આવી ગયું. બે મુદ્દા પર મુસ્લિમ લીગ ચૂંટણી લડી. એક તો મુસ્લિમ પર્સનલ લૉ અને બીજો વંદેમાતરમ્‌નો. મુસ્લિમલીગના પહેલાં

મ્યુનિ. કોરપોરેશનમાં બે જ સભ્યો હતા. એને બદલે ૧૬ સભ્યો થયા. શાસક કોંગ્રેસને કે સ્વતંત્રપક્ષને મુસલમાનોના મત ન મળ્યા. સંસ્થા કોંગ્રેસ તો ધોવાઈ જ ગઈ.

## સામ્યવાદીઓની નાદાનિયત

મુંબઈ મ્યુનિ. કોરપોરેશનનું પરિણામ આશ્ચર્યજનક આવ્યું. શાસક કોંગ્રેસના ૬૧ સભ્યો હતા એના ૪૫ આવ્યા. અને મુસ્લિમલીગ, શિવસેના અને જનસંઘનાં જોર વધ્યાં. મુંબઈમાં કોઈને બહુમતિ ન મળી પણ ડાબેરી ઝોકવાળા પક્ષો બધા માર ખાઈ ગયા. કોમવાદનું જોર પ્રગટપણે ઊંચું આવ્યું.

સામ્યવાદીઓ એટલું પણ ન સમજ્યા કે આથી મુસ્લિમવાદીઓનું અને હિંદુવાદીઓનું જોર વધશે. હિંદુ–મુસલમાન વચ્ચે વૈમનસ્ય વધશે. તેમ હિંદુ અને મુસલમાન કોમવાદીઓ વચ્ચે એમની રમત મુજબ આ સામ્યવાદીઓ સમતુલાનું બળ પણ ન મેળવી શક્યા. અને વંદેમાતરમની લડાઈ એક દિવસ અંગ્રેજ સરકાર સામે લડાતી હતી તે પચ્ચીસ વરસ પછી મુસ્લિમવાદીઓ સામે શરૂ થઈ ગઈ.

## માથું ઊંચકતો મુસ્લિમવાદ

મુસ્લિમવાદીઓને આ બધું ભાવતું આવતું હતું. પચ્ચીસ પચ્ચીસ વરસથી રાષ્ટ્રવ્યાપી મુસ્લિમ આંદોલનની જે શક્યતા દટાઈ ગયેલી તે કોંગ્રેસનો ભય અને લાલચ બન્ને નાબૂદ થતાં હવે મુસ્લિમવાદ માથું ઊંચકવા માંડયો છે. એટલે એમની ધર્મને નામે થયેલી માગણીનો જેટલો વિરોધ થાય એટલું મુસલમાનોમાં સામું જોર વધે, ને એવા બહાના ઉપર મુસલમાનોને એક કરી એમનામાં રહેલી વૈચારિક પછાતાવસ્થાનો લાભ લઈ શકાય. મુસ્લિમ વાદીઓનું આ શસ્ત્ર બહુ જૂનું છે. એના ઉપર એમણે પાકીસ્તાન મેળવ્યું, એના ઉપર કાશ્મીરની જેહાદ ચાલુ રાખી શક્યા, બંગાળના પ્રશ્ને સરકારની તરફેણ કરવાથી અળગા રહ્યા ને કાંઈક પાકીસ્તાનની તરફેણ કરતા રહ્યા છે.

## સ્થાપિત હિતોની કાયમી ચાલ

આને પરિણામે મુસલમાનોને જ વધુ ગુમાવવું પડે છે. કારણ કે રાષ્ટ્રના સામુહિક વિકાસમાં ઘણે અંશે મુસલમાનો પછાત રહેતા આવ્યા, પરિણામે મુસલમાન સિવાયના સમાજ સાથેનું એમનું અંતર ઘટવાને બદલે વધતું જ જાય છે. મુસ્લિમવાદીઓ આ અંતરને એમ ઘટાવે છે કે મુસ્લિમ લઘુમતિના વિકાસ તરફ સરકાર તરફથી ધ્યાન નથી અપાતું ને મુસલમાનોને અન્યાય થાય છે. મુસ્લિમોની આગેવાની ટકાવી રાખવા એમને તો આ બધું ફાવતું આવે છે.

વંદેમાતરમ્ પ્રત્યેના મુસ્લિમ વિરોધનું ધાર્યું જ પરિણામ આવ્યું. મુસ્લિમ લીગના હાથમાં મુસલમાનોની આગેવાની આવી ગઈ. શિવસેના અને જનસંઘ ચીડાયાં. એમણે મુંબઈ મ્યુનિ. કોરપોરેશનમાં જે વિજય મેળવ્યો એનાં વિજય સરઘસો કાઢયાં, પણ વંદેમાતરમ્ ગાતાં ને ગજવતાં. આથી મુસ્લિમોને એની સામે ઉશ્કેરી શકાયા. મુંબઈમાં કોમી રમખાણની શરૂઆત થઈ. અત્યારે તો મહારાષ્ટ્ર સરકારે સખત હાથે દાબી દીધું. પણ મસ્જિદ પાસે વાજાં વગાડવા કરતાં વધુ ખરાબ રીતે વંદેમાતરમને એક પ્રશ્ન બનાવી દેવામાં આવ્યો છે.

## વંદેમાતરમ્‌ના વિરોધના પ્રત્યાઘાત

દેખાતી રીતે જ રાષ્ટ્રવાદીઓ વંદેમાતરમ્‌નો આગ્રહ રાખે જ. આથી મુસલમાનોને એના ઊભા કરેલા ધાર્મિક મુદ્દા ઉપર હંમેશ મુજબ રાષ્ટ્રીયતાના વિરોધી જ રાખી શકાય.

મહારાષ્ટ્રની વિધાનસભાની ઉઘડતી બેઠક વંદેમાતરમ્‌થી ગાજી. મહારાષ્ટ્ર સરકારે જાહેર કર્યું કે ધાર્મિક માન્યતાઓની નિરપેક્ષ રાષ્ટ્રગીત કોઈ ગાવા વગાડવામાં આડું આવશે એની સામે કડક પગલાં લેવામાં આવશે.

મુંબઈ મ્યુનિ. કોરપોરેશને નક્કી કર્યું કે તેના બધા જ સત્તાવાર સમારંભો વંદેમાતરમના સમૂહગાનથી શરૂ થશે.

ભારત સરકારે ચોખવટ કરી કે સને ૧૯૫૦ની જાન્યુઆરીએ બંધારણ સભાના પ્રમુખે નિવેદનના સ્વરૂપમાં વિચારો વ્યક્ત કરેલા કે ભારતીય આઝાદીની લડતમાં ઐતિહાસિક ભાગ ભજવનાર વંદેમાતરમ્‌ના ગીતને રાષ્ટ્રગીત સાથે સમાન રીતે માન અપાશે અને આ ગીત ગાવા કે વગાડવામાં આવતું હશે ત્યારે દરેક નાગરિક તેને યોગ્ય માન આપશે.

ખૂબીની વાત છે કે ભારત સરકાર જે સમજી શકી તે કોંગ્રેસના મહામંત્રી ચન્દ્રજીત યાદવ ન સમજ્યા કે આ પ્રશ્નનો સમજદારીથી ત્વરીત ઉકેલ કરવામાં ન આવે તો હિન્દુરાષ્ટ્રવાદીઓ જ નહિ પણ રાષ્ટ્રવાદીઓ પણ મેદાને પડી જશે ને દેશમાં કોમી રમખાણો જાગી જશે.

## સુધારાને ઉત્તેજન આપો

મુસ્લિમવાદીઓને પાકિસ્તાનમાં ઈસ્લામી રાજ્ય જોઈએ છે ને ભારતમાં બિન સાંપ્રદાયિક અને તે પણ પોતાના અર્થઘટન પ્રમાણેનું, જેથી પાકીસ્તાનમાં અને ભારતમાં મુસલમાનો એક સરખી રીતે રહી શકે. પહેલાં મુસલમાન જ રહીને લોકશાહીનો એમને પૂરો ગેરલાભ ઊઠાવવો છે, જેમ ઘણા દુત્તા ડાબેરી પક્ષો ને વ્યક્તિઓ ગુજરાતમાં અને દેશમાં આ ગેરલાભ ઊઠાવી રહ્યા છે તેમ.

અવિભાજિત કોંગ્રેસે મુસ્લિમોના મત મેળવતા રહેવા માટે બહારથી રાષ્ટ્રવાદી અને અંદરથી કોમવાદી એવા મુસ્લિમ આગેવાનોને પંપાળ્યા કર્યા છે. એ આગેવાનોએ મુસ્લિમોની પછાત અવસ્થાનો પૂરો લાભ લીધા કર્યો છે. પરિણામે મુસલમાનોમાં રાષ્ટ્રીયતાનો વિકાસ થાય, મુસલમાનો રાષ્ટ્રીય વિકાસમાં બિરાદર કોમો સાથે ખભેખભા મિલાવીને કામ કરે, મુસલમાનોમાં જગતના મુસ્લિમ દેશોમાં થઈ રહ્યા છે તેવા સામાજિક સુધારા થાય એવા પ્રયત્નો કરનાર આગેવાનોને કોંગ્રેસે આજ સુધી ઉત્તેજન નથી આપ્યું.

## કોંગ્રેસની દ્વિમુખી નીતિને કારણે

ઉલટ પક્ષે કેરળમાં જવાહરલાલ નેહરુના સમયમાં જ મુસ્લિમ લીગને માન્યતા આપી. એનું શ્રેય તે વખતના કોંગ્રેસ પ્રમુખ શ્રી. ઢેબરભાઈને મળ્યું. પણ ધીરે ધીરે મુસ્લિમ લીગે આખા ભારતમાં પેટમાં ગરીને પગ પહોળા કર્યા છે. એક જ્ઞાતિનું, એક કોમનું મંડળ એની જ્ઞાતિ અને એની કોમનું જ હિત સાધવાના હેતુથી સંગઠન સાધી શકે. ઈંદિરાજીએ કેરળમાં કોંગ્રેસની સરકારને જીવાડવા સામ્યવાદીઓ સાથે મુસ્લિમલીગ સાથે હાથ મિલાવ્યા છે. હવે એ ભારતમાં અન્ય સ્થળે મુસ્લિમલીગને કોમવાદી કહે અને કેરળમાં રાષ્ટ્રવાદી માને તે મુસલમાનો કે હરકોઈ કેમ સાંખી શકે?

આ સ્થિતિનો લાભ અલીગઢ યુનિ.ના પ્રશ્ને મુસ્લિમવાદીઓએ લીધો અને શાસક કોંગ્રેસને આગામી કોઈ ચૂંટણીમાં મત ન આપવાની હાકલ કરી છે. દેશની સામે અત્યારે મણિપુર, આંધ્ર ને ઓરિસ્સાને બાદ કરીએ તો પણ ઉત્તર પ્રદેશની ચૂંટણી આવી જ રહી છે. અને વધારે કરૂણતા એ છે કે દેશના કેટલાક વિરોધ પક્ષોએ મુસ્લિમવાદીઓની આ કોમવાદી માગણીને મુસલમાનોના મત મેળવવા ટેકો આપ્યો છે.

## પ્રથમ ભારતીય બનો

આ દેશને જે કોઈ પક્ષ એક રાષ્ટ્ર બનાવવા માગતો હોય, આ દેશને જે કોઈ પક્ષ લોકશાહી ને સમાજવાદી બનાવવા માગતો હોય તેણે એક દિવસ મુસ્લિમવાદીઓને રાષ્ટ્રીયતાના સીધા રાહ પર આવી જવાનો આદેશ આપવો જ પડશે.

ધર્મને નામે સીવીલ કોડનોવિરોધ કરવાને બદલે અન્ય બિરાદર કોમો સાથે સામાજિક વિકાસમાં ખભા મિલાવનારા કાનુનને વિચારવો પડશે.

સોવિયેટ યુનિયનમાં જેમ મુસલમાન પ્રથમ સોવિયેટનો નાગરિક ને પછી મુસલમાન છે તેમ ભારતનો મુસલમાન ગુજરાતમાં પ્રથમ ગુજરાતી, મહારાષ્ટ્રમાં પ્રથમ મહારાષ્ટ્રી અને ભારતમાં પ્રથમ ભારતીય હોવો જોઈશે.

## ફરી પાકીસ્તાન ઊભું ન કરતા!

ધર્મને નામે અસલી કોમી સ્વરૂપ જાળવી રાખવાની મનોવૃત્તિ છોડવી પડશે. પહેરવેશ, ભાષા,

દેખાવ વગેરે વાતને પકડી રાખવાની અલગતાની ઉદ્દંડતા છોડવી પડશે. વિચારે ને આચારે ભારતીય બનવું પડશે. પોતાની આસપાસના સમાજમાં આત્મીયભાવે ભળવું પડશે.

આ પ્રકારના મુસલમાનોના સામાજિક ને રાષ્ટ્રીય વિકાસના આગ્રહીઓને ઉત્તેજન આપવાને બદલે કોંગ્રેસની જૂની રસમની નીતિ પ્રમાણે ચાલીને મુસ્લિમવાદીઓમાં ભારતના ભાગલા પહેલાંની મનોવૃત્તિનો જે વિસ્ફોટ પેદા થઈ રહ્યો છે તેને ઉત્તેજન મળશે તો મુસ્લિમવાદીઓને આપણે બીજા નવા પાકીસ્તાન તરફ દોરી જશું.

## ગુજરાત રાજ્ય ને દારૂબંધી

અમદાવાદમાં લઠ્ઠો પીવાને કારણે ૪૦થી ૫૦૦ સુધી મૃત્યુ થયાની અફવા, દારૂબંધી માટેની બજેટ ચર્ચા અને કેન્દ્ર સરકારની દારૂબંધી મધ્યસ્થ સમિતિ એ બધાં ભેળાં ગઇ ગયાં.

લઠ્ઠા પીવાને કારણે થયેલાં મૃત્યુની પોલીસ તપાસમાં સાતેક મૃત્યુ થયાનું કહેવાયું. વિધાનસભામાં ગયા વરસની જેમ નવીનતા એ રહી કે વિરોધપક્ષે સરકારની દારૂબંધીની નીતિને ટેકો આપ્યો ને શાસક પક્ષના કેટલાક સભ્યોએ ઉગ્ર વિરોધ કર્યો. શ્રી ચોખાવાળાએ રાખેતા મુજબ બચાવ કર્યો.

દારૂબંધી નિષ્ફળ ગઈ છે એમ કહેવાયું તે આજની સ્થિતિના સંદર્ભમાં ઘણે અંશે સાચું છે. પણ દારૂબંધી દાખલ કરી ત્યારે સાત ટકા માણસો દારૂ પીતા હતા ને હવે ૨૪ ટકા દારૂ પીએ છે એ વિધાન ભારે અચરજ ભર્યું છે.

## ગુજરાતમાં દારૂ પીનારા કેટલા ?

ગુજરાતમાં આદિવાસીઓમાં દારૂ–તાડી વિશેષ પ્રમાણમાં પીવાતાં રહેલાં. તાડીનો પ્રતિબંધ હોવા છતાંય આજે ય પીવાય છે. માત્ર કાયદેસરની છૂટ નથી તે એમને જોઈએ છે એટલું જ. એ પછી મિલ મજૂરોમાં દારૂ પીવાતો. ત્રીજો દેશી રજવાડાં સાથે સંબંધ કર્તા કોમો ને વ્યકિતઓમાં દારૂ પીવાતો. આજે દારૂ વ્યાપક પ્રમાણમાં વિદ્યાર્થીઓ, વેપારીઓ, કર્મચારીઓ, અધિકારીઓ, મજૂરો અને ગામડામાં વિવિધ જાતિઓમાં પણ પીવાતો થયો છે એ હકીકત છે. પણ એના ટકા કયારેય નીકળી શકયા નથી, આજે પણ અટકળે જ કહેવાય. પણ ૨૪ ટકા લોકો દારૂ પીએ છે એમ માનવું એટલે ગુજરાતના દરેક ઘરમાં સરેરાશ દોઢથી બે માણસો દારૂ પીએ છે એમ એનો અર્થ થાય. અથવા તો ગુજરાતના ચોથા ભાગમાં બધા દારૂ જ પીએ છે એમ એનો અર્થ થાય.

## દારૂબંધી દારૂબંધીને ઠેકાણે

આ આંકડાનો જવાબ શ્રી ચોખાવાળાએ નથી આપ્યો. સરકારે પોતાની નીતિનો બચાવ જ કરવો પડે એમ એમણે ય કર્યો. ડો. અમુલ દેસાઈએ પોતાના વિસ્તારની તકલીફ રજૂ કરી, પણ કોઈએ ગુજરાતની દારૂબંધીની આજની સમગ્ર સ્થિતિનો ચિતાર ન રજૂ કર્યો. સમાજવાદી ફોરસવાળા કાવાદાવામાં ખૂંપી ગયેલા તેથી દારૂબંધીનો વિરોધ કેન્દ્રિત ન કરી શકયા, બીજા કોઈને પડી નહોતી અને સરકાર તરફથી દારૂબંધીની આજની સ્થિતિ એને પહોંચી વળવા માટેના ઉપાયો વગેરે અંગે કાંઈ વિચાર થયો હોય તેવું ન જણાયું.

કોઈએ એમ ન કહ્યું કે દારૂબંધી અંગે છેલ્લા દશ વરસથી જે સુધારા વિચારાય છે તેમાંના કેટલા અમલમાં મુકાયા ? ન મુકાયા હોય તો શા માટે ? દારૂનું પ્રમાણ રોગચાળાની જેમ વધી રહ્યું છે તેની સામે સરકાર કયારે અને શું પગલાં લેવા ધારે છે ? દારૂબંધીની આજની વ્યવસ્થામાં કયાં ખામી રહેલી છે ? હોય તો કેમ સુધારતા નથી ?

## અશ્રદ્ધા કે બેવફાઇ ?

લઠ્ઠો આજનો પીવાતો નથી પણ વર્ષોથી પીવાય છે ને લઠ્ઠાથી આજે પહેલ વહેલાં મૃત્યુ નથી થયાં પણ દસેક વરસથી થતાં આવે છે એમ પણ કોઈએ કે સરકારે ન કહ્યું. માત્ર પોલીસ તંત્રને દારૂબંધીમાં અશ્રદ્ધા હોવાનું શ્રી. ચોખાવાળાએ કહ્યું એમ અખબારી સમાચારો કહે છે. આ સ્થિતિ તો અન્ય ગુનાઓ માટે પણ ભયંકર કહેવાય. નીતિ

નક્કી કરવાનું કામ સરકારનું અને પ્રજા તરફથી જેને બહુમતી મળી છે તે પક્ષનું છે. અમલ કરવાનું કાય તંત્રનું છે. કોઈપણ નીતિ સામે તંત્રને અશ્રદ્ધા હોય તો તંત્ર અને તે સરકાર ચાલી કેમ શકે? આવતી કાલે જુગાર, દાણચોરી, કરચોરી, વ્યભિચાર, ચોરી ને લખાડી વિષે પણ પોલીસ તંત્ર અશ્રદ્ધા બતાવે તો? અમને લાગે છે કે શ્રી ચોખાવાળાનો ગર્ભિત આશય એ હશે કે જે તંત્રને દારૂબંધીનો અમલ કરવાનો છે તે નીતિના અમલ બારામાં શિથિલ છે. (૨૫ વરસથી એ જ રામાયણ ચાલે છે.) તંત્રની હા-ના ઉપર સરકારની નીતિનો આધાર રહી શકે નહિ.

## દારૂબંધીની બે વિરોધી વ્યવસ્થા

દારૂબંધીના કાયદા વિષે જગતના કોઈ દેશો બે મત નથી અને એના અમલ વિષે કોઈ એકમત નથી. ગુજરાતમાં દારૂબંધી અંગે બે પ્રકારે તંત્ર ગોઠવાયેલું છે, એક તો એના કાયદેસરના અમલનું જેમાં પોલીસ અને નશાબંધી તથા આબકારી ખાતું આવી જાય. બીજું દારૂબંધી અંગેના પ્રચારની સામાજિક વ્યવસ્થા. સરકારે દારૂબંધી ચલાવવી હોય તો દારૂબંધીની વ્યવસ્થાના બન્ને પ્રકારો ધરમૂળથી ફરી વિચારવા અને ફરી પ્રયોજવા જોઈએ. કારણ કે દારૂબંધીનો ભંગ કરવામાં મોટો હિસ્સો ગેરકાયદે દારૂ ગાળવાનો ગણાય છે. જેની સાથે પોલીસ તંત્ર એવું ઓતપ્રોત થઈ ગયું છે કે મૂળ ગુનેગાર કોણ તે નક્કી કરવું રહેશે. અને દારૂબંધીની સામાજિક વ્યવસ્થા દ્વારા તો સરકારે સૌને સાલિયાણાનો જ બંદોબસ્ત કરી આપ્યો છે. અને સરકારની તેવડના અભાવે આ સામાજિક તંત્ર પૂરેપૂરું રાજકારણમાં સંડોવાયેલું છે.

## ખાયકીના બે પ્રકાર પોલીસ ને કાર્યકરો

આ સામાજિક વ્યવસ્થાએ સરકારી વેતનો અને ગ્રાન્ટ ખાવા માટે અહેવાલો બનાવવાની પૂરી આવડત કેળવી લીધી છે. સરકાર આ સમજતી હોવા છતાં એ અહેવાલો સ્વીકારાય છે ને સામાજિક વ્યવસ્થા અને સરકાર મળીને દારૂબંધીનો દંભ કરતા રહી એક મોટું પાખંડ નભાવ્યે જાય છે. સરકાર તરફથી મળતાં વેતનો, સાધનો અને સહાય ખરેખર દારૂબંધીના કામકાજમાં વપરાય છે કે અંગત મોજશોખ, અંગત મહત્તા અને રાજકારણની ખટપટમાં વપરાય છે તેની તપાસ માટે સરકારે કમીશન નીમવું જોઈએ, જેથી દારૂબંધી ન થતી હોય તો પછી પ્રજાના પરસેવાના પૈસા તો બચાવી શકાય। પોલીસો એક પ્રકારે દારૂબંધીને કારણે ખાય છે ને કાર્યકરો બીજી રીતે ખાય છે. નૈતિક દૃષ્ટિએ બન્ને પ્રકાર ખાયકીના જ છે. જો પ્રજાના પરસેવાના પૈસાની આ બન્ને પ્રકારની ખાયકી સરકાર ન અટકાવી શકે તેમ હોય તો ભ્રષ્ટ રીતે પોલીસ, ગુનેગારો ને કાર્યકરોને નભાવવાનો દારૂબંધીનો વિલાસ સરકારે છોડી દેવો જોઈએ. પણ જે સરકારના પ્રધાનમંડળના કેટલાક સભ્યો દારૂ પીતા હોવાના સામે પક્ષેથી પડકાર ફેંકાય અને એ પડકાર લાજવાબ રહે એવી સરકાર પોલીસ અને કાર્યકરોને અનિષ્ટ રીતે નીભાવવાનું છોડી દેવાનું બળ દાખવી શકે ખરી? પ્રજા-દિલની આશંકાઓનું શું?

## સરકારી વેપાર ને ભ્રષ્ટાચાર

શાસક પક્ષની કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારો જ્યારે ઘઉંનો જથ્થાબંધ વેપાર હાથ ધરી રહી છે ત્યારે અમે નીચેનો કિસ્સો એમની સામે ધરીએ છીએ. જે કોઈ વેપાર કરે છે તેમાંથી અપવાદ સિવાય સૌ કાંઈ લૂંટે છે ને એને કારણે મોંઘવારી વધે છે તે સ્વીકારીને આગળ ચાલીએ છીએ.

હરિયાણા સરકારે પોતાની પ્રજા પાસેથી રૂા. ૭૦ના ભાવે કવીન્ટલ ચોખા લીધા પછી એ ચોખા મહારાષ્ટ્ર સરકારને ૧૩૩ રૂપિયા ને ૪૫ પૈસાના કવીન્ટલના ભાવે વેચ્યા. હવે મહારાષ્ટ્ર સરકારે એ ચોખા પોતાની પ્રજાને ૧૪૫ રૂપિયાથી માંડીને ૧૭૭ રૂપિયાના ભાવે વેચ્યા. એટલે કે હરિયાણાની પ્રજાને કીલો ચોખા દીઠ ૭૦ પૈસા મળ્યા ને મહારાષ્ટ્રની પ્રજાને એ જ કીલો ચોખાના ૨૨૫ પૈસા આપવા પડયા. આમ વચમાં કીલો દીઠ ૧૫૦ પૈસા બન્ને સરકારો ખાઈ ગઈ. એટલે પહેલાં જેમ વેપારી લૂંટતા તેમ હવે સરકારો ન લૂંટે એ જ ગનીમત.

# દુષ્કાળ પ્રાચીન અને અર્વાચીન

જયમલ્લ પરમાર

ઓણુની સાલ ઉત્તરોત્તર દુષ્કાળ ભીષણુરૂપ ધારણુ કરતો જાય છે. માલધારીઓનું મહિયર કહેવાય એવી વનરાઈથી અડાબીડ ગાંડી ગિરમાં ઝાડવાં ય નવસ્રાં થઈ રહ્યાં છે. પાંદડું ગોત્યું હાથ પડતું નથી. દુકાળના દવથી દાઝેલાં રૂખડાં સાથે કુંપળના ઠોંટા ય પંખી ચૂંટી ચૂંટીને છોડી ગયાં છે. ચકલાને માળા બાંધવા તણુખલું ય ન મળે એવી ગિરની હરિયાળી ધરતી ઉજ્જડ થઈ ગઈ છે.

'મિયુંમાગ ન દીતિયું રૂંધતિયું આરા' એવી રાવળ ને માલણુ, ઓઝત ને શીંગવડો સારખી ગિરની કામધેનુ જેવી દૂઝતી નદીયું આજે દૂકી ગઈ છે. ઓહોહોહો ભાઇ! આ તો ગર દુકાળે સળગીને ગજબ થિયો છે. વનચર વગડો છોડીને ગયાં છે. મોટરુંના શીંગડાં વાગતાં મોરલા ભડકીને ગહેકી ઊડતા એવી ગિરમાં મોરલો ગોત્યો હાથ પડતો નથી. આજે ડોબાનાં ડોળેલ ભાંભર જળનાં દર્શન પણુ દુર્લભ બન્યા છે.

નાણું દાણું નવ મળે, નારી છાંડે નેહ; કાં
વીજળીએ વણુંભીઓ, કાં માંદો પડીઓ મેહ.

પણુ આજે તો નાણું ને દાણું બેયની તાણુય પડી છે ભાઈ!

નથી નાણું, નથી દાણા, નથી પાણી, નથી ઘાસ છતાં માલધારી કેટલાક હજી એવી ગિરમાં ઈધરથી ઉધર ભટકયા કરે છે. કયાં જાય ?:

ભોં બીજી ભાળેલ નૈ કો' જાવું કિસે;
તેં મેલ્યાં તિસે, બેઠા છૈયેં બાનરા.

છૂટાં મૂકી દીધેલાં ઢોર ફરી ફરીને નેખમે–નેસડે આવી ઊભાં રહે છે. કોઈ રડયાં ખડયાં નેસડાંને યાદ કરતાં:

નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ;
નાગમદેના નેસમાં, કાળા કળેળે કાગ.

અરે કાગડાય માલ ઢોર વન્યાનાં નેસડાં છાંડી ગયા છે. કાળાં ભંઠ પડી ગયેલાં ઝૂંપડાંનાં છાજ પણુ ઘણે ઠેકાણે વીંખાઈ ગયાં છે. છતાં સ્થળની પ્રિત છે ને!

જીવ ઢંઢોળે ઝૂંપડાં, જૂને નેખમ જાય;
ખોરડ ખાવા ધાય, પણુ મન વાર્યું કરે નહિ.

અરે એકલા ગિરની જ આ દશા દુકાળે કરી છે? ગૈયલ (દુકાળ) તો દેશદેશાવર સાથે ફરી વળ્યો છે:

કાળે હૌ દેશ નાઘેર ઉજ્જડ કર્યો
ઘટયું ત્રોડી અને રેંટ વચમાં ધર્યો
પ્રથમના ભાગમાં તિયાંથી પરવર્યો
ફોજ હૌ પ્રાચીએ સાત આંટા ફર્યો
જૂનાનાં નિત્યાંથી હલાવ્યાં ઝાડવાં
તિયાંથી માંડિયો કચ્છમાં ત્રાડવા
નો રિયો બળદિયો કોઇને નાડવા
પડયો હાલાર વચ આવતા પૂરમાં
ચાખિયો મલક ને થિયો ચકચૂરમાં
ઓખો બરડો એને ચડાવ્યાં ઉરમાં
તોળ્યું હળવદ ગયું આંકના તૂરમાં
ગાળે વઢવાણુને માંડિયો ગુંજવા
ધ્રાંગધ્રા લીંબડી માંડિયાં ધ્રુજવા
રેશ ચોત્રીસનો ન દીધો રૂઝવા
ભયંકર આવિયો મલકને ભૂંજવા

ડોળિયા ગામના સ્વ. ગીગા રાવળના આ ગીત સાથે સંવત્‌, ૧૯૫૬ માં જે દુકાળ પડેલો ને 'છપ્પનિયા' તરીકે આજેય આપણાં હાડ ધ્રુજાવે છે એની યાદ આવે છે. સ્વ. ગીગા રાવળ અને અન્ય લોકકવિઓએ છપ્પનિયાનું હુબહુ વર્ણન કરેલ છે. ગીગા રાવળે જ છપ્પનિયા ઉપર ઘણાં ગીતો રચ્યાં છે.

દુષ્કાળ અંગે જગડુશાહ દાતારનું ચરિત્ર ઘણું પ્રખ્યાત છે. ઘણું લખાયું છે જગડુશાહ અંગે સંવત્ ૧૩૧૫માં પનરોતેરો દુકાળ પડેલો ત્યારે કચ્છની ભદ્રાવતી આજના ભદ્રેસરમાં તેમણે અન્નક્ષેત્ર શરૂ કરેલું. કહે છે કે રોજના ૪૦ હજાર માણસ જમતા. એમ કહેવાય છે કે ઘીના અવેડા ભરતા અને માણસ રૂપે દુકાળને ઘીમાં બુડાડેલો દુકાળ રાડ નાખી ગયેલો :

જગડુ જીવતો મેલ, પનરોતેરો પડું થઈ;
ખરાખરીનો ખેલ, વરતાવ્યો તેં વાણિયા.

આમ જગડુ શેઠની દાતારીની વાતો ઉપરથી ઘણી દંતકથાઓ પણ ચાલી છે. પણ જેવો કર્ણ દાતાર કહેવાઇ ગયો એમ જગડુ દાતાર કહેવાઈ ગયો. એના વિષે ચરિત્રો તેમ નાટક પણ લખાયેલ છે. ફાર્બસની રાસમાળામાં પણ જગડુની દાતારી અંગેના આંકડા આપેલ છે.

પણ જગડુશાહ પહેલાં સોરઠમાં 'સડતાળો' દુકાળ રાનવઘણ પહેલાના વખતમાં પડેલો. એટલે કે સને ૧૦૧૨ની આસપાસનું વરસ હોવું જોઈએ.

## દુષ્કાળનાં ગીત–વાર્તા

લોકકવિઓએ દુષ્કાળના જોડેલાં ઘણાં ગીતો મળી આવે છે. આ અંકનાં આપેલાં ગીતોમાંથી એક કચ્છ–ભુજના સુપ્રસિધ્ધ ચારણ કવિરાજ શ્રી હમીરજી રત્નું એક છે. બીજા બે ડોળિયાના શ્રી ગીગા રાવળના બે ગીતો છે. એક 'છપ્પનિયા'નું અને બીજું 'અડસઠિયાનું'. બીજું એક રાણીંગદેવ બાંરોટનું ગીત છે છપ્પનિયા કાળનું.

રાનવઘણના વખતમાં સડતાળો ૪૭નો દુકાળ પડેલો એ પછી જાસલે સિંધમાંથી ચીઠ્ઠી લખી મોકલેલી એના દુહા આપેલ છે. એ પછી ગુજરાતમાં કાનમ પ્રદેશમાં દુકાળ પડેલો તેનાં બે ગીત કોઈ અનામી કવિનાં આપ્યાં. છે. સ્વ. પિંગળશીભાઈ પાતાભાઈનું એક ગીત છે.

તે ઉપરાંત એક લોકગીત કવિ શ્રી મેકરણભાઈના પ્રગટ કરેલા પ્રસંગમાં છે ને ત્રણ લોકગીતો શ્રી ખોડીદાસ પરમારે મોકલેલાં છે. તે ઉપરાંત દુષ્કાળને લગતી પાંચેક વાર્તાઓ પણ આપેલ છે.

## વેદકાળથી પડતા દુકાળ

આપણા દેશમાં દુકાળની નવી નવાઇ નથી. વેદવારાથી દુકાળ પડતા આવે છે. ત્યારે તો બાર બાર વરસના દુષ્કાળ પડતા એવા નિર્દેશ મળે છે. સાંઈ નેસડી અને તળાજાના એભલવાળાનો પ્રસંગ પણ બાર વરસના દુષ્કાળથી શરૂ થાય છે.

સામાન્ય રીતે ગુજરાત કરતાં સૌરાષ્ટ્રમાં વરસાદ ઓછો થતો ગયો છે. એથી સૌરાષ્ટ્રમાં દુષ્કાળની અસર વધારે હોય છે ને સૌરાષ્ટ્ર કરતાં કચ્છમાં વધારે નબળાં વરસ આવે છે.

પૂનાની સરકારી વેધશાળામાં નોંધાયેલા છેલ્લા સો વરસના આંકડા મગાવીને અને અન્ય નોંધો ઉપરથી આ બધાની ખાત્રી કરીને લખી શકાય. વન કપાતાં ગયા, વરસાદ ઓછા થતા ગયા ને વરસ નબળાં આવતાં ગર્યા. સંવત ૧૯૫૬ પહેલાં ચોત્રીસો–સંવત ૧૯૩૪ નો દુકાળ પણ ભયંકર પડેલો. એ પહેલાનું પણ સાહિત્ય મળી આવે ને ૧૯૫૬ થી પણ સાહિત્ય મળતું આવે છે.

## તુલના કરવા જેવું છે.

આ બધા સાહિત્ય દ્વારા જે તે કાળના દુષ્કાળો અંગે એક બીજાની અને ચાલુ વરસના દુષ્કાળ સાથે તુલના કરીને ઘણું ઘણું સમજી શકાશે. સામાન્ય રીતે આપણે ત્યાં એક વરસ નબળું, બીજું અધસાતું એટલે અર્ધું નબળું ને ત્રીજું વરસ કાંઈક સારૂં પાકે છે.

મધ્યયુગના અંતભાગનાં વર્ષોમાં આપણું જ્ઞાન ને ધ્યાન વનરક્ષા કે જળરક્ષાનું નહિવત્ લાગે છે. એવું જ કૃષિરક્ષાનું દેખાયું છે. પશુરક્ષા ઉપર ધ્યાન અપાયું છે એવું વન, જળ કે કૃષિ રક્ષા કે તેના વિકાસ ઉપર ધ્યાન નથી અપાયું. પશુરક્ષામાં પણ આપણે ગતાનુગતિક રહ્યા છીએ. છતાં માલ ઢોર ઉપર મોટો આધાર રહેતો આવ્યો છે એટલે એ બાબતમાં થોડા વધુ સજાગ હતા.

## પ્રાચીન કાળમાં અને આજે

અંગ્રેજોના અમલ દરમિયાન દુષ્કાળો માટે માલની હેરફેર સગવડવાળી બનવી જોઈતી હતી તે સંવત, ૧૯૫૬ સુધી દેખાતી નથી. આજે જેમ ગણતરીના સમયમાં માલની ફેરફેર થઈ શકે છે, એટલે કે ઘાસ અનાજ ખોળ દવા ને કાપડ વગેરેની અને ટેન્કરો દ્વારા પીવાના પાણીની પણ, એવી સગવડની શરૂઆત અંગ્રેજોના અમલથી થયેલી. ત્યાં સુધી તો એક ઠેકાણે અન્નના ભંડારો ભર્યા રહેતા ને બીજે ઠેકાણે દુષ્કાળની અછતથી માણસો ને ઢોર નાશ પામતાં રહેતાં. વાહન વ્યવહારનો અભાવ હતો. દેશ જુદી જુદી સત્તાઓ વચ્ચે વહેંચાયેલો હતો, એથી રાષ્ટ્રીય આપત્તિ માનીને સમગ્ર રાષ્ટ્ર માટેના પ્રયત્નોનો સંભવ જ ન હતો.

દુકાળ જેવી કુદરતી આપત્તિઓને કારણે માણસોમાં જાગવી જોઈએ એવી દયા–માયા તે કાળે પણ જાગતી અને આ કાળે પણ જાગે છે. એના પ્રકાર અને માનવભાવ તથા સેવાભાવની તુલના પણ આજે થઈ શકે છે.

## આયોજન પ્રાચીન અને અર્વાચીન

એ કાળે પરદેશથી અનાજ લાવવાનો પ્રશ્ન ઊભો થતો ન હતો. એ કાળે નાણાં મોંઘાં હતાં અને દાણા સસ્તા હતા. આજે નાણાં સસ્તાં છે અને દાણા મોંઘા છે. સગવડ હોય ત્યાં વહાણોથી માલ આવી શકતો.

અંગ્રેજોના વખતમાં દુષ્કાળ પડતા ત્યારે અને અત્યાર પહેલાં પણ રાજા મહારાજા અને ગામધણી સુદ્ધાં નાનાં મોટાં કામ કાઢતા. એ કાળે દુકાળમાં કામ થતાં તે મોટે ભાગે રસ્તા, તળાવ અને વાવ કૂવાનાં અને કયારેક મહેલાતો ચણવાનાં પણ થતાં. એ કાળે જેની જરૂરત નહોતી ઊભી થઈ એવાં કામો આજના કાળે થાય છે. કન્ટુર બંધ–પાળા, જમીનને નવસાધ્ય કરવી, ખેતરોમાં તળાવો કરવાં, કૂવા ઊંડા ગળાવવા, જમીનોનાં ધોવાણ અટકાવવાં વગેરે. જૂના કાળે એવા વિચારો જ નહોતા ઊભા થયા. વળી વૈજ્ઞાનિક સાધનોના લાભો પણ આજે તો સુલભ છે.

એ જૂના કાળના દુકાળો ગીતો અને વાર્તાઓ દ્વારા જોઈએ તે પહેલાં છપ્પનિયાને જેમણે નજરોનજર જોએલો એવા એક બહુ ચોક્કસ માનવીનાં જ સંસ્મરણો જોઈએ. ગુજરાતમાં સ્વતંત્ર પક્ષના સ્થાપક ચરોતરના સ્વ. ભાઈકાકાએ પોતાનાં સંસ્મરણોમાં એનો ચિતાર આપ્યો છે. તેઓ લખે છે કે :

## લાખો ઝાડ કપાયાં

સંવત ૧૯૫૫નું ચોમાસું સદંતર નિષ્ફળ ગયું. આખા ગુજરાતમાં તેમજ હિન્દુસ્તાનના મોટા ભાગમાં ચોમાસુ પાક નિષ્ફળ ગયો. જેમના ઘરની કોઠીઓમાં વધારાનું અનાજ રહી શકતું તેવા લોકોને ખાવાપીવાની કંઈ મુશ્કેલી આવી નહિ.

જેમનામાં અનાજ સંઘરવાની શકિત ન હોય તેવા અનેક ગરીબ લોકોની દુર્દશાનો પાર ન રહ્યો. શરૂઆતમાં તેમણે બળદ વેચ્યા. પછી ભેંસો વેચી. એ જાનવરો ખાટકીને ઘેર જતાં હતાં. પાંચ કે છ રૂપિયામાં એક ઢોર વેચાતું. છતાં દુઝણી ભેંસો જિવાડવા લોકો મહેનત કરતા. ઘાસચારો બિલકુલ ન હતો. પણ ગુજરાતમાં ઝાડ ઘણાં હતાં. ઢોરને ખવડાવવા ઝાડ પરથી એટલો પાલો લેવાતો કે ઝાડની ડાળીઓ પર પાન જ ન દેખાય. નવાં પાન ફૂટતાં જ તે તોડી લેવાતાં. પરિણામે ગુજરાતમાં લાખો ઝાડ કપાઈ ગયાં. આંબા સાચવવા તેની નીચે લોકો સુઈ જતા હોવાથી તે બચ્યા.

## ભીખની દશા પહેલાં

ઢોરઢાંખર પછી લોકોએ ઘરનું રાચરચીલું વેચવા માંડેલું. ખાણિયા, ઘંટી, સાંબેલાં જે કંઈ મળે તે ગમે તેવા ભાવમાં વેચીને તેના દાણા લઈ આવે. ખાટલા, ગોદડાં, પેટી પટારા ધાતુનાં વાસણ બધું વેચાઈ ગયું. લોકોએ માટીના વાસણથી ચલાવવા માંડયું.

ને પછી ઘરનાં કમાડ વેચવા લાગ્યા, બારસાક તથા છાપરાંની પરનાળો પણ વેચી. એ પછી વળીઓ કાઢીને વેચી અને જ્યારે વેચવાનું કંઈ ન

રહ્યું ત્યારે શહેરમાં ભીખ માગવા માટે ટોળે ટોળાં ભટકવા લાગ્યાં.

મારા ગામમાં બે સ્થળે સદાવ્રત હતાં. એક ભાઈ ખીચડી રાંધતા. એમના મહોલ્લામાં બધાને પૂરી ને દરવાજો વાસી દઈ, વાટકી વાટકી ખીચડી આપીને બીજે દરવાજેથી કાઢતા. બીજે ઠેકાણે કોઈ ત્રણી બાફેલા ચણા આપતા. છતાં ભૂખ્યા લોકો ઘેરઘેર ભટકતા.

એ દુષ્કાળમાં લોકો ખાધા પછી એંઠા વાસણનું પાણી સંઘરી રાખતા, અને ભીખારી આવે તેને વાટકી વાટકી આપતા.

## સોંઘાઇ છતાં મૂઆ

ચૈત્ર મહિના સુધી લોકો ગમે તેમ જીવતા રહ્યા પણ પછી તો અમે નિશાળે જતાં રોજ રસ્તામાં ત્રણ ચાર મડદાં પડેલાં જોતા. જે મડદાં પડી રહે તેમને ઢસડીને ભંગી એક અવડ કૂવામાં નાખે. કૂવો તો મડદાંથી ભરાઇ ગયો. એટલી ગંધ છૂટે કે એ રસ્તે જવાય નહિ.

ગામની બહાર ખેતરમાં પણ માણસો મરે. કૂતરાં ગીધ કે કાગડા શબને ફોલી ખાય. ત્રણ વર્ષ પછી પણ ખેતરમાં રમવા જઈએ ત્યાં રખડતી ખોપરીઓ હાથ લાગતી.

ખોપરીના સાંધા અક્ષરો જેવા દેખાય એટલે તે વાંચવા અમે પ્રયાસ કરતા. તે વખતે એ વંચાતા ન હતા, પણ હવે આજે વંચાય છે કે માણસ માણસ પ્રત્યે કઈ જાતનું વર્તન રાખી રહ્યો છે કે આવા પ્રસંગો બની શકે છે. ।

તે વખતે અનાજ કંઈ ખાસ મોંઘું ન હતું. મારા ગામમાં બાજરી ચાર રૂપિયે, ઘઉં ત્રણ રૂપિયે તથા રંગુની ચોખા અઢી રૂપિયે મળતા. ઘી રૂપિયાનું સવાશેર અને દૂધ સોળ શેર મળતું. આ ભાવ બાબાશાહી રૂપિયામાં હતા. સવાસો બાબાશાહી (ગાયકવાડી) રૂપિયા એટલે કલદાર (બ્રિટિશ) સો રૂપિયા.

મજૂર રોજના ત્રણ પૈસા માગતો, કડિયાનો રોજ દોઢ આનો અને સુતાર બે આને રોજમાં મળતો. પણ એમને કામ આપનાર કોઈ ન હતું.

## સરખાવો આપણા સંપ્રદાયોને

સ્વામીનારાયણ (વડતાલ)ના મંદિરમાં તથા અમદાવાદના મંદિરમાં ભોંયરાં રૂપિયાથી ભરેલાં હતાં. વૈષ્ણવોના મંદિરમાં છપ્પન ભોગ ધરાવવામાં આવતા. વૈષ્ણવ આચાર્યો મુંબઈની રંગીલી નાચનારીઓ સાથે એશઆરામ કરી રહ્યા હતા. જૈનોના ભંડારોમાં સોનાની પાટો પડેલી હતી. છતાં મરતા માનવીને જીવાડવા માટે કામ આપવાની ફુરસદ કોઈને ન હતી.

કોઈ ધર્મગુરૂઓના હૃદયમાં દયા ન વસી. શંકરાચાર્ય મદદે ન આવ્યા. ગુજરાતમાં આર્યસમાજીઓને પણ મેં કામ કરતા ન જોયા. રામકૃષ્ણ મિશન તરતમાં સ્થપાયાં હશે પણ એમાંથી કોઈ આવ્યું ન હતું.

પરંતુ પરધર્મી ખ્રિસ્તી મિશનરીઓના દિલમાં કંઈક દયા વસી. એમણે અનેક માણસોને ખ્રિસ્તી બનાવ્યા ને જીવાડયા. ગુજરાતમાં આજે ખ્રિસ્તીઓની જે વસ્તી દેખાય છે તે મોટે ભાગે છપ્પનીઆનો પરિપાક છે.

તે વખતે અંગ્રેજ સરકાર પણ મતિમૂઢ થયેલી. કામની વ્યવસ્થા આગળથી થયેલી નહિ. અને ગાયકવાડ સરકારને તો માણસો જિવાડવાની પડી જ ન હતી. આવા ભયંકર દુકાળમાં પણ જમીન મહેસૂલ વસુલ કરવા તેમણે ભયંકર રસ્તા લીધા. જમીનની હરાજીઓ થઈ અને ચાર આને વીઘા પ્રમાણે વેચાઈ ગઈ! છતાં જે રકમ બાકી રહે તે વસુલ કરવા રૂપિયા ન ભરાય ત્યાં સુધી ચોરામાં પૂરી રાખતા.

હવે દુષ્કાળને જોઈએ વાતો ને ગીતોમાં.

---

દુકાળે આ દેશમાં, કીધો કેર કાળો
માનવતાનો માળો, ચૂંથી નાખ્યો શામળા !

# દુકાળસમયની આનબતાનાં સંભારણાં-વાવ કૂવા

મૂળુભાઇ પાલિયા

આમ જોઈએ તો આ દેશમાં સમય સમય પર અન્નજળના સાંસા આદુકાળથી પડતા આવેલ હોય એવું કચ્છ–કાઠિયાવાડની ભોમકા ઉપરના પરિભ્રમણથી નક્કી થાય છે, એ જ રીતે એની જૂની વાતો અને દુહાઓ વગેરે ઉપરથી પણ સાબિતીમળે છે.

એ વખતથી જ જ્યાં જોઈએ ત્યાં સંતો, સાધુઓ અને સેવકો પણ આવી જ વાતો કરી, સદાવ્રતો બાંધી, રામરોટી અને લોટ–રોટલાની કાવડો ફેરવી, અંતરિયાળ–થાનક–થડા બાંધી 'હરિહર'ની હાકલ આજ પર્યંત કરે છે, ને ભૂખ્યાંને તથા તરસ્યાં જીવ માતર (માત્ર)ને પાણી પાઈ પોતાના ભેખની પરંપરાને દીપાવી રહ્યા છે. આજે ય કચ્છ–કાઠિયાવાડમાં રાબ–છાશ અને પરબ–પાણીનું માતમ ઠેરઠેર જોવામાં આવે છે. એમાં પણ પરાપૂર્વનો ઈતિહાસ સંઘરાયો છે.

આપણા દેશના રાજા મહારાજાઓ, ગામધણી ને સુખી શેઠિયાઓ અને અન્ય વર્ગોમાંથી કેટલાકે પણ દુકાળ ઊતરવા વાવ્યું ને કૂવા, અવેડા અને અંતરિયાળના સીમાડાના ગૌચરના પાણીના નેરડામાં કૂંટિયા (નાના કૂવા) અવેડા–અવેડીઓ બંધાવી છે. માથે કોઈએ શિલાલેખ ચોડયા છે તો કોઈનાં નામ વગર કોતર્યે લોકહૃદયમાં કોતરાઈ રહેલાં.

આવાં સરોવરોના દાખલા ફક્ત કાઠિયાવાડના જ આપીએ તો બરડામાં ઘુમલી પાસે છેલાસર તળાવ, જેતાવાવ જેમાં પાણી ભરવા જતી ને પાણી ભરીને આવતી પનિહારીઓ સામ સામી ભટકાય નહિ એવી થંભ–પગથિયાંની બાંધણી છે.

એવી જ ઘુમલીથી આથમણી વીકિયાવાવ, વીકિયાવાવના પાણીથી પોરબંદરના રાણાનો અભિષેક થાય છે. એ વીકિયાવાવનાં બેસણાં, ઘુમટ, થંભ વીસામા–બેઠકો બધું અદ્‌ભુત કંડારેલ છે.

થોડે છેટે રાણીવાવ જૂનાગઢના નવઘણ કૂવાના નમૂનાની છે. આવાં તો દુકાળનાં સંભારણાં ઠેર ઠેર છે. બાલંભાના પાદરમાં ગામને ઘસીને આજી નદીમાંથી કાપીને કપુરચંદ શેઠ દીકરીનું સાસરવેલનું મેણું ભાંગવા કપુરીઓ વોંકળો લાવ્યા, અને આજીનાં નીર આઘાં પડયાં હતાં તે દીકરીને ખાતર આખા ગામને પાણી શેરડે મૂકી દીધું. એવા જીવંત દુષ્કાળનાં દાન અને દલગજરાના દાખલા છે.

વીમળશાની વાવ – માધાવાવ (વઢવાણ) એ પણ એના હૈયામાં અમર ઈતિહાસ અને દુષ્કાળમાં ડાચાં કેવાં કેવાં માનવીને અન્નજળ માટે ભરખી ગયાં એ કયાં નથી બતાવતી ?

એવી જ જામનગરની પંજુ ભટ્ટની વાવ દુષ્કાળમાં પવિત્ર વરઘોડિયાં અને કોડભર્યાં વરકન્યાને ભરખી ગયાનો ઈતિહાસ આલેખે છે. આવાં જ બીજાં જળાશયો આ પંથકમાં આજસુધી બંધાતાં આવ્યાં છે.

આલણસાગર જસદણ સંવત, ૧૯૫૬ ના કડેડાટ કાળમાં બંધાણું. ગૌરીશંકર તળાવ–બોડ તળાવ, જૂનાગઢ, વીલીંગ્ડન ડેમ, જામનગર રણજીત સાગર વગેરે. ત્યારે મહારાણી મીનળદેવીએ પાટણથી જૂનાગઢ સુધી ભવ્ય વાવો, સરોવરો ને તળાવો બંધાવેલાં. એવી ગ્રામવાવોમાં વઢવાણ મૂકતાં રામપરા ખોલડીઆદ વચ્ચે જબ્બર વાવ, સેજકપરમાં નવલખો અને વાવ, ધાંધલપરમાં ધૂંધળીમલ્લની ભવ્યમૂર્તિ બેસારીને અતિ સુંદર વાવ તથા તળાવડું બંધાવ્યા છે

ત્યારે અસંખ્ય નાના માણસોએ પણ વાવ, તળાવ અને કૂંટિયા ખોદાવ્યા છે. જેમકે લખા શેઠનો કૂંટિયો; એ જ રીતે ખાગેશ્રી (જૂનાગઢ) અને દેવઠાના સીમાડે અંતરિયાળ ભેડાશાખના ચારણે એક કૂતા વાવ બંધાવી છે. આજે એ કૂતાવાવની જ વાત કરીએ. આજે પણ જૂનાગઢના ખાગેશ્રી અને દેવડાના સીમાડે વીડમાં ભડાના નેસનો ઉજડટીંબો અને મામા ભાણેજ તથા મોતીઆની વાવ કૂતરાની ડેરી પાસે છે. વાતનું મથાળું છે 'દેવાણંદ ડગશે નહિ.'

# 'દેવાણંદ ડગશે નહિ'

મૂળુભાઇ પાલિયા

ખાલું જાય ખપે, વાંધિયા વાય ભર્યું;
જહ (જશ) જમવાર લગે, દેવાણંદ ડગશે નહિ.

કચ્છ કાઠિયાવાડ ઉપર ચોત્રીસો દુકાળ ઊતર્યો અને એ વખતનાં ભોળુડાં માનવીઓ ઉપર કાળો કેર કરી ગયો. ખંભે રોટલા બાંધ્યા હોય, પોટકીમાં દાણા બાંધ્યા હોય છતાં કાચલિયુંમાં દાણા વીણતા કંગાલ હૃદયનું માણસ માતર બની ગયેલું. રોટલા સાટે ખૂન કરી, ખૂન માથે બેસી માણસ ખાઉધરાં થઈ ગયાં. પછી ફાટ્યો રોગચાળો. એટલે ધાકે એવી પડી ગઈ કે કોઈ કોઈને આભડવા ન જાય. અને જઈ ચડયાં તો સ્મશાનેથી પાછાં વળતાં કે ઘરને દ્વારે પહોંચતાં હેબત ખાઈને મરી જવાના દાખલા માંડયા બનવા.

આ વખતે તળાવડાં કે વાવો ખોદાતી ત્યાં માણસોના ગડદાના ઢગલા દાટી દેવાતા. આવા કાળમાં માણસમાંથી માણસાઈ દેશવટો કરી ગયેલી. ગાયું મકોડા ભખે અને માણસ માણસને ખાય એવી વાતું જગતે નજરોનજર જોઈ. એ કાળનાં સતજુગનાં કહેવાય એવાં માણસોને માથે તો આભ ફાટયો :

હીરાગળ ફાટયું હોય,
એને તાણો લઇને ય તૂણીએ.
પણ કાળજ ફાટયું કોય,
એને સાંધો ન મળે સૂરના.

એ કાળે ખાગેશ્રીની વીડમાં ચારણોના એક નેસ, એમાં સરમોડ એવો ચારણ દેવાણંદ ભડો. ભડાનું ભેંસનું ખાડું, એની ખેડ, એનાં ઘોડાં અને ભડાની મેમાનગતી આલેચ ડુંગરના ચારણોમાં સરમોર ગણાતાં.

દેવાણંદ ભડાને હામ, દામ ને ઠામ. પંડે કરમી અને ધરમી. પણ પેટ પૂતર નહિ. એક જ દીકરી. આ દીકરી સગા ભાણેજ વેરે પરણાવીને પોતાના ભેળો રાખેલ. પણ આવા ધરમી ને કરમી એવા દેવાણંદ ભડાને ય ચોત્રીસો દુકાળ આંટો લઈને માંડયો ભડાને ચારેકોરથી ભરખવા.

દુકાળમાં ભેડો ભંગાઈ ગયો. ઘરમાં સારૂં ઠામ, ત્રાંસળી કે ત્રાંસળીનો કાંઠો ય ન રહ્યો. પોતે અને ઘર આખું એકેક વસ્રભેર થઈ રહ્યા. દુકાળના કઠણ દી કાઢવા અને પોતાની ભેંસુંનું ખાડુ નભાવવા ભડાએ એક વાણિયાનું કરજ કરેલું.

દુકાળની પૂંછડ વસમી લાગતાં ખાગેશ્રીનો નેસ છોડી હાલવાનું થતાં દેવાણંદ ભડો શેઠને હૈયાધારણ આપવા ગયો કે :

"તમારા નાણાં વરસ વળ્યે દૂધમાં ધોઈને સવાયાં ચૂકવશું."

ત્યારે શેઠે હાલમાં દીકરાના પાડનો એકનો એક કૂતરો હતો તે ગીરો મૂકી જવા કહ્યું. ત્યારે ભડો અને એના આખા ઘરનો આત્મા કકળી ઊઠયો. કહે :

"શેઠ ! તમે બહુ કરી. અમારી ખાણ કપાસિયા અને ઘીની થપ્પીઉં રેઢી રણવગડામાં રાત દી સચવાતી અને અમારી આબરૂનો રખેવાળ તમો ગીરવી રાખશો તો એના વિના અમારા જીવનના સ્વાદ જાતા રે'શે."

પણ શેઠ એકના બે ન થયા. ત્યારે રોતાં રોતાં ભડાએ કૂતરો સીંકર્યો (બાંધ્યો.) અને માથે હાથ ફેરવી ઝાંખો ઝપટ થઇ સતાપરથી રોતો રાતો નેસમાં પાછો વળ્યો.

દેવાણંદ ભડાને એમના ઘરેથી ચારણ્યે (ચારણ સ્રીને 'ચારણ્ય' કહે છે) કહ્યું: "હવે ભડા ! ભલો થઈ મોળું (મારૂં) ગાન્ય અને તોળા (તારા) બનેવી કને એક આંટો જા. ધનવાન માણસ છે. સતાપર અને આલેચ ડુંગર આઘા નસે (નથી).

હીંમત હાર્યે કાંઠે અયાં કટક બૂડશે. ભલો થાય હિંમત કર્ય. અને સગા જેવો સગો આવા કડાકાના વખતમે કામ નહિ આવે તો એનું સગપણનું અને સ્નેહનું પારખું પડશે. પણ આ ઘેરોએક માણસ અને આખું ખાડુ દટણ પટણ થાતાં રોકાય તો આઈ પીઠડ (માતાજી)ની મહેરબાની.''

ભડો અટંકો પુરુષ. અસલ ખમીરનો વટદાર માલધારી. એકનો બે થાય નહિ. પોતે પોતાના શાહુકાર પણ કચરાઈ ગયેલા હૃદયના કંગાલ બનેવીને જમાનાથી જાણતો હતો. કાણના કામે ક્યાંક ભેળો થાય કે કો'કના લગ્ન પ્રસંગે ભેગો થાય પણ કે'દી ભાવભરી મનવાર કરેલી નહિ કે 'ભડા! કો'ક દી તો ખબર કાઢવા અને મે'માન થાવા આવ્ય!'

ભડો પોતાની ચારણ્યને કહે છે:

"ચારણ્ય! આ મારો બનેવી ખરો, પણ:

"ઉંબર લગ આવેં કરે,
કે'દી દુઃખ ન પૂછ્યાં દેઇનાં;
એવા કાઉં નગણ સગે,
હેત મઠે હેમીઆ!

"એનો ય સારો વખત અને આપણો ય સારો વખત, એવા સમા પર પણ કદી એણે સગપણ સાંધાને શોભે એવું હેત દેખાડ્યું નથી, એ આજ આકરા વખતમાં મને છેટેથી ભાળી જાય તોય સાચનો ભરખાઈ જાય અને છ મહિનાના મંદવાડની પથારી કરે. એને સુવાણ્ય પૂછવા જાયેં તોય આંગળીનાં ટેરવાં ગણવાં માંડે. વાત કઈ થાય છે એનું ય એને ભાન ભૂલાઈ જાય. એવા સૂમ (કંજૂસ)ને ઘર જાવું એ તો પરભવનાં પાપ હોય તો જ ઢરડી જાય. માતાજી એને અને એના પરિવારને સુખી રાખે. માતાજી કરશે તો કાલ્ય સારા વાનાં થાશે. નકર ચારણ્ય!:

"લજ્જ રખ્ય તો જીવ રખ્ય,
લજ વિણ જીવ ન રખ્ય;
સાચાં માગું એતરું,
રખ્ય તો દોનું રખ્ય.''

ત્યારે ચારણ્ય જેને સાસઢોર ગળા સમા વ્હાલાં છે એણે ફરી ચારણને વિનવ્યો કે: "હવે તો તમારો બનેવી ગરઢ (ઘરડો) થયા છે, એનું કેટલુંક ઉપજે! ભાણેજ તો આપણો કાળી સેનો છે. (કાળજાનો ટુકડો છે) એટલે તમે હીંમત કરીને જાઓ. તો પાછા નિરાશ થઈને નહિ આવો. એક ગાડી ખોળ કપાસીએ મે ભેગાં થઈ જાશું.''

દેવાણંદને પોતાના હટાણાનું ગામ સતાપર હતું, અને સતાપર ગામની પડખે ડુંગરની ધકમાં (ધડા ઉપર) ચારણનો નેસ હતો. દેવાણંદ ભડાનો બનેવી આ નેસમાં રહે. આથમણા બારની ઊંચા પડથારે ડેલી અને ડેલીનું મોસકું (બારણું).

ભડાનો બનેવી સદાય પોતાના રંગત ઢોલીઆ માથે મૂંઢા હાથનું ગાદલું અને દૂધના ફીણ જેવા ઓછાડ માથે આળોટતો હોય. એને દિવસે તો નીંદર નહોતી, રાતમાં હતી કે કેમ એ તો પ્રભુ જાણે. ધનનું જોર એવું હતું કે એનું 'કોટડીએ દ્રવ્ય' (ઓરડીઓ ભરી હોય એવું) કહેવાતું.

એને આંગણે પાંચ સાત જાતવાન ભેંસું ઢીંગલ, નાગલ, ધાટડ, રેશમ, રાણ્ય, ભોજ અને બાદર નામની અધમણ અધમણ દૂધનાં અડાણવાળી ટૂંકી ગૂડલિયુંની અને આગલાં બાવડામાં દૂધની ધોરી નસું છબરકા લેતી બાંધી બાંધી ખાતી, ઓગાળતી અને ધડફાટા નાખતી.

આવા ચારણે છેટેથી દેવાણંદ ભડાને આવતાં ભાળ્યો. દેવાણંદની ભૂતડી ઘોડી અને ઘોડીની ઝપાટા દેતી હલકતી રેવાલ ચાલ ઉપરથી ઓળખ્યો કે છે તો ભડો. ચારણને થયું કે: 'જીતવા! વખત આકરો અને આ અટંકો ચારણ કદીએ કળાણો કે ડોકાણો નો'તો, અને આ બૌંતેરું વાયરું વાય એ ટાણે આવે છે તે નક્કી નડશે, એટલે ભડો ભાળે તે પહેલાં આપણા રામ આઘાપાછા થઈ જાય' આમ વિચારી ઢોલીઆ માથેથી બેઠો થાય તો તો ભડો ભાળી જાય એટલે ઢોલીએથી રડતો આળોટતો બીજે પડખે ઊતરી ઓસરીમાં ઓરડે જતો રહ્યો. ત્યાં જઈને કહે:

"ચારણ્ય ! ચારણ્ય ! તાળો ભા આજ ભૂલો પડયો, પણ એને સારાવાટ નહિ. વીરસલ ! (પોતાના દીકરાને કહ્યું) જા તાળા મામાને રોક, પાણી પીવરાવ, સરસમાચાર પૂછ અને તાણમતાણ કર્યા વગર જવા દેજે, નહિતર સરખાઈ નહિ આવે."

દીકરો વીરસલ અને ચારણ્ય બેય આ કંજૂસની સામે જોઈ રહ્યાં. ચારણ્યની આંખમાંથી આંસુની ધાર થઈ ગઈ. છોકરો ઝાંખો પડી ગયો. દીકરાનું દિલ ઉદાર પણ ચાવી ડોસાની કેડે, એટલે ભલપ ભોંઠી પડતી, ડગલું ભરી ન શકતી.

આટલીવારમાં તો ભડો આવી ઊભો ડેલીને મોસકે. માલધારી ચારણનો સાદ સરવો હોય. પોતાના બનેવીના નામથી હાકલો કર્યો કે : "છે ઘરે ?"

તરત જ ભડાના બનેવીની ફળિયામાં બાંધેલી તાજણ ઘોડીને જોઈને ભડાની ભૂતડીએ ડણક દીધી. સામસામી બેય ઘોડીની હાવળ્યે નેસમાં ધણધણાટી બોલી. સામેના ડુંગરામાંથી પડછંદા પડવા લાગ્યા. ભૂતડી તો ટાંગા આંટીએ આવે અને દળીભર ચડીએ તો બેઠકે ભાઠું પાડે એવી દૂબળી પડી ગયેલી. સારા માણસને લાંબો હાથ કરવો–ભીખ માગવી અને જાતવાન ઘોડાંને પાદરમાં ભટકી ચરવું એ દુઃખના પાયા ગણાય.

ભડાની બહેન સતબાઈ અને દીકરો વીરસલ ભડાની સામે આવીને ઊભાં. ભડો ચડયે ઘોડે ડેલી સામે આવીને ઊભો છે. ભૂતડી ફરંગટિયું ખાય છે, ઠરીને ઊભતી નથી. બહેન સતબાઈએ માંડ માંડ ભાઈના ઘાંઘળાં (મીઠડાં) લીધાં. દસેય આંગળિયુંના ટચાકા ફૂટયા. બહેનની આંખોમાંથી આંસુ ખરવા માંડયાં.

પડખે આવી ભાણેજ મામાની ઓશિયાળી મુખમુદ્રા સામે સજળ નજરે જોઈ રહ્યો. મામો દુઃખમાં ડૂબેલ છે. એની કેરીની ફાડય જેવી લાલ શેરડા પાડતી રૂડી આંખડિયું પાતાળે ઊતરી ગયેલ કૂવાના પાણીની જેમ તબકતી ભાળી. ભડાની ઉમર પાંત્રીસથી ઓરીપરી છતાં ગાલનાં ચાંબાં મળી ગયાં છે. એના રૂંવે રૂંવેથી દૂધમલીઆનો રંગ જતો રહ્યો છે. માથે મેલાં ફાળિયાનાં લટકતાં ચીંથરાં ગોપવીને બાંધેલ છે. અંગપર મેલું પાસાબંધી કેડિયું પણ ફાટેલ, ફાંકા અને હાથથી ટેભા ટાંકા ભરેલ ભાળ્યું, ગૂઢવાળી (ડાયણવાળો) ચોરણો એવો જ મેલડીઓ, પગમાં ફાટલાં ખાલપરી કાંટારખાં (પગરખાં) આમ ઘોડીનાં અને મામાનાં નૂર હણાઈ ગયાં છે.

ઘોડીનાં રૂછડાં વધી ગયાં છે. પૂંછમાં માળો ગુંથાઈ ગયો છે. મામાની હજામતનાં ભીંસામાં પળિયાં આવી ગયાં છે. માત્ર સરવા સાદ પરથી ઓળખાય કે આ ખમીરવંતો ખાનદાન મામો છે.

બેને ભાભી ભત્રીજીના સમાચાર પૂછયા. મામો કહે : "બાઈ ! આ વખત જુઓ છો ના ! પ્રભુ જેની પત્ય રાખે એની રહેશે. સુખ તો કેવુંક હોય ! અઢાર માથાળિયું (ભેંસુ) વિયાજમ ઉપર છે પણ ટેકે ઊભી થાય છે. વીસ તો ચંદરમાંથી ડાખિયું જાતી રિયું (મરણ શરણ થઇ) આઠથી દસ પૂંછલ છે. પાર વિનાના પાડરડાં રેઢાં રખડી ખાય છે. જળો જથ્થો કરીને આખું ઘર કૂંટિયાનાં ઊંડાં જળ ઉલેચી પોરે પોરે ભૂરવાણ (પાણી) પાવું અને બોદેલે ભાઠાં માથે નભાવ છે.

"માકા શેરે કઢારે દાણા–ખાણની ના સંભળાવી છે. ઉચાળા ભરવાનો ગ્રમો એટલે વાણીએ લેણામાં કૂતરો અડાણે રાખ્યો છે. આજે જ સાંકળે બાંધી કૂતરો વાણિયાને ઘરે પૂગતો કર્યો છે. નેસ ઉપાડવો છે તે વિચાર્યું કે હવે 'ખડ ખૂટયાં, ધણ વહુકિયાં ને વાલાંગિયાં વિદેશ' જેવો વખત આવ્યો તે બાઈ બનેવી અને ભાણેજીઆંને અને બનેવીને છેલ્લા જુહાર કરતો જાઉં. પછી તો "ગાજે એ મલકમાં ગરાસ' માનશું. ગર્ય (ગિર), ગુજરાત, માળવો વીંધીને નીમાડ સુધી નજર નાખી છે, પછી જેવાં અંજળ દાણાપાણી :

"જીતે કારી કૂંજડી, જીતે ઘોરા કગ્ગાં
ઉથી પરેરા પગ્ગ, દેવાણંદ ડખરી કારણે.

"કાલે પ્રાગડના દોરા ફૂટયે હલાણ કરવું છે, લે બાપ ! માયા રાખીઓ ! જે માતાજી ! છેલ્લકા રામરામ બાઈ !"

એટલામાં મનનો વેગ કળનાર ભૂતડીએ ફરંગટી ખાધી, પગલાં પાછાં ભર્યાં. બેનનાં હૈયામાંથી હવે તો આ ભવ ભેળાં નહિં થાયેં એવી અરેરાટીમાંથી ધ્રુસકો નીકળી ગયો. ભણેજ પણ પાંભડીના છેડેથી આંસુ લૂછતો રહ્યો.

ડાહ્યો અને સમજુ ભડો છેટેથી બનેવીને ધપાતો ભાળી ગયેલ, એટલે મનની મનમાં રાખી, પાઈ પૈસો માગવાની ઈચ્છાને ખંખેરી નાખી અને અને ભાણેજને જતો જતો પૂછવા માંડયો :

"મારો બનેવી ઘરે નથી લાગતા, નકર મળતો જાત, પણ જેવી માતાની મરજી !"

ભાણેજથી ન રહેવાણું એટલે બોલ્યો કે :

"મામા ! મારા બાપુ ભલેને ઘરે નથી પણ આજની રાત રોકાઓ તો સારૂં લાગે."

મામો ભૂતડીની ફરંગટી રોકતો જાય છે ને વાત કરતો જાય છે :

"બાપ ! તારા બાપ ઘરે હોત તો હું જરૂર રોકાઈ જાત, પણ હવે માલની પળોજણ મોટી છે. અંતરિયાળનો નેસ છે." આમ વાત કરી મામે ઊંડો નિસાસો નાખ્યોઃ

" અરે જમાનો ! "

નિસાસાના પડછંદા કંજૂસ બનેવીની ડેલીને ટોડલે અને સતાપરના આલેચ ડુંગરની ભીંતે ભટકાઈને બોલ્યા. જેમ હલામણ હાલી નીકળેલો એમ મામો વળી નીકળ્યો. ભોંઠપમાં અને ભૂખદુઃખની વેદનામાં એના અને એની ઘોડીના ગુડા પણ ઝલાઈ ગયા છે.

પાછળથી વીરસલ અને સતબાઈએ સોમ (કંજૂસ)ની સામે ઝીંક બોલાવી :

"આખા ભવમાં મારો ભા" અને વીરસલ કહેઃ "મારો મામો ભૂલો પડયો અને ન છૂટકે આપણે આંગણે આવ્યો. ફટ છે તને, ધિક્કાર છે તારી વાંઝણી માયાને. આવા વખતમાં આવા સગાને સો રૂપૈડીની સમાસ ન કરાય તો એ માયાને લાલબાઈ (અગ્નિ) મૂકાય, એ કોને કામ આવે ?"

વીરસલ કહેઃ "બાપુ ! તમે હવે છેલ્લી પછેડીમાં છો. તમારા દેહનો સંધ્યાકાળ છે. આજ આવા ખાનદાન સગાને વખાના વખતે કામ ન આવો તો તમને કોણ સંભારશે ? તમે તો ગઈ રાતે જ કહેતા હતા કે "આજ તો સમી સાંજમાં અષાડી પાંચમની ઈશાનમાં વા-વીજ થઈ છે, એટલે કાં ત્રણ ઘડીમાં અને ને કાં ત્રણ દીમાં મે થાય અને વરસ પણ ધૂન થાય. આ રહ્યો તમારો જ કીધેલો દુહો !"

સતબાઈની આંખ્યુંમાં દીવેલ પુરાણાં હોય એમ ચમક આવી. કહે :

"કેવો દુવો બેટા મું તો સંભળાવ !"

એટલે વીરસલ કહેઃ "બાપુ ! તમે બોલ્યા'તા કે : "જેઠ કોરો જાય, એનો ખલકમેં ખરખરો નહિ; પણ અષાઢ અરૂઠ જાય, તો વસમો લાગે વેરડા પાછા તમે ઉપર બોલ્યા કે :

"અષાડ સુદી પંચમી, જો ઝબૂકે વીજ;
દાણા વેચી ધન કરો, લીઓ બળદ ને બીજ.

"તો બાપુ કાંય ભૂલો ! અને આવ્યા વખતને ઓળખો. કાલે ધરમનું ધરમ થાશે, વાતું રહી જાશે અને ભવલગ ભુલાશે નહિ. દીધેલ નાણાં વ્યાજ સોતાં પાછાં વાળશું."

સોમને ઘરના માણસનો ઘેરો વસમો લાગ્યો, થોડોક ગળ્યો અને કહેઃ

"જા, વીરસલ ! ઘોડય તાજણ અને વાળ્ય તોળા મામાને પાછો. ભલે ભેગા રાત રહીએ, અને સાંભળ્યું ? મૂકય લાપસીનું આંધણ."

એટલીવારમાં તો વીરસલ ઊંચી પડથારેથી કૂદયો. પગથિયાં ઉતરવાનીયે તસ્દી ન લીધી. તાજણને કડીઆળી (ચોકડું) ચડાવતો ઉપલાણ (સામાન નાખ્યા વગર) ઊપડયો. જોતજોતામાં તે તાજણે આભે ડાળા માંડતી હોય એવો વેગ કર્યો. સતાપરનો સીમાડો ય લાંઘ્યો. એક ગાઉ માથે મામાને આંબ્યો અને માંડયો હરખમાં અને હરખમાં ચસકા કરવા;

"એ મામા ! પાછા વળો પાછા વળો, મારો બાપ આવી ગયો છે. ગામતરે ગયેલ તે આવી ગયલ છે. મામા ! મારો બાપ આવી પોગ્યો છે, આવી પોગ્યો છે !"

આ ટાણે બરોબર પવનની સૂડ (સૂસવાટી) બોલવા માંડી. ધૂળની ડમરિયું આભે ચડવા માંડી અને–'ઉત્તર-ધારાળા કઠ્ઠીઆ, ડુંગર ડમ્મરિયા'–ઉત્તરર્યાં બરફના ડુંગરા ચડતા હોય એવી ખડાઉ વાદળાંની ચડવા માંડી. વરસાદે વરા મૂકવા માંડયા. બાર ગાઉનો મે, પાદરની પાણિયારી અને સીમાડેથી આવતો ઘોડેસ્વાર ત્રણેય ગામને ઝાંપે ભેગાં થઇ જાય એમ મેની પ્રાછટ બોલતી આવે છે.

એ સમે મામે ઝબકીને ભૂતડી ઘોડીને ફરંગટી ખવરાવી ભાણેજને સામો જવાબ વાળ્યો કેઃ

"બાપ ! હવે તું પાછો વળી જા. તારો બાપ આવી પૂગ્યો છે તો મારો બાપ પણ આભમાંથી આવી પૂગ્યો છે. હવે તારા બાપની મારે જરૂર નથી, બાપ વીસળ ! ભાણેજ ! આ મે ઘરભેળો થાવા નહિ ઘે માટે ઝપાટે મંડય ભાગવા. તોળો બાપ આયોસે ઇં મોળો બાપે ય આયોસે."

એમ કહી ભડો ચારણ નેસ માથે વળી નીકળ્યો. નિરાશ ભાણેજ મેઘરાજા સાથે રમતમાં ભેતર્યો હોય એમ તાજણ સાથે સતાપર ઉપર વેગેથી વળી નીકળ્યો.

અઢારેય મે ખાંગા થયેલ. કોઈ દશ્યમાં નજર ન પડે અને સૂંપડાની ધારે મેઘરાજાની એલી મંડાણી. માણસોઃ

"વરસ્ય આધાર ! વરસ્ય" એમ પોકારે છે. દુકાળનું મોઢું ભાંગી નાખ્યું છે. 'વરસ વળ્યાં, વાદળ વળ્યાં અને ધરતી નીલાણી.' મેઘરાજાની મહેરે લીલા લહેર કરી દીધા છે.

દેવાણુંદ ભડાનો મોતિયો કૂતરો વાણીઆને ત્યાં ગીરો. રકમ ઘણી મોટી હતી. આ ભડા ચારણને ખાતે જેટલી રકમ હતી એટલી જ રકમનું વાણીઆના ઘરમાં ચોરોએ ખાતર પાડયું. પણ ખાનદાન ચારણના ખાનદાન કૂતરા મોતિયાએ સગડે ચડી પગેરું ચોર માથે અને દાટેલ ધનમાલ માથે ચડાવ્યું.

ચોર–માલ પકડાણાં. કૂતરાના પરાક્રમથી વાણીઓ રીઝી ગયો. કૂતરાને ગળે એક ચીઠ્ઠી બાંધી તેની ડોકમાં પરોવી. એ ચીઠ્ઠીમાં લખેલ કે :

"ભાઈ ગઢવી ભડા, તમારે કૂતરે મારી લાજ આબરૂનું રક્ષણ કર્યું છે. ગઈ મિલ્કત પાછી વાળી મને બાવો બનતો અને દુઃખીના દાળિયા થાતો મટાડયો છે, એના બદલામાં આ તમારા કૂતરાના અને તમારા અહેશાન માની તમારું લેણું માફ કરું છું, તમારો કૂતરો ગીરો હતો તે છૂટો કરેલ છે, તો સંભાળી લેજો અને વહેલાસર મળવા આવજો."

આ વાત બનતાં મોતીઆને વાણીઓ માકો શેઠ કહેઃ "જા, બાપ ! તારા ધણીની સેવા કરજે, તું ને તારો ધણી બે ય મારા કરજમાંથી છૂટા છો."

એટલે માણસ વાતો સાંભળી હાલી નીકળે એમ મોતીઓ ગળામાં ચીઠ્ઠી લઈ હાલી નીકળ્યો.

સંધ્યાની રૂંઝયું વળે છે. ચારણનો માલ નેસમાં આવે છે. એ ટાણે હાલ્યો આવતો મોતીઓ દેવાણુંદ ભડા અને એના ભાણેજની નજરે ચડયો. ભાણેજ કહે :

"મામા ! આ તમાણો (તમારો) ખૂટલ મોતીઓ કૂતરો કૂત્તો જ નીવડયો !"

આટલું સાંભળતાં તો મોતીઓ ભડાના પગ ચાટવા જાય છે. ત્યાં પહેલાં ભડાએ અને પછી ભાણેજે વારાફરતી મોતીઆના માથા માથે વારાફરતી ડાંગ ઝીંકી, અને મોતીઓ કાઉકારા કરતો મોતની છેલ્લી ચીસકારી કરતાં પડયો, પડખેના ડુંગરામાં મોતીઆના મોતની પોકારણના પડછંડા પડયા ને મોતીઓ પરલોકે સીધાવ્યો. મરતાં મરતાંય ચીઠ્ઠી તરફ જીભના લબકારા કરતો મોતીઓ ખલ્લો થયો.

મામા ભાણેજે ચીઠ્ઠી ભાળી. બેય અભણ પડખે ખાગેશ્રી ગામે ઘોડયા ગયા. બ્રાહ્મણના ઘરે ચીઠ્ઠી વંચાવી, ત્યાં તો એ મોતીઆની ઋણમુકત

થયાની અહેસાની બતાવતી કુમકુમ પત્રિકા નીકળી. એ જ કુમકુમ પત્રિકા મોતીઆના મોતની કારાખડી (મેલો) બની ગઈ.

મામો ભાણેજ લોહીને આંસુડે રોયા. ચારણના નેસમાં તે દી કોઈએ વાળુ ન કર્યાં. બાઈયુંએ છોકરાં સુદ્ધાં ન ધવરાવ્યાં. દૂઝણાં દોહ્યાં નહિ. અને મોતીઆના મોતનો જુવાનજોધ દીકરાના મોત જેટલો કલ્પાંત ખાગેશ્રીના વીડ-ડુંગરા અને પાણીના ધરાને ગોઝારા કરતો ગયો.

તે પછી આ ભડા ચારણે, ભાણેજે અને આખા ઘરનાં માણસોએ ઘી દૂધ હરામ કર્યાં, તે ઠેઠ મોતીઆની દાટેલ કાયાની ધરતી ઉપર દેરી ચણાવી અને મામા ભાણેજે એ રણવગડામાં મોતીઆના નામ પર વાવ બંધાવી ત્યાં સુધી ઘી દૂધનો સ્વાદ કોઈ ચારણોએ એ નેસમાં ચાખેલ નહિ.

આજે આ કૂત્તાવાવ જેને મામા ભાણેજની વાવ પણ કહેવાય છે, અને ત્યાં કૂત્તાડેરી છે.

આ હકીકતની શાખ આજે ખાગેશ્રીના ડુંગરામાં-વીડમાં આ વાવ તથા દેરી જીવતાં જાગતાં પૂરે છે કે ખાનદાન ચારણના ઘરનાં કૂતરાય ખાનદાન હોય છે.

કહે છે કે આટલું પ્રાયશ્ચિત કર્યા પછી પણ આ ભડા ચારણે કોઈ દી હસતું મોઢું કરેલ નહિ. એકલો એકલો માલ ચારતો ખાખરિયુમાં માથું ઘાલી મોતીઆને સંભારી સંભારી ધ્રુસકે ધ્રુસકે આખું જીવન રોયા કરતો. ઘણાં ઘણાં આશ્વાસન છતાં એ ભડા ચારણના હૈયાની ધારણા ધડે આવેલ નહિ. એનું હૃદય મોતીઆની યાદમાં રોતું જ રહ્યું.

આ દેવાણંદ ભડાની અમીરાતના ઘણા દુહા અમારા રાવળદેવોમાં બોલાય છે. આ વાતના બન્ને દુહા કાનુડા ચબાડે અન્ય દેવાણંદ માટે જોડેલા તે ખૂબ બંધ બેસતા હોવાથી અહીં લીધા છે.

પાણાના પરરા, જાતે દીએ જાદરા
સવચન ને સોભાગ, દેવાણંદ ડગશે નહિ.



## કંટ્રોલ કે'દીજાશે !

સંગ્રાહક : ખોડીદાસ પરમાર

૧૯૪૭માં આઝાદી આવી અને તેના બીજે જ વરસે સંવત ૨૦૦૫-૬માં ફરી એકવાર કાળનું ખપ્પર કાઠિયાવાડ માથે વીંઝાણું. કંટ્રોલનો એ જમાનો, ધાનના ધનેડા જેવી ગ્રામપ્રજાને જુવાર અને બાજરો ખાધાનાં બંધાણ, એની જગ્યાએ કંટ્રોલમાં ડોઢા, લોટ અને લાલ જુવાર મળવા માંડી. દાણા લુગડાંનો પૂરો કંટ્રોલ, આખું મીંચીને લોકો આંધળાં આંતર તો ભરતાં પણ એ દોયલા દી સૌને સાંભરે તેવા હતા. તેનો ય લોકનારીએ રાસડો જોડયો.

મોંઘાઇ ભારે ભાવેણા દરબાર,
કંટોલ કે દી જાશે.
મનડું મુંઝાય ભાવેણા દરબાર,
કંટોલ કે દી જાશે.
બેનો બાજરો બારે વેચાય છે,
ચોખાનું નામ નો લેવાય,
કંટોલ કે દી જાશે.
રૂપૈયાની મણ જાર આઠે વેચાય છે,
ઘઉંનું નામ નો લેવાય,
કંટોલ કે દી જાશે.
ચાર આનાની સાકર રૂપૈયે વેચાય છે,
ચાઉ શેની પીવાય ?
કંટોલ કે દી જાશે.

પાંચનું ગવન પંદરે વેચાય છે,
કાપડનું નામ નો લેવાય,
કંટોલ કે દી જાશે.
કડલાં ને કાંબિયું મારાં વેચાય છે,
દાણિયું દેવામાં જાય,
કંટોલ કે દી જાશે.
વાડલો ને ચૂડલો મારો વેચાય છે,
ડોકિયું દેવામાં જાય,
કંટોલ કે દી જાશે.
કાળની કે'ણીયું કૂડી કેંવાય છે,
માનવી મૂંઝાઇ જાય,
કંટોલ કે દી જાશે.

# સોરઠમાં સડતાળો પડયો

સંગ્રાહક : દાદુભાઈ પ્ર. ગઢવી

રા નવઘણ પહેલાના વખતમાં સડતાળો નામે દુકાળ પડયો. નવઘણની માનેલ બહેન જાહલ દુકાળ ઉતરવા સિંધમાં આવેલ. આ જાહલ ઉપર સિંધના હમીર સુમરે કૂડી નજર કરી. એ કાળના પંજામાંથી ઉગરવા જાહલે ત્રણ મહિનાની અવધ મેળવી અને તેણે ભાઈ નવઘણ ઉપર ચીઠ્ઠી લખી પોતાના ધણી મારફત જૂનાગઢ મોકલી. આ ચીઠ્ઠી દુહારૂપે કહેવાય છે:

સોરઠમાં સડતાળો પડયો વરતવા આવ્યાં વીર;
સિંધમાં રોકી સુમરે, મુને હાલવા ન દયે હમીર.
તું નુતે જે ન હોય તે તું હુતે જ હુઈ;
વીર વમાસી જોય નવઘણ નવ સોરઠ ધણી.
નહિ સગું નહિ સાગવું નહિ માડીજાયો વીર !
સિંધમાં રોકી સુમરે મુને હાલવા ન દયે હમીર.
સોરઠના સરદાર મને વપત્યના વાદળ વાયાં;
મોંઘા સહુ શણગાર આજથી સોંઘાથી સોંઘાથીયા.
એક આંખે શ્રાવણ ઝરે અને બીજે ભાદ્રવનીર:
જાગને મોડ સધીર, નવઘણ નવ સોરઠ ધણી.
વપત્ય વેળાના વીર, વારે ચડજે વાલહા;
સોરઠ મોડ સધીર, નવઘણ નવ સોરઠ ધણી.
માંડવ અમારે મા'લતાં બાંધવ દીધેલ બોલ;
કરને કાપડની કોર, જાહલને જૂનાના ધણી.

ઉપર આપેલા દુહાની ભાષા બહુ પ્રાચીન નથી. સંભવ છે કે પ્રાચીન ભાષાનું ધીરે ધીરે સોરઠીકરણ થઈ ગયું હોય. દુહા ઉપરથી દેખાય છે કે રા નવઘણ ઈસ્વીસન ૧૦૧૨માં થયો. એટલે કે લગભગ ૯૬૦ વરસ પહેલાં પણ સૌરાષ્ટ્રમાં દુકાળ પડતા અને લોકો સૌરાષ્ટ્રમાંથી સિંધમાં દુકાળ વરતવા જતા. આજની સ્થિતિ એનાથી ઉલટી છે. આજે સિંધમાં વરસાદ જ લગભગ પડતો નથી. આઈ જાહલની ચીઠ્ઠીના બોલના દુહા ઉપરથી આંગણુકાના કવિ ગીગાભાઈ કુંચાળાએ ચારણ કવિઓમાં સૌ પ્રથમ જાહલની ચીઠ્ઠી લખેલ તે હવે પછી આપવામાં આવશે

ગુજરાતમાં કાનમ પ્રદેશમાં દુકાળ પડેલો. એનાં બે ગીત મારા ચોપડામાં નોંધેલાં તે અહીં આપ્યાં છે. આ દુકાળ કયારે પડેલો તેની નોંધ નથી, પણ ગીતમાં એક લીટી છે 'સાઠ છમ છર મધે મળે નવ સોધીયો' એટલે કે સાઠના સંવત્સરમાં શોધ્યો નવ મળે. એથી સંવત, ૧૭૬૦ હોય, ૧૮૬૦ હોય કે પછી ૧૯૬૦ હોય. પણ ભાષાનું ડિંગળ જોતાં સંવત, ૧૮૬૦નો દુષ્કાળ હોવા સંભવ ખરો.

ગીતમાં કોઈ કવિનું નામ નથી મળતું. પણ કોઈ 'જસાહર' જસવંતસિંહના પુત્ર અમરેશને સંબોધીને લખેલ છે. જે અમરેશે કવિને દુકાળ પાર ઉતારેલ હોય, પણ ઉપરા ઉપરી કાળ પડયા લાગે છે.

### ગીત દુકાળનું ( શાણોર )

અગે કાળ જાજાદને સમે કો આવિયો,
પાવતો સજાસો ખબર પાવે,
કસો જીવા તણો ઠાળ માનવ કરે,
ઉપરા ઉપરી કાળ આવે.

વાયુ વરતે તકે કહાવે વાવળાં,
જૂઠ ભડલી તણા વયણ જેતા;
ભળા સંજોગીયાં નખત્ર કોઈ ભાળવે,
ટાકણા જાળવે મેહ તેતા.

પોથીયે બ્રામણા નકે કળ ઓપડે,
મળે ન હ જોયા તે મેઘ માળા;
સાઠ છમછર મધે મળે નહ સોધીયો,
તરણ સર કઇ વરસાદ ટાળ્યા.

વાદળાં દખણરાં દિસા ઉતર વડે,
ઉતરહું દખણ દસ નકો આવે;

અંજાણે ગાજતો ન સુણીયો અઠાહુ,
પ્રથવી સરે કઠાહું મેઘ પાવે.
સરોવર ભરે નહ કરસણાં સુકવે,
વાંદરા કરે ઘરબાર વણગો;
ચંત લોકાં તણે કસી ધારણ ચડે,
પડે નહ આભથો એક ફણગો.

વાધીયો કમતો દસે દેસાં વચે,
સભતો હાકમે નકે સુજે;
નામ કોઇ સગાળા તણો જાણે નઇ,
બાળકે દકાળા નામ બુજે.

લખેસર વખારા થકા કણ બાંચીયા,
ઇળ તે જહ નહ વસા આખે;
રજક સમ પ્રાણને મળે નહિ રજક,
પડે કયમ જરા જક રજક પાખે.

વેચવા ધરાહ બાર કાઢે વસત,
ભલા માનવ તકે આસત ભાખે;
કે તોય કહુ દખ કસો સુખ કહી જે,
રહીજે જેમ રઘુનાથ રાખે

આપડી જીહસું દુડ નહ બાખીયે,
ડર ઘણો રાખીયે રાત દીહાં;
કરા રહીજે જરા નહ કંપીયે,
જસાહર જંપીયે એક જીહાં.

## ગીત શાણોર બીજું

અસી કએરણ તણી કાનમ ધરા ઉલટી,
સોધીયો નહ મળે રજક સોંઘો;
કાનમે નરબદા પાર મોંઘો કીયો,
માળવે કાનમે કીયો મોંઘો.

મેહરી આસ કોઇ ન રાખે માનવી,
ભલે ભૂંડે સવે વાસ ભરીયા;
વસુધા... ધરારા કાઠ સહ વેચીયા,
કાનમે એવડા ઠાઠ કરીયા.

રજક વણ ગો પૃ પરદેશ કઇ રો ફળે,
સફળે મારગે આમ સામા;
કામ ના મળે કે ન આદરે કહેવા,
ભરેવા પેટ એમ કરે ભામા.

જઠે જોઇએ તથે લોક કાનમ જડે,
દસે દસ કાનમે દીયા ડેરા;
ફરર બંધ ફૂંકણે ડેડ કાનમ ફરે,
ભરે ઉજેણરી કેડ ફેરા.

સગાળે કોઇ મેંમાન સુજે નહિ,
દકાળે થાય મેંમાન દાડી;
ખબર જાણે તઠે તાડવાળે ખરા,
ચાઠ ઘર કાનમે સવે ચાડી.

ભોમ કાનમ તણી જેમ નહ ભાજતી,
ભોમ કાનમ તણી એમ ભાંગી;
વાર કાનમ તણી હવે કર વસંભર,
લોક આ પાપણી સવે લાગી.

અવળ મેખીય નહએ જમ ઓખરે,
જરાફ પાછો તકે નકે જોવે;
સમુળા હાલીયા સ્રણીને અણસખી,
હોય તે કરમ જે લખી હોવે.

કયાં આગળ એહ પારખું કહીજે,
રહી જે ઘર કોણ રાખે ?
દાખીયે ગણીજણ કદાસક દીનતા,
ભણા દીનતા અઢારે વરણ દાખે.

કદાસટ એહ વખાણ જો કરીજે,
કહે વાખાણ દનીયાણ કેતી;
અરજ એક કહીજે લાખ સાથે અરજ,
અરજ કેમ સાંભળે સમુહ એતી.

ભરી જે વાસ બાધા ભરે સધાજો-
કરે તો સવે આસધ;
ઉપરે સપાત્રાં દયા કેમ ઉતરે,
વલોણે જુતરે સવે વસધા.

કસો ઉપાય જીવા તણો કરીજે,
ભોમ સર ફરીજે કઠે ભાગા;
આઇએ હદ કહેવા કોક આશા ઉંચાં,
લોક દનીયાં તણાં કેડ લાગા.

સ્રપોહો હમત જસા અરજ કવીયાં સણે,
જસા અમરેશ દખ કવા જાણે;
સમાપે રજક કૂબેર જેમ સગાળા,
આપ કેમ દકાળા સંપ આણે.

# લાખો લાપરિયો

પિંગળશીભાઇ ગઢવી

સંવત ૧૯૩૪ની સાલની આ વાત છે. આ ગોઝારી સાલમાં સૌરાષ્ટ્રની ધરતીને ધમરોળવા કાળા કાળા વેશ પહેરીને દુષ્કાળના ઓળા નાગડા બાવાની જમાતની જેમ ઊતરી પડયા.

ખેડાયેલાં ખેતરડાં વરસાદની વાટ જોતાં થંભી ગયાં. ધરતીના લાલે બળદોની બેવડ રાશ છોડી આભ સામે મીટ માંડી. આલીલીલી વનરાઈ સુકાઈને ઝાંખરાં થઈ ગઈ. વાડિયું લીલાડા વગરની ભૂરીભઠ પડી છે. ખડ ખૂટયાં'ને ગોરસ વસૂકી ગયાં. પાણી વગરનાં માછલાં તરફડિયાં મારી જીવ કાઢવા માંડયાં. પંખીડાં કાળા કાળા કકળાટ કરવા લાગ્યાં. ગિરની વનરાઈના મોરલાના મે' આવ...! મે' આવ...! ના ટૌહા રૂંધાઈ ગયા. બપૈયાના પિયુ પિયુ શબ્દ સૂના પડયા.

વણ સગે, વણ સાગવે, વણ નાતરિયે નેહ;
વણ માવતરે જીવિયેં, તું વિણ મરિયેં મેહ !

એમ કહીને કાળાં માથાનાં માનવી આરદાઉં કરે છે. પણ દરિયાનો લાલ ને ધરતીનો ધણી કયાંય ડોકાણો નહીં. સૂરજના પોતરે રીસામણાં લીધાં. પારેવાંના લેરા ઉપર બાજ ત્રાટકે એમ દુકાળ ત્રાટક્યો ને કંઈકને વેરવિખેર કરી મૂકયાં. ડોશિયુંના રેંટિયા ભાંગ્યા, વણકરની ત્રાક તૂટી, માલધારીના માલ ખૂટયા ને બાવાનાં તૂંબડાં તૂટયાં. કંઈક માનવીનાં અન્નજળ ખૂટી ગયાં.

ધરતી ખળભળી ઊઠી, કાલના રાજા આજના ભિખારી બન્યા. 'કોઈ ભૂખ્યું દુખ્યું ?' એવો ડેલીએ સાદ પડાવનાર પોતે જ ભૂખ્યા-દુખ્યા ભટકે છે !

દુબળ રાંકનો હલકયો દરિયો,
નોંધ વિનાનો સાંધો ન રિયો;
દૂબ્યાં ઢોર થિયાં છે ડગતાં,
રાંક બજારે હીંડે રગતાં.

રાંકનો દરિયો દૂકળી ઊઠયો હોય એમ માનવીનાં ટોળે ટોળાં પેટનો ખાડો પૂરવા વલખાં મારી રહ્યાં છે.

ગાયે મકોડા ભ્રખિયા, અસતરીએ મેલ્યાં બાળ;
પાછો વળ્ય લાખા ફૂલના! (તારે) કચ્છડે પડયો દુકાળ.

નદીઓ નિસાસા નાખવા માંડી, સરોવર સુકાઈ ગયાં. કૂવાનાં નીર પતાળે પૂગ્યાં. અને એક દિવસ જ્યાં સો સો તાંબા-પિત્તળનાં બેડાંની હારમાળા લાલ ચૂંદડી ઓઢીને પાણી ભરતી હતી ત્યાં કાળાં કાળાં ઓઢણાંવાળી કોક કોક ભૂલી પડેલ ચૂડેલની જેમ નજરે પડે છે.

ચારે બાજુ ડેરયું રાસડા લેતી થઈ ગઈ. દુષ્કાળને ખરેખર જુવાની આવી. માંડયો એક પછી એક પેતરં ભરવા ને ધરતી ધમરોળવા.

લીધો કાળે નાઘેર લપેટો,
ભરૂચ નગર લગ કરિયો ભેટો,
ત્રાટકયો જયપુર ન ત્રેટો,
જબરતણો કોણ ખમે ઝપેટો ?
જગ બારાડી પડીઓ જોતાં,
રૈયત બધીને કરિયાં રોતાં,
નબળતણાં ઘર હોતાં નો'તાં,
ચપટ એકમાં કાઢયા છોતાં.

નાઘેરથી ભરૂચ સુધી, બારાડીથી માંડીને જેપુર સુધીનું પડ ભોવાયાના પડની જેમ ઘેરી લીધું. 'માણસ ખાઉ' એમ રાક્ષસની જેમ ત્રાડ પાડીને બોલવા માંડયો કે 'હું કોણ ?'

ધાક મારું ત્યાં ભોમ ધણેણે,
હાક મારું ત્યાં પહાડ હડેડે;
ખોંખારું ત્યાં આભ ખડેડે,
કડકી દશ દિગપાલ કડેડે.

ભોમને ધણેણાવતો, પહાડને ડોલાવતો, આભને

અકળાવતો અને દશ દિગપાલના ટાંટિયા ધ્રુજાવતો જીવ માતરનો ભરખ કરી રહ્યો છે. કાળની જીભ પણ ભૂખી નાગણ્યની જેમ લબકારા લઈ રહી છે.

આવા ખરેખરીને સમય કોણ કોનો બેલી? અને કોણ કોને ઉગારે? પેટના જણ્યાને પણ વગડામાં પધરાવી બે ઊનાં આંસુડાં પાડી સગી જનેતા હાલી નીકળે એવું ટાણું. ત્યાં કોણ કોનું થાય?

પણ આ તો સોરઠની ધરતી, જેમ ડાલામથાને જનમ દેતી આવી છે એમ ભક્ત, શૂરવીરને ને દાતારોને પણ ઊજળાં હૈયાંનાં દૂધ પીવરાવી પીવરાવીને ઉછેરતી આવી છે.

પોતાનાં હાડ–ચામ કોઈ ભૂખ્યાને કામ આવે તો જીવવું સાર્થક થઈ જાય એવા મંત્રને વરેલા માઈના પૂત તે દી સોરઠની ધરતી ઉપરથી મરી પરવાર્યા નહોતા. આભ ખડેડે તો ટેકો દિયે એવા અડાભીડ આદમીઓએ વસ્તીને ઉગારવા માટે કાળની સામે મોરચા માંડયા, કોઈએ અનાજના ભંડાર ખુલ્લા મૂકયા, તો કોઈએ અઢળક દ્રવ્યના ખજાના લુંટાવ્યા. કોઈએ કોદાળી, પાવડો ને ત્રીકમ હાથમાં આપીને કાળનો સામનો કરાવ્યો. એનાં હૈયામાં દયાનો દીવડો હોલવાઈ નો'તો ગયો, પણ માનવીનું ગજું કેવડુંક ને વાત કેવડી! રૂઠયો માણસ મનાય પણ રૂઠયો દેવ કેમ મનાવવો?

તો પણ મરી ફીટવાની તમન્ના લઈને કંઈક અડાભીડ માનવીઓએ યત્ન માંડયા. એવો અડાભીડ માણસ વસતો હતો જેતપુરની ઉગમણી દશ્યે આવેલા ચારણિયા ગામે. એનું નામ લાલજી શેઠ જાતે વાણિયા.

લાલજીશેઠ હતા તો ગામડિયા વેપારી પણ ઘેર બહુ સારી સમૃદ્ધિ. એંસીક ભેંસુ, પચાસેક ગાયું, જમીન–જાગીર ને ખેડ–વાડનો જખીરો સારો અને મોટો વેપાર હતો. નાણાંનો અઢળક ખજાનો અને અનાજના ભંડાર ભર્યા હતા.

ધાન સારૂ ધોકા ઊડતા જોઈને લાલજીશેઠના રૂદામાં રામ વસ્યા. આ ચોત્રીસા દુકાળમાં એક નીમ લીધું કે 'આ દુકાળમાં મારા ઘરમાં એક દોકડો અને એક પાલી અનાજ રહે ત્યાં સુધી ભૂખ્યાંને રોટલો આપવો.'

લાલજીશેઠે અનાજના ભંડાર ખુલ્લા મૂકયા, રસોડાં ધમધોકાર ચાલતાં થયાં.

ચારણિયાની ચારે દિશાએ લાલજીશેઠનાં માણસો બેસી ગયાં છે. 'જે કોઈ ભૂખ્યું હોય એ ચારણિયા જાય' એમ ધરમનો સાદ પાડવા લાગ્યા.

વાવડે ચડીને વાવડ વહેતા થયા, ત્યાં તો ચારણિયાને મારગે માણસોની લંગાર હાલી નીકળી, જાણ્યે કીડિયારું ઊભરાણું. પણ લાલજીશેઠ સૌને હસતે મોઢે આવકાર આપીને રોટલા ખવરાવી રહ્યા છે.

એના મનમાં 'હું કાંઈક કરું છું" એવું અભિમાન ન હતું. એને તો કાંઈક કરી છૂટવાનો આ મોકો મળ્યો છે ને વસ્તીના બાપદાદાએ આપ્યું છે એને વ્યાજ સહિત પાછું આપવાનું છે, એવો આંકડો આ વાણિયાના મનને ચોપડે ચડી ચૂકયો છે.

કોઈ વખાણ કરે તો લાલજીશેઠ કહેતા, 'ભાઈ, તમે રાત–દિવસ કાળી અહેનત કરીને અમારા ઘરમાં થાપણ્યું મૂકી છે તે પાછી આપું છું.' લેનારને ઓછું ન લાગતું અને દેનારને અહંકાર ન આવે. લાલજીશેઠની એ રીત હતી.

દિવસ ને રાત રસોડાં ચાલવા માંડયા. ભૂખ્યા પેટના ખાડા પુરાવા લાગ્યા. આમ દિવસો ગયા ને મહિના વીત્યા. એમાં એક દિવસ જેતપુરનું મહાજન ચારણિયાને સીમાડેથી નીકળ્યું છે પણ ગામમાં આવતું નથી એવા સમાચાર માણસે આવીને આપ્યા.

જેતપુર તો લાલજીશેઠનું માવતર કહેવાય. વેવાઈવેલા, મામા–મોસાળનો ઘાટો સંબંધ હતો એટલે જેતપુરનું મહાજન નીકળે અને ચારણિયામાં ન આવે તે કેમ બને?

લાલજીશેઠને ખબર મળતાં મારતે ઘોડે સીમાડે આવ્યા. ત્યાં જેતપુરનું મહાજન ઊભું છે પણ મનમાં કંઈક નકકી કરીને. શું નકકી કરીને ઊભું હતું?

જેતપુરના મહાજને નકકી કર્યું હતું કે 'આ વાણિયાનો દીકરો આવા ભયંકર દુકાળમાં

ઘરને સાફ કરવા બેઠા છે. છોકરાંને ભિખારી બનાવી દેવાનો. દીકરિયું, જમાયું સૌને સાંચવવાં પડશે. તારાજ થઈ જવાનો. માટે એને આમ રોટલા આપવાની ઘેલછામાંથી ઉગારી લેવો જોઈએ. અત્યારે તો સૌ લાલજીશેઠ! લાલજીશેઠ! કરે છે પણ પછી કોઈ ઘરમાં નાખવા નહિં આવે. કે કોઈ સામું જુએ એ વાતમાં માલ નથી.'

આવી કાંઈક ગડમથલ કરી કરીને લાલજી-શેઠને આ ફનાગીરીમાંથી ઉગારી લેવાનું મહાજને નક્કી કર્યું હતું, ત્યાં લાલજીશેઠ આવી પહોંચ્યા.

"ભલા માણસ! ચારણિયાને પાદરથી નીકળો ને છાશું પીધા વગર પરબારું જવાય? રંગ છે જેતપુરના મા'જનને!" ઘોડા ઉપરથી પેંગડું છાંડતાં લાલજીશેઠે આમ મીઠો ઠપકો આપ્યો.

"જાણે વાત એમ છે, લાલજીશેઠ! અમે સૌ જરૂરી કામે નીકળ્યા છીએ. અત્યારે તો તમે સમજો છો ને? ચારણિયા આવવામાં કાંઈ વાંધો નથી પણ કાંઈક વાત રહે એમ હોય તો આવવું, નહિતર નકામું શું આવવું?" મહાજને વાત માંડી.

"અરે ભલા માણસ! લાલજીશેઠનો એટલોય ભરોસો નહીં?"

"લાલજીશેઠ! આ જમાનામાં કોઈ ઉપર ભરોસો ન રખાય. ભરોસાનો જમાનો ગયો!" મહાજને મોણ ઘાલ્યું.

"પણ આપણા સંબંધ તો પેઢી દરના છે. હજી લાલજીના ઘરને ન ઓળખ્યું?"

"ઓળખીએ તો છીએ પણ આજે એમ ને એમ નથી આવવું. આજ તો તમારી જીભાનથી અમને વેણ આપો તો જ આવવું છે!"

"ભલા માણસ! આમાં વેણ આપવું ને લેવું બધું શું છે? તમારાથી હું કાંઈ છાનું રાખીશ?"

લાલજીશેઠને થયું કે દુકાળનું વરસ છે એટલે મહાજનને સદાવ્રત ખોલવું હશે અને એ માટે બે પાંચ હજાર કોરીની માગણી કરવી હશે અને એ તો આપવી છે એટલે કહ્યું:

"જેતપુરના મહાજનને ઠાલું ન જવા દેવાય વેણ આપું છું. પણ મારા સામે જરા નજર રાખી ને વાત કરજો."

મહાજનને બસ આટલું જ જોઈતું હતું એટલે બોલ્યું, "જો ભાઈ, અમારી સૌની એક જ માગણી છે. આ દુકાળમાં તુ રોટલો આપવાની ઘેલછા કરીને બેઠો છે તે બંધ કરી દે. આખું કુટુંબ તારાજ થઈ જશે તોય પૂરું નહિં પડે! આ તો દુકાળ છે."

વાત સાંભળતા લાલજીશેઠ માથે આભ બડક્યો.

"ફટય ભૂંડાવ! માગી માગીને આવું માગ્યું? તમને ખબર છે કે મારા ઘરમાં એક પાલી અનાજ રહે ત્યાં સુધી રોટલો આપવાની મારી પ્રતિજ્ઞા છે. હું ઊભો ને ઊભો વેંચાઈ જાઉં પણ મારું નીમ પૂરું કરવું. મારું માથું માગ્યું હોત તો આપવામાં આટલી વાર ન લગાડત! પણ આ વાતમાં તો મારે જરા વિચાર કરવો પડશે." લાલજીશેઠનો આત્મા અકળાઈ ઊઠયો.

"લાલજીશેઠ! તમે સીમાડાની સાક્ષીએ વેણ આપ્યું છે. પાળવું ન પાળવું તમારી મરજી." મહાજન સળગી ઊઠયું.

લાલજીશેઠ થરથરી ગયો. એક બાજુ રોટલો આપવાની પ્રતિજ્ઞા, બીજી બાજુ જેતપુરના મહાજનને વેણ આપ્યું. કોને પાળવું, કોને જતું કરવું? વાણિયે હાથમાં ત્રાજવું લીધું. ઘડીક વજન કોરે નમે ને ઘડીક પ્રતિજ્ઞા તરફ નમે. પલ્લાં માંડયાં હલવા વાવડો શાંત થયો ત્યાં વચન અને પ્રતિજ્ઞાનાં બેય પલ્લાં સરખે સરખાં થઈને ઊભાં રહ્યાં.

વાણિયાને ઉકેલ સૂઝી આવ્યો. વીજળીનો ઝબકારો થાય એમ મનમાં ઝબકારો થયો. લાલજી શેઠ રંગમાં આવીને બોલ્યા:

"મહાજન! હું તમને વેણ આપું છું કે આજથી આ દુકાળ ઊતરે ત્યાં સુધી કોઈને રોટલો

ન આપું."

મહાજન મલકી ઊઠયું. વાણિયાના દીકરાને દૂના થતો અટકાવ્યાના સંતોષની રેખા ખેંચાણી.

"હવે તો શિરામણ કરવા આવશો ને?" લાલજીશેઠે નોતરું દેતાં કહ્યું.

"હા, હા. હાલો:" કહેતાં મહાજને ચારણિયાને મારગે ઘોડાં હાંકયાં. મહાજન લાલજીશેઠને ઘેર આવ્યું. ઓશરીમાં ઢોલિયા ઢાળ્યા. બધા બેઠા અને લાલજીશેઠ સદાવ્રતના રસોડે ગયા. રસોડે જઈને રોટલાની તાવડિયું ઉતરાવી નાખી ને કહી દીધું કે 'આજથી ચૂલે તાવડી માંડવાની નથી. કોઈને રોટલો આપવો નહિ'. સૂચના આપી લાલજીશેઠ પાછા ફર્યા.

જેતપુરનું મહાજન અને ક્ષુધાર્થીની એક-સાથે પંગત પડી. થાળિયું પીરસાણી. રોટલો તો લાલજીશેઠે બંધ કર્યો છે ત્યારે થાળિયુંમાં પીરસાણું શું?

થાળિયુંમાં પીરસાણી લાપશી!



પૃ. ૩૫ થી ચાલુ ]

ફરતાં ગોળ કુંડાળે બેય ચડી ગયાં. આઈની ધા ભગવાને સાંભળી હોય એમ પાંચેક ઘોડેસ્વાર આવી ચડયા ને ચારણની રમત પારખી હાકલ મારી. હાકલ ભેળા એક બાજુ ચારણ ને બીજી બાજુ આઈ ભૂખ ને થાકથી ઊથલી પડયાં.

ભાનમાં આવતાં ચારણને થોડી ખરચી આપી ધમકાવી કાઢી મૂકયો. આઈને આણંદપર લઈ ગયા. ભોજ ખાચરે આઈ સોનબાઈમાં જગદંબાનું રૂપ જોયું. પોતાને રસોડે રોજ એક હજાર દુકાળિયા જમે છે, ત્યાં આઈને રોજ સોએક માણસને ખીચડું પીરસવા વિનંતી કરી, જેથી સે પુરાય.

એક દીને સમે અનાજ ખૂટતાં રોઝડાં મારી ને ખીચડી ભેગાં ભોજ ખાચરે દુકાળિયાંને ખવરાવેલાં

બીજે ભાદરવે રાંકાટને ખીચડું પીરસતાં લઘર વઘર ચારણને આઈએ પંગતમાં ભાળ્યો. ચીમટાને રોકીને આઈએ માંડયું ખીચડું પીરસવા.

ક્ષુધાર્થીની પંગત સામે જોતાં મહાજન હબકી ઊઠયું

"લાલજીશેઠ! આ શું?" મહાજનની આંખો ફાટી રહી.

"સાંભળો, મહાજન! તમને વેણ આપ્યું છે તે બરાબર પાળ્યું છે. છે કોઈની થાળીમાં રોટલાનું બટકું? તમે રોટલા બંધ કરવાનું વેણ માગ્યું છે, નહિ કે લાપશીનું! હું વાણિયાનો દીકરો, વેણ આપીને કાંઈ વચનભંગ થાઉં? વચનની ખાતર તો વાણિયાએ એકના એક દીકરાને વધેરી નાખ્યાના દાખલા પડયા છે, એ તો તમે જાણો છો ને?"

મહાજનને ભોંઠામણનો પાર ન રહ્યો.

પંગતમાંથી 'લાલજી લાપશિયા'નો જે જે કાર બોલ્યો.

ત્યારથી લાલજીશેઠ લાલો લાપશિયો કહેવાણા.
ચોત્રીસામાં ચીવટ રાખી. સૌ ચારણિયે ચાલો;
રોટલા સાટુ રગનું નહિ, લાપસી આપે લાલો.

ચારણ ખાધે જાય, આઈ પીરસ્યે જાય. ત્યારે ભોજ ખાચર કહેઃ "મા આજે કાળવું મોઢું ભાંગ્યું કે શું?"

આઈની આંસુધારે એટલું જ બોલાણું:

"ચારણ"

ભોજ કહે: "બાળકખાઉ કાળમૂખો? કાઢી મેલો એને!"

ત્યારે આઈ કહેઃ "બાપા ભોજ!

દભરીને સર દોષ, દુજા સર દેયેં નહિ;
કીં રંધાયે રોઝ, ભડ રસોડે ભોજલા!

"જે કાંઈ પાપ થાય છે ઇતો પેટ કરાવે છે, એમાં ચારણનો દોષ નથી. જો પેટ પાપ ન કરાવતું હોય તો નકળંક (નિષ્કલંક) ભોજ ખાચરને રસોડે-ગંગાજળીઆ હિંદુને ત્યાં નીલગાય-રોઝડાં કોઈ દી રંધાય ખરાં?"

# હમીરજી રત્નુનું ગીત

સંગ્રાહક : અયાચી શંભુદાનજી (ભુજ)

આજથી ૨૫૦ થી ૩૦૦ વરસ પહેલાં મારા દાદા શ્રી. હમીરજી રત્નુ કચ્છના મહારાવ શ્રી દેશળજી ૧લાના વખતમાં થઈ ગયા. તેઓ મહાવિદ્વાન હતા. રાજકવિ હતા. આજે ય એમની કવિતાઓ હજી ગવાય છે. એ વખતે દુકાળ પડયો હશે કે વરસાદ આગળ પાછળ લંબાયો હશે એ વખતે એમણે વરસાદના દેવ ઈન્દ્રને ગીત વડે પ્રાર્થના કરેલી છે તે જૂના ચોપડામાંથી ઉતારીને મોકલું છું. વિશેષ હવે પછી.

(ગીત સપાખરો)

ઘણા વણાવો વાદળા રૂપ, ચોવડી રચાવો ધરા,
છિલાવો તળાવા નદી, હિલાવો અ છે હુ,
પળાવો પવન અને પ્રબળા કરાવો પાણી,
મહારાજા ઇન્દ્ર આવો વરસાવો મેહુ- ૧

વેરાજા અંબરા ગાજે, સેરાજા વળકે વીજ,
ખળકે તાવરા શેસ, પાલરાળા ખાળ;
અનચરા જલચરા થરચારા તારી આસ,
સુરાપતી કીજે ધરા ઉપરે સુગાળ-૨

પખાળીજે ગિરાં ગાત્ર, હેમાળીજે જલાંપુર,
વાળીજે વખત ભલો દેખાળી જે વાર;
વિસારીજે નહી તાલ નિકાળીજે કાળ વેગો,
સંભારીજે પ્રથીનાથ, પાળીજે સંસાર-૩

સમરમી વાત હોય આદમી વરતે સુખી,
કમી રહે નાંહી જો હો કુકમી કલેશ;
ધરમી ગમી જે ત્રષા ધરો જેસી અમીધાર,
વિષમી ન દીસે જીમી ધરે નીલા વેષ-૪

પસરાવો ગસાંપુર પરે ધરો નુર પ્રથી,
નીરરા દુપટે ભરો જેતરા નવાણુ;
રાજરો આસરો ખરો, તિકેરો બિરદ રાખો.
મઘવા મેઘરો કરો સિદ્ધિરો મંડાણ-૫

કુદરતી ભાંતી બહુ પાખતી ભૂરજ કાઢો,
દેવરાજા કરામતી દોલતી દાતાર;
વિનંતી સાંભળો હવે જતી સતી જોએ વાટ
આવીજે ધરતીપતી કરો એલીકાર-૬

સામટા ચાતકા સોર દાદુરા બહોર સાધા,
ઝાઝા મોર બેઠા બોલે ગિરંદા ઝિંગોર;
વાદળા તણી ઉલોટ ઉતરાદી કોર વાધે,
ઘેઘુંબે સજોર ગટા મચે ગમગોર-૭

સંજોગણી પદમણી કામણી શ્રંગાર સાજે,
સોરાજાણી લિયે ઘણુ દામણી સો લાવ;
ભાવણી ખલક તણી ભજાવણી એસી ભાત,
આપણી સખવા રીત વડા ધણી આવ-૮

વસુચેન પાવે સહું સકોગે વધાવે વાહ,
કરસણે આવે ધાન ભરાએ કોઠાર;
મોકળે વિયાયે ગાય, મહીરા મંડાએ માટ,
કેતાહી કસર જાય, થાયે જે જે કાર-૯

વરતે ધરમ વારો, પ્રજારો કરમ વારો,
કૃપારો આસરો થાસે જાહા કલે આણુ;
કરારો નિવારો ધાહ સુધારો હમીર કહે,
પધારો વસુધા તણો વધારો પ્રમાણ-૧૦

પૃ. ૩૮ થી ચાલુ ]

નવાણુ ખોદાવ્યાં કૂવા અવેડા
ત્યાં પાણી ભરે પનિહારિ....છ.
રંગુન શેરની ધોળા ફૂલડાં જેવી
જુવાર આપી એક ધારી....છ.
રોજી આપી રોજ રાંકડી રૈયતને
તારા ડાપણની વાત છે ન્યારી-

નોટ :- મને કહેલ વાતોનાં પાત્રો હજુ જીવંત છે. છપ્પનિયા કાળમાં આ બધું નજરે જોનાર અમારી ચારણ પાટીમાં રહેતા લીંબા કુંભાર અત્યારે જીવંત છે. છપ્પાનયામાં વીસ વરસના હતા. તથા કોળી ગાંડા કેશવ અત્યારે મોજુદ કડે ઘડે નેવું વરસની ઉમરે ઢુંઢા કાઢવા જાય છે. મોઢામાં દાંત, આંખો બધું સુંદર છે. તથા પટેલ ખીમા પરબત છપ્પનમાં પંદર વરસના હતા અને મોટી વાડીના લીલાનું પાણીનો ઉલાળો આવે ત્યારે વાળવા જતા પાળી ગાંડા કેશવ એમ કહે છે એ સનાળાની પનારા કોળીની એક હુંઠી વહુએ છોકરું ઝાળામાં નાખી ચાલી ગઈ તે ગઈ. છોકરું જીવતું ગામમાં લાવ્યા.

# દભરીને સર દોષ

જયમલ્લ પરમાર

વાવ–થરાદની પડોશે વાગડની સરહદે ખાંભા જેવું ચંદુર નામે ગામ. રામભાઈ બાટીનુ ચારણનું ખોરડું ને ઘરમાં જોગમાયા જેવી આઈ સોનબાઈની રિધ્ધિ સિધ્ધિ.

આંગણે પચાસેક ભેંસું, સાઠ સિત્તોર ગાયું, ઘેટાં બકરાંને પાર નહિ. રોટલો મોટો. ગામ ગઢવીને પૂછીને પાણી પીએ.

મન મોટું. અંગે નરવાઈ. ઓલે અવતાર તાળવે સોપારી રાખી ઊંધે માથે ભૂંગર તપ તપ્યા હોય એને આઈ સોનબાઈ જેવું માણસ મળે, પણ શેર માટીની ખોટ.

રામ ગઢવી પચાસેક વરસ છાંડી ગિયા, સોનબાઈને પાંત્રીસેક વરસ માથેથી સરી પડયાં ને જોગમાયાએ સામું જોયું. નવમે મહિને દીકરાનો જનમ થયો. રામ ગઢવીએ સાધુ બ્રાહ્મણનાં દુઃખ ભગવાને સુદામાનાં ભાંગેલાં એમ ભાંગ્યાં. ગામને ધુંવાડાબંધ લાપસીનાં જમણ કરાવ્યાં.

સુખી ઘરનું ફરજંદ. થાતાં થાતાં બાળક બેક વરસનો થિયો પણ વરસ માઠું બેઠું. અષાઢ શ્રાવણ ફોરું પાડયા વગર ગયા. મેદની હલબલવા લાગી. ધરતી ચાકડે ચડી. ઝોકમાં માલનાં મડદાં પડવા માંડયાં. વાલની વીંટીએ રામ ગઢવીએ ઢોરને ખવરાવી દીધી.

આસોય કોરો–ધાકોર ઊતરી ગ્યો. પ્રાગવડનાં પંખીની જેમ મેમાન માંડયા ઊતરવા. રામ ગઢવી, આઈ સોનબાઈ ને બે વરસનો બાળક પહેર્યે લુગડે રહ્યા. દિવસ પલટયો. ઘરમાં ધોળો ધૂંસો ય ન મળે.

મનુષ તડફે જેમ જળ વિના માછલી,
પી ગ્યો રૂધિર ને આગલી પાછલી;
કાંહું પિત્તળ તાંબું ધાત ન રહી કલી,
કમરમાં લંગોટી ને હાથમાં કાચલી.

લીંબુ દોઢો જેની મૂછ પર લટકતા,
ચાલતા મરડમાં ઠરડમાં ચટકતા;
ઊંધા ધડ હાલતા કોઈને નહિ અટકતા,
ઈ ભૂંડે હાલ થિયા દેશમાં ભટકતા.

એક દી જનમભોમકાની ધૂળ માથે ચડાવીને બે ય માણસ બાળકને લઈને હાલી નીકળ્યાં. સોરઠ ઉપર નજર સાંધી. પાંચાળમાં તેદી આણંદપરમાં ભોજ ખાચરે રસોડું ઉઘાડેલું. એની ડેલીએ કચ્છ, કાઠિયાવાડ ને ગુજરાતનાં દુકાળિયાંની ઠીંસ લાગે છે, એમ આણંદપરને મારગે છોકરા સાથે બે ય માણસે ડગ માંડયાં.

રામ ગઢવી સુંવાળું માણસ. અણીજુના બંધાણી, ભેળી ભૂખ. એમ હાલતાં હાલતાં અડવાડિયું ઊતરી ગિયું. બે ય માણસ ભૂખે એક બીજાને ભરખવા સામું જોતાં હોય એવાં થઈ ગિયાં.

આંગળીમાંથી દૂધ આવે તો થાનેલામાંથી દૂધ આવે. બાળક પણ કંઠપ્રાણ થઈ ગિયો છે.

ઉતવળો વાવડો વાય તો ય આઈનો દેહ આમ તેમ લથડિયાં ખાય છે. એમ પંદરેક દિવસે આણંદપર નજરમાં લીધું. એકધારી લાંઘણથી બેયના અંગ તરવાઈ ગ્યાં છે.

બરાબર આણંદરના સીમાડાની ધારે બે ય માણસ પોગ્યાં. એમાં ગઢવીની મતિ કાળના ખપ્પરમાં ઝડપાણી. બધા કાંધે ચડી બેઠી ને બાળકને ખાઈ જવાની કાળમતિ થઈ.

આગળ હાલ્યા જતાં સોનબાઈના હાથમાંથી બાળકને ઝૂંટવા ગરુડવીની દોટ મેલી. આઈ પાછું વળીને જુએ ત્યાં ગઢવીની આંખમાં કાળને ભાળ્યો. હાળી ચીસ પાડીને આઈએ કેડમાં બાળકને દબાવીને દોટ મેલી.

મારગને કાંઠે એક મોટો ઢોર આવ્યો. એને



[ અનુ. પૃ. ૩૩

# છપ્પનિયા કાળના સુલેમાન સાબ

કવિ : મેકરણ ગગુભાઈ લીલા

## કુંડલિયો

રોટી તુજકું રંગ હે, પાવત સબ સંસાર
ગ્નાની ધ્યાની યોગી જતી, જબ લગ લે અહાર
જબ લગ લે અહાર પારગતી પેટકી સુજે
ભૂખ સમય કચ્છુ બાત ઓર નર કછુ ન બુજે
કહે દીન દરવેશ દેખ દેવન સેં મોટી
પાવત સબ સંસાર રંગ હે તુજકો રોટી

સોરઠની ધરતી ઉપર છપ્પનિયા કાળના ઘેરા ઘેરા ઓળા ઊતર્યા છે. દાણા નથી અને દાણા લેવા નાણાં નથી. માનવીના મોઢાનાં નૂર હરાઈ ગયાં છે લાલ લાલ લોહીનો એક ટશિયો કે ટીપું પણ સુકાઈ સુકાઈને ગરીબ માણસનાં હાડકાં ને માંસ યુવા અવસ્થામાં પણ વૃદ્ધ અવસ્થા જેવા ખળભળી ગયાં છે. મોઢા ઉપર ખુમારી કે ખુશીપાની એક પણ રેખા રહી નથી. ઊતરેલ હાંડલાં જેવાં કાળાંમશ મોઢાં થઈ ગયાં છે. માણસ માણસને ભરખી જાય એવી ક્ષુધા વ્યાપી છે. માલઢોરની વાત જ શું ? ગાયો મકોડા ભરખવા લાગી છે. ધગધગતી ધરતીની ઊની ઊની ધૂળ ચાટી ચાટી ઊંડી ઊંડી તબકતી આંખોએ ગાયો ઈશ્વરના દરબાર સામે આભમાં મીટ માંડી રહી છે. માલધારીઓએ લાકડી પછાડી ગાય માતાઓને નોધારી રઝળતી મૂકી દીધી છે. ચરકલાને માળો કરવા ખડનું એક તણખલુંય મળતું નથી આવો ભેંકાર છપ્પનિયો દુકાળ પડયો છે.

માનવી ભોરીંગડી નામના છોડનાં કડવાં કડવાં બી સૂકવી પાણીમાં ધોઈ એની ઘેંસ રાબડી બનાવી ખાય છે. કયાંક અમરો ડમરો બળ નામની વનસ્પતિના સૂકલ કણ ભેળાં કરી એની નાની નાની ચાનકિયું (રોટલિયું) માંડ માંડ મસળી ઘડીને ખાય છે. આવા દુકાળના દોયલા દિવસો રાંકડી પ્રજા વીતાવી રહી છે.

પર ઉપકાર વૃત્તિવાળા સુખી ને સદેખાં માણસો સૂકા રોટલા માટે ટળવળતાં માનવીને જોઈ 'દેવા નથી પણ દાઝવાછે' તે કહેવાત મુજબ પારકે દુખે દુઃખાઈ આવા માણસો મોટા મોટા ઊંડા નિસાસા નાખી આ ભેંકાર દુકાળના મોઢમાંથી ઉગારવા પ્રભુને આરદાયું કરે છે. "હે ઈશ્વર હવે વહેલાસર ભલસરા કર. આવતું વરસ સારૂં કર ભલા વર્ષે ભેળા થાયે" એવા ઉદગારો દરેક માનવીના મોઢામાંથી નીકળી રહ્યા છે.

'નીર નવાણે ને ધર્મ ઠેકાણે' એ કહેવત ખોટી પડી છે. નવાણોમાં પાણીનું એક ટીપું નથી. શેત્રુંજી, ભાદર, ઓઝત, મોજ, મધુવંતી આવી આવી અડીખમ નવોઢા સુંદરિયું જેવી નદીઓનાં પેટાળનાં તળિયાનાં નીર સુકાઈ ગયાં છે. ચૂડેલ જેવિયું ભેંકાર લેખડયું મોઢાં ફાડી બળબળી રહ્યું છે.

પાણીવિનાં વેકુરડી (વેળુ) ધગધગતી તાંબાવરણી થઈ નદીના પટ ઊતરતા ઉઘાડા પગના માનવીનાં પગનાં તળિયા તપાવી રહી છે.

દ્વારકાની છાપ લીધી હોય એવી પગના તળિયામાં તપેલ વેળુની છાપ પડી જાય છે.

પશુ પંખી હરણના ટોળાં તરસ્યાં નદીઓના આરા ઊતરી પાણી પીધા વિના પાછાં નિરાશ થઈ માંડ માંડ પાછા નદીના કાંઠા ચડી ઝાંઝવાના જળ સામે મીટ માંડી ધ્રોડી ધ્રોડી પ્રાણના ત્યાગ કરે છે.

> ચોરાસીય જોજન ચાવડ ચટ્ટ
> પ્રજાળીય કીધાં ય પાવન પટ્ટ

આવો ભેંકાર છપ્પનિયો કાળ, માતા બાળકને ભરખી જાય એવી ક્ષુધા વ્યાપે એમ નજરે જોનાર અત્યારે જીવનાર માણસો કહે છે

આ વખતે વડિયા રાજ્યના બાર બાર ગામના હાકેમ કહેવાય એવા વહીવટદાર (મહાલકારી) શ્રી. સુલેમાન ગેપીનનો મુકામ સનાળી ગામે થયો.

આભને ટેકા દિયે એવા ચીરાબંધ ઉતારાના ઉગમણા બારના ઓરડાની ઊંચી પડથારની ઓસરીમાં ભીંતે ટેકવેલ ગાદી તકિયા ઉપર શ્રી. સુલેમાન શેખીન બેઠા છે. દશ પંદર ગામના પટેલિયા બેઠા છે અને વહીવટદાર સાહેબની બાજુમાં સનાળીના ચારણ ગગુભાઈ લીલા બેઠા છે. દુકાળની જ વાતું ચાલે છે. વહીવટદાર સાહેબને પાણી પીવા માટે ગામની સીમ વાડીઓમાંથી પાણી ભરી એ વખતે જ ખંભે પાણીની માણ (ઘડો) ભરી પાણિયારાના પીવાના ગોળામાં પાણી રેડવા અડીખમ ઉતારાના કાળા પત્થરનાં બાંધેલ ઊંચા પડથારના પગથિયાં (હજુ મોજુદ છે) ધના નામનો કુંભાર ચડતો આવે છે.

ધનો કુંભાર પંડે ગજબળો. પાતળો સોટા જેવો દેહ, હસતમુખો ખુશીમીજાજી. કયારેક કયારેક સુલેમાન સાહેબને પણ રમુજી વાતચીતુંમાં ખુશી કરાવે એમ પોતે વાત ડાયો માણસ. કડે વળેલો, ખંભે પાણીની માણ, નીચે મોઢે પગથિયાં ચડતાં ચડતાં ધના કુંભારની આંખમાંથી ફકીરની માળાના કાચના પારા જેવાં સફેદ આસુંડાં દડદડ ખરી પડયાં. વહીવટદાર સુલેમાનભાઈનું એ તરફ ધ્યાન ખેંચાણું. ઝીણી નજરે ધનાના મોઢા સામે સામે જોઈ શ્રી. સુલેમાનભાઈએ કહ્યું, ઉતાવળે સાદે: "કેમ ? ધના રોઈ પડયો ? આંખમાં આસુંડાં કેમ ઉભરાણાં ? ઝટ વાત કર, કોઈ પોલીશ પટેલ, પસાયતા કે હવાલદારે તને દુભાવ્યો નથી ને ? કાંઈ કોઈ ધખ્યું નથી ને ? ઝટપટ પેટ છુટ વાત કરી નાખ."

એમ ને એમ ઓસરીમાં ધનો કુંભાર ખંભે માણ ને થંભી ગયો ને કહ્યું કે: "બાપુ! કોઈ પોલીશ પટેલ પસાયતા હવાલદાર મને ધખ્યા વઢયા નથી, પણ આપ મોટા માણસ પાસે વાત કરતાં ભોંઠામણ થાય છે. પણ પેટ છુટી વાત કર્યા વિના છૂટકયો નથી. બાપુ આસુડાં તો મારા દુઃખનાં આવે છે.

"ઘરમાં અનાજનો દાણો નથી. પૈસા દેતાં દાણા શેર પાટણથી લાવીએ પણ રાતું કાવડિયું-ફદિયું નથી અમે ત્રણ ત્રણ દિવસના ભૂખ્યે કડાકા છે. "ભૂખે પેટ પાણી ભરી બજારના ચોકમાં આવતાં સુપાણી સામી મળી વાત કરી કે તમારે ઘેર સુવાવડ આવી છે, બાળક આવ્યું છે. ઘી ગોળ તેલનું ટીપું નથી, પણ સૂકા રોટલા માટે ચપટી લોટની સગવડ કરો તો હું વહુને જુવાર બાજરાનું ઢેબરુ, રોટલો ટીપી આપું (ઘડી આપું) અને મીઠાના કાંકરા સાથે વહુ પોતાના પેટનો ખાડો પૂરો કરી લેશે. રંગુન શેરની જુવારનો રોટલો તો સાકર જેવો મીઠો થાય છે. માટે કાંક ચપટી લોટનું કરો."

આમ વાત કરતાં ધનો કુંભાર ખંભે પાણીની માણ ને ત્યાં જ થંભી ગયો.

શ્રી સુલેમાનભાઈ ધના કુંભાર તરફથી દષ્ટી ફેરવી ગગુભાઈ લીલા સામે વિચાર મગ્ન થઈ જોઈ રહ્યા. ગગુભાઈ લીલા કહે: "સાહેબ ! આ દુકાળે તો કાળો કોપ કર્યો છે. માણસ અનાજ વિના લખવળિયું લ્યે છે. માનવીની ક્ષુધાએ માઝા મૂકાવી દીધી છે. પેટનો ખાડો એકે રીતે પુરાતો નથી. માતા-જનેતા પોતાના બાળકને જાળાં ઝાંખરામાં જીવતા ફેંકી દઈ ચાલી જાય છે. આવા દાખલા બન્યા છે. વાત્ સાંભળતાં અરેરાટી છૂટી જાય. દુકાળે આવો ભરડો લીધો છે. કાળજાં કંપી જાય એવી કહાણીઓ બની રહી રહી છે. આમાંથી ઈશ્વર ઉગારે. ઈશ્વરના દરબારમાં બધા ગરીબ જ છે પણ ગરીબોનું દુઃખ જોયું જાતું નથી. આ દુકાળે તો અકેકાર કર્યો. પ્રભુ મરજી, પ્રભુ બચાવે."

ગગુભાઈ લીલાના આવા શબ્દો સાંભળતાં જ શ્રી સુલેમાન શેખીન સાહેબે પોતાના નીચેના રેવન્યુ કારકુન વીઠલજી લુવાણા સામે જોયું. કહ્યું: "કેમ વીઠલજી! મારો પગાર આકારાઈ ગયો છે ?

એ વખતે દરબારો વહીવટદારને માસિક રૂપિયા પચ્ચાસ આપતા.

વીઠલજી કારકુને કહ્યું: "સાહેબ! પગાર આકારાઈ ગયો છે."

ત્યારે શ્રી સુલેમાનભાઈએ કહ્યું કે: "મારા પગારમાંથી આ ધના કુંભારને રૂપિયા દસ બક્ષીસ

.પો અને એના ઘઉં ઘી ગોળ તેલ જુવાર વિગેરે લઈ આપો.'

આવો વહીવટદાર સાહેબનો હુકમ સાંભળી ધના કુંભારના મોઢા ઉપર લાલપ છવાણી. પગમાં જોર આવ્યું. ખંભે લીધેલ પાણીની માણ રસોડાના પાણીના ગોળામાં રેડી ધનો કુંભાર પાછો ઓસરીમાં આવતાં વીઠલજી કારકુને (તે દી રાણીછાપના રોકડા રૂપિયા હતા) ધનાનો રોકડા રૂપિયે ખોબો ભરી દીધો. ધનો કુંભાર રાજીના રેડ થાતો ઘેર ગયો. ઘી ગોળ ઘઉં તેલ, જુવાર વીગેરે દશ રૂપિયામાં પોતાનું ઘર ભરી દીધું. તે દી ચાર આને શેર ઘી ચોકખું, દોઢ રૂપિયે મણ ઘઉં, સાત આને મણ એક રંગુનની જુવાર આવતી. ધનાભાઈ કુંભારના ઘરમાં નવે નિધિ ઊભરાઈ ગઈ. પ્રભુ અને સાહેબનો ધનોભાઈ મોટા પાડ માનવા લાગ્યા.

ગગુભાઈ લીલાએ સુલેમાનભાઈને ધન્યવાદ આપ્યા. શ્રી સુલેમાન રોબીન સાહેબ પછી એ વખતના ધર્મપ્રેમી વડિયા દરબારશ્રી બાવાવાળા સાહેબને દુકાળથી વાકેફ કર્યા. બાપુ બાવાવાળા ખૂબ ખૂબ દયાળુ હતા. ચોવીસે ગામે રાહતનાં કામ શરૂ કર્યાં.

બાર બાર ગામના બે વહીવટદ ો હતા. શ્રી સુલેમાન સાહેબે ગામની બજારો, પાળા, ં દીઓના પાળો, પાણિયારાના કૂવા, અવેડા પાકા બંધાવ્વા. નવાં નવાણુ ખોદાવી પાકા બંધાવ્યાં. સનાળી માતાજીનો ઓટો પાકો બંધાવ્યો. સનાળીનો પાણિયારાનો કૂવો તથા દેરડી કુંભાજીને રસ્તે નવું નવાણુ પાકું બંધાવ્યું. દરેક મજુરને બે શેર રંગુનની ધોળા સાટા જેવી જુવાર, બાઈ માણસને દોઢશેર જુવાર, છોકરાને એક શેર જુવાર તથા પુરૂષ વર્ગને ચાર કાવડિયાં (પૈસા) રોજીંદા રોકડા તેલ, મીઠું મરચાં લેવા. આવી રાહતકામની રોજી શરૂ થઇ.

મજૂર વર્ગના મુકદ્દમ તરીકે મકનજી માધવજી નામના બ્રાહ્મણની નિમણૂક થઈ. એક વખત સાહેબનો મુકામ સનાળી. એ વખતે સનાળીના પુંજા રામ મેતરે સાહેબ પાસે અરજ કરી કે :

"સાહેબ ! અમારા નારણુ મેતરને ઘેરથી રાણી વહુ છોકરૂં ધવરાવા બેઠાં અને મકનજી મારાજે એ આખા દિવસનું રોજ કાપી નાખ્યું. રોજમાં ચોકડા પૂરી આમ બાપુ છોકરૂં પણ ધવરાવાતું નથી."

સુલેમાન સાહેબે કહ્યું કે : "બોલાવો મકનજીને."

મજૂરોનું હાજરીપત્રક લઈ મકનજી મારા'જ હાજર થયા. ત્યાં રાણી મેતરાણીનું એક રોજ કાપી નાખી ચોકડા પુરેલ. જેથી મકનજી મા'રાજને તુરત નોકરીમાંથી ઉતારી મૂકયા.

સુલેમાન સાહેબે પુંજા મેતરને પૂછ્યું : આ બાઈ રાણીના ધણી કયાં છે ?'

પુંજા મેતર કહે : "ઈ તો બાપુ નારણુ મેતર ગુજરી ગયા છે. છોકરાં નાનાં નાનાં છે."

સાહેબે કહ્યું કે : "રાણી મેતરાણીની આજથી બધી વેઠ માફ કરવામાં આવે છે."

મકનજી મારાજને મુકડદમમાંથી કાઢી નાખતાં ગગુભાઈ લીલાએ કહ્યુંઃ "સાહેબ ! બ્રાહ્મણનો દીકરો છે. બચ્ચરવાળ માણસ છે. દુકાળ વર્ષમાં એનો રોટલો તૂટવો ન જોવે."

પછી મજૂરનું હાજરી પત્રક ભરવા માટે કાળા શેઠ વાણિયાને રાખ્યા અને દરરોજ મજૂરીની બબ્બે શેર જુવાર દુકાળ કમીટી રૂબરૂ મકનજીને તોળી જોખી આપવા રાખ્યા ત્યારે ગગુભાઈ લીલાએ સુલેમાન સાહેબને દયાળુ દિલના અમલદાર તરીકે બીરદાવ્યા.

સનાળી ગામના માણસો રંગુનની ધોળા ફૂલડા જેવી જુવારના સાકર જેવા ગળ્યા રોટલા ખાય. ચપટી વગાડે એમ છપ્પનિયો કાળ ઊતરી ગયા. શ્રી સુલેમાન સાહેબનો ગામની બેનું દીકરિયુંએ રાસડો જોડયો. હજુ પણ ગવાય છેઃ

સુલેમાન સુખકારી છપ્પનિયામાં
સુલેમાન સુખકારી..ટેક
બજારૂં પુરાવીને બંધ પાળા બંધાવ્યા
ભૂખ્યાં માનવ નભાવ્યાં ભારી...છ.

# છપ્પનિયા કાળનું ગીત :

કર્તા : બારોટ રાણીંગદેવ

સંપાદક : મેકરણ ગગુભાઇ લીલા

પાટી કાઢી કાળે પ્રોળ જોધ પરની પાડી
ચીત્રોડનો મલક ધમ'કે પછાડી
રતલામ દેશને લીધો રંજાડી
અત પાતનો આર ને કાળ છે ઓનાડી -૧.

ત્યાંથી ઉંડળ મલકને નમાડી
બૂંદી કોટનું શેર બગાડી
પછમની લાજને ધમકમાં પાડી
અંગ ન રીયો પાલવ ને એબ છે ઉઘાડી -૨

અન્ન વિનાનો ત્યાંથી ઉપડીયો.
પૂના સત્તારે અસબો પડીયો
ચોવીસ માસ લગી રમતે ચડીયો
વેર કરૂં પણ દખણમાં ન મળે વડીયો -૩

વહેવાર ખોઇને રીયા વેપારી
ક્રોડ પતિ તેની ન લાગી કારી
મલકની લાજ ને ખાસડે મારી
ભગવાં પેરી થીયા કંઇક ભીખારી -૪

કળશીયો મેલીને ઘરેણે કટારી
કેની બંદુક ન મળે કરજથી બારી
હાંડો ગીયો કરજથી હારી
ત્રાંબડી હરી ન મળે ગોળીયું ત્રખેડુ નારી -૫

ભે લાગી નવ ખંડ ખળભળીયું
વિના અન્ન લીયે લળવળીયું
વગાડતા જંતર ઘરે વાંસળીયું
અન્ન ન મળે ને ચાટે છે આંગળીયું -૬

હીન્દુસ્થાન મલક બેઠાં હારી
મોત વખેણા નાખ્વા મારી
હાલ્યો કાળ ને સૌન હંકારી
નર કહે મર જાય ઘરઘવા નારી -૭

દેતાં રોકડ ન મળે દાણો
ન રીયું કઇં ખાતું ને નાણો
ખલક મલક ટીડે ખવાણો
દેવા ભેંસ કે ન મળે દુજાણો -૮

કોટ પાડી લોટ પેટ કીધા કસબાસા
નાખે મોટા ભૂપ નિસાસા
અધરથી વળે શ્વાસ ઉસાસા
ધજ બંધ થિયા ધૂળ ધમાસા -૯

બે ત્રણ રાજ તેની લાજ બોળાણી
પરિયે હતું અણીનું પાણી
જૂનગઢ વાત નગરે જાણી
આખી જગત બળીને ઓલાણી -૧૦

સુપડાંને ખુણે જગત સોવાણી
ખદ્યા થઇ વશ રામની કાંણી
ખુટયા ખજાના ઝવેરી ખાણી
આખે પ્રજ વ્રતવા ઉજાણી -૧૧

ચારે ધામમાં કુવારા છુટયા
તાક રીયા મોકળા ને વેવાર ત્રુટયા
રાજ રસોડે ન મળે રોટલા
જબર ઠાકરના રોટલા ઝોંટયા -૧૨

ઠાકર કોઇ ન રીયા ઠોઠુ
આગળનું વિચાર જો ઓઠુ
ભેરય જાગતાં ન પડે ભોઠુ
કરીના મુળમાં પેસાય કોઠું -૧૩ ૧૩

કળજગ કાળ ને ટીડનું કટક
ખોટમાં ધુડ મળી બધી ખલક
મોઢું ફેરવી બેઠો બાધો મલક
સુ વખતે દીધી જો જો છલક -૧૪

ત્યાંથી કાળે કાંઠાળ નમાવી
જાતી તળાજે ફોજ જમાવી
ગઢપત બેઠા લાજ ગુમાવી
નવખંડના આવ્યો ભૂપ નમાવી -૧૫

છાસ ઘેંસ ને કુંઘળી શીરાવો
મરચાં બોળો ગુંદાં મંગાવો
કળથી મઠનું શાક કરાવો
પરદેશી મેમાનનો થાળ પીરસાવો -૧૬

ચડતી કળા જળેળે શરિરે
અંગત કુળની રીત અમીરે
ભાંગીયો ભરવ અતશે ભીરે
હાંકલ્યો કાળ ખસીયા હમીરે -૧૭

હજાર કળગી દાણા હોતા
ભંડારા ભરને બંધાવો ભાતા
દરિયાના લોઢ ખસીયો દાતા
સવર હાસુ વે કીયા ડુંગરા સાતા -૧૮

વાળાક દેશ ને માન સંગ વાળો
ઉગ્યો સૂર ને કીયે અંજવાળો
ખત્રીવટ તંત્રને રજકનો ખાળો
ઘસે નહિ કાળ કે'દી ભાદ્રોડ ઢાળો ૧૯

પરથમ થાળ મોટા પીરસાવે
અંગ રામાને ભભક આવે
સાકર દુધ રાંક શિરાવે
અને, તાંસળીયુંમાં વાણ તરાવે -૨૦

ત્યાંથી ગઢ ખુમાણે આવ્યો
ધાનને કડસે મારી ધ્રફાવ્યો
જીતીયો વીસળ ભગવાન જાયો
ઓળખો લખો ફેર ગોલણ આયો -૨૧

વિર મહદ અંગ લખાને વળામણ
માગે ભુખ્યું પીરસે મણ
સાકર ચોખા ને દુધ શીરામણ
બપોરે ગળ ગોધમ ને રપટગળામણ -૨૨

વમળ ભાળીને રીયા વળમાં
પટકી પડયા પડી પટકી પળમાં
કુંવર લખધીરમાં વીસો કળમાં
બાપ હડુડે રજકે બળમાં-૨૩

આઠ દિ રજક સુરખે આલ્યું
સાઠ દી પુરા વૃત્ત ન ચાલ્યું
જોઇને મલકનું નાકું ઝાલ્યું
જીવતું ગરોળું પુંઠમાં ઘાલ્યું -૨૪

કર્યું બળને છક્કી ગીયું કાળજે
બળતો વસમો જેથી બળજે
ભરાવે તેરતો ગળામાં ભરજે
ટળે તો માથેથી સીધું ટળજે-૨૫

આલો ભાણુ દે દલ અંજવાળે
પવા સાકર દુધથી પલાળે
વૃત દીને કીધાં રાણીંગ વાળે
ત્રણે ઇ આગરીયા ઉપર ટાળે-૨૬

દાન સનમાન ને દાણો દીધો.
લુંણુગે આવતો સજસ લીધો
કડીયાળીયે ધ્રમ વાવટો કીધો
પૂન્યનો પીયાલો રૂખડે પીધો-૨૭

વાતું સુણીને રામો બોલ્યો વાણી
પ્રજનું રાખવું મારે અંગત પાણી
જગડુશા શેઠની રમત જાણી
હુકળે રજકે જોધ હાદાણી-૨૮

વાડમ કરે હડમતીયા વાળો
ભોળીયો વીજર દીકરો ભાળો
પ્રોણો આવે ઘર ચડીયો કે પાળો
કહીયે શમો આભ કપાળો-૨૯

કાળ કે ન જાયે ઝોલા પરી કાંઠે
સાકર નિપજે જારને સાંઠે
મહદધ હડેડે વરસે માઠે
રામ નામ લેતાં પ્રાસત નાઠે-૩૦

નાખી સુચ્છે હથ ને વાવરે નાણો
હોમ દટ રજક ને ખેંગને દાણો
મોજે જોલાપરી કાંઠે મંડાણો
રેવા ચાર જગ જાવડ રાણો-૩૧

ચરૂ નવ નધ રજકના ચડાવી
ઘાટા રોટલા મોટા ઘડાવી
જીતીયો વીજર નોબત વગડાવી
પુન્યનો સાદ અહિં રીયો પડાવી-૩૨

અનને અજરે કાળ ગીયો આફરી
હુરમત રાખો કડાએ ચડયા હરિ
ભાલાં રજકની વાંભુ ભરિ
મારીયો કાળને ગીયો વસમા મરી–૩૩

જીવંતો જીવ ન રીંયો નાડ હાથ પગમાં
માંથુ જૈ પડયું મેવાડમાં
ધડ કટકા રખડયા કંઠાડમાં
અવગત થૈ તે રીયો ઉજાડમાં–૩૪

કુંકુના અખર જળેળે કપાળે
દનો દન ચડશે સોગણો દકાળે
વાઘ હર સાવરૂ નવણુ ગાળે
શક નહિ કોઇ દિ ઉઘાડે છ ગાળે–૩૫

છપ્પનિયા કાળના ગીતનો ભાવાર્થ

૧–છપ્પનિયા કાળ પ્રોડીને જોધપુર શહેરની શેરિયુંમાં પડયો. ચીત્રોડ ને મોઢામાં લઇ રતલામ દેશને રંજાડી ત્યાંથી અનાડી મોટા અહારવાળો કાળ ઊપડયો.

૨– ઉંડલ મલકમાં તથા બૂંદીકોટમાં ભૂખની રાડ બોલાવી આથમણા દેશની એક ધમાકામાં લાજ લૂટી, અંગ ઉઘાડા માનવીનાં થયાં. કપડાં પેરવા રહ્યાં નહિ.

૩– ત્યાંથી ભૂખ્યો રઘવાયો કાળ પૂના તથા સતારે ખબર વિન્યા પડયો. ચોવીસ માસ લગી ત્યાં રમત રમ્યો. દક્ષિણમાં તો કોઇ અન્નનો દાતાર મળ્યો નહિ.

૪– વહેવાર ખોઇ વેપારી હાથ જોડી બેઠા છે. કરોડપતિની કાંઇ કારી લાગતી નથી. મલક આખાની આબરૂ ને લુંટીને પગરખે ટાલ પાડી નાખી ભગવાં પેરીને કઇંક ભિખારી થઇ ગયા.

૫– કળશિયો, કટારી, બંદૂક, હાંડો, ત્રાંબડી, ગોળી ગાગર બધા અડાણે મૂકી એ ઉપર નાણું લીધાં છે. સ્ત્રીઓને તરખેડું (ચરણીયો) પેરવા રહ્યો નથી.

૬– દુકાળે એવી લે લગાડી કે આખો નવખંડ ખળભળી ઊઠયો. અનાજ વિના માનવી ગોથાં ખાય છે. ભૂખ્યે તો વાંસળિયું (પાવા) અને જંતર વગાડે છે અનાજ મળતું નથી. ભુખે આંગળિયું ચાટે છે.

૭– આખો હિન્દુસ્થાન હરેરી ગયો છે. દુકાળે મોત વિના મારી નાખ્યા છે. આમ કાળ સેના લઇ હાલી નીકળ્યો છે. પુરૂષ કહે છે કે પેટ ભરાતું નથી. સ્ત્રી ભલે ઘરઘવા જાય. (પુનરલગ્ન કરે)

૮– પૈસા દેતાં દાણો મળતો નથી. કોઇ ખાતે ઉધારે આપતું નથી. કાંક ટીડ આવ્યાં એ ખાઇ ગયા. ખડપાણી વિના ઢોવા લેંસ કે કાંઇ દુજાણું ન રહ્યું.

૯– કેટલાંક શહેર ગામડાંને ભૂખ ભેગાં કરી દીધાં. મોટા રાજાઓ નિસાસા નાખે છે. જે ધજા બંધી અન્નકોટ બંધાવ્યા હતા એ બધું ધૂળધાણી થઇ ગયું. રસોડે તાળા દેવાણાં.

૧૦– બેત્રણ મોટા રાજ્યની તો આબરૂ ગઇ. જેને કુળતું પાણી હતું તે જૂનાગઢ નવાનગરની તો વાતું વંચાણી. આખી જગત ભૂખે સળગી રહી છે.

૧૧– સુપડાને ખૂણે દાણા જેમ આખું જગત સોવાણું છે. બધાને ભૂખ વ્યાપી ગઇ છે. ઘણાના ખજાના ખૂટી ગયા છે. તેમ ત્રણે પરજામાં વાતું થાય છે.

૧૨– ચારે ધામમાં પણ અનાજ રોટલો મળતાં નથી. બધાના વહેવાર તૂટી ગયા છે. ગાઢ મોકળા રહ્યા છે. જબરા ઠાકોરો મૂંઝાણા છે. રાજ રસોડાં બંધ થયા છે.

૧૩– મોટા મોટા રાજાના ગર્વ ગળી ગયા છે. આગળના ઓઠાં જેમ કોઇની શરમ રહી નથી કોઠું જાણે મુખમાં સલવાઇ ગયું હોય એમ બધા દિગ્મૂઢ થઇ ગયા છે.

૧૪– એક કોર કળજગની હવા, પાછો દુકાળ અને ટીડનાં ઉપર ટોળાં એની ખોટ આખા મલકને લાગી જે સુ-વખતે (સારા વખતે) છલકું આપતા એવા માણસો મોઢાં ફેરવી ગયા છે.

૧૫– હવે અહિંથી છપ્પનિયો કાળ કાંઠાળ મલકમાં ઊતર્યો. તળાજા ગામ સુધી એની ફોજું ફરવા લાગી, ત્યાં સુધી ભુખમરો લાગ્યો. કેટલાક રાજાઓએ આબરૂ ગુમાવી અને કાળ જાણે ન કહેતો હોય કે મેં નવખંડા રાજાને નમાવ્યા છે.

૧૬– દુકાળની એવી ઝપટ લાગી કે પરદેશી મહેમાન અંગ્રેજ લોકો આવે ત્યારે તેને છાસ, ઘેંસ, ડુંગળી મરચાં ખવરાવો. ખોળામાં ગુંદા બોળી કળથી મઠનાં શાક આપી એ પરદેશી મહેમાનના થાળ પીરસાવો.

૧૭– આવા દુકાળની ઝપટ છે ત્યારે સેંદરડાના દરબાર હમીર ખસિયે કાળને હાકલ્યો અને રોકયો અને અડેડાટ રોટલો આપવા લાગ્યા.

૧૮– હમીર ખસિયાને દરિયાના લોઢ જેવી મોજ આવે છે. હજાર કળશી (ખાંડી) દાણા મંગાવી ડુંગરા ખડકાવી રાંકને રોટલો આપવા માંડયા છે.

૧૯– બીજો વાળાક મલકમાં મહુવા પાસે ભાદ્રોડ ગામે માનસંગ વાળો ક્ષત્રિવટ રાખી અડેડાટ રોટલો આપે છે.

૨૦– મોટા મોટા રોટલા ઘડાવી થાળ પીરસાવે છે. રામભાઇને અંગે મોજના ઉફાળા આવે છે. સાકર દૂધ ચોખા રાંકને ખવરાવે છે અને જાણે તાંસળિયુંમાં દૂધમાં ચોખા તરતા વાણ જેવા લાગે છે.

૨૧–ત્યાંથી દુકાળ ભાગીને ખુમાણ પંથકમાં આવ્યો. ત્યાં આખા ભગવાનના દીકરા વીસામણ ખુમાણે કાળને ધાનનાં કડછાથી ધરાવીને માર્યો.

૨૨– વીસામણ ખુમાણને અંગમાં કુળના એંધાણ છે. ભૂખ્યું માણસ અન્ન માગે ને એક મણ પીરસી દિયે. બપોરે સાકર દૂધ ચોખાની શીરામણી અને સાંજે ઘઉંની લાપશી ગોળ નાખેલ જમવા આપે છે.

૨૩ આવો દુકાળમાં રોટલો જોઇ બીજા દુશ્મન બળે છે અને લખધીરનો પુત્ર વીસામણ બન્ને બાપ દીકરો મોજના હીલોળા કરે છે.

૨૪– કોક મૂરખે એક ટંક ચાડે આઠ દિવસ પૂરું અનાજ આપ્યું નહિ. એક વૃત્ત ચાલ્યું નહિ. મોટું મલકનું નાડું ઝાલી બેઠેલ અને પૂંઠમાં જીવતી ગરોળી ઘાલી બેઠો

૨૫– અન્નદાન આપી શકયો નહિ. બળ ખોટું કરતાં કાળજે ધ્રાસકો પડયો અને માથે ખોટો ખર્ચ પડયો.

૨૬– આલો ખુમાણને ભાણ ખુમાણ દલના ઉજળા થવા સાકર દૂધમાં પલાળીને મીજમાનોને જમાડે છે. જેતપુર રાણીંગવાળા તથા ત્રણે આગરિયાના દરબારો બહુ રોટલે ભલા છે.

૨૭– કડિયાળી ગામે રોટલો આપી દુકાળમાં ધર્મની ધજા બંધાવી અને પૂન્ય સાદ રૂખડ ભાઇએ પડાવ્યો.

૨૮– રામભાઇએ કહ્યું મારે ત્રણે પરજાનું ખાચર વાળા ખુમાણનું પાણી રાખવું છે અને જગડુશાની જેમ રોટલો આપવો છે.

૨૯– હડમતિયા દરબારને ત્યાં કોઇ મહેમાન પાળો, ચડે ઘોડે આવે તેને પ્રેમથી રોટલો આપે છે.

૩૦– છપ્પનિયો કાળ કહે છે કે ઝોલાપરા નદીને કાંઠે જવાય જ નહિ. ત્યાં તો જુવારને સાંઠે સાકર નીપજે છે એવી મીઠી જુવાર છે.

# ડોળિયાના નિરક્ષર સાક્ષર કવિ ગીગા બારોટ

જયમલ્લ પરમાર

ભાવનગરનું મહુવા અને મહુવા તાલુકાનું ગામ ડોળિયા. ડોળિયા નાનકડું ગામડું ગામ અને ગીગા ભગત આહીરોના વહીવંચા બારોટ. તદ્દન અભણ, પણ સરસ્વતીની કૃપાથી થોડે થોડે લાક્ષણિક કાવ્યો રચ્યાં છે. એમની રચેલી સેંકડો પંક્તિઓ અનેક ચારણ બારોટોની જીભ ઉપર રમતી સંભળાય છે.

વ્રજભાષા કે કોઈપણ પર પ્રાન્તીય ભાષાની અસરથી મુક્ત સોરઠની શુદ્ધ ડિંગળી ભાષાનો જ પ્રવાહ રેલાવ્યો છે એમણે. આ સોરઠી ડિંગળીને રૂઢિને વશ થયા વિના કવિતામાં ભારે કુણપ ઉતારી છે. મધુર સરલ છતાં શબ્દ–નાદ ખરો.

છપ્પનિયાનો દુકાળ પડયો. દુકાળથી દાઝેલો ભકત કવિ પોતાના વંશપરંપરાના યજમાનની ડેલીએ જાય છે. ત્યાંથી જાકારો પામી કવિ અજાણ્યા આંગણે શેલાણાના પીઠા ખુમાણને આંગણે પહોંચે છે. એમને દુષ્કાળનું કાવ્ય સંભળાવે છે. કાવ્યના અંતમાં એવું આવે કે "હે ખુમાણ આવી મહામારી વચ્ચે તું એક ક્ષુધિતોને જિવાડતો ખડો છે."

કાવ્યનું શ્રવણ કર્યા બાદ પીઠા ખુમાણ એવો કોઇ અસાધારણ ઉમળકો બતાવતા નથી. વળતા પ્રભાતે નિરાશ કવિ વિદાય માગે છે ત્યારે આ નાનકડો દરબાર ચતુરાઈથી કવિને કહે છે કે :

"ગીગા બારોટ ! જો આંહી રહોને, તો મને આ દુકાળ ઊતરવાની હરમત (હિંમત) રહે હો ! નીકર કયાંક મારું દિલ ચોરાઈ જશે. મારો જીવ લોભમાં પડી જશે. હું આબરૂ હારી બેસીશ. માટે મને હરમત આપવા ખાતર આ દુકાળ પૂરતા અહીં ન રહો ?"

કવિની એવી ગૌરવ–રક્ષા કરીને પીઠા ખુમાણ ગીગા રાવળને રોકી રાખે છે. ત્યાં રહ્યા કવિ રોજ દુષ્કાળના જ ત્રાસોનાં ચિતાર દેતાં કાવ્યો રચે છે. પ્રત્યેક કાવ્યની સમાપ્તિ આવા કાળમાં પ્રજાને ટકાવી રાખનારાઓની પ્રશસ્તિથી થાય છે. પણ અદ્ભુત રચનાઓ કરી છે દુષ્કાળનાં કાવ્યોની.

આ પીઠા ખુમાણે અડેડાટ અન્ન આપેલાં. એથી એમને સારું લગાડવા બધા કવિઓ પીઠા ખુમાણને 'અન્ન દાતાર'નું બિરદ આપતા પીઠો ખુમાણ સંસારનો સાર પામી ગયેલ પુરૂષ હતા. એટલે કવિઓની રૂડું મનવવાની રીતથી રીઝતા નહિ, માત્ર નકારમાં માથું ધુણાવતા. કવિઓ પણ પીઠા ખુમાણને સમજી ગયા કે એમને ખોટી પ્રશંસા ગમતી નથી. પીઠા ખુમાણની રખાવટમાં એથી કાંઈ ફેર ન પડતો.

અન્નદાતારનું આગળ હાલ્યું. એટલે છપ્પનિયાની ભલસરાના વરસ પહેલાં કોઈ કવિ મહેમાન આવે એટલે પીઠો ખુમાણ પાદપૂર્તિ માટે કહેતા કેઃ "આવો અન્નદાતાર." ત્યારે આવેતુ કવિ પીઠા ખુમાણને કવિતામાં ગૂંથીને "આવો અન્નદાતાર" એવી બિરદાઈ કરતા. પીઠો ખુમાણ માથું જ ધુણાવતા રહ્યા.

એમાં એક દી ડોળિયાથી પાછા શેલાણા આવતા ગીગા બારોટને જ કહ્યું કે "આવો અન્ન દાતાર" ગીગા બારોટે તરત દુહો કહ્યોઃ

"કૃષિ જગ નીલી કરો, સજી ઘટા ઘનસાર;
વાટ જુએ છે વિશ્વમાં, આવો અન્નદાતાર."

હે વિશ્વના સાચા અન્નદાતાર ! આ જગતની ખેતીને હવે લીલી કરો. તમારી ઘનઘોર ઘટા સજીને પધારો. હે મેઘરાજા ! તમારી વાટું જોવાય છે.

અને પીઠો ખુમાણ ગીગા બારોટને ભેટી પડયા. આ પીઠા ખુમાણ કયારેક ગીગા ભગતના પગ

ચાંપવા બેસી જતા. ગીગો ભગત ના પાડે તો પોતે કહેતા :

"ભગતજી ! તમે તો મને અમર રાખ્યો છે. મારાથી તમારો બદલો વળે તેમ નથી. મેં તો તમને બટકુંક રોટલો ખવરાવ્યો છે. એથી મને તૃપ્તિ ન થાય. ભગત ! ભેગાભેગ મને થોડીક સેવા કરવા દયો."

ગીગા ભગતે વધુમાં વધુ વ્યક્તિગત કવિતા પીઠા ખુમાણની જ કરી હતી. નહિ તો કવિ પ્રભુ-ગુણ અને પ્રકૃતિની જ કવિતાઓ રચતા.

છપ્પનિયાનું સામું વરસ સુકાળ કરનારું વરસે છે ત્યારે દુષ્કાળની હાહાકાર સુણાવતી વાણી સંકેલી લઈને કંઠ પ્રકૃતિના સમૃદ્ધિવંત સૌંદર્યને ઝીલતી કવિતા લલકારી ઊઠે છે.

## ગીત-સપાખરૂં

મળ્યાં વાદળાં ઘઘુંબી કાળા મેઘવાળાં ધરા સાથે
ચોમાસારા સજ્યા ગર્યે સઘણ સમાઢ
વરા ફેરી ધરા સરે ચડી ફોજ ઇન્દ્રવાળી
ગાઢા મેઘ ગાજ્યા, ગૂટા છપનારા ગાઢ.

કાળા મેઘનાં વાદળાં ધરતી પર મળ્યાં. ગિરના જંગલે ચોમાસાના ઉત્સવ શણગાર સજ્યા. ઇન્દ્રની સેના ધરા ઉપર ચડી. ગાઢો મેઘ ગાજ્યો કે તુરત છપનિયા કાળના ગાઢ વછૂટી ગયા,–જુઓ એમની રૂપાળી વર્ણન શક્તિ :

પીલંબરી લાલફૂલી, લીલંબરી બણી પ્રથી
ઘનશ્યામ માથે છૂટી મેઘરી ઘેઘુંબ
પાંડ ઘેર્યાં રીછાંવાળે ટૂક માથે ઝર્યાં પાણી
જમીં બણી ફળફૂલે ઘણી લૂંબઝૂંબ

ગગન–ધરતીના રંગખિલાવ પર ઋતુદર્શને ઘેલાતુર આનંદની લૂંટાલૂંટ થઈ રહી છે. ચોતરફ પ્રેરણાનાં ચેતનપૂર ઉછાળા મારે છે.

એથી વધુ કાવ્યમય ઉપમા વડે શોભતું પ્રાસાદિક શુદ્ધ ડિંગળીનું વર્ણન જુઓ:

ઝળકે વીજળી વળી ભળકે ઘટામાં વેગ
ઝળકે પ્રભાકે જાણી હરિવાળા જાગ
પુરિયાં ધનુષાં મેઘરાજા વાળાં લીલાં પીળાં
આભરો માંડવો લાગો શોભાવા અથાગ

માંડવો તો શોભવા લાગ્યો પણ ગીતો કોણ ગાય ?

હદાવાળા ત્રાહે પાળા, સરિતા જોરમાં હાલે,
પાણીવાળા ખળકારા એક ધાર પાઢ
લોઢરા ઘૂઘવા જાણે ગીતરા ઝકોળા વાગા
સાગરા – મંડપે હાલ્યા જાનરા સમાઢ

ઘનઘટામાં વેગથી વીજળી ચમકે છે. જાણે હરિને ઘેર જાગ તેડયા હોય એવી પ્રભા આકાશે ઝળકે છે. મેઘરાજાના ધનુષમાં લીલા પીળા રંગો પુરાયા છે. આભનો માંડવો અત્યંત શોભવા લાગ્યો છે.

પગપાળા ચાલનારા મુંઝાઈ જાય છે. નદીઓ-એ જોબનનાં જોર પકડયાં છે. પાણીના ખળકા એકધારા વહ્યા જાય છે. મોજાનાં ઘૂઘવાટ લગ્ન-ગીતોના ઝકોળ જેવા ગાજે છે. જાણે કોઈ જાનની મેદની સમુદ્રને લગ્નમંડપે ચાલી જાય છે.

હવે કાળ છપનોતરો સારાય મુલકમાં વેરાન દશા વાવતો પોતાની ભીષણ ડાંફો કઈ રીતે ભરી રહ્યો હતો તેનાં વર્ણન કવિ ગીગા બારોટની કવિતા દ્વારા જ મેળવીએ. આ ગીત શ્રી. કાનજીભાઈ બારોટે મોકલ્યું છે

ગીત : છપ્પનિયાકાળનું (ડોળિયા ગીગા ભગતનું રચેલ)

મચલ પડગ્યો સપનોતરો હુકમ મારાજનો
આગે કળજુગ ને જમાનો આજનો;
લંપટ વારો ને છાંટો નહિ લાજનો,
દુષ્ટ વારો ને ભરેલો દાજનો.

આવ્યો ભોમીસરે ભાર ઉતારવા
પશુ પંખ મનખને પારવા પાડવા;
ધણી ત્રિલોકને આવીયું ધારવા,
મોકલ્યો અઘોરી કાળને મારવા.

હાક માર્યા ભેળી મેદની હલબલી,
કરી કોઇ જાતની આવતા કલબલી;
હાંકાબાકા વડા ભૂપ ગ્યા હલબલી,
ભેંકારી આવીયો કરેવા અણુભલી.

મનુષ તરફડે જેમ જળ વિના માછલી,
પી ગયો રધી તે આગલી પાછલી;
કાંસુ પીત્તળ ધાત ન રઈ ફલી,
કમરમાં લંગોટી ને હાથમાં કાચલી.

ઘરોઘર રાંક થઇ ભીખ માગે ઘણી,
ધરા પર રહયો નહિ કોઈ કોનો ધણી;
ગણતરી કરતાં પાર નાવે ગણી,
દૈવ્ય કોપ્યો હવે કેમ નભશે દણી.

ગેબના નગારાં કાળનાં ગડગડે,
પણ ગુ આભથી ન કો એકે પડે:
ઢોર ગાય ભેંસ કોઇને નો રયું ધડે,
સોવાણી મેદની ચડી જેમ ચાકડે.

થાનકે ગામડાં ઘણાં ઉજ્જડ થયાં,
ગોળે વળતા બધાં સડકે ગયાં;
ત્રીકમ ને પાવડો હાથ લીધા તીયાં,
રાત દી મજુરી એમ કરવા રીયા.

પાટણે ગામડે એમ ધાડા પડે,
લૂંટવા માલને એક સામ સામા લડે:
ચાલતા મારગે શીપ ઠેબે ચડે,
રાંકના તુંબલા રાનમાં રડવડે.

દુનિયા તણી માઠી બેઠી દશા;
ખલકની કોરથી જાણ્ય પ્રભુ ખસ્યા;
વળી નરનારને એમ પડીયા વસા,
બોકાસા મૂકતા મેલ્યા જંગલ બસા.

લીંબુ દો દો જેની મૂંછ પર લટકતા,
ચાલતા મરડમાં ઠરડમાં ચટકતા:
ઉંઢાઢળ હાલતા કયાંયનો અટકતા,
ભૂંડે હાલે હીંડે ભટકતા.

હુઇ નહિ કદિ ન કે આગે હવી
નોપજે હજી વાત જૂની નવી;
ટેકા ઘરોઘર લઇ ગઇ તવી,
સામવી દિવાળી કેમ કરી સાંધવી.

લખ્યા જેમ વેદમાં એમ પળીયા લખત,
રહયો નઈ મલકમાં કોઇ રખતા રખત;
ફૂટી બદામ કેના ઘરમાં નઇ ફકત,
વેચાણો દમડે ઊંટ આવી વખત.

કાળે જઇ ઠેશ નાઘેર ઉજ્જડ કર્યો,
પ્રથમના ભાગમાં ત્યાથી પરવર્યો;
ઘડી ત્રોડો ને રેંટ વિશે ઘર્યો,
પ્રાચીએ ફોજ લઇ સાત આંટા ફર્યો.

ઓખા બરડાને ચડાવ્યા ઉરમાં
પડયો હાલાર તે આવતા પુરમાં;
ચાખીયો મલક ને થયો ચકચૂરમાં,
ત્રુટિયું હળવદ ગ્યું આંકના તુરમાં.

પછી મંડયો ગોંડળે ખુંખારો પાડવા,
ઝંઝેડયા ત્યાંથી જુનાના ઝાડવા;
ન રહયો બળદીયો કોઇને નાડવા,
ત્યાંથી મંડ્યો કચ્છમાં ત્રાડવા.

ગજવી ભૂજ ને મારવાડે ગયો,
થાનકે થાનકે ઘણો હરાડો થયો;
લોટો જોટા કરે માલ સાંધનો લીયો,
કરાંચીએ જોર મુકામ જબરો કીયો.

બંદરના વાણુને માંડીયો બોળવા,
ઢંઢોળી મેદની મંડયો ધમરોળવા;
વાસના લોકને રહ્યું નઇ ત્રોળવા,
તેમ વણિક તણે રહ્યું નઇ તોળવા.

ગાળે વઢવાણને માંડીયો ગુંજવા
ધ્રાંગધ્રા લીંબડી માંડીયા ધ્રુજવા;
રેહ ચોત્રિસા તણો ન દીધો રૂઝવા,
ભેંકારી આવીયો મલકને ભુંજવા.

પાલીતાણા તણા ઊતર્યો પાટમાં
હીરા મોતી ભાળ્યા ખજીના હાટમાં;
ઘડી બે ઘડી થંભ્યો શેતલના ઘાટમાં
આવી ચડયો પછે ઉચાટમાં.

ફ્રોજ લઇ ભાવેણે ઊતર્યો ફટકમાં,
ધીરા પડયા ક્યાંક લગીર ધડકમાં;
ભાવસંગે ઊડાડયા દેગની ભડકમાં,
ચીન (ગ્રીમ્સ) સાથે ઘણા રોળીયા સડકમાં.

ખાસ રાખી અને ન કરે ખાવડો,
દસ ગાવ લગી બાંધીયો માણસનો દાવડો,
ન્યાં કાંઇ ભાર નઇ કાળનો આવડો,
પ્રાછટ બોલે રોગો કોદાળી પાવડો.

લઇ હથિયાર કાળસુ લડત નઇ,
સુરા કાયર નર કાગળે ચડત નઇ;
નફ્ટ વારો આવો કોઇ કી નડત નઇ,
પારખ્યું સુમ દાતારનું પડત નઇ.

ન બેઠા કિરતી તણાં કોઈ નાવમાં,
ડૂબી ગયા અપસજ તણાં દરિયાવમાં;
ડોડ રાખી ઘણાં રાંકસુ દાવમાં,
ભુપ માઠા ખપ્યા સોળના ભાવમાં;

આગુંના ભરેલ હતા જે ઓરડા,
ખાધા કાળે ઘણાં સુમના ખોરડા;
ધૂળ-ધાણી થયાં હતાં જે ઢોરડા,
છપનના મેળમાં રખડીયા છોરડા.

દાળો વાટો કરી હાલીયો દેશમાં,
રિયો ભૂખ્યો અને ભરાણો રેસમાં;
ખડતાળે કૈંકને ઉડાડયા ખેસમાં,
વાડ કાઠી મધે આવીયો રેસમાં.

ઠારોઠાર હુકળી ઉઠીયા ઠાકરા,
ઉદમાદ છે કહીને આકરા;

ચડે આઠે પોર રંગાડા શાકરા,
જુજવી જાતના શાકના ઝાકરા.
રીયો ધોબાસરે અવિચળ રોટમાં
ડોહલે કાળને ચડાવ્યો છેટમાં;
સાબધો વીસળે કર્યો ચડી ચોટમાં,
કાઢીયો મયલને ધરવી અન્નકોટમાં.

ચરૂ ભમોદરે સધનરા ચડે છે,
ઘાટાથી રોટલા રસોડે ઘડે છે;
પાંતીયે ત્રણ ટક ધાન સાદ પડે છે,
ગઢપતિ ભોજરા નગારા ગડે છે.

દેસળો ભોજ તણ હાથ મૂંછે દીયે,
લાજરો વીંટાયલ વેણ આંગત લીયે;
ઠાઠ કચારી ગાન અવ નશ થીયે,
દાદરા કવિ જેમ ગેંડીયા ડેલીયે.

આજ ઓઘડ હરો સધને આજરો,
બારમાણા તીયાં પાત છે બાજરો;
ધ્રુપતે કાળને ભાંગીયો ધાનમાં,
ત્રોડીયા હાથ પત્રને ચડાવ્યો તાનમાં;
રોડવ્યું શીશ ગ્યું સીંગલના રાનમાં,
ઉડાડયું ધડ તે ગયું અસમાનમાં.

ન્યાં ભર ખંડ કાળ નાવે નસા,
ખુમા અન આવે ન કે પાછા ખસ્યા;
ઓઘડ દેસળ લખો રણ સામત જસા,
જુધમાં ભોજ તણ પાંચ પાંડવ જસા.

ગઢે કોટ મોર જસરો ડંકો અડયો,
કરમ થાહરો આજ અમ્મર અડયો;
પંડયે માઠા તણો દરવસ પડયો,
સરઠમાં ભોજરો પાણી અમ્મર રીયો.

*

પૃષ્ઠ ૫૦થી ચાલુ ]

"હે સોનરાભાઈ ! ઘોર દુકાળમાં જો તેં અમને આસરો ન આપ્યો હોત તો આજે અમારી દુંબલિયું આની જેમ રઝળતી હોત ને એમાં પણ સૈયા ઊગ્યા હોત." આઈની વાણી સાંભળી સોનરો ભોઠો પડતો હોય એમ કહેવા લાગ્યો કે "અરે માડી હું તો રાંકાના પગની રજ છઉં. આ બધું આઈએ પાયે ને વાપરીએ ઈ તો તમારા જેવાના ભાગ્યનું છે. આમાં હું કાંઈ ઉપકાર કરતો નથી."

આઈની રજા લઇ થોથરાતે પગ્યે સોનરો પાછો વળ્યો. "આ ગાડાં-બળધ વગેરે આઈમાને ઘીરે પહોંચાડીને પડોપંડય પાછું આપવાનું છે." એવી ફરી પાછી ભલામણ સાથીઓને સનકારેથી કરતો ગયો.

# ગીગા બારોટનું અડસઠિયા દુકાળનું ગીત

સં. સુરગભાઈ વરૂ

સૌરાષ્ટ્રમાં ગાયો ને ભેંસો માટે અડસઠીઓ દુષ્કાળ ઘણો ભયંકર નીવડેલો. છપ્પનિયા પછી બરાબર બાર વરસે. ગિર અને સૌરાષ્ટ્રના ઢોરનું નિકંદન કાઢી નાખેલું. આ અડસઠીઆ કાળને 'ઢેફાકાળ' કહેતા. એ વખતે સૌરાષ્ટ્રમાં ગિરાસદારો પાસે મોટા પ્રમાણમાં ગાયો ને ભેંસો હતી. એમાંથી ઘણાનું સૂળ નીકળી ગયેલું એનું આબેહૂબ વર્ણન કવિ ગીગા બારોટે આ ગીતમાં કર્યું છે. આ વખતે સારાં ઢોર કતલખાને પૂગવા માંડયાં છે ને અને નકામા ઢોર નાશ પામવાનાં છે. સારાં ઢોરને પાળનારા આજે ઢોરને બચાવી શકે તેવી સ્થિતિમાં નથી.

માઠા જુગ આવિયા દુખના માળના
કેતુ બે ઊગિયા છોગાળા કાળના
પીઠ કોઈ થડકિયા સાત પાતાળના
વશવળાં ઊતર્યાં સેન વળગાળ્યના -૧

હલબલી મેદની વળ્યા શું હોળ્યમાં
ભરોસે મેહને રિંચાતા ભોળ્યમાં
આવ્યું નખતર જે વરસશે ઓળ્યમાં
પગથીએ પગથીએ ઊતર્યો પ્રોળમાં -૨

ભવણસર અડસઠે જેમ પગલાં ભર્યાં
ઘોરથી નગારાં જેમ અસળાં ધર્યાં
જબર મસરક કરી વધુ હાલે જરા
અધર ડોળા ચડયા સૂમનાં ઉફરાં -૩

ઉમટી મેદની ધડક લાગી અજ્યાં
વાદળાં માલનાં ગયું માથે વજ્યાં
ભાળિયા માનવી કહ કેતાં ભજ્યાં
ઓખો બરડો બધો સમૂળાં ઉખજ્યાં -૪

પ્રખ જ્યાં જોવ ત્યાં તાડના પનાના
ઘાટિયું દાઢિયું લાંબિયું ઘણાના
વાંદર્યાં સરખાં પૂંછડાં વન્યાં ના
સેન જેમ ઊતર્યાં રામની સન્યાના -૫

મૂઠિયું ભરીને ટેઠવા ખાય છે
થાનકે થાનકે દુઃખી બહુ થાય છે
ગળામાં ટોકરા લાખનો ગાય છે
જ્યાં પાણી હોય ત્યાં માલ લઈ જાય છે -૬

સરસ સરદાર ને ઓરડા છાંડિયા
માચડા કરીને ઝૂંપડાં માંડિયા
ગાદલા ઢોલિયા સર્વ સૂકે ગિયા
જમી પર પથારી કરી સૂતા રિયા -૭

તેડિયાં છોકરાં હાલિયું ટોળિયું
ગાતરી કડયે ને શીર પર ગોળિયું
ખભામાં રવાઈયું મેળવે ખોડિયું
ઝાડવે ઝાડવે બાંધિયું ઝોળિયું -૮

કરે દિવા સાટે તેલની કાકડી
ચાખતાં ખીચડી કેવી એ તો ચડી
કાઢીને હલાવવા લિયે છે લાકડી
કયાંય કછડી તણી મળે ના તાકડી -૯

કેસર જેવા વાન ને થઇ ગયા કોયલા
દિવસ વેઠતા ગયુંના ડોયલા
સારા આરા પાણી મળે ના સોયલા
જીભથી કહું મેં નજરના જોયલા -૧૦

પટાવાળા આવ્યા ત્યાં ઊગતા પોરમાં
બંધૂકું હાથમાં ઊભા રિયા બારમાં
ઢોર જો ચારવા હોય આ ધારમાં
સૂકતી માખણી ભરો સરકારમાં -૧૧

(ગીત અધુરું છે.)

*

# સૈયો ભગત સોનરા

હિંગોળદાન નરેલા

કચ્છના થરપારકરની કાંધ્યે જોતાં સદાય આંખ્ય ઠરે એવું લીલુંછમ ગામડું, એમાં એક પાંચ સાંતીની જમીન પણ પાડાના કાંધ જેવી, સવારે માથું વાઢીને વાવ્યું હોય તો બપોરે ઉગી નીકળે એવી; ખૂબ ખંતથી ચારણ લાખાએ તૈયાર કરેલ.

એમાં ઉપરાઉપરી ત્રણ ત્રણ દુકાળ પડતાં જમીન ધણી લાખો આઘાત સહન ન થાવાથી સોડય તાણીને સદાયને માટે સૂઈ ગ્યો. એક સાત વરસનો દીકરો અને વિધવા ચારણ્યબાઈ સાવ નિરાધાર સ્થિતિમાં મૂકાઈ ગ્યાં.

ગામના આગેવાન જેવા હુકમીચંદ શેઠને જો સારૂં વરસ થાય તો જમીન વવરાવી દેવાની તથા ઘરની સોંપણી કરી આઈ તથા દીકરો સૌરાષ્ટ્ર તરફ વરતવા હાલી નીકળ્યાં. કયાંય આશરો મળે તેવી સ્થિતિ નથી. ચારેકોર દા બાળી રહ્યો છે:

સીમ બાધી ભરી શીંગડે પૂંછડે;
પશુની વાત તો શીદ કરવી પડે ?

ઘાસચારાના અભાવે મૂંગા પ્રાણીઓનાં હાડપીંજર જ્યાં ત્યાં નજરે પડે છે. મોંઘાંમૂલાં પશુધનને કાળના જડબામાં ઓરાતાં જોઈને માનવી નિરૂપાયે નિઃસાસા નાખી રહ્યો છે.

પડયો કાળ અગણોતરો ફાળ મનમાં પડી
અકાશે વાદળી એક નનકે ચડી.
ઘરોઘર ગાવ દુઃખ નકો સુખની ઘડી
ઝપટથી પવનની અશી લાગી જડી
રાંક થઇ મનખનાં છોકરાં રડવડે
ભૂખથી મનખ કંઇ સામસામાં ભડે

આવા કપરા સમયમાં જનમભોમ મૂકીને મૂઠ્ઠી અન્ન માટે સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલ મા–દીકરો સોરઠને સીમાડે આવી ઊભાં.

લીલુડી ધરતી ને એવાં જ હરિયાળાં હૈયાંવાળાં માનવી, પોરસથી ગજગજ ફૂલતી છાતી, અમી છલકાતી આંખડી, ઈશ્વર જો અતિથિ બનીને આવ્યો હોય તો ઘડીભર વૈકુંઠ વિસરાઈ જાય. એટલે જ ગિરની ભૂમિને કુદરતે આપી છે નરવી નમણાઈ. નેસડાં ધીમેધીમે ગામના રૂપમાં ફેરવાતાં જાય છે.

પાંચ–દશ ઝૂંપડાંવાળા નેસમાં છેલ્લે વીસેક વરસથી આયર સોનરો રહે છે. થોડીક જમીન ખેડીને ખેતી કરે છે. એમાંથી અનાજ આવે, ને આવ્યાં ગ્યાં ને ઊજળા દલે રોટલો આપે છે.

પૂરવના પૂન્યે થરનું માણસ પણ એવું ગુણીયલ કે સોનામાં સુગંધ. રૂપ, ગુણ, શીલ, આખા પંથકમાં પંકાય છે. અવેડેથી ઢોર પાછું જાય તો વીજબાઇ ને આંગણેથી માણસ અન્ન વિનાનું જાય. આવો જેનો દિલગજો છે.

જટો કુચે છે જટ્ટડી, કાંઇક લે કાંઈક દે;
સામે ઢેરા રખ્ખ જા, વો ભી માડુ થે.

સોરઠને સીમાડે પૂગેલ મા–દીકરો સોનરા આયરનું નામ સાંભળી આવ્યાં, ને સામે મળતા માણસને આઈએ પૂછ્યું કે 'સોનરાભાઈનું ઘર કયાં ?"

"સામી જ ડેલી, પણ સોનરોભાઈ ઘરે નથી."

અવાજ ફળિયામાં વાસીદું કરતાં વીજબાઈને કાને પડયો ને વાસીદું પડતું મેલી બાર્ય (બહાર) આવ્યાં.

"પધારો પધારો આઈ ! ઇ ભલેને ઘરે ન હોય, પણ ઘર થોડું હારે લઈ ગ્યા છે ?"

અમીઝરતા સાદે આવકારી મા દીકરાને આયરાણી ઘીરે લઈ ગ્યાં. ઓસરીની કોરે ચાકળો નાખી દીધો. પાણીનો લોટો ભરી પડખે મૂકયો. ને બાજરનો ડાબલો ને દાતણ આઈની સામે મૂકી વીજબાઈ બોલ્યાં:

"આઈમા બેસો ! હું છાશ વધેરી લઉં." સાથી દાડયા માટે શીરામણ તૈયાર હતું. આઈની

હાર્યે દીકરો હતો એને બોલાવી રસોડામાં શીરાવા બેસારી દીધો અને પૂછ્યું કે "આઈ ! આપણે ય બેસી જાઈ તો !"

ત્રણ ત્રણ દીના અપવાસ હતા પણ સાવઝ ખડ ન ખાય ધીરજની મૂર્તિસમા આઈએ હસતાં હસતાં કીધું કે "મારે હજી નાહીને માતાજીની માળા કરવી છે. બપોરે બેય હારે બેસીને છાશું પીશું. તમારી ઈચ્છા હોય તો બટકુંક શીરાવી લ્યો !"

"ના રે માડી ! એકલાં તે એમ ખવાતું હશે ? તમે માળા ફેરવી લ્યો પછી વાત."

થોડીવાર થાતાં તો આયર સોનરો રોઝી ઘોડી લઈને આવી પહોંચ્યો. ઓરડે મેમાન છે જાણી ફળિયે ઘોડી બાંધી ફટ પાછો ફર્યો ને હળવે સાદે પૂછ્યું.

"કોણ મેમાન છે ?"

"તમે બાર્ય જાવ છો !" છાશની ગોળીમાંથી માખણનો સરતો પીંડો કાંઢીને રસોડામાં શીરામણ કરતાં છોકરાંને આપવા જતાં વીજબાઈએ ટહુકો કર્યો.

ને આયર સમજી ગ્યો, મેમાન અજાણ્યાં લાગે છે એમ જાણી ઓસરીએ આવ્યો. આઈને પગે લાગી ને સમાચાર પૂછ્યા. આઈએ આશીર્વાદ આપી પોતાના વિતકની વાત કરી. સોનરે આયરાણીને ભલામણ કરી ડેલીએ ગ્યો.

આયરાણી હાલતાં ચાલતાં આઈને ભલું મનવે છે. "માડી, અમારાં અહોભાગ્ય, તમે અમારે આંગણે ક્યાંથી ! હમણાં તો નિરાંત્યે રોકાઈ જાવ. તમારા પ્રતાપે રાબ–છાશ જે મળશે તે ભેળાં બેસી ખાશું. હમણાં તો મનેય એકલાં સોરવતું નો'તું; તમે આવ્યાં ઈ બઉ સારું કર્યું."

છાશું તૈયાર થિયું. સોનરો પાંચ મેમાનો સાથે જમવા આવ્યો, આવતાં પૂછ્યું કે "આઈમા છાશ પીધાં ?"

"હજુ વખત થાતો આવે છે ભાઈ ! તમે ને મેમાન છાશું પી લ્યો પછી અમે સૌ ભેગાં બેસી ખાશું." સાગર ગંભીરાં આઈએ જવાબ દીધો.

સોનરોભાઈ રોટલા ખાવા બેઠા છે ને ડેલીના ગડારામાં ઢોલણિયું નખાણી. આયાં આઈને જમાડવા આયરાણી ઉતાવળી થાય છે, ડાયરો જમીને ડેલીએ ગયા પછી આઈને જમવા બેસાર્યાં. આગ્રહ કરી કરીને ખૂબ પ્રેમથી ખવરાવ્યું. રોંઢો ઢળતાં આઈએ રજા માંગી, "ઠીક બેન ! હવે અમે જાઈ છીં. !"

"કાં માડી ? કેમ ! આટલી બધી ઉતાવળ ? હજી તો હાલ્યાં આવો છો ને ! પાંચ દી સુવાણે રોકાવ પછી તમારા ભાઈ જ્યાં કે'શો ત્યાં પોંચાડી જાશે." આ વાતચીત થાય છે ત્યાં સોનરાનું ઝોલું ઊડ્યું, પાણીનો કળશિયો માગ્યો. આયરાણીએ પાણી અંબાવ્યું ને કીધું કે :

"આઈમા ઉતાવળાં થાય છે !"

પાણીનો કળશિયો હાથમાં રહી ગ્યો ને ડેલીએથી હાકલ કરીને કીધું કે :

"આઈમા હમણાં નહી જાવા દઉં ! પાંચ દી રોકાવ, હરોફરો, અમારું ગામ જોવો, આ અમારી અબૂધ આયરાણીઓને કાંઈક શીખામણ આપો, તમે આવ્યાનો અમારે લાવ શું ? તમારે પરતાપે આયાં કોઈ જાતનો વાંધો નથી. ભાઈને એકાદ જોડી કપડાં સીવડાવી દઉં. ફૂલ નહીં ને ફૂલની પાંખડી તમારે પગ્યે ધરું. પછી તમે જ્યાં કે'શો ત્યાં મૂકી જાઈશ."

આઈ કહે : "ભાઈ ! આ દુકાળનો વખત છે, કોઈને ઝાઝી મુસીબતમાં ન મુકાય. ફરી ફરી પાંચ છ તીરથ કરવાં છે. આયાં આવ્યાં છઈએ તો એટલું તો કરીએ ? ત્યાં તો છ આઠ મહિના નીકળી જાશે."

"અરે માડી ! તમે પોતે જ તીરથ છો. આ ઘીરે બેઠા ગંગા કે'વાય, ને હું તમને જાવા નહીં દઉં." ને એમ આઈને આગ્રહ કરીને રોક્યાં. આયરાણીને ભલામણ કરી કે આઈને જાવા દેવાં નથી. હું વાડીએ જાઉં છું. એમ કહીને ઘોડી છોડી.

વીજબાઈએ ખૂબ મમતાભર્યા આગ્રહથી આઈને રોકી લીધાં છે : "માડી, કોઈ જાતથી મૂંઝાશો નહીં. આ તમારાં જ ઘર છે. કાંઈ સોખમણય રાખો તો તમને આ એકના એક દીકરાના સોગન છે."

આઈને સાવ નવરૂં બેઠું રે'વું નથી ગોઠતું પણ આયરાણી કોઈ કામને અડવા નથી દેતી. આઈમાનો પડયો બોલ ઝીલે છે. એક ફૂલ ચડે એક ફૂલ ઊતરે એમ દિવસો વિતવા માંડયા.

ઉનાળાના લાંબા લાંબા દિવસો પણ જોતજોતામાં જાતા રહ્યા અને જગતનું જીવન એવું ચોમાસું શરૂ થયું. અષાઢ આવ્યો.

ગરદે મોર ઝીંગોરિયા મહેલાં થડકે માઢ,
વરખા રી રત વ્રણવા આયો ઘઘુંબી અષાઢ;

ભીમઅગીયારસનાં વાવણાં થયાં. પેલવાડયના મેની આઠક દીની એલી જામી. માણસનાં મન હિલ્લોળે ચડયાં કાળનું મોં ભાંગ્યું. મોરલાના નાચ ભેળું માનવીનું હૈયું પણ નાચવા લાગ્યું. ભૂખના દુઃખે ચિતભ્રમ જેવાં થઈ ગયેલ મગજનો કલ્પનાએ કબજો લીધોઃ

પીધાં આશા જળ પ્રેમથી,
હશે ઇ ભૂમિ હરિયાળી;
એના દિવસ દિવાળી અને
રાત્યુંય રઢિયાળી.

સોનરા આયરના નેસમાં પાંચ દસ કુટુંબો ભેગાં મળી આનંદ કરે છે સારો વરસાદ થાતાં આઈએ સોનરાભાઈને બોલાવી રજા લીધી કે "બાપ હવે ભલસરા થઈ, જોગમાયાએ સામું જોયું અમને હવે અમારા દેશમાં જાવા દ્યો."

"આઈ ! વરસાદ આવ્યો કે તરત જ થોડાં અનાજ પાકી જાય છે. હજી તો નવાં અનાજ આવે અમે ખળાં લઈ લઈ પછી તમે ખુશીથી જાજો. અહીંથી ગાડું પોંચાડવા આવશે. અથર્યા થાવમાં. આયાં કોઈ જાતની અગવડ તો નથી ને ? હું ય તમારો ભાઈ છું કોઈ કોઈને ત્યાં કોઈ કર્યા આવવા બેઠું છે ? આ તો કુદરત રૂઠી તે મારે આંગણે જોગમાયા પધાર્યાં. મને થોડીક સેવા કરવા દ્યો માડી ! જુવો, તમારા ગામના શેઠને રૂપિયા બસો મેં મોકલી દીધા છે. તમારે પણ વાવણી ભલી ભાત્યે થઈ ગઈ હશે, એટલે જીવ થયું રાખી રોકાવ. બીજું કાંઈ કામ–કાજ હોય તો કો', જાવાની વાત સિવાય ! સુવાણ્યુની વાતું કરો."

આઈની આંખ્યુંમાં હેતનાં આંસુડાં ઊભરાયા કરે છે. 'ધન્ય છે તારી જનેતાને, જેનાં દૂધ પી ને તારા જેવો પરગજુ આયર પાકયો, મને દુઃખિયારીને ભાઈ મળ્યો.' વાતની વાતમાં વખત વીતી ગયો. શ્રાદ્ધના દિવસો પણ ગયા. નોરતાંની શરૂઆત થઈ.

નવા દિવસ નોરતાં, ગોરી ગરબા ગાય;
આસોની અમાસ પણ દિવાળી દેખાય.

બરોબર ભાઈબીજની બપોરે ખંતેથી ખીર રાંધી, આઈને ખૂબ પ્રેમથી જમાડી, બે સાથીને બોલાવી, બે ગાડામાં એકમાં ઘઉં, એકમાં બાજરો, ગોળ ને તેલના ડબા, મા છોરૂને બબ્બે જોડયું કપડાં, દૂઝણી ભેંસ ને સો રૂપિયા રોકડા આપી ગાડાં રવાના કર્યા. આઈ ને દીકરો ગાડામાં બેઠાં છે. ગામ ઝાંપા સુધી વળાવા ગ્યું. સોનરો ઘોડીએ ચડી સાથે હાલ્યો.

સીમાડો આવતાં આઈએ કીધું કે "ભાઈબાપા, રોકાઇ જાવ !" પણ સોનરો "બેન થોડેક લગી આવું છું, હમણાં પાછો વળી જાઉં આઈ !" એમ કરતો ભેગો હાલ્યો આવે છે. આઈ સાથે વાતું કરતો આવે છે. એમ કરતાં કરતાં પંથ પણ સારો કપાઇ ગ્યો એમાં દુકાળમાં દુઃખી થઈને મરી ગયેલા માનવીની ખોપરી નજરે પડી. એમાં એક સૈયો ઊગેલો જોયો. આઈ તો શારદાનો અવતાર હતાં, હેતના હરખથી બોલી ઊઠયાં:

'રોરવમાં રાખત નંઇ
અમને જો આહિર;
તો વીપત વેળામાં વીર
સૈયા ઊગત સોનરા !'



[ અનુ. પૃ. ૪૬

# માધુર્યનો મતવાલો લોકકથાકાર અમરદાસજી

જયમલ્લ પરમાર

પચાસ વળોટવા આવ્યા છે પણ વ્યાસપીઠ ઉપર આસન જમાવ્યાં હોય ત્યારે મધુરરસની છોળો છલકાવતા હોય. પણ બે કાંઠા વચ્ચે. અંગાંગમાં ભાવમસ્ત છતાં મરજાદાશીલ. કારણ કે એમની ઉપાસના મર્યાદાશીલ રામની રામાયણની છે. ઉપાસના રામાયણની છે પણ ભાવ ભાગવતનો માધુર્યનો છે. એમની વાણીમાં, કહેણીમાં, ગાનમાં અને હાસમાં પણ.

चितद्रविभावयाल्हादे । माधुर्य मुच्यते ।

ચિત્તના દ્રવીભાવરૂપ જે આલ્હાદ તેવું માધુર્ય શૃંગાર અને હાસ્યમાંથી નિષ્પન્ન થાય છે. રામાયણમાં ભરપુર શૃંગાર છે પણ મર્યાદાશીલ અને હાસ્ય એ કથાને વધુ રસિક બનાવવા અમરદાસજીનો નિજનો ઉમેરેલો રસ છે. હાસ્ય રસની મર્યાદા ન સમજાય ત્યાં હાસ્ય કરૂણ અને ભયાનક રસનો વિરોધી બની જાય. ત્યારે રામાયણમાં તો ડગલે ને પગલે કરૂણરસ વહે છે. એટલે હાસ્યરસ વહાવતાં હાસ્ય ને કરૂણ રસ વચ્ચેની લક્ષ્મણ રેખા ન ઓળંગાઈ જવાય એની અતિ ખબરદારી રાખવી પડે.

આમ શૃંગાર અને હાસ્યની માધુરી રેલાવતા અમરદાસજી રામાયણના કરૂણરસનો ભંગ ન થાય તેવી સમજણવાળા વિવેકી કથાકાર છે. કથા તો અમરદાસજી કરતાં અનેકગણી અસરકારક કરનારા ઘણા બધા છે પણ અમરદાસજી પ્રાચીન સંસ્કૃતિના નવયુગી સંસ્કારવાહક કથાકાર છે. નવા અને જૂના યુગના સંસ્કારનો એમણે સુમેળ સાધ્યો છે. અને તે સંસ્કાર પાછો રાષ્ટ્રીયતાની ભૂમિકા ઉપર વિસ્તરી રહ્યો છે. પરિણામે એમની કથા પોથીના બે કાંઠા વચ્ચે જ ન વહેતાં જનસામાન્યના સુખદુઃખથી દ્રવિભૂત થયેલી હોય છે.

માધુર્ય શૃંગારરસયુક્ત કાંતભાવમાંથી નીપજે છે અને એ માધુર્ય છેવટે શાંત ભાવમાં પરિણમે છે. વૈષ્ણવો સર્વભાવોમાં શ્રેષ્ઠ અને ઘનિષ્ઠ ભાવ માધુર્યને ગણે છે. આ ભાવની ઉત્કટતા મિલન કરતાં વિરહમાં વિશેષ હોય છે. પણ અમરદાસજી વિરહની ઉત્કટતામાં પોતાના શ્રોતાજનોને ખેંચી જવાને બદલે સંયોગ તરફ વધારે ખેંચી જાય છે. એમનામાં વિરહની ઉત્કટતાને બદલે મિલન-સંયોગની અલ્હાદકતા વિશેષ હોય છે. કારણ કે વિયોગમાંથી કારૂણ્ય જન્મે છે. ત્યારે હાસ્ય એ કારૂણ્યનો વિરોધી છે. અને वागादि वैकृतश्च ते विकासो हास इष्यते । વાણી ને શરીરની ચેષ્ટાઓ વગેરેની હાસ્ય ઉત્પન્ન કરનારી વિકૃતિઓથી જે ચિત્તવિકાસ થાય છે તેને હાસ કહે છે.

એટલે કારૂણ્યના અને ભયાનક તથા વીર-રસના સુજ્ઞ કથાકારો સમજપૂર્વક હાસ્યરસથી દૂર રહે છે, ને શૃંગાર તથા હાસ્યરસના કથાકારો કરૂણ અને ભયાનક રસ સાથે ખૂબ સાવધાનીથી વર્તે છે.

હાસ્યરસમાં પણ જ્યાં સ્થૂળ હાસ્યરસ હોય ત્યાં લૌકિક અર્થમાં બિભત્સપણું પેદા થાય છે.અન્યથા કથામાંથી પેદા થતી વેદનાનો ડંખ નિવારવા માટે જ્યાં નર્મ, વ્યંગ કે કટાક્ષ દ્વારા જે હાસ્યરસ નીપજાવવામાં આવે છે તે સંવેદનશીલ હોય છે. કથા કહેણી કે વાતો–ગીતોનો કલાકાર માત્ર વાચાળ જ ન હોય અને અંતર જેનું વીંધાયેલું હોય તેના હાસ્યરસથી વેદના પ્રગટે છે ને એનાથી શ્રોતાજનો પણ સંવેદન પામે છે.

અમરદાસજીનો હાસ્યરસ એવો સ્થૂળ નથી હોતો. પણ સંસારના અને સમાજના વિસંવાદોમાં રહેલા દુઃખ પ્રત્યે અનુકંપા પેદા કરે છે. બાકી જૂનવાણી વિકૃતિઓને સ્થાને નવયુગી વિકૃતિઓ ધખેડીને હાસ્ય નીપજાવનારાઓ શ્રોતાઓનું અશ્રેય જ કરતા હોય છે.

વાર્તા કથા કે ગીત – કહેણીમાં કથેલું તો સૌ કથતા હોય છે. કોઈક ચર્ચેલું, કોઈક અવલોકેલું, કોઇકે બતાવેલું કે ગોખેલું સૌ ગોખી

જતા હોય છે. ચકલી ખોલે ને નળમાંથી પાણી મંડે પડવા એમ જ ઘણા ગાઈ–બોલી નાખે છે. પણ પાણી પરાધીન છે. યાંત્રિક કરામતને કારણે એ પાણી પડે છે. નિજના અંતરમાં ઘુંટાયા વગરનું એવું બધું ખીબાઢાળ હોય છે. એટલા પછી ગુરૂમુખ થયેલા હોય તો પણ કંઠ કે કોઈ પણ પ્રકાર કહેણી રજુઆતનું કલાવિધાન માગે જ છે. રસોદ્દીપનની શક્તિ અવશ્ય માગે છે. જો એ ન હોય તો કલાને બદલે કદંબાઇનો જ સુર શ્રોતાઓને અનુભવ થાય.

આયોજનને ઉઠાવ દ્વારા રસ ઉત્પન્ન કરી શકે ત્યા જ કલા સંભવે. સર્જનનો મધપૂડો જેના હૃદયમાં વિચાર મધુએ પુરાતો રહે ત્યાં જ સુંદરતા ઉત્પન્ન થાય. કલાના મરોડમાં દોરવાઈને કલ્પનાના વાઘા સજાવવાથી પણ કલા નથી નીપજતી. એમાં તો કથનારાના જીવનના મરોડોની વિકૃતિઓ જ કલ્પના પાછળથી ડોકિયાં કરતી દેખાય છે.

અમરદાસજી જેમ એમની કથામાં તેમ પોતાના વાણી વર્તનમાં પણ એટલા બધા નમ્ર અને અતિ વિનયી લાગે કે ઘણીવાર થાય કે આ એમનો બાહ્યાચાર તો નહિ હોય ? પણ ખૂબ નિકટ આવ્યા પછી જ સમજાય કે એ એમનો બાહ્યાચાર નથી પણ સહજ આચાર છે. ભલે કેળવ્યો હોય તો પણ એમને હવે સહજ બની ગયો છે. જો કે સર્વાનુભવ તો જેને થતા હોય તે જ કહી શકે.

હિંદુના બાળકે વેદો, ઉપનિષદો, શાસ્ત્રો કે પુરાણો ન વાંચ્યાં હોય, ન સાંભળ્યાં હોય તો પણ એના પ્રત્યેના આદરનો એક ગળથૂથીનો સંસ્કાર એનામાં હોય છે. એટલે જ્યારે કોઈ કલાકાર એ અંગે પ્રેમથી વાત કરે ત્યારે શ્રોતા એટલે કે ભાવક ભાવવિભોર બની જાય છે. આ ભાવ શ્રોતામાં પડયો છે માટે કથાકાર સહજ રીતે એને ભાવવિભોર બનેલો જુએ છે.

અને રામાયણની કથાનું આયોજન એટલું સુંદર છે કે એ કથા જ એસુંદરતા પછવાડે રહેલી સુંદરતાનાં દર્શન કરાવે છે. જો એમાં કાંઈ કચાશ લાગે તો તે રામાયણની નહિ પણ કથાકારની હોય છે. ઉત્તમ કક્ષાનો કવિ કે લેખક રામાયણનાં અદ્દભુત રૂપો સર્જી શકે એવી એમાં ક્ષમતા રહેલી છે.

સાધન ગૌણ છે, ભાવપ્રધાન છે. યુક્તિ છીછરી છે પણ રસ અતાગ છે. પણ આ રસ કથાકારને પોતાને જ ન ભીંજવતો હોય તો એ તાવડી વાજા (ગ્રામોફોન) જેવા લાગે છે. જેને પોતાનું કાંઈ ન હોય છતાં અન્યનું ધારણ કરનારી કુંડાની માટી જેવા હોય છે.' જેમાં બીજ રોપે કોક, ગોડે કોક, પાણી કોક પાય અને રખવાળાં પણ કોક કરે. અલબત્ત એ છોડના ઉછેરમાં માટીમાં કસ હોય એટલો જરૂર ખેંચાય, બાકીના સર્જન માટે એને કાંઈ કરવાપણું નથી હોતું.

કોળ્યાં દેખાતાં કેટલાંય હૈયાં મેઘ જેઠવાની જેમ બકોળ–અણકોળ્યાં જ રહી ગયાં હોય છે. એ અણકોળ્યાંને કેળવવાની શકિત રામાયણમાં છે. એ કોળે તો જ એમાં સ્નેહ–મમતા, સદ્દભાવ–સમતા ને સહૃદયતા જાગે. રામાયણનાં નાયક–નાયિકાને પ્રેમ નામના ગુંદરથી ચોંટાડવામાં નથી આવ્યાં. એમાં નિર્વેદ–પ્રણયવેદના નથી, પણ એવી પ્રબળ–પ્રમત્ત વેદના છે કે જેને જેને અસર કરે તે સૌ એમાં પોતાનાં પ્રતિબિંબ નિહાળતા થાય. પણ રામને પરમેશ્વર અને સીતાને માતા માની લીધા પછી મા બાપના શૃંગારમાં એનાં ફરજંદ મર્યાદાશીલ મજા જ લઈ શકે. એના અહોભાવથી અવળા થઈ જનારા સર્જનનો વ્યાપાર સમજી શકતા નથી, એટલે માણી પણ શકતા નથી.

કોઈ કોઈ રામાયણમાં પ્રજા આંબી ન શકે એવા આદર્શ ભલે ખડા કર્યા હોય, પણ એ સિવાય હસાવે, રડાવે, બોલાવે, શોધે, પ્રેમ કરે અને સમર્પણની આત્મલહેરો ઉઠાવે એવાં રામાયણનાં પાત્રો છે. ભગવાન નામની અતિશયતાથી તો એ કથાનો પ્રાણ ઘવાય છે. અન્યથા એ જ કથા આપણી ભીડાઈ ગયેલી પ્રાણબારીઓને ખોલાવીને પ્રકાશના અંબાડ પાથરે. જેમાં બાળકથી બુઢ્ઢાં સુધી સહુ કોઈ આનંદે. અરે દાઝી ગયેલા જીવનવૃક્ષો ઉપર કુંપળોનાં ફલછોગાં આ રામાયણ પહેરાવે છે.

પણ વેદનાને કાંટે જેનાં જીવન તોળાયાં હોય એના કોઠામાંથી જ રામાયણની નરવાઈ નીપજે. આ વેદના એટલે હરકોઈના દુઃખથી દ્રવી ઊઠતા ચિત્તની સમતા. આવાં ચિત્તમાંથી નીપજેલી કથા, કાવ્ય, કહેણી કે ગીત જડ મનોવસ્થાને ઢંઢોળીને ચેતનના પ્રાણ ધબકારા જગાડે છે. જીવનની અતૃપ્ત ઝંખનાવાળામાં પરિતૃપ્તિનો આનંદ પ્રગટાવે છે. સમાજે ઉતારી પાડેલાં માનવીઓમાં મહત્તાનું ગૌરવ પ્રગટાવે છે.

આવી કથાના કાબેલ કથાકાર છે અમરદાસજી ખારાવાળા. સાવ મૂઠી હાડકાંનો માનવી. નાનકડા સુકલકડી શરીર માથે પહોળા માપનાં કપડાં. અંગે જેટલો બોજો ઉપાડીને પ્રવાસ ખેડતા હોય છે. સુકા મુખને શોભાવે છે દાઢી મૂછ ને માથાનો ચોટલો. વેશ પૂરેપૂરો સંસારી સાધુનો. સોમાં સોંસરવા, ઓળખાય કે 'એ...આ અમરદાસજી.'

ભાવનગર જિલ્લાના પાલીતાણા તાલુકાના કુંભણ ગામે જન્મ સંવત ૧૯૭૯ના જેઠ સુદ ૧૨ને સોમવારે. પ્રાથમિક શિક્ષણનો એકડો ત્યાં ઘૂંટયો અને પછી ખારા ગામે મોસાળમાં પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યું.

ભજનોનો વારસો વંશ પરંપરાગતનો. પિતા પુરૂષોત્તમદાસજી સારા ભજનિક હતા. દાદા નારણદાસજી અને દાદી ડાહીમા પણ સારા ભજનિક. મોસાળમાં પણ નાના પરબ સંપ્રદાયના સંત અને સીતારમાં સારાં ભજનો ગાય. એમની બનાવેલી પ્રભાતી અને ભજનો આજે પણ સૌરાષ્ટ્રના સંત અને સમાજમાં ગવાય છે. નામ જાનકીદાસજી. આમ ભજનના સંસ્કાર ગળથૂથીના. શ્રી. અમરદાસજી ઉત્તમ ભજનિક થઈ શકયા હોત. કારણ કે માતૃ ને પિતૃ પક્ષના બેવડ સંસ્કાર સાથે એમણે શાસ્ત્રીય સંગીતનો વિશારદ સુધીનો અભ્યાસ કર્યો. એથી એમના કંઠને ભજનગાનમાં શાસ્ત્રીયતાની સુરખી મળી ગઈ. પણ જન્મે સાધુ ને કર્મે કથાકાર બન્યા એટલે કથાને ભજન અને શાસ્ત્રીય સંગીતનો અજબ ઓપ મળી ગયો પણ કંઠને કથાગાનની મર્યાદા આવી ગઈ.

માતાની આત્યંતિક લાગણીને કારણ કિશોર અમરદાસને બહુ આઘા પાછા જવા ન દીધા. સૂર્યદેવળના મહંત શ્રી ત્રિકમદાસજી પ.સે રામચરિત માનસ ભણવા ગયેલા પણ અઠવાડિયામાં પાછા બોલાવી લીધા. પણ પ્રભાશંકર માસ્તર, નાથાલાલ માસ્તર, ગારીઆધારના ભગતજી અને જૂનાગઢ કબીર આશ્રમના ત્રિકમદાસજી દ્વારા એ અભ્યાસ આગળ વધ્યો. ઉત્તર ભારતના વિખ્યાત કથાકાર બિંદુ મહારાજ અને કપિન્દ્રજી વગેરેને પણ ખૂબ સાંભળ્યા. પણ રામાયણની સાચી દીક્ષા મળી લાઠી રાજ્ય મંદિરના આચાર્ય શ્રી ભગવાનજી શર્મા પાસેથી. જીવનમાં જીવવા જેવું એમની પાસેથી ઘણું મળ્યું. મુંબઈ સુધીનાં શહેરોમાં શર્માજી સાથે કથામાં ફરતાં ઘણું જાણવા મળ્યું. એમના ગુરૂ શ્રી શર્માજીએ જ એમને અયોધ્યાની રામાયણરત્નની ઉપાધિ અપાવેલી. ત્યારે જરૂરજોગુ સંસ્કૃત ગોપાળજી શાસ્ત્રી પાસેથી પ્રાપ્ત થયું અને આખ્યાનોના ગ્રંથોમાંથી પણ બીજાં આખ્યાનો તૈયાર કરતા ગયા.

અનુભવની શાળામાં જ ઘડતર થતું જતું હતું, ત્યાં લીંબડીમાં સ્વ. કાકાસાહેબ ફત્તેહસિંહજી ભકત કવિશ્રી દુલાભાઈ કાગ અને સ્વ. મેરૂભા ગઢવીને વર્ષો વર્ષ નવરાતના નોતરતા. એમને સાંભળીને અમરદાસજીનો લોકસંગીતનો સંસ્કાર દઢ થતો ગયો. આમ કથા આખ્યાનની તાલીમમાં શાસ્ત્રીય સંગીત, ભજનો અને લોકગીતોનો અનેરો ઓપ મળી ગયો. ચારણના અડીખમ જુવાનો વચ્ચે બેઠા હોય તો પણ દુહા છંદના મુકત કંઠના લલકારમાં જરાય ઊણા ન ઉતરતા એમને જોયા છે. હવે છંદ-દુહાની રમઝટની સંગત ઓછી કરે છે.

જીવનમાં નવો વળાંક આવ્યો ૧૯૪૨ની ક્રાંતિની ચળવળને કારણે. દેશાભિમાન તો હતું જ. એમાં ૧૯૪૨ના ક્રાંતિનું આંદોલન એમને સક્રિય ચળવળમાં ખેંચી ગયું. કોંગ્રેસમાં જોડાયા. પરિણામે રૂઢિચૂસ્ત ગ્રામજનો જે સાલુંમાપું આપતા તે બંધ થયું. પણ જીવનની દિશાનો મરોડ બદલી ગયો. કથા, ભજનો, ગીત-સંગીત એનાં એ રહ્યાં પણ

એને રાષ્ટ્રીયતાનો નવયુગી ઓપ મળી ગયો. ગાંધીજીની વિચારસરણી ચૂભી ગઈ, અને પોતે ખાદીધારી બન્યા. સાધુ અને પાછા કથાકાર એટલે આજીવિકાનો આધાર જૂનવાણી સમાજનો હતો, તે આધાર તૂટયો પણ અમરદાસજી પોતાના સિદ્ધાંતોમાં અવિચળ રહ્યા. અમરદાસજીની જો કોઈ વિશિષ્ટ મૂડી હોય તો તે એમનો સમર્પણયુક્ત દેશપ્રેમ છે, જે એમને એમના બીજા ઘણા કથાકાર મિત્રોથી જુદા પાડે છે.

પછી તો એમના સંબંધો જ એ રીતે વિકસ્યા. ૧૯૫૧થી એમણે એકધારાં કથા આખ્યાન શરૂ કરેલાં. ૧૯૫૫થી એ કાળના સૌરાષ્ટ્ર રાજ્ય પછાતવર્ગ બોર્ડ તરફથી અસ્પૃશ્યતા નિવારણના કાર્યક્રમો મળવા શરૂ થયા ને સીધી રીતે રચનાત્મક કાર્યો તરફ એટલે કે સમાજના નવઘડતર તરફ એમની કથાઓએ વળાંક લીધો. ત્યારબાદ એમના સંબંધો રાષ્ટ્રીય અને રચનાત્મક સંસ્થાઓ સાથેના જ વિકસતા રહ્યા છે. અમદાવાદ મજૂર મહાજન, ગુજરાત વિદ્યાપીઠ, લોકભારતી સણોસરા ને શારદાગ્રામ જેવી સંસ્થાઓથી માંડીને વિધાનસભાના સભ્યોથી લઈને રાજ્યપાલ સુધીના સૌને પોતાની કથા આખ્યાનની વિશિષ્ટ શૈલી વડે પ્રભાવિત કરતા રહ્યા છે. ભાવના તો એમની ભૂદાનમાં ભળી જઈ દેશસેવામાં જ લાગી જવાની હતી. પણ વિનોબાજીએ આદેશ આપ્યો કે તમારી કથાઓ જ દેશસેવાનો એક પ્રકાર છે. એ કથાઓ વડે જ દેશસેવા કરતા રહો.

વધુ એક વળાંક એમને મળ્યો જૂનાગઢ ગુજરાતી સાહિત્ય પરિષદમાં કથાનો રસાસ્વાદ કરાવવાનો. સાક્ષરોના એવડા વિશાળ સમૂહને પ્રભાવિત કરવાનો એ પહેલો પ્રસંગ. એ પછી દિલ્હી ગાંધી દર્શનમાં લોકસાહિત્ય પરિવાર સાથે સાતેક જેટલા કાર્યક્રમો આપ્યા. દિલ્હીના ગુજરાતીઓ, વડા પ્રધાન ઇંદિરાજી અને રાષ્ટ્રપતિ ગિરિ સમક્ષ. એ પછી લોક સાહિત્ય પરિવારની સ્થાપના થઈ અને અમરદાસજી સંપૂર્ણપણે લોકકથાકાર બની રહ્યા.

અમરદાસજી અનેક રીતે નિરાળા છે. આમ સમુદાયના અનેક વર્ગો વચ્ચે તેઓ આત્મીયતાથી આવાગમન કરે છે. જ્ઞાની ને ધ્યાની, ધરમી અને કરમી, કુડિયાં ને કપટી, લુચ્ચાં ને હુશિયાર પણ એ બધાની વચ્ચે પોતાનું પણ જાળવીને સૌની સાથે સમતાથી વર્તે છે. વેપારની બે રીતો ખૂબ જાણીતી છે. એક તો માલ ઉપરના લેબલથી—નંબરી માલનું વેચાણ કરવું, બીજું માત્ર લેબલથી નહિ પણ વસ્તુનું હાર્દ જાણીને વેપાર કરવો. અમરદાસજી બન્ને રીતોમાં આસાનીથી રમે છે. અને સાધુઓ તો કેટલાક ઘણા વ્યસની હોય છે. એ વ્યસની સાધુઓ વચ્ચે રહીને પણ અમરદાસજી જરાય અભાવાત્મક ન થતાં વ્યસન મુક્ત રહ્યા છે. એટલું જ નહિ પણ અન્યોને વ્યસન મુક્ત કરાવે છે. સૂગ કેળવવી એ એમના સ્વભાવમાં નથી.

સારા ભજનિક, સુંદર ગાયક, ઉત્તમ કથાકારને સમાજના નવયુગી નમ્ર ઘડવૈયા એવા અમરદાસજીના જીવનમાં રઝળપાટનો મોકળો પટ છે. શહેરોમાં કથાના સેલારા દેવા છતાં ફલક એમનું ગ્રામજીવનનું—લોકજીવનનું છે. કથાની આડ વાતોમાં સમાજ રચનાની થપાટો ખાધેલાં એમનાં પાત્રોનો ચિતાર ઘણો હૃદયંગમ હોય છે. એથી એકદા ધ્યાન ખેંચ્યુ કે વાર્તાના પ્રવાહો તો તમને ઘસાઈને જ વહ્યા કરે છે. વળી સાધુ છો. પરિવ્રાજક છો. તમારૂં જ્ઞાન ગ્રંથોને ટીપણે વીંટેલું નથી પણ જીવંત છે, તો શા માટે હાથમાં કલમ ન ઊઠાવો ?

મારી વિનંતી એમણે ધ્યાનમાં લીધી. સ્થૂળ સમૃદ્ધિની છાકમછોળ વચ્ચે જીવનની કંગાલિયતની વિષમતાઓ એમણે પકડવા માંડી. જેમની પાસે જીવન હતું પણ જીભ ન હતી એમની પાસે પહોંચીને લોકજીવનમાંથી મર્મગામી પાત્ર ચિત્રણ એમણે શરૂ કર્યું. એમનાં પાત્રોમાંથી ભરપુર માનવભાવ મળે, મનોવ્યાપારમાં ભલે ઊંડા ન ઊતરે પણ વાચકના મનોવ્યાપારમાં હલચલ મચાવી દે. 'ઊર્મિ નવરચના'ના વાચકો એમની પ્રસંગ કથાઓથી અજાણ નથી.

લખે થોડું પણ વિશ્વસનીય. પૂરી માહિતી ન મળે ત્યાં સુધી ન લખે અને વિગતોનાં સંતોષ

ખાતર જ્યાં સુધી ભમવું પડે ત્યાં સુધી ભમી વળે. પોતાને સંતોષ થાય ત્યારે જ લખે. લોકજીવનનો સદાનો તાજો સંપર્ક એટલે જનજીવનનો હુબહુ ચિતાર આપે. કલ્પના રંગી ચિત્રણુ નહિ. વાસ્તવદર્શી પણ ભાવપૂર્ણ. અમરદાસજીના સ્વભાવની જ એક ખાસિયત છે કે જનજીવનની બારીકમાં બારીક ખામીઓ અને ખૂબીઓને પકડતા જાય, નાનામાં નાના માણસ પાસેથી પણ ચાતુરીની વાત નીકળે ત્યાં તરત નોંધ કરી લે. પોતાની રીતે એનું સુંદર સંયોજન કરે અને પછી એમનો મધુર—આલ્હાદક વાણી પ્રવાહ વહેતો થાય. એમાંથી દેવા બેસે ત્યારે કૃપણતાનો અંશ સરખો ન મળે.

ધસમસતા પ્રવાહે એમની સંગીતમય કથા વહેતી હોય ત્યારે હાસ્યના અવનવા તરંગોના કલકલનાદ વડે સમારંભના કિનારા ગાજી ઊઠે. આધુનિક જીવનના વિસંવાદોને પણ એમાં વણતા જાય. એ હાસ્યની પાછળથી વેદનાના ઝંકાર ઊઠતા હોય. એવી એમની આડ વાતો પણ સાહિત્યના સહોદર સમી બની રહે છે.

આવા વિદ્યાનુરાગી અમરદાસજીનું કથાગાન એમના જીવનકર્તવ્યનું અંગ બની ગયેલ છે. રેડિયો ઉપરથી એમનાં ભજનો અને કથાઓ પણ વહેતાં જ રહે છે. આજે તો સમગ્ર ગુજરાતમાં એમના કથાગાનનાં આદરમાન થઈ રહ્યાં છે. લોકસાહિત્યનું તો ઝવેરાત છે અમરદાસજી.

*

## આ આઝાદી ?

અરે ! આ આઝાદી ?
કોણ કહે છે, ખરી આઝાદી.
માનવતાની બની બરબાદી.
કાવા દાવાથી ગોતે ગાદી,
'હું આ વાદી તું આ વાદી.'
બની રહ્યા તે બહુ તકવાદી.
વાત નથી સમજાતી સાદી.
સ્વાર્થ સાધવા સેવા વાદી.
સાદી એવી ખોવાઇ ખાદી
પૂર ભભકામાં ફેશનવાદી.
સૌ સૌને સૌ કહે છે વાદી.
વૃતિ વકરી હરામજાદી.
સાદર કરૂં છું આટલી યાદી.
પ્રભુ ! સુધારો બગડી બાજી.

## આ નેતા !

મતદારોને ગણતા ભાજી
પક્ષ પલટો કરતા પાજી.
કોઇ રડે કોઇ થાતા રાજી.
ગૂનેગારો બની ગયા કાજી.
ખુશામતખોરો કરતા હાજી.
ખુરશી તેની સાચી 'માજી'
લોકો ને ભરમાવે ગાજી.
કોઇ ને કહેતા નથી તે નાજી.
જાણ્યે હાથે રાખી બાજી.
બની બેઠા કો ગર્ધવ વાજી.
હદ વગરની બગડી બાજી.
વાત હવે શું કહેવી ઝાઝી.
પ્રભુ સુધારો બગડી બાજી.

રામભાઇ પટેલ

*

લોકસાહિત્યની વ્યાખ્યા — જયમલ્લ પરમાર

પૂજ્ય જયમલ્લભાઈ,

'ઊર્મિ–નવરચના' એ છેલ્લા ચારેક અંકોથી લોકસાહિત્ય વિશેના વિચારોની જે વણઝાર ઊભી કરી છે તેને વ્યકત કરી, ઘણી જ કપરી એવી લોકસાહિત્યની વ્યાખ્યા આપવાનું દુઃસાહસ કરવાનો અહીં વિચાર છે।

ગુજરાત રાજ્યની લોકસાહિત્ય સમિતિ વિશે સંપાદકીય નોંધ લેતાં ડિસેમ્બર '૭૨માં "લોક સાહિત્ય કોને કહેવું, લોક સંસ્કૃતિ કોને કહેવી તેની કોઈક વ્યાખ્યા, કોઈક મર્યાદા બાંધવી જોઈએ" એવી વાત તમે ઉચ્ચારી અને "ખાસ કરીને પશ્ચિમના લોકસાહિત્ય અંગેના ખ્યાલો અને એને આધારે હિન્દી ભાષી વિદ્વાનોએ લોકસાહિત્યની જે વ્યાખ્યાઓ બાંધવા કોશીશ કરી છે તે વ્યાખ્યાઓ પુરાતત્વીય અને વૈયાકરણીય વિશેષ છે. અને આ ખ્યાલો પરાણે માથે ઠોકી બેસાડવાની એક જડવાદી મનોવૃત્તિ પણ કામ કરી રહી છે." એવું નોંધી તમે પશ્ચિમ અને હિન્દી વિદ્વાનોની વ્યાખ્યાને નકારી કાઢી છે! તમારા આ અવતરણ સાથે ફેબ્રુઆરી '૭૩નું આ વિધાન–"ગીત, વાર્તા, કલાના લેખો જ માત્ર નહિ પણ સંગીત, વાદન, નર્તન, શિલ્પ, ચિત્ર, નાટ્ય, અલંકાર, આભૂષણ, પશુ, પંખી, પ્રાણી, પ્રકૃતિ, ધાર્મિક સંપ્રદાયિક પ્રવાહો, પાળિયા, મૂર્તિઓ અને દેવ દહેરાં વગેરે તમામ વિષયનો સમાવેશ લોક-સાહિત્યમાં થાય છે."–સરખાવવા જતાં પ્રથમ નજરે જબ્બર વિરોધ ઊભો થાય છે: જે વ્યાખ્યાને તમે પુરાતત્ત્વીય અને વૈયાકરણીય કહી હતી તેનો જ અહીં તમારાથી સ્વીકાર થઈ જતો જોવા મળે છે। પણ ના! ઉપરના બન્ને અવતરણોમાં તમે જે કહેવા માગો છો તે કદાચ આમ છે: ડિસેમ્બર '૭૨માં તમારી સામે 'લોક સાહિત્ય' એટલે વાઙ્મયસાહિત્ય (Literatare) છે જ્યારે ફેબ્રુઆરી '૭૩માં 'લોક-સાહિત્ય' એટલે 'લોક સંસ્કૃતિ' (સાહિત્યસાધનસામગ્રી Materials) તમારી નજરમાં છે। તમારા મનમાં–શું છે એ સમજીએ તો ઉપરના બન્ને વિધાનો વચ્ચેનો વિરોધ ઊભો રહેતો નથી. ફેબ્રુઆરી: '૭૩ની તમારી વ્યાખ્યાનો કોઈ ખોટો ઉપયોગ જરૂર કરી શકે પણ હું ઉચિત માનું છું કે ત્યાં તમે 'સંસ્કૃતિ' કહેવા માગો છો. પણ આનાથીય હજુ આપણું કામ તો સર્યું નથી જ।

ડિસેમ્બર '૭૨ની તમારી નોંધ વાંચીને શ્રી જશવંત શેખડીવાળા જાન્યુઆરી '૭૩ માં આવ્યા. આ પહેલાં પણ ('ઊહાપોહ' જાન્યુ. '૭૦માં તેમણે લોકસાહિત્ય વિશે પોતાની જાગૃતિ બતાવેલી છે. ત્યાં–'ઊહાપોહ'માં તેમણે થોડીક જરૂરી સાફસૂફી કરેલી: અમદાવાદના કોઈ માસિકનો 'ખાસ લોક સાહિત્ય અંક' પ્રગટ થયેલો જેમાં શ્રી. કે. કા શાસ્ત્રી અને પ્રા. પુષ્કર ચંદરવાકરે લોકસાહિત્યની જે જે વ્યાખ્યાઓ બાંધેલી તેના વિશે શેખડીવાળાએ પ્રકાશ ફેંકેલો એ આખી ચર્ચા ટૂંકમાં જોઈએ:

પ્રથમ શેખડીવાળાએ આપેલાં, લોક સાહિત્ય વિશેનાં શ્રી શાસ્ત્રીજીનાં બે વિધાનો: (૧) લોકસાહિત્ય પદ્ય સાહિત્ય હોય છે. (૨) મહાભારત વિવિધ પુરાણો વગેરે લોકસાહિત્યના ક્ષેત્રમાં નહિ તો છેવટે લોક સાહિત્યના પ્રકારમાં તો આવે જ. શ્રી શેખડીવાળાએ આનો જવાબ વાળતાં કહેલું કે લોકસાહિત્ય ગદ્યમાં પણ છે. માત્ર પદ્યમાં જ લોકસાહિત્ય સ્વીકારીએ તો "ગદ્યમાં, પદ્યકલ્પગદ્યમાં યા ગદ્યપદ્ય મિશ્રિત રૂપમાં લખાયેલ લોકવાર્તાઓ, પરીકથાઓ, બાળ વાર્તાઓ, લોકવ્રતકથાઓ, ટુચકા, કહેવતો અને રૂઢપ્રયોગો વગેરેનો લોકસાહિત્યમાંથી બહિષ્કાર થઈ જાય છે." મહાભારતવાળી વાત વિશે શેખડીવાળાએ એવું કહેલું કે 'જે પદ્યરચનાના સર્જકનો પત્તો ન લાગે તે લોકસાહિત્ય' એવી વ્યાખ્યાને શબ્દશઃ અનુસરવા જતાં મહાભારતદિને લોક–સાહિત્યના પ્રકારમાં ગણવાનું 'વિચિત્ર મંતવ્ય' અહીં થઈ ગયેલું

છે. મહાભારતાદિ કથાઓ પ્રાચીન કાળથી લોક સમૂહમાં એક યા બીજે રૂપે પ્રચલિત હશે પણ તેને સુસંકલિત કરી, નવેસરથી નિરૂપિત કરવામાં આવી છે એટલે હવે તેનું આ સંસ્કારેલું રૂપ લોકસાહિત્યની કૃતિઓ રહેતી નથી. શેખડીવાળા–દાખલો આપતાં કહે છે કે 'જેમ આલણદે–દેવરાની લોકવાર્તા લોકસાહિત્યમાં આવે પણ તેના પર આધારિત ચં. ચી. મહેતા રચિત 'આલણદે' નાટિકા લોકસાહિત્ય નથી.'

ઉપરની બન્ને ચર્ચાઓમાં શેખડીવાળાએ બે સારી વાતો કરી : લોકસાહિત્ય ગદ્યપદ્ય બન્નેમાં હોય અને લોકસાહિત્યમાં સળતા વસ્તુનું સંસ્કારેલું રૂપ લોકસાહિત્ય નથી.

દ્વિતીય–શેખડીવાળાએ કરેલી શ્રી. પુષ્કરભાઈના વિધાનોની ચર્ચા જોઈએ તો પુષ્કરભાઈ 'લોકમાં વ્યાપ્ત સાહિત્ય તે લોકસાહિત્ય' એવું માનતા લાગે છે અને આવી માન્યતાને આધારે 'નરસિંહ મહેતા તથા ન્હાનાલાલ ગુજરાતના લોકકવિઓ છે' એવું વિધાન કરે છે ! શેખડીવાળાએ આનો સરસ વિરોધ કરતાં કહ્યું કે જો એમ હોય તો ફિલ્મગીતોને પણ આપણે લોકસાહિત્ય કહેવું જોઈએ કારણ કે એ પણ સમાજમાં ખૂબ પ્રચલિત છે ! !

અસ્તુ. ઊર્મિ–જાન્યુઆરી '૭૩માં શ્રી શેખડીવાળાના પત્રથી એટલું જાણવા મળે છે કે ગુ. રા. લોકસાહિત્ય સમિતિ તરફથી બહાર પડતા મણકાઓમાં દયારામ, વેણીભાઈ, બાલમુકુન્દ, અવિનાશ વગેરે કવિઓની રચનાઓને પણ 'લોકગીત' તરીકે ભેળવી દેવાનું અજ્ઞાન બતાવાયું છે.

શ્રી શેખડીવાળાની આ બધી ચર્ચાઓ કોને કોને લોકસાહિત્ય ન કહેવાય તેની અગત્યની મર્યાદાઓ બાંધી આપે છે.

હવે લોકસાહિત્ય કોને કહેવાય એની વ્યાખ્યા ઉપર આવું તે પહેલા આ હિન્દી વાળા મિત્રોને પણ જરા જોઈ લઈએ :

હિન્દી ભાષી વિદ્વાનોએ લોકશાહિત્યની વ્યાખ્યા બાંધવામાં એક ગઝબની સૂઝ દાખવી છે પણ એટલી જ મોટી થાપ એનું વર્ગીકરણ કરવામાં ખાધેલી જણાય છે ! શ્રી ભાસ્કર ભોલેરાવથી માંડીને ડૉ. પરમાર અને ડૉ. કુલદીપ સુધીના બધા મિત્રોએ પ્રથમના ચાર વિભાગોને મહત્ત્વ આપી જાણે હાથમાં આવી ગયેલી 'સૂઝ' પ્રત્યે અજ્ઞાન બતાવ્યું છે !

ઊર્મિ–માર્ચ '૭૩માં હિન્દી સાહિત્યની દૃષ્ટિએ 'લોક ગીતો અને હોળી' વિશે ડૉ. નરેશ પંડયાનો એક લેખ છે, તેમાંથી પ્રાપ્ત આ બે વાક્યોને આપણી ચર્ચા માટે ઉપાડીએ :

(૧) લોકગીત એટલે સામાન્ય જનતા દ્વારા ઉદ્‌ભૂત મૌખિક ગીત"

(૨) "લોકગીતોના મુખ્ય ચાર વિભાગો : સંસ્કાર વિષયક, મહિનાવાર ગીત, સામાજિક–ઐતિહાસિક ગીત અને વિવિધ જેમાં સોરઠા, દોહા, ખેતીની કહેવતો વગેરે."

ઉપરનાં વિધાનોમાં જે દોષ રહેલો છે તેનો વિચાર કરીએ તો "જનતા દ્વારા ઉદ્‌ભૂત મૌખિક ગીત" મતલબ કે એક એવું ગીત જેની રચના જનતા દ્વારા થઈ હોય, કોઈ એક જન દ્વારા નહિ ! લોકસાહિત્યની વ્યાખ્યા માટેનો એક સૂક્ષ્મ વિચાર મને અહીં પડેલો જણાય છે. 'જનતાનું ગીત' અને 'જનનું ગીત' એ બે વચ્ચે એટલો તફાવત રહેલો છે જેટલો 'એક માણસનો અવાજ' અને 'સમૂહનો અવાજ' વચ્ચે રહેલો છે. ઉદાહરણ તરીકે પગથિયાં ચડતાં કોઈ વજનદાર વૃદ્ધા મોઢેથી અવાજ કરશે તે 'વ્યક્તિગત અવાજ' છે. જ્યારે ગાડાને કે વહાણને ઢોળ ચડાવવા કે પાણીમાં લઈ જવા ભેળા થયેલા માણસો એક પછી એક અથવા સાથેલગા જે અવાજ કરશે તે 'સમૂહનો અવાજ' છે. વજનદાર ચીજો ઊંચકવા માટે પણ આવા સમૂહગત અવાજ થાય છે. ! લોકસાહિત્ય અને સાહિત્ય વચ્ચે આ ભેદ છે. ! એક નાનકડી વાર્તા એક ડોશીએ કરી પછી બીજી ડોશીએ તેમાં જરાક ઉમેરણ કર્યું. ત્રીજીએ સ્થળકાળ પ્રમાણે જરા વિશેષ ઘાટ આપ્યો, ચોથીએ નવો જ પ્રસંગ ઉમેર્યો, પાંચમીએ પાત્રને વસ્ત્રાલંકાર ચડાવ્યા, છઠ્ઠીએ કુમારી, સૌભાગ્યવંતી,

વિધવા દુઃખીઆરી પાત્રને વિકસાવ્યું !! કાળ ભગવાન ગતિમાં છે, સમાજ પરિવર્તનશીલ છે, રાજસ્થાનમાંથી ગુજરાત, ગુજરાતમાંથી કચ્છ, કચ્છમાંથી સૌરાષ્ટ્ર–પેલી વાર્તા નિત નવા વેશ પરિધાન કરતી આગળ વધે છે, અમુક કાળે 'યોગ્ય' થઈને ગોઠવાય જાય છે બસ આ છે આપણું લોકસાહિત્ય !! જનતા દ્વારા ઉદ્‌ભૂત !!

હવે નકારાત્મક વિચાર કરો: શું શું જનતા દ્વારા ઉદ્‌ભૂત ન હોય? લોકઢાળ જનતા દ્વારા ઉદ્‌ભૂત હોઈ શકે પણ સોરઠો અને છંદ, જેમાં શબ્દનું, માત્રાનું, અક્ષરનું બરાબર માપ છે તે કેવી રીતે જનતા દ્વારા ઉદ્‌ભૂત બની શકે? સ્પષ્ટતઃ જ્યાં છંદ આવ્યો ત્યાં એની પાછળ જનતા નહિ, જન છે। અને એવું સાહિત્ય એ લોકસાહિત્ય હરગીઝ નથી !!

હિન્દી વિદ્વાનોએ ભયંકર થાપખાધી છે તે આ જેનું ચોક્કખું માપ મળે છે, છંદ પ્રાપ્ત છે, છે, બંધારણ સચવાય છે એવા સોરઠા–દુહાનેય લોક સાહિત્યના વિભાગમાં આવરી લીધા ! અને એટલે જ એમ માનવાને કારણ મળે છે કે 'જનતા દ્વારા ઉદ્‌ભૂત' નો સાચો અર્થ હિન્દી વિદ્વાનોને હાથ ચડયો નથી.

તો, લોકસાહિત્યની વ્યાખ્યા શી? પ્રથમ તો એ સ્વીકારી લઈએ કે ચારણી સાહિત્ય એ કોઈ અલગ સાહિત્ય નથી કે નથી લોકસાહિત્ય. એ 'સાહિત્ય' જ છે. હું ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ લખીશ તો નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, શામળની હારે જ ચારણો અને બારોટોની કૃતિઓને તથા તેના કર્તાઓને જ્ઞાત કે અજ્ઞાત સાહિત્યકાર તરીકે મૂલવીશ. આજના કવિ 'દાદ'નું નામ આપણા ઉમાશંકર,–સુન્દરમ્, રાજેન્દ્ર નિરંજન, સુરેશ–લાભશંકર કે ચંદ્રકાન્ત–ચિનુની સાથે જ હશે. ગુણવત્તાની દૃષ્ટિએ એમની વચ્ચે ભેદ હોવાનો પણ જાતિવાર આ બ્રાહ્મણકવિ અને આ ચારણકવિ એ બુદ્ધિહીન વર્ગીકરણ છે. 'શિષ્ટસાહિત્ય' અને (હલકાના અર્થમાં) 'લોકસાહિત્ય' એવા વર્ગો પણ શક્ય નથી કારણ કે આ ભેદ ઓછીવત્તી સર્જકતાને આધારે છે, તે તો કોઈ એક સર્જકમાં પણ જોવા મળે ! ઉત્તમ ખંડકાવ્યો લખનાર કવિ કાન્તના બીજાં કાવ્યો કેવાં ગ્રામ્ય અને જોડકણાં જેવાં છે !! જે કોઈ રચનાનો લખનારો મળે છે અથવા કોઈ કૃતિમાં 'બંધારણ' મળે છે. (લખનાર અજ્ઞાત છે) તો તે સર્વ રચનાઓ 'સાહિત્ય' જ છે. બારોટે લખ્યું માટે તે લોકસાહિત્ય અને વાણિયાએ લખ્યું માટે તે લોકસાહિત્ય નહિ અથવા બારોટે લખ્યું તે 'સાહિત્ય' નહિ અને વાણિયાએ લખ્યું તે 'સાહિત્ય' એવા કોઈ ભેદ, કોઈ દિવસ પડી શકે જ નહિ.

તો હવે 'લોકસાહિત્ય'માં શું રહ્યું? જેની રચના કોઈ એકે નહિ પણ સમૂહે કરી હોય તેવું સાહિત્ય કેટલું? અલબત્ 'લોકસાહિત્ય'નો વર્ગ અલ્પ બનીને જ રહેવાનો છે પણ તેથી 'લોક-સાહિત્ય'ને કંઈ નુકસાની જવાની નથી ! ઊલટું લોક સાહિત્ય વધુ સ્પષ્ટ બનશે. ડૉ. ભાયાણીના શબ્દોમાં કહીએ તો 'લોકસાહિત્ય જેવું કંઈ છે જ નહિ' મતલબ કે બધું સાહિત્ય જ છે, છે તો અલ્પ, નહિવત્ !

'લોકસાહિત્ય જેવું કંઈ છે જ નહિ' એવું વિધાન જ્યારે કરવામાં આવે છે ત્યારે કોઈ ચારણે કે બારોટે કે લોકસાહિત્ય ચાહકે ડરવા જેવું જરાય નથી. આ તો ઊલટું એમની રચનાઓને સાહિત્યના વર્ગમાં લઈ જવાની વાત છે, વધુ માન આપવાની વાત છે.

અસ્તુ. લોકસાહિત્ય એટલે જનતા દ્વારા ઉદ્‌ભૂત મૌખિક સાહિત્ય, જેનો રચનારો કોઇ એક નથી પણ અનેક વ્યક્તિઓએ, અનેક સ્થળકાળ મુજબ, લાંબાકાળ પછી આસ્વાદી શકાય એવી જે રચના ઊભી કરી તે લોક-સાહિત્ય. આના મૂળમાં કોઇ अ, ब, क નથી પણ જનતા છે– લોક છે.

o o o

માનો કે કદાચ આ વ્યાખ્યા માન્ય બની તો પછી એના વિભાગો ખરા કે નહિ? લોકસાહિત્ય

સમિતિનું કાર્ય શું ?

o o o

આ વ્યાખ્યા મુજબ હવે આપણે નવેસરથી વિભાગો પાડવા જોશે અને તે ગીત, વાર્તા ને રૂઢ–પ્રયોગ એવા ત્રણ જ વિભાગમાં હશે. ગીતના પેટા પ્રકારમાં પ્રસંગલક્ષી અને સ્વરૂપલક્ષી એવા ભેદ રાખશું તેમ જ વાર્તામાં પણ એમ જ. નાટ્ય જેવો કોઈ અલગ વિભાગ લોકસાહિત્યમાં ન થઈ શકે, એનું 'વસ્તુ' વાર્તાના પેટાપ્રકારમાં આવી જાય, તેમ જ ટુચકાઓ પણ વાર્તાના પેટાપ્રકારમાં. ત્રીજા વિભાગમાં રૂઢ પ્રયોગો અને એવાં વાક્યો જે સમાજના કોઈ પણ ક્ષેત્રમાં કહેવત રૂપે સ્થાપિત થઈ ગયાં હોય.

o o o

'લોકસાહિત્ય : એક અધ્યયન' નવેસરથી કરવાની જરૂર છે અને એ તો થાય ત્યારે, પણ અત્યારે આ લોકસાહિત્ય સમિતિએ શું કરવું ? મને લાગે છે કે પ્રકાશનની જે યોજના સમિતિએ વિચારી છે તે તો હાલ ચાલુ જ રાખવી. સંપાદન કરનારા મિત્રોએ જે કૃતિઓના રચનાર મળે છે તેને છોડી દેવાનો વિવેક કડકપણે પાળવો. નામાચરણ મળતું હોય પણ હાલ તુરત તેના કર્તા વિશે કંઈ માહિતી પ્રાપ્ત ન થતી હોય એવાં ગીતોના અલગ મણકા બનાવી પ્રકાશિત કરવા. આ બધું લોકસાહિત્ય છે એમ માનીને નહિ પણ 'કયું લોકસાહિત્ય છે ?' એ નક્કી કરવા આ કાચો માલ એકઠો થાય છે તેવી સ્પષ્ટ સમજથી ! આજે જે સ્વરૂપે પુસ્તકો પ્રગટ થાય છે તે પાકું પૂઠું, સારા કાગળ, ટ.ઈટલનાં સુશોભનો વગેરે તાત્કાલીક દૂર થવાં જોઈએ અને અહેવાલ છપાતો હોય તેવાં એક જ જાતનાં બ્લૂ કે ખાખી પૂંઠા વચ્ચે સાદા કાગળમાં –શક્ય તેટલું વધારે સાહિત્ય પ્રકાશિત કરવું. સૌ. યુનિ.એ પણ આ કામ ઝડપથી કરવા જેવું છે: જેટલી હસ્તપ્રતો છે તેટલીની ઝડપથી, શક્ય તેટલી શુદ્ધિ જાળવીને 'કાચી આવૃત્તિઓ' છાપી નાખવી ! 'કાચા માલ'માંથી સીધે સીધું 'પાકું કામ' ક્યાંય નહિ બને, વચ્ચેનું–અવાંતર રૂપ જોશે જ. લોટમાંથી સીધાં ઢોકળાં શક્ય નથી, વચ્ચે આથાનું સ્ટેજ જોઈએ.

આવી અહેવાલ જેવી કાચી આવૃત્તિઓની સહાયથી નક્કર કામ બનશે. લોકસાહિત્ય સમિતિ મને સાવ ઉડાઉ લાગી છે : આટલાં સુશોભનો કરીને પુસ્તકો પ્રકાશિત કરવાની શી જરૂર છે ? આ પ્રકાશન એ 'છેવટનું પ્રકાશન' નથી !! અભ્યાસુ માટે માત્ર કાચો માલ તૈયાર કરવાનું કામ સમિતિએ હાલ તુરત તો કરવું જોઈએ, તેઓ કરે છે તે આ જ કાર્ય છે ! અને એટલે એને સાદી આવૃત્તિઓ બનાવવાની જરૂર છે !

જે માણસોએ ગીતો કે વાર્તાઓ સંપાદિત કરીને સમિતિને આપી છે, તેનું માત્ર નામ જ પ્રથમ પૃષ્ઠ ઉપર મૂકો, લાંબો લંબો પરિચયચિત્ર અને પ્રસ્તાવનાને જરાય સ્થાન નથી. ઉમાશંકરે કહેલું ને કે લોકસાહિત્યના સંપાદકનું કામ છે ટપાલીનું ! એ એમાં કંઈ સુધારો વધારો, ઠાકઠીક ન કરી શકે ! જેમ છે તેમ હાલ તુરત તો પ્રકાશિત કરો.

સમાજમાં જે છપાયા વિનાનું સાહિત્ય મળે, હસ્તપ્રતો રૂપે અને કંઠસ્થ. એમાંથી કંઠસ્થ સાહિત્યને, ઉપરનો વિવેક રાખી, પ્રકાશિત કરવાનું કામ સમિતિએ કરવું જોઈએ અને હસ્તપ્રતો પ્રકાશિત કરવાનું કામ યુનિવર્સિટીએ તથા રસ ધરાવતા સામયિકોએ ઉપાડી લેવું ઘટે. 'ઊર્મિ-' એ નિયમ કરવો જોઈએ કે જેની પ્રાપ્ત છે તેવી હસ્તપ્રત વરસમાં ચાર છાપવી જ. બહુ સારું બનાવવાની લાલચમાં જે છે તેના પ્રકાશનને મોડું ન કરવું જોઈએ. ઘણીવાર એવું બને તે કે 'વધુ સારા કામ'ની લાલચમાં 'સારું કામ' પણ થઈ શકતું નથી. Best in the enemy of good !

સમિતિમાં જે હાજર રહી શકે, કામ કરી શકે તેણે જ સભ્ય તરીકે પોતાનાં નામ સામેલ કરાવવાં જોઈએ અથવા સંમતિ આપવી જોઈએ. 'કામ કરી શકું તેમ નથી' પણ દરેક સમિતિમાં 'હું હોવો જોઈએ' એ ભાવનાનો જાહેરમાં વિરોધ થવો ઘટે,

ચાલો, આપણે કામ કરીએ આ સમયનું સોનું હાથમાંથી સરી જાય છે. —નરોત્તમ પલાણ

શ્રી. નરોત્તમ પલાણે આવકારદાયક ચર્ચા શરૂ કરી છે. એના બે ભાગ પાડી શકીએ. એક તો લોક સાહિત્ય કોને કહેવું અને બીજું લોક સાહિત્ય સમિતિએ શું કરવું તે. લોક સાહિત્યની વ્યાખ્યા ખૂબ ચર્ચાઈ છે, છતાં ખૂબ ચર્ચાવાની જરૂર છે. આજે લોકસાહિત્યનો લોકસાહિત્ય તરીકે સર્વત્ર સ્વીકાર થઈ ચૂકયો છે. શાસ્ત્રીય ચર્ચાને અંતે ઘડીભર નક્કી થાય કે લોકસાહિત્ય જેવું કોઇ જુદું સાહિત્ય નથી તો પણ લોકોએ જેમ પોતાના રામ, પોતાના કૃષ્ણ, પોતાની પૌરાણિક કથાઓ ચલાવી છે ને એસ્ટાબ્લીશ થઈ ગઈ છે તેવું જ આજે લોકસાહિત્યનું બન્યુ છે, અને એ સાહિત્યમાં સમાવિષ્ટ થતી તમામ વિદ્યાઓનું સંગીત, નૃત્ય, નાટય ચિત્ર વગેરેનું પણ.

લોકસાહિત્યની વિશાળ સમજણ માટે ચર્ચા અતિ જરૂરી તે. એજ રીતે ગુજરાત રાજ્ય લોકસાહિત્યના સમિતિના કાર્ય અને કાર્યક્ષેત્રની મર્યાદા અંગે પણ ચર્ચા થતાં વિશાળ સંખ્યામાં લોકો રસ લેતા થશે. અને નથી પેઢીને સાહિત્યના પ્રકારો અને સ્વરૂપોનો સંસ્કાર મળશે.

## ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ

ગુજરાત રાજ્ય લોક સાહિત્ય અને તે સમિતિ મારફત થયેલાં પ્રકાશનો વગેરે અંગે આજ સુધીના અંકોમાં ઠીક ઠીક ચર્ચા ચાલી છે. આ ચર્ચા અંગ ઘણા પત્રો મળ્યા છે. પણ ચર્ચાનો હેતુ તો વધુ કાર્યક્ષમ રીતે સમિતિનું કામકાજ થાય તેટલા પૂરતો જ હોવાથી ક્ષેત્ર બહારની ચર્ચાને અહીં સ્થાન નથી આપ્યું. અમને લાગે છે કે સમિતિએ કોઈ પણ સ્વરૂપના સરકારી વ્યવસાયી એજન્ટ મટી જવું જોઈએ. સમિતિ ઉપર ગમે તે સાહિત્ય લોકસાહિત્યને નામે આવે તે છપાવું બંધ થવું જોઈએ અને એવા લેખકોને પણ લોકસાહિત્ય અંગે સ્પષ્ટ દિશા સૂચન આપીને નક્કી કરેલા વિષયો અંગે જ સાહિત્ય લખાવવું અગર મેળવવું જોઈએ.

આશ્ચર્યની વાત એ છે કે હજારો વરસથી જે સાહિત્યનું ખેડાણ થતું આવ્યું છે તે સાહિત્યનું વાર્ષિક બજેટ માગ ૨૦ હજાર રૂપિયા જ રખાયું છે ને ગુજરાત સંગીત નૃત્ય નાટય અકાદમીનું બજેટ વાર્ષિક સાત લાખ રૂપિયા સુધી પહોંચ્યું છે. આ અકાદમીના કાર્યક્રમોમાંથી લોકગીતો, લોકસંગીત. લોકનૃત્યો, લોકવાદ્યો, લોકનાટય ને લોકચિત્રો વગેરે લોકસાહિત્યના વિષયો છે. એનાં ડેમોનસ્ટ્રેશન જ અકાદમીના ક્ષેત્રનાં હોઈ શકે. પણ સમિતિએ આજ સુધી પોતાનું ફલક અતિશય સંકુચિત રાખેલું છે. પછી એનું બજેટ પણ શું હોઈ શકે? અને જે સ્વરૂપે આજની સમિતિ કામ કરી રહી છે એ સ્વરૂપે સાગર જેટલા સાહિત્યનું કાર્ય પણ શું થઈ શકે? એને પરિણામે સાહિત્ય અને કલાના અન્ય ક્ષેત્રોની સરખામણીમાં લોકસાહિત્યની સ્થિતિ અવગણાયેલા બાળક જેવી થઈ ગઈ છે. જ્યારે અકાદમીઓ જેવાં સ્પોઇલ્ડ અને પ્રોબ્લેમેટીક ચાઈલ્ડને–બગડેલાં અને સમસ્યાગત બાળકોને સરકાર પાટુ ખાઈને પણ પાળી રહી છે.

લોકસાહિત્યનું સ્વરૂપ સંશોધન અને પ્રકાશન કરતી સંસ્થા જેવું હોવું જોઈએ. ભંગારનો વેપાર કરતી ગુજરી બજાર જેવું નહિ. એ માટે સમિતિએ આયોજન કરીને સરકારને આપવું જોઈએ. પુરાતત્ત્વ, સંશોધન, સાહિત્ય, ઈતિહાસ અને કળા એટલા વિષયો બનીને એક લોકસાહિત્ય બને છે. ત્યારે એમાં વિદ્વાનોને સારી એવી રકમો દ્વારા રોકીને એમના દ્વારા કામ કરાવવું જોઈએ. જેમાં સાક્ષરો હોય, સંશોધકો હોય, જેમાં ક્ષેત્રિય કાર્યકરો હોય, જેમાં લહિયાઓ હોય, કળાકારો હોય અને વિશ્વભરના લોકસાહિત્યના પ્રવાહોને સમજીને જ્યાં કામ થતું હોય એવી વિદ્યાસભા જેવું એસ્ટાબ્લીશમેન્ટ હોવું જોઈએ. એટલે સમિતિએ એ પ્રકારે આયોજન અને અંદાજ નક્કી કરીને સરકાર પાસે રજૂ કરી એ પ્રકારે કામ કરવા વિચારવું જોઈએ, તો સમસ્ત ગુજરાતમાંથી સમિતિને પૂરતું પ્રોત્સાહન મળી રહેશે. એથી લોકસાહિત્યને, એના કવિ–લેખકો કળાકારોને, સમિતિને અને સરકારને પણ ગૌરવ પ્રાપ્ત થશે.

—સંપાદક

# સ્મશાન છાવણી

જયમલ્લ પરમાર

'સ્મશાન છાવણી'ના નામથી પંકાયેલી અમારી રાણપુરની છાવણીની એક દીવાલ ગામ તરફ પડતી હતી. બીજી દીવાલ રેલવેના પૂલ તરફ પડતી હતી. પછવાડે રસ્તો ને રસ્તાની ધારે ધારે ગામની વાડીઓ આવેલી હતી. એ બન્ને બાજુની દીવાલ ઉપર આખી દીવાલમાં સમાય એવડા ડામરના અક્ષરે અમે લખેલું 'સત્યાગ્રહ છાવણી.' એથી ગામ તરફથી દૂર દૂર સુધી અને રેલવેના પૂલ ઉપરથી પસાર થતી રેલગાડીમાંથી પણ આ અક્ષરો વંચાતા હતા. સફેદ દીવાલ માથે ડામરના કાળા અક્ષરે ચીતરાયેલા સત્યાગ્રહ છાવણીના એ અક્ષરો ૧૯૩૦માં લખાયેલાં તે ૧૯૫૦ સુધી તો યથાવત હતા. એ મને બરાબર યાદ છે. બોટાદ તરફ જતાં અને આવતાં રેલગાડીમાંથી પસાર થતાં પ્રેમથી એ અક્ષરો વાંચતા અને સત્યાગ્રહના સંસ્મરણો વર્ષો સુધી વાગોળ્યા કરતા.

આ અક્ષરો એ વખતના કિશોર રતુભાઈ અદાણીના હાથે ચીતરાયેલા. સત્યાગ્રહ છાવણી ડામરથી એટલા માટે લખેલ કે તે પણ સરકાર સામેના સત્યાગ્રહનો એક ભાગ હતો. ગામમાં જ્યાં અમે સત્યાગ્રહ છાવણીનાં બોર્ડ લગાડતા તે બધાં ઘર જપ્ત કરવામાં આવતાં. આથી અમે ગામ સાથે સમજીને એક કાર્યક્રમ ઘડી કાઢયો.

દિવસના તો પોલીસો અમારી જાસુસી કર્યા કરતા. એથી અરધા રાત ભાંગ્યા બાદ અને કયારેક મોડી રાતના ત્રણ વાગ્યે ડામરનાં ડબલાં ને પીંછડા લઈ અમે ગૂપચૂપ નીકળી પડતા. પછી સવારના પાંચ વાગ્યા સુધીમાં જેટલાં ઘર ઉપર લખી શકાય એટલાં ઘર ઉપર ડામરથી 'સત્યાગ્રહ છાવણી' લખતા રહેતા. પોલીસોને થાપ આપ્યે જતા ને લખ્યે જતા. એક રાતમાં ૫૦–૬૦ ઘર માથે મોટા અક્ષરથી સત્યાગ્રહ છાવણી ચીતરાઈ જતું. પોલીસ કેટલાંક ઘર જપ્ત કરે ? અને કેટલાં ઘર ઉપરથી ડામરના અક્ષરોને ભૂંસે કે વીંખે ?

થોડા દિવસમાં તો આખું રાણપુર સત્યાગ્રહ છાવણીઓના કાળા ચમકતા અક્ષરોથી ચીતરાઈ ગયું. રાણપુર ગામ જ આખું સત્યાગ્રહ છાવણી બની ગયું. ત્યારે અમારી સ્મશાન છાવણી કેમ બાકી રહી જાય ? સ્મશાન છાપરી ઉપર સત્યાગ્રહ છાવણી અક્ષરો ચીતરવામાં પોલીસને પડકાર રહેલો હતો કે "હવે કરી જાઓ જપ્ત જોઈએ આ છાપરી !" એક તો એ છાપરીને બારણાં નહિ એટલે બંધ શું કરે ને સીલ શેને લગાડે ? બીજું ખુલ્લી છાપરી અમને ન વાપરવા દેવી હોય તો માથે પોલીસના પહેરા મૂકવા પડે. હવે એવી તૈયારી પોલીસની કયાંથી હોય ? નદી વચાળે ધખતી ચેહ સામે દિવસ ને રાત પહેરા ભરી ને ટાઢ તડકા વેઠવાની ? પોલીસમાંથી પણ કોઈકને જ બીક ન લાગે, બાકી બધાને લાગે.

જો કે આઝાદીના મીજાજને કારણે એ દિવસોમાં અમારા દિલમાં મોજના દરિયા હિલોળાતા હતા, નહિતો કેટલાક ડાઘુઓ અરધું પરધું મડદું બાળીને રાતવરતના ચાલ્યા જતા. એથી બળતી ચેહમાંથી ફટાફટ અવાજોથી નદીનો પટ ગાજતો. કયારેક ઠરી ગયેલી ચેહમાં પડેલાં હાડકાંમાંના ફોસ્ફરસના અચાનક ભડકા ઊઠતા. વળી નાનપણમાં ભૂત પ્રેતની વાતો સાંભળી હોય એટલે એના સંસ્કારોથી રાતના સ્મશાન છાપરીમાં કે નદીના વિરતર્યે જતા પટમાં નજર પડતાં પ્રેતસૃષ્ટિ ખડી થતી લાગે. કયારેક નનામીનાં લુગડાં ફરફરતાં હોય અને સામા કાંઠાની પાણીની આરેરી પાટોના કાંઠે બગલાં કણસતાં હોય એના કાળજા ભેદક અવાજોથી હૈયું હાથમાં ન રાખીએ તો ધ્રુજારી વછૂટી જાય અને વગર ડાકલે માતા આવે. રાતના મોજીલાઓને અનુભવ હશે કે

અંધારિયામાં અને અજવાળિયામાં પણ રાતના સીમ વગડે, નદી નાળે કે સૂમસામ શેરીઓમાં અણધારી ને અણકલ્પી આકૃતિઓ ઊઠતી લાગતી હોય છે. જો સાબુત હૈયાનો માણસ ન હોય તો એ આકૃતિઓમાં એને ચળિતર લાગે, વળગાડ થાય, ભયનો માર્યો તાવ ચડી જાય કે ફાટી પણ પડે. બચપણના અત્યંત નબળા મનમાંથી મેં મારા મનને કિશોરાવસ્થામાં જ ખડતલ બનાવેલું. એનું કારણ વાંકાનેરની અમારી શેરીઓના રઝળુ છોકરાઓની સોબત હતી અને બીજું કારણ ધાર્મિક શ્રવણ વાચન ને મનન હતું. રાતના કૂતરા ભસતા તો પણ હું અત્યંત ભયભીત થઈ જતો ને બન્ને કાન ઓસી કાથી મજબુત રીતે દબાવી દેતો. ત્યારે નિશાચરોના અવાજો કે રાતના ઓળા તો હું જોઈ જ કેમ શકું ? શિયાળિયાં કે નારની લારી તો સંભળાયા જ કરતી હોય. દરબારે ડુંગરની ધકમાં પાછા સિંહ દીપડા પાળેલા. એની ગર્જના ને ડણકનો ભય લાગે.

અમારી શેરીના છોકરાઓ અને મારા મોટા-ભાઈઓ અને મારાથી ઉંમરમાં મોટા ભત્રીજાઓ વગેરે રાતના બે ત્રણ વાગ્યા સુધી શેરીઓમાં રમતા. મારાં બા રાતના ગમે તે ટાણે ઢોરને નીરણ નાખવા ઊઠતાં. જો કે એમને વળગાડ વળગેલો કહેવાતો અને અમારું ફળિયું ફળિયામાંના અધુરાં રહેલાં અને બીજાં ખંડેર મકાનો તથા અજાજૂડ લીંબડાંથી ભારે બિહામણું લાગતું.

એ દિવસોમાં કોઈ ખૂણો એવો ખાલી ન ગણાતો કે કોઈ ખીજડા, પીપળા કે લીંબડામાં જન, માથા વિનાનો ખવીસ કે મામો ન થતો હોય. કોઈ વાવ કૂવા ચૂડેલ કે ડાકણ વગરના ન ગણાતા.

ભાઈ–ભત્રીજા અને શેરિયુંના છોકરા સાથે રાતના રમવા ગયા વગર ચાલે નહિ. એમાંથી થોડી ભડક ઓછી થઈ. કથામાં સાંભળ્યું કે ભૂતપ્રેમને પડછાયો ન હોય. ત્યારે રાતના ઝાડ, મકાન, થાંભલા કે ઠૂંઠાંના પડછાયા જ બીકાળવા લાગતા હોય છે. એટલે મનથી નક્કી થયું કે આ બધાને તો પડછાયા છે. એટલે એ ભૂત ન હોય. એક દિવસ કોઈ ગ્રંથમાં વાંચ્યું કે હનુમાનનું નામ લેવાથી ભૂત ભાગી જાય એટલે હનુમાન ચાલીસા ગોખી ગયો. અને :

બાલ સમે રવિ ભક્ષ કિયો
તબ તીનહુ લોક ભયો અંધિયારો
કો નહિ જાનત હે કપિ જગમેં
સંકટ મોચન નામ તિહારો !

–બીક લાગે ત્યારે એવું એવું ગોખ્યા કરતો. એમાં રામાયણ વાંચતાં એવો ભાવાર્થ આવ્યો કે, રામનું નામ રટે એના બધા ભય નાશ પામે છે. એટલે હનુમાનને મેલ્ય પડયા ને રામનામને રટણે ચડયો.

શિયાળામાં હોળીના છાણાં ચોરવા અમે અંધારિયાં મકાનોના વાડામાં અરધી રાતે ઊતરતા. નદીને સામે કાંઠે ભરવાડોના વાસમાં રાતનો ગજર ભાંગ્યે થોરમાં ભરાવેલાં છાણાઉપાડી આવતાં. ધીરે ધીરે વાંકાનેરના સ્મશાન પાસે વણઝારાની પોઠયું પડી રહેતી એનાં છાણાં ચોરવા મોડી રાતે જતા. એ વખતે સૌથી ભયાનક એવો મોડી વાડીનો વડ અને પાંચ ખડકાનું સ્મશાન ગણાતું ત્યાં રાતના એક બે કે ત્રણ વાગ્યે છાણાં ચોરવા જતા. ત્યાર બાદ હડમાનની હડફેટે નથી ચડયો અને રામ નામ તો મારી લાલચે રટતો હતો એટલે કદાચ રામ નહિ ભેટયા હોય પણ ભે બે ભાગી ગઈ અને પ્રયત્નપૂર્વક મનને દઢ બનાવતો ગયેલો. સોળ વરસે તો ગમે તેવા ડેણ ડાકણ કે ભૂત પ્રેતના સ્થળે રાતના એકલા જતાં પછી કદી ડરતો નહિ અને ભૂત પ્રેતમાં માનતો પણ નહિ.

જ્યારે જ્યારે ડર લાગતો ત્યારે પ્રત્યેક ક્ષણે એ ડર સાચો છે કે ખોટો એનો વિચાર ત્યારે જ કરવા લાગતો. એક બાજુથી ડર ચાલતો હોય અને બીજી બાજુથી વિચાર ચાલતો હોય. વિચાર એમ ચાલે કે ઈશ્વર એક જ સાચો છે ને ભૂત પ્રેત બધાં ખોટાં છે તો પછી ડરવું તો ઈશ્વરથી ડરવું જોઈએ, ભૂતપ્રેતથી શા માટે ડરવું ? અને ક્યાં છે ભૂત-પ્રેત ? એ બધાં મનના કારણ છે. ભયના ઓછાયા છે. ક્યા માસ્તરે એ સંસ્કાર પાડયા તે યાદ નથી પણ

ભણવામાંથી એ સંસ્કાર પડેલા કે "શંકા ભૂત ને મંછા ડાકણ" બાકી કાંઈ નથી.

કિશોરાવસ્થામાં હું ધૂણતો. માતાજી સરમાં આવતાં એમ કહેવાતું. ત્યારે હું ખૂબ વાંચતો. એથી ધૂણતી વખતે જ વિચાર આવે કે શું કરવા ધૂણું છું? પછી મારી માનસિક નબળાઈ અને ઊર્મિલ સ્વભાવને શોધી કાઢી ધૂણથી મુકત થયો. ચાર ચાર ભૂવા ને ડાકલિયાઓએ મને ચાર રાત સુધી ધુણાવવા કોશીશ કરેલી, પણ સમજણ આવી ગયેલી પછી એ બધાની મહેનત વ્યર્થ ગયેલી. માનસશાસ્ત્રીય દૃષ્ટિએ તો બહુ મોડાં સમજતાં શીખ્યો કે મનની આતુર ઈચ્છાઓ, અદમ્ય ઝંખનાઓને અતૃપ્ત વાસનાઓ આપણી માન્યતા મુજબના આકારો ધરીને આપણી વાસના મુજબ આપણી સાથે નાચતા રમતા હોય છે; રોતા રોવરાવતા હોય છે. હસતા હસાવતા હોય છે, ભય પણ પમાડતા હોય છે ને પ્રેમ પણ કરતા હોય છે.

આજે મને યાદ આવે છે કે અમારા કેટકેટલા શિક્ષકોએ કેવા કેવા સંસ્કાર અમારામાં રેડેલા! એક ફૂલચંદ માસ્તર હતા. તે હતા તો તીખા પણ એમની પાસેથી અમને રાષ્ટ્રીય સંસ્કાર ખૂબ મળેલા. એક માંકડ માસ્તર હતા, ખૂબ રૂઢિચૂસ્ત પણ અંગ્રેજના પાકા દુશ્મન અને ઈતિહાસના સંસ્કાર અમારામાં રેડયા કરતાં. હમણાં જ ૧૯૩૦ના સત્યાગ્રહ કાળનું વાંકાનેર એ લેખ વાંચીને વાંકાનેરથી અમારા બુઝર્ગ શિક્ષક શ્રી છોટાલાલ માનસીંગ કામદારનો પત્ર હતો. એમણે મને યાદ અપાવ્યું કે ૧૯૩૦માં અમારી યુવક મંડળની પ્રવૃત્તિનું આંદોલન બંધ કરવા વાંકાનેર દરબારે શ્રી. ભગુભાઈ સાથે સ્વ. મોહનલાલ ખંઢેરિયાના નાના દીકરા શ્રી મનુભાઈ ખંઢેરિયાને પણ બોલાવીને ધમકાવેલા. શ્રી છોટાલાલ માસ્તર ૧૯૨૭માં વાંકાનેર આવ્યા. એ તો રાષ્ટ્રીય રંગે જ રંગાયેલા હતા, તેથી વિદ્યાર્થીઓમાં વાચનના અને રાષ્ટ્રીયતાના ખૂબ ખૂબ સંસ્કારો એમણે રેડેલા.

અમે સ્મશાન છાવણીમાં રહેતા હતા તેથી બધા સૈનિકો નિર્ભય ન હતા. અમારામાંથી કેટલાક તો રાતના કુદરતી હાજત લાગે તો પણ ન ઊઠતા. ઠેઠ સવારે પ્રભાત ફેરી ટાણે સૌની સાથે ચાર વાગે ઊઠે. દુકાળમાં અધિક માસ જેવા ત્યાંય રાતના ચોર આવતા ને અમારાં કપડાં હાથ પડે તો ઉઠાવી જતા. એથી અમે રાતના પહેરા ગોઠવેલા. અનુભવથી ઘડાતા જતા હતા અને શરીર મનથી ખડતલ થતા જતા હતા. પણ ગયા અંકમાં મેં વાત પડતી તો મૂકેલી પહેલી માધુકરી માગવા ગયેલા ત્યાંથી.

માધુકરી–ભિક્ષાનાં હાંડલાં લઈ આવી સૌની વચ્ચે મૂકયાં. ત્રીસે ત્રીસ જણા હાંડલાં આસપાસ ગોઠવાઈ ગયા. હવે પ્રશ્ન ઊભો થયો કે ખાવું કેવી રીતે? વાસણ તો હતાં નહિ. કાંઈક વાડિયુંમાંથી માગી આવ્યા બે ચાર થાળી, પણ એમાં કેટલુંક ઠલવાય? અને અમે સૌ જાત પાંતના ભેગા થયેલા, હરિજનથી માંડીને બ્રાહ્મણ સુધીના. આજ સુધી પડખે પડખ બેસીને ખાતા, પણ એક ભાણામાંથી તો મિત્રો હોય તે જ ખાતા. અમારામાં રાણપુર પાસેના એક ગામનો અમારા જેવડો જ જુવાન હરિભાઈ પણ હતો. એ 'ચ'ને બદલે 'શ' બોલતો. 'ચોકકસ'ને બદલે 'શોકશ' બોલે એટલે અમે પણ એને 'શોકશ' કહીને જ બોલાવતા.

હું બીજા રસિયાઓ સાથે સને ૧૯૩૦ સુધી તો ભજનો સાંભળવા વાંકાનેર અને અન્ય ગામોમાં હરિજનોના મંડપોમાં જતો. ત્યારે ગાંધીજી અને અસ્પૃશ્યતા નિવારણનો તો કોઈ ખ્યાલ સુદ્ધાં નહિ. ભજન રંગની જ તાલાવેલી. એટલે અડવાનાં છૂતાંછૂત નહિ પણ સાથે બેસીને કદી ખાધેલું નહિ. અહીં તો એક હાંડલામાંથી પાછું શાક દાળ ભાત ને રોટી વગેરેની ભેળસેળ એક જ થાળીમાંથી સાથે જ ખાવાની. ત્યાં સુધી હિંદુ–મુસલમાનનું મનમાંથી નીકળી ગયેલું, પણ વૈષ્ણવનો દીકરો, હવેલીઓ વચ્ચે જ ઊછરેલો, વાચન ઘણું વિશાળ પણ સંસ્કાર એથી વધારે પ્રબળ હતા એટલે એક થાળીમાં ખાતાં દિલ આંચકો ખાઈ ઊઠયું. તે દિવસ અને રાત જીવ ચણુણણુ ચણુણણુ બળ્યા કર્યો. ના, જીવ બળતો ન હતો જીવ બદ-

ધાતો હતો. પરિવર્તનની પ્રક્રિયાને કારણે તપતો હતો. બહુ ખાઈ ન શકયો. ખાધું એટલું થર ન બેઠું, ઉછળ્યા જ કર્યું.

માત્ર એક દિવસ ને એક રાત. પણ એ દિવસ અને રાતે ભવિષ્ય માટેના પછાત વર્ગની પ્રવૃત્તિ માટેનાં મારા માટે દ્વાર ખોલી નાખ્યાં. વાંકાનેરમાં મેં અને રતુભાઈ અદાણીએ ૧૯૩૪માં જેલમાંથી છૂટીને તરત જ ચર્માલય જ એ કારણે શરૂ કરેલ; અને વાંકાનેરથી અમરેલીનાં તરવડા ગામે ચર્માલય લઈ જઈ ગ્રામસેવા શરૂ કરી ત્યારે વાંકાનેરમાંથી ભંગીના બે જુવાનોને સાથે જ લઈ ગયા. સાથે જ' રાખ્યા અને તરવડા ગામનો બહિષ્કાર વ્હોરી લીધો.

મારા કરતાં મારાં બાની દશા તો કથી જાય તેવી ન હતી. ૧૯૩૭–૩૮માં ઠક્કરબાપા હરિજન આશ્રમના અમારા વિદ્યાર્થી શ્રી હરિભાઈ રાણાભાઈ વાંકાનેર અમારે ત્યાં મહેમાન થયા ત્યારે મારા બા પામી ગયાં પણ બોલ્યાં નહિ. ન તો પીરસવામાં ટાળો કર્યો. અમને બન્નેને પીરસતાં ગયાં, આગ્રહ કરતા ગયાં પણ આંખ આંસુને ન છુપાવી શકયાં. જીવનભરનો વૈષ્ણવજીવ દીકરાના કારણે અસ્પૃશ્યતાનો—અછોછનો ઘૂંટડો ગળે ઉતારી ગયેલાં. એમના જીવને ત્યારે તો પારાવાર વેદના થયેલી પણ એ જ રાણપુરમાં 'ફૂલછાબ' સંભાળવાનું આવ્યું ત્યારે અમે ઘરમાં ભંગી જુવાનને જ નાનું મોટું કામ કરવા રાખેલ. ત્યાં સુધીમાં મારાં બાએ ઘણુંક સંવરણ કરી લીધેલું અને એ ભંગી જુવાનને દીકરાની જેમ જાળવતાં.

આમ હરિભાઈ 'શોકશ' સાથે એક ભાણામાં ભેગા બેસીને ખાધું એ અમૃત બનીને ફળ્યું. ભાઈ 'શોકશ' એ પછી ૧૯૩૪ સુધી અમારી સાથે જ રહેલા, જેલમાં અને ભાલનાં ગામડાંઓમાં અમે બેઠેલા ત્યારે પણ. એમાં અમારા પૂર્વજના પાપનું પ્રાયશ્ચિત જ હતું. એણે અમને ભાલના ગામડાઓમાં પણ હરિજનોને કારણે લોકોનો અમારા પ્રત્યેનો અસહકાર આસાનીથી સહન કરતાં શીખવેલું.

પહેલા દિવસની માધુકરીનું તો પત્યું. સાંજે પણ ભિક્ષા માગવા ગયા ને લોકોએ અત્યંત લાગણીપૂર્વક ખીચડી રોટલા, કઢી, ભાત, ઓસામણ, દાળ વગેરેથી અમારાં હાંડલાં ભરી દીધાં. પણ પોલીસને ખબર પડી, પડે જ ને! કાંઈ ચોરી છૂપીથી માગવા ન હોતા જતા, દસ ફૂટ લાંબા વાંસમાં રાષ્ટ્રધ્વજ ફરકાવતા અને એવી અહાલેક ગજવતા ગામમાં નીકળતા:

સ્વરાજ સૈનિક સ્વદેશ માટે
ઝંડો લઈને આવ્યા છે,
ગલી ગલીમાં અહાલેક જગાવી
ભિક્ષા ઝોળી લાવ્યા છે.

બીજે દિવસે માધુકરી લઈને જેવા અમે નદીના પટમાં આવ્યા કે પોલીસો અમારી આડા ફરી વળ્યા ને ફટાફટ લાકડીઓ મારી અમારાં હાંડલાં ફોડી નાખ્યાં. બધી રીતે હેરાન કરીને અમને ગામ છોડાવવાની જ ગણતરી. અમે હાંડલાના દાળ શાક ને કઢી ખીચડીથી ખરડાયેલા સ્મશાન છાપરીએ પાછા આવ્યા. વિતકની વાત મિત્રોને કરી. ભૂખ્યા ડાંસ બેઠેલા સૈનિકોને થયું કે હવે પોલીસ સામી મળે તો પોલીસને જ ખાઈ જઈએ, પણ અમે સત્યાગ્રહીઓ હતા. ભૂખને દુઃખે ઘડીક રોષમાં આવી ગયા.

અમને છાવણી ચલાવવા માટે નહિ જેવી રકમ આપવામાં આવેલી, એથી વિચાર્યું કે થોડા મિત્રો ગામમાં જઈને ગાંઠીઆ ને ગોળ, ખજૂર ને શીંગ લઈ આવે. મિત્રો ગામમાં જઈને એવું કોરડ લઈ આવ્યા. ત્રીસે જણા પ્રેમથી બધું આરોગી ગયા. આ વાતની ગામમાં ખબર પડી ગઈ. જેમણે જેમણે અમને તે દિવસે માધુકરી આપેલી એ રસોઈ કરનારી બહેનોના દિલમાંથી તો કાળો કળેળાટ ઊઠયો. ગામના થોડા આગેવાન સ્મશાન છાવણીએ આવ્યા ને કહે: "આમ શીંગ દાળિયા ને ગાંઠીઆ ગોળ મગાવીને ખાઈ લેવાતું હશે? અમને ખબર તો આપવા હતા! એ જ વખતે ઘરે ઘરેથી રસોઈ મળી રહેત. બપોરનું ટાણું હતું, એટલે નવું ન રાંધવું પડત."

અમે કહ્યું કે: "આ તો રોજનું થયું. ધણી—દીકરાના મોઢામાંથી કોળિયા કાઢી કાઢીને બહેનો અમને ખવરાવે છે એ કેમ ભૂલીએ? વળી પોલીસ સામે પડી ગઈ એટલે બીજી વખત હાંડલાં ન ફોડે એની શી ખાત્રી?" ક્રમશઃ

# સાહિત્ય પરિચય

## વચનામૃત સ્વાધ્યાય :

લેખક : વૈદ્ય બાલકૃષ્ણ હરિરામ દવે : પ્રકાશક: શ્રીજી સાહિત્ય પ્રચાર કાર્યાલય: બગસરા : મૂલ્ય દોઢ રૂપિયો. શ્રી. સહજાનંદ સ્વામીનાં વચનામૃતોનો આ સ્વાધ્યાય શ્રી. બાલુભાઈ વૈદ્ય જેવા અધિકૃત ચિંતક તરફથી થયો છે ને યોગ્ય રીતે જ આ પુસ્તિકા શ્રી. ત્રિભુવન ગૌરીશંકર જેવા સત્સંગી પંડિતને અર્પણ થયેલ છે. શરૂઆતમાં શ્રી. ત્રિભુવનભાઈનો વિશદ પરિચય અપાયેલ છે.

## ધર્મસિદ્ધિ :

(ભક્ત બકોર અને ગુરૂ છોટમની પ્રશ્નોત્તરીરૂપ) સં. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી : પ્રકાશક : પ્રભુદાસ હરિભાઈ પટેલ : અમદાવાદ : આ ધર્મસિદ્ધિ ગ્રંથ અગાઉ છપાઈ ગયેલ પણ હસ્તલિખિત પ્રત ઉપરથી પ્રકાશકે પિતૃઋણ ફેડવા શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી પાસે સંશોધિત ને સંપાદિત કરાવી પ્રગટ કર્યો છે. ભક્ત બકોર પટેલ પ્રકાશકના પિતામહ થાય અને કવિ છોટમ શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રીના પિતામહના મોટાભાઈ થાય. સંતકવિ છોટમના ચારસોએક પદો, પાંત્રીસેક જ્ઞાન કાવ્યો અને વીસેક આખ્યાનોમાંથી આ ધર્મસિદ્ધિ ગ્રંથના આ જ્ઞાન કાવ્યમાં ધર્મના વિવિધ વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

## ધીરે વહે છે ગીત :

પ્રા. ડૉ. ચન્દ્રકાન્ત મહેતા. પૃષ્ઠ ૩૩ : મૂ. ત્રણ રૂપિયા : વિક્રેતા: નવભારત સાહિત્ય મંદિર મુંબઈ. આ પુસ્તિકામાંની ૩૪ રચનામાં પાંચ કાવ્ય અને ૨૯ ગઝલ છે. ગઝલમાં પણ કેટલીક મુક્તકો-જેવી લઘુરચના છે. કૃતિના કર્તા લખે છે તેમ કાળની કેડીએ ડગલાં માંડતાં જિંદગીએ જે દસ્યો દેખાડયાં તે જોતાં અને તેના વિવિધ રંગો ઝીલતાં એમાંથી જે ભાવ–અનુભવ કયારેક ગઝલનું અને કયારેક 'વનરાવન' ગીતનું કલેવર ધારણ કરતા રહ્યા તે અહીં રજૂ કરેલ છે.

## હરિયાળાં વન :

દિલીપ રાણપુરા : પ્રકાશક: લોકપ્રિય પ્રકાશન, મુંબઈ : મૂ. રૂા. ૧૧–૫૦. પ્રકાશનમાં જણાવ્યા મુજબ હરિયાળી ભાસતી સિનેસૃષ્ટિની વેરાન ધરતી તરફ આંધળી દોટ મૂકતાં યૌવનને આ નવલકથા રૂકજાવની લાલ બત્તી ધરે છે.

## દર્શન અધુરાં વસુંધરાનાં :

રમણિક વિ.શાહ : કિંમત સાડાસાત રૂપિયા : આ પુસ્તકમાં લેખકે પોતાનાં પ્રવાસ અને પર્યટનમાં જે જોયું જાણ્યું તે ઉતાર્યું છે, એમાં રશિયા સમેત યુરોપ, સાઉથ આફ્રિકા, ઝાંબીઆ, લુઆનવા, યુગાન્ડા, મલાવી અને રોડેશિયાનો સમાવેશ થાય છે.

## કોઈ કંકર કોઈ મોતી :

ગુજરાતના ભાદરણના સ્વામી શ્રી. કૃષ્ણાનંદજી સુપ્રસિદ્ધ વ્યક્તિ છે. એમના વિવિધરંગી અનુભવો અને વિચારોનાં આ પહેલાં ચારેક પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે. એવું જ આ પાંચમું પુસ્તક છે. પુસ્તકના રૂપરંગને તો ધાર્મિક સંસ્કારનો પ્રસાદ મળ્યો છે. આ અંગ્રેજી પુસ્તકનો અનુવાદ કર્યો છે શ્રી. હસમુખ મઢીવાળાએ: મૂલ્ય માત્ર માગણી: શાન્તિ આશ્રમ: ભાદરણ.

## ફુલમાલા :

લે. ગુલાબરાય : મુ. આંબરડી : વાયા: રાજકોટ. મૂલ્ય ચાર રૂપિયા : વિવિધ રંગી વાતોનો સંગ્રહ છે આ 'ફૂલમાલા'. એમાં વાર્તા છે, ભાવાનુવાદ છે, પ્રસંગકથા છે. અદ્દભુત રસની ચમત્કારિક ઘટનાઓ પણ છે અને સ્વાનુભવનાં રેખાચિત્રો પણ છે. પટ અનંત છે, રસ વૈવિધ્ય છે, દષ્ટિ મર્મગામી છે.

## આપણા કસબીઓ :

લેખક : જોરાવરસિંહ જાદવ. પ્રકાશક : દીપક પબ્લીશર્સ : મૂ. રૂપિયા દસ. દીપક પબ્લીશર્સ-વાળા સ્વ. નટવરભાઈ રાવતના સ્મરણમાં આ પ્રથમ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે, દીપક પબ્લીશર્સ રહ્યા એટલે ત્રિરંગી સુંદર છપાઈ અને વિવિધ ચિત્રોથી અલંકૃત થયેલું છે. ગ્રામજીવનની વસવાટી જાતિઓ ઉપરાંત બ્રાહ્મણ ગોર સુદ્ધાંના જીવન અને કાર્યનાં આછાં રેખાચિત્રો લેખકે પ્રશ્નકાર રહીને ચિતર્યાં છે. શક્ય તેટલાં ભાલની એ જાતિઓની બોલીમાં રસિક પાત્ર ચિત્રણ કર્યાં છે. આ પાત્ર ચિત્રણમાં જૂની કહેવતો અને જે તે જાતિઓ અંગે જે કાંઈ માહિતી એકત્ર કરી હોય તે સુંદર રીતે વણતા ગયા છે. જૂનવાણી યથાવત સમાજનાં પાત્રોનો ચોટદાર ઊઠાવ કર્યો છે. આ પ્રકારનાં આપણે ત્યાં આલેખાયેલાં ગ્રામજીવનના પાત્ર ચિત્રણમાં આ પુસ્તક પોતાની રીતે જુદી ભાત પાડે છે. અલબત્ત પાત્ર મુખે જે જે કહેવાયું છે તે એમને એમ ધરી દેતાં ઘણાં પ્રશ્નો ઊભા કરે છે. સમાજ વિજ્ઞાનના ખાસ કરીને.

વૈજ્ઞાનિકતા રજુઆતની કળામાં અગર તો માહિતી જ્ઞાનમાં રહેલી હોય તો મૂળભૂત વસ્તુના વિજ્ઞાન કે વૈજ્ઞાનિકતાનું શું? માત્ર વાસ્તવદર્શિતા કયો હેતુ સાધે? કે પછી નિર્હેતુક મનોરંજન જ એનો હેતુ હોઈ શકે? સંસ્કૃતિ એટલે વાસ્તવ-દર્શિતા? એક જૂનવાણી ગ્રામીણ સમાજનાં આ રેખાચિત્રો સમાજને કયાં લઈ જવા તાકે છે? વાસ્તવદર્શન દ્વારા ગ્રામજીવન પ્રત્યે સહૃદયતા કેળવવાનો હેતુ જરૂર હોઈ શકે પણ અહીંતો જે પાત્રોનું ચિત્રણ કર્યું છે તે જ્યાં છે ને જે સ્થિતિમાં છે ત્યાં તે સ્થિતિમાં જ એટલાં સુંદર ચીતર્યા છે કે એમને એમ રાખવામાં જ સહૃદયતા કેળવાય છે. કારણ કે આખું પુસ્તક જોતાં લગભગ આખા ગ્રામજીવનનો ચિતાર આમાં આવી જાય છે. એ પાત્રો વર્તમાન કાળમાં પણ ભૂતકાળમાં જ જીવે છે. પણ એને ભાવિ પ્રગતિ કે વિકાસની જરૂર ન હોય એવાં સુંદર એ છે. થોડી જાતિઓ અને થોડા શબ્દોની ઉત્પતિ કથા જે તે જાતિઓની માન્યતા મુજબ જરૂર અપાઈ છે, અને પાત્રોનાં ચિત્રણમાં પાત્રોની દિન ચર્યા–વ્યવહાર ચર્યા અને વ્યવસાયી લક્ષણો પણ આપ્યાં છે.

શ્રી. જાદવ વૈજ્ઞાનિકતાના અને નવી નવી કેડીઓના ભારે હોંશીલા છે. તો આ પાત્રચિત્રણામાં એમણે કયું વિજ્ઞાન, કઈ નવી કેડી કામે લગાડી છે? જો ટૂચકો હોત તો સમજી શકાત કે બુદ્ધિનાં ચબરાકિયાં હશે. જો ગ્રામદર્શન કે વાર્તા હોત તો સમજી શકાત કે તે એના કાળનું પ્રતિનિધિત્વ રજૂ કરે છે. જો ગ્રામજીવનની કોઈ સામાજિક મોજણી હોત તો સમજી શકાત કે શ્રી. જાદવને એમણે જે પ્રકારનું પાત્રચિત્રણ થયું છે તેવો જ સમાજ એમને ગમે છે. પછી એ જાતિઓની અબુધતા, અજ્ઞાન, વહેમ, અણઆવડત, અવિકસિત માનસ કે સામાજિક આર્થિક કે વૈચારિક પછાતપણામાં કોઈ જ ફેરફારની એમને મતે જરૂર નથી.

બીજું નથી સમજાતું તે એ કે આ પુસ્તકને અને લોકસાહિત્યને શું સંબંધ? ગામડાં વિષે, ગામઠી ભાષામાં જ્યારે જે કાંઈ લખાય તે બધું લોકસાહિત્ય? અમને લોકસાહિત્યના રસિયાઓને લોકસાહિત્ય એટલે કે મધ્યયુગીન જીવનના રંગીન સંસ્મરણોનો જ એક કેફ ચડેલો રહે છે. જો એ કેફમાં જ કલમ બોળી બોળીને લખાય તો પછી પાત્રોને ય અસલનો રંગ ચડતો રહે છે. પછી ભલે એ વર્તમાન કાળનાં હોય.

મધ્યયુગના રાજપૂત કાળમાં જે કાંઈ હતું તે બધું જ અમને મીઠો ચડાવે છે. એ વખતના ગામડાંના વહવયાં (વસાવેલાં) ને શ્રી. જાદવે જેવાં ચીતર્યાં છે તેનાથી વધારે અમે એને આગળ વધવા જ દીધાં નથી. અને આજે એ વહવાયાંની હાલતનાં ગુણગાન પણ અમે જ ગાઈએ છીએ. અમે જ એના સર્જકો છીએ. ભૂતકાળમાં અને આજે પણ.

## ટહુકે સાજણ સાંભરે :

લેખક શ્રી. જોરાવરસિંહ જાદવ. પ્રકાશન પણ પોતાનું જ છે. મૂલ્ય ૭ રૂપિયા. 'સ્રી જીવનના'



[ અનુ૦ પૃષ્ઠ ૭૧

# 'ઇ આવીને હળાહર કેડશે'

ખોડીદાસ પરમાર

સંવત ૨૦૨૯ના વરસે સૌરાષ્ટ્ર કચ્છને માથે કાળ દકાળનો રસરસતો કોરડો વીંઝાઈ રહ્યો, બેસને ચોમાસે ગીરનારા વાયરા વાયા અને વાદળાં વળોટાઈ ગયા. પ્રેમંડ આખું ય ચૂડના વાંહા જેવું કોરુંધાકોર થઈને ઉજડી ગયું, મેએ કેવો નહવાહીલો થયો ? જેઠનો ચૂકયો અશાડે તો જરૂર આવશે તેવી આશાની એંધાણીએ લળડાવ્યા, લોકોને લાંબી કસે ધવરાવ્યા, અને શ્રાવણમાં સરવડેય ન વરસ્યો, ત્યાં ભાદરવાની તો ભલભલેરી ગાજવીજ સાંભળવાની વાત જ કયાં રહી ? અને આવ્યો આસો તે મે નાઠો. બસ ગયો તે ગયો વરસ્યા વિના બંધ મૂઠીએ જ બેંતાળી ગયો તે આજની ઘડીને કાલનો દી.

ઉનાળો ઓરો આવ્યો, વાહોલિયા વાયા ને તડકાના મંડાણ મંડાઈ ગયા, અંકાશ કોરું અને ધખતી ધરા માથે જીવનનો ચોધાર મે જ રુઠયો ત્યારે ધોખોય કોનો ધરવો ? વનરાઈ લંઝાણી, ઝાડી કરમાણી, જળની થર માંયલી સરવાણી સૂકાણી એની હારોહાર માનવીના ગનડાંય ટૂંકાં થઈ ગયાં.

જળના થાનકે થળ દેખાણા, અને જળના જીવ જળની ઝંખના કરતાં જ જંપી ગયા. પશુની આંખ અને પંખીની ચાંચ બીડાણી, બધે જ કાળનો કારમો પંજો ફરવા માંડયો.

ગાયું અને મેયું, મોટા માલ નીંડોવાઈને સાવ નભરમી ખોળા જેવી થઈ ગઈ, દૂધ અમીની શેડ સૂકાઈ ગઈ, આંગળીમાં હોય તો આંચળમાં હોય ! ગાંડી ગિરના જળ અને ઝાડ બેય સૂકાણા, તણખું અને પાંદડું બેઈ ઊડી ગયા ત્યારે કાળના ભેંકાર લાલા જેવો વાયરો પાન વિહોણા વૃક્ષને વળગી વળગીને વહી નીકળ્યો. ત્યારે માલધારીના હૈયાની હામ ભાંગી, રૂદામાંથી રામ ગયો. કુદરત જ કારમો કાળ બનીને બેઠી ત્યારે મૂઠી જેવડા માનવીની શી ગુંજાશ ? પંડમાંથી થોડુંક પેદા થાય છે ?

ફાગણની ઝાળ જોઈ, ભૂખ્યા પેટે ફેર ચડવા માંડયા, રંગમાંથી રંગત ઊડી ગઈ અને વૈશાખી વાહોલિયા વાયા, ધંતરમંતર વંટોળિયો ચકરડી ભમરડી ભમતો અંકાશે અંબ્યો, તેમાં ભૂખ્યા માલ ઢોરની મલોખા જેવી સળેકડી કાયાને ચકરડીએ ચડાવીને ભૂસ દઈને ભાંગી નાખી. જેઠના મોટા દનિયા તાપે તપી ઊઠયા, ભોંમાં હાથ હાથના ચીરા પડયા ત્યારે માનવીને માલ, ઘર ને બાર, ખેતરને પાદરની સીમ ભેંકાર ભાસવા લાગી, ને માનવીના હૈયામાં હોળી ભડકી ઊઠી, ત્યારે દુકાળની દુભાયેલ ગ્રામનારીને હૈયેએ હોલાળો ચડયો. ભેંકાર દુકાળની ભયંકરતાનું સંવેદન તેના મનમાં સળવળી ઊઠ્યું, ઊર્મિનું આક્રંદન થયું જીભે ઝીલ્યું, હોઠે વહાવ્યું અને શબ્દની ગાંઠે ગાંઠે ભીડતું આ દુકાળને તાદૃશ્ય વર્ણવતું ગીત સરી પડયું. કાળદુકાળની ભીંસમાં ભીડાતી આ નારીએ બધીપાની મુસીબત તાદૃશ્ય રીતે આ ગીતમાં વહાવી છેઃ—

પંચોતેર પાપી દુનિયાને દુઃખ આપી,<br>
જૂઠા પડયા છે જોશ, જુત્યા વાડીના કોસ<br>
મારે નૈ ખેતી નૈ વાડી, હવે શું કરશું માડી ?<br>
વાયરાના વાયા તડકા, મારા પેટમાં મોટા ભડકા.<br>
પાંહે નૈ ઘરેણું ગાંઠું, ને પાંહે નૈ છે નાણું<br>
શેના તે દાણા લેશું, રૂપૈયા કયાંથી દેશું ?

બાજરાના ઘેરા પાવા, તેમાંથી દાણા ખાવા,<br>
ત્યાં ચોર કરે ચોરી, ચોરની વધી છે જોરી.<br>
શ્રાવણ ઠાલો ઠાલો સસજીને સડકે ચાલો<br>
સડકે આવી છે ધાણી, કોઇ કોઈને પાય નૈ પાણી.<br>
મારે સડકે જાવું રળવા, ચોખાના પાણી પીવા,<br>
ચોખાના પાણી ધોળા, માણસ પડી ગયા મોળા.

મારે ગર્ય જોવી વાંકી, મારે ઢોર જાવા હાંકી
ભેળા ભાતા લૈને, રે'વા છે ગર્યમાં જઇને.

તેલના બેસે તેર ને ઘી રૂપિયાનું શેર.
ઘરની નથી હવેલી, અમે ઘી ખાઇએ કે તેલી ?

કંત્રાટ રાખ્યો હજારે, વેપાર નથી બજારે,
તમે સાંભળો ગરુ મારા, દુનિયાના કેવા ધારા.

મારી નણંદ આવી મળવા, હૈડામાં લાગ્યું બળવા,
મારી બેન આવે વેલી, હું લાપશી રાંધુ પેલી.

સાળીને સાડલો લીધો, ને કાપડું ઉપર દીધું,
એની બેન ગઇ છે રોતી, આંખે આંસુડા લોતી.

ભાળીને હું તો ભાગું, એની ગાળ્ય નો સાંખુ,
તમારી માને કેવું, હવે છાનામાના રહેવું.

ભાદરવે ઝાઝા તડકા, હૈયામાં ઉઠયા ભડકા ?
ઊનાળો કેવો જાશે, માલ ઢોરનું શું થાશે ?

○ ○ ○

કામગરો કણબી તો જગતનો તાત ગણાયો છે. ભૂખ્યો રહીને ય એના કુટુંબ જેવા સર્વ લોક–કુટુંબીને ખવરાવે છે તેવો, એ કણબીએ આજ હરેરી ગયો છે. કારણ કે ભોમકામાંથી કસ ગયો, નદીએથી નીર ખૂટયા, નવાણેથી પાણી ડૂકયા, માનવીના હેત તૂટયા, માટલીમાંથી લોટ ખૂટયો, ટબૂડીમાંથી દૂધ ખૂટયું, જીવતરમાંથી રસકસ ગયા, બધુંય ગયું, આની કરતાં દીનાનાથે માણસને જો પેટ જ ન આપ્યું હોત તો ? સૌને પેટની જ વેઠ છે ને ? આમ જગતનો તાત કણબી ડૂકયો અને પટેલ ભાંગ્યો, ઘરવહેવાર અને માલઢોરની રામ કહાણી થઈ, કાળ ગયો ને કહેણી રહી. આ વરસનો ભેંકાર કાળ ભવાટવીને ભરખવા જીભે લસરકા લઈ રહ્યો છે, ત્યારે છપ્પનના દુકાળની કહાણી વર્ણવતો આ બીજો રાસડોય નારીના હૈયાના હોબાળાની જ પેદાશ છે, જેમાં ધરતીના તાતની આબરુંના કાંકરા કરનારં છપ્પનિયાની કહાણી છે :–

પટેલ તે હાંકતો ધોળિયા રે ઢાંઢા,
ખૂંટિયે દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટેલ તે હાંકતો પીંતળિયું ગાડું,
એકે દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટલાણી તે પે'રતી સોનાના પાંદડાં,
સોનાળિયે દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટલાણી તે પે'રતી કાંબીને કડલાં
છડાએ દીધો ટેકો
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટલાણી ને ઓઢતી ગવનના સાડલા,
ફાગણિયે દીધો ટેકો.
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટલાણી તે પહેરતી અટલસના કાપડાં,
પાચલીને દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો ઓચીંતો ત્રાટકયો.

પટલાણી તે રાંધતી લાપશી ને ચૂરમા,
માતાજીએ દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

પટલાણી તે દો'તી ભગર ભેંસો
બકરીએ દીધો ટેકો,
છપ્પનિયો ધૂબકયો, ઓચીંતો ત્રાટકયો.

આજેય દુકાળનો કરાલ કાળ સૌરાષ્ટ્ર અને કચ્છના સીમ શેઢે અને ગામ છીંડાએ મુખ ફાડીને ઊભો છે. મેયું ને ગાયું, મોરલાં ને માછલાંને દાઢમાં ભક્ષનો ભડભડી રહ્યો છે. ત્યારે આશાના તંતુએ ટીંગાતો માનવી ઈશાન ખૂણ્યની પેલી મેર આતુર આંખે મીંટ માંડીને જોઈ રહ્યો છે તેને હૃદયમાં શ્રદ્ધા છે કે આવશે, આવશે ધરણીનો દાતાર 'ઈ' આવીને દળદર ફેડશે.

નામાચરણવાળાં ભજનો પણ મળે છે. કોઈ અભ્યાસુ નિરાંતે સમય લઇને લીરીબાઈનાં ભજનો માંડે તો લોકસાહિત્યના આ છૂપા ખજાના વિશે ઘણું ઘણું હાથ આવે તેમ છે. લીરીબાઇ જન્મે મહેર જ્ઞાતિના હોવાથી ઘણા મેર શબ્દો અને ખાસ પ્રયોગો તેમના ભજનમાં મળી આવવાની શક્યતા છે.

સંત જીવણદાસની મારફત લીરીબાઈ સંત દેવીદાસના સંપર્કમાં આવેલા અને અવારનવાર પરબ વાવડી જઈ સંત દેવીદાસ સાથે સત્સંગમાં બેસતા. સંત દેવીદાસ 'ગુપ્તપંથી' હતા. કહે છે કે આ 'પરબનો પીર' ખાંધે ઝોળી ભરાવી માગવા નીકળતો અને જે કંઈ ભેળું થયું હોય તે ગરીબગુરબાંમાં વહેંચી દેતો. દીનજનોની સેવા એ જ સંત દેવીદાસનો મુખ્ય ધર્મ હતો. આ ધર્મમાં માનનાર માનવ માનવ વચ્ચે ભેદ જોતા નથી. કોઈ પણ કોમનું માણસ આ પંથમાં પ્રવેશી શકે છે અને દીનજનોની સેવા કરવાનું વ્રત લઈ શકે છે. છૂતાછૂતની ભાવનાને નીચલા વર્ગમાંથી દૂર કરવાનું મહાન કાર્ય આ ધર્મ બજાવે છે. 'ગુપ્તપંથ'માં માનનાર બ્રાહ્મણને ઘરે ભંગિયો આવીને રસોઈ કરી શકે આટલી બધી એકતા એ પંથમાં સ્થપાયેલી છે. સવર્ણના માણસોએ આ પંથનો વિરોધ કરેલો એટલે છૂપી રીતે પણ આ પંચ ચાલતો હોવાના કારણે 'ગુપ્ત પંથ' એવું એનું નામ પડયું છે. સૌરાષ્ટ્રમાં આ પંથ આજે પણ ચાલુ છે.

સૌરાષ્ટ્રના ધાર્મિક ઈતિહાસના તાણાવાણા તપાસીએ તો પૂર્વે ચાલેલા 'નજિયા પંથ'નું અક્ષરશઃ પાલન સંત દેવીદાસે કર્યું છે. આ 'નજિયા પંથ'ને ઘણા હાલનો 'રામદેપીરનો પંથ' પણ કહે છે અને તે બરાબર છે. સૌરાષ્ટ્રમાં ચાલેલા 'નજિયા પંથ' યાને 'રામદેપીરના પંથ' વિશે સ્વતંત્ર લખવાની જરૂર છે.

સંત દેવીદાસના સંપર્કથી લીરીબાઈ માતા પ્રભાવિત થયા હતા અને આ દીનધર્મનો સમાજમાં— પ્રગટ પ્રચાર થવો જોઇએ એમ માનતાં હતાં. લીરીબાઈએ પોતાના મનની વાત દેવીદાસને જણાવી પણ દેવીદાસ તો પોતાના અખંડ તપમાં એક ધ્યાન થઈ ગયા હતા. આ પછી માતાજીએ પોતે આ ધર્મનો જાહેર પ્રચાર કરવા માંડયો અને પોતાના અનુયાયીઓ માટે થોડીક આચારસંહિતા ઘડી કાઢી: પ્રથમ તો જ્ઞાતિજાતિના ભેદભાવભૂલી માનવસેવા કરવી. નાના મોટા સૌને સરખું માન આપવું. ગૃહસ્થાશ્રમ છોડવો નહિ પણ દીપાવવો અને રોજ રોજ પ્રભુ ભજન સાથે ગરીબ, માંદા કે પશુપંખીની માવજત કરવી.

લીરીબાઇના પંથમાં ભળનારાને આવી પ્રતિજ્ઞા લેવી પડતી અને તે આ વાતનું બરાબર પાલન કરશે એની નિશાની તરીકે ઝીણાં સફેદ મોતીની માળા ગળામાં પહેરવા લાગે છે. આજે પણ ઘણા મહેરબંધુ આવી ઝીણા મોતીની સફેદમાળા ગળામાં ધારણ કરી પોતે 'લીરીબાઈ માતાના પંથ'ના છે એમ કહેવડાવતા નજર આવે છે. ગળામાં મોતીની માળા ઉપરાંત આ પંથના અનુયાયી જયારે એકબીજાને મળે છે ત્યારે લીરીબાઈએ આપેલો સર્વ ધર્મ સમન્વયનો મંત્ર આ પ્રમાણે સામસામા બોલે છે: "સાંઈકુ સલામ, ગુરૂકુ પ્રણામ, નાથજીકુ આદેશ, કાપડીકુ જીનામ, અતીતકુ નમુ નારાયણ, સંતનકુ સતસાહેબ ઓર સબ ભક્તનકુ જે જે સીતારામ, સબ ગતનકો જે જે શ્યારામ—" આ પ્રમાણે બન્ને અનુયાયીઓ હાથ મિલાવતા સામ સામું બોલે છે અને પ્રજાના નીચલા થરમાં પ્રવર્તતા સર્વપંથોના સર્વ સાધુઓને પોતાની સદ્ભાવના પહોંચાડે છે.

લીરીબાઈએ પોતાના જીવન દરમિયાન-માનવ એકતાનાં ઘણા કાર્યો કરેલ છે, જેમાંથી પાલખડા ગામના રાજગોર બ્રાહ્મણોને કેશવ ગામનો અપીયો હતો તે લીરીબાઈએ છોડાવ્યો. ભૂતકાળમાં બનેલા કોઈ દુઃખદ બનાવને કારણે પાલખડાના બ્રાહ્મણો કેશવનું પાણી પીતા નહિ. લીરીબાઈથી માણસ માણસ વચ્ચેની આવી જુદાઈ સહન થયેલ નહિ અને તેમણે મધ્યસ્થી બની બેય પક્ષો વચ્ચે એકતા સ્થાપી. આજે પણ એ બન્ને ગામ વચ્ચે સારા સંબંધ છે.

પાછળના સમયમાં લીરીબાઇ પરબ મુકામે જ ઝાઝો સમય રહેવા લાગ્યા અને સમાધિ પણ

દરેક સંત સતિયા પાછળ બન્યું છે તેમ લીરીબાઈને નામે હાલ થોડાક ચમત્કારો પણ બોલાય છે. આમાં માધવપુર મુકામે પોરબંદરના રાજા સાથેનો, વેરાવળના મૂળજી ભાટિયાનો અને કોઠડી ગામના મહેર નથુ ભગતનો મુખ્ય છે. અમને તો મહેર કોમની એક અભણ બાઇ માનવસેવાનું કાર્ય અપનાવી વિતરાગી જીવન જીવે એ જ મહાન શ્રદ્ધાનો પ્રસંગ તથા ચમત્કાર લાગે છે, અને આજે પણ લીરીબાઈનું આ પંથકમાં અતિ જાણીતું ભજન "આ જણુ જાગોરે હોજી-" યાદ આવે છે. દીન-જનની સેવા તો સંસારનો મરમ છે એ ન જાણતા હો તો સંસાર શીદને માંડયો ?

આપણાને ધરનો હોજી
તમે ધરમ ન જાણો તો તમેં સંસાર શીદને માંડયો–રે.

ત્યાં જ લીધી. આજે જૂનાગઢ જિલ્લાના ભેસાણ તાલુકામાં પરબ ગામે સંત દેવીદાસની જગ્યામાં લીરીબાઈની સમાધિ આવેલી છે અને અષાઢ સુદ બીજને દિવસે સંત દેવીદાસની જગ્યામાં મેળો ભરાય છે ત્યારે આ પંથના અનુયાયી લીરીબાઈ માતાની સમાધિનું પૂજન કરે છે.

આ ઉપરાંત લીરીબાઇએ જાતે જ સ્થાપેલ પોતાના આશ્રમ (સ્થાનક) કેશવ, મોઢવાડા, ગોસા, કંડોરણા, કોઠડી અને સીસલી ગામે હાલ આવેલા છે. આ જગ્યાઓમાં હાલ તો લીરીબાઈની માણસ કદની પ્રતિમાઓ બેસાડવામાં આવેલી છે અને તેમની સન્મુખ નિત ભજન કીર્તન થાય છે. આ સ્થાનકોમાં પણ અષાઢ સુદ બીજનો ઉત્સવ ઉજવાય છે અને દીનજનોને પ્રસાદ વહેંચવામાં આવે છે.

## : નોંધ :

લીરીબાઈનું જીવન ચરિત્ર "મહેર જવાં મર્દો" નામક ગ્રંથમાં પોરબંદરનાં મહેર શ્રી માલદે રાણાએ આપ્યું છે. તથા કુછડીયા શાખાનાં મહેરોનાં બારોટ શ્રી વાલેરાએ લખેલ નાની પુસ્તિકામાં પણ મળે છે. લીરીબાઈના અમુક ભજનો "ઊર્મિ–નવરચના" જુલાઇ–૭૧–ના અંકમાં આવેલા છે, લીરીબાઈની પ્રતિમાઓ બનાવનાર બોખીરાના શિલ્પી શ્રી લાખા–રાસા બળેજાનો માહિતી આપવા બદલ તથા મારા મિત્ર શ્રી નરોત્તમ પલાણનો મારી નોંધો સરખી કરી દેવા બદલ આભાર માનું છું. શ્રી. કાનજીભાઈ બારોટે પણ સતી લીરીબાઈનું ચરિત્ર હમણાં પ્રગટ કરેલ છે.

**ગોસ્વામી મોહનપુરી.**

❦

પૃષ્ઠ ૬૬થી ચાલુ ]

પ્રણય કથા અંકના સંપાદક તરીકે શ્રી. જાદવે જે સંગ્રહ પ્રગટ કરેલો તે બધી પ્રણયકથા જેવી ને તેવી એ જ કદમાં ને માપમાં ગ્રંથરૂપે પ્રગટ કરેલ છે. એમાંથી ઘણી ખરી પ્રણયકથાઓ અગાઉ પ્રગટ થઈ ચૂકેલી છે. પ્રવેશક પાછળ શ્રી. જાદવે ખૂબ પુરૂષાર્થ ખેડયો છે. પ્રણયકથાઓ પણ રંગ રંગીન અને અજાયબ એવી વિવિધ વસ્તુસામગ્રીથી ભરપૂર છે. પાછી આંતરપ્રાંતિય અને આંતરરાષ્ટ્રીય છે. પણ સુદીર્ઘ અને અભ્યાસી પ્રવેશક આપવાથી એ બધી કથાઓ લોકકથાઓ ન બની જાય. એક લાખણશીની કથા તો એનાં ત્રણ રૂપાંતરો સાથે ૩ વાર્તારૂપે આપેલ છે.

શ્રી. જોરાવરસિંહ અભ્યાસી છે. ઉદ્યમી છે, પુરૂષાર્થી છે પણ સર્જન વ્યાપાર એમનો એવો વેગબંધ અને ધસમસતો ચાલે છે કે જે તે વિષયની કૃતિ પરિપકવ બનતાં પહેલાં બહાર પડી જાય છે. સુંદર, પરિપકવ કૃતિઓ સર્જવાનું સામર્થ્ય એમનામાં છે પણ કૃતિને શકય તેટલી સંપૂર્ણતાએ પહોંચાડી પરિપકવ બનાવવાની ધીરજ માગે છે.

ત્યાં જ લીધી. આજે જૂનાગઢ જિલ્લાના ભેસાણ તાલુકામાં પરબ ગામે સંત દેવીદાસની જગ્યામાં લીરીબાઈની સમાધિ આવેલી છે અને અષાઢ સુદ બીજને દિવસે સંત દેવીદાસની જગ્યામાં મેળો ભરાય છે ત્યારે આ પંથના અનુયાયી લીરીબાઈ માતાની સમાધિનું પૂજન કરે છે.

આ ઉપરાંત લીરીબાઈએ જાતે જ સ્થાપેલ પોતાના આશ્રમ (સ્થાનક) કેશવ, મોઢવાડા, ગોસા, કંડોરણા, કોઠડી અને સીસલી ગામે હાલ આવેલા છે. આ જગ્યાઓમાં હાલ તો લીરીબાઈની માણસ કદની પ્રતિમાઓ બેસાડવામાં આવેલી છે અને તેમની સન્મુખ નિત ભજન કીર્તન થાય છે. આ સ્થાનકોમાં પણ અષાઢ સુદ બીજનો ઉત્સવ ઉજવાય છે અને દીનજનોને પ્રસાદ વહેંચવામાં આવે છે.

દરેક સંત સતિયા પાછળ બન્યું છે તેમ લીરીબાઈને નામે હાલ થોડાક ચમત્કારો પણ બોલાય છે. આમાં માધવપુર મુકામે પોરબંદરના રાજા સાથેનો, વેરાવળના મૂળજી ભાટિયાનો અને કોઠડી ગામના મહેર નથુ ભગતનો મુખ્ય છે. અમને તો મહેર કોમની એક અભણ બાઇ માનવસેવાનું કાર્ય અપનાવી વિતરાગી જીવન જીવે એ જ મહાન શ્રદ્ધાનો પ્રસંગ તથા ચમત્કાર લાગે છે, અને આજે પણ લીરીબાઈનું આ પંથકમાં અતિ જાણીતું ભજન "આ જણુ જાગોરે હોજી-" યાદ આવે છે. દીન-જનની સેવા તો સંસારનો મરમ છે એ ન જાણતા હો તો સંસાર શીદને માંડયો ?

આપણાને ઘરનો હોજી
તમે ધરમ ન જાણો તો તમે સંસાર શીદને માંડયો–રે.

**: નોંધ :**

લીરીબાઈનું જીવન ચરિત્ર "મહેર જવાં મર્દો" નામક ગ્રંથમાં પોરબંદરનાં મહેર શ્રી માલદે રાણાએ આપ્યું છે. તથા કુછડીયા શાખાનાં મહેરોનાં બારોટ શ્રી વાલેરાએ લખેલ નાની પુસ્તિકામાં પણ મળે છે. લીરીબાઈના અમુક ભજનો "ઊર્મિ–નવરચના" જુલાઇ–૭૧–ના અંકમાં આવેલા છે, લીરીબાઈની પ્રતિમાઓ બનાવનાર બોખારાના શિલ્પી શ્રી લાખા–રામા બજેજનો માહિતી આપવા બદલ તથા મારા મિત્ર શ્રી નરોત્તમ પલાણનો મારી નોંધો સરખી કરી દેવા બદલ આભાર માનું છું. શ્રી. કાનજીભાઈ બારોટે પણ સતી લીરીબાઈનું ચરિત્ર હમણાં પ્રગટ કરેલ છે.

ગોસ્વામી મોહનપુરી.



પૃષ્ઠ ૬૬થી ચાલુ ]

પ્રણય કથા અંકના સંપાદક તરીકે શ્રી. જાદવે જે સંગ્રહ પ્રગટ કરેલો તે બધી પ્રણયકથા જેવી ને તેવી એ જ કદમાં ને માપમાં ગ્રંથરૂપે પ્રગટ કરેલ છે. એમાંથી ઘણી ખરી પ્રણયકથાઓ અગાઉ પ્રગટ થઈ ચૂકેલી છે. પ્રવેશક પાછળ શ્રી. જાદવે ખૂબ પુરૂષાર્થ ખેડયો છે. પ્રણયકથાઓ પણ રંગ રંગીન અને અજાયબ એવી વિવિધ વસ્તુસામગ્રીથી ભરપૂર છે. પાછી આંતરપ્રાંતિય અને આંતરરાષ્ટ્રીય છે. પણ સુદીર્ઘ અને અભ્યાસી પ્રવેશક આપવાથી એ બધી કથાઓ લોકકથાઓ ન બની જાય. એક લાખણશીની કથા તો એનાં ત્રણ રૂપાંતરો સાથે ૩ વાર્તારૂપે આપેલ છે.

શ્રી. જોરાવરસિંહ અભ્યાસી છે. ઉદ્યમી છે, પુરૂષાર્થી છે પણ સર્જન વ્યાપાર એમનો એવો વેગબંધ અને ધસમસતો ચાલે છે કે જે તે વિષયની કૃતિ પરિપક્વ બનતાં પહેલાં બહાર પડી જાય છે. સુંદર, પરિપક્વ કૃતિઓ સર્જવાનું સામર્થ્ય એમનામાં છે પણ કૃતિને શક્ય તેટલી સંપૂર્ણતાએ પહોંચાડી પરિપક્વ બનાવવાની ધીરજ માગે છે.

# ગીત દુકાળનું

અજબ ગજબનો કાળ અવની પરે આવિયો
બચેવા રહી નહીં કોઇ બારી
મૂછના આંકડા વાંકડા રાખતા
હાકમાં બધા ગ્યા હિંમત હારી -૧

રાંકનાં ઝૂંપડાં કંઇક રોળાઇ ગ્યાં
ખોરડાં કંઇક થ્યાં સાવ ખાલી
બંગલા લાગિયા લોક બીવરાવવા
ભીતથી નીકળ્યા બધા ભાગી -૨

છોરૂડાં-ઢોરડાં કેમ સમજાવવાં
મળે નહીં નીરણ્યું જાર માગી
કૂવા થ્યા કોતરાં-નદી નીમાણિયું
વેશમાં ડુંગરા થ્યા વૈરાગી -૩

શાહ સોદાગરો કંઇક સંતાઇ ગ્યા,
લોભિયાં લપાણાં બીક લાગી
વાટ એવી હતી કાળને વેડવા,
જોર વંત આવશે કોક જાગી -૪

સમર પતિયું હવે સંકેલી સાયબી -૫
ભારતે ભળી ગ્યા પ્રજા ભેળા
દાન સનમાન ઇતિ હાસમાં દાખવી
ખેલ ખેલી ગયા કંઇક ખેળા-૫

માવડી રઝળતાં છોરૂડાં મેલિયાં
પિતાનો મળે નહીં કયાંય પત્તો
માગતાં ભીખતાં હોય નહીં માનવી
(એવો) લાખમાં મળે નહીં કોઇ લત્તો -૬

કોપ કુદરત તણો-વાત શું કેહવી
કાળજે દુઃખનાં પડયાં કાણાં
પારકી છઠ્ઠીના જાગતલ પુરૂષને
નથી રયાં હાથમાં હવે નાણાં -૭

શામળા અરજ બળદેવની સાંભળી
અયા ઉગારવા તુરત આવો
જીણવટ તમારી હશે તો જીવશે
લાલ-બે હાલ પર દયા લાવો -૮

### છપય

પડયો કાળ વિકરાળ, ફાળ ઘર ઘરમાં પાડી,
પડયો કાળ વિકરાળ તરૂવર સૂકી ડાળી-
પડયો કાળ વિકરાળ, ઢીમ દીધાં કંઇ ઢાળી-
પડયો કાળ વિકરાળ, કઇક રોયાં મોં વાળી-
વિકરાળ કાળ એવો પડયો - ખડ, પાણી - અન્ન ખૂટિયાં -
બળદેવ ધરા ધ્રુજી બધી - સમરથ છક્કા છૂટિયા - ૧

### દુહા

રસ કસ ધરતી ના રહ્યાં, નિર્મળ ખૂટયાં નીર-
હેડયું ધણની હાલતી - (આજ) ગોજારી થઇ ગિર- ૧
હરિયાળી ધરતી તણા - થઇ ગ્યા હાલ બે હાલ--
કુદરતની કેવી કફા - (કે) કળિયુગ ને વળી કાળ- ૨

**બળદેવભાઈ નરેલા**

# 'ભારત સિલ્ક મિલ્સ'ના

## કાપડનો જ આગ્રહ રાખો

* સુંદર નવીનતાભરી ડિઝાઇન અને સુમેળ રંગોવાળી ચુનંદી જાતોની અમારી વિશિષ્ટતાઓ *

આર્ટ સિલ્ક

નાઈલોન શટીંગ

પાલવજરી સાડી

પ્રિન્ટેડ સાડી

ડ્રેસી ફ્રોક

નાયલોન ઘોર્શે

વગેરે



**શ્રી ભારત સિલ્ક મિલ્સ (પ્રાઈવેટ) લિ.**

સુંદર બાગ, કુર્લા-૭૦: મુંબઈ.




મે : ૧૯૭૩     સળંગ અંક ૫૧૮

તંત્રીઓ : ઇશ્વરલાલ એ. દવે : જયમલ્લ પરમાર

નીર વગરની નદીઓ માથે જળચર પક્ષીઓ આંખનાં છેલ્લાં આંસુ સૂકવી ગયેલ છે.



તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : મે : '૭૩ અંક : ૨ : સળંગ અંક : ૫૧૮





*

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાવાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

ઊર્મિનવરચનાના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂા. ૧૨–૦૦
વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫–૦૦

**લેખકોને—**

* લેખ. વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય એવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લૉટ
રાજકોટ ( જિ. રાજકોટ )

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લૉટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સ્વરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ–૧



ગ્રાહકો તથા એજન્ટોએ ખાસ નોંધ લેવા વિનંતી

૧૯૭૩ના એપ્રિલ માસથી

## ઊર્મિનવરચનાનું લવાજમ

# રૂપિયા બાર થયું છે

મોંઘવારીને કારણે છેલ્લા ત્રણેક વરસથી માસિકોનાં લવાજમ વધ્યે જતાં હતાં. પણ રૂા. ૧૦ના લવાજમમાં 'ઊર્મિનવરચના' ખેંચી શકાતું હોય તો ગ્રાહકો માથે બોજો ન નાખવાનું વિચારેલું. પણ રૂા. ૧૦ના લવાજમમાં ખેંચી શકાય તેમ ન હોવાથી 'ઊર્મિનવરચના'નું લવાજમ રૂા. ૧૨ કરવામાં આવ્યું છે. આજના સંજોગો અને પરિસ્થિતિને જોતાં ગ્રાહકો અમારા નિર્ણયને સ્વીકારી લેશે એવી અમને શ્રદ્ધા છે. છૂટક નકલની કિંમત સવા રૂપિયો રહેશે. હવે જૂના અંકો જૂના ભાવથી કે જૂના લવાજમથી નહિ મળે.

વ્યવસ્થાપક : 'ઊર્મિનવરચના'



# In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress

## તમે મોંઘેરાં છીપનાં મોતી

ડૂબકી મારી ને લીધાં ગોતી
હો રાજ તમે મોંઘેરાં છીપનાં મોતી

ઊગીને આથમો છો આંગણિયે રોજ રોજ
તો ય રહી વાટડી હું જોતી—હો રાજ તમે.

આંખ્યું મીંચ્યા વિના અંતર સમાય નહિ
ચાંદા સૂરજની જ્યોતિ—હો રાજ તમે.

રેચક ધરતીમાં તમે ઊગ્યાં છો માંડ માંડ
ટીપે ટીપે હું રાજ ટોતી—હો રાજ તમે.

વાલમ વરસાવ્યાં છે આંખેથી વેણુ તમે
લાખેણાં હું આજ લોતી—હો રાજ તમે.
મહેંદીના રંગ જેમ મુજમાં સમાયા તમે
નાથજી ખબર એવી નો'તી—હો રાજ તમે.

'દાદ'

### ભળકડું

સીમ લીલીછમ આંખડી ખોલે
કિમ ચડચો અલ્યા આમ તું ઝોલે

થાય અહૂરુ ઊઠય વાલીડા
ઘંટીએ આખું ઘર કિલ્લોલે. સીમ લીલીછમ-

ભૂર ઊઠચો બોલ્યો ઓતરાદો
એનાં ઘેનમાં તારા પોપચાં મીંચે

બેડલાં ઊઠીને પાણિયારેથી
નીર આછેરાં વીરડે સીંચે

કાંળિયું જાગી હામટી ઇ માં
કડલે બેઠા મોરલા બોલે. સીમ લીલીછમ-

ઘમકી ઊઠી બોધરે શેડયું
ભાંભરી ઊઠયાં વાછરુ ખીલે

ગોંદરે દીધી વાંભ વાંહો વાહ
ધણ વછૂટયાં સીમના ચીલે

હાલ્ય હબોહબ લૈ લે ગોફણુ
મોલને લેલાં કયારનાં ઠોલે. સીમ લીલીછમ-

ચીમન પુરોહિત

# આર્થિક અને રાજકીય કટોકટી: વેપારી સાથેનો નવો સંઘર્ષ: સિમેન્ટ સૂતર ને વીજળીની અભૂતપૂર્વ તંગી: અર્ધા ભારતમાં ઉકળાટ: ગુર્જર ઘેલડી: વકરતો મુસ્લિમવાદ: સાર્વભૌમત્વ: સંસદ અને સુપ્રીમ કોર્ટમાં નવી નિમણૂક

સંપાદકીય

જેને રાજ્ય, સમાજ, ધર્મ કે આર્થિક આંટીઘુંટી સાથે કોઈ જ સંબંધ નથી એવા અદના માણસોને દેશની કટોકટી દિવસમાં દશવાર આંચકા મારી મારીને એના મગજનો પારો પરાણે ઊંચો ચડાવી રહેલ છે.

જેમ અછત અને મોંઘવારી એક બીજાની હોડયે ચડયાં છે તેમ આર્થિક અને રાજકીય કટોકટીની પણ કાતીલ હરિફાઈ મંડાણી છે. આ જગતમાં જન્મવા સિવાય જેનો બીજો કોઈ અપરાધ નથી તે આજે કટોકટીનાં એ બે નિર્દય પડ વચ્ચે વગર વાંકે પીસાઈ રહેલ છે. તાવડી તપેલી હવા અને દીવા સુધી કટોકટીની આ ઝાળ ઘરે ઘરે લાગી ગઈ છે.

આ ઝાળ લાગવાને કારણે પ્રત્યેક સમજણા માણસના હૃદયમાંથી એક વેદનાની–એક વિરોધની કાળી ચીસ નીકળવા માંડી છે.

આ ચીસ – આ પ્રાણ પુકાર કેવી છે ? કબીરે કહી છે તેવી ગરીબની હાય જેવી છે: "મુએ ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય." એવી છે. બધાં ફૂલ મહાદેવને ચડે તેમ બધી હાય સરકારને નડે. દુકાળની કટોકટી જો કુદરત સર્જિત છે તો અછતની, મોંઘવારીની અને હાલતાં અબજોનું નુકશાન જાય એવી આર્થિક કટોકટી માનવ સર્જિત છે.

## ત્યારે મોજ કોને છે ?

બજારોમાં જવાતું નથી. કાંતો ચીજ મળતી નથી, મળે છે તો મોંઘીદાટ અને તદ્દન હલકટ મળે છે. સરકારી કચેરીઓમાં જવાતું નથી. કોઈ કામ થતું નથી અને થાય તો કામ કરાવવા માટે ખવરાવવા જેટલા પૈસા નથી. રાત વરત જ નહિ પણ ધોળે દીએ આબરૂભેર હલાતું નથી. હાલવા જતાં હરપળે હલકટ માણસોના હાથે આબરૂ પડવાની દશા ઊભી થાય છે.

ત્યારે મોજ કોને છે ?

જેને ન દુ:ખે પેટ ને પાંસુ
એને આવે હૈડક આંસુ

જેને ઘેર નવગૃહો ઠેલિગે બંધાયા છે એવા શ્રીમંતો અને સત્તાધિશો સિવાય મોજ બીજા કોને હોય ? ને શ્રીમંતોને મોજ ન હોત તો કામદારો ને કર્મચારીઓની જેમ તેમના પણ મોરચા નીકળ્યા હોત. શાસક કોંગ્રેસે મૂડીવાદીઓને જેટલા વધુ વગોવ્યા એટલા વેપાર ઉદ્યોગમાં તેઓ વધુ વિકાસ પામ્યા છે.

બીજી મોજ છે સત્તાધિશોને. પછી એ પ્રધાન હોય કે એનો પડખિયો. પંચાયતમાં સત્તાધિશ હોય કે સુધરાઈમાં. વિધાનસભાનો સભ્ય હોય કે સંસદનો. અથવા તો એ બધાનો અનુયાયી કે આશ્રિત હોય એને જ મોજ છે. એમને જો મોજ ન હોત તો એ પણ પોતાની રોજી રોટી માટે ઝૂઝતા હોત. અછત મોંઘવારી, હાડમારી અને દુકાળથી ત્રાસેલી જનતાનાં આંસુ લૂછવાને બદલે દિનરાત સત્તાની સાઠમારીનાં માદળ ખૂંદવામાં એ સૌ ન મચી પડયા ન હોત.

## ઘંટીનાં બે પડ: સરકાર ને વેપારી

જીવન જરૂરિયાતની અછત અને મોંઘવારીને કારણે સરકારે ઘઉંનો જથ્થાબંધ વેપાર હાથ લેતાં સરકાર વેપારીઓ અને ખેડૂત વચ્ચે નવી કટોકટી જાગી છે. ભાવ થોડા દબાયા પણ ધાર્યા ઘઉં બજારમાં ન આવ્યા તેમ સરકાર પણ ઘઉંની એવી પ્રાપ્તિ નથી કરી શકી કે જેથી લોકોની જરૂરિયાત પૂરી પાડી શકે. સરકારે ચોખાનો જથ્થાબંધ વેપાર હાથ લેવા વિચાર્યું છે, ત્યારે વેપારી મંડળોએ ઊભી મેથી

જથ્થાબંધ અને છૂટક બધા પ્રકારના અનાજનો વેપાર બંધ કરવા દેશના વેપારીઓને એલાન કર્યું છે.

સરકારનાં પગલાંથી જે હાલાકી ને હાડમારી સર્જાઈ રહી છે એમાં વેપારી મંડળોની હડતાળ અને અનાજનો વેપાર બંધ કરવાનો નિર્ણય લોકોને વધુ હાલાકીમાં મૂકશે. સરકાર તરફ જાગેલી નફરત વેપારી તરફ પણ વળશે. વેપારીઓનાં પગલાંમાં પોતાના સ્વાર્થ સિવાય પરેશાન થતી જનતાને સહાયભૂત થવાની કોઈ ખેવના નથી.

આનું બીજું પરિણામ સરકાર અને વેપારીઓ વચ્ચેના નવા સંઘર્ષમાં આવશે. વેપારીઓ ખેડૂતોને ઉશ્કેરે છે ને વધુ ઉશ્કેરશે તથા અનાજનો વેપાર બંધ કરી જનતાને વધુ હાલાકીમાં મૂકશે. સરકાર કાંઈ અનાજનો સમગ્ર વેપાર હાથ ધરી શકે નહિ. લાંચિયું, બિનકાર્યક્ષમ અને બેજવાબદાર તંત્ર અનાજની સમગ્ર વ્યવસ્થા કદી કરી શકે નહિ અને પ્રત્યેક માનવીની જરૂરિયાત પૂરી પાડી શકે નહિ.

ભાવિના ભણકાર! તંગી ને તોફાનો

ત્યારે સરકાર આ સાંખી લઈ શકે નહિ, એટલે અનેક પ્રકારનાં પગલાં અવશ્ય ભરે પરિણામ ઘેરી બનતી જતી આર્થિક કટોકટીને અરાજકતામાં ધકેલવામાં જ આવે. નાગપુર, માલેગાંવ અને નાસિક પાસેના સિન્નર ગામે રોટી રમખાણો થયાં એવાં રમખાણો દેશભરમાં ફાટી પડે. આ કટોકટીનો લાભ ઉઠાવવા વિરોધ પક્ષો જ આ ઉશ્કેરણી કરી રહ્યા છે ને હજુ વધુ ઉશ્કેરાટ કરશે. વિરોધ પક્ષોનો લાભ જ એમાં છે. વિરોધ પક્ષો ઉપર એની જવાબદારી નાખવાથી કોઈ ઉશ્કેરાટ ફેલાવતા અટકવાના નથી. આ દેશના તમામ રાજકીય પક્ષોની નીતિમત્તાનાં તળિયાં તૂટી ગયાં છે. પ્રજાને તો પરિણામ સાથે નિસ્બત છે.

સૂતર અને સિમેન્ટની તંગીએ આજપૂર્વે કદી નહોતાં થતાં એવાં તોફાનો મહારાષ્ટ્રમાં પેદા કર્યાં છે. એ જ સ્થિતિ દેશભરમાં છે. સૂતરની તંગીએ હાથશાળ અને પાવરલૂમના ઉદ્યોગોમાં બેકારીનાં મોજાં પેદા કર્યાં છે, કોલસા અને પાણીની તંગીએ નવી કટોકટી સર્જી ત્યાં પેટ્રોલ અને કેરોસીનની તંગી વરતાવા માંડી છે એમાં તંત્રના આયોજન અને વ્યવસ્થાની ખામી છે તેમ દીર્ઘદૃષ્ટિનો પણ અભાવ વરતાય છે.

રાષ્ટ્રનો પ્રાણવાયુ રૂંધનારા

એમાં સંપૂર્ણપણે માનવ સર્જિત એવી વીજળીની કટોકટી પૂર્વ ભારત, પશ્ચિમ ભારત અને દક્ષિણ ભારત સુધી પથરાઈ રહી છે. વીજળીની તંગી તો હતી જ, એમાં તેલ વાયુ પંચના કર્મચારીઓએ ગુજરાતમાં હડતાળ પાડતાં ગુજરાતના ઉદ્યોગોને રોજના બે કરોડના ઉત્પાદનનો ફટકો પડયો છે. તેલ વાયુના પંચના આ કર્મચારીઓએ તેલના કુવા નકામા બનાવી દેવાની રાષ્ટ્ર દ્રોહની રમત માંડી છે. જો કે આ સ્થિતિ હડતાળનાં જે મોજાં ઊપડી રહ્યાં છે તે તમામ ક્ષેત્રે એકધારી છે.પ્રત્યેક હડતાળીઆ રાષ્ટ્રીય સંપત્તિના વિનાશના ભોગે પોતાના સ્વાર્થના સંઘર્ષ પેદા કરી રહ્યા છે.

વીજળીના ઈજનેરો અને કર્મચારીઓએ અર્ધ ઉપરાંત ભારત માથે આફતના ઓળા ઊતાર્યા છે. ઉત્તર ભારત, હરિયાણા, બંગાળ, રાજસ્થાન, ગુજરાત ને તામીલનાડુ આ ઘરઘાતકોના ઝપેટામાં આવી ગયેલ છે. અંધકારના વાવાઝોડામાં ભારતનું પાટનગર પણ લહાણમાં આવી ગયું છે. આજે ખેતી, પાણી અને ઉદ્યોગનો આધાર વીજળી છે. એટલે સમસ્ત દેશની અર્થવ્યવસ્થા વીજળીના થોડા ઈજનેરો ખોરવી નાખી શકે તેમ છે. વીજળીના આ ઈજનેરો દેશની ધોરીનસનું લોહી ચાખી ગયા છે. એટલે ગમે ત્યારે દેશના જીવન વ્યવહારને હવે ખોરવંતા જ રહે તો નવાઈ જેવું નથી. મૂઠીભર માણસો સમસ્ત દેશનો પ્રાણવાયુ રૂંધી નાખી શકે તેમ છે. એનો વિચાર દેશે ગંભીરપણે કરવો જ રહેશે.

લાવાના રસરેલા

વેતનપંચની ભલામણોથી સરકારી કર્મચારી-

ઓમાં ભારે અસંતોષ ફેલાયો છે, એના દેખાવો પણ શરૂ થઈ ગયા છે. રેલ્વે અને સંરક્ષણ વિભાગના કામદારોને બોનસ ન આપવાનું કહેતાં ક્યારે રેલ્વે ને સંરક્ષણ વિભાગોની હડતાળો ફાટી પડશે તેની રાહ જ જોવાઈ રહી છે. પશ્ચિમ વિભાગના રેલ્વે વિસ્તારમાં હડતાળોનો પવન ફૂંકાવા પણ માંડયો છે. ઉદ્યોગ, પાણી, વીજળી, વેપાર, રેલ્વે, સંરક્ષણને તાર ટપાલની આ કટોકટી ચાલી રહી છે ત્યારે વિદ્યાર્થીઓ, પ્રાધ્યાપકો, શિક્ષકો વગેરે તો હડતાળ વિરોધી દેખાવો અને ભાંગફોડને પંથે વળી જ ગયા છે. દાકતરો અને નર્સો સુધી એ હવા સ્પર્શી ગઈ છે.

જે પવન ઉત્તરભારતમાં અને પૂર્વભારતમાં હતો એ છેવટ ગુજરાતમાં ઊતર્યો છે ને પરીક્ષામાં પેપર પડતાં મૂકીને વિદ્યાર્થીઓએ ભાંગફોડ કરી, કુલપતિનાં અપમાન કરી, પ્રત્યેક પગલે ઉદ્દંડ બનીને આવતા દિવસોની આગાહી આપી દીધી છે. રાજ્યોના કર્મચારીઓ પણ કેન્દ્ર સરકારના કર્મચારીઓને પગલે પગલે છે. આ ઉપરાંત કોર્પોરેશનો ને બેન્કો જેવી સંસ્થાઓની હડતાળો હાલતાં આપણો રોજીંદો આર્થિક વ્યવહાર સ્થગિત કરી દઈને દેશને તંગ કરી મૂકે છે.

## અપ્રિય બનતી ઇન્દિરા સરકાર

અછત ને મોંઘવારીને કાબુમાં લાવવામાં સરકાર નિષ્ફળ નીવડી. વહીવટીતંત્રનો ભ્રષ્ટાચાર વધતો ગયો. કામદારો ને કર્મચારીઓના પગાર વધારા થતા રહેતાં ફુગાવો વધતો જ ગયો. જીવન જરૂરિયાતની ચીજો મેળવવાની હાલાકી વધતી જ ગઈ. હરપલની હાડમારી એ જ જીવન બની ગયું. આ બધી સરકારી નિષ્ફળતાના ખારાપાટમાં જે જે કાંઈ સારાં પગલાં લીધાં તે બધાં રોળાઈ જ ગયાં. સરકારનાં શક્ય એટલાં તમામ સારાં પગલાં જનજીવનને શાંતિભર્યું જીવન આપવામાં અફળ રહ્યાં. જીવવા માટેનો મૂંઝવાટ એટલો બધો વધતો જાય છે કે કોઈને સરકારના શુભાશયો છતાં એની પ્રતીતિ જ થતી નથી. પરિણામે ઈંદિરાજીની સરકાર અપ્રિય બનવા માંડી છે.

પંચાયતો, સુધરાઈ, કોરપોરેશનો, વિધાનસભાઓ અને સંસદની પેટાચૂંટણીઓમાં શાસકપક્ષની હાર ઉપર હાર ઈન્દિરા સરકારની આ અપ્રિયતાનું જ કારણ છે. બિહારના બાંકા વિસ્તારમાં મધુલિમયે સામે શાસક કોંગ્રેસના ઉમેદવારની ડીપોઝીટ પણ ગઈ તેનાથી શાસકપક્ષની પ્રતિષ્ઠાને વધુ ફટકો પડયો છે. અને અપ્રિયતા ઉઘાડી પડી એનો વિસ્તાર વધતો જાય છે.

## આંધ્ર ને ઓરિસ્સા

આર્થિક કટોકટીને કારણે જ નહિ, પણ જે રીતે શંભુમેળામાંથી શાસક પક્ષ ઊભો કરવામાં આવ્યો એણે શાસકપક્ષના ગર્ભાધાનથી જ કટોકટી શરૂ કરી છે. એથી એક એક રાજ્યમાં સત્તા અને સંગઠનમાં જૂથબંધીનાં જાળાં પેદા કરી દીધાં છે.

જો એના પેટાળમાં જ બેવફાઈનાં બિયાં વાવેતર ન થયાં હોત તો આંધ્ર અને તેલંગણમાં ભારે બહુમતિ મેળવ્યા છતાં એક મુલ્કી કાયદા ઉપર શાસક પક્ષનું આખું તંત્ર ધરતીકંપના આંચકા અનુભવીને ઘડીના છઠ્ઠા ભાગમાં ભાંગી ન પડત. આંધ્રનું વિભાજન ન કરવામાં ઈન્દિરાજીએ અદ્ભુત મક્કમતા બતાવી છે, પણ ઉકેલ એનો આસાન નથી. આંધ્રમાં રાષ્ટ્રપતિ શાસન રાખવું એક વાત છે ને આંધ્રને શાસક પક્ષને પડખે ફરી લાવવું તે બીજો પ્રશ્ન છે, અને તે પણ આંધ્રના ઉલ્કાપાત અને દેશની ભયાનક આર્થિક કટોકટી વચ્ચે.

ઓરિસ્સામાં નંદિની સત્પથીની સરકાર ઉથલી એની પાછળ ભાંગફોડનાં તત્ત્વોએ કામ કર્યું કહેવાય છે. પણ થૂંકના સાંધાથી ઓરિસ્સાની સરકાર ઊભી કરેલી. કાવાદાવામાં કાબેલ, નિત્યના નાફરમાન અને હાલતાં પક્ષપલટો કરનારાઓની બહુમતિથી કોઈ રાજ્ય ટકી કેમ શકે? આજે નવી ચૂંટણીઓ કરાવી ને શાસકપક્ષને સત્તા ઉપર લાવવાની આશા આકાશ કુસુમવત્ જેવી છે. ત્યાંના તમામ વિરોધી બળો શાસકપક્ષ વિરૂદ્ધ એકત્ર થયાં છે, અને શાસકપક્ષે એવું કોઈ બળ અત્યારે નથી કે જે વિજયનો ચમત્કાર સર્જી શકે.

## ઉત્તરપ્રદેશ ને બિહાર

એવા જ પક્ષપલટુઓની જમાત વડે ઉત્તર-પ્રદેશના શાસક પક્ષની સરકાર રચવામાં આવી છે, ઈન્દિરાજીના અથાગ પ્રયત્નો વડે આજ સુધી ઉત્તર-પ્રદેશની સરકાર ટકી ગઈ છે, પણ એની મુદત પૂરી થવા આવી છે. આગામી ચૂંટણીના પડઘમ ત્યાં વાગી રહ્યાં છે. વિરોધ પક્ષો પોતાનું સમગ્ર બળ ત્યાં એકઠું કરીને ઈન્દિરાજીને (એના પક્ષને) એના જ ઘરમા હરાવવા કૃતનિશ્ચયી બનતા જાય છે. સ્વતંત્ર પક્ષના પ્રમુખ શ્રી પીલુ મોદી કહે છે તેમ ઉત્તર પ્રદેશને ઈન્દિરાજી માટે વોટરલુ (નેપોલીઓન હારેલો તે યુદ્ધ મેદાન) બનાવવા તમામ પક્ષો કમ્મર કસી રહ્યા છે. જનસંઘ અને બી. કે. ડી.નું જોર તો ત્યાં છે જ. ત્યારે સંસ્થા કોંગ્રેસ સહિત તમામ વિરોધ પક્ષો પોતાનો ભાગ પડાવવા આજથી તૈયારી કરી રહ્યા છે.

બિહારમાં લોકસભાની બે પેટાચૂંટણીમાંથી એક શાસક કોંગ્રેસે જાળવી રાખી, જ્યારે બાંકા વિસ્તારની ચૂંટણીમાં ડીપોઝીટ ગુમાવી ને મધુ લિમયે જેવા ઈન્દિરાજીના પ્રખર વિરોધી ભારે મોટી બહુમતિથી ચુંટાઈ આવેલ છે. બિહારનું રાજકારણ ભારે ડહોળાયેલું હતું જ. ત્યાં શાસકપક્ષને સામ્ય વાદીઓનું ગાંધર્વલગ્ન બહુ ફળિભૂત નથી થયું. બિહારના શાસક પક્ષ અને એની સરકારનો આંતરિક કલહ ઉપર આવી રહ્યો છે.

## મ્હૈસુર મહારાષ્ટ્ર ને બંગાળ

મહૈસુરના શાસક પક્ષના મુખ્ય પ્રધાન ઉર્સની ગુજરાતના મુખ્ય પ્રધાન જેવી જ દશા થઈ છે. શ્રી. ઉર્સની વિરૂદ્ધ મહૈસુરનાં પ્રતિનિધિ મંડળો દિલ્હીમાં પક્ષના મોવડી મંડળ ને ઈન્દિરાજીની મુલાકાત લઈ ગયાં. અત્યારે તો સંપીને રહેવાની સલાહ લઈને ગયાં છે, પણ ચરૂ ઉકળતો જ છે.

મહારાષ્ટ્રની સરકાર બધી રીતે સારી ગણાવા છતાં એને ત્યાં જ રોટી અને સૂતરનાં રમખાણો થયાં. કોમી હુલ્લડોનો ભય ઉત્તર પ્રદેશ અને મહા-રાષ્ટ્રમાં તોળાઈ જ રહ્યો છે. રાજસ્થાનમાં પણ મુખ્ય પ્રધાન સામે શાસકપક્ષમાં અસંતોષ ઊભો થઈ ગયો છે. ત્યારે કેરળની મુસ્લિમ લીગ, સામ્યવાદી, સમાજવાદી ને શાસક કોંગ્રેસની સંયુક્ત સરકાર હંમેશાં ભાંગવાના ભયથી જ ચાલી રહી છે. ત્યાંની શાસક પક્ષની પ્રાદેશિક સમિતિના પ્રમુખ શ્રી વિશ્વનાથનને ગુજરાતના રાજ્યપાલપદે મૂકીને એક સંઘર્ષ ઓછો કર્યો છે.

બંગાળમાં શાસક પક્ષની યુવક સંસ્થાઓ આંતરિક સંઘર્ષે ચડી છે. ત્યાં વીજળીની કટોકટી ઊભી થઈ છે અને અટકાયતી ધારાની કલમ ૧૭ મી ગેરકાયદે ઠરતાં અઢી હજારથી વધુ નક્સલવાદીઓને છોડી મૂકવાની સ્થિતિ પેદા થઈ છે. નક્સલવાદી ચોપાનિયાં અને ભીત સૂત્રો ફરી દેખાવા માંડયાં છે.

## ગુજરાત કોની કોની રે !

ગુજરાતમાં શાસક પક્ષનો આંતરવિગ્રહ ઉભરા આવે એ સ્થિતિએ પહોંચ્યો છે. માત્ર ઈન્દિ-રાજીના આદેશ અને કૃપા દષ્ટિ ઉપર શ્રી. ઓઝાનું પ્રધાન મંડળ ટકી રહ્યું છે. ગુજરાતમાં ઘનશ્યામ-ભાઈ, મહૈસુરમાં ઉર્સ, મધ્યપ્રદેશમાં શેઠી, રાજસ્થાનમાં બરકતુલ્લા ને બંગાળમાં સિદ્ધાર્થ શંકર રેને ઈન્દિરાજીએ મુખ્ય પ્રધાનપદે બેસાડયા છે. ઓરિસ્સામાં નન્દિની સત્પથીને પણ ઈન્દિરાજીએ જ બેસાડેલાં. શાસક પક્ષના ત્યાંના શંભુમેળાએ નન્દિની સત્પથીને ન સ્વીકાર્યાં ને પક્ષમાંથી વિદ્રોહ પેદા થતાં ઈન્દિરાજીએ પોતાનું અપમાન ન સ્વીકારતાં સીધું રાષ્ટ્રપતિ શાસન મૂકી દીધું.

ગુજરાતમાં પણ શ્રી ઓઝાને શાસક પક્ષ ઉથલાવવાનું કરશે તો એ ઈન્દિરાજીને ઉથલાવ્યા બરાબર ગણાશે ને ગુજરાતમાં પણ ઓરિસ્સા કરતાં બીજુ પરિણામ આવે એમ માનવાને ઓછાં કારણો રહે છે. ત્યારે શ્રી. ઓઝાનું પ્રધાન મંડળ ઈન્દિરાજીની નારાજી ન થાય એટલા ખાતર જ ટકી રહ્યું છે. બાકી જે દ્વેષ, જે ધિક્કાર અને જે અભાવ ઉછળી રહ્યો છે એનાં સમાધાન કદી થાય નહિ. સમાધાન સદ્‌ભાવ હોય ત્યાં જ થાય. ડૉ. અતુલ દેસાઈ જેવા શાસક પક્ષના કહેવાતા બળવા-

ખોરોના પ્રવક્તા પોતાના જ પક્ષના આગેવાનોને એમ કહે કે "મોઢામાં આંગળાં નાખીને બોલાવવામાં આવે છે તો અતુલ એ આંગળા કરડી ખાશે." જ્યાં આવો નરદમ હિંસક તિરસ્કાર ઉકળતો હોય ત્યાં સદ્ભાવ ક્યાંથી પ્રવર્તે ? સમાધાન ક્યાંથી થાય ? માત્ર પરિસ્થિતિને વશ થઈને શ્રી. ઓઝાને ઉથલાવી ન શકે તોપણ સત્તાને શ્રી. ઓઝા જે સેવા ગણાવે છે એ સત્તાની સેવાનો સ્વાદ તો ન જ રહેવા દે.

## શ્રી. ઓઝાનો આનંદ

જ્યારે શ્રી. ઓઝાએ એમ કહ્યું કે "પક્ષમાં બળવા જેવું કાંઈ છે નહિ, અમે બધા મિત્રો ને સાથીઓ જ છીએ. પરિસ્થિતિનો સંતોષકારક ઉકેલ જ આવશે" ત્યારે અમારા આશ્ચર્યનો પાર નહોતો રહ્યો. ત્યારે બળવાખોરોએ ૬૨ ધારાસભ્યોની સહીથી શ્રી. ચન્દ્રશેખરનને જે આવેદન પત્ર આપેલું, ને શ્રી દરજીએ જેનો જવાબ પણ મોકલાવેલો તે એક બીજા જૂથના વિયોગ ને વિરહની વેદનાથી ઝૂરતા પ્રેમ પત્રો હતા ?

અમને લાગ્યું કે શ્રી ઓઝા આનંદી કાગડા જેવા છે. કાગડાને ઊંધે માથે કૂવામાં લટકાડ્યો ત્યારે કાગડો કહે" કૂવામાં હીંચકા ખાઈએ છીએ ભાઈ ! કૂવામાં હીંચકા ખાઈએ છીએ".

કાગડાને જ્યારે કૂવાના પાણીમાં ફેંક્યો ત્યારે કહે : "કૂવામાં તરતાં શીખીએ છીએ ભાઈ ! પાણીમાં તરતા શીખીએ છીએ."

જ્યારે શાસકપક્ષના એમના સાથીઓ અને મિત્રોએ શ્રી. ઓઝાને નિષ્ફળ મુખ્ય પ્રધાન કહ્યા, સરકારને વહીવટી તંત્રનો કાબુ ગુમાવી બેઠેલી નમાલી સરકાર કહી. પ્રધાનોને ખાઉકડ કહ્યા, ભાંગફોડિયા કહ્યા, પ્રધાનોની ખાઉકીના આક્ષેપો ડૉ. અતુલ દેસાઈએ સૂરતની રોટરી કલબમાં જાહેર રીતે ચગાવ્યા, ત્યારે શ્રી ઓઝાએ સુરેન્દ્રનગરની કલેકટર ઓફિસમાં રાહત સમિતિમાં હાજરી આપતાં જિલ્લા પંચાયતની બેઠકના ચેરડાના ચોરેલા દાણા ઉપર કલેકટરે ઘેંસ બોલાવી, એ સંબંધમાં સૂત્રની જેમ ગોખાઈ ગયેલો જવાબ આપતાં કહેલું કે 'મોટા ચમરબંધીની પણ શેહ શરમ રાખવામાં નહિ આવે' ત્યારે અમને એક કહેવત યાદ આવી ગયેલી કે :

## ધરમરાજાની ઉરવેદના

એક ભૂવો એક ઝાડ ઉતારતાં માંડયો મંત્ર ભણવા કે "સાત સમંદર બાંધું, બાવન વીર બાંધું, બાર ભૈરવ બાંધું, ચોસઠ જોગણી બાંધું, ચૌદ બ્રહ્માંડ બાંધું."

ત્યારે પાસે ઊભેલો એક ટીખળી કહે "તારાં ઘરનાં નેવાં તૂટી ગયાં છે એને તો પહેલાં બાંધ ! પછી ચૌદ બ્રહ્માંડને બાંધજે."

છેલ્લે જ્યારે પ્રદેશસમિતિની તા. ૨૪-૪-૭૩ ની બેઠકમાં ઉરવેદના ઠાલવતાં પોતાના "મિત્રો ને સાથીદારોને" ગેબેલ્સનો પ્રચાર કરતા જણાવ્યા, હૈયા વરાળ જેવો શ્રી દરજીએ વિષાદ ઠાલવ્યો ને ડૉ. અમુલ દેસાઈ તથા પચ્ચીગર વગેરેએ એકબીજાને ઉઘાડા પાડયા ત્યારે અમને કુરૂક્ષેત્રના યુદ્ધમાં ગોત્રહત્યાકાંડ પૂરો કરી ઈન્દ્રપ્રસ્થની ગાદીએ બેસનાં યુધિષ્ઠિરે જે ઉરવેદના ઠાલવેલી તે અમને યાદ આવી ગઈ કે "હે જગતના લોકો ! અમે કોણ છીએ, અમારી ઉત્પત્તિ કેવી રીતે થઈ અને ગોત્રહત્યા કરી અમે કેવી રીતે ગાદીએ આવ્યા તે અમે જાણીએ છીએ ને જગત પણ જાણે છે."

પણ એ પછી ધર્મરાજાએ જે નમ્રવાણી ઉચ્ચારેલી કે 'કંઇ ઘમંડ કરવા જેવી, કોઈ ગુસ્તાખી દાખવવા જેવી, કોઈ અભિમાન ધારવા જેવી અમારી સ્થિતિ નથી' એવી વાણી પ્રદેશ સમિતિમાં ઉચ્ચારાઇ ને રાષ્ટ્રપતિ શાસનને જ ગુજરાત યોગ્ય હોવાનું જણાવેલું ત્યારે એના બેએક જણને શ્રી. ઓઝાએ બેસાડી દીધા. નહિ તો ધર્મરાજાનું નાટક ત્યાં પૂરું ભજવાત.

## વકરતો મુસ્લિમવાદ

આવી રાજકીય કટોકટી ઘણાખરાં રાજ્યોમાં પ્રવર્તે છે. આમ આર્થિક કટોકટી અને રાજકીય કટોકટી વજ્રના તણખા વેરી રહેલ છે. આવિભાજિત

અને પછી વિભાજિત એવી કોંગ્રેસની નબળી અને શિથિલ રાજનીતિને પરિણામે દેશભરમાં મુસ્લિમવાદ ફરીથી માથું ઊંચકી રહ્યો છે. કોઈ રાષ્ટ્રીય, સામાજિક કે આર્થિક મુદ્દાઓ ઉપર નહિ પણ મુસલમાનોના—ઈસ્લામના મુદ્દા ઉપર મુસ્લિમલીગ ચૂંટણીઓ લડી રહેલ છે ને ફરી મુસ્લિમોને "ઈસ્લામ ખતરામાં છે" એવા ભાવાર્થના એ મુદ્દા ઉપર સંગઠિત કરી રહેલ છે.

એનાં બીજ કેરળમાં વૃક્ષરૂપે લાગેલાં. એનાં ફળ મુંબઈ કારોરેશનની ચૂંટણીમાં મુસ્લિમલીગે ચાખ્યાં. હવે એ કોમવાદનાં વિષ—વાવેતર—મુસ્લિમ પર્સનલલો, અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના સુધારેલા કાનુન, વંદેમાતરમ્ અને ઉર્દુના શિક્ષણ અને ઉર્દુને રાજભાષા બનાવવાના—ઉત્તર ભારતનાં, ઓરિસ્સાની, આંધ્રની અને પછી જે જે ચૂંટણીઓ આવે તેમાં થઈ રહ્યાં છે. બિહારમાં પણ બાંકા વિસ્તારની લોકસભાની ચૂંટણીમાં મુસ્લિમોએ મધુ લિમયેને જ મત આપેલા. મુસ્લિમ મજલીસે મુશાવિરતના એવા ઠરાવો ગુજરાત સહિત દરેક રાજ્યના મુસ્લિમ સંગઠનોમાં થઈ રહ્યા છે. બાંગલાને પાકીસ્તાનથી જુદું પાડી સાર્વભોમ બનાવ્યું એનાં ઈન્દિરાજી ઉપરનાં વેર ભારતના મુસ્લિમવાદીઓ આ રીતે વાળી રહ્યા છે.

## આયશા બેગમ કોમવાદી કે રાષ્ટ્રવાદી ?

પાકીસ્તાન અને બાંગલા દેશનો સબક ભારતના મુસ્લિમવાદીઓ શીખ્યા નથી અને શીખવા માગતા પણ નથી. દુઃખ એક વાતનું છે કે જેને રાષ્ટ્રવાદી મુસ્લિમો કહે છે એ પણ બેય બાજુ ઢોલકી બજાવે છે. સૌથી આશ્ચર્યજનક બિના એ છે કે ઈન્દિરાજીનાં દિલ્હીથી ઊતરેલાં પ્રતિનિધિ આયશા બેગમને શાસકપક્ષે જીતાડયાં. નાયબ પ્રધાન બનાવ્યાં. આ આયશા બેગમ સામ્યવાદીઓનાં સહચરી હોવાનું દેખાયું. કોમવાદ વિરોધી-સંપ્રદાય વિરોધી સમિતિનાં પણ આગેવાન બન્યાં અને જૂના સામ્યવાદી બિરાદરો સાથે સંપ્રદાય વિરોધી સમિતિઓના સમારંભો પણ યજવ્યા.

એ જ આયશા બેગમે લઘુમતિને નામે સાંગરોળના મુસ્લિમોની માગણીઓનું મેમોરેન્ડમ ઈન્દિરાજીને પહોંચાડયું. શાસક પક્ષના પ્રદેશ સમિતિના કાર્યાલયમાં કાર્યાલય મંત્રી વલી રફીકેલ્લા સાથે મળી અસંતુષ્ઠ એવા કોંગ્રેસી મુસ્લિમોની સભા ભરી અને ચૂંટણીઓમાં વચન આપ્યા પ્રમાણે મુસલમાનોનું કાંઈ નથી થયું એમ કહીને કોંગ્રેસમાં પ્રત્યેક સ્થાને મુસ્લિમ લઘુમતિને ચોકકસ સ્થાન આપવા માગણી મૂકી.

## બેવડાં ધોરણનાં કડવાં ફળ

એટલે શાસક પક્ષે પોતે જ પોતાના પેટાળમાં મુસ્લિમવાદને—કોમવાદને પોષેલ છે. કેરળમાં મુસ્લિમ લીગ અને સામ્યવાદીઓ સાથે હાથ મિલાવવા સત્તા ધારણ કરવાનાં કડવાં ફળ શાસકપક્ષ જ નહિ પણ આખો દેશ ચાખતો આવે છે. મુસ્લિમવાદ અને એની માગણીઓને જનસંઘ સિવાયના તમામ પક્ષો વકરાવે છે. એના હિંદુઓમાં જે વિરોધી પડઘા પડી રહ્યા છે એનો લાભ જનસંઘ ડગલે ને પગલે લઈ રહેલ છે. ગુજરાતમાં અને મુંબઈમાં જનસંઘના વિજય ઉપર વિજય થયા તે દેશની રાજકીય અને આર્થિક કટોકટીને નિવારી શકવાની શાસક પક્ષની અસફળતા અને શાસકપક્ષની તથા મુસ્લિમવાદીઓની કોમી નીતિને પરિણામે થયા છે. ઉત્તર ભારતમાં પણ વિરોધપક્ષોનું બળ મેળવી બળવત્તર બની મુસ્લિમ લીગ ચૂંટણીમાં ઝંપલાવવાની છે.

સ્વરાજ આવ્યા પછી કોંગ્રેસે—ખાસ કરીને જવાહરલાલજીએ જે બેવડાં ધોરણો અપનાવેલાં એને પરિણામે વિચારસરણી અને કાર્યક્રમો સામસામા અફળાતા જ રહ્યા છે. કોંગ્રેસમાંના પ્રત્યાઘાતીઓ અથવા જમણેરીઓને કોંગ્રેસમાંથી દૂર ન કરી શકાયા ત્યારે કોંગ્રેસમાં જ એની સામે જવાહરલાલજીએ સમાજવાદી ફોરમનો મોરચો ઊભો કર્યો. આટલાં વરસ એ સંઘર્ષ ચાલ્યો. છેલ્લે છેલ્લે સમાજવાદી ફોરમ સત્તાપ્રાપ્તિમાં અને પોતાની સાથે નહિ એવા લોને તોડી પાડવામાં પડયું. સામ્યવાદીઓ સાથે કોંગ્રેસને નુકશાન થાય એવો સહચાર કેળવ્યો રશિ-

યાની તમામ વગ શાસક કોંગ્રેસના સંગઠન અને સત્તામાં ઊતારવાનાં દેશના સાર્વભૌમત્વને ઘાતક એવાં પગલાં ભર્યાં.

## ફોરમોનાં જાહેર રૂપ સંકેલાયાં

પરિણામે કોંગ્રેસમાં ખેડૂત ફોરમ, દલિત ફોરમ અને છેવટ નેહરૂ ફોરમ ઊભાં થયાં. એમનો સંઘર્ષ કોંગ્રેસને ધ્રુવીકરણને માર્ગે માંડયો ઢસડવા. ત્યારે ઈન્દિરાજીએ ફોરમો સંકેલી લેવાની લાગણી ઉચ્ચારી. સમાજવાદી ફોરમ સંકેલાઈ ગયું અને નેહરૂ ફોરમ હવે સંકેલાશે. ડોશી તો મરી જશે પણ જમ ઘર ભાળી ગયા. આંતરિક જૂથબંધીરૂપે આ ફોરમો હવે કાયમ શાસક કોંગ્રેસને નડયા કરશે. જેમ મુસ્લિમવાદીઓ નડી રહ્યા છે તેમ.

ફોરમોને સંકેલાઈ જવું પડયું એ નાની સૂની બિના નથી. ઉદ્દંડ સામ્યવાદીઓ અને નાફ્રરમાન સમાજવાદીઓની બનેલી ફોરમને નિમિષમાત્રમાં સંકેલી દેવાની ઈન્દિરાજીની દુર્ધર્ષ અને દુર્દમ્ય તાકાત આફ્રિન પોકારાવે તેવી છે. ફોરમોના સંકેલા પછી સુપ્રીમ કોર્ટના ત્રણ સીનિયર ન્યાયમૂર્તિઓને પડતા મૂકી એક જૂનિયર ન્યાયમૂર્તિ શ્રી. રેને વડા ન્યાયમુર્તિ તરીકે મૂકવાની તાકાત ઈન્દિરાજી જ બતાવી શકે.

સંસદની બંધારણ સુધારવા અંગેની સત્તા અંગે સુપ્રીમકોર્ટે ચુકાદો આપ્યાના ૨૪ કલાકમાં જ્વાળામુખી જેવો ધડાકો ઇન્દિરાજી જ કરી શકે. સુપ્રીમ કોર્ટે સંસદને કેટલીક સત્તા આપી છે ને કેટલીક નથી આપી. ચૂકાદો એવો સ્પષ્ટ નથી કે બંધારણમાં સુધારા કરવાની સંપૂર્ણ સત્તા સંસદને હોય.

## મિજાજ ઇંદિરાનો અને અદાલતોનો

ઈન્દિરાજીએ જે જે પગલાં લોકોની અપેક્ષાઓને પહોંચી વળવા ભર્યાં તે પ્રત્યેક પગલાં સુપ્રીમકોર્ટમાં પડકારાતાં આવ્યાં છે. પરિણામે આર્થિક ને સામાજિક પરિવર્તન અને એનાં ફળ અધાં ને આઘાં જ ઠેલાતાં જાય. લોકોમાં એ પગલાંની પ્રતિષ્ઠા ઊભી ન થાય અને વિરોધ પક્ષો વગોવણી કરે તે વધારામાં.

જમીન સુધારણાનાં પગલાં અદાલતોના ચુકાદાઓને કારણે પૂરા અમલી બની શકયા નથી. કેરળનો દાખલો એમાં છેલ્લો છે. સાલિયાણાનો પ્રશ્ન તો હજી બંધારણ બેંચને સુપ્રીમ કોર્ટ તરફથી સોંપાવાનો છે. બેંકના રાષ્ટ્રીયકરણનું પણ એવું જ બનેલું. રાજ્યોમાં પણ ઘણાં સુધારક પગલાં અદાલતોમાં પડકારવાને કારણે અટકીને ઊભાં રહે છે ને કાં રોદે ચડે છે. પ્રત્યેક પગલે કાનુની પડકાર એ સરકારને નિષ્ફળ બનાવવાની એક ચાલબાજી જ છે.

અદાલતોનો મિજાજ જ જુદો છે. પણ દેખાતું એમ આવે છે કે સાર્વભૌમ સંસદ પણ નથી. પણ અદાલતો છેવટ સુપ્રીમ કોર્ટના ન્યાયમર્તિઓ છે. જે કાંઈ ચુકાદાઓ આવે એના અર્થઘટન પણ એમણે જ કરવાનાં હોય. નિઝામનાં વખતના એક જૂના મુલ્કી કાયદા અંગે સુપ્રીમ કોર્ટે જે ચુકાદો આપ્યો એને પરિણામે આંધ્રમાં ઉલ્કાપાત સર્જાણો. કાયદાનો રંગ રહી ગયો પણ આંધ્રની એકતાનો જીવ ચાલ્યો ગયો ને માનવ તથા મિલ્કતના વિનાશ સર્જાણા અને હજી સર્જાશે તે નફામાં. આ જે ગેરકાયદે કે ગેરબંધારણીય ઠરતા સરકારના પગલાંઓ, કાયદા કે બંધારણના સુધારા, એની સામે થતા પડકાર, ચુકાદાઓ અને અર્થઘટનોની એક અનંત ઘટમાળ રચાઈ ગઈ છે. એમાંથી ઈન્દિરાજી કે ગમે તે ઈચ્છે તો તો પણ લોકોની અપેક્ષાને, કાળની માગને કદી સંતોષી જ ન શકે. લોકશાહીના લાભો સામે એ ગેરલાભો છે. એમાંથી રસ્તો કાઢવો પડે.

લોકોની આશાઓ અને અપેક્ષાઓ અને વિચારો તથા આદર્શ બદલતા જ રહે છે. જો એ ઘટમાળ માર્ગ ન આપે તો એમાં સડો પેસે, કાંતો લોકો એ ઘટમાળ તોડયે જ રહે. એવું યુગ કર્મ ક.જે ઈન્દિરાજીને સોંપ્યું લાગે છે. ગાંધીજીએ શાસ્ત્રો સામે એ જ રીતે માથું ઉચકેલું. ગાંધીજી કહેતા કે શાસ્ત્રો અમાનુષી થવાનું કહે નહિ અને કહે તો તે મારે મંજૂર નથી.

સુપ્રીમકોર્ટ સાર્વભૌમ અને તો પણ એના ચૂકાદા એકના એક વિષય ઉપર જેમ એક નથી હોતા, અર્થઘટન એક નથી હોતું તેમ ચૂકાદાઓ પણ બદલતા રહે છે. ચૂકાદાઓ બદલવાને પરિણામે આખી રાજકીય અને આર્થિક સ્થિતિને આંચકા લાગે, પલટા ખાય અને સમાજ કદી પ્રગતિ સાધી ન શકે. આમ કાયદા, કાનુન, કરવેરા અને વહીવટમાં અચોક્કસતાનું તત્ત્વ જ સાર્વભૌમ રહ્યા કરે. બંધારણ ઉપર સુપ્રીમ કોર્ટના ૧૩ ન્યાયમૂર્તિઓમાં ૧૧ના ચુકાદા વિવિધ પડ્યા. કાયદો શું નક્કી થયો તેનો નિર્ણય કરવાનું સુપ્રીમ કોર્ટ માટે પણ મુશ્કેલ છે. જરૂરી હતો ભૂકમ્પનો આંચકો

એટલે લોકોની ઈચ્છાઓ અને અપેક્ષાઓને સંતોષે તેવી સંસદ ને સરકાર જેમ રચાવી જોઈએ તેમ સંપૂર્ણ ન્યાયસંગત પણ લોકોની ઈચ્છાઓ અને અપેક્ષાઓનો જેમાં પડઘો પડતો હોય તેવા ચોક્કસ કાયદાના સિદ્ધાંતોની જાહેરાત માટેની નેતાગીરી પૂરી પાડી શકે તેવા ન્યાયમૂર્તિઓ કે વડા ન્યાય મૂર્તિ હોવા જોઈએ. અદાલતો એ પ્રમાણે યુગ સાથે કદમ ન મિલાવી શકે તો સંસદ અને સરકાર બન્ને પ્રગતિશીલને બદલે પરાગતિક બની રહે એટલે ગુણવત્તાને ધોરણે ન્યાયમૂર્તિઓની પણ પસંદગી કરવાની ફરજ આ કારણે પડે અને આંચકા આપ્યા સિવાય જર્જરિત થયેલી જૂની રચનાઓ તૂટે જ કેવી રીતે? ઈન્દિરાજીની સરકારે નવા વડા ન્યાય મૂર્તિની એ રીતે પસંદગી કરીને દેશને જે ભૂકમ્પનો આંચકો આપ્યો છે એ બદલ એમને અનેકાનેક ધન્યવાદ.



## કવિ અને કાળની વડછડ

### કર્તા : સ્વ. ગીગા બારોટ સં. નાગદાન જેઠસુર બારોટ

ક્રોધે બોલીયો છપનીયો સાંભળો કવીજન
જીભથી કરોમાં વેર જબરૂં
ઊભત્યું રાત દી કરો છો અમારી
ખેલ મારા તણી નથી ખબરૂં – ૧
છપન કે મલક ને બે દાઢે ચાવીયો
ભૂંડુ દીસે આપ બળાં ભાંખે
ભવણના હાલ તે નથી કોઇ ભાખતા
એવડું સૂજતું નથી આંખ્યે? – ૨
જાણું છું વાત હું તમારી જાચણો
સુળીયાં ચાખવો શીદ મારાં
જાળવો હજી તો સારૂં છે જીભથી
ખીજવી–ન બોલો વેણ ખારાં – ૩
ગળઢેરા તણા તો કહો છો ગીતડાં
દીયો છો રેહ તે મુજ દવેખે
ફાટે ડાચે તમે બોલો છો ફાવડા
લાવડા તમે તો ક યે લેખે – ૪
ધક માર્યા ભેખા ડુંગરા ધડેડે
જમીના ખડેડે પીઠ જપટે
સાંભળ્યો નથી હું કાળ છું છપનીયો
ચોખતાં ન લાગે વાર ચપટે – ૫
વાવળા થીયા છો બઉ હમણા વધુ
ચાવળા મુજની કરો છાંડી
બાપડા જાણીને નથી કાંઇ બોલતો
પાધરા દેશ હું ખબર પાડી – ૬
સાચું જો માનો તો પૂછો જઈ સડકમાં
જાણે છે કાળના બધા જપેટા
વીદવા તમે તો થાવ લઉ વાયડા
ભાયડા કોઇ દી નઇ ભેટયા – ૭
જગતમાં બોથ છે કોણ અવડી જબર
દુહા ગીતો તણા કરો દવજા
રાતડા ચોળ થઇ ફરો છો રૂપથી
રીણવા ત્રુઠિયો કોણ રાજા – ૮
કવી કે છપનીયા કેમ ડારા કરસ ?
બઉ કાંઇ તુજથી નથી બીતા
ભાણવા સારખ્યા અમારે ભૂપતિ
શીદને રાખઈ ધડક ચિંત્યા – ૯
રાત દી દૂધ સાકર ઘીમાં રઇ
ખુમાણા નાથને નથી ખોટો
કવીજન ભાળ ઇ એવું અમે કઇ
મરડતું રાખ્ય છો શીદ મોટો – ૧૦

# દુકાળનો હીધેલો

કવિ કાનજીભાઇ ગગુભાઇ લીલા

દી ,વારે દીકરા, ચોરી ને કાં ધરા,
કાં વણનાં પૂખડાં, કાં તલ તો ખરા,
દી ફેરવે દીકરા, વહુ ને કાં વરા,
કાં ગામના ગરાસિયા નકર ભાયાત તો ખરા.

દેશમાં ભયંકર દુકાળ પડયો. ભલભલા માણુસોના ઘરમાં એક ટંકનું ખાવાનું અને વસ્ત્ર પણ ન રહ્યાં. પેટ ભરવાને સાટે માણસો પરદેશની વાટ પકડવા માંડયાં. માલધારીઓ માલનો બચાવ કરવા માટે રડયો–ખડયો માલ રહેલ તે લઈને ગિરને પંથે પડયાં. દેશનાં ગામડાં ગઈકાલે માણુસોથી ઊભરાતાં હતાં તે ઉજ્જડ વેરાન બની ગયાં. સૃષ્ટિ સૌંદર્યથી ઊભરાતી ધરતી જાણે કે ખાવા ધોડી.

આવા દુકાળના સમયમાં કાઠિયાવાડના એક નાનકડા ગામમાં ઘણા વરસોથી આવીને સીદીનું એક નાનકડું કુટુંબ વસતું હતું. ઘરમાં સીદી પોતે પોતાની સ્ત્રી અને એક દીકરો મળી ત્રણ માણસો હતાં. ગામમાં કોઈની દાડી–દપાડી કરી, રોજે–રોજની મજૂરી સીદી લાવતો અને જે મળે તેથી સંતોષ માની કુટુંબનો નિર્વાહ ચલાવતો.

'સીદીને સીદીના વ્હાલાં' એ ન્યાયે સીદી બાદશાહને પોતાના એકના એક પુત્ર ઉપર ખૂબ વ્હાલ હતું. મજૂરીએથી સાંજે ઘેર આવી પોતાના એ વ્હાલા પુત્રને ચુંબન કરી પોતાની સ્ત્રી સાથે બેસી મીઠી મીઠી વાતો કરતો ત્યારે સીદી બાદશાહને જાણે સારીયે સંપત્તિ મળી ગઈ હોય તેવો રાજીપો થતો. સીદણ જુવાર અને કયારેક બાજરાના જાડા જાડા રોટલા ઘડતી તેની સાથે આછી– પાતળી દાળ અગર કયારેક મળી ગયેલું લીલોતરી શાક અને માંગ્યા ઘરની છાશ ત્રણે ભેગા બેસી ખાતાં અને જિંદગીનો આનંદ અનુભવતાં.

સીદી બાદશાહના કુટુંબનો આ આનંદ દુકાળે છીનવી લીધો. મજૂરી કયાંય મળતી નહિ. ખાવાના સાસાં પડવા મંડયા. ન છૂટકે ગામ છોડી જયાં રોટલો મળે ત્યાં જવા માટે વિદેશની વાટ પકડી. પોતાના પ્યારા ઘરને છેલ્લા સલામ કરી જીવતા રેશું તો ફરી આવશું એવું ધીમેથી બોલી ખુદા લઈ જાય ત્યાં જવા માટે તૈયારી કરી.

જી તે કુંજ્યું કાળિયું, જી તે ધોળા કાગ,
ઇ દિયે પાછેરા પાગ, ડબરી ભરાવે દેવરા.

એક ગામથી બીજે ગામ મજૂરી મળે તો મજૂરી કરીને નહિ તો માગી–ભીખીને પેટ ભરતાં ભરતાં સીદીના નાનકડા કુટુંબે પંથ કાપવા માંડયો. પણ હવે તો માંગ્યું કયાંય મળતું ન હતું. દુકાળે માણસનાં મન રાંક બનાવી દીધાં હતાં. ઉદારતા કે દયા કોઈના દિલમાં રહી ન હતી, અને કયાંથી રહે? માણસના પોતના ઘરમાં જયાં ન હોય ત્યાં માગવા આવે એને કયાંથી આપવું? તો પણ દયાળુ લોકો પોતાના ખાવાનામાંથી થોડું થોડું આપતા તેમાંથી દીકરાને ખવરાવી વધે તો બન્ને માણસો ખાતાં, નહિ તો ભૂખ્યાં–તરસ્યાં કુદરતને ખોળે કોઈ આસરાનું સ્થાન ગોતી પડયાં રહેતાં. આમ ભૂખ વેઠી વેઠી શરીર અશક્ત બન્યાં. છોકરો પણ અર્ધ ભૂખ્યો રહેતો ને રઝળપટીથી થાકી જતો. ભૂખ્યે–દુખ્યે છોકરાને તેડવો પડતો. આમ ભૂખ્યા રહેવાથી નબળાં બનેલાં શરીરને દીકરાનો બોજો ઉઠાવવો પણ વસમો થઈ પડયો. માણસને ચોતરફથી વિપત્તિ ઘેરે છે ત્યારે પોતાને વ્હાલામાં વ્હાલા સંતાનને પણ છોડી દિયે છે.

ચાલતાં ચાલતાં વાળાક પંથકમાં એક નાનું સરખું ગામ આવ્યું. ગામ રળિયામણું હતું. માણસો પણ દયાળુ હતા. આ ગામમાં ચોરે જઈ પોતાના કુટુંબ સહિત સીદી બાદશાહે ઉતારો કર્યો.

પોતાની સ્ત્રી તથા પુત્રને ચોરે બેસાડી પોતે રોટલો માગવા ગામમાં નીકળી પડયો. ગામમાં કોઈ દાનસ્તા માણસનું નામ પૂછતા કોઈએ કહ્યું કે

આહિર પટેલ અરજણ આ ગામમાં બહુ ભલો માણસ છે. આવ્યાં ગયાંને રોટલો આપે છે. ઘરનો સુખી માણસ છે.

સાંભળતા તો સીદી બાદશાહ રાજી થયો અને અરજણ પટેલની ડેલીએ જઈ પૂછ્યું: 'અરજણ પટેલનું ઘર આ ?' અરજણ પટેલનાં ઘરમાં આયરાણી પણ બહુ ભલા હતાં, તેણે આવકારો આપ્યો ત્યાં તો અરજણ પટેલ આવી ચડયા, પૂછ્યું:

'કયાં રહેવું ?' સીદીએ કહ્યું કે 'બાપુ રે'વું તો આઘેરૂં, દુ'કાળ પડયો છે. દુઃખી થઇ ગયાં છીએ. મજૂરી મળે તો મજૂરી નહિ તો ભીખથી પેટ ભરીએ છીએ. અહિં ગામમાં ચોરે ઊતર્યાં છીએ અને તમારૂં નામ સાંભળતા રોટલા ખાવા છે એટલે આવ્યા છીએ.'

આટલું કહેતા તો સીદી બાદશાહ રડી પડયો. અરજણ પટેલ ખૂબ દયાળુ હતો. એને સીદી બાદશાહના વેણ સાંભળી બહુ દયા આવી અને કહ્યું.

'સીદી બાદશાહ ! મુંઝાવમાં, સુખ દુઃખના દિવસો તો માણસને આવે છે ને જાય છે. અહિ ભગવાનની દયા છે, રોટલાની ખોટ નથી. તમારી ઘરવાળી અને છોકરાને લઈ તમે તમારે અહીં આવો, તમોને ફાવે ત્યાં સુધી અહીં રોકાવ.'

સીદી બાદશાહ તો હરખઘેલો થઈ ગયો. એકદમ દોટ કાઢતો જઈ પોતાની વહુ તથા દીકરાને ડેલીએ તેડી આવ્યો. આઠ-દશ લીલાછમ તાવડી તાવડી જેવડા બાજરીના રોટલા, ભેંશના દૂધનો એક કળશ્યો અને એક બોઘરૂં છાશ સીદી બાદશાહ પાસે આહીરાણીએ આવી મૂકી દીધાં.

ત્રણેય જણાં ખાવા માંડયા. મહિનાઓથી પેટ પૂરતું ખાવા મળ્યું ન હતું. આજે ભૂખની સંપૂર્ણ તૃપ્તિ થઈ. સીદી બાદશાહ તથા તેની સ્ત્રી બહુ જ ખુશી થયાં. 'ખુદા તમને સલામત રાખે' એમ કહી આશિષ દીધી. આમ ત્રણ ચાર દિવસ તો સીદી બાદશાહ રોકાણા પણ મહેનત-મજૂરી કરી ખાનાર માણસને આ પ્રમાણે પારકાને ત્યાં કાયમ ભારરૂપ થઈ પડવું આકરું લાગ્યું તેથી બીજે ગામ ચેતાવવાનો વિચાર કર્યો.

વાંધો ફક્ત છોકરાનો હતો. છોકરાનો બોજ ઉઠાવી ચાલવું ભારે થઈ પડતું, છોકરાને મૂકી દેવાનું કયાંય મન માનતું નથી. પણ અરજણ પટેલને આશરે આ છોકરાને મૂકી જઈએ તો કાંઈ વાંધો આવશે નહિ એમ મનમાં ખાતરી થઈ ચૂકી.

હજી મોં-સૂઝણું થયું ન હતું. રાત થોડી બાકી હતી, તેવે ટાણે છોકરાને બચ્ચીઓ લઈ બન્ને માણસો ભારે હિલે, ગુપચુપ રવાના થઈ ગયાં.

સવારે અરજણ પટેલે આવી ડેલીમાં જોયું તો છોકરો એકલો સૂતો છે. સીદી તથા સીદણ નથી. છોકરાને જગાડયો. છોકરો રોવા માંડયો, તેને ધીરજ દીધી, સમજાવ્યો. અરજણ પટેલે વિચાર કર્યો કે 'બિચારાને એમ થયું હશે કે આમ બીજાને કયાં સુધી નડવું ? છોકરો બોજારૂપ લાગ્યો હશે એટલે આપણે એને ઈશ્વરને આશરે મૂકી ચાલ્યાં ગયાં હશે ! પણ કાંઈ વાંધો નથી. ઈશ્વર એના ભાગ્યનું આપણને આપી રહેશે.' આમ કહી આયરાણીને વાત કરી.

બાઈ પણ ખૂબ ભલી હતી, કહ્યું : 'આયર ! કાંઈ વાંધો નહિ. આપણા દીકરા ગોપા ભેગો રમશે, ખાશે-પીશે' આપણે ભગવાનની દયાથી કયાં ખોટ છે ? એનો બટકું રોટલો ઈશ્વર આપી રહેશે.

આમ બંને દયાળુ માણસોને આશરે સીદીનો છોકરો રહેવા માંડયો.

આ વાતને દશેક વર્ષનો સમય વીતી ગયો. સીદીનો છોકરો તો પોતાના માવતર આયર-આયરાણી જ છે તેમ માનતો અને પોતાનાં માવતર સાંભરતાંયે નહીં અને સીદી-સીદણ તો પાછાં દેખાયાં નહીં. ઈશ્વર જાણે શું થયું હશે ? હવે તો ગોપો તથા સીદી બન્ને જુવાન થયા છે બન્ને જણા ભેંશો ચારવા જાય છે, બન્નેનો જીવ મળી ગયો છે. ગોપો પણ સીદીને પોતાનો જ ભાઈ માને અને પછી તો ભેળાં રહ્યાંની માયા છે.

એમ આયર દંપતિને પણ સીદીની ખૂબ જ મમતા બંધાણી છે.

દિવસો પછી દિવસો વીતવા મંડયા. દી દિવાળિયો છે. આ દુનિયામાં સુખ કે દુઃખ એકસરખાં કોઈના ટકતાં નથી.

એક દશકો આમ આનંદમાં પસાર થઈ ગયો અને એક વર્ષે દુષ્કાળે ફરી ઘસારો કર્યો. અગાઉના કરતાંયે વધારે ભયંકર, માવતર છોકરાંને ખાઈ જાય એવો ભયંકર ! અરજણ પટેલને આ કાળનો ઘસારો આકરો લાગ્યો. ઘરમાં જે હતું તે ભેંશોને ખવરાવી દીધું છતાં એક પછી એક ભેંશો મરવા માંડી.

અરજણ પટેલનું સર્વસ્વ જે ભેંશો હતી તે મરી જતાં પોતે નિરાધાર થઈ ગયો.

દોમ દોમ સાહ્યબીવાળા માણસને બીજાની મજૂરી કરી પેટ ભરવાનો પ્રસંગ આવ્યો. સુખી માણસ, ગામમાં ખૂબ ઈજ્જત–આબરૂ પણ આવી સ્થિતિમાં બીજાને ત્યાં મજૂરીએ કેમ જવું ? વતનથી બહાર હોઈએ તો વાંધો નહિ. એવા વિચારે પોતે તથા આયરાણી ગોપો અને સીદી એમ ચારેય જણાં દૂર દૂરના ગામે નીકળી ગયાં. એક ગામમાં મજૂરી કરી ગુજરાન ચલાવવા માંડયાં.

ગોપો જન્મથી જ સુખમાં ઊછરેલ. દુનિયાના દુઃખના વાયરા તેને વાયા ન હતા. મોંએ પણ ખૂબ જ ચડાવ્યો હતો. એકનો એક દીકરો એટલે માવતરે કોઈ દી કાંઈ આકરું કામ પણ ચીંધ્યું ન હતું, એટલે બીલકુલ અણઘડ જેવો હતો.

જ્યારે સીદી બાદશાહ તો દુઃખોમાં જ જન્મેલો. ખૂબ ઘડાઈ ગયેલો અને ઉંમર થતાં ખૂબ વ્યવહાર કુશળ થઈ ગયેલો.

એક દિવસ સીદીએ કહ્યું 'ભાઈ ગોપા ! આપણાં મા–બાપ બિચારાં ઘરડાં થયાં છે. કોઈ દી દુઃખ ભાળ્યું નથી. આ અવસ્થાએ એ કાંઈ કામ કરી શકે નહિ. આપણે મજૂરી કરીને ગમે તેમ કરીને તેમનાં પેટ ભરવાં જોઈએ તે આપણી ફરજ છે.''

ગોપે કાન મીંઢા કરી સાંભળ્યા કર્યું અને જવાબ દીધો કે: "ભાઈ ! મને તો દશ્ય સૂઝતી નથી. મજૂરી કરવાની મારામાં ત્રેવડ નથી. તું જાણ્ય ને માબાપ જાણે."

સીદી–બાદશાહ તો મર્દ હતો. કહ્યું : 'અરે ભૂંડા ! સદી તે આપત્તિ કાળમાં કોઈ દી મૂંઝતા હશે ?"

આમ કહી પોતે રોજ મજૂરી કરી લાવતો અને આયર–આયરાણી તથા ગોપાને પોતનાં સગાં માવતર અને ભાઈથી પણ વધારે સારી રીતે રાખતો. પોતે ભૂખ્યો રહે તો ભલે પણ આ ત્રણેયને દુઃખી થવા ન દેતો. મજૂરીમાંથી પણ થોડું થોડું બચાવતો. વળી એક દિવસ ગોપાને કહ્યું : "ભાઈ ! મેં થોડુંક બચાવ્યું છે. તેમાંથી દાણા–દુણી તથા ચીજ વસ્તુ બેય બુઢિયાં માટે મૂકી હાલ્ય આપણે કાંઈક કમાણી માટે બહાર નીકળી પડીએ !

"તું ને ખબર છે ? સ્ત્રીના કરમ આડે પાંદડું અને પુરૂષોના કરમ આડે પરગણું. એક પરગણું મૂકીને બીજામાં જઈએ તો ભાગ્ય ખૂલી જાય. આંઈ બેઠે રિયે શું દાડો વળે ?" આમ કહી પોતાના પાલક માવતર માટે દાણા, દુણી ચીજ–વસ્તુઓ મૂકી ગોપાને સાથે લઈ કમાણી અર્થે બહાર જવા નીકળી પડયો. ગોપાને પણ સાથે તેડતો ગયો.

ગોપો તથા સીદી ગયા પછી આયર–આયરાણીને ક્યાંય ગોઠતું નથી. આયર અરજણ તો ગામમાં બેસી બે જણા સાથે ગપાટા મારી દિવસ પસાર કરતો પણ આયરાણી તો દીકરાની પાછળ ઝૂરી ઝૂરી થોડીક માંદગી ભોગવી એક દી ઈશ્વરના દરબારમાં ચાલી ગઈ.

હવે અરજણ પટેલ એકલો પડયો. ગામો ગામ સગા ઓળખીતામાં એકએક ટંક પસાર કરી દિવસો વિતાવવા માંડયો.

પોતાના સુખના દિવસો, જૂનું ગામ, રૂડી રૂપાળી કહ્યાગરી આયરાણી, દીકરો, ભેંસું, માલમિલકત સંભારી સંભારી ઉદાસ રહ્યા કરતો અને ફરતો.

ગોપો અને સીદી–બાદશાહ એક ગામથી બીજે ગામ મજલ–દડમજલ કરતા કરતા એક દિવસને વિષે વડેદરા ગામે જઈ ચડયા.

સાંજ થવાને થોડી વાર છે. દરવાજામાં પ્રવેશ કર્યો કે સામેથી ચાર ઘોડાની ઘોડાગાડી તથા આગળ પાછળ ઉઘાડી તેગોવાળા ઘોડેસ્વારો ચાલ્યા આવે છે. આવી દોરદમામવાળી સવારી જોઈ બન્ને જણા એક તરફ ખસી જઈ ઊભા રહ્યા.

ઘોડાગાડી સામેના ભાગમાં આવી ગઈ. એ ઘોડાગાડીમાં વડોદરાના મહારાજા ખંડેરાવ પોતાના અમીરો સાથે ફરવા જતા હતા.

મહારાજાની દ્રષ્ટિ આ બન્ને ઊભેલા જુવાનો તરફ ગઈ અને ગાડી ઊભી રાખવા હુકમ છૂટયો. ગાડી ઊભી રહી. આગળ પાછળના સવારો થંભી ગયા. સામે ઊભેલા બે જુવાનોને બોલાવવા હુકમ કર્યો.

ખંડેરાવ મહારાજને સીદી ઉપર બહુ પ્રેમ હતો. સીદી બાદશાહને જોઈને જ એને બોલાવવા હુકમ કર્યો. સવાર જઈને બન્નેને મહારાજ પાસે બોલાવી આવ્યો.

મહારાજ તો ઘડીક આ બન્ને સામું જોઈ રહ્યા. ભમરાને પણ આંટિયું ખવરાવે એવો કાળો વાન, માથે ટુંકા વાંકડિયા મોવાળા, વીજળીની પેઠે ચમકતી મોટી મોટી આંખો, ચીબું નાક, મૂઠિયું મૂઠિયું જેવડા હોઠ અને આ બધાથી જુદા તરી આવતા હોય છતાં એકરસ થઈ ગયા હોય એવા દાડમની કળીઓ જેવા ચમકતા દાંત જોઈ મહારાજ ખુશ થયા.

સીદી બાદશાહે માથું ઝુકાવી કુર્નીસ કરી.

'કયાં રહેવું ?'

'બાપુ રહેવું તો કાઠિયાવાડમાં.'

'આ સાથે કોણ છે ?'

'એ મારો ભાઈ છે.'

મહારાજાને કૌતુક થયું.

'તારો સગો ભાઈ ?'

'ના બાપુ ! આ ભાઈ જાતે આયર છે, હું તો સીદી છું. આના બાપા અરજણભાઈએ મને ઉછેરીને મોટો કર્યો. હું એને માવતર જ માનું છું. અને આ મારો ભાઈ જ છે.'

તારા સગાં માતાપિતા કયાં છે.'

'એ તો મારી નાની અવસ્થામાં ભયંકર દુકાળ પડતાં મને અરજણ પટેલને આશરે મૂકી ચાલ્યાં ગયાં છે.'

'હવે આમ કયાં જાવું છે ?'

'બટકું રોટલો મળે ત્યાં !'

'રોટલો તો આંહી મળી જાય તો ?'

'તો બાપુ ! અમારા જેવા ભાગ્યશાળી કોણ ?' મહારાજાએ સીદી બાદશાહને તથા ગોપાને ઘોડાગાડીમાં બેસાડી દીધા.

ગાડી રાજમહેલે પાછી ફરી ગઈ. સારા દરમાયા નકકી કરી બન્નેને હજૂરી તરીકે રાખ્યા.

એક દિવસ સાવજના શિકારમાં સીદી–બાદશાહે અખિયાત કામ કરી મહારાજનો જીવ બચાવ્યો. તેદીનો તો તે મહારાજાને કંઠ–પ્રાણ થઈ પડયો.

સીદી ઉપર મહેરબાની વધતી ગઈ. તેમ તેમ તેના સામે અદાવતીઓની ખટપટ વધતી ગઈ. મહારાજાને તેને થોડો વખત દૂર કરવા જરૂર પડી.

અમરેલી પરગણામાં ખૂબ લૂંટફાટ, ચોરી, હરામખોરી વધી ગયેલી. ખાસ સત્તા તથા સારા સારા માણસો આપી સીદી બાદશાહની નિમણૂક કરી.

સીદી બાદશાહે ગોપાને પણ સાથે લીધો અને પાસેના વરૂડી ગામે મુખી બનાવી મોકલી દીધો.

આયર અરજણને હવે તો ઘડપણ આવ્યું છે. પગનું જોર મટી ગયું છે આંખે પણ ઝાંખું ઝાંખું સૂઝે છે.

અમરેલીના આજુબાજુના ગામડામાં ફરતો ફરતો ગયો ત્યાં સંભળ્યું કે વરૂડી ગામે ગોપા

નામનો આયર સુખી છે. એનો ભાઈ સીદી છે અને તે તો અમરેલીમાં સુબા જેવી મોટી પદવી લઈને આવ્યો છે. મહારાજાની મેં'રબાની છે.

અને અરજણના પગમાં જોર આવ્યું. ફરતો ફરતો વરૂડી ગામમા ગોપો હતો ત્યાં ગયો. પૂછપરછ કરી ડેલીએ ગયો.

ફાટેલ–મેલાં કપડાં, હજામત વધી ગયેલી, હાથમાં લાકડીનો ટેકો, ફાટલ પગરખાં. ઠચર–પચર કરતો આવ્યો.

ગોપો તો ડેલીમાં ગાદી–તકિયા બીછાવી બેઠેલ. ફરતાં આઠ-દશ માણુસો ખુશામત કરતાં બેઠા હતાં.

જેવો અરજણને જોયો કે ગોપાના ઘરણ મરી ગયાં. બરાબર ઓળખ્યો. એ જ બીજું કેઈ નહિ.

આંઈ આવી આ ભાભો હમણાં ઓળખાણ કાઢશે. મારી આબરૂને ધક્કો પહોંચશે એની બીક લાગી.

હજુ તો અરજણ રામરામ સામસામ કરી બેઠો નથી ત્યાં જ પૂછ્યું :

"એલા ભાઆ ! કયાં રે છો ? કેના છો ? કેમ આવ્યો છો ?"

ઉપરા છાપરી આવા સવાલો સાંભળી અરજણ બાજી પારખી ગયો. ગરીબ બાપને જોઈ દીકરો ભોંઠો પડયો લાગે છે. હવે સાચી ઓળખાણ આપવામાં માલ નથી. ઓળખાણ આપીશ તો રોટલોય નહિ મળે. એના કરતાં એક ટંક ખાઈ છાનોમાનો ચાલ્યો જઈશ. એમ વિચારી ધીરે સાદે કહ્યું :

"બાપુ ! નાતીલો છું, આપના વખાણ સાંભળી આવ્યો છુ"

"અ હા હા !" ગોપો જાણે પોતાના બાપની મશ્કરી કરતો હોય તેમ દાયરાના માણસો સામે જોઇ કહેવા માંડયો :

"ભાઈ, અમારી નાતની કોણ જાણે કેવી કઠણાઈ છે કે આવા ને આવા ટૂટલ માણસો હાલ્યા જ આવે છે. કોઈ માલદાર માણસ ઘોડાં ઝપેટાં કરતાં હોય, અફીણના ખડિયા ભર્યા હોય અને કસુંબા પાણીના ગાગદડા ધમસાણ કરાવે એવો નાતીલો કોઈ મેમાનેય ન ભાળ્યો. જઈ હોય તંઈ આવા ને આવા રાંકટ આવે. કાં રોટલા–પાણી માગે, કાં લૂગડાં-લતા માગે અને અસુખ કરાવે." અને ખુશામતિયાઓએ ટાપસી પૂરી : 'ભાઈ ! તમારી વાત સાચી છે."

વાત સાંભળતા તો ભાભાને પગની પાતાળે ને ચોટીની ઝીઝા બ્રહ્માંડે લાગી. પણ ધીરજ રાખી બોલ્યો : : "ભાઈ ! હું કાંઈ ભીખ માગવા આવ્યો નથી. આ તો નાતીલા છો, ભગવાને દી વાળ્યો છે તે રામરામ કરવા આવ્યો છું. નાતનો તિરસ્કાર નહિ કરો તેમ જાણી આવ્યો હતો. હવે તમને ગમતું ન હોય તો આ હાલ્યા." કહી સડપ કરતો ઊભો થઈ રસ્તે પડયો.

ગોપો તે દેખાય ત્યાં સુધી તેના તરફ જોઈ રહ્યો અને મનમાં બબડયો કે 'પાપ ગયું !' અરજણે મનમાં વિચાર કર્યો કે 'મારો દશકો બહુ મોળો આવ્યો ગણાય. નહિતર મારો દીકરો ઊઠીને મારી આવી બેઈજ્જત કરે, જેને પ્રાણથી એ વિશેષ માની લાલન–પાલન કરી ઉછેર્યો, સર્વસ્વ અર્પણ કરી દીધું, પડતો બોલ ઉઠાવ્યો, રાત કહે તો રાત અને દી કહે તો દી એમ એની હા એ હા કરી. ભવિષ્યમાં દીકરો મોટો થશે તો આજ્ઞા પાળશે. ઘડપણમાં સુખ આપશે એ આશાઓ બાંધી. આજે એ બધી આશાઓ તૂટી પડી. હવે આમ કયા સુધી રખડું ! ભગવાનને હજુ મારા ઉપર શાં શાં વિતકો વીતાડવાનાં હશે ?"

આમ વિચાર કરતો કરતો 'હવે ભેળાભેળ સીદી બાદશાહ પાસે જઈ આવું, પણ તેનો શું ભરોસો ? આ પેટનો દીકરો આમ કરે ત્યારે પારકાનો શું ભરોસો ? છતાં હાલ્યને જીવ જઈ આવું અને ત્યાંથીએ જો જાકારો મળે તો ધરતીમાં સમાઈ જાઉં.'

આવો વિચાર કરી ઊપડયો અમરેલી જવા.

ગોપાને વિચાર થયો કે 'આ ડોસો નક્કી મારા ભાઈ પાસે જશે અને તેના ઉપર સાઠમારી કરશે.' એટલે ઘોડી મગાવી સવાર થઈ પાછળ ગયો ને સીમાડે જતાં આંબી ગયો.

ઘોડીના ડાબલા સાંભળતાં અરજણે પાછું વાળી જોયું ત્યાં ગોપાને આવતા દીઠો. ગોપાએ હાકલ કરી. "એ ડોંડા તેં તો મારૂં મોત ઊભું કર્યું અને હવે પાછું ક્યાં ઓલ્યા સીદીનું મોત ઊભું કરવા જા છ? પાછો વળ્ય અને ક્યાંય આઘેરો વયો જા, નકર ઘોડીની હડફેટે લઈ પૂરો કરી નાખીશ."

અરજણ હવે વીફર્યો, નીચો વળી પોણાક શેરનો પાણો ઉપાડયો અને પડકાર્યો :

"દીકરા હવે એટલે જ રે'જે ! આજથી તું મારો દીકરો નઈં ને હું તારો બાપ નઈં. એક માથામાં ફટકારીશ તો રામ રમી જાશે અને મારે તો મરવું જ પડશે."

ગોપો થંભી ગયો. અરજણ પેંતરો ભરીને ઊભો રહ્યો.

આમ આ બન્નેનો ઝઘડો ચાલે છે ત્યાં સીદી બાદશાહ પોતાના પાંચ–સાત ઘોડાંને લઈ વરૂડી આવવા નીકળેલ તે અચાનક આવી ચડયો. એકબીજા અરસપરસ ઓળખી ગયા. સીદી બાદશાહે તો ઘોડા ઉપરથી કૂદકો માર્યો. બીજા માણસો પણ ઊતરી ગયાં. હડી કાઢી પોતાના પાલક પિતા અરજણ પટેલની પગમાં ઝૂડ લઈ ગયો.

અરજણ પટેલની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી. સીદીને ઊભો કર્યો અને બથમાં લઈ લીધો. બન્ને જણ ઝાઝીવાર સુધી કાંઈ બોલી ન શકયા.

"ગોપા !" ગોપા સામે જોઈ કહ્યું : "બાપુ ક્યારે આવ્યા હતા ? આ બધું શું જોઉં છું ? જે જે હોય તે વાત કર્ય."

ગોપો પણ શું બોલે ? અવાક થઈ ગયો. અરજણ પટેલે બધી વાત કરી.

ગોપા સામે જોઈ સીદીએ કહ્યું "ધિક્કાર છે તને. આ પ્રમાણે બાપનો તિરસ્કાર કરનાર માણસ મોઢું જોવાને પાત્ર નથી, હવેથી મોઢું બતાવીશ મા ! અને બાપુ તમારો અહેશાન હું કદી ભૂલી શકું તેમ નથી. આ ચામડીના જોડા સીવડાવું તો ય તમારા ઉપકારનો બદલો વાળી શકું તેમ નથી. આપ મારા ખરા પિતા છો. પધારો મારે ઘેર. મારૂં ઘર પવિતર કરો. અને આજ સુધી મને શીરછત્રની ખોટ હતી તે પૂરી પાડો. હું જિંદગીભર આપની સેવા કરીશ." દાયરાના માણસો સામે જોઈ કહ્યું, "ભાઈઓ ! હું તમોને શું કહું, હું તો જાતે સીદી છું. મારાં માવતર દુબળા હતાં. દુકાળ પડયો તે વરતવા ભટકતા અમે આ મારા પિતાને ગામે આવી ચડયાં. મારાં માવતર તો બિચારા મને આ સધર આશરે મૂકીને ગયાં પણ અરજણ બાપુએ મને દીકરાથી વધારે પાળ્યો, આજે હું આ જગ્યા ઉપર સુખી છું તે તેનો પ્રતાપ છે.'

આમ કહી અરજણ પટેલને ઘોડા ઉપર બેસાડી પોતે પગે પાળા અમરેલી આવ્યા અને કપડાં લતાથી ઠાઠ માઠ બનાવી બે માણસોને સેવામાં રાખ્યા.

અરજણ પટેલને તો પાછું સુખ મળ્યું તેથી મોઢા ઉપર લાલ ટસર આવી ગઈ. ચહેરો પ્રફુલ્લિત બની ગયો.

ગમે તેવો તોય બાપ, ગોપા ઉપર દયા આવી. એક દિવસ બોલાવ્યો. ગોપો આવ્યો પણ આજે તો તે પણ બાપને પગે ઝૂડ–લઈ ગયો. માફી માગી.

સીદી બાદશાહે મર્મ કર્યો.

"કેમ ગોપા ! આવા મેમાનો આવે તો તો ગમે ને ?"

ગોપો શરમાઈ ગયો.

અરજણ પટેલના અંતરમાં અવાજ ઊઠયો અને બોલ્યો.

"ગોપો મારો દીકરો છે. સીદી–બાદશાહનો હું પાલક પિતા એટલે એ પણ દીકરો. પણ આનું નામ દીકરા !"

કહી સીદી બાદશાહ સામે આંગળી ચીંધી અને ફરી એક વખત સીદી–બાદશાહ પગમાં પડી ગયા અને બોલ્યા તમે "મારા ખરા પિતા છો.'

# દુકાળનાં ગીતો

(શ્રી. કાનજીભાઇ બારોટ સંપાદિત)

## (ગીત–પહેલું–છપનિયાકાળનું)

મહા કોપ કરીઓ પ્રથીસરે દળવા મરી,
હુવા શંકર બ્રહ્મા ઈંદ્ર ભેળા હરી;
ધોમસર જગત પર રૂપ બેઠા ધરી,
ભોમકા ગાય જેમ ત્યાં ભાંભરી.

દેવ મોટા કેમ નથી કરતા દયા,
થાનકે થાનકે અઘોર વક્રમ સુંપર થયા;
ઝિલતો નથી શેષ બોજા જીયા,
કડકીયા દશે ડિગપાળ જાવું કિયાં:

તમ વિણુ દુઃખ કો આગળ ટળે,
ચાર વર્ણને અટાણે કળજુગ ચળે;
બુમ પાડી કયું ગાત્ર મારાં ગળે,
ગાઉ ને છરીયું માંડીયું ગળે,

રીયણુ કે અંધારૂ કેમ છે રાજમાં,
લોપીયા ધર્મને ન રહ્યું લાજમાં;
વારો આવ્યો હવે બરોબર વાજમાં,
કેમ ધ્યાન દેતા નથી કોઇ કાજમાં.

જગતમાં ન મળે કોઈ નરમાં જતિ,
સાબધે મળે નઈ કોઈ નારી સતિ;
ગંગા કરી જ્યાં સ્વરગે ગતિ,
અજ્યા કે મને તો દુઃખ થાયે અતિ.

જ્ઞાન વૈરાગને ધર્મ ભગતિ ગયા,
થાનકે કુડને કપટ ઝાઝાં થયા;
ન બોલે ભુપત મોઢે સાચો નીયા,
લંપટ થયા કેંક માયાના લોભીયા.

પ્રજાનો ઘડો તે ભરાણો પાપનો,
સંસાર ભારો થયો હવે સાપનો;
ત્રમણો બોજો ત્રિવિધ તાપનો,
એવાને સંહારતા દોષ નહિ આપનો.

જમિની અરજ સાંભળી જે સમે.
તરત સપનોતરો જગાડયો તે સમે;

સ્વ. ગીગા બારોટ

ભાલુ અસમાન ટૂક જેતું ભમે,
ડાઢમાં જીવ પાતાળ સુધી દમે.

જાગતા મારીયા કેંકને ઝપટમાં
ચૌદ બ્રહ્માંડને ઘેરીયા સપટમાં;
ક્રોધની જ્યોતને ભરીયો કપટમાં,
ધીર છાંડી ગયા ભાળતા ઝપટમાં.

મહ દધી હલકીયો નીર કયાં માપવું,
કોપનું દુઃખ તે કયાં જઈ કાપવું;
નાથને જવરલો જીવવા નાપવુ,
આભ ફાટયો કીયાં થીંગડુ આપવું.

જેમ હાકલ કરી ક્રોધમાંથી જીયાં,
થડકીયા કાળજાં પ્રાણ ઊંચા થીયા;
ગઢપતિ તણાં ગાઢ તુટી ગયા,
રૂપ ભાળ્યા ભેળા હરદમ ખાટા થીયા.

થાજો માટી મયલ કે ઠાકરો;
તમે ખમતા નહિ કોઇની ટાકરો;
શીરાવતાં ઘણાં ઘી દૂધ ને સાકરો,
આવ્યો છપન બહુ લાગશે આકરો.

ભેરવ કોઈ સમાનો ત્રાટકયો ભાતમાં,
ધરા પર હતુ ઘણાને ઘાતમાં;
વીજ પડે જેમ વાતની વાતમાં,
સાવ કરી દીધુ ધમાકે સાતમાં.

ઝાડવે પાન છાલ ન રીયા જુવો.
હોંકારો વાગીયો અને જુલમ હુવો;
માલ બધો જળ વિના તરફડી મૂવો,
નરનાર જીવે એને અવતાર નવો.

ગો પ્રતિપાળ પંડયે બધલી ગીયો,
કોપીયો દૈયતને ખમા કેસે કીયો;
થંભા વણુ નાથ પંડયે વેરી થાયો,
ખૂડતા બાવડી કોણુ પકડે બીયો.

હાલ્યો છપનીયો સેન લઈ હલકમાં,
પ્રાચીના ડુંગરા ઉડાડયા પલકમાં;
ખેલ કરતો પછે હાલીયો ખલકમાં,
માંડયો ખારખેડો જુનાના મલકમાં.

સાબધો થયો ગજબની ચોટનો,
કાંગરો મળે નઈ સતારા કોટનો;
રેવા દીધો નઈ ડાંગ કાંઈ રોટનો,
ખરૂ માનજો નથી કાંઈ ખોટનો.

ખુરાસન ઉપરે હાલીયો ખારમાં,
અરબસ્તાનને ગળી ગ્યો આરમાં;
માણસ મારીયા ધાનના મારમાં,
તરત ખબર ફેલાણુ તારમાં.

ધોપરી મલકને સિંધ માથે ઢળ્યો
વાઢ દઈને ન્યાથી પાછો વળ્યો;
પટણ દટણ કરી ગુજરાત મધ્યે પળ્યો,
દેશ વઢિઆરને ધંટમાંહી દળ્યો.

આકરો હુકમ પણ ન રહ્યો અટકમાં,
મટાડયો ભારતને આંખ્યની મટકમાં;
લાંઘણ્યા વાઘ જેમ થાપની લટકમાં,
ફ્ફેડી નાખીયા સુમને ફટકમાં.

ધરા જસદણ તણે ઉતર્યો ઢાળમાં,
ધાની આલણે દીધો ધકશાળમાં;
જોઈને રસોડું દાઝીયો ઝાળમાં,
ફટકીયો ત્યાંથી સાંધીયો ફાળમાં.

કાઠિયાવાડમાં ધૂધકારો કર્યો,
ધાગ ધાગા થયો રૂપ બીજો ધર્યો;
ડોસલ રાજાથી કૈંક મનમાં ડર્યો,
ધોબાની સીમમાં કાળ ન કે ધર્યો.

સેલણા ધણીની જોઈ જ્યાં સમરધી,
લીલીયું વાડીયું હીલોળે નવ નધી;
રૈયતને ઘરોઘર હેમરૂપા રધી,
દેશપત હુડડે ભાણ ભરીયો દધી.

હરમત રાખજો ભેર્ય આવ્યા હરી,
ધરપતિ રેજો હાથ મૂછે ધરી;
કાળને તોડીયો રજક ભાલે કરી,
ફેંકિયો દૂર તે કદિ નાવે ફરી.

કોઠારે મોરચા કણદારૂ કર્યા,
ભાંગવા મયલને ગોળા લાડુ ભર્યાં;
ઢાલની જેમ પાંતીયે રોટલા ધર્યા,
બરોબર પેરીયા ફિરતી બગતરા.

નખાણી છાવણી પયાના નોર છે,
કરોડુ માનવી મળ્યા સહુ દોર છે;
જામકાંઠા તણો મંડાણો જોરસે,
મારવા કાળને રજકને મોરચે.

દારૂ ગોળા ભરી તોપ જેમ દાગવી,
રેન મોરા કરી બરોબર લાગવી;
હાડ ચૂરો કરી પ્રાણ લીધા હવી,
નરંદ પીઠાણીએ વાત રાખી નવી.

વેધુ છાહરા ધન્ય છે વાતને,
સરસના કોડને હથ સમરાથને;
ચાંદલો કપાળે કરો સૌ સાથને,
નવડ ભડ વધાવો ખુમાણા નાથને.

જે થકી ઉજળા વાડ કાંઠા મલ્યો,
તું સામવો કોણ સુમ ઝાલે ટલો;
પ્રાછટી ધાનની કામ છોડે પલો,
ભાણ વાસાહરાથી કોણ બીજો ભલો.

## (ગીત બીજું છપ્પનિયા કાળનું)

ફંદી જોયા કૈંક દેસ હું ફરિયો,
અળાં પર છપનીયો ઉતરીયો;
દુબળા રાંકનો હલકયો દરિયો,
નોંધવાના કોઈ સાંધો ન રીયો. ૧

ડુલા ઢોર થીયા છે ડગતા,
રાંક બજારે હાલે રગતા;
પોષણ વિના ટકે નઈ પગતા,
અન વિના લોટે અડવડતા. ૨

લીધો કાળે નાઘેર લપેટો,
ભરૂચ નગરમાં કરીયો ભેટો;

ત્રાટકીયો જેપુરમાં ત્રોટો,
જબર તણો કોણ ખમે ઝપેટો. ૩

જંગબારમાં પડીયો જોતા,
રૈયત બધાને કરીયા રોતા;
નબળ તણાં ઘર હોતા નોતા,
સપટ એકમાં કાઢ્યા સોતા. ૪

થર થર વસવ બધી એમ થાયે,
પડ્યા ગ્રહ નવ અવળે પાયે;
સજીયો વેશ અવળ ઘટ સાંયે,
ભુંડી રમત માંડી ભવાયે. ૫

સઘળા મેલી હાલે સભોગા,
શીર પર રાખતાં બમ્બે છોગાં;
પાલવ ન મળે નાગા પોગા,
રાંક બથોબથ આવે રોગા. ૬

જોધપુરમાં વીજ જડાકો,
ભુજમાં સુણીયો ભીત ભડાકો
કાબુલ માથે થીયો કડાકો
બોલ્યો જાતા બેટ બડાકો. ૭

છતાં નવાણે નીર જ સુકા,
દેતા રેંટ ઘણાં પણ હુંકા;
ધાન વિનાના ઉડે ધોકા,
ભરડી કાઢ્યા કાળે ભુકા. ૮

દેશ ધણીએ જોયાં દરસી,
બધે કાળની લાગી બરસી;
કંઈક વીંધાણા ભાલે કરસી,
ફરસુરામરી જેમ ફરે ફરસી. ૯

સત કયાં છે એમ કયાંય ન સૂઝે,
બોલે રાડય કયાં જઈ ણુઝે;
ધરા બાધી તે થરથર ધ્રુજે,
ગજની માથે કાળ ગરૂજે. ૧૦

કોપ્યો ડાઢ જગત પર કરડે,
ભેરવ જીવ જેમ ઘટમાં ભરડે;
માન બડા ભુપતના મરડે,
ઢોર તણે કંઈક હાલે ઢરડે. ૧૧

બળવંત કોઈ માયનો બેટો,
શીશ ઉતારી મેલે છેટો;
ભારત કારણ કરે રણ ભેટો,
તેથી કાળ ભાગે છે ત્રેટો. ૧૨

માંડયો જુલમ જગતને માથે,
કળ વેચી ગુજરો કાથે;
ભૂપત બાણ રયા નઈ ભાથે,
ચડત ધીંગાણે તેની સાથે. ૧૩

ગુજરાતને લાગ્યો ગળવા,
ભુવણ બાધી માંડી ખળભળવા;
દાણો ન રીયો ઘંટીએ દળવા,
તેલ રસોડે ન રીયું તળવા. ૧૪

ડાણ હતુ જેમ ઠેકે દરિયો,
અચખો મુંબઈ મચલ ઊતરીયો,
ઘાટે દળે શેરમાં ઘરીયો,
પલકમાં ઘરઘર પરવરીયો. ૧૫

હાક મારી ને મરકી હાલી,
સામસામા બેય ભડીયા ચાલી;
કૂડી વાત શું કરશો કાલી,
ખપ્પર હજી છે મારું ખાલી. ૧૬

જોર છપનકે કરમાં જાડુ,
અબળા શીદ બોલે છે આડુ;
મારી રમત હું હવે માડું
ચાવડ સટ કરીને છાંડું. ૧૭

ધક મારું તાં ભોમ ધ્રડેડે,
કડકી દશ દીગપાળ કડેડે;
ખોખારૂં તો આભ ખડેડે,
હાકલ ભેળાં પાડ હડેડે. ૧૮

મેરી વચન માનજો મારૂં.
સાચુ કહે ન લાગે સારૂ;
ત્રીયા હોય મન રાજી તારૂં,
હારે સગપણ કરો હમારૂં. ૧૯

લાલચ લોભ રીયા છે લાગી,
ભીડ બંનેની હરીએ ભાંગી;

[ અનુ૦: પૃ. ૧૦૨

# લોકસાહિત્ય ને કેટલાક મૂળભૂત સવાલો

જયમલ્લ પરમાર

ખરા અર્થમાં જેને લોકકથા કહીએ તેવી લોકકથાઓ ઘણે અંશે અદ્‌ભુત રસની જ હોય છે. એમાં પરીઓ અને રાક્ષસો આવે, બોલતાં અને અગમવાણી ઉચ્ચારતાં પક્ષીઓ આવે, મુઆં માણસ જીવતાં થાય ને જીવતાં પત્થર બની જાય, એમાં ઉડતાં ઊંટ-ઘોડાં ને ઊડણ ખાટલીઓ પણ આવે કિશોરોના ને બાળકોના માનસિક ઘડતરમાં અને પુખ્તવયના જીવનમાં તે કેટલે અંશે ઉપકારક છે તેનો વૈજ્ઞાનિક વિચાર થવો જરૂર ઘટે. સ્વ. ગિજુભાઈ સુધીના બાલ કેળવણીકારોએ અને કાકાસાહેબ કાલેલકર જેવા રાષ્ટ્રીય શિક્ષા વિચારકોએ જાતિ, વિવેક, સાહિત્ય અને ભાષાનાં બંધનો ન સ્વીકારતા એવા લોકવાર્તાના નૈસર્ગિક પ્રવાહને આવકારેલ છે.

## લોકવાર્તાનું વસ્તુ

તેઓ તો આ લોકવાર્તાની લૌકિકતામાં અલૌકિકતા જુએ છે. તેઓ કહે છે કે તત્ત્વજ્ઞાનીઓ ને તર્કશાસ્ત્રીઓ ન પકડી શકે તેવી સૂક્ષ્મતાથી લોકસમાજે આ સાહિત્યના વિભાગ પાડયા છે. સંકટો સામે બહાદુરીથી લડતા રાજકુમારો, ચાતુરીથી સંકટોને પાર કરતા પ્રવાસીઓ; વૈભવો ભોગવતા છતા એક મનુષ્ય તરીકે મનુષ્યો સાથે દુન્યવી સંબંધોમાં આવતા રાજાઓ; સંસારના પરિતાપો વચ્ચેથી પોતાના શીલ વડે કુંદન સમી નિવડતી સ્ત્રીઓ; અઘોર તપ તપતા છતાં સંસાર સાથે છત્રરૂપ બનતા સિદ્ધો ને યોગીઓ; પશુ, પક્ષી, નર, વાનર ને જીવજંતુ સાથેનું એક પ્રાકૃતિક તાદાત્મ્ય; ગરીબોના બેલી બનતા ઠગ, લુટારા ને ચોરોમાં રહેલો માનવતા ભાવ અને લોકસાહિત્યના વીરો ને ફકીરો આપણને અનેક-વિધ ગુણોનું અનુકરણ કરવા પ્રેરે છે.

## માગે છે વૈજ્ઞાનિક કસોટી

આજના વૈજ્ઞાનિક યુગમાં આ બધી બાબતો કસોટી માગે છે. એક નવા માનવીનું ઘડતર આજે થઈ રહ્યું છે. ત્યારે તરંગોને પણ વાસ્તવિક માની લેવામાં આવે, કલ્પિત વાતોને ઐતિહાસિક માની લેવામાં આવે, વહેમ અને અંધશ્રદ્ધાને પંપાળવામાં આવે ને લોકવાર્તામાં યોજેલા ચમત્કારોને સત્ય માની લઈને એવા વહેમ અને અંધશ્રદ્ધાને પોષવામાં આવે ત્યારે એ ગંભીર વિચાર માગી લે છે. આજે જ્યારે સાંઈબાબાઓ અને ભગવાનો, યોગીઓ અને ચમત્કારો બતાવતા બાવાઓના વંશવેલામાં આડેધડ વૃદ્ધિ થઈ રહી હોય ત્યારે ખાસ કરીને. તત્ત્વદર્શી ગણાતા માનવીની બુદ્ધિ અને વિચાર પણ ચમત્કારોના દાસત્વમાંથી હજી મુકત નથી બન્યાં.

## ચમત્કારો ધર્મ ને ઈતિહાસ

કાલ્પનિક કથાઓનું આ તત્ત્વ ભલે હિંદુ કલાસિક લીટરેચરમાંથી ઊતરી આવ્યું હોય, પણ એ ચમત્કારના તત્ત્વે ધાર્મિક આગેવાનોના સદ્‌ચરિત્રમાં અને ઐતિહાસિક ઘટનાઓમાં એટલી બધી સેળભેળ કરી નાખી છે કે એને કારણે ધાર્મિક વડાઓ ગૌરવહિન બન્યા છે ને ઈતિહાસને નામે અંધાધુંધી ચાલે છે. એમાંથી સાચ જૂઠના આગ્રહો ઊભા થઈ ગયા છે. એણે સાચ-જૂઠ તારવવું મુશ્કેલ બનાવી દીધું છે. પરિણામે આ દેશના ઈતિહાસને-ધર્મના શુદ્ધ પ્રવાહને ખૂબ સહન કરવું પડયું છે. પરિણામે વિચારોનો વિકાસ રૂંધાઈ રહ્યો છે ને વિચારઅંધ લોકો ચમત્કારોના-વહેમના દૈવાધિનપણાના અપુરૂષાર્થના કળણમાં ખૂંપતા જ જાય છે. લોકવાર્તાઓ સાથે આ ચમત્કારો ને વહેમ, માનસિક પછાતપણુંનુ ને અંધશ્રદ્ધા જોડાયેલાં જ છે.

## લોકસાહિત્ય ને વિચારઅંધતા

આમ રોગિષ્ટ બનતા કે બનેલા સમાજના કલેવરને એક બાજુથી રોગિષ્ટ બનતાં અટકાવવું અને સાથે સાથે સુધારવું એમ બન્ને પ્રકારની માવજત આજનો યુગ માગી લે છે. એ તો જેમની નવા માનવીના ઘડતરની જવાબદારી હશે તેઓ કરતા

જ હશે પણ, 'ઊર્મિનવરચના' વારંવાર આ વિચાર-અંધતા તરફ ધ્યાન દોર્યા જ કરે છે. કારણકે સામાજિક નવરચનાની દૃષ્ટિએ લોકસાહિત્યનો પંથ ઘણો જોખમી છે. એને માત્ર સમાજના ભૂતકાળ કે વર્તમાનના વહેણો સાથે જ સંબંધ નથી પણ અગમ ભાવિને ઉકેલીને એના ઘડતરમાં હિસ્સો આપવાની પણ જવાબદારી છે. લોકસાહિત્યે ત્યાં પોતાનું અસ્તિત્વ પુરવાર કરાવવાનું રહે છે.

ત્યારે આજના સમાજને મધ્યયુગમાં તો લોકસાહિત્ય નથી ખેંચી જતું ને? સમાજના તંદુરસ્ત વિકાસની પ્રગતિ આડે લોકસાહિત્ય સામાજિક પછાતપણાને પંપાળીને અવરોધક તો નથી બનતું ને? નવા માનવીના ઘડતર ને પુરુષાર્થને લોકસાહિત્ય શિથિલ તો નથી બનાવી રહ્યુંને એ પ્રશ્ન સૌથી પહેલો ઊઠે છે. કારણકે લોકસાહિત્ય એક જીવંત બળ હોવાને કારણે આ પ્રશ્ન ઊઠે છે. લોકસાહિત્ય માત્ર વીતી ગયેલા યુગના અવશેષ રૂપ સંશોધનનો જ વિષય હોત તો આ પ્રશ્ન ન ઊઠત.

## લોકસાહિત્યનો અભ્યાસ

માનવીએ પોતાની પ્રવૃત્તિના અસદ્ અંશોને આઘા ખસેડતા રહીને સદ્ અંશો વડે સંસ્કૃતિનું સર્જન કર્યું છે. એટલે સંસ્કૃતિ એ માનવજીવનની આધારશીલા બનતી રહી છે. એક આખી સંસ્કૃતિના સમૂળા નાશથી કોઈ નવી સંસ્કૃતિનું એકાએક સંસ્થાપન થઈ શકતું નથી. વિધિઓ, વિચારો, સભ્યતા અને આર્થિક સ્થિતિના પરિવર્તનોની જોડા જોડ માનવ મનનું પરિવર્તન શક્ય નથી બનતું. એ ઘણું અટપટું છે, સામાજિક આઘાત પ્રત્યાઘાતો અને સાહિત્ય વડે આપણે તે પામી શકીએ છીએ. ત્યારે જ્યાંથી રાષ્ટ્રનો સ્વભાવ નિર્માણ થયો છે ત્યાંથી આ લોકસાહિત્યનો ઉગમ થયો છે, એટલે એ રીતે એનો અભ્યાસ થવો જોઈએ.

## લોકસાહિત્ય એક પ્રભાવક બળ

એ નીતિના બંધનોમાં ન હોવાં છતાં એની અંદર એક સ્વભાવિક નીતિ રહેલી છે. એ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી ન હોવાં છતાં એમાં એક સાહજિક સંયમ રહેલો છે. એ પાપીને શિક્ષાર્યા વગર પ્રેમ ધર્મ સ્થાપિત કરે છે, એ સહજભાવે પાપપુણ્યના ભેદ બતાવીને સમાજકલ્યાણના ઉચ્ચ આદર્શો બતાવતા રહી વિશ્વવ્યાપી પ્રેમ પેદા કરે છે. આપણા પૂર્વજોને સ્ફુરેલા આધ્યાત્મિક સનાતન સિદ્ધાંતો એમણે લોકવાર્તામાં ગૂંથીને રમતા મેલ્યા છે.

આજેય નાટ્યના, નૃત્યના, સંગીતના, સાહિત્યના કે સીનેમાના પ્રવાહો મંદ પડે છે, લોકો એમાંથી પોતાનો આનંદ ગુમાવતા લાગે છે ત્યારે એ બધા લોકસાહિત્યના અખૂટ અને અમોટ ઝર નો આશ્રય લે છે. લોકવાર્તાઓ આજેય એક પ્રભાવક બળ બની રહેલ છે, પણ લોકસાહિત્યને નામે આજકાલ જે ઐતિહાસિક ટુકડાઓ, યાચકોની બિરદાવલીવાળા ઠાકોર દરબારના પ્રસંગો કે કોઈ વ્યક્તિ જીવનના પ્રસંગો પ્રગટ થઈ રહ્યા છે તેને લોકવાર્તા સાથે કશો જ સંબંધ નથી,

## લોકવાર્તા અને વિકૃતિ

લોકવાર્તાઓનાં મૂળ બૃહત્કથા, જાતકકથાઓ અને કથાસરિત્સાગર વગેરેમાં રહેલાં છે કે પછી એ બધાનાં મૂળ લોકવાર્તાઓમાં રહેલાં છે તે એક પ્રશ્ન છે, પણ સામાજિક અવસ્થાઓની અસરો લોક-લોકવાર્તાઓમાંથી બહુ સ્પષ્ટપણે મળી આવે છે. મધ્યયુગની આખર અવસ્થા દરમિયાન આ લોકવાર્તાઓએ રાજદરબારોને રીઝવવા ઘણી વિકૃતિઓનું સેવન કર્યું છે ને ક્યાંક ક્યાંક લોકવાર્તાઓમાં આંતરિક રીતે રહેલી નીતિ સંયમની સામાજિક મર્યાદાઓનું ભારે ઉલ્લંઘન થાય એવી વાર્તાઓ રચાઈ છે ને લોકવાર્તા તરીકે પ્રચલિત પણ થયેલ છે.

## સુરક્ષા અને ભયસ્થાન

લોકસમાજની હજાર હજાર મર્યાદાઓ ગણીએ તો પણ એણે પોતાના સાહિત્યમાં સામાજિક સુરક્ષાનો પૂરતો ખ્યાલ રાખ્યો છે. લોકધર્મમાં જે વસ્તુ બંધબેસતી ન લાગે તેનો હંમેશાં અસ્વીકાર કર્યો છે. કેટલુંક એવું સાહિત્ય જરૂર મળશે કે જેને સુરુચિ-ભંગ કરનારું કહી શકાય, પણ એનો સામાજિક નીતિરૂપે લોકોએ કદી સ્વીકાર નથી કર્યો. જ્યાં એ સુરુચિ-

ભંગ ન ગણાતો હોય ત્યાં એ જરૂર પ્રચલિત હશે, પણ એવી જાતિઓ કે વર્ગોની ચર્ચા અહીં આપણે નથી કરતા.

જેમાં શીલ કે સદાચારનો ભંગ થયો હોય એવી વાર્તાઓની બાંધણી, યુક્તિ ને કરામત તો જૂની લોકવાર્તાઓ જેવી જ હોય છે. એમાં પણ ઘટનાનો પ્રવાહ જ્યાં થંભી જતો લાગે ત્યાં ચમત્કૃતિનો આશ્રય લેવાયો હોય છે. એમાં ક્યારેક બેલગામ તરંગો પણ હોય છે પણ આવી કથાઓ સુંવાળી અશક્યતાઓથી ગુંગળાતી હોય છે. વળી પાત્રના વિસંગત આચરણને ઘણીવેળા મોટું મહત્ત્વ આપીને એમાંથી અદ્‌ભુતતા ઊભી કરવાનો પ્રયાસ થયેલો હોય છે. આ એક ઘણું મોટું ભયસ્થાન છે. સમાજને સુકૃતિ તરફ ન વાળી શકાય તો એની ચિંતા નહિ, પણ લોકસાહિત્યને નામે વિકૃતિઓ પ્રત્યે તો અહોભાવ પેદા નહિ જ થવા દેવો જોઈએ. વાર્તા કહેનારાઓએ અને એવી વાર્તા લખનારાઓએ આવી બાબતો તરફ ખાસ લક્ષ આપવું ઘટે છે. એટલા માટે કે લોકસાહિત્ય એ હેતુલક્ષી સાહિત્ય છે.

## દૃષ્ટાંતરૂપ વાર્તા

એવી એક જૂની લોકવાર્તા જોઈએ 'કલી મલી અને સોન'ની. એને ચંચ રાઠોડની વાર્તા પણ કહે છે. આમ તો એ દુહાબંધ કથા છે. દુહાઓમાં જ કથા વહેતી આવે છે ને દુહાઓની રચના શુદ્ધ સ્વરૂપે હજી મળી ન હોવા છતાં જે દુહાઓ મળે છે તે પણ લાક્ષણિક ને નમણી રચના છે. આ વાર્તા દિલ્હીમાં બાદશાહત છે ને કનોજમાં રાઠોડોનાં રાજ છે એવા સમયને પકડીને તૈયાર થયેલી છે. એમાં વિશેષતા છે કનોજનો ફટાયો સોનીની દીકરીના કથિત સૌંદર્યથી આકર્ષાઈને તેને મેળવવા તલપાપડ થાય છે તેની. સંભવ છે કે સોની સાથે સબંધ ધરાવતા એના વહીવંચા તરફથી આ વાર્તા રચાઈ હોય. આમ તો સોનીની કોઈ વિશિષ્ટ બિરદાઈ એમાં નથી અને સમાનભાવે લોકવાર્તાના માળખામાં કથા વહી આવે છે.

## વાર્તાનું વિકૃત વિધાન

કોટ કનોજના રાજાને બે દીકરા છે. એમાં ફટાયો કુંવર ચંચ બે વર્ષનો થતાં માતાપિતાનું અવસાન યોજ્યું છે. એટલા માટે કે વાર્તાનો જ્યાં મેળ મેળવવો છે તેની સાથેનો સંબંધ બાંધવા ચંચની માસીને દિલ્હીના બાદશાહ વેરે પરણાવેલી છે ત્યાં ચંચને મોટો કરાવવો છે.

ચંચ ફટાયો છે, માબાપ નથી છતાં લાડમાં ઉછરે છે, મોટો થતાં પરણે છે ને આગંતુક પરણેતરને સમસ્યા પૂછે છે. સમસ્યાનો ઉત્તર નવપરણિત કુંવરી નથી આપી શકતી એટલે ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપી એનો ત્યાગ કરે છે. હવે આ કુંવર પાસે એવું નીમ લેવરાવે છે કે બાર બાર મહિને પરણે ને પછી સમસ્યા પૂછે. જવાબ ન આપી શકે એટલે ત્યાગ કરે. આમ ઘણી બધી સ્ત્રીઓ પરણ્યા છતાં ત્યક્તા બનીને છતે ધણીએ રંડાપો ભોગવે એવી જુક્તિ લોકવાર્તામાં ન હોઈ શકે. આ તો અજુક્તિ છે ને અમાનુષી છે. કારણ કે ચંચને પાછો ભદ્ર ચીતર્યો છે.

સમસ્યા પૂછવી હોય તો પરણ્યા પહેલાં પુછાવવી જોઈએ, જેથી કેંક સ્ત્રીઓના ભવ ન બગડે, પણ અહીં જે સ્ત્રી સમસ્યાનો ઉકેલ નથી કરી શકતી તેને ઘણી તુચ્છ ગણવામાં આવી છે. માની લઈએ કે સમસ્યાનો ઉકેલ કરવાની બુદ્ધિ-ચતુરાઈ એ કુંવરીઓમાં ન હતી, તો પછી પહેલેથી જ એની કસોટી શા માટે કરવામાં નથી આવતી ?

## લોકવાર્તા ને સમસ્યા

લોકકથાઓમાં સમસ્યાનું તત્ત્વ જુદે જુદે પ્રકારે ઘણું બળવાન રહેલું છે. સોન હલામણની વાર્તા એનુ ઉજળું દૃષ્ટાંત છે. ઘણી વાર્તાઓમાં રાજકુમારીને પરણવા માટે ઘણી જુદી જુદી કરામતો યોજવામાં આવેલી છે, જેમાં એનો ઉકેલ કરવા આવનારા રાજપુત્રોને ઉકેલ ન કરી શકતાં અનેક પ્રકારની ગુલામીનાં કામ કરવાં પડે છે. પણ ત્યાં રાજકુમારો સામે ચાલીને પરણવા માટે કોઈ પણ કોયડા કે કાર્યને ઉકેલી દેવાની તૈયારી સાથે જાય

છે. ત્યારે અહીં નિર્દોષ રાજકુમારીઓને પહેલાં પરણી ને પછી એની કસોટી કરાવ છે.

માત્ર પોતાના તરંગી માનસ માટે નિર્દોષ બાળાઓનો વિનાકારણ ભોગ લેવો એમાં નથી સ્ત્રી દાક્ષિણ્ય, નથી શૂરવીરતા, નથી બુદ્ધિમત્તા કે નથી માનવતા. માત્ર રાજાનો કુંવર હોવાને કારણે જ દર વરસે નવી સ્ત્રી પરણી શકે છે, ને પાછો એનો ત્યાગ કરી શકે છે. રાજકુમાર ચંચનું આ વર્તન લોકવાર્તાના લાંછન સમું છે. રાજાશાહીના આશ્રિતપણા નીચે જ આવી કથાઓ લખાય.

## વાર્તાનું કલાવિધાન

વાર્તા આગળ ચાલે છે. સંયોજન સુંદર છે. ચંચની ભાભીની બહેન ફૂલવંતી ચંચને પરણવાનું બીડું ઝડપે. છે પરણી લીધા પછી 'સમસ્યાનો ઉકેલ કરો તો પલંગે પાંવ ધરો' એમ ચંચ કહે છે ત્યારે ફૂલવંતી જુદી કરામત કરે છે ને સામી સમસ્યા પૂછીને ચંચનો તોર ઉતારે છે ને પછી એક બીજાની સમસ્યાનો ઉકેલ કરે છે ને ચંચ હવે પછી કોઈને ન પરણવાનું નક્કી કરે છે.

આ વાતથી હરખાઈને ચોથે પહોર ફૂલવંતી પોતાની બહેન ભાણુમતીને કહેવા જાય છે. હવે ભાણુમતી એના પતિ સાથે સૂતી હોય. પણ એના પતિની ગેરહાજરીનું કોઈ બીજ વાર્તામાં બતાવવામાં નથી આવ્યું. ભાણુમતી ઘોરતી હતી. એની ઊંઘ ન બગાડવા ફૂલવંતી પડખે સુઈ ગઈ. ફૂલવંતી સૂઈ ગઈ ને ભાનુમતી ઊઠી. ફૂલવંતીને પોતાના પડખે સૂતેલી જોઈ માન્યું કે આ તો મારી બહેનનો પણ ચંચે ભવ બગાડયો.

## આચરણની વિસંગતતા

ચોખવટ થતી નથી. ભાણુમતી પોતાના દિયરને માથે તેલ નાખવા બેસાડે છે ને તેલ નાખતાં વાળની લટ બાજુથી ખેંચે છે. ચચ કારણ પુછે છે. ભાણુમતી કહે છે કે રોજ નવી નારી કરવા કરતાં કલી–મલી ને સોનનને પરણી આવ તો ખરો કહું. અને ચંચને દિલ્હીના પાતશાહના ઝવેરી મેંગળની પુત્રીને પરણવાનું પરાક્રમ કરવાનું ભાભીનું મેણું લાગે છે.

હજી ગઈ રાતે ફૂલવંતીને કોલ આપે છે કે બીજી કોઈને નહિ પરણું અને દિવસ ઊગતાં તો અજાણી સુંદરીઓને મેળવવા હાલી નીકળે છે. વાર્તાનું પોત એટલા પૂરતું પાખું પડે છે. ચંચનું વર્તન અહીં વિસંગત બને છે.

## દેવને ગૌરવહીન બનાવે છે

કોઈ પણ કાર્યસિદ્ધિ માટે કે પુત્ર પ્રાપ્તિ માટે લોકવાર્તાના રાજા કે રાજકુમાર કમળપૂજા ખાતા હોય અને દેવ કે દેવી પ્રસન્ન થતાં હોય છે. એમાં દેવની શક્તિ મોટે ભાગે સારા કાર્યમાં જ વપરાતી હોય છે. પણ અહીં નિર્દોષ બાળાઓના ભવ બગાડીને, ફૂલવંતીને હવે બીજું લગ્ન ન કરવાનું વચન આપીને અજાણ છોકરીઓ પરણવા માટે શક્તિની સહાય મેળવાય છે. હિંદુ ફીલોસોફીમાં સ્ત્રી એ જગદંબા સ્વરૂપ મનાય છે. ત્યારે સ્ત્રી જાતિની ઘોર વિડંબના કરનાર રાજકુમારને શક્તિ વરદાન આપે ત્યારે તે સંયોજન દેવીને ગૌરવહીન બનાવે છે. મેલાં દેવની સાધના આ પ્રમાણે થાય તે સમજી શકાય.

## વાર્તામાં માતાજીનું પ્ર–યોજન

પછી માતાજીની શક્તિનો ઉપયોગ એવી રીતે યોજ્યો છે કે એક મનગમતી સુંદરી મેળવવા જોગમાયા રાજકુમારનું સામાન્ય સાધન બને છે. મેંગળના દરવાજે ચોકી કરતા મુગલ પઠાણોને માતાજી ધારણ વાળે છે. ચંચના કહેવાથી મેંગળની દોલતની વખાર ભરવાનું કામ માતાજી પાસે કરાવે છે ને સોનનને રીઝવવા બરાબર પ્રણયકલહ વખતે જ માતાજીને ચકલી બનીને હાર ખીંટીએ મૂકવા આવવું પડે છે.

એ પછી ચંચ અને કલી મલી ને સોનનું જેની સાથે સગપણ થયેલ તે પંજુ સોની સાથે સોનીની કારીગીરીની સ્પર્ધા થાય છે તેમાં પંજુ પોતાની અકલ હુશિયારીથી સુંદર કારીગીરી નીપજાવે છે ને ચંચને બદલે માતાજી એની સામે સવાઈ કારીગીરી નીપજાવે છે. ચંચને ખાતે કોઈ બુદ્ધિ ચાતુરી કે કરામત નોંધાતી નથી, સિવાય કે માતાજીને

પોતાનાં આવા કામ કરવા પેટ કટારી નાખવાની ધમકીથી રીઝાવ્યાં તે. માતાજીની યે દશા બેસાડી.

## વિકૃતિ તે પ્રકૃતિ નથી

પછી તો ચંચ સોનલને મેળવે છે. વાર્તા બન્નેનો ઉત્કટ પ્રણુય બતાવે છે. પણુ તે પહેલાં જેને ચંચ પરણેલો એની સંખ્યાબંધ પત્નીઓને કરેલા અન્યાયનું એમાં કોઈ નિવારણુ નથી.

ચંચને સર્પદંશ થાય છે ને સૌન તે ઝેર ચૂસી ચૂસીને ચંચને બેઠો કરે છે. પણુ સોનનને ઝેરની અસર રહી જાય છે. સોનનું મૃત્યુ થાય છે ને કનોજથી આવી દિલ્હીનો પાદર સુધી પહોંચેલો ચંચ પાછો ફરે છે. જેમ શેણી જેવો સંગાથ છોડીને વીજાણુંદ પાછો ફરેલો તેમ.

ચંચ રાઠોડની વાર્તાનું માળખું, એની જુક્તિ, એની કરામતો, એની ચમત્કૃતિ વગેરે લોકવાર્તાનાં છે પણુ એમાં આવેલી વિકૃતિ તે લોકવાર્તાની પ્રકૃતિ નથી. લોકવાર્તાના અંતરમાં બેઠેલો જે સંયમ, જે સદાચાર, જે નીતિધર્મ તેનો વાર્તાના મુખ્ય પાત્ર ચંચના વર્તનમાં અભાવ છે. સોન અને ચંચના ઉત્કટ પ્રેમથી એ દોષનું નિવારણુ નથી થતું.

## વિકૃતિ તે સંસ્કૃતિ નથી

કેટલીક જુક્તિઓ વાર્તામાં ખૂબ સુંદર છે. સોન સુલક્ષણી હોવા છતાં સ્ત્રી સ્વભાવ સહજ અલંકારનો મોહ, મેંગળની આંધળી ડોશી ચંચ માથે હાથ ફેરવીને પરખી જાય છે તે કોડાસૂઝની કરામત, કારીગીરીની સ્પર્ધા વગેરે વાતનું સંયોજન ખૂબ જુક્તિદાર છે. પણુ આવી વાર્તાઓમાં આવતી જે વિકૃતિ તે સંસ્કૃતિ નથી. એટલે લોકસંસ્કૃતિને નામે આવી વિકૃતિઓ નહિ ચલાવવી જોઈએ.

'કલી મલી ને સોન'ની વાર્તા ઘણી પ્રસિદ્ધ છે. ઘણા બારોટો પાસે આ વાર્તા છે. એમાં રૂપાંતર પાઠાન્તર પણુ છે ને મૂળ સ્વરૂપને કહેણીના અલંકારોથી ખૂબ સજાવવામાં પણુ આવે છે. અહીં જે વાર્તા હવે પછીના પાને આપેલ છે તે બારોટ મામૈયા કરસન પાસેથી મેળવીને શ્રી બાપલભાઈ ગઢવી તથા શ્રી. હિંગોળદાને મોકલેલી છે. અભ્યાસીઓએ એના મૂળ પાઠો મેળવવા કોશીશ કરવી જોઈએ.



[ અનુ. ૯૭ થી ચાલુ

તાં લગણુ પત પાપની તાગી.
સપને કીધી નાર સુવાગી, ૨૦

ભળીયા બેય ને કરીયુ ભૂંડું
કર્યું બપોરે રવિએ કૂંડું;
એમાં જુવો વિચારી ઊંડું,
દેશ બધામાં થયું ન રુંડું. ૨૧

વનિતા મેલી ચડિયા વાણે,
તરત ઉતરી કાંઠે તાણે;
ધરા નાઘેર લીધી ધમસાણે,
થાનક આયો મૂળ ઠેકાણે. ૨૨

ગડે ઢોલ જાંગીરા ગડીયા
અસબા ઘોડા વાઘ ઉપડીયા;
લઇ હથીયાર સામે લડીયા,
પટંતર સુર કાયરરા પડીયા. ૨૩

ઘણી સેલણા કર મૂછે ધરીયા,
ભુપત રધિ સધિરા ભરીયા;
દેવા સઘન છલકીયા દરિયા,
કંઇક ઓવાળે માઠા કરીયા. ૨૪

માણો વજીર કળાંરી માજા,
કરમી જગો કરણુ શુભ કાજા;
લુણસકની વધારી લાજા,
રાજસભામાં ભાણુવો રાજા; ૨૫



# વાર્તા ચંચ રાઠોડની

**બારોટ આસૈયા કરસન (ટીંબાવાડી)**

કોટ કનોજના રાજા માનસિંહજીના પાટવી કુમારનું નામ વૃચંચ બીજા કુંવરનું નામ ચંચ.

રાઠોડ ઘર વધામણાં, જણ કુળ જાયો ચંચ
સોનાવરણાં ગામરૂ, જે બોલે તે સચ.

ચંચ બે વરસનો થયો માતા-પિતા પરલોકને ગામતરે ગયા. ચંચની માસી દિલ્હીના બાદશાહ વેરે આપેલાં. ચંચ એની હુફમાં ઉજરીને મોટા થાય છે. લાડ કોડમાં ઉછરેલો નટખટ ચંચ રાઠોડ જુવાન થયો. ચંચના લગન કર્યાં. પરણ્યાની પહેલી રાતે પારેવડી જેવી રાણીને પ્રશ્ન કરે છે:

એક ઝાડ અનુપ. ઉંધે શીર તપસા કિજે
ન જાવે મંગને કું, ઘર બેઠાં પાણી પિજે
ત્યાં રહે શુભ વાસ, પુરૂષ બિન બાળક આવે
ચંચ કહે સુણો સુંદરી, ઉનકા અર્થ કોઇ બતાવે
હાડ માંસ નહીં લાકડું, રેન દિવસ ત્યાં રહે;
ઇ ગુઢાર્થનો અર્થ કરી, પછી પલંગે પાવ ધરે.

આ કવિતાનો અર્થ ભોળી બાળા આપી શકતી નથી. તેથી ચંચ તેનો ત્યાગ કરે છે. એમ ફરીને લગન થાય છે. વળી એ જ સમસ્યા ઊભી થાય છે. પછી તો ચંચે બાર મહિને ને બાર મહિને લગન કરવાનું નક્કી કર્યું. અનેક આશા ભરિયું ચંચના દરબારમાં ઝૂરે છે. ચંચ કોઈની સામું જોતો નથી. દરેકને જીવાઈ બાંધી આપીને એનો ત્યાગ કરે ને કહે છે કે:

સેજે સુતાં કવણ ગણ, જેસું ન માન્યું મન્ન;
પ્રિત્ય વિનાનાં પ્રેમ રસ, જાણ્ય અલુણાં અન્ન.

એમાં ચંચના ભાભી ભાણુમતીની નાની બ્હેન ફૂલવંતી મોટીબેનને મળવા આવે છે. ચંચનો હઠીલો સ્વભાવ જોઈ તેની સાથે લગન કરવાનું નક્કી કરે છે. અને પરણ્યાની પહેલી રાતે ચંચ ઉપરનો છપ્પય સંભળાવે છે ત્યારે ફૂલવંતી હાથ જોડી વિનંતી કરે છે કે: 'હે નાથ! આપ તો ચૌદવિદ્યા ગુણજાણ છો. આ દાસી આપની બરોબરી ન કરી શકે પણ આપ મારા પ્રશ્નનો ઉત્તર આપો પછી હું ઉત્તર આપીશ." ફૂલવંતી કહે છે કે:

જનમિયો તયેં ત્રીસ ગજ, જોબનમાં ગજ ચ્યાર;
બૂઢાપણમાં બાવન ગજ, ઠાકોર કરો વિચાર.

પછી એક બીજાએ ગુઢાર્થના અર્થ કર્યા. ચંચની સમસ્યાનો અર્થ "શ્રીફળ" અને ફૂલવંતીના દુહાનો અર્થ માણસનો "પડછાયો". ફૂલવંતીની ચતુરાઈ ઉપર ચંચ પ્રસન્ન થયો અને કીધું કે "હવે બીજાં લગન નહીં કરૂં."

બેય જણાં પ્રેમમાં ઓતપ્રોત થઈ ગયાં.

રાતના ચોથે પહોર ચંચ નિંદ્રાવશ થયો અને ફૂલવંતી તૈયાર થઈ મોટી બ્હેનને આવાસે વધામણી ખાવા જાય છે ત્યાં ભાણુમતીને સુતેલાં જોઈ બાજુમાં પોતે પોઢી જાય છે. આખી રાતના ઉજાગરાને લઈ ફૂલવંતીને ગાઢ નિંદર લાગી ગઈ. ભાણુમતીને જાગતાં ધ્રાસકો પડયો કે:- ફૂલવંતીનો ય ભવ બગડયો લાગે છે. ક્રોધે ભરાણેલી ભાણુમતીએ દિયરને પોતાને મહેલે બોલાવ્યો. અંતરમાં અગની છતાં ઉજળુ મોઢું રાખી તેલનું કચોળું લઈ લાડકા દિયરના માથામાં તેલ નાખવા બેઠી. અને માથાની લટ એવી તો ખેંચી કે ચંચ ચમકી ગયો અને કહે છે કે:

તેલ કટોરા હથ લઇ, ભાણી વેણ્ય સંભાળ્ય;
ચટકો લાગ્યો સુજ ચિત્ત, હથડા તોજા બાળ્ય.

ઉત્તરમાં ભાણુમતી કહે છે કે:

નતની ગોરી પરહરી, નતના નવલા નેહ;
મેંગા હંદે માળિયે, ઓ અપ્સર વરેહ.

દુહો સાંભળીને ચંચ પૂછે છે કે:

કોણ નગર મેંગો વસે કોણ સમુદ્રા પાર,
ઇ અપ્સર લાવતાં મારે લાગે કેતીક વાર!

ત્યારે જવાબમાં ભાણુમતી કહે છે કે :

મધ દરિયે મેંગો વસે, સાવતણોં સોનાર;
ઇ અપસરા લાવતાં, લાગે ઝાઝી વાર.

ચંચ કહે છે કે: "ઈ અપસરાને વરૂં તો જ કનોજનું પાણી ખપે. મને માહિતી આપો."

ભાણુમતી કહે છે કે "દિલ્લીના બાદશાહ ના માનેતા સોની મેંગળની ત્રણ દીકરિયું છે "કલી–મલી અને સોન." ચંચ દિલ્લી જાવા તૈયાર થયો. થોડા માણુસો લઈ હાલી નીકળે છે. ત્યાં ચંચની રાણી ફૂલવંતીને આ વાતની ખબર પડે છે અને તે પોતાની બેન પાસે આવીને કહે છે કે: "બેન! તમે ભારે કરી. હું તો જીતી બાજી હારી ગઈ." પછી ભાણુમતી ચંચની આડી ફરીને વિનવે છે કે:

ચંચ વાળશો ચોવટા, વગડે રેશો વાસ;
વાણોતર થઇને વાઢશો, ઘર સોનારા ઘાસ.

ચંચ કહે છે કે: "હે ભાભી જે થવાનું હશે તે થાશે, તમે ચિંતા કરોમાં :"

ગજે દંતુશળ કાઢિયા, પાછા નહીં પેસંત;
હથ હને પગ પેઘડે, ચડિયો ઘોડે ચંચ.

ચંચ દિલ્લી તરફ ચાલતો થયો. રસ્તામાં માતાજીનું મંદિર આવ્યું. રાત્રે સૌ સૂઈ ગયા પછી તલવાર લઈ માતાજીના મંદીરમાં કમળ પુજા ખાવા તૈયારી કરી. જ્યાં ગળે તરવાર માંડે ત્યાં તો માતાજીએ ચંચના હાથ પકડી લીધા.

મરતાં દેખી માનવી દેવી મન દુભાય;
કોટ કનોજનો રાજીયો, કાં કમળ પુજા ખાય?

માતાજી ચંચને કમળ પુજા ખાવાનું કારણ પૂછે છે, અને ચંચ એનો જવાબ આપે છે કે:

ભાલીએ દીનો મેણુલો, ચંચ કે ચઢી રીસ;
સોનલનો મળે સાથડો, નકર શકત ને ચડાવું શીશ.

ચંચના આ વેણુ સાંભળી માતાજી કહે છે કે:

આપ ભવાની ઓચરે, સરસત વેણુ શકત;
મહીને ત્રીજે તે મળે, સંચ તું માને સત્ય.

માતાજી કહે છે કે: "હે ચંચ! તું દિલ્લી જા. સંકટ પડે ત્યારે મારૂં સમરણુ કરજે. આસ્થા રાખીશ તો માતાજી તારી મનોકામના પૂરી કરશે."

આશીરવાદ મેળવી ચંચે દીલ્લી તરફ પરિયાણુ કર્યાં અને સરવરિયા ગામે આવી બગીચામાં મુકામ કર્યો. ચંચને રાત્રીએ સ્વપ્નુ આવે છે. પોતે સપનામાં સોન સાથે ફેરા ફરે છે. ત્યાં ચાકરે આવીને પગે હાથ દીધો ત્યાં આંખ્ય ઊઘડી ગઈ:

સુતા હુવા વૃક્ષ થડ, હૈડે હરખ થિયા;
મેંગા હુંદી બાગમેં, મુંજા વિધાતાએ વીવાકિયા.

ચંચ દિલ્લી પહોંચ્યો. મરકડીયા કુંભારને ત્યાં ઊતરે છે. એક ઓસરીએ બે ઓરડા. એમાંથી ચંચને એક ઓરડો કાઢી આપ્યો. એક દિવસ કુંભારની મા વાસીદું વાળે છે ત્યાં ચંચના માણુસથી બોલાઈ ગયું કે: "ડોશીમા! ધૂળ્ય ઉડાડોમાં" એમાં ચંચના માણુસ સાથે બોલા ચાલી થઈ, કારણુ કે આ કુભાર્યને કોઈથી ડોશી કે'વાતું નહીં. લાડી વહુ એનું હુલામણું નામ એટલે એને લાડી વહુ કહેવું જોઈએ. નામ તો હતું ડાહી પણુ લખણુ ગાંડીનાં. ચંચ જાગી ગયો. વચ્ચે પડી સમાધાન કરાવ્યું. માણુસોને દિલ્લીમાં ફરવા મોકલી દીધા. એકાંત મેળવી લાડી વહુને કલી મલી ને સોનની માહિતી પૂછે છે :

ડાહી ડોશી કહે : "અરે દરબાર! એનું તો નામ લેવાય એમ નથી. મેગા સોની ઉપર બાદશાહના ચારે હાથ, મને કાંઈક જાણુતો રસ્તો બતાવું. મારી ભેરૂડી કંકુડી માલણુ છે તે રોજ તેને બંગલે જાય છે. એની પાસેથી વધુ જાણુવા મળશે."

ચચે ડાહી ડોશીને રાજી કરી.

ડાહી ડોશીએ બોલાવી કંકુડી માલણુને. ચંચે કંકુડીને કલી મલી ને સોનનો મેળાપ કરાવી દેવા કહ્યું. કંકુડી કહે એના ઘરે જવાય નહિ. બધાયના ઘરની પછીત એની શેરીમાં પડે. કોઈથી બારણું મુકાય

નહિ. પણ મારી પાછળ પાછળ ચાલ્યા આવજો. હું લાકડી પછાડું એ શેરી મેંગા સોનારની માનજો. ચંચે કંકુડીને પણ વેઢ વીંટિયું આપી રાજી કરી. રાત પડી ત્યારે કંકુડીએ ડોશીનો વેશ ધારણ કર્યો ને ચાલી આગળ. મેંગા સોનારની શેરીએ લાકડી પડતી મેલી પણ ત્યાં તો : પકડ્યો ચંચને ચોકીદારોએ હથિયાર, પડિયાર લૂંટી લીધાં. ઠાર કરવાની વેતરણ કરે ત્યાં માંડ ભાગીને કુંભારને ઘેર પાછો આવ્યો. કંકુડી કહે પહેરેગીરને ધારણ વળે તો જવાય. બીજે દિવસે માતાજીનું સ્મરણ કરતાં પહેરેગીરને ધારણ વળ્યું.

દરવાજે ચંચે દેખિયા, કર ગ્રહી કબાન;
રાતા મુખા રોહીલા, પ્રાજા મુગલ પઠાણ.

ગરીબ સોનારનો વેશ પહેરેલો, ખંભે કોથળો અને કોથળામાં ઘરેણાં ઘડવાનાં સાધનો લઈ માલણની મદદથી ચંચ મેંગાના બગીચામાં દાખલ થાય છે :

આગે ચલી માલણી, પીછે ચંચ ચકોર;
મેંગા હંદા બાગમેં, ઘુઘર રા ઘમઘોર.

ચંચે આવીને જ્યાં બગીચો જોયો ત્યાં તો :

વાવ્ય સચંગી વાડિયાં, ચંગી નાર સોનાર;
મેંગા હંદા બાગમેં, ભમરા કરે ગુંજાર.

અજાણ્યા પુરૂષને જોઈ મેંગાની પુત્રી પ્રશ્ન કરે છે કે :

કઇ દશ્યથી આવ્યો પંથિયા, કઇ દશ્યે પરિયાણ;
મેંગા હંદી બાગમેં, રિયો લાલચ લગાડય ?

ત્યારે આ અજાણ્યો પુરૂષ પૂછે છે કે :

કોણ દેવળરી પૂતળી, કોણે ઘડી સોનાર;
કિયા રાજાની બેટડી, કોણ પુરૂષ ઘર નાર ?

નહીં દેવળરી પૂતળી, નહીં ઘડી સોનાર;
અસુરો રેવત ખેલવે, સો પુરૂષ ઘરનાર.

બાગે રમતી સોનારિયાં દેખણ લગા ચંચ
મેંગાહંદી બાગમેં ભાભીએ કિયો સમજાય સચંગ

ચંપાના છોડ પર સોનલ એની બેનો સાથે ફૂલ વીણે છે. કંકુ માલણ ત્રણમાંથી સોનલને સંકેતથી બતાવે છે. અને ત્યાંથી ચાલી જાય છે. સોનને ફૂલડાં વીણતી જોઈ ચંચ કહે છે કેઃ

ચંપા તું સભાગિયો, ઉપર અંબે કી છાંય;
સોનલ વીણે ફૂલડાં, લંબી કરકર બાંય.
ચંપો કે હું ન સભાગિયો, સભાગી સોનલ જા ચીર,
અમને ઉતારી અળગાં કરે, ઇ વીંટી લીએ શરીર.

ચીર કે અમે ન સભાગિયાં,
સભાગી જમનાનાં નીર;
અમને ઉતારી અળગાં કરે,
એને સોંપી દિયે શરીર.

આ બાઈયુંએ ચંચને આવકાર્યો. ફાટલતૂટલ લૂંગડાં માં રૂપ નીતરે છે, જાણે બીજો નળરાય વનમાં રઝળતો ન હોય ? આ બાઈયું ચંચને છોડ રોપવાનું કહે છે. ચંચ હાથથી ક્યારો બનાવે છે આ જોઈને સોન કહે છે કે : "તમારૂં નામ શું ?" ચંચ કહે છે કે : "મારૂં નામ મઘડો સોની". સોન પૂછે છે કે "તમે નોકરી કરશો ?" મઘડો હકારમાં જવાબ આપે છે.

સોન એના પિતાજીને સમજાવે છે કે આપણો નાતીલો છે. ગરીબ માણસ છે. નોકરીમાં રાખી લ્યો તો સારૂં. દીકરીની ઈચ્છા જોઈ મેંગળે હા પાડી. સોનલે પોતાના બાગમાં પંખી ઉડાડવા રાખ્યો અને રહેવા માટે ઓરડી કાઢી આપી. સવારે સોન મઘડાને દાતણ કરતો જુવે છે.

દાતણ કરતો પેખીઓ, સાચબો નહીં સોનાર;
હેમ ન ઘડ્યું હથડે, આતો-વાઘુંનો ટેકણહાર.

સોનને મઘડા સાથે પ્રીતિ બંધાય છે. એક બીજા ઘડી પણ અળગાં રહી શકતાં નથી. મેંગળ મઘડાને કોલસા લેવા મોકલે છે. આ મઘડો તો કનોજનો ફટાયો. જંગલમાં કોલસા પાડવા થોડો જાય ? શહેરમાંથી કોલસા વેચાતા લઈ પોઠ્યું ઉતારે છે.

મેંગળ કહે : "મઘડા ! અમારી બે મોટી વખારૂં તે કોલસાથી ભરી દે.".

મઘડો કહે : "એક સાથે જોઈએ તેટલા માગી લ્યો."

સોનલ કહે : આવણ ભાદરવો ચાલે તેટલા કોલસા

ઘડી દે.'' ચંચ ઉતારે આવ્યો. માતાજીનું સ્મરણ કર્યું. માતાજીએ ભૂતાવળને બોલાવી બેય વખારું ભરી દીધી. મેંગળ સોનને કહે: "મઘડો તો સોનાની કુકડી છે. એને જાળવજે". પછી તો મઘડો મોજું માણે છે.

મેંગળ પણ મઘડા ઉપર ખૂશી થાય છે. મેંગળે હિન્દુસ્તાનમાં ખ્યાતનામ કારીગર સોનીના દીકરા પજુ વેરે ત્રણેય દીકરીનું સગપણ કર્યું છે. આ દીકરીની વડસાસુ ગુજરી જતાં મેંગળ પોતે ન'ત પટેલ છે. એટલે કુટુમ્બ સહિત કારજ ઉપર જવાનું થાય છે. સોન એકલી ઘરે રોકાય છે. મઘડાને પણ ઘર સાચવવા રોકે છે. બધા ગયા પછી સોન મઘડાને આવાસમાં બોલાવે છે:

કુંદન વરણી કળાંઇઆં, ઇ અપ્સરનાં એંધાણ;
સોનલ નાખે તાળિયું, ઝીલે થઇ અજાણ.
એકલ થંભે માળિયે, નીસરણી લગાવે;
વાતું કરવા વલહા, ઓરો મહોલે આવે.

સોન અને મઘડો સોગઠે રમે છે:

મોતી ભરિયલ કૂરડી, બેઠાં રમત કરે;
કુડા સચા હલિયે, ચંચ દીલમેં ધરે.

કુંદન વરણ કળાંઇઆ, ઇ અપ્સરનાં એંધાણ:
સોન દાવ અચંદી કાંકરી, મારી થીંદી મેલાણ.

પછી તો મઘડો અજાણપણું મૂકી દઇને સોનની કાંકરીને મારે છે. સોન કહે કે:

કાચે દાવે ન મારિયે, સો પડયા સાંઢાળ;
મુંને લાગે મેણલું, હું કુળવંતી નાર.

સોને ખોટી રીસમાં આવી અને દાસી ધીંગડમલીને કહ્યું કે: "આને પઠાણોને સોંપી દે" ત્યાં તો મઘડાએ માતાજીનું સ્મરણ કર્યું. માતાજીએ ચકલીનું રૂપ ધરીને અલૌકિક હાર ખીંટીએ મૂકયો. મઘડાએ હાર લઈને ફેરવવા માંડયો. આવો અલૌકિક હાર જોતાં સોનની રીસ ઉતરી ગઈ. મઘડાએ ઓરડીએ જવા રજા માગી.

સોન કહે: "મઘડા! હવે તો અહીં જ રોકાવાનું છે. લાગી લગન છૂટે નહીં. મઘડો કહે કે: "તારા બાપને ખબર પડશે તો મારૂં મોત થશે." ત્યારે સોન કહે છે કે:

ચંદનનાં મગાવું લાકડાં, ચૌટે ખડકાવું ચેહ;
મુજ કારણ તુજ મારશે, તો બળશું આપણ બેહ.

કલી–મલી અને મેંગળ ઘેર આવ્યા. બેય બેનુએ સોનની ડોકમાં હાર જોયો. પિતા પાસે વેન લીધું. હાર જોતાં મેંગળનું ગુમાન ઊતરી ગયું અને ઘરમાં કજિયો ગર્યો. દીકરિયુંના ઝગડાથી કંટાળી મેંગળે સોનાનો હાર લઈને પાતશાહને ભેટ આપ્યો, અને કીધું કે: "હિન્દુસ્તાનના કારીગરોની હરિફાઈમાં આપણા દિલ્લીના કસબ વધ્યા. અમારા નાત્ય મેળામાં આ હાર સૌથી ચડિયાતો ગણાણો.

બાદશાહે આ હાર જોઈ કહ્યું કે: "આ હાર ઘડનાર કો'ક બીજું છે."

મેંગળ ખોટું બોલ્યો કે: "જહાંપનાહ આ હાર મેં પોતે જ ઘડયો છે."

બાદશાહે તે હાર દીવાલમાં પછાડીને ટૂકડે ટુકડા કરી નાંખ્યા. મેંગળને કહ્યું કે: "આવો હાર એક અઠવાડિયામાં બનાવીને મારી પાસે લાવો. નહીં બને તો તારૂં મોત આવ્યું તેમ સમજી લેજે."

મેંગળ આવી મઘડાને કહે છે કે "આવો હાર બનાવી દે." મઘડો કહે છે કે "ઈ પળ હવે ન આવે." મેંગળ કહે કે "તો તો મારૂં મોત જ આવ્યું કહેવાય." બાદશાહ રોષે ભરાશે, મને લૂંટી લેશે અને દેહાંત દંડની સજા દેશે. મારી જિન્દગી બચાવવી તારા હાથમાં છે."

મેંગળ સોન ને ભલામણ કરે છે કે: "મઘડો આવો જ હાર ઘડી આપે તો મહેનતણામાં ઈ જે માગશે તે હું આપીશ." સોનની સલાહ પ્રમાણે મઘડાએ મેંગળ પાસે લખાણ કરાવી લીધું અને મેંગળે કાંડાં કલમ કરી આપ્યાં.

મામા મેણાં મારમાં, હમણાં ગૂંથું હાર;
સારો શેર સુણાવમાં, ચૂપ રહે તું ગેમાર.

પછી બીજે દીવસે એવો જ હાર મઘડાએ માતાજી-નું સ્મરણ કરી મેળવ્યો અને આવી સોનના હાથમાં આપ્યો. સોને તે હાર તેના પિતાને આપ્યો. અને મેંગળે કચેરીમાં બાદશાહ પાસે રજૂ કર્યો. હાર જોઈને બાદશાહ કહે છે કે: "બોલ કયા કારીગરે આ હાર ઘડયો છે? સાચી વાત કરી દે." બાદશાહની લાલ આંખ્યું જોઈ મેંગળ માની ગયો. ભૂલ કબુલ કરી અને મઘડાનું નામ આપ્યું. બાદશાહે મઘડાને બોલાવ્યો. મઘડાએ મેંગળ સાથે કરેલ કરાર રજૂ કર્યો. કરારનામું વાંચી બાદશાહ ખુશી થયા. અને કીધું કે તારી શરત પ્રમાણે ઈનામ માગી લે. મઘડાએ કલી મલી ને સોનની માગણી કરી. મેંગળ મુંઝાણો ને કહ્યું કે એ ત્રણેનું તો સગપણ મેં પંજુ સાથે કર્યું છે. બાદશાહ કે "બોલાવો પંજુને, મઘડા સાથે હરિફાઈમાં ઊતરે. જે જીતે તેને ત્રણેયને વરે."

મઘડાની સામે પંજુ કચેરીમાં આવ્યો અને કારીગરી બતાવી ને કસબની હરિફાઈ ભર દરબાર વચ્ચે થઈ.

પહેલો કસબ:

રૂપા હંદા મોતીડાં, પંજુએ બનાયા;
ચંચે હંસને સજ કરી, મોતી ચુગાયા.

બીજો કસબ:

સોના હંદી ચરકલી. પંજુડે બનાઇ;
ચંચ સીચાણો સજ કરી, સો લીની ચુગાઇ.

ત્રીજો કસબ:

સોના હંદા સરપલાં, પંજુડે બનાયા;
મઘડે મોર પેદા કર્યા, ટુક ટુક કર ખાયા.

ચોથો કસબ:

સોના હંદા અઘલા, પંજુડે બનાયા;
મઘડે સિંહ પેદા કર્યા, એક થાપે ઉડાયા.

પંજુ હાર્યો મઘડો જીત્યો. બાદશાહે કલી મલી ને સોનને મઘડા સાથે પરણાવવાનું નક્કી કર્યું. પંજુ નિરાશ થઈ ગયો. ચંચને પંજુ માથે દયા આવી. બાદશાહ અને મેંગળના કહેવાથી કલી મલી બેય પંજુને આપે છે. બાદશાહ ધામધૂમથી ત્રણેયનાં લગન કરે છે. દિલ્લીમાંથી જ મઘડાની જાન તૈયાર થાય છે. ડાહી વહુ વરમા બને છે. કંકુ સાલગુ મઘડાનાં લૂણ ઊતારે છે. આજે મઘડો બીજા ઈન્દ્ર બની તોરણ આવે છે:

માંડવ રચાગ્યો મોતીએ, બેસણ ઢાળ્યા પાટ;
સોઈ માહુ ભલે પધારીયા, જેની જોતાં વાટ.

ચતુર નારી ને છેલ નર, મનગમતાં મળ્યાં;
સાકરમેં હે સખી, ભેળાં દુધ ભળ્યાં.

કેસરિયા વાઘા કિયા, શાહજાદા સગ જાણ;
ચંચ ચોરીથી ઊતર્યો, ભીંનેવાદળ ભાણ.

કેસરિયા વાઘા કિયા, ઓપે જાન અવલ;
ચંચ ચોરીથી ઊતર્યો, હરસર માથે ફૂલ.

વરઘોડિયાં મેંગળની માને પગે લાગવા આવે છે. ડોશીમાની આંખે અંધાપો છે અને અંતરમાં દાહ બળે છે અફસોસનો પાર નથી સોનને એની દાદીમા કહે:

તેલ ને બાટી જમતો, સાથી મઘડો સોનાર;
સોનલ સેં વીવા કર્યા, ફટ ભૂંડા કીરતાર!

ત્યારે સોન તેની દાદીમાને કહે છે કે:

અમ્મા માહું ન લગાવ, ન કઢ એડી ગાલ;
મઘડો સુંજો વાલમો, મૂકે ડીનો કિરતાર.

દાદીમાને કહે:

ચંદનવાટી વાડ ન કરિયે, ઘેલી તું રૂપે ન રાચ્ય;
જાત ન જાણી અણ રૂખરી, ફળ ત્રોડી રસ ચાખ્ય?

સોન કહે છે:

ફળ તોડી રસ ચાખિયો, ચમકન લાગ્યો શીશ:
સુંમન લાગ્યો ફળ શું, કડવો હશે તોય પિશ.

હે દાદીમા!

દિલ લગા સો લગા, હાડ ન સગા હોય;
મા દેખે મેરી જલે, દેખ પટંતર સોય.

પછી તો આંધળી દાદીમાએ વરરાજા સાથે હાથ ફેરવ્યો અને ઓળખી ગયાં કે: "આ મઘડો ન હોય.

આ તો કોટ કનોજનો રાજિયો છે :

"એ નાનો હતો ત્યારે પાતશાહને મહેલે એની માસી પાસે મોટો થયેલો. એક દી હુરમું જમના નદીમાં નાવમાં હવા ખાવા ગઈ. હું ય ભેગી હતી. આ ચંચ અટકચાળો બહુ. ઉલળકો માર્યો તે જઈ પડ્યો જમનાજીમાં. પાછળ કોઈ ન પડયું. ત્યારે હું પડી ને ચંચને બહાર કાઢેલો. કેમ ચંચ સાચી વાત ને? વાહ ! દીકરી તારાં રૂડાં ભાગ્ય !"

મેંગળને અને બાદશાહને આ વાતની જાણ કરી. ચંચ ઘણા દિવસ દિલ્લી રોકાઈને ત્યાર બાદ સોનને તેડી કનોજ આવ્યો. પોતાની ભાભીને આવી બન્ને પગે લાગ્યાં અને ચંચે કહ્યું કે : "લ્યો ભાભી, આ ચગીનાર સોનાર."

ભાઈ ને ભાભી ખુશ થાય છે. ચંચ ફૂલવંતીને મળે છે. સોન ફૂલવંતી અને ચંચ આનંદથી રહે છે. સુખમાં દિવસો વીતાવે છે. મેંગળ સોન અને ચંચને દિલ્લી તેડાવે છે. સોનને તેડી ચંચ દિલ્લી આવ્યો. સોનને બગીચો પ્રિય હતો તે બગીચામાં બેય ફરી રહ્યાં છે. ત્યાં ચંચને બગીચામાં સર્પ દંશ થાય છે. તાબડતોબ મેંગળને અને બાદશાહને ખબર આપવામાં આવ્યા. દોડદોડ થઇ પડી. સર્પનું ઝેર ઊતારનારા આવી પહોચ્યા. પણ ઝેર ઊતરતું નથી અને ચડતું જાય છે. હકીમોએ બધા ઈલાજ અજમાવ્યા. કોઈ કારી ન ફાવી ત્યારે કહે આનું ઝેર કોઈ ચૂસી લ્યે તો જ બચે તેમ છે :

આક્રંદ કરતી સોન જમડાને કહે છે કે :

જમડા તું મુજ ભાઈલો, આલું લાખ સવા;
તે મારે ઘેર પ્રોણલો, ચંચને મેલી જા.

જમ કહે છે કે :

ઘેલી સોનલ બાયડી, ભર ભર મ રોય;
જમડા લેવે લાંચડી, તો કુળમાં મરે ન કોય.

ત્યારે સોન આક્રંદ છોડીને ચંચને અંગૂઠે વળગે છે ને ચસક ચસક માંડે છે ઝેર ચૂસવા. ચૂસતી જાય ને થૂકતી જાય. આ બાજુ ચંચને ઝેર ઊતરતાં તે બેઠો થાય ને આ બાજુ સોનને ઝેરની અસર થાય. હકીમોએ એના ઈલાજ શરૂ કર્યા પણ ઝેરની અસર સોનમાં રહી ગઈ અને માંડી દૂબળી પડવા. ચંચ ચાકરી કરવામાં કાંઈ કમીના રાખતો નથી.

કનોજથી મોટાભાઈનું તેડું આવતાં ચંચ કનોજ ગયો ને સુકાતી જતી સોને અહીં દિલ્લીમાં દેહ પાડયો. પાછા ફરેલા ચંચને દિલ્લીના પાધરમાં જ જાણ થઈ. હવે દિલ્લી જઈ શું કરું ?

સરોવર સૂકયું, જળ ગિયું,
હંસો હંસી ન જાય;
પ્રીત વળાવી પાળશું,
હવે કાંકરિયું ચણ ખાય.

સીમાડેથી જ ચંચ પાછો વળ્યો. આખો જનમારો સોનલ પાછળ ઝૂરી ઝૂરીને કાઢયો.

ડુંગર માથે દવ જલે, બન પાન જલે અંગાર;
જાકી હેડી હલ ગઈ, તાકા બુરા હવાલ.

*

## હો લાડકડી !

ઢોલય ઢૂબ્યો રે હો લાડકડી !
પાછળ ઊભું પાદર ખાવા ધાય.
મારી દીકરી રે ! હો લાડકડી !
આજ તને સાફો લઇને જાય.
સહિયર સૂની રે હો લાડકડી !
ગીતડાં ડૂસકે કંપ્યાં જાય.
માંડવ મૂંગો રે હો લાડકડી !
હડિયો કરતી શેરી ભારે થાય.
ઘરના ખૂણે રે હો લાડકડી !
માવડી આંસુડાં લૂછતી જાય.

—રતિલાલ સથવારા

# રામજી ભડ

નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)

આપણા હિન્દુધર્મના શસ્ત્રોમાં કોઈ અગમ્ય કારણે સમુદ્રપારની મુસાફરીનો નિષેધ કરેલ છે. સિંધની પહેલેપાર આવેલી અટક નદી નહીં ઉતરવાની ધર્મઆજ્ઞાની વાત ઈતિહાસમાં મળી આવે છે. તો પણ છેલ્લા બે ત્રણ સૈકાથી આપણા કચ્છ કાઠિયાવાડના સાહસવીર દરિયા ખેડૂઓએ અરબી સમુદ્રને પહેલે પાર આફ્રિકામાં પહોંચી ત્યાં મોંઝાબિક અને ઝાંઝીબાર જેવા અજાણ્યાં સ્થાનોમાં પોતાનું વર્ચસ્વ જમાવ્યાના, તેમ જ રામસીંગ માલમ જેવા કચ્છી વીરલાઓ ઠેઠ યુરોપનાં સ્પેન જેવા દેશોમાં પહોંચી ત્યાંથી પોતાના વતન માટે હુન્નર, ઉદ્યોગ અને લક્ષ્મી ખેંચી લાવ્યાના ઘણા દાખલા ઈતિહાસને પાને લખાયેલા છે.

ભારતમાંથી અરબીસમુદ્ર ઓળંગી આફ્રિકાને પૂર્વકિનારે પ્રથમ પગ માંડનાર કચ્છ કાઠિયાવાડના લોહાણા ભાટિયા અને વાઘેર વીરો હતા. આ પહેલાં કદાચ આપણા સાહસવીરો ભારતનાં કાંઠે કાંઠે ચાલી જતા હશે. એમ આપણી જૂની વાતો અને દંતકથાઓ ઉપરથી જાણવા મળે છે.

આપણે લખવાની વાતનો સાલ, સંવત વાંચવા મળ્યા નથી. એટલે લખી શકાયા નથી. પણ દોઢસો એક વર્ષ આ વાતને થયાં હોય એમ લાગે છે. આપણી વાતના નાયક શ્રી રામજી ભડ—ઠક્કર રામજી પ્રાગજી કાઠિયાવાડના જામનગર તાબાના ખંભાળિયા ગામના વતની હતા. કચ્છ, મુદ્રાના ઠક્કર જેરામ સવજીની પેઢી જંગબાર અને આફ્રિકા વચ્ચે મોટા પાયા ઉપર ગુલામીનો વેપાર કરતી. આ શેઠિયાઓ વૈષ્ણવ ધર્મ પાળતા. સવારના પ્હોરમાં નાહી ધોઈ પૂજાપાઠ કરી તિલક કરી કંઠી ધારણ કરનારા, છતાં ગુલામીનો વેપાર જેવો અધમ ધંધો કરવામાં પાપ માનતા નહોતા.

શેઠ જેરામ સવજીના ગુલામીના વેપાર—ધંધા ઉપર દેખરેખ રાખનાર આપણા રામજીભા ભડ પણ તિલકધારી વૈષ્ણવ હતા. આ રામજીના નામનો આફ્રિકામાં કોરડો ફૂટતો, આફ્રિકાનાં જંગલોમાં વસનારી કાળી હબસી પ્રજા રામજીના નામ ઉપર દિન–રાત શ્રાપ વરસાવતી.

નાનાં પશુઓ જેમ વાઘથી ડરે એમ ગુલામીના નાના વેપારીઓ રામજીભાથી ડરીને ચાલતા. રામજીભા ગુલામી વેપારનો રાજા ગણાતો. આફ્રિકાના ઉંડાણની મુસાફરીમાં કોઇ વેપારીને રામજીભા સાથે લઈ જાય તે વેપારી ભાગ્યશાળી ગણાતો. બધા વેપારી રામજીભાઈની ખુશામત કરતા એવો એ કાઠિયાવાડી ભાટિયો હતો.

એક વખત રામજીની હથિયારધારી ટોળીએ દરિયા કાંઠાથી આફ્રિકાના ઉંડાણમાં વસતા એક નાના હબસી ગામ ઉપર ધાડ પાડી, પકડી પાડેલ વીસ લોઢી તરબોળ હબસીઓને એક સાંકળ ડોકમાં પહેરાવી, એમને અને એમના જેવા અનેક કમ-નસીબ માનવીઓ માટે વાટ જોઈ રહેલ એક જહાજમાં ચડાવી દેવામાં આવનાર હતા. કુદરતને ખોળે રમતા આ માનવ બાળો ઉપર જુલમ કરવામાં વૈષ્ણવ વેપારીઓને જરાયે હિંસા કે દોષ દેખાતો નહોતો.

દુનિયાના બધા ધર્મો ગુલામીને પાપ ગણાતા નહીં. આ જહાજ અમેરિકા, બ્રાઝીલ, ચીન, સ્પેન અને ઈરાન જેવા દેશોમાં જ્યાં ગુલામોનાં ધીકતાં બજારો ચાલતાં ત્યાં લઈ જવામાં આવતાં. આવી સાંકળમાં વીસ ગુલામોની એક હાર ચાલી જતી હતી. વીસ આંકડા અને લોખંડના પટ્ટા દેઢેક ફૂટની સાંકળ અને આંકડો રહેતો. આ તાલદાર સાંકળનો આંકડો ગુલામની ડોકના લોખંડી પટ્ટામાં જડવામાં આવતા. આ સાંકળથી જોડેલા ગુલામોની હાર ચાલતી તેની આગળ ચાર હથિયાર-

ધારી સિપાઈઓ ચાલતા. ચાર સિપાઈઓ હારની પાછળ ચાલતા. માલિક, મુનીમ, અને સિપાઈઓનો સઘળો સામાન આ સાંકળના ગુલામો માથે મૂકાતો. આ રીતે સાંકળથી જકડી ગુલામો લઈ જવાની રીત માલિકોને સરળ પડતી. આવી સાંકળમાં જકડાયા પછી ગુલામો તોફાન કરી શકતા નહીં.

જરા સરખું અડપલું તેમના શ્વાસ રૂંધી નાખતું. ગુલામોના હાથપગ છૂટા રહેતા, એટલે બોજ ઊંચકવામાં તેમ જ લાંબી મુસાફરી કરાવવામાં સુગમ પડતું. ગુલામોને માટે આ સાંકળ ભારે દુષ્કર હતી. વર્ષો પહેલાં આવી એક સાંકળ આફ્રિકાની ધરતી ઉપર લાઈન બંધ ચાલી આવતી હતી.

આગળ પાછળ પહેરેગીરો હતા. સૌ પાછળ એક સેનાપતિની અદાથી બંધૂકધારી યુવાન ચાલતો હતો. આ યુવાન આપણો રામજીભા હતો.

આ શેતાની સાંકળનો તોલદાર પટ્ટો લોખંડી ધારથી ગુલામની ગરદનમાં રહેતો. આગળ પાછળની તોલદાર સાંકળ અને પટ્ટાનાં તોલથી પટાની ધારો તેજીલી તલવાર બનીને ગુલામની ગરદન છોલતી. સોજેલી ગરદનમાંથી લોહીના રેલા ચાલતા. સાંકળના આંકડા દાઢી સાથે વારંવાર અથડાઈને હાડકાં સુધીનો જખમ કરતાં. થાકથી કે દુઃખથી એકાદ કેદી લથડિયું ખાય તો વીસેયની સાંકળને આંચકો લાગતો. આવા દોષ બદલ પહેરેગીરોનાં હંટર કોરડા ગુલામોનાં શરીર ઉપર પડતા. લીલા જખમ અને લોહિયાળ ઉઝરડા થતાં. આ જખમો ઉપર આફ્રિકાનો તીક્ષ્ણ તાપ જાણે લૂણ ભરતો.

સાંકળના આગલા અને પાછલા ગુલામને એક એક સાંકળનો બોજ ઓછો રહેતો, પણ તેનો બદલો કંઈક કસુર થતાં પહેરેગીરના દંડા તેના ઉપર અદૃશ્ય પડતા એટલે વળી રહેતો. આ પહેરગીરનો નાયક એક કાઠિયાવાડી ભાટિયો જુવાન ટૂંકું ધોતિયું, ટૂંકી કાળી બંડી, માથે લાલ મખમલની ટોપી પહેરતો. કેડે ચામડાનો લાલ પટ્ટો. એમાં લાંબો છરો અને લાંબી વાધરિયોવાળો જોરબધ રહેતો. ખભામાં જોટા બંધૂક ઝુલતી. બંધૂક ઉપરની ત્રણધારી સંગીન ગુલામોનાં દિલ ધડકાવતી. કાળજા કંપાવતી આ સંગીન ગુલામોનાં શરીરમાં પાડેલા કાણાંમાં હજુ લોહી ઝરતાં અને ભાટિયા જુવાનની નિષ્ઠુરતાંનો પૂરાવો આપતાં.

આ ક્રૂર જુવાન કોઈના ઉપર દયા નથી દાખવતો. એને આફ્રિકામાં ઈશ્વર જેવું કંઈ નથી એમ લાગતું. આ જુવાન તે આપણો રામજી ભડ હતો.

એક વખત ગુલામોની સાંકળ આગળ ચાલતી કરી રામજીભાઈ બેઠો. ચલમનો દમ ખેંચ્યો. એકાએક ગોળીબારનો અવાજ સાંભળ્યો. ભયંકર ચીસ સાંભળી. અવાજ ઓળખ્યો. નક્કી ગુલામોએ તોફાન જગાવ્યું માની ચલમ ખંખેરી પ્રાગજી દોડ્યો. થોડેક જતાં ગાઢ જંગલમાં બન્ને બાજુઓની ઝાડીઓ ખસી ગઈ. નાનકડું મેદાન આવ્યું. મેદાનને છેડે આવતાં ભયંકર દ્રશ્ય જોઈ રામજીની આંખો ફાટી ગઈ. થીજી ગયો. જડ બની ગયો. એના પહેરગીરો પથ્થરના હોય એવા જડ બની ગયા હતા. મોંમાથી કારમી ચીસો નીકળતી હતી. અચેતન જેવા ઊભા હતા. સામેથી વીશેક કદમ ઉપર એક વીફરેલો છંછેડાયેલો આફ્રિકાનો એકલશીંગી ગેંડો મોઢામાંથી વરાળો કાઢતો, ફૂંફાડતો, છીંકતો રૂદ્ર સ્વરૂપ ધરી આવી રહ્યો હતો. લાલ ટાંડા જેવી આંખો છે જેની, એવો મહાકાય ગેંડો જંગલમાંથી ગુલામોની સાંકળ ઉપર દોડતો આવી રહ્યો હતો.

આફ્રિકાનાં અફાટ જંગલનો રાજા વીફરે છે ત્યારે હાથી કરતાં બળવાન, સિંહ જેવો ઝનુની અને વાઘ જેવો ક્રૂર બની બેસે છે. આવું ભયંકર જીવતું મોત પોતા ઉપર આવતું જોઈ ગુલામોની જીવતી સાંકળ ચીસાચીસ અને ખેંચાખેંચ કરતી જમીન ઉપર ઢગલો થઈને પડી. પણ ગેંડાનો પહેલો હલ્લો પહેરેગીરો ઉપર થયો.

ઊભેલા પહેરગીરો નાસભાગ કરે તે પહેલાં ગેંડાના દંતુશળથી કોઈના હાથ, અને કોઈના પગ ઊડવા માંડયા. પહેરગીરોને ચૂંથી, મારી, ખતમ કરી, ગેડો ગુલામોના ઢગલા પર ત્રાટક્યો. હાથપગનાં

હાડકાં અને માંસના લોચા ઊડાડી ગેંડે ખૂબ માનવ સંહાર ખેલ્યો. ધરાઈને અઘોર જંગલમાં ગાયબ થઈ ગયો. સુધ બુધ ભૂલી અભાન ઊભેલો રામજી મૂઠીઓ વાળીને નાઠો.

મોતનાં મોંમાંથી નીકળી આંધળી દોટ દઈ માઈલોના માઈલો દોડયો. કયાં ગઈ બંધૂક ? કયાં ગયો કોરડો ? એ કાંઈ ભાન નથી. બે ચાર દિવસે ભૂંડી મેળે દરિયા કાંઠે આવ્યો. જીવતો આવ્યો પણ રામજી ભડ ન રહ્યો. ભડાઈ રણમાં રહી. રામજી આવ્યો. હજી રામજીને ગેંડાની છીંકો સંભળાય છે. ચાલતો રામજી દોડવા માંડે છે. ગુલામોની ચીસો સંભળાય છે. ચાલતો રામજી ઊભો રહી આંખો મીંચી જાય છે. ચકળવકળ ચારે બાજુ જોતો રહે છે. આખરે જંગબાર આવ્યો. આ મામલાની છાપ રામજીના મગજ ઉપર એટલી બધી ધરબાઈ ગઈ કે જમતા રામજીના હાથમાં કોળિયો થંભી જાય છે. વાતો કરતો રામજી ચકળવકળ જોતો થંભી જાય છે. સૂતો રામજી ઝબકી જાગી ભાગવા માંડે છે. આભ સામે આંગળી કરી રામજી કંઈક ગણે છે. અને અહાહાહા...! એવો હાહાકાર! કરી રડવા લાગે છે. અદ્રશ્યમાં કંઈક દેખતો હોય એમ કંપ્યા કરે છે. જોનાર કહે છે કે રામજીભાઈને ચિત્તભ્રમ થયું છે. કોઈ કહે છે રામજીને બીક પેસી ગઈ છે. કોઈ કહે છે રામજી મોત ભાળે છે; પણ ખરી રીતે તો રામજીભાઈના આત્મા ઉપરનાં પાપનાં પડ ઉખડી રહ્યાં હતાં.

ભડપણાનો ઓતાર ઊતરી ગયો છે. તે ગેંડાની છીંકથી કે ભયંકરતાથી નહીં પણ ગુલામોનાં માનવ લોહીથી તેમ જ કાળા પણ માનવ હત્યાના હાહાકારથી રામજીનું અહમ્ ઓગળી ગયું છે, અને રામજીનો આત્મા જાગી ઊઠયો છે, ત્રાસી ઊઠયો છે. રામજીના પૂર્વજના સંસ્કાર જાગી ઊઠયા છે, 'અરે ! હું કોણ ? કયા દેશનો ? કયા માબાપનો ? અને કયા સંસ્કારનો હું વારસ, સાંગોપાંગ મરજાદી માબાપનો હું બેટો, વૈષ્ણવ જેવાં ઉજળા ધર્મનો હું અનુયાયી. મેં પેટને ખાતર આ ધંધો કર્યો. હું માનવ હત્યારો બન્યો ? લાલ રંગના કારણે તરબૂચ કે મસૂરની દાળને નિષેધ ગણનાર માબાપનો હું બેટો, મેં અત્યાર સુધી પેટને ખાતર મારા હાથ માનવ રૂધિરમાં રંગ્યાં ? ધિક્કાર છે મારા જીવતરને ! મરું તો પણ મારા પાપનું પ્રાયશ્ચિત નહીં થાય. આવા જ વિચાર રામજીને દિન રાત સતાવે છે. ખાનપાનનું ભાન ભૂલી રામજીને એક જ રઢ લાગી છે કે:

'હે મારા ભગવાન ! મેં મારા કાળા માનવ બંધુઓ ઉપર કરેલા કેર, ગુજારેલા જુલમનું મને કંઈક પ્રાયશ્ચિત 'સુઝાડ' આમ રામજીની માનવતા જાગી ઊઠી છે. એક દિવસ રામજીને કોઈ ભડ કહેતું ત્યારે શેર લોહી ચડતું એ જ રામજીને આજે ભડપણમાં ભયંકરતા ભાસે છે. ભડપણમાં માનવ દ્રોહ -જાતિ દ્રોહ દેખાય છે. માફ ન થઈ શકે તેવું મહાપાપ દેખાય છે. રામજીનું અભિમાન ઓગળી ગયું. તેની સાથે કાયા પણ ઓગળી રહી છે. લોકો કહે છે કે રામજીને જંગબારનું પાણી લાગ્યું.

"દન ગણતા માસ ગયા" અષાઢ માસ ગાજ્યો. નીમી અગિયારસ આવી. જંગબારમાં તો વૈષ્ણવનું મંદિર હવેલી નથી, પણ નાતની વાડીમાં અગિયારસે મંગળાનાં દર્શન કરાવવામાં આવતાં અને નીમી અગિયારસે નીમ લેવાતાં. સવારના પહોરમાં કચ્છી, કાઠિયાવાડી ભાટિયા શેઠિયા ભેળા થયા છે. નીમ લેવાયાં કે કોઈ એ સાડા ચાર માસ સવારમાં ગાયોને ખડ નાખવાનું નીમ લીધું. કોઈએ પાન સોપારી નહીં ખાવાનાં નીમ લીધાં. કચ્છના ઠક્કર જેરામ સવજીએ ભૂજમાં ચોરાસી ન જમાડાય ત્યાં સુધી જોડા ન પહેરવાનું આકરું નીમ લીધું. ઠક્કર ઈબજી રામજી વાળાએ ભૂજની ગૌશાળામાં દેવ દીવાળી સુધી રોજ પચીસ કોરીનું ખડ નીરવાનું નીમ લીધું. શેઠની જીવ દયાનાં વખાણ થયાં. એટલે રામજીભા બોલ્યા કે જંગબારમાંથી ગુલામોનો વેપાર બંધ ન કરાવું ત્યાં સુધી મારે અન્ન અગરાજ છે. આ સાંભળી સૌ સ્તબ્ધ થઈ ગયા. બધાને ભારે અચંબો થયો. રામજીને ગાંડામાં ગણ્યો.

કોઈએ પાગલ કે મૂર્ખ કહીને વધાવ્યો. રામજીને પ્રવાહી કે ફળાહાર ઉપર જીવન જીવવાનું રાખ્યું

અહીં એક વાત ખાસ જાણવા જેવી એ છે કે, આ સમયે જંગબારમાં ધીકતામાં ધીકતો વેપાર ગુલામીનો હતો. દર એક ગુલામે જંગબારના સુલતાનને બે રાળ એટલે આપણો આશરે દોઢ રૂપિયો નિકાસ કર મળતો. આ વેરાની આવક સુલતાનની કુલ આવકના અર્ધા ભાગ જેટલી થતી. ફક્ત જંગબારના ગુજરાતી વેપારીઓના હાથમાં આ વખતે પચીસ હજાર ગુલામો મોજુદ હતા.

આ જ વખતે મસ્કત અને જંગબાર વચ્ચે અરબી સમુદ્રમાં આરબ ચાંચિયાઓએ કાળો કેર વર્તાવ્યો. આ જાલીમોની એક પછી એક હકીકતો જંગબારમાં આવવા માંડી. અરબી સમુદ્રના મધ દરિયામાં આરબ ચાંચિયાઓએ એક નાના ટાપુ ઉપર મજબૂત કિલ્લો બાંધી લીધો હતો. ભારતથી જંગબાર આવતા કે મસ્કતથી જંગબાર આવતાં ને ભારતથી મસ્કત જતાં સફરી જહાજોને આ ચાંચિયાઓએ પકડવા માંડયાં. કંઈક કચ્છ કાઠિયાવાડના ભાટિયા ખારવા, જોડિયા, સલાયાના વાઘેરોને આ ચાંચિયાઓએ પકડી પકડી આ કિલ્લામાં કેદ રાખ્યા હતા. જંગબારનો સુલતાન ચાંચિયાને જેર કરવામાં નબળો અને નાઈલાજ નિવડયો. ચાંચિયાઓની બાનની ચીઠ્ઠી જંગબારના ભાટિયા મહાજનો ઉપર લખાતી. ગમે તેમ કરીને પણ બાનની ચીઠ્ઠી સ્વીકારી બાનની રકમ મહાજનને આપવી પડતી. પકડાયેલો બાન ઓળખીતો ન હોય તો કોઈકોઈ વાર બંદીવાન ચાંચિયાને હવાલે રીબાતો અને ગુલાતી કરતો કિલ્લામાં પડયો રહેતો.

આવાં દુખિયાંઓને સદ્ભાગ્યે ચાંચિયાઓએ ગંભીર ભૂલ કરી. એક અંગ્રેજી વહાણ પકડયું અને લૂંટયું. પછી તો આકાશ પાતાળ એક થયાં. જંગબારના સુલતાન પર અંગ્રેજી ખીજ ઉતર્યો છે. અંગ્રેજી લડાયક મનવારો જંગબારની છાતી ઉપર લંગર નાખીને પડી. આદેશ મળ્યો કે, સુલતાનને ચાંચિયાઓને જેર કરવામાં મદદ કરવી, સુલતાન ગલાંતલાં કરે તો બ્રિટિશ સલ્તનતની શક્તિનો સુલતાનને ન ભૂલાય તેવો ખ્યાલ આપવો.

આવો પેગામ સુલતાનને પણ મળ્યો. સુલતાન ગભરાયો. સુલતાન પાસે લડાયક કાફલા જેવું દરિયાઈ સાધન કે બળ હતું જ નહીં. સુલતાને કચ્છ કાઠિયાવાડના વેપારીઓને બોલાવી મસલત કરી. શેઠ જેરામ સવજી અને લધા રામજીની સલાહ માગી. જંગબારમાં હોય એટલો કચ્છ કાઠિયાવાડનો જહાજી કાફલો ભેળો કરવો, તેમજ કચ્છ કાઠિયાવાડના વેપારી ભાટિયા, વાઘેર અને ખારવા એ સૌએ સુલતાનને સહાય કરવાનો કોલ આપ્યો.

સુલતાન પાસે કોઈ વીર ચતુર સેપાહસાલાર નહોતો. આ બીડું પણ ભારતીય ભડવીરોએ ઝડપ્યું. કચ્છી કોટિયા અને મનવારોનો કાફલો છોટા વતન માટે ભોગ આપવા તૈયાર થયો. ૬૦૦ વીર લડવૈયાઓનો મરણિયો કાફલો ઝાંઝીબારના બંદર ઓવારે આવીને ઊભો. આ શૂરાઓની સરદારી રામજીભાઈ ભડે સ્વીકારી.

સુલતાને પણ સેનાપતિપદ રામજીભાને સોંપ્યું. કાફલો તૈયાર થયો. પૂરા દમામથી બંદર છોડવાનો હુકમો મળ્યા. અંગ્રેજ મનવારોએ પણ મદદમાં રહેવા તૈયારી બતાવી. રામજીભાઈએ કહ્યું કે: "અમે અમારું ફોડી લઈશું, તમે જોયા કરો. તમારે તસ્દી શા માટે લેવી ?" અંગ્રેજી સહાય ન સ્વીકારી.

ચૌદ દિવસ ચાંચિયાઓ સાથે ઘોર સંગ્રામ ચાલ્યો. ૩૦૦ કચ્છી, કાઠિયાવાડી વીરલા કામ આવ્યા. આખરે ચાંચિયાઓનો કિલ્લો કબજે કરી ધૂળધફે કર્યો. જીવ્યા એટલા ચાંચિયાઓને કેદ કર્યા. બધાં વહાણો કબજે કરી, અગિયારસો કચ્છ કાઠિયાવાડના ભાઈઓને ચાંચિયાના કેદખાનામાંથી છોડાવ્યા. લાખોનો લૂંટનો માલ વહાણમાં ભરી, કચ્છ-કાઠિયાવાડના વીરોનાં વહાણ રામજીભાના નેજા નીચે ઝાંઝીબારના બંદરમાં ફરી નાંગર્યાં.

ઝાંઝીબારનું બારું તોડવા દારેસલામ અને બગદાદના વેપારીઓએ આરબ ચાંચિયાઓને મદદ કરેલી. એ રામજીના ખ્યાલમાં હતું, એટલે દારેસલામથી જંગબાર સુધીનો બધો મુલક કબજે કરી લીધો. કોઈપણ સાચા સેનાપતિને શોભે એવો જ

મહિનાનો જંગ ખેલી કચ્છ–કાઠિયાવાડી ભડવીરો અને શૂરો સેનાપતિ રામજીભા જંગબારમાં આવ્યા.

ચાંચિયાઓનો કિલ્લો તૂટ્યો. ચાંચિયાગીરી સમાપ્ત થઈ. બંદર અને જહાજી વહેવાર સલામત થયો. દારેસલામનું બંદર તૂટ્યું. જંગબાર અને હિંદ વચ્ચેનો વેપાર વહેવાર સુરક્ષિત બન્યો આ બધો પ્રતાપ રામજીભાનો સમજી જંગબારના વેપારીઓને રામજીભાઈની કદર કરવાની ઈચ્છા થઈ.

સારા જંગબારના કચ્છ કાઠિયાવાડના વેપારીઓની સભા મળી. રામજીભાઈનાં બહુમાન કર્યાં. રામજીભાઈએ જવાબ આપ્યો કે "આપ સૌને મારું કામ ગમ્યું હોય તો પૂછો આ આપણા અગિયારસો બાંધવોને. જેણે ચાંચિયાઓની બે વરસ ગુલામી સહન કરી છે. કાળા બોજ ઊપાડ્યા છે. તેમને કાળી કહાની પૂછી જુઓ. પછી આપ સૌને ગુલામીના દુઃખનો ખ્યાલ આવે. તમે વિચારો કે ભગવાનના સરજેલા સૌ માનવ બાળ સરખા છે, કાળા હોય કે ગોરા હોય. એક પિતાના સૌ પુત્રો છે. એમ આપણે વિચારવું જોઈએ.

"તમારે સૌએ કદર કરવી જ હોય તો આ જ સ્થળે સૌ પ્રતિજ્ઞા લો કે અત્યારથી કોઈ હિંદી વેપારી ગુલામીનો વેપાર નહીં કરે. તેમજ અત્યારે જે ગુલામો તમારા કબજાનાં છે, તેને છૂટા કરો. હવેથી કોઈપણ દેશમાં ગુલામીની સોદાગીરી નહિ કરો."

સૌ એકી અવાજે કહ્યું કે: "કબુલ રામજી ભા! અમારે કબુલ છે," એ જ દિવસ જંગબારમાં ૨૧ હજાર ગુલામો સ્વતંત્ર થયા. તે દિવસે એક જેરામ સવજીની પેઢી સાત હજાર ગુલામોની માલીક હતી. આવા એ ૨૧ હજાર ગુલામોને રામજીભાઈએ એક માસની ખોરાકી ખર્ચી આપી પોતાને વતન વળાવ્યા. યોગાનુયોગ એ જ અરસામાં ઝાંઝીબારના સુલતાનના નાનાભાઈ બરગેસે બળવો કર્યો. દારેસલામ આસપાસનો પ્રદેશ કબજે કર્યો.

ગામ પછી ગામ લેવા માંડયાં. મસ્કતના બાદશાહની મદદ મળી. મોટી તૈયારી સાથે બરગેસનું કસાયેલું સૈન્ય રાજધાની તરફ કૂચ કરી રહ્યું હતું. બરગેસનો ચડતો સીતારો જોઈ સુલતાનના સરદારો, થાનદારો બરગેસ બાજુ જવા માંડયા. સુલતાન પૂરી ભીંસમાં હતો. સુલતાનના એ કઠણ કાળમાં કચ્છ કાઠિયાવાડના ભાટિયા, ખારવા અને વાઘેરોના પાંચસો જુવાનો રામજીભાની સરદારી નીચે સુલતાનની મદદે જઈ ઊભા.

આજે આલમ મશહુર બનેલી હાયફા કેમલકોર–હાયફા ઊંટ સવારની ટુકડીનો આરંભ અહીં થયો. એક જ મહીનામાં કચ્છ કાઠિયાવાડના રણબંકાઓએ રામજીભાની સરદારી નીચે બરગેસનાં સૈન્યને ખોખરું બનાવી દીધું. દારેસલામ કબજે કર્યું, લૂંટયું. બરગેસનો ખજાનો લૂંટયો. મસ્કતથી આવતી સહાય લૂંટી લીધી. બરગેસની ફોજનો સરંજામ અને અન્ન ભંડાર સળગાવી બરગેસને નિઃસહાય પાંગળો બનાવી, છેવટે બધા દરદના મૂળ જેવા બરગેસને હજારોની સેના વચ્ચે પોતાના તંબુમાંથી રાત્રે છાપો મારી કેદ કર્યો, ને ઝાંઝીબારના સુલતાનને શરણે રજૂ કર્યો.

બરગેસની ફોજ વીખરાઈ ગઈ, સુલતાનનો ખોફ વહોરનાર બંડખોર બરગેસને ભર બજારમાં જાહેર ફાંસી આપવાનો સુલતાને હુકમ કર્યો. સુલતાને ઝાંઝીબારમાં રામજીભા તથા વીર ભારતીઓને બહુમાન કરવા મોટા દબદબા અને ઠાઠમાઠથી દરબાર ભર્યો. સુલતાન મજીદાએ રામજીભાનું બહુમાન કરી જણાવ્યું કે: "વીર ભાટિયા! આ બધું અમારું ઐશ્વર્ય અને સલામતી તમારે આભારી છે. જે કંઈ ઈચ્છો એ માગો. ઝાંઝીબારની સુલતાનિયત તમારી હંમેશની ઋણી છે."

રામજી ભા બોલ્યા કે: "સુલતાન સાહેબ! મેં અને મારા સાથીદારોએ કંઈ જ વિશેષ કર્યું નથી. ઝાંઝીબારે અમને પાળ્યા પોષ્યા છે. અમે ઝાંઝીબારનું લૂણ ખાધું છે, એટલે અમે અમારી ફરજ બજાવી છે.

"છતાં આપ ખુશી થયા હો તો વીરા બરગેસને ક્ષમા આપો, તેમજ ઝાંઝીબારમાં અત્યારથી કોઈએ ગુલામ રખાય નહી, ખરીદાય કે વેચાય નહીં, એવું ફરમાન કરો, હજૂર!"

"ભલે તેમ થાઓ. અમારું શાસન છે કે અમારા રાજ્યમાં ગુલામીનો કોઈપણ ધંધો આજથી કોઈ પણ નહીં કરી શકે." સુલતાનનું ફરમાન થયું. રામજી ભાની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. દુનિયાભરમાં ગુલામી દફનાવવાના શ્રી ગણેશ રામજીભાને હાથે આજે અહીંથી મંડાણા.

# ઊંટડી–લોકરિવાજનાં ગીતો

સંપાદક: રેવાબહેન તડવી

જબુગામ (હાલનો પાવી–જેતપુર) તાલુકાના તડવી અને કોળચા–કોળી–બારિયા કે રાઠવા તરીકે ઓળખાતા લોકોનો મેઘ સ્તવનનો રિવાજ એટલે ઊંટડી.

જેવી રીતે દક્ષિણ ગુજરાત અને ગુજરાતમાં બીજે મેવલો કાઢવામાં આવે છે તેવો જ આ ઊંટડીનો લોકરિવાજ છે.

જેઠ મહિનો આખો કોરો જાય. આષાઢમાં વરસાદ ન પડે અથવા વરસાદ પડયા પછી વાવણી થાય. નાંદરવાં વેંત વેંત જેવડાં થયા પછી વરસાદ જતો રહે અને પાક સુકાવા લાગે છે, ત્યારે વરસાદને લાવવા લોકો આ ટોચકો[1] કરે છે. આ ઉજવણીમાં આખું ગામ જોડાય છે.

ઊંટડી બનાવવા માટે એક નાનો ખાટલો લે. ખાટલાના ચાર પાયાએ વાંસનાં કાંબળાં[2] બાંધે. તેની ઉપર કપડાં બાંધે. અને બરાબર ઊંટ જેવો ઘાટ બનાવે. ઊંટના ગળે ઘૂઘરા બાંધે. ફૂલોના હાર બનાવી પહેરાવે. ઊંટડી ઊંચકનાર ભૂખ્યો રહે–ઉપવાસ કરે. ઊંટડી ફરતો કપડાનો એવો પડદો બનાવે કે ઊંચકનારને દેખાય નહિ. અને આઘેથી જોનારને ઊંટડી ચાલતી દેખાય.

એક પાટલા ઉપર માટીનો દેડકો બનાવે છે.[3] ઊંટડી સાથે સાથે એક જણ માથા ઉપર એ પાટલો લઈને ચાલે છે.

એક જણ કેરોસીનનો ખાલી ડબ્બો લે છે ને તે ઠોકીને વરસાદ ગાજતો હોય એમ બતાવે છે.

એક જણ સળગતું છાણું લે છે ને વારે વારે છાણાને ખોળે[4] છે એટલે તણખા ઊડે છે. આ તણખા વીજળીના[5] ચમકારા જેવા લાગે છે.

એક જણ બપૈયો બોલતો હોય તેમ પીહુપીહો[6] એમ બોલે છે.

એક જણ દરજીડા[7] પક્ષી પેઠે બોલે છે.

એક જણ પીગી જયો,[8] પીગી જયો બોલતા પક્ષી જેવું બોલે છે.

ઊંટડી સાથે ગામનાં બૈરાં–છોકરીઓ પુરુષો ગાતાં ગાતાં ચાલે. મેવલા પેઠે ઘેરેઘેર જાય. જે ઘેર જાય તે ઘરવાળું ઊંટડી ઉપર પાણી રેડે. બીજાં ગાનારાં ઉપર પણ પાણી રેડે. અને એક જણ અનાજ કે પૈસા આપે. અનાજ લેનાર ઉપર પાણી રેડે નહિ. 'આવી રીતે સાંજે આઠ–સાડા આઠે ઊંટડી કાઢે ને ગામમાં ફરે.

---

૧. નુસખો, ઉપાય–એક જાતનો લોકાચાર.

૨. વાંસની ચીપો.

૩. અહીંના લોકોની એવી માન્યતા છે કે, એક જાતનાં દેડકાં થાય છે તે વરસાદ આવે ત્યારે બોલે છે. અને વરસાદ જતો રહે ત્યારે બોલતાં બંધ થઈ જાય છે. એટલે વરસાદનું આગમન સૂચવવા આ દેડકો રાખે છે અને તેના બોલ બોલે છે.

૪. ભાંગે.

૫. વીજળી મેઘની સંગાથી ગણાય છે. માટે વીજળીનું રૂપ બતાવે છે,

૬. દેવતરસ્યો–બપૈયો. 'પીહુપીહો'એ બપૈયાની બોલીનો શબ્દ છે. તે તેનો નામવાચક બની ગયો છે.

૭. દરજીડો (અં. ટેઈલર બર્ડ) પછીતે લોકો બડવો–ભૂવો કહે છે તે બોલે છે ત્યારે 'સૂક સૂક એમ બોલીને પૂછડી ખૂબ પટપટાવે છે.

૮. કાબરાપાધા જેવું પક્ષી. તે ભીંજાઈ ગયો એમ બોલે છે. લોકોએ બોલીને જ તેનું નામ આપી દીધું છે.

ઊંટડી લઈને ચાલતાં દેડકાવાળો દેડકા પેઠે ડ્રાંઉ ડ્રાંઉ બોલે. ડબ્બાવાળો ડબ્બો ઠોકીને મેઘ ગાજતો હોય એમ બતાવે. છાણાંવાળો છાણું બોળીને વીજળી ચમકારા કરે છે એમ બતાવે. બપૈયો બનેલો બપૈયા પેઠે પીહપીહો, પીહપીહો એમ બોલે. પગી જ્યો પક્ષી પીગી જ્યો, પીગી જ્યો બોલે. દરજીડો સૂકી સૂકી બોલે. જાણે સાચે સાચ વરસાદ ગાજતો હોય, વીજળી ચમકતી હોય અને બપૈયો, દરજીડો અને દેડકો બોલતા હોય એવો ભાસ થય છે.

ઊંટડી લઈને ફરતાં આમ ગીતો ગાય છે.:

૧

[મારો ભાઈ મેઘ ગમતો નથી એટલે તેની ઘરવાળી વીજળી, મારી ભાભી દેડકાનો સંગ કરીને તેની સાથે નાસી ગઈ છે. કાચબા પાસે પાણી છે માટે કાચબાને ગઈ છે. કાચબાનો સંગ કર્યો છે.]

મારો ભાયો[૯] મેવલો
અળુ[૧૦] દળુ[૧૧] કરે રે.
મારી ભોજાય[૧૨] વીજળી
દેડકાને[૧૩] જેલી રે[૧૪]
મારી ભોજાય વીજળી
કાચબાને[૧૫] જેલી રે[૧૬]

૧

મેઘ વરસો ઝરમર ઝરમર,
મેઘ વરસો ઝરમર ઝરમર !
તેતર લાબરી[૧૭] તરસે મર
ગાય ગોધો[૧૮] તરસે મરે
મેઘ વરસો ઝરમર ઝરમર,
મેઘ વરસો ઝરમર ઝરમર !

૩

[આંગણામાં બોર છે. બોર ઉપર બેઠેલું પક્ષી કહે છે કે, કે પટલેણ ! બારણું ખેલ ભાઈની ઉમંગભરી ઊંટડી આવી છે.]

મારે આંજણુ[૧૯] બોરેલી[૨૦]
મોરે બેઠું ભોપીચું[૨૧]
ભોપીચું બોલે રે.
ઉજેડ[૨૨] ચંદન ઝોપિયો[૨૩]
ભાયની ઊંટી[૨૪] ઓંસીલી[૨૫]
ભોપીચું બોલે રે.[૨૬]

(એ શેઠિયા જાગો ! તમારે તો વરસાદની કંઈ પડી નથી. આવે તો વાહ ને ના આવે તો વાહ ! ના આવે તો તમોને ફાયદો થાય, માટે તમોને કંઈ પડી નથી. જુઓ આ વરસાદ આવ્યો. અમારો બાબો આવ્યો. તારા ખાટલાની પાંગને તારું ધોતિયું ભીજાય છે તેની યે તને ખબર નથી ! ભેગા ભેગી શેઠાણીની પણ ખબર લઈ નાખી છે. પહેરેલો ઘાઘરો પલળી ગયો તો યે ખબર નથી પડતી !)

---

૯. ભાઈ, ૧૦–૧૧ હડુ દડુ–દોડાદોડ, ૧૨ ભાભી ૧૩–૧૫ વીજળી નીચે પડે છે ત પાછી ઊંચે જતી નથી તેથી લોકો મને છે કે, એને દેડકાએ દાબી દીધી છે–કાચબાએ દાબી દીધી છે. મારો ભાઈ મેઘ વરસવા માટે દોડાદોડ કરે છે અને તેની પત્ની દેડકા–કાચબા જેવા બીજાની સોડમાં સંતાઈને બેઠી છે. ૧૪ ગઈ. ૧૬. આ ગીતનો ઢાળ: હાથમાં ભાલો ને મેઘજી શેરડીએ ઊભા–એ નીંદણાં ગીતનો છે.

૧૭. લાવરી. (પક્ષી) વનમાં રહેતાં લાવરી તેતર પાણી પીતાં નથી પાળેલાં હોય તો પાણી પીએ છે.

૧૮. ગાયનો વાછરડો : ગોધલો : બળદ

૧૯ આંગણું–આંગણે, ૨૦ બોરેલી એટલે બોર. એક જોડકણામાં બોર છે. ૨૧ એક જોડકણામાં (ગોપીચું) છે. એ પેપીંદરું પક્ષી હશે ? ૨૨ ઉઘાડ. ૨૩ ઝાંપલો–દરવાજો, ૨૪ ઊંટડી (સાંઢણી) ૨૫ હોંશીલી–ઉમંગી, ૨૬ આ ગીતનો ઢાળ એવા જ એક જોડકણાનો છે.

કંઇ રે [27] શેઠિયા! મૂવે કે જાગે?
કંઇ રે શેઠિયા! સૂવે કે જાગે?
પાંઇતે[28] ધોતિયું પીંગે[29] શે ![30]
કંઇ રે શેઠિયા સૂવે કે જાગે?
કંઇ રે નગીન! સૂવે કે જાગે?
પાંઇતે ધોતિયું પીગે શે!
કંઇ રે લીલા! સૂવે કે જાગે?
પાંઇતે ઘાઘરો પીંગે શે!

હે! મેઘ! પહેલા વરસાદથી ઊગેલા લીલા કુવાડિયા સૂકાઈ ગયા. સૂકા કુવાડિયાની ભાજી પણ ખાવા મળતી નથી. માણસ માણસને ખાઈ જાય એવો દુકાળ પડયો છે. પેલા ચીમને તો એની બૈરી વેચી ખાધી છે. હે મેઘ હવે તો વરસ!)

લીલા પૂંમાડિયા[31] સુકાયા હો મેવલા!
સુકા પૂંમાડિયાની ભાજી હો મેવલા!
ચીમન બૈરૂં વેચી ખાધું હો મેવલા!
સુકા પૂંમાડિયાની ભાજી હો મેવલા![32]

આમ ગાતાં ગાતાં ઘરેઘરે ફરે. ઘરધણી પાણી રેડે અનાજ કે પૈસો આપે. એકઠું થયેલું અનાજ દળાવે. રોકડ પૈસાનું તેલ લાવે. પછી વેરાઈ માતાએ જાય. લોટનાં ઢેબરઢોકર બનાવે. ચોખાનો ભાત રાંધે. પાંચ છોકરીઓ ભૂખી રહી પાંચ બેડાં પાણી ભરી લાવે. આમ ઉજાણી કરે. ગરબા ગાય.

લોકવિશ્વાસ એવો છે કે એક બાજુ ઊંટડી કાઢે ને બીજી બાજુથી વરસાદ આવે. છે છેવટે પાંચ છાંટા પણ વરસાદ વરસે.

---

૨૭ કયા—કોણ ૨૮ પાંગતે—પાંગાથે—ખાટલાની પગ રાખવા તરફથી ઈ.સ. ૨૯—૩૦ ભીંજે છે —પલળે છે.

૩૧ પૂંવાડિયા—કુંવાડિયા—વર્ષાયુ છોડ.

૩૨ આ ગીતનો ઢાળ એક લગ્ન ગીતનો છે. જે કન્યા વિદાય વખતે ગવાય છે 'બે'નીનો છેડો કેમ મેલ્યો હો બે'ની!'



## કાળ હવે કેટલીક ઘડી !

ભુખ્યાં છે ભાંડુ ધેનું ભૂખી, ખવરાવે શું પ્રશ્ન ખરો,
વૈર ઝેર આપસનાં વિસરી, હરગીજ તેનાં કષ્ટ હરો. ૧

દાન તણો આ સમય દીપાવો, ધનવાનો સહુ ધ્યાન ધરો,
રાજ પ્રજા સહુ સાથ મિલાવી, સહિયારો પુરુષાર્થ કરો. ૨

નાદ ગયો ખળખળ નદીઓનો, તળિયામાં તાકાત નથી,
કૂવા તળાવોમાં પણ ખૂટયાં, માંડ મળે જળ મથી મથી. ૩

બેકારીની આગ્ય બળે છે, કથની દુઃખ નો જાય કથી,
દુઃખ દેતો દુષ્કાળ ડામવા, માંડો ડગલાં મહારથી. ૪

લડયાં આખડયાં કંઈક લડાઈયો, ખમીર વંતી રહી ખડી,
તીવ્ર શસ્ત્રની સહી વેદના, તોપોની પણ પડી તડી. ૫

જંજીરો પણ તોડયાં જબરાં, નિર્ભયને કોણ શકે નડી,
પ્રજા તણી તાકાત પ્રબળ છે, કાળ હવે કેટલીક ઘડી! ૬

**– બળદેવભાઇ નરેલા**

# શરણાગતીનો ધર્મ

દાદુભાઈ પ્ર. ગઢવી

રાજના અરધા વેઙી ખાપણ ખડિયામાં લઈ રણમાંડવડે માથાના તોરણ કરનારા દોઢસો ભાયાતોની કચારીમાં પાટડી રાણો ભીમસિંહ હોકાની નાળ્યને હાથમાં રમાડી રહ્યા છે. એક બાજુ જૂના ઘરના ચૂવાક રેખો અસલ માળવાના અફીણનો કસુંબો ઘૂંટાઈને ગરણિયુંમાં ગળી રહ્યો છે.

ખડીએ શું ખરલે, ને ખરલે શું બોળે;
ધધકતે ઘોબે, ખાંદણ મગવી બોળિયા.

પારેવાંજી રત્તિયું, સર છ પાંસરિયું;
ઘાટે કસુંબે ઘૂંટિયું, વાલમજી અખિયું.

થાળી જેવડી પો'ળી હથેળિયુંમાંથી તરસ્યારે સબડકા ભરાતા જાય છે. મારા સમ ને તારા સમની ગળા તોડય તાણ્યું કરી પીવાતા કસુંબાએ ડાયરો શ્રાવણની સંધ્યા જેવો ઘેઘૂર થઈ ગયો છે. વાતુંના ઝકોળ થઈ રહ્યા છે. રંગત જામી છે. એવામાં ધડીમ કરતુંક ને એક લોહી નીંગળતું માથું ડાયરાની વચ્ચે આવીને પડયું. ડાયરો બધો સજડબંબ થઈ ગયો. હથેળિયુંમાંથી કસુંબા ઢોળાઈ ગયા. હાથ તરવારની મૂઠ પર જડાઈ ગયા. એક સાથે સહુની આંખ્યું ડેલીના દરવાજા ભણી ખેંચાણી.

"કોણ છે ઇ ડાયરા વચ્ચે માથાનો ઘા કરનાર ?" રાણા ભીમસિંહે ઊભા થતાં થતાં કહ્યું એની સાથે આખો ડાયરો ફડડડ કરતોક ઊભો થઈ ગયો.

"ના...ના...બાપુ ! તમ તમારે ડાયરા ભરીને એ ય કહુંબાની મોજું મણો અને ભલે તમારા માણહુંનાં માથાં દુશ્મનોના હાથે દૂંડાં જેમ વઢાતાં રહે."

ડેલીના બાર પાસે ખાંડા બોબડી લાજ કાઢીને ઊભેલી બાઈએ કળકળતાં વેણ કાઢ્યાં.

"અમારા દસ દસ માણસના આધારને કો'ક મૂળા જેમ ચોળી નાખે ઈમાં તમારે બાપુ કયાં નાવા નીચોવાનું છે ? ભલેને કો'ક બાઈના રાતાચોળ ચૂડલા નંદવાતા રહે ! તમારા કહુંબામાં કયાં ઈનાં આંહૂડાં દેખાય ?"

"એ...બાઈ ! બીજો બકવાસ બંધ કરી ને જે બન્યું હોય ઈ મોઢામાંથી ફાટયને !" રાણા ભીમસિંહે ત્રાડ નાખી.

"શું વાત કરું મારું કપાળ ?" કહેતાં બીજા હાથે સાડલેથી આંસુ લૂછતાં કહ્યું:

"આ તમારા સવળાસ બાગમાં કોઈ દલ્લીના સઈદ (સૈયદ) આવીને કેટલાય દીથી પડયા છે. એના સાંઢીઆ ને ઘોડાં યે સમૂળગો બાગ રંજાડી રણપટીઓ કરી મૂકયો. કાલ્ય તમારો માળી સાંઢીઆ હાંકીને કયડો દેવા ગ્યો ન્યાં માળીને જ મારી નાખ્યો. શું કરીએ બાપ ! આવું તો ભીમસિંહ બાપુના રાજમાં હાલે. બીજા હોય ને તો તો સાંઢિયા ને સાંઢિયાના ગોવાળને ને ઈનાય બાપને ભોં ભેગા કરી દે." એમ કહેતાં બાઈ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી.

"હાંઉ હાંઉ હવે બાઈ ! તારી સંધિય વાત સમજી ગ્યો. આ માથું માળીનું નહિ પણ મારા સાત ખોટયના દીકરાનું વાઢયું છે એમ સમજજે. આ માથા સાટે દુશ્મનના દસ દસ માથાનાં તોરણ કરી તારા આંગણે બાંધું તયેં જ હું રાણો ભીમસિંહ, નહીંતર ખડ રજપૂત જાણજે." સાવ હિંસણો આંજ્યો હોય એવા રાણા ભીમસિંહની આંખ્યુંમાંથી અંગારા ઝરવા માંડયા :

અંગ રૂંવાં અવળાં થયાં, ભૂલ્યો જમવું ભાન;
પગ તેં સર લગ પ્રગટીયં માનો ઝાળ મહાન.

ને રાણા ભીમસિંહે ઘોડા ઉપર રાંગ વાળી. બખડાક...બખડાક.. બખડાક...બીજા દોઢસેં ઘોડા

ણા ભીમસિંહનું પગલે પગલું દબાવ્યું. પીરસેલી થાળિયું રસોડે ઠરી રહી. ગામમાં ખોકાસો બોલી ગયો.

દિલ્હી બાદશાહની ધાવમાના બે દીકરા જેનદીન ને રૂકદીન કાઠિયાવાડની સફરે નીકળ્યા છે. ફરતા ફરતા બજાણા પાસે સવળાસ નામે રાણા ભીમસિંહે બાગ બનાવ્યો હતો ત્યાં ઠંડું વાતાવરણ જોઈને પડાવ નાખ્યો. ઝાલાવાડના એ ખારાપાટમાં ઉનાળાના દિવસે સાંસલાંયે છાંયડા વિના ધલવલે, ત્યારે આવો સુંદર બાગ જોઈ ને જેનદીન રૂકદીનનું મન સવળાસમાં ઠરીને હીમ થયું. થોડા દિવસ વધુ રહેવાનું નકકી કરીને તેમણે ધામા નાખી દીધા.

એક દી, બે દી, ત્રણ દી એમ કરતાં કરતાં આઠ આઠ દિવસ વહ્યા ગયા પણ જેનદીન રૂકદીન જવાનું નામ લેતા નથી. ભીમસિંહના ભાણેજ દુદાજી બજાણામાં થાણે હતા. તેમને આ સૈયદભાઈઓ પડાવ નાખીને હટયા ન હોવાની જાણ થતાં તેમને ત્યાંથી વહ્યા જવાનું સમજાવવા દુદાજી સવળાસ આવ્યા. બાગમાં જેનદીન રૂકદીને દુદાજીનો બાદશાહી ઠાઠથી આદર સત્કાર કર્યો અને કહ્યું કે "અમે તો ફકત ફરવા અને મોજ મજાહ માટે જ નીકળ્યા છીએ. અહીં બાગમાં ઠંડક ભાળતાં રોકાઈ ગયા છીએ. અમારો બીજો કોઈ હેતુ નથી તમ તમારે બેફીકર રહેજો."

દુદાજીને વાત સાચી લાગી. અને તેઓ પણ સૈયદભાઈઓના આગ્રહથી રોકાઈ ગયા અને ધુંકળું કરવા લાગ્યા. બન્ને સૈયદભાઈઓની સાફ વર્તણૂકથી દુદાજી ખૂબ પ્રભાવિત થયા. સૈયદ ભાઈઓના સાંઢીઆના ગોવાળે માળીને મારી નાખ્યો તેની આ દુદાજી કે સૈયદભાઈઓને કશા ખબર નથી. એ તો ચોપાટની રમત્યુંમાં ખોવાઈ ગયા છે. દાવ પછી દાવ લેવાઈ રહ્યા છે.

એવામાં ઘોડાંની પડઘી વાગી ને જોત જોતામાં રાણા ભીમસિંહના અસવારોએ સવળાસ બાગને ફરતો ઘેરી લીધો. સૈયદભાઈઓના પચ્ચીસ પચાસ અંગરક્ષકો હતા તે હાકા બાકા થઈ ગયા. દુદાજીએ ઘોડાંની પડઘી સાંભળી ને ચોપાટ રમતા હતા ત્યાંથી બહાર ડોકું તાણ્યું. ત્યાં તો બાગ ફરતા દોઢસોક ઘોડાંની હણહણાટીએ આભ ગજવી દીધો. દુદાજી તરવાર હાથમાં લઈ બહાર આવ્યા. જુએ છે ત્યાં રાણા ભીમસિંહને સામે આવતા દીઠા.

"અરે મામા તમે?" કહેતાકને અજાણ દુદાજી મામાને મળવા દોડયા.

રાણા ભીમસિંહ કહે: "હવે રે'વા દયો, રે'વા દયો ભાણુભા! તમને અહીં રખોપું રાખવા મૂકયા છે કે દુશ્મનની હારે ડાયરા કરવા?" "પણ મામા, વાત શું છે? કાંઈક ફોડ પાડો તો ખબર પડેને!"

"આ દિલ્હીના માણસો આવ્યા છે ઈના માણસોએ આખો બાગ ભેળવી દીધો. આપણો માળી ઠબકો દેવા ગયો ત્યાં એને મારી નાખ્યો. આવી જોહુકમી તમે માથે રહીને કરાવો છો?"

"નહીં...નહીં મામા! મને કાંઈ ખબર હોય તો શકતના સમ, ને સૈયદભાઈઓના ગોવાળથી કાંઈ થઈ ગયું હોય તો આપણે એની પાસે માફી મગાવશું. પણ આવડું મોટું કટક ઈના માથે ન હોય મામા! ઈ તો સૈયદોના દીકરા છે. બ્રાહ્મણ જેવા કહેવાય, વળી આપણે આશરે પડયા છે."

"હવે બહુ સિફારસ કરવી રેવા દો દુદાજી! અને કયો તમારા સૈયદડાને કે માટી થાય. આમ બીજાના મલકમાં આવીને રખેવાળ માણસોનાં માથાં વાઢે ઈ કેમ સાંખી લેવાય?"

"હશે મામા! ગાયે રતન ગળ્યું છે. હવે ઈના સામે રીસ કરોમાં. કાલ્ય સવારે દુનિયા આપણી ઉપર થૂકશે અને કહેશે કે રજપૂતના દીકરાએ આશરે આવેલાને હણી નાખ્યા."

દુદાજીએ રાણા ભીમસિંહને બહુ વીનવ્યા પણ કાળઝાળ ભીમસિંહ પલળ્યા નહિ. એની આંખ્યું આગળ તો મારેલા માળીની નિસ્તેજ આંખ્યું અને એની વહુનું ડીબકતું શરીર તરવરતું હતું.

કાલાવાલા કરતા દુદાજી સામે તલવાર ખેંચીને રાણા ભીમસિંહે માર્ગમાંથી હટી જવા કહ્યું. ત્યારે દુદાજી પણ રજપૂતનો દીકરો હતો :

કેહર મૂછ, ભૂજંગ મણિ, સરણાયાં સોહડાં ;
સતી પયોધર કૃપણ ધન, હાથ પડસી મૂવાં.

જેનદીન ને રૂકદીન આજ દુદાજીને આશરે હતા. એને દુદાજી ધોખો કેમ દઈ શકે ? ઘડી પહેલાંનો દુદાજીનો દયામણો ચહેરો ધમેલ ત્રાંબાવરણો થઈ ગયો. મૂછડિયું માંડી ફરક ફરક ફરક થાવા. હોઠને બે દાંત વચ્ચે દબાવીને ભીમસિંહના પગમાં તરવારનો ઘા કરતાં દુદાજીએ કહ્યું :

"લ્યો મામા ! એક બાંધતા હો તો ભેગાભેગી આ બીજી બાંધજો. હવે જોતા રહો કે દુદાજીના જીવતાં સૈયદોના દીકરા ઉપર ઘા કેમ થાય છે ?"

અને દુદાજીએ ભમર કટારી ભેટમાંથી કાઢી ત્યાં જેનદીને આવી દુદાજીના હાથ પકડી લીધા અને કહ્યું કે : "દુદાજી ! ગુનેગાર તો અમે છીએ. અમારા ખાતર તમને મરવા ન દેવાય. તમારા જેવો બીજો રજપૂત દુનિયામાં મળવો મુશ્કેલ છે. તમે આઘા ખસી જાઓ દુદાજી ! તમે અમને ખૂબ જાળવ્યા છે. હવે અમને અમારું ફોડી લેવા દો."

"દુદાજી જીવતા હશે ત્યાં સુધી એના આસરે રહેલા ઉપર ઘા નહિ થાય. મામા ! હવે મરદ થાજો !" ને ગમમમમ ગમમમમ ગમમમમ દુદાજીની કટારી મંડી ચકરાવો લેવા. રાણા ભીમસિંહ અને બીજા ભાયાતોની તરવાયું પહાડ હાથે વીજળી અફળાય એમ દુદાજીની કટારી હાર્યે મંડી અફળાવા. તરવાર્યુંનાં બટકાં ઊડીને ખેતરવા ખેતરવા માથે પડવા લાગ્યાં. દુદાજીની કટારી રાણા ભીમસિંહના માણસોને અડવે હાથે કરવા માંડી. એવામાં એક માણસે દુદાજીની પાછળથી બરછીનો ઘા કર્યો. દુદાજી પડયા ને ભીમસિંહે સૈયદો પર બાટાઝૂટ બોલાવી. એકેક ઘાયે બેય ભાઈઓનાં માથાં રેડવી દીધાં. સૈયદોના માણસોને વીણીવીણીને માર્યા.

દસેક માથાંનો હારડો કરી, ઘોડા પર નાખી રાણો ભીમસિંહ મરેલા સૈયદો ઉપર એક કરડી નજર નાખી પાટડી ભણી હાલી નીકળ્યા. દુદાજીનો દેહ સવળાસ બાગમાં એક ઘડીકની ભેરૂબંધીયે પરસેવા કાજે આડા ઘા ઝીલી શરણાગતિનું રક્ષણ કરતાં કરતાં નિષ્પ્રાણ બની ગયો.

આજે ય બજાણા પાસે બાગવાળી જગ્યાએ ત્રણ કબરો છે. આગલી કબર દુદાજીની અને બીજી બે જેનદીન રૂકદીનની. ભાદરવી અમાસનો ત્યાં મેળો ભરાય છે. સૌ પહેલાં દુદાજીની કબર જુવારાય છે અને પછી બે સૈયદભાઈઓની. શરણાગતિની ખરી ખત્રાંવટની ફોરમે મહેકી રહ્યું છે દુદાજીનું બલિદાન.

*

## સ્મરણોનું કાતિલ તે ઝેર છે

માધવ ગોકુળિયામાં આવે શું કામ હવે
માધવને દ્વારકામાં લ્હેર છે !
આઠે પટરાણિયું એની હજુરમાં ને
રંગભરી છોળ ઠેર ઠેર છે.
ભૂલી ગયા છે ઇ તો વાંસળીને મોરપિચ્છ
ગોપિયું નથી રે એનાં મનમાં;
સોનાના મહેલ મહીં એનો આવાસ
હવે આવે શું કામ લીલાં વનમાં !
જમનાનો કાંઠો સંભારે શું કામ હવે
સાગર કાંઠે જ એનાં શહેર છે. માધવ
ગેડી દડાઓ હવે આડેધડ રખડે ને
ઝાંઝ પખાજ સાવ ચૂપ છે.
ઝાંખી છે કુંજ કુંજ વનરા તે વન તણી
ઝાંખા રાધાજીનાં રૂપ છે.
ચળકે કનક કોટ દ્વારકાની આસપાસ
નોબતના નાદ ચોમેર છે. માધવ
માતા જશોદાની ડેલીએ નીકળતાં
હૈયું ભરાઈ જાય મારું
ભાંભરતી ગાયોને સાંભળતાં વેંત
મારી નજરુંમાં વરસે છે ધારું
ગોરસ વલોવતાં આવે જે હાથમાં
સ્મરણોનું કાતિલ તે ઝેર છે. માધવ

ચીમનલાલ પુરોહિત

# હીરાઘાળાનો સલોકો

કંઠસ્થ : સજાભાઈ રામભાઈ
રચયિતા: જીવાભાઈ મકવાણા (કાળુતળાવ)

સં : ખોડીદાસ પરમાર

ગામડાં ગામમાં કોઈપણના લગન લખાય કે લેવાય ત્યારથી આડોશી પાડોશી અને શેરીચૌટાના તેમજ ગામના સર્વ લોકોને પોતાને આંગણે જ જાણે લગન મંડાણા હોય તેટલો ઉછરંગ હોય છે. આમ પોતાના ગામના છોકરા કે છોકરિયુંના લગનમાં સમગ્ર ગામલોક એક યા બીજી રીતે આનંદથી રાચતું હોય છે. ગ્રામ સ્ત્રીઓ વાળુપાણી કરીને વિવાતા ઘરે સાંજીના ગીતો ગાવા જાય છે. તો વરલાડડાના ફૂલેકાની રાતે, ફૂલેકુ સમગ્ર ગામમાં ફરીને ચોરે આવે છે, ત્યારે ફૂલેકાના ઘોડાને ત્યાં ઊભો રાખે છે, વરનું સાજનમાજન ત્યાં ઊભું રહે છે અને જાણકાર આદમીઓ જે બે ચાર હોય તે "ચળુકો" બોલે છે. "ચળુકો" શબ્દ એ મૂળ તો સંસ્કૃત "શ્લોક" ઉપરથી ઉતરી આવેલો છે. મધ્યકાલીન સાહિત્યમાં તેમજ જૈનકૃતિઓમાં પણ આવા "સલોકા" અનેક રચાયા છે. કોઈપણ દેવ કે વ્યક્તિનું ચરિત્ર પરાક્રમ કે શૌર્યની ગાથા વર્ણવવા માટે મધ્યકાલીન સાહિત્યમાં આવા અનેક "સલોકા" રચાયા છે. આ દરેકમાં કોઈ ઐતિહાસિક બનાવ, કોઈ શૂરવીર પુરૂષની પ્રશસ્તિ કે અમૂક પ્રસંગને ગૂંથીને "સલોકા" રચાયા છે.

ઉપરોક્ત ઘાટીએ દેશજ સાહિત્યમાં પણ આવા થોડાક "ચળુકા" "સલોકા," "શ્લોક" મુખપાટીએ ગવાતા મળે છે. તેમાં "રામ રાવણનો" "લવ કુશનો" ચાર જુગનો, કરણ રાજાનો, તુળશી વિવાહનો, આગગાડીનો અને છેલ્લે હીરા ઘસવાવાળાનો પણ સલોકો મળે છે. જે છેલ્લા દાયકામાં જ રચાણો છે.

સૌરાષ્ટ્રની ભૂમિ અને તેના માનવી સંસ્કાર પ્રિય છે. હરેક પ્રસંગે, ચીજ વસ્તુએ અને લુગડેલતે તે કળાસરી કારીગરી સરજાવે છે. વળી મરણ તેમજ પરણ બેય અવસરોએ વિધવિધ રીતે દેશજ સાહિત્ય આ લોકના જીવનમાં રસળતું, રડવડતું વહી નીકળે છે. આમ ફૂલેકા જેવો પ્રસંગ તેય આ લોકો શ્રવણક્ષમ બનાવી દે છે. કણબી, કારડિયા, નાડોદા, પંચોળી, રબારી, ખરક, કોળી તેમજ કાંટિયાવરણમાં તેમજ વસવાયા જેવી કોમોમાં દીકરાના ફૂલેકાની રાતે ચોરા પાસે આ "ચળુકો" બોલાય છે. આ સલોકો પુરૂષો જ બોલે છે. કોઈ કોઈ વખત સામ સામે જેના સાદ સરવા હોય તેવા બે આદમીઓ એક જ સલોકો ક્રમશઃ બોલે છે. જેમકે પ્રથમ આદમી એક આખી કડી બોલે, જેમકે કરણનો સલોકો. (લોકસાહિત્ય માળા મણકો ૫, સંપાદકઃ શ્રી. જોરાવરસિંહ ડી. જાદવ.)

પ્રથમ : "અને માતા કુન્તાએ કરણ જન્મ્યો,
જેવો લઈને કૌરવમાં સોંપ્યો,
તેવો કરણ કૌરવમાં...

બીજો: અને તેવો કરણ કૌરવમાં મોટેરો થયો
ઘણા દિવસ ખોળિયા ત્યાં રહ્યો
દિવસ જાતાં તો ..

પ્રથમ: અને દિવસ જાતાં તો વાર ના સોઈ,
પંઠો પોગ્યો ને બળવંત હોઈ,
બત્રીસ લક્ષણો...

આમ એક આદમી એક કડી પૂરી કરે કે બીજો આદમી પ્રથમ વ્યક્તિની છેલ્લી પંક્તિ બોલે તેની દોઢયવાળીને ત્યાંથી આગળ ઉપાડે છે. તો કોઈ કોઈ ગામમાં એક જ આદમી સમગ્ર સલોકો બોલે છે. સલોકો બોલાય છે તેની વચ્ચે વચ્ચે મશાલિયો વાળંદ કે બાબર હરે હરે, કે હૂ...ડે એમ વારંવાર બોલે છે.

દેશજ સાહિત્યમાં "રામ રાવણ" લવ–કુશ 'ચાર જુગ' અને કરણનો સલોકો આટલા ધાર્મિક, પૌરાણિક વસ્તુ–ઘટનાનાં છે. ઉપરાંત દેશકાળમાં જો કોઈ તદ્દન નવી વસ્તુ–ઘટના બની જાય, જે સમગ્ર

લોકસમાજને અચંબો પમાડે તેવી હોય તો તેના સંક્ષોભમાંથી પણ રચના સહેજે રૂપ ધરીને સરી પડે છે. આમ દેશજ સાહિત્યમાંય તેની રચના–સરવાણી તો સતત રૂપે વહ્યા જ કરે છે. અને દેશકાળમાં બનતા બનાવોનેય લોકો જુએ જાણે અને સાહિત્યરૂપ આપીને ગાઈ નાખે છે. જેમકે દેશજ લોકને મારે આગગાડી નવી નવાઈની વસ્તુ, તેનાય રાસડા અને સલોકા જોડયો. ઉપરાંત આ દસકામાં સૌરાષ્ટ્ર તેમ જ ગુજરાતમાં હીરા ઘસવાનો નવો ધંધો શરૂ થયો, તેમાં રોજી સારી મળે છે, ઉપરાંત તેમાં બહુ બળ બુદ્ધિનું કામ ન હોવાથી ખેડૂત તેમ જ ઉભડિયાના જુવાનડા માટી ખેતી તેમ જ પોતીકો ધંધો છોડી, ભણતર છોડીને હીરા ઘસવા દોડી ગયા. આ ધંધામાં આવક સારી, તેમ જ ઊજળો ચળકાટ તો સારો લાગે છે પણ જો આ ધંધામાં મંદી આવે અને ભોગજોગે તે બંધ થઈ જાય તો શું ? ઊજળાં કપડાં પહેરીને, શહેરમાં રહીને જેણે બેઠાં બેઠાં કામ કર્યું છે તેવા ખેડૂતના છોકરા–જુવાનોને ફરીથી ખેતીનું કામ કરવાનું અકારૂં લાગે, શહેરમાં ફર્યા હર્યા હોય તેમ જ જીવન બેઠાડુ થઈ ગયું હોય તેથી ખેત કામ કરવું આકરું લાગે, તેનો સર્વ ચિતાર આ સલોકામાં સારી રીતે આપ્યો છે. સલોકાનો રચયિતા સર્વ લોકની વચ્ચે રહેનાર ગ્રામજન છે તેથી, તેમ જ પરંપરિત રૂઢિ પરંપરાનો જાણકાર આ જીવો મહ-વાણો પોતાને જે કહેવું છે તે સાદી સરળ અને સુરેખ રીતે કહી જાય છે. આમ હીરાવાળાનો સલોકો તે છેલ્લા દાયકાની રચના આપણને મળે છે.

સરસતી માતને સમરું માય,
આપો વાણીને માગું ઇ થાય,
હીરાવાળાની વાગી વધાય,
ઢાલ શરણાયને સૌયરું ગાય.

મૂરખ મૂઢ ને અભણ અમે,
મેર કરોને માતાજી તમે
ઘસ્યા હીરા ને હેરાન થયા,
સહાયું કરજો માવડી તમે.
ગામ ખાંભા ને અમરેલી થાણું
હીરા ઘસવાનું કર્યું કારખાનું.

બુદ્ધિ પોગાડી, નાખી છે વારી,
શેઠ સાયેબ ને મોટા વેપારી.

નવા વસ્તર ને ઉપર ખંડી,
ઘસવાવાળા તો બેઠા છે ઘંટી.

હીરાવાળા ઈ વેમાને ફરે,
પારકું ધન તો પોતાનું કરે.

વજાડે રેડીઓ ને ગામમાં ફરે,
કુરમના જોડા ને પગના તળે.
હાથમાં થેલીને ગામમાં ફરે,
માથાની બાબરી વાયે ફરફરે.

મોટું સૂરતને લાંબી શેરી,
હીરાવાળા તો મારે છે ફેરી.
છો છો માસના નાખ્યા થાણાં,
ઘસ્યા હીરા ને મેળવ્યા નાણાં.

ભાંગ્યા કારખાનાં ને મજૂર મુંઝાણા,
મનડું મુંઝાય ને હૈયામાં જાણું
શેઠે માર્યું છે કારખાને તાળું
ઘસ્યા હીરા તે હેરાન થયા જાણું.

ટિકિટ વન્યા ગાડીએ ચડયા,
અંગ ઉછીના પૈસા નો જડયા
ગાડીના માસ્તરને કીધી વાતું
હારે નથી ખાધાનું ભાતું.

જમ્યા વીશીમાં ને પડિયા માંદા,
અમારી પાસે નાણાના વાંધા.
છપ્પન પેલનો બનાવ્યો હીરો,
મલક આખામાં કર્યો ગોકીરો.

સાટવ્યો માલ ને રૂપૈયા તોલે,
હીરાવાળો કોક સાચું બોલે.
બોલે એવું ને મારી ખડતાળું,
પીપળની પાસે ગામ અડતાળું.

અડતાળા ગામમાં વાગે છે વાજા,
હીરા ઘસવામાં તો પટેલ જાજા.
પેલા ભાએ માર્યું છે તાળું,
હીરા ઘસે છે અડધું ખોપાળું.

બીજા પટેલે દીધા ધોરી,
હીરાએ નાખ્યો મલક સોરી.
ખંભે કુવાડો ને હાથમાં રંધો,
હીરા ઘસવાનો કરે છે ધંધો.

ઘાંચી, મોચીનો નો આવે પાર,
હીરા ઘસવા બેઠા લુવાર.
બાબર, હજામ ને ભેળા છે સઇ,
હીરાની વાતું ગામે ગામ થઇ.

કાંડે ઘડિયાળ ને મારે છે આંટા,
હીરાએ પાડયા છે છપ્પનના પાટા.
ઊનું ખાધું ને મોઢામાં બળ્યાં,
ઘસ્યા હીરા ને પૈસા ખૂબ રળ્યા.

દેવ ગયા દેરે, પીર ગયા મકકે,
આપણ સવરાજમાં સૌ મારે ધકકે.
તુળશીના પાંદડે તોળાણા હરિ,
હીરા ઘસીને મેડિયું કરી.
રેવા ગોલરામા સોથપરી થાણું,
તેની શોભા ભલી વખાણું.
વાલુ લાગે છે સુંદર ગાણું,
હીરા ઘસવામાં ભારથ અંટાણું.

મોળો મંડાણો વરહનો પાયો,
હીરા ઘસીને મનખ્યો કાયો.
ગાય છે જીવો જાતે કોળી,
હીરો આપ્યો છે ત્રાજવે તોળી.

મનખ્યા દેહ મળ્યો છે એક,
સોનાની થાળીએ લોઢાની મેખ.
દર ઉધીનું લોગવે લોરીંગ,
માટે મૂકી દીયો મનના તોરીંગ.

બાપ કહે છે દીકરો મારો,
હીરા ઘસીને કર્યો ઉધારો.
વાટ જુએ છે ઘરની નારી,
આ ફેરે લાવશે હીરની સાડી.

રામ ને નામે પથ્થરા તરે,
હીરાવાળા ત્યાં વાતું કરે.

હવે આપણ કરશું કયમ ?
વાડી, ખેતર ને પડતર સીમ.

આવ્યું ચોમાસું ને ચસી હેલી,
આદ્રામાં થઇ વાવણી પેલી.
ઉઠયે બેલી ઉતાવળા થઇ,
જોડો વાવણિયા ખેતરમાં જઇ.

હીરા માણેકની મૂઠી ભરી,
શેઢા સાચી સુરતા કરી.
રામ નામનું વાવ્યું છે બીજ,
આવી છે અશાડી બીજ.

શિવશક્તિની વાગે છે ડાક,
હીરાવાળાની વાગે છે હાંક.
કરો ભક્તિ ને ભવજલ તારો,
હીરાએ પાડયો પૈસાનો વારો.

દેવ સભાને ડાયરો ગમે,
કળિયુગ પોરો ને કાળીંગો રમે.
હીરાવાળા તો સોગઠે રમે,
જ્ઞાન અજ્ઞાનની હોગઠી ભમે.

ગામ બોઢણુ ને માંગરોલ થાણું,
હીરા ઘસવાનું નાખ્યું કારખાનું.
લોઢાને પાયે વાપ્યો વાક,
ઘંટી બનાવી છે આડો આંક.

વરણ અઢારે ભેળા થાય ને,
નાટક સીનેમા જોવા જાયને.
શેઠ સાયેબને ખુત્યુ નાણું,
સવારે માર્યું કારખાને તાળું.

પોસ્ટ દરેડ ને વાયા નીંગાળું,
નીંગાળામાં તો ફરે છે ચરખા,
હીરા ઘસ્યાને સૌ થ્યા સરખા
લાખોપતિ તો ગયા છે હારી.

આસોપાલવ ને આંબાનું ઝાડ
મય મધુરા બોલે મોર
હીરા ઘસવાનું વધીયું જોર
હીરાવાળાએ પાડયો છે ઠોર.

જણુસ મળે છે રૂપિયે કીલો,
ગામ બરવાળું ને ધંધુકા તાલુકો.
બરવાળા ગામની રચના રૂડી,
હીરાવાળાને હાથ્થ સોનાની સુડી.

વડોદરા પાસે ગામ નવસારી,
નવસારી ગામની રચના સારી.
ગામ નવસારી વડોદરા થાણું,
હીરા ઘસવાનું નાખ્યું કારખાનું.

વડોદરા શેરની બવળી બજાર,
ઘંટી ફરે છે એક હજાર.

ત્રિકમ સાથે લગાડો તાર,
હીરા માણેકનો પેરો હાર.

ઊગ્યો સૂરજ ને કાઢી તડકી,
નથી ભણ્યો ને ખડિયો પાટી
ભણેલો હોય તે ભૂલે ભીંત,
હીરા ઘસવાની એવી છે રીત.

શામળિયા સાથે રાખો પ્રીત,
રુદયામાં રાખી સાચી રીત.
કારતક મહિને કપટી થયા,
માગશર મહિને લપટી ગયા.

પોષ મહિને એવી છે પ્રીત,
હીરા ઘસવાની એવી છે રીત.

મહા મહિને આવતાં થયા
ઘસ્યા હીરા ને પૈસા ગયા.

ફાગણ મહિને ફરે છે ફેર,
ઘંટી કરે છે પાણુના ઝેર.
ચૈત્ર મહિને ચતુરા સાલે.
વૈશાખ મહિને વાદળાં હાલે.

જેઠ મહિને જુગઠે રમે,
માતાપિતાને સૌને ગમે.

અશાડ મહિને ઘમર ઘોરિયો.
હીરાએ મલક બધો સોરિગો
શ્રાવણ મહિને સુંદરી સેવો,
છોડી બચકો ને ઘરેણુ જોવે.

ભાદરવો તો છે ભરપૂર,
હીરા તણો થયો ચકચૂર.

આસો માસને આવી દિવાળી,
હીરાવાળા એ જઇ ભૂખ વાળી.
હવે થિયા છે કાળા બજાર,
હીરા ઘસે છે પચાસ હજાર.

હીરાની વાતું સૌને ગમે
પૈસા ભરીને લોજુમાં જમે.
શેઠની સાથે પડયો વાંધો,
હીરાવાળાએ બચકો બાંધ્યો.

અડધા માણુસો ગયા છે ભાગી,
તોયે કોઇએ જોયું નૈ જાગી.
ઘરે જઈને હાંકે છે કોસ,
મને કોઇ દેશો નૈ દોષ.

બનવા કાળે તો બની જાશે,
ભારથ દેશમાં હીરા વપરાશે.
અંધો વણે ને વાછડો ચાવે,
હીરાના મને સપના આવે.

કાકો ભત્રીજો, મોટેરા ભાઇ,
હીરા ઘસવા તો સૂરત જાય.
પાણે મૂલવેને પાલીએ ભરે,
હરખે હરિના ભજન તો કરે.

કાંઇક કરે છે ધર્મને નીમ,
હવે હીરાનું કરીશું કીમ ?
ગામ કાળાતળાવની સધ્યે રઇએ
હીરા ઘસવાના સલોકા કઇએ.

સાંભળજો ભાઇઓ એક જ ધ્યાન,
જોજો ચડે નહિ ચોટયનું ઘેન.
ચોટય ઘેને ઊંચે જોવે,
આવ્યો હીરાને હાથમાંથી ખોવે.

ઘસ્યા હીરા ને ન મળ્યું નાણું,
આખું ભારથ પૈસામાં અંટાણું.
સાંભળજો ભાઇઓ વાણી મારી
ઘસ્યા હીરા ને જગત અંટાણી.

[ અનુ૦ પૃ. ૧

# 'ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે'

નાજાભાઈ નથુભાઈ વાળા (ચાડિયા)

સમાજમાં દેવી દેવતા અને ભૂતપ્રેતના ચમત્કારનાં જે તૂત ચાલે છે, એવું તૂત જોતીષનું છે. મોટી વાત બાજુ પર મૂકી પહેલા નાનેથી લઈએ. ગામડામાં જ્યાં મુખ્ય વર્ગ ખેડૂત હોય એવી વરસાદની જરૂરિયાત વાળી પ્રજામાં બ્રાહ્મણ અને અન્ય કોમ કોમના દેશી જોષીઓ હોય છે. તેઓ માને છે અને મનાવે છે કે, દિવાળી પછી કારતક સુદ એકમથી જે દિવસે આકાશમાં સફેદ કે પીળા લીસોટા થાય તેને (કહ) કહે છે. તે દિવસથી ૨૨૫ દિવસે એટલે કે સાડાસાત માસે વરસાદ થાય છે.

આ દિવસો ચોમાસામાં આવે છે. આ વાત ખેડૂત સમાજ માને છે. ગઈસાલ મેં વિચાર્યું કે આ વાત ખોટી જ હશે, વૈજ્ઞાનિક રીતે શકયતા નથી, પણ પૂરી ચકાસણી કરી, ખોટું ઠરે તો સમાજમાંથી આ વહેમ કાઢવા પ્રયાસ કરવો.

ગઈ સાલ દિવાળીથી બરાબર નોંધ રાખી ખંતથી કહ જોયા. યોગાનુયોગ ગયા સંવત ૨૦૨૮ના શિયાળામાં દર સાલ કરતાં આકાશમાં કહના લીસોટા ખૂબ વધારે થયા. તેમજ ચોમાસાની શરૂઆતથી ગજેન્દ્ર પાઠક અને લાલજી મહારાજ તેમજ બીજા જોશીઓની આગાહી આવતાં ચોમાસામાં અતિ વૃષ્ટિ અને મોટી વરસાદની હોનારત થવાની છે એવી આગાહી છાપાઓમાં આવવી શરૂ થઈ. એટલે મેં અને મારા મિત્રો જોષીઓએ એમ માન્યું આ ચોમાસું અતિવૃષ્ટિનું થશે, પણ 'કહ' તો કોણ જાણે કયાં ગયા, અને કારો દુષ્કાળ પડયો.

એક નાનું ગામ હતું ને તેમાં એક ખેડૂત રહે. આ ખેડૂતની ખેતર વાડીનો રસ્તો ગામનાં સ્મશાન વચ્ચેથી જાય. વાવણીનો સારો વરસાદ થયો. ખેડૂતોએ વાવણિયા જોડયા, આ ખેડૂત વાવણીઓ જોડી સ્મશાન વચ્ચેથી નીકળ્યો. ત્યાં એક માણસની તૂંબલી પડેલી. તૂંબલી બોલી: "પટેલ રામરામ કયાં જાવ છો?"

"વાવવા જાવ છું"

"અરે ભાઈ! આ સાલ બીજો વરસાદ થવાનો નથી, દુષ્કાળ પડવાનો છે, વાવીને દાણા નાખી શું કામ દે છ? છોકરાને ખવરાવને!" આવી અજાયબ જેવી વાત સાંભળી ખેડૂત ભોળવાઈ ગયો. સાંતી લઈ ઘેર પાછો ગયો.

બે દિવસ ગયા. ચાર દિવસ ગયા. બધાની વાવણી પૂરી થઈ. મોલ ઊગી ગયા ત્યારે ખેડૂત બીચારો પસ્તાયો! પંદર, વીસેક દિવસે ફરી વરસાદ થયો. ગામનાં ખેતર વાડીઓમાં ઢૂંઢમિયા જૂત્યાં. ત્યારે આ ખેડુ વાવણિયો જોડી સ્મશાન વચ્ચેથી નીકળ્યો, ફરી તૂંબલીએ અટકાવ્યો: "ભાઇ વળી કયા જાવ છો?"

"આ બધા ખેતરના મોલ લહેરાય છે હું વાવવા જાવ છું."

"અરે ભાઈ પાછો વળ, દાણા ઘરમાં રાખ! કંઈ થવાનું નથી, આ છેલ્લો વરસાદ છે. બધું સુકાઈ જશે." ખેડૂત બીચારો ફરી પાછો વળી ઘેર ગયો.

શ્રાવણ માસ આવ્યો. ત્રીજો વરસાદ થયો. લોકો આ ખેડૂતની મશ્કરી કરવા લાગ્યા. ત્યારે આ ખેડૂતે ત્રીજી વખત વાવણિયા જોડયો. ફરી તૂંબલી બોલી: "અરે ભાઈ! જોતો નથી કયાં જાય છે? પંદર દિવસમાં તીડ આવવાનાં છે. વાવીને શું કરીશ? બધું ખાઇ જશે. પાછો વળ."

ટૂંકામાં તૂંબલીએ વાવવા જ ન દીધું. બધાના મોલ લહેરાય છે. ડુંડાં ડોલે છે. આસો મહીનો આવ્યો. લાણી પડી, ત્યારે આ ખેડૂત. બિચારો ભાંગલ પગે સ્મશાન વચ્ચે ખેતરે જવા નીકળ્યો. તૂંબલી ત્યાં જ હતી: "કાં પટેલ કેમ છો?" પટેલ કહે: "તેં મને ખુવાર મેળવ્યો, તેં મને વાવવા જ ન દીધું, આ બધાને વરસ પાકયું. હું ભૂખ ભેગો થયો."

તૂંબલી હસી ! દાંત કાઢીને બોલી "પટેલ ! હું જોષીની તૂંબલી છું. જીવતો હતો ત્યારે તારા જેવા સેંકડોને ખુવાર કર્યા છે. ત્યારે મૂઆ પછી તો તું પહેલો જ છે."

આ સાલ આપણા જોષીએ આવું જ કર્યું છે. મોટી હોનારત અને અતિવૃષ્ટિની આગાહી કરી. છાપાઓમાં વરતારા આવ્યા. વિશ્વાસુ ખેડૂતોએ છતાં સાધને આગાહીના વિશ્વાસે મોલ મુકવ્યા. પાણી ન પાયું અને દાણા વિના દુઃખી થયા.

જ્યોતિષ એક ગપ છે, હમ્બગ છે, એમ મને લાગતું જ હતું, એટલે ખાતરી કરવા ઈચ્છા થઈ અને કરી. આપણે વિચારીએ કે આકાશમાં ભેજનો કે વાદળનો લીસોટો થાય એના પ્રભાવથી સાડાસાત મહીને વરસાદ થાય એમ કહેવા કરતાં માનવું એ જ મુર્ખાઈ છે.

શાસ્ત્રની આવી વાતો અત્યારના વૈજ્ઞાનિકોએ સંપૂર્ણ ખોટી પાડી છે. શાસ્ત્ર કહે છે કે પૃથ્વી શેષ નાગના માથા પર છે. શેષ નાગની નીચે કાચબો છે. પૃથ્વીને દસ છેડા છે. એક એક છેડો પકડી દિગ્પાલો ઊભા છે.

અત્યારનો માનવી દિવસમાં પૃથ્વીને દસ આંટા ફરી આવે છે. ક્યાંય દેખાણો નહીં દિગ્પાલ કે ભટકાણો નહીં શેષનાગ. ક્ષિર સમુદ્ર અને તેમાં સૂતેલા ભગવાન ક્યાંય ભાળવામાં આવ્યા નથી. દુષ્કાળ પડ્યો એટલે દુઃખનો દરિયો દેખાય છે, પણ દુધનો કહેલ દરિયો ક્યાંય ન દેખાણો. શાસ્ત્રકારોએ કરેલું પૃથ્વીનું વર્ણન સંપૂર્ણ ખોટું સાબિત થયું છે. છતાં મંગળ અને શુક્રના ગ્રહોની વાતો કરી ગયા છે.

અમારાં ગામના એક પટેલ જુવાનીમાં ભારે દસબી હતા. ૪૨૦ના ધંધા કરી નભાવ કરતા. પછી આંધળા થયા, એટલે ખેડૂતોને વાડીઓમાં પાણી જોઈ આપતા. પોતાની ઓરડીના ગોળામાં પાણી છે કે નહીં તે નહોતું સૂઝતું પણ દસ, વીશ માઈલ ઉપર કયા ખેતરમાં ક્યાં પાણી છે તે જોઈ આપતા. લોકો એને પૈસા આપતા. આપણા શાસ્ત્રકારોએ પણ આવું જ કર્યું છે. સૂર્યમાળામાં નવ ગોળા છે એ જાણી લીધું. બુદ્ધિશાળી તો હતા જ, પછી એ ગોળાઓ ઉપર મોટી મોટી કથાઓ ઊભી કરી, પોતાના નિર્વાહનું સાધન ઊભું કરવા તરફ વળી ગયા. અને સાચી શોધ ન કરી. ખોટી દિશામાં બુદ્ધિ વાપરી. એટલી સાચે રસ્તે વિજ્ઞાનની રીતે સત્ય શોધવામાં મહેનત કરી હોત તો લોકો ઉપર ઉપકાર થાય એવું ઘણું કરી શકયા હોત ! બુદ્ધિશાળી તો હતા જ, એટલે પોતાના વંશવારસ માટે લોકોને ભરમાવી ને રોટલા રળી શકાય અને સેંકડો પેઢી ચાલે એવું કરી દીધું.

લોકોના મનમાં આ ધતીંગના મૂળિયાં એટલાં ઊંડાં નાખી શકયા કે અમેરિકનો ચંદ્ર પર ચડી બેઠાં તો પણ આપણે તો બારમો ચંદ્ર અને અગિયારમા રાહુના મંત્રવિધિ કરાવતા રહ્યા. ખૂબી એવી કરી કે આ ગોળાઓને (ગ્રહને) દેવ જેવા સ્વાંગ સજાવ્યા. લેતી દેતીની જરૂરિયાત વાળા બનાવ્યા. તેમજ, દરેકના જુદા જુદા મંત્રો બનાવ્યા. અને એવો એક મંત્ર બનાવ્યો કે :

દૈવ્યાધિનમ્ જગત્ સર્વમ્ મંત્રાધિનમ્ દેવતા ।
તસ્મંત્રો બ્રાહ્મણાધિનમ્ તસ્મેન્ બ્રાહ્મણ દેવતા ॥

એટલે કે આ દેવો સાથેનું કામકાજ બ્રાહ્મણો મારફત જ થાય. બ્રાહ્મણોને જ જગતના દેવતા માનવા પડે. આવું મનાવી ગ્રહોને આધારે ચાલતા જ્યોતિષનો કબજો સ્વતંત્રપણે મેળવી લીધો.

જુદા જુદા દેશ અને જાતિઓ પ્રમાણે જુદા જુદા બ્રાહ્મણો હોય છે. અદશ્યને નામે મેળવતા હિન્દુઓનાં આચાર્યો હોય, મુસલમાનોના કાજી મલ્લા હોય, ખ્રિસ્તીનાં પાદરી કે પોપ હોય કે પારસીનો મોબેદ હોય, સૌ ધધા ભાઈઓ જ છે, પોતપોતાનું ચલાવ્યે રાખવામાં કુશળ હોય છે. એક બાજુ કહે છે કે :

હરીએ કહ્યાં વિધિ લખ્યાં, છઠ્ઠી રેનકા અંક ।
એમાં જવ વધે તલ ઘટે, રે રે જીવ નચિંત ॥

આકાશ ચડો પાતાળ પડો,
ચાહે ગિરિ ગુફામેં વાસ કરો ।

ભાવિ મિટે નહીં કોઇ કાળસે,
લાખ કરોડ ઉપાય કરો ॥
તીન સતા[११] ઉપર ચડો પેસો પંચા દોઈ ।
હોણી અણુહોણી નહીં હોણી હોય સો હોય ॥

એટલે કે માણસના જન્મ પછી છઠ્ઠી રાત્રે ઈશ્વરના કહેવા પ્રમાણે વિધાતા લખી જાય છે એ જ રીતે માણસ જિંદગી જીવે છે. એમાં પછીથી બીલકુલ તલ કે જવ જેટલો પણ ફેરફાર થતો નથી. જ્યારે બીજી બાજુ માણસની જિંદગીનું સુકાન ગ્રહોના હાથમાં હોવાનું જણાવે છે, એટલે કે ગ્રહ-દશા પ્રમાણે માણસને સુખદુઃખ આવે છે.

ગ્રહોના સ્વભાવ જુદા જુદા બતાવ્યા છે. સોમ, બુધ, ગુરૂ, શુક્ર વગેરે સારા ગ્રહ છે, જ્યારે રાહુ, શનિ, મંગળ, વગેરે દુષ્ટ ગ્રહો છે. ક્રુર સ્વભાવના છે. ખીજે તો માણસને પાયમાલ કરી નાખે છે. બધા ગ્રહોને રીઝવવાના જુદા જુદા મંત્રો હોય છે. એ મંત્રોનો ઉપયોગ કરવાનો અધિકાર ફક્ત બ્રાહ્મણોને છે. બ્રાહ્મણો એ દરેક ગ્રહને મંત્રરૂપી નાથ નાખેલી છે. એ નાથ બ્રાહ્મણોના હાથમાં હોય છે. એટલે વાંકા ગ્રહવાળી વ્યક્તિ બ્રાહ્મણોને શરણે જાય. તો પછી ગ્રહનું કંઈ ચાલતું નથી. બ્રાહ્મણો ગ્રહને નાથથી વશ કરી વાંકા ગ્રહને સીધો કરી શકે છે. એટલે કે, સંસારનાં સુખદુઃખ ગ્રહને આધીન છે. ગ્રહ મંત્રાધિન છે. મંત્રો બ્રાહ્મણાધિન છે. બ્રાહ્મણો ગ્રહને મંત્રના બળથી વીંટીમાં પણ ઘાલી શકે છે.

ભુવો જેમ માતાજીનો રાજીપો કે નારાજી જુવારના દાણા જોઈ જાણી ગયાનું હાંકે છે એમ ભૂદેવો ગ્રહનો રાજીપો કે નારાજી કુંડલીના લીટા કરી આંકડા લખી હાંકયે રાખે છે. તેનું પૂછડું માણસના નામની રાશિની સાથે સાંધીને હાંકયે રાખે છે.

જ્યોતિષીના કહેવા પ્રમાણે ગ્રહ કોઈ એક વ્યક્તિ પ્રત્યે નહીં પણ એક રાશિ ઉપર હલ્લો કરે છે, આપણે જ્યોતિષીઓને પૂછીએ કે શ્રી ઈંદિરાજી ભારતની શહેનશાહત ચલાવે છે, જ્યારે અમારા જ ગામની ઈન્દુ સડકના ખાળિયા ખોદવા જાય ત્યારે રોટલો મળે છે તેનું શું ? તો જવાબ આપશે કે એના નામની રાશિ જ ખોટી હશે, જન્માક્ષર ખોટાં હોય. શહેર અને ગામડામાં ફરતાં જોશી, બ્રાહ્મણો સો ઘેર દીકરી આપે પછી ત્રણ ઘેર દીકરા આવે તો પણ ચાલે. આનું નામ જ્યોતિષ.

ભૂદેવોના કહેવા પ્રમાણે માણસના જન્મ પછી છઠ્ઠીની રાત્રે વિધાતા લેખ લખે છે. "લલાટ પટલે લખિતંગ વિધાતા" એ તો લગ્ન પ્રસંગે ગોરના મુખેથી સૌએ સાંભળ્યું હશે. બ્હેનો પણ ગીત ગાય છે કે, "બેની તમારાં લેખ લખાણાં ફલાણા જમાઈની સાથ સૌ રહેજો સંપી સાથ." એ પણ જોશીઓના કહેવા પ્રમાણે જ કહેવાય છે, અને વિધાતાના લેખ સુખ સંપત્તિ ભોગવવાનો લેખ લાલ શાહીથી લખે છે, ત્યારે દુઃખ–કઠીનાઈ ભોગવવાનું લખાણ કાળી શાહીથી માણસના કપાળમાં લખે છે.

આ લેખ જ્યોતિષીઓ જ વાંચી શકે છે. હાથપગનાં તળિયામાં પણ ભાગ્યના લેખ લખાયેલા હોય છે. અજ્ઞાની લોકોને તો એ લાંબા ટૂંકા લીંટા માત્ર લાગે છે. પણ જ્યોતિષીઓ તેમાં ભાવિના લેખ મનાવે છે. આ લેખ વાંચી આપણું ભાવિ કહી આપે છે.

શરીર ઉપરના નાના મોટા ડાઘા જે તલ કે લાખું કહેવાય છે, એમાં પણ ભવિષ્યનો ઉકેલ જોશીઓ જોઈ શકે છે. જોશીઓ આ બધું જાણે છે એનું દુઃખ નથી પણ આવું .હમ્બક બુદ્ધિશાળી વર્ગ માને છે એનું દુઃખ છે. પછી સામાન્ય જન સમાજ આ રસ્તે ચાલી લૂંટાય એમાં શી નવાઈ ? જ્યોતિષીઓની ખૂબી એ છે કે જોશમાં ફી લઈને લખેલું ભાવિ સાચું પડે તો દક્ષિણા માગે છે, અને ખોટું પડે તો કોઈ ગ્રહ કે પૂર્વજની નડતર ઊભી થયાનું કહે છે, અને ગ્રહ શાંતિનાં મંત્ર કરાવે કે પછી પ્રભાસ, પ્રાચી, કે સિદ્ધપુર જેવાં તીર્થસ્થળોએ જજમાનને લઈ જઈ ત્યાં નારાયણબળ કરાવે, અને ત્યાં મૂંડે છે. એટલે કે મહારાજને તો જીવતો લાખનો અને મૂઓ સવાલાખનો થાય છે.

જ્યોતિષીઓ ધંધામાં એટલાં બધા કુશળ હોય છે કે, ભલભલાને ભૂલા પાડી દે છે. મેસમેરિઝમ ઊભું કરી દે છે. સામાન્ય માણસને તો મૂંઝવી દે છે. વાચાળ પણ એટલા જ હોય છે. આપણા ઋષિ-મુનિઓ ગ્રહણનું રહસ્ય નથી સમજી શકયા એટલે ફાવે તેમ ગપ ગોળા ચલાવી મોટા રાહુ અને કેતુ ઊભા કર્યા કે, સૂરજનો રથ ઘોડાં સોતો ગળી જાય. અને આમાં પણ પોતાનો લાગો તો ખરો જ. ગ્રહણ થાય એટલે ચંડાલનો ઓછાયો પડે અને આભડછેટ લાગે. ચંદ્રને સૂર્ય અભડાય. આપણે અભડાઈએ પછી નહાવા ધોવાનું કરી દાન કરાવાનું નથી ચૂકયાં.

ખરી વાતની ખબર નહોતી એટલે આવું ગપ્પ ચલાવી એક કથા ઊભી કરી કે દેવ અને દાનવોએ જ્યારે સમુદ્રમંથન કર્યું અને સમુદ્રમાંથી અમૃત નીકળ્યું. મોહીની નામે ભગવાન વિષ્ણુંએ વચ્ચે પડી સમાધાન કર્યું. બન્ને જૂથ અમૃત પી અમર થવા તૈયાર થયા. ભગવાને મોહીની રૂપે અમૃતની વહેંચણી કરી. દેવ–દાનવોની પંગતો અમૃત પીવા બેઠી ત્યારે દેવોની પંગતમાં રાહુ અગર કેતું નામનો દૈત્ય બેસી ગયો. આ દૈત્યને સૂર્ય અને ચંદ્રે ઓળખ્યો એટલે મોહીની ભગવાને જ્યારે રાહુને અમૃત આપ્યું ત્યારે સૂર્ય, ચંદ્રે ભગવાનને ચેતવ્યા, પણ રાહુ અમૃત મોઢામાં લઈ ગયો, એટલે ગળે ઊતરતાં પહેલાં સુદર્શન મૂકી ભગવાને દૈત્યનું માથું કાપી નાખ્યું, પણ અમર તો થઈ જ ગયું. આ માથું આકાશમાં વિચરે છે, અને સૂર્ય ચંદ્ર પર વેર રાખે છે. વખત આવે સૂર્ય કે ચંદ્રને ગળી જાય છે, પણ ફકત માથું જ છે. એટલે મોઢેથી ગળે એટલે સૂર્ય, ચંદ્ર ગળેથી નીકળી જાય છે. આ દૈત્યના અડવાથી, ઓછાયાથી બધું અભડાઈ જાય છે. એટલે નાવું ધોવું અને દાન કરવું પડે. (એક વાત સાચી છે કે આપણો સમાજ સાચી વાતમાં નથી માનતો પણ ધર્મને અને પરલોકનાં નામે પાટા બાંધનાર સમાજ પાસે ધાર્યું કરાવી શકે છે.)

શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે દ્વારકામાં રાજ્ય કરતા હતા, સાક્ષાત ઈશ્વર કહેવાણા એવા સમર્થ હતા, સર્વજ્ઞ હતા, તેમજ ભારતના ચારેય છેડામાં જેની હાક વાગતી એવા સમર્થ બળભદ્ર અને યાદવો હતા, સોનાની દ્વારકા હતી, એના દરબારમાં સારા સારા જોશીઓ મહા વિદ્વાનો હતા. એ સર્વજ્ઞ શ્રીકૃષ્ણ અને યાદવો જ્યાં ઋષિના શ્રાપથી પાન ઊગેલી હતી કે જ્યાં. યાદવોનું મોત મોં ફાડીને ઊભેલું હતું ત્યાં જતાં રાજ્યના જ્યોતિષીઓએ, બળભદ્રે કે શ્રીકૃષ્ણ ભગવાને યાદવોને કેમ ન અટકાવ્યા ?

સાપ ગયો હોય ત્યાં જતાં પોતાના બાળકને બાપ અટકાવે છે, તો પછી શ્રીકૃષ્ણ ભગવાન જેવા સર્વજ્ઞ પુરૂષે પોતાના પરિવારને નાશ નિર્માણની જગ્યાએ જવા કેમ દીધા ? પણ બધું ખોટું છે. ભાવિ ભવિષ્ય જેવું કંઈ છે જ નહીં. કોઇપણ કાળે અને કોઈપણ રીતે બધું અકસ્માત જ થાય છે.

આ પૃથ્વી ઉપર કોટાનકોટી વર્ષ એટલે કે અનંતકાળથી આવું બધું ચાલ્યા જ કરે છે. ત્યારે માણસ તો થોડાંક હજાર વર્ષથી જ્યોતિષ જેવી નકામી પાયા વગરની નકામી વાત કરતાં શીખ્યો. એનો ભૂતકાળ શો ? અને ભાવિ શું ? આપણા ધર્મને નામે ચરી ખાનારા અને ભૂત ભવિષ્યનાં અને જ્યોતિષનાં ગપ ચલાવનારા આ બધું જાણે છે, સમજે છે, છતાં પોતાના સ્વાર્થને આંચ ન આવે એટલા ખાતર એકબીજાને પૂરક થાય એ રીતે વર્તે છે, ચલાવે છે.

સામાન્ય માણસની વાત સમાજ માનતો નથી. મારા જેવો પતંગિયો અજવાળું કરવા મહેનત કરે તો પણ સમાજ ઉપર તેની અસર થતી નથી. ઈશ્વરના નામ ઉપર આજીવિકા ચલાવનારા ખૂબ જ સંગઠિત રીતે અને કોઈપણ રીતે પોતાની પોલ ઉઘાડી પડી ન જાય એમ સૌનું સાચું રહે એ રીતે ચલાવે છે.

કોઈ એક રસ્તા ઉપર ચાલ્યા જતા એક જમાદારને દરબારનો સાથ થયો. ઓળખાણ પીછાણ થતાં જમાદારે વાત શરૂ કરી. કે : "દરબાર હમારા અબ્બાઝાન ઐસા જબરજસ્ત થા, બડી ફોઝ

ા થા. બહોત ઘોડા રખતા થા. હમારા બબ્બાજાનકા ઘોડે કા તબેલા ભાવનગર સે પોરબંદર તક લંબા થા."

"સાચી વાત જમાદાર સાહેબ, પહેલાંના માણસ ભારે સમર્થ હતા. અમારા દાજીદાદા પણ ભારે જબરા હતા અને એવડો જબરો લાંબો ભાલો રાખતા કે ભાલો ઊભો પકડી ઘોડે ચડીને ચાલતા ત્યારે આભમાં લીસોટા થતો જાય."

જમાદાર ભેળો માણસ એટલે બોલી ગયો: ઓતો બડા ગપ્પ દરબાર! ઈતના બડા લંબા ભાલા તુમ્હારા દાદા રખતા કહાં?"

અરે જમાદાર! સાવ સાચી વાત છે. આવડો મોટો ભાલો તમારા અબ્બાજાનના તબેલામાં પાછલી ભીતની ખીતિયો ઉપર આડો રાખી મૂકતા.

જમાદાર કબુલ થઈ ગયા "તબ તો હોગા" ના પાડે તો અબ્બાનનો તબેલો ટૂંકો કરવો પડે.

એ જ રીતે ઈશ્વરના નામ ઉપર રોટલો રળનારા અને જ્યોતિષીઓ એક બીજાના પૂરક છે. અથવા એક જ છે અને સામાન્ય માણસનું સમાજ સાંભળતો નથી. જેમ બ્રાહ્મણો રાજાઓને ઈશ્વરનો અંશ મનાવીને નિભાવતા અને પૂજાવતા. અત્યાર સુધી આ સીંડીકેટ ચાલ્યું એ જ રીતે, જ્યોતિષીઓને પ્રભુના પ્રતિનિધિઓ એક જેવા છે, એક બીજાને સહાય કરે છે.

શ્રી દયાનંદ સરસ્વતી કહી ગયા છે કે, જ્યોતિષીઓની ગ્રહની વાત સાચી હોય તો અખતરો કરી બતાવો. એક ગ્રહોની મહેરબાની વાળો માણસ લાવે, બીજો ગ્રહોની ખરાબમાં ખરાબ દશા ચાલતી હોય એવો માણસ ગોતી લાવે. બન્નેને તાપમાં ચલાવીએ અગર અગ્નિનો સ્પર્શ કરાવીએ, બન્નેને જુદી અસર થાય, સારા ગ્રહવાળાને રક્ષણ મળે તો માનીએ કે જોશીઓની ગ્રહદશાની વાત સાચી. પણ એવો કોઈ અનુભવ થતો નથી. જે થવાનું હોય તે જ થાય છે. બધું આકસ્મિક થાય છે. તેનું કોઈ ભાવિ કે ભવિષ્ય નથી.

ઈશ્વરના અવતાર મનાતા શ્રી રામચંદ્રજીના રાજ્યાભિષેકનું મૂરત આપનારા બ્રહ્મણ કુળગુરૂ ભગવાન શ્રી વશિષ્ઠજી અને મહાન ઋષિઓ હતા. તેઓ પણ એટલું ન જાણી શકયા કે રાજ્યાભિષેકના શુભ ચોઘડિયે જ શ્રી રામચંદ્રજીને વનવાસ સ્વીકારવો પડશે.

મારા જેવા જ્યોતિષ ખોટું માનનારાના પક્ષે આ એક જ પ્રસંગનો પુરાવો બસ છે, મોટા માનધાતાને પણ કહેવું પડયું છે કે: "નજાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે!"



કરી ગારા અને મલકને મારતા, જાખીઓ સીમાડા પારકા ચારતા, દાગવી આગ ને ગંજીઓ ઠારતા
ગોદડાં ચોરતા ને રાત ગુજારતા, ધોતિયું ફાળિયું અંગ પર ધારતા, ઉધારે પડાવી કરે ઉદારતા
કોરટે રાત દી મચરકા મારતા, તોયે મરદના દીકરા હિંમત ન હારતા, લગનમાં મરણની વાત લલકારતા
પારકી વાડીએ વૈયાં હોકારતા, ગામના લીંબડા ઊંટને ચારતા, કજાડા વરણની કરૂં એક વારતા

**સં. જીવાભાઇ ગઢવી (બાળોટ)**

પૃ. ૧૨૩થી ચાલુ ]



અલમપર પાસે કાળા તળાવ ગામ,
સાખે મકવાણો જીવો છે નામ
રામ નામની લાગી છે ધૂન,
હોય કવિ તો કાઢે ભૂલ.
હીરા માણેકની ગૂંથી જાળી,
હીરાએ મલકને નાખ્યો ટાળી.

વરણ અઢારની કરી વાત,
સર્વે સભાને જોડું છું હાથ.
કાળા તળાવને મધ્યે રહીએ,
બારસને દિવસે સલોકા કરીએ.
પુરો માતાજી મનના કોડ,
એકવાર બોલો જે રણછોડ.

# હમીરજી રત્નુ

અયાચી શંભુદાનજી

ગત એપ્રિલ અંકમાં શ્રી હમીરજી રત્નનું એક અનાવૃષ્ટિ અંગેનું કાવ્ય આપેલું. એ વખતે એમનો પરિચય નહિ આપી શકાયેલો. ભારતની તો ખબર નથી પણ પશ્ચિમ ભારતમાં એક માત્ર કચ્છમાં જ કવિશાળા હતી. એ સુવિખ્યાત લખપત 'વ્રજભાષા પાઠશાળા'ના આદ્ય સ્થાપક માંહેના એક અને નામી કવિ શ્રી હમીરજી રત્નુનો આછો પરિચય અહીં એમના જ વંશજ અયાચી શ્રી શંભુદાનજીની કલમે આપ્યો છે.—સંપાદક[

હમીરજી રત્નુ કચ્છમાં સંવત, ૧૭૫૦થી ૧૮૦૫ના ગાળા દરમ્યાન થયેલા. અમારા મૂળ પુરૂષ ભારમલજી રત્નુ કચ્છમાં તે વખતે રાવ શ્રી તમાચીજીને રાજ્યગાદી પર લાવવાના કારણરૂપ હતા. અને તમાચીજી ફટાયાના પણ ફટાયાભાઈ થતા હતા. તમાચીજી જ્યારે એમને જીવાઈમાં મળેલ ખંભરા ગામે હતા ત્યારે અમારા વડીલ ભારમલજી રત્નુ હિંગળાજની જાત્રા કરી કચ્છમાં નારાયણ સરોવર અને માતાજીના મઢ ગામે આશાપુરાના દર્શને આવેલ. આ વખતે તેમને વી પ્રેરણા થયેલ અને તમાચીજી પાસે ખંભરા ગામે અયાચીપણાની ટેક લીધેલ હતી ટેક લેતી વખતે એમણે કહેલું કે કાં

**હર આગળ હાથ, કાં તો આગળ માંડીસતયા**
**રાખે જો રૂગનાથ,(તો હવે)નર દૂજે જાચીશ નહીં'**

ત્યારબાદ ૧૭૭૮ની આસપાસ તમાચીજી ખંભરેથી આવી ભૂજની રાજગાદી ઉપર આવ્યા ત્યારે તેમણે પોતાના માણસો મોકલી મારવાડમાંથી બારમેર પ્રગણે ઘડોઈ ગામે કે જ્યાંના મૂળ વતની ભારમલજી હતા ત્યાંથી એમને તમાચીજીએ ભૂજ બોલાવી લીધા. ભૂજમાં પૂરા માન મરતબાથી પોતાના રાજ્યના અયાચી સ્થાપી રાજ્યકવિ પદ આપીને રાખેલા અને ગામ ગરાસ આપેલા.

આ ભારમલજી રત્નુને ચાર દીકરા હતા. જેમાં ગિરધરજી કરીને ત્રીજા દીકરા હતા તેના પુત્ર હમીરજી રત્નુ મહા વિદ્વાન થયા. તેમના માટે રાવળ મોતીસરો કહેતા કે :

**બેયા કવિ બાપલા, નદીયા હંદાનીર;**
**ગુણસાગર ગીરધર તણો, હય દરિયાવ હમીર.**

હમરજી રત્નુ રાવ શ્રી તમાચીજી પછી રાયધણજી ૧લા અને તેમના કુંવર ગોડજી ૧લા પછી પ્રથમના રાવ શ્રી દેસળજીના સમયમાં થયા; રાવ દેસળજી કચ્છમાં 'દેસરા પરમેસરા' નું બિરદ પામી ગયા તેમાં ઘણો બધો સાથ સહકાર અને પ્રેરણારૂપ કવિરાજ હમીરજી રત્નુ હતા.

રાવ શ્રી દેસળજીના કુમાર મહારાવશ્રી લખપતજીના થયા. કવિરાજ હમીરજી રત્નુએ તેમને કાવ્યનો શોખ લગાડેલો. અને કાવ્ય શાસ્ત્રનો પૂરો અભ્યાસ કરાવવા માટે એમની રાહબરી નીચે એમની સલાહથી રાજસ્થાનના કિસનગઢથી પિંગળ શાસ્ત્રના પારંગત યતિ ગોરજી શ્રી કનકકુશળજીને કચ્છ લાવેલા. તેમની પાસેથી યુવરાજ લખપતજીએ રસશાસ્ત્ર ને પિંગળ આદિ શાસ્ત્રોનો પૂરો અભ્યાસ કરેલો. પછી એમનાં રાજ્યકાળ દરમિયાન ભૂજમાં 'લખપત વ્રજભાષા પાઠશાળા' સ્થાપેલી, જે રાજ્યોનું એકીકરણ થતાં સુધી ચાલુ રહેલી.

શ્રી. હમીરજી રત્નુએ જે ગ્રન્થો રચ્યા છે અને જે ઉપલબ્ધ છે તેની યાદી નીચે મુજબ છે :

૧, હરિજસ નામ માળા, ૨, હરિજસ પિંગળ (પિંગળ સંબંધી છે) ૩, લખપત પિંગળ (શબ્દ કોષ છે) ૪, ગીત પિંગળ. ૫, રાવશ્રી દેશળજી વચનિકા. જેમાં એ વખતે સર સુબા શેર બુલંદખાન સાથે થયેલ યુદ્ધનું વર્ણન આપેલ છે.

પ્રશસ્તિ ગ્રંથ છે. ૬, યદુવંશ વંશાવળી. જેમાં આદિ નારાયણથી લઈ રાવ શ્રી દેશળજી અને કુમાર લખપતજી સુધીના વંશ વિસ્તારની વિગતો છે.

૭, વૃહમંડ વર્ણન. એમાં બ્રહ્માંડના વર્ણન સાથે ઈશ્વરલીલા આદિ પુરાણોના દાખલા આપી ખગોળ ભૂગોળ ઉપરનો વિસ્તૃત ગ્રંથ લખેલ છે. આ ઉપરાંત એમનાં સમય સમય ઉપરનાં છૂટક કાવ્યો ઘણાં છે.

એમણે જે 'ગીત પિંગળ' લખેલ છે તેમાં ૨૪ જાતોનાં ગીતોનાં લક્ષણ લક્ષણો સાથે લખેલ છે. તે કુમારશ્રી લખપતજીને સંબોધીને લખેલ છે. આ ગીતો ઉદાહરણાર્થે સ્વ. સાક્ષાર શ્રી રણછોડભાઈ ઉદયરામે પોતે રચેલ 'રણ–પિંગળ'માં લીધાં છે. શ્રી. હમીરજીની જન્મ તારીખ કે નિધનની તારીખ મને સાંપડતી નથી, પણ તેમણે રચેલા ગ્રંથોના રચના કાળના સાલ સંવત, જે તે ગ્રંથોમાં આપેલ છે.

હમીરજી રત્નુના કાવ્યોનો મહિમા કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત ઉપરાંત રાજસ્થાનમાં વધારે હતો. કવિરાજની રાજસ્થાની રચના સમજવાંવાળા ભાષા ભાષી કચ્છ કાઠિયાવાડ ગુજરાતમાં ઓછા હતા. લગભગ બધી રચના ભક્તકવિ ઈસરદાસજીની ભાષા પ્રણાલિ પ્રમાણે હોવાથી એની કદર રાજસ્થાનમાં વધારે થયેલી. ત્યાં કવિરાજની કૃતિઓની પ્રતિલિપિ પણ થયેલી છે.

મારા સાંભળવામાં આવ્યા મુજબ હમીરજી રત્નુનું મોસાળ રાજસ્થાનમાં હતું. ઘણો બાલ્યકાળ તેમણે રાજસ્થાનમાં ગાળેલો. જૈન યતિ ગોરજી કનકકુશળજી એમના ગુરૂ થાય. તેમના પાસે રાજસ્થાનમાં જ અભ્યાસ કરેલો. બાદમાં મહારાવ શ્રી દેશળજી ૧લા પાસે કચ્છમાં આવી રાજ્યકવિ તરીકે રહેલા.

યુવરાજ શ્રી લખપતજીને જ્યારે કાવ્ય શાસ્ત્ર ભણવાની ઈચ્છા થઈ ત્યારે હમીરજીએ પોતાના ગુરૂનાં ગુણગાન કર્યાં અને મહારાવ તરફથી પુરસ્કાર અપાવવા કુમાર શ્રી લખપતજીના ગુરૂ તરીકે બોલાવેલા. એક રેહા ગામ અને ભૂજમાં એમને લાયક રહેણાંકનાં મકાનો રાવ શ્રી દેશળજીએ ગોરજી કનક કુશળજીને આપેલ. પાછળથી એ જ મકાનમાં એમના સંચાલન તળે 'લખપત વ્રજ ભાષા પાઠશાળા' સ્થપાયેલ.



## સં. જીવાભાઈ પી. ગઢવી (બાબોટ)

ખગ નીસરણી સુરગરી, જાદુભરી અનંત;
ઇણહુ કટ ધરતી પડે, તો પણ સુરગ ચઢંત,

જનની જનમ સુધારણી, વેહ સુધારણ ભાગ,
પરણી પરણ સુધારણી, મરણ સુધારણ ખાગ.

આજ ઘરે સાસુ કહે, હરખ અચાનક કાય;
બહુ બળેવા હુલ્લરો, પૂત મરેવા જાય.

મૃગનેણાં હથ્થ મેળિયા, હેમ કિયા રથ મેળ;
ખગહુ રથ્થન મેળિયા, જીકા જમારા એળ.

નહ મરણો માંચેનરા, મરણો ખગાં પ્રહાર;
માચે ગત કીસકી મિલે, સુરગ બાંધ્યો ખગધાર.

દેખો ઘર ઘર ઊતરે, ચૂડા ભૂખણ ચીર;
દયા ન માગે દોયણા બાઇ થારો વીર

હોવે ઘર ઘર હાયરે, રોવે ઘર ઘર નાર
ભાલી દેવરકો કહો, અબ તો રીસ ઉતાર !

# મામા–ભાણેજ

શંકરભાઈ સોમાભાઈ તડવી

[નાનાં બાળકોને શૌર્યજીવનના સંસ્કાર આપવા મધ્યકાલીન જીવનની ઘટનાઓ ખૂબ ઉપયોગી નીવડે છે. જેના લેખો અને ઘટનાઓની સંપૂર્ણ સર્વે (તપાસ) થયેલી નથી જે ગામડે ગામડે પથરાયેલા છે તે પાળિયા–ખાંભીઓ, આપણા ગ્રામ્ય અને પ્રાદેશિક ઈતિહાસની મૂલ્યવાન સામગ્રી સંઘરીને બેઠેલ છે. અહીં રજૂ થતી કથા પણ આવી એક પાળિયાની કથા છે.]

"ભાણા !"

"હાં, મામા ! શું છે !"

"આ ભેંસો ભડકી છે એટલે નક્કી કંઈક હશે તો ખરું જ."

ભાટપુરના* બે રબારીઓ ઉગમણી દિશાએ, દેરોલી જવાના રસ્તે, આવેલા કોતરમાં ભેંસો ચારતા નિરાંતે બેઠા હતા. ભેંસો ભડકી કે મામો ઊભો થઈ ગયો.

"ભાણા ! બીકારું લાગે છે. ડરતો નહિ."

"હં.. ! મામા !" ભાણાને કશી સમજ ન પડી.

"જો પેલા સરસડાના ઝાડની ઓથે. પેલા ઊભા...આપણી ભેંસો હાંકવા આવ્યા લાગે છે. ભાણા ! સાવધ રહેજે."

"હું તૈયાર જ છું, મામા ! "જુવાન રબારી એની કડિયાળી ડાંગ પર હાથ ફેરવતો બોલ્યો, ત્યાં તો 'સનનન' કરતું એક તીર આવ્યું.

તીર બંનેમાંથી કોઈને વાગ્યું નહિ. ભેંસો બધી ટોળે વળી ગઈ.

મામા–ભાણેજે કડિયાળી ડાંગો સંભાળી, સામેથી આવતાં પવનવેગી તીરોને બેઉ લાકડીઓ વડે પાછાં વાળતા, ભેંસો હાંકીને તળાવથી બે ખેતરવા દૂર આવેલી નેળમાં આવતા રહ્યા.

* ભાટપુર તા. સંખેડા જિ. વડોદરાનું એક ગામ છે.

મોટા મોટા કાશમાં× ભેંસો પાછી ચરવા મંડી ગઈ. ભાણેજ નીચે બેઠો. મામો લાકડીનો ટેકો દઈ ઊભો ઊભો આજુ બાજુ નજર નાખતો રહ્યો. તેને ખાતરી હતી કે ચોર લોકો પાછા આવશે જ, અને આવ્યા પણ ખરા !

"ભાણા ! સાવધ થા !" મામાએ ભાણેજને ચેતવ્યો "લૂંટારા પાછા..."

ત્યાં તો હાકોટા કરતા, તીર અને પથ્થરનો વરસાદ વરસાવતા સામેથી ચોર લોકો ધસી આવ્યા. રબારીઓ કાળજી રાખવા છતાં સારી પેઠે ઘવાયા. ઘામાંથી લોહી ટપકતું હતું, તોયે 'જે ખોડિયાર મા' કરીને એમણે ફટાફટ ડાંગોનો માર મારવા માંડયો અને બીજી વાર ચોરો હાર ખાઈ જતા રહ્યા !

'હાશ' કરી મામો–ભાણેજ કડિયાળી ડાંગો નીચે મૂકી, એકબીજાના જખમો પર પાટા બાંધવા રોકાયા. લડાઈનો નશો–ઝુન્નસ ઊતરી જતાં બંનેનાં શરીર અશક્ત બની ગયાં. હાડ કળતાં હતાં. આંખે અંધારાં આવતાં હતાં. પૃથ્વી જાણે ચક્કર ચક્કર ફરતી હતી.

ત્યાં તો ત્રીજી વાર હાકોટા સંભળાયો. મામો-ભાણેજ ચમક્યા. 'ચોરો ત્રીજી વાર ધસી આવશે' એમ બંનેએ સ્વપ્ને પણ ધારેલું નહિ ! મામો તો તરત જ ઊભો થઈ ગયો. પણ ભાણેજ સળવળ્યો નહિ.

"ભાણા ! ઊઠ."

× એક જાતનું ઘાસ

"મામા! આ વાર તો...જિતાશે નહિ " ભાણેજનું મન ઢચુપચુ થતું હતું.

"ભાણા! ડગીશ ના. તૈયાર થા. મા ખોડિયારનું નામ લઈ ઉપાડ ડાંગ. દે દુશ્મન પર ઘા."

છતાં ભાણેજને મૂંગો ઊભેલો જોઈ મામો સમજી ગયો કે ભાણાને લડવું ગમતું નથી. તેનો જીવ વહુમાં ભરાયો લાગે છે.

"ભાણા મન ઘર તરફ દોડે છે, નહિ?"

"મામા! મારું માનો તો આ વખતે ધીંગાણું મચાવવું છોડી દો. આપણે જીવતા હઈશું તો આવી હજાર ભેંસો ખીલે બાંધીશું. ભલે એ ભેંસોને લઈ જતા."

"મારો ભાણેજ બોલે છે? અરે ભગવાન! એના કરતાં મારી બો'નના પેટે પથ્થર કાં ન પાકયો કે લૂગડાં ધોવા તો કામ આવત!" મામો ગુસ્સે ભરાયો: "ભાણેજ! આખર બૈરીનો થયો ને?"

એ બોલ પૂરો કરે તે પહેલાં તો ચોરોએ તેને ઘેરી લીધો. જખમોની વેદના ભૂલીને રબારીએ ડાંગ ઝીંકવા માંડી. જેના દૂધથી લોહીમાંસનો આ પિંડ બંધાયો છે, તેને પારકે હાથે મરવા જવા દેવા કરતાં, મરવું તેને સારું લાગ્યું. રબારી ગણગણ્યો "મારા મરણ પછી ભલે એ લોકો ભેંસો લઈ જાય, જીવતાં તો નહિ જ..."

ભાણેજ તો ગામ ભણી ભાગ્યો. એક ખેતરવા દૂર રહ્યે રહ્યે એણે મામાનો છેલ્લો બોલ સાંભળ્યો. **"આખર બૈરીનો થયો ને!"** અને એના કાળજે ઝાળ વ્યાપી ગઈ. પ્રેમ અને વાત્સલ્ય સરિતાના જળમાં એ ઝોલાં ખાતો હતો. બંને બળ એના હૈયાને હલમલાવી નાખતાં હતાં. ગઈ કાલે જ પરણીને આણેલી દેવબાળા સમી રબારણ—એની પરણેતરની માયા એને ખેંચતી હતી. 'હું નહિ હોઉં તો એ બિચારી કેવી ઝૂરી મરશે,' એ વિચારે એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. અને મામો? મામો તો એનો પાલનહાર હતો. એને સાંભર્યું એની માને એના બાપે તો પોતે બાળોટિયામાં હતો ત્યારે સુવાવડમાંથી ઊઠી પણ ન હતી ત્યારે પહેરેલે લૂગડે જ કાઢી મૂકી હતી. અને ત્યારથી જ મામા—મામીએ બંને મા-દીકરાને આશરો આપ્યો હતો. મામીનું સૌભાગ્ય નંદાશે તો મામીને શું જવાબ દઈશ? એ તેને યાદ આવ્યું: "મામા!" એમ બોલી એ રડી પડયો.

તરત તે પાછો વળ્યો. મામો લડતો હતો ત્યાં જઈ પહોંચ્યો. 'જે ખોડિયારમા!' કહી એણે ડાંગ ફટકારવા માંડી. ચોરો આ નવીન હલ્લાથી જરા પાછા ખસી ગયા. જુવાન રબારી બોલી ઊઠયો "મામા! બ્હીશો નહિ. હું આવી પહોંચ્યો છું"

મામાએ ભાણેજને જોયો અને તેના પગમાં બળ આવ્યું. ભેંસો પણ ધીંગાણાથી ભડકીને, જે આવે તેને શિંગડાંમાં ભેરવવા માંડી. ચોરો નાસી ગયા. લડતાં લડતાં મામો-ભાણેજ જમીન પર ઢળી પડયા. બંનેનાં પ્રાણ-પંખેરુ ઊડી ગયા.

આ મામા—ભાણેજના પાળિયા ભાટપુરથી વાઘેથા જવાના પૂર્વદિશાના રસ્તે આવેલા વડ નીચે હતા. આજે એ પાળિયા ત્યાં નથી. કોઈના **વાલુડિયાની** હદની એંધાણી રાખનારા પથરા તરીકે કોઈ જગ્યાએ દટાઈ રહ્યા છે! કોઈક ઈતિહાસ પ્રેમી એ ખોળી કાઢી સન્માને!



જંગ નગારાં જાણય નર, આણય ધગારાં અંગ;
તંગ લિયંતા તડિયો તોને રંગ તુરંગ.
અસી આવણ તો પીવપર, વારી વાર અનેક;
રણ ત્રાટકતાં કંથરે, લગે ન ઝટકરા એક.

# ઘણુ જિણુ ઘડયા

જયમલ્લ પરમાર

"અરે હરખચંદ ઊઠ !"

ઊં ઊં...ઊ."

"અરે ઊઠ !"

જેમ હરખચંદને ઊઠડવાનું કરે એમ હરખચંદ કાચબાની જેમ કીટીના ધાબળામાં અંગ સંકોરતો જ જાય. રાણપુરની સ્મશાન છાવણીમાં પ્રભાતફેરી કાઢવા સવારે ચાર વાગ્યે ઊઠવું પડતું. એક તો નદીનો પટ, બારણા વગરની ખડખડ ભડભડ ઓરડી અને એમાં દસ બાર જણા ઠંઠાઈ (ઠાસી ઠાંસી)ને સૂવે. બન્ને ઓરડીમાં થઈને વીસેક જણા માંડ સમાય. સવારમાં હાથ પગ ઝાલી ઝાલીને ઊઠાડવા પડે. એમાં કરાંચીની ટૂકડીમાં આવેલ ભાઈ હરખચંદ કેમેય ન ઊઠે. ધનુષની કામઠી જેવું દૂબળું વળેલું શરીર, ભૂરી રૂંવાટી, માંજરી આંખો ને તોછડો નક્કર અવાજ. જલદ સ્વભાવનો હરખચંદ હાલતાં બાઝી પડે. બોલાવ્યો થાય નહિ.

"અરે હરખચંદ ઊઠ !"

"સખત બીમાર !"

જ્યારે એને ઊઠાડનાર બહુ પાછળ પડી જાય ત્યારે કાયમ ધાબળામાંથી બોલે 'સખત બીમાર.' ત્યારથી એનું નામ 'સખત બીમાર' પડી ગયું. શિસ્ત તો અમારામાં સ્વયં કેળવાયે જતી હતી. કોઈ એનાં ભાષણો ય ન આપતું અને કોઈ કોઈને શીખામણ પણ ન આપતું. અમે રાણપુર છાવણીમાં ત્યારે લગભગ સૌ સરખે સરખા હતા એટલે રાતની પ્રાર્થનામાં પ્રવચનની સજાથી પણ સદા બચતા રહેતા.

## આળવીતરાઇ શું ઉકાળે !

આ હરખચંદ 'સખત બીમાર' ભાવનાશીલ, સારમાં હોય ત્યારે અડપીને કામ કરે. પોલીસ સાથેની મૂઠભેડમાં જરાય મચક ન આપે. એકલશૂરો ને આળસુ. આઝાદીના સંગ્રામમાં જે સૈનિક આવી આળવીનરાઈ કરે તે એના જીવનમાં શું ઉકાળે ? એટલે 'સખત બીમાર' ને છેવટે કોઇ વતાવતું જ મટી ગયું. તેર ચૌદ વર્ષ બાદ ૧૯૪૩–૪૪માં જ્યારે અમે ભૂગર્ભ પ્રવૃત્તિમાં મુંબઈમાં છુપાઈને રહેતા હતા ત્યારે માટુંગા છોડવુ પડયું. કયાં જઈને આશ્રય લેવો તે સૂઝે નહિ. ઓળખીતા ઘણાખરા મોઢાં છુપાવતા થઈ ગયેલા. અમારા સાથીદાર ભાઈ નિરંજન વર્મા (નિરૂભાઈ) પ્લુરસીથી પીડાય. એનો માંદગીનો ખાટલો કયાં ફેરવવો ?

## ૪૨'નાં વળતાં પાણી

૧૯૪૨ની લડાઈની ચડતી કળા હતી ત્યારે તો અમારાં અછો અછો વાનાં થતા. પણ ૧૯૪૨ની લડાઈનાં વળતાં પાણી થતાં આસરો અને રોટલો બેય ઊઠવા માંડયા. કોઈ સંજોગોમાં પોલીસને હાથ ન પડવામાં અમે અમારૂં અરમાન સમજતા હતા. ત્યાં ઈશ્વરભાઈને અચાનક હરખચંદ 'સખત બીમાર' ભેટી ગયા. પ્રાસ્તાવિક વાત થઈ ને સામે ચાલીને એણે અમને છુપાવવા પોતાનુ ઘર સોંપી દેવાનો આગ્રહ કર્યો.

અમારા માટે તો બીજો કોઈ ઈલાજ જ ન હતો. રાહ જોઈને જ બેઠેલા કે કોઈ ભેટી જાય ! અમને આસરો આપવામાં જોખમ હતું. રાજકોટ એજન્સી અને રાજકોટ સ્ટેટ તથા જિલ્લાની પોલીસ અમારી પાછળ હતી. એમાં અમે પકડાઈએ તો આસરો આપનારાનું તો આવી જ બને. પોલીસ એની પાસેથી બાતમી કઢાવવા એ દિવસોમાં અમાનુષી મારઝૂડ કરતી. અને અમને આસરો આપનારને એક દુઃખ રહેતું કે અમને આસરો આપવા ઉપરાંત અમારી કોઈ જ પ્રવૃત્તિ અંગે તેમને કશું જ જાણવા ન મળતું. આસરો આપનારા એવી અપેક્ષા પણ ન રાખતા.

## વંદન એ હૈયાબળુકા બિરાદરને

હરખચંદ ઘાટકોપરમાં રહેતો હતો. દેશી

ઢબના મકાનોમાં એક મેડી ઉપર તે રહેતો હતો. નાં પત્ની સુવાવડ કરવા દેશમાં ગયેલાં. ભર્યું ભાદર્યું ઘર એણે અમને સોંપી દીધું. સવારે ઊઠીને ઘર ઝાપટી ઝૂપટી, વ્યવસ્થિત ગોઠવી ઘેરથી નીકળી જાય તે રાતે આવે. એની વ્યવસ્થા સફાઈ અને નિયમિતતા જોઈને અમે દિંગ થઈ ગયા. ક્યાં રાણપુરની છાવણીનો અઘોરી લાગતો ડાંખરો 'સખત બીમાર' હરખચંદ અને ક્યાં હૈયાતળમાં ઉત્કટ ભાવ ખળકાવતો નખશીખ ગૃહસ્થ હરખચંદ! કુદરતને શું મંજૂર રહે છે તે ખબર નથી પડતી. થોડા સમય બાદ જાણવા મળ્યું કે જુવાન વયમાં હરખચંદની ઉછેરાવસ્થાની અકુદરતી, 'સખત બીમારી' કુદરતે મંજૂર રાખી હોય તેમ એણે ચીર વિદાય લીધી. રહી ગઈ છે 'સખત બીમાર'ના દુઃખદ અને સુખદ સ્મરણની એક તેજભરી લકીર. આજે એ હૈયા બળુકા બિરાદરને અંજલિ આપીએ છીએ.

## ચાલો એ સ્મશાન છાવણીમાં

ધાટકોપરના અમારા આશ્રયદાતા હરખચંદની યાદમાં સ્મશાન છાવણીમાંથી આજે ય જાણે કે અવાજ ઊઠી રહ્યો છે "સખત બીમાર!'

—અને છેવટ અમે હરખચંદને એની પથારીમાં પડતો મૂકી કડકડતી ઠંડીમાં, શુક્રના લખલખાટ તેજ વચ્ચે હાથમાં ઝંડો લઈને કડકડતે અંગે ચાલી નીકળીએ છીએ. ગામનું પાધર આવતાં પ્રભાતનાં ગીતોથી શેરીઓ ગજવતા અમે રાણપુરના ચોક વચ્ચે આવીએ છીએ. ગામના ઉત્સાહી યુવાનો, થોડાં બાળકો અને બે પાંચ આગેવાનો આવી પહોંચે છે. ભળભાંખડામાં અમે ચોકમાં ઝંડાવંદન કરીએ છીએ. ને પાછા અમારી સ્મશાન છાવની ભણી ચાલી નીકળીએ છીએ.

## વિસંવાદનું બીજારોપણ

હમણાં મીઠાનો કોઈ મોટો સત્યાગ્રહ નથી. કોઈ નાના કે મોટાની પોલીસ ધરપકડ કરતી નથી. ક્યારેક કોઈ કોઇ આગેવાન આવે છે ત્યારે રાતની સભા થાય છે. રાણપુરમાં તે વખતે રહેલ એક દારૂની દુકાન ઉપર વારા પ્રમાણે અમે પિકેટીંગ કરીએ છીએ. એકબાજુ અમને અમે સત્યાગ્રહી સૈનિક હોવાનો મોટો ઘમંડ રહેતો અને બીજી બાજુ દેશી રાજ્યોની હદમાંથી અમે ચોરી છુપીથી મીઠું લાવતા ને ગામડાંઓમાં જઈને મીઠું વહેંચી મીઠાના કાયદાનો ભંગ કરવામાં પોલીસને થાપ આપવાનું ગૌરવ લેતા.

## પાયાનું ચણતર

ચોરી છૂપીથી મીઠું લાવવામાં અને એ મીઠા વડે કાયદાનો ભંગ કરવાના અમારા કાર્યને અમે સત્યાગ્રહ લેખવતા. આ સત્યાગ્રહની દષ્ટિએ અમારૂં એ અસત્યાચરણ હતું એનો ખટકો તો અમને બહુ મોડો મોડો થયો. એનો અર્થ એ ન હતો કે અમે અસત્યાચરણ કરવા માગતા હતા! પણ સરકારને પ્રત્યેક પગલે પડકાર આપવા સત્યાગ્રહના નવા નવા રસ્તા અમે શોધ્યા કરતા. ગાંધીજી કહેતા હતા તે સત્ય ને અહિંસા હજી અમારા હાડમાં બેઠાં ન હતાં. અમે માર ખાતા, હાડમારી બધી સહન કરતા, પોલીસને સામે ન થતા તેમ ભાગી જવાનું નક્કી ન કર્યું હોય તો પકડ'તા કે માર ખાવામાંથી તસુએ ચસકતા નહિ. પણ સત્ય અને અહિંસાનો સૂક્ષ્મ વ્યવહાર અમે જાળવી નહિ શકતા. ત્યારે એટલી ઊંડી સમજ પણ ન હતી.

સંપૂર્ણ નિર્ભયતા અમે કેળવી હતી એમ તો કહી શકાય તેમ નથી, પણ દરેક પડકારનો અણનમ સામનો કરતાં કરતાં અમે ભયહીન બનતા જતા હતા. ભૂખ, માર, ત્રાસ, ઉજાગરા વગેરે સહન કરવાની અમારી શક્તિ વધતી જતી હતી અને સત્યાગ્રહને ઝડપભેર સમજતા જતા હતા.

## મીઠાની ચોરી છૂપી

રાણપુર આસપાસ દેશી રાજ્યોની ત્રણ સરહદ આવેલી હતી. ચૂડા, ભાવનગર અને લીંબડીની. ત્યાંથી છૂપી રીતે મીઠું લઈ આવતા. ભાવનગર રાજ્ય ઉદાર અને ભાવનગરની પ્રજાનો અમને ખૂબ ખૂબ સહકાર. ધોલેરા સત્યાગ્રહ સંગ્રામની ચારે ય

છાવણીઓમાં ભાવનગર રાજ્યના કાર્યકરોની સંખ્યા ઘણી મોટી રહેતી. તે દિવસે ભાવનગર રાજ્યને પોતાની રેલવે. એ રેલવે ભાવનગર રાજ્ય ઉપરાંત એક બાજુ જેતલસર જંકશન સુધી જાય તો બીજી બાજુ વઢવાણ જંકશન સુધી જાય. રાણપુર તો ભાવનગર રેલવે ઉપર આવેલું ગામ. રેલવે સ્ટાફની ઘણી બધી સદ્‌ભાવના, એટલે વઢવાણથી ચૂડા સુધીના કોઈક સ્ટેશનથી રેલવે એન્જિનમાં મીઠાના થેલા ચડાવી દેતા. કોલસા નીચે સંતાડેલા આ થેલા રાણપુરના ભાદરના રેલવે પૂલ આસપાસ અથવા રાણપુરની રેલવે હદમાં આ થેલા રેલવેવાળા ફેંકી દેતા. અમે એ થેલા લઈ આવી નદીના વેકરામાં દાટી દેતા ને જરૂર પડે એટલું મીઠું કાયદોભંગ કરવા લઈ જતા.

## એમાં બહાદુરી સમજતા

આ છૂપી વ્યવસ્થા અમારા પુરોગામી આગેવાનોએ કરેલી. અમે એ જાળવતા આવતા હતા. પણ સત્યાગ્રહ કરતાં કરતાં આવી જે જે અશક્તિઓ અમારામાં પ્રવેશ્યા કરતી જે વખત જતાં એનો કર ઉઘરાવ્યા વગર ન રહેતી. પોલીસને કોઈપણ પ્રકારની થાપ આપવાનું સત્યાગ્રહમાં હોય જ નહિ. એમાં તો સત્તાવાળાને અગાઉથી ચેતાવીને પછી જ કાયદો ભંગ કરવાનો હોય. એને બદલે પોલીસોને–સત્તાવાળાઓને કીસમ કીસમની થાપ આપવામાં અમે અમારી બહાદુરી સમજતા થઈ ગયેલા.

## છૂપી પ્રવૃત્તિની બીજ–ભૂમિ

૧૯૪૨માં સત્યાગ્રહને નામે એક આરાજકતા ઊભી થઈ ભૂગર્ભ પ્રવૃત્તિની. આ ભૂગર્ભ પ્રવૃત્તિ એટલે જ બધાં કામ છુપાઈને કરવાં. કાયદા ભાંગના પ્રશ્ન પૂરતી એ લડાઈ મર્યાદિત ન હતી, પણ સરકારની તમામ વ્યવસ્થા ભંગ કરવા માટે છુપાઈને એ પ્રવૃત્તિ કરવાની હતી. સરકારી વ્યવસ્થા ખોરવી નાખવી અને છુપાઈને કામ કરવું એટલે એમાં અસત્ય અને હિંસા બંન્નેનો આશરો લેવો પડે. છતાં અમે ખાંડ ખાતા હતા કે અમારી ભૂગર્ભ પ્રવૃત્તિ સત્યાગ્રહનો એક ભાગ છે. એમાં આત્મછલના હતી અને દંભ પણ હતો. હકીકતમાં અમે સત્ય અને અહિંસા માટે નહોતા લડતા. વળી સત્ય અને અહિંસા સ્વરાજ પ્રાપ્ત કરવા માટેનાં અમારાં સાધન જ બની રહેલાં, સિદ્ધાંત નહિ, છતાં સિદ્ધાંત તરીકે સેવન કરવા મથતા.

## સાધન અને સાધ્ય

આ વાત નક્કી થઈ કોંગ્રેસના મોવડી મંડળ સાથે ગાંધીજીને સત્ય અને અહિંસા દ્વારા જ સ્વરાજ મેળવવાના પ્રશ્ને મતભેદ પડયા ત્યારે. મોવડી મંડળ એમ કહેતું હતું કે અમારે તો સ્વરાજ જોઈએ છે. જો એ સત્યાગ્રહ દ્વારા ન હાંસલ થાય તો બીજા કોઈ પણ સાધન દ્વારા હાંસલ કરવામાં અમે માનીએ છીએ. આ મુદ્દા ઉપર ગાંધીજીએ કોંગ્રેસમાંથી રાજીનામુ આપ્યું.

હવે અમારા જેવા કિશોરાવસ્થામાંથી જુવાનીને ઉંબરે પગ મૂકનારા સૈનિકોને આકર્ષણ ગાંધીજીનું હતું અને આચરણ કોંગ્રેસના મોવડી મંડળનું હતું. કોઈ પણ સાધન વડે સ્વરાજ મેળવવાની જ અમારી આંતરિક ઝંખના. સાધન શુદ્ધિ હોય તો જ સાધ્ય શુદ્ધિ હોઈ શકે એ સમજવા માંડયા ત્યારે પણ અમે સ્વરાજ પ્રાપ્તિની એક માત્ર ઝંખનાથી જ દોરવાતા રહેલા અને સત્યાગ્રહથી વિરોધી એવું ઘણું જેલમાં અને જેલ બહાર આચરતા રહેલા.

## આગેવાનોની આત્મવંચના

આગળ કહ્યું તેમ ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિનાં મૂળ સત્યાગ્રહથી વિસંગત એવી અમારી ૧૯૩૦ના સત્યાગ્રહથી શરૂ થયેલી છૂપી પ્રવૃત્તિમાં પડેલાં હતાં. ૧૯૪૨માં એ મૂળમાંથી વૃક્ષ થઈ પડયું. છતાં અમે જખ મારતા હતા કે 'કરેંગે યા મરેંગે'ની ગાંધીજીની હાકલ પ્રમાણે જ અમે વર્તી રહ્યા છીએ. કેટલાક અમારાથી જુદા પડયા તેની પ્રકૃતિ ભૂગર્ભ પ્રવૃત્તિ સાથે મેળ ખાય તેમ ન હતું એટલે અમારો વિરોધ કરતા હતા. કેટલાક ખરેખર સૈદ્ધાંતિક રીતે

ịતા હતા કે ભૂગર્ભ પ્રવૃત્તિ ગાંધીજીના સત્યાગ્રહ સાથે સુસંગત નથી. પણ એવા સત્યક તો આંગળીને વેઢે ગણાય એટલા માંડ હશે.

તે દિવસના કિશોરો ને જુવાનો પછી પ્રૌઢ બન્યા ત્યારે એમાંના ઘણા બધા ગાંધીવાદી કહેવાતા મોવડીઓનાં જીવન જે ઝેક પકડતાં ગયાં ત્યારે દેખાતું ગયું કે સત્ય ને અહિંસા દ્વારા સ્વરાજ પ્રાપ્ત કરવાના એમના આગ્રહો એક આત્મવંચના જ હતી.

## ખોટું ખોટાને જન્મ આપે

સત્ય અને અહિંસાને અમે પૂર્ણરૂપે વળગી રહી શકયા નહોતા તે વાત સાચી છે. પણ આઝાદી માટે અમે જે જે લડાઈઓ લડયા અથવા જનતાને સ્વરાજ માટે તૈયાર કરવા જે જે કાંઈ રચનાત્મક પ્રવૃત્તિ કરી તે માટેની અમારી નિષ્ઠા કે સચ્ચાઈમાં કોઈ કમીના ન હતી.

એક ખોટું પગલું બીજા ખોટા પગલા માટેની ભૂમિકા બાંધી આપે છે. ભાવનગર રાજ્યમાં દારૂબંધી થયેલી. બીજી સરહદોમાંથી ભાવનગર રાજ્યમાં છૂપી રીતે દારૂ આયાત થવા માંડેલો. એમાં ભાવનગર રેલ્વેએ પણ અગ્ર ભાગ ભજવેલો. જેમ મીઠાના થેલા રેલ્વે એન્જિનના કોલસાના ગંજમાં છુપાવીને લવાતા એમ જ દારૂના શીશાને નાના મોટા ડબ્બા એ જ રીતે રેલ્વે એન્જિનો દ્વારા ભાવનગરમાં આયાત થવા માંડેલા. મોટે ભાગે આ દારૂ ચૂડાથી ચડતો. ચૂડા સ્ટેશન બહાર જ દારૂનું પીઠું આવેલું. આજે તો દારૂ અને દાણચોરી બેયના જથ્થા આ રેલ્વે મારફત હેરવાય ફેરવાય છે, તે દિવસની મીઠાની દાણચોરી અને આજની પરદેશી વસ્તુઓની દાણચોરીમાં નૈતિકતાનો ભંગ તો એક સરખો રહેલો છે, માત્ર હેતુ બદલી ગયા. મીઠાની ચોરી અમે સ્વરાજની લડાઈના એક ભાગ રૂપે કરતા હતા, જ્યારે પરદેશી વસ્તુઓની દાણચોરી ઓછી મહેનતે વધુ રળવાના સંપત્તિ મેળવવના એક સંઘર્ષરૂપ છે.

## મીઠાએ અમારી ઘાણી કરી

નમકકા કાયદા તો તોડ દિયા. અંગ્રેજ સરકારનું મોરલ મીઠા જેવી નાચીઝ ચીજે તોડી નાખ્યું. પહેલાં મીઠાનો કાયદો ભંગ કરીને અમે અંગ્રેજ સરકારની ઘાણી કરી પછી એ મીઠાએ અમારી ઘાણી કરી. મીઠાના ગમે તેટલા કાયદાભંગ કરીએ પણ કોઈ પકડે જ નહિ. સભા–સરઘસના પ્રતિબંધનો ભંગ તો રોજ રોજ કરતા. દારૂની દુકાને દારૂ ન વેચવા દઈને અને ગ્રાહકોને સમજાવીને પાછા કાઢીને કાયદાનો ભંગ કરતા છતાં કોઈ પકડે જ નહિ.

## જેલમાં જવાની ઝંખના

મહિના દોઢ મહિનામાં તો અમે તંગ થઈ ગયા. જેલમાંથી છૂટીને આવનારાઓનાં વીરોચિત સન્માન થતાં. અને જેલમાંથી છૂટી આવેલ આગેવાન કે સૈનિકનાં છટા અને અરમાન જોતાં અમારાં દિલ જેલમાં જવા તલપાપડ થતાં. છાવણીના રોજીંદા કાર્યક્રમથી કંટાળી ગયેલા.

વહેલી સવારે પ્રભાત ફેરી પછી કેટલાકે ગામડામાં જવાનું કે દારૂની દુકાને પિકેટીંગ કરવા જવાનું. બપોરે ભિક્ષા માગી આવીને સંયુક્ત ભોજન કરવાનું. બપોર પછી પણ એ જ કાર્યક્રમ. અમારા દિલ કંઈક કરી છૂટવા સતત ઉછળ્યા કરે. પણ જેલ જવા સિવાય બીજું કાંઈ સૂઝે નહિ.

## કુસ્તી ને કસરતના સંસ્કાર

રાણપુરની છાવણીમાં કરાંચીથી આવેલ ટૂકડી અનેક રીતે સંસ્કારી હતી. એમાં એક સંસ્કાર તે વ્યાયામ અને કુસ્તીનો પણ ખરો. આજના સરદાર પૃથ્વીસિંહ તે દિવસે સ્વામીરાવના છૂપા નામે પહેલાં ભાવનગરમાં વ્યાયામને નામે જુવાનોને બળવાની દીક્ષા આપતા. એમણે રાણપુર છાવણીમાં પણ ભાઈઓ અને બહેનો માટે વ્યાયામની પ્રવૃત્તિ શરૂ કરેલી, પણ પોલીસને શંકા જતાં તેઓ રાણપુરથી ભાગી છૂટેલા. કરાંચીની ટૂકડીમાં આવેલ કિશોર ઈશ્વરભાઈ (ઊર્મિ નવરચનાના તંત્રી) અખાડામલ હતા. ઉમર સોળ સત્તર વર્ષની પણ કરાંચીના અખાડામાં વ્યાયામ અને કુસ્તીમાં ખૂબ તાલીમ પામીને શરીરને સુદઢ, સૌષ્ઠવ ભર્યું સુગઠિત અને સુડોલ બનાવેલું. હરકોઈ જુવાનને અદેખાઈ આવે એવું.

## અખાડામલ ઈશ્વરભાઈ

ઈશ્વરભાઈનું શરીર જોઈને અમને પણ એવું શરીર બનાવવાની તાલાવેલી જાગેલી. વહેલી સવારે ઊઠીને અમે દંડ બેઠક અને આસનો કરતા, અને ઈશ્વરભાઈ અમને લાઠીના દાવ અને કુસ્તી શીખવતા. આમ અમે નવરા પડીએ ત્યારે નદીના પટમાં કુસ્તી કસરત અને લાઠીના દાવની ફટાફટી બોલાવતા. સારું હતું કે અમારી છાવણી ગામથી–લોકોની નજરથી દૂર હતી. નહિ તો નવરાશના વખતે ચાલતી અમારી કસરત કુસ્તીની ફટાફટી જોઈને ગામ એમ જ કહેત કે મફતનું ખાવું ને મસાણે સૂવું પછી આખલાની જેમ અખાડે જ આવેને ?

## કુસ્તીબાજ વસંતરાવ દાદા

અમદાવાદમાં કોમી હુલ્લડમાં શહીદ બનેલ સ્વ. વસંત–રજબમાંથી શ્રી. વસંતરાવ દાદા (હેગિષ્ટે) અમારા માંહેના જ એક હતા. એ ધંધુકાની છાવણીમાં હતા. અમે સૌ ધોળકા સત્યાગ્રહ માટે ગયેલા ત્યારે ત્યાંના અખાડામાં વસંતરાવ દાદા ને ઈશ્વરભાઈ બરાબર કુસ્તી ખેલતા. રતુભાઈ અદાણી તે દિવસે કિશોરાવસ્થામાં ને બરવાળા છાવણીમાં. રતુભાઈનો અભ્યાસ અમરેલી બોર્ડીંગમાં રહીને થયેલો. ત્યાંના અખાડામાં ડૉ. જીવરાજ મહેતાના ભત્રીજા શ્રી. ભગવાનજીભાઈ પાસે એમણે કુસ્તીની તાલીમ લીધેલી.

અમારો આ કુસ્તીનો સંસ્કાર અમે ૧૯૩૫–માં વાંકાનેરમાં શરૂ કરેલ ચર્માલય અમરેલીના તરવડા ગામે લઈ ગયા ત્યાં સુધી ચાલુ રહેલો. સમય મળ્યે અમે તરવડાને પાધરથી વહેતી સુજલા શેત્રુંજી નદીના રેતાળ પટમાં હું ને રતુભાઈ કુસ્તી ખેલી લેતા. આસનો અને વ્યાયામની આદત તો વર્ષો સુધી ચાલુ રહેલી. અમારાં શરીર અને મનને ખડતલ ને ઉદ્યમી બનાવવામાં આ કુસ્તી, વ્યાયામ અને આસનોનો ઘણો મોટો હિસ્સો છે. સમય જતાં એ બધાનો શાસ્ત્રીય અભ્યાસ પણ કરતા રહેલા. મોટે ભાગે જેલવાસ દરમિયાન વ્યાયામ અને આસનોનો વધુ અભ્યાસ થયેલો.

## અદમ્ય ઉત્સાહ

આમ શરીરને થકવી નાખવા છતાં અમારો આંતરિક જુસ્સો અણૂથક રહેતો હતો. ઉત્સાહ ક્યાંય માય નહિ. અમારા કામથી અમને તૃપ્તિ થતી ન હતી. અંદરથી કોઈ અદમ્ય તાકાત ઉછળી ઉછળીને બહાર આવતી હતી. એ તાકાતનો મુકાબલો જોઈતો હતો, પડકાર જોઈતો હતો, જ્યાં તાકાત સામેની તાકાત સામે અફળાય, સનસર મુકાબલો થાય અને સંઘર્ષ ખેલી લેવાની અમારી અમારી મનઃકામના પૂરી થાય.

સ્મશાન છાવણી પાસે એક મોટી કૂઈ હતી. એને થાળું અને ફરતો બાંધેલો ઊંચો કાંઠો હતો. અમારી તાકાત હાથમાં રહેતી ન હતી તેથી અમે એ કૂવાના કાંઠે ચઢી ચઢીને અમારા શરીરને ધુબકા મારી મારી પછડાતા હતા, ઠમઠોરતા હતા. રાત પડયે સભા સરઘસ ન હોય ત્યારે સ્મશાન છાવણીમાં પ્રાર્થના વખતે અને પછી પણ ગાયા કરતા–ગાંગર્યા કરતા.

## શૈય્યા રેતી તલસ્

આંગળી વઢ ઠંડી, ઓઢવા પાથરવાનાં સાધન નહિ. જે હોય તે અમારાથી નાનેરાને આપી દેતા. રોજે રોજ અમારા માટે થોડા કોઈ મરે ને ચિતાની આગથી અમે ટાઢ ઊડાડીએ ? એથી નદીમાં ખુલ્લા પટમાં જ્યાં ઝીણી રેતી હોય ત્યાં અંગ સમાણા લાંબા ખાડા ખોદતા. એમાં સૂઈ જઈને હાથેથી રેતી અંગ માથે પૂરી દેતા. એક માથું ને બે હાથ બહાર રાખતા. જે કોઈ કપડું હોય તેનાથી માથું મોઢું ને હાથ ઢાંકી દેતા.

આ પ્રયોગ ઠંડીમાં ખૂબ અસરકારક નીવડયો. એટલે જ્યાં ક્યાંય સૂવા કે ઓઢવા પાથરવાની તકલીફ હોય અને ગામને પાધર રેતાળ નદી હોય તો ત્યાં ચાલ્યા જતા. ધંધુકાની છાવણીમાં અમે માધુકરી શરૂ કરી ને નદીની રેતમાં ખાડા ગાળી સૂઈ રહેતા. ૧૯૩૨ના સત્યાગ્રહમાં અમે વઢવાણ પાસેના જોરાવરનગરમાં છાવણી ખોલી તે પહેલાં વઢવાણ કેળવણી મંડળવાળા ફૂલચંદભાઈના આશ્રમમાં અવારનવાર રહેતા. ફૂલચંદભાઈ તે દિવસે બિમાર. પણ સૂવાનું તો અમે ભોગાવાની રેતમાં જ રાખેલું.

આમ રાત દિવસ રાણપુરની સ્મશાન છાવણીમાં ગાળતા પણ કોઈ પણ ભોગે કાંઈક કરી છૂટવાની ભારે ચટપટી ઊપડી. ગમે તેટલા ઠેકડા મારીએ પણ રાણપુરમાં અમારા દિવસો કેમ જાય ? છાપામાં દેશમાં ચાલતા સત્યાગ્રહો, ધરપકડો, લાઠી-માર ને પોલીસ જુલમના સમાચારો વાંચીને તો અમને વધારે શૂર ચડે.

## એ કિલ્લો રાણજીનો છે ?

રાણપુરમાં એક જોવા જેવો માત્ર રાણજી ગોહિલનો કિલ્લો. આમ તો બાદર કાંઠાની દૂરથી કોઈક વીતી ગયેલી જાહોજલાલીના અવશેષનું આકર્ષણ જરૂર થાય, પણ અજાણ્યાને. એકવાર એ કિલ્લો જોવા જાય અને એની વિશિષ્ટ બાંધણી સિવાય બીજીવાર જોવાની ઈચ્છા ભાગ્યે જ થાય. અને એ કિલ્લો પણ સરાસર મુસ્લિમ બાંધણીનો છે. ગુજરાતની મુસ્લિમ સલ્તનત દરમિયાન કોઈ સુબાએ કે સુલતાને બંધાવ્યો હોય તેવો છે. રાણજી ગોહિલનો કિલ્લો પહેલાં હોય અને મુસલમાનોએ તે ફેરવી નાખ્યો હોય એવો તર્ક કરાય છે. પણ હિંદુ બાંધણીનો લગીરે અંશ એમાં નથી.

ત્યારે બીજું આકર્ષણ જોવા લાયક સ્થળ તે સૌરાષ્ટ્ર કાર્યાલયનું. ખરૂં જોતાં એ જ મુખ્ય આકર્ષણ હતું. એને કારણે તો રાણપુર સત્યાગ્રહનું કેન્દ્ર બન્યું.

## ઘડતરનાં બે મહાનબળો

જીવનની પ્હો ફાટતાં જ પહેલું આકર્ષણ રાણપુરના 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક અને એ 'સૌરાષ્ટ્ર'ના ચેતના પ્રગટાવતાં પ્રકાશનોનું જ થયેલું. મારા મતે સેંકડો વર્ષની આપખુદ સામંતશાહીથી ચતુર્વિધ રીતે શોષાઈને છોતા બની ગયેલાં સૌરાષ્ટ્રની જનતાના આત્મભાન અને આત્મગૌરવનું પરોઢ પણ 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક અને તેનાં પ્રાણવાન પ્રકાશનો દ્વારા જ ઊઘડેલું.

નિઃસત્વ બની ગયેલા સૌરાષ્ટ્રને ઘડનારાં બે મુખ્ય બળો, એક તો ગાંધીજીના નવજીવનની પ્રેરણા, સંકલ્પબળ અને સક્રિય માર્ગદર્શન. બીજું માયકાંગલામાં પણ મરદાઈના દીવા પેટાવનાર 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકનું જ્વલંત અને સંસ્કારોની પાતાળ સરવાણીઓ પ્રગટાવનાર પ્રખર પત્રકારત્વ.

'સૌરાષ્ટ્ર' સંસ્થાનાં બે મુખ્ય બળો. એક તો એ કાળની સ્વ. અમૃતલાલ શેઠની નવપ્રદીપ્ત નિર્ભયતા, આપખુદી સામે લડવાનો લડાયક જુસ્સો, ઊર્મિરંગોભર્યો ભાષાવૈભવ અને કલ્પનાયુક્ત પત્રકારત્વનું તેજસ્વી કલાવિધાન. અને બીજું બળ તે મેઘાણીભાઈની સાહિત્યરંગી પણ સૌરાષ્ટ્રની દિલાવર સંસ્કૃતિમાં ઝબકોળાયેલી કસુંબલ કલમ. કલ્પના પણ ક્યાંથી હોય કે જે 'સૌરાષ્ટ્ર' પત્ર અને એનાં પ્રકાશનોથી આકર્ષાયેલો હું એકદા અંગ્રેજ હકુમત તળેના એ જ રાણપુર ગામની સત્યાગ્રહ છાવણીમાં જોડાઈશ ! અને તે પણ અમૃતલાલ શેઠ થકી જ શરૂ થયેલા ધોલેરા સત્યાગ્રહ સંગ્રામમાં !

## એવી કલ્પના જ ક્યાંથી હોય ?

લીંબડછાયા એ ગીબસન રોડ ઉપર અરમાન-ભર્યા પ્રવેશદ્વારે ઓપતા 'સૌરાષ્ટ્ર' કાર્યાલયના મુખે તે દી અંગ્રેજ સરકારના પ્રતિબંધનાં નવોઢાની નથડી જેવાં ખંભાતી તાળાં ઝૂલતાં અમે જોતા અને મૂંગો મૂંગો અહોભાવ અનુભવતા.

'સૌરાષ્ટ્ર' પત્ર ઉપરના પ્રતિબંધને કારણે માણસોને કામ આપવા તેના સ્વાધીન મુદ્રણાલયમાં 'બહુરૂપી' સામયિક છપાતું. જનસામાન્યથી જુદા તરી આવતા શ્રી. કકલભાઈ કોઠારી, શ્રી ગુણવંતરાય આચાર્ય, શ્રી. રામુઠક્કર, શ્રી દાણી, ચિત્રકાર ડાભી વગેરેને દમામ ને છટાભેર ફરતા જોઈને કોઈ રાજદુવારે હાથી ટલ્લા દેતા હોય તેવું અમને લાગતું. એના પ્રવેશદ્વારે બે પ્રચંડકાય–ડાંખરા ઝાલા દરબારોના હથિયારબંધ પહેરા લાગેલા જ રહેતા.

સૌરાષ્ટ્ર કાર્યાલયથી બહુ દૂર નહિ એવા નદીતળની સ્મશાન છાવણીમાં અમારા અડીંગા. રસ્તા અમારા નિરાળા હતા, છતાં 'સૌરાષ્ટ્ર' સંસ્થા સાથે અનેક રીતે નિકટતા કેળવાયે જતી હતી. તે દિવસે કલ્પના જ ક્યાં હતી કે એકદા એ જ કાર્યાલયમાં "સૌરાષ્ટ્ર" પત્રના અનુગામી 'ફૂલછાબ'ના સંચાલનમાં ભાગીદારી નોંધાવવા મારે પણ ત્યાં બેસવાનું થશે ?

# શોધયાત્રા (હપ્તો ૨૦)

(કોજેંટી, મમાણા ને સાંબરડાના ચારણકવિઓ)

રતુભાઈ રોહડિયા

તા. ૪–૧૦–૭૦ના રોજ રાધનપુર થઈને જેતડા આવ્યા. અહિં સ્વામી શ્રી રામેશ્વરાનંદ જ્ઞાને –વયે વૃદ્ધ અને જંગમ તિર્થરૂપ યોગેશ્વર છે. સ્વામીજી પોતે ચારણ ભક્ત કોલવાજીના સીધા વંશધર છે.

નવરાત્રીના દિવસો હતા જેથી સ્વામીજી ચંડીપાઠમાં બેસી ગયેલા. એથી અમે સ્વામીજીનો લાભ ન લઈ શકયા.

તા. ૫–૧૦-૭૦ના રોજ કાણોઠી આવ્યા. અત્રે મોબતાજી મોડનું ચારણનું એક જ ઘર. ૭ પેઢી થયાં એમના વડિલો અહીં આવેલા અને વેચાણ જમીન લઈને સ્થિર થયેલા. કવિઓ કોઈ થયાનું મોબતાજીની જાણમાં નહીં. હસ્તપ્રતો પણ નહોતી.

૬–૧૦–૭૦ આજે કોજેંટી આવ્યા. ખડિયા શાખાના ચારણો અત્રે રહે. જાણકાર એવા શ્રી સામતાજી ખડિયા સગાંઓમાં મારવાડમાં ગયેલા. (આ પ્રદેશ મારવાડ અને પાકીસ્તાનથી સાવ નજીક છે.)

આ કોજેંટી ગામેથી જ કવિ ગેલા ખડિયા સૌરાષ્ટ્રમાં આવેલ. હાલ ગેલા ખડિયાના વંશજો સૌરાષ્ટ્રમાં કવાડિયા, સુરવદર અને સુવાગઢ ગામે મોજુદ છે.

શ્રી સામતાજી ખડિયાના જુવાન પુત્ર શ્રી ખોડીદાન ખડિયા લોકગાયક છે.

શ્રી ખોડિદાનજીએ એક જીર્ણ હસ્તપ્રત આપી. તેમાં કવિ સુજા દેથાં[1] કૃત 'આઈ દેવલ રો છંદ' ગ્રંથ નીકળ્યો. એમાં બહુચરા, બૂટ, અને બલ્લાળ એ ત્રણે દેવીઓનાં જનેતા એવાં દેવલબાઈનું જીવન ચરિત્ર કાવ્યબદ્ધ રીતે વર્ણવેલ છે. એ દેવલબાઈ ચારણોના સિંહઢાયચ કુળમાં જન્મેલાં અને દેથા કુળમાં બાપલ દેથાને વરેલાં.

આશરે ૨૭૫–થી ૩૦૦ છંદોનો એ ગ્રંથ હશે.

૭–૧૦–૭૦ મમાણાની યાત્રા કરી. મમાણા એટલે સોલંકીકાલીન કવિ આણંદ કરમાણંદના વંશજોનું ગામ. આ મમાણા ગામ કરમાણંદ મિશણને સિદ્ધરાજે આપેલું.

શ્રી ભગવાનજી મિશણ[2] પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન હતા. એમની જીભને ટેરવે કેવળ મમ્માણાનો જ નહિં પણ આજુ બાજુના અનેક ચારણ ગાપોનો ઈતિહાસ અને જૂની વાતોના ભંડાર ભરેલો જ હતો.

આણંદ–કરમાણંદ મિશણની વાત આમ છે.

મૂળ તો આણદંજી મિશણ થરપારકરના બોગનિઆઈ ગામના હતા. આણંદજીના પુત્ર કરમાણંદજી પ્રજ્ઞાચક્ષુ હતા. બન્ને પિતા પુત્ર પ્રતિભાવાન શિઘ્ર કવિ હતા.

એક વેળા માળવાથી કંકાળણ ભાટણ નામે બુદ્ધિશાળી કવિયણ સિદ્ધરાજના દરબારમાં આવી અને પડકાર ફેંકયો : કાં તો મારી સાથે કાવ્ય ચર્ચા કરે એવો કવિ આપો અને જય કાં પરાજય મેળવો, અથવા વિજયપત્ર આપો.''

વાત હતી અપભ્રંશ ભાષામાં કાવ્ય ચર્ચા કરવાની. એ વેળા એમાં ચારણોનો અધિકાર. પાટણના દરબારની લાજ રાખવા ત્યારે આણંદજી અને કરમાણંદજીએ લલકાર ઝીલ્યો. અને કંકાળણ ભાટણ સાથે કાવ્ય ચર્ચા આરંભી.

---

૧. એ સૂજા દેથા કચ્છના રાઓ ખેંગારજી પહેલાના કવિ હતા અને હાલ એમના વંશજો કચ્છના ધૂણઈ ગામે હયાત છે. વર્તમાન શ્રી વીરમજી દેથા ભૂજ પાઠશાળામાં ભણેલા સારા વિદ્વાન છે.

૨ એ પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન ગયે વર્ષે સ્વર્ગવાસી થયા.

ત્યારે હકડેઠઠ ભરાયેલી સોલંકીઓની કચેરીમાં રસરેલ વહેલી. શિઘ્ર કવિત્વ અને કલ્પના વૈભવના ત્યારે ચમત્કારો સર્જાયેલા. બન્ને પક્ષો એક બીજાને અઘરા પ્રશ્નો પૂછે, અને એના જવાબમાં શિઘ્ર કાવ્ય રસી ચમત્કૃતિ–યુક્ત જવાબ આપે. આપણે એમાંથી થોડી વાનગી જોઈએ.

કંકાળણે પ્રશ્ન કર્યો; "જોશીઓએ પંચાગ પ્રમાણે ગ્રહણ થવાનુ કહ્યું છતાંય ગ્રહણ કેમ ન થયુ?"

કવિ આણંદજીએ એનો ઉત્તર કાવ્યમાં આપ્યો.

માંડણ પિયુ સો મન, કરે ગૃહ આંગળ સોતી
અડીઅડ જેમ આકાશ, માંગ જંમ દીપે મોતી
સોળ કળ સંપુર ચંદ્ર, ભાલ પણ સોહે
ખણુ અધરિ ખણુ અધર, રાહ ભૂલો મખ જુવે

ટળ ગયું સંજોગ વેળાહ ટળી,
હેત્રી પેન થયું હરણ
'આણંદ' કહે જેસંગ રાઉ અવ,
તેહીઅ રેણુ ન થયું ધરણુ ...૧

અર્થાત, પતિમાં મન લગાડી એક રૂપવાન નારી રાત્રે પોતાને ગૃહાંગણે સૂતી હતી. ત્યારે ધરતી આકાશ સરખી, સુંદરીના મસ્તકની માંગ મોતીઓ વડે (તારા મ ડળ પ્રમાણે) શોભતી હતી. દેદિપ્યમાન કપાળવાળી એ નારીનું મુખ સોળ કળાના ચંદ્ર જેવુ શોભતું હતું. એ વેળા ચંદ્રને ગ્રસવા આવેલા રાહુએ નારીનું મુખચંદ્ર જોયું અને એ દ્વિધામાં પડી ગયો કે આમાં સાચો ચંદ્ર કયો ? ક્ષણે આ બાજુ અને ક્ષણે બીજી બાજુ જોતાં જોતાં જ ગ્રહણ વેળા વીતી ગઈ, પણ એક સુંદરીને કારણે રાહુ ચંદ્રને પકડી શકયો નહી. કવિ આણુદંજી કહે છે: મહારાજ જયસિંહ દેવ ! સાંભળો તેથી એ રાત્રે ચંદ્રગ્રહણ ન થયું.

બીજો પ્રશ્ન છે: "કઈ રાત્રીએ ચક્વાકોનુ મિલન થયું?" કવિ એનો ઉત્તર આપે છે:

હરી સીત દહ કંધ, બાણુ લખમણુ કું લગા
હણું સહત વદરા, અપ અપાં મીઅ ભગા
ગઆ ભીત્ર પરબત જોઅ જઇ જડી પછાંણી
અનડ મૂળ ઊપાડી લીઓ, કઢ ઉધર આણી
લંક ઉજાળું તવ ભયું, સવ જીવ જોવા સઝવળે

'આણંદ' કહે જેસંગ રાઉ,
તેહી રેયણ ચકવાં મળે...૨

અર્થાત, રાવણે કરેલા સીતાહરણને કારણે યુદ્ધ થયું ત્યારે એ યુદ્ધમાં બાણ લાગવાથી લક્ષ્મણ મૂર્છાવશ થયા. ત્યારે વાનરો ભાગા ભાગી કરવા લાગ્યા. હનુમાન સહિત એ વાનર યોદ્ધાઓ દ્રોણાચળ પર્વતમાં જઇને સંજીવની ઔષધિ પીછાણી અને પાંદડે પાંદડે દીવાવાળા એ જળહળતા પહાડને લઈને જ્યારે પાછા આવ્યા ત્યારે લંકામાં પ્રકાશ પથરાયો. અને જીવમાત્ર એ અદ્દભુત પ્રકાશને જોવા માટે કુતુહલવશ હલચલ કરી રહ્યા. કવિ આણંદજી કહે છે, મહારાજ જયસિંહ દેવ ! એ રાતે ચક્વાકોનું મિલન થયું.[૩]

હેમચંદ્રાચાર્યે પોતાના અપભ્રંશ વ્યાકરણમાં પણ આણંદ કવિના દુહા આપેલા છે. અને લોક મુખે પણ કહેવત રૂપે આણંદ કરમાણુંદના દુહાઓ પ્રચલિત છે.

જો કે લોક મુખે અને લહિયાઓની કલમે કલમે ફરતાં ફરતાં કાવ્યોની ભાષામાં ફેરફાર થયો છે એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. તો પણ હસ્તપ્રતોમાં કંઈક અંશે ઓછો ફેરફાર થયો છે.

આણુદંજીના કરમાણુદંજી અને તેનો વંશ વેલો ચાલ્યો. તેમાં એક વીરદાન મિશણ સારા કવિ થયા. તેઓ ત્રાગાળા વીરદાનને નામે ઓળખાયા. કારણ રાજ તરફથી મમાણા ગામ માથે અવળી નજર થયેલી. પરિણામે વીરદાને ત્રાગું કર્યું. ત્યારે તેમણે સ્વમુખે આ ગીત કહ્યું:

રાજડમાન કૃષ્ણ રિસાણા,
લેવા કજ સાસણ લોભાણા

---

૩. આણુંદ કરમાણુંદના નામોલ્લેખવાળાં આવાં ૧૧ કાવ્યો મારા અંગત સંગ્રહમાં છે. જ્યારે મહેશદાન મિશણના કહેવા પ્રમાણે આવાં ૧૬ કાવ્યો મળે છે.

એમ આખે વીરદાન આપણા,
તો સું ઊભાં કેમ જાય મમાણા ?
જગ જાણે સિધ્ધરાજ દહિયા જેહ
આણંદ કરમાણંદ લહિયા એહ
બાપ દીકરો ઘણું ખવો બે,
નો ત્રાગાળો વીરદાન ન દિયે તેહ !

આ ગીત એક તામ્રપત્ર પર લખાવેલું.

વર્તમાન કાળે શ્રી ભગવાનજી મિશણ જૂની વાતોના ભંડાર અને પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન છે. [4]સાથે સાધારણ કવિ પણ છે.

ગામમાંની હસ્તપ્રતો કાંઈ નીકળી નહીં. શ્રી ભગવાનજી મિશણના કહેવા પ્રમાણે કરમાણંદથી તેઓ વીસમીની પેઢીએ થયા છે.

ગામના પાળિયા તપાસ્યા. એમાં ગામથી પૂર્વે અરધો માઈલ છેટે સીમમાં એક અશ્વપાળિયો વિશિષ્ઠ ગણાય, તેમાં કોઇ લક્ષ્મણદાન ગઢવી પાછળ તેની ઘોડીએ પ્રાણ તજ્યાનો ઉલ્લેખ લાગે છે.

તા. ૧૦-૧૦-૭૦ ના રોજ વાવ આવ્યા. બારોટ શ્રીકાનજીભાઈ ચંડેયા (ભાટ)ને મળ્યા. કવિ શ્રી કાનજીભાઇએ 'ચંદ્રમણી' નામે ગ્રંથ બે ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે. કવિરાજે ગુજરાતી હિન્દીમાં આછી ડિંગળી છાંટવાળી ભાષામાં કાવ્યો રચ્યાં છે. સાધારણ લોકને ગમે તેવાં સાદાં અને સરળ કાવ્યો છે. ઘણાં કાવ્યો અપ્રગટ છે. કવિ શ્રી હવે વૃદ્ધ થયા છે. તેમના યજમાનો કુંભારો છે.

તા. ૧૧-૧૦-૭૦ આજે સાંબરડાં આવ્યા. નિવૃત્ત ફોજદાર સા. શ્રી ખેતદાન કળોટ (રોહડિયા) ના મહેમાન થયા. કળોટ કુળ એટલે પાલનપુર રાજ્યનું કવિ કુળ. કવિઓની તો ખાણ. સાંબરડાં પેંડાગડા, મોટટા, માણકા એ ચારેક ગામોમાં આ કુળ વિસ્તરેલું અને વિદ્યાભ્યાસ કરીને આગળ વધેલું કુળ. જોઈને રાજી થવાય. સાહિત્યની જૂની મૂડી ઓછી સચવાઈ છે.

૪. હવે સ્વર્ગવાસી.

કળોટ કુળમાં જાણીતા કવિઓ ઘણા થયા. એમાં મોડજી દેવચંદ કળોટના દુહા તો બહુ પ્રસિદ્ધ લોક મુખે એ વિભાગમાં રઝળતા જ રહે છે. તેમાંથી આપણે પણ થોડા જોઈએ:

ચેત અચેતન ખોલ ચખ, અંત વખત અબઆત
કોટ કાંમ તજ ભજન કર, રામ નામ દંન રાત ૧

(અરે ઓ બાધા ! સાવધ થા, આંખો ઉઘાડી જો. તારો છેલ્લો સમય હવે આવી રહયો છે. તો બીજાં કરોડો કામ પડતાં મૂકીને દિનરાત હરીને યાદ કર.)

આસર જૌ રે'શે ઇઆં, તૂં મૂરખ જરૂ મરે
કાં લંગર ઔ કરે, મારૂં તારૂં મોડીઆ ? ૨

'જેની પાછળ તું મરી પડે છે એ ઘર અને નારી તો અહિં જ રહી જવાનાં છે. તો એ મોડીઆ ! તું શા માટે મારા તારાનાં માયા બંધન ઊભાં કર્યા કરે છે ?)

ભાભી ભુવાને ભૌણ, ભાઇ ભત્રીજા ને ભારજા
સેવગ સગું ન સૌણ, મતલબ તાં લગ મોડીઆ ૩

(ઓ મોડીઆ ! ભાભી અને ફૂઈ, બહેન ભાઈ, ભત્રિજા અને પત્ની, સેવકો સગાં અને સ્નેહીઓ એ બધાં જ્યાં સુધી સ્વાર્થ છે ત્યાં સુધી જ આપણી સાથે છે.)

છોડયો સગે સ્નેહ દેહ બંધન છોડી દિયા
કાં મશ છોડયો કેશ. તારી મમત ન છૂટી મોડીઆ ૪

(સગાંઓએ લાગણી તજી દીધી છે. શરીર પણ ખખડી ગયું છે. અને શિર કેશ પણ કાળા મટી ધોળા થયા છે. તો પણ ઓ મોડીઆ ! આ અસાર સંસાર પરની તારી મિથ્યા મમતા તો છૂટી જ નહીં.)

કહિએ સક્ત નાં કરે, ગોવ'દ નાં મન ગાય
જનમ એ વસ્થા જાય, મૂતર રેલે મોડીઆ ૫

(જેણે ક્યારેય સુકાર્યો કર્યાં નથી, તેમ હરિ

૧ મારા અંગત સંગ્રહમાંથી.

[ અનુ. પૃ. ૧૪૪

ત્યારે હકડેઠઠ ભરાયેલી સોલંકીઓની કચેરીમાં રસરેલ વહેલી. શિઘ્ર કવિત્વ અને કલ્પના વૈભવના ત્યારે ચમત્કારો સર્જાયેલા. બન્ને પક્ષો એક બીજાને અઘરા પ્રશ્નો પૂછે, અને એના જવાબમાં શિઘ્ર કાવ્ય રસી ચમત્કૃતિ–યુક્ત જવાબ આપે. આપણે એમાંથી થોડી વાનગી જોઈએ.

કંકાળણે પ્રશ્ન કર્યો; "જોશીઓએ પંચાગ પ્રમાણે ગ્રહણ થવાનું કહ્યું છતાંય ગ્રહણ કેમ ન થયું?"

કવિ આણંદજીએ એનો ઉત્તર કાવ્યમાં આપ્યો.

**માંડણ પિયુ સો મન, કરે ગૃહ આંગળ સોતી**
**અડીઅડ જેમ આકાશ, માંગ જંમ દીપે મોતી**
**સોળ કળ સંપુર ચંદ્ર, ભાલ પણ સોહે**
**ખણ અઘરિ ખણ અધર, રાહ ભૂલો મખ જુવે**

**ટળ ગયું સંજોગ વેળાહ ટળી,**
**હેત્રી પેન થયું હરણ**
**'આણંદ' કહે જેસંગ રાઉ અવ,**
**તેહીઅ રેણ ન થયું ઘરણ ...૧**

અર્થાત, પતિમાં મન લગાડી એક રૂપવાન નારી રાત્રે પોતાને ગૃહાંગણે સૂતી હતી. ત્યારે ધરતી આકાશ સરખી, સુંદરીના મસ્તકની માંગ મોતીઓ વડે (તારા મંડળ પ્રમાણે) શોભતી હતી. દેદિપ્યમાન કપાળવાળી એ નારીનું મુખ સોળ કળાના ચંદ્ર જેવું શોભતું હતું. એ વેળા ચંદ્રને ગ્રસવા આવેલા રાહુએ નારીનું મુખચંદ્ર જોયું અને એ દ્વિધામાં પડી ગયો કે આમાં સાચો ચંદ્ર કયો? ક્ષણે આ બાજુ અને ક્ષણે બીજી બાજુ જોતાં જોતાં જ ગ્રહણ વેળા વીતી ગઈ, પણ એક સુંદરીને કારણે રાહુ ચંદ્રને પકડી શક્યો નહી. કવિ આણંદજી કહે છે: મહારાજ જયસિંહ દેવ! સાંભળો તેથી એ રાત્રે ચંદ્રગ્રહણ ન થયું.

બીજો પ્રશ્ન છે: "કઈ રાત્રીએ ચકવાકોનું મિલન થયું?" કવિ એનો ઉત્તર આપે છે:

**હરી સીત દહ કંધ, બાણ લખમણ કું લગા**
**હણું સહત વંદરા, અપ અપાં મીઅ ભગા**
**ગઅા ભીચ પરબત જોઅ જઇ જડી પછાંણી**
**અનડ મૂળ ઊપાડી લીઓ, કઢ ઉઘર અણી**
**લંક ઉજાળું તવ ભયું, સવ જીવ જોવા સળવળે**

**'આણંદ' કહે જેસંગ રાઉ,**
**તેહી રેયણ ચકવાં મળે...૨**

અર્થાત, રાવણે કરેલા સીતાહરણને કારણે યુદ્ધ થયું ત્યારે એ યુદ્ધમાં બાણ લાગવાથી લક્ષ્મણ મૂર્છાવશ થયા. ત્યારે વાનરો ભાગા ભાગી કરવા લાગ્યા. હનુમાન સહિત એ વાનર યોદ્ધાઓ દ્રોણાચળ પર્વતમાં જઇને સંજીવની ઔષધિ પીછાણી અને પાંદડે પાંદડે દીવાવાળા એ જળહળતા પહાડને લઈને જ્યારે પાછા આવ્યા ત્યારે લંકામાં પ્રકાશ પથરાયો. અને જીવમાત્ર એ અદ્ભુત પ્રકાશને જોવા માટે કુતુહલવશ હલચલ કરી રહ્યા. કવિ આણંદજી કહે છે, મહારાજ જયસિંહ દેવ! એ રાતે ચકવાકોનું મિલન થયું.[3]

હેમચંદ્રાચાર્યે પોતાના અપભ્રંશ વ્યાકરણમાં પણ આણંદ કવિના દુહા આપેલા છે. અને લોક મુખે પણ કહેવત રૂપે આણંદ કરમાણંદના દુહાઓ પ્રચલિત છે.

જો કે લોક મુખે અને લહિયાઓની કલમે કલમે ફરતાં ફરતાં કાવ્યોની ભાષામાં ફેરફાર થયો છે એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. તો પણ હસ્તપ્રતોમાં કંઈક અંશે ઓછો ફેરફાર થયો છે.

આણદંજીના કરમાણદંજી અને તેનો વંશ વેલો ચાલ્યો. તેમાં એક વીરદાન મિશણ સારા કવિ થયા. તેઓ ત્રાગાળા વીરદાનને નામે ઓળખાયા. કારણ રાજ તરફથી મમાણા ગામ માથે અવળી નજર થયેલી. પરિણામે વીરદાને ત્રાગું કર્યું. ત્યારે તેમણે સ્વમુખે આ ગીત કહ્યું:

**રાજડમાન કૃષ્ણ રિસાણા,**
**લેવા કજ સાસણ લોભાણા**

---

૩. આણંદ કરમાણંદના નામોલ્લેખવાળાં આવાં ૧૧ કાવ્યો મારા અંગત સંગ્રહમાં છે. જ્યારે મહેશદાન મિશણના કહેવા પ્રમાણે આવાં ૧૬ કાવ્યો મળે છે.

એમ આખે વીરદાન આપણા,
તો મું ઊભાં કેમ જાય મમાણા ?
જગ જાણે સિધ્ધરાજ દહિયા જેહ
આણંદ કરમાણંદ લહિયા એહ
બાપ દીકરો ઘણું ખવો બે,
નો ત્રાગાળો વીરદાન ન દિયે તેહ !

આ ગીત એક તામ્રપત્ર પર લખાવેલું.

વર્તમાન કાળે શ્રી ભગવાનજી મિશણ જૂની વાતોના ભંડાર અને પ્રજ્ઞાચક્ષુ વિદ્વાન છે. [૪]સાથે સાધારણ કવિ પણ છે.

ગામમાંની હસ્તપ્રતો કાંઈ નીકળી નહીં. શ્રી ભગવાનજી મિશણના કહેવા પ્રમાણે કરમાણંદથી તેઓ વીસમીની પેઢીએ થયા છે.

ગામના પાળિયા તપાસ્યા. એમાં ગામથી પૂર્વે અર્ગ્ગો માઈલ છેટે સીમમાં એક અશ્વપાળિયો વિશિષ્ઠ ગણાય, તેમાં કોઇ લક્ષ્મણદાન ગઢવી પાછળ તેની ઘોડીએ પ્રાણ તજ્યાનો ઉલ્લેખ લાગે છે.

તા. ૧૦-૧૦-૭૦ ના રોજ વાવ આવ્યા. બારોટ શ્રીકાનજીભાઈ ચંડેચા (ભાટ)ને મળ્યા. કવિ શ્રી કાનજીભાઇએ 'ચંદ્રમણી' નામે ગ્રંથ બે ભાગમાં પ્રસિદ્ધ કરેલ છે. કવિરાજે ગુજરાતી હિન્દીમાં આછી ડિંગળી છાંટવાળી ભાષામાં કાવ્યો રચ્યાં છે. સાધારણ લોકને ગમે તેવાં સાદાં અને સરળ કાવ્યો છે. ઘણાં કાવ્યો અપ્રગટ છે. કવિ શ્રી હવે વૃદ્ધ થયા છે. તેમના યજમાનો કુંભારો છે.

તા. ૧૧-૧૦-૭૦ આજે સાંખરડાં આવ્યા. નિવૃત્ત ફોજદાર સા. શ્રી ખેતદાન કળોટ (રોહડિયા) ના મહેમાન થયા. કળોટ કુળ એટલે પાલનપુર રાજ્યનું કવિ કુળ. કવિઓની તો ખાણ. સાંખરડાં પેંડાગડા, મોરટા, માણકા એ ચારેક ગામોમાં આ કુળ વિસ્તરેલું અને વિદ્યાભ્યાસ કરીને આગળ વધેલું કુળ. જોઈને રાજી થવાય. સાહિત્યની જૂની મૂડી ઓછી સચવાઈ છે.

૪. હવે સ્વર્ગવાસી.

કળોટ કુળમાં જાણીતા કવિઓ ઘણા થયા. એમાં મોડજી દેવચંદ કળોટના દુહા તો બહુ પ્રસિદ્ધ લોક મુખે એ વિભાગમાં રઝળતા જ રહે છે. તેમાંથી આપણે પણ થોડા જોઈએ:

ચેત અચેતન ખોલ ચખ, અંત વખત અણઆત
કોટ કાંમ તજ ભજન કર, રામ નામ દંન રાત ૧

(અરે ઓ બાઘા ! સાવધ થા, આંખો ઉઘાડી જો. તારો છેલ્લો સમય હવે આવી રહયો છે. તો બીજાં કરોડો કામ પડતાં મૂકીને દિનરાત હરીને યાદ કર.)

આસર ઘો રે'શે ઇઆં, તૂં મૂરખ જરૂ મરે
કાં લંગર ઔ કરે, મારૂં તારૂં મોડીઆ ? ૨

'જેની પાછળ તું મરી પડે છે એ ઘર અને નારી તો અહિં જ રહી જવાનાં છે. તો એ મોડીઆ ! તું શા માટે મારા તારાનાં માયા બંધન ઊભાં કર્યા કરે છે ?)

ભાભી ભુવાને ભૈણ, ભાઇ ભત્રીજા ને ભારજા
સેવગ સગું ન સૈણ, મતલબ તાં લગ મોડીઆ ૩

(ઓ મોડીઆ ! ભાભી અને ફૂઈ, બહેન ભાઈ, ભત્રિજા અને પત્ની, સેવકો સગાં અને સ્નેહીઓ એ બધાં જ્યાં સુધી સ્વાર્થ છે ત્યાં સુધી જ આપણી સાથે છે.)

છોડચો સગે સ્નેહ દેહ બંધન છોડી દિયા
કાં મશ છોડચો કેશ તારી મમત ન છૂટી મોડીઆ ૪

(સગાંઓએ લાગણી તજી દીધી છે. શરીર પણ ખખડી ગયું છે. અને શિર કેશ પણ કાળા મટી ધોળા થયા છે. તો પણ ઓ મોડીઆ ! આ અસાર સંસાર પરની તારી મિથ્યા મમતા તો છૂટી જ નહીં.)

કદિએ સકત નાં કરે, ગોવ'દ નાં મન ગાય
જનમ એ વરથા જાય, મૂતર રેલે મોડીઆ ૫

(જેણે ક્યારેય સુકાર્યો કર્યાં નથી, તેમ હરિ

૧ મારા અંગત સંગ્રહમાંથી.

[ અનુ. પૃ. ૧૪૪

# વજનું ફાડિયું

અનુ. બાબુભાઇ પ્રા. વૈદ્ય

ઈશ્વરની આ સૃષ્ટિમાં કોને ભાગે શું આવશે, તે કહી શકાય નહીં. કેટલાકના જીવન ઉજાણી જેવા વીતે છે: તો કેટલાકને ભાગે કાયમ મુક્કાબાજીના દાવ અજમાવતા હોય એવું જીવન આવે છે. વિધાતાએ તેમની પર નાખેલી આફતોની પરંપરાથી એવા લોકોના જીવન સતત સંઘર્ષમય રહે છે.

કાયમ સંઘર્ષ વચ્ચે જીવવાનું કોને ગમે? વિધાતાના ઘાવ પર ઘાવ ઝીલીને લોકો હતાશ થઈ જાય છે. તેમની તો મેદાનમાંથી હટી જવાની તૈયારી હોય છે. પરંતુ રઢિયાળા રઢ છોડે તેથી સૂંઢાળા થોડા છોડી દે છે! માનવી સંઘર્ષ છોડવા ઈચ્છે, તેથી સંઘર્ષ તેમને છોડી નથી દેતો.

એક દિવસ એક ફિક્કો ફચ્ચ માણસ મને મળવા આવી ચડયો. તેની ઉંમર ચાલીશથી માંડી સાઠની વચ્ચે ગમે ત્યાં મૂકી શકાય. તેના ચહેરા પર લોહીનો છાંટો ન હતો. કાળે હળ ખેડયાં હોય એવી તેના ચહેરા પર કરચલીઓ પડી ગઈ હતી. એ માનવીની ખૂંધ નીકળી ગઈ હતી. જીવનના બોજે તેને કચડી નાખ્યો હોય, એમ લાગ્યું. તેની આંખમાં મૃદુતાનો અંશ સરખો ન હોતો. કંઈક અસ્પષ્ટ એવો કારમો ભાવ તેની આંખોમાં ડોકાતો હતો. તેનો અવાજ ધીમો હતો. વાત કરતાં તે વારંવાર અચકાતો હતો. જીવનની આશા માત્ર હારી બેઠો હોય, એવો તેનો સમગ્ર દેખાવ હતો. તે માનવ નહીં, માનવનો ભંગાર હતો.

આ રહી તેની વાત.

ચાલીશ વર્ષનો એ જણ બહુ નાની વયે ઈંગ્લાંડ છોડી કેનેડા ગયો હતો. કેનેડા ફરવા ન હોતો ગયો: વસવાટ કરવા ગયો હતો.

કેનેડામાં નાયગરા ધોધ પાસે તેણે જમીન લીધી. આ જમીન પર તેણે ફળઝાડ વાવ્યાં. મરઘાં ઉછેર કેન્દ્ર પણ કર્યું. શરૂઆત તેણે ત્રણ મુરઘાંથી કરી હતી. જણ મહેનતુ હતો અને એનું હૈયું સાબૂત હતું. પોતાનો ધંધો વિકસશે જ એવી તેને ખાતરી હતી.

થોડાં વર્ષ વીત્યાં અને તેની મહેનતના ફળ બેસવા લાગ્યાં. જે માનવ પુરૂષાર્થ કરે છે, તેના પર ઈશ્વરના કેવા આશીર્વાદ ઊતરે છે, તે બતાવવા લોકો તેનું દ્રષ્ટાંત આપવા લાગ્યા. ધરતી જેને ધરવી દે, તેની આબાદી થયા વિના રહે કે?

આટલી વાત કરી ત્યાં સુધી એ માણસ કોઈ ત્રાહિતની વાત કરતો હોય તેવું તાટસ્થ્ય જાળવ્યું હતું. પરંતુ આટલે તબક્કે પહોંચ્યા પછી તેના સમથળ અવાજમાં એકાએક ઉશ્કેરાટ દેખાયો. તેના રૂક્ષ ચહેરા પર મ્લાન, વેખલા સ્મિતની છાયા ફરી વળી.

આ માણસ કેનેડામાં આર્થિક ઉપરાંત બીજી રીતે પણ સુખી થયો હતો, તે પરણ્યો હતો. લગ્ન-જીવન સુખી હતું. એ સૌખ્યના પ્રતીક રૂપ ચાર બાળકોનો પિતા થયો હતો.

અવાજમાં ઉશ્કેરાટ આવ્યો તે બરાબર નથી, એમ લાગતાં થોડી વાર તે મૌન રહ્યો. પછી આગળ ચલાવ્યું, "યુરોપની ભૂમિ પર પહેલું વિશ્વયુદ્ધ શરૂ થયું. મને મારા દેશ અને રાજાએ સાદ કર્યો. આ તો કર્તવ્યનો સાદ, તેનો ઈન્કાર કેમ કરાય? મેં મારું કેનેડાનું સુખી ઘર છોડયું. વાડી છોડી-ફળ, મુરઘાંને છોકરાંની." વળી તેના સ્વરમાં કડવાશ આવી, "ઓ-પ્રભુ! એ પહેલું વિશ્વયુદ્ધ ન થયું હોત તો...?"

આટલું કહી તેણે વાકય અધૂરું મૂકી દીધું. વળી તે અંતરિક્ષમાં જોઈ રહ્યો. તેના મનમાં શું ચાલી રહ્યું હતું, તેની કલ્પના કરવાનું મુશ્કેલ ન હોતું. ઘડીભર મૌન રહ્યા પછી તેણે જીવનમાં સાર

તત્ત્વનો ઈન્કાર કરતો હોય તેમ કહ્યું, "ત્યાં—કેનેડાની વિશાળ વાડી ને નિસર્ગનાં જીવંત સાન્નિધ્યમાં ઈશ્વર પર આસ્થા રાખવાનું સરળ હતું: સહજ હતું. પણ ફ્લેન્ડર્સનું યુદ્ધમેદાન જુદી વાત હતી. ત્યાં મેં જે ભીષણ હત્યાકાંડ જોયો અને ત્યાર પછી પણ મારા પર ઉપરાઉપર જે આફતો આવ્યા કરી છે, તેથી હું ઈશ્વરમાં માનતો મટી ગયો. નાસ્તિક થઇ ગયો.

"માનવ નાસ્તિક બને તેનું તમને આશ્ચર્ય થાય છે? ખેર! પૂરી વાત સાંભળો. ૧૯૧૭માં હું કેનેડાથી બધું છોડી માદરે વતન કાજે લડવા ઈંગ્લાંડ આવ્યો. એ જ વર્ષે સપ્ટેમ્બર મહિનામાં કેનેડામાં મારી સુશીલ પત્નીનું અવસાન થયું. તે પછી બે મહિને મારું સૌથી નાનું બાળક મૃત્યુ પામ્યું. પરંતુ આ આફતને મેં મારી ફરજના પાલનમાં આડે આવવા ન દીધી,

"અઢાર મહિના સુધી હું લશ્કરને મોરચે લડયો, પણ સદ્ભાગ્યે મને એક છરકોય થયો ન હોતો. પરંતુ યુદ્ધ—વિરામ જાહેર થયો તે પહેલાંના થોડા કલાકે જ મારા શરીરમાં એક ગોળી પેસી ગઈ."

આક્રમક રાષ્ટ્રવાદ! તેને ખાતે કેટકેટલાં ક્રંદન મંડાયા હશે!

એ ઘવાએલ જણને પાછો કેનેડા મોકલી દેવામાં આવ્યો. તેની હોસ્પિટલમાં દાખલ કર્યો પરંતુ, ત્યાં તેની અંગત સંભાળ લેનારું કોણ હતું? પત્ની તો અવસાન પામી હતી, 'કાક તો જાગે'એ ન્યાયે હોસ્પિટલની એક ભલી નર્સે તેની દિલ દઈને સારવાર કરી. સાજો થયો ત્યારે તે નર્સ સાથે પરણ્યો.

નર્સ પત્નીને લઈ તે પોતાની વાડી પર ગયો. અત્યાર સુધી તે વાડી કે બાળકોની કંઈ તપાસ કરાવી શકયો ન હોતો. જીવન—મરણ વચ્ચે ઝોલાં ખાતાં તે જીવનના બધા વહેવારોથી દૂર ફેંકાઈ ગયો હતો.

એ પતિ—પત્ની વાડીએ પહોંચ્યાં ત્યારે તેનાં ત્રણ નિરાધાર સંતાનો પિતાની કાગને ડોળે રાહ જોતાં બેઠાં હતાં. વાડીને મરઘાં—કેન્દ્ર છિન્ન ભિન્ન થઈ ગયાં હતાં. વર્ષોનો પુરુષાર્થ એળે ગયો હતો. ભલભલાની છાતી ભાંગી જાય તેવી વાત હતી.

પણ, બાજુમાં નર્સ પત્ની હોવાથી તે હતાશ ન થયો. વળી તેણે એકડે એકથી શરૂ કર્યું. વાડી ને મરઘાં—કેન્દ્ર તેની મહેનતથી પાછાં વ્યવસ્થિત થવા લાગ્યાં. વર્ષો બાદ પાછી એ વાડી પહેલાં જેવી થઈ ગઇ. આર્થિક ભીંસ ન રહી, એટલું જ નહીં, તે સુખી ખેડૂતોમાં ગણાવા લાગ્યો.

નર્સ—પત્નીને ચાર બાળકો થયાં. કુટુંબ વધ્યું. આવક પણ વધી જ હતી ને! તેના પર પડેલ ઘા ભૂલી તે પાછો સુખથી રહેવા લાગ્યો.

પરંતુ, આ સુખ થોડાં વર્ષ બાદ ઝાંઝવાનાં જળની જેમ અદશ્ય થઈ ગયું. કોઈ પ્રકારની ચેતવણી વિના વિધાતાએ તેને આકરો ફટકો માર્યો. તેને એક સવારે ખૂબ લોહી પડ્યું. વિધાતાના આ ફટકામાં ખેલદિલી ન હોતી. પણ વિધાતા વળી ખેલદિલીની પરવા કે' દા'ડે કરે છે! એતો આડેધડ નિર્ઘૃણપણે ઘા કરે જ છે, તેના શબ્દોમાં કહું તો તો તેને 'અડધી ડોલ લોહી પડયું'.

જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતાં તેને બે મહિના સુધી પથારીમાં ચત્તાપાટ પડયા રહેવું પડયું. નર્સ—પત્નીએ અત્યંત સ્નેહપૂર્વક સારવાર કરી. તેનાં મા—બાપને નર્સે ઈંગ્લાંડ તાર કર્યો.

તેનાં મા—બાપ કેનેડા આવ્યાં ત્યારે તેની તબિયત થોડી સુધારા પર હતી. હજી તે ભયમુક્ત ન હોતો. મા—બાપે તેને સારવાર માટે વહેલી તકે ઈંગ્લાંડ લઈ જવાનું નક્કી કર્યું.

વળી તેની વાડી વિખાણી. આ માણસ પત્ની, સાત બાળકો અને મા—બાપ સાથે ઈંગ્લાંડ આવવા નીકળ્યો. આ કાફલો ઘેરથી નીકળી સ્ટેશન પહોંચ્યો ત્યાં સ્ટેશન પર જ તેના પિતાનું દશ મિનિટમાં હૃદય—રોગના હુમલાથી મૃત્યુ થયું.

મારા આ મુલાકાતીની મુસીબતોની યાદી અનંત હતી. પણ તેણે હારે કબૂલી નહોતી. ગમે તેમ કરીને તે ગયે અઠવાડિયે લંડન પહોંચ્યો હતો.

તેની પ્રથમ મુલાકાત પછી એક અઠવાડિયે હું એ માણસને ફરી મળ્યો. તેની સારવાર પાટે ચઢી ગઈ છે. તેને થોડું સારુ લાગે છે. મને લાગે છે કે તે સાજો થશે.

તે મારી સાથે વાત કરતો હતો ત્યારે મને તેની આખમાં નૂતન આશાનો ઝબકારો દેખાયો.

સ્વાસ્થ્ય પાછું મળે, તો આશા થોડી દૂર રહેશે?

[ફિલીપ્સ ઈન્મેનના 'હોસ્પીટલના અનુભવ' એ નામના પુસ્તકમાંથી]



### ગીત છપાખરૂં :

સં. શ્રી. નાગભાઈ ખળેળ

આછા દેખિયા બગીચામાં બસંતકી બ્હાર આવે
દેખી દણી ખુશી થાવે ભૂપતિ દે સોત
ચ્યાર માળી ચ્યાર હોજ ચ્યાર સો નવાણું સુબા
બણી ઠોર ઠોર ઝાડી ફુલવાડી બ્હોત.

કેતકી, મોગરા, ખડા, કેવડા, રાવણાં કેળ્યું
હેંડળે ઇણાર વાંસ મેંદ્રીચુંકી હાર્ય
ઝળુંકે ડાળ્યમાં ડાળ્ય ઝાળ્ય જાંબુ વૃક્ષ જાજાં
ઉજળી કણેર લીંબુ બદામાં અપાર.

સોપારી ઢાહોરી કે તી નાહોરી સિતાફળી
ખારકચું ચિકોતરાં વિલાતી ખજૂર
ઓરસલ્લી, નરમલ્લી, પોપૈયાં કવળાં બ્હોત
લુંબે આંબા શાખ દ્રાક્ષ નારંગી લેટુર.

ઝળુંબે ગુલાબ ચંપા ચમેલી જાઇકા ઝાડ
નાળેરી સરોડ તાડ અસમાની નંગ
લાલ ગલ ડોલરિયા ઠોર ઠોર ફોર લાવે
બાગમેં બંગલા છાવે ફુલમેં બેહંગ.

#### દુહા

આયાં હતી એક કેતકી જલી દાવ કે સંગ,
પ્રીત વછોયાં ભમરલો ભભુત લગાવે અંગ.
ભમરા દો દિન કઠણુ હે દુઃખ સુખ હોયે અંગ,
જબલગ નાં હે કેતકી એસ મોરે અંગ.
મેં ભમરા મુલતાનકા કેર કળી ન ખાઉં,
જબ જલી ગઇ કેતકી મેં ઝુરી ઝુરી મરી જાઉં.
જબ જલી ગઇ કેતકી મધૂકર જલ્યા નઇ સંગ,
હવે પ્રીત લજાવન કારને વિભુતી લગાવત અંગ.
જબ જલી ગઈ કેતકી આ મધુકર નોતા સંગ,
પ્રીત નિભાવન કારને વિભુતી લગાવત અંગ.
ભવરાં દોદન કઠણરા દુઃખ સુખ સહો અંગ,
કાલ્યે કોળશે કેતકી પછી બેસજે એની સંગ.

પૃ. ૧૪૧થી ચાલુ ]

ગુણ પણ ગાયા નથી, તેનો જન્મારો તો એ મોઢીઆ! પેશાબનાં જળ માફક વ્યર્થ જ વહી ગયો છે.)

સાંબરડાના મૂળ પુરૂષ કવિ કલ્યાણદાસજી હતા. તેમણે જ આ સાંબરડા ગામ મેળવેલ. પણ કલ્યાણદાસનાં કાવ્યો મળતાં નથી. તે ઉપરાંત નીચેના કવિઓ પણ કળોટ કુળમાં થયા છે. (૧) ગમાનજી સબળાજી કળોટ (૨) હિંમતસિંહ સબળાજી કળોટ (૩) પ્રતાપસિંહ ગમાનજી કળોટ૭ (૪) શામળદાસજી કળોટ.

જ્યારે ૫૦–૬૦, વર્ષ પહેલાં સાંબરડામાં નીચેના ચાર કવિઓ ભૂજ પાઠશાળામાં શિક્ષણ લઈને ઊર્ત્તિણ થયેલ હતા.

(૫) લક્ષ્મણદાન નવજી (૬) બક્ષિરામ લાલજી (૭) કાળીદાસ પબજી (૮) બેચરદાન અખાજી, આ ચારે ય ડિંગળ પિંગળના કવિઓ હતા.

હાલ (૯) શ્રી ખેતદાન પ્રતાપસિંહ (૧૦) શ્રી અબાદાન પ્રતાપસિંહ વિદ્યમાન કવિઓ અને જૂની વાતોના જાણકાર છે. તેઓ ઉપરોકત રાજકવિ પ્રતાપસિંહ (નં. ૩)ના પુત્રો છે.

પાલનપુરના ઈતિહાસમાં ક્રમ (૯/૧૦) સિવાયના લગભગ બધા જ કવિશ્વરોનાં કાવ્યો છપાયેલાં છે.

# સાપુતારા

## ગુજરાતનું નૂતન ગિરિનગર
## સહ્યાદ્રિની ગિરિમાળા ઉપર
## ડાંગ જિલ્લામાં હરિયાળી વનરાજી અને આહ્લાદક
## શિખરોની મધ્યમાં આવેલું ગિરિનગર

જાહેર જનતા માટે વિહારધામો, ડોરમેટરીઓ અને અન્ય આવાસોમાં રહેવાની સગવડ મળે છે.

| | |
|---|---|
| દરિયાની સપાટીથી ઉંચાઈ | ૮૭૧.૩૬ મીટર |
| ઉંચામાં ઉંચું શિખર | ૧૧૨૭.૭૬ મીટર |
| ગ્રિષ્મ ઋતુમાં વધુમાં વધુ ઉષ્ણતામાન | ૨૬.૭° સેન્ટીગ્રેડ |
| વર્ષનો સરેરાશ વરસાદ | ૨૫૪૦ મીલીમીટર્સ |
| અંતર: પશ્ચિમ રેલવેના | |
| બિલીમોરા સ્ટેશનથી | ૧૧૨.૬૫૪ કીલોમીટર |
| ડાંગ જિલ્લાના મથક | |
| આહવાથી | ૪૩.૪૫૨૩ કીલોમીટર |
| નાસિકથી | ૮૨.૦૭૭ કીલોમીટર |

ગિરિનગર આવતા પ્રવાસીઓ માટે માહિતી કેન્દ્ર ઉપરાંત વાચનાલય, રમતગમતોનાં સાધનો વગેરેની પણ સગવડ છે.

## વધુ માહિતી માટે સંપર્ક સાધો:

| | | |
|---|---|---|
| માહિતી નિયામક, | ટુરીસ્ટ ઑફિસર, | સહાયક માહિતી |
| ગુજરાત રાજ્ય, | એરલાઈન્સ બિલ્ડીંગ, | નિયામક, |
| બ્લોક નં. ૮, સચિવાલય, | રૂપાલી સિનેમા સામે, | ગિરિનગર |
| ગાંધીનગર : અમદાવાદ પાસે, | લાલ દરવાજા, અમદાવાદ. | **સાપુતારા,** |
| ફોન નં. ૪૩૮–૪૮૨ | ફોન નં. ૨૪૬૨૬ | જિ. ડાંગ–આહવા |




તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર
જૂન : ૧૯૭૩ : સળંગ અંક : ૫૧૯

સરવો સોરઠ દેશ જ્યાં સાવજડાં સેંજળ પીએ

ગિરમાં એક સાથે પાણી પીતા નવ સાવજના અદ્વિતીય ફોટો-તસ્વીર : તસ્વીરકાર શ્રી. સુલેમાન પટેલ અને 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'ના સૌજન્યથી

# ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઈશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : જૂન : '૭૩ અંક : ૩ : સળંગ અંક : ૫૧૯





## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૨-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫-૦૦

**લેખકોને—**

* લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેના પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ. રાજકોટ-૧

# ગ્રાહકો તથા વાચકોને નમ્ર નિવેદન

'ઊર્મિ નવરચના' સામાન્ય રીતે દર મહિનાની છેલ્લી તારીખે પોસ્ટ થાય છે. જેથી રાજકોટમાં તે જ દિવસે મળી જઈ શકે ને ગુજરાતનાં ઊંડાં ગામડાંઓ સુધી તા. બીજી કે ત્રીજી સુધીમાં મળી શકે. ને ભારતના કોઇ પણ ભાગમાં તા. ૫મી સુધીમાં મળી શકે.

અનિવાર્ય સંજોગોસર કદી મોડું થાય તોપણ તા. ૧ લી કે બીજીથી પોસ્ટીંગ મોડું નથી થતું અને એમાં પણ પોસ્ટ ખાતાની રજા લેવી પડે છે. પોસ્ટ ખાતાથી રજા સિવાય ગમે ત્યારે પોસ્ટીંગ થઈ શકતું નથી. એટલે 'ઊર્મિ નવરચના' કાર્યાલય તરફથી 'ઊર્મિ નવરચના' મોકલવાની કોઇ અનિયમિતતા થતી નથી.

સ્પેસીમેન કોપી, રજીસ્ટર્ડ કે પછી વી. પી. થી મોકલાતી કોપીઓ મહિના દરમિયાન એની માગ પ્રમાણે મોકલાય છે.

દર મહિને બે ચાર પાંચ કે તેથી વધુ કોપીઓ ગેરવલ્લે જતી હોય છે. એમાં 'ઊર્મિ નવરચના'નો કોઈ દોષ હોતો નથી. ખાત્રીપૂર્વક મોકલાયેલા અંકો ન મળે ત્યારે પોસ્ટ ખાતામાં તપાસ કરવા એટલા માટે જ વિનંતી કરીએ છીએ. દિવસ આઠમાં ગેરવલ્લે ગયેલાં અંકની ફરિયાદ મળે તો અંક સિલિકમાં હોય તો તુરત જ બીજો અંક મોકલાવીએ છીએ.

છેલ્લા ત્રણ માસથી 'ઊર્મિનવરચના'નું સમયસર પોસ્ટીંગ કરવા છતાં ભારે અનિયમિત મળતું હોવાના થોકબંધ પત્રો આવે છે. મહિનાની છેલ્લી તારીખે કે પહેલી બીજી તારીખે પોસ્ટ કરેલા અંકો તા. ૧૮ સુધી ન મળ્યાની ફરિયાદો આવે છે.

આ સંબંધમાં અમે પોસ્ટ ખાતાને એકથી વધુ ફરિયાદો કરી છે. રાજકોટમાં પોસ્ટ કરીએ તે દિવસે જ અંક મળી જાય છે. જ્યારે બહારગામ તા. ૭થી માંડીને ૧૮ સુધી મળ્યાની ફરિયાદો છે. પોસ્ટ ખાતું વહેલી તકે ફરિયાદો દૂર કરશે એવી આશા રાખીએ છીએ.

પોસ્ટ ખાતા તરફથી હજી સુધી આ અનિયમિતતાનું કશું કારણ જાણવા મળ્યું નથી, ગ્રાહકોને નિયમિત અંકો મળે એ માટે અમે પોસ્ટ ખાતાને વિનંતીઓ કરી જ રહ્યા છીએ. અમારી નહિ એવી આ અસહ્ય અનિયમિતતા માટે અમે ગ્રાહકો તથા વાચકોની માફી માગીએ છીએ.

વ્યવસ્થાપક : 'ઊર્મિ નવરચના'

# જ્યારે જીવન મૂલ્યો બદલાય છે....




નવા મૂલ્યાંકન સ્વીકારી
જીવનને વિશેષ અર્થસભર બનાવો...



# કુટુંબ નિયોજન

વધુ માહિતી માટે નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રનો સંપર્ક સાધો



ગ્રાહકો તથા એજન્ટોએ ખાસ નોંધ લેવા વિનંતી

૧૯૭૩ના એપ્રિલ માસથી

# ઊર્મિનવરચનાનું લવાજમ

દેશમાં

# રૂપિયા બાર થયું છે

પરદેશમાં રૂપિયા – ૨૫

મોંઘવારીને કારણે છેલ્લા ત્રણેક વરસથી માસિકોનાં લવાજમ વધ્યે જતાં હતાં. પણ રૂા. ૧૦ના લવાજમમાં 'ઊર્મિનવરચના' ખેંચી શકાતું હોય તો ગ્રાહકો માથે બોજો ન નાખવાનું વિચારેલું. પણ રૂા. ૧૦ના લવાજમમાં ખેંચી શકાય તેમ ન હોવાથી 'ઊર્મિ-નવરચના'નું લવાજમ રૂા. ૧૨ કરવામાં આવ્યું છે. આજના સંજોગો અને પરિસ્થિતિને જોતાં ગ્રાહકો અમારા નિર્ણયને સ્વીકારી લેશે એવી અમને શ્રદ્ધા છે. છૂટક નકલની કિંમત સવા રૂપિયો રહેશે. હવે જૂના અંકો જૂના ભાવથી કે જૂના લવાજમથી નહિ મળે.

વ્યવસ્થાપક : 'ઊર્મિનવરચના'



'In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our poly-ethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress

# ખાલિપે ખોરડું ભિંસાતું

અજગરની આંખમાંથી ઝમતું એકાંત
અને ઘરનું વેરાન એમાં ના'તું,
કેમ કરી સંભાળું પોલાં આ પાંસળા ?
જ્યાં ખાલિપે ખોરડું ભિંસાતું !
રે આજ મારૂં ખાલિપે ખોરડું ભિંસાતું !
લિંપણમાં આળખ્યાં આ તરફડતા પંખી.
ને ટહૂકાઓ બા'ર એનાં રખડે,
પંડયનો ય સાદ નથી સંભળાતો પંડયને
એવો અહિ ખાલિપો ખખડે.
હમચી ખૂંદે છે લાખ સૂરજના ઘોડલા
ને અંધારૂં તોય ના દબાતું,
રે આજ મારૂં ખાલિપે ખોરડું ભિંસાતું !
જાળાં સૂનકારનાં બાઝયાં છે ઠેર ઠેર,
ખાલી મળે ન કોઇ ખૂણો;
ઓકળીએ આંગળાંની ભાત્યુએ ઓગળી
ને લાગ્યો સંભારણાંને લૂણો.
વસમી વેળાના હવે તાતા આ તડકામાં
કરમાતી મનની મોલાતૂ
રે આજ મારૂં ખાલિપે ખોરડું ભિંસાતુ

—કરસનદાસ લુહાર

# કોરડા કવેણનાં ન મારો !

આખો દિ' પાયેલી અબોલડાની આગ ભલે
અંધારે ઓગળી ન ઠારો,
મારૂજી ! તમે કોરડા કવેણનાં ન મારો.
હોઠોમાં વાવી વેરાન, મને બળબળતી રાખે
બે આંખડીના ભાણ;
પડતી તે રાત અને માથે ઝિંકાય મારે
મણમણિયાં .. મહેણાંના પહાણ !
ખાલીખમ ખાટલો ને ઓશિકે-પાંગતે-
કણસે છે ખંડ એકધારો,
મારૂજી ! તમે કોરડા કવેણનાં ન મારો !
આપણી વચ્ચાળ નથી છેટું એક શ્વાસનું ને
તોય છતાં કેટલાયે દૂર;
નેણાંની નદીઓમાં ઊડે છે રેત અને
ભીતરમાં ધસમસતાં પૂર !
એવે સાયર તે હવે આયખાનાં હોડકાં;
ન ઓરાં મઝધાર કે કિનારો !
મારૂજી ! તમે કોરડા કવેણનાં ન મારો !

—કરસનદાસ લુહાર

# હોનહાર ભૂંડી દીસે છે

સંપાદકીય

મહાભારતના કર્ણપર્વમાં મદ્ર દેશના રાજા શલ્ય અને કર્ણનો સંવાદ આવે છે. એમાં કર્ણ રાજા શલ્યને કહે છે કે : "મેં સાંભળ્યું છે કે વાહિક અને મદ્ર દેશના લોકોમાં સ્ત્રીઓ મદ્ય પી ગમે તેવી સ્થિતિમાં (નગ્ન સ્થિતિમાં) ગાયન અને નૃત્ય કરે છે. ગમે તેવાં અશ્લીલ ગાયનો ગાય છે. તેમનું ગાયન સાંભળી ઊંટ તથા ગર્દભનું સ્મરણ થાય છે. નગરના લોકો દારૂ પીને પછી ગાયન કરે છે તેમ જ મનોહર સ્ત્રીઓ સુખોપભોગ સાટે મૃદંગ. આનક, શંખ, મર્દલ વગેરે વાદ્યોના સ્વર અને તાલમાં મસ્ત રહી જોર જોરથી ઊંચા સાદ કાઢી ગાય છે. તેમનું આ ગાયન ચાલે છે ત્યારે જાણે વચ્ચે ગર્દભ, ખેચર, ઊંટ વગેરે જાનવરો પણ પોતાના સાદ વડે તેમનો સાથ કરે છે એવું લાગે છે."

મહાભારતમાં દેશના પતનનાં આવાં વર્ણનો કેટલાંક આવે છે. એના ઉપરથી કલ્પના આવે છે કે મહાભારત અમસ્તું નહોતું રચાયું પણ કુરુક્ષેત્ર મંડાયા પહેલાં પ્રજાનું અને રાજ્યનું શારીરિક અને માનસિક પતન થઈ ચૂકેલું.

## દેશના દુર્ભાગ્યની આગાહી

રાજ્યની અને પ્રજાની આ દશા દેશના પતનની આગાહી કરે છે. આગ્રામાં અનાજથી લૂંટ, રાજકોટમાં બસની હડતાલ પડતાં અઢી હજાર ઉતારૂઓને પાનવાળા, રેંકડીવાળા, ખાદ્ય પદાર્થની દુકાનોવાળા, રીક્ષાવાળા અને ટેક્ષીવાળા વગેરેએ મન માન્યા ભાવ પડાવી કરેલી ઉઘાડી લૂંટ, બિહારમાં બાળકોને મારી નાખવાની શંકા પરથી ૩૩ માણસોને લોકોએ ક્રૂર રીતે ઠાર કરી નાખવાના કમકમાટી ભર્યા બનાવો, બંગાળના બશીર હાટમાં લાંબા સમયની ગુંડાગીરી સામે પોલીસે લોકોને રક્ષણ ન આપતાં એકસો માણસોએ ભેગા થઈને ગુંડાને અવલમંજલ પહોંચાડવાનો કિસ્સો, પૂના-સતારાનાં કોમી રમખાણો, બંધ આંદોલનોનાં હિંસક તોફાનો ને ગોળીબારો, ગુજરાત યુનિ. ના અધ્યાપકોનું શિક્ષણને કલંકિત કરતું અસભ્ય અને તોફાની આંદોલન, દિલ્હીના મજૂરોનાં તોફાનો અને લખનૌ યુનિ. ના વિદ્યાર્થીઓ તથા પ્રાંતીય સશસ્ત્ર પોલીસ દળે 'ભાઈ ભાઈ' બની યુનિ. ને આગ ચાંપી અને એ પોલીસ દળે લશ્કર સામે ઉઠાવેલાં હથિયારો દેશના પતનની આગાહી સૂચવે છે.

## ભીતરના ભોરીંગો ફૂંફાડયા

ઉત્તર પ્રદેશના સંસદ્ સભ્યોએ ઉત્તર પ્રદેશમાં રાજકીય અને વહીવટી અંધાધૂંધી સર્જાઈ હોવાથી રાષ્ટ્રપતિ શાસન લાદવાની માગણી કરી છે તે ઉપરની વાતનું સમર્થન કરે છે. એકાએક પોલીસોનો બળવો ફાટી નથી નીકળતો. એ પરિસ્થિતિ પાકતાં કેટલોક સમય લાગે છે. શ્રી. ચવાણ જ્યારે કેન્દ્રમાં ગૃહપ્રધાન હતા ત્યારે દિલ્હીના સેંકડો પોલીસોએ એવી નાફરમાની બતાવેલી. બંગાળમાં સંયુક્ત પ્રધાનમંડળ હતું ત્યારે વિધાનસભાના મકાન ઉપર પોલીસોએ ઘેરો ઘાલેલો. ઉત્તર પ્રદેશમાં તો લશ્કરના સંભવિત હુમલાના ખ્યાલથી સશસ્ત્ર પોલીસ દળે ગંગા ઉપરનો એક પૂલ પણ વીંખી નાખીને પોતાને નિઃશસ્ત્ર બનાવવા આવનાર લશ્કર સામે મોરચો માંડયો અને ધનાધની બોલી ગઈ. ૩૪ ઠાર થયા,

## દોષિત રાજય અને કેન્દ્ર

ઘણા પ્રશ્નો ઊઠે છે આમાંથી. આ રીતે વિકસતી જતી સ્થિતિ આ દેશને કયાં લઈ જશે ? કોઈ રાજકીય પક્ષની આ બળવા પાછળ ઉશ્કેરણી હોય તો દેશનાં સશસ્ત્ર દળોમાં બેદિલી ફેલાવીને તેઓ શું શું ન કરી શકે ?

વિદ્યાર્થીઓને યુનિ. સળગાવવાનો છૂટો દોર આપી, વિદ્યાર્થીઓ સાથે હાથ મિલાવી સરઘસો

દાબનાર પ્રાંતીય સશસ્ત્ર પોલીસ દળ બળવા સુધી પહોંચ્યું ત્યાં સુધીમાં ઉત્તર પ્રદેશની સરકાર ઊંઘતી હતી? ભારત સરકારનું બાતમી ખાતું આખું રજા ઉપર ઊતરી ગયેલું? શા માટે આ સ્થિતિ પહોંચતા સુધીમાં એના ઉપરના કાબુ માટેનાં કોઈ પગલાં ભરવામાં નથી આવ્યાં? ઉત્તર પ્રદેશની સરકાર અને કેન્દ્ર સરકાર એને માટે એક સરખા દોષિત છે.

## ચારિત્ર્યહીનતાનું પરિણામ

પણ દોષ નક્કી કરવાથી આ પરિસ્થિતિનો ઉકેલ નહિ આવે. જે ઉત્તર પ્રદેશમાં બન્યું તે બીજા કોઈ પણ પ્રદેશમાં બની શકે. પણ એમાં માત્ર પોલીસોમાં રહેલો એના અણઉકેલ પશ્નોનો અસંતોષ જ કારણભૂત નથી. એ અસંતોષ એકલા પોલીસ દળ પૂરતો કે ઉત્તર પ્રદેશ પૂરતો પણ નથી પણ સમગ્ર દેશના અસંતોષનાં જ એ બુદ્‌બુદો છે.

માત્ર અછત અને મોંઘવારી, માત્ર બેકારી અને દુષ્કાળ, માત્ર વહીવટી ભ્રષ્ટાચાર અને સરકારી નિષ્ફળતા જ એને માટે જવાબદાર નથી. એ તો છે જ. ઉપરાંત વિરોધ પક્ષોની સત્તા દ્વેષથી સળગ્યા કરતી બેલગામ ચળવળ અને આંધાધુંધ ઉશ્કેરાટ અને એ બધામાંથી વધતી અને વિકસતી જતી પ્રજાની ચારિત્ર્યહીનતા પણ જવાબદાર છે.

## ઘરના બળ્યા દેશ બાળે છે

ઉત્તર પ્રદેશના સશસ્ત્ર પોલીસ દળ વિષે કહેવાય છે કે એ દળ લૂંટ ને ગુંડાગીરીના સ્વાદ ચાખી ગયેલું. રાજ્ય સરકાર એ પોલીસદળની ચરિત્રહીનતાની ઢાલ બનતી રહી છે, જેમ બધી રાજ્ય સરકારોમાં બને છે તેમ.

આ સ્થિતિમાં બેકાબુ બનેલ સશસ્ત્ર પોલીસ દળની હરહ'લતમાં શાસકપક્ષની સરકારને તોડી પાડવા ઉદ્યુક્ત બનેલા વિરોધ પક્ષોમાંથી બે ત્રણ પક્ષોએ વિદ્યાર્થીઓ સાથે ઉશ્કેરણી કરી હોવાનું કહેવાય છે.

## સાવધાન! અસ્તિત્વ ભયમાં છે

આ સ્થિતિ ત્યાં સુધી પહોંચી કહેવાય છે કે વર્તમાન આર્થિક અને રાજકીય સ્થિતિનો લાભ લઈ વિરોધ પક્ષો વિદ્યાર્થીઓને, મુસ્લિમોને, હરિજનોને અને હવે સશસ્ત્ર પોલીસ દળને પણ ઉશ્કેરી રહેલ છે. એનું નીમિત્ત બન્યું છે આગામી ઉત્તર પ્રદેશની ચૂંટણી. જેમ જેમ ઈંદિરાજી ઉત્તર પ્રદેશમાં અને અન્યત્ર વિરોધ પક્ષો સામે ખુલ્લો પ્રચાર વધારતાં જાય છે તેમ તેમ આ વિરોધ પક્ષો પણ એમને તોડવા છેલ્લે પાટલે બેસી રહ્યા છે. પરિણામે કાયદો અને વ્યવસ્થા જાળવવાની જેમની જવાબદારી છે એવા સશસ્ત્ર પોલીસ દળો એમને હાથ પડી ગયાં. અશાંતિ અને તોફાનોનો આશ્રય લેવાતાં દેશમાં આંતરવિગ્રહનું જોખમ ઊભું થાય તે વિરોધ પક્ષો ન સમજી તેવું નથી.

## બગલાને ડોક્ચે લાભ

વિરોધપક્ષો પોતાનો લાભ કાયદો ને વ્યવસ્થાની સ્થિતિ જેમ વધુ બોરવાય તેમાં જ જુએ છે. જેથી નાગરિક તંત્ર તૂટી પડે અને પોલીસ દળનો સહારો ઊભો થાય. આ જોખમ વિરોધપક્ષો નથી સમજતા એમ માનવાનું કારણ નથી. આતો સીધો આંતરવિગ્રહનો જ સંકેત છે. એક વાર સશસ્ત્ર દળો ઉપરનો કાબુ સરકાર ગુમાવે પછી લોકશાહી, સમાજવાદ, સ્થિરતા કે દેશની સમૃદ્ધિ જ નહિ પણ કોઈપણ પક્ષ કે કોઈપણ વાદની પણ સલામતી ન રહેતાં લશ્કરી સરમુખત્યારીનું જ શાસન લદાય.

## વિદ્રોહીબળોનો પડકાર

આપણી લોકશાહીના પેટાળમાં દેશની આબાદી અને આઝાદીને ખતરામાં નાખવાનાં અવકાશ ઊભા જ છે સત્તાનો દ્વેષ એ વિનાશક બળોને છૂટાં મૂકે તો વિરોધ પક્ષો પણ એમાંથી નહિ બચે. ઈંદિરાજીને તોડવા સરણિયા બનેલા વિરોધ પક્ષો સત્તાદ્વેષમાં પ્રજાનાં અરમાનોને રોળી નાખતાં વાર નહિ લગાડે.

લોકશાહીમાં વિદ્રોહનાં બળો દેશનાં અરમાનોને રોળી નાખવા ઉદ્યુક્ત થાય તો દેશને રોળનારાં એ બળો ઉપર રહેમદિલી ન દાખવાય એવો લોકશાહીમાં અવકાશ હોવો જોઈએ. રાજકીય મતમતાંતરો દેશને અવ્યવસ્થા અને અરાજકતામાં ધકેલે એનું નામ લોકશાહી થતી હોય તો એવી લોકશાહી અંગે ફરી વિચાર

કરવો જોઈએ. આ તો લોકશાહીમાંથી જ પેદા થયેલાં વિદ્રોહી બળો લોકશાહીને પડકાર કરી રહ્યાં છે.

## પાકીસ્તાનને પંથે પળવું છે ?

સૌએ સમજી લેવું પડશે કે જેવી છે તેવી લોકશાહીને જીવાડવી હશે તો લશ્કર ને પોલીસને રાજકરણથી પર રાખવાં પડશે. પછી ગમે તે પક્ષની સરકાર સત્તા ઉપર હોય. એવી સરકારને તોડવા પોલીસ અને લશ્કરને પોતાની રમતનાં સોગઠાં બનાવવામાં આવશે તો આપણા દેશની દશા પાકીસ્તાન કરતાં વધારે ભયાનક બનશે. પાકીસ્તાનના તો બે પાંચ ભાગલા જ પડે, પણ આપણો દેશ અનેક રાજ્યોમાં વહેંચાઈને એકબીજા સામે ખૂંખાર આંતરવિગ્રહમાં ખેંચાઈ જશે. જે રાજ્યો આપસ આપસમાં પાણી, અનાજ કે જીવન જરૂરિયાતની ચીજોના પ્રશ્નોનો ઉકેલ પચ્ચીસ વર્ષથી કરી શકેલ નથી તો લોકશાહીનો ખાતમો બોલતાં શું શું નહિ કરે ?

## હિંસાનાં વકરતાં વરૂ

નકસલવાદ અને માઓવાદી સામ્યવાદ પૂર્વ ભારતને છૂટું પાડી દેવાના પેંતરામાં ઘણા સમયથી પડેલ છે. દક્ષિણ ભારતમાં ડી. એમ. કે. અલગતાનું જ ફરજંદ છે. મુસ્લિમવાદ મુસ્લિમ લીગને સ્વરૂપે લઘુમતિના પ્રશ્નોના અંચળા હેઠળ એકત્ર બનીને મુસ્લિમોને ફરી સંગઠિત કરી રહેલ છે. ત્યારે હિંદુ રાષ્ટ્રવાદની યોજનાને સફળ બનાવવા હિંદુવાદીઓ દેશનો કબજો મેળવવા આંતર વિગ્રહમાં દેશને હોમવા તત્પર બનેલ છે.

દેશને વિઘાતક એવાં આ ભયસ્થાનો આજે તતડી ઊઠયાં છે. કાલની કોઈને ખબર નથી, પણ આ પરિસ્થિતિને સંભાળી લેવામાં ન આવે તો રાજદ્વારી હત્યાનો દોર શરૂ થઈ જાય તો નવાઈ પામવા જેવું નહિ રહે. હિંસાનાં બળો કેટલાં વકરતાં જાય છે કે વડાપ્રધાનના ખૂન માટે કદી નહોતા લખાતા એટલા કાગળો આજે લખાઈ રહ્યા છે.

## નફરતનું રાજકારણ

દેશની આદરણીય એવી વ્યક્તિઓ, રાજકારણને કારણે પણ સન્માનનીય સ્થાન ઉપર બેઠેલી વ્યક્તિઓ અને સમાજ તથા રાજ્યમાં જેમનો મોભો જળવાવો જોઈએ એવી વ્યક્તિઓ પ્રત્યે અનરાધાર તિરસ્કાર ને ધિક્કાર કેળવાઈ રહ્યો છે. અંધાધુંધ આક્ષેપો થઈ રહ્યા છે. ચરિત્ર ખંડનની લાઠીમાર બોલી રહી છે. અને વધુમાં વધુ અપમાનિત કરવા એક પણ તક જવા દેવામાં નથી આવતી, અને અપમાનિત કરી ઉતારી પાડવાના જ પ્રયાસો હાથ ધરાઈ રહ્યા છે. એમાંથી હિંસાનાં બળો જ પેદા થઈ રહ્યાં છે. લોકશાહીનો તો ઠીક પણ આપણી સંસ્કૃતિનો—રાષ્ટ્રીય સંસ્કારનો અને રાષ્ટ્રીય એકતાનો આ સ્થિતિ ભુકડો બોલાવી રહી છે. જો દેશની આધ્યાત્મિક સંપત્તિનો આમ નાશ થશે તો કોને ઉપકારક બનશે આ આસુરી માયા ?

## છોડો હવે ભેડકી ચાલ

જેમ 'ગરીબી હટાવો' નાં સૂત્રો પાછળ પ્રજાએ આંધળી દોટ મેલેલી એમ આજે બંધ,આંદોલન, હડતાલો, સરઘસો, તોફાનો અને ભાંડણલીલા પાછળ લોકો આંધળી દોટ મેલી રહ્યા છે. આવી અસ્થિરતા, આવો અવિવેક સંસ્કૃત પ્રજા તરીકેનું આપણું અસ્તિત્વ નષ્ટ કરી રહેલ છે. ચેતવાનું કોઈ પક્ષોએ નહિ પણ પણ પ્રજાએ ચેતવાનું રહે છે કે એક પ્રજા તરીકે આપણે સદાય ભેડની ચાલ (ઘેટાંની) માફક કોઈપણ પક્ષ કે કોઈપણ વાદ કે સંપ્રદાય પાછળ ઊંધું ઘાલીને દોડયા જ કરવું છે કે રાષ્ટ્રીય ચારિત્રના વ્યક્તિત્વનો વિકાસ કરવો છે ? કે પછી કોઈપણ પક્ષ વાદ કે સંપ્રદાયની ડાંગે ને ડચકારે હાલી જ નીકળવું છે ? જો પ્રજા તરીકેના આપણા રાષ્ટ્રીય ચરિત્રનો વિકાસ નહિ થાય તો રાજાશાહીથી યે બદતર લશ્કરી સરમુખત્યારશાહીના દોહ્યલા દિવસો દેખવાના રહેશે. એટલે રાષ્ટ્રનાં અરમાનોને રોળી નાખનાર કોઈપણ વ્યક્તિ, કોઈપણ પક્ષ કે કોઈ પણ સંપ્રદાય કે વાદને "રૂક જાઓ" કહેવાની પ્રજાકીય તાકાત આપણે કેળવવી જ રહી.

## ગુજરાત ને દુકાળ

દુકાળના દોહ્યલા દિવસો વીતવા આવ્યા છે.

ગુજરાતની પ્રજા અને રાજ્યને દુષ્કાળ પાર ઊતારવાના એમના અસાધારણ પ્રયાસોને અનેકાનેક ધન્યવાદ. આવો દુકાળ ગુજરાતમાં ૫૦ વર્ષમાં પડયો ન હતો એમ કહેવાય છે. એવા વિધાનનો નિર્ણય થઈ શકે તેમ નથી. કારણ કે સમગ્રપણે તુલના કરવાનાં સાધનો આપણી પાસે નથી, પણ ૧૭ લાખ માણસોને કામે વળગાડીને રોજી રોટીનો કપરો પ્રશ્ન ઉકેલવા માટે ગુજરાતની સરકાર દાદ માગી લે છે.

## અતિ કપરો કાળ

માત્ર લાખો માણસોની રોજી-રોટીનો જ નહિ પણ અનાજ, પાણી અને ઘાસનો, વીજળી, સિમેન્ટ અને ભૂગર્ભના જળભંડારોને બહાર લાવવાનાં યાંત્રિક સાધનો અને માલની હેરફેર માટેનાં વેગનો અને વાહનોનો પણ કપરો પ્રશ્ન હતો. લાખો માણસોની જેમ લાખો ઢોરના નિભાવનો પ્રશ્ન હતો. એમાં ન તો એકલી પ્રજા પહોંચી શકે, ન તો એકલું રાજ્ય. આ તો રાજ્ય અને પ્રજાના સહિયારા પુરૂષાર્થથી તરી પાર ઊતરી શકાયું છે.

દુકાળ જેટલો કપરો હતો તેના કરતાં એનો દેકારો વધુ કરવામાં આવ્યો છે. આ દુષ્કાળમાં સહાયભૂત થવાને બદલે, પ્રજાને પોતાપર આવી પડેલા સંકટનો સામનો કરવાની શકિત આપવાને બદલે પ્રજાની પ્રતિકાર શકિત તૂટી પડે, દુકાળ માટેનો પુરુષાર્થ નાકામિયાબ નીવડે અને લાખો લોકો દુઃખી થાય એવાં રાજકીય ધાંધલ ને તોફાન કરનારાઓ ઉપર ખુદાના ઘરની લ્યાનત જ વરસવાની.

## ધન્યવાદ સહિયારા પુરૂષાર્થને

ગામડે ગામડે અને શહેરોના લતે લતે રાહત સમિતિઓ શરૂ થઈ, રાહત ભાવે અનાજ અને અન્ય ચીજ વસ્તુઓ અપાઈ, મફત ભોજનાલયો ખુલ્યાં, નીરણ કેન્દ્રો અને ગૌશાળાઓ ખુલી એણે માનવી અને ઢોર માટે સાચા અર્થમાં પરબો જ શરૂ કર્યા છે. એમાંથી પણ ઘણા ઘણા પ્રશ્નો ઊઠે છે. ઘણા લોકસેવકો એવો અનુભવ વ્યકત કરે છે કે આવો વ્યાપક પ્રજાકીય પુરૂષાર્થ ગુજરાતમાં કયારેય મંડાણો હોય એવું અમારાં ખ્યાલમાં નથી, પણ વ્યાપક રાહત કાર્યો છતાં એકંદર માનવતા ઘટી છે. પોતાના કામનાં ગુણગાન કરાવવાં, પ્રચાર કરાવવો, ગરીબો અને દુખિયાં દુકાળિયાંને ધાન પીરસતાં ફોટા પડાવી પડાવીને છપાવવા એમાં માનવતાનું ગૌરવ લજવાતું રહ્યું છે.

## એ લાચારીથી લજવાવું ઘટે

રાહત કાર્યનાં આ પ્રદર્શન, દુકાળ પીડિતોની લાચારીનાં તસ્વીર પ્રદર્શન અને પ્રચારનાં પડઘમ આપણા સેવાકાર્યને ખરે જ લાંછનરૂપ છે. સેવાકાર્યનું ગૌરવ લાચાર માનવીનો પણ મોભો જળવાય એમાં છે. આપણે સમજવું જોઈએ કે માનવી લાચાર દશામાં ન મુકાય તો સોનાના કોળિયા ભરાવો તોપણ ધાડ ન મારે. એવાં લાચાર બનેલાં માનવીઓને ચપટી ધાન ખાતાં દેખાડીને પોતાની મહત્તા મેળવનારાઓનો પણ આ દુનિયામાં તોટો નથી પણ એથી સૌને એકસરખા માની લેવાની પણ જરૂર નથી.

## આભ સામે તાકતાં અબોલગોભાં

જેમણે કદી જાત દેખાડ નથી કર્યો, જેમનો છાપાંઓમાં ફોટા છપાવવાના અભરખા નહોતા એવા અગણિત માણસોએ સેવાની સરવાણીઓ વહાવી છે. આ વખતના દુકાળમાં અસંખ્ય અંબાઓ અને અન્નપૂર્ણાઓએ દુકાળપીડિતોની આંતરડીની ઠેક દુવાઓ લીધી છે એને કેમ ભૂલી શકાય? એવા નામી અનામી જગડુઓ અને અન્નપૂર્ણાઓને હજારો હજાર વંદન.

સારા વરસાદની આશાએ જગત આભ સામે મીટ માંડીને બેઠું છે. એવી દુકાળગ્રસ્ત પ્રજાનો આશાનો માળો જરૂર નહિ વીંખાય. માનવી તો છેવટ લૂંટ ફાટે પણ ચડી જાય છે, પણ લાખો ને કરોડો અબોલગોભાંનું શું? એ કોનાં તાળાં તોડવા જાય? કોને ઘેરાવો ઘાલે? કંઈ હડતાલ પાડે કે બંધનાં આંદોલનો ભજાડે?

## એમને તોપનો ખોરાક ન બનાવો

જેમણે રાજ્યના અને પ્રજાનાં દુકાળ પાર ઉતરવાનાં રચનાત્મક કાર્યોને ભાંગવામાં જ ભડવીરાઈ

માની છે એને માનવતાદ્રોહી જ માનવા જોઈએ. સત્તા પ્રાપ્તિના ખેલ તો ખેલાતા આવે છે ને ખેલાતા આવશે પણ અછતથી, મોંઘવારીથી, બેકારીથી, હાડમારીથી, દુકાળથી ત્રાસિત પ્રજાનો જેમણે પોતાની રાજકીય તોપ બંદુકોના દારૂગોળા રૂપે ઉપયોગ કર્યો છે એનાથી પણ પ્રજાએ હવે ચેતવું જોઈએ. ત્રાસિત પ્રજાને પોતાની તોપનો ખોરાક બનાવીને આસમાનમાંથી કોઈ નંદનવન ઊતારવાના હોત તો એ ક્ષમ્ય ગણાત પણ પ્રજાને અસ્થિર ને બેચેન બનાવીને હુદડાવવાનું જ કામ એ લોકોએ કર્યું છે. પ્રજાનું પોત પાંખું પડે ત્યારે જ આવા પ્રજાશોષકો પેદા થાય છે.

## અસ્થિરતાના ઉદરમાં

દુકાળ તો તરી પાર ઊતરશે પણ અછત, મોંઘવારી, બેકારી ને હાડમારીના દિવસો હજી પૂરા નથી થયા. દેશ આર્થિક અને રાજકીય કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે. દેશની અસ્થિરતા કોઈ એક પક્ષની બહુમતિની રાજ્ય સરકારો ન હોવાને કારણે પેદા થયેલી તે હવે બહુમતિ પક્ષનાં સત્તાજૂથોને કારણે ચાલી રહી છે. બહુમતિવાળા પક્ષની રચના થવા છતાં દેશની અસ્થિરતામાં કોઈ ફેર નથી પડયો. એવી સત્તાભૂખી અસ્થિર સરકારો દ્વારા ગમે તેવું રાષ્ટ્રીયકરણ થાય પણ ઉત્પાદન, એની સુયોગ્ય વહેંચણી અને સ્થિરતા પ્રાપ્ત શી રીતે થાય ?

## સત્તાનાં ફરજંદ

ભાવો ભડકે બળે છે, સરકારી વિતરણ વ્યવસ્થામાં બાંકોરાં પડયાં છે. કાળા બજારમાં ઘસડાઈ જતી જીવન જરૂરિયાતની ચીજોને કોઈ રોકી શકતું નથી. ગુનાખોરી વધી રહી છે. આ બધી પરિસ્થિતિનો ઉપયોગ વિરોધ પક્ષો કરે છે. પ્રજા વિરોધ પક્ષો પાછળ દોડી જાય છે. એનાં આ બધાં કારણો છે. ગુજરાતની સરકાર અને શાસકપક્ષમાં તો બળવો આગલા દિવસથી ઊઠયો છે, એ બધાનાં મોઢાં સદાય સત્તા કરતાં હાડય હાડય થતા માનવી તરફ મરડાય એવી આશા રાખાએ. કોઈક આપણા દેશમાં એવી શોધ કરી છે કે આંબાના ઝાડમાંથી ગમે તે ઋતુમાં મનધાર્યાં ફળ લઈ શકાશે. ત્યારે માનવીમાંથી મનધાર્યાં ફળ લઈ શકાય એની શોધ શા માટે નહિ કરતા હોય ? સત્તામાંથી મનધાર્યાં ફળ મળતાં હશે ત્યારે જ એ બધા સત્તાને વળગી રહ્યા હશે ને ?

## રંગ છે એમની સિદ્ધાંત નિષ્ઠાને !

સાથે મળેલાં ઘોડાં છતાં જે સત્તાને વળગી રહ્યા છે ને દેશ સાથે દુકાળ ત્રાટકવા છતાં જે લોકો સત્તાની ભાગીદારીમાં જ નિષ્ઠાવાન રહ્યા છે એવા બહાદરોને ધન્યવાદ જ દેવા જોઈએને ! શાસક પક્ષના બળવાખોરોને સત્તા ગળ્યા પડેલાં લોકો નીંદવા માંડેલા કે આ બળવો તો સત્તા લાલસા માટેનો છે. ત્યારે બહાદર બળવાખોરોએ જવાબ આપેલો કે 'અમે સત્તા માટે નહિ પણ સિદ્ધાંત માટે લડી રહ્યા છીએ.'

આજ સુધી આ સિદ્ધાંતો જાહેરની જાણમાં નહિ આવેલા. સમાધાન માટેની વાટાઘાટોમાં જ દિવસોના દિવસો વીત્યા કેડે હવે બળવાખોરો તરફથી સમાધાન માટે જ શરતો મૂકવામાં આવી છે તે જાણીને હે ગુજરાત ! તું હરખવા માંડ, કારણ કે બાપડા બળવાખોરોએ નથી સોના માગ્યાં નથી રૂપા માંગ્યા, નથી હીરા માગ્યા નથી માણેક માગ્યાં, બિચારા જીવોએ માગી છે માત્ર પ્રધાનપદામાં–સત્તામાં મનમાની ભાગીદારી :

## સિદ્ધાંત માટે તાણેલા સાથરા

અને એમની માગણી મુજબ કેટલાક પ્રધાનોને કાઢી મૂકી, કેટલાકને હેઠા ઉતારી, કેટલાકનાં ખાતામાં હેરફેર કરી અને પ્રધાનમંડળમાં બળવાખોરોની ઈચ્છા પ્રમાણેની સપ્રમાણ બેઠકો આપતાં દુકાળ ગુજરાતને ભલે આંટા મારે પણ ગુજરાતનું રૂંવાડું ખાંગું નહિ કરી શકે, બારે મેઘ તૃષ્ણમાન થશે, વાયુ અનુકૂળ વાશે, વનસ્પતિ મન માન્યા ફળ દેશે, ધરતી ધનધાન્યથી ઊભરાઈ ઊઠશે. કારખાનાં ધમધોકાર ઉત્પન કરતાં થઈ જશે. ન કોઈ બેકાર રહેશે, ન કોઈ ભૂખે મરશે, અરે અમસ્થાયે બળવાખોરોની ઈચ્છા સિવાય કોઈ મરશે નહિ. કારણ એ મહા પુણ્યાત્માએ સિદ્ધાંત માટે સાથરા તાણીને

બેઠા છે. એટલે જમરાજા જખ મારે છે, કારણ કે માર્કંડ ઋષિની જેમ બળવાખોરો સત્તાના શિવલીંગને બથ ભરી ગયા છે.

## સત્તાદ્વંદનાં સાપોલિયાં

આવો બળવાખોરો જેવો ત્યાગ આ પૂર્વે પુણ્ય સલીલા સાબરમતીને તીરે ઋષિ દધિચિએ જ કરેલો. એ પછી લોકોના કલ્યાણાર્થે એક માત્ર બળવાખોરો જ પોતાનાં હાડ સત્તાયજ્ઞમાં ગાળી રહ્યા છે.

દુકાળ જશે, દુકાળના કારણે દુઃખી થઈ ગયાં છે એવાં કરોડો નરનારીઓ અને જાનવરોની ભૂખની આગ ઓલાવશે પણ રાજકારણીઓની સત્તા-ભૂખની આગ નહિ ઓલવાય ત્યાં સુધી અછત, મોંઘવારી, બેકારી, હાડમારી અને ભ્રષ્ટાચારની આગ પણ નહિ ઓલવાય. કારણ એ બધાં સત્તાદ્વંદનાં ફરજંદો છે.

## નફ્ફટ-નઘરોળ-ઘૃણાસ્પદ

સત્તાની આ આગ ગુજરાતના શાસક પક્ષમાં કોણે વિરોધપક્ષોએ લગાડી છે કે પછી અમેરિકાએ? કે પછી ઈંદિરાજીને ભૂંડા લગાડવાની આ કોઈ મૂડીવાદી ચાલ છે? પંદર પંદર મહિનાથી સત્તાની તિલોત્તમા માટે સુંદ અને ઉપસુંદની જેમ ગુજરાતને ચાકડે ચડાવી રાખનાર આ નફ્ફટ, નઘરોળને ઘૃણાસ્પદ સત્તદ્વંદ કયા પ્રત્યાઘાતીઓએ સળગાવ્યું છે? કયા વિરોધીઓએ ગુજરાતને પંદર માસથી ભયાનક દુકાળ વચ્ચેય જંપ લેવા દીધેલ નથી?

તરસ્યા લોકો જ્યારે પાણી માગતા હતા ત્યારે આ બધા સિદ્ધાંતવાદી બહાદુરો સત્તા સુંદરીની સોડ માગતા હતા. ભૂખ્યા લોકો જ્યારે ટુકડો રોટી માગતા હતા ત્યારે એ મહાનુભાવો સત્તાની વહેંચણી માટે કાવાદાવાની શતરંજ માંડીને બેઠા હતા. ગુજરાતની ગાયો જ્યારે તરણાં માટે ભાંભરડા દેતી હતી ત્યારે દેશના આ ઉદ્ધારકો ખુરશીની ખેંચતાણમાં પડયા હતા.

## એસનાસાંથી ઊંહકરાટા પણ ગયા?

દુકાળને દુખે લાખો લોકો જ્યારે ધોમ તડકામાં મજૂરી કરતા વગર છાપરે-વગર છાંયે-અધભૂખ્યા પેટે ને ચાંગળા પાણીથી જીવન ખેંચતા હતા ત્યારે આ પરોપજીવી સેવકો સત્તાને રીઝવવા શીતળ વાયુ વહેતાં વીમાનોમાં દિલ્હીના પ્રવાસો ખેંચતા હતા.

પ્રભુ જાણે આ ઘૃણાસ્પદ નાટક કયારે પૂરું થશે! ગુજરાતની આબરૂ દિલ્હીના દરબારમાં નહિ પણ જગતના ચોક વચ્ચે વેચાઈ રહી છે, છતે પાંડવે કૌરવોની સભામાં જેમ કૌરવોએ દ્રોપદીની દશા બેસાડેલી એમ ગુજરાતનાં ચીર એના બેટડાઓને હાથે જ ખેંચાઈ રહ્યાં છે પણ કોઈ મુરારી ગરૂડે ચડીને ચીર પૂરાં પાડવા ન દોડી શકે એવી અસહાયતામાં આજ ગુજરાત રગદોળાઈ રહી છે.

## ગુજરાતનો આર્તનાદ

શાસકપક્ષની આંતરિક દશા તો એવી છે કે પ્રસંગ પડયે નાટક કે ભવાઈમાં પણ રાજાપાઠ ભજવનારા તલવાર તાણીને મેદાનમાં ઊતરી પડે છે પણ શાસકપક્ષના રાજાઓમાં ઊંકરાટો ય કાં ન આવે? ચમરબંધીની શેહ શરમ નહિ રાખનારાઓની આ બહાદુરીથી ગુજરાતને પ્રભુ બચાવે.

દ્રોપદી તો ચીસ પાડી ઊઠેલી કે :

વ્યાસ બગાડયો વંશ, કૌરવ નિપજ્યા જિણકુળ;
અસલી હોતા અંશ, શરમ ન લેતા શામળા!

સાસુ મંત્રજ સાજ, પુત્ર જણ્યા જે પારકા;
જ્યાંરી પારખ આજ, સાચી થઇ ગઇ શામળા!

પૂત સાસરે પાંચ, પાચું ઇ સુંને સોંપિયા,
જિણ કુળરી આ જાંચ, શરમ કેવાની શામળા!

ગંગા મછગંધાહ, કુણ જાઇ બ્યાહી કઠે,
ઘર કુળ એ ધંધાહ, એને શરમ કેવાની શામળા!

કહો પિતા હો કોણ, માત ગરભ કુણ મેલિયો;
દેખે બેઠો દ્રોણ, સો કિં અચરજ શામળા!

# અવણિયા ટુકડી

જયમલ્લ પરમાર

કોણ જાણે કેમ પણ હમણાં હમણાં વિખ્યાત ફ્રેન્ચ લેખક વિકટર હ્યુગોની જગવિખ્યાત નવલ કથા 'લા મિઝરેબલ' બહુ યાદ આવે છે. 'મિઝરેબલ' શબ્દનો પૂરો અર્થ વ્યક્ત કરે એવો એક પણ શબ્દ ગુજરાતી ભાષામાંથી મને નથી મળતો. ભલું કરવા જાય છતાં જેનું પરિણામ દુઃખમાં જ આવ્યા કરે એવા 'ભવદુખિયાં સાથે કદાચ મિઝરેબલ શબ્દને સરખાવી શકાય. છતાં એમાં પૂરો ભાવ વ્યક્ત નથી થતો.

## લા મિઝરેબલ

જેના માથે દુઃખનાં ઝાડવાં ઊગ્યા કરતાં હોય છતાં એવા દુઃખ વચ્ચે–ગરીબાઈના ઝંઝાવાત વચ્ચે માનવતા અને ગૌરવની દીપશિખા અખંડ જલતી રાખે એવા લા મિઝરેબલના મુખ્ય પાત્ર જિન વાલજિનનું જીવન કારુણ્ય રહી રહીને મનની સ્થિરતાને હલાવ્યા કરે છે. એમ તો એ નવલકથા એક રીતે જોતાં ફ્રેન્ચ રીવોલ્યુશન–ફ્રાન્સની ક્રાંતિની કથા કહી જાય છે. જે દીન–દુખિયામાં ને દબાવ્યાં–દુભાયાંમાં ક્રાંતિની એક આગ ફેલાવી દે છે. એની અસર અમારી ઊગતી યુવાનીમાં અદમ્ય હતી. એમ તો જગતના ક્રાંતિવીરોની કુરબાનીની કથાઓ અમારા મનઃપ્રાણનો કબજો લઈ બેઠેલી. પણ આજે તો દિલને હલાવ્યા કરે છે સંતપ્ત સંસારના સ્વાર્થી સંઘર્ષોનાં ઉછળતા સાગરના પેટાળે વહી રહેલાં માનવતાનાં સંગલદર્શન કરાવતા એ દુઃખી–મિઝરેબલ માનવ જિન વાલજિનનું જીવન કારુણ્ય.

## જિન વાલ્જિનનું જીવન કારુણ્ય

અદ્ભુત રચનો છે આ નવલકથા 'લા મિઝરેબલ'ની. ભૂખને દુખે રોટી ચોરવા જાય છે ને જેલમાં પડે છે. જેલમાં ગુનાઓની હારમાળા રચાય છે ને જેલ એને ૧૯ વરસે રીઢો બદમાશ બનાવી દે છે. જેલમાંથી છટકીને પાદરીના મકાનમાંથી ચોરી કરવા જતાં પાદરીની માનવતા જિન વાલ્જિનના આત્માને સ્પર્શી જાય છે.

જંગલ જેવા પ્રદેશમાં પાણી ભરવા જતી નાની છોકરીનો સિક્કો ચોરવા જતાં એ છોકરી ઉપર પછી વાત્સલ્ય પ્રગટે છે. એ જ છોકરીને ભણાવીને મોટી કરે છે. જેને જગતમાં કયાંયથી પ્રેમ નહોતો મળ્યો એને પાલિતા પુત્રીમાંથી પ્રેમ મળે છે. જિન વાલ્જિનનું પત્થર હૃદય સ્નેહના અંકુરે સંવેદનશીલ બને છે.

## સ્નેહનો જીવન સંઘર્ષ

એ છોકરી કોઝેટ જેના પ્રેમમાં પડે છે એ જુવાનને ક્રાંતિના યુદ્ધમાં ઘવાતાં આકસ્મિક જિન-વાલ્જિન બચાવી લે છે, કોઝેટને જિન વાલ્જિન પોતાની કથનીથી માહિતગાર કરે છે, પોતાના આત્માને ન છેતરવા ખાતર દિલના ડંખથી. પણ છોકરીને ખબર નથી કે પોતે કુંવારી માતાની તરછોડાયેલી ને રઝળતી બાળક હતી. કોઝેટ એના પ્રેમી મેરિયસને મહાન બનેલા જિન વાલ્જિનની ભેદકથા કહે છે કે એ દેખાય છે તેવો શરીફ નથી પણ જેલમાંથી છટકેલો છુપા વેશમાં ફરતો ડાકુ છે. થયું. મેરિયસને ખબર નથી કે એનો જાન બચાવનાર ને જગતના કાદવ વચ્ચે કોઝેટનું કમળ ઉગાડનાર જિન વાલ્જિન છે. મેરિયસનું પ્રતિષ્ઠિત કુળ જિન વાલ્જિનના કલંકિત જીવનથી કલંકિત ન બને એ ખાતર કોઝેટ પોતાના પાલક પિતા પ્રત્યેનો પ્રેમ ધીરે ધીરે છોડતી જાય છે ને એની સમજદારી સાથે જિન વાલ્જિન ધીરે ધીરે એમને સુખી જોવા દૂર ને દૂર ખસતો આવે છે મૃત્યુની શૈય્યા સુધી.

## બધાની ઉપર મનુષ્ય છે

છેક છેલ્લી ઘડીએ કોઝેટ ને મેરિયસને ભાન આવે છે કે પોતે કેવું અમાનુષી કૃત્ય કરી બેઠાં છે. ને દોડે છે જિન વાલ્જિનની માફી માગવા. ત્યારે

ખૂબ મોડું થઈ ગયું હોય છે. એ દીવડો તો પોતાની પાલિતા પુત્રી અને એના પતિને જ્વલંત તેજે ઝળહળાવવા ઓલવાતો જાય છે. જિન વાલ્જિનનીનું કરૂણ મૃત્યુ માનવતાના કારૂણ્યનાં ઉચ્ચ શિખરો સર કરે છે. શ્રી ઉમાશંકર જોષીએ ભક્ત કવિ ચંડીદાસને નોંધ્યા છે તેમ 'સબાર ઉપર માનુષ આ છે, તાહાર ઉપર નાંઈ' સર્વની ઉપર મનુષ્ય છે, તેની ઉપર કોઈ નથી.

## માનવતાનો સ્પર્શ

બીજું એનું પાત્ર મને હલાવ્યા કરે છે 'લા મિઝરેબલ'ના પોલિસ ઈન્સ્પેક્ટર જેવર્ટનું. યુવાની ને ઉગમકાળે વાંચેલ ત્યારે તો આ જેવર્ટ જડબુદ્ધિનો ને ક્રુર લાગેલો. ધીરે ધીરે જેવર્ટની શિસ્તની ભાવના, નિષ્ઠા ને પ્રમાણિકતા સમજાયેલી. અતિ પ્રમાણિક અને શિસ્તની ઉચ્ચ નિષ્ઠામાં દૃઢ એવા જેવર્ટમાં કાયદાજડતા અવશ્ય હતી. પણ એને ય ક્યાં ખબર હતી કે જેમ જિનવાલ્જિનના પત્થર હૈયાને એક પાદરીની માનવતાની દર્ભાંગુલિઓ સ્પર્શી ગયેલી તેમ જિનવાલ્જિનની માનવતાની મહત્તા જેવર્ટના હૈયાની જડતા અને નઠોરતાનાં કાંગરા ખેરી રહેલ છે !

## જીવન મૂલ્યનો વિજય

જિન વાલ્જિનની પાછળ પડેલો અને એને પકડતો રહેતો જેવર્ટ એક દિવસ ક્રાંતિકારીઓના હાથમાં પડે છે ને જિનવાલ્જિન એને મોતના મુખમાંથી છોડાવે છે. છેવટે જિનવાલ્જિન પાછો જેવર્ટના હાથમાં પડે છે. ત્યારે કર્તવ્યનિષ્ઠા અને આત્મનિષ્ઠા વચ્ચે તુમુલ તોફાન જાગે છે. એવી અસહ્ય મૂંઝવણમાંથી જેવર્ટને એક માત્ર ઉગાર આત્મઘાતનો જ લાગે છે ને જેવર્ટ આપઘાત કરે છે. ત્યાં જીવનનાં મૂલ્યો વિજયી બને છે.

## સીવીલીઝેશન અને કલ્ચર

વિક્ટર હ્યુગો 'લા મિઝરેબલ'ની પ્રસ્તાવનામાં નોંધે છે તેમ: ગરીબાઈથી અધઃપતિત થતો માનવી, ભૂખને દુઃખે દેહ વેચતી નારી અને આત્મિક તથા દૈહિક કેળવણીના અભાવે ક્ષુદ્ર બન્યે જતી ઉછરતી પ્રજાના પ્રશ્નો માનવીના ઉજ્જવળ ભાવિને અંધકારમય કરી મૂકે છે ત્યાં સુધી આવાં મહાન પાત્રો આપણી દીવાદાંડીરૂપ બનતાં જ રહેવાનાં.

વધતી જતી વયને કારણે પણ માનવી આધ્યાત્મિક્તાનો આસરો શોધે છે. બીજાં કોઈ આલંબન કરતાં એ આલંબન ખોટું પણ નથી. પણ માનવતા માટેની ઉત્કટ ઝંખનામાંથી સર્જાતી ક્રાંતિ જ સંસ્કૃતિનું સર્જન કરે છે, માનવતા–વિહોણી ક્રાંતિ નરદમ સંહાર જ વેરે છે. એવી ક્રાંતિ કદાચ નવું સીવીલીઝેશન (સભ્યતા) લાવતી હશે પણ કલ્ચર (સંસ્કૃતિ)ના સંહાર વડે જ.

## સાંયોગિક સંવેદન !

સંભવ છે કે સામાજિક અને સાંયોગિક પરિબળોને કારણે આજે 'લા મિઝરેબલ'નાં પાત્રો હૈયાને આંગણે હમચી ખૂંદી રહ્યાં હોય: નહિ તો 'લા મિઝરેબલ' પ્રથમ મેં સાબરમતી જેલમાં વાંચેલી સને ૧૯૩૩માં. આજથી ચાળીસ વર્ષ પહેલાં. સત્યાગ્રહકાળનાં અમારા ઘડતરનાં સંસ્મરણો તો હજી ૧૯૩૦નાં જ ચાલે છે ને આજ ૪૩ વર્ષ બાદ લખી રહ્યો છું. પણ કબજો લઈને બેઠાં છે 'લા મિઝરેબલ'નાં પાત્રો. સમદુઃખ જ હશેને કોઈ !

## શાંતિ માટે ક્રાંતિ

પણ એક આસમાન જમીનનું અંતર પડી ગયું છે એમાં. ફ્રાંસની ક્રાંતિ દ્વારા ફ્રાંસના રાજકીય જીવનનું પરિવર્તન એક પ્રવાહ છે. બીજો પ્રવાહ ઉચ્ચ શીલ અને ચારિત્ર ઘડતર વડે આત્મિક વિકાસનો છે. ગાંધીજી જ્યાં સુધી રાજકારણના તખ્તા ઉપર નહોતા આવ્યા ત્યાં સુધી એ બે પ્રવાહો ભિન્ન ભિન્ન વહેતા આવ્યા છે. ગાંધીજી આવ્યા પછી એ બે પ્રવાહો એક બનેલા. સામાજિક ક્રાંતિ દ્વારા આધ્યાત્મિક ઉન્નતિનો પ્રવાહ ગાંધીજીએ વિશ્વમાં પ્રથમવાર વહાવ્યો. ક્રાંતિ ખરી પણ વિશ્વની શાંતિ માટેની ક્રાંતિ કેવી હોવી જોઈએ ? પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિત્વનો જેમાં સ્ત્રી-



[ અનુ૦ પૃ૪ ૨૧૬

# દીકરાનું દાન

પિંગળશીભાઇ ગઢવી

ઠળીઆ ગામનાં લખમણ બારોટનાં વિધવાએ સાત આઠ વરસના દીકરા હરભમને લઈને સંવત ૧૯૩૫ના દુકાળમાં પોતાના આયર જજમાન મેપા મોભને ત્યાં ત્રાપજ ગામે આવીને કહ્યું:

'બાપ મેપા, બારોટે નોધારાં મૂકીને લાંબું ગામતરું કર્યું છે; દીકરો નાનો છે. કામીને ખવરાવે એમ કોઈ છે નહિ. તેમ મારે બાઈ માણસને ગામોગામ રખડપાટ કરવો એ પણ ઠીક ન કહેવાય. અરે ક્યાંય જવા જેવું પણ નથી. ભાઈ, આખા દેશમાં ભૂખ્યા નારની જેમ દુકાળ ફરી વળ્યો છે. કોઈનું કોઇ નથી. એક રાણે ટેક અહિંયા રહી છે.

'ભગવાને તું'ને સપીતો રાખ્યો છે. મોટી આશાએ આવી છું. અમે તો તારા માઢનાં ચકલાં કહેવાયેં. આ વરસની ચણ્ય તો તું આપ્ય ત્યારે થાય. તારા ભાણામાં અમારો ભાગ છે.'

વણાર આયરના બારોટ લખમણ લખધીરકા નામાંક્તિ હતા. આયરની જ્ઞાતિ એમનો ભારે સાન-મરતબો જાળવતી. સૌ એમને દેવ કહીને બોલાવતા, હરખાતે હૈયે આદરમાન આપતા, પોતાના બારોટના ડહાપણનું અભિમાન રાખતા.

આ લખમણ બારોટ સાતેક વરસના દીકરા હરભમને મૂકીને ગુજરી ગયા, બારોટનું ઘર નિરાધાર થઈ ગયું, એમને તો જજમાનમાં ફરવાનો ગરાસ. ફરે તો ચરે. ઘરે બેઠાં કોણ આપી જાય? એક તો નબળી સ્થિતિ, એમાં આ દુકાળ પડયો. બારોટનાં ઘરવાળાં આઈ સોનબાઈ પારાવાર મૂંઝવણમાં મુકાણાં. કોઈ દિવસ ઘરની બહાર નીકળેલ નહિ, એથી ઘર મૂકવું ભારે વસમું લાગ્યું. પણ થાય શું? વેળા પડી છે, એટલે પોતાના ભાગ્યશાળી જજમાન મેપા મોભને ત્યાં ત્રાપજ ગામે આવીને આશરો માગ્યો.

મેપો મોભ પણ પ્રભુના પગ પૂજીને આવ્યો છે. ઘરથી ભારે સરખાઈ છે. મોટી ખેડયવાડય, ગાયો ભેંસોનાં દુઝાણાં, ચડવા ઘોડાં ને ઘરમાં ગોદણે ગેઠણે જુવાર ભરી છે. રિદ્ધિ-સિદ્ધિ અક્ષરે ભરાણી છે. ઘરમાં આયરાણીનું પણ મૂલ નો થાય. એક ઘરમાં બેય ભલાં, સોનામાં સુગંધ ભળી છે. એકને જોતાં બીજાને ભૂલિયે એવા તો સાત સાત દીકરા આંગણામાં રમે છે. કોઈ વાતની ખામી નહિ.

તેમ મેપે આવતા દિવસને પણ ઓળખ્યો છે. બારોટને ઘરેથી આઈ સોનબાઈ આવતાં મેપા મોભે સામે હાલીને ઉજળે મોઢે આવકાર આપ્યો:

'ભલે આવ્યાં આઈ! અહિંયા તમારા માવતરનું જ ઘર માનવું. કાંય મૂંઝાશો માં. ચડતી પડતી તો આવે ને જાય. મારાં અહોભાગ્ય. તમે ક્યાંથી? સૌ સૌનાં ભાગ્યનું ખાય છે આઈ. હરભમ તો મારે સાતમા ભેળો આઠમો દીકરો છે. બાળા એને શું દુકાળા!'

મેપે ઘરમાં જઈ આયરાણીને ખૂબ ખૂબ ભલામણ કરી કે: 'આઈને જરા ઓછું ન આવે, સો બરદાસ રાખજે, વખત વહ્યો જાય અને વાતું રહી જાય.'

આઈ સોનબાઈ સગાં માવતરને ત્યાં રહેતાં હોય એમ પળાવા લાગ્યાં. દીકરા હરભમને તો સાતેય દીકરાથી લાકડયો રાખે છે. ખાવા, પીવા, પેરવા, ઓઢવા; કોઈ વાતની ખામી નહિ. પાણી માગે ત્યાં દૂધ હાજર થાય.

આજુરો ડી અજ વિયો; કલ વિયો બિયો;
રાઇ ખમેંધી કેતરી જીનમેં માપ પિયો?

આજ કાલ કરતાં વાતની વાતમાં વર્ષ વીતી ગયું. ભગવાને મહેર કીધી. વરસાદપાણી સારાં થયાં. ધરતીએ હરિયાળી ચૂંદડી ઓઢી, આખી વનરાઈ નવપલ્લવતિ થઈને ખલવલી ઊઠી. વેલડીઓએ ઝાડ-

ને બથ ભરી સામસામી ગૂંથાતી ઇલ્લે કાળાભે જઈ ડેરા તંબૂ તાણ્યાં.

માલધારીને મોઢે આનંદના ઓઘ વછૂટયા. ગયા વરસના દુકાળમાં ઘરની ઘરવખરી ખવરાવી ખવરાવીને જિવાડેલા માલનું જીવથી પણ વધારે જતન કરી રહ્યા છે. આખા દેશમાં લીલા લહેર વરતાણાં, એટલે આઈએ જજમાન પાસેથી રજા માગી :

'મેપા, તેં અમને આખું વરસ નિભાવ્યાં, હવે વરસ સારું થયું છે, અમે અમારે ઓરવે જાઈએ. ભગવાન તમારી આડીવાડી લીલી રાખે.' આઈએ આશીર્વાદ આપ્યો.

મેપે કહ્યું : 'આઈ! હજુ હરભમ નાનો છે. ઉતાવળ કરો મા. હરભમ જુવાન થઈ જાય ને ઘરનો વહેવાર સંભાળે ત્યારે જવું છે. ત્યાં સુધી તો અહીં રહેવાનું છે. મને તમારો રોટલો ભારે નથી.'

મેપો તો બારોટના દીકરાને પરણાવી પસ-ટાવી સપીતો કરી ઘરે મોકલવાના કોડ સેવી રહ્યો છે. એ કાંઈ એમ રજા આપે ?

મેપાનો અનહદ ભાવ જોઈને મા દીકરો ત્યાં જ રોકાણાં. હરભમ પંદરેક વરસનો થયો એટલે આઈએ પોતાના ભાઈની દીકરી વેરે સગપણ કરવાની વાત કરી. મેપો બહુ રાજી થયો. 'ભલે આઈ હરભમના સગપણમાં ઢીલ નથી કરવી. વળી ભાઈનું ઘર છે. ફુઈ વાંસે ભત્રીજી એ તો બહુ સારી વાત. ખુશીથી જાવ જોતું કરતું લઈ જાવ. કાંય મોળું કહેવરાતતાં નહિ. હરભમના વીવા તો મારે ધામધુ-મથી કરવા છે.'

આઈ સોનબાઈ ભાઈની દીકરી વેરે હર-ભમનું સગપણ કરવા જેતપુર ગામે ગયાં. એક જ દીકરો છે. એના ઉપર આખો ભવ બાંધ્યો છે. એ દીકરાનું સગપણ થાય એનાથી જનેતાને બીજો કયો ઉત્તમ પ્રસંગ ? માના હૈયામાં હરખનો પાર નથી. વળી આભને થોભ આપે એવો કરમી જજ-માન છે.

અહિંયા ત્રાપજ ગામે બારોટનો દીકરો ગામના ગોવાળિયા ભેળો સીમમાં ઢોર ચારવા ગયો છે. ઓણુસાલના લોંઠા વરસાદથી સીમમાં ભાતભા-તનાં વનફળ લાગ્યાં છે, ભાદરવા મહિનાનો તડકો તપતાં એકી સાથે પાકી પડયાં છે. ગોવાળિયા મનભાવતાં વનફળ વેડે ને ખાય. હરભમ પણ સામ-સામા અટવાઈ ગયેલા વેલા ફેરવી ફેરવીને ખટમીઠી કાકડી ને કોઠીંબા ગોતે છે. એવામાં એક પાકેલ ચીભડા ઉપર નજર પડતાં હરભમે ઠેકડો મારીને લેવા માટે હાથ લંબાવ્યો, એવો જ્જરમાન કાળો-તરો સરપ ભોણમાંથી હાથએક ઊંચો ઊછળીને હર-ભમના પહોંચામાં ચોંટી રહ્યો. હરભમે રાડય નાખી, એ મને સરપ કરડયો. છોકરા દોટ દઈને પાસે આવ્યા જુએ તો સૂંડો ભરાય એવડો આગ્નીશુદ્ધ પાણીના રેલાની જેમ સેલકીને હાલી નીકળ્યો. એ જ ઘડીએ હરભમને આંખે અંધારા આવ્યાં. આ તો ભાદરવાનો ભોરિંગ. એનું ડસ્યું ડગ ન ભરે, હર-ભમ ત્યાં જ બેસી ગયો. ગોવાળિયા હાથનું કાંડુ ઝાલીને રડવા લાગ્યા. બે'ક છોકરા હડી કાઢીને ગામમાં ગયા. મેપાને ખબર આપ્યા કે હરભમને એરૂ આભડયો.'

વાત સાંભળતાં મેપાની કેડ્ય ભાંગી પડી. ઊભો થાય ને પડી જાય. 'અરે હાય હાય જુલમ થઈ ગયો. પારકી થાપણ ને મોઢે આવ્યો કોળિયો. અરે પ્રભુ, આવો કેર કરવો હતો ! આઠ આઠ વરસ થયાં એને માથે આંખ્યું ફોડિયું ને છેટ આમ કીધું ! મારી આશા બધીય અધૂરી રાખી ?'

મેપો તથા ગામના માણસો સીમમાં આવ્યા. જુએ છે તો હરભમની મરય ભાંગી પડી છે, નાક-માંથી લોહીની ધાર પડી જાય છે, શરીર લીલું કાચ થઈ ગયું છે. થોડી વાર લાગી ત્યાં જીવ ઊડી ગયો.

મેપે હરભમને ખોળામાં લઈ કપાળ કૂટયું : 'અરરરર, મારે આઈને મોઢું કેમ બતાવવું ? મારું ઘર ગોઝારું થયું.'

મેપો પારાવાર કલ્પાંત કરે છે. આખા ગામમાં હાહાકાર થઈ ગયો કે આઈના એકનો એક દીકરો ફાટી પડયો.

દુનિયામાં જીવ પૂરતી સમાઈ છે. એકના એક જોધારમલની કંચન જેવી કાયાને પણ છેવટે માટી ભેળી કર્યા વિના છૂટકો નથી.

ધકશે ખોડશ ધરા કુંપો કે કાયા ઊપરે,
ખોળી જડે ન ખાખ જગ્યામાં જંગલ ઊગશે.

જેતપુર ગામે આઈ સોનબાઈને રાતે સ્વપ્નું આવ્યું. જાણે હરભમે મા મા મા કહેતાં એકદમ રાડય નાખી. હં...મા કહીને હોકારો આપે છે ત્યાં નીંદર ઊડી ગઈ. આઈનો જીવ ચોળો પોરો થવા લાગ્યો. એક તો થોડી મૂડી અને માનો જીવ, કેમેય ધરપે નહિ. માંડ સવાર થયું. ઊઠતા વેંત ભાઈ પાસે રજા માગી :

'ભાઈ આજ સગપણનું મૂરત નથી લાગતું. મારો જીવ કોચવાય છે, મારે ઝટ ઘીરે જવું છે. મને હરભમ સાંભર્યો. આ વખતે ભેળો તેડીને આવીશ. આજ તો નહિ રોકાઉં. મને ઝટ ત્રાપજ પોગાડય.'

જેતપુરથી બહેન–ભાઈ રવાના થયાં. ચાલતાં ચાલતાં ત્રાપજ ગામના સીમાડામાં આવ્યાં. ગોવાળિયા ઢોર ચારે છે. એને હરભમના સમાચાર પૂછવા જાય છે, ત્યાં છોકરાઓએ સામે હાલીને ભૂંડા સમાચાર આપ્યા : 'આઈ ગજબ થઈ ગ્યો, હરભમને એરુ આભડ્યો ને મરી ગ્યો. આજે ચાર દી થ્યા.'

વાત સાંભળી જાય કેમ ? આઈને માથે બ્રેમંડ ત્રુટી પડયો. ભડૂસ નેરાં ગડથોલું ખાઈને ત્યાં જ ઢગલો. એકનો એક દીકરો, આખો ભવ બાળીને મોટો કર્યો, મરતાંનો ય મેળાપ નહિ, બારેય બુડયાં. કાંઠે આવેલું નાવડું મધ્ય દરિયે હડસેલાઈ ગયું. ધીરજ રહે કયાંથી ? માંડી છાતી કૂટવા. પાંસળિયું ભાંગી નાખી. અંતરની દાઝું બધી ય તાજી થઈ. વિલાપ કરી કરીને આખા વનને ધ્રૂસકે ધ્રૂસકે રોવરાવ્યું. છાજિયાં લેતાં લેતાં ઘરે આવ્યાં. આખું ગામ ભેળું થયું. ચોધાર આંસુડે રડે છે. આઈનો વિલાપ સાંભળ્યો જાતો નથી. માણસ માત્ર આંસુથી નીતર્યા જાય છે. આઈએ પગના અંગૂઠા સુધી ઘૂમટો તાણી કપાળે હાથ મૂકી કાળગીંઢ પાણાને રોવરાવે એવા મરશિયા ઊપાડયા.

હતું કે કાંધે લઈ હલો દેશે અગની દાગ,
લીધી તેં લખધીરકા માની પાસે માગ્ય.

બાપો કાંધે લઈ બાળશે
(મારા) અંગમાં મેલી આગ,
જણ્યા (તેં) બાળી જીવતી
(મારાં) ભડકે સળગ્યાં ભાગ્ય.

'એ દીકરા હરભમ, તારે આવો જૂલમ કરવો હતો! તેં તો મને જીવતી બાળી. મને હતું કે દીકરો ઘડપણ પાળશે. મરીશ ત્યારે કાંધે ચડાવી શમશાન ભેળી કરી મારી કાઠડીને પ્રદક્ષિણા કરી મારા નામની પોક મૂકી જમણે અંગૂઠેથી અગન દાઝ દઈને સદ્ગતિ આપશે. એને બદલે મારી પાસેથી સામી માગ્ય લીધી ?'

હતું કે હલો હાલશે માને લઈ મસાણ,
લીધાં તે લખધીરકા (સામાં) કોરો ઘડો ને કાંણ.

'એ....દીકરા, તમે માની જરાય દયા ન આવી ? મારે તારો ઘડો, લાડવો ને કાંણ કરવાં પડે ? આ કયાંનો ન્યા ?'

હતું કે મા મા કહી હલો વાની ઠારશે વીર,
રાખી તેં લખધીરકા મારી ધખતી વાની ધીર.

'બાપ હરભમ, મને મુવે ય મુગત નહિ ! તેં મારી વાની સળગતી રાખી ! મારે માટે સરગને દરવાજે તાળાં દેવાઈ ગ્યાં.'

માની મરણ પથારિયે કોણ પાંણુ મૂકશે પોક ?
દરવાજે દેવાય ગ્યાં સરગે તાળાં સો'ક.

હાય હભરમ, ઓય હભરમ, કહી કહીને છાતી ઉપર ચોકારો લીધો. રોઈ રોઈને ધરતી ધરવી. આઈનો વલોપાત સાંભળતાં કાળજાં વલોવાઈ જાય છે.

દુખે એને દાઝ, દુખ્યા વિણ દાઝે નહિ.

મેપો ઓસરીમાં બેસી શકયો નહિ. ઊઠીને ઘરમાં ગયો. આયરાણી સામે પણ જોવતું નથી. સગી જનેતા જેટલું જ વસમું લાગ્યું છે. ચાર

દિવસમાં તો સુકાઈને ઝાંખરા જેવી થઈ ગઈ છે. થાય શું ? રામ રૂઠયો ત્યાં કોને કહેવું ?

મેપે આયરાણીને ઠાઠકાર આપીને વાત કરી :

'આયરાણી, આઈનું દુઃખ જોવાતું નથી. તારો જીવ હાલે તો એક વાત કરું. આઈને રોતાં રાખીએ.'

'કયોને આયર !' આયરાણીએ કહ્યું.

મેપે હીબકતે હૈયે વાત કરી : 'જો આયરાણી આપણને તો ભગવાને સાત દીકરા દીધા છે. એમાંથી એક દીકરો આઈને આપીએ. આ દેવસીને આઈએ જ ઊજેર્યો છે. ભારે હેડો છે. આઈનાં આંસુ લુંછીએ તને તો ભગવાને અખોવન રાખી છે. કોઈનું આંખ માથું ય દુખ્યું નથી. નહિતર બેસી રહીએ ને ?'

આયરાણીએ દીકરો આપવાનો રાજીપો બતાવ્યો:

'આયર, આઈ કેમે ય છાનાં રહેતાં હોય તો એમ કરો.'

મેપાને તો આયરાણી કહે એટલી વાર હતી. મેપે દેવસીની પીખડી પકડીને આઈના ખોળામાં બેસાડીને કહ્યું : 'આઈ ! તમે છાનાં રિયો. એ...આ તમારો હરભમ. મારે તો ઘણુંય કોડ હતા, પણ બધાય અધૂરા રહ્યા. માંડયું કાંય મટે છે ?'

'અરે બાપ મેપા, ત્રાપજના ધણીને ભવ બદલાવીને મારે ઘર ઘરનો ભીખારી નથી કરવો. મારા ભાગ્યમાં હતું એમ થયું', એમાં તારો શુ વાંક ?'

'ના આઈ, દેવસીને તો હું મન, કર્મ અને વચનથી આપી ચૂકયો છું. આજથી એ તમારો દીકરો છે.'

દેવસી આઈના ખોળામાં બેસીને ગળે બથ લઈ ગયો, આ તો મેપાનો દીકરો. છીપમાં તો મોતી જ પાકે ને ? સામે હાલીને આઈને કહ્યું : 'આઈ, મારે તમારો દીકરો થાવું છે.'

આઈએ મેપાના દીકરા દેવસીને પોતાને ખોળે બેસાડીને વારસદાર કર્યો. જ્યાં હરભમનું સગપણ કરવું હતું એ જ કન્યા સાથે દેવસીનાં લગન કર્યાં. ધામધૂમથી ખર્ચ કર્યો. આ રીતે મેપા મોભે દીકરાનું દાન આપી પોતાના બારોટનો વંશ રાખ્યો. એના દશોંદીએ દોહા કહ્યા :

દેવાત્યે પૂતર દિયો ગઢ રાખણ ગિરનાર,
વંશ રાખ્યો વણાર તેં માગણવાળો મેપડા.
દવેતાં પૂતર દિયો મધ જે ત્રાપજ માંય,
સમરથ સાતે માંય, મોભ જ દીધો મેપડા.
આંબો એક જ વાર વરસ દિયે વેડતાં,
વેડે કવ્ય વણાર મેપો બારેય મહિના.
કાળ જાય કેણી રહે રહે ભલાંની વાત,
સમદર લંધી સાત મોયેં હાલે મેપડા.

**નોંધ :** આ વણાર આયરવંશી બારોટ કુંભણ ગામમાં રહે છે. નામાંકિત વાર્તાકાર જેઠસુર દેવના પૂર્વજો સોળમી પેઢીએ આયર હતા. આ મોભ આયરો અત્યારે પણ કુંભણના બારોટ સાથે કૌટુંબિક સંબંધ જાળવી રહ્યા છે.

*

પૃષ્ઠ ૧૬૮થી ચાલુ]

અને એ પોતાપણાની ખુમારીમાં એ રસિક અને બહુરંગી જીવો આ કલાતત્ત્વોને સારી રીતે પીછાણી જાણ્યા હતા. અને જાણીને માણી પણ શકયા હતા.

આવાં એ બેસણામાં ગૂંથાતાં માનવપાત્રો સાથે ફૂલવેલીઓની કિનારીઓ, રંગબેરંગી ફૂલછટ્ટા અને મોર પોપટની માંડણી સાથે ઝબકતાં આભલાં ઓરડાના ખૂણે ખૂણાને એક પ્રકારની આનંદભરી ચમક આપે એમાં શી નવાઈ ! આ બેસણાં શરૂઆતમાં કહ્યું તેમ ચાકળાકાર ચોખંડા હોય છે પણ તેની પાછળ રહેલી જહેમત અને કલા પ્રત્યેની વફાદારી છે તે એ જમાનામાં લોકોને ધન્ય બનાવે છે. એ અણુઝ ગણાતાં લોકમાનસનો કલા પ્રત્યેનો આ આદર અને વફાદારી જો આપણે ન સ્વીકારીએ તો આપણે કેવાં ગણાઈએ ? એ કલાનો સત્કાર તો અવશ્ય કરીએ.

**નોંધ :**

- કાઠી ભરત ગૂંથણમાં બેસણું અથવા બેસણાં માટેની કેટલીક ખૂટતી માહિતી આપવા માટે સ્વ. શ્રી જયમલ્લભાઈ પરમાર તથા શ્રી નાજાભાઈ નથુભાઈ વાળાનો આભાર માનું છું.

# ચાકળા, તોરણ અને બેસણાં

લેખક તથા આલેખક : દેવજીભાઈ વાજા



[ હીરભરત–તોરણ ]

સૌરાષ્ટ્રનું લોકજીવન અને લોકકલા ભારત-ભરની વિશિષ્ઠતાઓમાંની એક વિશિષ્ઠતા ગણાવી શકાય. ભારતના બીજાં પ્રાંતોમાં પણ લોકકલા સભર ભરી છે પણ દરેક પ્રાંતને પોતાની આગવી પરંપરા હોય છે, તેમાંયે રાજસ્થાન, ગુજરાત–કચ્છ, સૌરાષ્ટ્ર કંઈક જુદાં તરી આવે છે. સૌરાષ્ટ્રને વળી પોતાનું આગવું ખમીર છે– તેનું લોકજીવન જુદી જ તાસીર વ્યક્ત કરે છે.

ભરત ગૂંથણ કલા વિષે વિચાર કરીએ ત્યારે જણાય છે કે માનવ જીવનના વિકાસક્રમમાં જેમ જેમ સુશોભનની સૂઝ આવતી ગઈ હશે તેમ તેમ તેનાં માધ્યમો બદલતાં ગયાં હશે. આનું જો પગેરું લઈએ તો વર્તમાનથી માંડી ભૂતકાળની સંસ્કૃતિમાં ડોકિયું કરવું પડે અને તેનું પગેરું છેક મોહન–જોડેરોની સંસ્કૃતિ સુધી દોરી જાય તો નવાઈ નહિ! કારણ મોહન–જોદરો, લોથલ અને રંગપુર વગેરેનાં ખોદકામોમાંથી એ સંસ્કૃતિનાં સુશોભન મંડિત પાત્રો વગેરેમાં આજની શોભનશૈલીનાં એંધાણ વરતાય છે. જો કે આ બાબત હજુ વિશેષ સંશોધન જરૂરી છે. અત્યાર સુધીના ખોદકામોમાંથી આજના જેવાં ભરત ગૂંથણના કોઈ નમૂના લાધ્યા નથી પણ કેટલીક વસ્તુઓ એવી વાત કહી જાય છે કે તે સંસ્કૃતિને પણ પોતાનું સુશોભન મંડિત જીવન હતું. આ વિષે ખાત્રીપૂર્વક તો ત્યારે લખી કે કહી શકાય કે આજની ગૂંથણકલાને અનુરૂપ વધુ સાબિતીઓ મળે! મોતી ભરત અંગે થોડોક અણસાર મળે છે કે ત્યાંનાં કેટલાંક માટીનાં વાસણોમાંથી આવાં મોતી સંગ્રાયેલાં મળી આવ્યાં છે પણ તે શરીર શણગારમાં વપરાતાં કે ગૃહ શણગારનાં સાધનોમાં પણ ઉપયોગ થતો તેની કોઈ આધારભૂત સાબિતી મળતી નથી. પણ આટલી જો કલ્પના ઉમેરીએ કે આદિ માનવ પણ કોડીઓ અને છીપલાંઓને કોઈ માધ્યમ પર ચોડીને સુશોભન કરતો હશે, તો ખૂટતી કડી જોડી કહી શકીએ કે સમયના વહેણની સાથે માધ્યમો ઉમેરાતાં ગયાં અને આજે તેનું જે સ્વરૂપ આપણે જોઈએ છીએ ત્યાં સુધીનો વિકાસક્રમ ગણાવી શકીએ.

આ તો થઈ માનવ જીવનના વિકાસની વાત પણ જ્યારે સૌરાષ્ટ્રના ભરત ગૂંથણ વિષે વાત કરીએ ત્યારે કહેવું જોઈએ કે એ વિષેનું અનેક રીતે શોધકાર્ય અને પ્રચારકાર્ય થયું છે. લેખો દ્વારા, પ્રદર્શનો તેમજ કાયમી સંગ્રહસ્થાનોમાં પ્રદર્શિત કરી જનતા સમક્ષ મૂકવાના સફળ પ્રયત્નો થયા જ છે. અગાઉ કહ્યું તેમ સૌરાષ્ટ્રની દરેક જાતિએ ઓછા–વત્તા પ્રમાણમાં ભરત ગૂંથણ અપનાવ્યું છે અને



[ મોતીભરતમાં રથ ]

વિકસાવ્યું છે. આવી ગૂંથણ કલાનું સંશોધનકારોએ જાતિવાર વિભાજન પણ કર્યું છે. જેમ કે કાઠી-ભરત, મોચીભરત, કણબીભરત, આહિરભરત, સતવારાભરત, મહાજન ભરત અને રબારીભરત વગેરે વર્ગીકરણ પ્રચલિત છે. આ બધામાં કાઠી ભરત એનાં પાત્ર ચિત્રાંકન, સુઘડતા અને વિસ્તાર-ની દૃષ્ટિએ ઉત્તમ કોટીનું કહી શકાય. કાઠીભરતની સરખામણીમાં મોચી ભરત ઉતરતા ક્રમમાં આવી શકે. બાકી અન્ય જાતિઓનાં ભરત ગૂંથણમાં થોડી અવ્યવસ્થા અને જાડાપણું વરતાયા વગર રહેતું નથી. કાઠી ભરતનું કોઈ પણ પ્રકારનું ગૂંથણકામ લ્યો અને તપાસો તો તેનાં પાત્રો તેમજ રૂપરચનાની માંડણીમાં જે વ્યવસ્થા અને એકરૂપતા નિરૂપાઈ છે તે અન્ય જાતિઓનાં ભરતકામમાં કળાતી નથી. કાઠી ભરતનો આલેખનકાર અને ભરનાર બંને નિજાનંદથી જે ભાવ અને સરસતાથી ગતિ કરતાં ચાલે છે તે તેની વિશિષ્ઠતા છે. અહીં એ જણાવવું જોઈએ કે–કાઠી રજવાડાંના ભરતમાં પાત્રાલેખન વગેરે ચિત્રકામના જાણકારના હાથે થતું–તેઓ થોડી રેખાઓમાં પાત્રોનું સમ્પૂર્ણ વ્યકિતત્ત્વ ઊઠાવવાની કોશિષ કરે છે. બીનજરૂરી વિસ્તાર તે કરતો નથી. ગૂંથણ કરનારે પણ એ જ ખૂબીથી ન્યાય આપ્યો છે. આથી જ તેમાં વસ્તુનો ખીચડો ન થતાં સુન્દરતા સાથે સમતોલપણું રહેવા પામ્યું છે.

કાઠીભરત પછી મોતી ભરતનો ક્રમ આવી શકે. મોતી ભરતના ચાકળા અને તોરણ વગેરે મોટે ભાગે દોરા ભરતમાં છે. પણ તેની ડિઝાઈનો, ફૂલ પાંદડીઓ કે પશુ પંખીઓ વગેરેમાં સુઘડતા ઊડીને આંખે વળગે તેવી જણાઈ છે. આ ભરત ગૂંથણમાં માનવ પાત્રોનું આલેખન ઓછું છે પણ રૂપકલા સુન્દર અને સ્વચ્છ રીતે આલેખાઈ છે અને ગૂંથાઈ પણ છે. મોચીભરતમાં પીછવાઈના જૂજ નમૂના જોવા મળે છે અને તેની અંદર પાત્રાલેખન હોય છે પણ તેવું કામ ઓછા પ્રમાણમાં નજરે પડે છે ! મોચી ભરત જોયા પછી એમ માનવાને કારણ મળે છે કે, કાઠીભરતમાં મોચી જાતિનો હાથ પણ હોય ! અને જતે દિવસે પોતાનો ઉપયોગ તેમજ ધંધાદારી રીતે પણ કામ કરતો હોય !

કાઠી ભરતમાં વિશેષ કરીને હીરભરત તથા મોતી ભરત થયું છે. કેટલાક ભીંતિયા કટાવ-કામનાં પણ જોવા મળ્યા છે. તેમાં માનવ પાત્ર અને પશુપંખીને સુન્દર રીતે ઉઠાવ્યાં છે. હીર ભરેલા ચાકળામાં રૂપકલાના પ્રતીકો મોર, પોપટ, હાથી, ઘોડા અથવા વેલબુટ્ટીઓ વગેરેમાં જે સપ્ર-માણતા સાથે ગતિ જોવા મળે છે તે અન્ય જાતિના ભરતકામમાં નજરે ચડતી નથી. આથી કાઠીભરત તેના સૌંદર્યભાવને લઈને ભરતગૂંથણ કલામાં મુગટ મણી જેવા શોભે છે. ચાકળાના પ્રકારમાં પણ હીર-ભરત, મોતીભરત તેમ જ રંગબેરંગી કાપડના ટૂકડાનું કટાવ કામ પણ સુન્દર હોય છે. આ બધામાં સુશોભન કળાનો સુન્દર રીતે વિકાસ થયો છે. હીર-ભરત કરતાં મોતી ભરતમાં ભરનારની ખરી કસોટી હોય છે. દોરા ભરતમાં આલેખન પ્રમાણે જે તે પ્રકારના ટાંકા લઈ શકાય. પણ મોતી ભરતમાં ગણત્રી પ્રમાણે જુદા જુદા રંગનાં મોતી લઈ પાત્રો કે ડીઝાઈન ઉઠાવવાની હોય છે, તેથી તેમાં જરા જેટલી ચૂક પાત્ર રચનામાં ગરબડ ઊભી કરે અને ગૂંથેલું કામ ફરી વીખેરવું પડે. મોતી ભરતની આ રચના ખરેખર ભારતની વિશિષ્ઠતા છે. વિદે-શોમાં પણ મોતી ભરત થાય છે પણ તેની રચના ભારતીય ગૂંથણ રચનાથી તદ્દન જુદી પડી જાય છે. જે ખૂબી અને સુન્દરતા ભારતીય રચનામાં છે તે

તેમાં આવતી નથી આ રીતે થતું મોતીકામ ભારતીય દેણુગી કહી શકાય. આ દૃષ્ટિએ મોતી ભરતમાં આપસૂઝ અને સાવધાની સાથે અતિશય ધીરજ માગી લે છે. કાઠીભરતમાં ભરનાર બહેનોએ આ ખૂબી ચરમ સીમાએ પહોંચાડી છે તેમાં પણ મંડપમાં મ્હાલતાં માનવપાત્રો, હાથી–ઘોડા, રથ–પાલખી, પશુ પંખી એમ એક એક વસ્તુને હીરભરતની જેમ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો છે. ફેર ફકત એટલો કે મોતી ભરતમાં આ આકૃતિ ઉઠાવવાની એક મર્યાદા છે, તેમાં હીરભરત જેટલી વીગતોની ચોકસાઈ આવી શકતી નથી. તેમાં દરેક વસ્તુને કચુબમાં લેવી પડે છે છતાં રચના દાદ માગી લ્યે તેવી હોય છે.



[ મોતીભરતમાં વાઘ ]

## તોરણુ અને ટોડલિયા :

માનવ જીવનના વિકાસ તબક્કા પણ વિચારવા જેવા છે. તોરણની કલ્પના માનવને કઈ રીતે અને કેવા સંજોગમાં આવી હશે તેની આપણે તો ઈતિહાસ સંશોધનમાં કોઈ કડી મળે તો શોધવાની રહી અથવા આપણે પણ કલ્પના જ કરવાની રહે છે. ઘડીભર માનીએ કે ગુફાવાસી માનવ રાનીપશુથી બચવા ગુફાનું દ્વાર ઝાડપાનથી ઢાંકતો હશે, ધીમેધીમે આ આ દૃશ્ય દ્વારા દ્વારની શોભા તેની નજરમાં વસી ગઈ હશે અને તે સુશોભનનું રૂપ ધારણ કરે, આ સુશોભનથી આકર્ષાઈને જરા વ્યવસ્થિત ફૂલ' પાનના તોરણની રચના કરી હોય ! ગુફામાંથી વિકાસ પામી માનવ સમૂહજીવનમાં ઝૂંપડાં બાંધીને બાંધા રહેતો થયો અને તેવી આ શણુગાર ભાવના વિશેષ વિકાસ પામે તેની નવાઈ નહિ ! ઘણીવાર આપણે લોકમુખે સાંભળીએ છીએ કે પહેલાં જમાનામાં નવાં ગામ વસતા ત્યારે 'ગામને તોરણ બાંધ્યું.' એમ કહેવાતું. એ જ તોરણ પછી ઘરની બારસાખે શુભ સૂચન તરીકે લગ્નાદિ શુભ પ્રસંગોમાં પણ વપરાતાં થયાં. આમ્રપાન તેમજ અન્ય સગુણાં વૃક્ષોનાં પાંદડાંનો તોરણમાં ઉપયોગ થવા લાગ્યો. સમય જતાં માનવ કલ્પનાએ કાયમી ટકી રહે તેવાં જુદાં જુદાં માધ્યમોનો વિકાસ કરી વર્તમાન સમયનાં તોરણો સુધી વિકસાવ્યાં.

આવાં તોરણો દોરાભરત તેમજ મોતી ભરતમાં જેવા મળે છે. તોરણો સાથે ટોડલિયા પણ હોય છે. તોરણ ટોડલિયામાં ભૌમિતિક આકારોની ડીઝાઈનો તેમજ વેલ બુટ્ટા ગૂંથાયેલ હોય છે. કાઠી ભરતના ચાકળા, ભીંતિયાં વિષે આગળ વાત કરી તેમ તોરણ ભરતમાં પણ કાઠી ભરતની તોલે બીજાં વરણે વિકાસ સાધ્યો નથી. આવાં તોરણોમાં પણ પછીતપાટીની જેમ તોરણની મધ્યમાં ગણપતિ, લગ્ન પ્રસંગો તથા પશુ પંખી સુન્દર રીતે ગૂંથાયાં છે. મોરને તો ખૂબ લડાવ્યો છે. મોરને જુદી જુદી રીતે અલંકારિક ભાતમાં મૂકયો છે. ડીઝાઈનોમાં ફૂલ વેલીઓના અનેક પ્રકાર જેવા મળે છે. ભૌમિતિક આકારોને પણ જુદી જુદી રીતે રમાડયા છે. આ બધો વિકાસ લોક–માનસની સુન્દરતા તરફની દૃષ્ટિનો પડઘો પાડયા વગર રહેતો નથી.

આવાં તોરણ–ટોડલિયા મોતીભરતમાં પણ દરેક જાતિએ વિકસાવ્યા છે. આજે એના જૂના અને ઉત્તમ નમૂના તો જ્યાં ત્યાં સંગ્રહાઈ ગયા છે. જે જેવા મળે છે તે પણ જવલ્લે જ. વર્તમાન સમયમાં પણ લોકવરણમાં આવું ભરત ગૂંથણ થાય છે પણ તેની માંડણી અને રૂપકલાના ઘાટમાં આધુનિકતા આવી ગયાં છે. જે મજા જૂના નમૂનાઓમાં માણી શકાય છે તે આ નવા નમૂનાઓમાં રહી નથી. એટલે

સાચી કદર તો તેના જૂના નમૂના જોવાથી જ થઈ શકે. આને લગતાં પુસ્તકો પણ છપાયાં છે છતાં તેમાં છપાયેલી છાપોમાં અસલ વસ્તુનો સાચો અને પૂરો ખ્યાલ આવી શકે નહિ. આવા ગૂંથણનું સાચું મૂલ્યાંકન તો મૂળ નમૂના જોવાથી જ થઈ શકે. તેના અસલ રંગોની ઝળક છાપોમાં ક્યાંથી આવી શકે? એટલે જેને ભરત ગૂંથણ કલામાં રસ અને આદર હોય તેમણે મૂળ નમૂના જોવા જ જોઈએ અને તો જ તેનું સાચા અર્થમાં રસ પાન કરી શકાય.

**બેસણાં :**

કાઠીભરતમાં પછીત પાટીની જેમ બેસણાં પણ એક વિશિષ્ટ પ્રકાર છે. તે પણ ઓરડાની પછીતે કે કરે પછીત પાટીની ઉપર ત્રણ કે ચાર બેસણાં જોડીને આખી ભીંતને ઢાંકતો શણગાર બની રહે છે. તે પણ હીરભરત તેમ જ મોતીભરત બંને સાધ્યમમાં હોય છે. આમ તો તે ચાકળા આકારનાં પણ ૩×૩ ફૂટનાં વિસ્તારવાળાં હોય છે. તેમાં જે પાત્ર રચના ગૂંથી હોય છે તે જોતાં ભીંત ચિત્રનો જ ખ્યાલ આવી જાય. આમાં ગૂંથેલાં માનવ જીવનના રોજીંદા પ્રસંગોએ માનવજીવનને હસતું ખેલતું બતાવ્યું છે. તેમાં કોડભરી કન્યા રથમાં બેસીને શ્વસુરગૃહે જતી આલેખી હોય, તો રથ ચાલાક કાઠીજીવનમાં પ્રતીકસમા હૂકો ગગડાવતો–રથ હાંકતો દર્શાવ્યો હોય છે. લગ્ન મંડપ, ચોરી અને સુખસૈયા ઢેર ઢેર જોવા મળે છે. શિકાર કરતાં પાત્રો યુદ્ધ ચડતા યોદ્ધાઓ–ઊંટ સવાર અને ઘોડેસવાર વગેરે તાત્કાલિક જીવતા જીવનના આવા અનેક મર્મસ્પર્શી પ્રસંગો તેમજ પુરાણ કથાઓને પણ આલેખનકારે દૃષ્ટિ ખુલ્લી રાખીને તેમાં વ્યકત કર્યા છે. આ રીતે આલેખનારે અને ગૂંથનારે જીવનમાં જે પ્રિય છે–સુન્દર છે તે સઘળું તેમાં ભરી દીધું છે. આ બધું જોઈએ ત્યારે જીવનમાં જેને શ્રદ્ધા છે તેવાં હૃદય કમ્પન પામ્યાં સિવાય રહે નહિ.

આવાં ઉત્તમ કોટીનાં બેસણાં તો ખરેખર કલાજગતનાં રત્નસમાં ગણાવી શકાય. આમ કહેવાને કારણ છે કે હવે આવી વસ્તુઓ બનાવવાની કોઈની પાસે ધીરજ નથી. આ યુગ ઝડપી ગતિનો છે તેમાં જનજગતને પણ આટલો સમય અને શકિત આવાં કામને માટે નથી. કદી કુળોની આટલી દેન તો સૌએ સ્વીકારવી જ રહી.



[ મોતીભરતમાં મોર ]

કાઠી ભરતમાં બેસવા માટેની ભરેલી ગાદલીઓ પણ હોય છે. આ રોજની વપરાશની વસ્તુ હોઈ, તેને સાદી પણ સરસ રીતે કટાવકામથી શણગારેલી હોય છે–સાદી છતાં જોવા જેવી હોય છે. કેટલીક શોભા માટે હીર અને આભલાં ભરેલી પણ હોય છે પણ તે માંડની શોભારૂપે રાખેલી હોય છે. આવી આ ગાદલીઓ પર બેસનારા એ કાઠીઓ, તેમના કાવા–કસુંબા અને હુકકાના દોર આ બધું આજે તો વાર્તાના પાત્રો જેવું બની ગયું છે પરન્તુ આટલું તો કહેવું જ રહ્યું કે એ ગાદલીઓ ઉપર બેસનારાઓના મસ્તિકમાં આ ઓરડાની શોભાઓ અને શણગારનાં કલાતત્ત્વો જીવનને ઓપ આપવા સાથે આનંદમય અસર અવશ્ય ઉત્પન્ન કરતાં હશે.

ઉપર કહ્યું તેમ આજે આ બધું ફક્ત વાતોમાં રહી ગયું છે પણ જેણે એ જમાનો જોયો અને માણ્યો હશે તેવા અનુભવીઓ જ આનો સાચો ચિતાર વ્યક્ત કરી શકે. આપણે તો કલ્પના માત્ર કરવાની રહે છે! આજે આપણે જે વાતાવરણ અને યુગમાં જીવીએ છીએ તે યુગની દૃષ્ટિથી જોઈએ તો આ બધું ફેંકી દેવા જેવું લાગે! પણ જો થોડીવાર આ દૃષ્ટિ બદલીએ અને હૃદયના ઊંડાણમાં ડૂબકી મારી વિચાર કરીએ તો દેખાયા વગર રહે નહિ કે એ યુગને પોતાની આગવી દૃષ્ટિ હતી

[ અનુ૦ પૃ. ૧૬૪

# સાચનો શહીદ જુલણશા'પીર

દાદુદાન પ્ર. ગઢવી

કાળ મહારાજના ઘોડાના ડાબલા તળે છૂંદાતી અટવાતી હજી કેટલીયે સતધરમની કથાઓ આ ધરતીના પટ પર રઝળે છે.

ઝીલરિયા ગામનો ઉગમણો ઝાંપો આજ તો સાવ ભેંકાર લાગે છે. નથી એ ઘેઘુર વડલો, નથી તપસીના હૃદય જેવી નિર્મળ તળાવડી. જાડી બાવળની કાંટયમાંથી હોલાના "પ્રભુ તુ... પ્રભુ તુ...."ના અવાજ સિવાય બધે નિરવ શાંતિ પથરાયેલી પડી છે. બપોરના ટાણે થાક્યા–પાક્યા એ બાવળના છાંયે બેસી આંખો મીંચી અંતરનાં પડળને ઉઘાડીએ તો ચાર–ચાર સૈકા પહેલાંની એ જતી–સતીની કરૂણ કહાણી આપણા રૂંવાડાં બેઠાં કરી દે છે.

ઝીલરિયા ગામના ચોરાનાં પગથિયાં પાસે તે દી એક ફકીર હાથમાં લીલા અંચળાની ખોઈવાળી કંઈક માગતો હોય એમ ઝીલરિયા દરબાર સામે કરગરતો હતો. "દરબાર ! મને આવું આળ ઓઢાડોમાં. હું પાક છું. સાચા–ખોટાનું પારખું કર્યા વગર મારા પર આવા વેણના અંગાર કાં વરસાવો, ઠાકોર ! અભિયાગત જેવો હું તમારા ગામને પાદર ખુદાની બંદગી કરતો પડયો છું. ગામના પાવળું પાણીની પણ આશા નથી કરતો છતાં આવો કાળો કેર કાં વરતાવો, માલિક ?"

સાંઈના ટૂંકા લટુરિયાં હવામાં આમથી તેમ ફંગોળાય છે. હાથથી પરસેવો લૂછવાની પણ સાંઈની તેવડ નથી. પરસેવાના રેગાડા કપાળ પરથી દડયા જાય છે. રોમ રોમમાંથી નેકીના રણકાર ઊઠે છે. સાંઈના રેશમ જેવા સુંવાળા હૃદયમાંથી ક્રોધને બદલે કરૂણાના નિશ્વાસ નીકળે છે. રીંગણાના છોડ પર હીમ પડે ને જેમ કરમાઈ જાય, એમ સાંઈની સુકલકડી કાયા દરબારના અવળ બોલે કરમાઈ ગઈ. ગામ આખું ઊભું ઊભું આ તમાશો જોતું હતું. ઘણાંને ગમતું હતું, ઘણાંને નહોતું ગમતું. નહોતું ગમતું એવાની જીભ દરબાર સામે ઉપડી નહીં. સાંઈના દયામણા ચહેરાને જોઈને આંખો ભીની કરી "હરિ'...હરિ...!' કરતા જતા રહેતા અને કેટલાક સાંઈની નેકી પર પ્રેત જેવું ખંધું હસીને વાતાવરણને વધારે કદરૂપું કરતા હતા.

દરબાર ઘડીક ગામ લોકો સામે તો ઘડીક ફકીર સામે જોઈને ડારો દે છે. "તો શું આ ગામલોકો કહે છે તે ખોટું છે ? તું બહુ સધનો દીકરો છો એ મને ખબર છે. બાપુ વીરાજીના રાજમાં રહી તારે હરામ ધંધા કરવા છે ? ગામની આબરૂને બટ્ટો બેસાડવો છે, નાપાક ! હું તારા રાઈ રાઈ જેવડા કટકા કરીને ભોંમાં ભંડારી દઈશ, સમજ્યો ! મારી રૈયત મારી બેટા–બેટી છે. તેના પર ફૂડી નજરૂં કરનારને માથે તો હું નાગફણિયું જડી દઉં, ફકીરડા !" દરબારનો છેલ્લો શબ્દ 'ફકીરડા' ચોરામાં ગાજી ઊઠયો. ચોરાના ઠાકરેય ધ્રુજી ઊઠયા.

ભલા ભદ્રિક દરબાર સારા–સારનો વિચાર કર્યા વગર ફકીર માથે તૂટી પડયા. ફકીર મોઢામાં તરણું લઈ દરબાર સામે ડબકતે ડોળે જોઈ રહ્યો. "કહેતા હો તો બાપુ અબ ઘડીએ તમારૂં ગામ છોડી દઉં. મારી ગાયો ને મારી જગ્યા એ બંધુય છોડીને ઉઘાડે પગે ચાલ્યો જાઉં, પણ દરબાર ! આવાં આળ ચડાવવાં રહેવા ઘો. અલ્લાહનો ડર રાખો. હું કસમ ખાઈને કહું છું કે સરકાર, હું બીલકુલ સાચો છું." એ સાચના બંદાના મુખમાંથી આટલા શબ્દો માંડ નીકળ્યા. કપાળે હાથ દઈ તે દરબારના પગ પાસે બેસી ગયો.

ધ્રોળની ગાદીના સ્થાપક હરધોળજીના ગયા પછી તેમની પાછળ તેમના કુંવર જશાજી ગાદીએ આવ્યા ત્યારે વિક્રમ સંવત ૧૬૦૬માં વીરાજી ફટાયાને ઝીલરિયા ગામ ગરાસમાં મળેલું. પછી ઝીરિલયા ગામના દરબારોની બે પાંખ થઈ. એક ભાઈ ધ્રાંગધ્રા રહે અને

બીજા ભાઈ ગોંડલ પાસે કાંત્રોડી ગામમાં રહે. ઝીલરિયામાં તે દી કડિયા–કુંભારોની વસ્તી. દરબારો તો ફક્ત ખળાં ભરવા જ આવે.

સિંધમાંથી ૩ સૈયદ ભાઈઓ સૌરાષ્ટ્રના હાલાર પરગણામાં આવીને વસ્યા. એક ભાઈએ વલાપરી ગામે જગ્યા કરી. બીજાએ વચલી ઘોડી ગામે અને ત્રીજાએ ઝીલરિયામાં. ઝીલરિયા વાળા સાંઈએ બે–પાંચ ગાયો રાખેલી. ગામને ઉગમણે પાદર વિલાયતી વાડો વાળી ગાયોની સેવા–ચાકરી કરી ખુદાની બંદગી કરતા. ગામના લોકો ચપટી મૂઠી આપે કે ન આપે તેની પરવા કર્યા વગર કયારેક દૂધ પીને પણ સાંઈ ગુજરાન ચલાવી લેતા. તેના શરીરને અન્ન કરતાં ખુદાની બંદગીની વધારે ભૂખ રહેતી. એટલે જ ઝુલણુશા' જાગતા હોય ત્યાં સુધી તસ્બીને હાથમાંથી હેઠી જ ન મૂકતા.

ગામની એક બ્રાહ્મણ રંડવાળબાઈ આ ઝુલણુ-શા'ની ગાયુંનું દરરોજ છાણુ વાસીદું કરી જાય અને બદલામાં દૂધનો કળશ્યો પોતાના હાથે જ દોઈને ભરી આવે. ઝુલણું'શા તો પોતાના પૂરતું દૂધ દોહી બીજું વાછડાને ધવરાવી દેતા.

દૂર ઊભી ઊભી આ બ્રાહ્મણુ બાઈ આ સાંઈનાં તેજ નીહાળ્યા કરે. અંતરમાંથી સાંઈની સેવા કરવાના ભાવ જાગે. અપરાધી જિંદગીને સાર્થક કરવા ભક્તિ-ના ઝરા પાતાળ તોડીને ઉપર આવવા મથે, પણુ દુનિયાદારીની નિંદનીય જબાનના પડઘા તરત કાનમાં ઘણુના ઘાની જેમ ઝીંકાતા. બાઈના હૈયાના કોડ પ્રેત જેવા મનમાં ને મનમાં ભટકયા કરે. બસ મૂક ભાવે એ ઓલિયા ફકીરના દેહને મનોમન વંદી લેતી.

ઝુલણુશા'ની આંખો તો ખુદાના નૂરને નીરખવા સદાય ખોવાયેલી જ રહેતી. બ્રાહ્મણુ બાઈને નિહાળવાથી એને કયાં ફુરસદ હતી ? એણુે ચિત્તને બીજી બાબતોમાંથી વાળી ભગવાનની ભક્તિમાં જકડી રાખ્યું હતું. ત્યાંથી આઘું–પાછું જવા નહોતું દીધું તેમજ મેલું થવા નહોતું દીધું. નહીંતર તો એ બાળ વિધવા બ્રાહ્મણુબાઇનો નિખાલસ ચહેરો ગુલાબનું ફૂલ બની જાત. અમૃત ઝરતી આંખો તીખાં તીર બની જાત. કુદરતની કસોટીએ ચડેલી એ દૂબળી દેહ વેલ–લતા જેવી લાગવા માંડત. પણુ ઝુલણું'શાએ એમ ન થવા દીધું.

અંતરમાંથી એકલતા કાઢી એણુે ખુદાને સદાય પડખે રાખેલો. બ્રાહ્મણુબાઈને પણુ ટોળામાંની એક ગાવડી માનીને તે જોતો પણુ ગામના લોકો તો તેને જુદી જ રીતે જોતાં. આંખો આંખોમાંય કેટલો ફરક હોય છે? આત્મામાં તો સાચું શું છે તે સારી રીતે સમજાય છે, પણુ માયાવી મન ખોટા ઘોડા ઘડી નાખે છે.

ગામલોકોએ આ ફકીરની તથા નિરાધાર બ્રાહ્મણુબાઈની વાતને ચગાવી. એક જીવ છે એ ઘણાં પાપ કરી નાખે છે. કેટલાક અજાણ્યા ને કેટલાક જાણી જોઈને. ખેતીને ઉત્તમ કહેનારને ઉત્તમ કહેવો કે નહીં તે સમજાતું નથી. નહીંતર સો સાંતીની ઝીલરિયાની સીમમાં ફકીરની બે–પાંચ ગાયો કેટલુંક નુકસાન કરતી હશે ? એટલા માટે સાંઈના ઊજળા જીવનમાં કલંકના મશેવાળા કર્યા ? ગામને મન એમ કે દર-બારની નેઈણુથી ભલે આ કાંટો નીકળી જતો. કાચા કાનના દરબારે વસ્તીની વાત માની લીધી. ફકીરની કાબલુદીને ગણુકાર્યા વગર એનામાં હતો એટલો રૂવાબ એણુે બતાવી દીધો.

ગામલોકોનો ઘા ધાર્યા નિશાન પર લાગી ગયો. પંખી ફફડતું હતું. જેને કાળજાં નથી, દિલ નથી એને ફફડવું શું એ કયાંથી સમજાય ? સહુ રાજીના રેડ થઈ ગયા. સાંઈમૌલાને તો હાડોહાડ લાગી ગયું. એના આળા અંતરને જાણે કોઈકે શૂળથી વીંધી નાખ્યું હોય એમ શરીરમાં કાળી વેદના જાગી. ગંગાજળ જેવા પવિત્ર ખોળિયામાં લાય લાગી ગઈ. સીતમગરોના હળહળતા જુઠાણાએ સાંઈના દરિયાવ દિલને ડહોળી નાંખ્યું. આતમ જાણે કહી રહ્યો હતો કે, 'હે બંદા ! ખુદાના દર-બારમાં વહ્યો જા. મેલું જગત તારી પવિત્રતાને નહીં ઓળખે, બાવા !'

ફોરમવાળું ફૂલડું થાવાને શીદ ચડયું મન ચાળે
એક દિ' આ અધગાંડી દુનિયા ઉના જળથી ઉકાળે

(માટે) જીવડા હાલ્યો જાને હે...મા...ળે,
ચંદ્ર બની તું ભલે જીવડા આખા જગને ઉજાળે;
રૂપનાં લોભી તારા ભીતર ના ઘા નહીં ભાળે,
જીવડા હાલ્યો જા ને હે...મા...ળે.

—અને મહામોંઘી મેળવેલી કરણીની મૂડી આ જગત લૂંટી લ્યે એ પહેલાં તારો મારગ કરી લે સાંઈ !

બાવો હાલી નીકળ્યો. ખેરના બળતા અંગારા પર પગલાં ભરતો હોય એમ ચડપ...ચડપ પગલાં ભરતો જગ્યામાં આવ્યો. દંડા મારીમારીને એણે વ્હાલસોઈ ગાયોને કાઢી મૂકી. ભાંભરડા પાડતાં એ મૂંગા પશુડાં ક્યાં ય ભાગી ગયાં. ફરી કોઈએ ક્યારેય એ ગાયો ભાળી નહીં. ઝુલણશા'એ જાડા સૂતરના રાંઢવેથી બે પગ બાંધી છેડો વડની ડાળીએ બાંધી દેહને લટકાવી દીધો.

ગામમાં ખબર પડી. હાહાકાર થઈ ગયો. ડાહ્યા માણસોએ આવીને સાંઈને ખૂબ વિનવ્યા, પણ ઝુલણશા' એકના બે ન થયા. ડાળીએથી પગ ન જ છોડયા. ૧૮–૧૮ દિવસ સુધી વડની ડાળીએ લટકીને ૧૯મે તેણે દિવસે પ્રાણ કાઢયા. બીજી બાજુ બ્રાહ્મણ બાઈએ પણ અફીણ ઘોળીને જીવનનો અંત આણ્યો. કહે છે કે ૩–૩ દિવસ સુધી દિશાઓ ધૂંધળી હતી અને ગામના માણસોના કાને કેટલા ય દિવસ સુધી ગાયોના ભાંભરડા સંભળાતા. આજે પણ એ સાંઈની કબર અને બ્રાહ્મણબાઈની ખાંભી પ્રમાણિકતાની સાક્ષી પૂરતાં ઝીલરિયા ગામને પાદર મોજુદ છે.

ઝુલી ઝુલીને મરી ગયા તેથી ઝુલણશા' પીર કહેવાયા. હજુ પણ શ્રદ્ધાળુ માણસો ઝુલણશા' પીરની અને બ્રાહ્મણબાઈની માનતાઓ માને છે.



## "શમણાં"

આવે મુંને શાંત નિંદ્રામાં શમણાં
કલ કલ નાદે વહી રહ્યાં છે સુખ નદીનાં ઝરણાં–આવે
જીવન આમ્ર ફળો જેમ ઝૂકે
કોકિલ મન આંબેરણ ફૂંકે.
નસ નસ મધૂ રસ રમણાં
આવે મુંને શાંત નિંદ્રામાં શમણાં
વૃક્ષે વિંટળાતી વેલડિયું
ટહુકે મોર ઢળકે ઢેલડિયું
નિરખું દ્રષ્ય એવાં નમણાં
આવે મુંને શાંત નિંદ્રામાં શમણાં.
પ્રેમ ખંજરી નાદ પવનમાં
બજી રહ્યા છે વન ઉપવનમાં
(જેથી) વિરમે જગ વિટમણાં
આવે મુને શાંતિ નિંદ્રામાં શમણાં
શમણે જગ સંતાપો શમતા
ધમણે શ્વાસો ધીમે ધમતા
"હીંગોળ" જગાડશોમાં હમણાં
આવે મુંને શાંત નિંદ્રામાં શમણાં.

હિંગોળદાન નરેલા

# ચારણીસાહિત્યમાં નદી

રતુભાઈ રોહડિયા

જ્યારે 'ઊર્મિ'નો દિવાળી અંક તૈયાર કરવાની વાત આવી ત્યારે મુ. શ્રી જયમલ્લભાઈની ઈચ્છા હતી કે 'નદીકથા—ગીતકથા'નો મિશ્ર અંક કરવો. સામગ્રી ઓછી મળશે એવો ખ્યાલ. એથી મેં ગીતકથાઓ આપી. નદી વિષે લખતાં સંકોચ થયો કે ગીતકથાઓ આપી, હવે નદીમાંયે કયાં ટેકરો મારવો? પણ હવે મારું છું.

ચારણ એટલે મલધારીયે ખરો. એમાંય સોરઠ એટલે તો નદીઓનું અને ચારણોનું પિયર. એટલે નદીનો અને ચારણનો સંબંધ તો ઠીક ઠીક જૂનો છે. નદી હોય ત્યાં ચારણનો નેસ પણ હોય. આમ નદી ચારણના લોહીમાં વણાઈ ગયેલી છે.

એની યે લોકકથાઓ મળે છે. ઉપલેટા પાસેનું ભાયાવદર ગામ, ત્યાંનો ગામધણી ભાયો ચારણ. એક ચોમાસે ગામના લોકમાતા રૂપારેલમાં ગાંડું પૂર આવ્યું. એ કાળે ટૂચકા પ્રમાણે ભાયા ચારણે નાળિયેર, ચૂંદડી, મોડિયો, નદીમાં પધરાવ્યાં, પણ પૂર ઊતર્યાં નહીં. ત્યારે ભાયા ચારણની દીકરીએ નદીમાં પડીને પોતાનો ભોગ આપ્યો. ચારણે શાપ દીધો : "રે, ગોઝારી! તું નિર્જળ રહેજે.

નદીના મૂળથી લઈને મુખ લગી અનેક લોકવાયકાઓ રચાઈ ગઈ હશે. નદીએ નદીએ કો' તાશીર ભરી સંસ્કૃતિ જન્મી જામી હશે. એને કાંઠે જીવાતું લોકજીવન તેનાં પાણીની વાત કથતું હશે.

નદીનો પ્રવાહ જોઈને કવિશ્વરોનાં હૈયે પણ ઊર્મિનો પ્રવાહ વહ્યો. એમાંથી કાવ્ય સર્જાયાં. ચારણી સાહિત્યમાંયે આવાં કવન મળી આવે છે.

એમાં છે એક કવિશ્વર રવિરાજ સિંહઢાયચ રચિત 'નર્મદા લહરી.' તે વિષે 'નદી અંક'માં જ આવી ગયેલ છે, એટલે હું લખતો નથી.

એમાંય ગંગા નદીનું મહાત્મ અદકું છે. મરણોત્તર હાડ ગંગામાં પધરાવાય એવી ભાવના ભાવતાં મહાત્મા કવિશ્વર ઇસરદાસજીના કાકા આસાજીએ ગાયેલું :

"આતમ પૂગો અલખપદ, ગંગા હાડ ગયાંહ
રાણા! રાખ થયાંહ, વિસરશાં જદવાઘને...૧

કાશીનાં તિર્થ અને ગંગાસ્નાનની ધન્યતા માનવીને મહાનતા અર્પે છે એવો ભાવ છે. રંગપરનો રાજો મૂળિયો ચારણ કાશી જઈ ગંગાસ્નાન કરી આવ્યો. કવિઓએ તેને બિરદાવ્યો!

"કાશી તિરથ કમણ કરે, નીલિ ગંગા નાય
રાજો રંગપરમાંય, મોટે પાતર મૂળિયો...૨

ગંગાનો મહિમા જ એવો છે. નાસ્તિકોય એમાં માતાનું રૂપ પેખે છે. સ્વ. શ્રી જવાહરલાલજી નેહરૂ જેવાને પણ ધર્મમાં ન માનતા હોવા છતાંય એ કારણે જ પોતાની ભસ્મ ગંગામાં નાખવાનું લખવું પડેલું ને! ધર્મી જીવોને મન તો ગંગા મહાત્મનો પાર જ કયાંથી હોય?

એક માનવ ગિયો અવગત, વરસ દશ હુવા સર
દાગ ઠોડ કુંભાર ખોદે માટી, ઘડ સક્કર
સો સક્કરો સંનાસ જાય ભાગો સોરંભ તરી
પડે દકળ જળમાંય, તરે પરિયા ઇકોતરી
માનવ દેહ આખી મૂખાં સાચ બાત શંભુ કથી
ત્રંહુ લોક માંઇ તારણ તરણ ભજો ગંગ ભાગિરથી..૧

કવિ જગનાથને, કવિ પૃથ્વીરાજ રાઠોડને ગંગાજી ત્રૂઠેલાં તેમ સૌરાષ્ટ્ર—ગુજરાતનો રાજદે ગેલવો પણ ગંગાજીને રીઝવી ગયેલો. તેની વાત 'નદી અંક'માં મુ. શ્રી જયમલ્લભાઈએ રજૂ કરી છે. સાથે રાજદે ગેલવાની રચના મનાયેલા ૧૩, દુહાઓ પણ આપ્યા છે. મારા સંગ્રહમાંથી સાત દુહા નવા નીકળે છે. આમ રાજદે ગેલવાનાં મનાયેલા દુહા 'વીસી' પૂરી કરે છે. સંભવ છે કે ખાંખાખોળાં થતાં રહેશે તો

હજી પણ બીજા દુહા નીકળી જ આવશે. કોઈકની પાસે પણ હશે, કે હસ્તપ્રતોમાં પુરાયા પ્રકાશ ઝંખતા હશે. એટલે સવાલ છે; રાજદે ગેલવાએ ગંગાજી વિષે કેટલા દુહા રચ્યા ?

નવા સાત દુહા આ પ્રમાણે છે:

ગંગા એક ગમાંહ, એક ગમાં તિરથ અવર
સેહ કોઇ તૂઝ સમાંહ, ત્રાવેજું ભાગિરથી ?

(આમાં ભાગિરથી, સકળતિર્થો એક છાબડે હોય અને બીજે છાબડે તું એકલી જ હો તો પણ શું એ બધા તિર્થોવાળું છાબડું તારા બરોબરીનું થશે ? અર્થાત નહીં જ થાય, તારો તોલ મોટો રહેશે.)

ભાગિરથ લાયો ભલે, વાખાણે સુર વાહ
મેર પહાડાં બિચ સૂં પ્રગટે ગંગા પ્રવાહ...૨

(રાજર્ષિ ભાગિરથ ગંગાજીને ભલે લાવ્યો. કેમકે તેના આ મહાકર્મને તો દેવતાઓ પણ ધન્યવાદ દે છે. આમ મેરૂ પર્વતનાં શિખરો પરથી ભૂતળમાં ભાગિરથીનો પાવન પ્રવાહ પ્રગટયો.)

વિશ્નુ પગાં સૂંવિસ્તરી, બ્રહ્મ કમંડળ બિચ
શંકર જટા સૂં સુર સરી રહી મહીકે બિચ..૩

(આ પતિત પાવન ગંગા વિષ્ણુલોકમાં ભગવાન વિષ્ણુના પાવન ચરણોમાંથી પ્રગટ થઈ, અને ત્યાંથી બ્રહ્મલોકમાં પિતામહના કમંડળમાં વસી, ત્યાંથી (ભગિરથના તપોબળે) શિવજીની જટામાં પ્રવેશીને આ પૃથ્વીપર આવીને અવિચળ થઈ રહી.)

હું આયો ભવહાર, કોટી જનમ અપરાધ કરી
તું મોહી ગંગા તાર, ભાવેજું ભાગિરથી...૪

(હે મા ! મારાં અનેક જન્મોનાં પાપો છે. અને હું હવે જિંદગી હારીને તારે શરણે આવ્યો છું, તો હે ગંગા, તું મને માતા જેવા સ્નેહથી આ લોક પરલોકમાં તારી દે.)

ધરેજ કનખળ ઘાટ, નરજ કેહી નાયા ગંગા
વહે ન જમ પર વાટ, તું ભેટતાં ભાગિરથી...૫

(માતા ગંગા ! જે માનવો કનખળ ઘાટે તારાં તારણ જળ વડે નાહ્યા છે તે માનવો તારાં મળણને કારણે કયારેય યમપુરને પંથે પળતા જ નથી;

ગંગ તોરંગા તાહરા, ગિયા અલંગા જેમ
સિંહ ત્રાડી સંપેખતાં, ડાર કોરંગા તેમ...૬

(મા, જ્યાં કલ કલ નિનાદ કરતો તારા જળ તરંગોનો ધ્વનિ મારે કાને પડયો છે ત્યાં જ મારાં પાપો, (સ્નાન કર્યા પહેલાંજ) જેમ વનરાજની ગર્જના સાંભળી હરણો છલાંગો મારતાં ભાગી છૂટે છે તેમ નાસી ગયાં છે.)

કચ્છવાહો કરજોડ, ભાગિરથી લાયો ભલે
કરિયા પાપ કરોડ જનમ જનમ ના જૂજવા...૭

(સૂર્યવંશી ભગિરથ આ પૃથ્વી પર જાહ્નવીને ભલે લાવ્યો—તેને ધન્ય છે, કેમકે આજે ગંગાજીને ભેટતાં જ મારાં અનેક જન્મનાં વિવિધ પ્રકારનાં કરોડો પાતકોનો નાશ થયો છે.)

કવિશ્વર ઈસરદાસે 'ગંગા અવતરણ' નામે ગ્રંથ રચ્યાનું મનાય છે. સાથે ડિંગળી ભાષાનાં એક કાવ્યમાં ગંગાજીને બહુ રૂડી રીતે સ્તવ્યાં છે. 'નદી અંક'ના સંપાદન વખતે એ કાવ્ય ફાઈલે પડયું હોવા છતાંય આપવાનું સુ. શ્રી જયમલ્લભાઈ ભૂલી ગયેલા એથી અત્યારે એ કાવ્ય પણ અર્થો સાથે આપું છું. અત્યારે આપવાની તક પણ છે:

## ગીત

ચાલી ત્રસનરાં પગાં હુંત, બ્રહમંડાં હુંત ચલી
બંમરા કમંડમાં હુંત, ચલી મહાબાહ
મેરકા છરંગા બિચ, પધારી સહસ મુખી
પહાડાં ઓનાડાં વચ્ચે ગંગારા પ્રવાહ....૧

(ભગવાન વિષ્ણુના પગોમાંથી બ્રહ્માના કમંડળમાંથી આમ બ્રહ્માંડમાંથી આ લાંબા હાથવાળાં ગંગા છૂટયાં અને હજારો મુખોવાળી આ ગંગા ત્યાંથી મેરૂ પર્વતના ખોળામાં પ્રવેશી આમ અનન્ત મહાન પહાડો વચ્ચેથી ગંગાનો પ્રવાહ વહ્યો.)

ત્રમળાં તોરંગા વેલ, ઉજળા પ્રવાહ નીર
સામળાં કરમ્મ મટે તારણી સંસાર

જલી ભાત સેવા કરી ભાગેરથ લાયો ભલાં
ધનોં ધનો સર સરી મુગતરી ધાર...૨

(જેનાં નિર્મળ જળનો પ્રવાહ ઉજ્જવળ તરંગાવલીઓ યુક્ત છે, માનવીનાં કાળા (પાપી) કર્મોનો જે નાશ કરીને જગતને તારવા વાળી છે. ધન્ય થયેલો ભગિરથ રાજા જેને સારી રીતે સેવા કરીને–રીઝવીને આ પૃથ્વી પર લાવ્યો છે. એવા મુક્તિના પ્રવાહ રૂપ દેવનદી ગંગાજી, આપને વારંવાર ધન્ય છે.)

સતજુગ ત્રેતા જુગ દુવાપર કળુ સત
નરાંલોક સુરાંલોક ગરાંલોક નમ
જહ રહ રઘુવીર, વિકુંઠરી પેઢી જહાં
પાપરા કપાટ ભાજે, કિજિયે પ્રનામ...૩

(ચારેય યુગોમાં માનવ દેવ અને નાગ લોકોને જે વંદનીય છે. જેને કાંઠે ભગવાન રામે વાસ કરેલો, જે સ્વર્ગમાં વાસ કરવા માટે પરવાનો આપનાર પેઢીરૂપ છે. જેને લીધે વિપુલ પાપો નાશ પામે છે, એવા આ મા ગંગાને પ્રણામ કરો.)

સુનેશ મહેશ શેષ આદેશ માગે
કવિશ અનેક ભાખે મુખા મુખી કીત
વ્રસન વ્રહમ સૂરજ સરિખા વંદે
પાર પટ કીધ ગંગા પથમી પ્રવિત...૪

(ઋષિવરો, શિવ અને શેષજી જેવા જેની આજ્ઞા માગે છે. અનેક કવિશ્વરો જેનાં યશોગાન કરી રહ્યા છે. વિષ્ણુ, બ્રહ્મા અને સૂર્ય સરખા જેને વંદનાઓ આપે છે. એવાં હે ગંગાજી, તમે તો તમારા ઉગમસ્થાનથી મુખ સુધીની પૃથ્વીને પાપ રહિત પવિત્ર કરી છે.)

ઉલટી હજાર ધાર ગિરંદા બિહાર આઇ
ઉધાર સંસાર સારે મિહમ્મા અપાર
અવતાર દશ જાંહી ઇગારમો અવતાર
કળ જોત દેવી ધણી બણેં જળાંકાર...૫

(જે સહસ્રધારાઓ વડે પહાડોને ફાડીને બહાર આવ્યા છે; અપાર મહાતમવાળાં અને સારા યે સંસારને તારવાવાળાં છે. વિષ્ણું ભગવાનના દશાવતાર જેમ અગિયારમા અવતાર રૂપ છે એવાં હે મા ગંગા, તમે પાપરુપી આગને પ્રલયકાળના સાગર રૂપ બનીને અત્યંત દબાવી દીધી છે.

પારતારે ચારે જગાં, બળે હી તારવા પ્રથી
બંજાળા ઉજળા જળ, પ્રઘળા બિહંત
મહાપાપ કટે પુરા, મુગતરાં દુવાર મળે
કરજોડી નમો માત 'ઇસરો' કહંત...૬

(ચારે યુગોમાં આ પૃથ્વીને ઉદ્ધારવા માટે જેનાં ઉજ્જવળ નિર્મળ જળનો પ્રબળ પ્રવાહ વહ્યો છે. જે મહા પાતકોને કાપવાવાળાં છે. મોક્ષના દ્વાર રૂપ છે. એવાં હે માતા ભાગિરથી, હું ઈશ્વરદાસ હાથ જોડી આપને પ્રણામ કરૂં છું.)

o o o

બધાંય માનવી ત્યારે અને અત્યારે ગંગાસ્નાનનો લાભ લઈ શકે તે શકય જ ન કહેવાય. એથી શ્રદ્ધાળુઓએ 'મન ચંગા તો કાથરોટમેં ગંગા' સમજીને બીજી કેટલીયે નદીઓમાં પાવિત્ર્ય–પાપનાશીનીપણાનું આરોપણ કરી, સ્નાન કરી મન મનવ્યું છે.

એમાંની એક સાબરમતી છે. કવિલોકે એને 'સાભ્રમંગા' નામે બિરદાવી છે. એનાં ઘણાં કાવ્યો રચાયાનું કહેવાયું છે, એમાં ય વળી રાજદે ગેલવાએ સાબરમતીમાં ગંગા પ્રગટાવ્યાની લોકવાયકા છે પછી એનાં ગુણગાન ગાવામાં કવિશ્વરો પાછી પાની કેમ કરે?

સૌરાષ્ટ્રના નાંધુપીપળિયા ગામના કવિ કેસરનાંધુ ગુજરાતમાં સગે સાગવે ગયેલા ત્યાં સાબરમતીમાં નાતાં કવિના મનમાં ઉકરાંટા આવ્યો. ધડ કરતા દુહા છૂટયા:

નરમળ જળ નત નાવે,
જાગે સમત કમત પટ જાવે
થાનક જાગ આયાં સુખ થાવે,
વસવે દેવી સાચ વ્રતાવે..૧

(તમારાં નિર્મળ જળમાં જે સ્નાન કરે છે તેવા માનવો સુબુદ્ધિવાળાં અને પાપ બુદ્ધિ રહીત થઈ

જાય છે. જે તમારા પટમાં આવે છે તેનું મન સુખ શાંતિ પામે છે. આમ હે દેવી સાબરમતી! તમે જગતમાં તમારા મહાત્મને સત્ય કરી બતાવો છો.)

સર ઢીંમર ફ્રોડ બસાજે,
તોડ ગરવર સજળત ગાજે
કરવા વરત જગત રે કાજે,
આવી ગુન્જરખંડ અગાજે....૨

(જેણે મચ્છ સરોવર ફોડી નાખ્યું છે, પોતાનાં જળ વડે ગિરિરાજોને તોડી ફોડીને ગર્જનાઓ કરી છે એવાં હે દેવી! સાબરમતી! તમે જગતનાં કલ્યાણ અર્થે ગુજરાતમાં આવ્યાં.)

બે દુહાના પડમાંથી ત્રિભંગી છંદ છૂટયો. ગળથૂથીમાંથી જ નાદ વૈભવના સંસ્કારો પીધેલ ચારણુથી રહેવાયું નહીં હોય.

ગુન્જરખંડ અગાજે, અતગાયા ગાજે
સજા સમાજ કરવા આજ શુભ કાજ
સરતાજ પ્રસંન કી પાજ. વધે વિરાજ
મંજે નહી બોહુમતી, વ્રહુમ વસતી
સાબરમતી સરસતી જી સાબરમતી...૧

છંદ લાંબો છે એટલે આટલી જ વાનગીથી અટકું છું.

એવી જ બીજી લોકમાતા મહી નદી. એના કાંઠાના લોક મેવાસી-મહીવાસી કહેવાણા. એનાં ખુમારી—તાશીર ને તાકાત ન્યારા છે. કવિશ્વરોએ એને મહિસાગર નામે લાડ લડાવ્યાં છે. જેમ વિષ્ણુ સાગરમાં વસ્યા છે તેમ શિવ લોકહૃદયમાં મહીસાગરનું મહાત્મ પ્રગટ કરે છે.

મહીસાગરનાં ખો'ળાં પો'ળાં ભેરવ રૂપ પરનો એક ગ્રંથ રચાયો છે. નામ છે એનું 'મહીસાગર બાવની.' રચનાર છે કવિશ્વર ગોદડજી મહેડુ. વાળાવડ એમનું વતન. નજીકમાં જ મહીસાગર નદી.

લોકવાયકા છે. એક વખત ગોદડજી મહેડુ સોનીઓની જાનમાં જતા હતા. રસ્તામાં મહી નદી આવી. જાન અડધી નદીએ હતી ત્યાં મહાનદીમાં ભરતીનાં પાણી ચડયાં. જાન ફસાણી, ત્યારે કવિ ગોદડજીએ મહાસાગરનાં વખાણ—સ્તુતિનાં કાવ્યો ઊપાડયાં. એ સાથે જ પાણીએ જાનનાં ગાડાંને રસ્તો આપ્યો! સામે કાંઠે પહોચતાં પહોંચતાં તો કવિએ, બાવન છંદો રચીને ગાઈ નાખ્યા. એ જ 'મહીસાગર બાવની.'

ચમત્કાર એ કાંઈ હકીકત, તથ્ય કે પ્રમાણ નથી. પણ અનુભવે મને એ વસ્તુ સમજાણી છે કે જે ગ્રંથો સાથે આવી લોકવાયકા સંકળાયેલી હોય છે તે ગ્રંથોનાં સાહિત્યિક મૂલ્યો ઘણાં ઊંચાં હોય છે. આજ રીતે "મહીસાગર બાવની"નાં મૂલ્યો આંકજો. પાપી પેટ માટે કોઈ રાજાને—માનવીને રીઝવવા કે પાણાના ઠાકરને પાપમાંથી મુક્ત કરવાની લાંચ રૂપે આ રચના નથી, પણ હૈયાંની ઉલટથી જેને ખોળે ખેલ્યા એવી માનાં આમાં લાડ લડાવ્યાં છે.

ગોદડજી મહેડુના વંશજોએ મને આ વાત કહી છે. બાકી જેને હું લાડ લડાવું છું એ 'મહીસાગર બાવની'ની એક પંકિત પણ હજી લગી મારા હાથમાં નથી આવી. ગોદડજી મહેડુના આઠ આઠ ગ્રંથો સૌ. યુનિ. માટે મેં શોધ્યા પણ આ નવમો ગ્રંથ શોધવો હજી બાકી છે.

લ્યો મેં કોથળામાંથી બિલાડું જ કાઢયું ને?

o o o

જેમ માનવીને લાગણીશીલતા હોય છે તેમ કવિશ્વરોએ નદીને લાગણી અનુભવતી વર્ણવી છે. એટલે જ મૂળુ માણેકના મરણ પર કવિશ્વરોએ ગોમતીજીને રોવરાવ્યાં છે:

ગોમતીએ ઘૂંઘટ તાણીઆ, રોયા રણછોડરાય
માણેક હતું તે રોળાઇ ગયું, રણ વગડાની માંય–૧

એ જ રીતે એક દિવસ શેત્રુંજી રોયેલી. એક ચારણ શેત્રુંજીમાં બેઠો બેઠો ના'ય. ત્યાં કો' વટેમાર્ગુએ સમાચાર કહ્યા: "મહેરામણજી (ઘણું કરી પાલીતાણા ઠા.) દેવ થયા."

ચારણે મરશિયો ઝીંકયો:

સરણાં શેતલ તણાં, રોયા રદન કરે
મહેરામણ મરતે, સરહું રાંડી સુરાઉત–૨

પુરાણોએ ગોમતીને ગંગાની એક શાખા જ કથી છે. વળી વશિષ્ઠ પુત્રી કથીને એના શાંત સ્વભાવને બિરદાવેલ છે. છે તો કેવળ અઢી ગાઉની લંબાઈનો વોંકળો–ખાડી પણ કવિની વાણીએ એને ઠેઠ સ્વર્ગના દરવાજા લગી લંબાવી છે.

લાગે છે 'ગંગાલહરી' નર્મદા લહરી, માફક કો' અનામી કવિએ 'ગોમતી લહરી' પણ રચી હશે. મળેલા પાંચેક દુહા પરથી આ અટકળ છે. મળેલા પાંચ દુહા પણ હિરાના મૂલે વેંચાય એવા છે. એમાં બીજો દુહો તો રાજદે ગેલવાની 'જાગિરથી'માં યે આવે છે! ખરેખર એ દુહો કોનો? ગંગા પર છે કે ગોમતી પર?

મીઠાં જે માઓ તણાં, નાઓ નિગમિયાં
ખારે ખીર થિયાં, ગામ તાહળે ગોમતી–૧

(ઓ ગોમતી, જેમાં નાહ્યે પ્રાછત છૂટે એવાં ગંગાનાં મીઠાં જળ તારા પટમાં–દ્વારકાના પાદરમાં આવીને ખારાં થઈ ગયાં?)

ઉપર ઊડીતે, પંખીએ પાવન થિયે
માંહ મંજન કિયે, ગેમ ન જાયે ગોમતી–૨

(અરે ગોમતી! તારા પટ પર ઊડનારાં–આ કાંઠેથી ઓલે કાંઠે જનારાં પંખીઓ પણ પાપ રહિત–પવિત્ર થઈ જાય છે. અને તારામાં સ્નાન કરનારા જીવો તો ક્યારેય અવગતિએ જતા નથી.)

ભૂઆળી ભૂલે તણી ન, સરગા પર તણી
રસી વાટ વળે, શેરી સાકર દેવકી...૩

(ઓ ગોમતી! તારા પટમાં આવીને માનવી ભલે ભૂલા પડે, પણ સ્વર્ગને રસ્તે એ ભૂલા પડશે જ નહીં. કેમકે તું પોતે જ સુદામા નવાજ–સવળા હાથવાળા–એવા શ્રી કૃષ્ણના ધામ–ગોલોક–માં જવાની શેરી (ટૂંકો રસ્તો.) રૂપ છો.

કોં'એ ગોમતી ગમા! ખારી અળું તાહળું
વૃજ મૂકે વૃજરાજ, કાનડ તે આપ્યો કસંન ..૪

(ઓ ગોમતી! એ વાતનું આશ્ચર્ય છે કે તારાં ખારાં જળમાં એવી તે શી મીઠાશ જોઈ કે વૃજરાજ એવા તે શ્રી. કૃષ્ણ હર્યું ભર્યું વૃજ મૂકીને તારે કાંઠે આવી વસ્યા!

ક્રણ તે કણીઆગર થિઓ, જાત્રુ તણોજ કોએ
નાખાણુ નર લોએ, ગામ જ તાહળે ગોમતી .. ૫

(ઓ ગોમતી! રાઈના પર્વત પ્રમાણે તારે કાંઠે વસેલું આ દ્વારકા કદે નાનું પણ મહાત્મે અતિ મોટું થઈ ગયું છે. અને કાયમ ત્યાં યાત્રાળુઓ ઊભરાયા જ કરે છે.)

o o o

'નદી અંક'માં મારા સુરબ્બી શ્રી પિંગળશીભાઇ ગઢવીએ "ગોમા નદી વિષે ઘણું રચાયું છે" એમ કહ્યું. મારે એની શાખ પૂરવી રહી.

પાળિયાદના વિસામણ ભગતની જગ્યાના ગાદીપતિ આપા રામ હતા. એમને ત્યાં દીકરાનાં લગ્ન, સામે જાનમાં બગસરાના વાળા દરબારો પણ આવેલા. એમાં દાનની ચડસા ચડસી બગસરા અને પાળિયાદ વચ્ચે ચાલી. જાણે દાન મેઘ મંડાણો. ડોસા ઝીબા નામે કવિને હૈયે ઊલટ ઊડી તે એ મંડાણી મેહમાં. ગોમા નદીમાં આવેલ પૂર એ કવિની વાણી દ્વારા કાંડાછલ્લ વહી નીકળ્યાં. સાથે રમૂજનાં ફીણ પણ પાર વગરનાં ઊડયાં છે. આપણેયે ગાંડાં પૂર માણીએ :

આવ્યું પૂર કોય પવંગરી એલી
રામાંરી મોજ હિલોળે રેલી
પરથંમ જાન તણાંણી પેલી
ગોમા ધણેણે ગાંડી ઘેલી ..૧

ઇઆં આવ્યા વાળા ઉતરવા
પણ બાંધ શું જાંણુ દેશું પરવ,
કાલા ખોધ પાળિયાદની કરવા
ફેરા સાત સમંદરના ફરવા....૨

તાં લુણંગ કે, તુંબડે તરીએ
ભાઇ ઊનડ કે બાંબુ ભરીએ
કાઠી ગીગો કે એમ જ કરીએ
ની'કે મોત વ'ના બૂડી મરીએ....૩

આતો નદી અદ્ભુત અજાણી
પાળિયાદ રી મોજ અથોરે પાણી
ભાળીને બીના હતા ભાયાણી
બળગા રાતા કાળવી રાણી ..૪

ઇમ કરી દડવા ઓરાણા
તાં પગલ પટોબંધા તણાણા
પાંથું કે ઊભતિયાં ગુંઠણુંમાં પાણા
ચોટે ઝુમણાં તણી છોલાણા...૫

ઉનડ કહે ઓલાણી અમણી
તાં તું વેલ ચડી જઇ તમણી
જોઈ ખબ જાં ડાબી જ જમણી
ઓ, ચોટલિયું ત્રબકે ઉગમણી...૬

અછવાનું લોઢ સરવેથી આયો
ગીગે હાથ લુણાનો ગ્રહાયો
લુણો અવળકી વાલેરાને લાયો
પાણી બે ચાર કળશિયા પાયો....૭

કાઢો, કાઢો, ઈમ કીએ છે
લોઢે સાસ ઉસાસ લીએ છે
પાણી ગળકે જાન પીએ છે
ડબકાં વરનો બાપ દીએ છે...૮

રા'મા રૂપ તાં અડી અંભરાણો
નાજે હિલોળે દધી સમાણો
કાઠીઓ જાસરો સજશ કે' વાણો
વાળાનો ત્રાપો વિખાંણો...૯

બીજું ગીત પણ એવું જ મર્માળું ૧૪, કડીનું લાંબુ. નાજો ધાધલ જાન લઇ પાળિયાદ આવેલો. જાનમાં જશદણથી ઓઢા ખાચર આવેલ. તેમણે પાળિયાદના ગાદીપતિ ભગત સામે દાનની હોડ માંડી અને જાણે એ દાન મેઘમાંથી ગોમા નદીમાં પુર આવ્યાં. છેલ્લી ચાર કડી પકડીને આપણે પણ એ પુરમાં ખાબકીએ:

ભાઇ નાજો કે, થો બહુ ભૂંડી,
આ તો નદી ગજબની ઊંડી
બાપુ તણી હાથણી બૂડી,
માવલજીની ત્રબકે મૂંડી..૧

સાથ તણાણો વાહન સોંતો,
પેદળ વે'નેઊભે પો'તો
ગઢવી નાથાને ગોતો ગોતો,
નાથા જાનમાં હતો કે નો'તો ....૨

ખેંગ પ્રાછટે લાગ્યા ખળકા,
જબરા લોઢ ચડી ગિયા જળકા,
વરના બાપે કર્યાં અવળકાં,
ગયો ગોમામાં ખાતો ગળકાં...૩

જડિયા કો'ક રાણપુરને જાળે,
નાજો કમંધ ઠેર્યો ગરનાળે
ગયા ઘણાય ભાલને ગાળે,
આખી જાન લે કાઢી ઓવાળે...૪

છેલ્લે ભાદર કાંઠાનાં બો'ળાં પો'ળાં રૂપ પણ માણી લઈએ :

અજબ પેરિયાં ચિર શરીર અર્જબાં અજબ
શિરે ધરી હેલ થાડણ સોનારી
ભાદર તટે નીર કાંઠિર લંકી ભરે
વીર આહીરરી અજબ વારી...૧

આવાં અનોખાં રૂપ પર જ કમરકંદ જેવો કવિશ્વર મોહયો હશે ને? કવિનાં હૈયાં અને નદીનાં રૂપ ન્યારાં જ છે.



જળ ઊંડાં બેડી જાદરી, કાંઠો નવ કળાય;
જેના ખૂટલ ખારવા, એને વા પણ કવા વાય,

પાની બાઢે નાવમેં. ઘરમેં બાઢે દાસ;
દોનુ હાથ ઉલેચિયે, યહી સજ્જનકો કામ,

# કચ્છમાં છન્નુનો દુષ્કાળ

દુલેરાય કારાણી

(રાગ–હાથબા-હાથબીના ભજનનો)

છન્નુડે છેતરી માર્યા,
દોહેલા દિન દેખાડયા,
વેરીડે વેર તો લીધાં,
દિલડામાં દંશ છે દીધા.
લોકવાણી કહે કચ્છમાં કરતો,
છન્નુઓ લીલા લહેર,
અધિક શ્રાવણનું વર્ષ ના વણસે,
મેહુલો કરશે મહેર,
વખાણી ખીચડી વળગી
અષાઢે આશ છે સળગી.–છન્નુ.

મૂળથી મોટા ધૂળના ગોટા,
વાવલિયામાં વાય,
વાઘ–હૂંકારે વાયરા ફૂંકે,
નાગ ફૂંફાડા થાય,
એવો અતિ વાવડો લાગ્યો,
પાછો શું છપ્પનો જાગ્યો ?–છન્નુ.

રોજ રૂપાળાં વાદળાં ફેરી,
ઘોર ઘટા ઘેરાય,
પડું પડું તો રોજ થાએ ને,
રોજ રીસાઈ જાય,
છન્નુનો મેહુલો એવો,
કૂડો કલજુગના જેવો–છન્નુ.

સાવ સૂકા શ્રાવણ ગયા તોયે,
ગઈ અંતરની ન આશ,
માનવી મૂકે ન આશ જ્યાં સુધી,
કંઠમાં હોયે શ્વાસ,
આશામાં જાય તણાતા,
દિવસ પર દિવસો જાતા–છન્નુ

પીર–ફકીરો જતી–જોગીને,
જોશીઓ જૂઠા થાય,
આજ ને કાલના વાયદા એના,
વાયરામાં વહી જાય,
ખૂટી જોતિષની વાણી,
તૂટી આગમ એંધાણી–છન્નુ.

'પિયુ પિયુ'ના પ્રેમ મંત્રોના,
ન પહોંચે કીધા પોકાર,
ગગનમંડળમાં ઘોર ના ગાજ્યા,
મોરના મેઘ મલાર,
દુઃખી દાદુર ના બોલ્યા,
દિલડાના દ્વાર ના ખોલ્યા–છન્નુ.

ધીખતી ધરણી હાય વરાળે,
ધરે વેરાગણ વેશ,
અંગ નવ ઓઢયાં નીલનીલાંબર,
શીશ ખોડાવ્યા કેશ,
વીરહીણીને વેદના જાગી,
અંતરમાં આગ છે લાગી–છન્નુ.

ખડ ખૂટયાં ને દાભડા ખૂટયા,
નીરનાં ખૂટયાં નવાણ,
ખારેકડીનાં થડ છે ખૂટયાં,
વડ–પીપળનાં પાન,
ઝાડો સૌ ભાંખરાં ભાસે,
કચ્છડામાં કેમ રહેવાશે?–છન્નુ.

ઘાસ તરણાં ને ઝંખતી ગાયો,
હાય જોઈ નવ જાય,
ભૂખે ભાંભરતાં ધણ ભાળીને,
ધણારો ફાંસી ખાય
દુખિયાંની દાદને માટે,
હાલ્યા વૈકુંઠની વાટે–છન્નુ.

પશુડાં પારાવારનાં એ તો,
મોત મુખે ખડકાય,
જીવતાં તે તો મોતને વાંકે,

મોતની વાટે જાય,
ઘાણી જેમ તાવડે ફૂટે,
ટપોટપ પ્રાણ વછૂટે—છન્નુ.

હાડકાં કેશ પીંજરાં એતો,
ઊઠી ઊભાં કેમ થાય!
ગીધડાં ભૂખ્યાં ગાય ગરીબડી,
જીવતી ફાડી ખાય,
આંખો એની કાગડા કાઢે,
પરાણે સ્વર્ગ પહોંચાડે—છન્નુ.

ઘર વેચ્યાં ને ઘરેણાં વેચ્યાં,
પશુના પોષ્યા પ્રાણ,
ખેતરો વેચી ખવાડિયા તોયે,
જમડે લીધા જાન,
આશાના તાર છે તૂટયા,
છન્નુડે છેક છે લૂટયા—છન્નુ.

ઇશને આશરે ધીંગા ધોરી
ત્યાગવા લાગ્યા લોક,
નાથ વાઢીને નાકની એ તો,
કારમી મૂકે પોક,
ઊંચા આકાશની સાંખે,
આંસુડે ભીંજતી આંખે—છન્નુ.

વાણીઆએ વેપાર મૂકયા ને,
ખેડુએ મૂકી ખેડ,
બની-અબડાસો ઊજડ બનિયા,
કચ્છમાં વરતે કેર
કોઇએ ઝાડ સિંધના ઝાલ્યાં,
કોઇ હાલાર છે હાલ્યા—છન્નુ.

માક-મિયાણી, પછમ, પાવર ને,
વાગડ વણસી જાય,
પુત્રને પાવા નહિ પાણી ત્યાં,
પશુને કયાંથી પાય?
પૃથ્વીનાં પેટ છે ખૂટયાં,
જનતાનાં જોર છે છૂટયાં—છન્નુ.

આગ ઝરે છે આભ થકીને,
ધરણી ખાવા ધાય,
ઘોર ગરજંતા દુઃખ સાગરમાં,
કચ્છડો ઝોલાં ખાય,
દીસે ના કોઈ કિનારો,
ઊગરવા એક ના આરો—છન્નુ.

રાહત કાર્યો રાજ-પ્રજાનાં,
શ્રીમંત કેરી સહાય,
સિંધુ મહીં એ બિંદુ સરીખાં,
આભનાં થીંગડાં થાય,
અંતે એ માનવી કેરાં,
ઇશ્વરનાં દાન અનેરાં—છન્નુ.

સવંત સૌકે ઓગણીસોમાં,
છન્નુડે દીધાં છેહ,
કચ્છમાં કાળો કાળ છે જાગ્યો,
મહી પર રૂઠયો મેહ,
રે'જે ના રાય રૂઠેલો,
મેહુલા! આવજે વહેલો-છન્નુ.

*

## સ્વ. જીવાભાઈ પી. ગઢવી (બાબોટ)

પાસે પાડોશી ચાડિયો, મૂંગો મિત્ર છે દૂર;
બેરી ઘરમાં બાયડી, એ અકળામણ ઉર.

છકેલ ઝાઝાં છોકરાં, કામન કજિયા ખોર;
ભેળો સાળો ભવનમાં, એનાં દુઃખ અઘોર.

લોભી જનના લખણથી, લખમી પણ લજવાય;
વેંડળ ઘરની વલ્લભા, નિત્ય નિસાસા ખાય.

આંક ઈંધણ જવની તુણ, છોરૂ આપે હળ્યા;
ચૂંચી નાર, છપરૂં ચૂવે, પાંચે પાપ મળ્યા.

# ખેતરોનું લોકતત્ત્વ

શંકરભાઈ સોમાભાઈ તડવી

ઉત્કર્ષ આજે મુંબઈથી આવ્યો હતો. ગોપાલપુરા નાનું ગામ હતું. એ એને શેનું ગમે ? પણ એ તો હવે ગામડામાં રહેવાનો નિર્ણય કરીને આવ્યો હતો. એટલે મનને ગમે એવી પ્રવૃત્તિઓમાં કેળવવા ઈચ્છતો હતો. હવે તે વેડછી ગાંધી વિદ્યાપીઠમાં સ્નાતક થવા જવાનો હતો, એટલે તેની પૂર્વ-તૈયારી લેખે તે અહીં ગ્રામસંપર્ક સાધવા આવ્યો હતો. એના કાકા ખુશાલદાસ મોટા ખેડૂત હતા, તેઓ જાતે કામ કરતા હતા એટલે સાચા અર્થમાં ખેડૂત હતા.

ખુશાલદાસે જમતાં જમતાં ઉત્કર્ષને પૂછ્યું :

'અહીં ગમશે ?'

'હા. કેમ નહિ ગમે ? અહીં શહેરનો ઘોંઘાટ નથી. કેટલી બધી શાંતિ છે ! મારે શાંતિથી આપણા ગામ વિશે માહિતી મેળવવી છે.'

'પણ જમ્યા પછી તો મારે ખેતરે જવું પડશે.'

'તો હું પણ તમારી સાથે આવીશ.'

'ખેતરમાં શું જોવાનું છે ? તને ગમશે ?'

'હા. મારે ખેતરો જોવાં છે. ખેતરો વિષે અભ્યાસ કરવો છે.'

જમ્યા પછી ખુશાલદાસ અને ઉત્કર્ષ ખેતરે ચાલ્યા. રસ્તામાં એક ખેડૂત માથે કડબનો ભારો લઈને આવતો હતો, ખુશાલદાસે તેને પૂછ્યું :

'કેમ મનોર ! ક્યાં જઈ આવ્યો ?'

'આ બૂટીવાળે ગયો'તો.'

'હેં કાકા ! બૂટી એટલે ખિસકોલી ?'

'ના, ભાઈ ! ના. એમ નથી. ખિસકોલીને ગામડાના લોકો બૂટી કે બૂટડી નામે ઓળખે છે, એ ખરું છે. પણ બૂટીવાળું એટલે ખિસકોલીવાળું એવો એનો અર્થ થતો નથી.'

'તો ?'

'એ બૂટી નામ પાછળ પણ ઈતિહાસ છે. એ ખેતરનો માલિક બૂટિયો નામે ભીલ હતો. તેની પાસેથી ખરીદેલું એટલે બુટિયાવાળું ખેતર. પાછળથી એ બૂટીવાળું કહેવાયું.'

'એમ બૂટિયો ક્યાં રહે છે ?'

બૂટિયો તો મરી ગયો ! આજે અમારા ગામમાં એક પણ ભીલ રહેતો નથી. આજથી બસો વર્ષ ઉપર બૂટિયો થઈ ગયો !'

'ઓહોહોહો !, ત્યારથી આ નામ ચાલ્યું આવે છે ?'

'હા.'

'ત્યારે તો કાકા, મેં એમ વાંચેલું કે જેમ જેમ શહેરનાં નામ પાછળ ઈતિહાસ રહેલો છે તેમ ખેતરોનાં નામ પાછળ પણ એવો ઈતિહાસ રહેલો છે.',

'હા. આ ગામનાં દરેક દરેક ખેતરના નામ પાછળ કાંઈને કાંઈ ઈતિહાસ તો જરૂર છે જ. અને એ જીવંત છે. કેટલાંયે વર્ષો સુધી એ નામ ચાલું રહેશે.'

'તો કાકા ! મારે આ ખેતરોની પાછળ રહેલું લોકતત્ત્વ જાણવું છે. સ્થળના કે ગામના નામ પાછળ રહેલું લોકતત્ત્વ જેમ આપણો પ્રાદેશિક ઈતિહાસ રચવામાં કિંમતી ફાળો આપે છે તેમ ખેતરોના નામમાં રહેલું લોકતત્ત્વ પ્રાદેશિક ઈતિહાસમાં ખૂટતા અંકોડા પૂરા પાડે છે.'

'એમ ! જો આ આપણું ખેતર શાવડું આવ્યું.'

'શાવડું એટલે ?'

અહીં પહેલાં શાહુડીઓ ખૂબ રહેતી હતી. આ ખેતરમાં એક મહુડો હતો. લોકો એ મહુડાને

શાવચો મહુડો એટલે કે શાહુડીઓવાળો મહુડો કહેતા. તે ઉપરથી શાવચુ નામ પડયું છે.'

'એમ ! કાકા ! આવા શબ્દોનાં મૂળ તો ક્યાંયે મળે જ નહિને !'

'ના મળે. ને આપણા ખેતરથી ઉગમણે શેઢા-એ લાલજીબાવાનું ખેતર છે. તેને બામણિયું કહે છે. આ આથમણું કેવળકાનાનું ભદભદિયું છે. ઉત્તરમાં રામજીનું બપોરિયું છે અને દક્ષિણે રણછોડનું ખેતર ખાધરો છે.'

'કાકા ! આ તો કેટલું અજાયબ ?! ખેતર પણ જીવંત વ્યક્તિ પેઠે વ્યક્તિગત નામ ધરાવે છે ?!'

'હા ભાઈ ! ખેડૂતો ખેતરને જમીનનો નિર્જીવ ટૂકડો નથી માનતા. ખેડૂતોને મન ખેતર એટલે ધરતી માતાનો એક નાનકડો ભાગ છે ! ખેતરની જમીનના એક કણને પણ ખેડૂત માથે ચડાવે છે. ખેતરોની માલિકી સાચવવા ઘણા ખેડૂતોએ પોતાના પ્રાણની આહુતિ પણ આપેલી છે ! આ પેલું દેખાય એ વાણિયાવાળું છે. એ ખેતરને માટે તો જીવાભાઈએ જમીન કબજે લેનાર વાણિયાને પરોણે પરોણે મારેલો, અને બળદને પરોણી ઘોંચે તેમ શાહુકારને કુલ્લામાં પરોણાની આરો ઘોંચેલી ! !'

'અરરર !' ઉત્પલે મોંમાં આંગળાં નાખી દીધાં.

'અને પછી આઠ વરસની જેલ ભોગવેલી !' ખુશાલદાસ બોલ્યા : 'ત્યારથી એ ખેતર જીવાભાઈ પાસે છે. અને એ વાણિયા પાસેથી લીધેલું હોવાથી વાણિયાવાળું કહેવાય છે'

'પણ કાકા ! તમે આપણા ખેતરની ચારે બાજુ જે ખેતરો ગણાવ્યાં, તેના નામનો અર્થ તો કહો !'

'જો સાંભળ.' બામણિયું'' એ બ્રાહ્મણ પાસેથી લીધેલું છે. 'બપોરિયું'' એ ખેતરમાં પહેલાંના વખતમાં એક મોટો મહુડો હતો. તેનાં મહુડાં બપોરે જ પડતાં તેથી બપોરિયા મહુડાવાળું ખેતર, વખત જતાં બપોરિયું કહેવાયું. કેવળકાનાના ખેતરમાં, ચોમાસામાં પાણી વહેવ થી ઠેકઠેકાણે મોટા ખાડા પડી જતા. અને કેટલીયે વાર પાણી ભીતર વહી જતું. ચોમાસાના પાણીથી પડતા આવા ખાડાને લોકો ભદભદિયાં કહે છે. તેથી એને ભદભદિયાવાળું ખેતર કહેતા. તે ઉપરથી ભદભદિયું નામ પડયું છે. રણછોડના ખેતરમાં હાલમાં જે જગ્યાએ આંબો છે તે સ્થળે મોટો ખાડો હતો. ચોમાસામાં એમાં પાણી ભરાઈ રહેતું. હાલમાં એ ખાડો પૂરાઈ ગયો છે. ખાડાને લોકો ખાધરો કહે છે. તેથી એ ખેતર ખાધરો કહેવાય છે.'

'ઓહોહો ! ખેતરોનાં નામ પણ કેવી વિચિત્ર રીતે પડે છે ?'

'હા પણ કેટલાંક ખેતરનાં નામ સાવ સાદી રીતે પડે છે. કેટલાંક ખેતરનાં નામ ખેતરને ઓળખવાની નિશાની ઉપરથી પડે છે. ખેતર વેચનાર માલિકના નામ ઉપરથી, ખેતર વેચનાર માલિકની અટક ઉપરથી, ખેતરમાં ઊગેલા વૃક્ષ ઉપરથી, ખેતરમાં થઈને કે ખેતર પાસે થઈને જતા રસ્તા ઉપરથી, ખેતરમાં આવેલા દેવસ્થાન ઉપરથી, ખેતર નજીકના સ્થળ ઉપરથી કે દિશા ઉપરથી ખેતરનાં નામ પડે છે.

વૃક્ષ ઉપરથી કેટલાંક ખેતરનાં નામ પડે છે. જેમકે, કાંડીવાળું, ઉંબરાવાળું, આંબાવાળું, આંબાવાડિયું, મહુડાવાળું, ઝાડમાં મહુડા અને આંબા જાત જાતના થાય છે. એટલે તે ઉપરથી પણ જુદાં જુદાં ખાસ નામો વિશેષનામો પડે છે.'

'એમ ?'

'હા ખાટી કેરીવાળા આંબા ઉપરથી ખટાળ આંબાવાળું, જે આંબા ઉપર ઝીમેલો હોય તેને ઝીમેલિયા આંબાવાળું, મડદાને સ્મશાને લઈ જતાં ભોંયે ઉતારી સગાંઓ છેલ્લું વેલ્લું મોં જુએ છે. ત્યાં આંબા હોય તો તેને વિસામિયાઆંબાવાળું કે વિસામિયું કહે છે. જે આંબાના થડે મોટી ગાંઠો હોય, તેથી તેનો દેખાવ બેડોળ દેખાય છે તેથી તેને ઘૂંટિયાઆંબાવાળું કહે છે. જે આંબાને થડમાંથી બે ડાળા ફૂટે છે અને થડ વાંકવાળું દેખાય છે તેને બેડાળાઆંબાવાળું કે બેડાળાવાળું કહે છે.'

'ઓહો આંબા પરથી પણ કેવાં અર્થ ઘેરાં નામ પડે છે ?'

'હા ભાઈ. મહુડા પણ જાત જાતના હોય છે. જેના મહુડાં બપોરે પડતાં હોય તે બપોરિયા મહુડાંવાળું કે બપોરિયું કહેવાય છે. નાનો મહુડો મહુડી કહેવાય છે તેથી આવું કોઈ ખેતર બપોરિયેણુ મહુડીવાળું પણ કહેવાય છે. જેનાં મહુડા ગળ્યા હોય તે ગળી મહુડીવાળું કે ગળ્યા મહુડાવાળું કહેવાય છે. જેનાં મહુડાં રાત્રે એટલે કે સળસ્કે, અંધારામાં પડે છે તેને રતુગળમહુડીવાળું કે રતુગળમહુડાવાળું કહેવાય છે. કોઈ મહુડીની ડાળો વેલા જેવી પાતળી અને ગાઢ હોય તેને વેલાળી મહુડીવાળું કહે છે.

'કાકા ! મહુડાએ પણ કમાલ કરી ! ! મહુડાના ઝાડ વિશે પણ મને કેટલી માહિતી મળી !'

'ઉકેલવા બેસીએ તો મળે ભાઈ !' ખુશાલદાસ બોલ્યા : 'કેટલાંક ખેતર તેના માલિકના નામ ઉપરથી ઓળખાય છે. જેમકે બૂટીવાળું, ભૂરિયાવાળું, કરશનવાળું, ખોખાવાળું.

કેટલાક ખેતરનાં નામ તેના માલિકની અટક ઉપરથી પડેલાં હોય છે. જેમ કે વાણિયાવાળું, બારોટવાળું, દેસાઈવાળું, છીપાવાળું, તંબોળીવાળું, ગોલાવાળું, ધાંયજાવાળું.

કેટલાંક ખેતર રસ્તાનાં નામ ઉપરથી ઓળખાય છે. સંખેડા જવાના રસ્તા નજીક હોય તો સંખેડાની વાટવાળું, કાવિઠા જવાની વાટ ઉપર હોય તો કાવિઠાની વાટવાળું કહેવાય છે. કેટલાંક ખેતર રસ્તાની નજીક હોય તો તેને ચીલાવાળું,સડકવાળું કહે છે. કોઈ ઊંડા રસ્તા નજીક હોય તો ઊંડીનેળવાળું કહેવાય છે. કોઈ ખેતરમાં થઈને પગદંડી રસ્તો જતો હોય તો તેને વાટવાળું કહે છે.

કેટલાંક ખેતર કોઈ ગામની નજીક હોય તો તે ગામના નામથી ઓળખાય છે. જેમ કે, છુછાપર ઉપરથી છુછાપરિયું, ઝવેરપુરા ઉપરથી ઝવેરપરિયું અથવા જોજવાવાળું, કે માકણીવાળું કહેવાય છે.'

'ત્યારે તો કાકા ! રસ્તા પણ ખેતરનાં નામ પાડવામાં ભાગ ભજવે છે ખરા.'

'હા, ભાઈ ! એ ઉપરાંત દેવસ્થાન ઉપરથી પણ ખેતરોના નામ પડે છે. જે ખેતરમાં ભાથુજી મહારાજનું સ્થાનક હોય તો તેને ભાથુજીવાળું કે કે મહારાજવાળું કહેવાય છે. પેલું નહેરની પાળ નજીક દેખાય છે તે ખેતરને માતાના જાળાવાળું કહે છે.'

'માતાનું જાળું તો દેખાતું નથી !'

'પહેલાં માતાના સ્થાનક પાસે કંથારનું મોટું જાળું હતું. પચાસ વરસથી એ જાળું નથી. છતાં લોકો એને માતાના જાળાવાળું ખેતર કહે છે. કેટલાંક ખેતર ગામદેવના સ્થાનક નજીક હોય છે, તેને મા'લવણવાળું કે મા'લવણિયું કહે છે.

'કોઈ સ્થળ ઉપરથી ખેતરનાં નામ પડે કે નહિ !'

'હા, ભાઈ ! પડે છે. ગામની નજીકનું ખેતર પાદરિયું કે ભાગોળિયું કહેવાય છે. જે સ્થળે મસાણે લઈ જતાં મડદાને ઊતારે છે તે ખેતરને વિસામિયું કહે છે. સ્મશાન નજીકનું ખેતર મસાણિયું કહેવાય છે. ડુંગર નજીકનું ડુંગરવાળું ને ડુંગરી નજીકનું ડુંગરીવાળું કહેવાય છે. ડુંગરની ધાર નજીક હોય તેને ધારવાળું કહે છે. ખૂબ અણીદાર શિખરવાળી ડુંગરી નજીકનું ખેતર તીણાળી ડુંગરીવાળું કહેવાય છે. કોઈ ડુંગરીનું નામ હોય તો તેના ઉપરથી નામ પડે છે. જેમકે. તેલળી ડુંગરીવાળું કે પુણ્યપાવાવાળું, આશા–ડુંગરીવાળું કહેવાય છે. સીમાડા ઉપર હોય તેને સીમાડિયું કહે છે. નહેર નજીકનું કાંસવાળું કે નહેરવાળું કહેવાય છે. કોઈ કોતર નજીક કોતરનું મુખ હોય તો વાંધાવાળું કહે છે. કોઈ કોતર નજીક હોય તો તેના નામ ઉપરથી ખેતરનું નામ પડે છે. જેમ કે, કરાળી નજીકનું કરાળિયું, ઢાકલી નજીકનું ઢાકલીવાળું. જે ખેતરની નજીક પથ્થર હોય તો તે ઉપરથી તેનું નામ પડે છે. જેમ કે, ધોળીશેલવાળું. જે ખેતરમાં થઈને પાણી વહી જતું હોય તેથી તેને વે'ણાવાળું કે રાહવાળું કહે છે.'

'ઓહોહો ! કાકા ! હજુ કેટલાં નામ આવાં સ્થળો ઉપરથી પડે છે !'

'હજુ તો આવાં ઘણાં નામ પડેલાં છે. જે સ્થળે જૂનું ગામડાણુ હોય તેને ગણાણુ કે ધમોણાં કે ધમોણુવાળું કહે છે. જે ખેતરમાં પહેલાં ખૂબ દાભ ઊગતો હતો તે ખેતરને દાભિયું કહે છે. જે ખેતરની નજીક ઘાસનું બીડ હોય તેને બીડવાળું કહે છે. જ્યાં પીરની કે કોઈ જૂની કબર હોય તેને કબરવાળું કહે છે.

કોઈ ખેતરમાં કૂવો હોય તો તે કૂવાવાળું કહેવાય છે. જે ખેતરની નજીક ખાણુ હોય તો તેને ખાણુવાળું કહે છે. ખાણોનાં પણ નામ હોય છે તેથી ખેતર પણ તેવા નામે ઓળખાય છે. જેમ કે, જૂની ખાણુવાળું, ચૂનાખાણુવાળું. જે ખેતરમાં તલાવડી હોય તેને તલાવડીવાળું કહે છે.

'કાકા ! આ ખેતરના નામનું પુરાણુ તો ખૂબ મોટું !'

'હા, ભાઈ ! હજુ જમીનના રંગ ઉપરથી પણ ખેતરનાં નામ પડે છે, તે તો બાકી છે. જમીન કાળી હોય તો કાળીભોંયનું કે કાળીભોંયવાળું, ગોરાટ જમીન હોય તો ગોરાટ, ડુંગર નજીકની રાતી જમીન હોય તો રાતીભોંયવાળું, પથ્થરવાળી જમીન હોય તો પથરિયું, નદીકાંઠાની ફળદ્રુપ જમીનવાળું ભાઠું, ખળાની જમીનવાળું ખળવાડ, ખરાબાની જમીનવાળું હોય કે ખરાબા નજીક હોય તેને ખરાબાવાળું, ડુંગરાળ રાતી કાળી જમીન હોય તેને માળ કે માળવાળું કે માળવિયું કહે છે. ખારી જમીનવાળું ખેતર ખારોળ કહેવાય છે. જે ખેતરમાં કાસ નામનો ઘાસ થતો હોય તેને કાસોટ કહે છે. ક્યારીની જમીનવાળું ખેતર, જો મોટું હોય તો ક્યારો અને નાનું હોય તો ક્યારી કહેવાય છે. ક્યારાને કેટલાક પ્રદેશમાં ચાયડો કહે છે. એટલે મોટા ખેતરનો ચાયડો અને નાના ખેતરને ચાયડી કહે છે. જે જમીન નદીની ખીણ પ્રદેશમાં કે કોતરના ખીણ પ્રદેશમાં હોય તેને કાચલો કે કાછલો કહે છે. એવા નાના ખેતરને કાચલી કે કાછલી કહે છે. આ કાછલા પણ જમીનની જાત ઉપરથી પાછા વિશેષનામ પામે છે. જેમ કે, કાળી ભોંયનો કાછલો, રાતીભોંયનો કાછલો. ઈનામી જમીન પસાયતું કહેવાય છે. કેટલીક જમીનને વાંટાની જમીન કહે છે. તેવા ખેતરને વાંટાવાળું કહે છે'.

'વાહ ! વાહ ! કાકા ! પહેલાં તો હું જમીનની બે ત્રણ જાતો વિષે જ જાણતો હતો. આ તો ખેતરનાં નામ જાણતાં કેટલી બધી જાતની જમીન પણ જાણવા મળી !'

'હવે બીજાં નામ કહું. આ નામ ખેતરના કદ, લંબાઈ-પહોળાઈ ઉપરથી પડેલાં છે. જે ખેતર અરધા વિઘાથી એક વિઘા જેટલું મોટું હોય તેને વાડો કહે છે. જે ખેતર બે વિઘાં કે બે વિઘાંથી નાનું હોય તેને કટકો કે કટકી કહે છે. કોઈ કોઈ જગ્યાએ તેને ટૂકડી કે ટૂકડો કહે છે. જે ખેતર પાંચ વિઘાંથી મોટું હોય તેને નંબર કહે છે. જે ખેતર ઘર બાંધવા માટે વપરાતી પાટડી જેવા આકારનું હોય તેને પાટડી કે પાટડો કહે છે. જે જમીનનો આકર એક બાજુથી સહેજ સાંકડો, વચ્ચે પહોળો અને છેડે પાછો લાંબો-સાંકડો હોય છે, તેવા ખેતરને ચાપડો કહે છે. ગામડામાં મહૂડાંની ડોળીનું તેલ કાઢવાનું હાથસાધન તે ચાપડો છે. એ ચાપડા જેવા આકારનું ખેતર એટલે ચાપડો. જે ખેતરની જમીન વચ્ચે ઊંચી હોય અને આજુ બાજુ ઢાળ હોય તેને ઘોડો કહે છે. કેટલાક ખેતર લાંબા પાતળાં હોય તેને ચાપેર કહે છે.'

'હવે બસને કાકા ? બધા ખેતરોનાં નામ પૂરાં થયાં ?'

''ના, ભાઈ, હજુ કેટલાંક એવાં નામ છે, જેના અર્થ હાથ મળતા નથી.'

'એવાં ક્યાં નામ છે ?'

'એવાં નામ મેરો, પાળવિયું, કોદેલ, ઝરિયું, આંબિયું, મોરળિયું, કકરોઈલ, કુંભરિયું જેવાં છે. આમાંથી મેરો, પાળવિયું, કોદેલ, ઝરિયું અને આંબિયું એ નામ એ તરફનાં ખેતરોના જથ્થાને પણ ઓળખાવે છે. જેમ કે, પાળવિયાવગો, કોદેલ વગો, ઝરિયા વગો. મેરો, કોદેલ વિસ્તાર પાસે નળિયાં-ઠીંકરાંના અવશેષો મળે છે. પાળવિયા પાસે

એવી કોઈ નિશાની મળતી નથી. કદાચ નદીની ભેખડ તૂટી જવાથી ધસાઈ ગઈ હોય. 'ઝરિયા' વાળા સ્થળે ગોલાગામડી તા. સંખેડાનો રહીશ માધો શિકારી નામે ઓળખાતા માણસે વસવાટ કર્યો હતો. તે ગાયો સાથે રહેતો હતો. હાલમાં તેના કોઈ વંશજો નથી. પણ ઝરિયા નામ ચાલુ છે. કોતર છે તેનું નામ ફનાળી છે. એટલે જે નામનો કોઈ અર્થ મળતો નથી, તેવાં ખેતરોની જગ્યાએ ભૂતકાળમાં કોઈ જૂની વસાહતો હશે, અને તેનો ઇતિહાસ એ નામમાં છુપાયો હશે એમ માનવા કારણ રહે છે. જેમ કે 'મેડો' નામે ઓળખાતાં ખેતરો જૂના નગરનાં ચિહ્નો બતાવે છે. આ સ્થાન પાવી–જેતપુર ગામમાં રેલવે સ્ટેશનની સામેથી શરૂ કરી પશ્ચિમમાં એકાદ માઈલના વિસ્તારમાં પથરાયેલાં પડયાં છે.'

'હા, કાકા. ખેતરો, સ્થળો વગેરેના નામ પાછળ પડેલું આ લોકતત્ત્વ આપણો પ્રાદેશિક ઇતિહાસ રચવામાં, અગત્યની ખૂટતી કડીઓ પૂરી પાડે છે. તેથી ગામે ગામનાં સ્થળ નામોની પેઠે, એકેએક ગામના ખેતરોના નામમાં રહેલું લોકતત્ત્વ પ્રગટ થવાની જરૂર છે.'

'હા, ભાઈ ! એ તો દેખીતું છે. પણ આ કામ કોણ કરે ? એ માટે ઘણો સમય જોઈએ. ઘણા માણસોની મુલાકાત લેવી પડે અને એ માટે ધીરજ પણ જોઈએ ને ? તું આવાં કામ કરજે.'

*

લીંબડીના રાજકવિ સ્વ. શ્રી. શંકરદાનજીની અપ્રગટ રચનામાં રાજાઓને સાલિયાણા વિષે નીચે મુજબ કાવ્યમાં સલાહ અપાયેલી.

### છપ્પય

તજ્યાં રાજ તો હવે ત્યાગવ્રત વેષ ભજાવો
ગાંધી જવાહર વલભ જેમ નિજ નામ દિપાવો
કાં હેમાળે જાવ કરો તપ ચોગ કમાઓ
કાં મોટા મુનિ બની અરણ્યમાં અદ્રશ થાઓ

પરવશી રાંક જયમ પેનશન,
લેશો ખાશો જીવશો
તો–કવિ દાસ સત્ય "શંકર" કહે,
તે તે નૃપ નરકે જશો. ૧

*

તે મહીપ મૃત તુલ્ય રૈત નિરદોષ રંજાડે
તે મહીપ મૃત તુલ્ય ધણી થઇ ધાડાં પાડે
તે મહીપ મૃત તુલ્ય કૃપણ અપજશી કહાવે
તે મહીપ મૃત તુલ્ય ધરા નિજ ધરમ ગુમાવે

એ દોષવાન હો તે અધિપ,
પાપતણું પ્રાશ્ચિત કરો;
જાન્હવી અગર હિમગિરિ જઇ,
હરિ–હર ભજી તન પરહરો. ૨

## સ્વ. શંકરદાનજીની કેટલીક દુહા–રચના

કાં હરિ કાં હર ભજન કર, દે ગરીબને દાન;
"કવિશંકર" કલ્યાણપ્રદ, મારગ એજ મહાન. (૧)

ભાવાર્થ :– શ્રી વિષ્ણુ ભગવાનનું કે શ્રી શંકર પ્રભુનું ભજન કરવું અને ગરીબને દાન દેવું એ જ (આ સંસારમાં) મહાન કલ્યાણપ્રદ માર્ગ છે.

સગુણ નિર્ગુણ બેઉ એક છે, અક્ષર અંક સમાન,
ભ્રમ મેલીને કર ભજન, દાખે "શંકરદાન" (૨)

ભાવાર્થ :– નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ અંક (૧)ને અક્ષર (એક) સમાન બંને એક જ છે, માટે ભ્રમણા છોડીને પ્રભુનું ભજન કરવુ.. (તે ઉત્તમ છે.)

સુખમેં કરના પ્રભુ ભજન, દુઃખમેં દેના દાન;
સત્તામેં રખના ક્ષમા, (વે) દુષ્કર "શંકરદાન." (૩)

ભાવાર્થ :– સુખ સમયમાં પ્રભુ ભજન કરવું અને દુઃખ (દ્રવ્ય તંગી)માં દાન કરવું ; તેમજ સત્તા વખતે ક્ષમા રાખવી તે મહાન કઠણ છે.

આરત ઈશ્વકોં ભજે, દે શ્રીમંત જન દાન;
રંક ક્ષમે તામેં કહા, અચરજ "શંકરદાન," (૪)

ભાવાર્થ :–દુઃખી માણસ પ્રભુનું ભજન કરે અને શ્રીમંત દાન કરે તેમજ ગરીબ ક્ષમા રાખે તો તેમાં આશ્ચર્ય શું ?

# આવ્યો રે દુકાળ ( દુકાળ પચ્ચીસી )

કૃષ્ણલાલ પ્ર. મહેતા

આવ્યો ક્યાંથી આ દુકાળ
આવ્યો ભમરાળો દુકાળ
આવ્યો ભોરીંગડો આ કાળ
...આવ્યો આવ્યો રે દુકાળ

ખૂટયાં નદીયુંના નીર
સુકાં સરવર તીર
ખૂટયું ધરતીનું હીર
....આવ્યો આવ્યો રે દુકાળ

નાનાં મોટાંનો આ કાળ
ઢોર ઢાંખરનો કાળ
પાંખ પંખેરૂનો કાળ
...આવ્યો આવ્યો રે દુકાળ

ખૂટી કોઠીએ હાં જાર
રૂવે ચોધારે ધરનાર
ભૂખે ટળવળે બાળ
...આવ્યો આવ્યો રે દુકાળ

ભૂખ્યાં ભાંડુડાં લાચાર
નિરાધાર નિરાધાર
એનાં નેણે આંસુધાર
...આવ્યો આવ્યો રે દુકાળ

નારી લજ્જાળુ શરમાળ
હારે નાનાં એનાં બાળ
દીસે માગતાં બાઝાર
...આવ્યો આવ્યો રે દુકાળ

મૂંગા ચોપાં નિરાધાર
ખેતી પાંતીનો આધાર
ભૂખ્યાં તરસ્યાં નિરાહાર
...કરશે કેમ કરી પાર

ઓલાં રાંકા નિરાધાર
માગે ટેકો એ લગાર
એનો કરજો વિચાર
....આવ્યો કપરો આ કાળ

વધ્યા લેરખડા લબાડ
વધી ચોરી મારફાડ
વધી સીમની રંજાડ
...આવ્યો કપરો કાળ

બંધ પડીયો ઉપાડ
આવ્યો ભાવમાં ઉછાળ
લાગે ચોકારે પછાડ
...આવ્યો કપરો આ કાળ

આવ્યો કારમો દુકાળ
જાણે જમડો સાકાર
બધે થાતો હાહાકાર
...આવ્યો કપરો આ કાળ

કેવો કપરો આ કાળ
કેવો ભીષણ દુકાળ
કેમ જાશે રે આ કાળ
...આવ્યો કપરો આ કાળ

કોપ્યાં દેવી વિકરાળ
નાચે તાંડવ મા' કાળ
રચે રૂદ્ર રૂંઢમાળ
...કેવી લીલા તારી કાળ

નહીં યાતનાનો પાર
તોય દયા ના લગાર
ઊભા આડા છે ગમાર
...કેવી લીલા તારી કાળ

તેલ ખાંડનો દુકાળ
દાણા દુણીનો દુકાળ
સર્જે માનવી ચાંડાળ
...કે'તા ભલે આવ્યો કાળ

પરજા બિચારી બે હાલ
તોય ભીડીને ભંડાર
બેઠા એરૂ ભમરાળ
...કે'તા ભલે આવ્યો કાળ

મૂકી શરમ ને લાજ
મૂકી નાણાં ને હાં વ્યાજ
વાંસે અંધા ફરે આજ
...કે'તા ભલે આવ્યો કાળ

કરો પાડોશી વિચાર
કરો સુખિયાં વિચાર
કરો કુબેરો વિચાર
...કરવો કાળ છે આ પાર

ધ્યાની ધરમી તૈયાર
દાતા દાની હો તૈયાર
શાને વ્યર્થ હવે વાર
...કરવો કાળ છે આ પાર

કોરે મૂકો બધા વાદ
અને છોડો વિખવાદ
કરે માનવતા સાદ
...કરે પડકારો આ કાળ

છોડો તુમારી આચાર
છોડો ગોઝારા વિચાર
પાળો પાળો લોકાચાર
...તો જ પાર થાશે કાળ

જાગો જાગો રખવાળ
ધાજો ધાજો રે દાતાર
ખોલો ખોલો રે સૌ દ્વાર
....તો જ પાર થાશે કાળ

ભલે થાય થોડીવાર
કરે રાજ હાં વિચાર
ખોલો મહાજન દ્વાર
...તો જ પાર થાશે કાળ

માથે મોટો રખવાળ
જાગે જગ તારણહાર
તોય હિંમત કાં હાર
..જાશે જાશે રે દુકાળ

ઊઠ જાગ ને ઓ બાળ
તારો તું જ થા રખવાલ
હરી લેશે હાં સંભાળ
...જાશે ભાગી રે આ કાળ

કયાંથી આવ્યો રે દુકાળ
આવ્યો આવ્યો રે દુકાળ
વેરી વસમો દુકાળ
આવ્યો આવ્યો રે દુકાળ
...આવ્યો આવ્યો રે દુકાળ



## સવૈયા : સં. જીવાભાઇ પી. ગઢવી (બાબોટ)

પેટમેં પોઢ કે પોઢયો મહીધર પાલના પોઢકે બાલ કહાયો,
આઇ જબ તરૂનાઇ ત્રિયા સંગ સેજમેં પોઢી કે રંગ મચાયો,
ક્ષીર સમુદ્રકે પોઢન હારકો બ્રહ્મ કબો ચિતતે નહીં ધાયો,
પોઢત પોઢત પોઢત હીસો અબ તેરો ચિતા પર પોઢનકે દિન આયો,

ગર્ભ ચઢે પુની ચુપ ચઢે, પલના પે ચઢે ચઢે ગોદ ઘનાકે,
હાથી ચઢે ફીર અશ્વ ચઢે, રથ માંહી ચઢે ચઢે જોગ ઘનાકે,
વેરીઓ મિત્રકે ચિત્ત ચઢે, કવિ બ્રહ્મ ભને દિન વીત પન્નાકે,
ઈસ કૃપાલુકો જાન્યો નહિ; અબ કાંધે ચલે ચઢી ચાર જનાકે,

# ગૂઢાર્થ કાવ્યની ખોજ

દાદુદાન પ્ર. ગઢવી

મધ્યકાલીન યુગમાં હિંદી વ્રજભાષી કવિઓએ તેમ જ ડિંગળી ભાષી ચારણ કવિઓએ થોકબંધ કાવ્યધન ભારતભૂમિને ચરણે ધર્યું. ઓખા બંદરના ઝાંપાથી માંડી ઠેઠ દિલ્હીના રાજદરબારમાં ભાત-ભાતના કવિઓ હતા. ભકિત, શૃંગાર, વીરરસપૂર્ણ તેમના અનેક ગ્રંથો સમાજને અને સરકારને આજે ઉપયોગી થયા. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ લોકોકિત યથાર્થ જ છે.

તે દિવસોમાં આજનું રૉકેટ-વિજ્ઞાન ન હતું. પણ કવિઓએ ખગોળથી માંડી પૃથ્વીના ખંડેખંડની માહિતી તેમની કાવ્યકૃતિ દ્વારા આપણને આપી:

બાનીકે પ્રભાવસે, લેખનીકે પરાક્રમસે,
સદીયોંકે સોયે હુએ ભાવોંકો જગાતે હૈં;

જિંદા કરતે હૈ જાન, મુર્દાદિલોમેં ડાલ,
જબ હમ કાવ્યધારા સુધા બરસાતે હૈં;

તારે નહીં જાતે, જહાં શશી નહીં જાતે,
જહાં રવિ નહીં જાતે, વહાં કવિ હમ જાતે હૈં.

દેશની સંસ્કૃતિ અને રાષ્ટ્રભકિત ભાવની ભાવનાઓની મશાલને આજસુધી કવિલોક જલાવતો આવ્યો છે. એના જીવનનો, એની આર્થિક તથા માનસિક પરિસ્થિતિની, એની ગરીબાઈની ભલે પ્રજાએ કે સરકારે પરવા ન કરી, પણ સમાજની રહેમ-દિલીની પરવા કર્યા વગર સંસારમાં કચડાતા રહી પિડિત હૃદયમાંથી પણ કવિઓ ધરતીની સુગંધ લાવ્યા છે:

અતળ વિતળ, પાતાળ, મૃતલોકને,
ફર્યો સુરલોક આસમાન ફોડી,
મરણમાં જીવનને અને જીવનમાં મરણને,
વિધિના લેખમાં મેખ ખોડી;
કાગલ્યા વેણ કાઢીશ નહીં, કવિ
તું સદાય મરદાઇને પંથે ધાજે,
અલખના કેફ઼ ઘેઘુર આંખે,
કવિ કસુંબલ રંગના ગીત ગાજે.

પાતાળ મૃતલોકની તથા સ્વર્ગલોકની વાતો કવિઓએ તેમની કલ્પના દ્વારા આપણને કહી. નામ-ર્દને પણ પાનો ચડાવી મર્દ બનાવ્યા. લોભી, ધુતારા, પાખંડીઓને ઊર્મિતિયાં અવળાં કાવ્યો રચી સમાજમાં ખુલ્લા પાડયા :

શૂળ બાવળ તણી શરીર નવ સહે,
એટલું જીવન કાયર મરણથી,
અણમૂલો દેહ એમ માનવી માનતો,
જતન કરતો રહ્યો બાળપણથી;
ફના થઇ જાય મામોમની હાકલે,
વીરરસ ભરેલી રસણ ગાજે,
અલખના કેફ઼ ઘેઘુર આંખે,
કવિ કસુંબલ રંગનાં ગીત ગાજે.

બાવળની શળ વાગે ત્યાં 'ઓય માડી' થઈ જાય. એવો મૃત્યુથી કાયર આ દેહ, પણ કવિઓએ એવા કાયર જીવમાં વીરરસનાં પાન કરાવી શૂરાતન પ્રગટાવ્યું. દેશના સીમાડાના રક્ષણ માટે અનેક કોડ-ભર્યા યુવાનોને પણ કવિઓએ બેઠા કરી ભૂમિ માટે માથાં આપવા તૈયાર કર્યા.

આવા નામી-અનામી કવિઓના કવિતા કાલ-માંથી 'ગૂઢાર્થ કાવ્ય'માં આપણે જરા નજર કરીએ. 'વેણના બાણુ તો મારા ગુરુજીએ માર્યા' એમ ભકતોની વાણીમાં પણ આવે છે. કવિઓએ પણ શબ્દનાં બાણ કાવ્યના કોરડા વીંઝી જાણ્યા છે :

નહી હમારે પાસ તલવાર છૂરી,
શબ્દકે સવાર તુરંગ ખર ત્યારી હૈ.

ભલે એની પાસે તલવાર ન હોય, ઘોડા ન હોય, પણ જીભ એવી છે કે તે ભલભલાને મહાત કરી શકે છે. આવો એક શબ્દનો વેધુ હતો

બિહારીદાસ. એણે જયપુર મહારાજને ઠપકો આપતો એક દૂહો મોકલ્યો. જયપુર મહારાજ જયસિંહે બીજું લગ્ન કરેલું. તે નાના રાણીના પ્યારમાં એટલા ખોવાઈ ગયેલા કે કચેરીમાં આવવાનું પણ ભૂલી ગયા. રાજકાજનો વહીવટ પણ ખોરવાઈ ગયો. ખાતો ખાય ને ભરતો ભરે એવી સ્થિતિ થઈ. પ્રજા હાલકહોલ થવા માંડી. પણ સિંહને કોણ કહે તારું મોઢું ગંધાય છે ? પણ બિહારીદાસ કાંઈ ઝાલ્યા રહે ? તરતજ ચિઠ્ઠીમાં એક દૂહો લખી મોકલ્યો :

નહીં પરાગ, નહીં મધુ મધુર, નહીં બીકાસ પરીકાલ;
અલી કલી હીસે બંધ્યો, આગે કૌન હવાલ !

'હે જયસિંહ હજુ તો તું સુગંધ વગરની ઊઘડતી કળી જેવી નાની રાણીના પ્રેમમાં આટલો બધો ગુંથાઈ ગયો છો, પણ જ્યારે એ ફૂલ ખીલશે, એનામાં યુવાની ભરાશે ત્યારે અમારી પ્રજાના શું હાલ થશે ?'

આ દૂહો વાંચીને જ જયસિંહની આંખ ઊઘડી ગઈ અને બીજા દિવસથી જ કચેરીમાં આવવાનું નિયમિત શરુ કર્યું.

આવા બિહારીદાસ જેવા કવિઓ ગૂઢાર્થ કાવ્યમાં ઠપકો આપતા તો તુલસીદાસ તથા રહીમ જેવા કવિઓ એકબીજાને દૂહાની પાદપૂર્તિ મોકલી કવિ-કવિતાને ચકાસતા.

રહીમ ખાનખાનાનને તુલસીદાસે એક દૂહાની પાદપૂર્તિ મોકલી.

સુરતીય, નરતીય, નાગતીય, યહ બિચાર સબકોય'

દેવોની સ્ત્રીઓ, મનુષ્યોની સ્ત્રીઓ તથા નાગોની સ્ત્રીઓ એવો વિચાર કરે છે કે....

તરત જ ખાનખાનાને દૂહો પૂરો કરી મોકલ્યો:

સુરતીય, નરતીય, નાગતીય યહ બિચાર સબકોય;
ગોદ લે હુલસી ફીરે, તુલસી સો પૂત હોય.

'દેવોની સ્ત્રીઓ, મનુષ્યોની સ્ત્રીઓ તથા નાગોની સ્ત્રીઓ એવો વિચાર કરે છે કે હુલસીમાતા ગોદમાં લઈને તુલસીદાસને ફરે છે એવો તુલસીદાસ જેવો પુત્ર આપણી ગોદમાં હોય તો કેવું સારું !

આ દૂહો વાંચી તુલસીદાસ કૃષ્ણભકત ખાન-ખાનાન પર ખુશ થયા જ હશે ને ?

કોઈ અગચુ કવિએ કાવ્યજ્ઞાનમાં ગળી ગયેલા અભિમાની કવિઓનાં પણ પાણી ઊતાર્યાં છે. આવો એક કવિ જામનગરની રાવળ જામની કચેરીમાં આવ્યો. ગામડાનો કવિ હતો એટલે પહેરવેશ ગામડિયા જેવો હતો. લૂગડાં પણ મેલાં હતાં. કચેરીમાં આવીને કવિએ 'જે માતાજી' ન કહ્યું. સામેથી 'જે માતાજી' કહી કચેરીના કવિઓએ આ અજાણ્યા માણસ સામે જોયું.

'શું નામ દેવ ?' એક જણે પૂછ્યું :

'નામ તો બાળદો.'

'એમ ! જાતે કેવા ?'

'ગોધા'

'હા, ગામ કયું ?'

'ખડ સોખડા.'

ચારણે ટાઢે કોઠે જવાબ દીધા અને કચેરીના કવિઓએ એની ઠેકડી કરી, 'હા, બાપુ હા ! નામ પ્રમાણે જ ગામ હોય ને ?'

ગોધા શાખાનો આ ચારણ ખડસોખડા ગામથી દ્વારકાની જાત્રા કરવા જતો હતો. રસ્તામાં જામનગર રાવળ જામને મળવા આવ્યો ત્યાં કવિઓએ એને આવી રીતે સન્માન્યો. ચારણ અભણ હતો. ગામડિયો હતો પણ ભણેલાને ભુલાવી દે એવી મા શારદાની એના પર કૃપા હતી. એણે કહ્યું : "જેવો છું તેવો, પણ ચારણ છું. આપ તો મોટા કવિરાજો છો. આપની નજરમાં હું ન આવું, પણ આ તો દ્વારકાની જાત્રાએ જતો હતો એટલે થયું લાવ પછમના પાતશાહ (રાવળ-જામ)નાં દર્શન કરતો જાઉં. પણ કચેરીમાં મારું તમે સારું સન્માન કર્યું. રાવળજામના દરબારમાં દીપે એવું." હાડોહાડ ખીજાયેલા ચારણે કહ્યું.

રાવળ જામને પણ પસ્તાવો થયો કે ભારે થઈ. એક ચારણનું સારી નજર સામે જ અપમાન થયું.

"લ્યો બેસો બેસો કવિરાજ. કસુંબો પાણી લ્યો." રાવળ જામે વિવેક કર્યો.

"ના બાપ ! હું કસુંબો નથી લેતો. રોટલા સિવાય મારે કંઈ વ્યસન નથી." એમ કહી ગોણું ખભે મારી ચારણ હાલતાં હાલતાં એક પાદપૂર્તિ ડાયરામાં ફેંકતો ગયોઃ

"અધર ગયણ વળંભ રહી, કવ ચઢિયા તોખાર;"

કવિઓને કહેતો ગયો કે, "હું જાત્રાએથી વળતાં પાછો આવીશ ત્યારે મને મારો દૂહો પૂરો કરી આપજો. લ્યો રામરામ !" કહી ચારણ ચાલી નીકળ્યો. જામ રાવળ સમેત આખી કચારીની આંખો આ જતા ચારણ સામે મંડાઈ રહી :

"માળો, ઓછો નહીં."

"લ્યો કવિરાજો મશ્કરી કરતા હતા ને તો આ પાદપૂર્તિ હવે પૂરી કરી દો." રાવળ જામે કહ્યું.

"હા હા બાપુ, એમાં શું ? હમણાં પૂરી કરી દઈએ." ઉપરથી ડોળ રાખી કવિઓએ કહ્યું, પણ મનમાં બીક બેસી ગઈ કે આ પાદપૂર્તિ અને પણ મનમાં બીક બેસી ગઈ કે આ પાદપૂર્તિ અને ચારણ બે ય ઝટ સમજાય એમ નથી. એકબીજા સામે ટગર-ટગર જોવે છે. પણ દૂહાનો અર્થ જ નથી સમજાતો ત્યાં પૂરો ક્યાંથી થાય ? રાવળ જામે દયા લાવી સહુને સવાર સુધીની મહેતલ આપી કચેરી બરખાસ્ત કરી.

ઘરે જઈ બધા કવિઓએ ઘણી મહેનત કરી પણ દૂહો પૂરો થયો નહીં ત્યારે એક અનુભવી કવિએ કહ્યું: "હવે ગાળા ચાવવા મૂકી દો અને ઝટ પહોંચી જાવ દ્વારકા. ત્યાં ઓલો ચારણ દૂહો પૂરો કરશે." તરત જ બે છોકરાને સારતે ઘોડે દ્વારકા મોકલ્યા.

અહીં ચારણ ગોમતીમાં સ્નાન કરે છે ત્યાં બ્રાહ્મણે કહ્યું "તમારે કાંઈ અધૂરો સંકલ્પ હોય તો અહીં પૂરો કરજો. જાહેરમાં ન થાય એમ હોય તો મનમાં કરજો". એમ કહી હાથમાં પાણી લેવરાવ્યું.

ચારણે કહ્યું: "જીવનમાં કોઈ અધૂરો સંકલ્પ નથી. એક દૂહો છે તે લાવ પૂરો કરી દઉં.' એણે મોટો અવાજ દૂહો લલકાર્યો :

અધર ગયણ વળંભ રહે, કવ ચઢિયા તોખાર;
તેં ઊતાર્યો લખધીરરા, ભોરીંગ સરથી ભાર

(હે લાખાજીના પુત્ર રાવળ જામ, તેં એટલાં બધાં ઘોડાં દાનમાં દીધા છે કે ઘોડાંના ડાબલાના તળેથી ઊડેલી ધૂળનું આભમાં એક બીજું વાંદળું બંધાઈ ગયું છે. આમ તેં શેશનાગના માથા પરથી એટલો ભાર ઓછો કર્યો.

છોકરાઓએ જલદી કાગળમાં દૂહો લખી નાખ્યો અને પાછા જામનગર ભેગા થઈ ગયા.

ચારણ ફરતો ફરતો દેવદર્શન કરતો કરતો સાત આઠ દિવસે જામનગર આવ્યો. આવીને તરત કહ્યું: "લ્યો બાપ, લાવો મારો દૂહો."

એક જણે ઊભા થઈને મોઢે કરી રાખેલો ઓલો ચારણનો જ દૂહો સંભળાવ્યો. સાંભળીને ખડસોખડાના ચારણે માથું ધૂણાવ્યું: "ના, ના, આતો મારો જ કીધેલો દૂહો છે. એમાં તમારો એક પણ શબ્દ નથી."

"તો અમે શું અહીં જખ મારવા બેઠા છીએ ?" કચેરીના કવિઓએ ચારણનું મોઢું તોડી લીધું. ચારણ ઝંખવાણો પડી ગયો. "સો મોઢે એક મોઢું કહ્યું" એમ એકલા ચારણની વાત કોઈએ ન માની. પણ રાવળ જામના મનમાં અચંબો રહી ગયો કે આ ચારણ સાચો કે આ કવિઓ ? એણે ચારણને આ વાતનો તાગ ન નીકળે ત્યાં સુધી રોકાવા કહ્યું.

એક દિવસ રાવળ જામ પોતાના રાણીવાસમાં જાય છે. આ વખતે ત્યાં એણે એક સુંદર દશ્ય જોયું. રાણી સવારના પહોરમાં નાહીને માથાના વાળ સૂકવવા બારી પાસે જ્યાં તડકો આવતો હતો ત્યાં પલંગ ઢાળી તે પર માથું ઢળી વાળને છૂટા મૂકી સૂતાં છે. બારીમાં એક પંખી બેઠું છે તે રાણીના વાળમાંથી ખરતા પાણીનાં ટીપાંને મોતી સમજી ચણવા જાય છે. પણ પાણી વીંખાઈ જતાં ઝંઝણી જાય છે. રાવળ જામના મુખમાંથી શબ્દો સરી પડયા.

"ઝઝક ઝઝક ઝઝકાય"

કચેરીમાં આવીને આ "ઝઝક ઝઝક ઝઝકાય" બે–ત્રણ વાર બોલી ગયા પછી તરત કહે: "આ વાકયનો શું અર્થ થાય તે મને સમજાવો." કચેરીના કવિઓ તો પહેલેથી જ ખોટા હતા. તેમની આ "ઝઝક ઝઝક ઝઝકાય"માં કંઈ ચાંચ ડૂબી નહીં. એટલે રાવળ જામે ઓલા બાળદા ચારણને પૂછયું: "કવિરાજ, તમે કહો."

તરત જ ચારણે દૂહો કહ્યો :

તરૂની સેજ તાંદુલ જરન, ખંજન પંખી ખાય;
અલ્પ પદારથ જાનકે, ઝઝક ઝઝક ઝઝકાય,

(કોઈ સૂતી સ્ત્રીના વાળમાંથી પાણી નીતરી રહ્યું છે. તે પાણીના બિંદુને મોતી માનીને કોઇ ખંજન પંખી ચણવા જાય છે. પણ તે ચણી શકતું નથી એટલે ઝઝકાય છે.)

સાંભળીને રાવળ જામ ખુશ થયા. ચારણને ખૂબ ધન્યવાદ આપ્યા. બીજા દિવસે પોતાના રોટલા બગાડતા કવિઓને રજા દીધી.

એક ચકવા–ચકવીને પારાધીએ પકડી લીધા. સંજોગવશાત્ તેને રાતે જાળમાં જ રહેવા દીધા. એના ઉપરથી કોઈ કવિએ દૂહો લખ્યોઃ

અરી મિલંતા દુઃખ ગયો, સુખકી બિતી રેન;
જો સુખ કાને ન સુણિયો, વો સુખ દીઠયો નેન.

(દુશ્મન મળતાં જ દુઃખ જતું રહ્યું. સુખમય રાત વીતી, કારણકે ચકવા–ચકવીનું રાત્રે મિલન થઈ શકતું નથી. તે તો બિચારાં રેન વિયોગી હોય છે પણ આ દુશ્મન પારધીના લીધે આજે તે તે રાત્રે મળી શકયાં. જે સુખ કયારેય કાને સાંભળ્યું ન હતું તે સુખ નજરે જોયું.

કર ચૂડી અળગી કરી, દ્રગ અંજન ધોઈ ડાર;
આયો હે મનભાવતો, સબ સણગાર ઉતાર.

આ દૂહો સામાન્ય રીતે આપણને શયનગૃહના શૃંગાર જેવો લાગે, પણ એમ નથી. તેમાં મહાભારતની એક કથા પડી છે.

પાંડવો વિરાટ નગરમાં એક વર્ષ અજ્ઞાતવાસમાં હતા. ત્યારે કૌરવોનું મોટું સૈન્ય વિરાટ નગર ઉપર ચડી આવ્યું. વિરાટ નગરના રાજાનો પુત્ર આ આ સૈન્ય સામે લડવા જાય છે. તેનો સારથી અર્જુન હોય છે, પણ ત્યારે વ્યંઢળના વેશમાં હતા. સામે જબરૂં સૈન્ય જોઈને રાજાનો કુમાર પાછો ભાગે છે, ત્યારે એ વખતે અર્જુનને સંબોધીને લખાયેલો આ દૂહો છે:

'હે અર્જુન ! તારા હાથની ચૂડી આજે અળગી કર. આંખનું કાજળ ધોઈ નાખ, કારણ કે તને જે સવાલ છે "આયો હે મનભાવતો' તે યુદ્ધ તારી સામે આવીને ઊભું છે. માટે સ્ત્રીના શણગાર ઊતારી હવે યુદ્ધમાં ઝંપલાવ."

આવી જ એક રામાયણની કથા એક દૂહાની પાદપૂર્તિમાં સમાયેલી છે.

સુહાગન ચીતા લીખે, બીજોગન કર બીન.

આ પાદપૂર્તિના આજના કોઈ અધકચરા લોકસાહિત્યકાર હોય તો એવો અર્થ કરે કે સુહાગણ સ્ત્રી ચીતાનું ચિત્ર દોરે છે અને વિજોગણ વીણા વગાડે છે, કેવું અદ્‌ભૂત ! પણ એમ નથી. તેની અંદર ઘણો જ ગૂઢાર્થ સમાયો છે અને તેની અંદર રામાયણની એકવાત પડી છે.

લક્ષ્મણને મેઘનાદનું બાણ વાગ્યું અને મૂર્છાવંત થયા તે અંધારી સાતમની રાત હતી. રાવણના રાજમહેલના કઠેડેથી મંદોદરી એક વાઘ-ચિત્તાનું ચિત્ર દોરી ચંદ્ર સામે ધરે છે. પણ ચંદ્રની અંદર તેની કાંઈ અસર નથી દેખાતી. ચિત્ર સુધારીને ફરી પાછું ચંદ્ર સામે ધરે છે છતાં કાંઈ ફેર નથી પડતો. આમ બે–ચાર વાર મંદોદરીએ કર્યું.

રાવણ-સૂતો સૂતો આ બધું જુએ છે. તે ઊઠીને મંદોદરી પાસે આવ્યો અને મંદોદરીને પૂછયું: "અરે ગાંડી ! આ શું કરશ !"

મંદોદરી કહેઃ "હું વાઘનું ચિત્ર દોરી ચંદ્રને બતાવું છું. ચંદ્રનું વાહન મૃગ છે. તે મૃગ આ ચિત્ર જોઈ ભડકીને ભાગે તો ચંદ્ર વહેલો આથમી જાય.

જો ચંદ્ર વહેલો આથમે તો સૂર્ય વહેલો ઊગે અને જો સૂર્ય વહેલો ઊગે તો લક્ષ્મણ માટે હનુમાન જે અમૃત સંજીવની લેવા ગયા છે તે સમયસર આવે નહીં. એટલે લક્ષ્મણનું મૃત્યુ થાય અને મારો મેઘનાદ વિજયી બને".

આ સાંભળી રાવણે હસીને કહ્યું: "હે પ્રિયે, તારા જેવું જ કાંઈક કોઈક બીજી સ્ત્રી કરી રહી છે તે સાંભળ."

મંદોદરીએ કાન સરવા કર્યા ત્યાં અશોક વાટીકામાંથી મીઠો વીણાનો સૂર સંભળાઈ રહ્યો હતો. મંદોદરીએ આશ્ચર્યચકિત થઈ રાવણ સામે જોયું અને કહે છે: "અરે! આ સીતા કયા સુખની વીણા અત્યારે વગાડતાં હશે!"

રાવણે એનો જવાબ દીધો: "સીતા એટલા માટે વીણા વગાડે છે કે વીણા મૃગને વહાલી છે. તેના પર અત્યારે સીતા મલ્હાર રાગ વગાડે છે. આ વીણાના સૂરથી રીઝીને જો મૃગ ઘડીક થોભી જાય તો ચંદ્ર મોડો આથમે. ચંદ્ર મોડો આથમે તો સૂર્ય મોડો ઊગે અને જો સૂર્ય મોડો ઊગે તો હનુમાન જે સંજીવની લેવા ગયા છે તે લઈને આવી જાય તો લક્ષ્મણને મૂર્છા પાછી વળે."

આમ સીતા–મંદોદરીના આવા રહસ્યમય યુદ્ધની વાત આપણને આ દૂહો કહે છે.

એકવાર દિલ્હીમાં ઔરંઝેબની કચેરીમાં કોઈએ પાદપૂર્તિ આપી:

રાહુ ગોદ મંગલકી, મંગલ ગુરૂકી ગોદ;
ગુરૂ ગોદ ચંદ્રકી, અરૂ ચંદ્ર રવિ ગોદ મેં.

એટલે રાહુ મંગળની ગોદમાં, મંગળ ગુરૂની ગોદમાં, ગુરૂ ચંદ્રની ગોદમાં અને ચંદ્ર સૂર્યની ગોદમાં સમાઈ ગયા એવું કયારેય બનેલું ?

એક કવિએ યુક્તિ લડાવીને કહ્યું: "જ્યારે ભગવાન રામચંદ્રે રાવણ સામે બાણ લીધું અને ધનુષ્યનો ટંકાર કર્યો ત્યારે પૃથ્વી હલબલી ગઈ. આભમંડળ ખળભળી ગયું અને એ વખતે એકબીજા ગ્રહો એક–બીજામાં સમાઈ ગયા."

સભામાંથી કોઈનું મન ન માન્યું એટલે બીજા કવિએ કહ્યું 'મહાભારતના યુદ્ધમાં ભીષ્મ પિતામહે અર્જુન સામે બાણ લીધું અને મારો કર્યો ત્યારે અર્જુન જેવો મહાબાણાવળી પણ ભયભીત થઈ ગયો. 'બાન રહો મ્યાનમેં પખોવા ઠરે પાનમેં.' ભાથામાંથી બાણ બહાર જ નો'તું નીકળતું. જેવું તીર મારવા જાય ત્યાં ભીષ્મનું તીર તેને વચ્ચેથી જ કાપી નાખે. અર્જુનનાં હાથમાં ફક્ત પૂંખડા જ આવે. ભગવાન કૃષ્ણ જેવા સારથિ હતા તે પણ હાકાબાકા થઈ ગયા. પોતિયું પડી ગયું. ત્યારે ગ્રહોની આવી સ્થિતિ થયેલી.' આ કવિની વિદ્વતા ઉપર પણ કવિઓએ હા ન પાડી ત્યારે ગણેશપુરી નામના કવિએ ઊભા થઈને કહ્યું :

બાઢી વીર હાક, હરડાક ભુવ ચાક ચઢી,
તાક તાક રહી હર છાક ચહ ગોદમેં;
બોલકે કબોલ બોલ ચાતે બહોલલ આપે,
પતા શન કતા રાન પતા કે વિનોદમેં;
ને ટોપા કટ ટોપી કટ, પીત કટ, શીશ કટ,
અંગ કટ આઇ મિલી ઉપમા સુમોદમેં;
રાહુ ગોદ મંગલકી, મંગલ ગુરૂકી ગોદ,
ગુરૂ ગોદ ચંદ્રકી, અરૂ ચંદ્ર રવિ ગોદમેં.

જ્યારે મહારાણા પ્રતાપે ચેતકને બાપ... બાપ...ચેતક ! એમ ત્રણવાર પડકારી પીઠ થાબડી સલીમના હાથી ઉપર કુદાડયો અને ચેતક કુદ્યો બકાક જમ કરતો. એ વખતે વીરોની હાકલો થતી હતી. શંકરનું ડમરૂં વાગતું હતું. પૃથ્વી ચાકડે ચડી ગઈ હતી. અપ્સરાઓ તાકી તાકીને જોતી હતી કે આ રાણા પ્રતાપની ઉગામેલી શમશેર કોનાપર પડશે? ત્યાં બહલોલખાં નામના સેનાપતિએ રાણા પ્રતાપને કહ્યું 'એ કુત્તા કયાં જાશ?' એ વાકય કહ્યું ને સલીમ પર જતો ચેતક આડો ફંટાઈને બહલોલખાં માથે આવ્યો. મહારાણા પ્રતાપની ઉગામેલી તલવાર બહલોલખાં માથે ઝીંકાણી. એક જ ઘાએ ટોપાથી માંડી ઘોડાના તંગ સુધી તલવાર ઊતરી ગઈ ત્યારે:

રહુ ગોદ મંગલકી, મંગલ ગુરૂકી ગોદ;
ગુરુ ગોદ ચંદ્રકી, અરૂ ચંદ્ર રવિ ગોદમેં

બહલોલખાંની ટોપી તે શ્યામ અને રાહુ શ્યામ તેનું અડધું ફાડિયું. તેની નીચે ટોપી તે મંગળ જેવી. તેનું અડધું ફાડિયું ટોપાને ફરતું બાંધેલું પીળું વસ્ત્ર તેના જેવો ગુરૂ, અને માથાની અંદર મગજનો રંગ સફેદ તે ચંદ્ર જેવો, રાણા પ્રતાપની તલવાર તે સૂર્ય જેવી. આમ એકબીજા એકબીજામાં સમાઈ ગયા. આવી વીરરસ ભરેલી ગણેશપુરીની ઉક્તિ સાંભળી કચેરી વાહ વાહ પોકારી ઊઠી.

પોરબંદર રાણા સૂરસિંહના સમયમાં એક જ્યોતિષીને પૂનમના ચંદ્રગ્રહણનો યોગ કરવો. પણ તે દિવસે ચંદ્રગ્રહણ ન થયું. જ્યોતિષને સૂરસિંહે દરબારમાં બોલાવીને કહ્યું: 'શું મહારાજ, આવા ગપગોળા હાંકો છો? ગ્રહણ તો થયું નહીં.'

ભૂદેવે કહ્યું: "પ્રભુ, ગ્રહણ થવાના યોગ હતા જ. ગમે તે કારણ હોય."

સૂરસિંહે કહ્યું "તો કારણ બતાવો." પણ જ્યોતિષી પાસે કારણ બતાવાની વિદ્યા ન હતી. ત્યારે ગુણુદેવ નામના કવિએ કહ્યું:

એક સમે પૂરન જ્યોત શશી ભયો,
સુનીકે ગ્રહન દેખે લોક સબ ધાયકે;
જ્યોતિષીસી જ્વાલ બાલ ઇન્દુ સો મુખારવિંદ,
કહે 'ગુણુદેવ' મહેલ કાઢી ભઇ આયકે;
ચંદ્ર ઔર ચંદ્રમુખી યારી ગુસુ,
ઐસે હી બિચાર નિશા સારી હી બિતાયકે;
ચંદ્ર ભયો અસ્ત ચંદ્રમુખીના જ ગ્રહ આઈ
રાહુ ગયો ગ્રહ નીજ રીસે પછતાયકે.

"હે રાજા, પૂર્ણ ચંદ્ર ખીલ્યો ત્યારે ગ્રહણનો યોગ હતો પણ સહુ લોક સાથે એક અતિ સ્વરૂપવાન ચંદ્રમુખી સ્ત્રી આ ગ્રહણ જોવા મહેલના કઠોડે ઊભી હતી. રાહુ જ્યારે ચંદ્રને ગ્રહવા આવ્યો ત્યારે બીજી બાજુ ચંદ્રમુખીનું મુખ પણ ચંદ્ર જેવું હતું. રાહુને થયું આ બેમાં હું કોને ગ્રસું? આમ વિચારમાંને વિચારમાં આખી રાત વહી ગઈ અને સવાર પડી."

ગુણુદેવ કવિની આવી ઉક્તિ સાંભળી રાણા સૂરસિંહ ખુશ થઈ ગયા. કવિએ બ્રાહ્મણને પણ બચાવી લીધો.

સૂરસિંહજી પાસે એક અરધું સફેદ અને અરધું લાલ મોતી હતું. તે મોતીના બે રંગ જોઈ તેણે કવિ ગુણુદેવને પૂછ્યું: "આનું શું કારણ હશે?"

ગુણુદેવે કહ્યું:

નખેતર સ્વાંત રીતુ શરદ સભટ ભટ લરત મહાબલ,
ઉદધી દૂર અવી દૂર સૂર ભરપૂર ઉભે દલ;
ગીધ લાલ અંતરાલ આલ ગ્રહી ચઢી અંબર
તે હી કાલ તતકાલ હાલ હુઇ બ્રખા ધધંબર;
શોણીત બ્રખા બાહુ મીલી છીપ મુખમેં ગયો,
યહી જાન રાજાન પતી મોતી કો દો રંગ ભયો.

"એકવાર સમુદ્રના કીનારા પાસે બે શૂરાઓનાં દળો યુધ્ધ લડતા હતા. ત્યારે શરદ ઋતુ અને સ્વાતિ નક્ષત્ર ચાલતું હતું. સમરાંગણમાંથી એક ગીધ માંસનો લોચો લઈ ઉપર ચડયું. બરાબર તે જ વખતે વર્ષા થઈ અને તે સ્વાતીના મેની અંદર શોણીત ભળી ગયું અને તે છીપમાં પડયું. એટલે તેમાંથી જે મોતી બન્યું તેથી તેના બે રંગ લાલ અને સફેદ થયા".

અકબરે એકવાર કવિ ગંગને પૂછ્યું:

સબ નદીમેં નીર હૈ, ઉજ્વલ રૂપ નિધાન;
અકબર પૂછે ગંગકો, જમના કયોં ભઇ શ્યામ?

"હે કવિ ગંગ, દરેક નદીનાં નીર સફેદ છે. તો પછી જમનાને કવિઓએ શ્યામ કેમ કહી?"

ત્યારે ગંગકવિએ એનો નીચેના સવૈયામાં જવાબ આપ્યોઃ

જો દિન કંત બિદેશ ચલે
બ્રજ ગોકુલસે મથુરા ગિરધારી,
તા દિનસે બ્રજ નાયકા સુંદર,
રંપતી જંપતી કંપતી પ્યારી;
ઉનકે નૈનકી સરિતા ભઇ,
જૈસે શંકર શીશ ચલે જલધારી,

કવિ ગંગ કહે સુન શાહ અકબર,
તા દિનસે જમના ભઇ કારી.

"જ્યારે કૃષ્ણ ગોકુળ છોડીને મથુરા ગયા ત્યારે વ્રજની વનીતાઓ વ્યાકુળ થઈ ગઈ. તેમના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે જાણે શંકરના મસ્તક પર પડતી જળધારા જેવી હતી. તે કાજલ સારેલી આંખના આંસુથી આ જમના કાળી બની ગઈ છે."

આવો જ બીજો ગંગનો સવૈયો છે. અકબરે પુછ્યું : "આંખના આંસુથી કપાળનો ચાંદલો કેવી રીતે ભીંજાય ?"

ગંગકવિએ એનો ઉત્તર આપતાં કહ્યું :
જો દિન કંથ વિદેશ ચલે
સખી તા દિનસેબહુ લાગત જીકો,
અંત્ર શ્રૃંગાર અંગાર સે લાગત,
ભાનુનીકે મન લાગત ફીકો;
સંજ સમે અબળા ભઇ વ્યાકુળ,
શીશ રહ્યો લટકી તરૂનીકો,
કવિ ગંગ કહે સુનો શાહ અકબર,
નેનકે નીરમેં ભીંજત ટીકો.

"હે અકબર, કોઈ સ્ત્રીનો પતિ પરદેશ ગયો છે ત્યારથી તે વ્યાકુળ બની ગઈ છે. જીવ ક્યાંય લાગતો નથી. અંગોના શણગાર અંગારા જેવા લાગે છે. પલંગ પર સૂતી વખતે વ્યાકુળ થઈ માથું લટકાવી તે રોવા લાગે છે. ત્યારે આંખનાં આંસુ ઊમટે છે અને તે આંસુથી કપાળ પરનો ચાંદલો ભીંજાય છે.

સિધ્ધરાજ જયસિંહે પોતાની કચેરીમાં એક ચિત્ર દોરાવેલું. તે ચિત્ર એવું હતું કે એક બાળક પારણામાં સૂતું છે અને એક સ્ત્રી દીવો લઇ તેનું મોઢું જુએ છે. સિધ્ધરાજ દરેક કવિને આ ચિત્ર વિષે પૂછતા, પણ તે ચિત્રનો ભાવ કોઈ કવિ કહી ન શકતા.

એક વાર મારવાડમાંથી આણંદ–કરમાણંદ નામના બે મીશણ શાખાના ચારણો પાટણ આવ્યા. તેમણે આ ચિત્ર જોઈ તરત જ દૂહો કહ્યો :

દીવો લઇને દીકરા, જનની કાંઉ જોય;
હુંવા નકર હોય, સિદ્ધરાજ જેસંગ સારીખા.

આ દૂહો સાંભળી સિધ્ધરાજ ખુશ થઈ ગયો અને આણંદ–કરમાણંદને પોતાના રાજકવિ તરીકે રાખ્યા.

આ આણંદ–કરમાણંદના યુક્તિ ભરેલા અનેક દૂહા તથા કવિતો છે. તેણે જ કંકાલણ ભાટણ પાસેથી રાજાઓને જીતીને આણેલા તેના સોનાના પૂતળા સિધ્ધપુરમાં કંકાલણના કવિતનો ઉત્તર દઈને પડાવી લીધેલાં. આણંદ–કરમાણંદનો એક શૃંગારનો દૂહો તેની મૂળ ભાષામાં જોવા મળ્યો :

બીંબ હરી તણું રમવણું, કીઠ હિયું ભીરી આણંદ
નીરૂપમ પાવે પીપવિજણું, રોષ કો દાણો મુંદ

"હે આણંદ, બીંબ ફળ જેવા હોઠો પર દાંતે કરેલો પ્રહાર કેવો લાગે છે ?"

કરમાણંદને જવાબ આપતા આણંદે કહ્યું: "નિરૂપમ જેને ઉપમા ન આપી શકાય એવા અધર રસને પિયુએ પીને બાકીના રસને કોઈ પી ન જાય એટલે એંઠો કરી નાખ્યો છે. અર્થાત્ પોતાની મહોર મારી દીધી છે."

એક પિયુઘેલી પ્રિયતમાએ સવારમાં કૂકડો બોલ્યો તેના પર કેવી દાઝ કાઢી છે !

ભોમ ડસણ રીપુ બોલિયો, છાંડ ચલ્યો પિયા મોય;
હરસુત વાહન તા રીપુ, આન મિલાવું તોય.

ભૂમીને ડસીને ચાલનારા જીવડાનો રીપુ (દુશ્મન) કૂકડો બોલ્યો એટલે કે સવાર થયું ત્યારે પ્રિયતમ સેજ છોડીને ચાલ્યો ગયો, આથી રોષે ભરાયેલી પ્રિયતમાએ કહ્યું: "હરસુત વાહન–શંકરના પુત્ર કાર્તિક સ્વામી, તેનું વાહન મોર, તા રીપુ–તેનો દુશ્મન એટલે કૂતરો. તે કૂતરાને બોલાવી હે વેરી કૂકડા, તારા પીંછડા કઢાવી નાખું.

રાધાએ કૃષ્ણને કેવા બનાવ્યા તેનો એવો જ બીજો એક દૂહો છે:

ભોમ ડસણ રીપુ બોલિયો, આયો રેન કો અંત;
. રાધાજીયેં બતાવિયો, ચાર નાર કો કંત

"ભોમને ડસીને ચાલતા જીવડાને રીપુ–દુશ્મન કૂકડો બોલ્યો. રાતનો અંત આવ્યો. સવાર પડી. એટલે રાધાએ કૃષ્ણને 'ચાર નાર કો કંત' એટલે ચાર આંગળીનો અંગૂઠો બતાવ્યો."

કોઈ ભક્તકવિએ તો ઈશ્વર ભજન ન કરતા મનુષ્યને ઠપકો આપી કહ્યું છે :

નર મુખસે લિયો નહીં, નાગ રીપુ પતિ નામ;
શંકર સુતકી ભારજ્યા, ગઇ કૌનસે ગામ ?

'હે માનવી, તે તારા મુખથી સર્પના રીપુ ગરૂડ અને તેના પતિ કૃષ્ણને ભજ્યા નહીં એટલે શંકરના પુત્ર ગણેશની પત્નીઓ રિદ્ધિ અને સિદ્ધિ તારા ઘરમાંથી જતી રહી.'

ભક્ત કવિ સુરદાસે પણ ઉક્તિ કાવ્ય દ્વારા સખીભાવ વ્યક્ત કર્યો છે:

ઉધો એ તો મોહ સતાવે...
હેમ સુતા પતિ રીપુ હમારે
દધી સુત રીપુ ન ચલાવે...ઉધો.

અંબજ ખંડન શબ્દ સુનાવે,
મન ચાતક હુઇ ધાવે,
કનક પુરી તાકે પતિ ભાતા,
ખીલા ભર મોહે ન આવે...ઉધો

નાઇ નઇસન બસન આભૂષન,
નાગન હુઇ મોહે ડસાવે,
'સુરદાસ' વ્યાકુલ ત્રણીસો,
ખગપતિ ચઢ કચો ન આવે...ઉધો

ગોપી કહે છે : "હે ઓધવજી, હિમાલયની પુત્રી પાર્વતીના પતિ શંકરનો રીપુ કામદેવ અમને બાળે છે. અર્થાત્ તે અમારો વેરી થયો છે. આકાશમાં મેઘનાદ થાય છે. મન પંખી ચાતકની જેમ પોકારે છે. એક પળ પણ નિંદ્રા નથી આવતી. અંગપર પહેરેલા શણગારો નાગણીની જેમ ડસે છે. સુરદાસ કહે છે એવી વ્યાકુળ ગોપીની પુકાર સાંભળી ગરૂડના પતિ હજી કેમ નથી આવતા ?"

રામચંદ્રે જ્યારે રાવણ સામે બાણ સાંધ્યું ત્યારે ડાબા અને જમણા હાથનો સંવાદ એક કવિએ લખ્યો:

કોપે રઘુનાથ જબ ધનુષ્ય જબ ચઢાવ લીનો,
દાહન સે બાહ બોલી મહા કોપ કરકે;
દાનનમેં માનનમેં ભોજનમેં આગે હોત,
ઐસે ગાઢે રહનેમેં પીઠ દેત લરકે;
તબ બોલે દછન એસો, લછનન મેરી પાસ,
મેતો પૂછું બાત જાય ગછન પેહરકે;
શિવકી આશીષ ઔર રાવનકો દશો શીષ,
એક બેર તોડું કે ના એક એક કરકે.

ભગવાન રામે જ્યારે હાથમાં ધનુષ્ય લીધું ત્યારે ડાબા હાથે જમણા હાથને કહ્યું : "અરે ભૂંડા માન લેવામાં, દાન દેવામાં ભોજન કરવામાં તું આગળ જ હોશ અને આજે યુદ્ધના સમયમાં પાછા પગ કાં ભર ?"

ત્યારે જમણા હાથે કહ્યું: "મારામાં એવા ડરવાનાં લક્ષણ નથી. હું ભગવાન રામને પૂછું છું કે રાવણને શિવના આશિષ છે અને તેના દશ માથાં છે. તે એક જ સમયમાં છેદી નાખું કે એક એક કરીને ?" આ સાંભળીને ડાબી ભૂજા ચૂપ થઈ ગઈ.

ઘરનો કલેશ કેટલો હાનિકર્તા હોય છે અને તેથી ઘરના મુખ્ય માણસની સ્થિતિ કેવી હોય છે તેને અનુલક્ષીને એક કવિએ શંકરનું ઉદાહરણ આપીને એક કવિત લખ્યું. તેમાં શંકર વિષ્ણુને કહે છે:

ગણપતિ વાહનકો ભખન ભુજંગ ચાહે,
કાર્તિક કો કેકી જાત નાગોસે નીભાયો ના;
પાર્વતીકો પંચાનન આનન ગનેશ પે ત્યોં,
જાનવી જટામેં સો ભવાકે મન ભાયોના.
જહાં ચંદ ચારૂ તહાં તીસરો હે તીવ્ર દ્રગ,
યુગન કો જગરો સે, જાતસે જનાયોના;
કહત મહેશ કે હે રમેશ, પાલિયે તો મેને,
હલાહલ પિયો તવ મોહે, અંત આયોના.

"હે વિષ્ણુ, મારા ઘરમાં પાર વિનાનો કલેશ છે. હું ને મારો પુત્ર ગણેશ મળી શકતા નથી, કારણ કે ગણેશનું વાહન ઊંદર છે. મારા ઘરેણાં સર્પને

જોતાં જ ઉંદર દૂરથી ભાગી જાય છે. વળી કાર્તિકનું વાહન મોર છે. એ મોરને જોઈને મારા સર્પ રીસાઈને ભાગી જાય છે. પાર્વતી અને ગણપતિ એ મા–દીકરો પણ નથી મળી શકતા, કારણ કે ગણપતિનું માથું હાથીનું અને પાર્વતીનું વાહન સિંહ. આ બે પ્રાણીને દુશ્મનાવટ. મારા માથા પર ગંગાજી વહે છે તે જોઈને પાર્વતી બળીબળીને બેઠાં થઈ જાય છે. તે શોક્યનો ખાર. વળી મારા માથા પર ચંદ્ર છે. તેની બાજુમાં કામને ભસ્મ કરનારૂં ત્રીજું લોચન છે. તે બન્ને વચ્ચે પણ દુમેળ. આવો યુગોથી ચાલતો ઝઘડો છે. એટલા માટે સંસારથી કંટાળીને મેં ઝેર પીધું, પણ તોય મારો અંત ન આવ્યો."

કાવ્યમાં એક નામના અનેક નામો થાય. તેમાં કોઈ પણ નામનો ઉપયોગ કવિ કવિતામાં કરી શકતા. અનેકાર્થી નામવાળા પિંગળના ગ્રંથો કવિઓને ભણાવાતા. આવા અનેકાર્થી નામોમાંથી પણ કેટલાક કાવ્યો રચાયાં.

હરિના અનેક નામ છે. હરિ એટલે વિષ્ણુ, હરિ એટલે સર્પ, સિંહ, વાંદરો. ચંદ્ર, દેડકો, મેઘ, દર વગેરે. હરિ નામનો ઉપયોગ કરીને કુબેર કવિએ એક દૂહો લખ્યો :

હરિ ગરજ્યો હરિ ઉપજ્યો, હરિ આયો હરિ પાસ
જબ હરિ હરિમેં ગયો, તબ હરિ ભયો ઉદાસ.

"મેઘ વરસ્યો એટલે દેડકા ઉત્પન્ન થયા. તેને જોઈને ત્યાં સર્પ આવ્યો, પણ સાપને જોઈને દેડકું દરમાં જતું રહ્યું એટલે સાપ નિરાશ થયો."

કોઈ ભક્ત કવિએ લખ્યું છેઃ

અજી સાહેલી તા રીપુ, તા જનની ભરથાર;
તાકે શત્રુકા મિત્રકો, ભજિયે વારંવાર.

અજી નામની બકરીની સાહેલી ગાડરડી અને તેનો દુશ્મન ભંઢિયું. (ખડ) તેની જનેતા પૃથ્વીને તેનો પતિ ઈન્દ્ર અને તેના પુત્ર અર્જુનનો મિત્ર કૃષ્ણ. એવા કૃષ્ણને વારંવાર ભજવાની વાત કેવી યુક્તિથી કહી છે ?

સારંગે સારંગ ગ્રહ્યો, ઉપર સારંગ ધાય;
રૂતુકો સારંગ સાચવે, (તો) મુખકો સારંગ જાય.

મોરનું બીજું નામ સારંગ છે. તેણે સર્પને પકડયો એટલામાં મેઘ ગાજ્યો. મોર જો બોલવા જાય તો મોઢામાંથી સાપ પડી જાય.

મધ્યકાલીન યુગથી માંડી આજ સુધી આવાં યુક્તિ કાવ્યો રચાતાં આવ્યાં છે. સુવાગઢ ગામના બેચરભાઈ ખડિયાને કોઈ મિત્ર કવિએ આ પ્રમાણે સલામ મોકલ્યાઃ

અશ્વ શણગાર જાત હૈ, દો મસ્તક હૈ નામ;
તસ્કરગઢમેં રહત હૈ, વાકો કીજે સલામ.

અશ્વનો શણગાર ખડિયો. તે ખડિયા શાખના ચારણ દો મસ્તક (સર બે) એવા બેચરભાઈ નામ તસ્કરગઢ એટલે ચુંવાળિયા કોળીનું ગામ ચુંવાળગઢ (સુવાગઢ)માં રહેનારાને મારા સલામ કહેજો.

એ જ રીતે બીજલકા ગામના વીસાભાઈ બોક્ષાને કોઈ કવિએ આ દૂહામાં સલામ મોકલ્યા :

દુજી વાકા ગામ હૈ, બાર અષ્ટ જાકો નામ;
દાંત વિનાની જાત હૈ, વાકો કીજે સલામ.

હિમાલય ગળવા જવાની ઈચ્છાવાળા કોઈ કવિએ હિમાલયનું આમ વર્ણન કર્યું છેઃ

જલ શશી પર્વત મછી., હરણાં રેંટ ફરંત;
ચલો સખી ઉણ દેશડે, પથ્થર બાગ ચરંત.

જેનું જળ ચંદ્ર જેવું છે તે મછી (માછલી) આકારના પર્વતની ફરતું હીરણ્ય નક્ષત્ર આંટા મારે છે. જેના પથ્થરો એની હવા બાગના બાગ વસંત ઋતુને ચરી જાય છે–ખાઈ જાય છે એવા હિમાલયમાં હે જીવ ! તું હાલતો થા.



સમાણસકુ સમાણસ મિલે, જયું કેસરમેં કપુર;
દુરીજનકુ દુરીજન મિલે, જયું ભાંગમેં ધતુર.

# કવિ અને કંજૂસની વડચડ

સં. નાગદાન જેઠસુર બારોટ

કર્તા: સ્વ. ગીગા બારોટ

[સ્વ. શ્રી. ગીગા બારોટનાં દુષ્કાળ અંગેનાં કેટલાંક ગીતો 'ઊ.નવ.'ના એપ્રિલ તથા મે માસના અંકમાં પ્રગટ થઇ ગયાં છે. શ્રી. ગીગા બારોટનો પરિચય પણ આવી ગયો છે. મે માસના અંકમાં કવિ અને કાળની વડચડનું પણ એક ગીત આપેલું. અહીં આપેલ ગીતોમાં કવિ અને કંજૂસની વડચડ આપેલ છે. જૂના કાવ્યમાં કંજૂસને સૂમ તરીકે સંબોધેલ છે. વડચડ ઘણી લાક્ષણિક છે. કવિએ પ્રથમ સૂમને નામે પોતાના માથે જ કટાક્ષ કરેલ છે કે ચપટી બજર કે કોળિયા અન્ન માટે જેના તેના દુહા કહેતા ફરો છો. પછી કવિ સૂમની ખબર લઇ નાખે છે, એમાં વાણીના પ્રહારની તાકાત અગાઉ પદ્યમાં કેવી રીતે અજમાવાતી હતી એનો આ ગીત નમુનારૂપ છે. આગળ તો કવિઓ પોતાને પ્રતિકૂળ એવી વ્યક્તિઓની 'ઊભત' કરતા. એટલે વ્યક્તિને ઉદ્દેશીને કવિતામાં પ્રહારો કરી ક્યાંક ઉઘાડા પાડતા, ક્યાંક ઉધડા લેતા તો ક્યાંક નીંદા પણ કરતા. 'ઊભત' એક પ્રકારની વક્રવાણી બની જતી. આજે અખબારોમાં એ પ્રકારની વક્રોક્તિ, વ્યંગ, ઉપાલંભ, કટાક્ષ વગેરે ઘણા પ્રકારો અજમાવાય છે. અહીં ગીગા બારોટનાં ગીતોમાં એવો વ્યંગનો–ઠેકડીનો પ્રકાર દેખાશે પણ ગીગા બારોટમાં વ્યંગ હોય છે, કટાક્ષ હોય છે પણ વક્રપણું ભાગ્યે જ હોય છે. કારણ કે કવિની પ્રકૃતિ ઘણી સુજન હતી. – સંપાદક]

કહે વાત સાઠા તમે સાંભળો કવીજન,
વણવી કહું અવગુણ વાણી;
કો'કદી એક ટક ખાતર નરે ય કદી,
પેલું જે આપીયું બધું પાણી. ૧

કળીમાં થીયા છો વળી સોંઘા કવી,
કોળીયે અનાજે ગીત કો' છો;
ચીદને આપઇં તમોને સામટું,
રાજી એક બજરને પડે રો'છો. ૨

ક્રોડ ખરચે તેની હાર્યમાં કહો છો,
થુળ તે કાવ્યનું રસો ઠાલું;
ડુંઘાની ઘૂંટયમાં મફત ફેંકો દુહા,
કોણ ધન ખરચવા હોય કાલું? ૩

ભણ્યા પીંગળ તણા ન જાણો ભેદને,
સામ સામી દીયો ટૂંક સાધી;
ફોગટીયા ઘરોઘર ગીત કે'તા ફરો,
ગાંઠીયે હળદર ને થાવ ગાંધી. ૪

સુણતા કવીને રીંસ બમણી ચડી,
અભાગી ન બોલો વેણ એવાં;
સાબધા જંજેડું મૂળીયાં સુમના,
જાણજ્યો મળ્યા કવરાજ જેવા. ૫

ખોટા સાચા તણી આજ પડશે ખબર,
પારખ્યાં કવીનાં હવે પડશે;
વચનને ભાલડે સુમને ઢોળવા,
છંદ ગીનો તણી ફોજ ચડશે. ૬

ગલોલી દૂહાની લાગશે ગેબની,
કવીતાની ધાર તરવાર કાપે;
વેણના ઘાવ તે કોઇદી ન વળે,
અધમને નરકની ગતી આપે. ૭

આથ્ય ડાટી રહે ને છોડશો એકલા,
સંસાર જલમસ્યો પાપ સોતા;
ખોદવા મંડશો ઘુંસ થઇ ખોરડાં,
જમીમાં લાટશો દ્રવ્ય જોતા. ૮

માયાને લોભથી અવતરી મરો છો,
કરો છો કામ ચંડાળ કેવાં;
પ્રભુને વાસતે કોકદી પાપીઓ,
દોકડો શીખીયા નકે દેવા. ૯

દાયરે મેળાવે સજસ દાતારનો,
વીદવા કહે લલકાર વાણી;
મુખ ભૂંડા કરી બેસશો મૂરખ્યા,
તમે શું બોલશો મૂછ તાણી? ૧૦

મૂંડાવી કેશને થાવને મારગી,
જરાયે દોશ નઇ વળી જેમાં;
ખોડીયા ખત્રીના ધરમને સાબધા,
હવે મૂછ રાખ્યા તણો શીયો મેમા? ૧૧

નારીયું તણાં તો દાસ થઇ નમો છો,
ખાવ હો ઢોરની પડયે ખાણા;
પીડા કરવા તમે માતના પેટમાં,
પાપીઆ રીયા નવ માસ પાણા. ૧૨

વધુ જો કહું તો દુખ લાગે વળી,
વેણ કાંઈ સુમને નોય વાલા,
હવે તો કહું છું તમારા હેતનું.
ડરડ રાખી રીયા સીદ ઠાલા? ૧૩

કવી સાચા તેની–અવદયા કરો છો,
પડયો મેલી દીયો ઝેર પીવો;
કરેલાં તમારાં બધાં જો કર વલ્યા,
દેહમાં પીપળે કરીશ દીવો. ૧૪

કવીયણ કરીને ન જાણો કાવ્યમાં,
લોભીયા પટંતર નથી લાધો;
સબદ અવળા કો'ક હૈયામાં ચોટશે,
બગડશે પછે અવતાર બાધો. ૧૫

જવોને ભલપ આ કાઠીયા જાતની,
જબર છે વરો દરીયાવ જેનો;
માઠરા નર તો કંઇક બૂડી મર્યા,
તાગીયે ન લાધો પાર તેનો. ૧૬

નાથ ખુમા તણો દેખ જોતા નથી,
જીવથી ન રાખો લોભ ઝાઝા;
ગઢપતી-કીરતી વીના માઠા ગયા,
રીયા વાસા સંતણ જીયારાજા. ૧૭

ધરમ આસમે જગન કીયો ધરાપર,
હોય જો આજ ધરમ રાજ દીઠો;
છપનીયો કાળ તો ગીયો એકચોટમાં
પરજમાં રીયો નવજુગ પીઠો ૧૮

## ગીત બીજું

અસલ સુમ કવીયા તણે કેવો પડીયો અહા,
એક બીજા તણી કરે અવદયા;
બોલવું કોઈનું ગમે નઈ બેયને,
કો'ક પૂરવ તણી હશે કવદયા. ૧

વેરનો પાડતલ મળ્યો નઇ વસવમાં,
ભલો સરદાર કોઈ ઉગ્ર ભાગે;
કસુંબા પાઇને એકઠા કરાવત,
રોહને તજાવી એક રાગે. ૨

કવીની શીખામણ ન માને કોઇદી,
આદ ચકવા તણે વેર ઇન્દુ;
વ્યાસજી સારખ્યા જ્ઞાન મર વતાવે,
હોય નઇ મામદા કદી હિન્દુ. ૩

પથર મર સો વરસ રાખઇં પાણીએ,
તમોગણ તજે નઇ તોય તેદી;
ચાર મુખા આવી બ્રંમામર સીખવે,
કાગડો ભણે નઇ રામ કેદી ૪

જીવની–આંટય તે કોઇદી જાય નઇ,
નરમતા ન આવે આંટય નાખી;
હજારૂં વાર મર ગંગામાં હીલોળે,
ચાલકી બને નઇ કદી ચોખી. ૫

સાનકુંદઇ મર કુળની સુમને
ગળે નઈ કવેસર તણે ગાવે;
ક્રોધનો ભરેલો નાગ કાળોતરો,
પાંતરે ઝેર કેમ દૂધ પાવે. ૬

વજર લેપન થયું સાયાને વાસતે,
ખરચે નઇ દોકડો નકે ખાવે;
મેઘ ભારે ભલે એક ધારા મંડે,
નેવનાં પાણી કાંઇ મોભ નાવે. ૭

દાતા જીયલ જસા છે હજી દેશમાં,
તાં લગી કવીને નથી ત્રોટો;
ભેંસું સો મળે ને વસુકે ભેડવી,
ખધ્ય કાંઇ વલોણે નાવે ખોટો ૮

સરઠમાં ખુમાણે મળ્યા દેદલ સતણ,
સુમઠા હૈયેથી દીધા છોડી;
જીયલ ઓઘડ બન્ને કોડ જુગ જીવજ્યો,
જેવ જે સારખી બન્ને જોડી. ૯

# ખેતશી–કેસરબા

સં. ભગુભાઈ રોહડિયા

[આ અનામી પ્રેમકથા મને જૂની હસ્તપ્રતો ખંખોળતાં હાથ આવેલ. છૂટક છૂટક દુહાઓ સર્વત્ર મળે છે. પણ આ રીતે પૂર્ણગીત કથારૂપે આ ઐતિહાસિક પ્રેમકથા અપ્રગટ દુહા–કુંડળિયા સાથે 'ઊર્મિ'ને પાને સૌપ્રથમ જ પ્રસિદ્ધિ પામે છે. : લેખક]

વાઘેલા રી વ્રાત આવી સરોવર ઉતરી;
છોગાળો કળ છાત્ર, ખેલે ઘોડા ખેતશી

સરધારના ગોધાજી વાઘેલાનાં વેલડાંને લઈ જતી જાને જ્યારે કુંદણી ગામને તળાવે પડાવ નાખ્યો ત્યારે ત્યાં રસિક અને રૂપવાન એવો કુંદણી પતિ ઝાલો ખેતશી ઘોડો ખેલવતો હતો.

ખેતલ સર મોળિયું ખસ્યું, કાળા છૂટયા કેશ;
કડતલ રૂં તન ઢંકિયું (જાણે) ચંદણ લપટયા શેષ.

અશ્વની તેજ દોટમાં ઝાલારાજાને માથેથી મોડ પડી ગયો. કાળા લાંબા કેસ છૂટીને, જેમ શેષનાગ ચંદનનાં ઝાડને વિંટળાય તેમ ઝાલા ખેતશીના ગોરા ગોરા શરીરને છાવરી રહ્યા.

ભીમક સુતા નજરૂં ભરી, નરખ્યા ઝાલ નરેશ;
રાયજાદી દલ-રિઝિયાં, કડતલ રા જોઇ કેશ.

લાડલી નૃપ ભીમજીની એ રાજકન્યાએ આંખો ભરીને ઝાલા રાજાને નિહાળ્યો. અને એ રાયજાદી (રાયજાદા શાખાની રજપૂતાણી) ખેતશી ઝાલાના લાંબા સુંદર શિરકેશ પર ઓળઘોળ થઈ ગઈ.

કાગદમાં લખી યું કિયું, સૂણ ઝાલા સરતાણ;
છું કુંવારી છત્રપતિ, મને વરો મકવાણ.

કેશરબા રાયજાદીએ વડારણ સાથે કાગળ મોકલ્યો કે, "ઝાલાઓના બાદશાહ, મારી વાત સાંભળો. હજી હું અવિવાહિત જ છું, તો તમે જ મને પરણો."

અમિં વડારણ મોકલી, રૂપ જોઇ ઝલારાણ;
કાગદ વાંચી ભજ કરો, મૂંછા સર મકવાણ.

ઝાલા નરેશ, તમારૂં રૂપ જોઈ હું રીઝી ગઈ છું. એથી જ મેં દાસીને આપની પાસે મોકલી છે. તો હવે મારો આ પત્ર વાંચી તમે મૂછે હાથ નાખો. મરદોની રીતે મને સ્વીકારો.'

આવી વડારણ ઝલ આગળે, બોલી એહડા બેણ;
વરે નઇ મોરી બેન વાઘેલને, મર ગોધો ગાળે નેણ.

બાનડી ખેતશી પાસે આવીને બોલી : "અમારી રાજકુંવરી વાઘેલાને પરણશે જ નહીં. છો ને ગોધાજી રાહ જોઈ જોઈને આંખોના નૂર ગૂમાવતો રહે."

પટા સર ઝાલાં પત, નાખો હાથ નરેશ;
કરવી વાર કામણ તણી, તદ સહી નમાવા દેશ.

ઝાલાઓના નાથ, હવે તરવારની મૂઠ પર હાથ નાખો. નારીની વહારે ધાવું એ તો બધી ધરતીને જીત્યા જેવું મોટું પરાક્રમ છે.

કડતલ આગે દાસી કહે, સુણ દુલ્હા સરદાર;
ઘાટ સરવૈયાંણી રો ઘડી, કર ધોયા કિરતાર.

વળી બાનડી ખેતશી ઝાલાને કહે છે : વરરાજનાયે વરરાજ એવા તમે મારી વાત સાંભળો. સરવૈયાણી[1] કેશરબાને આ સંસારમાં સર્જીને ભગવાને પોતાના હાથ જ ધોઈ નાખ્યા છે.

અધૂર પ્રવાળાં આખીએ, દાડીમ કળિયા દંત;
સગ દીપક નાસા સહી, કમળ નેત્ર કહંત.

એ રાજવણના હોઠ પરવાળા સરખા લાલ છે. દંતપંક્તિ દાડમના દાણા સરખી છે. નાશીકા

---

૧ સરવૈયા, રાયજાદા અને ચૂડાસમા એ ત્રણે અટકો એક જ કુળની છે.

દીપશિખા સમાન, એનાં નેત્રોને લોક કમળની ઉપમા આપે છે.

ચંદ વદન વાણી સુધા, ઉપમા રૂપ અનંત;
કનક લતા શી કીજીએ, ભીમક સુતા શોભંત.

એનું મુખ ચંદ્ર સમાન છે, વાણી અમૃત સમાન છે. જેના રૂપની ઉપમાઓનો અંત જ નથી. એવી એ ભીમસિંહ રાયજાદાની શોભાયમાન કુમારીને સુવર્ણ વલ્લરી સરખી જ કહેવી.''

ભાઇ ભડાં ભેગા કરી, પૂછે નૃપ પરિયાંણ;
કાંમ વચારી કીજીએ, સર્વ મળી સજાંણ.

ત્યારે રાજા ખેતશીએ પોતાના ભાયાતો અને સુભટોને ભેગા કરીને, બધી વાત કરી સલાહ પુછી : સમજુ એવા તમે બધા વિચારીને હવે શું કરવું તે તે મને કહો.

પરિયાંણી જાંબુપતિ, ભણે એમ મખ ભાઇ
ખત્રિયાં તલક ઝલ ખેતશી, બાધો ખાગ બડાઇ.

ત્યારે ભાયાતોએ લલકાર કર્યો. ''ક્ષત્રિયોની શોભારૂપ એવા જાંબુનાથ ઝાલા ખેતશી હવે તો તરવાર બાંધી ગૌરવને ગ્રહીને સરવૈયાણીને પરણવા જ ચાલો.''

ખંડપત કે યહ ખેતશી ઝાઝું કરવું ઝેર;
વણ જોતું વોરવું, વાઘેલા હંદુ વેર !

ત્યારે ઠાકોર ખેતશીએ ભાયાતોને પૂછ્યું : ''આપસ આપસમાં આટલું બધું વેર ઝેર વધારવું ? જેની જરૂર નથી એવું વાઘેલાઓ સાથેનું વેર સાટવવું ?''

વાઘેલાં દળ વાઢશાં સણ ઝાલાપત સાંમ;
ખાગેથી જશ ખાટશાં, નવ ખંડ રહેશે નામ.

ભાયાતોએ જવાબ દીધો,''ઝાલાઓના ધણી સાંભળી લ્યો, અમે વાઘેલાઓની ફોજને કાપી નાખીશું. તરવાર વડે કીર્તિ મેળવશું. આમ આપણું નામ નવેખંડ ધરતીમાં અમર રહી જશે.

વરો રાણી ભૂપત વડા, સવેલી સરતાણ;
પત ઝાલા જગણ પરા, વાત રે'શે મકવાણ.

માટે હે મોટા રાજા મકવાણ ખેતશી, તમે સરધારના વાઘેલા બાદશાહની સવેલી રાજવણને પરણી લ્યો. આપણી આ યશ પરાક્રમની વાત આ જગત પર શાશ્વત રહેશે.'

કડતાલ ભજ મૂછે કરો, દેશપત કે સરદાર;
જા જા વડારણ જોખ સૂં, વરશું તે અણુવાર.

વળી ભાયાતોએ પડકારી કહ્યું: ''કડતલ (પંજા) ના બિરૂદધારી ઝાલા રાજા, હવે તો મરદોની રીતે મૂંછ પર હાથ નાખો.'' ત્યારે (મૂંછે હાથ નાખી) ખેતશી ઠાકોરે વડારણને કહ્યું: ''તું સરવૈયાણી પાસે ભારમાં જ જા. હું આજે જ તેને પરણીશ.''

ગઈ વડારણ જોખ સૂં, વધ વધ કરે વખાણ;
અણુકળ ખત્રવટ આભરણ, મદ છકીઅલ મકવાણ.

ત્યારે બાનડી વટમાં જ સરવૈયાણી પાસે પાછી આવી અને વારે વારે વખાણ કરતાં કહેવા માંડી: ''બા, એ ઝાલો રાજા વીરતાના ગર્વથી છકેલો છે. કોઈનાથી ભાગ્યો ન જાય એવો અભંગ અને રજવટના આભૂષણ રૂપ છે.

વડારણ મુખથી ચું વદે, સૂણ સૂણ બાઇ સજાણ;
ઉમિયાપતિએ આપીઓ, તને રીઝીને ખેતલ રાણ.

વળી દાસી બોલી : 'ચતુર સુજાણ બાઈ સાંભળો, ''ભગવાન શિવે જ તમારા પર પ્રસન્ન થઈને ખેતશી ઝાલાને પતિરૂપે આપ્યો છે.''

સખી વચંન કન સંભળી, આણી રીઝ અપાર;
સરવૈયાણીએ તે સમે, હેતે બગસ્યો હાર.

સાહેલીની અમૃત સરખી વાણી પોતાને કાને સાંભળીને સરવૈયાણી દેશરબાએ સ્નેહથી તેને હૈયાનો હાર ઉતારીને બક્ષિસ કર્યો.

સોલંકી[૧] વાત સાંભળી, રૂઠયો ચાલક રાવ;
કુંદણી ગઢ કાંગરે, દજડે ખેલુ દાવ,

એ વાઘેલો રાજા પોતાની સવેલીને કુંદણીના

૧. વાઘેલાઓનો મૂળ વંશ સોલંકી છે. એથી કવિએ અહીં વાઘેલાને સોલંકી-ચાલુક્ય કહ્યો છે.

ઠાકોર પરણી ગયાની વાત જાણીને અત્યંત કોપાયમાન થયો, અને બોલ્યો. "હું કુંદણીના ગઢને કાંગરે તરવારના ઘાવના દાવ ખેલીશ."

વાઘેલ મુખથી ચું વદે, ભૂપ સોલંક કળભાણ;
ઘસું ખાગે ઝાલાવડ ધરા, તો પટા પાઘ પરમાણ.

પોતાના કુળના સૂર્યરૂપ એવા વાઘેલા ધણીએ વળી કહ્યું: "જો હું તરવારથી ઝાલાઓની ધરતીને ઘસી નાખું-ઉજ્જડ કરી મેલું તો જ તમે સહુ મેં કમ્મરે બાંધેલ તરવાર અને શિરે બાંધેલ પાઘડીને સાર્થક સમજજો."

કુંડળિયા

સાચ ધણું કે કંથ આસમે, કિયું માન સોલંક
ખેતા ઝલને ખેડવું, રાણોના કાંઇ રંક
પહુ રંક નથી ઝલવાડ પતિ
અણભંગ અપાર જોધાર અતિ
તરવાર બહાદર નાગ તણો
એ ફણ કહે કંથ વાત સણો.

ત્યારે વાઘેલાની રાણીઓ કહેવા લાગી; "સ્વામી અત્યારે અમારું કહ્યું માનો, ખેતશી ઝાલા સાથે જુદ્ધ કરવું છે પણ એ ઝાલાવાડનો નાથ એવો મર્દ પુરૂષ કાંઈ બિચારો બાપડો નથી, એ નાગજીનો પુત્ર કોઈનાથી ભાગ્યો ભંગાય એવો નથી. એ મહા પટાધર યોદ્ધો અને પાર ન પામી શકાય એવો વીર પુરૂષ છે. માટે નાથ મારી વાત તો સાંભળો:

તરીઆ જે રંક તણી, કાંમણ લહે ન કોય
ગઢપતરા ગ્રહ ઉપરે, સાલે કરી તે જોય
જોય કરી તેય વાત ઝલે
શાત્રાં ચંત ઉપરે ય ઝાળ ચલે
ખડી ખડી કહું છું યતૂજ ધણી
તરીઆ જ ન લેવાય રંક તણી

રાંકની નારીને કોઈ વીરનર લેતા જ નથી. રાજાઓના ઘર ઉપર હાથ મારવાની વાત કે જે તમારે હૈયે ખૂંચે છે, તે તમે જોઈને ? તેનું એ કર્મ શત્રુઓનાં ચિત્તને પ્રજાળનારૂં છે. માટે જ નાથ, હું અહીં તમારી સામે જ ઊભી ઊભી કહ્યા કરું છું કે (જે ખરેખર) વીર પુરૂષ છે તેના હાથે રામપાતર ઝૂંટવવા જેવું બીચારા-બાપડાની સવેલીઓ લેવાનું કામ થાય જ નહીં. (એ તો મરદો સામે માથાં કઢે.)

ગડો નગારાં જંગકાં, ત્રાવો ધર ઝલવાડ
ખેતા ઝલથી ખેલશું. રુક ઝડાકે રાડ
રાડ મચાવુંય રુક ઝટાં
ખત્રવાટ ખેલી કરૂં ખળ ખટાં
ઘણ સાથ લીઓ વળી જોધ ઘણું
ઘરાવોય નગારાંય જંગ તણું.

રાણીની એ સમજાવટ છતાંય ગોધાજીનો હુકમ છૂટયો "મારા બેલીડાવ' રણ નોબત પર ઘોંસા દો, ઝાલાવાડની ધરતી પર ચડો. ત્યાં આપણે ઝાલા ખેતશી સાથે તરવારના ઝાટકા ઝીંકી ઝીંકીને રણ-જંગ ખેલશું. હું ગોધોજી તરવાર વીંઝીને ધમસાણ મચાવીશ. ક્ષત્રિયવટના ખેલ ખેલી વેરીઓના દાંત ખાટા કરી દઈશ. ઘણા વીરોને સાથે લઈને ઓ સાથીઓ ! યુદ્ધનાં ત્રંબાળુઓ વગડાવો.

ધીમા ધીમા ઠકુરાં, ધીમા નગારે ઘાવ
ધીમા ધીમા દળ સજો, ધીમા સોલંક રાવ.
ઘોર નગારેય ઠોર પડે
ઝલરાણ આગે અત્રુ ઝાળ ઝડે
હેદળ કાપણ ભોજ હરો
ધીમાય ઠાકર પાંવ ધરો

ત્યારે ગુણ ગ્રાહક અને વીરતાની કદર કરનારી ગોધાજીની રાણી, ગોધાજી અને તેના સુભટોને કહે છે: "ઓ ઠાકોરો ! તમે ઉતાવળા ન થાઓ. ધીમા પડો. તમારાં નગારાં પણ ધીમાં વગાડો. હળવે ધીમે રહીને સૈન્ય સજો, વાઘેલાઓના ધણી, તમે પણ ધીરજને ગ્રહો.

જેની યુદ્ધ નોબતો કાયમ ભયાવહ નાદે ગગડયા કરે છે. જેની આગળ સતત તરવારની ધારરૂપી જ્વાળાઓ પ્રજ્વલિત રહે છે. એવો ભોજરાજ ઝાલાનો પૌત્ર-વંશજ ખેતશી શત્રુઓના અશ્વદળને

વાઢી નાખનારો છે. માટે જ ઓ ઠાકોરો, તમે એ વીર સામે ધીમે ધીમે પગલાં ભરો, ઉતાવળ ન કરો."

ગોધાજી કશિયે ઉતાવળ વગર નિરાંતે તૈયારી કરી રહ્યો છે. ત્યારે તેના હેતુ મિત્રો, તેને કહે છે:

## દુહા

કડતલથી વેર કરી, ઊંઘછ કેમ અચેત?
અચાનક ઝલ આવશે, ચાલાક દળથી ચેત.

"ઓ વાઘેલા! ઝાલા ખેતશીથી વેર કરી આમ ગાફેલ માફક કાં નિરાંતની ઊંઘ કરે છે? ક્યારેક અચાનક ઝાલો ચડી આવશે. માટે તું સાવધ હૈયે રહે."

ત્યારે ગોધાજીએ કાસદ મોકલી ખેતાજીને કહેવરાવ્યું:

ઝાલા તું ઝૂડી ગિયો, સવેલું સરતાણ;
ભાંમણુ જે ભાથી તણી, માણીશ કેમ મકવાણ?

"અરે ઝાલા! તું મારી, વાઘેલા બાદશાહની રાણીને સવેલી લઇ ગયો છે. હવે તું મારા જેવા મહાવીરની નારીને કેવી રીતે સુખે ભોગવીશ તે હું જોઈ લઈશ."

ભૂપ ખેતે એમ ભાંખિયું, ગોધા સૂણુ ગેમાર,
હોય ન હાડક રિઢીએ, સાવજ રો જરકાર;

ઝાલા ખેતશીએ જવાબ કહાવ્યો: "મૂર્ખ ગોધાજી સાંભળ, જેમ હાડકાં માટે લડવામાં સાવજને રસ નથી હોતો પણ હાથીનું તાજું માંસ ખાવામાં જ હોય છે. તેમ હું પણ જેવા તેવાનું સવેલું ઉપાડી જનાર નથી, હું તો તારા જેવા રાજાના ઘર માથે ધા કરવાવાળો છું:

વાઘેલો નૃપ બોલિયો, સૂણુ ઝાલા સરતાણ;
આપ સમાં જોં આવશાં, માને તું મકવાણ.

ત્યારે ગોધાજીએ કહેવડાવ્યું: 'હું મારે સમયે તારી માથે ચડી આવીશ, એ વાત તું નિશ્ચિત માનજે.'"

ઝાલો સંગ્રામનો યે રસિયો છે. એણે સામેથી જ ઉતાવળ કરી:

કડતલ ખેતો યું બોલિયો, ગોધા સૂણુ ગેમાર;
ખત્રવટ રા ધ્રમ ખેલવા, કર ગ્રહજે કરમાળ.

"અરે ગોધાજી, હવે તો તું ક્ષત્રિય તરીકેનો ધર્મ બજાવવા હાથમાં ખડગ ગ્રહણ કરજે."

વાઘેલો યું બોલીઓ, ઝાલ મ કરે જોર;
બળિયા તું આવજે, ભાંણુ ઊગમતે ભોરે.

ગોધાજીએ કહેવરાવી દીધું: "ઝાલા, હવે તું જોર કર માં. અરે બળવાન રજપૂત, તું કાલે સૂર્યોદય સમયે રણક્ષેત્રમાં આવી જજે, હું આવું છું."

વાઘેલા સણ ઝલ બોલીઓ, કડતલ એમ કથંન;
શૂરાં દલ પોરસ ચડે, માઠાં હટકે મંન.

ઝાલાનો જવાબ આવ્યો: "વાઘેલા સાંભળ, યુદ્ધની વાતથી તો શૂરવીરના હૈયે પોરસ ઊભરાય, જ્યારે કાયરોનાં મન ફફડી ઊઠે."

પછી તો બન્ને પક્ષે યુદ્ધ મચ્યું. વાઘેલાઓ અને ઝાલાઓ શસ્ત્રો ચલાવવા લાગ્યા. કેવું મચ્યું એ યુદ્ધ? ખેતાજીની તરવાર કેવી ચાલી?

ખેતા વાળી ખાગ, સર પડો સુણા તણે;
નર બગતર કટ નાગ, ધર ખૂંતી જાંબુ ધણી.

ઓ જાંબુનાથ ખેતશી, તારી તરવાર વેરીના મોવડીઓ માથે એવી ચાલી કે, પુરુષ, બખ્તર અને અશ્વને કાપીને ધરતીમાં ખૂચી ગઈ:

તેં નીઝોટી નાગ તણા, કેવી સર કરમાળ;
વંચિ ગઈ વિઆળ, ખૂંતી કોરંભ સર ખેતશી.

ઓ નાગજીના પુત્ર ખેતાજી, તેં શત્રુઓ માથે એવા બળથી તરવાર ઝીંકી કે, એક જ ઘાએ વેરીના અશ્વને કાપી, ધરતી ચીરીને શેષનાગને ય વળોટીને તરી તરવાર કાચબાને શિરે જઈ ખૂચી.

ખળ દળ કાપે ખેતશી, માથા વણુ મકવાણ;
ભડલી લગન કળભાંણુ, લડ નરચું જાંબુ ધણી.

એ મકવાણા ખેતશીએ દુશ્મન સૈન્યને માથાં

# " છેલ હીરાવાળા "

કંઠસ્થ ; લાછબાઇબેન ડાયાભાઇ સોલંકી　　　　　　　　　　　　　સંગ્રાહક : ખોડીદાસ પરમાર

સને ૧૯૪૭ માં ભારત સ્વતંત્ર થયું પછી પંચવર્ષીય યોજનાઓના તબક્કે, ટકે, જનજીવન ખેતી, ઉદ્યોગ વગેરેમાં ઉત્તરોત્તર બરકત આવતી ગઈ. તેની સાથોસાથ કાળ દુકાળનાં વરસો પણ આવ્યાં અને છતાં કાળ બહુ વરતાણો નહિ, કાળ જાય અને કહેણી રહી જાય તેમ કાળ ગયો પણ તેના રચાયેલ ગીત રહી ગયાં.

સ્વરાજ આવ્યા પછી ખેતીવાડીની કાળજીભરી કામગીરી વધી, તેની સાથે પેદાશ પણ વધી, તો બીજા ક્ષેત્રે અવનવા ઉદ્યોગો ખીલ્યા તેમાં આ છેલ્લા દસકાના વરસોમાં હીરા ઘસવાનો ઉદ્યોગ વધી પડયો. સુરત, નવસારી, ભાવનગર જેવાં મોટાં શહેરો હીરાનાં કારખાનાં અને હીરા ઘસવાવાળાથી ધમધમી ઊઠયા. મોટાભાગે કણબીઓ અને બીજાઓએ હીરા ઘસવાની ઘંટિયું માંડી. તેમાં કણબી, રજપૂત, કોળી અને વસવાયાની કોમનાં છોકરાં, માટીડા અને જુવાનોએ ખેતીવાડી અને અભ્યાસ છોડીને હીરા ઘસવામાં ઝંપલાવ્યું. છ મહિના ઘરના રોટલા ખાઈ, હીરા ઘસવાનું શીખ્યા, પછી, તે જુવાન માટી હીરા ઘસતો થઈ જાય છે અને અક્કલ હોંશિયારી અને શરીર બળના બંધારણ પ્રમાણે હીરા ઘસીને પ્રમાણમાં ઠીક એવી રોજી મેળવવા લાગ્યો.

આ જુવાનો એકાએક પ્રમાણમાં ઠીક એવી રોજી રળવા લાગ્યા. પછી તેની મૂડી રૂપિયાથી ઉભરાણી કે તેમની આંખ ફરી ગઈ. તેને પૈસાની કિંમત ખાસ ન રહી, પૈસા પાણીની જેમ વાપરવા લાગ્યા, તેથી શહેરોમાં જીવનજરૂરિયાતની ચીજોના ભાવમાં પણ ઠીક ઠીક વધારો થતો ગયો. પણ હીરાવાળાએ પાછું વળીને જોયુંએ નહિ, માલ લેતા જે માગ્યું તે આપ્યું જ છે. આમ પાંચ રૂપિયાની ચીજના જો કોઈ દશ માગે તો એય તે આપી દે, તેવા તે ઉદાર થઈ ગયા. પૈસાને મોળું કેમ ગમે ? એમ સારી સારી ચીજો મોંઘા ભાવેય તે લેવા માંડયા જેથી બજારભાવ ચડતો ગયો અને સામાન્ય વર્ગના લોકોને માટે આ જરા મુશ્કેલ બની ગયું. હીરાવાળાએ ગામડામાંથી પોતાના બૈરાં છોકરાંને તેડાવી શહેરમાં રહેઠાણ કરી ભાડાના ભાવેય વધાર્યા, વળી હીરાવાળાની સ્ત્રીઓએ શહેરમાં આવી જાડા પોતનાં લુગડાં દૂર કરી ઝીણા પોતના વસ્ત્રો ધારણ કર્યા. હાથના ચૂડલા બલોયાં દૂર થયા તેની જગ્યાએ પાટલા ઘડિયાળ આવ્યા, પુરૂષોએ ચોરણી, ખમીશ કેડિયાં ફેંટા કાઢીને તેની જગ્યાએ ટેરીકોટનના સૂટ પહેરવા માંડયા, રંગની ભભક વરતાણી પણ વસ્ત્ર પરિધાન કળામાં સૌંદર્યદૃષ્ટિ ન આવી.

આ વરસ દુકાળમાં અધિક માસની જેમ હુતાશન પહેલા હીરા ઘસવાની રોજીમાં મંદી આવી પડી. ભાવ ઘટાડાયા. ભાવનગરનાં હીરાના કારખાનામાં હડતાલો પડી. એક તો વરસ નબળું તેમાં પણ પાછી રોજી અટકી, ખેડૂતને બન્ને બાજુથી માર પડયો. હીરા ઘસવાવાળા કુટુંબો શહેરમાંથી ધીમે ધીમે પોતાના ગામડે જવા લાગ્યાં, શહેરનાં રંગનું ચટકું માણેલું. હરવા ફરવાની ટેવ પડી ગયેલી, નાટક સીનેમાના શોખ વળગેલ તેમજ બેઠાં બેઠાં જ કામ કરેલ હોવાથી ગામડાનું જીવન છેલ માટીડાને હવે તો અણગમતું લાગતું. તેમની દશા વિચિત્ર થઈ રહી.

આ હીરાવાળાના રાસડા તેમની જ નારીઓએ ગાઈ નાખ્યા છે. જેમાં હીરાવાળાનું રસળતું જીવન, ખાણીપીણી, પહેરવા ઓઢવાની વાત વગેરે રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. પોતાની આસપાસના કોઈપણ નવા બનાવને, જો તેમાં કશુંક તથ્ય હોય, કહેવા સાંભળવાનું હોય, ઊર્મિને હલબલાવે તેવો

ભાવ હોય તો દેશજ નારી તેને સુપેરે રજૂ કરી દે છે. તે જ રીતે હીરાવાળાના બે રાસડા અહીં આપણે જોઈ શકીશું.

વરતેજ પાસે ગામડું ને બોરતળાવનાં પાણી,
આવી શીદ કરો છો મલકની ધાણી; હો હીરાવાળા,
આવી મોંઘવારી અમારા ભાવેણામાં નો'તી.

ટેરીકોટના તાકા ખોલ્યા હીરાવાળાએ ખૂટવાડયા
ખાદી પે'રવાનો વારો આવ્યો, હો હીરાવાળા,
આવી મોંઘવારી અમારા ભાવેણામાં નો'તી.

બરાસાની સાડીયું ચોલી હીરાવાળીયુંએ ખૂટવાડી,
ફાગળિયા પે'રવાનો વારો આવ્યો હો હીરાવાળા,
આવી મોંઘવારી અમારા અમારા ભાવેણામાં નો'તી.

રીંગણા, બટેટાં કેળાં ખોલ્યા,
હીરાવાળાએ ખૂટવાડયા,
કઠોળ ખાવાનો વારો આવ્યો હો હીરાવાળા,
આવી મોંઘવારી અમારા ભાવેણામાં નો'તી

સોનુ, રૂપું, હીરા ખોલ્યા હીરાવાળાએ ખૂટવાડયા
પીત્તળ પેરવાનો વારો આવ્યો, હો હીરાવાળા
આવી મોંઘવારી અમારા ભાવેણામાં નો'તી.

ઘઉં, ચોખા, દાળ ખોલ્યા હીરાવાળાએ ખૂટવાડયા,
બંટી ખાવાનો વારો આવ્યો હો હીરાવાળા,
આવી મોંઘવારી અમારા ભાવેણામાં નો'તી.

× × ×

ચાર પાંચ રેડીઆ જોટે વાગે,
હીરાવાળા તો ફેશન કરે, છેલ હીરાવાળા,
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઈને ખાધાં કેળાં,
એના બાયડી છોકરાં લીધા ભેળાં, છેલ હીરાવાળા
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

ખાધાં કેળાંને પડયા કાચા,
એના બાયડી છોકરાં આવ્યા પાછા, છેલ હીરાવાળા
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઇને ખાધા દાળિયા
હીરાવાળા તો ટોળે વળિયા, છેલ હીરાવાળા,
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

તાપી નંદીમાં બેઠો બાવો,
હીરાવાળાનો વાગ્યો પાવો, છેલહીરાવાળા
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઈને ખાધાં ભજિયા
ઘરે આવીને પછે માંડયાં કજિયા, છેલ હીરાવાળા,
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઈને ખાધો ખજૂર,
હીરાવાળા તો હવે બન્યા મજુર, છેલ હીરાવાળા
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઈને નાખી ઘંટી,
ઘરે આવીને ખાધી બંટી, છેલ હીરાવાળા
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

સૂરત જઈને પાડયા પહેલ,
અરધી રાતે છોડયો મહેલ, છેલ હીરાવાળા,
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

શેરની શેરીયુંમાં સામટા ફરે,
હીરાવાળા તો ટોળે વળે; છેલ હીરાવાળા,
કાઠિયાવાડ તો સૂરત ચાલી.

*

પૃષ્ઠ ૨૦૧થી ચાલુ]

વગર જ સંહાર્યું. આમ ગોધાજીના ભડથીના વિવાહમાં હે ઝાલા કુળના સૂર્ય રૂપ જાંબુનાથ ! તારૂં ધડ વિઘ્ન કરી ગયું.

સરદારો સુવે નઈં, સખ કરી સરતાંણ;
મેડી લગ મકવાંણ, ધડ લડયું જાંબુ ધણી.

ઝાલા ખેતશી, તારી વીરતાનો છાકો શત્રુઓ પર એવો બેસી ગયો છે કે ગોધોજી અને એના સરદારો સુખની નિંદ્રા લઈ શકતા નથી. સ્વપ્નામાં તને જોઈને બેબાકળા થઈ ઝબકીને જાગે છે. આમ જાંબુ પતિ, તારૂં ધડ શૈયની મેડી–શયન ગૃહ– લગી લડયું !

ગોધા ગા થઇ ઊગર્યો, લજિ તજિ તરણાં લેય;
મકવાણ તેં અરિ સરિ, મે ખાગી મગવી ખેતશી.

ગોધોજી આબરૂ ગુમાવી, મુખે તરણું લઈને જીવ બચાની ગયો. આમ એ મકવાણ ખેતશી, તેં શત્રુઓના માથે તરવારની ઝડી વરસાવી.

# શોધયાત્રા (૨૧)

(ઝૂલા, આશિયા ને મોડ ચારણકવિએ)

રતુભાઇ રોહડિયા

તા. ૧૨–૧૦–૭૦ આજે ઈડર થઈને કુવાવા આવ્યા. સારાં કામમાં સદાય ખડે પગે સાથ આપવા તૈયાર રહેતા ગ્રામઅગ્રણીઓ શ્રી નરહરદાનજી ઝૂલ્લા, શ્રી દલપતસિંહ ઝૂલ્લા, અને યુવાન એવા શ્રી વિષ્ણુદાન ઝૂલા વગેરેએ પ્રેમથી આવકાર્યા.

ઝૂલાઓના મૂળ પૂર્વજ આલાજી વરસડા થયા. એ કવિશ્વર આલાજી વરસડા પર પાટણપતિ સિદ્ધરાજ જયસિંહ રીઝી ગયો અને ૧૨, ગામ શાસણ (દાન) માં આપ્યાં. તેનો છપ્પય છે :

સસંત દશ સત્યાસીઓ, વૈશાખે રવિવાર
આલા પર સિદ્ધરાજ રિઝયો, બક્ષ્યો શાસણ બાર
બક્ષ્યો શાસણ બાર, ચાર ગુજરાત ધર
ઇડરપંચ અઘાટ, દોય ધર વૈરાગણ પર
મોડા સા ઘર દોય,......

આ છપ્પય તૂટક મળે છે. આલાજીને આંગણે પાટણપતિની કૃપાથી હાથીઓ ઝૂલવા માંડયા. એટલે આલાજીની વરસડા અટકને બદલે ઝૂલા અટક પડી, અને આલાજીના વંશજો ઝૂલા કહેવાવા લાગ્યા.

એ કવિશ્વર આલાજી ઝૂલાના વંશમાં સાયાંજી ઝૂલા થયા. એ સાયાજી પોતાનાં સાહિત્ય વડે ગુજરાતને જશ અપાવી ગયા.

વિ. સં. ૧૬૬૧,માં રાવ કલ્યાણમલ્લે કવિ સાયાંજીને કુવાવા ગામ દાનમાં આપ્યું. જેનો શિલ્લાલેખ હાલ મોજુદ છે.

સાંયાજીની સાંસ્કૃતિક દેણગી નીચે પ્રમાણે છે:

## (૧) નાગદમણ

બહુ પ્રસિદ્ધ આ ગ્રંથ છે. એમાં વીરરસાત્મક રીતે કૃષ્ણે કાલિયનાગ નાથ્યો તેની કથા વર્ણવી છે. ગુજરાત અને રાજસ્થાનમાં બન્ને સ્થળે આ ગ્રંથો પ્રગટ થયેલ છે.

## (૨) રુકિમણી હરણ,

ભાગવતોક્ત કૃષ્ણે કરેલું ભીમક તનયા રૂકિમણીનું હરણ આ ગ્રંથમાં કવિએ મૌલિક રીતે વિસ્તારથી વર્ણવ્યું છે. સંઘટ કાવ્યત્વવાળો આ સ–રસ ગ્રંથ છે. આ ગ્રંથનું પ્રકાશન પણ રાજસ્થાનમાં થયું છે. ગુજરાતમાં હજી નથી થયું.

## (૩) અંગદવિષ્ટિ :

પુષ્ટિમાર્ગિય પરમ વૈષ્ણવ સાંયાજીએ આ આ ગ્રંથનું કથાવસ્તુ રામાયણમાંથી લીધું છે. મૌલિક રચના લેખે આ ગ્રંથનું આગવું મૂલ્ય છે. 'અંગદવિષ્ટિ' નો રાવણ પોતાની રીતે વિશિષ્ઠ જ છે. તુલસી કે વાલ્મિકી રામાયણ પ્રમાણે એ શઠ, પાપી અને દુર્જન નથી; પણ શૂર, દાતાર અને ટેકીલો છે, અને સાથે સાથે પરમ ભક્ત પણ છે.

સાંયાજીએ કેટલા ગ્રથો રચ્યાં તે વિષે ચર્ચા ચાલતી હતી. શ્રી વિષ્ણુદાન ઝૂલા કહે : 'સાંયાજીએ 'રાધા નિશાણી' નામે ચોથો ગ્રંથ પણ રચ્યો છે, જે અઢા શાખાના ચારણો પાસે છે."

વડીલ વર્ગ આ વાત સાથે સંમત થતો નહોતો. છેવટે એક વયોવૃદ્ધ શંકરદાન ઝૂલાને બોલાવ્યા. લાંબી દાઢીવાળા શ્રી શંકરદાનજીએ આવતાં વેંત દુહો ફેંકયો.

મધુ હરી રસ ભરી લતા,
રાસેજારી છબી અંક
કમોદની રાત હૈ કુંવરી કો,
મોહન શરદ મયંક

પછી કહે : "આ સાંયાજીનો દુહો, નાગદમણનો છે."

વાત ગળે ન ઉતરી, કેમકે રસ, અર્થ અને વિષય એ ત્રણે વડે દુહો નાગદમણનો લાગ્યો

નહીં, ઉલ્ટું એમ લાગ્યું કે કોઈક શૃંગાર રસ ભજર ગ્રંથના મંગળાચરણનો આ દુહો છે. અને તેમાંય 'રાસેશ્વરી' સ્તવ્યાં છે. એટલે 'રાધા નિશાણી' નું મંગળાચરણ હોવાનો હોવાનો સંભવ વધુ લાગ્યો.

શ્રી નારણદાસ ઝૂલા કહે : "મેં પોતે 'રાધા નિશાણી' સાંભળી છે. બહુ સરસ કાવ્ય છે. પણ એ રચના સાંયાજીના પુત્રની છે."

આમ વાત સાંયાજીના પુત્રો પર આવી. તેમની રચનાઓ વિષે પૂછ્યું. તો કહે : "મળતી નથી."

કંઠસ્થ વાત આમ મળી. સાયાંજીનાં પુત્રી પેસુવા ગામે કવિ દુરશાજી આઢાના પુત્ર સાથે પરણાવેલાં. એક વેળા જમાઈ કુવાવા આવ્યા. સાયાંજીના પુત્રને પણ દુરશાજીનાં પુત્રી અમરાંબાઈ સાથે પરણાવેલા એટલે બેવડો સબંધ હતો.

કુવાવામાં દુરશાજીના પુત્રે અને સાયાંજીના પુત્ર દિનકરજીએ સસલું માર્યું અને હાંડલે ચડાવી દીધું. પચર વૈષ્ણવ સાંયાજીને જાણ થતાં કોપ ચડયો. જમાઈને સખ્ત ઠપકો દીધો. અને પુત્રને પણ વઢીને ગોપીનાથજીના મંદિરમાં પુરી દીધો. સાથે સાંકળ ચડાવી પોતે બહાર માળા લઈ બેઠા, ૨૧ દિવસ આસન જમાવ્યું.

કહે છેકેઆમ ૨૧ દિવસ પોતે ઉપવાસ કર્યો. મંદિરમાં પુરાયેલા દિનકરજીને પણ નિર્જળા ૨૧ ઉપવાસ થયાં. ૨૨મે દિવસે મંદિર ખોલ્યું. સાંયાજીના પુત્રના જીવનની આશા નહોતી પણ ત્યાં તો દિનકરજી નિશાણી ગાતા બહાર આવ્યા :

"દિનકર પામ્યો રસ ગોપાલ"

એટલે કે પોતાના પાપના પ્રાયશ્ચિત રૂપે દિનકરજીએ ૨૧ દિવસ શ્રી ગોપાલને ચરણે બેસી કાવ્યગંગામાં સ્નાન કરી હરિને આરાધ્યા. આજે એ કાવ્યો મળતાં નથી. કેવળ કંઠસ્થ રૂપે એ વાત ચાલે છે.

સાંયાજીના પુત્રી લાધીબાઈ પણ કવિયણ હતાં. તેમણે પોતાના ભાઈ વિઠલજી (વિહારી દાન) ના અવસાન ઉપર મરશિયા રચ્યાનું કહેવાય છે. એ જ પ્રમાણે સાંયાજીના પુત્રવધુ અમરાંબાઈ આઢા પણ કવિયણ હતાં. તેમને વિષે 'ઊર્મિ'ના નારી અંકમાં મારા લેખોમાં કહેવાઈ ગયું છે.

આજે કુવાવા ગામે સાંવાજીએ ચણાવેલ ગઢ ઊભો છે. તેમાં સાંયાજીએ ચણાવેલું ગોપીનાથજીનું ભવ્ય મંદિર મોજુદ છે. ગઢને દરવાજે રાવ કલ્યાણ મલ્લે આપેલું કુવાવા ગામનું શિલાલેખમાં કોતરેલું દાનપત્ર છે. ગઢની પડખે જ સાંઢ કૂવો પાકો બાંધેલો છે. તે કૂવામાં શિલાલેખ છે તે પ્રમાણે એ કૂવો વિ. સ. ૧૬૭૫માં બંધાવેલ. સાથે શિલાલેખમાં સાંયાજીની પત્ની, પુત્રોનાં નામો પણ કોતરેલાં છે. કૂવા પાસે જ સાંયાજીનું દરીખાનું (સાંજની બેઠકનું ડાયરાનુંસ્થળ) છે. ત્યાં સાંયાજી નમતી સંધ્યાએ બેસતા.

કુવાવાના એ ગઢમાં મૂંડેટીના પ્રખ્યાત વીર સૂરજમલ્લ ચૌહાણે અંગ્રેજો સામે બહારવટું ખેડેલું ત્યારે નિવાસ કરેલો.

તા. ૧૪–૧૦–૭૦, ના રોજ ખેરડી આવ્યા. આશિયા શાખાનું ચારણોનું ગામ.

ઈ. સ. ૧૭૩૧માં જોધપુરના મહારાજા અજયસિંહજી ગુજરાતની સુબાગીરી પર આવ્યા ત્યારે ઈડરનું રાજ્ય પોતાના ભાઈઓ આનંદસિંહ અને રાયસિંહજીને આપ્યું. જ્યારે આનંદસિંહ અને રાયસિંહ ઈડરનો કબજો લેવા આવ્યા ત્યારે પોશીનાના ઠાકોરે તેમના સૈન્યને અટકાવી દીધું.

એ વેળા જોધપુરના સૈન્ય સાથે મારવાડના વાસણી ગામના કવિ લાલોજી આશિયા હતા. એ ચતુર ચારણે પોશીનાના ઠાકોરને મળી, એની બે દીકરીઓનાં લગ્ન આનંદસિંહ–રાયસિંહ સાથે કરાવીને ઈડરનો કબજો જોધપુરને અપાવ્યો. આ સેવાના બદલામાં લાલા આશિયાને ખેરડી ગામ તામ્રપત્ર સાથે આપ્યું.[૧]

---

૧. એ તામ્રપત્ર હાલ પણ ખેરડીના આશિયાઓ પાસે મોજુદ છે. એની મિતિ ૧૮૨૭ ફાગણ સુદ ૬. ની છે.

એ કવિ લખા આશિયા સારા કવિ હતા, પણ એમનાં કાવ્યો હજી મળ્યાં નથી.

બીજા કવિ છત્રસિંહ આશિયા તાજેતરમાં થયા. તેમણે કાવ્યશાસ્ત્રની શિક્ષા ડુંગરપુર કવિશ્વર જગતસિંહજી પાસેથી લીધેલ. તેમનો જન્મ વિ.સં. ૧૯૧૭, ભાદરવા સુદી ૧૧ રવિવારે થયેલો અને મૃત્યુ વિ.સં. ૨૦૦૧, જેઠસુદ, ૨, ને દિવસે થયેલ.

છત્રસિંહજીએ ઘણાં કાવ્યો રચેલાં. 'નાથુજીનો પવાડો' નામે એક વીરરસ સભર પવાડો પણ રચ્યો છે. કુલ : ૬૩, દુહાનો એ પવાડો છે. એમાં ઈડરના નાથુજી નામે ક્ષત્રિયવીરની વીરતાને બિરદાવી છે. તે ઉપરાંત છુટક કાવ્યો પણ ઘણાં છે. આપણે થોડી પ્રસાદી લઈએ. ગંગાપાર કરાવતી વખતે ગુહને રામચંદ્ર મુદ્રિકા આપી રહ્યા છે ત્યારે ભીલરાજ કહે છે :

અવધપત આપ હો તો, મેં હું ભીલાના ભૂપ
દેવત હો મુદ્રિ મોકું, બોલતાં બિચાર જો
કામકો ઈનામ ભૂપ ભૂપતેં, ન લેવે કબુ
આદ સેં ચલી હે રિતી, ન કી નિરધારજો
મેરો કામ તટની, તુમહારો ભવસાગર કો
મેં તો કીને પાર, પાર કરએ પધારજો
કહે કવ 'છત્ર' ગુહક કહે ગોવિંદન તે
ટેમ આયે ત્રિભુવન મેરો નાવ તારજો...૧

શબરીનાં બોરનો સ્વાદ રામને કેવો લાગ્યો ? તે પણ જુઓ :

જનની જીમાએ મોકું પ્રેમજીત અચ્છે પાક
આસુકે હાથ એસે જનકપુર ખાયોના
દેવ અરૂ દાનવને, દધી બિલવાયો જબે
સુધા સુખ ચાખ્યો, તોય પ્રેમ અશો પાયોના
ઋષિ યજ્ઞ રક્ષન મેં વ્યંજન જમ્યો ત્યાં જુગત
મિષ્ટ મિષ્ટ મેવનકો ભોગ મન ભાયોનાં
કહે કવ 'છત્ર' રઘુનાથ કહે ભ્રાતન તેં
શબરી કે બેર સમ ઓર સ્વાદ આયોના...૨

રતલામના હમીરદાન મોતીસરે કવિ છત્રસિંહ આશિયાને આ રીતે બિરદાવેલા.

આગે કેવજન થા આગી, લખકો દીઠાઅત્ર
ચારણ કુળમાંહી ચવાં, છત્રકવિ શિરછત્ર....

શ્રી શંકરદાન પૃથ્વીદાન આશિયાએ ખાંખાં ખોળાં કરીને એક હસ્તપ્રત ગોતી આપી. એ પ્રતમાં પ્રથમ ગ્રંથ જ ઈસરદાસજી કૃત "જશરાજ હરહરધોળાણીરા કુંડળિયા" હતો. કુલ ૪૨ કુંડળિયા છે.

શ્રી મોતીલાલ મેનારિયા સંપાદિત 'હાલાં ઝાલાં રા કુંડળિયાની પ્રશંસાનાં જ છે. ક્યાંય રાણસિંહ ઝાલાનું નામ નથી આવતું. ઉપરાંત એક કુંડળિયો નવો નીકળ્યો જેનું અંતિમ ચરણ આ પ્રમાણે છે.

'ભારથ તણી કથ, હેક હાલે હોય શી'[૧]

એટલે કે મારવાડી વિદ્વાનોએ 'હાલાં ઝાલાં રા કુંડળિયા' ની સંખ્યા ૫૦ની નિશ્ચિત કરી છે. એને આ પ્રત ઓળંગી જાય છે.

બીજો ગ્રંથ છે. 'રાવ અમરસંગના ઝૂલણાં' આ ગ્રંથ પવાડો છે. એમાં દિલ્હીના દરબારમાં અમરસંગ રાઠોડે કટારી ચલાવેલી તેનું ચિત્રાત્મક પરાક્રમ વર્ણન છે. કર્તા અનામી છે.

બીજા બે ગ્રંથો 'સદેવંતરી વાત' અને લાંગીદાસ મહેડુ કૃત 'એકાદશી મહાત્મ' હતા. જેને વિષે આ લેખમાળામાં અગાઉ કહેવાઈ ગયેલ છે.

સ્વ. છત્રસિંહના પુત્ર વયોવૃદ્ધ શ્રી ખેમરાજજી આશિયા તો સ્નેહનો સાગર નીવડ્યા. ગામની પડખે જ કમળોથી ભરેલું મોટું તળાવ પણ હૈયું હરી ગયું. મન ના પાડતું હતું પણ પરાણે રજા લીધી.

આ પછી કંજેલી ગયા. ત્યાંથી સાહિત્ય બંધુ શ્રી પિંગળશીભાઈ પાયક લઈ ગયા. જ્યારે જેટાણામાં કાંઈ સાહિત્ય હતું જ નહિ. જેટાણાની

---

૧. અત્રે આખો જ કુંડળિયો આપવો હતો. પણ નકલનો કાગળ ઘણાં ખાંખાં ખોળાં કર્યાં છતાં મળ્યો નથી.

વિશિષ્ટતા એક વેચાણ દસ્તાવેજ હતો. જે શિલા-પર કોતરેલો હતો. ૪૧ વિઘા જમીનનું વેચાણ ખત હતું.

તા. ૧૯–૧૦–૭૦, ના રોજ હેમતપુર આવ્યા. વીરમગામ પાસેનું આ સૌરાષ્ટ્રી ગામ. અહીંના ટાપરિયા ચારણો ઝાલાંના દશોંદી. જૂની હકીકત કાંઈ મળી નહીં.

ત્રણેક હસ્તપ્રતો શ્રી રાજવીર ટાપરિયાએ આપી. જેમાં કવિ રામચંદ્ર મોડ કૃત 'સારસી' અને બીજો 'સાગર મંથણ' જે ખેતા મોડની ઉમદા પણ અપૂર્ણ કૃતિ છે, તે બે ગ્રંથો મળ્યા. ત્રીજો ગ્રંથ 'સુર સાવજ રી વાત' તો ડંકો વગાડી દે તેવો ૧૯૦, દુહાનો ગ્રંથ નીકળ્યો.

એ 'સુર સાવજની વાત'ના કેટલાક દુહાઓ ઈસરદાસજી કૃત 'હાલાં ઝાલાં રા કુંડળિયા'માં આવે છે. એટલે આપણે સ્વભાવિક રીતે એમ જ માનવું રહ્યું કે એ ઈસરદાસજીની રચના હશે.

મારા પૂ. પિતાશ્રી પાસેથી પણ મેં એ વાત જાણેલી છે કે ઈસરદાસે 'સિંહ સુવર' ઉપર કશુંક રચ્યું છે. એ અમારા કુળની માન્યતા પણ છે. 'હાંલા ઝાંલાં રા કુંડળિયાનો એક દુહો લ્યો :

હરણાં લાંબી શિંગડી, ભાજણ તણો સભાવ
સૂરાં છોટી દંતૂળી, દે ઘણ થટ્ટા ઘાવ....૧

આજ દુહો 'સુર સાવજની વાતમાં બીજા દુહા સાથે છે. હવે આપણે 'સુર સાવજની વાત'ના કેટલાક દુહા જોઈએ :

સિધું સકાળે કીજીએ, કાંઈ ઊગમતે સૂર
કાંએ જમાડે લાપશી, ભાલાંમાં ભરપુર...૧

(યુદ્ધ તો યથા સમયે ઉગતી જુવાનીમાં–ઊગતા સૂરજે કરવું. જેથી શત્રુઓ સાથે સંગ્રામ ભૂમિમાં શસ્ત્રપ્રહાર રૂપી ભાવતાં ભોજન ભરપેટ જમી–જમાડી શકાય.)

માઆ દગિ ઘિર બીઆં, માનવ કહે એ માત્ર
જાકુ જગત્ર સરાત હી, જોઇ કહેવા જાત્ર..૨

(ધનને સળગાવનારા તો કેવળ ધીર માનવો જ કહેવાશે. પણ શૂર–દાતાર તો જગતપરનાં જંગમ તિર્થરૂપ છે. જગત એને વખાણશે. અને કવિશ્વરો એ શૂર તિર્થની યાત્રાએ આવશે.)

નૂરામાં સૂં પ્રિતડી, સખી। સાચ મ જાણી
જીવત આણંદન જોઅણી, મૂવાં ન કરણી કાણી.૩

(ઓ સખી ! પાણીદાર નરો સાથેના સ્નેહને તું સાચો માનીશ નહીં. જીવન આખું યુદ્ધોમાં રચ્યા પચ્યા રહેવાને કારણે એમની જુવાન નારીઓને સંસાર ભોગવવાનું સુખ મળતું નથી. તેમ એ વીરોનું મૃત્યુ પણ ક્ષત્રિયોમાં ઉત્સવરૂપ ગણાતું હોઈ એવે પ્રસંગે એ નારીઓથી પોતાનાં નિષ્ફળ ગયેલાં યૌવન પર વિલાપ પણ થઈ શકતો નથી.)

ભૂંડણી જણે ભરભરા, હરણી જણે સકઠ
પાંન ફરૂકે ફૂટિ મરે, થોભો ઊભે થટ્ટ..૪

(ભૂંડણ ઠેકાં જેવા કુરૂપ પુત્રને જન્મ દે છે. જ્યારે હરણી તો સુંદર તરવરિઆ પુત્રને પ્રસવે છે. પણ એ સુંદર હરણી પુત્ર તો પવનની લહેરોમાં ખખડતાં પાનથી ભય પામી છળી મરે છે. ત્યારે વારાહ તો શત્રુઓનાં જબ્બર સૈન્યને પોતાના શૌર્યથી થંભાવી દે છે.)

ઉતરિયાએ નહ ચડે, નરાં પોહાડાં નીર
નર તો ચારે મેર લગ, સજડાં મેલે શિર...૫

(વીરોનાં અને પહાડોનાં પાણી ઊતર્યાં તે ઊતર્યાં જ. એ પાછાં ચડશે જ નહીં. માટે સાચા વીરો તો કાયમ પોતાના મસ્તકોને શસ્ત્રોની ધાર પર મૂકીને માથું જ નથી એમ માનીને જીવશે.)

કુંતો રોટી લે ગિઓ, તણી રો પોરસ કાંઇ
લોડાઉ સો કીજીએ, થોભે વાર ચલાઇ...૬

(કૂતરો છાનો મૂનો–નજર ચૂકવીને રોટલો લઈને નાસી જાય, એવી વીરતાનો પોરસ શો ? સાચો શૂર તો એ છે કે જે શત્રુઓના ધસી આવતા સમૂહને પોતાની વીરતા વડે થોભાવી દે. એને જ સાચો યોદ્ધો કહેવો.)

મિં ખવા બળ ધર બધી, ત્રજડે તું ડ બજાએ
એક અચંભો રે જિઓ. પનઘટ પોઢયો નાએ.૭

(વારાહ કહે છે: "મેં મારી વીરતા વડે સારી પૃથ્વી ભોગવી છે, અને શસ્ત્રપ્રહાર વડે મારી ખોપરીમાંથી ઉત્પન્ન થતા સંગીતની મોજ પણ માણી છે. પણ ઓ પ્રિયે! એક નવાઇ મને હજીએ લાગે છે કે શત્રુઓની ઉપેક્ષા કરીને શત્રુનારીઓને પાણી શેરડે–કૂવે જઈને હું કેમ નથી સૂતો?)

વાતે વેવારાં હલે, વાતે ન થાએ વેર
ખસી ખલકડીઉ થએ, એથી ભલો કેર...૮

(વાણીથી વ્યવહાર ચાલે, પણ કાંઈ વેરની લેતી દેતી વાણીથી ન થાય,–એ માટે તો શસ્ત્રોના પ્રહારો જ જરૂરના છે–માટે જે કહેવાતા ક્ષત્રિયો–વીરો વાણીની ગોળા લડાઈ કરી ખસી જાય છે તેમનાથી તો આ થોરનાં ઝાડ પણ ભલાં છે.)



## મણિયારાનું ગીત.

સં: રતુભાઇ રોહડિયા

મારા કચ્છ પ્રવાસ દરમ્યાન પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી શ્રી નરસિંહજી રત્તુંના મુખેથી આ ગીત ઊતારેલું. કચ્છ અને ઉત્તર ગુજરાત, પાકીસ્તાનના કેટલાક ભાગમાં સીમાડા સોંસરો આ ગીત ગવાતું હોય છે. સ્વ શ્રી મેઘાણીભાઈએ પણ આનાથી જુદા પાઠ ભેદવાળો મણિયારાનું ગીત પોતાના ગ્રંથ 'રઢિયાળી રાત'માં આપ્યું છે. એની સાથે આ ગીત સરખાવવા જેવું છે. ગીત કહે છે: મણિયાર (નર) સોરઠને છે. નારી ગોરલ કચ્છની છે. આ પ્રેમકથાની શોધ કરવી ઘટે.

મણિયારડા રે જીયો ગોરલના સાહેબારે
વાંકા રે નેણા રો લાલ મણિયાર
જીયો ગોરલના સાયેબા રે,
નીમાણાં નેણાં રો લાલ મણિયાર

જનમતો એ દીધો મણિયારાની માવડી...માવડી રે
ગોરી એને રૂપ જ તો આ દીધાં દીનેનાથ...ગોરલના

જેવી તોએ તલસરાં કેરી તાપણી...તાપણી રે,
ગોરી મૂંજી એવી રે પરદેશી તણી પ્રિત...ગોરલના

સરખી રે સાહેલિયું પાણી સંચરી..સંચરી રે
ગોરી મૂંજી ઊડે રે આજ ઘેરો લાલ ગુલાલ...ગોરલના

આવતો એ કાં તો દિલ્લી કેરો પાતશા...પાતશા રે
ગોરી મૂંજી કાં તો રે કાળે ઘોડે મણિયાર..ગોરલના

બાર બાર વરસે મણિયારો આવિયો...આવિયો રે
ગોરી મેં તો રોતાં રે આ મેલ્યાં નાનાં બાળ...ગોરલના

ગોરલના સાયેબા રે, શામળી રે સોરઠનો મણિયાર
ખમ્મા! મીઠલના સાયેબા રે, વાંકડિયું મૂંછાળો લાલ મણિયાર.

# લીંબો રાજપરો

ડૉ. હરિલાલ ગૌદાની

"એલા ખોડિયા ! જો તો ખરો. આટલો બધો હૂકળ ક્યાં થાય છે ?"

"આતા ! ઈ તો કાના રાખોલિયાને ઘેર જાન આવી છે, ઈ જાનનો વરરાજો ખોવાઈ ગયો સે. એનો હૂકળ થાય છે."

"એવું તે બનતું હશે ખોડિયા ?"

"બનતું હશે નહીં. પણ આતા ? બની ગયું એ હકીકત છે."

"તો પછી એ હકીકતની વાત માંડીને કર્ય."

"આતા ! કાના રાખોલિયાને ઘેર આવેલ અણિયાળી ગામની જાન ગઈ રાતે લાઠીમાં રોકાઈ-'તી. વરની ઉમર બાર મઇનાની એટલે રાતે વરરાજા-એ ઘોડિયામાં સૂવા કજીયો કર્યો; ઊતારાવાળાને ઘેર બીજું ઘોડિયું નો'તું એટલે ઊતારાવાળાની છોડીના ઘોડિયાના પાગરામાં બે ઘોડિયાં તરખે બાંધી એક ઘોડિયામાં વરરાજાને સૂવડાવ્યો અને બીજા ઘોડિયામાં તો ઊતારાવાળાની વરહદીની દીકરી સૂતી'તી. પ્રાગડ વાહયે જાન ઊપડી. ઊતારાવાળાની દીકરી વરરાજાના જેવી જ આંગડી પહેરાવેલ હોવાથી વરની માએ ભૂલથી વરરાજાને બદલે ઊતારાવાળાની છોડીને ઉપાડી લીધી. ગોર-જમારાજે સાગૈયાં વખતે નાળિયેરની અદલાબદલી કરી વરને ચાંદલો કરવા કહ્યું ત્યારે વરની મા એ વરરાજા સામે જોયું. વરની મા વરરાજાને બદલે પારકી છોડી જોઇને હબકી ગઈ. પછી એને તરખે ઘોડિયાં બાંધ્યાની યાદ આવતાં એ છોકરી ઊતારાવાળાની હશે એમ ખ્યાલ આવી ગયો. એટલે ઈ છોડીને લઈને એક જાનૈયો લાઠી ગયો છે. થોડી-વારમાં જ છોડીને મૂકીને વરરાજાને લઈ આવશે."

"સાઈ ખોડા ! આપડી નાત્યમાં ઘોડિયાનાં લગન થાય છે ઈ બઉ ખોટું ઈ. હું પોર જીકિયાળી ગામે લગન કરવા ગયો'તો. ઈ જાનનો વરરાજો ત્રણ વરહનો હતો અને કન્યા ચાર વરહની હતી. એક ફેરો ફર્યા પછી વરરાજો કજિયે ચડયો અને રોતાં રોતાં કે'વા માંડયો કેઃ "આતા ! માલે લામલો (લાડવો) ખાવો છે."

આતાએ તરત જ લાડવો આપ્યો વળી બીજો ફેરો ફરી રહ્યા પછી વરરાજાએ કહ્યું કેઃ "આતા ! માલે મૂટલવા જાવું સે."

આટલું ફારસ ઓછું હોય તે વધારામાં કન્યા બોલી કેઃ "મા ! આ છોકરાને મારી પાંહેથી ઊઠાડી મૂકય."

ત્યાં તો વરરાજા બોલ્યો બોલ્યો કેઃ "આતા ! માલે પલણવું નથ્ય. તમે પલણો."

"સાચું બોલ્ય ખોડા ! આવાં તે લગન હોતાં હશે ? હવે તો આખી નાત્ય ભેગી કરી મોટી ઉંમરે લગન કરવાનો ઠરાવ કરવો જોવે."

"હેં આતા ! મારાં લગન ક્યારે થ્યાં તાં?"

"દીકરા ! તું ત્રણ મહિનાનો હતો અને તારી વહુ પાંચ મહિનાની હતી ત્યારે તમારાં લગન થ્યાં'તાં."

○ ○ ○

વરરાજાને લઈને ઘોડેસ્વાર માંડ બપોરે પાછો ફર્યો. પછી જાનનાં સાગૈયાં થયાં અને એ જ રાતે રોતાં રમતાં બાળ વરકન્યા પરણી ગયાં.

ઉપરના બનાવને અઢાર વરસનાં વહાણાં વાઈ ગયાં. અણિયાળી ગામનો બદલાઈ ગયેલો વરરાજો લીંબો રાજપરો જુવાન જોધ થઈ ગયો. લીંબો એના બાપનો એકનો એક દીકરો હતો. એને ઘેર સાત સાત ભેંસોનાં દૂઝાણાં હતાં. એમાં બે ભેંસ્યો સાંજણી હતી. એટલે જ્યારે ખાવા બેસે ત્યારે તાજાં દૂધ માખણ ખાઈ લીંબો રાજપરો ફાટીને ધુવાંડે ગયો'તો. એનો વાન જરાક શ્યામળો હતો; પણ

અણિયાળી આંખ્યો, માપસર ઉંચાઈ, કાળા ભમ્મર જેવા વાળ અને વાઘરીની કાતરડી જેવાં નેણને લઈને લીંબો રાજપરો ગામના જુવાનોમાં સરમીંડે ગણાતો.

એક દિવસ ગામને ઝાંપે આવેલ પીપળાને ઓટે બેસી કડિયાની કસે બાંધેલ સોયરાની શીશીમાંથી સોયરું આંજી ઈંડાગોળ આભલું કાઢી આભલામાં મોઢું જોઈ માંડ ચપટીમાં આવે એવી મૂછોને વળ દઈ લીંબે ખોંખારો ખાધો.

આ બધું જોઈ રહેલ લીંબાના ભાઈબંધે લીંબાને કહ્યું કેઃ "એલા રાજપરા! હવે તારે વઉ લાવવી છે કે નઈં? હવે તો તારી જુંવાની ઝપટું દેવા માંડી છે."

"ભાઈ! વઉને તેડી આવવાની વાત મારા આતા જાણે. મારાથી થોડી એની મરજાદ છોડાય?"

"લીંબા! એમ મરજાદમાં રૈંશ તો ગલઢો થઇ જાશ".

"ભાઈ, આપડા કરતાં આપડાં માબાપને જુવાન છોકરાવની વધારે ફિકર હોય છે. વખત આવ્યે બધો મેળ બેહી જાહે."

"લીંબા! આપડા ગામનો બાવો તારે સાસરે ગ્યો'તો ઈ કે'તો તો કે તારી વઉ તો સાત ચોપડી ભણી છે. અને બોલવામાં મોટા જાટલી બંધનેય પોગી જાય એવી હુશિયાર બની ગઈ છે."

"ભાઈ! ઈ વાત હુંય જાણું છું."

"તો પછી લીંબા! રૂદિયા પર એક વાત લખી રાખજે કે ભણેલી બાયડી તારા પર રોફ જમાવ્યા વિના રૈ'શે નંઈ."

"મખા! ઈ વાતની તું ફિકર કરીશ મા! ઈ ભણેલી છે તો હું ગણેલો છું. સમો આવ્યે બધું જોઈ લેવાશે."

"પણ લીંબા! તારી બાયડી રામજી મંદિરે બેસી રોજ રોંઢા ટાણે ગામની ડોશીઓને રામાયણ ને મહાભારત વાંચી સંભળાવે છે એમ સાંભળ્યું છે."

"મખા! એમાં તને શું વાંધો પડયો? એને રામાયણ કે મહાભારત વાંચતા આવડતું હશે તો આપડા ગામની ડોશીઓને બખો (મજા) પડી જાહે."

"લીંબા, તું તો આજથી જ ભણેલી બાયડીનું ઉપરાણું લેવા માંડયો."

"ભાઈ! હું ભણેલી બાયડીનું ઉપરાણું લેતો નથ્ય. પણ વે'વારની વાત કરૂં છું."

"ભાઈ! હુંય વે'વારની વાત કરૂં છું. હું ઉપર હાથ રાખીને કહું છું કે આણાની પહેલી રાતે તમે ભેગા થાહો ત્યારે ભણેલી બાયડી તને બોલ્યે પૂગવા નંઈ દયે."

"મખા! આણાની પહેલી રાતે જીભાજોડી નહીં પણ આંખ્યોથી જ વાતો થાય છે."

"ઠીક ભાઈ! તું તારે આંખોથી વાત કરજે. પણ મારી એક વાત યાદ રાખજે કે પરણેલી બાયડીને બહુ મોઢે ચડાવીશ તો દુઃખીના દાળિયા થઈ જઈશ."

*

બેએક મહિના વિત્યાં પછી લીંબાને સાસરેથી એની વહુને આણું તેડી જવાનું કહેણ આવ્યું. વૈશાખ શુદ બીજને દિવસે દૂધી વહુને તેડવા બે ગાડે ઢગ્ય નીકળી. ઢગ્ય બે દી રોકાઇને દૂધી વહુને તેડી પાછી ફરી.

ઘોડિયાંનાં લગન થયાં'તાં એટલે લીંબાએ દૂધી વહુને જોઈ નહોતી અને દૂધી વહુએ લીંબાને જોયો નહોતો. એક-બે વાર લીંબે એને સાસરે જવા વિચારેલું પણ એને શરમ નડી.

જમી પરવારી ભાઈબંધોમાંથી નવરો થઈ લીંબો એને ઓરડે ગયો. કીનખાબનો ચણિયો તારબપોરિયાનું ભરત ભરેલ કાપડું, પારેવડીની બાંધણીવાળો બાટનો સાડલો અને સૂંડલી ઘરેણાં પહેરેલ દૂધી વહુ લીંબાની વાટ જોઈ ઓરડાના બારણાની પાસે ઊભી હતી.

લીંબાની નજર આણાત્યના મોઢા ઉપર પડતાં

ઈ બારણાં વચ્ચે થંભી ગયો. ધીમે ધીમે ઉપડતી પાંપણો, ગાલે ઉપસતા શરમના શેરડા, ફાટફાટ જુવાનીથી ઓરઘતું એનું રૂપાળું ખોળિયું અને ઘરેણે મઢયા હાથ-પગ, ડોક, અને નાક-કાન જોઈ લીંબાની શરમ છૂટી ગઈ. પછી તો બેયનાં ખોળિયામાં સદેવંતે પ્રવેશ કર્યો

*

દૂધી વહુને સાસરિયામાં આવ્યાને એક મહિનો થઈ ગયો. જેઠ મહિનો બેઠો. આભમાં છૂટાં છવાયાં વાદળાં તરવા માંડયાં. મોરલા ગળકવા માંડયા. ચકલીઓ ધૂળમાં નહાવા માંડી. ટીટોડીઓ માળા બાંધવા માંડી. એવી ઋતુની એક સવારે સોળે શણગાર સજી દૂધી વહુ પાણી ભરવા નીકળી. પાણી ભરીને પાછી ફરતી દૂધી વહુ ગામને ચોરે બેઠેલ ગામના ઊતાર કૂલેશ પટેલની નજરે ચડી. એની કામી નજરનો ઓછાયો દૂધી વહુ પર પડી ગયો. દૂધી વહુ એના ઘર તરફ ગઈ કે તરત જ કૂલેશ (પોલીસ) પટેલે બાબરને પૂછ્યું કે: "એલા ખાટિયા! આપડા ગામમાં ઓલ્યું નવું પારેવું કેટલા દીથી આવ્યું છે? ને એણે કોને ઘરે માળો બાંધ્યો છે?"

હાજર જવાબી બાબરે કહ્યું કે: "પટેલ! નવું પારેવું લીંબા રાજપરાને ઘેર આવ્યું છે ને એણે એને ઓરડે જ માળો બાંધ્યો છે."

"હેં ખાટિયા, આપણે ચણ નાંખીએ તો ઈ પારેવું આપણે ઘેર કો'ક દી કો'ક દી ચણવા આવે કે નઈં?"

"પટેલ! એને કો'કદી ચણવા લઈ આવવાનું કામ મારે માથે."

"તો તો ખાટિયા! તને બે ગુણ બાજરો દઈ દઈશ."

❁

'એક દિવસ વતું કરવાની મસે ખાટિયો લીંબાને ઘેર ગયો અને કહ્યું કે: "લીંબાભાઈ! મુંબીની કાફર મારકેટમાંથી મંગાવેલ નવો અસ્ત્રો આવી ગ્યો છે. ઈ અસ્ત્રો ભીંડીના ચોાણુયાને ય વાઢી નાંખે એવો ધારદાર છે. એટલે મેં વચાર્યું કે આજ તો ઈ અસ્ત્રે જ તમારી દાઢી કરવાનું મૂરત કરું." આટલું બોલીને હજામતની કોથળી ખુલ્લી કરી ખાટિયો સલ્લી ઉપર સજાયો ઘસવા માંડયો. પછી તો લીંબાની દાઢીએ પ્રાંતિજના સાબુનો ગોટો ઘસી ખાટિયે વતું શરૂ કર્યું. વતું કરતાં કરતાં ખાટિયે કહ્યું કે: "લીંબાભાઈ! મેં સાંભળ્યું છે કે મારી દૂધી ભાભીને બહુ સારો ઓળીપો કરતાં આવડે છે?"

"લીંબે માથું ધૂણાવ્યું એટલે ખાટિયે કહ્યું કે: "પંદર દી કેડયે દરબાર સાહેબ આપણા ગામમાં આવવાના છે અને કૂલેસ પટેલને ઘેર બપોરા કરવાના છે. એટલે મારાં દૂધી ભાભીને કૂલેસ પટેલને ઘેર ઓળીપો કરવા મોકલો તો મારા ભાભીની આબરૂ ઠેઠ દરબાર સુધી બંધાઈ જાય."

ખાટિયાની વાત સાંભળતાં જ રાતો તાતો થઈ લીંબે રાજપરે કહ્યું કે: "મારી ઘરવાળી મારે ઘેર ઓળીપો કરી જાણે. બીજાને ઘેર નંઈ. અને તારા કૂલેસ પટેલને કે'જે કે સારો ઓળીપો કરાવવો હોય તો સારો ઓળીપો કરી જાણે એવી બાયડી લઈ આવે."

ખાટિયાનાં હથિયાર હેઠાં પડયાં. એટલે વતું કરીને ખાટિયો કૂલેસ પટેલને ઘેર ગયો અને બનેલી બધી વાત કૂલેસ પટેલને કહી સંભળાવી.

ખાટિયાની વાત સાંભળી કૂલેસ પટેલને પગેથી માથા સુધી લાલબાઈની ગરમી સળગી ગઈ. (આગ લાગી ગઈ) પણ એ કરે શું? ઝાઝા જૂથવાળા બળુકા લીંબા રાજપરાનું એનાથી નામ લેવાય એમ ન હોતું, એટલે એણે કળથી કામ લેવા વિચાર્યું. આ વાત ખાટિયાને જણાવતાં ખાટિયે એ કામમાં પૂરી મદદ કરવા કહ્યું.

થોડા દિવસ ગયા પછી એક સાંજે ખાટિયો ખબર લઈને આવ્યો કે લીંબો રાજપરો જુવારનું બી લેવા બહારગામ ગયો છે ને એનો બાપ પારાયણ સાંભળવા વેળાવદર ગયો છે.

કૂલીસ પટેલને આકડે મધ ને માખ્યું વિનાનું

લાગ્યું. એટલે ખૂબ વિચાર કરી અધરાત વિત્યે કૂલેશ પટેલ અને ખાટિયા બાબરે લીંબા રાજપરાની પછીતે ફાંકું પાડી એના ઘરમાં ઘૂસી જવા વિચાર્યું.

રાત પડતાં જ ખાટિયો કાના કોળીને ઘેર જઈ એનું ખાતરિયું લઈ આવ્યો અને મોડી રાતે કૂલેસ પટેલને સાથે લઈ બેય જણા લીંબાના વાડામાં પૂગી ગયા. પછી ભાંગતી રાતે ખાટિયે લીંબા રાજપરાની પછીતમાં ખાતર પાડયું. અડધા કલાકની મહેનત પછી પછીતમાં મોટું ફાંકું પડયું.

ઓરડામાં એકલી સૂતેલી દૂધી વહુએ ખાતરિયાથી પછીત ખોતરવાનો અવાજ સાંભળ્યો. પછી થોડીવારમાં જ એણે દીવાના આછા અજવાળામાં પછીતમાં કાણું પડતું જોયું. આટલું જોતાં જ દૂધી વહુ હાથમાં ધોકો લઈ દીવાલમાં ફાંકું પડી રહ્યું હતું એ જગ્યાએ જઈને પછીતને અડીને ઊભી રહી. ફાંકું મોટું થયા પછી કૂલેસ પટેલે ધીરે રહીને ફાંડામાં પોતાનું માથું નાખ્યું અને ઘરમાં દાખલ થવા આગળ સરક્યો, પણ જેવું એનું માથું પછીતમાંથી ઓરડામાં દાખલ થયું કે તરત જ દૂધી વહુએ એના તાલા ઉપર સીસમનો ધોકો ફટકાર્યો. સીસમનો ધોકો લાગતાં જ કૂલેસ પટેલની ખોપરી ઉપર સખત ઘા પડી ગયો, અને એક જ ઘાએ કૂલેસ પટેલ બેભાન બની ગયો. વાડામાં ઊભેલ ખાટિયે કૂલેસ પટેલને આગળ વધવા કહ્યું પણ કૂલેસ પટેલે જવાબ આપ્યો નહીં એટલે ખાટિયાને વહેમ પડયો. પછી ખાટિયાએ પગેથી ઝાલીને પટેલને ખાતરના ફાંડામાંથી વાડામાં પાછો ખેંચી લીધો. પટેલ બેભાન હતો. ખાટિયે ચાકીના ઝાંખા અજવાળામાં જોયું તો પટેલને માથે મોટો ઘા પડયો હતો અને ઘામાંથી લોહી નીકળી રહ્યું હતું.

આટલીવારમાં તો પટેલ જરાક સળવળ્યો એટલે પટેલને ખંભે નાખી ખાટિયો એને ઘેર લઈ ગયો. અને એના માથા ઉપર લાગેલ ઘાને સાફ કરી પાટા પીંડી કરી.

ઘણે દિવસે પટેલને માથે લાગેલ ઘા રૂઝાયો. પટેલને પડદેથી બહાર કાઢવા માટે એનો સાળો ફેરો લઈને આવ્યો. એ વખતે પટેલની ડેલીએ ડાયરો ભરાણો. લીંબાને પણ મને કમને એ ડાયરામાં જાવું પડયું.

ગામના કુંભારે પટેલને લાગેલ ઘા બાબત પૂછતાં પટેલે કહ્યું કે: "ભાઈ! હું પંદર દી મોર્યે વાડે ગ્યો'તો ત્યારે વડવાંગડા ઊડાડવા વાઘરીએ છોડેલ ગોફણનો ઘા મારા માથામાં લાગી ગ્યો."

કુંભારની વાત ઊપાડી લેતાં લીંબે રાજપરે કહ્યું કે: "પટેલ! મેં તો સાંભળ્યું છે કે તમને વાગેલ ઘા વાઘરીનો નઈં પણ ઘાઘરીવાળીનો છે!"

મગે મારેલ મેણાને મનમાં સંઘરી પટેલ છાનોમાનો બેસી રહ્યો, પણ એ જ રાતે કૂલેસ પટેલ અને ખાટિયે લીંબા રાજપરાને હેઠો બેસાડવાનો પેંતરો રચ્યો.

ત્રણેક મહિના ગયા પછી મગો માંગુકિયો અને કૂલેસ પટેલ ગામમાંથી નીકળેલ એક જાનમાં ઢીપાવડલી ગામે ગયા. માંડવિયાઓએ ગામને ઝાંપે આવેલ વડલાની ઊંચી ડાળે સોપારી બાંધી. એ સોપારીને બંદૂકની એક જ ગોળીએ હેઠી પાડવા જાનૈયાઓને કહ્યું. બધા જાનૈયાઓમાં સોપો પડી ગયો. દસ દસ બંદૂકો લઈને આવેલ જાનમાંથી કોઈએ નિશાન પાડવાની વાત ઊપાડી લીધી નહિ ત્યારે કૂલેસ પટેલે કહ્યું કે: "લીંબા! તું તો ધાર્યાં નિશાન પાડે છે!"

લીંબો ભાગ્યે જ બંદૂક હાથમાં ઝાલતો, પણ એને ધાર્યાં નિશાન પાડવાનો મહાવરો પડી ગયો હતો. આ વાત કૂલેસ પટેલ જાણતો નહોતો, એથી લીંબાની મશ્કરી થાય અને એનું સ્વમાન હણાય એ માટે જ કૂલેસ પટેલે લીંબાને નિશાન પાડવા કહ્યું હતું. મા ખોડિયારનું નામ લઈ હાથમાં બંદૂક ઝાલી નિશાન નોંધી લીંબે ઘોડો દબાવ્યો. બંદૂકની ગોળી ધાર્યું નિશાન વીંધી ગઈ. પછી એણે જાનમાં આવેલ સીદીને બંદૂકમાં બીજી ગોળી ભરવા કહ્યું. સીદીએ દારૂ ઠાંસી બંદૂકમાં ગોળી મૂકી, બંદૂકના કાન ઉપર કેપ મૂકી લીંબાના હાથમાં બંદૂક મૂકી.

બંદૂક હાથમાં આવતાં જ લીંબે બંદૂકની નાળ કૂલેસ પટેલની છાતી સામે ધરી કહ્યુ કે: "પટેલ ! હજાર માણુસ વચ્ચે તમે મારી આબરૂ પાડવા વિચાર્યું 'તું, પણ મા ખોડિયારે મારી આબરૂ રાખી. હવે કાં તો તમે બે હાથ અને બે પગે ચાલી બકરાની જેમ બેં બેં બોલો. નહીંતર એક બે અને ત્રણ બોલું એટલે ત્રીજે આંકડે ગોળી છૂટશે. એ ગોળીનું નિશાન બનવા તૈયાર થઈ જાવ."

કૂલેશ પટેલને આખે ડીલે પરસેવો વળી ગયો. પછી એણે બે હાથ જમીન ઉપર મૂકી બકરાની જેમ ઊભા રહી ત્રણ વખત બેં બેં કર્યું. એટલે કૂલેસ પટેલને ઊભા કરી મખાએ કહ્યું કે: "પટેલ ! મારે તમારી હારે વેર નથી પણ તમારી ખરાબ નજર હારે વેર છે. તમે ગામના બાપ જેવા ગણાવ છતા તમે તમારી દીકરી જેવી ગણાતી વહુ ઉપર ખરાબ નજર કરી. ગામની વહુ બેટી પર જુલમ કર્યો. આ ઈશારાથી તમે માની લેજો કે હવે પછી જો તમે કાંઈ આડું અવળું કરશો તો આ જોટાળી તમારી સગી નહીં થાય."

જાન ધજન કરી રંગે ચંગે પાછી ફરી. અણિયાળી ગામના કૂલેશ પટેલને મખે માંગુકિયે હીપાવડલી ગામને ઝાંપે બકરાની જેમ ચલાવી બેં બેં બોલાવ્યાની વાત ઠેઠ દરબારને કાને ગઈ, એટલે દરબાર અણિયાળી આવ્યા અને કૂલેશ પટેલની પટલાઈ આંચકી લઈ લીંબા રાજપરાને સોંપી.

*

મહાકવિ નાનાલાલ સ્મારક ટ્રસ્ટ : અમદાવાદ

**આત્મ કથા :** કિં. – ૨૦–૦૦

લે. ડૉ. સુમંત મહેતા.

મહાકવિ નાનાલાલ સ્મારક ટ્રસ્ટ તરફથી ડૉ. સુમંત મહેતાની આત્મકથાનો આ પ્રથમ ભાગ પ્રસિદ્ધ થાય છે: આ આત્મકથા આપણને તે સમયના કુટુંબ, સમાજ દેશી રાજ્યો ગુજરાત, ભારત તથા યુરોપના સામાજિક– સાંસ્કૃતિક જીવનનાં અનેક પાસાં જોવા મળે છે.

આ ગ્રંથમાં ચિંતનનું ઊંડાણ છે. વિષયોનું વૈવિધ્ય છે, ચોટદાર અને પ્રેરક પ્રસંગો છે. તથા સુંદર પ્રકૃતિ વર્ણનો છે. આ ગ્રંથની ભાષા સાદી, સરળ અને વેધક છે. ટૂંકમાં આ આત્મકથા ડૉ. સુમંત મહેતાને સમજવામાં ઘણી મદદરૂપ થઈ પડશે.

સોમૈયા પબ્લિકેશન પ્રા. લિ. : મુંબઈ

ભારતીય દુર્ગ વિધાન : કિં. – ૩૫-૦૦

લે.– પ્રભાશંકર સોમપુરા: મધુસુદન ઢાંકી

શ્રી સોમપુરા અને ઢાંકી ભારતીય વસ્તુકલાના વિખ્યાત વિદ્વાનો છે. 'ઊર્મિ' ના વાચકો તો શ્રી ઢાંકીથી પરિચિત જ છે. આ પુસ્તકમાં એમણે પ્રાચીન દુર્ગો અને એને લગતી સામગ્રીનું જુદા જુદા સ્રોતોમાંથી ચયન કર્યું છે અને બધી સામગ્રી એક જગ્યાએ એકત્ર કરી છે. પુસ્તકની શરૂઆતમાં દુર્ગ વિષેનું સાહિત્ય, દુર્ગ પ્રયોજન વગેરે આપ્યું છે. પુસ્તકના અંતમાં જુદા જુદા ટીપ્પણો, પરિશિષ્ટો તથા દુર્ગ વિશેના મૂળ સંસ્કૃત પાઠો આપ્યા છે. આર્ટપેપર પર લગભગ ૧૨ જેટલા દુર્ગોના સુંદર ફોટા આપ્યા છે. ટૂંકમાં દુર્ગ વિષે સમજવા માણવા તથા જાણવા આ પુસ્તક અતિ ઉપયોગી નીવડશે.

રામવાણી : ભાગ–૧ : કિ. – ૪–૦૦

લે. – પ્રકા. – રામદાનભાઈ મહેડુ : અમદાવાદ

લેખકના કહેવા પ્રમાણે પોતાના બચપણમાં તેઓ તેમના મોસાળ જતા ત્યારે તેમના નાના રોંઢા-ટાણે ચારણ કવિઓ કૃત ઉત્તમ ગ્રંથો જેવા કે 'અવતારચરિત્ર', 'પાંડવયશેન્દુચંદ્રિકા' વગેરે વાંચતા. નાનપણમાં સાંભળેલા આ ગ્રંથોએ તેમને સાહિત્ય તરફ આકર્ષ્યા. આ રસમાંથી તેમણે આ પુસ્તકની રચના કરી. આ પુસ્તકમાં કવિએ રચેલાં ભજનો, ગઝલો, રાસ, ગરબા, ગરબી અને લોકગીતો બધા સમાવવામાં આવ્યા છે. રામાયણ મહાભારતના પ્રસંગોને પણ કાવ્યમાં ગૂંથીને આ પુસ્તકમાં સમાવવામાં આવ્યા છે.

પૃષ્ઠ ૧૯૦થી ચાલુ ]
કાર હોય એવી. એટલે કે જે સદ્‌ને તાકે, અસદ્‌ને નહિ. એટલે જ એમાં અસત્યને હિંસાને સ્થાન ન હોય. વ્યક્તિજીવનથી માંડી રાજ્યના વહેવાર સુધીનો એવો સળંગ સૂત્રપાત હોય. ત્યાં ક્રાંતિ એ માનવતા માટેની જ જેહાદ બની રહે છે. જ્યાં પ્રત્યેક માનવીનો પોતાના જેટલો જ સ્વીકાર રહેલો છે.

## ઘાટ તો નિયતિ ઘડે છે

આસ વિચારના વહેણો બદલાયાં છે જ્યારે સંવેદનનું સ્થાન તો માનવહૃદય જ રહે છે. દત્તાત્રયને ચોવીસ ગુરૂ હતા એમ કહેવાય છે. અને દત્ત પછી સર્વના ગુરૂ બને છે. મારી સમજ પ્રમાણે આખું જગત એ માનવીનું ગુરૂ બને છે. જગતના અદૃષ્ટ એવા ઘણ અને એરણ વડે માનવીનું ઘડતર થાય છે.

જગત માનવીનું ગુરૂ હોઈ શકે, કોઈ એક વ્યક્તિ સમસ્ત જગતની ગુરૂ બની શકે નહિ. કારણ કે અદૃષ્ટ એવા હજાર હજાર હાથો વડે જ માનવીનું ઘડતર થાય છે.

ગ્રંથોએ અમારા ઘડતરમાં અજબ ભાગ ભજવ્યો છે એ તો મારે અમારા જેલજીવનનાં સંસ્મરણોમાં કહેવું હતું. પણ ખબર નહિ શા માટે 'લા મિઝરેબલ'નાં પાત્રો આજે ૪૦ વર્ષ બાદ મને બેચેન બનાવી રહ્યાં છે. આગળ કહ્યું તેમ સાંયોગિક પરિબળોનું પણ એ પરિણામ હોય. પણ એકલા 'લા મિઝરેબલ'થી આ બેળિયાનો ઘાટ થોડો ઘડાય છે?

## સૈનિક–સંબંધોનાં માધ્યમ

૧૯૩૦ કે પછી ૧૯૩૨માં અમે સૈનિક મિત્રો એક અજવાળી રાતે ધંધુકાની નદીના તળમાં રેતીમાં અંગ સમાણા ખાડા ખોદી એમાં સુઈ ને રેતીનાં ઓઢણ કરી આરામથી રાત ગાળતા હતા ત્યાં અજવાળી રાત ઉપરથી અમે સાહિત્યની ચર્ચાએ ચડી ગયા. અમને એકમેકને ત્યારે જ ખ્યાલ આવ્યો કે અમારી ઉછરતી વય સુધીમાં અમે ઠીક ઠીક ગુજરાતી સાહિત્ય વાંચી નાખેલું, મને બરાબર યાદ છે કે એક બીજા પ્રત્યેની અમારી માનબુદ્ધિ એકબીજાના સાહિત્ય સંસ્કાર વડે જ પેદા થયેલી. નહિ તો સત્ય છાવણીઓમાં તો સેંકડો સૈનિકો આવતા ને સેં જતા. છતાં અમારા સૌ વચ્ચેના સંબંધોનું માધ્યમ ત્યારે આઝાદીની તમન્ના અને સત્યાગ્રહ માટે અમારી તત્પરતા જ હતું.

## ઉગતી જુવાનીની અથરાઇ

રાણપુર છાવણીમાં થોડા અમે કિશોરો થોડા જુવાનો કોઈ જલદ કાર્યક્રમને અભાવે તં આવી ગયેલા એ તો મેં ગયા અંકમાં કહ્યું છે. રાણપુર છાવણીમાં રહેલા ત્રીસેક સૈનિકોમાંથી અમે દસ જણાએ નિરધાર કર્યો કે અમને સરકાર સામે લડી નાખવાની છૂટ મળવી જ જોઈએ. તે વખતે અમારા ધોલેરા સંગ્રામનાં સરમુખત્યાર ઘણું કરીને શ્રી. દેવીબહેન પટ્ટણી હતાં અને એક સંગ્રામ સમિતિ પણ એમના સાથમાં કામ કરતી. એ સમિતિમાં શ્રી મનુભાઈ બક્ષી તથા ગોકળદાસ ગગલાણી વગેરે હોવાનું થોડું થોડું યાદ છે.

## આદેશ ગળે ન ઊતર્યો

અમે દસ જણાએ સમિતિ તથા સરમુખત્યારને કાગળ લખ્યો. મારા ખ્યાલ મુજબ આ સમિતિનું કાર્યાલય સીધી અંગ્રેજી હકુમત નીચે નહિ એવા ભાવનગર રાજ્યના બોટાદ ગામે હતું.

અમારા પત્રમાં નિષ્ક્રિયતાથી અમે તંગ આવી ગયાનું અને અમને સત્યાગ્રહ કરીને પકડાઈને જેલમાં જવાની છૂટ આપવા ભારપૂર્વક લખેલું.

અમારો કાગળ વાંચીને શ્રી. દેવીબહેન પટ્ટણી તથા સમિતિના સભ્યો એક દિવસ રાણપુર આવ્યા. અમને સમજાવવા કોશીશ કરી કે તમે તો ખડા લશ્કરના સિપાહીઓ છો. જ્યાં સુધી સેનાપતિનો હુકમ ન મળે ત્યાં સુધી તમે ફરજ ઉપર જ છો એમ તમારે સમજવું જોઈએ વગેરે વગેરે.

## કોઇએ ધેડો ન કર્યો

આજે એક વાત સમજાય છે કે Standing Army–ખડા લશ્કરની ભાવના અમારામાં ઊભી

કરવા સમિતિના સભ્યોએ મહેનત કરી પણ અમારા માટે એ બહુ મોટો શબ્દ હતો, અથવા તો ઘણો અપરિચિત શબ્દ. બીજું અમારા જુસ્સાને કોઈક રચનાત્મક રીતે રોકવાની સૂઝ સમિતિ પાસે ન હતી, અથવા સત્યાગ્રહની કોઈક અનિશ્ચિત સ્થિતિમાં તેઓ સર્વ હતા, પરિણામે અમને યોગ્ય માર્ગદર્શન નહિ આપી શકેલા. એ બધાને માટે પણ સત્યાગ્રહ નવી ચીજ હતી.

અમે નિરાશ થયા. અમારા અદમ્ય જુસ્સાને કારણે ઉદ્દંડ બન્યા. આગેવાનોથી છૂપી રીતે સત્યાગ્રહ કરીને પકડાવાનું નક્કી કર્યું. એવી નોટીસો તૈયાર કરીને પોલીસ ખાતાને પોસ્ટ કરતા રહી અમે એ પ્રમાણે કાયદા ભંગ કરતા રહ્યા, પણ અમારા દસમાંથી એકેયની પોલીસે નોંધ સરખી પણ ન લીધી ત્યારે અમે હરેરી ગયા ને રાણપુરને બદલે કોઈ બીજી છાવણીમાં અમને ફેરવવા અમારા આગેવાનોને જણાવ્યું.

## બોટાદ છાવણીમાં

આજે લાગે છે તેમ તે દિવસે આગેવાનોને અમારામાં બળવાનાં ચિન્હ દેખાયાં. સમયસર નહિ ચેતીએ તો બધી છાવણીઓમાં શિસ્તભંગની સ્થિતિ ઊભી થશે એવી દહેશત લાગી. એ અરસામાં બોટાદમાં પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરવાનું નક્કી થયું અને અમને રાણપુરથી બોટાદ ફેરવ્યા.

## નવો આબોહવા પામ્યા

અહીં અમે ઘણા બધા ભાઈ બહેનોના સંપર્કમાં આવ્યા. મારા ખ્યાલ મુજબ વઢવાણ હરિજન આશ્રમવાળા શ્રી. ફૂલચંદભાઈએ દેશી રાજ્યોમાં પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરીને પરદેશી કાપડને સીલ લગાવવાની પ્રવૃત્તિ શરુ કરેલી તેના એક ભાગરૂપે બોટાદમાં પિકેટીંગની પ્રવૃત્તિ શરૂ થયેલી.

અમને નવી હવા મળી. નવી વાતો, નવા ભાવ, નવાં ગીતો અને નવા સંબંધોને કારણે ઉત્સાહ અને ઉમંગનાં મોજાં ઉછળી રહ્યાં. અમે સાચેસાચ નવો પ્રાણવાયુ પામ્યા હોઈએ એટલા આનંદિત બન્યા. પાછળથી સૌરાષ્ટ્રના બ્રેઈન ટ્રસ્ટ ગણાયેલા તે ભાવનગરમાં શ્રી જગુભાઈ પરીખનો પરિચય ત્યારે જ થયો. તે ઉપરાંત ઘણા ઘણાનો.

રાણપુર છાવણીમાં સમાચાર મળેલા કે વાંકાનેરના ગામ તીથવાના રાજારામ માસ્તરના દીકરા મનુભાઈ પંચોળી પણ ધોલેરા સંગ્રામમાં જોડાયેલા છે. સ્વભાવિક જ એક ગામના હોવાનું વગર જોયે આકર્ષણ ઊભું થાય. અને પ્રથમ બોટાદ જ અમે બન્ને મળ્યા ત્યારે તો એ મેળાપ પરિચય પૂરતો જ હતો.

## અમારી મરણિયા ટૂકડી

બોટાદનું અમારૂં પિકેટીંગ ખૂબ સફળ રહ્યું. પણ મને ખ્યાલ છે ત્યાં સુધી સો સવાસો સૈનિકોનો કાફલો ત્યારે બોટાદમાં ઉતરી પડેલ. વિજયનો થોડો કેફ અમને સૌને ચડે જ. પણ રાણપુરથી આવેલા અમે દસ જણાએ તો નિરધાર કરેલો કે "અર્થં સાધયામિ વા દેહં પાતયામિ." કોઈ પણ પરિસ્થિતિમાંથી આરપાર નીકળવાનો અમારો ભીષણ નિરધાર હતો. વળી અમારા દશમાંથી એક પણ સૈનિકે છૂટા ન પડવું અને એક કામ પતે એટલે તરત બીજું માગી લેવું ને મોતને ય મચક ન આપવી. ટૂકડીનું નામ મરણિયા ટૂકડી રાખેલું.

## અમારી બેવકુફી!

સંભવ છે કે અમારી ઘેલછા ને બેવકુફી ઉપર અમારા આગેવાનો જરૂર હસ્યા હશે. કારણ કે અમારી અધરાઈ આડો આંક હતી. અમે ફરીથી રાણપુરની છાવણીમાં ન જવાની અડગ લઈને બેઠેલા. અમને કામ આપો, ગમે તેવું જોખમી હોય તો પણ અમને મોકલો. અમારે છાવણીના રસોડાના રોટલા હવે નથી બગાડવા. અમને ગમે ત્યાં મોકલો એવી અમે મક્કમ માગણી કરી.

તે દિવસોમાં સત્યાગ્રહના નવા નવા મોરચા સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ખુલી રહ્યા હતા. સૌરાષ્ટ્રના

મોરચા સ્વદેશીની ચળવળ પૂરતા મર્યાદિત હતા પણ ગુજરાતમાં અસહકારની લડતો ઠેરઠેર ઊપડેલી. એમાં જમીન મહેસૂલ ન ભરવાની ચળવળ પણ ચાલતી હતી. જપ્તી, દંડ, માર અને જેલનો દોર અંગ્રેજ સરકારે છૂટો મેલેલો.

## મર જાના યા મિટ જાના હૈ

અમારો આગ્રહ સ્વીકારાયો. અમરેલીમાં પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરીને કાપડની ગાંસડીઓને સીલ લગાવવાનું કામ અમારી મરણિયા ટૂકડીને સોંપવામાં આવ્યું. એની મજા જ હવે શરૂ થાય છે.

અમે રોજ ધૂન મચાવતા સભા સરઘસો ને પ્રાર્થના પ્રવચનોમાં પણ, "મર જાના યા મિટ જાના હૈ, કરના હૈ ભારત આઝાદ."

પણ અમને ખબર ન હતી કે ખાદી કોને કહેવી ! મિલનું જાડું સૂતર વણકરને હાથે વણાયેલું હોય તેને અમે ખાદી સમજતા. અમારી મરણિયા ટૂકડી માટે અમે ગણવેશ કરાવવાનું નક્કી કર્યું. રાણપુરના કાપડના એક વેપારીએ અમને નહિ ખાખી કે નહિ કથાઈ એવા રંગનું મિલમાં વણાયેલું જાડું કપડું ધાબડયું.

એનાં અમે ચડ્ડી બાંડિયાં સીવડાવ્યાં. અને એક સરખા ગણવેશમાં જ્યારે અમે અમરેલી સત્યાગ્રહ કરવા ઉપડયા ત્યારે અમે અપાર આનંદથી નાચી ઊઠયા. અમરેલીના એક સત્યાગ્રહી આગેવાન શ્રી. વિઠ્ઠલભાઈ અમારી બધી વ્યવસ્થા કરતા હતા.

## રાષ્ટ્રધ્વજનો પ્યાર

ખીજડિયા જંકશનથી અમારાં અનોખાં સ્વાગત થવા માંડયાં. રેલ્વેમાં અમે સત્યાગ્રહ માટે મુસાફરી કરતા ત્યારે એક પ્રચંડ ત્રિરંગી ઝંડો ડબાની બહાર ઝૂલાવતા રહેતા. એ ત્રિરંગા પ્રત્યેની લોકલાગણી અદ્દભુત હતી. અનેક ભાઈ બહેનોએ આ ઝંડા માટે પોતાનાં બલિદાન આપેલાં, તેથી ત્રિરંગો ઝંડો ભારતની શાન બની ગયેલો. અમે હજી અમારું અપમાન સહન કરી લેતા પણ ઝંડાનું લગી રે અપમાન સહન ન કરી શકતા. કોઈને એ માટે મારવાનું મન થાય તો પણ તે દિવસના અમારા શાસ્ત્રોમાં મારવાની છૂટ ન હતી, મરવાની છૂટ હતી. એટલે ઝંડા સાથે મહાગાંઠ લઈ જતા. મેઘાણીભાઈએ ઝંડાવંદનનું જે ગીત રચ્યું છે તે ગીત અમે જીવતા હતા. ઝંડાના ગીતની મસ્તીમાં ભૂખ તરત અમે વીસરી જતા.

## હોઉં તો હોઉં

સિંહગઢ ઉપર તાનાજીની સવારી ચડી હોય એવી ખુમારીથી અમે અમરેલી તરફ જઈ રહ્યા હતા. અમરેલી નજીક આવતું ગયું એમ અમારા હૃદયના ધબકારા વધતા ગયા. કાચી ઉમરના અમે છોકરડા ને પહેલી જ વાર પરદેશી કાપડ ઉપરના પિકેટીંગની સફળતા નિષ્ફળતાની જવાબદારી સીધી અમારે શીરે પડવાની હતી.

કોઈ અદશ્ય તાકાતથી જ અમે ખેંચાતા જતા હતા. યુગબળના ઓથારથી સરકારી તંત્ર અને એના ટેકેદારો ધ્રુજી ઊઠયા હતા. ગાંધીજીના જયનાદો તોપ બંદૂકની ગોળીઓ કરતાં વધારે અસરકારક બનતા હતા. છતાં અમે કાંઈક છીએ એવા ગુમાનની જખ અમે મારતા હતા. એવું થોડું અભિમાન ન ધારતા હોત તો અમારાથી કાંઈ થાત નહિ એ પણ એટલું જ સાચું છે.

## અદ્દભુત અનુભવ

અમરેલીનું સ્ટેશન નજીક આવતાં મેદની હુકળતી હોય એવો ભાસ થયો. જેમ જેમ ગાડી પ્લેટફોર્મ નજીક આવતી ગઈ તેમ તેમ હુકળાટ સ્પષ્ટ સાંભળવા લાગ્યો. રેલ્વેના ડબાની બારીમાંથી ડોકાં તાણી તાણીને જોયું તો સ્ટેશન ઉપર ધોળાં વસ્ત્રો નો સમદર સેલારા દઈ રહેલો. અમારા નાનકડા જીવનમાં એ અદ્દભુત અનુભવ હતો. પરમાવધિ આનંદમાં અમે ડૂબી ગયા.

સ્ટેશન આવ્યું, પ્લેટફોર્મ ઉપર ગાડી ઊભી રહે તે પહેલાં તો 'ભારત માતકી જે' 'ઈન્કલાબ ઝીન્દાબાદ' અને ગાંધીજી ના જયનાદોથી ગગન ગાજી ઊઠયું. અમારા સ્વાગત માટે પડાપડી થઈ. નાની બહેનોએ અમને કુમકુમ-ચોખાથી વધાવ્યા. ગામના આગેવાનો અને જુવાનો એ અમને ફૂલહાર ને આંટીઓ પહેરાવી આદર કર્યો. અને સ્ટેશનથી જ સરઘસ શરૂ થયું. લોકોને ઉત્સાહ અદમ્ય હતો.

Oormy Navrachana Rajkot-1 (June' 73) કિં. ૧–૨૫ Regd. No. G. 68

# કુમ કુમ. સિલ્ક મિલ્સ

આકર્ષક ડિઝાઈન અને સુમેળ રંગોવાળી
ચુનંદી જાતોની અમારી વિશિષ્ટતાઓ

આર્ટ સિલ્ક, નાયલોનના ફેન્સી કાપડ બનાવનારા, નાયલોન શર્ટીંગ, પાલવજરી સાડી, પ્રિન્ટેડ સાડી, ફેન્સી ફ્રોક તથા નાયલોન બ્રોચે અને બ્રોકેડ વગેરે.



## શ્રી કુમકુમ સિલ્ક મિલ્સ

સુંદરબાગ, આગ્રારોડ, કુર્લા–૭૦ : મુંબઈ

ઊર્મિ નવરચના

તંત્રીઓ :
ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

જુલાઈ : ૧૯૭૩ :
સળંગ અંક : ૫૨૦

## એક તું વણ મરીએ મેહ

આભે ધારાળા કાઢીઆ, વાદળ ચમકી વીજ;
રૂદાને રાણો સાંભર્યો, આવી અષાઢી બીજ.

કોટે મોર કણકીઆ, વાદળ ઝબકી વીજ;
રૂદાને રાણો સાંભર્યો, આવી અષાઢી બીજ.

મે મે કરતાં મરીએ અમે, મેને તે મનમાં ય નહિ.
કાં વણંભી વાદળી, કાં માંદો પડીઓ મેહ !

તું આવ્યે ઉમા ઘણો, તું ગ્યે ગળે ઝલાણ;
મે થા ને મેમાન, બ–ઘડી બરડાના ધણી.

મેં તું તો મેહ, પૂઠે વનસ્પતિ વળે;
ઝાકળને જામે, ભોમ નો પાકે ભાણના.

મા તણાવ તું મેહ, તારા વેહ્યાં નહિ વરતીએં;
એક સગપણ બીજો સનેહ, તારે તાણ્યે તૂટશે.

વણ સગે વણ સાગવે, પણ નાતરીએ નેહ;
વણ માવતરે જીવીએ, એક તું વણ મરીએ મેહ.

આભાં ગડે વીજાં ઝબે, પવન ઉડાડે ખેહ;
જગ બાધું જિવાડવા, મેહપત આયો મેહ.

આભાં ગડે વીજાં ઝબે, મોરાં ધરે મલાર;
ધરા અંબરને ધરપવા, આયો મેહ ઉદાર.

# ઊર્મિનવરચના

તંત્રીઓ : ઈશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : જુલાઈ : ૭૩ અંક : ૪ : સળંગ અંક : ૫૨૦






## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૨-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫-૦૦

### લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

### પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક. પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

### એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)



પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

'In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 80 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




sowing the seeds of progress

# જ્યારે જીવન મૂલ્યો બદલાય છે....




નવા મૂલ્યાંકન સ્વીકારી
જીવનને વિશેષ અર્થસભર બનાવો...



## કુટુંબ નિયોજન

વધુ માહિતી માટે નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રનો સંપર્ક સાધો

# સૌરાષ્ટ્રની ધર્મ-સાધના

"ઊર્મિ નવરચના"નો આગામી દિવાળી અંક સૌરાષ્ટ્રમાં વહેલા અને ઉદ્‌ભવેલા સાંપ્રદાયિક પ્રવાહોથી ઘડાયેલ "સૌરાષ્ટ્રની ધર્મસાધના" અંગે કાઢવા વિચાર્યું છે. જેમાં નીચે મુજબના સંપ્રદાયોને ઉપાસનાઓમાંથી શક્ય તેટલાનો સમાવેશ કરવાનો પ્રયત્ન થશે:

આર્યો પહેલાંનું સંસ્કૃતિનું દર્શન-શિવ અને શક્તિ ઉપાસના, વૈદિક ઉષા, પાશુપત મત, પુરાણોમાં સૌરાષ્ટ્ર, સૌરાષ્ટ્રમાં બૌધ્ધકાલીન પદ્દચિહ્નો, દત્તાત્રય ઉપાસના, ગણપતિ ઉપાસના, કાઠીકુળની સૂરજ ઉપાસના, શક્તિ ઉપાસના, હનુમાન ઉપાસના, ભૈરવ ઉપાસના, નાગદેવતા, વૃક્ષોની પૂજા, ચારણદેવીઓ, માર્ગીપંથ, નાથપંથ, કબીરપંથ, સૌરાષ્ટ્રના શ્રીવૈષ્ણવો, વલ્લભપંથ, રામની ઉપાસના, રામદેપીર, ભેખધારી સાધુના અખાડા, ફકડ ને ગૃહસ્થી જગ્યાધારીઓ, સ્વામીનારાયણ પંથ, જૈનધર્મ, ઈસ્લામ, પ્રણામી સંપ્રદાય, નવગ્રહની ઉપાસના, મંત્રોપાસના, યંત્રપૂજા, થીઓસોફી, આર્ય સમાજ, જરથોસ્ત વગેરે વગેરે.

આથી માર્ગીપંથ, નાથપંથ, કબીરપંથ, ભેખધારી સાધુઓના અખાડા, નિર્ગુણી ને નાગા બાવાઓના અખાડા, ભૈરવ ઉપાસના, હનુમાન ઉપાસના, ગણપતિ ઉપાસના, વગેરે અંગે લખી શકે તેવા અધિકૃત જાણકારો અંગે ખબર આપવા મુરબ્બીઓ અને મિત્રોને વિનંતિ છે. બાકીનું બધું પત્રવ્યવહાર દ્વારા નક્કી કરાશે.

"ઊર્મિ નવરચના" દર વરસે પ્રગટ કરે છે એવડો જ અંક "સૌરાષ્ટ્રની ધર્મસાધના" અંગે પ્રગટ કરશે. એટલે એ અંક ત્રીસેક જેટલા સંપ્રદાયો ને ઉપાસના લેખો પૂરતો મર્યાદિત રહેશે અને દરેક લેખની મર્યાદા "ઊર્મિ નવરચનાના ચારેક પાનાંની રહેશે.

વધુ માટે હવે પછીના અંકો જોતા રહેવા વિનંતી.

વ્યવસ્થાપક : "ઊર્મિનવરચના"

# ઘટનો ઘડુલિયો ઠાલો

તરસી તળાવડીને કાંઠે બેઠીરે મારો
ઘટનો ઘડુલિયો ઠાલો
કેમ કરી રીઝવું હું શ્રાવણને સખી મને
એકાદું ગીત કો'ક આલો.

કોરેરા આભ હેઠ ગોકુળની શેરિયુંમાં
ભેળી થઇ રજકણ ભંભેરી
વૈશાખી વંટોળે વિંઝાતી વ્યોમ ચડી
નેણેથી નીરખે નમેરી.

જમનાને કાંઠડે પાણીડાં જાવાં મારે
ઝરમરીઆ મેઘમાં ભીંજાવું
ભીના ભીનારે મારા નિતરતા અંગે મારે.
વાલાની આંખમાં સમાવું.

બહુ સળગાવ્યાં તમે અંતર બપોરે હરિ
એકવાર વ્હાલપ તો આપો
ટીપા પાણીડાએ તરસે મરીએ હવે
નાથ એક ફોરૂં તો નાખો.

કાયા આ વેલડીની કેવી કરીરે તમે
ઊતરડી લીધા રંગરાગો
બેવડ વળી ગ્યાં નાથ હવે તો બોલાવો
ભોળવીને આમ કાં ભાગો ?

'દાદ'

# ભાર

વેઠવા કેટલાક ભાર આ વળગણિયે ?
મારૂં મારૂં કહી રોજ મરવું
વાવડાના હાથીએ આમ તેમ વિંઝાવું
તૂંબડાની જેમ કેમ તરવું ?

ડુંગરનાં પાણી જેમ એકઢાળું નીતરવું
સતને મોભારે કેમ ચડવું ?
કાંટો તમારે હાથ જીવન આમ જોખમાં
તો ઘટને કહો કેમ કરી ઘડવું ?

ચીલામાં પૈડાંને એકધારૂં ચાલવું
મારગને મારગમાં મળવું
કેડિયુંની જેમ જરી આડું ફંટાય નાહે
પગલામાં પગલું બસ ભરવું.

એક જ ડાળીમાં બસ ઊગવું ને આથમવું
ખીલી ને ત્યાં ને ત્યાં ખરવું
દાદલ કે જીવનમાં ઘડી એક ડોકાવું
પાછું મૃત્યુની સોડમાં ગરવું.

'દાદ'

# સત્તાનો આ ઉન્માદ ઉલ્કાપાત સર્જશે

સંપાદકીય

શાસક પક્ષના સરનશીનો !

સત્તાના તમારા આંતરિક ઉન્માદમાં દેશની શાંતિ ક્યા સુધી ડખોળ્યા કરવી છે? ક્યાં સુધી?

કુટુંબ કલહનાં બાળોતિયાં બજારમાં ન ધોવાની સભ્યતા અને સુરુચિ ક્યારે બતાવવાના છો તે કહેશો જરા? ક્યારે?

સત્તાની તમારી આ સાઠમારીની કિંમત પ્રજાએ ક્યાં સુધી ચૂકવવાની છે તે સમજાવશો જરા? ક્યાં સુધી?

લોકશાહી સમાજવાદને નામે સત્તાના સ્થાપિત હિતોના હાથમાં જનતાને ક્યાં સુધી રમાડવાની છે તે કહેશો જરા? ક્યાં સુધી?

સત્તાના સર્વભક્ષી નાટકના આ બિભીષણ અને કાળઝાળ સ્વરૂપથી દેશને ક્યાં સુધી ડરાવવાના છો તે કહેશો જરા? ક્યાં સુધી?

તમારા આંતર કલહના કકલાણમાંથી ગરીબોના કચડાતા કલેવરના ચિત્કારો કાને ધરવાની વેળા ક્યારે મેળવશો તે કહેશો જરા? ક્યારે?

કુટુંબ કલહને નામે શરીફ બદમાશીની માવજત ક્યાં સુધી કરવાના છો તે કહેશો જરા? ક્યાં સુધી?

સત્તાની સાઠમારીનું તમારું એક એક પગલું દેશને અશિસ્ત, અવિવેક, અસંયમ, અસહિષ્ણુતા, અંધાધુંધી ને અરાજકતા તરફ ધકેલી રહ્યું છે.

અને તમે કહો છો કે એ તમારા કુટુંબની અંદરનો ઝઘડો છે?

## આંતરકલહનું જાહેર સ્વરૂપ

ઉત્તર પ્રદેશની શાસક પક્ષની સરકાર અને સંગઠનના કુટુંબકલહે વિદ્યાર્થીઓ અને પોલીસોનો બળવો કરાવ્યો. અશિસ્ત સુરક્ષા દળો સુધી પહોંચી ને છેવટ એક દેશ જેવડા ઉત્તર પ્રદેશમાં રાષ્ટ્રપતિ શાસન લાવવું પડયું એને તમે કુટુંબનો ઝઘડો કહો છો?

આંધ્રમાં શાસક પક્ષના જ આંતર કલહે આંધ્રને વિનાશની ખાઈમાં ધકેલી દીધું અને છેવટ રાષ્ટ્રપતિ શાસન લાદવું પડયું એને તમે કુટુંબનો ઝઘડો જ કહો છો?

ત્યારે ઓરિસ્સામાં પણ એ જ બન્યું. શાસક પક્ષની આંતરિક બેવફાઈને કારણે ઈંદિરાજીએ મૂકેલ મુખ્ય મંત્રી નંદિની સતપથીને ઉડાડી મેલ્યાં અને રાષ્ટ્રપતિ શાસન લાદવું પડયું એને પણ તમે કુટુંબકલહ કહો છો ને?

બિહારમાંના તમારા આંતરકલહે મુખ્ય મંત્રી શ્રી કેદાર પાંડેને ઉથલાવી નાખ્યા, એ કેન્દ્રના મંત્રી શ્રી એલ. એન. મિશ્રાનું જૂથ જીત્યું અને કેદાર પાંડેનું જૂથ હાર્યું. એની જૂથબંધીની ઘટમાળ અહીં જ અટકી જવાની છે? કે પછી બિહારમાં છેલ્લા પાંચ વર્ષમાં કંઈક પ્રધાન મંડળો ઉથલ્યાં એવી જૂથબંધીની ઘટમાળ ચાલુ જ રહેવાની છે? એ જ તમારા કુટુંબકલહનું જાહેર સ્વરૂપ છે ને?

## સભ્યતાની મર્યાદા છાંડી

મુખ્ય પ્રધાન પોતાના એક કે એકથી વધુ પ્રધાનો બેવફા જણાતાં રાજીનામાં આપવાનું કહે છતાં રાજીનામાં ન આપે, એટલા માટે પ્રધાન મંડળ બરખાસ્ત કરી નવું પ્રધાનમંડળ રચવું પડે. નવા પ્રધાન મંડળના ચોવીસ ચોવીસ પ્રધાનો મુખ્ય પ્રધાન સામે અવિશ્વાસ કેળવવા સહી ઝુંબેશ શરૂ કરે, પ્રધાનપદાં છોડવાનો ઈન્કાર કરે. કેન્દ્રના પ્રધાનમંડળમાં બેઠેલા બિહારના મોવડીઓ આ વિઘાતક અશિસ્તને ઉત્તેજન આપે, જૂથબંધીને ઉત્તેજે ને મુખ્ય પ્રધાનને ઉથલાવવા પક્ષના ધારાસભ્યોને સાધન બનાવે. આ તમારા કુટુંબ કલહની અશિસ્ત દેશભરમાં અશિસ્તનાં ભયાનક બીજ વાવી

રહેલ છે એને જ તમે કુટુંબનો ઝગડો કહો છો ને?

જે બિહારમાં બન્યું એ જ શું ગુજરાતમાં નથી બની રહ્યું? આવતી કાલે ગુજરાતમાંય જૂથ પલટાનું નાટક જોરશોરથી નહિ ભજવાય? પક્ષ-પલટા અને જૂથપલટામાં તાત્ત્વિક કયો તફાવત રહેલો છે?

ગુજરાતના શાસકપક્ષના બન્ને જૂથોએ એક બીજાને જે આક્ષેપોથી અને જે શબ્દોમાં ખરડયા છે એથી વધારે ખરાબ શબ્દો કે આક્ષેપો કોઈ વિરોધપક્ષોએ કર્યા છે ખરા? જૂથબંધીએ જે શિષ્ટાચાર, જે સભ્યતા, જે સુરૂચિનો ભંગ કર્યો છે, મર્યાદા ને વિવેક વળોટી ગયેલ છે, ડગલે ને પગલે નીતિ અને શિસ્તભંગનું જે ઘોર આચરણ કર્યું છે તેવું શાસકપક્ષ સામે કોઈ વિરોધપક્ષોએ કદી કર્યું છે?

## ક્યાં ગઇ સ્થિર અને મજબૂત સરકાર?

આ રીતે જૂથબંધીએ વિરોધ પક્ષોથી અથવા શાસકપક્ષ જેને પોતાના દુશ્મન માને છે એના કરતાં પણ વધારે ખરાબ આચરણ કર્યું હોય તો જૂથપલટો એ પક્ષપલટા કરતાં વધારે ખતરનાક નથી?

પક્ષપલટાથી રચાયેલાં મિશ્રપ્રધાન મંડળો, એના વારંવારના ઉથલા, વૈચારિક એકતાના અભાવથી રૂંધાયેલ પ્રજા વિકાસ, અસ્થિર સરકારો ને અનિર્ણાયક વહીવટો તંત્રો ને છેવટ રાષ્ટ્રપતિના શાસનોથી થાકી ગયેલી પ્રજાએ તમારા બોલમાં શ્રદ્ધા રાખી ને એવા વિશ્વાસથી મત આપ્યા કે તમે દેશને સ્થિર અને મજબૂત સરકાર આપશો, એને બદલે તમે એ જ પુરાણી દશામાં દેશને દોરી જઈ રહ્યા છો અને છતાં કહો છો કે એ તમારો કૌટુંબિક ઝગડો છે?

તમને પ્રજાએ મતદ્વારા સત્તા આપી અને તમે પ્રજાને ચૂંટણીવેળા જે વચનો આપેલાં એના ૭૫ ટકા વચનોનું પાલન કર્યાનું કહો છો. અમે માનીને આગળ ચાલીએ છીએ. પણ તમે વચનો પ્રમાણે સાધન, સગવડો અને આર્થિક સવલતો પૂરી પાડતાં પહેલાં સ્થિર અને મજબૂત સરકારો આપવાનું વચન નહોતું આપ્યું?

## એ લોકશાહી ને સમાજવાદ ક્યાં?

તમે ૭૫ ટકા વચનોનું પાલન કર્યા છતાં તમે પ્રજાના શ્રદ્ધા અને વિશ્વાસ શા માટે ગુમાવ્યાં છે? શા માટે પ્રજાની લાગણી ખોઈ બેઠા છો? શા માટે એક પછી એક રાષ્ટ્રપતિ શાસનો લદાતાં આવે છે ને પેટા ચૂંટણીઓ હારતા આવો છો?

તમે એમ માનો છો કે ભારતની પ્રજા થોડા સાધન સગવડોની ટૂકડાની ભૂખી હતી એટલા માટે તમને મત આપીને સત્તાએ બેસાડેલા? લોકશાહી સમાજવાદ આગળ ધપાવવાનું તમે વચન નહોતું આપ્યું? આ સમાજવાદનાં પોપટ વાક્યો પઢનારા કે કે કાળાં મોંઢાઓને તમે પક્ષમાં સ્થાન નથી આપ્યું?

જ્યાં વિચારોની એકતા નથી, જ્યાં સિદ્ધાંતોની સમજ નથી, જ્યાં પ્રજાલક્ષી જીવનઘડતર નથી, જ્યાં આચાર અને વિચાર વચ્ચે વખંભર ખાઈઓનાં ખોદકામ ચાલ્યા જ કરે છે, જ્યાં કાયદાનું ઉલ્લંઘન કરનારા અને કાયદાનો અને અન્ય તમામ સવલતોનો લાભ લેનારા પક્ષમાં પેંધી ગયા છે, એને કાઢી મેલવા, પક્ષની નાડયો ધોઈને પક્ષને સિદ્ધાંતનિષ્ઠ અને કર્મનિષ્ઠ બનાવવાની તમારી તેવડ નથી ત્યાં કયા લોકશાહી સમાજવાદને તમે સિદ્ધ કરવાના હતા?

## એ સ્વચ્છ સુંદર વહીવટ ક્યાં?

ચૂંટણીના જાહેરનામામાં અને ચૂંટણીની સભાઓમાં તમે જે એલાનો કરેલાં તેની પાછળ રહેલી નીતિ પ્રમાણેનું સમાજ ઘડતર કરવા તમારા પક્ષે કદિ લોકસંપર્ક સાધ્યો છે ખરો? એવી કોઈ સમાજવાદી નીતિની સમજણ કે એકવાકયતા કદીની પક્ષમાં ઊભી થઇ છે ખરી? કે પછી સત્તાનિષ્ઠ વ્યક્તિઓનું જ રાજકારણ તમે વધારે વિકસાવ્યું છે?

આ વ્યક્તિઓના રાજકારણમાં સત્તાધારી વ્યક્તિઓ આસપાસ સત્તા, સ્થાન અને સંપત્તિના લાલચુઓનાં વર્તુળો નથી બાઝયાં? જેમ અવાવરૂ ખૂણાને બાવાંનાં જાળાં બાઝે એમ? અને કામ કઢાવવાની લાલસાવાળા બધા આ વર્તુળની વ્યક્તિઓને મધ માથે માખીઓ બણબણે એમ નથી ચોટી પડયા?

પ્રજા તમે ધારતા હો એના કરતાં વધારે

બારીકાઈથી આ બધું જોઈ રહી છે કે તમે કોના વિસામા છો અને તમારા વિસામા કોણ છે તે. જનતાએ તમને મત આપ્યા હતા સ્વચ્છ અને ત્વરીત ઉકેલ આપે એવા વહીવટી તંત્ર માટે. પણ એક પણ કામ પ્રધાનને કહ્યે પણ જે નથી થતું તે નાની મોટી લાંચથી થાય છે. લાંચ આપવાની તેવડ વગરના લોકોના પ્રશ્નોના ઉકેલ કદી નથી થતા. તમે એવો સ્વચ્છ ને સરળ વહીવટ આપી શકયા છો?

## ક્યાં છે મોંઘારતનો ઉકેલ?

બાંધી આવકવાળા લોકો રોજ નીરખ્યા કરે છે કે નાના કામ માટે વધુ લોકોને રોકવામાં આવે છે. એવા લોકો શકય એટલું ઓછું કામ કરતા રહીને વધુ ને વધુ પગાર મેળવનારાઓને ભારે ખર્ચાળ અને ઉડાઉ વહીવટતંત્રનો તમે ઉકેલ લાવી શકયા છો?

કર્મચારીઓના પગાર તમારે વધારવા જ પડે છે ને એ પ્રમાણે ભાવ વધતા જાય છે. સરકારને એ માટે નોટો છાપતા જવું પડે છે ને ફુગાવો વધ્યા કરે છે. એની વચ્ચે સામાન્ય માણસ માટે જે મોંઘારતની આપદા ઊભી થાય છે એનો ઉકેલ તમે લાવી શકયા છો? તેમ કાળાં બજાર અને મોંઘારત અટકાવવા કાળા નાણાની ફરતી અબજો રૂપિયાની રકમ માથે અંકુશ મૂકી શકયા છો?

## અછત ટાળી શકયા છો?

તમે રાજ્યની ધૂરા સંભાળી ત્યારે ઉત્પાદન વધારવાની, ઉદ્યોગોનું વિસ્તરણ કરવાની અને સુયોગ્ય વિતરણ કરવાનું વચન આપેલ છે. પણ ઉત્પાદન ઓછું થયું છે, વીજળી કોલસા પાણી ને સીમેન્ટને કારણે તથા હડતાળોને કારણે ઉદ્યોગો ડચકાં ખાતા જીવે છે. પ્રત્યેક વસ્તુની અછત વરતાય છે. વિતરણનો કોઈ નેટો નથી રહ્યો. જ્યાં ત્યાંથી ઝાવાં નાખીને માણસ મળે તેવી ને તેટલી જરૂરિયાતથી પરેશાનીથી જીવે છે. એવી અછત તમે ઓછી કરી શકયા છો?

એક બાજુ દુકાળ પડયો અને જથ્થાબંધ ઘઉંનો વેપાર સરકારે હાથમાં લીધો. એ જો સરકારે હાથ ન લીધો હોત તો ગરીબો દાણા ભેગા ન થાત એટલા ભાવ માલદાર ખેડૂતો અને વેપારીઓ પડાવત એમ કહેવાય છે. એટલે સરકારે ઘઉંનો જથ્થાબંધ વેપાર હાથમાં લેતાં પ્રજાએ વિરોધ નથી કર્યો. વિરોધપક્ષોએ જરૂર કાગારોળ મચાવેલી.

## અન્ન, વસ્ત્ર અને આસરાનું શું થયું?

પણ તમે પ્રજાને ઘઉં પૂરા પાડી શકયા છો? ગરીબો રેશનની દુકાનેથી પૂરતું અને સારૂં અનાજ આજે ય મેળવી શકતા નથી. જેની પાસે કાર્ડ નથી એવા માણસો ખુલ્લા બજારમાંથી મેળવી શકતા નથી. જેના હાથ પહોંચે તે જરૂર મેળવી શકે છે. ત્યારે કેટલાકના હાથ પહોંચે? ત્યારે ઘઉંની પ્રાપ્તિ, વ્યવસ્થા અને વિતરણની અનાવસ્થા તમે ઊભી કરી છે. એકલા ઘઉંમાં? બાજરાની એ જ હાલત છે. ડાંગરનો જથ્થાબંધ વેપાર હાથમાં લેતાં તમે ડરો છો અને ગરીબો શાક, તેલ અને મસાલાની મોંઘારતને કારણે જે કઠોળ ખાઈ શકે તે કઠોળનો તમે વિચાર જ હમણાં શરૂ કર્યો. પણ હવે એ વિચાર જ રહ્યો છે.

જીવનની પ્રાથમિક જરૂરિયાતમાં પણ પ્રાથમિક તે અનાજની. માણસ જ્યાં ત્યાં ઝાવાં નાખીને જીવે છે. તેલના ભાવ કદી નહોતા કલ્પ્યા તેટલા ઊંચા ગયા. માની લો કે ઉત્પાદન ઓછું થયું, પણ ઉત્પન્ન ગુજરાતમાં થાય અને જથ્થાબંધ સસ્તા ભાવે બહાર વેચાય તે ફરી મોંઘા ભાવે ગુજરાતને પાવળું તેલ મળે તેવા અવળા અર્થશાસ્ત્રને તમે શું કહો છો? ભારત સરકાર તમારૂં કહ્યું માનશે એવી સમજણ સાથે તો તમને ગાદીએ બેસાડયા છે. ઈંદિરાજી અને તમે સૌ એમ નહોતા કહેતા કે કેન્દ્રમાં જે પક્ષનું શાસન હોય એ જ પક્ષનાં શાસન રાજ્યોમાં હોય તો નીતિની, વસ્તુની, વિનિયમની એકવાકયતા જળવાય? તો તમે કઈ એકવાકયતા જાળવી બતાવી? જૂથબંધીની? બંડની? બખેડાની? કે અસ્થિરતા ને અંધાધુંધીની?

## બધું મેળવવા માણસો કયાંથી કાઢવાં?

અમે નથી કહેતા કે અછત ને મોંઘવારી, કાળાં બજાર ને અનાવસ્થા તમે જ ઊભી કરી છે. એ બધાં વિભાજીત થયા પહેલાંની કોંગ્રેસના શાસનથી

થાય છે. પણ તમેઆવીને પહેલાં એ અનાવસ્થા અટકાવો, પછી દૂર કરો એવી અપેક્ષાએ તમને અમે આવકારેલા. પણ તમે એ અનાવસ્થા ઘટાડવાને બદલે વધારી છે. તમને સૂઝ પડતી નથી. તમારા હાથની વાત નથી રહી. ઊકરડો વધે એમ અનાવસ્થા અને અરાજકતા વધી રહી છે.

જીવનની પ્રાથમિક જરૂરિયાત ત્રણ. એક અન્ન બીજું વસ્ત્ર અને ત્રીજું આશરો. એમાં અન્નની અછત છે. કાપડ મોંઘું થયું છે. સૂતરની તંગી ઊભી થઈ છે. સિમેન્ટ મળતો નથી. ત્યારે ખાંડ ને કેરોસીન કયે ઝ ડેથી કાઢવાં ? મજૂર માણસને કે નોકરિયાતોને અથવા જેના ઘરમાં ઝાઝાં માણસ ન હોય તેમણે આ બધી ચીજવસ્તુ મેળવવા માણસો કયાંથી કાઢવાં?

## જીવન જરૂરિયાતનાં વલખાં

તમને હસવું તો ખબર નહિ હોય કે સસ્તા અનાજની ચીઠ્ઠીઓ મેળવવામાં પહેલાં તો ખૂબ સમય જાય છે. એ પછી પૈસા હોય તો ડેરીના દૂધ માટે માણસ ઊભું રાખવું પડે. ત્યારબાદ ઘરમાં સાજું માંદું કોઈ હોય તો દવાખાને દોડા કરવાના. પછી ખાંડ, કેરોસીન, સીંગતેલ, અનાજ માટે લાઈનમાં ઊભા રાખવા માણસ જોઈએ. કુટુંબ નિયોજનમાં તમે કહો છો કે બે બસ થઈ રહે, ત્યારે પારકા છોકરાં ય આ લાઈનોમાં લગાડવામાં કયાંથી મળે ? લાઈનોમાં ઊભાં ન રહેતાં વહેલા મોડા થાય તો એમ કહેવામાં આવે છે કે માલ નથી ત્યારે શી દશા ? અને આ રેશનીંગમાં કેવો માલ મળે છે તેનો કદી અનુભવ કરી જોયો છે ? એક કેરોસીન જ ડોળું આવતાં કઈકને ઘરે પ્રાયમસ બંધ પડી ગયા છે. ચોકખું કે વેજીટેબલ ઘી મેળવવા માટે વલખાં નાખવાં પડે છે. છતાં કેટલાને મળે છે ?

અરે છાશના ટીપા માટે પણ માણસને લાઈનમાં ઊભાં રાખવાં પડે છે કે દોડા કરાવવા પડે છે. એમાં જેને કોર્ટ કચેરીનાં કામ પડયાં તેની આપદાઓનો તો કોઈ આરો વારો નહિ. બિયારણ બ્લેકમાં ચાલ્યું જાય અને ખરે ટાણે ખેડૂતો જિલ્લા કે તાલુકાની કચેરીઓએ ધરમ ધક્કા ખાય એ તો આજે રોજના બનાવો છે. આ બધા દોડા માટે માણસો કયાંથી કાઢવાં?

## જાત વેચતાં ય માલ મળશે ?

એમ કહેવાય છે કે જગતભરમાં મોંઘવારી છે. પણ અન્ય દેશોની સરખામણીમાં ભારતમાં દસ ગણી મોંઘવારી છે. આવક સામે ખર્ચનો વિચાર કરીને જ એની ટકાવારી કાઢવી જોઈએ. એ મોંઘવારી સામે આપણે એક રાતમાં બેકારી ઓછી ન કરી શકીએ પણ ભાવને વધતા ન અટકાવી શકાય તો પ્રજાની આવક તો વધારવી જોઈએ ને ! મોંઘવારીનો આંક એકલા મજૂરો ને કર્મચારીઓને જ નડે છે ? ત્યારે બાંધી આવકવાળાઓનું શું ?

મોંઘવારીનો ઉકેલ ન લાવી શકયા, ભાવ વધતા ન અટકાવી શકયા, ઉત્પાદન વધારીને અથવા જરૂર જોગું બહારથી લાવીને અછત ઓછી ન કરી શકયા પણ છતે પૈસે માલ ન મળે તે સ્થિતિનો ઉકેલ પણ નથી લાવી શકયા. માણસને જીવવું છે એટલે જાત વેચીને પણ માણસ જીવવાનો, પણ જાત વેચતાં ય માલ તો મળવો જોઈએ ને !

## પ્રજાની શક્તિહીનતા એ સિદ્ધિ ?

એટલે કે તમે જાહેર ક્ષેત્રમાં ઉત્પાદન વધારી શકયા નથી. ખાનગી ઉદ્યોગોમાં વધારાવી શકયા નથી. વેપારીઓને માદું લગાડી શકયા નથી અને માતબર તથા મધ્યમ વર્ગના સુખી ખેડૂતો સાથે બગડી ન બેસે એની જ ચિંતામાં રહ્યા છો. એટલે છતે અનાજે વેપારી કે ખેડૂત સરકારને અનાજ નથી આપતા. કારણ કે સસ્તામાં વેચવા રાજી નથી. ત્યારે ખુલ્લા બજારમાં ખુશીથી ઢગલા કરે છે. કારણ કે મોં માગ્યાં દામ ત્યાં મળે છે. એટલે કે પરિસ્થિતિ ઉપર તમારી પકડ જ નથી.

આમ બેકારી, મોંઘવારી, અછત, ભાવવધારો, વહેંચણી વગેરે એક પણ બાબતમાં તમે લોકોને સંતોષ આપી શકયા છો ? અને સૌથી મોટી તે આર્થિક, સામાજિક અને સરકારી હાડમારી ને હાલાકી માંથી પ્રજાને આશાયેશ આપવા તમે શું કર્યું ? પ્રજા હાડય હાડય અને હડયે હડયે થઈને પણ જીવ્યે જાય છે. સવાર પડે ને ઘાંચીના બળદિયા જેમ આ હાડમારીના ઘીંસરે જનતા જૂતી જાય છે. વિદ્યાર્થીઓની જેમ હુલ્લડ નથી મચાવતી, અધ્યાપકોની

જેમ આંદોલનો નથી ઉઠાવતી, કર્મચારીઓની જેમ કામ પડતાં નથી મૂકતી, મજૂરોની જેમ હડતાળો નથી પાડતી એને તમે તમારી સિદ્ધિ ગણો છો?

ત્યારે તમે ૭૫ ટકા વચનો પાળ્યાં કહો છો તેમાં ઉપર જણાવી એવી એક પણ બાબતનો તમારા વચનોમાં સમાવેશ થાય છે ખરો કે નહિ?

## આ પરેશાનીનો ઉકેલ શો?

ઠીક ત્યારે કહેશો કે તમારી જૂથબંધીના આ નિરંતરના ઝગડાને કારણે રેલ્વે, મોટર ને વિમાનના રોજના દોડા અને ખાવાપીવાના ગંજાવર ખર્ચ તમે ક્યાંથી કાઢો છો? કાળા ચોરના લઇ આવતા હો કે જાત ઘસીને ખર્ચ કરતા હો પણ જનસામાન્યના જીવનધોરણને લક્ષમાં લેતાં તમે ખર્ચાળ સત્તાધિકારી પૂરવાર નથી થયા? ત્યારે ખર્ચાળ અને ઉડાઉ વહીવટીતંત્રમાં શું ફેરફાર કર્યો? લાંચ રૂશ્વત જે એક રાજદારોબાર જ નહિ પણ સમાજજીવનની નીતિ બનીને રાષ્ટ્રના કલેવરને કોરી રહેલ છે તેને રૂક જાવ કહેવા તમે શું કર્યું?

પોતાના નાનકડા લાભ ખાતર પ્રજાનું રોજિંદું જીવન ખેરવી નાખનારી તાર ટપાલની, રેલ્વેની ને બેંકોની હડતાળો અટકાવવા તમે શું કર્યું? આજે માણસ ધાર્યા સ્થળે ધાર્યા સમયે પહોંચી શકતો નથી, વેપાર ઉદ્યોગ તો ઠીક પણ લગ્ન મરણ કે વ્યવહાર ઉકેલવા થોડા પૈસા બેંકમાં હોય તો પણ ધારી હેરફેર કરી શકતો નથી, તમે બેન્કોનું રાષ્ટ્રીયકરણ કર્યું પણ રોજની જનસમાજની આ પરેશાનીનો કોઈ ઉકેલ કાં ન શોધ્યો?

## મૂલ્ય પરિવર્તન કોનું થયું?

મૂલ્ય પરિવર્તન અમે જોયું, પણ શાસકપક્ષના ધારાસભ્યો પ્રધાનો અને આગેવાનોનું. ગાંધીજીની ઘોર માથે પગ દઈ દઈને એમાંના કેંકને આગળ વધતા જોયા. ખાદીને બદલે ટેરેલીનના સૂટમાં અમે એમને જોયા. સિનેમાના નટ નટીઓના સમૂહોમાં ફરતા, ગેલ કરતા અને નટીઓની ખુશામત કરતા અમે એમને જોયા. સગાંઓના ઝૂંડમાં સરકારી ખર્ચે પ્રવાસો ખેડતા અને આમોદ પ્રમોદ કરતા અમે જોયા. દુકાળ વચ્ચે મનોરંજનના-વૈજયંતિમાલાઓના નૃત્ય સમારંભો માણતા અમે એમને જોયા. અમે જોયા એમને કૌટુંબિક કલહમાં પણ એકબીજાને ખરીદતા ને ખરીદાતા, શરાબની મિજલસો માણતા અને સમાજના ઊતરેલ માણસોને ટેકે પોતાને સલામત માનતા વ્યવહારો અને આચારોની અશુદ્ધિઓમાં આળોટતા. અમે જોયાં મૂલ્ય પરિવર્તન.

## સમાજલક્ષીને બદલે સ્વલક્ષી

જીવનની સાદગી માત્ર બાહ્યાડંબરમાં રહી. સંયમ માત્ર સલામતીના ભયથી ધરેલ ચૂપકીદી પૂરતી જ રહી. કરકસર તો ક્યાંય ન રહી. હિતેન્દ્રની મીનીસ્ટ્રી વખતે જે લાલચમાં લપટાઈને ધારાસભ્યો અને જિલ્લાના આગેવાનો એકથી બીજા પક્ષમાં આમનસામન ફંગોળ'તા રહીને ગુજરી બજારમાં હરરાજ થતા ગળિયેલ બળદ જેવા તેજહીન ગૌરવહીન, સામાન્ય લોકાચારમાંથી પણ જે પતળી ગયેલા એનાથી પણ વધુ ખરાબ આજે શાસકપક્ષની જૂથબંધીમાં બની રહ્યું છે. ત્યાં નૈતિક મૂલ્યો આજે હાંસીપાત્ર ઠરીને હાડય હાડય થઈ રહ્યાં છે. કારણ કે દેશના આ નૂતન ઉદ્ધારકોનાં જીવન સમાજલક્ષીને બદલે સ્વલક્ષી બન્યાં છે, જો સ્વલક્ષી ન બન્યાં હોત તો રાજ્યે રાજ્યમાં આંતરવિગ્રહ ન ઊભા થયા હોત.

## પેંધ્યા પડેલાં વહીવટીતંત્રો

ઉપરથી પ્રધાનો ગમે તેટલા ઊંચા નીચા થાય છતાં, વહીવટીતંત્રો પોતાની ગતિ અને રસમ પ્રમાણે જ ચાલ્યા કરે છે. સમગ્રપણે વહીવટીતંત્રો ઉપર આ પ્રધાનોની અસર ઉપરછલ્લી જ છે. કારણ કે કાલ ઊઠીને પ્રધાનોનાં ખાતાં ફરે, પ્રધાનો ફરે પ્રધાનમંડળો પણ બદલાઈ જાય. ત્યારે કયા ચોક્કસ પ્રધાનને લક્ષમાં રાખીને વહીવટીતંત્રો ચાલે? પ્રધાનમંડળોમાં જૂથબંધી હોય તે પ્રમાણે હુકમો થાય. વહીવટીતંત્રો કોઈને સંરું માઠું ન લગાડવા ધીમે ધીમે નિષ્ક્રિય જ બનતાં રહે. હુકમોને ઠુમારી ટલ્લે ચડાવે., અનેક વાંધાવચકા ઊભા કરે અને સરકાર ઉપર બેઠેલા પક્ષની પકડ ધીમે ધીમે ઓછી થતી જાય, કારણ કે પક્ષમાં જ એકબીજા પ્રધાનો કે

ધારાસભ્યોનાં ઉપજણો વધતાં ઘટતાં રહે છે. એથી તંત્રો પેધી જાય અને ચાલતાં હોય તેમ ચાલે એનો અનુભવ રોજ જનસામાન્યને થતો હોય છે.

## બેવફાઈમાં બહાદુરી મનાતી થઈ

શાસકપક્ષવાળા જેને કૌટુંબિક ઝગડો કહે છે એની વિપરીત અસર આખા પ્રજાજીવન ઉપર ફરી વળે છે. જિલ્લે જિલ્લે ને તાલુકે તાલુકે અરે દરેક શહેર ગામડાં અને સરકારી તથા સામાજિક સંસ્થાઓમાં પણ જૂથબંધીઓ જામી પડી છે. યાદવોને બીજા કોઈ સાથે લડવાનું ન રહ્યું ત્યારે અંદરો અંદર આથડીને ખુવાર મર્યા એમ.

કેવી અશિસ્ત, કેવો અવિવેક અને કેવી નફટાઈ અચરાઈ રહી છે એ તો જુઓ ! સુરેન્દ્રનગર જિલ્લાને શ્રી. ઓઝા સાથે જૂનો વિખવાદ હતો. પણ કલેકટર વધુ કારણભૂત બની ગયો ને આશ્ચર્યજનક રીતે જિલ્લો જૂથબંધીમાં ખેંચાયા કરે છે. ભાવનગર જિલ્લાના શાસકપક્ષના ધારાસભ્યોએ ઉઘાડી ધમકી આપી કે જો ભાવનગરને મેડીકલ કૉલેજ નહિ મળે તો શ્રી ઓઝાના જૂથનો અમારો ટેકો પાછો ખેંચી લેશું. જામનગર એનાથી પણ આગળ વધ્યું કે પોલીસ સુપ્રિ. શ્રી રાણાની બદલી નહિ અટકાવો તો પક્ષમાંથી સામુહિક રાજીનામાં આપશું. એ બધાનાં આંતરિક વિખવાદોનાં કારણો જુદા હોય તો પણ પક્ષનો ત્યાગ કરવા, જૂથના ટેકા પાછા ખેંચી લેવા અથવા તો જૂથ પલટા કરવા કેવાં કેવાં કારણો આગળ કરાઈ રહ્યાં છે એમાં જ પક્ષના સભ્યોનું અને પક્ષનું પોત પરખાઈ રહ્યું છે.

## સડો કાપવાની શકિત ક્યાં ?

આવી ધમકીઓ જોતાં એમ લાગે છે કે એમાંના કોઈ સિદ્ધાંત વિચાર કે નીતિ, દેશ કે જનજીવનને લક્ષમાં રાખીને નહિ પણ સત્તા અને સ્વાર્થને લક્ષમાં રાખીને જ શાસકપક્ષમાં ખેંચાઈ આવ્યા છે. સત્તા મેળવવા માટે શાસક પક્ષે આ બધી ભામ ભેગી કરી દીધી. એ પછી સત્તા જૂથનાં જે જાળાં બાઝયાં એના સામસામા છેદ ઉડાડી દઈ શકશે એવી ભ્રમણામાં કાંતો ઈંદિરાજી કે મોવડી મંડળ રહ્યું હશે. પણ છેદ ઊડવાને બદલે આ પ્રત્યાઘાતીઓ, સ્થાપિત હિતો ને સત્તાનિષ્ઠોનો સરવાળો થવા માંડયો. છેવટ એવા માણસોનું જ એવું વર્ચસ્વ જામી પડયું કે એમને પક્ષમાંથી દૂર કરવાની શકિત ખુદ ઈંદિરાજી ખોઈ બેઠાં.

આ વાઢકાપ વહેલી શરૂ કરવી જોઈતી હતી. જ્યાંથી સડયું ત્યાંથી કાપી નાખવાની શક્તિ ગુમાવી દીધા પછી સડાને જ તાબે થવું રહ્યું. બિહારનાં ઈંદિરાજીએ જ મૂકેલા મુખ્ય મંત્રીનો પરાજ્ય એ કારણે જ થયો. પક્ષમાં બળવાનાં ચિહ્નો દેખાવાં શરૂ થયાં ત્યારે જ મોવડી મંડળે પગલાં ભર્યાં હોત તો આજે સૂકા ઘાસમાં લાહ્ય લાગે તેવાં ઠેર ઠેર આંતરિક બળવા ન ફાટી પડત.

## એક દી ઇંદિરાજીને પણ ઉથલાવે

હવે ઈંદિરાજીના મૂકેલા માણસોને ઉથલાવવા રાજ્યે રાજ્યે શાસક પક્ષમાં માથાં ઉચકાશે ને દેશમાં એ સિવાય બીજું કામકાજ જ નહિ રહે. વળી લઘુમતિમાં ફેરવાઈ ગયેલ જૂથો બહુમતિ માટે કોશીશ કરતાં રહીને પ્રધાન મંડળોને ઉથલાવ્યા કરશે. છેવટ શ્રી. ઘનશ્યામભાઈ ચમરબંધીની શેહ શરમ રાખે કે ન રાખે પણ પક્ષમાંથી ઈંદિરાજીની શેહ શરમ છૂટવા માંડી છે એ દેશ માટે ઘણું દુ:ખદ વલણ છે.

જેમ દેશના આર્થિક પ્રવાહો ઉપરથી શાસકપક્ષની સરકારની પકડ છૂટી ગઈ છે તેમ શાસકપક્ષ ઉપરની ઈંદિરાજીની પકડ છૂટતી જાય છે. પક્ષમાંના બેવફા બળોને ઈંદિરાજી તાબે નહિ થાય તો એક દિવસ એ બળો ઈંદિરાજી સામે થશે. નવો પક્ષ રચશે, અન્ય પક્ષો સાથે ભળી જઈને સરકારો રચવા અથવા ઉથલાવવા કોશીશ કરશે ને એક દિવસ ઈંદિરાજીને કેન્દ્રમાંથી ઉથલાવવા પ્રયાસ કરશે.

ગુજરાતનો દાખલો આપણી સામે છે. ઈંદિરાજીએ મૂકેલા મુખ્ય મંત્રી કમને સ્વીકારવા પડેલા, પણ એને ઊથલાવવાનાં બળો આજે નક્કર સ્વરૂપ પામી ગયાં છે ને બળવાખોરોની વાત ઇંદિરાજીને સ્વીકારવી પડે એ સ્થિતિ લાવી મૂકી છે. પછી બહુમતિ જે પક્ષની સધાય તેની પણ શ્રી. ઓઝાને ઉથલાવવાની

કોશીશ તે ઈંદિરાજીને ઉથલાવવા બરોબર છે.

## ઈંદિરાજીની નાલેશી નહિ ?

બિહારમાં પણ ઈંદિરાજીના મૂકેલા મુખ્ય મંત્રીને ઉથલાવીને નવા મુખ્ય મંત્રી માટે હવે એક મતી તો સાધી શકાય જ નહિ. કારણ કે એવી એકમતી હોત તો ઉથલાવત જ શા સારૂ ? હવે એકમતે મુખ્ય પ્રધાનની વરણી ન થતાં એ વાત ઈંદિરાજી ઉપર નાખી છે. જેથી બળના મુકાબલામાંથી બચી શકાય. પણ એ એક ભ્રમણા જ પૂરવાર થવાની છે. કારણ કે જૂથપલટો કરનારા તળાવગરના ધારાસભ્યો પક્ષમાં હોવાના કારણે જ જૂથબંધીઓ જોર કરતી હોય છે. એકવાર ઈંદિરાજીના મૂકેલા માણસમાં અવિશ્વાસ ઊભો કરીને ફરીથી એની એ ઘટમાળ સર્જાય એમાં ઈંદિરાજીનું ભૂષણ શું ? ઈંદિરાજીને હાથે મુખ્ય મંત્રીનું નક્કી કરાવવાનો હેતુ તો બહુમતિવાળા જૂથના ઉમેદવારને કોઈ ન ઉથલાવે એ સિવાય બીજો શો હોઈ શકે ? પણ એમાં તો ઈંદિરાજીની નાલેશી જ નથી પણ કિંમત ઘટાડવાનું બનશે. બહુમતિ લઘુમતિના ન્યાયે હવે તો બહુમતિ પ્રમાણે જ મુખ્ય મંત્રીની ચૂંટણી થવી જોઈએ. ઈંદિરાજી ફરીને મુખ્ય મંત્રીની વરણી કરે તો તે ભારે નવાઈ ભર્યું બનશે. બિહારનું જોતાં ગુજરાત, મહીસુર, રાજસ્થાન, હરિયાણા કે મધ્ય પ્રદેશ આ બિમારીમાંથી નહિ બચી શકે. બંગાળની સમાધાનની યોજના કેટલી ફળદાથી નિવડે છે તે તો આગળ ઉપર ખબર પડશે.

## આમાં લોકશાહી ક્યાં રહી ?

આમાં લોકશાહી રહી ક્યાં ? ચૂંટણીઓ થાય છે ત્યારે મતના અધિકારીઓમાંથી સરેરાશ ૫૦ થી ૫૫ ટકા મતો જ પડતા હોય છે. આ ૫૦થી ૫૫ ટકા મતોમાંથી બહુમતિ મેળવે તેને સત્તા સોંપાય છે. માની લઈએ કે ૫૫ ટકા મત પડે એમાંથી ૩૦ થી ૩૫ ટકા એટલે કે મૂળ મતના નહિ પણ પડેલા મતના ૩૦ થી ૩૫ ટકાના હાથમાં સત્તાનાં સુકાન સોંપાય છે પ્રતિનિધિત્વની દૃષ્ટિએ જોઈએ તો મતાધિકારના નહિવત્, મતોથી સત્તા સોંપાય છે. હવે એવા નજીવા મતોથી સત્તા ઉપર આવનાર પક્ષમાં પણ બે ભાગ પડે ત્યારે ચૂંટણીમાં પડેલા સરેરાશ ૫૫ ટકા મતના પણ ૧૫ ટકા મતવાળું જૂથ રાજ કરતું થયું, એક જોતાં લોકશાહીની આ ઠેકડી જ છે. આ ૧૫ ટકામાં પણ થોડા બળવાન માણસો જ સૂત્ર સંચાલન કરતા હોય છે. આજે આપણે લોકશાહી સમાજવાદની વ્યાખ્યા માગીએ તો શાસક પક્ષમાંથી કેટલા તે આપી શકે ?

## બળના મુકાબલા

આમાં બળ દ્વારા બધા પ્રશ્નો ઉકેલાવવાનું વિઘાતક વલણ બળવત્તર બનતું જાય છે એનાં આ બધાં પરિણામો છે. અવિભાજિત કોંગ્રેસની સરકાર અને સરકારો દરમિયાન શાંત માગણીઓથી, અરજ આજીજીથી, છેવટ હડતાળો કે ઉપવાસોથી પણ સરકારોએ નમતું ન જોખતાં આંદોલનો હિંસક બનતાં ગયાં અને એવાં હિંસક આંદોલનોને સરકાર તાબે થતી ગઈ તેમ તેમ બળ દ્વારા પ્રશ્નો ઉકેલવાની લોકલાગણી બળવતર બનતી ગઈ. શાસકપક્ષ સત્તા ઉપર આવ્યા પછી એ જ રસમ ચાલુ રહી છે. ગુજરાતની શાસક પક્ષની સરકારે પણ હિંસક આંદોલનોને અને ધમકીઓને એકથી વધુવાર નમતું આપ્યું છે.

દરેક પ્રશ્નોનો ઉકેલ સમજૂતિથી નહિ પણ શેરીઓમાં શોધાવા માંડયો છે એને માટે જૂની અને નવી બન્ને સરકારો જવાબદાર છે. હડતાળ, ધરણા, સભા, સરઘસો, ઘેરાવ કે તાળાબંધી વગેરેમાંથી કોઈપણ પ્રકારનો વિરોધ અહિંસક નથી રહ્યો. હિંસાનો આશરા સિવાય કશું હાંસલ થઈ શકશે નહિ એમ નક્કી થઈ ગયું છે. એટલે જ સત્તાપક્ષના બહારની કે પક્ષની અંદરની કોઈ પણ માગણી ધમકીની સાથોસાથ જ મૂકાય છે.

## ટોળાંશાહીની તાબેદારી

વિચાર નીતિ કે સિદ્ધાંત વિહોણી સ્વાર્થી બહુમતિનું દબાણ પણ હિંસાનો જ પ્રકાર છે. કારણ કે એવી બહુમતિની માગણી ન્યાયસંગત કે નીતિસંગત નથી હોતી. ત્યારે જૂનાં મૂલ્યોનો આ સરકારો નાશ કરી રહી છે ને નવાં મૂલ્યો સ્થાપી શકી

નથી. ખૂબીની વાત એ છે કે પછી આવી પાશવી બહુમતિને બધાએ અનુકૂળ થઈ જવું જોઈએ. જે એને અનુકૂળ ન થાય તેને એ દુશ્મન ગણે છે ને એના માર્ગ વચ્ચે કોઈ આવે છે તેમ લાગે ત્યાં તેને ઉખેડી નાખે છે.

આમાં વ્યકિત સ્વાતંત્ર્ય, વાણી સ્વાતંત્ર્ય કે વિચાર સ્વાતંત્ર્ય તો આક્રમક જૂથ, પક્ષ કે ટોળાના હાથમાં જઈ પડે છે. ટોળું પોતે વિરોધ વાણી સ્વાતંત્ર્ય માટે કરતું હોય પણ બીજાની વાણી ગુંગળાવી નાખે. બીજા પક્ષના વિચારને કે કોઈ વ્યકિતના સ્વાતંત્ર્યને એમાં અવકાશ જ નથી હોતો. એમાં સરકારની પોલીસોને સ્પષ્ટ સૂચના હોય કે ટોળાંશાહીનો મુકાબલો ટાળજો એટલે ટોળું વધુ વકરે, વધુ હિંસાએ ચડે.

## દિલ ખોલતાં બે દૃષ્ટાંત

ઉલટ સરકાર સમાધાન કરે અને ખૂનખરાબાં થયા હોય એ સિવાયનો હિંસા કરનારાઓને પકડયા હોય તેને છોડી મૂકે. આમાં સરકાર અહિંસાનું આચરણ નથી કરતી હોતી પણ કાયરતાનું જ આચરણ કરતી હોય છે. નાનકડી ચોરી કે નાનકડા કાયદાભંગ માટે પોલીસ કેસ થાય, અદાલતો બેસે ને દંડ સજા થાય. ત્યારે ટોળું વળીને જે માથાભારે લોકો ગુનો કરે તેની સાથે સરકાર સમાધાન કરે. આમ માત્ર અહિંસા જ નહિ પણ ન્યાયના મૂલ્યનો પણ નાશ કરવામાં આવી રહ્યો છે.

એના બે દાખલા જોઈએ. એ બેય દાખલા શિક્ષણ અને સંસ્કૃતિના પ્રતિનિધિઓના જ છે. પછીના સમાજનું તો પૂછવું જ નહિ. ગુજરાત યુનિ.ના વાઈસ ચાન્સેલર શ્રી. ઈશ્વરભાઈ પટેલને રાજીનામું અપાવવા અધ્યાપકોએ સભાઓ ભરી, ઘેરા ઘાલ્યા અને હિંસક ધમકીઓ ઉચ્ચારીને સભ્યતાને નેવે મૂકે એવું વર્તન કર્યું. પણ સરકાર ઈશ્વરભાઈને રક્ષણ ન આપી શકી. એણે જાતે જ ઘર છોડી દેવું પડયું.

## ધમકીથી ધાર્યું થાય છે

ગુજરાતમાં વિદ્યાર્થીઓને પેપર અઘરાં લાગ્યાં. પડતાં મૂકી તોફાને ચડયા. કુલપતિએ નમતું આપ્યું. એના પ્રત્યાઘાત સૌરાષ્ટ્ર યુનિ. માં પડયા. એચ. કે. આર્ટ્સ કોલેજના પ્રિન્સીપાલ શ્રી. યશવંત શુકલ લખે છે કેઃ "પરીક્ષા ખંડનો ત્યાગ કરીને પ્રશ્ન પત્રો કેવાં કાઢવાં એ તો વિદ્યાર્થીઓએ સૂચવી જ દીધું છે. હવે પછી પરિણામો કેવાં આપવા તે પણ વિદ્યાર્થીઓ સુઝાડશે".

સૌ. યુનિ. માં પણ એ જ નાટક ભજવાયું. પણ રાજકોટ કુંડલિયા કોલેજે સમયસર અરજી હિન્દી ગ્રુપ માટે નહિ કરેલ તેથી સૌ. યુનિ. એ તેને મંજૂરી ન આપી, ત્યાં કુંડલિયા કોલેજના વિદ્યાર્થીઓનું ટોળું સૌ. યુનિ. ઉપર ધસી ગયું. બધાને બહાર કાઢયા ને વિદ્યાર્થીઓએ પોતાનાં તાળાં લગાવ્યાં. આ દબાણથી સૌ. યુનિ. એ તત્કાળ કુંડલિયા કોલેજને હિન્દી ગ્રુપની મંજૂરી આપી દીધી.

યુનિવર્સિટી ભીડીને હિંસક દબાણને વશ થતી રહીને ધમકી નીચે વિદ્યાર્થીઓ કે એની સાથે જોડાયેલ કોલેજનું ધાર્યું કરી આપે પછી એ યુનિવર્સિટીનો બીજો ઉપયોગ શું રહ્યો?

## દબાણથી દારૂબંધી દાખલ થઈ ગઈ

આ રીતે આપણાં નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય અને સુરક્ષા તથા પ્રગતિ અને વિકાસનાં સાંસ્કૃતિક અને રાજકીય મૂલ્યોના નાશ સરકારથી માંડીને વિશ્વ વિદ્યાલયો સુધી થતા હોય ત્યાં કોણ બચાવી શકશે ? અરે એ સૌથી મોટો દાખલો તો તામીલનાડુનો છે. દારૂબંધી માટે બંધારણમાં આદેશાત્મક સિધ્ધાંત છે. ભારતનાં રાજ્યોમાં મદ્રાસ, (તામીલ નાડુ) મુંબઈ અને ગુજરાતમાં સંપૂર્ણ દારૂબંધી દાખલ થયેલી. બીજે વધતી ઓછી.

ધર્મો, નીતિ, બંધારણનો આદેશાત્મક સિદ્ધાંત દેશના બધા જ મોટા આગેવાનોની ઈચ્છા અને આગ્રહ છતાં ગુજરાત અને તામીલનાડુ સિવાય બધેથી દારૂબંધી નીકળી ગઈ. તામીલનાડુમાં અન્નાદુરાઈના અવસાન પછી એના પક્ષે પણ કાઢી નાંખી. પણ ડી. એમ. કે. માંથી જ જુદા પડેલા અન્ના ડી. એમ. કે. પક્ષે દારૂબંધી માટે આંદોલન ઉપાડવાની ધમકી આપી. ડી. એમ. કે. સરકાર ખળભળી ગઈ. લોકોની વગર માગણીએ માગ પોતાના પક્ષના ઠરાવને નામે ડી. એમ. કે. સરકારે તરત દારૂબંધી દાખલ કરી દીધી.



[ અનુ૦ પૂઠાં પાના ૩

# ખીમોજી વાળો

રતુભાઇ રોહડિયા

(તા ૮-૪-૭૧,ના રોજ બારોટજી લાધા સગરત અચાનક મારે ત્યાં મહેમાન થયા. રહેવાસી પાલાવાડા. જિલ્લો પાલી. મારવાડ. એમની કનેથી આ વાર્તા મળી. આપણી સૌરાષ્ટ્રની વાળાકુળની ભૂલાઈ ગયેલી આ કસુંબલરંગી કથા પ્રથમ વાર જ મારવાડનો પ્રવાસ કરી ઘણે સૈકે પાછી સૌરાષ્ટ્રમાં આવતી લાગે છે. કંઠોપકંઠ ફરતાં આમાં ઘણો ફેરફાર થઈ ગયો છે. એટલે આપણે જે મેળવીએ છીએ તે મૂળવાર્તાનું નવતર કલેવર જ લાગે છે. કથા તો સૌરાષ્ટ્રના વાળાકુળની જ છે. પણ આપણે એમાં ઈતિહાસ ન શોધીએ તો સારૂં. દુહાઓ તો વધુ છે પણ પુનરાવર્તન થતું હોવાથી મેં કેટલાક પડતા મૂકયા છે: રતુભાઇ રોહડિયા)

રાણી સપિયારદેને હ્રદયે અજંપો વેરી વળ્યો છે ! માણેલ સંસાર, એ સંસારનો સ્વાદ, એ જુવાન રાજવણને હૈયે કો' અકળ વેદના જન્માવે છે. ભરજુવાન અવસ્થા. અને વૈધવ્યનો મેળ બેસતો નથી. પલંગે પરેલી રાણીને હૈયે સંસાર માણવાના રંગીલા કોડ જાગી જાગીને પીડા દઈ રહ્યા છે. રાણી કાળજે હાથ દઈને ધડકતા હ્રદયને થમાવે છે. "ઓ મારા જીવ ! આટલો ધડકીશ માં, આ જોબનનો માણિગર ગયો. એનો અંધકાર કદાચ તને ખાઈ ન જાય. કેમ કરીને આ ગાંડાં અને ઘુઘવાતાં મહાપુર સરખાં જોબનને જાળવવાં ! રાજવણનું જીવન જ એવું. જેને નાતરિયાં નાતરિયાં કહીને તિરસ્કાર્યાં એની જ આજે મને છાને ખૂણે અદેખાઈ જ આવે છે!"

"અરે, ભાભી જુવો તો ખરાં હું શેનો શિકાર કરી લાવ્યો છઉં ?" એવો ટોળ ભરેલો સાદ સંભળાયો.

સપરિયાદે પલંગેથી ઊભી થઈ બારણે આવી જોયું તો સામે જ દિયર ખીમાજીવાળા ઊભા છે. હસીને રાજવણ કહે:

"અંદર આવો કુંવરજી, જોઉં તો ખરી, શિકારમાં શું લાવ્યા છો? અંદર આવી બતાવો."

ખીમાજી વાળો અંદર આવ્યો. ખંભે નાખેલ ધમાચામાંથી સસલું કાઢીને જમીન પર નાખ્યું. "લ્યો આ સસલું."

"હું તો સમજી મોટો વાઘ માર્યો હશે."

"એ પણ કો'કદી મારશું. પણ કેવું સુંવાળું સસલું છે? જરા હાથ તો ફેરવી જુવો ? રેશમ જેવી જ રુંવાટી છે ને?"

દિયરે ભોજાઈનો હાથ પકડીને મારેલ સસલાંની કાયા પર ફેરવ્યો. પદમણી સપિયારદે કહે:

"કુંવરજી આ તો મારે હાથે ખૂંચે છે. આપ પોય આવા બરછટ વાળને તમે સુંવાળા કહો છો?"

ખરગોસ રાખાલ, કરડા લાગે કેશ
પીંડી પાકી પદમણી[1] ખીમો બાળે વેશ

(આમ સપિયારદે સસલાના વાળ પણ ખૂંચે એવી કોમળ પદમણી છે. ભાભીએ સંસારનો સ્વાદ માણેલો છે. જ્યારે ખીમોજી તો હજી કુંવારો નર છે.)

ખીમોજી આશ્ચર્ય વ્યકત કરે છે: "આવાં સુંવાળાં !!"

રંગીલી ભાભી એમ કહે છે: "તમારે સાટેય સુંવાળી રાજવણ જ ગોતશું હો ! કેની ગમશે?"

---

૧ જેને હૈયે વાસનાનો હુતાશન પ્રગટી ચૂકયો છે એવી સપિયારદેને એકાદ પ્રસુતિ થયેલ. સ્ત્રીની પીંડીની નસો ઉપસેલી હોય છે. અહીં 'પીંડી પાકી' વાકય એકવાર સંસારનો આ સ્વાદ માણી ચૂકેલી નારીના અર્થમાં છે.

"તમારા જેવી જ, હો ભાભી!" ખીમાજી-વાળાએ લાડ કર્યાં: "તમારાથી વધુ રૂપ તો ભગવાને કોઈને દીધાં જ નઈં હોય."

સપિયારદેએ મન ભાવતો અર્થ લીધો: "તો તો કુંવરજી કુંગરાને બદલે ઊંબરા જ પૂજો, પછી તો તમને મન ગમતી રાજકુંવરી પરણાવીશ."

"શું કહ્યું ભાભી! કોયડો પૂછ્યો કે?"

સપિયારદેએ ખીમાજીનો હાથ પકડી બોલી:

"કુંવરજી! અંદર પધારો તો કોયડો ઉકલે."

એકાંત અને સરખી ઉંમરે વાસના ભડકાવી છે. ખીમાજી વાળાએ હાથ છોડાવ્યો: "મૂકો મૂકો ભાભી, તમને આ શોભે નહીં."

સપિયારદેને કામ ચડી ગયો. "કુંવરજી, રજપૂત વહુ કે પાવૈયા?"

"ભાભી, તમે તો અપખાજ કે'વાવ. વાળાકુળના રજપુતો કદી આવું કરતા નથી."

"એવું રજપૂતીનું અભિમાન હોય તો મારી બેન આભલદે ને જ લઈ આવો ને! તો તમને રજપૂત વહુ. ઈ તો મારા કરતાં યે સવાયાં રૂપવાળી છે."

"ભલે ભાભી, એમ કરું તો જ મને રજપુત વદજો," કહી ખીમોજીવાળો બહાર ચાલ્યો: "આ ચાલ્યો આભલદેને લેવા."

"કુંવરજી, આભલ તો સવેલી છે. એની ઝાલાઓમાં સગાઈ થઈ છે. એ કાંઈ આંબલીનો કાતરો નથી કે તોડી લેવાય. વસમું ટેકાણું છે હો!"

"ભાભી, સાચો રજપૂત વસમે ટેકાણે જ માથાં મારે છે".

ભાંગી પડેલી સપિયારદે છેલ્લી વિનવણી કરી રહી:

ખીમા! તું બાળી રાંડ રા, કયું તરસાવે જીવ
ઘર ભોજન લુખ્ખાં પડિયાં તે પરઘર માગે ભીખ!

(અરે ખીમાજી, મારા જેવી જુવાન વિધવા નારીનો આત્મા કાં બાળે? ઘરનાં ભોજન=મારાં રૂપ જોબન તને શું લુખ્ખાં–ઓછાં લાગ્યાં કે તું પારકે ઘેર ભીખ માગવા સાબદો થયો?

વે આભલ તો આબુ વસે, ગઢ ચોટીલો ગામ
સો કોશ રા આંતરા, કયું લો આભલ રો નામ?

(કુંવરજી, આભલદે તો આબુ વસે છે. આ ચોટીલા અને આબુ વચ્ચે સો સો કોશનાં છેટાં છે. માટે કુંવર આભલદેનું નામ શા માટે લ્યો છો? અર્થાત એનું નામ જ મૂકી દો.)

ખીમાજીને રોષ ચડી ગયો છે. "ભાભી સ્ત્રી હત્યાની બીક ન હોત તો અત્યારે જ તમારું માથું કાપી લેત."

o o o

આબુના મૂંજ પરમારને રૂપરૂપના અંબાર સરખી બે કુંવરી, મોટી સપિયારદે સૌરાષ્ટ્રમાં ચોટીલાના વાળા રાજવી પ્રતાપસિંહના મોટા પુત્ર ઉગાવાળા સાથે પરણાવેલી. નાની આભલદેની સગાઈ જૂનાનગરના ઝાલાઓ સાથે થઈ છે. લલાટના લેખ તે ઊગતી જુવાનીમાં જ સંસારને દિલભર માણ્યો ન માણ્યો ત્યાં જ સપિયારદેનો ચૂડો નંદવાયો છે. રજપૂતાણીનો ચૂડો અને ચાંદીનું બેડલું બે ય બરાબર. એટલે સપિયારદે સિવાય કોઈને યે એનો શોચ નથી. રોજનાં ધીંગાણાંમાં કંઈક જોબનવંતીઓના ચૂડલા ઊતરતા જોઇ જોઈને એ રોજની વાત સહુને કોઠે પડી ગઈ હતી.

આભલદેને શરીરે જુવાની આંટો લઈ ગઈ છે. જેવી જુવાની એવાં જ બો'ળાં પો'ળાં રૂપ. નાક, નેણ અને નરવાઈમાં એવો તો તાલમેલ મળ્યો છે કે આ પાતળી પરમાર્થને જોનાર ઘડીભર તો આંખનું મટકુંય મારે નહીં અને પછી આંખો ચોળતા થઈ જાય. મૂંજ પરમાર રાહ જુવે છે. આજ ઝાલાની જાન આવે કે કાલ આવે.

અષાઢ ઘઘૂંબે છે. આબુનાં શિખરો પર મોરલાઓ મેઘરાજાની પધરામણીની છડી પોકારતા ડોકના

ત્રણ ત્રણ કટકા કરી ગળક નાખી રહ્યા હતા. આભમાં વાદળાંના દોવળા ચોવળા થર જામી ગયા છે. હમણાં વરસાદ તૂટયો કે તૂટશે એવો સમો છે.

એ વેળા એક જુવાન ઘોડેસ્વાર નગરમાં દાખલ થયો. સાગના સોટા સરખી કાયા છે, હાથીની સૂંઢ જેવી ભુજાઓ અને બાજઠ જેવી પહોળી છાતી છે. મૂછનાં વંકા આંકડા જઈ નેણને મળ્યા છે. કેરીની ફાડ જેવી આંખો લાલ કસૂંબલ છે. ભેટમાં સોનાની મૂઠવાળી તરવાર અને પીઠે સોનાના ફુમાવાળી ઢાલ છે. રાંગમાં જાતવંત ઘોડી રમતી આવે છે. જોનારને રાજા કરણ કે પાંડવ અર્જુન આ ધરતી પર નવે અવતારે આવ્યો હોય એમ લાગે છે. આવેતુ આ આબુની વિશાળ નગરીને જોઈ જોઈને મનોમન વખાણે છે.

વા' ડાંડી, વા'ડાંડળી, વિશળ નગરી વાટ
ઊંચા આભલરા માળિયાં, લખચોરાશી હાટ

(આ ચોક અને ચૌટાં, આ બજારો. આ ચોરાશી લાખ હાટડાંઓ. અને આભલદેના આ ઊંચેરા મહેલો વાળી આ વિશળનગરીને વાહ વાહ છે.)

ત્યાં તો તૂંટુ તૂંટુ થતો વરસાદ તૂટી પડયો. રાજમહેલોની પછવાડે આવી ચડેલા એ જુવાનને એક ઝરૂખા નીચે ઘોડી થંભાવીને વરસાદથી બચવા માથે ઢાલનું છત્ર ધારણ કરી લીધું. પળવારમાં તો નેવાંઓ દૂઝવા માંડયા. એની સાંબેલાધાર ધારાઓએ ઢાલ પર તડાપીટ બોલાવીને મોટો નિનાદ ઉપજાવ્યો.

મહેલમાં આભલદે પાનીએ પહોંચતા લાંબા કેશ ઓળે છે. તેણે દાસીને કહ્યું:

"અરે બાનડી, જો તો ખરી! આ પરનાળાં જેવો મોટો અવાજ શેનો આવે છે?"

દાસી ઝરૂખે ડોકાણી. માથે ઢાલનું છત્ર ધારેલો ઘોડેસ્વાર જોયો. એનાં રાજશી રૂપ–વેશ જોઈ દાસીએ પૂછ્યું:

જાત કઇ ધરી કુંવરજી. શું થારો નામ?
કયા રાજારા દીકરા, કયો થારો ગામ?

જુવાને જવાબ દીધો:

પિતા હમારો પ્રતાપસંગ, ગઢ ચોટીલો ગામ
આભલ લેવાને આયો, નરપત ખીમોજી નામ

દાસી સમજી. સપિયારદેએ પોતાના દેરને આભલદેને તેડવા મોકલ્યો છે. ઝાઝા દિવસ થયાં બહેનો મળી જ નથી. હરખાઈ ગયેલી દાસીએ જઈને વધાઈ ખાધી:

"વધાઈ વધાઇ બા! સપિયારદેના દિયરજી પધાર્યા છે."

હંસગતિથી આભલદે ઝરૂખે આવી. ઉમળકા-ભેર ડોકાણી, ત્યાં અનિરૂદ્ધના અવતાર સરખો નર નજરે ચડયો. એ જુવાન રાજવણનું હૈયું બોલી ઊઠ્યું:

સોના રૂપારી બેડિયાં સાચ સગો અણિહાર
આભલ નિરખવા આવ્યો, નરપત ખીમોજીનામ

(સોના રૂપાના તોડા પહેરેલ આ નરમાં મને સાચા સગા નો અણસાર કળાય છે. મને આભલ-દે ને નિહાળવા આ વાળાકુળનો કુમાર આવ્યો છે.)

હૈયાંની વાત હૈયે જ રાખી સાવ અજાણી હોવાનો ઢોંગ રચીને એ પાતળી પરમાર્થ પૂછે છે:

પરનાળાં મોઢે પાણી પડે, ધરા અંબર કણધાર
કિયા ગઢ રો રાજવી, કુણ હે રાજકુમાર?

જેનાં દર્શનેય મહાભાગ્યની વાત ગણાય એવી આભલદેની વાણી સાંભળી ખીમાજીએ હૈયાની વાત હેઠે મૂકી:

પરનાળાં મૂંઢે પાણી પડે, ઝીણી બૂંદ ઝરે
આભલ થારે કારણે, મીહીં કપડાં ભીને

સપિયારદેનો દેરીડો. એવો આ મોંઘેરો વાળો રાજકુમાર–મહેમાન ઝરૂખા નીચે ભીંજાય છે. એ વાત ધ્યાનમાં આવતાં જ આભલદેએ બાનડીઓ દોડાવી:

"અરે બાનડીઓ, ઝટ જાઓ, મહેમાનને ગઢમાં લ્યો. મારે તો સપિયારદેના સમાચાર પૂછવા છે. ધન ઘડી ધન ભાગ્ય, આજના દિવસનેય ધન્ય

છે કે સપિયારદેનો દેરીડો આપણો મહેમાન થયા. પાંચ વર્ષ મોર સપિયારદેના લગ્નમાં જાનમાં આવેલ તઈં જોયેલા. આજે ઝાઝા દિવસે ખીજીવાર દર્શન દીધાં."

સામટી પાંચ દશ વડારણો દોડી. ઘોડીને પાયગામાં અને ખીમાજીને ગઢમાં લીધા. આભલદે પોતે જ ખીમાજીની મહેમાનગતી કરવામાં પડી. સપિયારદેના દિયર એમ કાંઈ દાસીઓને ઓછો જ સોંપાય? એ તો હથેળીમાં રાખવા જેવો માણસ. એને કાંઈ ઓછપ વરતાણી તો સપિયારદેનાં મેણા સાંભળવાં પડે ને!

આભલદે વારે વારે સપિયારદેના સમાચાર પૂછે છે. ખીમોજી તેના જવાબો આપે છે. પણ સપિયારદેએ મારેલ મે'ણું એને હૈયે એવું ચોંટયું છે કે મન કાયમી મારી ગયું છે. વાત વાતમાં ભોજન તૈયાર થયું. થાળમાં પીરસી આભલદે જમાડવા બેઠી, પણ ખીમોજી વાળો મન વગરનું જમે છે. ચતુર રજપૂતાણી કળી ગઈ કે મહેમાનના મનમાં કંઈક ખટકે છે તેણે પૂછ્યું:

ઘઉં રો રોટ એકણુ, થાળે પિરસિયાં
મૂં આભલરી ગોઠ, તું જીમે કિં ન ખીમજી

(ઘઉની રૂડી વાનગી થાળમાં પીરસી છે તો કુંવરજી, મારી આભલદેની આ ગોઠ–ભોજન– મે કાં ન જમો?)

હૈયાની વાત કાંઈ ધડ દઈને કહી શકાય તેવી નથી વાતનું વમળ હૈયે ઘૂમરિયું લ્યે છે. એથી જ ખીમાજી જેમ તેમ બે કોળિયા ભરીને ઊભો થઈ ગયો. હાથ મોં ધોઈ ખાટે બેઠો. ઘણીવાર થઈ તો ય ખાટે કિચૂડાટ...કિચૂડાટનું ગાણું ન ગાયું. કે ન ખીમાજીને મુખે કોળવા જોઈતા હળવા હૈયાના ઉલ્લાસ ભર્યા ભાવો ખીલ્યા. મહેલોમાં દિવા ઝોકાર બળે છે! અને આભલદે પૂછે છે:

ખીમા! લુંબાળો ખાટ, સોમકિયા દિવા જગે
વેરણ વેગી રાત, ખેલે કિં ન ખીમજી!

(અરે ખીમાજી! આ વેરણ રાત્રી વેગથી સરી રહી છે. સુગંધી તેલના દિવાઓ બળે છે. ઝોલાં લેનારી ખાટ છે. કયા કારણે તું ખાટ ખેલાવતો નથી?)

ત્યાં તો ખીમોજી મનની અકળામણમાં ખાટથી ઊભો થઈ ગયો. "અરે, સપિયારદેના મેણાંની વાત કેમ કરીને આ કુંવરને કહેવી?"

આભલદેને લાગે છે, નક્કી ખીમાજીના મનમાં કાંઈક છે. એટલે એ આગ્રહ કરીને પૂછવા માંડી:

ખડો રે'ને ખીમાજી, પૂછૂં દલરી વાત
ડેરો દઉં બાગ મેં, શિખ દઉં પરભાત

(અરે ખીમાજી, ઊભા રહો, હું તમારાં દિલની વાત પૂછું છું, તો મને કહો. અહિં ન ફાવતું હોય તો બાગમાં ઉતારો દઉં. ન ગોઠતું હોય તો સવારે વિદાય આપું. પણ મનની વાત કહો.)

હોટ માગવો અને દાણી સંતાડવી એ બેય વાનાં બને એમ નથી. છેવટે ખીમોજીએ પેટ દીધું:

"આભલદે, ગોઠયા ન ગોઠયાની વાત નથી. પણ મેણાંના માર્યા માર ચોટીલાથી આણુનો આંટો થ્યો, એનો વસવસો છે."

"વાત કરો કુંવરજી, ખોટું બોલો તો મારા ગળાના સમ છે. કોણે મેણાં માર્યા? શાં શાં મે'ણાં માર્યા?"

"મે'ણાં માર્યા ભાભી સપિયારદેએ. એ મેણાંએ કાળજું કાપી નાખ્યું."

'કુંવરજી, ભાભી દિયરને ટોળનો નાતો એમાં હાંસીની વાત મનમાં ન આણીએ. આવો ટોળ તો થયા જ કરે."

"ના, આભલદે. મારી રજપૂતી પર વસમું મે'ણું ઝીંકાયું છે."

"એવાં તે શાં મે'ણાં માર્યા, કુવરજી માંડીને વાત કરો."

"કુંવરીજી, સપિયારદેએ મે'ણું માર્યું કે તમે મારી બેન આભલને લઈ આવો તો જ તમને રજપૂત વદું. મને માથાનો ઘા લાગતાં હું તો ઢાલ તરવાર લઈ નીકળી જ પડયો છઉં."

સોળ કળાની આભલદે એક કળાની થઈ ગઈ: "હાય, હાય, મારી માજણી બેન ઊઠીને જ આવાં મે'ણાં મારે! જરાય લાજ ન આવી? આતો મને યે આળ આવે છે."

મન વહેવારને સમેટતાં આભલદે કહે: "કુંવરજી, આભલદે અડાયું છાણું નથી તેને કોઈ લઈ જાય. મારી સગાઈ ઝાલાઓમાં થઈ છે અને મૂંજ પરમાર જેવો મારો બાપ છે. ભારે વસમું ઠેકાણું છે, હો કુંવરજી! આ વાત હવે તમે બીજે કયાંય કરશોમાં. તમે એકલા છો સામે પરમાર અને ઝાલાઓનાં જાડાં દળ છે."

મૂછે તાવ દેતાં ખીમોજી કહે: "કુંવરીજી, ઢાલ-તરવાર, હાથ હૈયું અને રાંગમાં ઘોડી હોય ત્યાં લગી હું એકલો નથી. બાકી સામે એક છે કે લાખ છે તે રજપૂતો કદી જોતા જ નથી. હું તો ઝૂઝી મરવામાં માનું છઉં. મે'ણાંના માર ખમું તો જણનારીનું ધાવણુ લાજે."

ખીમાજીની રજપૂતી પર આભલદે વારી ગઈ: "કુંવરજી, મે'ણું તો સપિયારદેએ મનેય માર્યું ગણાય. તમારી વાત રહેશે."

પછી તો ઘણી વાતો થઈ. ચાર કળશિયાની ચોરી રચીને દિવાની સાક્ષીએ આભલદે ખીમાજીને પરણી. આ વાત બે વિશ્વાસુ દાસીઓએ જ જાણી. પરણી ઊતરી. કુળદેવી અંબાજીને પગે લાગી. નાળિયેર વધેર્યું : પછી?

ભરડક ભાંગ્યાં કોપરાં, ચરડક ફાટયાં ચિર
આભલ ખીમો ભેળાં થ્યાં, નદિયું ખળકયાં નીર

(કુળદેવીને નાળિયેર વધેરી જ્યાં એ યુગલ ઊભું થયું ત્યાં પ્રેમાવેગથી તેમનાં શરીર વિકસી ગયાં. ખીમાજીના અંગરખાની કસો અને આભલદેના કચૂંકી બંધ તૂટી ગયા. એ વેળા નદીઓમાં પણ જોબન રૂપ પુર રેલાતાં હતા.)

કલાવા મલાવા કરતાં આભલદે કહી રહી:

ખીમા તું ખરસાણ, આભલ તેગો તરવાર
મખમલ વળાવજે મ્યાન, ખંવે રળકાવો ખીમજી

(ઓ ખીમાજી! તમે વીર છો તો હું વીરની તરવાર સરખી છું. તો મને હેતપ્રિતનાં મખમલી મ્યાનમાં મૂકીને કાયમ ખંભે જ લટકાવી સોડમાં જ રાખજો.)

× ×

માંહ્યલા ભેદ કોઈએ જાણ્યા નથી. આભલદે જગન્નાથની યાત્રાએ પરવરી છે. સાથે મૂંજ પરમારે મોંઘેરા મહેમાન ખીમાજીને પણ મોકલ્યા છે. એક વેલડું અને પાંચેક ઘોડાનો આ નાનકડો યાત્રાળુ સંઘ છે. ખીમાજી વાળા અને આભલદેએ સંતલસ કરી લીધી છે કે યાત્રા પતાવી પાછા વળતી વખતે કયાંક બેંતાળી મૂકવાં. મલક બો'ળો પો'ળો છે. ને મરદોને તો ગાજે ત્યાં ગરાસ છે. વાળા, ઝાલા ને પરમારોને અંદરો અંદર કપાઈ મરતા અટકાવવાનો એ એક જ રસ્તો છે.

જે વાત મૂંજ પરમારે પણ ન જાણી એ વાત એક દાસીની ખૂટામણે ઝાલાઓની કચેરીમાં જઈ પોગી.

હકડેઠઠ ભરાયેલી કચેરીમાં ઝાલાઓનાં મોઢાં શામળાં થઈ ગયાં. નાક ઉપર હાથ મૂકીને આખી કચેરી બળતરા કરી રહી!

"અરરર, નાક વઢાઈ ગ્યું. વાળો આપણું સવેલું ગૂડી ગ્યો."

ઝાલાઓના દશોંદી ચારણને તો ઝાળ લાગી ગઈ છે:

"અરે દરબારો! દુઃખતા અંગ ઉપર હાથ

લગાડયે વધુ પીડા થાવ. માટે હવે વઢાઈ ગયેલા નાકે હાથ મ લગાડજો. અટાણે તો મરદોની રીતે મૂંછે હાથ નાખી ભરી પીવાનો અવસર છે. કાલ્ય મારે ક્યાંક ભૂલે ચૂકયે વાળાને મળવાનું થાય ત્યારે વાળાઓ મહર કરે કે, એ ગઢવા, અમે જેનું સવેલું ગૂડી ગયેલા એ ઝાલાના ચારણ છો ને ! બા, તો તો તમને સવાઈ શિખ દેવી જોશે.' બાપ હવે મૂંછે હાથ નાખીને હું આ મહરનો માથામાં અંટાય એવો ઠણુ-ઠણુતો જવાબ આપી શકું એવું તો કાંક પ્રાક્રમ કરી દેખાડો!''

હજાર હજાર ઝાલાઓ મૂંછ મરડતા તરવા-રની મૂઠ પર હાથ નાખીને ઊભા થઈ ગયા: ''એ ગઢવા ! ખીમાજીને ન મારીએ તો આનું ધારણ ધાવ્યું એળે ગયું માનજો. લ્યો ખીમોજી વાળો જીવે છે ત્યાં લગી જૂનાનગરનું પાણી હરામ છે.''

ત્રણ હજાર ઝાલાઓ ચડી નીકળ્યા. રસ્તામાં બે હજાર તાતારો મળ્યા એને પણ સાથે લીધા. જાણે સામટું કૌરવદળ એકલા અભિમન્યુ માથે ઉમટયું. રાણાની શગનાર નામે ઠેકાણે આડા ઓડા બાંધીને દુશ્મનો બેસી ગયા. ત્યાં ખીમોજી નીકળ્યો. એવો જ ઝાલાઓએ પડકાર્યો:

''વાળા, હવે મોટી થાજે, ઝાલાના સવેલાં ગૂડવાં સોંઘાં નથી.''

સાથેના ચારેક સ્વારો તો આવાં જબ્બર દળને જોઈને પલાયન જ થઈ ગયા. પાછળ પચ્ચાસ કુતરા પડયા હોય અને કૂકડો ભાગે તેમ, પણ ખીમાજીની રોમરાઈ અવળી થઈ ગઈ છે. વીરતાના આવેગે શરીર ફૂલી ગયું છે. આંખે હુતાશન પ્રજળે છે, અને હાથે ઠરડાઈને તરવારની મૂઠ માથે જઈ પડયો છે. વાંકડી મૂંછો વળ ખાઈને ઠેઠ નેણને જઈને અડી છે. કેવો એ આવેગ?'

''થરકંત અંગ ફરકંત ભૂજ,
અરૂ રોમરાઇ ઊવટે અભંગ''

ચતુર રાજવણ વાત પામી ગઈ છે. એ દાસી-ઓને કહે છે :

જાતી'તી જગનાથ, દરશણુ કરવા દેવ રે
વચ મેં ઊઠી વાત, મને ખોજી મળિયો ખીમજી.

(જગન્નાથનાં દર્શન કરવા જાતી હતી. પણ ત્યાં જ દુશ્મનોને કાને કોઈકે વાત નાખી કે ખીમાજી મને મળી ગયો છે. મતલબ કે હું ખીમાજીની અને ખીમાજી મારો થઈ ગયાં છીએ.)

અને પછી:—

શાણાં રી શગનાર, કને ભારથ રચિયો
ઝાલા પાંચ હજાર, ખીમો હજારે એકલો

પાંચ હજારનાં જાડાં વેરી દળ સામે પો'તાના કેસરભીના કંથને ઝૂઝતો જોઈ આભલદેનું હૈયું ખીમાજીની રજપૂતીને વખાણી રહ્યું. તેને થયું: ''આ સપિયારદે જુવે તો જખ મારીને સોળવલ્લા રજપૂત માનવા—કહેવા પડે.'' કેવી લડાઈ લડયો ખીમાજીવાળો ?

એકાતરા હાથના, ઘાલી ગયા કબાણુ
એસી વાઇ ખીમાજી, તોડયા તીક પલાણુ

(ઓ ખીમાજી, તેં એવી તરવાર ચલાવી કે તારા એક એક ઘાએ નર, બખ્તર, પાખર અને ઘોડો સામટા કપાઈ જવા માંડયા. અને શત્રુઓ ત્યારે તર-વાર મૂકી તારા પર તીર કમાન લઈ તૂટયા.)

કંઈક દુશ્મનોને કાપીને રૂંવાડે રૂંવાડે ઘા ખાઈ ખીમોજી પડયો. આભલદે વિચારે છે. :

''મન રી મનમાંય મોડબંધો મળિયો નહીં
મળિયો મસાણાંની માંય, તાતારોને ખીમજી

(મારા નાથને છોકરડો, વરરાજો, સમજીને આ તાતારો લડવા આવેલા, પણ ખીમોજી તો એમને આ યુદ્ધ ભૂમિરૂપ સ્મશાનમાં કાળરૂપ થઈને મળ્યો. છોકરડા વરરાજાને મળવાની શત્રુઓની આશા મનની મનમાં જ રહી ગઈ.)

રથમાંથી નીચે ઉતરતાં આભલદેએ દાસી-ઓને કહ્યું :

કાળાં કેશાં વરસ પચ્ચિશાં, હશે બત્તિશાં દંત
સોંજ લાવોને છોરિયાં, મૂં આભલ વાળો કંથ

અરે ઓ બાનડીઓ, જાઓ તો કાળા કેશવાળો પચ્ચીસ વરસની ઉમરનો અને હસતી દાંતની બત્રિશીવાળા એવા મારા આભલદેના કંથને શત્રુઓનાં શબો વચ્ચેથી શોધી લાવો.)

દાસીઓ રણભૂમિમાં શોધ કરી પાછી આવી: "અરે, બા, તમારો કંથ તો ભારે રૂડો લાગે છે. વાળાજીએ તો મરતાં ય વટ મૂકયો નથી. અરે બાઈ, આવીને એના છેલ્લા અલબેલા દિદાર તો જુઓ !"

હેમઝારીમાં પાણી લઈ આભલદે દાસીઓ સાથે રણમાં પડેલ ખીમાજી વાળા પાસે આવી. મરતાં ય વાળાની આંખે કરડાઈ તજી નથી. શબાવસ્થામાં ચે કરડી આંખવાળો ખીમોજી વાળો ડાબે હાથે ડાબી મૂછને તાવ દેતો પડયો છે. એ જોઈ પોતાના કંથ પર વારી જતાં આભલદે શત્રુઓને કહે છે:

ધડ ધરતી પગ પાગડે, આંખુ તણો મરડ
અજી ન છંડે ઠક્કરાં, મૂંછા તણો મરડ

(અરે જુઓ તો ખરા ! ઠાકોરો, ધડ ધરતી પર પડયું છે. પગ કપાઈને ઘોડાને પેગડે લટકે છે. આવી સ્થિતિમાંયે મારો નાથ આંખોની કરડાઈ અને મૂછોનો મરોડ–તાવ દેવાનું તજતો જ નથી!)

ઝાલાઓ જોતા રહ્યા. એ પાતળી પરમાર્ય ત્યાં પોતાના કંથ સાથે સતી થઈ.

---

## વર્ષાઋતુ

ઉલટિયો ઉત્તર દિશે, ગાજ્યો ઘોર ગંભીર;
મારૂ ઢાલો સાંભળ્યો, નેણે ખૂટયાં નીર.

ભાદરવો રતમાં ભલો, ભલી વૃખા વરસંત;
સાજણ આવે સાંભરી, હૈયું અમ તલસંત.

ચોમાસાના ચાર, ધરા ધરપતિ રીઝતી;
મેહુલિયે મદાર, રાજા જેટલો રાંકને.

ફોજ ઘટા ખગ દામિની, બુંદા બરસી મેહ;
આજ અકેલી પિયુ વિના, મારણ આયો મેહ.

ચઢી અષાઢી વાદળી, ઢાલો ચઢિયો ચિત્ત;
વર્ષા વરસે બુંદબુંદ, આંસુ વરસે નિત.

કણબી કમળ કણસલું, ધરા ધીર ને ધાર;
ઉનાળે ધખ ધખ કરે, વર્ષામાં જયકાર.

આભાં ઉલટયાં જળભર્યાં, ગળકયાં ઢેલડ મોર;
શ્રાવણ વસમો સાયબા, લાગે કાંટા થોર;

બ્રાહ્મણ ભાજી ભેંસ, તાપે તલપાપડ થિયે;
તાંસળી તાજી ઘેંસ, વર્ષા રાજીપો દિયે.

વીજળિયાં લજી નહિં, મેહા તું તો લજ;
સેજ સૂની સંગ્રામ પિય, મધરો મધરો ગજ.

આભાં ગડિયાં તંબુ જરિયા, હલકર ભરિયા હોજ;
કામન કંથ ચિતારિયા, શીખ દોને સીસોડ.

સં. જીવાભાઇ પી. ગઢવી (બોટાદ)

# સત્તાનું રાજકારણ

ગાંધીજી

સવાલ એ ઊઠે છે કે જ્યારે બધું જીવન એક અને અવિભક્ત છે, ત્યારે આપણે કઈ ચીજની બાબતમાં એમ કહી શકીએ કે આ રાજકારણ છે અને આ નથી ?

પરંતુ એક બીજી યે દૃષ્ટિ છે. આપણું આખું શરીર એક છે. તેનાં આંખ કાન નાક વગેરે ઘણાં અંગ છે. જ્યારે આપણો આખા શરીરની દૃષ્ટિએ જોતા હોઈએ, ત્યારે એ અવયવોનો ખ્યાલ નથી રાખતા. પરંતુ જ્યારે એમાંથી કોઈ એક જ અવયવની ચિકિત્સા કરાવીએ છીએ ત્યારે એ બધાનો અલગ અલગ વિચાર કરીએ છીએ.

આજે આવી પૃથક્કરણની દૃષ્ટિથી આપણે જોઈએ છીએ. રાજકારણ તો આપણી બધી પ્રવૃત્તિઓ સાથે જોડાયેલું છે. પરંતુ એ વ્યાપક અર્થમાં રાજકારણ છોડવાનું નથી કહેતો. કોંગ્રેસનું અને ચૂંટણી આદિનું જે રાજકારણ છે તે રાજકારણ અને પક્ષાપક્ષી સાથે મારો મતલબ છે. ગાંધી સેવા સંઘમાંથી આ સત્તાનું રાજકારણ દૂર કરવું જોઈએ. ભીરુતાને કારણે નહિ, બલ્કે આત્મશુદ્ધિ માટે આપણે આ પગલું ભરી રહ્યા છીએ. અહિંસાનો સત્તાના રાજકારણ સાથે કોઈ સંબંધ ન રહી શકે.

## મેં અનુભવ લઈ લીધો

૧૯૩૭માં મેં કહ્યું હતું કે આપણે રાજકારણની રંગભૂમિમાં ઊતરીએ, તેનો અનુભવ લઈએ. સંભવ છે કે એવી સલાહ દેવામાં મેં ભૂલ કરી હોય. પણ મને તેનો પશ્ચાતાપ નથી. સારૂં જ થયું કે એ અનુભવ પણ આપણે લઈ લીધો. એમ ન થયું હોત તો હું દ્વિધામાં રહેત. મારા મનમાં એમ રહી જાત કે મેં રાજકારણના ક્ષેત્રનો અનુભવ નથી લીધો. પરંતુ હવે એ અનુભવ લીધા પછી હું તમને નિશ્ચિત સલાહ આપી શકું છું કે ગાંધી સેવા સંઘની હેસિયતથી આપણે રાજકારણનો ત્યાગ કરી દઈએ.

## રાજકારણ એક ઉપાધિ

સરદાર વલ્લભભાઈ ભલે રાજનૈતિક કામમાં રહે. તેઓ તો જન્મ જાત રાજકરણી પુરુષ છે. રાજકારણ એમના લોહીમાં છે. એમણે તો એક રીતે વિવશ બનીને રચનાત્મક કામ સ્વીકારી લીધું છે. તેઓ રચનાત્મક કામથી ઓતપ્રોત નથી, જેવો કે હું છું. હું તેને માટે જ પેદા થયો છું. એ મારા આત્માનું અંગ છે. રાજકારણ તો મારા માટે એક ઉપાધિરૂપ છે, ઝંઝટ છે. તેનાથી જો પિંડ છૂટે તો હું ખુશીનો માર્યો નાચીશ. સરદાર કદાચ એવું નહિ કરે, મારામાં અને એમનામાં આ જ બહુ મોટો ભેદ છે.

એ ચીજ (રાજકારણ) મારી પ્રકૃત્તિમાં નથી આવતી. મારા મગજની રચના જ જુદી છે. રાજકારણમાં મારી બુદ્ધિની કોઈ પ્રતિષ્ઠા નથી. જેઓ રાજકારણમાં પડયા છે, તેઓ તો મારા પર હસે છે. તેઓ કહે છેઃ "શું આ રાજકારણ છે?"

## સત્તાનું રાજકારણ મિથ્યા છે.

હું એક લડવૈયો હતો તેથી મારી રાજકારણમાં પ્રતિષ્ઠા વધી, મારી બુદ્ધિને કારણે નહિ. હું સમાજવાદને માનું છું અને સામ્યવાદને ય માનનારો છું. હું બધાને માનું છું, પણ મારી પોતાની દૃષ્ટિએ માનું છું. હું સહુનો છું અને કોઈનો યે નથી, અહિંસામાં માનનારો કોઈનો વિરોધી ન હોઈ શકે. એતો સહુની મદદથી અહિંસાનું વિજ્ઞાન રચવા માગે છે. કોઈનો વિરોધ કરવાનું કે કોઈને પરાસ્ત કરવાનું રાજકારણ એવું છે જ નહિ. જેને રાજનીતિ કહેવામાં આવે છે, તેને માટે ન તો હું ખુદ લાયક બનવા માગું છું, કે ન તો બીજાઓને બનાવવા માગું છું,

સત્તાનું રાજકારણ મિથ્યા છે. આપણે લોકોને સાચું રાજકારણ બતાવવું જોઈએ. મારા માટે તો રચનાત્મક કાર્યોનું સ્વરાજ સાથે અનુસંધાન કરવું એ જ સાચું રાજકારણ છે.

# ધર્મ અને રાજકારણ

ચક્રવર્તી રાજગોપાલાચારી

આજે નીતિમત્તામાં અનુભવાતા રાષ્ટ્રવ્યાપી હ્રાસથી સહુ શોકમગ્ન છે. સારા માણસોને તો આ અનુભવે નિરાશામાં ગરકાવ કરી દીધા છે. લગભગ બધાં જ નેતાઓને ને રાજકીય કાર્યકરોને સત્તાજન્ય ભ્રષ્ટાચારનો ચેપ લાગી ચૂક્યો છે. પાપભીરુતા લોપ પામી છે. અને ઈશ્વર ? એ તો એક પવિત્ર વાસ્તવિકતા મટી જાણે ઠાલું સૂત્ર ન બની ગયો હોય ?

ખોટાં કામ પરત્વે ભીતિ અને નૈતિક મૂલ્યો પ્રત્યે આદરબુદ્ધિ, એ બંનેની પુનઃ પ્રતિષ્ઠાની કોઈ આશા નથી, સિવાય કે આપણે ધર્મનું પુનઃ આવાહન કરીએ. જેના પર પ્રગતિ અને સમૃદ્ધિની મહેલાત ચણી શકાય એવી એક માત્ર આધારભૂમિ ધર્મ અને માત્ર ધર્મ જ છે.

## ધર્મવિહીન રાજકરણ

યોજનાઓ નિષ્ફળ જાય છે, કેમકે તેમાં સંકળાયેલાઓમાં ચારિત્ર્યની ઊણપ છે. ધર્મના બે પાસાં છે; એક તો ઈશ્વરને ન ઉવેખી શકાય તેવી વાસ્તવિકતાનું અને બીજું ઉપયોગિતાનું. આ ઉપયોગિતાનો ઉલ્લેખ કરું છું, તે એવી પ્રતીતિથી કે એના વિના રાષ્ટ્ર કલ્યાણ, પ્રગતિ કે સમૃદ્ધિ કશું યે રાજકારણ પોતે સિદ્ધ કરી શકે તેમ નથી. આપણે જોયું છે કે ધર્મવિહીન રાજકરણ પ્રજાને સર્વસ્તરે ભ્રષ્ટ કરે છે. અરે, ભોળા ગ્રામવાસીઓય એના સપાટામાંથી બચી શક્યા નથી.

આપણે રાજકારણને સુધારી ન શકીએ. એને સ્થાને બીજું કશુંક સ્થાપવું રહ્યું. આજની દર્દનાક પરિસ્થિતિ આશા ભરી બનાવવા માટે આવતાં કેટલાંક વર્ષ લગી, ધર્મ એ જ આપણું રાજકારણ બની રહેવું જોઈએ. જેમ મનસ્વી શાસનનું સ્થાન લોકશાસને લીધું તેમ રાજકારણને સ્થાને ધર્મની પ્રતિષ્ઠા કરવી જ રહી.

## ધર્મ નિષેધાત્મક નહિ

ધર્મ માટે આપણે એવો ને એટલો પુરુષાર્થ કરવો જોઈએ, જેવો ને જેટલો પચાસ વર્ષ પૂર્વે સ્વરાજને માટે કર્યો હતો.

ધર્મની વાત કરું છું, ત્યારે મારા મનમાં આ કે તે સંપ્રદાય નથી. ભારતમાં પ્રવર્તતા બધા જ ધર્મોના મૂળભૂત ઉપદેશ રૂપ 'ભય' અને ભક્તિ મને અભિપ્રેત છે. પાપનો ભય અને ઈશ્વરની કૃપામાં ઊંડી શ્રદ્ધા. એ બે વાનામાંથી કોઈ પણ ધર્મ પોતાના અનુયાયીઓને આધ્યાત્મરંગે રંગી દે છે. મને અભિપ્રેત છે તે સર્વ ધર્મ સિદ્ધાંતોનું પ્રત્યક્ષ વિધેયાત્મક એકત્વ; નહિ કે આપણા રાજકારણમાં રૂઢ બનેલ નિષેધાત્મક 'બિન સાંપ્રદાયિકતાવાદ'.

આપણે એટલું સમજી લઈએ કે ધર્મ—અર્થાત પાપભીરુતા ને ઈશ્વર શ્રદ્ધા—એ જ હવે તો આપણું રાજકારણ છે. રાજકારણના સડાને રેઢો મૂકો. આપણે બળતામાં ઘી નહિ હોમીએ તોએ આપ મેળે ખાખ થઈ જશે.

## સડાને રેઢો મૂકો !

આજના રાજકારણમાં ગળાડૂબ પડેલા ને એનાં દુષણોમાંથી લાભ ઊઠાવતા લોકોની નજરમાં મારું સૂચન કદાચ વિચિત્ર લાગે. સંભવ છે કે એમને એવું ય આશ્ચર્ય થાય કે આ ઘડાયેલ રાજકરણી પોતે ઊઠીને આવું સૂચન કરે છે ? પચાસ વરસ પહેલાં અસહકારની હાકલ પડી ત્યારે પરદેશી શાસનથી નખશિખ રંગાઈ ગયેલા અને એનો લાભ ઊઠાવતા લોકોને એ વિચિત્ર અને તેટલી જ મૂરખાઈ ભરેલી યોજના લાગેલી. પણ પાછળથી સાબિત થયું તેમ એ જ એક માત્ર તરણોપાય હતો. મારું આ સૂચન નૈતિક સ્વશાસનના અભાવવાળા આપણા અત્યારના કહેવાતા સ્વરાસનમાં વ્યાપી વળેલા અને સુધાર્યે ન સુધરે એવા સડામાંથી ઊગરવાનો એક માત્ર અહિંસક માર્ગ છે. અત્યારે રાજકારણને છોડી દેવું જોઈએ ને જવા લાયક બને ત્યારે જ પાછા ફરવું જોઈએ.

# સંસ્કૃતિ અને રાજકારણ

શ્રી અરવિંદ

આજનો રાજકીય પુરૂષ અત્યારના જગતમાં ક્યાંય પણ પ્રજાના આત્માનો યા તો તેની અભીપ્સાઓનો પ્રતિનિધિ રહ્યો નથી. સામાન્ય રીતે તો તેની આસપાસ જે ઇતરેરાશ પ્રકારની ક્ષુદ્રતા, સ્વાર્થ, અહંભાવ, આત્મછલના આવી રહેલાં હોય છે તેનો જ એ બરાબર પ્રતિનિધિ હોય છે, ઉપરાંત તેનામાં તેની પોતાની પણ કેટલીય માનસિક બિન આવડત હોય છે.

ઘણા ઘણા મહાન પ્રશ્નો તેની પાસે નિર્ણય માટે આવીને ખડા થાય છે. એ બધાનો ઉકેલ તે કોઈ મહાન રીતે કરતો નથી. એના હોઠ ઉપર મોટા મોટા શબ્દો અને ઉમદા ઉમદા વિચારો હોય છે, પણ એ બધું જ થોડા જ વખતમાં તેની પાર્ટીની પ્રચારબાજી બની જાય છે.

## સંગઠિત ભૂલો

આજના રાજકીય જીવનનો આ રોગ અને આ જુઠાણું જગતના એક એક દેશમાં છે. વ્યવસ્થિત રીતે યોજાયેલા આ દંભમાં જગતના તમામ માણસો, સમાજના બુધ્ધિશાળી વર્ગો પણ મંત્રમુગ્ધ બનીને પોતાની સમંતિ આપતા રહે છે. એ સંમતિને લીધે આ બીમારી પરનો ઢાંક પીછોડો ચાલુ રહે છે. એ બીમારી લંબાતી રહે છે.

આ પ્રકારના નેતાઓના મન દ્વારા જ આખીયે પ્રજાના હિતનો નિર્ણય થવાનો રહે છે. એવી વ્યક્તિઓના હાથમાં જ પ્રજાના હિતને સોંપવાનું રહે છે. વળી વ્યક્તિએ પોતાની પ્રવૃત્તિની સર્વ લગામ પોતાને રાજ્ય તરીકે ઓળખાવતી આવી વ્યક્તિઓના હાથમાં જ સોંપી દેવી જોઈએ એવી સ્થિતિ વધુ સર્જાતી જાય છે. આ બધાને પરિણામે આમાં પ્રાણીમાત્રનું મોટામાં મોટું હિત સધાય છે એવું કાંઈ જ બનતું નથી, એમાં તો સંગઠિત પાયા પર મોટી મોટી ભૂલો થતી રહે છે. કેટલુંય અશુભ સરજાતું રહે છે. હા, એમાં ભેગાભેગું થોડું શુભ પણ સરજાય છે.

## સામૂહિક અહંકાર

રાજ્ય એક સામૂહિક અહંકાર છે અને સમાજ જે ઉત્તમોત્તમ વસ્તુ કરી શકે છે તેના કરતાં તે ઘણી ઊતરતી કોટિનો હોય છે. સામાન્ય રીતે વ્યક્તિને આત્મા જેવું કાંઈક તો હોય છે જ... પરંતુ વધુમાં વધુ સત્તા ધરાવનાર રાજ્યને અંતરાત્માના અવાજની કે બાહ્ય અંકુશોની ઓછામાં ઓછી બાધા નડતી હોય છે.

રાજ્યને પોતાના અસ્તિત્વને સાચું ઠેરવવાની જરૂર અનુભવાય છે. એટલા માટે તે સમાજના આર્થિક અને ભૌતિક કલ્યાણની યોજના કરતું રહે છે. આ રીતે રાજ્ય એક નૈતિક અને બૌધ્ધિક તત્ત્વ બનવાનો જે પ્રયત્ન કરે છે એ અર્વાચીન સંસ્કૃતિની એક અત્યંત રસપ્રદ ઘટના છે.

## પ્રાણહારક યંત્રવતતા

રાજ્યનું કાર્ય કઢંગી રીતનું અને સામૂહિક રીતે જ થતું હોય છે. કારણ કે રાજ્ય એ કોઈ જીવંત તત્ત્વ નથી, એ એક યંત્ર છે. રાજ્યની પ્રકૃતિ મૂળે યાંત્રિક જેવી હોય છે અને તેને માટે એક સ્વાભાવિક વિવિધતા અશક્ય હોય છે; પરંતુ એકરૂપતા એ તો મૃત્યુ છે, જીવન નથી. એક રાષ્ટ્રવ્યાપી સંસ્કૃતિ, રાષ્ટ્રવ્યાપી ધર્મ, રાષ્ટ્રવ્યાપી કેળવણી, એ હજી ઉપયોગી વસ્તુ બની શકે છે. પરંતુ રાજ્યે સરજેલી કેળવણી, રાજ્યે રચેલો ધર્મ, રાજ્યે રચેલી સંસ્કૃતિ એ તો અનૈસર્ગિક પ્રાણહારક વસ્તુઓ છે.

એટલે માનવજાતિની વર્તમાન અવસ્થામાં રાજ્યના તંત્ર દ્વારા માનવજાતિની એક તંદુરસ્ત એકતા રચી શકાય એમ બનવું તદ્દન અસંભવિત છે.

*

# વાળાની રખાવટ

દાદુભાઈ પ્ર. ગઢવી

"બાપુ, આ કવિરાજે તો હવે હદ કરી." મોરબી ઠાકોર પૃથ્વીરાજજી સવારના પહોરમાં દાતણ કરતા હતા ત્યાં આવીને ગોવાળે લાકડીનું ગોબું જમીન પર ઠપકારતાં વાત કરી.

"એ માળા, જરા હળવેથી બોલ્ય. ઓરો આવીને કહે શું વાત છે?" પૃથ્વીરાજે ભરવાડને ઢૂકડો બોલાવી પૂછ્યું.

"બાપુ, આવું કયાં સુધી ચાલે ? કાલ એક દિ'માં કવિરાજે ત્રણ ભેંસો બદલાવી. એકેયમાં ચરખું આવતું નથી. સવારે લઈ ગયા એ ભેંસ 'કાળપૂંછી' છે એમ કહી કાઢી મૂકી. બીજી મોકલાવી તો તેનું દૂધ ઓછું થયું. ત્રીજી ભેંસ ખાંપળા શીંગવાળી છે તેમ કહી ન રાખી. મેં કહ્યું 'કવિબાપુ, જેવી રૂડી લાગે તેવી ભેંસ હાંકી લ્યો.' તો કહે 'તારા બાપુના ખાડુમાં કોઈ ભેંસ જ કયાં છે? બધા ટોડાં જ ભેળાં કર્યાં છે!' મને થયું કે કવિરાજને સંભળાવી દઉં કે એક તો માગીને ખાવું છે ને ઉપરથી મિજાજ રાખવો છે ? પણ તમારી બીકે હું ન બોલ્યો."

"ન બોલ્યો ઈ સારૂં કર્યું. એ તો આપણા કવિરાજ છે. એ જેમ કહે તેમ કરવું જોઈએ."

"પણ બાપુ, આવાં લાડ તો તમારા રાજમાં પોસાય. બીજા કોઈ બાંડી બકરીયે દોહવા ન આપે."

"લે હવે રાખ રાખ. બહુ ચાવળો નહીં તો ! અને જોજે આ વાત બીજે કહેતો નહીં. કવિરાજને જે ભેંસ જોઈએ તે હાંકી દેજે."

પૃથ્વીરાજે ભોળા ભરવાડ પર મીઠું હસીને કાઢી મૂકયો, પણ મનમાં થયું કે જો કવિરાજ આમ આળવીતરાઈ કર્યા કરશે તો શે નભશે ?

રાજસ્થાન–મારવાડમાંથી અચલદાસ મીસણનું એક કુટુંબ કચ્છ મૂળી થઈ કેટલાક વખતે મોરબીમાં સ્થિર થયેલું. કુટુંબના વડેરા હતા જીવો મીસણ અને વીસો મીસણ. મોરબીના ઠા. પૃથ્વીરાજજીએ આ જીવા મીસણને પોતાના કવિપદે રાખેલા. જીવો મીસણ ભારે હઠીલા સ્વભાવના. આમ પણ તીસણ કુળ પહેલેથી જ જરાક ગરમ સ્વભાવનું તો ખરૂં જ. મીસણ અંગે એક દંતકથા હાલી જ આવે છે.

કહે છે કે એકવાર ભગવાન શંકર હરદાસ મીસણનું બ્રહ્માપુરાણ સાંભળવા સાક્ષાત આવેલા પણ તે બાવાના વેષમાં હતા. સામાન્ય માણસને કવિતા ન સંભળાવવાની ખુમારી ધરાવનારા હરદાસ મીસણે શંકરને બાવો સમજી કાઢી મૂકયો. બાવાજીએ કહ્યું: 'અચ્છા તેરી મરજી' કહી ત્યાં જ અંતર્ધાન થયા. હરદાસ મીસણને પસ્તાવો થયો કે ભારે થઈ. હઠ કરીને બેઠા કે ભગવાન શંકર બ્રહ્માપુરાણ સાંભળે તો જ હો નહિતર મારો દેહ પાડી નાખું.

નભોવાણી થઈ કે "ભગત હવે ઘણું મોડું થઈ ગયું, પણ તમે મારા ગુણ ગાયા છે માટે સામે ઊભા રહીને નહીં, પણ અદશ્ય રહી હોંકારા દઈશ. મારા વેષનો તેં અનાદર કર્યો તેથી તારાકુળમાં વિદ્વાન થશે. પણ તે અર્ધા ગાંડા થશે." આવો આશીર્વાદ મીસણોને શંકરે આપ્યો છે.

આવા મીસણ કુળમાં કહાનદાસ મીસણના જીવો મીસણ થયા. મોરબી પૃથ્વીરાજજીના રાજમાં જીવા મીસણને માથે એક ફૂલ ચડે ને એક ઉતરે. કોઈ વાતે કવિરાજને કમીના ન આવવા દે. રહેવા એક ઓસરીએ ચાર ઓરડાવાળા ધુધીબાર મકાન. રાજના કોઠારનું અનાજ કવિરાજની કોઠીઓમાંથી ઓછું ન થતું. બે દૂઝણી ભેંસો આખા ખાડુમાંથી તારવીન લઈ જવાનો જીવા મીસણને પરવાનો હતો.

ગોવાળે પૃથ્વીરાજને કહેલી વાત થાતાં થાતાં ઠેઠ જીવા મીસણને કાને આવી. એ ફાટેલ પિયાલાના

કવિના રૂંવાડા સમસમી ગયાં. સવારમાં કચેરીમાં આવી ભર ડાયરામાં પૃથ્વીરાજજીને વેણના બાણથી ઝૂડી નાખ્યા : "બસને બાપ, એક ભૂખલી ભેંસમાં ય તારો જીવ નપાણિયો થયો? તંઈ તારાથી બીજું શું અપાય? મારાં છોકરાં તારી ડોબડીનું ટીપું દૂધ ખાય છે તે તારી આંખમાં ખટક્યું? ઠાકોર, બીજાની જેમ મારાથી તારા ગોલાપા નહીં થાય. તારી હા એ હા અને ના એ ના કરું એવો ચારણ હું નથી. ક્ષત્રિય તો દાને અને વીરતાએ વખણાય. મોટા મોટા મકરબા ચણાવ્યે કીર્તિ ન વધે."

"પણ મારી વાત તો સાંભળો, કવિરાજ, આમ અથરા કાં થાવ?"

"રાજા ઊઠીને જે દિ' કાચા કાનનો થશે અને રાજાના ચાકર રાજને શીખામણ દેવા લાગશે ત્યારે ત્યાં ચારણોના આસન સમેટાઈ જશે. ઠાકોર મેં બધું સાંભળ્યું છે." ખીજાયેલા જીવા મીસણે ગળામાં પહેરેલા સાચા ગંઠા અને મોતીની માળા તોડી પૃથ્વીરાજ સામે ફગાવી દીધી અને કહે : "આ લે આમાં તારો જીવ રહી જશે તો મને ગળામાં સરપ થઈને કરડશે." વંટોળિયાની જેમ જીવો મીસણ આવેલા એમ જ જતા રહ્યા. પૃથ્વીરાજજીને કાંઈ પણ બોલવાનો સમય ન રહેવા દીધો. ચારણોની અકોણાઈ પૃથ્વીરાજે કોઈ દિ' નહીં વેઠેલી એટલે મનમાં દુઃખ થયું.

જીવો મીસણ મોરબી મૂકીને કાઠીના જેતપુર આવ્યા તે દિ' 'બાર ભાઈઓની ડેલી' ડાયરાની ભીંસે હીલકતી હતી. બાર ખોળિયાં સોંસરવા એક જ જીવ હોય એમ જેતપુર ભાઈઓના હેતની ગાંઠો વળી ગઈ હતી. ઊતારીને માથા દે એવા વાળા ભાયાતોથી જેતપુર રૂડું દીસતું હતું. પહેલેથી જ વાતોના રસિયા એવા વાળાભાઈઓને ડેલીએ એકાદ વાર્તાકાર ન હોય તો રાતે વાળુ ન ભાવતું.

એમાં આ પહાડી વાર્તાકાર જીવો મીસણ જેતપુરની ડેલીએ મહેમાન થયા. એ મારવાડી ચારણના ઝાઝાં સન્માન થયાં. સહુએ જીવા મીસણને બથમાં ઘાલી હૈયાના હેતે આવકાર્યા. વાળાભાઈઓની રીત પ્રમાણે ૨–૩ દિ', તો કવિરાજને વિસામો ખાવા દીધો. પણ ચારણનો જીવ છે તે 'રત્ય આવે ના બોલીએ તો હૈયા ફાટ મરાં.' આવો દરિયાદિલ ડાયરો જોઈ કવિને હૈયામાંથી વાતોની લહેરો જીભને ટેરવે અથડાવા માંડી.

સવારની કચેરીમાં એકાદ ધોબો અફીણ અને હોકાની એક સટ લે ત્યાં જીવા મીસણની જીભ સળવળવા લાગે. તરત જ સામેથી અવાજ આવે; "હાં કવિરાજ, હમણાં નહીં. હજી તમે થાક્યા-પાક્યા છો. બાપ, ઘણા આઘેથી આવો છો. થોડાક દિ' આરામ કરો. પછી તો તમને નવતર ચારણને સાંભળવા આ અમારો ડાયરો થનગને છે." આમ જીવા મીસણને કાઠી ડાયરાએ એક અઠવાડિયું ખમા ખમા કરી રાખ્યા.

જીવો મીસણ ડાયરામાં બેસતા એટલી ઘડી એનો જીવ કાવ્યમાં રહેતો. જેવા ડાયરામાંથી ઊઠી પોતાને ઉતારે જતા કે તરત વિચારે ચડી જતા. ૨૦ માણસોના બહોળા કુટુંબને સાવ નોધારું મૂકી એક જ ઝાટકે પૃથ્વીરાજ સાથેનો સંબંધ તોડીને આવતા રહ્યા તેનું મનમાં ભારે દુઃખ થતું હતું. 'માતાજી...માતાજી' કરતા જીવો મીસણ અડધી રાત સુધી જાગતા પડયા રહેતા.

દરમિયાન વાળા દરબારના ચકોર માણસોએ કવિરાજ મોરબીથી જેતપુર કેમ વહ્યા આવ્યા એની વિમાસણ જાણી લીધી. આ ચારણ ભેંસોની વાતમાંથી મોરબી છોડીને વહ્યો આવ્યો છે તે વાત જેતપુર ભાઈઓને કાને પહોંચી ગઈ.

એક દિ' સવારે વાળા દરબારોની ડેલીમાં એકસો ભેંસોનું ખાડું ટલ્લા દેતું ઊભું છે. એક એકથી ચડીયાતી એક નહીં પૂરી એકસો ભેંસો ડેલી સામે રણકાટા દેવા માંડી. ચારણનો જીવ રૂડી ભેંસોને જોઈ ખલવલી ઊઠયો. જીવો મીસણ ડેલીના ખાનામાંથી અરધા ઊભા થઈ ભેંસો જોઈ રહ્યા. 'વાહ કુંઢિયું...વાહ હાથણિયું' કહેતા કહેતા રહી ગયા.

"કાં કવિરાજ, ભેંસો કેવી ?" એક દરબારે ટહુકો કર્યો.

"અરે બાપ, એ વાત પૂછો મા. આને સૂંઢયું ચોટાડી હોય તો મંદરાચળની હાથણિયું લાગે. એની વાત થાય ?"

"તો ફેરવી લ્યો એ સંધિયું ય માથે હાથ, કવિરાજ ! સૂરજદાદો તમને આપે છે."

"હેં !" જીવા મીસણના મોઢામાંથી આટલું જ બોલાયું.

"હા હા, હવે વાર લગાડો મા. હા કહી દ્યો એટલે આ ગોવાળો બચાડા પંથે પડે. મોરબી કાંઈ થોડું ઢૂકડું છે ? આ બચાડિયું સોરઠ ધરતીમાં ટાઢેછાંયે ઉછરેલી તડકા ખાતી માંડ ૧૫ દિ' એ મોરબી પહોંચશે.

જીવા મીસણ વાળા કાઠીઓની ચતુરાઈ ને આવડત પર ઓળઘોળ થઈ ગયા: "વાહ સૂરજના પોતરા. ભલે તમને ભગવાને આ ધરતી પર મોકલ્યા. તમે ન હોત તો ચારણના હૈયાની વાતો કોણ ઉકેલત ? પણ બાપુ, આટલી બધી ભેંસો હું બાંધું ક્યાં ? મારું ઝૂંપડું તો સાંકડું છે". કોઈ દિ' નહીં ને આજ જીવા મીસણની જીભ થોથરાવા લાગી. વાળા દરબારોના અણધાર્યા દલગજાએ એના હૈયાને ઓગાળી સાવ હેમાળો રોખું કરી નાખ્યું હતું.

"એ સાંકડા ઝૂંપડાનું ય થઈ રહેશે. પહેલાં આ ભેંસોને તો વધાવો !" એક દરબારે જીવા મીસણની બીજી ચિંતા પણ પકડી પાડી.

લાગણીના પૂરમાં તણાયે જતા જીવા મીસણને વાળા કાઠીની વાતમાં વધારે સમજ ન પડી. ભેંસો પર હાથ ફેરવી ગોવાળોને કહે: "આમાંથી સારી સારી ભેંસો ગોતી ઠો. પૃથ્વીરાજજીને આપજો ને વધે એ બે-બે પાંચ-પાંચ હજુરિયા અને ગોવાળોને વહેંચી દેજો. પૂછે તો કહેજો કે જીવા મીસણે બક્ષીસ કરી છે."

બીજા દિવસની સવારે કાઠીની ડેલીએ જીવા મીસણે વાર્તા માંડી. મોરલી માથે નાગ ડોલે એમ જેતપુર ભાઈઓ જીવા મીસણની વાર્તા પર ડોલવા લાગ્યા. ગિરના સાવઝના ગળાના ઘુઘવાટ જેવી ઘુઘવતી વાર્તા પૂરા એક મહિના સુધી જીવા મીસણે કરી.

એક મહિના ને આઠ દિ'ની મહેમાનગતી માણી જીવા મીસણ એક દિ' જેતપુર ભાઈઓની રજા લેવા ઊતાવળા થયા, પણ તેમ તેમ તો જેતપુર ભાઈઓ બમણા હેતથી કવિરાજને રોકે છે. મરદના ફાડિયા જેવા જીવા મીસણની આંખમાં રજા માગતી વખતે વાળાભાઈઓએ ઝળઝળિયાં જોયાં ત્યારે માંડ માંડ રજા આપી. પણ જતાં જતાં એક દિ' વધારે રોકાઈને બાવાવાળાએ પોતાની સાપર ગામની સાઠ સાંતીની જમીન આપવા કોલ દીધો.

કવિરાજના મુખમાંથી "મારું ફળિયું સાંકડું છે" એમ બોલાઈ ગયું હતું તે વેણને સાઠ સાંતીનો ગરાસ આપીને વાળાભાઈઓએ જીવા મીસણના મુખમાં પાછું ધકેલી દીધું. જીવા મીસણથી જેતપુર ભાઈઓના વખાણના બે શબ્દ બોલી શકાયા નહીં. લાગણીવશ બનીને જીવા મીસણે વાળા દરબારોની ડેલીએથી રજા લીધી ત્યારે જીવા મીસણની કાળી ડીબાંગ દાઢી માથે હેતનાં આંસુડાં ઝળકતાં હતાં.



જટો કિયે છે જટડી, કાંક ચંગેરો રાંધ્ય,
સજન દીઠાં બાઝારમેં, ચાર જનાકે કાંધ.

જટો કિયે છે જટડી, કાં'ક લે ને કાં'ક દે;
સામે ઢેરા રબખજા, વો ભી માડુ યે.

# લોકવાર્તાઓ વિષે થોડું વધુ

જયમલ્લ પરમાર

મે માસના 'ઊર્મિનવરચના'ના અંકમાં "લોકસાહિત્ય અને કેટલાક મૂળભૂત સવાલો"ની થોડી ચર્ચા છેડેલી. લોકવાર્તા, લોકસંગીત, લોકનૃત્ય લોકનાટ્ય અને વિવિધ લોકકળાઓ અંગે આપણા સાહિત્ય જગતમાં બહુ ઓછી ચર્ચા થાય છે. લોકસાહિત્યના વિવિધ અંગો વિષે વધુ સારી સમજદારી પ્રવર્તે એ માટે આવી ચર્ચા જરૂરી છે. કારણ કે લોકસાહિત્યનાં એ તમામ અંગોને કાર્યક્રમો, પ્રયોગો, પ્રદર્શનો અને પુસ્તકો દ્વારા લોકો માણે છે ત્યારે લોકો વધુ રસ લેતા ને મૂલવતા થાય તે લોકસાહિત્યના પ્રચાર પ્રસાર માટે આવશ્યક બને છે.

લોકવાર્તાઓમાં માત્ર મનોરંજન છે, કોઈની બિરદાવેલીઓ જ છે, માત્ર તુક્કા કે તરંગો જ છે, માત્ર બોધ કે ઉપદેશ ને ચાતુરી જ છે કે એથી કાંઈક વિશેષ રહેલું છે? લોકવાર્તા કહેવી કોને? લોકજીવનમાં કંઠોપકંઠ ચાલી આવતી, સંસાર વ્યવહારના ધર્મો સમજાવતી, સાહસની પ્રેરણા આપતી, માનવજીવનનાં રહસ્યો પમાડે તેને લોકવાર્તા કહેવી કે કોઈ વ્યકિતની ખાનદાની, ખમીર, શૌર્ય કે દાતારીની અથવા પ્રેમ, સવેલાં, ધરધરણાં અને હથિયારો ખખડાવ્યા કરતી ઘટનાઓ હોય એને પણ લોકવાર્તા કહેવી?

## લોકવારતા કોને કહેવી?

લોકવારતા અને લોકકથા બન્નેને એકબીજાના પર્યાય માનવો કે બન્ને વચ્ચે કાંઈ ભેદ હોઈ શકે? જનજીવનમાં કૌતુકપ્રેરક, રોમાંચકારી અને આનંદ ઉપજાવે તેવા વ્યકિતગત પ્રસંગોને લોકવારતામાં ખપાવી શકાય કે પછી એને લોકવારતા ન કહેતાં લઘુકથાઓ પ્રેરક–પ્રસંગો કે ટૂંકી વારતામાં મૂકી શકાય? મેઘાણીભાઈની 'સૌરાષ્ટ્રની રસધાર'ને પ્રસંગ કથાઓ કહેવાય, સત્ય ઘટનાત્મક ટૂંકી વારતાઓ કહેવાય કે પછી લોકકથા કે લોકવારતા કહેવાય? મેઘાણીભાઈની 'દાદાજીની વાતો', 'ડોશીમાની વાતો', 'વ્રતકથાઓ', 'રંગ છે બારોટ' અને એની સામે 'સૌરાષ્ટ્રની રસધાર' તથા 'સોરઠી બહારવટીઆ' વચ્ચે શો તફાવત છે?

'સૌરાષ્ટ્રની રસધાર' અને 'સોરઠી બહારવટીઆ' જેવી જે વાતો લખાઈ છે ને લખાયે જાય છે તેને લોકકથાઓ કે લોકવારતાઓ કહેવાય, પ્રસંગકથાઓ કહેવાય કે ટૂંકી વારતાઓ કહેવાય? લોકભાષામાં આલેખેલા રંગદર્શી ઐતિહાસિક પ્રસંગોને લોકકથા કે લોકવારતાઓ કહેવાય કે લોકભાષામાં આલેખેલ ઐતિહાસિક વારતાઓ કહેવાય? ટૂંકી વારતાઓ, પ્રસંગકથાઓ અને લોકકથાને જુદાં પાડનાર તત્વ કયું છે? એ પછી લોકકથા અને લોકવાર્તાઓના પ્રકારોની ચર્ચા પણ કરી શકાય. ટૂંકી વારતા ને લોકવાર્તાનો તુલનાત્મક અભ્યાસ પણ આપી શકાય.

## ઉપકારક ચર્ચા

વૈદિકાળથી આધુનિક કાળ સુધીના લોકકથા કે લોકવાર્તાઓમાં જે રૂપાંતરો થતાં આવ્યાં તેની પણ ચર્ચા કરી શકાય. વળી આજે લોકવારતાને નામે કયો પ્રકાર વધુ પ્રચલિત છે તેની પણ ચર્ચા કરી શકાય. લોકવાર્તાના બંધારણો અગર તો રચના–સ્વરૂપોની ચર્ચા પણ એટલી જ ઉપકારક બનવાની.

મે માસથી 'ઊર્મિરચના'માં લોકવારતામાં ગીતકથા પ્રકારની વારતા આપવી શરૂ કરી છે. મે માસમાં 'વારતા ચંચ રાઠોડ'ની આપેલ છે, જ્યારે જૂન માસમાં ખેતશી ને કેસરબાની વારતા આપેલ છે, જ્યારે આ જુલાઈ અંકમાં ખીમાજી વાળાની વારતા આપેલ છે.

## ગીતકથાઓમાં ફેરફાર

'ચંચ રાઠોડ'ની વારતાની થોડી ચર્ચા મે

માસના 'ઊ.નવ.'ના અંકમાં કરેલી. આવી લોકવારતાઓના ગુણ દોષ કે ખામી ખૂબી સીધી વાર્તાની રચનાને અને સ્વરૂપને સ્પર્શે છે, વાર્તા કહેનાર કે મોકલનાર નહિ. એ તો પોતે જે સ્વરૂપમાં સાંભળે એવી કંઠસ્થ કરતા હોય છે, અથવા ચોપડે લખેલ હોય છે. વાર્તા કહેનારા એને અવશ્ય રંગરોગાન ચડાવે છે, વાર્તાને ટૂંકાવવી પડે તો ઓછા સાજ સજાવે ને લંબાવવી હોય તો વધુ સાજ સજાવે. પણ મૂળ વાર્તાના કલેવરમાં તો કુશળ વાર્તાકારો જ ફેરફાર કરતા હોય છે.

લોકવારતાના ગીતકથા પ્રકારમાં દુહાઓનું ઉમેરણ થયા જ કરતું હોય છે. મૂળ વારતામાં રૂપાંતર પાઠાન્તર પણ થયા કરતાં હોય છે. રાજ્યાશ્રિત વાર્તાકારો પોતાના રાજવીને સારું લગાડવા માટે ઘણી વાર્તાઓમાંથી જુદા જુદા ટૂકડાઓ લઈને આશ્રયદાતા રાજવીકુળની નવી વાર્તાઓ ઊભી કરતા હોય છે. એમાં વારતા કથાને ઘણીવાર અન્યાય થઈ જાય છે. ચમત્કૃતિ ન લાવી શકે ત્યાં ચમત્કારો ઊભા કરી દીધા હોય છે.

## ખામીઓને ખંખેરતા રહેતા

વાર્તાનું મૂળ સ્વરૂપ હંમેશાં સુંદર જ હોય એવું હંમેશાં નથી બનતું. કેટલીક વાર મૂળ સ્વરૂપમાં વારતા બીજરૂપે રહેલી હોય છે. એ બીજનો વાર્તારૂપે ગીતકથારૂપે ઉઠાવ કરનારા એનું પોત ન પણ બાંધી શકેલ હોય, ત્યારે પછી એના ઉપર જેમ કંડારણ થતું જાય તેમ તેમ વાત સારી બનતી જાય એવું પણ બને. ઘણીવાર બીજરૂપે રહેલ વાર્તા ખૂબ સુંદર હોય, પણ અણઘડ ટાંકણાં એને બેડોળ પણ બનાવી દેતાં હોય છે. અને ઘણીવાર એનું વિકસિત સ્વરૂપ વધારે સારું હોય છે.

મેઘાણીભાઈએ આવી વાતોનો સંગ્રહ કર્યો, શક્ય તેટલું સંશોધન કર્યું. છેવટ બીજરૂપે રહેલ વારતાને ન્યાય મળે, વારતા રોચક નીવડી લોકપ્રિય બને અને સુરેખ સંસ્કારની ભાત્ય ઊઠાવે તેવા પ્રકારના દુહાઓ જ ગીતકથાઓમાં સંઘર્યા છે' જરૂર જણાઈ ત્યાં પાદટીપમાં એવા વધારાના દુહા આપેલા છે, પણ અપ્રસ્તુત લાગતા દુહાઓને ખંખેરી નાખીને ગીતકથાઓમાંથી શિથિલતા દૂર કરી સુઘટ્ટ અને સુરેખ સ્વરૂપે આપેલ છે.

## મૂલવવાના બે મુખ્ય પ્રકાર

ત્યારે આ ગીતકથાઓને મુખ્ય બે પ્રકારે મૂલવવી જોઈએ. એક તો એની સાહિત્યિક ગુણવત્તા અને બીજું એમાં રહેલ અથવા ન રહેલ માનવીય અને સામાજિક મૂલ્ય. જે તે કાળને રજૂ કરતી એ ગીતકથાઓમાં જે તત્વોની પ્રતિષ્ઠા કરેલ હોય છે તે તત્વ સમાજજીવનને કે વ્યકિતજીવનને ઉપકારક છે કે અનુપકારક તે પણ તપાસવું જ રહે. કારણકે માત્ર સંશોધન માટેના અભ્યાસ પૂરતી જ આ ગીતકથાઓની મર્યાદા નથી રહી પણ સમાજના રંજન અને સંસ્કાર માટે એ વિવિધ સ્વરૂપે રજૂ થઈ રહેલ છે. વાર્તા, નાટ્ય, ફીલ્મ, નૃત્ય અને સંગીત સ્વરૂપે પણ.

## સવેલાં ને અપહરણ

દા. ત. એક કાળે વિજેતા રાજા પરાજિત રાજા પાસેથી પરણિત કે અપરણિત સુંદરીઓ દંડરૂપે મેળવતો. કાળ જતાં એવો દંડ જંગાલિયતમાં ખપ્યો. કન્યાઓનાં અપહરણ હજી સુધી થતાં આવે છે. એમાં વડાઈ ને શૂરવીરતા મનાતી. પછી એવાં અપહરણને ન્યાયી ઠરવવા પ્રેમનું તત્વ દાખલ કરવામાં આવ્યું. કન્યાઓ તો ઠીક પણ કોઈકનાં સવેલાં ઉપાડી જવામાં ક્ષાત્રવટ અને શૂરવીરતા મનાવવામાં આવી: જેથી કોઈકની સ્ત્રીનું અપહરણ દુષ્કૃત્ય ન મનાય. આ અપહરણોને ખૂબ ખૂબ બિરદાવવામાં આવ્યાં. આવાં સવેલાં ને અપહરણોમાં પ્રેમ હોય પણ ખરો ને ન પણ હોય.

પાછી ખૂબીની વાત એ કે રજપૂતો જ રજપૂતોના સવેલાં ઉપાડી જતા. હવે જેમ સવેલાં ઉપાડી જવામાં ક્ષાત્રવટ મનાવવામાં આવી તેમ સવેલાં ઉપાડી જનારને ગૂડી નાખવામાં પણ ક્ષાત્રવટ ને શૂરવીરતા મનાવવામાં આવી.

ધ્રમ જાતાં ધર પલટતાં, ત્રિયા પડંતા તાવ,
તીનુ ટાણાં મરણુરા, કોણુ રંક કોણુ રાવ.

## બે વિરોધી ધર્મ

કયો આ ધર્મ ? સામસામા કપાઈ મરવાનો? જો પોતાની સ્રી ઉપર પારકાનો હાથ પડે તો જાનની બાજી ખેલવી એ ધર્મ હોય તો પછી કોઈકની સ્રીને ઊપાડી જવામાં શા માટે ધર્મ મનાવ્યો ? શા માટે શૂરવીરતા–ક્ષાત્રવટ મનાવવામાં આવી ? ધર્મ પરસ્પર વિરોધી કેમ હોઈ શકે ?

સીતાજીનું હરણુ કરનારો રાવણુમાં ખપ્યો પણુ રાવણુની સ્રીનું હરણુ કરી જવામાં રામની રઘુકુળનીતિ–ક્ષાત્રવટ મનાવવામાં નથી આવી. એ તો સ્રીનું હરણુ કરનારને ઝબ્બે કરવામાં જ ક્ષત્રિયધર્મ માનવામાં આવેલો.

એ જ રીતે સીમ શેઢાની તકરારમાં ઉદાર બનવા કે સમાધાન શોધવાને બદલે લોથો ઢાળી દેવામાં ધર્મ–ક્ષાત્રવટ મનાવવામાં આવી. આમ રજપૂતોને પરસ્પર દુશ્મનો બનાવનારી શૂરવીરતા ને ક્ષાત્રવટને રવાડે ચડાવવામાં રજપૂતો સામસામા કપાઈ મુઆ. પરિણામે ભારતમાં સામ્રાજ્યો સ્થાપનાર અને સામ્રાજ્યો ભોગવનાર ક્ષત્રિયોના વારસદાર રાજપૂતો પરસ્પર વિરોધી એવા ધર્મને નામે નામશેષ બની ગયા.

## મૂર્ખાઈભરી મર્દાનગી !

જેમ કોઈનાં સ્રવેલાં ઊપાડી જવામાં શૂરવીરતા મનાઈ તેમ રજપૂત કોમની કોઈ ખ્યાતનામ આદમીની સ્રીને કોઈ કારણે કાઢી મૂકવામાં આવી હોય કે સ્રી પોતે જ પોતાના ધણીથી વંકાઈને પાણીની હેલ ભરી ધણીના દુશ્મનને ઘરે અથવા કોઈ જાણીતા આદમીની ડેલીએ જઈને ઊભી રહે એટલે એની હેલ ઊતરાવવામાં એટલે કે એને ઘરમાં બેસાડવામાં રાજપૂતી મનાવાઈ છે, મરદાનગી મનાવાઈ છે. સંભવ છે કે આ રિવાજના મૂળમાં કોઈ સ્રીને ધણીના જુલમમાંથી છોડાવવા અગર તો ધણી તરફથી સ્રીને થયેલા અન્યાયનું નિવારણુ કરવાની કોઈ લાગણી પડી હોય, પણુ જતે દિવસે તો એ પરસ્પર મિથ્યાભિમાનમાં, વેરઝેર વાવવામાં અને સામસામા કપાઈ મરવાની મુર્ખાઈભરી બહાદુરીમાં જ ફેરવાઈ ગયેલ. એમાં પીઠાત–વેજી જેવા અપવાદો પણુ રહેલા છે.

## બળનો ન્યાય

એ જ રીતે કોઈકનાં ગામ ભાંગીને અથવા ધાડ–લૂંટ દ્વારા મેળવાયેલી, અથવા તો પ્રજાનું શોષણુ કરીને મેળવાયેલી સંપત્તિના લખલૂટ દાનને દાતારીમાં ખપાવવામાં આવેલ છે. કોઈ પણુ મિલ્કત પરસેવા સિવાય પેદા થતી નથી. બળના જોરે કોઈકનાં માથાં રેડવી દઈને પારકા પરસેવાની સંપત્તિને એ કાળે પોતાની મનાવવામાં આવતી હતી, કારણુ કે બળ એ જ ન્યાય તે કાળે ગણુાતો. [જો કે આજે પ એક યા બીજા સ્વરૂપે બળનો ન્યાય ચાલે જ છે, પણુ ઓઢાં ફરી ગયાં. પહેલાં સૈનિકોના સંખ્યાબળે કે હથિયારોના બળે વિજય મેળવાતો, આજે મતના બળે વિજય મેળવાય છે. મત પૈસાના, કાવાદાવાના અને કોમવાદના બળે મેળવાય છે. આવા બળ વડે આજે પણુ રાજ તો મૂઠીભર માણુસો જ લોકોના નામે કરતા હોય છે.]

આમ બળ થકી પારકાં પોતાનાં કરાતાં.

ઘોડાંને ઘી પાતે, કામિની કર ગ્રહીએ નહિ;
ચટકી દી ચડતાં, પારકાં પોતાનાં કરે.

## વ્યકિતવિશેષ સમાજ

રાજા હર્ષવર્ધનના અવસાન બાદ ભારતમાં રજપૂતોનાં નાનાં રાજ્યો વિકાસ પામ્યાં. મુસલમાનો આવતાં સુધીમાં આમાંથી ઘણાં રાજ્યો જેમ સાહિત્ય કળા ને શિલ્પમાં આગળ વધ્યાં, કેટલાંક પ્રજાના જાનમાલની સલામતીનો ખ્યાલ કરતાં થયાં તેમ વ્યસન અને ભોગ વિલાસમાં પણુ પડી ગયાં. વ્યકિતપ્રધાન ભારતીય સમાજમાં તેજસ્વી વ્યકિતઓના તેજોદ્વેષ, કુલાભિમાન અને મોટાઈના ઘમંડને કારણે કુસંપ ને વેરઝેર વધ્યાં. પ્રજા પણુ વ્યકિત પરત્વેની વફાદારીમાં જ આગળ વધી. અને જે તે રાજવીઓનાં લશ્કરો પણુ. એથી આંતરવિગ્રહો ચાલતા જ રહ્યા.

સાતમીથી બારમી સદી સુધીના રાજપૂતયુગમાં અનેક ક્ષેત્રે અનેક નામાંકિત વ્યક્તિઓ દેશમાં પેદા થઈ. પોતપોતાના ક્ષેત્રે ભગીરથ કાર્યો સાહિત્ય, શિલ્પ, કળા અને તત્ત્વજ્ઞાનમાં કર્યાં. પણ સમાજ તરીકેના આપણા વ્યક્તિત્વનો વિકાસ ન થયો. મુસલમાનો ધર્મપ્રધાન હતા, અંગ્રેજો રાષ્ટ્રપ્રધાન હતા, આપણે વ્યક્તિપ્રધાન રહ્યા. મુસલમાનોથી બચવા વધુ ને વધુ સંકુચિત બનતા ગયા. મુસલમાનોના આક્રમણ સામે રાજપૂતો વધુ ન ટકી શકયા એનાં એવાં ઘણાં કારણો છે. રાજ્યોના સંરક્ષણ માટે જેમને જાગીરો આપેલી એવા જાગીરદારો રાજ્યોને બેવફા નીવડવા માંડયા ને સ્વતંત્ર ઠકરાતો પેદા થઈ. આ બધાને જોડનારૂં એકતાનું કોઈ તત્ત્વ આપણામાં ત્યારે પેદા ન થયું. પ્રત્યેક ઠકરાતના સિપાહીઓની વફાદારી ઠકરાત પૂરતી રહેવા માંડી.

## સિદ્ધાંતનિષ્ઠા ન કેળવાઇ

ગૌતમ બુધ્ધે કહેલું કે માનવીની પ્રથમ વફાદારી–નિષ્ઠા સિધ્ધાંત સાથે હોવી જોઈએ. એ પછી સંપ્રદાય (સંસ્થા મંડળ, પક્ષ કે જૂથ) પ્રત્યે હોવી જોઈએ. એ પછી જ વ્યક્તિ પ્રત્યે હોય. એને બદલે બન્યું છે એવું કે નિષ્ઠા ગુરૂ પ્રત્યે તો પ્રથમ રાખી પછી એ ગુરૂ સિદ્ધાંતો છોડી દે પણ એના અનુયાયીઓની નિષ્ઠા તો મૂળ સિદ્ધાંતોને બદલે ગુરૂ પ્રત્યે જ રહેતી આવી. પછી ગુરૂમાં ગમે તેટલા અવગુણ પ્રવેશતા આવે, છતાં ગુરૂ એ જ એનો પરમેશ્વર રહેતો આવ્યો.

નાનાં મોટાં રાજ્યો ને ઠાકોર–જાગીર દારો બાબતમાં પણ એવું જ બન્યું. એનાં લશ્કરો રાજાને જ વફાદાર. પછી એ રાજા હિંદુ રાજવીનો પક્ષ પડતો મૂકીને મુસલમાન કે અંગ્રેજને પડખે થઈ જાય તો એનું લશ્કર પણ મુસલમાન કે અંગ્રેજ સામે લડવાનું છોડીને હિંદુ રાજવી સામે જ લડયા કરવાનું. રાજા ખૂટલ બને તો એને વળગી રહેવામાં એનું લશ્કર પણ ખૂટલ બને છે એ વાત કદી ન સમજાઈ. એવી જડ ને સંકુચિત વફાદારીને કારણે જ રાજપૂત યુગની પડતી થઈ. વફાદારી સત્ય પરત્વેની, ધર્મ પરત્વેની, નીતિ પરત્વેની કે સિદ્ધાંત પરત્વની નહિ પણ વિશેષે વ્યક્તિ પરત્વેની રહી. આજેય એ દોષ ઓછા વધતા પ્રમાણમાં સર્વક્ષેત્રે રહેલો જ છે.

## મૂલ્યો જૂનાં ને નવાં

મુસલમાનોના ઉદય થતાં રજપૂતો ખસતા ખસતા આજના રાજસ્થાનમાં આશ્રય લઈ રહ્યા. પણ કુલાભિમાન અને મિથ્યાભિમાનમાં સામ સામા અથડાતા ને રહેંસાતા જ રહ્યા. એ કાળથી જે વાર્તાઓ એના આશ્રિતો દ્વારા રચાતી ગઈ. એમાં એ કાળનાં ઘણાં દુષણો પ્રતિષ્ઠા પામીને વાર્તાઓમાં વીરાજમાન થઈ ગયેલ છે. દારૂ, અફીણ, વિલાસ વગેરે તો અલંકારો જ બની ગયેલ છે. શૃંગારને નામે વિલાસી સાહિત્ય વધુમાં વધુ એ સમયમાં રચાયું છે.

આજે જ્યારે વિશ્વભરમાં સામાજિક મૂલ્યો બદલી રહ્યાં છે ત્યારે લોકવાર્તાને નામે આપણે જૂઠાં મૂલ્યોની પ્રતિષ્ઠા તો નથી કરી રહ્યા ને ! એનો ગંભીરપણે વિચાર કરવો રહ્યો. સંશોધનરૂપે એને ભૂતકાલીન રાજ્ય કે સમાજના અવશેષ રૂપ બતાવવી કે એનો વિકાસક્રમ સમજાવવો તે એક વસ્તુ છે ને વર્તમાનમાં એ વાર્તાઓમાં રહેલ જૂઠાં મૂલ્યોને પ્રતિષ્ઠા આપવી તે બીજી વસ્તુ છે.

## પ્રતિષ્ઠા કોને અપાય ?

સવેલાં તો આજેય કોઈ કોઈનાં ઊપડી જાય છે, પણ તે સામાજિક ગુનામાં ખપે છે. એને રાજપૂતી કે ક્ષાત્રવટના શૌર્યરૂપે કોઈ બિરદાવતું નથી. કારણકે એમાંથી સામાજિક સુરક્ષા ને સ્વાસ્થ્યનો પ્રશ્ન ઊભો થાય છે. જેમ આજના સમાજમાં ચાલી રહેલા ભ્રષ્ટાચારને પ્રતિષ્ઠા ન અપાય તેમ ગઈકાલના અપકૃત્યને પણ પ્રતિષ્ઠા ન જ અપાય.

ત્યારે વારતાને વારતા રૂપે ને જે તે કાળના પ્રતિબિંબ રૂપે જ જોવી જોઈએ. મુશ્કેલી ત્યાં આવે છે કે આવી ગીતકથાઓમાં ઘણીવાર કથામાં રહેલ જૂઠાં મૂલ્યોને બિરદાવવામાં આવેલ હોય છે. 'ઊર્મિ નવરચના'માં લોકવારતાઓ કે ગીતકથાઓ એના

યથાતથ સ્વરૂપે અપાય છે, જેથી લોકવાર્તાઓ આજે જેને કહેવાય છે એના વિકાસક્રમનો ખ્યાલ આવે, જે તે કાળની સામાજિક સ્થિતિનો ખ્યાલ આવે, લોકવારતાઓનાં વિવિધ સ્વરૂપો, એની રચના, એની ખૂબીઓ અને ખામીઓનો ખ્યાલ આવે એટલા માટે. જૂઠાં મૂલ્યોને પ્રતિષ્ઠા આપવા લગીરે નહિ.

## પ્રેમ અને શૌર્ય

મે અંકમાં 'ચંચ રાઠોડ'ની ગીતકથાની આપણે થોડી ચર્ચા કરી. ત્યારે જૂન અને આ જુલાઈ અંકમાં આપેલ 'ખેતશી ને કેસરબા' તથા 'ખીમાજીવાળા'ની એ બે ય ગીતકથાઓ સવેલાંની છે. આમ તો ચંચ રાઠોડની વાત પણ સવેલાંની જ છે. કલી મલી અને સોનનું સગપણ થઈ ગયેલું. ત્યારબાદ ભાભીના મેણાથી ચંચ સોનને લેવા જાય છે.

જેમ સોન સાથે ચંચનો પ્રેમ પાછળથી ઊભો થાય છે તેમ 'ખેતશી ને કેસરબા'ની ગીતકથામાં પણ આકસ્મિક ઊભો થાય છે. રાજાઓ કે રાજકુમારો પોતાના ગામને પાદર ઘોડા ખેલવતા હોય, માથેથી પાઘડી છૂટી જાય. રાજા કે રાજકુમારનો ચોટલો ખભાને પીઠ પર ઢળકતો હોય ને પાદરમાં રોકાયેલ કોઈ વેલડામાંથી રાજકુમારી આ દૃશ્ય નીરખીને મોહી પડે. ઘણી બધી લોકવાર્તાઓના પ્રસ્તાવ આ રીતે થાય છે. એમ 'ખેતશી ને કેસરબા'ની ગીતકથાની શરૂઆત પણ ત્યાંથી જ થાય છે.

## અતિશયોક્તિ અલંકાર

અહીં આ પ્રકારની વાર્તાઓ રચનાર કવિઓની એક જ વાત તરફ ધ્યાન ખેંચવું છે. ખેતશી અને કેસરબાની વાર્તામાં ખેતશી ઝાલો છે, કેસરબા જેને પરણેલ છે તે સરધારનો ઠાકોર વાઘેલો છે. એટલે ઝાલો વાઘેલાનું સવેલું ઉપાડી જાય છે. બેય રાજપુત છે. પણ વાર્તા રચનાર (બિરદાવનાર) કવિ ઝાલાઓનો છે. આવા રાજ્યાશ્રિત કવિઓ પોતાના ધણીની પ્રશંસા કરે તે સ્વાભાવિક છે. એમનું કામ જ એ હતું.

આખી પ્રશંસામાં અતિશયોક્તિ હોય તે પણ એક અલંકાર મનાવવામાં આવ્યો છે. જૂની ઉક્તિ પ્રમાણે ઝાલા ખેતશીના કવિ ખેતશીના તલવારના વારને આ રીતે બિરદાવે છે:

ખેતાવાળી ખાગ, સર પડી સુબા તણે;
નર બગતર કટનાગ, ધર ખૂંતી જાંબુ ધણી.
તેં નીંઝોટી નાગ તણા, કેવી સર કરમાળ;
વંચિ ગઈ વિઆળ, ખૂંતી કોરંભ સર ખેતશી

હે જાંબુ ધણી ખેતશી ! દુશ્મનના મોવડી માથે તેં એવી તરવાર વીંઝી કે એ મોવડી, એનું બખ્તર અને એના ઘોડાને કાપીને ઠેઠ ધરતીમાં ખૂંચી ગઈ.

પણ કવિને સોધરી વળતી નથી. એની કલ્પના રમણે ચડી ગઈ. કવિ મોજમાં આવી ગયો. ખેતશીની તરવાર નર બખ્તર ને ઘોડાને કાપીને ધરતી આવતાં અટકી રહી ? નાના, એનો વાર ધરતી કેમ ઝીલી શકે ? એટલે કહે છે કે ધરતી ચીરીને શેષનાગ સોંસરવી તારી તરવાર ઠેઠ કાચબાને માથે ખૂંચી ગઈ'.

## રાજપૂતીનો ઉપહાસ !

આવી પ્રશસ્તિઓની અતિશયોક્તિમાં ઘણા પ્રશસ્તિકાર ભૂલી જાય છે કે એક ઝાલો હોય ને બીજો વાઘેલો હોય, એક ચાવડો હોય અને બીજો વાળો હોય, એક પરમાર હોય ને બીજો જાડેજો હોય. આમ સામસામા સાખે ભલે જુદા પણ બંને રજપૂત હોય છે. અને રાજપૂતીને રંગ દેનાર કવિ જ્યારે કોઈ એક સાખના રાજાનો આશ્રિત બની એની પ્રશસ્તિ ઊપાડે છે, ત્યારે સામાવાળા બીજી સાખના રજપૂતને ગૌરવહીન રીતે ઉતારી કેમ પડાય ?

એમાં એમ માની લેવામાં આવે છે કે પોતાનો ધણી શૂરવીર છે ને સામાવાળો રાજપૂત કાયર–નિર્માલ્ય છે. ત્યાં કવિ પોતાની સમતુલા ખોઇ બેસે છે. વિવેક વિસરી જાય છે ને રાજપૂતીનો જ ઉપહાસ કરે છે.

'ખેતશી ને કેસરબા'ની વાત ઐતિહાસિક હોય તો પણ ગોધાજી વાઘેલાએ ખેતશીને રણમાં રોળ્યો છે. વિજય ગોધાજીને મળેલ છે, પણ ઝાલા-

ઓનો પરાજય ન સાંખી શકનાર કવિએ માત્ર કવિતા દ્વારા એ પરાજયને વિજયમાં ઊલટાવવા પ્રયાસ કરેલ છે. અથવા કવિ પાસે એવી રચના કરવાની ફરજ પાડવામાં આવી છે.

ખેતશી બહાદુરીથી લડયો હશે, દુશ્મનો સામે ખૂબ ઝૂઝયો હશે. પણ કવિ કહે છે કે:

ખળ દળ કાપે ખેતશી, માથા વણ મકવાણ;
ભડલી લગણ કળ ભાણ, ધડ લડયું જાંખુ ધણી.

હે ખેતશી, તેં દુશ્મનના દળને વાઢી તો નાખ્યું પણ માથા વગર તારું ધડ ઠેઠ વાઘેલાના ભડલી ગામના પાધર સુધી લડયું.

## વિવેક વિસરી જવાયો

ત્યાં સુધી તો ઠીક પણ ઉપહાસે માઝા મેલી :

સરદારો સૂવે નઇં, સખ કરી સુરતાણ
મેડી લગણ મકવાણ, ધડ લડયું જાંખુ ધણી.

સુલતાનના એટલે કે વાઘેલાના સરદારો એવા ભયભીત બની ગયા છે કે એના શયન ભવનમાં સુખે સૂઈ શકતા નથી.

વાઘેલાઓની આટલી કાયરતા બતાવતાં ય કવિને સખ ન પડયું એટલે પછી દાઝ કાઢીને આગળ વધે છે કે :

ગોધો ગા થઇ ઊગર્યો, લજિ લજિ તરણાં લેય;
મકવાણા તેં અરી સરી, મે ખાગી સચવી ખેતશી.

તારી શૂરવીરતા સામે ગોધાજીએ મોઢામાં તરણું લીધું ને ગા થઈને ભાંભરીને લજવાઈને ઊગર્યો એવી તેં તરવારોની મે-ઝડી વરસાવી.

જ્યારે ખેતશીને રણમાં રોળવાની શકિત વાઘેલા ગોધાજીએ બતાવી છે પછી એણે મોઢામાં તરણાં લઈને ગાય થઈને ઊગરવાનું શું કારણ? તરણાં લઈને ગાય થઈને ઊગરવાનું શું કારણ? કોઈ વિજેતાને મોઢામાં તરણાં શા માટે લેવાં પડે? પણ અહીં કવિની કવિતા ગોધાજીને હીન બનાવવા પણ અહીં કવિની કવિતા ગોધાજીને હીન બનાવવા જાચકવૃત્તિમાં રોળાય છે. સરસ્વતીનું આસન છોડીને જાચકવૃત્તિમાં રોળાય છે. અહીં કવિએ ગોધાજીને નહિ પણ રાજપૂતીને લાંછન લગાડયું છે.

## કવિતાનું લાંછન

આવી કેટલીક વારતાઓમાં એક બીજું લક્ષણ રાજપૂતાણીઓને મુખે પોતાના ધણીના દુશ્મનની વડાઈ ગવરાવવાનું છે. અથવા પોતાના ધણીના દુશ્મનની યાદે રાજપૂતાણીઓને ભયભીત રહેતી બતાવેલ છે. ખેતશી ને કેસરબામાં પણ કવિ ગોધાજીની રાણીને મુખે ખેતશીની પ્રશંસા કરાવે છે. અહિં પણ કવિ ભૂલી જાય છે કે પોતાના રાજાના દુશ્મનના ઘરમાં પણ રજપૂતાણીઓ જ હોય છે.

રજપૂતોમાં બધા શૂરવીર નથી હોતા તેમ બધા કાયર નથી હોતા. બધી રાજપૂતાણી જાજરમાન નથી હોતી તેમ બધી નમાલી પણ નથી હોતી. પણ રાજપૂત અને રાજપૂતાણીનું એક બિરદ બંધાયું છે, કવિઓએ જ બાંધ્યું છે. એનાથી નીચે ઊતરનાર રાજપૂતાણી કાં તો અફીણ ઘોળે ને કાં રજપૂતાણીમાંથી ટળે.

## નિકૃષ્ટ કલ્પના

પોતે જેનું અન્ન ખાય છે એવા રાજવીની પ્રશસ્તિ માટે એના વિરોધી કે દુશ્મન રાજવીની રાજપૂતાણીઓ બધી કવિની જેમ પોતાના ધણીના દુશ્મનની પ્રશંસક કેમ કરીને બને? ધણીના દુશ્મનની પ્રશંસા રજપૂતાણી પોતાના ધણીના મુખે જ કરે એટલી બધી રજપૂતાણીને હલકી કોટિએ ઉતાર્યા પછી એ રજપૂતાણીઓ કેમ કરીને રહે? એનો અર્થ તો એ થયો કે રાજપૂતાણીને લાંછન લગાડીને જ પોતાના રાજપૂત આશ્રયદાતાની વડાઈ કવિ દેખાડી શકે છે. હકીકતમાં એ લાંછન નથી રાજપૂતનું કે નથી રાજપૂતાણીનું પણ કવિતાનું લાંછન છે. એ કલ્પના હીન કોટિની છે, એ અલંકાર કલંકિત છે.

## કવિતાનું ઉજળું દૃષ્ટાંત

એની સામે જસદણના શેલા ખાચરના કવિ ગાંગા રાવળનું મેઘાણીભાઈએ નોંધેલું દૃષ્ટાંત જોઈએ. ભાવનગરના ઈનામની લાલચે જસદણનો શેલો ખાચર

૧૨૦ ઘોડે જોગીદાસ ખુમાણ સામે ચડયો. આ ધીંગાણું જોવા પોતાના આશ્રિત ગાંગા રાવળને ભેગો લીધેલો. પણ જોગીદાસના દસ ઘોડેસ્વારો સામે શેલા ખાચરને ૧૨૦ ઘોડેસ્વારો સાથે ભાગવું પડયું. ગાંગો મોઢામાં જીભ ઘાલીને પાછો આવ્યો. પણ જીવાઈદાતા શેલા ખાચરે પોતાની જૂઠી પ્રશસ્તિ રચવાની ગાંગા રાવળને ફરજ પાડી. ઘણી ના પાડયા પછી ગાંગા રાવળે ભરકચેરીમાં શેલા ખાચરની જ ઠેકડી ઊડાડતું ગીત લલકાર્યું :

બળ કરી અતગ હાલિયો ખોંશે
લાવું પવંગ (જાણે) ખુમાણુંના લોંશે
ખુમાણે દીધાં ભાલાં તરીંગમાં ખોંશે

(તે) ભોંયરગઢ લગ આવ્યો ભુંશે.

ખાચર ખોટ દુસરી ખાયો
ઝાંળે ખુમો ભાણ જગાયો
કૂડું શેલા કામ કમાયો

ગરમાં જઇને લાજ ગમાયો.

ધરપત સણે થિયો ધૂડ ધાણી
રાખી એલ્યા કોડ રામાણી
માર્યા ફરતા ડોડ મોકાણી

ઠરડ કાઢયો ભાલે ઠેબાણી.

આલણહારો કહું અલબેલો
ખેલ જઇને બીજે ખેલો
ઝાટકીઓ દસ ઘોડે ઝીલો

છો વીંસુ લઇ ભાગ્યો શેલો.

આ ગીત સાંભળી શેલા ખાચર ખીજાઈ ઊઠયો ને કહ્યું : "મારા જસદણની બહાર નીકળી જા." ત્યારે "થૂ તારા જસદણમાં" એમ કહીને ગાંગો રાવળ ચાલી નીકળેલો.

## કવિતાનું દૂષણ

વઢવાણના ઝાલા રાજ પૃથ્વીરાજની એક બકરી હળવદના ઝાલારાજ હરિસંગ મારી ને ખાઇ ગયેલા. એમાંથી બન્ને વચ્ચે જુદ્ધો ખેલાણાં. છેવટ હળવદના ઝાલાએ પેશ્વાના બાબારાવ વાળી ફોજને પૈસા દઈને તેડાવી વઢવાણના ઝાલા રાજવીને નમાવ્યા. હળવદના ઝાલાના કવિએ વઢવાણના ઝાલા રાજની ઠેકડી ઊડાડતું ઝમાળમાં એક ગીત રચ્યું. મેઘાણીભાઈએ એને "ગમારૂ વેર" જણાવીને "મૂર્ખાઈભરી વીરતા" કહી એ કાવ્યને દૂષણરૂપ જણાવ્યું છે.

જ્યારે એની સામે એક અતિ ઉજ્જવળ ને ખેલદિલ દૃષ્ટાંત મેઘાણીભાઈ ભાવનગરના રાજકવિનું આપે છે. આ રાજકવિએ પોતાના જ આશ્રયદાતાના દુશ્મન જોગીદાસ ખુમાણનાં પરાક્રમોની વીરગાથાઓ રચી છે. એટલું ઔદાર્ય જો કવિતામાં ન હોય તો એ કવિતા શાની ? બિરદનો અરથ જ નેક ટેક છે.

## વિવેક વગરની અત્યુક્તિ

પણ વારતાઓ રાજા કાળ અને કવિ પ્રમાણે લખાતી કે બગડતી સુધરતી આવી છે. ખીમાજીવાળાની વાત અંગે તો શ્રી. રતુભાઈ રોહડિયાએ જ ધ્યાન દોર્યું છે કે કંઠોપકંઠ ઘણો ફેરફાર થઈ ગયો છે કે તે મૂળ વાર્તાનું નવતર કલેવર જ લાગે છે. આપણે નવતર કલેવરની જ વાત પ્રમાણે આગળ વધીએ. ખીમાજી વાળાની વાતની શરૂઆત કંઈક ઓઢા જામ જેવી છે; પણ ઓઢાની ભાભીની ઈચ્છા પૂરી ન થતાં ઓઢા ઉપર આળ ઓઢાડે છે. ત્યારે ખીમાજીવાળાનાં વિધવા ભાભીની ઈચ્છા ન સંતોષાતાં મેણું મારે છે. જેમ ચંચ રાઠોડની ભાભી મેણું મારે છે તેમ. અને મેણાનો માર્યો ખીમાજી સીધો આબુના રાજમહેલના ઝરૂખા નીચે જઈને ઊભો રહે છે.

અહીં પણ સવેલું ઉપાડવા આવ્યા પછી જ પ્રેમ થાય છે. પણ મુખ્ય પ્રશ્ન મેણું ભાંગવાનો જ છે. એમાં સૌથી વધુ નજરે ચડતું તત્ત્વ એકલા ખીમાજીવાળા સામે ત્રણ હજાર ઝાલાઓ અને બે હજાર તાતારો જુદે ચડે છે તે છે. આ વાર્તામાં વાળાની પ્રશસ્તિ સારૂ ઝાલાઓને ઊતારી પાડયા છે. અત્યુક્તિની પણ હદ હોઈ શકે. ખીમાજી વાળા સામે બે પાંચ પંદર કે પછી સો બસો ઝાલા ચડયા

હોત તો એને કાવ્યાલંકાર ગણુત: પણ એકની સામે પાંચ હજારની સેના ચડે એનું શું સમજવું? એકની સાથે એકહારે કેટલાક લડી શકે?

## હાસ્યાસ્પદ બને

ચલાળામાં મેરામભાઈ બારોટ છે. ખૂબ રોનકી ને આનંદી છે. શૃંગાર સજવાની વાત આવે એટલે કહેશે કે સુંદરીએ એક એક આંખમાં પાંચ શેર પાંચ શેર સોયરો આંજી દીધો. પછી સામે બેઠેલામાંથી કોઈ પૂછે કેઃ હેં મેરામભાઈ! એટલો સોયરો આંખમાં સમાણો કેમ?"

ત્યારે જવાબ આપે કેઃ "એ તે આંખમાં અંજાય એટલો રહે ને બાકીનો ખરી પડે. ખરી પડે." આમ અતિ અતિશયોક્તિથી શૃંગાર કે શૌર્ય હાસ્યાસ્પદ બની જાય.

આ તો ગીતકથાઓ કે લોકવારતાઓને મૂલવવાની એક દષ્ટિ થઈ. પણ એને અનેક દષ્ટિએ સુલવવી જોઈશે. આળાપણું છોડવું પડશે. પછી કથા કે વારતના હાર્દમાં જેમ જેમ ઊંડા ઊતરતા જઈએ તેમતેમ એની મોજ આવતી જશે.

## જણ જણ જૂજવિયું

ક્રમે ક્રમે લોકવારતાઓનાં પોત પાંખાં પડતાં ગયાં છે કે પછી કાળ અને એની જરૂરિયાત પ્રમાણે વારતાઓનાં રંગ રૂપ બદલતાં ગયાં છે તેનો પણ ખ્યાલ આવતો જાય, સાથો સાથ વાર્તાનાં સ્વરૂપો ઉપરથી એને સાંભળનારાઓની કક્ષાનો ખ્યાલ પણ આવતો જાય કે કેવી વારતા કેવા વર્ગ પાસે કહેવાતી હશે?

આ અંકમાં આપેલી 'મોતીની ચોરી' વાર્તા પણ જોઈ જવા વિનંતી છે. અંગ્રેજોનો અમલ આવી ગયા પછી દેશી રજવાડાં કે નાની મોટી ઠકરાતોમાં વાતડાહ્યા માણસો વાતો માંડતા જ રહ્યા છે ને વાતો જોડાતી જ રહી છે. 'મોતીની ચોરી' રાજ્યના કોઈ અધિકારીની ચાતુરી ને હુશિયારી બતાવવા જોડાયેલી લાગે છે, વળી એવા અધિકારીના કોઈ શહેરી પ્રશંસકે જ જોડેલી હોય એવી એની ભાષા કેરચના છે.

## અવલોકન આવકારદાયક

ધન્યવાદ તો દેવા જોઈએ આવી બધી વાર્તાઓ સંઘરનારાઓને અને પૂરી પાડનારાઓને. જો આ બધી વારતાઓ ન સચવાણી હોત, અને પ્રેમથી પૂરી ન પાડવામાં આવતી હોત તો આપણે તુલનાત્મક રીતે કે અન્ય રીતે એનાં મૂલ્યાંકન કઈ રીતે કરત?

ઘણી વારતાઓ ઝવેરાતવાળી હશે ને ઘણીનાં પોત પાંખાં હશે, પણ વિપુલ વાર્તાધન આપણી પાસે પડયું છે. એ બધું બહાર આવતું જાય, એના બંધારણ, રચના, ભાષા, પ્લોટ, સંયોજન, સ્વરૂપ, પ્રકાર, સામાજિકતા અને મર્મ પામવા આપણે એને અનેક દષ્ટિએ અવલોકતા થઈએ ત્યારે જ લોકવારતાની સંસ્કાર–પરખ અને રસાનંદ આપણે મેળવી શકશું.

## બદ્ધ–માનસ છોડવું રહે

જૂનું જે હતું તે બધું જ સાચું ને બધું જ સારું હતું તેવી મધ્યયુગીન મીઠાશ વાગોળવાનું છોડયા સિવાય જૂનામાં જે સારું હતું તે જળવાશે નહિ અને નવું સમજાશે નહિ. ભૂતકાળમાં થયેલી ભૂલો સમજાય તો જ વર્તમાનમાં સાચો રાહ પકડાય અને ભાવિ ઉજ્જવળ બને. એટલા માટે હું ફરી ફરીને આ ક્ષેત્રે ધ્યાન દોરું છું કે જે ભૂતકાળમાં જે કાંઈ બન્યું તે મૂલવવાની દષ્ટિ આપણે મેળવશું નહિ, સાંપ્રત પ્રવાહોને પીછાનશું નહિ અને જૂઠી મહત્તા, જૂઠા આડંબર, જૂઠી જીદને છોડશું નહિ તો બેય સાથે બૂડશું.

શિષ્ટ સાહિત્યનાં થોડાંક જ વહેણ તરફ આપણી દષ્ટિ જાય, વિશ્વ સાહિત્યની ગતિ આપણને સમજાય, વ્યક્તિ અને સમાજના શાશ્વત સંબંધો સમજાય, આજના આપણા સમાજની સ્થિતિ, આપણા દેશની સ્થિતિ શાને આભારી છે, કયાં જૂઠાં મૂલ્યો–કઈ જૂઠી જીવન–પ્રણાલિને પકડી રાખવાને પરિણામે એક કાળે ભારતમાં મહાન ગણાઈ ગયેલી અને ઈતિહાસમાં જેણે ઐતિહાસિક ભાગ ભજવ્યો એવી મહાન જાતિઓ ભૂખને ભાથે થઈ નામશેષ થવા આવી છે. એટલું જો સમજાઈ જાય તો હજી આપણા શકિત–સામર્થ્ય આપણા પછાતપણામાં ગુંગળાઈ રહ્યાં છે તે મુકત બને અને નવાં સર્જનનાં શિખરો સર કરતા થવાય.

# પના મારૂજી વોરે ચૂંદડી

પ્રવીણકુમાર ગઢવી

આમ તો આ લોકગીત પરંપરાગત (Traditional) છે, પણ એની પછવાડે એક સુંદર પ્રેમ–કથા વસી હોવાથી, આ ગીતને અહીં મૂકવાનો લોભ રોકી શકતો નથી.

પહેલાં હળવી મશ્કરી, મજાક, પછી ઉતાવળે લગ્ન સંબંધ અને છેલ્લે પસ્તાવો: બળાપો; આત્મહત્યા વગેરે....આ પ્રકારનાં કથાવસ્તુ (Plot) વાળાં લોકગીત આપણે ત્યાં ઢગલો એક છે. 'પના મારૂજી વોરે ચૂંદડી' પણ એવું સાદાસીધા કથાવસ્તુ-વાળું લોકગીત છે. ગીતના શબ્દો છે:

પના, સોના તે કેરું મારું બેડલું રે
પના, રૂપલાં અઢૂંણી બેઠાં હો,
પના મારુજી વોરે ચૂંદડીરે...૧

આપણા લોકકવિનું પ્રિય દશ્ય : સરોવરની પાળ : નાયક – નાયિકા મળી ગયાં : ચક્ષુરાગ : (love at first sight)

પના, સરખી સૈયરોના સાથમાં રે,
પના, પાણી જ્યાં'તાં સરોવર પાળ....પના. ૨

પના, સરખી સાયરોના સાથમાં રે,
પના, સાંભળી'તી નવહેલી વાત...પના. ૩

પનાને નવાઈ લાગે છે, એ પૂછે છે, 'કઇ વાત ?'

ગોરી, કોણે કીધું ને કોણે સાંભળ્યું,
ગોરી, કોણે ઉડાડેલ વાત.........પના. ૪

પના, ચાંદે કીધું ને સૂરજે સાંભળ્યું,
પના, વાયરે ઉડાડેલ વાત.........પના. ૫

પના, શિના તે લગને તમે પેણશો,
પના, શે'ની સૂંઢાડશો જાન.........પના. ૬

–ગોરી કહે છે પના તમે મારી સાથે પરણવાના છો, એ વાત તો આખા બ્રહ્માંડમાં જાહેર થઈ ગઈ છે !

ગોરી, પાંચમને લગને પનો પૈણશે
ગોરી, છઠની સુંઢાડશું જાન...પના. ૭
પના, તમે કોના જમાઇ લાડકારે,
પના, કે'શો સાસરિયાંની રીત...પના. ૮

પનો આંખ મીચકારી ગોરીને સમજાવે છે કે તારા બાપનો જ હું જમાઈ છું, અને મારે ઘેર તમારે સાસરિયે તો—

ગૌરી, ચાર પાંચ દિયર પાતળા રે,
ગોરી, તમારાં શોકલડી એકલાં રે,...પના. ૯

વાતવાતમાં ગોરી પનાને પરણી ગઈ, ત્યારે ખબર પડી કે એ તો ઘરમાં શોકય બની આવી છે. એને આઘાત લાગે છે. એ પૂછે છે:

પના, શાના કારણિયે તમે પૈણ્યા રે,
પના, શારે કીધા અમે અવગણ...પના. ૧૦

–પનો નફટાઈ ભર્યો જવાબ વાળે છે:

ગોરી, તમારી આંખો ચીપડી રે,
ગોરી, કાંણિયારી આંખોની ખોડ...પના. ૧૧
ગોરી, તમારાં છોરૂડાં ગોબરાં રે,
ગોરી, ચતુર છોરૂડાંની ખાંત...પના. ૧૨

બનવા કાળ બની ગયું. હવે શું થાય ? નાયિકા પરંપરાગત શોકય–વિરોધી લાગણી વ્યકત કરે છે:

પના, આડા ચણાવજો ઓરડા રે,
પના, શોકયનાં મુખ ના જોવાં...પના. ૧૩

–જોયું ? લોકગીતમાં નવું કશું નથી. આપણા

પશ્ચાત સમાજમાં રોજ બનતી ઘટનાઓમાંથી લોકકવિને ગમી ગયેલી, અને તે પણ ચવાયેલી ઘટનાનું ચિત્રણ માત્ર છે.

પણ સંશોધકના મોંમાં પાણી આવે એવું તો કથાનાયિકાનું નાયક માટેનું સંબોધન 'પના મારૂ' છે. મારૂજી તો રાજસ્થાની શબ્દ છે, ત્યાંના અને અહીંનાં લોકગીતોમાં જાણીતો છે. પણ આ 'પના' તે કોણ? રાજસ્થાની લોકગીતોમાં 'જલ્લા–મારૂ'ની જેમ 'પન્ના–મારૂ' સંબોધન જાણીતું છે. બંને નામો વ્યક્તિવાચક છે પણ એટલાં તો લોકપ્રિય છે કે નીતિવાચક બની ગયાં છે અને કોઈ પણ લોકગીતમાં નાયિકા નાયકને 'જલ્લા–મારૂ' કે 'પન્ના–મારૂ' કહે છે. જેમ કે:

"અબ કો ચોમાસો પના મારૂ
ઘર રહોજી મ્હારા રાજ"

o o o

"જો ધણ હોસ્યો બાગાંરી કોયલડી,
પનો–મારૂ સુવટિયો હોય જ્યાસી મ્હારા રાજ"

એટલું જ નહીં, પ્રાચીન રાજસ્થાની સાહિત્યમાં ખાસ કરીને પંદરમી–સોળમી સદીના જૈન-સાહિત્યમાં પણ 'પના–મારૂ'નો પ્રયોગ થયો છે:

"પના મારૂજી, ઘડી એક કરહો ઝૂકાર હો."
(માનસાગર કૃત વિક્રમસેનમાં)

ત્યારે સવાલ થાય છે, આ પનો તે કોણ? પંજાબી રાજસ્થાની લોકકથા સાહિત્યમાં એની ભાળ મળે છે. 'સસી–પના રી વાત' સિંધ પંજાબ અને રાજસ્થાનમાં કહેવાય છે. એનું વસ્તુ (Plot) કંઈક આવું છે:

પન્ના એક મુસલમન શાહજાદો હતો. એ કેચ મકરાણના બાદશાહ આરી બલોચનો દીકરો હતો. એક વખત એના રાજ્યના વણઝારાઓની પોઠોનું રક્ષણ કરવા તે થટા પ્રાંત (પંજાબમાં?)માં આવ્યો ત્યાં એક ધોબીની રૂપવાન છોકરીના પ્રેમમાં પડયો અને પરણ્યો યે ખરો. છોકરીનું નામ સસી. કિંવદંતી છે કે સસી પોતે પણ કોઈ બાદશાહની શાહજાદી હતી. પણ અપશુકનિયાળ નક્ષત્રમાં જન્મ લેવાના 'ગુના' બદલ એને નદીમાં નાંખી દેવામાં આવી હતી. (અહીં આપણી રાણકદેનું વસ્તુ યાદ કરવા જેવું છે, તે પણ કચ્છના રાજાની કુંવરી કહેવાય છે પણ અપશુકનિયાળ નક્ષત્રમાં જન્મી હોવાથી, જોષીના કહેવા પ્રમાણે તેને દાટી દેવામાં આવી હતી પણ કુંભારે બચાવી લઈ પાળીપોશી હતી. સાંપ્રત જ્ઞાતિવાદી સમાજના સંતોષ ખાતર લોકકથાકાર આવા સંબંધો ઊભા કરતો હશે?) સસીને ધોબીએ પાળીપોશીને મોટી કરી હતી. ચોમાસું આવતાં તો વણઝારા પન્નાને મૂકી સ્વદેશમાં પાછા જતા રહ્યા. બલોચ બાદશાહને ખબર પડી કે એનો લાડકો શાહજાદો તો હલકી ધોબણને પરણી બેઠો છે. એણે પન્નાના દોસ્તો મોકલ્યા, દોસ્તોએ પન્નાને ખૂબ શરાબ પાયો અને પન્નાને ઉપાડી ગયા. સસીએ પન્ના વિના માથું પછાડી પ્રાણ તજ્યા. પન્નો નશામાંથી જાગ્યો, ત્યારે એને ખબર પડી કે એતો સસીના છાપરાને બદલે રાજમહેલમાં સૂતો છે, ઊઠીને એ જ ઘડીએ ભાગ્યો, પણ એ મોડો પડયો હતો. એણે પણ સસી પાછળ પ્રાણ તજ્યા.

લોકકવિ તો માનવપ્રેમનો કવિ, સસી–પન્નાની શહીદીને ભૂલી જવા દે ખરો? એણે દરેક પ્રેમીને પન્નો અને પ્રેમિકાને સસી માન્યાં. એક પરંપરા ઊભી થઈ અને તેથી લોકો આજે પણ પન્નાને ભૂલ્યા નથી.

પન્ના–સસીના આ વસ્તુ પર રાજસ્થાનમાં બે લોકગીતો જાણીતાં છે. 'પનલો પરદેશી' અને 'સીકરી'. 'પનલો પરદેશી'માં કોઈ પરાઈ રૂપાંગના મુસાફર પન્નાને એક રાત એની શૈયામાં વીતાવવા વિનવે છે, પન્નો હસી કાઢે છે. સાચો પ્રેમી એવું કરે કે? પન્નો તો સસીનાં વખાણ કરવા બેસી જાય છે:

દાંત દાડયું કા જી બીજ, મિરગાનૈણી રાજ,
જીભલડી ઇમરત બરૈ જી, મ્હારા રાજ,

–દાંત દાડમની કળી જેવા એને જીભે તો અમૃત વસે છે. મારી સસી રૂપે રંગે દેવી છે, તે તું

ક્યાં જાણે છે ?

સૂરજ જિસો એ ઉજાસ, મિરગાનેણી જીરાજ
ચાંદ જિસી એવા ધણુ ઉજળીજી મ્હારા રાજ

ચાંદા—સૂરજ જેવી તો ઉજળી છે સસી !

બીજું લોકગીત 'સીકરી' છે. સીકરી તે સસીનો લાડ-વાચક શબ્દ હશે? 'પનલો પરદેશી'ની જેમ 'સીકરી' લોકગીતના વસ્તુનો મૂળ સીંધી-પંજાબી વાર્તા સાથે બહુ મેળ બેસતો નથી. પન્નો સ્વપ્નમાં સીકરીને જોઈ નીકળી પડે છે. (સ્વપ્ન દર્શન એ સંસ્કૃત—પ્રાકૃત લોકવાર્તાઓ-ની જાણીતી ટેકનીક (Technich છે.) અને આક-સ્મિક જ સીકરીના ગામમાં જઈ ચડે છે. સીકરી પન્નાને આવકારે છે, રાજસ્થાની પરોણાગત કરે છે: પન્નો પૂછે છે :

સીકરી એ તું અબ થારી જાત બતાય
જાત બતાયાં ઢોલ્યે પગ ધરાંજી, મ્હારા રાજ !

સીકરી નીચું જોઈને જવાબ વાળે છે :

જાત જ મ્હારી કહિએ ધોબી લોગ,
બડે એ ઘરાં કા ધોવાં કાપડાંજી મ્હારા રાજ !

જાતની ધોબણુ છું, મોટાં લોકનાં કપડાં ધોઈ જીવું છું.

હાં, તો આપણા 'પના મારૂજી વારે ચૂંદડી'માંનો પનો તે જ આ શાહજાદો પનો કે ? ક્યાં સિંધ, ક્યાં રાજસ્થાન, ક્યાં શાહજાદો પન્નો અને ક્યાં રૂપેણ કાંઠાનો કાણી સ્ત્રીને ઘરમાં ઘાલતો લ્હેરીલાલો એવો પનો ? વાહ રે લોકકવિ તારી કરામત !*

---

* આ લેખ લખવામાં મેં શ્રી. મનોહર શર્માના મરુ ભારતી (જાન્યુઆરી '૬૫, વર્ષ ૨, અંક ૪)માં પ્રગટ થયેલ 'पन्ना-मारु' લેખનો આધાર લીધો છે. તેમનો હું ઋણી છું—સં.

*

## ધસમસતી હોડ

ત્રાટકે છે કોણ પહેલું આભમાંથી એમ આજ
વાદળમાં મંડાણી ધસમસતી હોડ
ઝરમરતી ધારામાં વેરાતાં મોતી શાં,
છંટાતાં છાંટણાંની રંગત અજોડ.
ઝડિયું વરસાવતો બળબળતો સૂરજ
જ્યાં આગ મહીં અવનિ ધોતો
ઊંચા તે પહાડ થકી નિર્ઝરતાં ઝરણાં
ત્યાં ખાલિપો રહ રહ રોતો
પકડેલી બાન એવી અબળાને કાજ આજ
ઊમટી પડી છે લાખ અશ્વોની દોડ.
વાદળમાં મંડાણી ધસમસતી હોડ.
હૈને સમાત સાત પાતાળે જઈ વસેલ
છાંયડાઓ દંત કથા જેવા
ધગધગતા ખોરડાની ભીષણ તે ભીંસ મહીં
હાંફતા જ્યાં મોભ અને નેવાં
ફળિયામાં લટકંતી લુખ્ખી તે ઠીબ મહીં
છલકી ઊઠયા છે આજ કલરવના કોડ.
વાદળમાં મંડાણી ધસમસતી હોડ.
ધોરિયાને કોઇ દી ત્યાં ધરપત વળી નહિ
જ્યાં પડતો'તો રોજ રોજ ટૂંકો
તરફડતા ક્યારામાં મ્હોં ફાડી ઊભેલો
દારુણ દુકાળ સાવ સૂકો
કાળી ડીબાંગ એવી ટકૂર તે ભોમકામાં
કોળી ઊઠયા છે આજ અંકુર કરોડ.
વાદળમાં મંડાણી ધસમસતી હોડ.
કોયલનો કંઠ અને મોરનો ઝીંગોર ઓણુ
ઢણુકેલા ઢોલ સાવ ઢીલા,
પાછી ફરેલ પેલી કળકળતી કૂંજડિયું
મોઢાં લઈને એનાં વીલા
તાણીને સોડ સૂતી રાણીને અંગ અંગ
લ્હેરાતા જોબનતા લીલુડા છોડ.
વાદળમાં મંડાણી ધસમસતી હોડ.

—ચીમન પુરોહિત

# બળના ન્યાયનો બેસતો યુગ

કોંચા ભગત

[ આજે બળ દ્વારા મનધાર્યું પડાવવાનો યુગ ફરીથી બેસી રહ્યો છે. અધ્યાપકો કુલપતિ સામે, વિદ્યાર્થીઓ યુનિવર્સિટી સામે, મજૂરો માલિક સામે, કર્મચારીઓ સરકાર સામે, વિરોધ પક્ષો સત્તાધારી પક્ષ સામે અને સત્તાધારી પક્ષનાં આંતરિક જૂથો સામસામે બળ દ્વારા ધાર્યું કરાવવા શક્તિ-સંગ્રામો ખેડી રહ્યા છે. ડાઘિયો ક્યાંકથી મેઘાણીભાઈનું 'ઘણ રે બોલેને એરણ સાંભળે હો જી' એ ક્રાંતિનું બુનિયાદી ગીત સાંભળીને આવ્યો. એને ય વેદના ઊપડી કે સંગ્રામો ખેડવાની શક્તિ આપણામાં તો આદિકાળથી છે, તો પછી આપણે આ બળના મુકાબલામાં શા માટે પાછળ રહી જવું ? ગંગાજીથી ગાંધીનગર સુધીનાં ગામે ગામની ગંધ લઈ આવેલી ગલકી પાસે દિલ્હીમાં ડોકાં કઢી આવેલ ડાઘિયો હવે બળનાં પારખાં કરી લેવા ને તાકાતથી જ તોડ કાઢવા વેદનાભર્યું એલાન ઉચ્ચારે છે. કોંચા ભગતે 'ઘણ-એરણ'ના પ્રતિકાવ્ય રૂપે મઢીને અહીં મોકલ્યું છે. —સં.]

ડાઘિયો બોલે ને ગલકી સાંભળે હો જી
બંધુડો બોલે ને બેનડ સાંભળે હો જી
એજી સાંભળે સત્ત(ા)જુગની રે વાત
વેણુ રે વેણુ હો શત-તણખા ઝરે હો જી
બહુ દિન ભસ્યાં ઘર ને બા'ર
ખાધાં કાંઇ એંઠાં જૂઠાં અપાર
દી ને રાત ડંગોરાના માર
આટકયાં આપણુ ઠારોઠાર
હો મારી શૂનિ બેની—ડાઘિયો બોલે ને.

પોકારે લાખલેખ ગલુડાં આપણાં હો જી
પોકારે રાભડાં કુણાં પારાવારનાં હો જી
શેરિયું પોકારે ખરેખરી
ગલિયુંમાં જગ્યા રહી નવ જરી
વાડિયું ઠાંસોઠાંસ ખૂબ ભરી
હાય તોય થાતું નવ કોઇ ધણી
હો મારી શૂનિ બેની—ડાઘિયો બોલે ને.

વાડા ને જંગલ જાળવ્યાં આપણે હો જી
ઢોરને ઢાંખર સાચવ્યાં આપણે હો જી
ડાઉ ડાઉ કરીને દુભાણા
હાડકાના કટકડે હરખાણા
આપણુ પરિવાર શેકાણા
તોય નવ પેટડિયાં ભરાણાં
હો મારી શૂનિ બેની—ડાઘિયો બોલે ને.

આજુથી નવેલા જુગને જાણવા હો જી
વાદ ને વિવાદો આપણ માણવા હો જી
આજ લગ મર્યા કોની માટ ?
વફા - દારીએ વાળેલ દાટ
રડી લેને શૂનિ હૈયાફાટ
આગળ વસમી છે વાટ
હો મારી શૂનિ બેની—ડાઘિયો બોલે ને.

જમાનો આવ્યો રે ગલકી જૂથનો હો જી
જૂથ રે વિણ ભાવ ન પૂછે ઠૂંઠનો હો જી
મોવડી બન્યા મનના મેલા
દિનરાત ખાધા ખૂબ હડસેલા
કસી લ્યોને કમર બાંધો શેલાં
ગાફેલ રે'ના મત ગલુડાં
હો મારી શૂનિ બેની—ડાઘિયો બોલે ને.

સભાયું ભરો ને થાઓ તમે સાબદા હો જી
ભજાવો નાટક કાંઇ ભલી ભાતના હો જી

ચડતી શ્વાન – સાહુળાની વાર
માથે શત – શકટનો ભાર
ગલિયું ગાજે અપરંપાર
છૂટતા ધુંવાધાર પ્રચાર
હો મારી શૂનિ એની–ડાઘિયો બોલે ને.

ધજાઓ રોપાવો આપણા નામની હો જી
શહીદી સમજાવો આપણા કામની હો જી
લાલિયા રખે લપડાક ખાતો !
ટીપુડા જોજે ટેં થઇ જાતો !

રીંછિયા રખે વણસે વાતો !
પડતાં રાગો મુખ–રંગ રાતો
હો મારી શૂનિ એની–ડાઘિયો બોલે ને.

ભસી લ્યો બંધારણ બહોળી છૂટનાં હો જી
તોડાને તકરારી બંધ અંકુશના હો જી
ભાઇ મારા ભૂરિયા ભડ રે'જે
આજ એવી દાઢું ને નહોર દેજે
નો'રે નો'રે સંભાર્યે ઘટડામાં
ક્રોડ ક્રોડ શૂનિ-શ્વાન દુનિયાનાં
હો મારી શૂનિ એની–ડાઘિયો બોલે ને.



## મેઘરાજા પધારે

અવનીએ આદર્યાં તપ ઘણાં આકરાં, આઠ માસે સુણી આર્દ્ર વાણી
નોબતો ગડગડી, ગગન ગોખે ચડી, મેઘની સવારી ભવ્ય જાણી

આજ આરાધના અવનીની સાધના, પૂર્ણ થઇ મેઘ આવે ઉતારે
કડડ નભમાં થતાં ઘણણ ધરતી ધ્રુજે, આંગણે મેઘરાજા પધારે

આભને આંગણે જેમ સમરાંગણે, ચમકતી તેજ શી વીજ ભાસે
ઇન્દ્રના ધનુષને જોઇને મનુષ કંઇ, હેતને હર્ષ ભરિયા હુલાસે

વાદળાં શામળા કામળા ઓઢતા આવી ઊભા છે આકાશ આરે–કડડ નભમાં થતાં.
ગહેકતા મોર વાયુ તણો શોર ને ધૂણતાં ઝાડવાં અંગ ડોલે

હિલોળા - સાગરે અતળ રતનાકરે, જગત જાણે ચડયું છે હિંડોળે
સરિતના જળ જળે તરંગો ઉછળે, સાગરે થાય ભરતી વધારે–કડડ નભમાં થતાં.

પૃથ્વીને માંગણે અવનીને આંગણે, મેઘરાજાનો મંડપ નખાયો
સ્નેહના સ્વામીને પ્રિયતમ પામીને, ધરતીનો ઉર – આનંદ છાયો

લીલુડી ઓઢણી સરસ સોહામણી, નરમળી થઇ ધરા લાજ ભારે–કડડ નભમાં થતાં.
ઋતુ વર્ષા તણી ઊર્મિઓ ઉર ઘણી, પ્રેમદા પ્રીત ઘેલી બીચારી

વેદના અંતરે અતિ ઘણી ઉભરે, પિયુ પરદેશમાં દુખ ભારી
વિરહીઓ વલવલે અંગડા પ્રજવળે, પાંપણો ભીંજવે અશ્રુધારે–કડડ નભમાં થતાં.

નટુ પંડયા (જિજ્ઞાસુ)

# પુસ્તક પરિચય



## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ

(૧) ગાંધીજીનો અક્ષરદેહ: ભાગ–૨૩

કિં–૧૬–૫૦

ગાંધીજીની શતાબ્દીના વર્ષ દરમ્યાન તેમના પત્રો, લેખો, ભાષણો વગેરેનો સંગ્રહ કરી પ્રગટ કરવાનું શરૂ થયું હતું. તેમાં આ ત્રેવીસમું પુસ્તક બહાર પડે છે. આ ગ્રંથ ૪ માર્ચ, ૧૯૨૨થી ૭ મે, ૧૯૨૪ સુધીનો ગાળો આવરી લે છે. લગભગ એ આખો સમય ગાંધીજીએ યરવડા જેલમાં વિતાવેલો. ભારતમાં આ એમનો પહેલો કારાવાસ હતો. આ સમય દરમ્યાન ધારાસભા પ્રવેશના મુદ્દા પર કોંગ્રેસમાં ભાગલા પડયા અને દેશના કેટલાક ભાગોમાં હિંદુ–મુસલમાન સંબંધ તંગ બન્યા. એટલે ફેબ્રુઆરી ૧૯૨૪માં એપેન્ડિસાઈટિસના અણધાર્યા ઓપરેશન પછી ગાંધીજી જ્યારે એમની મુદત પહેલાં જેલમાંથી છૂટયા, ત્યારે દેશમાં રાજકીય પરિસ્થિતિ અને સામાન્ય વાતાવરણ ખૂબ નિરુત્સાહ હતું. આ કારાવાસનો સમય એમણે અભ્યાસ અને ચિંતનમાં ગાળેલો. આ સમય દરમ્યાન એમના યાદગાર અદાલતી મુકદમા દરમ્યાન એમણે વિશ્વાસથી કહેલું: "...પણ જે સરકારે પહેલાંના બીજા કોઈ પણ રાજ્યતંત્ર કરતાં સરવાળે ભારતનું અહિત જ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ થવી એને હું સદ્‌ગુણ સમજું છું."

(૨) ગાંધીજીનો અક્ષરદેહ:ભાગ–૨૪

કિં.–૧૬–૫૦

આ ગ્રંથ ૮ મે, ૧૯૨૪થી ૧૫ ઓગષ્ટ, ૧૯૨૪ સુધીનો સમય આવરી લે છે. એ વખતે દેશમાં રાજકીય તડાં પડી ગયેલાં એક બાજુ નાફેરવાદીઓ ધારાસભાના બહિષ્કાર માટે કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમના કડક અમલ માટે આગ્રહ રાખતા હતા, જ્યારે બીજી તરફ સ્વરાજવાદીઓ ધારાસભા પ્રવેશને આગળ ધપાવવા ખૂબ આતુર હતા. ગાંધીજી પકડાયા અને જેલમાં ગયા પછી રાજકીય ચળવળ ઠંડી પડી ગઈ હતી. એ વખતે ગાંધીજીએ આ કઠીન સવાલ કેવી રીતે હાથ ધર્યો એનો પ્રત્યક્ષ પુરાવો ગ્રંથમાંથી મળે છે. બીજા ગ્રંથોની જેમ આ ગ્રંથના પત્રોમાં પણ અંગત અને જાહેર એવી ઘણી બાબતો વિષેના ગાંધીજીના વિચારોનું સ્પષ્ટ અને વૈવિધ્યભર્યું ચિત્ર જોવા મળે છે.

(૩) ગાંધીજીનો અક્ષરદેહ : ભાગ–૨૫

કિં.–૧૬–૫૦

આ ગ્રંથ ૧૬ ઓગષ્ટ, ૧૯૨૪થી ૧૫ જાન્યુઆરી, ૧૯૨૫ સુધીનો પાંચ મહિનાનો ગાળો આવરી લે છે. આ પાંચ મહિના દરમ્યાન ગાંધીજીએ દેશમાં એકતા સ્થાપવા ઉત્કટ પ્રયત્નો કરેલા. આ ગ્રંથ એ પ્રયાસોનું બયાન રજૂ કરે છે. આ ગાળામાં બનેલી બધી જ ઘટનાઓ, એટલે સપ્ટેમ્બર–ઓકટોબરમાં કરેલા ૨૧ દિવસના ઉપવાસ, સ્વરાજ પક્ષના નેતાઓ સાથે કલકત્તામાં કરેલા કરાર, મુંબઈમાં મળેલી સર્વ પક્ષીય પરિષદ અને ગાંધીજીના પ્રમુખપદે બેલગામમાં વાર્ષિક અધિવેશન, દેશમાં સંપ અને સુમેળ સ્થાપવા એમણે કરેલા પ્રયત્નોનો આ ગ્રંથ પ્રત્યક્ષ પુરાવો આપે છે.

(૪) ગાંધીજીનો અક્ષરદેહ: ભાગ–૨૬

કિં.–૧૬–૫૦

આ પુસ્તક ૧૬ જાન્યુઆરી, ૧૯૨૫ થી ૩૦ એપ્રિલ, ૧૯૨૫ સુધીનો ગાળો આવરી લે છે આમાંનો ઘણોખરો સમય ગાંધીજીએ હાથકંતામણ અને ખાદી, હિંદુ–મુસ્લિમ એકતા અને અસ્પૃશ્યતના ત્રિવિધ કાર્યક્રમને આગળ વધારવા પ્રવાસમાં ગાળ્યો. એમણે સૌરાષ્ટ્ર-ગુજરાતનો પ્રવાસ કર્યો. કોહાટથી રાવળપિંડી ગયેલા હિંદુ નિરાશ્રિતો અને ત્યાંની મુસ્લિમ જનતા વચ્ચે મેળ કરાવવા રાવળપિંડી ગયા. એક મહિનો

દક્ષિણમાં, મોટે ભાગે ત્રાવણકોરમાં ગાળ્યો. જ્યાં વાઈકોમમાં અસ્પૃશ્યતા સામે એક વર્ષથી સત્યાગ્રહ ચાલતો હતો. અંધ રૂઢિચુસ્તતા તરફનું ગાંધીજીનું ટીકાત્મક વલણ તેમની અસ્પૃશ્યતા સામેથી ઝુંબેશમાં ખૂબ સચોટ રીતે રજૂ થયું છે. હિંદુઓની પરંપરાગત માન્યતાઓમાં ભાગ લેવાની એમની ભાવના અને તેને વ્યવહારૂ તથા રચનાત્મક રીતે વ્યક્ત કરવાનો તેમનો પ્રયત્ન ગોરક્ષા તરફના તેમના વલણમાં દેખાય છે.

(૫) ગાંધીજીનો અક્ષરદેહ : ભાગ-૨૭

કિં-૧૬-૫૦

આ ગ્રંથ મે, ૧૯૨૫થી જુલાઈ, ૧૯૨૫ સુધીના ગાળો આવરી લે છે. આ સમય દરમ્યાન ગાંધીજી બંગાળમાં હતા. આ યાત્રા ખાસ કરીને સ્વદેશી પ્રચાર, કોમી એકતા અને અસ્પૃશ્યતાનિવારણ માટેની હતી. જેમણે ગાંધીજીનું નેતૃત્વ સ્વીકારેલું એવા સ્વરાજવાદીઓ, કોંગ્રેસ કાર્યક્રમનાં રાજકીય અને રચનાત્મક બન્ને પાસા પર ભાર મૂકતા જ્યારે નાફેરવાદીઓ અને ગાંધીજી પોતે રચનાત્મક કાર્યમાં વધારે રસ ધરાવતા. કોંગ્રેસની બે પાંખો વચ્ચેના આ પ્રત્યક્ષ મૈત્રી સંબંધ વિશેના તથા રાજકારણ અને ધર્મ વિશેના સરળ અને સ્પષ્ટ પ્રતિપાદનના અનેક દાખલા આ ગ્રંથમાંથી મળે છે. અહિંસા વિષેના તથા ક્રાંતિવાદીઓની નીતિ વિશેના તેમના વિચારો સ્પષ્ટ અને નિખાલસ રીતે આ ગ્રંથમાં રજૂ થયા છે. ગાંધીજીના પ્રવાસ દરમ્યાન સૌથી આગળ તરી આવતી ઘટના ૧૬ જૂને દાર્જિલિંગમાં દેશબંધુ દાસનું અવસાન છે. આ સમગ્ર ગ્રંથ પર એ દુ:ખદ ઘટનાની છાયા ફરી વળેલી દેખાય છે. આ ગ્રંથમાં ઠેર ઠેર શાંતિનિકેતન તથા ખાદી પ્રતિષ્ઠાન જેવી સંસ્થાના તથા ટાગોર અને સુરેન્દ્રનાથ બેનરજી જેવી વ્યક્તિના ઉલ્લેખો આવે છે.

(૬) ગાંધીજીનો અક્ષરદેહ: ભાગ-૨૮

કિં.-૧૬-૫૦

આ ગ્રંથ ૧૯૨૫ના ઓગષ્ટથી નવેમ્બરના ગાળાને આવરી લે છે. આ સમય દરમ્યાન ગાંધીજીએ બંગાળ, બિહાર, સંયુક્તપ્રાંત તથા કચ્છનો પ્રવાસ કર્યો એમાં તે રચનાત્મક કાર્યક્રમની મૂળ બાબતો પર સતત ભાર મૂકતા રહ્યા. પટણાની મહાસમિતિની બેઠક વખતે મહાસભાની નીતિમાં થયેલો મૂળભૂત સુધારો તથા અખિલ હિંદ ચરખા સંઘની સ્થાપના એ કોંગ્રેસના વિકાસના મહત્ત્વના બનાવો હતા. એમનું પોતાનું જીવન તો સતત કાર્ય વચ્ચે કાયમ આનંદી જ રહેતું, પણ એની સાથે માનવ પ્રયત્નો પર તેમણે મૂકેલો ભાર પણ કદી ભૂલાય એમ ન હતો. "સ્વરાજ કંઈ આકાશમાંથી નથી પડવાનું. ધીરજ, ખંત, સતત પરિશ્રમ, હિંમત અને પરિસ્થિતિના સમજપૂર્વકના ખ્યાલનો એ પરિપાક હશે." ટૂંકમાં ગાંધીજીના રચનાત્મક વિચારોને સમજવા આ ગ્રંથ ખૂબ ઉપયોગી થઈ પડશે.

(૭) અનુસંધાન

લે.-ડૉ. હરિવલ્લભ ભાયાણી

પ્રકા-સરસ્વતી પુસ્તક ભંડાર:અમદાવાદ

કિં.-૧૦-૫૦

આઠ-દસ વરસમાં વિવિધ સામયિકો વગેરેમાં પ્રકાશિત થયેલા લેખકના સંશોધનાત્મક લખાણોમાંથી કેટલાંક અહીં સંગ્રહ રૂપે એકત્ર મૂક્યાં છે. લેખ, વિવેચન, વ્યાખ્યાન વગેરે રૂપે તૈયાર કરેલાં આ લખાણો પ્રાચીન-મધ્યકાલીન સાહિત્ય અને ભાષા તથા લોકકથાને લગતાં છે. સામાન્ય-ભૂમિકા કથાઘટકો, પ્રાચીન ગુજરાતી સાહિત્ય, અપભ્રંશ તથા પ્રાકૃત સાહિત્ય, અવલોકનો અને ઉપસંહાર એમ ૭ વિભાગમાં લેખો વહેંચ્યા છે. ટૂંકમાં વિદ્વાન લેખકનો અભ્યાસપૂર્ણ વિવેચનસંગ્રહ અભ્યાસીઓને ઘણો જ ઉપયોગી થશે.

*

ગાવડિયો સેનાપતિ, કાવડિયો પરધાન;<br>
સાવડિયો જ્યાં મહીપતિ, ત્યાં રૂઠે ભગવાન.

# મોતીની ચોરી

'વ્રજ'

[ આગળ આપેલ લોકવારતાની ચર્ચાના લેખમાં આ વાર્તાનો ઉલ્લેખ થયેલ છે. ચાળીસ વર્ષ પહેલાંના મારા સંગ્રહમાંથી આ વાર્તા મળી આવેલ છે. એમાંથી ફક્ત 'વ્રજ' નામનું ઉપનામ મળે છે. નામ નથી મળતું. પણ જેમાં આ વાર્તા લખેલ છે તે નોટબુક ભાવનગરની છે. વાત પણ ભાવનગરમાં મહારાજા ભાવસિંહજીએ આડોડિયાંને ભાવનગરમાં વસાવ્યાં તે પહેલાંની છે. આવી વાતો અંગ્રેજોની હકુમત પછી દેશી રાજ્યોનાં મુખ્ય શહેરોમાં મુત્સદ્દીઓના સ્નેહી સગાંઓ દ્વારા લખાતી થયેલી. આવી જ એક વાત 'મોતીના ગંઠા'ની કવિ શ્રી. કાનજીભાઈ લીલા જેવા કસબીની કલમે લખાયેલી અગાઉ 'ઊર્મિનવરચના'માં આવી ગયેલ છે.–સંપાદક ]

"આવો ચતુરભાઈ, આવો બેસો. શહેરમાં હમણાં ચોરનો બહુ ઉપદ્રવ છે."

"જી હા, વધારે છે ખરો."

"રોજ એકાદ–બે ચોરી થાય છે નાની મોટી ચોરી વગર એક રાત ખાલી નથી જતી. આ મહિનામાં હું ધારું છું કે એક પણ ચોરી પકડાઈ નથી." ચતુરભાઈ કાંઈ પણ ઉત્તર આપ્યા વગર નીચું જોઈ રહ્યા. દિવાન સાહેબે વાત ચાલુ રાખી: "હજુર પણ આજે એ સંબંધે કહેતા હતા. તમારા માણસોની કાંઈક ચસ્મપોશી હોય એમ શક જાય છે".

"હશે સાહેબ, મારાથી બનતો પ્રયત્ન કરું છું તે આપ જાણો છો".

"હા પણ પરિણામ કંઈ નથી આવતું તેનું શું કારણ?"

"કારણ તો હું પણ આપને કાંઈ કહી શકું તેમ નથી". કહી ચતુરભાઈ ચૂપ બેઠા. થોડી વારે દિવાન સાહેબની રજા માગી. વધારે સારો બંદોબસ્ત કરવા, ચાંપતા ઈલાજ લેવા દિવાનસાહેબે ભલામણ કરી.

ચતુરભાઈ ઘેર આવીને વિચાર કરવા બેઠા. તેમના નાનાભાઈ બહારથી આવ્યા ને કહે "કાં મોટાભાઈ, આજે બહુ ઊંડા વિચારમાં લાગો છો?"

"હા, દિવાન સાહેબે બોલાવેલો. શહેરમાં થતી ચોરીઓ સંબંધી તેમણે જે માર્મિક શબ્દો કહ્યા તે મૂંગે મોઢે સાંભળી લેવા પડયા. માણસોની ચસ્મપોશી હશે કહી આડકતરી રીતે મારા પર આક્ષેપ મૂકવાનો એમનો હેતુ હતો. હવે તો કાંઈક કરવું જોઈએ. નહીંતર નોકરી છોડી દેવી એ જ વધારે સારું"

થોડીવાર વિચાર કરી નાનાભાઈ ચંદુને બોલાવ્યો: "ચંદુ, અહીં આવતો ભાઈ. આજે ક્યાંય બહાર જતો નહીં." અંદર અંદર કેટલીક વાત કરી પછી ભરોસાના કેટલાક માણસોને બોલાવી સૂચના આપવાની હતી તે આપી દીધી.

સૂર્યાસ્ત થવા આવ્યો છે. સફેદ ઈંડા જેવા બળદ જોડેલી એક નાજુક વેલ દરવાજા પાસે જ વહેતી નદીના વેકરામાં આવી છૂટી. વેલ હાંકનાર બળદને પાણી પાવા લઈ ગયો. વેલમાંથી કપડાં લતાં અને દરદાગીના પરથી મોટા શ્રીમંત લાગતા એક શેઠ અને એક શેઠાણી નીચે ઊતર્યાં. આમ તેમ વેકરામાં જરા ટહેલવા લાગ્યાં. થોડે દૂર કેટલાક આડોડિયાના ઉચાળા પડેલા. તેમાંના એક જણને શેઠે સાન કરી બોલાવ્યો. તરત આવ્યો.

"કેમ અલ્યા, અહીં કાંઈ બીક જેવું નથી ને? અમારે અહીં રાત રહેવું છે."

"નારે મા–બાપ, અહીં તો રામના રાજ સે, શેઠ સા'બ! સખેથી પડયા રો. કીની કોરથી આવો સો? કીની કોર જાવું સે?"

"આવીએ છીએ તો છેટથી. હજી દૂર જવું

છે. આ શહેરમાં અમારે ઓળખાણુ નથી, નહીંતર ત્યાં જઈને રાત રહેત. અંધારિયું છે અને ભેળો ગોવાળિયો હતો તેને તાવ આવ્યો તે પાછળ રહી ગયો. વળાવિયા વગર અંધારી રાતે ચાલવું ઠીક નથી લાગતું.''

''ઈ ખરૂં બાપા. મારગમાં લૂંટારાનો ભે ખરો. તે બાપા અહીં જ પડયા રો'ને. કોઈ નામ નહીં લે. સુખેથી સૂઈ રો. અહીં તો રામનાં રાજ સે રામનાં રાજ !'' કહી આડોડિયો ચાલતો થયો.

''અલ્યા લાખા, આજ તો હવે અહીં જ રોકાશું. મંગાળા કરવા થોડા પાણા લઈ આવ. એટલે થોડી ખીચડી અને શાક કરી નાખીએ.''

''ત્યારે શેઠ, ચાલોને ગામમાં જ વેલ જોડી દઉં. કયાંય ઓળખાણુ પાળખાણુ નહી હોય તો ધર્મશાળા તો હશે જ. રાતે અહીં પાદરમાં પડયા રહેવું એમાં જોખમ કહેવાય પછી તો મોટા માણુસ છો.''

''ના ના જોખમવાળું શું છે ? ધર્મશાળા કરતાં અહીં એકાંત અને ખુલ્લી હવા મને વધારે પસંદ છે. પેલો જણુ પણુ કહેતો હતો કે કંઈ બીક જેવું નથી. કેમ અલ્યા ખરૂં ને ?''

ચાલ્યા જતા આડોડિયાએ ઊભા રહી ટેકો આપ્યો : ''હા સા'બ,અહીં તો એવું કંઈ જ નથી.''

લાખા આહેરે મોટા પથ્થર લાવી આપી, મંગાળા કરી આપ્યા. વેલમાંથી ઠામનો કોથળો ઉતારી આપ્યો. આસપાસથી સરપણુ વીણી લાવી આપ્યું. શેઠાણીએ બે તપેલી કાઢી ચૂલા પર મૂકી દીધી. બીજા કોથળામાંથી ખીચડી, શાક, મસાલો વગેરે કાઢી એક તપેલીમાં ખીચડી અને બીજીમાં શાક ચડાવી દીધાં.

એક આડોડીઓ હોકાની ચલમ હાથમાં લઈ અંગારા માગવા આવ્યો, શેઠાણીએ અંગારા આપ્યા તે ચલમમાં માંડનાં માંડતાં તેણે પણુ શેઠાણીને હિંમત આપી કે બીવા જેવું કંઈ નથી. માટે સુખેથી સૂઈ રહેવું. શેઠાણી બિચારાં રાજી થતાં દેખાયાં. રાતે આડોડિયા ચોકી કરશે તો ચાલતી વેળા તેમને ખુશી કરીશ એમ કહ્યું. '' બો સારૂં બા. ખડાંગ પે'રો દેહું, નેરાંત રાખો.'' કહી ચલમમાં દેવતા માંડી ચાલ્યો ગયો.

ખીચડી શાક તૈયાર થયાં. શેઠ–શેઠાણી થોડું જમ્યા. લાખાને પણુ જમાડયો. ઠામ સાફ કરી પાછાં મૂકયાં. બન્ને કોથળા વેલના પીડાં પાસે મૂકી દીધા. લાખાએ બળદને વેલની ઉંધ સાથે બાંધ્યા અને ખડ વેચાતું લાવી નાખ્યું. પોતે તેની પાસે જ વેકરામાં સૂતો. શેઠ–શેઠાણી થોડી વાર ટહેલી વેલમાં જઈ સૂતાં.

શહેરનો દરવાજો બંધ થઈ ગયો. અંધારૂં બરાબર જામ્યું કે એક માણુસ ધીમેથી વેલ પાસે આવ્યો. ઠામનો કોથળો હતો તે ઉપાડી પાછો મૂકી સીધા સામાનનો કોથળો હતો તે લઇ ગયો.

થોડીવારે બીજો જણુ આવ્યો. ધીમેથી વેલનો પડદો ઉઘાડયો. તે તરફ તો શેઠ સૂતેલા.. અટલે બીજી તરફ આવી ધીમેથી પડદો ઊંચો કરી દોરીમાં ભરાવી દીધો. શેઠાણીનો પોતાના તરફનો હાથ ધીમેથી લઈ પહેરેલી ચૂડીઓ ધીમેથી કાઢવા લાગ્યો. ચૂડીઓ પણુ શેઠાણીએ સામટી પહેરેલી. બધી ધીમે ધીમે કાઢી લીધી. પછેડીની ખોઈ વાળેલી તેમાં નાખતો જાય. બીજો શેઠ તરફનો અંદરનો હાથ શેઠાણીની છાતી પર પડેલો તે અંગૂઠો ઝાલી ઊંચો કરી તેમાં પહેરેલી ચૂડીઓ પણુ કાઢવા લાગ્યો બે–ત્રણુ ચૂડી બાકી રહી ત્યારે ધીમેથી શેઠાણીએ શેઠને પગનો ઈશારો કર્યો. શેઠે પડખામાં પડેલી બંદુક ધીમેથી પોતાના અને શેઠાણીના પેટ પરથી લાંબી કરી અવાજ કર્યો ગોળી બરાબર ચોરને ખભામાં વાગી. રાડ નાખી નીચે પડયો. એકદમ વેલનો દરવાજો ઉઘડયો અને ગોઠવી રાખેલા પોલીસનાં માણુસો દોડીને આવ્યા.

શેઠના વેશધારી ચતુરભાઈએ અને વેલ હાંકનાર તરીકે આવેલા લાખા સીપાહીએ આડોડીઓને પકડી લીધો. ચંદુભાઈએ શેઠાણીનો પોશાક કાઢી નાખ્યો.

"તમામ આડોડીઆને પકડો !"

હુકમ પ્રમાણે સિપાહીઓ ઉચાળા પડેલા ત્યાં ગયા. પણ ત્યાં તો ઘવાયેલા આડોડીઆના એક ઉચાળા સીવાય બીજો એકે ઉચાળો ન હતો. સૌ વિચારમાં પડી ગયા ! એટલીવારમાં ઉચાળા ગયા કયાં ?

ઘાયલ થયેલા આડોડીઓની ડોશી તેના ઉચાળા પાસે બેઠેલી. તેને પકડી લાવવામાં આવી. કેટલીક ધમકી આપી પણ માને નહીં. છેવટે તેના ઘાયલ દીકરાને તેની પાસે લાવ્યા. તેને મારી નાખવાની ધમકી આપી ત્યારે ડોશી બોલી : "ના મા–બાપ, ઈમ કરહો મા. મારા દીકરાને મારહો મા. મા–બાપ, ઈ ઉચાળા તો બધા પીપળી પોંહવા આવ્યા. બધા પીપળી ભેળા થવાના સે."

સવાર તરત દોડતા ગયા. દિવસ ઉગે તેટલામાં બધા ઉચાળા વાળી આવ્યા. દરેક ઉચાળાની જડતી લેવામાં આવી, પણ થોડા ઘણા દાણા, જૂના કપડાં અને થોડાંક વાસણો સિવાય કાંઈ હાથ ન આવ્યું. ચતુરભાઈ તો બહુ નિરાશ થઈ ગયા. બધી નહીં તો થોડી ઘણી ચોરી આ આડોડીઆએ જ કરી હશે એમ કેટલા સંયોગો ઉપરથી દેખાતું હતું. તે ઉપરથી આ બધી યુક્તિ તેમણે ગોઠવેલી પણ જડતીમાંથી કાંઈ ન જડયું. થોડા આડોડીયાને બોલાવી ધમકાવ્યા થોડી ઘણી 'પોલીસ ચોકસી' પણ કરી. પણ કાંઈ તેમની પાસેથી નીકળ્યું નહી.

પેલી ડોશીને ફરી બોલાવી, ફોસલાવી, ધમકાવી, પટાવી પણ તેની પાસેથી કંઈ હકીકત ન મળી. પાછી તે જ યુક્તિ કરી. ડોશીના દીકરાને ડોશી રૂબરૂ મગાવી તેને મારી નાખવાનો હુકમ કર્યો. ડોશી ગભરાઈ ગઈ અને કહે : "મા–બાપ, મારા દીકરાને મારહો મા. હાચેહાચુ માની દઉં ?" કહી આડોડીઆના પાડા, ખુંટિયા અને ગધેડા પરના ખડનાં બનાવેલાં સૂંથિયાં ઉખેળી જોવા કહ્યું.

સૂંથિયાં ઉખેળતાં અંદરથી સામ સામા બાંધેલા જૂના જોડાઓની કેટલીક જોડ નીકળી. તે તોડી તો કોઈ જોડમાંથી કાંઈ તો કોઈમાંથી કાંઈ એમ દાગીના નીકળવા માંડયા. કેટલાક સોનાના, કેટલાક મોતીના, કેટલાક જડાવ. થોડી મોતીની છૂટી સેરો પણ નીકળી. બધો મળી લાખ રૂપિયા ઉપરાંતનો માલ નીકળી પડયો.

બધો માલ અને બધા આડોડિયાને દિવાન–સાહેબ પાસે ચતુરભાઈ લઈ ગયા. દિવાન સાહેબે હજુર સાહેબને ખબર આપ્યા. તેમણે પોતાની પાસે બોલાવ્યા. શહેરમાં જે જે જગ્યાએ ચોરી થયેલી તેમને બધાને ખબર આપવામાં આવી. એક પછી એક દાગીના તેમણે ઓળખવા લાગ્યા. આ દાગીના કેવી રીતે ચોરેલા તેની હકીકત આડોડીઆઓ સંકોચ વગર કહેવા લાગ્યા.

મોતીની થોડી છૂટી સેરો હતી તે તો એ શહેરમાં કોઈને ત્યાંથી ગયેલી નહીં. કયાંથી કેવી રીતે લાવ્યા તે આડોડિયાને પૂછતા તેમાંનો એક જણ ઊભો થયો અને પોતાની હકીકત નીચે પ્રમાણે કહી સંભળાવી.

નજીકના જ શહેરમાં એક સોની અને એક કોળી રહેતા હતા. ચોરીનો માલ કોઈ કોઈ વાર આડોડીઓ એ લોકોને વેચતો. એક વખત સોની અને કોળીને મુંબઈ જઈ પોતાની ચાલાકી અજમાવવાની ઈચ્છા થઈ. આ આડોડીઆને પણ સાથે નોકર તરીકે આવવા કહ્યું. ત્રણે જણ મુંબઈ ગયા. નાની મોટી ચોરી તો થોડી કરી પણ કાંઈક વધારે કિંમતી માલ હાથ ધરવા તેમણે યુક્તિ રચી.

એક દિવસ એક પાલખી ભાડે લીધી. ૫–૬ ભોઈને રોજ ઠેરાવી લાવ્યા. પાલખી ઉપર પડદો નાખી ભોઈ પાસે ઉપડાવી. સોની કામદાર બન્યો અને કોળી પટાવાળો બન્યો. આડોડીઆને ઉતારાની ખબર રાખવા ભલામણ કરી અને અમુક વખતમાં બેમાંથી એક પણ ઉતારે ન આવે તો અમુક જગ્યાએ ઉતારે પડેલો થોડો ઘણો માલ હતો તે લઈ ત્યાં પહોંચી જવા સૂચના કરી. પણ આડોડીઆથી એકલા ઉતારે ન રહેવાયું એટલે પાલખી ઉપડાવી સોની અને કોળી ચાલ્યા કે તરત ઉતારાનો જે કાંઈ થોડો સામાન હતો તે ઉપાડી મજૂર હોવાનો ડોળ

કરી આડોડીઓ પણ પાછળ પાછળ ચાલ્યો.

પાલખી ઝવેરી બજારમાં પહોંચી. કામદાર બનેલા સોનીએ રાણી સાહેબને થોડાં મોતી લેવાં છે કહી એક દુકાનેથી મોતી માગ્યાં. કિંમત પૂછી, મોતી લઈ પાલખીનો પડદો ઉઘાડી અંદર કાંઈક વાતો કરી, થોડીવારે શેઠને કહે: "શેઠ, બા સાહેબને મોતી પસંદ તો પડયાં છે, પણ તમને હરકત ન હોય તો બીજી એક–બે દુકાને હજી મોતી જોવાં છે. તમે સાથે આવશો? નહીંતર તમારાં મોતી પાછાં આપી દઈએ. બીજી દુકાને જોઈને પાછા આવશું."

શેઠ કહે "તેમાં શું? મોતી ભલે બાસાહેબ પાસે રહે. સરખામણી કરવી ઠીક પડશે. ચાલો હું સાથે આવું."

આમ એક દુકાન, બીજી દુકાન, ત્રીજી દુકાન એમ છ–સાત દુકાને પાલખી ઊભી રહી. દરેક દુકાનેથી સારામાં સારાં મોતી લઈ કામદાર પાલખીમાં બતાવે અને શેઠને સાથે આવવા કહે. સાતમી દુકાનેથી મોતી લઈ કામદાર પાલખીમાં બતાવવા ગયા. અંદરથી એક સુરાહી બહાર લાવ્યા અને પટાવાળાને કહે. "કેમ અલ્યા, પાણી વિનાની જ સુરાહી અંદર મૂકાય? એવી ભૂલ કેમ કરી?" પટાવાળાને જરા ધમકાવી કહે: "જા ઝટ જા આ સુરાહીમાં સામેના નળેથી પાણી ભરી લાવ. બા સાહેબને તરસ બહુ લાગી છે. જા વાર કરતો નહીં."

પટાવાળો સુરાહી લઈને ગયો. કામદાર અને ૬–૭ વેપારી પાલખી પાસે ઊભા છે. મોતીની બજાર સંબંધી કેટલીક ચર્ચા ચાલે છે. પાંચ–સાત મિનિટ થઈ. "પટાવાળો હજી પાણી ભરી કેમ ન આવ્યો? બા સાહેબ બહુ તરસ્યા થયાં છે. એટલે મૂર્ખને કહેલું કે તરત જ આવજે. આ સામે જ નળ છે ત્યાંથી ભરી લીધું હોત શું હતું?" કામદાર આજુ બાજુ જોવા લાગ્યા. પણ પટાવાળો ન દેખાયો: "બેવકુફ, હજી આવ્યો નહીં. કોળી ઠલ્લા એટલે થઈ રહ્યું. ઉતાવળે કામ કરે જ નહીં. હું જઈને હમણાં જ શોધી લાવું. શેઠીઆઓ જરા ઊભા રહેજો. પાલખીનું ધ્યાન રાખજો. ભાઈ, ધ્યાન રખના." કહી ઉતાવળે પગલે પટાવાળાની પાછળ કામદાર પણ ગયા.

પા કલાક, અરધી કલાક, પોણી કલાક પટાવાળો ન આવ્યો કે ન આવ્યા કામદાર. શેઠિયા ઊભા હતા તે ઉતાવળા થવા લાગ્યા. ભોઈને ધમકાવીને કહે: "અમારે પછી અહીં કયાં સુધી ઊભા રહેવું? બા સાહેબને કહો કે મોતી લેવાં હોય તો લ્યો. નહીંતર અમારા સોનાં પાછાં આપી દ્યો એટલે અમે દુકાને જઈએ."

"હમ કયા જાનત હૈ? હમ કયા કરે?"

"કેમ? તમને ન કહીએ ત્યારે કોને કહીએ? તમે એમના નોકર છો તે તમારી ઓજલ નહીં હોય."

"હમ નોકર કૈસે! હમ નોકર નહીં હૈ. હમ તો ઈધર બંબઈકે હી રહેનેવાલે હૈ."

"અરે! તમે નોકર નથી? રાણી સાહેબ કયાંનાં છે?"

"ભૈયા, હમ કયા જાનત હૈ? હમ કુછ નહીં જાનતે"

શેઠિયાઓને વહેમ પડયો, શું કરવું? પાલખીમાં શી રીતે જોવું? ઓઝલ તૂટે અને ફરિયાદ થાય તો? એક બાઈ ત્યાંથી નીકળી તેને કહે, "બાઈ! જરા પાલખીમાં જુઓ તો. રાણી સાહેબને કહો કે અમને અમારાં મોતી પાછાં આપે."

બાઈએ પાલખીનો પડદો ઉઘાડી અંદર જોયું: "અરે ભાઈ, બાઈ–ભાઈ આમાં કોઈ નથી. આમાં તો મોટો પાણો પડયો છે."

મોતી તો સુરાહીમાં ગયાં. ગરબડ મચી ગઈ. પોલીસને ખબર આપી પોલીસે રીત પ્રમાણે તપાસ શરૂ કરી. આડોડિયો આ બધું જોવા માટે માથા પરનો ભાર નીચે મૂકી થાક ખાવા બેઠો હોય તેમ નીચે બેઠેલો. તે પોટકું માથે મૂકી ચાલતો થયો. સંતલસ પ્રમાણે ત્રણે જણ મળ્યાં. રાતની ટ્રેઈનમાં તે જ દિવસે નીકળી કાઠિયાવાડ ભેળા થઈ ગયા.

"હ્યો બાપા, ઈ મોતીની સેર તો એણે આલી. ઈની પાંહે તો ઘણાં મોતી હતાં. ઈમાંથી બે હારડીઓ આલી." કહી આડોડિયાઓએ પોતાની વાત પૂરી કરી.

ખૂબ જ ઊંચી કિંમતની મોતીની એક સેર ઉપાડી ચતુરભાઈએ પૂછ્યું : "આ કોણ ક્યાંથી લાવ્યું છે?"

એક આડોડિયાએ ઊભા થઈ પોતાની કથા શરૂ કરી.

થોડાં વરસ પહેલાં બન્ને ભાઈ ઉત્તર ભારતમાં એકતારો અને મંજીરા લઈ સાધુવેશે ગયેલા. ધર્મશાળામાં રહી રોજ સવારે પ્રભાતિયાં અને સાંજે ભજન ગાવા શહેરમાં નીકળે. એક સારા શેઠિયાને પ્રભાતિયાં ખૂબ ગમે. તેથી દરરોજ સવારે પ્રભાતિયાં સંભળાવવા આવવાનું કહ્યું અને પોતાના તરફથી રોજ સીધાનો બંદોબસ્ત કરી આપ્યો.

શેઠ સવારે જાગે ત્યારે પ્રભાતિયાં ગાવા એ સાધુપુરુષો આવે. શેઠ ઓસરીની પાળે બેઠા બેઠા દાતણ કરતા કરતા પ્રભાતિયાં સાંભળે. પછી તે દિવસ માટે સીધું આપે તે લઈ બીજે ગાવા જાય. આમ ૧૫–૨૦ દિવસ ચાલ્યું.

એક દિવસ શેઠ દાતણ કરતા હતા. પ્રભાતિયાં ગવાતા હતા. બીજા કોઈ શેઠનો ગુમાસ્તો આવ્યો અને તેણે પોતાના શેઠે મોતી જોવા મગાવ્યાનું કહ્યું. શેઠે તીજોરી ઉઘડાવી એક નાના દાબડામાંથી મોતીની સેરો બતાવી. ગુમાસ્તો લઇ ગયો અને તરત પાછો આવીને કહે : "શેઠે મોતી જોયાં. જોઈશે ત્યારે મગાવીશ." કહી મોતી પાછાં આપ્યાં. શેઠે દાબડામાં નાખી પાછાં તીજોરીમાં મૂકાવ્યાં. આ બધું ઓલા સાધુપુરુષો જોતા હતા. ક્યાંથી કુચીઓ લીધી, કેવી રીતે તીજોરી ઉઘાડી વગેરે બધું ધ્યાનમાં રાખ્યું.

તે જ રાત્રે બન્ને આવ્યા. ડેલી અંદરથી બંધ હતી. દિવાલો ઊંચી હતી. મકાનના પાછલા ભાગના વંડામાં વરસાદનું પાણી જવાની ખાળ હતી. તેનું એક બેલું કાઢી નાખી બન્ને અંદર દાખલ થયા. ઓરડામાં શેઠ સૂતેલા. કમાડ બંધ હતાં તે ઉઘડાવવા યુક્તિ કરી.

તબેલામાં ઘોડી બાંધેલી તેને છોડી મૂકી. પોતે ઓસરીમાં આવી અંધારા ખૂણામાં છૂપાઈ ગયા. ઘોડી ફળીમાં દોડવા લાગી. શેઠ જાગીને બહાર આવ્યા. ડેલીમાં સૂતેલા નોકરને જગાડી ઘોડી બાંધી લેવા કહ્યું. એટલા સમયમાં ધીમેથી બન્ને ચોર ઓરડામાં જઈ છૂપાઈ ગયા. ઘોડી બંધાઈ ગઈ. શેઠ અંદર આવી, કમાડ બંધ કરી ઊંઘી ગયા.

ચોરોએ બધું ધ્યાનમાં રાખેલું. કુંચીઓ લઈ, તીજોરી ઉઘાડી, દાબડામાંથી મોતીની સેર લઈ લીધી. હવે બહાર કેમ નીકળવું? શેઠ બહાર નીકળેલા ત્યારે કમાડ "કીચુડ" એમ બોલેલું. ઉઘાડે અને કમાડ એવો અવાજ કરે તો શેઠ જાગી જાય. યુક્તિ શોધી કાઢી.

રસોડામાં જઈ થોડું દહીં લઈ આવ્યા. શેઠનો વરસ–દોઢ વરસનો દીકરો શેઠના ખીછાના પાસે જ ઘોડિયામાં સૂતેલો. તેના પર દહીં નાખી છૂપાઈ ગયા. ઠંડું લાગતાં છોકરો જાગી ગયો અને રોવા લાગ્યો. શેઠ–શેઠાણી બન્ને જાગ્યા. શેઠાણીએ ઘોડિયામાં હાથ નાખ્યો અને શેઠને કહેઃ "ઊઠો ઊઠો શેઠ, છોકરાને સરખો કરવો પડશે."

શેઠે કમાડ ઉઘાડ્યું. શેઠાણી છોકરાને તેડી બહાર ગયાં એટલે શેઠ પાણી લાવી રેડવા લાગ્યા અને શેઠાણી છોકરાને સાફ કરવા લાગ્યાં. ચોર બરાબર આ તક જોઈ અંધારામાં બહાર નીકળી છૂપાઈ ગયા. શેઠ–શેઠાણી અંદર જઈ, કમાડ બંધ કરી સૂઈ ગયાં કે ચોર જ્યાંથી આવેલા તે ખાળમાંથી નીકળી ઉતારે આવી સૂઈ ગયા. સવારે પ્રભાતિયાં ગાવા આવ્યા.

રોજ પ્રભાતિયાંનો નિયમ ચાલુ રહ્યો ૫–૬ દિવસ થયા ત્યારે પેલો ગુમાસ્તો મોતી લેવા આવ્યો. તીજોરીમાંથી દાબડો કાઢે તો તદ્દન ખાલી. ઘોટી ઘણી તપાસ કર્યા પછી પોલીસને જાણ કરી. સાધુ તો પ્રભાતિયાં ગાઈ, સીધું લઈ ચાલતા થયા.

પોલીસે તપાસ શરૂ કરી. આ બાવા ઉપર શંકા ગઈ. શેઠને તેમના સંબંધી પૂછ્યું તો શેઠ કહેઃ

"એ બિચારા સાધુ ૨૦ ૨૫ દિવસથી રોજ પ્રભાતિયાં ગાવા આવે છે. બીજે પણ રોજ ભજન ગાવા જાય છે. એ તો ગરીબ સાધુ છે. અમને એના પર શંકા નથી. એમને હેરાન કરતા નહીં."

શેઠે બહુ ખાત્રી આપી એટલે પોલીસે બીજી દિશામાં તપાસ શરૂ કરી. બાવાજી તો રોજ રોજ પ્રભાતિયાં ગાવા આવે. કોઈવાર પોલીસ તરફથી શેઠને કાંઈ હકીકત પૂછવામાં આવે તે બધું સાંભળે. છેવટે દસેક દિવસ થયા ત્યારે પોલીસને પછી તે સાધુઓ પર શંકા જવા લાગી. પ્રભાતિયાં ગાતા હતા ત્યારે એક પોલીસ અમલદાર ત્યાં આવ્યો. તેની વાતચીત દૃષ્ટિ પરથી આ બન્ને ચેત્યા. તાપ જીરવાયો નહિં એટલે તે રાત્રે જ ત્યાંથી ભાગ્યા.

૧૫–૨૦ ગાઉ ઉપર દિવસ ઉગ્યો. પાછું વાળી જોતા જોતા ભાગે છે. પાછળથી પોલીસ આવતા દેખાયા. એકદમ ભાગ્યા. એક મોટી નદી આડી આવી રસ્તો તો એમણે મૂકી દીધેલો. આડેધડ ભાગતા હતા. પોલીસે ઘોડા દોડાવ્યા ત્યાં તો નદીના કિનારે બંન્ને ચોર આવી ગયા. ઊંચા કાંઠા પરથી નદીમાં ઝંપલાવ્યું. સવારોએ પહોંચીને તેમના પર બંદુકના અવાજ કર્યા. પણ આ લોકોએ પાણીમાં ડૂબકી મારી દીધી. એક પણ ગોળી ન વાગી. પાણીમાં ને પાણીમાં ચાલી સામે કાંઠે સૌયા ઘીચ ઊભા હતા તેમાં સંતાઈ ગયા. પોલીસના માણસો નદીમાં પડવાની હિંમત ન કરી શક્યા. થોડીવાર ત્યાં રોકાયા. દૂર આરો હતો ત્યાંથી ઉતરી આ કાંઠે તપાસ કરવા ચાલ્યા. એટલે આ ચોર ધીમેથી નદીમાં પડી જે કાંઠેથી કૂદેલા તે કાંઠે જતા રહ્યા અને એક ભેખડ આડે સંતાઈ ગયા. પોલીસે આમ–તેમ તપાસ કરી પણ પત્તો ન મળ્યો એટલે સાંજે પાછા વળી નીકળ્યા. રાત્રે બન્ને ચોર ભાગી છૂટયા.

"આ મા–બાપ, ઈ હારડી અમે ઈમ લીધી. માથાં કોરે મૂકીને લીધી સે બાપા. હવે તમે મોટા માણહ સો. તમને ગમે ઈમ કરો. હાચેહાચી વાત કરી દીધી".

ચતુરભાઈને તમામને લઈ જઈ રીતસર કરવાનું કહેવામાં આવ્યું. ચતુરભાઈની કદર કરવા માટે કેસનું પરિણામ આવ્યેથી જણાવવા દિવાનસાહેબને કહેવામાં આવ્યું. હજુરની સૂચનાથી દિવાનસાહેબે પૂછ્યુંઃ "અલ્યા, આજ તમારે શું ખાવું છે? તમે કહો તે તમને આજ ખવરાવીએ ?"

"એ મોટા ધણી, રાજી થયા હો તો સોખા, ગળ અને તેલ અમે ધરાઈને ખાઈએ એમ ખવરાવો સા'બ, ધણીનું ભગવાન સારું કરશે."

## ભુજંગી

વહેલાર લેવાર પિંડાર વાળે
નવા નેહ સું દેહ ગોપી નિહાળે
હરિ હો ! હરિ હો ! હરિ ધેન હાંકે
ઝરૂખે ચડી નંદકુમાર ઝાંકે.
અહીરાણીઓમાં અખ્ખળા ઝૂળ આવે
ભગવાનને ધેન ગોપી ભળાવે
ઇકો ખેવટે ચોવટે આય ઊભી
સંભાળી લિયો શામ મોરી સુરભ્ભી.
હુઈ નંદરી ધેન ગોવાળ હેળા
મિળે વાળવા જાણી શ્રીગંગ ભેળા
પરે નેર નીસાર આવે પ્રહટ્ટે
ત્રિવેણી ઉલટ્ટીય સામંદ્ર – તટે

ઘડુ ગેડિયે ગેંદ મેદાન ઘેરી
ઘણું ઘુમ્મરી ડમ્મરી ફેર ફેરી
ઝિલે આવતા ઊલટે હેક ઝેરે
ફિરે રામ ચોટા કરે દોટ ફેરે
માઝી આંકડો માઝિયાં ખેલ માતો
રમે સંગ ગોવાળિયા રંગ રાતો
મિળે ચોટ સામોસમી દોટ માથે
હુઇ દૂધમલ્લાં તણી હેળ હાથે
ચડાવે ઘણું સાંકડે ફેર ચાડે
જમૂના તણે નાંખિયો નીર જાડે.
(સાંયાજી ઝૂલાના સુપ્રસિદ્ધ 'નાગ–દમણ'માંથી)

o o o

# રાજા ભરથરી

સં. હરસુર એન. ગઢવી

આપણાં લોકગીતોમાં ગોપીચંદ અને ભરથરીનું આગવું મહત્વ છે. લોકગીતોમાં એક કથાગીતોનો પ્રકાર છે. લોકગીતોમાં રહેલું સંતસાહિત્ય મોટે ભાગે કથાગીતોમાં જ રચાયું છે. એટલે જ કંઠોપકંઠ ઝીલાતું આવ્યું છે. આ પહેલાં ૧૭૫ કડીનું ગોપીચંદરાજાનું ગીત મારા સંગ્રહમાંથી આપેલું. અહિં ભેસાણના શ્રી હરસુરભાઈ ગઢવીએ પોતાના સંગ્રહમાંથી રાજા ભરથરીનું ગીત મોકલ્યું છે તે આપ્યું છે.—સંપાદક

ઉજેણુ તો નગરીનાં રાજા બેસણાં,
ધારીનગરીનાં રાજાજી;
તેડાવો જોશીને જોવરાવો ટીપણાં,
જોવરાવો બાળુડાંનાં જોશજી.

ક્યારે નખતરમાં રાજા જલમીયાં,
ચાંદા – પુ ન મ ની રાતજી;
પોથી તો વાંચી ને પંડિત બોલીયા,
ભાગ્યમાં માંડયાં છે ભેખજી.

જલમનાં જોગી છે, બાળા ભરથરી,
લે ખ ન વા ળા જુગનાથજી;
નામ તો કે'જો એનું ભરથરી.

સોને તો મઢાવું મા'રાજ ટીપણાં,
રૂપલે જનોયુંનાં ત્રાગજી;
ફરીને સંભળાવો, મા'રાજ ટીપણાં,
આલું ઉજેણીનાં રાજજી.
ફરીને વાંચો રે, મા'રાજ ટીપણાં.

કાગદ હોય તો, મૈયા વાંચીએ,
કરમ વાંચ્યાં નવ જાયજી;
કુવા જો હોય તો માડી, અમે તાગીએ,
સમંદર તાગ્યા નવ જાયજી.
માંડયાં, તે છઠ્ઠીનાં મૈયા નૈં મટે.

બાળુંગી જોશીડા તારાં ટીપણાં,
તોડુંગી જનોયુંનાં ત્રાગજી;
સવારે ચ ડા વું તને શુળીયેં,
અવળા જોયા તેં તો જોશજી.
મારો તો બાળક જલમ્યો રાજમાં.

સાડા ત્રણ વાસાનાં બાળક બોલીયા,
મતદીયો બ્રમ્માને માય દોષજી;
દોષ તો લગગયા માઈ મેરી કરમકા,
ભાગ્યમાં માંડયાં મારે ભેખજી.
ભણ્યાં રે ભુલે, પણ માંડયાં નૈં મટે.

— —

બાર તો વરસનાં રાજા ભરથરી,
ભણવા મેલ્યા છે નિશાળજી;
ભણ્યા તો ગણ્યા રે વેદ શારદા,
પરણાવો પીંગલાવતી નારજી.
કોડે રે પરણાવું રાણી પીંગલા.

નાળીયેર તો આવ્યાં રે સીંહલદીપનાં,
નાળીયેર મોતીડે વધાવોજી;
ઘડીયાં લગન તો લ ખા વ જો,
મંગળ મેડીએ ગાયજી.
કોડેથી પરણાવો રાણી પીંગલા.

બાવન તો જાદવ રાજાની જાનમાં,
નવ તો ભેળા છે, નાથજી;
ચોર્યાશી સીધ્ધ રાજાની જાનમાં,
ભેળા ગુરૂ ગોરખનાથજી;
રાજા તો હાલ્યા છે પ્રણવા પીંગલા.

પેલાં તો ચોરીનાં મંગળ વરતીઆં,
દાદાએ દી ધે લાં દાનજી;
સાતરે કોઠા આલ્યા હેમનાં,
આલ્યા, મોતીનાં ભંડારજી.
ખાવરે, પીઓને ધન વાવરોજી.

બીજાં તો ચોરીનાં મંગળ વરતીયાં,
કાકાએ દીધાં છે દાનજી;
હજાર હસ્તી દીધાં દાનમાં,
ઘોડાની સંખ્યાનો નૈં પારજી.

ખાવરે પીઓને ધન વાવરો.
ત્રીજા રે ચોરીનાં મંગળ વરતીયાં,
મામાએ દીધાં છે દાનજી;
દાનમાં દીધો છે, બાણુ લખ માળવો,
આલી ઘેલુડી ગુજરાતજી.
ખાવરે પીઓને ધન વાવરો.

ચોથાં રે ચોરીનાં મંગળ વરતીયાં,
ગુરૂ ગોરખ આલે દાનજી;
ચપટી ભભુતી બેટા દાનમાં,
પરણીને કીધો પીંગલા માયજી.
સંગમાં ચલો રે રાજા ભરથરી.

પરણ્યાં હરણ્યાં ને મોલે આવીયાં,
મોલમાં લીધાં છે વિસરામજી,
સુતાંરે સપનાં રાણી મુને આવીયાં,
દલ મેરા હુઆ છે ઉદાસજી.
બાવા મૈં બન જાઉં, રાજા ભરથરી.

તમેરા સપના સવા લાખનાં,
અને બીજી આળ પંપાળજી;
સપનું પડજો રે સુકે લાકડે,
સેજ્યું ન ખાવું દો ચારજી.
ફેરવી ઢળાવું રાજા ઢોલીઓ.

— —

ફેર તો સપના ઐસા આવીયાં,
સપનામાં ગુરૂ ગોરખનાથજી;
કાનમેં કુંડળ ગળે મેં મેખલી,
દલ મેરા હુવા છે ઉદાસજી.
બાવો મૈં બન જાઉં રાજા ભરથરી.

— —

ભગવાં કરીયાં રે સુંદર ધોતીયાં,
અંગડે ભભુતિ લગાયજી;
અલેક જગાવ્યો રાણીનાં મોલમાં,
ચપટી ભિક્ષા દેના મોરી માયજી.
બાવા રે બની ગયા, રાજા ભરથરી.

ઘેલા રે રાજા ઘેલાં શીદ બોલો,
પરણીને મત કીધો મુને માયજી;
બાળારે પણમાં થાશો કોઢીયા,
મુખથી મકીયો, પીંગલા માયજી.
ભેખ રે ઉતારો રાજા ભરથરી.

તમે રે જોગીને બનું હું જોગણી,
ચાલું તમારી સાથજી;
ધુણી – પાણીની સેવા મેં કરૂં,
હાર્યે લેતા રે જાવ, મુને ભરથરી.

ભેખરે ઉતારો રાજા ભરથરી.
તુમરે આવો તો મૈયા, ગુરૂ લાજે,
લાજે ભેખ, ભગવાનજી;
દુનિયા જાણે કે બાવો ઘરબારી,
તમ આવ્યે, ભેખ, લજાયજી.
ભિક્ષા રે દીયો ને મૈયા પીંગલાં.

ઘડીક હલુંબો રાજા શેરમાં,
ભોજન કરીયે તૈયારજી;
રસોઈ જમતા જાવ રાજા ભરથરી;
નંઈ લાગે વાર લગીરજી.
જમીને જાજો રે રાજા ભરથરી.

તમારાં ભોજનકુ માય, ઢીલ ઘણી.
જાય મારે જોગીની જમાતજી;
ગુરૂ તો મળ્યા છે, ગોરખનાથજી,
ભિક્ષા રે દીયો ને મૈયા પીંગલા.

તમે મરજો તમોરા ગુરૂ મરજો,
અવળા જ્ઞાન બતાયાજી;
જીવતાં રડાપો, રાજા દઈ ચાલ્યા,
કૈં પરમાણું મેં રાજજી.
ધારાનાં ધણી રે, જોગી બન ચાલીયા.

દો દો ગાળ્યું રાણી મેરા જીવને દેજો,
મત દેનાં ગુરૂજીને ગાળજી;
ગુરૂનાં વચને રે મૈયા જોગી બન્યાં,
લાગ્યો ધુણીસર મેરો ધ્યાનજી.
ભિક્ષા રે દીયો ને મૈયા પીંગળા.

મઢીરે બનાવું રંગ મોલમાં,
સેવા કરૂં સ્વામીનાથજી;
ઇસવર કરી તમને પુજશું,
લેશું રામનાં નામજી......

ભેખ રે ઉતારો રાજા ભરથરી.
તુમેરી મઢીમાં માઈ આગ ધરી દે,
ગુરુ - ચેલા છેટા પડી જાવે,
ચપટી ભિક્ષા દેનાં મોરી માયજી.
ભિક્ષા રે દીયો ને મૈયા પીંગલા.

સોનું જાણી મેં સંગ કર્યો રાજા,
કરમે નીકળ્યાં કથીરજી;
પંડયરે વટલાવીને રાજ ખોયાં,
હારે સુકાણાં શરીરજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી

જનમનાં જોગી તમને જાણતી,
રે'તી બાળ કુંવારીજી;
કોરી ગાગર-બેડાં પુજતી,
કરતી મા'દેવનાં વ્રતજી.
કુંવારી કન્યાને રાજા ઘર ઘણાં.

કિયારે વાસ્તે તપેલી પીંગલા,
શીદને ઝુરો, મારી માયજી;
હુઝે બાણું લખ માળવો,
હુઝે ઘેલુડી ગુજરાતજી.

ખાવ-પીઓ ને ધન વાવરો,
સંઘર્યાં નંઇ આવે સાથજી.
જેવાંરે દેશો તેવાં પામશો.

બાળીદે, બાણુ લાખ માળવો,
ઘેલુડીમાં મેલો આગજી;
નૈંરે છોરૂને, નૈં વાછરૂં,
નૈં મારે બાળકનો બોલાસજી.
કોનેરે આધારે અમે ઉગરીએ.

કોનાં રે છોરૂં ને કોનાં-વાછરૂં
કોનાં માય ને બાપજી;
અંત સામે જાવું એકલું રે,
સાથે પુન્યને પાપજી.
ધરમને પુન્ય દો સંગ ચલે.

— —

માતાજી વલુંભે પગને પાઘડે,
એની ઘોડલાની વાઘજી.
રાણી તો પીંગલા, પલ્લા પાથરે,
હાલ્યા ઉજેરણીનાં રાજજી.
લખ્યાં રે ભાંખ્યાં મૈયા નૈરે મટે.



નવજળ ભરિયા મગ્ગડા, ગયણુ ધડક્કઇ મેહુ;
ઇત્યંતરિ જઈ આવિસિઇ, તઇ જાણી સિઇ નેહુ.

આજ ધરા દિન ઉમટયો, મોટી છાંટા મેહ;
ભીંજી પાઘ પધારસ્યો, જદ જાણુંલી નેહ.

વાડી માથે વાદળાં, મેડી માથે મે;
ઊભી અરદાસાં કરૂં, એક હોંકારો દે.

ઉજળી હાલી હટારણે, માથે મંડાણો મેહ;
વાલ્યમ વરસ ને, અંગ પલાળે ઉજળી.

મૂંઝવમાં તું મે, ઉંડા જળમાં ઉતારીને
મોંઢું દેખાડ મે, ભોંઠપ મ દે ભાણુના

મા તણુવ તું મેહ, તારા વેઠયાં નહિ વરતીએ
(એક) સગપણ ને સનેહ, તારે તાણ્યે તૂટશે.

# પરલોકે પાલરવ !

દાદુભાઈ પ્ર. ગઢવી

[પાલરવ ગઢવીના દુહા તો ઘણા પ્રખ્યાત છે. 'ઊર્મિ નવરચના'માં અગાઉ એમના ૧૦૮ ઉપરાંત દુહાઓની લેખમાળા પ્રસિદ્ધ થઈ ગઈ છે. ભગવાન પોતાના ભાઈ કે ભાઈબંધ હોય એવા અધિકારપૂર્વક ભગવાન સાથે બાખડનાર, એવી જ માગણીઓ કરનાર પાલરવની કવિતા અનોખી છે. પોતે સદેહે સ્વર્ગમાં પહોંચ્યા હોય અને સ્વર્ગની વાટ વસમી થઈ હોય તેમ કવિએ લાડઘેલી સગવડોની માગણી કરતા દુહાઓ રચ્યા છે. એમાં પ્રશ્ન પોતે કરે છે ને ઉત્તર પણ પોતે જ વાળે છે. આવા એમના દુહાઓમાંથી થોડાક દુહાનું સંકલન કરી શ્રી દાદુભાઈએ અહીં સુંદર રૂપક આપ્યું છે.

—સંપાદક]

તીન સતાં ઊંચો ચડે, કે પેસે પંચા દોય;
હોણી અણહોણી નહિં, હોણી હોય સો હોય.
હરણ ખરી દો આંગળાં, પ્રથ્વી ક્રોડ પચાસ;
લખ્યા ભાંખ્યા મટે નહિ, જ્યાં પાહો ત્યાં પાવ.

જીવન ક્ષણભંગુર છે. કાયા માટીનો કાચો કુંભ છે ને એ ફૂટતાં રણકોય નહિ વાગે. આ તો મૂળ વિનાનું ઝાડવું છે. પાણીમાં પરપોટો થાય અને ફૂટી જાય તેઓ આ તનનો તમાશો છે. ધન, દોલત, માયા, મમતા, સગાં વહાલાં સૌને મૂકીને એક દી આ સંસાર છોડી ચાલી નીકળવું પડે. મને કમને પણ એ સત્યને આધિન થવું જ પડે.

પાલરવ ગઢવી આ સત્યને સમજતો હતો કે આ તન હરિ–આધિન થવાનું જ છે, છતાં ઈશ્વરને ઘેર જઈએ ત્યારે એની પાસે રૂડી માગણી ન કરીએ ! કહે છે કે ઈશ્વર કોઈને નિરાશ નથી કરતો. પાલરવભાને થયું કે આદુના કાળમાં પણ ઋષિ–મુનિઓ કંઈક માગણી કરતા આવ્યા છે. સૌને પોત પોતા જેવી જ માગણી હોય ને ! ચારણ કવિ સંતો–ભક્તોથી નોખો ન પડે તો એ ચારણ શાનો ?

પાલરવને જમના દૂતોએ બાંવડાં પકડીને સરગાપરને માર્ગે દોર્યો. કોઈ દી નહિ ભાળેલું અઘોર વન અને વનની એ બિહામણી ભોમકા ભાળીને પારલવે કહ્યું:

વાટ વસમી ને વિકટ વન, કહોજા કેડા;
છેટા રે છેડા, સરગાપરના શામળા !

ક્યાં મૃત્યુલોક ને ક્યાં હે નાથ તારું સ્વર્ગ ! વચ્ચેનો મારગ તો ઘણો કઠણ છે. આ કહોજા કેડામાં મારાથી હલાય શી રીતે ?

ત્રાંબાવરણી ભોં તપે, નઇ પગરખું પાગે;
પછી લા ગોખરૂ લાગે, સૂળી જેવાં શામળા !

એક તો તપતા સૂરજની ગરમીથી એ ભોમકા તપીને ત્રાંબાવરણી થઈ ગઈ છે. એક તો મારગની એવી લા (લાહ્ય) અને પાછા સૂળી જેવા ગોખરૂના કાંટા વાગે. પગરખું યે પહેરવા તેં ક્યાં રહેવા દીધું છે!

એક ભસ્તી બીજો ભંગી, હરજત મેલ હાલ;
પાણી છાંટે પખાલ, સારવે મારગ શામળા.

એ બાપ ! ઈ કહોજા કેડાને ટાકર જેવા સાફ કરનારા અને પછી માથે એકધારાં પાણી છાંટીને મારગને ટાઢાબોળ કરી દેનારા સામા મોકલ. એ મારી મોર હાલે તો જ હલાશે.

પાલરવભા પણ પરણીને વાગડની વાટ જેને વસમી થઈ પડેલી એવી નવોઢાથી ઓછા ઊતરે એવા નહિ તો ! 'સાયબા સડકું બંધાવ,' 'આંબા રોપાવ', 'વાવ્યું ગળાવ' તો જ મારાથી વાગડ અવાશે. નકર નહિ અવાય એવું વેન લેનાર નવવધૂ જેવા જ ગણવાને !

શામળો ય પાલરવભાનો સાયબો જ ગણાયને ! પણ એ તો ચારણ કવિ. એનાં લાડ ભગવાનને ય ભારે પડે. પાલરવે કીધી એટલી સગવડ ભગવાને દીધી. ત્યાં હાલતાં હાલતાં હાલતાં વૈતરણી નદી આવી. આ નદી જોઈને પાલરવભા કહે:

વૈતરણીના વેનમાં, ઈસે ક્યાં આરા;
ત્રાપા લઈને તારા, સામા મેલ્યને શામળા!

હે મારા ભગવાન ! આ વૈતરણીનો તો કાંઠો ક્યાંય કળાતો નથી. તું સામે તરાપા મેલ તો જ આ વૈતરણીનાં વેન ઊતરાય. આરો જ દેખાતો નથી.

આ સાંભળીને ભેગા હાલ્યા આવતા જમના દૂતો પાલરવભાને કહે:

બધુંય કરે બાપનું, એને સાયબ ન'રે સાથ;
ગઢવા દીધેલ ગાય કોય પરોતુને પાલરવ?

હેં ગઢવા! આપણે કોઈ ભામણ સરમણને કોઈ સાજી માંદી ગાય દાનમાં યે દીધેલ ખરી? કે પછી માગ માગ ને માગ! એ તો આપણે આપ્યાં હોય તો પામીએ. બધું બાપનું કરીને બેસી જાનારાને સાયબ સાથમાં ન રહે' સમજ્યા પાલરવભા!

દીધું હશે ઇ પામશે, ખટ ક્રમ પાળણખરા
નઇ મળે નરા, પાપી નરને પાલરવ!

ઈ તો દીધું હોય કાંઈ દયા ધરમ દાન ઈ નર કાંઈક પામે, બાકી સાવ કોરા ધાકોડ રહીને આવી માગણિયું કરે એને ન મળે ગઢવા! એટલે હાલવા માંડો.

પણ ગઢવો જમના દૂતોના ખાધા જાય તેવા ન હતા. કહે કે:

વીસ પચીસ-વાઢતો, અજાના કુંવર અબોધ;
પૂછેલ તેં પરમોદ સજનાને કદી શામળા!

હેં શામળા! આ જમના દૂત તારી વગર પૈસાની વકીલાત કરે છે તે રોજના વીસ પચીસ બોકડા વાઢતો એ સજના કસાઈને કદી આવું પૂછેલ ખરૂં? એને તો તરત મુક્તિ આપી દીધેલી?

જેસળ હતો જારઠો, મારતો હરણને મોર;
ચોરા માયલો ચોર, સારો હૂતો શામળા?

અને આલ્યો જેસળ ચોર માયલો ચોર, જે વનનાં કંઈક હરણ ને મોર મારતો ઈ વળી કેદુકનો સારો હતો તે એને તેં વળી મુક્તિ આપીને પળમાં પીર થાપ્યો?

આમ જ્યાં હજી શામળાને બે એક ચોપડાવી ત્યાં તો તરાપો સામે આવીને ઊભો રહ્યો.

ત્રાપો તો તૂટે તરત, વિચો વિચ વધજાણ;
વીણીને સારૂં વા'ણ, સામું મેલ્યને શામળા!

હે વધજાણ-વધુ સમજણવાળા પરભુ! આ તરાપો વખત છે ને અધવચ રાખે ને પાલરવ વૈતરણીમાં વહ્યો જાય. એટલે સારૂં જોઈને એક વહાણ સામું મોકલ ભા! પણ કેવું વહાણ?

નોકદાર કાંટે નવે, અદકો જેનો આર;
જોઈને સારૂં જાજ, સામું મેલ્યને શામળા!

સાવ નવું નકોર, રૂઆબદાર અને ગમે તેવાં તોફાનો વચ્ચે ટકી શકે એવી તાકાતવાળું સારૂં જોઈને એક જહાજ મોકલ મારા બાપ! મને વૈતરણીમાંથી પાર ઊતારે એવું:

ઓલ્યે કાંઠે ઊતરૂં, એમે ખંતીલા;
ચડસત ચડસીલા, સામૈયાં કર શામળા!

અને જો! જેવો ઓલ્યે કાંઠે ઊતરું કે તરત એક એકથી ચડે એવાં મારાં ખાંતેથી સામૈયાં કરજે. અને કેવાં સામૈયાં?

પવંગ મેના પાલકી, ઉંટ ભભકે અપાર;
હાથી એક હજાર, સામાં મેલને શામળા!
ગાતા આવે ગરબિયું સાધુ કે સમરાથ;
પછે દંડવત દીનાનાથ, તારા સામા કરૂં શામળા!

મ્યાના, પાલખી, હાથી, ઘોડા, ઊંટની હારોહાર મારા સામૈયામાં સામી હાલી આવે. સાધુની મંડળિયું ભેગી ગરબિયું ગાતી હાલી આવે, ત્યારે જળઝીલણી એકાદશીએ જેવાં તારાં થાય છે એથી અદકેરાં મારાં સામૈયાં થાય અને તારી સામે એવો માનહયુકો આવીને તને દંડવત કરૂં તયેં તું રૂડો લાગ. પછી એવા રસાલા સાથે તું અમને ઉતારે લઈજા. પણ ઉતારા કેવા?

દરવાજા ને ડોઢિયું, બહુ ભારે બંગલાવ,
ઉતારા અલાવ, સારા ઓરડે શામળા!
ઘણી સુવાને ઢોલિયા, તળાઇ ઓછાડ તમામ
ભેળા ભેળ ભગવાન, શીળખ દેજે શામળા!

બંગલા, દરવાજા, ડેલ્ઢિયું, ધુધીબાર ઓરડા, ઢોલિયા તળાઈ, ઓછાડ અને સુંદર શીળખ પણ માગી લીધી. વળી એક વાત માગવી રહી ગઈ. ઘણા જ શરમાળ રહ્યા ને પાલરવભા તે બોલ્યા :

બહુ ભારે બંગલા, વહે કીં વીસામા !
ભેળી ભંડારણ હોય, તો સફરું લાગે શામળા!

એવા રૂડા ઉતારા ને ઓરડા અરધશે નહીં, ભેગાભેગ એક ભંડારણ નહિ દે તો.

પાલરવભાને સરગાપરને ઠેડે સાધુ મળ્યા હોવા જોઈએ. પછી ભંડારણ જ યાદ આવે ને! સરગાપરમાં ભગવાન હોય ને ભંડારણ ન હોય તો પાલરવભાને સોરવે કેમ ? ભંડારણ વગર તો ખંડિત મનુષ્ય કહેવાયને !

પાલરવની દાઢ ગળતી જોઈને જમના દૂતો કહે :

માગ્યા જેવું માગીએ, નરપત પાડે નઇ ના,
હલકી વાતની હા, પરભુ ન પાડે પાલરવ !

પાલરવ ગઢવી ! એ કાંઈક માગ્યા જેવું માગો તો પરભુ ના નહિ પાડે, પણ ભંડારણ માગી બેઠા તે કાંઈ એવી હલકી વાતની હા પરભુ કાંઈ પાડતા હશે ? જરાક શરમાવ–લજવાવ !

ત્યાં તો ગઢવી ભભક્યા. શામળાનું ય સાંખે નહિ તે જમના દૂતોનું શ્યે સાંખે ?" હે પરભુ ! આ શું કહેવાય ?"

પગમાં ખલકના પતિ, જોને બળતી સાં જાળ;
ભાળવા જાશ ભૂપાળ, સેત્રુંજાને સામળા !
રૂખમણી ને રાધિકા, બેસારી બંગલે;
કુબજાને કુબે તું સટકે જાછો શામળા !

હે ખલકના પતિ ! તારા પગમાં લાય બળે છે ને ડુંગરા શીદને ચડવા જાય છ ? રૂખમણી અને રાધિકા બેયને બંગલે બેસાડી રાખીને તું કુબજાને કુબે નથી સટકી જાતો ?

સતભામાનાં ચૂરમા, કડવાં લાગ્યાં કાન;
સૂકા ટૂકા સામ, સારા લાગ્યા શામળા !

સતભામાના ચૂરમાં તને કડવાં લાગ્યાં અને કુબજાના સૂકા ટૂકડા સારૂ શીદ દોડયો જાછ ?

કામન હોય કડોળ, વરવી ને ટૂંકા વાળ;
તું ખરો ખેતરપાળ, સહુ કોઇ કે' છે શામળા !

સતભામા, રૂખમણી ને રાધિકા જેવી રૂપાળી પટરાણીઓ છોડીને કુબજા જેવી કુરૂપ સ્ત્રીની પાછળ દોડયો જાછ તે તને સૌ ખેતરપાળ જ કહે ને ! વળી :

પરભુ ગ્યા પરણવા, કોડે જનક કોટ;
ખંડપત ન હોય ખોટ, સંસારીને શામળા !

રામના રૂપે હે ભગવાન તું સીતાને વરવા જનકપુર ઘોડયો ગ્યો'તો, પછી અમારા જેવા સંસારીને એમાં ખોટ કેવાની ?

શંકરે ફાડેલ ચીંથરાં, ભીલડી આગળ ભા;
વાંક શું વિહામા, સંસારીને શામળા !

મહાદેવ જેવા મહાદેવે ભીલડીને રીઝવવા એની સામે જઈને નાચ કરી ચીંથરાં ફાડયાં ત્યારે અમે તો બાપ સંસારી જીવ છીએ ! તે તારા દૂતને હવે કાંઈ બોલતાં વારજે, નહિ તો ઠાલો વધુ સાંભળીશ.

આવો સણસણતો જવાબ સાંભળીને પ્રભુએ પાલરવની કેવીક માગણીઓ પૂરી કરી હશે એ તો પાલરવ જાણે ને પ્રભુ જાણે.

---

સુદામાને છાપરી, નહોતી રે'વા નાથ;
ચણાવ્યા સમરાથ, સોને બંગલા શામળા !

સુદામાની સુંદરી, કાળી હતી કરૂપ;
સંધિયુંથી સરૂપ, સૂરત કીધી શામળા !

સુદામાનાં છોકરાં, બધાંય ખાતાં બીડ;
સાતે રસની સીર, સબળી પૂરી શામળા !

સુદામાને છાપરે, અજા નહોતી એક;
કુંજર બાંધ્યા કેક સૂંઢુંવાળા શામળા !

# સ્થળોનું લોકતત્ત્વ

શંકરભાઇ સોમાભાઇ તડવી

'સ્થળોનું લોકતત્ત્વ' એટલે ઉંબરા બહાર પગ મૂકતાં આપણા જ પ્રદેશની ઇતિહાસ ભૂગોળનો પ્રત્યક્ષ પરિચય. રાજાઓની વંશાવળી અને મુસલમાન બાદશાહો અને અંગ્રેજ સલ્તનતના ઇતિહાસો શીખનારા વિદ્યાર્થીઓને ઘર આંગણાંનો મુદ્દલ પરિચય નથી હોતો એ ભારે દુઃખની વાત છે. પોતે પોતાના જ પૂર્વજોને નથી જાણતા ને સેંકડો વરસ પહેલાં થઈ ગયેલા રાજા બાદશાહ અને હવે સિનેમાના નટ નટીઓની વંશાવળી વહીવંચાની જેમ બોલી જાય છે. જેને પોતાના જ ઇતિહાસ ભૂગોળનું ભાન નથી હોતું એના પગ, એનું હિય ને દિમાગ આ ભૂમિ સાથે જડાયેલાં નથી હોતાં. પોતાની ભૂમિ સાથે જેનું ઊર્મિતત્ત્વ જોડાયેલું નથી હોતું, એનામાં ભૂમિજાત સંસ્કારો ક્યાંથી સંભરે? પોતાની ભૂમિ માટે સમર્પણ કરવાની ભાવના એનામાં ક્યાંથી જાગે? ૩૫ વર્ષ પહેલાં એ માટે સાપ્તાહિક 'ફૂલછાબ'માં નામ સ્થળમાં રહેલા લોકતત્ત્વના પરિચય માટે અમે લેખમાળા ચલાવેલી. એ લેખમાળા ત્રણેક વર્ષ ચાલેલી. વડોદરા જિલ્લાના સંખેડા મેવાસનાં સ્થળોનો પરિચય આપતાં શ્રી શંકરભાઈ તડવીમાં સંશોધકની દૃષ્ટિ સાથે શિક્ષકની ચીવટ ને ચોકસાઇ રહેલાં છે. જેટલી એમાં સરળતા છે એટલી જ રસિકતા છે. છેલ્લાં સાતેક વરસથી જુદા જુદા મિત્રોને એમના ગામ કે તાલુકાની મોજણી લોકસાહિત્યની દૃષ્ટિએ વિદ્યાર્થીઓ પાસે કરાવવા હું વિ. કરી રહ્યો છું. જેમાં નદી, નાળાં, પહાડ, ટેકરી, ડુંગરા, ડુંગરી, સીમ એની વનસ્પતિ, એની જમીન, એનાં દેવ–દહેરાં, પાળિયા ને ખાંભા, મંદિરો ને સંતો ભક્તો વગેરેનો સમાવેશ થઈ જતો હોય. પણ જ્યાં સુધી લોકસાહિત્યને મનોરંજન સ્વરૂપે જ લેવાશે ત્યાં સુધી આવાં પાયાનાં કામો હાથ નહિ ધરાય. આવું પાયાનું કામ હાથ ધરવા માટે શ્રી. શંકરભાઈ અભિનંદનના અધિકારી છે. જે કામમાં ઘસારો માંડેલો જ છે, પણ વળતર મનની મોજ ને પાયાનું કાર્ય કરવાના સંતોષથી વિશેષ કાંઈ નથી. કેટલાંક તત્ત્વો દરેક પ્રદેશે સર્વ સામાન્ય હોય છે. દા.ત. આ લેખમાં આવતી કૂતરાની કથા. 'ઊર્મિ'માં આવી કથા ખરડા પ્રદેશની આવી ગઈ છે. ઘણા સ્થળો સાથે આ કૂતરા ને વણઝારાની કથા જોડાયેલી છે.—સંપાદક

૧ : ૧ આપણાં મોટાં શહેરો અને ગામોમાં એવી ઘણી પોળો, કૂવા અને વાવો, બજારો અને જગ્યાઓ હોય છે, તે ઓળખાય છે એ નામ જેની ઉપરથી પડેલું છે તે વ્યક્તિ આજે હયાત નથી. એટલું જ નહિ કોઇ કૂવા કે વાવ નામે ઓળખાતી જગાએ વાવ કે કૂવો નથી અને બજાર કે ચોક નામે ઓળખાતી જગ્યાએ આજે બજાર કે ચોક નથી! દૃષ્ટાંત તરીકે ખારીવાવ કે ધોળી કૂઈ નામે ઓળખાતા લતામાં આજે કોઇ વાવ નથી, કોઈ કૂઈ નથી. છતાં એ નામ ચાલુ છે.

૧ : ૨ આવાં સ્થળનામોની પાછળ પણ એ નામ આપનાર લોકોનો ઇતિહાસ રહેલો છે. એની પાછળ લોકતત્ત્વ રહેલું છે.

૧ : ૩ વડોદરામાં ઇતિહાસ પ્રેમી અભ્યાસીઓએ ગુજરાત સ્થળનામ સંસદ સ્થાપી છે. અને કેટલાક શહેરોના સ્થળનામોનો ઇતિહાસ છતો કર્યો છે. એનું એક પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું છે.

૧ : ૪ નાના કે મોટા શહેર ને ગામમાં પણ આવાં સ્થળો મળે છે. એ દરેક પાછળ ઇતિહાસ રહેલો છે. આ ઇતિહાસ કોઈની કૂળકથાને છતી કરે છે. કોઈના બાપદાદાના પાળિયાની કથાને છતી કરે છે. જે ગ્રામ્ય ઇતિહાસ તરીકે ખૂબ મૂલ્યવાન છે અને નાનાં બાળકોને રજૂ કરવાના બાલ ઇતિહાસ તરીકે કીમતી સામગ્રી પૂરી પાડે છે. જે બાળ ઉછેરમાં શૌર્ય, સંસ્કાર, નીતિ અને સેવાના સીંચન માટે કીંમતી માધ્યમ બની રહે છે.

નવલખશાની પાસે એક સુંદર શરીરવાળો, વાઘ જેવો, વફાદાર કૂતરો હતો. ચોકીદારને તે ગમી ગયો હતો.

'નવલખશા! આ કૂતરો મારે ત્યાં મૂકતો જા.'

'બાપ! કૂતરો ન અપાય, પેટના દીકરા જેવો વહાલો છે. છૂટો પાડતાં જીવ ચાલતો નથી.'

'તો દાણ આપતા જાઓ'.

શહેરમાં ગયા વગર માલ વેચાય નહિ. માલ ન વેચે તો પૈસા મળે નહિ. મૂંઝાયેલો વણઝારો કૂતરો આપવા કબૂલ થયો. તે કૂતરા તરફ જોઈ બોલ્યો:

'બેટા! તને આજે મારાથી જુદો પાડું છું.' કૂતરાના શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં નવલખશા રડી પડયો. ફાળિયાને છેડે આંખો લૂછતાં તે બોલ્યો:

'બેટા! નિમકહલાલીથી નોકરી કરજે: નાસી આવીશ મા'.

કૂતરાને થાનમાં સોંપી વણઝારો પોઠો લઈને ચાલી પડયો.

ચોકીદારને ત્યાં રહે વણઝારાના કૂતરાને બે દિવસ થયા હતા. ત્રીજા દિવસની સંધ્યા નમી. રાત પડી સૌ જંપી ગયાં. ચોકીદાર પણ પોઢી ગયો. તેની પાસે જ કૂતરો ઊભો હતો. પગરવ સાંભળી કૂતરો ભસવા લાગ્યો.

ચોર આવ્યા હતા. કૂતરો ખૂબ ભસ્યો, પણ કોઈ જાગ્યું નહિ! ચોર ચોરી કરીને ચાલતાં થયા. ચતુર કૂતરો તેમની પાછળ પાછળ, લપાતો છૂપાતો ગયો.

કૂકડો બોલ્યો. ચોરોને લાગ્યું કે, હવે સવાર થવાને ઝાઝીવાર નથી, તેથી એક જગાએ બધું ધન, ઊંડો ખાડો ખોદીને દાટી દીધું. એંધાણી કરીને ચાલતા થયા.

સવાર થયું. ચોકીદારે પેટીપટારા જોયા અને ધન ચોરાયાની ખબર પડી. ચોકીદારે કપાળ કૂટયું. તે પોતાના નસીબને દોષ દેવા લાગ્યો. કૂતરો તેને ક્યારનો પોતાની બોલીમાં સમજાવતો હતો, પણ ચોકીદાર સમજ્યો નહિ. એટલે કૂતરાએ ચોકીદારનું કપડું ખેંચવા માંડયુ. ચોકીદારે વિચાર્યું:

'આ કૂતરો આમ કેમ કરે છે? હડકાયો તો નહિ હોય?'

ચોકીદારે કૂતરાને માર માર્યો, તો યે તે પાછો આવીને ફરીથી કપડું ખેંચવા લાગ્યો અને પોતાની બોલીમાં 'ઊહુ' ઊહુ' કરીને કહેવા લાગ્યો.

ચોકીદારને કુતૂહલ થયું: કૂતરાને આજે થયું છે શું? તે ઊભો થયો અને તેને પંપાળવા લાગ્યો. એટલે કૂતરો વધારે ખેંચવા લાગ્યો. આશ્ચર્ય પામી ચોકીદાર તેની પાછળ ઘસડાતો ગયો. કૂતરો તો ચાલતો ચાલતો અટકયો. જ્યાં ચોરોએ ધન દાટયું હતું ત્યાં ઊભો રહ્યો અને નહોર વડે જમીન ખોતરવા લાગ્યો.

ચોકીદારે ત્યાં ખોદી જોયું તો ચોરાયેલું ધન બધું મળી આવ્યું. તેણે કૂતરાના ગળે ચિઠ્ઠી બાંધીને છોડી મૂકયો.

*

'હરામખોર! નાસી આવ્યો? ઊભો રહે તારો ઘાટ ઘડું છું'

નવલખશા વણઝારો શહેર બહાર પડાવ નાખીને પડયો હતો. તે કૂતરાને આવેલો જોઈને બરાડી ઊઠયો. તેણે મનોમન વિચાર્યું. કૂતરો નાસી આવ્યો છે માટે નક્કી ચોકીદાર ગુસ્સે થશે. અને તેણે 'લે લુચ્ચા! લેતો જા.' બોલી ડાંગ ફટકારી અને કૂતરો નીચે પડયો તેવો જ મરી ગયો! કૂતરાની આંખો જાણે હસી રહી હતી. વણઝારાએ કૂતરાના ગળે બાંધેલી ચિઠ્ઠી દીઠી. તેણે તે વાંચી.

'તમારા વફાદાર કૂતરાએ તમારું દાણ ચૂકવી દીધું છે. માટે આ તમારા કૂતરાને સંભાળી લેશો.'

આટલું વાંચતાં જ વણઝારો કાંપી ઊઠયો. પોતે પોતાના નિર્દોષ કૂતરાનો વગર વિચાર્યે જાન લીધો! અને તે ત્યાં જ આપઘાત કરીને મર્યો! મરતાં મરતાં એ કહી ગયો કે, મારા આ પાળિયાને દરેક જણ એકેક પથ્થર મારજો. મારા જેવો પાપી!!!

વણઝારાના અને કૂતરાના પાળિયા કૂકરેજ ગામની પશ્ચિમે ડુંગરી ઉપર છે. કૂતરાના પાળિયાને લોકો કૂત્તેશ્વર મહાદેવ નામે પૂજે છે. જે સ્ત્રીઓને દૂધ ન આવતું હોય તે દૂધમાં રાંધેલી ખીર ચડાવવાની બાધા રાખે છે.

પેલા વણઝારાને પાળિયાને જતા આવતા લોકો આજે પણ પથરા મારે છે. નવાઈ તો એ વાતની લાગે છે કે, દિવસે પથરાથી ઢંકાયેલા પાળિયાનું માથું સવારે તો ઉઘાડું જ દેખાય છે!

૬:૫ કૂકરેજ પ્રદેશમાં કયારીની જમીન છે. પાણી વિના શિયાળામાં ઘઉં અને વાલ પાકે છે. ચોમાસામાં ડાંગરનો પાક થાય છે. આ પ્રદેશમાં વાવ–કૂવાનાં ખંડેરો છે. હાલ જ્યાં ગામ છે તેની ઉત્તર દિશાએ રોડને અડીને જૂની ગઢી આકારનાં ખંડેરો છે. ત્યાં ભોંયરા જેવાં પોલાણ માલૂમ પડે છે.

## (૭) ભાટપુર

૭:૧. ભાટપુર સંખેડા તાલુકાનું મોટું ગામ છે. લોકબોલીમાં તે 'ભોટપોર' કહેવાય છે. દંતકથા મુજબ તે ભાટ લોકોનું ગામ હતું, એમ કહેવાય છે. હાલનો વણકરવાસ, વાલુડિયા ફળિયું, હનુમાન ફળિયું, નેસડા ફળિયું, પીપળીવાળું ફળિયું, સાર્વજનિક દવાખાનું, બજાર અને પશુ દવાખાનું એ બધો વિસ્તાર જૂની વસાહતનો છે. ગુજરાતી શાળાના મકાનની દક્ષિણે હાલ જ્યાં પશુ દવાખાનું છે ત્યાં તળાવ હતું. એ ભાગમાં ખોદકામ થતાં જૂના વખતના સિક્કા મળતા હતા. ગામમાં ખારેકૂવો અને વાવ જૂના વખતનાં છે અને તેનો આગવો ઇતિહાસ છે.

### ૭:૨. ખારિયો કૂવો :

અસલના વખતની વાત છે. તે કાળે માલ લાવવા લઈ જવાની કામગીરી બધી વણઝારાની પોઠો મારફત થતી અને વણઝારા મોટા વેપારી કહેવાતા.

એક ઉનાળાનો બપોર હતો. ધોમ ધખતો હતો. ઊની લૂ વાતી હતી. એવા ટાણે આકાશને ધૂળથી ભરી દેતી વણઝારાની પોઠો આવી.

વાવ પાસે પોઠો થંભી. પોઠિયાનો ભાર ઉતારી તેમને થાક ખાવા હળવા કર્યા. તળાવનું પાણી પી પોઠિયા શાંત થયા ને ઘાસ ખાવા લાગ્યા.

લાખા વણઝારાએ સાથીદારોને રોટલાપાણી કરી બપોર ગાળવાની સૂચના કરી. કેટલાક સાથીદારો વાવમાં પાણી લેવા ગયા.

થોડીવારે સાથીઓ પાણી લીધા વગર પાછા આવ્યા. તેઓએ કહ્યું કે, એક બાઈ રસ્તો રોકીને બેઠી છે. પાણી લેવા કેમ કરીને જવું ?

લાખો વણઝારો એટલે રાજા જેવો પુરુષ. મૂળ મારવાડનો એટલે ગોરો ગોરો ! ! જાણે આરસની મૂર્તિ ! ! પગમાં ચમ ચમ બોલતા ફૂદડીવાળા જોડા છે. મારવાડી ડગલો છે. ડગલાને લલ–લીલું ભરત ભરેલું છે. તેની લાલ પાઘડીનું મોતી ભરેલું છોગું હવામાં ફૂદકા મારે છે. પગમાં સોનાનો ટોડો છે. હાથે સોનાનાં કડાં છે. ગળામાં સોનાની કંઠીઓ છે. મૂછોના આંકડા વળેલા છે: આવા રૂપવાળો લાખો વણઝારો વાવે ગયો. પહેલા પગથિયે જઈને ઊભો તેણે ડોકિયું કર્યું તો અંદર એક રૂપાળી નારીને ચકચકતા તાંબાના બેડા સાથે બેઠેલી દીઠી. તે બેઠી બેઠી પોતાના નાગફણા જેવા ચોટલાની લટને હાથ વડે રમાડતી હતી.

લાખો ધીમેથી બોલ્યો: 'એ બેન ! અમે તરસ્યા થયા છીએ. પાણી ભરવા દેશો ?

લાખાના બોલથી ચમકીને નારી સફાળી ઊભી થઈ ગઈ. તેના ગોરા ગોરા ગાલો પર શરમથી લાલી છવાઈ ગઈ. હળવેથી બેડું ઉપાડી ધીરે પગલે નીચે ઊતરવા લાગી.

વાવ ઘણી ઊંડી હતી. ઉપરથી જોનારને પાણી ચાંદરણી પેઠે ચમકતું લાગે.

લાખો તો પનિહારી પાણી ભરીને બહાર નીકળે તેની વાટ જોઈને ઊભો હતો.

પેલી રૂપાળી નારી ધીમે પગલે વાવમાં ઊતરી. તેના ઝાંઝરના ઝણકારે વાવના નીરમાં મોજાંના જાણે હેલકારા વાગતા હતા ! તે રૂપાળી ઊતરી.

વાવના શાંતજળમાં તેની મોહક છબીનું પ્રતિબિંબ પડ્યું. તે પોતાના પ્રતિબિંબને જોવામાં મશગુલ થઈ ગઈ. પોતાના વાળમાં ખોસેલાં મઘમઘતા ગુલાબ દેખાયાં ને તેણે ગુલાબ ઉપર હળવેથી હાથ ફેરવ્યો જાણે પોતાના વ્હાલમના ગાલે હાથ ના ફેરવતી હોય એ રીતે. ઘણી વાર સુધી મુગ્ધ બનીને પોતાના રૂપને આંખોથી પીતી રહી. તૃપ્ત થયા પછી તેણે વાવનાં મીઠાંજળથી પોતાનું મુખારવિંદ ધોયું. પછી ઢળકતી ઢેલ પેઠે ધીરે ધીરે પગથિયાં ચડવા તેણે જોયું કે, હજુ પેલો વણઝારો ઊભો છેઃ વિસામો ખાવા થંભી હોય એમ ઊભી રહી ગઈ. અને તીરછી નજરે ઉપર જોવા લાગી.

લાખો ઊભો રહીને કંટાળ્યો હતો. બપોરનો વખત અને માથે તપતા સૂરજની ગરમી, તેના ગોરા ગોરા દેહને પરસેવે નવરાવતી હતી. પોતાના ઉપરણાને છેડે પરસેવો લૂંછતાં તે બોલ્યો :

'એ બોન !...

તો યે નારી જડાઈ ગઈ હોય એમ મૂર્તિ પેઠે ઊભી ઊભી મરક મરક હસવા લાગી. નારી હતી ભાટપુરની ગુણકા. એના રૂપે એની નફ્ટાઈને પણ હદ નહોતી.

ફરી પાછો લાખાએ સાદ દીધોઃ

'એ બોન ! ઝટ કરો. અમે ખોટી થાઈએ છીએ. સુરજ નમતાં અમારે આગળ જાવું છે.'

એટલે એ નારી બે પગથિયાં ચડીને પાછી થંભી ગઈ. થાકનો અભિનય કરીને પોતાના ચણિયાની ઘેરને ઝોલે ચડાવી.

લાખો નીચું જોઈને ઊભો. તે આ નારીની નફ્ટાઈથી સમસમી ઊઠયો. પણ ખામોશ રહ્યો.

પેલી નારી રમઝમ ઝાંઝર છમકાવતી પગથિયાં ચડવા લાગી. ઠેઠ મુગલાઈ માતાના ગોખ પાસે આવીને ઊભી. કાંઠેથી ઊગેલા ચંપાના ઝાડની નમેલી ડાળને પકડી ફૂલ વીણવા લાગી. તે ઊભી ત્યાંથી બહાર નીકળવા માટે માત્ર પાંચ પગથિયાં ચડવાનાં બાકી હતાં.

લાખો ફરી ટહુકયો-'એ બોન ! ખોટી થાઈએ છીએ. પાણી ભરવા મારગ દો.'

ગુણકા કોનું નામ ? તેના રૂપ પાછળ ગાંડા-ઈને બેઠેલી અભિમાની વારાંગના છતી થઈ ગઈ-તે તુમાખીથી બોલી :

'ઓહોહો ! પાણી ભરીને બહાર નીકળતાં તો બૂમાબૂમ કરી મૂકી.' તીરછી નજરે જોતાં તેણે ટોણો માર્યો-,એટલી બધી ઉતાવળ હોય તો કૂવો ખોદાવી લેને ?'

લાખાને મહેણું તીર પેઠે સોંસરવું ઊતરી ગયું. તેનું શરીર ક્રોધથી કંપી ઊઠ્યું. તે પાણી લીધા વગર પાછો ફરી ગયો. તેણે સાથીદારોને ઝટ મુકામ ઊઠાવવાની સૂચના આપી : 'આપણે અહીં બપોરા ગાળવા નથી. પોઠો વહેતી કરો'.

અને આખી વણઝાર ચાલી નીકળી. લાખાએ પોતાનો બધો માલ ઓછા વત્તા ભાવે કાઢી નાખ્યો. અને બધી પોઠોને મારવાડ ભણી હલકારી મૂકી.

થોડા મહિના પછી લાખાની પોઠો પાછી આવી. પોઠોમાં કૂવો તૈયાર કરવાનો માલસામાન હતો. લાખાએ ભાટપુરમાં કૂવો ખોદાવવો શરૂ કર્યો. ખૂબ ઊંડું ખોદ્યું પણ પાણી ના નીકળ્યું. લાખાએ હજુ વધારે ઊંડું ખોદાવવા માંડયું. ખૂબ ઊંડું ખોદાયું. નીચેથી પાણીનો મોટો ફૂવારો છૂટયો ! લાખો વણઝારો હરખાઈ ઊઠયો. લાખાએ તો સરવાણીની સેરો પોસમાં ઝીલીને મોંએ પોસ માંડી. પણ આ શું ? પાણી તો ખારુ ખારું ઊસ છે! લાખાની બધી મહેનત છૂટી પડી. ત્યારથી એ કૂવો ખારિયો કૂવો કહેવાયો !

કૂવાનું પાણી ખૂબ ઊંડું છે. એટલે એમાં જાળી બેસાડેલી છે. એ જાળી ઉપર પણ ખૂબ પાણી છે. આ ખારાકૂવાનું પાણી ખેતીમાં ખપ લાગે છે અને ભાટપુરનાં ત્રણ હજાર પશુઓની તરસ છીપાવે છે.

(બાકીનો ભાગ આવતા અંકે)

*

# 'જઈ જાણુંગી નેહ'

સુરગભાઈ વરૂ

આષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર
તેજી બાંધ્યા તરૂવરે, મધરા બોલે મોર

મધરા બોલે મોર તે મીઠા
ઘણુમૂલાં સાજણ સપનામાં દીઠા

કે તમાચી સુમરો રીસાણી ઢેલને મનાવે મોર;
આષાઢ વરસે એલીએ ગાજવીજ ઘમઘોર.

એલીએ વરસતા અષાઢ મહિનાનો છેલ્લો દિવસ અમાસો છે. ગામની ગોરીઓ શણગાર સજીને દેવદર્શને જાય છે. મે વળંભી રહ્યો. ધીમાં ધીમાં ફોરાં પડે છે. ગામના પાદરમાં મંદિરમાં ટોળે ટોળાં બાઈઓ વાતુના ઝકોળિયા કરે છે. એવે વખતે વાગડદા વાગદડા વાગડદા વાગડદા ઘોડાના ડાબલાની પડઘી સાંભળી યૌવનાંગનાઓ હડુડુડુ કરતી ઘોડાને જોવા દોડે છે.

કુકડાના કાંધ જેવી બંકી ગરદન, બે સાહેલિયું હળીહળીને એક બીજીના કાનમાં છાનગપતિયાં કરતી હોય તેવી એકી બેકી રમતી, ઘડીમાં ભેગી થતી ને પાછી જુદી પડતી કનોટીઓ, આવા રૂડા ઘોડા માથે બેઠેલા રૂડા મોં વાળા સ્વારને ભાળી ગામની એક દુહાગીર બાઈએ દુહો કહ્યોઃ

ઘોડો ઘોડાને ઘાટ, અસવારે ય ઉણો નૈ;
જેનું ભાલું ભરે અંકાશ, મીટે ભાળ્યો માંગડો.

આ દુહો પૂરો થાય તે પહેલાં તો કોઈની સામે નજર કર્યા સિવાય વાગડદા વાગડદા ડાબલાના તાલથી તબલાં બજાવતો તબલચી ભાગ્યો જાય તેમ ઘોડો પસાર થઈ ગયો.

"કોઈ ખાનદાન માણસ લાગે છે." એક બાઈએ કહ્યું.

"અસ્વારને ખાનદાન કેમ જાણ્યો ?" બીજીએ પૂછ્યું.

"આપણા સામે નજર નો કરી ઈ જ એની ખાનદાની." દુહાગીર બાઈએ જવાબ આપ્યો.

"અટાણે અસુરાનો ઘોડો તબડાવતો ક્યાં જાતો હશે ?"

દુહાગીર બાઈ એના જવાબમાં કહે છેઃ
ભોં ભીની ઘોડાં ભલાં, ડાબા ઉપડીઆ;
કાં મરઘાવેણી માણવા, કાં ખગ વાવા ખડીઆ.

કાં તો મરઘાનેણી માણવા ને કાં દુશ્મનને ઝાટકે દેવા' એ વિના અટાણે બીજે કયાં જાય ?

ત્યારે બીજી સખી કહેઃ

ભોં ભીની ઘોડાં ભલાં, સ્વાર જાય કિયાં;
મરમાળાં ને મીઠડાં, જા ઘર સુંદરિયાં.

જે ઘરે મરમાળાં ને મીઠડાં માણસ વાટ જોતાં હોય ત્યાં જાય બીજે ક્યાં જાય ?

ત્યારે ત્રીજી સખી કહે "તારી વાત સાચી છેઃ

ભોં ભીની ઘોડાં ભલા, સવાર જાય કિયાં;
હસમુખાં ને હેતાળવાં, જોતાં વાતડિયાં.

ત્યારે ચોથી કહેઃ

ભોં ભીની ઘોડાં ભલા, સ્વારે ઉપડિયા;
જેને હૈયે હમચી રિયાં, ગોરાં ગોરલિયાં.

એના હૈયામાં કો'ક ગોરી હમચી ખુંદી રહી હશે તેને મળવા જ સ્વાર ઊપડયો હશે.

ત્યારે એક ટીખળી સ્ત્રી કહેઃ "મને તો સવાર ઘેલસાગરો લાગે છે. આ કાકો યે વળુંભ્યો છે, કયારે તૂટી પડશે તે કહેવાય નહિ. આવા વખતે ઘરે શું ડાબલો દાટયો હશે તે ભાઈ ઘોડા તગતગાવતા ઊપડયા હશે ? અમારે ઈ તો એવા કે વરસાદના છાંટા પડે ને વાડીએ હોય તો ઘરે ના'વે."

ત્યારે ચતુર દુહાગીર બાઈ કહેઃ

પાંચ ગાઉએ પાળો વસે, દસ ગાઉએ અસવાર;
કાંતો નાર કુભારજા, નહિં તો નાવલિયો ગમાર.

હે સખી ! ધણી પગપાળા પાંચ ગાઉ છેટે ગામ ગયો હોય અને ઘોડેસ્વાર થઈને દસ ગાઉ છેટે ગયો અને ઘરે ન આવે તો જાણવું કે કાંતો એને ઘેર કુભારજા નાર છે. અથવા તો ધણી જ ગમાર છે.

દુહો સાંભળીને બાઈયું ખડખડ હસી પડી ત્યારે પેલી બાઈ કહેઃ "બાઈયું ! દાંત કાઢોમાં. સારો ધણી ભલે વાડીએ રોકાય પણ એનું હૈયું કુણું છે હો !

શ્રાવણ આયો હે સખી, નેવે નીર ઝરંત;
અણુરત મહિયર મોકલે, કઠણ હૈયાનો કંથ.

ત્યારે તાળિયું દેતી ગામમાં પાછી ફરતી બાઈયું કહે : "હા હો ! તને મહિયર નથી મોકલી દીધી એ તારા કંથની સારપ કહેવાય હો ?'

આ બાજુ ગરાસિયે ઘોડાનો વેગ વધાર્યો. અંધારું જામ્યું અને આરતી ટાણે નોબત માથે દાંડીઓની ત્રમઝટ બોલે તેમ ગમ વળળળ ગમ વળળળળ વાદળની નોબત ઉપર વીજળીની દાંડી પડવા લાગી અને ધણુણુ ધણુણુ મેહુલો ધણેણવા લાગ્યો. મોરલા કેહુક કેહુક જીંગોરી ઊઠયા, બાપૈયા પિયુ–પિયુ બોલવા લાગ્યા. રજપૂત ચાકરીએ જતો હતો ત્યારે એની રાંજવણે કહેલો દૂહો યાદ આવ્યો :

પિયુ પિયુ પપિહા લવે, મોરાં આરાધે મેહ,
અણુરત પિયુ આવશાં. જદ જાણુંગી નેહ,

ગરાસણી ! તારા આ દૂહા ખાતર જ મેં આજ ત્રીસ ગાઉનો ઘોડો કર્યો છે. આજ મારે તને દેખાડી. દેવું છે કે મારો તારા ઉપર કેટલો નેહ છે !

ગરાસિયો હજી આમ વિચારે છે ત્યાં વીજળીએ નાટારંભ માંડયો. ધમ ધમ, ધમમમ ધમ ઘૂઘરા ધમકાવતા નટની જેમ મસ્ત બનીને નાચવા મંડયો. રજપુતાણીએ કહેલ બીજો દૂહો યાદ આવ્યો.

વીજળિયું વારણા લીએ, મદછક નાચે મેહ
અશ્વ નચાવી આવશાં, જદ જાણુંગી નેહ.

રજપૂતનું દિલ ઘોડાના વેગથી અનેક ગણું આગળ વધી રહ્યું છે. વરસાદની સાથે પવનનું જોર વધી રહ્યું છે ત્યાં ત્રીજો દૂહો યાદ આવ્યો.

અષાઢ મંડાય એલીએ, પવન ધ્રુજાવે દેહ;
અણુરત સાજણ આવશાં, જદ જાણુંગી નેહ.

રજપૂતાણીએ કલ્પના કરી છે એવી જ રત આવી છે, ઠંડા પવનના સૂસવાટા આવે છે. સૂસવાટાના ટાઢોડાથી ઘોડો ધ્રુજી ઊઠે છે. રજપૂતને ચોથો દુહો યાદ આવે છે.

ટાઢોડું ગહરી રિયું, વરખા ભીંજાવે દેહ;
ભીજી પાઘ પધારશાં, જદ જાણુંગી નેહ.

આજ તારા આ દુહાનો મર્મ મારાથી પકડાયો. તારી ચતુરાઈ પકડાઈ ગઈ. એમ રજપૂતાણીએ કહેલ દુહાની મીઠાશને વાગોળતો માલણ નદીને કાંઠે પહોંચે છે. પણ સો સો સાવજ સામટા કેશવાળી ગંઝેડતા ત્રાડું નાખતા હોય તેમ માલણની ભેખડુંમાં પછડાઈને પૂરનાં પાણીનાં મોજાં ત્રાડું નાખતાં હોય છે. ઘોર અંધારું જામ્યું છે. રજપૂત પૂર ઊતરવાની વાટ જુએ છે. ત્યાં રજપૂતાણીએ કહેલો છેલ્લો દુહો યાદ આવ્યો.

આભાં ગડે ઘન ઘુઘવે, ઘુઘવે પૂરને મેહ;
પૂર તરીને આવશાં, જદ જાણુંગી નેહ.

રજપૂતાણી ! તું તારા નાવલિયાને કેવો સાહસિક જોવા માગે છે એનું મારે તને પારખું કરાવી દેવું છે. તારા અંતરની અભિલાષા તેં આ દૂહામાં દેખાડી દીધી છે. આજે "પિયુ પિયુ" કરતી તું મારી વાટ જોતી હશે. હું આવીશ કે નહિ આવું એવી આશા–નિરાશાના ઝુલે તું ઝૂલતી હઈશ. આજ તેં મારા આપવાની આશા છોડી દીધી હશે. ત્યાં તો તારે કાને મારા આવવાની ભનક પડશે, મારા ઘોડાના ડાબલાની પડઘી સાંભળી તારું હૈયું હેત થડકી ઊઠશે. ત્યાં તો દોઢીએ આવીને ઘોડો હણુણુણુ કરતો હાવળ નાખશે. તું ફટ ફટ કરતી ઝટપટ દાદરો ઊતરી

કેસરીએ આવીશ. હમચી ખૂંદતા કેસરીઆ સાથે બેઠેલા મને ભાળીને તારાં નેણલાં નાચી ઊઠશે અને તું મધરા અવાજે કહીશ "આવ્યા રાજ !" અને હું છલંગ મારીને હેઠે ઊતરી તને ભીંજવી દઈશ. તેં ઝંખેલી આવી અણમોલ રાત ફરી કયારે મળે ?"

પૂરમાં પડવા કેસરિયો થનગનતો હતો. રજપૂતાણીને મળવા અધીરા બનેલા રજપૂતનો આતમ ઘોડલો હમચી ખૂંદવા લાગ્યો. રજપૂતે એડીનો ઈસારો કરતાં ઘોડો પંદર હાથ ઊતરીને પૂરમાં ખાબક્યો.

ખાબકતાં જ રજપૂતને ઓહાણુ આવ્યું કે ભારે કરી. ઘોમાં ને ઘોમાં જેરબંધ ને મોરાને કાઢયા સિવાય ઘોડાને પાણીમાં નાખ્યો. જેરબંધ ઘોડાના મોઢાને ઊંચું થવા દેતો નથી. નાખોડામાં પાણી ભરાય તેથી મૂંઝાઈને ઘોડો પાણીમાં ઉછળવા માંડયો. મોઢાને ઝંઝેડા મારવા લાગ્યો. પાણીમાંથી મોઢું બહાર કાઢવા ખૂબ પછાડાટું ખાધી. જેટલું હતું એટલું જોર કરી છેલ્લું ઝાવું માર્યું. ઘોડો ઊભો થઈ ગયો ને પાછો પડયો. નીચે સ્વાર ને ઉપર ઘોડો. સ્વાર ને ઘોડો બેય ડૂબી મર્યા. સાહસ પ્રેમ અને શૂરવીરતા માલણના નીર નીચે પોઢી ગયાં. રાજલ રાજવણ રજપૂતની વાટ જોતી રહી. રાજગઢની મીરાણીએ રજપૂતનો રાસડો જોડયો :

રાજગઢના રજપૂતડા રે
વીર બંકડા રે
તને માલણ વેરણ થૈ
ગોઝારણ વીરને ભરખી ગૈ.
રાજલ રાજવણ વાટડી જુએ
ગોરાંદે ગોખે ઊભી રૈ
જોઇ જોઇ એની આંખડી થાકી
નાવલિયો આવ્યો ને
ગોઝારણ વીરને ભરખી ગૈ
રોજો ઘોડો તારી રાંગમાં રમે
શમશેર કમરે શોભી રૈ
કંથ કોડીલો મળવા હાલ્યો
ભમર ભાલો લૈ
ગોઝારણ માલણ વેરણ થૈ.
ઓતરાદો ફૂડો મે મંડાણો
હડુડે સાવજ ગાંડો થૈ
માલણમાં પૂર ઘોર ઘુઘવતાં
કુંફાડા નાગણ મારી રૈ
ગોઝારણ માલણ વેરણ થૈ.
પૂરમાં વીરે ઘોડલો નાખ્યો
નાખતાં ભારે થૈ
જેરબંધે બેયના પ્રાણ જ લીધા
વસમી વાસના વલખી રૈ
ગોઝારણ માલણ વેરણ થૈ.
રંગમહોલમાં આજ રાજવણ રૂવે
આંખે વાદળી વરસી રૈ
માથાં પછાડી માવડી રૂવે
હડતાળ ડાયરે પડી ગૈ
ગોઝારણ માલણ વેરણ થૈ.

પાણીમાં ડૂબીને ગરાસિયાનું કમોત થવાથી માલણને કાંઠે ગરાસિયાનો છગો ઊભો કર્યો. (પાળાની દેરડીનું સ્મૃતિ ચિહ્ન)

રજપૂતની વાસના રજપૂતાણીમાં રહી જવાથી રજપૂત ભૂત થયો. અસૂર સવાર રજપૂતના ભમતા રૂહને કો'ક કો'ક ભાળતા. ભયના માર્યા કેટલાક ફાટી પડયા અને માલણનો એ મનોહર કાંઠો એથી ભેંકાર બન્યો. મધમધતા અને ફૂલડે ફરકતા આ મારગે કોઈ ફરકતું નહિ.

આ વાત બન્યા પછી પાંચેક ચોમાસા અલ-ગલોટિયાં મારી પસાર થઈ ગયાં. પાંચાળમાં દેવદાન દાંતી નામે ચારણ ઘોડાના સોદાગર. બે પાંચ વરસે રાજગઢ આવે. રાજસિંહને ત્યાં મેમાન થાય. બન્નેને સારી ભાઈબંધી જામી ગયેલી. કેસરિયો ઘોડો દેવ-દાન ગઢવીએ જ રાજસિંહને આપેલો.

એકાદ બીજો સારો ઘોડો મળી જાય તો લઈ આવવા રાજસિંહે દેવદાન દાંતીને કહેલ. દેવ-દાન દાંતી પાસે બેય નામી પખાવાળો પૂરા માપનો પાંચ વરસનો પંચકલ્યાણી પંખાળો ઘોડો આવ્યો, અને એને રાજસિંહ યાદ આવ્યો. આવા બધી બાબે સારા ઘોડા તો હેતુ મિતરને જ અપાય તેમ માની દેવદાન રાજગઢ આવવા નીકળ્યા. રાજસિંહ ડૂબીને મર્યો છે એની તો એને ખબરે ય નથી.

બરોબર ત્રણ વાગ્યે માલણને કાંઠે પૂગ્યો.

તડકો ખરેખરો જામ્યો હતો લૂ અગન ઓકતી હતી. ઘોડો ને દેવદાન દાંતી બન્ને તડકે અકળાઈ ગયા હતા. મોર, તેતર, બટેર, લાવરા, હરણાં સૌ છાંયડે સંતાઈ ગયાં હતાં. માલણનાં ખળખળ વહેતાં ઓળાં નીર અને શીતળ છાંયવાળું આંબાંવાડિયું ભાળી દેવદાન દાંતીએ પેગડું છાંડી ઘોડાને ધમાર્યો, પોતે ય નાહ્યા. અને આંબાવાડિયામાં તડકો ગાળવા આડે પડખે થયા.

દખણાદો પવન થતાં શીતળ પવનની લેરખિયું આવતાં દેવદાન દાંતી નીંદર મહારાણીના ખોળામાં પોઢી ગયા. કેટલું સૂતા તેની ખબર રહી નહિ. અંધારૂ થતાં ઘોડાએ હણુણુણુ હીંક દેતાં દેવદાન ગઢવી જાગી ગયા. જોયું તો અંધારૂં જામી ગયેલું. આઘે જોતાં આંબાવાડિયામાં જળેળતી મસાલું જોઈ અને પચાસેક ઘોડાંને હાવળું દેતા અને હમચી ખૂંદતા જોયા.

કો'ક દરબારે વાડીમાં મુકામ કર્યો લાગે છે. ભારે કામ થયું એમ કહીને ઘોડાને દોરીને આંબાવાડિયામાં ગયા. ત્યાં તો કીનખાબની ગાદિયું ને મખમલના ચાકળા ઉપર હકડેઠઠ ડાયરો જામ્યો છે અને વચમાં જરીની ગાદી ઉપર રૂડા મોઢાવાળા રાજસિંહને વીરાસને બેઠેલો જોયો. હૈયામાં હેતનો ઉમળકો આવ્યો. પાસેના ખાસદારને ઘોડો સોંપી દેવદાન દાંતીએ ડાયરા તરફ ડગ ભર્યાં ત્યાં તો રાજસિંહની નજર જતાં રાજસિંહ હડુડુડુ ડાયરા સાથે ઊભો થઈ ગયો.

"પધારો પધારો દેવદાનભાઈ ! ભારે કામ થયું " એક કહી બથમાં ઘાલી દેવદાનભાઈને મળ્યો. દેવદાને પણ બથ ભરી ત્યાં હાથ ભોઠાં પડયા. અરે આને કાં વાંહો (વાંસો) ન મળે ? આ તે કાંઈ ચળીતર છે કે શું ?' એમ દેવદાન દાંતીના મનમાં થઈ ગયું. 'જે જોગમાયા' કહીને છૂટા પડયા. રાજસિંહે દેવદાન દાંતીને પોતાની પાસે ગાદી ઉપર બેસાર્યા. બન્નેએ સામસામા ખબર અંતર પૂછ્યા. રાજસિંહે ખોબે ને ધોબે દેવદાનને કસુંબો લેવરાવ્યો. કુંધો આવતાં ત્રણેક ઘૂટ લીધી ત્રણ ઘૂંટે તો કેફ ધણુણુણુ કરતો ત્રીજે કોઠે પહોંચ્યો.

"આવ્યો અમલ, કોણ કે નાવ્યો?" એમ કહીને ખોંખારો ખાધો. દાઢીના કાતરા ઝાટકયા. પગ પહોળા કરી વાત કરવા કમર અને પગ ફરતી પછેડી વીંટી."

" હાં કવિરાજ ! ઘણે વરસે મળ્યા, કોક ઋતુનું ગીત સંભળાવો."

દેવદાન દાંતીએ પાઘડી હેઠી મૂકી માથાનો ચોટલો સરખો બાંધ્યો. ગળું ખોંખાર્યું અને બુલંદ અવાજે વર્ષાનું ગીત ગજાવ્યું :

વીજ વળુંભીય ચુંબીય અંદર
અંગ અલંગીય લીય બથ્થમ્
ધણ ધણ ધણાધણ ગાજત અંબર
ડાર ડિંગબર ડકક ડથ્થમ્
પડ હુથ્થ જટાપટ ઘટ્ટ ઘટાપટ્ટ
તાલ તબ્બલય તેજ ગતમ્
વરખાય વિશંભર બંધિય ઘુઘર
ચખ ઘેઘુંબર નચ નૃતમ્
નરસંગ ડણુંકત ગોમ ડણુણુણુ
ઘોમ ધણુણુણુ પદ, પથ્થમ્
હુડુડુડુ હુડુડુડુ પૂર ધધંકર
ત્રટ ત્રટ ત્રટાફટ ગુટ ગટમ્
સમ શેર બટાજટ વીજ પટાઝટ
ભડ ભડ તડાફડ ભટ ભટમ્-વરખાય.
વીજ વળળળળ નીર ખળળળળ
જળળળ ખળળળ ખળખળમ્
પડ પડ પટોપટ ઝખ ટપોટપ
ખડડડ ખડડડ ઘર ઘરમ્
ઘોર ઘુરક્કત ઘરરર ઘરરર
વાણ બુડાવત વાત જટમ્-વરખાય.
થરથર ચરાચર થરરર ધ્રુજત
હોય અરરર ઘર ઘરમ્
કટ કટ કટા કટ દંત કડાકડે
મખ ચખ્ખ ચકાચક ભૂત ભ્રખમ્
જટપટ બટાછટ ડાકણ નાચત
પિબ્બત રગત્ ગરમ ગરમ-વરખાય.

પોતે જ જોયેલું ને અનુભવેલું વર્ષાનું વર્ણન સાંભળી : "વાહ કવિરાજ ! ભારે વર્ષાનું વર્ણન

કર્યું. હાં હવે બીજી ઋતુનું વર્ણન થવા દ્યો."

દેવદાન દાંતીએ શરદ ઉપાડી પણ ખગવાળી દીધો. રાજસિંહ પોતાની રાજવણની કલ્પનામાં ખોવાઈ ગયેલો. ગીત બંધ થતાં તેણે ઝબકીને કહ્યું: "ગઢવા ! આવી મસ્ત શરદનું ગીત ગાઈને તો તમે કમાલ કરી. કવિરાજ ! એક વાત પૂછું ? વર્ષા સારી કે શરદ સારી ?"

"તમે ભારે સવાલ કર્યો. મને વિચાર કરતાં છએ ઋતુમાં શ્રેષ્ઠ શરદ લાગે છે."

દેવદાને જવાબ આપ્યો.

"એવાં તે હોતાં હશે ? જગત આખાને જીવાડનાર વર્ષાને શ્રેષ્ઠ કહેવાને બદલે તમે શરદને સારી કો'છો ?"

ત્યારે દેવદાન કહેઃ "વર્ષા વિના દુનિયા મરી જાય તે સાચું પણ વરખા એ રત ખરી પણ કરત. ઈ તે કાંઈ રત કે'વાય ? એમાં કાંઈ રમણે થોડા ચડાય ? મેઘો ગાંડો થૈ મંડાણો હોય, ગાંડા સાવજની જેમ ત્રાડતો હોય, સાવજની ત્રાડ સાંભળી ગાય ભાંભરી ઊઠે તેમ પોતાનાં ઝૂંપડાં પડતાં અને તણાતા જોઈ માણસ ભાંભરી ઊઠે, અને ઘરબાર, વિનાના, ઓથ વિનાના ટાઢોડામાં ઠૂંઠવાતા કો'ક ઝાડને થડે ચડયા હોય, બાળક માને થાનેલે ચોંટયા હોય એવે વખતે ઈ મેની ઝડી બરછી જેવી લાગે બાપ ! વીજળીના લબકારા તો નાગણ જીભના લબકારા કરતી આ ઘડી ડંસશે એમ લાગતું હોય. આવી રાતમાં બાપૈયા પિયુ પિયુ પોકારતા હોય અને એના વિજોગણના હૈયામાં પિયુ પિયુના પોકાર ઉઠે. પોતાના ધણીને સંભારતી એવી તલસતી એ વિજોગણના દનડા કેમ જાતા હશે ઈતો દીનોનાથ જાણે. એટલે વરખા ઈ રત ખરી પણ કરત."

"કવિરાજ તમે ભારે સાચી વાત કહી. મારે તમને મારી એક ખાનગી વાત કરવી છે. સાંભળશો ?" રાજસિંહે કહ્યું.

"બાપલા ઈ શું બોલ્યા ? હેતુ મિતરૂંની વાત મિતર ન સાંભળે કોણ સાંભળે ? બાપ ! ભેરૂ આગળ જ કોઠો ઠલવાય. ઈ થોડા દોખીને દેખાડાતા હશે ?" દેવદાને કહ્યું.

"ગઢવા ! વાત સાંભળીને થડકશો થઈને !" રાજસિંહે કહ્યું.

"જોગમાયાના જાયા થડકે તો તો બાપ ચારણ કીં ભણાય ? મારી કુકર્મ કર્યા બન્યા બાપ ! જે વાત કરવી હોય ઈ કરી લે. કયાંક કે'વા જેવી હશે તો કૈ'શ નહિ તો સારા હૈયાના પાતાળમાં પોઢાડી દઈશ." દેવીદાને કહ્યું.

દેવદાનની વાત સાંભળી નૂર વિનાની રાજસિંહની આંખમાં તેજ ચમકયું. એણે ડાયરા સામે એકાંત આપવા નજર કરી. ઝળ ઝળ ભડકા દરતો ભૂતનો ડાયરો અલોપ થઈ ગયો. રાજસિંહ અને દેવદાન રહ્યા ત્યારે રાજસિંહે વાત શરૂ કરી. :

"ગઢવા ! હું તમારા જેવા પેટવાળાને ગોતતો હતો. આજ પાંચ વરસે મારી આશા ફળી, મારી વાત ટૂંકમાં કહું. હું બાદશાહની ચાકરીએ જતો હતો ત્યારે મારી રાજવણે મને થોડા દોહા કહેલા. એને મારા પ્રેમનું પારખું લેવું હતું. વરસાદ શરૂ થતાં મેં બાદશાહની રજા લીધી અને રજપૂતાણીને મારા નેહનું પારખું કરાવવા હું ઊપડયો. કવિરાજ ! તમે ગીત ગાયું એવું વર્ષાનું તાંડવ જામ્યું હતું. હું એ તાંડવની સાથે મારા ઘોડા ઉપર બેસીને રજપૂતાણીને મળવા નીકળ્યો. આ માલણ ગાંડીતુર બની હતી. એના પૂરમાં તોતીંગ ઝાડ તણાતાં જાતાં હતાં. રજપૂતાણીનાં વેણ પાળવા મેં મારા ઘોડાને પૂરમાં ઝીંકયો. ઉતાવળમાં હું ઘોડાનો જેરબંધ અને મોરો કાઢતાં ભૂલી ગયો અને ઘોડા સાથે હુંય ડૂબ્યો. મારી રાજવણને મળવાની મારી આશા સાથે ડૂબી ગઈ. હું મારી વાસના રજપૂતાણીમાં રહી ગઈ એટલે ભૂત સરજાણો. પણ કહેવા જેવો ભડ ભેટી જાય તો વાત કરૂં. અહીં જે કોઈ વટેમાર્ગુ આવે તેને હું પૂછું કે "કઈ રત સારી ?" બધાય ચોમાસું સારૂં એમ કહે. ચોમાસું મને ખારૂં ધૂંસવા જેવું લાગે. હું ભૂત છું તેમ કોઈને પૂરી વાત કરૂં તે પહેલાં તો ભેના માર્યા મુસાફર ફાટી પડે. મુસાફરને આમ મરતાં જોઈને હુંય કંપી ઊઠું, પણ રજપૂતાણીને મળવાની મારી વાસના મને જંપ ન લેવા દે. આજ

તમે મળ્યા. મારી આશા ફળી. ગઢવા ! વેણુ દ્યો એક વેણુ નાખુ". દેવીદાન કહેઃ "બાપ ! મારો જીવ આપીને વેણુનું જતન થાતું હશે તો જરૂર વેણુ પાળીશ. મુંઝાયા વિના ભેરુ ! ભણી દે '

"સાંભળો ત્યારે. અમારે ભૂતને અનેમાનવીને અવતારનું અંતર. મળ્યું મળાય નઈ, સહ્યું સેવાય નહિ. વાસનાની અગનઝાળ અમીરાઈને, દાનસ્તાઈને, અસારી માણસાઈને ભરખી જાય. કવિરાજ ! હું ઈ મારી વાસનામાં સળગું છું. મારું નાનું એવું વેણુ છે. એક વખત મારી ઈ ગોરાંદે ને અહીં લઇ આવો. હું એને નજરે જોઈ લઉં, એનાં બે મીઠાં વેણુ સાંભળી લઉં. એના હેતમાં ડુબકી મારી લઉં તો જ મારી આ વાસના ઓલવાશે."

"ઠાકોર ! મારો આ જોગમાયાના જાયાનો કોલ છે કે હું જરૂર મારી માને તમારી પાસે લઈ આવીશ. પણ તમારે મારૂં એક વેણુ પાળવું પડશે.", દેવદાને કહ્યું.

"જે કહેશો તે કરીશ", રાજસિંહે કહ્યું.

"મારી માને જોયા પછી તમારે અહિંયા પ્રગટ ન થવાનું વેણુ આપવું પડશે". દેવદાને સામું વેણુ માગ્યું.

"ગઢવા, તમે ગરાસણીને અહીં લાવશો તો તો હું તમારું ઋણુ સાતેય ભવ નહિ ચૂકવી શકું. મારી રાજવણુ વટનો કટકો છે. કદાચ તમારાથી ન આવે તો તમે છૂટા પણુ મારૂં વેણુ અફર. હું હવે પછી કોઈ દી તમારો સાદ પડયા સિવાય દેખા નહિ દઉં."

"વાહ ભેરૂબંધ' ભલો મળ્યો. રજપૂતનું વેણુ ઈ તો અરજણુનાં બાણુ. દ્યો ત્યારે રજા. એક બે દિવસમાં હું મારા માને લઈને આવીશ.". દેવદાને કહ્યું.

રાજસિંહે તાળી પાડતાં ચાર ભૂત હાજર થયા. એને રાજસિંહ કહે : "કવિરાજને ઘોડા સોંતા રાજગઢ પહોંચાડી આવો."

દેવદાન દાંતી ઘોડા ઉપર સવાર થયા. આંખ ઉઘાડી ત્યાં રાજગઢના પાધરમાં દીઠા. કુરનીશ બજાવી ભૂતો વિદાય થયા. રાજસિંહની ડેલીએ જઈને દેવદાને ઉતારો કર્યો. વાળુ પાણુી કરી સૂઈ ગયા.

સવારે પોતે રાજબાને મોઢે દરબારનો ખરખરો કરવા માગે છે એમ કહેવરાવતાં રાજબાએ બોલાવ્યા. દેવદાને ખરેખરો કર્યો. દરબારની રખાવટ, બહાદુરી અને અમીરાઈનાં વખાણુ કર્યાં.

"મારાં ભાગ્ય ફૂટી ગયાં. જેવી પ્રભુની મરજી" રાજબાએ કહ્યુ :

"મા ! રજા આપો તો એક વાત પૂછું." દેવદાને કહ્યું :

"પૂછોને બાપા" રાજબાએ કહ્યું .

"મા ! દરબારને દેવ થયાં કેટલાં વરસ થયાં હશે ?'

"પાંચ."

"આ પાંચ વરસમાં દરબાર તમને કોઈદી સપનામાં દેખાણા છે ?"

"મને સપનામાં દેખા દઈને ક્યારેય મારા ખબર નથી પૂછયા. એનો મારા મનમાં ઓરતો રહી ગયો છે. મને સાવ ભૂલી ગયા છે."

"મા ! મારી વાત જો વરે પડે તેમ હોય તો વાત કરૂં."

"વરે ના પડે તેવી વાત હોય તો જ ચારણુ વાત કરે ઈ હું જાણું છું. કરો વાત." રાજબાએ કહ્યું.

"મા ! રજપૂતાણિયું તો સાચી સતિયું ગણુાય. ત્રે પખાની તારતમ. વેણુ આપો તો વાત કરૂં."

"વેણુ આપ્યા વિના વેણુ પાળે એ જ રજપુતાણી કરો વાત."

"મા ! તમારા ને દરબારના નેહની વાત કરતાં મરજાદા ભંગ થાય. પણુ દરબાર મર્યા પછી ય તમને ભૂલ્યા નથી. ઈ વાત મારે તમને કહેવી છે. દેવદાને વાત માંડી."

"ગરાસીઓ ભૂત થયો છે એ વાત તમારે કરવી છે ?"

"તમે મારા મનની વાત જાણી ગયાં. મા !"

"સાંભળો, જે રજપૂત ધન સંઘરે અને વિગતે વાવરે નહિ, મેમાન ભાળીને મોં સંતાડે, સિંધુડો

સાંભળીને મોં સંતાડે અને ધીંગાણામાં ન મરે ઈ બધા રજપૂત ભૂત સરજે. ઠાકોરના બૂડી મરવાથી એને સત ન ચડયું ત્યારથી જ મેં જાણી લીધું કે ઠાકોરની અસરગતિ થઈ છે." રાજબાએ કહ્યું.

"સાચું કહ્યું મા ! મારે ઈ જ વાત કરવી છે. મને માલણુ કાંટે આજ ઠાકોર મળ્યા હતા. હજૂ તમને ભૂલ્યા નથી. તમને ખાસ સંદેશો કહેવરાવ્યો છે." દેવદાને કહ્યું.

"શું સંદેશો છે ?" રાજબાએ પૂછ્યું.

"મા ! દરબાર ચાકરીએ જાતા હતા ને તમે તમે થોડા દુહા કહેલા 'ભીજી પાથ પધારશાં, જદ જાણુંગી નેહ' એ વેણુ પાળવા આવતા હતા. દરબારે સાહસ કરીને માલણુના પૂરમાં ઘોડો નાખ્યો અને ડૂબી ગયા. એનો જીવ તમારામાં રહી જવાથી ભૂત સરજ્યા છે. મર્યા પછી ય તમને ઝંખે છે. ઈ હેત જેવું તેવું ગણાય ?" દેવદાને કહ્યું.

"મારા જેવી હાડ માંસની પૂતળીમાં રજપૂત જેવા રજપૂતનો જીવ રહી ગયો અને રજપૂત ભૂત થયો એને તમે હેત કહો છો કવિરાજ ? રાજબાએ ઠંડી સખ્તાઈથી કહ્યું.

હેત નહિ તો શું કહેવાય ?' છટકતો દોર હાથમાં પકડતાં દેવદાને કહ્યું.

"સાંભળો કવિરાજ ! ધીંગાણા વખતે એક ઘડીમાં બધી માયા મમતા ખંખેરી નાખીને અવધૂતની જેમ તાણા વાણા કાપી નાખે તેમ દુશ્મન દળને સંહારી નાખે એવા રજપૂતની પાછળ રજપૂતાણી ગાંડી થતી હોય છે. રજપૂત જો જીતીને આવે તો હૈયાનો હાર કરીને રાખે. ધીંગાણામાં કામ આવે તો અમે અપ્સરાણી બની સતિયું થઈએ અને જો ભાગીને પાછો આવે તો એના માથામાં મારી અમારાં બલોયાં નંદવી નાખી વિધવાની જેમ રહીએ. કવિરાજ ! સાચી રજપૂતાણી એ વાસનાની વેરણ છે, પ્રેમની પુજારણ છે." રાજબા રજપુતાણીના રૂપમાં આવ્યાં.

"સાચું ભણ્યા મા ! તમારા મોઢામાં આવાં જ વેણ શોભે. આવાં વેણ ઉપર ભરોસો રાખીને ગરાસીમા પાસે જીભ કચડીને આવ્યો છું. પણ તમારી વાત સાંભળી મારી જીભ ઉપડતી નથી.

"ગઢવા ! હવે ઈ વગડાં છોડી ઈ રઢિયાળાનો જીવ આ હાડમાંસની પૂતળીમાં રહ્યો છે એમ કહેવું છે કે બીજું કાંઈ ?"

"મારે થોડુંક વધુ કહેવું છે મા ! મારે જીભ કચરીને મરવું ન પડે તેમ હોય તો જ વાત કરૂં."

"તમારૂં વેણુ ઈ જોગમાયાનું વેણ." કરો વાત.

"હાઉં મારી મા ! ગરાસીઆનો અવગતીઓ જીવ તમને જોવા ઝંખે છે. એણે મારી આગળ વેણુ નાખ્યું છે કે મારે તમારો ને ગરાસીઆનો મેળાપ કરાવી દેવો.' દેવદાને કહ્યું."

"મારે માથે ગરાસીઆનું ઓઢણું છે ને હું રજપૂતાણી થઈને ઈ ભૂતડાને મળવા જાઉં એવું વેણ તમે ગઢવા થઈને આપી આવ્યા ? એણે કૈંક નિર્દોષોને ભરખ્યા છે. રજપૂત જેવો રજપૂત થૈને મને મળવા તમને ચારણને જાચ્યા એવા નમાલાને તમે વેણુ આપી આવ્યા ? વાહ ગઢવા વાહ". રાજબાએ વ્યંગની બેધારી ચલાવી.

"હા, મા ! ભૂલ થઈ છે. પણ મેં ડાલામથ્થા ગરાસીઆને કચારી ભરી જોયો. એ જ રૂપ, એ જ મોરો એ જ ખાનદાની ને એ જ શૂરવીરતા. આવા બહાદરની આવી કરૂણતા જોઇ એની અવગતિ મારાથી જોવાઈ નહીં. એની વેદના નો ખમાણી એથી હું પીગળી ગયો. મારાથી વેણુ અપાઇ ગયું કે હું એને તમારાં દર્શન કરાવી આપીશ." દેવદાને કહ્યું.

"હું રજપૂતાણી એક વિધવા ઊઠીને એ વાસનાના કીડા ભૂતને મળવા જઉં એ નહીં બને કવિરાજ ! કોઈ દી નહિ બને." રાજબાએ કહ્યું.

"મરતી વખતે માણસની વાસના ક્યાં રાખવી એ એના હાથની થોડી વાત છે ? માંગડા જેવા માંગડાવાળાનો જીવ પદમામાં રહ્યો હતો. પદમા માંગડા પાછળ વગડામાં ક્યાં નો'તી રઝળી ? એ જ સાચો પ્રેમ." રાજબાને મનાવવા દેવદાને માંગડા ને પદમાની વાત આગળ કરી.

"હા, કવિરાજ ! પદમાનો પ્રેમ સાચો. પણ મારી ને એની વાતમાં ફેર છે. પદમા ભૂત સાથે

પરણેલી, હું રજપૂત સાથે પરણી છું. પદમા માંગડાવાળાની વાસનાના ભૂત સાથે પરણેલી એથી માંગડાવાળાની વાસનાને નાબુદ કરવાને બદલે જોડાજોડ રખડી. પોતે ય બળી અને માંગડાને બાળ્યો''.

''મા ! તમે આ નવી વાત કરી. પદમાએ માંગડાની વાસનાને ટાળવા મહેનત ન કરી ઈ એની ભૂલ. તમે એવી ભૂલ ન કરો ઈ જ મારે તમને કહેવું છે.'' દેવીદાને વાતને ઉલટાવીને આગળ વધારી.

''કવિરાજ ! તમે જાણો છો કે હું વગડામાં ભૂતને મળવા જાઉં તે પહેલાં મારા બિરદનો—દરબારના ઓઢણાનો વિચાર કરવો પડે. દુનિયા પણ કહેશે કે એના કોક સગલાને મળવા ગઈ હશે. આવું થાય ત્યારે ઇ મરેલાનાં મસાણ લાજે.''

''મા ! આપણે કયાં કોઈ પરાયાને મળવા જાવું છે ? આપણે તો દરબારનો છગો જુવારવા જાવું છે. તમે છગા પાસે ઊભાં રે'જો. ગરાસીઓ તમને જોઈ લે એટલે પત્યું. એનો જીવ ગત્યે થાશે.'' દેવદાને કહ્યું.

રજપુતાણી કહેઃ 'ઠીક તમારા વેણ ખાતર કાલે હું ગરાસીઆનો છગો જુવારવા આવીશ.

બીજે દિવસે શ્રીફળ, દીવો અને નાળિયેર લઈને રાજબા વેલડું જોડાવી માલણ કાંઠે આવી. આંબાવાડિયામાં ઉતારો કર્યો. માણસોને ત્યાં રાખી, દેવદાન હાંતીને લઈને ગરાસીઆના છગે આવ્યા. છગો જુવાર્યો. અને પછી પૂછ્યું: ''કયાં છે ગરાસીઓ?''

''રાજસિંહ ભાઈ હો...ઓ !'' એમ દેવદાન ગઢવીએ સાદ પાડતાં ધુનામાંથી ઘોડેસ્વાર નીકળ્યો અને છગા તરફ આવવા લાગ્યો. રજપુતાણીનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો. તે હોઠ ભીડીને આવતા રજપુતને જોઇ રહી. પાસે આવીને પૂછ્યું:

'રજપૂતાણી ! ઓળખાણ પડે છે ?'

'શેની ઓળખાણ ? તું ઓળખાણ પૂછવાવાળો છો કોણ ?' રજપુતાણીએ ભ્રકુટિ ચડાવી પૂછ્યું. રજપૂતાણીનાં વેણ સાંભળતાં તો રજપુત ઝાંખો થઈ ગયો. એના પગ નીચેથી ધરતી સરી જવા લાગી.'

''મને ઓળખતી નથી ? બસ ! આટલીવારમાં ભૂલી ગઈ?'' ગરાસીઓ ગળગળો થઈ ગયો.

''ધાળા ચાવ્યા પહેલાં તું કોણ છો એ કહે.'' રજપુતાણીએ કરડાકીથી પૂછ્યું.

''તારા ધણીને—મને તું સાવ ભૂલી ગઈ ?'' રજપુતે દુઃખદ આશ્ચર્યથી કહ્યું.

''મારો ધણી તો જો ઓલ્યા ધુનામાં ડુબી મર્યો. તું મારો ધણી છો એમ કહ્યું તો આ તરવાર તારી સગી નહિ થાય ! પહેલાં એ તો બતાવ કે તું કોણ છો ?''

'મારે તને ઓળખાણ આપવાની ? તો સાંભળ. રાજગઢનો હું રાજસિંહ ચાકરીએ ગયેલો, ત્યારે તેં મને કહેલ કે 'બીજી પાઘ પધારશાં જદ જાણુંગી નેહ' એ વેણ ખાતર અનરાધાર વરસાદના તોફાનમાં માલણના ગાંડા પૂરમાં મેઘલી રાતે તને મળવા ખાતર મેં ઝંપલાવ્યું ને હું ડૂબી મર્યો. મારી વાસના તારામાં રહી ગઈ અને હું ભૂત થયો. આ વાસનાની આગમાં પાંચ વરસથી બળું છું. અને આજ તું મને પૂછે છે કે હું કોણ છું ? બાઈડી કોઈની થઈ નથી ને થાવાની નથી. અરરરા મેં તને સમજવામાં ભારે ભૂલ કરી.'' તિરસ્કારથી કંપતા રજપુતે કહ્યું.

''રજપુત ! ભૂલ તો સારો શબ્દ છે. તેં માલણમાં ઘોડો નાખીને કોડાઈ કરી હતી.'' રજપુતાણીએ મહર કર્યો.

''મેં તને મળવા મારા પ્રાણ આપ્યા અને તું કોડાઈ કહે છે ?'' રજપૂતે ગુસ્સે થઈને કહ્યું.

''કોડાઈથી રૂડો શબદ મને જડયો નહિ, એટલે 'કોડાઈ કરી' એમ કહ્યું. બીજો શબદ હોય તો કહે''. રજપૂતાણી કહ્યું.

''બસ, તારું મારા પર આટલું જ હેત?'' રજપૂત હરહાઇને કહ્યું.

''મારું હેત તો જો ઓલ્યા ધુનામાં ડૂબી ગયું. તારી ભૂતની સાથે મારે સનાન કે સૂતક નથી.'' રજપૂતાણીએ બળતામાં ઘી હોમ્યું.

''એટલી બધી વાત ?'' રજપૂતે ટાંડા થઈને કહ્યું.

''તું રાતો પાળો થાઈશ એટલે હું થોડી તારાથી બી જવાની છું ? પહેલાં વાત કર કે મને મળવા માટે તેં ચારણ શા માટે બાસ્યો ? અને મને મળવા શું કામ બોલાવી ?''

"તને મળવા મેં જખ મારવા બોલાવી હતી. તું આવી નીકળી એવી મેં તને નહોતી જાણી." રજપૂત નિરાશ થઈ ગયો.

"હું કેવી છું ઈ તો જાણી લીધીને !"

"હા !" એમ કહીને રજપૂતે તિરસ્કારથી ઘોડાને પાછો મરડયો.

"આમ ઊપડયો કયાં ? મોટે ઉપાડે મને મળવા બોલાવી હતી તે મારે તારી સાથે મારો હિસાબ માગવો છે." રજપૂતાણીએ કહ્યું.

"તને હિસાબ આપવા હું નવરો નથી. મારે તારૂં મોઢું ય નથી જોવું." કહીને રજપૂતે ઘોડાને આગળ ચલાવ્યો.

"ગરાસીઆના પેટનો હો તો ઊભો રે'જે !" રજપૂતાણીએ હાકલ કરી ને દોટ દીધી.

ગરાસીઓ ઘોડો ફેરવી ઊભો રહ્યો.

"તું ગરાસીઓ છો ?" રજપૂતાણીએ પૂછ્યું.

"હા " રજપૂતે ટૂંકમાં પતાવ્યું.

"ગરાસીઓ તો પ્રજાનું રક્ષણ કરે, અને તેં તો નિર્દોષ માણસોને માર્યા. મને મળવા તેં ભીખારીની જેમ ચારણ પાસે ભીખ માગી અને છતાં તું ગરાસીઓ છો એમ કહે છે ?" રજપૂતાણીએ લેખાં લેવાં શરૂ કર્યાં ત્યાં દેવદાન ગઢવી કહેઃ

"હં, હં, હં, મા ! આવા વસમા વેણથી દુઃખી જીવને વધારે દુઃખી ન કરો".

અકથ્ય વેદનાથી નીચે મોઢું રાખી ગરાસીઓ ઊભો રહ્યો. ત્યાં રજપૂતાણી દેવદાન દાંતીને કહેઃ "ગઢવા ! અટાણે વચમાં આવશો તો સારાવાટ નહિ રહે".

રજપૂતાણી દેવદાન સામે કડક થતાં રજપૂત ટટ્ટાર થયો. એની આંખનો રંગ ફરી ગયો ને ગુસ્સાથી કહ્યું:

"રજપૂતાણી ! શું ધાર્યું છે?"

"મારી વસતીના માણસોને તેં માર્યા છે એનો હિસાબ માગું છું."

"મેં નથી માર્યા રજપૂતાણી ! મેં નથી માર્યા." રજપૂત વેદનાથી હલી ઊઠયો.

"તો કોણે માર્યા છે એનો જવાબ દે." રજપુતાણીએ જવાબ માગ્યો.

"તું એક બાયડી મારો જવાબ માગે છે? અને હું તને જવાબ દઈશ ?" રજપૂત ક્રોધથી કાંપવા લાગ્યો.

'તો થા ભાયડો !' એમ કહીને રાજનાએ તલવાર તોળી રજપૂત સાથે ઘા કરવા છલાંગ મારી. રજપૂતાણીનો ઘા ચુકાવવા રજપૂતે ઘોડો કુદાવ્યો. રજપૂતાણીનો ઘા ખાલી જતાં એની તલવાર જમીન સાથે ટકરાણી. રજપૂતાણી ગોઠણભર થઈ ગઈ.

"દેવદાનભાઈ ! તમે તમારૂં વેણ પાળ્યું છે. કામ પડે સાદ પાડજો." એમ હવામાં શબ્દો સંભળાયા. એ શબ્દો તરફ જોતાં માલણના નીરમાં ઘોડો ઊભો હતો.

રજપૂતાણીએ ફરીને દોટ મૂકી હાકલો કર્યો. "શેશુધ્ધ ગરાસીઓ હો તો ઊભો રહેજે." રજપૂત ઘોડા માથેથી ઉતરી ઊભો રહ્યો. રજપૂતાણીએ પાછી દોડીને રજપૂત માથે જનોઈવઢ ઘા કર્યો રજપૂતાણી. ગોઠણભર થઈ ગઈ.

એનાં પાણીમાં કપડાં સરખાં કર્યાં. મલીરનો છેડો નીચોવ્યો. ત્યાં તો દડ દડ પડતાં એ પાણી ખોબો ભરીને ઘટક ઘટક ગરાસીઓ પીતો હતો. રજપૂતાણીએ રજપૂત સામે જોયું. રજપૂતે રજપૂતાણી સામે જોયું

"રજપૂતાણી ! તારી પોત્યનું પાણી મને નહોતું પોગ્યું, આજ પૂગી ગયું. ધરપત—ખૂબ ધરપત થઈ. સો સો વીંછીની વેદનાથીએ વસમા તારાં વેણને બદલે એક વખત ફરીને તારી તલવાર ચલાવ. તને મળવાના મારા કોડ પૂરા થયા." એમ કહીને ડોક નમાવીને રજપૂતાણી આગળ ઊભો રહ્યો.

"ડોક નમાવીને તો નમાલા ઊભે."! રજપૂતાણીએ કહ્યું. રજપૂતે ટટ્ટાર થઈ રજપૂતાણી સામે જોયું.

"હું હવે કેવી લાગું છું ?" રજપૂતાણીએ પૂછ્યું.

"કાળી નાગણ, ચૂડેલ." રજપૂતે દાંત કચકચાવી કહ્યું.

"આવી નાગણ અને ચૂડેલ માટે તું દૂખી મર્યો એ ડોડાઈ કહેવાય કે બીજું કાંઈ ?" રજપૂતાણીએ હસીને કહ્યું.

રજપૂતે નિરાશાના સાગરમાં ડુબકી મારી. આંખ ઉગાડી રજપૂતાણી સામે જોયું. રજપૂતની આંખમાં વેદના અને નિરાશાના લોઢ ઘુઘવતા હતા. એની આશાના–પ્રેમના ચૂરેચૂરા થઈ ગયા હતા. એણે નિસાસો નાખ્યો અને કહ્યું:

'રજપૂતાણી! હવે તારા વેણને બદલે જેટલા તલવારના ઘા કરવા હોય એટલા કરી લે."

રજપૂતાણીએ તલવાર ફેંકી દીધી. ઘડી પહેલાના ક્રોધ, તિરસ્કાર ને વ્યંગને ઠેકાણે એની આંખમાં કરૂણા અને હેતનો દરિયો ઉછળ્યો. એણે રજપૂતનો હાથ પકડી કહ્યું: "બહુ દુઃખ વેઠયું."

ગરાસીએ હાથનો મૂકકો મારી હાથ છોડાવ્યો અને ભાગતાં ભાગતાં બોલ્યોઃ

"તારા રૂપના, નેનનાં અને વેણના જાદૂએ તો મારી આ દશા કરી. હવે નહિ ફસાઉં."

રજપૂતાણીએ દોટ મૂકી રજપૂતને પકડી અને કહ્યું: " તું એક વાતની ચોખવટ કર તો જાવા દઉં. તારી કાંઈ વાસના મારામાં રહી છે."

"શરીરે નહી. હવેતો ભલી થઈને જવાદે.!" રજપૂતે કરગરીને કહ્યું.

"જો, સાંભળ મેં તને કયારેય બાંધ્યો ન હતો. તું બંધન વગરનો અને મુકત છો. છતાં તું તારી જાતને બંધાયેલો માને છે. તું વાસનાના બંધનથી ભૂત થયો. તું તારા હાથે કરીને ભૂત થયો. મેં થોડો બનાવ્યો છે? એમાંથી છૂટવું એ તારૂં કામ છે." રજપૂતાણીએ કહ્યું.

રજપૂત રજપૂતાણી સામે અસહાય થઇને ટગર ટગર જોઈ રહ્યો.

"તું શું કામ ભૂત થયો?" રજપૂતાણીએ પૂછ્યું

"તારામાં મારી વાસના રહી એટલે." રજપૂતે જવાબ આપ્યો.

"મારામાં એટલે મારા શરીરમાં કે બીજા કોઇમાં?" રજપૂતાણીએ પૂછ્યું

"તારા શરીરમાં", રજપૂતે કહ્યું. "મારા શરીરમાં એટલે મારામાં નહિને?"રજપૂતાણીએ કહ્યું.

"તારો સવાલ સમજ્યો નહિ." રજપૂતે મુંઝાઈને કહ્યું.

"રજપૂત! જો સામે તારા છત્રા તરફ નજર કર. ત્યાં શું પડયું છે?"

રજપૂતે છત્રા તરફ કરી તો ત્યાં રજપૂતાણીનું શરીર પડયું હતું. રજપૂતે ત્યાં જોઈને રજપૂતાણી સામે નવાઈથી જોયું.

"ત્યાં બીજું કોણ છે?" રજપૂતાણીએ પૂછ્યું. રજપૂતે નજર કરી તો પોતે પોતાને રજપૂતાણીના શરીર ફરતો આંટા મારતો જોયો. અચંબો પામી ગયો અને રજપૂતાણીને પૂછ્યું:

"છત્રા પાસે તું પડી છો ત્યારે તું કોણ છો?"

"પહેલાં મારા પ્રશ્નનો જવાબ દે. ત્યાં મારા શબ ફરતો આંટા મારે છે એ કોણ છે?"

"કાંઈ મેળ પડતો નથી, પણ મારી વાસના તારા શરીર ફરતો આંટા મારતી હશે એમ કહી શકાય".

"ત્યારે તારી વાસના એ તું નથીને?" રજપૂતાણીએ પૂછ્યું.

"ના, પણ તું મને હું કોણ છું એ તો સમજાવ!"

"હું કોણ છું, તું કોણ છો એની અનાદિકાળથી શોધ થતી આવી છે. મેં જાણ્યું કે તારી વાસના મારા શરીરમાં રહી છે, એટલે તારા છત્રા આગળ તારી વાસનાને હવાલે મેં મારૂં શરીર છોડી દીધું. તારી વાસના એ તું નથી. મારૂં શરીર એ હું નથી. તારા જન્મ સાથે તારી વાસના જન્મે, મારા જન્મ સાથે હું જન્મું, વાસ્તવમાં હું ને તું કાંઇ નથી."

આટલી રજપૂતાણીએ વાત કરી અને રજપૂત વાત સમજ્યો ને રજપૂતના શરીરનો ભડકો થયો; એમાંથી જળહળ પ્રકાશ થયો. ગઢવાની આંખો અંજાઈ ગઈ. એણે આંખ ઉઘાડવા આંખો ચોળી. ત્યાં તો કોઈએ તેમનો હાથ પકડી જગાડયાઃ

"નાગદાન ગઢવી! જાગો!"

પથારીમાં બેઠા થઈને ગઢવીએ દાઢીએ હાથ દઈને હસીને કહ્યું:

"સપનામાં હું દેવદાન હતો અને જાગતાં નાગદાન છું. મારૂં હાળું આ કોતક ભારી. હું જાગતો નાગદાને ય સાચો અને સોણાના દેવદાને જોયેલ વાતે ય સાચી."

પૃષ્ટ ૨૮૮ થી ચાલુ ]

## નમતું જોખવાની નિર્માલ્યતા

કોઈથી દારૂબંધી દાખલ ન થઈ તે માત્ર રાજકીય દબાણથી દાખલ થઈ ગઈ. ૧૧ કરોડ જતા કર્યા ને બીજા ૧૮ કરોડની ખોટ ખાવા તામીલનાડુની સરકાર તૈયાર થઈ ગઈ. ધર્મ, નીતિ, બંધારણ, સામાજિક સ્વાસ્થ્ય કે કોઈ સમજણ કામ નથી આવતી ત્યાં રાજકીય દબાણ, હિંસક દબાણ કામ આવે છે. બળ બતાવ્યા સિવાય તોડ નીકળતો નથી એ એક નીતિ થઈ છે. એથી ઠેર ઠેર હવે બળના જ મુકાબલા થઈ રહ્યા છે. વાત વાતમાં નમતું જોખવાની આ કાયર નીતિએ આગેવાનો, સંસ્થાઓ અને સરકારોને નિર્માલ્ય બનાવી મૂકી પ્રજાને હિંસક દબાણને માર્ગે વાળી છે. આ નિર્માલ્ય રાજકારણ અને સમાજકારણનું માધ્યમ બન્યું છે બાંધછોડની પગે ખારણાં ટેકવાની નીતિ, જે ખતરનાક નીવડી છે.

સરકાર કે સંસ્થાઓના હાથમાં તો આ દોર નથી જ રહ્યો, પણ મજૂરો, કર્મચારીઓ કે વિદ્યાર્થીઓનાં હાથમાં પણ હવે આ દોર નથી રહ્યો પણ હિંસક દોરના હાથમાં હવે એ સૌ ઝડપાઈ રહ્યા છે. હિંસાનાં દબાણોને છૂટો દોર દેવો એ ડહાપણભરી રાજનીતિ વચમાં ગણાવા માંડેલી. જો ઇંદિરાજીએ આંધ્રમાં અડગ નીતિ ધારણ ન કરી હોત તો ખબર નથી કે તે હિંસાએ અને વિનાશે ભારતના કયા ભાગને કોરો મૂક્યો હોત.

## એકહથ્થુ સત્તાને પરિણામે

તે છતાં પક્ષના બંડખોરોને, પ્રત્યાઘાતીઓને, સ્થાપિત હિતોવાળાને ઇંદિરાજી માટે છૂટો દોર દીધા કરે છે તે ન સમજાય તેવી વાત છે. આજે એ દોર પક્ષના અસ્તિત્વને જોખમમાં મૂકી રહી છે. પક્ષની બહુમતિ દેખાય છે તેવી નથી રહી. કારણ કે આંતરિક જૂથો જ વિરોધપક્ષોનું કામ કરી રહ્યાં છે એટલે શાસકપક્ષ દરેક રાજ્યમાં ઉપરથી નીચે સુધી જૂથબંધીરૂપે વિરોધપક્ષમાં જ ફેરવાઈ ગયેલ છે. શાસક પક્ષનું મોવડી મંડળ મડદાલ નિવડ્યું છે. પક્ષના કોઈ પ્રશ્નનો ઉકેલ કાઢવાને બદલે પરિસ્થિતિને વકરવા ને ગૂંચવવા જ દીધી છે.

શાસક પક્ષનો વિજય કૃત્રિમ નિવડ્યો. વિજય એને પચ્યો નહિ. એ વિજય મેળવવા માટે જેટલી નિર્બળતા પક્ષમાં સંઘરેલી તે બધી ફૂટી નીકળી છે. આ નિર્બળતા સંગઠનને, સરકારોને અને દેશને પણ પીડી રહેલ છે. એનું એક કારણ ઇંદિરાજીએ સમગ્ર દેશનું સુકાન પોતાના એકલાના હાથમાં રાખ્યું તે પણ છે. જે કોઈ બધી સત્તા પોતાનામાં કેન્દ્રિત કરે ત્યાં બધી જવાબદારીઓ પણ આપોઆપ કેન્દ્રિત થાય છે. એથી બીજે દરેક સ્થળેથી જવાબદારીઓ ખેંચાઈ જાય છે. નાના સરખા પ્રશ્નનો ઉકેલ પણ ઇંદિરાજી સિવાય ન થાય તેથી રાજ્યે રાજ્યે અશિસ્તને નાફરમાની ફાટી નીકળી. કોઈ કોઈને જવાબદાર જ ન રહ્યું. સૌ ઇંદિરાજી તરફ જ આંગળી ચીંધે. અને આવડા મોટા ગરીબ ને પછાત દેશના દરેક રાજ્યના પક્ષના અને સરકારના પ્રશ્નો કોઈ એક ઇન્દિરાજી ઉકેલી શકે નહિ.

## કુટુંબનો નહિ, આ તો રાષ્ટ્રકલહ છે

ઇન્દિરાજીએ પોતાનામાં બધી સત્તા કેન્દ્રિત થવા દેવાને પરિણામે આજે શાસકપક્ષની અને તેની સરકારોની અને દેશની પણ જે દુર્દશા થઈ છે તેનો વિચાર નવેસરથી કરવો જ પડશે. દાખલા તરીકે ગુજરાતનું રાજ્ય ચલાવવાની જવાબદારી કોની? શ્રી. ઓઝાને એના જ પક્ષનું જૂથ રાજ્ય ચલાવવા દેતું નથી અને રાજ્ય ચલાવવાની જવાબદારી ઓઝા વિરોધી જૂથે પોતા માથે રાખી નથી. ત્યારે શું ચૂકી ગાવડીનો અસલ જ રખેવાળને?
આગળના વખતમાં કહેવાતું કે:

ગાવડિયા સેનાપતિ, કાવડિયા પરધાન;
માવડિયા જ્યાં મહિપતિ, ત્યાં રૂઠો ભગવાન.

ઢોરાં ચારવાવાળાને સીધા સેનાપતિ બનાવી દેવામાં આવ્યા હોય, 'દયા પ્રભુની' કહીને લોટ માગવાની કાવડ ફેરવતા હોય એવાને પ્રધાન બનાવી દેવામાં આવ્યા હોય અને રોજ માને પૂછીને રાજ ચલાવે એવા મહિપતિ બેસાડ્યા હોય ત્યાં ભગવાન રૂઠે નહિ તો બીજું શું થાય?

તા. ૨૭-૬-'૭૩

Oormy Navrachana Rajkot-1 (July' 73) (કિં. ૧-૨૫ Regd. No. G. ૭૪

# ઊર્મિ નવરચના



વરસ વળ્યાં, વાદળ વળ્યાં, ધરતી નીલાણી

તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર : ઓગષ્ટ : ૧૯૭૩ : સળંગ અંક : ૫૨૧

ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઈશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : ઑગષ્ટ : ૭૩ અંક : ૫ : સળંગ અંક : ૫૨૧





*

## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂા. ૧૨–૦૦
વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫-૦૦

**લેખકોને —**

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને —**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને —**

+ 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ–૧

## In our little way...



# we help India fight its war on all fronts

As India moves towards its goal of all-round development, we make our contribution. On the food front Union Carbide provides pesticides and polyethylene film which help the farmer reap a bigger, better harvest. On the home front we bring to you a variety of household articles ranging from batteries and flashlights to colourful containers made from our polyethylene. We supply raw materials and chemicals essential for the pharmaceuticals, paints, textiles, iron and steel and rubber industries. On the export front Union Carbide combs the five continents for new markets and its products reach more than 50 countries including the U.S.A. These are but some of the seeds that Union Carbide India Limited has sown to raise the standards of living of the people of India. Yes, in our little way we help India fight its war on all fronts!




## sowing the seeds of progress

## શ્રેષ્ઠ – સંસ્કારી પુસ્તકો માટે
## લાયબ્રેરીઓ ને – ગ્રંથપાલોને

સંસ્થાઓ અને ગ્રંથાલયોને ખ્યાલમાં રાખીને દરેક લાયબ્રેરીને સારાં સંસ્કારી પુસ્તકો એક જ સ્થળેથી મળે તે માટે અમે પૂરી સગવડતા કરી છે.

આપને જોઇતાં પુસ્તકો એક જ સ્થળેથી મળી શકશે. આપને જોઇતાં પુસ્તકોની યાદી અમને મોકલી આપશો, ઓછા સમયમાં આપના ઓર્ડરનાં પુસ્તકો રવાના કરવામાં આવશે. નવાં પુસ્તકોની યાદી મંગાવી લેવા વિ.

પુસ્તકો મગાવવા માટેનું સર્વોત્તમ વિશ્વસનીય સ્થળ

**ભારતી સાહિત્ય સંઘ પ્રા. લિ.**

૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ., ગાંધીરોડ : અમદાવાદ-૧

## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે.



# નાની બચત

નાનેરા પ્રયાસોનું મોટેરું પરિણામ

RPC 1215

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# ભૈ ભીતર મોજું જાગી

ભૈ ભીતર મોજું જાગી;
અલખના આરાધે એવી અગમ નોબત્યું વાગી–
ભૈ ભીતર મોજું જાગી.

સભર ભરાણું હૈયા રૂડું
છોળે એ છલકાણું;
લે'રું લાગી એવી ઘટમાં
રોમ રોમ મલકાણું.
સુરતા સાધી શબ્દ–બ્રહ્મથી
અવ શું રાગી – વૈરાગી ! – ભૈ ભીતર.

ગેબી શબ્દ સુણાયો ઘટમાં
રોમ રોમ રટ લાગી;
હૈયામાં હાટડિયું બેઠી
ચીજુ મળે છે માગી.
અલખમાં એકાકાર થવાની
જિગર ઝંખના જાગી – ભૈ ભીતર.

પિંડ કેરા પાતર માંહી
અમરત રસ ઘોળાણું;
અજબ ખેલ ભયા ભીતરમાં
ખોળણહાર ખોવાણું.
કેફ ચડયો ભવભવનો એવો
મન મસ્ત ભયા અનુરાગી–
ભૈ ભીતર મોજું જાગી.

— શુકદેવ પંડયા

# નેતૃત્વ ને વિશ્વાસની કટોકટીથી અકળાતાં ઇન્દિરાજી

સંપાદકીય

આજની લોકશાહી વિષે એમ કહેવાય છે કે એ તો આંકડાની રમત છે. પછી તમે બહુમતિ ઊભી કરવામાં અને સત્તાસ્થાને રહેલા પ્રતિસ્પર્ધીને ઉથલાવી પાડવા શું કાવાદાવા કર્યા, કેટલી અધમતા આચરી, કેટલી બિનલોકશાહી રીત રસમ વાપરી તે ગૌણ છે. મુખ્ય વાત ગમે તે સાધનો દ્વારા પણ બહુમતિ કેળવી જાણી કે નહિ એ જ મુખ્ય વાત છે. કાગળ માથે લખી એવી લોકશાહી રહી જવી જોઈએ.

અમને એક ઠાકોર ને ઠકરાણાંનો દાખલો યાદ આવે છે. જુવાન ઠાકોર પરણ્યા તો ખરા પણ પછી ઠકરાણાં આણું વાળીને પાછાં ન આવે. અનેક બહાનાં કાઢે. એક દિવસ તો જુવાન ઠાકોર જાતે તેડવા ગયા, ત્યારે અંદરથી ઠકરાણાંએ કહેવરાવ્યું કે "પગે મેંદી મૂકી છે તો કેવી રીતે આવી શકું ?"

ઠાકોર કહે : "વેલમાં બેસાડીને લઈ જઈશ."

તો કહે : વચમાં નદી આવે છે ત્યાં શું થાય ?"

ઠાકોર કહે : "ત્યારે ઘોડા ઉપરબેસાડી ને કે તેડીને સામે કાંઠે ઉતારીશ."

ઠકરાણાંએ કહેવરાવ્યું કે : "ગમે તે થાય પણ મારી મેંદીનો રંગ ન જવો જોઈએ."

ઠાકોર કહે : " કોઈ રીત ન જાય, પછી શું ? "

ઠકરાણાં તૈયાર થયાં. નદી–કાંઠા સુધી તો વેલમાં બેઠાં. નદીમાં પાણી વધારે એટલે રંગ ન ધોવાઈ જાય તે રીતે આગળ જતાં પાણી ઊંડું આવ્યું. એટલે ઠકરાણાં કહે : "જો જો મારી મેંદીનો રંગ ન જાય !"

ઠાકોર કહે : "ન જવા દઉં."

પણ પાણી ઠકરાણાંના પગ સુધી આવતાં ઠકરાણાંએ રાડ પાડી, ત્યાં ઠાકોરે ઠકરાણાંનું માથું પાણીમાં નાખીને પગ ઊંચા પકડી રાખ્યા. ઠકરાણાં તરફડયા કર્યાં પણ જુવાન ઠાકોરે મેંદી ને પાણીના છાંટા ય ન પડવા દીધા ને સામે કાંઠે ઊતર્યા ત્યારે ઠકરાણાં ઠેકાણે થઈ ગયેલાં. સામા કાંઠાના લોકો કહે : "આ શું ? ઠકરાણાંનો તો જીવડો વહ્યો ગયો ?"

ઠાકોર કહે : "જીવડો ભલે ગયો પણ રંગડો તો રહી ગયો ને ?"

## કાચા ને કુંવારા (Innocent)

એમ ગુજરાતમાં સાધનો ગમે તે વપરાણાં હોય ને લોકશાહીનો જીવડો ભલે વહ્યો ગયો હોય પણ લોકશાહીનો રંગડો તો રહી ગયોને ! ભારે કામ થઈ ગયું. ગાંધીના જમાનાની ગાળ ખાવી સટી કે તમે સેવા કરો ને ત્યાગ કરો તો જ તમારી પ્રતિભા પ્રગટે. પ્રતિભા પ્રગટયા પછી અનેક નાનાં મોટાં કાર્યો દ્વારા પાછા પરિપકવ બનો, નિવડો, લોકોમાં તમારા પ્રત્યે આદર ઉત્પન્ન થાય તો જ તમે સત્તા સ્થાને આવો. હવે એ ત્યાગ, સેવા ને તપસ્યાની માથાકૂટ મટી ગઈ. હવે તો જેમ નાનકડો માણસ સત્તાસ્થાને આવે તેમ વધુ તેજસ્વી ગણાય. આંકડા સાથે એવા આદર કે લોકોના પૂજ્યભાવને કોઈ સંબંધ નથી. પરણવા માટેની કાયદામાં ઓછામાં ઓછી ઉમર નક્કી કરવામાં આવી છે, પણ પ્રધાન બનવા માટે ઉમરનો કોઈ બાધ નથી. એમાં તો બાર બાર વરસના બે પણ ચાલે. એટલે એક ચોવીસનો થઈ રહેતો અખબારો જેમને બિનઅનુભવી કહે છે.

આગળના જમાનામાં રાજગાદી ખાલી પડતાં દરબાર ભરાય ત્યારે હાથણી કળશ લઈને નીકળે ને જેના માથે કળશ ઢોળે એ રાજા થઈ જતો. કેટલીકવાર ગામના બંધ દરવાજા ઊઘડતાં જે પહેલો ગામમાં પ્રવેશે એના ઉપર પણ હાથણી કળશ ઢોળતી. ત્યારે કહેવાતું કે હાથણી જોઈ વિચારીને જ કળશ ઢોળે છે. પણ હવે તો એમાં હાથણીની

કળશ–કસોટીની પણ જરૂર નથી રહી. વળી આગળના જમાનામાં રાજાના કુંવરોને રાજ્ય ચલાવવા માટે અનેક પ્રકારની તાલીમ આપવામાં આવતી. એવી તાલીમની પણ તમારે જરૂર નથી.

## નાલાયકીની લાયકી

તમે ગમે તે ને ગમે તેટલાં કાળાં ધોળાં કર્યાં હોય, તમે ગમે તેટલા માર–ધાડ કર્યા હોય, તમે કોમવાદી હો કે જ્ઞાતિવાદી, તમે પ્રાંતવાદી હો કે સંપ્રદાયવાદી. તમે સમાજવાદી હો કે મૂડીવાદી, તમે અલ્ટ્રા રેડીકલ સુધી ગમે તે પક્ષમાં હો, તમે અનેકવાર પક્ષાંતર કર્યાં હોય ને અનેકવાર જૂથપલટા કર્યા હોય, તમારી બજારૂ કીંમત ગમે તે હોય, તમે કારકુની કે શિક્ષકગીરીને કે પછી કોઈ પણ ધંધા વ્યવસાયને લાયક હો કે ન હો છતાં તમને ચાલતે ગાડે ચડી બેસતાં આવડતું હોય, તો તમારો બેડો પાર છે, તમે રમત માત્રમાં આ આંકડાની લોકશાહીમાં સત્તા સ્થાન મેળવી શકશો. માત્ર ગાંધીના જમાનાની જે જે નાલાયકી ગણાતી હતી તેમાં તમે પાવરધા હોવા જોઈએ, અથવા એ માટેની તમારી તૈયારી હોવી જોઈએ.

બિહારમાં જૂથબંધીએ કેદાર પાંડેને ઉથલાવ્યા અને ગફુરને બગાસું ખાતાં મોઢામાં સાકરનો ગાંગડો આવી ગયો ને ચીફ મીનીસ્ટર થઈ ગયા. અખબારો કહે છે કે ન છાપી શકાય એવું એમના વિષે બોલાય છે. પછી પટણામાં એમના વિરૂદ્ધ સરઘસ નીકળ્યું ત્યારે સૂત્રો એમ બોલાતાં હતાં કે “જીત ગયા ભાઈ જીત ગયા, બોટલવાલા જીત ગયા” અખબારોથી એટલું તો બોલાયું જ.

## દારૂબંધી અને જૂથબંધી

ગુજરાતની ગાદીએ આવવાની તૈયારીમાં હતા ત્યારે અત્યારના નાણાં અને આયોજન પ્રધાન ડો. અમુલ દેસાઇએ કહેલું કે અમે સત્તા ઉપર આવશું તો દારૂબંધી વિષે જરૂર ફેર વિચાર કરશું. શ્રી. ચીમનભાઈએ શ્રી. રવિશંકર મહારાજને એમ કહેલું કે “પાયાની નીતિમાં પોતે મક્કમપણે માને છે.” પણ મહારાષ્ટ્ર સરકારે દારૂબંધીની પાયાની નીતિ મક્કમપણે જાળવીને જ દારૂ છૂટો મેલ્યો છે. અને ગુજરાતના નવા પ્રધાનમંડળના પ્રધાનોનાં ખાતાં જાહેર થયાં ત્યારે દારૂબંધીનું ખાતું કોને સોંપવામાં આવ્યું છે એનો ઉલ્લેખ સરખો પણ કરવામાં નથી આવ્યો. આજ સુધી દારૂબંધી ખાતું શિક્ષણખાતા સાથે રહેતું આવ્યું છે. હવે જો તે શ્રી આયશા બેગમને સોંપવામાં આવ્યું હોય તો શ્રી. આયશા બેગમ પણ દારૂબંધીમાં માને છે કે કેમ તે ગુજરાતે સમજવું જ રહેશે. નહિ તો ગુજરાતના લોકો પણ કહેશે કે : “જીત ગયા ભાઇ જીત ગયા !”

ગુજરાતમાંથી દારૂબંધી ઉઠાડી લેવામાં આવે તો પોતે કાંઈક કરશે, શું કરશે તે શ્રી. મોરારજીભાઇએ જાહેર નથી કર્યું તેમ શ્રી. ચીમનભાઈએ દારૂબંધીમાં પાયાની નીતિ એટલે શું તે પણ જાહેર નથી કર્યું. સંભવ છે કે આ મુદ્દા ઉપર લોકોનો વિરોધ ન વહોરવા દારૂબંધીનું લબડ ધકડ ચલાવ્યા કરે, નહિ તો શાસક પક્ષમાં જ પહેલો ધડાકો દારૂબંધીના પ્રશ્ન ઉપર થશે. અત્યારે અંગ સમેટી ગયેલો જૂથબંધીનો કાચબો પાયાની નીતિના પ્રશ્ને જ પહોળો થવાનો સંભવ વધારે છે.

## પાયાની નીતિ કોણ જાળવી શકે ?

કોઈપણ પક્ષની, કોઇપણ સંસ્કૃત સમાજની પાયાની નીતિને કોણ જાળવી શકે ? જેણે એકબીજાને ખરીદયા હોય, જે એકબીજાથી ખરીદાયા હોય તેનામાં પાયાની નીતિને જાળવવાની ચારિત્ર્યશીલતા હોઈ શકે ખરી ? આ કાંઈ આક્ષેપ નથી, પણ ગુજરાતના શાસક પક્ષના બન્ને જૂથોએ કરેલાં જાહેરનામાં છે. જે ભ્રષ્ટ હોય તે બીજાનો ભ્રષ્ટાચાર દૂર કરી શકે ખરા ? જે શિથિલ હોય તે સુદૃઢ શાસન વ્યવસ્થા આપી શકે ખરા ? જે ચંચળ અને અસ્થિર ચિત્તના હોય તે સ્થિર રાજતંત્ર આપી શકે ખરા ? જે ગોટાળિયા હોય તે સ્વચ્છ વહીવટ આપી શકે ખરા ?

આ કાંઈ આળ નથી, પણ ગુજરાતના શાસક પક્ષના બન્ને જૂથોએ એકબીજા અંગે જે અખબારી ચિતાર આપેલો તેની જ આ વાત છે. એ પછી બન્ને જૂથો ભેગાં થઈને પ્રધાન મંડળ રચ્યું તે સાચું, પણ એકબીજાનો જે પરિચય આપેલો તે

હજી સુધી પાછો નથી ખેંચ્યો. ત્યાં સુધી એમની એ ઇમેજ–પ્રતિમા કોઈ જ ખંડિત કરી શકે નહિ.

## શાનું બન્યું છે સંગઠન ?

પક્ષની પાયાની નીતિ અને કાર્યક્રમના અમલની નિષ્ફળતાને કારણે જ લોકોમાં અવિશ્વાસ પેદા થયો છે. અને આ અમલ નથી થઈ શક્યો તેનું કારણ જૂથબંધીઓ છે. એ કાંઈ એકલા ગુજરાત પૂરતી નથી પણ ઓછા વધતા પ્રમાણમાં ભારતનાં તમામ રાજ્યોમાં છે. આ જૂથબંધીઓ કોઈ વિચારસરણીના સંઘર્ષમાંથી પેદા નથી થઈ પણ સત્તાલાલસામાંથી પેદા થઈ છે. આ સત્તાલાલસાને "રૂક જાઓ" કહેવાની શક્તિ શાસક પક્ષના સંગઠનમાં પેદા જ નથી થઈ, કારણ કે સંગઠન ઊભું જ નથી થયું. જ્યાં જુઓ ત્યાં માત્ર નામનું સંગઠન છે. સંગઠનમાં તાકાત પેદા થવાને બદલે નાતાકાત જ ભરાણી છે. કારણ કે શાસક પક્ષમાં સૌને અમર્યાદ પ્રવેશ મળ્યો.

## ક્રાંતિને બદલે પ્રતિક્રાન્તિ

આજે તો ઇંદિરાજીથી માંડીને સૌ એ જાહેરમાં કબુલવા માંડયા છે. પણ એથી કાંઈ સંગઠન મજબૂત ન બને, કારણ કે સંગઠનમાં સફાઈ કરી શકાઈ જ નથી. વધારે મોટો જમેલો જ તકવાદીઓનો છે. આ તકવાદીઓ આજે તો ઠબળે ઠેર ઠેર સત્તાસ્થાને આવી ગયા છે. જૂની કોંગ્રેસનું મૂળ માળખું માતબર ખેડૂતો અને સુખી વેપારીઓનું બનેલું હતું. જે પૈસા પણ લાવી આપે ને મત પણ લાવી આપે. આ માળખું શાસક કોંગ્રેસમાં પણ જેમનું તેમ રહ્યું છે.

શાસક પક્ષમાં કેટલાક નિષ્ઠાવાન ઉદ્દામ વિચારસરણીવાળા પણ આવ્યા. પણ કોંગ્રેસના રૂઢિચૂસ્ત માળખામાં તેઓ કાંઈ જ ફેરફાર કરી શક્યા નથી. માત્ર વાતો જ કરી શક્યા છે. વિચારસરણીની એકતાનો સમૂહ બનવાને બદલે ભિન્ન ભિન્ન સ્વાર્થો સાધવાની ઈચ્છાવાળા વર્ગો અને મહત્ત્વાકાંક્ષી વ્યક્તિઓના સમૂહોનું એક સખળ ડખળ સંગઠન ઊભું થઈ ગયેલું છે. હવે આવા વૈચારિક એકતાના અભાવવાળા, સ્વાર્થી ને મહત્ત્વાકાંક્ષીઓના વિવિધ સમૂહોવાળું રૂઢિચૂસ્ત માળખું ક્રાંતિનું કે સામાજિક પરિવર્તનનું સાધન ક્યાંથી બની શકે?

## મતલબ–પરસ્તીના પલ્ટા

આવા સમૂહોમાંથી જ વિધાનસભાઓ માટે ધારાસભ્યો માટેના ઉમેદવારોની પસંદગી અંગે ગજગ્રાહ મંડાયેલો. ગુજરાતમાં આ જૂથબંધી ઊભી થયેલી સ્વ. ઠાકોરભાઈ દેસાઈએ સૌરાષ્ટ્રની જૂની નેતાગીરીને તોડવા નવી નેતાગીરી ઊભી કરવા શ્રી ચીમનભાઈ પટેલને પ્રોત્સાહિત કરેલા ત્યારથી. તાલુકે તાલુકે એમાંથી રાજકીય હરિફો પેદા કરી લીધેલા.

એ બધા પાછા શાસક કોંગ્રેસમાં અવકાશ ઊભો થતાં એક જ પક્ષમાં આવી મળ્યા. જેમની મતલબ અવિભાજિત કોંગ્રેસમાં નહોતી સધાઈ તેવા બધા અને સંસ્થા કોંગ્રેસમાં પછી સ્વાદ ન રહ્યો એવા બધા આવી ભરાણા. શાસકપક્ષમાં કોઈ વહેલું જોડાયું હોય તો શ્રી. ઘીવાની જેમ એમને વહેલો ઉતાવળે નંબર નોંધાવી દેવો હશે. જો એ મતલબ પરસ્ત ન હોત તો ૧૩૮ ધારાસભ્યોની જે છૂટ દડા ખૂટ રમત રમાઈ તે ન જ રમાત અને પક્ષાંતરથી વધારે ભૂંડા પલપલના જૂથ પલ્ટા ન થયા હોત :

પલ પલમાં કરે પ્યાર, પલ પલમાં પલટે પરા;
એ મતલબના યાર, રહેજે અળગો રાજિયા.

કોંગ્રેસમાં જે ભામ ભરાણી એમાંથી જ પોતપોતાના વળમાં આવે એવા ઉમેદવારો ઊભા કરવાની કુસ્તીના દાવ તો ત્યારે જ ખેલાયેલા. અપવાદ બાદ કરતાં એ બધા કોઈ નિષ્ઠાને વરેલા ન હતા. કોઈ સિદ્ધાંતોને વરેલા ન હતા. નિરંતર જ્યાં પક્ષપલ્ટા ચાલ્યા કરતા હતા ત્યાં પક્ષની નીતિ પ્રત્યેની વફાદારીનો પ્રશ્ન જ ક્યાં રહેતો હતો ?

એવા ઉમેદવારોમાંથી જે ધારાસભ્યો ચૂંટાઈ આવ્યા એને જ્યાં ગોંધે ત્યાં ગોંધાઈ રહેવામાં, જ્યાં પૂરે ત્યાં પૂરાઈ રહેવામાં, જ્યાં તાણે ત્યાં તણાઈ જવામાં, જ્યાં ફેરવે ત્યાં ફર્યા કરવામાં, જે જૂથ જોર કરી જાય ત્યાં ખેંચાઈ જવામાં, જ્યાં શીરો ભાળે ત્યાં શ્રાવક થઈ જવાની નવાઈ હજી ઘણા લોકોને

લાગે છે. કારણ કે જે લોકોને નવાઈ લાગે છે તે બધા નિષ્ઠા, વફાદારી, ટેક, ખુમારી અને ખાનદાનીના હવાઈ જગતમાં વસે છે. જૂના કાળમાં કહેવાતું કે:

સવરણ કવરણ ન્હોય,
(ભલે) કવરણ ઘર ઊછર્યો કરણ;

કોયલ કસદ ન હોય,
(ભલે) દસદે પાળી દાદવા.

જે જાતવાન હોય તે કજાતને ઘેર ઊછરે તો પણ પોતાનું પોતાપણું છોડતા નથી. કર્ણનો ઉછેર એક દાસને ત્યાં થયેલો છતાં એ કજાત ન બન્યો. અને કોયલનાં બચ્ચાંને કાગડી પોતાના માળામાં ઊછેરીને મોટાં કરે છે એથી કોયલનો કંઠ કાગડા જેવો કર્કશ નથી બની જતો, કારણ કે એ જાતવાન છે.

## પ્રાણ પિયારા–મૂઢ ગમારા

લોકશાહીનો ગેરલાભ લઈ બેઠેલા એવા બધાને ગુજરાતે ચૂંટીને મોકલ્યા છે. એમને ગુજરાતની તળ ધરતીના પ્રતિનિધિઓ કહેતાં અમે આંચકો ખાઈએ છીએ, કારણ કે ગુજરાતનું ખમીર હજી એવું ધોવાઈ નથી ગયું. જગતના ચોકમાં ગુજરાતની ઠેકડી કરાવનારા ગાંધી અને સરદારની ધરતીના, કૃષ્ણ ને બળરામની ધરતીના, દયાનંદ અને સહજાનંદની ધરતીના સુપુત્રો હોઇ શકે? અને છતાં યે એ આપણા ધારાસભ્યો છે એની આપણે ના પાડી શકતા નથી. કારણ કે લોકશાહીમાં એમને પાછા બોલાવી લેવાનો બંધારણમાં અવકાશ નથી. એટલે જ એ બધા ગુજરાતની આબરૂનું સરાજાહેર લીલામ કરી શકયા છે ને, ગુજરાતને ગજવે ઘાલીને ફરે છે.

આ વાત ઈંદિરાજીના મુખેથી ઉચ્ચારાઈ કે 'દેશમાં જ્યારે કામ પડ્યું હતું ત્યારે ગુજરાતના શાસક પક્ષના ધારાસભ્યો જૂથબંધીમાં પડયા હતા' ત્યારે તો એ બધાનાં મોઢાં શરમથી નીચાં નમી જવાં જોઈતાં હતાં. એને બદલે એમાંથી કેટલાક પરાજયના આઘાતથી મોઢાં નીચાં ઘાલી ગયેલા ને બાકીના નફટ બનીને અબીલ ગુલાલથી ખેલતા હતા. હો દેશ મારા પ્રાણ પિયારા! મૂઢ ગમારા!

ગુર્જર ઘેલડી જી કે આ એલબેલડી,
સમરાંગણ ચડી જી કેતું નહોતી લડી.

અલબેલડી મટીને આવી ઘેલડી બનાય?

## બોરીચાના હાથીની જેમ

ચમર–છત્રીવાળા બધા રાજાશાહીમાં ગયા. એટલે ચમરબંધીવાળો કોઈ મળે તો શ્રી ઘનશ્યામભાઈ એની શેહ–શરમ છોડે ને? બાકી તો આગળના જમાનામાં લાજાળું માણસ દેઢી–દરબારગઢ પાસેથી નીકળે તોય એનો લાજ મલાજો કરે. બહુ સોજા.

અકબર બાદશાહની એક દિવસ બીરબલ માથે ખફા મરજી થઈ. જલ્લાદોને સોંપ્યો. બીરબલ જલ્લાદોને કહે "આવતીકાલે બાદશાહનો રોપ ઊતરી જતાં મને યાદ કરશે, ત્યારે મને મારી નાખવા માટે તમને જીવતા નહિ મેલે. એટલે હરણની આંખો લઈ બાદશાહને બતાવીને કહે જો કે બીરબલની હત્યા કરી નાખી."

બીરબલ ગામડાંમાં એક બોરીચાને ત્યાં જઈને છૂપાઈને રહ્યો. છઠે મહિને બાદશાહને બીરબલ યાદ આવ્યો. એને થયું કે બીરબલ મરે નહિ. કયાંક છુપાયો હોય તો બહાર કાઢવા એક હીકમત કરી. દિલ્હીની આજુબાજુનાં ગામડાંઓમાં ગામે ગામ એક એક હાથી મોકલાવી આપ્યો. કહ્યું કે છઠે મહિને હાથી જેવો છે એવો ને એવો પાછો લાવવાનો છે. જરતલ વધવો ઘટવો ન જોઈએ.

બોરીચો ગામનો પટેલ. એનેય હાથી મળ્યો ને એ માંડયો સુકાવા. બીરબલે એને વિશ્વાસમાં લીધો. પોતે બીરબલ હોવાનું કહીને જણાવ્યું કે "હાથી વેચી નાખ, છઠે મહિને હું કહું એમ કરજે."

બાદશાહે હાથી પાછા મગાવ્યા. બીરબલના કહેવા મુજબ બોરીચો એક ઊંદરને પીંજરામાં પકડીને દિલ્હી ગયો. બધા હાથી લાવેલા ત્યારે બોરીચા પાસે ઊંદર જોઈને બાદશાહ કહે:

"આ શું છે?"

"એ હાથી છે, નામવર!"

"તે આવડોક કેમ કરીને થઈ ગયો?"

બોરીચો કહે: 'જહાંપનાહ! અમારા ગામમાં

અને આસપાસનાં ફરતાં ગામમાં કોઈએ હાથી જોયેલો નહિ, તેથી સૌને અચરજ થાય ને હાથ ફેરવતા જાય. એમ છ મહિના સુધી સૌ હાથ ફેરવતા ગયા તેથી હાથી ઘાહુ (ઘસાઈ) ગ્યો (ગયો)."

એમ ઘનશ્યામભાઈ એટલા બધા સોજા માણસ તે સૌ હાથ ફેરવતા ગયા. એટલે દિલ્હીના રાજપ્રધાનમાંથી ગુજરાતના મુખ્ય પ્રધાન બન્યા અને મુખ્ય પ્રધાનમાંથી નોધારા ઝાડવા જેવા નકરા ધારાસભ્ય થઈ રહ્યા. બોરીયાના હાથીની જેમ ઘાહુ (ઘસાઈ) ગ્યા. (ગયા.) ઓહાર (ઓસરી જવું) તો જો કે કૈંકને આવી ગયો હશે, પણ મોટા માણસ ઘનશ્યામભાઈને! તે એમનું ઓઠું દેવાય.

## ઓવડી મંડળનો ભરખ

બિહાર અને ગુજરાતનાં પ્રધાન મંડળો ઉથલ્યાં ત્યાં સુધી ઈંદિરાજીને ન સૂઝ્યું કે શાસક પક્ષ એક પક્ષ કરતાં જૂથોના સમૂહો જેવો લાગે છે? જેને પોતે બેસાડેલા, પૂરા વિશ્વાસથી બેસાડેલા, બિહાર અને ગુજરાતના શાસકપક્ષના ધારાસભ્યોની સંમતિ લઈને બેસાડેલા, અરે છેવટ સુધી જેને હૈયાધરી આપ્યા કરી, બા પોકાર હૈયાધરી આપેલી કે "નેતાગીરી નહિ બદલે—નેતાગીરી નહિ બદલે" અને અંત સુધી એવા વિશ્વાસમાં રાખીને સત્તાધારી જૂથને છેહ દીધો?

જ્યારે ગુજરાતના અસંતુષ્ટ જૂથની અત્યંત પાતળી લઘુમતિ હતી ને અકારણ માથાં ઊચકી રહેલ માત્ર સત્તાની લાલસા માટે ત્યારે બિહાર અને ગુજરાતમાં શિસ્તનો કોરડો ન વીંઝી શકાયો? અને જે તમારે પગલે પગલું મૂકતા આવતા હતા, તમને વફાદાર રહીને જ વેણ ઉચ્ચારતા હતા એ છેવટ લઘુમતિમાં મૂકાઈ ગયા ત્યાં સુધી વાટ જોવરાવીને તમે પણ એકાએક પલટો ખાધો? કાંતિલાલ ઘીયા અને બીજા અનેકોની જેમ?

## રાજકારણ એક જુગાર

પણ રાજકારણમાં કોઈ કોઈને વફાદાર નથી. રાજકારણી માત્ર રાજકારણને જ વફાદાર હોય છે. જ્યારે એને લાગે કે પોતાની પ્રતિષ્ઠાનો ભંગ થશે, પોતાનું બળ તૂટશે ને સત્તા હાથમાંથી સરી પડશે ત્યારે રાજકરણી હરકોઈનો ભોગ લેતા આંચકો ખાતા નથી. ખાવાના નથી. એ તો રામાવતારથી ચાલ્યું આવે છે. રાજકારણમાં મોટું નાનાને ખાધા જ કરે છે. પોતાના પાસા પોબાર પાડવા એ સર્વસ્વનો જુગાર ખેલે છે. અને એ જુગારને છેલ્લે પાટલે નથી બેઠા હોતા ત્યાં સુધી સૌના સગા હોય છે. પછી રાજકારણમાં કોઈ કોઈનું સગું નથી હોતું, જે કાંઈ હોય છે તે પોતાના સ્થાન અને સત્તા માટેનાં ગોઠવેલાં સોગઠાં જ હોય છે.

## રાજકીય આપઘાતની પછડાટ

શું બિહાર કે ગુજરાત, શું ઓરિસ્સા કે ઉત્તર પ્રદેશ પણ બળવાખોરો ઠેર ઠેર માથાં ઊચકી ગયા અને ગુજરાતમાં તો અસંતુષ્ટો છેલ્લે પાટલે બેસીને ઈંદિરાજીના હાથમાં ન રહે એ સ્થિતિ આવી લાગી ત્યારે 'નેતાગીરી નહિ બદલાય'નું અક્કર પાટિયું એકાએક ફેરવીને અસંતુષ્ઠોની નજીવી બહુમતિ છતાં નેતાગીરી બદલાવી નાખી. તમને ખબર છે કે નેતાજૂથવાળા અસંતુષ્ઠ જૂથની જેમ સામે પાટલે બેસવા જેટલા ઉદ્દંડ નથી. અને એટલે જ એમણે રાજકીય આપઘાત જેવી પછડાટ ખાધી.

## કયો ચમત્કાર સર્જશો?

અને હવે ઈંદિરાજી અને એમનાં બધાં યંત્રો ગરજી ગરજીને કહી રહ્યાં છે કે: "ખબરદાર! માથું ઊચક્યું છે કોઈ નેતા વિરૂદ્ધ તો!" એને પરિણામે મધ્યપ્રદેશના શ્રી. શેઠી બચી ગયા. કમલાપતિ ત્રિપાઠીને ઉથલાવવાનું આખું હડસેલાયું. હિમાચલમાં એના મુખ્ય પ્રધાન ડૉ. પરમારને હવે નિવૃત્તિ લેવા એના ધારાસભ્યો અંદરથી દબાણ કરી રહ્યા છે. મહિસુરમાં એના મુખ્ય પ્રધાન ઉર્સને થોડું જીવનદાન મળી ગયું. બંગાળમાં સિદ્ધાર્થ શંકર રે સામેની આંતરિક જેહાદ માથું ઊચકયા કરે છે. એ જ સ્થિતિ રાજસ્થાન, મહારાષ્ટ્ર અને આસામમાં આવતી કાલે આવવાની છે, પંજાબ અને હરિયાણામાં એના મુખ્ય પ્રધાનો ઉપર તૂટી પડવા એના જ ધારાસભ્યો તક જોઈ રહ્યા છે. એમ નથી લાગતું ઈંદિરાજી! કે પક્ષને અંતરથી તૂટતો બચાવવા હવે બહુ મોડું થઇ ગયું છે?

એકબીજાને ઉખેડી નાખવા બહારના દુશ્મનો સામે ભરાય એટલાં પગલાં એકબીજા જૂથે ભર્યા પછી, નેતાનો પલ્ટોકરવાથી કે જ્યારે જેની ભડક ભાંગી ગઈ છે એવી શિસ્તની સોટી વીંઝવાથી કદી આંતરિક એકતા સધાય ખરી? મનમેળ તો પહેલાં પણ કયાં હતા? અને આજે જ્યારે એકબીજાને ભરી પીવા લઘુમતિને બહુમતિમાં પલટાવી દેવાનો પક્ષને મારગ મળી ગયો છે ત્યારે જે નહોતો એવા મનમેળનો ચમત્કાર કયાઈંદિરા–જાદુથી સર્જવાનો છે?

## તેવડ તો નથી ગુમાવી દીધીને?

પક્ષની મૂળભૂત નીતિના વિરોધીઓને મહત્ત્વના સ્થાને મૂકયા પછી અથવા મહત્ત્વના સ્થાને આવી ગયા પછી એની પાસેથી તમે કઈ અપેક્ષા રાખી શકો? ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે એવી તમારી દશા નથી થઈ? જેમ કેરળના પ્રધાનમંડળમાં મુસ્લિમ લીગને સ્થાન આપ્યા પછી તમારી દશા સાપે છછુંદર ગળ્યા જેવી થઈ છે તેમ. એક માત્ર કેરળમાં સત્તા ન ગુમાવવી પડે એ માટે તમે આખા દેશમાં મુસ્લિમ લીગના ઢૂંઢા રાક્ષસને પોંધાડી રહ્યા છો. કદાચ એક કેરળમાંથી સત્તા ગુમાવવી પડે, પણ પાયાની બિનસાંપ્રદાયીક અને બિનકોમી નીતિને તમે બચાવી શકો તેમ છો. એને બદલે અલીગઢ મુસ્લિમ યુનિ.ના નવાધારાનાં નવાં અર્થઘટન કરીને તમે થૂંકેલું પાછું મથી ગળી રહ્યા?

તમારી તેવડ અંગે અમારો વિશ્વાસ હચમચવા માંડયો છે. ખેડૂતોને ઘઉં આપી દેવા તમે ઘણી ડરામણીઓ બતાવી, પણ મજાલ છે તમારી ફરજિયાત લેવી લેવાની? અમે સમજીએ છીએ કે ખેડૂતોના મત ઉપર ને વેપારીના પૈસા ઉપર તમારી લોકશાહીનાં મંડાણ હોય ત્યાં સુધી તમે એક પણ ઉદ્દામ પગલું ભરી શકવાના નથી. બેન્કોનાં રાષ્ટ્રીયકરણને સાલિયાણાની નાબુદી પછી જમીનની ટોચમર્યાદાને મિલ્કતની ટોચ મર્યાદાનાં પગલાં ભરતાં તમે કેમ ઝઝકો છો? કેમ વખત કાઢી નાખો છો? આંધ્ર, ઓરિસ્સા ને ઉત્તરપ્રદેશની ચૂંટણીઓ તમને ડરાવી રહી છે ને?

## સરમુખત્યારીનો સૂર કાં ઊઠે?

અમે સમજીએ છીએ કે લોકશાહીના માળખામાં મુશ્કેલ એવાં પગલાં તમારાથી ભરી શકાતાં નથી એમાંથી જ નાના પાયા પરની સરમુખત્યારીનો સૂર ઊઠવા માંડયો છે. જનતાએ તમારા માગ્યા મુજબ કેન્દ્રમાં અને રાજ્યોમાં પણ એક જ પક્ષની બહુમતિઓ આપી, જેથી તમે દેશવ્યાપી એવાં ધાર્યા પગલાં ભરી શકો.

આ પ્રકારની દેશવ્યાપી સત્તા એક પ્રકારની સરમુખત્યારી જ હતી. પણ એ કુગાવાજનક હતી, તેથી એ બહુમતિ એના અતિભારે વજનના કારણે જ અનિયંત્રિત થઈ ઊઠી. તમારા નિયંત્રણમાં નથી રહી તેવી. એટલા માટે જ સરમુખત્યારશાહીનો સૂર ઊઠવા માંડયો છે ને?

## સત્તાના ખાલિપાથી નથી ભીંસાતાં?

માત્ર બે જ વર્ષમાં કેવી દશા આવી પડી છે? પહેલાં કૂતરો પૂંછડી પટપટાવતો, આજે હવે પૂંછડી કૂતરાને પટપટાવે છે. તમે આખા ભારતને ડરાવતાં, આજે તમારા જ તમને ડરાવે છે. પહેલાં તમારા રાજ્યોના આગેવાનો કેન્દ્રાભિમુખ હતા, આજે તમે એમને અભિમુખ થઈ રહ્યાં છો. તમારા પ્રત્યે વ્યક્તિગત વફાદારી રાખનારાઓ છક્કડ ખાઈ ગયા. પહેલાં વિરોધપક્ષોની નિર્બળતા એ તમારું બળ બન્યું. આજે તમારી નિર્બળતા વિરોધ પક્ષોનું બળ બની રહેલ છે.

તમારામાં સત્તાનું કેન્દ્રીકરણ થયેલું તેનું હવે વિકેન્દ્રીકરણ થઈ રહ્યું છે. રાજ્યે રાજ્યે કોઈ એક કે તેથી વધુ એવા અડીખમ નેતાઓ રહ્યા નથી કે જે રાજ્યોમાંથી પક્ષમાંથી ઊઠતા ઉહાપોહ કે આંદોલનોને કાબુમાં રાખવાની જવાબદારી સંભાળી શકે. એ તો તમે તોડયા. એની અવેજીમાં સામુહિક નેતાગીરી ઊભી થઈ શકી જ નથી. સંગઠન તો સત્તાનાં સોગઠાં પૂરતાં જ મહત્ત્વ ધરાવે છે. આજે તમે ઊભું કરેલું વેકયુમ–અવકાશ–(નેતૃત્વનો ખાલિપો) તમને જ ભીંસી રહ્યો હોય તેમ નથી લાગતું?

અમારું દુઃખ એક જ છે કે તમારું સ્થાન લઈ શકે તેવો કોઈ નેતા કે કોઈ પક્ષ અમારી નજરે ચડતો નથી. ત્યારે તમે ભાંગતાં આજ તો દેશ ભાંગતો હોય એવું દુઃખ અમે અનુભવી રહ્યા છીએ.

# "એવા ગદ્દધે લાતું આવ્યા રે, ડા'પણ ડા'યા આપણ ઘણી"

કોંચા ભગત

મહાન ફિલસૂફ ઈસપ પછી ગધેડાને સમજનારા કાંઈક કાંઈક અમદાવાદમાંથી નીકળ્યા. પણ ઈસપે તો ગધેડામાં પણ રહેલા તત્ત્વચિંતકનાં દર્શન કરેલાં. આ જગતમાં અસ્તરીને ગધેડાઓને પહેલ વહેલો ન્યાય ઈસપે આપેલો. થોડા સમય પહેલાં અમદાવાદની એચ. કે. આર્ટ્સ કોલેજમાં અમદાવાદના નવતર કવિઓએ દબદબાભર્યા કવિ દરબારમાં ગધેડાને લાવીને એનું સન્માન કર્યું અને એના ઉપર કાવ્યો લલકાર્યાં. પણ ગધેડાઓને એથી બહું માઠું લાગેલું, કારણ કે એ નવજુવાન કવિઓએ પોતા સહિત સૌને ગધેડાઓ સાથે સરખાવેલ. એમનાં કાવ્યોમાંથી એક જ કાવ્યની થોડી પંક્તિ જોઈએ:

તમે શોધ કરતા અગર જો ફરો તો
બધે આજ જોવા મળે છે ગધેડા !
અરે સાંભળોને હજુએ તમોને
ગધેડા ગધેડા કહે છે ગધેડા !
ભલા થઇ હવે એ વિષે કાંઇ ન પૂછો
હજુ પણ સભાઓ ભરે છે ગધેડા !

ગધેડાઓના મનમાં પોતાને માનવીઓ સાથે સરખાવ્યાનું દુઃખ હતું જ. એમાં "ઊર્મિનવરચના"-ના જુલાઈ અંકમાંથી શ્વાન-સાદુળાની જૂથબંધીની જેહાદનું ક્રાંતિ-ગીત સાંભળી ગયા. આથી ગર્દભોની સભા મળી. એમને થયું કે આપણે શ્વાન-સાદુળાથી કોઈ રીતે ઊતરતા નથી. અગાઉ આપણા વડવા ગર્દભસેન રાજ કરતા. વળી આપણા નામના સિક્કા તો હજી ગઈકાલ સુધી ચાલતા "ગદૈયા". અને જુવાન માનવજાતને ૨૫ વર્ષ સુધી તો આપણા નામે જ ઓળખાય છે ને ગદ્ધા-પચ્ચીસી ! આટલું છતાં આદમજાત આપણને ઉતારી પાડે છે ને પગ બળતું જોતા નથી.

ગર્દભોની આ વેદના સાંભળીને કોંચા ભગત દ્રવી ઊઠયા ને એ વેદના ધીરાની કાફીના ઢાળમાં ભજનરૂપે મોકલી આપી છે તે અહીં રજૂ કરી છે. જેમાં ગર્દભનો મોવડી બીજા ગર્દભોને કહે છે કે :

વીરા વાતું ગ્હેની રે, હલકે મારી દાટી ઘણી,
હૈવે દીધેલ દાટો રે, જીભડિયુંને તાળાં જડી.

હે ગર્દભ વીરો ! આપણને આદમ જાતે અન્યાય કર્યાની અપાર વેદનાઓ આપણા હૈયામાં ભરી છે. હવે તો વધી ને વડ જેવી થઈ ગઈ છે. હૈવે પણ પક્ષપાત કરીને માણસજાતને વાચા આપીને આપણી જીભે તાળાં જડી દીધા છે. એથી આપણી વેદનાને દાટા દેવાઈ ગયા છે.

મૂરખ મૂરખ કહીને મોડયાં
ખર જાતિનાં માન–

યુગયુગોથી આપણને મૂરખ ને ગધેડા કહીને આપણી આખી ખર જાતિને બદનામ કરી નાખી. હવે બ્રહ્માએ પક્ષપાત કરીને જે માનવજાતને અક્કલવંતા બનાવ્યા કહેવાય છે એવા :

ભરમાજીએ જેને ભેર કરીને
આપેલ અક્કલનાં દાન;
એવા ગદ્ધે લાતું આવ્યા રે–
ડા'પણ ડા'યા આપણ ઘણી,
એવા માજન મોટા દોટયા રે
જાયે જહીં કેડી નહિ–વીરા વાતું.

આમ તો જુઓ ! આ પ્રભુનો પ્રસાદ પામેલા અક્કલવંતો સામ સામા કેવા ગદ્ધે લાતું આવ્યા છે ? અરે કેડી વગરના કર્યાં હાલ્યા જાય છે આ મોટા મોટા માનવીઓ એની યે એમને ખબર નથી.

ભૂંકણ ભૂંકણ કહીને ભાંડયા,
ગરદભ ભાયુંનાં ગાન;

આપણે ગાઈએ તે ભૂંકયું કહેવાય. વગોવણીમાં કાંઈ બાકી રાખ્યું છે ? અને હવે ?

સારંગી ને શરણાયુંનાં જ્યાં
આઠે પો'ર હોતાં પાન;
એવા ગાયક ગળાં ભરડે રે
લાગે ભૂંડા, લાજે નહિ.
એવા ખાંખરતા ને ખરાડે રે
મનખ્યો જેને માયા ઘણી–વીરા વાતું.

'સાચું બોલ પણ મધૂર બોલ' એમ સત્યને પણ કઠોરરૂપે નહિ વદવાની શેખી કરનારા કેવાં ગળાં ભરડે છે એ તો જુઓ! જેમ ઝાઝું તેમ વધારે બરાડે છે ને વધારે બાંબરડા પાડે છે. લાજતા નથી ને પાછા ગાજે છે.

કરમહીણા કહી આપણ પીઠે,
અઢળક ભરતા ભાર;

એક તો આપણને કરમહીણા કહે ને પાછા આપણે બેવડ વળી જઈએ એટલા ભાર આપણી માથે ભરતા જાય.

ભાગ્યવંત; જે ભૂપતિ સરખા,
જેના પરથમી ન દેખે પાય;
એવા ખેંચી બોજા ખૂંપે રે
વાટું એની ખૂટે નહિ,
એવી કેડયું જેને કાટયકેરે
કંલૈયા જેવા કકળે ઘણા–વીરા વાતું.

ભૂપતિ સરખા શું ખુદ ભૂપતિ હતા અને જેનાં પગનાં તળિયાં પૃથ્વીએ નહોતાં ભાળ્યાં એવા સૌ બોજાથી લદબદ લદાઈને અણુદીઠ મંઝિલે ઊપડયા છે. રાડયું નાખતા જાય છે, હાંફતાં જાય છે તો ય મફત ઠાલાના બોજા ખેંચવામાં એમને મજા શું આવતી હશે? કોઈ ત્રણ વરસ, તો કોઈ પાંચ વરસ, તો કોઈ દસ–પંદર વરસ થયાં લંગડાં થઈને લાગ્યા છે, પણ ભડના દીકરા ના ભણતા નથી. એનાં કરમ તો જુઓ!

વહરાં કીધાં, વગોવિયાં,
ને હાંસી કરી હરખાણા;

આપણને વહરાં–કદરૂપ કહી કહીને, આપણી ઠેકડી ઊડાડીને રાજી થયાઃ પણઃ

કંકુવરણી જેની કાયા કળાતી,
ઓપે અંગડે ઘરાણાં;
એવા ઈંદર જેવા એંકારી રે,
મુખડાં બન્યાં માંજાર જેવાં,
એવાં રંગાં માંગાં મહાલે રે
ચીતરે મોઢાં ચોખલા ઘણા–વીરા વાતું.

છોકરિયું તો ઠીક પણ છોકરા મોઢાં ચીતરીને લાંપડાં જેવા મોવાળા વધારી ચિત્રવિચિત્ર વેશ કાઢવા માંડયાં છે કે એને જોઈને હવે ગધેડાં પણ ભડકવા માંડયાં છે. અત્યારે આ દેશના ધણીઓમાં ઓછપ હતી તે આવાં બધા આવતી કાલના ધણી પાક્યા છે. ભારતની ધરતીયે ભાગ્યશાળી છે ને!

ડચકારીને ડફણાવ્યાં વળી,
મૂઢ કહીને માર્યાં;

કુટેવત પડી ગઈ કે ગધેડાંને તો ડફણાં જ હોય નો પણ પોતાનાં વહીવટીતંત્રો ને ખુદ વિયા હાલતા નથી એનું શું? અને કોઈને આડા ન આવીએ એવા આપણે મૂઢ અને જોઈ લ્યો એ ચપળ બુદ્ધિમાનોને!

વાયરા જેને વાયે નહિ ઊના
જે ફૂલ પડે કરમાયા;
એવાં ફૂલડાં રોખાં ફગતા રે
ધગતા પોરે જાયે ધોડયા,
એવા બુદ્ધિવંતા બાખડે રે
અંતરે જેને ઓછી દયા–વીરા વાતું.

'મારા પિયુને પૂછું' એમ કે ફૂલ પડે એ જીવે કેમ?' એવા કોમળ કાયાવાળાઓ આજ ધખતે મધ્યાહન એકબીજાને આંટીઘૂંટીએ ચડાવીને પછાડી દેવા દયાહીન બની દોડી રહ્યા છે? એ બધા એક બીજાની દયા ન ખાય તો કાંઈ નહિ પણ દેશની દયા નથી ખાતા ને ધાન ભેગાય નથી થાતા, દોડયા જ કરે છે.

કુથા ખવાડી, પેટ ભરાવી,
ઉકરડે અળટાવ્યાં;

આપણે તો ગધેડા. આપણને વળી સારાં ભોજનની શી જરૂર? અરે નીરણ પૂળાનો પણ આપણા માટે કદી વિચાર નથી કર્યો. એમ કે એ તો કૂથા ખાઈને ઉકરડો ફંફોસીને પેટ ભરી લેશે. છતાં કામ ન કરીએ ત્યારે ડફણાં તો ખાવાના જ.

અનાજના અણુકોટ ભરાવી
જે જમતા નાના નવાલા;
એવા કુબેર જેવા કોઠારી રે
કોળિયા માટે કણસ્યા કરે,
એવા ધાનના ઢુંગા સેડવી રે,
જીવાતુંને ઉદરે ભરે – વીરા વાતું.



[અનુ. ટાઈટલ પૃષ્ઠ ૩

# કોલવો ભગત

'વ્રજ'

[ગયા અંકમાં 'મોતીની ચોરી' જેમણે લખેલી તેમની જ લખેલી આ વાત કોલવા ભગતનું એક વધુ પાઠાંતર છે]

દોઢેક સૈકા પહેલાં કાઠિયાવાડના દક્ષિણ ભાગમાં આવેલાં ગામડાંમાંનાં ઘણાંખરાં માત્ર નેસ જ હતા. તે પણ કેટલાંક તો બહુ નાના હતા. હજી પણ કોઈ કોઈ ગામમાં તે વખતમાં તે જ ગામની સીમમાંથી કાપેલાં ૨૫–૩૦ હાથ લાંબા આડસર મળે છે.

ગોંડલ રેલ્વેના લુણીધાર સ્ટેશનથી દક્ષિણે ત્રણેક માઈલ પર કોલડા ગામ છે. ત્યાં પ્રથમ માત્ર એક નાનો નેસ હતો. ઢોરને પાણી પીવાની સગવડ-તાવાળું એક નાનું સરખું તળાવ હતું. તેની નજીકમાં આઠ–દસ માલધારી ચારણોનાં ઝૂંપડાં હતાં.

એક ઝૂંપડામાં માલદાન, કોલવો અને બહેન સોમબાઈ એમ ત્રણ ભાંડરડાં રહેતાં હતાં. મા–બાપ છ એક વર્ષ પહેલાં ગુજરી ગયેલાં. તે વખતે માલદાનની ઉંમર બારેક વર્ષની, કોલવાની પાંચેક વર્ષની અને બહેન સોમબાઈની ઉંમર ત્રણેક વર્ષની હતી. આડોશી–પાડોશીની સંભાળ નીચે ત્રણે જણ મોટાં થયાં. માલદાન અઢાર વર્ષની ઉંમરે પરણ્યો, પણ બાઈ જોઈએ તેવા સ્વભાવનાં નીવડયાં નહીં.

માલદાન પોતાના નાના ભાઈ–બહેન પર ખૂબ જ પ્રેમ રાખતો, પણ તેની પત્નીને તે ગમતું નહીં. બન્ને છોકરાં પાસેથી જેમ બને તેમ વધારે કામ લેવામાં જ સમજતાં, માલદાન ઘેર આવે ત્યારે છોકરાંને આરામ મળે, ત્યારે જ કાંઈ વહાલના શબ્દો સાંભળે. વાત્સલ્ય પ્રેમનો અનુભવ ત્યારે જ થાય. પણ માલધારીના ધંધામાં માલદાનને ઘણો ખરો સમય તો બહાર જ રહેવાનું થાય. તેથી ઘણે ભાગે તો કોલવાને અને સોમબાઈને ઘરનો બધો ઢસરડો કરવાનું અને ભાભીની કટુતા અનુભવવાનું જ મળતું. વરસ–વટોળે કોલવાને સાથે પાડરૂ ચરાવવાનું આવ્યું એ તેને ઠીક ગમતું.

પ્રથમથી જ તે બહુ શાંત સ્વભાવના હતા. છોકરાંની અમસ્થી રમતોમાં પણ કયારેક જ ભાગ લેતા. પૂર્વના યોગે રામકથા સાંભળવાનો ખૂબ શોખ હતો. કોઈ સાધુ બાવા આવી જતા તો તેની પાસે રામકથા સાંભળવા દોડતા. નેસમાં કોઈ રામાયણ ભણેલું આવ્યાની ખબર પડે કે તરત તેની પાસે જઈ શાન્ત થઈ તેની પાસે બેસે અને રામકથાનો પ્રસંગ નીકળે તો એક ચિત્તે સાંભળે.

નાનપણમાં તો આ માટે તેને ઠીક સમય મળતો, પણ ભાભી આવ્યા પછી તો તે બહુ મુશ્કેલ થઈ પડયું હતું. તેથી પાડરૂ ચારવાનું કામ મળ્યું ત્યારે ખૂબ ખુશી થયા. તળાવકાંઠે જઈ બેસે. રામકથામાંથી સાંભળેલા પ્રસંગોનો વિચાર કર્યા કરે. પછી તો છોકરાં ભેગા થાય તેની પાસે પણ એ વાતો કહે. એટલેથી ન અટકતાં ધીમે ધીમે કથા પ્રસંગોની રમત રમવા માંડી. છોકરાંને પણ એથી વિશેષ આકર્ષણ થતું અને આનંદ મળતો જોઈ દરરોજ એ રમત તેમણે રમવા માંડી. જુદા જુદા પ્રસંગ માટે તળાવના ગારામાંથી પૂતળાં બનાવી ખેલ કરે. વિશેષ ભાગે 'રામ–રાવણ'નું યુદ્ધ, 'રામનો વિજય', 'રાવણનો પરાજય' વગેરે પૂતળાં બનાવી છોકરાંને બતાવે.

"જુઓ તો તમેરી રમત દેખાડું. જો બહું આ મેળો બાપ રામચંદરજી, આ નાનેરોભાઈ લખમણ, આ વાંદરાનો રાજા સુગ્રીવ, આ હનુમાન દાદો. આ બધી બાપાની ફોજ. આની હારે આ ઓલ્યો ઝાખી રાવણો, આ નાનો ભાઈ કુંભો, આ બધી ઝાખી રાખહની સેના. જો જો હો મેળો બાપ,

આ ઝાપ્પીને કિયાં માથાં કાપતા સૌ. મોળા બાપથી વેર બાંધને ઉભા સૌ તે હમણાં ઝાપ્પી બધા મરેં જાવા સૌ.'' આમ કહી પૂતળાં સામે જોઈ કહે : ''લે બાપ, માર ઝાપ્પી હીં–કીસી રમત થાતીસ. પણ બાપ, ઊભો રે. ઉતાવળ મ કરજે. હું ભણે એક, બે અને ત્રણ તાળી પાડાં તવ મારજે. લે બાપ થઈ જા તેયાર.''

આટલું બોલી એક, બે ત્રણ એમ ત્રણ તાળી પાડે. ત્રીજી તાળીએ પૂતળાં સામસામા લડી ઊઠે. રાક્ષસના પૂતળાં બધાં કપાઈ જાય. છોકરાં બધાં હસે. કોલવો પણ ખૂબ આનંદમાં આવી જાય. પછી છોકરાને રામકથા થોડે થોડે મોઢેથીકહી સંભળાવે.

આ રમતમાં વાછરૂ ક્યાં ચાલ્યા જાય છે તેની કોલવાને કે બીજા કોઈને ધ્યાન ક્યાંથી રહે ? વાછરૂપાડરૂ દૂર ચાલ્યાં જાય અને ખેતરના ઊભા મોલમાં રંજાડ કરે. આ બૂમ ધીમે ધીમે નેસમાં પહોંચી. માલદાનને પણ ઠપકો દેવા એક–બે ખેડુ તેને ઝૂંપડે આવ્યા. માલદાન તો મળ્યા નહીં ત્યારે તેની ચારણ્યને સારી પેઠે ઠપકો આપી ખેડુ ગયા.

બીજે દિવસે કોલવો ને બધાં છોકરાં શું કરે છે, પાડરૂ કેમ રેઢાં રહે છે તે જોવા અને રેઢાં વાછરૂ જોવામાં આવે તો કોલવાને સારી પેઠે સમજણ આપવા ભાભી ચાલ્યાં. તળાવ કાંઠે રમત રમતા જોઈ ઝાડની ઓથેથી કઇ રમત રમાય છે તે જોવા લાગ્યાં. પૂતળાં થયાં. એક, બેને ત્રીજી તાળીએ અંદરઅંદર ઝઘડયાં એ પણ જોયું. કોલવો કંઇ મેલા મંત્ર જાણે છે, કામણ કુટિયો છે એમ બાઈને લાગ્યું. ઘેર આવતાં રહ્યાં. રાત્રે માલદાન ઝૂંપડે આવ્યા. ત્યારે બધી વાત કરી. કોલવાને કાઢી મૂકવા ધાંધલ મચાવ્યું. માલદાનથી નાનેરા ભાઈને કેમ રજા દેવાય ? અંદરઅંદર કજિયો વધ્યો.

કોલવે બહારથી કેટલુંક સાંભળ્યું. પોતા માટે કલેશ થયો છે એ જાણી ભાગી જવાનું મન થયું. પણ જવું ક્યાં ? બાર વર્ષની ઉંમર હતી. પોતા માટે ભાઈના ઘરમાં કલેશ થવા દેવો એ પણ બરાબર નહીં. છેવટે ભાગવાનો નિશ્ચય કરી ભાગી નીકળ્યો. કોઈ કોઈને મોઢેથી દ્વારકાની યાત્રાની વાતો સાંભળેલી. રણછોડરાયજી ત્યાં રહે છે, પ્રભુનો એ દરબાર છે એમ તેણે સાંભળેલું. શ્રદ્ધા તો પૂરી હતી જ. તેથી દ્વારકા રણછોડરાયજી પાસે જવાનો માર્ગ લીધો.

રાત–દિવસ ચાલવા જ માંડયું. ધીમેધીમે પૂર્ણ લગની લાગી. ક્યારે દ્વારકા પહોંચીને 'કરશનજી'-ના દર્શન કરૂં એ વિચારમાં ને વિચારમાં એ જ ઉતાવળમાં ભૂખ પણ બહુ જણાઈ નહીં. કંઈક જણાઈ તો પણ ખાવાનું તો કંઈ સાથે હતું નહીં. માર્ગમાં ક્યાં મેળવવું ? એ મેળવવામાં વળી એટલો સમય જાય એ બીકે કંઈ પ્રયાસ જ ન કર્યો. બધા દિવસની લાંઘણ થઈ.

સાતમે દિવસે દ્વારકા પહોંચ્યા. ''આજ ભણે મું કરશન મોળા બાપનાં દરશન થાહે. બાપ, કીમા બોલાવ હે ? કીમો વાતું કરહો લખમી મા પણ રોહે: મોળા બાપ વે'લો વે'લો દરશન દે જે. ધાંઘળાં મોળા બાપનાં.''

દૂરથી મંદિર દેખાતું હતું. શયન આરતી થતી હતી. દૂરથી અવાજ સંભળાવા લાગ્યા : ''મોળા બાપના દરબારમાં કિયાં વાજાં વાગતાં સે ! ઝટ પુગેં ને દરહન કરાં.'' ઉપડતે પગે ચાલ્યા, પણ મંદિરથી થોડે દૂર રહ્યા તેટલામાં દ્વારમંગળ થઈ ગયાં. પૂજારી ભોગળો તાળાં બંધ કરી કુંચીઓ લઇ પોતાને ઘેર જતા હતા. કોલવાએ તેમને જોઈ પૂછ્યું : ''એ મહારાજ, મોળા બાપ કરસનજીનો દરબાર કીસેં સે ? મુ દેખાડતો, ભા ! વાલાજીનાં દરહન કરાવ દે. તોણું ભલું થીસેં. કીસે જાઓ મું ભણે ખબર નીસેં.''

પૂજારી અડધું પડધું સમજ્યો. ''કોણ છો ? અત્યારે પ્રભુ પોઢી ગયા. જા આ દેવળ દેખાય. સવારે વહેલાં દરશન થશે. વહેલો આવજે. અત્યારે ક્યાંક પડયો રહે.'' કહી પૂજારી ચાલતો થયો.

કોલવાને બહુ દુઃખ થયું. મંદિરે આવીને

બહારના દરવાજે ઊભા ઊભા રોવા લાગ્યા. "એ બાપુ, બારણાં કીવાં બંધ કરે દીનાં? વાલાજી તોળા દરહન હારૂ દોડે ને ઈંદા તાં ભણે બારણાં બંધ કરે ને પોઢી ગિયો? કોલવાની વાટ તો જોવી તી, બાપ! અવો નિર્દય કેવેથી થીઓ?"

પહેરાવાળા ભૈયાની નજર પડી: "કૌન હૈ.? યહાંસે ચલે જાઓ. સુબહમેં આના. ઈસ વખ્ત દરસન-બરસન કુછ નહીં હોતે હૈં. જા ભાગ યહાંસે."

કોલવાજી તો બાને ચાલી નીકળ્યા. મંદિરની પાછળ આવી નિસાસો નાખીને બેઠા "મોળા બાપના દરબારમાં તો ઈંદો, પણ બાપ મું થાકે ગીઓ તો વાર થેં. ઈમી ખબર મું નો'તી કે વાલોજી વે'લા પોઢી જાતા સૈ. રાત કીં કરેં કાઢવી! ઠીક બાપ, આસેં પડું રીઆં."

ક્યારે સવાર થાય ને દર્શન થાય એ જ વિચાર કરતાં મંદિરની પાછળ બેઠા. થોડીવારે મંદિરમાંથી કાંઈક અવાજ આવતો સંભળાયો. કોલવોજી તરત સચેત થયા.

"મોળો બાપ હજી જાગતો સૈ. બાપ વાતું કરતો સૈ. તો વાલાજી મોળી ખબર લેને, મોળા બાપ. મું કેવા સારેં આવે બીહારી રાખ્યો? એ વાલાજી કરસનજી! તોળો કોલવો આસે અંધારામાં બેઠો સૈ ને તું બાપ બારણાં બંધ કરેં ને વાતો કરતો સૈ."

તરત અંદરથી અવાજ આવ્યો: "કોલવા" મંદિરને દરવાજે આવો. ત્યાંથી અંદર અવાશે ને દરશન થશે."

"કોણ મોળો બાપ બોલાવતો સૈ!"

"હા કોલવા, ઊઠીને મંદિરને દરવાજેજાઓ.!'

"મું તો થાકે ને આશે બેઠો સાં. બાપુ, મું કેવેથી ઊઠાડતો સૈ? આશે જ દરહન દેને વાલાજી!"

"એમ નહીં કોલવાજી, તમારા પગ સાજા છે તો આટલું તો કરો. દરવાજે જાઓ."

"ઈં, આઠ આઠ લાંઘણ કરેં ને ઈંદો તાં તું બારણાં બંધ કરે ને બૈઠો. થાકે ને માંડ આશે બેઠો સાંતો ભણુતો સૈ: પગ ભાંગી ગીઆ સે? હા બાપ, મોળા પગ ભાંગી ગિયા સે. દરહન દેવાં હોય તો આસે દે. નીકર ભલે કોલવો મરે જાય. લે બાપ થા રાજી".

કુહાડી હતી તે મારી. બન્ને પગ ગોઠણથી ભાંગી નાખ્યા. તરત કડડડ અવાજ થયો. એકદમ આખું મંદિર ફર્યું તાળાં-ભોગળો ઊઘડી ગયાં અને કોલવાને શ્રીપ્રભુનાં દર્શન થયા.

"ધાધળાં મોળા બાપ કરસનજીનાં ધાંધળાં. લખમીજી, મોળી મા, તોળાં ધાંધળાં."

"આવો કોલવાજી આવો."

"આવાં મોળા બાપ, ખમ્મા વાલાજી" કહી નમન કર્યાં'ને ઈચ્છા પૂર્ણ થઈ, પ્રાર્થના સફળ થઈ, શરીર માત્ર રહ્યું તે પથ્થરનું થઈ ગયું.

માલદાનને કોલવોજી ઘેરથી ચાલ્યા ગયા છે તેની ખબર સવારે થઈ, પણ "છોકરું છે, આજુ-બાજુ રખડીને પાછો ઘેર આવશે" ધારી થોડા દિવસો શોધ ન કરી. પાંચેક દિવસ થયા. કોલવો તો ન આવ્યા ત્યારે ગોતવા નીકળ્યા. પૂછતાં પૂછતાં ખબર મળતી ગઈ તે પરથી દ્વારકા પહોંચ્યા. કહી તેવી નિશાનીવાળો છોકરો આવેલો. તેને પ્રભુના દર્શન થયા અને તેનું શરીર પથ્થરનું બની ગયાનું સાંભળ્યું.

મંદિરે ગયા. પથ્થરના બની ગયેલા શરીરને ઓળખ્યું. તે મૂર્તિને પોતાને નેસ લઈ જવા આગ્રહ કર્યો. પણ તેમ કરવાની પરવાનગી ન મળી. એથી ત્રણ દિવસના ઉપવાસ કર્યા. ત્રીજે દિવસે સ્વપ્નું આવ્યું કે કોલવાજીની એવી જ બીજી મૂર્તિ તેના નેસ પાસેના તળાવમાંથી નીકળશે. નેસમાં આવી તળાવમાંથી બધા ચારણો સામે મૂર્તિ કાઢી નાનું સરખું મંદિર બનાવી તેમાં તે પધરાવી. અત્યારે પણ કોલડામાં કોલવાજીનું મંદિર છે. તે જ તળાવમાંથી નીકળેલી મૂર્તિ ત્યાં પૂજાય છે.

[અગાઉ ઘણીવાર સ્પષ્ટતા કરી છે તેમ અમે ચમત્કારમાં માનતા નથી. એની ચર્ચા પણ અવારનવાર "ઊર્મિનવરચના"માં કરીએ છીએ. પણ વાર્તા જે પ્રમાણે લખાયેલી પડી હતી તે પ્રમાણે જ પ્રગટ કરી છે. એટલે વાંચકોએ નીરક્ષીર દૃષ્ટિએ વાંચવા વિ. —સં.]

# રાણેક રાસો : એક અભ્યાસ

દેવીદાન બારોટ

## (૧) આરંભ

વિષય પ્રવેશ "રાસ કે રાસો એટલે પ્રાસયુક્ત પદ્યમાં (દૂહા, ચોપાઈ કે દેશી નામે ઓળખાતા વિવિધ રાગોમાંના કોઈમાં) રચાયેલું, ધર્મવિષયક ને કથાત્મક કે ચરિત્રાત્મક, સામાન્યત: કાવ્યગુણો થોડે અંશે હોય છે તેવું પણ સમકાલીન દેશસ્થિતિ તથા ભાષાની માહિતી સારા પ્રમાણમાં આપતું, લાંબું કાવ્ય" (પ્રા. વિજયરાય વૈદ્ય, ગુ. સા. ની રૂપરેખા પૃ. ૨૦)

ધર્મબિંદુ-વૃત્તિમાં ઉલ્લેખ કરેલ છે તે મુજબ

बालस्त्रीमूढमूर्खाणां नृणां चरित्रकांक्षिणां ।
अनुग्रहार्थं सर्वज्ञै : सिद्धांत : प्राकृतः कृत : ॥

તેમ લોકોની રુચિને ધ્યાનમાં રાખીને સુંદર અને રસિક વાણીદ્વારા લોકોને ધર્મ તેમજ ઉપદેશ આપવાના ઈરાદાથી "રાસા" ની રચના થતી હતી.

જૂની ગુજરાતીમાં પણ રાસાઓ લખાયેલા જોવા મળે છે. આ રાસાઓ લખાયા તે પહેલાં અપભ્રંશમાં પણ અમુક રાસાઓ લખાયા હતા. શ્રી હેમચંદ્રાચાર્યના સમયમાં પણ "રાસા" લખાયેલા હતા. રાસાના બે પ્રકાર મુખ્યત્વે દૃષ્ટિગોચર થાય છે. તે "તાલારાસક" અને "લકુટારાસક" નામે ઓળખાતા.

રાસા પહેલાં પહેલાં તો ઘણા જ નાના તેમજ ટૂંકા લખાતા, પરંતુ વખત જતાં તે લંબાણથી લખાવા લાગ્યા. આ રાસાઓ ધર્મનો ઉપદેશ આપવાના હેતુથી લખાતા હતા.

રાસાનો મુખ્ય ઉદ્દેશ ધર્મનો ઉપદેશ આપવાનો જણાય છે. પરંતુ વખત જતાં કોઈ મહાપુરુષોનાં જીવનચરિત્રો પણ તેમાં નિરૂપાવા લાગ્યા. ઘણીવાર તેમાં ગૌતમ સ્વામી, સ્થુલિભદ્ર, મહાવીર-સ્વામી નેમિનાથ, ઋષભદેવ જેવા તિર્થંકરો તેમજ જગડૂશાહ, પેથડશાહ, વસ્તુપાળ, તેજપાળ જેવા શ્રેષ્ઠ પુરુષોની કથાઓ રાસામાં વણી લેવામાં આવતી. આમ ધીરે ધીરે રાસાઓ મોટું સ્વરૂપ ધારણ કરતા ગયા. આના ચરિત્રાત્મક રાસાઓમાં મહાપુરુષોનાં ગુણોમાં અતિશયોક્તિ ભરેલાં વર્ણનો જોવા મળે છે. ઘણીવાર તેમનાં ગુણવર્ણન કરતાં કરતાં દોષવર્ણનો ઢંકાઈ જાય છે. ધાર્મિક વર્ણન કરતાં કરતાં મહાપુરુષોની જીવનકથા પણ તેમાં આપી દેવામાં આવતી હતી.

સાહિત્યનાં સ્વરૂપની નજરથી જોઈએ તો રાસોએ નૃત્યકાવ્ય અથવા ગેયરૂપક હોવાનું જણાય છે. સંસ્કૃતના નાટ્યશાસ્ત્રના ગ્રંથોમાં 'નાટ્યરાસક' અને 'રાસક' એવાં નામોના ઉલ્લેખો મળે છે. આ રાસો મોટે ભાગે કાવ્યમાં જ એટલે કે પદ્યમાં જ લખાયેલા હોય છે. તેમાં વિવિધ છંદોનું નિરૂપણ જોવા મળે છે. લગભગ વિક્રમની તેરમી સદીમાં 'રાસા'ની રચના થતી હતી તેવા ઉલ્લેખો મળે છે. સામાન્ય રીતે સંસ્કૃત 'રાસક શબ્દ પરથી 'રાસઉ' અને 'રાસો' શબ્દ બનેલો છે.

વાગ્ભટ્ટના કાવ્યાનુશાસનમાં રાસકનું લક્ષણ નીચે મુજબ આપેલ છે.

अनेकनर्तकीयोज्यं चित्रताललयाश्रितम् ।
आचतुष्ठीपुरालाद् रासकं मसृणोदत्तम् ॥

જેમાં અનેક નર્તકીઓ, તાલ તેમજ લય હોય, પરંતુ જેમાં ૬૪ જેટલાં યુગલનું કોમળ અને ઘણા તરવરાટવાળું એવું જે ગેયરૂપક તેને રાસક કહે છે.

ફરતાં ગોળકુંડાળામાં તાળીઓના તાલથી જે સંગીતની સાથોસાથ પગલાંના ઠેકાથી ગવાય છે તે તાલરાસ કહેવાય છે. અને બબ્બે દાંડિયાથી રાસ

લેવાય છે તે દાંડિયારાસના નામથી ઓળખાય છે.

આમાં ધાર્મિક રચનાઓની સાથોસાથ ઐતિહાસિક રચનાઓ પણ જોવા મળે છે. "વિસલદે રાસો" (૧૪૭૨) એ ઐતિહાસિક રચના છે. આમાં ઘણા રાસાઓ પ્રાપ્ત થાય છે. "ભરતેશ્વરબાહુબલિરાસ" "સમરારાસુ" વગેરે મળે છે. તદુપરાંત "શાલિભદ્ર રાસ" "ગૌતમસ્વામી રાસ" તેમજ "હંસરાજ" વચ્છરાજ રાસ જેવા વિવિધ રાસો પ્રાપ્ત થાય છે.

છતાંય શ્રીધર વ્યાસના 'રણમલ્લછંદ' ભીમના 'સદયવત્સ વીરપ્રબંધ' વગેરે વીરરસથી ભરપુર એવા રાસા–સાહિત્ય કે પ્રબંધો રચાયેલા મળે છે.

હિન્દી સાહિત્યમાં ડિંગલ અને પિંગલ ભાષામાં રચાયેલા અને કયાંય ડિંગળી ભાષામાં રચાયેલા એકથી વધુ રાસાઓ જોવા મળે છે 'માણેકરાસો' પણ ડિંગળીમાં રચાયેલો હોવાથી આ હિંદી સાહિત્યમાં રચાયેલા રાસાઓની વધુ નજીક આવે છે.

હિન્દી સાહિત્યમાં પણ' 'રાસો' ગ્રન્થ પરંપરાથી મળતા આવે છે અને પ્રાચીન કાળથી તેની પંરપરા સુનિશ્ચિત છે

પં. રામચન્દ્ર શુકલ રાસોની ઉત્પત્તિ 'રામાયણ' માંથી માને છે. કેટલાક લોકો 'રહસ્ય' શબ્દ સાથે તેના સંબંધ જોડે છે. પરંતુ 'વીસલદેવ રાસો'ના કાવ્યના અર્થમાં 'રસાયણ' શબ્દનો વારંવાર પ્રયોગ થયેલો જોઈ શકાય છે. તેથી કદાચ રસાયણ' શબ્દમાંથી ધીરે ધીરે 'રાસો' શબ્દ બની ગયો હોય તેવી સંભાવના છે.

'રાસ' શબ્દ શ્રીમદ્‌ભાગવતમાં પણ ગીતનૃત્યાદિ માટે વપરાયો છે. ઉત્તર ભારત તેમજ ગુજરાતમાં આજ પણ રાસમંડળીઓ હોય છે જે શ્રી કૃષ્ણના ચરિત્રના દાંડિયારાસ લેતાં લેતાં ગાય છે. ઘણા વિદ્વાનોની એવી માન્યતા છે કે "રાસ" એ જ "રાસો"નો મૂળ સ્રોત છે. રાસાઓમાં યુદ્ધવર્ણનનો પણ સમાવેશ થયેલો છે.

ફ્રેંચ વિદ્વાન "ગ્રાસીંદત્તાસી"નું કહેવું છે કે 'રાસો' શબ્દ "રાજસૂય"માંથી નીકળેલો છે. તેમના અનુસાર આ શબ્દનો ક્રમિક આ પ્રમાણે થયો.

રાજસૂય = રાઅસૂ = રાસૂ =રાસો અથવા રાસાઃ રાજસૂય યજ્ઞ અને તેને સબંધિત દિગ્વિજયમાં યુદ્ધનું વર્ણન આવતું હોવાથી તેઓ 'રાસો' શબ્દ રાજસૂયમાંથી નીકળેલો માને છે.

પં. નરોત્તમદાસ સ્વામી 'રાસ' કાવ્યોને પ્રેમકાવ્ય માને છે અને 'રાસો' કાવ્યને વીરકાવ્ય ગણે છે. 'રાસ'ના ઉદાહરણરૂપે 'સનેહ રાસ' અને 'વીસલદેવ રાસ' તેમ જ 'રાસો'ના ઉદાહરણરૂપે 'પૃથ્વીરાજ રાસો' ગણી શકાય.

શ્રી નામવરસિંહ રાસો ગ્રન્થો વિષે લખતાં જણાવે છે કે રાજસ્થાનમાં 'રાસો' કાવ્યોની પરંપરા ડિંગલ અને પિંગલ બન્નેમાં મધ્યયુગના આરંભથી લઈને આધુનિક યુગ સુધી પ્રચલિત રહેલી જોઈ શકાય છે. રાજસ્થાની રાસોમાં શ્રી માધોદાસ ચારણકૃત "રામરાસો" ૧૬૯૦માં રચાયેલ મળે છે.

ગિરધર ચારણ કૃત સંગલસિંઘ રાસો' ડુંગરશી કૃત 'છત્રસાલ રાસો' દલપતિ કૃત 'ખુમ્માણ રાસો' તેમજ ચંદબરદાઈ કૃત–પૃથ્વીરાજ રાસોની આખા રાસા સાહિત્યની પરંપરા પ્રાપ્ત થાય છે.

આમ ડિંગલમાં રચાયેલ યુદ્ધવર્ણનાત્મક તેમજ વીરરસપૂર્ણ કાવ્ય માટે મુખ્યત્વે 'રાસો' શબ્દ પ્રયોગમાં આવતો જોઈ શકાય છે.

સૌરાષ્ટ્રમાં ચારણ બારોટોએ લખેલ તેમજ રાજસ્થાનની ડિંગળી ભાષામાં લખાયેલ રાસા સાહિત્યની પરંપરા સાચવતી રાસા સાહિત્ય રચના વીસમી સદીમાં પણ પ્રાપ્ત થાય છે. 'માણેકરાસો' પણ એ પરંપરાની કડી રૂપ હોવાથી તેના વિષે લખવાનો પ્રયાસ કરેલો છે.

'માણેકરાસો'માં મુખ્યત્વે મૂળુ માણેક ને જોધા માણેકની શૂરવીરતા તેમજ યુદ્ધનું વર્ણન આવે છે. છે. તેમજ તે શ્રી રણછોડ બારોટ રચેલો છે. બીજો માણેકરાસો શ્રી ભોજા ગઢવીએ રચેલો છે, તે ઉપરાંત

ત્રીજો 'માણેકરાસો' વાઘેરોના બારોટોએ રચેલો હોવાનું પણ સાંભળવા મળ્યું છે.

## (૨) વિષયવસ્તુ

જોધો માણેક અને બાપુ માણેક બન્ને તેમજ બાપુ માણેકનો પુત્ર મૂળુ માણેક અસરાપર નામના ગામમાં રહેતા હતા. તેઓ રાજકુટુંબને છાજે તેવી ઠઠારેઠાથી જીવન વિતાવતા હતા. ગાયકવાડી વહીવટદારે જોધામાણેકના પણ જામીન લીધા, જીવાઈ બંધ કરી તેમજ બાપુ માણેક જીવાઈ લેવા ગયો તેનું પણ અપમાન કર્યું તેથી તેઓ ક્રોધ ભરાણા. તેઓ કોઈને નમવા તૈયાર નહોતા. આમ જોધામાણેકને લાગ્યું કે હવે હદ થઈ ગઈ છે, તેથી સર્વેએ ધ્રાસણવેલ ગામે ડાયરો બોલાવી મળવાનું નક્કી કર્યું.

ધ્રાસણવેલમાં જોધો માણેક, બાપુ–માણેક અને જુવાન મૂળુ માણેક, દેવો માણેક, રણમલભા, ખીમો સુમણીઓ, રવોભા, તેમજ ભીમોભા જોધાણી, દેવો છાબાણી, ધાંધોભા, પૂનાભા વગેરે આગેવાનો ભેગા થયા. તેમણે નક્કી કર્યું કે સર્વેએ એકઠા મળી દ્વારકા પર હલ્લો કરવો અને ગાયકવાડી વહીવટદાર પાસેથી રાજ્ય કબજે કરવું.

તે પ્રમાણે તેમણે બધાએ એકઠા મળી ગામમાંથી બે મોટાં આડસર ઉતારી તેની નીસરણી બનાવી સાથે લઈ કિલ્લા પર ગોઠવી અને એક પછી એક વાઘેર મોંમા તલવાર લઈ ઉપર ચડી ગયા. તલવારોની તાળીઓ પડી. ગાયકવાડી વહીવટદાર નારાયણરાવ ભાગી ગયો ને વાઘેરોએ દ્વારકા કબજે કર્યું.

આમ બેટ–શંખોદ્ધારના કિલ્લા ઉપર પણ મૂળુ માણેક અને જોધા માણેકનો વાવટો ફડાકા દેવા માંડયો. મુંબઈના કર્નલે વહાણો તેમ જ મનવારો દ્વારા બેટદ્વારકા પર પાણી રસ્તે હલ્લો કર્યો. આ લડાઈમાં વાઘેરોએ અંગ્રેજ લશ્કરના વીલીમો, ગ્લાસપુલ, ગ્રાન્ટ જેવા સેનાપતિઓ તેમ જ છપ્પન જેટલા સીપાહીઓનો ઘડોલાડવો વાળી નાખ્યો તેથી તેમણે મંદિરો ઉપર પણ તોપમારો શરૂ કર્યો. અહીં દેવો છબાણી કામ આવ્યો.

બેટ અને દ્વારકા ખાલી કરી વાઘેરો ભાગી છૂટયા અને આભપરા ડુંગર પર આશરો લીધો. પોરબંદરના અને જામનગરના સીમાડા ઉપર પંદરેક ગાઉમાં લંબાયેલ બરડા ડુંગરના ઊંચા ભાગને આભપરો કહે છે. એ આભપરા ઉપર વાઘેરોએ પોતાના બાળબચ્ચાં સાથે આશરો લીધો. વાઘેરો લગભગ ૧૫૦૦થી ૨૦૦૦ જેટલા હતા.

કાઠિયાવાડના પોલિટીકલ એજન્ટે બધા રજવાડાંઓને હુકમ કર્યો કે બધાયે ભેગા મળી આ બળવાને દાબી દેવો. નહિતર વસતીને તેમ જ તેમને બન્ને સહન કરવું પડશે.

આથી દરેક આજુબાજુના રાજ્યોએ સૈન્યો મોકલ્યાં. જુનાગઢના દીવાને કુતીઆણા પાસે લશ્કર રાખ્યું. ગોંડલના લશ્કરે ઢાંક ઉપલેટાના નાકા પર ચોકી બેસાડી. નવાનગરે પણ લશ્કર મોકલ્યું. પલટનના ત્રણસો માણસોએ તોપો લઈને બરડા પર મોરચો ગોઠવ્યો. જોધા માણેકને સમાધાન કરવા સંદેશો મોકલવામાં આવ્યો પણ સમાધાન થયું નહિ. અંગ્રેજ સેનાપતિ હીલ સાહેબે પ્રયત્ન ઘણા કર્યા પણ કારી ફાવી નહીં.

જોધા માણેકના તેમજ મૂળુ માણેકના લશ્કરમાં લગભગ પંદરસો લડવૈયા હતા. તેમાં અડધા બંધુકો તેમજ અડધા તલવારો વાળા હતા. બીજા બહારવટિયા પણ ભેગા થયા હતા. પરંતુ વાઘેરો ઊંચા સ્થળે હોવાથી લશ્કરની કારી ફાવતી ન હતી. તેથી તેમણે વાઘેરોને ચારેબાજુથી ઘેરી લેવાનું નક્કી કર્યું. ઘુમલી કોરથી જામનગરના લશ્કરે જાલમસિંહના હાથ નીચે હલ્લો કર્યો. દાડમાની કેડી તરફથી કંપની સરકારનું લશ્કર આગળ વધ્યું. તેમજ ઘુમલીના નવઝરની કેડી તરફ ઓનર સાહેબે ચારસો સૈનિકો સાથે હુમલો કર્યો. દંતાળાના ભાગે જૂનાગઢના ચારસોના લશ્કરે પોતાની ટુકડી ગોઠવી દીધી.

આમ ચારેબાજુથી ઘેરાતાં વાઘેરોએ દંતાળાના ડુંગર પર આશરો લીધો અને રાત પડી જવાથી તેઓ જુદા જુદા પોરબંદર તાબાના ગામડાઓમાં નાસી ગયા. વાઘેરોએ ત્યાં લડાઈમાં

ખૂબ જ બહાદુરી બતાવી હતી તેમજ એકથી વધુ અંગ્રેજ સેનાપતિઓને મારી નાખ્યા હતા.

આબપરાના ધીંગાણામાં જોધા માણેક તેમજ મૂળુ માણેક બેયના અદ્‌ભૂત પરાક્રમોનાં વર્ણનરૂપે કવિતાઓ, દૂહાઓ, ગીતો તેમજ રાસાઓની ઘણી રચનાઓ, ચારણ, બારોટ તેમજ મીર લોકોએ કરેલી હાલ પણ પ્રાપ્ત થાય છે.

જોધા માણેક અને મૂળુ માણેકને કચડી નાખવા કાઠિયાવાડના બધા રાજાઓ એક થઈ ગયા તેથી તેઓ વધુ ઝુન્નસે ભરાયા અને જુદી જુદી ટૂકડીઓમાં વહેંચાઈને ગામડાં ધમરોળવા માંડયા. તેમણે કોડીનાર ભાંગ્યું અને લૂંટ લઈ ગિરમાં ચાલ્યા ગયા.

ગિરના જંગલમાં જોધો માણેક બિમાર પડી ગયા અને એ બિમારીમાંથી ફરી ઊઠયા જ નહિ. ઓખામાં જોધો માણેક મરતાં હાહાકાર મચી ગયો. જોધા માણેકનું મૃત્યુ થતાં મૂળુ માણેકને ખૂબજ આઘાત લાગ્યો અને તેમણે પોતાનાં હથિયારો અંગ્રેજોને સોંપી દીધાં. મૂળુ માણેક તેમજ બાપુ માણેકને રૈવાકાંઠાની જેલમાં પૂરવામાં આવ્યા. આ અરસામાં પાછળથી સિપાઈઓએ વાઘેર પંથકમાં ત્રાસ વરતાવ્યો, તેથી વાઘેરો ખૂબ જ ઉશ્કેરાઈ ગયા અને મૂળુ માણેકે જેલ તોડી ઓખા પાછા આવી ફરીથી બહારવટું શરૂ કર્યું.

મૂળુ માણેકે ઠેર ઠેર અદ્‌ભૂત પરાક્રમ કરી ત્રાસ પોકરાવી દીધો. જૂનાગઢ, કંપની, પોરબંદર ને જામનગરની ફોજોને તોબા પોકરાવી દીધી.

મૂળુ માણેક અને દેવા માણેક વચ્ચે ખટરાગ થવાથી બેય જુદા પડી ગયા. માછરડાની ધાર ઉપર દેવો માણેક ઘેરાઈ ગયો. ત્યાં દેવો માણેક હેબર્ટ લાટૂર નામના બે અંગ્રેજ સેનાપતિઓને મારીને વીરગતિ પામ્યો.

દેવો માણેક મરાણા પછી મૂળુ માણેકની પડતી થતી ગઈ. માણસો ખૂટયાં ને કંપની તેમજ બીજાં રાજ્યોની ભીંસ વધતી ગઈ. ધીરે ધીરે અનાજ પાણીના પણ સાંસા પડવા માંડયા. એક વખત મૂળુ માણેક પોતાના માણસો સાથે વનચરડા ગામમાં આરામ કરતો હતો ત્યારે પોરબંદરની ફોજે તેને ઘેરી લીધો. ત્યાં સામસામે ઝપાઝપી બોલી અને ઓખામંડળનો સાવઝ મૂળુ માણેક સામી છાતીએ વીરગતિ પામ્યો.

## (૩) સાહિત્યિક મૂલ્યાંકન :

'માણેક રાસો' ડિંગળી ભાષામાં વીરરસપૂર્ણ રચના હોવાથી ઘણી જ મહત્ત્વની કૃતિ છે. ડિંગલ ભાષાનો કલાપક્ષ સમૃદ્ધ ભાષાઓની જેમ જ ઉન્નત છે. જો કે એમાં સૂરદાસ અને તુલસીદાસના જેવું ભાવવૈવિધ્ય જોવા મળતું ન હોવા છતાં ડિંગલમાં વીરતાની ભાવનાની જેટલી સુંદર અભિવ્યક્તિ જોવા મળે છે તેટલી બીજે નથી મળતી.

**ભાષા :** ડિંગળી ભાષાનાં બે સ્વરૂપો મળે છે. પ્રાચીન સાહિત્ય અને અર્વાચીન સાહિત્ય. પ્રાચીન ગ્રંથોની ભાષામાં એકરૂપતાનો અભાવ જોવા મળે છે. પરંતુ અર્વાચીન ડિંગલ ભાષામાં ભાષા, વ્યાકરણ-સંમત તેમ જ વ્યવસ્થિત છે. પરંતુ એક કથન ડિંગલ ભાષાના સાહિત્યના વિષયમાં કહેવાય છે તે ઠીક છે કે ડિંગલમાં શબ્દોની જેટલી તોડમરોડ કરવામાં આવે છે એટલી બીજી કોઈ ભાષામાં નથી હોતી. ડિંગલની રચના છંદોમાં હોય છે. તેમાં મુખ્યત્વે છપ્પય તેમ જ દોહામાં રચના કરવામાં આવી હોય છે. ઘણી જગ્યાએ પવાડો છંદમાં પણ રચના જોવા મળે છે. માણેક રાસો પણ પવાડો છંદમાં રચાયેલો છે અને તેમાં કુલ આઠ પવાડાની રચના છે. તદ્‌ઉપરાંત દૂહાઓમાં રચાયેલો માણેક રાસો પણ છે. તેમ જ છપ્પયમાં રચાયેલો માણેક રાસો પણ છે. સવૈયામાં રચાયેલ છંદની ઝલક આપણને તેમાં જોવા મળે છે:

સરસત ગુણવત સમરીએ, નિત પ્રત લીજે નામ
આરાધું ઉમિયાપ્રતિ, અંતર આઠું જામ

અંતર આઠું જામ, સદા મધ્યે રાખીએ
કોટિ સુધારણ કામ, દિનો દિન દાખીએ

મોં પર કરજો મ્હેર, સદા દમ ચાહીએ
માણેક ભડ મછરાલ, ઝમાળે ગાઇએ

**અલંકાર** ડિંગલ સાહિત્ય અલંકાર પ્રધાન ન હોવા છતાં તેમાં અલંકાર મળે છે. ડિંગલમાં આ અલંકાર ભાષાના ચમત્કારદર્શન ઉપરાંત કવિતાને વધુ ભાવપૂર્ણ અને વ્યંજનાત્મક બનાવવા વપરાય છે. ડિંગલમાં શબ્દાલંકાર કરતાં અર્થાલંકારનો પ્રયોગ વધુ જોવા મળે છે. યુદ્ધમાં શૌર્ય ચડાવવા માટેની કવિતાઓ રચવાનો ઉદ્દેશ્ય હોવાથી મુખ્યત્વે વીરરસપૂર્ણ ડિંગલી કવિતાઓ મળે છે. તેમાં અલંકારો ઓછા માત્રામાં મળે છે. તો પણ ઉપમા, ઉત્પ્રેક્ષા તેમજ રૂપક અલંકારનું નિરૂપણ મળી આવે છે. માણેકરાસોમાં ઉપમા, દ્રષ્ટાંત, તેમજ રૂપક જોવા મળે છે:

લાંઘણીયા લંકાળ, સાદુળા છુટિયા,
આઠે જણ અળભંગ, ઓનાડી ઉઠીયા.
નાનો જાણી નાગ, સિંહા નવ છેડિયે
કડવાં ફળ કુળવંત, વડા નવ વેડીએં

ડિંગલ ભાષામાં શબ્દાલંકારોના રૂપમાં પણ ફક્ત એક અલંકારનો પ્રયોગ વધુમાં વધુ જોવા મળે છે અને તેનું નામ છે વર્ણસગાઈ. વર્ણસગાઈ અલંકારનો ઠેર ઠેર પ્રયોગ માણેકરાસાની કવિતામાં પ્રાપ્ત થાય છે.

આરાધું ઉમિયાપતિ, અંતર આઠું જામ,
અંતર આઠું જામ, રદા મધ્યે રાખીએ.
વડીએ વડીઆ વીર, લડવા લાગશું,
જાલમ રચીયો જંગ, ભૂજાવળ ભૂપતિ.
લાંઘણીઓ લંકાળ, કે કેસર કેહડો,
સાદુળો સરમોડ, કે જાડેજ જેહડો.
આઠે જણ અણભંગ, ઓનાડી ઊઠીઆ,
લાંઘણિયા લંકાળ, સાદુળા છૂટીયા
ખાગે મચવી ખેલ, લોહાં દળ લડસું.
સાત્રલ કેરાં સીસ, કે તેગે તોડસું

મલ્લુ અખાડા મંડીયા, ડાઢળાં ડમરાજ
ડાઢાળાં ડમરાજ, થાપ કુંભા થળાં
સેર ન ખાધી સૂંઠ વઢયે કોણુ વેડસે,
દીઠો નહિ દહીવાણુ, સહોડાં સોળસે

**રસ:–** એમાં કોઈ સંદેહ નથી કે ડિંગલમાં વીરરસનું જેટલું સફળ અને સજીવ વર્ણન અન્યત્ર મળવું દુર્લભ છે. માણેકરાસોમાં પણ વીરરસનું નિરૂપણ ભરોભાર અને સર્વત્ર દ્રષ્ટિગોચર થાય છે. ડિંગલ ભાષાની પ્રકૃતિ વીરરસને વધુ અનુકૂળ છે. ડિંગલ દ્વિત્વવર્ણ પ્રધાન ભાષા છે અને દ્વિત્વવર્ણ વીરરસને વધુ અનુકૂળ પડે છે. માણેકરાસોનાં થોડાક ઉદાહરણો જોઈએ:

અણભંગ કેસર આફળા, ભડ દોનું ભોપાળ,
મલ્લું અખાડા મંડિઆ; ડાઢાળાં ડમરાજ,
ડાઢાળા ડમરાજ કે થાપ કુંભા થળા,
ડાહણ હોય સધીર મદોમદ મેગળા
લો ઝડ ભય લલકાર, ઝડો ઝડો ઝાટકે,
સોહડ સાદુળ સિંહ, અળાંસર આટકે
કેસરીઆ દોઉ આખડે, ધરમચીઆં ધ્રુફાણ
વળે શક વહેમંડ ચેં, ધર હરિયાં ધીંધાણ
દશ થડકે દીગપાળ, કે શેશાં શળકીયાં
ધર મચીયો ધંધકાર, સોહડાં છલકીયાં
ઝળળળ સાંગુ ઝળહળે, ખળળળ રકતરી ખાળ,
ભળળળ ભાલાં ભડહર્યા, કળળ વહે કરમાળ.

આમ માણેક રાસો જે જુદા જુદા કવિઓએ રચ્યો છે તે ખૂબ જ વીરરસપૂર્ણ અને ડિંગળ ભાષાના ઉત્કૃષ્ટ નમૂનારૂપ છે. પરાપૂર્વથી ચાલ્યા આવતા રાસા સાહિત્યની એક જીવંત કડીરૂપે વીસમી સદીમાં રચાયેલ 'માણેક રાસો' એક અતિ મહત્ત્વની કૃતિ છે તેમાં બે મત નથી.

*

માણેકે સીંચોડા માંડિયો, વાઘેર ભરડે વાડ;
સોજીરની કરી શેરડી, ઓર્યા ભડ ઓનાર.

ગોમતીએ ઘૂંઘટ તાણીઆ, રોયા રણછોડરાય;
મોતી હતું તે રોળાઇ ગયું, માણેક ડુંગરમાંય.

# ગાયુંનો ગોવાળ રામ

કાનજીભાઈ બારોટ

સાંભળ્યું છે કે એક સુંદર ગામ ઉજ્જડ થઈ જતાં અંગ્રેજીમાં કોઈ મોટા કવિએ એના ઉપર સુંદર કવિતા લખી છે. અમારું ઝર ગામ પણ એવું જ જાણેલું માણેલું હતું પણ આજ તો ભાંગીને ભૂકકો થઈ ગયું છે.

આપા દાનાના ચલાળાથી નૈરૃત્ય ખૂણામાં ચાર માઈલ છેટે આવેલા આ ઝર ગામનો એક દી દિનમાન હતો. ગામમાં સંપીલા ને રોટલા રાખે ભલા એવા વાળા કાઠીઓની ચાર પાટી (ભાગ) પણ બધાય એક જ રૂપે અને વસતી પણ જીવાંતી (કસદાર). દરબારો ને એની પ્રજા સુખે દુઃખે ને સારે નરસે અવસરે એક બીજા માટે મરી પડે.

વસતી પણ જુદી જુદી કોમની. બ્રાહ્મણ, વાણિયા, લુવાણા, પંચોળી, આયર, કોળી, ખાંટ, રાજગર, બારોટ, અતીત રામાનંદી, સાધુ, સઈ, સુતાર, લુહાર, રબારી, ભરવાડ, સંઘેડિયાનાં ઘર, ગધઈ, પીંજારા, વાઘરી, વણકર ને નોકરી અર્થે સંધી ને મકરાણી પણ રહેતા. મેઘવાળનો વાસ પણ જોરદાર, કેટલાક એમાંથી એડવાયા પણ ખરા, અને મેતરોના ગરોડા (બ્રાહ્મણ—ગુરૂ)નાં પણ ઘર. આવી જુદી જુદી જાતિઓનો મેળ.

ગામની ખેડવાણ જમીન પણ ઝાઝી ગિરકાંઠાનું ભગતનું 'રામપરું', હુડલી ગરમલી ને ઠેઠ ચલાળું, મીઠાપુર, દહીંડા ને મોરઝરને લગતી અને મોદળ (ડુંગરાળ ભોંય) તો એવડું મોટું કે માણાવાવ, મોટીધારી ને છતડિયાના સીમડા સુધીના અનેક નાના નાના ડુંગરા ને કોતરો એમાં આવી જાય. માલીકોર મોરછુપડાનું સજીવન નેરું ને બીજાં સજીવન ઝરણાં. અને ઝર પણ નાનકડી એવી ડુંગરાળ નદીને કાંઠે ત્રીસ ત્રીસ હાથ ઊંચી ભેખડ ઉપર ઝપાટા લ્યે. નદીનું આંબેરણ પણ ઊભી નદીએ. નામી આંબા સસલાં ઠેરી ખાય એવી જમીન સુધી ડાળો ફેલાણી હોય.

ગામમાં રિદ્ધિ સિદ્ધિ. માનવીઓનાં ઉજળાં દિલ. ઝરનો કોળી પણ ભારો વેચીને મેમાનને રોકે. ગુંદ ને મધ બે ય ઝરનાં વખાણમાં. કારણ ઝરના મોદળમાં ગોરડિયાની કઠાઝૂડ ઝાડી. એમાં મધ ને ગુંદ નીપજે ને બેય ચીજ ઠેઠ મુંબઈ સુધી જાય. મહેનતુ માણસને ઝરનું મોદળ રોજી આપે. કારણ એમાંથી મધ, ગુંદ ને લાકડું મળે.

દરબારોની જેમ ગામનું મહાજન પણ ભલું. મહાજનમાં જૈન વાણિયા ને વૈષ્ણવ લુવાણા. ભગવાનજી શેઠ જૈન પણ ઠાકોરજીની પાલખી પણ ઉપાડે ને ત્રિભોવન ઠક્કરને ત્યાં યતિશ્રી વોરવા પણ પધારે. ગામ જાણે જુદા જુદા સંપ્રદાયોનું મિલન સ્થાન. ચલાળાના કાઠી ભગત પધારે તેનાં પણ સામૈયાં થાય. નદીને સામે કાંઠે દાતાર જમિયલ સાંઈનો તકિયો, ત્યાં મહીંદો પણ થાય. ગધઈના પીર સૂલતાન મિયાંનો ભજન સમારંભ ગોઠવાય ને સંત નરભેરામજી અને દહીંડાના ભુરા રામજીના સાત સાત રાતના ભજન મેળાવડા જામે. (આ બન્ને સંતોને ઠરાવ થાતો કે સાત રાત સુધીમાં એક વખત ગાયેલું ભજન બીજી વખત ન આવવું જોઈએ.)

કોળીવાડમાં ભૂવા ધૂણે ત્યારે પણ દાયરો હકડાઠઠ જામે ને વાઘરીવાડે ડાકલાં બેસે ત્યારે ય મેદની માય નહિ.

સેવાનંદજી મહારાજ પધારે ત્યારે બ્રાહ્મણથી ભંગી સુધીના લોકો એમના જ્ઞાનનો લાભ લ્યે ને ઉપાશ્રયમાં મહારાજ સાહેબના આખ્યાનમાં પણ સમજદાર બધા આવે.

જળઝીલણી અગિયારસે ઝરના ઠાકોરજી કાળી પાટે જળ ઝીલવા જાય ને ભાદરવી અમાસે તુલસીશ્યામમાં ઝરની રાસ મંડળી રમતી હોય. એમાં મુસલમાન કોમના પણ જુવાનડા હોય. અંબામાનાં નોરતાં આવતાં ઝરના ચોકમાં ગરબી ગવાય કે 'રંગે

રમે આનંદે રમે, આજ દેવી અંબિકા રંગે રમે'.

ભવાયાનું પેડું (ટોળું) આવતાં માજન ને દરબારો મળી રમત આપે ને ભવાઈની મજા માણે. રાવતબાપુ નામે એક દરબાર તો ભવાઈના ખેલ જોવા ઠેઠ ડારલાના વેશથી આવી જાય તે રામદે સલુણાના વેષ સુધી—સવારે દી ઊગ્યા સુધી બેસે ને ખુરશીએ બેઠા બેઠા માળા ફેરવતા હોય.

મુસલમાનો મહોરમ આવતાં હાજી હુસેનના તાજિયા આગળ હિંદુ વરણના જુવાનો પણ ચોકારો લ્યે ને અઢારે વરણની સ્ત્રીઓ પાણીનાં બેડાં ઢલવવાની બાધા રાખે.

ગામના દરબારૂંને આંગણે ભેંસું, ગાયું ઘોડાં એક જુઓને એક ભૂલો એવાં. વાણીઆ, બ્રાહ્મણ, વસવાયાં, ઊભડ એને આંગણે પણ દુઝાણાં. ભરવાડ રબારીની ઝોકું ઘેટાં બકરાંથી ઊભરાતિયું હોય. એ બધું તો ઠીક પણ આખા ગામને મુસલમાન સહિત ગાયું પાળવાનો શોખ. દરેક આંગણે બે પાંચ ગાયું તો હોય જ પણ એમાં એકેય નબળી નહિ, અસલ દેહાણ, ઘડો ઘડો દૂધ આપે એવિયું. કોઈ કોઈ તો દૂઝતાં વિંયાઈ જાય એવી કામદૂધા જોઈ લ્યો.

ઉત્તમ પ્રકારની ગાયું રાખવાની જાણે ઝરની વસતીને હરિફાઈ હોય નહિ! ચલાળાની ભગતજીની જગ્યામાં ઝરના દરબારની ગાયુંગંગા—જમાનાનો વેલો હમણાં સુધી સચવાણો'તો. એમ કહેવાય છે કે ગંગા વાછડિયે જ વિંયાતી ને જમનાને વાછડા જ આવતા. ઈ વાછડા મોટા થાતાં હાથી જેવા થાતા ને શીવના સોજા રહેતા.

એવી ઊંચા તોખમની ગાયું રાખવાની હરિફાઈનું કારણ આ ગાયુંનો ગોવાળ રામ રબારી હતો. રામ ગોવાળ પણ ખરેખર ગોવાળ હતો. આખા ગામનું ધણ રામ ચારતો પણ રામ તો રામ. એની જનેતાએ એને દૂધ પીને જણ્યો હોય એવો. પાંચ હાથ પૂરો. રૂડો ય એવો બોલાવતાં મુખે શરમના શેરડા પડે. પણ લોંઠકાઈમાં જાણે દસેક રજપૂતને ભાંગીને ભગવાને એક રામ ઘડયો હોય એવો.

રામને ગાયું ઉપર એવો પ્રેમ કે ગાયું ચારવા રામ કજિયા કરતો. ગરને સીમાડે રામપરા ગામે ચલાળાના ભગતબાપુની વીડી હતી. ચોમાસાનો વરસાદ તણાતાં મોદળના બહોળા ઘાંપડા ખડનું ચરિયાણ મોળું પડતા રામ પોતાના આ ધણને આ વીડીના કણ ઝરે એવો ઝીંઝવો ચારતો. વીડીનો રખોલિયો જોઈ જાય પણ એ એકલાને રામ ગાંઠે નહિ એટલે રામપરે આવી રખોલિયો જાણ કરતો કે ઓલ્યા રામ રબારીએ આપણી વીડી ભેળી છે. રામને પકડવા ભગતબાપુનાં ઘોડાં છૂટતાં. હવે રામ ડુંગરા ઉપર ઊભો હોય, ધણ ચરતું હોય, રામ ઘોડાંને જોઈ જાય અને રામ ગાયુંને તરત વાંભે (ઊંચે સાદે બોલાવે) ત્યાં તો આખું ધણ ઊંચાં પૂંછડા લઈને ચારે ય પગે ઠેકતું ભાગે અને રામ પોતે પણ પાળો એવો દોડવાવાળો કે ઘોડાંને આંબવા ન દ્યે. રામ તો પાધરો ભાગતો હોય અને ઘોડાંને આડા અવળું ચાલવું પડે. ગાયું ને રામ ઝરના મોદળમાં આવી જાય, પકડાય નહિ.

એક વખત રામને વીડીના રખોલિયાએ પકડી પણ લીધેલ અને રામે ગાયુંને કાજે રખોલિયા ને ભગતબાપુના માણસોના માર પણ ખાધેલ. પણ એમાં ગાયું જો રામની નજીક હોય તો તો કોઈનો ભાર નહિ કે રામને પકડી શકે કે મારી શકે. ગાયું રામની આજુબાજુ ગોળકુંડાળે ગોઠવાઈ જાય, જાણે હાલતો ચાલતો શિંગડિયાળો ગઢ. અને પછી રામ ઉપર આવનારને ગાયું શીંગડે ને ઢીંકે મારે. આમ કયારેક ગાયું પણ રામની રક્ષા કરતી.

રામ પીત્તળિયા ચામડાવાળી બરડાના વાંસની નકોર ડાંગ રાખતો ને એ ડાંગને રામ એવી ફેરવી જાણતો કે સામાવાળાનો ઘા ડાંગમાં ઝીલી લેતો કે ઘા ભટકાઈ પાછો પડે. કોઈ દુવાગીરે આ ડાંગ ને ગોવાળને બિરદાવ્યા છેઃ

કડયેથી પાતળો છાતીએથી પો'ળો;
દોહળાની ડાંગ (જાણયે) તોપનો ગોળો.

એ ડાંગ રામ ગાયને મારતો નહિ. લાકડી ગાયુંને મારવી તો એક કોર રહી પણ એ લાકડી રામ ગાયુંને અડાડતો પણ નહિ. ગાયું રામના

ઈશારા ને બોલાવણીથી ઊભા મોલ ચરતા મૂકીને વળી આવે. છતાં ગાયુંને હાંકવાની રામને જરૂર પડે તો પોતાના ફાળિયાની ઝાપટથી ગાયું હાંકતાં હાંકતાં કહેતો કે : હે માવડિયું ! હાલો હાલો ! કોઈનાં ખેતર ન ભેળીએં. ખેડુના છોકરાના રોટલા એમાં હોય. આ બોં'ળા ખડનાં ચરિયાણ પડયાં છે, પો'ળાને એમાં મારી માવડિયું !" ગાયું જેમ સમજતી હોય એમ મોલાતમાંથી પાછિયું વળી જતી.

રામ કોઈ ગાયને માથે ઈંતડી કે ગીંગોડી રહેવા જ દેતો નહિ. દરેક ગાયને રામ હાથફેરો કર્યા જ કરતો. કોઈ ગાય માંદી પડે તો એની સારવાર રામ પોતે જ કરતો.

એક દી સાંજને ટાણે ઝરની નહિ સાંકડી નાહ પહોળી એવી બજારમાં હાટડાં હારોહાર લાગી રહ્યાં છે. સીમમાંથી દોઢસોક લીલા ઘાસની છોગલાવાળી ગાંસડિયું બાઈયું માથેથી નીચે ઊતરાવી બજારમાં એક બાજુ ગોઠવાય છે. વેપારી લોકો રોકડા નાણાંથી કે દાણાથી આ ખડની ગાંસડિયું મૂલવે છે.

દરબાર દેસાવાળાની પાટીમાં ભગવાનજી કામદારનું મોટું હાટ કે'વાય છે. ત્યાં એક સ્વામીજી હમણાં સતસંગ ચલાવે છે. દેસાવાળાને ત્યાં સાલડા ગામના રાવત શેખવા તથા પાંચેક કાઠીઓ મેમાન છે. એ બધા પણ કથા સાંભળવા આવ્યા છે.

એવામાં ગામનું ધણ ઠીક બોલાવતું સીમમાંથી ચરી આવી ઊભી બજારે હાલ્યું આવે છે. લીલાકંઝાર ઘાસની ગાંસડિયું સામે એક પણ ઢોર જોતું નથી. પેટાપેટ બધાં ઢોર ધરાણાં છે. ગાયુંને ખીલે આવવાની ઉતાવળ છે. ગાયું પણ નમૂના જોઈ લ્યો. ફાંટ ફાંટ વરાક (આઉ). કોઈ કોઈ ગાયને તો વેંત વેંતના આંચળમાંથી દૂધ ઝરતાં આવે છે. કોઈ ગાયના પગમાં રમઝોળ ઝાંઝર ખળકી રહ્યાં છે. કોઈના શીંગને પીત્તળના ખોભળા જડયા છે. જાણે ''સોનના શીંગ, દૂધેથી દીવા બળે." કાનમાં શંખિયા ઝૂલી રહ્યા છે. ડોકમાં કામરૂ (ઊનનું ડોકનું કાઠું) શોભી રહ્યાં છે. કોઈની ડોકે ટોકરિયું રણકી રહી છે.

ગણું જાંબલી કાબરી ગાય ગોરી
ધન્યો મુંજડી ખેરડી ધેન ધોળી
રંગે શામળી હોય બાહોળ્ય રોજી
સવેળા પય આપતી સાવ સોજી –૧

મઢયા ખોભળા માચિયા શીંગ માથે
પગે ઝાંઝરી સાંખિયા કાન સાથે
ગળે કામરૂં કંઠમાં ઘંટ વાગે
જગાડે મોરડી માત જાગે –૨

કુવલ્લી કૂળીને પવિતર કરે છે
ભલી બોડકી ભાવ મીઠાં ભરે છે
કરે ઢીલ તો માકડી સાદ પાડે
જુઓ નીલડી દેશ આખો જીવાડે –૩

સુણી વાંભને કાન દેતી હિલોળા
વળે વાછરૂ ઉપરે સાંજ વેળા
ખળેળે નથી આઉમાં દૂધ માતાં
સદા સમુદ્રી રેલતી સુખ દાતા –૪

દહીં દૂધ ને ઘી રૂડી ફોર્યવાળાં
સુધાની સમાં એ બધાં સ્વાદવાળાં
ધરા ખેડવા આપતી પુત્ર સારા
કહો કેમ ભુલાય એ ગુણ તારા –૫

મહેમાનોના મુખમાંથી આવું ધણ જોઈ બોલ નીકળ્યા કે : ''વાહ, કામધેનુ છે ને ! જાણે નંદરાયનું ગોકુળિયું. આપા દેસા ! ગામનાં રૂડાં ભાગ્ય છે. આવી ગાયુંની સરખાઈ અમે નથી જોઈ."

''હા, બા ! નકરા ગાયુંનાં વખાણ કરોમાં. ધણનો ગોવાળ ઈથી ચડી જાય એવો છે અમારો રામડો બહાદર." દેસોવાળો બોલ્યા.

''તયેં તો એને જોવો પડશે." આપે રાવતે કહ્યું. ભગવાનજી કામદાર કહે : ''લ્યો આ હાલ્યો આવે !"

ત્યાં તો ધણની વચ્ચે જ આધેડ અવસ્થાના રામ રબારીને મહેમાનો જોઈ રહ્યા. રામે દાયરાને રામ રામ કર્યા. સહુએ ઝીલ્યા.

દરબાર કહે : "ભાઈ રામ ! ઊભો રે ! આ મે'માનો પાસે અમે તને વખાણ્યો છે કે આ ટેમમાં રામ જેવો કોઈ ધણ ચારી જાણતો નથી."

રામ કહે : "બાપુ ! રબારી ભરવાડના દીકરા ઢેર ચારે, વાણીઆના દીકરા વેપાર કરે, ખેડુના ખેડય કરે ને ગરાસિયાના દીકરા વહતીની સંભાળ્ય રાખે એમાં નવાઈ નહિ."

આપો રાવત કહે : "રામ ! તારી વાત સાચી છે, પણ તું કાંઈ નવાઈ કરી બતાવ તો બડ વદું."

ત્યાં તો દેસોવાળો કહે : "ભલે આપા રાવત ! અમારો રામ નવાઈ કરી બતાવે. આ ગાયુંનું ધણ તમે જુઓ. એમ સીમમાંથી ચરીને હાલ્યું આવે છે. કોઈ ગાયું ખીલે બધાઈ ગયું હશે, કોઈ દોવાત્યું હશે. કોઈ ખાણ ખાતિયું હશે. કોઈને વાછરૂ ધાવતાં હશે. છતાં રામ પાધર જઈને વાં'ભ કરે તો એકે એક ગાય પાછી ફરે, રામ રજા આપે તો જ ગાયું સૌ સૌને ઠેકાણે જાય."

આપો રાવત કહેઃ "દેસાભાઈ, * ખરલના કાંઠાની વાત કરતા લાગો છો ? કસુંબો વધુ થઈ ગયો છે ?"

"તો આપા ક્યાં છે છેટા પલ્લાની કે બે પાંચ દી પછીની વાત ! હાલો હમણાં જ પારખ્યાં લઈએ."

એમ કહી દેસાવાળાએ રામને કહ્યું : "ભાઈ રામડા ! ઝરની આબરૂ તારા હાથમાં છે. હાલ્ય આ સહુને લઈને પાધર જાથીં ! અને તું વાં'ભ દઈને ધણને ગામમાંથી પાછું વાળ્ય."

આપા દેસાવાળાએ બાવાજીને પણ કહ્યું કે: "મા'રાજ ! હમણાં કથા બંધ કરો, અમારા ગોવાળની ઝપટ તમે પણ જુઓ."

સ્વામીજી કહે : અચ્છા દરબાર, કથા તો કલ ભી હોગી, મગર ઐસી બાત કહાંસે જૈસે કનૈયાકી બંસી સુનકર ગૌવા દોડે વૈસે રામકી પુકાર સુનકર કામધેનુ ચલ આય, જે નરસંગ !"

રામ કહે : "બાપલાવ ! વાત બહુ સારી, પણ મારી ગાયુંને ખોટા ધોડા ન કરાવું. એટલે આ કામ કોરે કોરું ન થાય."

દેસાવાળો કહે : "રામ ! તારી વાં'ભે ગાયું પાધર આવે તો તને હું દૂઝણી ભેંસ દઉં."

રામ કહે : "એ બાપુ ! હું મારા સારું નથી કે' તો પણ ગાયું પાધર આવે તો આપણા ગામનું માજન અઢી ખાંડી કપાસીઆ ધણને ચારે, ને જો ગાયું ન આવે તો આજથી મારે લાકડી મેલી દેવી. ધણ ચારતો બંધ થાઉં. બોલો બાપુ ! આ મારું રવદ. હું ગરીબ માણસ સામું વળતર તો ક્યાંથી દઉં ? "

દરબાર કહે : "રંગ છે રામ ! હાલો પાધર."

દેસાવાળા, રાવત શેખવા, મહેમાન કાઠીઓ, કથા સાંભળનારા, ભગવાનજી શેઠ ને કથાકાર સ્વામીજી પણ પોથી સંકેલી સહુની સાથે આ તમાશો જોવા ચાલી નીકળ્યા. રામ સહિત સહુ લોકો ભાગોળે આવ્યા. ગોંદરાની મધ્યમાં રામ પોતાની કાંખે ડાંગનો ટેકો દઈ ઊભો ને કાનમાં આંગળિયું નાખી વાંભુ દીધી કે :

"બાપ ગંગા ! બાપ જમના ! બાપ ગળેડ ! નીલડી, કાબરી, હો બાપ બાહોળ્ય ! "

કોઈ ભગવાનનો ભગત આર્તનાદ કરીને ભગવાનને બરકતો હોય પોકાર પાડતો હોય એવા સાદ રામે દીધા.

બરોબર સાંજનું ટાણું હતું. કોઈ ગાય ખીલે બંધાઇ ગયેલ, કોઈ ખાણ ખાય, કોઇ દોવાય, કોઈને વાછરું ધાવે, ને કોઈ ખીલે પહોંચી નથી ત્યાંથી રામની સાવળ સૂણી ગાયું મંડિયું પાછિયું ફરવા. કોઈએ ખીલો દઢાળ્યો. કોઈની ડોકમાં સાંકળ ખણકતી આવે છે. કોઈ પાછળ એનું વાછરૂ દોડયું આવે છે. એમ એક પછી એક ગાય પૂંછના ઝંડા માથે ને કાન ઊભડા થઇ ગયા છે ને ગાયુંની કતાર પાદર તરફ હીંહોરા કરતી દોડી આવે છે ને રામ ગોવાળને વીંટી લીધો.

* અફીણના બંધાણીનો ખાલી વાણી વિલાસ.

મે'માનો ને માજન થરકબાજ થયા. મહાજનના આગેવાન ભગવાનજી શેઠ કહે કે : "તારી ગાયુંને ત્રણ ખાંડી કપાસિઆ માજન આપશે, હવે બરકતો નહિ. ગાયુંને દુઃખ થાય છે. દયાળુ માજન ગાયુંની મુશ્કેલી ન જોઈ શક્યું.

દેસાવાળા કહે : "વાહ ગોવાળ ! રંગ ગોવાળ ! ઝરનો રંગ રાખ્યો. તને ભૂરી ભેંસ દઉં છું."

આપો રાવત કહે : બસ રામ ! તું રવદ જીત્યો, અમે હાર્યા." એમ કહી જમણા હાથની આંગળીમાંથી હેમનો વેઢ સેરવી આપે રાવતે રામને આપી દીધો. મે'માનોમાંથી કોઈએ ફેંટો ફાળિયું કે પનિયાની રામને બક્ષીસ કરી. સ્વામીજીએ પણ પોતાની શાલ રામને ઓઢાડી અંતરના આશિષ આપ્યા.

આ રામ રબારીનું મૃત્યુ જ્યારે નજીક આવ્યું ત્યારે એણે ઝાઝો સંદવાડ ભોગવ્યો નહિ. બે દિવસના તાવમાં જ એનો દેહ છૂટી ગયો. કહે છે કે ગાયું ને એની સનક આવી ગઈ કે અમારો ગોવાળ હમણાં ચારવા આવતો નથી. એથી અધું પધું વગડામાં ચરે અને ખીલે પણ ઉદાસી રહે.

રામનું ખોરડું ભાગોળે જ હતું. રામના પાછા થતાં સગા વહાલાંઓએ પ્રાણપોક મૂકી. ગાયુંના ગાળા છૂટવાનો વખત હતો. એ પોકરાણ ઉપર ગાયુનું ધણ રામના ખોરડાને આંટા લઈ ગયું. રામની નનામી ખોરડા બહાર કાઢતાં ગાયુંને હાંકલવી પડી. પણ ધણ નનામીની પાછળ પાછળ હાલ્યું. દેન દેવાણો ત્યારે એક બાજુ રામનાં સ્વજનો અને બીજી બાજુ કામધેનુઓની આંખમાંથી આંસુ સરી રહ્યાં હતાં. આ દૃશ્ય ઘણા માણસોએ જોયેલું. આવાં હતાં ઝર ગામની ગાયુંનાં હેત.

[રામ રબારીની આ વાત ચલાળા પાસેના પરબડીના દ. શ્રી. નાનાભાઈ લખમણભાઇએ કહી છે. રામ ગોવાળે ગાયુંને વાંભી ત્યારે તેઓ દાયરામાં હાજર હતા.]



પૃ. ૩૨૦ ચાલુ]
'વાણી મનમેં, મન પ્રાણમેં, પ્રાણ અલખમેં અલ-પાણી' [આ વિષે વધારે જાણવું હોય તો રવિ સાહેબનું ભજન, 'મૂળ કહુ તો મહાસુખ હોવે' (સંત કેરી વાણી, પાનું ૬૧) જોઈ જવા વિનંતી. ભજન વાણીની આ વાણીથી પર તત્ત્વમાં સ્વાભાવિક પરિસમાપ્તિ છે. ભજન આમ વેણુથી પર લઈ જતી વાણી છે. ભેરવનાથ એ વિષે ઈશારો કરે છે:

'સાધુડાંની વાણી મેં સદાય સુખ જાણી
બાવો બોલે વેણુ પર વાણી,
મારા હરિજન, પીઓ પ્રેમરસ જાણી.'

ભજનિકોનો અનુભવ છે કે ભજનનાં બાહ્ય ઉપકરણો તંબૂર મંજીરાં અને નરઘાં વિના ભજન જામતાં નથી. સાજ-સંગત બરાબર મેળવેલાં ન હોય તો કંઠનો જાદુ કામ કરતો નથી. એવી જ રીતે આપણે અંદરનાં સાજ-સંગત, અંતઃકરણને પણ બરાબર ન મેળવીએ તો ભજન કેવી રીતે ફળે? હરિને પણ સાંભળવાનું મન થઈ જાય એવી હવા ક્યાંથી બંધાય ? ભીતરનું જંતર બરાબર વાગશે તો 'વણ તુંબડે, વણ ડાંડવે, વણ તારે ઝણકારા' થઇ ઊઠશે.

આપણે માટે આ ભજન સંમેલન, જેને ભજન દ્વારા જ મળી શકાય એ પરમ પ્રિયતમના આંતરિક, એકાંત મિલનનો અવસર પણ બની રહો.

[શ્રીમતી નર્મદાબાઈ ચત્રભુજ ગાંધી મહિલા કૉલેજના સંગીત-વિભાગ દ્વારા યોજિત ભજન સંમેલન પ્રસંગે આપેલ વક્તવ્ય]



# ભીતર બોલે એકતારો

મકરન્દભાઇ દવે

'એ જી મનની વરતીને કોઇ વારો વારો,
બોલે એકતારો હો ગુરુ, એકતારો.
—રવિ સાહેબ

ભજન વિષે આપણે ગમે એટલી ચર્ચા–વિચારણા કરીએ, ગોષ્ટિ માંડીએ પણ શરૂઆતમાં જ આપણે જાણી લેવું જોઈએ કે એ આપણે ભજનના બાહ્ય પ્રદેશનો પરિચય કરાવશે, ભજનના આંતરિક પ્રદેશમાં પ્રવેશ નહી કરાવી શકે. ભજન અને ભોજન સરખા છે. બત્રીસ જાતનાં પકવાન અને છત્રીસ જાતના ફરસાણ વિષે ગમે એટલી વાતો કરીએ પણ તેથી ભૂખ ન ભાંગે, સ્વાદ ન આવે, પોષણ ન થાય. ભજનનું પણ એવું જ છે કારણ કે ભજન આત્માનો ખોરાક છે. એટલે તો હરજી ભાટીએ ગાયું છે : 'ભજન વગર મારી ભૂખ ન ભાંગે, ને સમરણ વિના તલપ ન જાય.' ભજનના ભોજનઘરમાં તો ભજન કરવાથી જ પ્રવેશ મળે અને તો જ અંતરાત્માને તૃપ્તિ થાય. પણ ભજન કરવું એટલે મીઠા ને કેળવાયેલા કંઠથી ભજન લલકારવું તે નહીં. ભજન કરવું એટલે જે પરમ તત્ત્વનું કે પુરુષોત્તમનું આરાધન કરતા હોઈએ તેની સાથે એક તાર થઈ જવું. ભજનિકના હાથમાં રહેલો એકતારો એટલે તો તેના આંતરિક તારનો પણ સાચો પ્રતિનિધિ બની જાય છે. ભજનમાં બે વસ્તુઓ મુખ્ય છે : શબ્દ અને સુરતા. સુરતા વિનાનો શબ્દ માત્ર કંઠની કારીગરી બની જાય અને શબ્દ વિનાની સુરતા ભજનના ગુંજાર સુધી પહોંચે નહીં. શબ્દ અને સુરતા એકમેળ થઈ જાય ત્યારે ભજનનો જન્મ થાય. સંત–ભજનિકોના શિરોમણિ કબીર સાહેબે તેથી ભજનને કહ્યો છે : 'શબ્દ–સુરત યોગ' સુરતિ-શબ્દ યોગ' એટલે કાન કાન બંધ કરી અંદરના નાદને સાંભળવો, એટલું જ નહીં પણ અંદરના નાદને શબ્દોની પાંખે બહાર રમતો કરવો' 'બાહર, ભીતર સકલ નિરંતર'—શબ્દને પિછાણ્યો એટલે ભજનની સાધના પૂરી થઈ. આ સાધના કેવી રીતે પૂર્ણ થાય છે તેનો મર્મ કબીર સાહેબે અર્ધી સાખીમાં જ સમજાવી દીધો છે :

'આધી સાખી કબીર કી, કોટિ ગ્રંથ કરિ જાન,
સત્ય રામ, જગ ઝૂઠ હૈ, સુરિત શબ્દ પહિચાન.

શબ્દ અને સુરતિને પિછાણવાથી શું પ્રગટ થાય છે ? એક માત્ર પરમ તત્ત્વ રામ જ ત્રણે કાળમાં સત્ય રૂપે પ્રકાશે છે. આ જગતમાં તે સિવાય જે કાંઈ દૃશ્ય પદાર્થો જોઈએ છીએ તે ખોટા છે. નામ રૂપનાં છોતરાં ઊખેડી ઊખેડીને ભજન આપણને નામરૂપની ભીતર લઈ જાય છે અને ત્યાં તો પછી 'ઘટ ઘટ મેરા રામ રમૈ'—પેલો રામ જ અણુ અણુમાં રમતો દેખાય છે. શબ્દ–સુરતિની યાત્રાનું આ છેલ્લું ચરણ. ભજન એટલે જાણે વામન ભગવાનનાં ત્રણ પગલાં. પહેલે પગલે તે 'આ જગની જૂઠી બાજી' બતાવી દે છે, બીજે પગલે તે એક' પરમાતમ 'પરકાશ'ને પ્રીછી લે છે. અને ત્રીજે પગલે આતમને પરમાતમ કહી 'માનજો' કહી દરેક પ્રાણીને પરમ તત્ત્વ સાથે જોડી આપે છે. આમ આપણો ભજનિક સંત પોતાના અહંકાર'ના બલિને પાતાળમાં ચાંપી ત્રિવિક્રમ વિષ્ણુની જેમ ત્રણ લોકમાં છવાઈ જાય છે.

શબ્દ અને સુરતા—આ બંનેને બરાબર મેળવી જે ભજન ઉપાડે છે તેનું ભજન કદી નિષ્ફળ જતું નથી. તેનું ભજન જીવનમાં ઊગે છે અને એના જીવનમાં અમર ભોમના આંબા ફળે છે. આપણે ત્યાં એક સાખી ગવાય છે.

'સુરતિ શબ્દ બિચ અંતરા, એતિ ઘરમેં હાણ,
ધોરી બિચ ભુંબી પડે, તો કયારી સૂકી જાણ.'

ભજન કેમ ઊગતું નથી ? કારણ કે શબ્દ

અને સુરતા વચ્ચે વિચ્છેદ પડી ગયો હોય છે. આપણો લોક સંત રોજિંદા જીવનનું દૃશ્ય બતાવી કહે છે કે વાડીના કૂવામાં કોશ ચાલતો હોય, ધોરિયામાં પાણી ખળ ખળ વહેતું હોય પણ વચ્ચે રાફડી કે ભોંણ પડી ગયું તો એ પાણીને શોષી જાય. ક્યારા સુધી પાણી પહોંચે નહીં. પછી મોલ ઊગે ક્યાંથી ? આવું જ ભજનવાણીનું છે. આપણા મુખમાંથી ભજન વાણીનો ધોધ વહેતો હોય પણ એની સાથે અંતરની તલ્લીનતા, સુરતા ન ભળી હોય તો એ વાણી વ્યર્થ છે. આવા ભજનોથી આપણા જીવતરની ક્યારી સૂકી જ રહી જાય એમાં નવાઈ શી ?

ત્યારે આ ભજન સંમેલનમાં આપણે સહુથી પહેલી નજર ક્યાં નાખીશું ? ભજનનું મૂળ સીંચ્યા વિના તો ભજનનો અમૃતરસ આપણે નહીં પામી શકીએ. ભજન જ્યાંથી ઊગીને આપણા જીવનને તેની ઘટાદાર છાયા, સુગંધી ફૂલો અને રસભરપૂર ફળોથી હર્યુંભર્યું કરી દે એનો તાર આપણે સાંધવાનો છે. આપણે માત્ર ભજનના ગાયકો અને શ્રોતાઓ બની સંતોષ નથી માનવો. પણ જે ભજનને ગળામાં ઘૂંટયું છે ને શ્રવણમાં ઉતાર્યું છે તો રવિસાહેબ કહે છે તેમ 'સાંધે સાંધે રસ સંચર્યો' —શરીરના સાંધે સાંધામાં એ રસને ઉતારવો છે. આવું ભજન સંમેલન સૌરાષ્ટ્રમાં આ પહેલું છે. ઘણી જગ્યાએ ભજનો બેસાડવામાં આવે છે. પણ એ કોઈ પ્રસંગની આસપાસ ભજનો પ્રદક્ષિણા ફરતાં હોય એવું લાગે છે. આજે તો અહીં ભજન જ કેન્દ્ર સ્થાને છે. ભજનને મધ્યમાં રાખી મળતું આવું સંમેલન મને તો 'ગત્ય ગંગા'નો નવો અવતાર લાગે છે. ગત્ય ગંગા એ આપણે ત્યાં ભાવોદ્રેકથી, ભર્યા ભર્યા હૃદય અને કંઠથી ભજનો ગાતાં નર–નારીનું સંમેલન હતું. એમાં ગંગાની પવિત્રતા અને ગતિશીલતાને સદાયે સામે રાખવાની છે. આવી વહેતી ગંગા ફરી એકવાર પોતાના શુદ્ધ સ્વરૂપે આપણે ત્યાં ઉતરે તો સગર–પુત્રોના શબની જેમ પડેલા આપણા નિષ્પ્રાણ રાષ્ટ્ર જીવનમાં ફરી ચૈતન્યનો જુવાળ પ્રગટ થઈ શકે. ભજનની આ સંજીવની શક્તિમાં મને શંકા નથી.

પણ ભજનની આ શક્તિ જગાડવા માટે આપણે ભજનના હાર્દમાં પ્રવેશ કરવો પડશે. ભજન એ કોઈ કવિ, ગાયકની રચના નથી. જે પિંગળને જાણે છે ને સૂરને ઉપાસે છે એવા સર્જક–કળાકારની આ કૃતિ નથી. ભજન તો ભેરવનાથ કહે છે તેમ 'સાધુડાંની વાણી' છે. સાધુડાં ભજન ગાય છે માત્ર પોતાના માલિકને રીઝવવા માટે. પોતાના રુદિયામાં બેઠેલા અંતરજામીને રાજી કરવા માટે 'મેં અપના રામ રિઝાવું' અને તેથી સાધુડાંનું માત્ર મુખ નથી ગાતું મન નથી ગાતું પણ આખું અસ્તિત્વ ગાય છે. રામકૃષ્ણ પરમહંસ કહેતા : 'મન મુખ એક કરાઈ ચરમ સાધન.' સહુથી ઊંચી સાધના મન અને વાણીને એક કરવાની. શબ્દ અને સુરતાનો દોર પરોવવાની. જેમ શબ્દ ઊંડો ઊતરીને બહાર આવશે એમ વધારે ઊંડી અસર કરશે. સાચો ભજનિક પોતાના ભજનથી રામને કેવી રીતે રીઝવે છે તેનો કીમિયો અહીં પડયો છે. વાણી અને અંતઃકરણ સંબંધને તથા બંનેના સ્વરૂપને આપણે જરા ઝીણી નજરથી જોઈશું તો ભજનનું રહસ્ય સમજતાં વાર નહીં લાગે.

આપણે ભજન ગાવાનું શરૂ કરીએ છીએ. કોઈ પણ ક્રિયા સાથે મન જોડાયેલું હોય તો જ એ ક્રિયા થાય છે પણ બુદ્ધિના તેજ વિના એ ક્રિયામાં નથી નિશ્ચયાત્મકતા આવતી, નથી સમજ પ્રગટતી. આમ ક્રિયા સાથે વૃત્તિ જોડાયેલી રહે છે. આપણી વૃત્તિમાં જેટલું ઊંડાણ અને સમગ્રતા એટલી આપણી પ્રવૃત્તિ સાચી અને પ્રાણવાન. બહારની પ્રવૃત્તિ સાથે આપણને સાંકળતું અંદરનું સાધન છે અંતઃકરણ. એના મુખ્યત્વે ચાર સ્વરૂપ ગણાય છે એટલે એને 'અંતઃકરણ ચતુષ્ટય' કહે છે. વાણીના પણ ચાર સ્વરૂપ છે અને અંતકરણના ચાર સ્વરૂપો સાથે એને સીધો સંબંધ છે. આ સંબંધ જેટલો ઊંડો, વિશાળ અને સર્વાંગી એટલું વાણીનું દૈવત. ભજનના ઉપાડ સાથે આપણે એને ગૂંથતા આવીએ. ભજન ગાવાનું મન થાય ને ભજન ઉપાડીએ પણ એમાં બુદ્ધિનો, સમજશક્તિનો પ્રકાશ ન હોય તો એ થઈ વૈખરી

વાણી. મનમાં આવે તેમ ગાયું પણ ભજનનો અર્થ ને ઉદ્દેશ સમજ્યા વિના ગાયું એ થઈ વૈખરી. તેથી વધુ ઊંડાં ઉતરીએ, ભજનને બુદ્ધિપૂર્વક સમજીને ગાઈએ તો એ થઈ મધ્યમા વાણી. જે ભજનિક મધ્યમાથી ગાય છે તેની વાણીમાં 'મધ્યમા' શબ્દ સૂચવે છે એમ સમતોલપણું અને સંવાદિતા આવે છે. સારા ગાયકો મધ્યમાથી ગાતા હોય છે. પણ એ ભજનિક માટે પૂરતું નથી. બુદ્ધિ માત્ર ઉપરનો પ્રદેશ અજવાળે છે ને ગેરરસ્તે પણ લઈ જાય છે. રામને રીઝવવાને બદલે એ કામની સેવા કરવા પણ લાગી જાય. ત્યારે મધ્યમાથી ભજન ગાયું એથી ભજનનો અર્થ સમજાય પણ અર્થ સરતો નથી. બુદ્ધિ જીવનનું દર્શન નથી બની શકતી. જેને સાક્ષાત્-કાર કહીએ એવી પ્રત્યક્ષ, અનુભવની ભૂમિકાએ નથી લઈ જતી. તો બુદ્ધિની પાછળ જે ચિત્ શક્તિ છે, અંતર્પ્રજ્ઞા છે એને અજવાળે ભજન ગાઈએ તો એ થઈ પશ્યન્તીવાણી. આ પશ્યન્તી શબ્દ પણ ઘણો સૂચક છે. આપણે જ્યારે 'રામ' કહીએ ત્યારે આપણે માટે એ કેવળ શબ્દ રહી જાય છે, બહુ બહુ તો એક માનસ ચિત્ર ઊભું થાય છે. પણ પશ્યન્તી વાણીથી જે 'રામ' કહે તેની સામે 'રામ'-નું સાચું સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે. એટલે તો પશ્યન્તીનો બોલનારો બની જાય છે દ્રષ્ટા. છેવટે ચિત-સંજ્ઞાની પાછળ પણ એક શુદ્ધ અહમ્ રહ્યો છે. આ અહમ્ દેહાભિમાનનો અહમ્ નહીં પણ શુદ્ધ અસ્તિત્વનો 'હકાર' છે. આ સર્વના મૂળમાં બેઠેલો અહમ્ ગાઈ ઊઠે ત્યારે થઈ પરાવાણી. એ મન, બુદ્ધિ, ચિત્તની પકડમાં આવતી નથી એટલે એને વ્યક્ત કરી શકાતી નથી પણ પશ્યન્તી મધ્યમા અને વૈખરીનેએ અજવાળી મૂકે છે. મનુષ્યની વૈખરીમાં જ્યારે પરાનો સીધો જ સ્પર્શ થઈ જાય ત્યારે ઋષિને કંઠેથી મંત્ર ઝરે, ભગતને કંઠેથી ભજન. વૈદિક ઋષિ ગાઈ ઊઠે :

> વેદાહમ્ એતં પુરુષં મહાન્તમ્
> આદિત્યવર્ણં તમસ: પરસ્તાત્

'અંધકારથી પર, સૂર્યની જેમ પ્રકાશતા એ મહત્ પુરુષને મેં પિછાણ્યો છે.'

આપણા મોરાર સાહેબ એવું જ ભજન લલકારી ઊઠે :

> 'અમ્મર હુવા રે આપુંને ઓળખી રે,
> નૂરીજન નજરોનજર નિહાળ'

જેણે કોઇ પરમ તત્ત્વને નજરો-નજર નિહાળ્યું એવા અનુભવીની આ વાણી છે. તો એની વાણીનો સહારો લઈ એ તત્ત્વને નિહાળવાનો પ્રયત્ન કરીએ, એમાં જ ભજન અને ભજનિક સંત બંનેને સાચી સલામી છે. સાધુડાંની વાણીને ત્યારે મુખથી ગાતાં આપણે કદી ન ભૂલીએ કે એ વૈખરીની સરહદ પર, જ્યાં વેણ નથી પહોંચતાં એવી પરાવાણીનું અનુસંધાન લઈ આવે છે. મહાન બંસીવાદક પન્નાલાલ ઘોષ એક માર્મિક વાક્ય ઘણીવાર કહેતા : બંસી બજાતે બજાતે મુઝે ઠાકુર મિલ જાયેંગે

એક સાધક-કળાકારને માટે બંસી એ તો બંસીધરને મળવાનું સાધન બની ગયું. એમ આપણે માટે ભજન-એ તો ભગવાનને મળવા માટે વાણીનો સેતુ બની જાય. આપણા શબ્દ અને સુરતા જેમ અભ્યતંર ગતિ કરતાં જાય એમ આ મહા-મિલનનો ઉત્સવ પણ રચાતો આવે છે. આપણા દ્રષ્ટાઓએ વાણીનાં સ્થાન બતાવ્યાં છે, એ જાણે મિલન-ઉત્સવ માટે જતાં વચ્ચે આવતાં મુકામના માંડવા છે, અત્યંત સ્થૂળ અવાજનાં આંદોલનોથી અત્યંત સૂક્ષ્મ આનંદલોકનાં બારણાં ઊઘડતાં જાય છે. વૈખરીનું સ્થાન છે મુખ. મધ્યમાનું કંઠ પશ્યન્તીનું હૃદય અને પરાનું નાભિ. વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્મા પ્રગટ થઈ ચાર મુખે વેદગાન કરે છે. એમાં આ ચતુર્વિધ વાણીનો સંકેત છે.

અને આ શરીરમાં મૂળ વાણીનું સ્થાન નાભિ શા માટે ? કારણ કે મૂળમાં નાભિ દ્વારા જ પોષણ મેળવીને આ પિંડ બંધાયો છે. મૃત્યુ સમયે ફરીવાર માણસનો નાભિનો શ્વાસ શરૂ થાય છે ને જીવનનું ચક્ર પૂરું થાય છે. પણ ભજનિક સંત જીવતાં જ વાણીનો મનમાં, મનનો શ્વાસ અથવા પ્રાણમાં અને પ્રાણનો મહાપ્રાણ વિષ્ણુ કે અલખમાં લય કરી દેવભાવથી પર થઈ જાય છે. રવિ સાહેબ કહે છે:



[અનુ. પૃષ્ઠ ૩૧૭

# ઐતિહાસિક લોકવાર્તામાં વિસંગતિઓ

જયમલ્લ પરમાર

રાજપૂતયુગના રાજવી દાતારોમાં સિંધના નગર–સમોઈના રાજવી ઉન્નડ જામનું નામ ઘણું આગળ પડતું છે. પરભાતના પહેલા પોરમાં જેમનું નામ લેવાય એને પુણ્યશ્લોક કહેવામાં આવતા. અને કરણ રાજાની દાતારીને કારણે પ્રભાતના પહેલા પોર (પ્રહર)ને 'કરણ રાજાનો પોર' કહેવામાં આવે છે. એટલે કે ત્યારે હીણું મન ન રખાય. ઊગતા સૂરજે તો ઉદાર મન રાખવું જોઈએ. ત્યારે તો કાંઈ ખોટું કામ કરાય જ નહિ, કારણ કે અજવાળાંને આવકારવાનો એ પહોર છે.

એને જેમ 'રાજા કરણનો પોર' કહેવામાં આવે છે તેમ કચ્છના લાખા ફૂલાણીની દાતારી ઉપરથી કચ્છમાં 'લાખે જો પોર' કહેવાતો. હજી કહેવાતો હશે. આ લાખા ફૂલાણીના એક પૂર્વજ તે સિંધના નગર–સમોઈના ઉન્નડ જામ.

જામ ઉન્નડના મોટાભાઈ મોડનો થયો જામ સાડ, જામ સાડનો જામ ફૂલ અને ફૂલનો થયો લાખો ફૂલાણી. આ ઉન્નડ જામનાં બિરદ રાજસ્થાનમાં બોલાતાં કે:

જનુની જણને એહુડો, જેડો ઉન્નડ જામ;
દે દન નવલખ સંધડી, જ્યોં દેવે ઇક ગામ.

આ દુહાનું બીજુ પાઠાંતર શ્રી. દુલેરાય કારાણી પોતાના 'કચ્છ કલાધર'માં એમ આપે છે કે:

માઇ એહા પૂત જણ, જેહા ઉન્નડ જામ;
દીધી સાતોં સિંધડી, જ્યોં દેવે હિક ગામ

ત્યારે કચ્છમાં ઉન્નડ જામની કીર્તિ વિષે અનેક દુહા કહેવાય છે. જેમકે:

જેસી સૂરજ સોમ, તેસી ઉનડ તુ અઈએ;
સિંધ ભરેલી ભોમં, લાખાણી લોડાય તે.

હે લાખા ધુરારાના કુંવર ! જ્યાં સુધી સૂરજને ચંદ્રમા તપશે ત્યાં સુધી તારી નામના અમર રહેશે. સિંધની રીદ્ધિ સિદ્ધ ભરેલી ભોમને તેં વધારે રૂપાળી બનાવી જાણી છે.

આ ઉન્નડ જામને વધુ ખ્યાતિ તો એટલા માટે મળી છે કે એના કુમારનું એના દસોંદીના ચારણ બાળના હાથે અપમૃત્યુ થયું. એને સજારૂપે ઉન્નડ જામે પોતાનું રાજ સોંપી દીધું. આવા ઔદાર્યનો આ વીરલ કિસ્સો છે. એનો એક સુપ્રસિદ્ધ દુહો છે :

પાણ પોટરીઓ હથ કરે, ચારણ કેં સુરતાણ;
સમોઈ જો સુરતાણ, ઉન્નડ મોલે આવેઓ.

પાણીનું એક માત્ર પાત્ર (પોટલીઓ) હાથમાં રાખી, પોતાની ગાદી ઉપર બેસાડીને ચારણને સુલતાન બનાવીને નગરસમૈનો સુલતાન પોતાના મહેલે આવ્યો.

આ દુહાનાં બીજાં પાઠાન્તરો પણ છે:

પાણ પોટલીઓ ઝલિયો, ચારણ કિયો દિવાન;
ઉન્નડ મહોલે આવિયો, સામોઈરો સુલતાન.

ઉપરના દુહામાં એ મૂળ દુહાનું થોડું કાઠિયાવાડીકરણ થયેલું દેખાય છે, પણ અર્થનો મેળ નથી. કારણ કે ચારણને ગાદીએ બેસાડીને સુલતાન બનાવેલો, દિવાન નહિ. સંભવ છે કે ઉપરનું પાઠાન્તર 'યદુવંશ પ્રકાશ' ગ્રંથમાંથી હોય. ત્યારે મેઘાણીભાઈએ 'ચારણો ને ચારણી સાહિત્ય'માં એ દુહો નીચે મુજબ નોંધ્યો છે:

ઉન્નડ મોલે આવિયો, શામોઈરો સૂરતાન;
પાણ પોટલિયો ઝલિયો, ચારણ કિયો દિવાણ.

વધુ કાઠિયાવાડીકરણ થયેલા આ પાઠાંતરમાં દુહાની ટૂંકો ઉપર નીચે થયેલી છે. પણ એમાં ય તે "ચારણ કિયો દિવાણ"નો અર્થ બંધ નથી બેસતો. ઉપરનાં બંને પાઠાંતરોમાં દેખાય છે કે રાજગાદીએ બેસનારો સુરતાણ, સુરતાન કે સુલતાન કહેવાય પણ

દિવાન ન કહેવાય. તો પછી 'ચારણ કિયો દિવાન' એ અર્થ કેમ બેસે ? પ્રાસ મેળ બેસાડાઈ ગયો લાગે છે, અર્થમેળ નથી બેસતો. માની લઈએ કે દી–વાન દી–વાળો એટલે સંપત્તિવાળો એવો અર્થ થાય છે, તો પણ અહિં જ્યાં રાજ સોંપી દે છે ત્યાં પછી સંપત્તિવાળો બનાવ્યાનો ઉલ્લેખ જ શું જરૂરી છે ? ગામ ગરાસ તો પાછળથી આપે છે. અને દિવાણનો અર્થ તો વજીર જ થાય.

દુહાઓમાં પાઠાંતર તો મળ્યા જ કરવાનાં, પણ ઘટના કે વિગતો ફરી જાય અને અપ્રસ્તુત રીતે વાત આગળ વધ્યા કરે, છતાં વિના રોક ટોક એવી વાતો ચાલ્યા કરતી હોય છે એવું આ ઉન્નડ-જામની વાર્તામાં પણ બન્યું છે એની જ ચર્ચા–વિચારણા અત્રે કરવાની છે.

આ વાર્તામાં ચાર પાઠાંતરો મળે છે. એક તો શ્રી માવદાનજી રત્નુએ 'યદુવંશ પ્રકાશ' ગ્રંથમાં આપેલ છે. બીજું શ્રી દુલેરાય કારાણીએ પોતાના 'કચ્છ કલાધર' ગ્રંથમાં આપેલ છે. શ્રી પિંગળશીભાઈ મેઘાણંદ ગઢવીએ પણ લખેલી છે ને જામનગરના શ્રી શંભુદાન બારોટે પણ પરંપરામાં કંઠોપકંઠ ચાલી આવતી કાગળ ઉપર ઉતારેલી છે. મેં પણ આ વાર્તા સાંભળીને વર્ષો પહેલાં નોંધ કરેલી. વળી મેઘાણીભાઈએ પણ 'ચારણોને ચારણી સાહિત્ય' માં એનો ઉલ્લેખ કરેલો છે.

મુખ્ય પાઠાંતર ત્રણ છે. એકમાં એવું છે કે ઉન્નડ જામનો કુમાર રાજાનો દીકરો હોવાથી આળસુ. નિશાળે મોડો જાય. એક ચારણ બાળ હોશિયાર ને નિશાળે વહેલો જાય. વહેલો તે પહેલો એ ન્યાયે ચારણબાળ પહેલા નંબરે બેસે. ઉપરાંત સારા પાઠ કરવાથી પહેલો નંબર મળે. રાજાના કુંવરને આ ન રૂચે. મોડો આવી પરાણે પહેલો બેસે. એમાં એક દિવસ બન્ને બાળકો તંતે ચડી ગયા. પાટીવાળી થઈ. ચારણના બાળકે એવી પાટી રાજાના કુંવરને માથે મારી કે ખોપરી તૂટી ગઈ ને રાજાનો કુંવર મરણ પામ્યો. પછી મરણ પાછળની વિધિના દિવસો પૂરા થતાં ચારણબાળને ઉન્નડ જામે કચેરીમાં લઈ આવવાનું જણાવતાં ચારણબાળને જોતાં લોકોની લાગણી ચારણબાળ પ્રત્યે ઊમટી એમ વર્ણવ્યું છે.

બીજા પાઠાંતરમાં એવું છે કે રાજાનો દીકરો તેજસ્વી ને રોજ વહેલો આવી પહેલો બેસી જાય એમાં એક દિવસ રાતે મોડું સુવાયું તેથી મોડું ઉઠાયું. એમાં ચારણબાળ પહેલે નંબરે બેસી ગયેલ. રાજાના કુંવરે એ ચારણબાળને ઊઠી જઈને જગ્યા આપવાનું કહ્યું. ચારણબાળ કહે હું વહેલો આવ્યો છું તો હું જ પહેલો બેસીશ. એમાંથી હઠે ચડયા. સામસામા પાટિયાનો મારો થયો. પણ ચારણ-બાળના હાથમાંથી છૂટેલું પાટિયું કુંવરના માથામાં કથોરૂં વાગવાથી કુંવર પડી ગયા, ફૂટ થઈ. રામ-શરણ પામ્યો. પછી ઉત્તર ક્રિયાના દિવસો બાદ ઉન્નડ જામે ચારણબાળને કચેરીમાં બોલાવતાં લોકલાગણી કુંવરના ખૂનથી કકળી ઊઠી ને લોકો ચારણબાળ પ્રત્યે તિરસ્કાર બતાવવા લાગ્યા.

આવાં બે પાઠાંતરો છે. બન્નેમાં એક વિગત સરખી છે કે ચારણબાળે રાજાના કુંવરને પાટી અથવા પાટિયું માર્યું, કુંવર મરી ગયો, પણ દોષા-રોપણમાં ફેર છે. એકમાં દોષ રાજાના કુંવરનો દેખાડયો છે ને પ્રજા લાગણી ચારણબાળ પ્રત્યે બતાવી છે. બીજામાં દોષારોપણમાં તટસ્થતા દેખાડવા પ્રયાસ થયો છે છતાં રાજાના કુંવર તરફની લાગણી અછતી નથી રહી, એમાં લોકલાગણી રાજાના કુંવર પ્રત્યે બતાવી છે. શિષ્ટ કહેવાતા સાહિત્યની જેમ લોકવાર્તા-ઓમાં–અરે ઐતિહાસિક વાર્તાઓમાં પણ વાર્તા રચનાર સમાજના માનસનું પ્રતિબિંબ પડયા સિવાય રહેતું જ નથી. એ વિરોધી દોષારોપણ અને બે વિરોધી લોકલાગણીના બતાવેલા મરોડમાં એની સ્પષ્ટ પ્રતિતી થાય છે.

વાર્તાનું રોમાંચક તત્ત્વ જ ચારણબાળના હાથે રાજકુમારનું મૃત્યુ થાય છે તે અને તેને ઉન્નડ જામ શું સજા કરશે તેના કૌતુકમાં જ રહેલું છે. પણ આવી ઘણી લોકવાર્તાઓમાં જે કેટલાક મેળ પાડી દેવામાં આવે છે એની યોગ્યાયોગ્યતા, કાલવ્યતિ-ક્રમ કે ઔચિત્યના પ્રશ્નો જ વિચારવામાં નથી આવતા,

પરિણામે ઘણી ઐતિહાસિક લોકવાર્તાઓ અત્યંત શિથિલ પ્રકારની રહી છે. પછી ચોટ અને ચિરંજીવીતા બે ય ખોઈ બેસે છે.

સિંધમાં નગર–સમોઈમાં જ્યારે ઉન્નડ જામનાં રાજ્ય હતાં ત્યારે ઉપર વર્ણવેલી એવી શાળાઓ હશે?

એવા બુઠ્ઠા માસ્તર ને વહેલો તે પહેલો એવી પ્રણાલિકાવાળી શાળાઓ હશે? એમાં કેવી પાટી ઉપર, શાની પાટી ઉપર ભણાવાતું હશે? આ પાટી કોઈના માથામાં મારે તો માણસ મરી જાય એવી મજબૂત પાટીઓ વપરાતી હશે? પાંચ સાત કે આઠ દસ વરસનાં બાળકો ત્યારે એવી પાટી વાપરતા હશે? જો એવી પાટી વપરાતી હોય તો તે કાળે આજની જેમ ઉઘાડે માથે ભણવા આવવાની પ્રથા હશે? રાજાનાં બાળકોએ ક્યારથી ઉઘાડમથ્થા બહાર નીકળવાનું શરૂ કર્યું હશે? માથું ઉઘાડું હોય તો જ પાટી તુંબલી તોડો ને? કે પછી માથે બંધણું પડી ગયું હશે?

માની લઈએ કે બાળકો હેઠા બેસતા હશે. ત્યારે ગુરૂજી કાંઈ ટેબલ ખુરશી ઉપર નહિ બેસતા હોય. ત્યારે રાજકુંવર ને ચારણબાળ ઝગડયા ત્યારે બન્નેને છોડાવવા મહેતાજી મોડા કેમ પડયા? એ કાળે રાજાઓના કુંવરોને ગામની સામાન્ય નિશાળમાં બેસાડાતા હશે?

સિંધમાં નગર–સમોઈમાં ઉન્નડ જામની ગાદી હતી તેની સાલ મેઘાણીભાઈએ ઈ. સ. ૯૩૦ની નોંધી છે. ઉન્નડના ભાઈ મોડના પૌત્ર ફૂલની રાજગાદી કચ્છમાં સંવત ૮૯૯થી ૯૩૬ હોવાનું શ્રી દુલેરાય કારાણી 'કચ્છ કલાધર' ગ્રંથમાં નોંધે છે. કચ્છના ઈતિહાસ અંગે 'બ્લેક હીલ્સ' નામે પુસ્તકમાં રશબ્રુક વિલિયમ ઉન્નડ જામના પિતા લાખા ધુરારાનો રાજ્યકાળ નવમી સદીની શરૂઆતનો ગણે છે. એમાં ૨૫ કે ૫૦ વરસ આઘાં પાછાં ગણીએ તો પણ એક હજાર વરસ ઉપરનો આ બનાવ કહી શકાય. એ એક હજાર વરસ પહેલાના જમાનાને ખ્યાલમાં રાખીને એ વખતની નિશાળ, મહેતાજી, ભણવાનાં સાધનો રાજાનાં છોકરાં એવી જાહેર નિશાળમાં ભણતાં હશે કે રાજમહેલે શિક્ષકો ભણાવતા જતા હશે, રાજાના અને પ્રજાનાં બાળકો ત્યારે સાથે ભણતા હશે? ઉઘાડે માથે ભણવા આવતા હશે કે માથે કાંઈક બાંધીને ભણવા આવતાં હશે એવા બધા પ્રશ્નોનો વિચાર કરવો જોઈએ.

પાટીઓ અને ખડીનો ખડિયો લઈને ભણવા જવાની પ્રથા નજીકના ભૂતકાળની છે. એટલે કે સાઠ સિત્તેર કે એંસી વર્ષ પહેલાંની. તે પહેલાં ધૂડી નિશાળો રહેતી એમ કહેવાય છે. જેમાં લાકડા વતી ધૂળમાં આળેખીને લીપિ શીખવવામાં આવતી. પાઠો કંઠસ્થ કરવાના રહેતા. મોઢેથી જ બોલી જવાના રહેતા. હજાર વરસ પહેલાંના રાજકીય કાવાદાવા અને રાજાને કે રાજના વારસને દગા ફટકાથી મારી નાખવાની કાયમી ભીતિ રહેતી. ઉન્નડ જામનું મૃત્યુ પણ દગાથી અને સગાભાઈને હાથે જ થયેલું. એવા કાળે પોતાના કુંવરને જાહેર નિશાળમાં કોઈ રાજા બેસવા ન દે. અરે ખવરાવવા પીવરાવવામાં પણ બહુ ખ્યાલ રાખવામાં આવતો તે તો રાજાશાહી નાશ પામી ત્યાં સુધી એવી સંભાળ રાખવામાં આવતી.

ત્યારે આ પ્રસંગની વાતના બીજાં બે પાઠાંતર વધુ રોમાંચક બિનાનો નિર્દેશ કરે છે. મેઘાણીભાઈએ નોંધ્યું છે તે મુજબ કુંવર અને એનો મિત્ર ચારણબાળ ઘેટા જલ્લાદની રમત રમતા હતા. એમાં ચારણ પુત્રે રાજકુંવરને છરી પરોવી હણી નાખ્યો. એ જાણીને સિંધપતિ ઉન્નડે, ઘેટો બનવા તૈયાર થનાર કુંવરની તો એ જ વલે હોવી જોઈએ, એમ વિચારી ચારણને દેશ સોંપી દીધો.

બીજા પાઠાંતરમાં શ્રી. દુલેરાય કારાણીના લખ્યા મુજબ રાજમહેલમાં માતાને પાડો ચડાવવાની માનતા કુંવરે જોયેલી. એની રમત પોતાના મિત્ર ચારણબાળ સાથે માંડી. ચારણબાળને પાડો થવા કહ્યું. ચારણબાળ ડર્યો. એથી કુંવર પોતે પાડો થયો અને પોતાના મિત્ર ચારણબાળને તલવાર ચલાવવા કહ્યું. એમાં રાજકુંવરનું મૃત્યુ થયું.

બન્ને પાઠાંતરોમાં વિગતમાં ફેર છે. પણ ઘેટા કે પાડો પણ જનાવર અને જલ્લાદની રમતમાંથી

ચારણબાળને હાથે કુંવરનું મૃત્યુ થયું એમ તો છેલ્લાં બન્ને પાઠાંતરોમાં કહેલું છે.

ઉન્નડ જામની આ તો દુહાબંધ વાત છે. એમાં એવી રમતનો જ નિર્દેશ છે, જુઓ શ્રી. શંભુદાન બારોટે પોતાના ચોપડામાંથી ઉતારીને મોકલેલો દુહો :

કે કંસાઇ કાર, ખરરરર રત ખરેરયા;
કાંતી ચારણબાળ, સર વાએ સમેજે.

એવો જ દુહો શ્રી. કારાણીજીએ પણ 'કચ્છ કલાધર'માં આપ્યો છે :

કેં કાંસાઇ કાર, ખરરર । રત ખરા રેઆ;
કાતી ચારણ બાર, સિર હલાઇ સતેજે.

દુહો એકનો એક છે. મુખપાઠ ફરતો ગયો. એનો અર્થ એ છે કે ચારણના બાળકે કસાઇનું કામ કર્યું. કુંવર સતાજી અથવા સમા કુળના કુંવર માથે તરવાર ચલાવી ને ખરખર કરતું લોહી વહેવા માંડ્યું.

એક દુહામાં સમાના કુંવર ઉપર તરવાર ચલાવી એમ આવે છે. બીજામાં કુંવર સતાજી ઉપર તરવાર ચલાવી એમ આવે છે, એટલે કે કુંવરનો નામોલ્લેખ છે.

ચારણબાળે આવું કસાઈનું કામ કર્યું કહેવાયું. વાસ્તવમાં બાળકોની રમત રમતમાં જ એ બનાવ બની ગયેલો. એને માટે ખૂનનો કે કોઈ કરપીણ કૃત્ય કર્યાનો દોષ ચારણબાળ ઉપર આવતો જ નથી. પણ દુહો રચાણો કે 'કે કાંસાઈ કાર'—કસાઈનો કામો કર્યો એવો. એટલે નિશાળમાં પહેલે નંબરે બેસવા સારૂ સામસામા પાટીએ આવ્યા ને કુંવર પાછો થયો એવો પાઠ જોડી દેવામાં આવ્યો લાગે છે. ગાંધીજીના ખૂની ગોડસેને ફાંસીની સજા થઈ. તે દિવસોમાં એ બનાવ ઊંડા ગામડાં સુધી પહોંચી ગયેલો. મધ્યપ્રદેશના એક ગામની સીમમાં ગોવાળિયાના છોકરાં ગાંધી–ગોડસેની રમતે ચડી ગયા. ગોડસે બનેલા છોકરાને ફાંસીની સજા કરી ને એ છોકરાને ઝાડે બાંધી લટકાવ્યો. છોકરો સાચેસાચ ગળે ફાંસો આવતાં મરી ગયેલો.

એક પાઠાંતરમાં એમ કહેવાયું છે કે ઉન્નડ જામે ચારણને રાજગાદી સોંપી દઈને કહ્યું કે મારે આ રાજગાદી હવે અગ્રાહ્ય છે, ને પછી દીધું દાન પાછું લેવાય નહિ એમ જણાવી ઉન્નડ જામે ગાદીનો સ્વીકાર ન કર્યો. ત્યારે ચારણે ઉન્નડ જામના પુત્ર સમાને ગાદીએ બેસાડયો ને ઉન્નડ જામની રાણી ચંદ્રકુંવરબાએ એની શોકયના પુત્ર મોડની મદદથી રાજ ચલાવ્યું તેવી વાત પણ સાચી નથી.

જામ ઉન્નડે ચારણને ગાદીએ બેસાડી દીધો એ વાત બરાબર પણ અઢી દિવસ માટે. અઢી દિવસ સુધી ચારણને રાજ આપ્યું ને પછી પોતે રાજ ચલાવ્યું છે. એનો દુહો પણ છે કે :

ઉન્નડ અઢીઇ ડી, કે તખત જો તેઆગ;
સંધ સજી સમરપઇ, ડઈ પાતરેં પાગ.

ઉન્નડે અઢી દિવસ સુધી તખતનો ત્યાગ કર્યો ને આખી સિંધ પોતાના જાચકને સમરપી દીધી.

એ પછી તો ઉન્નડે રાજ ચલાવ્યું. એના બે ભાઈ મોડ ને મનાઈએ છેતરીને ઉન્નડનો ઘાત કર્યો ત્યારે ઉન્નડની માતા ગોડરાણીએ ઉન્નડના બીજા પુત્ર સમાને ગાદીએ બેસાડી દઈ મોડ અને મનાઈનું સિંધની ગાદી મેળવવાનું કાવતરૂં ધૂળ મેળવ્યું. એનો દુહો નીચે મુજબ છે.

ઢારે ઉન્નડ મારેઓ, દુઃખ ભજણ દાતાર;
રાણી તખત વેઆરેઓ, સૂરો સમુ કુમાર.

મંધા પરગણા તરફથી નગરસમોઈ તરફ આવતાં નારીના ઢોરા પાસે પારકાં દુઃખના ભાંગનાર એવા દાતાર ઉન્નડ જામનો ઘાત કરવામાં આવ્યો એટલે રાણી ગોડે ઉન્નડના પુત્ર સમાને ગાદીએ બેસાડયો.

આમ કેટલુંક જુદા પ્રકારની સમજથી મેળ વગરનાં પાઠાંતરો બેસાડવામાં આવે છે તો કેટલુંક ઐતિહાસિક માહિતીના અભાવથી અથવા પૂરી વિગતો ન મેળવી શકાતાં આવી ઐતિહાસિક વાતોના પ્રવાહ બદલાઈ જતા હોય છે. લોકવારતા ઘણા ખરા લેખકો આવી કોઈ ઉપાધિમાં પડતા જ નથી.

આવશ્યક એ છે કે જેના આછા પાતળા ઈતિહાસો કે આધાર મળી શકે તેમ હોય તેવા આધારો મેળવવા કોશીશ થવી જોઈએ. ઉપરાંત જેટલાં મળી શકે તેટલાં પાઠાંતરો મેળવીને એમાંથી ઉચિત તેવો વાર્તાનો વાસ્તવદર્શી પાઠ જરૂર મેળવી શકીએ.

એમાંથી શુદ્ધ ઈતિહાસ મેળવવો તો મુશ્કેલ જ રહેવાનો. દા.ત. ઉન્નડ જામનાં મા અને લાખા ધુરારાનાં રાણી ચંદ્રકુંવરબા ખેરગઢના કુંવરી હોવાનું કહેવાયું છે. જૂની વાતોમાં ખેરગઢ એ ગોહિલોનું આદિ સ્થાન કહેવાય છે. આ ખેરગઢ ક્યાં આવ્યું એના વિષે અનેક મત છે. એક ઈતિહાસગ્રંથ "બ્લેક હીલ્સ"માં એના લેખક એલ.એફ. રશબ્રુક વિલિયમ્સે ચંદ્રકુંવરબાને 'કેરા'નાં બતાવ્યાં છે. સંભવ છે કે ખેરગઢના અંગ્રેજી ઉચ્ચારના કારણે એ ભૂલ થઈ હોય. ત્યારે કારાણીજી ખેરગઢને આજનું પાલીતાણા હોવાનું કહે છે. લાખો ધુરારો નવમી સદીની શરૂઆતમાં થયો. એટલે લગભગ અગિયારસો વરસ પહેલાં પાલીતાણામાં ગોહિલ ક્યાંથી હોય? ત્યારે એક મત પ્રમાણે ખેરગઢ રાજસ્થાનમાં હતું તેમ કહેવાય છે. ઉન્નડ જામનો એક દુહો એવો મળે છે કે :

હારસ બોલાડી ડની, હીરડી અણુ મીર;
સમુ ઇય સુધીર, જીની પરીએ વાટુ પારિયું.

કહે છે કે પોતાના કુંવરની જેને હાથે ઘાત થયેલી તે ચારણબાળના પિતા હારસને ઉન્નડ જામે બોલાડીગઢ ગામ સમર્પ્યું ને અણુ નામના મીરને હીરડી નામે ગામ આપ્યું.

એક તો જેને અઢી દિવસ રાજ આપ્યું એ ચારણનું નામ શ્રી. દુલેરાય કારાણી હારસ હોવાનું જણાવે છે. એક પાઠાંતરમાં એ ચારણના બાળનું નામ 'સિદ્ધ' બતાવાયું છે. જ્યારે મેઘાણીભાઈએ એ ચારણબાળના પિતાનું નામ સદ્ધ (સિદ્ધ) બતાવ્યું છે. મેઘાણીભાઈએ દુહાનું એક જ ચરણ એમાં આપ્યું છે તેના ઉપરથી એમ લાગે છે કે એ ચારણ કવિને ઉન્નડ જામે અઢી દિવસ ગાદી સોંપેલી એનું નામ સદ્ધ હતું :

'સદ્ધ સરીખા કવિ લહે, સંધ સરીખા દેશ'.

ત્યારે સાચું નામ શું હોઇ શકે? હારસ કે સદ્ધ? જો કે ઉપરનું દુહાનું જે ચરણ છે તે કચ્છી નથી પણ સોરઠી છે.

હવે બીજી વાત. બોલાડીગઢ એ જામ ઉન્નડના ભાઈ મોડના પૌત્ર જામ ફૂલે વસાવેલું કહેવાય છે. બાંભણાસરથી જામફૂલ કચ્છમાં આવ્યો ત્યારે તેની રાણીએ પોતાના પિતા ધલુરા પાદશાહ પાસેથી કાર્યદક્ષ માણસો અજો ને અણગોર માગી લીધેલા. બેયભાઈની બહેન બોલાડી પણ સાથે આવેલી. આ 'બોલાડી' ઉપરથી બન્નીમાં બોલાડીગઢ વસાવ્યું કહેવાય છે. હવે પોતાના ભાઈના પૌત્રે જે ગામ વસાવ્યું તે ઉન્નડજામના વખતમાં તો ક્યાંથી હોય કે તે હારસ ચારણને આપે? વળી ઉન્નડ જામ સિંધનો સરદાર ને બોલાડીગઢ આવ્યું કચ્છમાં. સંભવ છે કે જામ ફૂલના વખતમાં કે તે પછી કોઈ જામે હારસ નામના ચારણને બોલાડીગઢ આપ્યું હોય. અથવા જામ ફૂલે બોલાડીગઢ વસાવ્યાની વાત સાચી ન હોય.

મારું કહેવાનું તાત્પર્ય એ છે કે ઐતિહાસિક કથાઓને નામે આપણે અપાર વિસંગતિઓ ચલાવ્યા કરીએ છીએ. સંશોધકો સાર ભાગ તારવી લે કે ઈતિહાસકારો એવી વિસંગતિઓ દંતકથાઓમાંથી દૂર કરે તે જુદી વાત, પણ જ્યારે આપણે આજના યુગમાં વાર્તારૂપે આવી વાતો કરીએ છીએ ને વાચકો માટે આવી વાતો લખીએ છીએ ત્યારે તો બને તેટલી વિસંગતિઓ દૂર કરતા રહેવું જોઈએ. નહિ તો લોકવારતાઓ એ મેળ વગરનું મનોરંજન અને અણુગો પૂરતો જ આનંદ બની રહેશે. ઉન્નડ જામની શક્ય તેટલા શુદ્ધ પાઠની વાત આ પછીનાં પાનાંઓમાં આપી છે.

---

હીકડા હલ્યા, બ્યા હલંધા, ત્યા ભરે વિઠા ભાર;
મેકણ ચેતો માડુઆ! પાં પણ ઉનીજી લાર.

ઊ ભુંગા ઊ ભેણિયું, ઊ ભિતેં રંગ પેઆ;
મેકણુ ચેતો માડુઆ, રંગીધલ વેઆ.

# નગર–સમોઈનો જામ ઉન્નડ

જયમલ્લ પરમાર

આઠમી સદીના ઉત્તરાર્ધમાં સિંધમાં ભ્રમણશીલ જાતિઓના મોટા વસવાટો હતા. એમાં મુખ્ય મુખ્ય જાતિઓ ભદ્રામા, ભદુઆ, સંધારો, સમા, જત ને સૌઆણા (મિયાણા)ની હતી. આ જાતિઓના સરદારો પોતાના માલઢોરની અનુકૂળતા પ્રમાણે અને આક્રમણોથી બચાવ થઈ શકે એવા સ્થળોએ ફરતા રહેતા.

આ બધી જાતિઓ ભારે ખડતલ, બહાદૂર, લડાયક પણ વાત વાતમાં સામસામા વિગ્રહોમાં ખુવાર મર્યા કરતી અને આંતરકલહથી પણ તારાજ થયા કરતી. એ અરસામાં સમા વંશના મહાપ્રતાપી સરદાર જામ લાખિયારે આ બધી જાતિઓને કળે બળે વશ કરી પોતાની આણ નીચે લીધી અને નગર નામના મીઆણા સાથે સમા વંશનું નામ જોડીને નગર–સમો અથવા નગર–સમોઈ નામે રાજધાનીની સ્થાપના કરી. આ જામ લાખિયારનો નાનો પુત્ર જામ લાખો ધુરારો પણ મહા પ્રતાપી થયો. નગર–સમોઈ બાંધવામાં એનાં બુદ્ધિ–બળે ઘણું કામ કરેલું. એનાં લગ્ન કચ્છના પાટગઢના વીરમ ચાવડાની કુંવરી બોધિ સાથે થયેલાં. એને બોથી પણ કહે છે.

જામ લાખિયારનો દેહ પડતાં જામ લાખો ધુરારો પાટે બેઠો. લાખો ધુરારો નગરસમોઈના પાધરમાં પોતાના પહાડ જેવડા ઘોડાને પૂરપાટ દોડાવીને રસ્તે આવતા એક વડની વડવાઈઓ પકડી લેતો ને પોતાના બે પગ વચ્ચે ઘોડાને તાળી લઈ હીંચકા ખાતો, આવો બળવાન.

આ લાખા ધુરારાને રાણી બોધિથી ચાર કુંવર થયા. મોડ, વરેઆ, સાંધ ને ઓઠો.

મારવાડમાં આવેલા ખેરગઢના ગોહિલરાજને એક ચંદ્રકુંવરબા નામે દીકરી. નાનપણમાં મા મરી ગયેલી અને અતિ લાડમાં ઉછરે. એણે લાખા ધુરારાનાં પરાક્રમ સાંભળેલાં કે બે પગની ભીંસમાં ઘોડાને ઉચકી લે છે.

ચંદ્રકુંવરબાને એક પાડી માથે ભારે હેત. પાડી નાની હતી ત્યારથી એને ઉચકીને ફરે. ચંદ્રકુંવરબા યુવાનીમાં આવતાં સુધી આ પાડીમાંથી ખડેલી થયેલી ભેંસને ઉચકીને હેરવવા ફેરવવાનો ક્રમ ચાલુ રાખેલો ને પોતે અતુલ બળશાળી બનેલ.

લાખા ધુરારાને ઘડપણે ઘેર્યો ત્યારે ચંદ્રકુંવરબા યુવાનીમાં આવ્યાં. એમનું વેશવાળ કચ્છના શેહકોટના કનોજ ચાવડા વેરે કરેલું. કહે છે કે ભાભીએ ચંદ્રકુંવરબાને મેણું મારેલું કે આ પાડીને ઉપાડીને ફરો છો તે લાખા ધુરારાને પરણવાનાં હશો. એ જમાનામાં તો 'મેણું મોટો ઘા.' ચંદ્રકુંવરબા કહે :

ભાભી ભલો મિયણું, કુળ ભલેરી કાણ;
ગોહિલ ધીયડી ગિનધી, લાખે સંધી લાણ.

ભલું મેણું માર્યું તેં ભાભી હવે તો લાખા ધુરારાને જ વર્યે છૂટકો.

જુડે બેઆ જુવાન, લાખે જેડા લખ્ખ;
સુ કે મિડે કખ્ખ, ધૂરારે સેં ગબડિયાસ.

લાખા જેવા જુવાન તો બીજા લાખ મળે પણ હું તો એ બુઢ્ઢા બહાદર લાખા ધૂરારાને જ પરણવાની.

ચંદ્રકુંવરબાની આણાની વેલ શાહકોટ જવા ઊપડી. વચમાં બન્ની આવતાં ચંદ્રકુંવરબાએ વેલને નગર સમો તરફ લેવરાવી લીધી. પાધર પહોંચી લાખા ધૂરારાને કહેણ કહેવરાવ્યું. જામ લાખો તો મરણ પથારીએ પડેલો. પોતાના જુવાન દીકરા મોડને પરણાવવા તૈયાર કરી સામૈયામાં મોકલ્યો. ચતુર ચંદ્રકુંવરબા સમજી ગયાં. મોઠ પાસે આવતાં મા દીકરાનાં દુખણાં લ્યે તેમ મોડનાં દુઃખણાં લીધાં. પોતે લાખા ધુરારાને જ પરણવા આગ્રહ રાખ્યો. જામ લાખો પથારીવશ હોતાં એનાં ખાંડા સાથે ફેરા ફર્યાં.

રાણી ચન્દ્રકુંવરબાએ લાખા ધુરારાનાં જુવાનીમાં દૈવત પાછા આણવા સુકન્યાએ જેમ ચ્યવન ઋષિની ચાકરી કરેલી એવી ચાકરી માંડી. જામ લાખાના દેહમાં ચેતન પ્રગટવા માંડયાં. છઠે મહિને તો અડેડીને ઊભો થયો. પણ દેહમાં દૈવત માતાં નથી. દસેરાની સવારી ચડી. શમી પૂજન કરીને સવારી પાછી વળતાં જામ લાખાના દિલમાં વડવાઈ ઝાલીને ઘોડાને તોળી લઈ હીંચકવાની મોજ જાગી.

જામ લાખાએ ઘોડાને પૂરપાટ મેલી દીધો. 'હાં હાં હાં હાં' એમ સવારી ને ગામનું લોક કરતું રહ્યું ત્યાં તો બરાબર વડ નીચે આવતાં ઝડપ વડવાઈ બે હાથે ઝાલી લઈને લાખા ધૂરારાએ પહાડ જેવડા ઘોડાને બે પગ વચ્ચે ભીંસીને તોળી લીધો. યુવાન બનેલા આ વૃદ્ધ જામ લાખાનાં એનાં એ બળ નીરખી લોકો ગાંડા થયા. રાણી ચન્દ્રકુંવરબાનું સ્વપ્નું ફળ્યું ને વિધિવત લગ્નસમારંભ ઊજવ્યો.

ચતુર રાણી ચન્દ્રકુંવરબાએ લાખાના દિલમાં અવિચળ સ્થાન પ્રાપ્ત કરી લીધેલું. એક દીનો સમો ને હળવેકથી જામલાખાને કાને વાત નાખી કે "મારે પેટ અવતરે એ સિંધની ગાદીએ આવે."

જામ લાખો તો રાણી ચન્દ્રકુંવરબા સિવાય બીજું કાંઈ ભાળતો નહોતો. એણે પોતાના પાટવી કુંવર મોડને બોલાવી વાત કરી. મોડ મનમાં થા ખાઈ ગયો પણ પલટો લીધો. મનમાં સમજતો હતો કે હજી તો કુંવર છે નહિ. વળી કુંવર આવ્યા પછી જામ લાખો કેટલા દી ? રાજ તો મારે જ ચલાવવાં છે ને? જોઈ લેશું. ને એણે લાખા ધૂરારાને વચન આપ્યું કે "ભલે ગાદી રાણી ચન્દ્રકુંવરબાના કુંવરને આપજો. હું ખુશી છું."

એવા જામ લાખા ધુરારા જેવા મહા બળવાન અને તેજસ્વી પિતા તથા રાણી ચંદ્રકુવરબા જેવા પ્રતાપી માતાને ત્યાં ઉન્નડનો જન્મ થયો.

રાણી ગોડ જનમેઓ, ઉનડ જાપ ધે જામ;
ઘરઘર વધાઇયું વઇયું, તે જયું સિંધ તમામ.

રાણી ગોડ એટલે રાણી ચન્દ્રકુંવરને પેટ જન્મ થતાં વેંત જામની પદવી પામેલા ઉન્નડના જન્મથી સિંધમાં ઘરે ઘરે વધાઇયું દેવાઈ. ઉન્નડ દિવસે નહિ તેટલો રાતે વધવા માંડયો ને રાતે નહિ તેટલો દિવસે વધવા માંડયો. રાણી ચન્દ્રકુંવરબાની મનવાંચ્છના ઉન્નડ જેવો પુત્ર મળતાં ફળી.

જામ લાખાથી બાર વરસના ઘરવાસમાં રાણી ચન્દ્રકુંવરબાને ચાર પુત્રો થયા:

ઉન્નડ જેહો ફૂલ ને ચોથો મનાઇ મલ્લ;
લાખે ધૂરારે ઘરે અઠે ગોર અસલ.

ઉન્નડ, જેહો, ફૂલ ને ચોથો મનાઈ. એમ લાખા ધૂરારાને કુલ આઠ પુત્રો થયા.

ઉન્નડનાં તેજ ચન્દ્રની કળા જેમ વધવા માંડયાં ને સૌથી મોટા કુંવર મોડના પેટમાં ફાળ પડી કે આ તો રાજ કરવા દયે એવો લાગતો નથી. એટલે ઉન્નડને કેમ પતાવી દેવો એના જ કારસા કરવા માંડયો.

રાણી ચન્દ્રકુંવરનું વેવિશાળ જેની સાથે કરેલ તે શાહકોટના કનોજ ચાવડે વેરની આગથી ગીઝનીના સુલતાનને ચડાવીને લાખા ધૂરારા ઉપર ચડાઈ કરાવેલી. આ ચડાઈમાં લાખા ધૂરારાએ સુલતાનના લશ્કરને પરાસ્ત કરેલું. તે દિવસથી ગીઝનીના સુલતાનના મનમાં ખટકો રહી ગયેલો.

મોટો કુંવર મોડ રાજમાં આંટો મારવા જવાના બહાને સીધો ગીઝની આવ્યો. સુલતાન સાથે સંતલસ કરી કે આ વખતે જીત તમને અપાવું. કારણ કે નગર-સમોઈ તરફથી લડનારો જ હું છું એટલે વગર લડયે જીત અપાવું, પણ દંડના બદલામાં તમારે ઉન્નડકુમારને ઓળમાં માગી લેવો.

સુલતાન આવી તકની રાહ જ જોતો હતો. જામ લાખો આખર અવસ્થામાં લડવા અશક્ત હતો. ઉન્નડની ઉમર નાની હતી. સુલતાને ફોજ તૈયાર કરી નગર–સમોઈ ઉપર મોકલી આપી. મોડે લડાઈનાં નકતાં કરીને વિજય સુલતાનને અપાવ્યો. સુલતાને અનરગળ દોલત દંડ પેટે માગી. એક સાથે આટલો દંડ જામ લાખો ભરી શકે તેમ ન હતું. એટલે સુલતાનની ફોજે દંડ ન ભરાય ત્યાં સુધી ઉન્નડને

ઓળામાં રાખવા માગણી કરી.

રાણી ચન્દ્રકુંવરને આ માગણી માથાના ઘા જેવી લાગી. પણ આખું રાજ તારાજ થાય એના કરતાં ઉન્નડને ઓળમાં આપી દંડ ભરીને પાછો મેળવવો એ વધારે ઠીક લાગ્યું ને મોટા કુંવર મોડની હિકમત ફળી. ઉન્નડને ગીઝનીના સુલતાનને ત્યાં ઓળમાં આપ્યો.

બાદશાહનો એકનો એક બેટો તાજેતરમાં જ જન્નતનશીન થયેલો. ઉન્નડ ગીઝની આવતાં એનામાં બાદશાહને પોતાના શાહજાદાનો જ અણુ-સાર આવ્યો. આથી ઉન્નડને બેગમ પાસે મોકલાવ્યો. બેગમને તો પોતાનો વહાલો બેટો પાછો મળ્યા જેવું લાગ્યું ને ઉન્નડનાં માન વધી ગયાં.

પુતર કેઆં પિંઢજો, બાબીય પસી પાણ,
સિંધ સજી તુહીંજી, તૂંજ સમૈજો જામ.

બાદશાહ અને બેગમ કહે અરે તું જ અમારો બેટો બાબી છો. તું જ સિંધ અને નગર-સમોઈનો જામ છો હવે કોઇ ચિંતા ન કરતો.

આમ કરતાં કરતાં એકાદ વરસ અલગસોટિયું ખાઈ ગયું. રાણી ચન્દ્રકુંવર જામ લાખાની સેવા સુશ્રુષામાં ને ઉન્નડની ચિંતામાં પરોવાયેલાં રહે છે. રાજ્યની ધુરા મોડના હાથમાં છે ને અહીં ગીઝનીમાં ઉન્નડને વતન યાદ આવ્યું. માબાપ જેવાં બાદશાહ બેગમ પાસે પોતાની લાગણી વ્યકત કરી. બન્નેને ખૂબ દુઃખ થયું. પ્યારા બેટાના વિયોગ જેવી એ ઘડી હતી, છતાં ખૂબ પ્યારથી પૂરતાં સાધન સગવડ સાથે રજા આપી.

ઉન્નડ તો દડમજલ કૂચ કરતો નગર સમોઈ આવી પહોંચ્યો. એને જોતાં જ ગામના લોકો હર્ષ ઘેલાં થઈ ગયાં. પછી એની માતાના હર્ષનું તો પૂછવું જ શું ? પણ ઉન્નડને માનહભુકો પાછો આવેલો જોતાં મોડના દિલમાં ચીરાડો પડી. અને કુંભારને ચાકડે પીંડામાંથી જેમ ઘાટ ઊતરે એમ ઉન્નડને ઠેકાણે પાડવાના ઘાટ મોડના મન–ચાકડેથી ઊતરવા માંડયા.

મોડ જેમ ઊંડો તેમ ઘણો મીંઢો હતો. રાણી ચન્દ્રકુંવરને સમજાવીને ઉન્નડને પોતાના મામા વીરમ ચાવડાને ત્યાં કચ્છના પાટગઢ ફરવાને બહાને લઈ ગયો. પાટગઢમાં ઉન્નડને પતાવી દેવાના કારસા ચાલે છે. ત્યાં ઉન્નડ એક દિવસ પોતાની ઘોડી ઉપર લટાર મારવા એકલો જ બહાર નીકળેલો. કોઈને ખબર નહિ. અને આ બાજુથી જામ લાખો છેલ્લા શ્વાસ ખેંચી રહ્યાના ખબર લઈને ખેપિયાને મોકલેલ તે રસ્તામાં જ મળ્યો. ઉન્નડે એમ ને એમ ઘોડી મારી મેલી.

ઉન્નડ નગરસમોઈ પહોંચ્યો. જામ લાખો ઉન્નડનું મોઢું જોવા જ જીવતો રહેલો. ઉન્નડ આવતાં પોતાના હાથે જ જામની પાઘડી પહેરાવી ત્યાં લાખા ધુરારાનો જીવ છૂટી ગયો.

પાટગઢમાં મોડ તો ઉન્નડની તલાશમાં જ રહ્યો. દિવસો નીકળી ગયા ત્યારે વાવડ આવ્યા કે જામ લાખો પાછા થયા છે ને જામ ઉન્નડ ગાદીએ આવ્યા છે. ત્યારે તો મોડનાં બારે ય વહાણુ બૂડી ગયાં.

રાણી ચન્દ્રકુંવરને હજી મોડના મેલા દિલની ગંધ નથી આવી પણ ઉન્નડ ગાદીએ આવતાં બીજા કુંવરોને ઓછું ન આવે એ માટે બીજા બધા દીક-રાઓ વચ્ચે બહુ મોટા ગરાસ વહેંચ્યો:

મંઘી ડિનાં મોડ કે, મનાઈ મરંધ;
ઉન્નડ વિઠો સામોઇ, સભે જેંજી સિંધ.

મોડને મંઘી નામનું મોટું પરગણું આપ્યું. મનાઈને મરંધ નામનું પરગણું આપ્યું અને એમ સૌને ગરાસ વહેંચી આપ્યા. મોડને આ બધું અરૂચતું થયું પણ બીજો કોઈ મારગ ન સૂઝતાં મન મારીને બેસી રહ્યો.

જામ ઉન્નડના દેહ કરતાંય દિલની રૂપ વધારે હતી. બેય પખાના ઉજળા સંસ્કાર ઉન્નડના રાજ કારોબારમાં ઊતરવા માંડયા. પંડિતો, વિદ્વાનો કવિઓ ને કલાકારોથી એની કચેરી દીપવા માંડી. એના અમીરોમાં કોઈ અસંતોષ ન હતો. ગીઝની સાથે ઘણી સારાસારી થઈ ગયેલી. બહારના આક્રમણનો

કોઈ ભય ન હતો. વરસ વળવા માંડેલાં ને ઉન્નડનો આતમો ફાગણની જેમ ફોરવા માંડયો.

એની દાતારીની પતાકા આસમાને અડવા માંડી. દેશ પરદેશમાં પ્રતિષ્ઠાની એ પતાકા ફડાકા મારવા લાગી.

ઉનડ આજી રીત, પરખડે પધરી થઇ;
હુઆ મુસાફર મસીત તેકે લાખાણી લાડકેઆ

તારી પ્રતિષ્ઠાને પાંખો આવી, કારણ કે મસ્જિદમાં સૂઈ રહેનારા મુફલિસોને તેં માલદાર બનાવી દીધા.

લાખાણી જે રાજ મેં, જે કો રાત રેઆ;
કની માણેક મેડેઆ, કની ખજાના ખયા.

હે લાખાના પુત્ર ઉન્નડ ! તારા રાજમાં જે કોઈ મીસ્કીન રાત રહે તે સવારે તો તને મળતાં દુલ્હો બની જાય છે. કારણ કે તારા ખજાના એમને માટે ખુલ્લા જ રહે છે.

ઉનડ તોજી ઓથમેં, વડા ગુજારી ઉડીય;
નરપત કોલ કરાર કેઆ, સમા પાર જેસીય.

હે નૃપતિ ! તમે એવા કોલ કરાર કર્યા છે કે જ્યાં સુધી તમે છો ત્યાં સૌને આનંદથી ગુજરાન કરાવશો. એટલે તમારી ઓથે સૌ આનંદ મંગળ કરી રહ્યા છે.

સમુ સખાવતજી, ઊભો પૂછે પર;
કોઠાય મંગળઆર કે, ડે ડલાસા સધર

હે સમા જામ ! તું અમને સખાવત કર્યા પછી પણ પૂછે છે કે આપણા દેશમાં કોઈ દુખી તો નથી ને ! અને જો કોઈ હોય તો એને દિલાસા આપી દુઃખ દૂર કરે છે.

ઓગો આએ અભમેં, સમુ સૂરજ જીય;
હલો તડા મંગણા, પો એ કરજો સેધો કીય.

સમા વંશમાં એવો સૂરજ ઊગ્યો છે કે ત્યાં જતાં કરજનાં દુઃખનાં અંધારા નાસી જાય છે.

ડમરે ઓ ત ડે, પલટે ઓ પાત્ર ભરે;
ઇન લાખાણી કે, ડીયણુ ચંગુ ચતમેં.

જામ લાખાના આ કુંવરના ચિત્તમાં એક જ વાત છે કે બસ દેવું દેવું ને દેવું. એટલે માગનઃરાઓનાં ટોળાં ઊમટે છે ને એને પાત્ર ભરી ભરીને આપે છે.

આવી ફોરમું જેની ફટકી રહી છે એવા જામ ઉન્નડને ખોળે એક નાનકડો કુંવર ખેલી રહ્યો છે. નામ સતોજી. ઉન્નડને ઘર અવતર્યો તે મોરનું ઈંડું જ જોઈ લ્યો. રાજમાતા ચંદ્રકુંવરબાના ચારેય હાથ કુંવર સતાજીની રક્ષા કરી રહ્યા છે.

ઉન્નડ જામના એક રાજ દસોંદી હારસ એનો દીકરો પણ સતાજી જેવડો જ. નામ સદ્ધ (સિદ્ધ). સદ્ધ અને સતાજીને ભાઈબંધાઈ. તેવતેવડા સાથે જ રમે જમે. બેયનાં માવતર આ જોઈ જોઇને રાજી થાય.

મધ્યયુગનો જમાનો અને રજપૂતના દીકરાને છરી બરછી કે કાતી કટારીની જ રમતું હોય. એમાં રાજમહેલમાં માતાજીના મઢે પાડો ચડાવતાં કુંવર સતોજી જોઈ ગયા હશે. એટલે બીજે દિવસે એવી રમત રમવાનો સોલો ચડી આવ્યો.

સતાજી સદ્ધને કહે : "હાલો આપણે પાડો પાડો રમીએ. તું થા પાડો ને હું થાઉં મારો (માર—જલ્લાદ)."

સદ્ધ કહે : "એવું આપણે નથી રમવું." પણ આ તો બાળહઠ ને પાછી રાજહઠ. સતોજી કહે કે : "તો હું પાડો થાઉં ને તું મને આ છૂરી ભોંકી દે.".

આમ રમત રમતમાં સતોજી હઠે ભરાણા. પોતે પાડો થયાને સદ્ધને કહે "હવે માર છરી."

પણ સદ્ધનો જીવ ન હાલે. સતાજીએ બહુ કહ્યું ત્યારે સદ્ધે સતાજીના ગળામાં છરી પરોવી દીધી. કુમળા ગળામાંથી લોહીની ધાર છૂટી ને થોડીવાર તરફડી કુંવરે પ્રાણ છોડયા.

રાજમહેલમાં હાહાકાર બોલી ગયો. ગામમાં ખબર પડતાં ગામ માથે વજ્રઘાત થયો. રાંધ્યાં ધાન રઝળ્યાં. સદ્ધને પૂછી પૂછીને સૌ સમજવા મથે છે કે

આવો કામો કેમ કરીને થઇ ગયો ? બાળ સદ્ધ પોતાને આવડે એવી વાણીમાં સમજાવીને ગભરાઈ ગયો છે. એને ય ખબર નથી પડતી કે આવું કેમ થઇ જાય ? આ તો બધી રમતની વાત હતી.

રાણીવાસમાં તો મોતની છાયા ઢળી ગઈ છે. કલ્પાંતનો કોઈ પાર નથી. જામ ઉન્નડને આથી તે બીજો કયો આઘાત વધારે લાગે ? પ્રાણ પ્યારો પુત્ર છોકરાંઓની રમતમાં ગુમાવ્યો ! રાજકુટુંબની દિશાઓ ધૂંધળી બની ગઈ. આઘાત પાછો વળતાં લોકોમાં ઉશ્કેરાટ વ્યાપ્યો.

ચારણના છોકરાને સૂળીએ ચઢાવવા, ઝાટકે દેવા કે ઘાણીએ ઘાલીને તેલ કઢવા ને વધુમાં વધુ કરપીણ રીતે મારવા પણ વાતો થવા લાગી. સજ્જન માણસ ગમ ખાઈને બેઠા કે કામ ઘણું ખરાબ થયું છે તેની ના નહિ, પણ આતો રમત રમતમાં થયું છે. બિચારા ચારણના બાળકનો વાંક શો ?

સદ્ધનો બાપ હારસ માથાં પછાડી પછાડીને ઘડી પલ વીતાવે છે. લોકવાણી કાન પડી સંભળાતી-સહાતી નથી કે :

કેં કંસાઇ કાર, ખરરર રત ખરેરયા;
કાંતી ચારણ બાળ, સર વાએ સમેજે.

"ન કરે, ન કરે, એવાં કસાંઈનાં કામ મારો બાળ ન કરે. આતો રમત રમતમાં સમાના કુંવરને ગળે કાતી છરી ફેરવાઈ ગઈ છે." કાળાં કલ્પાંત હારસ ચારણ કરી રહ્યો છે. એની ચારણ્ય–સદ્ધનાં માઈ માતાજીના ગોખ સામે માળા લઈને બેસી ગયેલ છે. બાળ સદ્ધ તો સાવ ગભરાઈ ગયો છે. હવે કોઈ બોલાવે તો વધુ ગભરાય છે. એને ય એમ થઈ ગયું કે કાંઈ ન થવાનું થઈ ગયું છે. સુનમૂન પડી રહે છે.

આવા કકળાટના, કલ્પાંતના, શોકના તેર તેર દિવસ વીતી ગયા. ઉત્તરક્રિયા પછી ઉન્નડ જામે કચેરી બોલાવી. પણ આખું ગામ હલકી ઊઠ્યું. આજે ચારણના છોકરાનો ન્યાય ઊતરશે. જેને ઠીક પડે એવી વાણી સૌ ઉચ્ચારે છે. પણ શું થશે ને શું નહિ થાય એવી જિજ્ઞાસામાં આખું ગામ પડ્યું છે.

ઉન્નડ જામે પોતાના દસોંદીને એના પુત્ર સદ્ધને કચારીમાં હાજર રાખવા માણસ મોકલ્યા ત્યારે તો ગામને નક્કી જ થઈ ગયું કે હવે એ છોકરાને ગૂડી જ નાખશે, પણ કેવી રીતે ગૂડશે એની જ સૌ રાહ જોઈ રહ્યા છે.

રાજ દસોંદી હારસ પોતાના દીકરાને તેડીને હાલ્યો આવે છે. એણે આપદા બધી માતાજીને ચરણે ધરી દીધી છે. એના પગલાંમાં થડકારા નથી. મુખે માતાજીના જાપ છે. તેર દિવસની અવધમાં એને હૈયે અપાર હિંમત મેળવી લીધી છે. "સતને ખાતર કુટુંબ સમસ્તને વધેરી જાણનાર હું ચારણનો બાળ. રાજનો બાળ કમતની રમતમાં મરાણો. હવે કદાપિ મારા બાળને સૂળીએ ચડાવવાનો ન્યાય ઊતરે તો એમાં અફસોસ શું કરવો ? માતાજી માતાજી".

યજ્ઞવેદીમાં હોમ કરવા જતા હોય એવા પ્રભાવી પુરોહિત જેવા ચારણની આંગળીએ બાળ સદ્ધ ઢસડાતો આવે છે. એને જોઈને કેટલાકનાં દિલ દ્રવી ઊઠયાં તો કેટલાક વળી બોલી ઊઠયા : "એની તો જીવતાં ચામડી ઊતારવી જોઈએ." અરે એને તો ખાંડણીએ ખાંડવો જોઈએ."

ત્યાં તો આખી કચેરીના આશ્ચર્ય વચ્ચે ઉન્નડ જામે સામે આવીને સદ્ધને તેડી લીધો ને બોલ્યો :

મારે મંગણહારકે, કની પુરા ન કેઆ;
સામે જો શણગાર, માફી મંગણહારકે.

"પોતાના માગણહાર–યાચકોને મારીને આ જગતમાં કોઈ તર્યા નથી, કોઈની બરકત નથી થઈ. મારા યાચકો તો મારા સમા વંશના–નગરસમોઈના શણગારરૂપ છે. એને તો સદા માફી જ હોય."

આટલું બોલીને ઉન્નડ જામે સિંહાસન તરફ ડગલાં માંડયાં ને શું થાય છે તેનો લોકો વિચાર કરે તે પહેલાં તો સદ્ધને સિંધની ગાદીએ બેસાડી દઈ પોતે પાણીનું પાત્ર ઝાલીને ઊભો રહ્યો.

રાજ દસોંદી ઘડીભર અવાક થઈ ગયો. પછી કહે "સિંધના સરદાર, અમારો ચારણોનો રાજ

ચલાવવાનો ધર્મ નહિ. અમો તો શામધર્મી રહ્યા. વળી કુંવર સતાજીને મારવાનું જે કૃત્ય થયું છે તેના અપરાધની આવી સજા અમારાથી સ્વીકારાય નહિ.”

પણ ઉન્નડ જામે તો:

પાણુ પોટરીઓ હથકરે, ચારણુ કેં સુરતાણ;
સામૈજો સુરતાણુ, ઉન્નડ મોલે આવેઓ.

જામ ઊન્નડે સહુને ગાદીએ બેસાડીને પોતે જળનું પાત્ર ઝાલી પોતાને મહેલે આવ્યો અને:

ઉનડ અઢી ડી, કે તખતજો તેઆગ;
સંધ સજી સમરપઇ, ડઇ પાતરે પાગ.

અઢી દિવસ સુધી જામ ઉનડે તખતનો ત્યાગ કરી પોતાના દસોંદીના પુત્રને ગાદીએ બેસાડી આખું સિંધ સમર્પી દીધું.

પાતળી જીભુંવાળા કવિઓ ગહેકી ઊઠયા:

ગણ ઉપર ગણ કરે એ તો વહેવારાં વટ્ટ;
અવગણ ઉપર ગણકરે, ખરી ખત્રિયાં વટ્ટ.

અઢી દિવસ બાદ સિંધનાં સૂત્રો ફરી હાથ ધરતાં ઉન્નડ જામે પ્રજાજનો વિદ્વાનો, પંડિતો, કવિઓ ને કલાકારોનો દરબાર ભરીને:

હારસ બોલાડી ડીની, હીરડી અણુ મીર,
સમુ ધય સુધીર, જીની પરીએ વાટુ પારિયુ.

હારસ ચારણને બોલાડીગઢ ગામ આપ્યું, અણુ મીરને હીરડી ગામ આપ્યું અને સૌને સૌની યોગ્યતા ને જરૂરિયાત જોઈ ભેટ, સોગાદ, બક્ષીસ આપતા કહ્યું:

ઉનડ ચયે મર અચો, મુંજા મંગણહાર;
સે કીય રેય અણુસરા, જે સુજે આધાર.

તમે સૌ દાનના અધિકારી લો. તમને જ્યારે જ્યારે મૂંઝવણ થાય ત્યારે મારી પાસે હાલ્યા આવવું. જે મારા આશ્રિત હોય તે દુઃખી કેમ રહે?

ત્યારે કવિઓ કહે:

રૂદે મજા રચ રૂચ, માલે ધ્રાએ મંગણા;
ખજાનેજી ખુચ, ઉનડ જામે ઓપટેઆ.

તેં અમને નીભાવીને તું અમારો શ્વાસ પ્રાણ બન્યો છો. તેં અમારા માટે ખજાના ખોલી નાખ્યા છે.

જુગ જીએ તુ જામ, જાચક જા આધાર;
બધી માણેક મૂઠિયું, કે વડો દાતાર.
જેસી સૂરજ સોમ, તેસી ઉનડ તુ અકએ;
સિંધ ભરેલી ભોમ, લાખાણી લોડાય તે.

હે યાચકોના આધાર, તારા જગર માણેક મોતીની મૂઠિયું ભરી ભરીને કોણ આપશે? જ્યાં સુધી ચાંદા સૂરજ તપશે ત્યાં સુધી તારૂં નામ અમર રહેશે. હે લાખાના કુંવર! સિંધની સમૃદ્ધ ભોમને તેં વધુ દીપાવી છે.

આવા ઉન્નડ જામની પાછળ એનો ઓરમાન મોરાભાઈ મોડ અને સગો ભાઈ મનાઈ પડી ગયેલા.

રાજમાતા ચન્દ્રકુંવરને ખબર ન પડે તેમ મોડ અને મનાઈ ઉન્નડ જામને પોતાના મધી પરગણાની સહેલગાહે લઈ ગયા. ઉન્નડના દિલ માંય શંકા નથી એવો સરળ હૃદયનો સુજાણુ છે. મોડે થોડા દિવસ ઉન્નડને ખૂબ આનંદ કરાવ્યો. પછી નગર સમોઈ પાછા ફરતાં વચ્ચે નારીના ઢોરા પાસે આવ્યા. મોડ ને ઉન્નડના ઘોડા સાથે ચાલે છે. મનાઈનો ઘોડો પાછળ ચાલ્યો આવે છે. લાગ જોઈને મનાઈએ ઘોડો જરા પડખે લઈ ઉન્નડ સાથે તલવાર વીંઝી:

સમેં સટકાઈ, તકડી તેજ તરાર;
મથો પરલે પાર, ધડ વીંઝી પેઓ ધૂડમેં.

સગાભાઈ મનાઈએ તલવારનો ઘા કરતાં ઉન્નડનું માથું પાણીના એક કાંઠે પડયું અને ધડ બાજુ ધૂળમાં.

એમ પણ કહેવાય છે કે માથું કપાતાં ઉન્નડનો ઘોડો ચમકયો અને ધડ સાથે ભાગ્યો તે ઠેઠ નગર-સમોઈના રાજમહેલે જઈ ઊભો રહ્યો.

ઢોરે ઉન્નડ મારેઓ, દુખભજણુ ડાતાર;
રાણી તખત વેઆરેઓ, શૂરો સમુ કુમાર.

રાજમાતા ચન્દ્રકુંવર ઉન્નડ ધડ જોતાં બધું સમજી ગયાં અને નગરના દરવાજા બંધ કરી ઉન્નડના બીજા કુંવર સમાને ગાદીએ બેસાડી દીધો. મોડ અને મનાઈનું રાજગાદી મેળવવાનું કાવતરૂં ધૂળ મળ્યું. ઉન્નડ જામની કીર્તિના અંબાડ ગાજતા રહ્યા:

જનુની જણુને એહડો, જેડો ઉન્નડ જામ;
ડે ડન નવલખ સંધડી, જ્યોં દેવે ઇક ગામ.

# મેઘાણીભાઈના મનોભાવ

બાપાલાલ દોશી

મેઘાણીભાઈએ એક સવારે સાત વાગ્યે મને એકાએક કહ્યું કે 'હમણાં સાડાસાત વાગે મારે રવીન્દ્રનાથ ટાગોરને મળવા જવું છે. તમે સાથે ચાલશો ?'

હું તો ખુશ થઈ ગયો. પા કલાકમાં જેમ તેમ તૈયાર થઈ તેમની સાથે ચાલી નીકળ્યો. બરાબર સાડાસાત વાગ્યે અમે રવીન્દ્રનાથ ટાગોર મુંબઈમાં જ્યાં ઊતર્યા હતા ત્યાં પહોંચી ગયા.

રવીન્દ્રનાથ ટાગોર નીચે કામ કરતા એક ગુજરાતી મિત્રે સાવ અચાનક અને આપમેળે મેઘાણીભાઈના લોકસાહિત્યની પિછાન આપીને આ મુલાકાત ગોઠવી હતી. લોકસાહિત્ય માટે મેઘાણીભાઈને બહુ તૈયાર થવાપણું હતું નહિ.

બરાબર સાડાસાત વાગે ટાગોર પોતાના ઓરડામાંથી અમે બેઠા હતા તે કચેરી હોલમાં આવ્યા. વિધિસર હસ્તધૂનન કરી કવિવર અમારી સામે પડેલી આરામખુરશીમાં લાંબા થઈને બેઠા.

ઉપચારક શબ્દોથી ટાગોરે શરૂઆત કરી કે 'હવે ઉમરના હિસાબે મને બહુ શ્રમ પડે છે. મુંબઈમાં અનેક રોકાણો વચ્ચે અડધો કલાક તમારા માટે કાઢી શક્યો છું. દિલગીર છું કે આઠ વાગે આપણે પૂરું કરવું પડશે.'

અડધા કલાકમાં મુલાકાત પૂરી કરવાનો આદેશ સાંભળીને મેઘાણીભાઈ જરા ઠંડા દેખાયા, પણ પૂરેપૂરા વિવેકથી તેમણે જવાબ વાળ્યો કે 'હું ગુજરાતી લોકસાહિત્યની એકાદ બે વાનગી આપની સમક્ષ રજૂ કરીને કૃતકૃત્યતા માનીશ'.

આટલું કહીને મેઘાણીભાઈએ ગુજરાતી લોકસાહિત્યમાં કેટલા પ્રકારનું સાહિત્ય છે તે સમજાવીને દરેક પ્રકારના સાહિત્યનો એક એક નમૂનો ગાઈ બતાવવા માંડયો.

થોડી વાર કવિવર ટાગોરે ઠંડે કલેજે સાંભળ્યે રાખ્યું. પછી વચમાં પડીને તેમણે પૂછ્યું, 'અમુક પ્રાંતોમાં જે જાતનું વીરરસવાળું કે શૃંગારરસવાળું લોકસાહિત્ય છે તેવું ગુજરાતમાં નથી તેવો મારો ખ્યાલ છે. હું ગુજરાત કાઠિયાવાડમાં એક વખત પર્યટને નીકળેલો અને મેં આશા રાખેલી કે ગુજરાતના ઊંડાણવાળા ભાગ કાઠિયાવાડમાં રંગબેરંગી પોશાકવાળા જૂના અને ખડતલ માણસો જોવા મળશે. પણ હું જ્યાં જાઉં ત્યાં એકલી ગાંધીટોપી દેખીને નિરાશ થયેલો.'

મેઘાણીભાઈએ વિવેકથી જવાબ આપ્યો: 'આપ કાઠિયાવાડમાં આવેલા તે અમારા ખ્યાલમાં છે. પણ આપ તે વખતે મોટાઓની મહેમાનગતિના બંધિયાર વાતાવરણમાં હતા. અમારે માટે આપને મળવું સહેલું નહોતું. તે સ્થિતિમાં લોકસમૂહનાં દર્શન આપના માટે લભ્ય નહોતાં.' આ પછી ખરા કાઠિયાવાડના ખૂણે ખૂણે, ગામડે અને ગોંદરે શી વસ્તુઓ ભરી છે તેનું મેઘાણીભાઈએ હૂબહૂ વર્ણન કર્યું. કાઠિયાવાડના લોકસાહિત્યને અને લોકસમૂહને પરાપૂર્વથી બીજા પ્રાંતો સાથે કેવા સંબંધો હતા, તે એકબીજા પ્રાંતોના લોકસાહિત્યને રજૂ કરીને મેઘાણીભાઈએ ગાઈ બતાવ્યું. આ સાંભળ્યું ને કવિવર ટાગોર પોતાના ખરા સ્વરૂપમાં દેખાવા લાગ્યા. ધીમે ધીમે તેઓ ખુશખુશાલ બનતા ગયા. મેઘાણીભાઈ પણ ખીલવા લાગ્યા. આંતરપ્રાંતીય લોકસાહિત્યની વાતો કરતાં કરતાં મેઘાણીભાઈ ટાગોરનાં બંગાળી લોકગીતો અને એના ગુજરાતી અનુવાદ ગાવા માંડયા ત્યારે તો ખરેખર કવિટાગોર આરામખુરશીમાં બેઠા થઈ ગયા અને તેમનું અંગેઅંગ આ ગીતોને તાલ આપતું નાચવા લાગ્યું.

બરાબર રંગ જામ્યો હતો, ત્યાં મેઘાણીભાઈએ ઘડિયાળમાં જોયું. બરાબર આઠ વાગ્યા હતા. મેઘાણીભાઈએ ગાવાનું થંભાવી રજા માગી. ટાગોરે જાણે સાંભળ્યું જ નથી તેમ કરીને આંતરપ્રાન્તીય લોકસાહિત્યની ચર્ચા આંતરરાષ્ટ્રીય લોકસાહિત્ય તરફ વાળી.

બરાબર આ જ દિવસોમાં મેઘાણીભાઈ રોયલ એશિયાટિક સોસાયટીમાં અને તેવાં જ બીજા સમૃદ્ધ વાંચનાલયોમાં આંતરરાષ્ટ્રીય લોકસાહિત્યનો અભ્યાસ કરતા હતા. આ ચર્ચાએ પરસ્પરમાં ભારે રસ જગાવ્યો. પછી તો ઊઠવાની વાત કોઈ બોલી શકે એવું રહ્યું નહિ.

તેવામાં બરાબર નવ વાગે શ્રીમતી સરોજિની નાયડુ આવી પહોંચ્યાં. તેમની સાથે ટાગોરની નવ વાગ્યાની મુલાકાત ગોઠવેલી હતી. ટાગોર સરોજિની-દેવીને જોઈને ઘડીભર આભા બની ગયા. મુલાકાતનો સમય ચૂકવાની અસભ્યતા કદી નહિ કરનાર ટાગોરે લોકસાહિત્યની દુનિયામાંથી ક્ષમાભરી આંખે સરોજિનીદેવી સામે જોયું.

સરોજિનીદેવીએ પણ રંગમાં રંગ જમાવે તેવો જ જવાબ વાળ્યો, મેઘાણીભાઈ સામે જોઈને એ બોલ્યાં 'ગુરુજી, એમને બાપુએ (મહાત્માજીએ) રાષ્ટ્રીય શાયરનું બિરુદ આપ્યું છે. તેમનાં રાષ્ટ્રીય ગીતો...તેમનું લોકસાહિત્ય......આપ ધરાઈ ધરાઈને સાંભળો. હું તેમની તરફેણમાં રાજીનામું આપીને ચાલી જાઉં છું.'

મેઘાણીભાઈનાં રાષ્ટ્રીય ગીતો અને લોક-સાહિત્યનું સરોજિનીદેવીએ તેમની કવિત્વમય ભાષામાં જે વર્ણન કર્યું તે રજૂ કરવાની મારી શક્તિ નથી. પણ તે રીતે ટાગોરને મેઘાણીભાઈ વિષે વધુ રસ જગાડીને સરોજિનીદેવી ચાલ્યાં ગયાં. ટાગોર વિવેકના શબ્દો સિવાય બોલી શક્યા નહિ.

તરત જ કવિવરે મેઘાણીભાઈ તરફ વળીને તેમનાં રાષ્ટ્રીય ગીતોની વાનગી પીરસવાની ઉઘરાણી કરી. સાડાનવ વાગ્યા સુધી એકસરખા રસથી અને ખુશખુશાલ મિજાજથી આ કાર્યક્રમ ચાલ્યો. છેવટે કહ્યું: 'મેઘાણી, તમે શાન્તિનિકેતન આવો. ત્યાં હું અને તમે લોકસાહિત્ય વિષે વધુ ચર્ચા કરીશું. આ આ વિષયમાં હજુ ઘણું કરી શકાય તેવું તમને મળશે. તમારી પાસેથી બંગાળને પણ ઘણું મળશે. પણ તે તે પહેલાં મારામાં જરા જુવાની પાછી આવે તો હવે તમારા મહેમાન બનીને મારે કાઠિયાવાડ આવવું છે અને કાઠિયાવાડના ગામડે અને ગોંદરે ફરીને અસલ પુરાણા કાઠિયાવાડનાં દર્શન કરવાં છે.'

આ મુલાકાત પછી તરત જ રાષ્ટ્રવિખ્યાત કળાકાર શ્રી. નંદલાલ બોઝને મેઘાણીભાઈના નિવાસ-સ્થાને મોકલી શાન્તિનિકેતન આવવાનું મેઘાણીભાઈને રીતસર આમંત્રણ મોકલ્યું હતું.

○ ○ ○

મેઘાણીભાઈ સત્યાગ્રહમાં પકડાયા. જેલમાંથી છૂટયા. પત્રકારત્વના વ્યવસાય પ્રત્યે તેમને કંટાળો આવ્યો. 'જન્મભૂમિ' શરૂ થયું. સાહિત્યના ક્ષેત્રેવિચરવા અને માત્ર 'કલમ–કિતાબનું' પાનું સંભાળવા તેઓ મુંબઈ ગયા. ફરી 'ફૂલછાબ' નો વહીવટ બદલવાના સંજોગો ઊભા થયા. 'ફૂલછાબ'ના તંત્રીકાર્યની જવાબદારી સંભાળી શકે તેવું મેઘાણીભાઈનું નામ સૌની જીભે ચડયું. પત્રકારત્વના વ્યવસાયથી કંટાળીને મુંબઈમાં મેઘા-ણીભાઈ માંડ સ્થિર થયા હતા. તેઓ કોઈ રીતે ફરી કાઠિયાવાડમાં જવા ખુશી નહોતા. પત્રકારત્વના વ્યવસાયમાં પડવા તેથી યે ઓછા તૈયાર હતા. ઉપરાંત જે સ્થિતિમાં ફૂલછાબ સંભાળવાનું હતું તે કોઈને પણ ઈર્ષા થાય તેવું નહોતું. પણ મિત્રોએ બહુ આગ્રહ કર્યો ત્યારે માત્ર અંગત મમતાને કારણે મેઘાણીભાઈએ હશી આનાકાની કે આડંબર વિના ટૂંક સમય માટે રાણપુર જઈ કામ સંભાળવાનું સ્વીકાર્યું.

"ફૂલછાબ"નું તંત્રીકાર્ય તેમણે સ્વીકાર્યું, પણ તંત્રીપદે પોતાનું નામ મૂકવાની તેમણે સ્પષ્ટ ના કહેલી. તંત્રી તરીકે નાથાભાઈનું નામ હતું.

તેમના તંત્રીપણાની શરૂઆતનાં અઠવાડિયાંમાં "ફૂલછાબ"ના પ્રકાશન સામે અનેક મુશ્કેલીઓ ઊભી થઈ હતી. એક અઠવાડિયે પોલીસપાર્ટીએ કાર્યાલયનાં દ્વાર ખખડાવ્યાં. મેઘાણીભાઈએ અને નાથાભાઈએ પોલીસને તો કાયદેસર સ્થિતિ સમજાવી પાછા વાળ્યા પણ મેઘાણીભાઈનું ખમીર હાલી ઊઠયું. તેઓ બોલી ઉઠયા: 'આવી દાદાગીરી કરીને કોઈ મને આ સ્થા-નેથી ખસેડવાની આશા રાખે છે? હરગીજ હું દાદાગીરીને વશ નહિ થાઉં અને હવે ખુલી ખોડીને હું આ સ્થાને બેસીશ. આજથી "ફૂલછાબ"ના તંત્રી

તરીકે પણ મારું નામ મૂકી દો." આમ કહીને તેઓ પોતે તરત જ મુદ્રણાલયમાં ગયા અને તંત્રી તરીકે પોતાનું નામ મુકાવી દીધું.

○ ○ ○

મેઘાણીભાઈએ "ફૂલછાબ"નું તંત્રીપદ સ્વીકાર્યું તે દરમ્યાન સંસ્થા સામે સખત ટીકાઓનો વંટોળ ચડેલો. છેવટે તે આખી વાત ગાંધીજીને સુપરત થઈ હતી. તેમનો આખો ચુકાદો 'ફૂલછાબ'ની તરફેણમાં આવ્યો હતો, પણ ચુકાદામાં છેલ્લી એક લીટી બાપુએ લખી હતી કે "બન્નેનાં નિવેદનોની ભાષા મને ગમી નથી."

અમે આ સામે વાંધો લીધો. તેના જવાબમાં બાપુએ કહ્યું કે તો મારે બધાં નિવેદનો અક્ષરશઃ વાંચવાં પડશે. તેમ કહીને સૌથી પહેલાં તેમણે....નાં સેવાં સમિતિને લગતાં નિવેદનો વાંચવા માંડયાં. એક જ નિવેદન વાંચીને તેમણે કહ્યું કે 'આ નિવેદનને હું સર્ટીફીકેટ નહિ આપી શકું. તેબીજી રીતે ઠીક છે. પણ તેમાં આવેશ દેખાય છે. એક વખતના મિત્ર સામેના લખાણમાં દુઃખ ઝરવું જોઈએ." અમે ઘણી દલીલો કરી. તે વખતના ગરમ વાતાવરણની વાત કરી. સામા પક્ષનાં આક્રમણકારી લખાણોની વાત કરી... ના લેખ 'હરીજન' માટે નહોતા અને 'હરીજન'ની ભાષા સાથે તેને સરખાવી શકાય નહિ, તેવી દલીલ કરી. પણ બાપુ એકના બે ન જ થયા.

છેવટે અમે દલીલ કરી કે 'પણ આ છેલ્લા વાક્યથી મેઘાણીભાઈને અન્યાય થાય છે. બધા આક્રમણ સામે "ફૂલછાબ"માં તેમણે માત્ર ત્રણ પેરેગ્રાફ લખ્યા હતા.' બાપુએ આ લખાણ વાંચ્યાં. તેઓ જરા વિચારમાં પડયા અને તરત પોતાના ચુકાદાની આ લીટી છેકી નાખી.

○ ○ ○

તે સમયે "ફૂલછાબ"ના આખા તંત્રીવિભાગના તેઓ એક જ તંત્રી હતા. ખબરપત્રીઓના પત્તા નહોતા. બ્લોક અને ચિત્રોનાં ઠેકાણાં નહોતાં. તેમનું પોતાનું દિલ પણ મુંબઈ તરફ હતું. છતાં મેઘાણીભાઈના કેવા કેવા મનોરથોએ કામ કર્યું તે બતાવતા તેમના બે પત્રોના ઉતારા આ નીચે આપું છું. પહેલો પત્ર તા. ૩–૧૧–૩૭નો છે.

'ધીરે ધીરે આંહીની જવાબદારી યોગ્ય માણસોને માથે મૂકી શકાય તેવા પ્રયત્નો જોરથી કરવાનું તમને કહેવું હતું. મારું જીવનધ્યેય તેમ જ માનસિક સાંસારિક પરિસ્થિતિ મને બીજે માર્ગે બોલાવી રહેલ છે.

'હરીફાઈના આક્રમણમાં ટકી રહેવા માટે હજુ વિશેષ પ્રયત્નોની, હજુ વધુ સાહસબળની જરૂર છે. ૭ અને સાત ફર્મા બહુ ઓછા પડે. સાપ્તાહિકોને માટે કાળ વધુ વધુ કઠણ આવતો જાય છે. આપણો બહારની દુનિયા સાથેનો સંપર્ક વધુ વ્યાપક બની રહે તે માટે ધૂમાધૂમ કરનાર ડાંખરા માણસની નાથાભાઇ જેવાની કાયમી જરૂર છે.

'પૂર્તિઓનો વિચાર મારા.મગજમાં ઘૂમ્યા જ કરે છે. હું તમારા કરતાં વધુ વેગથી એ ધૂને ચડયો છું. મારા મગજમાં અનેક યોજનાઓ રમે છે. મારી પાસે એક જ તરવરિયો ને કાર્યકુશળ માણસ હોત તો તમારા આદર્શનું "ફૂલછાબ" હું જોતજોતામાં બતાવી શકત; પણ આંહીં તો ચાલુ કામમાંય આખી શક્તિ રોકાઈ રહે છે. વળી હમણાં તો ઉપરાઉપરી પરિષદો, હિંદના રાજકારણમાં પણ ચાલ્યા આવતા મહત્ત્વના પ્રસંગો, એ બધાં પાનાં ખાઈ જાય છે.

"સાહિત્યપૂર્તિ તો સરળ વાત છે. ઓફિસમાં બેઠે બેઠે જ બને. બીજી પૂર્તિઓ માટે બહાર ભટકવું પડે. ગ્રાહકો વધારવાની વાત મને એથી પણ વધુ મહત્ત્વની લાગે છે....એ પ્રયાસ મુંબઈ ખાતે ખાસ માણસથી થાય એવું માગું છું. યોગ્ય માણસે મહેનત કરવી જોઈએ.

'બાકી તો વર્ષ સારું નીવડયું. હવે આપણે તૂટી નહિ જઈએ, એવી આશા બંધાય છે. પ્રેસને તો ન ખૂટે તેટલો ખોરાક મળી રહ્યો છે. કરકસર બરાબર કાળજીથી કરીએ છીએ. આખા કાર્યાલયનાં માણસોમાં સંતોષી અને એકનિષ્ઠ પ્રાણ પેદા થયો છે. કોઈને કશો ભય, દ્વિધા, કુતર્ક કે વિષાદ નથી. આ બધા સંજોગોએ મારામાં મારી શક્તિ સંકુચિત

છતાં, અખૂટ હોંશ મૂકી છે.'

તા. ૧૮–૬–૩૮ના પત્રમાં પહેલી વખત મેઘાણીભાઈ તબિયત ઝડપથી બગડી રહ્યાની ફરિયાદ કરે છે. છતાં સંસ્થાના વહીવટ માટે સંગીન સૂચનો કરે છે:

'હું છ મહિનામાં તંત્રીપદની જવાબદારીમાંથી છૂટો થઈ શકું એવું આપણે વિચારી લેવાનું છે. મને ઘણી દૃષ્ટિએ ઘણો બોજો લાગે છે. આંખો, હાથ, લખવાની શક્તિ, મગજશક્તિ વગેરે ધીરે ધીરે જ નહિ પણ જલદી કથળી રહ્યાં છે...."ફૂલછાબ"નું પત્રકારત્વ દિન પ્રતિદિન વધુ સબળ અને સાથે સાથે વધુ જવાબદારીવાળું બનતું જાય છે. કાઠિયાવાડના નવા જીવને એને વધુ Elaborate પણ બનાવ્યું છે. હું એના દિન પ્રતિદિનના ભાવિ પરત્વે મારી શક્તિને કમ્પારી અનુભવતી જોઉં છું. નાનામાં નાની બાબતો પણ માથા પર મોટા બોજા મૂકનારી બને છે... એક પણ ગ્રાહક ખરે છે ત્યારે મને તેની પાસે દોડયા જઈ એને પાછો મેળવવાનું મન થાય છે. મેલી પ્રચારવિદ્યા સામે આપણે ઊજળી પ્રચાર–ચિંતા પણ રાખવી જ જોશે. ગ્રાહકો સાથે ઘનિષ્ટ સંબંધ, એજન્ટો પર સતત દેખરેખ, મેલી વિઘાતક શક્તિઓનો કુશળ સામનો આ બધું આજે એવું જરૂરી લાગે છે કે જાણે આજે આપણે in the thick of the fight હોઈએ !'

પછી તા. ૫–૭–૩૮ના પત્રમાં સંસ્થાને સુદૃઢ સ્થિતિમાં મૂકીને પોતે ખસવાનો વિચાર પ્રદર્શિત કરે છે: 'આ સંસ્થાને હું છોડું તે પૂર્વે સુદૃઢ પાયા પર મુકાતી જોવા માગું છું. આર્થિક હરીફાઈનાં તત્ત્વો કામ કરી રહ્યાં છે ત્યાં સુધી એ reality કહેવાય. એને આપણે કેવળ sentiment થી ઉવેખી ન શકીએ. સામું જોર વાપરવું જ પડશે. એટલે આપણી સતત જાગૃતિની જરૂર છે. જેમ જેમ 'ફૂલછાબ' વધુ સ્વતંત્ર ને વિવેકી વિચારસરણી ધારણ કરતું થશે તેમ તેના વિરોધીઓ વધશે. તેટલા પૂરતું જોર વધારવું પડશે....પણ શાન્તિથી યોજનાપૂર્વક વિચાર કરવાનો આપણે હજુ સમય જ નથી લીધો. એ હવે વિના વિલંબે લેવો જોઈએ...મારો હાથ, આંખો વિગેરે અતિ વધુ પડતા લેખનને લીધે થાકતાં લાગે છે. દર ત્રણ મહિને આપણામાંના અમુક ભાઈઓએ તો મળીને થયેલા કામની સમીક્ષા તેમ જ નવા કાર્યની રૂપરેખા દોરવી જ જોઈએ.

'તમે વ્યાપારીઓ છો, હું તો એક પંતુજી જેવો માણસ છું, એટલે જે શબ્દો તમે મને કહી શકો તે ઊલટાના હું તમને કહું છું.'

○ ○ ○

તે દરમ્યાન ઘણાં વર્ષો પછી અમદાવાદનું પહેલું કોમી હુલ્લડ આવ્યું. હુલ્લડની સ્થિતિ સમજવા અને સ્થળ ઉપર જાતે જઈ તેનું વાતાવરણ પામવા તંત્રીવિભાગના ભાઈઓ અમદાવાદ ગયા હતા. અમદાવાદના હુલ્લડના પ્રસંગોને 'ફૂલછાબે' જે રીતે ચમકાવ્યા તેથી ગુજરાત આખું સ્તબ્ધ થયું હતું. સરકારને પણ તેની અસર થયેલી અને સરકારે 'ફૂલછાબ'ના પ્રકાશક અને તંત્રી ઉપર કેઈસ કરી લાંબી મુદતની સજા મળે તેવી કલમો લાગુ પાડી હતી.

તે વખતે મેઘાણીભાઈની વધતી જતી ઉંમર, લથડતી જતી તબિયત અને પત્રકારત્વ પ્રત્યેનો ઊંડો ઊંડો કંટાળો–તે બધું જોતાં કોઈકને ભય હતો કે આવા કોમી મુદ્દા ઉપર આવી અણધારી રીતે સપડાઈ જવા બદલ કદાચ મેઘાણીભાઈને દિલગીરી થશે.

પણ તેઓની અત્યાર સુધીની એકસરખી કારકિર્દીને જેબ આપે તેવું, તેજસ્વી અને કઠી તાકાતવાળું તેમનું માનસ પ્રદર્શિત કરતો પત્ર આવેલો તે નીચે આપું છું:

'હું જામીન પર છૂટીને ગઈ કાલે આવ્યો. નાથાભાઈ આજે રજૂ થનાર હતા. કેસની મુદત તા. ૧૬–૪–૪૧ની પડવાની હતી. શ્રી. હિંમતભાઈ શુક્લે બહુ જ મમતા તેમ જ હિંમત સાથે કેસ હાથ ધરેલ છે. સૌની સહાનુભૂતિ છે, તેમ જ શુભ પરિણામ વિષે શ્રદ્ધા છે છતાં હું prepare for the worstની જ મનોવૃત્તિ કેળવી રહ્યો છું. સ્થાનિક

મનોદશા જોતાં કદાચ જેલ (લાંબી જેલ) પણ થાય તો નવાઈ નહિ પણ આપણે કશું જ ખોટું અથવા મૂર્ખાઈભર્યું કર્યું હોય એવું મને તો નથી લાગતું' પણ બે પગે ચાલતા કોઈને પણ નથી લાગતું. સૌને એમ લાગે છે કે સરકાર જે તપાસ આપવા નહોતી માગતી તે આ કેસથી પ્રજાને સહેજે સાંપડશે. આપણી આત્મશ્રદ્ધા અને જાહેરની પ્રતીતિપૂર્ણ સહાનુભૂતિ—બસ, આ મત્તા કરતાં વધુ શાની આપણને જરૂર છે ? જોખમ તો શામાં નથી ? Safety firstની જ મનોદશા તે સડેલી છે. મારું અંતઃકરણ સ્વસ્થ છે, નિર્મળ છે.

ઝવેરચંદ

○ ○ ○

તે પછી ૧૯૪૨નો રાષ્ટ્રીય લડતનો સમય આવ્યો. હિંદી સરકારે વર્તમાનપત્રો માથે આકરામાં આકરા અંકુશો મૂક્યા હતા. મહાત્માજીએ વર્તમાનપત્રો બંધ કરવાનો આદેશ આપ્યો હતો. સંસ્થાની આર્થિક સ્થિતિ મુશ્કેલ રહ્યા જ કરતી હતી. જે સંસ્થાની હયાતી માટે આટલા પ્રયાસો કર્યા હતા તે સંસ્થાનો સદા માટે લોપ થાય તેવું હતું. દેશનાં બીજાં વર્તમાનપત્રો ભેગાં મળીને હજુ વિચારણા ચલાવતાં હતાં, પણ કોઈએ કશો નિર્ણય નહોતો કર્યો. આવા વિષમ સંજોગોમાં પણ મેઘાણીભાઈના વિચારો સ્પષ્ટ હતા તે તેમના તા. ૧૯–૮–૪૨ના નીચેના પત્રોમાંથી દેખાશેઃ

'નાથાભાઈને તો કશી જ પ્રવૃત્તિ કર્યા વગર પકડયા એટલે કોને કયારે નહિ પકડે તે કાંઈ કહેવાય નહિ. 'ફૂલછાબ'નું શું કરવું તેના બેઉ વિકલ્પો અમે વિચારેલ છે. અને લાગે છે કે દિલ્હીની પ્રેસ કમિટીની રાહ જોઈએ. હજુ 'હિંદુસ્થાન ટાઈમ્સ' કે 'હિંદુ' જેવાંએ પણ કાંઈ કર્યું નથી. આપણે આપણી જાત માટે વધુ પડતું માની લેવા જેવું લાગે છે. તે છતાં તમે સૂચવેલ બેમાંથી એક પણ પગલું લેવું હોય તો તમારામાંથી કોઈક જવાબદાર ભાઈએ આંહીં આંટો આવવો જ જોશે.'

આખરે એવો નિર્ણય થયેલો કે બીજાં વર્તમાનપત્રો શું નિર્ણય કરે છે તે જણાય ત્યાં સુધી સરકારી અંકુશો છતાં 'ફૂલછાબ' અગાઉના ધોરણે ચાલુ રાખવું. તેમ કરતાં જોખમ આવે તે વહોરી લેવું.

જોખમ ધાર્યા કરતા વહેલું આવ્યું અને 'ફૂલછાબ' બંધ કરવાનો સરકારી હુકમ આવી ગયો. છાપખાનું બંધ કરવામાં નહોતું આવ્યું. એટલે એક છાપખાના ઉપર આખી સંસ્થાને નભાવવાનો પ્રશ્ન વિકટ હતો. અનેક કારીગરોના જીવન–નિર્વાહનો પ્રશ્ન હતો. મેઘાણીભાઈની નાજુક તબિયતના હિસાબે તેમના માથે વધુ બોજો નાખવાની દરખાસ્ત કોઈથી થઈ શકે તેમ નહોતું.

છતાં મેઘાણીભાઈએ પોતે પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાની વાત રજૂ કરી. 'મરેલાનાં રુધિર અને જીવતાનાં આંસુડાં'ની પહેલી પુસ્તિકા પ્રગટ થઈ ને ચપોચપ ઊપડી ગઈ. સૌમાં હિંમત આવી.

દર પખવાડિયે બહાર પડતી આવી પુસ્તિકા માટે તેઓ કેટલાંયે પુસ્તકો એકઠાં કરતા, તેમાંથી મુદ્દાઓ એકઠા કરતા, જરૂરી ચિત્રો મેળવતા અને 'ફૂલછાબ'ની પ્રતિષ્ઠાને જરા યે નીચી ઉતારે તેવી પુસ્તિકા ઉતાવળે પ્રસિદ્ધ થાય નહિ તેમ જ ગ્રાહકો પોતાના નામ પાછળ છેતરાય નહિ, તેની તેઓ ખાસ ચીવટ રાખતા.

*

કેટલાક મિત્રોએ મેઘાણીભાઈને પૂછેલું કે તમને લખવાની ખરી લહેજત કે રંગ કયારે જામે ? કેવા સંજોગોમાં જામે ? આંગળી ચીંધીને તેઓ બતાવતા કે સામા ટેબલ ઉપર બેસું અને કલમ હાથમાં લઉં એટલે લહેજતથી જ ગમે એટલું લખાયે જાય છે. બનતું પણ તેવું જ. તેઓ એકલા 'ફૂલછાબ'-નાં પાનાં ભરતા હતા તો પણ ગમે તે વિષય પરનું એકધારું લખાણ આ જ રીતે લખાતું હતું. અઠવાડિક માટેની ચાલુ વાર્તા એક સાથે લખી રાખીને તેઓ નહોતા પ્રસિદ્ધ કરતા. જે દિવસે મુદ્રણાલય માગે તે દિવસે વાર્તાનો તે અઠવાડિયાનો હપ્તો તેઓ લખતા હતા. 'ફૂલછાબ'ની પ્રસિદ્ધિની છેલ્લી

ઘડીએ થોડું 'મેટર' ખૂટે અને મેઘાણીભાઈ પાંચ-દશ મિનિટમાં પહેલા પાનાના બીજા 'મેટર' સાથે બરાબર બંધબેસતું થાય તેવું, ઉચ્ચ કક્ષાના સાહિત્ય જેવું લખાણ ટપકાવી દે. એમનાં સારાં ગણાઈ ગયેલાં કાવ્યો પણ આ રીતે લખાયેલાં મેં જોયાં છે.

એક ઝવેરી મિત્રે એક નાટક કંપની માટે મેઘાણીભાઈનું "સમરાંગણ" પુસ્તક ભજવવાની પરવાનગી માગતો પત્ર મારા મારફત મેઘાણીભાઈને લખેલો. તે નાટક કંપની મોટી હોવા છતાં તેના પ્રતિકૂળ આર્થિક સંજોગોની વાત તેમાં હતી. તેનો જવાબ મિત્રને સીધો લખવાને બદલે મારા ઉપર લખેલો !

'રાજકોટ ગયેલો ત્યાં તમારો પત્ર મળેલો. તેના જવાબમાં:–

'અહીં એક ઝવેરચંદ મેઘાણી નામના ભાઈ છે. આપણા જાહેર કામમાં કાંઈક મદદ પણ કરે છે. તેમને તેમનાં પત્ની માટે રૂ. પાંચેક હજારનું ઝવેરાત જોઈએ છે. પણ તેમની સ્થિતિ સારી નહિ હોવાથી ને સંજોગો પ્રતિકૂળ હોવાથી શ્રી.....ઝવેરી ફક્ત નામનો પુરસ્કાર સ્વીકારીને શ્રી.....ની નાટક કંપની પાસેથી એ ઝવેરાત મેળવી આપે એવી મેઘાણીની માગણી છે.'

'મને લાગે છે કે આ જ જવાબ હોઈ શકે. મારું પુસ્તક વાપરવું, નામ વટાવવું, એક્ટરોને ગંજાવર પગાર આપવા, નાટક લખનારને બે બે ત્રણ ત્રણ હજાર દેવા–માત્ર લેખકને નામનો પુરસ્કાર !

'બાપાલાલભાઈ ! તમે આ નાટક–સિનેમાવાળાને ઓળખતા નથી. વધુ શું લખું ? આજીવિકા સાધન માટે પુસ્તકોમાં લોહી નિચોવું છું. ભવિષ્યનું કોઈ Provision કરી શકતો નથી. ચાલુ ખરચા વધતા ચાલ્યા છે. તેવે ટાણે આ કહેવાતા સ્નેહીઓ સંબંધીઓ 'પ્રતિકૂળ સંયોગો'ની વાતો કરી ગાને ને મારી આબરુને ગિરો મુકાવવા માગણી કરે છે તેથી હસવું આવે છે.

'આ.....ની નાટક કંપની તરફથી અગાઉ પણ મને નોતરાં મળેલાં. પણ હું તો બે હજાર મળે તો પણ નાટક કે સિનેમાથી દૂર જ રહેવા માગું છું. હું જાણું છું કે એ લોકો મારી તૈયાર કૃતિઓમાંથી ચોરીને પોતાનું હિત કરી જ લે છે,–ને તમે જોજો, "સમરાંગણ" પણ ચોરાઈ જશે–પણ મને એક સંતોષ છે કે મારું નામ હું પૈસા ખાતર વેચતો નથી. એ વાત આટલેથી જ પતાવજો.'

*

મુંબઈના રેડિયો સ્ટેશનથી લોકસાહિત્ય રજૂ કરવા મેઘાણીભાઈને વર્ષો પહેલાં આમંત્રણ મળેલું. પણ દેશાવરમાંથી આવીને રેડિયો ઉપર રજુઆત કરનાર ગવૈયા કે ગમે તેને રેલ્વેના બીજાવર્ગનું ભાડું મળતું હોય તો સાહિત્યકારને કાં નહિ ? તેઓને પોતાને એકને જ નહિ પણ બધા સાહિત્યકારો માટે આવો નિયમ થાય નહિ ત્યાં સુધી રેડિયો ઉપર રજુઆત કરવાની તેમણે ના કહી દીધી હતી. તેઓ તે વખતે ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા હતા. અવારનવાર ઘરનાં ભાડાં ખરચી મુંબઈ આવતા હતા. સાથોસાથ રેડિયોમાં રજુઆત કરીને ભાડું તેમ જ પુરસ્કાર જે મળે તે સરકાર પાસેથી વસૂલ કરી શકે તેમ હતા, પણ સાહિત્યકારની પ્રતિષ્ઠા ખાતર છેવટ સુધી તેઓએ રેડિયો ઉપર રજુઆત કરવાનું બંધ રાખ્યું હતું.

*

તેવી જ રીતે કોઈ શહેરમાં તેઓ લોકસાહિત્યની સભા માટે જાય ત્યારે ત્યાંના રાજા કે શ્રીમન્ત કહેવડાવે કે 'મારે આપને મળવું છે, આપની સાથે ચા–પાણી પીવાં છે. અને આપનું લોકસાહિત્ય સાંભળવું છે.' તેના જવાબમાં તેઓ તરત કહેવડાવતા કે 'વિવેક તરીકે મળવા કે ચા–પાણી પીવા હું ગમે ત્યારે આવીશ. પણ લોકસાહિત્ય સાંભળવા આપને સૌની સાથે જાહેર સમારંભમાં આવવું પડશે. મોટાઓના દિલરંજન માટે આવા કાર્યક્રમ યોજવાનું મને ફાવતું નથી. થોડાં પણ સાચા રસથી સાહિત્યનું પાન કરનારાં પાસે હું ગમે ત્યારે અને ગમે તેટલો વખત ગાતાં અચકાતો નથી.'

કોઈ સંસ્થા માટે પણ નાણાં ઊભાં કરવા તેમનો કાર્યક્રમ યોજાતો ત્યારે તેમને ભારે ક્ષોભ થતો અને ઘણી વખત ના કહી દેતા હતા.

[ નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર સંપાદિત "ઝવેરચંદ મેઘાણી સ્મરણાંજલિ" માંથી ]

( ગયા અંકથી પૂરું )

શંકરભાઇ સોમાભાઇ તડવી

૭૩. **તડવીનો પાળિઓ** : વાવની નજીક તળાવની પાળ ઉપર એક પાળિયો છે. મારા નાના (આતાના પિતા) કહેતા કે, એ પાળિયો તડવીનો છે. ચાર પાંચ તડવીઓ બીજા લૂંટારાની વાદે ચડીને ચોરી કરવા લાગ્યા. આકાખેડા ગામની ભેંસો ચોરીને પુણ્ય પાવાના ડુંગરમાં ઊતરી ગયા. ત્યાં મોજમજા ઊડાવી રહ્યા હતા ત્યાં પાછળથી વહાર ચડી. પુણ્ય પાવા પ્રદેશમાં તે વખતે શેખસાજીનું રાજ હતું. તડવીઓ નાસીને સોયથા ગામે આવ્યા. વચમાં નદી હતી. હેરણનું લીલું લીલું પાણી હેલકારા મારતું હતું. ઊતરીને નસાય એવું નહોતું એટલે બધા ત્યાં ઊગેલા તાડ ઉપર ચડી ગયા.

વહારવાળા લોકોએ મારો ચલાવ્યો. ઉપર રહ્યે રહ્યે બે એક તડવીઓએ તાડનાં પાન કાપ્યાં ને તે પાંખો પેઠે રાખી ઉડયા. તાડછાંમાં પવન ભરાયો અને બંને સામે કાંઠે પડયા ! બંને તડવી ત્યાંથી નાઠા. એક જણ ભાટપુરમાં મરાયો. તેનો પાળિયો ભાટપુરમાં છે.

બીજો તડવી ખૂબ નાઠો. વાસણા–કોલિંદ્રા જતાં તે પકડાયો અને મરાયો. તે **ચમકલા બાવા** તરીકે ઓળખાયો. આજે તેનું સ્થાનક કોલિંદ્રા ગામમાં છે. જેનાં બાળકોને કાંકણી આવતી હોય, બાળક કમકમાં ખાઈ અક્કડ થઈ જતું હોય તેઓ ચમકલા બાવાની બાધા રાખે છે. બાળકને મટયા પછી ચમકલાબાવાને કાચનાં કંકણ ચડાવે છે. આ કંકણ ભૂરા રંગનાં અને કિનારીએ પીળાં ટપકાંવાળાં હોય છે.

૭૪. **ભંગીનો પાળિયો** : ભાટપુર ગામની સીમમાં ખાનપુર જવાના રસ્તે, ઊંડી નેળમાં એક પાળિયો છે. તેને ભંગીનો પાળિયો કહે છે. તેને લગતી કથા શ્રી. રેવાબહેન તડવીએ ‘વરરાજાનો ઘોડો’ નામે લખી છે. તે અહીં ઊતારી છેઃ

જૂના જમાનાની વાત છે. તે વખતે બધે જંગલઝાડી ખૂબ હતાં. લૂંટારાનો ભો હતો. આવા વખતે રાજના સરસીંડાની એક જાન ઊથલી. ગીતાળીઓ ગાતી હતી :

વર તો ચાલુંજી ચાલુંજી
ઘોડે ચઇડા.
વરની બે’નીજી ચાલવાનું દેય રે
વર તો ચાલુંજી ચાલુંજી
ઘોડે ચઇડા.

o o o

ઘોડો ચાલે ઘમ્મ ઘૂઘેરા વાગે.

o o o

વરની પીઠી ભરેલી જુવે વાટ રે
નંગારાં વાગે ધીમર ધીમાં.

o o o

પાતળી શી ઘોડી, ચલતી વછેરી
મારો વીરો ઘોડુલે ચડીયો રે !

o o o

ઉગમણી હવેલીઓમાં ઊતરા વરરાજા
રાયવર ! વે’લા પધારજો !

પોતાના ગામનો ઝાંપો મૂકીને જાન આગળ ચાલવા લાગી. ઘી પાવા અધીરા થયેલા ડમણિયાં ને ગાડાંવાળા ચડસાચડસી પડવા લાગ્યા. ડમણિયાંવાળા કહે, અમે આગળ જઈએ ને ગાડાવાળા કહે અમે આગળ જઈએ. એમ ચડસાચડસી કરવા લાગ્યા.

એક બાજુ ઘમ્મ ઘમ્મ ઘૂઘરા વાગે તેનો અવાજ અને બીજી બાજુ ગાડાં=ડમણીયાંનો અવાજ= કાને પડયું સંભળાય પણ નહિ !

જ્યાં ગામ આવે ત્યાં ઢોલી ઢોલ–શરણાઈ વગાડે=આમ કરતી કરતી જાન ભાટપુર પહોંચી. ભાટપુરની ઊગમણી ભાગોળે થઈને વાસણા જવાના

જવાના માર્ગે પડી. વાંસલીનું કોતર ઊતરી જાન ખાનપુર તરફની નેળે વળી.

તે વખતે વાંસલીના ખરાબામાં મોટું જંગલ હતું. મહુડા આકાશ સાથે વાતો કરતા હતા. ખેર, ધાવડા અને ખાખરનો પાર નહોતો. વંકડા, વેલાંતરા અને બાવળ ખીચોખીચ ઊગેલા હતા. કાળી કંથારનાં જાળા ઉપર ધમાસના વેલા વીંટાઇને લીલાછંમ ઘૂમટો બન્યા હતા. થોરીની ઘીચ ઝાડી ભીંતો જેવી બની ગઈ હતી. એમાં વાઘ, વરુ અને કળશી કળશી મટોડી પડે એવાં સૂવર રહેતાં હતાં. શાહુડી સસલાંનો તો પાર નહોતો. ધોળા દિવસે લૂંટી લેય એવું હતું.

રાતનો વખત હતો. ઊંડી નેળમાં ગાડાં–ડમણિયાં ચાલતાં હતાં. ધૂળના ગોટેગોટા ઊડતા હતા. કોઈ આંખમાં આંગળી ઘોસી દેય તોય ખબર ના પડે એવું અંધારું હતું. ધાંયજાની મશાલો પણ દીવા પેઠે પલપલતી હતી!

જાન બરાબર ઊંડી નેળમાં આવી. કાણાકવા તરફથી આવતી નેળ ભેગી થાય છે, ત્યાં આગળ લૂંટારાઓએ હુમલો કર્યો.

'ખબરદાર! ઊભા રહો.' લૂંટારાએ પડકાર કર્યો. જાનૈયા સાવધ થઈ ગયા. દરેકે પોતપોતાનાં હથિયાર સંભાર્યાં. બધા વરરાજાના ઘોડા ફરતા ગોઠવાઈ ગયા.

ભંગી સૌથી આગળ ચાલતો હતો.

'અલા! રણશિંગું ના ફૂંકીશ!'

પણ લૂંટારાની ધાકને ભંગીએ ગણકારી નહિ. એણે તો જોરથી રણશિંગું ફૂંક્યું. જાનૈયાને શૂર ચડયું.

લૂંટારાઓએ ભંગીને ઝટકાવી નાખ્યો!

છૂટો ભાલો મારીને વરરાજાને ગબડાવી પાડયો!!

વરરાજાનો ઘોડો જાતવાન હતો. ઘોડાએ કૂદીને વરરાજાને પોતાના ચારેય પગો વચ્ચે ઘાલી દીધો. પછી ચારેય પગો વડે માટીનાં રોડાં ઉખાડી ઉખાડીને ઉડાડવા લાગ્યો! રાળી માટીનાં રોડાં તોપના ગોળા પેઠે વાગવા લાગ્યાં.

લૂંટારા ખૂબ મથ્યા પણ વરરાજાને લૂંટી શકયા નહિ. એટલીવારમાં ભાટપુરની વહાર આવી પહોંચી. જાનને લૂંટવા આવેલા લૂંટારા ખાલી હાથે નાસી છૂટયા.

સૌથી પહેલાં મરાયેલા ભંગીનો પાળિયો ઊંડી નેળમાં એ વાતની સાક્ષી પૂરતો ઊભો છે.

ભાટપુરનાં ઘરડાં વાતો કરે છે કે, સારા વાર તહેવારે ઊંડી નેળમાં જાન જતી હોય, ઢોલ–શરણાઈ વાગતી હોય, ગાડાં–ડમણિયાં ચાલતાં હોય એવા અવાજ થતા.

## (૬) પુણ્યપાવો

૮:૧ નસવાડી તાલુકામાં આ સ્થળ કોહિયાથી ચોસલપુરા જવાના રસ્તે, ડુંગર ઉપર છે. ડુંગર **"પુણપાવાનો ડુંગર"** નામે ઓળખાય છે. ડુંગર ઉપર અને તળેટીમાં જૂના બાંધકામનાં એંધાણ છે. ત્યાં એક પાળિયો છે. જેના ઉપર "ગરદા" નામ અને સંવત ૧૩૪૭ મળે છે. એટલે વાઘેલાકાળમાં આ સ્થળ સમૃદ્ધ હશે. ડુંગરની ઉત્તર તળેટીમાં તળાવ હતું. હાલમાં તેની પાળ તૂટી જવાથી જમીન થઈ ગઈ છે. તે લોકો ખેડાણ કરે છે. આ તળાવની પશ્ચિમપાળે જૂના શિવમંદિરનાં ખંડેર છે. અને દક્ષિણખૂણે **"હરખલી કલાલણ"નો પાળિયો** નામે ઓળખાતાં જૂના મંદિરનાં શિલ્પો છે. ત્યાંથી પશ્ચિમે–ડુંગરમાં બે જૂના મંદિરનાં ખંડેર છે. પણ ત્યાં મૂર્તિઓ નથી. ત્યાંથી પશ્ચિમમાં જૂના વખતમાં પથ્થર કાઢતા હશે, તેનાં એંધાણ છે. આ પથ્થરનો રંગ જાંબુડિયો છે. હાલમાં એ પથ્થર બીજે વપરાતો નથી. આજથી દશેક વર્ષ ઉપર સોયથા તા. સંખેડા ગામના એક ખેતરમાંથી મને આવા પથ્થરનો એક વાટવાનો પથ્થર ભાંગેલો મળ્યો હતો. શિલ્પો નાગ અને નાગણીનાં છે.

૮:૨ દંતકથા છે કે આ સ્થળે એક **"પુણ્યપાવો"** નામનો રજપૂત રાજા રાજ્ય કરતો હતો. એક વખત તેના ઉપર દુશ્મન રાજા

ચડી આવ્યો. જીતવાની આશા રહી નહિ. રાજા અને પ્રજાજનો ડુંગર ઉપરના ભોંયરામાં પેસી ગયાં. સૌ કસનસીબ હતી. ઉતાવળમાં રાજાનો માનીતો પોપટ બહાર રહી ગયો. સૌ ગભરાયેલાં હતાં. પોપટનું પાંજરું લેવાનું સૌ વીસરી ગયાં.

દુશ્મન રાજાએ પોપટને ખૂબ ત્રાસ આપ્યો. ક્રોધે ભરાયેલા પોપટે રાજા અને સૈન્ય ભોંયરામાં પેઠું છે, એની બાતમી આપી દીધી.

દુશ્મન રાજાએ ભોંયરામાં ઝરડાં-ઝાંખરાં પૂરી આગ મૂકી. પુણ્યપાવો અને બધાં પ્રજાજનો આગથી અને ધૂમાડાથી ગૂંગળાઈને મરી ગયાં. રાજાનું મૃત્યુ થયું. મૃત્યુ પછી પુણ્યપાવો 'દેવ' થયો. અને 'પુણ્યપાવા મહારાજ' તરીકે બેઠા.

૮.૩ રાજા પુણ્યપાવો મહાકાળી માતાનો ભક્ત હતો. પાવાગઢ ઉપર માતાનો દીવો બળે. તેનાં શક્તિશાળી તેજ બધે પથરાતાં.

ભક્ત પુણ્યપાવો રાત્રે નવરો પડે. પોતાના ડુંગર ઉપર બેસે. હાથમાં સોનારૂપાના તાર લે. માતાજીનો દીવો પાવાગઢ ઉપર બળે છે. ભક્ત રાજાને દીવાનાં તેજ મળે છે. રાજા તેજે તેજે માતાજીનું કાપડું ભરે છે. રાજાએ કેટલાએ મહિના સુધી ભરત ભર્યા કર્યું. અંતે કાપડું તૈયાર કર્યું.

એક દિવસ પૂનમનો દાડો હતો. ભક્ત પુણ્યપાવો પાવાગઢ ગયો. માતાજીને નમન કર્યું. પછીથી પોતાની પોટલી છોડી. બધે તેજ છવાઈ ગયું. બધે ઝળાં ઝળાં થવા લાગ્યું. સોનારૂપાનું તેજ એટલે જોઈએ શું ? રાજાએ કાપડું કાઢીને માતાજીને ચરણે ધર્યું. માતાજી પ્રસન્ન થઈને બોલ્યાં :

'બેટા ! આવું સરસ કાપડું તેં ક્યારે તૈયાર કર્યું ?'

પુણ્યપાવો હાથ જોડીને બોલ્યો :

'માજી ! આપના ગઢ ઉપર દીવો બળે છે. એ દીવડાને તેજે મેં આ ભરતકામ કર્યું છે.'

માતાજી ખૂબ પ્રસન્ન થયાં. તે બોલ્યાં : 'બેટા ! માગ. જે માગે તે આપું'

પુણ્યપાવો હાથ જોડીને બોલ્યો : 'માજી ! મારે બીજું કંઈ જોઈતું નથી. હું લોકોની સેવા કરતો રહું એવું આપજો.'

માતાજી કહે : 'તથાસ્તુ !'

દેવ થયા પછી પુણ્યપાવા મહારાજના ચમત્કારો લોકોમાં લોકતત્ત્વ બનીને અહીંના લોકજીવન ઉપર પ્રભુત્વ જમાવી રહ્યા છે. પુણ્યપાવા મહારાજ સફેદ કપડાંવાળા અસવારના રૂપે લોકોને દર્શન આપે છે, એવી લોકવાયકા છે.

ભૂલે પડેલા મુસાફરને રસ્તો બતાવે.

ખોવાયેલાં ઢોર પાછાં લાવે.

ખોવાયેલી વસ્તુઓ પાછી અપાવે, અને રોગીઓના રોગ દૂર કરે : એવાં લોકકાર્યો પુણ્યપાવા મહારાજ કરે છે. એટલે આજુબાજુના લોકો તેઓની માનતા રાખે છે.

૮.૪ ઈ. સ. ૧૯૩૬માં વિશ્વનાથજી મહારાજના એક સાધુ લુલિયા મહારાજે અહીં યજ્ઞ કરાવેલો. અને જન્માષ્ટમી તથા શીતળા સપ્તમીના મેળા ચાલુ કરાવેલા. બે ત્રણ વર્ષ ભરાયા પછી જન્માષ્ટમીનો મેળો બંધ પડયો છે પણ શીતળા સપ્તમીનો મેળો હજુ ચાલુ છે.

ડુંગર ઉપર પુણ્યપાવા મહારાજની મૂર્તિ નથી. માત્ર ખંડિત ઘોડો છે તે પૂજાય છે. નવરાત્રમાં કે બેસતા વર્ષને દિવસે લોકો પુણ્યપાવા મહારાજને ઘીનો દીવો ને નાળિયેર ચડાવે છે. માટીના ઘોડા ચડાવે છે.

સ્થાપત્યની દૃષ્ટિએ જોતાં અહીં જૂના વખતની ઈંટો મળે છે. તેનું માપ જોતાં **જેતપુર પાવી** અને **તેલાવ** કરતાં જૂની માલૂમ પડે છે. જાણીતા પુરાતત્ત્વવિદ્યાના વિદ્વાન ડૉ. રમણલાલ ના. મહેતાના મતે જેતપુરપાવીનાં ખંડેરો આજથી ૧૫૦૦ વર્ષ જૂનાં ગણાય છે. એ જોતાં આ સ્થળ વધારે પ્રાચીન ગણાય. ઉત્ખનન થાય તો વિશેષ પ્રકાશ પડે. પણ અહીં તો પુરાતત્ત્વને બદલે લોકતત્ત્વની દૃષ્ટિએ જોવાનું હોઈ, લોકમાં જે તત્ત્વ આ વિષે છે તેનું જ આલેખન કરવાની મર્યાદા સ્વીકારી છે.

## (૭) કલેડિયા

૯.૧ કલેડિયા છુચ્છાપુરા તણખલા રેલવેનું સ્ટેશન છે. તે સંખેડા તાલુકાનું ગામ છે. આજુબાજુ કપાસ પાકે છે એટલે અહીં કપાસ પીલવાનાં જીન છે. તેથી ઉદ્યોગ મથક બની ગયું છે.

૯:૨. **'કલેડિયા'** નામ પાછળ પૌરાણિક દંતકથા છે. પુણ્યપાવાનું જંગલ, ઈંદ્રાલ–સોનગીરનું જંગલ, દક્ષિણે પાયાકોઈનું–ચામેઠાનું જંગલ અને પૂર્વે પરવટાનું જંગલ: એ બધાની વચ્ચે માળની જમીન હતી. આજુબાજુના જંગલમાં મહુડા–ચારોળીની ગીચ ઝાડી હતી. આજ હાલ કોઠિયાની સીમ છે એ ભાગમાં નાનાં નાનાં ઝાડવાં હતાં. એ બધો પડતર માળ હતો. તેને લીધે આ કથા ઉદ્‌ભવી હોય એમ લાગે છે. દંતકથા આમ છે:

૯:૩. **ભીમનું કલેડું** : અસલના વારામાં ઈંદ્રાલ ગામમાં એક પાટિદાર રહેતા હશે. તેમણે સામે કિનારેની જંગલની જમીન રાખેલી. જંગલમાંથી ઝાડખીડ કાઢવાનાં હતાં. ઝાડી–ઝાંખરાં સૂડવાનાં હતાં. પટેલ જે ચાકર રાખે તે બે એક મહિના રહીને નાસી જતો.

એક દિવસ પટેલનું ઘર પૂછતો પૂછતો એક માણસ આવ્યો. પટેલ કહે : 'કેમ આવ્યો છે ?'

પેલો માણસ કહે : 'ચાકર રહેવા. મારે ચાકર રહેવું છે.'

પટેલ કહે : 'જંગલમાં રહેવાનું છે. માળમાં મોટા તોતીંગ મહુડા કાપવાનાં છે. મૂળિયાં ખોદીને જમીન સૂડવાની છે. જંગલમાં વાઘ ઘૂઘવાટા મારે છે. સૂવર દાતેંડી મારીને ઊથલાવી પાડે છે. બોલ, તારાથી કામ થશે ?'

પેલો માણસ કહે: 'થશે, થશે કાકા !'

પટેલ કહે: 'બોલ, ચાકરી શું લેવી છે ?'

પેલો માણસ કહે: 'મારે કોઈ નાનું મોટું નથી. હું જાતે એકલો છું. મારે નડંગ ધડંગને પૈસા ટકા શું કરવા છે ? મને ખાવા માટે રોજ મૂઠી ચણા આપજો.'

પટેલ હસીને બોલ્યો: 'ઓહો ! ચણાની કયાં ખોટ છે 'લા, છોરા ! એકને બદલે બે મૂઠો ભરી જજેને. કોઠિયાઘરમાં ચોરસા ભરેલા છે.'

પેલો માણસ કહે: 'તો આપણે રહી, કાકા!'

પટેલ કહે : 'સારું જા.'

પેલો માણસ તો દરરોજ મૂઠી ચણા લઈ જાય. કોઠીમાં એક કળશી ચણા ઓછા થાય ! પણ તે વખતે તો સાત સાત વરસનું અનાજ ભેગું થતું. દસ દસ દિવસ, વીસ વીસ પાળિયા કામ કરે ત્યારે જ ડાંગર મસળવાનું પૂરું થતું.

પેલો માણસ દરરોજ એક મૂઠી ચણા લઈ જાય. કલેડામાં શેકી ખાઈને સૂઈ રહે.

જેઠ મહિનાનો દહાડો આવ્યો. પટેલને થયું લાવને માળ જોવા જવા દે. ચાકરે કેટલું કામ કર્યું છે ? પંદર દા'ડામાં તો મેવલો ધડુકશે.

પટેલ તો માળમાં ગયા. એક જગાએ કાળિયું સૂકવી મૂકેલું. ત્યાં ચાકર રહેતો હશે, એમકરીને પટેલ ત્યાં ગયા.

પટેલે તો આમ જોયું ને તેમ જોયું. કોઈ ઠેકાણે ઝાડ કાપેલું દેખાતું નહોતું. એક ઝાડની ડાળી સરખીએ કાપેલી નહોતી ! ચાકરને જોયો તો સૂવે છે. ઘસઘસાટ ઊંઘે છે.

પટેલ તો અકળાયા. પટેલ બોલ્યા: 'અલ્યા ! એકે ઝાડ તો કાપેલું દેખાતું નથી. આઠ આઠ મહિના તેં શું કર્યું ?'

પેલો ચાકર તો આંખો ચોળતો ઊભો થઈ ગયો. સૂકવેલું કાળિયું કેડે બાંધી દીધું. એ તો રીસમાં ને રીસમાં ઊપડયો. જુવારના રાડાને બે હાથે ઝાલે તેમ મહુડાના ઝાડને ઝાલે ને ખેંચે. મૂળિયાં સંધુ ઊપાડીને દૂર ફેંકે. ઘડીકમાં આખો માળ સફાચટ કરી દીધો ! આમ કરતો કરતો તે ચામેઠાની સીમ લગોલગ પહોંચ્યો.

પટેલ તો નવાઈ પામીને જોઈ રહ્યા. પટેલને

એકાએક ભાન થયું. આવું કામ તો કોણ કરે ? એક હનુમાન જોદ્ધો કરે કાં તો બળિયો ભીમ કરે.

પટેલ તો બૂમ પાડી ઊઠયાઃ 'રહેવા દે; રહેવા દે. ઓ ભીમ ! રહેવા દે. ! ભીમ રે ભીમ ! આવી ચામેઠાની સીમ !

પેલો માણસ ભીમ હતો. પટેલે જેવું ભીમ રે ભીમ, આવી ચામેઠાની સીમ; એમ કહ્યું ને ભીમ ઊભો રહ્યો. ઝાડો ફાંસવાનું પડતું મૂકયું ને દોટ કાઢીને નાસી ગયો !

હાલ કલેડિયામાં જૂના સ્થાપત્ય સાથે પથ્થરનું એક કલેડું છે. લોકો તે બતાવીને કહે છે કે, ભીમ આ કલેડામાં ચણા શેકી ખાતો હતો. આ કલેડા ઉપરથી ગામનું નામ કલેડિયા પડયું છે.

## (૮) ઝરિયા

૧૦:૧. પ્રતાપનગર–છોટાઉદેપુર રેલવે લાઈનના છુછાપુરા સ્ટેશનથી આ સ્થળ એક કિલોમીટર દૂર છે. ભદ્રાલી ગામની સીમમાં છે. પહેલાં ત્યાં ગામ હતું. તાડના ઝાડની નિશાની પણ નથી. આ આ સ્થળનાં ખેતરોને **ઝરિયા** કહે છે. ઈ. સ. ૧૯૦૦ પહેલાં આ ગામ હતું, એમ કહેવાય છે. એ ગામ માધો શિકારી નામના તડવીએ વસાવેલું. તે ગોલા ગામડી તા. સંખેડા ગામનો રહીશ હતો. તે એ સ્થળે પોતાની ગાયો સાથે રહેતો હતો. તે કાળમાં એ પ્રદેશમાં ખેર, ખાખર, મહુડા અને બીજાં ઝાડોની ખૂબ ઝાડી હતી. જંગલમાં સૂવર, રોઝ, ચીતળ હરણ, વાઘ અને વરૂ રહેતાં હતાં.

આજે એ સ્થળે ગામની નિશાની મળતી નથી. એ માધા શિકારીનો કોઈ વંશજ નથી. પણ તેણે વસાવેલા ઝરિયા ગામનું નામ રહી ગયું છે.

## (૯) કોકેલ

૧૧:૧. આ સ્થળ પણ સંખેડા તાલુકામાં આવેલું છે. જોજવા–વઢવાણા નહેર (કેનાલ) ઉપર, ભદ્રાલી અને છુછાપુરા ગામની વચ્ચે, નહેરની બંને બાજુ આ સ્થળ પથરાયેલું છે. પાષાડીપને પથરાયેલા આ સ્થળની લંબાઈ ૩૦૦ મીટર જેટલી હશે. છુછાપુરાથી ૧૦૦ મીટર પૂર્વે, નહેરના નાળા પાસે જૂનાં મંદિર અને શિલ્પો છે. લોકો જેને ઢોલકીમાતા કહે છે તે શિવલિંગ છે અને ઢોલક પડયું હોય એમ ઊભું છે. તેથી લોકો તેના આકાર ઉપરથી ઢોલકીમાતા કહે છે.

નહેરની દક્ષિણે ખેતરમાં ક્ષત્રિયોના પાળિયા છે. ત્યાં હનુમાનની મૂર્તિ હતી તે સંખેડા લઈ ગયા છે. સંખેડામાં માકણીઝાંપા બહાર એક મંદિર છે એમાં એ હનુમાનજીની મૂર્તિ છે.

ખેતરોમાં મળી આવતાં ઠીકરાં સૂચવે છે કે, અહીં પુરાણાકાળમાં ગામ હશે. આજે કોઈ જાણતું નથી કે અહીં અમુક નામનું ગામ હતું. પણ આ **કોકેલ** નામ જૂના ગામનું નામ સૂચવે છે, એ નક્કી છે.

સ્થળના ઈતિહાસનો વિષય ખૂબ વિશાળ છે. આવાં સ્થળો ગામે ગામ હોવાનાં. આ લેખના વાચકો પોતાના વતનનાં સ્થળનામો પાછળ રહેલું લોકતત્ત્વ સંઘરીને પ્રગટ કરવા પ્રેરાશે, એવી આશા છે.



શ્વાન : અલ્પ નિદ્રા અભિમાન બિન, સ્વામી વશ શરીર;
જોઇ મિલે સંતોષ ઉર, વપુ બચાવે વીસ.

કૂકડો : બંસ ચૂગાવી આપ ચૂગે, જાગે પ્રથમ પ્રભાત;
જુદ્ધ કરે હારે નહિ, નારી વશ નહિ થાત.

કાગ : જાતિ—ભક્ષ નહિ ચપલતા, ચક ભક્ષ નહિં ખાત;
ગુપ્ત વિષય વિશ્વાસબિન, પંચ કાગમેં બાત.

સં. જીવાભાઇ પી. ગઢવી (બાબોટ)

# 'ચંદન-મલયાગીરી'નું ગીત

સં. હરસુરભાઇ ગઢવી

કુણનર ધરતીમેં સતીઓ જાગીયોરે, હરનું સીંગાસન ડોલાં ખાય;
આબુનાં પા'ડામાં ચંદણ નીપજે રે, વસીયો લોયાણુગઢની માંયજી.

ખંભે ખડીયો ને, હાથમાં ડાંગડી રે, આયો મૃત લોકની માંય;
કીયા રાજાની કહી જે સીમડી રે, કીયા રાજાની કહી જે ભોમ.. ર

રાજા ચંદણ વાળી સીમડી રે, માતા મેંણાગર વાળી ભોમ;
પુછું-પુછું રે વીરા ગોવાળીડારે, કિયો મારગ લોયણગઢ જાય;

ડાબો મારગ જાય દવારકે રે, જમણો લોયાણુગઢ જાય.
કીણે ખોદાય જગમેં વાવડી રે કીણે બંધાય હરિ પાળ?
ચંદણ ખોદાયો કુવા - વાવડી રે, માતા મેંણાગર બંધાવી મોતીડે પાળ.

o o o

સોનું દૈયાં રે તને સોળવું રે, બ્રમ્મા દૈયાં લોયાણુગઢરો રાજ,
એતરૂં લૈને, ઘરે જા, દાનમેં રે, બ્રમ્મા રસોઇ કર મારે દુવાર.

સોનું ન સોયે મારે સોળવું રે રાજા, ન સોયે, લોયાણુગઢનાં રાજ,
હું માગું, તે, ન દે દાનમેં રે રાજા, રસોઇ ન કરૂં તારે દુવાર.

હાથીડા દિરાવું તું ને હીંડતારે, દિયું ઘોડલી આરી હાર.
એતરોજે, લૈને જાતું દાનમેં રે, રસોઇ કર મારે દુવાર.

o o o

કેડયે કટારી વાંકડા રે ચંદણુ, હાલતો ગેમરની હાલ્ય,
એક દિ' યારો ઝોલો વાગીયો રે રાજા, આવી બેઠો આથર માંય,

શે'ર-શે'ર સોનું પે'રતી મેણાંગરી, જોખાતી, મોતીયાં ભાર.
એક દિ' યારો ઝોલો વાગીયો રે રાણી, ઘર-ઘર રી પાણીયાર.

શે'ર - શે'ર સોનું પે'રતી મેણાંગરી, જોખાતી. ફૂલાંરે ભાર,
એક દિ' યારો ઝોલો વાગીયો રે રાણી, ઘર-ઘર રી પાણીયાર.

o o o

કયાં રો જાયો રે, કયાં રો ઊપન્યો રે, સાયબા, કીયું તે કહી જે થારૂં ગામ,
રાજા ચંદણુ તો કહીએ નામડોરે, સાયબા, લોયાણુગઢ રો મારો રાજ.

o o o

સત્તરે ધરમરે મેં તો કારણે રે, મેલ્યો લોયાણા ગઢરો રાજ.

o o o

એક રે છોડી ને, બીજી લાવીયોરે કુંભારા, લાવીયોને, નાનકડી મારે શોકય;
થારૂં વાંચછ્યું તો, થારે નેણે પડજો, કુંભારણ, લાવીયો ધરમીઆ વાળી બેન.

o o o

પીંડી કહી જે, આલણ વેલણી હો વણઝારા, જાંગરલો, દેવળીયાવાળો થંભ.
આંખે પરવાળાં વાળી સોયરે, હો વણઝારા, નાકલડું દિવાડયાળી જ્યોત.

નેણે, ભમરાનો વાલી ભણુસ, રે વણઝારા, કપાળ, પુનમીયાળો ચાંદ,
મુંગા ફળીઆં રે, જ કારી આંગળી હો વણઝારા, હાથડલા, આંબલીયારી ડાળ.

વેણી, કહી જે, વાસંગ – નાગની, હો વણઝારા, પેટ, પીપળરો પાંદ,
આવી વસતુ કુંભારા ઘર ન્યાળીયો, હો વણઝારા, હાલો સૌયરૂં જોવા જાંઇ,

o o o

થોડા રસા તો ઢીલા મેલજો રે વણઝારા, રામને ભજીયારી, વેળા જાય.
થોડા બંધાતો ઢીલા મેલજો રે વણઝારા, કેમ ઘાલી, મને આડે ઊંટ?
અણવાણી ટોળું, થોરા પોઠીયારે વણઝારા, થોડો બંધ તો ઢીલો મેલ્ય.

o o o

આ તો ભોજનીયાં લાગે ઓપરાં લાખુડાં, લાવ્યો એક સખળીયાળો હાથ,
આધા ઠળીયાને આધા કાંકરાં રે લાખુડાં, આધા પાંપણીપુંરા વાળ,
આ તો ભોજનીયાં લાગે ઓપરાં રે લાખુડાં, જમીયા ચંદણુવાળે દુવાર,
આ તો ભોજનીયાં લાગે ઓપરાં રે, લાખુડાં, જમીયા મેણાંગર વાળે હાથ.

o o o

શે'ર – શે'ર સોનું હું તો પે'રતી રે વણઝારા, જોખાતી મોતીયાં ભાર,
શે'ર - શે'ર સોનું હું તો પે'રતી રે વણઝારા, જોખાતી ફૂલાં રે ભારોભાર.

એક દિ' યારો ઝોલો વાગીયો રે વણઝારા, આવી બેઠી તારે તંબુમાં ય,
ચંદણ સરીખો મારે સાયબો રે વણઝારા ગંગા લઇ ગઇ લોઢુમાં ય.

સાયર – નીર તો જેવા દિકરા રે વણઝારા, રૈ ગયા, ગંગા રે પેલે ઘાટ;
જીણા – જીણા તો પડે કોરડા રે વણઝારા, દઃખડાં લખ્યાં મારે શરીર.

દાંત તો દાંતણે મારાં દેખીયા રે વણઝારા, મુખડો દીઠયો મારે ભરથાર
સત્ત ધરમરે કારણ હો વણઝારા, મેલ્યો, લોયાણાગઢ રો રાજ.

o o o

ભલે જાયો, ભલે ઉપન્યો રે, રાજા, અમર થારૂં કહી જે, રાજ;
'બાલુ ઘાંચા'રી કહી જે વિનંતી રે રાજા, સખીયા અમર થાશે રાજ.

o o o

# નવાનગરથી આવ્યું મલાવડું

પ્રવીણકુમાર ગઢવી

'નવાનગરથી આવ્યું મલાવડું" એ રૂપેણકાંઠે ગવાતું એક મજાનું લોકગીત છે. એમાં દરેક જ્ઞાતિની ખાસિયતો પર મર્મ છે—કટાક્ષ છે. આખું લોકગીત ગામડાના જ્ઞાતિઓમાં વ્હેંચાયેલા સમાજનું કાર્ટુન હોય, એવું લાગે છે.

ભવાઈ સાહિત્યના અભ્યાસી જાણે છે કે જ્ઞાતિઓ પર કટાક્ષ, એ ભવાઈના નાટ્યોચિત વિષયોમાંનો એક છે. ભવાઈ દરમિયાન રંગલો દરેક જ્ઞાતિઓની ખાસિયતોની જબરી ઠેકડી ઉડાવે છે :

અલબેલો કુંવર, ઉછાંછળી નાર,
મોવાળાની કોથળી,
ઝાંપલી બહાર, ખલે કોથળી,
હીંડે આડો—એ નિશાનીએ ગાંયજાવાડો
ટપટપ ઘડે ને ઠીકરે પાણી,
નાણાંની તો કોથળી કાણી,
ફૂંકે ફૂંકણી કરે આંખનો ઉલાળો,
એ નિશાનીએ સોનીવાડો!
ચાંદરી ભેંસ ને મલકતો પાડો,
જાડો સાડલો બરડો દેખાડો,
ઉઠો વહુજી મહુડાં ખાંડો,
એ એંધાણીએ કણબી વાડો!*

—એવું એક બીજું ભવાઈ ગીત પણ જ્ઞાતિઓ—ખાસ કરીને 'વસાવેલાં – 'વઢવાયાં'ની જ્ઞાતિઓની ખાસિયતો પર ધારી ચોટ કરે છે :

સીવે જોડા પરમાણો લઈ,
કરે તૈયાર પણ પહેરે નહીં,
કરે સીવણ આર જ ઘોંચી,
હત્ તેરી બૂટ મારું મોચી!
મેલાં કપડાં ભઠ્ઠી ભરે,
પન ઘર પર જઈ ઉજળાં કરે,
વાળે ગેડ ઉપર રહે શોભી,
હત્ તેરી બૂટ મારું ધોબી!
વાવે ઝાડ બગીચા કરે,
જોડી કોસને કયારા ભરે,
વીણે ફૂલ તે ખોબા વાળી,
હત્ તેરી બૂટ મારું માળી!
આવે અષાઢ ને હેલી કરે,
બી વાવી મસ્તાનો ફરે,
વાવે બાજરો કપાસ શણ બી,
હત્ તેરી બૂટ મારું કણબી!
લાવી સૂતર ને વાણો વણે,
બેસી સાંજે કપડાં વણે,
કરી મજુરી ન કરે ખેડ,
હત્‌તેરી બૂટ મારું ઢેડ!

—છે ને રંગલાજીનું ફાકડું ટીખળ? ભવાઈમાં ટીખળના દુહા પણ ગવાય છે. એ દુહાઓ તો ગ્રામ—સમાજમાં કહેવતો જેવા થઈ ગયા હોય છે.

સઈ શ્વાસ બે એક છે, કોઇ ન ધરશો રીસ,
સૌને દાંત બત્રીસ છે, પણ સઈને દાંત છે ત્રીસ.

સરસતીને વેનવું, ગુણપત લાગું પાય,
દાનતહિણાં દરજીડાં, ગોત્રજ ચડે જે ગાય.

શરતે કરડે કૂતરું, વણશરતે કરડે વાઘ,
વિશ્વાસે કરડે વાણિયો, છંછેડયો કરડે નાગ.

—આ રીતે રંગલો દરેક જ્ઞાતિઓની નજરે

* શ્રી. ભરતરામ ભા. મહેતા સંપાદિત 'ભવાઈવેશની વાર્તાઓ'માંથી ઉધ્ધૃત.

ચડી જતી ખાસિયાતોની ઠેકડી ઉડાવે છે. વળી ભવાઈમાં તો વાણિયા, વાઘરી, ઢેડ (હરિજન) વગેરે કોમો ઉપર એકપાત્રીય અભિનય (મોનો એક-ટીંગ) કરીને 'પેરડી' કરવામાં આવે છે, તે જાણીતી વાત છે.

હવે જોઈએ 'નવાનગરથી આયું મલાવડું' એ લોકગીત. એના લોકકવિની નજર પણ રંગલા જેવી છે. જ્ઞાતિઓ એક પ્રકારનાં ધંધાદારી મંડળો (ટ્રેડ યુનિયન્સ) છે, એટલે લોકગીતમાં ધંધાઓનું ઠઠ્ઠા-ચિત્ર ઉપસ્યું છે. પણ આ 'મલાવડું' એ શું ? વિદ્યાપીઠના સાર્થ જોડણીકોશમાં મલાવડાં=મીઠું મીઠું બોલવું તે (પૃ. ૬૪૮) એવો અર્થ આપ્યો છે. તથા મલાવડું એટલે મીઠું મીઠું બોલી સારું લગાડે તે, પણ આ લોકગીતમાં એનો કંઈક વિશેષ અર્થ છે. સામાન્યતઃ ઉત્તર ગુજરાતમાં સૌરાષ્ટ્રવાસીઓના સ્વભાવ વિષે એવી માન્યતા પ્રવર્તે છે, કે ત્યાંના લોકો ખોટા મલાવડા ખૂબ કરતા હોય છે. આ એક પ્રાંતીય પૂર્વગ્રહ છે. એ કારણે લોકકવિએ મલાવડાને નવાનગરનું કહ્યું હોય, એમ લાગે છે :

નવાનગરથી આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
નવાનગરથી આયું મલાવડું.

સઇની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
લુંગડાં-બુગડાં સીવો રાજ !

કણબીયાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ. બેહો રાજ,
છાંણાં-બાંણાં થાપો રાજ !

બાવાની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
લોટ-બોટ ફાકો રાજ !

ગરાશિયાની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
પાંણી-બાંણી ભરો રાજ ![1]

પટલ્યાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
કોરાં-બોરાં કરો રાજ !

રબારીની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
ડુવા[2]બુવા પીવો રાજ !

વાણીયાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
પૈસા-બૈસા ગણો રાજ !

સુતારની શેરીએ આયું મલાવંડુ,
આવો રાજ, બેહો રાજ,
છાંડિયાં-બાંડિયાં પાડો રાજ !

લવારીની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
દૈણુ-બૈણુ ચોડો રાજ !

બાંમણની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
વાહણુ-બાહણુ ઉટકો રાજ !

ઢેડાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
ડોબાં-બોબાં તાંણો રાજ !

વાઘરિયાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેહો રાજ,
ઘોયો[3]બોયો કાઢો રાજ !

ગઢવિયાંની શેરીએ આયું મલાવડું,

૧. અહીં રજપૂત પુરુષોમાં પાણી ભરવાની પ્રથા, હોવાથી, તેના પર કટાક્ષ છે.

૨. ડુવો એટલે છાશમાં રોટલો ચોળી બનાવેલું રબારીઓનું પ્રિય પીણું.

૩. વાઘરીઓ ઘો મારતા હોવાથી તે પર કટાક્ષ.

આવો રાજ, બેઠો રાજ,
હોકો-બોકો પીવો રાજ!

તરગળાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
કિમ બાપુ કરો[૪] રાજ!

ગાંયજાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
વતાં-બતાં કરો રાજ!

ઓરગાંણુાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
ઢોલ-બોલ વગાડો રાજ!

ઘાંચીની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
ઘાંણી-બાંણી કાઢો રાજ!

ઠાકરડાંની શેરીએ આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
રોટલા-બોટલા ઘડો રાજ!

નવાનગરથી આયું મલાવડું,
આવો રાજ, બેઠો રાજ,
નવાનગરથી આયું મલાવડું!

—આમ અઢારે વર્ણમાં લોકકવિનું અળવીતરું, માંકડા જેવું 'નવાનગરનું મલાવડું' જઈ આવ્યું અને ટીખળ કરતું આવ્યું!

૪—નાયકોમાં વારેવારે 'કિમ બાપુ?' (કેમ છો સાહેબ?) કહેવાની ટેવ હોવાથી તેની પર અહીં કટાક્ષ છે.

---

પૃ. ઉપરથી ચાલુ]
બહેનો વેપારીઓની ખબર લેતી રહી. વેપારીઓએ ગામની લાગણી તો ખોઈ પણ હવે તિરસ્કાર મળવા માંડયો. લોક લાગણી વેપારીઓની વિરૂદ્ધ ઉશ્કેરાવા માંડી. બીજી બાજુ આગેવાનો વેપારીઓ સાથે વાટાઘાટ કર્યા જ કરતા હતા. ત્રીજી સાંજે પરદેશી કાપડની ગાંસડીઓ ઉપર સીલ લગાવવા વેપારીઓ કબુલ થયા. લોકવિજયના ગગન વિદારણ જયઘોષ ગાજ્યા. પણ અમે અડગ લઈને બેઠા કે જ્યાં સુધી સીલ ન થઇ જાય ત્યાં સુધી અમે ઉપવાસ છોડશું નહિ. વેપારીઓએ શરૂઆતના આઠ દિવસ દરમ્યાન એક વખત પરદેશી કાપડનો વેપાર બંધ કરવાની કબુલાત આપી, પિકેટીંગ બંધ કરાવી ને અમને છેતરી, પાછલે બારણેથી ગાંસડીઓ ફેરવવી શરૂ કરી દીધેલી.

આગેવાનો ય મુંઝાયા. અમે મચક ન આપી. ત્રીજી રાત અમારી ભારે કટોકટીમાં ગઈ. ડેડાણવાળા-ભાઈના ગળામાંથી લોહી પડવા માંડયું. કોઈ કોઈને પેટ ચડી ગયેલાં. કુદરતી હાજત વિના બેભાન થવાની દશામાં કોઈ આવી પડયા. ચોથા દિવસની સવારે એક બાજુ સીલ થવા લાગ્યાં ત્યારે અમારમાંથી કોઈ કોઈ ઉકલી જાય એવી દશાએ પહોંચી ગયેલા. વિજયનો આનંદ લઈ શકીએ એવા અમે નહોતા રહ્યા. પણ અમારા જ કારણે.

## અમારી બેવફુફી કદી સંભારશોને?

અમે કુદરતી હાજતની અને પાણીની છૂટ રાખી હોત તો ત્રણ નહિ પણ ત્રીસ ઉપવાસ પણ વસમા ન લાગત. વળી ઊંઘ આરામ હરામ કરેલા તેથી પણ વધુ વસમું લાગ્યું, ચોથે દિવસે આસન છોડવાની પગ ના પાડવા લાગ્યા. અમને લાગ્યું કે અમે કદાચ હાલી નહિ શકીએ. સીલ થવા માંડયા ને અમને વાજતે ગાજતે ઉતારે લઈ ગયા. સીલ પૂરાં થયે અમને પારણાં કરાવ્યાં. તે દિવસ જેવો અમરેલીનો ઉત્સાહ ફરી કદી નથી જોયો. સાંજની સભા પણ અસાધારણ થયેલી.

નીમિત્ત અમે બન્યા પણ વિજય લોકલાગણીનો થયો. સત્યાગ્રહનો મર્મ અમે ત્યારથી સમજતા શીખ્યા છતાં સત્યાગ્રહીની સબૂરી અમારામાં નહિં જ આવેલી. અદમ્ય ઉછળાટને સબૂરી કયાંથી હોય?

ઓ દોસ્તો! દરગુજર દેજો દિવાના બાંધવાને,
સબૂરી કયાંય દીઠી છે કલેજે આશકોને?
દિલે શું શું જલે દેખાડીએ ઉર દાહ કોને?
અમારી બેવફૂફી યે કદી સંભારશો ને?

*

# અમારી બેવકુફી યે કદી સંભારશોને?

જયમલ્લ પરમાર

ઈસપ નીતિની એક વાત છે. ઈસપે બજારમાંથી ચીજ વસ્તુઓ ખરીદી. એમાં એક ઈસુ ખ્રિસ્તની મૂર્તિ પણ હતી. એ બધી ચીજ વસ્તુઓ ગધેડા ઉપર ભરી અને તૂટી ન જાય એટલા માટે ઈસુની મૂર્તિ સૌથી ઉપર મૂકી. આમ ગધેડા ઉપર ભાર ભરીને ઈસપ આગળ ચાલ્યો. હવે પેલી ઈસુની મૂર્તિ જોઈ જોઈને રસ્તે સામા મળતા લોકો એ મૂર્તિને વંદન કરવા લાગ્યા. પણ ગધેડાને એમ થઈ ગયું કે એ બધા પોતાને વંદન કરે છે. પછી તો એ ગધેડાનું પૂછવું જ શું?

આવું જગતમાં ઘણીવાર બનતું હોય છે. અમરેલી પરદેશી કાપડ ઉપર પિકેટીંગ કરવા જતા અમને દસ છોકરડાઓને જે અસાધારણ આદરમાન મળ્યાં તે ૧૯૩૦ના સત્યાગ્રહના માનવ મેરામણનો પહેલો જુવાળ હતો. વાદળને વરસવું હતું અને એને એક અનોખો પ્રસંગ આવી મળ્યો.

પરદેશી કાપડની અને દારૂની દુકાનો ઉપરનું પિકેટીંગ, આદિવાસીઓ ને હરિજન સેવા, રાષ્ટ્રભાષા પ્રચાર, વિદ્યાર્થી અને મજૂર પ્રવૃત્તિ, ખાદી પ્રવૃત્તિ વગેરે સત્યાગ્રહના જ ભાગ લેખાતા. અરે તકલી ફેરવતાં ફેરવતાં તે દિવસે બાળકો ગાતાં કે:

તકલી નથી પણ તીર છે
છાતી વીંધે સરકારની.

અને ઉપરની કોઈપણ પ્રવૃત્તિના સભા-સંમેલનો કે સરઘસોમાં જે કોઈ ગીતો ગાતાં તે બધાં પરદેશી સલ્તનતને ઊખેડી નાખવાનાં જ મનાતાં. વળી પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરવાનું સરઘસ હોય તો પણ પરદેશી કાપડનાં ગીતો સાથે એવાં પણ ગીતો ગવાતાં કે:

તારી તોપોમાં ઊડશે ડુંગળી રે
હવે ચેતી લે ઓ સરકાર
તારાં વાગે નગારાં હવે મોતનાં રે

ઝંડાવંદન તો પ્રત્યેક પ્રવૃત્તિમાં ખરું જ. અમે તો અમરેલી પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ કરવા જતાં હતા, છતાં લોકો ને અમે સ્વાતંત્ર્ય સંગ્રામના એક ભાગ રૂપે જ એને લેખતા હતા. આઝાદીના યુદ્ધનો એક મોરચો અમરેલીમાં ખૂલી રહ્યો હતો એથી જ તો અમારાં અનોખાં આદરમાન થઈ રહ્યાં હતાં.

## વિકસિત અમરેલી

અમરેલીમાં કાંઈ માણસોનો તૂટો ન હતો. અમરેલીમાંથી જ અનેક માણસો '૩૦ના સત્યાગ્રહ સંગ્રામમાં ભાગ લઈ રહ્યા હતા. વળી અમરેલી તો સયાજીરાવ ગાયકવાડના પ્રગતિશીલ વડોદરા રાજ્યનો એક વિકાસ પામેલો ભાગ. સૌરાષ્ટ્રમાં નહિ તેટલું શિક્ષણ અમરેલીનાં ગામડાંઓમાં પણ ખરું ને વળી જાગ્રત પંથક. અમે એ દિવસોમાં અમરેલીમાં એક ઘર બહાર એક મોટું બોર્ડ જોતા. ઘણું કરીને વકીલ હરિલાલ ઓધવજી કે એવું કાંઈ નામ હતું. એ નામ નીચે ૩૩ સંસ્થાઓની યાદી અને એ દરેક સંસ્થાના હરિલાલ વકીલ પ્રમુખ ઉપપ્રમુખ, કે મંત્રી. શ્રી. હરિભાઈ જેવા ઘણા આગેવાનો અમરેલીમાં હતા. ત્યારે એક આગેવાન ૩૩ સામાજિક સંસ્થાઓ ચલાવતા હોય તો બધા આગેવાનો મળીને કેટલી બધી સંસ્થાઓ ને સામાજિક પ્રવૃત્તિ અમરેલીમાં ચલાવતા હશે?

## ઇસુની મૂર્તિ જેવું જ ને!

આજે ય એ ગણતરી કરતાં અકલ કામ નથી કરતી. અમે જેમ અમરેલી ગયા તેમ દેશી રાજ્યોના સત્યાગ્રહોમાં ભાગ લેવા અમરેલીથી ટૂકડીઓ આવતી. છતાં ગામના માણસો ગામના જ વેપારીઓની પરદેશી કાપડની ગાંસડીઓ ઉપર અમે તેટલું સમજાવતાં પણ સીલ નહિ મરાવી શકેલા. શહેરની એ બધી શક્તિ અમને આવકારવા તરફ

વળી ગઇ. શક્તિ તો ગામની જ હતી. અમે માત્ર સાધન હતા. છતા ઘડીક તો માની બેઠા પેલા ઈસપના ગધેડાની જેમ કે અમારી શક્તિનાં સામૈયાં થઈ રહ્યા છે. મને લાગે છે કે લોકોની વંદના પામતા મહાનુભાવો માથેથી ઈસુની મૂર્તિ હઠાવી લેવામાં ન આવે ત્યાં સુધી એ બધા પણ ઈસપના ગધેડા જેવી ભ્રમણામાં જ નહિ રહેતા હોય ?

એક નવી તાઝગી અમારાં જીવનને પ્રફૂલ્લિત કરી રહી હતી. એક નવી રોશની અમારા જીવનને અજવાળી રહી હતી. હતો તો એ લોકશક્તિનો જ પ્રાદુર્ભાવ.

## છેવટ ઉપવાસ ઉપર

રૂડા ઓરડાના ઉતારા અપાઈ ગયા. ગામના સદ્‌ગૃહસ્થોને ત્યાં જમવાના વારા પણ ગોઠવાઈ ગયા. ટાવર ચોક પછીની બજારમાં બે હારે કાપડની દુકાનો આવેલી, એ કાપડ બજારમાં પિકેટીંગના અમારા પહેરા પણ ગોઠવાઈ ગયા. દુકાનો ખુલે તે પહેલાં અમે હાજર થઈ જતા ને બંધ થાય ત્યારે અમારા પિકેટીંગ પહેરો પણ બંધ થાય. વહેલી સવાર અમારી અખાડામાં જતી. સાંજનો સમય સામાજિક સંસ્થાઓ જોવામાં ને લટાર મારવામાં જતો.

એક બાજુ અમારું પિકેટીંગ ચાલતું હતું ને બીજી બાજુ ગામના આગેવાનોની કાપડ બજારના વેપારીઓ સાથે વિષ્ટિ ચાલતી હતી. પરદેશી કાપડના વેપારીઓ પોતાનો માલ સીલ કરાવવાની ના પાડતા. બીજી બાજુ પિકેટીંગને કારણે વેપાર સાંડયો બંધ થવા પણ વેપારીઓએ મચક ન આપી. એક એવા બે ને બે એવા આઠ આઠ દિવસ વીતી ગયા. કાપડ બજારમાં ઊભા ઊભા આંટા મારી મારીને અમે કંટાળી ગયા. આઠમા દિવસની રાતે અમે આગેવાનોને જણાવ્યું કે આઠ આઠ દિવસ થયા કોઈ નિર્ણય આવતો નથી. અમે તો આવતી કાલથી ઉપવાસ ઉપર ઊતરી જશું.

## ગામની સંમતિ

થોડો કડાકો બોલી ગયો. આ સ્થિતિ આવશે એવી કોઈને કલ્પના નહિ. દેશી રાજ્યોમાં પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટીંગ એ દિવસોમાં થતાં અને કાપડની ગાંસડીઓ ઉપર સીલ પણ લાગતાં. ક્યાંયે ઉપવાસ કરવાની સ્થિતિ ઊભી નહિ થયેલી.

તે દિવસોમાં ઉપવાસ એ નવું છતાં ઘણું ગંભીર શસ્ત્ર ગણાતું, અને બધા ઉપાયોને અંતે જ તે અજમાવાતું. પછી તો ઉપવાસ કરનારાઓથી અધવચ્ચે રસ્તે પાછા ન ફરાતું. અમારા ઉપવાસની સફળતા નિષ્ફળતામાં ગામની રાષ્ટ્રીયતાની સફળતા નિષ્ફળતા રહેલી હતી. વળી ગામને આંગણે બહારથી આવેલા મહેમાનોને લાંઘણ કરવી પડે એ પણ ગામની આબરૂ માથે મોટું કલંક ગણાય.

તે રાતે ખૂબ ચર્ચા વિચારણા ચાલી. આગેવાનો કાપડના વેપારીઓને મનાવી સમજાવીને થાકેલા. બીજો કોઈ ઈલાજ સૂજતો ન હતો એટલે છેવટ અમને ઉપવાસ ઉપર ઊતરવાની સંમતિ આપી.

## ખાડા ખસે તો હાડા ખસે

વહેલી સવારે નિત્ય નિયમ મુજબ અમે પ્રાર્થના કરી. કોઈ મહાભિનિષ્ક્રમણ કરતા હોઈએ એટલી ગંભીરતાથી ભગવાન પાસે બળ માંગ્યું કે અમારા કર્તવ્ય પંથને ઉજાળતો રહેજે, માર્ગ ભૂલીએ ત્યાં સન્માર્ગે દોરજે. ધૂન જગાવી કે "મરજાના યા મીટ જાનાહૈ, કરના હૈ ભારત આઝાદ". મરી મટીને પણ પરદેશી કાપડની ગાંસડીઓ ઉપર સીલ કરાવવાનો ભીષણ નિરધાર કરી ને ઊઠયા.

અમારી ટુકડીના અમે દસ જણા હતા. એમાંથી બે જણા પચ્ચીસેક વર્ષના હશે. એમાંથી એકનું નામ ડાહ્યાભાઈ હતું. કરાંચીની ટુકડી સાથે આવેલા, પણ ખાડા ખસે તો હાડા ખસે તેવા. નિર્ણય કર્યો તે કર્યો. પછી એમને વાળવાનું અશક્ય. બીજા ડેડાણના એક ભાઈ હતા. નામની વિસ્મૃતિ થઈ ગઈ છે, પણ ચહેરો એમનો આજેય એટલો સ્પષ્ટ નજર સામે તરી વળે છે. એ બે સિવાયના બાકીના અમારા આઠમાંથી કોઈને મૂછના મહર પણ નહોતા ફૂટયા. એ આઠમાં એક શ્રી. ઈશ્વરભાઈ દવે તો મારાથી પણ એકાદ વરસ નાના હતા.

## બેખ્યાલ બેખબર

આજે જ્યારે આડેધડ ઉપવાસનાં નાટકો ભજવાઈ રહ્યાં છે ત્યારે અમારી વાત કદાચ ગંભીર ન પણ લાગે. પણ ઉપવાસનું શસ્ત્ર તે આખરી શસ્ત્ર ગણાતું અને અમે આમરણાંત ઉપવાસ ઉપર ઊતરવાનું નક્કી કરતા હતા. ઉપવાસ એ સત્યાગ્રહનું શસ્ત્ર ખરું પણ એને શાસ્ત્ર પણ છે. એના પ્રકારો વિધિઓ અને નિયમો પણ છે. પણ તે દિવસે અમને એમાંનું કશું ભાન નહિ.

ઉપવાસ વિષે સમાચારોમાં વાંચેલું. ગાંધીજીના ઉપવાસ અંગે પણ કાંઈક અછડતું વાંચેલું એટલું જ. કોઈ જ ખ્યાલ નહિ કે કેવી રીતે ઉપવાસ કરવો ને કેવી રીતે નહિ. અમારી પાસે તો મેઘાણીભાઈનો રાષ્ટ્રગીતોનો–ક્રાંતિનાં ગીતોનો એક નાનકડો સંગ્રહ 'સિંધુડો' હતો. એ અમારા આઝાદીના સંગ્રામનું બાઈબલ હતો. એનાં ગીતોની એક એક કડી અમારી સંહિતા બની રહેતી. એમાં ક્રાંતિવીર જતીન્દ્રે સરકારી જેલમાં ઉપવાસ કરીને દેહનું સમર્પણ કરેલું એની અમારા જીવન ઉપર ઘેરી અસરઃ

રણશીંગાં બજિયાં નહીં, નવ ગહેકી શરણાઈ,
તલવારોની તાળીઓ સમરે નવ સંભળાઈ;
સિંધુડા–સૂર શરણાઈના નવ સુણ્યા,
હાક વાગી ન, તોખાર નવ હણહણ્યા.
ઘાવ પડઘાવ નવ ખડગના ખણખણ્યા,
યુદ્ધ–ઉન્માદના નાદ નવ રણઝણ્યા.
વિણ ઉન્માદે વીર તેં દીધો દેહ ધરી
બિન્દુ બિન્દુ રક્તનાં રિપુને દીધ ગણી;
બિન્દુએ બિન્દુએ રક્ત દીધાં ગણી,
ચૂકવી દેહની પલપલે કણી કણી,
મૃત્યુને ગણ્યું તેં ગોદ માતા તણી,
કે શું પ્રિયમિલનની રાત સોહામણી?

આજે ય આ ગીત સંભારતાં લોહીના કણેકણમાંથી ઘોષ ઊઠે છેઃ

વણ ગાયાં કયમ વીસરીએ બહુમૂલાં બલિદાન,
ગાશું ઘર ઘર ઘૂમતાં એનાં અર્પણ ગાન.
ગાઓ રે બેનડી વીરને વારણે,
ગાઓ રે માવડી પુત્રને પારણે.
બંદીજન ગાઓ બિરદાઈ સમરાંગણે,
ભકતજન ગાઓ મંદિરને બારણે.

ઉપવાસ અમારા માટે કોઈ પરદેશી કાપડને વેચાતું બંધ કરાવી સ્વદેશીની હિમાયત કરવાનું સાધન જ ન હતું. એ સ્વદેશીની ભાવના પાછળ રહેલ પરદેશીપણાથી મુક્ત થવાની અને સ્વાવલંબી બનવાની ભાવના માત્ર ન હતું પણ સ્વાધીનતા માટેનું સમર્પણ હતું, એટલે તો ઉપવાસ થકી પોતાના દેહનું રજ રજ બલિદાન આપનાર વીર જતીનના સમર્પણનાં મૂલ્ય અમારે મન ભારે મોટાં હતાં:

બાણપથારી ભીષ્મની, દધીચિનાં વપુદાન,
મોરધ્વજે કરવત સહ્યાં, એ ઇતિહાસી ગાન
જીર્ણ ઇતિહાસનાં ગાન એ વિસરિયાં,
જૂઠડી ભાવનાના થરોથર થયા.
નવેલા શૌર્ય–આદર્શ તેં સ્થાપિયા
સમર્પણનાં નવાં મૂલ તે આંકિયાં

૧૯૩૦થી આજસુધી અમે એ નથી વિસર્યા, વિસરી શકીએ નહિ. અમે એ રીતે એ ગીતને ઝીલ્યું ને ઝીલાવ્યું છેઃ

ઝીલો ઝીલો મલપતા જાલિમ તણા પ્રહાર,
લાલ કસુંબલ રક્તની ફૂટે શોણિત–ધાર;
પ્રહારે પ્રહારે ઉર–પતાળો ફૂટે,
કસુંબલ રંગની રક્ત–છોળો છૂટે,
મૃત્યુ–ભયના કૂડા લાખ બંધો તૂટે,
પાળ ફોડી અને પ્રાણનદ ઊમટે.

સભા સરઘસો અને જેલોમાં, લાઠીના પ્રહારો અને માથે ઘોડાં છૂટાં મેલાયા હોય ત્યારે, ૧૯૪૨ની ભૂગર્ભ પ્રવૃત્તિ વખતે જીવન મરણની કટોકટી વેળાએ ગીતાના સૂત્રો જેવા આ ગીતની કડીઓ અમારો સહારો બની છે. અહિંસા હાડમાં બેસતી ન હતી, હિંસા આચરાતી નહતી. અને સ્વરાજની ઉષા નહોતી નિહાળી ત્યાં સુધી અંગ્રેજ સલ્તનત સાથેનો, રાજાશાહીના જુલમોનો હિસાબ અમે માંડી નહોતો વાળ્યો.

બરાબર નોંધી રાખેલો:

રજ રજ નોંધી રાખશુ હૈયા બીચ હિસાબ,
અવસર આવ્યે માગશું જાલિમ પાસ જવાબ;

માગવા જવાબો એક દિન આવશું,
ભૂખરી પતાકા સંગમાં લાવશું,
અમારા રક્તના હોજ છલકાવશું,
માતનો ધ્વજ ફરીવાર રંગી જશું,

આ ગીત નોંધતાં આજેય કમકમા અનુભવું છું. અમે આ ગીત ગગન વિદારણ રાગથી ગાયે જતા ને તે અમારા લોહીના કણે કણમાં ઘૂંટાયે જતું.

## અઘોર ઉપવાસ

આજની સ્વરાજની લોહી-ઉકાળ અશાંતિ કરતાં સ્વરાજ યજ્ઞનાં એ શોણિત-સંભારણાં કેટલાં પ્યારાં કેટલાં મીઠાં લાગે છે?

આ સિવાય બીજું કોઈ ઉપવાસનું જ્ઞાન અમને ન હતું. "વીર જતીન" અંગે ઘણું કરીને "કુમાર" માસિકમાં વાંચેલું કે કેવી બહાદુરી ને હુશિયારીથી અંગ્રેજ સરકાર સામે એ જંગ ખેલેલો અને પકડાયા પછી ૫૬-૫૬ દિવસના અણુનમ ઉપવાસ કરીને કેવી રીતે એણે આહુતિ આપેલી.

હજી ભળભાંખળું થાય તે પહેલાં અમે કાપડ બજારમાં આસન ભીડી દીધાં. બજારની એક એક હાર સામે બજારના બન્ને છેડાને આંવરી લેવાય તે રીતે છૂટા છૂટા અમે પાંચ પાંચ જણા ગોઠવાયા.

અમારી પાસે બાવા ઓઢે છે એવા કોટીના ધાબળા હતા તે બેસવા જેટલી જગ્યામાં કોથળાની જેમ પાથર્યા. એના ઉપર આસન એટલે પલોંઠી વાળીને જ બેસી ગયા. આસન ભીડીને એટલે જ્યાં સુધી કાર્ય ન સધાય ત્યાં સુધી એ આસનેથી ન ઊઠવાનું નક્કી કરીને બેઠા. દિવસભર આસન ભીડેલાં જ રહે તેટલું જ નહિ પણ રાતે પણ સૂવું નહિ, અંગ આડું ન કરવું અને ઊઠવું પણ નહિ.

આ નિર્ણય લેતી વખતે પ્રશ્ન ઊભો થયો કે ભીડેલા આસને જ ઉપવાસ કરવા હોય તો પછી કુદરતી હાજતનું શું? ત્યારે કુદરતી હાજતે જતાં તો આસન છોડવું પડે. એટલે નક્કી કર્યું કે કુદરતી હાજતે પણ ન જવું અને પાણી પણ ન પીવાના ઉપવાસ ઉપર ઊતરવાનું નક્કી કર્યું. વળી ચડ્ડીને બાંડિયાં ભેર જ બેસવાનું. દિવસની ગરમીમાં કોઈ પ્રકારનો છાંયો ન કરવો ને રાતની ટાઢમાં કાંઈ ઓઢવું નહિ.

## રાફડા રોપ્યા થઈ રહ્યા

આવા અઘોરી ઉપવાસ નક્કી કરીને આસન ભીડીને અમે તો બેસી ગયા. દી વધતો ગયો તેમ તેમ અમારા ઉપવાસના સમાચાર ગામમાં ફેલાતા ગયા. એટલે લોકોને જોણું પણ થયું. તે દિવસે સવારે રસ્તાની સફાઇ કરનારી કામદાર બહેનોને અમે વિનંતી કરેલી કે ઉપવાસ ચાલે ત્યાં સુધી રસ્તા ન વાળે. માત્ર ઉપરથી કચરો જ વીણી લે. કારણ કે રસ્તા ધૂળિયા હતા. ઝાડુ મારે ત્યાં ધૂળની ડમરીઓ ચડે અને ભરી મૂકે તથા શ્વાસ લેવામાં મુશ્કેલી પડે.

સફાઈ કામદારોએ તો રસ્તા વાળીને ધૂળ ન ઉડાડી પણ જેમ જેમ લોકો અમને જોવા વધવા માંડયા તેમ તેમ ધૂળની ડમરીઓ ચડતી ગઈ. અમે તો આસનસ્થ હતા એટલે ધૂળથી અમે ભરાતા ગયા. બપોર સુધીમાં તો સાંગોપાંગ રજોટાઈ ગયા. જેમ જેમ ધૂળ ખંખેરતા જઈએ તેમ તેમ ધૂળ બેસતી જાય. આંખ, કાન, નાક, મોઢું, વાળ, કપડાં ને આખું ડીલ ભરાઈ રહ્યાં. નાનકડા રૂમાલનો ત્યારે ચાલ નહિ. ધૂળ ખંખેરવી કે ઝાપટવી પણ શાનાથી?

## ભૂખ તરસનાં આસન ભીડયાં

એક આખી બજારને આવરીને દસ જણા હાંધણું કરે એ અણુદીઠી ને અણુસાંભળી વાત. એટલે માણસોના ટોળાં ઉપર ટોળાં ઊતરે. બપોરે પ્રવાહ પાંખો પડયો. ત્યાં સુધીમાં અમે એક બીજાને ન ઓળખીએ તેવા અઘોરી બાવા જેવા થઈ રહ્યા. ત્યાં સુધી તો ખાવા પીવાનું નહોતું યાદ આવતું પણ બપોર તપ્યા, સૂરજ માથે આવ્યો ત્યારે ધૂળ ને તરસથી ગળે કાંચકી બંધાવા માંડી. અંગ અકડાવા માંડયાં. આળસ મરડીને અને પગ લાંબા ટૂંકા કરીને લોહી થોડું હરતું ફરતું કર્યું.

એમ કરતાં કરતાં રોંઢા ટીએ તો ભૂખનાં ગલુડિયાં માંડયાં પેટમાં ઘૂરકવા. અમારે ઈશ્વરભાઈ તો અખાડીઅન. એ એકલો બે જણાનાં ખોરાક આરોગી જતો. ભૂખાળવા તો અમે બધા પણ ઓછા ન હતા. કારણ કે કસરત ને રઝળપાટથી અમારાં શરીર ખડતલ ને કસાયેલાં હતાં. પણ નમતાં પહોરે તડકા ઓછા થતાં ઉપવાસીઓને જોવા માણસો ઊમટવા માંડયા એટલે ભૂખનું ઓહાણુ ભૂલી ગયા. તરસ જરૂર તરફડાવ્યા કરતી.

## હવા કોરડા વીંઝતી લાગી

સાંજ સુધીમાં તો ધૂળ, તડકા, તરસ ને અકડામણથી ન–સાવા જેવા થઈ રહ્યા. અંગનાં ચેતન ઊંડા ઊતરી ગયેલાં. લોકોના દિલમાં હતું કે જૈન અને વૈષ્ણવ જેવા દયાળુ દિલના કાપડના વેપારીઓ તો સાંજ સુધી આ ઉપવાસથી માંડ ઝીંક ઝીલશે. પણ આ વેપારીઓ ઉલટા વસમા બન્યા. આગેવાનો અમારી ખબર કાઢી જતા. રાતના દુકાનો બંધ થયા પછી રઝળુ છોકરાઓ અને જુવાનીઆઓ અમારૂં કૌતક જોવા ઊમટયા. રાતના બારેક વાગ્યાથી કાંઈક નિરાંત થઈ. ઠંડીને કારણે તરસની તલપ ઓછી થઈ. અંગોમાં ચેતન આવ્યાં ત્યાં રાત માંડી ઠરવા. ઓઢવાનું પાસે હતું નહિ અને ઓઢવું પણ ન હતું. એમાં ધીમા ધીમા વાતા પવનથી ધારણુ વળવા માંડયાં. હવે અમારી શકિત ઊંઘ સામે આખડવામાં વાપરવા માંડયા. કારણ કે અનાજ પાણીની જેમ ઊંઘ પણ નહોતી લેવાની.

ધોમ તડકા સહન થયા, ધૂળના રજડમ્મર સહન થયા. અન્ન પાણી વગર ચાલ્યું, અરે કુદરતી હાજત વગર પણ હાલ્યું પણ આ ઊંઘ સાથે આખડવામાં રાત વેરણ થઈ. અંગે અંગ આરામ વગર કળવા લાગ્યાં. પવનની ઠંડી લહેરો મીઠાના ચાબખા જેવી વસમી લાગવા માંડી. પણ એમ બેઠાં બેઠાં જ, ઊંઘને આઘી હડસેલતા જઈને રાત તો કાઢી નાખી. આસન અણુડગ રહ્યાં.

## દિદાર જોઈને દુઃખી થયા

બીજે દિવસે સવારે થોડી થોડી તાઝગી લાગવા માંડી. ત્યાં લોકોની અવર જવર શરૂ થઈ. કાપડની દુકાનો ખુલી. તડકા ચડવા માંડયા ને ધૂળની બેપટ શરૂ થઈ. આજે તો લોકોને થયું જ કે વેપારીઓ ચોક્કસ પરદેશી કાપડ વેચવું બંધ કરી દેશે. પણ પહેલો એવો બીજો દિવસ ગયો. વેપારી અણુડગ રહ્યા. અમેય અણુડગ રહ્યા. બીજે દિવસે વસમું વધુ લાગ્યું. ખાસ કરીને પાણી વગર, અને પેશાબ ન કરવાને કારણે અમારામાંથી ઘણાના પેડુમાં દુખવા આવ્યું. બોલવાના શહૂર તો એકેયમાં નહોતા રહ્યા. અકડાઈ ગયેલાં અંગ લાંબા કરવાનાં ચેતન હરાઈ ગયેલાં. અંગ લાકડા જેવાં થઈ ગયેલાં.

આગેવાનો ઊંચાનીચા થઈ ગયા. ઉપવાસની એમને ચિંતા ન હતી પણ અમે અજડ જેવા ઉપવાસ કર્યા તેથી અમારા સ્વાસ્થ્યની ચિંતા સૌને હતી. ઊંઘ નહિ, આરામ નહિ અને રાત દિવસ ટાઢ, તડકા ખાવા. અમારા દિદાર જોઈને જ સૌ દુઃખી થઈ ગયેલા.

## લોકલાગણીનો વિસ્ફોટ

બીજી રાત પણ પહેલી રાત જેવી કાઢી નાખી. ત્રીજા દિવસે અમારામાંથી કોઇ કોઈને વસમું લાગવા માંડયું, પણ નિરધાર કરેલો કે દેહ પડે તો પણ આસન ઉપર જ પાડવો, દવાખાને જઈને નહિ. પણ ત્રીજે દિવસ થતાં બોકાહો બોલી ગયો. ગામડે ગામડે સમાચાર ફરી વળતાં ગામડાં ઊમટયાં. પછી બાપા ધૂળનાં વાદળગોટ ન છવાય તો બીજું શું થાય?

ગામનાં બહેનો બે દિવસ તો બહુ નહિ દેખાયેલાં, પણ ત્રીજે દિવસે તો બહેનોમાં કકળાટ થઈ પડયો. 'ત્રણ ત્રણ દિવસથી આ ગાંધીના માણહ બચાડા લાંઘણું કરે છે, તો ય રોયા પરદેશી કાપડવાળાને દયા નથી આવતી.' અને બહેનોનાં ટોળાં ઊમટયાં. કાપડની દુકાને ઘૂમલા વળીને કાપડના વેપારીઓને માંડયાં ચોપડાવવા : "એ તમારૂં સત્યાનાશ નીકળી જશે, સમજો સમજો કાંઈક ! તમે તે માણસ છો કે રાક્ષસ?"

## લોહીનું પડવી બાકી રહી

બહેનોની આંતરડી માંડી કકળવા. સાંજ સુધી



[અનુ. પૃષ્ઠ ૩૪૭

# મધુસંપર્ક : મેઘાણી જયંતી મહોત્સવ : વાર્તા વિચાર : શ્રી. ધૂમકેતુની રજપૂતાણી ને શ્રી. સુરગભાઈની 'જદ જાણુંગી નેહ'

જયમલ્લ પરમાર

આ માસને અંતે મેઘાણીભાઈનો ૭૫ મી જન્મ જયંતી મહોત્સવ પૂરો થાય છે. વર્ષભરના કારમા દુષ્કાળની છાયા વચ્ચે અને રાજકારણના પરિતાપો વચ્ચે પણ ગુજરાતમાં ભાગ્યે જ કોઈ વિદ્યા–પુરુષ કે સંસ્કારપુરુષનો ઉત્સવ ઉજવાયો હોય એવો અંજલિઓની અજસ્રધારાએ મેઘાણીભાઈનો જયંતી મહોત્સવ ઉજવાયો છે.

એ મહોત્સવ માટે નિરધારેલાં અનેક કામ આદરેલાં અધુરાં રહ્યાં છે તે એની દુઃખદ બાજુ પણ છે. પણ આજે એનાં કારણોમાં ઊંડા ઊતરવાથી કોઈ અર્થ સરે તેમ નથી. એમના મૃત્યુ બાદ ૨૫ વર્ષે જે અસાધારણ ઉત્સાહથી અને અપાર લાગણીથી ગુજરાત અને બૃહદ ગુજરાતમાં ઠેર ઠેર આ ઉત્સવ ઉજવાયો છે એ જનહૃદયમાંથી જાગેલા મેઘાણીના વિરાટ સ્વરૂપની સર્વવ્યાપી સૌરભ જોતાં એ ઉજવણીને નફા તોટાથી મૂલવાય નહિ.

આજે તો લાખેણા દેખાતા માનવીઓને ઘડીના છઠ્ઠા ભાગમાં ટકાના તેર લેખે રોળાતા ને રગદોળાતા નજરે નિહાળીએ છીએ. ત્યારે મેઘાણીભાઈને તો જીવતાં જ જબ્બર મહત્તા મળેલી અને એમનાં મૃત્યુ બાદ ૨૫ વરસે લોકહૃદયમાં એ મહત્તા સાગરરૂપે શેરડા દેતી જોઈને દિગ્મૂઢ થઈ જવાય છે. લોક-હૃદયના એ ભાવ કોમ કે ધર્મના, વાડા કે સંપ્રદાયના ભેદભાવથી પર બનીને આજે ય નિર્મળા વહી રહ્યા છે. 'ઊર્મિનવરચના' સાથે તો શ્રી મેઘાણીના ઘનિષ્ટ સંબંધો હતા, એટલે મેઘાણીભાઈનાં સંસ્મરણોની લેખમાળારૂપે ડઝનેક લેખો આપે અને 'મેઘાણી સ્મારક અંક' કાઢે. એમાં એણે કોઈ નવાઈ કરી નથી. એટલું ન કર્યું હોત તો 'ઊર્મિનવરચના' પોતાની ફરજ ચૂક્યું ગણાત. આ અંકમાં શ્રી બાપાલાલ દોશીએ લખેલાં સ્મરણોનો છેલ્લો લેખ આપી ઊર્મિનવરચના પૂરતું જયંતી મહોત્સવનું સમાપન કરીએ છીએ. બાકી તો ઊર્મિનવરચના એ જ કામ કરી રહેલ છે, જે મેઘાણીભાઈનું જીવન–કર્તવ્ય બનેલું.

## 'જદ જાણુંગી નેહ'

'ઊર્મિનવરચના'ના જુલાઈ અંકમાં 'જદ જાણુંગી નેહ' એ નામે શ્રી સુરગભાઈ વરૂની વાર્તા પ્રગટ થઈ છે. મૂળ તો એ વાર્તામાં બીજરૂપે કોઈક ઘટના રહેલી છે. એના ઉપરથી કોઈએ લોકવાર્તાનું સ્વરૂપ આપ્યું. એ સ્વરૂપ ઉપરથી સ્વ. શ્રી. 'ધૂમકેતુ'એ 'રજપુતાણી' નામે એક વાર્તા રચીને એમના વાર્તા સંગ્રહ 'તણખા મંડળ બીજા'માં આપેલ છે. એ જ લોકવાર્તાનું બીજું રૂપાંતર તે શ્રી સુરગ-ભાઈ વરૂનું 'જદ જાણુંગી નેહ' છે.

શ્રી 'ધૂમકેતુ' તો ટૂંકી વાર્તાકલાના કુશળ કસબી હતા. એમનાં 'તણખા મંડળ'ના ત્રણે ભાગે ગુજરાતીઓને ઘેલું લગાડેલું. આજે ય જન સામાન્યમાં 'તણખા મંડળ' એટલાં જ પ્રિય છે. શ્રી ધૂમકેતુ અને શ્રી સુરગભાઈ વચ્ચે વાર્તાકલાના કસબની કોઈ તુલના જ ન હોય. શ્રી સુરગભાઈ તો કદીક અવકાશે અડપ ચડે ને મોજમાં હિલોળાય ત્યારે વળી એકાદ વાર્તા લખી નાખે. પાછું એનું કલેવર લોકવારતાનું જ હોય. ટૂંકી વાર્તાનું નહિ. એ જ ફરક શ્રી ધૂમકેતુની 'રજપૂતાણી' અને શ્રી સુરગભાઈ વરૂની 'જદ જાણુંગી નેહ' વચ્ચે રહેલો છે.

ટૂંકી વાર્તા વિષે આજ સુધીમાં ઘણું લખાયું છે ને ઘણું લખાઈ રહ્યું છે. આજની ટૂંકી વાર્તા જીવનનાં મર્મસ્થાનો વીંધે જ છે એમ ન કહી શકાય, પણ ઉચ્ચકોટિની ટૂંકી વાર્તામાં એ લક્ષ્ય સ્થાનનો સંકેત અવશ્ય રહેલો હોય છે. અને એ ઈશારો એટલી રસિક રીતે કરેલો હોય છે કે તે ઉત્કૃષ્ટ આકર્ષણ પેદા કરી જાય છે. ટૂંકી વાર્તામાં વસ્તુવિધાન, પાત્રાલેખન અને શૈલી ત્રણેનો સુમેળ

વધુ સુંદર લાગે પણ શ્રી. ધૂમકેતુએ કહ્યું છે તેમ ત્રણેય તત્ત્વો ગૌણ રહે ને કોઈ એકને પ્રાધાન્ય આપ્યા સિવાય પણ સુંદર વાર્તાઓ સર્જાવી શકાય છે.

જ્યારે લોકવાર્તામાં વસ્તુવિધાન, પાત્રાલેખન અને શૈલી એ ત્રણે ય અગત્યનાં હોવા છતાં વસ્તુ-વિધાન વિશેષ પ્રાધાન્ય ધરાવે છે. અને આ વસ્તુ-વિધાનની ભૂમિકા સામાજિક લોકવાર્તાઓ પરત્વે તો સાંસ્કૃતિક જ રહી છે. એટલે આ સાંસ્કૃતિક જ્ઞાનની જેટલી ગહનતા તેટલાં વસ્તુવિધાન અને પાત્રાલેખન વધુ ઉઠાવદાર વધુ સજીવ બને.

સાંસ્કૃતિક ભૂમિકાના પારસ–સ્પર્શ સિવાય લોકવાર્તા કદી સજીવ ન બને, અને સજીવતા સિવા-યની લોકવાર્તાની ગમે તેટલી સજાવટ કરવામાં આવે તો પણ તે વિફળ જ નીવડવાની.

ટૂંકી વાર્તાના કુશળ કસબી લોકવારતા ઉપર ગમે તેટલો હાથ અજમાવે તો પણ લોકવારતાના પરંપરાગત લેખકો જેવી સજીવતા કે પાત્રાલેખન એમના માટે શક્ય જ નથી. કારણ કે લોકવારતાની ભૂમિકામાં રહેલ સાંસ્કૃતિક પાસાંની પેલા કુશળ કસબી પાસે અધુરપ હોય છે. વળી લોકવારતાની શૈલી ટૂંકી વારતાના ચાલુ સ્વરૂપ કરતાં અનેક રીતે ભિન્ન રહેલી છે. આ તળપદી શૈલી સિવાય સાંસ્કૃ-તિક ભૂમિકા પૂરી પાડવામાં આવી હોય તો પણ વાર્તા વળોટ જ ન પકડે.

શ્રી. ધૂમકેતુ અને શ્રી. સુરગભાઈ વચ્ચે એ જ મૂળભૂત તફાવત રહેલો છે. શ્રી. ધૂમકેતુ તો બ્રાહ્મણ છે, વિદ્વાન છે, ક્ષત્રિયોના પણ ગુરૂ છે પણ ક્ષત્રિય નથી. ત્યારે સુરગભાઈ એ ક્ષાત્ર સંસ્કૃતિમાં આળોટયા જ નથી પણ એનું જ ફરજંદ છે. એટલે રજપૂતાણીનું વસ્તુવિધાન, એ વાર્તામાં આવતાં રજપૂતાણી, રજપૂત અને ચારણનાં પાત્રાલેખન અને એને અનુરૂપ શૈલી એ ત્રણેય એમના માટે સહજ છે. વળી પ્રકૃતિમાં જ ઉછર્યા છે ને એની વચ્ચે જ જીવે છે. એટલે વાર્તામાં આવતા સીમ વગડા કે નદીનાળાં, ઋતુઓ કે વનસ્પતીનું એમનું જ્ઞાન વાસ્તવદર્શી સજીવ, ભાવ ભરેલું ને આત્મીય છે.

વર્ષાઋતુ આવતાં રજપૂત રજપૂતાણીને મળવા કેવો તલખે, અધીરો થાય એની ભૂમિકા શ્રી. સુરગ-ભાઈએ બાંધી છે, જ્યારે ધૂમકેતુની વાર્તામાં એનો નિર્દેશ કે ઉઠાવ જ નથી. વળી આત્મવિશ્વાસથી, નદીના પૂરમાં ઝંપલાવનાર અશ્વ ને અસવાર ડૂબે જ નહિ. પણ શ્રી. સુરગભાઈએ વાર્તામાં બતાવ્યું છે તેમ ઉતાવળમાં રજપૂત જેરબંધ ને મોરો કાઢતાં ભૂલી ગયો તેથી ડૂબ્યા. આ ખ્યાલ શ્રી. ધૂમકેતુની વાર્તામાં છે જ નહિ. એમનો એ અનુભવ કે દર્શન નથી.

શ્રી. ધૂમકેતુની 'રજપૂતાણી' વાર્તામાં ખરે બપોરે ભૂત થયેલો ગરાસિયો સભા ભરી બેઠો છે. ત્યારે સુરગભાઈએ પરંપરાગત માન્યતા અનુસાર એ સભા રાતવેળાની બતાવી છે. ભૂતોનો દિવસનો ડાયરો માન્યતાથી વિરૂદ્ધ ને અવાસ્તવિક લાગે છે.

એ પછી ચારણ રજપૂતાણી પાસે કેવી રીતે જાય, એના મા છોરૂ જેવા કેવા સંબંધ કહેવાય અને વાતની માંડણી કેમ થાય એનું સુરગભાઈએ વાસ્તવદર્શી છતાં ભાવવાહી આલેખન કર્યું છે. શ્રી. ધૂમકેતુની વાર્તામાં એ અદબ–મલાજાનું ચિત્ર જ નથી. એ ક્ષાત્ર સંસ્કારની નિકટતા માગે છે.

પાણીનાં ડૂબી મરવાને કારણે ભૂત સરજેલા રજપૂતની રજપૂતાણી દિલમાં દુઃખ સંઘરીને પાંચ વરસથી વૈધવ્યની ગંભીરતા ધારણ કરીને બેઠી છે. એવી રજપૂતાણીને શ્રી. ધૂમકેતુએ એમ કહેતી ટાંકી છે કે : "અને એવા ભૂતને વાસના સહિત જડમૂળથી ઉખેડી નાખવા માટે જ, હું ગરાસણી છતાં સતી નથી થઈ."

ત્યારે સુરગભાઈએ રજપૂતાણીના મોઢામાં જે બોલ મૂકયા છે તે સાંભળો : "જે રજપૂત ધન સંઘરે ને વિગતે વાવરે નહિ, મેમાન ભાળીને મોં સંતાડે, સિંધુડો સાંભળીને મોં સંતાડે અને ધીંગા-ણામાં ન મરે ઈ બધા રજપૂત ભૂત સરજે. ઠાકોરના બૂડી મરવાથી મને સત ન ચડયું ત્યારથી જ મેં જાણી લીધું કે ઠાકોરની અસદ્‌ગતિ થઈ છે."

ચારણ ને રજપુતાણીનો શ્રી. સુરગભાઈએ આપેલો વાર્તાલાપ ખરેખર અદ્‌ભુત છે. શ્રી. ધૂમ-

કેતુની વાર્તામાં રજપૂતાઈને અને રજપૂતાણીને ન્યાય મળ્યો નથી.

ધૂમકેતુની વાર્તામાં ઉશ્કેરાઈને રજપૂતાણી તલવાર ખેંચીને ચારણની પાછળ ચાલી નીકળે છે. દેવીપુત્રની પણ અદબ નથી. અને છેવટે શ્રી. ધૂમકેતુએ ગરાસણીના મોઢામાં એવા શબ્દ મૂક્યા છે કે "દેવીપુતર! હવે તું સુખેથી ઘેર જા. મારે તો આ દુઃખી ગરાસિયાનું ઘર ફરી વસાવવું છે."

ત્યારે સુરગભાઈની વાર્તામાં રજપૂતાણી કહે છે કે: "મારે માથે ગરાસીઆનું ઓઢણું છે ને હું રજપૂતાણી થઈને ઈ ભૂતડાને મળવા જાઉં?...હું રજપૂતાણી એક વિધવા ઊઠીને એ વાસનાના કીડા ભૂતને મળવા જાઉં તે પહેલાં મારા સિરહનો દરબારના ઓઢણાનો વિચાર કરવો પડે."

અને ગરાસણી જાય છે ખરી, પણ દરબારના અકાળ મૃત્યુના સ્મારકરૂપ ચગા (પાણીની દેરડી)ને જુવારવા અને ભૂત સાથે ભરી પીવા.

સુરગભાઈની વાતમાં અંત સુધી રજપૂતાણી પોતાનું ગૌરવ નથી ચૂકતી. અને વાર્તા ધીરે ધીરે વાસના અને શુદ્ધ પ્રેમની સૂક્ષ્મ છણાવટ કરતી આત્મિક ભૂમિકાએ પહોંચે છે. ત્યારે શ્રી. ધૂમકેતુની વાર્તામાં એ સૂક્ષ્મ સ્વરૂપનો અણસાર પણ નથી. અને છેવટે શ્રી. સુરગભાઈ દેવીદાન ગઢવીને નાગદાનના સ્વરૂપમાં બતાવી આ આખા સ્વપ્નામાંથી ઢંઢોળી જાગ્રત કરે છે ને નાગદાનને 'આ બધું સત્ય કે મિથ્યા' એવો વિચાર કરતો મૂક્યો છે ત્યાં એની કળવાશમાં પણ માર્ક ટ્વેન જેવા ફિલસૂફનું દર્શન થાય છે. ત્યારે શ્રી. ધૂમકેતુની વાર્તા રજપૂતાણીના ડૂબી મરવાથી પૂરી થાય છે.

ભૂત એ બીજી યોનિ થઈ ગઈ. રજપૂતાણી તો રજપૂતને પરણેલી, ભૂતને નહિ. એથી ભૂતનું ઘર રજપૂતાણી કેમ કરીને માંડે? જ્યારે એના માથે ગરાસિયાનું ઓઢણું પડ્યું હોય ત્યારે?

શ્રી. ધૂમકેતુ અને શ્રી. સુરગભાઈની વાર્તાનો મૂળભૂત તફાવત જ આ છે. ક્ષાત્ર સંસ્કૃતિના સૂક્ષ્મ સ્વરૂપની સમજની છણાવટ કરવાની મજા પડી જાય એવા આ મુદ્દા છે, પણ વિસ્તારભયને કારણે અહીંથી જ અટકું છું.

આજે જ્યારે લોકવાર્તાઓ ઉપર ઘણી કલમો ચાલી રહી છે ત્યારે લોકજીવન વચ્ચે જન્મેલા અને ઉછરેલા તળપદી શૈલીના લોકવાર્તાના લેખકો અને વાચન દ્વારા લોકસંસ્કૃતિને સમજી ગયાનું માની બેસનારા લોકવારતા લખનારા લેખકો વચ્ચે એ જ તફાવત ચાલ્યા કરે છે. લોકસંસ્કૃતિનું હાર્દ ન સમજનારા લોકવારતાની પરંપરાગત શૈલીના વારસદાર લેખકો પણ એ જ અન્યાય કરતા હોય છે. આ બધાને કારણે લોકસંસ્કૃતિને અન્યાય જ નથી થતો પણ લોકવારતા અંગે પારાવાર બેહુદા ખ્યાલ બંધાય છે. આવાં કારણોસર જ સાહિત્યના ક્ષેત્રે લોકસાહિત્યનું સ્તર ઊંચું નથી આવતું.

શ્રી. સુરગભાઈની વાર્તા વાંચીને હાલ જામનગર નિવાસી સહૃદય વિદ્વાન વૈદ્ય શ્રી. બાલુભાઈ (બાલકૃષ્ણ દવે)એ શ્રી. સુરગભાઈ ઉપર જે પત્ર પત્ર લખ્યો છે તેમાંથી થોડું અહીં નોંધીએ:

## પરમ સ્નેહી શ્રી સુરગભાઈ

આજે ઊર્મિનો જુલાઈ અંક આવ્યો "જહ જાણંગી નેહ" એ વાર્તા વાંચી. શરૂઆતમાં તો યુવતીએ કહેલા દુહામાં રહેલી રસિકતા માણી. ઘોડેસ્વારના મનની રમમાણ, એની રજપૂતાણીએ કહેલા આષાઢી મેઘના દુહા અને આષાઢના આરંભના જ એ દિવસો હોઈ દુહાના વર્ણનને પ્રત્યક્ષ અનુભવ કરાવે એવું મેઘનું તાંડવ. રજપૂતાણીની રસિકતા અને રજપૂતનો એ કસોટી પર ઊતરવાનો વીરતાભર્યો ઉલ્લાસ. આ બધું વર્ણન એટલું તાદૃશ અને રોમાંચક છે કે મેઘરાજાનું આવું સચોટ અને છતાં અત્યંત સંક્ષિપ્ત વર્ણન ભાગ્યે જ ક્યાંય સાંભળવા મળે. ખૂબ આનંદ માણ્યો.

પરંતુ વાર્તાનું અદ્‌ભૂતતાનું તત્ત્વ તો રજપૂત ભૂત થયા પછી જામ્યું. રાજસિંહ અને દેદાન દાંતીની મુલાકાત કાળજું થથરાવી નાખે અને અનહદ કુતુહલ જમાડે એવું ચિત્ર અંકાયું છે.

પરંતુ હું તો મુગ્ધ થયો રજપૂતાણી અને દાંતી વચ્ચેના સંવાદથી. 'મને સત ન ચડ્યું' એ

ઉપરથી જ લાગ્યું કે રજપૂતની અસદ્‌ગતિ થઈ છે.' અને ધીગાણા વખતે એક ઘડીમાં બધી માયા મમતા ખંખેરી નાખીને અવધૂતની જેમ તાણા વાણા કાપી નાખે, તેમ દુશ્મન દળને સંહારી નાખે એવા રજપૂતની પાછળ રજપૂતાણી ગાંડી થતી હોય છે. 'સાચી રજપૂતાણી વાસનાની વેરણ છે.' આ શબ્દો ગરવાઈને ઉચ્ચ કક્ષાએ પહોંચાડી દે છે.

"પદમા માંગડાવાળાની વાસનાને નાબુદ કરવાને બદલે જોડા જોડ રખડી. પોતે ય બળી ને માંગડાવાળાને ય બાળ્યો." એ સતી સ્ત્રીના પ્રેમને સતીત્વને નવું પરિમાણ આપે છે.

અને છેલ્લે રજપૂતાણી બન્નેના દેહ અને વાસના દેહને અલગ દેખાડે છે. અને એની પંછળ રહેલ પોતાપણાનો જે ખ્યાલ આપ્યો છે એ તો શંકરાચાર્યે પૂછેલા કઃ ત્વમ્ ના સનાતન છતાં મૌલિક પ્રશ્નને સર્વોત્તમ જવાબ આપી દે છે. અને વાર્તાને અદ્‌ભુતતામાંથી ગહનતામાં લઈ જઈને મુક્તિના શાંતરસમાં તરબોળ કરી દે છે.

વાચકના મગજને સાદી રસિકતાથી આરંભીને તત્ત્વજ્ઞાનની ઊંચા ઊંચી કક્ષા સુધી હિલોળો ખવરાવીને પાછા નારદાનભાઈના સ્વપ્નની વાસ્તવિક ભૂમિ પર લાવીને, વાચકને એવો હસતો કરીને મગજને પાછું હળવું ફૂલ કરી દે છે. ખરેખર અસાધારણ વાર્તા લખાઈ છે. એ માટે ખૂબ ખૂબ ધન્યવાદ. લિ. સ્નેહાધિન

**બાલુભાઈ વૈદ્યના રામ રામ**

---

# સંસ્કારક્ષેત્રે પડેલી ખોટ

## સ્વ. ભૂપતભાઈ વસા

સાહિત્ય સંગીત અને સંસ્કાર ક્ષેત્રે ભારે મોટી ખોટ પડે એવાં ત્રણ ભારે દુઃખદ અવસાન આ જુલાઈ મહિનાના થોડા થોડા દિવસને અંતરે હૃદય બંધ પડવાને કારણે થયાં છે.

બૃહદ સૌરાષ્ટ્ર જેના શુભ નામ–કામથી પરિચિત છે એવા મૂળ ગોંડલ તળપદના પણ કલકત્તા ને પછી મુંબઈ નિવાસી શ્રી. ભૂપતરાય વસાનું હૃદય બંધ પડવાથી અકાળ અવસાન થયું. શ્રી. ગગનવિહારી મહેતાએ એમને અંજલિ આપતાં કહેલું તેમ તેઓ ફક્ત પૈસાની દૃષ્ટિએ જ નહિ પણ હૃદય અને બુદ્ધિની દૃષ્ટિએ પણ અતિ સમૃદ્ધ હતા. સેંકડો ગુજરાતી કુટુંબના લાડીલા અને કલકત્તા પછી મુંબઈના સંસ્કારક્ષેત્રમાં અનેકના સહૃદય મિત્ર અને આધાર રૂપ. પ્રીતિ, મૈત્રિ અને સંસ્કારનો સુભગ સમન્વય એટલે શ્રી. ભૂપતભાઈ વસા. મુંબઈના મિત્રોએ એમને યથાર્થરીતે વૃક્ષ જેવા પરોપકારી વર્ણવ્યા છે.

## સ્વ. શ્રી. ઉદયભાણુસિંહજી

ગુજરાત એમને સહકારી ક્ષેત્રના વર્ષો જૂના અડીખમ આગેવાન તરીકે ઓળખે છે. એમની સુજનતા પાછળ એક સંસ્કારી હૃદયની સૌરભ મઘમઘતી હતી. સૌરાષ્ટ્રની ભૂતપૂર્વ સંગીત નૃત્ય નાટ્ય અકાદમીના તેઓ વર્ષો સુધી પ્રમુખપદે રહેલા. સહકારી પ્રવૃત્તિઓના અતિ દબાણને કારણે એ પદેથી મુક્ત થયેલા.

પોરબંદરના એ યુવરાજ સંગીત નૃત્ય અને નાટ્ય અંગે ઊંડો રસ ધરાવતા હતા. અને વિશેષ રસ એમને લોકસંગીત, લોકવારતા, લોકકળા અને લોકનૃત્યોમાં હતો. બહુ નજીકના મિત્રો પાસે જ કદી કદી હૃદય ખોલતા. અન્યથા મિતભાષી. પોરબંદર તો લોકસાહિત્યની ખાણ છે. ખજાનો છે. જેઠવા કુળ શરૂથી સંસ્કાર પોષક રહેતું આવ્યું છે. શ્રી. ઉદયભાણુસિંહજીની એક મન્શા હતી 'મેહ અને ઉજળી'નું નાટ્ય રૂપક કે નૃત્યરૂપક બનાવવાની, પણ એવાં તો અનેકનાં આદર્યાં અધુરાં રહે છે ત્યાં ઈચ્છાઓ અણપૂરી રહે એવું તો બન્યા જ કરે છે. સહકાર ક્ષેત્રે તો એવા સજ્જન મળવા દુર્લભ બનશે.

## સ્વ. શ્રી ગુલાબભાઈ પારેખ

આ લખતાં કલમ આંચકો ખાય છે. આજે તા. ૨૬મી જુલાઈ. હજી ગઈકાલ સવાર સુધી એ સૌની વચમાં હતા. પણ શ્રી. વસા અને શ્રી. ઉદયભાણુસિંહજીની જેમ શ્રી. ગુલાબભાઈનું અવસાન



[ અનુ. પૃષ્ઠ ૩૫૭

# પુસ્તક પરિચય

## (૧) આઝાદીનાં પ્રેરણાગીતો :

પ્રકા. માહિતીખાતું, ગુજરાત રાજ્ય   કિં. અમૂલ્ય

આઝાદીનાં સંગ્રામમાં આઝાદીનાં ગીતોએ જનસમૂહની જાગૃતિમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. આવાં પ્રેરક ગીતોમાંથી કેટલાંક ગીતોને ગ્રંથસ્થ કરવાનો અહીં પ્રયાસ કર્યો છે. આપણા દેશની આઝાદીની ૨૫મી જયંતી પ્રસંગે આઝાદીની લડતના ઐતિહાસિક પ્રસંગો અને આંદોલનોનો નવી પેઢીને પરિચય મળે તે હેતુથી માહિતી ખાતાએ જે પ્રકાશનો હાથ ધર્યાં છે. તેમાંનું આ એક પ્રકાશન છે. આ ગીતોના અમુક ગીતો તો ઘણાં પ્રચલિત છે. દા. ત. –નાનાલાલનું "પાર્થને કહો ચડાવે બાણ", જયંતભાઈ આચાર્યનું "મેરા સર જાવે તો જાવે", પાર્ષદજીનું "વિજયી વિશ્વ તીરંગા પ્યારા", મેઘાણીનું "છેલ્લો કટોરો" અને "કોઈનો લાડકવાયો". આવા ઘણાં ગીતોનો આ સંગ્રહ એક આગવી ભાત પાડશે.

## (૨) હમીર પ્રબંધ :

પ્રકા. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા : સં. ભોગીલાલ સાંડેસરા, સોમાભાઇ પારેખ :   કિં. ૪–૫૦

વડોદરાની એમ. એસ. યુનિવર્સિટી દ્વારા પ્રકાશિત "પ્રાચીન ગુર્જર ગ્રંથમાળા"નો ૧૧મો ગ્રંથ છે. અમૃતકલશકૃત 'હમીરપ્રબંધ'' એ પદ્મનાભકૃત "કાન્હડદે પ્રબંધ" સાથે સરખાવી શકાય એવા મહત્ત્વનું, સોળમાં શતકમાં રચાયેલું મારૂ–ગુર્જર કાવ્ય છે. "હમીર પ્રબંધ"ના કર્તા અમૃતકલશ એ પણ એક જૈન યતિ કે સાધુ છે. તેમણે રણથંભોરના શરણાગત વત્સલ અને ટેકીલા ચૌહાણ રાજા હમીરદેવે પોતાને આશરે આવેલા મુસ્લિમ અમીરોને બચાવવા અલાઉદ્દીન સામે લડતાં કરેલા સર્વ સમર્પણને આ ગ્રંથમાં બીરદાવ્યો છે. ટૂંકમાં "કાન્હડદે પ્રબંધ" અને "વિમલ પ્રબંધ" ના જેવો જ આ "હમીર પ્રબંધ" ગ્રંથ અભ્યાસીઓને ઘણો ઉપયોગી થશે.

'વનરાવન'

## (૩) આદિ કવિની આર્ષવાણી :

સંપા. ડૉ. ઇશ્વરલાલ દવે : પ્રકા. ડૉ. ઇશ્વરલાલ દવે   કિં. ૬–૦૦

ગુજરાતી સાહિત્યના સૌથી પ્રસિદ્ધ, આદિકવિ તરીકે નરસિંહ મહેતાને કોણ નથી પીછાણતું ? ડૉ ઈશ્વરલાલ દવેનુ પુસ્તક "આદિ કવિની આર્ષવાણી" નરસિંહ મહેતાનાં તત્ત્વદર્શી પદોનુ સંપાદન, કવિનાં પદોને પ્રચલિત ભાષાના સ્વરૂપમાં પ્રગટ કરે છે. દરેક પદને પાઠાંતરથી વિશદ પણ કર્યા છે અને દરેક પદ પર ટિપ્પણ મૂકી પદોનો ભાવાર્થ સુગમ બનાવ્યો છે. ડૉ. દવે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા–સાહિત્ય ભવનના અધ્યક્ષ છે. નરસિંહ મહેતાનાં સંશોધન, સંપાદન અને વિવેચન અંગે વિચારેલી પાંચ પુસ્તકોની યોજનામાં આ પ્રથમ પુસ્તક પ્રગટ થાય છે. પ્રાચીન કાવ્ય–વારસાને આ રીતે પ્રકાશમાં લાવવાની પ્રવૃત્તિ બધી રીતે અભિનંદનીય છે.

*

ચાલુ પૃષ્ઠ ૩૫૬થી]

પણ હાર્ટફેલથી થયું ને રાજકોટના સંગીત ને શિક્ષણ ક્ષેત્રે વીજળી પડી.

મેઘાણીભાઈના ભાણેજ. ચહેરે મહોરે મેઘાણીભાઈનો જ અણસાર. અને સંસ્કાર પણ વિવિધ કળાઓના. તેમાં યે સંગીતના ખાસ કરીને. રાજકોટની સંગીતસભાના પ્રેરક. અને એવી બીજી અનેક સાંસ્કારિક ને શૈક્ષણિક પ્રવૃત્તિના પણ.

મેઘાણી જયંતી મહોત્સવનો પ્રેમ–પૂર્વક સમસ્ત બોજ શ્રી ગુલાબભાઈએ પોતાના શિરે જ રાખેલો. શ્રી ગુલાબ ભાઈ હોય ત્યાં અમે સૌ નિશ્ચિંત હોઈએ. અને પાછા મિત્રો વચ્ચે વચલી કડી રૂપ. અંતે તો સૌએ આ સંસારમાં રાતવાસો રહેવાનો હોય છે. વહેલા મોડું ઊઠીને પ્રાતઃવેળા એ યાત્રીને પંથે જ વહેવાનું હોય છે. પણ પાછળ રહેતા જતા માટે આગળ જનારાઓની સ્નેહ અને સંસ્કારની જવાબદારીની વાટ વસમી બનતી હોય છે.

ઉપરથી જ લાગ્યું કે રજપૂતની અસદ્‌ગતિ થઈ છે.' અને ધીંગાણા વખતે એક ઘડીમાં બધી માયા મમતા ખંખેરી નાખીને અવધૂતની જેમ તાણા વાણા કાપી નાખે, તેમ દુશ્મન દળને સંહારી નાખે એવા રજપૂતની પાછળ રજપૂતાણી ગાંડી થતી હોય છે. 'સાચી રજપૂતાણી વાસનાની વેરણ છે.' આ શબ્દો ગરવાઈને ઉચ્ચ કક્ષાએ પહોંચાડી દે છે.

"પદમા માંગડાવાળાની વાસનાને નાબુદ કરવાને બદલે જોડા જોડ રખડી. પોતે ય બળી ને માંગડાવાળાને ય બાળ્યો." એ સતી સ્ત્રીના પ્રેમને સતીત્વને નવું પરિમાણ આપે છે.

અને છેલ્લે રજપૂતાણી બન્નેના દેહ અને વાસના દેહને અલગ દેખાડે છે. અને એની પાછળ રહેલ પોતાપણાનો જે ખ્યાલ આપ્યો છે એ તો શંકરાચાર્યે પૂછેલા કઃ ત્વમ્ આ સનાતન છતાં મૌલિક પ્રશ્નને સર્વોત્તમ જવાબ આપી દે છે. અને વાર્તાને અદ્‌ભુતતામાંથી ગહનતામાં લઈ જઈને મુક્તિના શાંતરસમાં તરબોળ કરી દે છે.

વાચકના મગજને સાદી રસિકતાથી આરંભીને તત્ત્વજ્ઞાનની ઊંચા ઊંચી કક્ષા સુધી હિલોળા ખવરાવીને પાછા નાગદાનભાઈના સ્વપ્નની વાસ્તવિક ભૂમિ પર લાવીને, વાચકને એવો હસતો કરીને મગજને પાછું હળવું ફૂલ કરી દે છે. ખરેખર અસાધારણ વાર્તા લખાઈ છે. એ માટે ખૂબ ખૂબ ધન્યવાદ. લિ. સ્નેહાધિન

**બાલુભાઈ વૈદ્યના રામ રામ**

---

# સંસ્કારક્ષેત્રે પડેલી ખોટ

## સ્વ. ભૂપતભાઈ વસા

સાહિત્ય સંગીત અને સંસ્કાર ક્ષેત્રે ભારે મોટી ખોટ પડે એવાં ત્રણ ભારે દુઃખદ અવસાન આ જુલાઈ મહિનાના થોડા થોડા દિવસને અંતરે હૃદય બંધ પડવાને કારણે થયાં છે.

બૃહદ સૌરાષ્ટ્ર જેના શુભ નામ-કામથી પરિચિત છે એવા મૂળ ગોંડલ તળપદના પણ કલકત્તા ને પછી મુંબઈ નિવાસી શ્રી. ભૂપતરાય વસાનું હૃદય બંધ પડવાથી અકાળ અવસાન થયું. શ્રી. ગગનવિહારી મહેતાએ એમને અંજલિ આપતાં કહેલું તેમ તેઓ ફક્ત પૈસાની દૃષ્ટિએ જ નહિ પણ હૃદય અને બુદ્ધિની દૃષ્ટિએ પણ અતિ સમૃદ્ધ હતા. સેંકડો ગુજરાતી કુટુંબના લાડીલા અને કલકત્તા પછી મુંબઈના સંસ્કારક્ષેત્રમાં અનેકના સહૃદય મિત્ર અને આધાર રૂપ. પ્રીતિ, મૈત્રિ અને સંસ્કારનો સુભગ સમન્વય એટલે શ્રી. ભૂપતભાઈ વસા. મુંબઈના મિત્રોએ એમને યથાર્થરીતે વૃક્ષ જેવા પરોપકારી વર્ણવ્યા છે.

## સ્વ. શ્રી. ઉદયભાણસિંહજી

ગુજરાત એમને સહકારી ક્ષેત્રના વર્ષો જૂના અડીખમ આગેવાન તરીકે ઓળખે છે. એમની સુજનતા પાછળ એક સંસ્કારી હૃદયની સૌરભ મઘમઘતી હતી. સૌરાષ્ટ્રની ભૂતપૂર્વ સંગીત નૃત્ય નાટય અકાદમીના તેઓ વર્ષો સુધી પ્રમુખપદે રહેલા. સહકારી પ્રવૃત્તિઓના અતિ દબાણને કારણે એ પદેથી મુક્ત થયેલા.

પોરબંદરના એ યુવરાજ સંગીત નૃત્ય અને નાટય અંગે ઊંડો રસ ધરાવતા હતા. અને વિશેષ રસ એમને લોકસંગીત, લોકવારતા, લોકકળા અને લોકનૃત્યોમાં હતો. બહુ નજીકના મિત્રો પાસે જ કદી કદી હૃદય ખોલતા. અન્યથા મિતભાષી. પોરબંદર તો લોકસાહિત્યની ખાણ છે. ખજાનો છે. જેઠવા કુળ શરૂથી સંસ્કાર પોષક રહેતું આવ્યું છે. શ્રી. ઉદયભાણસિંહજીની એક મનશા હતી 'મેહ અને ઉજળી' નું નાટય રૂપક કે નૃત્યરૂપક બનાવવાની, પણ એવાં તો અનેકનાં આદર્યાં અધુરાં રહે છે ત્યાં ઈચ્છાઓ અણપૂરી રહે એવું તો બન્યા જ કરે છે. સહકાર ક્ષેત્રે તો એવા સજ્જન મળવા દુર્લભ બનશે.

## સ્વ. શ્રી ગુલાબભાઈ પારેખ

આ લખતાં કલમ આંચકો ખાય છે. આજે તા. ૨૬મી જુલાઈ. હજી ગઈકાલ સવાર સુધી એ સૌની વચમાં હતા. પણ શ્રી. વસા અને શ્રી. ઉદયભાણસિંહજીની જેમ શ્રી. ગુલાબભાઈનું અવસાન



[અનુ. પૃષ્ઠ ૩૫૭

## (૧) આઝાદીનાં પ્રેરણાગીતો :

પ્રકા. માહિતીખાતું, ગુજરાત રાજ્ય   કિં. અમૂલ્ય

આઝાદીનાં સંગ્રામમાં આઝાદીનાં ગીતોએ જનસમૂહની જાગૃતિમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. આવાં પ્રેરક ગીતોમાંથી કેટલાંક ગીતોને ગ્રંથસ્થ કરવાનો અહીં પ્રયાસ કર્યો છે. આપણા દેશની આઝાદીની ૨૫મી જયંતી પ્રસંગે આઝાદીની લડતના ઐતિહાસિક પ્રસંગો અને આંદોલનોનો નવી પેઢીને પરિચય મળે તે હેતુથી માહિતી ખાતાએ જે પ્રકાશનો હાથ ધર્યાં છે. તેમાંનું આ એક પ્રકાશન છે. આ ગીતોના અમુક ગીતો તો ઘણાં પ્રચલિત છે. દા. ત. –નાનાલાલનું "પાર્થને કહો ચડાવે બાણ", જયંતભાઈ આચાર્યનું "મેરા સર જાવે તો જાવે", પાર્ષદજીનું "વિજયી વિશ્વ તીરંગા પ્યારા", મેઘાણીનું "છેલ્લો કટોરો" અને "કોઈનો લાડકવાયો". આવા ઘણાં ગીતોનો આ સંગ્રહ એક આગવી ભાત પાડશે.

## (૨) હમીર પ્રબંધ :

પ્રકા. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા : સં. ભોગીલાલ સાંડેસરા, સોમાભાઈ પારેખ :   કિં. ૪–૫૦

વડોદરાની એમ. એસ. યુનિવર્સિટી દ્વારા પ્રકાશિત "પ્રાચીન ગુર્જર ગ્રંથમાળા"નો ૧૧મો ગ્રંથ છે. અમૃતકલશકૃત "હમીરપ્રબંધ" એ પદ્મનાભકૃત "કાન્હડદે પ્રબંધ" સાથે સરખાવી શકાય એવા મહત્ત્વનું, સોળમાં શતકમાં રચાયેલું મારૂ–ગુર્જર કાવ્ય છે. "હમીર પ્રબંધ"ના કર્તા અમૃતકલશ એ પણ એક જૈન યતિ કે સાધુ છે. તેમણે રણથંભોરના શરણાગત વત્સલ અને ટેકીલા ચૌહાણ રાજા હમીરદેવે પોતાને આશરે આવેલા મુસ્લિમ અમીરોને બચાવવા અલાઉદ્દીન સામે લડતાં કરેલા સર્વ સમર્પણને આ ગ્રંથમા બીરદાવ્યો છે. ટૂંકમાં "કાન્હડદે પ્રબંધ" અને "વિમલ પ્રબંધ" ના જેવો જ આ "હમીર પ્રબંધ" ગ્રંથ અભ્યાસીઓને ઘણો ઉપયોગી થશે.

## (૩) આદિ કવિની આર્ષવાણી :

સંપા. ડૉ. ઇશ્વરલાલ દવે : પ્રકા. ડૉ. ઇશ્વરલાલ દવે   કિં. ૬–૦૦

ગુજરાતી સાહિત્યના સૌથી પ્રસિદ્ધ, આદિકવિ તરીકે નરસિંહ મહેતાને કોણ નથીપીછાણતું ? ડૉ ઈશ્વરલાલ દવેનુ પુસ્તક "આદિ કવિની આર્ષવાણી" નરસિંહ મહેતાનાં તત્ત્વદર્શી પદોનું સંપાદન, કવિનાં પદોને પ્રચલિત ભાષાના સ્વરૂપમાં પ્રગટ કરે છે. દરેક પદને પાઠાંતરથી વિશદ પણ કર્યાં છે અને દરેક પદ પર ટિપ્પણ મૂકી પદોનો ભાવાર્થ સુગમ બનાવ્યો છે. ડૉ. દવે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ગુજરાતી ભાષા–સાહિત્ય ભવનના અધ્યક્ષ છે. નરસિંહ મહેતાનાં સંશોધન, સંપાદન અને વિવેચન અંગે વિચારેલી પાંચ પુસ્તકોની યોજનામાં આ પ્રથમ પુસ્તક પ્રગટ થાય છે. પ્રાચીન કાવ્ય–વારસાને આ રીતે પ્રકાશમાં લાવવાની પ્રવૃત્તિ બધી રીતે અભિનંદનીય છે.

*

ચાલુ પૃષ્ઠ ૩૫૬થી]

પણ હાર્ટફેલથી થયું ને રાજકોટના સંગીત ને શિક્ષણ ક્ષેત્રે વીજળી પડી.

મેઘાણીભાઈના જ. ણેજ. ચહેરે મહોરે મેઘાણીભાઈનો જ અણસાર. અને સંસ્કાર પણ વિવિધ કળાઓના. તેમાં યે સંગીતના ખાસ કરીને. રાજકોટની સંગીતસભાના પ્રેરક. અને એવી બીજી અનેક સાંસ્કારિક ને શૈક્ષણિક પ્રવૃત્તિના પણ.

મેઘાણી જયંતી મહોત્સવનો પ્રેમ–પૂર્વક સમસ્ત બોજ શ્રી ગુલાબભાઈએ પોતાના શિરે જ રાખેલો. શ્રી ગુલાબ ભાઈ હોય ત્યાં અમે સૌ નિશ્ચિંત હોઈએ. અને પાછા મિત્રો વચ્ચે વચલી કડી રૂપ. અંતે તો રોજે આ સંસારમાં રાતવાસો રહેવાનો હોય છે. વહેલા મોડું ઊઠીને પ્રાતઃવેળાએ યાત્રીને પંથે જ વહેવાનું હોય છે. પણ પાછળ રહેતા જતા માટે આગળ જનારાઓની સ્નેહ અને સંસ્કારની જવાબદારીની વાટ વસમી બનતી હોય છે.

# બીરાણુ મંત્ર

સં. રતુભાઇ રોહડિયા

વીરતાની વાતો કેવળ ઘર બેઠાં સમજાતી કે અનુભવાતી નથી. એથી જ જેઓ યુદ્ધક્ષેત્રથી દૂર રહીને અનુભવશૂન્ય કલ્પના વડે જ યુદ્ધનું અને વીરોનું વર્ણન કરે છે, તેઓ ક્યારેય વીરોના મનોભાવોને અને વીરતાને સમજી શકવાના નહીં. એટલે જ વીરોમાં વીરરસ પ્રેરવાવાળા કવિનું પણ યુદ્ધક્ષેત્ર પર હાજર રહેવું એ કાળે જરૂરી હતું.

રણ હાલી જે ચારણાં, ચાહે અબ લગ ચૈન
કરૈ સુહડ જિસડી કહૌ, વિધ સો દૂર બાગે ન.

(અરે, ઓ કવિરાજ! તમારા કાવા કસુંબા મૂકીને વીરો સાથે રણભૂમિમાં ચાલો. કેમ કે વીરોનાં પરાક્રમોને નજરે જોયા વગર તમે કેમ કરીને તેને વાસ્તવિક રીતે વર્ણવી શકશો?)

જે કરસી ઊણરી હુસી, આસી વિણ નૂતિહ
યા નહ કિણુસ બાપ રી, ભગતી રજપૂતીહ

(એ તો જે સાંચવે તેની જ થાય છે. બાકી વીરતા અને ભક્તિ કાંઈ કોઈના બાપની મિલ્કત નથી. એ તો સ્વાયત પૌરૂષનું ફળ છે.)

ત્યારે કવિશ્વર પણ હથિયાર લીડીને સંગ્રામ ભૂમિમાં આવ્યા. અને શૂરવીરોને પ્રાથમિક રીતે બિરદાવતાં ઉદ્‌બોધન કર્યું :

કૃપણ જતન્ન ધનરો કરૈ, કાયર જીવ જતન્ન
શૂર જતન્ન ઊણુરો કરૈ, જીણ રો ખાધો અન્ન.

(કંજુસો ધનનું રક્ષણ કરે છે. કાયરો પોતાના જીવનું રક્ષણ કરે છે. પણ શૂરવીરો તો સદાય જેનું અન્ન ખાધું છે એ માતૃભૂમિનું જ જતન્ન કરે છે)

કવિ વીર પ્રસૂતા ભારતની માતાઓને પણ ભૂલતા નથી.

વૈર ન પૂછે વૈરીઓ, ગચ્છે આપ ઇવાણ
માત મ જાઐ પુત્ર વૈ, હિંદુ મુસલમાણ.

(જેણે દુશ્મનો સાથે દુશ્મનાવટનો હિસાબ પતાવ્યો નથી. અને આ રીતે જેણે પોતાનો વીરધર્મ ગુમાવ્યો છે. એવા કાયર પુત્રોને તો હે હિંદુ-મુસલમાન માતાઓ જણશો જ નહીં)

જે જહાં કુલ ઉપના, તે કુલિ લજ તેઆંહ
લાજ વહુણા નિલજા, પુત્ર પ્રસુધા કાંહ?

(જે પુરૂષ જે કોઈ કુળમાં જન્મ્યા તે કુળની આબરૂ એ તે જ પુરૂષની આબરૂ છે, માટે પોતાના કુળને લજાવવાવાળા કાયરોને તો અરે માતાઓ! તમે જન્મ જ શા માટે આપ્યો?)

પારથેઆ ચાઉ ચૂકણા, રિણ ભંજણ જિ કાંઇ
જણૌ ન હૂતી કાપુરસ, પુત્ર પ્રસોની માઈ

(કૃપણ અને સંગ્રામમાંથી ભાગી જનારા પુત્રોને તો હે જનનીઓ, તમારે જણવા જ ન હતા.)

હિયા હિયે ન હાલિયા, કરિ કરમાલ ઉદાલી
પુત્ર પ્રસુધા એરસા, માત પિતાકું ગાલી...

યુદ્ધ સમય જેઓ શસ્ત્રો સજ્જ કરીને શત્રુઓ સામે સામી છાતીએ ચાલ્યા નહીં એવા કુપુત્રો જન્માવનાર મા-બાપને ધિક્કાર છે.)

શત્ર ગંજણા શિવ પૂજણા, સૌણ સવૈ સુખ દૈણ
સોઇ સાપ્રસ જનમિયા, માત પિતા કું વૈણ

(શત્રુઓનો ગર્વ ગાળી નાખનારા અને ભગવાન શિવને પૂજનાર શુર-સજ્જન પુત્રો જેને ત્યાં જન્મ્યા છે એવા માતા પિતાને ધન્ય છે.)

જીમણ પાંત જઠેહ, મિળ ભડ આવે મોકળા
તણિયાં ખાગ તઠેહ, માંડે પગ નહ મોતિયા

(જમણવેળા તો ઘણા ઘણા પોતાને વીર કહેવરાવનારાઓ પંક્તિમાં બેસવા આવશે. પણ ઓ મોતિયા! જ્યાં તરવાર તાણીને યુદ્ધમાં ઊતરવાનો પ્રસંગ આવશે ત્યાં એ ભોજન-ભટ્ટો પગ પણ નહીં મૂકે.)

મૂહાવૈ ખગ મૂઠ ચાલે ભારત સાસુહા,
સુ વૈજ ખાધી સૂંઠ, માત ભલાં ઈ મોતિયિ।

(સંગ્રામ વેળા શસ્ત્રો ઝાલી જેઓ સામી છાતીએ ચાલ્યા છે. એ વીરોની જનનીએ સુવાવડ વખતે ખાધેલી સૂંઠ સાર્થક જ છે.)

હું બલિહારી રાણિયાં, થાળ બજાણે દીહ.
બીર જમી રાજે જણૈ, સાંકળ હીટા સીંહ

(પુત્ર જન્મની વધાઈની થાળી વગાડવાના એ દિવસ પર હું (કવિ) ઓળઘોળ થાઉં છું. કેમ કે એ દિવસે વીરમાતાઓએ પૃથ્વી પર નિર્બંધ સિંહ સરખા વીર પુત્રને જન્મ આપ્યો છે.)

હું બલિહારી રાણિયાં, ભ્રુણ શિખાવણુ ભાવ
નાળો વાઢણુ રી છૂરી, ઝપટે જણિયો સાવ.

(બાળકને ગર્ભમાં જ વીરભાવો શીખવનારી ભારતની વીરમાતાઓ પર હું (કવિ) ઓળઘોળ થાઉં છું. કારણુ કે જન્મતાં જ બાળક નાળ કાપવાની છૂરી પર ઝપટ મારીને પોતાના વીર સંસ્કારો વ્યક્ત કરે છે.

ઇલા ન દેણી આપ રી, હાલરિયે હુલરાય
પૂત શિખાવૈ પાલણૈ, મરણ બડાઇ માય.

('આ પુત્ર, દુશ્મનને આપણા દેશની ધરતી દબાવવા ન દેવી' એવાં હાલરડાં ગાઈ ગાઈને વીરમાતા પારણે ઝૂલતા પુત્રને મરણનું મહાત્મ શીખવે છે.)

સંગ્રામ વેળા આવી માતા પુત્રને શું કહે છે ? એ પણ કવિ જાણે છે.

બાળ ચાળા મ બિસરે, મો થણ ઝહર સમાન
રીત મરંતાં ઢીલ કીં, ઊઠ થિયો ઘમસાણ.

(ઓ, પુત્ર, આપણા કુળની ચાલ ભૂલીશ નહીં. મારાં સ્તનોનું દૂધ વિષ સમાન અચૂક અસરવાળું છે. તો ઊઠ અને ઊભો થા. કારણ કે યુદ્ધ મચ્યું છે તો હવે ક્ષત્રિય ધર્મ પ્રમાણે યુદ્ધમાં શસ્ત્રો વડે મારવામાં ઢીલ શાની ?)

હવે કવિ વીરોનાં લક્ષણો પ્રબોધે છે।

રહ ભૂખો વનરાવ, અલબત ઘાસ ન આચરે
ઘાલે હાથળ ઘાવ, મેંગળ ઉપર મોતિયા.

(ઓ મોતિયા ! સિંહ ભલે ભૂખ્યો રહે પણ ઘાસ નહીં જ ખાય, (અત્યાચાર લૂંટફાટ વિ. રૂપી ઘાસ) પણ તે તો હાથીઓનાં (દેશના દુશ્મનોનાં) ઝૂંડ ઉપર જ ત્રાટકશે.

અંબર રી અગાજ સૂં, કેહર ખિજ કરંત
હાક ધરા ઉપર હૂઇ, કેમ સહે બળવંત ?

(આકાશમાંની મેઘ ગર્જનાથી પણ એ સિંહ (વીર) રોષાયમાન થાય છે. ત્યારે આ ધરતી પર જ થયેલ શત્રુના લલકારને એ વીર કેમ કરીને સહન કરશે ? અર્થાત નહીં જ કરે.)

એક સ્થળે વેરીદળ સામે ઝૂઝતાં પિતા પુત્ર બન્ને મા ભોમ માટે કામ આવી ગયા. ત્યારે કવિએ કહ્યું :

પડિયો જોડે બાપ રે, પાગ કસૂંબલ સેત
બેટો ઘર આયો નહીં, ધોળી બાંધણ હેત.

(વેરીઓને કાપતાં કાપતાં પિતાની સાથે જ પુત્ર પણ રણભૂમિમાં કસૂંબલ પાઘ સાથે ખપી ગયો. પણ પિતાના શોકની ધોળી પાઘડી બાંધવા એ ઘરે આવ્યો નહીં.)

હિરણાં લાંબી શિંગડી, ભાજણ તણો સભાવ
સૂરાં છોટી દંતુળી, દે ઘણ થટ્ટા ઘાવ

(વીરતા કાંઈ શસ્ત્રજન્ય નથી. પણ સ્વભાવ જન્ય છે. એથી જ લાંબાં શિંગડાંવાળાં હરણોનો સ્વભાવ ભાગવાનો છે. જ્યારે નાની દાતરડીવાળો વારાહ દુશ્મનદળને જોતાં જ સામેથી હલ્લો કરે છે.)

કહર મૂંછ ભૂજંગ મણી, શરણાયાં સોહાડ
સતી પયોધર, કૃપણ ધન, હાથ પડશી મૂવાં.

સિંહની મૂછ, નાગનો મણિ, વીરોનાં શરણાગત, સતી નારીનાં સ્તનો અને કંજૂસનું ધન એટલાં વાનાં એમનાં મૃત્યુ પછી જ પરાયા હાથે પડશે.)

આવા વીરોની વીરપત્નીઓના મનોભાવોને પણ કવિ વાચા આપે છે :

ઘર આંગણ માંડે ઘણા, ત્રાસે પડિયા તાવ
જુદ્ધ આંગણ સોહે જી કે, વાલમ વાસ વસાવ,

(સ્વામી ! ઘર આંગણું તો હવે જીવ કંટાળી ગયો છે, તો હવે ચાલો આપણે રણમેદાનમાં જ જઈને રહીએ. એમાં જ આપણી શોભા છે)

થોડા બોલો ઘણુ સહો, નહચે જો નેઠાહ
સો પરવાડા આગલો, મિત્ર કરી જૈ નાહ.

(નાથ ! થોડુ બોલવાવાળા, ઘણું સહન કરવાવાળા અને નિશ્ચયના અટલ હોય એને જ મિત્ર કરજો. કારણ કે એવા પુરૂષો જ યુદ્ધ ભૂમિમાં અગ્રીમ રહેવાવાળા હોય છે.)

કબંધ થયેલા વીરની પત્ની શું કહે છે ? તે જુવો:

મૂઝ અચંભો હે સખી ! કંત બખાણું કીસ
બિણ માથે દળ વાઢિયો, આંખ હિયે કે શિસ ?

(સાહેલી ! મારા પતિને કયા શબ્દો વડે વખાણું ? મને એ વાતની અજાયબી છે કે મારા નાથે મથું પડયા પછી પણ વેરીદળને કાપી નાખ્યું તો પછી એનાં નેત્રો મસ્તકમાં હશે કે હૃદયમાં ?)

ખગ ઝૂંઝી જાહુ કરે, પિઉ રે હાથ રહંત
અરિયાં તન લાગે અઠૈ, તાળા સુરગ ખૂલંત.

(સ્વામીના હાથમાં રહેલાં શસ્ત્રો અજાયબી સર્જે છે. આ લોકમાં મારા ધર્મવીર પતિનાં શસ્ત્રો વેરીઓની કાયા પર પડે છે ત્યાં જ પરલોકમાં મારા નાથ માટે સ્વર્ગના દરવાજા ઉઘડી જાય છે.)

ઘૂડલા રૂધિર ઝકોળિયા, ઢીલા હુઆ સનાહ
રાવતિયા મુખ ઝાંખણા, સહીક મિલિયો નાહ.

(સખી ! આ વેરીદળનાં વાહનો લોહીથી તરબતર છે. અને વેરીઓનાં મુખ પડી ગયેલાં છે. શેરસ્ત્રાણો તૂટેલાં છે. એ જ સૂચવે છે કે આજે પ્રાચે સાચ મારો વીર પતિ તેમને ભેટયો છે.)

તો બીજી એક વીરાંગના હૈયા વેદના ઠાલવે છે.

ઔષદ જાણે મોકળા, પીડ ન જાણે લોગ
પિઉ કેસરિયાં નહ કિયા, હું પીળી ઊણ રોગ.

(સાહેલી ! ઘણા ઔષધો જાણનારા લોકો મારી વેદનાને જાણતા જ નથી. અરે, સ્વામીએ આ ધર્મ યુદ્ધમાં કેસરિયાં ન કર્યાં એ વેદનામાં જ હું લેવાતી જાઉં છું, માંદી પડી છું.)

સો ગુણ વારૂં દેખ જે, બેટી રા ગુણ દોય
પરણતાં પાછે રહી, બળવા આગે હોય

(વહુ બેટાના બે ગુણો માથે બીજા સો ગુણો ઓળઘોળ કરી નાખું છું. લગ્ન વેળા તે મારા પુત્રની પાછળ પાછળ ચાલી પણ જ્યારે મારા પુત્રે કેસરિયાં કર્યાં ત્યારે જોહર કરવામાં–બળી મરવામાં તો તે આગળ જ રહી. આ બે ગુણોને વધાવું છું.)

સમળી ઓર નિશંક ભખ, અંબક રાહ મ જાહ
પણ ઘણ રો કીમ પેખ હી, નયણ વિણ ઠા નાહ!

(અરે સમળા ! મારા પતિનાં બીજાં અંગો નિર્ભય રીતે ખાજે, પણ નેત્રો ખાવાનો રસ્તો ન લેતી, કેમકે નયનો વગર મારો સાહ્યબો મને પોતાનો પત્નીધર્મ બજાવીને વીરતાના ખેલ ખેલતી કેમ જોઈ શકશે ?)

પછી એ નારી પોતાની સખીને કહે છે:

સાથણ ઢોલ સુહાવણો, દેણો મો સહદાહ
ઉરસાં ખેતી બીજ ધર, રજવટ ઉલટી રાહ

(ગોઠણ ! મારાં શબને મારા પતિના શબ સાથે અગ્નિદાહ દેજે. અને એ વેળા ઉત્સવનો ઢોલ વગડાવજે. વીરોની ખેતીની રીત ઉલટી જ હોય છે તેઓ બીજ આ લોકમાં વાવે છે પણ તેનાં ફળો તો પરલોકમાં જ પામે છે.)

છેલ્લે કવિ બે દુહામાં ઉપસંહાર કરે છે:

ઘડેઆ ઘાટ ભંજશે, ભૂ છાંહી ભલાં
સાપરસાંને સુરીમાં, ગુર રે' સૌ ગલાં.

(આ સંસારમાં બનાવેલું બીજું બધું એક દિવસ વાદળોની છાયા માફક નાશ પામી જશે. પણ શુર સજ્જનો તો સદા કાળ માટે લોક કંઠે અમર થઈ જશે.)

મરદાં મરણો હક્ક હૈ, ઉબરસી ગલ્લાંહ
સાપરસાં રા જીવણા, થોડાં હી ભલ્લાંહ.

(માતૃભૂમિ માટે મરવું એ તો વીરનરોનો હક્ક છે. એથી જ લોક કંઠે અમર થઈ જશે. માટે શૂર સજ્જન નરોનું અલ્પ જીવન જ પ્રશંસનિય છે.)

પૃ. ૩૦૪થી ચાલુ]

ઓહોહો હોહો ! જે લોકોને ચપટી ધાન નહોતું પચતું એવા નાતમાં, ગતમાં, પાર્ટીઓમાં, લગ્ન મરણમાં અને મંદિરોમાં અન્નના અન્નકોટ ભરાવતા અને કુબેર સમા કહેવરાવતા એવા માનવીઓ આજ કોળિયા ધાન માટે કણસ્યા કરે છે. હાડય હાડય ને હુડયે હુડયે થાય છે. એક બાજુ સરકારી અનાજની થપ્પીઓ સડે છે, ઉંદરડા ખાય છે ને વરસાદમાં પલળીને પાયમાલ થાય છે, ત્યારે બીજી બાજુ વેપારીઓ અને માલદાર ખેડૂતોના છૂપા ભંડારોમાં જીવાતું ખાય છે. માણસના પેટ સુધી પહોંચવા નથી દેતા. સાધન સંપન્ન ઘરધણી પણ ઘરમાં અનાજ સડવા દેશે પણ ભૂખ્યા પડોશીને નહિ પૂછે.

કેતાક દુઃખની વાત કરૂં
કૈં કે'તાં ન આવે પાર;
જ્યાં જોઉં ત્યાં ગફળ ફળાતી
અવળી લીલા અપાર;

આજ બધું અવળું હાલ્યું છે. કોણ મુરખ ને કોણ ડાહ્યું ? કોણ સખુર ને કોણ કર્મી ? કોણ કરમહીણું ને કોણ ભાગ્યવંત ? કોણ કુરૂપ ને કોણ સુરૂપ ? કોણ જડ ને કોણ મૂઢ ? કોણ કોમળ ને કોણ બુધ્ધિમાન ? કોણ પશુ ને કોણ માનવ ? આમાં ક્યાંય ભૂલ થઈ ગઈ છે. સૌથી ડહાપણવાળા અલ્લાજીની જ હતો !

એવા ડહાપણવાળા હૂલ્યા રે
ભરમાજીએ ભૂલ કીધી;
એવા મનખા દૈને મૂછું રે
આપણા પૂંઠે પૂંછ દીધી–વીરા વાતું.



## ટેરવાં બોલે ને

ટેરવાં બોલે ને તંતુ સાંભળે
ને સાંભળીને ભરી દે સુનકાર,
ગણકારા આ જુદી ભોમના
ને વાણી કાંઇ પરાની યે પાર–ટેરવાં બોલે.

ધૂળના ધફામાં દરિયો ડોલતો
ને દરિયો લાલ ઘેઘૂર,
ટેરવાંની ટશરે નસે નસે
કે પ્રાગટ ફૂટે ચાકમચૂર–ટેરવાં બોલે.

ઝીણો રે ઝીણો જીવ તારનો
ને એથી ઝીણો માયલો જુવાળ
પળ રે તૂટી પંડે પંડની
ને હરિ સુંને ભેટ્યા રે હેતાળ–ટેરવાં બોલે.

—મકરન્દ દવે

## મેઘ થઇને...

હું તો મેઘ થઇને મ્હાલ્યો !
આભના વનની ડાળી ડાળીએ,
પાંદડાં થઇને ફાલ્યો.
પવન દરિયે તરતો તરતો,
હોડકું થઇને હાલ્યો.
સાત રંગના સૂરજને મેં સાવ મુઠ્ઠીમાં ઝાલ્યો!
હું તો મેઘ થઇને મ્હાલ્યો !

નદી ઠેકતો દરિયા તરતો,
પાતાળે જઈ પુગ્યો.
ધરતીને જ્યાં ગયો અડકી તો
ઘાસ ઘાસ થઇ ઊગ્યો.
મોરલા કેરી ડોક સોંસરવો ટહુકો થઈને ચાલ્યો !
હું તો મેઘ થઈને મ્હાલ્યો !

—લાલજી કાનપરિયા

Oormy Navrachana Rajkot-1 (August' 73) કિં. ૧-૨૫ Regd. No. G. 68




તંત્રીઓ :

ઇશ્વરલાલ સો. દવે
જયમલ્લ પરમાર

સપ્ટેમ્બર : ૧૯૭૩
સળંગ અંક ૫૨૨


ભાદરવા વદ બારશે આપની જન્મતિથિ આવી રહી છે. ગુજરાતમાં ફરી અવતરવાનું મન નથી થતું બાપુ?

# ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : સપ્ટેમ્બર : ૭૩ અંક : ૯ : સળંગ અંક : ૫૨૨






*



## ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂા. ૧૨-૦૦

વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫-૦૦

**લેખકોને—**

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

**પ્રકાશકોને—**

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

**એજન્ટોને—**

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ)

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ-૧

ગ્રાહકો લેખકો એજન્ટો ને વાચકોને નોંધ લેવા વિનંતી
'ઊર્મિનવરચના'ના ઓકટોબર-નવેમ્બરના સંયુક્ત અંક રૂપે પ્રગટ થશે

# સૌરાષ્ટ્રની ધર્મસાધના

આ અંકમાં સૌરાષ્ટ્રમાં વહી ગયેલા ને વહેતા શક્ય તેટલા સંપ્રદાયો, પંથો અને પૂજા-ઉપાસનાઓ ઉપર ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનોના લેખો આપવામાં આવશે. ધાર્મિક અસરો અંગેના પુરાતત્ત્વીય, વૈદિક, પૌરાણિક, ઐતિહાસિક અને લૌકિક સ્વરૂપના લેખોનો એમાં સમાવેશ થશે.

## પહેલી ઓકટોબરે અંક પ્રગટ નહિ થાય
## દિવાળી-અંક ઓકટોબરની તા. ૨૦મી આસપાસ

દર વરસની જેમ ઓકટોબરની પહેલી તારીખે અંક પ્રગટ નહિ થાય, પણ એ અંક દિવાળી-અંક રુપે ઓકટોબરની તા. ૨૦મી આસપાસ પ્રગટ થશે તેની ગ્રાહકોએ નોંધ લેવા વિનંતી.

## નવેમ્બરમાં અંક પ્રગટ નહિ થાય
## ડિસેમ્બરમાં રાબેતા મુજબ પ્રગટ થશે

દિવાળી અંક ઓકટોબર-નવેમ્બરના સંયુક્ત અંક રૂપે પ્રગટ થશે. એટલે નવેમ્બરમાં 'ઊર્મિનવરચના'નો અંક પ્રગટ નહિ થાય પણ દિવાળી અંક પછી રાબેતા મુજબ ડિસેમ્બરમાં પ્રગટ થશે.

## કાગળમાં કાપ-અછત-મોંઘવારી

કાગળના ક્વોટા ૩૦ ટકા કપાયા. પરદેશમાં ને દેશમાં કાગળના ભાવ વધ્યા. એ પછી 'ઊર્મિનવરચના'ને કાગળના ક્વોટાનું લાયસન્સ મળવા છતાં એના કાગળ નથી મળ્યા. ઘણાં સામયિકો બંધ પડયાં. ઘણાંનાં પાનાં ઘટયાં. આ સ્થિતિમાં દિવાળી અંક વધારે છાપવાના નથી, તેથી છૂટક કોપી નહિ મળે. સપ્ટેમ્બર ઓકટોબર નવેમ્બરમાં મર્યાદિત ગ્રાહકો જ નોંધવામાં આવશે. એ દરમિયાન ગ્રાહક થનારને જ અંક મળશે. વી. પી. નહીં કરાય.

'ઊર્મિનવરચના' : વાર્ષિક લવાજમ દેશમાં ૧૨ રૂા. : પરદેશનાં રૂા. ૨૫
'ઊર્મિનવરચના' કાર્યાલય : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ

# આવકવેરો ભરતા લોકોજોગ

આવકવેરા વિભાગે દરેક ખાતેદારને




આપ્યો છે, કે જેથી કર ભરવાના
**ચલાન, પત્રકો** અને
કરદાતાઓ તરફથી મળતા તમામ
**પત્રો**ની બરાબર નોંધ થઈ શકે
અને તેને યોગ્ય રીતે
ફાઈલ કરી શકાય.

શરતચૂકથી તમને કદાચ **બે** કાયમી ખાતા નંબર મળ્યા હોય અથવા **એક પણ** ન મળ્યો હોય તો તમારે આવકવેરો આકારતા અધિકારીને અથવા આવકવેરા કમિશ્નરને બીજો નંબર **રદ્દ** કરવા અથવા તમને નંબર આપવાનું જણાવો.

આવકવેરા વિભાગ તમારી સારી સેવા કરી શકે એ માટે તમારાં તમામ પત્રકો, ચલાન વગેરે ઉપર (તમારો **કાયમી ખાતા નંબર** સાચી રીતે લખવાનું ભૂલશો નહિ.

**ધી ડાયરેક્ટોરેટ**
**ઓફ ઇન્સ્પેક્શન**
(રિસર્ચ, સ્ટેટીસ્ટીક્સ એન્ડ પબ્લિકેશન)
નવી દિલ્હી.

davp 73/167

એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે.



# નાની બચત

નાનેરા પ્રયાસોનું મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

APC 1213

## ગ્રાહકોએ ખાસ નોંધ લેવા વિનંતી

## 'સી' નંબરના ગ્રાહકોનું લવાજમ
## સપ્ટેમ્બરના અંક સાથે પૂરૂં થાય છે

'સી' નંબરના ગ્રાહકોનું લવાજમ સપ્ટેમ્બરના અંક સાથે પૂરૂં થાય છે. તો નવા વરસનું લવાજમ રૂપિયા ૧૨ તા. ૧૫મી સુધીમાં મનીઓર્ડર દ્વારા મોકલી આપવા વિનંતી છે.

## આગામી દિવાળી અંક

દર વરસની માફક ઓકટોબર-નવેમ્બરનો સંયુક્ત અંક દિવાળી વિશેષાંક રૂપે પ્રગટ થશે. એટલે ઓકટોબરની પહેલી તારીખે અંક પ્રગટ નહિ થાય પણ દિવાળી અંક ઓકટોબરની તા. ૨૦મી આસપાસ પ્રગટ થશે. એ પછી નવેમ્બર અંક પ્રગટ નહિ થાય પણ ડિસેમ્બર અંક પ્રગટ થશે તેની નોંધ લેવા વિનંતી છે.

કાગળની અછત અને મોંઘવારીને કારણે વધુ અંક છાપવાના નથી, તેથી દિવાળી અંક મેળવવાની ઇચ્છા રાખનારે વેળાસર ગ્રાહક બની જવા વિ. છે. સપ્ટેમ્બર, ઓકટોબર અને નવેમ્બરમાં મર્યાદિત ગ્રાહકો જ નોંધવાના છીએ.

વ્ય. 'ગ્રામનવરચના'

# પાણી મરતાં જાય છે આભનાં ધરતીનાં અને માણસનાં!

સંપાદકીય

જુલાઈનાં અંકમાં મુખપૃષ્ઠ ઉપર જ અમે મેઘને અરદાશું કરતાં લખેલું કે: "મા તણાવ તું મે, તારા વેઠ્યાં નહિ વરતીએં." રાજ્યના કે રાજ્યોના ગમે તેટલા ઉથલા કે ઉથલપાથલ થાય, પણ વરસ વળી આવે, વરસ સારું પાકે, માગ્યા મેહ વરસે તો રાજ્ય કે રાજ્યોની ઉથલપાથલ' એટલી વેડતી નથી જેટલી અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિની ઉથલપાથલ વેડે છે.

હજુ અહીં ગુજરાતમાં—ખાસ કરીને સૌરાષ્ટ્રમાં ક્યાંક દોઢ ઈંચ ને ક્યાંક સાડા ચાર ને પાંચ ઈંચ સામે પોટલા બંધ વરસાદ પણ પડી ગયો છે, છતાં આજથી પીવાના પાણીની તાણ વરતાવા માંડી છે, ત્યાં બિહાર અને રાજસ્થાનમાં અતિવૃષ્ટિને કારણે લાખો લોકો ભયમાં મુકાઈ ગયાં છે. સિંધુ નદીએ પાકીસ્તાનમાં મરજાદ મેલતાં સક્કર બેરેજમાં ગાબડાં પાડીને સારાએ સિંધને પૂરની આપત્તિના ભરડામાં લીધો છે. માનવતાની દૃષ્ટિએ સિંધ કે રાજસ્થાન જુદાં નથી, તેમ બલુચીસ્તાન કે બિહાર જુદાં નથી.

## પ્રકૃતિના પાંપણ પલકારે

જુન મહિનામાં પહેલો વરસાદ પડ્યો ત્યારે દુકાળથી ત્રાસેલા લોકોએ 'બહુ સારો વરસાદ પડયા'ના પાગલ આનંદના પોકારો પાડેલા. પણ અમારા દિલમાં એની ધરપત ન હતી. ખબર નથી કેમ પણ આજના વા પણ ક—વા વાય છે. મે કળજગના ખાંડિયા ખાંડિયા વરસે છે. માનવીના અથાગ પ્રયાસ અને વિજ્ઞાનના અદ્‌ભૂત ચમત્કારો સામે પ્રકૃતિના માત્ર પાંપણ પલકારે હવા બદલી જાય છે, ઋતુઓ ફરી જાય છે. નદીઓ કાં વિનાશ રેલે છે, કાં પ્રવાહો બદલી જાય છે ને કાં કાંકરા ઉડાડે છે. જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ કરી મેલે છે. દુકાળો તો વેદવારાના પડતા આવે છે. બાર બાર વરસના દુકાળો વેદો પુરાણો અને પછી ઇતિહાસયુગના સુવર્ણકાળે પણ પડયા હોવાનું નોંધાયું છે. પણ ઋતુઓના આવા ફેરફારની તો પૂર્ણ સંશોધનને અંતે ખાતરી થાય કે ત્યારે પણ આવી રીતે ઋતુઓ બદલતી હતી વા નહિ!

## હાથ તાળી દઈને હાલ્યા જાય છે

પહેલા સારા વરસાદથી અમને પરિતૃપ્તિ નહોતી થઈ, કારણકે જ્યાં પોટલા મોઢે પડયો ત્યાં વાવેતર ન થવા દીધાં પણ પાણીને સુકાળ કર્યો, જ્યાં ધીમી ધારે પડયો ત્યાં મોલતને મન ભાવી ગયો પણ ધરતીના તળ ઠાલાં રહ્યાં. ડોળ તો આજ ત્રણ ત્રણ માસથી શાસકપક્ષની સરકારોની જેમ કરી રહ્યો છે. પણ ચૂંટણીનાં અને બદલતી સરકારોનાં વાંફળ વચનોની જેમ વાદળાં હાથતાળી દઈને હાલ્યાં જાય છે ને સુરજનાં કૂણાં કિરણો પણ ભાલોડાં થઈને ભોંકાતાં લાગે છે.

## પર-ધાન અને ખડ-ધાન

"આવ મા'રાજ! આવ મા'રાજ! આવ!" નાં માખણ લઈ લઈને માણસો આ પરજન્યનાં અનોખાં આદરમાન કરે છે, પણ આ મેઘ મા'રાજ લોકશાહી સમાજવાદની ખાંખદે ચડી ગયો છે તે જ્યાં ન વરસવું જોઈએ ત્યાં અનરાધાર વરસે છે ને વરસવું જોઈએ ત્યાં દુકાળનાં ડાકલાં વગાડે છે. આમાં રાજ્યના પર-ધાનો લોકોના મોંઘા દાટ સન્માન સમારંભો વાટોડી જઈને વાંઝિયા વાદળ જોવા નિકળે તો એમાં દોષ કોને દેવો? વાદળ તો વરસમાં એક વાર કાં દગો દયે ને કાં સમાનો વરસીને દાળદર ફેડી નાખે, પણ આ પરધાનો તો હવે પાંચ પાંચ વરસને બદલે પાંચ પાંચ મહિને બદલવા માંડયા છે. અવળા ઊડે તો ભોગના દી કરે ને! ઓછા વરસાદે ઘઉં–બાજરો ન પાકે ને છેવટે ખડ–ધાન પાકે તો બંટી–બાવટો કે સામો–કોરેયો ખાંડી કૂટીને પણ ખવાય પણ આ પર-ધાનને થોડા ખવાય છે? એ તો પર-ધાન જ કહેવાય. આજ તમારું છે ને કાલ નથી. અને તમારું લાગે તે દિવસે ય તમે એના થઈ જાઓ

છો, એ તમારા નથી થતા પણ :'

## તૃષ્ણા સંતોષાતી નથી

આપણે તો રાજકારણના કાળ સાથે દુકાળ આટકેલો. ત્રણ ત્રણ મહિનાની આશાના ઉલાળિયો કરી ને વરસાદ આ હાલ્યો જાય આપણી આંખ સામેથી. મુખ્યાના ગઢ સુધી તૃષ્ણા જો કે જીર્ણ થતી નથી. સાપે દેડકાને ઝડપ્યો ત્યારે દેડકો માખી ઝડપતો હતો. મોતના મોઢામાં બેઠા બેઠા પણ માખી ઝડપવાની તૃષ્ણા મેલાતી નથી ત્યારે આપણાથી વરસાદની તૃષ્ણા શે મેલાય ? જો રાજ્યની મેલાતી નથી તો ! એ તૃષ્ણાના તાંતણે જ વળગ્યા જઈએ છીએ, પણ કોશેટાની જેમ. એ જ તાતણો આપણી કાળ–કોટડી બને છે.

ગયા વરસે તો સૌની લાજ આબરૂ જળવાઈ ગઈ. સરકારને ય જીવવું હતું એટલે ખજાના વાળી ઝૂડીને પણ માણસોના મોઢા સુધી પહોંચાડ્યું. સરકારના ખજાનામાંથી ગાડાના પૈડા જેવડો નીકળેલો રૂપિયો વહીવટીતંત્રના હાથ ફરતાં જરૂરિયાત વાળાના હાથમાં પહોંચતા સુધી ફુદીકાવાળા પૈસા જેવડો થઈ રહેતો. પણ રૂપિયાની બે આની, ચાર આની કે આઠ આની લોકો સુધી પહોંચી જરૂર. ઢોર પણ ઘણાં બચી ગયાં. પણ એવી રીતે બચી જનારાં માણસોમાંથી અનાચાર, દુરાચાર કે ભ્રષ્ટાચાર સામે ઝૂઝવાની પ્રતિકારશક્તિ નાશ પામે છે.

## સૌ આવી રહ્યાં છે

ધાર્મિક–દયા ધરમની વૃત્તિવાળા લોકોએ પણ આભને ટેકા દેવામાં અથાગ મહેનત કરી. હવે સરકાર, મહાજન, લોકો અને ઢોર બધાં આવી રહ્યા છે. અનાજ તો જ્યાં પાક્યું હશે ત્યાંથી પહોંચાડાશે. ઘાસ પણ પહોંચાડી શકાશે પણ જેને બીજું વરસ પણ વણસ્યું છે એની ખેડ ભાંગી જશે, ઢોર છોડી મેલાશે કાં નાશ પામશે અને ધરતીના ધણી ભીખારી થઈને ભટકતા હશે. જીવદયાનું, રાહતનું અને આસુરી માયાનું ખાનારાં માણસ મટી જતાં આપણે ક્યાં નથી જોતા ? પછી એવા માણસોવાળો આપણો દેશ પરોપકારી કહેવાશે. જેમાં કાયમ એક દેનારો ને બીજો લેનારો એવા બે જ વર્ગો જીવતા હશે. કાં તો સમાજમાં અને કાં પછી દેનારો વર્ગ રાજ્ય પોતે બનશે ને ભીખારચોટ વર્ગ પ્રજા બનશે. કારણ કે હિંદુસ્તાનમાં તો સામ્યવાદીઓના હાથમાં રાજ્ય પડતાં એય તે ભ્રષ્ટાચારી બની જાય છે. આ દેશનો નીંભાડો એવો પાકો છે.

## તો ઉદ્યોગો આથમી જશે

ગુજરાતમાં ચાર તાલુકામાં વાવેતર વણસ્યા જેટલો જ વરસાદ પડયો કહેવાય છે. ખંભાત, જોડિયા, ખાંભા ને લખપત, પણ સૌરાષ્ટ્રના મોટાભાગમાં બારમહિનાનું પીવાનું પાણી મળે એટલો વરસાદ પણ નથી પડયો તેનું શું ? માની લ્યો કે માણસ ઓછા પાણીથી ચલાવી લ્યે ને દાણા ખાઈને દી કાઢે, પણ પાણી વગર ઉદ્યોગો અટકવાના. માણસો બેકાર બનવાના એ દાણા ક્યાંથી ખાશે ?

આજે રાજકોટ જેવા નાના ઉદ્યોગો પર નભતા શહેરમાં ભર ચોમાસે પાણીનો કાપ મૂકાયો છે ને ઉદ્યોગોને પણ આજે ઓછું પાણી આપે છે. આવતી કાલે વધુ કાપ મૂકાશે. સુધરાઈ ઉદ્યોગોને પાણી નહિ પૂરું પાડી શકવાની નોટીસો આપશે, ઉદ્યોગો કામદારોને નોટીસો આપશે. આવાં કૈંક શહેરોમાં પૂરતું પાણી ન હોવાથી ઉદ્યોગો બંધ પડવાનો ભય ઊભો થયો છે. ત્યારે લાખો કામદારો બેકાર બનશે એ કોને નોટીસો આપશે ?

## આમાં કોપ કોના કોના ?

સમજીએ છીએ કે આ તો કુદરતનો કોપ છે. પણ અણસમજ્યે આડેધડ પ્રજોત્પતિ કરવામાં કોનો કોપ છે ? કુદરતી સાધનોનો બેફામ બગાડ કરીને સમર્થોને સુખી કરી અસમર્થોને દુઃખી કરવામાં કોનો કોપ છે ? જે મળે છે તે વહેંચી ખાવાની સદ્બુદ્ધિ ૨૫ વર્ષના સ્વરાજ પછી પણ આપણા રાજકર્તાઓમાં ક્યાં પેદા થઈ છે ?

સ્વરાજ્યના સત્તાવીસમાં વર્ષે પણ આપણે નદીઓનાં પાણીનો પ્રશ્ન ઉકેલી શક્યા નથી. આ નદીઓનો પ્રશ્ન ૨૫ વરસ પહેલાં અથવા તો પંદર–

વીસ વરસ પહેલાં પણ ઉકેલી શક્યા હોત તો રામેશ્વરથી દ્વારકા સુધીની ધરતીમાં કોઈ દુઃખી ન હોત. નદીઓને નાથીને એનાં પાણી મરુભૂમિઓને નંદનવનમાં પલટાવવામાં વાળી શક્યા હોત. પ્રલય પૂરના કોસી, ગંડકી, બ્રહ્મપુત્રા, ગંગા, યમુના, તાપી કે નર્મદાનાં અથાગ જળને ઉત્પાદનમાં અને ભેજક્ષેત્રો તથા પીવાનાં જળરાશિઓમાં વાળી શક્યા હોત. છતે ધણીએ રંડાપા જેવી આ દશા નથી?

ઘર મોટો તોટો ઘણો, મોટો પિયુરો નામ;
એ કારણ હું દુબળી, મારું મારગ કાંઠે ધામ.

## ઉકેલ ન કરવાની આપણી મહત્તા

આપણો દેશ તો કહે આધ્યાત્મિક છે. આપણો દેશ તો કહે જગદ્ગુરુ છે. કારણ કે બીજે ક્યાંય નહિ અને ભગવાને અહીં જ ચોવીસ ચોવીસ અવતારો લીધા. આપણો દેશ તો કહે મહાન છે, કારણકે આપણી સંસ્કૃતિ મહાન છે. त्येन त्यक्तेन भूंजीथाः-ના સૂત્રવાળો આપણો દેશ વહેંચીને ખાતાં તો નથી શીખ્યો પણ વહેંચી ને પાણી પીતાં પણ નથી શીખ્યો. અને જેમ શિક્ષણ વધતું જાય છે, જેમ પંચવર્ષીય આયોજનને પરિણામે વિકાસ વધતો જાય છે તેમ તેમ બધા પ્રશ્નો આઘા ને આઘા ઠેલાતા જાય છે. અને પછી આપણે બધા ભેગા થઈ ને આપણે બહુ પ્રગતિ કરી એવા આપણા જ અંગૂઠા ધોઈને આપણી મહત્તાનાં ગુણગાન સારૂ આપણે આચમન લેતા થઈ ગયા છીએ. બડભાગી જ છીએ ને! ને ઢોલાડીમાંથી નવરા પડતા નથી.

કુદરતના કોપ સામે ઝૂઝવા માટે પરદેશી અનાજ, પરદેશી દવા, પરદેશી વસ્ત્રો, હોડીઓ, હેલીકોપ્ટરો, ધર્માદા ટ્રસ્ટો, ગોરક્ષા કેમ્પો, દુકાળીઆં માટેનાં કામો અને ધાર્મિક લાગણીઓનાં શોષણને બદલે પાણીના, અનાજના, ઉદ્યોગોના વહેંચીને ખાવાના પ્રશ્નો તત્કાળ ઉકેલ માગે છે. પહેલાં આપણે પેદા કરેલા કાળા કોપ ઉકેલીએ તો કુદરતના કોપ સામે આસાનીથી ઝૂઝી શકશું.

## આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય

પહેલાં આપણે આડેધડ પ્રજા ઉત્પન્ન કરવા લાગીએ છીએ ને પછી એના ખોરાક, પોષાક, રહેઠાણ, શિક્ષણ, દવા અને આજીવિકાના પ્રશ્નો વિચારીએ છીએ. એ પ્રશ્નોના ઉકેલ આવે તે પહેલાં તો આપણે પેદા કરેલી પ્રજા ભસ્માસુર બનીને આપણને આપણા દેશને ભરખી જવા ધસે છે. એમાં વળી કુદરતનો કોપ ત્રાટકે એટલે જે રીતે જીવાય તે રીતે જીવવાનાં ઝાવાં નાખીએ છીએ.

ખુમારી ખોઈને માત્ર જીવવા માટે જ ઝાવાં નાખનારી પ્રજામાં રાષ્ટ્રીય ચરિત્ર, રાષ્ટ્રીય શીલ કે રાષ્ટ્રીય મહત્તા ક્યાંથી પેદા થાય? આપણી અવિકસિત કે અલ્પ વિકસિત પ્રજામાં પૂર ઝડપે વસતી વધારો થઈ રહ્યો છે. પણ કુદરતી સાધનો કે ઉત્પાદનના ૭૦ થી ૮૦ ટકાનો ઉપભોગ તો ૨૦ થી ૩૦ ટકા સુખી માણસો જ કરી જાય છે. ત્યારે ૭૦ થી ૮૦ ટકા પ્રજાને ભાગે ૨૦ થી ૩૦ ટકા કુદરતી સાધનો કે ઉત્પાદનનો ઉપભોગ બાકી બચે છે. સમૃદ્ધ માણસો અકરાંતિયાની જેમ ઉપભોગ કરે છે ને એટલો જ બગાડ કરે છે. અરે એના કૂતરાને, એનાં ઢોરને મોંઘા ભાવનો ખોરાક ખવડાવી દે છે ને બીજી બાજુ લોકો ભૂખે મરે છે. આ છે આપણું રાષ્ટ્રીય ચારિત્ર.

## કોનાં કોનાં છે એ પાપ?

પડોશમાં રહેતાં બે કુટુંબ એકબીજાનું જાળવતાં આવતાં હતાં. એમાંથી એક કુટુંબમાં બળતણમાં છાણાં બળાતાં. તેથી બીજા કુટુંબે વાસણ માંજવા રાખ માગી. પહેલા કુટુંબના સાત વરસના છોકરાએ પોતાના ઘરની રાખ આપવાને બદલે કોઈ હોટલમાંથી લાવેલા પથ્થરિયા કોલસાની રાખમાં ધૂળ ભેળવીને આપી. રાખમાં યે ધૂળ ભેળવી. જ્યારે દિલ્હીમાં મળતા ચણાના લોટમાં લાકડાં કરે એવી કેસરી દાળના લોટની ભેળસેળ થતી જણાઈ.

સૂઈ સૂઈને જાગે ત્યારે ખોજો ખીચડ માગે તેમ રાષ્ટ્રપતિ ગિરિ હવે કહે છે કે ભેળસેળિયા ને સંઘરાખોરો સામે સખત હાથે કામ લ્યો. સંસદ સભ્યો ને વિધાનસભાના સભ્યો એવું કરતા માલુમ પડે તો એને ફરી ન ચૂંટો. અને આપણા એ રાષ્ટ્રપતિ ગિરિ કહે છે કે ગાંધીજીએ જે સાત પાપ ગણાવેલાં

તે આપણા સમાજમાં બહુ વિકૃત રીતે ફેલાઈ ગયેલાં છે તેને સંપૂર્ણપણે નિર્મૂળ નહિ કરીએ ત્યાં સુધી રાષ્ટ્ર તરીકે આપણે બચી શકીશું નહિ.

## રંકથી માંડીને રાષ્ટ્રપતિ સુધીનાં

આ સાત પાપ નીચે મુજબ છે :

૧–સિદ્ધાંત વગરનું રાજકારણ, ૨–શ્રમ વગરની સંપત્તિ, ૩–આત્મા વગરનો આનંદ, ૪–ચારિત્ર વગરનું જ્ઞાન, ૫–નીતિ વગરનું વાણિજ્ય, ૬–માનવતા વગરનું વિજ્ઞાન, ૭–બલિદાન વગરની પૂજા.

– અને આવાં આવાં નિવેદનોથી ધમધમાટી બોલાવી હૈદ્રાબાદથી ખાસ ખાલી આવેલી એરકન્ડીશન સ્પેશિયલ ટ્રેઈનમાં પોતાના તમામ રસાલાને લઈને રાષ્ટ્રપતિ ગિરિ હૈદ્રાબાદના (દક્ષિણના) રાષ્ટ્રપતિ ભવનમાં એક મહિનો રહેવા માટે ચાલ્યા ગયા.

રાષ્ટ્રપતિ ગિરિ પરદેશોના પ્રવાસે ગયેલા ત્યારે એમનાં પત્ની હજારો રૂપિયાના માલની ખરીદી કરતાં તે રકમો નહિ ચૂકવવાનો ભારે ઉહાપોહ અખબારોમાં થયેલો. એનો જવાબ હજી રાષ્ટ્રપતિ ગિરિ કે સરકાર તરફથી નથી અપાયો. એ રકમ કોઈકે ચૂકવવી પડી હોવાનું પણ કહેવાયું છે. ત્યારે રંકના છોકરાથી માંડીને રાષ્ટ્રપતિ સુધી આમ લાગી પડી છે. છતાં આપણે દિન ઊગ્યે ને દિન આથમ્યે આ બધાના ઉપદેશની વાતો જખ મારીને સાંભળવી પડે છે. આ આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય છે.

## ચૂંટણી ને જૂથબંધીના પાપે

આજની ખર્ચાળ ચૂંટણીઓમાં મબલખ નાણાં ખર્ચાતાં હોય ત્યાં કાળા બજારિયા, સંઘરાખોરો, દાણચોરો, કરચોરો, જથ્થાબંધના વેપારીઓ ને ભેળસેળિયાની ગરજ કરવી જ પડે. પછી પક્ષમાં સત્તા માટેની જૂથબંધીના સંઘર્ષમાં સભ્યોને ફોડવા નાણાંના દગલા જોઈએ. પ્રગતિશીલતાનાં મહોરાં પહેરીને અંદરોઅંદર લડતા ધારાસભ્યો અને એવા સમાજદ્રોહીઓ વચ્ચે વૈદ્ય–ગાંધીનું સહિયારૂં ચાલતું હોય છે, અને એ આપણું આજનું રાષ્ટ્રીય શીલ છે.

આથે ક્યાં જવું ? જીવન જરૂરિયાતની ૨૨ જેટલી ચીજોના ભાવ બાંધીને સંરક્ષણ ધારો મહારાષ્ટ્ર સરકારે લાગુ પાડયો છે. પણ વેપારી મંડળના પ્રમુખ શ્રી. વીરેન્દ્ર શાહ કહે છે કે આ તવાઈ છૂટક વેપારીઓ ઉપર જ છે. જથ્થાબંધના વેપારીઓને કાંઈ કહેવાતું નથી. એ મોટાં માછલાં કદાપિ જાળમાં આવી જાય તો એને છટકી જવા દેવામાં આવે છે. અને જથ્થાબંધના વેપારીઓ છૂટક વેપારીઓને માલ પૂરો ન પાડે તો એ ક્યાંથી વેચવાનો ? આ છે ગલાગલ મત્સ્યનો ન્યાય.

## આ તો પાણીમાં આગ લાગી છે

છૂટક ને જથ્થાબંધ વેપારીઓ સામસામા દોષારોપણ કરે છે. જ્યારે મુંબઈમાં લાખો મણ શીંગ પડી હોવા છતાં મહારાષ્ટ્ર સરકાર એને કાંઈ ન કરતી હોવાનો આક્ષેપ છે. છૂટક વેપારીઓને માલ પૂરો પાડવાની બાંહેધરી સિવાય ભાવ બાંધીને સંરક્ષણ ધારો લાગુ પાડવો એ તો લોકોને મૂર્ખ બનાવવા માટે જ ને ?

ગુજરાતમાં તેલની અછત, વેજીટેબલ ઘી ભોમ ભીતર અને સાચું ઘી મળતું નથી, ત્યારે કહે છે કે મહેસાણાની સાગર ડેરીનું ઘી ગુજરાતમાં નથી મળતું ને મુંબઈને મળે છે. આ ડેરીના આગેવાનો સંસ્થા કોંગ્રેસના જ આગેવાનો છે.

શાસક કોંગ્રેસના સંસદ સભ્ય શ્રી. ધર્મસિંહ દેસાઈની ગુજરાતની પેઢી ગુજરાતમાં બટાટા વેચવાને બદલે મુંબઈની ૪૦ ટકા બટાટાની જરૂરિયાત પૂરી પાડે. સમાચાર બહાર આવ્યા ને દબાઈ જ ગયા. પાછું ભીનું સંકેલાઈ ગયું.

## આ આપણું રાષ્ટ્રીય શીલ

ગુજરાતમાંથી મુંબઈ જતા એક પેટ્રોલની એક ટેંકરને વાપી નજીક અકસ્માત થયો. ડ્રાઈવર ને ક્લીનર ભાગી છૂટ્યા. એ ટેન્કરમાંથી પેટ્રોલને બદલે સીંગતેલ નીકળ્યું. માણસો વાસણો ભરી ભરીને લઈ ગયા. અલ્લા ચોરે ઊંટ ને મિયાં ચોરે મૂઠ.

પંજાબની હરચંદ સમિતિએ કોંગ્રેસીઓએ

મચાવેલું જમીનનું કૌભાંડ પ્રગટ કર્યું અને પંજાબ ધારાસભાના સ્પીકર પણ એમાં સંડોવાયેલા માલુમ પડયા. એ દરબારાસીંગે પંજાબ વિધાનસભાના ૩૦ ધારાસભ્યોને ખોટાં ભાડાંભથ્થાં લીધાના કાગળો આગળ ચલાવવા ધમકી આપી. જેથી ત્રીસેયને રાજીનામાં આપવાં પડે. શાસક કોંગ્રેસની દશા સાપે છછુંદર ગળ્યા જેવી થઈ છે એ તો બહુ જાણીતી વાત છે.

પટણાના જાતિય કૌભાંડે કૈંક ધારાસભ્યોને પ્રધાનોને ધરતીકંપના આંચકા આપ્યા છે ને એના આંચકા ઠેઠ દિલ્હી સુધી લાગ્યા છે. આ આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય છે. હવે કોસી–કૌભાંડ બહાર આવ્યું.

## હવે જુઓ આપણું વાણી સ્વાતંત્ર્ય

સમાજના–જાહેર જીવનના પ્રત્યેક ક્ષેત્રે આ દશા પ્રવર્તે છે. ગુજરાતમાં સત્તાની બાગડોર સંભાળતા મુખ્યમંત્રી બન્યા પછી શ્રી. ચીમનભાઈ પટેલે અમદાવાદમાં પત્રકારો સાથેના મિલનમાં કહેલું કે તમે ગમે તે ટીકા કરી શકો છો ને છાપી શકો છો. મને એનો કોઈ વાંધો નથી. હું કોઈની બદલી નહિ કરાવું.

આ 'બદલી નહિ કરાવું' એ શબ્દો દ્વારા તેઓએ પોતાના પુરોગામીઓ ઉપર વ્યંગ જ કર્યો હશે. આ મુખ્યમંત્રી શ્રી. ચીમનભાઈ રાજકોટમાં એમને માટે યોજાયેલ સન્માન સમારંભમાં ભાગ લેવા આવવાના હતા, પણ એમના પક્ષની સ્થાનિક કચેરીઓ અને આગેવાનોની અવગણના થઈ છે એવું એ આગેવાનોને લાગ્યું. આ આગેવાનોમાં પક્ષના ધારાસભ્યો ને બુઝર્ગ એવા પ્રતિષ્ઠિત આગેવાનો પણ હતા. તેઓ મુખ્યમંત્રીશ્રીના સમારંભમાં શા માટે ભાગ નથી લેતા એવું એક નિવેદન રાજકોટનાં અખબારો ઉપર મોકલ્યું, અને એ નિવેદન વાણીસ્વાતંત્ર્યની દિનરાત બાંગો પોકારતા એક પણ અખબારમાં પ્રગટ ન થયું ને મુખ્યમંત્રીશ્રીની પૂર્તિ સૌ બધામાં પ્રગટ થઈ.

## ક્યાં ગઈ એ બુલંદી?

આ નિવેદન પ્રગટ ન કરવામાં અખબારોને રાષ્ટ્રનું હિત નહિ દેખાયું હોય એટલે સૌએ સાથે મળીને નક્કી કર્યું હશે? કે પછી સૌને એકસાથે સ્વયંભૂ જ પ્રેરણા થઈ હશે? તો પછી અમદાવાદની એક અખબારોએ કેમ છાપ્યું હશે? અને રાજકોટના એક અખબારે મુખ્યમંત્રીશ્રીની વિદાય પછી કેમ પ્રગટ કર્યું હશે? આગ જલે તો જલદો કહું પણ જલ જલે તો કિસકો કહું?

જ્યારે ગુજરાતના શાસકપક્ષની જૂથબંધીનો સત્તાસંઘર્ષ ચાલતો હતો ત્યારે તો અખબારો બન્ને જૂથબંધીઓના પ્રવક્તાના મોઢામાં આંગળીઓ નાખીને બોલાવીને પ્રગટ કરતા હતા. એ વખતના મુખ્યમંત્રી શ્રી. ઘનશ્યામભાઈએ જેને ગોબેલ્સનો પ્રચાર કહેલો એવાં ડૉ. શ્રી. અમુલ દેસાઈનાં નિવેદનો એમના જૂથના વિજયનું એક કારણ હોવાનું અખબારો જણાવતા હતા. એવાં નિવેદનો અખબારોએ બહેલાવી બહેલાવીને પ્રગટ કરેલાં, ત્યારે રાજકોટના આગેવાનોનું નિવેદન વાણી સ્વાતંત્ર્યની કઈ બુલંદ માંગને કારણે ન છપાયું?

## સન્માન દ્વારા કરકસર?

રાજકર્તા પક્ષ, વિરોધ પક્ષો અને અખબારો પણ કહી રહ્યાં છે કે 'કરકસર કરો, કરકસર કરો.' કેન્દ્ર સરકારે ૪૦૦ કરોડનો કાપ મૂકીને કરકસર શરૂ કરી હોવાનું કહેવાય છે. વળી દરેક રાજ્ય સરકારને પણ કરકસર કરવા કેન્દ્ર સરકારે સૂચન કરેલ છે. ગુજરાતમાં ઘનશ્યામભાઈની સરકાર રચાઈ ત્યારે એમની સાદાઈ માટે ગુજરાતનાં અખબારો ધન્યવાદ આપતાં હતાં, સન્માન સમારંભો ને મેળાવડાઓ ન યોજવા સલાહ આપતાં હતાં. પણ શ્રી. ચીમનભાઈની સરકાર તો રચાઈ ત્યારથી સન્માન સમારંભોની ઝડી બોલી રહી છે.

આ સન્માન સમારંભો બધા શા ફક્ત યોજાતા હશે? દેશની ગરીબી, બેકારી, મોંઘવારી, ભાવ વધારો, અછત, કાળાં બજાર ને સંઘરાખોરી નાશ પામી? શાના આ ભપકા, આ ખર્ચાળ સન્માન સમારંભો યોજાઈ રહ્યા છે એવી કરકસરની સુફિયાણી સલાહ આપનારાં અખબારો કાં ન બોલે? કે પછી આ ભવ્ય ભપકાઓ, આ ઝાકમઝોળ સન્માન સમારંભો જ રાષ્ટ્રીય કરકસરનો મહત્ત્વનો ભાગ છે?

## એકલા ઉચ્છેદક બળો

આ તો દેશ જે દુર્ભાગ્ય તરફ વેગબંધ ધસી રહ્યો છે એનાં બુદબુદો છે. એ કોઈ એકાદ કે થોડા પક્ષોની જૂથબંધી પૂરતો પ્રશ્ન નથી, તેમ કોઈ સરકારની ફેરબદલીનો પ્રશ્ન નથી. તેમ વિરોધ પક્ષો ઈચ્છે છે તેમ ઈંદિરાજીની સરકારને ઉથલાવી નાખવાથી આનો કોઈ અંત આવવાનો નથી.

જ્યાં હડતાલોની આગ કારખાનાના મજૂરોથી માંડીને ડોક્ટરો તથા ઈજનેરો સુધી લાગી ગઈ હોય ત્યાં સરકાર કે સરકારોની ફેરબદલીથી કોનું સમાન હિત જળવાય તેવું સામાજિક પરિવર્તન કેમ કરીને સધાવાનું હતું ? આમાં તો એક એક વર્ગની આર્થિક અદ્ધરતા માટેની તાણખેંચથી રાષ્ટ્ર છીન્ન ભિન્ન થઈ રહ્યું છે. રાષ્ટ્રીય એકતા માત્ર હિંદુ-મુસ્લિમ ભાઈચારાના પ્રશ્ન પૂરતી મર્યાદિત નથી પણ સમાજના પ્રત્યેક વર્ગ વચ્ચેની બંધુતા અને સમાનતા માગી રહેલ છે. એ સિવાય આખું રાષ્ટ્ર વર્ગો વચ્ચે વહેંચાઈ જશે. માત્ર હિંદુ મુસલમાન, કે હરિજન આદિવાસીઓ ને ગરીબ તવંગર પૂરતું જ નહિ વહેંચાય પણ સમાજના પ્રત્યેક ધંધા અને વ્યવસાયી વર્ગો વચ્ચે વહેંચાઈ જશે. એક જ બેંકનાં બે કર્મચારી મંડળોની સ્પર્ધા દેશના આર્થિક વ્યવહારને કેવો સ્થગિત કરી દે છે તે આપણે બરોડા બેંકના યુનિયનોના ઝગડાને કારણે જોયું, અનુભવ્યું અને હજી એનો કોઈ ઉકેલ આવતો નથી.

## લોકશાહીનો ટોળાંશાહી મરોડ

લોકોની સદ્‌ભાવના સિવાય લોકશાહી ન ચાલે. સમાજવાદ એ બંધુભાવે જીવવાની સમજ છે, કોઈ કાયદા કે યોજનાથી સમાજવાદ ન સર્જાય. પહેલાં સદ્‌ભાવના સર્જવવા માટેનું માનવ આયોજન જરૂરી બને છે. એ સદ્‌ભાવના પેદા નથી થઈ શકી એટલે આજની લોકશાહી કોઈ ઉકેલ કાઢી શકતી નથી, અને જેમ ઉકેલવા જાય છે તેમ ગૂંચવાતું જાય છે. એ કારણે સંસદ સભ્ય શશિભૂષણે મર્યાદિત સરમુખત્યારશાહીની હિમાયત કરેલી. ઈંદિરાજીએ એનો વિરોધ કર્યો અને ઈંદિરાજી તથા કામરાજના મેળાપથી શાસક તથા સંસ્થા કોંગ્રેસ એક બનવાની આશંકાઓ ઉત્પન્ન થતાં શશિભૂષણે ઈંદિરાજી સામે હુંકાર કર્યો કે એવું બનશે તો શાસક પક્ષમાં બળવો થશે. આમ ઠેઠ સુધી હવે લાગી ગઈ છે. આગ જલે તો પાણીથી બુઝાવાય, પણ પાણી જલે તો શેનાથી બુઝાવવું ?



[ ૩૭૬ ચાલુ

દુહો ગગટ્યો કે :

ગડહડ વાદળ ગરડે, દરડે ભીંજે દેહ.
મૂળુ અમાણું સાળીએ, મીઠા લાગે મેહ.

આ દુહો પૂરો થતાં ભારાની આંખમાંથી શ્રાવણ ભાદરવો ચૂવા માંડયા. દરબારનું યે હૈયું દુ:ખી ચારણને જોઈ ભરાઈ આવ્યું અને બોલ્યા :

"ભારાભા ! આનંદ કરો, દિવાળીએ દાયરો બધો દહીંસરે જાશું અને તમારું લેણું પાર પાડશું. મૂંઝાવશો, કરો મજા. જાઓ મારો કોલ છે."

ભારાનું હૈયું ઠરીને ઠામ થયું. દિવાળી પછી દરબાર મૂળુવાળો પચાસેક ઘોડે ભારા ભેળા ઊપડયા. દહીંસરે દેદા દરબારોને ખબર દેવાણા. દરબાર મૂળુવાળાનાં સામૈયાં થયાં. દાયરો ભરાણો. દરબારે ભારા ઉપરનો ભાર ઊતાર્યો. સોખડે જઈ એક હજાર કોરી દાયરે કસુંબામાં અને ચારણ કન્યાઓને ટીલાવવામાં આપી દરબાર મૂળુવાળો જેતપુર માથે વળી નીકળ્યા.

આ વાતને આજે સાડા ત્રણસો વરસના વાયરા વાઈ ગયા પણ હજુ સોખડાના ચારણો 'જે હોય મૂળુવાળા જેતાણીના નથની' કહી રાતે જપે છે. હજી આવા વીરલા વસતા જ હશે. ધરતી વાંઝણી ન હોય. અહીં સ્વ. કવિ શંકરદાનજી યાદ આવે છે :

ભાગ્ય બડા તો રામ ભજ, વખત બડા કુછ દેહ;
અકલ બડી ઉપકાર કર, દેહ ધર્યા ફળ એહ.

# દિલાવરીનાં દેવત

મૂળુભાઈ પાલિયા

( આ વાત મળી છે સોખડાના ગઢવી આપાભાના સૌજન્યથી )

વંકી મચ્છુ માળીએ, એથી વંકી વાંકાનેર;
નર પટાધર નીપજે, પાણી–ધરાના ફેર.

આ પ્રદેશનાં માનવીઓનું ખમીર અનેરું છે. એને ઓળખવા બેસીએ તો આ શૂરા, સંતો, ભક્તો, દાતાર, દેવીઓ, સતીઓ અને જોગમાયાઓનો જ પ્રદેશ છે. એમાં જરા પણ મોણ નાખીને મોટપ આપ્યા જેવું નથી.

આ મચ્છુકાંઠે વવાણીઆ ગામમાં વાલેશા કરીને એક વાણીઓ વસે અને આ વવાણીઆથી ચાર ગાઉ ઉગમણે સોખડા ગામમાં આસો બળદો ગામધણી પરજીઆ ચારણ. એને ત્યાં સાત ખોટયનો એક જ દીકરો. એ નજરાઈ ન જાય એટલે એનું નામ સોખડ એવું અડબંગ રાખ્યું.

આ સોખડા ગામમાં બીજલ કરીને એક મોટાભાઈ ભરવાડ વસે. તે એટલા ચોખળાયાં નાત્યના પટેલીઆ ગણાય. એના ભેળો પણ એના ભાઈ ભાણેજોનો નાનો એવો સંપીલો નેહડો. આ બીજલનો શેઠ હતો વવાણીઆનો વાલેશા.

બીજલને આંગણે સોળ કન્યા પરણાવવાનો રાયજગ મંડાણો છે. બીજલનું ઘર મોટું પણ ત્રોટો ઘણો છે. આબરૂદાર ખૂબ છે. એની માયાનો ભ્રમ બહુ મોટો છે પણ ઓરડું ખાલી છે.

દુઃખ છે આબરૂદારને, જેને સારપથી સંઘોડ;
ફૂક્કડ ફરે વિભોડ, એને ખંભે પછેડી ખીમરા.

બીજલને આગલું વરસ કરવરૂં (કાળવરણ) હતું અને માંડ માંડ સાલ નભાવી આરે આવ્યો છે. ત્યાં વાંઢયેથી દેશમાં આવતાં દીકરિયું લગન જોગ થઈ છે અને સામા વેવાઈ પણ ઉતાવળ કરે છે, એટલે દીકરિયુંના પીળા હાથ કર્યા વિના પણ છૂટકો નથી.

વાલા શેઠ સાથે બીજલને ત્રણ પેઢીનો નાતો અને ધીરધાર જેથી વાલા શેઠને મળીને કોરી ૧૬૦૦ કઢારે લેવા અને રાયજગ (સમૂહ લગ્ન) કરી લેવા નક્કી કર્યું. વાલા શેઠે ધીરાણની કબુલત દેતાં ઉજળી નોમના તોરણ નક્કી થયાં. પણ કુદરતને કરવું છે તે દુકાળમાં અધિક માસ જેમ ભેંકાર વાયરા ઊપડયા. રાબડારો ઝેરી વા સાંડયો ઝાડવાં ઝંઝેડયાં, અને જેઠ મહિનો કોરો ધાકોડ કાઢયો, નહર નો ભીમ અગિયારસે વાવણીઆ જૂતે એવો જુગ હતો તે ય પલટયો,

વાલા શેઠ પાસે બીજલ ઉજળી નોમના બે દી આગોતરો વાયદા પ્રમાણે પહોંચ્યો. વાલા શેઠે બીજલને ભાળી મોઢું બગાડ્યું અને નકાર ગયો. માંડયો ગલાં તલાં કરવા અને ચીંથરા ફાડવા :

"બીજલભાઈ ! વખત અમારે ય આકરો આવી ગયો છે. દીકરો દેકારા કરે છે ને મારું ઉપજણ જરાય નથી રહ્યું. તું બીજું ઘર ચેતાવ (બીજો શેઠ ગોતી લે)"

બીજલ રાંકની જેમ રોકકળ કરવા માંડયો પણ વાલો શેઠ એક મટી બીજો ન થયો અને વાલા શેઠના દીકરે તતડાવીને જાકારો દીધો, બીજલ કરગરવા માંડયો :

"શેઠ ! માફ કરો. તમારા મોઢામાં આ વેણ નથી સમાતાં. (નથી છાજતાં) બાપા ! વિશ્વાસઘાત મહા પાપ ગણાય. જરાક વિચાર કરો મારા શેઠ ! વખત જાશે ને વાતું રહી જાશે. તમારે ભરોસે સોળ દીકરિયુંને એક જ માંડવે શણગારીને સાબધી કરી, અને હવે મારી જાતી જિંદગીમાં ધૂળ ન નાખો મારા શેઠ ! કાંક વિચાર કરો. મારા આખા નેહડાનાં ગાડર બકરાં થાલમાં અટાણે વાળી દઉં પણ

વિશ્વાસઘાતનાં વેણુ કાઢોમાં શેઠ!"

"બીજલભાઇ! ફરતી પૂંછડી આથમાં ન ગણાય, અને આરાભાઈ ચામધન નિરધન કે'વાય. વળી મારા ઘરમાં જોગ નથી નકર તમારાથી વધુ કાંઈ ન હોય ભાઈ! મને મૂંઝવોમાં, અને બીજું ઘર ચેતવો. લગનની વરધું ટૂંકી છે અને મારું માનો તો બીજે જોગ કરો અને ઝટ સોખડા ભેગા થઈ જાઓ."

આ વાણીએ બીજલને કોલ દીધો અને બીજલે ભાઇ ભત્રીજાની દીકરિયુંનાં લગન માથે લઈ એક જ માંડવે જંગ આદર્યો છે. ખરે વખતે બાંગરું ડોળું ઘરે મે'માન આવે અને વાળુ ટાણે વટકે એવી કરી.

બીજલને તો ઉપર આભ અને નીચી ધરતી સિવાય ક્યાંય વિસામો ન રહ્યો. રાતે પાણીએ રોતો બીજલ ભાંગેલ પગે પાછો વળ્યો. અને વિચારોના વમળમાં તણાતો તણાતો બપોર નમ્યે સાંજ ઢગડી ગયેલી દશામાં સોખડાને નેસડે આવ્યો. એની ઘરવાળી અને સગા સંબંધી ઘેરી વળ્યા, પણ બીજલને સાતે મોનો તાવ ચડી ગયેલો. આંખ્યે અંધારા આવે છે. માથું ભમે છે અને એનો આતમા થર નથી થતો.

એની ઘરવાળીને એકકોર બોલાવી વાત કરી કે, "આપણો આધાર ક્યાંય નથી અને પરભવના પાપ હશે તે આજ આપણી જાતી જિંદગીએ આખરૂ જવાનું ટાણું ઊભું થયું."

બાઈ ગમ ખાઈ હેઠે બેસી રહી અને બીજલ ઝાંપા બહાર નીકળી એટલું બોલ્યો કે, "વાળુ ટાણું વટી જાય તો મારી વાટ ન જોજો. હું બીજે ગામતરે જાઉં છું." આટલું બોલી બીજલે ઝોક છોડી. અડખેપડખેથી દસ-દસ ગાઉ ઉપરથી ભરવાડના દુધમલિયા દીકરા-દીકરીઓ, વહુઓ અને બાઇ-ભાઈ લગનના ગીતડાં ગાતાં વી'વા માણવા માંડવે આવી રહ્યા છે. પણ બીજલને આ ગીતડાં પોતાની પાછળની મોકાણના મરશિયા બોલાતા હોય એવા ઉદાસ હૈયે હાલકલોળ મચી છે. એના ખોરડાં-ખાબડાં અને ઝૂંપડામાં ચાર-ઓળીપા અને તોરણ-ચાકળા સિવાય કાંઈ તૈયારી નથી થઇ.

લગનનો માંડવો અને એના તોરણ હૈયામાં ફફડાટ હોય એમ ફરકે છે. આ માંડવો બીજલને મન કાઠી દરબારોના મરણ બાદની બોરી બાંધી હોય એવો ઝાંખોઝપટ ભાસે છે. આજે બીજલનાં બારે વહાણ બૂડી ગયાં હોય કે મધદરિયે સીકોતરામાં સમાઈ ગયા હોય એવી દશા ઊભી થઈ છે. એના ભાંગેલા હૈયામાં એક જ વાત ઉપડે છે અને બેસે છે કે:

લજ્જ રખ તો જીવ રખ્ખ,
લજ્જ વિણુ જીવ ન રખ્ખ;
સાંચા માગાં એતરૂં કે
રખ્ખ તો દોનું રખ્ખ.

જે હૈયામાંથી માતાજીનું કે ઠાકોરજીનું નામ ઘડીકે આઘું ન હતું એ હૈયું આજે ખાલીખમ થઈ ગયું છે. એની બુદ્ધિમાં ધુંધવાટનો ધુંવાડો ઉપડી ગયો છે અને આજે તે આંધીમાં આંધળોભીંત બની હાલી નીકળ્યો છે.

લાજાળું મરે અને બરો હોય તો ઝૂઝે એટલે જેને કુળ મરજાદની શરમ હોય તે મરી મટે. જેનામાં જોમ હોય તે ઝૂઝે. એમ બીજલ મૂઠીઓવાળી ગામની ઉગમણી સીમમાં સાળકુરી નામની કુઈને કાંઠે આવ્યો. સંઝયું વળતી આવે છે. અંધારૂં હજી પૂરૂં નથી બેઠું. બીજલ આડુંઅવળું ચોરની જેમ જોતો જોતો વાંકો વળી વળી પોતાની ભેટની પછેડીમાં પાણા વીણી વીણી ભરતો આવે છે.

એણે પાણા ફાંટમાં બાંધી પછેડી કડછીને ભેટયે બાંધી અને એ ઊંડી-અંધારી કુઈના અઢળક જળમાં ખાબકી જમસમાધિ લઈ લેવા આત્માને આરાધ કર્યો ત્યાં જ સામે ઓચિંતો એક ઘોડેસ્વાર તેની સામે ઊભો રહી પડકારે છે કે: "ખબરદાર આમા બીજલ, આ શું ધારી છે તમે?"

બીજલ તો સો ગાઉમાં ઉજ્જડ ભાળતો હતો.

એને મન આ એક કૌતુક થયું. જુએ છે તો ગામધણીનો દીકરો સોખડ બળદો છાતી ઉપર જ ઊભો છે. મામા બીજલને કુઈ સામે જોવાનો પણ અવકાશ ન રહ્યો.

એવો જ સોખડ ઘોડી ઉપરથી કૂદી પડયો. બીજલનું બાવડું ઝાલી બાવળીઆ હેઠે ઉપાડયો. ફાંટમાંથી પાણા ફેંકાવ્યા અને બીજલ માંડયો બાળકની જેમ ધ્રુસકે ધ્રુસકે રોવા. "એ બાપ, મારું જીવતર લાજ્યું. મને મરવા દે. મારે મોઢું કયાં દેખાડવું ?"

સોખડે મામાને દિલાસો દઈ છાનો રાખ્યો : "તારો પ્રસંગ બગડે તો હું ચારણ નહીં અને મારો જીવ જાય પણ વચન ન જાય. ભલા માણસ, ભરોસો રાખ અને હાલ ગામમાં. ઘીના ઠામમાં ઘી પડ્યું રહેશે અને આઈ જમણી (સોખડામાં માતાજીનું થાનક તળાવની પાળે છે, જે આખી ચારણ જાતિમાં બાળમાતા તરીકે પૂજાય છે.) બધા સારા વાના કરશે. ભરોસો રાખ્ય મામા ! હાલ્ય મું ભેળો. આપણે આપાનો મો રાગ લેશું (બાપુને પૂછી સલાહ લેશું) કોરી ૧૬૦૦ સારુ જીવ નો કઢાય. માતાજી દેશે. ભરોસો રાખ્ય મામા !"

બીજલને હૈયે ધારણા વળી. મામો ભરવાડ અને ભાણેજ ચારણ. સોખડાના બાપુ આસા બળદાની ડેલીએ આવ્યા. ડેલીએ પરગામના મેમાન છે. બાપુ આસો હોકો ગગડાવે છે ત્યાં જ સામે ડેલીને ઓસરે (બારણે) એરી ઘોડી ઉપર આપો સોખડો અને ભેગો ભરવાડ બીજલ આવી ઊભા.

સોખડે બાપુને ચડયે ઘોડે સાન કરી બહાર બોલાવ્યા. આપો આસો લાકડીના ટેકે ગડપણના ધ્રુજતા બહાર આવ્યા. પૂછ્યું : "કાંઈ બાપ ! કઉંસે ? કર્ય વાત."

એટલે સોખડો કહે : બાપુ, આ મોળા બીજલ મામાને કોરી ૧૬૦૦ અબઘડી દેવી જોશે. મેં એને રળકુડી કૂઈમેં પતો (પડતો) પાછો વાળ્યો છે અને કોલ દીધો છે. લાજ આબરૂએ આપણે સૌ ભેગા છીએ. બાપુ ! કઉં કરવું ?"

બાપુ કહે : "બેટા, બહુ સારું કામ કર્યું", પણ દીકરા ! ખબર છે નાં કે આપણું ઘર ખાલી છે અને આથ પોથમાં કાંઈ નસે."

"બાપુ, મું'થી અજાણ્યું કાંઈ ના'ય. પણ આપણું ગામ ગરાસનું ત્રાંબા પતરું છે, એથી વધુ કઈ આથ પોથ હોય છે ?"

"પણ દીકરા ! ઈ પતરે નાણાં કાંસેથી નીકળે ?"

"અરે બાપુ ! પડખે જ મોટા દરબાર દહીંસરવાળા દેદા જેવા નાતેદાર હોય અને આપણી લાજ જાય તો તો ધરણીનો છેડો જ આવે' રે'વાં બાપુ !"

"ભલી વાત કરી બેટા ! જો ઉધારય પટારો અને અતલસ(સ)ની બગસીમેં'થી પતરું લીં, દીં આવ્ય દેદાને અને કર્ય ક્રત્તે. માતાજી જમણી તમણી ભીરે રે'શે. ઉપડો બાપ ! ધરમના કામમાં ઢીલ ન હોય."

રાતનું અંધારું ઊતરે તે પહેલાં બીજલને પોતાની બાજી ધરતી ઘોડી ઉપર બેસાડી બેરી ઘોડીની રેવાલ ચાલ્યની લોડમાં દોડતી કરતો સોખડ દહીંસરાના દરબાર મોટાભાઈની ડેલીએ બીજલ સાથે ઊતરી પડયો. મોટાભાઈને વાત કરી કે.

"આ અમારા ગામના અખેપાત્રના ત્રાંબાના પતરાના લેખ ઉપર કોરી ૧૬૦૦ પ્રભાતના પોરમાં ગણી દીઓ. અને જેદી કોરી ચૂકવશું તે દી પતરું પાછું દેજો. ત્યાં સુધી અમારી ધરાનો દાણો અમને અખાજ છે. તમારું દીધું ખાશું ને તમારા રાખ્યા રે'શું એમ મારા બાપુએ કહેવરાવ્યું છે. એની શાખ પૂરવા આ મારા મામા બીજલને ભેળો મોકલ્યો છે. મારા બાપુએ ઝાઝા હેતથી જે માતાજી કીધા છે."

પ્રભાતના પહોરમાં દેદા દરબારે સોખડને અને બીજલને દાતણ પાણી કરાવી, સાકર ચોખા ને દૂધની શીરામણી કરાવી રોકડી કોરી ૧૬૦૦ ગણી દીધી, અને થાળમાં પતરું રાખી સોખડા ગામ ગીરવી રાખ્યું. બીજલની મનકામના પ્રભુ કૃપાથી અને સારા ખાનદાન દરબારના આશરે

કબૂળ થઈ.

મામો બીજલ અને દૂધસલીઓ ચારણ દરબાર સોખડ બેઉ આવી પોગ્યા આપા કને. આપાએ ફરોકારી પગલાં અણસારથી જ ઓળખી લીધાં અને સોખડને રંગ દીધા. વિગતેથી વાત પૂછતાં કરેલ કરારની વાત સાંભળી આપો આસો બોલ્યા :

"અરે રંગ રે ભડ ! ભારી કામ કર્યું" અને કહે : "હે બીજલ, મારા ધુબકા. અને આદર્યા જંગ રંગે છંગે."

બીજલની આંખમાંથી સાચા મોતીના દાણા દડે એમ આંસુડાં ખરી પડ્યાં. બાપાના પગ ઝાલી આશિષ લઈ નેહડા ભણી વળ્યો. આજે એના નેહડામાં સોનાનો સૂરજ ઊગ્યો હોય એટલો હુલાસ છે.

ઉજળી નેસની નાની મોટી જાનું ગામને ગોંદરે છૂટી છે. સાણૈયાના સૂર સંભળાય છે. વર-કન્યાને માયરે પધરાવી બીજલ અને એના બે દીકરા આપા આસાની ડેલીએ પોગી દરબાર સોખડને કન્યાદાન લેવા માટે માંડવે આવવા કરગરે છે. ત્યારે આપો આસો સોખડને રજા દઈ કહે છે કે :

"જા બાપ ! ખાલી હાથે નો જાતો. આતો એક ગણું દાન અને સ(હ)સ ગણું પુન્યનો સમૈયો છે."

સોખડ જોગમાયાનું નામ લઇ માંડવે મહાલવા ગયો. ત્યાં જઈ એણે ૧૬ કન્યાને ૧૬૦૦ કોરી હાથગરણામાં આપી દીધાનો સંકલ્પ જાહેર કર્યો.

વરસની વળાતર થઈ. મેઘરાજાની મેરૂં (મહેર) સંડાણી. ધરતી લીલાણી. સોળે સરા અઢળક પાકી. તે પછી બીજલ વરસ વળ્યે કોરી ૧૬૦૦ ભરવા આવ્યો. પણ દીકરાના કરેલ સંકલ્પની વાત આપા આસાએ ભજાકથી કબુલ રાખી અને બીજલની કોરી એની ફાંટમાં જ રાખી, શુકનની પાંચ કોરી લઈ, લેણું વસુલ થયાનો કોલ દઇ બીજલને સજળ નેણે પાછો વાળ્યો.

તે પછી કુદરતને કરવું છે તે આપો આસો પાછા થયા. અને સોખડથી લેણું આખો ભવ ભરાણું જ નહિ. એના દીકરાના દીકરા આપો ભારો થયા. આ ભારો બળદો પણ વખત મોળો આવતો ગયો એમ ગામ છોડી પોતાનો માલ હાંકી એક આકરા દુકાળમાં ગિરના મારગે ઉચાળા ભરી ઊપડી ગયા.

સોખડા ગામ થઈ ગયું ખાલી ખમ. આપો ભારો જેતપુર પોગ્યા ત્યાં એની આથ પોથ્યમાં પાંકડાં ડોબાં પાંચ સાત જ રહ્યાં, એના પર નભતો ગુજારો આથમી ગયો. આ વખતે જેતપુરની ગાદીએ ટીલાત મૂળુવાળો રાજ કરે. એના દરબારમાં આપો ભારો પોગ્યા.

ચીંથરેહાલ દશા પણ વાત ડાહયો ચારણ. એટલે એક દી, બે દી અને ત્રણ દી થયા પણ દરબાર હાલવા ન દયે. અને એનાં ડોબાંને દરબારી ખાડુમાં ભળાવ્યાં. દરબારમાં ભારો પછી પેપડી ખાવી અને હીલોળા કરવા એવું ન ગમતાં મૂંઝાણો. દરબાર પાસે શરત મૂકી કે : "આપના ખાડુને પહર ચારવા જાવા દીઓ તો મારે રેવું છે, નકર રાજી થઈને રજા દીઓ."

દરબારને વાત ગમી ગઈ. આખો દી ગઢવી સુવાણ કરાવે અને રાતે ભલે ખાડુ ચારવા જાય. ભેગા પાંચ ગોવાળ હતા એને દરબારે એકકોર છાને ખૂણે બોલાવી ભલામણ કરી કે "જો જો, આ ચારણ વખાનો માર્યો આવ્યો છે. એને ઉજાગરા ન કરાવતા. આપણે એનું માન રાખવા પહરમાં આઢવાનું આપ્યું છે."

આપા ભારો ઉપર દરબાર મૂળુવાળાને હૈયાની પ્રીત બંધાણી. અને પછી તો ભારાને ઘડીપલ આઘો પાછો ન થવા દીએ.

ચોમાસું જામ્યું છે. દરબાર મૂળુવાળો અને ડાયરો ઊંચી ત્રપટારીએ બેઠા છે. ભારાને ભાદરનાં પૂર ભાળી સોખડાનાં સારીઆણ અને ગચ્છુનો કાંઠો સાંભર્યા. એનો આત્મો ઉદાસ થયો. દરબાર પૂછે છે કે :

"કેમ ગઢવા ! આજ આટલા બધા ઉદાસ છો ?" ત્યારે ભારાના હૃદયના ઊંડાણમાંથી એક



[ અનુ. પૃષ્ઠ ૩૭૨

# ખોટું બોલવાની મીઠાશ

કાનજીભાઈ બારોટ

"હે બાયું, દુનિયામાં મીઠું શું?" રાજકુંવરી પૂછે છે.

"બ્હેન, તમે જ કહોને?" બીજી બાઈ બોલી.

"મીઠામાં મીઠો તો દારૂ, એના જેવી મીઠપ મેં ક્યાંય નો દેખી." રાજકુંવરી બોલ્યાં. આ સાંભળી શેઠની દીકરી કે' છે. "મીઠી તો પરમાટી (માંસ) ગણાય."

"ના–રે બાઈ, મીઠામાં મીઠો તો સંસારનો વહેવાર." ખેડૂતની સ્ત્રીએ કહ્યું. આ ત્રણેયની વાત સાંભળી રાજવડારણ કે છે: "તમારી ત્રણેયની વાત ખોટી. ખરી મીઠાશ તો ખોટું બોલવામાં હોય છે."

ચાર બાયું રાજઆંગણમાં બેઠિયું વાતુંએ ચડી છે. એક રાજપુત્રી, બીજી વણિક કન્યા, ત્રીજી ખેડૂતની નારી ને ચોથી દરબારગઢની દાસી. રાજા આ વાતો બારણાની આડશે ઊભા રહી છાના છાના સાંભળે છે. ચારેયના જવાબ પૂરા થતાં રાજા પ્રગટ થાય છે. ચારેય બાયુંને શરમાતી મૂંઝાતી જોઈ રાજા કહે છે: "દીકરિયું, સોખમાવમાં. તમારા ચારેયના જવાબ મજાના છે. પણ તમારે મારા મનનું સમાધાન કરવું જોશે."

એમ કહી પ્રથમ તો પોતાની કુંવરીને રાજા કહે છે: "બેટા, આપણું ખોરડું ભગવતી. કોઈ દારૂને અડે પણ નહિ. અને તું દારૂની મીઠાશના વખાણ કેમ કરે છે?"

"રાજકુંવરી કહે, "બાપુ, સાચી વાત આપની. દારૂ મેં નજીકથી જોયો પણ નથી. અને કોઈ દી પીધો પણ નથી. પણ આપણા મહેલની પછવાડેની બજારમાં દેખાય એટલું દૂર દારૂનું પીઠું (દુકાન) છે. ઈ તરફ એક દિવસ જોતી'તી તો એક દારૂ પીધેલ માણસને ચાર પાંચ જણા મળી ઢોર માર મારતા'તા. એને જોઈ મને થયું હવે ઈ માણસ દારૂ નહિ પીવે. પણ મેં એને વળી પાછો ઈ જ દુકાને દારૂ પીતો જોયો એટલે મને થયું કે દારૂમાં મીઠાશ હોવી જોઈએ."

રાજા કહે: "ઠીક બેટા, તેં તારા અનુભવ પ્રમાણે વાત કરી." પછી રાજા શેઠ કન્યાને કે' છે: દીકરી, તમે વાણિયાની જાત. વધુ લોહી જુઓ તોય ડરો ને તેં કેમ કહ્યું કે મીઠામાં મીઠું માંસ?"

શેઠની દીકરી કહે। "બાપુ, હું મારા અનુભવની વાત કરું છું. સાકરની ગુણમાં મરી ગયેલ ઉંદરડીને કીડીઓ વળગેલી જોઈને મેં માન્યું કે માંસ મીઠું હોવું જોઈએ."

રાજા કહે: "તારા અનુભવ પ્રમાણે ઠીક છે. પછી ખેડૂત સ્ત્રીને રાજા પૂછે છે: "બાઈ, તું પણ મારી દીકરી છે. તારો અનુભવ જણાવ."

ખેડૂત નારી કે: "બાપુ, શરમાઉં છું. પણ તમો માવતર સમાન છો. જ્યારે અમારે દીકરા કે દીકરીના જન્મ સમયે એવી વેદના થાય છે કે અમારે ને મોતને ચાર તસુનું જ છેટું રહે છે. ત્યારે એમ થાય કે સંસાર વહેવાર ન ભોગવ્યો હોત તો આવી પીડા ન થાત. પણ પછી સવા મહિનો ગયા પછી વાત ભૂલાઈ જાય."

"બાઈ, તેં પણ ઠીક કહ્યું." પછી દાસી તરફ જોઈ રાજા કે' છે: "દીકરી, તેં અચંબો પમાડે એવી વાત કરી. ખોટું બોલવામાં મીઠાશ કેમ જાણી? ખોટું બોલવાથી ઈશ્વરના ગુનેગાર થાયીં, ખોટાબોલાનો કોઈ વિશ્વાસ ન કરે. અને તું કહે છે ખોટું બોલવામાં મીઠાશ છે તો કેવી રીતે? બોલ્ય!"

ચતુર દાસી કે' છે: "બાપુ, મારી વાત એવી નથી કે તમને હું અટાણે જ સમજાવી દઉં. એને માટે સમય જોયીં, દ્રવ્ય જોયીં. તો સાબિત કરી બતાવું આપને કે ખોટું બોલ્યામાં કેવો સ્વાદ છે!"

રાજા કહે : "અરે તારી ઝપટ જુદી લાગે છે. જા તને માગ્ય એટલું ધન ને એક વરસની મહેતલ આપું છું. સિદ્ધ કરી બતાવ્ય કે ખોટા બોલવામાં કેવી મીઠપ હોય ?"

રાજા પાસેથી ઘણુંક ધન લઈ વડારણ તો હાલી નીકળી. હાલતાં હાલતાં ગંગા કિનારે કાશી જેવી નગરીમાં આવી. એક જોગંદરને પગે પડી કહ્યું : "બાવાજી ! મને કંઠી બાંધો."

બાવાજી કે' : "બેટા, સાધુ હોનેમેં સ્વાદ નહિ હૈ. કભી ખાના મિલતા, કભી નહિ મિલતા, કછુ માન મિલે, કછુ અપમાન."

"મહારાજ, મને એનો ડર નથી પણ સંસાર ખારો ધૂધવા જેવો લાગે છે." એમ કહી મૂઠી એક સોનામો'ર બાવાજીના પગમાં દાસીએ ધરી. ત્યાં તો મા'રાજની આંખ્યું થઈ ગયું સક્કરપારા જેવિયું. ખુશી થઇ બોલ્યા :

"અચ્છા બેટી, લગાવ ભભૂત."

જોગીએ દાસીને દિક્ષા દીધી. કપાળે ત્રિપુંડ તાણી, ભગવી કંથા ધારણ કરી કંઠ ને હાથે માળા બેરખા પહેર્યા. ઝોળી, ઝંડા, પતર પાવડી લીધાં. જાણ્યે આબુની ત્રાટીમાંથી અબધૂતાણી ઊતરી. એવી દાસી ઓપવા માંડી. હવે આપણે એને જોગણ્ય કહીશું.

જોગણ્યે પોણોસોક જેટલા સાધુ બાવાને બોલાવી કહ્યું : "મારે જમાત બનાવી દેશ ફરવો છે. બોલો તમારૂં કેટલું ખર્ચ ?"

જોગીડા કે' : "મૈયા, હમારે એક વખત ચકાચક લડુ ઔર ગાંજા સુકા દુસરા કયા ચહીએ ! કુછ નહિ."

અબધૂતાણી કે' : "ભલે."

પોણોસો સાધુ, ચારેક તંબુ, પચાસેક ઘોડાં, દસ પંદર ઊંટ ને એક હાથી ખરીદી લીધા. આખું કમઠાણ બાંધી જમાતની મહંત બની ગામે ગામ ફરવા લાગી. હમણાં સુધી આવા સાધુની જમાત્યું આપણા દેશમાં ફરતિયું. હવે ઘટી ગયું છે. કારણ હવે એવી જમાત્યુંને ભિક્ષા ઓછી મળે છે.

આ જોગણે એક નવો જ ચીલો પાડયો છે કે કોઈની ભિક્ષા ન લેવી. કારણ આની પાસે નાણાંનું પૂરતું જોર હતું. કોઈની (માની) પરવાહ ન હતી. બાવાઓની જમાતમાં ભલે દિગંબરો હોય છતાં ભીખ તો માગે જ. ગામ ઝાંપો દયે. (ગામ મજમુ રકમ આપે તે) કોઈ ગામ ન દયે તો ચમત્કાર બતાવે ને ડરાવે કે 'તુમ્હારી ગામડી જલા દુંગા.' પણ આ અબધુતાણી તો કોઈ ચીજ ન લ્યે લોકો નવાઇ પામે છે. 'આ....હા......હા.... આવી નિર્લોભી જમાત જોઈ નથી.'

દુનિયામાં નિયમ છે. 'ત્યાગે સો આગે' એટલે લોકો જોગણ્યને પગે હજારો રૂપિયા ધરે એટલે અબધુતાણી ઠોકરે મારે ને કહે, 'લે જાવ. તમારા દ્રવ્યકી હમારે કુછ જરૂરત નહિ હૈ. હમકો ભગવાન હી દેનેવાલા હૈ.' ચકચાર જાગી 'કોઈ પાસેથી દાન કે ભિક્ષા ન લેનાર જોગણની જમાત નીકળી છે. હજારો લોકો દર્શને ઊમટયા. સગો ભાઈ બિમાર હોય એની ખબર ન કાઢે એવા પણ આમાં હતા.

આ જોગણ જમાતસહિત છ આઠ મહિને આવી પોતાના ગામને પાદર પડાવ નાખ્યો. પણ માણસોનો મેળો થયો. ગામમાં ખબર પડતાં જૂના જમાનાનાં રિવાજ મુજબ ગામનું પંચ ભીખ ચૂકવવા આવ્યું. જોગણ ઓળખી ગઈ. એને કોઈ ઓળખી શક્યું નહિ. એવો એના દિમાગ જાણ્યે આબેહૂબ સન્યાસીની. અને કયારેક અસલ કરતાં નકલ ચડિયાતું ભજવે છે.

ગામપંચે પગે લાગી સીતારામ કર્યા. જોગણીએ ઝીલ્યા. "અચ્ચા કલ્યાણ હો સબકા" કહી કુશળતા પૂછી ગામ આગેવાન કહે : "માતાજી, તમ સરીખા સંતના તપે કરી લીલા છંઈ."

જોગણ્ય કે : "નહિ ભૈયા, વોહી સબ તુમ્હારી કમાઈકા ફલ હૈ."

ગામના પટેલે હાથ જોડી કહ્યું, "માતાજી,

કેટલી ભિક્ષા લેશો?" ખબર હતી છતાંય પૂછ્યું.

જોગણ્ય કે': "નહિ બચ્ચા, મેં કિસી કા નહિ લેતી."

મુખી કે': "માતાજી, તો આ બધુંય ખરચ કયાંથી કાઢો છો?"

ત્યાં તો રોષ કરી અબધુતાણી કહે છે: "અરે ભૈયા! ગરબડ મત કરો. ભગવાન દેનેવાલા હે."

પંચ હબાઈ ગયું. કોઈ બોલી શકયું નહિ. જોગણીને સિદ્ધિવાન જાણી. સીતારામ કરી પંચ ગામમાં આવ્યું. પણ પટેલ પરબારા રાજા પાસે આવીને બનેલી વાત કહે છે. રાજા પણ નવાઈ પામી કચારી મંડળ સહિત અબધુતાણીને તંબુએ આવવાનું કહેવરાવ્યું. જોગણી કે':

"અચ્છા, આને દો."

રાજા તો પ્રભાવિત થઈ જોગણ્યના પગમાં પડયા. અબધુતાણીએ આશીર્વાદ આપ્યા કે 'કલ્યાણ હો.'

રાજા જોગણની પરીક્ષા કાજે હજાર સોના મહોર ધરે છે. જોગણ બોલે છે. "સબકુ માલુમ હે મેં ભગવાન બિના દુસરેકા નહિ લેતી હું. યે ધન હટા લો."

રાજા કહે: "માતાજી, આપને ભગવાન હાથો હાથ આપે એ વાત ગળે નથી ઊતરતી. પ્રેરણા થકી પ્રભુ કોઈ પાસેથી અપાવે છે."

અબધુતાણી કે': "ઓ બાત દુસરી હે ઔર હમારી બાત દુસરી. હમે ઢાઈસો રૂપીઆકા દિનકા ખર્ચ હે વો તો સાક્ષાત ભગવાન હી હમકુ ભેજ દેતે હૈ. દુનિયાકી પાસ લેને કી હમારે કયા જરૂરત?"

"માતાજી, ભગવાન આપને જ દર્શન દયે કે બીજાને સોંત?"

"અરે, ભાઈ, જિસકે દિલમેં સચ્ચા પ્રેમ હો જાવે ઉસકું ભગવાનકા દિદાર હોતા હે."

"માતાજી, મને દર્શન થાય?"

"હાં? દિલ સચ્ચા હોના ચાહીએ."

ત્યારે ભગવાનના દર્શનનું નામ પડયે કોનું દિલ સાચું ન થાય? એક વખત તો પાપી હોય તો પાપ ફગવીને તાજો ભગત બની જાય.

રાજા કહે: "માતાજી, મને ભગવાનનાં દર્શન કરાવો."

જોગણી કે': "અરે ઓ બડે બાવા, જાવ યે રાજાકી સાથ છોટે તંબુમેં ભગવાન બિરાજમાન હૈં ઈસકા રાજાજીકો દર્શન કરાવ."

રાજા પ્રભુના દર્શન કાજે ઊભા થયા ત્યાં તુરત જોગણી કે છે: "ઠેરો, એક કારણ હે."

"બોલો માતાજી!"

"દર્શનાર્થી ઈસકા બાપકા બુંદકા (પેટકા) હોના ચાહિયે તો દર્શન હોવે મગર નહિ".

ત્યાં તો દિવાન કે': "અમારા બાપુ અસલ રાજબીજ છે."

માતાજી કે': તબ તો અચ્છી બાત, બડા બાવા, લે જાવ રાજાજી કો."

મોટા તંબુ નજીક સાવ બંધ કરેલ દ્વારવાળો નાનો તંબુ. એનું બારણું ખોલી બાવાજીએ રાજાને એકલા એમાં દાખલ કરી બારણું બંધ કર્યું. રાજાએ ત્યાં સુંદર બિછાવેલ સેજ, વેરાયેલ પુષ્પ, પીળા પાંભડી ને સુવર્ણની ચાખડીઓ જોઇ. રાજા વિચારે ચડયા. "માળું આમ કેમ? ભગવાન હું આવતાં અંતર્ધાન થયા હશે? મારામાં કાંઈ ફેરફાર હશે?" એમ વિચારી બિચારા રાજા પ્રભુની પ્રાર્થના કરે છે કે નાથ! મને કેમ દર્શન દેતા નથી? હું તમારે શરણે આવ્યો છું. કેટલોક સમય તંબુમાં દર્શન ન થવાથી રાજાને થયું કે મારામાં ફેર હશે. હવે શું કરવું? બહાર તો નીકળવું પડશે. વાત કરીશ કે ભગવાનનાં દર્શન મને ન થયાં તો લોકો કહેશે રાજા એના પિતાનું સંતાન નથી. માટે આપણે સાચનો કટકો નથી થાવું. રાજાજી બહાર આવી જોગણ્યને પગે પડી બોલ્યા: "ધન્ય માતાજી, આપની કૃપાથી શંખ-

[અનુ. પૃષ્ઠ ૩૮૩

# વિવેક સમાજ ને સંપ્રદાયો

સંપાદક : વશરામ માવજી પટેલ

ખરૂં તો સર્વેશ્વર પરમાત્મા જાણે, પણ કોઈ વિચાર ને અનુભવ પછી લાગે કે જુદા જુદા ભેદ ને સંપ્રદાયો તે પોતપોતાના દષ્ટિબિંદુ પ્રમાણે વસ્તુને વાક્ ચાતુરીથી ઘટાવવાની કળારૂપ છે. શાસ્ત્રમાં વેદથી અસંગત તર્કની મના છે, પણ સેશ્વર-વાદીની વસ્તુને ઘટાવતી બુદ્ધિની કળા વેદ વિરુદ્ધ હોતી નથી. તો પણ પરમાત્મતત્વને ભક્તિથી પ્રીછ્યા વગર વાણીવિશારદ બુદ્ધિમાનો તર્ક તાણી તાણીને જુદા જુદા દષ્ટિબિંદુથી ભેદ કરે છે તે તર્કકળા રૂપ હોય. પંડિતો પોતાના તર્ક ઓચ્છવમાં વસ્તુનાં જુદા જુદાં નામ આપી ભેદ પાડી તેને જ વળગી રહે છે, આથી પોતાની જ બનાવી કાઢેલી તર્કવાણીમાં બંધાઈ જાય છે. પણ તટસ્થ દષ્ટિથી વાણીથી પર તત્ત્વ કોક જ વિચારે. તટસ્થ દ્રષ્ટાને ચોખ્ખું જણાશે કે આદિ શંકરાચાર્યથી માંડી શાસ્ત્રચર્ચા કરનારા અગ્રેસરો વસ્તુને ઘટાવવાની યુક્તિથી ને વાણીબળથી એકબીજાને હરાવી પોતાનું મંતવ્ય સિદ્ધ માને છે, તેમ આવા મંતવ્યને પ્રજા પણ સત્કારે છે. ઈશ્વરી માયાની ગતિ ગહન છે, વેદવાક્ કળવી પણ કઠણ છે. પ્રભુકૃપાથી પુન્યબળે જે ભક્તોને પ્રભુનો સાનુભવ થાય તેમને શબ્દવિદ્યાને બદલે તત્ત્વ વસ્તુનું ભાન થાય છે, તેથી તેમને આ બધા સંપ્રદાયના વાદો જુદી જુદી રુચિ, પ્રકૃતિ ને અંતરની દશાને પરવડે તેવા સાધન રૂપ લાગે. જેને જે પરવડે તે તે સાધન કરે.

એક જ સર્વશક્તિમાન સર્વેશ્વર પરમાત્મા છે તે પોતાના જ શક્તિપ્રભાવથી પોતાના જ અવિનાશી પ્રકાશમાં તે જ તત્ત્વવાળાં પણ જુદા જુદા ગુણમિશ્રણવાળાં ચિત્રવિચિત્ર ભૂતપ્રાણીઓ સરજે છે. (તથી જુદા જુદા ભેદો). આમાં સર્વશક્તિમાનને કોઈ બીજા પાસેથી સાધન કે શક્તિ લેવાં પડતાં નથી. આવા અકળ અપાર પ્રભુને વાણી પહોંચી શકે નહિ. છતાં પંડિતો વાણીથી જુદી જુદી રીતે વર્ણવવા જાય તેમાં કંઈક ખામી રહી જાય ને ભૂલમાં પણ પડે. જેમકે, “સર્વના આશ્રય રૂપ પ્રભુ સૃષ્ટિના સર્જન, પાલન, લયમાં પોતાની શક્તિ વાપરે છે તેમ કહેવાને બદલે “આ પ્રભુને માયાનો આશ્રય લેવો પડે છે” એમ કહે તે તો પરમ સ્વતંત્ર પરમાત્માને પરતંત્ર બનાવનારૂં વિપરીત જ્ઞાન જ બને। વળી એક જ બ્રહ્મ છે તેના ઊંચું (પર) બ્રહ્મ, નીચું (અપર) બ્રહ્મ એવા ભેદ પાડે તેથી લોકોને કેવળ ભેદભ્રાંતિ જ પેદા થવા પામે અને ભેદમાં જ પડયા રહે, તેથી અભેદબુદ્ધિ રૂપી બ્રહ્મવિદ્યાને ન પામે.

આદિ શંકરાચાર્યે પણ શાસ્ત્રની યુક્તિવાળી ઘટનાથી એમ સિદ્ધ કર્યું કે કર્મનો અંતિમ હેતુ આત્મપ્રાપ્તિ છે, માટે આખી જિંદગી કર્મમાં જ ન પડયા રહેતાં પાછલી અવસ્થામાં કર્મ તજી નિવૃત્તિ ને વૈરાગ્ય સેવવાં જોઈએ. આમ જીવો નિયમમાં રહી સત્ત્વગુણની વૃદ્ધિ કરે ને આત્મદર્શન પામે તે માટે તેણે સંન્યાસ માટે ગૃહસ્થથી જુદો ભગવાનો સ્વાંગ દાખલ કર્યો. પણ સમાજમાં ભગવાં સ્વાંગની પ્રતિષ્ઠા વધવાથી કેવળ ભગવાં પહેરી પૂજાવા માટે નીકળી પડેલાનો મોટો સમુદાય વધી પડયો, ને જ્ઞાન-વૈરાગ્ય વગરના લોકો આશ્રમો બાંધવા, પૈસો ભેગો કરવા, દુનિયામાં મોટાઈ–લાગવગ મેળવવા વગેરેમાં ઘરસરી કરતાં પણ વધુ આસક્ત થવા માંડયા. આવા લોકો ખુદ શંકરાચાર્યના મત પ્રમાણે પતિત કહેવાય, છતાં ભગવાંના મોહથી લોકો તેમને પૂજે છે. દંડી ન હોય તો પણ સ્વામી કહેવરાવવાનો બધાને છંદ પડી ગયો છે તે મોટી ભૂલ છે, કેમકે આ જગતના ખરા સ્વામી તો એક પરમાત્મા જ છે, જીવોનો તો અહંકાર ગળવો જોઈએ તેને બદલે આથી ઊલટો વધે છે. સંન્યાસ તો તપ કરી બ્રહ્મપ્રાપ્તિ માટે છે. પુજાવા માટે નથી. જે લોકોને પ્રભુભાવ કે ત્યાગવૈરાગ્ય આવે તે લોકો તો સમાજમાંથી પોતે બહાર નીકળી જાય, તેમનાથી સમાજમાં પોતાનું કંઇ વર્ચસ્વ જમા-

વાય નહિ, પણ આ કાળમાં તો તદ્દન ઊલટી દશા છે.

શંકરાચાર્યે કર્મનો નિષેધ નથી કર્યો, કેમકે કર્મ કરવાનો તો જીવનો સહજ સ્વભાવ છે. તેથી કર્મ કર્યા વિના કોઈ પ્રાણી રહી શકતાં નથી, માટે તેણે પ્રથમ બધાં નિષ્કામ વૈદિક કર્મ કરી કર્મ મુક્ત થવાનું કહ્યું છે. તે પછી ચિત્તશુદ્ધિ ને વૈરાગ્ય થાય, પણ ભગવત્પ્રેમ ન પ્રગટયો હોય તેથી ૐકાર ને સત્પુરુષોના સંગ દ્વારા ઉપાસના કરી બુદ્ધિપ્રધાન જ્ઞાનયોગ સાધવાનો માર્ગ બતાવ્યો છે. આમાં બધાં સંસારી કર્મનો સંગ તજી કેવળ પરબ્રહ્મ પરમાત્મામાં ચિત્તને એકાગ્ર કરવું પડે છે. આથી તેણે સંન્યાસમાં અગ્નિક્રિયાનો વિધિ તજી દેવાનો એટલે કે યજ્ઞનો અગ્નિ ન ચેતાવાય એવો વિધિ દાખલ કર્યો. આનો અર્થ એવો નથી કે સંન્યાસીથી જરૂર ટાણે અમથો કોઈ પણ જાતની અગ્નિ પણ ન સળગાવાય.

કાળ જતાં મનુષ્યો આસુરી બુદ્ધિનાં થવા લાગ્યાં હશે, 'ધર્મ' બુદ્ધિ ને ધર્મસાધન ક્ષીણ થવા લાગ્યાં હશે, એટલે, કે ગમે તે કારણે વૈષ્ણવ આચાર્યો-એ વિધિસંન્યાસને બદલે સમર્પણરૂપ ભક્તિયોગ સુલભ દર્શાવ્યો અને તેના શરૂઆતના સાધન તરીકે ઈશ્વરસ્મરણ, કીર્તન, પૂજન, ભજન સેવા વગેરે બતાવ્યાં. સાથે સાથે વૈદિક કર્મો કરવાનો આદેશ આપ્યો. ભક્તિમાર્ગમાં પુણ્યશાળી જીવાત્માઓનાં હૃદય સહજ ભાવભીનાં હોય અને બીજાઓએ પણ તે પ્રમાણે વર્તન કરવાની તેમની પાસેથી સાન લેવી જોઈએ. એટલે મુખ્યત્વે બુદ્ધિશુદ્ધિનાં સ્વતંત્ર સાધનોને જ વળગી ન રહેતાં પ્રભુ આશરે દયાપ્રેમથી પરમાર્થી જીવન ગાળે એટલે ભગવદ્ભાવથી ભજે, માટે આ માર્ગ સહેલો લાગ્યો, પણ વસ્તુતાએ ભક્તિયોગ પણ સહેલો નથી, જ્ઞાનમાર્ગે કે ભક્તિમાર્ગે ભગવત્પ્રાપ્તિ તો વિકટ જ છે. છતાં શંકરાચાર્યને અનુસરવાનું અભિમાન રાખનાર જીવો જેમ આ કાળમાં કેવળ જ્ઞાનવાણી વાંચીને જ, ખાસ સાધન કર્યા વિના, તેમાં જ કૃતાર્થતા માની લે છે, તેવી જ રીતે બીજા ભાવપ્રધાન સંપ્રદાયના અનુયાયીઓ પણ વિધિસર કર્મ કરવાનું ચૂકીને કેવળ ગાન-તાન કીર્તન-ઓચ્છવમાં જ પરિપૂર્ણતા માની લે છે તે મોટી ભૂલ. બંને માર્ગમાં અંતરશુદ્ધિ પૂરેપૂરી કરી હુંકાર ગાળવાનો છે ને પ્રભુ માટે સર્વત્યાગ જોઈએ તે મુખ્ય વાત લક્ષ બહાર જાય છે.

શંકરાચાર્યના બુદ્ધિપ્રધાન મતનું નામ પડ્યું કેવલાદ્વૈત. શંકરાચાર્ય પછી રામાનુજાચાર્ય થયા તેના મતનું નામ પડ્યું વિશિષ્ટાદ્વૈત. ત્યાં નારાયણ અને લક્ષ્મી એ પરમાત્મા ને તેની સહજ શક્તિ એમ ઉપાસવાની રીત બતાવી. ત્યાર પછી નિમ્બાર્કાચાર્યે એમ કહ્યું કે ભગવાન ને તેની શક્તિ એ બંને એક જ એટલે પ્રકૃતિરૂપી જીવ પુરુષરૂપ શ્રીકૃષ્ણને પ્રેમાસક્તિથી ભજે, અર્થાત્ તેમાં પ્રેમથી ઓતપ્રોત થઈ જાય તે ભક્તિમાર્ગ. આમ ભક્ત ને ભગવાનનો પ્રેમાસક્ત યોગ દર્શાવ્યો. પણ અણસમજુ અનુયાયીઓએ પ્રકૃતિને સ્ત્રીનું રૂપ આપી પુરુષ ને સ્ત્રી બંને એક બીજાને ભેટીને મળેલાં હોય તેવાં ચિત્રો દોર્યાં. આથી ભક્તિ ઉપાસનામાં સંસારી ભાવ જ રહ્યો અને ભક્ત ને ભગવાન વચ્ચેના શુદ્ધ પ્રેમનું લક્ષ ચુકાણું. આ મતનું નામ પડ્યું દ્વૈતાદ્વૈત.

તે પછી થયા મધ્વાચાર્ય. તેનો દ્વૈતમત. તે પ્રમાણે પુરુષ ને પ્રકૃતિ બંને જુદાં જ છે, અને જીવરૂપા પ્રકૃતિ પુરુષરૂપ ભગવાનને પ્રેમથી ભજે છે, એટલે ભગવાનનું પુરુષરૂપ ને પ્રકૃતિનું સ્ત્રીરૂપ જુદાં જુદાં ચીતર્યાં. પણ જીવરૂપા પ્રકૃતિનો સ્ત્રી દેહ જ હોય એવું કંઈ નથી, તે પુરુષદેહમાં પણ હોય, પુરુષ કે સ્ત્રીદેહવાળો જે જીવ ભગવાનને અનન્યભાવે ભજે તે ભક્ત કહેવાય. છતાં જીવ-પ્રકૃતિને કેવળ સ્ત્રી તરીકે ચીતરવાથી મોટી ગેરસમજ ઊભી થઈ છે, ને તેનું અનર્થકારક પરિણામ આવ્યું દેખાય છે. તે પછી શ્રી વલ્લભાચાર્યે પંડિતો પર વિજય કરી એમ સિદ્ધ કર્યું કે શક્તિ તો પુરુષમાં જ રહેલ છે, બહાર નથી. જેમકે પોતાના આનંદની સ્ફૂર્તિ કરાવનારી ભગવાનની આહ્લાદરૂપી શક્તિ તે રાધા, ને શોભારૂપ શક્તિ તે લક્ષ્મી. એટલે તેણે એક જ કૃષ્ણ સ્વરૂપની ઉપાસના બતાવી, તેથી તેનું નામ પડ્યું શુદ્ધાદ્વૈત.

આમ જુદાં જુદાં નામ એ દૃષ્ટિબિંદુના ભેદને લઈને વાક્ચાતુરી કે બુદ્ધિની કળારૂપ છે. જો

જીવાત્માએ એક પરમાત્માને જ ભજવા હોય તો આ બધા ભેદભાવ ને વાડાના બંધનને વળગી ન રહેતાં એ પરમ પુરુષને ભજવા માંડવું જોઈએ. જે વાડા થાય છે તે તો ફક્ત ગુરુપ્રણાલિકા છે, નોખા ધર્મ નથી છતાં અજ્ઞાનીઓ ભેદભાવ કરી નોખું તાણે છે એટલે ચડસાચડસી કરે છે, તેથી આગળ વધતા નથી. પરમાત્માએ બધા જીવોને પોતામાંથી જ સરજેલ છે, પણ જુદા જુદા ગુણમિશ્રણની ખોળ આપી છે, આથી જુદો જુદો સ્વભાવ ને જુદી જુદી માન્યતાઓ થયેલ છે. એક જ મૂળ પરમાત્માને એક લક્ષ્યથી ભજવા માંડતાં જીવ જો તેને ઓળખી જાય તો તેના ભેદભ્રાંતિ બધું ટળી જાય છે. જુઓ ભાગવત, એકાદશ, અ૦ ૧૪, છેલ્લો શ્લોક–

આ રીતે તીવ્ર લહે ધ્યાને, જોડાયું ચિત્ત ભક્તનું
વસ્તુ જ્ઞાન ક્રિયા ભેદ, ભ્રમો શીઘ્ર શમે બધું.

કારણકે સૃષ્ટિ ભગવદ્રૂપ જ છે ને ગુણમિશ્રણથી જુદે જુદે સ્વરૂપે ભાસે છે. એટલે જીવનો ગુણાળો કોશ નાશ પામે તો જીવપણું મટી જાય ને બ્રહ્મરૂપ થઈ પરમાત્માને પામી જાય. આત્માને કોઈ જાતિ નથી, રૂપ નથી, ગુણ નથી, તે જ્યોતિર્મય નિત્ય શુદ્ધ છે ને ગુણોથી અલગ પડી જતાં પરમાત્મારૂપ થઈ જાય છે. પ્રેમભક્તિવાળા ભક્તો મૂર્તિમંત ભગવાનને પામે છે ,(પરમધામને પામે છે) અને અક્ષરબ્રહ્મના ખરા ઉપાસકો બ્રહ્મજ્યોતિમાં સળી જાય છે. ગીતાના ૧૨મા અધ્યાયમાં વ્યાસજી કહે છે તેમ બન્ને પ્રકારના સાધકો ભગવાનને જ પામે છે. એમાં ભક્તિયોગ સહેલો પડે છે એમ કહે છે અને ભક્તિયોગે સિદ્ધ પામેલાને શ્રેષ્ઠ યોગી કહ્યા છે. માટે શાસ્ત્ર અભ્યાસ ને પંડિતાઈથી ઊભા કરાયેલા સંપ્રદાયો અપૂર્ણ હોય, ગમે તેટલી તપસ્યા કરી તપસ્વી યોગી થાય. પણ પરમાત્મા વગર કોઈ પરિપૂર્ણ થતા નથી. સર્વશક્તિમાન સર્વજ્ઞ એક જ પરમાત્મા છે, અને તેના આશરા વગર કોઈ યોગી પણ ક્ષેમ પામતા નથી; માટે દરેક જીવે તટસ્થ બુદ્ધિથી સર્વ વેદ ને ઉપનિષદના સાર રૂપ કોઈ પણ વિરોધ ન કરી શકે તેવું સર્વમાન્ય ગીતાશાસ્ત્ર જ આજના કાળમાં સર્વશ્રેષ્ઠ પ્રમાણરૂપ યોગ્ય માર્ગદર્શક માનવું જોઈએ. પોતે ભગવાન થઈને પૂજાવાથી જીવનું પતન થાય જ. એક તારો ઉગાડવાની શક્તિ નહિ ને દેહમાં જરાક દર્દ થાય તો તરત ડોક્ટરને બોલાવે, તેણે ભગવાન થઈને ફરવું એ મિથ્યા આડંબર જ છે, તેથી તો ઊલટું હુંપદ વધે. પરમાત્મા એક જ છે બે નથી.

પુરાણોની કથા વાર્તા રૂપ છે, તે સર્વાંશે સત્ય ન હોવાથી અનુસરવા યોગ્ય નથી. સાહિત્ય તે મનોવિલાસ જ છે. લેખકોની તર્કપ્રધાન વાણીમાં જરા પણ સાચ નથી. ઉપનિષદો જે મૂળ છે તેમાં પણ છૂટક છૂટક વાતો લખી છે, તે ઘણીખરી લોકો જાણે છે. વેદ અત્યારે ભણાવાતા નથી, એટલે વેદમાં બતાવેલું ગૃહજીવન પણ લોકો સારું પાળી જાણતા નથી અને સ્વચ્છંદ રીતે વર્તે છે, તેથી અત્યારે તો બચવાનો આધાર એક ગીતાશાસ્ત્ર જ છે.

પ્રજાને કંઈક નવું બતાવવાથી પ્રજા ઉત્સાહથી ભજે એટલા માટે ભાગવતપુરાણ, દેવીપુરાણ વગેરે પુરાણ નીકળ્યાં છે, તે શંકરાચાર્ય પછી અર્ધદગ્ધ વિદ્વાનોએ એકબીજાની સ્પર્ધાથી લખી કાઢ્યાં લાગે છે. તે વ્યાસજીનાં ન જ હોઈ શકે. તેથી તેમને સત્શાસ્ત્ર ન કહેવાય. ભાગવતનું માહાત્મ્ય વાંચે છે તે ઘટી શકે તેવું જ નથી–ગાયના કાનમાંથી કદી દીકરો આવે? ધુંધુકારી જેવો દાખલો આજ સુધી કોઈ બન્યો છે? વેદ, ઉપનિષદ્ ને ગીતાને ઊતરતાં બતાવનાર કોઈ વાણી વ્યાસજીની હોઈ શકે જ નહિ. ગીતાના કર્તા વ્યાસજી પોતાથી ગ્રંથથી વિરુદ્ધ વાતો લખે? એક જ વ્યાસ પોતાના એક ગ્રંથની પ્રશંસા અને બીજાની અવજ્ઞા કરે જ નહિ. માટે જ પુરાણો વ્યાસજીનાં નથી. ભાગવતની પોથીમાં લખેલ ઉત્પત્તિક્રમ વગેરે પણ કંઈ મેળવાળા નથી. જુદા જુદા સ્કંધમાં આવતી જુદી જુદી એકે બીજાથી વિરોધી ને મેળ વગરની વાતો કેવી રીતે એક જ લેખકની સંભવી શકે? વળી તેમાં જુદા જુદા પક્ષવાદીઓએ પોતાના પક્ષને મોટો બતાવવા પ્રયાસ કર્યો છે તે પણ ભૂલ છે.

એક જ પરમાત્મા જુદા જુદા જીવો માટે જુદા જુદા સાધનપંથ દરશાવે છે, તેમાં ભારે હલકું

કરવાપણું નથી. જેને જે ઘટે તે તેને માટે સારું, બીજા માટે અયોગ્ય. આમ દેવીના ઉપાસકો એટલે અક્ષરબ્રહ્મને માતા તરીકે ભજનારા સાધકો સ્વયં પરમાત્માનો નિરાદર કરતા નથી પણ પરમાત્માની સર્વવ્યાપક શક્તિને નોખાં પાડીને આદ્યભવાની રૂપે ભજે છે, અને તે ગીતાના ૭મા અધ્યાયના પાંચમા શ્લોકને ૧૪મા અધ્યાયના ૪થા શ્લોક અનુરૂપ છે. તેઓ પરમાત્મામાંથી પ્રગટ થતી વિવિધ શક્તિને મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી નામ આપી તેને સર્વેશ્વર પરમેશ્વરની શક્તિ તરીકે જ ભજે છે પણ શંકરાચાર્યના અનુયાયીઓ તો જગન્નિયંતા મૂર્તિમાન પરમાત્માને ઘણે અંશે ભૂલે છે. સર્વેશ્વર પરમાત્માને બધી પ્રજા માને છે. ઉપનિષદમાં પણ "રસો વૈ સઃ" રૂપે તેનું વર્ણન કર્યું છે.

હાલના કહેવાતા શંકરાચાર્યના અનુયાયીઓ કર્મ પણ કરે છે, ભગવાનની કથા પણ વાંચે છે ને સેવાપૂજા પણ કરે છે, એટલે ભગવાનને ભજ્યા વગર બ્રહ્મસ્થિતિ ન થાય એ તો તેમના વર્તન પરથી દેખાઈ આવે છે, છતાં ભગવાંધારીઓ ભગવદ્‌ભાવ રાખનાર લાગણીપ્રધાન જીવોને વેવલા કહે છે. ભગવાન ઉપર ભાવ રાખે ને સંસારી લોકરીતે ન રહેતાં જગતનો રાહ બદલે તેવા ખરા ભક્તો બહાદુર કહેવાય કે વેવલા કહેવાય? લોકવહેવારને પરમાર્થ બંને જુદા નથી–લોકવહેવાર પણ પરમાર્થરૂપ થાય તો જ ભગવાન ભજાય કે બ્રહ્મઉપાસના થાય.

છેવટે ખાસ ધ્યાનમાં રાખવા જેવી અગત્યની વાત તો એ છે કે–શાંકરમત પ્રમાણે સાધનાથી વિશુદ્ધ બુદ્ધિ પ્રાપ્ત કરી પરમાત્માને પામવાનું છે, છતાં તેમનામાં પણ હૃદયની સાર્દ્રતા આવવી જોઈએ તે માટે અહંકાર મટી ભૂતપ્રાણી માટે દયાપ્રેમ પ્રગટવાં જોઈએ. આથી જ ગીતા અ૦ ૫, શ્લોક ૨૫, તેમ જ અ૦ ૧૨, શ્લોક ૪ માં સ્પષ્ટ કહે છે કે પાપ ક્ષીણ થતાં ઋષિ બ્રાહ્મી સ્થિતિને પામે તો પણ સર્વભૂત-પ્રાણીના હિતપરાયણ રહેવું જોઈએ. તેવી જ રીતે ભક્તિભાવથી ભગવાનને ભજે તો તેણે પણ સાધન ભજનથી ચિત્ત ને બુદ્ધિની પણ શુદ્ધિ કરવી જ પડે, તે વગર પ્રભુપ્રાપ્તિ ન થાય. બંને માર્ગમાં બ્રહ્મ-ભાવથી પરબ્રહ્મને પ્રાપ્ત કરવાના છે. જુઓ ગીતા અ૦ ૧૮ શ્લોક ૫૧થી ૫૫. એટલે પ્રભુ પ્રાપ્તિ માટે અંતરશુદ્ધિની જરૂર પડે જ. શક્તિ પ્રમાણે સૌ વર્ણવે પણ પરમાત્મતત્ત્વને કે તત્ત્વવસ્તુને વર્ણવવા વાણીની શક્તિ નથી, અંતર અનુભવ સાચો. ઈતિ શમ્.

---

પૃષ્ઠ ૩૭૯થી ચાલુ ]

ચક્ર ગદા પદ્મ ને પીતાંબરધારી પ્રભુના મને દિદાર થયા." અબધુતાણી કે': "અચ્છી બાત, અબ કીસકી ઈચ્છા હરિદર્શનકી?" ડફ દઈ દિવાન ઊભા થયાઃ માતાજી, મારા ઉપર દયા કરો".

જોગણ કે': "તુમ બી જાઓ."

એ પણ છોટા તંબુમાં પ્રવેશ્યા. બસ એનું એ જ હતું. દિવાનેય વિચાર્યું. રાજા અસત ન ભાખે. વળી કોઈનો પાઈ પૈસો ન લેનાર સન્યાસીનીને આવું કરવાની શી જરૂર? મારામાં જ ફેરફાર હશે. માટે ગાફીરો કરવો જ નથી. બહાર આવી દિવાને જણાવ્યું કેઃ "મને તો મોરલીધરનાં દર્શન થયાં"

અબધુતાણીની આજ્ઞા થકી એક પછી એક એમ દોઢસો છોટા તંબુમાં પ્રવેશ્યા પણ કોઈ ભડના દીકરાએ એટલું ન કહ્યું કે ત્યાં ભગવાન નથી.

એકાએક જોગણ ત્યાંથી બાજુના ત્રીજા તંબુમાં જઈ જોગ ઊતારી, મૂળ વસ્ત્રો પહેરી, દાસી બની મોટા તંબુમાં આવી. ત્યાં તો સૌ થરકબાજ થઈ ગયા, આ ક્યાંથી? રાજા કહેઃ "અરે દીકરી! તું અહીં ક્યાંથી? અબધુતાણીની અણસાર પણ તારા જેવી છે!"

"બાપુ, અણસાર નહિ પણ હું જ છું. માફ કરજો. આપને પગે લગાડયા પડયા."

રાજા કે': "બાઈ! તેં તો અખિયાત કરી. અમારા બધાના હરસ ખાટા કરી નાખ્યા."

વડારણ કહેઃ "એ બધુંય તો ઠીક પણ આપ અને આ દોઢસો જણાને ખોટું બોલવાની કેવી મજા આવી? ચાલો છોટા તંબુમાં." એમ કહી નાના તંબુએ આવી બારણું ખોલી બતાવી દયું કેઃ "અહીં ખાલી પથારી જ છે. કેવા ભગવાન ને કેવું કાંઈ. બોલો બાપુ, ખોટું બોલવાનો સ્વાદ કેવો આવ્યો?"

રાજા કે': "એની વાત નહિ એવો."

# પંથ પ્રવર્તક મણિગિરિ (મણિબાઈ)

ગોસ્વામી મોહનપુરી

પશ્ચિમ સૌરાષ્ટ્રમાં બરડા પંથકે પંથ પ્રવર્તક સતી વીરબાઈ માતા પછી એવાં જ તેજસ્વી સ્ત્રી-રત્ન મણિબાઈનો પંથ હાલ ચાલે છે. મણિબાઈએ પોતાનું ગુરુ દીધું નામ 'મણિગિરિ' રાખેલું, ખાપટ ગામના પાદરમાં આવેલી તેમની સમાધિ ઉપર પણ 'મણિગિરિ' લખાયું છે. ગુરુના નામ પાસે 'શિષ્ય'ને બદલે 'શિષ્યા મણિગિરિ' એવું નામ કોતરાયેલું છે.

મૂળ તો શ્રીઆદ્ય શંકરાચાર્યજીના સ્થાપેલા ચાર મઠો ઉપરાંત પાંચમો મઠ 'ઊર્ધ્વામનાય' એટલે ઊર્ધ્વ–મઠની શિષ્ય પરંપરામાં પેટાફાંટા તરીકે મણિબાઈએ સ્થાપેલ પંથનો સમાવેશ થાય છે. સંવત ૧૯૯૬–૯૭માં કાશીના મૂળ અદ્વૈત મઠમાંથી બ્રહ્મનિષ્ઠ સ્વામી મોતીગિરિજી ભારત યાત્રા કરતાં કરતાં દ્વારકા થઈ સુદામાપુરી પધારેલ. પોરબંદર પાસેના ગામ આદિત્યાણામાં અર્જુનગર નામે ગૃહસ્થી સાધુ આ મહાત્માના સંસર્ગમાં આવ્યો અને મોતીગિરિને પોતાના ગામ પધરાવી ગયો. ઘણા સમયના સત્સંગ પછી મોતીગિરિ અને અર્જુનગર દ્વારા એક નાનકડો શિષ્ય સમુદાય ઊભો થયો. ગૃહસ્થી છતાં અર્જુનગર બ્રહ્મનિષ્ઠ જીવન જીવવા લાગ્યા અને આજુબાજુના ગામમાં સત્સંગ મંડળી ફરવા લાગી. રાણાવાવ પાસેના વડવાળા ગામે આવેલ એક છત્રી જે 'લાખાની છત્રી' 'લાખાની ડેરી' એવા નામે ઓળખાતી હતી ત્યાં શિવનું બાણ સ્થાપી આ મોતીગિરિજી રહેવા લાગ્યા. મોતીગિરિએ લાખાની ડેરીને જંગલેશ્વર નામ આપ્યું અને આજુબાજુના જ્ઞાન પિપાસુઓ અહીં એકઠા થવા આવ્યા. પોરબંદર પુરાતત્ત્વ મંડળના પ્રમુખ શ્રી મણિભાઈ વોરાએ આ સાધુને જોયેલા અને તેમનાં સંસ્કૃતના જ્ઞાનથી પ્રભાવિત થયેલા. બ્રહ્મનિષ્ઠ વિદ્વાન તરીકે તેમની ખ્યાતિ આજુબાજુમાં સારી એવી પ્રવર્તતી હતી. પોરબંદરના જ એક લોહાણા બાઈ મણિબાઈ આ સાધુના ગાઢ સંપર્કમાં આવેલ અને હાથ ઊંચા રાખી ધ્યાન ધરવાના આસનમાં મણિબાઈ સૌ શિષ્યો કરતાં વધારે આસનસ્થ જણાતાં મોતીગરબાપુએ તેમને લાડથી 'મણિગર' 'મણિગિરિ' એવાં નામ આપ્યાં.

મહાત્મા મોતીગર કાશીના બ્રહ્મનિષ્ઠ સ્વામી ઓમકારગિરિના શિષ્ય અને દશનામ શાખાના સંન્યાસી હતા. મૂળ દશનામ સંન્યાસી પણ મોતીગર પોતે કોઈ દેવ–દેવીને માનતા ન હતા. જ્ઞાન અને ધ્યાનનો માનવસમાજમાં પ્રચાર એ જ મોતીગરનો મુખ્ય ધર્મ હતો. સંન્યાસના જાણકાર કોઈ મોતીગરને એના અસલના મૂળ ધર્મ વિશે પૂછતા તો મોતીગર એના જવાબમાં ઊંચા હાથ કરતા. તેમના એક શિષ્ય કહેતા કે મોતીગરજી મૂળ નિરાલંબ મતના સાધુ હતા.

મોતીગરના ઉપદેશનું બરાબર પાન કરી પોતાની સ્વતંત્ર કોઠાસૂઝથી મણિગિરિએ (મણિબાઈએ) આ પ્રદેશે જે પંથ ચાલુ કર્યો તેના વિશેની હકીકત આવી છે કે આ પંથનું કોઈ નામ નથી, ધર્મનું કોઈ સ્થાન નથી, ધ્યાન ધરવાનું કોઈ નિશ્ચિત ઠામ નથી. મોતીગરની માફક મણિગિરિ પણ અમુક પ્રશ્નના ઉત્તરમાં હાથ ઊંચા કરતા. ગુરુ પરંપરા જોતાં આ હાથ ઊંચા કરવાની રીતે શ્રીઆદ્ય શંકરાચાર્ય રચિત "મઠામ્નાયસેતુ"માં 'ઊર્ધ્વબાહુ' સાધુઓમાં જોવા મળે છે. આવા સાધુઓ આકાશ ઉપર આશ્રય રાખનાર હોય છે. વેદ, મહાવાક્ય કે ગોત્રનો ભાર ઉપાડવાની ઉપાધિમાં આવો સાધુ પડતો નથી. આવા સાધુઓને વેદ, મહાવાક્ય કે ગોત્ર વિશે પૂછતાં તેઓ જવાબ આપે છેઃ

વેદ તો હમારા ભેદ હૈ, હમ ભેદનમેં નાંહિ.
મહાવાકય હમારા અજાચક હૈ, હમ જાચક નાંહિ
ગોત્ર તો હમારા પૌત્ર હૈ, હમ કિસિકે પૌત્ર નાંહિ

તીર્થયાત્રા અર્થે નહિ પણ માનસમ્ બ્રહ્મતત્ત્વને જાણવાની જિજ્ઞાસાથી દેશાટન કરતો ફરે છે. તેનું ધર્મનું મૂળ સ્થાન સમગ્રવિશ્વ મનાય છે.

આવા ઊર્ધ્વબાહુ સાધુની આછેરી પરંપરા મણિબાઈએ પ્રવર્તાવેલ પંથમાં જોવા મળે છે. આ પંથમાં ભળનારો ભક્તજન કોઈ દેવી–દેવતાને માનતો નથી. સૌને માન આપે છે તેમાંય વિશેષ કરી ગુરુને માન આપે છે. મહિને–બે મહિને–નિયત સમયે ગુરુસ્થાને સૌ ભક્તો ભેળા મળી જ્ઞાન ચર્ચા કરે છે. ચર્ચાને અંતે પદ્માસનવાળી મુખ પર પટલ–કપડું ઢાંકી ધ્યાનસ્થ બને છે. અન્ય પંથના ભક્ત સાથે ધર્મ ચર્ચા કરે છે પણ કોઈની સાથે વાદ વિવાદમાં ઉતરતો નથી. મુખ આડું કપડું ધરી ધ્યાન એ જ એમની મુખ્ય સાધના છે. રોજિંદા જીવનમાં માનવતાનો મૂળ ધર્મ જીવદયાને મહત્ત્વ આપે છે. મણિગિરિ માનવ ધર્મમાં ય અક્ષર જ્ઞાનને મહત્ત્વ આપતાં. દેશ જ્યારે '૪૭–'૪૮ની ધમાલમાં પડયો હતો ત્યારે મણિગિરિ ગામડાઓમાં સાવ નીચલા વર્ગમાં અક્ષર જ્ઞાનનો પ્રચાર કરતા હતા. કહે છે કે ખાપટ ગામની હાલની પ્રાથમિક નિશાળ એમના પ્રયત્નથી બની. આ નિશાળ બનાવવા ખાડી કાંઠે આવેલી પોતાની ધર્મશાળાના પથ્થર મણિગિરિએ ગામ લોકોને આપી દીધેલા. જાતિભેદનો સંપૂર્ણ ત્યાગ અને વિવેકપૂર્વકના વિચારો મણિગિરિના પંથનાં બીજાં બે લક્ષણો છે. જ્ઞાન સાગરમાં ગળાબૂડ રહી માનવધર્મના કાર્યો કરવાં એ જ મણિગિરિનો મુખ્ય આદેશ હતો. આજુબાજુના ગામડામાં, ખાસ કરીને નીચલા વર્ગમાં જીવદયા, માનવધર્મ તથા એકતાનો બોધ આપી, ધ્યાનમય પ્રભુપરાયણ જીવન જીવવાનો ઉપદેશ કરતાં કરતાં હજુ ગતસાલ જ તેઓ કૈલાસવાસી બન્યા. ખાપટ ગામમાં તેમની સમાધિ ઉપર નીચેનો લેખ જોવા મળે છેઃ

શ્રી મોતીગર બાપુનાં શિષ્યા મણિગરના ચરણ કમલ. જન્મ સં. ૧૯૫૪. સ્વર્ગવાસ સં. ૨૦૨૮નાં અષાડ વદ–૩ને શનિવાર પ્રાત૭+૧૫ મિનિટે.

મણિગરના કૈલાસવાસ પછી તેમના શિષ્ય શ્રીવેલજી ભગત આજનું ગુરુપદ શોભાવે છે. રાણાવાવ પાસેના–બોરડી ગામે તેમની ગુરુગાદી આવેલી છે. શ્રી વેલજી ભગત ગૃહસ્થી પણ બ્રહ્મનિષ્ઠ જીવન જીવતાં ખેતી કામ કરે છે અને સાચા અર્થમાં ધ્યાનમય જીવનનો બોધ સર્વને આપે છે.

સામાન્યતઃ આ પંથના માણસો પોતાની પંથની વાત કે પ્રચાર કયાંય કરતાં નથી. મણિગિરિએ પણ જીવદયા સિવાય બીજો બોધ કરેલો નથી. પોતાના પંથમાં ભળવા અર્થે પણ તેમણે ઉપદેશ નથી આપ્યો, છતાંય આજે લગભગ ૨૦૦ કુટુમ્બો મણિગિરિને પોતાંના ગુરુ માને છે અને ધ્યાનમય પ્રભુ પરાયણ જીવન જીવે છે, દારૂ માંસ છોડે છે.

---

પૃ. ૩૮૯થી ચાલુ ]

| | | |
|---|---|---|
| (૪) | ફાહિયાન | ઈ.સ. ૩૯૯ |
| (૫) | હ્યુ–એન–સંગ | ઈ.સ. ૬૩૦ |
| (૬) | ઈત્સીંગ | ઈ.સ. ૬૭૧ |
| (૭) | બૃહત્કથા લખનાર ગુણાઢ્ય | ઈ.સ.ની ચોથી સદી |
| (૮) | મહાકવિ કાલિદાસ | ઈ.સ.ની છઠ્ઠી સદી |
| (૯) | ભર્તૃહરિ | ઈ.સ.ની સાતમી સદી |
| (૧૦) | શંકરાચાર્ય | ઈ.સ. ૭૮૮ |
| (૧૧) | રામાનુજાચાર્ય | ઈ.સ. ૧૦૧૭–૧૧૩૭ |
| (૧૨) | નિમ્બાર્ક | ઈ.સ. ૧૧૩૦–૧૨૦૦ |
| (૧૩) | માધવાચાર્ય | ઈ.સ. ૧૧૯૭–૧૨૮૦ |
| (૧૪) | રામાનંદ | ઈ.સ. ૧૩૬૦–૧૪૭૦ |
| (૧૫) | વલ્લભાચાર્ય | ઈ.સ. ૧૪૭૯–૧૫૩૧ |
| (૧૬) | રૈદાસ | ઈ.સ. ૧૪૩૦ |
| (૧૭) | કબીર | ઈ.સ. ૧૪૪૦–૧૫૧૮ |
| (૧૮) | ચૈતન્ય | ઈ.સ. ૧૪૮૫–૧૫૩૪ |
| (૧૯) | દાદુ | ઈ.સ. ૧૫૪૪–૧૬૪૩ |
| (૨૦) | સહજાનંદ | ઈ.સ. ૧૭૮૧–૧૮૩૦ |

આ તવારિખો સં. નીચેના ગ્રંથોમાંથી એકત્ર કરી છે.

૧. Hindu World–Benjamin Walker
૨. પ્રાચીન ભારતીયોંકી જ્ઞાનસાધના–ના. ગો. તવકર
૩. પ્રાચીન ચર ત્રિકોશ (હિન્દી) –સિદ્ધેશ્વર શાસ્ત્રી
૪. ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ–દુર્ગાશંકર શાસ્ત્રી

# યાદવાસ્થળી : વૈજ્ઞાનિક દૃષ્ટિએ

અમૃત પંડયા

આધુનિક ઇતિહાસશાસ્ત્ર અને પુરાતત્ત્વની આંખે જોતાં મહાભારતના કથાનકમાં કેટલીક વિસંગતિઓ નજરે પડે છે; દા. ત. કૌરવ અને પાંડવોની પાસે ઘણા જ નાનાં નાનાં રાજ્યો હતાં આ હકીકત આ બંનેનાં પાટનગરો (હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ એટલે પ્રાચીન દિલ્હી) વચ્ચે માત્ર પચાસ માઈલનું અંતર હતું આ બાબત ઉપરથી સમજાય તેમ છે. એટલે યુધિષ્ઠિર જુગારમાં હારે, 'કૌરવો દ્રૌપદીને અપમાનિત કરે અને એવી જ નાની નાની બાબતો ઉપર આખા ભારતખંડના રાજાઓ કૌરવ અને પાંડવો જેવા ન્હાના રાજવંશીઓના પક્ષે બે સામસામી છાવણીઓમાં વહેંચાઈને કુરુક્ષેત્રની રણભૂમિ પર અઢાર અઢાર અક્ષૌહિણી સેનાઓ ઉતારીને એવા મહાસંગ્રામ ખેલે કે જેના પરિણામે અંતે દેશ પાયમાલીએ પહોંચે આ વાત તર્કશાસ્ત્ર પ્રમાણે સળંગ ગળે ઊતરે તેવી તો ન કહી શકાય. આવી જ એક વિસંગતિ યાદવાસ્થળીને લગતી છે. આનર્ત અને સૌરાષ્ટ્રના અધિપતિ શ્રી કૃષ્ણ અને યાદવોની પાછલી કારકીર્દી જોતાં તેમને નૈતિક દૃષ્ટિએ એટલા બધા પતિત તો ભાગ્યે જ લેખી શકાય કે તેઓ પ્રભાસને આંગણે ઉત્સવ ઉજવતાં દારૂ પી પીને એટલા બધા છાકટા બની જાય કે જેથી એકબીજાને આ રીતે મારે કે આખી કોમ જ યાદવાસ્થળીમાં ખલાસ થઇ જાય, પાંડવો મહાભારત પછી દેશમાં સૌથી વધુ શક્તિશાળી બન્યા હોવા છતાં મહાસામર્થ્યવાન અર્જુન યાદવનારીઓનું રક્ષણ ન કરી શકે અને યાદવાસ્થળીને પરિણામે જે કરુણતા સર્જાય તેનો પાંડવો હિંમતથી સામનો કરવાને બદલે ભીરૂ બનીને હિમાલયમાં ગળવા ચાલ્યા જાય! મારા સંશોધન પ્રમાણે આ ઘટનાઓની પાછળ કેટલાક પરાજયો છુપાયલા છે જેમને મહાભારતકારે કંઈક મેળ વગરની વાતો કરીને છાવરવા પ્રયત્ન કર્યો છે. પરાજય પછી પ્રજાનો જુસ્સો ટકાવી રાખવા પ્રાચીન ઈતિહાસકારો તેમ કરતા. ઈજીપ્તના રાજાઓ રામેસીઝ જેવા કે લઘુએશિયામાં હિટ્ટાઇટો સાથે યુદ્ધ કરતાં અનેકવાર હારેલા તેમની ખોટી વિજયગાથાઓ ઈજીપ્તના શિલાલેખો પર કોતરાયલી મળી આવે છે. તેવી જ રીતે આલેકઝાંડર અને મહમૂદ ગીઝનીનાં આક્રમણો વિષે શું આપણા પ્રાચીન લેખકોએ મૌન સેવ્યું નથી?

મહાભારતકાળ વખતે તાંત્રિકી (Technology) કયે તબક્કે હતી આ પહેલાં જાણવાનું આવશ્યક છે. મહાભારતયુદ્ધ પાંચ હજાર વર્ષ પૂર્વે ખેલાયું એ જેને માનવું હોય તે માને પણ વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ વાતમાં જરાય માલ નથી. ખુદ પુરાણો કહે છે કે મહાપદ્મનંદિ (ઈ.પૂ. ૪૦૨)ની ૧૦૦૦ વર્ષ પૂર્વે ભારતયુદ્ધ થયું હતું. પુરાણોની વંશાવળીઓ પ્રમાણે યુધિષ્ઠિરથી ૩૬ પેઢી પછી આ રાજા થયો હતો અને ૧૦૦૦ ના આંકડામાં થોડીક અચોક્કસતા હોઈ શકે એટલે પાર્જીટરે ભારતયુદ્ધનો સમય ઈ.પૂ. ૯૫૦ જણાવ્યો છે. (Anceint Indian Historical tradition p. 182) જો આમ હોય તો મહાભારત કાળ એ તાંત્રિકીની દૃષ્ટિએ આરંભિક લોહયુગનો સમય રહ્યો હશે કારણ કે પુરાતત્વના પ્રકાશમાં મધ્યપૂર્વ (ઈરાનથી ઈજીપ્ત સુધીનો ભૂભાગ)માં ઈ.પૂ. ૧૨૦૦ ના અરસામાં તામ્રયુગનો અંત આવી લોહયુગનો આરંભ થયો હતો. તામ્રયુગમાં ઓજાર–હથિયાર તાંબુ અને તેની મિશ્રધાતુ-કાંસાનાં બનતાં અને આ ઓજારો વડે કઠણ પદાર્થોને તોડી કે કોરી શકાય નહિ એટલે સ્થાપત્ય–શિલ્પ માટે માટી, લાકડું, નરમ પથ્થર (લાઈમ્સ્ટોન, સેન્ડસ્ટોન, ઇ.) વગેરે પદાર્થો વપરાતા. દક્ષિણના ગ્રેનાઈટનાં કળાપૂર્ણ દ્રાવિડ મંદિરો તે વખતે બાંધવાનું શક્ય ન્હોતું. એ જમાનાની ઈજીપ્ત અને બેબીલોનિયા (પ્રાચીન ઈરાક)ની ઇમારતો નરમ પથ્થરોની છે. પિરેમીડ લાઈમ્સ્ટોનનાં છે. ભારતમાં રામાયણકાળ તામ્રયુગમાં રહ્યો હોવો જોઈએ.

લોઢું ગાળવાની શોધ ઈ.પૂ. ૧૮ મા સૈકામાં એશિયા-માઈનારના હિટ્ટાઇટો એ કરી હતી. તેઓ આ ઉદ્યોગને ગુપ્ત રાખતા હતા. આ સમયે આ દેશમાં અસીરિયન વેપારીઓ ઘણા હતા જે હિટ્ટાઈટો પાસેથી લોઢું ખરીદીને બહાર વેચતા હતા. આ સંપર્કથી ધીમે ધીમે અસીરિયન લોકો ઇ.પૂ. ૧૬ સદીમાં લોઢું ગાળવાનો હુન્નર જાણી ગયા અને આ લોકો આ ધાતુનાં શસ્ત્રાસ્ત્રો બનાવીને તેમના વડે યુદ્ધો કરી કરીને દેશો ઉપર દેશો જીતવા લાગ્યા. બીજા લોકોના પથ્થર, તાંબુ અને કાંસાના હથિયારો અસીરિયનોના લોખંડના હથિયારો સામે ન ટકી શકયા અને આ પ્રમાણે પશ્ચિમ એશિયામાં અસીરીઅન સામ્રાજ્ય ઊભું થયું. આ લોકો પોતાને 'અસ્સુર' કહેતા અને 'અસ્સુર' નામે એમનો યુદ્ધદેવ હતો. આ લોકોનું 'અસીરિયન' નામ ગ્રીક લોકોએ પાડેલું હોવાથી પાશ્ચાત્ય ઈતિહાસકારો પણ એમનું એ જ નામ લખે છે.

ભારતમાં ઉત્ખનનોને પરિણામે જે હરપ્પા એટલે સિન્ધુ (ઈ.પૂ. ૨૩૦૦–૧૭૦૦) અને દ્વીપ-કલ્પીય અશ્માયસ (ઈ.પૂ. ૨૩૦૦–૧૨૦૦) સંસ્કૃતિઓ પ્રકાશમાં આવી છે એ બંને તામ્રયુગની છે. તેવી જ રીતે ઋગ્વેદકાલીન સભ્યતા (ઈ. પૂ. ૧૫૦૦) પણ એ જ સમયની છે. ઋગ્વેદમાં લોખંડની નોંધ મળતી નથી. તેમાં 'આયસ્' નામે જે ધાતુના ઉલ્લેખો છે તે તાંબુ હતું. યુરોપની પ્રાચીનતમ આર્ય ભાષાઓમાં પણ આ શબ્દ (Aeos) તાંબા માટે વપરાતો. પાંડવોના પિતામહ સાન્તનુની ઋગ્વેદમાં નોંધ મળી આવે છે એટલે એમના સમયે તામ્રયુગ ચાલતો હોવો જોઈએ. સર્વપ્રથમ યજુર્વેદમાં 'કૃષ્ણ આયસ્'ના નામે લોખંડની નોંધો મળી આવે છે. રાજ્યપ્રાપ્તિના કેટલાક સમય પછી હસ્તિનાપુરમાં પાંડવો પર 'લોહાસુર'નું આક્રમણ (સ્કંદપુરાણ, રેવાખંડ, નર્મદાપુર મહાત્મ્ય), યાદવાસ્થળી સમયે સામ્બના પેટમાંથી લોખંડનાં શસ્ત્રોનું નીકળવું અને આ શસ્ત્રોમાંથી ઉત્પન્ન થયેલાં અસંખ્ય લોખંડનાં શસ્ત્રો દ્વારા યાદવોનો વિનાશ (મહાભારત, મૌસલ, ૧) અને મહાભારત પછી 'લોહગંધ' નામે અસુરે કરેલા પરીક્ષિતનો વધ તથા પરાજય ઇત્યાદિ બાબતોમાંથી શંકા ઊભી થાય છે કે કયાંક નવી ધાતુ લોખંડનાં શસ્ત્રો લઈને ભારત પર આક્રમણ કરનાર 'અસુર'નામે કોઈ પ્રજા દ્વારા તો પાંડવોનો પરાજય થયો ન્હોતો કે જેથી તેઓ હિમાલયમાં ગળવા ચાલ્યા ગયા હતા? શ્રી કૃષ્ણે અસુરોનો દેશ અસીરિયા પર આક્રમણ કરેલું આ હકીકત મેં ૧૯૪૩માં શોધી કાઢેલી અને તે હવે લગભગ સર્વમાન્ય બની છે (ગુજરાત રીસર્ચ સોસા-યટીનુ ત્રૈમાસિક, ૧૯૪૩, Vallabh Vidyanag-ar Reserch Bulletin, I 1, 1057... છે). આ જોતાં અસુરો યાદવો પર વેર વાળવા આવે અને તેમની નવી ધાતુ લોખંડનાં શસ્ત્રો વડે યાદવોનો યાદવાસ્થળી વખતે સંહાર આ અસીરિયન લોકોએ તો નહિ કર્યો હોય? તેવી જ રીતે પરિક્ષિતના વધ અને પરાજયનું કારણ આ લોકો અને તેમનાં લોખંડનાં હથિયારો તો નહિ રહ્યાં હોય?

જોઈએ પુરાતત્ત્વ શું કહે છે. પાંડવોના પાટ-નગર હસ્તિનાપુરના અવશેષો ઉત્તર પ્રદેશમાં મેરઠ નજીક આવેલા છે. આ અવશેષો પ્રાગૈતિહાસિક આ શોધ પહેલ વહેલી ૧૯૪૯માં મેં કરીને ત્યાં મળી આવતી રાખોડીઆ રંગની ચિત્રિત કુંભકળા (પેઇન્ટેડ ગ્રેવેર) ને પ્રકાશમાં આણી હતી (અમૃત પંડયા, હસ્તિનાપુર ઔર ઉસકે પ્રાગૈતિહાસિક ધ્વન્સાવશેષ' નાગરી-પ્રચારિણી (પત્રિકા, ૧૯૫૧) અહીં પાછળથી કેન્દ્ર સર-કારના પુરાન્વેષણ ખાતાએ ખોદકામ કરાવતાં પેઈન્ટેડ ગ્રેવેર અને તેની સાથેના બીજા અવશેષોમાં તાંબા અને કાંસાની વસ્તુઓ તો મળેલી પણ લોખંડનો અભાવ હતો (બી. બી. લાલ, 'એન્શ્યન્ટ ઈન્ડિયા', ૧૦–૧૧).

પરંતુ આ પેઈન્ટેડ ગ્રેવેરના પડના ઉપલા ભાગ (પાછળના સમયનો)માં લોખંડની વસ્તુઓ (અતરંજી ખેડા) મળી આવી. આ પ્રમાણે જણાયું કે ઉત્તર ભારતમાં પેઈન્ટેડ ગ્રેવેરના પડનો અસ્તિત્વકાળ એ તામ્રયુગ અને લોહયુગ વચ્ચેનો સંધિકાળ હતો.

આ પડની ઉપર ગંગાના કોઇ એવા મોટા પુરના અવશેષો હતા કે જેને કારણે હસ્તિનાપુરનો વિનાશ થયેલો માલમ પડતો હતો. પુરાણોમાં જણાવ્યા

પ્રમાણે પરીક્ષિત (અર્જુનના પૌત્ર) પછી છઠ્ઠી પેઢીએ નિચક્ષુના રાજ્યકાળમાં ગંગામાં એક પૂર આવતાં હસ્તિનાપુરનો નાશ થયેલો તેથી નિચક્ષુએ પોતાનું પાટનગર કૌશાંબી (અલ્લાહબાદ નજીક) ખસેડ્યું હતું. પુરાતાત્વિકઆદિકાળમાં હસ્તિનાપુરખાતે મળી આવેલા ગંગાના પુરના ઉપરોક્ત અવશેષોને નિચક્ષુના સમયના વિનાશક પુર સાથે ઓળખી શકાય અને આ આધારે એની નીચેના તામ્ર અને લોહયુગોના સંધિકાળવાળા પેઈન્ટેડ્ગ્રેવરવાળા પડને નિચક્ષુની પહેલાંના હસ્તિનાપુરના અવશેષો લેખી શકાય. આ બંધાતું હોવાના સમયે હસ્તિનાપુરમાં નિચક્ષુની પહેલાં યુધિષ્ઠિર સુધી પાંચ રાજાઓએ રાજ્ય કર્યું હતું. યુધિષ્ઠિર—પરીક્ષિત—જન્મેજય—શતાનીક—અશ્વમેધદત્ત—અધિસીમકૃષ્ણ—નિચક્ષુ આ પ્રમાણે વારસાક્રમ હતો. એમાંથી જન્મેજય પછીના રાજાઓના રાજ્યકાળો ટૂંકા ટૂંકા હતા. એકંદરે એમ લેખી શકાય કે યુધિષ્ઠિર પછી દોઢેકસો વર્ષે નિચક્ષુના સમયે પૂરથી હસ્તિનાપુરનો વિનાશ થયો હતો.

પેઈન્ટેડ્ગ્રેવેરપડના ઉપલા એટલે પાછળના સમયે લોખંડનો ઉપયોગ થવા લાગ્યો હતો અને અતરંજીખેડા ખાતેના આ પડનો સમય કાર્બન-કાળનિર્ણય પદ્ધતિથી ઈ.પૂ. ૧૧૨૫ લગભગનો હોવાનો જણાયો છે. અસુરોના લોખંડના શસ્ત્રાસ્ત્રો વડે પાંડવ, યાદવો અને એમની એક પેઢી પછી પરીક્ષિતનો પરાભવ થયો હતો. પ્રાચીન ભારતમાં મધ્યપૂર્વના લોકો (બેબીલોનિયા, અસીરિયા, પેલેસ્ટાઈન, ઇજીપ્ત, ઈ.) ને સામાન્યપણે 'નાગ' કહેતા. મત્સ્યપુરાણમાં જણાવ્યા પ્રમાણે પશ્ચિમસમુદ્ર (અરબીસમુદ્ર)ના અધિપતિ વરુણનું પાટનગર સુસા (આ હજી પણ એશિયાની પ્રાચીનતમનગરી લેખાય છે) હતું તથા વરુણ નાગ લોકોના રાજા હતા. (મહાભારત, સભા, ૯, ૮–૧૩). પ્રાચીન કાળમાં શત્રુ પ્રજા તથા તેના દેશ અને નગરોનું નામ લેવાનું અપશુકનિયાળ ગણાતું. સૌરાષ્ટ્રમાં પાછલા સૈકા સુધી આ રિવાજ પ્રચલિત હતો, દા. ત. જામનગર તરફના લોકો 'મોળ'નું નામ લેતા નહોતા પણ એને 'સામું ગામ' કહેતા. હિન્દુ લોકો તેવી જ રીતે અસુરોના પાટનગર 'નિનેવા'ને 'શોણિતનગર' (ઉષાનિરૂદ્ધની કથામાંનું શોણિતપુર) કહેતા. અસુરોને હાથે પરાજિત થયા બાદ પરીક્ષિતના સમયથી આપણા વડવાઓ 'અસુર' કહેવાને બદલે 'નાગ' કહેવા લાગ્યા. જન્મેજયે 'નાગયજ્ઞ'ના નામ હેઠળ જે તક્ષકનાગનો પરાભવ કરલો તે જન્મેજયે લોખંડના શસ્ત્રાસ્ત્રો અપનાવ્યા વગર શક્ય નહિ બન્યો હોય. જન્મેજયના સમયથી ઉત્તરભારતમાં લોહયુગનાં મંડાણ થયેલાં એમ માનવું અનુચિત નથી. અતરંજીખેડાની ઉપરોક્ત સાક્ષીને આધારે કહી શકાય કે ઈ.પૂ. ૧૧૨૫માં લોહયુગ બેસી ગયો હતો. એનો અર્થ થયો કે જન્મેજયના નાગયજ્ઞનો બનાવ એની એકાદ શતાબ્દિ પહેલાં બન્યો હોવો જોઈએ. બુદ્ધના સમય સુધીમાં ભારત તથા મધ્યપૂર્વાદિમાં સર્વત્ર લોહયુગ જામી ગયો હતો. બુદ્ધનું મૃત્યુ એક લુહારને ઘેર ડુક્કરનું માંસ ખાધા પછી થયેલું આ વિદિત વાત છે.

આપણા પુરાણાદિ પ્રાચીન સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે મહાભારત યુદ્ધથી ભારતના પતનનું પ્રારંભ થયેલું અને કહી શકાય કે આ પતનકાળ છેક ૧૯૪૭ સુધી ચાલતો આવ્યો હતો. મહાભારત પહેલાં કૌરવ–પાંડવોના પ્રપિતામહ શાંતનુના રાજ્યકાળમાં દેશમાં બાર વર્ષ લાંબો કારમો દુષ્કાળ પડવાની નોંધો મળી આવે છે. દેખીતી રીતે આ દુષ્કાળોએ દેશના અર્થકારણની કેડ ભાંગી નાંખી હશે અને ત્યારપછી મહાભારતના આંતર્યુદ્ધે દેશને ખોખરો કરી નાંખ્યો એટલે આ તકનો લાભ પશ્ચિમ એશિયાની સામ્રાજ્યવાદી અસુરપ્રજા લેવા પ્રેરાય એ દેખીતું છે. એટલે તેમણે નવાં શોધેલા લોખંડના શસ્ત્રાસ્ત્રો વડે તેમણે ભારતપર બે આક્રમણો કર્યાં હોય એમ લાગે છે. ઈરાન અને સિંધને સ્થળ માર્ગે એકબાજુ તેમણે હસ્તિનાપુર પર હુમલો કરીને પાંડવોને પરાજિત કર્યા અને તેથી પાંડવો હિમાલય ચાલ્યા ગયા. બીજી બાજુ દરિયામાર્ગે સૌરાષ્ટ પર આક્રમણ કરીને પ્રભાસની યાદવાસ્થળીમાં યાદવોને નામશેષ કર્યા. આ બનાવોથી ભારતની જે દુર્દશા બેઠી તેની સાખ ઈતિહાસ પુરે છે. ત્યારથી એક પછી એક વિદેશી પ્રજાઓના ભારત પર આક્રમણો થવા લાગ્યાં જે ઈ. અઢારમી સદી સુધી ચાલુ રહ્યાં છે.

# અગત્યની થોડીક તવારિખો

નરોત્તમ પલાણ

સંસ્કૃતિના અનેક ક્ષેત્રમાં કામ કરતી કે કરવા ચાહતી વ્યક્તિઓને સૌથી પ્રથમ જરૂર અમુક વ્યક્તિ, ગ્રંથ કે યુગના કાળ–નિર્ણયની હોય છે. માત્ર લેખકને જ તવારિખોની જરૂર હોય છે એમ નહિ, વાચકને પણ (પ્રત્યેક સંસ્કૃતિ ચાહકને) એની અગત્ય છે. ભગવાન બુદ્ધ ક્યારે થયા કે ગુપ્તયુગની ગણના ક્યાંથી ક્યાં સુધી થાય છે તે જાણવું સૌ કોઈને માટે જરૂરી છે. તવારિખો આપણને ખોટાં વિધાનો કરતી રોકે છે તેમ સંસ્કૃતિના વહેણોને સમજવા માટે સહાયરૂપ થાય છે.

સૌ કોઈને ઉપયોગી થાય એવી અગત્યની થોડીક તવારિખો આ પ્રમાણે છે :

## (૧) વેદકાળ :

ઈ.સ. પૂર્વે ૪૦૦૦ થી ઈ.સ. પૂર્વે ૨૦૦૦ ઋગ્વેદની રચના વિશે જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા મત છે : એક મત ઈ.સ. પૂર્વે ૬૦૦૦થી ૩૦૦૦ માને છે. બીજો મત ઈ.સ. પૂર્વે ૨૫૦૦થી ૨૦૦૦ માને છે. ત્રીજો મત ઈ.સ. પૂર્વે ૧૨૦૦થી ૧૦૦૦ છે.

## (૨) મહાભારત કાળ :

ઈ.સ. પૂર્વે ૨૦૦૦થી ઈ.સ. પૂર્વે ૧૦૦૦

## (૩) ઉપનિષદ તથા પાણિની :

ઈ.સ. પૂર્વે ૧૦૦૦થી ઈ.સ. પૂર્વે ૩૨૫.

## (૪) મૌર્યકાળ :

ઈ.સ. પૂર્વે ૩૨૫થી ઈ.સ. પૂર્વે ૧૫૦ (અશોક – ઈ.સ. પૂર્વે ૨૬૯થી ૨૩૨)

## (૫) કુશાણકાળ :

ઈ.સ. પૂર્વે ૧૫૦થી ઈ.સ. ૧૫૦. કુલ ૩૦૦ વરસ. શુંગકાળ : ઈ.સ. પૂર્વે ૧૮૮; કનિષ્ક: ઈ.સ. ૭૮

## (૬) ક્ષત્રપકાળ :

ઈ.સ. ૧૫૦થી ઈ.સ. ૩૦૦

## (૭) ગુપ્તકાળ :

ઈ.સ. ૩૦૦થી ઈ.સ. ૬૪૭

## (૮) મૈત્રકકાળ : (વલભી)

ઈ.સ. ૪૭૦થી ૭૮૯ ગુપ્તરાજાઓની સત્તા ભારતમાં ૬૪૭ સુધી રહી પણ સૌરાષ્ટ્ર-ગુજરાતમાંથી તેઓનો હાથ ઈ.સ. ૪૭૦માં દૂર કરી ભાવનગર પાસે વળામાં સૌરાષ્ટ્રનું પ્રથમ જોરદાર રાજ્ય ઈ.સ. ૪૭૦થી શરૂ થયું.

## (૯) ચાવડા કાળ :

ઈ.સ. ૭૮૯થી ઈ.સ. ૯૪૨. દુર્ગાશંકર શાસ્ત્રી વનરાજ ચાવડાનો સમય ઈ.સ. ૭૪૬થી ૮૦૫ માને છે. અણહીલપુર પાટણની સ્થાપના ઈ.સ. ૭૪૬ માનવામાં આવે છે. આ મત મુજબ ચાવડાકાળની શરૂઆત ઈ.સ. ૭૦૦ માનવી પડે.

## (૧૦) સોલંકી કાળ :

ઈ.સ.૯૪૨થી ૧૨૪૫, સિદ્ધરાજ ઈ.સ.૧૧૦૦, કુમારપાલ ઈ.સ. ૧૧૪૩

## (૧૧) વાઘેલા કાળ :

ઈ.સ. ૧૨૦૦થી ૧૩૦૦

કરણઘેલો ઈ.સ. ૧૨૯૭

## (૧૨) સૌરાષ્ટ્રમાં નાનાં નાનાં રાજ્યો :

ઈ.સ. ૮૦૦થી ઈ.સ. ૧૯૪૭ સુધી. વલભીના પતન પછી સૌરાષ્ટ્રમાં જેઠવા, ઝાલા, જાડેજા, ચૂડાસમા શરૂ થઈ ગયા હતા. કોઈ વંશ ૧૯૪૭ની આઝાદી સુધી ગાદીએ રહ્યા.

○ ○ ○

અગત્યની વ્યકિતઓ :

| | | |
|---|---|---|
| (૧) | તીર્થંકર પાર્શ્વનાથ – | ઈ.સ. પૂર્વે ૭૫૦ |
| (૨) | મહાવીર | ઈ.સ. પૂર્વે ૬૧૮ |
| (૩) | ભગવાન બુદ્ધ | ઈ.સ. પૂર્વે ૬૨૩ |



[ અનુ. પૃષ્ઠ ૩૮૫

# વિસરશાં ન વાઘને

રતુભાઇ રોહડિયા

"કોટડાના ધણીની મે'માની જેવી મે'માની તો હે જીવ ! આ મારવાડની ભોમકાયાં કોઈનાથી થવાની નઈં. માટે હૈયાં, રાજવળું તોય મારવાડનું સમજીને માઠું મ લગાડજે." આમ બબડતાં ચારણ પોતાના મનને મનવે છે.

જોધાણનાથ રાવ માલદેવને રાજ રસોડે મહેમાનોની પંગત પડી ગઈ'તી. પીતળની પડઘીઓ પર મૂકાયેલ થાળમાં લાપશી પીરસાણી છે. જમનારાઓની પંગતમાં મૂંજિયાડ ગામનો એક રોહડિયો ચારણ પણ છે. ગામડિયા વેશે એ પહેલી જ વાર આ ઢૂકેલો ચારણ છે.

પીરસણિયો ઘી પીરસતાં ચારણ પાસે આવ્યો. તેણે પાતળી ધારે ઘી પીરસ્યું. ચારણ માકારો ભણે તે પહેલાં તો વાણંદે વાઢી ઊંચી કરીને બીજાને પીરસવા માંડ્યું. અને ચારણની જીભ છૂટી પડી.

"વાહ, વાહ, કેટલાક ગામધણી રાજધણી કરતાંય રૂડા હોય છે, ઈ વાત આજ પરમાણ થઈ".

"એ ગઢવા, શું બકો છો ?" સામી પંગતમાં જ રાવ માલદેવ બેઠા હતા એ ગઢવાનું કહેવું સાંભળી ઊભા થઇ ગયા.

"બાપ, આ ગઢવો પંનર દી કોટડાના ગામધણી વાઘાનો મે'માન થ્યો' તો." ગઢવાએ ચાબખા જેવી જીભ વીંઝી. "જોધાણનાથ, એને ત્યાં રાજવળું નઈ અને પીરસનારો વાણંદ નઈં. એથી એને મે'માનના ભાણાંમાં ઉંદરડી મૂતરાવવાનું આવડ્યું જ નઈં. એને તો તાણ કરીને બોઘરણાં ધારે ઘી પીરસવાનું જ આવડ્યું. એટલે આજ રાજ રસોડે જમતાં મને ઈ વાઘો કોટડિયો સાંભર્યો."

જોધાણનાથને લાગ્યું: "એક ગામડીના ધણી વાઘા રાઠોડે આજ ભરી પંગતમાં એક ગઢવાની જીભ પર બેસીને પોતાનું ચાર તસુ નાક વાઢી લીધું છે!"

રોષમાં રાવ માલદેવે પીતળનું ઢિંચણિયું પીરસણિયાના વાંસામાં માર્યું: "હાળા ક્યાં તારા બાપનું ઘી છે કે આમ મારું નાક વઢાવશ ?"

રાવ માલદેવે વાઢી લઇને ચારણની આખી તાંસળી ઘીથી ભરી દીધી:" લ્યો, રાજી થ્યાને ?'

"વાહ, વાહ, રંગ છે વાઘા રાઠોડ તારા નામને. આજ પારકે ઘરે સંભારતાં જ મારું તાંસળું ઘીથી ભરાઇ ગયું. હજી કોઇ જણનારીએ સરૂધરામાં આવો નામી–કરમી બેટડો જણ્યો જ નઈ હોય".

રાવ માલદેવ ભોંઠો પડ્યો. એને વિચાર આવ્યો કે ચારણ રજનું ગજ તો નથી કરતો ને? વાઘાનું પારખું લેવું જોઇએ. જો ખોટું હશે તો એનો કાન પકડશું. સાચું હશે તો ઈ જશ લ્યે ઈ પરમાણ છે."

જમણ પત્યા પછી મારવાડ પતિએ રાજકવિ આશાજી રોહડિયાને એકાંતે બોલાવી કહ્યું:

"જોધપુરનાં રાજ રસોડાંની જમણ પંક્તિ જેનાં વખાણ થાય છે ઈ વાઘા કોટડિયાને તમે જઇને જાણી લ્યો. બારહઠજી, તમે તો રજપૂતીના ઝવેરી અને માણસાઈના પારેખ છો. તમારા વગર વાઘાજીનાં સાચ–ખોટનાં પારખાં કોણ કરશે ?"

"ભલે અન્નદાતા." કહી બારહઠજી વિદાય થયા.

રાવ મનોમન મલકાયો: "એક ગામડીનો ધણી આ રાજચારણને શું સાચવવાનો હતો ? જોધપુરના રાજકવિની મે'માની ઈ એક ગામડીનો ગરાસિયો શું કરવાનો ? કવિને એની મે'માનીમાં ઊણપ જ લાગવાની, અને જીભની છરીએ વાઘાજીનું નાક વાઢીને કાલ્ય પાછા આવતા રે'શે."

○ ○ ○

આસાજી જેવા મોટા કવિ, અને તેય પાછા

પોતાના કુળના દશોંદી, અને એ પણ પાછા જ્ઞાન અને ઉંમર બેયમાં વૃદ્ધ. એથી એમના આગમને વાઘજી રાઠોડ અને કોટડા ગામ પોતાને ધન્ય માને છે. તો કવિ પણ કોટડાને જોઈને મોજમાં આવી ગયા છે. કોટડાના પાધરમાં જ સાંઢણી ઝોકારી એમણે દુહો ઝીંક્યો.

"વાહ કોટડા :

ઉજમ પખે બિરાજિયો, ફરતા થિર નવાણ;
જાણુ અડો અડ મંડિયા, શાહ દળે સાબાણ,...!

ત્યાં તો કવિનું સામૈયું આવ્યું. વાઘાજીએ પગે લાગી પગરજ માથે ચડાવતાં કહ્યું :

"કવિરાજ, આપની પગરજે આજ મને રજપૂત કરી દેખાડયો. મારૂં ખોબા જેવડું કોટડા આપની દયાથી આજ જોધપુર, આંબેર અને ઉદેપુરની બરોબરીનું થયું. ધન્ય ભાગ્ય મારાં, આજનો દિવસ અને ઘડી પણ ધન્ય છે."

"બાપ વાઘા, હું ચારણ માણસની હૈયા-બોળપને જોઉં છું. રાજધણી કે ગામધણીને જોતા નથી. સૂરજ ચંદર રિયે ત્યાં લગી મારો ચારણનો ક્ષત્રિય ઉપર હક્ક, મારે તો આવવું જ પડે કેમકે :

કોરી ગાગર મધે ભરી, ઊપર લખિયા મોર;
દાત્તારાં રે ઘર મંગાણાં, સુમાં રે ઘર ચોર...૨

પછી તો દિવસો માંડયા વહેવા. જોધપુરના રાજકવિ અને પોતાના પાટ બારહઠ એવા આસા-જીની આગતા સ્વાગતામાં વાઘાજીએ કાંઈ ખામી નથી રાખી. હથેળીમાં ને હથેળીમાં જ રાખે છે. એક ફૂલ ચડે અને એક ફૂલ ઊતરે. કવિ આસાજીની મન-મોજ આ જોઈને જીભ પર આવે છે.

કિરતરા જામા બણ્યા, માથે જશ રા મોડ;
ગોઠું કરે ધાટાં દિયે, સો વાઘો રાઠોડ....૩

કવિ મહેમાનગતીથી ધરાઈને વિદાય માગે છે. પણ વાઘજી રાઠોડ વિદાય દેતો નથી. આમ દિવસો રેલાતા જાય છે.

એક દિવસ કવિરાજ જમવા બેઠા છે. વાઘજીની ઠકરાણી ભારમલ્લી ભટ્ટિયાણી પીરસે છે. ત્યારે કવિ આસાજીએ વાત ઊપાડી!

"બાપ વાઘજી, તારો ભાવ એવો છે કે જોધપુરનું રાજવળું મૂકીને આયાં રઇ જવાનું મન થાય છે. પણ હવે ભલો થઈને મને વિદાય દે."

"બાપુ તમે આ ઊતરતી અવસ્થાએ મારા જેવા ગરીબ ગરાસિયાને ત્યાં દુઃખ વેઠીને યે પધાર્યા ઈ તમારી મન મોટપ જોતાં મને લોભ લાગ્યો છે. જો એક વેણ આપો તો વિદાય દઉં."

કવિરાજ સમજે છે :"વાઘજી કાંતો પોતાના વખાણનાં ગીત માગશે કે બે દિવસ વધુ રોકાઈ જવાનું માગશે. વેણથી બાંધીને ઈ બીજું માગેય શું?"

કવિએ વેણ આપ્યું : "લે મારૂં વેણ છે કે હું તારી વાત નઈ ઉથાપું."

વાઘજીએ હાથ જોડીને માગી લીધું : "તો કવિરાજ તમે સાચા દિલથી બોલ્યા હો તો હવે આયાં જ રોકાઇ જાવ. તમારા રહેવાથી મારા ગરી-બની ઝૂંપડી મોટાં રાજવળાંની બરોબરી કરશે. તમારે મોઢેથી મારા વડવાઓની જશગાથા સાંભળીને અને તમારી સેવા કરીને હું પવિત્ર થઈશ. મને નશીબદાર અને ગયા ભવનાં બો'ળા પો'ળા પૂન્યવાળો માનીશ."

ઘૂમટો કાઢીને ભીંતની આડશે ઊભેલી ભારમલ્લીએ પણ ટાપશી પૂરી: "હા, હા, બાપુ! ઠાકોર સાચું વદે છે, અમારે માવતર નથી તો તમે જ અમારાં માવતર થઈને રિયો. અમારા ગજા સંપત પરમાણે તમારી સેવા કરશું."

ઇંદ્રના ગણ સરખો ચારણ જોધપુરના રાજ કવિપદને તજીને કોટડામાં જ રોકાઈ રહ્યો. રાજ દર-બાર ડોલાવનારી એની વાણી એક ગામડીના ધણી વાઘજી અને એની ઠકરાણી ભારમલ્લી પર નિછાવર થવા માંડી :

તરૂવર જ્યું ત્યું મોરિયો, સરવર જ્યું ત્યું હંસ;
વાઘો જ્યું હી ભારમલ્લી, દારૂ જ્યું હી મંસ.

કોટાં સરહર કોટડો, ગઢાં સર જેસલમેર;
રાણિયાં સર ભારમલ્લી કહાં, કુંવરાં સર
વાઘ નરેશ.

દૂધે ભરી તળાવડી, મોતીએ બાંધી પાળ;
ભારમલ્લી જળ રી માછલી, વાઘો નાખે જાળ.

પોતાની અરસપરસની હેતપ્રિતના ઝળોમળ વર્ણન વાળા આવા આવા દુહા સાંભળી વાઘો અને ભારમલ્લી ગરમથી લાલ થઈ જતાં કહે છે:

"બાપુ, તમે તો બહુ કરી."

આસાજી શીળું હસે છે: "બાપ" આ તો મને વેળ ચડી એટલે હૈયું ઊભરાઈ હોઠે આવ્યું. મારાં પૂનમના ચંદર તમને જોઈને આમ જ થાય ને! કવિનું હૈયું અને સાગર બેયમાં વેળની ચડ ઉતર થયા જ કરે હો!"

ભલભલાં રજવાડાં પણ જે કવિને મુખેથી પોતાની પ્રસંશાનો એકાદ દુહો સાંભળવા લાખોનાં દાન સાથે હાથ જોડીને ઊભાં રહે એ બાથી કવિ આમ પોતાના પર રિઝેલો છે તે જાણી વાઘજી અને ભારમલ્લી પોતાનાં અહોભાગ્ય માને છે. સાથે સાથે બારહઠ્ઠજીની સેવામાં કશી યે કચ્ચાશ ન રહે તેની કાળજી રાખે છે.

ભારમલ્લી રોજ બારહઠ્ઠજી માટે નવી નવી વાનગીઓ બનાવે છે. અને માતા માફક આગ્રહ કરી કરી જમાડે છે. આવાં નિર્મળાં હેત જોઈને એ ભટ્ટીયાણીનાં લાખ-કરોડનાં મૂલ આંકતાં પોતાની પાતળી જીભે દુહાઓ રમતા મેલે છે.

સધણી સાલલેઆં તણો, જોએ આડક એવડા
કળ કવા ઈતાં સન, ભાગો ભારમલ્લી....

(પોતાના પતિના કુળ માટે ઓ ભારમલ્લી, તું એવા દઢ ઢાંકણુ-આડશ રૂપ થઈ રહી કે, તને જોઈને જ કળિયુગનો વા રાઠોડ કુળથી દૂર ભાગી ગયો.)

ઉપરી એણુછ તણા, ગોલી ગઢવાડાં તણી . .
પણ રખપાળ થે રિયાં, લે આખર ભારમલ્લી....

(ક્ષત્રિયાણીઓમાં શિરમોડ એવી તું તો ચાર-ણોની તો દાસી જ થઈ રહી. તું તો ભટ્ટી અને રાઠોડકુળની ટેક જાળવનારી થઈ રહી. એનો એ ભારમલ્લી, તું આ કાવ્ય (આખ્ખર) રૂપી બદલો લે.

છ વરણ તણી છજાં, મેડીએ મૂકાવિયાં
વહીએ વાટ ઘણાં, ભાળેવા ભારમલ્લી....

(ઓ હૈયાં! જેણે ઘણા ઘણા આદરમાન દઈને છ જાતિના યાચકોના મેડીએ ઉતારા દઈને ઉજળાં આતિથ્ય કર્યાં એવી ક્ષત્રિયાણી ભારમલ્લીને નિહાળવા માટે લાંબો પંથ કરવો યે સાર્થક જ છે.)

વાઘજી માને છે. "ભારમલ્લી જશ ખાટી ગઈ. પોતાનું ઘર ઉજળું થઈ ગયું."

ભારમલ્લીને લાગે છે! "હવે મરવાનું રહ્યું જ નહીં. કવિએ સંજીવની મંત્ર જ ભણ્યો છે."

આમ રસછોળ અને સમય વહેતાં રહ્યાં.

○ ○ ○

સંગ્રામનાં નગારાં ગગડયાં. દિલ્હીપતિ શેરશાહ સૂરીએ જોધપુર માથે દળ ઊતાર્યું.

મારવાડની ભોમકામાં સાંઢિયો ફર્યો. તરવારના ધણી એવા રજપૂતોને તેડાં થયાં. એમાં વાઘાજીનું યે નામ હતું.

જેણે આસાજી જેવા કવિશ્વરથી મરણના મહિમા અને પ્રેરણા આકંઠ પીધાં છે એવો એ રણ-ઘેલો રાઠોડ કેસરિયાંને જ આગમ્યો. હથિયાર ભીડી, મૂંછે તાવ દઈ, છેલ્લા કસુંબા લઈ, છેલ્લા જુહાર કરી વાઘોજી માથે નેત[1] બાંધી નીકળ્યો.

જેણે કાળજે હજાર મણની શિલા મૂકીને હસતે મુખે જ વિદાય આપી હતી એવી બે જોબન-વંતી આંખો એને જતો નિહાળી રહી. જાણે જીવતરનું અંજવાળું જ વિદાય ન લેતું હોય!

---

૧ નેત એટલે કેસરિયાં સૂચક મોડ-શેહરો. એનો અર્થ એ કે પોતે સ્વર્ગમાં અપ્સરાને વરવા જઈ રહ્યો છે, મૃત્યુને વહાલુ કર્યું છે.

..ત્યારે ધોળાં ધોળાં રૂ જેવાં નેણ-પાંપણ માથે પોતાનો કરચલિયાળ હાથ મૂકી-છાજવું કરી કવિ આસાજી પણ એને જોઈ રહ્યા. અને હૈયામાં એક પ્રશ્ન ઊઠયો:

"અરે, આ રણ જોદ્ધો કેવો લાગે છે?"

જળમાંથી કમળ પ્રગટે તેમ તેના જવાબરૂપે કવિના હૃદયમાંથી એક દુહો પ્રગટયો:

ગલ ગોટા ફુલતરા, કસિયા જરદ બિધાન
કેસરિયા જામો બણ્યા, જાણ રાઠોડારી જાત.

(ગળામાં ફૂલહારો અને શરીરે બખ્તર હથિયાર ધારેલો કેસરિયા જામાવાળો આ વીર રણ ખેલણ માટે નહીં ન પણ જાણે રાઠોડોની જાન જોડીને વિવાહ માટે જતો હોય તેમ લાગે છે!)

વાઘજી ગયો તે ગયો. કેવળ એની કસૂંબલ પાઘ જ પાછી આવી.

નાનાં નાનાં ટાબરિયાં સામે જોઇને ભાર-મલ્લીએ સતી થવાનું માંડી વાળ્યું.

બાકી ભારમલ્લી અને કવિ આસાજી બેયને લાગ્યું કે પોતે આ ભર્યા સંસારમાં એકલા પડી ગયા છે. ક્રૂર કાળે છાતીની બખોલમાંથી કાળજું જ કાઢી લીધું છે.

ઘાયલ કુંઝડી સાફક ભારમલ્લી વિલાપ કરે છે. વિદાય તો હસતે મુખે આપેલી પણ વિયોગ જીરવવો વસમો થઈ પડયો છે. નાનાં બાળકો આની બથ્થમાં લપાઈને એ સાંભળે છે. કવિનું રોતું હૈયું એ વિલાપનું દુઃખ દુહામાં વણે છે:

ઇંડાં અનળ તણાં, માળા વણ મૂકી ગિયા
પરને પાંખ વનાં, કેમ વરતાશે વાઘડા?

(અનળ પંખીનાં ઈંડાં જેવાં બાળકોને નોધારા મૂકીને ગયા છો, પણ ઓ વાઘજી, રાઠોડ કુળના આ સપુતોની બીજાઓને નાની ઉંમરને કારણે કેવી રીતે પરખ થશે?)

વાઘા આવ વળી, ધરપત રાઠોડાં ધણી
આઠે પો'ર ઉદ્વેગ, જોગણ કર ગો જેતાઉત

(ઓ રાઠોડોના ધણી, જેતાના પુત્ર વાઘા! તું આ સંસારમાં ફરીવાર આવીજા, કેમકે મારું હૈયું કાયમ અશાંત છે. અને તું મને તારા વિયોગમાં વેરાગણ બનાવી ગયો છો.)

વાઘાજીના વિયોગે આસાજીનું તો ફટકી જ ગયું છે. મનની અસ્થિરતામાં કવિ જ્યાં ત્યાં રખડે છે. તનમનનું ઠેકાણું નથી. એક વેળા ઓરડામાં ખીંટી પર વાઘજીનું ધનુષ ટીંગાતું જોયું અને કવિનું હૈયું ઊભરાઇ આવ્યું:

વાઘાજી રે કોટડે, રંગી લાલ કબાણ;
સાજનિયો સાલે નહીં, સાલે એહેનાણ....

(વાઘાજીના કોટડામાં ઓરડામાં મેં લાલરંગી ધનુષ ટીંગાતું જોયું. આહ! સ્નેહીના વિયોગ કરતાંય સ્નેહીની સ્મૃતિ આપતી વસ્તુનું દર્શન વધુ વેદના જગાડે છે.)

વેદનાથી છાતીએ હાથ મૂકી આસાજી દરબાર-ગઢ બહાર નીકળ્યા. કોટડાની બજાર એમને અલુણી લાગી. એક નિશ્વાસ સાથે એમના મુખેથી એક દુહો દડયો!

કસ્તુરીને કેવડો જલહરને બાગ
હાટડિયે સોંઘો હુવો, ગયો વસાવણ વાઘ....

(કસ્તુરી, કેવડો, કમળો અને બગીચાઓ એ બધાં હવે જગતની હાટડિયે મૂલ્ય વગરનાં સસ્તાં થઈ ગયાં કેમકે એનો માણીગર-વસાવનારો વાઘજી ગયો.)

ચિતભ્રમ કવિને ઘેરી વળ્યું. લોક સમજાવે છે. "વાઘજી વાડીએ ગયા છે કાં જોધપુર ગયા છે તે કાલ્ય આવશે."

ઘેરામાંથી નીકળી કવિ ગામને પાદર આવ્યા. ત્યાંથી પાછું વળી કોટડા સામે નજર નોંધી અને કવિ કહે પોતાને કોટડા કેવું લાગે છે તે ગાયું:

કોઇ કે' વાઘો વાડીએ, કોઈ કે' રાજદુવાર
વાઘા વિહોણો કોટડો, જાંણે દુવાગણ નાર...

(કોઈક વાઘોજી વાડીએ ગયાનું કહે છે, તો કોઈક વાઘોજી રાજદરબારે—જોધપુર ગયાનું બતાવે છે. પણ એ જીવ ! વાઘજી વગરનું આ કોટડા મને વિધવા-નારી જેવું સૌભાગ્યહીન લાગે છે.)

ત્યાં કવિને હૈયે બીજી ઉપમા ચડી:

વાઘા બિન કોટડો, લાગે મો અહડોહ
જાંની ઘરે સિધાવિયો, જાંણે માંડવડોહ....

(અરે વાઘજી વગરનું આ કોટડા ગામ એવું સૂનું સૂનું અને ખાલીખમ્મ લાગે છે કે, જાણે કન્યાને લઈને ચાલ્યા ગયા પછી કન્યા પક્ષનો માંડવો ન હોય !)

અને કવિ કોટડા તજીને નીકળી પડયા. બો'ળા પો'ળા મૂલકના પથારામાં પગોને આધારે કાયાને મૂકી દીધી. દેવાવાળો દિવસે બે દિવસે ક્યાંકથી રોટલો અપાવી દે છે. ચિતભ્રમ દશામાં કવિ "વાઘા...વાઘા...વાઘા" રટતા અહીં તહીં ખરી પડેલા પાન માફક આથડે છે. આમ જીવતર ચાલ્યું જાય છે.

o o o

કોઈકે જઈને આસાજીના પુત્રને[1] કહ્યું: "આસાજી તો ગાંડા થઈને ભટકે છે."

દીકરો બાપને ગોતવા ચાલ્યો. મેવાડની ધરતીમાં બાપ, દીકરો મળ્યા. ત્યાંથી બાપ દીકરો ચિત્તોડમાં મહારાણા ઉદયસિંહ પાસે આવ્યા. ત્યાં પણ આસાજી "વાઘા વાઘા" રટે છે. અને એ રટ કચેરીની મજા મારી નાખે છે.

એક દિવસ કવિની ગેરહાજરીમાં કવિ વિષે વાત ઉપડી.

કોઈકે કહ્યું : "સાચા હૈયાના હેતનું આ પરિણામ છે."

બે ત્રણ જણાએ ટાપશી પુરી : "સાવ સાચું બા."

પણ રાણો ઉદયસિંહ મલકાતાં બોલ્યો ;

"કવિરાજને હાથેથી મારવાડનું રાજકવિપદ છૂટી ગયું. અને હવે ચિંથરેહાલ થતાં આ ચારણને સાંભરવાનાં મળતાં નથી. એટલે એ આમ ગાડાઈનાં ખોટખોટાં વગધાં કરે છે. સાવ ઢોંગ બીજુ શું ?"

કચેરી મૂંગી મૂંગી રાણાની વાત સાંભળી રહી. અને મૂંછે તાવ દેતાં રાણો બોલ્યો :

"હું આમ ચપટીમાં ચારણને ડાંયો કરી દઈશ. થોડાક રૂપિયા દેખ્યા કે ઈ સાગણની જાત ઠેકાણે આવી જાશે. અરે ! મરનારનાં સા બાપ–ભાઇ બેન કે પરણેતરે ય જ્યાં ગાંડાં નથી થઈ જાતાં ત્યાં સાત પેઢીનોય સાંધો નથી એવો આ ચારણ વાઘજી પાછળ ક્યાંથી ગાંડો થાય ? બધાંય દેખાડવાનાં વગધાં છે, દેખાડવાનાં છે."

બીજે દિવસે ઘણું માન આપી રાણાજીએ કવિને કહ્યું :

"કવિરાજ, મારે હૈયે આજ કોડ જાગ્યા છે. આજની રાત હું તમારા મોઢે મારા વડવાઓની જશ ગાથા સાંભળું અને કાલ સવારે એક પહોરના એક લેખે રાતના ચાર પહોરના ચાર લાખ પસાવ દઈને પવિતર થાઉં."

માંહ્યલાભેદની જાણ નથી. એટલે કવિ રાજી થઈને કહે :

"ભલે બાપ, જેવી તારી મરજી, મેવાડાને આ જ આરધે."

મલકાતાં રાણાએ દાવ ફેંક્યો:

"પણ કવિરાજ, એક વડું દુઃખ છે તસારૂં. વાતનો રંગ જામ્યો હોય, અને તમે વાત અધુરી મૂકીને વાઘાજીને સંભારવા માંડો તો રંગમાં ભંગ પડે. ભાણું ભરેલી ખીરમાં કોઈએ મૂઠી ભરીને મીઠું નાખ્યા જેવું વસમું લાગે. પછી તો સ્વાદ વગરનું જમણ અને હોંશ વગરનું સાંભળવું થાય. મારા મનમાંય વસવસો રહી જાય. માટે ભલા થઈ આજની રાત વાઘાનું નામ ન લ્યો."

"ઈ તો વસમી વાત છે. બાપ, જીવતરમાં જે શ્વાસો શ્વાસ સાથે જડાઈ ગયું છે તે શેં ભૂલાય ?

---

[1] ૧. આસાજીનો વંશવેલો હાલ સિંધાવદર, પાંડાતિરથ, અને ભેંસાણમાં છે. ત્રણે ગામો સૌરાષ્ટ્રમાં છે.

ભૂલ્યું ભૂલાય નહીં એવું ઈ એક જ છે."

ત્યાં દીકરો કવિરાજને ગળે પડયો: "અરે, બાપુ, આ શું કહો છો? મારી હાલત સામે તો જુવો! કાંઈ નહીં તો છેલ્લે મારાં છોકરાનાં મોઢાં સામે પણ જોઈને, આજની રાત યાદ આવે તોય વાઘજીનું નામ ન લ્યો."

રાણાએ પણ આગ્રહ કર્યો: "બારહઠજી તમારા પુત્ર બરાબર કહે છે. વાઘાજી યાદ આવે તો ભલે પણ આજની રાત તમારે એનું નામ મોઢેથી ઉચ્ચારવું જ નહીં. આટલી જ મારી માગણી છે. જરા મારી લાગણીનો તો ખ્યાલ રાખો!"

એક બાજુ રાણો છે. બીજી બાજુ દીકરો છે. આમ બેય બાજુથી આસાજી ભીંસાઈ ગયા છે. છેવટે જેણે પોતાની સેવા માટે વતન, જુવાન ચારણ્ય, નાનેરાં બાળ એવા દીકરાની વાણી, અને પૌત્રોનાં બેહાલપણાંનો વિચાર કરી દિલપર પત્થર રાખીને આસાજીએ રાણાની વાત માન્ય રાખી.

એ જ રીતે રાજમહેલની અગાશી પર ખેવડાં ગાંદલાં અને તકિયા નંખાઈ ગયા. ભોજન બાદ બારહઠજી, તેમનો પુત્ર, અને રાણાની બેઠક અગાશી પર જામી ગઈ.

સમ સમ... કરતી રાત વહે છે. સામે ધરતી પર રૂપેરી પ્રકાશની બિછાત બીછાવી રહેલો પૂર્ણિમાનો ચંદ્ર પણ ધીમે ધીમે પોતાનો ગગન પંથ કાપતો જાય છે.

ગંગાનો પ્રવાહ વહેતો હોય તેમ કવિની વાણી વહે છે. વાત સાથે ગીત, દુહા, અને છંદો ટંકાતા આવે છે. પળે પળે નવલા રંગ–રસની જમાવટ થતી આવે છે. પ્રસંગ અને રસના પલટા થતા આવે છે.

રાણો માને છે: "કવિ વાઘજીને ભૂલી ગયા. સોનાના વજન નીચે વાઘજીની યાદ દબાઈને પાતાળે ચંપાઈ ગઈ છે.

પ્રથમ પહોરની પૂંછડી આવી ગઈ છે. બીજા પહોરનું મોઢું ડોકાઉં ડોકાઉં કરે છે.

કવિને હૈયેથી વાઘો હોઠે આવું આવું કરે છે. અને મહા પરાણે કવિ મનને સાચવીને વાણીને બીજી બાજુ મરડે છે. હૈયે જૂની યાદોનો ચરૂ ઉકળે છે. એની વરાળ હોઠનાં ઢાંકણને ઊડાડું ઊડાડું કરે છે. આમ હૈયે જુધ્ધ જામ્યું છે.

છેવટે સોનું હાર્યું, વાઘાજી વગરનું કોટડા સાંભર્યું અને વાઘજી સાંભર્યો. અને એક દુહો કવિને હોઠે ચડી બેઠો.

વાઘા આવ વળેહ, ઘર કોટડે તું ધણી;
જાશી ફુલ ઝડેહ, પણ વાસ ન જાશી વાઘજી.

(આ કોટડાના ધણી વાઘજી, તું ફરી વાર આ સંસારમાં આવી જા, કેમકે જેમ ફૂલ ખર્યા છતાં યે તેની ફોરમ રહી જાય છે તેમ તારા ગયા પછી યે તારી યાદ મારે હૈયે વેદના જગાડે છે)

રાણાને ભોંઠામણ લાગી: "અરે કવિરાજ! આ શું કર્યું! રંગમાં ભંગ કાં પાડયો? હશે હવે ત્રણ પહોર લગી સાચવજો, અને વાઘજીનું નામ ન લેશો."

આસાજીએ લલાટે હાથ દઈને આકાશે આંગળી ચીંધીને મૂકવાણી વડે સૂચવી દીધું કે લલાટના લેખ અને હરિઈચ્છા જ બળવાન છે.

ફરી વાત આગળ ચાલી. સાથે રાતે ય વહેવા માંડી. રાણો હોંકારો દેતો, ભલકારા ભણતો કવિને ચાનક ચડાવતા જાય છે. અને કવિરાજની જીભે મા શારદાનાં નૂપુરો અવનવા તાલલયમાં રણઝણે છે.

બીજો પહોર પૂરો થવા આવ્યો છે. મધરાતનો ઝજ્જર ભાંગું ભાંગું થઈ રહ્યો છે. કવિનું હૈયું બળવો પોકારી રહ્યું છે:

"અરે તું ચારણ ઊઠીને ચારણ ક્ષત્રિય વચ્ચેની નિર્મળ પ્રીતિનાં સસ્તાં મૂલ્ય આંકાવીશ?"

ધનનો બોજ પ્રિતનાં મહાભારે ત્રાજવાને પલ્લાંને ઊંચકી શકતો નથી. હૈયામાં જુદ્ધ અણ-થંભ્યું ચાલુ છે:

અંતે કવિનું કાળજું હાથથી ગયું. મધરાતે ગજશાળામાં બિલાડાને જોઈને એક કૂકડે કૂકડે... કૂ...

કૂકડે....કૂ કરી બાંગ દઈ ઊઠયો. અને એ સાંભળી કવિ પોકારી ઊઠયા:

કયું કુરલાયો કૂકડા, ગળતી માંઝલ જોગ
વિહંગ થંન ઇ વિટિયો, વાઘા તણો વિજોગ[1]

(અરે ઓ કૂકડા, આવી મધરાતે તું આવી દર્દભરી ચીસો કાં પાડે ? શું તને પંખીને પણ વાઘા જેવા મિત્રનો વિયોગ વ્યાપીને પીડી રહ્યો છે?)

પુત્રે કપાળ કૂટયું. રાણાની હાલત તેલમાં ડૂબેલ સાંપી જેવી થઈ. હાર્યો જુગારી માફક રાણાએ છેલ્લો દાવ નાખ્યો:

"કવિરાજ. જો હવે તમે બે પહોર લગી—સવાર લગી પણ વાઘાજીનું નામ નહીં લ્યો તો હું તમને ચારે ચાર લાખ પસાવ આપી દઈશ."

"હાં બાપ, વાઘજીના નામની આટલી બધી આભડછેટ કાં ? આ મમતનું કાંઈ કારણ ખરું ?"

રાણાએ પેટ છૂટી વાત કરી.

"બારહઠજી, આ બધો દાખડો તમારાં મનમાં અને હૈયામાંથી વાઘજીનું નામ ભૂલાવી દેવા માટે છે. જો તમે કાયમ માટે ન લેવાનું પાણી મૂકો તો હું ચાર તો શું પણ આઠ લાખ પસાવ દેવા તૈયાર છઉં."

આસાજી માથે જાણે વીજળી પડી. પળવાર માટે કાળજાપર હાથ મૂકી કવિ મૌન થઈ ગયા. પણ વળતી જ પળે હૈયાને હલબલાવી નાખતી આર્તવાણી કવિને મુખેથી વહી નીકળી :

"હે બાપ, રાણા !"

ઠાડા ઠાડ પગદોડ, કરશાં પેટને કારણે
પણ રાજકવિ રાઠોડ, વિસરશાં ન વાઘને....

(હે રાણા આ જિંદગીમાં આ પાપી પેટ ભરવા માટે સતત ઉધામા કરવા જ પડશે. પણ તોયે રાઠોડોનો રાજકવિ એવો હું વાઘજીને સ્વાર્થવશ થઈને ભૂલીશ નહીં.)

---

૧ પાઠાંતર:

થેંકાં બોલ્યો ' કુકડા, સુખ બિરહાગી રાગ
લાગ્યો કાં થાંને લાગશે, વાઘા તણો વિજોગ

દીકરાને લાગ્યું : "બાપે બાવા બનાવ્યા."

ઊંડા નિસાસા નાખતાં કવિ થોડીવાર મૂંગા રહ્યા. પછી ભારે–ગળગળા સાદે કહ્યું :

"બાપ, રાણા ! વાઘજીને ભૂલવાની વાત છે ને ? તો સાંભળી લે હું વાઘજીને કયારે ભૂલીશ, ઈ યે જાણી લે મેવાડા !"

રાણાએ કાન સરવા કર્યા, અને કવિએ દુહા ઊપાડયા :

ચિંઘણ ચાળવિયાંહ, બાહમાંહીં બંખેરિયાં
રાણા ! રાખ થયાંહ, વિસરશાં જદ વાઘને...

(ચિતામાં પ્રજ્વલિત અગ્નિવડે સળગીને રાખ થઈને જ્યારે મારી કાયા પવનમાં ઊડી જશે ત્યારે જ મારાથી વાઘજીનું નામ ભૂલાશે.)

થડે મસાણ થયાંહ, આતમ પૂગો અલખપદ
ગંગા હાડ ગયાંહ, વિસરશાં જદ વાઘને...

(વાઘજીના ચિતારોહણની જગ્યા એ જ જ્યારે જ્યારે મારૂં ચિતારોહણ થશે. આત્મા પરમાત્મામાં જઈ મળશે. અને મારાં અસ્થિફૂલો ગંગાજીમાં વહાવી દેવામાં આવશે ત્યારે જ હું વાઘજીને વિસરીશ.)

રાણાને લાગ્યું પોતાનો માપદંડ કવિની મહાનતા માપવા સાવ ટૂંકો છે. રાણો કવિને ભેટી પડયો:

"ધન્ય છે બારહઠજી તમારી પ્રિતીને. ચાર લાખપસાવ આપને-ચરણે ધરું છું. આપનાથી વધુ સુપાત્ર ચારણ હવે મને જીંદગીમાં બીજો કોઇ મળશે જ નહીં."

બીજે દિવસે ચારેય લાખપસાવ રાણાએ આસાજીના પુત્રને આપી દીધા. કચેરી કવિને અને કવિરાણાને વખાણી રહ્યા.

○ ○ ○

રાણાજીએ કવિને ઉદયપુરમાં જ રોકી લીધા છે. મેવાડો બારહઠજીનાં અચ્છો અચ્છો વાનાં કરે છે. એક ફૂલ ચડે એક ફૂલ ઉતરે.

ઉનાળાના દિવસો હતા.

રાજમહેલનાં હોજમાં રાણો અને કવિ નહાવા પડયા હતા.

ભારે ભોજન કર્યું'માનો કેફ અને ખોવાયેલી મનસ્થિતિ વચ્ચે કવિરાજ નાહીને પહેલાં બહાર આવ્યા. તેમણે બેધ્યાનપણે કપડાં પહેરી લીધાં.

થોડીવારે રાણો યે બહાર આવ્યો. આસાજી સામે જોઈને એ બોલી ઊઠયો:

"અરે, બારહઠ્ઠજી, તમે તો મારાં કપડાં પહેરી લીધાં! તમારાં કપડાં આ પડયાં."

....અને કવિના મનની આંખ મોટી થઈ. મનપટાંગણે રાજધણી રાણા ઉદયસિંહ કરતાં એક ગામડીનો ધણી વાઘજી ઘણો મહાન થઈ ઊભો રહ્યો અને ધડ....કરતાં કવિએ દુહો ઝીકયો :

કી'કહુ, કી' કહુ, કી' કરો, કેહાં કરાં બખાંણુ
મારો થારો નહ કિયો, એ વાઘા અહનાંણુ ..

(એ વાઘાજીની મહત્તાનાં હું કેટલાં વખાંણુ કરૂં ? કેટલી વાતો કરૂં ? વાઘાજીની હૈયા બહોળપની એ જ નિશાની હતી કે એણે કયારેય આ વસ્તુ મારી છે અને આ તમારી છે એમ કહ્યું જ નથી.)

પોતાનાં કપડાં પહેરી કવિ ચાલતા થયા :

"ચાલ મનાં રે કોટડે, પગ દે પાંવડિયાંહ
વાઘા સૂં વાતાં કહાં, ગમ દે બાંહડિયાંહ"...

(આ મારા મન ! તું પગોને હોજનાં પગથિયા પર જ રહેવા દઈને કોટડે ઊડી જા ત્યાં મિત્રને ગળે હાથ નાખી સ્નેહથી વાતો કરીએ.)

રાણાનાં લાખ મનામણાં છતાંય રૂઠેલો ચારણ ચાલી નીકળ્યો.

— રખડતા ભટકતા કવિરાજ કોટડાને સીમાડે આવ્યા. ત્યાં એક વાવડી અને વડ હતાં. આ ઠેકાણે વાઘાજીએ ઘણીવાર કવિ સાથે ખાણીપીણીની ગોઠો કરેલી.

કવિએ વડને નિહાળ્યો. વડ લીલાં લીલાં પાનથી હર્યોભર્યો લાગતો'તો. વધુ ગજું કરી ગયેલો લાગ્યો.

કવિનાં હૈયાએ આઘાત અનુભવ્યો.

"વાઘજી જેવા મિત્રના વિયોગ છતાંયે હર્યો-ભર્યો અને મજાદાર થયો! એક ડાળીપણ સૂકાણી નહીં !!"

કવિએ રોષમાં વડની ખબર લઈ નાખી!

"વડ વાવડી તણાહ, નિમાણાં નીલો થયો
બાધા બિછડતાંહ, સાખ તણો સુખો નહીં...

(વાવ કાંઠેના નિર્લજ વડ તને ધિક્કાર છે. કેમકે વાઘા જેવા મિત્રનો વિયોગ છતાંય તારી એક ડાળી પણ સૂકાણી નહી. ઉલટું તું વધુ હર્યોભર્યો અને વિશાળ થયો!)

માંદા થયેલા કવિ વાવને ઓટલે જ આઘાતથી ભાંગી પડયા. એમની આંખને ખૂણે આથમતી સંધ્યાએ આંસુનાં બે ટીપાં ઝળકી રહ્યાં અને અંધકાર ધીમે ધીમે પથરાતો રહ્યો.

બીજા દિવસે જયારે સૂર્યોદય થયો ત્યારે વાવને ઓટલે કેવળ કવિ આસાજીની કાયા જ પડી હતી.

[વાઘા કોટડિયાના શ્રી. રતુદાન પાસે રહેલા દુહા ઉપરથી એમણે આ વાતની રચના અને અર્થો કર્યા છે. વાઘા કોટડિયાના ઘણા દુહા મળે છે, પણ બધા દુહા વચ્ચે ભાષા અને શૈલીનો, રચનાકૌશલ અને મર્મનો મેળ મળતો નથી. વાઘા કોટડિયાની વાત જુદી જુદી ત્રણ ચાર રીતે કહેવાય છે. ઐતિહાસિકતા તો શોધવી જ રહે છે, અને કાવ્ય ન્યાય તથા મૂળના દુહા પણ. —સંપાદક]

## વાઘા કોટડિયાના અન્ય દુહા

લડરી લીની ઉનરે, બાંધી ચરી કપાસ;
દાસી દીની દાયજે, પજ ગઇ પિયુરે પાસ.

કોટડીને કેડે, ખત્રીવટ ખાંગી થઇ;
વાઘો આજ વળે, તારે ભેળીહારે ભારમલ.

# મધુસંપર્ક : પ્રધાનશ્રીએ મેઘાણીભાઈની જન્મતિથિને પુણ્યતિથિમાં પલટાવી ધારાસભ્યશ્રીએ આસદાની ટોપી આસદાને માથે પહેરાવી

જયમલ્લ પરમાર

( બોટાદમાં મેઘાણી જયંતીનો આકાશવાણીનો કાર્યક્રમ )

તા. ૧૭ મી ઓગસ્ટની રાતે ૯–૪૫ ના સમયે રાજકોટ આકાશવાણી ઉપરથી મેઘાણીભાઈની જન્મ-જયંતીનો કાર્યક્રમ સાંભળવા રોક્યો. બોટાદ ભાવનગર જિલ્લાનું એટલે વલભીપુરના યુવરાજ જે શાસક પક્ષના ધારાસભ્ય છે તે શ્રી પ્રવીણસિંહ ગોહિલ તથા ભાવનગર જિલ્લાના કાર્યકર અને ગુજરાત રાજ્યના બાંધકામ ખાતાના પ્રધાન શ્રી છબીલદાસ મહેતાની હાજરીમાં આ કાર્યક્રમ ઉજવાય એવી વ્યવસ્થા રાજકોટ આકાશવાણી તરફથી થઈ હશે. નહિ તો મેઘાણીભાઈની જન્મતિથિ તા. ૧૭ મી ઓગષ્ટ હતી છતાં તા. ૧૧ મી ઓગષ્ટે બોટાદમાં એ કાર્યક્રમ રખાયો તે પ્રધાનશ્રીને અનુકૂળ થવા માટે જ હશેને ?

ઉદ્‌ઘાટનની શરૂઆત બાંધકામ ખાતાના પ્રધાન-શ્રીએ મેઘાણીભાઈની જન્મતિથિને બદલે પુણ્યતિથિરૂપે એટલે કે મૃત્યુતિથિરૂપે બિરદાવીને કરી. એમને એમ લાગ્યું હશે કે મેઘાણીભાઈ બોટાદમાં મૃત્યુ પામ્યા એટલે એમની મૃત્યુતિથિ રાજકોટ આકાશવાણી બોટાદમાં ઊજવતી હશે ?

ગયું આખું વરસ મેઘાણીભાઈનો જન્મ-જયંતી મહોત્સવ ઉજવાયો. ઠેર ઠેર ગુજરાતભરમાં કાર્યક્રમો થયા. વ્યાખ્યાનો થયાં. લેખો અને સમાચારો અખબારોમાં છપાતા રહ્યા. એ આખા વર્ષ દરમિયાન શ્રી. છબીલભાઈની નજર ક્યારેય અખબારોના એ કોલમ ઉપર નહિ પડી હોય ?

શ્રી. છબીલભાઈએ એવી મતલબનું કહ્યું કે મેઘાણીભાઈએ પોતાનાં ગીતોથી આખા રાષ્ટ્રને જાગૃત કર્યું, દેશને બેઠો કર્યો.

ગુજરાતનું મૂળ નામ ગુર્જરરાષ્ટ્ર ગણાવાય છે, અને સૌ–રાષ્ટ્રમાં તો રાષ્ટ્ર શબ્દ સ્પષ્ટ છે. એટલે પિંડે તે બ્રહ્માંડે એ અર્થમાં એમણે રાષ્ટ્ર શબ્દ વાપર્યો હોય. જેમકે મહારાષ્ટ્ર. અથવા ગાંધીજીએ મેઘાણી-ભાઈને રાષ્ટ્રીય શાયર કહ્યા તેની વ્યાખ્યારૂપે 'આખા રાષ્ટ્રને જાગૃત કર્યું' તેવા વ્યાપક અર્થમાં કહ્યું હોય.

પછી પ્રધાનશ્રીએ આગળ ચાલતાં એવી મતલબનું કહ્યું કે ગાંધીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા લંડન જતા હતા ત્યારે મેઘાણીભાઈએ મુંબઈના બંદર ઉપર છેલ્લો કટોરો ગાઈને સનસનાટી મચાવી દીધી.

મેઘાણીભાઈ ત્યારે મુંબઈ ગયેલા જ નહિ, પછી ગીત ગાઈને સનસનાટી ક્યાંથી મચાવે ? પણ પ્રધાનશ્રીએ તો જરૂર સનસનાટી મચાવી દીધી. એ ગીત મેઘાણીભાઈએ રાણપુરમાં રચ્યું. સ્વ. શ્રી. અમૃતલાલ શેઠને ગમી ગયું. એની નકલો છપાવી સ્વ. શ્રી. શેઠ મુંબઈ પહોંચ્યા અને ગાંધીજીને આગબોટ ઉપર નકલો પહોંચાડી. એ ગીત વાંચીને ગાંધીજીએ જે ઉદ્‌ગારો કાઢેલા તે એમના એક અંતેવાસીએ શ્રી. શેઠને એડનથી મોકલેલા કે : "આ રાષ્ટ્રીય શાયર જાણે મારા દિલમાં પેસી ગયો હોય અને અંતરના એક એક પ્રવાહ જોઈને જ જાણે આલેખ્યા હોય, બસ એવું આબેહૂબ આલેખન આ કાવ્યમાં છે."

પ્રધાનશ્રી કરતાં ય ધારાસભ્યશ્રીએ તો અખિ-યાત કરી. એમણે એવી મતલબનું કહ્યું કે મેઘાણીભાઈને મેં હું નાનો હતો, (બાળક !) ત્યારે સાંભળેલા. 'પગલીનો પાડનાર દે ને રન્નાદે' એ ગીતમાં મેઘાણી-ભાઈએ સ્ત્રી–હૃદયના કેટલા સુંદર ભાવો ઊતાર્યા છે ? કેટલી કરુણા ભરી છે ? અને 'મહેલોના મહેલથી યે વહાલી અમને અમારી ઝૂંપડી' એ ગીતમાં મેઘાણી-ભાઈએ ગરીબીનો કેવો સુંદર ચિતાર આપ્યો છે ? વગેરે વગેરે. શબ્દોમાં ફેરફાર હોવાનો સંભવ છે.

હવે 'પગલીનો પાડનાર દ્યોને રન્નાદે' એ તો પ્રાચીન લોકગીત છે. મેઘાણીભાઈ એ ગાતા ખરા,

પણ એ મેઘાણીભાઈનું રચેલું નથી. તેમ 'મહેલો ના મહેલથી એ વહાલી અમને અમારી ઝૂંપડી' એ ગીત ગોંડલના શ્રી. યોગીનું છે. મેઘાણીભાઈનું નથી અને મેઘાણીભાઈ એ ગાતા પણ નહિ. ચારણ કવિરાજો જરૂર ગાતા. એમ લાગે છે કે વલભીપુરના યુવરાજ શ્રી. પ્રવીણસિંહજી ગોહિલે નાનપણમાં મેઘાણીભાઈને સાંભળ્યા હશે ત્યારબાદ મેઘાણીભાઈના સાહિત્ય ઉપર કદી નજર જ નહિ ફેરવી હોય. મેઘાણીભાઈએ વળા ઉપર પણ વળા સત્યાગ્રહ વખતે બેચાર ગીતો લખેલાં, પણ એમને 'પરબ'નો પ'ડનાર' વધુ યાદ રહી ગયું હશે. બાળપણની સ્મૃતિ હંમેશાં વધુ સતેજ રહે ખરીને !

મેઘાણીભાઈ ભાવનગર શામળદાસ કોલેજમાં ભણેલા. વાત્સલ્યગીતોની પ્રેરણા ભાવનગર મહિલા વિદ્યાલયમાંથી લીધી. રસધાર અને બહારવટીઆની કેટલીક વાતો ભાવનગરના રાજકવિ સ્વ. શ્રી. પિંગળશીભાઈ પાતાભાઈ પાસે બેસીને લખેલી. ભાવનગરમાં એમણે લોકસાહિત્યના ઘણા કાર્યક્રમો આપેલા. એમનો ઘણો બધો વ્યવહાર. સ્વજનો, મિત્રો વગેરે ભાવનગરમાં. વિશેષ. પોતે પણ ભાવનગરના બોટાદમાં અંત સુધી વસ્યા, અને એમનું કુટુંબ પણ ભાવનગરમાં જ વસ્યું છે. બાંધકામ ખાતાના પ્રધાન શ્રી. છબીલદાસ મહેતા અને વલભીપુરના ધારાસભ્ય શ્રી પ્રવીણસિંહજી ભાવનગરના જ કાર્યકરો છતાં મેઘાણીભાઈ વિષે આટલું અઘોર અજ્ઞાન સેવાતા હતા તો સમારંભમાં ભલે ગયા પણ મૂંગાં કાં ન બેસી રહ્યા ? અથવા બોલતાં પહેલાં કોઈને પૂછી કાં ન લીધું ?

હજી થોડા જ દિવસો પહેલાં પ્રધાન શ્રી છબીલદાસે ભાવનગર જિલ્લાના જ એક સન્માન સમારંભમાં કહેલું કે સન્માન હંમેશાં સેવા કરનારાઓનાં થવાં જોઈએ. ત્યારે કઈ પ્રકારની સેવા એમના ખ્યાલમાં હશે ? સાહિત્ય અને સંસ્કૃતિના ક્ષેત્ર એમણે તથા શ્રી. પ્રવીણસિંહજીએ કઈ સેવા કરેલી તે એના બદલામાં મેઘાણી જયંતી–સમારોહનાં ઉદ્‌ઘાટન–સન્માન એમણે બન્નેએ સ્વીકારીને આવાં અજ્ઞાન–પ્રદર્શન કર્યાં ?

સામાન્ય રીતે જે વિષયમાં પ્રધાનો બહુ ઊંડા નથી ઊતર્યા હોતા તેવા વિષયો અંગે બોલતાં પહેલાં માહિતી ખાતા દ્વારા, જે તે ખાતાના સેક્રેટરી દ્વારા અથવા તો જે તે વિષયના જાણકારો પાસે નોંધ તૈયાર કરાવી વાંચતા હોય છે, અગર એ નોંધ ઉપરથી પોતાનું વ્યાખ્યાન તૈયાર કરી લેતા હોય છે. પ્રધાન બનતાં કોઈ સર્વજ્ઞ નથી બની જતું, તેમ સર્વાધિકારી પણ નથી બની જવાતું. એટલે જેમાં પોતાનો અધિકાર ન પહોંચતો હોય તેવા વિષયોમાં અનધિકાર પ્રવેશ તેમણે ઉચિત નહિ કરવો જોઈએ.

સાચી અને સારી વાત એ છે કે એવા પ્રસંગો ઊભા થતાં અધિકારી જનોને જ આગળ કરવાનો આગ્રહ રાખવો જોઈએ. હજી ભાવનગર અને બોટાદમાં સાહિત્ય અને સંસ્કૃતિના ક્ષેત્રે ઊંડી સમજ ધરાવનાર મેઘાણીભાઈના સ્વજનો, મિત્રો અને પ્રેમીઓ એવા ઘણા અધિકારીજનો વિદ્યમાન છે. એમાંથી જ કોઈ મેઘાણી જયંતીના આકાશવાણીના સમારોહનું ઉદ્‌ઘાટન કરે એવો આગ્રહ પ્રધાનશ્રીએ, ધારાસભ્યશ્રીએ ને આકાશવાણીએ પણ રાખવો જોઈતો હતો.

પણ આ પ્રસંગની પરાકાષ્ટા એ છે કે હજી જેનો મહોત્સવ ઉજવાઈ રહ્યો છે ને જેનાં અનેક રીતે મૂલ મૂલવાઈ રહ્યાં છે એવા મેઘાણીને નામે શ્રી. છબીલભાઈએ અને શ્રી. પ્રવીણસિંહજીએ ભલે પબેડા ઝીંક્યા પણ રાજકોટ રેડિયો ઘરે એ ગોળા આકાશવાણી ઉપરથી શું કરવા ગબડાવ્યા ? રેડીઓ ઉપરથી રીલે કરતાં પહેલાં એટલો ભાગ બાદ કેમ ન કર્યો ? કે પછી એટલો ભાગ બાદ કરવા જતાં બાકી કાંઈ નહોતું રહેતું ? કે પછી પ્રધાનો કે ધારાસભ્યો જે બોલે તે સત્ય બની જતું હશે ? એટલે લેવું જ પડતું હશે ?

દુઃખ તો મેઘાણીભાઈના ખૂબ પ્રેમી પ્રશંસક, અભ્યાસી ને મર્મજ્ઞ એવા શ્રી ચન્દ્રકાન્ત ભટ્ટ તથા શ્રી. ઉપેન્દ્ર ત્રિવેદી વિષે થાય છે કે એમના જેવા માણસોએ રેડિયો ઉપરથી આવું રીલે કેમ થવા દીધું ? બાવો નાચે એમ બોલકીએ પણ નાચવું પડે ? કે પછી બોલકીને નાચવું હોય છે માટે બાવો નાચતો હોય છે ? આકાશવાણી ઉપરથી પણ આવું ચાલવાનું

હોય તો સાહિત્ય, સંગીત, કલા કે સંસ્કૃતિનું કોઈ ક્ષેત્ર સલામત નહિ રહે. પણ રાજકારણ સર્વવ્યાપ્ત બનતું જાય છે. એક પણ ક્ષેત્ર એના જડબામાં આવ્યા વગરનું નહિ રહે એમ દેખાતું જાય છે. સત્તા અને સંપત્તિની વગ સર્વભક્ષી બની ગઈ છે.

સત્તા અને સંપત્તિની વગ મેળવવાનો વ્યામોહ પણ અકલ્પનીય ઝડપે ઉછળી રહ્યો છે. રાતોરાત નહિ પણ પળે પળે માણસ પલટા ખાઈ રહ્યો છે. વસ્તુ પ્રત્યેની, નીતિ પ્રત્યેની, સિદ્ધાંત પ્રત્યેની નિષ્ઠાનાં મૂળિયાં નિમિષ માત્રમાં ખોદાઈ જાય છે. માનવી વિવેક કે શીલના ન–મૂળિયાં ઝાડવાં જેવો બનતો જાય છે. કદાચ ક્ષણે ક્ષણે રૂપ બદલતી પ્રકૃતિ સાથે તાદાત્મ્ય સાધતો હશે! એમાં બિચારા રેડીઆનું કેટલુંક ગજું? એને રાજકારણનાં રમકડાં બનતાં કોણ અટકાવી શકે? આખર તો એ ય સત્તાનાં સોગઠાં છે ને! જ્યાં નચાવે ત્યાં નાચવાનું! પછી બોટાદ હોય કે રાજકોટ!

આ કાર્યક્રમ વિષે શિક્ષણ અને સાહિત્યને ક્ષેત્રે માનભર્યું સ્થાન ધરાવતા મિત્રો સાથે પણ ચર્ચા થઈ. એમના દિલમાં પણ એ જ દુઃખદ આશ્ચર્ય હતું કે મેઘાણીને નામે રેડીઓ ઉપરથી પ્રધાન અને ધારાસભ્ય દરજ્જાની વ્યક્તિઓ તરફથી આવી ફેંકોલોજી ચાલે? અને વેગબંધ વહેતી કોમેન્ટરીએ માત્ર અતિશયોક્તિની રંગભરી રમત જ માંડેલી.

વધુમાં એમણે એ પણ દુઃખ વ્યક્ત કર્યું કે મેઘાણી જયંતીના કાર્યક્રમમાં મેઘાણીનાં તો માત્ર બે જ ગીતો ગવાયાં. એમાંનું એક અણઘડ કરે ને બીજું રોતલ રાગે. એ બેમાંનું મેઘાણીની પ્રતિભા પ્રગટાવે કે પ્રતિનિધિત્વ રજૂ કરે તેવું તો એકેય નહિ.

સ્વર એટલો ઊંચો લેવાઈ ગયેલો કે સારા સારા લોકગાયકોનાં ગળાં ભરડાઈ ગયેલાં, તણાઈ ગયેલાં ને ટીંગાઈ રહેલાં જ તાણી તાણીને, ડચકાં ખાઈને ગાતાં રહ્યાં. પરિણામે સારા કલાકારો ખરાબ રીતે રજૂ થયા. જ્યારે ભજન સાચા સ્વરસ્થાનથી ઊપડ્યું, તો સમાધિ લીધેલ જેસલને ફરી જગાડીને સાથે સમાધિ લેવાના વચનની યાદ આપનાર તોરલના આરાધના પ્રબંધ સૂરના અતિ ગંભીર ઢાળને ચલતીની દ્રુત ગતિની પાટીએ ચડાવી દીધું. રેલગાડીની 'રાજધાની'ની ઝડપે.

તાર રે તંબૂરો સતીના હાથમાં
સતી માંડે અલખનો આરાધ રે
વચન સંભારી વેલા જાગજો.

એમાં જાગવાની તો ઠીક પણ કાન પડ્યું સંભળાય એવી વેળા જ નહોતી રહેવા દીધી. પછી જાડેજો આળસ મરડી ઊઠે ક્યાંથી અને ભાયુંની ભ્રાંત ભાગે ક્યાંથી? એટલે જ કદાચ કોમેન્ટરી કરનારે એમ કહેલું કે જાડેજો જેસલ સમાત લેતા હતા એને સતી તોરલે તંબુરામાં આરાધ ગાઈને અટકાવ્યા. ભજન તો એમ કહે છે કે લીધેલી સમાધિમાંથી જેમ મડદાને બેઠું કરે એમ તોરલે જેસલ જાડેજાને જગાડ્યા. જાગવાનો અર્થ અહિં પુનઃ ચેતન પ્રગટાવ્યાના અર્થમાં છે. જો કે આખો કાર્યક્રમ સ્પીડમાં ઊપડી ગયેલો. જેમ ઝપટ બોલાવે એમ તાલીઓના ગગડાટ થાય ને! અને એ ઊંચા સ્વર પછી વાર્તા એકદમ નીચા સૂરે શરૂ થઈ. બેહૂદી સીતારની સંગીતની ઠેકડી ઊડાડતી કર્કશતા સાથે. 'સિંહનાં દાન' જેવી મેઘાણીભાઈની વાર્તાના સૂક્ષ્મ સંસ્કારને સ્થાને હાસ્યના સ્થૂળ મનોરંજનના મોચડા ચારી શ્રોતાગણને હાસ્યમાં નાળીને કાર્યક્રમનો માનખ્યો બગાડ્યો. આ તો 'હૃદિયો રૂવે ને માયલો ભીતર જલે' જેવું છે. રોઈ રોઈને કોને સંભળાવવું?

## રાસચંદ્રિકા ગ્રંથના કર્તા

ઢાંકથી ગઢવી દુલાભાઈ કલાભાઈ લખે છે કે 'ઊર્મિનવરચના'ના ૧૯૭૩ના જાન્યુઆરી અંકમાં પાના ૭૩૯ ઉપર શોધયાત્રા (૧૭) લેખમાં રાણેસરના રામચંદ્ર મોડે 'રાસચંદ્રિકા ગ્રંથ રચ્યો હોવાની માન્યતા શ્રી. રતુદાન રોહડિયાએ વ્યક્ત કરી છે. અને જણાવે છે કે આ ગ્રંથની પૂર્ણ કે અપૂર્ણ હસ્તપ્રત જોવા નથી મળી. આ ગ્રંથ મારા સંગ્રહમાં છે. એના કર્તા છે કવિ શ્રી. કેશવદાસ ઉઢાયચ. એ ગ્રંથ એમણે સં. ૧૮૬૦ને વૈશાખ વદી ૧૧ સે પૂરો કરેલો."

# સૌરાષ્ટ્રમાં નાગ-પૂજા

પ્રા. જ્યોતિબહેન જે. થાનકી

પ્રકૃતિના સૌમ્ય અને રૌદ્ર સ્વરૂપોની પૂજા કરવાનું માણસે આદિકાળથી સ્વીકારેલું છે. વેદમાં આવાં અનેક સ્વરૂપોની સુંદર સ્તુતિઓ આપવામાં આવેલી છે. પરમાત્માના અસંખ્ય સુંદર સ્વરૂપો, પ્રકૃતિના બિહામણા અને ભયાનક તત્વોથી સર્વ પ્રકારે રક્ષણ કરે છે તેવી માન્યતા આર્યો સેવતા હતા. ભારતમાં તેમનું આગમન થયું ત્યારે આ દેશના અસલ વતનીઓમાં 'નાગ-પૂજા' ચાલુ હતી એવું મનાય છે. ઋગ્વેદમાં 'વૃત્ત' નામના નાગનો ઈન્દ્રથી પરાજય થયો એવી આખ્યાયિકા મળે છે. અર્જુને 'સર્પ-યજ્ઞ' કર્યો, જનમેજયે 'નાગકુળ'નું નિકંદન કાઢયું, કૃષ્ણે કાળી નાગ નાથિયો, વગેરે ઉલ્લેખો આર્યોથી ઈતર કોઈ 'નાગ જાતિ' હતી તેના સબળ પૂરાવા છે. આર્યોના ધસારાથી દૂર હટતા હટતા આ નાગપૂજકો ભારતના ખુણાઓમાં તથા કિનારા ઉપર સ્થિર થયા. તિબેટ અને આસામના લોકો આજે પણ પોતાને 'નાગવંશી' તથા પોતાની ભાષાને 'નાગ-ભાષા તરીકે ઓળખાવે છે. આપણે ત્યાં સૌરાષ્ટ્રમાં ભારતના પશ્ચિમ કિનારે ભરવાડ, રબારી વગેરે જાતિઓમાં 'નાગ' નામની શાખા પણ મળે છે.

મહાભારતમાં કશ્યપ અને કદ્રુથી નાગોની ઉત્પતિ થયાનું કહેવાયેલું છે. તેમનાં વંશજો વધારે ઝેરી બનતા બ્રહ્માએ વિતલ, સુતલ અને પાતાળમાં વાસ કરવાનું તેમને ફરમાવ્યું. આ 'નાગ પૂજા' પૂજાનું સ્થાન પામી તેની પાછળ બ્રાહ્મણધર્મની એક મહાન ચાતૂરી રહેલી જણાય છે. જે જે નાગવંશમાં સમર્થ નાગરાજો હતા તેને બ્રાહ્મણોએ પોતાના કરી લીધા છે. જગતમાં જે કંઇ 'સારું' છે તે સમાવી લેવાની મહાન ભાવના બ્રાહ્મણ ધર્મમાં છે. બૌદ્ધ જેવા સમર્થ ધર્મને બ્રાહ્મણ ગળી ગયો. તે તો સુવિદિત હકીકત છે। નાગ-પૂજા સાથે પણ આવું બનેલું જણાય છે. જે કૃષ્ણે કાલીનો વધ કર્યો હતો તેણે જ "નાગોમાં હું અનંત નાગ છું" કહીને નાગમાં જે શ્રેષ્ઠ હતું તેનો સ્વીકાર કરેલો છે.

ભારતની પ્રાચીન સંસ્કૃતિમાં 'નાગ'નું મહત્વ સ્વીકારવામાં આવેલ છે. તે નાગ વિશેની પ્રચલિત અનેક કથાઓ ઉપરથી જોઈ શકાય છે. આપણી સમગ્ર પૃથ્વીનો ભાર શેષનાગે પોતાના મસ્તક પર ધરેલો છે. શ્રી કૃષ્ણના મોટાભાઈ બલરામ શેષનાગનો અવતાર હતા. ભગવાન વિષ્ણુને भुजगशयनम् કહ્યા છે. યમરાજના સિંહાસનને પણ સર્પરાજોએ પોતાની ફેણ ઉપર ધારણ કરેલું છે. ભગવાન શંકર તો નાગમય છે। ગળામાં નાગનો હાર, મસ્તક પર વીંટળાયેલો નાગ, કુંડલ પણ નાગનાં અને આભુષણ રૂપે પણ નાગ જ, સમુદ્રમંથન વખતે વાસુકી નાગનું રવૈયું કરવામાં આવ્યું હતું. ગણપતિના શસ્ત્ર તરીકે પણ નાગપાશ જ બતાવવામાં આવ્યું છે.

મહાભારતકાળમાં આર્ય અને નાગજાતિ વચ્ચે યુદ્ધો થતાં. નાગ જાતિના તક્ષક રાજાએ પરીક્ષિતનો વધ કર્યો હતો. ત્યાર પછી તો આ બંને કોમ વચ્ચે જીવલેણ યુદ્ધ ચાલ્યું હતું. જનમેજયે સર્પયજ્ઞ કર્યો. આસ્તિક ઋષિએ આ બંને કોમ વચ્ચે સમાધાન કરાવ્યું. ભૃગુકુલોત્પન્ન જરત્કારુ ઋષિ અને તક્ષક નાગની બહેન જરત્કારુનો પુત્ર તે આસ્તિક. આસ્તિકે પોતાના મધુર વ્યક્તિત્વ અને ભાષણથી સર્પયજ્ઞ બંધ કરાવ્યો. એટલું જ નહીં પરંતુ જનમેજય અને તક્ષક વચ્ચે મૈત્રી પણ સ્થાપી. જે દિવસે સર્પયજ્ઞ બંધ થયો અને મૈત્રી સ્થાપી તે દિન તે નાગપંચમી, (શ્રાવણ સુદ પાંચમ) તરીકે ઉત્સવરૂપમાં સ્વીકાર પામ્યો.

સિકંદરના હિંદ આગમન વખતે તેને પહેલ વહેલો તક્ષશિલાનો નાગવંશી રાજા મળ્યો હતો એવા ઐતિહાસિક ઉલ્લેખો છે. કદાચ આ સમય પછી 'નાગ'ની રીતસરની પૂજા આર્યોએ અપનાવી. 'શતપથ

બ્રાહ્મણ'માં નાગમાતા કદ્રુની 'પૃથ્વીના પ્રતીક' તરીકે પૂજા થતી હોવાનો ઉલ્લેખ છે ઈ. સ.ની પાંચમી સદીની આજુબાજુ સમગ્ર ભારત વર્ષમાં 'નાગ–પૂજા' અસ્તિત્વમાં આવી ગઈ હોવાનું માનવામાં આવે છે. 'પુરાણકાળ' દરમિયાન આ પૂજામાં મહાન ભરતી આવ્યાનું જણાય છે. ભારતના લગભગ દરેક ભાગમાં નાગપુજાના મોટાં મોટાં કેન્દ્રો આ સમયે હતાં; કાશ્મીરમાં પથ્થરમાં કોરી કાઢેલા નાગોની પૂજા થાય છે, પંજાબ જનમેજયના સર્પયજ્ઞની ભૂમિ ગણાય છે. ત્યાં આજે 'સર્પ પૂજાનું મહાન સ્થાનક ઊભું થયેલું છે. ઉત્તર પ્રદેશમાં મથુરા અહિચ્છત્ર વારાણસી વગેરેમાં નાગપૂજાનાં કેન્દ્રો છે. બંગાળમાં નાગમાતા–મનસા દેવી સર્વત્ર પૂજાય છે. આસામમાં તો નરબલિ દ્વારા નાગપૂજાનો વિધિ આજ સુધી હયાત હતો. મહારાષ્ટ્ર અને તળ ગુજરાતમાં 'કુળ રક્ષક' તરીકે નાગની પૂજા થાય છે.

નાગ પાસે ખૂબ સમૃદ્ધિ છે, મરેલાને જીવતા કરી શકવાની મહાન રસવિદ્યા નાગ પાસે છે, નાગના રાફડામાં ધનના ભંડાર હોય છે–વગેરે માન્યતામાંથી 'નાગ–મગા સાધુ'ઓનો એક વર્ગ ઊભો થયેલો જણાય છે. 'ભગવદ્ ગોમંડળ' જણાવે છે કે આવા સાધુઓ જીવનમાં એક જ વાર નાગદેવતા પાસે ઈચ્છીત વર માગે છે, જે પ્રાપ્ત થાય તેની ઉપર જ શેષ જીવન વ્યતીત કરે છે. નાગ–મગા સાધુઓનું રક્ષણ સદૈવ નાગ જ કરતો હોય છે–એવી એક દૃઢ માન્યતા પણ જોવામાં આવે છે. બૌદ્ધોએ ભગવાન બુદ્ધના રક્ષણાર્થે નાગને મૂકેલો તે વાત પ્રસિદ્ધ છે. જૈનોમાં પણ પાર્શ્વનાથ ઉપર નાગની ફેણ જોવામાં આવે છે.

નાગદેવતા વિદ્યાના ભંડાર છે એવી માન્યતા કદાચ નાગરાજાઓએ પોતાના નામ ઉપરથી પ્રાચીન ભારતની બે મહાન વિદ્યાપીઠો સ્થાપી તે ઉપરથી પ્રચલિત થઈ હશે. નાલંદા અને તક્ષશીલા નાગ સાથે જોડાયેલા છે તે તો સુવિદિત છે. નાગનંદ રાજા ઉપરથી નાલંદા અને નાગરાજ તક્ષક ઉપરથી તક્ષશીલા આવેલા છે. આ ઉપરાંત સંસ્કૃત લિપિ 'નાગરી લિપિ' તરીકે ખ્યાતિ પામી છે. તેની પાછળ પણ નાગજાતિનો વિદ્યાપ્રેમ રહેલો જણાય છે.

સૌરાષ્ટ્રની પ્રજાએ કંઈક વિશેષ રીતે નાગદેવતાને લાડ લડાવ્યા છે. પૌરાણિક, અર્ધપૌરાણિક, અને લૌકિક અનેક કથાઓ નાગદેવતા વિશે આપણે ત્યાં પ્રચલિત છે. આજના વિદ્વાનો 'સૌરાષ્ટ્ર'ને પ્રાચીન કાળનું 'પાતાળ' માનવાની તરફેણમાં હોય. સૌરાષ્ટ્રને તો આદિકાળથી નાગપ્રજાનું સ્થાન ગણાવી શકાય. સોલંકી કાળના શિલાલેખોમાં પ્રાપ્ત 'ગોગ' નામને વાસુકિ નાગનો વાચક હોવાનું શ્રી રત્નમણિરાવ જણાવે છે. આજે પણ રબારી લોકોમાં 'ગુગાનો વાયરો' આવતો હોવાની માન્યતા છે. પંજાબમાં પણ આજે 'ગુગાપીર'ની પૂજા પ્રચલિત છે. ઉપરાંત નાગપૂજા પાછળની કેટલીક દંતકથાઓ અત્રતત્ર પ્રચલિત છે.

નાગપંચમીના દિવસે હળ ન જોડાય, ન ખોદાય, ન ખેડાય. ન લણાય, ન ચૂંટાય, એવી પણ માન્યતા છે. તે દિવસે એક ખેડૂત ખેતરમાં ગયો. ખેતર ખેડતાં નાગના દરમાં હળની અણી ખૂંચી જતાં તેનાં બચ્ચાં મરી ગયાં. રાત્રે નાગણને જાણ થતાં ક્રોધથી છંછેડાયેલી નાગણ બ્રાહ્મણનાં ઘરે ગઈ. હળે ચોંટેલું લોહી જોતાં તેને ખાત્રી થઈ કે ખેડૂતે જ તેનાં બચ્ચાંને માર્યાં છે. તેથી તેણે ભર ઊંઘમાં બધાને દંશ દઈ મારી નાંખ્યાં. એટલું જ નહીં પણ તે બ્રાહ્મણની દીકરી બીજે ગામ સાસરે હતી તેને મારી નાંખવા ત્યાં ગઈ; ત્યાં તે બ્રાહ્મણની દીકરીએ નાગની વિધિસર પૂજા કરી હતી તેથી દંશ દેવાને બદલે પ્રસન્ન થઈ, પ્રગટ થઈ બધી વાત કહી વરદાન માંગવાનું કહ્યું. પેલી બ્રાહ્મણ કન્યાએ પણ મોઢા જોઈ બધાને સજીવન કરવા કહ્યું. નાગણે પ્રસન્ન થઈ તેને અમૃત આપ્યું. બધા પર છાંટવાથી સજીવન થશે તેમ કહ્યું. બીજે દિવસે સવારે બાપને ગામ પહોંચી તેણે અમૃત છાંટી બધાને સજીવન કર્યાં. ત્યારથી તે બ્રાહ્મણ નાગપૂજા કરતો થયો.

ગામડાઓમાં નાગપૂજા વખતે એક વારતા આ પ્રમાણે પણ થાય છે. ગરીબ ઘરની મા–બાપ વગરની કન્યા સાસરે હોય છે. સાસરામાં ખૂબ ત્રાસ છે. પૂરું ખાવા પીવા પણ મળતું નથી. એક દિવસ

દૂધપાકનું જમણ હતું અને આ નાની વહુને કશું ખાવા મળ્યું નહીં પણ ઢગલો એક એંઠા વાસણ સાફ કરવા મળ્યાં. વાસણ માંજવા તળાવની પાળે ગઈ. દૂધપાકના તપેલામાં ચોંટેલા પૂળિયા એકઠા કરી 'વાસણ માંજી નિરાતે ખાઈશ' એમ વિચારી રાખી મૂકયા. એક ગર્ભવતી નાગણ આવીને તે ખાઈ ગઈ. પણ તે સંતાઈને ઊભી રહે છે કે જો આ સ્ત્રી ગાળો આપે તો તેનું વેર લે. બધું જ કામ આટોપીને નિરાંતે ખાવા ગઈ ત્યાં તો વાસણ ખાલી. એક નિસાસો નાંખી કહે છે કે 'હે ભગવાન જેણે ખાધું હોય તેનું પેટ ઠરજો !' આ સાંભળી નાગણ પ્રસન્ન થઈ પ્રગટ થઈ અને કહે કે 'તું મારી દીકરી'. તેની બધી વાત સાંભળી કહે કે 'જ્યારે તને કંઈ પણ ખાવાની ઈચ્છા થાય ત્યારે આ તળાવની પાળે આવી માંગવું, બધું જ મળી રહેશે.' આમ નાની વહુ દરરોજ ભાતભાતના ભોજન ખાવા લાગી. જ્યારે તેના સીમંતનો પ્રસંગ આવ્યો ત્યારે નાગરાજ માણસનું સ્વરૂપ લઈ પિતા તરીકે ગયા અને અઢળક પહેરામણી આપી તેને પોતાને ઘરે લઈ ગયા. ત્યાં નાગણે અદ્‌ભૂત પ્રેમથી તેને રાખી. તેને પુત્ર જન્મ્યો. નાગ લોકો વચ્ચે તે લાડકોડથી મોટો થવા લાગ્યો. નાગણની પ્રસુતિ વખતે કન્યાના હાથમાંથી દીવો પડી જાય છે. અને નાગણના તાજા જન્મેલા બે બચ્ચાંની પૂંછડી કપાઈ જાય છે. તે ખાંડીયા–બાંડીયા થઈ જાય છે. નાની વહુ અઢળક સંપત્તિ લઈ સાથે પુત્રને લઈને પાછી સાસરે ગઈ અને ત્યાં બહુમાન પામી. આ બાજુ ખાંડીયા–બાંડીયા થોડા મોટા થયા. તેની માને પૂછતાં જાણ્યું કે બેનના વાંકે તેઓ આવાં કુરૂપ થયાં છે. તેથી તેઓ વેર લેવા તત્પર થયાં. નાગણે ખૂબ સમજાવ્યાં છતાં બેનના પુત્રને કુરૂપ બનાવવા ગયાં. ત્યાં પાણિયારામાં સંતાઈ ગયા. તક મળે ત્યારે દંશ દેવા તત્પર બન્યાં. ત્યાં પેલી નાની વહુને પાણિયારા આગળ ઠેસ વાગી અને બે વખત બોલી કે 'ખમ્મા મારા ખાંડિયા–બાંડિયા વીરને. આ સાંભળી બંને જણ પ્રસન્ન થયા. અને વેર લેવાને બદલે બેનને કાપડું આપી પાછા ગયા. નાગદેવતા આ અનાથ છોકરીને જેવા ફળ્યા તેવા સૌને ફળજો."

આવી કથાઓ સાંભળવી એ નાગપૂજનનો એક ભાગ ગણાય છે. સૌરાષ્ટ્રમાં વિવિધ સ્વરૂપે નાગપૂજા થાય છે. ઘણા ગામડાંઓમાં વાદી લોકો પાસેથી જીવતા નાગને મંગાવી તેની પૂજા કરી દૂધ પીવડાવવામાં આવે છે. ઘણી જગ્યાએ ભીંત ઉપર નાગનું ચિત્ર આલેખી અબીલ–ગુલાલ વડે તેની પૂજા કરી રૂની માળા જેને નાગલા કે ઢંઢોલા કહેવામાં આવે છે, તે ચઢાવવામાં આવે છે. શ્રીફળ, દૂધ–દીપ ચઢાવી નૈવેદ્ય ધરવામાં આવે છે. સૌરાષ્ટ્રના લોહાણાઓ નાગપૂજા શ્રાવણ સુદ પાંચમને દિવસે નહીં પણ અષાઢ વદ પાંચમને દિવસે કરે છે. તે દિવસે તળેલું', કે લોઢીમાં શેકેલું કે ગરમ રાંધેલું પણ કશું ખાઈ શકાય નહીં. બાજરો, મગ અને ચણાને ઉગાડીને આ ફણગાવેલા ધાન્યનો પ્રસાદ ધરવામાં આવે છે. કોઈએક જગ્યાએ નાગની માટીની મૂર્તિ ઘડવામાં આવે છે. ત્યાં બધી જ સ્ત્રીઓ ભેગી થાય છે. નાગનું વિધિસર પૂજન કરે છે. પ્રસાદ ધરાવે છે. પ્રસાદમાં સર્વપ્રથમ દૂધ–શ્રીફળ–ફણગાવેલા ધાન્યો અને બાજરાના લોટની કુલેર ધરવામાં આવે છે. બધી સ્ત્રીઓ સાથે મળીને આરતી કરે છે ત્યારે પોતાના પુત્રોની દીર્ઘાયુષ્ય માટે નાગદેવતાની અર્ચનાના ગીતો ગાય છે. આશ્ચર્યની વાત એ છે કે પુત્રોના નામ પાછળ ભાઈ શબ્દ લગાડવાને બદલે બાઈ શબ્દ વાપરે છે આરતીબાદ નાગદેવતાની વારતા સાંભળી બધા છૂટા પડે છે.

સૌરાષ્ટ્રમાં ઘણી જગ્યાએ નાગમંદિરો આવેલાં છે. ચોકડી ગામમાં ચરમાળિયાજીનું મંદિર. ચાંચરોળ પાસે નાગહદ, આ સ્થાનક વિશે એવી માન્યતા પ્રચલિત છે કે જેને સર્પ કરડયો હોય તે આ સ્થાનકે પહોંચી જાય તો સર્પનું ઝેર ચઢતું નથી. રાણાવાવમાં ખાખરિયા નાગનું સ્થાનક. પ્રભાસપાટણમાં નાગસ્થાનક, થાનગઢ પાસે વાસુકિનાગનું મંદિર વગેરે. પ્રત્યેક નાગ મંદિર સાથે કોઈ ને કોઈ પ્રકારની લોકવાયકા કે દંતકથા સંકળાયેલી હોય છે.

સૌરાષ્ટ્રમાં નાગપૂજા માત્ર નાગ પંચમીના

દિવસે જ લોકો કરે છે, તેવું પણ નથી. સૌરાષ્ટ્રના લોકો નાગદેવતાની અનેક પ્રકારે માનતાઓ પણ રાખે છે. જ્યારે માનતાઓ ફળે છે ત્યારે ગામલોકો સાથે મળી પૂજન કરે છે. રાણાવાવના ખાખરિયા નાગના સ્થાનક અંગે આવી માન્યતા છે કે આ નાગ ત્રણસો વર્ષ જૂનો છે. એટલું જ નહીં પણ સફેદ રંગનો, આંખો અને મૂછોવાળો નાગ ખૂબ જ રિદ્ધિવાળો છે. બધી જ મનોકામના પૂરી કરે છે. એક સ્ત્રીએ એવી માનતા કરી કે જો તેને પુત્ર થાય તો તે નાગની આંખો આંજશે. તે માનતા ફળી. ખાખરિયાના સ્થાનકે પૂજન કર્યું સ્તુતિ કરી. ત્યારે સફેદ નાગનાં દર્શન થયાં. તેની બંને આંખો આંજી. પણ ડાબી આંખ આંજતી વખતે હાથ ધ્રૂજી ગયો, પરિણામે તેના પુત્રની ડાબી આંખ જતી રહી. આ કથા રાણાવાવના ખાખરિયા નાગના સ્થાનક સાથે સંકળાયેલી છે. ઉપરાંત જ્યારે જ્યારે કોઈને ત્યાં પણ પુત્રનો જન્મ થાય ત્યારે આ નાગદેવતાને એનો ભાગ આપવો જ જોઈએ. સવાપાલીનો તલવટ, બે નાળિયેર, સવાશેર દૂધ, ફળફૂલ, ધૂપ–દીપ આ બધું જ લઈને આજુબાજુની સ્ત્રીઓ ગાતી ગાતી ખાખરિયાની સ્થાનકે જાય ત્યારે તો મોટા ઉત્સવનું વાતાવરણ ઊભું થઈ જાય છે.

સૌરાષ્ટ્રના ગામડે ગામડે નાગપૂજા વણાયેલી છે. કારણ એ પણ હોઈ શકે કે સૌરાષ્ટ્રની ધરતીના પેટાળમાં પ્રાચીન નાગ-સંસ્કૃતિની જેમ જીવતા ફણીધર નાગો પડયા છે. નાગ ગામમાં કે ઘરમાં નીકળે તો તેને મારી નાંખવાને બદલે ધૂપ–દીપ હજુ પણ ગામડાંઓમાં કરવામાં આવે છે. ખાસ કરીને અષાઢ–ભાદરવામાં નીકળતા નાગોને સૌરાષ્ટ્રના લોકો પૂર્વજ કે પિતૃ તરીકે માન આપે છે. એ દિવસોમાં નીકળેલા નાગને મારવાનું લોકો બિલકુલ પસંદ કરતા નથી. ગામડાંઓમાં ઘણી જગ્યાએ 'નાગબાપા'ને ખેતરના 'રખોપિયા' તરીકે માનવામાં આવે છે. ખેડૂત આવા નાગને કયારેય છંછેડતો નથી. નાગનું અકસ્માત મૃત્યુ થાય કે મારી નાંખવાની ફરજ પડે તો શબને લોકો રખડતું મૂકતા નથી. પણ ઘી અને લાકડાથી બાળી નાંખે છે. આ પાપનું પ્રાયશ્ચિત કરવા માટે છોકરાંઓને મીઠાઈ વહેંચવામાં આવે છે. અને ઘણી વખતે તો બ્રાહ્મણને ચાંદીના નાગનું દાન પણ આપવામાં આવે છે.

સૌરાષ્ટ્રમાં લગ્ન વખતે પણ 'ખેતલિયો' એટલે કે ખેતરમાં રહેનાર નાગની સ્થાપના કરી પૂજા કરવામાં આવે છે. લગ્ન મંડપમાં ચોરીના ખીલા થાંભલાએ જ સિંદુર ચઢાવેલા આ ખેતલિયાની સ્થાપના થાય છે અને તેને કાચી ખીચડી જુવારવામાં આવે છે. વરકન્યા ચારે ય ફેરા વખતે એને જમણા પગનો અંગૂઠો અડાડી રક્ષણ માંગી ચાર પ્રદક્ષિણા પૂરી કરે છે. આ 'ખેતલિયા' દેવની દર કાળી ચૌદશે પણ પૂજા કરવામાં આવે છે. ઘરના ઉંબરને તેના પ્રતીક તરીકે સ્વીકારી ઉંબર પર કાચી ખીચડી અને નવા પાકેલા તલનો તલવટ જુવારવામાં આવે છે. ત્યાર પછી જુવારેલી ખીચડીને આંગણામાં ઊભી ચારે ય દિશામાં એકેક મૂઠી ભરી ઊડાડવામાં આવે છે. એની પાછળ એવી પણ ભાવના કદાચ હોઈ શકે કે ખેતરનું અને પાકનું રક્ષણ કરનાર 'ખેતલિયા'ને એનો ભાગ આ રીતે આપી દેવો.

માત્ર સૌરાષ્ટ્રમાં અને ભારતમાં જ નાગપૂજા છે એવું નથી. વિશ્વના દેશોની પ્રાચીન સંસ્કૃતિમાં પણ નાગનું મહત્ત્વ હતું. ગ્રીક, ફીનીશિયનો અને બેબિલોનિયનો નાગને પૂજતા. મિસરમાં રાજાઓના મુકુટ પર નાગનું ચિન્હ મૂકવામાં આવતું હતું. ચીનમાં નાગરાજના અનેક મંદિરો ત્યાં પણ નાગપૂજા થતી હોવાની પ્રતીતી કરાવે છે. અમેરિકાના મૂળ વતનીઓ તો નાગપૂજક જ છે. મેક્સિકોમાં નાગ એક પવિત્ર ધર્મચિન્હ ગણાય છે. જાપાનમાં પણ નાગપૂજા થાય છે. અર્વાચીન યુગમાં પણ સમજપૂર્વક નવી સ્થપાયેલી થિયોસોફીકલ સોસાયટીના ધર્મચિન્હમાં નાગને સ્થાન આપવામાં આવેલું છે. આ રીતે જોતાં વિશ્વના અનેક દેશોમાં નાગપૂજાનું મહત્ત્વ હતું અને હાલ પણ છે.

卐

# આજનું જગત લોકવાણીમાં

(રાફડીઆ દૂહા ને ગોફણીઆ ઘા, સરખાઈનું સાસું મળે તો કાઢી લીએ દા)

ભણતરમાં ભડકો ઊઠયો આ હક–અર્થી ભણનાર,
ગણતર ગોત્યું ના જડે જ્યાં ગુરુ પેટ ભરનાર. ૧

ડિંડવાણા દાખલ થયાં ને ડખાનો નહિ પાર,
પતંગિયાં કંઇ પાંગર્યાં ને પંડિત અપરંપાર, ૨

મોંઘારત દુકાળ ને સૌ સુખાળવાં બેકાર,
સઉ સઉ ના સવરાજમાં દુઃખડે ફૂલ્યો ફાલ. ૩

વસ્તી વધી, વગદાં વધ્યાં, ને વધ્યા આળપંપાળ,
હરિ વગરની લક્ષ્મી જ્યાં દુઃખ સુખની જંજાળ. ૪

વામન વૃક્ષો વાવતાં, પણ વાઢે વન વિરાટ,
ભૂમિપુત્ર ધરાય કયાં આ લોભે વાળ્યો દાટ. ૫

સસ્તાં – છૂટાં ધાનનાં વેપારીનાં હાટ,
મણની કિંમત માનવી ચૂકવે કિલો માટ. ૬

ભેળસેળિયાં જીવનમાં, ચોકખું ન મળે કોઈ,
સમ સમી સૌ બેસતાં, હરિ કરે સો હોય. ૭

સ્વારથના સામ્રાજ્યમાં સલવાણાં સૌ જન,
સતનારણની કથા કરતાં આ પરસાદિયાં મા'જન. ૮

કથની જેની કંઇક ને છે કરણી જેની ઓર,
કુતરૂં તાણે ગામ શું પણ શિયાળિયું સીમકોર. ૯

માલ–મત ની મૂડીપર આ અધીર અક્કલમંદ,
ખાંડા ખાંડા તકવાદીના ખુરશી ખાતર ફંદ. ૧૦

અન્ન વસતરને આશરો શાંતિજીવન આધાર,
ઓરતા એના કયાં રહ્યા જ્યાં જળ માટે લંગાર. ૧૧

કાવા દાવા ને કારસા જ્યેં ન્યાય થયો બેહાલ,
સમાજવાદે ભ્રષ્ટતા, આ લોકતંત્ર કંગાલ. ૧૨

'હાંઉ' તાં કોઇ કે'તા નથી થઈ પત દેશની ગૂલ,
પ્રજા બિચારી પામતી આ સ્વરાજ ખોટું ફૂલ. ૧૩

સૃષ્ટિ સરજી સામટી માનવ મૂકી શિરમોર,
ભગવાને ભોઠો પડયો જોઇ માણસ મોટો ચોર. ૧૪

(ગામને પાદર વડને ઓટે જીવતા જાગતા ઘરડેરા ભેગા મળી ભૂતકાળને વાગોળે, અને આજના ઉધરેલ જમાનાને જોઈ કોચવાતે દિલે હેઃમાળાને માર્ગ આપે ત્યારે એ કોઠા દિધ'ના રીઢા માનવોની નજરનાં નૂર જોવા મળે. આવા બુઢિયાઓની વ્યથા ઉપરના જોડકણાંમાં વાચા પામે છે– ) સંપાદક : મણિભાઈ વોરા

# તે દિવસે આદર્શમાંથી લોકોને ઉકેલતું

(સત્યાગ્રહ સંગ્રામનાં સંસ્મરણો) જયમલ્લ પરમાર

અજીબ વાત છે. હજી અમારામાંથી ઘણાને મૂછનો દોરો પણ ફૂટ્યો ન હતો છતાં વૃદ્ધો અમારી વાત આદરથી સાભળતા હતા. અમે હજી નહિ જેવું ભણતા હતા ત્યાં સત્યાગ્રહનાં રણશિંગાં ફૂંકાતાં ચોથી પાંચમી અંગ્રેજીનું ભણતર છોડી છોડીને ચાલી નીકળેલા છતાં વકીલો, દાક્તરો, એન્જિનિયરો અને શિક્ષકો પણ અમને પ્રેમપૂર્વક આવકારતા હતા. સમાજમાં જે કપડાં પર પૂજ્યભાવ કેળવાયેલો છે એવાં ભગવાં વસ્ત્રો અમે નહોતા ધારણ કર્યાં છતાં સાધુઓ અમારું સન્માન કરીને અમારી વાતમાં રસ લેતા હતા.

અમારામાં નહોતું પાંડિત્ય, નહોતો પ્રબળ તર્ક, નહોતો જ્ઞાનનો કોઈ કુબેર ભંડાર, નહોતું કોઈ સાધુ પુરુષ કે મહાનુભાવનું વ્યક્તિત્વ, કોઈ તપશ્ચર્યા કે સાધનાનો તો પ્રશ્ન જ ક્યાં રહ્યો? છતાં સમાજનાં આબાલવૃદ્ધ અમારું સન્માન કરતા હતા, અમારો આદર કરતા હતા, અમારી વાત કાને ધરતા હતા. અમારા વચને ઘરબાર છોડવા તૈયાર થતા હતા, સત્યાગ્રહોમાં ઝંપલાવી સમર્પણની ધારાઓ વહાવતા હતા.

અમે ગામમાં જતાં લોકોને લાગતું કે "ગાંધીના માણસ આવ્યા છે." એથી અછોઅછો વાના કરવા કરવા માંડતા, જેમ કોઈ સાધુપુરુષ પોતાને આંગણે પધારે તેમ અમારા ખાદીનાં વસ્ત્રોમાં એમને દેશને કારણે ધરેલા ભેખનો પૂજ્યભાવ પ્રગટતો હતો. અમારી વાતોમાં એમને પરાધીન દેશની બેડીઓ તૂટવાના ઝણકાર સંભળાતા હતા. સામાજિક નવઘડતરની અમારી વાતોમાં એમને ધર્મનાં સૂત્રો સંભળાતાં હતાં.

અમારામાં લોકોને મહાત્મા ગાંધીના બાળુડા જોગીનાં દર્શન થતાં હતાં. એ ચમત્કાર ગાંધીજીનો હતો. સદીઓની ગુલામી અને મૂરઝાતી માનવતામાંથી ગાંધીરૂપે પ્રગટેલી એ માનવઝંખના હતી. પોતાની મુક્તિનો પેગામ ગાંધી વાટે મળી રહ્યો હતો. સૈકાઓથી થાકેલા, ત્રાસેલા, આજાર બનેલા માનવોમાં અમારી વાતોથી નવજીવનનો સંચાર થતો લાગતો હતો.

ખાદીની પવિત્રતા તે દિવસે ભગવાં વસ્ત્રોથી ઘણી વધી ગયેલી. ખાદીવાળામાં ત્યાગની જ ભાવના હોય, ખાદી એટલે એમાં આડંબર ન હોય, ખાદી પહેનારો જ્યાં જ્યાં અનીતિ અને અધર્મ ભાળે ત્યાં એની સામે માથું મૂકીને ઝૂઝે. ખાદી વાળા જૂઠું બોલે નહિ, જૂઠું આચરે નહિ, જૂઠું ખાય નહિ. આવી લોકોની ખાદી ભાવના હતી.

આ ખાદીના સૂતરના તાતણાંથી પણ ભલભલા રાજાઓ ભડકતા. રેંટિયો ફેરવવા ન દેતા. ખાદી પ્રવૃત્તિને રાજદ્રોહી પ્રવૃત્તિ ગણતા તે આ જ કારણ. એમને ડર પેસી ગયેલો કે ખાદી પ્રવૃત્તિ શરૂ થશે તો રાજ ઉથલાવી નાખશે. આ કારણે ગામડાઓમાં પગી પસાયતા ખાદીવાળાને દાખલ થવા ન દેતા. નાનાં નાનાં રજવાડામાં ખાદીવાળાની પાછળ પાછળ પોલીસ ભમતી.

એવું પણ નહોતું કે આ ખાદીના પોશાકનો ઘાટ પણ સર્વત્ર સાધુઓની લુંગી અને ઉપવસ્ત્ર જેવો હતો. અરે ચડ્ડી અને બાંડિયાના ખાદીના પોષાકમાં અંગ્રેજ સરકારને અને રાજાઓને રાજદ્રોહ લાગતો. રૂઢિચૂસ્ત માબાપોને એમાં પોતાના બાળકોનો બળવો લાગતો અને આમજનતામાં આ ખાદીના ચડ્ડી બાંડિયામાં મુક્તિનો પેગામ વંચાતો.

અને જાણતાં કે અજાણતાં ખાદીધારણ કરનારાને ખાદીનાં આ બધાં બિરદને જાળવવાની જહેમત લેવી પડતી હતી. એ બિરદ ન જાળવી શકનારો ખાદી ઝટ ઝટ ન પહેરી શકતો. મનથી નક્કી કરવું પડતું કે ખાદીનાં વસ્ત્રો ધારણ કરું છું એટલે મારે દંભ, પાખંડ, અનાચાર, અત્યાચાર,

જુલ્મ અને જહાંગીરી સામે બાખડવાનું છે, પછી એ બધું મારાથી તો કેમ જ અચરાય? માથું મેલવાની તૈયારી હોય ત્યારે જ ગાંધી ટોપી (ખાદીની ટોપી) પહેરાતી. પછી એ માથું જ્યાં ત્યાં ઝુકાવાશે તો નહિ જ.

અમારા માથે આવો ખાદીનો ગાંધીજીનો પંજો પડયો હતો. એટલા માટે લોકો અમારો આદર કરતા હતા. એવી તો કલ્પના જ ક્યાંથી હોય કે માત્ર ૨૫–૩૦ વરસ પછી જ આ ગાંધી ટોપીઓની હોળીઓ થશે, એ પોષાકમાં દંભ ને પાખંડ પોષાશે અને એ ખાદીના પોષાક પ્રત્યે જેટલો આદર છે તેટલો જ અનાદર ઊઠશે? ને એવા દંભીઓ ને પાખંડીઓના પાપે ગાંધીજીની પ્રતિમાઓ માથે ડામર છંટાશે કે ભાંગીને ભૂક્કા થશે?

અમરેલીમાં પિકેટીંગમાં વિજય રંગ્યો. લોક લાગણીના પૂરે દેશીરાજ્યોમાં ઠેર ઠેર પરદેશી વસ્તુઓ પ્રત્યે સૂગ ઉત્પન્ન કરી દીધેલી. સ્વદેશીના હિમાયતીઓ દેશપ્રેમીમાં ખપતા અને પરદેશી વસ્તુઓને વાપરનારા દેશ વિરોધીમાં. ત્યારે તો પરદેશી વસ્તુઓ ભોંમાં ભંડારાવા માંડેલી. પરદેશી વસ્તુઓના ત્યાગમાં ધર્મ મનાતો થયેલો. એ પોષાક પણ અપવિત્ર લેખાતો. ભગવાનના વાઘા વસ્તર સુદ્ધાંમાં સ્વદેશીની હિમાયત શરૂ થઈ ગયેલી. રાધાજી અને સીતાજીને નાઈલોન અને ટેરેલીનનાં વસ્ત્રો સજાવાશે એવી તો કલ્પના પણ કોણ કરી શકે?

હવે અમને પાછા રાણપુર જેવી નિષ્ક્રિય છાવણીઓમાં પાછા મોકલી શકાય તેવું ન હોતું રહ્યું. ગુજરાતમાં કેટલેક ઠેકાણે નાકરની–જમીન મહેસૂલ ન ભરવાની લડતો ચાલતી હતી ત્યાં સૈનિકોની જરૂર હતી, તેથી અમને અમદાવાદ જિલ્લાના બાવળા અને ધોળકા પંથકમાં મોકલ્યા.

કલ્પના કરવા જેવું જ છે. અમને ય આજે અચરજ થાય છે કે હજી અમારે મોઢે દૂધ ફોરતાં હતાં. નાકરની–જમીન મહેસૂલની લડત વિષે કાંઈ જાણીએ જ નહિ, વળી તદ્દન નવો પ્રદેશ, કાઠિયાવાડ અને ગુજરાતની બોલીમાં પણ ફેર. અને ઓળખાણ તો એક બીજાને ત્યારે ક્યાંથી હોય? છતાં એક જ ઓળખાણે અમે બધા એક હતા. માત્રોમની મુક્તિ, એને ભાષા, પોષાક, પંથ કે પ્રદેશની કોઈ આડશ નહતી. અને અમે એ લડતમાં ઝંપલાવ્યું, જેમ કોઈ પણીનો તરવૈયો સામે પૂરે ઝંપલાવે તેમ.

લોકો ભેગા થાય, માર્ગદર્શન માગે. અમે કાંઈક કાંઈક બોલીએ એવી આતુરતાથી અમારી આસપાસ ટોળે વળીને આદરથી બેસે. પણ બોલવું શું? ગાંધીજીનાં જે કાંઈ પુસ્તકો ત્યાં સુધીમાં પ્રગટ થયેલાં તે અમારા વેદ, કુરાન અને બાઈબલ બન્યાં. વખત મળે એટલે જે પ્રશ્ન ઊભો થયો હોય તે અંગે ગાંધી વિચાર દોહન'ના ૧૧ ભાગોમાંથી ખાંખા ખોળા કરીએ ને તૈયાર થઈ જઈને અમારી કાચી ઘડાતી ભાષામાં કહીએ. પણ હજારોહજાર ધન્યવાદ છે એ લોકોને. અમારાં સંકલના વગરના તૂટક છૂટક વાક્યોને, અમારી ધડા વગરની વાતોને ઉમંગથી ઝીલીને જે સાર તારવવો હોય તે લોકો તારવી લેતા.

અમારી અણઆવડત, અમારી બાલિશતા, અમારું ગાંધીજી અને સત્યાગ્રહ અંગેનું અજ્ઞાન લોકો કદી મનમાં નથી લાવ્યા. ગાંધીજીના આદેશ માટે લોકોને અમારું મોઢું જોઈતું હતું. બાકી તો કાળ કાળનું કામ કરતો હતો. અંતરમાંથી લોકોને સાચું ઊગતું હતું. અમારા ખાનપાન રહેણી કરણી પ્રત્યે લોકો અતિ સજાગ હતા અમારો અવિવેક કે અસંયમી વર્તાવ લોકો કદી સહન ન કરી લેતા. અમે નહોતા સમજતા એવી અમારી આચાર સંહિતા લોકો સમજતા હતા. એથી વધારે મોટો અંકુશ અમારા માટે બીજો કયો હોઈ શકે?

આજે ય નથી ભુલાતો એ ધોળકા ને બાવળા, રાસમ ને રજોડા, કાવીઠા અને બદરખાનો લોકપ્રેમ અને સત્યાગ્રહનાં મીઠાં સંસ્મરણો.

*

# ધો હેલા હરખેલા ધરમેલા હરખેલા

'કોંચા ભગત'

પાંચમા પંચવર્ષીય આયોજનથી નંદનવન સર્જાઈ જવાનાં સોનેરી સ્વપ્નાના ચિતાર અપાઈ રહ્યા છે. એ નંદનવન સર્જાય ત્યારે ખરું પણ તે પહેલાં તો પ્રજાની કમ્મર તોડી નાખનારા કરવેરા ધૂરકાટી કરી રહ્યા છે. આ ફુગાવાને કારણે ભારતની પ્રજાની સરેરાશ આવક રોજની સવા બે રૂપિયા ગણાય છે. પણ પ્રજાનો ૪૦ ટકા ભાગ તો આ સરેરાશ આવકથી નીચે જીવે છે. એટલે કે જગતમાં ગરીબીનું તળિયું ગણાય એવી સપાટીએ જીવે છે. બીજો ૩૦ ટકા ભાગ મધ્યમ વર્ગનું જીવન જીવે છે. ૫૬ કરોડમાં બે કરોડ તો સાવ બેકાર છે. દર ત્રણ વરસે પ્રજાનો બાર ટકા ભાગ અનાવૃષ્ટિની આફતનો ભોગ બને છે. ૧૦ ટકા માલદારો મજા કરે છે ને ઉત્પાદનના મોટા ભાગનો ઉપભોગ એ કરે છે. નંદનવન એને ઘરે છે. ત્યારે પાંચમા પંચવર્ષીય આયોજનના કરોડોના કરવેરા કેન્દ્ર તથા રાજ્યના કોની કમ્મર તોડવાના? ૯૦ ટકાની કે પેલા સર્વ રીતે સુખી ૧૦ ટકાની? અને પછી કોનાં માટે નંદનવન સર્જાશે? કોંચા ભગત કહે છે કે:

સભી સહાય સબલકે, કોઇ ન નિર્બલ સહાય;
પવન જલાવત આગકો, દીપક દેત બુઝાય.

જે કાંઈ સહાય થાય છે તે સબલને જ પહોંચી જાય છે. નાના દિવાને પવન બુઝાવી નાખે છે ને એનો એ પવન આગને વધુ પ્રજ્વલિત કરે છે. નિર્બલને કોઇ સહાય મળતી નથી. પણ નંદનવનને નામે કરવેરા નાખી નાખીને બડભાગીઓને વધુ બડભાગી બનાવવા ગરીબોનો જીવવાનો અધિકાર ઝૂંટવાઈ રહ્યો છે. એ કરવેરાનો બોજ મરવા વાંકે જીવતા જનોને જ ખેંચવો પડશે ને? નંદનવનને નામે એ ખડકાયે જતા બોજા ખેંચી મરવા માટેનું ગીત કોંચા ભગતે મોકલ્યું છે તે અહીં આપીએ છીએ :

ધો ખંભા, ડાલો ભૈ, ડરશો ના;
ધો ખંભા, આલો ભૈ, અદકેરાં.

ખડકો ભૈ, ગંજો સૌ, કાદવના;
ખડકો ઉત્પાતો સૌ, આગોના.

બોજા ભૈ, હળવા કૈં, કરતા ના;
ખડકો ભૈ, ખાપણુ સૌ ખાંત્યુંનાં.

નંદનવન આગે છે, ડૂકો ના;
ગાઓ સૌ ગીતો, ગરીબીનાં.

વાંકા પણ બેવડના, ધરતીને ચૂમે ના;
ધો હેલા, ધરમેલા, હરખેલા.

ભીંસો ભૈ, ધરતીને પેટાળે;
લાગે ના, પત્તા કોઇ પાતાળે.

તોડો ભૈ, તાકાતો, ઉંહકે ના;
મુંજાવો, પત્થર સૌ ભીંતો ના.

ભાંગો ભૈ, ગાત્રો સહુ અંગોનાં;
કાઢો ભૈ, કાસળ સહુ કમ્મરના.

ઝીંકો ભૈ, બોલે ના, ડોલે ના;
બેઠા થૈ, ઉભા થૈ, દોડે ના.

ધો ખંભા, થાકો ના, દયા કૈં દાખો ના,
ધો ખંભા, થાકો ના, બાકી કૈં રાખો ના.



Oormy Navrachana Rajkot-1 (Sep.' 73) કિં. ૧-૨૫ Regd. No. G. 68


ઊર્મિ નવરચના
ડિસેમ્બર ૧૯૭૮
સૌરાષ્ટ્રના ધર્મસ્થળો
તંત્રીઓ: ઈશ્વરલાલ મો. દવે • જયમલ્લ પરમાર

WITH THE COMPLIMENT

OF

# B. P. Premji Zambia Ltd.

Post Box : 115.

LUSAKA

(ZAMBIA)

"O Divine of immeasureable might ! Let in our Nation be born bright men having knowledge of the ultimate truth. Let in our Nation be born great charioteers and men of great might capable of carring the heaviest of load, and our women affectionate and full of love adorning the family; let all citizens of the Nation draw living wage and our youth be bright and attractive. Let the rains ever come at proper time and our medicines and crops be abundant and well-ripe. Let our Nation be blessed with all that wealth and prosperity."

— Yajurveda || 22 || 22

BRANCHES

229, MARKET ST. : 216 SIND ST.

232, MARKET ST. : 51 CHOMA

Most people
love orange flavour.
That's why
they like Fanta.
The bright, happy taste
that makes everything
more fun.




**ORANGE FLAVOURED FANTA ...TASTES SO GOOD IT'S FUN TO BE THIRSTY!**

*"Fanta is a registered trade mark of The Coca Cola Company.* CC-12-18-203

Authorised Bottler :
PURE BEVERAGES LIMITED, AHMEDABAD

સ્થાપના : તા. ૧૪ / ૪ / ૫૬ રજી. નં. ૧૭૧૨

## શ્રી. હામાપુર સેવા સહકારી મંડળી લી.

તા. કુંકાવાવ જી. અમરેલી

ઓડીટ વર્ગ બ તા. ૩૦/૮/૭૩

સભ્ય સંખ્યા ૨૬૧ અધિકૃત શેરભંડોળ — ૧,૦૦,૦૦૦

કાર્યભંડોળ ૨,૩૩,૦૦૦ ભરપાઈ થયેલ શેરભંડોળ, ૬૬,૫૫૦

અન્ય ભંડોળ - ૨૪,૪૩૪

**નવા વર્ષે— ઊર્મિનવરચનાની સામાજિક ક્ષેત્રે ઉન્નતિ અને પ્રગતિ થતી રહે તેવી શુભેચ્છા સાથે....**

નૂતન વર્ષાભિનંદન

કર્મચારી ગણ

વાલજી ખીમજી શાપરા. વેપાર વિભાગ
કિશોરકુમાર. મ. રૂપારેલીયા કલાર્ક
બાઘભાઇ મોહનભાઈ ભારથી (પટાવાળા)

વ્યવસ્થાપક સમિતિ

નાનજીભાઈ પ્રેમજીભાઈ કોટડીયા
દેવશીભાઈ ભુરાભાઈ બોરડ
કાનજીભાઈ આણંદભાઈ મુંગલપરા
નાગજીભાઈ કરશનભાઈ બાબરીયા
મનજીભાઇ રણછોડભાઈ કુંભાણી
બાબુભાઈ શામજીભાઈ બાબરીયા

મંત્રી
**ભીખાલાલ સ. રૂપારેલીયા.**

પ્રમુખ
**રૂડાભાઈ પાંચાભાઈ ચૌહાણ**

---

## શ્રી ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.

રજીસ્ટર નંબર ૧૫૪૬ તા. ૨૫-૬-૧૯૫૬

**જીનીંગ ફેકટરી એન્ડ ઓઇલ મીલ**

દેલવાડા : રોડ, ઉના (જીલ્લો જુનાગઢ)

ઓડીટ વર્ગ (અ) સભ્ય સંખ્યા (૬૮) શેર ભંડોર (૧૯૮૫૯૬)

વાર્ષિક ખરીદી
રૂા. ૫૨,૬૮,૬૩૫=૪૬
વાર્ષિક કુલ વેચાણ
મીલ વિભાગ રૂા. ૧૮૫૬૭૪=૧૭
સપ્લાય વિભાગ રૂા. ૪૦,૩૨,૫૮૪=૫૬

રીઝર્વ ફંડ રૂા. ૧૪૧૭૭૮=
બીલ્ડીંગ ફંડ રૂા. ૨૪૯૩૨=
અન્ય ફંડ રૂા. ૩૬૯૯૧૮=

મુખ્ય પ્રવૃત્ત :



ઓઈલ મીલ વિભાગમાં સભાસદોની મગફળી ખરીદી તથા સપ્લાય વિભાગ દ્વારા ખાતર કુડ ઓઈલ તેમજ અન્ય ખેતીવિષયક જરૂરીયાતોનું વિતરણ કરવામાં આવે છે. ખેડુતભાઈઓ પોતાની જરૂરીયાતો સહકારી સંસ્થામાંથી જ ખરીદવાનો આગ્રહ રાખો.

સાર્દુલભાઇ આતાભાઇ
પ્રમુખ

છગનભાઇ ટપાભાઇ
માનદ મંત્રી

**ઉના તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ લી.**

# દિપોત્સવી વિશેષાંક : સૌરાષ્ટ્રની ધર્મસાધના



તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ ઓકટોબર-નવેમ્બર ૧૯૭૩ : અંક ૭–૮ : ૫૨૩–૫૨૪

# નવું વર્ષ આપણા સૌ માટે પરાક્રમી નીવડો

સંપાદકીય

વીતી ગયેલું વર્ષ આપણા દેશની પ્રજા માટે જીવવાનાં ઝાવાંનું નીવડયું. આજે ય વલખાં મારી મારીને દિવસો વીતાવીએ છીએ. પંદરસો વરસના મહાન પરાધીન દેશમાં મહાત્મા ગાંધીએ થોડું શહૂર પેદા કરલું તે પચ્ચીસ વરસની આપણી સ્વરાજની સરકારોએ અને આધ્યાત્મિક અંચળાવાળી બ્રહ્મવાણીની માયાજાળવાળા લોકસેવાના પ્રણેતાઓએ જડામૂળથી ધોઈ નાખી પ્રજાને પુરૂષાતનહીન અને પામર બનાવી દીધાનું વીતેલા વર્ષે પુરવાર કર્યું. નહિ તો પળે પળે પશુવત જીવન સ્વીકારવાને બદલે પ્રજાએ બળવો જ પોકાર્યો હોત.

પરાધીન ભારતમાં પણ વ્યક્તિઓને અને એના બનેલા વર્ગોને પરાક્રમની કંઈ ને કંઈ પ્રેરણા મળી રહેતી. એવી પરાક્રમી વ્યક્તિઓનાં અરમાનથી જીવવાના અને સમે મોતે મરવાનાં ઉજળાં ઉદાહરણો અન્ય વ્યક્તિઓ માટે બળનાં તેજનાં પરાક્રમનાં પ્રેરક બની રહેતાં. આજે તો અપવાદોને બાદ કરતાં સ્વરાજની સરકારોએ અને પાખંડી લોકસેવકોએ સૌને એકસરખા નિર્માલ્ય બનાવી મૂકયા છે. પ્રેરણા આ ગરીબ દેશની સામાજિક સંસ્થાઓની અને રાષ્ટ્રની મિલ્કતની ભાંગફોડની જ રહી છે. મહત્તા બુદ્ધિની કુટિલતાની અને મારીને ભાગી જવામાં રહી છે. ગરીબી હટાવવાનાં અને લોકશક્તિ જાગૃત કરવાનાં સૂત્રો એકસરખાં ફરેબી હતાં એટલે વંધ્ય નીવડયાં છે.

પ્રજાને એવા ખમેડે ચડાવી દેવામાં આવી છે કે હાડય હાડય અને હડધૂત થઈને પણ જીવવાનાં ઝાવાં નાખ્યા જ કરે. પોતાનું દૈવત ખોયા પછી પ્રજા પારકે શ્વાસે જીવે. આ પ્રજા સામે સ્વરાજની સરકારોનું, સંપ્રદાયોનું, શ્રીમંતોનું અને હવે વધારામાં માલેતુજાર ઉત્પાદકોનું વણપ્રયોજ્યું કાવતરૂં જ યોજાઈ ગયું છે જેથી ચારે ય એને ચૂસ્યા જ કરી શકે. એકબીજા સામે બાંવડા ચડાવતા લાગતા એ બધા અંદરથી એકના એક છે. નિર્માલ્ય પ્રજાને બધું સમજવા છતાં એના દંભને, પાખંડને અને પ્રપંચને વશ થઈને જ વરતવાનું રહે છે.

દેશની આ દારૂણ દશામાં અધર્મને જ્યાં ધર્મ, અનીતિને નીતિ, અને દુરાચારને જ્યાં આચાર તરીકે સ્વીકારીને આગળ ચાલવું પડે ત્યાં જીવનના કે સાહિત્યના, લોકસાહિત્યના કે એની ખુમારીના કે પછી ખુવારીના કોઈ પણ ધ્યેય કે ભાવાનાની શેખી શું કરીએ?

જેને મહેનત કરીને ખાવું છે છતાં મહેનત કરવાની તક આપવામાં આવતી નથી, જેને પ્રમાણિકતાથી જીવવું છે છતાં જેને અપ્રમાણિક બન્યે ય પેટ ભરાતાં નથી, એનાં ભૂખ્યાં બાળકોના પેટના ખાડા પૂરવા જે સમાજ કે સરકાર ચપટી ચણ નાખવાની તેવડ ધરાવતા નથી એ પ્રજા ગુસ્તાખી કઈ કરે? કયા સાહિત્યની? કયા સંસ્કારની? કયા ધર્મની? કઈ રાષ્ટ્રીયતાની?

સાહિત્યનો જો કોઇ ધર્મ હોય તો સૌથી પહેલાં એણે આ અમાનુષિતાની જે દુર્ગંધ ફેલાઈ રહી છે તે દૂર કરવાનો હોઈ શકે. કંગાલોને ગાલે ગુલાબમ્હોરાવવાં એ જ અસુંદરતામાંથી સુંદરતા શોધવાનો મર્મ હોઈ શકે. એ માટે શ્રીમંતોના, સંપ્રદાયોના, માલેતુજાર ઉત્પાદકોના અને 'લોકશાહી–સમાજવાદના જાલીમોને 'રૂક જાઓ' કહેવાની તાકાત કેળવવી રહી. સાચાને સાચું ને ખોટાને ખોટું કહેવાની શક્તિ કેળવવી રહી.

એ તાકાત ત્યાગ માગે છે, સમર્પણની તત્પરતા માગે છે. માર્ગ ભૂલેલાં ભાંડુઓને–જીવનનાં ઝાવાંને માર્ગે ચડાવી દીધેલી માનવ–વણઝારને ભાઈચારાના, બંધુતાના, માનવતાના માર્ગે પાછી વાળવાના પ્રયત્નો કરવાના રહે છે. નિર્દય નેતાગીરી સામે માનવતાનો–સાચનો સંગ્રામ ખેલી લોકજાગૃતિ કેળવવાની રહે છે. જો સ્વરાજની આ વધતી જતી યાતનાઓમાંથી દેશને

બચાવવો હોય, તો લાચાર અને હડધૂત દશામાંથી ઊંચા ઊઠીને માનવ માનવ જેવો વ્યવહાર સ્થાપવો હોય, અરમાનભર્યું, ખુમારીભર્યું પ્રજાજીવન જીવવું હોય તો પ્રજાએ તાકાત કેળવી પરાક્રમને પંથે જ વળવું જોઈએ. ભૂંડે હાલે જીવવા કરતાં ભાલે ભોંકાઈને મરવાની મરદાનગી કેળવવી જોઈએ.

સહજ–પ્રાપ્ય એવી એકેય વસ્તુ આ દેશમાં નથી રહી. આંદોલન સિવાય રાફડાના ભોરીંગો બીજી એકે ય ભાષામાં સમજતા નથી. અનાજની અછત જેને છે તેને છે. પ્રજા વિરોધી આગળ ગણાવ્યાં તે ચારેય બળોમાંથી કોઈને ત્યાં અછત નથી. આટલું છતાં તેલ નથી મળતું ત્યાં માલદારો ઘી વાપરે છે. દૂધ નથી મળતું ત્યાં દૂધની મીઠાઈઓ વાપરે છે. દસેરાને દિવસે રાજકોટમાં બાવીસ રૂપિયે કીલો પેંડા વેચવાવાળાને ત્યાં પ્રજાના લૂંટાણહારાઓની લાઈનો લાગી હતી. કંગાલોને ઘેર ત્યારે ટીપા તેલના વખા હતા.

કેંક વેપારીને ત્યાં અને અનાજના માલદાર ઉત્પાદકોને ત્યાં કણના કોઠારો ભર્યા હતા, ભર્યા છે. મોંઘાં મૂલ દેનારા મેળવી લે છે ને અકિંચન છતે અનાજે ટળવળે છે. અને હવે જેનાથી વીસ બાવીસ ગાઉ દૂર પાણીનાં સરોવર શેલારા દયે છે એવા રાજકોટની ત્રણ લાખની પ્રજા પાણી વિના તરફડે છે ને જેના સંગમાં સત્તા ખડી છે એવા ઝેરના ઓગાળ ફૂંફાડતા માનવ–ભોરીંગો એ પાણી આડી દિવાલ રચીને ઊભા છે કે : "ખબરદાર ભાદરના ડેમના પાણીને હાથ લગાડયો તો ? સુપેડી જેવી થઈ પડશે."

કયાંથી આવ્યું આ પાણી ? કોણ લાવ્યું આ પાણી ? કોણે સંઘર્યું ? એને સંઘરવાનું ખર્ચ કયાંથી આવ્યું ? ઈશ્વરના આશીર્વાદથી–આભથી ઊતરેલાં પાડી આડે દીવાલ થઈને ઊભેલા માથે તો પાઈ ભારનો કરવેરાનો બોજ નથી અને સરકારની અનેક યોજનાઓના લાભથી તેઓ તરબતર થયેલા છે. પારકે પૈસે પેંધ્યા છે.

પાણી પ્રભુએ મોકલ્યું. એનું ખર્ચ આડે દીવાલ બનીને ઊભેલાઓનાં વગર વેરાના પૈસામાંથી નહિ પણ ઈતર પ્રજાજનોના લોહી–પરસેવામાંથી થયું છે. માત્ર પાણી જ નહિ પણ જમીન પણ કોઈની મિલકત નથી પણ રાષ્ટ્રની મિલકત છે. અને છતાં પાણી વિના લાખો માનવીને તરફડાવવાનો અધિકાર આ માનવતાદ્રોહીઓને કોણે આપ્યો છે ? લોકો કહે છે કે આ માનવતાદ્રોહીઓના ડારાને કારણે સરકાર ભાદર ડેમને બદલે મચ્છુ ડેમનાં પાણી લાવવાનો વિચાર કરી રહી છે. અને મચ્છુકાંઠાની પ્રજા એવી ધમકીઓ આપી સરકાર સામે ઊભી થશે તો સરકાર શું વિચારશે ? અને રાજકોટને કોરપોરેશન આપીને સરકાર ભાદરનાં પાણી આપવાની નાટકીય જાહેરાત કરવાની હોય તો તે કાંઈ પ્રજા ઉપર ઉપકાર નથી કરતી.

સરકાર પ્રત્યેક પગલે પ્રજાને મૂરખ બનાવે છે. પગે બારણાં ઠેલતી રહે છે ને વચનોની વણઝારની બડાશો ફેંકયે રાખે છે. કુદરતે દીધેલી જળસંપત્તિનો માનવ અધિકાર જો ઝૂંટવી લેવાતો હોય તો આવતી કાલે શ્વાસ નહિ રૂંધી નાખે એની શી ખાત્રી ? આભ ઊંચા મકાનો રચીને નાનાં ખોરડાવાળાઓનાં હવા પ્રકાશ રૂંધવાનું તો શરૂ થઈ જ ગયું છે. આ બધું એમ સૂચવે છે કે સમર્થોને જ જીવવાનો અધિકાર છે. નિર્બળોને નહિ.સમર્થો પીવરાવે એટલું જ પાણી પ્રજાએ પીવું ?

પ્રજાના ચાર કાવતરાબાજ ખાંધિયાઓ સિવાયની પ્રજા માટે આજે તો જીવન મરણનો પ્રશ્ન ઘુંટાઈ રહ્યો છે. માનભેર માણસ રહીને જીવવું છે કે પછી સમર્થોના હાથે ચૂસાઈ ચૂસાઈને ભૂંડે હાલે કમોતે મરવું છે ? જો અરમાનભેર જીવવું જ હોય તો આવતા દિવસોને ઓળખી લઈને હવે આગળ ડગલાં ભરવાં પડશે.

યાદ રહે, આજનું રાજકારણ વિશ્વના કોઈપણ વ્યવસાય કરતાં ભૂંડામાં ભૂંડો વ્યવસાય બની ચૂકયું છે. તમામ વ્યવસાયોનાં દૂષણો રાજકારણમાં એકઠા થયાં છે. એવા વ્યવસાયી સત્તાધિશોના વિશ્વાસે પ્રજાના કોઈ પણ વર્ગનાં વહાણ ચાલી શકે તેમ નથી, સિવાય કે સત્તાધિશોના ભેરૂબંધોનાં. આજે શેતાન બાઈબલના પાઠ ભણી રહ્યા છે. એમના આચાર અને એમની વાણીનાં અંતર નહિ પારખો તો પાતાળે ચંપાઈ જશો. અભય કેળવો, નિડર બનો. નવું વર્ષ આપણા સૌ માટે પરાક્રમી નીવડો. પરાક્રમ શીલ પ્રજાને જ વિજય મળે છે. પંથ કેળવો સાચી પ્રજાસત્તાનો.

# ધર્મ–સાધના અંકનું આકલન

ઈશ્વરભાઇ દવે : જયમલ્લ પરમાર

પંદરમી સદીમાં જામનગરના કવિ શ્રીકંઠે સૌરાષ્ટ્રને વર્ણવતાં કહેલું કેઃ

सौराष्ट्रे पंचरत्नानि नदि नारी तुरंगम ।
चतुर्थं सोमनाथच पंचमम् हरिदर्शनम् ॥

'ઊર્મિનવરચના'ને થોડાં વર્ષો પહેલાં જ્યારે લોકસાહિત્યનો વળાંક આપ્યો ત્યારે શ્રીકંઠ કવિએ કહેલાં નદી, નારી, અશ્વ, સોમનાથ અને દ્વારકાધીશ એવાં સૌરાષ્ટ્રનાં પાંચેય રત્નો દ્વારા સૌરાષ્ટ્રનું સંસ્કૃતિ દર્શન કરાવવાનો અમે સંકલ્પ કરેલો.

સને ૧૯૬૭માં દિવાળી–વિશેષાંક રૂપે અમે નાનકડો પણ 'લોકવાર્તા અંક' આપેલો. ૧૯૬૮ની દિવાળીએ 'લોકસાહિત્ય વિશેષાંક' આપ્યો એ પછી એશિયામાં એક માત્ર સ્થળે રહેલા સોરઠી સિંહનો વિશેષાંક ૧૯૬૯માં આપ્યો. કવિ શ્રીકંઠને સિંહનું મહત્ત્વ ત્યારે નહિ લાગ્યું હોય. કારણકે એ કાળે તો સિંહ આખા સૌરાષ્ટ્રમાં ઉપદ્રવી જનાવર ગણાતું હતું. ધીરે ધીરે એની વસતી માત્ર ગિરના જંગલમાં જ રહેતાં એવું મહત્ત્વ ઘણું વધી ગયું છે. બીજી રીતે સિંહને 'હરિ' પણ કહે છે.

ત્યારબાદ ૧૯૭૦માં 'અશ્વ અંક' આપ્યો. ૧૯૭૧માં 'નારી અંક' અને ૧૯૭૨માં 'નદી અંક' આપ્યો. એ છએ વિશેષાંક દ્વારા અપ્રગટ એવું વિપુલ લોકસાહિત્ય અને ચારણી સાહિત્ય આપી શકાયું પણ સોમનાથ અને દ્વારકાધીશ સાથે બહુ ઓછું લોક-સાહિત્ય જોડાયેલું હતું. ત્યારે આપવું શું ? એણે મૂંઝવણ વધારી દીધી.

બીજી રીતે લોકજીવનની આધારશીલા જ ધર્મ છે. સૌરાષ્ટ્રનો ૭૦૦ માઈલનો સાગરકાંઠો, ગિરનાર, શત્રુંજય અને બીજા પહાડો, અસંખ્ય નદીઓ અને જંગલો વગેરેથી સમૃદ્ધ સૌરાષ્ટ્રમાં અનેક જાતિઓ પોતાના ધર્મો લઈને ઊતરતી ગઈ તેમ પંથ–પૂજા–ઉપાસનાના કેટલાક પ્રવાહો સૌરાષ્ટ્રમાંથી પણ ઉદ્ભવ્યા.

સૌરાષ્ટ્રનું લોકજીવન પૃથ્વીના અગોચર એવા પ્રદેશોના આદિવાસીઓના અણસ્પર્શ્ય જીવન જેવું નથી પણ અનેકવિધ સંસ્કૃતિઓથી ઘડાયેલું છે. સૌરાષ્ટ્રમાં ધર્મ એ સંસ્કૃતિનું પ્રભાવક બળ રહ્યું છે. ત્યારે સોમનાથ અને દ્વારકા એ બે માત્ર શૈવ અને વૈષ્ણવપંથના ઉપાસ્ય દેવોને બદલે પશ્ચિમ ભારતના બે મુખ્ય પ્રવેશદ્વાર પ્રભાસ અને દ્વારકા વિવિધ પ્રજા–સમૂહોના ધર્મો અને સંસ્કૃતિઓનાં પ્રવેશદ્વાર અને મિલનસ્થાન લાગ્યાં. પ્રભાસ અને દ્વારકા તો બધા પ્રમુખ ધર્મોની સેંકડો વર્ષો સુધી વિદ્યાપીઠો રહેલ છે. સૌરાષ્ટ્ર દ્વારકા અને પ્રભાસ વચ્ચે ધર્મ અને સંસ્કૃતિના બે કોળીંડાના પારણે ઝૂલ્યું છે. એટલે સૌરાષ્ટ્રમાં વહેલા શક્ય એટલા ધર્મો–સંપ્રદાયોના પ્રવાહોના નિદર્શનમાં સોમનાથ અને હરિદર્શનનાં એ રત્નોનો સમાવેશ થઈ જતો હતો.

સૌરાષ્ટ્રમાં વહેલા ધાર્મિક પ્રવાહોનું નિદર્શન આપવાનું વિચારતાં વળી મૂંઝવણ વધી. બધા ધર્મો, સંપ્રદાયો, પંથો, પૂજાઓ અને ઉપાસનાઓની સમગ્રતાનો ખ્યાલ જ અમને પહેલ વહેલો આવ્યો. ત્યારે લોથલ સંસ્કૃતિપૂર્વેથી ગાંધીજી સુધી વહેલા ધાર્મિક પ્રવાહોનો ઉટાંક આપી કોણ શકે ? અને એવા અસંખ્ય પ્રવાહો ઉપર લખી આપનારા અનેકને ક્યાંથી શોધવા ?

ભીડ પડે ત્યારે પોરબંદરના અમારા પરમ હિતચિંતક શ્રી. મણિભાઈ વોરા અને એમના પુરાતત્ત્વમંડળના મિત્રોને યાદ કરીએ. એમને આ ધાર્મિક પ્રવાહોના અંકનું સંપાદન હાથ ધરવા આગ્રહ-ભરી વિનંતી કરી. એમના માટે નવી જવાબદારી ઊભી થતી હતી અને હાથ કામથી ભરેલા હતા એટલે એ જવાબદારી સ્વીકારી શક્યા નહિ.

જીવ પંથોની પાટીએ ચડી ગયો ને એકાએક યાદ આવ્યો આનો માલમી સાંઈ મકરન્દ–પંથોનો જ પરખંદો. મકરન્દભાઈ ઘણા ખુશી થયા. મિત્રોને ધાર્મિક પ્રવાહો અંગે સૂચના કરવા પત્રો લખેલા. એમાં મકરન્દભાઈએ મોકલેલી સૂચિ સર્વગ્રાહી હતી.

સમય ટૂંકો હતો એથી કાલાનુક્રમ પ્રમાણે ન મૂકતાં એમને એમ સૂચિ મોકલી આપી. પણ સંતો, મહંતો આચાર્યો, પંડિતો, વિદ્વાનો, પુરાતત્ત્વવિદો, ઈતિહાસકો, સંશોધકો અને તદ્દવિદો એવા એકસોને પચાસને!

મોટાભાગના તો મુરબ્બીઓ અને મિત્રો જ હતા. એક આખો દિવસ મકરન્દભાઈ સાથે બેસીને અંકનું આયોજન વિચાર્યું. સ્વ. ક્ષિતિમોહન સેને બંગાળ અને ભારતની ધર્મભાવના–સાધનધારા ઉપર પુસ્તકો લખ્યાં છે તે પ્રમાણેનો અંક કાઢવાની વાત થઈ. પણ એ પુસ્તકો તો એકલા ક્ષિતિબાબુએ જ લખેલાં જ્યારે અહિં તો દરેક ધર્મના લેખકો જુદા જુદા હતા. મૂળ વિચારની બુનિયાદ શ્રી. મકરન્દભાઈના લેખ 'સિતાર બનાયો સારો' એમાં પડી છે. પણ મકરન્દભાઈની નાદુરસ્તીએ એમનો વધુ લાભ ન લેવા દીધો.

એક વિચાર એવો આવેલો કે દરેક ધર્મનું જ્યાંથી શકય હોય ત્યાંથી પુરાતત્ત્વીય, વૈદિક, પૌરાણિક, ઐતિહાસિક, તાત્ત્વિક, આધ્યાત્મિક અને લૌકિક સ્વરૂપ આપવું. આવું કરવા જતાં દરેક વિષય માટે એક એક વિશેષાંક કાઢવો પડે. એટલે એ શક્ય ન રહ્યું. ત્રણેક મહિના સુધી અનેક જાણીતા તદ્દવિદોનો સંપર્ક સાધતા જ રહ્યા. છેવટ નક્કી થયા મુજબના લેખોનો પ્રવાહ શરૂ થયો. અશક્ય લાગતું શક્ય બન્યું. પણ પાનાંઓની બાંધેલી મર્યાદા શક્ય ન રહી. અગાસીમાં ઘોડાં ખેલવવાં શક્ય જ ન હતાં. તેમ જેટલું આવતું હતું તે બધું પ્રગટ કરવું પણ અશક્ય હતું.

અંકને ભલી ભાતે અલંકૃત કરવા વિચારેલું. મૂર્તિઓ, મંદિરો, પ્રતિકો, અવશેષો અને એને જ લગતાં સુશોભનો વડે. મુરબ્બીઓ અને મિત્રોએ પણ મૂલ્યવાન સૂચનો કરેલાં. શ્રી. ખોડીદાસ પરમારે તો દેવીપૂજા, ગણપતિપૂજા અને વૃક્ષપૂજા એવા ત્રણેય લેખ સાથે એનાં વિવિધ ચિત્રો તૈયાર કરીને મોકલવા તૈયારી આદરી દીધેલી.

દર વર્ષે ૧૭૬ પાનાંનો દિવાળી અંક કાઢતા હતા, ધર્મ–સાધનાનો અંક મનભર પૂરા ૨૭૫ પાનાંનો કાઢવાના આયોજનશ્રી આગળ વધતા હતા. ત્યાં કાગળની બજારમાં કડાકો બોલ્યો. એજન્ટની ના આવી. સરકારી તંત્રે જવાબો જ ન આપ્યા. વેપારીએ ચેક પાછો વાળ્યો. એ કડાકો તો અમારા મગજમાં બોલ્યો. એકાએક આયોજન બદલવું પડ્યું.

ઘણા સુદીર્ઘ લેખો પ્રગટ થઈ ગયેલા. ઘણાકને એકથી વધુ વાર પાછા મોકલી સંક્ષેપ કરાવવો પડયો. લેખો આવતા ગયા એમ છાપતા ગયેલા. પૂરાં બસો પાને અટકયા ત્યારે વીસેક લેખો પડયા રહ્યા. કેટલાક મોડા પડયા તે ન મગાવ્યા અને બાકીના તૈયાર ન કરવા એના લેખકોને વિનંતી કરવી પડી. આટલું છતાં ગત દિવાળી વિશેષાંક કરતાં ૪૮ પાનાંનું વધુ મેટર આપી શકયા છીએ ને ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાનોના ૩૬ અભ્યાસ–લેખો આપી શકાયા છે. જેમાં મહાભારતના યુદ્ધ પૂર્વેના સૌરાષ્ટ્રથી માંડીને ગાંધીજી સુધીના ધર્મપ્રવાહોનું આકલન કરી શકાયું છે. અને આ અંક સાથે શ્રીકંઠ કવિ કથિત પાંચ રત્નો દ્વારા સૌરાષ્ટ્રના સંસ્કૃતિ–દર્શનનો અમારો સંકલ્પ પૂરો થાય છે. આભાર એ રત્નોના લેખકોનો અને અંતર્યામીનો.

જેમના લેખો નથી લઈ શકાયા એવા મુરબ્બીઓ ને મિત્રો – આ. શ્રી. કલ્યાણરાય જોષી, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. કે. કા. શાસ્ત્રી, શ્રી. મણિભાઈ વોરા, શ્રી. દુલેરાય કારાણી, શ્રી. પ્રિયબાળાબહેન શાહ, શ્રી. પુષ્પકાન્ત ધોળકિયા, પ્રા. શ્રી. જ્યોતિબહેન ગાંધી, પ્રો. શ્રી. ઈન્દુબહેન દીવાન, પ્રો. શ્રી. તખ્તસિંહ પરમાર, શ્રી. અમરદાસ ખારાવાળા, ડૉ શ્રી. નાગજી ભટ્ટી, શ્રી. નરોત્તમ પલાણ, ગો. મોહનપુરી, શ્રી. મહેશદાન મિસણ, શ્રી. ખોડીદાસ પરમાર, શ્રી. હરસુર ગઢવી, શ્રી. પ્ર. કા. ઉપાધ્યાય, ડૉ. શ્રી. પ્રવીણભાઈ પરીખ અને શ્રી. છોટુભાઈ અત્રિ વગેરેની ઊંડા હૃદયથી માફી માગીએ છીએ.

શ્રી. નરોત્તમ પલાણે એક પત્રમાં જણાવેલું તેમ આ તો ધર્મ–જ્ઞાનનો યજ્ઞ મંડાયો હતો. જેમ ઘણા લેખો લઈ શકાયા નથી તેમ ઘણાને હમણાં લખી મોકલવાની જ ના પાડવી પડેલી, પણ ઠેરઠેર આ વિષયો અંગેની તૈયારીઓ મંડાયેલી. જેમના લેખો નથી મગાવી શકાયા એ સૌની પણ માફી માગીએ છીએ. પ્રભાસ પાટણના સ્વર્ગ શાસ્ત્રી શ્રી.

હરિશંકરભાઈનો એકનો એક ભરજુવાન દીકરો અવસાન પામ્યો અને એવા આઘાતમાં શાસ્ત્રીજીની નાદુરસ્ત તબિયત છતાં અમારી લાગણીને પાછી ન ઠેલતાં લેખ લખી મોકલ્યો એમાં ઈશ્વરની કરુણા જ અમે નિહાળીએ છીએ.

પુરાતત્ત્વ, સંશોધન, ઈતિહાસ, પુરાણ, શિલ્પ, લલિતકલા અને શ્રદ્ધા–ભક્તિ એવા અનેકવિધ દષ્ટિકોણથી અહીં ધર્મોનું આલેખન થયું છે. બીજી રીતે જોઈએ તો ધર્મોની સાધન ધારા જ નહિ પણ માનવ ઉત્ક્રાંતિનાં બીજ અહીં અણુમાં બ્રહ્માંડની જેમ રહેલાં છે. એટલે માનવને અને ધર્મને વૈજ્ઞાનિક દષ્ટિકોણથી વિચારવા માટેની વિપુલ શક્યતા આ અંકમાં પડેલી છે. છતાં આ અંકમાં સૌરાષ્ટ્રની સાધનધારાનું ચિત્ર પૂર્ણ નથી થતું. ઘણું ઘણું બાકી રહી જવા પામ્યું છે, ઈશ્વરની ઈચ્છા હશે, કાગળની અને અન્ય સુવિધાઓ ઊભી થશે તો એ ચિત્ર પૂર્ણ કરતા રહેવાનો અમારો પ્રયત્ન રહેશે.

પુરાતત્ત્વ, ઈતિહાસ, સાહિત્ય કે સંસ્કૃતિદર્શન પાછળનો હેતુ કોઈ ભૂતકાલીન ગૌરવ કે જ્ઞાનપ્રાપ્તિનો જ માત્ર નથી હોતો પણ એ બધા દ્વારા સત્ય દર્શનનો પણ હોય છે. વિજ્ઞાનનો અંતિમ હેતુ પણ એ જ છે. આજે સૌરાષ્ટ્રમાં ૬૦ લાખની પ્રજા છે. એકસો વરસ પહેલાં ૨૫ લાખની હતી. ત્યારે પાંચસો હજાર વરસ પૂર્વે બે ચાર લાખથી વિશેષ વસતી હોવાનો સંભવ નથી. એવી ખોબા જેટલી પ્રજા વચ્ચે અઢળક ધર્મો–સંપ્રદાયો–પૂજા–ઉપાસનાઓ આવ્યાં, ઊતર્યાં કે ઉદ્દ્ભવ્યાં એય તે ભારે કૌતુકપૂર્ણ ને રસનો વિષય બને છે. એનાથી અલગતા કેળવાતી ગઈ કે એકતા ?

જે ધર્મો આવ્યા કે ઉદ્દ્ભવ્યા તે બધા જીવંત નથી. ઘણા લુપ્ત થયાનું આપણે જાણીએ છીએ. ઘણું હજી ઈતિહાસની જાણ બહાર છે. સવાલ થાય છે કે પ્રત્યેક ધર્મ ને સંપ્રદાય સાચા જ હતા તો પછી નવા ને નવા આજસુધી શા માટે ઉદ્દ્ભવતા ગયા છે ને અસંખ્ય જૂના એવા સંપ્રદાયો કે ફાંટાઓને જકડીને હજી અસંખ્ય માનવીઓ શા માટે બેઠા છે ? ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું કે 'બધા ધર્મો છોડીને મારે શરણે આવ.' એવી ગીતા ઉપનિષદ ને વેદની પ્રસ્થાનત્રયીમાં માનનારા નવા નોખા સંપ્રદાયો કાં નીપજાવતા ગયા ? એક વાતની સ્પષ્ટતા કરીએ કે અમારો કોઈ હેતુ, કોઈ દષ્ટિકોણ સાંપ્રદાયીક નથી.

આ અંક તૈયાર કરવામાં અનેકની શક્તિ કામે લાગેલી. એમાં પોરબંદરના શ્રી. મણિભાઈ વોરા, શ્રી. નરોત્તમ પલાણ અને એમના મંડળની અપાર લાગણી, ઔદાર્ય અને નિર્વ્યાજ ભાવને અમે કદી ભૂલી શકીએ નહિ. એ જ રીતે રાજકોટમાં ડૉ. પ્રવીણભાઈ પરીખને જરીએ જંપવા નથી દીધા ને શ્રી. છોટુભાઈ અત્રિને અવારનવાર પરેશાન જ કર્યા કર્યા છે. ત્યારે એમના જોડીદાર બગસરા દ. શ્રી. મેરામવાળાને તો કેમ જ વિસરાય ? જેમના લેખ ન લઈ શકાયા ને જેમના લેખ લઈ શકાયા તે તમામ પુરાતત્ત્વવિદો, સંશોધકો, ઈતિહાસિકો અને લેખકોનો ઊંડા દિલથી આભાર માનીએ છીએ. અમે તો માત્ર આયોજકો જ છીએ, સર્જકો એ બધા છે. એમની લાગણી સિવાય આ અંક શક્ય ન બનત.નવું વર્ષ એ સર્વને સર્વવાતે સુખી નીવડો.

'ઊર્મિનવરચના'નો દોર અતૂટ રાખનાર મિત્રોને, સ્વજનોને ન ગ્રાહકોને, વાચકોને અને વિજ્ઞાપકોને નવા વર્ષના અમારા અંતરના અભિનંદન પાઠવીએ છીએ. એ સૌના સ્નેહ અને સદ્ભાવથી 'ઊર્મિ' મજલ ખેડી રહ્યું છે.

પણ કાગળથી માંડીને ઊ. નવ'. ને પોસ્ટ કરવા સુધીની બધી વ્યવસ્થા અને ચિંતા સુરૂપ મુદ્રિકાના સંચાલક અને કર્મચારી ભાઈઓ ન કરતા હોત તો ઊર્મિનું સંચાલન એકલે હાથે અશક્ય બનત. સુરૂપ મુદ્રિકા અને ઊર્મિનવરચના એટલે અર્ધામાં જૂનાગઢ અને અર્ધામાં સીતાફળી જેવું છે.

જેમની યાદી રહી જવા પામી હોય તે સર્વ સહિત સૌને નવા વર્ષની શુભેચ્છાઓ પાઠવીએ છીએ.

*

જયમલ્લ પરમાર

## શ્રી. અમૃત પંડયા

વિદ્યાપીઠની વગર ઉપાધિએ અતીતની સાથે વાતો કરનાર ઈતિહાસના અવધૂત શ્રી. અમૃત પંડયા સ્વબળે જે આગળ વધેલા ભારતના વિદેશખ્યાત સન્માનીય પુરાતત્ત્વવિદ્ અને સમર્થ વિદ્વાન છે. એમની શક્તિ સ્વ. ભાઈકાકાએ પરખી ને વલ્લભવિદ્યાનગરમાં એમની રાહબરી નીચે પુરાતત્ત્વ વિભાગ તરફથી પુરાતત્ત્વ અને ઈતિહાસના ખોવાયેલા અંકોડા શોધતાં બહુમૂલ્ય સંશોધન અને પ્રકાશન થઇ રહેલ છે.

## શ્રી. મકરન્દ દવે

શી પિછાન આપવી એમની ? કવિ, લેખક, વિદ્વાન કે ચિંતક તરીકેની ? એ બધી તો એમના સાધક જીવનની સરવાણીઓ છે. અનુભૂતિને વાચા આપવાની એમનામાં તળપદી તત્ત્વદષ્ટિ છે. એમની વાણીમાંથી અલખના આરાધના સૂર ઊઠે છે. એટલે જ તો શાયરો, સૂફીઓ અને મસ્તાનાઓમાં એ 'સાંઈ મકરંદ'ના લાડકા નામથી ઓળખાય છે.

## શ્રી. છોટુભાઇ અત્રિ

શોધક બુદ્ધિ અને પુરાતત્ત્વના અનુરાગી ઉપાસક શ્રી. અત્રિ સંસ્કૃત સાથે એમ. એ. અને આર્કિયોલોજીના ડિપ્લોમા થયા છે. હાલ ગુજ. સરકારના પશ્ચિમ વિભાગના પુરાતત્ત્વ અધીક્ષક તરીકેની કામગીરી રાજકોટમાં રહીને બજાવે છે. પુરાણો વિશેનો તેમનો ઊંડો અભ્યાસ છે.

## પ્રો. શ્રી. ધનસુખ વી. શાસ્ત્રી

સ્વભાવથી સાલસ અને વિદ્યાભ્યાસમાં દઢ એવા પ્રોફેસર શ્રી ધનસુખલાલ વ્રજલાલ શાસ્ત્રી વેદવિદ્યાવિદ્ છે. સંસ્કૃત સાથે એમ. એ. થયા છે. સંસ્કૃતમાં કેટલીક રચનાઓ પણ કરી છે. હાલ રાજકોટમાં માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજમાં સંસ્કૃત વિભાગના અધ્યક્ષ તરીકે કામગીરી બજાવે છે.

## શ્રી. શંભુપ્રસાદ હ. દેસાઈ

એમને જોતાં ફારસી અને અંગ્રેજીના વિદ્યાનુરાગી એવા દેશી રાજ્યોના વિચક્ષણ વહીવટકર્તાઓ યાદ આવે. મૂળ પ્રભાસ પાટણના પણ હાલ જૂનાગઢમાં સ્થિત એવા શ્રી. શંભુભાઈ નિવૃત્ત આઈ. એ. એસ. છે. એમના પ્રિય વિષય ઈતિહાસ સંશોધન અને લેખન. એમણે ઈતિહાસ અંગે ગુજરાતીમાં અને અંગ્રેજીમાં પણ રચનાઓ કરી છે. 'સોરઠ સંશોધન સભા'ના પ્રમુખ છે. 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ' એમનું સુપ્રસિદ્ધ સર્જન છે.

## પ્રા. શ્રી. ખોડીદાસ પરમાર

એમણે લોકશૈલીનાં ચિત્રો ઉપાસ્યાં ને લોકજીવનના રહસ્યના ખજાના ખૂલવા માંડયા. એમણે લોકજીવનને ઉપાસ્યું અને એમની કવિતા-કલાની દૃષ્ટિએ સાહિત્ય અને સંસ્કૃતિનાં રહસ્યો ઉકેલાવા માંડયાં. લોકકળાના આ લબ્ધ પ્રતિષ્ઠ ચિત્રકાર, લેખક, આલોચક અને ભાવનગર સામળદાસ કૉલેજના ગુજરાતીના આ પ્રાધ્યાપકની નજર જ્યાં મંડાય છે ત્યાં સૌંદર્ય સાદ દેવા માંડે છે.

## શ્રી. પુષ્કરભાઈ ગોકાણી

શિક્ષણ ઈજનેરી વિદ્યાની ઉપાધિનું, વ્યવસાય બાંધકામના માલ સામાનનો અને સંસ્કાર સાહિત્ય તથા સંશોધનનો. દ્વારકાના પ્રાચીન ગૌરવે દ્વારકામાંથી જ આપણને યશસ્વી વિદ્વાનો આપ્યા છે તેની પ્રતીતિ આપણને શ્રી પુષ્કરભાઈ કરાવે છે. ગુજરાત ઈતિહાસ પરિષદના તેઓ ઉપપ્રમુખ પણ રહી ચૂકયા છે. દ્વારકાની વિદ્યા પ્રવૃત્તિઓના આ પ્રોત્સાહકે ઈતિહાસ અને સંસ્કૃતિને લગતાને અનેક વિદ્વતાપૂર્ણ લેખો આપ્યા છે.

## શ્રી. હરિશંકર પ્ર. શાસ્ત્રી

શ્રી. હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી એટલે ધર્મ

અને સંસ્કૃતિના કેન્દ્ર સોમનાથ અને પ્રભાસ પાટણનો જીવંત જ્ઞાનકોષ. આ પ્રતિભાવાન ઈતિહાસવિદ્‌ના પુરૂષાર્થથી જ પાટણનું મ્યુઝિયમ ઊભું થયું છે. સૂઝપૂર્વકની શિલાલેખ વાચનાઓ અને પુરાતત્ત્વ તથા ઈતિહાસ ઉપરના એમના લેખો ગુજરાતમાં પંડિતયુગથી પ્રકાશ પાથરી રહેલ છે.

## પ્રા. શ્રી. જનાર્દન જ. દવે

ધાર્મિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે નવદૃષ્ટિ પામેલા યુવાનો માંહેના સંસ્કૃતના વિદ્વાન પ્રાધ્યાપક શ્રી. જનાર્દન દવે ભાગવતના તલસ્પર્શી અભ્યાસી છે. એમની વાણીમાં ભાગવત શ્રવણ કરવું એ એક લ્હાવો ગણાય છે. સંસ્કૃત સાહિત્ય ઉપર મનનીય લેખો લખે છે. શ્રી. જનાર્દન દવે ભાવનગર આર્ટ્સ અને કોમર્સ કોલેજમાં સંસ્કૃતના પ્રાધ્યાપક છે.

## ડૉ. શ્રી. પ્રવીણ સી. પરીખ

અધ્યયન, અધ્યાપન અને સંશોધન ક્ષેત્રે ગુજરાત ગૌરવ લઈ શકે તેવી નવી પેઢી માંહેના એક શ્રી. પ્રવીણભાઈ 'લિપિ વિદ્યાનો વિકાસ' પર સંશોધન કરી પીએચ. ડી થયા છે. વ્યવહારમાં ધીર, લેખનમાં ગંભીર અને વિદ્યામાં વેગવાન શ્રી. પરીખ ગુજરાત ઈતિહાસ પરિષદના મંત્રી છે. હાલ રાજકોટ મહિલા કોલેજમાં અધ્યાપનનું કામ કરે છે.

## પ્રા. શ્રી. અનંત વ્યાસ

શિક્ષણ અને સાહિત્ય ક્ષેત્રે કંઈક નામી અનામી ટાંકણાં કામે લાગ્યાં છે. સ્વને ઘડીને ઘડવૈયા બનેલા મૂળ મહુવાના શ્રી. અનંતરાય નરોત્તમ વ્યાસ મોજ પડે ત્યારે કવિતા, નાટિકા, વાર્તા કે વિવેચન ઉપર કલમ ઉઠાવે છે. એમને લખતા કરતાં મહેનત લેવી પડે, પણ લખે ત્યારે આરપાર જાય. આજે તેઓ ભૂજની લાલન કોલેજમાં પ્રાધ્યાપક છે.

## પ્રા. શ્રી. નરોત્તમ પલાણ

ઈતિહાસ અને પુરાતત્ત્વના પાંખો વીંઝતા ઘોડલે જેનાં પલાણ છે એવા વિદ્યાવ્યાસંગી ને અધ્યયનશીલ શ્રી. નરોત્તમ પલાણ સૌરાષ્ટ્રની અપ્રકાશિત એવી મૂલ્યવાન મૂર્તિઓ 'કુમાર' દ્વાર પ્રકાશમાં લાવી રહ્યા છે. પોરબંદર મહિલા કોલેજના આ યુવાન પ્રાધ્યાપક ડૉ. ભાયાણીના હાથ નીચે સૌરાષ્ટ્રનાં સ્થળ-નામો ઉપર મહાનિબંધ લખી રહ્યા છે.

## ડૉ. શ્રી. હરિલાલ ગૌદાની

શ્રી. હરિભાઈ ડોકટર તો માણસના દરદના છે, ને અમદાવાદ–સરસપુરમાં ગૌદાનીનું સુવિખ્યાત નર્સીંગ હોમ ચલાવે છે, પણ મંદિરો અને મૂર્તિઓના સંશોધન ક્ષેત્રે એમનું સમર્પણ અદ્વિતીય છે. દર રવિવારે નાદુરસ્ત શરીરને મોટરમાં ગોઠવી પદરના ખર્ચે અઢીસોક માઈલની મુસાફરી ખેડી અતીતમાં ખોવાઈ ગયેલ એકાદ મંદિર કે મૂર્તિને ઈતિહાસને અજવાળે આણવાનુ વિરલ કાર્ય તેઓ કરી રહ્યા છે.

## ગોસ્વામી શ્રી. મોહનપુરી

વણપઢયે કોઠા વિદ્યાથી ધર્મ, ઈતિહાસ અને પુરાતત્ત્વના ઊંડા ધરામાં ડૂબકીઓ મારી મોતી ગોતી લાવવાનું અનોખું ઉદાહરણ એટલે ગો. મોહનપુરી. ભણતર સાત ગુજરાતીનું, કામ પોરબંદર બીરલા ફેક્ટરીના કારીગરનું પણ અધ્યયન આવરું ને સ્વાધ્યાયપ્રિય જીવ. એમના નિબંધો ગુજ. સાહિત્ય પરિષદ ને ઈતિહાસ પરિષદમાં સ્થાન પામ્યા છે.

## શ્રી. જોરાવરસિંહ જાદવ

લોકસાહિત્યના ક્ષેત્રે હરણફાળે ફલાંગતા શ્રી. જાદવ ખૂબ ઉત્સાહી ને તેજસ્વી યુવાન છે. લોકસાહિત્યને સંબંધિત એવા સાહિત્યના અધ્યયન વડે તેઓ સારભૂત તત્ત્વોનો સંચય કરતા રહી, લોકજીવનના વિવિધ અંગોને નવા નોખા સ્વરૂપે પ્રગટાવતા રહી શ્રેણીબંધ પ્રકાશનો આપી રહ્યા છે. મૂળ ભાલના આકરૂ ગામના અને હાલ અમદાવાદ સ્થિત શ્રી જાદવનું આંખ ઠરે એવું અનુશીલન છે.

## શ્રી. રાજેન્દ્રસિંહ રાયજાદા

મેસવાણ હાઈસ્કુલના આચાર્ય ને કેશોદ પાસેના સોંદરડા ગામના આ શિક્ષિત યુવાનમાં કવિતા કલા અને અભ્યાસનીયતાનો સુભગ સમન્વય થયો છે.

એમનાં કાવ્યો 'કવિતા' માસિકમાં અને ચિત્રો 'કુમાર'ને પાને પ્રગટ થાય છે. આ સંસ્કારી ને તત્ત્વજ્ઞાનપ્રિય યુવાને શ્રી. હનુમાનપ્રસાદ પોદ્દારના 'રાધા માધવ ચિંતન' ગ્રંથનો 'રાધા માધવ' નામે ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.

## આચાર્ય શ્રી. સુરેશચન્દ્ર દવે

નખશીખ મોરનું જ ઈંડું. સંશોધન અને મૂર્તિવિધાનના લબ્ધપ્રતિષ્ઠ અભ્યાસી સ્વ. શ્રી. કનૈયાલાલ ભા. દવેની વિદ્વતાના વારસદાર :પુત્ર શ્રી. સુરેશભાઈ પુરાતત્ત્વ, ઈતિહાસ અને ધર્મના અખૂટ ભંડાર એવા ઓખામંડળના દ્વારકામાં શારદાપીઠ કૉલેજના આચાર્યપદે છે. નમ્રતા અને સુજનતા સાથે દૂધમાં સાકર ભળ્યાના જ સંજોગ. એમના સંશોધનના ૨૫થી વધુ લેખો પ્રસિદ્ધ થયા છે. એવા લેખો અને વ્યાખ્યાનો માટે યુનિ.ઓમાં એમનો આદર થઈ રહ્યો છે.

## શ્રી. દેવજીભાઈ વાજા

જેમને કલાગુરૂ શ્રી. રવિભાઈ રાવળના ચરણે પાંચ વરસ બેસવાનું સદ્‌ભાગ્ય સાંપડયું છે એવા લોકજીવનમાં આળોટીને ઊભા થયેલા શ્રી. દેવજીભાઈએ લોકોનાં રહનસહેન, વેશભૂષા, આભુષણો, ઉત્સવો અને આળખોને પોતાની પ્રાણવાન પીંછી વડે બોલતા કર્યા છે. એ ચિત્રો પાછળની સંવેદનશીલ ઊર્મિઓને અભિવ્યક્ત કરવાની એમની પાસે કસબી કલમ પણ છે. 'શ્રીરંગમ્' નામના ચિત્રકલા-મંડળ દ્વારા પોરબંદરની ઊગતી પેઢીને આજે તેઓ કલા-સંસ્કાર આપી રહ્યા છે.

## ડૉ. મૃદુલાબહેન મહેતા

અવિરત ઉદ્યમ અને આપબળથી આગળ વધેલાં અધ્યયનશીલ શ્રી. મૃદુલાબહેન હ. મહેતાએ ગુજરાતના ઉત્સવો, વ્રતોપવાસો અને મેળાઓ પર સંશોધન કરીને પીએચ. ડી.ની ડીગ્રી મેળવેલ છે. હાલ માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજ-રાજકોટમાં ભારતીય સંસ્કૃતિનાં અધ્યાપક છે.

## શ્રી. ઇન્દ્રશંકર રાવળ

અદ્‌ભુત-કૌતુકપૂર્ણ-રહસ્યમય. વતન ધ્રાંગધ્રા. જન્મ ગાંધીજીના જન્મસ્થાન જોડેના મકાનમાં. ઉછેર અને અભ્યાસ ગોધરા અને કપડવંજમાં. જીવનની શરૂઆત લોકશિક્ષકથી તે કૉલેજના લેક્ચરર સુધી. સેવાથી સાધુતામાં. સાધના પોંડીચરી, રમણ મહર્ષિ ને સ્વામી રામદાસ પાસે. સાધુવેશે દોઢ હજાર માઇલનું પરિભ્રમણ. સાધુમાંથી આઝાદીના સંગ્રામમાં અને જેલમાં. શિલ્પનો તો પોતાનો સ્ટુડીઓ કર્યો. રસના વિષય સંગીત, ચિત્ર ને ફોટોગ્રાફી, શોધતા હતા અને સાંપડયું મૂળ ઘર. ગુજરાતને એમણે ઉત્તમ પ્રકારનાં ચાર સંગ્રહસ્થાનો આપ્યાં તે. એ જ એમનો મુખ્ય રસ.

## ડૉ. શ્રી. નાગજીભાઈ કે. ભટ્ટી

અતૂટ ઉદ્યમ, અદમ્ય પુરૂષાર્થ અને કઠિન જીવન વિગ્રહમાં એમનો જોટો જડે તેમ નથી. ધૂળમાં આળોટતા, આપબળે આગળ વધતા વધતા પાકટ ઉંમરે પીએચ. ડી. ને પ્રાધ્યાપક થયા. લોકસાહિત્ય, ઈતિહાસ, પુરાતત્ત્વ ને સંશોધન એમના રસના વિષયો, ત્રણ વરસ 'આગે કદમ' માસિક ચલાવ્યુંને વિવિધ વિષયો ઉપર લખતા કર્યા. મૂળ ધ્રાંગધ્રાના હાલ સુરેન્દ્રનગર કૉલેજમાં પ્રાધ્યાપક.

## શ્રી. ઇસ્માઈલભાઈ નાગોરી

ચાલીસ વર્ષ પૂર્વેના બી. એ. બી. એ. જી. વાંકાનેર રાજ્યમાં રેવન્યુ અધિકારી થયા. પણ દિલ દિલાવર ને જીવ સંવેદનશીલ. એવા ખુદાના બંદાથી ના-ખુદા સાથે મેળ કેમ લેવાય ? અમરેલી જિલ્લાના તરવડા ગામે વસી લોકસેવામાં પ્રવૃત્ત થયા ને ખેડૂત બની મિટ્ટી સાથે મહોબ્બત કેળવી, પણ હાલ તો ફકીરી જ રહ્યા. ઘેલામાં ગુણ લાધ્યો. ખરે જ એમણે સર્વધર્મોમાંથી ખુશ્બુ મેળવી છે.

## શ્રી. અમરદાસ ખારાવાળા

અતિ સામાન્યતામાંથી થોડા આગળ વધતાં કેટલાકનાં ફટકી જાય છે, જ્યારે અમરદાસજી નમ્ર બનતા જાય છે. સાધારણ સાધુ બાવાનો બાલુડો. જીવને અને કંઠને કથા-કહેણી જચી ગઈ. વ્યવસાયે કથાકાર બન્યા. સ્વભાવે સ્વાધ્યાયશીલ. સ્વની અને પરની,

પ્રેયની અને શ્રેયની સારગ્રાહી શક્તિ રામાયણો અને અન્ય ગ્રંથોના અધ્યયને આપી. કથામાંથી સમય મળતાં ઘડીક લેખન માથે પણ મીઠી નજર માંડી લ્યે છે.

## અધ્યા. શ્રી. કે. કા. શાસ્ત્રી

લગભગ પંચોતરે પહોંચતાં પણ જેમની ટેકાની શક્તિ એકધારી અથાહ અને બુલંદ રહી છે એવા શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીએ ૧૦૦ જેટલા ગ્રંથોનું લેખન–સંપાદન કર્યું છે. આ વિદ્યાવાચસ્પતિ અધ્યાપક મૂળ માધવપુર–ઘેડના હાલ અમદાવાદના ભો. જે. વિદ્યાભવનના સંશોધન વિભાગમાં ગુજરાતી બૃહત્કોષ ઉપર કામ કરી રહ્યા છે. મહાભારતમાંથી 'ભારત' અને 'જય' શોધી કાઢવા માટે ભારતભરમાં ખ્યાતનામ બનેલા શાસ્ત્રીજી ગુજરાતનું ગૌરવ છે.

## ડો. શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી

સંસ્કૃત, પ્રાકૃત, ઈતિહાસ અને પુરાતત્ત્વના આ પરમ જ્ઞાતા એમની શાંત અને તેજસ્વી બુદ્ધિ-પ્રભા વડે અધ્યયન સંશોધન કરતા રહી સંસ્કૃત અને ઈતિહાસ ઉપર અનેક લેખો અને ગ્રંથો આપતા રહી મહત્તાનાં શિખરો પ્રાપ્ત કરતા રહ્યા છે. આજે તો તેઓ ગુજરાતના પ્રથમ કક્ષાના ઈતિહાસક ગણાય છે ને અમદાવાદના ભો. જે. અધ્યયન અને સંશોધન વિદ્યાભવનના અધ્યક્ષપદને શોભાવી રહ્યા છે. એમના સંપાદન તળે ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસની મહાન ગ્રંથશ્રેણી તૈયાર થઈ રહી છે. વિદ્યા વિનયથી શોભે તે એમણે ચરિતાર્થ કર્યું છે.

## શ્રી. દલપતસિંહ પઢિયાર

શ્રી. દલપતસિંહ પઢિયાર ઊગતી પેઢીના તેજસ્વી તારક છે. ગુજરાત વિદ્યાપીઠમાં ૧૯૭૧માં તેઓ પ્રથમ વર્ગમાં સ્નાતક થયા ને ૧૯૭૩માં અનુ-સ્નાતક થયા. એમ. એ. નિમિત્તે 'રવિભાણ સંપ્રદાયના મોરારની વાણી' ઉપર નિબંધ લખેલો. હાલ ગુજરાત વિદ્યાપીઠમાં પીએચ. ડી.નો અભ્યાસ કરે છે.

## શ્રી. હરસુરભાઇ ગઢવી

શ્રી. હરસુરભાઈએ આખું જીવન પોલિસખાતામાં વિતાવ્યું અને એમની ફરજોએ અવકાશ આપ્યો એમાં સાહિત્યોપાસના કરતા જ રહ્યા. વિષયો પ્રાચીન અને શૈલી અર્વાચીન એવાં કેટલાંક પુસ્તકો પણ એમણે લખ્યાં છે. આ વિદ્યાવ્યાસંગી શ્રી. હરસુરભાઈ હાલ જૂનાગઢ જિલ્લાના ભેસાણ ગામે નિવૃત્ત જીવન ગાળી રહ્યા છે.

## પ્રો. શ્રી. અરૂણભાઇ મહેતા

શ્રી. અરૂણભાઈએ એકઠું જ કર્યે રાખ્યું છે. આપણે ત્યાં કહેવત છે કે વિદ્યા સંઘરે ને આપે નહિ એને મગરમચ્છનો અવતાર આવે. મૂળ શિહોરના વતની પ્રોફેસર અરૂણભાઈ સાતેક વરસથી પોરબંદર મહિલા કોલેજમાં ઈતિહાસના વ્યાખ્યાતા તરીકે કામ કરે છે. ઉદ્યમ અને ઉત્સાહથી આગળ વધતા શ્રી અરૂણભાઇ સૌરાષ્ટ્ર યુનિ. હિસ્ટ્રી–ટીચર્સ એસો. ના મંત્રી છે.

## શ્રી. બાલકૃષ્ણ વૈદ્ય

ધર્મશાસ્ત્રોનો એમનો અભ્યાસ અધ્યાત્મનિષ્ઠ છે. એ નિષ્ઠાની અવન્યે જ આયુર્વેદનો અભ્યાસ કર્યો. નિષ્ણાત ચિકિત્સક ને વિદ્વાન વૈદ્ય બન્યા. 'આયુર્વેદિક માનસશાસ્ત્ર'નો અભ્યાસ–ગ્રંથ લખી 'આયુર્વેદ બૃહસ્પતિ' થયા. જામનગર આયુર્વેદિક સોસાયટીના મંત્રી-પદે સાત વર્ષ અને વર્ષો સુધી સૌરાષ્ટ્ર વિદ્યાસભાના પ્રમુખ રહ્યા. આઝાદી સંગ્રામમાં દોઢ વરસનો કારવાસ ભોગવ્યો. રાજ આવ્યું ત્યા સુધી જ રાજકારણમાં રહ્યા. મૂળ સાવરકુંડલાના સેંજળના. હાલ જામનગરમાં પોતાનું દવાખાનું ચલાવે છે.

## આચાર્ય શ્રી. નર્મદભાઈ જ. ત્રિવેદી

ભાવનગરની આર્ટ્સ અને કોમર્સ કોલેજના આચાર્ય શ્રી. નર્મદભાઈ એટલે વિદ્યાનુરાગ, અધ્યયન અને અધ્યાપન. એક સાચા શિક્ષક તરીકે વિદ્યાર્થીઓ પ્રત્યેની ચાહના. માનસ આધ્યાત્મિક. થીઓસોફીકલ લોજના એક મુખપત્રનું પણ તેઓ સંપાદન કરે છે. એમની કાવ્ય રચનાનો એક સંગ્રહ 'કિસલય' નામે પ્રગટ થયો છે.

# સૌરાષ્ટ્ર : ભારતયુદ્ધ પૂર્વે

અમૃત પંડયા

ઈતિહાસ એની અદ્યતન વ્યાખ્યા પ્રમાણે મુખ્યત્વે ભૂગોળનું ચોથું પરિમાણ (સમય) લેખાય છે. સૌરાષ્ટ્ર (પ્રાચીન સુરાષ્ટ્ર') આ વ્યાખ્યાનું એક સારૂં ઉદાહરણ પૂરૂં પાડે છે. ભાષાકીય ઐક્યને કારણે જ સૌરાષ્ટ્ર તળ ગુજરાત (મહાભારત, વન પર્વ પ્રમાણે પ્રાચીન 'આનર્ત') સાથે સંકળાયલું છે. પરંતુ બીજી ઘણી ખરી રીતે એ પૃથક ભૌગોલિક-ઐતિહાહાસિક એકમ છે. ભારતીય ઉપખંડ (ભારત-પાકિસ્તાન -બંગલાદેશ-નેપાળ-ભૂટાન)ના ૪૦૦૦ માઈલ લાંબા દરિયાકાંઠે ફકત સૌરાષ્ટ્ર જ (લંબાઈ ૨૩૦માં; પહોળાઈ, ઉત્તર-દક્ષિણ ૨૦૦મા, અને ક્ષેત્રફળ ૨૩,૫૦૦ ચો. મા.) એક દ્વીપકલ્પ છે જે ભાલ-નળકાંઠાની એક નીચી અને સાંકડી પટી દ્વારા જ તળગુજરાતની સાથો સાથ ઉપખંડ સાથે જોડાયેલું છે. એની ભૌગોલિક સ્થિતિ પશ્ચિમકાંઠે અરબી સમુદ્રમાં આ રીતે આવેલી છે કે પશ્ચિમ જગતમાં સ્થિત માનવ ઈતિહાસના સૌથી પહેલાં સંસ્કૃતિક્ષેત્રો તે એલમ (ઈરાનનો નૈઋત્ય સાગરતટ), ઈરાક (યુફ્રેટીઝ-ટાઈગ્રીસની સંયુક્ત ઉપત્યિકામાં જેમાં દક્ષિણથી ઉત્તર તરફ ગણતાં સુમેર, બેબીલોનિયા અને અસીરિયા ।કંવા 'અસ્સુર' દેશનો સમાવેશ થતો હતો), પેલેસ્ટાઈન, લઘુ એશિયા, ઇજિપ્ત (નાઈલખીણ), ઈત્યાદિ તથા પછીના કાળનાં અરબસ્તાન, ક્રીટ, ગ્રીસ, રોમ, ઈ. ને ભારત સાથે દરિયાવાટે વ્યાપારિક-સાંસ્કૃતિક સંબંધો જાળવવા એ ઉપખંડના અન્ય પ્રદેશોને જોડતા સરળ સ્થલ માર્ગોની સગવડની દૃષ્ટિએ સૌથી વધુ નિકટનું અને બીજી રીતે અનુકૂળ પડતું હતું.

## મહાનદીઓ સિંધુ અને સરસ્વતી

આ સ્થિતિ અત્યારે પણ પ્રવર્તે છે. સૌરાષ્ટ્રના દરીઆઈ વેપારથી મુંબઈ બંદરને ઉગારી લેવા માટે બ્રિટિશ રાજ્યે વીરમગામની લાઈનદોરી દાખલ કરેલી આ હકીકત એનું એક પ્રમાણ છે. દેશના કુલ દરિયાકાંઠાનો લગભગ ચોથો ભાગ આ સૌરાષ્ટ્ર દ્વીપકલ્પ ધરાવે છે, પરંતુ પ્રાચીનકાળમાં આ બેટ હતું અને ભાલ-નળકાંઠો એક સામુદ્રધુનીનાં જળ હેઠળ હતાં ત્યારે એનો સાગરકાંઠો હાલ કરતાં (૪૩૦ મા.) લગભગ ૨૨૫ મા. વધુ લાંબો હતો. એકમાત્ર ભાલ-નળકાંઠો જ દરિયાનાં મોજાં હેઠળ નહોતાં. ખંભાતનો અખાત આ રસ્તે કચ્છના ખારા રણ (૮૦૦૦ ચો. મા.) પર ફરી વળીને માળિયા આગળ કચ્છના અખાત સાથે હાથ મિલાવતો.

હવે આપણે આંતમાર્ગો તરફ વળીએ. કચ્છનું રણ દરિયા હેઠળ હતું આ વાતની નોંધ લેવાઈ ગઈ. આ રણઅખાત (મૂળ નામ અનાત છે) એક ભારે મહત્ત્વ ધરાવતો. તે આ કે ઋગ્વેદે બિરદાવેલી સપ્તસિંધુ અને બ્રહ્માવર્ત્તની મહાનદીઓ ને સિંધમાં સમાંતરે વહેતી સિન્ધુ અને સરસ્વતી (જે પાછળથી સુકાઈ ગયેલી અને જેના વિષે 'લોસ્ટ સરસ્વતી' નામે મારો અંગ્રેજી ગ્રંથ પ્રગટ થયો છે) એ બંને રણઅખાતમાં સાગરસંગમ સાધતી. હાલ જે કોરીનાળ (નારાયણ સરોવર અને લખપત બંદરવાળી) કહેવાય છે તે પ્રાચીન સિન્ધુમુખ છે. એની પૂર્વ તરફ કચ્છનો થોડોક ભૂભાગ સિંધ સાથે સંધાયેલો હતો. એના પછી વધુ પૂર્વે મહાનદી સરસ્વતી એ રણઅખાતને મળતી. એથી સપ્તસિંધુ અને બ્રહ્માવર્ત્તના હાર્દ પ્રદેશોથી માલ અને ઉતારૂઓની હોડીઓવડે સૌરાષ્ટ્રકાંઠા સુધી અવરજવરની અનુકુળતા હતી. સરસ્વતી મોટા રણમાં પૂર્વ તરફ મળતી એટલે એમાં આવતી હોડીઓ બારોબાર નાના રણને રસ્તે ભાલ-નળકાંઠાની સામુદ્રધુનીમાં થઈ ભરૂકચ્છ (ભરૂચ), શૂર્પારક (સોપારા), ગોમંતક, ગોકર્ણાદિ થઈ મલબારકાંઠે જઈને ત્યાંથી પૂર્વસમુદ્ર (બંગાળનો ઉપસાગર) તથા અગ્નિ એશિયા તરફ જઈ આવી શકતી. પણ નદીમાં ચાલતી હોડીઓ દરિયો તરી શકતી નથી. નર્મદા વાટે હોડીઓ મારફતે જે કપાસ મુંબઈ મોકલવાનો હોય છે તે ભરૂચ ખાતે દરિયાઈ વહાણોમાં બદલવામાં આવે છે. ઉપરોક્ત

સામુદ્રધુનીના મુખ આગળ એવું મથક રહ્યું હોવું જોઈએ અને તે તામ્રયુગમાં હળપ્પાસંસ્કૃતિ (ઈ. પૂ. ૨૪૦૦–૧૭૦૦)નું લોથલ હતું એમ પુરાતત્ત્વ વડે જાણવા મળ્યું છે. કારણ ગમે તે હોય પણ પ્રાચીન ભારતીય પરંપરા સરસ્વતી નદીના મુખને ખંભાતના અખાત સુધી લાવતી હોઈ ઉપરોક્ત સામુદ્રધુની અને રણસાગરને એના પ્રવાહમાં જ ગણી લેતી હતી. એવું જ એકાદ મથક પ્રાચીન સિંધુમુખે નારાયણસરોવરની આજુબાજુ ક્યાંક રહ્યું હોવું જોઈએ.

રણઅખાતને જેમ બે નદીઓ મળતી તેમજ બે મોટી નદીઓ ભારતના હાર્દમાંથી નીકળીને આનર્તને દક્ષિણ દરિયાકાંઠે સાગરને મળતી. આ હતી રેવા (નર્મદા) અને પયોષ્ણી (તાપી). પરંતુ બંનેના પ્રવાહો ઉપર સંખ્યાબંધ ધોધ તથા ક્યાંક ક્યાંક આ પ્રવાહો ડુંગરોને લઈ ખૂબ જ સાંકડા હોવાથી સિંધુ અને સરસ્વતીની જેમ આ બંને નદીઓમાં સળંગ હોડીઓ ચાલી શકતી નથી. અલબત, એમની સમાંતરે સ્થળ મહામાર્ગોનો વિકાસ અવશ્ય થયો હતો. રેવામુખ નિકટ આવેલા ભરૂકચ્છ મહાબંદરેથી એક આવો મહામાર્ગ ઉજ્જયિની, વિદિશા, વગેરે થઇ કાશાંબીને આગણે યમુનાને તથા વારાણસીખાતે ગંગાને મળતો. ત્યાંથી રાજગૃહ થઈ બંગાળના ઉપસાગરના મહાબંદરે તામ્રલિપ્તિ (તામલુક) ખાતે વિરામ પામતો. બીજો મહામાર્ગ તાપીને ઓળંગીને નંદિપુરદ્વારી (નદરબાર), નાશિકય, દેવગિરિ, એલોરા વગેરે થઈ પ્રતિષ્ઠાન (પૈઠણ) જતો. રણઅખાતની ઉપસ્થિતિને કારણે ઉત્તર ગુજરાતને પણ સાગરકાંઠો હોઈ તેનાં પર બંદરો હતાં (અમૃત પંડયા, 'ભૂતકાળની શોધમાં; કુમાર, ૧૯૩૯–૪૦) અને મહામાર્ગ અર્બુદતળેટી, પુષ્કર, વિરાટનગર (બેરાર) ઈ. આગળ ફંટાઈને એક બાજુ મથુરાં અને બીજી બાજુ ઇન્દ્રપ્રસ્થ અને અંતે ગંગાકિનારે હસ્તિનાપુર જતો.

## આર્થિક સંપત્તિ

ભારત અને પશ્ચિમ જગતના દેશો વચ્ચે વ્યાપારિક–સાંસ્કૃતિક હેતુઓની આપેલ માટેના મુખ્ય સેતુરૂપે મહાભારતકાળ (ઈ. પૂ. ૧૩૦૦, 'ઊર્મિ', સપ્ટેમ્બર, ૭૩, પા ૩૮૮) પૂર્વે સૌરાષ્ટ્ર શી શી અનુકૂળતાઓ ધરાવતું હતું એ આપણે જોયું. આ અનુકૂળતાઓ ખાસ કરીને વહાણવટું, માર્ગવ્યવહાર અને વાણિજ્ય માટે આ પ્રાગૈતિહાસિક બેટમાં આ ધંધો કરનારા લોકોને વસવા માટે આકર્ષિત કરે તેમ હતી. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે આ બેટ તથા સંલગ્ન આનર્ત્તાદિ પ્રદેશોની પાસે એમની પોતીકી કોઈ એવી આર્થિક સંપત્તિ હતી ખરી કે જેની મારફત આ બેટ પશ્ચિમ જગત સાથે પોતે બારોબાર વેપાર કરી શકે?

ઉત્તર હકારમાં છે. પ્રાચીન જગતમાં ભારત સિવાય અન્યત્ર ક્યાંય કપાસ થતો કે વપરાતો ન્હોતો અને ભારતમાં ગુજરાતનો નર્મદાકાંઠો (કાનમ અને રાજ) એના તથા એની સારામાં સારી જાતના ઉત્પાદનમાં મોખરે હતું. ગળી સર્વત્ર થતી હતી. દરિયકાંઠે સર્વત્ર મીઠું પાકતું અને ગુજરાતનું મીઠું સર્વોત્તમ હોવાથી એની બધે ભારે માગ રહેતી. કચ્છમાં ફટકડી થતી. સાગનાં વિપુલ જંગલો હતાં એનું લાકડું, સીસમ, હળદરવો, ગુંદર, લાખ, વાંસ, જડી–બુટ્ટી વગેરેની પરદેશમાં સારી જરૂરીઆત રહેતી. ખનિજો તરફ દૃષ્ટિ માંડતાં અકીક (રતનપોર, રાણપુર, ટંકારા, ઈ.), સોનું, શંખજીરૂં, ચકમક, રંગીન મટોડીઓ, તાંબુ વગેરે ખાસ તરી આવે છે. શંખ અને કોડીઓ (ઓખામંડળ), હાથીદાંત તથા મોતી (કચ્છના અખાતનો હાલરકાંઠો) પણ આ દૃષ્ટિએ નોંધનીય છે. એ તામ્રયુગ (ઈ. પૂ: ૩૫૦૦–૧૨૦૦)માં લોખંડનું ખનિજ, મેંગેનીઝ, બોકસાઈડ, કોલસા (નખત્રાણા, થાન, ભુરી, ઈ.) વગેરેનો ઉપયોગ થતો ન્હોતો. આ કાચા દ્રવ્યોને આધારે પ્રાગૈતિહાસિક સુરાષ્ટ્ર–આનર્ત્તમાં ઠેકઠેકાણે કાપડ વણાટ, રંગામણ, કુંભકળા, સોની અને કંસારા કામ, શિલ્પ, લાખકામ, વૈદ્યક, સુતારીકામ, અકીક ઉદ્યોગ, શંખાદિની બંગડી ઈ.નું કામ, વગેરે ઉદ્યોગો આપોઆપ ઊભા થાય એ દેખીતું છે.

ખાદ્ય પદાર્થોના પૂરતા ઉત્પાદન કે પૂરતી પ્રાપ્તિ સિવાય ખાદ્યોત્પાદન સિવાયના ઉદ્યોગો ભાગ્યે અસ્તિત્વમાં આવી શકે તેમ છે. મહાભારતના પૂર્વના

કાળમાં સરેરાશ વરસાદ હાલના કરતાં લગભગ દસેક ઈંચ વધુ પડતો હતો. રણસરોવરના ભેજના આકર્ષણને કારણે હાલ જ્યાં વરસાદની અછત છે એવા ઝાલાવડ, કચ્છ, વઢિયાર, બનાસકાંઠા, પારકર જેવા પ્રદેશોમાં પૂરતી વૃષ્ટિ થતી અને મારવાડનું રેતાળ રણ (મરુભૂમિ) હતું જ નહિ. સૌરાષ્ટ્ર વસ્તુત: એની ચારે તરફ દરિયા તથા ભાલ–નળકાંઠા ભણી ઢળતું ઉચ્ચ પ્રદેશ છે. એટલી એની નદીઓ (સુકભાદર, બન્ને ભોગાવા, મચ્છુ, આજી, વરતુ, ઓઝત, ભાદર, પ્રભાસના ત્રિવેણી સંગમવાળી સરસ્વતી, હિરણ્યા અને કપિલા, શેત્રુંજી, ઈ. એના મધ્યભાગ (પંચાલગિર)થી બધી દિશાઓમાં વહે છે અને એમના કાંઠા ખેતી માટે ઘણા ફળદ્રુપ છે. દ્વીપકલ્પની કાળી માટી પણ ખૂબ રસાળ છે. એથી અહીં ખેતી અને વનવિકાસ ખૂબ ખીલેલાં હતાં. માનવ વસતિઓ મુખ્યત્વે નદીઓને કિનારે અને ઉત્તર ગુજરાતમાં રેતીના ટિંબાઓથી ઘેરાયેલાં સરોવરને કાંઠે થતી. અનાજ, તેલીબીઆં. શેરડી, વગેરે બધું મોટા પ્રમાણમાં નીપજતું. પશુપાલન સારા પ્રમાણમાં થતું. અન્યત્ર વનો પ્રસરેલાં હતાં જેમાં એ સમયના આદિવાસીઓ (નાગ, પુલિન્દ, કોળી, ઈ.: ભીલ પાછળની આવ્યા છે) પણ હાલની જેમ વસતા હતા.

## પ્રાકૃતિક પરિવર્તનો

સૌરાષ્ટ્રની પૂર્વ તરફ રણઅખાત તથા ભાલ–નળકાંઠાની હાજરી સિવાય બેટની ભૂગોળમાં થોડાક બીજા ફેરફારો પણ હતા. ભૂસ્તરીય સંશોધન દર્શાવે છે કે સૌરાષ્ટ્ર એની પશ્ચિમ તરફથી બહુ ધીમે ધીમે દરિયાની બહાર નીકળી રહ્યું છે અને તેથી જ 'બરડાઘેડ' અને 'સોરઠઘેડ'ના પ્રદેશો રચાઈ રહ્યા છે. દક્ષિણ દરિયાકાંઠો જ્યારે સમુદ્રમાં ડૂબતો જાય છે. ઓખામંડળ બેટ હતું. દ્વારકા ડૂબી તેનો સંબંધ આ પ્રક્રિયા સાથે જ છે. શંખોદ્ધાર બેટ, ઓખામંડળ, દીવ, ચાંચ, પીરમ, વગેરે એ ચાંચિયાઓનાં મથક થઈ પડયાં હતાં. સૈન્ધવો, ચાવડા, વાજા, ગોહિલ, દ્વારકાનો વાઘેરવંશ, વગેરે મુખ્યત્વે ચાંચિયા હતા. એમની દરિયાઈ હદમાંથી પસાર થતાં વહાણો પાસેથી એ કરવસૂલ કરતા. કર આપવામાં ન આવે તેવા કિસ્સાઓમાં જ એ વહાણોને લૂંટતા. આખા અરબી સમુદ્ર પર એમની આણ ફરકતી. એક બાજુ શંખોદ્ધાર અને પીરમ બેટો જ્યાં સૌરાષ્ટ્રને કાંઠે છે ત્યાં બીજી બાજુએ સોકોતરા અને પેરીમનાં પોર્ચુગીઝ નામે રાતાસમુદ્રના મુખ આગળ પણ છે. નામોની આ સમાનતા સૌરાષ્ટ્રના ચાંચિયા રાજવંશો (દા. ત. 'અપર સમુદ્રાધિપતિ' સૈંધવો)નું પ્રભાવક્ષેત્ર સૂચવે છે.

આજના ગુજરાતમાં તળગુજરાત એ મુખ્ય અને સૌરાષ્ટ્ર આર્થિક–રાજકીય દૃષ્ટિએ ગૌણ છે. પ્રાચીનકાળમાં એથી ઉલટું હતું. મહાભારત, હરિવંશાદિમાં આનર્તના માત્ર એક જ નગર તે ભરૂકચ્છનો ઉલ્લેખ મળે છે, જ્યારે સુરાષ્ટ્રનાં અનેક એટલે કે દ્વારાવતી, પ્રભાસ, અમસોદ્‌ભેદ, પિંડતારક, ઈત્યાદિની નોંધો મળી આવે છે. વળી આનર્ત–સુરાષ્ટ્રનાં પાટનગરો (કુશસ્થલી, દ્વારાવતી, ગિરિનગર, વલભી,) ઈ. પણ સુરાષ્ટ્રમાં જ હતાં.

આટલાં બધાં આર્થિક આકર્ષણો ધરાવતું સુરાષ્ટ્ર અત્યંત પ્રાચીનકાળથી જ વસવાટ માટે માનવસમુદાયોને આમંત્રણ આપતું રહ્યું હોય એ દેખીતું છે. એક દેશથી બીજા દેશમાં લોકો અમસ્તા વસતા આવતા નથી (વિજયો મેળવવા રાજવંશો આક્રમણ કરે છે પણ જનસમાજ તેમ કરતો હોતો નથી.) આર્થિક ઉત્પાદન ગુજરાન પૂરતું ન થાય (મહાપુર, અનાવૃષ્ટિ, રાજ્યસત્તા તરફથી ત્રાસ, વધુ કમાણી,) અગર વધુ આર્થિક સંપાદન માટે જ લોકો નવા દેશ કે પ્રદેશમાં વસવા આવે છે. આ આર્થિક પ્રેરણાઓના મુખ્યત્વે ચાર પ્રકાર હોય છે, ખાદ્યસંગ્રહ ( શિકાર, માછીમારી, ફળમૂળપ્રાપ્તિ ), પશુપાલન તથા ખેતીવડે ખાદ્યોત્પાદન (ખેતીના બે મુખ્ય પ્રકાર હોય છે, 'કોદાળીખેતી' જેના વડે વન્ય પ્રદેશોમાં આદિવાસી લોકો ખેડ કરે છે અને હળખેતી જેનો ઉપયોગ મેદાનો અને નદીકાંઠે થાય છે), હુન્નરો, વેપાર, વહાતુક (નૌકા, ગાડું, રથ, જનાવરો ઈ, દ્વારા), નોકરી, ઈ. આ બધામાં ખાદ્યોપાર્જન ઉદ્યોગ મુખ્ય છે. એના બે પ્રકારની વાત થઇ ગઈ છે. ખાદ્યસંગ્રહાહકો કયાંય સ્થિર રહી શકતા નથી એટલે એમનાં સ્થાયી ગામો નહિ હોવાથી એમના પુરાતત્ત્વાવશેષોમાં માત્ર પથ્થરાદિના હથિયાર–ઓજારો મળી આવે છે. પશુપાલકોનું પણ તેમજ છે. આ ખાદ્યોપાર્જન પદ્ધતિઓ

દ્વારા માણસ મુખ્યત્વે જીવનની પ્રાથમિક આવશ્યકતાઓ (ખોરાક, વસ્ત્ર અને રહેઠાણો) જ પૂરી કરી શકતો હોવાથી આ આર્થિક તબક્કામાં કળા–સંસ્કૃતિના વિકાસ માટે ભાગ્યે જ અવકાશ રહેતો હોય છે. કોદાળીખેતીમાં પણ એવું જ છે આ હકીકત આપણે આદિવાસીઓની સ્થિતિ ઉપરથી જાણી શકીએ છીએ. કળા–સંસ્કૃતિને હાલના તબક્કા સુધી આગળ વધારવામાં તથા ઈતિહાસનાં ચક્રોને ગતિ આપવામાં પશુપાલન સાથેની હળખેતી જ મુખ્ય ભાગ ભજવતી આવી છે. કોદાળીખેતીથી ત્રણ ચાર વર્ષમાં જમીનના રસકસ નિચોવાઈ જતાં ખેડુતોને ખેતરો અને રહેઠાણો બધું બદલવું પડે છે. આવી સ્થિતિમાં સ્થિર ગામડાંઓનો ઉદય થતો હોતો નથી. વળી હળખેતીમાં એક જ ખેતરમાંથી તથા પશુપાલન દ્વારા કાયમ માટે અનાજ, દૂધ, રૂ, ઊન, માંસ, હાડકાં, ચામડાં, ઈ. જીવનની પ્રાથમિક જરૂરીઆતોને પૂરી પાડનાર વસ્તુઓ મળી રહેતી. પરિણામે સ્થાયી ગામડાંઓનો ઉદય થતો. બીજી આર્થિક પદ્ધતિઓ પર આધારિત અસ્થાયી જીવનમાં માટીનાં પાત્રો તેઓ જલ્દી તૂટી જાય તેમ હોવાથી સાથે રાખી કે ફેરવી શકાતાં નહિ એટલે કુંભકળાનો વિકાસ થઈ શકયો નહિ. હળખેતી આધારિત સ્થાયી જીવને એ તથા બીજા અનેક હુન્નર અને કળાઓનો વિકાસ શકય બનાવ્યો.

## રાજાશાહી અને નગરસંસ્કૃતિનો ઉદય

હળખેતી–પશુપાલન અર્થપદ્ધતિને આધારે ધીમે ધીમે રાજાશાહી સાથે નગરસંસ્કૃતિનો શી રીતે વિકાસ થયો આ એક રસપ્રદ વિષય છે. આ અર્થપદ્ધતિને લઈ એક કુટુંબ તેની જરૂરીઆતો કરતાં ઘણું વધારે ખાદ્યોત્પાદન કરવા લાગ્યું. આ વધારાના કૃષિઉત્પાદનનો શો નિકાલ કરવો એ પ્રશ્ન ગામો સમક્ષ ઊભો થયો. દરેક ગામનો અકેકો રક્ષકદેવ (ગ્રામદેવતા) થતો. લોકોના મનને એમ કે આ દેવની કૃપા અમારા ઉપર ઊતરી આવતાં ધરખમ ઉત્પાદન થયું છે માટે ફાજલ ઉત્પાદન દેવને અર્પણ થવું જોઈએ. દેવના ભૂવાએ પણ એવી જ સલાહ આપી. કાપણી થતાં કૃષિઉત્પાદનના ઢગેઢગ દેવની દહેરીની ચારે પાસ ખડકાવા લાગ્યા. સવાલ એનો નિકાલનો ઊભો થયો. દેવ દહેરીને મંદિરમાં પલટો. એને શણગારો. રોજ પ્રસાદ ધરો. દેવપ્રતિમા માટે ઝવેરાત અને સોનાનાં આભુષણો અને રેશમી વસ્ત્રો જોઈએ. દેવની સમક્ષ ભજન, નૃત્યાદિ માટે દેવદાસીઓ જોઈએ. કામ વધી જતાં સંખ્યાબંધ પૂજારીઓ જોઈએ. પુરાતન ઈરાકમાં દરેક ખેડૂતકુટુંબને તે એકબીજા કુટુંબને નભાવી શકે એટલું ઉત્પાદન કરતું. પરિણામે આ ફાજલકુટુંબો મંદિરસ્થાનને આશ્રયે વણકર, દરજી, સોની, મણિયાર, માળી, ગાંધી, કંદોઈ, પૂજારીઓ, દેવદાસીઓ, ખેપિયા, વગેરે ધંધાઓમાં ખપી ગયા. મંદિરની આજુબાજુ એમનાં મકાનો થયાં. એ રીતે ઈતિહાસમાં સર્વ પ્રથમ ઈ. પૂ. ૩૫૦૦ લગભગ નગરસંસ્કૃતિની ઉત્પત્તિ થઈ. દેખીતી રીતે મૂળ દહેરીનો ભૂવો મુખ્ય પૂજારીરૂપે આ મંદિર–નગર સંસ્થાનો વહીવટકર્તા બન્યો. એક જ સ્થળે જો સંપત્તિ ભેગી થાય તો બહારના લોકો લૂંટી પણ જાય. એથી મંદિર–નગરો ફરતા કોટ ચણાયા. જોખમ વધતાં ખડું સૈન્ય રાખવું પડયું જેનો પૂજારી આપોઆપ સેનાપતિ પણ બન્યો. આ રીતે પુરાતન પશ્ચિમ જગતમાં પુરોહિત–રાજા (Priest–King)ની પરંપરા ઊભી થઈ જે ઈ. પૂ. ૩૦૦૦ના અરસામાં રાજાશાહીમાં પલટાઈ ગઈ. આ રીતે ઈતિહાસમાં નગરસંસ્કૃતિ અને રાજાશાહી સાથે સાથે ઉદ્ભવ્યાં છે. નગર સંસ્કૃતિના અવશેષો મળે તો તેનો કોઈ રાજા રહ્યો જ હોવો જોઈએ. રાજાઓ માટે દરબારગઢો નગરમાં જુદા બંધાતા. મોહેંજોડેરો, હળપ્પા, લોથલ, સુપરકોટડા, મહેશ્વર, નાગદા, વગેરે ભારતના તામ્રયુગીન આરંભિક નગરો ખાતે દરબારગઢોના અવશેષો મળી આવ્યા છે.

માનવસંસ્કૃતિના વિકાસ માટે જોઈતી આર્થિક–વૈજ્ઞાનિક–સામાજિક ભિત્તિને લગતા સિદ્ધાંતો અને એમની સૌરાષ્ટ્ર કેટલે સુધી પૂર્તિ કરે છે એ બધું આપણે જોયું. હવે એના આધારે તામ્રયુગીન સૌરાષ્ટ્રના ઈતિહાસનાં ચક્રો શી રીતે ચાલ્યાં એનું હવે દિગ્દર્શન કરીએ.

## પાષાણયુગ

પાંચથી દોઢેક લાખ વર્ષ પૂર્વના પૂર્વપાષાણયુગ તથા પચ્ચીસેક હજાર વર્ષ પહેલાંના મધ્યપાષાણ

યુગનાં પથ્થરનાં હથિયાર–ઓજારો સૌરાષ્ટ્રમાં ભાદર ખીણ, પિંડારા, હળવદ વિસ્તાર વગેરેમાંથી મળી આવેલ છે. એમનાં ધારક લોકો શિકારી–ફળમૂળસંગ્રાહક હમેશાં રઝડપાટ કરતા માનવસમુદાયો હતા. એમની શોધ સૌરાષ્ટ્રમાં માનવની ઉપસ્થિતિની હાજરી માત્ર સૂચવે છે. ઈતિહાસ દષ્ટિએ બીજી એમની અગત્ય ઘણી ઓછી છે. એમાનાં બે હથિયાર–ઓજારો ભાદર-કાંઠે રોઝડી (શ્રીનાથગઢ)માં ૧૯૬૪ માં મને મળી આવેલાં. ભાઈશ્રી સાંકળીઆનું કહેવું છે કે તે જમાનામાં સૌરાષ્ટ્ર આફ્રિકા સાથે જોડાયલું હોવાથી ત્યાંથી આ લોકો ચાલતા ચાલતા સૌરાષ્ટ્ર આવ્યા હતા (ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ; ૧, પા. ૭૮) આ વાત ભૂસ્તરવિદ્યાની હકીકતોની વિરૂદ્ધ જાય છે. માનવીના અસ્તિત્વકાળમાં આવી ભૌગોલિક સ્થિતિ હતી જ નહિ. તળગુજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચેની સામુદ્રધુની એક મોટી નદી જેટલી જ પહોળી હતી જેને તરાપાઓ અને હોડીઓ દ્વારા આ જમાનાના માનવીઓ સહેલાઈથી ઓળંગી શકતા.

હવે આપણે હળખેતી – પશુપાલનાધારિત ઈતિહાસ કે જે નક્કરતા ધરાવે છે તેની નોંધ લેતાં લેતાં આગળ ચાલીએ. આ ભૂતકાળનાં હાલ મુખ્યત્વે ત્રણ સાધનો આપણને ઉપલબ્ધ છે, પ્રાચીન ભાષાશાસ્ત્ર, સાહિત્ય અને પુરાતત્ત્વ.

## ઓસ્ટ્રિક વહાણવટીઓ

સંસ્કૃત કે કોઈપણ આર્યભાષા એ ભારતની જૂનામાં જૂની ભાષા નથી. આર્યો અહિં આવ્યા તે પહેલેથી આ દેશમાં દક્ષિણ તરફ દ્રવિડ એટલે દ્રવિડ–ભાષાભાષી અને ગંગાખીણ તથા મધ્યભાગના વન્ય-પાર્વત્ય વિસ્તારોમાં ઑસ્ટ્રિક (પોલીનેશિયાથી મેડાગાસ્કર સુધી બોલાતી આદિ ભાષાઓ) ભાષી મુંડા, શબર, કોર્કૂ પુલિન્દાદિ તથા દરિયાકાંઠે અને મહાનદીઓ પર નિષાદ, ધીવર, માંઝી, કોલી, કૈવર્ત ખારવા, વગેરે મચ્છીમાર–નાવિક જનસમુદાયો મોજુદ હતા. ઈ. પૂ. પાંચેક હજાર વર્ષ પૂર્વેની આ વાત છે. આર્યો ભારતમાં આવ્યા, શા માટે અને કયારે કયારે કેટકેટલા સમુદાયોરૂપે આ પ્રશ્નો આજે ઈતિહાસ સંશોધનમાં મહત્ત્વપૂર્ણ બન્યા છે. પહેલાં એનો ઉત્તર સરળ હતો. તે આ કે ગાયો, બળદ, બકરાં, ઘોડા, રથો, વગેરે સાથે-લઈને વેદમંત્રો રચતા રચતા, અતિ હિંસાત્મક યજ્ઞો કરતા કરતા તથા સોમરસમાં છાકટા થતા થતા મધ્ય એશિયા તરફથી આર્ય પશુપાલકોના ધાડેધાડાં ઉત્તર ભારતમાં આવ્યાં. સ્થાનિક અનાર્યો સાથે લડયા અને તેમને દક્ષિણ તરફ તગડી મૂકયા. નવી ભાષાશાસ્ત્રીય, પૌરાણિક અને પૌરાતાત્વિક શોધો હવે આ સરળ ઉત્તરને માનવાની ના પાડે છે. એમના પ્રકાશમાં આ વિષય ઘણો અટપટો અને ગૂંચોવાળો છે. હોર્નલ, ગ્રિયર્સન, પાર્જીટરાદિ વિદ્વાનોના અભ્યાસે દર્શાવ્યું કે વૈદિક આર્યોની પહેલાં ભારતમાં એક મોટો આર્ય સમુદાય આવી ચૂકયો હતો. આ પ્રાગ્વૈદિક ભારતીય આર્યો કોઈ પ્રાગ્વૈદિક આર્ય પ્રાકૃત બોલતા (મરાઠી, ઓરિયા, બીહારી, બંગાળી,ઈ. 'આઉટર એન્ડ' ભાષાઓ એમાંથી ઊતરી આવી છે) અને તેમના સમાજ, ધર્માદિનું વર્ણન પુરાણો અને મહાકાવ્યો (રામાયણ અને મહાભારત) માં મળી આવે છે. આર્ય એટલે આર્યભાષા બોલે અને આર્ય સંસ્કારો પાળે તે શિષ્ટ અને સુસંસ્કૃત લોકો જે અશ્વો (ઘોડા) અને રથોના ભારે શોખીન હતા. પ્રાગ્વૈદિક પૌરાણિક આર્યોમાં રાજાશાહી–નગરસંસ્કૃતિનો વિકાસ થઈ ચૂકયો હતો, આ હકીકત સૂર્ય–ચંદ્રવંશો અને બીજી પૌરાણિક હકીકતો પરથી જાણવા મળે છે. એ પછીની વૈદિક સંસ્કૃતિમાં આ બધું હોય જ. કારણ કે ઈજીપ્ત–ઇરાકમાં ઈ. પૂ. ૩૨૦૦માં રાજાશાહી–નગરસંસ્કૃતિનો જન્મ થયો એટલે એની પછી જ પૌરાણિક આર્યો ભારતમાં આવ્યા હોવા જોઈએ. ઈ. પૂ. ૨૭૦૦–૨૫૦૦નો સમય ગાળો એના માટે વધુ ઉપયુક્ત જણાય છે. આર્યોનો ત્રીજો સમુદાય લગભગ મહાભારતકાળથી ધીમે ધીમે આવવા લાગ્યો અને આ પ્રક્રિયા ગુપ્તકાળ પછી સુધી ચાલુ રહી છે. આ બધા પશુપાલક આભીર, મદ્ર, યૌધેય, કુષાણ, હૂણ, ગુર્જર ઈ. આર્ય–ભાષી લોકો હતા. એમાંના મોટા ભાગ સમુદાયો ગણરાજ્યો હોવાથી રાજાશાહી ધરાવતા નહોતા એટલે પુરાણાદિમાં એમને લગતી માહિતી ઘણી ઓછી આપે છે,

પુરાણકારો અને મહાભારતકારો રાજ્યવંશોના આશ્રિત ભાટો (સૂતો) હતા એટલે આ સાહિત્ય મુખ્યત્વે રાજ્યવંશો સાથે સંબંધિત છે, ગણરાજ્યાદિ પ્રજાસત્તાકો સાથે નહિ. ગણરાજ્યાદિની પુરાણોએ ભાગ્યે જ નોંધ લીધી છે.

પુરાણાદિની વિગતો શબ્દશઃ સાચી છે એમ માની લેવાનું નથી, અલબત્ત એમનામાં સત્યાંશ ખરો. આ બધી બાબત 'યાદવાસ્થળી એક વૈજ્ઞાનિક દૃષ્ટિએ' (ઊર્મિ, સપ્ટે, ૭૩) આ લેખમાં આપણે તપાસી ગયા છીએ. મહાભારત–પુરાણાદિમાં આપણા પરાજયો, પીછેહઠો, આર્થિક પતનાદિપર કેવી રીતે સૂતોએ ઢાંકપિછોડો કર્યો છે એ આપણે જોયું છે. આ છતાં પાર્જીટરે એમના જાણીતા પુસ્તક The Ancient Indian Historical Traditionમાં પુરાણ–વેદાદિનો જે વિશ્લેષણાત્મક અભ્યાસ કરીને ભારતના પૌરાણિક ઈતિહાસનો જે ઢાંચો રજૂ કર્યો છે તે હાલ મને ઠીક ઠીક અંશે માન્ય છે માટે આ લેખમાં હું આને જ અનુસરવા પ્રયત્ન કરીશ. પુરાણોમાં બધે રાજાશાહી–નગરસંસ્કૃતિના તબક્કાનું ભારતીય આર્યોનું સામાજિક જીવન રજૂ થયું છે, હવે જ્યારે ઈજીપ્ત–ઈરાકમાં આ સંસ્થાનો આરંભ થયા પછી ભારત આવતાં ઠીક ઠીક સમય લાગ્યો હશે એટલે, પાછળ જણાવ્યા પ્રમાણે, ભારતમાં એના આરંભ માટે ઈ. પૂ. ૨૦૦૦–૨૫૦૦નો ગાળો આપણે પસંદ કર્યો છે. એ યાદ રહે કે તાંત્રિકી (Technology)ના વિકાસની દૃષ્ટિએ એ તામ્રયુગનો તબક્કો હતો. ભારતમાં તાંબુ અને કલઈ (કાંસું બનાવવા તાંબામાં મિશ્રિત કરવા)ની અછત છે. એટલે નીચલા થરના લોકો દરદાગીનાદિ સિવાય અગાઉથી ચાલ્યા આવેલા પથ્થરાદિનાં હથિયાર–ઓજારો વાપરતા જ્યારે ઉપલા થરના લોકો મોંઘું પડતું તાંબુ અને તેની મિશ્ર ધાતુ કાંસાનો ઉપયોગ કરી શકતા. આર્યો અશ્વરથ બનાવતા અને વાપરતા આ તેમની એક વિશેષતા હતી. રાજાશાહી–નગરસંસ્કૃતિનો આધાર હળખેતી–પશુપાલનની અર્થપદ્ધતિ ઉપર કેવી રીતે હતો એ આપણે જાણી ચૂક્યા છીએ. એનો અર્થ થયો કે પુરાણ–વેદાદિ સાહિત્ય માત્ર આ તબક્કો તથા તેની પછીના ઈતિહાસ સંશોધન માટે ઉપયોગી છે. એની પહેલાં માત્ર પશુપાલન, કોદાળીખેતી, શિકાર–માછીમારી, વગેરે પર આધારિત અસ્થાઈ વસતિઓ અને રઝડપાટમાં પરોવાયેલી આર્યોની પહેલાં સૌરાષ્ટ્રમાં વાસો કરી ગયેલી પ્રજાઓ તથા ત્યાં અસ્તિત્વમાં આવેલા ગણતંત્રાદિ વિષે કશી માહિતી પૂરી પાડી શકે તેમ નથી.

## પુરાતત્ત્વની મર્યાદાઓ

પુરાતત્ત્વ આંશિક રીતે ઉપરોક્ત ખામી અમુક અમુક કિસ્સાઓમાં પૂરી પાડે છે. શિકારી, માછીજીવન, પશુપાલન અને કોદાળીખેતી સાથે સંકળાયલાં રહેઠાણો અને ગ્રામોના અવશેષ ભાગ્યે જ મળે છે, પણ સંબંધિત લોકો પથ્થરાદિ કઠણ પદાર્થોનાં જે હથિયારાદિ વાપરતા તે મળી આવતાં આવા સમુદાયોના ભૂતકાલીન અસ્તિત્વ તથા તેઓ તાંત્રિકી અને અર્થવ્યવસ્થાને કયે તબક્કે પહોંચ્યા હતા એનો ખ્યાલ આપણને આવે છે. પરંતુ તેઓ આર્ય, દ્રવીડ, ઑસ્ટ્રિકાદિ, કોણ હતા તે જાણવું બહુ શક્ય હોતું નથી. આ ભાષાકીય વર્ગો છે અને પ્રાગૈતિહાસિક પુરાતત્ત્વ આ બાબતમાં મુખ્યત્વે મૌન સેવે છે. અલબત્ત જો પાળેલા અશ્વ, અશ્વરથ, સૂર્યસદ્માદિના અવશેષો પ્રાપ્ત થાય તો સંબંધિત લોકો આર્ય રહ્યા હોવાની ભારોભાર શક્યતા ખરી. વાંચી શકાય એવા જે લેખો પ્રાપ્ત થાય તો તેમની ભાષા અગર વ્યક્તિઓના નામો પરથી જાતિ નક્કી થઈ શકે. સચવાઈ રહેલાં પ્રાચીન ભૌગોલિક નામો પણ ઉપયોગી ખરાં. આ દૃષ્ટિએ સૌરાષ્ટ્રમાં મળી આવેલા પાષાણ યુગના અવશેષો બહુ ઉપયોગી નથી. તેમની ઉપસ્થિતિ આપણા પ્રદેશમાં માનવજીવનની જૂનવાણી સૂચવે છે.

જેની જાતિ પારખી શકાય એવી સુરાષ્ટ્રમાં આવીને વસેલી પ્રજા તે ઑસ્ટ્રિક (નિષાદ) માછી–નાવિકોની હોવાનું જણાય છે. દ્વારકાનું મૂળ પ્રાકૃતનામ બારાવતી હતું એમ જૈન સાહિત્ય અને મંજુશ્રી–મૂલકલ્પ ઉપરથી જણાય છે. આ ઑસ્ટ્રિક ભાષાવર્ગની 'બર' (સાગર') ધાતુ ઉપરથી ઉદ્ભવ્યું હોવાનું સિલુઝસ્કી જણાવે છે. 'બારૂ' શબ્દ તથા ભરૂચનું પ્રાચીન નામ 'ભરુ કચ્છ' (વસ્તુતઃ 'બરુ કચ્છ')ની

વ્યુત્પત્તિ પણ એ જ બતાવાય છે (Pre-Dravidian and Pre-Aryan in India) હાલના મિયાણા, વાઘેર, ખારવા, કોલી, માછી, વગેરે કોમો આ મૂળ લોકોમાંથી ઊતરી આવેલી હોવાનું જણાય છે. 'કપાસ' શબ્દ પણ ઑસ્ટ્રિક છે અને તે પણ ભરૂચાદિ કાનમ તથા વાગડાદિ પ્રદેશોમાં આ લોકો જ નિપજાવતા હોવા જોઈએ. કપાસ મોહેન્જોડેરોમાં મળી આવેલ છે જે આ ઑસ્ટ્રિક વહાણવટીઓ, એક બાજુ સિંધુ નદીને જળમાર્ગે સિંધ-પંજાબ તથા બીજી બાજુ દરિયાપાર એલમ, બેબીલોનિયા, પેલેસ્ટાઈન, ઈજીપ્ત, વગેરે સ્થળે લઈ જતા હશે.

રાજાશાહી-નગરસંસ્કૃતિના નિભાવ માટે ધરખમ કૃષિઉત્પાદન કેવી રીતે જોઈએ એની નોંધ લેવાઈ ગઈ. સૌથી વધુ કૃષિઉત્પાદન મોટી નદીકાંઠાના મેદાનોમાં જ નીપજાવી શકાય છે. એ જ કારણે માનવઈતિહાસની સર્વ પ્રથમ એવી ત્રણ રાજાશાહી-નગરસંસ્કૃતિઓનો ઉદય નાઈલ (ઈજીપ્ત), યુફ્રેટીઝ (બેબીલોનિયા) અને સિન્ધુ મહાનદીઓના કાંપ મેદાનોમાં થયો છે. આ કાંપ મેદાનોમાં પથ્થર, ધાતુઓ, ઈમારતી લાકડું, વન્યોત્પાદનો ખનિજો, ઇ. લગભગનો અભાવ હોવાથી મંદિરસંસ્થા, રાજાશાહી, વગેરે માટે તેમના ફાજલ ખેતીઉત્પાદનાદિના બદલામાં આ જણસો વનો, પર્વતાદિ,માંથી મેળવવાની થાય છે. આ ત્રણે મહાનદીઓના પ્રદેશોના સાન્નિધ્યમાં એકમાત્ર સિંધુ ખીણ (કચ્છનો સમાવેશ અગાઉ એમાં થતો)ની દક્ષિણે આવેલા સૌરાષ્ટ્રબેટથી એ વહાણવટા સંબંધી વધુ સરળતા અને નિકટતાને લઈને એલમ, બેબીલોનિયા, ઈજીપ્ત, વગેરે તેમને જોઈતાં લગભગ બધા પદાર્થો મેળવી શકતાં. કોઈ પણ નવી સંસ્કૃતિ ઉદ્ભવે, વિકાસ પામે અને વિસ્તરે તેના માટે જોઈતાં પ્રાકૃતિક સાધનો અને માનવબુદ્ધિબળ સૌરાષ્ટ્રમાં ઉપલબ્ધ હતાં.

## સુમેરિયન સ્વર્ગ 'દિલમુન'

પુરાતન ઈરાકમાં તથા માનવઈતિહાસમાં સર્વ પ્રથમ રાજાશાહી-નગરસંસ્કૃતિનો આરંભ કરનાર જે સુમેરિયન લોકો હતા તેમની ભાષા બેબીલોનિયા, અસીરિયા, ઈજીપ્તાદિ કરતાં જુદા ભાષાવર્ગની હતી, રાજાશાહી-નગરસંસ્કૃતિનાં તૈયાર મૂળતત્ત્વો લઈને આ કોઈ પરદેશી પ્રજા ઈ. પૂ. ૪૫૦૦ના અરસામાં કોઈ અજાણ્યા દેશથી દરિયામાર્ગે દક્ષિણ ઈરાક (સુમેર) પહોંચી હતી આ વાત તેમનું પોતાનું ઈ. પૂ. ૨૭૦૦ લગભગમાં લખાયેલાં બે પુસ્તકો બતાવે છે. તેમનાં નામો છે 'માનવનું પતન' અને 'દિલમુન-દેવદેશ અને સ્વર્ગ'. સુમેરિયન લોકોના જણાવ્યા પ્રમાણે દિલમુન તેમનું મૂળ વતન હોઈ તે પૂર્વ દિશામાં હતો અને દરીઓ અને સ્થલ આ બંને રસ્તે ત્યાં જવાતું. ત્યાં અંકી (વરુણ)નું રાજ્ય હતું. સુમેરિયન નગર અક્કદનો રાજા શરુંકિન (સાર્ગોન)-પ્રથમ (ઈ. પૂ. ૨૩૦૩-૨૨૪૭) દિલમુનને પોતાના રાજ્યમાં ભેળવ્યું હોવાની વાત કરે છે. નબુખદનેઝર (ઈ.પૂ. ૧૧૪૦-૧૧૧૭) પણ તેવા જ દાવાઓ રજૂ કરે છે. ૧૯૬૧માં જાણીતા અમેરીકન વિદ્વાન એસ. એન. ક્રેમરે દિલમુનની તપાસ ચલાવતાં તેઓ પુરાતત્વાદિને આધારે એવા મંતવ્ય પર આવ્યા કે સુમેરિયન-બેબીલોનિયન 'સ્વર્ગ' તે દિલમુન એ સૌરાષ્ટ્ર હતું. (Antiquity જૂન, ૧૯૬૩: અમૃત પંડયા.' ગુજરાતે શું માનવઈતિહાસમાં નગર સંસ્કૃતિનો આરંભ કરેલો ?', ગુજરાત. દિપોત્સવી, ૨૦૧૭). બેબીલોનિયા, ઈજીપ્તાદિને તેમની નગરસંસ્કૃતિઓને નભાવવા માટેનાં સાધનો આ રીતે વહાણવટા દ્વારા આ દેશોને વેપાર વડે મળી રહેતાં એટલે જ સૌ પ્રથમ સૌરાષ્ટ્રમાં વહાણવટી નિપાદ્લોકો પ્રાગૈતિહાસિક કાળમાં દરિયાકાંઠે વસ્યા અને બારાવતી વગેરે બંદરોનો તેમણે વિકાસ સાધ્યો.

હવે આપણે પુરાણકથાઓ તરફ વળીએ. અક્કદના શરુંકિન (સાર્ગોન-૧)ના સમયથી બેબીલોનિયામાં સુબાને 'ઈકકુસી' કહેતા. 'ઈક્ષ્વાકુ' નામની ઉત્પત્તિ મારા મત પ્રમાણે આ અક્કદ (પ્રાચીન બેબીલોનિયન) શબ્દમાંથી થઈ છે. પૌરાણિક રાજવંશોના ઉકારાંત નામો (મનુ, યદુ, રઘુ, ઈ.) એ પણ મારા મત પ્રમાણે અક્કદીય ઉત્પત્તિનાં છે. આર્યવ્યુત્પત્તિનાં નામો આવાં હોતાં નથી. રાજસત્તાનો ઉદય બેબીલોનિયામાં કેવી રીતે થયેલો એ આપણે જોયું એટલે ભારતમાં તેનું આગમન ત્યાંથી થાય એ દેખીતું છે. આર્યો

બેબીલોનિયામાં બહુ પહેલેથી પહોંચી ગયેલા જ્યાં તેમને સૈનિક અમલદાર, સુબો, વગેરેના હુદ્દાઓ મળતા. એવો જ કોઈ આર્ય 'ઈકકુસી' એટલે સુબો ભારત આવ્યો અને અહીં તેના નામનું 'ઈક્ષ્વાકુ' એવું આર્યભાષાકરણ થયું હોવાનું લાગે છે. એના કહેવાતા પિતા 'મનુ'નું નામ પણ બેબીલોનિયન છે. ઈ. પૂ. ૨૫૦૦ ના અરસાની આ વાત હોઈ શકે. તે વખતે ભારતમાં શી સ્થિતિ હતી તે કહી શકાય નહિ. મનુના કહેવાતા નવ પુત્રોએ રાજ્યેચ્છુક આર્યોના સમુદાયો હશે. એમાં મોટો ઈક્ષ્વાકુ સૂર્યવંશનો આદિ-પુરૂષ થયો. આ તથા એના બીજા સાત ભાઈઓએ પૂર્વ, અને મધ્ય ભારતના જુદા જુદા ભાગોનો કબ્જો મેળવ્યો પરંતુ નવમોભાઈ શર્યાતિ પશ્ચિમે છેક દૂર આનર્ત-સુરાષ્ટ્ર શા માટે ગયો આ સૂચક બાબત છે. ભારતના પરદેશ સાથેના વેપારનુ ક્ષેત્ર કબ્જે રાખવાનો મહત્ત્વ-પૂર્ણ ઈરાદો હોવો જોઇએ. શર્યાતિએ કોની પાસેથી સુરાષ્ટ્ર–આનર્તનો કબ્જો લીધેલો કે વિજય મેળવેલો આ બાબતમાં આપણું પ્રાચીન સાહિત્ય મૌન સેવે છે.

## શાર્યાતો અને પુણ્યજનો

શર્યાતિએ સુરાષ્ટ્રમાં આવેલ બંદરનગરી કુશ-સ્થલીને પોતાની પાટનગરી બનાવી. 'કુશ–સ્થલી' એટલે 'કુશ લોકોનું મથક'. તે વખતે પૌરાણિકાદિ વંશાવળીઓ પ્રમાણે ભારતમાં કોઈ 'કુશ' નામે વ્યક્તિ કે જાતિ ન્હોતી. પ્રાચીનકાળમાં ઈજીપ્તની દક્ષિણના આફ્રિકાના દેશ અને લોકોને 'કુશ' કહેતા. બીજી એક 'કુશ' પ્રજા ઈ.પૂ. ૧૫૦૦ ના અરસામાં બેબીલોનિયાના પૂર્વ ભાગમાં રહેતી. શર્યાતિ સૌરાષ્ટ્ર ગયો એની હજારેક વર્ષ પછીના આ લોકોએ કુશસ્થલી વસાવેલું નહિ હોય, પરંતુ આફ્રિકાના કુશ લોકો કે જેઓ વહાણવટી હતા અને આફ્રિકાના વનપર્વતોનાં ઉત્પન્નો ઈજીપ્તને પૂરાં પાડતા (ઈજીપ્શીઅન અને બેબીલોનિયનો કુશળ વહાણવટી ન્હોતા) એમણે મૂળ કુશસ્થલીનગરી વસાવીને સૌરાષ્ટ્રનો વેપાર કબ્જે રાખ્યો હશે. ઠીક એ જ અરસામાં ભૃગુઆર્યો નર્મદામુખ–પ્રદેશ એટલે પછીના લાટ પ્રદેશપર પ્રભુત્વ સ્થાપી ચૂકયા હતા. શાર્યાતોની નોંધ વૈદિક સાહિત્ય (ઋગ્વેદ ૧, ૧, ૧૯૨, ઈ.: ઐતરેય બ્રા. ૪, ૩૨, ૭, ઈ.)માં આવે છે. શર્યાતિને એક પુત્ર નામે આનર્ત અને સુકન્યા કરીને કન્યા હતી. સુકન્યાને ભૃગુપુત્ર ચ્યવન સાથે પરણાવવાની આખ્યાયિકા જાણીતી છે.

શાર્યાતવંશ ફક્ત ચાર પેઢી ચાલ્યો (શર્યાતિ—આનર્ત-રૈવત–રૈવત કકુદમી) એનો દેખીતી રીતે પરાજય થી જ અંત આવ્યો હશે પણ આ પરાજયની બાબતમાં-પણ આપણે 'ઊર્મિ' સપ્ટેમ્બર, ૭૩માં બીજા દાખલા-ઓમાં જેમ જોઈ ગયા છીએ તેમ, પુરાણકારે ઢાંક-પિછોડો કર્યો લાગે છે. પોતાની પુત્રી માટે યોગ્ય વર મેળવવા સારૂ સલાહ લેવા રૈવત બ્રહ્મલોક ગયો અને ત્યાં સંગીત સાંભળવામાં એવો મશગુલ થયો કે આ દરમ્યાન સૌરાષ્ટ્રનો કબ્જો પુણ્યજન રાક્ષસોએ લઈ લીધો અને તેમની પાસેથી મથુરાના યાદવોએ લઈ લીધો હતો. આ ગાળો પાર્જીટરની વંશાવળી પ્રમાણે (પ્રા. ૧૪૪) ૯૦ પેઢી જેટલો એટલે અનેક સૈકાઓ જેટલો લાંબો હતો. આ ગાળા પર પુરાણાદિ વડે પ્રકાશ પાથરી શકાય તેમ નથી. પુણ્યજન રાક્ષસો અવશ્ય કોઈ પરદેશી લોકો રહ્યા હશે. આ અનુસંધાન-માં બેબીલોનિયાના ઈતિહાસના એક બે પ્રસંગો મને યાદ આવે છે. અકકદનો રાજા શર્રુકિન (ઈ. પૂ. ૨૩૦૩–૨૨૪૭) એક શિલાલેખમાં જાહેર કરે છે, "મેં પૂર્વ સમુદ્ર (અરબી સમુદ્ર)ની પેલીમેર આવેલા દિલમુનને પોતાને તાબે આણ્યું." (H. R. Hall, 'The Ancient History of the Near East,' p 185–7) આ પ્રદેશનો કબ્જો રાખવા-ની આ ભારત અને બેબીલોનિયા વચ્ચેની હરીફાઇની પરંપરાનો છેલ્લો દાખલો બેબીલોનિયાના ઈતિહાસમાં ઈ. પૂ. સાતમા સૈકા જેટલો જેટલો મોડો મળે છે.

## યાદવો અને તેમનું મથુરાથી પુનઃસૌરાષ્ટ્ર આગમન.

ગૂંચ આટલેથી ઉકલતી નથી. હરિવંશ જણાવે છે કે યદુઓ (યાદવો) એ મૂળ મથુરા તથા શૂરસેન (વ્રજ) પ્રદેશના રહેવાસી ન્હોતા. વસ્તુતઃ તેઓ સૌરાષ્ટ્રથી જ મથુરા ગયેલા અને આપત્તિકાળમાં પોતાને વતન (સૌરાષ્ટ્ર) પાછા ફર્યા હતા.

ભાગવતપુરાણ, દમાં જણાવ્યું છે કે સિન્ધુ

નદી જ્યાં સમુદ્રને મળે છે ત્યાં નારાયણ સરોવરક્ષેત્રે પ્રાચેતસ દક્ષના હર્યશ્વનમાં દસ હજાર પુત્રો વંશવેલો વધારવા માટે આવીને વસ્યા હતા. (ભા, ૪,૩૦) નામ 'હર્યશ્વ' પરથી જ લાગે છે કે આ લોકો આર્યો હતાં અને પ્રાગૈતિહાસિક કાળમાં ક્યાંક દરિયાપારથી કચ્છમાં આવીને વસ્યા હતા. બેબીલોનિયામાં આર્યોની વહેલી હાજરી બાબતની નોંધ લેવાઇ ગઈ છે. લઘુએશિયામાં ઈ. પૂ. ૨૨૦૦થી ૭૦૦ સુધી હિટ્ટાઈટ ('ખત્તિય') આર્યોનું રાજ્ય હતું. બેબીલોનિયામાં ઈ. પુ. ૧૭૪૬થી ૧૧૭૧ સુધી કાસ્સાઈટ આર્યો, ઇજીપ્તમાં ઈ. પૂ. ૧૭૨૦થી ૧૫૭૦ સુધી હક્સોસ આર્યો અને અસીરિયા તથા કુર્દિસ્તાનમાં ઈ. પૂ. ૧૫૨૫થી ૧૨૫૦ સુધી 'મરિયન્ના' મિત્તાન્ની આર્યોનાં રાજ્યો હતાં. આ બધાએ અશ્વરથોવાળાં સૈન્યો વડે આ દેશો જીત્યા હતા અને પોતાના મૃતકોને અગ્નિદાહ દેતા હતા. ઈંદ્ર, સૂર્ય, વરુણાદિના ઉપાસક હતા. લઘુ એશિયામાં હિટ્ટાઈટો સિવાય થોડાક બીજા સ્વતંત્ર આર્યસમુદાયો વસતા હતા. હોમરના ઓડેસી વડે ટ્રોય પરનું આક્રમણ જાણીતું છે. ટ્રોયના લોકો વિષયક હિટ્ટાઈટ લેખો પરથી જાણવા મળે છે કે તેઓ 'તરુવિશા' કહેવાતા હતા. પુરાણો–વેદોનાં 'તુર્વશા' લોકો સાથે તેમને ઓળખી શકાય છે. ઈ. પૂ. ૧૮૦૦માં એક મોટો ધરતીકંપ થવાથી ટ્રોય તદન નાશ પામ્યું (ઈલિયડનું ટ્રોય ત્યાર પછી વસાવવામાં આવ્યું હતું). પરિણામે તુર્વશા અને બીજા કેટલાક આર્ય સમુદાયો લઘુ એશિયાથી ભારત આવ્યા હોય એમ લાગે છે. ઋગ્વેદાદિ (૪,૩૦ ૧૭)માં તુર્વશાઓના ઉલ્લેખો 'યદુઓ' સાથે ('યદુ તુર્વશા') મળે છે. ઋગ્વેદ ૪,૨૦,૧૨માં પ્રમાણે યદુઓને ઈંદ્ર દરિયાપારથી લાવ્યો હતો. યદુ અને તુર્વશા સાથે જ લઘુ એશિયાથી ભારત આવ્યા હોવા જોઈએ.

હર્યશ્વો 'યદુઓ (યાદવો) હતા એમ હરિવંશ ૯૪ ઉપરથી જણાય છે. નારાયણ સરોવર જે હર્યશ્વો આવેલા તેઓ 'યદુઓ' હતા. એમણે સુરાષ્ટ્ર આવીને કુશસ્થલીને પાટનગર બનાવ્યું. ઉત્તરમાં મધુ અસુર પ્રબળ બન્યો હતો. એણે 'મધુપુરી' (મથુરા) વસાવેલું અને કાળાતરે આનર્ત્ત સુધીના પ્રદેશ પર પોતાનું રાજ્ય સ્થાપેલું. એણે પોતાની કન્યા કુશસ્થલીના હર્યશ્વને પરણાવેલી અને આ રીતે મધુનું આખું રાજ્ય હર્યશ્વને મળતાં તેણે પોતાનું પ્રાટનગર કુશસ્થલીથી મથુરાં ખસેડયું હતું. આ રીતે યાદવો સૌરાષ્ટ્રથી મથુરા (શૂરસેન) જઈને વસ્યા હતા. જરાસંધના ભયથી જ્યારે મથુરાં છોડવાનો પ્રસંગ આવ્યો ત્યારે હરિવંશમાં લખ્યા પ્રમાણે કૃષ્ણે પોતાના પિતા વસુદેવની સલાહ માગી કે આપણે બધા યાદવોએ હવે કયાં જવું? ઉત્તરમાં વસુદેવે લંબાણપૂર્વક યાદવોનું સૌરાષ્ટ્રમાં આગમન તથા પૂર્વેતિહાસ બતાવીને કહ્યું કે એ આપણું મૂળ વતન છે માટે આ આપત્તિકાળે આપણે ત્યાં જ પાછા જવું. એમના આવતાં પહેલાં સૌરાષ્ટ્રમાં પુણ્યજન અસુરો હતા.

હવે જોઈએ કે પુરાતત્વ શું કહે છે. સૌરાષ્ટ્રમાં મળી આવેલ પાષાણયુગની સભ્યતાઓને અહિં પાછળ જણાવેલાં કારણોસર જતી કરીશું. ખેતી આધારિત સભ્યતાઓ કે જેમાં રાજાશાહી અને નગરસંસ્કૃતિનું અસ્તિત્વ હોય તે આપણને ખાસ ઉપયોગી છે. એની તામ્રયુગીન સભ્યતાઓમાં હળપ્પા સંસ્કૃતિ (ઈ. પૂ. ૨૫૦૦–૧૭૦૦) અને ઓપદાર લાલ વાસણોની સભ્યતા (ઈ. પૂ. ૧૭૦૦–૧૩૦૦) મુખ્ય છે. બલુચિસ્તાન પંજાબ, હરિયાણા, રાજસ્થાન અને સિંધમાં હળપ્પા સંસ્કૃતિના સંખ્યાબંધ ટેકરા મળી આવ્યા છે. એના અનેક ટેકરા ખોદાયા છે અને ત્યાં દરબારગઢો મળી આવતાં જણાયું છે કે આ સંસ્કૃતિમાં રાજાશાહી હતી અને નગરો હતાં. ૧૯૩૪માં ધંધુકા પાસે રંગપુર ખાતે સૌરાષ્ટ્રમાં સર્વ પ્રથમ આ સંસ્કૃતિ મળીઆવેલી. ૧૯૩૭માં વલભીપુર અને ૧૯૩૮માં પ્રભાસમાં નગરા ખાતે સ્વ. ફાધર હેરાસને એની નિશાનીઓ પ્રાપ્ત થઈ (B. B. & C. I. Annual 1938) ત્યાર પછી કચ્છ અને સૌરાષ્ટ્ર લગભગ આખે આખાં અને દક્ષિણ ગુજરાતને દરિયાકાંઠે લગભગ સવાસો જેટલાં આ સંસ્કૃતિનાં ગ્રામો અને નગરોના અવશેષો મળી આવ્યા છે. એમાંથી, સૌરાષ્ટ્રમાં લોથલ (સરગવાળા,) રંગપુર, રોઝડી (શ્રી નાથગઢ) અને કચ્છમાં દેસલપુર–ગુંતરી તથા સુરકોટડા પ્રખ્યાત છે. પ્રભાસ

પાટણમાં હળપ્પા સંસ્કૃતિની સમકાલીન એક જુદી સંસ્કૃતિ મળી આવી છે જેનો સંબંધ દ્વીપ કલ્પીય અશ્માયસ સંસ્કૃતિ સાથે મુખ્યત્વે રહ્યો હોવાનો જણાય છે. આ સંસ્કૃતિ તથા રંગપુરાદિમાં હળપ્પા સંસ્કૃતિ પછી ઓપદાર લાલ કુંભકળાની સભ્યતા આવે છે અને એના ગાળામાં તામ્રયુગનો અંતને લોહયુગ બેસી જાય છે. અને હકીકતના આધારે આ સભ્યતાના અંતિમ તબક્કા (ઇ. પૂ. ૧૩૦૦)ને આપણે 'ઊર્મિ' સપ્ટે.માં જોયું છે તેમ મહાભારત કાળમાં મૂકી શકીએ. આ દૃષ્ટિએ આ સભ્યતાના લોકો આર્યો હોઈ યાદવો સાથે સંકળાયલા રહ્યા હશે. એની પૂર્વની હળાપ્પા સંસ્કૃતિ પણ આર્યો સાથે સંકળાયેલી હતી આ હકીકત સુરકોટડામાં આ સંસ્કૃતિના પ્રત્યેક તબક્કામાં મળી આવેલા પાળેલા ઘોડાઓના અસ્થિ અવશેષો વગેરેને આધારે સિદ્ધ થાય છે.

કયો ભારતીય કે બેબીલોનિયન આર્યવંશ સૌરાષ્ટ્રની કઈ પૌરાતાત્વિક સભ્યતા સાથે સંકળાયલાં હતાં આ બાબતમાં હાલ એથી વિશેષ કંઈ કહી શકાય તેમ નથી. લોથલ બંદરના અવશેષોમાં બેબીલોનિયન અને ભારતીય આર્ય આ બંને પ્રકારનાં વજન કરવાનાં તોલાં મળ્યાં છે. એ સૂચવે છે કે લોથલના વહાણવટા અને વેપારને આ બંને દેશોના લોકો સાથે સંબંધ હતો. ઇ. પૂ. ૧૭૦૦ ને આસરે એક બાજુ નદીઓમાં આવતી મહાપુરોની પરંપરાને કારણે અને બીજી બાજુ ધરતીકંપોને લઈ સરસ્વતીનો પટ ખંડિત બનતાં એ નદી સુકાઈ (A. V. Pandya, Lost Sarasvati, 1967, p.172) અને તેથી મારવાડનું રેતાળ રણ (મરુભૂમિ) ઉત્પન્ન થતાં હળપ્પા સંસ્કૃતિ વિનાશને ભેટી. ઓપદાર લાલ કુંભકળા સાથે બનતાં સુધી સંબંધિત યાદવોનો નાશ નવી ધાતુ લોખંડના શસ્ત્રાસ્ત્રોનાં યુદ્ધ વડે અસીરિયન (અસુર) લોકોએ કરેલો તેની વિગતો આપણે 'ઊર્મિ' સપ્ટેંબરમાં જોઈ ગયા છીએ. પાંડવોના ગાદી ત્યાગ, પરીક્ષિતનો પરાજય અને વધ તથા જનમેજયનો 'નાગ (બેબીલોનિયન) યજ્ઞ' જેવી રીતે આવાં જ યુદ્ધોમાંથી પરિણમેલા એ પણ આપણે જોયું. એ છતાં અસીરિયન છાના થઈને નહોતા બેસી રહ્યા. પૂર્વભારતના જ્યારે શિશુનાગવંશ (ઈ.પૂ. ૬૪૨–૪૫૦)નો આરંભ થતાં પહેલાંના સોળ મહાજનપદો ઊભાં થયેલાં ત્યારે બેબીલોનિયા–અસીરિયામાં પ્રતાપી 'અસ્સુર' સમ્રાટ સેન્નાચેરિબ (ઈ. પૂ. ૭૦૩–૬૮૧) રાજ્ય કરતો હતો. પોતાના બાવિયાનના શિલાલેખમાં તે લખી ગયો છે, "મેં બેબીલોનના દેવોની મૂર્તિઓ ભાંગ્યા પછી આ નગરના પાયા આ રીતે ઉખેડી નાંખ્યા કે તેમની માટી પૂર્વસમુદ્ર (અરબી સમુદ્ર)માં વહેતી વહેતી જ્યાંથી સૂર્ય ઊગે છે એ દિલમુનદેશ સુધી પહોંચી અને તેથી ત્યાંના લોકોને મારી શક્તિનો ખ્યાલ આવ્યો અને ત્યાંનો રાજા ભયભીત બની ખંડણી લઇ મારી હજુરમાં હાજર થયો." (S. A. Pallis, 'Antiquity of Iraq, p. 629).



# ગ્રાહકોને નોંધ લેવા વિનંતી

૧– ઑક્ટોબર–નવેમ્બરનો આ સંયુક્ત અંક તા. ૨૦મી ઑક્ટોબરે પ્રગટ થયો છે. હવે પછી નવેમ્બરનો અંક પ્રગટ ન થતાં ડિસેમ્બરમાં પ્રગટ થશે.

૨– ૧૯૭૩ના ઓકટોબર કે નવેમ્બરમાં થયેલા ગ્રાહકો ૧૯૭૩ના ઓકટોબરથી જ ગણાશે ને એમનું લવાજમ ૧૯૭૪ના સપ્ટેમ્બરમાં પૂરું થશે.

વ્ય. 'ઊર્મિનવરચના'

**લવાજમ દેશમાં રૂપિયા ૧૨ : પરદેશમાં, રૂપિયા, ૨૫**

**ઊર્મિનવરચના કાર્યાલય : ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ**

# સિતાર બનાવ્યો સારો

મકરન્દ દવે

ભારતના ઈતિહાસની ક્ષિતિજ પ્રાગૈતિહાસિક ધુમ્મસમાં વિલીન થઈ જાય છે અને પ્રાચીનતા વધે છે તેમ ધુમ્મસ ગાઢ થતું આવે છે. પણ અત્યંત અસ્પષ્ટ ક્ષિતિજને આરે એક વસ્તુ તે ઉજ્જ્વળ નક્ષત્રની જેમ પ્રકાશે છે. અને એ છે ભારતની સમન્વય સાધના. દરેક વરસે આપણે ત્યાં અષાઢનાં વાદળ ઊમટી આવે છે તેમ જમાને જમાને અનેક જાતિનાં આક્રમણો આ દેશ પર થતાં જ આવ્યાં છે. અને આષાઢની ઝડી વરસે ત્યારે પહેલાં તો ધૂળની ડમરીથી આકાશ છવાઈ જાય, પ્રબળ ઝંઝાથી તોતિંગ વૃક્ષો તૂટી પડે, મૂશળધાર વરસાદથી ધરતી તરબોળ બની જાય અને ધસમસતાં પૂરથી ગામનાં ગામ તણાઈ જાય. પણ પછી વાતાવરણ સ્વચ્છ થાય, મધુર હવા વહે, નવાં અંકુર પાંગરે અને ચારે તરફ હરિયાળી હસી ઊઠે. સમથળ વહેતી નદીને કાંઠે ભાંગેલી પાળ સમારતી નવી વસ્તી ખીલવા માંડે આવું જ કાંઈક આપણી સાંસ્કૃતિક ભૂમિ પર પણ બનતું આવ્યું છે.

આ ભૂમિના પહાડોની ગોદમાં, નદીઓને કિનારે, કે સમુદ્રને તટે ક્યારથી માનવીએ રહેઠાણ શરૂ કર્યાં એ તો કોઈ કહી શકે તેમ નથી. પણ બહુ લાંબે ભાળીએ છીએ ત્યારે પણ ઈંટના ચણતર કામ, પાકાં મકાનો, સુઘડ વ્યવસ્થિત શેરીઓ, નહાવાના હોજ, પાણીની નીકો ધરાવતાં ગામમાં માણસો રહેતાં લાગે છે. એ લોકોના વૃદ્ધજનોને સેવવા માટે દેવી–દેવતાની મૂર્તિઓ છે ને નાના બાળકને રમવા માટે રમકડાં પણ છે. સુંદર ચિત્રામણવાળાં માટીનાં વાસણો છે અને સ્ત્રીઓને પહેરવાનાં વિવિધ આભરણો પણ જોવા મળે છે. એ લોકો સુખી ને સંસ્કૃત જીવન ગાળતા હશે એમ કલ્પના કરી શકાય. પણ વળી આવા ગામને જ સ્થળે રાખના ઢેર મળે છે અને પૂરની નિશાની મૂકતા ગયા હોય એવા માટીના થર પણ મળે છે. કોઈ સળગતા આક્રમણથી કે ઊછળતા પૂરથી એ ગામ પાછાં ધરામાં પોઢી ગયાં લાગે છે. પણ ધરતીમાંથી અંકુર પાંગરવાનું છોડી દે તો માનવીનો હાકરો ફરી ઊભું થવાનું માંડી વાળે. ફરી સંસ્કૃતિનાં પારણાં બંધાય છે. અને મરસિયાની જગ્યાએ હાલરડાં ગવાય છે.

આવું કેટલી વાર બન્યું હશે તે કોણ કહી શકે? અને આ સર્જન તથા સંહારના ખેલમાં કઈ કઈ જાતિનાં પાત્રોએ ભાગ લીધો હશે એ પણ કેવી રીતે કહી શકાય? પણ ત્યાર પછી એક એવી જાતિ આવી, જેણે આ દેશ પર કાયમ માટે પોતાની મુદ્રા અંકિત કરી દીધી. તેને આપણે આર્ય નામથી ઓળખીએ છીએ. અને 'આર્ય સંસ્કૃતિ' બોલતાં આપણું માથું ગૌરવથી ઊંચું થાય છે. આર્યો પહેલાં અહીં દ્રવિડ, નાગ, યક્ષ, અસુર, રાક્ષસ એવી કેટલીયે જાતિઓ હતી. આર્યોનો આ લોકો સાથે તુમુલ સંઘર્ષ થયો. પણ સંઘર્ષની સાથે સાથે સમન્વયના તંતુ પણ વણાતા જોઈ શકાય છે. જેણે આ સમન્વયમાં નોંધ પાત્ર ફાળો આપ્યો તેને આપણે અવતારો ને ચિરંજીવી મહાપુરુષો તરીકે પૂજતા આવ્યા છીએ. આ પ્રયાસોથી ધીમે ધીમે જે સંસ્કૃતિ જન્મ પામી તે નથી રહી આર્ય, નથી રહી અનાર્ય પણ હિન્દુ કે ભારતીય સંસ્કૃતિ તરીકે આગવું વ્યક્તિત્વ પામીને આજે ઊભી છે.

ભારતના વિશાળ પાત્રમાં વિધાતાએ આ જુદી જુદી જાતિઓને એક સૂત્રે પરોવી, પરસ્પરના આદાન પ્રદાનથી નવા સમાજનું નિર્માણ કરવાનું શીખવ્યું તેમ એનો નાનકડો નમૂનો પણ તૈયાર કરી આપ્યો લાગે છે. વિશાળ ભારતના પ્રયોગાલયની સૌરાષ્ટ્ર લઘુ આવૃત્તિ છે. અને તેના સહુથી મહાન પ્રયોગના ચિહ્ન અહીંના સાગરકિનારે પડયાં છે. આર્ય–આર્યેતર જાતિના સંમિલનથી કોઈ એક ભારતવ્યાપી દેવનું નિર્માણ થયું હોય તો તે મહેશ્વરનું. દક્ષની કન્યા સાથે મહાદેવનાં લગ્ન થયાં, સમન્વયનો પ્રાથમિક પ્રયોગ કરવામાં આવ્યો ત્યારે આ વૈવિશાળ ગમે તે બહાને તોડી નાખવાનાં ચક્રો ચાલુ થઈ ગયાં હશે. આર્ય દેવને પ્રિય યજ્ઞનું

બહાનું મળી ગયું. પવિત્રતાનાં પીતાંબર ધરીને આવનારામાં ગજચર્મ પહેનારને આમંત્રણ જ કેમ અપાય? મહાદેવનું અપમાન કરવામાં આવ્યું ને ધ્વંસનો વંટોળ વીરભદ્રની જેમ ઘૂમી વળ્યો. આર્યદેવો પણ આમાંથી બરાબર પાઠ શીખી ગયા લાગે છે. એટલે પ્રજાપતિની કન્યા ધરતી પર આવી, હિમાલયની પુત્રી બની અને મહાદેવે તેનું પાણિગ્રહણ કર્યું ત્યારે ઈન્દ્રાદિક દેવો મંગલ વાદ્યો વગાડવા માંડ્યા ને સાજનમાજનની જેમ ભૂતપતિની જાનમાં ચાલ્યા. પાર્વતીની સખીઓ જેવી હિમાલયમાંથી વહેતી નદીઓ સાથે મહાદેવનું સામ્રાજ્ય ભારતમાં ફેલાઈ ગયું. સરસ્વતી કિનારે જ્યાં પ્રભાસની યજ્ઞ ભૂમિ રાજતી હતી ત્યાં જ સોમનાથની કીર્તિ–ધજા ફરકવા લાગી. દક્ષ પ્રજાપતિનો સહુથી પ્રિય જમાઈ ચન્દ્ર હશે. નહીં તો તેની સાથે સત્તાવીશ પુત્રીઓને તે કાંઈ થોડી પરણાવે ? પણ એને ક્ષય થયો. અને એક વેળાના અપમાનિત મહાદેવને શરણે જવાથી જ એનો ક્ષય મટયો. સોમનો સંબંધ યજ્ઞવેળાના એક જાતના માદક રસ સાથે પણ છે. યાજ્ઞિક બ્રાહ્મણોને તે અતિ પ્રિય હોય એમાં શંકા નથી. એવા આકાશી ને ધરતી પરના આરાધ્ય સોમનું આમ મહાદેવને આત્મ સમર્પણ એ આર્યેતર પ્રજાના પ્રબળ જીવન રસની ઝાંખી કરાવે છે.

સોમનાથનું ગગનચુંબિત મંદિર, તેનું વિશાળ પટાંગણ, સુવર્ણની સાંકળે લહેરાતા ને રણકતા ઘંટ, દેવદાસીઓનાં નૃત્ય ને મહાદેવને ચરણે ઢળતી અટળક સમૃદ્ધિ– એ બધાનું ભભકભર્યું વર્ણન કરવાની ઈચ્છા નથી, પણ આ 'સોમ' શબ્દમાં એક બીજો સંકેત પણ રહ્યો છે એ તરફ ધ્યાન જાય છે. મહાદેવ અસુરોના પૂજ્ય હતા. અહીની અસુર જાતિને મધ્યપૂર્વનાં અસુર રાજ્યો સાથે ઘનિષ્ટ સંબંધ હોય એ બનવા જોગ છે. ઈસ્લામ જેવા સુધારક પંથે પણ અસુરોના ઈષ્ટદેવને મસ્તકે બિરાજતા બીજના ચન્દ્રને પોતાની ધજા પર ધારણ કર્યો છે. કોઈ પણ પ્રજા પોતાના મૂળ સંસ્કાર–બીજને સાવ ભૂંસી શકતી નથી. સોમ આર્યોનો દેવ, અસુરોને પૂજ્ય દેવની શોભા, તો અહીંની અસુરોથી જુદી પડતી દ્રવિડ જાતિનો તો એ પ્રાણ હશે એમ લાગે છે. આર્યો જેમ સૂર્યપંથ–સોલર કલ્ટના અનુયાયીઓ છે, તેમ દ્રવિડો ચન્દ્રપંથ–લ્યૂનર કલ્ટના પ્રતિનિધિ છે અને ચન્દ્રપંથના લોકોની વિશિષ્ટતા એ છે કે તેઓ સ્ત્રીને પ્રધાન પદ આપે છે. સૌરાષ્ટ્રના મૂળ ધરમ, આદિ ધરમ ધૂનાધરમ ગણાતા મારગી પંથે આ મહત્ત્વ સાચવી રાખ્યું છે. એવી કલ્પના આવે છે કે પ્રભાસના ત્રિવેણી તીર્થે આર્ય, અસુર, દ્રવિડ જાતિને ચન્દ્રમૌલિ મહેશ્વરમાં એક બનાવતો સંગમ રચાયો હશે. વળી ચન્દ્રવંશી આર્ય ક્ષત્રિયકુળો ને એમના પુરોહિત બ્રાહ્મણ કુળોનો પણ આમાં મોટો ફાળો હશે. યાદવોએ અહીં નિવાસ કર્યો એની પાછળ આર્યેતર સંબંધોનું આકર્ષણ પણ હોઈ શકે. સૂર્યવંશી ક્ષત્રિયોની અણનમતા સાથે ચન્દ્રવંશી ક્ષત્રિયોની તરલતા સરખાવીશું ત્યારે કેટલું આર્યેતર લોહી તેમની નશોમાં વહેતું થયું હશે તે કલ્પી શકાય. 'આર્યાવર્ત'ને ભારતવર્ષ બનાવનારું આ ચન્દ્રવંશી ભરતકુલ. તેનો આદિપુરુષ સોમ ગણાય છે. ક્યાંક તેને મનુનો પુત્ર તો ક્યાંક અત્રિ–અનસૂયાનો પુત્ર ગણવામાં આવે છે. પુરાણોમાં આવી મિશ્ર રાગણી બન્યા કરે છે. પણ એટલું તો નિશ્ચિત કહી શકાય કે આ સોમ દ્વારા આર્યો–અનાર્યોની ઉગ્રતા, સંઘર્ષો, વેરઝેર શમ્યાં છે ને ભારતીય સંસ્કૃતિનું અમૃત ઝર્યું છે.

સોમનું નામ જેની સાથે સદા કાળ માટે જોડાઈ ગયું છે તે સોમનાથ પ્રાચીન ભારતની એકતાનું પ્રતીક છે, તો નવીન ભારતની પ્રેરણા બનવાનું પણ તેના ભાગ્યમાં આવ્યું છે. પ્રભાસને સાગર–કિનારે સરદાર વલ્લભભાઈએ જળની અંજલિ લઈ આ પ્રાચીન મંદિરના નવનિર્માણનો સંકલ્પ કર્યો તેની સાથે ભારતના પ્રાણતત્ત્વનું પણ ઉત્થાન નિહાળવું જોઈએ. કુમારપાળે સોમનાથની યાત્રા કરી ત્યારે તેની સાથે જૈન આચાર્ય હેમચન્દ્ર પણ હતા, સોમનાથનાં દર્શન કરતાં હેમચન્દ્રાચાર્યે જે શ્લોક રચ્યો હતો તેને આજે પણ સોમનાથના ઘુમ્મટ નીચે ગુંજતો કરવો જોઈએ. ભારતની સાધના ને સિદ્ધિનું દર્શન તેમાં આવી જાય છે. મુનિએ આ શ્લોક રચી મહાદેવને નમન કર્યું હતું :

'યત્ર તત્ર સમયે યથા તથા
યોઽસિ સોઽસ્યભિધયા યયા તયા,
વીતદોષકલુષ : સ ચેદ્ભવાન્,
એક એવ ભગવન્! નમોસ્તુ તે.

ભવબીજાંકુરજનના રાગાદ્યા :

ક્ષયમુપાગતા યસ્ય

બ્રહ્મા વા વિષ્ણુ વા હરો

જિનો વા નમસ્તસ્મૈ'

ગમે તે સમયે તથા રીતે
ગમે તે વળી નામથી રહ્યા,
રાગથી પર – તે તમે જ હો '
તો ભગવન્, નમું એ જ એકને.

ભવબીજ સ્ફુરાવતા રાગાદિ ક્ષય જેમના થયા,
એ બ્રહ્મા, હરિ કે હર, જિન–જે હો તેમને નમું.'

એક પ્રખર જૈનાચાર્યને મુખેથી જે શ્લોક સરી પડયો તેમાં ભારતનું હૃદય ગાઈ ઊઠયું છે. આ ભૂમિના દરેક મહાપુરુષે આ દેશની બહુતંત્રી વીણા પર આવું જ સમન્વયનું–સંગીત રેલાવ્યું છે. સૌરાષ્ટ્રની ધર્મ-સાધનાનો પણ તે મુખ્ય સૂર હોય તો તેમાં નવાઈ નથી. ભારતની જેમ સૌરાષ્ટ્રમાં પણ કેટલી જાતિઓ, કેટલા સંપ્રદાયો, કેટલી વિવિધ સાધનાઓ ! પંજાબ, સિંધ, મારવાડ ને સમુદ્રને મારગેથી અનેક જાતિઓ અહીં વહી આવી છે ને આ ભૂમિનાં ભાતીગળ લોક-જીવનને ઉઠાવ આપ્યો છે. પ્રાચીન કાળનો સોમ આ ભૂમિમાં એકત્વનો ધ્વજધારી છે તો એની સાથે દત્ત અવધૂતનો ધૂણો પણ એકત્વની ચિનગારી ચેતાવતો રહ્યો છે. દત્ત પણ અત્રિ–અનસૂયાના પુત્ર ગણાય છે. અને એક પરંપરા પ્રમાણે દત્તાત્રેય ને સોમ બંને બંધુ થાય છે તેમાં આ બંધુત્વની સ્મૃતિ જાળવી રાખવાની ભાવના પણ કામ કરી ગઈ હશે. દત્તના ત્રણ મુખ–એ તેમના સમન્વય–દર્શનનું સૂચક છે. બ્રહ્મા–વિષ્ણુ–મહેશના તે અંશાવતાર ગણાય છે. એટલું જ નહીં પણ તે અસુરરાજ પ્રહલાદના ગુરુ હતા એવો ભાગવતના ત્રીજા અધ્યાયમાં ઉલ્લેખ છે. આને આપણે કોઈ ઐતિહાસિક સામગ્રી ન ગણી શકીએ. પણ ભારતનો ભાવનાત્મક ઈતિહાસ કેવા ઊજળાં મોતી સંઘરતો આવ્યો છે એ તો સ્પષ્ટ દેખાય છે. અહીં વિનાશની નોબત વગાડ-નારાં ને વિચ્છેદ જગાડનારાં પરિબળો ઓછાં નથી. સમગ્ર જાતિઓને નેસ્ત નાબૂદ કરી નાખવાની હિટલરી મહેચ્છાઓ પણ અહીં ઊઠી છે. પણ ભારતે એને પોતાના હૃદયમાં સ્થાન નથી આપ્યું. રામને હાથે શંબૂકનો વધ થાય કે કૃષ્ણ–અર્જુન ખાંડવ–વનને ખાખ કરી નાખવા ધસે ત્યારે આપણી ઉત્તમોત્તમ અંશોમાં પણ કયાંક વેરની જ્વાળા નથી શમી એ વેરપ્રેમી આંગળી ચીંધી બતાવવાનું ચૂકી નથી. પણ આપણે જે રામને, જે કૃષ્ણને ગળે લગાડયા છે એ તો ગુહક, જટાયુ, સુગ્રીવ, શબરીના પ્રાણપ્રિય મિત્ર છે ને ગોપ સાથે ખેલતા ગોવિંદ છે. ભેદની દીવાલો જેમણે ભાંગી એ આપણા ભગવાન બની રહ્યા. કારણ કે તેમણે જ આપણા રાષ્ટ્રવ્યાપી પ્રશ્નનો ઉકેલ શોધી-આનંદ વરતાવી દીધો. તેમના જન્મદિને આપણે ઉત્સવ ઊજવીએ છીએ એ આપણા રાષ્ટ્રના જ નવજન્મનો ઉત્સવ છે.

ભારતમાંથી દત્તની પાદુકાનાં દર્શન કરવા માટે યાત્રાળુઓ આજે પણ ગિરનાર ચડે છે. આપણે કોને પગલે ચાલવા માગીએ છીએ એ ગિરનારી અવધૂત પગલે પગલે પૂછતા લાગે છે. સોમનાથથી આપણે ગિરિનગર આવ્યા. અને ત્યાં પણ એ જ પદચિહ્ન, એ જ સંદેશ. અને એ પણ વિવિધ રીતે. ગિરનારનાં શિખરો જ આપણી પાસે નામજપ કરાવે છે; અંબાજી, કાલિકા, દત્ત, ગોરખ, ઓઘડ.. આ બધાં નામ પાછળ સાધનાની પરંપરા રહી છે. અને શિખરોની જેમ એક-બીજાને ગોઠણ અડાડીને સિદ્ધોએ આસન જમાવ્યું છે. તેની કથની કહેવા બેસીએ તો પાર ન આવે. અવતારી પુરુષો, ઋષિઓ, સંત મહંતોનો જ આ સંદેશ નથી. સર્વ ગ્રંથીઓને અને ગ્રંથોને ફગાવી દેનારા નિર્ગ્રંથ તીર્થંકરોનો પણ એ જ સંદેશ છે. અવતારોની લીલા ગાતાં ગાતાં તીર્થંકરોની તપસ્યાને આપણે ભૂલી જઈએ તો 'મહતી વિનષ્ટિ :' – મહાવિનાશ સર્જાય તે એક પ્રજા તરીકે આપણે હૈયે કોતરી રાખવું જોઈએ.

ગિરનાર સાથે નેમિનાથ રાજમતીનું નામ જોડાઈ ગયું છે. પોતાના લગ્ન સમારંભ વખતે વધ કરવામાં આવનારાં પશુઓના બાંબરડા સાંભળી નેમિ-નાથનું હૃદય હચમચી ઊઠયું. તેમણે ત્યાગની દિશા લીધી. રાજ્યમતીએ પણ સ્વેચ્છાથી ત્યાગની વાટ પકડી. ગિરનાર એમની તપસ્યા ભૂમિ. એક વેળા નેમિનાથનો સાધુ થયેલો ભાઈ રથનેમી, વરસાદમાં ભિંજાયેલી રાજમતીને જોઈ

ભાન ભૂલે છે ત્યારે રાજમતી તેને સન્માર્ગે વાળે છે. આ ઘટનાઓ જાણીતી છે. આજે પણ 'રાજુલની ગુફા'ને નામે એ સ્થળ બતાવવામાં આવે છે. આ બધું ઐતિહાસિક હોય કે ન હોય પણ ભારતવાસીના ચિત્તમાં તો તે ઐતિહાસિક ઘટના કરતાં પણ વધારે સત્ય બની અંકિત થઈ ગયું છે. અને નેમિનાથને કૃષ્ણના ભાઈ તરીકે આપણે યાદ કરીએ છીએ ત્યારે સાધનાના બે માર્ગો બંધુ બનીને આપણી સામે સાકાર સ્વરૂપ ધારણ કરે છે.

જૈન પરંપરા પ્રમાણે નેમિનાથનો જન્મ છિયાસી હજાર વર્ષ પહેલાં થયો. બ્રાહ્મણ પરંપરા પ્રમાણે કૃષ્ણને થઈ ગયાં પાંચ હજાર વર્ષ થયાં. આમાં સમયનો મેળ કેમ કરી બેસે? પણ કાળક્ષેત્ર નહીં તો ભાવડોમમાં નેમિનાથ કૃષ્ણના ભાઈ બની રહે એમાં તો સમન્વયધર્મના કોઈ દૃષ્ટાની સત્યપૂત દૃષ્ટિ કામ કરી ગઈ લાગે છે. રાધા-કૃષ્ણના દિવ્ય પ્રેમની લીલા જે સમાજ ગાય છે તે નેમિનાથ-રાજુલના પરમ ત્યાગની કથા પણ ગાતો હોય તો તેના પ્રેમને સ્થૂળ ભૂમિકા પર સરી પડવાનો વારો ન આવે. આજે પણ જૈન કન્યાઓ નેમિનાથ રાજુલના લગ્ન-પ્રસંગનું એક ગીત ગાય છે. એ ગીતમાં રાજુલની સખી માંડવામાંથી પાછા ફરી જતા વરનું વર્ણન કરે છે તો બહારનો ત્યાગ હોવા છતાં અંતરમાં કેવો કરુણાભીનો, વિશુદ્ધ અને મુક્ત કરતો પ્રેમ રહ્યો છે તેની રાજુલ 'ન સમજાય એવી વાત' સખીને સમજાવી દે છે. કોઈ કાવ્યતત્ત્વને હિસાબે નહીં પણ જીવન-દૃષ્ટિની અ-પૂર્વતાને કારણે એ ગીત ઉતારી આપવાનું મન થઈ જાય છે:

'તોરણથી વર પાછો જાય રે, રાજુલ બેની
તોરણથી વર પાછો જાય.
માંડવેથી જાન પાછી જાય રે, રાજુલ બેની,
તોરણથી વર પાછો જાય.
ઘણું ઘણું કીધું તો યે માને જરી ના,
કેટ કેટલું કીધું તો યે કાને ધરે ના,
લાખ લાખ કીધા ઉપાય રે, રાજુલ બેની.–
નારીની પ્રીત એણે નહીં રે પિછાણી,
સ્નેહની વાતું નહીં રે સમજાણી,
લાખેણી પળ વીતી જાય રે, રાજુલબેની,–
જાવું હતું તો આવ્યા'તા શીદને?
પ્રેમના અંકુર વાવ્યા'તા શીદને?
કુમળી કળી કરમાય રે, રાજુલ બેની,–
પશુના પોકારે એનું કાળજું કોરાણું,
નારીનું અંતર નહીં ઓળખાણું,
આવો અન્યાય કેમ થાય રે, રાજુલ બેની–
લગ્ન તણી એણે વરમાળા તોડી,
કોડ ભરી કન્યા તરછોડી,
માંડવામાં દીવડા બુઝાય રે, રાજુલ બેની,–

રાજુલ સખીની ફરિયાદનો જવાબ આપતાં કહે છે:

'તોરણથી વર ભલે જાય રે, સાહેલી મોરી,
તોરણથી વર ભલે જાય.
માંડવેથી જાન પાછી જાય રે, સાહેલી મોરી,
તોરણથી વર ભલે જાય.
દેશો નહીં એને દોષ લગીરે,
રાખશો મા કોઈ રોષ લગીરે,
લેખ લખ્યા ન ભૂંસાય રે, સાહેલી મોરી.–
માનવી એ તો મોટા રે મનના,
પાડે નહીં કદી ભેદ જીવનના,
દિલમાં દયા ઊભરાય રે, સાહેલી મોરી.–
આવી ને કામ કર્યું ઉપકારી,
પશુની સંગાથે એણે મુજને ઉગારી.
તમથી એ નહીં સમજાય રે, સાહેલી મોરી –
તનડાનું સગપણ ભલે દીધું તોડી,
આત્માની પ્રીત એણે આત્માથી જોડી,
જ્યોતમાં જ્યોત પ્રગટાય રે, સાહેલી મોરી.–
જાઓ ભલે મારા ભવોભવના સ્વામી,
તુમ પગલે નવું જીવન પામી,
અંતરમાં અજવાળાં થાય રે, સાહેલી મોરી.–

પૌરાણિક પાત્રોના અતિમાનુષી ચરિત્ર જોઈ અશ્રદ્ધા ઉત્પન્ન થાય પણ નેમિનાથ-રાજુલની ત્યાગભાવના

કે કૃષ્ણ સુદામાના સખ્ય જેવા પ્રસંગો આજે પણ માણસને બે તસુ ઊંચો ચડાવે છે. આવી કથાઓ ઘરમાં, કુટુંબમાં, પેઢી દર પેઢી વારસામાં અપાતી ને ગામના ચોકમાં તેનાં આખ્યાનો થતાં. પ્રજાનું હાડ એનાથી બંધાતું. હરિશ્ચંદ્રનું નાટક જોઈ આ ભૂમિના એક કિશોરને તેના જેવા સત્યનિષ્ઠ થવાની લગની લાગે એ પુરાતન વારસામાં રહેલી નવજીવનની શક્તિ બતાવે છે. ગાંધીજીની આત્મકથામાંથી એ આખો ફકરો ઉતારવા જેવો છે:

"આ જ અરસામાં કોઈ નાટક કંપની આવેલ તેનું નાટક જોવાની મને રજા મળી. હરિશ્ચંદ્રનું આખ્યાન હતું. એ નાટક જોતો હું થાકું જ નહીં. એ ફરી ફરી જોવાનું મન થાય. એમ વારંવાર જવા તો કોણ જ દે? પણ મારા મનમાં મેં એ નાટક સેંકડો વખત ભજવ્યું હશે. હરિશ્ચંદ્રના સ્વપ્નો આવે. 'હરિશ્ચંદ્રના જેવા સત્યવાદી બધા કાં ન થાય?' એ ધૂન ચાલી. હરિશ્ચંદ્રની ઉપર પડેલી તેવી વિપત્તિઓ ભોગવવી ને સત્યનું પાલન કરવું એ જ ખરું સત્ય. જેવી નાટકમાં લખેલી તેવી જ વિપદો હરિશ્ચંદ્રને પડી હશે એમ મેં તો માની લીધેલું. હરિશ્ચંદ્રનાં દુઃખ જોઈ, તેનું સ્મરણ કરી હું ખૂબ રોયો છું. આજે મારી બુદ્ધિ સમજે છે કે હરિશ્ચંદ્ર કોઈ ઐતિહાસિક વ્યક્તિ નહીં હોય. છતાં મારે મન હરિશ્ચંદ્ર અને શ્રવણ આજે પણ જીવતા છે. હું આજે એ નાટકો વાંચું તો આજે પણ મને આંસુ આવે એમ માનું છું."

આપણે ત્યાં અવતારો, તીર્થંકરો, સંતો, જતિ, સતી, ઓલિયાઓના જે જીવન–પ્રસંગો પ્રજામાં જાણીતા છે તેનું વસ્તુગત સત્ય ગમે તે હો પણ તેનું ભાવગત સત્ય સત્ત્વશીલ બીજ જેવું છે. અને સાનુકૂળ ભૂમિમાં પડતાં જ તેમાંથી નવા જીવનનો ફાલ ઊગી નીકળે છે. ગાંધીજી એક યુગપુરુષની જેમ છવાઈ ગયા. તેમનામાં પાછળથી જે ગુણ વિકાસ થયો તેનાં બીજ વાવવામાં, પોષવામાં, સંવર્ધવામાં કેટલા સામાન્યજનોનો ફાળો છે! સાધ્વી માતા કે એકનિષ્ઠ પિતાનો વારસો તો ખરો પણ રામનામનો અભયમંત્ર આપતી નોકર બાઈ રંભા, રામાયણના સંસ્કાર સીંચતા લાધા મહારાજ, પિતાજીને મળવા આવતા ને તેમની સાથે ધર્માલાપ કરતા મુસલમાન તેમજ પારસી મિત્રો, આ બધાએ બાળક મોહનને જીવનનું ભાથું બંધાવ્યું. વિલાયત જતાં પહેલાં જૈન મુનિ બેચરજી સ્વામીએ પ્રતિજ્ઞા લેવરાવી એ તો મોટું બળ બની ગયું. ગાંધીજીના ઘડતરમાં ફાળો આપનારા આ બધા સામાન્ય માણસો છે, પણ તળ ધરતીમાંથી ઊભા થયા છે. અને તેમની દુવાસુજમાં ધરતીની તાકાત ને ફોરમ છે. સૈકાઓ થયાં જ્યાં કણે કણે આવો સાંસ્કૃતિક કાંપ બંધાતો આવે તેવી ધરતીમાંથી જ નવાં કસદાર માનવી નીપજી શકે.

સમગ્ર ભારત સાથે સૌરાષ્ટ્રનો વ્યવહાર મિલાવતા સોમનાથ ને ગિરનાર આપણે નીરખ્યા. દ્વારકા પણ એવું જ સ્થળ છે. દ્વાદશ જ્યોતિર્લિંગમાં સોમનાથનું સ્થાન છે તો સાત મોક્ષપુરીમાં દ્વારકાનો સમાવેશ થાય છે. કૃષ્ણની રાજધાની તરીકે એ ભારતના હૃદય પર શાસન કરતું હશે તો આજે 'કુંભઈનું બારું' ગણાય છે તેમ બહારના વિશ્વ માટે પશ્ચિમ દિશાનું પ્રવેશદ્વાર હશે. તેની ઐતિહાસિક સમૃદ્ધિ ભલે સમુદ્રમાં ડૂબી ગઈ પણ ભારતના અમૃતઅંશનો ત્યાં છંટકાવ થઈ ગયો છે. એટલે હજારો વર્ષ પછી ભારતની અધ્યાત્મ શિખા શંકરાચાર્યે સંકોરી ત્યારે પશ્ચિમ કિનારે દીવો ચેતાવવા માટે તેમણે દ્વારકાને જ પસંદ કર્યું. શારદાપીઠ એ મહાજ્ઞાની આચાર્યની પરમ ગુરુને ચરણે ભક્તિભરી વંદના છે. જ્ઞાનની અધિષ્ઠાત્રી જ્યારે ભક્તિના ધામમાં પ્રવેશ કરે છે ત્યારે ગીતામાં ભગવાન કહે છે તેમ તેમનો પોતાનો આત્મા જ પોતાનો બને છે:– 'જ્ઞાની ત્વાત્મૈવ મે મતમ્'

જ્યાં જ્ઞાની અને પ્રિય મળે છે ત્યાં ભારતની ધર્મસાધના પૂર્ણ બને છે. શંકરાચાર્યે ગીતાના 'પ્રિયો હિ જ્ઞાનિનોઽત્યર્થમ્ અહં સ ચ મમ પ્રિયઃ' શ્લોકનું ભાષ્ય લખતાં કહ્યું છે:

"પ્રસિદ્ધં હિ લોકે આત્મા પ્રિયો ભવતિ ઇતિ તસ્માદ્ જ્ઞાનિન આત્મત્વાદ્ વાસુદેવઃ પ્રિયો ભવતિ ઇત્યર્થઃ:

સ ચ જ્ઞાની મમ વાસુદેવસ્ય આત્મા એવ ઇતિ મમ અત્યર્થં પ્રિયઃ"

"જગતમાં પ્રસિદ્ધ છે કે આત્મા પ્રિય હોય

છે. એટલા માટે જ્ઞાનીના આત્મા હોવાથી ભગવાન વાસુદેવ તેને અત્યંત પ્રિય હોય છે આ અભિપ્રાય છે.

તથા તે જ્ઞાની પણ મારો, વાસુદેવનો આત્મા જ છે, તેથી તે મને અત્યંત પ્રિય છે."

અદ્વૈત દર્શનને આપણે કોરું લૂખ્ખું, ખાલી શબ્દોમાં ખખડતું કરી મૂકીએ ત્યારે આચાર્ય 'ભજ ગોવિન્દમ્' ગાતા ગાતા આપણને દ્વારકાધીશનાં દર્શન કરી આવવાનું કહેતા ગયા લાગે છે. અદ્વૈતનો અલાયદો ઝંડો ફરકાવીને પોતાના નામની છાપ મારતું કોઈ નવું સ્થળ તેમણે પસંદ ન કર્યું. ભારતની અત્યંત પ્રાચીન પરંપરામાં આચાર્ય પોતે લીન બની ગયા અને ભવિષ્યને પ્રતાપ સાથે પ્રેમનું, મહત્, સાથે માધુર્યનું મિલન કરાવવાનો સંદેશ આપતા ગયા. સાંસ્કૃતિક પરંપરા જ્યારે સ્થગિત થઈ જાય, જડ બની જાય, રૂઢિ નિયમોની ચુસ્ત દીવાલો જ્યારે જીવનમાં વહેતાં જળને થંભાવી દે ત્યારે સુરંગ ફોડવાની વેળા આવે છે. પણ જેણે પરંપરાને આત્મસાત કરી નથી તે પરંપરાને વહેતી પણ કરી શકતા નથી. પણ પાંચ–પચીસનો બળવો બની તેમના પ્રયત્નો બેસી જાય છે. સમગ્ર સમાજને ખળભળાવી એ આગળ લઈ જઈ શકતા નથી. પરંપરા પર વજ્રપ્રહાર કરવો એ કુશળ ઈજનેરી કામ કરવા જેવું છે. સૈકાઓની મહેનત પછી ઊભા થયેલા બંધને જમીનદોસ્ત કર્યા વિના સાંસ્કૃતિક પ્રવાહને નિર્બંધ કરવો એ ભગીરથ કાર્ય છે. આવા ઘડવૈયા વિવેકને ચૂકયા વિના વિદ્રોહ જગાડે છે અને મગરનાં મોઢાં ફાડી આગળ વધતાં મોજાંને નવનિર્માણની દિશામાં વાળી શકે છે. ભારતમાં જમાને જમાને આવા પુરુષો થયા તેની સાથે સૌરાષ્ટ્રનું લોકહૃદય પણ તાલ પુરાવતું આવ્યું છે. પોતપોતાના જીવનની વિવિધ વીણા પર તેમણે કેવું એકત્વનું મહાસંગીત રેલાવ્યું છે! માત્ર માનવ જ નહીં પણ પ્રાણીમાત્ર તેમની હિતચિંતામાં આવી ગયાં છે. આજે પણ સર્વભૂતહિતેરતઃ થવાનું–તેમનું વ્રત જોઈ આશ્ચર્ય મુગ્ધ બની જવાય.

મહેશ્વર પશુપતિ સોમનાથ તો સર્વ પ્રાણી સમુદાયના દેવતા, તેમને ચરણે ભૂત પ્રેત, નાગ બધાં આશ્રય પામે. દત્ત અવધૂતને નિહાળીએ તો ગાય અને કૂતરાં તેમને વિંટળાઈ વળ્યાં છે. નેમિનાથના નામ સાથે જ કસાઈવાડેથી મુક્ત થતાં પશુઓ યાદ આવી જાય. ગોપાલ તો ગાયોના રખેવાળ છે જ. પછી કરુણાવતાર બુદ્ધનાં વચનો પણ આ પ્રદેશમાં પોતાની છાપ મૂકતાં ગયાં છે. શંકરાચાર્ય પછી ગોરખ, કબીર, તુલસી, ચૈતન્યે જે જે મોજાં ઊછાળ્યાં તેની સાથે અહીં પણ જુવાળ ઊઠયો છે. અને ભારતના આત્મધનમાં ઉમેરો કરતી સૌરાષ્ટ્રની પોતીકી પુંજી અનુકૃતિની નથી, સ્વીકૃતિની છે. અનુકરણમાં તો પોતાની પાચનશક્તિ કામ કરતી નથી. જ્યારે સ્વીકારમાં મૂળ ભાવને વાગોળી, પચાવી આત્મસાત કરી જીવંત રીતે વહેતો કરવાનો રહે છે. ભારતીય મહાપુરુષોની વાણી અને જીવનકાર્યના સૌરાષ્ટ્રે કેવા પડછંદા પાડ્યા છે અને અહીંના સપૂતોએ ભારતના પ્રાંતે પ્રાંતે કેવા પડછંદા જગાડયા છે તે અભ્યાસનો વિષય છે. ગઈ કાલની જ વાત કરીએ તો પ્રણામી સંપ્રદાયના મૂળ પુરુષ પ્રાણનાથ સ્વામીની સમન્વય સાધના અને મહર્ષિ દયાનંદનો વિશુદ્ધ વૈદિક ઉદ્‌ઘોષ–એ બંને છેડા વચ્ચે સૌરાષ્ટ્રે ભારતનો હિંડોળો ઝુલાવ્યો છે.

ગુરુ નાનકને નામે આપણે ત્યાં ગવાતું એક ભજન ઉતારી વિશાળ ભારત સાથે તાર મેળવતા સોરાષ્ટ્રના એકતારાનો ઝણકાર સંભળાવતો જાઉં:

સિતાર બન્યો સારો,
ઝરે રે સાતમો ઝારો,
એને નુરતે સુરતે નીરખો
બોલે બાવનથી બારો.
(સાખી)
સાચે સુથારે કોરિયો, ઠારી પોતાનું ઠામ,
દાંડી માથે પાટી જડાવી, ગમે ગમે રચાયાં ગામ,
એનો વગાડનારો છે વિવેકી રે,
હંસની સામે દિયે હોકારો.
(સાખી)
પાંચ પચીસ મળી કરીને, દેહનો બાંધ્યો દુવારો,
ઊગ્યા સૂર, મટી ગઈ રજની,
પછે સાંસે ભયો સુવારો,



[ અનુ. પૃષ્ઠ ૪૪૮

# સિન્ધુ સભ્યતાકાલીન ધર્મ અને ધાર્મિક માન્યતા

છોટુભાઈ અત્રિ

## ૧ પ્રાસ્તાવિક

સિન્ધુસભ્યતાને સમગ્રપણે લેતાં તત્કાલીન ધર્મ અને ધાર્મિક માન્યતાઓ અંગે કશો નિઃશંક નિર્ણય થઈ શકે એમ નથી· તત્કાલીન પુરાવશેષો ઉપરથી થયેલાં કેટલાંક સંદિગ્ધ અનુમાનો ઉપર અને તત્સભ્યતાધારી તમામ લોકો અંશતઃ કે બહુશઃ સમાન-ધર્મી હશે એવાં બીજાં અનુમાન ઉપર આધાર રાખી, 'જ્ઞાત ઉપરથી અજ્ઞાત'ના તાર્કિક નિયમ મુજબ ભૌગોલિક સૌરાષ્ટ્રના આ સભ્યતાના લોકોના ધર્મ અને ધાર્મિક માન્યતાઓ અંગે કેટલાંક અનુમાન થઈ શકે.

આ સભ્યતાકાળની સૌરાષ્ટ્રની વસાહતોમાંથી મળેલાં પુરાવશેષોમાં·ધાર્મિક માન્યતા તરફ નિર્દેશ કરતાં પ્રતીકો નહિવત્ છે. અન્યત્ર મળી આવેલાં પ્રતીકો ઉપરથી કશું અસંદિગ્ધ અનુમાન કરવામાં કેટલીક મુશ્કેલી આવે છે :

(૧) ધર્મ અથવા ધાર્મિક માન્યતાનું સ્પષ્ટ સૂચન કરવાની તેમની અક્ષમતા.

(૨) તત્કાલીન સમાજની ધર્મ–સાપેક્ષ અને ધર્મ–નિરપેક્ષ માન્યતાઓ વચ્ચે ભેદાભેદ કરવાની હાલની તર્ક અશક્યતા.

(૩) આ પ્રકારનાં બધાં જ અવશેષો બધે જ સ્થળેથી મળતાં ન હોઈ, અસંદિગ્ધ સાધારણીકરણની અસાર્થકતા.

(૪) સમૂહગત અને વ્યક્તિગત ધર્મ કે ધાર્મિક માન્યતા વચ્ચે ભેદાભેદ હોવાની શક્યતા.

(૫) ધર્મના તાંત્રિક, કર્મકાંડયુક્ત અને વ્યાવહારિક તત્ત્વોને અલગ કરી જોવા–જાણવા માટે પુરાવશેષોની અક્ષમતા, અને

(૬) વર્તમાન ધર્મશાસ્ત્રોની સાંદર્ભિક પૃષ્ઠ–ભૂમિમાં પ્રાચીન ધર્મ વિષયક માન્યતાઓની મૂલવણીની અગ્રાહ્યતા.

તેમ છતાં આ સભ્યતાસૂચક પુરાવશેષોમાં સર્વ સ્થળે જોવા મળતી કેટલીક સમાનતાને કારણે તે લોકોની કેટલીક ધાર્મિક માન્યતામાં પણ કશીક સમાનતા હશે જ એવા અનુમાનપર આધાર રાખીને કામચલાઉ વિચારણા, કહો કે દલીલો જ, થઈ શકે. એવું જ બીજું કામચલાઉ અનુમાન આપણા પ્રાચીન સાહિત્યમાં આવતા કેટલાક ઈતિહાસમૂલક ઉલ્લેખો અને આ સભ્યતા સાથે સંકળાયેલા કેટલાક પ્રશ્નો વચ્ચે શક્ય સંકલન કરીને પ્રાપ્ત થતા નિષ્કર્ષ ઉપરથી બાંધી શકાય.

વ્યક્તિગત ધર્મ કે ધાર્મિક માન્યતાઓ અંગે પુરાવશેષોના આધારે અનુમાન થયાં છે તેથી અહીં પ્રથમ જાતિગત કે સમૂહગત ધર્મ અંગે પુરાસાહિત્યિક વારસાના સંદર્ભમાં વિચારણા કરવી અભિપ્રેત છે. સિન્ધુસભ્યતાના સ્રોતસ્થાન સમી મુખ્ય વસાહતોના નાશ માટે સર મોર્ટીમર વ્હીલરે ઈન્દ્રને જવાબદાર ગણેલ છે. આ માન્યતાના તથ્યાતથ્ય વિચારણીય છે. સિંધુસભ્યતાવાળી પ્રજા કઈ જાતિની હતી તે અદ્યાપિપર્યન્ત અનુત્તર રહેલો પ્રશ્ન પણ આ સાથે સંકળાયેલો છે.

## ૨ સિન્ધુ સભ્યતા અને અસુરો

'આર્ય' સંજ્ઞા ગુણવાચક અને 'દેવ' સંજ્ઞા જાતિવાચક હોવાની માન્યતા હવે બંધાતી જાય છે. દેવ–સભ્યતા મહાભારતકાળમાં પ્રચલિત અને ગૌતમ-બુદ્ધના સાધનાકાળ સુધી અંશતઃ પણ જીવિત હોવાના પુરાસાહિત્યિક પુરાવા મળે છે. ઈન્દ્રાદિ દેવો જોડે ચંદ્રવંશી આર્યો, ઈલાના વંશજો ઐલોને ગાઢા સંબંધો હતા. અસુરો અને ચંદ્રવંશી આર્યો વચ્ચે કુમેળ હતો. દેવાસુર સંગ્રામ ઉપરથી અનુમાની શકાય કે તેઓ બન્નેની સભ્યતા પ્રતિસ્પર્દ્ધી હતી. આ સંદર્ભમાં સિન્ધુસભ્યતાધારી વસાહતો અસુરોની હોય તો જ ઈન્દ્ર તેનો નાશ કરે એમ અનુમાની શકાય. અસુરો અને

દાનવો નગરનિર્માણ અને વાસ્તુવિધાનના બાહોશ તજજ્ઞો હતા. (પાણ્ડવકૃત રાજસૂય યજ્ઞમાં જલસ્થલ રચના કરનાર મયદાનવ દાનવકૂળનો હતો, દ્વારકાનું નવનિર્માણ કરનાર વિશ્વકર્મા અસુર કૂળનો હતો, ખુદ યાદવો પણ અસૂરોત્પન્ન હતા અને વાસુદેવ શ્રી કૃષ્ણે ઈન્દ્રપૂજા બંધ કરાવી હતી.) સિંધુસભ્યતાકાલીન નગર-રચનાનો આમ અસુરો સાથે મેળ બેસતો હોઈ ઈન્દ્રે તેમાંની કેટલીકનો વારંવાર કે અનેકવાર નાશ કર્યો હોય તે બનવા જોગ છે. આ સંયોગોમાં ચન્દ્રવંશી કે અન્ય આર્યો અને અસુરો સમાનધર્મી હોવાનો સંભવ નથી. આર્યો મૂર્તિપૂજક નહોતા. અસુરો હતા. સિન્ધુસભ્યતા પણ મૂર્તિપૂજક હતી, તેથી પણ તે અસુરોની હોવા સંભવ છે.

## ૩ અસુર-ધર્મ-તત્વ-દર્શન

ધર્મના તાત્ત્વિક પાસાંની બાબતમાં અસુરો સૂર્યવંશી અને ચંદ્રવ શી બંને આર્યોથી જુદા પડતા હતા. અસુરો કાંઈક હઠયોગીમાં ખપે તેવા તપસ્વી હતા. તેમના તપનો હેતુ આધ્યાત્મિક નહિ, પણ ભૌતિક હતો. સંભવ છે કે આવા 'તપ'નો અર્થ 'વૈજ્ઞાનિક સાધના' જ હોય, જે સમય જતાં બદલાઈ ગયો હશે. પ્રકૃતિને માતા માની તેને પૂજવાને બદલે તેનાં રહસ્યો પામી તેના ઉપર પ્રભુત્વ મેળવવા 'તપ' દ્વારા તેઓ મથતા. આ માટે દેવસભ્યતાનું આંધળું અનુકરણ કરવાની કે ઈશ્વરના અવતારોને 'દેવ' માની પૂજવાની આવશ્યકતા તેમને ભાગ્યે જ જણાઈ હશે. પરાજિતનો નિરાદર કરવાની અને વિજેતાનો આદર કરી તેને ઉચ્ચાસને બેસાડવાની, તેનું અનુકરણ કરવાની આપણી પરંપરા છે. પોતાનાં આવાં ભૌતિકવૈજ્ઞાનિક તત્વદર્શનને ઉચ્ચ આધ્યાત્મિક માર્ગે ન લઈ જનાર અસુર કૂળો કાળક્રમે દેવ અને આર્ય સભ્યતાના સંયુક્ત હલ્લા સામે ટક્કર નહિ ઝીલી શક્યા હોય, જ્યારે સમય જતાં તેમાંથી અનેકોએ પોતાના ભૌતિક દષ્ટિબિન્દુને આધ્યાત્મિક બાજુએ વાળ્યું પણ હશે. સભ્યતાના સમાગમની જેમ ધર્મવિષયક માન્યતાઓનો સમાગમ પણ અવશ્યંભાવી જ છે. આનું સચ્ચોટ ઉદાહરણ છે અસૂરમૂળના યાદવકુલોત્પન્ન વાસુદેવ શ્રી કૃષ્ણ. દેવસભ્યતા સ્વીકાર્યા વિના દેવોનો અને તેમના વૈજ્ઞાનિક જ્ઞાનનો સાધન તરીકે ઉપયોગ કરીને કુટિલનીતિવિશારદ આ વિભૂતિએ ભૌતિક હેતુઓ માટે 'તપ' આચરીને, પોતાના તત્ત્વ-દર્શનનો કોણ જરાક જ બદલીને આધ્યાત્મિકતાનું જે ઉચ્ચતમ શિખર પ્રાપ્ત કર્યું તે અદ્વિતીય છે. अहं ब्रह्मास्मि ની બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કર્યા બાદ જ તેઓ અર્જુનને કહી શક્યા હશે:

सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

તેમના પૂર્વગામી કોઈ અસુરે આવાં વેણ ઉચ્ચાર્યા હોત તો? ખેર, આ સર્વોચ્ચ ભૂમિકાની અનુભૂતિના મૂળમાં અસુરોની આરંભિક ભૌતિક સિદ્ધિ–માટેની સાધનાનાં બીજ ન જ હોય એમ કેમ બને? દેવસભ્યતા કે અવતારવાદને ન માનવું એટલે અધાર્મિક અનાધ્યાત્મ એવું સમીકરણ તો પાછળથી ચંદ્રવંશી આર્યોના વંશજોએ જ બેસાડેલું જણાય છે. મૂર્તિપૂજક અસુરોના આર્યો અને દેવો વિરોધી હોવા છતાં આજે આપણે મૂર્તિપૂજક, દેવપૂજક, અવતારપૂજક, ભૌતિક લાભાલાભ માટે અનેક ગતાગત ભકત–જ્ઞાની–યોગીના આરાધક છીએ અને છતાં આધ્યાત્મિક ભૂમિકાની અનુભૂતિની વાતો પણ કરીએ છીએ તેમાં અસુર સભ્યતાના પણ અંશ શું મોજૂદ નથી?

## ૪– સમય-વિચાર :

સિન્ધુ સભ્યતાનો સમયગાળો પુરાતાત્વિક દ્રષ્ટિએ સાપેક્ષ સમય નિર્ધારણ પદ્ધતિ મુજબ ઈ. સ. પૂર્વે ૨૫૦૦ થી ઈ. પૂર્વે ૧૫૦૦નો માનવામાં આવતો પરંતુ ઈ. સ. ૧૯૪૯ દરમિયાન "કારબન-૧૪" નામના વાયુના, સજીવ પદાર્થોના 'મૃત્યુ' બાદ તેમાં રહેલા, અંશ ઉપરથી સબંધિત પદાર્થ કેટલા વર્ષ પહેલાં 'જીવિત' હતો તે જાણવાની વૈજ્ઞાનિક પદ્ધતિનો આવિષ્કાર થતાં અને જુદી જુદી સિન્ધુ સભ્યતાકાલીન વસાહતોમાંથી પ્રાપ્ત થયેલી અવશેષોની તે રીતે ચકાસણી થતાં આ ગાળો હવે વૈજ્ઞાનિક દ્રષ્ટિ ઈ. સ. પૂર્વે ૨૩૦૦ થી ઈ. સ. પૂર્વે ૧૭૫૦ સુધીનો માનવામાં આવે છે. (આ જાતનાં સમયાંકન ઊપર સંપૂર્ણ આધાર રાખવામાં ઘણા ભયસ્થાનો છે

જેની ચર્ચા અહીં અપ્રસ્તુત છે.) મહાભારત યુદ્ધના સમય માટે સર્વમાન્ય નિર્ણય હજી સુધી થયો નથી. ઈ. સ. પૂર્વે ૩૧૦૧ થી ઈ. સ. પૂર્વે ૯૫૦ સુધીમાં અલગ--અલગ સમયાંકન થયેલાં છે. પરંતુ વાસુદેવ શ્રી કૃષ્ણના યુગમાં કોઈને કોઈ ઈન્દ્ર હતો, પૂષા વગેરે દેવજાતિના લોકો પણ હતા, શ્રી કૃષ્ણે અનેક અસુરોનો (હા, પોતાના જાતભાઈઓનો જ, અને અંતે યાદવા-સ્થળીનો સમૂહ આંતર હત્યાકાંડ પણ તેમની જ ઈચ્છાથી થયેલ હોવાનું પણ આપણાં જ પુરાણો કહે છે) નાશ કરેલો. તેથી અસુર સભ્યતા પણ હતી. આ અસુરોની સભ્યતા જ સિંધુ સભ્યતા હોવાનો સંભવ ભવિષ્યમાં વધુ સંશોધનથી સાચો પડે અને ઉપર્યુક્ત જાતિઓની સમકાલીનતા સિદ્ધ થાય તો સમયાંકનનો પ્રશ્ન પણ ફેર વિચારણાની સરાણે ચઢશે. હાલ માન-વામાં આવતાં સમયાંકન સનાતન ન હોઈ કાલવ્યુતક્રમ દોષનો સંભવ નથી.

## ૫- ધર્મની ત્રિપથગા

ધર્મ સંજ્ઞામાં સામાન્ય રીતે ત્રણ બાબતોનો સમાવેશ થાય : તત્ત્વદર્શન અથવા આધ્યાત્મિક ભૂમિકા, કર્મકાંડ અને વ્યક્તિગત માન્યતાઓ. સિંધુ સભ્યતાવાળા લોકો અસુરો જ હોય તો વ્યક્તિગત માન્યતાઓ અને દેશકાળભેદે કર્મકાંડભેદ સિવાયની બાબતોમાં સર્વત્ર, અન્યત્ર અને સૌરાષ્ટ્રમાં, તેમનાં ધર્મનાં મૂળતત્વો લગભગ એક સરખા હશે. ધર્મના તત્વ--દર્શનનો વ્યવહારમાં થતો વિનિયોગ તો વ્યક્તિએ વ્યક્તિએ વિભિન્ન હોય એમ બને. તેથી ધર્મના મૂળતત્વોની બાબતમાં સૌરાષ્ટ્રના અસુરો અન્યથી ભિન્ન હોવાનો સંભવ નથી.

## ૬- ધર્મસ્થળો :

ધર્મ કે તેના કોઈ અંગનો વિચાર કરીએ ત્યારે તત્કાલીન ધર્મસ્થળો અંગે પણ થોડી વિચારણા ઈષ્ટ છે. આ અંગેના પણ સૌરાષ્ટ્રમાંથી સ્પષ્ટ પુરાવા મળતા નથી, તેથી સાધારણીકરણના ન્યાયે અનુમાન ઊપર આધાર રાખવો પડે. મોહન--જો-દડોના આમ જનતાના રહેણાંકવાળા વિસ્તારના દક્ષિણ ભાગમાં બે થી ત્રણ ધર્મસ્થળો હોવાથી શંકા છે, પરંતુ તેનું ચિત્ર બહુ સ્પષ્ટ થયું નથી. ઈ. સ. ૧૯૬૮-૬૯માં રાજસ્થાનના ગંગાનગર જિલ્લાના કાલીબંગા ગામ પાસે થયેલ ઉત્ખનનમાં અગ્નિકુંડ અને તેને ફરતાં કાચી ઈંટના બાંધકામના અવશેષ મળી આવેલ. આ સ્થળેથી રહેણાંકના મકાન મળેલ નથી. તેથી આ જગ્યાએ ધર્મસ્થાન હોવાનું અને તેનો સંબંધ અગ્નિપૂજા સાથે હોવાનું અનુમાની શકાય. આવા અગ્નિકુંડ લોથલમાંથી મળેલ છે પણ કચ્છના સૂરકોટડામાંથી મળેલ નથી.

## ૭-ધર્મસામગ્રી

સિંધુસભ્યતાકાલીન ભાગ્યે જ કોઈ ટિંબો એવો હશે જેમાંથી સચ્છિદ્ર મૃતિકાપાત્રના ઠીકરાં ન મળ્યાં હોય. આ પાત્રોનો સાચો ઉપયોગ હજી સુધી પુરાવિદોને અજ્ઞાત છે. દક્ષિણભારતની એક આદિવાસી જાતિમાં આવાં પાત્રોમાં હાલ ધૂપ કરવામાં આવે છે. મોહન-જો-દડોમાં મળેલાં આવાં અનેકમાંથી ફક્ત એક પાત્રમાં જ રાખ અને કોલસા મળેલા. સિંધુસભ્યતા-કાલીન લોકો શક્તિ પૂજામાં માનતા. નવરાત્ર પ્રસંગે આપણી બાળાઓ જેને માથે લઈને ઘેરઘેર ગીતો ગાવા ઘૂમે છે અને ઘરમાં માતાજીની સ્થાપના પાસે પણ આપણે જેની સ્થાપના કરીએ છીએ તે ગરબાને અને આ સચ્છિદ્ર મૃતિકાપાત્રોને કાંઈ સબંધ હશે કે કેમ તે હાલની તકે કહી શકાય એમ નથી.

આવી જ બીજી સામગ્રી છે માટીમાંથી બનાવી નિંભાડામાં પકવેલી ત્રિકોણાકાર (છેડા ગોળાકારે વાળેલા) ચકતીઓ. પુરાવિદોની સ્થિતિ કફોડી હતી. તેમણે પુરાવા ઊપરથી જ અનુમાન કરવું પડે. અનુમાનમાં જ્ઞાત ઊપરથી અજ્ઞાતમાં જવાય. આવી ચકતીઓ શરુઆતમાં મોટેભાગે ગટરને કાંઠેથી મળેલી. તે થયો પુરાવો. લઘુ--ગુરુ શંકા--નિવારણ બાદ શુદ્ધિ અર્થે (ક્યાંક શૌચના ધાર્મિક નિયમ તરીકે, ક્યાંક જળતંગીને કારણે), જ્ઞાત રિવાજ મુજબ પત્થરોનો ઉપયોગ થાય છે, તેથી આ અજ્ઞાત બાબત પણ તે કામ માટેની માની લેવામાં આવી ! નહિતર કાંઈ ગટરને કાંઠેથી મળે એટલી દલીલ ઉપર અનુમાનનો આધાર હોય ! (આ વસાહતોમાં પાણીની તંગી નહોતી તે વાત ધ્યાન બહાર રહી ગઈ હશે !)

પરંતુ પાછળથી આવી ચકતીઓ ધર્મસ્થળેથી, ખાસ તો અગ્નિકુંડ આસપાસથી મળી આવી છે, તેથી તેમનો સંબંધ ધર્મવિધિની સામગ્રીને લગતો હશે એમ હવે માનવામાં આવે છે.

## ૮ વ્યક્તિગત ધાર્મિક માન્યતાઓ

સિન્ધુ સભ્યતાના અને તેના ધર્મના અનેક તત્ત્વો હાલ આપણામાં છે. તેથી આપણી ધર્મવિષયક માન્યતાઓની જે જે બાબતનાં મૂળ હાલમાં અજ્ઞાત હોય, કે મૂળ માટે જે કાંઈ ભળતી દંતકથા કહેવાતી હોય તેવી બાબતનાં મૂળ, વધુ સંશોધન બાદ સિન્ધુ-સભ્યતામાં મળી આવવા વકી ખરી. હાલમાં આપણે ધાર્મિક અનુષ્ઠાનનો સંકલ્પ કરતી વખતે ઈષ્ટદેવતા, કુલદેવતા, સ્થાનદેવતા, ગ્રામદેવતા આદિનું સ્મરણ કરીએ છીએ. આજનો આપણો સાંપ્રદાયિક ધર્મ ગમે તે હોવા છતાં આ બધા દેવોને નમન કરીએ છીએ, દરેક પેટાજ્ઞાતિમાં વિવિધ અવટંક–કુળ–દીઠ અલગઅલગ કુળદેવ કે કુળદેવી હોય છે, અને છતાં દરેકના પોતાના ઈષ્ટદેવ અલગ હોય છે અને ભૌતિક લાભાર્થે ઈષ્ટગુરુ પણ ક્યાં નથી હોતા? સૌરાષ્ટ્રમાં વસતા કાન્યકુબ્જ બ્રાહ્મણો માટે કહેવાય છે:

कान्यकुब्जा : द्विजा: श्रेष्ठा: ।
न शैवा: न च वैष्णवा : ॥
आंतर शाक्त्या: वहिर्शैवा : ।
सभामध्ये च वैष्णवा : ॥

આવા અંદરખાનેથી શક્તિપૂજક કાન્યકુબ્જોમાં દીવે અર્થાત્ દ્વિવેદી અવટંકધારીઓની કુળદેવી નગ્ન છે! તેને વસ્ત્રો ધારણ કરાવે તો કુળનું સત્યાનાશ કાઢી નાખે! વસ્ત્રો ન પહેરવા પાછળ અહીં અપ્રસ્તુત એવી દન્તકથા માન્ય રાખવા કરતાં મને આ પ્રથાના મૂળ સિંધુસભ્યતાકાલીન નગ્નસ્ત્રીપૂજામાં જોવાં વધારે ગમે!

## ૯ પ્રતીકપૂજા

વિવિધ સ્થળોએથી પ્રાપ્ત થયેલ ધર્મ કે ધાર્મિક માન્યતાસૂચક પુરાવશેષોમાં માટીની પકવેલી મૂર્તિઓ ઉપરાંત મુદ્રા ઉપર અંકિત થયેલાં પ્રતીકો મુખ્ય છે. ક્રમશ: જોઈએ:

### ૧– પશુપતિ–શિવ–પૂજા

પ્રાપ્ત થયેલ મુદ્રાઓમાં અંકિત થયેલ શ્રેષ્ઠ પ્રતીકોમાં પશુપતિની ગણના થાય છે. બે શિંગડાંવાળો, ત્રિશૂળાકાર વિશિષ્ટ મુકુટ, બંને બાહુમાં પોંચાથી ખભા વલયાવરણ, સંભવત: કોઈપ્રકારના આસન ઉપર ભૂમિ-સ્થ દેહયષ્ટિ, ક્યારેક ત્રિમુખ તો ક્યારેક એક મુખ, યોગી–શી મુખચ્છટા, આસપાસ હાથી, વાઘ, ગેંડો, ભેંસ અને હરણ કે બકરાં આદિ પશુઓ. સાચા અર્થમાં પશુપતિ. પ્રજાનો આધાર પશુ ઉપર માટે પ્રજાપતિ! તે સર્વદા કલ્યાણકારી જ હોય માટે શિવ ઋગ્વેદના રુદ્ર અને સિંધુસભ્યતાના શિવ વચ્ચે ભેદા-ભેદની ચર્ચા અત્રે ઈષ્ટ નથી. પાછળથી તેમની વચ્ચે અદ્વૈત થતાં આપણા મહાદેવમાં ઉભયના ગુણોનો સુમેળ કરવામાં આવ્યો હશે. આર્યોએ ઊભા કરેલાં દેવોના કૂળશીલ આપણે જાણીએ છીએ. તેથી જ મહાદેવની નાત–જાત માત–પિતા, કુળ–શીલ આદિ બાબતો અતર્ક્ય મનાઈ હશે.

### ૨– માતૃપૂજા

માટીની પકવેલી સ્ત્રીમૂર્તિઓમાં મોટાભાગની દિગમ્બરા છે, કોઈને કટિસૂત્ર અને લઘુ:અધોવસ્ત્ર હોય છે. વૃત્તાકાર જઘનસ્તનની આ પ્રતિમાઓ કારીગરીની દ્રષ્ટિએ ગ્રામ્ય હોવા છતાં ઠીક ઠીક પ્રચલિત જણાઈ છે. સગર્ભા સ્ત્રીની બાળક સાથે સ્ત્રીની પ્રતિમાઓ પણ મળી છે. આને માતૃપૂજા, શક્તિપૂજાના પ્રતીકરૂપે માની શકાય. શિવપૂજા સાથે ચાલી આવતી શક્તિપૂજા –એ જ આપણને શિવ અને શક્તિ વચ્ચે તત્વત: અભેદ માનવાનો ભવ્ય સાંસ્કૃતિક વારસો આપ્યો હશે.

### ૩– પશુપૂજા

પશુપતિની પ્રતિમા સાથે આવતાં પ્રાણીઓ ઉપ-રાંત એક શૃંગી (બળદને મળતું પણ ગદર્ભ તરીકે પણ ઓળખાવાતું), ગેંડો, ગૌર, ભેંસ વૃષભ, વાઘ, હાથી અને મઘર આદિ પ્રાણીઓની સ્વતંત્ર મુદ્રાઓ પણ ધાર્મિક બાબતો જોડે સંકળાયેલ માનવામાં આવે છે. આમાં ગાય નથી તે નોંધનીય છે.

આમાંનાં કેટલાંક પશુઓ માનવમુખી, કેટલાંક બહુપશુમુખી અને બાકીનાં એક મુખી છે. આમાંથી

બે અનુમાન થઈ શકે: પશુપૂજક સમુદાયનું અસ્તિત્વ અને ઈશ્વરનો સાકારીકરણમાં પશુમાંથી માનવદેહ તરફ પ્રગતિ.

### ૪– વૃક્ષપૂજા

ધાર્મિક માન્યતાઓમાં વૃક્ષનું પણ મહત્ત્વ સ્વીકારાયું હોય એમ કેટલાંક પ્રતીકોમાં થયેલ વૃક્ષાંકનો ઉપરથી સમજાય છે. પીપળાની નવપર્ણયુક્ત શાખા હેઠળ, ડાળીની બંને બાજુ વ્યવસ્થિત અને કલાત્મક ઢંગથી ગોઠવેલ એકશૃંગીના બે મુખ, નિશૃંગી દેવ ઉપર છવાયેલ વૃક્ષ, કે પછી વેદિકાથી રક્ષિત સ્વતંત્ર વૃક્ષના ચિત્રણો ઉપરથી વૃક્ષપૂજાનું અસ્તિત્વ અનુમાની શકાય,

### ૫– વરુણપૂજા

સિન્ધુસભ્યતામાં પાણીને અપાયેલ મહત્ત્વ નોંધનીય છે. મોહન–જો–દરોમાં મળી આવેલ વિશાળ જળકુંડ, મોટાભાગના ઘરમાં પ્યાઉ અને સ્નાલયની વિશિષ્ટ વ્યવસ્થા આદિ વરુણપૂજા તરફ અંગુલી–નિર્દેશ કરે છે.

### ૬– લિંગ–યોનિ પૂજા:

સિંધુસભ્યતાવાહકોમાં લિંગ અને યોનિની પૂજાના હોવા ન હોવા વિશે અસંદિગ્ધપણે કશું કહી શકાય એમ નથી. નાના અને ક્યારેક ૬૧ સે. મી. જેટલી ઉંચાઈના ઓપદાર પત્થરો અને એ જ પ્રકારના સચ્છિદ્ર પત્થરોને જો ક્રમશ: લિંગ અને યોનિ તરીકે સ્વીકારવામાં આવે તો તેની પૂજા પણ પ્રચલિત હતી એમ માની શકાય. ત્રિશૂળાકાર મુકુટધારી પશુપતિની મુદ્રાંકિત પ્રતિમાઓમાં કેટલીક ઉર્ધ્વલિંગી છે તે ધ્યાનમાં લેતાં લિંગપૂજા અને તેથી જ યોનિપૂજાનું પ્રચલન હોવાનો સંભવ નકારી શકાય એમ નથી.

આમ હોય તો શિવપૂજા અને લિંગપૂજા બંને ઓછામાં ઓછાં સિન્ધુસભ્યતા જેટલાં પ્રાચીન તો ખરાં જ, અને તો, શિવની મૂર્તિપૂજાને બદલે લિંગ-પૂજા, કહોકે શિવલિંગપૂજાનાં મૂળ પણ આ સભ્યતામાં શોધી શકાય. કોઈ અમુક સંપ્રદાય પોતાની ધારણા મુજબ જે ને 'પરમતત્ત્વ' માને તેને સૃષ્ટિનો સર્જક ગણે. સિન્ધુસભ્યતાવાહકોનું પરમતત્ત્વ શિવ, માટે તે સર્જક. બીજી બાજુ વ્યાવહારિક દૃષ્ટિએ સ્ત્રી–પુરુષના વિશિષ્ટ અવયવોના સંભોગથી સર્જન થાય છે. આમાં નર–લિંગ છે સર્જક. માટે લિંગ પૂજ્ય. સર્જક વચ્ચે ભેદ કેવો? માટે શિવ અને લિંગ વચ્ચે અભેદ અર્થાત–શિવલિંગ. આ જ ન્યાય માતૃપૂજા અને યોનિ પૂજા વચ્ચે અભેદકારી થયો હશે. બીજી બાજુ લિંગ અને યોનિના સંભોગથી જ સર્જન થતું હોઈ સામે પક્ષે શિવ અને શક્તિ વચ્ચે પણ અભેદ સ્વીકારાયો હશે. આ મનોધાર્મિક પ્રક્રિયામાં સિન્ધુસભ્યતાવાહકો કઈ ભૂમિકાએ પહોંચ્યા હશે તે હાલની તકે કહી શકાય નહિ, પણ આ પ્રક્રિયાનાં બીજ કોઈને કોઈ રૂપે તેમની પ્રતિકપૂજામાં હશે તેમ અનુમાની શકાય.

સિન્ધુસભ્યતા પંજાબ–સિંધમાંથી કચ્છ થઈ સૌરાષ્ટ્રમાં આવી હોવાની હાલ માન્યતા છે. કચ્છના સુરકોટડામાંથી લિંગ ગણાતી મૃતિકાનિર્મિત મૂર્તિઓ મળેલી છે. સિન્ધુસભ્યતા બાદના અને મૌર્યયુગની પહેલાંના આપણા સમગ્ર ઈતિહાસ માટે ઘણું ઘણું જાણવું હજી બાકી છે. સોમનાથ મુકામે નગરના ટિંબામાંથી સિંધુસભ્યતાને લગતાં અવશેષો મળ્યાં છે. ઉપર જણાવેલ વચલાગાળાનો ઈતિહાસ સુલભ થયે જ એ જાણવું રસપ્રદ થશે કે સિંધુસભ્યતાકાલીન ઉર્ધ્વલિંગી પશુપતિ અને અન્યત્ર ઈસુની બીજી શતાબ્દીમાં તથા પ્રભાસપાટણ મુકામે સંભવત: ઈસુની છઠ્ઠીથી તેરમી શતાબ્દી દરમિયાન પ્રચલિત પાશુપત સંપ્રદાયના ઉર્ધ્વલિંગી લકુલીશ વચ્ચે કાંઈ સાંસ્કૃતિક વારસાગત સંબંધ છે કે કેમ.

## ૧૦. ઉપસંહાર :

એકંદરે જોતાં સિંધુસભ્યતાવાહકોના સમસ્ત જીવનનાં વિવિધ પાસાઓ ધર્મ સાથે અંશત : પણ સંકળાયેલ હશે તેમ જણાય છે તેથી સમાજને ધારણ કરે તે ધર્મ એવી આપણા ધર્મશાસ્ત્રોની માન્યતા તત્કાળે પણ બીજરૂપે પ્રચલિત હશે એમ માની શકાય. ગર્ભાધાનથી મૃત્યુતર વિધિ સુધીના આપણે સ્વીકારેલા વિવિધ સંસ્કારોમાંથી તત્કાલીન સમાજમાં કે તેના અમુક ભાગમાં પ્રચલિત મૃત્યુતર સંસ્કારો અંગે, ભૂમિદહન સંસ્કારને કારણે થોડું જાણી શકાય છે, પરંતુ તેની પાછળ મૃત્યુતર જીવનની ભાવના હતી

કે કેમ તે કહી શકાય નહિ. આ લોકોને જો ધર્મપ્રેમી માનવા હોય તો તેનાં કારણોમાં મુખ્ય જણાય છે તેમનું અલ્પ આયુષ્ય. જેટલાં હાડપિંજરોનો અભ્યાસ થયો છે તે ૨૦ થી ૪૦ વર્ષની વચ્ચેનાં જણાયાં છે, મોટાભાગનાં ૩૦ની આસપાસનાં. અલ્પજીવી પ્રજાને ધર્મપ્રેમ જાગે અને જાતજાતની પૂજા પ્રચલિત બને તો તેમાં શું આશ્ચર્ય ?

ચાર–સાડાચાર હજાર વર્ષો પહેલાંની આ પરિપાટીમાંથી આપણને વારસામાં ઘણું ઘણું મળ્યું હશે અને કેટલીક બાબતોમાં આપણે એ જ પરંપરાવાદી પરસ્પર વિરોધી વિવિધ ધાર્મિક મનોભૂમિ ધરાવતા હશું એમ સહુ કોઈ પોતાના અને આસપાસના નિરીક્ષણ ઉપરથી જ સમજી શકશે.

તા. ક. આ લેખ તૈયાર થઈ ગયા બાદ, નીચે સંદર્ભ–૧૨માં બતાવેલ, તાજેતરમાં પ્રકાશિત થયેલ ગ્રન્થ લેખકના ધ્યાનમાં આવ્યો. તેને અનુલક્ષીને લેખમાં ફેરફાર કરવાનું શક્ય નહોતું. આ વિષયે વધુ રસ ધરાવતા વાચકોને તે ગ્રન્થના પ્રકરણ ૧૧ અને ૧૩ વાંચવાની વિનંતિ સાથે આટલું ઉમેરવું જરુરી છે કે આ લેખના લેખકે સિંધુસભ્યતા સાથે અસુરોનો મેળ બેસાડવા કરેલાં અનુમાનને અને સમય–વિચારમાં કરેલ વિધાનને આ ગ્રંથના પ્રકરણ ૧૩થી યોગ્ય બળ મળી રહે છે.

**સંદર્ભગ્રન્થ સૂચિ.**


1. GORDON D. H. — The Pre–historic Backgroued of IndianCulture.
2. WHEELER Sir Mortimer — The Indus Civilization.
3. શાસ્ત્રી, ડૉ. હ. ગં. — ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ.
4. દેશાઈ શંભુપ્રસાદ હ. — પ્રભાસ અને સોમનાથ.
5. WHEELER Sir M.M — Civilization of the Indus valley and beyond.
6. Indian Archacology — A Review 1968–69.
7. Somnath–1956
8. गणपतिशंकर — मंथन–१. कर्ण–कृष्ण ।
9. પંડયા અમૃત વસંત — "સોમનાથની મહત્તા અને પુરાતનના." અખંડ આનંદ માહે ઓગષ્ટ ૧૯૭૨.
10. સાંકળિયા ડૉ. હ. ધી. — "સૂર કોટડા ૪૦૦૦ વર્ષ પહેલાંનો કચ્છનો અને ભારતનો એક અદ્વિતીય કિલ્લો." પથિક માહે ફેબ્રુઆરી ૧૯૭૩
11. Joshi Jagat pati — 'Exploration in kutch and Excavation at surkotda and New Light on Harppan Migration." Journal of the oriental Institute, M. S. University Baroda. Vol XXII. Nos.1–2.
12. Rao S. R. — Lothal and the Indus Civilization.


---

અનુ. પૃષ્ઠ ૪૪૨થી ચાલુ

એવો રોમે રોમે રમિયો રે,
તાંતે તાંતે તુંહીકારો.
(સાખી)
ઇંગળા પિંગળા સુખમણા નારી,
તરવેણી ઘાટ તમારો,
ગગન મંડળમાં ગુંજી રહ્યો,
ધરણી સાથે ધમકારો

એવો લોચનિયામાં લાગ્યો રે,
સુંદરવરનો સનકારો.
(સાખી)
ઊંચ–નીચ એક છે, આયાં બાંધ્યો છે વાડો,
ચતુરાઇ કરે સંસારમાં, ત્યાં છે એકાકારો,
નાનક કહે છે નીરખો,
લેખો એઠો છે એને ભાળો.'

*

# સૌરાષ્ટ્રના વેદજ્ઞ ઋષિ શાકલ્ય

પ્રો. ધનસુખ વી. શાસ્ત્રી

જગત્સાહિત્યમાં આજેપણ પ્રાપ્ય પ્રાચીનતમ ગ્રંથોમાં આદ્યસ્થાન વૈદિક (વેદને લગતા) સાહિત્યને અપાયેલું છે. અને તેમાં પણ 'ઋગ્વેદ' સંહિતાનો ગ્રંથ સર્વપ્રથમ એટલે કે જૂનામાં જૂનો, તેના વિશુદ્ધ-સ્વરૂપમાં 'શ્રુતિ' પરંપરાને લીધે જ આજે આપણને મળે છે.

વૈદિક સાહિત્ય અનેક શાખાઓમાં અસ્તિત્વમાં હતું. વૈદિક સાહિત્ય એટલે કે ચાર વેદ, તેમના બ્રાહ્મણ-ગ્રંથો, આરણ્યો અને તેમના જ ઉપનિષદો. લગભગ પ્રત્યેક પ્રસિદ્ધ 'કુલપતિ' સમાન ઋષિની પોતાની શાખા હતી. અને તે પ્રમાણે જ તેનું અધ્યયન–અધ્યાપન–યજ્ઞના કર્મકાંડ વગેરે થતા. આવી શાખાઓનું વિસ્તૃત વિવરણ 'પુરાણ' સાહિત્ય અને ચરણવ્યૂહમાં મળે છે.

ભાષ્યકાર પતંજલિએ (ઈ. સ. પૂર્વે દ્વિતીય સદી) ઋગ્દેવની ૨૧ શાખાઓ, યજુર્વેદની ૧૦૧, સામવેદની ૧૦૦૦ અને અથર્વવેદની ૯ શાખાઓનો ઉલ્લેખ 'पस्पशाह्निक'માં કર્યો છે. પતંજલિએ નિર્દેશેલી આ ૧૧૩૦ શાખાઓમાંની મોટાભાગની આજે લુપ્ત થઈ ગઈ છે.

ઋગ્વેદની ઉપરોક્ત ૨૧ શાખાઓમાંથી 'ચરણ-વ્યૂહ'ની દૃષ્ટિએ મુખ્ય પાંચ જ છે. (૧) शाकल, (૨) वाष्कल, (૩) आश्वलायन (૪) शांखायन (૫) माण्डूकायन.

આમાં પણ શાકલ શાખા એ મુખ્યતમ છે, તેના પ્રવર્તક ઋષિ એટલે કે શાકલ્ય, અને તેમની પરંપરામાં આજે પણ આપણને જે ઋગ્વેદ વિશુદ્ધરૂપમાં મળે છે. તે આ શાકલ્પ ઋષિનો જ. પ્રાચીનકાળમાં વેદનો અભ્યાસ ખાસ કરીને ઋષિઓના પ્રશાંત આશ્રમમાં નદીકિનારે, કે સાગરકિનારે કે પર્વતોના ઉત્સંગમાં કે શાંત તપોવનમાં થતો, શ્રુતિ પાઠ પરંપરાથી. વેદાધ્યયન કરવામાં ऋक् प्रातिशाख्यમાં અનેક પ્રકારના પાઠનાં વિધાન છે, તેમાં મુખ્ય છે સંહિતાપાઠ–પદપાઠ–ક્રમપાઠ જટાપાઠ–શિખાપાઠ અને ઘનપાઠ.

આજે પ્રાપ્ય વિશુદ્ધ ઋગ્વેદના સંહિતાપાઠ અને પદપાઠના આદ્યપ્રણેતા એટલે કે ઋષિમુનિ શાકલ્પ.

ઓલ્ડેનબર્ગે (Prolegomina 381) નોંધ્યા મુજબ જો આપણને શાકલ્યનો પદપાઠ ન મળતો હોત તો ઋગ્વેદના સંહિતાપાઠને સમજવું લગભગ મુશ્કેલ આપણે માટે થઈ જાત.

આ પદપાઠકાર શકલ્યમુનિના જીવનને લગતાં અથવા ઈતર ઘણા જ ઓછા ઉલ્લેખો આજે આપણને મળે છે. તેઓ વિદગ્ધશાકલ્ય તરીકે પણ જાણીતા છે. આ વિદગ્ધ શાકલ્યનો આશ્રમ સૌરાષ્ટ્રમાં (સુરાષ્ટ્રમાં) આધુનિક પ્રભાસમાં અથવા તેની પાસે હતો. આ બ્રહ્મર્ષિએ (પૌરાણિક માન્યતા પ્રમાણે) નવસો વર્ષ સુધી શિવની આરાધના કરી હતી અને મહાન્ અને સૂત્રકાર થયા હતા. તેમને તેમના શિષ્ય યાજ્ઞવલ્કય સાથે વિવાદ થયો હતો અને ઉગ્ર મતભેદ થતાં ગુરુની ઋગ્વેદ વિદ્યા ગુરુને પાછી 'ઓકી' આપી. યાજ્ઞવલ્કયે તેમનો આશ્રમ છોડયો હતો. (વધુ માટે જુઓ 'યોગીશ્વર યાજ્ઞવલ્કય'–પ્રભાસ્કર–સસ્તું સાહિત્ય.) આમાં એક હકીકત સ્પષ્ટ છે કે વિદગ્ધ શાકલ્ય એ એક આશ્રમવાસી વેદજ્ઞ ગુરુ–'કુલપતિ'નું નામ હતું અને તેઓ યાજ્ઞવલ્કયના સમકાલીન હતા. વિદેહ જનકની સભામાં આ યાજ્ઞવલ્કયને ઉચ્ચસ્થાન પ્રાપ્ત હતું. અને આના સંદર્ભ શતપથ બ્રા–૧૧.૬.૩૩;' બૃહદારણ્યક ઉપ. ૩.૯.૧; ૪–૧–૧૭ તથા જૈમિનીય ઉપ. બ્રા. ૫૨–૭૬ માં જોવા મળે છે, વિદગ્ધના પ્રસિદ્ધ અર્થ થાય છે વિદ્વાન, રસિક, રસજ્ઞ, પરિપક્વ, બળીને ભસ્મ થયેલું વગેરે. લક્ષણાથી અતિશય બળેલા, અંતરથી–દુઃખી એવો પણ થઈ શકે. ઐતરેય બ્રા. (૩.૪૩.૫)માં शाकल શબ્દનો અર્થ શાકલ્યનો ઉપદેશ' (pw) અથવા બોથલીંગની વિચારણા મુજબ એક જાતનો 'સર્પ' થાય છે.

શાકલ્ય—એટલે કે શકલને લગતો અથવા અપત્ય (!) શકલને લગતું કંઈ જ આજે પ્રાપ્ય નથી. હા. શાકલ એટલે કે મહાભારતકાલીન મદ્રદેશની રાજધાની (શિયાલકોટ). (જુઓ. ભગવદ્ગોમંડળકોશ. પૃ. ૮૨૯૮).

શાકલ્યનો ઉલ્લેખ પાણિનિની અષ્ટાધ્યાયીમાં પણ એક પ્રમાણરૂપ વ્યાકરણકાર તરીકે થયેલો છે. (લોપો શાકલ્યસ્ય । શાકલ્ય સ્થવિર તરીકે પણ એતરેય (૩. ૨. ૧. ૬) અને શાંખાયન (૭.૧૬) આરણ્યકોમાં જોવા મળે છે, ફક્ત શાકલ્યનો ઉલ્લેખ તો તે આરણ્યકોમાં જ (૩.૧.૧; ૭.૧. અનુક્રમે) તથા નિરુકત (૬.૨૮)માં ઋગ્વેદના એક શિક્ષક તરીકેનો મળે છે. યાસ્કુ (નિ. ૬.૨૮) ઋગ્વેદ ૧૦.૨૯.૧.ની ઉપમા વને ન વાયો ની ચર્ચા કરતાં પદપાઠકાર શાકલ્યે આપેલો પદપાઠ વને ન વા યો ની ચર્ચા આપેલ છે. આમ શાકલ્ય એ એક જ પ્રસિદ્ધતમ પ્રમાણરૂપ પદપાઠ માટે યાસ્કના સમયમાં હતા, તે સાબીત થાય છે.

શાકલ્ય 'વેદમિત્ર' (મેકસ મ્યૂલર. HASL, 136 વિષ્ણુ, પુ. ૩.૪.૨૦) કે 'દેવમિત્ર' તરીકે પણ જાણીતા છે. કદાચ પ્રામાણિક વેદજ્ઞ હોવાથી તેઓ 'વેદમિત્ર' વિશેષણને પામ્યા હોય, તેમ માની શકાય.

બીજી એ પુરાણ માન્યતા (ભ. ગો. કોશ. પૃ. ૮૨૯૮) પ્રમાણે સૌભરી (કે સોભરિ?) ઋષિના પુત્ર છે. અને તેમણે પોતાની (ऋक्) સંહિતા પાંચ શિષ્યોને ભણાવી હતી.

સોભરિ એ કણ્વ વંશના એક ઋષિ છે. सोभरीं काण्वः અને તેઓ ઋ. ૮.૧૯ થી ૨૨, ૧૦૩ના દ્રષ્ટા છે. અને તેમનું નામ ઋગ્વેદ મંડળ ૮માં આઠવાર ઉલ્લેખ પામ્યું છે. સૌભરીનો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. તો શું શાકલ્ય સૌભરિ ઋષિના પુત્ર એક काण्व : હતા?

વેબર (Indian Literature 32, 33) વિદગ્ધ શાકલ્યને એક માની તેમને ઋગ્વેદના પદ પાઠકાર તરીકે જ ઓળખે છે. જ્યારે ઓલ્ડેનબર્ગ (Prol. 380. n.) વિચારે છે કે પદપાઠકાર શાકલ્ય એ બ્રાહ્મણયુગ કરતાં પછીના યુગના છે. ગેલ્ડનરે મધ્યમમાર્ગ સ્વીકારી (VS. 3. 144–6) સંહિતાકાર અને પદપાઠકાર શાકલ્યને એક માન્યતા છે.

આ બધી હકીકતો શાકલ્ય માટે ઘણી ચર્ચાઓ ઉત્પન્ન કરે છે—શાકલ્ય એક હતા કે અનેક? શું સંહિતાકાર—પદપાઠકર—વ્યાકરણકાર અને યાજ્ઞવલ્કય તથા ઉદ્દાલક આરૂણી જેવા પંડિત શિષ્યોના શાકલ્ય ગુરુ એક હતા? કાળની દ્રષ્ટિએ આ પ્રશ્ન ઘણી વિચારણા માગી લે છે.

છતાં એક હકીકત સ્પષ્ટ છે જ. શાકલ્ય ઋષિ એક મુંનિચિંતક હોવા જોઈએ. કારણ કે તેમનો પદપાઠ સંહિતાને ઓળવામાં એક માત્ર પ્રાચીનતમ પ્રમાણ છે. તેથી તેનને એક યુગપ્રવર્તક ઋષિ માનવામાં કંઈ વાંધો નથી. તેમણે પાઠોની પરંપરાથી પોતાની સંહિતાને સદીઓ સુધી જીવંત રાખી છે તેથી તેમને विदग्ध કે स्थविर કે वेदमित्र શાકલ્ય તરીકે ઓળખીએ તો શું વાંધો?

*

અનુ. પૃષ્ઠ ૪૫૩]

સ્વરૂપે કરી અને તેને જ્યોતિર્લિંગ કહ્યું.

લિંગ પૂજા સ્વીકૃત થઇ, લિંગના પણ અનેક પ્રકારો પ્રચલિત થયા અને તે સાથે શંકરની ઉત્સવ અને શૃંગાર મૂર્તિઓ વિવિધ સ્વરૂપે ભારતનાં મંદિરોમાં અને પરદેશનાં મંદિરોમાં પાછળથી પ્રસ્થાપિત કરવામાં આવી છે, તેની ચર્ચા અત્રે ન કરતાં માત્ર એટલું જ વિધાન કરવાનું રહેશે કે નિરાકાર ઈશ્વરની જો સાકાર પૂજા કે દર્શન કરવાનાં હોય તો લિંગથી બીજી કોઈ રીતે તે થઈ શકે નહિ પણ તે લિંગ કુકુટાંડ હોવું જોઈએ.

# શૈવ સંપ્રદાય અને લિંગપૂજા

શંભુપ્રસાદ હ. દેસાઇ

એતો એક સર્વજ્ઞાત અને સ્વીકૃત સત્ય છે કે આર્યો એકેશ્વરના ઉપાસકો હતા અને પંચતત્ત્વોને તેના પ્રતિક રૂપે માનતા. અનાર્યો એ કાલે પાષાણ, વૃક્ષ, પર્વત આદિમાં શ્રદ્ધા ધરાવતા અને મૂર્તિ પૂજા કરતા. મોહેન્જો ડેરોમાંથી નીકળેલી મૂર્તિઓ ઉપરથી તે વિધાનને ટેકો મળે છે. અનાર્યો લિંગ જેવા આકારનું પણ પૂજન કરતા અને તેનાથી ધૃણિત થઈ આર્યોએ કહ્યું કે "मा शिश्नदेवा अपि गमगतं नः ॥ (ઋગ્વેદ–૧–૨૧–૫) અર્થાત શિશ્નાકાર દેવને માનનારા અમારાથી દૂર રહે.

પરંતુ આર્યો, અનાર્ય સ્ત્રીઓ સાથે લગ્નગ્રંથીથી જોડાયા અને કાળે કરીને તેનાં સંતાનો માતૃપક્ષની ધાર્મિક માન્યતાઓ આર્યકુળમાં લઈ આવ્યા અને જાણે અજાણ્યે, પ્રગટ, અપ્રગટ રીતે શનૈ શનૈ શુદ્ધ વૈદિક ધર્મની નિર્મળ ગંગાના પ્રવાહમાં અવૈદિક માન્યતાઓ એકમેક થઈ ગઈ.

વેદોમાં ઈશ્વરની અતિ ઊંચી કલ્પના છે. તે અકૃષ્ટ છે, અપાર છે, અજ્ઞેય છે, નિરંજન છે નિરાકાર છે. તેનું દર્શન તો માત્ર કલ્પનાથી જ થઈ શકે છે. અનાર્યોની ધાર્મિક વિધિઓ અને માન્યતાઓમાં સાકાર ઈશ્વર હતો. તે દૃષ્ટિગોચર થતો અને સર્વ સમીપ હતો. આર્યોને આ વાત સ્વીકાર્ય ન હતી. પરંતુ ઈ. સ. પૂર્વે ૬૦૦ લગભગ કે તેનાથી પણ પછીથી અવૈદિક પૌરાણિક ધર્મનો પ્રાદુર્ભાવ થયો અને તેમાં શંકર, વિષ્ણુ, સૂર્ય, શક્તિ આદિની પૂજાનો પ્રારંભ થયો.

ઐતિહાસિક દૃષ્ટિએ વિચારીએ તો ઈ. સ. પૂર્વ ૧૫૦૦ આસપાસ ગ્રંથસ્થ થયેલા મહાભારતમાં શંકર, વિષ્ણુ, સૂર્ય, યમ વાયુ, અશ્વિનિકુમાર વગેરે દેવતાઓ કોઈ અજ્ઞાત સ્થળમાંથી આ દેશમાં સદેહે આવતા અને અહિંના લોકોને મળતા. પાંડવો દેવતાઓના જ પુત્રો હતા. અત્રિ ઋષિને ત્યાં ત્રણ દેવો આવેલા અને દત્તાત્રય રૂપે જન્મેલા. અહલ્યાથી આકર્ષાઈ ઈંદ્ર પણ પૃથ્વી પર આવેલા. શ્રી કૃષ્ણનો જન્મ થતાં ગોકુલમાં શંકર તેનું દર્શન કરવા આવેલા આવી અનેક આખ્યાયિકાઓ અને આખ્યાનો પુરાણોમાં છે અને તે બધાં સત્ય માનીએ તો આજથી ૩૫૦૦ વર્ષ પહેલાં તો આ દેવતાઓ કૈલાસ, વૈકુંઠ કે અન્ય સ્થાનેથી ભારતમાં આવતા અને પાછા ચાલ્યા જતા. મહાભારતમાં શંકરનો ઉલ્લેખ એકથી વધારે વાર છે પણ તેના કોઈ મંદિરનો કયાંય નિર્દેષ નથી તેથી એમ સ્પષ્ટપણે માની શકાય કે, આ દેવતાઓ અને સવિશેષ શંકર હિમાલયની પેલે પાર રહેતા કોઈ મહાન રાજા તપસ્વી કે યોગી હતા અને તેમનું કુળ વંશપરંપરાગત તે નામે ઓળખાતું અને જ્યારે જ્યારે ભારતના રાજાઓને આવશ્યકતા ઉપસ્થિત થતી ત્યારે તેની પાસે જઈ સહાય મેળવતા.

ગમે તે કારણ ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ૧૦૦૦ આસપાસ તેમની શકિત નષ્ટ થઈ કે તેમના વંશનો ઉચ્છેદ થયો અને તેથી તેમનું ભારતમાં વારંવાર થતું આગમન બંધ થયું અને એ કાળમાં મહાભારતના ભયંકર વિનાશ પછી જે સંકર સંસ્કૃતિ વિકસી અને તેના પરિણામે વૈદિક કર્મકાંડ અને સિદ્ધાંતો શિથિલ થઈ ગયા અને અવૈદિક માન્યતાઓ પ્રચલિત થઈ ત્યારે ચાર્વાક, કાપાલિ આદિ સંપ્રદાયોઓનું પરિબલ થયું. વેદોને અનુસરતા અને ઉપદેશતા બ્રાહ્મણો તેની સામે ઝઝુમી રહ્યા પરંતુ પાખંડનું બલ સવિશષ હતું અને તેનો પ્રચાર પણ પ્રબલ હતો તેથી વેદાનુયાયીઓની સંખ્યા ન્યુન થતી ગઈ. એવામાં બૌદ્ધધર્મનો ઉદ્ગમ થયો અને જેમ નવીન ધર્મ ત્વરિત પ્રસરી જાય છે તેમ પ્રસરી ગયો. બ્રાહ્મણો દીર્ઘ અને જટિલ કર્મકાંડો, યજ્ઞો અને વેદાંતની ફીલસુફીથી લોકોને જેમના બંધનોમાં રાખી શકયા નહિ અને બૌદ્ધધર્મની દીક્ષા લેતાં લોકોને રોકી શકયા નહિ અને જેઓ બૌદ્ધ ન થયા તેઓ

અનાર્ય સિધ્ધાંતોમાંથી ઉદ્‌ભવેલા પાખંડ મતોનું અનુસરણ કરવા પ્રેરાયા.

આવી પરિસ્થિતિમાંથી વેદ ધર્મને બચાવવા અને વેદોના ડૂબતા નાવને તારવા કોઈ વચલા માર્ગનું સંશોધન આવશ્યક બન્યું અને રાજ્યાશ્રયથી વંચિત થયેલા અને પ્રજાનો અનાદર પામેલા બ્રાહ્મણોએ એક મધ્યમ માર્ગ શોધ્યો અને તે અનાર્ય અને તે પાખંડ મતના દેવતાઓને વૈદિક સ્વરૂપ આપવાનો.

સ્કંદપુરાણના પ્રભાસખંડમાં આદિ જ્યોતિર્લિંગ સોમનાથની સ્થાપનાની કથા છે તેમાં જણાવ્યું છે કે જ્યારે શંકરે ચંદ્રમાને પ્રથમ લિંગ આપ્યું ત્યારે તેણે કહ્યું કે અહીં હું અત્યારે ભૈરવેશ્વર નામે પુજાઉં છું, હવેથી સોમનાથ તરીકે પ્રસિદ્ધ થઈશ." પ્રભાસ-પાટણમાં હોળીના દિવસે, એક વિરાટ કાય ભૈરવનાથ નામની મનુષ્યાકારની અશ્લિલ મૃતિકા મૂર્તિનું નિર્માણ કરવામાં આવે છે તેની પૂજા થાય છે, આરતી ઉતરે છે અને ધૂળેટીના દિવસે તેના ઉપર હલ્લો કરી લાકડીઓ મારી તોડી પાડવામાં આવે છે. માત્ર તેનું લિંગ લઈ જવામાં આવે છે. આ પ્રસંગ ઘણો સૂચક છે. ભૈરવનાથની મનુષ્યાકારની અશ્લિલ મૂર્તિ અનાર્યો કે પાંખડીઓ પૂજતા. આર્યોએ તે તોડી પાડી પરતું સમાધાન યોજી તેના લિંગનું સ્થાપન કરી તેની પૂજા સ્વીકારી અને તેને શિવ અને રૂદ્રના વૈદિક નામો આપ્યાં. આમ વૈદિક ધર્મના વિશાળ વર્તુળમાં અનાર્ય જાતિઓને સમાવી લઈ એક અપૂર્વ સમાધાન યોજવામાં આવ્યું અને નષ્ટ થતી વૈદિક ધર્મ પ્રત્યેની શ્રદ્ધાને પુનર્સ્થાપિત કરવામાં આવી.

વેદોમાં 'શિવનો' અર્થ શુભ કે કલ્યાણ એવો થાય છે. તેમાં ક્યાંય 'શિવ એટલે ભસ્માંગલેપન વાળો જટા જૂટ, ડમરૂ વગાડતા રૂંઢમાળ ધારણ કરનારા જોગીની કે નટરાજની કલ્પના નથી. વેદોમાં 'રૂદ્ર' શબ્દ પણ ઇશ્વરના રૌદ્ર સ્વરૂપ માટે વપરાયો છે. શતપંથમાં "अग्निर्वै रुद्र" એવો પ્રયોગ કરી અગ્નિ અને રૂદ્રને એક કહ્યો છે. અને અગ્નિના વાયુને **આગ્નેય** કહ્યા છે, એ પ્રમાણે સોમના વાયુને સૌમ્ય કહ્યો છે. અગ્નિ રૂક્ષ છે અને તેથી રૂદ્ર છે. સોમ સ્નિગ્ધ છે તેથી શિવ છે અને તેથી સૂર્ય કે અગ્નિ અને ચંદ્ર કે સોમનો વિરોધાભાસી રૂદ્ર અને શાંતિદાતા સ્વરૂપો ઉપરથી એક ભવ્ય કલ્પના કરવામાં આવી અને તેને સદાશિવ અને રૂદ્રનાં નામો આપવામાં આવ્યાં.

આમ જે ઈશ્વર સર્જક છે, અને તે જ સંહારક છે તેમ આ ઈશ્વરનું સ્વરૂપ કલ્યાણકારી પણ છે અને સંહારક પણ છે આથી અતિ ભવ્ય નિર્મળ, સુંદર અને સરસ કલ્પનાને મૂર્તિમંત સ્વરૂપ આપીને તે દેવને શિવ કહ્યો, શંકર કહ્યો કે શંભુ સદાશિવ કહ્યો અને એક સ્પષ્ટ અને શુદ્ધ સિદ્ધાંત સ્થાપ્યો કે તેની આરાધના કરવાથી તે ફલ આપશે. પણ જો સારા કાર્ય કરવામાં આવશે તો તે શિવ હશે અને દુષ્કૃત્યો કરવામાં આવશે તો તેનું સ્વરૂપ રૂદ્રનું હશે-સાયણાચાર્ય તેની સ્પષ્ટતા કરતાં કહે છે કે

द्वै हि सद्रस्य तनू तया चोवरिष्या दाम्नायते वा एष यदग्निं तस्यैते तनुया: घोराऽन्या शिव चेतिः

અર્થાત તેમાં ઘોર અગ્નિ અને શાંત રૂપ શિવ છે.

આ ભવ્ય અને ઊંચી કલ્પનાના ફલ સ્વરૂપે શિવ પૂજાનો પ્રારંભ થયો અને જોતજોતામાં ભારતના ચારે ખૂણામાં તો નહિ જ પણ દક્ષિણ અમેરિકા, અગ્નિ એશિયા, યુરોપ અને આફ્રિકા સુધી તેનો ફેલાવો થઈ ગયો. પરંતુ આપણા દેશમાં હજી બને છે તેમ ત્યારે પણ અંધાર યુગમાં આ શિવના નામ પાછળ પુરાણો, આખ્યાનો અને આખ્યાયિકાઓ લખાયાં તેમાં તેને ભોળો, ભંગેડી ચિતાભસ્મ લેપન કરનારો, રૂંઢમાળ અને સર્પો પહેરનારો, સ્મશાનવાસી અને સમજ્યે વગર સમજ્યે જેને તેને વરદાન દેનારો, તેની પત્ની કે પુત્રને પણ ન ઓળખી શકે એવો ખપ્પર લઈને ફરનારો બતાવી તેની પ્રભુતા દર્શાવવા જતાં લઘુતા દર્શાવી દીધી. શિવપુરાણ સ્કંદપુરાણ, ગણેશપુરાણ વગેરેમાં તો શિવની વિચિત્રતા અને બુદ્ધિહિન અને નિંદ્ય વર્તનની કથાઓ આલેખવામાં આવી. કવિઓએ અને કથાકારોએ તે ઉપરાંત અનેક પ્રસંગો યોજી તેની ભારોભાર નિંદા કરી અને સામાન્ય પ્રજાએ નહિ પણ વિદ્વાનોએ પણ તે પુસ્તકો, આખ્યાનો

અને વાર્તાઓને સત્ય માની લઈ ઈશ્વરનાં સ્વરૂપની કરેલી આ મહાન કલ્પનાને નહિવત્ બનાવી દીધી.

હવે પ્રશ્ન એ થાય છે કે ઈશ્વરનાં શિવ અને રૂદ્ર સ્વરૂપની કલ્પના શા માટે લિંગમાં મૂર્તિમંત કરવામાં આવી. પાછળથી પ્રચલિત થયેલા પાખંડ મતોમાં સર્વ દેવોની મનુષ્યાકારે મૂર્તિઓ પૂજાય છે જ્યારે શિવનું લિંગ શા માટે !

અનાર્યો પશુપતિ જેવા સ્વરૂપને પૂજતા તેની આકૃતિ મનુષ્ય જેવી હતી. ઈ. સ. પૂર્વે આવી મૂર્તિઓ પૂજાતી પણ તે શંકરની હતી કે કેમ તે માટે વિદ્વાનો શંકા સેવે છે. ઈસુની પ્રથમ સદીમાં થયેલા પેશાવરના રાજા કનિષ્કની મુદ્રાઓ ઉપર આવી આકૃતિ છે, પણ ઇ. સ. ૧૫૦ થી ઈ. સ. ૩૫૦ વચ્ચે થયેલા ભારશિવ રાજાઓની મુદ્રાઓ ઉપર લિંગાકૃતિ છે. એટલે આગળ જેનું વર્ણન છે તે ભૈરવનાથનો પ્રસંગ ઈ. સ.ની પ્રથમ સદીમાં કે ઈ. સ. પૂર્વેની પ્રથમ સદીમાં બન્યો હોય અને ઈ. સ. ૧૫૦ લગભગ લિંગ પૂજા સ્વીકૃત થઈ ગઈ હોય.

લિંગ પૂજા માટે વિધર્મી વિદ્વાનોએ વગર સમજે કડક ટીકાઓ અને આલોચના કરી તે સાથે પરમાત્માની પ્રતિકૃતિ પાષાણમાં કોતરવી હતી તો લિંગાકાર શા માટે એ પ્રશ્ન પણ વિચારણા માગી લે છે. પુરાણોએ લિંગ પૂજાની હાસ્યાસ્પદ અને વિચિત્ર વાર્તાઓ જોડી કાઢી છે. લિંગપુરાણમાં પરમેશ્વર કોણ એ પ્રશ્ને બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે કલહ થયો અને તે સમયે એક અતિ પ્રકાશિત જ્યોતિર્લિંગ પ્રગટ થયું એવી વાર્તા છે, અને તે સાથે શિવ પુરાણમાં નાભીમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે અધિકારના પ્રશ્ને ઘોર સંગ્રામ થયો ત્યારે કાલાગ્નિ જેવું જ્યોતિર્લિંગ પ્રગટ થયું એવી કથા છે. સ્કન્દ પુરાણમાં બ્રહ્માની પત્ની સાવિત્રીએ શંકરને તેનું લિંગ ખરી પડશે એવો શાપ આપેલો તેની ફલશ્રુતિ રૂપે બ્રાહ્મણોના શાપથી લિંગનું પતન થયું એવી વાર્તા છે. આમ એક પણ પૌરાણિક કથામાં એકવાક્યતા નથી. માત્ર તેના લેખકોએ કલ્પનાનો સ્વૈરવિહાર કરી આ પ્રશ્નને તર્કસિદ્ધ અને બુદ્ધિવાદથી ઉત્તર આપવાને બદલે તેને વાર્તા સ્વરૂપ આપી દીધું છે.

શૈવ ધર્મની ફિલસુફી ઊંચા સિદ્ધાંતો ઉપર રચાઈ છે. સોમનાથની સ્થાપનાની કથામાં સ્કંદપુરાણ કહે છે કે શંકરે જે લિંગ ચંદ્રને આપ્યું તે કુકુટાંડ એટલે કૂકડાના ઈંડાના આકારનું હતું. શ્રુતિ છે કે શરીર મંદિર તથા જીવ સદાશિવ છે. આત્મા અંગુષ્ટવત છે. આત્મા તે જ પરમાત્મા છે અને પરમાત્મા અનાદિ અનંત છે. તો જ્યારે પરમાત્માનું સ્વરૂપ પથ્થરમાં પરિવર્તિત કરવું હતું ત્યારે વિચારતાં આત્મા તેનો અંશ છે અને આત્મા અંગુષ્ઠવત છે. વળી પરમાત્મા અનાદિ અનંત છે એટલે જેમ ઈંડાને આદિ કે અંત નથી જેમ તે બન્ને છેડેથી એક જ આકારનું છે અને જેમ તેનું કદ અંગુઠા જેટલું છે તેમ પરમાત્મા સ્વરૂપને સમજવું જોઈએ એ વિચારે શૈવ સંપ્રદાયના પ્રસ્થાપકોએ લિંગનું નિર્માણ કર્યું.

આર્યો અગ્નિપૂજક હતા. યજ્ઞોનું મહત્ત્વ વૈદિકકાલમાં અને તે પછી પણ હતું. यज्ञेन कल्पंतां કહી ઈશ્વરની કલ્પના અગ્નિમાં કરી એટલે જ્યારે સાકાર ઈશ્વરની પૂજાનો પ્રારંભ થયો ત્યારે યજ્ઞના અગ્નિની ઉર્ધ્વગામી શિખાઓમાં ઇશ્વરની કલ્પના કરી કે અગ્નિ શિખાનું સ્થુલ સ્વરૂપ પાષણમાં કંડાર્યું અને તેને શિવલિંગ કરી તેની પૂજા શરૂ કરી. ગીતા (અ. ૬. શ્લોક ૧૯) કહે છે કે

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृत : ।
योगीनो यतचितस्य युंजतो योगमात्मन : ॥

અર્થાત જે પ્રકારે વાયુરહિત સ્થાનમાં સ્થિત દીપક ચલાયમાન નથી એ ઉપમા પરમાત્માના ધ્યાનમાં ગ્રસ્ત યોગીઓના જીતાયેલા ચિત્તની કહી છે: એટલે વાયુરહિત સ્થાનમાં સ્થિર દીપ જ્યોતિનું પાષાણ સ્વરૂપ તે લિંગ છે. તેથી જ તેને જ્યોતિર્લિંગ પણ કહ્યું. શતપથ બ્રાહ્મણ (૧–૭–૩–૨)માં પણ અગ્નિનું એક સ્વરૂપ રૂદ્રનું છે એમ કહ્યું છે.

હવે જ્યારે પાષણમાં જ પરમાત્માની પ્રતિકૃતિ કરવી હતી ત્યારે તે પાષાણ પણ અતિ મૂલ્યવાન હોવો જોઈએ તેથી સ્વયંપ્રકાશિત મણિની સ્થાપના લિંગ

[ અનુ. પૃ. ૪૫૦

# દેવીપૂજા અને સૌરાષ્ટ્રના દેશ્ય દેવી-દેવલાં

(પરંપરા અને પ્રતીકો)

ખોડીદાસ પરમાર

## આદિ માનવી દ્વારા પૂજાતી માતાઓ

જળ બંબાકાર, જળમય પ્રલય અને આછેરા ઉજાસની રશ્મિમાની ઓથે વિશ્વનિયંતાએ ડૂબતી ધરણીને ઓધારી, થીર કરીને થાપી અને એ સ્થિરતાના થાવરમાંથી સરજનની પ્રક્રિયા આરંભી દીધી. અને નવસર્જનના નિચોડરૂપે અંતે, આ નવખંડી ધરતીને માથે બે બળ સરજાણા. એક પુરૂષ. બીજી પ્રકૃતિ.

**"નવખંડ ધરતીમાં બળ બે જણાં,**
**ન્યાં છે નરને નાર્ય વધાવો રે આવિયા."**

પુરુષ અને પ્રકૃતિની બેલડીએ આ ધરુણીને શણગારી દીધી. તેના એકમેકના સંગથી જીવનવેલ પાંગરી, પ્રહટી અને ચોખુંડ પ્રથમીની ચારે દશ્ય આ માનવકુલવેલ સાગરની જેમ ફરી વળી.

આ હતો માનવજીવનના પરોઢનો પ્રથમ તબક્કો, માનવીયજીવનનો આદિમ કાળ. તે કાળનો માનવી પણ બીજાં પ્રાણી કરતાં વધારે બુધ્ધિક્ષમતા ધરાવતો હતો, તેથી બુદ્ધિના મંડાણરૂપે વનજંગલ અને વેળાવેળાના વૃક્ષોના રહેઠાણ છોડી અંધારઘેરી ગુફામાં વસતો થયો. ગુફાકાલીન જીવનમાં માની કૂખના જેવો જ અંધકાર હતો. તે કાળે શિથિલ એવી કૌટુંબિક ભાવના પણ તે કાળના માનવીના મનમાં તો હતી જ. તેનું બંધન નર અને નારીનું જાતીય સ્વરૂપનું આકર્ષણ પણ હોઈ શકે. નરનારીના જાતીય સંયોગ પછી નવજીવનનું પ્રગટીકરણ થતું, જનેતાની કૂખેથી નવશિશુ પાંગરતું, તેના પ્રત્યે માનો પ્રેમ હૃદયમાંથી ફૂટી નીકળતો. પ્રગટતા અસહાય શિશુને માતા હૃદયના ઊમકળાથી ઉછેરતી, તેડીને ફરતી અને માતૃત્વતત્ત્વભર્યા ઉમળકાથી સ્તનપાન કરાવી તે બાળકને મોટું કરતી. આ ઉછેરના આલંબનમાં નર કરતાં નારીમાં માતૃત્વતત્ત્વની 'ઉષ્મા' વધારે મહોરી ઊઠેલી જોઈ શકાય છે, અને સૌ પ્રથમ આ જ સ્થળેથી વિશ્વમાં માતૃભક્તિના મંડાણ મંડાયાં હશે. જે જનેતાએ જન્મ આપ્યો, પાલન પોષણ કર્યું અને આ દુનિયાના દર્શન કરાવ્યાં તે શક્તિને માટે બાળકના મુખમાંથી પ્રથમ શબ્દ સરી પડયો હશે "મા" અને આમ માનવીને આવી "મા" પ્રત્યે અહોભાવ જાગ્યો અને તેની પ્રત્યેની ભક્તિ શરૂ થઈ.

જનેતાએ જન્મ આપી ઉછેર્યો મોટો કર્યો, પછીનું પાલન પોષણ તો પ્રકૃતિના ઓથારમાંથી જ માનવી મેળવતો થયો, આ તેની પોષક માતા બની–આમ બીજી પ્રકૃતિ માતા–ધરણી મા.

**"મંગળવારે નમું રે મારી માતને**
**જેણે નવ માસ રાખ્યો ઓદર્ય,**
**રટણ કરો રામનું.**

**બુધવારે નમું રે ધરતી માતને**
**જેણે પડતો ઝીલ્યો મારો ભાર,**
**રટણ કરો રામનું."**

આમ જનેતાએ જન્મ આપ્યો, પ્રકૃતિમાએ પ્રાણબંધ શરીરનું પોષણ કર્યું, તેથી પોષકતત્ત્વના આધારરૂપ પ્રકૃતિમાતાની પણ આદિ માનવે તે કાળે પૂજા શરૂ કરી દીધી. તેના પડઘો આજની દેશ્યવાણીમાં ય સંભળાય છે:

**"ખૂંદી તો ધરતી અમે**
**અને વાઢી અમે વનરાઇ**
**વેણુકવેણુ સંતજન અમે**
**સાયરના નીર સાયરમાં સમાય."**

આમ આદિકાળનો માનવી જ્યારે ગુફાવાસી હતો ત્યારે તેના જીવનમાં બે દેવી માતઓ પૂજાસ્થાને રહેલી જોઈ શકાય છે. એક જન્મ આપનાર જનેતા.–બીજી જીવનનું પોષણતત્ત્વ આપનાર–ધરણી મા.

આ જોતાં લાગે છે કે માતૃપૂજા અને પૂજ્યરૂપના આકારરૂપના વળોટની શુધબુધ છેક આદિમકાળની અંધારી અને ગર્ભ જેવી કુહરોમાંથી શરૂ

થાય છે. માનવી બુદ્ધિવાદી હોવાથી શ્યામ અંધકાર અને તેજોમય ઉજાસના રૂપમાંથી, પ્રતિક ઋતુકાળના પ્રાગટ્યમાંથી, તેમજ આંતરિક મનોભૂમિમાંથી પ્રગટતા આનંદ, બીક, શંકા તેમજ જાતીય આવેગના સંવેગોમાંથી, કલ્પનાના મંડાણ કરી, તેણે દેવદેવીઓની કલ્પના આરંભી, તેનાં કલ્પનામંડિત પ્રતીકો ઉપસાવ્યાં. ધીમે ધીમે તેમાં કલાસર્જનનું સુડોળ રૂપ પ્રવેશતું ગયું અને પ્રતીકો અને આકારનું મૂર્તરૂપ અવતર્યું. આમ અમૂર્તમાંથી મૂર્તરૂપની પૂજા આરંભાઈ.

ધીમે ધીમે માનવકુલવેલ પાંગરતી ગઈ અને પરંપરિતરૂપે આરાધાતાં દેવદેવીઓમાં વિશેષતાઓ આરોપીત થઈ ગઈ, પછી તો કલામંડિતરૂપની ભરમાર, વીરનરની કલ્પનામંડિત દંતકથાઓ, બીકાળા ભૂતપ્રેત અને જાદુમંતરની ચોટની માન્યતાઓ ઉપસતી ગઈ, પૂજાતા પ્રતીકોના રૂપમાં કલાત્મક તેમજ અમૂર્ત અને ગૂઢ આકારનું નિરૂપણ થયું અને આકારોમાંથી સંજ્ઞાઓનું પ્રગટીકરણ થયું. આ સંજ્ઞાઓ સીધી સાદી હોવાથી ધીમે ધીમે સર્વદેશીય એકરૂપ બની ગઈ. જો કે પાછળથી જાતિ અને દેશભેદે તેમાં થોડુંઘણું ભિન્નત્વપણું આવતું ગયું, પણ તેનું મૂલતઃ રૂપ–વસ્તુ આકાર તો એક જ રહી ગયો. જેમકે ત્રિશુલ આકારમાં અમુક પ્રકારની શક્તિ કે માથા પરના શીંગડાં જે મોહેં જો ડેરો, મીસર દેશ મેસોપોટેમિયા વગેરે દેશના દેવદેવીઓના શીર પર જોઈ શકાય છે. (પાછળથી ભારતમાં શીંગડા અસૂરોને માટે આરોપીત થયા) તેમાં તેનું દેવત્વપણું સિદ્ધ થયેલું જોઈ શકાય છે. એટલે તેના સંજ્ઞા પ્રતીકો વગેરે.

આદિમ અવસ્થાની પૂજામાં જનેતાનું સ્થાન મુખ્ય હતું. સ્ત્રીતત્ત્વના બે પ્રતીકોને સંજ્ઞારૂપે નિરુપીને તે બે તત્ત્વોનું પ્રાધાન્ય રીતે પૂજન થતું હશે તેવું અનેક બાબતો પરથી કલ્પી શકાય છે. તેમાં એક યોનિતત્વ અને બીજું માતૃત્વરૂપ થાનેલા. પ્રથમ બીજ સંવર્ધિત કરી, શૂન્યમાંથી મૂર્તરૂપે પ્રગટાવતું, માનવીને આ દુનિયામાં પ્રગટ થવાનું ઉદ્‌ભવ સ્થાન અને બીજું પ્રાણમય જીવનને અમૃત્વ રૂપે પોષણનું પય પાનાર માતૃસ્થાન. આ બંનેના રૂપો, પ્રતીકો, અને સંજ્ઞાઓ માતૃમૂર્તિમાં અગ્રીમ સ્થાને નિરૂપાયા છે. પ્રાગ–ઐતિહાસિક કાળની માતૃદેવતાની આકૃતિઓમાં યોનિ અને થાનને વિશેષ મહત્ત્વ અપાયેલ જોઈ શકાય છે. તે કાળની દેશ તેમજ પરદેશમાં સર્જાએલ પત્થરની, હાડકાની તેમજ ધરાકૂટ (ટેરાકોટા) અને લાકડાની મૂર્તિઓના કંડારમાં આ તત્ત્વ વિશેષ ઉપસેલું દેખાડયું છે.

જનેતાના પૂજનરૂપના આકારોની પછી બીજું પૂજા સ્વરૂપ તે ધરતીમાતા પ્રકૃતિતત્ત્વ રૂપનું છે. વૃક્ષ દેવતા–વન દેવી ફળ, મૂળ, ફૂલ, પાણી શિકાર વગેરે ભોજ્ય સામગ્રી આપી માનવીને જીવાડે છે. તેને વૃક્ષ અને દેવીરૂપે કલ્પી ને પૂજી છે. આ ધરતી અને વનદેવી–વનમાતાનું પાછળથી મૂર્તિરૂપ કલ્પાયું છે, જે મોહેં જો ડેરોની મુદ્રાઓમાં જોઈ શકીએ છીએ.

આમ પ્રાગઐતિહાસિક માનવીના મનમાં જન્મ, જીવન, મૃત્યુની ગૂઢતા, પ્રકૃતિનાં તત્ત્વો, છાયા પ્રકાશનું પ્રાગટય, માનસિક ચેતોવિચાર, કશાકની ભીતી, તેમજ મૃત્યુ જીવન અને જીવવાની અદમ્ય જીજીવિષા વગેરે અનેક કારણોના ઊંડાણમાંથી અમૂક તત્ત્વોની પૂજા આરંભાઈ. કાળે કરીને તેમાં સદ્ અસદ્ તત્ત્વોની ભાવના જન્મી, તે વિનાશકારીતાથી બીધો, ક્ષેમ ઈચ્છવા તે પ્રતીકોમાં શ્રદ્ધા મૂકી પૂજવા લાગ્યો. વળી સર્વનિયંતા તેમજ આ વિશાળ પ્રકૃતિ તેને ટાણાસર બધું જ આપતી તેથી તેની પ્રેમથી પૂજા આરંભી. આમ પ્રેમભાવ અને ભયમાંથી પૂજા અને પૂજનીય ઉદ્‌ભવ્યા.

પ્રથમ તબક્કે દેવપૂજન કરતાં દેવીમાતાનું પૂજન પ્રથમ શરૂ થયું.

ધીમે ધીમે માતૃદેવી પછી મૃત્યુ, રોગ અને મહામારીના ઈલાજરૂપે બીજા અનેક દેવદેવીઓની મંડળરૂપોની ઉત્પતિ થઈ અને ધીમે ધીમે નીતિમત્તા અને તેનું ધોરણ સાચવવા ધર્મનો પ્રવેશ થયો.

## લોથલ અને મોહેંજો દડોમાં દેવીપૂજા અને પ્રતીકરૂપો

ભારતીય અને આર્ય સંસ્કૃતિના શીરમોર રૂપ નદીતળની સંસ્કૃતિઓ મોહેંજો દડો, લોથલ વગેરેમાં

પણ પ્રથમ તબક્કે તો માતૃપૂજા તથા પ્રકૃતિપૂજા શરૂ થઈ હતી તેમ માનવાને કારણો મળે છે. પ્રાગ્-ઐતિહાસિક કાળની માતૃમૂર્તિઓના રૂપની પરંપરા અહીંની દેવીમૂર્તિમાં પ્રતિબિંબિત થાય જ છે. તેમાં કલાતત્ત્વ પણ ઉમેરાય છે.

તે કાળની લિપીમાં દેવીસૂક્તના કંઈ લખાણો વગેરે હશે કે કેમ તે હજી સુધી લિપી ન ઉકેલવાથી અણજાણ રહ્યું છે, છતાં અહીંની પૂજામાં જરૂર દેવીસૂક્તો વગેરે હશે જ, કારણ કે માતૃદેવી તો અહીં ઘેર ઘેર પૂજા સ્થાને હશે તેવું અનુમાનાય છે, વળી અહીં દેવીમૂર્તિ તેમજ પ્રતીકસંજ્ઞાઓની રચના પણ જોઈ શકાય છે. દા. ત. મોહેં જો દડોમાંથી પ્રાપ્ત એક મુદ્રામાં ધ્યાનસ્થ યોગીની મૂર્તિ છે. તેના માથા પર ત્રણ ફણાવાળું ત્રિશુળ છે. આ ત્રિશુળ તે દેવીની સંજ્ઞારૂપ હશે તેવું કલ્પી શકાય, કારણ કે તેની અનુગામી સંસ્કૃતિમાં ત્રિશુળ પૂજા દેવીના પ્રતીકરૂપે થાય છે. અહીં સિંધુઘાટીમાં દેવી સર્વ રીતે સન્માનિત છે, તે આ યોગીના માથા પરનું ત્રિશુળ બતાવે છે વળી લોથલમાંથી ઘણી મોટી સંખ્યામાં પ્રાપ્ત થતાં ત્રિકોણ આકારે ઘડેલા માટીના ફડેલાં તે દેવીમાના જ પ્રતીકો છે. આજેય આવા લાકડાંના ફડેલાં નીચલા-વર્ણોમાં દેવીમાના પ્રતીકરૂપે પૂજાય છે.

મોહેં જો દડો અને લોથલમાંથી પાકી માટીની ધરાકૃટ (ટેરાકોટા)ની બે પ્રકારની નારી મૂર્તિઓ મળે છે: તેમાં એક પ્રકાર દેવીમાતાની મૂર્તિનો છે અને બીજો બાળકોને રમવાની રમકડાંની પૂતળીઓનો છે. દેવીમૂર્તિ અર્ધનગ્ન, કેડ ઉપર કટિમેલખા, માથે શીરોવેષ્ટનના વિવિધ કંડાર તેમજ દીપ પ્રજ્વલાવી શકાય તેવા માથે કે ખભે કોડિયાવાળી, ડોકમાં માળા બંધ બાંધી શકાય તેવા કાણા પાડેલી અસંખ્ય મૂર્તિઓ મળે છે. ઘર ઘરના ખંડિયેરોમાંથી મળતી હોવાથી તે દેવીમાતા તરીકે દરેક ઘરોમાં પૂજાતી હશે તેવી કલ્પના કરી શકાય. વળી હાથે ઘડીને પકવેલી આ મૂર્તિઓના પાછળના ભાગે બહુ ધ્યાનથી કંડારી નથી તેથી તેને ગોખલામાં પધરાવીને પૂજતાં હશે. મોટાભાગે આ બધી જનેતા–માતાના રૂપની પૂજા હશે. કારણ લગભગ આ મૂર્તિઓ નીચેથી નગ્ન સ્વરૂપા જ છે.

બીજા પ્રકારમાં એક મુદ્રામાં પીપળાવૃક્ષની બે ડાળીઓ વચ્ચે એક દેવી ઊભી છે. તેને માથે શીંગડા છે. આ દેવી પ્રકૃતિનું પ્રતિનિધિત્વ રજૂ કરનાર કોઈ દેવી હોવી જોઈએ કારણ કે વૃક્ષ ફળ, મૂળ અનાજ આપનાર, શીંગડા–પશુરૂપે પોષણ આપનાર ગાય, વગેરેની સંજ્ઞા અને તે સર્વની વચ્ચે બિરાજેલ દેવી તે પ્રકૃતિમાતા પોષણની દેવી કહી શકાય.* તે પ્રકૃતિ દેવી સામે માણસના મુખવટાવાળો બકરો ઊભો છે, અને બીજી સાત સ્ત્રીઓ હારબંધ ઊભી છે, તેથી અનુમાની શકાય છે કે પ્રકૃતિદેવી એ મુખ્ય અને બીજી ગૌણ દેવીઓ હશે. વળી બીજી એક મુદ્રા પરના તક્ષણમાં નારીની યોનિમાંથી વૃક્ષનો અંકૂટ ફૂટતો બતાવ્યો છે–તે પરથી આ દેવીનો વનસ્પતિ–પ્રકૃતિ સાથેનો સંબંધ હશે તેવું માની શકાય છે.

આ ઉપરાંત નારીની યોનિના પ્રતીક જેવા કાણાવાળા થોડાક આકારો મળ્યા છે. પુરુષના લિંગના પણ આકારો મળ્યા છે; તેના પરથી માત્ર અનુમાનાય છે કે અહીં યોનિરૂપ પૂજ્ય માતૃત્વરૂપે અને પ્રજોત્પતિના પ્રતીકરૂપે પૂજાતું હોય. આજે પણ નેપાલમાં અમૂક સ્થળે આ પ્રથા પ્રચલિત રૂપે જોવા મળે છે,

ઋગ્વેદના સૂક્તોમાં યોનિ શિશ્નની ઉપાસના કરનાર અનાર્યોની નિંદા કરવામાં આવી છે, તેથી મનાય છે કે આદ્ય દેવી પૂજાઓમાં સર્જનના ગુહ્ય અંગોના પ્રતીકો બનાવી તેમાં દેવત્વ અર્પી આવા પ્રતીકો પૂજાતાં હશે. તે જ આ બતાવે છે.

વળી યોનિ–ભગ અને તેની આંતર રહેલો જીવગર્ભ–દીવડો–સંતાન, તે આંતરદીપ–જીવને કૂખે ધારણ કરનાર માતા,–ભગવતીની અહીં વિશેષ પૂજા થતી હશે. એટલે ભગવતી અને ગર્ભદીપ–ગરભ, દીવડો–ગરબો તે દેવી માના પ્રતીકની જોડાજોડ આજેય પરંપરાએ જોઈ શકાય છે. નવરાત્રના કાણા

---

* તે કાળે મીસર, મેસોપોટિમીઆ વગેરેની સંસ્કૃતિમાં દેવ અને દેવીઓને શીંગડાવાળા કંડાર્યા છો. તે તેનું દેવત્વ મનાય છે. વળી મીસરમાં તો ચાંચવાળી પણ દેવીઓ છે. તેવી ભારતમાં પણ છે. તેવી ભારતમાં પણ છે. જેવી કે બલાકા શક્તિ વગેરે.

વાળા ગરબા–ગર્ભદીપ–અને ગર્ભ–જીવ–સંતાન ની જ શું સંજ્ઞા રૂપ નથી ?

વળી એક કાળે ક્રીટના ટાપુ તેમજ મેસોપોટેમિયામાં એવી માન્યતા હતી કે કપોત મા દેવીનું સ્વરૂપ વહન છે. અમરનાથના શિવલિંગના કબૂતરની જોડી આજેય શિવ પાર્વતીના રૂપે લોકો તેને નમે છે. વળી આવી કપોતવાળી દેવીની ધરાકૂટની મૂર્તિઓ પણ મળી છે.△ અને તેના દેશ્ય ગીતો પણ મળે છે.

"પારેવડાં જાજે અંબેમાના દેશમાં
આટલો સંદેશો લે લક્ષ્યમાં
પારેવડાં જાજે અંબેમાના દેશમાં"

## આર્યપ્રજામાં પૂજાતી દેવીઓ અને તેનાં રૂપો :-

વેદકાલીન આર્યો સ્વભાવે જ પ્રકૃતિ ચાહક અને પૂજક હતા. ઉઘડતી રંગભરી ઉષાને વર્ણવતા શ્લોકો વેદની ઋચાઓમાંય સુંદર રીતે ગવાયા છે. વળી શક્તિ સ્વરૂપા દેવીઓના મંત્રો પણ વેદોમાંથી મળી આવે છે. સૂર્યાના વર્ણનમાં શક્તિનો પત્નીભાવ તેમજ વાક્ સૂક્તમાં પણ શક્તિ સ્વરૂપનું સમર્થન થતું દેખાય છે. વળી લક્ષ્મીસૂક્ત તો ઋગ્વેદના પરિશિષ્ટમાંથી જ લેવામાં આવ્યું છે. * અહીંની દેવીઓના સ્વરૂપો વધારે સુક્ષ્મ અને દૈવી રૂપના ઘડાતાં જાય છે. તેમાં વર્ણનની તેમજ તેના અલૌકિક તેજની અસ્મિતાને જ વધારે ગાવામાં આવી છે. અહીં ભૌતિક કરતાં તે વધારે સૂક્ષ્મ બનતી જાય છે. તેજસ્વીરૂપ ધારણ કરતાં દેખાય છે.

વળી વેદકાળ પછીના આરણ્યક, ઉપનિષદો બ્રાહ્મણ વગેરેમાં શક્તિ સ્વરૂપનો વિધવિધ રૂપે વિકાસ થયેલો જોઈ શકાય છે. આમ ઉપનિષદ, બ્રાહ્મણ, આરણ્યક વગેરેની દેવી વિષેની હકીકતોને સંબંધિત કરી દેવી ઉપાસનાના સાંકેતિક સૂત્રો રચાયા. દેવીઓના વિધવિધ રૂપોની કલ્પનાઓ થઈ અને શાક્ત માર્ગે મોક્ષદાયિની બની રહી.

શાક્ત સંપ્રદાય એ દેવી પૂજાનો માર્ગ બની રહ્યો. તેમાં પ્રધાન દેવ તરીકે શક્તિની જ ઉપાસના થવા માંડી. વળી જ્ઞાન અને યોગ માર્ગનો દેવી સંપ્રદાય સાથે ગાઢો સંબંધ હોવાથી યોગની ક્રિયાઓ દ્વારા જ્ઞાન શક્તિનો વિકાસ સાધી, આ શાક્ત સ્વરૂપ દ્વારા પણ મોક્ષપદ મેળવી શકાય છે.

શાક્ત સંપ્રદાયમાં દેવી મુખ્ય આરાધ્ય દેવ તરીકે બિરાજે છે. વળી તેમાંય પાછળથી બે માર્ગ વહી નીકળે છે. જેમ કે દક્ષિણ અને વામ એવા બે ભેદ પડે છે. દક્ષિણ પંથ ઉચ્ચતાગામી અને ઉન્નતકર થતાં વામપક્ષમાં ભિન્નતા અને નિમ્નતા આવી જતાં થોડો સ્થુળ પણ ગણાએલ. પણ સર્વમાં કાલી એ પ્રધાનદેવી તરીકે આરાધાય છે. અને તેના ત્રણ વિભિન્ન સ્વરૂપો જુદી જુદી રીતે પૂજાય છે. સત્વરૂપ સરસ્વતી, રજસરૂપ લક્ષ્મી, તમસરૂપ કાલી.

## પૌરાણિક કાળમાં એ પરંપરા અને દેવીપૂજાના ઉલ્લેખો

પૌરાણિક કાળમાં પણ દેવીઓની પૂજા ચર્ચા કુલદેવી તરીકે તેમજ આદ્યશક્તિરૂપે થતી જોઈ શકાય છે. રામાયણમાં સીતા અંબિકાની પૂજા કરવા જાય છે. અને ત્યાં જ રામ સાથે દષ્ટાદષ્ટ્ર મળે છે. તો લંકિની દેવી તે રાવણની લંકાની રક્ષા કરનાર નગરદેવી છે. કૃષ્ણકથામાં કૃષ્ણ સત્રાજિત સાથે લડવા જાય છે ત્યારે વાસુદેવે ભગવતી દુર્ગાનું આરાધન કર્યું હતું. કુંવારિકા રૂક્મણી દરિયાકાંઠે ભવાનીમાતાના દર્શન કરવા ગઈ ત્યાંથી તેને કૃષ્ણ હરી ગયા. જસોદાની પુત્રી તેજસ્વી વીજશક્તિનું રૂપ ધારી ઊડી નીકળી તેનું તો દેશ્યગીતમાંએ સ્થાન છે.

"અંકાશ વીજળી થઈને રહીશ,
અંકાશ વીજળી થઈને રહીશ
તારો વેરી તને મારશે રે લોલ !"

આમ તે પુરાણકાળ સુધીમાં તો શાક્તસંપ્રદાય અનેક રૂપની દેવી શક્તિઓના તેજથી ચમકતો બની

---

△ 500 years of The art of India–page 10. by Mario Bussagli.

* જુઓ નર્મદાશંકર મહેતા કૃત. 'શાક્ત સંપ્રદાયઃ પ્રકરણ પહેલું.

જાય છે. દેવીઓના રૂપો, તેના લક્ષણો તેમજ તેની કથા, આખ્યાયિકાઓ અને શક્તિ સ્વરૂપો અનેક રીતે ઝળહળી ઊઠે છે.

## ઈ. સ. પૂર્વના ઐતિહાસિક કાળની માતૃદેવીઓ

બુદ્ધ, મહાવીરના સમયની આસપાસ માતૃદેવીઓ અને ધરતીમાતાની વિધવિધ રૂપમંડનો વાળી ધરાકૂટની (પકવેલી માટીની) અનેક મૂર્તિઓ મળે છે. હાથે ઘડેલી, ભારે અંબોડાવાળી, નીચેથી નગ્ન સ્વરૂપા બધી જ આ દેવીઓ છે. તેમાં નંદનગઢ લોરિયામાંથી મળેલી સુવર્ણપત્ર ઉપર કંડાર કરી ઉપસાવેલી પ્રતિમા ધરિત્રી દેવીની છે. તેને પાંખનું પ્રતીક પણ ઉપસાવેલું છે.

તે પછી નંદવંશ, મૌર્યવંશ કાળથી માંડીને શુંગવંશના તેજવા સુધી અનેક માતૃદેવીઓની ધરાકૂટની હાથે ઘડેલી, બીબાંથી પાડેલી, તેમજ ચાકડે ઉતારેલી અનેક મૂર્તિઓ મળે છે. આ મૂર્તિઓમાં શુંગકાલીન માતૃમૂર્તિઓમાં કલાતત્ત્વ વિશેષ પ્રકારે જોઈ શકાય છે. તેના શોભનમંડિત અલંકારો, શીરોવેષ્ટનની ખચિતતા, ભારે નિતંબ અને પીન પયોધર વાળી આ દેવીઓ બહુ જ સુંદર છે. આ કાળે મૂર્તિમાં સુડોળતા, ઘાટ અને શોભનતત્ત્વનુ અનેરું રૂપ દેખાય છે. આ કાળે થયેલા નાટકકાર પાસે પણ પોતાની સંસ્કૃત નાટ્યકૃતિઓમાં તે કાળની દેવીઓના રૂપો વર્ણવ્યા છે; તેમાં માતુશક્તિ દેવી શક્તિ ચાંડાલિની દેવી, યક્ષી દેવી વગેરે દેવીઓના સ્વરૂપો નિરૂપ્યા છે: "બાલ ચરિત" નાટકમાં દેવીશક્તિ અને ચાંડાલિનીને રજૂ કરી છે. તો અવિમારક નાટકમાં યક્ષિણીને રજૂ કરી છે. તે ઉપરાંત કુશાણ અને ગુપ્ત કાળમાં તો દેવી મૂર્તિઓ પત્થર અને આરસમાંથી શરુ થઈ ગઈ. અને તેના સ્વરૂપમાં પણ અનેકવિધતા આવી. માતૃદેવી, ધરિત્રીદેવી, દિવ્યશક્તિવાળી દેવી, યક્ષિણીદેવી, નાગદેવી, તેમજ નિકૃષ્ટ કક્ષાની દેવીઓ ચાંડાલિની વગેરે અનેક શક્તિરૂપ દેવીઓ ભારતીયક્ષેત્રમાં પ્રવેશ પામી ચૂકી છે.

આ ઐતિહાસિક કાળની માતૃમૂર્તિઓ દેવીઓ તે કાળના ખંડેરોમાંથી પુષ્કળ પ્રમાણમાં મળી છે. જેમકે લોરિયા, નંદનગઢ, અહિછત્રા, ભીટા, વિદિશા, મથુરા, પાટલિપુત્ર વગેરેમાંથી વિધ વિધ રૂપશોભનની મૂર્તિઓ મળી છે.

તે કાળે દેવીપૂજન માત્ર ભારતીય લોકોમાં જ નહિ પણ શકક્ષત્રપ રાજા અસયકની સુવર્ણમુદ્રા પર પણ દેવી–ગજલક્ષ્મી છે. અહીં આ રૂપ ગ્રીક પરંપરાનું છે. વળી પ્રાથમિક મધ્યકાળના મહમદ ઘોરી જેવા ઈસ્લામી બાદશાહના સિક્કામાંય ગજલક્ષ્મીનું લાંછન જોઈ શકાય છે. પ્રારંભના સુવર્ણયુગે તો વાઘેશ્વરી, લક્ષ્મી, મયુરપ્રિયા, અને ગંગા આ બધી જ દેવીઓના સુવર્ણ માષ પુષ્કળ પ્રમાણમાં મળે છે. આમ ભારતીય અને ભારતમાં આવેતુ પ્રજા, ભારતમાં સ્થિર થતાં અહીંના દેવી–દેવલાં અપનાવતાં, તેના પૂજાતાં દેવીદેવલાં પણ ભારતીય બની જતાં, એક એક અતૂટ સંસ્કૃતિની સાંકળ જોડાયેલ થઈ જતી!!

## યક્ષિણી, નાગ વગેરે ઉપદેવીઓ

શુંગ અને પછીનો કુશાણકાળ ભારતીય સંસ્કૃતિ સંસ્કારનો નવ જાગરતિનો સમો છે. આ કાળે શિલ્પ, સ્થાપત્યમાં યક્ષ યક્ષિણીઓ, નાગદેવીઓ વગેરેને ઉપ-દેવી–દેવતા તરીકે પૂજનીય સ્થાન મળેલું સાંચી, ભારહૂત વગેરેના શિલ્પો અને ભારતના નાટકોમાંથી જોઈ શકીએ છીએ. યક્ષો પુલહઋષિ અને પુલસ્ત્ય-ઋષિના સંતાનો છે. મહાભારતમાં તેને શુદ્ર દેવી દેવતા કહેલ છે. *

કુબેર યક્ષોનો રાજા છે. તેની સભાના મણિમંત્ર અને મણિવરના સંતાનો ગુહ્યકો (નીચલી કક્ષાની પ્રજા)માં યક્ષો–યક્ષિણી પૂજા સ્થાને હતા. કાળ વિતતાં ભારતની શુદ્ર ગણાતિ પ્રજામાં તેનો પૂજનવિધિ રહી ગયો. આજે પણ કચ્છમાં અને સૌરાષ્ટ્રમાં સંઘાર જાતિના કોળીઓ યક્ષને પૂજે છે. કચ્છમાં જખૌ બંદર છે અને રાંપુંઅરાના ગઢ પાસે ૭૨ જખ (યક્ષ)નો અવકાશી છત્રનો થડો છે: યક્ષો રિદ્ધિસિદ્ધિ આપનાર હોવાથી તેની પૂજા થતી.

યક્ષદેવીઓને કુદરત અને વનસ્પતિની સાથે સંલગ્નિત કરી લેવામાં આવી છે. જેમકે કદંબની યક્ષી,

---

* જુઓ ભારતવર્ષીય પ્રાચીન ચરિત્રકોષ. સિધ્ધેશ્વર શાસ્ત્રી કૃત. પૂના.)

પતાલીની યક્ષી વગેરે. ઉપરાંત આ કાળમાં નાગદેવી–દેવતાની પણ પૂજા થવા લાગી છે. શેષનાગ અને બીજા નાગોને પુરાણોમાં સ્થાન મળી ચૂક્યું છે: શેષને તો દેવ–બળદેવ, લક્ષ્મણરૂપે અવતારી પુરુષ સાથે સ્થાન મળી ચૂક્યું છે. બંગાળમાં પૂર્વ મધ્યકાળમાં પૂજાતી 'મનસા' તે નાગજાતિની છે, તેની પ્રતીક સંજ્ઞા નાગોની છે. આમ શુંગ–કુશાણકાળથી જ ચોક્કસરૂપે પુરોગામી મા દેવીઓ, ધરણીમા અને યક્ષિણીઓમાંથી દેશ્ય લોકમાતાઓને સ્થાને પ્રસ્થાપિત થતી ગઈ હોય તેવું જરૂર અનુમાની શકાય છે. જેમકે પૂતના બાળકોનો સંહાર કરનારીને લોકોએ પૂજી રીઝાવીને બાળકોની લોકમાતા તરીકે સ્થાપી. ભાગવતમાં તેને બાળકોના નાશ કરનારી અને પક્ષીસ્વરૂપ ધારણ કરનારી કહે છે. બંગાળની "મનસાદેવી" પ્રથમ ઉપદ્રવી પણ પાછળથી પૂજનીયા બની ચૂકી અને દેવોની ધોબણ તરીકે સ્થપાણી. આમ ઈ. સ. પૂર્વની પ્રથમ સદીથી જ દેશ્ય દેવીઓને પૂજાતી સાંભળી શકીએ છીએ. 'મૃચ્છકટિક' શુદ્રકકૃતમાં માતૃપૂજાનો નિર્દેશ છે. ચોકમાં માતાજીનો બલિ મૂકવાની પણ વાત છે. ઉપરાંત તે પછી સ્કંદગુપ્તના વિહારના લેખમાં માતૃકા પૂજાનો પણ ઉલ્લેખ છે. વળી ચૌલુક્ય તેમજ કદંબરાજાઓ માતૃકાના ઉપાસકો હતા વગેરે ઉલ્લેખો મળે છે. ×

## માતુ અને માતૃકાઓ

આ માતૃ–શબ્દ માતા–શક્તિ એ અર્થદ્વારા દેવીની ભાવ વ્યંજકતા સિદ્ધ કરે છે. વેદમાંથી ઉષા, અદિતી, સરસ્વતી, ભારતી, ઈડા સિનીવાલી, રાકા, સૂર્યા ઈત્યાદિ દેવીઓના ઉલ્લેખ મળે છે △ પણ તેઓ માતૃદેવીઓ તરીકે સંબોધાઈ છે. આ બધી માતૃદેવી સિવાય વળી માતૃકાઓ પણ બીજા પ્રકારની દેવીઓ છે. તેની કુલ સંખ્યા સાતથી માંડીને નવ સુધીની જુદી જુદી રીતે થવા જાય છે. તેમાં મુખ્ય બ્રાહ્મી; માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઐન્દ્રી અને સાતમી ચામુંડાની ગણના થાય છે. આમાંની છ દેવીઓ દેવોની અર્ધાંગના છે અને સાતમી સ્વતંત્ર શક્તિ દેવી છે. આ દેવીઓ પોતાના તાત્વિક ગુણના સત્વથી જુદી જુદી રીતે આરાધાય છે. જેમકે સત્વ, રજસ્, અને તમસ્‌ની યથાયોગ્ય રુપે પૂજા થાય છે. તેમાંથી થોડીક માતૃકાઓ મધ્યકાળમાં પરંપરિત રૂપે લોકજીવનમાં સ્થાન પામી દેશ્ય દેવી તરીકે પૂજાવા લાગી છે: જેવી કે વારાહી–વેરાઈમા સ્વરૂપે, ચામુંડા ચાવંડ માતા તરીકે વગેરે.

## દેશ્ય દેવીઓની સ્થાપના પરંપરા

મૂળે ભારત તો અનેકવિધ સંસ્કૃતિ અને વિવિધ પ્રજાનો દેશ હોવાથી આ પ્રજાધર્મમાં અનેકવિધતા જોવા મળે છે. વર્ણો, વર્ણાંતરો, આ વેતુ, સ્થિર વગેરે પ્રજાસમુહોની જુદી જુદી જ્ઞાતિ પ્રથાઓના ઘોળ અને વાડાઓની પુષ્કળતા અનર્ગળ છે. પ્રત્યેક કોમ, જ્ઞાતિ અને કુળને તેની કુળદેવીઓ જુદી જુદી હોય છે. અહીં નામ રૂપ જુજવા હોવા છતાં અંતે તો હેમનું હેમ હોયે તેની જેમ સર્વ પૂજા માતૃશક્તિને જ અર્પણ થતી હોય છે. માત્ર તેના નામ રૂપો જુદા છે. જેમકે જાડેજાઓની આશાપુરા, ગોહિલોની ખોડિયાર, કપોળની સામુદ્રીમાતા (લક્ષ્મી) જે સુંદરી નામથી પણ ઓળખાય છે. જેઠવાઓની સિંધવાઈ, બ્રહ્મ ક્ષત્રિયોની હિંગળાજ, ખારવાઓની સિંધોઈ શિકોતરી ઈત્યાદિ દેવીઓ પૂજાય છે. આ બધી આદ્યશક્તિઓનું સ્થાન જુદા જુદા કુળોમાં મધ્યકાળથી મંડિત થતું જોઈ શકાય છે. અને તે કાળની આસપાસ જ ગ્રામ–શહેરો અને નદી કે સાગરને કાંઠે આ આદ્યશક્તિઓનું સ્થાપન થયેલું નિરૂપી શકાય તેવું છે. આ દેવીઓ તેને પૂજાતા કુળની સાથે પણ વહન કરીને જુદા જુદા સ્થળે ફરી છે. આમ મધ્યકાળે સૌથી વધારે દેશ્ય દેવી દેવલાની સ્થાપના થઈ છે. અને મૂર્ત કે અમૂર્તરૂપે પૂજાની રહી છે.

આ બધી દેશ્ય દેવી શક્તિઓની વિશેષરૂપે મૂર્તિઓ નથી કંડારાઈ. માત્ર પ્રતીકરૂપે કે સંજ્ઞા આલેખથી તેની પૂજા શરૂ કરાઈ છે: કોઈ પણ પવિત્ર કરાએલ કે સ્વયં ઉદ્‌ભવિત અમૂર્ત આકારના શિલા

---

× જુઓ ભારતવર્ષીય પ્રાચીન ચરિત્રકોષ. સિધ્ધેશ્વર શાસ્ત્રીકૃત. પૂના.)

△ જુઓ હિંદુમૂર્તિઓ. કનૈયાલાલ. ભા. દવે. પૃષ્ઠ ૨૫૨. ગુજરાત વિદ્યાસભા.)

પટને હિંગોળવર્ણા સિંદૂરથી રંગીને, મુખ ઉપર શોભન સજ્જાની, પીયળ, નેત્રો વગેરેની આભા ઉપજાવી દેવી રૂપની મૂર્તિ તૈયાર કરવામાં આવે છે. પછી તેને ઘરેણાં લુગડાંથી શણગારાય છે. આવી મૂર્તિ અમૂર્તરૂપની છતાં શક્તિના પ્રભાવ જેવી ભાસે છે. સિદૂરિયો વર્ણ માનવીના મનમાં શૌર્યની સતેજના ઉભેરી રોમાંચિત કરી દેતો હોવાથી દેવી દર્શન કરતાં માનવીને ઘણીવાર કમકમાટી આવી જાય છે.

## ઉત્તરકાળની દેશ્ય દેવીઓ અને સત્વ સ્વરૂપો.

ઉત્તર મધ્યકાળમાં તો દેશ્ય દેવીઓના અનેક રૂપો આરાધના રૂપે પૂજાતાં જોઈ શકાય છે. પરાપૂર્વની જે સાત્વિક વૃત્તિની તેમજ શક્તિરૂપ દેવીઓ હતી તેની જગ્યાએ રાજસી અને તામસી વૃત્તિની માતૃઓની આ કાળે વિશેષ આરાધના થતી જોઈ શકાય છે. માતૃ–શક્તિને જુદી જુદી કામનાથી આરાધવામાં આવે છે. કોઈ રિદ્ધિ સિદ્ધિ માટે, કોઈને શેર માટીની ખોટ હોય તો તે દૂર કરવા, કોઈ ભૂત પ્રેતથી બચવા, કોઈ તંત્ર વિદ્યા કે જાદુ–મંત્ર સિદ્ધિની યાચના માટે અને કોઈ અદશ્ય શક્તિની ઉપાસના માટેય દેવીની ઉપાસના કરે છે. ભૂવો માનો પોઠિયો–માને નામે દાણાની ચપટી નાખે છે. લોકો વહેમ વમળમાં અટવાય છે. અને દેવીના નામે ઘણુંય થતું જાય છે.

આ દેશ્ય દેવી–દેવળના ગ્રામજનતામાં બેવિભાગો બહુ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. (૧) સુરી શક્તિઓ. (૨) અસુરી શકિતઓ.

સુરી શકિતઓમાં આદ્યશકિતઓ, માતૃત્વપદ આપનાર અને કલ્યાણવાંછુ અને મનોકામના સિદ્ધ કરનારી શકિતરૂપ દેવીને આરાધાય છે : તેના નૈવેદ્યમાં ખીર, ચોખા, લાપશી, કૂલેર અને શ્રીફળ જેવી ખાદ્ય વસ્તુઓનું ઝારણ કરાય છે. મનોકામના પૂર્ણ થતાં આ વસ્તુઓ ધરાય છે. કોઈને પશુબલિ પણ ચડાવાતો.

અસુરીદેવીને નીચલા થરના લોકો માને છે. તેને આસુરી શકિત તરીકે ઉપાસાય છે. તેને મેલી વિદ્યા, વશીકરણ કે સાધના માટે સિધ્ધ કરવા પ્રયત્ન કરાય છે. તેને બલિ અપાય છે. તેમાં કોઈવાર નર-બલિ, પશુ, પંખી અથવા શ્રીફળનો ભોગ અપાય છે. આ દેવી મેલી અને ભયંકર સ્વરૂપા કલ્પવામાં આવે છે. તે તાંત્રિકની મનોકામના સિધ્ધ કરે છે.

આમ અનેક સ્વરૂપા દેશ્યદેવી દેવલાં સૌરાષ્ટ્રના ગામે ગામ જોવા મળે છે આ ખખીરવંતી ભોમકાની પ્રજામાં ભમનારને ગામે ગામના પાદરના ઘેઘૂર વડલા હેઠે, જળ ઝીલણિયા તળાવડાની પાળે, કરાલ કરાડના વખંભર કોતરોમાં, વહેણે વળોટાતી નદીયુંના ધુનાને કાંઠે, ગાજતા સમૂંદરના મથાળે અને ત્રણ ગામના તરભેટે–જ્યાં પાવળું પાણીનીય સાધર નથી ત્યાં પણ સિંદૂરીઆ રંગે રંગેલી અને ઓટે દેરડીએ બેઠેલી દેવીઓના દર્શન થશે.

## દેશ્ય દેવી–દેવલાનું કાર્યક્ષેત્ર, પરંપરા, રૂપો અને તેની દંતકથાઓ :–

અનેકરૂપે પ્રકારે પૂજાતા દેશ્ય દેવી–દેવલાના સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર થાનકો જોવા મળે છે. તેના રૂપ, પૂજન, પૂજકો અને સ્થાનો પ્રમાણે તેના આ રીતે વિભાગો થઈ શકે ખરા :–

### (૧) આદ્યશકિતઓનાં સ્થાનકો :–

શકિતસ્વરૂપા દેવીઓના વિધવિધ નામ રૂપના સૌરાષ્ટ્રમાં અનેક સ્થાનકો છે. કરડી શિલાઓ, વખંભર કોતરો, મધરિયા ધૂનાઓ, રેતના ઢૂવા અને ઘેઘૂર વડલાની હેઠળ આ આદ્યશકિતઓનાં સ્થાનો છે. તેની મૂર્તિના સ્વરૂપોમાં અમૂર્ત આકારમાંથી આભાસ સર્જી શોભનોથી શણગારી, સિંદૂર રંગી દરદાગીને મંડિત કરીને કેસરિયા ઊજળંતરૂપની આભા પ્રકટાવવામાં આવે છે. અથવા તો કરાલીય સ્થાને આ શકિત રૂપના પ્રતીક તરીકે કોઈ ગદહમદહ બથ્થડ શીલાને મથાળે તિલકસ્થાને ત્રિશુળ ખોડી, કે સિંદૂર રંગ્યા ત્રિશુળ અંકિત કરી, આવા પ્રતીકરૂપોને પણ પૂજવામાં આવે છે : દા. ત. જૂનાગઢમાં તોળાઈ રહેલો રાણકના થાપાવાળો પથ્થર. શિહોરનો હાથિયો પાણો વગેરે માથે આવા પ્રતીકો અંકિત કરેલાં જ છે.

આદ્યશકિત સ્વરૂપોના દેવીસ્થાનો સૌરાષ્ટ્રમાં અનેક સ્થળે છે. જેમકે તાંતણિયા ધરા માથે ખોડિ-

યાર, કુતપુર પાસેના દ્રૂવા માથે મા ભવાની શેત્રુંજીના માથેડાઢંક ધુના માથે અયાવેજની ખોડિયાર, ચોટિલા માથે ચામુંડા, ગિરનારની ચોટલીની ટોચ જેવી ટૂંક માથે મા કાળકા તથા મિયાણીના હર્ષદમાતા વગેરે પરંપરાથી પૂજાતી આદ્યશકિતઓ છે. ઉજળિયાત તેમજ કાંટિયાવરણના બધા જ લોકો આ દેવીઓને આરાધે છે. આતવાર મંગળવાર લાપશીના નૈવેદ્ય ધરે છે. કોઈ વળી જીવ પણ ચડાવે ખરા. આવી શકિતઓ સર્વેને રક્ષતી, આશીર્વાદ આપતી હાજરાહજૂર મનાય છે.

## માતૃકાઓ અને જોગણીઓ :-

સનાતનીય હિંદુ સંપ્રદાયના ધાર્મિક દેવોની અર્ધાંગનાઓ તેમજ શકિત સ્વરૂપા દેવીઓ જેની સંખ્યા સાત, આઠ કે નવની જુદી જુદી રીતે ગણાય છે, તે સપ્તમાતૃકા તરીકે પૂજાય છે. આ દેવીઓની ગુણ પરંપરા સાત્વિક, રાજસી, તેમજ તામસી પ્રકારની ગણાય છે. સૌરાષ્ટ્રમાં પૂર્વ મધ્યકાળના વખતે તેની પૂજા પ્રચલિત હોવી જોઈએ. આવી માતૃકાપીઠના અવકાશી ખુલ્લા થડા સૌરાષ્ટ્રના પશ્ચિમ કાંઠે ખાસ જોવામાં આવે છે. આ માતૃકાની પૂજાનો પ્રચાર સૌરાષ્ટ્રમાં ઉત્તર ગુપ્તકાળ અને વલ્લભીના મૈત્રકોના કાળે હશે. આવા માતૃકાસ્થાનના સ્થળો પાસ્તર, બોરિયા, શ્રીનગર, બિલેશ્વર, કુછડી, પોરબંદર, ઓડેદર, પાતા વગેરે સ્થળે જોઈ શકાય છે* વળી ૬૪ જોગણીઓનું મંદિર સૌરાષ્ટ્રમાં તો કોઈ સ્થાને નથી તે કાળના લાટ પ્રદેશમાં નર્મદાને કાંઠે સુરપાણ પાસે બંધાયેલ છે. જોગણીઓના અંગસૌષ્ઠવનું ભાસ્કર્ય અદ્દ્ભુત છે.

## (૩) માતૃત્વ અને જાતકની દેવીઓ :-

રયણ્ણા રયણા કે રાંદલ એ માતૃત્વની દેવી છે. તે સુર્યની પત્ની છે. વેદકાળે પણ તે પૂજાતી હતી વળી ઈ. સ.ની પ્રથમ સદીની આસપાસ ઈરાનની આવેતું પ્રજાના આવન જાવન સાથે ફરીથી પાછી વિશેષરૂપે પૂજાવા લાગી. પ્રથમ સદીમાં શક, ક્ષત્રપો-મૈત્રકોના સૂર્યપૂજન સાથે તે કાળે પણ, માતૃત્વની દેવી તરીકે તે વિશેષ પૂજાવા લાગી. સૂર્યની અર્ધાંગના હોવાથી તેનું વાહન ઘોડો અને તેના સ્વરૂપની સંજ્ઞા પ્રતીકરૂપ બે લોટા અને નાળિયેર પરના મંડનરૂપો સજાવાય છે. બધી દેવીને એકલી જ આરાધાય છે જ્યારે રાંદલ-સૂર્યને તો સજોડે જ તેડાને પૂજાય છે. તેને "રાંદલ તેડયા" કે રાંદલના લોટા શણગાર્યા' કહેવાય છે.

શક, મૈત્રકો અને ક્ષહરાત-ખરકોએ સ્થાનિક દેવી તરીકે તેનું સ્થાપન કર્યું છે. વલ્લભીના સૂર્યપૂજક મૈત્રકોએ દડવાની રાંદલની સ્થાપના કરી હશે તેવું અનુમાની શકાય તેમ છે. વળી મધ્યકાળમાં ગોપનાથ પાસે ઉંચડીના ખરક પટેલ રાંકાએ 'રાંકાસરની રાંદલ'ની સ્થાપના કરી છે. આજેય તેનો ઓરડો ખંઢેર પાસે મોજુદ છે. રાંદલ વાંઝિયામેણુ ભાંગનાર હોવાથી અધરણી અને લગ્ન વખતે તેને તેડવામાં આવે છે.

"વાંઝિયા રે આઇ, વાંઝિયા રે આઇ,
રોકયા મઢના બાર,
વાંઝિયાને પૂતરા દેશે દડવની દાતાર."

ગીત અને તાળીઓ પાડતાં છંદબદ્ધ રીતે રાંદલનો ઘોડો ખૂંદાય છે. ખીર પોળીના નૈવેદ્ય ધરાવાય છે અને એકી ગોરણીઓને જમાડાય છે.

બીજી બાળદેવી ષષ્ઠિ છે. તે જાતકના જન્માક્ષર માંડનારી ભાગ્યવિધાત્રી છે, તેવું માનવામાં આવે છે. બાળકના જન્મની છઠ્ઠી રાતે છઠ્ઠીનું પૂજન કરાય છે. આ પૂજન સ્ત્રીમંડળ જ કરે છે તેમાં છઠ્ઠીની પૂજન સામગ્રીરૂપે એક કોરો કાગળ, પીપળાનું પાન બરુની લેખણ, કંકુભરી કંકાવટી, સોપારી, રૂપિયો ચોખા વગેરેને પાટલા પર સુંદર રીતે ગોઠવે છે પછી દીવો પ્રગટાવી જાતકને કપડાંમાં ઢબૂરીને દીવા સાથે પગે લગાડે છે. વળી એવી લોકમાન્યતા છે કે છઠ્ઠીનો દીવો જાતક જોઈ જાય તો કાંતો બાડું

* જુઓ સૌરાષ્ટ્રના ખુલ્લા થાનકો. શ્રી. મણિભાઈ વોરા. ઊર્મિનવરચના સપ્ટેમ્બર. ૧૯૭૧.

અથવા ત્રાંસી આંખવાળું થાય છે. રાત્રે વિધાતા લેખ લખવા આવે છે. જાતકના કપાળ ઉપર તે લેખ લખે છે. તેના લેખમાં કોઈ મેખ મારી શકતું નથી.× તે જાતકની ભાગ્ય વિધાતા તરીકે પૂજાય છે. ટીણું બાળક ઊંઘમાં રડે કે હસે તો તેને તેની વિધાતા રમાડે રોવરાવે છે, તેમ સ્ત્રીઓ કહે છે. છઠ્ઠીના નૈવેદ્યમાં છોકરો હોય તો લાપશી કરે છે, અને દીકરી હોય તો ચોખા રાંધે છે. છઠ્ઠીના નૈવેદ્ય માત્ર સ્ત્રીઓથી જ ખવાય છે. વિધાતા દેવી લોકનારીની કલ્પેલી દેવી છે. વિધાતા બ્રહ્માજી પરથી આ ભાગ્યદેવીની કલ્પના કરાઈ હશે તેવું લાગે છે. આ દેવી દેશ્યજીવનમાં સર્વત્ર સ્થળે પૂજિત થતી જોઈ શકાય છે :

### (૪) દરિયાઈદેવી શિકોતરી અને કૂળવધૂનું શિકોતરું

સૌરાષ્ટ્રને વિશાળરૂપનો દરિયાકાંઠો હેવાથી તેને કાંઠે વહાણવટીઓની મોટી વસ્તી છે. દરિયા માથે સહેલકરનાર ખારવા અને વેપારીઓ દરિયાઈ દેવી "સિંધોઈ શિકોતરી"ને માને છે. સિંધુ–દરિયાના, કોટર–વહાણની રક્ષા કરનારી દેવી તે સિંધોઈ શિકોતરી. તેનું સ્થાન કાંતો દરિયાના ખડકાળ કોતરોની માથે અથવા ખડાના ભાઠામાં હોય છે. ઘોઘાબંદર પાસેના કુડા ગામમાં શિકોતરી માતાનું સ્થાનક છે: ઘોઘાના વણિકો તેમજ કોળી ખારવાની તે કુળદેવી તરીકે પૂજાય છે. તે મંદિરમાં વિરાજીત હોવાથી તેની સુખ-છબીની આભા આદ્યશક્તિઓની જેમ જ કંડારાય છે. અથવા ખડાના ભાઠામાં તેનું સ્થાન હોય તો શિકોતરીના પ્રતીકરૂપે લાલરંગની જમણી, તેની માથે નાળિયેર અને માથે ગવનની ચૂંદડી ઓઢાડી શિકોતરીનું સ્થાન સ્થાપવામાં આવે છે.

સિંધોઈમાતા વહાણના માથે શ્રી દેવી તરીકે બીરાજમાન છે, ભક્તો તેને બકરાનો બલિ ચડાવે છે, તેવી છીપાએ છાપેલી, માતાજીની પછેડીઓ–ચંદરવા તેના ભક્તો માને પારે ચડાવે છે. વાણિયા તેને લાપશીના નૈવેદ્ય ઝારે છે, તો કોળી–વગેરે ચોખાના નૈવેદ્ય ઝારી કોઈવાર બલિ પણ ચડાવે છે.

બીજું "શિકોતરુ" તે કાંટિયાવરણમાં કોઈપણ જુવાન વહુઆરુ કમોતે મરે, જેમકે દરિયે ડૂબે, એરુ આભડે, કમોત કરી મરે તેનો પ્રેતાત્મા પોતાના ઘર ને–છોકરાંની આસપાસ ભમ્યા કરે, એવી આ વર્ણોમાં માન્યતા છે. આ પ્રેતાત્મા કુટુંબની વહુઓને જ રંજાડે છે, તેથી ઘરના માણસો સુખશાંતિ માટે ભૂવા પાસે દાણાની ચપટી નખાવી કારણ જાણે છે. તેમાં કમોતે મરનાર વહુ જો હાથ કાઢે તો પછી ભૂવા રાવળિયાનું માંડલું બેસારી મરનારને સચેતવામાં આવે છે. અને ઘરના મુખ્ય બારસાખ માથે ગોખ કરી તેમાં તે મરનાર કુલવધૂના શિકોતરાને બેસાર-વામાં આવે છે. તેમાં નીચે લાલ મધરાશિયું તેની માથે નાળિયેર અને નાળિયેર માથે ચૂંદડી ઓઢાડે છે, આમ શિકોતરાને બેસાડે છે, તે બેઠેલી સ્ત્રીનો પતિ જ્યારે મરી જાય છે ત્યારે તે શિકોતરાને તેના પતિની નનામીમાં સાથે નાખી દેવામાં આવે છે. કોઈપણ લપિયા વળગાડને "શિકોતરાનો વળગાડ" એવી તો કહેવતે ય રૂઢ થઈ ગઈ છે.

વાળાકી કંઠાળની કોળીની સધવા વહુઆરુ આ રીતે કમોતે મરે ત્યારે કાંટિયા વરણની જેમ તે સ્ત્રીનું શિકોતરું, ઘરમાં નથી બેસાડાતું પણ તેની ખાંભી ખોડવાનો તેઓમાં રિવાજ છે. શિકોતરાની ખાંભીમાં સતીની ખાંભી જેવા જ પ્રતીકો જેમ કે બંને બાજુ સૂર્ય ચંદ્રની માંડણી અને નીચે કોઈ કોઈમાં લખાણ પણ હોય ખરું. પણ સતીની ખાંભીમાં જે કાટખૂણે હાથ હોય છે તેના કરતાં અહીં હાથની સંજ્ઞા જુદી રીતે રજૂ કરવામાં આવે છે. તેમાં વચ્ચો વચ્ચ ઊઘાડી હથેળીવાળો એક પંજો, અથવા ઉઘાડા બંને પંજા કોતરેલા જોઈ શકાય છે. અને આ પરથી તે શિકોતરાની ખાંભી છે તેવું કહી શકાય. વાળાક કંઠાળમાં સરતાનપર, ગઢુલા અને કતપરમાં આવી અનેક ખાંભીઓ છે.

ગ્રીસના સિકોટ્રા ટાપુ પરથી શિકોતરી શબ્દ અને દેવી આવી તેવી એક માન્યતા છે. વળી દંતકથા

× જુઓ વિક્રમ અને વિધાત્રીની લોકવાર્તા શ્રી. ઝવેરચંદ મેઘાણી

પ્રમાણે રા' નવઘણ સિંધમાંથી જાહલને છોડવવા ગયો ત્યારે શકતરૂપે શિકોતરીઓએ તેને પજવ્યો અને તે દેવીને મનાવીને તે અહીં સૌરાષ્ટ્રમાં લાવ્યો તેવી દંતકથા છે. આમ ૧૧ થી ૧૨ સદી સુધી આ દંતકથાનો ઉલ્લેખ આપણને લઈ જાય છે. મધ્યકાલીન રાસામાં પણ તેના ઉલ્લેખો છે તે વહાણવટાની દેવી છે.

## ૫–ગ્રામ દેવીઓ

ઘણી દેવીઓ તળપદ ગામની સાથે જ અસ્તિત્વમાં આવી હોય છે. જ્યારે જે તે ગામના તોરણ બાંધે છે ત્યારે તે દેવીનું સ્થાપન કરે છે. અથવા ઘણીવાર દેવીના નામ ઉપરથી પણ ગામનું નામ રખાય છે ખરું. જેમકે શિહોરની રક્ષિતા ગ્રામદેવી શિહોરીમાતા છે. તે ગોહિલો અને કંસારાની પૂજનીય દેવી છે. વળી વળાવડ ગામની વળાવડીમાતાનું સ્થાન વાવમાં છે. વળાવડી માતા દવે બ્રાહ્મણોની કુળદેવી તરીકે પૂજાય છે. ભાવનગરના દરિયાના ભાઠા પાસે સ્થિત રૂવાપરી રુવાગામની સાથે જોડાયેલ છે. તે નાગરો તેમજ કુંભારોમાં પૂજનીય છે. તેની પણ એક દંત–કથા છે. જે વલભીના અંતિમ મૈત્રક કાળ સાથે જોડવામાં આવી છે. કે તે વલભીની કુંભારણ હતી, દયાધર્મી હતી તેથી ધૂંધળી નાથના શિષ્યને લોટ આપતી, બીજું કોઈ કંઈ જ ન આપતું. શિષ્યને ઈંધણાની ભારી વેચી ગુજરાન ચલાવતા ખભે ઘારું પડયું. તે જોઈ ચિડાઈને ગુરુએ વલભીના પાપી લોકોને શાપી પટ્ટણનું દટ્ટણ કરી દીધું. એક ડોશીને ચેતવીને ભાગવા કહ્યું તે ભાંગતાં રૂવા પાસેના દરિયા સુધી આવી અને પાછું જોતાં પથ્થરરૂપ થઈ દેવી રૂવાપરી તરીકે પૂજાવા લાગી.

## (૬) બાળકોના રોગોની દેવીઓ:

બાળક તો દેવે દીધેલ ઘરનું તેજ અને કુળનો દીવડો હોવાથી ઘરમાં અગ્રસ્થાને બિરાજે છે. પણ જ્યારે જ્યારે રોગના વાયરા વળોટાય ત્યારે ઓછી પ્રતિકાર શક્તિવાળું બાળક જ રોગમાં ઝડપાઈ જાય છે. તેથી વિહ્વળ જનેતાઓ બાળકની રક્ષા કાજે અનેક દેવીઓની માનતા માને છે, બાધા રાખે છે. આ રીતે છેક મહાભારતકાળમાં પણ શિશુઓની માતૃકાના ઉલ્લેખો મળે છે. તેમાં કાકી, પતાલા, મિત્રા વગેરે કહેલ છે. △

શીતળા, ઓરી, અછબડા, નૂરખીબી જેવા ઓખા બાળકને જ સૌ પ્રથમ ઝડપી લે છે. તેથી તે ઓખાની કોઠા ગરમી નિવારવા અને બાળકનું ક્ષેમ વાંચ્છવા શીતળામાતાની પૂજા કરવામાં આવે છે. શીતળા માતાજી તરીકે તો પૂર્વ મધ્યકાળથી પૂજાતી આવી છે. મૂર્તિવિધાન પ્રમાણે સ્કંદપુરાણમાં તેના વિધાન માટે નોંધ આપી હોઈ, તેઓ નગ્ન ખર ઉપર બેઠેલાં બે હાથ પૈકી એકમાં સાવરણી અને બીજામાં કળશ તેમજ માથા ઉપર સૂપડું મૂકેલું હોય છે. *

મોટા ભાગે નીચલા થરના લોકોમાં તે વિશેષ પૂજાય છે. શ્રાવણ વદ સાતમને શીતળા સપ્તમી તરીકે સ્ત્રીઓ માને છે. તે દિવસે શીતળ અન્ન ખાવું એટલે તેઓ છઠ્ઠને દિવસે રાંધેલું વાસી ખાય છે. માથાબોળ સ્નાન કરી નીતરતી લટે શીતળામાતનું પૂજન કરવા જાય છે. ગામનો બ્રાહ્મણ તાજી ભીની માટીમાંથી શીતળાદેવીની મૂર્તિ બનાવે છે. તેમાં કોડીની આંખો અને જુવાર અને ચણાની દાળના શણગાર મંડન કરે છે. ચૂંદડી કે ઘટડીનો ટૂકડો ઓઢાડી બોરડીના વૃક્ષ નીચે બેસે છે. સ્ત્રીઓ બાજરો કે ઘઉંના લોટની કૂલેર અને શ્રીફળ લઈ શીતળામાતાના દર્શને આવે છે. બ્રાહ્મણ તેને પૂજા કરાવે છે. પછી સૌ ગાતાં ગાતાં ઘરે જઈને ઢેબરા ખાય છે. બપોરે કોરા માથામાં તેલ નાખતાં નાખતાં શીતળામાની વ્રત કથા માંડે છે. સાતમના સડદડિયાનીય વારતા કહી ઠોળ કરે છે. બીજા દેવની જેમ શીતળાનો વાસો બોરડીના ઝાડમાં હોવાથી સ્ત્રીઓ બોરડી કોઈ દિવસ બાળતી નથી.

શીતળાને રોગની દેવી તરીકે લોકો પૂજતાં હોવાથી તેનું સ્થાન છેક ગામની બહાર દૂર સીમાડા પાસે હોય છે. નાની એવી ઈંટ ચૂનાની દેરડી ઊભી કરી શીતળાની મૂતિ તરીકે ચમકતી ચોરાડીનો

---

△ જુઓ મહાભારત વનપર્વ આરણ્યક ૧૮.
* જુઓ ગુજરાતનું મૂર્તિવિધાન. શ્રી કનૈયાલાલ ભા. દવે પૃષ્ઠ ૩૭૨.

મોટો ગદેડો દેવીના પ્રતીક તરીકે બેસાડે છે. ઉપર ચૂંદડી ઓઢાડે છે અને રોગમાં બાળકને ખોડખાંપણ ન આવે તેથી માતાજીને માનેલા લાકડાના હાથ પગ, આંખો વગેરે શીતળાને ચડાવે છે. જેનો મોટો ઢગ અહીં પડયો હોય છે.

નાના બાળકોને મોટી ઉધરસ–ઉંટાંટિયું થાય તો પણ આવળમાની માનતા કરાય છે. ભાવનગરથી દખણાદિ બાજુ ચારેક માઈલને અંતરે બોરતળાવને કાંઠે, આવળ માતાનો ઓરડો છે. ઓરડા પાસે આવળમાના પ્રતીક જેવી ખીજડી ઊભી છે. જેના બાળકને ઉધરસ થઈ હોય તેના મા કે બાપ તે ખીજડીની છાલનું એક છોડિયું ઉખેડે છે. વળી તે ખીજડીની ડાળે બાંધેલ નકટી (નાક કપાઈ જતાં ખાલી બે કાણા રહે, તેવા દેખાવવાળું એક સૂકા ફળનું એક ફાડિયું) લઈ ઊટાંટિયાવાળા બાળકને કપડાના માદળિયામાં મઢીને તે બાંધે છે, એકી પખવાડિયે ઉધરસ મટી જતાં ત્યાં આવળમાએ જઈને છોડિયું અને નકટી પાછી મૂકી આવે છે. બૈરા મંડળ રૂખડે જઈને ગાંઠિયા કે ફાફડા વહેંચીને ખાય છે.

કોઈને હડકાયું કૂતરું કરડે તો હડકમોઈ માતાની માનતા મનાય છે. હડકમોઈના નામની દોરે ગાંઠવાળીને કરડનારને પહેરાવી દે છે. અને અમૂક પખવાડિયા પછી હડકમોઈ માતાજીની લાપશી કરવા જાય છે. ત્યાં માતાજીના મઢ પાસે રમતું નાળિયેર મૂકી ત્યાં ઓરડામાં તેની ભૂઈ લાપશી આપે તે ખાઈ દર્શન કરીને પાછું અવાય છે. આ માનતાથી હડકવા થતો નથી એવું મનાય છે. રાંદલના દડવા પાસે તર પાળા ગામમાં હડકમોઈ માનું સ્થાન છે. તેની ભૂઈ ખખડધજ જેવી વૃદ્ધ ભરવાડ સ્ત્રી છે, દેવીનું પ્રતીક સિંદૂર રંગ્યુ લાકડાનું ફળું છે.

## (૭) નીચલા સ્તરમાં પૂજાતી દેવીઓ:

નીચલા થરના લોકો વાઘરી, વેડવા વાઘરી, ચીલડિયા બાવા, ચામઠા, આડોડિયા, ભંગી વગેરેમાં અસુરી દેવીઓને પૂજે છે. વિશેષતઃ વાઘરી વગેરે મેલડી માને પૂજે છે. મેલડી માતાનું ફણા આકારનું કે ત્રિકોણ આકારનું ખીજડાના લાકડામાંથી ઘડેલું ફળેલું પૂજાય છે. તેના પર ઘીમાં કાલવેલો સિંદૂર ચોપડીને દેવત્વની આભાવાળું તે બનાવાય છે. માતાના સ્થાનકને મઢ કહેવાય છે. માને મઢે એકી નાળિયેરનું તોરણ બાંધવામાં આવે છે. ભાવનગરના વિકટોરીઆ પાર્કને નાકે મેલડી માતાનું સ્થાનક છે. મેલડી માતાને જુવારના નાકા ભાંગીને ખારો રાંધેલા ચીચડાનું નૈવદ્ય ધરાય છે. કોઈ બકરો, ઘેટા, પાડા વગેરેનો બલિ પણ ચડાવે છે.

ભંગિયા, રખેહર વગેરે ભંગડી માતાને પૂજે છે. તે મેલીદેવી તરીકે મનાય છે. તેને પણ ભોગ ધરાવે છે. મધ્યકાળમાં આ દેવીને મહામારીરૂપે ઉલ્લેખતાં. તેને પણ નૈવેદ્ય અને ભોગ ધરાવે છે. આ દેવીઓ રીઝે તો ન્યાલ કરી દે અને ખીજે તો ધનોતપનોત કાઢી નાખે તેવું બધા વર્ણોમાં મનાય છે. આ લોકો પોતાની દેવી કોઈને ભળાવે તો જેને તે ભળાવી હોય તેનું મૃત્યુ થાય તેવી ગ્રામજનતામાં લોકમાન્યતા છે.

ઉપરાંત રબારીકોમની દેવીની પૂજ ભરાય ત્યારે ચારે પલ્લાના રબારીઓ પૂજમાં ભેળા થાય છે. ભૂવો પાટે ચડે છે. સરજુનું ગાન માત્ર સ્વરથી ગવાય છે. જે સામગાનની યાદ તાજી કરે છે. લગનમાં માંડવાથી રાતે નોતરાતી અને પરણી આવ્યા પછી ઉકાવા જતી ઉકરડી શુદ્રા પણ સ્ત્રીઓએ કલ્પેલી ગ્રામદેવી છે.

## (૮) જળદેવકી કે જળઆઈનું સ્થાન:

જૂની ગ્રામતળની વાવો, કૂવા માથેના કોઠાઓ કે નદી તળાવને આરે જળદેવકીનું સ્થાન હોય છે. તે સ્થળે ધોળી ધજા જ માત્ર ફરકતી હોય છે. જળસ્થળનું દેશજ જીવનમાં ખૂબ જ મહાત્મ્ય છે. સીમંતિનીની અઘરણી કરીને તેને પિયર લાવે છે ત્યારે રસ્તામાં પ્રથમ જે જળાશય નદી, કૂવો કે તળાવ આવે તેમાં અઘરણિયાત પાઈ, સોપારી અને ચોખા નાખી જળદેવતાનું વધામણું કરે છે. વળી સુવાવડ પછી સવા મહિને સ્ત્રી પ્રથમવાર જળઝારવા જાય છે ત્યારે અઘરણી વખતના કોરા લુગડાં પહેરી, બેડું લઈ સાત સોપારી, સાત પાઈ અને સાત સૂતરના તાંતણા લઈને પાણી શેરડે પહોંચે છે. ત્યાં

એક પાઈ સોપારી અને સૂતરનો તાંતણો જળમાં પધરાવે છે, પછી પાણી ભરે છે. બાકીના છ, છએ સુવાસણોને વહેતી સરવાળી એટલે ધાવતાં બાળકની માને આપે છે. જળ ભરી, બાળકનું બાળોતિયું પલાળી સૌ ગાતાંગાતાં પાછા ફરે છે. આની પાછળનો સંદર્ભ તો એ જ કે હવે માતૃત્વની વહેતી સર રહે, અને ધાવણ પણ અખૂટ જળની જેમ આવે તેવું મનાય છે. નીચેના ધોળમાંય સીતાજીને આમ જળ ઝારતાં દેખાડયા છે.

**"સવા માસ પૂરો થયો,**
**સીતા જળ ઝારવા જાય જો,**
**બેડું મેલ્યુ સરવર પાળે,**
**ઇંઢોણી મેલી આંબા ડાળે**
**બેઠાં તે બેઠાં જળ જ ઝારે."**

ગ્રામ પાદરની નદી રેલાય અને ગામ ઝાંપામાં જળ આવે ત્યારે ગામ પટેલ આ જળદેવીને ચૂંદડી, મોડિયો અને ટચલી આંગળીએ કાપ મૂકી લોહીથી છાંટણા છાંટી જળદેવીને વધાવે છે અને તરત નદી ઉતરી જાય તેવું મનાયું છે.

મૃત્યુ પામેલા સ્વજનને, સાસરે જતી ધેડીને જળાશય સુધી વળાવા જવાનો રિવાજ છે, તે તો શાકુન્તલમાંય લખ્યું છે.

## (૯) વીરાંગના, સતી અને સંત સાધ્વીની સમાધિઓ :-

નારી માત્ર વંદનીય છે. જીવનભર એક જ ભરથારને સેવનાર, કુટુંબને સુપેરે રક્ષનાર નારી સતી જ છે. આમ નારી માત્ર સતી જ છે. સતને પંથે પગ માંડનાર સતીઓ જ છે. પણ "સતી" શબ્દના પાછળથી જુદા જુદા સંદર્ભો થતાં ગયા છે.

ક્ષત્રિય વર્ગનો અથવા ઈતર કોમનો કોઈ પણ પુરૂષ વિરોચિત કાર્ય કરીને મૃત્યુ પામે અને તેની પાછળ તેની સ્ત્રી સત્ ચડવાથી ચિતા ઉપર ચડીને બળી મરે તેને સતી કહેવાય છે. આવી સતીની ખાંભી ગામના પાદરમાં ખોડાય છે. સતીના પરચા કે સાચ પ્રમાણે ગામ પરગામના લોકો તેની માનતાયું જુવારે છે. પણ તે જે કુટુંબમાંથી સતી થઈ હોય તે કુટુંબના વંશજો જ તેને વિશેષ રીતે પૂજે છે.

કોઈ નારી અન્યાય સામે કે પોતે નિર્દોષ હોવા છતાં કોઈ ખોટું આળ ચડાવે તેના સતને ખાતર, આત્મ બલિદાન આપી બળી મરે તેની પણ ખાંભી ખોડાય છે અને તેને પણ લોકો સતી તરીકે પાછળથી પૂજે છે. બુધેલમાં એક બ્રાહ્મણીની આવી ખાંભી રસ્તાને કાંઠે છે. અને ગ્રામલોકો તેને પૂજે છે.

ગામ પર પરદેશીનું પાળ ચડી આવે અને નારીશક્તિ તેની સામે ધીંગાણું કરતાં મરાય તો તેના વીરત્વનો પાળિયો ખોડાય છે, તેની પણ પૂજા થાય છે અને તે શૂરી સતી તરીકે પૂજાય છે.

આવા અનેક પ્રકારના સતીના પાળિયા, ખાંભી, સ્મારકો વગેરે ગામે ગામના પાદરમાં જોવા મળે છે. ગ્રામ સલાટે દેસ્ય ઢબે તે કંડારેલા હોય છે. મધ્ય કાળમાં ઓઝલ પડદાનો રિવાજ વિશેષ હોવાથી તે સર્વે સતી સ્ત્રીઓના સંજ્ઞા પ્રતીકરુપે જમણો હાથ કાટખૂણા જેવો કંકણથી ભરપૂર કંડારેલો હોય છે અને તેની વરદ મુદ્રા જ હોય છે. તેના પર મથાળે સૂર્ય ચંદ્રના પ્રતીકો યાવચ્ચંદ્રદિવાકરૌની રૂઢ પરંપરા-રૂપે કંડારાય છે. નીચે લખાણ ખોતરાય છે અને વચલી તકતીને ઘી સિંદૂર ચોપડીને રંગી દેવાય છે. આ એક જ પ્રતીક સતી અને શૂરી બંને માટે પ્રયોજાયું છે.

## સતી સાધ્વીની સમાધો:

સૌરાષ્ટ્રી દેસ્ય સંસ્કૃતિમાં અને સંત પરંપરામાં અપંગ, રોગી, દુઃખીઆરા અને ગૌસેવાને પ્રભુ સેવા જેટલું જ સ્થાન છે. સૌરાષ્ટ્રની સંત સાધ્વીઓએ શરીરના રોગી અને આજાર મનના માનવીને સાજા નરવા કરી સત્ પંથે ચડાવ્યા છે. આથી આવી સતને માર્ગે ચાલનારી અનેક સતી સાધ્વીઓ સૌરાષ્ટ્રમાં થઈ છે. તેવી સાધ્વાઓની સમાધો પણ ઠેર ઠેર પૂજાય છે. જેવી કે અંજારમાં તોરીની, પરબવાવડીમાં અમરબાઈની, પીપાવાવમાં સીતા માતાની, શિહોરમાં મોંઘીબાની વગેરેની સમાધો આજેય પૂજાસ્થાને રહી છે.

તેના પ્રતીકરૂપે તેની સમાધ માથે કોર-છેડાવાળું કંમળ વેલનું ઘરચોળું કે કેસરિયા રંગની ચૂંદડી ઓઢાડેલ હોય છે. જાણે સત્ ધર્મી નારી સોડ તાણીને સૂતી છે, હમણાં આળસ મરડીને તે બેઠી થશે તેવો આભાસ આ જોતાં થાય છે. આવી અનેક નામી અનામી સતી સાધ્વીઓએ અનેકને તાર્યા છે.

આ ઉપરાંત સૌરાષ્ટ્રના નેસડે ગામડે વસતી ચારણ આઈઓ શક્તિ માતાના સ્વરૂપે ઓળખાણી છે. દુ:ભાતા ખીજએલ, પૂજતાં રીઝેલ ચારણ આઈ-ઓના સત્રુપે પૂજતા થડાઓ, ધરણા અને ત્રાગાથી મંડિત થયેલી દેરો કે ખાંભીઓ બધે જ પૂજાય છે. વળી સાંઈનેહડી જેવી બેનને ખાતર વાળો દીકરાનું દાન કરે છે. નેહડી પુત્રને પુનર્જીવિત કરી પોતાની યાદી રૂપે વાળાઓને ઓળે ચોટલી રાખવા સૂચવે છે. તે પરંપરાની ગૂહતા, પ્રતીકો હજી આજેય જોઈ શકાય છે. આ ઉપરાંત નિમકહલાલ પશુ–ઘોડીઓ વગેરેના દેશના સંભારણા પણ અહીં સૌરાષ્ટ્રમાં છે.

## વરત વરતુલાની દેવીઓ અને તેના શોભન પ્રકારો:

વરત–વરતુલા એ ગ્રામનારી સમુદાયનો એક આગવો જ સંપ્રદાય છે. જેમાં મુખ્ય આરાધ્ય દેવી તરીકે શિવ અર્ધાંગના પાર્વતી–ગૌરી છે. અપર્ણા શિવને પામવા જે તપ તપતી હતી તેની ભાવનાનું આરોપણ લઈ કુંવારી કન્યાઓ મોળાવ્રત કે મોળાક્ત કરે છે. અશાડ શુદ પાંચમથી પૂનમ દરમ્યાન તે વ્રત કરે છે, મોળું એક જ અનાજ ખાય છે, ઉજાગરો જાગરણ પણ કરે છે અને પૂજા માટે ગૌરીના પ્રતીકરૂપ ગારાની ગોરમા કરી તેને કપાશિયાની આંખો ચોડી નાગલાની ચૂંદડી ઓઢાડી ગોરને પૂજે છે. અને પાંચ દિવસને અંતે તેનું જળમાં વિસર્જન કરી દે છે.

મોટી ઉમરની સ્ત્રીઓ પણ ગૌરીને જ પૂજે છે. કુટુંબ સુખ માટે તે એવરત–જીવરત કરે છે. કાકાગોરની પૂજા કરે છે, બળચોથને દિવસે સવત્સી ગાયની પૂજા કરે છે. આ સર્વ વ્રત વરતુલા પાછળની ભાવના વ્રત કરનારને રિદ્ધિ સિદ્ધિ અને અખંડહેવાતન દેવીમા અર્પે એ જ હોય છે.

નારીના દરેક વ્રત વરતુલા સાથે સરળ ગદ્ય-સ્વરૂપમાં કંડારેલ વ્રત મહાત્મ્યની વાર્તા–કથાઓ તે દેશજ સાહિત્યમાં આ નારી દેવીઓનું મહત્ત્વનું પ્રદાન છે.

આ બધું છે સૌરાષ્ટ્રનું મોંઘુ મૂલુ દેવીનું વરદાન. તેની પાછળ ઈતિહાસ અને સામાજિક જનજીવનના વિકાસનો અને માનસનો આલેખ છે. આ બધાય દેવી–દેવલાં, પાળિયા, દેરડીઓ ઋતુઓના ટાઢ તડકાને વરસાદ ઝીલતા કાળની થપાટો ખાતાંય અડીખમ રૂપે–પણ ઘસાતાં પડતાં ઊભા તો છે જ. આ બધુંય ભૂંસાઈ જાય, કાળમાં ગર્ત થઈ જાય ત્યાં સુધીમાં તો કોઈ લોકધર્મી સંશોધક તેની ફિલ્મો, ફોટા વગેરે લઈ કે લેવડાવી દસ્તાવેજી તરીકે કચકડાંમાં મઢી લે તો ઘણું સુંદર કામ થશે. અંતે તો નામ તેનો નાશ જ છે ને! મહાકાળના ખપ્પરમાં સર્વ નામશેષ થઈ જશે. અંતમાં રહેશે વિશ્વનિયંતા અને શૂન્યમાંથી સર્જન કરનારી જગન્માતા.

---

### સંદર્ભગ્રંથ:


(१) भारतीय चित्रकला: श्री वाचस्पति गैरोला.

(૨) મોહેં જો દડો : શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી.

(૩) ગુજરાતનું મૂર્તિવિધાન: શ્રી. કનૈયાલાલ ભા. દવે.

(૪) Hindu culture and Personality. by, P. SPRATT.

(૫) प्राग ऐतिहासिक भारतीय चित्रकला: श्री. जगदीशचंद्र गुप्त.




## (સૌરાષ્ટ્રમાં દ્વારકાનું ધાર્મિક મહત્ત્વ)

પુષ્કરભાઇ ગોકાણી

પ્રાચીન સંસ્કૃતિઓ નદી કાંઠે પાંગરી છે. પણ નદી કાંઠે રહેતી પ્રજા જ્યારે નૌકાયાન બનાવતાં શીખી ત્યારે તે સમુદ્ર કંઠાળમાં પણ વસવા લાગી. ભારતમાં આર્યોની કેટલીક શાખાઓ આવી રીતે સમુદ્ર દ્વારા પણ આવી. આર્યો જ્યારે સિંધુ સંસ્કૃતિની પાષાણ યુગીન્ પ્રજા સાથે સંઘર્ષ કરતા હતા, ત્યારે કેટલાક આર્ય અને આર્યેતર લોકો આમ દ્વારકા મારફત ભારતમાં પ્રવેશ્યા.

પરદેશમાં ઈન્ડોશીઆ અને ગાંધારમાં પણ દ્વારકા નામે નગરો હોવાના ઉલ્લેખ સાંપડે છે. ભારતમાં પણ સૌરાષ્ટ્ર સિવાય, તાલીમનાડુમાં (મન્નારગુડી) મારવાડમાં (ખેડ દ્વારકા) અને પંજાબમાં પણ દ્વારકા નામે નગરો વસેલાં છે. સૌરાષ્ટ્રનાં પાંચ સ્થળે દ્વારકા સ્થપાયાના પૌરાણિક ઉલ્લેખો છે. એમાં મહત્ત્વનું કારણ સમાએલું છે. સૌ પ્રથમ ઓખા મંડળ (ઉષામંડળ)માં શ્રી કૃષ્ણે દ્વારકા વસાવ્યું ત્યારે દ્વારકાએ અભિનવ પ્રજાસત્તાક દ્વારા જે રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક પ્રણાલીઓ પાડી તેનો પરિમલ સૌરાષ્ટ્રમાં ફેલાયો અને તેથી જ મહત્ત્વનાં જે સ્થળો ત્યાર પછી યાદવોએ વસાવ્યાં તેને તેઓએ દ્વારકા નામાભિધાન કર્યું. દ્વારકા એટલે તે સમયનું ભારતનું પશ્ચિમ દ્વાર. (Gateway of India).

દ્વારકાએ વિદેશી સંસ્કૃતિના વિનિયમ માટે આમ ભારતમાં એક માર્ગ બનાવી દીધો, જ્યાં સૌ પ્રથમ સુમેરીઅન સંસ્કૃતિના અવશેષ સમા પુણ્યજનો, આવીને વસ્યા હતા. તેમણે આ પ્રદેશને કુશ નામના તેમના નાયકના નામે કુશસ્થલી નામ આપ્યું હતું. ત્યારે આ પ્રદેશમાં આદિવાસીઓ, પ્રકૃતિના સ્વરૂપોને પૂજતા. શ્રી કૃષ્ણ અહીં આવ્યા તે પહેલાં પણ સૌરાષ્ટ્રમાં યાદવો આવીને વસ્યા હતા, અને તેમાં બાળ ગોપાલ કૃષ્ણની પૂજા પ્રચલિત હતી.[1] ત્યારે તેના રાજા રૈવત હતા.. તેમણે કુશસ્થલી જીતી લીધી હતી, પણ પાછળથી બહારથી પુણ્યજનો વિશાળ લશ્કર લઈ આવ્યા અને રૈવતને પોતાના પરદાદા શર્યાતિએ વસાવેલ આ સુરાષ્ટ્ર છોડી નાસી જવું પડયું. તેઓ પોતાના યાદવ બંધુઓ પાસે શુરસેન પ્રદેશમાં (મથુરા) આવીને વસ્યા અને શ્રી કૃષ્ણને આમંત્રણ આપી સૌરાષ્ટ્રમાં લાવ્યા. શ્રી કૃષ્ણે ભારતમાં ભૌતિકવાદી વિલાસી દુષ્ટ રાજાઓનો પાંડવો દ્વારા નાશ કરાવ્યો અને ગીતા ઉપનિષદ દ્વારા ધ્વંશ પામેલ ધર્મને સજીવન કર્યો, તેમજ રાજ્યપ્રણાલીમાં પ્રજાસત્તાક ગણરાજ્ય સ્થાપ્યું. તેથી ભારતમાં દ્વારકા એક વિશિષ્ઠ ધાર્મિક મહત્ત્વ મેળવી શકયું. આ દ્વારાવતી તે સમયે રત્નાકર ઉપર જલમાર્ગનું રક્ષણ કરતું એક નૌકા મથક હતું. દેશ પરદેશમાંથી અખૂટ સમૃદ્ધિ –પરદેશ સાથેના વ્યવહારને કારણે દ્વારાવતીમાં આવી તેથી તેને પુરાણોએ સોનાની દ્વારકા[2] તરીકે વર્ણવી છે. શ્રી કૃષ્ણે સંસાર સરસા રહી રાજયોગ દ્વારા–કર્મ ફલ ત્યાગ દ્વારા જીવન સફલ કરવાનો ધર્મ દર્શાવ્યો. તે જ સમયે શુરસેન પ્રદેશના શૌરીપુરમાં જન્મેલા તેમના પિતરાઈ ભાઈ નેમિનાથ[3] દ્વારકા આવીને વસ્યા હતા.

---

(૧) ભાગવતના બાલગોપાલ કૃષ્ણ શ્રી કૃષ્ણથી પંદર પેઢી પહેલાં થયાં, પણ તેમના માતા પિતાનું નામ વસુદેવ અને દેવકી હોઈ, કાલક્રમે તેનું ચરીત્ર યુગાવતાર ગીતાકાર ભગવાન શ્રી કૃષ્ણ સાથે ભળી ગયું. તેની પૂજા આભીરો પાસેથી યાદવ શ્રેષ્ઠ સાત્વત લાવ્યા હતા. સાત્વત શ્રી કૃષ્ણના ૧૫ પેઢી પહેલાં થએલાં પૂર્વજ.

(૨) વિષ્ણુ પુરાણ, હરિવંશ, સ્કંદપુરાણ, ભાગવત.

(૩) તેમણે રૈવતાચળમાં તપ કરેલું. આજે ઓખામંડળમાં રાજલ વીજલનું દહેરું છે (રાજમતી તે નેમિનાથના વાગદત્તા હતા અને તેમણે પણ નિવૃત્તિ મૂલક જૈન ઉપાસના કરી હતી ) અને બરડા પર્વતમાં રૈવતધાર નામનું શિખર આવેલું છે. જે દ્વારકાની

તેમણે શ્રી કૃષ્ણના પ્રવૃત્તિધર્મથી વિપરીત શાસ્ત્ર સંમત નિવૃત્તિ ધર્મ સ્વીકાર્યો અને નિર્વાણ પ્રાપ્ત કરી, અને જૈન ઉપાસનાને ધાર્મિક મહત્ત્વ આપ્યું. ભારતના બે મુખ્ય ધર્મને આમ દ્વારકામાંથી પુનઃજીવન મળ્યું. ત્યારે હજુ ભારતમાં મૂર્તિપૂજા આવી નહોતી. ઋષિઓના શાપ પામેલા શ્રીકૃષ્ણપુત્ર સામ્બ પોતાને શરીરે નીકળેલ[૪] કોઢ સમાવવા દ્વારકાથી ઈરાન (આર્યાન્) ગએલા અને ત્યાં નિક્ષુભા પુત્ર મગ[૫] દ્વારા સૂર્યશક્તિથી કોઢ મીટાવી શકયા એટલે તેઓ મગ લોકોને ઉષામંડળ–દ્વારાવતી લાવ્યા હતા. ત્યારે ઉષામંડલ હાલના દ્વારકાથી પ્રભાસ સુધી વિસ્તરેલું હતું. અને ત્યાં વિવિધ યાદવ પ્રજાઓ અને વિદેશીઓ વસતા હતા. ત્યારે ઈરાનના કિનારા સાથે દ્વારાવતીને મોટો વ્યવહાર હતો. તેથી જ તો ત્યાંના (અફગાની-સ્તાનમાં આવેલા) લોહિતપુરના રાજવી બેનીપાલ (બાણાસુર)ની પુત્રી ઉષાને અનિરૂદ્ધ પરણ્યો હતો. તેથી આ પ્રદેશ ઉષામંડલ કહેવાયો. ભારતમાં આમ દ્વારકા મારફત સામ્બ દ્વારા સૂર્યપૂજા પણ આવી અને એ સૂર્યપૂજા દ્વારા (ભારતમાં જૈન પરંપરાની સ્પર્ધામાં) મૂર્તિપૂજા શરૂ થઈ. તેથી આજે પણ ભારત–ભરમાં સૌરાષ્ટ્રમાં ઘણી મોટી સંખ્યામાં સૂર્યમંદિરો મળી આવે છે. દ્વારકાના આ ઉષામંડળના હાલના પ્રદેશમાં પણ ૧૫ સૂર્યમંદિરો[૬] મળી આવ્યાં છે.

ભારતમાં વ્યાપેલા મુખ્ય ધર્મોમાં જૈન અને વૈષ્ણવ ધર્મનાં મૂળ ઊંડા ઊતારવામાં દ્વારકાએ મોટો ફાળો આપ્યો છે. મૂર્તિપૂજાની શરુઆત પણ દ્વારકાથી થઈ. બ્રહ્મવૈવર્ત પુરાણ (અધ્યાય ૧૦૩–૧૦૪)ના ઉલ્લેખ મુજબ ઈ.સ. પૂર્વે આઠમીથી ચોથી સદી સુધીમાં મહર્ષિ પાણિની, કાત્યાયન અને યાજ્ઞવલ્કયે ગીતાકાર શ્રીકૃષ્ણના પાવનકારી ચરણોથી રજોટાએલી દ્વારકાની ધૂલી માથે ચડાવવા યાત્રા કરી હતી. ભારત સમ્રાટોએ દ્વારકાને પોતાનું નૌકામથક બનાવેલું હતું. સિકંદરનો નૌકા કાફલો તેથી જ સિંધના દક્ષિણ કિનારાથી આગળ વધી શકયો નહોતો.

ઈ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષની આસપાસ શ્રીકૃષ્ણ થયા ત્યારે જે ભગવદાલય રાજ્યસભા ખંડ (હાલ લાડવા દહેરું) હતો તે સમુદ્રથી ૩૫ ફૂટ ઊંચાઈએ હોઈ દ્વારકા સમુદ્રમાં ડૂબેલી ત્યારે તે ડૂબ્યો નહોતો. ત્યાં જ શ્રીકૃષ્ણની સ્મૃતિમાં તેમના પ્રપૌત્ર વજ્રનાભે એક સમાધિ જેવું બનાવ્યું હતું, જેની ઉપર કાલક્રમે વૈશ્નવ રાજાઓએ મંદિર બનાવ્યું અને સમય જતાં તે મંદિર વિકસતું, વિકસતું ઊંચુ થતું ગયું. ઈ. સ.ની બીજી સદીમાં ત્યાં વાસુદેવ બીજા નામે રાજાને ગિરિનગરના રાજા રુદ્રદામન સાથે લડાઈ થઈ; દ્વારકા જીતાઈ[૭] પણ વાસુદેવ બીજાની મહારાણી ધીરાદેવીના ભાઈ શાતકર્ણી પૂલુમાવીએ રુદ્રદામનને હરાવ્યો અને વૈષ્ણવ ધર્મ સ્વીકારાવ્યો, જેની શાખ આપતા પંખાળા શ્રીકશિલ્પો મંદિરમાં ઘણા મળી આવે છે. ત્યાર પછી મૈત્રકોનું રાજ્ય આવતાં દ્વારકામાં સૂર્યપૂજા સાથે શિવપૂજા પણ ફાલી. અહીં કેટલીક જગ્યાએ ટાંકાઓ ખોદતાં મળી આવેલા માટીના કમંડલોમાં શિવલિંગ અને નંદી સ્પષ્ટ કંડારાએલા મળી આવે છે. બાણાસુર શિવપૂજક હતો તેથી તેની પુત્રી અને શ્રી કૃષ્ણની પૌત્રવધુ ઉષા શિવપૂજાને જરૂર દ્વારકામાં લાવી જ હોય! તેથી તો દ્વારકાની ઉત્તરે સાત માઈલે નાગેશ્વરનું જ્યોતિર્લિંગ હાલ પણ યાત્રીઓને આકર્ષી રહેલ છે. આ જ્યોતિર્લિંગ વિષે અન્ય દંતકથાઓ પણ મળે છે. પણ શિવધર્મના ૧૨ મુખ્ય ધામોમાં દ્વારાવતી એક છે તેથી દ્વારકાએ શિવધર્મને પણ

માફક ગિરનાર સાથે ગુંચવાઈ ગયા છે.

(૪) આરંભડા, ગઢેચી, શિવરાજપુર, કચ્છીગઢ, કલ્યાણપુર, પ્રાસણવેલ, વસઈ, ગુહાદિત્ય, સુવર્ણતીર્થ, દ્વારકા, સીતાકુંડ, ઘ્રેવાડ, મેરીપર, મઢી, કુરંગા એમ ૧૫ સૂર્યમંદિરો.

(૫) દુર્વાસા ઋષિની મશ્કરી કરતાં શાપ વહોરી સામ્બ રોગી થયા હતા.

(૬) પ્રાસણવેલ (તાલુકો દ્વારકા)માં પ્રાચીન મગ દહેરું હાલ તેની શાખ પૂરાવે છે.

(૭) આજે પુસ્તકાલયમાં તે સમયનો મૂળવાસરથી મળી આવેલ રૂદ્રસેનના ૧૨૨મા વર્ષનો ઉલ્લેખ કરતો બ્રાહ્મી લિપિમાં લખાએલ લેખ સચવાએલો છે.

વિકસાવ્યો હતો; શ્રી શંકરાચાર્ય પાસે હાલ રહેલ તેજસ્વી નીલમનું બનેલું 'શ્રી ચંદ્ર મૌલીશ્વરનું શિવલીંગ' શ્રીકૃષ્ણે સેવ્યું હતું તેમ વિગતો મળી આવે છે. થોડો સમય અહીં જૈનોનું પ્રબળ વર્ચસ્વ થતાં આજના ત્રૈલોક્ય સુંદર જગત મંદિરમાં "શ્રી પાર્શ્વનાથની મૂર્તિ પ્રતિષ્ઠિત થએલી—જે હાલ જામનગરના જૈન મંદિરમાં જળવાએલી છે. દ્વારકા સમુદ્રથી નીચાણના વિસ્તારમાં રહી હોઈ તે જળ નીચે વારંવાર ડૂબી છે.[૮] જૈન આગમોમાં તે એક વખત બળી ગયાનો ઉલ્લેખ પણ મળી આવે છે. ઈસુની છઠ્ઠી સાતમી સદીમાં ચાવડાઓએ દ્વારકામાં રાજ્ય કર્યાની માહિતી મળે છે. તે સમય પછી જૈનનું વર્ચસ્વ વધ્યું હશે. શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે અહીં દ્વારકામાંથી આટલા ધર્મોને પોષણ મળેલું જોઈ પોતાનો પહેલો મઠ (શ્રીમંડનમિશ્રને શાસ્ત્રાર્થમાં હરાવી) અહીં સ્થાપ્યો અને મંડનમિશ્રના વિદૂષિ અર્ધાંગી સરસ્વતીના નામે તેને 'શારદામઠ નામ આપ્યું. તેમજ અહીં શિવ અને વૈષ્ણવ સંપ્રદાયના વિવાદનો સમન્વય કર્યો. તે સમયે દ્વારકામાં શક્તિપૂજા[૧૨] પણ હતી.

શ્રી શક્તિના બાવન મુખ્ય પીઠોમાં અહીં રુક્મિણી[૯], અભયા[૧૦] અને ધરાના[૧૦] ત્રણ શક્તિપીઠ[૧૨] આવેલા છે, તેમજ દ્વારકાધીશના દેવકીજીના મંદિર પાછળ આ શક્તિશિલ્પો મળી આવે છે તેથી પણ દ્વારકામાં શક્તિપૂજા હશે એમ જણાય છે. અહીં રૂક્મિણીના મંદિર ઉપર તો ઘણા સંભોગશિલ્પોનો એક થર કંડારાએલો છે. જ્યારે મુખ્ય મંદિરમાં આવેલ શ્રી ત્રિવિક્રમજીના મંદિર ઉપર પણ આવા મૈથુન શિલ્પો શાક્ત અને વામપૂજાની ત્યારે વ્યાપકતા હશે તેમ દર્શાવે છે. ઈશુની ૧૨ મી સદીમાં રૂક્મિણીના મંદિરને હાલનો ઘાટ મળેલો છે તેથી સોલંકીઓના રાજ્યકાળ પહેલાં અહીં શાકતોનુ વર્ચસ્વ હશે એમ માની શકાય. શ્રી આદ્ય શંકરાચાર્યે પંચાયતનની પૂજાનો સ્વીકાર કરાવ્યો ત્યારે તેમાં શિવ અને શક્તિની પૂજા પણ સ્વીકારાવી હતી એટલે ત્યાર પછી શાક્તમતને બળ મળ્યું હશે. ગુપ્તોએ જેમ વિષ્ણુપૂજાને વિકસાવી તેમજ સોલંકીઓએ શિવપૂજાને[૧૫] વિકસાવી હતી. મીનળદેવી મોટા સંઘ લઈ દ્વારકાની યાત્રાએ ઈસુની બારમી સદીમાં આવ્યા હતા તેના ઘણા ઉલ્લેખો મળે છે.

સોલંકી પછી સૌરાષ્ટ્રમાં મુસલમાનો આવ્યા. તેઓ દ્વારા દ્વારકા પ્રદેશમાં એવા મોટા ઉપદ્રવ થયા નથી. ફક્ત બંદરી વ્યવહારને કારણે મુસલમાનો હજ કરવા માટે દ્વારકા બંદરનો ઉપયોગ કરવા લાગ્યા હતા. તે સમયે ઓખા મંડળમાં મુસલમાનોની વસ્તી વધી. બેટ શંખોધ્ધારમાં તેઓનું યાત્રાનું સ્થળ હાજીકરમાણીની દરગાહ તેની ગવાહી પૂરે છે.

પંદરમી સદીના અંતમાં અહીં ભાગવત ધર્મને દઢ કરવા શ્રીમદ્ વલ્લભાચાર્યજી આવ્યા હતા. અહીં ૭ સ્થળોએ તેમણે ભાગવત[૧૧] પારાયણ કર્યું હતું.

બેટ શંખોધ્ધારમાં આવેલ શંખ તળાવ પાસે ખોદકામ કરતાં એક બૌધ્ધસ્તુપ મળી આવેલો જેની ઉપર શ્રી શંખ નારાયણનું મંદિર છે. ત્યાંથી કેટલીક બૌધ્ધ મૂર્તિઓ મળી આવેલી.[૧૩]

આમ દ્વારકા ભારતમાં ધર્મ પ્રસારનું કેન્દ્ર બન્યું હતું. તેથી જ તેનો ચાર ધામમાં અને સાતપૂરીમાં એમ બેવડો ઉલ્લેખ હિંદુ ધર્મશાસ્ત્રોમાં કરાયો

(૮) ડૉ. સાંકળીઆએ ઈ. ૧૯૬૩ માં કરેલા ઉત્ખનનના આધારે જણાવ્યું છે કે પ્રથમ દ્વારકા હાલના દ્વારકાથી ૩૬ ફૂટ નીચે વસેલું હતું, અને ઈસુ પછી ૭ વાર ડૂબ્યું અને નવું વસ્યું હતું.

(૯) દ્વારકાની ઉત્તરે આ મંદિર છે.

(૧૦) આ બન્ને મંદિરો બેટ શંખોધ્ધારમાં છે.

(૧૨) ભદ્રકાળી માતાજીની સ્થાપના શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે દ્વારકામાં કરી હતી. તેમજ દ્વારકાની દક્ષિણપૂર્વે હરસિધ્ધિનું પીઠ પણ છે.

(૧૧) હાલ ઓખા મંડળમાં આવી મહાપ્રભુજી અને ગુંસાઈજીની ૭ બેઠકો છે.

૧. બેટ શંખોધ્ધાર, ૨. ગોપી, ૩. દ્વારકા, ૪. બરડીઆ પાસે સામ્બ લક્ષ્મણા મંદિર નજીક ૫. ભાવડા, ૬. પીંડારા.

(૧૩) શ્રી. ક.ના જોષીની માહિતીના આધારે.

(૧૫) વસઈ શ્રી કનકેશ્વરના શિવમંદિરો બંધાયા (સં. ૧૨૬૧)

છે. દ્વારકા વ્યાપાર માટે પરદેશીનું ભારતનું પ્રવેશદ્વાર હતું તો સસ્કૃતિ માટે પણ તે વાહક બન્યું. આસિરીઅન રાજા બેનીપાલની પુત્રી ઉષા વિદેશી નૃત્યકલાને દ્વારકાથી ભારતમાં લાવી.[૧૪] જેમાં કૃષ્ણની રાસ કલા ભળી. સંગીત અને વાદન ભળ્યા. દ્વારકા એ આમ ભારતની સાંસ્કૃતિક ગંગોત્રી બની રહ્યું. તેથીજ અહીંની આદિપ્રજા આહિર, મેર, સતવારા વગેરેમાં આ નૃત્ય અને સંગીત આજ સુધી જળવાઈ રહ્યાં છે.

દ્વારકા જ્યોતિષ શાસ્ત્રનું પણ એક વિદ્યાધામ હતું. દ્વારકાના પ્રખ્યાત જૈન મુનિ શ્રમણાચાર્યના ભાઈ અહીંથી પહેલી સદીમાં ગ્રીસ ગએલા તેથી તેમજ જૈન ધર્મ તેમણે સ્વીકારેલો નહિ તેથી લોકો તેને યવનાચાર્ય કહેતા. તેનો "યવજ જાતક" નામે ગ્રંથ પ્રાચીન વેદાંગ જ્યોતિષના આધારે લખાએલો અને આ સંશોધન ગ્રંથ આજે પણ પ્રમાણભૂત ગણાય છે.

આ દ્વારકાએ સૂર્ય, જૈન, વૈષ્ણવ, શૈવ, શાક્ત એમ પાંચ મહા સંપ્રદાયો વિકસાવ્યા છે. અહીં પ્રજાસત્તાક રાજ્યપ્રણાલીનો આરંભ થયો છે. અહીંથી ભારતે પરદેશ સાથે સંબંધો બાંધ્યા છે, વ્યાપાર, વ્યવહાર અને શ્રીને આણ્યા છે.

અહીં ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે ગીતા ઉપનિષદ રચવાની પ્રેરણા મેળવી છે. અહીંથી ભગવાન આદ્ય શંકરાચાર્યે મા શારદાનો પ્રવાહ વહેવડાવ્યો છે. અહીં તેથી જ મૂર્તિમંત ભક્તિસ્વરૂપનું સાંસ્કૃતિક નિવેદન થયું છે.

દ્વારકાના ધાર્મિક મહાતમથી આકર્ષાઈ, મહાન ભક્તો, આચાર્યો અને પ્રવાસીઓ અહીં આવ્યા છે. અહીંથી જે યાદવો દેવગીરી, (મહારાષ્ટ્ર), સિયામ, થાયલેન્ડ, અને ઈરાન ગયા ત્યાં તેણે રાજ્યો સ્થાપ્યાં છે, વિષ્ણુપૂજા પ્રવર્તાવી છે તેથી તે સર્વ સ્થળે દ્વારાવતી નગરીઓ આવેલી છે.

અહીં આદ્ય શંકરાચાર્ય પછી (ઈ. સ. ૭૮૮–૮૨૦), ભક્ત શ્રી સગાળશા (૯૦૦), મૂળરાજ સોલંકીના પિતા અને કાકા (૯૩૦) શ્રી રામાનુજાચાર્ય (૧૧૩૦), રાજ્ય માતા મીનળદેવી (૧૧૦૦) શ્રી મધ્વાચાર્ય (૧૧૯૯–૧૩૦૩), સંત જ્ઞાનેશ્વર (૧૨૭૫–૧૨૯૯), સંત નામદેવ મહારાજ (૧૩૦૦), પર્વત મહેતા (૧૩૭૭) સંત કબીર (૧૪૦૦) સ્વામી રામાનંદાચાર્ય (૧૪૧૦, પીપા ભગત (૧૪૧૧), શ્રી નરસિંહ મહેતા (૧૪૩૦); ગુરૂ નાનક (૧૫૦૦), મહાપ્રભુ શ્રી ચૈતન્યજી (૧૫૧૧), શ્રી વલ્લભાચાર્યજી (૧૪૭૯–૧૫૩૧ સુધીમાં ત્રણ વખત), શ્રી ગોવિંદ સ્વામી (૧૪૯૧), સંત તુલસીદાસ ૧૫૩૪), શ્રી મીરાબાઈ (૧૪૯૯), ઈસરદાસ (૧૫૪૦), શ્રી ગુંસાઈજી વિઠ્ઠલનાથજી (૧૫૫૭), સમર્થગુરૂ રામદાસ (૧૬૦૮), જામરાવળ અને હળવદના માનસિંહજી (૧૫૬૦), રઘુનાથજી મહારાજ (૧૫૭૧), દામાજીરાવ ગાયકવાડ (૧૭૭૦), અહલ્યાબાઈ (૧૭૭૩), કર્નલ ટોડ (ઈતિહાસકાર) (૧૮૨૩), રણમલજામ (૧૮૪૭), પંડિત હરિવલ્લભદત્તજી (૧૮૮૦), શ્રી સયાજીરાવ મહારાજા ગાયકવાડ (૧૯૦૩), પછી ઘણીવાર), ડૉ. રાજેન્દ્રપ્રસાદ (૧૯૫૧), શ્રી સર્વપલ્લી રાધાકૃષ્ણન (૧૯૬૧), શ્રીમતી ઈન્દિરાજી (૧૯૬૯) જેવી વિભૂતિઓએ દ્વારકાના ધાર્મિક મહાતત્મથી આકર્ષાઈ દ્વારકાની યાત્રા કરી છે. ઈસુ પહેલાં ૧૫૦૦ વર્ષથી આજસુધી કરોડો યાત્રીઓ દ્વારકા યાત્રા કરી ગયાં અને દર વર્ષે લગભગ બે લાખ યાત્રીઓ દ્વારકા આવે છે.

હાલ અહીં શ્રી અભિનવ સચ્ચિદાનંદતીર્થ શંકરાચાર્યજીએ ફરી ધાર્મિક સંશોધન માટે અને સરસ્વતીની આરાધના માટે ભારતીય સંશોધન મંદિર, શ્રી શારદાપીઠ આર્ટસ્ કૉલેજની અને શ્રી દ્વારકાધીશ સંસ્કૃત એકેડેમીની સ્થાપના કરી છે. શ્રી ગોપાલસ્વરૂપ પાઠકજીના હસ્તે અત્રે વેદભુવન સ્થપાયું છે, અને શ્રીમન્નારાયણજીના ગવર્નર રાજ્ય દરમ્યાન દ્વારકાનો સાચો વિકાસ કરવા શ્રી જયસુખલાલ હાથીના નેતૃત્વ હેઠળ એક સમિતિએ એક રિપોર્ટ આપ્યો છે જે દ્વારકાના સાચા ધાર્મિક મહત્ત્વને સ્થાપવા ભારત સરકારને માર્ગદર્શન આપે છે.

દ્વારકાક્ષેત્રમાં શ્રી કૃષ્ણસંઘના મંદિર સમુહ ઉપરાંત, વસઈમાં જૈન વસહિકાઓ, શ્રી કનકેશ્વરના પ્રાચીન મંદિરો, (સં ૧૨૬૧) નાગેશ્વરનું જ્યોતિર્લિંગ,

(૧૪) શ્રી જયમલ્લ પરમાર— આપણી લોક સંસ્કૃતિ

ગોપીમાં મહાપ્રભુજીની બેઠક, સુવર્ણતીર્થમાં ઉલુખળો, બરડીઆમાં સંબલક્ષ્મણાનું મંદિર, દ્રેવાડનું સૂર્યમંદિર, ધ્રાસણવેલનું મગદહેરૂં, બેટના શ્રી કૃષ્ણપ્રભુની મહારાણીના મંદિરો અને અભયાપીઠ જોવા જેવા છે.

દ્વારકાએ ભારતમાં પંચ મહાધર્મો વિકસાવી ધર્મની પ્રવાહીતા–સર્વને સમાવી લેવાની ઊંડી સૂઝ–બતાવી છે; દ્વારકાનું[1] ત્રૈલોકય સુંદર જગત મંદિર અને મહાપ્રભુજીની બેઠકો[2] સમગ્ર ઓખામંડળમાં પ્રસરેલાં ૧૯થી વધારે સૂર્યમંદિરો,[3] રૂક્મિણી, અભયા, ધરા, લુણાઈ, ચંદ્રભાગા, ભદ્રકાલી. આદીના પ્રાચીન શાક્તમંદિરો[4] શ્રી નાગેશ્વરનું જ્યોતિર્લીંગ અને ચંદ્રમૌલીશ્વરનું અપૂર્વ નીલમલિંગ સિવાય અને સિધ્ધેશ્વર, કનકેશ્વર, ઓખેશ્વર, ભડકેશ્વર, ઈન્દ્રેશ્વર આદી વ્યાપક પ્રાચીન શિવમંદિરો અને તે મતમાં મૂર્તિપૂજા સ્વીકારાઈ તેની ગવાહી આપતું દક્ષિણામૂર્તિ મંદિર [5] અને અત્રેથી પગ કરી ગએલ જૈન ધર્મના અવશેષ સમા રાજલવીજલના દહેરાં તથા જામનગરમાંની જૈન મૂર્તિ તેની ગવાહી આપે છે. વેદકાળમાં પૂજાતાં અગ્નિ, વરૂણ અને વાયુ જેવા પ્રાકૃતિક દેવો પણ અહીં પાછળથી મૂર્તિરૂપે પૂજાતાં, તેનાં ચક્રનારાયણ, સમુદ્રનારાયણ આદી મંદિરો આજે પણ છે. પુરૂષાર્થના ચાર આયામો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને અહીં નવા અભિગમ પ્રાપ્ત થયા છે. ઉપર જણાવ્યા મુજબ[1] ધર્મમાં વિવિધતા છતાં સહિષ્ણુતા [2] અર્થ એટલે પ્રજાસત્તાક રાજ્ય પ્રણાલી અને નૌકા વ્યવહારદ્વારા આયાત નિકાસ વ્યાપાર[3] કામમાં ઊષાનું નૃત્ય; શ્રી કૃષ્ણની બંશી અને રાસ તથા શાકતમાં ધર્મસભર કામવિધિ અને[4] મોક્ષ માર્ગમાં શ્રી ગીતા ઉપનિષદ્ દ્વારા કર્મ સન્યાસ–કર્મફલત્યાગની સંસાર સરસા રહીને અનાસક્ત રહી મોક્ષ મેળવવાની અભિનવ પ્રણાલી દ્વારા દ્વારકાએ ભારતને અને વિશ્વને વિશાળ અર્થમાં–જેને લીધે સર્વ કાંઈ વિવિધ રૂપ ધારી રહ્યું અને પોષાઈ રહ્યું છે તે માનવ ધર્મનું–પ્રબુદ્ધ દર્શન આપ્યું છે. આપ સૌને તેના દર્શન કરવા અમારૂં ભાવભીનું નિમંત્રણ છે.



પૃષ્ઠ ૪૭૫થી ચાલુ ]

અને ભાવ બૃહસ્પતિને સોમનાથના ગંડ તીર્થેશ્વરપદે સ્થાપીને તેમને બ્રહ્મપુરી નામનું એક ગામ દાનમાં આપ્યું હતું. ભાવ બૃહસ્પતિની શાખાના છ આચાર્યો પ્રભાસ પાટણમાં થયા હતા. પાશુપત સંપ્રદાયના આ આચાર્યો પરમવિદ્વાન અને બ્રહ્મજ્ઞાનના ઉપાસકો હતા. એમના પ્રયત્નોથી સોલંકી–વાઘેલા યુગમાં પ્રભાસમાં અનેક પ્રાસાદો, મંદિરો, વાવો, મઠો, કૂવાઓ તથા સ્થાપત્યનાં ઘણા કાર્યો થયાં હતાં. જેની વિગતવાર નોંધ અમોએ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિકના મહોત્સવ ગ્રંથ મુંબઈ ઈ. સ. ૧૯૪૯માં 'ગુજરાતના પાશુપતાચાર્યો' શીર્ષક લેખમાં કરી છે. ગુજરાતના છેલ્લારાજા કર્ણદેવ વાઘેલાના સમયમાં ઉલુઘખાને સોમનાથના મંદિરનો વિ.સં ૧૩૫૫ (ઈ.સ. ૧૨૯૯)માં ધ્વંસ કર્યા પછી સોમનાથના પાશુપત સંપ્રદાયના આચાર્યોનું શું થયું તે વિષે કાંઇ ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ થઈ નથી.

સોમશર્માએ શરૂ કરેલો પાશુપત સંપ્રદાય ઈ.સ.ની તેરમી શતાબ્દીનાં અંતિમ વર્ષ પર્યન્ત સોમનાથના સ્થાનમાં ચડતી પડતીના ચમકારાઓ જોતો જોતો વિદ્યમાન રહયો હતો. અને પ્રભાસના સોમનાથના સ્થાન માંથી આધ્યાત્મિક ઉન્નતિની ભવ્ય પ્રેરણા સૌરાષ્ટ્રની પ્રજાને જ નહિ પણ ભારતના પ્રત્યેક પ્રાન્તમાંથી પ્રભાસની યાત્રાએ આવનારાં યાત્રાળુઓ અને પ્રવાસીઓને આપતો રહયો હતો એટલું જ નહિ પણ પ્રભાસ પાટણમાં બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપવાના વિદ્યા કેન્દ્રનું કાર્ય કરી રહયો હતો. એમાં કંઈ સંશય નથી. સોમનાથના મંદિરનો પુનરૂદ્ધાર થયો છે અને સોમનાથના સ્થાનમાં સંસ્કૃત મહાવિદ્યાલય કરવાની સોમનાથ વિશ્વસ્ત મંડળની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપતી શુભ શરૂઆત સંસ્કૃત વિદ્યાલયથી થઈ છે. સ્વયં જ્યોતિ ભગવાન સોમનાથની કૃપાથી એ વિદ્યાલય ભવિષ્યમાં સંસ્કૃત મહાવિદ્યાલયનું સ્થાન પ્રાપ્ત કરે અને તે સાથે સોમનાથના પ્રાચીન ગૌરવને ઉજ્જ્વલ કરનારાં આધ્યાત્મિક કેન્દ્રનું કાર્ય કરવા શક્તિમાન થાય એવી અંતરની મહેચ્છા સાથે લેખનું સમાપન કરું છું.

# સોમનાથ અને પાશુપત સંપ્રદાય

હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

શૈવ સંપ્રદાયોમાં મૂર્તિ અને લિંગ પૂજાનું મહત્ત્વ વિશેષ માનવામાં આવ્યું છે. પૃથ્વીના ઘણા પ્રદેશોમાં પ્રાચીન પ્રાગૈતિહાસિક યુગમાં શિવલિંગની પૂજા પ્રચલિત હતી. મોહેં–જો–ઢેરો અને હડપ્પાના અવશેષોમાં ઉત્ખનન સમયે એ બન્ને નગરોમાં શિવની મૂર્તિ અને લિંગ પૂજા થતી હોવાનાં ઘણાં પ્રમાણો પ્રાપ્ત થયાં છે. શિવની આ પૂજા આર્યોની નહિ કિન્તુ આર્યેતર જાતિઓની હતી એમ તજજ્ઞો સ્પષ્ટ રીતે માને છે. એ કાળે કયા પ્રકારના ધર્મ કે સંપ્રદાયો પ્રવર્તતા હશે તેના વિશે કાંઈ વિશેષ સ્પષ્ટતા થઈ નથી પરંતુ એટલું તો ચોક્કસ કે ભારતનાં પ્રાચીન સ્થાનોમાં પ્રાચીન પ્રાગૈતિહાસિક યુગમાં શિવ પૂજા પ્રચલિત થઈ ચૂકી હતી. પાશુપત માહેશ્વર કે વૈષ્ણવ ભાગવત જેવા સંપ્રદાયો પ્રાચીન કાળમાં અસ્તિત્વમાં આવ્યા પરંતુ મોહેં જો ઢેરો કે હડપ્પાની શિવપૂજા સાથે આનો કંઈ સંબંધ નથી એમ તજજ્ઞો માને છે. પ્રભાસક્ષેત્ર શિવપૂજાનું પ્રાચીન કેન્દ્ર અને બંદર હોવાથી પ્રભાસમાં પણ ઘણા પ્રાચીનકાળમાં શિવ-પૂજાનું કેન્દ્ર સ્થાપિત થયું હતું.

વૈદિક સાહિત્યમાં રુદ્ર–શિવની ઉપાસનાને લગતાં પ્રમાણો હોવા છતાં એમાં મૂર્તિ કે લિંગ પૂજા વિષે કાંઈ પ્રમાણો મળતાં નથી. વેદમાં લિંગ પૂજકોને આર્યોના શત્રુઓ માનવામાં આવ્યા છે. સ્વ. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ "શૈવધર્મનો ઇતિહાસ"માં સ્પષ્ટ રીતે ઉપરોક્ત મતનું પ્રતિપાદન કર્યું છે અને મહા-ભારત કાળમાં આર્યોમાં શિવલિંગની પૂજાનો પ્રચાર નવો નવો શરૂ થયો હતો અને વિ. સં.ના આરંભની આસપાસનાં વર્ષોમાં સાદી શિવ ભક્તિમાંથી શિવની મૂર્તિ અને લિંગને પૂજનારો પાશુપત સંપ્રદાય (ઉદ્‌ભવ્યો) હતો એમ જણાવ્યું છે. ક્ષત્રપો શિવ ભક્તો હતા. અને ગુપ્તયુગમાં એ મત પાશુપત કે માહેશ્વરના નામથી વિશેષ પ્રસિદ્ધ થયો હતો.

શિવપુરાણમાં પાશુપત સંપ્રદાય પ્રવર્તક આચાર્યોને ભગવાન શિવના અવતાર માનવામાં આવ્યા છે. શિવનો અવતાર માનવામાં આવેલા અઠ્ઠા-વીસ પાશુપતાચાર્યો અને પ્રત્યેક આચાર્યના ચાર ચાર શિષ્યોનાં નામો નોંધવામાં આવ્યાં છે. વાયુપુરાણ, બ્રહ્માંડ પુરાણ, લિંગ પુરાણ તથા પાશુપત સંપ્રદાયને લગતાં શાસ્ત્રો અને મહાત્મ્યના ગ્રંથોમાં પણ પાશુપત સંપ્રદાયના આચાર્યો અને એમના શિષ્યો વિશે ઘણી હકીકતો નોંધવામાં આવી છે. આ સર્વ પાશુપતા-ચાર્યો અને એમના શિષ્યો સિદ્ધ સાંભવ યોગીઓ હતા. અને તેઓ સપત્નીક પણ હતા. પાશુપત સંપ્રદાય-માં યોગ દ્વારા મોક્ષની પ્રાપ્તિ થતી એમ માનવામાં આવ્યું હતું.

શિવનો અવતાર માનવામાં આવેલા એ અઠ્ઠા-વીસ આચાર્યો કયા કયા સમયમાં અને કયાં થયા હશે એને વિષે ઐતિહાસિક કાંઈ હકીકત પ્રાપ્ત થઈ નથી તેમજ તે આચાર્યોનો સળંગ ઇતિહાસ આલેખી શકાય તેવાં સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી. પૌરાણિક અનુશ્રુતિ અને ધર્મશાસ્ત્ર તથા મહાત્મ્યના ગ્રંથોના આધારે સત્તાવીસમા પાશુપતાચાર્ય સોમ શર્મા અને અઠ્ઠાવીસમા પાશુપતાચાર્ય ભગવાન લકુલીશનો સમય સુનિશ્ચિત થઈ શકયો છે.

પ્રભાસક્ષેત્ર તો પાશુપત સંપ્રદાયનો ઉદ્‌ભવ થયા પહેલાંનું આર્યોનું પવિત્ર તીર્થ મનાઈ ચૂક્યું હતું અને મહાભારતકાળ પહેલાં પ્રભાસની તીર્થ તરીકેની ખ્યાતિ પ્રસિદ્ધ થઈ ચૂકી હતી. મહાભારતમાં પ્રભાસને અગ્નિતીર્થ તથા સોમતીર્થ તરીકે ઓળખાવ્યું છે અને પ્રભાસમાં અગ્નિ સંન્નિહિત છે એમ નોંધવામાં આવ્યું છે. પ્રભાસક્ષેત્રનું નામ પ્રભાસ પડવાનાં જે કેટલાંક કારણો સ્કંદપુરાણના પ્રભાસખંડ-માં નોંધવામાં આવ્યાં છે. તેમાં જણાવ્યા પ્રમાણે સરસ્વતી અને સાગરનો સંગમ અને તેને કારણે તથા પ્રભાસમાં સૂર્યપૂજા થતી હોવાને કારણે તથા પ્રભા-સના બ્રહ્મવેત્તા બ્રાહ્મણોની વાણીના ઘોષને કારણે આ

ક્ષેત્રનું નામ પ્રભાસ થયું હોય તેમ જણાય છે. પ્રભાસ ક્ષેત્રમાં ભગવાન શ્રી કૃષ્ણે અને એમના મોટાભાઈ બલરામે યાદવાસ્થળીનાં યુદ્ધ પછી દેહત્યાગ કર્યો હોવાના કારણે એનું મહાત્મ્ય ઘણું જ વધી જવા પામ્યું હતું. પ્રભાસમાં સૂર્યપૂજા, શિવપૂજા અને વિષ્ણુપૂજા પ્રચલિત થઈ હતી. અને આ બધા સંપ્રદાયોનાં પ્રભાસમાં મંદિરો અને સ્થાનો હોવાનાં કારણે પ્રભાસ એના ખરા અર્થમાં ભાસમાન થયેલું ક્ષેત્ર હતું અને એનું પાવિત્ર્ય પણ અધિક માનવામાં આવ્યું હતું. પ્રભાસ શૈવ ધર્મનું પણ પ્રાચીન કેન્દ્ર હતું. મહાભારતમાં પણ તેને અગ્નિતીર્થ અને સોમતીર્થ કહેવામાં આવ્યું છે. આપણા કેટલાક વિદ્વાનો અગ્નિમાંથી શિવ લિંગની પૂજાનો ઉદ્‌ભવ થયો હતો એમ માને છે. પ્રભાસ ખંડમાં સોમનાથનું એક નામ કાલાગ્નિ રુદ્ર હતું એમ જણાય છે અને કાલાગ્નિ રુદ્ર નામના ભૈરવ પણ હોવાનું નોંધ્યું છે. પાશુપત સંપ્રદાયમાં કાલાગ્નિ-રુદ્રની ઉપાસના થતી હતી. મૃત્યુંજય, કાલાગ્નિ રુદ્ર અને સોમનાથ એ નામો એક બીજાના પર્યાય રૂપે હોવાથી શિવલિંગના નામનો એક પ્રકાર છે. સોમનાથનું સોમનાથ નામ પ્રસિદ્ધ થયા પહેલાં તેનું નામ ભૈરવેશ્વર કે ભૈરવનાથ હોવાનું પણ પ્રભાસખંડમાં નોંધ્યું છે. આ ઉપરથી તે કાળે પાશુપત સંપ્રદાયમાં ભૈરવની પૂજા હતી એવો તર્ક ઈતિહાસકારો કરે છે. પરંતુ સોમનાથનાં બીજાં જે નામો આપ્યા છે તે શિવ લિંગનાં જ હોય તો ભૈરવેશ્વર પણ શિવલિંગનું જ નામ હોવાનો સંભવ વિશેષ છે. ભૈરવને ઈશ્વર માનવામાં આવ્યા હોય તો એ ભૈરવના ઉપાસ્ય મહાદેવને ભૈરવેશ્વર કહ્યા હોય તેમાં કાંઈ ખોટું લાગતું નથી એટલે સોમનાથના શિવલિંગનું નામ જ ભૈરવેશ્વર હતું એમ માનવું જોઈએ. આ બધી હકીકતો પૌરાણિક મહાત્મ્યની લાગે છે. આ હકીકત લક્ષમાં રાખવા જેવી છે.

સોમનાથનું પ્રથમ મંદિર ક્યારે બંધાયું અને પ્રાચીન પ્રભાસ ક્ષેત્ર પાશુપત સંપ્રદાયનું એક મહત્ત્વનું શૈવતીર્થ કેમ થયું તેનો વિચાર કરીએ તો મહાત્મ્યની આ બધી વાતો કલ્પભેદની હોવાથી ઈતિહાસના પ્રતિપાદન માટે વિચાર કરવા જેવી લાગે છે.

સોમનાથનું પ્રથમ મંદિર સોમે (ચંદ્ર) દક્ષ પ્રજાપતિના શાપમાંથી મુક્તિ મેળવવા બંધાવ્યું અને સોમે જે મંદિર બંધાવ્યું તે સોમનાથ નામથી વિખ્યાત થયું આ કથા કેટલાંક સામાયિકો અને વર્તમાનપત્રોમાં ઘણીવાર પ્રસિદ્ધ થઈ ગઈ હોવાથી એનો વિશેષ ઉલ્લેખ કરવાનું યોગ્ય લાગ્યું નથી.

સોમનાથનાં મંદિરમાં અને મંદિરની આસપાસમાં અને તેના પાયાનાં ખોદકામમાંથી પ્રાપ્ત થયેલાં પાત્રખંડોના આધારે સોમનાથનું પ્રથમ મંદિર ઈ.સના પ્રારંભનાં વર્ષોમાં બંધાયું હોવાની વાત સ્વીકારવામાં આવી છે. પરંતુ પ્રથમ મંદિરનો નિર્માતા કોણ અને તે મંદિર ક્યારે નષ્ટ થયું અથવા તેનો જીર્ણોદ્ધાર કે પુનરૂદ્ધાર કરીને તે જ સ્થાને દ્વિતીય મંદિર કોણે અને ક્યારે બંધાવ્યું. તેના વિષે કાંઈ સ્પષ્ટ પ્રમાણો પ્રાપ્ત થયાં નથી. ભારતમાં વિખ્યાત થયેલું મંદિર પ્રસિદ્ધિમાં આવતાં અવશ્ય કેટલાંક વર્ષો તો વ્યતીત થયાં હોવાં જોઈએ, કારણ કે એ સમયમાં આજનાં જેવાં પ્રચાર અને પ્રસિદ્ધિનાં આધુનિક સાધનો વિદ્યમાન ન હતાં કે જેથી આજની વાત આવતી કાલે જ સમગ્ર દેશમાં અને વિદેશોમાં પણ પ્રસિદ્ધ થઈ શકે.

હવે સોમનાથનું પ્રથમ મંદિર ક્યારે બંધાયું અને તેનું સોમનાથ નામ કેમ પડયું તેના વિષે વિચાર કરીએ. પ્રભાસપાટણમાં ઈ.સ.ની પહેલી શતાબ્દિના પહેલા કે બીજા ચરણમાં થયેલા સોમશર્માને શિવના સત્તાવીસમા અવતાર તરીકે ગણાવ્યા છે. શ્રી જીવનલાલ અમીને 'સ્વાધ્યાય' પુ. ૫ અંક ૩ જામાં પ્રસિદ્ધ કરાવેલા લેખ 'ગુજરાતના મુખ્ય શૈવાચાર્યો' શીર્ષક લેખમાં સોમ શર્માનો સમય પહેલી સદીના પહેલા કે બીજા ચરણમાં થયો હોવાનું સ્વીકાર્યું છે. અને તેમના અક્ષપાદ, કણાદ, ઉલૂક અને વત્સ નામના ચાર શિષ્યો પણ સિદ્ધયોગીઓ અને સમર્થ વિદ્વાન હોવાની નોંધ કરી છે. શ્રી રસિકલાલ છો. પરીખ અને શ્રી. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ સંપાદિત કરેલા 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ' ગ્રંથ બીજાના ત્રીજા ખંડના અન્તે આપેલાં પરિશિષ્ટમાં જણાવ્યું છે કે પ્રભાસ-પાટણમાં શૈવધર્મની સોમ સિદ્ધાન્ત નામે એક શાખા સોમ શર્માએ શરૂ કરેલી, તેઓ પુરાણોમાં રુદ્રશિવના સત્તાવીસમા

અવતાર તરીકે અને લકુલીશ અઠ્ઠાવીસમા અવતાર તરીકે આલેખાયા છે. કાલગણનાની દષ્ટિએ આ સોમશર્મા અને લકુલીશના પિતામહ સોમશર્મા એક હોવા સંભવે છે. પ્રભાસના સોમનાથની ઉત્પત્તિ હાલ સોમ (ચંદ્ર) દ્વારા સમજાવવામાં આવે છે, પરંતુ મૂળમાં એ આ સોમ (સોમશર્મા)ને લઈને હોઈ શકે પુરાણોમાં સોમશર્માના ચાર શિષ્યો ગણાવ્યા છે. અક્ષપાદ, કણાદ, ઉલૂક અને વત્સ.

એ જ ગ્રંથના ત્રીજા ખંડમાં પૃ. ૨૯૩માં જણાવ્યું છે કે પ્રભાસ પાટણના ઈ. સ. ૧૧૬૯ની એક લેખ અનુસાર સોમે પ્રભાસમાં સોમનાથનું સોનાનુ મંદિર બંધાવ્યું. શિવની આજ્ઞાથી ત્યાં પોતાની પદ્ધતિ–સંપ્રદાય સ્થાપી તથા એ સ્થાન પાશુપતોને અર્પણ કર્યું. પૌરાણિક ઉલ્લેખો પણ કહે છે કે શિવે પોતે પ્રભાસમાં સોમ શર્મા રૂપે આવી આ મંદિર બંધાવ્યું હતું. આ બન્ને પરંપરાઓ સંકલિત કરતાં એમ સૂચિત થાય કે સોમ અથવા સોમ શર્મા નામે ઐતિહાસિક વ્યક્તિ થઈ હોય જેણે પ્રભાસમાં સોમ સિદ્ધાંત પ્રવર્તાવ્યો હોય. સોમનાથના ખંડેર મંદિરના ઉત્ખનન વખતે એના પાયામાંથી મળેલાં ઠીકરાં વગેરે પ્રાચીનતર સ્થાનની વાતને પ્રત્યક્ષ સમર્થન આપે છે.

પથિક માસિકનો સૌરાષ્ટ્ર અંક જેમાં 'સૌરાષ્ટ્રના અભિલેખોમાં શિવમંદિરો' શીર્ષક મારા એક લેખમાં સોમનાથ વિષે ચર્ચા કરતાં મેં સોમ શર્મા દ્વારા સોમનાથના પ્રથમ મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું હતું એવું જે અનુમાન કર્યું હતું તેને શ્રી રસેશ જમીનદારે 'સ્વાધ્યાય' માં પ્રસિદ્ધ કરેલા" સોમનાથનું પ્રથમ મંદિર ક્યારે બંધાયું?" શીર્ષક લેખમાં સોમનાથનું પ્રથમ મંદિર ઈ.સ. ની પહેલી સદીના પૂર્વાર્ધમાં થયાનું સ્વીકાર્યું છે. એટલે મેં પ્રથમ કરેલા અનુમાનને ઉપરોક્ત ગ્રંથ અને લેખો દ્વારા સમર્થન મળ્યું અને મારો એ તર્ક સાચો નીવડયો એ ઘણા આનંદની વાત છે.

સ્વ. શ્રી રત્નમણિરાવ ભી. જોટે "સોમનાથ" નામના ગ્રંથમાં સોમ સિદ્ધાન્ત વિષે ચર્ચા કરતાં દક્ષિણ ભારતમાં પાશુપત સંપ્રદાયના સિદ્ધ યોગીઓ જે સોમ વિદ્યા દ્વારા સિદ્ધ થતા અને મોક્ષનું સાધન પ્રાપ્ત કરતા એની વિસ્તાર પૂર્વક ચર્ચા કરી છે તેમાં જણાવ્યું છે કે વેદમાં શિવ અને રુદ્રપૂજાના ઉલ્લેખો છે. સોમનાથનો સ્પષ્ટ ઉલ્લેખ નથી એમ મનાતું આવ્યું આવ્યું છે. પરંતુ ઋગ્વેદના નવમા મંડલમાં ખિલ સૂકતોમાં એક મંત્રમાં સરસ્વતી સાથે સોમેશ્વરનો ઉલ્લેખ છે તે આ પ્રમાણે :–

यत्र गंगा च यमुना च यत्र प्राचीसरस्वती
यत्र सोमेश्वरो देवस्तत्र मामृतं कृ धीन्द्रा येन्हो परिस्त्रव ॥ ऋग्वेद ९–११३–५

ખિલસૂક્ત પર લખતાં એનો સમય ઈ. સ. ની શરૂઆત અને મહાભારતના ત્રીજા સ્તરના લખાણથી કદાચ પહેલાં સોમનાથ–સોમેશ્વરનો ઉલ્લેખ મળે છે. એ ઋચાનો મંત્ર સોમવિદ્યાના જાણકાર કોઈ સિદ્ધ સાંભવ યોગીએ પ્રયોજ્યો હશે એમ પણ સ્વ. શ્રી રત્નમણિરાવ જોટે એ જણાવ્યું છે.

ઉપર જણાવેલાં પ્રત્યેક પ્રમાણોથી સુસ્પષ્ટ થાય છે કે પ્રભાસ પાટણમાં સોમનાથનું પ્રથમ મંદિર ઈ. સ.ની પહેલી શતાબ્દિનાં પ્રથમ કે બીજા ચરણમાં બંધાયું હતું અને ત્યારથી જ પ્રભાસ સોમનાથમાં પાશુપત સંપ્રદાયનું એક મહત્વનું આધ્યાત્મિક કેન્દ્ર સ્થપાયું હતું. અને આ કારણથી દ્વાદશ જ્યોતિર્લિંગ સ્તોત્રમાં તેની ગણના 'सौराष्ट्रे सोमनाथं च' ને પ્રથમથી જ પ્રથમ જ્યોતિર્લિંગ તરીકે કરવામાં આવી છે.

સોમશર્માના ચાર શિષ્યો પૈકી અક્ષપાદને ન્યાયસૂત્રોના રચયિતા અને કણાદને વૈશેષિક દર્શનના રચયિતા તરીકે ગણવામાં આવ્યા છે. અક્ષપાદની પહેલાં મહર્ષિ ગૌતમે ન્યાય સૂત્રોની રચના કરી હતી. મહર્ષિ ગૌતમ અને અક્ષપાદ એ બંને એક જ વ્યક્તિ હોવાનો તર્ક પણ કરવામાં આવ્યો હતો અને એમના વિષે દંતકથા પણ પ્રચલિત થઈ હતી. સ્વ. પ્રા. શ્રી જીતેન્દ્ર જેટલી તથા પ્રા. શ્રી વસંત પારેખ સંપાદિત 'તર્ક ભાષા' (દ્વિતીયાવૃત્તિ જાન્યુ. ૧૯૭૩)ની પ્રસ્તાવનામાં ઉપરોક્ત બાબતની લંબાણ ચર્ચા કરતાં જણાવ્યું છે કે મહર્ષિ ગૌતમ અક્ષપાદની પહેલાં થઈ

ગયા હતા અને તેમણે રચેલાં ન્યાય સૂત્રોનું પુનઃ સંસ્કરણ અક્ષપાદે કર્યું હતું. ન્યાય અને વૈશેષિક દર્શન બંને દર્શનો સમાનતંત્રી છે. બંનેનો ઉદ્‌ગમ સ્વતંત્ર રીતે થયો હોવા છતાં પ્રારંભે તેઓમાં પારસ્પરિક વિનિમય દેખાય છે. વાત્સાયન તો બંનેને અન્યોન્યના પૂરક માને છે. ઈત્યાદિ વિસ્તાર પૂર્વક ચર્ચા કરવામાં આવી છે જિજ્ઞાસુએ એ ચર્ચા અવશ્ય વાંચવા જેવી છે.

સોમશર્માએ પ્રાચીન પ્રભાસતીર્થને પાશુપત સંપ્રદાયનું કેન્દ્ર બનાવીને ત્યાં સોમનાથના મંદિરનું નિર્માણ કરાવ્યું તથા સોમસિદ્ધાન્તની સ્થાપના કરીને પ્રભાસને આધ્યાત્મિક ઉન્નતિનું પ્રધાનતીર્થ બનાવ્યું હતું. એમના બન્ને મહાયોગી શિષ્યો અક્ષપાદ અને કણાદે ધર્મને લક્ષમાં રાખીને અનુક્રમે ન્યાયદર્શન અને વૈશેષિક દર્શનનો ભવ્ય વારસો ભારતીય જનતાને આપ્યો એ પ્રભાસક્ષેત્રનું જેવું તેવું ગૌરવ નથી. ઉપરોક્ત કારણથી પ્રભાસક્ષેત્ર અને સોમનાથનું સ્થાન ભારતીય જનતાના આધ્યાત્મિક તીર્થ તરીકે ગણના પામ્યા હતા. ગુજરાતમાં શૈવ ધર્મનો સારી રીતે વિકાસ થયો હતો. પ્રભાસખંડનો આ નીચે જણાવેલો શ્લોક એ દૃષ્ટિએ વિચારવા જેવો છે. :–

प्रकृष्या भारती वाह्मी विप्रोक्तता श्रुयते ध्वनिः ॥
अथवा तेन देवेश प्रभासमिति कीर्तितम् ॥

ભાવાર્થ :– બ્રહ્મવિદ્યા સંબંધી ઉત્તમ પ્રકારની વાણી (સરસ્વતી)નો ધ્વનિ સાંભળવામાં આવે છે એ કારણથી આ ક્ષેત્રનું નામ હે દેવેશિ પ્રભાસ થયું છે. એમ મહાદેવ પાર્વતીને કહે છે.

સોમશર્મા એ સ્થાપેલો સોમસિદ્ધાન્ત કાળે કરીને નબળો પડયો હતો. એટલે એ પ્રાચીન સંપ્રદાયનો પ્રચાર કરવા માટે ગુજરાતમાં આવેલું કારવણ જેનું સંસ્કૃત નામ कायावरोहण અથવા कारोहण કહેવામાં આવ્યું છે. ત્યાં ઈ. સ. ની બીજી શતાબ્દીમાં સોમશર્માના પુત્ર વિશ્વરૂપને ત્યાં શિવના અઠ્ઠાવીસમા અવતાર તરીકે ભગવાન લકુલીશનો પ્રાદૂર્ભાવ થયો હતો. લકુલીશે બાળવયમાંથી પાશુપત સંપ્રદાયની દિક્ષા લીધી હતી. અને પૂર્વના સંસ્કાર બળે તેઓ મહાયોગી થયા હતા.

એમના ચાર શિષ્યો કુશિક, ગર્ગ, મિત્ર અને કારૂખ્ય નામે થયા હતા. તેઓ પણ મહાવિદ્વાન યોગીઓ હતા. ભગવાન લકુલીશ અને એમના શિષ્યોના પ્રયાસથી પાશુપતધર્મ ભારતની ચારે દિશાઓમાં માન્ય થયો હતો. એટલું જ નહિ પણ પાશુપત સંપ્રદાયના પ્રવર્તક તરીકે લકુલીશને માનવામાં આવ્યા હતા. અને ભારતનાં ઘણાં સ્થાનોમાં લકુલીશની મૂર્તિની પૂજા પણ કરવામાં આવતી હતી. લકુલીશને નકુલીશ કે લકુરીશ પણ કહેવામાં આવ્યા છે. લકુલીશ પ્રભાસપાટણમાં આવીને રહ્યા હતા. પ્રભાસ પાટણમાં ત્રિવેણી સંગમ પાસેના સિદ્ધનાથ મહાદેવનાં મંદિર પાસે (આસપાસમાં) ભગવાન લકુલીશનું મંદિર હતું. જે સર્વથા નષ્ટ થઈ ચૂકયું છે. પરંતુ એ મંદિરની લકુલીશની ખંડિત પૂજ્યામૂર્તિ ત્યાં રાખવામાં આવી છે. અને યાત્રાળુઓને એ માર્કંડમુનિની મૂર્તિ તરીકે ઓળખાવવામાં આવે છે. પ્રભાસમાં લકુલીશના ચારે શિષ્યોનાં નામથી કુશિકેશ્વર, ગર્ગેશ્વર, મૈત્રેયેશ્વર અને કૌરુષ્યેશ્વરનાં શિવાલયો અથવા તો એમનાં નામોના શિવલિંગોની પૂજા પણ પ્રાચીનકાળમાં થતી હતી. વર્તમાન સમયમાં એનો કાંઈ પત્તો મળતો નથી. સોમશર્માથી શરૂ થયેલ પાશુપત સંપ્રદાયે ચડતી પડતીના ચમત્કારો જોયા હતા અને કોઈ પણ રીતે એ સંપ્રદાય ટકી રહ્યો હતો. એમ માન્યા વિના ચાલે એમ નથી.

ગુજરાતમાં ચૌલુકયવંશનું રાજ્ય મૂળરાજ સોલંકીએ સ્થાપ્યું ત્યારથી કચ્છ તથા ગુજરાતમાં પાશુપત સંપ્રદાયના આચાર્યો હતા એમ ઈતિહાસ કહે છે. સિદ્ધરાજ જયસિંહના માલવવિજય પછી ગર્ગ શાખાના એક પરમ તપસ્વી અને મહાયોગી આચાર્ય શ્રીમદ્ ભાવ બૃહસ્પતિ ઉજ્જૈનથી અણહીલવાડ પાટણમાં આવીને રહ્યા હતા. સિદ્ધરાજને એમણે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની પ્રેરણા કરી હતી. પરંતુ સિદ્ધરાજ મૃત્યુ પામ્યો જેથી ભાવ બૃહસ્પતિએ કુમારપાલને સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ કર્યો જેથી કુમારપાલે ભાવ બૃહસ્પતિને પોતાના ગુરુ તરીકે માન્ય કર્યા, તેમની પૂજા કરીને તેમની મારફત સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. કુમારપાલ સોમનાથનું મંદિર જોઈને પ્રસન્ન થયો હતો.



[ અનુ. પૃષ્ઠ ૪૭૧

# ગિરનાર

(એક પરિચય)

શંભુભાઇ હ. દેસાઇ

પુરાણકારે, લેખકોએ કવિઓએ, પ્રવાસીઓએ અને યાત્રિકોએ જેનાં ક્ષણે ક્ષણે બદલાતાં પરમ સૌંદર્યની અસીમ પ્રશંસા કરી છે, વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનોએ જેની વનસ્પતિની વિપુલતા અને વિશિષ્ટતા ઉપર વર્ણનો લખ્યાં છે, પુરાતત્વવિદ્દોએ જેનાં મંદિરો અને શિલાલેખોની અપાર સ્તુતિ કરી છે, જેના ઉપર અનેક કવિઓએ તેના સૌંદર્યથી આકર્ષાઇ અવિરત કાવ્યધારા વહાવી છે, જેના ઉપર અસંખ્ય યોગીઓ, સંતો, સિધ્ધો અને સાધુઓએ તપશ્ચર્યા અને યોગ સાધના કરી છે, જેની ગુફાઓ અને ગેબી ગવ્હરોમાં અદષ્ટ અઘોરીઓ વસ્યા છે, જેના ઉપર અઢાર ભાર વનસ્પતિ ફળ ફૂલ અને વૃક્ષો પથરાઈ ગયાં છે, જેનો નિર્મળ અને મિષ્ટ જળના અસંખ્ય સ્રોતો નિરંતર પલાળી રહ્યા છે તે ગિરિવર ગિરનાર સોરઠની શોભા અને સૌરાષ્ટ્રનું ગૌરવ છે.

સી. એમ. નામનો એક અંગ્રેજ ઈ. સ. ૧૮૭૭-ના 'કલકત્તા રિવ્યુ'[૧]માં લખે છે કે, "આ મહાન અને પ્રાચીન પર્વતને બુદ્ધિપૂર્વક જેમનો તેમ રહેવા દીધો છે તે જ યોગ્ય છે અને આપણે ઈચ્છીએ કે તે તેવો ને તેવો જ રહે. જો તેના ઉપર વિશેષ ઈમારતો ઊભી કરવામાં આવશે કે આધૂનિક સભ્યતાનો ત્યાં પ્રવેશ થવા દેવામાં આવશે તો જરૂર આપણે દીલગીર થવાનો પ્રસંગ આવશે."

સુજન જૂનો, મહા તપસ્વી જેવો, આ મહાન પર્વત, એક યોગીનું સ્વરૂપ ધારી જૂનાગઢની પૃષ્ઠે અડીખમ ઊભો રહી સહસ્રો વર્ષોથી શક્તિ, પ્રેરણા અને બલ આપી રહ્યો છે.

ગિરનાર પર્વતનો પૂર્વકાલમાં રૈવત, રેવંત, રૈવતક, ઉજ્જયંત ઉર્જયંત વગેરે નામોથી પરિચય આપવામાં આવ્યો છે, અને અનેક લેખકોએ આ બધાં નામો એક જ પર્વતનાં છે તેમ માની લીધું છે.

હરિવંશ, વિષ્ણુ પુરાણ વગેરે ગ્રંથોમાં રૈવતનું દ્વારકા પાસે સામીપ્ય દર્શાવ્યું છે અને એ સામાન્ય સમજની વાત છે કે જ્યારે દ્વારકા સમુદ્રમાં વિલિન થયું ત્યારે રૈવત પણ સાગરના જળમાં લુપ્ત થયો. સંભવ છે કે તે પ્રસંગ પછી ગિરનારને રૈવત કહ્યો હોય અથવા ત્યારે પણ તેનું નામ રૈવત હોય. ઘણા વિદ્વાનો ગિરનારનું નામ રૈવત છે અને રૈવત દ્વારકા પાસે હતો તેથી દ્વારકા જૂનાગઢ પાસે હતી તેવો ભ્રમ સેવે છે. પણ સ્કંદ પુરાણના પ્રભાસ ખંડ અંતર્ગત ગિરનાર મહાત્મ્ય આપ્યું છે. પ્રભાસ ખંડના[૨] ૯૦મા અધ્યાયમાં સ્પષ્ટ લખ્યું છે કે "રૈવતાચળના ઘાટા વનમાં થઈ ભવનાથ જવાય છે અને ત્યાંથી ઉજ્જયંત પર્વત દષ્ટિગોચર થાય છે તેનાં નૈઋત્યે બોરદેવી અને વાયવ્યે સરોવર છે" પ્રભાસમાં સવિશેષ સ્પષ્ટતા કરતાં કહે છે કે "રૈવતાચળ વસ્ત્રાપથ ક્ષેત્રમાં લાંબો થઈ ઘણી જગ્યામાં પડેલો છે અને ઉજ્જયંત તથા કુમુદ પર્વતોથી નિર્ણિત સીમામાં છે".

ઈતિહાસની દષ્ટિએ ગિરનારનો ઉલ્લેખ ઈ. સ. ૧૫૦ ના રૂદ્રદામાના અભિલેખમાં[૩] ઉર્જયંત નામે કરવામાં આવ્યો છે. મારી નમ્ર માન્યતા મુજબ સ્કંદ પુરાણનો પ્રભાસ ખંડ ઈસુની સાતમી સદી આસપાસ લખાયો તેમાં આપેલાં ગિરનાર મહાત્મ્યમાં તેને રૈવત, રૈવતાચળ કહ્યો છે પણ તે સાથે 'ગિરિનાર' 'ગિરિનારાયણ' એવાં પણ નામ આપ્યાં. આ ગિરિમાળાના અન્ય પર્વતોના નામો, ઉજ્જયંત, કુમદ વગેરે આપ્યાં છે. જૈન મહાત્મ્યમાં પણ રૈવત અને ઉજ્જયંત નામો આપવામાં આવ્યા છે. એ સર્વનો એક સાથે વિચાર કરતાં ગિરિ-નારાયણ યા ગિરિનારની પર્વત માળામાં ઉત્તર તરફનો પર્વત કુમુદ, દક્ષિણનો રૈવત તથા મધ્યમાં આવેલો પર્વત ઉજ્જયંત નામે ઓળખાતો. ઈસુની બારમી સદીમાં શ્રી. વિજય સેન સૂરી રચિત રૈવતગિરિ રાસુમાં અને તેરમી સદીમાં શ્રી વિનયચંદ્રે રચેલી નેમિનાથ ચતુષ્પાદિકામાં ગિરનારને 'ગિરનારહ' કે ગિરનારી'

કહ્યો છે. મુસ્લિમ શાસકોએ જૂનાગઢનું નામ પંદરમી સદીમાં "કિલ્લાએ ગિરનાર" કે "કિલ્લએ ગિરનાર પાડી દઈ જૂનાગઢને ગિરનારથી ઓળખ્યું.[૫]

ગિરનારની મહત્તા ધાર્મિક દૃષ્ટિએ ઘણી મોટી આંકવામાં આવી છે. જૈન ધર્મના શ્વેતાંબર મૂર્તિ-પૂજકો અને દિગંબરો ગિરનારને અતિ પવિત્ર તીર્થ ગણે છે. જૈન મહાત્મ્ય[૬] અનુસાર બાવીસમા તીર્થંકર નેમીનાથ સહસ્રવી વર્ષા પર્યંત ગિરનાર ઉપર વસ્યા. તેની સાધ્વી અને પવિત્ર પત્ની રાજુલ પણ અહિં રહ્યાં. આ મહાત્મ્ય પ્રમાણે નેમીનાથ ભગવાન યદુકુળ-માં જન્મેલા યદુના પુત્ર શૂરીના પુત્ર શૌરેના પુત્ર અંધક વૃષ્ણિના યુવરાજ સમુદ્ર વિજયના નેમીનાથ કુંવર હતા. તેણે શ્રી કૃષ્ણને પોતાના બળવાન બાહુને વાળવા કહેતાં તે વાળી શકયા નહિ પરંતુ શ્રીકૃષ્ણે જ તેને ઉગ્રસેનનાં પુત્રી રાજીમતી જોડે લગ્ન કરાવી આપ્યાં. આમ જૈન મહાત્મ્ય અનુસાર નેમીનાથ ભગવાન, શ્રી કૃષ્ણના કુટુંબી અને સમકાલિન હતા અને તેથી જ્યારે શ્રી કૃષ્ણે કંસનો વધ કરી તેના શ્વસુર જરાસંધનો ક્રોધ વહોરી લીધો ત્યારે મથુરા ત્યાગી સૌરાષ્ટ્રમાં આવી વસ્યા અને અઠ્ઠમનું તપ કરી સમુદ્રાધિપતિને આરાધી દ્વારકા નગરીનું નિર્માણ કર્યું. જૈન મહાત્મ્ય અનુસાર ગિરનાર ઉપરનાં અંબાજી પણ અંબિકા નામનાં બ્રાહ્મણ સ્ત્રી હતાં અને તપો-બળથી દેવી થયાં. તેણે નેમીનાથ ભગવાનની આદેશના લીધી અને તેથી ગિરનારનાં અધિષ્ટાયિકા દેવી થયાં.

સ્કંદપુરાણના પ્રભાસખંડ અંતર્ગત આવેલા ગિરનાર મહાત્મ્ય અનુસાર ગિરનાર ક્ષેત્ર દશ દશ ગાઉના પરિઘના પ્રમાણવાળું કહ્યું છે અને પર્વતો-નો પાંચ યોજનનો વિસ્તાર છે. આ મહાત્મ્ય ઉજ્જયંત, કુમુદ અને રૈવતકની તેની લાક્ષણિક શૈલીમાં, ઉત્પતિની વાર્તા આપે છે પણ તેની ભૂગોળ આવતાં તે કહે છે કે ગિરનારમાં આનંદ કાલરોધ, સનક, વૃષ , નીલ, કુંભ, ગૌતમ, કૃષ્ણ, રૂદ્ર, કુંજર કાલમેઘ વગેરે અનેક પુણ્ય સ્થળો અને વિવરો છે. તે ગિરનારનું વર્ણન આપતાં કહે છે કે ગિરનાર શિવલિંગાકાર છે તથા તેનાં ભૈરવ, ગજપદ, રામાનંદ, ગંગાખ્ય, ખર્પરાખ્ય, મહાશૃંગ, અંબિકા, ગૌતમાખ્ય, ગુરૂશિખર, કાલિકા-શિખર, અઘોરાખ્ય, શ્રી ચક્ર વગેરે શિખરો અને સિંહ, વિજય, કમલ, ત્રિલોચન, અશ્વત્થામા, કુબેર, મહામોદ વગેરે શૃંગો છે. ગિરનાર ક્ષેત્રમાં મહાત્મ્ય અનુસાર રેવતીકુંડ, રૈવતાચલ, રવીવાર, રેવતી અને રાધા દામોદર નામે પાંચ રકાર છે.

આ બધાં શિખરો, શૃંગો અને સ્થાનો આજ પણ જેમનાં તેમ છે પણ તેનાં નામોનું પરિવર્તન થઈ ગયું છે.

ગિરનાર પર્વતના જુદાં જુદાં શિખરો હોવા છતાં તથા તે દરેક ટૂંકના જુદાં જુદાં નામો હોવા છતાં સામાન્ય રીતે આખો પર્વત આજે ગિરનાર નામથી જાણીતો છે અને જેના ઉપર મંદિરોનો સમૂહ છે તે પર્વત ગિરનાર તરીકે જ ઓળખાય છે.

ગિરનાર ઉપર જવાનો માર્ગ આજે તો ભવનાથ પાસેથી શરૂ થતો સોપાન માર્ગ છે, પરંતુ ઈતિહાસ કહી જાય છે કે તેનો મૂળ માર્ગ તો પૂર્વ તરફ હતો અને તે ગિરનારની પાછળ ઊતરતો બીજો માર્ગ હનમાનધારા, જટાશંકર થઈ ઊતરતો હતો.

ગિરનાર ઉપર પ્રથમ સોપાન કોણે અને ક્યારે બાંધ્યાં તેનું કોઈ સ્પષ્ટ પ્રમાણ ઉપલબ્ધ નથી પરંતુ પ્રબંધ ચિંતામણિ[૭] અને પ્રભાવક ચરિત્ર અનુસાર ઈ. સ. ૧૧૫૨માં કુમારપાળે પગથિયાં બાંધવા શ્રી વાગ્ભટ્ટને આજ્ઞા આપી અને તેણે બન્ને બાજુએ ૬૩ લાખનો ખર્ચ કરી સોપાન માર્ગ બાંધ્યો. કુમારપાળ પ્રબંધમાં આ સોપાનમાર્ગ સુરાષ્ટ્રના અધિ-કારી રાણીંગના પુત્ર આમ્ર કે આમડે બંધાવ્યો હોવાનો ઉલ્લેખ છે. કુમારપાળ પ્રતિબોધ, કુમારપાળ ચરિત અને કુમારપાળ પ્રબંધ આ કાર્યનો યશ આમ્રને આપે છે. વિ. સં. ૧૨૨૨ના શિલાલેખ પણ આ કથનને પુષ્ટી આપે છે. કુમારપાળ પ્રતિબોધ કહે છે કે જ્યારે કુમારપાળ ગિરનાર ચડી શકયો નહિ ત્યારે તેણે શ્રીપાલના પુત્ર સિદ્ધપાલની સૂચનાથી આમ્રને સોપાન માર્ગ બાંધવા આજ્ઞા કરી. ગમે તેમ હોય પણ પ્રથમ સોપાન માર્ગ ઈસુની બારમી સદી પૂર્વે બંધાયો હતો અને કુમારપાળે નવેસરથી બીજો

બાંધ્યો કે સમરાવ્યો તે સ્પષ્ટ છે. તે પછી વિ. સં. ૧૯૮૩માં આ સોપાન માર્ગ દીવના સંઘે કરાવ્યો અને ફરીથી ઈ.સ. ૧૯૨૭માં તેનું સમારકામ થયું, ઈ.સ. ૧૮૮૯માં જૂનાગઢના તત્કાલિન દીવાન રા.બ. હરિદાસ વિહારીદાસ દેશાઈએ ચીફ મેડીકલ ઓફીસર ડૉ. ત્રિભોવનદાસ મોતીચંદ શાહના સહકારથી એક લોટરી ઊભી કરી તેની આવકમાંથી તળેટીથી અંબાજી સુધી પગથિયાં બંધાવ્યાં. તારીખે સોરઠ ઈ.સ. ૧૮૨૦ લગભગ સંપૂર્ણ થઈ તેમાં તેના વિદ્વાન લેખક લખે છે કે અંબાજી સુધી ૧૦૬૯ અને ગૌમુખીથી હનુમાનધારા સુધી ૯૯૮ પગથિયાં છે એટલે એ જ્ઞાન થાય છે કે જૂનાં પગથિયાં ઊંચા અને મોટા માપનાં હશે પણ પગથિયાં હતાં ખરાં અને તેની જગ્યાએ ઈ.સ. ૧૮૯૯માં નવેસરથી પગથિયાં બંધાયાં.

ગિરનારની ઉર્ધ્વગામી યાત્રા આનંદદાયક અને આલ્હાદક છે. તળેટીથી સોપાન માર્ગ ઉપર ચડતાં બન્ને બાજુએ પાંડવ ડેરી, હનુમાન વાલુની આંબલી, ધોળી ડેરી, કાળી ડેરી વગેરે સ્થાનો વટાવતાં, ભરથરીની ગુફા આવે છે અને તેની પાસે જ માળી પરબ છે. ત્યાંથી ચડાણ મુશ્કેલ બને છે પણ સ્વચ્છ અને આરોગ્યપ્રદ શુદ્ધ હવા અને આકર્ષક, આનંદદાયક, નૈસર્ગિક સૌંદર્ય આ ચડાણને સરળ બનાવી દે છે. ગિરનાર ઉપર રાહોએ બાંધેલા ઉપરકોટના સિંહદ્વારમાંથી પ્રવેશ કરતાં જ જૈન મંદિરો દષ્ટિગોચર થાય છે.

ઉપરકોટને દેવકોટ પણ કહેવામાં આવે છે. અહિંના તીર્થનાયક નેમીનાથ ભગવાન છે અને તેથી મુખ્ય મંદિર પણ તેનું જ છે. મંદિર ફરતો બહારનો રંગમંડળ, ચોક અને નિજમંદિર, સ્થાપત્ય અને કલાનાં સુંદર નમુના જેવાં છે. પ્રતિમાજી પણ શ્યામ અને મનોહર છે. આ મંદિરની ભમતીમાં યક્ષ આદિની કુલ ૨૧૮ જેટલી મૂર્તિઓ છે. આ દેરાસર વિ.સં. ૯૦૯માં કાશ્મીરવાસી રત્નશા નામના શ્રાવકે બંધાવ્યું હોવાનું કહેવાય છે અને સિદ્ધરાજ જયસિંહના રાજઅમલમાં તેના સુબા સાજણે વિ.સ. ૧૨૮૫-માં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેમ એક શિલાલેખ કહી જાય છે.

શ્રી નેમીનાથજીના દેરાસર પાસે જ અદબદજી કે જેને લોકો ઘડીઘટુકો કહે છે તેની વિરાટ પ્રતિમા છે. નેમીનાથજીના મંદિરમાં વિ.સં. ૧૩૩૦, વિ.સં. ૧૩૩૫, વિ.સ. ૧૩૩૯, અને વિ.સ. ૧૫૧૧ના શિલાલેખો છે તે પ્રમાણે રાહ માંડલિકે આ મંદિર સુવર્ણના પતરાંથી મઢાવ્યું હતું અને અર્જુનદેવ વાઘેલાના સમયમાં, મેવાડા સુતાર ગામના પુત્ર હરિપાલને મંદિરોના લેખો કોતરવાનો હક્ક વંશપરંપરા આપ્યાનો ઉલ્લેખ છે.

આ મંદિર પાસે જગમાલ ગોરધનનું દહેરૂં અમીઝરા પાર્શ્વનાથનું મંદિર અને મેરકવશીનું દેરાસર અમીઝરા પાર્શ્વનાથની પ્રતિમામાંથી અમૃત બિંદુ ઝરે છે. મેહકવશીનું દેરાસર સિદ્ધરાજના સમયનું છે. તેની સમીપે સગરામ સોનીનું સોળમી સદીમાં બંધાવેલું અને માનસંગ ભોજરાજનું શ્રી સંભવનાથનું દેરાસર છે. તેની સમીપે સૂર્યકુંડ, કુમારપાળે બંધાવેલું ચોથા તીર્થંકર અભિનંદનનું મંદિર અને નંદીશ્વર છે.

પરંતુ સૌથી કલાત્મક અને શ્રેષ્ઠ કારીગીરીવાળાં મંદિરો તો વસ્તુપાલ તેજપાલનાં મંદિરો છે. ઈ.સ. ૧૨૩૨થી ઈ.સ. ૧૨૪૨ વચ્ચે બંધાયેલા શ્રી પાર્શ્વનાથજીનાં આ મંદિરો સ્થાપત્યના અપ્રતિમ નમૂનાઓ છે. આ મંદિરોમાં વિ.સં. ૧૨૮૮ના ૭ શિલાલેખો છે અને સાતમો વિ. સં. ૧૨૯૯નો છે છે તેમાં આ મંદિર બંધાવ્યાની વિગતો છે.[૮-૯]

વસ્તુપાલના મંદિરો ઉપરાંત અહિં, સંપ્રતિ રાજાનું બંધાવેલું શ્રી નેમીનાથ ભગવાનનું દહેરૂં, વિ. સં ૧૭૦૧માં પ્રતિષ્ઠિત કરેલ શ્રી ચંદ્રપ્રભ પ્રભુનું દેવાલય, હાથીકુંડ, શ્રી. શાંતિનાથજીનું દેવાલય અને રાજુલ ગુફા યાત્રિકો અને પ્રવાસીઓને આકર્ષે છે.

જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના વહીવટ નીચેના આ મંદિરો છે તેમ દિગંબરી સંઘના પણ દેરાસરો છે. મોટા દેરાસરજીના મૂલ નાયક શ્રી નેમીનાથજી છે અને નાના દેરાસરમાં પણ મૂલ નાયક તે જ છે. પરંતુ ઉભય પક્ષે શ્રી પાર્શ્વનાથજી છે. આ

દેરાસરો હુમડના દેરાસરો કહેવાય છે. તેમાં પણ સિંહ સંવત ૫૮ (ઈ.સ. ૧૧૭૨)નો એક શિલાલેખ છે.

જૈનોનાં વૈભવશાળી, સમૃદ્ધ અને સુરક્ષિત દહેરાંઓના સમૂહને મૂકી આગળ ચાલતાં હિન્દુઓનાં દેવસ્થાનો ભીમકુંડથી શરૂ થાય છે. એક માર્ગ એક તરફ સાતપુડાની ગુફાઓ તરફ જાય છે જેના ઊપર જૂનાગઢના લોકપ્રિય અને પુનિત સંત બ્રહ્મચારી રામાનંદજીના નિશ્ચયને મૂર્તિમંત સ્વરૂપમાં પરિવર્તિત કરતી જટાશંકરી ધર્મશાળા છે. એક તરફ ગૌમુખી ગંગા, ગૌમુખમાંથી અવિરત વહેતા સ્વચ્છ અને શીતલ જલ વાળા કુંડ ઉપર નામ પામેલી જગ્યા છે. તેનાથી થોડે દૂર રામાનુજ સંપ્રદાયની પથ્થરચટ્ટી નામની જગ્યા છે. ઈ.સ. ૧૮૮૬માં આ જગ્યા ઉપર પાષાણોનો પ્રપાત થયો હતો અને તેના આચાર્યનો તેમાં દેહાંત થયો હતો તેની સમીપે, જ્યાંથી પડી આત્મઘાત કરવાથી રાજપદ મળે તેવી પ્રચલિત માન્યતાથી પ્રસિદ્ધ થયેલો ભૈરવજપ છે. વિ.સ. ૧૯૨૮-માં એક વ્યક્તિએ આત્મઘાત કરતાં જૂનાગઢ રાજ્યે એક આજ્ઞા દ્વારા તેવા કાર્યને પ્રતિબંધિત જાહેર કરેલું.

ભૈરવજપ પાસે ઈ.સ. ૧૮૨૪માં ગિરનારમાં આવીને વસેલા યોગી સેવાદાસજીની પ્રસિદ્ધ જગ્યા છે અને ત્યાંથી જૂના સોપાન માર્ગે ઊતરી શેષાવન, ભરતવન, હનુમાનધારા વગેરે સ્થળે જવાય છે. અહિં-થી પૂર્વાભિમૂખ ગિરનારની મનોહર અને સુંદર વનશ્રીનાં દર્શન થાય છે. હનુમાનધારાનું એક નામ હનુમાન દ્વાર છે અને તે ઉપરથી માની શકાય કે ગિરનારના પુરાણા માર્ગનું તે પ્રવેશ દ્વાર હશે.

ઉપર ચડી પાછા આવી દક્ષિણ તરફ જતાં સાચાકાકા અને સીતા મઢીની જગ્યાઓ વટાવી 'જય ગિરનારી'નો નાદ જેના નામે ગાજે છે તે અંબાજીનું પ્રસિદ્ધ મંદિર આવે છે. તેની પાસે જ ગુરૂ ગોરખનાથનો ધુણો, કમંડલકુંડ, અનસુયા અને ગુરૂ દત્તાત્રેયની ટૂંકો છે. ચીંથર ભોરડી, ઓઘડ અને કાલકાની ટૂંકો પ્રતિ જવા સોપાન માર્ગ નથી તેથી તે સ્થાનોએ પહોંચવું મુશ્કેલી ભરેલું છે.

ગિરનારની યાત્રા શ્રદ્ધાળુ અને ભાવિક યાત્રિક સંપૂર્ણ કરી ધન્યતા અનુભવે છે. પણ પુરાતત્વવિદ્, ઈતિહાસજ્ઞ અને વૈજ્ઞાનિક પણ ગિરનાર ઉપર તેના પગલાં માંડી, દૃષ્ટિ સ્થિર કરી ઘણું જ્ઞાન અને માહિતી મેળવી જાય છે. ગિરનારની તળેટીમાં બોરદેવી અને ઈંટવાના સ્થાનોમાંથી ક્ષત્રપ યુગના અવશેષો, ગુફાઓ આદિ વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થયા છે. અહિં બૌદ્ધ-કાલના વિહારો અને ગુફાઓ હતા અને હ્યુએન સાંગ વર્ણવે છે તેમ સાધુઓ રહેતા. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓને ગિરનાર ઉપરથી અનેક પ્રકારની વનસ્પતિ મળે છે અને ભૂસ્તર શાસ્ત્રીઓ તેના ગ્રેનાઈટ. કવાર્ટ્, ગારનેટ અને અબરખ જોઈને તેની રચના માટે વિચાર કરતા થઈ જાય છે.

શ્રી. નથુરામ શર્મા, કવિ સમ્રાટ ન્હાનાલાલ કવિ, શ્રી ગજેન્દ્ર બુચ, શ્રી મનસુખલાલ ઝવેરી, શ્રી ઈન્દુલાલ ગાંધી વગેરે અનેક આધુનિક કવિઓએ ગિરનારને તેમનાં કાવ્યોમાં અમર કર્યો છે અને એક સાહિત્યકારે તો તેના ઉપર દુહાઓ અને છંદોમાં વહાલ ઢોળ્યું છે. રાણકદેવીની વાર્તામાં, દાદવા દાતારની વાર્તાના દુહામાં, રૂખડબાવાના ગીતમાં ગિરનારને વર્ણવ્યો છે, એટલું જ નહિ પણ 'શિશુપાલ વધ'માં કવિ માઘે એક જ પંક્તિમાં ગિરનારની મહત્તા ગાઈ તેના સૌંદર્યનું વર્ણન કર્યું છે.૧૦

दृष्टोपि शैलः समुहुर्मुरारेर पूर्ववद विस्मय माततान ।
क्षणे क्षणे यन्नवतांमुपैति तदेवरूपं रमणीयतायाः

જાણે ન જોયો કદી હોય પૂર્વે વિસ્મિત મુરારી શૈલ
એમ નિરખે ॥ ક્ષણે ક્ષણે નૂતનતા ધરે જે તે શુદ્ધ રૂપ
છે રમણીયતાનું. આ છે સુજન જૂનો ગિરિવર ગિરનાર.૧૧

## સંદર્ભ સૂચિ

૧. સૌરાષ્ટ્ર એન્ડ ધી હીલ ઓફ સોરઠ. સી. એમ. કલકત્તા રિવ્યુ. ઈ. સ. ૧૮૭૭

૨. પ્રભાસખંડ—ગુજરાતી ભાષાંતર. વૈ. પૂ. ગોરાભાઈ રામજી

૩. હીસ્ટોરિકલ ઈન્સ્ક્રાપ્શન્સ ઓફ ગુજરાત. શ્રી ગિ. વ. આચાર્ય

અનુ. પૃષ્ઠ. ૪૮૬

# મન્ત્ર અને તેની ઉપાસના

પ્રા. જનાર્દન જ. દવે

સંસ્કૃતના એક પ્રસિદ્ધ સુભાષિતમાં જણાવ્યું છે કે વર્ણમાલાનો કોઈ અક્ષર મંત્ર નથી એવું નથી–બધા જ વર્ણો મંત્ર છે પણ અમુક સ્થિતિએ પહોંચેલા–સાધકમાંથી સિદ્ધ બનેલા મહાપુરુષોને તેમાં મંત્રનું દર્શન થાય છે–બીજાઓને તો તે સામાન્ય વર્ણો જ લાગે છે. સંસ્કૃત વર્ણમાલાનો આરંભ અ થી શરૂ થાય છે અને અંત હ થી આવે છે. આમ અહં આત્મસત્તામાં જ સર્વ મંત્રો છે. આત્મા સર્વાધ્યક્ષ અને સર્વપ્રકાશક તથા સર્વવિદ્ હોવાથી આત્મા બધા જ મંત્રોનું પ્રભવ–સ્થાન છે.

મંત્ર વિષે એક બીજી વિચારવા જેવી વાત એ છે કે આકાશને આપણા ન્યાયશાસ્ત્રમાં 'શબ્દગુણ'-વાળું બતાવ્યું છે. બોલાયેલા અને નહિ બોલાયેલા બધા જ શબ્દો આકાશમાં સ્થિત કરીને રહેલા છે. એ શબ્દ તરંગોને ગ્રહણ કરવા માટે આપણી પાસે રીસિવિંગ સેટ જોઈએ. પ્રાચીન કાળના ઋષિઓ યાંત્રિક રીસિવિંગ સેટથી અજ્ઞાત હશે પણ અંતઃકરણને જ તેઓ અતિશય શક્તિશાળી અને તેજસ્વી બનાવતા કે તેમનાં અંતઃકરણ આકાશમાં રહેલા મંત્રોને વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક પદ્ધતિથી ગ્રહણ કરી શકતા. તેમનાં અંતઃકરણ ગ્રંથીઓથી મુક્ત, સ્વસ્થ, સૌમ્ય, સત્ત્વગુણી, વિશુદ્ધ અને સંયમી હતાં. વળી વિશિષ્ઠ સાધના પદ્ધતિઓથી તેમણે પોતાનાં અંતઃકરણોને તીવ્ર–એકાગ્ર બનાવેલાં. પરિણામે અન્ય પ્રાકૃત મનુષ્યોને સામાન્ય લાગતા શબ્દો કે વર્ણો આ મહાપુરુષોને ધર્મ, અર્થ, કામ, મોક્ષ સિદ્ધ કરી આપનારા લાગતા એટલું જ નહિ પણ ભગવાનને પણ પ્રત્યક્ષ કરી આંખ સામે નચાવનારા લાગતા.

મંત્ર એટલે બોલવું–વાતચીત કરવી. મંત્રોની નિયમ મુજબ સાધના કરવાથી મંત્રો જડ બનવાને બદલે ચૈતન્ય બની સાધક સાથે વાતચીત પણ કરતા. અથવા મંત્રોપાસના દ્વારા ગૂઢ સ્થળોએ રહેલા શક્તિશાળી સિદ્ધો કે શક્તિઓ સાથે સાધક વાતચીત કરી શકતો. આવા મંત્રોના ચાર પ્રકારો છે. (૧) વૈદિક (૨) પૌરાણિક (૩) તાંત્રિક (૪) ગારુડ. વૈદિક મંત્રોમાં દરેકમાં ઋષિ, છંદ, દેવતા અને વિનિયોગ હોય છે. જેમકે પ્રખ્યાત ગાયત્રી મંત્રના વિશ્વામિત્ર ઋષિ, ગાયત્રી નામનો છંદ, સૂર્યનારાયણ અથવા પરમાત્મા દેવતા અને ધર્માર્થ કામમોક્ષ સિદ્ધિ તેનો વિયોગ છે. વૈદિક મંત્રોનાં અનુષ્ઠાનનાં તેના ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એવા ઉચ્ચારણોમાં સાવધાન રહેવું પડે. ત્વષ્ટા નામના પ્રજાપતિએ ઈંદ્ર સાથેના વૈમનસ્યને કારણે "ઈંદ્રને મારનાર" શત્રુ મેળવવા યજ્ઞ કર્યો પણ "ઈન્દ્ર શત્રુર્વર્ધસ્વ" એવા ઉચ્ચારણમાં સ્વરભેદ થવાથી મંત્રનો અર્થ બદલાઈ જતાં ઈંદ્રને મારનાર શત્રુ–પુત્ર થવાને બદલે વૃત્રાસર–નામનો પુત્ર થયો જે ઈંદ્રના હાથે મર્યો. મંત્રોનું જ્ઞાન જ હોવું પૂરતું નથી પણ પ્રયોગાત્મક વિજ્ઞાન પણ જાણવું જરૂરી છે. કેટલીક વાર અપૂર્ણ જ્ઞાનવાળું મન્ત્રાનુષ્ઠાન અવળું ફળ આપે છે. જ્યાં જ્યાં મંત્રના અર્થ થતા હોય ત્યાં અર્થ સહિત અનુષ્ઠાન જ કરવું જોઈએ અન્યથા સારાં ફળ આપનારા ને સારા ઉદ્દેશવાળા મંત્રો અવળું બોલવાથી વિપરીત ફળ આપે છે. જેમકે 'દુર્ગા સપ્તશતી'ની આગળ ચંડી કવચ, અર્ગલા અને કીલકના પાઠ કરવા જોઈએ. આ ચંડી કવચ શરીર અને મનની સંપૂર્ણ રક્ષા કરનારું ને પરિવારની પણ રક્ષા કરનારું છે પણ માર્યાં રક્ષતુ ભૈરવી મારી પત્નીનું ભૈરવી રક્ષણ કરો" એમ બોલવાને બદલે કોઈ ભક્ષતુ બોલે તો મંત્રનુ ફળ ભક્ષણ કરનારું જ મળે. મંત્રાનુષ્ઠાનમાં ભાવ જોવાતો જ નથી–ક્રિયાની શુદ્ધિ જ જોવાય છે. આમ છતાં નિર્દોષ મંત્રોમાં ભૂલ થાય તો વાંધો નથી. દેવી ભાગવતમાં "ઐં" બીજનું અનુસ્વાર વિના જ "ઐ" એવું ઉચ્ચારણ કરનાર સત્યતપા મુનિને ભગવતી પ્રસન્ન થઈ સરસ્વતી રૂપે જિહવાગ્રે વસ્યા તેવી કથા છે જ પરંતુ અમારો એવો આગ્રહભર્યો ને અનુભવ પર રચાયેલ અભિપ્રાય કે વૈદિક મંત્રો ઓ-

ઓએ અથવા મંત્રાનુષ્ઠાનની સાવધાની ન રાખનારે પ્રયોગમાં ન લેવા.

પુરાણોક્ત મંત્રમાં ઋષિ, છંદ, દેવતા, વિનિયોગ જાણવા આવશ્યક નથી. તેમાં પણ આ બધું હોય છે ખરું પણ તેમાં આનું જ્ઞાન બંધનકર્તા નથી. તાંત્રિક મંત્રમાં વિધિપુરઃસરની દીક્ષા હોવી અતિશય જરૂરી છે. ગારુડ મંત્રોમાં પણ પરંપરિત દીક્ષા હોવી જ જોઈએ. વળી આ દરેક પ્રકારની ઉપાસનામાં કેટલાક નિયમો હોય છે તે સાધકે પાળવા જ જોઈએ. જેમ કે વૈદિકમંત્ર જપ કરનારે સંધ્યાવંદનાદિ ચીવટથી કરવા પડે. નીચેના કેટલાક સામાન્ય નિયમો લગભગ દરેક મંત્રાનુષ્ઠાનમાં જરૂરી છે :

(૧) નિત્ય કર્મો અવશ્ય કરવા પડે. (૨) નિત્ય ચોક્કસ સંખ્યામાં મળેલ મંત્રનો જપ કરવો પડે. (૩) ગ્રહણોના સમયમાં કે અમુક ખાસ મંત્રોમાં કાળીચૌદશ અથવા નક્કી કરેલા દિવસે અમુક જરૂરી સાધના અને જપ કરવા પડે. (૪) દૈવી અને સાત્વિક મંત્રોમાં સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાળવું અનુષ્ઠાનમાં અનિવાર્ય ગણાય છે. (૫) મંત્રના અક્ષરોની સંખ્યા જેટલા લક્ષ મંત્રોનો જપ થયા પછી જ મંત્ર સિદ્ધ થાય. (૬) શરૂઆતનાં અમુક પુરશ્ચરણો તો મંત્રશુદ્ધિને ચિત્તશુદ્ધિ માટે જ હોય છે, પછીનાં અમુક અનુષ્ઠાન મંત્ર મેળવેલ ગુરુની પ્રસન્નતા માટે જ હોય. તે પછીના પુરશ્ચરણો જ મંત્ર સિદ્ધ કરનારા બને. (૭) મંત્રના પુરશ્ચરણ પછી તેનો દશાંશ હોમ, માર્જન, તર્પણ બ્રહ્મભોજન પણ અતિશય આવશ્યક છે. (૮) મંત્ર ગુપ્ત હોય છે–તે કોઈને પણ બતાવી શકાય નહિ. મંત્ર, ગુરુ, ઈષ્ટદેવ, માળા અને જે આસન પર બેસી મંત્ર જપ કરવામાં આવે તે કોઈને બતાવાય કે કોઈના સ્પર્શમાં આવે નહિ તેનું ધ્યાન રાખવું પડે. (૯) ભક્ષ્યાભક્ષ્ય વિવેક પણ સાધકમાં અતિ જરૂરી છે. (૧૦) પ્રાયશ્ચિત્ત–તાવ, વીંછી, સર્પ, ભૂતપ્રેત ઊતારવાના મંત્રોનો પ્રયોગ કરતા જઈએ તેમ તેમ કૂતરાને રોટલા, પારેવાંને જાર, અગ્નિમાં હોમ વગેરે ગુરુએ દર્શાવેલાં પ્રાયશ્ચિત્તો કરવાં જ પડે.

હવે આ નીચે કેટલાક મંત્રો અનુષ્ઠાન વાચકોના લાભાર્થે આપવામાં આવે છે. આ મંત્રો કલ્યાણ પ્રાપ્તિ કરાવનારા, ભક્તિ કે મોક્ષ આપનારા છે. તે સિવાયના ગારુડ મંત્રો અહીં આપતા નથી કે તાંત્રિક મંત્રો પણ અહીં આપવા યોગ્ય નથી.

### (૧) સૂર્યગાયત્રી અથવા બ્રહ્મગાયત્રી :

ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ।
ધિયો યો નઃ પ્રચોદયાત્ ॥

સવા સવા લક્ષનાં બને તેટલાં અનુષ્ઠાન નિયમસર કરવાના હોય છે.

### (૨) વાસુદેવ ગાયત્રી :

ૐ નમો ભગવતે તુભ્યં વાસુદેવ ધીમહિ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય નમઃ સંકર્ષણાય ચ ॥

પાંચ લાખનું કે દસ લાખનું અનુષ્ઠાન કટકે કટકે કરી શકાય.

### (૩) કામ ગાયત્રી :

કામદેવાય વિદ્મહે પુષ્પ બાણાય ધીમહિ ।
તન્નોઽનંગઃ પ્રચોદયાત્

સવાલક્ષનાં અનુષ્ઠાન – ફળ ભગવાન પ્રત્યે પ્રેમ–શારીરિક સુખ–ઐશ્વર્ય

### (૪) શિવગાયત્રી :

ૐ તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ ।
તન્નો રુદ્રઃ પ્રચોદયાત્ –

સવા સવા લક્ષનાં બને તેટલાં અધિક અનુષ્ઠાન, વિદ્યા અને મોક્ષ માટે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે થાય છે.

### (૫) ગણેશ ગાયત્રી :

ૐ એકદંતાય વિદ્મહે વક્રતુંડાય ધીમહિ ।
તન્નો દન્તી પ્રચોદયાત્ ॥

સવા પાંચ લક્ષનું અનુષ્ઠાન કુલ મળીને કરવું વિઘ્ન-ઉદ્રપવ રોગ નાશ, ચિત્તશાંતિ માટે કરાય છે.

### (૬) શક્તિ સમારાધન મંત્ર :

નમો દેવ્યૈ મહાદેવ્યૈ શિવાયૈ સતતં નમઃ ।
નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયતાઃ પ્રણતાસ્મ તામ્ ॥

સવા લક્ષનાં બને તેટલાં અનુષ્ઠાન–સર્વ કામના સિદ્ધિ માટે કરાય છે.

(૭) નવાર્ણ મંત્ર :

ૐ ઐં હ્રીં ક્લિં ચામુંડાયૈ વિચ્ચે

સવા સવા લક્ષના અને તેટલાં વધુ અનુષ્ઠાન. ભગવતીની પરમકૃપા સર્વમંગલ, ભોગ–મોક્ષ પ્રાપ્તિ વગેરે માટે થાય છે.

(૮) કૃષ્ણ મંત્ર :

ૐ ક્લિં કૃષ્ણ :

સર્વ મનોરથ સિદ્ધિ–પાંચ લાખથી વધુ અનુષ્ઠાન.

આ સિવાય બીજા પણ અનેક મંત્રો અને સ્તોત્રમંત્રો છે. સરસ્વતી પ્રસન્નતા અને વિદ્યા પ્રાપ્તિ માટે "આરૂઢા સરસ્વતી સ્તોત્ર" છે તે શુક્લ, કૃષ્ણ બન્ને પક્ષમાં ત્રયોદશીના દિવસે ૨૧ વાર જપવાનું હોય છે, અને ઉપવાસ કરવાનો–આ સ્તોત્ર અમોઘ ગણાય છે.

કેટલાક મંત્રો ગુરુ પરંપરા પ્રાપ્ત છે–જ્યારે કેટલાક ગમે તે માણસ પુસ્તકમાંથી વાંચીને પણ જપી શકે છે. તાંત્રિક મંત્રોમાં ઐં, હ્રીં, ક્લિં, સૌં, વગેરે બીજ આગળ પાછળ હોય છે. આ બીજનો અર્થ શબ્દકોશ પ્રમાણે કશો નથી થતો પણ તેનું ફળ અમોઘ હોય છે. ક્લિં બીજને કામબીજ અથવા કામરાજ બીજ કહેવાય છે–સાધકને ઇષ્ટદેવ અથવા ઇષ્ટશક્તિ તરફ સમાકર્ષણ કરી તેનાં વાસના બીજો અથવા કામના બીજોને બાળવાની શક્તિ આ બીજમાં છે. "ઐં" બીજને વાગ્બીજ કહે છે. વાગ્બીજ સરસ્વતીની કૃપા વરસાવે છે. શાસ્ત્ર જ્ઞાન, કવિત્વશકિત, વાદ જય, મેધા શકિત વાગ્બીજથી પ્રાપ્ત થાય છે. વાગ્બીજમાં અવિદ્યાનાશ કરીને બ્રહ્મવિદ્યા પ્રદાન કરવાની શક્તિ છે.

હ્રીં બીજ, મંત્રરાજ કહેવાય છે. તેમાં મનને પ્રસન્નતા, શીતળતા, એકાગ્રતા આપવાનું અપાર સામર્થ્ય ગણાય છે.

આ બીજોને અગ્નિબીજ, ચન્દ્ર બીજ, અને સૂર્ય બીજ પણ કહેવાય છે. હ્રીં બીજ છે. ઐં બીજ સૂર્ય બીજ અને ક્લિં બીજ અગ્નિ બીજ છે. ચન્દ્રનો સંબંધ મન સાથે છે. અષ્ટમીના દિવસે મનની અર્ધ કલા હોય છે. શાક્તો અષ્ટમી વ્રત કરીને અર્ધ મનને ભાગવતીના ચરણારવિંદમાં સમર્પે છે. શાક્તોની પરિભાષામાં અમાવાસ્યા મનની ભગવતીમાં પૂર્ણ સમાધિ છે–તે દિવસે શાક્ત ઉપાસકો બહિરંગ પૂજા કરતા નથી પણ પૂર્ણ અદ્વૈત ભાવથી માનું યજન કરે છે. કૃષ્ણ પક્ષની ચતુર્દશીમાં મનની અને ચન્દ્રની અર્ધમાત્રા અવશિષ્ટ રહે છે. આ અર્ધમાત્રા જ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ, સંહારનું મૂળ કારણ અને અવ્યક્ત પ્રકૃતિ છે. તેથી કૃષ્ણપક્ષની ચતુર્દશી કે અષ્ટમી શાક્તોનો મોટો ઉત્સવ છે. તેમાં જ મંત્રનું ઉત્કીલન થાય છે.

સત્ય, ત્રેતા, દ્વાપર ત્રણ યુગો સુધી મોટા ભાગના મંત્રો સહજમાં સિદ્ધ થતા પણ કલિયુગના રજોગુણી તમોગુણી મનુષ્યો તેનો દુરુપયોગ ન કરે તે માટે શિવજીએ તે બધા જ મંત્રોનું કીલન એટલે જેમ કમાડમાં આગળિયો દઈ ખીલો ધરબી દઈએ તેમ કરી દીધું છે એટલે મંત્ર જપ પૂર્વે તેનાં ઉત્કીલનની વિધિ કરવી પડે છે. આ માટે જુદી જુદી પદ્ધતિઓ છે. એક પદ્ધતિ વર્ણમાલા પદ્ધતિ છે તેમાં મંત્રને મૂકી આગળ પાછળ લોમ વિલોમ વર્ણજપ થાય છે.

મંત્રજપમાં 'ન્યાસ' પણ મહત્ત્વની ક્રિયા છે. ન્યાસનો અર્થ શરીરને દિવ્ય મંત્ર મય બનાવવાનું છે. બધી જ ઉપાસનાઓમાં અદ્વૈત ભાવ પ્રધાન છે. "દેવો ભૂત્વા દેવં યજેત્" દેવ બનીને દેવની આરાધના કરવી. એથી આકાશમાં રહેલા મંત્રોના વર્ણોને સાધક પોતાના અંગોમાં સ્થાપિત કરે તેનું નામ ન્યાસ. ન્યાસના મુખ્ય ત્રણ પ્રકારો છે. (૧) ઋષ્યાદિન્યાસ જેમાં ઋષિ, છંદ, દેવતા અને વિનિયોગનો ન્યાસ, મસ્તક, મુખ, હૃદય અને સર્વાંગમાં અનુક્રમે ન્યાસ થાય છે. (૨) અંગુષ્ઠાદિ ન્યાસ :– તેમાં અંગુષ્ઠ, તર્જની, મધ્યમા, અનામિકા, કનિષ્ઠિકા અને કરતલ પૃષ્ઠ હાથના પાછળના ભાગમાં ન્યાસ થાય છે. આ પછી (૩) હૃદયાદિ ન્યાસ થાય છે. તેમાં હૃદય, મસ્તક, શિખા, ત્રણનેત્રમાં અને કવચમુદ્રાથી ન્યાસ થાય છે. આ સિવાય પણ ન્યાસના અંતર્માતૃકા અને બહિર્માતૃકા, તથા ષોઢાન્યાસ થાય છે પણ આ બધી મંત્ર દીક્ષા લીધા વિનાના મનુષ્યોને સમજાવી શકાય નહિ.

મંત્રના જપ માટે માળા બદલાવી શકાય નહિ. વચ્ચેની દોરી તૂટી જાય તો નવી દોરી પરોવી શકાય

પણ મણકા એના એ જ રહેવા જોઈએ; કારણકે અમુક સંખ્યાનો મંત્ર જપ કરવાથી માળાના મણકાંમાં પણ ચૈતન્ય પ્રવેશે છે.

મનુષ્યે તે જ રીતે માળાને ગૌમુખીમાં રાખી મંત્ર જપ કરવો જરૂરી છે. કારણકે ગમે તે માણસ તેને સ્પર્શ ન કરે, ગમે તેવી જગ્યામાં માળા મૂકાય નહિ અને કોણ કેટલી માળા કરે છે તે કોઈ જોઈ શકે નહિ આવા વિવિધ પ્રયોજનો તેનાથી સિદ્ધ થાય છે.

વિજ્ઞાનનો નિયમ છે કે બે પરસ્વર વિરોધી શક્તિઓથી વિદ્યુત ઉત્પન્ન થાય છે. જપ કરનાર મનુષ્યમાં જપ કરવાથી અમુક શક્તિ માની લ્યો કે ધનભાર ઉત્પન્ન થાય છે તેનો સંયોગ અવકાશમાં રહેલા મંત્રના વર્ણતરંગો સાથે થતાં સાધકમાં વિદ્યુત તરંગો ઉત્પન્ન થાય છે. આ જપથી થતી શક્તિ જમીનમાં ચાલી ન જાય માટે એકલી જમીન પર બેસીને કે એકલા લાકડાના પાટલા પર બેસીને મંત્ર જપ કરવાનો નિષેધ છે. જપ અથવા ધ્યાન માટે ઊનનું આચન, મૃગચર્મ કે દર્ભાસન હોવા જરૂરી છે તે આ જપના વિજ્ઞાનને દર્શાવે છે.

મંત્રના જેમ શાસ્ત્રને ધ્યાનમાં રાખીને વૈદિક, પૌરાણિક વગેરે પ્રકારો અગાઉ જણાવ્યા તે જ પ્રમાણે અક્ષરોની સંખ્યા પરથી અથવા વધારે મોટું હોય તો સ્તોત્ર મંત્ર વગેરે પ્રકારો છે. "ૐ નમ: શિવાય" એ ષડક્ષર મંત્ર છે. તો "ૐ નમો ભગવતે વાસુદેવાય" દ્વાદશાક્ષર મંત્ર છે. કોઈ ત્ર્યક્ષર, દશાક્ષર, અષ્ટાદશાક્ષર વગેરે મંત્રો હોય છે. લગભગ મોટા ભાગના હિન્દુ-મંત્રોના જનક શિવ પાર્વતી છે. મંત્રના જપના ત્રણ પ્રકાર છે:

(૧) વાચિક જેમાં જપનો મંત્ર સામે બેઠેલી વ્યક્તિ સાંભળી શકે છે.

(૨) ઉપાંશુ જેમાં હોઠ ફફડે છે પણ મંત્રનો સ્પષ્ટ ઉચ્ચાર સંભળાતો નથી.

(૩) માનસ–જેનાં જપ, શરીર ગમે ત્યાં હોય પણ મનમાં અખંડપણે ચાલ્યા જ કરે છે. આ પછીના છેલ્લા અજપાજપમાં તો જપ ચાલે છે એવા ખ્યાલ વિના પણ જપ સ્વાભાવિક રીતે જ થયા કરે છે. સામાન્ય રીતે ઉપાંશુ જપ સર્વ સાધારણ માટે સારો ગણાય કારણ કે વાચિક જપમાં થાક લાગે ને મંત્ર ગુપ્ત ન રહે. માનસ જપમાં મન આડાઅવળા વિચારે ચડી જવાનો સંભવ રહે છે. જ્યારે ઉપાંશુમાં જપનો ખ્યાલ રહે છે ને મંત્રની ગુપ્તતા પણ સચવાય છે. માનસ જપ તો ઉત્તમાધિકારીઓ માટે જ છે. મંત્રનો જપ ગુપ્તપણે ને સ્તોત્રનો જપ મોટા અવાજથી પ્રગટપણે થાય તે ઉત્તમ ગણાય. પરંતુ સ્તોત્રમંત્રના જપમાં પણ ગાવા જેમ બોલનાર (ગાયન ગાતો હોય તેમ), ખૂબ જ ઉતાવળે બોલનાર, સ્તોત્ર બોલતાં હાથ પગ અથવા મસ્તક હલાવતાં હલાવતાં ગાનાર, અધમ પાઠ કરનારા ગણાયા છે.

મંત્રની ઉપાસના સાથે ઈષ્ટદેવનું ધ્યાન આવશ્યક ગણાય. મનમાં ધ્યાન થાય, મુખથી જપ થાય, એ સાથે ચાલે તો શીઘ્ર ફળ પ્રાપ્તિ થાય છે. મંત્રજપ કરનારે સર્વનું કલ્યાણ ઈચ્છવું, હિંસા–ક્રોધથી દૂર રહેવું. મંત્રોમાં જો કે શત્રુને ઉચ્ચાટન કરનારા, શત્રુનાશ કરનારા, સ્તંભન કે મોહન કરનારા મંત્રો પણ છે. છતાં બને ત્યાં સુધી આવા રાગદ્વેષમાં પડવું હિતાવહ નથી. માત્ર પ્રાણસંકટ અથવા આજીવિકા છીનવાઈ જતી લાગે ત્યારે પોતાના સ્વબચાવ માટે આવા પ્રયોગો કરી શકાય. પણ એક વાત સાધકે હમેશાં યાદ રાખવાની હોય કે આપણા મનમાં અન્ય વ્યક્તિઓ માટે જેવા સંકલ્પો કરવામાં આવે છે તેના તેવા જ શુભાશુભ પ્રતિ સ્પંદનો સામેની વ્યક્તિમાં પણ થાય જ છે. વળી જે ઈષ્ટદેવને આપણે માનીએ કે પૂજીએ છીએ તે સામેની વ્યક્તિમાં પણ અંતર્યામી રૂપે રહેલો જ છે તેથી આપણે શત્રુનો દ્વેષ કરતા નથી પણ આપણા ઈષ્ટદેવનો જ દ્વેષ કરીએ છીએ. આમ છતાં શત્રુની અસહ્ય પીડા હોય ત્યારે ઈષ્ટદેવ પાસે તેનું અકલ્યાણ ઈચ્છયા સિવાય માત્ર પોતાનું દુઃખ દૂર કરવા જ પ્રાર્થના કે મંત્રાનુષ્ઠાન કરવાથી દુઃખ મુક્તિ અથવા સંકટ નાશ ચોક્કસપણે થાય છે.

સાધક અવશ્ય યાદ રાખે કે મંત્રનો સાચો ઉપયોગ ઐશ્વર્ય કે ભોગ પ્રાપ્તિમાં નથી પણ જ્ઞાન અને તે દ્વારા પરમતત્ત્વ પર પરમ પ્રેમની પ્રાપ્તિમાં કે મુક્તિ ઈચ્છનારને માટે મોક્ષ પ્રાપ્તિમાં જ છે.

# નવગ્રહોની ઉપાસના

સંકલન: પ્રા. જનાર્દન જ. દવે

હિંદુ, જૈન અને બૌદ્ધ ધર્મ સંપ્રદાયો કર્મના સિદ્ધાંતને માને છે. મનુષ્યને થતાં સુખ દુ:ખો, શારીરિક પીડાઓ, માનસિક ઉપાધિઓ પૂર્વજન્મનાં સારાનરસાં કર્મોનું પરિણામ છે. મનુષ્યનાં શરીરના વિવિધ અંગો સાથે કાલપુરુષની કલ્પના કરવામાં આવી છે. બ્રહ્માંડની રચનાનો નાનો નકશો મનુષ્યનું શરીર છે. પૃથ્વીના વિષુવવૃત્તની જેમ આકાશને પણ વિષુવવૃત્ત છે. ઈંદ્રિયોથી દેખાતું વિશ્વ તો સ્થૂળ જગત છે. સ્થૂળ જગતથી પર એક અતીંદ્રિય જગત પણ છે. ભારતીય ઋષિઓ સ્થૂળ પદાર્થોની પાછળ ચૈતન્ય સત્તાનું દર્શન કરી શકતા. સ્થૂળ તત્ત્વનું નામ અધિભૂત છે. પણ અધિભૂતની પાછળ જે ચૈતન્ય શક્તિ કામ કરે છે તેને અધ્યાત્મ કહે છે. આ અધ્યાત્મ સત્તા ધરાવનાર એક વ્યક્તિ-સત્તા પણ તેની સાથે જ હોય છે. મનુષ્યોની પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો પાછળ પણ અધ્યાત્મ અને અધિદૈવ તત્ત્વો હોય છે. શરીરના આ સ્થૂળ, સૂક્ષ્મ અને દેવતા ત્રણ તત્ત્વો પરસ્પર સંબંધ ધરાવે છે. જેમકે સૂર્યદેવતા મનુષ્યના મસ્તિષ્કમાં રહેલા બુદ્ધિતત્ત્વ સાથે સંકળાયેલ છે. સૂર્ય અધિદૈવ, મસ્તિષ્ક અધિભૂત અને બુદ્ધિ અધ્યાત્મ. ચંદ્ર નામનું દેવતા તત્ત્વ મનુષ્યના હૃદયમાં રહેલા મન સાથે સંકળાયેલ છે.

જેમ માનવ શરીરોમાં અધિભૂત અધ્યાત્મ અને અધિદૈવ છે તેમ સૂર્યનું મંડળ તે સ્થૂળ તત્ત્વ, ઉષ્ણતા અને પ્રકાશથી પ્રેરકત્ત્વ એ તેનું અધ્યાત્મ અને સૂર્યમાં રહેલા હિરણ્મય કેશ, હિરણ્મય વસ્ત્રવાળા દેવ તે તેનું અધિદૈવ તત્ત્વ. નવે ગ્રહોમાં આ પ્રમાણે સ્થૂળ, ચૈતન્ય અને પુરુષાકાર દેવતા સંકળાયેલા રહે છે.

નવે ગ્રહોની ઉપાસના કરનાર તેનાં પુરુષાકાર તત્ત્વ, તેના વાહન, વસ્ત્રો, આયુધો, તેના પ્રદેશ અને ગમતાં દ્રવ્યો સાથે મંત્રને જાણે અને તે પ્રમાણે આરાધના કરે તે વિષમ પરિસ્થિતિમાં આવી ઉપાસનાથી જરૂર લાભ થાય છે. હવે આપણે દરેક ગ્રહોના વિષે વિચારીએ.

**(૧) સૂર્ય:**– સર્વ ગ્રહોના અધિપતિ છે. તેઓ કશ્યપ ગોત્રના ક્ષત્રિય છે. કલિંગ દેશના સ્વામી છે. જવા પુષ્પ જેવો લાલરંગ છે. લાલ રંગના વસ્ત્રો ધારણ કરે છે, બન્ને હાથમાં કમળ છે. તે અતિશય તેજોમય છે. તેનો પુરાણોક્ત મંત્ર છે.

**જપાકુસુમ સંકાશં કાશ્યપેયં મહાદ્યુતિં ।**
**તમોરિં સર્વપાપઘ્નં પ્રણતોસ્મિ દિવાકરમ્ ॥**

**(૨) ચંદ્ર:** રસ અને જલતત્ત્વના અધિપતિ છે. ત્રિચક્ર રથમાં બેસી સુમેરુની પ્રદક્ષિણા કરે છે. ચંદ્ર શ્વેત રંગના છે. અત્રિગોત્રના છે. દૂધની જેવાં ધવલ વસ્ત્રો, ધોળા રંગના મોટાં મોતીની માળા પહેરે છે. અમૃત ઝરતાં અંગોવાળા છે. તેમનાં નામ:–સુધા-મૂર્તિ, સુધાહસ્ત, સુધાકર, સોમ, કુમુદપ્રિય, શશી, ચન્દ્રમા, રોહિણીપતિ, આત્રેય, ઈન્દ્ર વગેરે.

પુરાણોક્ત મંત્ર :

**દધિશંખ તુષારાભં ક્ષીરોદાર્ણવ સંભવં ।**
**નમામિ શશિનં સોમં શંભોર્મુકુટ ભૂષણમ્ ॥**

ચંદ્રમાને પ્રસન્ન કરવા બૃહત્સ્તોત્રરત્નાકરમાં ચંદ્રના ૨૮ નામોનું સ્તોત્ર છે તેનો પાઠ કરવો.

**તાંત્રિક મંત્ર:– ૐ ઐં ક્લીં સોમાય નમઃ**

**(૩) મંગળ:** ગ્રહોમાં અત્યંત શક્તિશાળી, શૂરવીર, પરાક્રમ આપનાર, ઋણમાંથી મુક્ત કરનાર પણ યુદ્ધ અને કલહકંકાસ કરાવનાર, જન્મકુંડલીમાં પુરુષ કે સ્ત્રીને પાઘડીએ કે ઘાટડીએ હોય તો અનર્થ-કારક મંગળ મહારાજને પૃથ્વીના પુત્ર ગણ્યા છે. મંગળ મહારાજ ભરદ્વાજ ગોત્રના ક્ષત્રિય છે. અવંતી પ્રદેશના સ્વામી અગ્નિ સમાન રક્તવર્ણના, રક્તવસ્ત્ર ને રક્તમાળા ધારણ કરનાર, બકરાના રથ પર બેસનારા છે. તેમનાં નામો:–અંગારક, શક્તિધર, ધરાપુત્ર, ભૌમ, કુમાર, ધનપ્રદ, ઋણહર્તા, લોહિત, કુજ, વૃષ્ટિકર્તા, વૃષ્ટિહર્તા વગેરે છે.

પુરાણોક્ત મંત્રઃ-

ધરણીગર્ભસંભૂતં વિદ્યુત્કાંતિ સમપ્રભં
કુમારં શક્તિહસ્તં તં મંગલં પ્રણમામ્યહમ્

સ્કંદ પુરાણમાં અંગારકસ્તોત્ર છે તે બૃહદ્ સ્તોત્ર રત્નાકરમાં છે તેનો પાઠ કરવાથી મંગળ મહારાજ પ્રસન્ન થાય છે.

તાંત્રિક મંત્રઃ- ૐ હું શ્રીં મંગલાય નમઃ

(૪) **બુધઃ** અત્રિ ગોત્રના, મગધ દેશના સ્વામી છે. શરીરનો રંગ પીળો છે. ચાર હાથવાળા છે તેમાં ઢાલ, ગદા, તલવાર ને વરદાન મુદ્રા છે. પીળાં વસ્ત્રો પહેરે છે. સ્વભાવથી અતિ સૌમ્ય છે. સિંહ વાહનવાળા છે. બુધ મહારાજ લગભગ સૂર્યની સાથે જ હોય છે. જન્મકુંડળીમાં સૂર્ય બુધ યુતિ મોટે ભાગે હોય છે. તેમનાં નામો:-બુધ, રૌહિણેય, સૌમ્ય, જ્ઞાનીનાયક, ગુણજ્ઞ, નક્ષત્રેશ, દયાકર, બુદ્ધવર્ધન વગેરે છે.

પુરાણોક્ત મંત્રઃ-

પ્રિયંગુકલિકાશ્યામં રૂપેણા પ્રતિમં બુધં
સૌમ્યં સૌમ્યગુણોપેતં તં બુધં પ્રણમામ્યહમ્

પદ્મપુરાણમાં બુધના પચીશ નામોનું સ્તોત્ર છે તે બૃહદ્ સ્તોત્ર રત્નાકરમાં છે તેનો પાઠ કરવાથી પ્રસન્ન થાય છે.

તાંત્રિક મંત્રઃ- ૐ ઐં સ્ત્રીં શ્રી બુધાય નમઃ

(૫) **ગુરુ-બૃહસ્પતિઃ** દેવોના ગુરુ, કર્મજ્ઞોમાં સર્વોત્તમ, બ્રાહ્મણો અને અન્ય શાસ્ત્રજ્ઞોને સુખદાયી બૃહસ્પતિ અંગિરા ગોત્રના બ્રાહ્મણ છે. પીળા રંગના, પીતાંબરધારી, ચાર હાથોમાં રુદ્રાક્ષની માળા વરદાન, શિલા અને દંડ ધારણ કરનારા, કમલાસન પર બેઠા છે. સિંધુ દેશના અધિપતિ છે.

પુરાણોક્ત મંત્રઃ-

દેવાનાં ચ ઋષીણાં ચ ગુરુ કાંચન સન્નિભં
બુદ્ધિભૂતં ત્રિલોકેશં તં નમામિ બૃહસ્પતિમ્ ॥

તાંત્રિક મંત્રઃ- ૐ ઐં કલીં બૃહસ્પતયે નમઃ।

તેમનાં નામોઃ-ગુરુ, સુરાચાર્ય, વાગીશ, તારાપતિ, આંગિરસ, લોકગુરુ, નીતિજ્ઞ વગેરે છે.

(૬) **શુક્રઃ** દૈત્યોના ગુરુ ભૃગુગોત્રના બ્રાહ્મણ, ભોજકટ દેશના અધિપતિ શ્વેતવર્ણના, પરમતપસ્વી, પરમ વિદ્વાન, શુક્રાચાર્યજી શ્વેતરંગના છે. કમળ પર બેસે છે. ચાર હાથમાં રુદ્રાક્ષમાળા, વરદાન, શિલા, દંડ ધારણ કરે છે. તેમનાં નામો છેઃ-શુક્ર, કવિ, ઉશનસ, કવિ, નીતિજ્ઞ, નીતિકૃદ્, ભાર્ગવ, કુન્દધવલ, શુકલભૂષણ, વેદ વેદાંગ પારગ.

પુરાણોક્ત મંત્રઃ-

હિમકુંદમૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરું ।
સર્વશાસ્ત્ર પવક્તારં ભાર્ગવં પ્રણમામ્યહમ્ ॥

તાંત્રિક મંત્રઃ- ૐ હ્રીં શ્રીં શુક્રાય નમઃ ।

સ્કંદ પુરાણમાં સાત શ્લોકનું શુક્રસ્તોત્ર બૃહત્સ્તોત્ર રત્નાકરમાં છે તેનો પાઠ કરવાથી શુક્રદેવ પરમ પ્રસન્ન થાય છે.

(૭) **શનિઃ** મોટાભાગના મનુષ્યો જેનાથી ગભરાય છે તે શનિ મહારાજ તેમની પીડાદાયક દશામાં શારીરિક, માનસિક અને આર્થિક ત્રણે રીતે બેહાલ કરી મૂકે છે તેવી જ રીતે ઘણીવાર સ્થાનવૃદ્ધિ કરનારા પણ છે. કશ્યપગોત્રના શૂદ્ર છે, આપણા સૌરાષ્ટ્રના અધપતિ છે. કાળા રંગના કાળાં વસ્ત્રો ધારણ કરનારા, ગીધ પર બેસનારા, વરદાન, ધનુષ, બાણ અને શુલ ધારણ કરનારા છે. શનિ મહારાજનાં નામો છેઃ- શનૈશ્ચર, છાયાસુત, ભાસ્કરનંદન, સંવર્તક, સૌરી, રવિનંદન, મંદગતિ, શુષ્કોદર, કૃષ્ણ, વિશાલાક્ષ, યમ.

પુરાણોક્ત મંત્ર :

નીલાંજનસમાભાસં રવિપુત્રં યમાગ્રજં ।
છાયામાર્તંડસંભૂતં તં નમામિ શનૈશ્ચરમ્ ॥

તાંત્રિક મંત્ર :-

ૐ ઐં હ્રીં શ્રીં શનૈશ્ચરાય નમઃ ।

ભવિષ્ય પુરાણનું શનૈશ્ચરસ્તવરાજ બૃહત્સ્તોત્રરત્નાકરમાં છે. તેનો પાઠ કરવાથી શનિદેવ પ્રસન્ન થાય છે.

**(૮) રાહુ :** માત્ર મસ્તક સ્વરૂપમાં કલ્પાયેલા પણ ઉપાસના માટે સંપૂર્ણ દેહવાળા રાહુ ઘણા વિકટ, ભયંકર છે. પૈઠીનસગોત્રના શૂદ્ર છે, મલય દેશના અધિપતિ છે, શ્યામ રંગના, શ્યામ વસ્ત્રો ધરે છે, સિંહ પર બેઠેલા છે. ચાર હાથમાં તલવાર, ઢાલ, વરદાન, ને શૂલ ધારણ કર્યાં છે.

પુરાણોક્ત મંત્ર :

અર્ધકાયં મહાવીર્યં ચંદ્રાદિત્ય વિમર્દનં ।
સિંહિકા ગર્ભસંભૂતં તં રાહું પ્રણમામ્યહમ્ ॥

તાંત્રિક મંત્ર : ૐ હ્રીં રાહવે નમઃ ।

સ્કંધપુરાણમાં રાહુના નામમંત્રોનું એક સ્તોત્ર છે તે બૃહદસ્તોત્રરત્નાકરમાં છે. તેનો પાઠ કરવાથી રાહુ પ્રસન્ન થાય છે.

રાહુના અન્ય નામો છે : દાનવમંત્રી, સિંહિકાનંદન, અર્ધકાય, સદાક્રોધી, કાલદષ્ટિ, કાલરૂપ, રક્તનેત્ર, મહોદર, ગ્રહરાજ, સુધાપાયી વગેરે.

**(૯) કેતુ :** જૈમિનિ ગોત્રના શુદ્ર છે. કુશ દ્વીપના અધિપતિ છે. ધૂમાડા જેવો રંગ ને તેવા જ વસ્ત્રો પહેરે છે. ગીધ વાહન છે. બે હાથ છે. એકથી વરદાન આપે છે, બીજામાં ગદા ધરી છે. તેમના નામ છે : કેતુ, કાલ, ધૂમ્રકેતુ, લોકકેતુ, સર્વકેતુ, ભયપ્રદ, રૌદ્ર, રુદ્રપ્રિય, ક્રુરકર્મા વગેરે.

પુરાણોક્ત મંત્ર :

પલાશપુષ્પસંકાશં તારકાગ્રહમસ્તકં ।
રૌદ્રં રૌદ્રાત્મકં ઘોરં તં કેતું પ્રણમામ્યહમ્ ॥

તાંત્રિક મંત્ર : ૐ હ્રીં કેતવે નમઃ

સ્કંદપુરાણમાં કેતુના પચ્ચીશ નામોનું સ્તોત્ર બૃહત્સ્તોત્રરત્નાકરમાં છે તેનો પાઠ કરવો.

નવગ્રહોની શાંતિ માટે આંગળીનો સ્પર્શ થાય તેમ નીચેનાં રત્નો પહેરવાથી અનુકૂળતા થાય છે. સૂર્ય=માણેક, ચંદ્ર=મોતી, મંગળ=પ્રવાલ, બુધ=પન્ના, ગુરુ=પોખરાજ, શુક્ર=હીરો, શનિ=નીલકાંતમણી, રાહુ=ગોમેદ, કેતુ માટે વૈડૂર્ય.



પૃષ્ઠ ૪૭૯થી ચાલુ

૪. ડૉ. હરિવલ્લભ ચુનીલાલ ભાયાણી.

૫. અરેબીક એન્ડ પર્શીયન ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ સૌરાષ્ટ્ર. શં. હ. દેશાઈ ઈ. સ. ૧૪૧૩–૧૪૭૨ ના ફારશી શિલાલેખો (અપ્રગટ)

૬. ગિરનાર મહાત્મ્ય. શ્રી દો. પુ. બરોડીયા.

૭. પ્રબંધ ચિંતામણિ ભાષાંતર. શ્રી દુ. કે. શાસ્ત્રી

૮. હીસ્ટોરિકલ ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ ગુજરાત શ્રી ગિ. વ. આચાર્ય

૯. સ્વાધ્યાય વસંત પંચમી અંક. ઈ. સ. ૧૯૬૮. શ્રી છો. મ. અત્રિ

૧૦ શિશુપાલ વધ. કવિ માઘ.

૧૧ જૂનાગઢ અને ગિરનાર (અપ્રગટ) શં. હ. દેશાઈ. જૂનાગઢ એન્ડ ગિરનાર (અંગ્રેજીના) શં. હ. દેશાઈ.

*

મહાભારતકાર ધર્મનું સારભૂત લક્ષણ આપતાં જણાવે છે કે:

श्रूयतां धर्म सर्वस्वं श्रुत्वा चैवा वधार्यताम् ।
आत्मनः प्रतिकुलानि, परेषां न समाचरेत् ॥

કોઈ પણ વ્યક્તિને પોતાના સ્વાર્થી હેતુઓ સિદ્ધ કરવા અન્ય કોઈ પણ પ્રાણીને પ્રતિકૂળ હોય તેવું વર્તન કરવાનો હક નથી.

# પુરાણોમાં સૌરાષ્ટ્ર

સંકલન: પ્રા. જનાર્દન જ. દવે

સંસ્કૃતમાં લખાયેલ પુરાણસાહિત્ય અત્યંત સમૃદ્ધ અને વિશાળ છે. સામાન્ય જનતા તો આ બધા જ સાહિત્યને 'પુરાણ' એવા એક જ નામથી ઓળખે છે પણ તેમાં ત્રણ વિભાગો છે. (૧) મહાપુરાણ (૨) પુરાણ (૩) ઉપપુરાણ. ઉપપુરાણોને બાદ કરતાં પુરાણની સંખ્યા અઢારની છે. મહાપુરાણ અથવા ભગવતપુરાણ વિષે બે મતભેદો છે. શાક્તસંપ્રદાયના લોકો શ્રીમદ્ ભગવતી ભાગવત અથવા દેવી ભાગવતને જ ભાગવત મહાપુરાણ કહે છે જ્યારે બીજા લોકો ખાસ કરીને વૈષ્ણવો અને સ્માર્તો બાર સ્કંધના કૃષ્ણચરિત્ર જેમાં પ્રધાન છે તેવા પરીક્ષિત શુકદેવ સંવાદને જ ભાગવત મહાપુરાણ કહે છે.

પુરાણ શબ્દ તિરસ્કાર અને સ્તુતિવાચક બન્ને અર્થોમાં વપરાય છે "જૂનાં શાસ્ત્ર પુરાણોને સળગાવી દો" એમ કહેનાર વર્ગને એ જાણ નથી કે પુરાણોનો નાશ થતાં સંસ્કૃતિના સચવાયેલા અતિશય મૂલ્યવાન અંશોનો નાશ થશે અને ભારતના વિવિધ પ્રદેશોના રીતરિવાજો જનશ્રુતિઓ, વૈચારિક વારસો, અને ચરિત્રોનો નાશ કર્યા પછી નવાં સર્જનો તો આટલાં ઉત્તમ બની શકશે પણ નહિ.

નીચેના પુરાણો અઢાર પુરાણોમાં મુખ્ય ગણાય છે અને તેની સામે તેની શ્લોક સંખ્યા પણ દર્શાવી છે. નારદપુરાણમાં આ વિગતો દર્શાવી છે.

| | |
|---|---|
| (૧) વિષ્ણુ પુરાણ | ૨૩ હજાર |
| (૨) વાયુ પુરાણ | ૨૪ હજાર |
| (૩) ભાગવત | ૧૮ હજાર |
| (૪) નારદ પુરાણ | ૨૫ હજાર |
| (૫) માર્કણ્ડેય | ૯ હજાર |
| (૬) અગ્નિ પુરાણ | ૧૫ હજાર |
| (૭) ભવિષ્ય પુરાણ | ૧૪ હજાર |
| (૮) લિંગ પુરાણ | ૧૧ હજાર |
| (૯) વારાહ પુરાણ | ૨૪ હજાર |
| (૧૦) સ્કંદ પુરાણ | ૮૧ હજાર |
| (૧૧) કૂર્મ પુરાણ | ૧૭ હજાર |
| (૧૨) મત્સ્ય પુરાણ | ૧૪ હજાર |
| (૧૩) ગરુડ પુરાણ | ૧૮ હજાર |
| (૧૪) બ્રહ્માંડ પુરાણ | ૧૨ હજાર |
| (૧૫) બ્રહ્મ પુરાણ | ૧૦ હજાર |
| (૧૬) પદ્મ પુરાણ | ૫૫ હજાર |
| (૧૭) બ્રહ્મવૈવર્ત પુરાણ | ૧૮ હજાર |
| (૧૮) વામન પુરાણ | ૧૦ હજાર |

પુરાણોનાં પાંચ લક્ષણો છે. (૧) સર્ગ (૨) પ્રતિસર્ગ (૩) વંશવર્ણન (૪) મન્વંતરવર્ણન (૫) વંશાનુચરિત. ટૂંકમાં સૃષ્ટિની ઉત્પત્તિ, વિનાશ બ્રહ્મ- અને તેનાથી થયેલ દશ વિધ સૃષ્ટિ, સૂર્ય ચંદ્ર વંશના રાજાઓનાં અને ઋષિઓનાં ચરિત્રો પુરાણોમાં આવે છે. ભગવતી ભાગવત–દેવી–ભાગવતમાં સર્ગ પ્રતિસર્ગાદિનાં નિર્ગુણ મહામાયાનું સ્વરૂપ, તેનાં મહાકાલી, મહાલક્ષ્મી મહાસરસ્વતી રૂપે અવતારો, ચંડ મુંડાદિના વધ વગેરે જુદા અર્થો આપવામાં આવ્યા છે.

આવા સમૃદ્ધ સાહિત્યમાં સૌરાષ્ટ્ર વિષેનાં તથ્યો, વર્ણનો, કથાઓનું સંકલન કરવા જતાં સ્વતંત્રપણે એક ગ્રંથની રચના થઈ શકે. તેનો નાના લેખમાં સમાવેશ કરવો મુશ્કેલ કાર્ય છે. આમ છતાં કેટલાક મહત્વના પુરાણોમાંથી સૌરાષ્ટ્રનું વિહંગાવલોકન આપણે કરશું. પુરાણોમાં સૌરાષ્ટ્ર વિષેના ઉલ્લેખો મુખ્ય બે વિભાગોમાં વહેંચી શકાય.

(૧) સૌરાષ્ટ્રની નગરીઓ, તીર્થો, ભગવત્સ્વરૂપો વગેરેનાં વર્ણનો અને તેના મહિમા કે ઉત્પત્તિની કથાઓ.

(૨) સૌરાષ્ટ્રમાં થયેલ ઐતિહાસિક કે અવતારી મનુષ્યોનાં ચરિત્રો.

### સ્કંદપુરાણમાં સૌરાષ્ટ્ર :-

પુરાણોમાં સૌરાષ્ટ્ર વિષે સારા પ્રમાણમાં

ઉલ્લેખો સ્કંદ પુરાણમાં મળે છે. સ્કંદ પુરાણમાં સાત ખંડો છે (૧) માહેશ્વર, (૨) વૈષ્ણવ, (૩) બ્રાહ્મ, (૪) કાશી (૫) અવન્તી (૬) નાગર (૭) પ્રભાસ. બધા પુરાણો કરતાં સ્કંદ પુરાણની વિશિષ્ટતા એ છે કે તેમાં ભારતના વિવિધ પ્રદેશોનાં સ્થાન મહાત્મ્યો જ લેખકના ધ્યાનમાં મુખ્યપણે છે. કથાઓ તો તેના સંદર્ભોમાં આવે છે. વળી સ્કંદ–કાર્તિકના તીર્થો કે કથા તેમાં થોડા જ પ્રમાણમાં છે પણ બ્રહ્મા, વિષ્ણુ ને શિવનાં જ ચરિત્રો–તીર્થો વિસ્તારથી વર્ણવાયાં છે. આ સાત ખંડોમાંથી ' પ્રભાસ ખંડ''માં સૌરાષ્ટ્રનું સવિસ્તર વર્ણન છે.

## પ્રભાસખંડ–તીર્થ મહિમા :–

બ્રહ્માંડમાં સાડાત્રણ કરોડ તીર્થોમાંથી પ્રભાસ 'ગુપ્ત'–'દિવ્ય' તીર્થ છે. પ્રભાસનું શિવલિંગ અગ્નિ મંડળ મંડિત છે. તેમાંથી જ ઈચ્છા જ્ઞાન ક્રિયા શક્તિઓ પ્રગટ થઈ છે. સોમનાથનું શિવલિંગ પહેલાં સ્પર્શ લિંગ હતું. દરેક બ્રહ્માના સમયમાં તેનાં નામો બદલાય છે. અત્યાર સુધીમાં મૃત્યુંજય, કાલાગ્નિરુદ્ર, અમૃતેશ, અનામય, કૃત્તિવાસ અને ભૈરવનાથ નામો પછી અત્યારના શતાનંદ નામના બ્રહ્માના સમયમાં સોમનાથ નામ છે. સોમેશ્વર ચાર દિશાના ભૈરવોમાંથી પશ્ચિમ ભૈરવ છે. ચંદ્રને ક્ષય રોગ લાગુ પડયા પછી સોમેશ્વરની ઉપાસનાથી ક્ષય રોગ મટયાની કથા આપી છે. ચંદ્રે કૈલાસપર્વત જેવું ઊંચું ને સ્ફટિક ધવલ મંદિર બનાવી બ્રાહ્મણોને ઉપાસના સોંપ્યાની કથા આપી છે. કૈલાસ પર્વત પાસે સ્વયંપ્રભા નગરની ગંધર્વસેના નામની કન્યાને સૌંદર્યના અતિ અભિમાનથી કોઢ થયાની અને સોમનાથની આરાધનાથી કોઢ મટયાની વાત છે.

પ્રભાસની યાત્રા બ્રાહ્મી, વૈષ્ણવી, રૌદ્રી ત્રણ પ્રકારની છે. વૈશાખ ચતુર્દશીના દિવસે બધાં જ તીર્થો પ્રભાસમાં આવે છે. પ્રભાસમાં બ્રહ્મા ૨૪ તત્ત્વો સાથે, વિષ્ણુ ૨૫ તત્ત્વો સાથે અને શિવજી ૩૬ તત્ત્વો નિવાસ કરે છે. દક્ષિણ સમુદ્રથી ઉત્તરમાં કારવેશ્વરી સુધીનો જે ભાગ છે તે ત્યાંના અધિષ્ઠાતા સૂર્યનારાયણની પ્રભાથી ચમત્કૃત છે માટે સમગ્રક્ષેત્રનું નામ ''પ્રભાસ'' છે.

## પ્રભાસનાં મંદિરો–દેવતાઓ :–

સરસ્વતી, હિરણ્યા અને સાગર સંગમમાં સ્નાન–શ્રદ્ધાનો મહિમા છે. પાસે દેવમાતા, ભંગીશ્વર, નાગસ્થાન વર્ણવેલાં છે. કપર્દી નામના ગણપતિ, કપિલેશ્વર, ભૈરવેશ્વર, સૂર્ય, દશરથેશ્વર, સાવિત્રી, દૈત્યસૂદન વિષ્ણુ, યોગેશ્વરી વગેરે તીર્થો છે. પ્રાચી સરસ્વતીમાં સ્નાન, તીર્થશ્રાદ્ધ અને મરણનો મહિમા છે.

## પ્રભાસતીર્થના દેવોની કથાઓ :

ચંદ્રના ક્ષયરોગ નિવારણ અને સ્વયંપ્રભાના કોઢ નિવારણની કથાઓ ઉપર ઉલ્લેખી. પ્રભાસના સોમેશ્વરનાં દર્શનથી અસંખ્ય જીવોને મુક્તિ મળતી જોઈ દેવોએ શિવજીને પ્રભાસ તીર્થ અને શિવલિંગ ગુપ્ત રાખવા વિનંતિ કરી–પણ તેમણે અસામર્થ્ય બતાવતાં દેવોએ ઉમાને કંઈક કરવા વિનંતિ કરી. ઉમાએ કપર્દી નામના ગણપતિને સોમેશ્વર તીર્થમાં મોકલી આપ્યા. તેમણે સોમનાથના યાત્રાળુઓને વિઘ્ન કરવાનું શરૂ કર્યું.

રાજા દશરથે અપુત્ર હોવાથી પ્રભાસમાં દશરથેશ્વર શિવની ઉપાસના કરી અને શિવે પ્રસન્ન થઈ તેમને રામ જેવા અવતારી પુત્ર થવાની કથા આપી છે.

ચ્યવનમુનિ પ્રભાસમાં ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા. શર્યાતિ રાજાની પુત્રી સુકન્યાએ ચ્યવનમુનિના નેત્રોમાં સળી ઘોંચી દીધી–પાછળથી સુકન્યાએ ચ્યવનમુનિ સાથે લગ્ન કરીને તેમને અશ્વિનીકુમારો દ્વારા પુનઃયૌવન આપ્યાની કથા પણ મળે છે.

સત્યવાન અને સાવિત્રીની કથા કોણ ન જાણતું હોય? સ્કંદ પુરાણના પ્રભાસખંડમાં નોંધ છે કે અશ્વપતિ રાજાએ પ્રભાસ ક્ષેત્રમાં સાવિત્રી તીર્થમાં ઉપાસના કરતાં સાવિત્રી પ્રગટ થયાં જે રાજાને ત્યાં પુત્રી રૂપે જન્મ્યાં. આ પછી સત્યવાન–સાવિત્રીની કથા સવિસ્તર વર્ણવી છે.

## પ્રભાસખંડમાં દ્વારકાતીર્થ મહિમા :

પ્રભાસખંડના પેટા વિભાગ દ્વારકાખંડમાં દ્વારકા મહિમા વગેરે વિસ્તારથી વર્ણવેલ છે. ભગવાન

શ્રીકૃષ્ણના પરમધામગમન પછી ઋષિઓ શ્રીકૃષ્ણના નિત્ય નિવાસ ક્યાં છે ? અને ધર્મોપાસના કરવા માટેનું શ્રેષ્ઠ સ્થળ પૂછવા બ્રહ્માજી પાસે ગયા. બ્રહ્માએ તેમને પ્રલ્હાદજી પાસે મોકલ્યા. પ્રલ્હાદજી ઋષિઓ પાસે દ્વારિકાના મહાત્મ્યને વર્ણવે છે.

દ્વારિકામાં સોળકલાઓ અને બારમૂર્તિઓ સાથે ભગવાન નિવાસ કરે છે. દ્વારામતી મોક્ષપ્રદ છે. દ્વારકા ભગવાનને અતિપ્રિય છે.

## દ્વારકા અને તીર્થસ્થાનો :

દ્વારકામાં ભગવાનનું ત્રિવિક્રમ સ્વરૂપ છે. ત્યાં ગણપતિ, બલરામ, ગોમતી–ચક્રતીર્થ, મય સરોવર, રુકિમણી સરોવર, ગોપી તળાવ, વગેરે તીર્થો છે. પાસેના શંખોદ્ધાર બેટમાં શંખધારી નારાયણ ભગવાન વિરાજે છે.

## દ્વારકા યાત્રાની વિધિ :

દ્વારિકાના યાત્રિકે રસ્તામાં વિષ્ણુસહસ્રનામ કે ભીષ્મ સ્તવરાજનો પાઠ કરવો. દૂરથી જ ઊંચી ધજાવાળા કૈલાસ શિખર સમા ઉન્નત ભગવન્મંદિરને જોઈ દંડવત કરવા. પછી પગ ધોયા વિના જ ગણપતિનાં દર્શન કરી નમસ્કાર કરવા–પછી બલરામજીને પ્રણામ કરવા જવું. આ પછી ભગવાન શ્રીકૃષ્ણ જ જેનો પરમાશ્રય છે તેવા ગોમતીજીમાં સ્નાન કરવું. કિનારે શ્રાદ્ધ કરવું. ચક્રતીર્થનાં દર્શન કરવા. રુકિમણી સરોવર, મય સરોવર, ગોપી તળાવ વગેરેમાં પણ સ્નાનાદિ કરવા. દ્વારકામાં વૃક્ષચ્છેદન અતિશય પાપ છે.

## દ્વારકાતીર્થ વિષે કથાઓ :

આ નગરી પહેલાં કુશ રાજાએ સ્થાપેલી તેથી તેનું નામ કુશસ્થલી હતું. પછી દ્વારિકા નગરી થઈ.

બ્રહ્માએ સનકાદિ મુનીશ્વરોને ઉત્પન્ન કરી તેમને પ્રજા ઉત્પન્ન કરવા આજ્ઞા કરી ત્યારે સનકાદિએ પ્રજા ઉત્પત્તિના કાર્યને બદલે ભગવાનનાં દર્શન માટે પશ્ચિમ સમુદ્ર તરફ ગમન કર્યું. ત્યાં સૌ પ્રથમ તેજરાશિરૂપ સુદર્શન સ્વરૂપ ભગવાન પ્રગટ થયા અને થોડી જ વારમાં નારાયણ સ્વરૂપે ભગવાન પ્રગટ થશે માટે તેમને સમર્પવા અર્ધ્યજળ તૈયાર કરો એવી આકાશ વાણી થતાં સનકાદિએ બ્રહ્માજીનું સ્મરણ કર્યું. બ્રહ્માએ ગંગાને બોલાવી "તું ગો–અર્થાત્ મારા દિવ્ય લોકમાં મને અભિમત–પ્રિય છો માટે ગોમતી નામથી પ્રસિદ્ધ થઈ વસિષ્ઠ ઋષિ પાછળ પશ્ચિમ સમુદ્ર પાસે જા" એવી આજ્ઞા કરતાં ગંગા વસિષ્ઠ ઋષિ સાથે ગોમતીજી રૂપે દ્વારિકામાં પધાર્યા–સનકાદિએ તેમનું પૂજન કર્યું પછી ભગવાન નારાયણ પ્રગટ થયાની કથા વર્ણવી છે.

ભાગવતમાં ઉદ્ધવજી મથુરાથી વ્રજમાં ગયા તેની કથા છે. સ્કંદપુરાણમાં દ્વારકામાંથી ઉદ્ધવ વ્રજમાં ગયાની કથા છે. ઉદ્ધવે કૃષ્ણ વિરહમાં વ્યાકુળ અને બેહાલ વ્રજ અને વ્રજાંગનાઓને જોઈ. ગોપીઓએ શરૂઆતમાં જૂઠ્ઠાબોલા પ્રિયતમ કૃષ્ણના ઉદ્ધવને ઠપકો આપ્યો. ઉદ્ધવજીએ તેમને સાંત્વન આપી ભગવાનનો સંદેશ આપ્યો. ઉદ્ધવજી સાથે ગોપીજનો દ્વારકામાં પધાર્યા અને મયદાનવ નિર્મિત સરોવરના કિનારે રહ્યા. ભગવાન શ્રીકૃષ્ણે ત્યાં આવી ગોપીઓને સાંત્વન આપી પોતાના પ્રેમની ખાતરી આપી. પાછળથી કૃષ્ણે ત્યાં ગોપી સરોવરનું નિર્માણ કરાવ્યું.

આવી અનેક કથાઓ સ્કંદપુરાણમાં આગળ કહ્યું તેમ રાજધાની કે ઐતિહાસિક નગરો કે સ્થળોનાં વર્ણનોને બદલે તીર્થ વર્ણન વધારે મોટો ભાગ રોકે છે. સ્કંદપુરાણના ઘણા સ્થાનિક યાત્રામહાત્મ્યો પાછળથી ઉમેરાયા હશે એવું સ્પષ્ટ લાગે છે.

## શ્રીમદ્ ભાગવતમાં સૌરાષ્ટ્ર:–

બધા જ પુરાણોમાં ભાગવતનું સ્થાન અનન્ય છે. વૈષ્ણવો તેને ભગવાનનું નામ–સ્વરૂપ સમજે છે. "વિદ્યાની અવધિ ભાગવત સુધી છે" અને "વિદ્વાનની પરીક્ષા ભાગવતમાં થાય છે" એવા પ્રસિદ્ધ ઉદ્ગારો છે. વળી ભાગવત ઉપર ઓછામાં ઓછી ૧૦૮ ટીકાઓ લખાણી છે...તે સિવાય પણ સેંકડો ગ્રંથો ભાગવત પર લખાયા છે. આવા પ્રસિદ્ધ ભાગવત-શાસ્ત્રમાં સૌરાષ્ટ્ર વિષે કેવા ઉલ્લેખો છે તે જોવાનું રસપ્રદ નીવડે. સ્કંદપુરાણની જેમ ભાગવતમાં સૌરાષ્ટ્ર કે ભારતના કોઈ પ્રદેશો વિષે સ્વતંત્ર ખંડ નથી. પણ છૂટા છવાયા ઉલ્લેખો છે. ભાગવતમાં ભગવાનનું નિત્ય સાન્નિધ્ય પાંચ સ્થળોએ બતાવ્યું છે. તેમાં

મથુરા, મધુવન (વ્રજ), દ્વારિકા, શ્રીરંગધામ, પુલહાશ્રમ (ગંડકી પાસે) આ પાંચ સ્થળે આજે પણ ભગવદ્દર્શન અધિકારીઓને થાય છે. આ પાંચ સ્થળોમાં દ્વારિકાનો સમાવેશ થયો છે. ભાગવતના નવમ સ્કંધમાં સૂર્ય, ચંદ્ર વંશના રાજાઓનું સવિસ્તર ચરિત્ર છે.

**આનર્ત અને રેવત :–**

નારાયણથી બ્રહ્માજી થયા. બ્રહ્માજીથી કશ્યપ થયા. કશ્યપને અદિતિથી સૂર્યનારાયણ થયા. સૂર્યનારાયણને શ્રાદ્ધદેવ મનુ થયા. આ મનુ મહારાજના ઈક્ષ્વાકુ, નૃગ, શર્યાતિ, દિષ્ટ, ધ્રુષ્ટ, કરૂષક, વગેરે જે ૧૦ પુત્રો થયા તેમાં શર્યાતિ રાજા વલભીમાં નિવાસ કરતા એવો પુરાણમાં ઉલ્લેખ છે. આ શર્યાતિ સૌરાષ્ટ્રના પ્રદેશમાં રહેતા હશે એની સ્પષ્ટ સાબિતી એ છે કે શર્યાતિનો પુત્ર આનર્ત થયો. સૌરાષ્ટ્રના પ્રદેશનું પ્રાચીન પૌરાણિક નામ આ આનર્ત પરથી જ "આનર્ત" પડયું હતું. સ્કંદપુરાણે દ્વારિકા–પ્રભાસની આખી ભૂમિને "આનર્ત" કહી છે. આનર્તનો પુત્ર રેવત થયો. આપણા ગિરનારનું પ્રાચીન નામ રૈવતક છે તે રેવત પરથી હોઈ શકે. આ રેવતે સમુદ્રમાં 'કુશસ્થલી' (પાછળથી દ્વારિકા) નગરી વસાવી.

**સાપેક્ષવાદનો સિદ્ધાંત**

રેવતનો પુત્ર થયો કકુદ્મિ. તેને રેવતી નામની કન્યા હતી. તેને કયા વર સાથે પરણાવવી એમ પૂછવા તે રેવતીને લઈ બ્રહ્મલોકમાં ગયો. ત્યાં ગંધર્વોનું સંગીત ચાલતું હોવાથી તેને ક્ષણવાર બેસવું પડયું. ત્યારબાદ તેણે પ્રણામ કરી પોતાના આગમનનું કારણ બ્રહ્માજીને જણાવ્યું. બ્રહ્માજી હસી પડયા. તેણે કહ્યું–"રાજન્. તમે જે વરનાં નામ લઈ આવ્યો છો તે તો શું પણ તેનમા પુત્ર, પૌત્રો, કે વંશનું પણ અત્યારે નામનિશાન નથી. અત્યારે તો પૃથ્વી પર દ્વાપર ચાલે છે તેમાં યદુવંશમાં શેષાવતાર બલરામને તું તારી કન્યા પરણાવ." આમ ભાગવતમાં સૌરાષ્ટ્રના કકુદ્મિ–રેવતીના સંદર્ભમાં આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદનો સિદ્ધાંત ભાગવત આપે છે-પૃથ્વી અને બ્રહ્મલોકની કાળગણના સાપેક્ષ બતાવી છે.

**દ્વારકા નિર્માણ**

દસમસ્કંધના ઉત્તરાર્ધમાં મથુરા પર સત્તર વાર જરાસંધના આક્રમણ નિષ્ફળ ગયા પછી અઢારમી વાર જરાસંધને કાલયવને સંયુક્ત આક્રમણ કર્યું ત્યારે શ્રીકૃષ્ણે સમુદ્રમાં બાર યોજનનું એક અદ્ભુત નગર (દ્વારિકા) વસાવ્યું જેમાં વિશ્વકર્માનું કારીગરી કૌશલ્ય દેખાય છે. તેમાં ઘરોની બાંધણીને અનુસરીને રાજમાર્ગો, સામાન્ય માર્ગો અને શેરીઓ રચેલી હતી. દૈવી વૃક્ષો ને વેલીઓવાળા ઉદ્યાનો ને વિચિત્ર ઉપવનો હતા. સુવર્ણનાં શિખરોવાળા સ્ફટિકનાં ભવનો, દ્વારો હતા. રૂપા અને પિત્તળના કોઠાઓ હતા. મોટા મરક્ત મણિઓની જમીનવાળા સોનાના ઘરો ઉપર રત્નકલશો ચળકતા હતા. ત્યાં ઈંદ્રે સુધર્મા સભા મોકલી હતી. આ દ્વારિકામાં જ શ્રીકૃષ્ણ સત્યભામાને પ્રસન્ન કરવા પારિજાત વૃક્ષ સ્વર્ગમાંથી લઈ આવેલા.

**મુચકુંદની કથા :–**

શ્રી કૃષ્ણે કાલયવનનો વિનાશ રૈવતક (ગિરનાર)-ની ગુફામાં સૂતેલા મુચકુંદ પાસે કરાવ્યો. અને મુચકુંદને હવે પછીના જન્મમાં દ્વિજજન્મમાં પરમભક્તિ મળશે તેવું વરદાન આપ્યું. ભાગવતની આ વાતના સંદર્ભમાં જનશ્રુતિ છે કે નરસિંહ મહેતા જ પૂર્વજન્મમાં મુચકુંદ રાજા હતા-મુચકુંદ રાજા પર્વતની ગુફામાંથી બહાર નીકળ્યા ત્યારે તેમણે આશ્ચર્ય જોયું કે પૃથ્વીપર મનુષ્યો, પશુઓ, વનસ્પતિઓનાં કદ નાનાં બની ગયેલાં. આપણું વિજ્ઞાન અને ઈતિહાસ પણ આ વાતની સાક્ષી આપે છે કે પ્રાગૈતિહાસિક કાળમાં પ્રાણીઓ અતિ વિશાળકાય હતા–ધીમે ધીમે તેના કદ ઘટતાં ગયાં.

અહીં દ્વારિકામાં જ નારદે શ્રીકૃષ્ણનાં સર્વ રાણીઓનાં ભવનોમાં દર્શન કરેલાં. દ્વારિકામાં જ સ્યમંતકમણિ લઈને અક્રુર કાશી ચાલ્યા જતાં બાર વર્ષનો દુષ્કાળ પડેલો એવી પણ વાત છે. દ્વારકામાં જ સુદામાનો સત્કાર કરી તેને ઐશ્વર્યદાન કર્યાની, અને બલરામે રૈવતક પર્વત પર દ્વિવિદ નામના સમગ્ર પ્રદેશને ત્રાસ આપનારા વાનરનો વધ કર્યાની કથા આપી છે.

**શાલ્વનું સૌભ વિમાનદ્વારા સૌરાષ્ટ્ર પર આક્રમણ :–**

શિશુપાલનો મિત્ર શાલ્વ નામનો રાજા હતો. તેને યાદવોએ પરાજિત કરેલો તેથી પૃથ્વીને યાદવ રહિત

કરવા તેણે મૂઠી ધૂળ ફાકીને તપ કરી શંકર પાસેથી માયાવી સૌભ નામનું વિમાન મેળવ્યું. શ્રીકૃષ્ણ તે સમયે પાંડવો પાસે હતા. સૌભ વિમાન પર બેસીને શાલ્વે દ્વારિકાનો વિનાશ કરવા માંડયો. પ્રદ્યુમ્ન વગેરે વીરો–યુવકોએ સામનો કર્યો ને બહાદુરીપૂર્વક લડયા. સત્યાવીશ દિવસ સુધી ઘનઘોર યુદ્ધ ચાલ્યું ત્યાં શ્રી કૃષ્ણ આવ્યા અને તેમણે સૌભ વિમાન અને શાલ્વનો વિનાશ કર્યો. ભારતમાં કોઈ પણ સ્થળે વિમાની આક્રમણની વાત પુરાણોમાં સૌ પ્રથમ સૌરાષ્ટ્રના સંદર્ભમાં જ છે.

## યાદવાસ્થળીની કથા :

સૌરાષ્ટ્રમાં યાદવો અતિ સમૃદ્ધ અને સત્તાશીલ હતા, પણ તેઓ ઉન્મત્ત થયેલા. આ યાદવોનો પણ વિનાશ કરવા માટે કૃષ્ણે સંકલ્પ કર્યો અને દ્વારિકાના ઉપવનમાં એકવાર પધારેલા ઋષિઓની યાદવકુમારોએ જાંબવતીના પુત્ર સાંબને સ્ત્રીનાં વસ્ત્રો પહેરાવી મશ્કરી કરી. સાંબ શ્રીકૃષ્ણનો જાંબવતીથી થયેલ અતિશય સ્વરૂપવાન પુત્ર હતો. યદુકુમારોએ, "અમારા કૂળની આ ગર્ભવતી સ્ત્રીને પુત્ર કે પુત્રી શું આવશે ?' એવો પ્રશ્ન કરતાં– "આ સ્ત્રીને તમારા કુલનો સંહાર કરનાર મુશળ જન્મશે." એવો શાપ આપ્યો. યદુકુમારો ગભરાયા ને તેમણે યદુરાજ ઉગ્રસેનને વાત કરી. સાંબના પેટ પર બાંધેલ તાંસળી છોડતાં નીકળેલા મુસળનો ઝીણામાં ઝીણો ભૂકો કરાવી સમુદ્રમાં નાખી દીધો– વધેલો કટકો પણ સમુદ્રમાં ફેંકી દેવાયો. આ ભૂકો તણાતો તણાતો પ્રભાસના કિનારે એરકો નામના ઘાસના રૂપમાં ઊગ્યો–કટકો માછલું ગળી ગયું–તે જરા નામના વ્યાધના હાથમાં આવ્યું. તેમાંથી નીકળેલ કટકાથી બાણનું ફણું બનાવાયું. દ્વારકામાં અપશુકનો, ઉત્પાતો થયા. શ્રીકૃષ્ણે સૌને પ્રભાસ જઈ દાન, બ્રહ્મ-ભોજન કરાવવા કહ્યું. પ્રભાસમાં ધર્મકૃત્યો પછી વાદવિવાદમાંથી પહેલાં અસ્ત્રશસ્ત્રો દ્વારા ને પછી હાથોહાથ અને છેલ્લે એરકા ઘાસથી લડયા, મૃત્યુ પામ્યા. બલરામે સમુદ્ર કિનારે ને કૃષ્ણે પીપળાના વૃક્ષ નીચે દેહોત્સર્ગ કર્યો. દ્વારિકા સમુદ્રે ડૂબાડી.

## બ્રહ્મવૈવર્તપુરાણમાં સૌરાષ્ટ્ર :

બ્રહ્મવૈવર્તપુરાણમાં ઉપરનાં પુરાણોથી કોઇ નવાં તથ્યો સૌરાષ્ટ્ર વિષે મળતાં નથી. હકિકતો એની એ જ છે. પણ દ્વારિકા નિર્માણનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

દ્વારિકા નિર્માણ વખતે શ્રી કૃષ્ણ વિશ્વકર્મા અને ગરુડને સંભારે છે. સમુદ્ર પણ ત્યાં ઉપસ્થિત થયો. શ્રીકૃષ્ણે તેની પાસે સો યોજનનો વિસ્તાર માગ્યો ને તે પાછળથી અમુક સમય પછી પાછા આપવા પણ સ્વીકાર્યું. વિશ્વકર્માને શ્રીકૃષ્ણે વિસ્તારથી નગરીનો ખ્યાલ આપ્યો. વસુદેવજીનું સર્વતોભદ્ર પ્રકારનું નિવાસસ્થાન પણ તૈયાર કરવા કહ્યું. આ નગરમાં સર્વ શુભવૃક્ષો ઊગાડયા પણ આજ્ઞા કરી, વિશ્વકર્માએ કયા વૃક્ષો મંગલ અને કયા અમંગલ તે પૂછ્યું. જવાબમાં શ્રીકૃષ્ણે જે વર્ણન કર્યું તે સંક્ષેપમાં નીચે પ્રમાણે છે.

(૧) નાળિયેરી ગૃહસ્થોને ધન આપનાર છે. પૂર્વમાં કે ઈશાનમાં પુત્ર આપનાર થાય છે. (૨) આંબો વૃક્ષોનો રાજા છે. તે હરકોઈ સ્થળે શુભ અને સુખકારક છે. (૩) બીલી, ફણસ, બિજોરું અને બોરડી પણ શુભ કરનાર છે. બીલી પૂર્વમાં વાવવાથી સંતાન આપનાર ને જમણી બાજુ રોપવાથી ધન આપનાર છે. (૪) જાંબુડો, દાડમડી, કેળ પૂર્વમાં વાવવાથી બંધુઓ અને ઘરની જમણી બાજુ કે દક્ષિણ દિશામાં વાવવાથી મિત્રો આપનાર બને છે. સોપારીનું વૃક્ષ સર્વત્ર શુભદાયી છે. શ્વેતચંપો પણ ગમે ત્યાં રોપવાથી કલ્યાણપ્રદ થાય છે. (૫) વડ નગરમાં 'સારું' વૃક્ષ પણ ઘરમાં અશુભ છે. શીમળો અને આંબલી પણ અશુભ છે. (૬) આસોપાલવ, સરસડો, કદંબ, આદુ, લીલી સૂંઠ અને હરડે શુભ આપનાર છે.

શ્રીકૃષ્ણની દ્વારિકા જોવા દેવો, બ્રહ્મા, શિવજી પણ આવે છે. દારિકા એક લાખ ક્રીડા સરોવરો, ત્રણ લાખ સર્વતોભદ્ર ઉપવનો, નવ કિલ્લાઓ વાળી હતી. ઉગ્રસેનના રાજ્યાભિષેકનું પણ સવિસ્તર વર્ણન છે. દ્વારિકા જોવા આવેલા દુર્વાસાનો સત્કાર અને વિવિધ ભવનોમાં તેમણે જુદી જુદી રાણીઓ સાથે જુદી જુદી

અનુ. પૃષ્ઠ. ૪૯૩

# પાશુપત મત

ડૉ. પ્રવીણ પરીખ

પ્રાચીન સૌરાષ્ટ્રમાં સોમનાથ પાશુપત મતનું અગત્યનું કેન્દ્ર હતું. ક્ષત્રપો અને મૈત્રકોના સમયમાં આ મતનો વિકાસ થયો હતો, પરંતુ સમય જતાં આ મત તેની ગૂઢ અને વિચિત્ર સાધના-પદ્ધતિને કારણે લોકપ્રિયતા ગુમાવતો ગયો. આજે સૌરાષ્ટ્રમાં પાશુપત મતને માનનારી-જાણનારી વ્યક્તિ ભાગ્યે જ મળી આવે છે. અહીં આ પ્રાચીન મત વિશે ટૂંકો પરિચય આપવો અભિપ્રેત છે.

પાશુપત મતમાં પાંચ પદાર્થો માનવામાં આવ્યા છે-કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાંત.

**કાર્ય**-જે પદાર્થો પરતંત્ર હોય તેમને 'કાર્ય' કહેવામાં આવે છે. જીવ અને જડ બંને પરતંત્ર (પરમેશ્વરને આધીન) હોવાથી તેમનો કાર્યમાં સમાવેશ થાય છે. જીવ અનેક વિષયોમાં ફસાયેલો હોવાથી તેને 'પશુ' કહેવામાં આવે છે. જીવ બે પ્રકારના હોય છે-મળયુક્ત અને નિર્મળ. શરીરેન્દ્રિય સાથે બંધાયેલ જીવ મળ-યુક્ત છે. જ્યારે શરીરેન્દ્રિય-રહિત જીવ નિર્મળ છે.

**કારણ**-બધી વસ્તુઓના કર્તા, ધર્તા અને હર્તા તત્વને 'કારણ' કહેવામાં આવે છે. મહેશ્વર જ 'કારણ' છે. મહેશ્વર એક હોવા છતાં ગુણ અને કર્મના ભેદો વડે અનેક રૂપ ધારણ કરે છે. તે સ્વતંત્ર, ઐશ્વર્યયુક્ત, આદ્ય, એક અને કર્તા છે. તે અનુગ્રહ-શક્તિ પણ ધરાવે છે. જ્ઞાન અને ક્રિયાની નિરતિશય શક્તિઓ ધરાવતા હોવાથી સર્વ શક્તિમાન મહેશ્વર 'પતિ' પણ કહેવાય છે. મહેશ્વરની ઈચ્છાથી જીવોને ઈષ્ટ-અનિષ્ટ સ્થાન-શરીર, વિષયેન્દ્રિયો વગેરે મળે છે.

**યોગ**-ચિત્ત દ્વારા મહેશ્વર સાથે જીવનનો સંબંધ સ્થાપિત કરવાના સાધનને 'યોગ' કહે છે. યોગ બે પ્રકારના છે-કિયાયુક્ત અને ક્રિયાહીન. ક્રિયાયુક્ત યોગમાં અક્ષરો અને મંત્રોના જાપ તથા ધ્યાનાદિ ક્રિયાઓનો સમાવેશ થાય છે, જ્યારે ક્રિયાહીન યોગમાં અનુભવ કે તત્વજ્ઞાન અને એકાંત ભક્તિનો સમાવેશ થાય છે. પાતંજલ યોગનું ફળ કૈવલ્યપ્રાપ્તિ છે, જ્યારે પાશુપત યોગનું ફળ દુઃખ-નિવૃત્તિની સાથો-સાથ પરમ ઐશ્વર્ય પ્રાપ્તિ પણ છે.

**વિધિ**- વિધિ દ્વારા જ મહેશ્વરને પામી શકાય છે. વિધિના મુખ્ય અને ગૌણ એવા બે ભેદ છે. મુખ્ય વિધિને 'ચર્યા' કહેવામાં આવે છે. તેના વ્રત અને દ્વાર નામના બે પ્રકાર છે.

ભસ્મ-સ્નાન, ભસ્મ-શયન, ઉપહાર, જપ અને પ્રદક્ષિણા એ પાંચ વ્રત છે. સાધકે તેનું ચુસ્ત-પણે પાલન કરવું અનિવાર્ય છે. લકુલીશે પોતાના શિષ્યોને ત્રિકાળ ભસ્મ-સ્નાનનો અને ભસ્મ-શયનનો ઉપદેશ આપ્યો હતો પાંચ વ્રતોમાં 'ઉપહાર'નું વિશેષ મહત્ત્વ છે. હાસ, ગીત, નૃત્ય, હુડુક્કાર, નમસ્કાર અને જપ-આ છ ઉપહાર-ક્રિયાઓ છે. કંઠ અને ઓષ્ઠ વડે હા ! હા ! હા ! કરીને અટ્ટહાસ્ય કરવું, સંગીતના નિયમો અનુસાર મહેશ્વરના ગુણ ગાવા, નાટયશાસ્ત્રના નિયમાનુસાર હાવભાવ કરીને હાથ-પગ અને અવયવો હલાવીને નૃત્ય કરવું, જીભ અને તાળ-વાના સંયોગથી હુડુક્કાર કરીને બળદની માફક ભાંભરવું, સાષ્ટાંગ પ્રણિપાત કરવા અને જપ કરવા એ મહેશ્વરને રિઝવવા માટેની અગત્યની પૂજા-વિધિ છે.

દ્વાર-ચર્યાઓમાં છ ક્રિયાઓનો સમાવેશ થાય છે, જેમ કે, જાગ્રત અવસ્થામાં ઉંઘતી વ્યક્તિના જેવી ચેષ્ટા કરવી, (ક્રાથન), કંપ-વા થયેલી વ્યક્તિની માફક શરીરનાં અંગોને કંપાવવાં (સ્પંદન), ખોડંગાતા ચાલવું (મંદન), કોઈ સુંદરીને જોઈને પોતે પ્રેમાસક્ત છે તેમ દર્શાવવા માટે કામીજન જેવી ચેષ્ટાઓ કરવી (શૃંગારણ), લોકો જે કાર્યોની નિંદા કરતા હોય તેવાં કાર્યો અવિવેકી માણસની જેમ કરવાં (અવિતત્કરણ) અને પરસ્પર વિરોધી અને નિરર્થક વાતો કરવી (અવિતદ્દભાષણ).

ચર્યાની સહાયક-વિધિને ગૌણ વિધિ કહેવામાં આવે છે. ભિક્ષાન્ન ભોજન, ઉચ્છિષ્ટ ભોજન વગેરે પછી શરીર અપવિત્ર બનતું હોવાથી ભસ્મનું 'અનુ-

સ્નાન' કરવું, પૂજન કર્યા પછી શરીર પર ભસ્મ ચોળવી અને મહેશ્વર પર ચડાવેલાં પુષ્પ–પત્ર (નિર્માલ્ય) અને લિંગ ધારણ કરવાં એનો ગૌણ વિધિમાં સમાવેશ થતો.

**દુઃખાન્ત**:– દુઃખાન્ત અંતિમ પદાર્થ છે. દુઃખાન્ત એટલે દુઃખ–નિવૃત્તિ (મોક્ષ). જીવ પાંચ પ્રકારના દોષ (મળ)થી બંધનમાં પડેલો છે, જેવા કે મિથ્યા જ્ઞાન, અધર્મ, સક્તિહેતુ (વિષયાસક્તિના કારણભૂત વિષયસંપર્ક), ચ્યુતિ (રુદ્રતત્ત્વથી ચિત્તનું ચલિત થવું) અને પશુત્વ. ઉપર વર્ણિત યોગ અને વિધિના અનુષ્ઠાન દ્વારા આ દોષો નાશ પામે છે. તેથી ભગવાન પશુપતિનો નૈસર્ગિક અનુગ્રહ થતાં જીવ આ ક્લેશમય સંસારમાંથી હંમેશને માટે મુક્ત થાય છે.

દુઃખાન્ત બે પ્રકારના છેઃ અનાત્મક અને સાત્મક. અનાત્મક દુઃખાન્ત એટલે દુઃખોની કેવળ આત્યંતિક નિવૃત્તિ. સાત્મક દુઃખાન્તમાં દુઃખ નિવૃત્તિ ઉપરાંત પરમૈશ્વર્યનો લાભ પણ મળે છે. એમાં જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનો ઉદય થાય છે. જ્ઞાનશક્તિનો ઉદય થતાં મુક્તાત્માને દર્શન (સ્થૂળ–સૂક્ષ્મ બધી વસ્તુઓનું જ્ઞાન), શ્રવણ (શબ્દ–સિદ્ધિ), મનન (બધા ચિન્ત્ય પદાર્થોનું અદ્ભૂત જ્ઞાન), વિજ્ઞાન (શાસ્ત્રોનું રહસ્ય–જ્ઞાન) અને સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાય છે. ક્રિયાશક્તિનો ઉદય થતાં મુક્તાત્માને મનોજવિત્વ (કોઈ પણ કાર્યને તત્ક્ષણ કરી લેવું), કામરૂપિત્વ (સ્વેચ્છાએ અનંત રૂપ, શરીર કે ઈન્દ્રિયો ધારણ કરવી) અને વિકરણ ધર્મિત્વ (ઈન્દ્રિયોની મદદ વગર પણ બધા પદાર્થો જાણવા, કરવાનું સામર્થ્ય) પ્રાપ્ત થાય છે.

આમ પાશુપત મતના પાયામાં યોગ અને ચર્યા દ્વારા અંતે મનુષ્યને જ્ઞાન અને ક્રિયાની સિદ્ધિઓ મળે એવી વિચારસરણી રહેલી છે. આ મતની ઉપાસના પદ્ધતિ પર તેના ઉપાસ્ય રુદ્ર – શિવના સ્વરૂપનો વ્યાપક પ્રભાવ પડયો હોવાનું જણાય છે. પાશુપત મતમાં તપ અને યોગને વિશેષ મહત્ત્વ અપાયું છે. આથી એના અનુયાયીઓમાંથી કેટલાક વાયુ ભક્ષણ કરતા, કેટલાક જળ પર નિર્વાહ કરતા તો કોઈક જપ જ કર્યા કરતા. કોઈ યોગાભ્યાસ દ્વારા મહેશ્વરચિંતન કરતા, તો કોઈ કેવળ ધૂમ્રપાન કર્યા કરતા. કોઈ ઉષ્ણતાનું સેવન કરતા, કોઈ દૂધ પીને રહેતા, કોઈ હાથનો ઉપયોગ કર્યા વગર પશુની માફક ખાતા–પીતા તો કોઈ પથ્થર પર અનાજ કૂટીને નિર્વાહ કરતા. કોઈ ચંદ્રનાં કિરણો પર, કોઇ જળફીણ પર, તો કોઈ પીપળનાં ફળો પર રહીને નિર્વાહ કરતા. કોઈ પાણીમાં પડયા રહેતા, તો કોઈ એક પગે ઊભા રહીને હાથ ઉપર ઉઠાવીને જપ કરતા.

પાશુપતોના આવા વિલક્ષણ આચારને લઈને તેઓ બીજા ધર્મો અને સંપ્રદાયોના ટીકાપાત્ર બનવા ઉપરાંત સામાન્ય જનતાની દૃષ્ટિમાંથી ઊતરી ગયા.

---

પૃષ્ઠ ૪૯૧ ચાલુ ]

ક્રીડાઓ કરતા કૃષ્ણને જોયા. આ વિગત ભગવતમાં નારદે કૃષ્ણનાં કરેલાં દર્શનરૂપે વર્ણવી છે.

**ગણુતંત્રની ગૌરવ અને કલંક કથાઃ–**

અન્ય પુરાણોમાં પણ સૌરાષ્ટ્ર વિષે ઘણા ઉલ્લેખો છે. યયાતિ રાજાને શુક્રાચાર્યના શાપથી અકાળે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયેલી. પણ સાથે સાથે એવો પણ અનુગ્રહ હતો કે કોઈ પુત્ર પોતાની યુવાવસ્થા પિતાને આપે તો યયાતિ યુવાન બની શકે. યયાતિને યદુ, અનુ, દ્રુહ્યુ, તુર્વસુ અને પુરુ નામના પાંચ પુત્રો હતા. યદુએ પોતાના યૌવનથી પોતાનો પિતા માતાને ભોગવે તે ઠીક ન લાગવાથી ધર્મદૃષ્ટિથી ના પાડી. પરિણામે યદુના વંશમાં સામ્રાજ્ય પ્રાપ્ત નહિ થાય એવો શાપ મળ્યો. યદુના વંશમાં આથી ગણતંત્ર પ્રથા હતી. અંધકો, વૃષ્ણિઓ, દશાર્હો, ભોજલોકો, સાત્વતો આ સર્વ યાદવો ગણતંત્રમાં નામનો રાજા બનાવતા, પણ વ્યવસ્થા લોકતાંત્રિક હતી. મગધ દેશના સામ્રાજ્યવાદી જરાસંધની બે પુત્રીઓ અસ્તિ, પ્રાપ્તિ કંસને પરણતાં કંસ પણ સામ્રાજ્યવાદી બની ગયો. કૃષ્ણે કંસને મારી મથુરામાં ને પછી દ્વારિકામાં ગણતંત્ર પ્રથાની પુનઃસ્થાપના કરી. દ્વારિકા પ્રદેશમાં ગણતંત્રના પક્ષે કૃષ્ણ જેવા યુગપુરુષે સામ્રાજ્યવાદ સામે પડકાર કરી અન્યાયી અને જૂલ્મી શાસકોને લડત આપી એ આપણા માટે ગૌરવની વાત છે. પણ ગણતંત્ર પ્રથાના સર્વ લાભોથી સમૃદ્ધ બનેલ યાદવ પ્રજા જ મદોન્મત્ત થઈ સામ સામે આવી ગઈ અને સર્વનાશ પામી એ કલંક કથા પરથી આજે પણ સત્તા માટેની બેશરમ ખેંચતાણમાં પડેલા લોકો સમજે તો ઈતિહાસનો આ બોધપાઠ વ્યર્થ નહિ જાય.

# ગણેશ–પૂજા

પ્રા. અનંત વ્યાસ

હિન્દુ–દેવદેવીઓમાં અતિ લોકપ્રિય દેવ તરીકે ગણેશ–અથવા ગણપતિનું સ્થાન મહત્ત્વનું છે. અઢારે વર્ણના લોકો એક યા બીજા સ્વરૂપે શ્રી ગણેશની પૂજા કરે છે અને તેનું મહત્ત્વ સ્વીકારે છે. દરેક શુભ કાર્યમાં, પછી તે વિવાહ હોય કે વાસ્તુ, ગણપતિને પ્રથમ સમરવામાં આવે છે. ગમે તેવા ગરીબ ઘરમાં પણ ગણપતિની નાનકડી મૂર્તિ અને તે માટેની ચોક્કસ જગા રાખવામાં આવે છે. આજે પણ ઘણાં ઘરોમાં સંધ્યાકાળે ગણપતિ પાસે દીપ કર્યા પછી જ ઘરમાં દીવાબત્તી કરવામાં આવે છે. આમ ગણપતિ–પૂજા એક એક પ્રકારની સંસ્કાર–પૂજા બની ગઈ છે. લોક–બોલીમાં ગણેશના પ્રથમ પૂજનનું મહત્ત્વ એટલું વસી ગયું છે કે સારા કામની શરુઆત માટે કામના 'શ્રી ગણેશ કર્યાં' તેમ બોલાય છે.

હાથીનું મસ્તક ધરાવતા આ દેવની પ્રથમ પૂજા ક્યારે અને કઈ રીતે શરુ થઈ તે વિશે ચોક્કસ માહિતી મળતી નથી. જ્યારે વેદકાળના ઈતર દેવોમાં પ્રજાપતિ બ્રહ્મા તરીકે આરાધાયા, સૂર્યની ઉપાસના ચાલુ હતી, તે વખતે શ્રી વગેરે દેવીઓ તથા સ્કંદ અને ગણેશ–ગણપતિ–અથવા વિનાયક જેવા દેવોની આરાધના થવા લાગી હતી તેમ શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી નોંધે છે.[૧] ગણપતિ પૂજાનો કદાચ આ વહેલામાં વહેલો ઉલ્લેખ છે. ત્યારબાદ યાજ્ઞવાલ્કય સ્મૃતિમાં ગણેશ અને તેની માતા અંબિકાની પૂજાનું વર્ણન મળે. છે[૨] આમ છતાં આ દેવની ઉત્પત્તિ અંગેની કથા તો મહાભારત, મત્સ્ય–પુરાણ, વાયુ પુરાણ, વરાહ–મહાપુરાણ વગેરે પુરાણોમાંથી મળે છે.

ગુજરાતી (રા. ભા. પ્રકાશિત) મહાભારતના એક સંપાદક શ્રી કરુણાશંકર શાસ્ત્રી નોંધે છે કે 'દેવોના નામોમાં એક નામ વૃંદારક પણ છે. આ વૃંદ શબ્દ સમૂહ–વાચક છે જે ખૂબ સંઘબળવાળા હોય તેને વૃંદારક કહેતા. દેવોના આવા અનેક સંઘો હતા. એક ગણમાં રહેતા આ બધા દેવો 'ગણશ:' કહેવાતા. અથવા 'ગણદેવ' તરીકે ઓળખાતા. ગણોમાં કેટલાક પેટા વિભાગો પણ હતા. आदित्या: द्वादश: प्रोक्ता: જેવા શ્લોકમાં ગણોના પેટાવિભાગો સ્પષ્ટ રીતે જાણવા મળે છે. તે અનુસાર બાર આદિત્ય, દશ વિશ્વદેવ, આઠ વસુ, ઓગણ–પચાસ અનિલ, બાર સાધ્ય ને અગિયાર રુદ્ર એટલા ગણના પેટા પ્રકાર હતા.[૩] આવા જ એક પેટા વિભાગમાં વિનાયક-ગણનો ઉલ્લેખ મળે છે.

આવા દરેક નાના યા મોટા ગણો પોતાના ગણનું સુચારુ સંચાલન થાય તે માટે એક મુખી ચૂંટતા. ગણશ: કે સંઘશ: રહેવાનું એટલે ખાનપાન, ઉપભોગ, વરવું, પરણવું, આદિ આ ગણદેવો સંઘ સાથે કરતા. આવા દરેક સંઘના મુખીને ગણપતિ કહેવાતો. કેટલાક ગણો નાના હોવાથી ગણના મુખીઓ તમામ ગણના યોગ્ય સંચાલન માટે એક અધિનાયકની પસંદગી કરતા. જે 'ગણેશ' અથવા 'ગણાધિપતિ' તરીકે ઓળખાતો. ગણેશની આજ્ઞા વિના ગણો કંઈ કરી શકતા નહિ. ગણેશને તેના કાર્યમાં ગણના મુખીઓ, અર્થાત્ ગણપતિ મદદ કરતા. જે તેમને મદદ કરતા તેવા ગણોને ગણેશ મદદ કરતો. પણ જે તેનો વિરોધ કરતા તેઓના કાર્યમાં મુશ્કેલીઓ અથવા વિઘ્નો પણ ઊભા કરતો. આથી જ ગણેશનું બીજું નામ .વિઘ્નહર્તા ઉપરાંત વિઘ્નકર્તા પણ છે.[૪] સમય જતાં આ ગણપતિ અને ગણેશ અથવા ગણાધપતિ વચ્ચેની ભેદ–રેખા આછી થતી ગઈ. અને ગણેશ તથા ગણપતિ એક જ વ્યક્તિ છે તેમ મનાવા લાગ્યું હશે.

---

૧. ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી; 'પ્રાચીન ભારત' ભા. ૧ પૃ. ૮૩

૨. ગૌ. હિ. ઓઝા. 'મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ'

૩. શાસ્ત્રી કરુણાશંકર ભાનુશંકર–મહાભારત-(સંપાદક) સસ્તું સાહિત્ય. પૃ. ૨૩૧

૪. શાસ્ત્રી કરુણાશંકર ભાનુશંકર સં. મહાભાત સસ્તુ. સા. આવૃતિ પૃ. ૨૩૧

'મહાભારતના સાયસર્જક મહર્ષિ વ્યાસે પોતાના સર્જનને શબ્દ–દેહ આપવા માટે એક કુશળ અને બુદ્ધિશાળી લહિયાની માગણી બ્રહ્મા પાસે કરી હતી. બ્રહ્માએ એ કાર્ય માટે ગણપતિનું નામ સૂચવ્યું હતું. ગણપતિએ પણ પોતાની કલમ ન અટકે તેમ ભગવાન વ્યાસ જો લખાવતા રહે તો આ કામ કરવાનું સ્વીકાર્યું હતું. આ કથા પરથી એમ લાગે છે કે લોકો પોતાનામાંથી અતિ બુદ્ધિશાળી અને તેજસ્વી વ્યક્તિને ગણપતિ તરીકે ચૂંટતા હશે. અને મહાભારતના સમય સુધીમાં 'ગણપતિ' એ વ્યક્તિ–વાચક સંજ્ઞા થઈ ગઈ હશે.

પુરાણોમાં ગણપતિની ઉત્પત્તિની કથા ધીમે ધીમે રહસ્ય ધારણ કરતી જાય છે. વિવિધ પુરાણોમાં અપાયેલ કથાઓ પણ એક બીજાથી તદ્દન ભિન્ન પડે છે. 'પૌરાણિક કથા–કોષ'ના જણાવ્યા પ્રમાણે' એક વખત ઉમા પોતાના શરીર ઉપર તેલ મર્દન કરતાં હતાં. ત્યારે તેલ અને શરીરનો મેલ પાણીમાં નાખતાં. પાણીમાંથી એક તેજસ્વી –કુમાર બહાર આવ્યો. અને ભગવાન શંકરે તેને પોતાના પુત્ર તરીકે સ્વીકાર્યો.[૧] આ પુત્ર તે ગણપતિ.

અશોકકુમાર મજમુદારે શ્રી ગણેશના જન્મ અંગે ટાંકેલી એક કથા પ્રમાણે ગણેશના જન્મ સમયે સૌ દેવો મહાદેવને વધાઈ દેવા આવ્યા હતા. પણ શનિ આવેલ નહિ. આખરે શનિનું આગમન થયું પણ તેની દૃષ્ટિ પડતાં જ કુમારનું માથું અદૃશ્ય થઈ ગયું. ગમે તેમ પણ એક હાથીનું મસ્તક લાવીને કુમારના ધડ ઉપર ચોંટાડી–દેવામાં આવ્યું ને ત્યારથી આ સૂંઢવાળા થયા.[૧] પોતાની વિરૂપતાથી તે ન શરમાય તે માટે દરેક શુભ પ્રસંગમાં સૌ તેનું પૂજન કરશે તેવું વરદાન તે પામ્યો.

ગણેશને સદૈવ શંકરના પુત્ર ગણવામાં આવ્યા છે. ગણેશની જન્મની એક અન્ય કથા પ્રમાણે જ્યારે ભગવાન શંકર તપ કરવા ગયા ત્યારે ઉમાએ અટૂલું ન લાગે તે માટે માનસ–શક્તિથી બે બાળકો પ્રાપ્ત કર્યા. તેમાં બાળક તે ગણેશ અને પુત્રી તે ઉષા. સંજોગોવશાત્ એક વખતે સતી જ્યારે સ્નાન કરતાં હતાં ત્યારે ભગવાન શંકર ઘરે પધાર્યા. પણ દ્વાર–પર ધ્યાન રાખવા બેઠેલા ગણેશે શંકરને ઘરમાં જતા અટકાવ્યા. ગુસ્સે થઈ શંકરે ગણેશનો શિરચ્છેદ કર્યો. પુત્રી ઉષા ગભરાઈને કોઠીમાં પેસી ગઇ. સતી સ્નાન કરી બહાર આવ્યાં ત્યારે શંકરને સત્ય હકીકતનો ખ્યાલ આવ્યો. પરિણામે પોતાના અનુચરને રસ્તામાં પ્રથમ જે સામું મળે તેનું મસ્તક લાવવા કહ્યું. કમનસીબે હાથી સામો મળતાં અનુચર હાથીનું મસ્તક લઈ આવ્યો. પરિણામે ગજાનન હાથીના મસ્તકવાળા થયા.[૨]

વરાહ મહા–પુરાણમાં આ કથા જરા જુદી રીતે અને વિસ્તારમાં આપવામાં આવી છે. 'એક વખત દેવોએ રુદ્રને સદ્–કાર્યોમાં વિઘ્ન–ઉત્પન્ન કરનારને શિક્ષા કરવા માટે સમર્થ–શક્તિને પેદા કરવાની વિનંતી કરી. આ વખતે રુદ્ર ઉમાના સાનિધ્યમાં બેઠેલા હતા. ત્યારે તેણે આકાશમાં એક રૂપ જોયું. પૃથ્વી, જળ, તેજ અને વાયુનું આ સ્વરૂપ હતું. આકાશનું સ્વરૂપ શાથી નથી તે વિચારે રુદ્રે હસી પડ્યા. પૂર્વે પ્રાણીઓના શરીર જે પ્રકારનાં હોવાં જોઈએ તેવા જ પ્રકારના જ્ઞાનશક્તિયુક્ત આ પુરુષને રુદ્રે આકાશમાં જોયો. ત્યારે સર્વ ગુણોથી યુક્ત, બીજા રુદ્ર હોય તેવું, તે અતિ તેજસ્વી સ્વરૂપ, કાંતિમાન મુખોવાળું મહા પ્રતિભાશાળી કુમાર સ્વરૂપે પ્રત્યક્ષ થયું. તે મહાન આભારૂપ કુમારનું શ્રેષ્ઠ સ્વરૂપ જોઈને તેને ઉમા નેત્રની પલક માર્યા વિના એકીટસે જોયાં કરતાં હતાં. સ્ત્રી–સ્વભાવ ચંચળ હોય છે તેમ માની નેત્રને મોહ ઉપજાવનાર એ સુંદર કુમારને જોઈ મહાદેવ કુપિત થયા. અને તે પરમેશ્વર રુદ્રે ગણેશને શાપ આપ્યો. 'હે કુમાર, તમે હાથીના મુખવાળા, લાંબા પેટવાળા ને ઉંદરના વાહનવાળા થાઓ.[૩]

આ કથા પ્રમાણે ત્યારબાદ રુદ્રે ધ્રૂજવા માંડ્યું. રુદ્રનું શરીર ધ્રૂજવાને લીધે તેમના કેટલાક વાળ

---

૧. પૌરાણિક કથાકોષ; પૃ. નં ૧૮૧.

૨. Ashok Majamudar, "The Hindu History" P. 138

૩. 'વરાહ–મહાપુરાણ', પૃ. ૫૯ (સ. સા.)

પાણીમાં પડયા. અને તેમાંથી હાથીના મુખવાળા, કાળા અને તમાકુના રંગવાળા અનેક વિનાયકો ઉત્પન્ન થયા. બ્રહ્માના કહેવા પ્રમાણે દેવોના કાર્યોમાં વિઘ્ન ઉત્પન્ન કરનારને સજા કરવા માટે મહાદેવે આ વિનાયકોને ઉત્પન્ન કર્યા છે. ત્યાર–પછી બ્રહ્માએ મહાદેવને વિનંતી કરી કે આ કુમારને વિનાયકોના ઈશ બનાવો. 'તે ઉપરથી મહાદેવે કહ્યું:' તમે વિનાયક છો. તમે વિઘ્નહર છો, તમારું નામ ગણેશ છે. વિનાયક ગણના તમે ઈશ છો. સૂર્ય, અગ્નિ અને વાયુના અંશવાળા અને તેમની શક્તિને લીધે મોટા દેહને ધારણ કરનારા, પરાક્રમી પ્રચંડ અને ક્રુર–દષ્ટિવાળા આ સર્વ વિનાયકો તમારા ભૃત્યો થશે. આપ દેવતાઓમાં યજ્ઞ–કાર્યોમાં અગ્રપૂજા પ્રાપ્ત કરશો. આપની અગ્રપૂજા નહિ કરનારા સર્વજનોની કાર્યસિદ્ધિનો આપ વિનાશ કરી શકશો.'[1]

ગણેશના જન્મની આ વિવિધ કથાઓ દ્વારા શંકર સાથે ગણેશનો સંબંધ સ્પષ્ટ થાય છે. આ ઉપરથી એવું અનુમાન પણ તારવી શકાય કે હિમાલયમાં વસતી કોઈ વિચિત્ર આકૃતિ ધરાવતી જાતિઓનું મિલન થયું હશે. ને એ જાતિના અધિપતિની સત્તા એટલી વ્યાપક બની હોય કે જેથી સ્થૂળ અર્થમાં તેની પૂજા થવા લાગી હોય. જે કાળાન્તરે પ્રતીક–પૂજામાં પલટાઈ ગઈ હોય. પછીના સંસ્કૃત સાહિત્યમાં અને ખાસ કરીને અનેક સુભાષિતોમાં ગણપતિની વિવિધ રીતે સ્તુતિ કરવામાં આવી છે. એક સુભાષિતમાં 'दन्ताच्चलेन धरणातलमुन्नमय्यं–पाताल-केलिषु धृताद्दि वराह–लालम्'[2] 'જેમણે પોતાની દાંતની અણી વડે ધરતી ઊંચકી છે તેથી, જાણે કે ગણપતિ આદિવરાહની લીલા કરી રહ્યા છે.' તેનું વર્ણન છે. ગણેશના સ્વરૂપ અંગે' तं नइः वपुषि कुञ्जरं मुखे मन्महे किमपि तुन्दिलं मह તથા ગણેશના રંગ અંગે त्रिभुवनविघ्न ध्वंसी करिकल्पः कश्चिदरुणिमा जयति' જેવા સુભાષિતો મળે છે.[3]

ગણેશની સ્તુતિ વિવિધ પ્રકારે કરવામાં આવે છે. તેવી જ રીતે તાંત્રિક સાધના માટે પણ ગણપતિનો સાધનામંત્ર તથા ગણપતિ ગાયત્રીનો ઉલ્લેખ પણ મળે છે. ગણેશની સાધના માટે તંત્રશાસ્ત્રમાં કેટલાક મંત્રો આપવામાં આવ્યા છે. પુત્રપ્રાપ્તિ, કીર્તિ તથા સંપત્તિ માટે ગણપતિની સાધના કરવામાં આવે છે. આ વિધિ માટે ભાદરવા સુદ ચોથનો દિવસ યોગ્ય ગણવામાં આવે છે. આ દિવસે ગણેશની સ્થાપના કરી, 'ॐ गणपत्यये तोयाय भुजंगाय वरदाय सर्वजनाय वह्निन प्रियाय नमः' એ મંત્રનો જાપ કરવામાં આવે છે[4] ગણેશગાયત્રીમાં धिमहि શબ્દ પછી तन्नोदंति શબ્દ ઉમેરવામાં આવે છે. ॐ वक्रतुंडाय हुम्[5] જેવા મંત્રો જાપ કરવા માટે સિદ્ધ કરવામાં આવેલ છે.

ગણેશનો જન્મ–દિવસ ભાદરવા સુદ ચોથ ગણાય છે. સૌરાષ્ટ્રમાં વૈશાખ સુદ ચોથ ગણેશ–ચોથ ગણાય છે. ગણપતિ ચોથ સાથે જોડાએલી કિંવદંતી પ્રમાણે દેવોની સભામાં લાંબા પેટવાળા, મોટી સૂંઢવાળા ને ઊંદર ઉપર બેઠેલા ગણપતિને આવતા જોઈ ચંદ્ર હસી પડયો. આથી ગણેશે ચંદ્રને શાપ આપ્યો કે, આજના દિવસે તારું મોઢું કોઈ નહિ જુવે' અને કદાચ આજ કોઈ ચંદ્ર–દર્શન કરશે તો તેનાપર ચોરીનું આળ ચઢશે.' એમ કહેવાય છે કે શ્રીકૃષ્ણે ચંદ્ર–દર્શન કરતાં સ્વમંતક–મણિની ચોરીનું આળ તેના પર ચઢેલ.

ગણેશ–પૂજા વ્યવસ્થિત શરૂ થવાનો કોઈ ચોક્કસ સમય મળતો નથી. સામાન્યતઃ એમ મનાય છે કે 'ગણેશની પૂજા ઈસુની પાંચમી સદીની આસપાસ શરૂ થઈ હશે. ચોથી શતાબ્દી પૂર્વેની કોઈ ગણપતિની મૂર્તિ મળતી નથી. તેમ જ શિલાલેખોમાં પણ ઉલ્લેખ મળતો નથી. ઈલોરાની ગુફાઓમાં કેટલીક દેવીઓની મૂર્તિ સાથે ગણેશ દેખાય છે.[6] આજ

---

૧ 'વરાહ મહાપુરાણ' પૃ. ૬૦

૨ સુભાષિત રત્ન ભાંડાગાર પૃ. ૩

૩ એજન પૃ. ૪

૪ નારદ મહાપુરાણ પૃ. ૪૮૩

૫ નારદ મહાપુરાણ પૃ. ૪૮૪

૬ ભાંડારકર રા.–ગો. "વૈષ્ણવીઝમ્ શૈવિઝમ્ એન્ડ અધર માઈનર રીલીજીયસ સીસ્ટમ; પૃ. ૧૪૭

સ્થળે ગુફા નં ૨૯ની પાસે આવેલ ગણેશ ગુફામાં લિંગોદ્ભવ મૂર્તિ ઈત્યાદિના ચિત્રો મળે છે.[1] કદાચ ચોથી શતાબ્દી પૂર્વે ગણેશ અને શિવના સ્વરૂપ વચ્ચેની ભિન્નતા વ્યાપક બની ન હતી. કારણ કે ઈસુની બીજી સદીમાં થયેલા રાજા હુવિષ્કના સોનાના સિક્કાના આગળના ભાગમાં રાજાનું ત્રીજા કે અર્ધા ભાગનું ઉત્તમાંગ છે ત્યારે સિક્કાના પૃષ્ઠ ભાગ ઉપર મહાસેન–સ્કન્દ–વિશાખા– તથા ગણેશ જેવા ભારતીય દેવો દેખા દે છે.[2] શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી નોંધે છે તેમ અહીં ગણેશ નામના દેવ એ ગજાનન–ગણપતિ નહિ, પણ ધનુર્ધર ત્રિપુરાન્તક શિવના સ્વરૂપે આલેખાયેલ છે.[3] પ્રાચીન સમયમાં ગણપતિનું સ્વરૂપ નક્કી થયું ન હતું, ત્યારે ગણના ઈશ તરીકે શિવની ગણના થતી. ભારત બહાર મળેલી ગણપતિની મૂર્તિઓ ઘણીવાર શંકરના ચિહ્નો ધારણ કરતી દેખાય છે. ઉદાહરણ તરીકે નેપાળમાં ગણપતિ ઉપર નાગ છે તો તિબેટ અને મોંગોલીઆમાં ગણપતિના હાથમાં ત્રિશુલ અપાયેલ છે. જ્યારે જાવામાં ગણપતિના ડોકમાં ખોપરીની માળા છે[4]. Gettyના કથન પ્રમાણે જ્યાં જ્યાં ગણેશ પૂજાય છે ત્યાં તેના પિતા શિવની ઉપસ્થિતિ વર્તાય છે.[5]

ગુપ્તકાલ દરમિયાન ગણેશની પૂજા પ્રસ્થાપિત થઈ હશે તેમ મનાય છે. છઠ્ઠી સદીની આસપાસની ગણપતિની મૂર્તિઓ પ્રમાણમાં ઓછી, પરંતુ મળવા તો લાગે છે. આવી થોડી મૂર્તિઓ ઉદયગિરિની ટેકરીઓમાંથી મળી આવી છે. છઠ્ઠી શતાબ્દીની શરુઆતમાં થયેલા વરાહમિહિરે પોતાની 'બૃહદ્–સંહિતા'માં ગણેશ–પૂજાનો ઉલ્લેખ કર્યો છે.[6] જે બતાવે છે કે ગણેશ–પૂજા આના અગાઉના સમયથી પ્રચલિત હશે.

જો કે હિન્દુ–ધર્મમાં અન્ય દેવોની સરખામણીએ ગણપતિની પૂજા સહેજ મોડી દાખલ થઈ છે; પણ થોડા જ સમયમાં તે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી લે છે. છઠ્ઠી સદી પછીની બે કે ત્રણ સદીમાં તો ગણેશનું સ્થાન એટલું તો મહત્ત્વનું બની જાય છે કે બૌદ્ધ અને જૈન–ધર્મમાં પણ ગણેશની પૂજા અપનાવી લેવામાં આવે છે.[7]

બૌદ્ધ–ધર્મના પ્રચારની સાથોસાથ ગણેશ પૂજાનો પ્રચાર થવા લાગે છે. દક્ષિણ એશિયામાં ગણેશ હિન્દુ–ધર્મની મૂર્તિ તરીકે તો પૂર્વ એશિયામાં બૌદ્ધ–ધર્મની મૂર્તિ તરીકે સ્થાન પામ્યા છે.[8] શરુઆતના સમયમાં બૌદ્ધો મૂર્તિપૂજક ન હતા. પરંતુ મહાયાન, વજ્રયાન સાધકોની જરૂરિયાત પ્રમાણે અનેક નવાં નવાં સ્વરૂપોની પ્રતિમાઓ ઘડાઈ. તેમનાં કેટલાંય સ્વરૂપ શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાયમાંથી અપનાવાયેલાં છે. શરુઆતમાં તો શિવ, વિષ્ણુ, ગણેશ આદિ દેવ–દેવીઓનો પરાભવ કરતા બૌદ્ધ દેવો દર્શાવવામાં આવતા હતા[9] દાખલા તરિકે ગણપતિને અપરાજિતા અને પર્ણશવરી જેવી બૌદ્ધ–દેવીઓ પોતાના પગ તળે કચરે છે.[10] તેવું શિલ્પ મળેલ છે પણ પછીના સમયમાં બૌદ્ધ–ધર્મમાં ગણપતિનું સ્થાન માનભર્યું બન્યું છે. સમગ્ર–એશિયામાં ગણપતિ પૂજાનો પ્રચાર કરવાનું માન બૌદ્ધ–ધર્મના ફાળે જાય છે. તિબેટમાં મઠોના દરવાજા ઉપર ગણેશને કોતરવામાં આવે છે.

ભારત અને ભારત બહાર સિલોન, બ્રહ્મદેશ, જાવા, સુમાત્રા, જાપાન, મોંગોલીઆ, નેપાળ, તીબેટ, ચીન જેવા અનેક પ્રદેશોમાં ગણપતિનીની પૂજા પ્રચલિત હશે તેવી માન્યતાને સમર્થન આપતી ગણપતિની અનેક મૂર્તિઓ મળી છે. પશ્ચિમ–એશિયામાં અફઘાનીસ્તાનમાં પણ ગણેશ પૂજાનો ઉલ્લેખ અને મૂર્તિઓ

---

૧. હરિપ્રસાદ શાસ્ત્રી 'પ્રાચીન ભારત' પૃ. ૩૧૩
૨. એજન પૃ. ૧૦૪
૩. ,, પૃ. ૧૦૪
૪. "Indian contribution to world thought & culture." પૃ. 4
૫. એજન– ૫
૬. Indian contibution to world thought & culture P. 1

---

૭. એજન પૃ. ૧
૮. એજન પૃ. ૨
૯. હરિપ્રસાદ શાસ્ત્રી 'પ્રાચીન ભારત'–પૃ.–૭૮
૧૦. એજન. પૃ. ૭૭

મળેલ છે. ગણપતિની આ મૂર્તિઓ અને ગણેશ–મંદિરો વિવિધ સ્વરૂપનાં મળે છે.

ભારતમાં ગણેશ–મંદિરોની સ્થાપના પણ ગુપ્ત સમય દરમિયાન જ થઈ ગઈ છે. ઈ. સ. ૮૬૨ ના ઘાટિયાલાના સ્તંભ ઉપર શ્રી ગણેશની ચાર મૂર્તિઓ ચારે દિશામાં મુખ રાખી બેઠેલી મળી છે.[૧] અનુ ગુપ્તકાળમાં ગણેશની પૂર્ણ કદની પ્રતિમાઓ કોતરાયેલી મળે છે. સાથેસાથ ગણેશના અલગ–મંદિરો પણ બંધાવા લાગ્યાં હતાં. આમાં ઉત્તરેશ્વર ગૌરીશંકર તથા ગણેશના ખંડિત મંદિરો છે.[૨] આજ યુગનું અર્વાચીન મહાબલિ-પુરમ્ નજીક આવેલ ઉત્તરના ડુંગરોમાં કંડારાએલ વરાહ ગુફાની બાજુમાં ગણેશ–રથનું કોતરકામ મળી આવેલ છે. તેનું શિખર ત્રણ મજલાનું છે. અને ગર્ભગૃહમાં પ્રથમ શિવલિંગનું હતું ત્યાં હાલમાં ગણેશની મૂર્તિ પધરાવેલ છે.[૩]

દસમી શતાબ્દી પછી શિલ્પ–કૃતિઓ કદમાં તેમજ રૂપાંકનમાં મંદિર સ્થાપત્યનું વધારેમાં વધારે મહત્ત્વનું અંગ બનતા જાય છે. મુખ્યદેવ–પ્રતિમાના રૂપાંકનમાં ગ્રીક–શૈલીની ઓજસ્વિતા તથા ગતિશીલતા પ્રવેશે છે. ભુવનેશ્વરના બહારના ગોખલામાં કાર્તિકેય, ગણેશ તથા મહિષાસુરમર્દિનીની પૂરા કદની પ્રતિ-માઓ આ સર્વ લક્ષણોને સવિશેષ દેખાડે છે.[૪] આમ છતાં ભારતમાં મળતી ગણેશ પ્રતિમાઓ કરતાં ભારત બહાર મળતી ગણેશની મૂર્તિઓ અનેક વિભિન્નતાઓ ધરાવે છે.

સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ગણપતિના મંદિરોનો ઉલ્લેખ મળે છે. પ્રાચીન–કાળમાં પ્રભાસમાં સોમનાથ પાસે કદર્પી –વિઘ્નેશ ગણપતિનું સ્થાન હતું. એ જ પ્રમાણે વરુણેશ્વર પાસે જળવાસ ગણેશ, નાના દરવાજા પાસે કદર્પી ગણેશ, અને ત્રીજા પુષ્કરમાં કુંભોદર ગણેશના મંદિરો છે. આ કુંભોદર ગણેશની મૂર્તિ હાલમાં જૂનાગઢના મ્યુઝીયમમાં છે.[૫] અગિયારમી સદીમાં સહસ્રલિંગ તળાવની આસપાસ ગણેશ, કાર્તિકેય અને સૂર્યની દેરીઓ હતી[૬] પછીના યુગમાં ગણેશ-પૂજા ઘર–ઘર પથરાયેલ પૂજા બની ગઈ. ગણેશ પૂજા સાથે સંકળાયેલી એક કથા પણ ત્યાર પછીના યુગમાં મળે છે. આ કથા પ્રમાણે ભાવનગર વિભાગમાં તળાજા તાલુકામાં દેવલી–ઈસોરા નામે ગામ આવેલાં છે, તેની નજીક એક ટેકરી છે. તેના ઉપર શ્રી ગણેશનું એક મંદિર આવેલ છે. કહેવાય છે કે ગૌરીવ્રત નિમિત્તે સમુદ્રસ્નાન કરવા ગયેલી ચાર બહેનપણીઓ સમુદ્રમાં આ મૂર્તિ જોઈને ઉપાડી લાવી. અને આ ટેકરી ઉપર સ્થાપના કરી. પાછળથી કોઈ સખાવતી શેઠે ત્યાં મંદિર ચણાવી આપ્યું. ઈસોરા ગામના બારોટ લોકોને આ સ્થાન માટે ભારે ભક્તિભાવ છે.[૭]

ગુજરાત બહાર મધ્ય પ્રદેશ અને મહારાષ્ટ્રમાં ગણેશ–પૂજા પ્રચારમાં છે. મહારાષ્ટ્રમાં તો ગણપતિ મહોત્સવ ત્યારે ધામધૂમપૂર્વક યોજાય છે. ઘરે ઘરે ગણપતિની પધરામણી કરવામાં આવે છે. લગભગ આઠ દિવસ આ પૂજા–ચાલે છે. છેલ્લા દિવસે ગણેશની મૂર્તિનું વિસર્જન કરવામાં આવે છે. મોટાં મોટાં સરઘસ કાઢવામાં આવે છે. લોકમાન્ય તિલકના પ્રભાવે ગણપતિ–ઉત્સવ મહારાષ્ટ્રનો રાજ્ય–વ્યાપી ઉત્સવ બની ગયો છે.

વિદેશોમાં મળતી ગણેશની મૂર્તિઓ પણ નોંધપાત્ર છે. આમ પિત્તળ ઉપર, આરસપહાણ કે ચૂનાના પથ્થર ઉપર કોતરાએલી મૂર્તિઓનો સમાવેશ થાય છે. આમાં કેટલીક મૂર્તિઓ ઊભેલા, બેઠેલા કે નૃત્ય કરતા ગણપતિની પણ મળે છે. નેપાળમાં ઈ. સ. ૧૩૯૦ની સાલ ધરાવતી ગણપતિની મૂર્તિ મળે છે. તેમાં ગણેશ નાગ–છત્રી નીચે બેઠેલા દેખાય છે. આ મૂર્તિએ સર્પનું યજ્ઞોપવિત ધારણ કર્યું છે તથા સર્પના કેયુરો પણ છે. તેમણે તૂટેલો દાંત, મીઠાઈનો થાળ તથા કુહાડી

---

૧. ઓઝા ગૌ. હિ. મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ' પૃ.

૨. હરિપ્રસાદ શાસ્ત્રી 'પ્રાચીન ભારત' પૃ. ૧૪૪

૩. હરિપ્રસાદ શાસ્ત્રી પ્રાચીન ભારત. પૃ. ૨૯૪

૪. એજન પૃ. ૧૫૮

૫. શંભુપ્રસાદ દેસાઈ 'પ્રભાસ અને સોમનાથ' પૃ.૪૮૮

૬. હરિપ્રસાદ શાસ્ત્રી 'પ્રાચીન ભારત' પૃ. ૧૩૮

૭. નંદલાલ દેવલુક 'બૃહદ ગુજરાતની અસ્મિતા' પૃ. ૧૭૭

ધારણ કર્યા છે[1] સુભાષિતોમાં પણ ગણેશને ફણિવર ભૃતગાત્ર: કહ્યા છે. તે પ્રમાણે ચંપા, કમ્બોડીયા વિગેરે સ્થળોએ મળેલા ગણપતિને સર્પના આભૂષણો પહેરાવવામાં આવ્યાં છે. યોગશાસ્ત્રમાં કુંડલિની શક્તિ માટે સર્પનું પ્રતીક સ્વીકારવામાં આવેલ છે. એમ કહી શકાય કે આવી શક્તિ ઉપર વિજય મેળવનાર દેવોને સર્પના આભૂષણો ચઢાવવામાં આવે છે.

મોંગોલીઆમાં નૃત્ય કરવા ગણપતિની મૂર્તિ મળેલ છે.[2] તેવી જ રીતે નેપાળમાં અને ઉત્તર–ભારતમાં પણ નૃત્ય–કરતા ગણપતિની અનેક મૂર્તિઓ કે ચિત્રો મળ્યાં છે. ચીન અને બ્રહ્મદેશ જેવા પ્રદેશમાં ગણપતિની મૂર્તિ પદ્માસન વાળી બેઠેલી મળે છે તો કંબોડીઆ, ખોતાન, જાવા અને બાલી ટાપુમાં મળેલ ગણપતિ ઊભેલી સ્થિતિમાં મળે છે. તેવી જ રીતે વાહનની બાબતમાં પણ ભિન્નતા દેખાય છે. નેપાળમાં મળેલ બે મૂર્તિઓના બન્ને પગ તળે ઊંદર છે. તો હરઅંબા સ્વરૂપ તરીકે જાણીતા તેના સ્વરૂપમાં સિંહવાહન દેખાય છે. ઈ. સ. ૧૬૯૫માં રચાએલ એક મૂર્તિમાં સિંહને બદલે ઊંદર વાહન છે. મ્યુનીચના એક મ્યુઝીઅમમાં મૂકાએલ એક મૂર્તિના એક પગ નીચે ઊંદર તો બીજા–પગ નીચે સિંહ દેખાય છે.[3] તેવી જ રીતે બ્રહ્મદેશમાં એક પેગોડામાંથી મળેલી ગણપતિની લાક્ષણિકતાવાળી મૂર્તિ મળી છે. આ મૂર્તિની સમક્ષ મગરનું શિલ્પ છે. તેમજ મૂર્તિની ડાબી બાજુ માછલી અને જમણી બાજુ અન્ય જળચર પ્રાણી છે. આવી અન્ય મૂર્તિ કયાંય મળતી નથી કે એની દંતકથા પણ મળતી નથી.[4]

મૂર્તિ વિધાનની અન્ય વિશેષતામાં એક ગણપતિના મસ્તક અંગેની છે. એમાં કયાંક ગણેશની સૂંઢનો વળાંક જુદી રીતે અપાએલ છે. કમ્બોડીઆમાં મળેલી મૂર્તિની સૂંઢ સીધી અને છેડે વળાંકવાળી મળે છે,[5] તો ખોતાનમાં મળેલ મૂર્તિમાં સૂંઢને બદલે વરાહ જેવું લાંબુ મોઢું મળે છે.[6] ચીન અને જાપાનની શરુઆતની મૂર્તિના મસ્તક ઉપર કંઈ આભૂષણો નથી. પણ આઠમી સદી પછીની મૂર્તિઓ ઉપર મુગટ અને પ્રભાવલય નજરે પડે છે. એટલું જ નહિ પણ જાપાનમાં મળેલ એક મૂર્તિને ત્રણ આંખ છે.[7] ત્રિનેત્ર ગણેશની મૂર્તિઓ જાપાન ઉપરાંત અન્ય દેશોમાંથી પણ મળી છે.

ગણેશની મૂર્તિવિધાનની અન્ય વિશેષતા તેમની ભુજા અંગે છે. ભારતમાં મોટે ભાગે ગણપતિ ચતુર્ભુજ છે. ઘર–આંગણે કોતરાએલા ગણપતિને બે ભુજા હોય છે. વિદેશોમાં આમાં ફેરફાર થયા છે. નેપાળમાં આઠ, બાર અને સોળ હાથવાળી ગણેશની મૂર્તિઓ મળી આવેલ છે[8] ચંપામાં મળેલ મૂર્તિને ત્રણ હાથ છે.[9] તો થાઈલેન્ડમાં મૂર્તિનું હસ્ત–વિધાન વધારે ધ્યાન ખેંચે તેવું છે. ત્યાં ખભાથી કોણી સુધી એક હાથ છે. જ્યારે કોણી પાસેથી હાથ બે ભાગમાં વહેંચાઈ જાય છે.[10]

ગણેશની ભુજાની જેમજ તેના હાથમાં ધારણ કરેલ આયુધો તથા અન્ય સામગ્રીમાં પણ ફરક દેખાય છે. મોટે ભાગે એક હાથમાં મોદકનો થાળ તો બીજા હાથમાં પરશુ કે કુહાડી હોય છે. ગણેશ ભગ્ન–દંત કહેવાય છે. તેના બીજા હાથમાં ઘણી વખત પરશુને બદલે ભાંગેલો દાંત પણ હોય છે. નીચેના બે હાથોમાં ઘણી વખત કમળ અને માળા હોય છે. તો કયારેક પુસ્તક અને અમૃત–કુંભ હોય છે. અષ્ટભુજ મૂર્તિમાં

1 Indian contribution to world hought & culture p–1

૨ Indian Contribution to world thought & culture p. 6

૩ એજન પૃ. ૪

૪ એજન પૃ. ૮

૫ Indian contribution to world thought and culture p. 6

૬ એજન પૃ. ૮

૭ એજન પૃ. ૧૦

૮ ,, પૃ. ૫

૯ ,, પૃ. ૧૦

૧૦ ,, પૃ. ૯

હાથ વિવિધ મુદ્રાઓ બતાવતા હોય છે. તિબેટ અને મધ્ય-ભારતમાંથી મળેલ ગણેશની મૂર્તિ વિવિધ મુદ્રાઓ બતાવે છે. જ્યારે બેન્કોકમાં પ્રાપ્ત થયેલ એક મૂર્તિના જમણા હાથમાં તાડ-પત્ર છે જે ગણેશની લહિયા તરીકેની દંતકથાને ટેકો આપે છે.

ગણપતિની સ્ત્રી-સ્વરૂપની પ્રતિમા ભાગ્યે જ મળે છે. ગુજરાતમાં પાટણ પાસેથી વિનાયકી-દેવીની એક મૂર્તિ મળી છે તો તીબેટ અને ચીનમાં પણ વિનાયકી દેવીની પ્રતિમાઓ મળેલ છે. સિલોનમાંથી મળેલ ગણપતિની પૂજા હિન્દુ તથા મુસલમાનો પણ કરે છે.

ગણપતિની આ વિવિધ મૂર્તિઓ, ભારત બહારના પ્રદેશોમાં તેનું અસ્તિત્ત્વ, તેની રચના અને સમય જોતાં ગણપતિ પૂજા ઘણા લાંબા સમયથી પ્રચલિત હશે તેમ માનવું યોગ્ય છે. ગુપ્ત-સમય પછી ભારતમાં ગણપતિ-પૂજા વધારેમાં વધારે વિકાસ પામતી ગઈ છે. પ્રતિહાર અને રાષ્ટ્રકૂટના સમય દરમિયાન સપ્તમાતૃકાની સળંગ મૂર્તિઓ ઘડાતી. તેમાં ડાબે છેડે ગણપતિની મૂર્તિ છે.[૧]

શિવાલયો, રામજી મંદિર-વગેરેમાં દ્વારની નજીક ગણપતિની તથા હનુમાનની દહેરી હોય છે. બૌદ્ધ મઠના દ્વાર આગળ પણ ગણેશને સ્થાન આપવામાં આવ્યું છે. ગણપતિ સાત્ત્વિકતા અને બુદ્ધિમત્તાના પ્રતીક છે. શકિત સાથે સાત્ત્વિકતા પ્રાપ્ત કર્યા પછી જ ભગવાનના દર્શન થઈ શકે તેમ સૂચવવાનો કદાચ તેનો ઉદ્દેશ હોય.

ગુપ્તકાળ પછીના સમયમાં ગાણપત્યોની શાખાઓ પણ અસ્તિત્વમાં આવી હતી. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી નોંધે છે તેમ્ વૈષ્ણવ, સૌર અને ગાણપત્ય ગુરુઓ પોત-પોતાના સાધકને દીક્ષા આપી શકતા.[૨] ગાણપત્યોની આ વિવિધ શાખાઓ દ્વારા ભારતમાં ગણેશની પૂજાને વધારે વેગ મળ્યો હતો.

સાહિત્યકારોએ ગણપતિને બુદ્ધિના દેવ તરીકે સ્વીકાર્યા છે. સરસ્વતી અને ગણપતિની સ્તુતિ નાટકના પ્રારંભમાં મૂકવામાં આવતી. 'માલતી માધવ' જેવા નાટકમાં ગણપતિની સૂંઢનું વર્ણન મળે છે. ગુજરાતનો પ્રખ્યાત આખ્યાન કવિ પ્રેમાનંદ 'શ્રી ગુરૂદેવ ને ગણપતિ, સમરૂં અંબા ને સરસ્વતી' એમ કહી આખ્યાન લખવાનું પસંદ કરતો. લોક-સાહિત્યમાં પણ ગણેશનું સ્થાન એટલું જ અદ્વિતીય આજે પણ રહ્યું છે. આપણાં લગ્ન-ગીતોમાં ગણેશને સૌ પ્રથમ સમરવામાં આવે છે. લગ્ન ઉપરાંત વાસ્તુ, ખાતમૂહૂર્ત, ગૃહશાંતિ, દરેક શુભ પ્રસંગોમાં ગણેશનું પૂજન પ્રથમ કરવામાં આવે છે. વેપારી પોતાના ચોપડામાં અને બાળક પાટીમાં શ્રી ગણેશાય નમઃથી શરૂઆત કરે છે. ફક્ત ઉચ્ચ ગણાતી કોમ જ નહિ પણ પછાત ગણાતી કોમમાં પણ ગણેશ જ માનવંતા દેવ છે. ભવાયાઓ ભવાઈની શરુઆતમાં જ 'દુંદાળો દુઃખ ભંજણો, સદાય બાળે વેશ, પરથમ પહેલાં સમરિએ ગૌરીપુત્ર ગણેશ' એમ કરી કામની શરુઆત કરે છે. આ 'દૂંદાળો દેવ' એટલો તો લોકપ્રિય થયો છે કે ચોરોએ પણ ચોરી કરવાના પોતાના સાધનનું નામ 'ગણેશીઓ' રાખ્યું છે.

શાસ્ત્રોમાં ગણેશની બે પત્નીઓનો ઉલ્લેખ મળે છે. રિદ્ધિ અને સિદ્ધિના એ સ્વામી ગણાય છે. ખુદ શંકરની ઓળખ માટે, 'स्वयं महेश, तनयो गणेश' એવો શબ્દ-પ્રયોગ થયો છે. ગણેશનું દર્શન અતિ મંગલકારી લેખાય છે. તે માટે અભદ્ર વસ્તુ પાસે ગણેશની પ્રતિમાને સ્થાન આપવામાં આવે છે. જો ઘરની સામે અન્ય મકાનનો કરો આવતો હોય તો કરામાં ગણેશ-ગોખલો અચૂક હોવાનો જ.

ભગવાન સાથે તેના ભક્તનું નામ ક્યારેક અભેદ-રીતે સંકળાઈ જાય છે. ગણપતિની સાથે તેના મહારાષ્ટ્રીયન ભક્ત 'મોરિયા'નું નામ જોડાએલ છે. 'ગણપતિ દાદા મોરિયા' એવી બાળકની બૂમમાં આ ભક્તનું તેના પ્રભુ પ્રત્યેનું સમર્પણ દેખાય છે.

૧. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી પ્રાચીન ભારત. વ્યા. ૨-૫-૭૦

૨. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી પ્રાચીન ભારત ભા. ૨ પૃ. ૭૨



# દત્તાત્રેય-ઉપાસના

નરોત્તમ પલાણ

ધડની સાથે મસ્તક તેમ સૌરાષ્ટ્રની સાથે ગિરનાર. ગિરનારમાંય નાકને સ્થાને ગુરુ દત્તનું શિખર છે. ઈ.સ. ની પાંચમી સદીમાં સમગ્ર ભારતવર્ષમાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ધર્મોનાં જે અનેક મિશ્રણો થવાં લાગ્યાં, તેમાંથી તંત્રવાદ, સિદ્ધવાદ અને કૌલવાદ અસ્તિત્ત્વમાં આવ્યા. કઠિન સાધનાને મહત્ત્વ પ્રદાન થયેલું હોઈ, ભેંકાર પર્વતોનાં દુર્ગમ શિખરો ઉપર અને અઘોર વનમાં એનાં થાનકો સ્થપાણાં. વિદ્વાનોમાં એવી માન્યતા પ્રવર્તે છે કે પહેલું વ્યવસ્થિત 'તંત્ર શાસ્ત્ર' આદ્ય શંકરાચાર્યના ગુરુના ગુરુ (ઈ.સ. ૭૨૫) શ્રી ગૌડપાદાચાર્યે 'શ્રીવિદ્યારત્ન સૂત્ર' રચ્યું તે છે. આ સમયે બૌદ્ધ-સિદ્ધો અને 'સૈવ'માંથી નાથ-સિદ્ધો અલગ પડી રહ્યા હતા. ભિન્ન ભિન્ન ક્ષેત્રની અનેક વ્યક્તિઓ માટે વપરાતો 'સિદ્ધ' શબ્દ આ સમયે 'સાંપ્રદાયિક' સ્વરૂપને પામતો હતો. 'નાથ'ની સ્પષ્ટતઃ જાહેરાત ઈ. સ. ૮૦૦ પછી થયેલી છે. આ લોકો દત્તાત્રેયને મહાન યોગી તરીકે ગુરુ સ્થાનના અધિકારી માને છે. નાથ-પરંપરા મુજબ મત્સ્યેન્દ્રનાથને, સાક્ષાત્ દત્તાત્રેયે જ 'નાથસંપ્રદાય'નો આદેશ આપી કઠિન યોગના પ્રકારો જણાવ્યા હતા. બૌદ્ધ-વજ્રયાની સિદ્ધાની યાદી-માંના 'મીનપા' તે જ મત્સ્યેન્દ્રનાથ છે-એવું પણ માનવામાં આવે છે.

ગિરનાર ઉપરનું દત્તાત્રેયનું સ્થાન સૌ પ્રથમ આ નાથ-સિદ્ધો દ્વારા વિકાસ પામેલું જણાય છે. સૌરાષ્ટ્રમાં દત્ત-ઉપાસનાનું એક માત્ર સ્થાન આ ગિરનાર જ છે.

## ભગવાન દત્તાત્રેય

પિતા અત્રિ ઋગ્વેદના સૂક્તદષ્ટા ઋષિ છે. જનતાનો પક્ષ લઈને રાજા સામે લડત આપવા બદલ તેને કારાવાસમાં જવું પડેલું. ઋગ્વેદ ૫-૬૬ મુજબ લોકશાસિત રાજ્યના મહાન પુરસ્કર્તા તરીકે પ્રથમ કારાવાસ ભોગવનાર અત્રિ છે! ગ્રહણની સૌ પ્રથમ માહિતી આપનાર ઋષિ તરીકે પણ ઋગ્વેદ ૫-૪૦, બ્રહ્માંડ ૩-૮-૭૭ અને હરિવંશ ૧-૩૧ અત્રિનો માનપૂર્વક ઉલ્લેખ કરે છે. ભાગવત અનુસાર કર્દમ પ્રજાપતિની કન્યા અને સમગ્ર પૌરાણિક સાહિત્યમાં મહાન સતી તરીકે ખ્યાતનામ અનસૂયા તેમની પત્ની હતી. આવા માતાપિતાથી દત્તાત્રેયનો જન્મ થયો.

પુરાણ કથાઓમાં દત્તજન્મ પરત્વે બે કથાઓ વિશેષ પ્રચલિત છેઃ એકવાર નારદે અનસૂયાના સતીત્વનું ગૌરવ કરતી કથા બ્રહ્મા વિષ્ણુ મહેશની પત્નીઓને કહી. ત્રણેય દેવીઓએ, અનસૂયાનું સત્ત્વહરણ કરવા અર્થે પોતપોતાના પતિઓને તૈયાર કર્યા. અનસૂયાના દ્વારે જઈને દેવોએ ભીક્ષા માગી. વિવસ્ત્ર થઈને ભોજન કરાવવાની શરત ઉપર સતી અનસૂયાએ દેવોને બાલક બનાવી ગૃહસ્થ ધર્મ બજાવ્યો. આ બાજુ દેવભાર્યાઓ પતિદેવોની રાહ નિહાળે છે! આખર શ્રીમતીઓ અત્રિઆશ્રમે પધાર્યા, -સ્વામીનાથોને ઘોડિ-યામાં હિંચોળાતા જોઈ આક્રંદે ચડયા અને "તમે મારી કૂખે અવતાર ધારણ કરો તો મૂળ સ્વરૂપ પ્રદાન કરું" એવી અનસૂયાની ઈચ્છા ઉપર 'તથાસ્તુ' કહી દેવદેવીઓ સ્વધામ સીધાવ્યા.

બ્રહ્માંડઃ ૩-૮-૮૨, માર્કન્ડેયઃ ૧૬, અગ્નિઃ ૨૦-૧૨ અને ભાગવત ૪-૧-૧૫,૩૩ મુજબ અનસૂયાને વિષ્ણુ અવતાર દત્ત, બ્રહ્માવતાર સોમ અને રુદ્રાવતાર દુર્વાસા નામના ત્રણ પુત્રો થયા. 'પ્રાચીન ચરિત્ર કોશ' કાર કહે છેઃ "પુરાણોમાં ત્રિમુખી દત્તનો નિર્દેશ નથી." (પૃઃ ૨૬૧)

માર્કન્ડેય બીજી કથા આપે છેઃ પતિવ્રતા કોઈ સ્ત્રી, પતિ વેશ્યામાં આસક્ત, પતિની કામના પૂર્ણ કરવા કોઈ સ્ત્રી પોતાના ખંભે બેસાડી પતિને વેશ્યા દ્વારે મૂકી આવે! એક દિવસ અંધારામાં ખંભે બેઠેલા પતિનો લટકતો પગ ઋષિને લાગ્યો અને 'સવાર થતાં તારું મૃત્યુ થશે' એવો શાપ મળ્યો. કોઈ

પતિવ્રતાએ સૂરજને ઊગવા ન દીધો ! સૂરજ વિનાની સૃષ્ટિ આકુલ વ્યાકુલ અને ત્રણેય મોટા દેવોએ 'આમાંથી કંઈક રસ્તો કાઢવા' અનસૂયાને વિનંતી કરી. સતીની સમજાવટથી કોઢીએ સૂરજ ઊગવા દીધો, સ્વતપથી તેના પતિને સજીવન કરી અનસૂયાએ સૃષ્ટિરક્ષકોનું કાર્ય પૂર્ણ કર્યું ! પ્રસન્ન થઈ દેવોએ ઈચ્છિત વર માગવા કહ્યું અને "ત્રણેય દેવો મારી કૂખે અવતરો" એવી અનસૂયાની ભાવનાનુસાર સોમદત્તાત્રેયદુર્વાસાના જન્મો થયા.

મહાભારત વનપર્વ, શાંતિપર્વ અને અનુશાસન પર્વમાં કાર્તવીર્ય નામના રાજાએ કઠોર તપસ્યા કરીને દત્તાત્રેયને પ્રસન્ન કરેલાના ઉલ્લેખો છે, પણ અહીં દત્તનો ઉલ્લેખ એક 'દેવ' તરીકે છે. વિષ્ણુના અવતાર તરીકેનો તેમનો પહેલો ઉલ્લેખ તો ઈ. સ. પછીના સાહિત્યમાં મળે છે. વાયુ, મત્સ્ય, બ્રહ્માંડ, હરિવંશ, ભાગવત અને બ્રહ્મપુરાણ વિષ્ણુ-અવતારોની સૂચિમાં 'દત્તાત્રેય'ને ગણાવે છે.

ઈ. સ.ની છઠ્ઠી સદીમાં રચાયેલું માર્કન્ડેય પુરાણ દત્તાત્રેયનું યોગેશ્વર તરીકેનું આખ્યાન આપે છે: એકાંતવાસમાં રહેવા ચાહતા દત્તાત્રેયની આજુ-બાજુ અનેક મુનિકુમારો વીંટળાઈ વળે છે. તેમનાથી છૂટવા દત્તાત્રેયે સરોવરમાં ડૂબકી મારી, યોગશક્તિથી એક સુંદર સ્ત્રીને લઈને દત્ત જલ બહાર આવ્યા પણ મુનિ-કુમારોને દત્ત ઉપર અભાવ ઉત્પન્ન ન થયો ! સ્ત્રી સાથે દત્ત-મદ્યપાન કરવા લાગ્યા, પણ 'જે યોગેશ્વર હોય તેને મદ્યપાન અને સ્ત્રીભોગના સંસર્ગથી દોષ લાગતો નથી' એવા વિચારથી મુનિકુમારોએ દત્તનો ત્યાગ ન કર્યો. આથી પ્રસન્ન થઈને દત્તે તેમને તંત્ર-સાધનાનો ઉપદેશ આપ્યો. ગિરનાર ઉપરનું દત્ત-સ્થાનક આ 'યોગેશ્વર' સ્વરૂપની પૂજા અર્થે, નાથ-સિદ્ધો દ્વારા ઊભું થયેલું સ્થાનક છે.

વિષ્ણુના અવતાર તરીકે દત્તનાં કાર્યોને જોઈએ તો : યજ્ઞક્રિયા સહિતના વેદોનું પુનઃસ્થાપન, ચાતુર્વર્ણ્યની પુનઃ સંઘટના, મ્લેચ્છ-અધર્મનો નાશ અને 'ક્ષમા'ના આદર્શની મહાન સંસ્થાપના રહેલાં જણાય છે. ગોદા-વરી તીરે આવેલું 'બ્રહ્મતીર્થ' વેદજ્ઞાનના પ્રચાર અર્થે દત્તાત્રેયે સ્થાપ્યું. ચાતુર્વર્ણ્યના સંરક્ષણાર્થે દત્તે પોતાના જીવનમાં બધા જ ક્ષત્રિય-શિષ્યો કર્યા. નર્મદા કિનારાનો એક રાજા કાર્તવીર્ય જે 'સહસ્રાર્જુન' નામથી પણ પ્રખ્યાત છે, તેના દ્વારા દત્તે મ્લેચ્છોનો નાશ કરાવ્યો અને 'ક્ષમા'ના આદર્શ ઉપર દત્ત-તત્ત્વજ્ઞાનનું મંડાણ થયેલું છે.

દત્તમતનું પ્રતિપાદન કરવા અર્થે અવધૂતો-પનિષદ્, જાબાલોપનિષદ્, અવધૂતગીતા, ત્રિપુરારહસ્ય અને દત્તતંત્ર-વિજ્ઞાનસાર નામના ગ્રંથો સ્વયં દત્તાત્રેયે જ લખેલા મનાય છે. 'ભગવદ્ગોમંડળ 'દત્તાત્રેય શબ્દમાં જ દત્તનું તત્ત્વદર્શન સમાઈ જતું હોવાનું નોંધે છે. (પૃ: ૪૩૦૦) દત્ત-અ-ત્રય' એમાં 'દત્ત' આપી દેવાનું, છોડી દેવાનું, ત્યાગી દેવાનું સૂચન કરે છે. 'અ' શૂન્યનો પ્રતીક છે. 'ત્રય' દ્રષ્ટા, કર્તા, જ્ઞાતાના અર્થમાં યોજાયેલો હોઈ દ્રષ્ટાથી દ્રષ્ટા, દૃશ્ય, દર્શન/કર્તાથી કર્તા, કરણ, કાર્ય/અને જ્ઞાતાથી જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય-ત્રણેયનું જ્યાં 'શૂન્ય' સર્જાય છે ત્યાં પરબ્રહ્મ પરમાત્માનું સ્વરૂપ રહેલું છે. આ 'શૂન્ય'ને પામવા માટે 'ત્રય'ને 'દત્ત' કરવા જોઈએ, ત્રણનો ત્યાગ કરવો જોઈએ.

દત્તાત્રેયે પોતાની ઉત્તરાવસ્થા મસ્ત અવધૂત બનીને પસાર કરેલી. આ સમયના પર્યટનમાં તેમણે મુખ્યત્વે ગોદાવરીતીરે 'બ્રહ્મતીર્થ'માં, પ્રયાગમાં 'સિંહાચલ આશ્રમ'માં, કોલ્હાપુર પાસે પાંચાલેશ્વરમાં અને પશ્ચિમે ગિરનારના શિખર ઉપર વિહાર કરેલો. આ સમય દરમિયાન જુદે જુદે સ્થળે ગુરુદત્તે ચોવીસ પદાર્થોને પોતાના ગુરુ તરીકે અપનાવ્યા : પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, કબૂતર, અજગર, સાગર, પતંગ, મધુકર, હાથી, કૂતરો, હરણ, માછલું, વેશ્યા, ગીધ, બાળક, કુમારી, ગાય, સર્પ, કરોળિયો અને પતંગિયું. યાદી આપનાર ગ્રંથોમાં થોડાંક નામોનો ફેરફાર આવે છે, પણ આ ચોવીસ પદાર્થો, ગુરુ દત્તાત્રેયે જીવનનું કેવું વ્યાપક દર્શન કર્યું છે તેની સાબિતી આપી જાય છે. પૃથ્વી ક્ષમાનું પ્રતીક હોઈ ગુરુ દત્ત એને પ્રથમ સ્થાન આપે છે, આથી બ્રહ્મ જેવા પુરાણો દત્તાત્રેયને વિષ્ણુનો ક્ષમાપ્રધાન અવતાર માને છે: ભૂયો ભૂતાત્મનો વિષ્ણોઃ પ્રાદુર્ભાવો મહાત્મનઃ।

दत्तात्रेय ईति ख्यातः क्षमया परया युतः ॥ (બ્રહ્મ-પુરાણ : ૨૧૩–૧૦૬,)

## દત્ત ઉપાસના કરનારાઓ

દત્તાત્રેયની ઉપાસના કરનારાઓમાં મુખ્યત્વે તાંત્રિક, નાથ, મહાનુભવ સંપ્રદાય અને દત્તસંપ્રદાય છે. વિષ્ણુના અવતાર લેખે દત્તની ઉપાસના ચાલી નથી. અર્વાચીન સમયના શિવ અને વિષ્ણુ મંદિરમાં દત્તાત્રેયની મૂર્તિ જોવામાં આવે છે પણ એનો સમય સો વર્ષથી આગળ જઈ શકે તેમ નથી. ભારતવર્ષમાં પ્રાપ્ત સૌથી પ્રાચીન–દત્તમૂર્તિ, દક્ષિણના બાદામી ગુફામંદિરમાં આવેલી છે. યોગાસનમાં બેઠેલી આ મૂર્તિના ચાર હાથોમાં અનુક્રમે શંખ, ચક્ર, વ્યાખ્યાન-મુદ્રા અને ચોથો હાથ ખોળામાં છે. બેઠકની નીચે નંદી, ગરૂડ તથા હંસ કોતરેલા હોઈ આને વિષ્ણુ અવતાર દત્તાત્રેય માનવામાં આવે છે. આ ગુફાઓ બાદામીના ચાલુક્ય વંશી રાજાઓમાંના મંગલેશે ઈ. સ. ૬૦૦ માં કોતરાવેલી હોવાનું મનાય છે. મહાન આશ્ચર્યની વાત તો એ છે કે આજે અત્યંત પ્રચલિત અને સહુને સુપરિચિત ત્રણ માથાંવાળું દત્તાત્રેયનું સ્વરૂપ ન તો પુરાણોમાં મળે છે, ન તો કોઈ પ્રાચીન મૂર્તિમાં જોવા મળે છે। ઈ. સ. ૧૫૦૦ સુધીનો એક પણ ઉલ્લેખ દત્તાત્રેયને ત્રણ મસ્તકવાળા બતાવતો નથી! ઈ. સ. ૧૬૦૦ પછી દત્તને ત્રણ માથાં થયાં તેનો રસિક ઈતિહાસ આપણે હવે પછી જોશું.

તાંત્રિક અને નાથ–સિદ્ધોએ દત્તાત્રેયના 'યોગેશ્વર' રૂપને ઉપાસ્યાનો ઉલ્લેખ ઉપર આવી ગયો. આ લોકો દત્તને 'ગુરુ' તરીકે આરાધે છે. દત્તો લખેલ ગ્રંથોમાં જે 'દત્તાત્રેય ઉપનિષદ' છે, તેમાં તંત્ર અને અવધૂત સાધનાને લગતા મંત્રો સંગ્રહાયા છે. આ ઉપનિષદ્‌માં ત્રણ ખંડ છે, જેમાંથી પ્રથમમાં મંત્ર–ચર્ચા, બીજામાં દત્તમાલામંત્ર ને ત્રીજામાં ફલશ્રુતિનું સંકલન થયેલું છે. મંત્ર–ચર્ચામાં 'दां' ની એકાક્ષરી મંત્ર તરીકેની વિસ્તૃત ચર્ચા છે. યોગસિદ્ધિ પ્રાપ્ત કરાવનાર મંત્ર તરીકે 'ષડક્ષરી મંત્ર' આપવામાં આવ્યો છે. આ મંત્ર આ પ્રમાણે છે: "दां ॐ ह्रीं, क्लीं, ग्लौ, द्रां." ઉપર નીચે જતા બે ત્રિકોણોના બહાર થતા ત્રિકોણોમાં આનો એકએક અક્ષર લખી તાંત્રિકો એની આરાધના કરે છે. આ ઉપરાંત આઠ અક્ષરી, બાર અક્ષરી, અને સોળ અક્ષરી મંત્રોની ચર્ચા આ વિભાગમાં થયેલી છે. બીજા વિભાગમાં ખાસ કરીને ભૂત પિશાચને દૂર કરવાના તથા વશ કરવાના મંત્રો આપવામાં આવ્યા છે. ત્રીજા ખંડમાં સર્વસાધારણ ચર્ચા છે, જેમાં 'દત્તગાયત્રી' વિશિષ્ટ સ્થાન ભોગવે છે. એ ખંડમાં 'દત્તગાયત્રી' આ પ્રમાણે આપવામાં આવી છે. :

दत्तात्रेयाय विद्महे । योगीश्वराय धीमहि । तन्नो दत्त : प्रचोदयात् ।

આ મંત્રનો ઋષિ શબર, છંદ ગાયત્રી અને દેવતા દત્ત છે

મહારાષ્ટ્રમાં ઈ. સ. ૧૨૬૩ માં જેની સ્થાપના થયેલી છે તે 'મહાનુભાવ–સંપ્રદાય'માં દત્તની ઉપાસના 'પરબ્રહ્મ' રૂપમાં થાય છે. દત્તાત્રેય' એ બ્રહ્માવિષ્ણુ અને મહેશનો અવતાર નહિ પણ એ ત્રણેય દેવોથી પર મૂળ સ્વરૂપ–પરબ્રહ્મ પરમાત્મા છે એવી માન્યતાથી મહાનુભાવો દત્ત–ઉપાસના કરે છે. ભારત ભરમાં આજે માત્ર મહારાષ્ટ્રમાં જ દત્તાત્રેયને પ્રભુનું મૂળ સ્વરૂપ માનીને થતી ઉપાસના ચાલુ છે. મરાઠી સાહિત્યને સૌથી વધુ ગૌરવ પ્રદાન કરનાર 'અભંગ'ની શરૂઆત આ મહાનુભાવ સંપ્રદાય હેઠળ, દત્ત અને કૃષ્ણને મુખ્ય માનીને થયેલી છે. જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ અને તુકારામ મહાનુભાવ–સંપ્રદાયના મહાન ભક્તો અને કવિઓ છે. દત્ત ઉપાસનાના પ્રત્યેક સ્થાન ઉપર ગવાતી "ત્રિગુણાત્મક ત્રૈમૂર્તિ દત્ત હા જાણા" આરતી એકનાથે લખેલી છે.

મહાનુભાવ–સંપ્રદાયમાંથી જ પંદરમી સદીના પૂર્વાર્ધમાં નરસિંહ સરસ્વતી નામના માણસે 'દત્ત–સંપ્રદાય'ની અલગ સ્થાપના કરી. મહાનુભાવ દત્ત અને કૃષ્ણને સમાન મહત્ત્વ આપે છે, જ્યારે દત્ત–સંપ્રદાય માત્ર દત્તને જ પોતાના ઉપાસ્ય દેવ માને છે. આ દત્ત–સંપ્રદાયના મરાઠી મિત્રોએ જ દત્તાત્રેયને વધારાના બે મસ્તકો અર્પણ કરી, આજે જે છે તે ત્રણ શિર, આઠ હાથ વાળા દત્ત–સ્વરૂપની શરૂઆત કરેલી જણાય છે! આ સ્વરૂપની સૌથી વિશેષ પ્રચલિત કરાવવાનું માન

તુકારામને ફાળે જાય છે. વેપાર કરતા ગરીબ સ્થિતિના મરાઠી–કણબીને ત્યાં ઈ.સ. ૧૬૦૮માં તુકારામનો જન્મ થયો. કોઈ પણ–સંપ્રદાયમાં ન સમાઈ શકે તેવું વિશાળ ભક્ત હૃદય તુકારામને હતું. બ્રાહ્મણ-ધર્મના મહાન ઉપાસક આ સંતે સત્તરમી સદીમાં ભારત વર્ષને અનેક ફાંટાઓમાં છિન્ન ભિન્ન થઈ જતું જોયું. હિન્દનું એક મહાન સામ્રાજ્ય વેરવિખેર થઈ રહ્યુ હતું, ઔરંગઝેબ ધર્મઝનૂની બન્યો હતો, બ્રાહ્મણ-ધર્મને હિન્દમાંથી હાંકી કાઢવાનું તેનું સ્વપ્ન માઝા મૂકતું હતું, સુરત અને મદ્રાસમાં અંગ્રેજોની કોઠીઓ સ્થપાઈ ચૂકી હતી અને ઈ.સ. ૧૬૨૭માં શિવાજીનો જન્મ થયો. જુવાનીમાં પગલા પાડતાં તુકારામે બ્રાહ્મણ-ધર્મની એકતા સાચવવા દત્તાત્રેયના સ્વરૂપમાં સમન્વયની ભાવના નહાળી. જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણને પરસ્પર જે દ્વેષ હતો તે હવે શૈવ અને વૈષ્ણવોમાં આવતો હતો. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો 'શિવ'નું નામ ઉચ્ચારવામાં આભડછેટ જોતા હતા, શૈવો વાદ–વિવાદમાં પડી જનતા વચ્ચે અપ્રિય બની રહ્યા હતા. તુકારામને આ બન્ને બ્રાહ્મણ સંપ્રદાયોની એકતા જરૂરની લાગી. દત્તાત્રેય વિષ્ણુ અવતાર મનાતા હતા, શૈવોમાં પણ તેની ઉપાસના ચાલુ હતી એટલે દત્તને જ 'સમન્વયાચે પ્રતીક' માની તુકારામે એક જબ્બર પ્રયત્ન આરંભ્યો. તેમની અસરથી જ રામદાસ અને રામદાસની અસરથી શિવાજી 'રાષ્ટ્રીયતાના ઉદય'નો ભગવો નેજો લઈને આગળ આવ્યા.

'બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણેય એક છે' એ વિચારનું પ્રતિપાદન કરવા અર્થે દત્તને ત્રણ મસ્તક, આઠ હાથમાં ત્રણેય પ્રમુખદેવનાં આયુધો, કૂતરો અને ગાય જેવાં સામાન્ય રીતે ભિન્ન પ્રાણીઓ અને ભક્તિથી તરબોળ અભંગ દ્વારા દત્તાત્રેયની ઉપાસના આગળ ધરવામાં આવી. ગુજરાતમાં અખો જ્યારે દ્વૈત અને અદ્વૈતનો સમન્વય સાધતો હતો ત્યારે તુકારામ પોતાના ભક્તિભાવ નીતરતા અભંગો દ્વારા દૂર પડી રહેલા શૈવો અને વૈષ્ણવોને એક કરી રહ્યા હતા.

દત્ત=સંપ્રદાય, ખ્રિસ્તીધર્મ અને શીખધર્મની જેમ, ગુરુ–પૂજાનું પ્રાધાન્ય સ્વીકારતો સંપ્રદાય છે. તેનું મુખ્ય તત્ત્વદર્શન 'દત્તપ્રબોધ' તથા 'દત્તમાહાત્મ્ય'માં વ્યક્ત થયેલું છે. તે મુજબ ગુરુભક્તિને મહત્ત્વ આપતી સગુણોપાસના અહીં સ્વીકાર પામેલી છે. 'શ્રીગુરુદત્ત' અથવા 'ગુરુદેવદત્ત'નો જયઘોષ એમની શિષ્યપરંપરામાં જોવા મળે છે.

પણ દત્તાત્રેય કોઈ સંપ્રદાયમાં બંધાય એવું વ્યક્તિત્ત્વ નથી. આણુ ઉપરનું ગુરુદત્તનું સ્થાન તથા ગિરનાર દત્તશિખર કોઈ એક ધર્મના નેજા હેઠળનાં સ્થાનો નથી. ગિરનારના શિખર ઉપર જ મરાઠી સંત તુકોબા તથા ચૈતન્ય સંપ્રદાયના આદ્ય પુરુષ મનાતા રાઘવ ચૈતન્ય કઠિન તપ આચરી દત્તાત્રેયની કૃપા સંપાદન કરી ગયાના દાખલાઓ છે. અનેક ધર્મના અનેક સાધુઓ દત્તની આરાધના અર્થે ભિન્ન ભિન્ન સમયે ગિરનારને શરણે આવ્યા છે.

સાંપ્રદાયિક–અસાંપ્રદાયિક સર્વસાધુઓમાં દત્તની ઉપાસના અર્થે થોડીક સર્વ સ્વીકૃત સમજૂતી પણ પ્રવર્તે છે: જેમકે દરેક દત્તભક્ત માગશર સુદ પૂનમને દત્તજયંતી તરીકે ઉજવે છે, મુખ્યત્વે દત્ત–પાદુકાને પૂજાસ્થાને સ્થાપે છે. અર્વાચીનકાળમાં દત્તમૂર્તિઓ આવી છે પણ પ્રાચીન પૂજા–પ્રણાલી દત્ત–પાદુકાની જ જાણવા મળે છે.

*

સૌરાષ્ટ્રમાં દત્તાત્રેય–ઉપાસનાનું માત્ર એક જ સ્થાન કેમ છે? એ પ્રશ્નનો ઉત્તર સહેલાઈથી વાળી શકાય તેમ નથી. પ્રથમ વાત એમ છે કે દત્તાત્રેયે જ્યાં જ્યાં વિહાર કરેલો ત્યાં ત્યાં તેમનાં કેન્દ્રો ઊભાં થયાં, બીજું–દત્ત અવધૂત યોગી છે એને બેસવા લાયક વિકટ સ્થાન સૌરાષ્ટ્રમાં ઓછાં ખાલી હતાં. દત્ત આવ્યા તેની પહેલાં સૌરાષ્ટ્રને ડુંગરે ડુંગરે માતાજીનાં બેસણા થઈ ચૂક્યાં હતાં, ઓખા–મિયાણી–સોમનાથ–દીવ જેવાં સ્થાનકોમાં શિવ, શક્તિ, વૈષ્ણવના વાવટા ફરકતા હતા. ત્રીજી વાત એ છે કે હજુ આજે પણ સૌરાષ્ટ્રના કોક ગુપ્ત ખૂણે એનાં આસનો છૂપાઈને પડી રહ્યાં હોય!

*

લેખ પૂરો કરતાં પહેલાં 'ભગવદ્‌ગોમંડળે' ગિરનારના દત્ત–શિખર પ્રતિ વ્યક્ત કરેલી શંકાનો જવાબ આપવાનું યોગ્ય ધારું છું: ભગવદ્‌ગોમંડળ પૃ: ૪૩૦૦ ઉપર નોંધ છે કે "દત્તાત્રેયની પૂજા કરવાનો

રિવાજ ગુજરાતમાં જણાતો નથી. ગિરનાર ઉપર જે દત્તાત્રેયનાં પગલાં માનવામાં આવે છે તે સંબંધી શંકા લેવાનું કારણ છે, કેમકે તે પાદુકાની પાછળના ભાગે એક જૈન મૂર્તિ કોતરેલી દેખાય છે અને નીચે એક અસ્પષ્ટ અક્ષરવાળો કદાચ ચાલુક્યકાલીન લેખ દેખાય છે. બીજું કારણ એ છે કે ગુજરાતમાં અન્યત્ર દત્તાત્રેયનું સ્થાન ક્યાંય જોવામાં આવતું નથી.''

આવી જ જાતનો અવાજ બીજા મિત્રો તરફથી પણ વારેવારે ઉઠાવવામાં આવે છે. 'ભગવદ્‌ગોમંડળે' જે શંકા ઉઠાવી તેમાંથી આટલા પ્રશ્નો ફલિત થાય છે: ગુજરાતમાં દત્ત પૂજા બીજે નથી, પાદુકાને પાછલે ભાગે જૈનમૂર્તિ છે, એક લેખ પણ છે. આ ઉપરાંત એક માન્યતા એવી પણ છે કે આ પગલાં નેમિનાથનાં છે.

મારા તરફથી આનો ક્રમશઃ ખુલાસો આ પ્રમાણે છે: ગુજરાતમાં બીજે દત્ત–સ્થાનો નથી માટે આ પણ ન હોય એવી વાતમાં જરાય તથ્ય જણાતું નથી. માધવપુરમાં કૃષ્ણરુકિમણી મંદિર છે બીજે ક્યાંય નથી એટલે શું માધવપુરનાં મંદિરને 'નથી' કહી શકાશે? આખા પશ્ચિમ ભારતમાં ક્યાંય નથી અને સોમનાથ પાસે કડવાર ગામે વરાહ મંદિર છે એટલે એનો અસ્વીકાર થઈ શકાશે? કડવારના મંદિરને દશાવતારનું માનીએ તોય બીજે દશાવતાર નથી એટલે આની 'ના' પાડી શકાશે નહિ.

પાદુકાને પાછલે ભાગે જૈનમૂર્તિનો ઉલ્લેખ પણ વિચારવા જેવો છે. જૈનોમાં એવી માન્યતા છે કે નેમિનાથનો દેહવિલય આ શિખર ઉપર થયો અને તેથી પગલાં મૂકવામાં આવ્યાં છે. હવે જૈન પરંપરામાં દેહવિલયને સ્થાને પગલાંની સાથે 'મૂર્તિ' મૂકવાનો ચાલ મારી જાણમાં ક્યાંય નથી. જો પગલાંને નેમિનાથના માનો તો મૂર્તિ શા માટે? નેમિનાથની સ્મૃતિમાં માત્ર મૂર્તિ જ મૂકવામાં આવી, પગલાં પાછળથી દત્ત–સાધુ-ઓએ મૂકયાં એવો તર્ક કરવામાં આવે તો આપણે એ જોવું ઘટે કે ગિરનાર ઉપર જૈનોનો પહેલો પગ ક્યારે પડયો છે અને દત્તનું આગમન ક્યારે થયું છે? એ તો સ્પષ્ટ છે કે કુમારપાળના સમયમાં જૈનો ગિરનાર ઉપર આવ્યા. ઈ.સ. ૧૧૪૨ના ડિસેમ્બરમાં કુમારપાલને રાજ્યાભિષેક થયો. (દુર્ગાશંકર) જ્યારે બીજી બાજુ 'ગુરુ દત્તાત્રેયનો ગિરનારમાં આશ્રમ છે' એવો ઉલ્લેખ હરિવંશના વિષ્ણુપર્વમાં થયેલો છે. હરિવંશનો સમય ઈ. સ. ૪૦૦ થી ૬૦૦ નો માનવામાં આવે છે. આ ઉપરાંત નિશ્ચિત રીતે સાતમી સદીમાં થયેલો મનાતો માઘ પણ પોતાના 'શિશુપાલવધ' મહાકાવ્યમાં દત્તને વિષ્ણુ અવતાર ગણાવી, ગિરનારમાં તેનો વાસ હોવાની વાત ઉચ્ચારે છે. આ બધું જોતાં જૈનોથી લગભગ પાંચસો કે છસો વર્ષ પહેલાં ગિરનાર દત્તાત્રેયનું સ્થાન બની ચૂકયો છે.

### પાદુકા પાસેની જૈનમૂર્તિ

ગિરનારના દત્ત–શિખર ઉપરની મૂર્તિ 'જૈન' છે એવો નિર્ણય સૌ પ્રથમ કોણે જાહેર કર્યો તે મારી જાણમાં નથી. મારું નમ્ર માનવું છે કે ત્યાં આવેલી મૂર્તિને સર્વમાન્ય જૈન કહી શકાય તેમ નથી. જૈન-મૂર્તિના સર્વમાન્ય લક્ષણમાં તીર્થંકરનું 'લાંછન' આ મૂર્તિમાં જોવા મળતું નથી. જૈનો એને નેમિનાથની મૂર્તિ કયા કારણથી કહેતા હશે તે હું સમજી શકતો નથી. કારણ આ મૂર્તિમાં નેમિનાથની ઓળખાણ આપનાર તેનું લાંછન 'શંખ' ક્યાંય નથી. આ ઉપરાંત જૈનમૂર્તિનું બીજું સર્વસામાન્ય લક્ષણ છાતી ઉપર શ્રીવત્સ ચિહ્ન પણ અહીં દૃષ્ટિગોચર થતું નથી. મૂર્તિને નજરોનજર જોનાર હરકોઈ અભ્યાસી તુરત જ સમજી જશે કે આ મૂર્તિનું જરાય મૂલ્ય નથી, મૂર્તિવિધાનની એક પણ બાબત આમાં સચવાયેલી નથી. કોઈ નવરા માણસે અહીંતહીં જોયેલી મૂર્તિનું પ્રાકૃત અનુકરણ કરેલું જણાય છે. લેખની બાબતમાં પણ મારું આ જ માનવું છે. આ બધું નવરા માણસના કાર્યથી કાંઈ વિશેષ નથી. દત્ત શિખર તરીકે ઓળખાતું શિખર અને પાદુકા નિશ્ચિતપણે દત્તાત્રેયનાં છે.

ઈ. સ. ૧૯૨૨માં છપાયેલાં 'શ્રીદત્ત પ્રબોધ કલ્પદ્રુમ' નામના પુસ્તકમાં મૂકાયેલી એક દત્ત–સ્તુતિ સાથે 'દત્તાત્રેય–ઉપાસના'નું આ વિહંગાવલોકન પૂર્ણ કરીએ.

ગુરુદત્ત આત્રેય ત્રૈમૂર્તિ અવતાર,
અવધૂત સુખકાર ત્રૈગુણ્ય આધાર,
આનંદવન[1] સ્નાન, કરવીર[2] ભિક્ષાન્ન,
માહૂરકર[3] શયન, સ્થિતિ જાકિ ગિરનાર.

---

૧. કાશી ૨. કોલ્હાપુર ૩. એક ક્ષેત્રનું નામ.

*

# સૌરાષ્ટ્રમાં હનુમાનપૂજા

લેખક અને તસ્વીરકાર : ડૉ. હરિલાલ ગૌદાની

લોકોક્તિ મુજબ તેમ જ રાસમાળામાં દર્શાવેલી પોરબંદરના મહારાણાઓની વંશાવલિમાં લખાયા મુજબ શ્રીરામ લંકા જીતીને અયોધ્યા પાછા ફર્યા પછી અયોધ્યામાં મોટો રાજદરબાર ભરવામાં આવ્યો. ભરત પાસેથી શ્રીરામે અયોધ્યાની ગાદી સંભાળ્યા પછી તુરત જ રામજીને યુદ્ધમાં મદદ કરનાર બધા જ સેનાની અને સૈનિકોને યોગ્ય પુરસ્કાર આપવામાં આવ્યો. શ્રીરામે હનુમાનજીને અમુક ભેટ આપવા કહ્યું ત્યારે હનુમાનજીએ કહ્યું કે મારે આપની સેવા સિવાય બીજી કોઈ ભેટ જોઈતી નથી. આપ મને સદાયને માટે આપની સેવામાં રહેવા દો એટલી જ મારી માગણી છે.

શ્રીરામે હનુમાનજીની માગણી સ્વીકારી લીધી. પણ એટલી વાતથી રામજીને સંતોષ થયો નહિ એટલે તેણે હનુમાનજીના પુત્ર મકરધ્વજને સૌરાષ્ટ્રનું રાજ્ય સોંપ્યું. એ રાજ્ય સોંપ્યા પછી શ્રીરામે મકરધ્વજના રાજ્યની રાજધાની બનાવવા માટે હાલના પોરબંદર શહેરની પશ્ચિમ દિશાએ પાંચ માઈલ દૂર આવેલ એક સમતલ જગ્યાએ શ્રીનગર નામે એક નગર બંધાવી આપ્યું.

સૌરાષ્ટ્રના રાજા બન્યા પછી મકરધ્વજે પોતાના રાજ્યમાં તેના પિતા હનુમાનજીની પૂજા શરૂ કરી.

મકરધ્વજના પુત્ર મયૂરધ્વજ ઊર્ફે મોરધ્વજે પોતાના રાજ્યની રાજધાની શ્રીનગર રાજ્યને એક ખૂણે પડતું હોવાથી તેણે ઝાલાવાડની ઉત્તરમાં મોરબી નામે શહેર વસાવ્યું અને એ શહેરને પોતાના રાજ્યની બીજી રાજધાની બનાવી ત્યાં હનુમાનજીની પૂજા શરૂ કરાવી. સમય જતાં મયૂરધ્વજે ગુજરાતનો ઘણો પ્રદેશ જીતી લીધો. અને એ પ્રદેશનો યોગ્ય વહીવટ કરવા માટે તેણે પોતાના રાજ્યની પૂર્વ તરફની રાજધાનીનું એક શહેર વસાવ્યું. એ શહેરનું નામ ખેટકપુર રાખ્યું. સમય જતાં ખેટકપુર નામનો અપભ્રંશ થઈ ખેડા થયું. રાજા મયૂરધ્વજે ખેટકપુરમાં પણ હનુમાનપૂજાનો પ્રચાર કર્યો.



૧–હનુમાનજીની મૂર્તિ : દાસભાવ
ગામ : ધાધલપુર : જિ. સુરેન્દ્રનગર

મયૂરધ્વજના પુત્ર તાલધ્વજે સૌરાષ્ટ્રના ગોહિલવાડ પંથકના દક્ષિણ ભાગમાં આવેલ એક ટેકરીની તળેટીમાં તાલધ્વજપુર નામે શહેર વસાવ્યું. અને ત્યાં હનુમાનપૂજા શરૂ કરી. સમય જતાં તાલધ્વજપુર નામનો અપભ્રંશ થઈ તળાજા બન્યું.

હનુમાનજીના વંશજ મકરધ્વજ પછી ધ્વજશાખાના સાત રાજાઓ થયા. તેના પછી એ જ પેઢીમાં કુમારશાખાના અડતાલીસ રાજાઓ થયા તેના પછી રાજશાખાના બાર રાજાઓ થયા. તેના પછી મહારાજ

શાખાના સત્તાવીસ રાજાઓ થયા. પછી મકરધ્વજની પંચાણુમી પેઢીએ જેઠીજી નામે રાજા થયા. આ જેઠીજી રાજાના વંશજો જેઠવાઓ કહેવાયા. જેઠીજી પછી તેના એકસો નવમા વંશજે રાણા પદવી ધારણ કરી. ત્યારથી એ રાજાઓ રાણા કહેવાયા. આ શાખાના રાજાઓએ ભારતવર્ષ સ્વતંત્ર થયું ત્યાં સુધી પોરબંદરમાં રાજ્ય કર્યું.

ઉપર જણાવેલ મકરધ્વજના બધા જ વંશજોએ તેના આદિ પુરુષ હનુમાનજીની પૂજા જારી રાખી. આ કારણને લઈને ભારતમાં સૌથી વધારે હનુમાનપૂજા સૌરાષ્ટ્રમાં થાય છે. ખાસ કરીને શ્રીનગર, પોરબંદર, મોરબી, ખેડા, અને તળાજામાં હનુમાનજીની ઘણી મૂર્તિઓની સ્થાપના થયેલ જોવા મળે છે.



૨–હનુમાનજીની મૂર્તિ : ગંગવો કુંડ
ગામ : દેદાદરા : જિ. સુરેન્દ્રનગર

ઉપર જણાવેલ નગરોમાં ખાસ કરીને મોરબી શહેરમાં હનુમાનજીના જન્મની તિથિ ચૈત્ર સુદ પુનમ ઉપર આઠ દિવસ અગાઉથી હનુમાન ઉત્સવ ઊજવવામાં આવે છે. અને એ ઉત્સવમાં મોરબીના લોકો ભાવપૂર્વક ભાગ લે છે.

શ્રીનગર, મોરબી, ખેડા અને તળાજામાંથી હનુમાનજીની પુરાણી મૂર્તિઓ મળી આવી છે, એ મૂર્તિઓ સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં પુરાણા સમયથી થતી હનુમાનજીની પૂજાના પ્રતિક સમી છે.

શિલ્પશાસ્ત્રના પુસ્તકોમાં હનુમાનજીને ગૌણ દેવ ગણ્યા છે. અને તેની મૂર્તિની સ્થાપના અમુક મંદિરોમાં ગાણદેવ તરીકે થાય છે. આવી ગૌણદેવ તરીકેની હનુમાનજીની હજારો પ્રતિમાઓ સૌરાષ્ટ્રમાં જોવા મળે છે. હનુમાનજીની ગૌણદેવ તરીકેની પ્રતિમાઓ મોટે ભાગે શિવમંદિર, રામજીમંદિર, વિષ્ણુ મંદિર, સ્વામીનારાયણ મંદિર અને રબારી ભરવાડોના મંદિરોમાં જોવા મળે છે. ગૌણદેવ તરીકેની હનુમાનજીની પ્રતિમાઓ કાં તો મુખ્ય મંદિરના અંતરાલમાં કે મંદિરના સભા-મંડપની આજુબાજુ બનાવેલ દેવકુલિકામાં મૂકાયેલી જોવા મળે છે.

ઉપર જણાવેલ ગૌણ મંદિરો ઉપરાંત સૌરાષ્ટ્રમાં હનુમાનજીના ભવ્ય સ્વતંત્ર મંદિરો આવેલાં છે. આ પ્રકારનાં સ્વતંત્ર મંદિરોમાં અમરેલી જીલ્લાના ભુરખિયા હનુમાનનું મંદિર, ભાવનગર જીલ્લાનું ઊંચડી ગામનું હનુમાન મંદિર, તથા ભેંસલા હનુમાનનું મંદિર, બોટાદ નજીકનું સ્વામીનારાયણ સંપ્રદાયનું સાળંગપુરના હનુમાનજીનું મંદિર વિગેરે ખૂબ જાણીતાં છે.

રૂદ્રના એટલે કે શિવજીના અગિયાર અવતારો ઉપરાંત હનુમાનજી પણ એક રૂદ્રાંશ અવતાર ગણાય છે. હનુમાનજીનું રૂદ્રાંશ સ્વરૂપ શિવજીમાંથી ઉપજ્યું હોઈને આ સ્વરૂપની ભૂતપિશાચ વિગેરેમાં માનનારા લોકો આરાધના કરે છે. નીચલા થરના લોકો ભૂત પિશાચ વિગેરે ન સતાવે તે માટે હનુમાનજીની પૂજા કરે છે અને ભૂતનો ડર લાગે ત્યારે હનુમાનજીના નામનો જાપ જપે છે. લોકમાન્યતા મુજબ રૂદ્રાંશ



૩–પંચમુખા હનુમાન : અઘોરી બાવાનું મંદિર
પાટણ : જિ. મહેસાણા

હનુમાનજીના નામનો જાપ જપવાથી જાપ જપનાર મનુષ્યને ભૂત, પ્રેત સતાવતાં નથી.

હનુમાનજી વાયુદેવના પુત્ર ગણાય છે. આ કારણને લઈને વાયુદેવે હનુમાનજીને લંકામાં જતી વખતે તથા લક્ષ્મણજીની મૂર્છા દૂર કરવા માટે સંજીવની બૂટી લેવા જતી વખતે આકાશમાં ઊડવામાં મદદ કરી હતી. કહેવાય છે કે હનુમાનજી તેના પિતા વાયુદેવનું સ્મરણ કરી રામેશ્વરથી ઊડીને સીતાજીને રાવણની અશોક વાટીકામાં સંદેશો આપવા ગયા ત્યારે માર્ગમાં આકાશમાં ઊડતા હનુમાનજીના વીર્યનું એક ટીપું સમુદ્રમાં પડી ગયું. એ ટીપું એક મગરી ગળી ગઈ એટલે મગરીને પેટે ગર્ભ રહ્યો. અને તેના ફળરૂપે મગરીને પેટે હનુમાનજીના પુત્ર મકરધ્વજનો જન્મ થયો. જે પોરબંદરના જેઠવા રાજાઓના મૂળ પુરુષ ગણાયા.

ઉપરની બાબતના અનુસંધાનમાં સૌરાષ્ટ્રમાં એવી લોકોક્તિ સંભળાય છે કે જેઠવા કુળના પોરબંદરના રાણાઓની કરોડનું છેલ્લું હાડકું થોડું બહાર નીકળેલું હોય છે. આ નિશાની એ કુળના આદિપુરુષ હનુમાનજીએ તેના વંશજોને અર્પણ કરી હતી તેમ કહેવાય છે.

ગુજરાતમાં વસતા વાયુને પોતાના કુળદેવ માનનાર વાયડા વાણિયાઓ તથા સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં વસતા વાયડા બ્રાહ્મણો વાયુદેવ ઉપરાંત હનુમાનજીના માતા વાયુપત્ની અંજનાદેવીનું પૂજન કરે છે. સાથોસાથ હનુમાનજીની પણ ગૌણદેવ તરીકે પૂજા કરે છે. આમ પોરબંદરના જેઠવાઓ હનુમાનજીને પોતાના મૂળપુરુષ રૂપે પૂજે છે, જ્યારે પશ્ચિમ સૌરાષ્ટ્રમાં વસતા વાયડા બ્રાહ્મણો હનુમાનજીને વાયુદેવના પુત્ર માની તેની ગૌણદેવ તરીકે પૂજા કરે છે. મરૂત એટલે વાયુના પુત્ર મારૂતિ એ હનુમાનજીનું બીજું નામ છે. દક્ષિણ ભારતમાં હનમાનજીનું મારૂતિ સ્વરૂપ ઘણું જાણીતું છે. અને એ સ્વરૂપના સંખ્યાબંધ મંદિરો દક્ષિણ ભારતમાં જોવા મળે છે. દક્ષિણ ભારતનું ભાગ્યેજ કોઈ ગામ મારૂતિના મંદિર વિનાનું હશે.

રામાયણમાં હનુમાનજીને ખૂબ બળવાન, બ્રહ્મચર્ય પાળનાર, સાહસિક, કસરતી અને રામજીના પરમ ભક્ત ગણ્યા છે.

હનુમાનજીના મૂર્તિવિધાન બાબત શ્રી તત્ત્વનિધિના પટમાં પાના ઉપર બે પ્રકારો વર્ણવવામાં આવ્યા છે. પહેલો પ્રકાર એક મુખવાળા હનુમાનજી અને બીજો પ્રકાર પાંચ મુખવાળા હનુમાનજી. એક મુખવાળા હનુમાનજીના મુર્તિવિધાનમાં તેનો વર્ણ સ્ફટિક જેવો સફેદ, મુખમંડળ વાનર જેવું, કાનમાં કુંડળ અને બે હાથ વડે નમસ્કાર કરતા કોતરવા લખાયું છે.

પંચમુખા હનુમાનની મૂર્તિ પાંચ મુખવાળી બનાવવા લખાયું છે. આ મૂર્તિનું પૂર્વનું મુખ વાનરનું, પશ્ચિમનું મુખ ગરૂડનું, ઉત્તરનું મુખ વારાહનું

દક્ષિણનું સિંહનું અને આકાશ તરફનું મુખ અશ્વ એટલે ઘોડાના જેવું કોતરવું તેમ લખાયું છે. પંચ-મુખા હનુમાનની મૂર્તિના દસ હાથ કોતરવા લખાયું છે. અને એ દસે હાથોમાં પ્રદક્ષિણા ક્રમ મુજબ ખડગ, ત્રિશૂળ, ખટવાંગ, પાશ, અંકુશ, પર્વત, વૃક્ષ, મુદ્રિકા, મૂંડ અને બાણ આપવા લખાયું છે. અને એ મૂર્તિનો વર્ણ સુવર્ણ જેવો સોનેરી રાખવા લખાયું છે.

આખા સૌરાષ્ટ્રમાં નજર કરતાં હનુમાનજીની બે હાથ ધરાવતી સંખ્યાબંધ પ્રતિમાઓ જોવા મળે છે. આવી પ્રતિમાઓમાં મોટે ભાગે હનુમાનજીનું મોઢું વાનરના જેવું અને તેના એક હાથમાં ગદા અને બીજે હાથે પર્વત ધારણ કરેલો જોવા મળે છે. હનુમાનજીની મોટા ભાગની મૂર્તિઓની કેડ ઉપર જાંગિયો, તેનો દેખાવ મજબૂત પહેલવાનના જેવો અને તેના પગ નીચે અસુરની મૂર્તિ કોતરાયેલી જોવા મળે છે. આ અસુર મૂર્તિને લોકો પનોતી કહે છે. પણ ખરેખર એ પનોતી નહિ પણ અસુરની મૂર્તિ હોય છે. હનુમાનજી બાળ બ્રહ્મચારી ગણાતા હોવાથી તેના પગ નીચે પનોતીની સ્ત્રી મૂર્તિ હોય એ વાત અશક્ય છે. હનુમાનજીની મોટા ભાગની મૂર્તિઓ શુદ્ધ આલિઢાસન નહીં પણ આલિઢાસનના ઝોકવાળી કોતરાયેલી જોવા મળે છે. તેનો એક પગ સહેજ વળેલો અને બીજો પગ અસુરને માથે મૂકેલો કોતરાયેલો હોય છે.

હનુમાનજી રામના સેવક તરીકેની મૂર્તિઓ દાસભાવે બે હાથ જોડેલી કોતરાયેલી જોવા મળે છે. આવી સંખ્યાબંધ મૂર્તિઓ સૌરાષ્ટ્રના હનુમાનજીના ગૌણ મંદિરોમાં નજરે પડે છે.

સૌરાષ્ટ્રમાંથી મળી આવેલી હનુમાનજીની પંચ-મુખવાળી પ્રતિમા મયુરધ્વજના પુત્ર તાલધ્વજે વસાવેલ તાલધ્વજપુર યાને તળાજાના સ્મશાન નજીક મૂકાયેલી છે. આ પ્રતિમા સોલંકીકાળની શરૂઆતની હોય તેમ કહી શકાય. આ પ્રતિમાના પાંચ મુખોમાં જમણી બાજુ સિંહમુખ, ડાબી બાજુ ગરૂડમુખ, સન્મુખ દર્શને વાનરમુખ, આકાશ તરફ અશ્વના જેવું મુખ અને પાછળના ભાગે વરાહને મળતું મુખ કોતરાયેલ જોવા મળે છે. આ મૂર્તિની કોતરણીમાં દસ હાથને બદલે ચાર હાથ કોતરાયેલા છે. અને તેના ચારે હાથોમાં પ્રદક્ષિણાક્રમ મુજબ ગદા, પર્વત, ધનુષ અને બાણ કોતરાયેલા જોવા મળે છે. આ મૂર્તિનો ડાબો પગ સીધો અને જમણો પગ વળેલો છે અને જમણા પગ નીચે દબાયેલ અસુર હનુમાનજીને બે હાથ જોડી નમસ્કાર કરતો હોય તેમ કોતરાયેલો જોવા મળે છે. આ પ્રતિમા બે ફૂટ જેટલી ઊંચાઈ ધરાવે છે.

પંચમુખા હનુમાનજીની બીજી ભવ્ય પ્રતિમા પાટણના અઘોરી બાવાની જગ્યામાં એક દેરીમાં બેસાડેલી છે. સંવતના બારમા સૈકામાં કોતરાયેલી આ પ્રતિમા પાંચ ફૂટ ઊંચી છે. આ પ્રતિમાનું જમણી બાજુનું મુખ સિંહના જેવું, સન્મુખ દર્શનનું મુખ વાનરના જેવું, ડાબી બાજુનું મુખ ગરૂડના જેવું, પાછળનું જેવું મુખ વરાહના જેવું અને આકાશ તરફનું મુખ અશ્વના જેવું કોતરાયેલ છે, આ પ્રતિમા દ્વિહસ્ત



૪—મારૂત—હનુમાન

ગામ : ભૂતિયાવાસણા : જિ. મહેસાણા

કોતરાયેલ છે. તેના એક હાથમાં ગદા અને બીજે હાથે પર્વત ધારણ કરેલો દેખાય છે. ભારતવર્ષની પંચમુખા હનુમાનની પુરાણી પ્રતિમાઓમાં તળાજા તથા પાટણની પ્રતિમાઓ ઘણી જ અગત્યની ગણાય.

શિલ્પશાસ્ત્રનાં પુસ્તકોમાં હનુમાનજીની મૂર્તિ અંગે ઉપર જણાવેલ બાબતો સિવાય વિશેષ લખાયું નથી છતાં સૌરાષ્ટ્ર તેમજ ગુજરાતમાંથી હનુમાનજીની કેટલીક વિશિષ્ટ પ્રકારની પ્રતિમાઓ મળી આવી છે. સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણ તાલુકાના દેદાદરા ગામના ગંગવાકુંડને કાંઠે આવેલ એક દેરીમાં હનુમાનજીની મૂર્તિ મૂકાયેલી છે. આ મૂર્તિના એક હાથમાં કટાર અને બીજા હાથમાં નાનકડું ત્રિશુળ જોવા મળે છે, અને મૂર્તિની પાછળ એક ભાલો કોતરાયેલો દેખાય છે. હનુમાનજીના એક પગ નીચે બે હાથ જોડીને એક સેવક બીરાજે છે.

સૌરાષ્ટ્ર તેમજ ભારતવર્ષના મહાદુર્ગના દરવાજાઓમાં કે દોઢીમાં ગણેશ, ભૈરવ, અને હનુમાનજીની મૂર્તિઓ મૂકાયેલી જોવા મળે છે. ઘણી જગ્યાએ ગઢના દરવાજાની બહારને ભાગે કે અંદરના ભાગે મૂકાયેલા ગવાક્ષમાં હનુમાનજીની મૂર્તિ જોવા મળે છે. જુનાગઢના ઉપરકોટના કિલ્લામાં દરવાજાની અંદર જતાં હનુમાનજીની મહાકાય મૂર્તિ જોવા મળે છે. આ પ્રકારની પ્રતિમાને રક્ષકદેવની પ્રતિમા કહેવામા આવે છે.

આમ સૌરાષ્ટ્રમાંથી દ્વિહસ્ત, ચતુર્હસ્ત, પંચમુખા, સેવક હનુમાન, રક્ષક હનુમાન તથા દેદાદરા જેવી વિચિત્ર પ્રકારની પ્રતિમાઓ મળી છે.

વાયુ પુત્ર, મારૂત હનુમાનની પ્રતિમા સૌરાષ્ટ્રમાંથી મળી નથી પણ પાટણ શહેરથી ચાર માઈલ દૂર આવેલ ભૂતિયા વાસણના ભૂતનાથ મહાદેવના મંદિરના દરવાજામા હનુમાનજીના મારૂત સ્વરૂપની એક સુંદર પ્રતિમા મૂકાયેલી જોવા મળે છે. આ પ્રતિમાના એક હાથમાં મારૂતનુ આયૂધ, ધ્વજ, બીજા હાથમાં ગદા, ત્રીજા હાથમાં પર્વત અને ચોથા હાથમાં માળા જોવા મળે છે.

દક્ષિણ ભારતમાં મારૂતીની કાંસ્ય તેમજ, પથ્થરમાંથી કોતરાયેલ પ્રતિમાઓ જોવા મળે છે. આ પ્રકારની પ્રતિમાના હાથમાં આયૂધો હોતાં નથી, પણ હાથો આયૂધોની સંજ્ઞા દર્શાવે છે. દક્ષિણ ભારતમાં કેટલેક સ્થળે રામ–તથા હનુમાન તેમજ રામ–લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, સીતા અને હનુમાનજીની પ્રતિમાઓ એક જ સિંહાસન ઉપર બીરાજતી જોવા મળે છે. કયાંક કયાંક આવી પ્રતિમાઓ હાથીદાંતમાંથી પણ કોતરાયેલી જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં ઘણી જગ્યાએ સાદા પથ્થરને સિંદૂર લગાડી તેનું હનુમાનજી તરીકે સ્થાપન કરેલું જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં હનુમાનજીના રક્ષક દેવ તરીકેના નામો સંકટ મોચન હનુમાન, ભીડભંજન હનુમાન વિગેરે પડાયેલાં છે. ગામના નામ ઉપરથી સારંગપુરના હનુમાન, ઊચડીના હનુમાન, ભુરખિયા હનુમાન વિ. નામો પડાયેલ છે. સેવાનો તુરત જ બદલો આપનાર નામોમા હનુમાનજીનું રોકડિયા હનુમાનજીનું નામ જાણીતુ છે. સ્થળ દર્શક નામોમાં સાખલીવાવના હનુમાન, ફાટી પોળના હનુમાન, ખાંડીના પીપળાના હનુમાન મસાણિયા હનુમાન વિ. નામો પડેલ છે. હનુમાનજીની મૂર્તિના વિચિત્ર આકાર ઉપરથી તેમજ વસ્ત્ર પરિધાન ઉપરથી હનુમાનજીના નામો પડેલ છે. આવાં નામોમાં કાછડિયા હનુમાન લંગોટિયા હનુમાન વગેરે નામો જાણીતાં છે.

બે હાથ ઊપર પહાડ ધારણ કરી આકાશમાં ઊડતાં હનુમાની એક પ્રતિમા ગુજરાતનાં સાબરકાંઠા જિલ્લાના દાવડ ગામમાંથી મળી આવી છે. સંવતના અગિયારમા સૈકામાં કોતરાયેલ આ પ્રતિમામાં હનુમાનજીયે બે હાથે પર્વત ઊપાડેલો અને બીજા બે હાથ હનુમાનજી હવામાં ઊડતા હોય તેવી મુદ્રામાં કોતરાયેલ છે. આ મૂર્તિને ઊડણિયા હનુમાનનું નામ આપેલ છે.

હનુમાન પૂજા સૌરાષ્ટ્રની આમ જનતામાં ખૂબજ પ્રચલિત હોઈને ગ્રામ્ય પ્રજાએ હનુમાનજીને લોકગીતોમાં વણી લીધા છે.

હનુમાનજી અમર ગણાય છે. તેથી સૌરાષ્ટ્રમાં રામાયણનું વાંચન થાય ત્યારે રામાયણ સાંભળવા માટે

હનુમાનજીનું આવાહન કરવામાં આવે છે. રામાયણ વાંચનાર પોથીની સામે નાનકડી ગાદી મૂકી રામાયણ વાંચતા પહેલાં હનુમાનજીનું આવાહન કરતા બોલે છે કે,

"કથા પ્રારંભ હોત હે; સુનો વીર હનુમાન,
પ્રેમ સાહત ગાદી ધરૂં; પધારો પવન કુમાર."

મહારાષ્ટ્રમાંથી સૌરાષ્ટ્રના ગાયકવાડી નગરોમાં કે ગામોમાં આવી વસેલ મહારાષ્ટ્રીયન બહેનો ગીત ગાતાં હનુમાનજીને સિપાઈ તરીકે સંબોધે છે.

કિષ્કીંધાથી આવિયો રે હનુવો,
રામજીનો બડો સિપાઇડો.
સાથે વાનરનું લશ્કર લાવ્યો રે હનુવો,
રામજીનો બડો સિપાઈડો.

હનુમાનજીની આરતી વખતે કેટલાંક લોકગીતો ગવાય છે, તેમાં નીચેનું લોકગીત જાણીતું છે.

"તને ચડે છે, તેલ ને સિંદોર રે,
સમરૂં બજરંગી,
અંજનીનો જાયો હનુમાન રે,
સમરૂં બજરંગી,"

ગ્રામ્ય નારીઓએ હનુમાનજીને લગનના ધોળમાં પણ વણી લીધા છે.

"રામે તે બીડાં ફેરવ્યાં રે,
બીડાં કોઇએ નો ઝાલ્યાં હાથ,
હનુમાને માર્યો ઠેકડો રે,
બીડાં ઝાલ્યાં છે જમણે હાથ.
સુંદરવરની ચૂંદડી."

આમ ગૌણદેવ, મુખ્યદેવ, રક્ષકદેવ, સેવકદેવ, વિગેરે તરીકે હનુમાનજી સૌરાષ્ટ્રના જીવનમાં વણાઈ ગયેલ છે. સૌરાષ્ટ્રના હરેક હિંદુધર્મી ફાંટાઓમાં હનુમાન પૂજાને મહત્ત્વ અપાયેલ છે. આ બધાં કારણોસર હનુમાનજી તથા હનુમાન–પૂજા સૌરાષ્ટ્રમાં હિન્દુ ધર્મનું એક મહત્ત્વનું અંગ બનેલ છે.

---

[પૃષ્ઠ ૫૨૩થી ચાલુ]

છે. ખંભાતને લોકપરંપરા ભોગવતી કહે છે.[૨૪] પરંતુ તે અંગે પૌરાણિક કથા, લેખ કે પ્રમાણભૂત સાહિત્ય મળતું નથી. પુરાણો કહે છે કે પાતાલમાં ભોગવતી નામે નદીને કાંઠે ભોગવતી નગરી હતી અને વાસુકી નામે એનો રાજા હતા. વૈદિક સરસ્વતીનું એક નામ ભોગવતી હતું. આ સરસ્વતી ધરતીકંપ કે અતિવૃષ્ટિને કારણે ફેરફાર પામી ક્યાંક લુપ્ત બની કે પ્રવાહ બદલી બેઠી અગર તેના ટૂકડા થયા. આજનો ભોગાવો એ ભોગવતીનું બીજું નામ હોઈ શકે, અને એ વૈદિક સરસ્વતીનો એક ભાગ હોઈ શકે. ભોગવતીને કાંઠે નાગલોકોની ભોગવતી નગરી કાં ન હોય?[૨૫] પુરાણોમાં અતલ, વિતલ, નિતલ, ગર્ભાસ્તલ, મહાતલ, સુતલ અને રસાતલ એમ સાત પાતાલ કહ્યા છે. આ સાત પાતાલો પૈકી ગુજરાતનો સાગર કિનારો અગર તેનો એક ભાગ એક પાતાલ ગણાતું. પૌરાણિક વર્ણનોમાં કહ્યું છે કે પાતાલનગરીમાં બહુ ટાઢ કે તાપ નથી. એટલે એવો સમશિતોષ્ણ ગુજરાત અને કાઠિયાવાડનો દરિયા કિનારો ગણી શકાય.

સોલંકી સમયમાં ગુજરાતના એક પ્રધાને ગોગનારાયણનું એક મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. ૧૧ મી બારમી સદીમાં ગોગનારાયણનું જુદું મંદિર બંધાય એટલે નાગપૂજાનો પ્રચાર હોવાનું માની શકાય.

પ્રાચીન ગુજરાતમાં નાગ અને યક્ષની પૂજા સૌથી વધુ લોકપ્રિય હતી. ભરૂચથી ઉજ્જયીની જવાના નટપિટક નામે ગામમાં નાગગૃહ હતું.[૨૬] આનંદપુરમાં યક્ષની નાગવલિકા (?) માં નાગની પૂજા થતી.[૨૭]

પૌરાણિક ઉલ્લેખોની ચર્ચા કરતાં અને લોકકથાઓ જોતાં ગુજરાત કાઠિયાવાડ અને કચ્છના પ્રદેશોમાં ખાસ કરીને નદી કિનારા નાગો અને અસૂરોના એક વખત વતન હતા. ત્યારબાદ કાળક્રમે આ બધી જાતિઓનું હિંદુ વર્ણમાં ન ઓળખાય તેવી રીતે મિશ્રણ થઈ ગયું. કાઠિયાવાડમાં વસતા આહિર, રબારી અને કાઠી નાગજાતિમાંથી ઉતરી આવ્યા છે.[૨૮]

૨૪. જૂઓ: ખંભાતનો ઈતિહાસ: પૃ. ૨૧૭, રત્ન મણિરાવ જોટે.

૨૫. જૂઓ: આપણી લોકસંસ્કૃતિ: જયમલ્લ પરમાર, પાન–૧૬

૨૬. ૨૭. જૂઓ: એજન, પૃ. ૯૪

૨૮. ખંભાતનો ઈતિહાસ - રત્ન મણિરાવ જોટે.

# અદ્વૈતમત સંપ્રદાય : મઠ, મઢી અને અખાડાઓ

ગોસ્વામી મોહનપુરી ગોવિંદપુરી

ભારતીય સંસ્કૃતિનો પાયો વેદોક્ત આધ્યાત્મિક વિચારશ્રેણી ઉપર રચાયેલો છે પરંતુ આચારસંહિતાએ માનવ હંમેશાં સ્વતંત્ર રહ્યો હોઈ વેદના શાખાવાર સૂત્રો, સૂક્તો, ઉપનિષદો અને સ્તોત્રોની રચના થતી રહી તેમ પરિવર્તન પામતો રહ્યો. વેદમાં નો'તી એવા આચાર–વિચારની નવી શૈલીઓ પણ તેણે ઊભી કરી. વેદોનો સાવ અસ્વીકાર કરનાર જૈનો પણ ભારતવર્ષમાં ઉત્પન્ન થયા. બૌદ્ધ–ખાસ કરીને જૈન આગમોની વિચારધારા સામે સીધી અને સરળ પણ બંધનયુક્ત વેદોક્ત વિચારધારા ઈ.સ. ની છઠ્ઠી–સાતમી સદીમાં વ્યાપક બની.

જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ–બધા ધર્મોમાં તંત્ર, વામાચાર ઠેર ઠેર પ્રસરી રહ્યા હતા ત્યારે એક મહાન પ્રખર વિદ્વાન કે જે બાલવયથી જ વેદપ્રમાણ સિદ્ધ કરવા પ્રતિજ્ઞા લઈ ચૂક્યો હતો અને પોતાનું જીવન જાણે વેદપ્રમાણ માટે જ ટકાવી રહ્યો હતો તે આ વખતે જૈન આશ્રમોમાં રહી ધર્માભ્યાસ કરી રહ્યો હતો. તેનું હૃદય વેદના ખંડનથી દ્રવતુ હતું, જૈન આચાર્યોએ તેને આશ્રમમાંથી દૂર કર્યો અને ખીજાયેલો યુવાન વેદપ્રમાણ સિદ્ધ કરવા ગર્જના કરી ઊઠયો ! આ યુવાન તે કુમારિલ ભટ્ટ. વેદનુ પ્રમાણ સિદ્ધ કરવા તે પ્રાણનું બલિદાન દેવા પણ તૈયાર થયો. લોકોમાં તેના પ્રત્યે માન જાગૃત થયું પણ મોટાં માથાંઓ તેને સાંભળવા તૈયાર ન હતાં. એ સમયે કુંભમેળો ભરાવાનો હતો, જગતભરના સંત–સાધુઓ અને આચાર્યો ત્યાં આવવાના હતા, કુમારિલ ભટે આ મેળામાં ચર્ચા માટે ગર્જના કરી.

બ્રાહ્મણધર્મના રીઢા થઈ ગયેલા–વામમાર્ગમાં ગળાડૂબ બનેલા મહાનનામધારી સાધુઓએ તેના તરફ ધ્યાન ન આપ્યું. યુવાનનું કાળજું કંપી ઊઠયું ! વેદ આજ્ઞાનું થતું ઉલ્લંઘન અને જૈન–બૌદ્ધનું વધતું જોર કુમારિલ સહન ન કરી શકયો અને કુંભમેળામાં જ યજ્ઞનો અગ્નિ શરીર ઉપર નાખી જીવતાં સળગ્યો ! હજારો બ્રાહ્મણ સાધુઓ કુમારિલના આત્મવિલોપનને જોઈ રહ્યા. 'વેદ ધર્મ સાચો છે', 'વેદધર્મ સાચો છે' ની ગર્જના કરતો કુમારિલ રાખ બની રહ્યો હતો ત્યારે ચારે બાજુ જામેલાં ટોળાંને વીંધતો એક બાલયોગી અહીં આવી પહોંચ્યો. એની કાંન્તિ જોઈને સાધુઓ બે ડગલાં પાછા હઠયા. કુમારિલનો છેલ્લો તણખો હજુ બાકી હતો ત્યાં એની રાખ લઈને, લલાટે અને મસ્તકે ચડાવતો આ બાલયોગી વેદના પ્રમાણની સિંહગર્જના કરી ઊઠયો ! આ બાલયોગી તે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય !

કુંભમેળામાં એક સનસનાટી ફેલાઈ ગઈ, ત્યારે વેદને સિદ્ધ કરવા શંકરે કમર કસી. એક વૃદ્ધ અનુભવી, જેને બ્રાહ્મણ ધર્મની સાચી મહત્તા હૃદયે વસી હતી, તે ગોવિંદપાદ આગળ આવ્યા અને શંકરના મસ્તકે હાથ મૂકયો. શંકરને ગુરુ મળ્યા, ગુરુની આજ્ઞા માથે ચડાવી શંકર પોતાની કાર્યસિદ્ધિ અર્થે ભારતવર્ષની યાત્રાએ નીકળ્યા.

કુમારિલ ભટ્ટના કર્મકાંડ સાથે ઉપનિષદ્ના જ્ઞાનકાંડનું સ્થાપન કરતા શંકર કાશીમાં આવ્યા. તે વખતે નવા વિચારની સ્થાપના અર્થે કાશી મુખ્ય વિદ્યા કેન્દ્ર મનાતું હતું. કાશીના પંડિતો સાથે ચર્ચામાં જે જીતે તે જ ધર્મનો નૂતન ઝંડો લ્હેરાવી શકતું. કાશી અને આજુબાજુના સ્થાનોમાં વામમાર્ગ–વેદથી વામ બાજુના પંથો–શાક્ત, પાશુપત, પંચરાત્રશૈવ, ગાણપત્ય, ભૈરવ, જંગમ, જૈન, બૌદ્ધ વગેરે સાથે શાસ્ત્રાર્થ થવા લાગ્યો અને શંકરાચાર્યના વિજય દુંદભીઓ સમગ્ર ભારતવર્ષમાં વાગી રહ્યાં. શુદ્ધ થયેલા બ્રાહ્મણોએ શંકરને આચાર્ય નિમ્યા અને શંકરે અદ્વૈતમતનું પ્રતિપાદન કર્યું. જબ્બર શિષ્ય સમુદાય સાથે ધસમસતા પૂરની જેમ હિન્દના ચારેખૂણે શંકર ફરી વળ્યા. માથું ઊંચકતા જૈન અને બૌદ્ધોને ડામ્યા, વામમાર્ગીઓને શુદ્ધ કરી પોતામાં ભેળવ્યા. બૌદ્ધમાં

વ્યક્તિ તરીકે 'ઉત્તમ ચારિત્ર્ય'ના દર્શન થતાં 'બૌદ્ધ-સ્તુતિ' કરી, બૌદ્ધને શંકર ગળી ગયા. બૌદ્ધના સારા અંશો પોતામાં સમાવી લીધા, બૌદ્ધને પોતાના વિશાળ ધર્મમાં વિલીન કર્યો. જૈન ઈહજીવનનો તિરસ્કાર કરનાર અને મનુષ્યથી પર કોઈ મહાન શક્તિ નથી એમ નાસ્તિકમતના હોઈ, શંકરાચાર્યને મન એનું ઝાઝું મહત્ત્વ નથી લાગ્યું.

બ્રાહ્મણ ધર્મના—વેદ ધર્મના છૂટા છૂટા થયેલા અનેક ફાંટાઓને શંકરાચાર્યે એકત્ર કર્યા અને એક મહાન વ્યવસ્થા ઊભી કરી. આ વ્યવસ્થાને અમલી બનાવવા માહિષ્મતીના વિરાટ કેન્દ્રને જીતવાની જરૂર હતી. શંકર માહિષ્મતીનગરી આવ્યા, હજારો સાધુઓની વચ્ચે બ્રાહ્મણ કર્મકાંડના મહાન પુરસ્કારકર્તા,કર્મકાંડી મંડનમિશ્રની સાથે શાસ્ત્રાર્થ શરૂ થયો. શંકર તેના મતનું પ્રતિપાદન ન કરી શકે તો સન્યાસનો ત્યાગ કરી મંડનના મત મુજબ ગૃહસ્થ બને અને મંડન પોતાના સિદ્ધાંતોનું સ્થાપન ન કરી શકે તો મંડન ગૃહત્યાગ કરી શંકરને અનુસરે. હિન્દભરમાંથી મહાન વિદ્વાનો આ શાસ્ત્રાર્થ સાંભળવા એકઠા થયા.

દુનિયાના કોઈ ખંડમાં કદિય નો'તું બન્યું એવું યુદ્ધ ખેલાણું. ભારતીય બ્રાહ્મણ સંસ્કૃતિનો જય જયકાર આ અદ્વિતીય પ્રસંગથી ચારેબાજુ ગુંજી રહ્યો. બ્રાહ્મણમાંથી બૌદ્ધ અને જૈન બનેલા માણસો ફરી બ્રાહ્મણ તરફ આકર્ષાયા. ચર્ચાને અંતે શંકર જીત્યા, મંડન હાર્યા, મંડને સન્યાસ સ્વીકાર્યો પરંતુ તેમ કરતાં તેમની પત્ની ઉદયભારતી આડે આવ્યાં. ઉદયભારતીએ શંકરને પડકાર્યા અને કામશાસ્ત્ર પર ચર્ચાનું આહ્વાન આપ્યું ! બાલ બ્રહ્મચારી શંકરે સમય માગ્યો અને ફરી ચર્ચાઓ શરૂ થઈ તેમાં ઉદયભારતી હાર્યાં અને હજારો સાધુઓના ફૂંકાતા શંખોની વચ્ચે મંડનમિશ્ર સન્યાસી બન્યા. શંકરાચાર્યે તેમનું નામ સુરેશ્વરાચાર્ય રાખ્યું અને બન્ને ગુરુ-શિષ્યોએ બહુ જ ઝપાટાપૂર્વક આખાય હિન્દુસ્થાનને, બ્રાહ્મણધર્મના સાત્ત્વ તાજા-નિર્મળ પીયૂષથી સજીવન કરી નાખ્યું !

બ્રાહ્મણ ધર્મની સ્થિરતા માટે શંકરાચાર્યે અદ્વૈતમતનું એક બંધારણ ઘડી કાઢ્યું. ચારે દિશામાં ચાર મહાન પીઠોની સ્થાપના કરી, આ પીઠ તેનાં પેટામાં મઠ, મઢીઓ અને અખાડા ઊભા કરી-એક જબ્બર વ્યવસ્થાનું તંત્ર શંકરાચાર્યે ઊભું કર્યું. નાનામાં નાની વિગતોને ચોક્કસાઈ પૂર્વક શિષ્યોને સમજાવી બત્રીશ વર્ષની ઉંમરે શંકરાચાર્યે કૈલાસગમન કર્યું.

### દશનામ સંપ્રદાય, તેના મઠ, મઢી અને અખાડાઓ:-

શંકરે સ્થાપેલ અદ્વૈતમત સંપ્રદાયના બંધારણ વિશે લખાયેલી હસ્તપ્રતો પ્રાપ્ત છે. આ હસ્તપ્રતોમાં કાશી કામરુપ મઠમાં 'આમ્નાયસ્તોત્ર' બહુ પ્રાચીન મનાય છે. આ પ્રતમાં પ્રથમ મઠામ્નાય સ્તોત્ર', 'શ્રૃંગેરિ' અને સમાપ્તિમાં "શ્રી શંકર ભાગવત્ પાદાચાર્ય વિરચિત આમ્નાય સ્તોત્ર સંપૂર્ણ ॥" એવો પાઠ મળે છે. આને અનુરુપ પ્રતો નવદ્વિપ, કાશી, કામરુપ, લાહોર, પૂના, શૃંગેરી, મિરજાપુર વગેરે સ્થળોએ પણ પ્રાપ્ત છે. આ ઉપરાંત 'મહાનુશાસન' નામની એક પ્રાચીન હસ્તપ્રતમાં કુલ ૨૬ શ્લોકો મળે છે. આ સૌ પ્રતોમાં પ્રાપ્ત "મઠામ્નાય સેતુ" નામની હસ્તપ્રતમાં ભારતભરમાં આજે પ્રચલિત દશનામ સંપ્રદાય તેના મઠ, મઢી, અખાડા વગેરેની કેવી રીતે વ્યવસ્થા કરવી તેના આદેશો જોવા મળે છે.

શંકરાચાર્યે સ્થાપિત ચાર મઠ-પીઠના આચાર્યો કોણ અને કોને આચાર્ય પદનો અધિકાર હોઈ શકે તેની વ્યવસ્થા ઉપરાંત કાશીના ત્રણ મઠ, જે શંકરાચાર્ય પહેલાં અદ્વૈતમતના યોગમાર્ગી મઠો હતા તેને પણ પોતામાં સમાવી લઈ 'દશનામ નાગા સન્યાસી' તરીકે ચાલુ રાખ્યા.—આ સૌની નીચે હિન્દભરના અખાડાઓ—જનતાની વચ્ચે કામ કરવા અર્થે—અસ્તિત્વમાં આવ્યા.

મૂળમાં અદ્વૈત સંપ્રદાય, તેની અંદરમાં દશનામ-સંપ્રદાય અને તેના પેટા વિભાગો તરીકે મઢીઓ તથા અખાડાઓ-આ સૌમાં બે પ્રકારના મુખ્ય ભેદો જોવા મળે છે: પ્રથમ ભેદ: દિશામ્નાય મઠ-પીઠોનું સંચાલન કરતા દંડી-સન્યાસીઓ સન્યાસ લેતાં બ્રહ્મચારી રહી મઠોમાં અભ્યાસ કર્યા પછી સ... છે. બીજો ભેદ: જ્ઞાન ગોચર આમ્નાય ... સંચાલન કરતા નાગા સન્યાસીઓ. અખંડ યુક્ત અવસ્થામાં હોય ત્યારે કુંભમેળામાં નિ...

કરાવી 'નાગા સન્યાસી' બને છે. આ બન્ને પ્રકારના સન્યાસીઓ, સન્યાસ લીધા પછી પોતાના નામ પાછળ અમુક ચોક્કસ પદ–ઉપાધિ, જે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે નક્કી કરી છે તે લગાવે છે. તીર્થ, આનંદ, અરણ્ય, પ્રકાશ, સરસ્વતી જેવી સન્યાસી–ઉપાધિઓ અને પુરી, ગિરિ, ભારતી વગેરે દશનામી સંજ્ઞાઓ મૂળમાં શંકરાચાર્યના ચાર મઢ અને કાશીમાં પેલા ત્રણ મઠો સાથે સંકળાયેલી છે. આવા ગુરુ પરંપરા મુજબ જુદી જુદી ઉપાધિઓ લગાવતા સાધુઓ આજે ભારતભરમાં જોવા મળે છે.

**દશનામ:–**

સાધુઓના નામ સાથે જોવામાં આવતી આ દશીવહિ-દશનામ આ પ્રમાણે છે: તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, ભારતી, સરસ્વતી અને પુરી. આ સાધુઓ વિશે નિર્ણયસિન્ધુ, ધર્મ-સિન્ધુ, વૈદ્યનાથીય, વિશ્વેશ્વર સ્મૃતિ, યતિધર્મનિર્ણય, ચંદ્રિકા પ્રબોધિની, પ્રવીણ સાગર આદિ ગ્રંથોમાં વિસ્તારથી દર્શાવાયું છે. શંકરાચાર્યે સ્થાપેલ દંડી સન્યાસીની પરંપરા અને શંકરાચાર્યે પહેલાં પણ ચાલુ હતી ને જેનું પુનઃસ્થાપન શંકરને હાથે થયું તે નાગા સંન્યાસી પરંપરામાં મુખ્ય ભેદ એ છે કે શંકરે સ્થાપેલ મઠ–પીઠમાં 'આચાર્ય' પદે દંડી સંન્યાસી જ આવી શકે જ્યારે નાગા સંન્યાસી 'મહામંડલેશ્વર' પદ ઉપર આવે. બન્નેની સાધનામાં પણ થોડોક તફાવત છે: મઠ–પીઠના આચાર્ય પદે આવેલો 'દંડી' જ્ઞાન-કાંડને જાગ્રત રાખવાનો ધર્મ બજાવે છે જ્યારે 'નાગા સંન્યાસી' પોતાના અખાડામાં રહી 'યોગ સાધના' કરતા હોય છે. નાગા સંન્યાસીઓ શંકર પૂર્વે પણ 'યોગમાર્ગી' જ હતા. યોગમાર્ગી નાગા સંન્યાસીની મુખ્ય બાવન મઢીઓ આપણે ત્યાં હતી. આ બાવન મઢીઓમાંથી સત્તાવીશ મઢીઓના આચાર્યો પોતાના નામ પાછળ 'નાથ' પદને ધારણ કરતા. શંકરાચાર્યજીના ગુરુ 'ગોવિંદપાદ' એના પૂર્વાશ્રમમાં 'ગોવિંદનાથ' હતા. 'ગોવિંદનાથ' તેના પ્રખ્યાત ગુરુ ગૌડમાદાચાર્યના સંપર્કથી 'ગોવિંદપાદ' બન્યા. આમ શંકરાચાર્યની ગુરુ પરંપરા નાથ 'અને પાદ'માં છે. ગૌડપાદાચાર્યે બૌદ્ધ નાગાર્જુનના શૂન્યમાંથી 'અદ્વૈતવાદ' ઊભો કર્યો તેને જ વધારે વ્યવસ્થિત સ્વરૂપ આપી શંકરાચાર્યે 'કેવલાદ્વૈત' તરીકે રજૂ કરેલ છે. (નાગા સંન્યાસીઓના 'નાથ' અને નાથ પંથીઓના 'નાથ' પણ અલગ છે.)

શંકરના સમયે જ ભારતમાં–સૌરાષ્ટ્રમાં પણ મેઘનાથ અને અપારનાથ પોતા–પોતાના વિશાળ શિષ્ય સમુદાય સાથે હયાત હતા, તે લોકોનો શિષ્ય સમુદાય શંકરના 'અદ્વૈત દર્શન'માં ભળી ગયો. આ બધી પરંપરા પણ પોતાની સ્હેજ સ્હેજ અલગ ખાસિયત સાથે આજે પણ ચાલુ છે.

**રામદેપીર વગેરેના 'ગુપ્તપાટ'**

'ગુપ્ત પૂજન' આદ્ય શંકરાચાર્યે જે ચક્રરાજ શિવ, શ્રીવિદ્યા : શક્તિનું સ્થાપન કર્યું તેને જ અનુસરતા નજર આવે છે. આપણે ત્યાં–સૌરાષ્ટ્ર, કચ્છમાં આને 'મહાકાલીનો પાટ' કહે છે.

શંકરે પોતે સ્થાપેલી પરંપરામાં ભારતની ચાર દિશાઓમાં આવેલા ચાર મઠો મુખ્ય છે. સામાન્યત: દિશાઓની ગણના 'પૂર્વ' થી થાય છે પણ 'મઠ' ની ગણના પશ્ચિમથી થાય છે! આ વાત પશ્ચિમના, સૌરાષ્ટ્રના, દ્વારકાના મઠમાં મઠ–પીઠનું બંધારણ 'મઠામ્નાય સ્તોત્ર'–લખાયેલું છે તેની સાબિતી છે.

**મઠામ્નાય સ્તોત્ર**

આ સ્તોત્ર મુજબ ચાર મઠોની વ્યવસ્થા આ પ્રમાણે છે: પશ્ચિમ દિશામાં દ્વારકાક્ષેત્રે, ગોમતી તીર્થે શારદાપીઠ. આ પીઠમાં ભદ્રકાળી દેવી અને સિદ્ધેશ્વર મહાદેવની સ્થાપના કરી પોતાના 'વિશ્વસ્વરૂપ' નામના શિષ્યને 'તત્ત્વમસિ' એ મહાવાક્યનો ઉપદેશ કરી 'સામવેદ' અર્પણ કર્યો. આમ શારદાપીઠના પ્રથમ આચાર્ય તરીકે વિશ્વસ્વરૂપની નિમણૂક થઈ. આ પીઠમાં સામવેદનો અભ્યાસ મુખ્ય લેખાયો. સામવેદનો અભ્યાસ કરતો આ પીઠનો શિષ્ય સમુદાય 'કીટવાર સંપ્રદાય' તરીકે ઓળખાવા લાગ્યો. અહીંથી અભ્યાસ કરી બહાર પડતો વિદ્યાર્થી પોતાના નામને છેડે 'સ્વરૂપ' ઉપાધિ (ડીગ્રી) ધારણ કરે છે. આવા બ્રહ્મચારીના હાથ નીચેનો 'શિષ્ય' 'તીર્થ' તથા 'આશ્રમ' પદ લગાવે છે. આચાર્ય, તેની નીચે બ્રહ્મચારી, તેની નીચે શિષ્ય–આ સૌનું ધર્મપ્રચાર ક્ષેત્ર સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર નક્કી થયેલું છે.

શારદાપીઠના પીઠાચાર્ય તરીકે 'સ્વરૂપ' પદધારી આચાર્ય હોવાનો ચાલ છે પરંતુ 'સ્વરૂપ' સંન્યાસી ન મળે તો 'તીર્થ' યા 'આશ્રમ' નામધારી શિષ્ય બ્રહ્મચારી બની, સંન્યાસ લઈ આચાર્ય બની શકે. આ પીઠ ઉપર 'તીર્થ' તથા 'આશ્રમ' પદધારી સંન્યાસી પરંપરા આજે ચાલુ રહેલી જોવા મળે છે.

પૂર્વદિશામાં પુરુષોત્તમ ક્ષેત્રે, મહોદધી તીર્થે ગોવર્ધનપીઠ. આ પીઠમાં વિમલાખ્યા દેવી અને જગન્નાથ મહાદેવની સ્થાપના કરી પોતાના 'પદ્મપાદ' નામના શિષ્યને 'પ્રજ્ઞાન બ્રહ્મ: ' એ મહાવાકયનો ઉપદેશ કરી 'ઋગ્વેદ' અર્પણ કર્યો. આમ ગોવર્ધનપીઠના પ્રથમ આચાર્ય તરીકે 'પદ્મપાદ'ની નિમણૂંક થઈ. આ પીઠમાં ઋગ્વેદનો અભ્યાસ મુખ્ય લેખાયો. ઋગ્વેદનો અભ્યાસ કરતો આ પીઠનો શિષ્ય સમુદાય 'ભોગવાર સંપ્રદાય' તરીકે ઓળખાવા લાગ્યો. અહીંથી અભ્યાસ કરી બહાર પડતો વિદ્યાર્થી પોતાના નામને છેડે 'પ્રકાશ' પાઉધિ ધારણ કરે છે. આવા બ્રહ્મચારીના હાથ નીચેનો શિષ્ય 'વન' 'અરણ્ય' પદો લગાવે છે. આ પીઠનું ધર્મપ્રચારક્ષેત્ર અંગ, બંગ, કલિંગ, ઉત્કલ ગણાય છે.

ગોવર્ધનપીઠના પીઠાચાર્ય તરીકે 'પ્રકાશ' પદધારી આચાર્ય હોવાનો ચાલ છે. પરંતુ 'પ્રકાશ' સંન્યાસી ન મળે તો 'વન' કે 'અરણ્ય' નામધારી આચાર્ય બને. આ પીઠના આચાર્યમાં આજે વન અને અરણ્ય નામધારી પરંપરા ચાલુ છે. (માત્ર આ વખતે 'નિરંજન દેવતીર્થ' થોડાક કાનૂની કારણોને લઈ આચાર્ય બન્યા છે.)

(૩) ઉત્તર દિશામાં બદરીકાશ્રમ ક્ષેત્રે, અલખનંદાતીર્થે જ્યોતિ:પીઠ. આ પીઠમાં પુન્નાગિરિ દેવી તથા બદરી નારાયણનું સ્થાપન કરી પોતાના તોટકાનંદ નામ ધારી શિષ્યને 'અયમાત્મા બ્રહ્મ:' એ મહાવાકયનો ઉપદેશ કરી 'અથર્વવેદ' અર્પણ કર્યો. આમ જ્યોતિ:પીઠના પ્રથમ આચાર્ય તરીકે 'તોટક'ની નિમણૂંક થઈ. આ પીઠમાં 'અથર્વવેદ'નો અભ્યાસ મુખ્ય લેખાયો. અથર્વવેદનો અભ્યાસ કરતો આ પીઠનો શિષ્ય સમુદાય 'આનંદવાર સંપ્રદાય' તરીકે ઓળખાવા લાગ્યો. અહીંથી અભ્યાસ કરી બહાર પડતો વિદ્યાર્થી પોતાના નામને છેડે 'આનંદ' ઉપાધિ ધારણ કરે છે. શિષ્ય સમુદાયને ગિરિ, પર્વત અને સાગર પદ અર્પણ થાય છે. આ પીઠનું ધર્મપ્રચાર ક્ષેત્ર કુરુ, કાશ્મીર, પંચાલ અને કંબોજ ગણાય છે.

જ્યોતિ:પીઠના પીઠાચાર્ય તરીકે 'પર્વત' પદવી ધારી આચાર્ય હોવાનો ચાલ છે. પરંતુ 'પર્વત' ન મળે તો 'આનંદ' પદવાળો આચાર્ય બની શકે. બહુધા: 'પર્વત' નામધારી પરંપરા ચાલુ રહી છે.

ચોથી દક્ષિણદિશામાં રામેશ્વરક્ષેત્રે, તુંગભદ્રાતીર્થે શ્રુંગેરી પીઠ. આ પીઠમાં કામાક્ષી દેવી, અને આદિ વરાહ દેવતાનું સ્થાપન કરી પોતાના 'પૃથ્વીધર' નામધારી શિષ્યને 'અહમ્ બ્રહ્માસ્મિ :' મહાવાકયનો ઉપદેશ આપી યજુર્વેદ અર્પણ કર્યો. આ પીઠમાં યજુર્વેદનો અભ્યાસ મુખ્ય લેખાયો. અજુર્વેદનો અભ્યાસ કરતો આ પીઠનો શિષ્ય સમુદાય 'ભુરિવાર સંપ્રદાય' તરીકે ઓળખાવા લાગ્યો. અહીંથી અભ્યાસ કરી બહાર પડતો વિદ્યાર્થી 'ચૈતન્ય' ઉપાધિ ધારણ કરે છે. શિષ્ય સમુદાય 'ભારતી' 'સરસ્વતી' અને 'પુરી' પદ લગાવે છે. આ પીઠનું ધર્મ પ્રચાર ક્ષેત્ર આન્ધ્ર, દ્રાવિડ, કેરલ, કર્ણાટક ગણાય છે.

શ્રુંગેરીપીઠના આચાર્ય તરીકે 'ભારતી' પદવીધારી આચાર્ય હોવાનો ચાલ છે. પરંતુ 'ભારતી' ન મળે તો 'સરસ્વતી' 'પુરી' પદ ધારણ કરી શકે. મોટે ભાગે 'ભારતી' પરંપરા આજે જોવા મળે છે.

શંકરાચાર્યની આ મુખ્ય ચાર પીઠ ઉપરાંત આકાશનો આશ્રય રાખનાર ઊર્ધ્વમ્નાય, પોત પોતામાં જ મસ્ત સ્વાત્મામ્નાય અને ગુરુની ચરણ પાદુકાને જ મહત્ત્વ આપતો નિષ્કલામ્નાય—આવી વધારાની ત્રણ પીઠો પણ જોવા મળે છે.

આ બધી પીઠના સાધુઓ એકબીજી શાખાઓ સાથે ભળી બીજી અનેક નાની મોટી પરંપરાઓ સર્જી બેઠા છે. શંકરાચાર્યની મૂળ વ્યવસ્થાનું માળખું આ સૌમાં હાડપિંજરવત છે. એક યા બીજા પ્રકારે સૌ સાધુ સંત શંકરના અદ્વૈત સંપ્રદાય સાથે જોડાયેલ છે. હિન્દના ત્રણ મોટા ધર્મોમાં સૌથી મોટો બ્રાહ્મણ ધર્મ અને બ્રાહ્મણ ધર્મ સૌથી બે મોટી શાખાઓમાં એક શૈવધર્મ, આ શૈવધર્મનો નેવું ટકા ભાગ સાધુ બાવાઓનો બનેલો છે. આડાઅવળા ગૂંથાયેલા કબીરવડની ઉપમા પણ આને નાની પડે તેવો આ વિશાળ સાધુ સમાજ છે.

# નાગપૂજા અને તેની પરંપરા :

(આ લેખની તસ્વીરો પણ શ્રી. જાદવના સૌજન્યને આભારી છે) જોરાવરસિંહ જાદવ

## નાગપૂજાનો પ્રારંભ :

ભારતીય પૂજાના પ્રકારોમાં નાગ પૂજા ઘણી પ્રાચીન ગણાય છે.

નાગને ભય અને આશ્ચર્યનું પ્રતીક ગણવામાં આવ્યું છે. શેષનાગને મનુષ્યનો ગુરુ ગણવામાં આવે છે. નાગમાં પગ વિના ઝડપથી દોડવાની શક્તિ છે. જમીન ઉપર અને પાણીમાં જીવવાની શક્તિ છે. તે જૂની કાંચળી ત્યજીને નવી ધારણ કરી તરુણ બને છે. તે અમરત્વ અને નિત્ય-કાળના અને અનન્તયુગના સૂચક ચિહ્નરૂપ છે; એટલું જ નહીં પણ ઇશ્વરી સૌંદર્ય અને પરોપકારના નમૂનારૂપ છે. હવા ઉપર જીવી શકે છે. નાગનું ઝેર જીવલેણ ગણાય છે. નાગજાતિમાં એક પ્રકારનું જ્ઞાન અને ડહાપણ છે જેને કારણે નાગ તરફ માનવીની કલ્પના પ્રબળ બની. આદિવાસી મનુષ્યની વિચારશક્તિ ઘણી સંકુચિત હતી. આજુ-બાજુના ભૌગોલિક વાતાવરણનો તેના પર પ્રબળ પ્રભાવ પડતો. કુદરતની શક્તિઓથી તે ડરતો જ્વાળામુખી, વર્ષાનું તાંડવ, નદીનું પૂર, અગ્નિ, જંગલી પ્રાણીઓથી ડરનાર માનવીએ વાંકીચૂકી ગતિ, સ્થિર આંખો, મોટી ફેણ અને લબકારા મારતા ઝેરી નાગોને ખુશ કરવા એમની પૂજાનો પ્રારંભ કર્યો. શિકાર અર્થે જંગલમાં ફરતા અને ખેતરમાં કામ કરતા ઝેરી નાગની[1] પણ બીક રહેતી. આ નાગોથી રક્ષણ મેળવવા માટે આદિમાનવે



અભયાસન ભુજંગની ભારતીય પ્રાચીન પાષાણ મૂર્તિ

૧. અ) પ્રાચીન સમયમાં ભારતમાં વિષસિંચક નાગ હતા, તે ઘણા ભયંકર હોય છે. તે મોટે ભાગે દૂરથી જ આંખોમાં ઝેર ફેંકે છે તેમનું ઝેર એટલું બધું કાતીલ હોય, છે કે દૂરથી ફેંકેલા એ ઝેરથી પ્રાણી પણ મરી જાય છે.

બ) કેટલાક ઝેરી નાગોનો ફૂત્કાર ચારસો પાંચસો હાથ છેટે સુધી સારી રીતે સંભળાય છે.

ક) બંગાળમાં ૧૦–૧૨ હાથ લાંબા સર્પો થાય છે. એ બળવાન સર્પને પકડવા ત્રણ–ચાર માણસોની જરૂર પડે છે.

જુઓ : "વૈદિક સર્પ વિદ્યા" પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકર.

નાગપૂજા સ્વીકારી હશે તેવા અનુમાન પર આવી શકાય છે.

## નાગપૂજાની પ્રાચીનતા :

ભારતીય નાગપૂજાની પરંપરા ઘણી પ્રાચીન ગણાય છે. તેનું પગેરું છેક વેદકાળથી પણ આગળ જાય છે. શ્રી પી. જે દેવરસ માને છે કે વેદોના સમય પહેલાં પણ ભારતમાં નાગપૂજા પ્રચલિત હતી અને લોક-જીવનમાં નાગદેવતાને પૂજ્ય ગણવામાં આવતા. ચારેય વેદોમાં અથર્વવેદમાં નાગ અંગે ઠીક ઠીક વિસ્તારથી લખાયું છે. નાગપૂજાની વૈદિક પૃષ્ઠભૂમિનો અંગે ફોગેલ માને છે કે નાગપૂજાનો ઉલ્લેખ વૈદિક સાહિત્યના પ્રારંભિક ઉદાહરણોમાં મળવા લાગે છે. ઋગ્વેદ અનુષ્ઠાન પ્રચુર ગ્રંથ છે. તેથી તત્કાલિન સંસ્કૃતિનું સાર્વજનિક સ્વરૂપનું પ્રમાણ નહીં માની શકાય. તેથી તેમાં નાગોપાસનાનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી. પણ અથર્વવેદમાં સ્પષ્ટપણે સર્પપૂજાનું વર્ણન મળે છે.[૨] સાપથી રક્ષણ મેળવવા માટે અથર્વવેદમાં નીચેની પ્રાર્થના મળે છે.

યસ્તે સર્પો વૃશ્ચિકસ્તૃષ્ટ દંશ્મા
હેમંતજબ્ધો ભૃમલો ગુણશયે
કૃમિર્જિન્વત્પૃથિવિ યદ્યદેજતિપ્રાવૃષિ
તન્નઃ સર્પન મોપસૃપત
યચ્છિવં તેન નો મૃડ ॥ અથર્વ ૧૨–૧–૪૬

(હે પૃથ્વી ! સર્પ અને સખત કરડવાવાળો વીંછી છે, તે હેમંતઋતુની ઠંડીથી સંકોચાઈ ગભરાઈ જમીનના પોલાણમાં ભરાઈ રહ્યા છે તે તેમજ બીજાં કોઈ જંતુઓ જે બધા વર્ષાઋતુમાં ભારે દોડધામ કરે છે તેમાંથી કોઈ પણ મારી પાસે ન આવે. જે શુભ–સારા હોય તેમનાથી અમને સુખ આપો.)

વેદના સમયમાં સર્પથી રક્ષણ મેળવવા માટે સર્પપ્રિત્યર્થે યજ્ઞ કરવામાં આવતા. આવા યજ્ઞ સમયે ગાવાની રૂચા યજુર્વેદમાં છે.

નમોઅસ્તુ સર્પેભ્યો યે કે ચ પૃથવ્યિામનુ ॥ યજુ. ૧૩/૬

(પૃથ્વીમમાં જે સર્પો છે, તેમને નમસ્કાર છે.)

યજુવેદ અને અથર્વવેદમાં નીચે મુજબના ઉલ્લેખો મળે છે:

“જેઓ હંમેશા પૃથ્વીનું પરિભ્રમણ કરનારા છે, જેઓ અંતરિક્ષમાં છે તે સર્પોને અમારા નમસ્કાર હો. જે જાદૂગરોના બાણોમાં તથા વૃક્ષાત્માઓનાં દરોમાં વસે છે તે સર્પોને અમારાં નમન હો. આકાશના તેજમાં, સૂર્યકિરણોમાં અને જળમાં રહેનારા સર્પોને અમે નમીએ છીએ.[૩] આ પરથી કહી શકાય કે પ્રાચીન કાળમાં ભયને કારણે નાગ પ્રત્યે પૂજ્યભાવ હતો. એમાંથી જ ક્રમે ક્રમે નાગપૂજાનો પ્રારંભ થયો. હવે વેદો અને ઉપનિષદોમાં નાગપૂજા કે વૃક્ષપૂજાના સીધા ઉલ્લેખો સાંપડતા નથી. નાગપૂજા એ વૈદિક કાળના અનાર્યોમાં પ્રચલિત હતી એવું કેટલાક વિદ્વાનો માને છે.[૪] હડપ્પન સંસ્કૃતિના અવશેષો મોહ-જો દડોમાં વૃષભ, અગ્નિ, પીપળો અને નાગપૂજા થતી.



ઈ. સ. ની ૫મી સદીની ટેરાકોટા રીલીફ: ભીંતરગાંવના શેષશાયી વિષ્ણુ

૨. ૨૩૭ ફોગેલ ઈન્ડીઅન સર્પન્ટલોર પૃ. ૬ મૈકડાનલ.

૩. જૂઓ: ઓલ્ડહેમ.

૪. જૂઓ: Probuddhishta India -326.

પુરાણોમાં જે પ્રસંગો મળે છે તેમાં નાગને દેવ શ્રેણીમાં મૂકયા છે. નાગ ઉપાસનાનું વિવરણ આપ્યું છે. શેષનાગને વિષ્ણુના સ્વરૂપે વર્ણવ્યા છે. તથા પ્રસંગાન્તરમાં નાગરૂપી વિષ્ણુની ઉપાસનાનું સ્પષ્ટીકરણ કર્યું.[૫] મત્સ્યપુરાણમાં પ્રયાગસ્થ કમ્બલ અને અશ્વતર નાગોની ઉપાસનાનો નિર્દેશ છે.[૬]

નાગ અંગેના પૌરાણિક ઉદાહરણો ગાંધર્વો, અપ્સરા અને યક્ષોના પ્રસંગોમાં મળે છે. મત્સ્યપુરાણમાં વર્ણન છે કે હેમકૂટ પર્વત અપ્સરા અને ગાંધર્વોની સાથે શેષ, વાસૂકી, તક્ષક વ. સર્પરાજોના સાનિધ્યથી સમલંકૃત છે.[૭]

વેદેતરગ્રંથોમાં મહાભારતને ટાંકી શકાય. જેમાં પુરાણોની જેમ જ નાગોનું આવાસ પાતાળ બતાવ્યું છે. શેષનાગને વિષ્ણુ સ્વરૂપે વર્ણવ્યા છે.[૮]

ઈ. સ. પૂર્વે પહેલા બીજા શતકના પ્રાચીન શિલ્પોમાં નાગોની પૂજાનાં ચિત્રો છે તે પરથી નાગપૂજાના પ્રચારનું મહત્ત્વ સમજી શકાય છે. બાણભટ્ટની કાદંબરીમાં રાણી વિલાસવતી જે સંતાનપ્રાપ્તિ માટે ઝંખતી હતી તેના વ્રતોમાં તેનું નાગ સરોવરમાં સ્નાન અને પીપળવૃક્ષની પૂજાનું વર્ણન છે. બુદ્ધકાળમાં વૃક્ષપૂજા અને નાગપૂજાનો પ્રચાર ઘણો હતો. ભગવાન બુદ્ધની આસપાસ વણાયેલી લોકકથામાં બુદ્ધના સિદ્ધાંતો અને ઉપદેશોમાં નાગનું સ્થાન મહત્ત્વનું છે. બૌદ્ધધર્મમાં નાગપૂજાના અનેક ઉલ્લેખો મળે છે અનેક ઠેકાણે સાત માથાંવાળા નાગની ફેલાવેલી ફણાની છાયા નીચે ભગવાન બુદ્ધને બતાવવામાં આવ્યા છે. બૌદ્ધધર્મની જેમ જૈન અને હિન્દુ ધર્મમાં પણ નાગપૂજાનો ઉલ્લેખ મળે છે. સંસ્કૃત સાહિત્યમાં પણ શેષનાગની સ્તુતિ સાંપડે છે.

વહતિ ભુવનશ્રેણીમ્ શેષઃ ફણાફલકસ્થિતાં
કમઠપતિના મધ્યેપૃષ્ઠં સદા સ વિધાર્યતે ।
તમપિ કુરુતે ક્રોડાધીનં પયોધિર નાગરાય
અહહ મહતાં નિઃશીમાનશ્ચરિત્ર વિભૂતય :

(શેષ નાગ પોતાની વિશાળ ફણા પર (ચૌદ) ભૂવનોની હારમાળા ધારણ કરે છે. તે શેષનાગને ભગવાન કચ્છપ પોતાની પીઠ પર સદા ધારણ કરે છે. તે કચ્છપને સમુદ્ર સહજપણે પોતાની અંદર રાખે છે. અહોહોહો! મહાપુરુષોના ચરિત્રનો પ્રભાવ કેવો અપાર હોય છે?)

ત્યારબાદ લોકજીવનમાં નાગપૂજાનું મહત્ત્વ સ્વીકારાયેલું જોવા મળે છે.

## નાગદેવતા વિશેની લૌકિક માન્યતાઓ:

લોકજીવન નાગને ફળદ્રુપતા આપનાર ગણે છે. નાગદેવની આરાધના કરવાથી વંધ્યા સ્ત્રીઓને સંતાન થાય છે તેવી લોકમાન્યતા છે. આવાં સંતાનોનાં નામ નાગજી, નાગેન્દ્ર વ. રાખે છે. નાગથી રક્ષણ કરવા માટે પણ સંતાનોનાં આવાં નામ રખાય છે અને હાથે નાગના છૂંદણાં છૂંદાવવામાં આવે છે. ભારતના કેટલાક પ્રદેશોમાં અકાળ મૃત્યુને નાગનો ક્રોધ કે શાપ માનવામાં આવે છે. તેનાથી બચવા નાગદેવતાની પૂજા કરવામાં આવે છે.

નાગને સંપત્તિનો રક્ષક ગણવામાં આવે છે. વણઝારા કોમમાં એવી માન્યતા પ્રચલિત છે કે જમીનમાં ધન દાટી તેના પર બાળકને બેસાડવામાં આવે તો બાળક તેના મૃત્યુ પછી સાપ બને છે અને એ સંપત્તિનું રક્ષણ કરે છે. હિંદુ લોકોની માન્યતા છે કે મરણ વખતે માનવીનો જીવ તેની સંપત્તિમાં હોય તો તે મરીને સાપ જન્મે છે તેથી હિંદુઓ જૂના પુરાણા મકાનમાં સાપને જૂએ તો તેને ઘરનો જૂનો માલિક માને છે.

નાગને સમૃદ્ધિનું પ્રતિક માનવામાં આવે છે. જળ, વનસ્પતિ અને ધરતીના પેટાળમાં જે કંઈ વસ્તુ છે તેના માલિક નાગ છે. નાગ લોકોની દુનિયા અમૂલ્ય ધનદોલતથી સભર ગણાય છે. નાગ–નાગણીઓને અર્ધ મનુષ્ય અને અર્ધ સર્પ વર્ણવાયા છે અને તેઓ તેમની ઈચ્છા મુજબ માનવદેહ ધારણ કરે છે.

---

૫. વિષ્ણુપુરાણ ૬/૩/૨૪
૬. ૨૩૬ મત્સ્યપુરાણ ૧૦૬/૨૭
૭. મત્સ્યપુરાણ ૧૧૪/૮૨–૮૩
૮. જુઓ : હાપ્કિંસ પૃ. ૨૩–૨૪.

એમ મનાય છે. આમ તેમનું દૈવી કે દેવ જેવી શક્તિઓવાળું સ્થાન છે. માનવમાંથી સર્પ અને સર્પમાંથી માનવ દેહ ધારણ કરવાની તેમની શક્તિ એ ભક્તિનું પ્રતીક છે.

ભારતીય લોકકથાઓમાં નાગને કૂવાનો રક્ષણકર્તા ગણ્યો છે. દરેક કૂવો પોતાના રક્ષણ માટે સાપ રાખે છે તે કૂવાનું પાણી સૂકાવા દેતો નથી તેમ મનાય છે.

એમ કહેવાય છે કે નાગોને ઝવેરાત તરફ ખૂબ પ્રેમ હોય છે. ઝવેરાતની પાસે રહી તેઓ તેનું રક્ષણ કરે છે. નાગને અત્તર અને ફૂલેલના પણ શોખીન ગણ્યા છે. સુખડચંદનના વૃક્ષમાં રહી તેઓ સુગંધ માણે છે. નાગને સંગીતની માહિતી જબરી હોય છે. મદારીની મોરલી પર મોહીને નાગ ફેણ પ્રસારી નાચવા માંડે છે અને મદારીને વશ થઈ જાય છે.

નાગને એકવાર દુભાવવાથી કે તેને મારવાથી નાગણી તેનું વેર લીધા વગર રહેતી નથી એવી લોકશ્રદ્ધા આજે પણ અસ્તિત્વ ધરાવે છે. નાગને મારવાથી ઘરમાં રોગચાળો પ્રસરે છે એવી માન્યતા લોકજીવનમાં ખૂબ જાણીતી છે.

## ગુજરાત–સૌરાષ્ટ્રમાં નાગદેવનાં પૂજાસ્થાનો :

નાગદેવતાની પૂજા ભારતના વિભિન્ન જિલ્લાઓમાં જોવા મળે છે. ગુજરાત અને સૌરાષ્ટ્રમાં કેટલાંક જાણીતા નાગપૂજાનાં થાનકો આવેલાં છે. કચ્છમાં ભુજંગદેવનું સુંદર મંદિર ડુંગર પર આવેલું છે. લગભગ છેલ્લા એક હજાર વર્ષથી "ભુજંગદેવ" પૂજાય છે. કચ્છના ભૂજ શહેરનું નામ પણ ભૂજંગનાગ[૯] ઉપરથી પડ્યું છે. કચ્છી હિંદુઓ શ્રદ્ધાપૂર્વક ભૂજંગદેવની પૂજા કરે છે. 'ભૂજ શહેર પાસેના કોડામાં ભૂજંગનું પુરાણુ મંદિર આવેલું છે.

ધંધુકા તાલુકાના ખસ્તા ગામમાં "ઘોઘા"નું મંદિર છે. ગામ આખું તેની પૂજા કરે છે. કહેવાય છે કે ગામમાં સાપ કરડવાથી કદી કોઈનું મરણ થતું નથી. ઘોઘાદેવ ગામનું રક્ષણ કરે છે. ઘોઘા નામના વીર પુરુષ ગાયોનું ધણ વાળતાં મરાયેલા. તે નાગ બનીને બેઠા છે અને પરચા આપે છે એવી વાતો જાણવા મળે છે. "ઘોઘા"નો રાસડો ભાલપંથકમાં આજે પણ ગવાય છે.

આજ છે સાતમને સોમવાર,<br>
ઘોઘો ચુવાણ દાતણ કરે છે.<br>
પાણી ભરે રે લાસીબા બહેન,<br>
ના'વા બેઠો ઘોઘો ચુવાણ.<br>
બાર બેડે ઘોઘો નાહી ઊઠ્યા રે.

સૌરાષ્ટ્રમાં થાનગઢ સ્ટેશન પાસે આવેલા વાસુકિનાગનું મંદિર આવેલું છે. આ વાસુકિનાગ જે પુરાણોમાં કહ્યા પ્રમાણે અમૃતમથન વેળાએ તેનું નેતરું કરવામાં આવ્યું હતું. આજુબાજુના પંથકમાં આ નાગને દેવતાઈ નાગ તરીકે પૂજવામાં આવે છે. લગ્ન પછી છેડાછેડી છોડવા વરઘોડિયાં ત્યાં આવે છે.

સૌરાષ્ટ્રમાં ધ્રોળ શહેરની પશ્ચિમે તંબોળી નાગનું થાનક આવેલું છે, ત્યાં ખીજડાના પોલાણવાળું વૃક્ષ છે. કહેવાય છે કે ત્યાં નવ ફૂટ લાંબો અને મોટી ફેણ અને મૂછોવાળો નાગ રહે છે. ત્યાં દૂધનું પાત્ર રાખવામાં આવે છે, તેમાંથી નાગ દૂધ પીએ છે."[૧૦]

ચૂડા પાસે ચોકડી[૧૧] ગામમાં ચરમાળિયાજીનું અને તલસાણામાં તલસાણિયા નાગનું થાનક છે. ઉત્તર ગુજરાતમાં ગોગનારાયણનું મંદિર છે ત્યાં સર્પપૂજા થાય છે. આ ગોગાપીર પાંચ પીર માંહેના એક પીર ગણાય છે.[૧૨]

---

૯. ભૂજિયો નાગ ને ભેરિયા ગારૂડીની કથા લોકસાહિત્યની નાગકથાઓ સંપાદક : જોરાવરસિંહ જાદવ

૧૦. જુઓ : નાગનાં કુળો અને પૂજાસ્થાનો, લેખક શ્રી સંન્યાસી, કિસ્મત : માર્ચ–૬૩

૧૧. ચોકડી ગામના નાગમંદિરની કથા લોકસાહિત્યની નાગકથા પુસ્તકમાં આપવામાં આવી છે.

૧૨. જુઓ : આપણી લોકસંસ્કૃતિ–જયમલ્લ પરમાર.

પાબૂ હડબુ રામદે ગોગાદે જેહા
પાંચુ પીર પધારજ્યો માંગલિયા મેહા.

સૌરાષ્ટ્રમાં સરપદડ ગામના પાદરમાં વાટપડા નામે નાગનું જાણીતું લોકપૂજ્ય થાનક છે ત્યાં દેવતાઈ નાગ તેના પરિવાર સાથે ફરવા આવે છે, નિર્દોષ બાળકો તેની સાથે રમત કરે છે. આ ગામમાં કે ગામની હદમાં સર્પદંશ થયાથી કોઈનું મરણ થયાનું સાંભળ્યું નથી.

બનાસકાંઠામાં ઢીમા ગામે ધરણીધર શેષ નાગનું મંદિર છે ત્યાં દર વર્ષે મેળો ભરાય છે. કાસવામાં ગોગાનું મંદિર છે.

આ ઉપરાંત ગુજરાત અને સૌરાષ્ટ્રના ગામેગામ ચરમાળિયા નાગદેવની નાની નાની દેરીઓ તળાવ કાંઠે જોવા મળે છે.

## સૌરાષ્ટ્રમાં નાગપૂજા:

આપણે જોઈ ગયા કે અસૂરો–દસ્યુ લોકોને આર્યોએ હાંકી કાઢ્યા. તેમાંના કેટલાક આર્યોમાં ભળી ગયા. કેટલાક વેરવિખેર થયા ને કેટલાક દક્ષિણ તરફ અને ભારતના અન્ય પ્રદેશોમાં ગયા. નાગજાતિ એ આ અસુરોની એક પેટા જાતિ હતી. આ જાતિ જ્યાં ગઈ ત્યાં નાગપૂજાના સંસ્કારો પણ તેમની સાથે જ રહ્યા. પરિણામે દક્ષિણમાં ને ભારતના વિવિધ ભાગોમાં નાગપૂજા આજેય જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં સ્ત્રીઓ નાગપાંચમનું વ્રત કરે છે. ભીંતે કે પાણીહારે નાગનું ચિત્ર દોરે છે. બાજરીના લોટમાં ગોળ ભેળવી કુલેર કરે છે. નાગ પાંચમે ખેડૂતો ચરમાળિયાની દેરીએ જઈને તલવટ વહેંચે છે. અને નાગની બાધા આખડી રાખે છે.

પ્રાચીનકાળમાં નાગની પ્રીત્યર્થે પાકયજ્ઞ કરવામાં આવતો. તેમાં ગૃહસ્થાશ્રમીને ધાર્મિક કૃત્યો કરવાં પડતાં તેનું ગૃહ્યવિધ એવું નામ હતું. આ વિધિનો ઉલ્લેખ ગૌતમ નામના સૂત્રધારે ગૃહ્યસૂત્રમાં કરેલો છે. આ ૪૦૦ ગૃહ્યવિધિ દરેક ગૃહસ્થાશ્રમીને કરવી પડતી તે પૈકી શ્રાવણી નામનો પાકયજ્ઞ નાગની પ્રીત્યર્થે કરવામાં આવતો જેથી નાગથી રક્ષણ મળે છે એમ મનાતું. અત્યારે આ પ્રથા ભૂંસાઈ ગઈ છે.

## ભારતીય શિલ્પકળામાં નાગ :

ભારતીય શિલ્પકળાની સમૃદ્ધિ સમી અજંતાની ગુફાઓમાં એક માથાવાળા નાગના શિલ્પો મળે છે. સાંચીના સ્તૂપના તોરણની વચ્ચેની કમાનમાં વનનાં પશુઓ બોધિવૃક્ષની પૂજા કરતાં હોય તેવું કોતરકામ છે. તેમાં ગરૂડની બાજુમાં પાંચ માથાંવાળો નાગ છે. આ ઉપરાંત બીજા શિલ્પમાં બુદ્ધના મસ્તક પર નાગરાજ ફેણ ધરી રહ્યા છે. આ નાગરાજની સાથે નાગણીઓ પણ છે. સાંચીના બીજા એક સ્તુપમાં સૂર્ય દર્શાવતું પર્ણમંડપ છે તેમાં ગુંચળાવાળા ફણાધારી નાગ દર્શાવ્યા છે. સ્તૂપના વાયવ્ય ખૂણામાં ગોળ ચક્રમાં નાગનું ચિત્ર છે તેમાં બે નાગણો નાગ સમક્ષ પુષ્પમાળા ધરી રહી છે. આ પંચમુખી સાપની જાતિ વિભક્ત છે.

ગુજરાતમાં શેષશાયીની મૂર્તિઓ જળાશયમાં મૂકવાનો પ્રચાર ગુજરાતમાં સંવત આઠમા સૈકાથી ચાલ્યો આવતો હોય તેમ મળી આવેલ મૂર્તિઓ પરથી મનાય છે. આવી મૂર્તિઓ પાટણના બ્રહ્મકુંડની શેષશાયીની પ્રતિમા, મોઢેરાના સૂર્યકુંડની શેષશાયીની પ્રતિમા, વઢવાણની માધાવાવ, ચોબારીનો કુંડ, વડનગરનો ગૌરીકુંડ, ખેડા જિલ્લાના વડથલ, સોરણા અને થવાદની વાવો, સાબરકાંઠા જિલ્લાની ખોરલ તથા બાંખોરના વાવ, વઢવાણ નજીક રામપુરાની વાવની મૂર્તિઓ નોંધપાત્ર છે.[૧૩]

આ ઉપરાંત નાગછાયા મૂર્તિના પણ કેટલાક શિલ્પો પણ મળે છે. ભગવાન વિષ્ણુની નાગછાયાની સુંદર મૂર્તિ મોઢેરાના સૂર્યમંદિરમાં છે. મહેસાણા જિલ્લાના આખજ ગામના શક્તિકુંડમાં સપ્તફણા નાગની છાયાવાળી ગણેશની આઠ મૂર્તિઓ મળી આવી છે. સૌરાષ્ટ્રમાં ભાવનગર જિલ્લાના માંડળગઢ

---

૧૩. જૂઓ : ગુજરાતનાં શિલ્પમાં નાગદેવતા : ડૉ. હરિભાઈ ગૌદાની, ગુજરાત દીપોત્સવી અંક ૨૦૨૭.

નજીક ગંગાદેરીના મંદિરમાં સપ્તફણાનાગની છાયાવાળી બેઠી ગણેશ મૂર્તિ મૂકાયેલી છે. આવા શિલ્પોમાં કોઈ જગ્યાએ નાગને રમાડતી અપ્સરા કે નાગકન્યાની મૂર્તિઓ કોતરાયેલી જોવા મળે છે. આવી મૂર્તિ સંવતના અગિયારમા સૈકામાં બંધાયેલ ઈડર નજીકના વડિયાવીર ગામના શિવમંદિરના મંડોવરની જંઘા ઉપર આવેલી છે. નાગદેવતાની મૂર્તિઓ ઉપરાંત ખૂદ નાગના મૂળ સ્વરૂપની મૂર્તિઓવાળાં કેટલાંક મંદિરો જોવા મળે છે. જેમાં ઢીમાના વિષ્ણુતીર્થમાં આવેલ નાગમંદિર, ગોહિલવાડમાં કુંડાસનું નાગમંદિર, સોરઠમાં બામણાસાનું નાગમંદિર, સુરેન્દ્રનગર જિલ્લામાં થાન અને ચોકડી, કચ્છનું ભૂજંગદેવનું અને કાંસવડનું ગોગાદેવનું મંદિર જાણીતાં છે.

## પ્રાચીન ભારતમાં નાગજાતિ

ભારતમાં નાગજાત ઘણી જૂની જાતિ ગણાય છે. ઓરિસ્સામાં અને કાશ્મીરમાં આજે પણ નાગ જાતિના લોકો વસે છે. તે લોકો માને છે કે નાગ માનવજાતિના પૂર્વજ છે. તેથી નાગલોકો નાગને પોતાના પૂર્વજ તરીકે પૂજે છે. તેઓ ઔષાધઓમાં ખૂબ નિષ્ણાત ગણાય છે. આ લોકો સર્પના ઝેરનો ઈલાજ કરે છે. નાગજાતિ સર્પમાંથી ઉત્પન્ન થઇ છે અને એ જાતિના લોકો અર્ધસર્પ અને અર્ધમનુષ્ય છે એમ માનવામાં આવે છે.[૧૪] પ્રજ્ઞાપારમિતા ગ્રંથના ઉપદેશોનો લાભ સૌ પ્રથમ નાગલોકોને મળ્યો હતો અને નાગલોકોએ તેને ગુપ્ત રાખીને અંતે નાગાર્જુનને તેની બક્ષિસ આપી હતી એવો ઉલ્લેખ મળે છે. એક દંતકથા મુજબ અર્ધમનુષ્ય અને અર્ધનાગે મનુષ્યને ખેતી કરવાનું અને ધરતીમાંથી ખાણો ખોદવાનું શિખવ્યું કદ્રુથી જન્મેલા ૧૦૦૦ નાગપુત્રોમાંથી તમામ સર્પ જાતિ પેદા થઈ. એમાંથી કેટલીક સ્ત્રીઓ મનુષ્ય સાથે પરણી તેના વંશજો નાગજાતિના કહેવાયા. મહાભારતની કથા કહે છે કે વીર પુરુષ ભીમને નાગલોકોએ પોષ્યો હતો. તેના પેટમાં સાપનું ઝેર ગયું હતું તેમાંથી તેને મુક્ત કર્યો ને પુષ્ટિકારક ઔષધ પીવા આપતાં તેનામાં ૧૦૦૦ નાગનું જોર આવ્યું.

ભારતનો સુપ્રસિદ્ધ રાજા લલિતાદિત્ય જન્મ્યો હતો તે કાશ્મીરી રાજાઓનો વિખ્યાત વંશ કર્કોટક નાગના વંશમાંથી ઊતરી આવેલો મનાય છે.[૧૫] ઓલ્ડહેમે જણાવ્યું છે કે હિમાલયની કેટલીક બોલીઓમાં કિરા કે કિરીનો અર્થ સાપ થાય છે. આ નામ રાજતરંગિણીમાં મળે છે. અને ત્યાં તે કાશ્મીરના કે તેની આસપાસના એક જાતિના લોકો માટે વપરાયો છે. વરાહમિહિરે કિરોનો ઉલ્લેખ કર્યો છે.

છોટાનાગપુરના રાજાઓ પોતાને પુંડરિક નાગના વંશજો ગણાવે છે. બંગાળની કાયસ્થ જાતિનો એક પેટા વિભાગ એમ માને છે કે નાગરાજ વાસુકિ તેમના મૂળ પુરુષ હતા.[૧૬]

પ્રાચીનકાળમાં નાગોની નગરી તરીકે પદમાવતીનો ઉલ્લેખ મળે છે. બાણભટ્ટના હરિચરિત પદમાવતીના રાજા નાગસેનના મૃત્યુનો ઉલ્લેખ મળે છે. (૩૫૦ થી ૪ થી સદી)

મહાભારતમાં એમ જણાવવામાં આવ્યું છે કે કૃષ્ણના મોટાભાઈ બળદેવ શેષનાગનો અવતાર હતા.

ઉત્તરભારતમાં ચિનાબની ખીણમાં દંતકથાઓમાં આવતા નાગોના રાજા વાસુકિનું નામ ઘણાં કુટુંબમાં દરેક પુરુષને આપવામાં આવ્યું હોય છે.

ચીની યાત્રી હુએનસંગે ઉદયનરાજાની વાત આપી છે, તે નાગકન્યાને પરણ્યો હતો એમ કહ્યું છે. આ રાજા તેની સાથે હોય ત્યારે તેના માથામાંથી નવ માથાવાળી ફણા બહાર આવતી હતી.[૧૭]

મહાભારતના ઉદ્યોગપર્વમાં એમ આવે છે કે અસૂર નામનો એક નાગરાજ હતો.[૧૮]

૧૪. જુઓ :ધી ગોડસ ઓફ ઈન્ડીઆ–રેવ. ઈ. ઓસ્બોર્ન માર્ટીન પૃ. ૩૫૦.

૧૫. જૂઓ snakes of India.

૧૬. વોગેલ (૧૯૨૬) ઓલ્ડહેમ (૧૯૦૫)

૧૭. જુઓ ઓલ્ડહેમ

૧૮, જૂઓ : ઈજન

વિષ્ણુપુરાણમાં અયોધ્યાના અહિરાજ નામના રાજાની વાત છે. ભારતીય લોકકથાઓ નાગવંશના રાજાઓ ને યોદ્ધાઓની વાતોથી ભરપુર છે. એવું અનુમાન કરવામાં આવે છે કે નાગપંચમીનો ભારતીય તહેવાર નાગરાજાઓને દેવો તરીકે માન આપવા માટે ઉજવાતો હોય! ઉત્તર ભારતનાં નાગ મંદિરો નાગ–સર્પને નહીં પણ તે વંશના પ્રાચીન રાજાઓને અર્પણ કરાયાં છે. શેષનાગ, કર્કોટ નાગ વગેરે સર્વે નાગો ત્રણ માથાવાળા માનવીના રૂપમાં પૂજાય છે. શ્રી પી. જી. દેવરસ કહે છે કે નાગરાજાઓ હોંશિયાર સ્થપતિઓ હતા. તેમણે મોટાં મોટાં નગરો બંધાવ્યાં હતાં. મહાભારતની મયસભા આવા મહાન સ્થપતિઓને આભારી હશે. લોકકથા કહે છે કે પાતાળ, પ્રાગજ્યોતિષ, તક્ષશિલા, મગધ, મથુરા, વિલાસપુર વગેરે નગરો નાગ રાજાઓએ બંધાવ્યાં હતાં.

## નાગજાતિ માનવજાતિ જ છે?

નાગપૂજાની સાથે શ્રદ્ધા અંધશ્રદ્ધા વહેમો અને માન્યતાનાં જાળાં બાઝેલાં જોવા મળે છે તેવા નાગજાતિ વિશે પણ જોવા મળે છે. નાગજાતિ એ નાગ પ્રાણીમાંથી ઉત્પન્ન થયેલી–જાતિ હોવાનું આપણી બુદ્ધિ સ્વીકારી શકતી નથી. એ માટે આપણે ટોટમનો આધાર લેવો પડશે. ટોટમ (Totem) એ સંસ્કૃતિનું એક મહત્ત્વનું અંગ ગણાય છે.[૧૯] ટોટમના અભ્યાસ દ્વારા માનવ સંસ્કૃતિના વિકાસ પર સુંદર પ્રકાશ પાડી શકાય છે. જગતની તમામ જાતિઓમાં કોઈ ને કોઈ સ્વરૂપે ટોટમ જોવા મળે છે. આદિમ જાતિના લોકો કોઈ વૃક્ષ કુદરતી વસ્તુ કે પશુ પ્રાણીની ઉપાસના કરતા અને પોતાની જાતિને એના નામથી ઓળખતા. શિયાળ, માછલી, નાગ અને રીંછની પૂજા કરનારી જાતિઓ આજેય દક્ષિણ હિંદમાં મળી આવે છે. આ મુજબ નાગની પૂજા કરનારી આદિમાનવ જાતિ, જે માથે નાગનું કોઈ ચિહ્ન ધારણ કરતી હોય અને પોતાને નાગજાતિ તરીકે ઓળખાવતી હોય. તેના રાજાઓ પોતાનો સંબંધ નાગની સાથે જોડતા. આ રીતે માનવજાતિનો સંબંધ નાગજાતિ – (પ્રાણી) સાથે જોડાઈ ગયો હોવાનું વધુ સંભવિત છે.

આ નાગજાતિના દ્રાવિડ લોકો આર્યોના આગમન પૂર્વે ભારતમાં વસતા હતા અને પોતાની આગવી સંસ્કૃતિનું સર્જન કર્યું હતું. તેઓ આપણા જેવા સામાન્ય માણસો હોવા છતાં અસૂરો ને દૈત્યો કહેવાણા. આર્યોના રંગે રંગાયેલા પુરાણકારોએ તેમને અર્ધ દૈવી, મેલી સત્તાવાળા અને ભયંકર પ્રાણી તરીકે ગણ્યા. તેમનાં રહેઠાણ નાગલોક તરીકે કલ્પ્યાં.

## નાગજાતિને પાતાળલોક સાથે સંબંધ:

નાગ અને પાણીનો સંબંધ જૂના કાળથી કલ્પવામાં આવ્યો છે. લોકો માને છે કે નાગો પાણીના સરોવરો, ધરા અને ઝરણામાં રહે છે. નાગકથાઓમાં પણ તેના ઉલ્લેખો ઠેર ઠેર સાંપડે છે. બૌદ્ધ જાતકોમાં નાગો પાણીમાં કે પાતાળમાં રહેતા હોવાનાં વર્ણન મળે છે. પુરાણોમાં પાતાળના નાગો અને નાગકન્યાની વાતો છે. મહાભારતમાં સમુદ્રને નાગોનો આલય કહેલો છે. મહાવંશમાં સમુદ્રના રાજા વરૂણ ને સાગર બન્નેને નાગરાજ કહ્યા છે. એમનો સંબંધ નાગદ્વિપ સાથે યોજે છે.[૨૦] હિન્દુધર્મ અને બૌદ્ધ પરંપરા પ્રમાણે નાગને મુખ્યત્વે સમુદ્ર, તળાવ, સરોવર, નદી, ઝરણાં અને જળની જગ્યાના અધિષ્ઠાતા ગણે છે. ગુજરાતની સ્ત્રીઓ નાગપાંચમે પાણીહારે નાગની આકૃતિઓ આલેખીને તેની પૂજા કરે છે. નાગની આ આકૃતિઓમાં નાગ, નાગણી, વીંછી, ખેતર, ઘોડિયું તેના બચ્ચાં, તેનો ગઢ વગેરે આલેખાય છે. આ કદાચ કોઈ નાગવસાહતનો ઘસાયેલો સંસ્કાર હોઈ શકે.

ભારતીય લોકકથાઓમાં નાગને કૂવાનો રક્ષણ-કર્તા બતાવ્યો છે. દરેક કૂવો પોતાના રક્ષણ માટે નાગ રાખે છે. આ નાગ કૂવાનું પાણી સૂકાવા દેતો નથી. દક્ષિણ હિંદમાં દરેક કૂવા પાતાળના દ્વારા ગણાય છે.

---

૧૯. જૂઓ : સંસ્કૃતિ ઔર સમાજશાસ્ત્ર : ટોટમ પૂજાકા પરવર્તીરૂપ ડૉ. રાંઘેયરાઘવ–ગોવિંદ શર્મા.

૨૦ જુઓ vogal Indian Serpentlore p. 32. સ્કંદપુરાણ કૌ. ખં. અ. ૧૬માં તારક સાથે દેવો લડવા આવ્યા તેમાં જલેશવરૂણ નાગ ઉપર બેસીને આવ્યાનો ઉલ્લેખ છે.

ગુજરાતમાં ઊંડા કૂવાને પાતાળ કૂવા કહે છે.

આ બધી બાબતો નાગજાતિઓ સમુદ્ર અને નૌયાન સાથેનો સંબંધ વ્યક્ત કરે છે. અસૂરજાતિના પેટાભાગરૂપે આ નાગજાતિના હાથમાં વૈદિક સમયમાં આર્યોની અને અસૂરોની લડાઈ વખતે અસૂરો પાસે વહાણવટું અને નૌકા સૈન્ય હતું. વૈદિક સમયમાં નાગજાતિનું જોર કાશ્મીરથી છેક ગુજરાતના કિનારા સુધી હતું. આર્યોના ઝનૂની આક્રમણ સામે અસૂરનાગો હારતા ગયા તેમ તેમ તેઓ ઉત્તરના આર્યમુલ્કો છોડીને પોતાની સત્તાના જળ રસ્તે જઈ શકાય તેવા સ્થળોએ ગુજરાતથી સિંધના કિનારાઓએ આવીને વસ્યા. એ વખતે નાગજાતિની એક શાખા બળવાન વહાણવટી તરીકે પ્રસિધ્ધ હતી. સમુદ્ર અને નદીના કિનારાના વસવાટને કારણે નાગલોકોનો સંબંધ પાણી સાથે મનાયો છે. તેમના નીચાણવાળા અધઃપ્રદેશને પાતાલનગરી કલ્પવામાં આવી છે. પાતાલનગર એ પ્રાચીન ભારતનું એક અગત્યનું બંદર ગણાતું તેનો ઉલ્લેખ ત્રીજી સદીમાં ગ્રીક સિંધુ અને સરસ્વતીના મુખપ્રદેશની પાસેના પાતાલનગરીનો ઉલ્લેખ કર્યો છે. એલચી મેગસ્થનીસે ને કનીંગહામે પણ આ તથ્ય સ્વીકાર્યું છે. ટાલેમીએ સિંધુ પાસેના પ્રારંભના સ્થળનો પાતાળ તરીકે ઉલ્લેખ કર્યો છે. આમ પુરાણોમાં પાતાળમાં અસૂર અને નાગકૂળો વસતા હોવાના ઉલ્લેખ છે તે સૌરાષ્ટ્ર દ્વિપના જ છે.

પાતાલની પરંપરા પ્રાચીન હોવા છતાં નાગલોકોના આ અધઃપ્રદેશનું નામ પાતાલ તો વૈદિક સમય પછી પુરાણોએ પાડયું લાગે છે. દરેક પુરાણો પાતાલને અસૂરોનું રહેઠાણ માને છે.[૨૧] ૠગવેદથી અસૂરો આર્યોના હાથે હાર્યા અને તેમના ધિક્કારપાત્ર બન્યા. પછી અસૂરોની જાહોજલાલી તેમને ખટકતી એટલે તેમના વિશે હલકો અભિપ્રાય બંધાતો ગયો. યજૂર્વેદમાં અસૂરોના સ્થાનને અંધકારથી વ્યાપ્ત કહ્યું છે તેથી પુરાણોએ પાતાલની આવી વિચિત્ર કલ્પના યોજી હશે એમ વિદ્વાનો માને છે.

કેટલાંક પુરાણોએ પાતાલનગરીના સુંદર વર્ણનો પણ આપ્યાં છે અને નાગલોકોનું પ્રિય વિહારસ્થાન ગણાવ્યું છે. પાતાલમાં સુંદર બાગબગીચા, મહેલો અને વિહારસ્થાનો બંધાવેલા છે.[૨૨] આ પાતાલનગરીમાં અસૂરોની અનેક જાતિઓ ઉપરાંત નાગલોકો, દૈત્યો, દાનવો, રાક્ષસો, સુરભી સુપર્ણ ગરૂડો ને પ્રાણીઓનું નિવાસસ્થાન ગણાયું છે. પ્રાચીન સમયથી પાતાલ આબાદ હતું પણ શ્રી રત્નમણિરાવ જોટે ખંભાતના ઈતિહાસમાં નોંધે છે કે આર્યસંસ્કૃતિના ગુણગાન ગાનારાઓએ નાગોને અધઃપ્રદેશના નિવાસી કહીને ધૂત્કાર્યા. સમય જતાં એ પરંપરા ઝાંખી થઈ અને અસૂરો માનવી મટીને ભયંકર પ્રાણી બન્યા ને નાગલોકો પેટે ચાલનારા જાનવરો–પ્રાણી બન્યા. તેમના રહેઠાણ કૂવા કાંઠો, પાણી, રાફડા કે જમીનનો નીચેનો ભાગ પાતાલ બન્યું. એના અંગેની કથાઓ પ્રચલિત બની. મોટાભાગની લોકકથાઓ પૌરાણિક કથાઓ હોવાથી તેમાં પ્રાચીન સમયથી શ્રદ્ધા અને અંધશ્રદ્ધાના ઝાળાં ગૂંથાઈ ગયા. કૂવા નદી અને સમુદ્રના તળિયામાંથી પાતાળમાં જવાય તેવી કલ્પના અસ્તિત્વમાં આવી.

## સૌરાષ્ટ્રમાં નાગસંસ્કૃતિ :

આગળ જોયું કે નાગજાતિ બળવાન વહાણવટીઓ તરીકે પ્રખ્યાત હતી. આર્યોના હાથે હાર પામતા પામતા તેઓ દક્ષિણ તરફ ખસતા ગયા. વૈદિક સમયમાં તેમના દક્ષિણમાં જતા પહેલાં મુખ્ય થાણાં ગુજરાતમાં સિંધુ અને સરસ્વતીના મુખ્ય પ્રદેશ પર હતાં.

અસૂર અને નાગજાતિઓની સૌથી પ્રાચીન વસાહતો સિંધુ, સરસ્વતી, નર્મદા અને તાપી નદીની ખીણોના પ્રદેશમાં હતી.[૨૩] કથાસરિત સાગરમાં વાસુકિનું મોટું તીર્થ લાટ પ્રદેશમાં બતાવ્યું છે. પુરાણોમાં નાગલોકોની રાજધાનીને ભોગવતી કહેલી

---

૨૧. મહાભારતનું ઉદ્યોગ પર્વ અ. ૯૭ થી ૧૦૫, નારદનું પાતાલ વર્ણન.

૨૨. ભાગવત સ્કંદ ૫. અ. ૨૪ પાતાલમાં ગટ, ઘર બાગબગીચા મયદાનવે.

૨૩. જૂઓ : ૫ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત : મણિભાઈ દ્વિવેદી

[અનુ. પૃ. ૫૧૧

# શિવ–શક્તિ ઉપાસના ને પાટપૂજા

રાજેન્દ્રસિંહ રાયજાદા

શિવ-શક્તિ સંપ્રદાયનાં મૂળ હરપ્પા–સિંધુ સંસ્કૃતિ સુધી જાય છે, જે હરપ્પામાં મળી આવેલા શિવના અવશેષો પરથી જાણી શકાય છે. એ વખતે શિવની પૂજા લિંગ અને યોનિની પૂજાના રૂપમાં હતી. સર્વ બ્રહ્માંડની ઉત્પત્તિનાં કારણભૂત એવી આ લિંગ-પૂજા પાછળથી શુદ્ધ થતી શિવ-શક્તિ સ્વરૂપે વિકાસ પામી. તેમાં સ્થળ અને કાળ પ્રમાણે અનેક ફેરફારો થતા રહ્યા અને આજે શિવ-શક્તિ સંપ્રદાયના સ્વરૂપમાં પરિણમતાં યોગ, તંત્ર વગેરેની અસરો પણ ભળી ગઈ.

આજે શિવ–શક્તિ સંપ્રદાયમાં પાટની વિધિ–પાટ બેસાડવામાં આવે છે. એક વખતે તેમાં બીજા સંપ્રદાયના લોકોને જ્યોતિનાં દર્શન કરવાનો નિષેધ હતો. આજે નથી.

હવે આ સંપ્રદાયની વિધિ ટૂંકમાં સમજીએ.

પ્રથમ ગોમૂત્ર છાંટી જે જગ્યાએ શિવ–શક્તિનો પાટ માંડવાનો હોય તેને પવિત્ર કરવામાં આવે છે. તેની ઉપર ગાયના છાણનું લીંપણ. તેની ઉપર એક સફેદ કપડું પાથરે છે. અને તેની ઉપર લાલ રંગનું પાથરે છે. આટલું કર્યા પછી અક્ષત (ચોખા)થી 'ચક્ર' પૂરવાનું હોય છે. ચક્ર પૂરતી વખતે મંત્ર બોલે છે. આ સંપ્રદાયમાં દરેક વિધિ વખતે મંત્ર બોલાય છે જેને તેઓ 'ગાયત્રી' કહે છે.

પાટની વચ્ચે શિવની મૂર્તિ કરે છે જેમાં તેની જળાધારીનું મુખ ઉત્તરદિશામાં રહે છે. તેની આસપાસ 'છ પાંખડીનુ ફૂલ' કરવાનું હોય છે. આ ફૂલના ખાંચામાં એક એક ત્રિશૂળ દોરે છે. આ બધા ફરતું એક વર્તુળ કરે છે. આ પ્રમાણે ચક્ર પૂર્યા પછી 'કોટવાળ'ની નિમણૂક થાય છે.

પાટ આપણી સંમુખ રહે તે રીતે જોતાં પાટના ચોરસમાં ઉપરના ડાબા ખૂણે દત્તાત્રેયની સ્થાપના કરે છે જે 'પીરગાદી' કહેવાય છે. ઉપર જમણે ખૂણે ત્રિશૂળ કરે છે જે 'જોગણી ગાદી' કહેવાય છે. તેવી જ રીતે પાટની નીચેના ડાબા ખૂણે ગણેશ દોરે છે 'જે સાખિયા ગાદી' તથા નીચે જમણા હાથને ખૂણે હનુમાનજી દોરે છે જેને 'વીરગાદી' કહે છે. આ પાટને ચારેખૂણે એક એક વ્યક્તિ બેસે છે. વીરગાદીની નીચે 'ભંડારી ગાદી'એ પાંચમી વ્યક્તિ હોય છે.

પાટના ચોરસની વચ્ચે તેનાથી વિરુદ્ધ તેની અંદર બીજો ચોરસ બનાવવામાં આવે છે. તેમાં પાટ તરફ મુખ રાખતાં જોઈએ તો વચ્ચે શિવલિંગ, તેની ઉપર સૂર્ય અને ચન્દ્ર દોરે છે. શિવલિંગ નીચે "પાંચ–પાંડવ" તેની નીચે 'શેષનાગ', લિંગની જમણી બાજુ કાચબો તથા ડાબી બાજુ ગાય દોરવામાં આવે છે. આ બધી વિધિ કરતી વખતે તેના અલગ અલગ મંત્રો (ગાયત્રી) બોલે છે.

હવે ચારેય વ્યક્તિ મળી કળશ સ્થાપે છે. કળશ તાંબાનો હોય છે. તેમાં ચોકખું જળ, એક પાવલી, તેના ઉપર ત્રણ દાંડલીવાળાં નાગરવેલનાં પાન અને તેની ઉપર શ્રીફળ મૂકવામાં આવે છે. શ્રીફળ ઉપર સૂતર વીંટી, સિંદોર લગાડી તેમજ શ્રીફળની બે આંખોના ઉપરના ભાગમાં ત્રિશૂળ કરી, તેના પર લીલું કપડું ઢાંકે છે. આ કળશ પાટની ઉપરના ભાગમાં સવા પાલી ઘઉં પાથરી તેના પર મૂકે છે. ત્યાર પછી કળશ અને જ્યોતને (લિંગ ઉપર જ્યોત પ્રગટાવે છે) ખૂંભાનાડાથી જનોઈ પહેરાવે છે.

કળશ સ્થાપનના ઉપરના ભાગે કાગળ અથવા દિવાલે ત્રિશુળ દોરે છે. ત્રિશુળ નીચે કળશ રહે છે.

જ્યોતિ સ્થાપન–પાટની વચ્ચે ફૂલની વચ્ચે શિવલિંગ બનાવી તેના પર જ્યોત સ્થાપન કરવાની હોય છે. એક પાત્રમાં ઘઉંનો લોટ બેસાડી વાટ બેસાડવામાં આવે છે. હવે ચારેય ગાદીપતિ આ જ્યોતિ 'સ્થાપન' કરે છે. પછી ધૂપિયાને માટીની કોરી તાવડીમાં લઈ, તેમાં છાણાંનો દેવતા રાખી ઘી–ધૂપ નાખી

અગ્નિ પ્રગટે ત્યારે તે ધૂપ મંત્ર બોલીને બધા દેવો-સ્થાનોને આપે છે. સાંઠાના બે ટૂકડાને સૂતર વીંટી, ઘીમાં બોળી તેને પ્રગટાવી, પાટની વચ્ચેના જ્યોતિને 'પ્રગટાવવા'ની હોય છે. જ્યોત ઉપર કપુર રાખી જ્યોત પ્રગટ કરે છે.

જ્યોતિ જલાવ્યા પછી બે વાસણમાં ઘઉંનો શીરો લાવી કળશની બંને બાજુ રાખે છે. તેમાંથી થોડોક ભાગ લઈ ધૂપિયામાં નાખે છે. ધૂપિયામાં 'સૂરાપાન' પણ પધરાવવાનું હોય છે. આ સૂરાપાન એટલે દૂધ અને ગોળનું મિશ્રણ. કયારેક મદિરા પણ પધરાવે છે. આ સૂરાપાન 'ભૈરવ'ને કરાવવામાં આવે છે. ભૈરવનું સ્થાન દૂર (ઓશરીમાં) હોય છે.

હવે ગાદીપતિઓ જ્યોતને નમન કરવા ઊઠે છે. ઊઠતી વખતે તે પોતાની જગ્યાએ શ્રીફળ મૂકે છે. પછી પાંચેય ગાદીને 'ગાયત્રી' બોલી ને નમન કરે છે. અંતે ડાબો હાથ છાતી ઉપર રાખી, જમણા હાથે જમીનને સ્પર્શે છે પછી છાતીએ સ્પર્શ કરી માથે સ્પર્શ કરે છે અને ત્રણ વખત "આદેશ" કરે છે. (બોલે છે) પછી શીરામાંથી બધાને પ્રસાદી અપાય છે.

છેલ્લે પાટમાં હાજર રહેલા એકબીજાને હાથથી સ્પર્શ કરી "પલ્લાની ગાયત્રી" બોલે છે. અંતમાં જ્યોતિ બુઝાવવાનો વિધિ કરી આ ક્રિયા પૂર્ણ કરવામાં આવે છે. અહીં લખાણ લાંબું થઈ જવાના ભયથી દરેક 'ગાયત્રી' આપી નથી.

અત્યારે આ બધી વિધિ પરાપૂર્વથી ચાલી આવતી હોઈ કરવામાં આવે છે. પણ શિવ-શક્તિ સંપ્રદાયનાં મૂળ મહામાર્ગ સુધી જાય છે. 'સતકેરી વાણી'ની પ્રસ્તાવનામાં શ્રીમકરન્દ દવે લખે છે: "મહામાર્ગનાં મૂળ બહુ ઊંડા છે...નિરંજન જ્યોતિ સ્વરૂપ, આદ્ય શિવ-શક્તિ અને છેવટે રામદેપીરની અવતાર પૂજા સુધી મહામાર્ગની ઘટા ફેલાઈ છે." [સત કેરી વાણી. પૃ. ૫૬]

આ રીતે મહામાર્ગમાંથી શિવ-શક્તિ સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો છે. કાળ ક્રમે યોગ, તંત્ર અને ભક્તિનાં તત્ત્વોનો તેમાં સમન્વય થયો છે.

"મહામાર્ગ હિન્દુ ધર્મના નાનકડા નમૂના જેવો છે, એમાં નાથયોગીઓનો યોગ અને હિન્દવા પીરની પૂજા સુધી અનેક સાધનાઓ આવી મળે છે."

(સતકેરી વાણી. પૃ. ૧૭)

મહામાર્ગની જેમ નાથપંથના યોગીઓના આદિ પ્રવર્તક પણ શિવ મનાય છે. તેથી નાથયોગીઓના યોગની અસર સ્વાભાવિક છે. એટલે આ શિવ-શક્તિની ઉપાસનામાં યોગ અને તંત્રની સ્પષ્ટ અસર જોવા મળે છે. આ સંપ્રદાયમાં લયયોગની વધુ અસર જોવા મળે છે. લયયોગમાં હઠયોગ અને સ્વરોદય યોગની ક્રિયાઓ પણ ભળેલી છે જે આ સંપ્રદાયમાં ઊતરી આવી છે.

પાટની વચ્ચે "છપાંખડીનું ફૂલ" શરીરની અંદર રહેલાં ષટ્ચક્રનું સ્પષ્ટ સૂચન કરે છે. પરમ ચૈતન્યને પામવા આ ષટ્ચક્ર ભેદ આવશ્યક છે. આ ષટ્ચક્રના ભેદ પછી સાધક સહસ્રારમાં મુક્તિ મેળવે છે. આ ષટ્દલ વચ્ચે શિવલિંગ મૂકવામાં આવે છે તે પણ સૂચક છે. શરીરમાં છ ચક્રોનાં સ્થાનો છે ગુહ્ય, લિંગ, નાભિ, હૃદય, કંઠ અને ભ્રૂમધ્ય જેને અનુક્રમે મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞાચક્ર કહે છે. આ બધાં ચક્રોને કમળ આવેલાં છે. તેની પાંખડીઓની સંખ્યા જુદી જુદી છે. આમાં લિંગ (સ્વાધિષ્ઠાન)માં ષટ્દલ કમળ આવેલું છે. પાટમાં શિવલિંગ છપાંખડીના ફૂલમાં મૂકવામાં આવે છે તે કેટલું ઐકય ધરાવે છે!

આ શિવલંગ પર જ્યોતિ પ્રગટાવવામાં આવે છે. ધીમે ધીમે આ જ્યોત દ્વારા ગુરુભક્તિને વધુ મહત્ત્વ અપાયું છે. જ્યોત પરમતત્ત્વનું નિષ્કલંક અને પ્રકાશિત સ્વરૂપ છે. મારકુંડ ઋષિ કહે છે;

'સુન બ્રહ્માંડમાં તે વસે, આદ નારાયણ અખંડ
મૂરતી અવિનાશી તે જ્યોતિ રૂપ છે....'

શ્રી મકરન્દ દવે જણાવે છે, "ગુરુભક્તિની જ્યોત મધ્યમાં રાખીને મારગી સંતોએ જ્ઞાન અને યોગ અપનાવી લીધાં છે. (સતકેરી વાણી. પૃ. ૨૯) આ જ્યોત શિવગુરુનું પ્રતિક બની જાય છે. તેથી જ

આ સંપ્રદાયની દરેક વિધિની ગાયત્રી "ૐ ગુરુજી..."થી શરુ થાય છે.

શિવનો સંબંધ આદિ શક્તિ સાથે છે. બ્રહ્માંડનું સર્જન આદિ શક્તિમાંથી જ થયું છે. મારકુંડ ઋષિ કહે છે;

સૃષ્ટિનું થાપન કોણે કર્યું હાં...

......................

જ્યોતિરૂપી તેજ તણો અંબાર છે.

......................

આદિનારાયણને ઈચ્છા થઈ હાં

...................

નાભિ કમળથી પવન ચલાવ્યા
તેમાંથી આદિ શકિત ઊભી થઇ હાં

.....................

આવી અલખ ઉપર તપ આદરિયાં રે
બાર વરસે તો રીઝયા નારાયણ રે હાં

............

અચળ બ્રહ્મા વર દિજીએ

...........

સતી કે તમે મને વરો હાં
ત્યાં તો સાવ પાષાણના બ્રહ્મા થઈ ગયા

...............

તે વારે સતીએ ભુંગર તપ આદરિયો
ત્યારે આકાશે વાણી એમ થઇ હાં

..............

શક્તિ, પુત્ર ત્રણ તમને આલીએ
તેનાથી સૃષ્ટિ સંપૂર્ણ ભરો હાં

.........

પણ હથેળી ચોળી ત્રણ દેવ પ્રગટ કીધા
બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર હાં
પ્રથમ પાટની ત્યાં થાપના કીધી
ને આદિનારાયણને તેડાવ્યા
ઓહં સોહં પુરુષ ગાદીએ બિરાજે
ત્યાં તે દિ નીજિયા ધરમ લઇ થાપિયા હાં...'

એટલે આદ્ય શક્તિ સાથે શિવનો સીધો સંબંધ છે. જ્યોતિ પ્રગટાવતી વખતેની ગાયત્રીમાં "વરાં અલખ આયા, આપો આપ ઉપજી નારી, નારી અપાવે વેણ, નર બ્રહ્મા વિષ્ણુ મહેશ તીન" જેવો ઉલ્લેખ આવે છે.

પાટની દરેક વિધિ ચોખાથી કરવામાં આવે છે તે પણ કેટલું અર્થપૂર્ણ છે! અક્ષત (તૂટયા વિનાનું) એ અખંડને સૂચિત કરે છે. અખંડની પૂજામાં અક્ષત જ હોય.

પાટમાં શક્તિ અને શિવની વચ્ચે કળશ મૂકવામાં આવે છે, તે જીવનનું પ્રતિક લાગે છે. માનવની ઉત્પતિ શુક્રથી થાય છે તેથી કળશમાં પાણી તેનું સૂચક છે. શ્રીફળ જીવનનું પ્રતિક છે. મારકુંડ ઋષિ કહે છે; 'શિશ સાટે શ્રીફળ ગુરુને ચરણે મેલો....'. ત્રણ નાગરવેલનાં પાન ત્રણ ગુણ દર્શાવે છે. કળશ અને જ્યોતિ 'ખૂંભાનાડ'થી જોડવામાં આવે છે. એ રીતે જીવ અને શિવનું મિલન સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

—પણ આ મિલન કયારે થાય ?

પાટની રચનામાં જ્યોતિ ઉપર સૂર્ય-ચંદ્ર બનાવવામાં આવે છે. તેની ઉપર કળશ અને તેની ઉપર આદ્ય શક્તિ. આ શક્તિ એ જ કુંડલિની શક્તિ જાગૃત થાય અને સહસ્રારમાં ચડે તો શિવ સાથે મિલન થાય અને જીવ–શિવનું અનંત મિલન થાય. જીવ મુક્ત બને.

સ્વરોદય યોગમાં ઈડા અને પિંગલા નાડીને ચંદ્ર અને સૂર્ય નાડીથી ઓળખવામાં આવે છે.

इडायां तु स्थितश्चन्द्रः पिंगलायां च भास्करः ।
सुपुम्ना शंभु रुपेण शंभु हंश स्वरुपतः ॥
(શિવ સ્વરોદય–૫૦)

ઈડામાં ચન્દ્ર અને પિંગલામાં સૂર્ય સ્થિત છે તથા સુષુમણા હંસ રૂપથી સ્થિત છે. અને હંસ શંભુ રૂપે સ્થિત છે.

આથી સ્વરની યોગ સાધના 'હંસ' વડે સાધક શિવ અને શક્તિ સ્વરૂપને પ્રાપ્ત કરે છે.

हकारे निर्गमे प्राक्तः सकारेन प्रवेशनम् ।
हकारः शिवरुपेण सकारः शक्तिरुच्यते ॥
(શિવ સ્વરોદય–૫૧)

સ્વર નીકળવામાં હકાર કહેલો છે અને પ્રવેશમાં સકાર, હકાર શિવ રૂપ કહેલો છે. અને સકાર શક્તિ-રૂપ છે. આને જ મારકુંડઋષિ અજપાજાપ કહે છે;

'શ્વાસો શ્વાસે જપો જાપ અજંપા રે હાં...'
'શ્વાસરૂપી તો માયા કહી જે તે,
ઊંચા શ્વાસને નિરાકાર છે
તેનું ભજન કરીને ભવજળ તરીએ,
એ તો અજંપા જાપ છે હાં...'

આ અજપાજાપથી કુંડલિની જાગૃત થાય છે અને તે બ્રહ્મરંધ્રમાં શિવને મળે છે ત્યારે જીવ નિર્વાણ પામે છે. આ સંપ્રદાયમાં કુંડલિનીને જગાડવાનો મંત્ર ન હોય તેમ જ્યોતને પ્રગટાવતી વખતે આ ગાયત્રી બોલાય છે:

"ૐ ગુરુજી જાગ, જાગ જાગ મંમાયા આદ કુમારી બાલા સુંદરી અમર તમારા પ્રકાશ, અમરજ્યોતમેં મંડલ છાયા, મંડલમેં એક જોગી બેઠા,
જપે અખંડ માળા..."

આ ક્રિયાને યોગની દૃષ્ટિએ જોઈએ તો લય-યોગની અસર વરતાઈ આવે છે. લયયોગમાં "હઠયોગના આઠ પ્રાણાયમમાંથી થોડો પ્રાણાયમ અને સ્વરોદય આદિ ક્રિયા લયયોગ અનુસાર 'સૂક્ષ્મ ક્રિયા' કહેવાય છે. લયયોગના આઠમા અંગમાં યોગી શરીરની અંદર ષટ્ચક્રોને જાણે છે અને તેના વડે સાધનનો અભ્યાસ કરે છે. યોગીઓના મતે મેરુદંડની નીચેથી ઉપર સુધી મસ્તકમાં સાત સ્થાન છે. જેની સહાયથી પ્રકૃતિ શક્તિને નીચેથી ઉપર લઈ જઈ સાતમા સહસ્રદલ સ્થાનમાં શિવ–શક્તિનો સંયોગ કરીને મુક્તિ મેળવે છે. લયયોગના ધ્યાનનું નામ 'બિંદુ ધ્યાન' છે. યોગી સાધના કરતાં પ્રકૃતિનાં સૂક્ષ્મ સ્વરૂપનું બિંદુ રૂપમાં દર્શન કરે છે. લયયોગના વિષયમાં લયસંહિતા પ્રમાણે સ્વરોદયની ક્રિયાઓ, ષટ્ચક્ર–ભેદનની ક્રિયા અન્ય ક્રિયાઓ જેવી કે વ્યોમજયી, પ્રભાજયી, સુરભીજયી, અજયા વગેરે છે.

[સાધના અંક-(હિન્દી) લે. એક મહાત્મા–પૃ. ૧૩૦]

જ્યોતિ પ્રગટાવવાની ગાયત્રીમાં 'બિંદુ'નો ઉલ્લેખ આ રીતે આવે છે;

"અમર બુંદ ફલ જરે કાયા નાદસે ફરે,
બુંદસે ફરે મંડલ, ધરતી ફરે બુંદકી માંય,
નાદસે ફરે બુંદકાખોજ કોઇ જોગી કરે"–

આ સંપ્રદાયમાં જમણે ખૂણે 'જોગણી'ની ગાદીમાં જોગણી એ યોગિની શક્તિ માયાનું પ્રતિક લાગે છે. શિવ–શક્તિ સંપ્રદાયમાં તાંત્રિક અસરો પણ ઘણી ભળી ગઈ છે. પં. ગોપીનાથ કવિરાજ તેના હિન્દી લેખ 'તાંત્રિક દૃષ્ટિ'માં જણાવે છે–

'તાંત્રિક આચાર્યો શિવ, શક્તિ અને બિંદુને ત્રણ રત્ન સમાન ગણે છે... શુદ્ધ તત્ત્વમય કાર્યાત્મક શુદ્ધ જગતનું ઉપાદાન બિંદુ છે. તથા કર્તા શિવ અને કારણ શક્તિ છે. અશુદ્ધ તત્ત્વમય જગતમાં પણ શિવ અને શક્તિ જ કર્તા અને કારણ છે. અને નિવૃત્તિ વગેરે કલાઓ દ્વારા બિંદુ આધાર છે. શુદ્ધ બિંદુનું બીજું નામ મહામાયા છે. અશુદ્ધ બિંદુરૂપનું નામ માયા છે. બિંદુ શિવમાં સમાયેલ નથી." (સાધના-અંક–હિન્દી. પૃ. ૪૮૦/૪૮૧)

ઉપરોક્ત યોગ અને તંત્રની મૂળ અસરમાં કાળક્રમે ફેરફારો થતા રહ્યા હશે. જ્યોતિ નીચે "પાંચ પાંડવ" અને 'શેષનાગ' દોરે છે તે પાછળથી અસ્તિ-ત્વમાં આવ્યા હોય એમ લાગે છે. આ ધર્મને માનનારા અને વિકસાવનાર પ્રહલાદ, હરિશ્ચંદ્ર, યુધિષ્ઠર, બલિરાજા થયા છે તેમને પાટમાં સ્થાન આપીને કાયમી કરી દીધા છે. આગળ જતાં 'નવનાથ' અને 'સિદ્ધ ચોરાસી' તેમજ તેંત્રીશ કરોડ દેવતા પણ આ ધર્મને મહત્ત્વ આપે છે તેમ તેની એક ગાયત્રી પરથી જાણવા મળે છે;

'નવનાથ સિદ્ધ ચોરાસી મિલકે
સ્થાપના સ્થાપી'..

શેષનાગ પણ આ ધર્મને સ્વીકારે છે તેથા તેમને પાટમાં સ્થાન મળ્યું હોય. મારકુંડ ઋષિ કહે છે;

'શેષ સરખા પણ જેને જ પેહાં
તે તેનું દર્શન કર્યા કરે...'

'પલ્લાની ગાયત્રી'માં દેવતાઓનો આ રીતે ઉલ્લેખ કર્યો છે.

"પાંચ સાતાં નવાં બાર કરોડ તેત્રીસે આરાધતાં".

દેવતાઓ તેત્રીશ છે તે અંગે બૃહદારણ્ય ઉપનિષદમાં કહ્યું છે– "कत्येव देवा याज्ञवल्क्येति त्रयस्त्रिंशत्....!' (બૃ. ઉ. ૩/૯/૧) 'હે યાજ્ઞવલ્કય! દેવગણ કેટલા છે ? તેત્રીશ.'

તો મારકુંડ ઋષિ તેત્રીશ કરોડ દેવતાની વાત કરે છે–

"ક્રોડ તેત્રીશ મળી જગત રચાવ્યા રે
અને તેજોમાં અલખ આવીયા..."

દત્તાત્રેયની ગાદીને પીરગાદી કહેવામાં આવે છે. દત્તાત્રેય પણ શિવ ઉપાસક. આ સંપ્રદાયની દરેક ગાયત્રીમાં 'ગુરુદત્ત'નું નામ આવે છે. દત્તાત્રેય જ્ઞાન–અજ્ઞાનથી પર એવા પરમતત્ત્વને પામ્યા છે. તેથી જ તે સર્વત્ર પરમ ચૈતન્યનાં દર્શન કરે છે. અવધૂત ગીતામાં કહે છે–

'सर्वं जगद्विद्धि विशुद्ध देहं सर्वं जगद्विद्धि शिवैकरुपम् ।
(અવધૂત ગીતા. ૧/૪૧)

સર્વજગતને અતિ શુદ્ધ સ્વરૂપ જાણ અને સર્વ જગતને તું એક શિવ સ્વરૂપ જાણ.

શિવ :મંદિરોના વિકાસની અસર શિવ–શક્તિ સંપ્રદાયમાં થઈ હોય એમ લાગ્યા વિના રહેતું નથી. પાટની નીચેની બે ગાદીઓ ગણપતિ અને હનુમાનની હોય છે. ગણપતિ અને હનુમાન શિવના નવમા અને અગિયારમા રૂદ્ર છે. શિવમંદિરોમાં પણ તેમનું સ્થાન ગર્ભગૃહની બહાર હોય છે. અહીં પણ તેમને એ રીતે અપનાવી લીધા હોય. શિવમંદિરની જેમ પાટમાં પણ કાચબાને સ્થાન મળ્યું છે. શિવમંદિરની રચનામાં યોગને વણી લીધો છે. જેમકે તેના આઠ થાંભલા અષ્ટાંગ યોગનું સૂચન કરે છે. તેવી જ રીતે બુદ્ધિની સ્થિરતા અને ઈન્દ્રિય નિગ્રહ–યોગમાં આગળ વધવા અનિવાર્ય બની જાય છે. ગીતા કહે છે–

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्य स्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥
(ગીતા. ૨/૫૮)

જેમ કાચબો પોતાનાં અંગોને સમેટી લે છે તેવી રીતે આ પુરુષ જ્યારે બધી ઈન્દ્રિયોને વિષયોમાંથી સમેટી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે.

આમ કાચબો ઈન્દ્રિય સંયમનું પ્રતિક બની રહે છે. પાટની ડાબી બાજુ ગાયને સ્થાન આપવામાં આવ્યું છે.

પ્રજાપતિએ બ્રહ્માંડનું સર્જન કર્યું ત્યારે પ્રથમ પ્રાણી ગાય ઉત્પન્ન થાય છે.... 'सा हेयमीक्षाचक्रे... सामौरभवत् ...। (બૃ. ઉ. ૧/૪/૪) પછી તે શતરૂપા (સ્ત્રી) ગાય બની....'

તો બ્રહદારણ્યક ઉપનિષદ વાણીની ઉપાસના સંબંધી કહે છે–

वाचं धेनुमुपासित....। (બૃ. ઉ. ૫/૮/૧)

(વાક્રૂપી ધેનુની ઉપાસના કરવી જોઈએ)

ગાય જીવનમાં અતિ ઉપયોગી પ્રાણી છે, તેથી તેનું જીવનમાં ઘણું મહત્ત્વ છે. પણ ગાય સ્થૂળ અર્થમાં કદિ સાધનામાં સ્થાન પામી શકે નહીં. પ્રતિક તરીકે જ તેનો ઉપયોગ થયો છે.

વેદમાં ગો: નો અર્થ 'પ્રકાશનાં કિરણો' એવો પણ થાય છે... અને આ અર્થ વધુ સુસંગત લાગે છે. શ્રી અરવિંદ ઘોષ તેના 'યોગ રહસ્ય'માં જણાવે છે–

"સાધના કરનારને જ્યારે સૂક્ષ્મદષ્ટિ ખૂલે છે ત્યારે સૂક્ષ્મ દર્શનમાં સૂર્યનાં મંડળમાંથી ચારે તરફ પ્રસરતાં કિરણો દેખાય છે અને કિરણો મધ્યમા કે છેવટે આવતાં ગાયોના ધણ બની જાય છે. આ અંતરની અનુભૂતિ ઉપર ઉષા અને ગૌ–ગાયોનો સંબધ પ્રતિષ્ઠિત થાય છે. ઉષાને गवांनेत्री–'ગાયોને દોરનારી' (૭/૭૬/૬) કહેવામાં આવી છે. અને બીજી એક ઋચામાં ઉષા વિષે ઉલ્લેખ કરતાં વશિષ્ઠ ઋષિ કહે છે; 'તારી ગાયો' (જ્ઞાનરૂપી પ્રકાશનાં કિરણો) અંધકારને (અજ્ઞાનને)

પાછો વાળે અને જ્યોતિ (અમને) આપે છે. ૭/૭૯/૨)

सं ते गावः तमः आवर्तयन्ति, ज्योतिर्यच्छन्ति ।

ગાયોને 'સત્યની ગાયો' ગા ऋतस्य (૧/૮૪/૧૬) તરીકે પણ સંબોધવામાં આવી છે.

આમ આ સંપ્રદાયમાં ગાયનું પ્રતિક સાધકના જીવનમાં પ્રકાશનાં કિરણોરૂપી ગાય બને તે વધુ બુદ્ધિ-ગમ્ય લાગે છે.

આ રીતે જોતાં શિવ–શકિત સંપ્રદાયનું મૂળ આદિ ધર્મમાં રહેલું છે. આજે આ સંપ્રદાયમાં બોલાતી 'ગાયત્રી' ગુરુમુખે ઉતરી આવતાં તેમાં ઘણી અશુદ્ધિઓ રહી ગઈ હોય તે સંભવિત છે. પાટમાં પણ ઘણા ફેરફારો થયા હોય. પણ આ સંપ્રદાયનું મૂળ વેદો સુધી જાય છે. શ્રી પી. ટી. શ્રી નિવાસ આયંગર કહે છે–

"શિવ શબ્દ વ્યાપક, સુખ અને શાંતિનો વાચક છે. વેદોમાં તેને રૂદ્ર કહેવામાં આવે છે. રૂદ્ર અને શિવ જુદા છે કે એક તે બાબતમાં વિદ્વાનોમાં મતભેદ છે. શિવ ઉપાસનાનું સૌથી પ્રાચીન રૂપ 'લિંગ પૂજા' હોય એમ જ સિદ્ધ થાય છે. ઋગવેદ સંહિતાના ૭/૨૯/૫ અને ૧૦/૯૯/૩ બંને મંત્રોમાં તે પદનો ઉપયોગ જોવામાં આવે છે. 'શિશ્નદેવા'નો સાચો અર્થ 'લિંગ પૂજા' જ થાય છે. બીજો અર્થ કરવામાં આવે તે ખોટા છે."

(અંગ્રેજી ગ્રંથ–"હિંદમાં પાષાણ યુગ"–પૃ. ૪૯)

આમ શિવ–શકિત સંપ્રદાયમાં યોગ, તંત્ર અને ભક્તિનો સમન્વય થતાં થતાં આજ સુધી અસ્ખલિત રીતે શિવ–શક્તિ ઉપાસના ચાલી રહી છે.



# વ્યક્તિ વ્યકિતના શોષણનો ધાર્મિક નિષેધ

પૂર્વજન્મમાં કરેલા પુણ્યના બળે કોઈ પણ વ્યક્તિ ઈતર વ્યકિતનું શોષણ કરે તથા પૂર્વજન્મના પાપને કારણે એક યા અનેક વ્યક્તિઓનું શોષણ થાય એવી સમાજ–વ્યવસ્થા ચાર્વાકને પણ મંજૂર ન હતી. ચાર્વાક પછી બીજું જૈન દર્શન આવે છે. આ ધર્મના અનુયાયીઓ બે સંપ્રદાયોમાં વહેંચાયેલ છે દિગમ્બર અને શ્વેતામ્બર. આ બન્ને સંપ્રદાયોના અનુયાયીઓ ઈશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરતા નથી. આ ધર્મના અનુયાયીઓ ચુસ્તપણે અહિંસામાં માને છે, તેથી વેદના પ્રામાણ્યના આધારે યજ્ઞમાં થતી નિર્દોષ પશુઓની હિંસાનો તેઓ વિરોધ કરે છે.

શ્વેતાંબર સંપ્રદાયે પ્રમાણભૂત માનેલા આગમો અનુસાર ભગવાન મહાવીરના સમયમાં ૩૬૩ વાદો અર્થાત તત્ત્વજ્ઞાન વિષયક ભિન્ન ભિન્ન વિચારધારાઓ હતી.... મહાવીરે જોયું કે આવી નિરર્થક ચર્ચાઓના કારણે એ વિચારધારાઓવાળા પરસ્પરનાં દષ્ટિબિંદુ સમજવા તૈયાર ન હતા.... મહાવીરે ઉપદેશ આપ્યો કે તમે સૌ પોતપોતાના દષ્ટિબિંદુથી ભલે સાચા હો પણ એ જ અંતિમ સત્ય છે એમ માનવાને બદલે સામા પક્ષના દષ્ટિબિંદુનો પણ વિચાર કરો. પરસ્પરને સમજ્યા વિના નિરર્થક ચર્ચાઓમાં સમય ના ગુમાવો. સ્યાદવાદ કિંવા એકાંતવાદની ઐતિહાસિક પશ્ચાદ ભૂમિકા આ જ છે... અંતિમ સત્ય તરીકે એકાંતવાદને પણ અનેકાંતવાદ તરીકે જોવો અને વિચારવો. સાચા જૈનને પણ મહાભારતમાં વર્ણવેલી " आत्मनः प्रतिकुलानि परेषां न समाचरेत् " એવી ધર્મની વ્યાખ્યા સ્વીકાર્ય છે. અર્થાત કોઈ પણને પ્રતિકુળ હોય એવું વર્તન કરવાનો કોઈને હક્ક નથી.

સ્વ. પં. જીતેન્દ્ર જેટલી ( 'સ્વાધ્યાય'માંથી )

# સૌરાષ્ટ્રમાં નાથ સંપ્રદાય

લેખક અને તસ્વીરકાર : ડૉ. હરિલાલ ગૌદાની

નાથ સંપ્રદાયના પુરાણા નામો સિદ્ધમાર્ગ અવધૂત માર્ગ અને યોગ માર્ગ હતા તેમ કહેવાય છે. સિદ્ધકૌલ સંપ્રદાય એ આ સંપ્રદાયનું અવર નામ છે તેમ કૌલ જ્ઞાન નિર્ણય નામે પુસ્તકમાં લખાયું છે.

આ સંપ્રદાયવાળા એમ માને છે કે આ સંપ્રદાય શિવે પોતે જ શરૂ કર્યો હતો અને તેના પહેલા નાથ આદિનાથ પોતે શિવ હતા.

નાથ સંપ્રદાયનું મૂળ ધ્યેય હઠયોગ દ્વારા ષટ્ચક્ર જાગૃત કરી બ્રહ્મ સુધી પહોંચવાનું, યોગના અભ્યાસ દ્વારા અમર બનવાનું અને અમુક સિદ્ધિઓ મેળવવાનું હોય છે. સિદ્ધિઓમાં સાબરી વિદ્યા મુખ્ય ગણાય છે. આ વિદ્યાથી મનમાં ધારેલ કામ થઈ શકે છે.

નાથ સંપ્રદાય મૂળ તો શૈવ સંપ્રદાયનો એક ફાંટો જ છે, પણ આ સંપ્રદાય બૌદ્ધ ધર્મના અનુયાયીઓએ પણ સ્વીકાર્યો હતો અને પાછળથી એ માર્ગ બૌદ્ધ સંપ્રદાયના એક અંગરૂપ બન્યો હતો. તિબેટમાં આ સંપ્રદાયનું ઘણું જોર હતું.

નાથ સંપ્રદાયની બૌદ્ધ શાખા સિદ્ધમાર્ગને નામે જાણીતી છે જ્યારે હિન્દુશાખા નાથ સંપ્રદાયને નામે જાણતી છે.

નાથ સંપ્રદાયમાં સપ્રદાયની શરૂઆતમાં બે ફાંટાઓ હતા જે પાછળથી એક થયા. એક ફાંટાના આદિગુરૂ આદિનાથ પછી મચ્છેન્દ્રનાથ ગણાય છે. જ્યારે બીજા ફાંટાના આદિગુરૂ આદિનાથ પછી જલંધરનાથ ગણાય છે. અત્રે યાદ રાખવું જરૂરી છે કે બૌદ્ધ સંપ્રદાયની નાથ શાખા સિદ્ધમાર્ગ ગોરક્ષનાથની ઉપેક્ષા સેવે છે.

લોકોક્તિ મુજબ આ સંપ્રદાય વિક્રમ સવંત પહેલાં બે એક સૈકા અગાઉ શરૂ થયો હતો પણ પુરાતત્ત્વવિદો અને આ મત અંગેના નિષ્ણાત અભ્યાસીઓના કહેવા મુજબ આ સંપ્રદાય સંવતના આઠમા સૈકાથી વધારે જૂનો નથી.

લોકોક્તિ અંગે વિચાર કરીએ તો રાજા ભર્તૃહરિ જે ઉજ્જૈનીની ગાદીએ વીર વિક્રમ પહેલાં હતો તેણે નાથ સંપ્રદાયની દીક્ષા ગ્રહણ કરી હતી. બીજી લોકોક્તિ મુજબ ગૌડ બંગાળાનો રાજા ગોપીચંદ પણ આ સંપ્રદાયનો સાધુ બન્યો હતો અને તેની માતા મૈનાવતી તો આ સંપ્રદાયની નવ નાથોમાંની એક નાથિની હતી. ઐતિહાસિક માહિતીને આધારે સંવતના અગિયારમા સૈકાના ઉત્તરાર્ધમાં દક્ષિણના રાજા રાજેન્દ્ર ચોલે બંગાળાના રાજા ગોપીચંદ્રને હરાવ્યો હતો. આ ગોપીચંદ્ર રાજાએ નાથ સંપ્રદાયની દિક્ષા લીધા પછી તે સિંધમાં પીરપટાવને નામે પ્રસિદ્ધ થયા હતા.



૧–જલંધરનાથની મૂર્તિ : જલંધરનાથનું મંદિર
દીવ : (સૌરાષ્ટ્ર)

સૌરાષ્ટ્રમાં નાથ સંપ્રદાયનું ક્યારે આગમન થયું એ વાત ચોક્કસપણે જાણી શકાઈ નથી, પણ ઢાંક ઉર્ફે પ્રેહ પાટણ નગરીનો નાશ કરનાર ધૂંધળીનાથ આ સંપ્રદાયમાં નવનાથ પછીના દસમા નાથ બનવાના હતા. ઢાંકનો વિનાશ સવંતના દસમા સૈકાની આજુબાજુમાં થયો હોય તેમ લાગે છે. ઢાંકની પુરાણી મૂર્તિઓ તથા બીજાં સ્થાપત્યો જોતાં એ નગર સંવતના ચોથા સૈકામાં પણ વસેલ હતું તેમ કહી શકાય.

સૌરાષ્ટ્રમાંથી મળી આવેલી નાથ સંપ્રદાયની પુરાણી મૂર્તિઓ સવંતના દસમા સૈકા જેટલી પુરાણી દેખાય છે. એટલે સૌરાષ્ટ્રમાં સંવતના દસમા સૈકામાં આ સંપ્રદાય ફેલાયેલો હતો તેમ કહી શકાય.

સૌરાષ્ટ્રમાં આ સંપ્રદાયનું એક સ્થાન દ્વીપ એટલે કે દીવમાં હોય તેમ મળી આવેલ નાથ મૂર્તિઓ ઉપરથી લાગે છે. બીજું સ્થાન જૂનાગઢ જિલ્લામાં વેરાવળ શહેરથી દસ માઈલ દૂર આવેલ ગોરખ મઢીના સ્થળે હોય તેમ કહી શકાય. આ સ્થળે નવે નવનાથની નવ મૂર્તિઓ અને નવનાથનાં નવ મંદિરો હતાં પણ



૨–મત્સ્યેન્દ્રનાથની મૂર્તિ : દીવ : સૌરાષ્ટ્ર

એ મંદિરો મુસ્લિમકાળમાં નાશ પામ્યાં. હાલમાં સૌરાષ્ટ્રમાં નાથ સંપ્રદાયનું મૂળ ધામ ગોરખમઢી ગણાય છે. અને આ સ્થળે નાથ સંપ્રદાયના નવે નવ નાથની નવ નૂતન મૂર્તિઓ નવાં મંદિરોમાં મૂકાયેલી જોવા મળે છે.

ઢાંકના ડુંગર ઉપર સિદ્ધ ધૂંધળીનાથે છત્રીસ વર્ષ તપશ્ચર્યા કરી હતી, તેને લઈને નાથ સંપ્રદાયમાં આ સ્થળનો મહિમા છે: તદુપરાંત આ સ્થળેથી સંવતના દસમા સૈકામાં કોતરાયેલ નાથ સંપ્રદાયની એક મૂર્તિનો ટુકડો મળી આવ્યો છે.

આ સંપ્રદાયનું એક સ્થાન જૂનાગઢના ડુંગરાની ત્રીજી ટૂંક ઉપર હોય તેમ કહી શકાય. કેમ કે આ ટૂંકનું નામ જ ગોરખનાથની ટૂંક પડેલ છે, પણ આ પ્રદેશમાંથી નાથ સપ્રદાયનાં કોઈ શિલ્પો મળ્યાં નથી.

પાંચમું સ્થાન સુરેન્દ્રનગર જિલ્લાના ધાંધલપુર ગામની બહાર આવેલ વાવનું સ્થળ ગણાય છે. આ વાવ ઉપર દસમા નાથ બનવાની કોટીએ પહોંચેલ સિદ્ધ ધૂંધળીનાથની મૂર્તિ મૂકાયેલી છે. અત્રે યાદ રાખવું જરૂરી છે કે પંજાબમાં ધૂંધો નાથની ગણતરી નવનાથમાં થાય છે

નાથ સંપ્રદાયના સાધુઓનો પહેરવેશ શૈવ સંપ્રદાયના સાધુઓને મળતો હોય છે. પણ આ સંપ્રદાયના સાધુઓના કાનમાં કુંડળ, કટિમેખલા, શૃંગી, સેલી, ગૂંદરી, ખપ્પર, વ્યાઘ્રામ્બર અને ઝોળા વિગેરે આભૂષણો યંત્રો અને સાધનો હોય છે. આ સંપ્રદાયના બે ફાંટા છે, જેમાં ગોરખપંથી સાધુઓના કાનના મધ્ય ભાગમાં કુંડળ પહેરેલાં હોય છે, જ્યારે કનીફનાથના શિષ્ય સંપ્રદાયના સાધુઓમાં કાનની બૂટમાં કુંડળ પહેરેલાં જોવા મળે છે. તેથી જ આ સંપ્રદાયના સાધુઓને આમ જનતા કાનફટા સાધુઓના નામથી ઓળખાવે છે.

સૌરાષ્ટ્રમાં આ સંપ્રદાયના મૂળધામ ગણાતા દીવ નગરમાંથી નાથ સંપ્રદાયના નવનાથોમાંથી ત્રણ નાથની મૂર્તિઓ મળી આવી છે, જેમાંની નાથ સંપ્રદાયના પહેલા ફાંટાના મુખ્ય નાથ મત્સ્યેન્દ્રનાથની

મૂર્તિ તથા બીજા ફાંટાના મુખ્ય નાથ જલંધર નાથની મૂર્તિઓ ખાસ અગત્યની ગણાય. ત્રીજી મૂર્તિ કયા નાથની છે તે ચોકસપણે કહી શકાતું નથી.

જલંધરનાથની મૂર્તિ દીવ શહેરની બહાર આવેલ જલંધરનાથના મંદિરમાં મૂકાયેલી છે. આ મૂર્તિના મસ્તકનો ભાગ જ એ મંદિરમાં મૂકાએલ છે. બાકીનો ભાગ નાશ પામ્યો હોય તેમ લાગે છે. આ મૂર્તિને લોકો સતી વૃંદાના પતિ જલંધર રાક્ષસની મૂર્તિ તરીકે ઓળખાવે છે, પણ ખરેખર આ મૂર્તિ જલંધરનાથની છે. તેના શિરનો ભાગ આ મૂર્તિ જલંધરનાથની હોય તેમ શિર પટ્ટક ઉપરથી લાગે છે.

દીવ નગરમાં આવેલ એક ઘર મંદિર નીચેની વાવમાંથી મચ્છેન્દ્રનાથની ભવ્ય મૂર્તિ મળી આવી છે. આ મૂર્તિ બેઠક ઉપર કોતરાયેલ મત્સ્યની લાંબી મૂર્તિ તેની બાજુમાં નાથ સંપ્રદાયના આભૂષણો ધારણ કરેલ સેવક આ મૂર્તિ મચ્છેન્દ્રનાથની હોય તેમ સ્પષ્ટ બતાવે છે. પદ્માસને બેઠેલ મચ્છેન્દ્રનાથની મૂર્તિના ગળામાં રુદ્રાક્ષમાળા દેખાય છે. આ મૂર્તિ નાથ સંપ્રદાયની મૂર્તિઓમાં ઘણી જ અગત્યની ગણાય છે.

ત્રીજી મૂર્તિ દીવના કિલ્લામાં આવેલ મ્યુઝિયમમાં કચરાના ઢગ વચ્ચે પડી છે. આ મૂર્તિને સ્પષ્ટ રીતે ઓળખાવી મુશ્કેલ છે. પણ મૂર્તિનું આસન બેઠક નીચે કોતરાયેલ કોઈ ન ઓળખી શકાય તેવું દંડને મળતું આયુધ દેખાય છે. આ મૂર્તિનો એક હાથ કોણીથી તૂટી ગયો છે અને બીજો હાથ કાંડાથી તૂટી ગયો છે. એ જ રીતે શિર ભાગ ઘસાઈ ગયો છે. છતાં આસનની ઢબ, ગળામાં માળાનું ચિહ્ન વિગેરે ઉપરથી આ મૂર્તિ કોઈ નાથની હોય તેમ કહી શકાય.

દીવ શહેર સિવાય નાથ સંપ્રદાયની એક મૂર્તિ સુરેન્દ્રનગર જિલ્લાના ધાંધલપુર ગામમાંથી મળી આવી છે. આ મૂર્તિ દસમો નાથ બનવાની છેલ્લી ઘડીએ સિદ્ધિનો દુરુપયોગ કરતા નાથ કક્ષાએ ન પહોંચનાર ધૂંધળીનાથની છે. આ મૂર્તિ ધાંધલપુર ગામની વાવની બહાર એક ઓટલા ઉપર મૂકાયેલી છે. આ મૂર્તિની ઊંચાઈ છ ફૂટ જેટલી છે. મૂર્તિને માથે મુકુટ કે ટોપી



૩– ગોરક્ષનાથ : તસ્વીર : સુરેન્દ્ર પટેલ
અમદાવાદ મ્યુનિ. કોરપોરેશનના સૌજન્યથી

જેવું કાંઈક મૂકાયેલ છે. મૂર્તિના બન્ને કાનફટ્ટા બાવા પહેરે છે તેવા કુંડળ કોતરાયેલાં છે. મૂર્તિનો એક હાથ સલામ કરતા હોય તેવી મુદ્રામાં મુકુટ નજીક ગોઠવાયેલો છે. એ હાથમાં કડાના જેવું કાંઈક દેખાય છે. બીજો હાથ પેટ ઉપર મૂકાયેલો જોવા મળે છે. અને એ હાથના બાવડા ઉપર કડા જેવું કોઈ આભૂષણ કોતરાએલું દેખાય છે. મૂર્તિના મુખભાવ ઘણા જ ભયંકર દેખાય છે અને મૂર્તિની મૂછો ઘણી જ લાંબી કોતરાયેલી દેખાય છે.

ધૂંધળીનાથ સંબંધી એમ કહેવાય છે કે સંવતના બારમા સૈકાની આજુબાજુ ધૂંધો કોળી નામે એક કોળી નાથ સંપ્રદાયમાં ભળ્યો અને તેણે છત્રીસ વર્ષ સુધી તપશ્ચર્યા કરી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી. તેણે એક સિદ્ધિ દ્વારા ચિતોડના રાણાને બે પુત્રફળ આપ્યાં પણ પુત્રફળ આપતાં ધૂંધળીનાથે રાણાને કહ્યું

કે: "તારી રાણીને પેટે બે જોડિયા પુત્રો જન્મશે. બાર વર્ષ બાદ હું ચિતોડ આવીશ, એ વખતે તારે તારા બે પુત્રોમાંથી એકને મને સોંપી દેવો પડશે."

ધૂંધળીનાથે આપેલ વચનથી ચિતોડના રાણાને ઘેર બે પુત્રો થયા. બાર વર્ષ બાદ ધૂંધળીનાથ ચિતોડ ગયા અને રાણા પાસે તેના બે પુત્રોમાંથી તેજસ્વી પુત્રની માગણી કરી. રાણાને પોતાનો તેજસ્વી પુત્ર આપવો નહોતો પણ ધૂંધળીનાથે ગેબનો શબ્દ ઉચ્ચાર્યો એટલે મહેલમાં સંતાડેલ સિદ્ધકુમાર દોડીને ધૂંધળીનાથને પગે પડયો. પછી ધૂંધળીનાથ સિદ્ધકુમારને લઈ ઢાંકના ડુંગર ઉપર પાછા ફર્યા. પછી તેણે પોતાના શિષ્ય બનેલ સિદ્ધનાથને કહ્યું કે "હું આ ડુંગરના ભોંયરામાં બેસી બાર વર્ષ તપશ્ચર્યા કરીશ. એ સમય દરમ્યાન તું બાજુના ગામમાંથી ભિક્ષા લાવી તારું ગુજરાન ચલાવજે."

બાર વર્ષ બાદ ધૂંધળીનાથ તપશ્ચર્યા કરી ઊઠયા ત્યારે તેણે તેના શિષ્ય સિદ્ધનાથના મસ્તક ઉપર



૪– વણઓળખાયેલ નાથની મૂર્તિ :
દીવનો કિલ્લો : સૌરાષ્ટ્ર

માખીઓ બણબણતી જોઈ. તેણે સિદ્ધનાથને બોલાવી તપાસ કરી તો માથા ઉપર મોટો ઘા પડયો હતો અને તેમાં કીડા પડયા હતા.

આમ કેમ બન્યું એ બાબત સિદ્ધનાથને પૂછતાં તેણે કહ્યું કે: "ઢાંક નગરના લોકો નાસ્તિક હોવાથી ભિક્ષા આપતા નહોતા એટલે તેણે પેટ ગુજારો કરવા માટે બાર વર્ષ સુધી લાકડાં કાપી લાવી લાકડાના ભારા ઢાંક નગર ઉર્ફે પ્રેહપાટણમાં વેચી તેમાંથી મળતા દ્રવ્યથી અનાજ વિગેરે ખરીદી પેટ ગુજારો કર્યો હતો."

આ વાત જાણી ધૂંધળીનાથને ઢાંકના લોકો ઉપર ગુસ્સો ચડયો. પછી તેણે પોતાની સિદ્ધિ દ્વારા આખા પ્રેહપાટણ નગરને ઊથલાવીને ઊંધું નાખી દીધું. પોતાને મળેલી સિદ્ધિનો એક સાધારણ બાબતમાં દુરુપયોગ કરી હજારો મનુષ્યોનો જાન લેવાથી ગુસ્સે થયેલ નવનાથોએ તેની પાસેની બધી સિદ્ધિઓ લઈ લીધી. પછી ધૂંધળીનાથ ટાંકના ભોંયરામાં ગયો અને ત્યાંથી જમીનમાં અલોપ થયો. પછી વર્ષો બાદ તે ધાંધલપુર નજીકના એક ભોંયરામાંથી બહાર આવ્યો અને ત્યાંથી થોડુંક ચાલતાં પથ્થર સ્વરૂપ બની ગયો.

સૌરાષ્ટ્રમાંથી જલંધરનાથ, મત્સ્યેન્દ્રનાથ, કનીફનાથ, તથા ધૂંધળીનાથની મૂર્તિઓ મળી આવી છે. સૌરાષ્ટ્ર સિવાયના ગુજરાતના બીજા ભાગોમાંથી નાથ સંપ્રદાયની કેટલીક મૂર્તિઓ મળી આવી છે. આવી મૂર્તિઓમાં ડભોઈની મહુડી ભાગોળે આવેલ કિલ્લાના દરવાજામાં આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, જલંધરનાથ, ગોરખનાથ, કૃષ્ણપાદ ઉર્ફે કનીફનાથ કંથડીનાથ, નાથિની મેનાવતી અને ગહનીનાથની મૂર્તિઓ મળી આવી છે. એ સિવાય ન ઓળખી શકાય તેવી કેટલીક નાથ સંપ્રદાયની મૂર્તિઓ ડભોઈના કિલ્લાના મહુડી ભાગોળના દરવાજામાં કોતરાયેલ છે. આ બધી મૂર્તિઓ સંવતના તેરમા સૈકાની આજુબાજુમાં કોતરાઈ હોય તેમ લાગે છે.

નાથ સંપ્રદાયનું એક ધામ આશાવલ કે કર્ણાવતી (હાલનું અમદાવાદ) ગણાતું હતું અને



૫–નાથિની મૈનાવતીની મૂર્તિ :
વજાપુરા–હાથરોલ ( જિ. સાબરકાંઠા )

અમદાવાદના માણેક ચોકના સ્થળે નાથ સંપ્રદાયનો મોટો મઠ હતો. એ મઠમાં નવે નવ નાથની મૂર્તિઓ મૂકાયેલી હતી. જેમાંની ગોરક્ષનાથની એક મૂર્તિ થોડા સમય પહેલાં માંડવીની પોળમાંથી મેયરશ્રી કૃષ્ણવદન જોષી પાસેથી મળી આવી હતી. એ મૂર્તિની મેં શ્રી કૃષ્ણવદન જોષીને ઓળખાણ આપી એટલે તેણે તુરત જ એ મૂર્તિ અમદાવાદ મ્યુનિસિપલ મ્યુઝિયમને ભેટ આપી દીધી. પીળા આરસમાંથી કોતરાયેલી ગોરક્ષનાથની એ મૂર્તિ સંવતના બારમા સૈકા જેટલી પુરાણી ગણાય. મૂર્તિના બન્ને કાનમાં કાનફટ્ટા બાવા પહેરે છે તેવા કુંડળ દેખાય છે. ગળામાં, બાવડા ઉપર અને હાથને કાંડે રૂદ્રાક્ષની માળાના આભૂષણો દેખાય છે. છાતી ઉપર શ્રીવત્સનું ચિહ્ન દેખાય છે. એક નાગની જનોઈ કોતરાયેલી દેખાય છે. અને પોતે યોગપટ્ટ બાંધી યોગાસને બેઠેલ દેખાય છે. આ મૂર્તિના જમણા હાથમાં બેરખો ધારણ કરેલો દેખાય છે અને મૂર્તિની બેઠક નીચે કોતરાયેલી ગાયની બાજુમાં કોઈ ન ઓળખી શકાય તેવું આયુધ કોતરાયેલું દેખાય છે.

ગોરક્ષનાથની બીજી મૂર્તિ વડનગરના ચિત્રેશ્વરી માતાના મંદિરમાંથી મળી આવી છે. એ મૂર્તિના આયુધો, ઉપકરણો અને લાંછન અમદાવાદના માણેકચોકની ગોરક્ષનાથની મૂર્તિને મળતાં છે પણ એ મૂર્તિને માથે જ્ઞાનવૃક્ષ કોતરાયેલું દેખાય છે. આ પ્રકારની મૂર્તિ ભારતવર્ષમાંથી સૌ પ્રથમ મળી આવી છે.

નાથ સંપ્રદાયની બીજી મૂર્તિઓ સાબરકાંઠા જિલ્લાના પ્રાંતિજ તાલુકાના હાથરોલ નજીકના ગામ વજાપુરામાંથી મળી આવી છે. આ મૂર્તિઓ સંવતના સોળમા સૈકામાં કોતરાયેલી હોય તેમ લાગે છે. આ મૂર્તિઓમાં નાથિની મૈનાવતીની મૂર્તિ ખાસ અગત્યની ગણાય. લોકશિલ્પમાં કોતરાયેલ મૈનાવતીની એ મૂર્તિને માથે જટામુકુટ દેખાય છે અને જટામુકુટ સાથે બાંધેલ ઊનના બે ફૂમતાં બંને કાન ઉપર આવેલાં દેખાય છે. આ મૂર્તિના બન્ને હાથ ઊંચા કરેલા દેખાય છે. અને મૂર્તિ પદ્માસન જેવા કોઈ આસને બેઠી હોય તેવી દેખાય છે. આ મૂર્તિને ગામલોકો ગોપીચંદ રાજાની માતા નાથિની મૈનાવતી તરીકે ઓળખાવે છે અને પૂજા કરે છે. તેની બાજુમાં મૂકાયેલી કહેવાતી ગોરક્ષનાથની મૂર્તિ ખૂબ ઘસાઈ ગયેલી છે. આ મૂર્તિ સિવાય એ સ્થળે બીજી બે મૂર્તિઓ પડી છે પણ એ મૂર્તિઓ ખૂબ જ ઘસાઈ ગયેલ હોવાથી ઓળખી શકાય તેવી રહી નથી. આ ગામમાં નાથ સંપ્રદાય પાળતા કેટલાક રજપૂતોનો વાસ છે.

કચ્છના વાગડ જિલ્લામાં આવેલ કંથકોટના કિલ્લામાં કંથડીનાથનું મંદિર આવેલ છે. એ મંદિરમાં કંથડીનાથની નૂતનમૂર્તિ મૂકાયેલી છે. આ મંદિરના મહંત કંથકોટના કિલ્લામાં જ વસે છે. આ મંદિરની યાત્રાએ નાથ સંપ્રદાયના સાધુઓ તેમજ આ સંપ્રદાય પાળતા ઘણા લોકો આવે છે.

આમ નાથ સંપ્રદાય સારાય ગુજરાતમાં ફેલાયો હોય તેમ મળી આવેલ નાથ સંપ્રદાયની મૂર્તિઓ અને બીજા કેટલાંક સ્થળોનાં નામ ઉપરથી લાગે છે.

નાથ સંપ્રદાયની એક શાખાના આદિનાથ પછીના મત્સ્યેન્દ્રનાથ બ્રહ્માના માનસપુત્ર હતા તેમ કહેવાય છે. તેના શિષ્ય ગોરક્ષનાથ મત્સ્યેન્દ્રનાથના

વચનથી બંગાળના ચંદ્રગિરિ ગામના એક બ્રાહ્મણને ત્યાંના ઉકરડામાંથી ઉત્પન્ન થયા હતા. નાથ સંપ્રદાયની બીજી શાખાના આદિનાથ પછીના નાથ જલંધરનાથ અયોધ્યાના રાજા જન્મેજયની સાતમી પેઢીએ થઈ ગયેલ બૃહદ્વા નામે રાજાએ યજ્ઞ કર્યો. એ યજ્ઞમાંથી ઉત્પન્ન થયા હતા તેથી જલંધરનાથ અગ્નિપુત્ર કહેવાય છે. કનીફનાથ બ્રહ્માના કર્ણપુત્ર કહેવાય છે. તેની પછીના ચર્પટીનાથ સૂર્યપુત્ર ગણાય છે. ગોરક્ષનાથના શિષ્ય ગહનીનાથ પણ સૂર્યપુત્ર ગણાય છે.

નવનાથ અંગેનાં કેટલાંક પુસ્તકોમાં લખાયા મુજબ નવનાથ એક હજાર વર્ષ સુધી પૃથ્વી ઉપર રહ્યા પછી તેણે ગુપ્તવાસ સ્વીકાર્યો હતો. આ ગુપ્તવાસ દરમ્યાન મઢી ગામમાં કનીફનાથ ને મત્સ્યેન્દ્રનાથ, ગર્ભગિરિમાં જલંધરનાથ અને ગહનીનાથ, વડવાનલ ગામમાં નાગનાથ, માનદેશના વીટે ગામમાં રેવણનાથ, પાતાળમાં ભર્તૃહરિ, સ્વર્ગમાં મીનનાથ ,ગિરનાર ઉપર દત્તાત્રેય અને ગોરખનાથ ગુપ્તવાસમાં બિરાજે છે.

કહેવાય છે કે મૈનાવતી અને તેનો પુત્ર ગોપીચંદ તથા ધર્મનાથ વિષ્ણુધામમાં ગયા પછી ચોર્યાશી સિદ્ધોએ નાથપંથનો વિસ્તાર કર્યો હતો.

ગોરખનાથની ત્રણ પાદુકાઓ ગિરનાર ઉપર છે. ગોરખમઢીમાં ગોરખનાથનું સ્થાન છે. દક્ષિણભારતમાં કોલ્હાપુર પાસે શિરાલે ગામમાં ગોરખનાથનું સ્થાન છે તેની આજુબાજુ ગોરખ આમલીઓ થાય છે. ઉત્તરભારત માં ગોરખપુર શહેર ગોરખનાથનું મુખ્યધામ ગણાય છે.

નાથ સંપ્રદાયનાં નવનાથોના નામોમાં અસંખ્ય ભેદ જોવા મળે છે. બૌદ્ધ સંપ્રદાય નાથની પાછળ પા લગાડે છે. આવા નામો ગોરક્ષનાથને ગોરક્ષપા, મીનનાથને મીનપા, ચૌરંગીનાથને ચૌરંગીપા, ધર્મનાથને ધર્મપા વિગેરેથી ઓળખવામાં આવે છે.

આ સંપ્રદાયનાં મુખ્ય પુસ્તકોમાં સિદ્ધ સિદ્ધાન્ત પદ્ધતિ, ગોરક્ષસિદ્ધ સંગ્રહ, મત્સ્યેન્દ્રનાથ રચિત કૌલજ્ઞાન નિર્ણય, સિદ્ધ સાહિત્ય સિદ્ધકૌલ સંપ્રદાય નામક પુસ્તક, શાબર તંત્ર, નવનાથસંહિતા, સૌરાષ્ટ્રના સિદ્ધો, ગોરખનિર્ણય, નવનાથ ચરિત્ર વિગેરે છે. 'સ્વાધ્યાય' ત્રિમાસિકના સંવત ૨૦૨૩ના વસંત પંચમી અંકમાં નવનાથ અંગે વિગતવાર લખાણ ડૉ. ઉમાકાન્ત શાહે

૬-ધૂંધળીનાથની મૂર્તિ : ધાંધલપર: (જિ. સુરેન્દ્રનગર)

એક લેખ દ્વારા કરેલ છે.

નવનાથના પ્રમાણિત નામો આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, જલંધરનાથ, ગોરક્ષનાથ, કનીફનાથ ઉર્ફે કૃષ્ણપાદનાથ, કંથડીનાથ, રેવણનાથ, ગહનીનાથ અને મૈનાવતી એ પ્રમાણે છે. દક્ષિણ ભારતમાં આ નામો આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ, ગહનીનાથ, ચૌરંગીનાથ, જલંધરનાથ, કનીફનાથ અને મૈનાવતી તથા ચર્પટીનાથ. આમાંથી ગહનીનાથના શિષ્યો નિવૃત્તિનાથ જ્ઞાનેશ્વર અને મુક્તાબાઈ ગણાય છે. દક્ષિણ દેશના નવનાથના બીજાં નામોમાં આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરખનાથ, ચર્પટીનાથ, રેવાનાથ, ચૌરંગીનાથ, જલંધરનાથ, કનીફનાથ, મૈનાવતી, ગહનીનાથ, નાગનાથ, ભર્તૃનાથ, માણેકનાથ, ગેબીનાથ અને ગુપ્તનાથ એમ છે.

નાથ સંપ્રદાયના નવનાથોની સંખ્યા અને નામ આડાં અવળાં જોવા મળે છે. પણ ચોર્યાસી સિદ્ધોનાં નામોમાં આ બધાં નામો આવી જાય છે. નવનાથોના જન્મ અંગેની વિગતો જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે મળે છે પણ મોટા ભાગના નાથોના જન્મ સાથે જેવી વાતો વણાયેલ છે.

# સૌરાષ્ટ્રના લુપ્ત ધર્મો

પ્રિ. સુરેશચંદ્ર ક. દવે

માનવ જીવન અને સંસ્કૃતિમાં ધર્મ એ મહત્ત્વનું અંગ છે. ધર્મ વિનાનું જીવન પશુમય મનાય છે. સૌ પ્રથમ ધર્મ શબ્દ ઋગ્વેદમાં મળે છે. અને ત્યાર પછીના વૈદિક સાહિત્યમાં તો તે ખૂબ જ વિશાળ અર્થમાં પ્રયોજાયો છે. ધર્મ શબ્દ દ્વારા પ્રકૃતિ અને ઈશ્વરના નિયમો સૂચિત છે એમ માનવામાં આવે છે. પણ તેને ધર્મ કરતાં ઋત તરીકે વિશેષ ઓળખવામાં આવે છે. વિસ્તૃત બ્રહ્માંડને બાંધી ચલાવનાર જે નિયમ તે ઋત, ऋतं च सत्यं च એ બે જીવન રૂપી રથને સ્થિર રાખનાર બે ચક્રો. ઋત શબ્દનું સ્થાન ધીમે ધીમે ધર્મે લીધું. ધર્મથી જ આ જગત પ્રજા ટકી રહી છે. धर्मो धारयति प्रजाः। ધર્મ નિત્ય છે અને ધર્મથી જ અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે. ભારતીય અને અન્ય સંસ્કૃતિઓમાં ધર્મનું સ્થાન અનન્ય છે.[1]

આપણને માનવ શરીર આપનાર પરમ કૃપાળુ પરમાત્માને આપણે ન ભૂલીએ અને આપણી મહાન ફરજ ગણી કૃતાર્થતા અનુભવવા તેનું કોઈપણ રીતે સ્મરણ કરીએ એ જરૂરી છે. તેથી જ બધી જ સંસ્કૃતિઓમાં કોઈને કોઈ રીતે આ પ્રકારનું ધર્માચરણ થતું જોવામાં આવે છે. આ માટે પ્રકૃતિની ઉપાસના, પ્રકૃતિ પૂજા, પ્રતિકોની સ્થાપના અને પૂજા તથા મૂર્તિપૂજા સ્વિકારાયાં. માનવી વિચારશીલ, પરિવર્તનશીલ છે અને વ્યાપ્ત સંજોગો પણ તેને ઘણી જ અસર કરે છે તે રીતે કાળ બળે માનવીના ધર્મો પણ બદલાતા રહ્યા છે. કોઈપણ નવા ધર્મ કે સંપ્રદાયોની ઘેરી અસરોએ કેટલાક ધર્મો કે સંપ્રદાયોને નિષ્પ્રાણ બનાવી ઈતિહાસના પાના પર જ જીવંત રાખ્યા છે. સૌરાષ્ટ્રમાં પણ પ્રાચીનકાળમાં અનેક ધર્મ–સંપ્રદાયો હતા જેમાંના આજે કેટલાક લુપ્ત થયા છે.

પ્રાચીન કાળથી જ સૌરાષ્ટ્ર એક મહત્ત્વનો પ્રદેશ હતો અને પશ્ચિમ એશિયાની પ્રજા માટે દ્વારરૂપ હતો. સૂર્યરાષ્ટ્ર કે સૌરાષ્ટ્રનો આ પ્રદેશ ખૂબ જ સમૃદ્ધ, સંસ્કૃત સુંદર દેશ હતો. અહીંની સુંદરતા સમૃદ્ધિ અને સંસ્કૃતિએ અનેક પ્રજાઓને આકર્ષી હતી. પરિણામે અહીં અનેક પ્રજાઓનાં મૂળ જોવા મળે છે. અને સાથે સાથે તેમના ધર્મો કે સંપ્રદાયો પછી ભલે તે લુપ્ત થયા હોય પણ તેની ઉપસી આવેલી છાપોએ અહીંના લોકજીવનમાં નવીનતા અને વિશેષતા ઊભી કરી છે.

સૌરાષ્ટ્રમાં માનવજીવન ક્યારથી હશે તે જાણવા માત્ર ઉત્ખનનો જ આધાર લઈએ તો પણ ભાદર કાંઠે આવેલા રોઝડી ટીંબાના ઉત્ખનનોએ પૂરવાર કર્યું છે કે આ પ્રદેશમાં ઈ. સ. પૂર્વે ૧૮૫૦-ની આસપાસ સંસ્કારી પ્રજાની મોટી વસાહતો હતી. તેમાંથી નીકળેલાં વિવિધ વાસણો, વાટકાઓ, બરણીઓ, સુશોભિત ચિત્રો વ. પ્રાગઐતિહાસિક કાળથી શરૂ કરીને મધ્યયુગ સુધીના જુદા જુદા થરોમાંથી મળેલાં છે.[2] સોમનાથના ટીંબાના પથ્થરના ઓજારો તો બે લાખ વર્ષ પુરાણા માનવામાં આવે છે. આવાં બીજાં અનેક સ્થળોએ થયેલાં ઉત્ખનનો દર્શાવે છે કે સૌરાષ્ટ્ર સંસ્કૃત પ્રજાઓથી સભર હતું. પણ આ પ્રજાઓના ધર્મ કયા હશે! તે કાળની પ્રજા અનાર્ય હતી અને તે કાળે કદાચ વૈદિક આર્યોએ આ પ્રદેશનું દર્શન પણ નહીં કર્યું હોય. વૃક્ષો, પશુઓ અને સર્પોનું પૂજન કરી પ્રકૃતિ પ્રત્યે કૃતાર્થતા અનુભવતી હતી પણ આ પ્રજાની કોઈ વ્યવસ્થિત હકીકતો મળતી નથી પણ સૌ પહેલી અહીં વસતી પણિ પ્રજાની માહિતી મળે છે.

## પણિઓનો પ્રાકૃત ધર્મ–

આ પ્રજાનો વસવાટ સૌરાષ્ટ્રમાં હશે તેવું બાબેરુ જાતક કથા ઉપરથી જાણી શકાય છે. અને આજ

૧. ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલ : કલ્યાણ ધર્માંક. પા. ૮૯

૨. શ્રી શંભુપ્રસાદ દેસાઈ:સૌરાષ્ટ્રનો ઈતિહાસ. પા. ૬

કથામાં સૌરાષ્ટ્રને સૂર્યરાષ્ટ્ર નામ પણ આપેલ છે. આ કથો પ્રમાણે તેઓ અહીંથી (મીનુર બંદરેથી ?) બેબીલોન ગયા. મીનુર સૌરાષ્ટ્રનું બંદર હશે એમ લાગે છે પણ તેનું ચોક્કસ સ્થળ નક્કી કરી શકાતું નથી. ત્યાં કાગડા અને મોરને સાથે લઈ ગયા હતા. ત્યાંના લોકોને આ નવીન પક્ષીઓએ ખૂબ આકર્ષ્યા અને કયાંથી લાવ્યા તેમ પૂછતાં તેઓ સૂર્ય ઊગે છે તે દેશમાંથી સૂર્યરાષ્ટ્રમાંથી આવ્યા હોવાનું જણાવ્યું. આ સૂર્યરાષ્ટ્ર તે સૌરાષ્ટ્ર એમ માની શકાય. ફાધર હેરાસ જણાવે છે તેમ આ જાતક કથા બે હજાર વર્ષ પૂર્વે લખાયેલ છે. આ લોકો પણિઓ હતા. પણિ પ્રજા વૈદિક કાળ પહેલાંની પ્રજા હતી. તેઓ વૈદિક દેવો કે ઋષિઓની ઉપાસના કરતા ન હતા પણ પ્રકૃતિના તત્વોની પૂજા કરતા. તેઓના રાજાનું નામ બુબુ હતું[3] યાસ્ક, સાયણાચાર્ય તથા શ્રી રૌથ[4] આ પ્રજાને પ્રતિ પ્રાપ્તિ માટે કોઈ પણ ખર્ચ કરવા તૈયાર નહીં તેવી વણિજ પ્રજા કહે છે[5] તેઓ નાગ પૂજા પણ કરતા. પ્રો. લુડવીગ તેમજ ઋગ્વેદના ભાષાન્તરમાં કાફલામાં રહેનારી આદિવાસી પ્રજા તરીકે ઓળખાવે છે.[6]

શ્રી. હિલેબ્રાન્ટ આ પ્રજા મૂળ ઈરાનમાં રહેનારી હતી એમ માને છે. પણ નાગપૂજા, અશ્વત્થ પૂજા અને દિવોદાસ રાજા સાથેના યુદ્ધનાં વર્ણનો ઉપરથી તે હકીકત સાચી લાગતી નથી. ડૉ. અવિનાશચંદ્ર દાસ[7] જણાવે છે કે આર્યોના વિરોધને કારણે પણિઓ સપ્ત સિન્ધુનો પ્રદેશ છોડી નીચેના ભાગોમાં જતા રહ્યા અને નૌકાઓ દ્વારા તેઓ ગુજરાત સૌરાષ્ટ્રના સાગર કાંઠાના પ્રદેશોમાં સ્થાયી થયા. ત્યાંથી તેઓ ક્રમશઃ મલબાર, બેબીલોનીઆ અને સીનીયામાં પણ જઈ વસ્યા. આ જ પણિઓ પાછળથી ફીનીશીઅનો તરીકે જાણીતા થયા. એટલે ઉપરની બાબેરૂ જાતક કથાની હકીકત સાચી હોવાનું જણાય છે. આ પણિઓ સમુદ્રયાત્રામાં કુશળ હતા, વ્યાપાર કરતા અને વ્યાજે રૂપીઆ ધીરતા. તેઓની સંસ્કૃતિ દ્રવિડ હતી. અને પ્રકૃતિપૂજા ધર્મ હતો. મોહન જો ડેરો અને હડાપ્પામાંથી મળી આવેલા અવશેષો તેમની હકીકત કહી જાય છે.

## નાગપૂજા

નાગ પ્રજા પણ ખૂબ જ પ્રાચીન કાળની પ્રજા છે. આ પ્રજા મૂળ અસુર પ્રજામાંથી ઊતરી આવી હોવાનું મનાય છે.[8] તેઓનો સંબંધ અસુરો, પણિઓ અને દસ્યુઓ સાથે હતો. સૌરાષ્ટ્ર તો આ પ્રજાનું મોટું થાણું હતું. સમગ્ર ભારતવર્ષમાં પણ તેઓનાં મહાન રાજ્યો હતાં. કુશસ્થલીનો રાજા રૈવત મૂળ તક્ષક નાગ હતો અને બ્રાહ્મણના શાપથી પ્રભાસમાં રાજા થયો હોવાનું સ્કંદપુરાણના નાગરખંડમાં નોંધ્યું છે.[9] અને તેની પુત્રી શેષાવતાર બલરામને પરણાવી હતી. નાગ લોકો નાગપૂજાના હિમાયતી હતા. આ પ્રજા નાગ અવટંક ધારણ કરેલી ક્ષત્રિયોને મળતી બહાદુર પ્રજા હતી એ નિર્વિવાદ છે.

પરિક્ષિતને નાગ કરડવાથી જનમેજયે સર્પસત્ર કર્યો હતો તે કથાને આર્યોએ નાગપ્રજા ઉપર હુમલો કરી તેમના તંત્રને પરાસ્ત કર્યું હતું તે હકીકતનું રૂપક જ કહી શકાય. સૌરાષ્ટ્રમાં આ નાગ પ્રજા કે તેમની નાગપૂજાનો ધર્મ ખાસ પ્રચલિત નથી પણ તેના અવશેષો આજે પણ જળવાઈ રહ્યા છે. આજે શ્રાવણ માસમાં નાગ પૂજા કરવામાં આવે છે. નવ પ્રકારના વિષમાં સૌરાષ્ટ્રિક વિષની હકીકત પણ મળે છે. ઘોઘાબાપજીનો તહેવાર જે ઉજવાય છે તેમાં પણ નાગપ્રજા માટેનું બહુમાન અને નાગપુજાના અવશેષના ચિહ્નો છે. આજે મળી આવતા લગભગ દરેક પ્રાચીન મંદિર પાસે નાગબાપજીના પાળીઆ જેવી પ્રતિમાઓ સિંદૂર ચડાવેલી મળી આવે છે. શ્રી. જયમલ્લ પરમાર જણાવે છે તેમ આજે પણ તે પૂજાના અવશેષરૂપે ચૂડા પાસે ચોકડી ગામમાં ચરમાળીઆજીનું સ્થાનક,

3. શ્રી. શંભુપ્રસાદ દેસાઈઃસૌરાષ્ટ્રનો ઈતિહાસ. પા.૮
4. નિરુક્ત ૨, ૧૭; ૬. ૨૬
5. ૫. જુઓ રૌથ અને પીટર્સબર્ગ કૃત કોશ.
6. લુડવીગ–ઋગ્વેદનું ભાષાન્તર ૩–૨૧૩–૨૧૫
7. પંડિત વિશ્વેશ્વરનાથ રેઉ–ઋગ્વેદ પર ઐતિહાસિક દૃષ્ટિ પા. ૨૪૦

8. એજન. પા. ૨૪૦.
9. સ્કંદ પુરાણ–નાગરખંડ અં. ૧૧૬

તલસાણીઆમાં તલસાણીઆ નાગનું અને થાનમાં નાગના સ્થાનકો જેવાં અનેક સ્થાનકો છે.[૧૦] અહીં નાગપ્રજા અહીંની કાઠી જેવી કોમો સાથે ઓતપ્રોત થઈ ગઈ છે પણ પોતાની પ્રાચીન ધાર્મિક નાગપ્રજાની પ્રણાલી સાચવી રાખી છે.

## સૂર્યપૂજા

સૂર્ય એ જીવનવિકાસ સાધનાર વિરાટ શક્તિ હોઈ તેની ઉપાસના પ્રાચીનકાળથી થાય છે. જગતની અતિ પ્રાચીન સંસ્કૃતિ મિસરની સંસ્કૃતિમાં સૂર્ય-પૂજાના અણસારા મળે છે. ત્યાં વિકસેલી સૂર્યપૂજા ગ્રીસ રોમ વગેરે દેશોમાં પ્રચાર પામી. ગ્રીસમાં સૂર્યદેવ એપોલોને બુદ્ધિના દેવ તરીકે સ્વીકારવામાં આવ્યા છે. ડેલ્ફીનું સૂર્યમંદિર ખૂબ જ જાણીતું છે. ત્રીજા સૈકા સુધીમાં ઈટાલી, ગ્રીસ, એશીઆના પામીર દેશમાં સૂર્ય મંદિરો બંધાયાં હતાં. જરથોસ્તી (પારસી) લોકો સૂર્યના પ્રકાશને સર્વશક્તિમાન ઈશ્વરનું દૈવી તેજ માને છે. તેને તેઓ મિથ્ર કહે છે.

આપણે ત્યાં વૈદિક કાળથી સૂર્યપૂજા કે ઉપાસના હતી એમ કહી શકાય. વેદમાં સૂર્યના ૧૪ સૂક્તો છે. સવિતા તેનું સૌથી વધુ મહત્ત્વનું સ્વરૂપ છે. પ્રખ્યાત ગાયત્રી મંત્ર સૂર્ય મંત્ર જ છે. વૈદિક કાળ પછી રામાયણ, મહાભારત અને પુરાણોમાં પણ સૂર્યપૂજાના ઉલ્લેખો મળે છે. ગુપ્તયુગમાં અને તે પછી ૧૨ મી સદી સુધી સૂર્યપૂજા ભારતમાં જાણીતી હતી. ઈ.સ. ૬૪૧ માં ભારત આવેલા ચીની મુસાફર હ્યુએનસંગે કનોજમાં સૂર્યમંદિર જોયું હતું. આ સૂર્યપૂજા ભારતમાં કૃષ્ણપુત્ર સામ્બે શરૂ કરી હોવાનું મનાય છે. વલભીના મૈત્રક રાજાઓ સૂર્યોપાસક હતા. "મૈત્રક" શબ્દ મિત્ર સાથે સંબંધ ધરાવતો હોવાનું સૂચવે છે. તેઓના નામોમાં પણ અંતિમ શબ્દ આદિત્ય પણ તેઓ સૂર્યના પરમ ઉપાસકો હોવાનું કહી જાય છે. વલભી સમય પછી સોલંકીકાળમાં પણ આ પૂજા પ્રચલિત હતી. ગુજરાતને પોતાનું નામાભિધાન આપનારા ગુર્જરો, હૂણો અને શકો સૂર્યપૂજકો હતા. આ પ્રજા પોતાની સાથે સૂર્યપૂજા ગુજરાત સૌરાષ્ટ્રમાં લાવી હોવાનું માનવામાં આવે છે. યાદવો, કાઠીઓ અને જેઠવાઓમાં સૂર્યોપાસના પ્રચલિત હતી. મૈત્રક કાળના ઘણા તામ્રપત્રો, હાલ મળી આવતાં સૂર્ય મંદિરોના અવશેષો અને સૂર્યની મળી આવેલી અનેક પ્રાચીન પ્રતિમાઓ સૂર્યોપાસનાનું પરમ ધામ સૌરાષ્ટ્ર હોવાનું સૂચવે છે. સમગ્ર ઓખામંડળ પ્રદેશ તો સૂર્ય પૂજાનો જ પ્રદેશ હતો. આજે પણ સૂર્યપ્રતિમાઓ અનેક સ્થળેથી મળી છે. અહીંના ધ્રેવાડ ગામે તો સૂર્યની પ્રતિમા કાલિકા તરીકે પૂજાય છે જે ધર્મ લુપ્ત થયા પછી અજ્ઞાનને કારણે શક્તિની પ્રતિમા માનવામાં આવી હોય એવું દર્શાવે છે.[૧૧] સૌરાષ્ટ્રનું જૂનામાં જુનું મંદિર ગોપનું છે, જો કે પ્રભાસમાં સૂર્યમંદિરો હોવાં જોઈએ એવું મહાભારતના ઉલ્લેખ ઉપરથી માની શકાય. તેમાં પ્રભાસનું બીજું નામ ભાસ્કર ક્ષેત્ર જણાવવામાં આવ્યું છે. પ્રભાસ નામ પણ તે જ સૂચવે છે. પ્રભાસ એટલે અતિ પ્રકાશમાન. અને ભાસ્કર એટલે સૂર્ય. સ્કંદ પુરાણ પ્રમાણે સૂર્યે પોતાની બાર કળાઓ બાર મંદિરોમાં મૂકી હતી, તેથી ત્યાં સૂર્ય મંદિર હોવાં જોઈએ, પણ આજે ત્યાં અવશેષ રૂપે એક સૂર્યમંદિર છે. આ ઉપરાંત થાન, વિસાવાડા, ઢાંક, કોટાય, કંથકોટ, ચિત્રોડા, પાસ્તર, કિન્નરખેડા, સૂત્રાપાડા, પોરબંદર પાસે બગવદર મૂમી વગેરે સ્થળોએ અનન્ય સૂર્ય મંદિરોના અવશેષો મળી આવ્યા છે.

## રાંદલપૂજા

સૂર્યની પૂજા સાથે તેની પત્ની રાંદલની પૂજા પણ અહીંની વિશિષ્ટતા છે. જો કે આ પૂજા પણ આજે લગભગ લુપ્ત થઈ છે. રાંદલ એ સૂર્ય સાથે પૃથ્વીને સમૃદ્ધ કરનારી દેવી તરીકે મીસર અને હીટાઇટ સંસ્કૃતિની એરિન્ના નામની દેવીનો અવશેષ છે.[૧૨] વૈદિક કાળમાં રાંદલની પૂજા ન હતી, પણ પાછળથી તે ઊભી થયાનું લાગે છે. રાંદલની પૂજા હિન્દુ ધર્મ

૧૦. શ્રી જયમલ્લ પરમાર, આપણી લોકસંસ્કૃતિ. પાન. ૧૪

૧૧. મારો લેખ "ઓખા મંડળ પ્રદેશની પ્રાચીનતા અને ઐતિહાસિકતા"

૧૨. શ્રી. નરોત્તમ વાળંદ : સૂર્યપૂજા અને રાંદલ પૂજા 'ગુજરાત દિપોત્સવી અંક' ૨૦૨૮

શાસ્ત્રોક્ત ન કહી શકાય, કારણ કે સૂર્યની પ્રતિમા સાથે રાંદલ કે સૂર્યાણીનું મૂર્તિવિધાન મળતું નથી કે સ્વતંત્ર પૂજાના પણ ઉલ્લેખો મળતા નથી. તો પણ ગુજરાત સૌરાષ્ટ્રના પ્રાચીન સૂર્યમંદિરોની સૂર્ય-પ્રતિમાઓમાં પડખે સંજ્ઞા (રાંદલ) પણ આલેખાયેલી જોવા મળે છે. હેમચંદ્રાચાર્યના 'યોગશાસ્ત્ર'માં પણ તેનો ઉલ્લેખ મળે છે. પુરાણોમાં ભવિષ્ય, મત્સ્ય અને સ્કંદમાં રાંદલના ઉલ્લેખો મળી આવે છે. નવમી દસમી સદીથી તો રાંદલના ઉલ્લેખો વિશેષ મળે છે એટલે તે પાછળથી શરૂ થયાનું અનુમાન છે. સૌરાષ્ટ્રમાં ધોળા જંકશનથી ત્રણ માઈલ દૂર કાળુભાર નદીને કાંઠે આવેલું દડવા ગામ રાંદલ માતાનું આદ્ય સ્થાન માનવામાં આવે છે. ત્યાં ગામને પાદરે આવેલી જૂની વાવમાં એક ગોખલામાં આ માતાજીનું થાનક છે. પોરબંદર પાસે કિન્નરખેડા અને બગવદરમાં પણ રાંદલનાં સ્થાનકો છે. વિ.સં. ૧૨૯૧ ના એક શિલા-લેખમાં વીરધવલના મંત્રી વસ્તુપાલે રન્નાદેવી તથા રાજદેવીની સ્થાપના કર્યાની હકીકત છે. આ પૂજા સૌરાષ્ટ્રમાં મધ્યયુગ પછી આવી છે અને તેના પૂજકોમાં હિન્દુઓ ઉપરાંત શ્રાવકો પણ છે, કારણ કે તેમની કેટલીક ગોત્રદેવીઓમાં રાંદલનું સ્થાન પણ છે. તેને ફળદ્રુપતાની દેવી તરીકે માનવામાં આવતી હોઈ સંતાન પ્રાપ્તિ માટે તેની પૂજા થાય છે તે સિવાય સૂર્યપૂજાની માફક રાંદલપૂજા પણ લગભગ લુપ્ત થઈ ગઈ છે.

## બૌદ્ધધર્મ

ભારતના મુખ્ય ધર્મપ્રવાહોમાં બૌદ્ધધર્મનું સ્થાન પણ મહત્ત્વનું છે. આજે ભારતમાં તે વિશેષરૂપે પ્રચલિત નથી પણ ભારત બહાર પૂર્વ એશિયાના દેશોમાં તો ખૂબ જ વ્યાપ્ત છે. સનાતન વૈદિક ધર્મના વિરોધમાં સ્થપાએલો આ ધર્મ એક કાળે ગુજરાત સૌરાષ્ટ્રમાં પણ ખૂબ પ્રમાણમાં પ્રચારમાં હશે તેમ આજે મળી આવતા અવશેષો કહે છે. સૌરાષ્ટ્રમાં વલભી તેનું મોટું થાણું હતું.

વિનયપિટક અને દિવ્યાવદાનમાંના કથાનકો ભરૂચ અને[13] તેની આસપાસના પ્રદેશમાં બૌદ્ધધર્મ પ્રસારમાં હોવાનું સૂચવે છે.

સમ્રાટ અશોક બૌદ્ધધર્મી મહાન રાજા થઈ ગયો. તેણે ભારતમાં જ માત્ર નહીં પણ સમગ્ર વિશ્વમાં પ્રચાર થાય તે માટે પ્રયત્નો કર્યા. સમ્રાટ અશોકે આ માટે કેટલાક પ્રચારકોને જુદા જુદા દેશોમાં મોકલ્યા હતા. અને જીવનનાં અંતિમ વર્ષો આ માટે જ તેણે ગાળ્યાં હતાં. ગુજરાત સૌરાષ્ટ્રમાં પણ તે કાળમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો સારા પ્રમાણમાં હતો. અશોક જાતે પણ ધર્મ પ્રચાર કરતો હતો અને તેણે સૌરાષ્ટ્રના પિંગલવર્ણીય આંખોવાળા પિંગળક રાજાને ઉપદેશ આપી બૌદ્ધમાર્ગી બનાવ્યો હતો.[14] આ ઉપરાંત તેણે ધર્મના મુખ્ય સ્થાનોની મુલાકાત લઈ જનતાને કાયમી ઉપદેશ આપવા ગિરિ લેખો અને ધર્મસ્તંભો તૈયાર કરાવ્યા હતા. તે પૈકી એક ગિરનારમાંથી પણ મળેલ છે. ઈ. સ. ૧૯૩૫-૩૬માં વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી અમરેલી જીલ્લામાં ખોદકામ થયેલું તેમાંથી બોધિસત્વની ખંડિત મૂર્તિઓ સહિત કેટલાક અવશેષો મળી આવ્યા છે. જેમાંની એક પ્રતિમા ઈ. સ. ની શરૂઆતના સમયની હોવાની મનાય છે.[15] આ ઉપરાંત કેટલાક ઉપકરણો પણ મળ્યાં છે. આ બધાં ગુજરાત ઉપર આરબ આક્રમણ પહેલાંના હોવાનું વિદ્વાનો માને છે, એટલે ઈ. સ.ની ચોથી પાંચમી સદીમાં તે વિશેષ ફાલ્યો ફૂલ્યો હશે, ક્ષત્રપોના રાજ્ય કાળની એટલે લગભગ બીજી ત્રીજી સદીની કેટલીક ગુફાઓ જૂનાગઢ, તળાજા, ઢાંક વ. સ્થળોએથી મળી છે તે પણ આને ટેકો આપે છે.

મૈત્રકકાળમાં વલભીપુર આ ધર્મનું મોટું

---

૧૩. સ્વ. શ્રી. ક. ભા. દવે. ગુજરાતમાં બૌદ્ધ સંપ્રદાય અને તેનો પ્રચાર. ગુજરાત સમાચાર દિપોત્સવી અંક ૨૦૨૮.

૧૪ ડી. આર. ભાંડારકર વોલ્યુમ, પા. ૩૨૯

૧૫ એન્યુઅલ રીપોર્ટ ઓફ આર્કીયોલોજી ઓફ બરોડા વો. ૩૫-૩૬

સ્થાન હતું ત્યાં આ ધર્મના ત્રણ હજાર વિહારો, મઠો હતા અને હજારો બૌદ્ધ સાધુઓ મહાયાન સંપ્રદાયનો અભ્યાસ કરાવતા હતા તેવું હ્યુએનસંગ નોંધે છે.[૧૬] આ ઉપરાંત વલભીના આજુબાજુના પ્રદેશમાંથી કેટલાંક સીલ અને લેખો મળ્યા છે જે છઠ્ઠા સાતમા સૈકામાં તે બૌદ્ધ ધર્મનું મહાન કેન્દ્ર હોવાનું સૂચવે છે. જૂનાગઢની બાવા પ્યારાની ગુફાઓ, તળાજાની ગુફાઓ, ઢાંક વ. સ્થળોના અવશેષો અને અમરેલી પાસેના ગોહિલવાડના ટીંબામાંથી મળેલા અવશેષો એક કાળે સૌરાષ્ટ્રમાં બૌદ્ધધર્મ ખૂબ જ પ્રચારમાં હોવાનું સૂચવે છે જે આજે લુપ્ત થયેલ છે. રાજધર્મ દૂર થતાં અને હિન્દુ સનાતન ધર્મનો પ્રચાર થતાં આ ધર્મ સૌરાષ્ટ્રમાંથી લુપ્ત થયો.

## યક્ષપૂજા

યક્ષ એ દેવયોનીની જાતિ વિશેષ છે અને મહાભારત[૧૬] પ્રમાણે પુલસ્ત્ય ઋષિનું સંતાન માનવામાં આવે છે. તે ક્ષુદ્ર દેવતા તરીકે ખ્યાત છે. સંખ્યાની દૃષ્ટિયે યક્ષો લાખો છે અને તેઓ કુબેરની સભામાં હાજર રહે છે. કુબેર તેમનો રાજા છે. પદ્મ પુરાણ પ્રમાણે બ્રહ્માના પાંચમા શરીરથી યક્ષો અને રાક્ષસો ઉત્પન્ન થયા. તેઓ માનસપુત્રો છે અને જન્મ પછી બ્રહ્માને પ્રશ્ન કર્યો કે किं कुर्मः। બ્રહ્માએ તેમને જવાબ આવ્યો કે यक्षध्वम्। એટલે તેઓ યક્ષો કહેવાયા તેવી તેમના નામ માટેની જાણીતી કથા છે. કેન ઉપનિષદ્ પ્રમાણે પણ તેઓનું આદિ કારણ "બ્રહ્મ" છે. આ લોકો વિદ્યાધરોના સ્થાનની નીચે મેરુ પર્વત પાસે રહે છે. બ્રહ્માંડ પુરાણ[૧૭] પ્રમાણે તેમનું સ્વરૂપ વિલોહિત, એકકર્ણ, મુંજકેશ હ્રસ્વાસ્ય, દીર્ઘજીવ્હ, બહુદંષ્ટ્ર, મહાહનુ, ચતુષ્પાદ છે. એટલે તેઓ અસામાન્ય સ્વરૂપના હોય છે.

બૌદ્ધ ધર્મમાં આ યક્ષગણો પ્રત્યે પૂજ્યભાવ રાખવામાં આવતો. ભગવાન બુદ્ધ જ્યારે આલવક ગામમાં ગયા ત્યારે આલવક યક્ષના પ્રશ્નોનું સમાધાન કરી તેને બૌદ્ધ બનાવ્યો હતો. સંયુક્તનિકાય અને મહામાયુરી ગ્રંથોમાં જૂદા જૂદા યક્ષો અને તેમના સ્થાનોની માહિતી છે જે તે ધર્મમાં યક્ષોનું મહત્ત્વ સૂચવે છે. જૈનધર્મમાં પણ પ્રાચીનકાળથી યક્ષપૂજા પ્રચલિત હતી અને દરેક તીર્થંકરને સ્વતંત્ર યક્ષ હોવાનુ વર્ણવેલ છે. આથી દરેક તીર્થંકરોના પરિકરોમાં યક્ષોની પ્રતિમાઓ ખાસ મૂકવામાં આવે છે.

ગુજરાત સૌરાષ્ટ્રમાં પણ બૌદ્ધ અને જૈન ધર્મોના પ્રચારની સાથે સાથે યક્ષપૂજા પ્રચલિત બની હતી. અને યક્ષો ધાર્યું કામ કરનાર દેવો સામાન્ય સમાજમાં ગણાતા અને તેમનું અર્ચન, પૂજન વ. પણ લોકોમાં પ્રચલિત હતાં. અને તેમના સ્વતંત્ર આયતનો પણ બનાવવામાં આવતા. સૌરાષ્ટ્રમાં પણ એક કાળે યક્ષપૂજા પ્રચારમાં હશે. અંતકૃતદશા સૂત્રમાં[૧૮] દ્વારકા પાસે નંદનોદ્યાનમાં સુરપ્રિય યક્ષનું મંદિર હોવાની નોંધ છે. વઢવાણ પાસે શૂલપાણી યક્ષના ઉપસર્ગની સ્થાપના થયેલી હતી. આજે પણ વઢવાણ શહેરની બહાર આ યક્ષની દહેરી છે. શૌરીપુર (હાલનું શીરસા કે સિંહપુર)માં સારાંબર યક્ષનું મંદિર હોવાનું પાક્ષિક સૂત્રકાર નોંધે છે.[૧૯] આમ યક્ષો ઉપાસ્ય દેવો તરીકે અને મનોકામના પૂર્ણ કરવા માટે પૂજાતા હોવાનું જાણી શકાય છે. યક્ષોના અધિપતિ કુબેર હોવા છતાં આદ્યપુરુષ તો મણિભદ્ર યક્ષ મનાય છે.

પૌરાણિક કથા પ્રમાણે કશ્યપે સારી સૃષ્ટિનું નવસર્જન કર્યું ત્યારે ખસા નામની પત્નીથી રજતનાભ નામે પુત્ર થયો. આ રજતનાભ તે મણિભદ્રના પિતા. મણિભદ્રનો ભાઈ પૂર્ણભદ્ર હતો તેનાથી પુણ્યજન યક્ષો થયા હોવાનું નોંધાયું છે. વસુદેવ હિંડી[૨૦] પ્રમાણે પ્રદ્યુમ્ન અને સાંબ પૂર્વજન્મમાં મણિભદ્ર અને પૂર્ણભદ્ર શ્રેષ્ઠી હતા. આ મણિભદ્ર શ્રેષ્ઠી તે યક્ષ કે કેમ ચોકક્સ નથી પણ તે વિખ્યાત પુરુષ હતા. કુશસ્થલીમાં

---

૧૬ શ્રી. ચિત્રાવ શાસ્ત્રી. પ્રાચીન ચરિત્રકોશ પા. ૭૬૯
૧૭ બ્રહ્માંડ પુરાણ ૩–૭–૪૨

૧૮ અંતકૃત દશાસૂત્ર પા. ૧
૧૯ પાક્ષિક સૂત્ર–યશોદેવ સૂરિની વૃત્તિ પા. ૬૭.
૨૦ ડૉ. ભોગીલાલ સાંડેસરા. વસુદેવ હિન્ડીનું ગુજરાતી ભાષાન્તર પા. ૧૦૮

પુણ્યજનોએ વર્ચસ્વ જમાવ્યું હતું તે હકીકત આ યક્ષોનું અહીં બહુ મહત્ત્વ હશે એમ માનવા પ્રેરે છે. વળી શ્રી કૃષ્ણના કુટુંબ સાથેનો સંબંધ પણ તે કાળે યક્ષોનું પ્રભુત્વ હોય એમ સૂચવે છે. શ્રી કૃષ્ણ પણ કપર્દયક્ષની ઉપાસના કરી હતી એમ જૈન ગ્રંથો કહે છે. વિવિધ તીર્થ કલ્પ પ્રમાણે આ યક્ષનું સ્થાન શેત્રુંજય પર્વત ઉપર હતું.

શત્રુંજયના એકવીસ નામો પૈકી એક નામ કપર્દી નિવાસ પણ છે. આ યક્ષને ચાર હાથ પૈકી ડાબા જમણા ઉપરના હાથોમાં અનુક્રમે પાશ અને અંકુશ તથા નીચેના બેમાં દ્રવ્યની થેલી તથા બીજોરું મૂકવાનું ધર્માભ્યુદય મહાકાવ્યમાં કહેલ છે.[૨૧] આ ઉપરાંત ત્યાં પર્વત ઉપર કવડ યક્ષનું પણ સ્થાન છે. ગિરનાર પર્વત ઉપર નેમિનાથના દહેરાની ભમતીમાં આવેલા અંધારા ભોંયરામાં પણ મૂળ યક્ષની પ્રતિમા પણ છે. યક્ષોને સ્વતંત્ર દેવોને બદલે પરિવાર દેવ તરીકે જૈન ધર્મમાં સ્વીકાર્ય બન્યા હોવાથી મૂળ નાયકોનાં મંદિરોમાં તેમના સ્થાનો મૂકાયાં અને ક્રમશઃ સ્વતંત્ર મંદિરોની પરંપરા બંધ થઈ હોય એમ લાગે છે. જો કે કેટલાંક મંદિરો, સ્વતંત્ર પ્રતિમાઓના ઉલ્લેખો છે જે તેમની અલગ ઉપાસના પણ પ્રચલિત હશે એમ સૂચવે છે. આજે તો માત્ર જૈન મંદિરોમાં પરિવાર દેવ સિવાય તેમની પૂજા પ્રચારમાં નથી.

## પાશુપત સંપ્રદાય

શૈવ માર્ગના આ વિશિષ્ટ સંપ્રદાયના સ્થાપક શ્રીકંઠ છે. આ સંપ્રદાયના પ્રાચીનતમ ઉલ્લેખો વેદકાળથી–યજુર્વેદના સમયથી મળે છે. આ સંપ્રદાયનો પુનરુદ્ધાર કે સંસ્થાપન ભગવાન લકુલીશે કરી હતી તેથી તે લકુલીશ પાશુપત ધર્મ તરીકે વિશેષ જાણીતો છે. યજુર્વેદના શ્વેતાશ્વતર શાખાના મંત્રોપનિષદ્‌માં, મહાભારતના નારાયણીય આખ્યાનમાં, અહિર્બુધ્ન્ય સંહિતામાં અને વાયુ પુરાણમાં તેની હકીકતો મળે છે. મહાભારતકાળ પછી બૌદ્ધ ધર્મના પ્રચારના દિવસોમાં આ ધર્મ કાંઈક મંદ પડેલો, ત્યારે શિવાવતાર મનાતા ભગવાન લકુલીશ અને તેમના શિષ્યોએ તેને ભુંસાઈ જતો અટકાવ્યો. આ શૈવધર્મનો એક અવાંતર સંપ્રદાય હોવા છતાં ન્યાય, તર્ક, વૈશેષિક વ. દર્શનોના આધારે તેના સિદ્ધાન્તોથી તે વિદ્વન્માન્ય ગણાયો. ભગવાન લકુલીશનું જન્મ સ્થાન કાયાવરોહણ કે વડોદરા પાસે આવેલું કારવણ, પણ તે સૌરાષ્ટ્રમાં પણ ઠીક ઠીક પ્રચારમાં હતો. અને ચૌલુક્ય કાળમાં તો તે સવિશેષ માન્ય બન્યો હોવાનું શિલાલેખના ઉલ્લેખો કહે છે. લગભગ ૧૧ મીથી ૧૪ સદીમાં તો તે રાજ્યમાન્ય પણ હતો. પ્રભાસ પાશુપતોનું મોટું ધામ હતું. અહીં શૈવધર્મની 'સોમસિદ્ધાંત' નામે એક શાખા સોમશર્માએ શરૂ કરેલી.[૨૨] તેઓ રુદ્રના ૨૭મા અવતાર તરીકે અને લકુલીશ ૨૮મા અવતાર તરીકે જાણીતા છે. પ્રભાસના સોમનાથની ઉત્પત્તિ વિષે સોમ દ્વારા થઈ હોવાનું સમજાવવામાં આવે છે પરંતુ મૂળમાં તે સોમશર્માને (સોમને) લઈને થઈ હોવાનો પૂરો સંભવ છે.

અહીં ચૌલુક્ય રાજાઓના ગુરુ ગંડ શૈવાચાર્યનું મોટું સ્થાન હતું અને તેમને સર્વાધિકારો અપાયા હતા.[૨૩] મૂળરાજથી શરૂ કરી વાઘેલા વંશના રાજાઓએ પાશુપતાચાર્યોને દાન આપ્યાના કેટલાંક તામ્રપત્રો મળી આવ્યાં છે. આ પાશુપતાચાર્યોનું રાજા પ્રજા ઉભયમાં ખૂબ જ માન હતું. આ સંપ્રદાય માત્ર પ્રભાસ ક્ષેત્ર પૂરતો જ સીમિત ન હતો પણ તેની આજુબાજુના પ્રદેશમાં અને છેક ઓખામંડળ સુધી વિસ્તરેલો હોવાની હકીકતો પ્રાચીન અવશેષો ઉપરથી જાણી શકાય છે. જો કે આ સંપ્રદાય પ્રમાણે બંધાએલા અનેક શિવાલયો મુસ્લિમકાળ દરમ્યાન નષ્ટ થયાં છે. વઢવાણના ચાપવંશીય ધરણીવરાહે ઈ.સ. ૯૧૭–૧૮માં શિવદેવાચાર્યના પુત્ર મહેશ્વરાચાર્યને કંથિકાસ્થલી ગામ દાનમાં આપ્યા હોવાનું તામ્રપત્ર મળેલ છે જે ઉપરથી સોમનાથની જાહોજલાલી પૂર્વે પણ તેનો પ્રચાર હતો એમ સૂચવે છે.[૨૪] આ સંપ્રદાયના અવશેષરૂપ મંદિરોમાં ગ્રામ્ય

૨૧ ધર્માભ્યુદય મહાકાવ્ય. સર્ગ. ૭. ૬૩–૬૪.

૨૨. જુઓ ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ: ગ્રં. ૨ પા. ૨૯૩

૨૩. જુઓ ગુજરાતના ઐતિહાસિક શિલાલેખો: ભા. લેખ નં. ૧૩૮, ૧૩૯,

૨૪. એજન. ભા. ૩. લેખ. નં. ૨૩૬

લક્ષ્મણાના મંદિર પણ શૈવ મંદિરનો અવશેષ છે એમ તેની પીઠિકામાં એકાદશ રૂદ્રોના શિલ્પો ઉપરથી લાગે છે. આજે આ શૈવ ધર્મ મોજુદ છે પણ પાશુપત મત પ્રમાણેના આચાર વિચારો, પૂજન અર્ચન લગભગ લુપ્ત થયાં છે.

કેટલાક ખૂબ જ જાણીતા ધર્મો-સંપ્રદાયોની ચર્ચા કાંઈક વિગતે અત્રે કરી છે પરંતુ તે ઉપરાંત સૌરાષ્ટ્રમાં ચંદ્ર પૂજા પણ હતી અને સોમનાથ અને તેની આજુબાજુના પ્રદેશમાં તે પ્રચલિત હતી. બ્રહ્મા અને સ્કંદની પૂજા તો લગભગ મધ્યકાળ પછી ગુજરાતમાંથી લગભગ લુપ્ત થઈ ગઈ.. આ બન્ને ધર્મોનાં કેટલાંક સ્થાનો અને જૂજ પ્રમાણમાં પ્રચાર પણ સૌરાષ્ટ્રમાં પણ હતો પણ તેની વિગતવાર હકીકતો મળતી નથી તેથી તેની ચર્ચા અત્રે કરેલી નથી. ગુજરાતમાં અને વિશેષ કરીને સૌરાષ્ટ્રમાં આજીવક સંપ્રદાય પણ મોજુદ હતાં. ઈતિહાસ પ્રસિદ્ધ કાલકાચાર્યે ઉજ્જયિનીના ગર્દભિલ્લોનો ઉચ્છેદ કરવા પારસ કુળ અથવા ઈરાન ગયા હતા અને તેઓ શકોને આમંત્રી સૌ પ્રથમ શકોને સૌરાષ્ટ્રમાં ઊતાર્યા હતા. આમ ઈ. સ.ની પહેલી શતાબ્દિમાં શકોને સૌરાષ્ટ્રમાં લાવ્યા હતા.

આ કાલકાચાર્ય આજીવકો પાસે અષ્ટાંગ મહાનિમિત્તનો અભ્યાસ કરવા ગયા હોવાનો ઉલ્લેખ સંઘ દાસ ગણિના પંચ કલ્પ ભાષ્યમાં છે. તેઓએ આ અભ્યાસ વલભી પાસેના પ્રદેશમાં કર્યો હતો એટલે ત્યાં આજીવક સંપ્રદાય અસ્તિત્વમાં હશે એમ માની શકાય. વળી અગ્નિપૂજકો પણ સૌરાષ્ટ્રમાં હતા. તેઓ ખરેખર કોણ હશે તે જાણી શકાતું નથી. પારસીઓ-ઈરાનીઓ મૂળ અગ્નિપૂજકો છે પરંતુ આ અગ્નિપૂજા જુદા પ્રકારની હતી. અગ્નિપૂજકોનો ઉલ્લેખ જૈન આગમોની ટીકા-ચૂર્ણિઓમાં મળે છે.[૨૫] ગિરિનગરમાં એક વણિક અગ્નિપૂજક દર વર્ષે એક ઘરમાં રત્નો ભરીને પછી એ સળગાવી અગ્નિનું સંતર્પણ કરતો. એક વખત તેની આ પ્રવૃત્તિથી પવનને કારણે આખું નગર બળી ગયું. બીજા નગરમાં પણ આવું કાર્ય કરનારને રાજાએ તેનું સર્વસ્વ હરી લીધું એટલે ગિરનારની આજુબાજુના આ પ્રદેશમાં તેઓ અલ્પ સંખ્યામાં હશે એમ માનવાને કારણ રહે છે.

શાક્ત સંપ્રદાય આમ તો સૌરાષ્ટ્રનો જીવંત ધર્મ છે અને આજે પણ સૌરાષ્ટ્રમાં કેટલીક શકિત પીઠો પણ મોજુદ છે. સૌરાષ્ટ્રમાં અને વિશેષ કરીને દ્વારકા પ્રદેશમાં શ્રી કૃષ્ણનું આગમન થયા પછી શૈવ અને શાક્ત સંપ્રદાય આ ભૂમિમાં દાખલ થયેલ છે.[૨૬] પરંતુ ધીમે ધીમે તે મંદ થયો પરંતુ ક્ષત્રપોના સમયમાં તે વિશેષ પ્રચારમાં હતો. વલભીના રાજ્ય સમયમાં અંબા ભવાનીની ભકિત-ઉપાસના મોટા પ્રમાણમાં હતી અને લોકોને દેવીના અંબિકા સ્વરૂપમાં ખૂબ જ ભાવના હતી. આજે ત્રણ અંબા, કાલી અને બાલાના મુખ્ય દેવી પીઠો ગુજરાત સૌરાષ્ટ્રમાં છે તેમાં દ્વારકામાં રૂક્ષ્મણીનું સ્થાન, બેટમાં અભય માતા, આભિલમાં લુણી. માતા, પોરબંદર પાસે હરસિદ્ધિ, ગોંડલમાં ભુવનેશ્વરી, હળવદ પાસે સુંદરી, ઘોઘા પાસે ખોડીઆર માતાનાં મહત્ત્વનાં પીઠો છે. પરંતુ પ્રાચીન કાળમાં શાક્તમતના જે ત્રણ રૂપો (૧) કૌલમત (૨) મિશ્ર મત અને (૩) સામયિક મત ખૂબ જ પ્રચારમાં હતા અને વિધિવિધાનો, આચાર વિચારો તે પ્રમાણે હતાં તે આજે લુપ્ત થયો છે અને માત્ર આદ્યશક્તિનું આરાધન એ જ તત્ત્વ લોકસમાજમાં પ્રચલિત બન્યું છે. અસ્તુ

---

૨૫. ગુજરાતનો સાંસ્કૃતિક અને રાજકીય ઈતિહાસઃ ખં. ૨ પા. ૨૮૯

૨૬. નર્મદાશંકર દેવશંકર મહેતા. 'શાક્ત સંપ્રદાય': પા. ૧૧૦ તથા શ્રી કનૈયાલાલ ભા. ધો. 'ગુજરાતનું મૂર્તિ વિધાન' પાઃ ૩૨૦

---

શંકરના વેદાન્તના ફેલાવાનું મુખ્ય કારણ તેમણે પ્રબોધેલ સંસારનું મિથ્યાત્વ તથા બ્રહ્મવાદ છે. શંકરના વેદાન્તની વિચારધારાએ બૌદ્ધ તત્ત્વજ્ઞાનની વિચારધારાના અનેક સિદ્ધાંતોને પોતાનામાં સમાવી લીધા છે. આ સંસાર મૃગજળ જેવો છે એવી મૂળ બૌદ્ધધર્મની વિચારધારાને માયાને નામે શંકરે વેદાન્તના તત્ત્વજ્ઞાનમાં સમાવી લીધી છે.

# નિજાનંદ (પ્રણામી) સંપ્રદાય અને સંત પ્રાણનાથ

ડૉ. પ્રવીણ પરીખ

સૌરાષ્ટ્રમાં વહેલા ધાર્મિક પ્રવાહોમાં નિજાનંદ સંપ્રદાયનો પ્રવાહ વિશેષ ધ્યાન ખેંચનારો છે. જામનગરમાંથી ઉદ્‌ગમ પામતો આ પ્રવાહ સૌરાષ્ટ્ર–ગુજરાતમાં થઈ પૂર્વાભિમુખે છેક આસામ અને નેપાળ સહિતના સમગ્ર ઉત્તર હિંદુસ્તાનમાં વહ્યો છે. તેની સાથોસાથ બીજા ધર્મો અને મત–માર્ગોના પ્રવાહો સાથે સંગમ પામવા છતાં તેણે પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પણ જાળવી રાખ્યું છે.

દશ લાખ જેટલા અનુયાયીઓ ધરાવતા નિજાનંદ સંપ્રદાયમાં નાના–મોટાના ભેદભાવ વગર બધા જ પરસ્પર એક–બીજાને સાથી સમજીને 'પ્રણામ' કરે છે. પ્રણામના આ વિશિષ્ટ મહત્ત્વને કારણે આ સંપ્રદાય મુખ્યત્વે 'પ્રણામી સંપ્રદાય' ધર્મને નામે ઓળખાય છે.

નિજાનંદ સંપ્રદાયને સમગ્ર ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત કરવાનું શ્રેય સૌરાષ્ટ્રના સંત પ્રાણનાથને ફાળે જાય છે. આ મહાપુરુષે ઔરંગઝેબ જેવા સમર્થ અને ધર્મ–કટ્ટર સમ્રાટની સામે વિશિષ્ટ આંદોલનો જગાવીને ભારતના ધાર્મિક અને સાંસ્કૃતિક ઈતિહાસમાં અનોખી ભાત પાડી છે. તેમનાં આ કાર્યોને લઈને તેઓ માત્ર સૌરાષ્ટ્રના સંત જ નહિ પણ સમગ્ર ઉત્તર હિંદુસ્તાનના સંત બની ગયા હતા. તેમના જીવન અને કાર્ય વિશે નિરૂપણ કરતાં પહેલાં નિજાનંદ સંપ્રદાયના સ્થાપક આચાર્ય દેવચંદ્રજી અને સંપ્રદાયના મત–માર્ગ વિશે થોડી જાણકારી આવશ્યક છે.

## આચાર્ય દેવચંદ્રજી

નિજાનંદ સંપ્રદાયના સ્થાપક આચાર્ય દેવચંદ્રજીનો જન્મ ઈ. સ. ૧૫૮૨માં સિંધમાં ઉમરકોટમાં થયો હતો. તેઓ બાળપણથી જ સંત વૃત્તિના હતા. ૧૬ વર્ષની વયે ગૃહત્યાગ કરીને તેઓ સત્યજ્ઞાનની શોધમાં કચ્છમાં ફરવા લાગ્યા. હું કોણ છું ? આ જગત શું છે ? પરમ તત્ત્વ શું છે ? તેને કેવી રીતે પામી શકાય ? વગેરે પ્રશ્નો લઈને તેઓ દશ વર્ષો સુધી જુદી જુદી ધર્મ–પીઠો અને અખાડાઓમાં ફર્યા, પરંતુ તેમને એ પ્રશ્નોના સંતોષકારક ઉત્તર મળ્યા નહિ તેમજ પરમ તત્ત્વનો સાક્ષાત્કાર પણ થયો નહિ. તેથી તેઓ નવાનગર (જામનગર) ગયા.

આ કાળમાં નવાનગર સૌરાષ્ટ્રનું હિંદુ સંસ્કૃતિનું કેન્દ્ર હતું અને સંસ્કૃતિપ્રેમી જામનરેશોના પ્રયત્નોથી તે 'છોટી કાશી' બન્યું હતું. અહીં અનેક સ્થળોએ કથા–કીર્તન ચાલતાં હતાં. દેવચંદ્રજીએ કાનજી ભટ્ટ નામના પ્રસિદ્ધ વિદ્વાનની ભાગવત કથા ૧૪ વર્ષ સુધી એકનિષ્ઠાથી સાંભળીને ભાગવતનું રહસ્ય મેળવી લીધું. કથા દરમ્યાન તેમને ધ્યાનમગ્ન અવસ્થામાં રાસબિહારી શ્રી કૃષ્ણનો સાક્ષાત્કાર થયો. એ સ્વરૂપે તેમને નાશવંત જગત (ક્ષર), તેના રચયિતા (અક્ષર) અને તેનાથી પર અક્ષરાતીત પૂર્ણબ્રહ્મ પરમાત્માના દિવ્ય બ્રહ્મપુર (પરમધામ)નું તારતમ્ય (રહસ્ય) સમજાવ્યું અને આદેશ આપ્યો કે "તમે પરમધામની સુંદરબાઈની વાસના (સુરતા) છો. તમે અને બીજી બ્રહ્મપ્રિયાઓ આ માયાવી મેળો જોવામાં તમારા મૂળ ઘરને ભૂલી ગયાં છો. તમે તમારા મૂળ ઘર અને મૂળ મેળાને યાદ કરો અને 'તારતમ્ય' દ્વારા બીજી બ્રહ્મપ્રિયાઓને જાગ્રત કરી પરમધામમાં લઈ આવો". શ્રી કૃષ્ણની કૃપાથી દેવચંદ્રજીનાં દિવ્ય ચક્ષુ ખૂલી ગયાં.

તારતમજ્ઞાન થતાં તેમણે પોતાનો નવો સંપ્રદાય સ્થાપ્યો. પોતાના દ્વારા નિજાનંદ–સ્વરૂપ અભિવ્યક્ત થતું હોવાથી તેમણે એમનું નામ 'નિજાનંદ સંપ્રદાય' રાખ્યું. આચાર્ય દેવચંદ્રજીએ જામનગરને પોતાનું કાર્યક્ષેત્ર બનાવીને તારતમજ્ઞાનનો ઉપદેશ કરવા માંડ્યો. તેઓ વેદ, વેદાંત અને ભાગવતનાં રહસ્યોને સરળ શબ્દોમાં સમજાવતા હોવાથી ઘણા લોકોએ તેમની પાસેથી 'તારતમ મંત્ર' ગ્રહણ કર્યો. તેઓ સુંદરબાઈ (દેવચંદ્રજી)ના સાથ (સમૂહ)માં ભળવાથી 'સુંદરસાથ'

તરીકે ઓળખાયા. સૈકાઓ થયા છતાં બધા નિજાનંદીઓ આજે પણ 'સુંદર સાથ' તરીકે ઓળખાય છે. ૩૪ વર્ષ સુધી સતત ઉપદેશ કરીને આચાર્ય દેવચંદ્રજી ૭૪ વર્ષની ઉંમરે ઈ. સ. ૧૬૫૫માં પોતાની જીવન-લીલા સંકેલી લઈને પરમધામ પધાર્યા. તેમણે જામ-નગરમાં સ્થાપેલી સંપ્રદાયની પીઠ 'ખિજડા મંદિર'ને નામે પ્રસિદ્ધ છે.

## સંપ્રદાયના સિદ્ધાંતો અને પદ્ધતિ

આ સંપ્રદાય ક્ષર, અક્ષર અને અક્ષરાતીતની વિચારસરણી પર ઊભો થયેલો છે. ચૌદ લોક બ્રહ્માંડમાં ચોરાશી લાખ યોનિઓમાં ઉત્પન્ન થયેલા જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ એ ચાર પ્રકારના જીવો તથા બધા સ્થાવર પદાર્થો નાશવંત હોવાથી 'ક્ષર' છે. 'અક્ષર' એ કૂટસ્થ અવિનાશી પુરુષ છે. પોતાની અચિંત્ય શક્તિથી અનંત બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર અને ઐશ્વર્યાદિ ગુણયુક્ત અક્ષર પુરુષ નિત્ય વૈકુંઠમાં નિવાસ કરે છે. આ ક્ષર અને અક્ષરની પર દિવ્ય પુરુષ (મુંડકોપનિષદ, ૧-૩-૩) કે ઉત્તમ પુરુષ (ભગવદ્‌ગીતા, ૧૫-૧૬-૧૭-૧૮) છે. એ ઉત્તમ પુરુષ તે જ પર-બ્રહ્મ કે પૂર્ણ બ્રહ્મ છે. આ પર-બ્રહ્મ સગુણ અને નિર્ગુણથી પર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, ચિદ્‌ઘન, અનંત, અખંડ અને સ્વલીલાદ્વૈત છે. તે જ નિજાનંદ સંપ્રદાયના ઉપાસ્ય અક્ષરાતીત પરમાત્મા છે. આ અક્ષરાતીત પરમાત્મા દિવ્ય બ્રહ્મપુર (નિત્ય વૃંદાવન કે પરમધામ)માં નિવાસ કરે છે. ત્યાં તેઓ પોતાની અચિંત્ય શક્તિઓ (બ્રહ્મપ્રિયાઓ) સાથે નિત્ય રાસ વગેરે અનંત લીલાઓ કરીને તેમને પરમ આનંદ આપે છે. અખંડ વ્રજમાં અખંડ રાસલીલા કરનારા રાસબિહારી શ્રીકૃષ્ણ પણ તેઓ જ છે.

અક્ષરે ઉત્પન્ન કરેલા અસત્, જડ અને દુઃખાત્મક જગતને જોવાની ઈચ્છાથી બ્રહ્મપ્રિયાઓ સુરતા રૂપે આ બ્રહ્માંડમાં આવી છે. જગતની મોહમાયામાં પડીને, કર્મને આધીન થઈને તેઓ સંસારમાં આમતેમ ભટકે છે. આ સંસાર અક્ષરે રચેલો માયાવી મેળો છે એમ સમજીને બ્રહ્મપ્રિયાઓએ પોતાનું મૂળ સ્વરૂપ, મૂળ ઘર, મૂળ મેળો અને ધામધણીનું સ્મરણ કરી જાગ્રત થવું જોઈએ. એને માટે તારતમજ્ઞાન અને પ્રેમલક્ષણા-ભક્તિ મુખ્ય સાધન છે. તારતમથી મૂળ સ્વરૂપ અને પરમધામનું સ્મરણ થાય છે અને પ્રેમલક્ષણા-ભક્તિ દ્વારા અનન્ય (પતિવ્રતા) ભાવે અક્ષરાતીત પરમાત્માનું ધ્યાન કરવાથી સંસાર છૂટતો જાય છે. અને અંતે સુરતા પરમ ધામમાં જઈ પહોંચે છે.

નિજાનંદ સંપ્રદાયમાં પરમાત્માનું સ્વરૂપ સગુણ અને નિર્ગુણથી પર માનવામાં આવ્યું હોવાથી પરમાત્માની મૂર્તિ બનાવવાનો અને મૂર્તિપૂજા કરવાનો નિષેધ કરવામાં આવ્યો છે. આથી સંપ્રદાયનાં મંદિરોમાં મૂર્તિની પ્રતિષ્ઠાને સ્થાને (શીખ ધર્મની માફક) સાંપ્રદાયિક ગ્રંથ 'કુલજમ સ્વરૂપ-સાહેબ'ની પ્રતિષ્ઠા કરીને તેનું પઠન-પૂજન કરવામાં આવે છે.

## સંત પ્રાણનાથ

આચાર્ય દેવચંદ્રજીના મહાન શિષ્ય સંત પ્રાણનાથે નિજાનંદ સંપ્રદાયનો સમગ્ર ઉત્તર ભારતમાં વ્યાપક પ્રસાર કર્યો. સંત પ્રાણનાથનો જન્મ જામ-નગરમાં એક સુખી લોહાણા પરિવારમાં માતા ધનબાઈ અને પિતા કેશવરાય (જામનગરના દીવાન)ને ત્યાં ઈ.સ. ૧૬૧૮ માં થયો હતો. તેમનું બાળપણનું નામ મહેરાજ હતું. તેઓ નાનપણથી નિજાનંદ સ્વામી (દેવચંદ્રજી)ના પ્રભાવમાં આવ્યા અને તેમની પાસેથી તારતમ મંત્રની દીક્ષા લીધી. નિજાનંદ સ્વામીએ તેમને પોતાના મૂળ સ્વરૂપની યાદ આપી. "તમે ઈન્દ્રાવતીની સુરતા છો, તમારા સ્વરૂપને પિછાણો"- એવો ગુરુનો આદેશ થતાં તેમણે તારતમ અને શાસ્ત્રોના શ્રવણ-મનનમાં બાર વર્ષ ગાળ્યાં. આ કાલ દરમ્યાન તેમનાં લગ્ન થયાં છતાં તેમની ધર્મનિષ્ઠામાં કોઈ રુકાવટ આવી નહિ. તેઓ પચ્ચીસ વર્ષની ઉંમરે ત્રણ વર્ષ સુધી ઉગ્ર દેહદમન કરીને, બધી વૃત્તિઓને અંતરાભિમુખ કરીને પોતાના મૂળ સ્વરૂપનાં યથાર્થ દર્શન પામ્યા. તેમની બધી વૃત્તિઓ શાંત થઈ.

ત્યાર પછી ગુરુના આદેશથી તેઓ પાંચ વર્ષ અરબસ્તાનમાં રહી આવ્યા. ત્યાર બાદ બે વર્ષ

(ઈ. સ. ૧૬૫૩–૫૫) સુધી ધ્રોળના ઠાકોર કલાજીના મંત્રીપદે રહીને ધ્રોળ રાજ્યના અમદાવાદના મોગલ સૂબા સાથેના સંબંધો સુધાર્યા. દરમ્યાનમાં ઈ. સ. ૧૬૫૫ માં આચાર્ય દેવચંદ્રજીએ તેમને પોતાની પાસે બોલાવી લઈને ધર્મપ્રચારનો ભાર તેમને શિરે નાખ્યો અને તેઓ પરમ ધામવાસી થયા. પ્રાણનાથજીએ ગુરુની ગાદી પર દેવચંદ્રજીના પુત્ર વિહારીજીને બેસાડીને પોતે જામનગરના દીવાનનું પદ ગ્રહણ કરી લીધું. દીવાનગીરીની સાથોસાથ તેઓ દરરોજ સવાર–સાંજ મંદિરમાં આવીને ચર્ચા અને ઉપદેશ દ્વારા ધર્મનું કાર્ય પણ કરતા રહ્યા.

પ્રાણનાથજીએ પોતાના ગુરુની પાછળ બધા 'સુંદર સાથ'ને એકત્ર કરીને મેળો કરવા માટે જરૂરી સીધું–સામાન એકત્ર કરવા માંડયું. કમનસીબે આ બધી વસ્તુઓ તેમણે રાજ્યના ભંડારમાથી ઉઠાવી છે એવો તેમના પર આરોપ થયો. જામ રણમલજીના વજીરે ઈ.સ. ૧૬૫૮ માં પ્રાણનાથજી અને તેમના બે ભાઈઓને પોતાની હવેલીની નજીકના એક મકાનમાં નજરકેદ કર્યા અને તેમની બધી માલ–મિલકત જપ્ત કરવામાં આવી. આ અરસામાં દિલ્હીમાં ઔરંગઝેબે બાદશાહ શાહજહાંને કેદ કરીને ગાદી મેળવી હોવાથી મોગલ સૂબા સાથેના પોતાના સંબંધો સુધારવા માટે જામ રણમલજી અને વજીરને તાત્કાલિક અમદાવાદ જવું પડયું. તેથી પ્રાણનાથજીના મુકદ્દમાનો કોઈ નિકાલ આવી શકયો નહિ અને તેમને એક વર્ષ સુધી કારાવાસમાં રહેવું પડયું.

પોતાના નિઃસ્વાર્થ સેવા–કાર્યમાં વિઘ્ન આવવાથી પ્રાણનાથજીને ગ્લાનિ થઈ. અહીં તેઓ 'ધામધણીના વિરહની વ્યથા અનુભવવા લાગ્યા. આ વિરહાવસ્થામાં તેમણે પરમધામનું દિવ્ય સ્વરૂપ અને ત્યાંની અખંડ રાસલીલાનું વર્ણન કાવ્યમાં ઉતારવા માંડયું. અહીં તેમણે 'રાસ', 'પ્રકાશ' અને 'ષટ્ઋતુ' નામના ત્રણ ગ્રંથોની રચના કરી. આ તારતમ વાણી પ્રગટ થવાને લઈને નિજાનંદ સંપ્રદાયમાં આ કારાવાસને 'પ્રબોધપુરી' કહેવામાં આવે છે.

એક વર્ષ પછી પાછા ફરેલા જામ સાહેબે પ્રાણનાથજી પરના આરોપની તપાસ કરી, તેમાં તેઓ નિર્દોષ હોવાનું જણાતાં તેમની ક્ષમા માગીને તેમને શિરપાવ પહેરાવ્યો અને આગ્રહપૂર્વક રાજ્યની સેવામાં પુનઃ રોકયા. પાંચ વર્ષ સુધી નવાનગરની નોકરી કર્યા પછી ઈ. સ. ૧૬૬૫માં નિવૃત્ત થઈને સંત પ્રાણનાથે 'જાગણી' (ધર્મ પ્રચાર) માટે દેશ–વિદેશમાં પર્યટન કરવાનો નિર્ણય કર્યો.

સૌરાષ્ટ્રમાં દીવ બંદરથી શરૂ કરીને નવી બંદર, પોરબંદર, કચ્છમાં માંડવી, કપઈ અને ભૂજ તેમજ સિંધમાં લાઠી અને નગરઠઠ્ઠામાં પર્યટન કરીને તેમણે ત્રણ વર્ષ સુધી તારતમજ્ઞાનનો પ્રચાર કરીને અનેક મુમુક્ષુઓ સંતો અને મહંતોને પણ શિષ્ય બનાવ્યા. નગરઠઠ્ઠાના કબીરપંથી મહંત ચિંતામણિ, ત્યાંના કલ્લૂ મિશ્ર અને લક્ષ્મણ શેઠ (લાલદાસજી) જેવા જ્ઞાની ભકતો પણ 'સુંદરસાથ'માં ભળ્યા. નગરઠઠ્ઠાથી પ્રાણનાથજી ઈ. સ. ૧૬૬૮માં અરબસ્તાન ગયા.

અરબસ્તાનમાં વેપાર અર્થે વસેલા હિંદુઓ હિંદુ ધર્મના આચાર–વિચારથી ભ્રષ્ટ થયા હતા. આ ઇસ્લામના ગઢ સમા દેશમાં હિંદુઓને સદુપદેશ આપવા કોઈ હિંદુ સંત અહીં ભાગ્યે જ આવતા. સંત પ્રાણનાથે અહીં મસ્કત અને અબ્બાસ (અબાસી) બંદરોમાં બે વર્ષ સુધી રોકાઈને સંસ્કાર–ભ્રષ્ટ થયેલા લોકોને શુદ્ધ હિંદુ આચારોનું મહત્ત્વ સમજાવ્યું અને માંસ–મદિરાનું સેવન તથા પરસ્ત્રીગમન જેવાં દૂષણો છોડવાની પ્રતિજ્ઞા લેવડાવી. તેઓ ઈ. સ. ૧૬૭૦માં ભારતમાં પાછા આવ્યા. સંત પ્રાણનાથનું અરબસ્તાનનું કાર્ય ભારતના ધાર્મિક અને સાંસ્કૃતિક ઈતિહાસમાં અનોખી ભાત પાડે છે.

ભારતમાં આવ્યા પછી તેઓ ઠઠ્ઠા, લક્ષ્મણપુર, નળિયા, માંડવી, ઘોરાજી અને ઘોઘા બંદર થઈને જળમાર્ગે થઈ સુરત પહોંચ્યા. સુરતમાં તેમણે પોતાના સંપ્રદાયની પીઠ સ્થાપી. આ સ્થળને સંપ્રદાયમાં 'મંગલપુર' અને સૈયદવાડામાં આવેલી ધર્મપીઠને 'મોટા મંદિર' તરીકે ઓળખવામાં આવે છે. સુરતમાં મોગલ અમલદારોના પ્રભાવથી અને અંગ્રેજોની વેપારી કોઠીને લઈને માંસ–મદિરાનું સેવન તથા ભોગ–વિલાસ વધી ગયા હતા. સંત પ્રાણનાથે લોકોને એ મિથ્યા અને

માયાવી માર્ગ છોડીને ધર્મના સાચા રસ્તે આવવાનો ઉપદેશ આપ્યો. આ અરસામાં ઔરંગઝેબની હિંદુ-વિરોધી ધર્મનીતિએ વેગ પકડયો હતો. અનેક સ્થળોએ હિંદુ મંદિરો તોડી પાડયાં હતાં. આથી દેશમાં ઠેર ઠેર વિરોધ-વંટોળ ઊઠયા હતા. સંત પ્રાણનાથે ઔરંગઝેબની આ ધર્મઝનૂની અને અત્યાચારી નીતિ સામે ક્રાંતિનો ઝંડો રોપવા માટે પોતાના પાંચસો શિષ્યો સાથે દિલ્હી તરફ 'ધર્મકૂચ' કરવાનો નિર્ણય કરીને ઈ. સ. ૧૬૭૫માં પ્રસ્થાન કર્યું.

સંત પ્રાણનાથ ભરૂચ અને સિદ્ધપુર થઈને મેડતા પહોંચ્યા. અહીં તેમને પુરાણ અને કુરાનના સિદ્ધાંતો વચ્ચે મૂળભૂત એકતા હોવાનો સ્પષ્ટ ખ્યાલ મળ્યો. તેમને ઈસ્લામના પવિત્ર કલમા (મંત્ર) 'લા ઇલાહી ઈલલ્લાહ મોહમ્મદુર્રસૂલુલ્લાહ'નો અર્થ તારતમપરક જણાયો. એમણે 'લા' એટલે 'ક્ષર', 'ઈલાહ' એટલે 'હક્ક'-અવિનાશી 'અક્ષર' અને 'ઈલલ્લાહ' એટલે 'અક્ષરાતીત' એવો અર્થ તારવ્યો. હવે ઔરંગઝેબને ઈસ્લામનું સાચું રહસ્ય સમજાવી હિંદુઓ પર થતા અત્યાચાર બંધ કરાવી શકાશે એવી આશા સાથે તેઓ ઈ. સ. ૧૬૭૭માં દિલ્હી પહોંચ્યા. અહીં થોડા માસ રહીને તેમણે સમ્રાટનું ધાર્મિક વલણ, સમ્રાટના સલાહકારો અને અમલદારોનું જોર, હિંદુઓને થતા અન્યાય વગેરે બાબતોનો અભ્યાસ કર્યો. આ અરસામાં હરદ્વારમાં કુંભ મેળો ભરાતાં, ત્યાં એકઠા થતા હિંદુ ધર્મના નેતાઓ અને સંતો-મહંતોને જાગ્રત કરવાનું નક્કી કરીને તેઓ ઇ. સ. ૧૬૭૮માં હરદ્વાર પહોંચ્યા.

હરદ્વારમાં એકઠા થયેલા બધા મતમાર્ગોના આચાર્યો, સંન્યાસીઓ અને દાર્શનિકોને શાસ્ત્રાર્થમાં પરાજિત કરીને સંત પ્રાણનાથે પોતાના સિદ્ધાંતોનું મંડન કરી બતાવ્યું. આથી એ બધાએ સંત પ્રાણનાથની મહાનતા સ્વીકારીને તેમને 'શ્રી વિજયાભિનંદ બુદ્ધ નિષ્કલંક'નું બિરુદ આપ્યું. ત્યારથી વિજયાભિનંદ બુદ્ધજીના સંવતનો પ્રારંભ થયો. આજે પણ આ સંવત નિજાનંદ સંપ્રદાયમાં પ્રચલિત છે. હરદ્વારમાં ચાર માસ સુધી રોકાઈને પ્રાણનાથજીએ પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા ઉપરાંત હિંદુધર્મ પરના ખતરાથી લોકોને માહિતગાર કર્યા.

ત્યાંથી પુનઃ દિલ્હીમાં આવીને તેમણે પોતાનો ધર્મ-સંદેશ બાદશાહ સુધી પહોંચાડવાના પ્રયત્નો આદર્યા. ઔરંગઝેબના અંગત મદદનીશ શેખ સુલેમાન, શાહી શિક્ષક શેખ નિઝામ, મુખ્ય કાજી શેખ ઈસ્લામ અને ઔરંગઝેબના નિકટવર્તી અમીરોને પત્રો લખ્યા, પરંતુ તેમના તરફથી કોઈ પ્રત્યુત્તર મળ્યો નહિ. છેવટે પ્રાણનાથજીએ પોતાના માથું આપે એવા બાર શિષ્યો (લખમણ, ભીમાભાઈ, સોમજી, ચિંતામણિ વગેરે દશ હિંદુ અને શેખ બદલ તથા મુલ્લાં કાઈમ એ બે મુસ્લિમ શિષ્યો)-ને બાદશાહની નમાઝ વખતે સત્યાગ્રહ કરવા મોકલ્યા. તેમણે મસ્જિદને દરવાજે ઊભા રહીને પ્રાણનાથજીની પુરાણ અને કુરાનના તાત્ત્વિક સિદ્ધાંતોની એકતા દર્શાવતી વાણી સમૂહમાં ઊંચા સ્વરે ગાવા માંડી. બાદશાહે તેમનું પ્રયોજન પૂછ્યું ત્યારે શિષ્યોએ બાદશાહને તે સમજાવવા માટે એકાંત મુલાકાતની માગણી કરી. પરંતુ કેટલાંક રાજકીય કારણસર ઔરંગઝેબ સાથે પછીથી એ મુલાકાત થઈ શકી નહિ. પરિણામે પ્રાથનાથજીના પ્રયત્નોને સફળતા મળી શકી નહિ.

એવામાં ઈ. સ. ૧૬૭૯માં ઔરંગઝેબે હિંદુઓ પર જજિયા વેરો દાખલ કર્યો. બીજી બાજુ ઉપરા-ઉપરી પડતા દુકાળને લઈને લોકોની સ્થિતિ દિવસે-દિવસે કથળતી જતી હતી. જજિયા ભરી નહિ શકનારા ગરીબ હિંદુઓને મુસ્લિમ બનવાની ફરજ પડતી ગઈ. આવી સ્થિતિમાં સમજાવટથી કામ સરે એમ નહિ લાગતાં સંત પ્રાણનાથે હિંદુ રાજાઓ અને સરદારોને જાગ્રત કરવાનું નક્કી કર્યું.

ઈ. સ. ૧૬૮૦માં તેમણે દિલ્હીથી પ્રસ્થાન કરીને અનૂપ શહેર, આમેર, સાંગાનેર, ઉદયપુર, બુંદી, મંદસોર, ઉજ્જન, ઔરંગાબાદ, બુરહાનપુર, રામનગર વગેરે અનેક સ્થળોએ ચાર વર્ષ સુધી પર્યટન કરીને ધર્મ-પ્રચારની સાથે હિંદુઓમાં જાગૃતિ આણી. ઔરંગાબાદના ભાવસિંહ હાડાએ ઔરંગઝેબ સામે થવાની હામ ભીડી, પરંતુ તેનું અકાળ અવસાન થયું. રામનગરના રોકાણ દરમ્યાન ઘણા મુસ્લિમોએ પણ સંત પ્રાણનાથને પોતાના ગુરુ કર્યા. તેઓ ઈ.સ. ૧૬૮૪માં બુંદેલ

ખંડના પન્ના શહેરમાં પહોંચ્યા. અહીંના મહારાજા છત્રસાલ બુંદેલાએ ઔરંગઝેબ સામે માથું ઊંચક્યું હતું. સંત પ્રાણનાથની પ્રેરણા અને પ્રોત્સાહનથી તેમને વિશેષ બળ મળ્યું. સંત પ્રાણનાથે છત્રસાલને હિંદુ ધર્મ અને હિંદુ પ્રજાની યાતનાઓની વાસ્તવિકતાનો પરિચય આપ્યો. છત્રસાલ તેમના શિષ્ય થયા અને હિંદુ ધર્મ માટે ધર્મયુદ્ધ ખેલી લેવાનો દૃઢ નિર્ધાર કર્યો. ગુરુએ તેમને તલવાર બાંધીને વિજયના આશીર્વાદ આપ્યા. ગુરુની કૃપાથી મહારાજા છત્રસાલને પન્નાની આસપાસની હીરાની ખાણોનો પતો મળ્યો, તેથી રાજ્યની સમૃદ્ધિ વધી. છત્રસાલની વિનંતીથી સંત પ્રાણનાથે પન્નામાં કાયમી મુકામ કર્યો. આ સમયે ઔરંગઝેબ દક્ષિણમાં મરાઠાઓ સાથેના સંઘર્ષમાં રોકાયેલો હતો. તેનો લાભ લઈને છત્રસાલે બુંદેલખંડનો ઘણો વિસ્તાર સ્વતંત્ર કરી લીધો. મધ્ય ભારત અને ઉત્તર પ્રદેશના કેટલાક હિંદુ રાજાઓએ છત્રસાલના વધતા જતા પ્રભાવને પિછાણીને તેમને પોતાના નેતા તરીકે સ્વીકાર્યા અને તેમના કાર્યમાં સાથ આપ્યો.

સંત પ્રાણનાથે પન્નામાં ધર્મપીઠ સ્થાપીને દેશ સુધી ધર્મ–પ્રચાર કર્યો. આથી પન્ના નિજાનંદ સંપ્રદાયનું 'પદ્માવતી પુરી ધામ' બન્યું. સંત પ્રાણનાથે અહીં ઈ. સ. ૧૬૯૪માં પોતાના હજારો શિષ્યોની હાજરીમાં જીવિત સમાધિ લીધી. તેમની સમાધિ પર બંધાયેલું મંદિર 'પ્રાણનાથ મંદિર'ને નામે પ્રસિદ્ધ છે; આ સ્મારક આજે પણ પન્ના શહેરની શોભારૂપે ઊભું છે. મંદિરની આસપાસનો વિસ્તાર 'ધામ–મહોલ્લા' તરીકે ઓળખાય છે. અહીં પ્રાણનાથજીના શિષ્યો પરિવાર–સહિત વસેલા હતા. તેમના વંશજો 'ધામી' કહેવાય છે. નિજાનંદ સંપ્રદાયમાં ધામીઓ પુરોહિત વર્ગ જેવું પૂજનીય સ્થાન ધરાવે છે.

ધર્મ–પ્રચારના કાર્ય દરમ્યાન સંત પ્રાણનાથે 'મહામતિ' અને 'ઈન્દ્રાવતી'ના ઉપનામથી સાહિત્ય–સર્જન ચાલુ રાખ્યું હતું. તેમણે લખેલા ચૌદ ગ્રંથોમાં કુલ ૧૮૭૫૮ ચોપાઈ છે. આ વાણી 'કુલજમ સ્વરૂપ સાહેબ'માં સંગૃહીત છે. આ મહાગ્રંથ સંત પ્રાણનાથના જીવન અને દર્શનના નિચોડરૂપ છે. તે દરેક 'સુંદર સાથ' માટે પોતાનું મૂળ સ્વરૂપ, મૂળ ઘર અને મૂળ મેળો જાણવા માટેની પવિત્ર માર્ગદર્શિકા હોવાથી આ મહાગ્રંથનું નિજાનંદ સંપ્રદાયમાં પઠન–પૂજન અને પારાયણ કરવામાં આવે છે.

સંત પ્રાણનાથ મધ્યયુગીન ભારતના મહાન સુધારાવાદી સંત હતા. તેઓ કબીર અને નાનકની જેમ હિંદુ–મુસ્લિમ એકતાના હિમાયતી હતા. ધર્મને નામે લડતા અને પોત–પોતાને બીજા કરતાં ઉત્તમ અને પાક સમજતા હિંદુઓ અને મુસ્લિમોની તેમણે કડક શબ્દોમાં ટીકા કરી હતી. તેઓ કહેતા કે વાસ્તવમાં બંને ધર્મોના પાયાના સિદ્ધાંતો એક જ છે, જે કંઈ ભેદ છે તે બધાની જુદી જુદી ભાષાઓ, જુદા જુદા આચારોને લઈને છે–

जो कुछ कह्या कतेवने, सोई कह्या वेद ।
दोऊ वन्दे एक साहव के, पर लड़त विना पाये भेद ॥

वोली सवों की जुदी परी, नाम जुदे धरे सवन ।
चलन जुदा कर दिया, तासे समझ न परी किन ॥

મધ્યકાલીન સંતોની માફક સંત પ્રાણનાથે નાત–જાતના વાડાઓનો વિરોધ કર્યો. તેમને મતે ધર્મ પર કોઈ અમુક વ્યક્તિ કે જ્ઞાતિનો ઈજારો હોઈ શકે નહિ. ઉચ્ચ કુળમાં જન્મ લેવાથી માણસ ઊંચો થઈ જતો નથી, તેમ હલકા કુળમાં જન્મ લેવાથી નીચો પણ થઈ જતો નથી. એક ચંડાળ જો પવિત્ર હૃદયનો ભગવદ્ ભક્ત હોય, તો સ્નાન જેવા બાહ્યાડંબરો કરનાર અને હૃદયથી મલીન એવા બ્રાહ્મણ કરતાં તે ઘણો ઉત્તમ છે. બ્રાહ્મણનો વેશ ધારણ કરવાથી બ્રાહ્મણ થવાતું નથી. બ્રાહ્મણ જેવું શુદ્ધ, પવિત્ર, જે આડંબર-રહિત અને ભગવદ્ભક્ત જીવન જીવનાર માણસ, પછી તે ચંડાળ હોય તો પણ પાવનકારી છે–

एक भेष जो विप्रका, दूजा भेष चण्डाल ।
जाके छुये छुत लागे, ताके संग कौन हवाल ॥

चण्डाल हिरदे निरमल, खेले संग भगवान ।
देखलावे नहीं काहू को, गोप राखे नाम ॥

विप्र भेष वाहेर दृष्टि, षट्–कर्म पाले वेद ।
स्याम लिन सुपने नहीं, जाने नहीं ब्रह्म भेद ॥

उदर कुटुम्ब कारने, उतमाई देखावे अंग ।
व्याकरन वाद–विवाद के, अर्थ करे के रंग ॥
अब कहो काके छुए, अंग लागे छोत ।
अधम तम विप्र अंग, चण्डाल अंग उद्योत ॥

પોતાની વાણી અનુસાર સંત પ્રાણનાથે ધર્મ–જિજ્ઞાસા અનુસાર બધી કોમના હિંદુઓ અને મુસલમાનોને પણ પોતાના સુંદર સાથમાં અપનાવી લીધા હતા.

ઘણા મધ્યકાલીન સંતોએ ધર્મ–સાધનામાં સ્ત્રીને બાધક ગણીને કૌટુંબિક જીવનથી દૂર રહેવાનો પ્રયત્ન કર્યો હતો. સંત પ્રાણનાથે કબીર અને નાનકની માફક કુટુંબની વચ્ચે રહીને ધર્મ–સાધના કરી. તેમણે કુટુંબ વચ્ચે રહીને પણ પ્રેમલક્ષણા–ભક્તિ દ્વારા પર–બ્રહ્મને પામી શકાય છે એ બાબત પોતાના જીવન-દ્વારા સિદ્ધ કરી બતાવી. તેમણે ધર્મ–સાધના અને ધર્મ–પ્રચારના કાર્યમાં પોતાનાં પત્ની (બાઈજીરાજ)ને બધો વખત સાથે રાખ્યાં હતાં. આથી તેમના શિષ્યો પણ કૌટુંબિક જીવનને હેય ગણતાં નથી. આમ છતાં નિજાનંદ સંપ્રદાયમાં સાધુઓને પણ સ્થાન છે. સાધુઓ બ્રહ્મચારી રહી એક સ્થળે (મંદિરમાં) કે ભ્રમણ કરતા રહીને સેવા–કીર્તન અને ધર્મ–પ્રસાર કરી શકે છે.

સંત પ્રાણનાથે ઔરંગઝેબ સામે ઉપાડેલું આંદોલન ભારતના ઈતિહાસમાં વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. શિવાજીને ઔરંગઝેબ સામે થવામાં પ્રેરણા આપનારા સ્વામી રામદાસ શિવાજીના મહાન આધ્યાત્મિક ગુરુ હતા. સંત પ્રાણનાથે ચળવળ આરંભી ત્યારે આ બંને મહા પુરુષોનો સ્વર્ગવાસ થયો હતો. બીજી બાજુ ઔરંગઝેબની ધર્મ કટરતા વધતી જતી હતી. સંત પ્રાણનાથે ઔરંગઝેબને ઈસ્લામનું વાસ્તવિક રહસ્ય અને ઈસ્લામ તથા હિંદુ ધર્મ વચ્ચે રહેલી તાત્ત્વિક એકતા સમજાવવા માટે બાવીસ મહિના સુધી દિલ્હીમાં રહીને સત્યાગ્રહ કર્યો. એમાં સફળતા ન મળતાં તેમણે ઔરંગઝેબની ધર્માંધ નીતિ સામે ઉત્તર અને મધ્ય ભારતના ઘણા હિંદુ રાજવીઓને છત્રસાલ બુંદેલાની નેતાગીરી નીચે સંગઠિત કર્યા. તેઓ સ્વામી રામદાસની માફક કેવળ આધ્યાત્મિક પૂરુષ ન બનતાં; છત્રસાલના રાજકીય અને આર્થિક સહાયક પણ બન્યા. ઔરંગઝેબ વિરુદ્ધ છત્રસાલે ઉપાડેલી ઝૂંબેશને સંત પ્રાણનાથે લોક–આંદોલનનું સ્વરૂપ આપ્યું. પરિણામે બુંદેલખંડમાં એક અપૂર્વ લોકજાગૃતિનો સંચાર થયો. ઔરંગઝેબના અવસાન (ઈ. સ. ૧૭૦૭) પછી થોડા સમયમાં મોગલ સામ્રાજ્ય તૂટી પડતાં આ આંદોલનનું વિશેષ પ્રયોજન રહ્યું નહિ. તેથી ભારતના સાંસ્કૃતિક ઈતિહાસની આ અનોખી ચળવળ ઈતિહાસની નોંધમાંથી પણ વિસરાઈ ગઈ !

## નિજાનંદ સંપ્રદાયનું વર્તમાન સ્વરૂપ

સંત પ્રાણનાથ, તેમના લાલદાસ અને મુકુંદદાસ જેવા પ્રભાવશાળી શિષ્યો, જામનગરમાં દેવચંદ્રજીની ગાદી પર આવેલા આચાર્યો, સુરતમાં પ્રાણનાથજીની ગાદી પર આવેલા આચાર્યો તેમજ સાધુ–સંતો અને ધામીઓના પ્રયાસોથી નિજાનંદ સંપ્રદાય સૌરાષ્ટ્ર, ગુજરાત, મધ્ય પ્રદેશ, રાજસ્થાન, પંજાબ, ઉત્તર પ્રદેશ, બિહાર, બંગાળ, આસામ અને નેપાળમાં પ્રસાર પામ્યો. આજે આ પ્રદેશોમાં આવેલાં ૧૯૦ જેટલાં મંદિરો (જેમાંના ૮૫ જેટલાં સૌરાષ્ટ્ર–ગુજરાતમાં આવેલાં છે તે) આ કાર્યમાં પ્રવૃત્ત છે. આમ છતાં આ સુધારાવાદી સંપ્રદાયને રૂઢિવાદી લોકોએ વિશેષ અપનાવ્યો નહિ. હિંદુ–મુસ્લિમ એકતાની હિમાયત કરતા આ સંપ્રદાયના ગ્રંથોમાં ઈસ્લામની પરિભાષા-ઓનો છૂટથી ઉપયોગ થયેલો હોવાથી રૂઢિવાદી હિંદુઓ તેના તરફ ભ્રાંતિમૂલક દૃષ્ટિએ જોવા લાગ્યા. તેઓ સંત પ્રાણનાથનો ઉપદેશ સમજી શક્યા નહિ. બીજી બાજુ કાચના વેપારીઓ અમારા હીરાનું મૂલ્ય શું આંકવાના છે ? એમ સમજીને હીરાના ઝવેરીની માફક નિજાનંદીઓ (પ્રણામીઓ) પોતાના તારતમ્ય જ્ઞાનને છુપાવતા રહ્યા. પરિણામે નિજાનંદ સંપ્રદાય એક ગૂઢ સંપ્રદાય જેવો બની ગયો, અને તેને વિશે હિંદુ સમાજમાં અનેક પ્રકારની ભ્રાંતિઓ ફેલાઈ. આજે આ સંપ્રદાયનું સાહિત્ય જામનગરની ધર્મપીઠ તરફથી પ્રગટ થવા લાગ્યું હોવાથી તેના વિશે સાચી દૃષ્ટિ કેળવાતી જાય છે. આ સંપ્રદાયના ગ્રંથોનો સાહિત્યિક અને તાત્ત્વિક દૃષ્ટિએ અભ્યાસ થતાં સૌરાષ્ટ્રના એક અગત્યના સંપ્રદાય વિશે વિશદ અને પ્રમાણભૂત જાણકારી ઉપલબ્ધ થશે.

*

# દરિયાલાલની પૂજા :

દેવજીભાઈ વાજા

માનવ જીવનમાં પ્રાર્થના અને પૂજાવિધિનો પ્રવેશ ક્યારે અને કેવા સંજોગોમાં થયો હશે તે વિષે આજે તો માત્ર કલ્પના જ કરવાની રહે છે! સંસ્કૃતિનાં સોપાન ચડતાં માનવને પ્રકૃતિબળો સામે ઝૂઝવું પડયું જ છે. જ્યાં માનવશક્તિ કુદરતી બળો સામે હારી ત્યાં પ્રાર્થના-પૂજાનો આશ્રય લઈ કુદરતી શક્તિમાં શ્રદ્ધા કેળવી આંતરબળ મેળવ્યું છે. વિજ્ઞાનના આટ-આટલા વિકાસ પછી પણ એ શક્તિનું શરણું એ માનવ માટે આખરી બળ રહ્યું છે.

આ રીતે જોઈએ તો દરેક સંસ્કૃતિ અને ધર્મોએ પૂજા અથવા પ્રાર્થનાવિધિ સ્વીકારી છે. આર્ય સંસ્કૃતિની ઝાંખી વેદોમાં મળે છે. વેદકાલિન આર્ય સંસ્કૃતિએ ભારતીય સંસ્કૃતિને રચનાત્મક અને જીવન-દાયક તત્ત્વ પ્રદાન કર્યું છે. વૈદિક આર્યોની સામાજિક-ધાર્મિક વ્યવસ્થામાં મહત્ત્વપૂર્ણ સ્થાન યજ્ઞ અને પૂજાવિધિનું જોવા મળે છે, જે દ્વારા મનુષ્યોના પૂર્વજો અને દેવતાઓને તૃપ્ત કરવા વિશેષ પર્વો પર પૂજાઅર્ધ્યનું આયોજન પણ સામૂહિક રીતે પ્રયોજ્યું છે. આવી એ પૂજાવિધિ પાછળ બલિની ભાવના પણ જોવા મળે છે.

આ દૃષ્ટિએ યજ્ઞ અને બલિની ભાવના સૃષ્ટિના અવિરત સ્રોત માટે શ્રદ્ધા અને ત્યાગની ભાવનાથી કરવી આવશ્યક મનાઈ છે. વૈદિક પરંપરા અનુસાર ઋષિઓમાં સર્વોત્તમ વરુણના પુત્ર આંગિરસોએ સૃષ્ટિ-કલ્યાણ અર્થે આ વિધિનું પાલન કર્યું એમ વેદોમાં સ્પષ્ટ વર્ણના જોવા મળે છે.

વરુણ સર્વશક્તિમાન દેવતા મનાતા, કારણ કે તે સૃષ્ટિને અમૃત (જળ)નું પાન કરાવનાર દેવતા છે. એની શક્તિ અમોઘ છે. એ શક્તિ માનવ માત્રનું રક્ષણ કરે, સુખક્ષેમ અને જીવનદાયક તત્ત્વો અર્પે એ માટે વરુણ આદિ દેવતાઓની પૂજાવિધિ તથા પ્રાર્થના ઋગ્વેદમાં અનેક સ્થળોએ આપી છે.

આવા એ પ્રબળ શક્તિવાળા વરુણ દેવતા મેઘોના સ્વામી મનાય છે. જળવૃષ્ટિ દ્વારા પૃથ્વી પર જળની અગાધ શક્તિ તે સાગરમાં ઠાલવે છે. આ અગાધ અને અખૂટ જળરાશિને દરિયો કહીએ છીએ. દરિયાદેવ પણ અકથ્ય શક્તિ તથા વિશાળતા ધરાવે છે. તેની આવી વિશાળતા અને શક્તિનો સાચો પરચો તો દરિયાખેડુઓને જ અનુભવવા મળે છે.

આ સાગરખેડુઓ જ્યારે વહાણો લઈ દૂર દેશાવર સફર ખેડતા હોય છે તેમાં દરિયાપીરના ક્રોધના ભોગ પણ બનવું પડતું હોય છે. તેથી સફરે ઊપડતાં પહેલાં દરિયાપીરની કૃપા મેળવવા પૂજાવિધિ કર્યા પછી જ વહાણો હંકારે છે.

જૂના સમયમાં અને આજે પણ નાનાં મોટાં દરેક બંદરેથી વહાણો પ્રસ્થાન આદરે તે પહેલાં દરિયાપીરની પૂજાવિધિ સામૂહિક રીતે કરે છે. શ્રાવણ શુદી પૂનમ-નાળિયેરી પૂનમ તરીકે જાહેર છે તે દિવસે પરદેશ સાથે દરિયામાર્ગે વેપાર ખેડતા વેપારીઓ તેમજ ખલાસીઓ સૌ સાથે મળી એક મોટો ઉત્સવ મનાવે છે અને વાજતેગાજતે દરિયાપીરને ખોળે-કિનારે પૂજાવિધિ અર્થે જાય છે. આમાં ખલાસીઓ આબાલ-વૃદ્ધ સૌ ભાગ લે છે. આ પૂજાવિધિમાં કોઈ પ્રતીક હોતું નથી, ફક્ત લીલો નેજો અને પૂજાની સામગ્રી જ હોય છે, જે પૂજાવિધિ પછી સમુદ્રમાં પધરાવે છે. વિદ્વાન પંડિતો દ્વારા વેદોમાંથી જળદેવતાને પ્રસન્ન કરતાં સ્તોત્રો ગવાય છે. પૂજા અને પ્રાર્થના થાય છે.

કહે છે જૂના જમાનામાં અને આજે પણ કેટલીક જગ્યાએ એક અથવા બે મછવા શણગારી તેમાં પૂજાની સામગ્રી લઈ, દૂર સુધી દરિયાપીરની ગોદમાં શ્રીફળાદિ સામગ્રી અર્ધ્યરૂપે અર્પે, અને આ રીતે પ્રસ્થાનનો પ્રારંભવિધિ કરે.

સામાન્ય રીતે નાળિયેરી પૂનમે આ પૂજાવિધિ થયા પછી જ વહાણવટીઓ પરદેશ પ્રયાણ આદરે છે.

ઘણીવાર મુસાફરીમાં મધ્યદરિયે તોફાન જાગે અને જો ધાર્યા કરતાં તોફાન ભયંકર જણાય તો સૌ ખલાસીઓ સાથે મળી દૂધ દરિયાપીરને શાંત કરવા શ્રીફળ, ચૂંદડી અને મોડિયો પધરાવે છે. કહેવાય છે કે આ વિધિથી દરિયાપીર સંતુષ્ટ થઈ શાંત બની જાય છે. આમ દરિયા ખેડુઓ દરિયાપીરને વહાણ તેમજ જાનમાલની રક્ષા અર્થે પૂજનાદિ વિધિ કરે છે.

દરિયા માટે દરિયાદેવ, દરિયાપીર અને દરિયાલાલ પણ વપરાય છે. પણ દરિયાલાલ શબ્દ સિંધમાંથી આવ્યો હોય તેમ જણાય છે. સૌરાષ્ટ્રમાં દરિયાપીરનો વિશેષ ઉલ્લેખ છે. પીર શબ્દ હિન્દુ–મુસ્લિમ સંસ્કૃતિનું મિલન સૂચવે છે. સૌરાષ્ટ્રમાં થતી પૂજા સાગર પૂજા અથવા જળદેવતાની પૂજા છે જ્યારે સિંધના દરિયાલાલની કથાવસ્તુ જૂદી જ છે. તેઓ ઈશ્વરના અવતાર તરીકે દરિયાલાલને પૂજે છે.

અત્યારે ભારતમાં આવેલા સિંધીઓ જ્યાં જ્યાં વસી ગયા છે ત્યાં ત્યાં દરિયાલાલનાં નાનાં મોટાં પૂજા સ્થાનો હોય છે. સિંધીઓનાં આ પૂજા સ્થાનમાં દરિયાલાલની છબીઓ પૂજાય છે. તેનાં બે સ્વરૂપ કલ્પ્યાં છે. એક દરિયાલાલને મત્સ્ય ઉપર બેઠેલા બતાવ્યા છે. બીજા ઘોડા ઉપર સવાર અને આગળ પાછળ એક એક પાર્ષદ બતાવેલા હોય છે. સિંધીભાષામાં દરિયાલાલ સંબંધી પુસ્તક પણ છે–ગદ્ય પદ્ય બન્ને શૈલીમાં હોય છે, જેમાં ઈસ્લામધર્મી બાદશાહ સિંધમાં વસતા હિંદુઓ સામે ઈસ્લામધર્મ સ્વીકારવા જોર જુલ્મી વાપરે છે. હિન્દુઓ ધર્મના રક્ષણ માટે ત્રણ દિવસ સુધી ઉપવાસી રહી ઈશ્વરને પ્રાર્થે છે. અંતે સિંધુ નદીમાંથી દરિયાલાલ પ્રગટ થાય છે અને સિંધહૈદ્રાબાદ જિલ્લામાં નસરપુર ગામે રહેતા લોહાણા સંત રતનરાયને ત્યાં જન્મ લેવાનું કહે છે. સં. ૧૦૦૭ ચૈત્રી બીજે દરિયાલાલ અવતાર ધારણ કરે છે. બીજી બાજુ બાદશાહને સ્વપ્નમાં ચમત્કાર બતાવે છે અને પોતાના અવતરણની વાત કહે છે ઉપરાંત બાદશાહને સર્વ ધર્મની સમાનતા તથા ઈશ્વર અલ્લા એક હોવાનું સમજાવે છે. આમ છતાં ધર્માંધ બાદશાહ તપાસ કરી બાળકના નાશ માટેના પ્રયત્ન કરે છે પણ તેમાં નિષ્ફળતા મળે છે. અંતે દરિયાલાલ અવતારી ઓલિયા હોવાનું સ્વીકારે છે, પોતાના અનાચાર માટે ક્ષમા યાચના કરે છે તથા સૌ અગ્રણી મુસલમાનો સાથે પૂજા પ્રાર્થનામાં ભાગ લ્યે છે.

સક્કરમાં દરિયાલાલનું સંયુક્ત મંદિર બંધાવે છે તે બે ભાગમાં છે, એક ભાગમાં હિન્દુવિધિ પ્રમાણે પૂજાય અને બીજામાં કાબા કિબલ્લા પ્રમાણે. ઠઠ્ઠા વગેરે બીજાં સ્થળોએ પણ મંદિરો હોવાનું કહે છે. ખાસ કરીને દરિયાલાલની પૂજાનાં પ્રતીક જળ–જ્યોતિ છે. દરિયાલાલ સિંધુ દરિયામાંથી પ્રગટ થયા તે જોતાં જળદેવતા જ કહી શકાય. છબીઓ પાછળથી કલ્પી હોય તેમ લાગે છે. દરિયાલાલ સંબંધી ભજનો અને પ્રાર્થના ગીતો પણ છે. ચૈત્રી બીજે જન્મોત્સવ ઉજવાય છે અને દરિયાલાલની છબી સાથે સરઘસ નીકળે છે. દર શુક્રવારે પ્રાર્થના ભજનાદિ થાય છે.

સૌરાષ્ટ્રમાં લગભગ દરેક બંદરે જ્યાં હિન્દુ–મુસ્લિમ ખલાસીઓ વસે છે ત્યાં દરિયાપીરનું સ્થાનક હોય છે. તેના પ્રતીક તરીકે નેજો અને કેટલીક જગ્યાએ પથ્થરનાં અણઘડ પ્રતીકો કે સમાધિ જોવા મળે છે પણ કોઈ આકાર નથી હોતો. ક્યાંક સિંદૂરના ત્રિશૂળ હોય છે. કઠારનાં ગામોના લોકો પણ દરિયાપીરની માનતા રાખે છે અને ત્યાં પણ પ્રતીક તરીકે દરિયાની ભાંઠ ઉપર સિંદૂરનાં તીલક કે ત્રિશૂળ જોવા મળે છે. સામાન્ય રીતે પશ્ચિમ કિનારે કર્કવૃત ઉપર દરિયાપીરનાં નાનાં મોટાં સ્થાનકો જોવા મળે છે છેક દ્વારકા–બેટ સુધી.

સૌરાષ્ટ્રમાં પોરબંદરના દરિયા કિનારે ખદરપીરનું સ્થાનક છે, આમ તો મૂળ શબ્દ ખિઝર છે. અરબીમાં ખિઝૂરનો અર્થ અમર થાય છે. વિશાળ અર્થમાં લઈએ તો ખિઝર એટલે અમરતા આપનાર અથવા બચાવનાર એવા અર્થમાં પણ લઈ શકાય. સંસ્કૃતમાં જળને અમૃત કહેવાય છે એ અર્થમાં લઈએ તો જળદેવતા પણ થાય. આ ખદરપીરની ખલાસીઓ માનતા રાખે છે, દેગ ચડાવે છે અને સફરમાં રક્ષણ કરનાર દેવ તરીકે પૂજે છે.

પોરબંદરના છાયા પાસે બીજું રામનાથ પીરનું સ્થાન પણ છે જ્યાં ઓલિયા દરિયાપીરનો વાસ હતો. તેને માટે કહેવાય છે કે ત્યાં મોટાં બે માટીનાં વાસણ છે જેમાં દરિયાની ભરતી વખતે પાણી ભરાઈ જાય અને ઓટ થાય એટલે વાસણ પણ ખાલી થઈ જાય. દરિયાપીરની ચાદર પણ છે જે સમાધિ પર ઓઢાડેલી છે તેની પણ ચમત્કારની દંતકથા છે. રામનાથ એ ઓલિયા દરિયાપીરના શિષ્ય થયા કહે છે. પોરબંદરના રાણા સરતાનજી એ બંને પીરને બહુમાન આપતા.

સૌરાષ્ટ્રની જેમ કચ્છ પણ દરિયાખેડુઓની ભૂમિ છે. વહાણવટીઓની વીરતાભરી સાગરકથાઓથી આ ભૂમિ પ્રસિદ્ધ છે. આવા એ સાગરપુત્રોને અણીના સમયે દરિયાપીરની સહાયતા મળી હોવાની વાતો સાંભળવા મળે છે. કચ્છના કિનારે પણ રિયાણ પતન (માંડવી) પાસે રાવળપીરનું સ્થાનક જાણીતું છે. આજે રાવળપીરની બતી દરિયાખેડુઓને પ્રકાશ સાથે રક્ષણ આપી રહી છે. આવાં બીજાં નામી અનામી સ્થાનકો કંઠાર પંથકમાં મળે જ મળે. કચ્છમાં સંધાર જાતિનાં આવાં જ સ્થાનકો હોવાનું કહેવાય છે.

પહેલાના જમાનામાં વહાણવટુ કરનાર વેપારીઓ પણ સાથે જતા અને એ રીતે દરિયાપીરના કોપનો જાત અનુભવ થતો તેથી વેપારીઓ પણ દરિયાપીરની કૃપા મેળવવા અને સફર હેમખેમ બંને તે માટે પૂજા–માનતા વગેરે કરે છે. આની પાછળ વહાણ તથા જાન માલની રક્ષાની ભાવના રહેલી છે જ સાથે શ્રદ્ધા બળ મળે તે એટલું જ સાચું.

શાંત અને સમથળ દિવસો તો ઠીક સુખરૂપ પસાર થઈ જાય પણ ચોમાસું નજીક હોય, વર્ષાનું વાદળભર્યું ઘોર આકાશ અને અષાઢ માસમાં એ દરિયાનાં ગર્જનો તથા અવનવાં રૂપો ભય પ્રેરનારાં બની જાય છે. સૂસવાટ કરતા પવન સાથે ગંભીર મેઘ ગર્જના અને દરિયાનાં પહાડ સમા મોજાંઓ વચ્ચે એક બિન્દુ જેવા પોતાના જહાજને જીવ મૂઠીમાં લઈને સંભાળતો નાવિક રણમેદાને પડતા લડવૈયાથી જરાયે ઊતરતો ન ગણાય ! આવી ભયાનકતા વચ્ચે પણ પિતાના ખોળામાં ખેલતો હોય તેવો એ નિર્ભિક સાગરપુત્ર પણ કોઈ કોઈ વાર હિંમત હારી, જહાજના રક્ષણ કાજે દરિયાપીરને શરણે જાય છે–ધા નાખે છે. માનતા પણ માને. અને નાવિકની આ શ્રદ્ધાથી સંતુષ્ઠ થઈ દરિયાલાલ પણ જ્યારે નાવિકને હેમખેમ પોતાને વતન પહોંચાડે ત્યાર વહાણ નાંગરી, સટો ઉતારી, કૂવાથંભને ઢાળી દઈ, વહાણ ધોઈ–ધફોઈ પવિત્ર બનાવી, વહાણમાં જ દેગ ચડાવે. દેગ તે દરિયાલાલનું નૈવેધ. આ નૈવધ દરિયાલાલને જવાર્યા પછી કુટુંબ સાથે સૌ પ્રસાદી લ્યે અને ત્યાર પછી ઘરમાં પગ મૂકે.

ખલાસીઓ પાસેથી સાંભળવા મળ્યું છે કે ઘણીવાર મુસાફરીમાં તોફાન જાગે અથવા પવન પડી જાય અને વહાણ દિવસો સુધી આગળ વધે જ નહિ ત્યારે પણ નાવિકો દરિયા પીરને મનાવે, પૂજા પ્રાર્થના કરે અને શ્રીફળાદિ પધરાવે. તેઓનું માનવું છે કે કોઈ મલીનતાના કારણે પણ દરિયાપીર રૂઠે અને તેના ક્રોધના ભોગ બનવું પડે, પણ પૂજા–પ્રાર્થના દ્વારા પવિત્ર વાતાવરણ આણ્યા પછી ન ધારીએ તેવી રીતે યથાવત પવન વાવા માંડે. આવાં દષ્ટાંતો પણ અનુભવી ખલાસીઓ પાસેથી સાંભળવા મળે છે.

સામાન્ય રીતે વર્ષોથી શરુઆત પહેલાં વહાણો પોત–પોતાના વતનમા પાછાં ફરે અને ચોમાસાના આ દિવસો ખલાસીઓમાં લગ્નસરા ચાલે છે. સૌ કુટુંબો સાથે મળી આનંદ માણે, ફરી ચોમાસું વિત્યે નાળિયેરી પૂનમે દરિયાપીરની પૂજાવિધિ બાદ સફરે ઊપડી જાય. આમ દરિયો જ જેનું ઘર છે–જીવન છે તે દરિયાલાલ પ્રત્યે નિપકા અને શ્રદ્ધાને જો કોઈ અંધ શ્રદ્ધા કહે તો ભલે કહે !

આજના વિજ્ઞાનયુગમાં આવી પૂજાવિધિ અંધશ્રદ્ધા ભરેલી માન્યતામાં ખપે પણ એટલું તો સ્વીકારવું રહ્યું કે પૂજાવિધિદ્વારા મનનું સમાધાન થાય છે અને શ્રદ્ધાના કારણે કાર્યબળ અને આત્મવિશ્વાસ અવશ્ય મળે છે. આત્મવિશ્વાસ એ જ મનુષ્ય માટે અધિકાધિક દૈવીશક્તિ કહી શકાય. આ દૈવીશક્તિ જ અઘરામાં અઘરાં કાર્યો પણ અચૂક પાર પાડે.

આવી આ કેન્દ્રીય વિચારધારા આપણી

સંસ્કૃતિની હજારો વર્ષથી બનતી–બિગડતી જિંદગીમાં એક સુવર્ણસુત્રની જેમ સતત્ પ્રવાહિત રહી છે. ભારતીય સંસ્કૃતિનુ આ તત્ત્વ અને સત્વ ભારતનાં માનવજીવનને અને આચરણને નિયમમાં રાખનારું અમોઘ શસ્ત્ર બની રહ્યું છે.

**નોંધ:-**

૧. પોરબંદરનો કિનારો ભારે અથરો મનાય છે. આ જુલાઈ માસમાં એક તેલકંપનીનું જહાજ યંત્રોથી સજ્જ હોવા છતાં દરિયાપીરની ખફાદષ્ટિ થતાં પોરબંદર પાસે તોફાનમાં સપડાઈ; ભાંઠમાં ભારાઈને ભૂક્કો થઈ ગયું. કપ્તાન અને સફરીઓને હેલીકોપ્ટરની મદદથી બચાવ્યા પણ બે માનવીનો તો ભોગ લીધો જ અને સારુંયે તેલ દરિયાપીર પી ગયા! આમ દરિયાલાલ રૂઠે તો યંત્રોનેય ભરખી જાય.

---

ચાલુ પૃષ્ઠ ૫૫૪ ]

તેને અંગ રૂપ બનાવે છે.

આ મંગળ પવિત્ર ભાવના સાથે પ્રેમ હોય છે, ઉલ્લાસ હોય છે. સ્વજનો માટેની લાગણી તે સહિયરોના સાથમાં અનુભવે છે. તેનાં સ્પંદનો તેના કુટુંબ અને સમાજમાં ફેલાય છે; અને સર્વત્ર આનંદ –મંગળનું વાતાવરણ સર્જાય છે. આવા પ્રસંગે ઊંચ નીચના કે સંપ્રદાયના ભેદો રહેતા નથી.

વ્રતો એ સમાજ અને ધર્મને સંગઠિત અને બળવાન બનાવનારું તત્ત્વ બને છે. ધર્મ અને સમાજમાં એકતા આવે છે, જે રાજકીય એકતાને પોષક નીવડે છે. આમ, વ્રતો એ સમાજ અને ધર્મને જીવન્ત રાખનારું અને પોષણ આપનારું સાંસ્કૃતિક તત્ત્વ બને છે.

---

ચાલુ પૃષ્ઠ ૫૫૯ ]

આદિવાસીના મુખ્ય દેવો નીચે પ્રમાણે છે.

વીર, કાળિયો વીર, રગતિયો વીર, વીહોંત, આવંડ, કાળો બાવજી, ઠાકુર બાવજી, હેડા જાતર, રાજાપાપ્ઠો, માટન્યો, કણુસારી, બાબો પીઠોરો, બાબો ટુંડવો, આઈ ટુંડવી, પાંઢર માતા, અહીવ્રો દેવ, શિકોતરી માઈ, બામણી માઈ, જીવણ મામો, ભાથુજી, ઈંદ, વાઘ દેવ, ગોવાળ દેવ, મગર દેવ, ઘોડ દેવ, કાળિયો ભૂત, દેવલી માડી, બોગનો ભૂત, ધંતરી આઈ, હેડો કાકો, કાલોવારો, વીણુદેવ, ચૂલ દેવી, તામણપાલ, ઈસમાલ, વીખો દરિયો, શંખલાગ, ખોખલી, પેટ ફોડી, ખારો દરિયો, તીસમાલ, લીલીયેપુત, ભરમ દેવ, મરી માતા.

---

## મહાન પુરૂષના મહાન શત્રુઓ

સમાજનું કંઈક ભલું કરવું અને સમાજને સાચા માર્ગે દોરવો એ ધર્મ પ્રવર્તકોનું સાચું ધ્યેય હતું, પણ કાળક્રમે અપ્રમાણિક અનુયાયીઓએ પોતાની ખોટી સમજ અને ભ્રષ્ટ વર્તનથી તેમના તત્ત્વજ્ઞાનના આંતરિક હાર્દને ધક્કો પહોંચાડયો છે. કોઈપણ ધર્મના અનુયાયીઓ ધર્મને તેના વિશાળ અર્થમાં જોવાને બદલે ધર્મને ખોટી રીતે સમજી એના બાહ્યાચાર ઉપર જ ભાર મૂકે છે અને ધર્મનું સંપ્રદાયમાં પરિવર્તન કરે છે.

પૂરતું હાર્દ સમજ્યા વિના શુ ધાર્મિક કે શું રાજકીય વાદો એક પ્રકારનો અફીણિયા નશો છે. એનાથી વ્યક્તિ સાચા ખોટાનો નિર્ણય કરી શકતી નથી. એટલે જ એક પાશ્ચાત્ય ચિંતકે કહ્યું છે કે મહાન પુરૂષોના મહાન શત્રુઓ તો તેમના જ અનુયાયીઓ છે.

સ્વ. જીતેન્દ્ર જેટલી

# સૌરાષ્ટ્રમાં વ્રતો અને માન્યતાઓ

ડૉ. મૃદુલાબહેન મહેતા

પ્રાકૃતિક રચનાની દૃષ્ટિએ સૌરાષ્ટ્રમાં અનેક ડુંગરોની હારમાળા છે. ચોમાસામાં આ ડુંગરો પરથી નાની કન્યાઓની જેમ નાની નાની નદીઓ તેની ધરતીને રસાળ કરે છે. ધરતીની આ સમૃદ્ધિથી આકર્ષાઈને અત્યંત પ્રાચીન કાળથી અસુરો, નાગો, યાદવો, જેવી જાતિઓ સૌરાષ્ટ્રમાં આવી વસી તેની પરંપરા છે. ઐતિહાસિક સમયમાં નાગરો, કાઠી, મેર, આહિર, જામ, સમા, મકવાણા અને વિવિધ રજપૂત જાતિઓ તથા લોહાણા વગેરે આવીને વસ્યા છે. આ વિવિધ જાતિઓ પોતાની જાતિગત વિશિષ્ટતા સાચવી રહ્યા છે. જાતિ અને કુળપરંપરા તરીકે તેમના રીત રિવાજો કરી રહ્યા છે; તેમ છતાં હિન્દુ ધર્મ આ બધાને એક રસે રસીને એક સમાજ બનાવ્યો છે.

હિન્દુ ધર્મ તપ અને વૈરાગ્યને જીવનના ઉત્કર્ષના—સાધનાના—માર્ગો ગણે છે. વૈરાગ્ય કેળવવા માટે ઉપવાસ, વ્રત અને દાન જેવાં સાધનો આવશ્યક છે તેમ માને છે. વ્રત એ પણ એક સાધનાનો માર્ગ છે. વ્રતોમાં અલુણાં, એકટાણાં કે ઉપવાસ કરવાના હોય છે. તેમાં ક્ષણિક ત્યાગ, સંયમ અને તપ હોય છે. વર્ષ દરમ્યાન થતાં અનેક વ્રતોને કારણે વ્યક્તિના જીવનમાં સંયમ અને શાંતિ—પુષ્ટિ અને તુષ્ટિ આવે છે.

ધર્મગ્રંથો આવાં ક્રિયાવિધિઓને લૌકિક ધર્મ કહે છે.. છતાં, આ લૌકિક ધર્મથી પ્રજામાં મંગળ કલ્યાણકારી ભાવના વ્યાપક થાય છે, માટે દરેક ધર્મ તેમની વ્યવહારુ આવશ્યકતા સ્વીકારે છે, અને દરેક ધર્મમાં તેમનું મહત્ત્વનું સ્થાન હોય છે.

આવાં ધાર્મિક વ્રતોમાં કેટલાંક નિત્ય હોય છે, કેટલાંક કામ્યવ્રતો હોય છે. સોમવાર, અગિયારસ, પૂનમ નવરાત્રિ વગેરે નિત્ય-કરવાના હોવાથી નિત્ય વ્રતો ગણાય. આવાં વ્રતો સ્ત્રી—પુરુષ બધાં કરે છે. કામ્યવ્રતો અમુક ઋતુમાં અને અમુક તિથિએ કરવાનાં હોય છે જેમ કે, ગૌરી વ્રત, વટસાવિત્રી વગેરે. આ વ્રતો વિવિધ કામનાઓથી થતાં હોવાથી કામ્યવ્રતો કહેવાયાં. ભાઈ—બહેન, માતા—પિતા, પતિ—સંતાન કે કુટુંબના દીર્ઘાયુષ્ય, આરોગ્ય, સુખસમૃદ્ધિ, આત્મકલ્યાણ કે પાપમુક્તિ અર્થે તે થાય છે. આ કામના મંગળ-કામના છે.

હિન્દુ સમાજમાં વ્રતો બે પ્રકારે થાય છે. એક તો શાસ્ત્રગ્રંથો અને પુરાણોમાં જણાવેલ શાસ્ત્રીય રીતે; અને બીજાં લોકોમાં ચાલી આવતી પરંપરા પ્રમાણે વધુ પ્રચલિત છે. આવાં વ્રતોમાં પુરોહિતની ભાગ્યે જ જરૂર પડે છે. વ્રત જાણનારી કોઈ સ્ત્રી, વ્રતનો વિધિ જણાવે, કથાવાર્તા કહે, અને વ્રતનો મહિમા સમજાવે છે.

આ બન્ને પ્રકારના વ્રતોમાં કેટલાંક કન્યાના, કેટલાંક સૌભાગ્યવતી સ્ત્રીના, અને કેટલાંક પુત્રવતી માતાના પુત્ર અને કુટુંબનું કલ્યાણ ઈચ્છતાં હોય છે. પોરીપૂનમ, ભાઈબીજ, ગૌરીવ્રત, કાંઠયગોર વગેરે કન્યાના વ્રતો છે, અને કન્યા જેવાં રમતિયાળ હોય છે.[1] મંગળાગૌરી, જયાપાર્વતી, ત્રણ ત્રીજ—કાજળી, મધુશ્રાવણી (મચ્છમણી) અને કેવડા ત્રીજ, વટસાવિત્રી, તાપી સાતમ, એવ્રત, ગોત્રાટ વગેરે વ્રતો સૌભાગ્યવતી સ્ત્રીનાં હોય છે, જે પતિના દીર્ઘાયુષ્ય અને સૌભાગ્ય માટે થાય છે. બોળચોથ, નાગપંચમી, શિતળા સાતમ, ધરો આઠમ, નોળી નોમ, જીવ્રત કે દિવાસાનું વ્રત વગેરે, સંતાનના આરોગ્ય અને દીર્ઘાયુષ્ય માટે થાય છે. હોળી, નવરાત્રિ, દિવાસો, એકાદશી, પૂનમો, શ્રાવણમાસ, પુરુષોત્તમમાસ, સોમવાર વગેરે વારવ્રતો આખા કુટુંબના સુખસમૃદ્ધિ અને કલ્યાણ માટે થતાં હોય છે, તે સ્ત્રી પુરુષ બન્ને કરે છે.

આ વ્રતો સમયાંતરે આખા વર્ષ દરમ્યાન આવે છે, પણ વિશેષ અષાઢ-શ્રાવણ—ભાદરવો અને આસો માસના—ચતુર્માસ—દરમ્યાન આવે છે. આ

---

૧. જૂઓ કંકાવટી ભાગ—૧ શ્રી ઝવેરચંદ મેઘાણી.

ચાતુર્માસ એ વ્રત અને તપના માસ છે, એમ વૈદિક કાળથી મનાતું આવ્યું છે.

આ વ્રતો કેવી રીતે થાય છે?

વ્રત કરનાર કન્યા કે સ્ત્રી વ્રતની પૂર્વ તૈયારી ઉમંગે કરે, ઝવેરા વાવે, આગલે દિવસે એકટાણું કરે, વ્રતને દિવસે સવારે સ્નાનાદિથી શુદ્ધ અને પવિત્ર થઈ સંકલ્પ કરે છે. આ સંકલ્પમાં કાચા સૂતરના તાર લઈ, તેને આઠ કે અમુક સંખ્યામાં વાળી, કુંકુથી રંગી વ્રત લેનાર પોતાને હાથે તે બાંધે છે. પછી દેવપૂજન કરે છે. વ્રતના અધિષ્ઠાતા દેવ વ્રત પ્રમાણે, જેવા કે સૂર્ય, તારા, ચંદ્ર જેવાં કુદરતી તત્ત્વો; તુલસી, વડ, પિંપળો. અશોક, કદલી જેવાં વૃક્ષો અને વનસ્પતિઓ, કળશ, દીપ કે ઝવેરા જેવાં–પ્રતીકો, શિતળામા, દશામા, એવ્રતમા, જીવતમા; ધર્મરાજા કે પુરુષોત્તમ ભગવાનથી માંડીને પાર્વતી, લક્ષ્મી, શંકર, વિષ્ણુ, કૃષ્ણ કે રામ જેવા–મહા–દેવી કે દેવની–પૂજા થાય છે. સૃષ્ટિના આવાં વિભૂતિમાન વિવિધ તત્ત્વોમાં એક ઐશ્વરીય પરમ તત્ત્વ રહેલું છે, એ સંસ્કાર જાણ્યે–અજાણ્યે વ્રત કરનારમાં દૃઢ થાય છે, અને આવાં દૈવી તત્ત્વો સાથે તે તાદાત્મ્ય સાધે છે.

દેવની પૂજા કરવા કન્યાઓ અને સ્ત્રીઓ સુંદર વસ્ત્રાલંકાર સજી, સહિયરોના સાથમાં, ઝાંઝરના ઝણકાર કરતી, ગીતો ગાતી, મંદિરે જાય છે. ત્યાં ઝાલરોના ઝણકાર કરી, દેવને જગાડે, પૂજે, નૈવેદ્ય ધરાવે, આરતી ઉતારે અને પ્રસન્ન મને ઘેર આવે છે, ઘેર આવી દિવો પ્રગટાવી વ્રતની કથા સાંભળવા સૌ બેસે છે. એક જણ કહે, અને સૌ સાંભળે. તેમાં વળી કોઈક હોંકારો પણ ભણે. વ્રતની આ વાર્તાઓ પરંપરાગત ચાલી આવે છે.

સાંજે દેવદર્શન નિમિતે સા હરે ફરે અને કિલ્લોલ કરે છે. દર્શન કરવા કે ફરવા નિમિત્તે નીકળેલાં સ્ત્રી–બાળકો જે જાહેર સ્થાનોમાં કે મંદિરે ભેગા થાય, લોક–સમૂહનો "મેળાપ–થાય." એટલે કે તે સ્થળો પોતે જ મેળા બની જાય. શ્રાવણી સોમવારો, ભીમ અગિયારસ, નાગ પંચમી, શીતળા સપ્તમી, શિવરાત્રી કે ગોકુલાષ્ટમીના મેળા ઘણા જાણીતા છે.

અજવાળી રાત્રિએ કન્યાઓ અને સ્ત્રીઓ જાગરણ કરે ત્યારે, ચાંદરડાં ફેફરડાં જેવી રમતો રમે, ગરબા–ગરબી લે, ઘોડો ખૂંદે, ટીટોડો કે હીંચ લે, ટૂચકા કે ભવાઈ કરે, અને આખી રાત આનંદ–વિભોર થઈ પૂરી કરે. જાગરણ પછી પ્રાતઃકાલે વ્રત પૂરું થાય; પણ જ્યાં સુધી મધ્યાહ્ને ગોરણી–ગૌરીઓ જમાડે નહિ, દક્ષિણા આપી આશીર્વાદ લે નહિ, ત્યાં સુધી તેનો ઉપવાસ પૂરો થાય નહિ.

માનવીના અંતરમાં પડેલી ઊંડી કામનાઓ–ઝંખનાઓ આ વ્રતો દ્વારા વ્યક્ત થાય છે. આ ઝંખનાઓ મંગળ છે. વળી લોકસમૂહની આવી ઝંખનાઓ વ્રતરૂપે સમાજમાં અને ધર્મમાં પ્રતિષ્ઠા પામે છે. તેમ છતાં, તે મનની કામનાઓને શુદ્ધ પવિત્ર કરવા તે નિમિત્તે ઉપવાસો–એકટાણાં વગેરે કરવાના હોય છે. મનની ઈચ્છાઓ આમ ઊર્ધ્વીત થાય છે. કન્યાઓ અને સ્ત્રીઓ હસતાં રમતાં આનંદ કરતાં આ ઉપવાસો–વ્રતો કરે છે. આનંદ રસે અને મંગળ ભાવે રસાયેલાં આ વ્રતો કરનાર માટે સહજ અને સરળ બને છે. અવારનવાર આવતાં આ વ્રતો જીવનમાં પણ નવા આનંદને ઉલ્લાસ લાવે છે. કંઈક નવીનતા લાવે છે. પોતાની ઊંડી ઊંડી ઝંખનાઓને વ્યકિત વ્રતો દ્વારા પ્રગટ કરી શકે છે; અને આ ઝંખના તથા ભાવોને માણી શકે છે. આમ, વ્રતના ઉપવાસો એ તહેવારના દિવસો બની જાય છે.

વ્રત કરનાર શુભ સંકલ્પ કરી પોતાની કામના વ્યકત કરે છે ત્યારે તેના રાગદ્વેષો તે સંયમમાં રાખે છે; પોતાના મનને પવિત્ર મંગળ કરવા કોશિશ કરે છે, પ્રસન્નતા અને શાંતિ તે પ્રાપ્ત કરે છે. આવા કલ્યાણકારી ભાવો તેના જીવનને નવો ઓપ આપે છે. બીજી બાજુ, આગળ જણાવી તેવી દૈવી વિભૂતિઓમાં તે એક પરમ તત્ત્વ–પરમાત્મા–સાથે તાદાત્મ્ય અનુભવવા કોશિશ કરે છે. આથી, માનવ હૃદયના આ ભાવો લોકસમૂહમાં વ્રતરૂપે, પ્રગટે છે, અને ધર્મ



[અનુ. પૃષ્ઠ ૫૫૨ પર

# ગુજરાતના આદિવાસીના ધર્મો

ઇન્દ્રશંકર રાવલ

ગુજરાત રાજ્યમાં આદિવાસી અને તેની નજીકના લોકોની સંખ્યા અવગણી ન શકાય એવડી મોટી છે. ગુજરાતના દર ચાર માણસ પછી પાંચમો આ વર્ગનો માણસ છે. તેથી તેના આચારવિચાર અને ધર્મભાવના સમજવા એ આપણે માટે બહુ જરૂરી વસ્તુ છે.

આ આદિવાસીઓની ધર્મભાવના વિષે સુધરેલા યા શહેરી લોકોની દૃષ્ટિ બહુ જ ટૂંકી છે. અને તે પણ તેઓની પોતાની ધાર્મિક માન્યતા અને તેમાં તેઓના થએલ ઉછેરથી છવાએલી હોય છે. પરદેશી મિશનરીઓ, વહેપારીઓ અને સમાજસેવકો સુદ્ધાં આવી માન્યતાઓમાં ઘેરાએલા હોય છે. એમ આદિવાસીઓના ધર્મો તરફ ગુજરાતમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ હજી સુધી પણ નાખવામાં આવી નથી. લોકો આદિવાસીના ધર્મ માટે જાદુ, મંતર, ટોણા ટુચકા, ઘૃણાસ્પદ ક્રિયાઓ, નિર્દયકૃત્યો અને વિચિત્ર વહેમોને આદિવાસીઓના ધર્મો હશે એમ માની લે છે. એમ આદિવાસીના ધર્મ વિષે હજી સુધી સાચું ચિત્ર ઉપસ્યું નથી.

એનું એક કારણ એ છે કે આપણે આદિવાસીના હૃદયમાં ઊતરી તેની ભાવના આપણા અંતરમાં ઊતારી નથી. આદિવાસીની કેટલીક ક્રિયા આપણને ઘૃણાસ્પદ લાગે, જ્યારે આદિવાસીને મન તેનો અર્થ ઘણો ઊંચો લાગે છે. જેમકે એક ખ્રિસ્તી જ્યારે બાપ્તિસ્મા લેતો હોય છે ત્યારે લાલ દારૂમાં બોળેલો રોટીનો ટુકડો પવિત્ર ભોજન તરીકે લે છે. અને તે દારૂ તે પ્રભુ ઈસુનું લોહી પીએ છે તેવી ભાવનાથી લે છે. આ ક્રિયા એક હિન્દુ યા મુસ્લિમને ઘણી ઘૃણાસ્પદ લાગશે. પોતાના પૂજ્ય પુરૂષનું ખૂન પીવું એથી હીચકારૂં કૃત્ય કયું હોઈ શકે એમ તેને મન લાગશે. જ્યારે એક ખ્રિસ્તીનું મન ખ્રિસ્તનો પવિત્ર આત્મા તેના રગેરગમાં ઊતરી જતો હોય તેવો ભાવ અનુભવશે. એવી રીતે એક આદિવાસી કોઇ દેવને ભોગ ચડાવતો કે મરઘીના પિલ્લાને કાપતો જોઈએ ત્યારે તેની ભાવના અને આ બિનઆદિવાસીની ભાવનામાં કશો ફરક પડતો નથી.

આજે વિશ્વમાં અનુયાયીઓની મોટી સંખ્યા ધરાવતા મોટા ધર્મો એક રીતે કહીએ તો મોટા સંઘો-સંગઠનો છે. આ સંઘો ઘણીવાર એકબીજા સાથે પોતાની માન્યતાઓ માટે અથડાય છે. આ દરેક માન્યતાઓ તેઓ પવિત્ર અને ઈશ્વરના નામે થતી માને છે. આવી અથડામણોમાં થએલાં હોલસેલ કે છૂટક ખૂનોની સંખ્યા મોટાં યુદ્ધોમાં થએલાં ખૂનોની સંખ્યા કરતાં પણ કયાંય વધી જાય છે. આદિવાસીની સમજ પ્રમાણે પ્રચલિત ધર્મો સાચા અર્થમાં ધર્મો જ નથી. તેઓ કહે છે કે આ બધાં અમુક જાતની માન્યતા ધરાવતા લોકોનાં મંડળો છે. ઘણીવાર તો-આ ધર્મમાં માનનારા અથવા આ ધર્મ માટેનું આવું ઝનૂની મમત્વ ધરાવનારાઓ જે તે ધર્મમાંથી પોતાની પ્રકૃતિના સુંવાળપને અનુકૂળ એટલો જ આચાર લઈ બાકીનો ધર્મ પડતો જ મૂકે છે. છતાં એ જે તે ધર્મસંઘનો સભ્ય હોઇ શકે છે.

અહીં આદિવાસીઓની સરખામણી કરીએ તો ધર્મને નામે તેઓમાં હજી સુધી વિશ્વ ઉપર ક્યારે પણ રક્તપાત થયો નથી. ધર્મને તેઓ વ્યક્તિગત માન્યતા અને શ્રદ્ધાનો સવાલ માને છે. અને તે પણ દરેક પોતાના ગજા પ્રમાણે વત્તા ઓછા પ્રમાણમાં સ્વીકારી શકે છે. તેમાં ન માનનાર કે ભેળસેળ કરનારને આદિવાસી ઊંચોનીચો કે નાશ કરવા યોગ્ય માનતો નથી. એવી જ રીતે આદિવાસીઓમાં ધર્મસંઘ હોતો નથી. તેમાં કોઈ મોટો ધર્મગુરૂ થઈ ધર્મમાં આસ્થા ધરાવનારની સંખ્યાનો સ્વામી થઈ જાય એવું ભાગ્યે જ બને છે.

તત્ત્વની દૃષ્ટિએ ગુજરાતના આદિવાસીના ધર્મ

હિન્દુ ધર્મની બહુ નજીક છે. એક રીતે જોઈએ તો હિન્દુધર્મ આદિવાસીઓના ધર્મમાંથી ક્રમવિકાસ પામીને આજનું સ્વરૂપ પામ્યો છે. આર્યો આ પ્રદેશમાં આવ્યા ત્યારે તેઓ જેમ જેમ આદિવાસીઓના સંપર્કમાં આવતા ગયા, એકરૂપ થતા ગયા તેમ તેઓના ધર્મ અને દેવોને અપનાવતા ગયા. હિન્દુધર્મના આધારભૂત લેખાતા વિધાનોના અભિપ્રાય પ્રમાણે શંકર ભગવાન જેવા દેવો આર્યોએ મૂળ ભારતીઓમાંથી જ લીધા છે. અત્યારે હિન્દુધર્મમાં આદિવાસીઓના દેવને equivalent સમાન્તર દેવો ઘણા છે. જેમકે. કણસારી (કણશ્રી) ધાન્યકણ ઉત્પન્ન કરનાર, વધારનાર અને તેનું રક્ષણ કરનાર દેવી છે. હિન્દુ ધર્મમાં અન્નપૂર્ણા દેવી તેના જ સ્વરૂપે, ગુણવાળાં દેવી ગણાય છે. આવાં કારણોને લઈને ઘણે ઠેકાણે આદિવાસીને હિન્દુધર્મી ગણવામાં આવ્યા છે.

ગુજરાતના આદિવાસીઓમાં મૂળધર્મ અને હિન્દુધર્મની છાપવાળો ધર્મ એમ બે પ્રકારની આસ્થાવાળા ધર્મો જોવા મળે છે.

આદિવાસીઓ આત્મા અને અવ્યક્તશક્તિ બન્નેને માને છે. તેઓની માન્યતા પ્રમાણે અવ્યક્ત શક્તિઓ ત્રણ પ્રકારની છે. એકને તેઓ દેવ કહે છે. બીજાને તેઓ ભૂત કહે છે. ત્રીજા પ્રકાર માટે પણ પણ તેઓ ભૂત શબ્દ વાપરે છે. પણ તેની ભાવના તદ્દન જુદી છે. પહેલી જાતના ભૂત પ્રચલિત અર્થમાં ભૂત નથી. પ્રચલિત અર્થમાં ભૂત એ કોઈ એક કાળે શરીર ધરાવનાર વ્યક્તિ મરી ગયા પછી તેનો ભટકતો ફરતો જીવ છે. જ્યારે આદિવાસીની માન્યતા પ્રમાણે આ ભૂત કદિ માનવ શરીરમાં હતાં નહીં. તેઓ તો પહેલેથી જ સ્વયંભૂ છે. જેમકે બોગનો ભૂત સૌ ભૂતોનો રાજા છે. તે કોઈ સનાતનકાળથી અસ્તિત્વ ધરાવે છે. તે કોઈ મરી ગએલા રાજાનો જીવ નથી. તેવી રીતે કાવીંજાણોનો ઉબ્ડો એ કોજણ ગામના ઉકરડાનો ભૂત છે. તે ત્યાં રહે છે ને મજા કરે છે. તે રમતારામ છે. તેને લોકોનો સહવાસ ગમે છે અને એકાંત પણ ગમે છે. તે માણસો સાથે મૈત્રી કરે છે. અને તેને ન્યાલ કરી દે છે. તે પોતાની મસ્તીમાં ફરતું સત્ત્વ છે. કોઈનું ભલું યા બૂરૂં કરવું એવું કશું તેણે પોતાના કર્તવ્ય તરીકે બાંધી લીધું હોતુ નથી. જ્યારે ભૂતોની મહેફીલ ભમે છે જ્યારે ભૂવાઓ અને તેના ચેલાઓ મળી ધૂણે છે ત્યારે તેઓ કોઈના શરીરમાં દાખલ થઈ રમવા આવે છે. તેવી રીતે વંતરી, શિકોતરી વગેરે પણ છે તે નારીજાતિનાં ભૂતો છે. તે પણ સ્વયંભૂ છે. તેઓ પણ કોઈકાળે માણસરૂપે હતાં નહીં.

બીજા પ્રકારનાં ભૂતો એ મરી ગએલાં માણસોમાંથી થાય છે. તે પોતાની વાસના પ્રમાણે આશા રાખે છે. પોતાની ઈચ્છાની પરિતૃપ્તિ માટે જેને તેને પજવ્યા કરે છે. અને સંતુષ્ટ થતાં ચાલ્યાં જાય છે.

દેવો માટે આદિવાસીની માન્યતા તદ્દન જૂદી જ છે. દેવોએ તેઓની કલ્પનાસૃષ્ટિનાં અદ્દભુત પાત્રો છે. તેઓ દરેક જુદા જુદા કામના સ્વામીઓ છે.

જગતમાં અમુક કાર્યો તેમની ઈચ્છાથી જ થાય છે. એમ દેવો એ મહાન અવ્યક્ત શક્તિઓ છે. તે કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથાકર્તુંમ બધી જ શક્તિઓ ધરાવે છે. જેમકે 'માટન્યો' એ હળનો સ્વામી છે. તેની ઇચ્છાથી ખેતી સારી થાય છે, તેની કૃપાથી કરી મહેનત ઊગી સરે છે.

કેટલાક દેવો આદિવાસી mythology નાં પાત્રો છે. જેવા કે બાબો પીઠોરો, બાબોટુંડવો, ઈંદીરાજા, કે બાબો ઈંદ, પાણદેવ, રાજા બાણ્ઠો અને બાલોવિંદાણ. જેમ રામાયણ કે મહાભારતની અદ્દભુત રસની વાર્તાઓ છે, જેમ અઢારે ય પુરાણોમાં જુદા જુદા દેવોનાં ચરિત્રો છે, જેમ ઈલિયડ અને ઓડીસીના દેવો છે, તેમ ઉપર જણાવેલા દેવો આદિવાસીનાં કથિત અલિખિત– પુરાણોનાં પાત્રો છે. તેમનાં અદ્દભુત પરાક્રમો, તેમનાં માનવજાત પરનાં ઉપકારી કામો, વગરેને આદિવાસીઓ અહોભાવથી જુએ છે. અને તેથી તેઓને શુભાશુભ પ્રસંગે આરાધે છે. આ બાબતમાં તેઓ વિશ્વની માનવજાત જે રીતે વર્તે છે તેમ જ વર્તે છે.

આ દેવોનાં સ્વરૂપ વિષે તેઓ હજી જગતના અન્ય લોકોની માફક ફેરવાયા નથી. સુધરેલા કહેવાતા લોકોના કલાકારોએ આ દેવોનાં વર્ણન પરથી ચિત્રો, મૂર્તિઓ વગેરે બનાવી કાઢ્યાં છે. અને તેને દેવના શરીર જેવી પ્રતિષ્ઠા મળે છે. ગુજરાતના આદિવાસીઓ આ બાબતમાં હજી પ્રમાણિક રહ્યા છે. તેઓ કહે છે કે દેવોનું સ્વરૂપ કલ્પનાતીત છે. તેનું વર્ણન થઇ શકે જ નહીં. આ દેવોમાં જગતનું સર્વ સૌંદર્ય, શક્તિ અને અમરપણું છે તેનો આકાર કેવો હોવો જોઈએ તે વિષે કલ્પના શક્ય જ નથી એમ તેઓ માને છે. આ દેવો સ્વપ્નમાં દેખાયા હોય, કે સાક્ષાત્ સામા મળ્યા હોય, (તેમની માન્યતા પ્રમાણે) તો પણ કોઈ પણ આદિવાસીએ તેના ઉપરથી મૂર્તિ કે ચિત્ર બનાવવાની કોશિશ કરી નથી. વડોદરા અને ભરૂચ જિલ્લામાં દિવાલ ઉપર પાણુ અથવા પીઠોરો ચીતરવાનો રીવાજ છે. તે માટે મોટું ૬'×૧૮' નું લાંબું ચિત્ર દોરવામાં આવે છે. તેમાં આવી દેવ, ભૂત અને પ્રેત સૃષ્ટિ ચીતરવામાં આવે છે. તેમાં દેવની જગાએ ઘોડાઓ ચીતરવામાં આવે છે. ઘોડા ઉપર કશી આકૃતિ હોતી નથી. ઘોડાના રંગ ઉપરથી જે તે ઘોડા ઉપર કયા દેવ—બેઠેલા હશે તે કલ્પી લેવાનું રહે છે. જ્યારે માનવ પાત્રો બધાં જ બરાબર ચીતરવામાં આવે છે. અલબત્ત આ પાત્રો પેલા પુરાણમાં આવતાં જ માનવ-પાત્રો હોય છે.

છતાં આદિવાસીઓમાં મૂર્તિપૂજા નથી એવું સંદતર નથી. તેઓ હિન્દુઓના આચાર પ્રમાણે કોઈકોઈ વાર એકાદ પત્થરનું સ્થાપન કરે છે. આ ઉપરાંત તેઓ પ્રાણી દેવોને પણ ખૂબ માને છે. તેઓની મૂર્તિઓ બનાવામાં આવે છે. જેમકે વાઘદેવ, ઘોડદેવ, મગરદેવ વગેરે. પ્રાણી દેવો માટે તેઓની કલ્પના કાંઈક જુદી છે. તેઓ આ દેવોને પ્રચલિત પ્રાણીઓ કરતાં કંઈક જુદાં માને છે. તે દેવોનું સ્વરૂપ તે તે પ્રાણી જેવું કલ્પાય છે પણ તેઓની શક્તિ દેવોના જેવી અદ્દભુત છે. તેઓ ઘણા આશ્ચર્યકારક ચમત્કારો કરી શકે છે. જેમ કે મગરદેવ એ ધાવણનો સ્વામી છે. તેની બાધાપૂજાથી માતાને ધાવણ સ્રવે છે. દોર દૂધ દે છે. પૃથ્વીમાંથી જળ મળે છે. તે ખીજે તો વરસાદ બંધ કરીદે અને લોકોને દુકાળના કઠણ દિવસો જોવાનો વારો આવે. તે લોકોને દર્શન દે છે. મનુષ્યની વાચામાં કાંઈ કાંઈ ભાખે છે અને ન્યાલ પણ કરી નાખે છે.

આદિવાસીમાં ધર્મભાવના અને તત્ત્વ ચિંતન એ બન્ને નોખી પ્રવૃત્તિ છે. તત્ત્વચિંતન કરવાવાળો હંમેશાં—ધાર્મિક હોય એવું બનતું નથી. ધાર્મિક ક્રિયા કરાવવાવાળો કે ધર્મમાં આસ્થા રાખવાવાળો હંમેશાં તત્ત્વચિંતક હોય એવું પણ બનતું નથી. આદિવાસીઓમાં આ બન્ને માટે અલગ માણસો હોય છે. તેવી જ રીતે મડવી, રાવળ, પુજારો કે રાવળું—દેવકર્મ —કરાવનારી વ્યક્તિ અને બડવો બન્ને જુદી વ્યક્તિ છે. ઘણીવાર બડવો, ભોપો કે ભૂવો રાવળું પણ કરાવી આપે છે. પણ એ તેનો સુવાંગ અધિકાર નથી. જ્યારે રાવળ કોઈ દિવસ બડવાગીરીમાં પડતો નથી. રાવળ મોટે ભાગે ધાર્મિક ક્રિયાઓ કરાવતો હોય છે. તે કાયટું સરાવવું, પ્રેતના ઉતારા મુકાવવા, લગ્ન ક્રિયા કરાવવી (જ્યાં આ કામ તેને હાથ હોય ત્યાં) ખતરાં મુકાવવાં વગેરે નાનાં મોટાં દેવ કર્મો તે કરાવી આપે છે. તે માટે નક્કી કરેલું મહેનતાણું પણ લે છે. દેવને ધરાવેલું અગ્રાહ્ય અન્ન કે દ્રવ્ય લેવાનો તેને અધિકાર હોય છે.

તત્ત્વચિંતનને આદિવાસીઓ ભગતાઈ કહે છે. ભગત વિશ્વના સર્વ તત્ત્વચિંતકો માફક પોતાનું આગવું અથવા ગુરૂગમથી મળેલ ચિંતન ધરાવે છે. તે વારસાગત હોતું નથી. તેના ચિંતનમાં મુખ્યત્વે આટલા પ્રશ્નો હોય છે. એક તો માણસ ક્યાંથી આવ્યો? મરણ પછી તે ક્યાં જાય છે? અને માણસ પોતે કયા સ્થૂળ યા સૂક્ષ્મ ઘટકોનો બનેલો છે. વળી આ બધી પ્રકૃતિમાં તેનું સ્થાન ક્યાં? એ પરવશ જીવ કેટલો અને પ્રકૃતિનો સ્વામી કેટલો? આ બધું ભગતાઈમાં સમાઈ જાય છે. ઉપરાંત ભગતાઈમાં કોઇ પરમ શક્તિ હોય તો તેની ઉપાસના કરવી અને તેમાંથી બળ મેળવવું એ પણ એક ભાગ ગણાય છે. ભગતની ઉપાસનામાં ક્રિયાકાંડ નહિવત્ હોય છે. કયારેક તો બિલકુલ હોતું નથી.

ભૂવો અથવા ભોપો એ વળી સૌથી નિરાળું વ્યક્તિત્વ છે. ભૂવો ગૂઢ વિદ્યાનો જાણકાર છે. તે

ઉપરાંત તે કેટલાંક ગૂઢ રહસ્યો પણ જાણતો હોય છે. ભૂવો મેલી વિદ્યાથી થએલ નડતર દેવભૂતપિતૃનાં કારણ વગેરે નિવારવાનું કામ કરે છે. આ ઉપરાંત તે દવા દારૂના નુસ્ખા પણ જાણતો હોય છે. આ નુસ્ખાઓ અને પ્રેતવિદ્યા તેઓ એકબીજા પાસેથી શીખે છે. તેઓ કઠણ નિયમો પાળે છે. અને પોતાની વિશિષ્ઠ રહેણીકરણી રાખે છે. છતાં ભૂવો ધર્મપુરુષ નથી. ધર્મકાર્ય અને ભૂવાનું કામ બન્ને અલગ વ્યાપાર છે.

કામણટૂમણ એ એક સૌથી જુદી જ વસ્તુ છે. જેને બહારના લોકોએ આદિવાસીઓના ધર્મમાં સામેલ કરી દીધી છે. તેને વિશ્વમાં ક્યાંય ધર્મ સાથે સાંકળવવામાં આવી નથી. આ બધું આખા વિશ્વમાં વિકસિત કહેવાતી અને અવિકસિત સહુ જાતિમાં ચાલે છે. કામણટૂમણ અને ટૂચકા કરનારે તેની ખૂબ કસોટી કરે તેવી ક્રિયાઓની સાધના કરવી પડે છે. ઘોર, ભયાનક, જુગુપ્સાપ્રેરક અને નિર્દય કૃત્યોથી આ વિદ્યા સાધ્ય થાય છે એમ તેઓ માને છે. તેવું સાધનાર ભુતારો કે ડાકણો કહેવાય છે. સ્ત્રીઓ પણ ભુતારી કે ડાકણ હોઈ શકે છે. આદિવાસીઓમાં તેઓનો ડર ભારે હોય છે. તેઓ જારણ, મારણ ઉચ્ચાટન, વશીકરણ વગેરે કરી શકે છે.

મરણ પામેલા માટે આદિવાસીઓની માન્યતા જુદી જુદી છે. પુનર્જન્મની માન્યતા તેઓમાં નથી,

સામાન્ય રીતે સ્વાભાવિક મૃત્યુથી મરણ પામેલ માટે તેઓ પરજણ, કાયટુ, કારજ, દેવકારિયા વગેરે નામે ઓળખાતી ક્રિયાઓ કરે છે. આ પૈકીની કોઈ પણ ક્રિયા કર્યા પછી મરનારનો જીવ સદ્ગતિ પામે છે. આદિવાસીની માન્યતા પ્રમાણે તે દેવ થઈ જાય છે. દેવનું કોઈ જૂદું સ્થાન–લોક નથી. પણ તે નિર્મમત્વ, નિર્મોહ, મુક્તાત્મા બને છે. પછી તેને આ જગત સાથે કશી મમતા રહેતી નથી.

પરંતુ અકુદરતી મૃત્યુ પામેલ માટે તેઓની માન્યતા જુદી છે. તેઓ માને છે કે જો માણસ પરાક્રમથી મરણ પામ્યો હોય તો તેની કીર્તિમાન સ્થાપના ઈચ્છે છે. તેથી તેના માટે પત્થરની કે લાકડાની ચપટી કોતરણીની (relief) આકૃતિ દોરેલ સ્મૃતિ સ્થંભ મુકાય છે. નિશ્ચિતતિથિએ તેની પૂજા કરવામાં આવે છે. આવા પરાક્રમમાં કોઈ પરોપકારનું કામ હોવું જોઈએ એવું બંધન નથી. સામી છાતીએ ઘા ઝીલતાં કે ઘા મારતાં જે મૃત્યુ થાય તેને તેઓ પરાક્રમી મૃત્યુ માને છે. આવાં મૃત્યુ લૂંટ કરવા જતાં, પોલીસ સાથે કે અંદર અંદર અથડામણમાં થયાં હોય તો પણ ચાલે!

બીજાં મૃત્યુ સર્પ કરડવાથી, ઝાડપરથી પડી જવાથી, ડૂબી જવાથી, અજાણ્યે ઝેરી પદાર્થ ખાવાથી વગેરે રીતે નીપજેલાં અકુદરતી મૃત્યુ પણ મરણ પછી પ્રેતદશા ઉત્પન્ન કરનાર મનાય છે. આપઘાત અને સુવાવડનાં મૃત્યુ પણ આ વર્ગમાં ગણાય છે. આવાં મૃત્યુ માટે તેઓ માને છે કે મરનારનો જીવનનો સમય–આયુષ્ય–નિશ્ચિત હોય છે. તે એમ મૃત્યુ થવાથી બંધ થતો નથી. મૃત્યુ પછી પણ આ આયુષ્ય ચાલુ જ રહે છે. અને તેનું સ્વાભાવિક મૃત્યુ અથવા જીવપણાનું વિસર્જન થાય ત્યાં સુધી ચાલુ જ રહે છે.

આવા જીવોનો પોતાના કુટુંબ સાથે પહેલાં જેવો જ વ્યવહાર કરવાનો મોહ જતો નથી. તેથી તે વારંવાર કુટુમ્બમાં આંટા મારતો જોવામાં આવે છે. જેના તેના શરીરમાં દાખલ થઈ પોતાના પ્રિય વ્યવહારો કરવા કોશીશ કરે છે. આવી ભયપ્રેરક દશાથી બચવા આદિવાસીઓ તેઓ માટે લાકડાનાં ફળાં–ખતરીઓ–ઊભી કરે છે. અને મરનારને તેમાં વાસો કરવા વિનંતી કરે છે. સારે માઠે પ્રસંગે ખાવાનું દૂધ વગેરે ચડાવી આવે છે. કુટુંબના શુભાશુભ પ્રસંગની તેને જાણ કરવામાં આવે છે. તેની પાસેથી પસાર થતી વખતે સ્ત્રીઓ તેનું આછું ઓઢે છે, પુરૂષો પગરખાં કાઢીને ચાલે છે યા પાઘડી ઉતારી લે છે. આ ખતરીઓ જ્યાં સુધી ટકે ત્યાં સુધી તેઓ તેનુ અસ્તિત્વ માને છે. ખતરીનો નાશ થઈ ગયા પછી પેલો જીવ પ્રેતદશામાંથી મુક્ત થઈ ગયેલો મનાય છે.

આ ઉપરાંત ગુજરાતની કેટલીક આદિવાસી જાતિઓમાં કુંવારા મૃત્યુ બહુ જ અપશુકનિયાળ અને ભયાનક મનાય છે. જો બિમારી ગંભીર અને જીવલેણ લાગે તો તેને શીતળાના ઝાડ સાથે પરણાવી દેવામાં

આવે છે અને મરણ પછી ચોથે દિવસે તેનું ખાસ જાતનું પરજણ–ઉત્તરક્રિયા કરવામાં આવે છે. અને મોટા દહાડો એટલે કે આખી નાતના બધાં સગાઓના સામૂહિક શ્રાદ્ધ વખતે તે ખરેખર–જીવનમુક્ત થયો છે કે નહીં તે ચકાસી જોવામાં આવે છે.

આ સર્વ ઉપરાંત કુટુંબમાં માનાર્હ વ્યક્તિનાં મૃત્યુ થાય ત્યારે ઘુમટા, દેવળાં, ધબ્બા મૂકવાનો રીવાજ છે. ઘુમટા એક હાથથી માંડીને માણુસની છાતી સુધીના મોટા અનેક રીતે શણગારેલા માટીનાં પોલા ઘુમ્મટ હોય છે. આ ઘુમટામાં મરણ પામનાર મુખ્ય પુરૂષના નામનો કલ્પીને એક ગોળ લીસો વાટણિયા જેવો પથરો મૂકે છે. ગુજરાતના જુદા જુદા ભાગમાં તેના જુદા જુદા આકાર હોય છે. છતાં આમા ઘુમ્મટનો આકાર બૌદ્ધ સ્તુપને મળતો હોય છે. બૌદ્ધોએ આ કલ્પના આદિવાસીઓમાંથી જ લીધી હોવી જોઈએ. વળી સ્તુપો જ્યાં જ્યાં બનાવવામાં આવે છે ત્યાં ત્યાં તેને માટીથી જ બતાવવામાં આવે છે. આજુ બાજુ ગમે તેટલા પ્રમાણમાં પથરા પ્રાપ્ય હોય છતાં તેનું બહારનુ કલેવર માટીનું જ બનાવેલું હોય છે. વળી તેની ઉપર પણ બૌદ્ધ સ્તુપ ઉપરની રચના જેવી જ રચના હોય છે. બૌદ્ધો તેમાં પૂજ્ય સાધુઓનાં ઐકુક ઐકુકાં –હાડકાં મૂકે છે. અહીં આદિવાસીઓ મૃત પુરૂષનો કલ્પેલો પત્થર–પુતળો–મૂકે છે.

રોગો તરફની દૃષ્ટિએ આદિવાસી દેવોની સંખ્યામાં સારો એવો વધારો કર્યો છે. રોગોના લક્ષણની ભિન્નતા પરથી તેને રોગકર્તા દેવ જુદા જુદા હોવા જઈએ એમ તેઓ માને છે. ઉપરાંત મલિન દૃષ્ટિ કે મલિન ભાવના પણ માંદગીનું કારણ માને છે. ચેપી, હઠીલા કે લાંબો સમય ચાલતા રોગોને પણ તેઓ દેવોની કરામત માને છે. કોલેરા, શીતળા, અછબડા, બાઈને ભાઈ, નૂરબીબી, વગેરે વાવડ મચાવતા રોગોને તેઓ જે તે દેવોની કરામત જ માને છે. આવા વાવડ દૂર કરવા તેઓ એક રથ કાઢે છે. આ રથ ગામમાં ફરતો હોય ત્યારે ગામના બધા લોકો પોતાના ઘરમાંથી જૂનાં માટીનાં વાસણ ટોપલા કે રોગ ઉત્પન્ન કરનાર પદાર્થો એકઠા કરી ગામબહાર નાખી આવે આવે છે. પછી તે રથ બીજે ગામ જાય છે. તે ગામ પોતાના ગામનો કચરો તેમાં ઉમેરે છે. છેવટે તો તેમાં ગાડાં ભરાય તેટલો કચરો થાય છે. રથને કાંતો સમુદ્ર તરફ વાળવામાં આવે છે યા ડુંગર પર ચડાવી બાળી મૂકે છે. એમ ગામડાં સાફ થઈ જાય છે.

આદિવાસી તીર્થો મુખ્યત્વે ડુંગર ઉપર ઊંડી ગુફાના રૂપમાં હોય છે. તેમાં તે દેવો વિહાર કરે છે. ગુફામાં મોટાં સુંદર કેળનાં વનો અને ફળવાડીઓ હોય છે. સુંદર વિહાર સ્થળો હોય છે. વગેરે તેઓ માને છે. પાંઢર માતા, ગોવાળ દેવ, દેવલી માડી, દેવ મોગરા વગેરે બહુ જાણીતા આદિવાસી તીર્થો છે.

ઉત્તર ગુજરાતમાં દેવઘર બનાવવામાં આવે છે. તેનો આકાર સામાન્ય ઝૂંપડી જેવો જ હોય છે તેની ભીંતમાં માટીની મૂર્તિઓ જડવામાં આવે છે. આ મૂર્તિઓ તેઓ ઉદેપુર પાસેના મેરાળા ગામમાંથી લાવે છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને જેમ જનોઈ આપી-દ્વિજ બનાવવામાં આવે છે, તેમ આદિવાસીઓમાં પણ એક ક્રિયા કરવામાં આવે છે. તેમાં જુવાન માણસના કાંડા ઉપર સસલાની લીંડી બાળીને મૂકવામાં આવે છે. અને તે બળીને ઓલવાઈ જાય ત્યાં સુધી તેણે સહન કરવું પડે છે. આવો ડામ કરાવીને માણસ મૃત્યુ પછી દેવકાર્યા ન કરે તો પણ માણસ જીવન મુક્ત થઈ જાય છે. તેમ તેઓ માને છે. આ જાતની માન્યતા જાપાનના બૌદ્ધોમાં પણ છે. ખાસ કરીને બૌદ્ધ સાધુ-ઓને દીક્ષા અપાતી વખતે બાવડા ઉપર આવા ડામ દેવાનો રીવાજ છે.

તે જ પ્રમાણે સ્ત્રીઓને કપાળ વચ્ચે નિડાળ માંડવાનો એટલેકે ત્રિશુળ આકારનું છુંદણું કરવાનો રીવાજ છે તેથી પણ દેવકાર્યા વગર પણ સ્ત્રી દેવ થઈ જાય છે.

સૌરાષ્ટ્રના આદિવાસીઓમાં સૌ આદિવાસી-ઓની માફક ભીંતે ગોતરડો દોરવાનો રીવાજ છે. આ ગોતરડાનો રીવાજ–ગોત્રદેવતા તરીકે લગભગ આખા ગુજરાતમાં બધે પ્રચલિત છે. સૌરાષ્ટ્રમાં આ ગોતરડાનું એક લાંબું આખ્યાન ચાલે છે. તેને 'ચટક જંગ ઘીના આંબો' પણ કહે છે. આ આંબો આખી રાત ચાલે તેટલો લાંબો હોય છે.



[અનુ. પૃ. ૫૫૨

# વામમાર્ગ

ડૉ. નાગજીભાઈ કે. ભટ્ટી

સામવેદમાં કહ્યું છે કે ઈશ્વરને એકલા રહેવું ગમ્યું નહિ. એના મનમાં સાથીની ઈચ્છા જન્મી; આથી તે एक एव द्विधा जातः। તે ઈશ્વર સ્ત્રી અને પુરુષ એમ બે તત્ત્વમાં વહેંચાઈ ગયો, એમાંનું સ્ત્રી તત્ત્વ તે પ્રકૃતિ, માયા, મહામાયા કે શક્તિરૂપે ઓળખાયું. એ સ્ત્રીતત્ત્વના ઉપાસકો શાક્તો કહેવાયા. જે સંપ્રદાયમાં આ સ્ત્રીતત્ત્વની ઉપાસનાનું વિધાન છે તે શાક્ત સંપ્રદાય કહેવાય છે.[1] વામમાર્ગ આ શાક્ત સંપ્રદાયની શાખા ગણાય છે.

પૌરાણિક આખ્યાયિકા પ્રમાણે દક્ષયજ્ઞ પ્રસંગે પ્રજાપતિએ શિવનું અપમાન કર્યું. સતીને આથી માઠું લાગ્યું. યજ્ઞમાં પડીને એમણે પ્રાણત્યાગ કર્યો. શિવને સતીના આત્મવિલોપનની ખબર પડતાં ત્યાં આવી પહોંચ્યા. ભાનસાન ભૂલી સતીના દેહને ઊંચકી ચૌદેય લોકમાં ભમવા લાગ્યા. વિરહાતુર શિવની વેદના ઓછી કરવા તથા ભયાતુર લોકોને ભયમુક્ત કરવા વિષ્ણુ સુદર્શન લઈ તેમની પાછળ પડયા અને સુદર્શન ચક્રથી સતીના દેહના ટુકડા કરવા માંડયા. જ્યાં જ્યાં એ ટુકડાઓ પડયા ત્યાં ત્યાં શક્તિપીઠોની રચના થઈ. ભારતભરમાં એ રીતે એકાવન શક્તિપીઠોની સ્થપાઈ, આ શક્તિપીઠો શાક્ત ધર્મના પવિત્ર ધામો બની.

આ મતના અનુયાયીઓ માને છે કે કલિયુગમાં જપ, યજ્ઞ વગેરેનું કાંઈ ફળ હોતું નથી. આ યુગમાં બધી જ જાતનાં કાર્યોની સિદ્ધિ માટે તંત્રશાસ્ત્રમાં વર્ણિત મંત્રો અને ઉપાયોથી જ સહાયતા મળે છે. આ શાસ્ત્રના સિદ્ધાંતો ખૂબ જ ગુપ્ત રાખવામાં આવે છે. એનું શિક્ષણ પ્રાપ્ત કરવા તેમજ સિદ્ધિઓની સાધના માટે મંત્ર, તંત્ર અને ક્રિયાઓના પ્રયોગો કરવામાં આવે છે.[1]

તંત્રમાં કઠોર આચારનું વિધાન છે. વળી તંત્ર અતિ ગુહ્ય તત્ત્વ મનાય છે. 'કુલાર્ણવ તંત્ર'માં લખ્યું છે કે ધન દેવું, સ્ત્રી આપવી, પોતાનો પ્રાણ પણ આપવો પરંતુ દીક્ષિત વ્યક્તિ સિવાય કોઈની સામે તે પ્રગટ કરવું નહિ.[2]

પ્રાચીન સમયની ધાર્મિક પરિસ્થિતિની દૃષ્ટિએ આ પ્રશ્નનો અભ્યાસ કરતાં જણાય છે કે ગૌતમ બુદ્ધના નિર્વાણ પછી બૌદ્ધધર્મ મહાયાન અને હીનયાનમાં વહેંચાઈ ગયો. મહાયાન ઉપર હિંદુ ધર્મની તથા તેના ભક્તિવાદ અને તંત્રોપચારની અસર પડી.[3] તંત્રવાદને કારણે ભિન્ન ભિન્ન સાધનાઓ તરફ મહાયાન ઘસડાયો અને એમાંથી ગુહ્ય સમાજની સ્થાપના થઈ. સમય જતાં મંત્રતંત્રની લોકપ્રિયતાને કારણે મહાયાનનો ઉપસંપ્રદાય 'મંત્રયાન' અસ્તિત્વમાં આવ્યો, મંત્રયાનનો ઉદય વિક્રમની પાંચમી સદી પહેલાં થઈ ગયો હતો.[4]

મંત્રયાનની લોકપ્રિયતાનો ઉપયોગ એના સાધકોએ અર્થપ્રાપ્તિ માટે કર્યો. પરિણામે વિલાસિતા જન્મી. એમાંથી કેટલાક હઠયોગ કે મૈથુન ક્રિયાઓમાં રસ ધરાવતા સાધકોએ એક નવા પંથને વ્યવસ્થિત રૂપ આપ્યું. આ નવો પંથ તે 'વજ્રયાન'. વજ્રયાનીઓ સ્ત્રી–યોનિને પદ્મ સ્વરૂપ અને પુરુષેન્દ્રિયને વજ્રનું

---

૧. વર્મા, શ્રી સાંવલિયા બિહારીલાલ, 'વિશ્વધર્મ–દર્શન'; પૃ. ૨૧૧.

---

૧. વર્મા, શ્રી સાંવલિયા બિહારીલાલ; 'વિશ્વધર્મ–દર્શન'; પૃ. ૨૬૧

૨. એજન, પૃ. ૨૧૧

૩. ચતુર્વેદી પરશુરામ; 'ઉત્તરી ભારતકી સંતપરંપરા'; પૃ. ૩૨

૪. એજન, પૃ. ૩૪

પ્રતીક માનતા.[૧] આથી કેટલાક અનધિકારી સાધકો વ્યભિચારપરક બન્યા.

વજ્રયાન સંપ્રદાયમાં વ્યભિચારથી પર એવા સાચા સાધકો પણ હતા. તેમાં ચોર્યાશી સિદ્ધોનાં નામો ખૂબ જાણીતાં છે. પોતાની સાધનાના સ્વરૂપને તેઓ 'સહજ' કહેતા. આ સહજ માર્ગને માનનારા તે સહજયાની. 'સહજ' સાધના દ્વારા સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે એમ તેઓ માનતા. આમ છતાં 'વજ્રયાની' બંનેનું લક્ષ્ય 'સહજ' સાધના દ્વારા 'મહાસુખ' કે 'સમરસ'ની દશા પ્રાપ્ત કરવાનું રહેતું[૨]. હરિ કે ગુરુને ચરણે સર્વસ્વ સમર્પિત કરવાની પુષ્ટ સંપ્રદાય[૩] તથા વૈષ્ણવ સંપ્રદાય[૪]ની ભાવનામાં સહજયાન પંથની અસર જોવા મળે છે.

વજ્રયાની સિદ્ધોની સૂચિમાં નાથ સંપ્રદાયના મીનપા, ગોરખપા વગેરે નામોના ઉલ્લેખ ઉપરથી સહજયાનનો નાથ પરંપરા ઉપર પ્રભાવ પડેલો મનાય છે એ નાથો પહેલાં સહજયાની હશે અને પાછળથી તેઓ જુદા પડયા હશે એવી એક માન્યતા છે[૧] શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી નાથસંપ્રદાયને 'યોગસંપ્રદાય' ગણે છે. જ્યારે શ્રી ફર્કુહર તેને જૂના કાપાલિક સંપ્રદાય સાથે સંકળાયેલો જણાવે છે.[૨] શ્રી મુનશી એમના મતને મળતા છે. તેઓ કહે છે કે પાશુપતની એક શાખા કાપાલિકોની છે. કાપાલિક, કાલમુખ, વામાચાર અને ભૈરવ એવી તેની ઉપશાખાઓ પણ મનાય છે.[૩] જ્યારે શ્રી પ્રભાકર માચવેના મંતવ્ય અનુસાર વામપંથમાંથી સિદ્ધોનો ઉદ્‌ગમ થયો હતો.[૪] શક્તિ ઉપાસકો કે શાક્તો બે વિભાગમાં વહેંચાયા તેમાં એક વિભાગ તે દક્ષિણમાર્ગ અને બીજો વામમાર્ગ[૫]. ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી[૬] તથા અન્ય વિદ્વાનો આ મતને સમર્થન આપે છે. વામમાર્ગ, વામપંથ, વામાચાર એમ ભિન્ન ભિન્ન શબ્દ—પ્રયોગો એ માટે થયા છે.

'પુરાણ સંદર્ભ કોશ' વામમાર્ગની "तान्त्रीक मतमें प्रतिप्रादित अनुष्ठान पद्धति"[૭] એવી જે વ્યાખ્યા આપે છે તે પણ શાક્તોના તંત્રગ્રંથોને તેમજ ગુહ્ય પરંપરાને અનુલક્ષીને કરાઈ હોય એમ લાગે છે. સત્ય ગમે તે હોય પણ એક વાત ચોક્કસ છે કે વામપંથ કોઈને કોઈ રીતે એ સંપ્રદાયો સાથે થોડો ઘણો પણ સંકળાયેલો હતો. હવે એ માર્ગની કેટલીક વિશિષ્ટતાઓ તરફ થોડો દૃષ્ટિપાત કરી લઈએ.

વામપંથીઓનાં સંમેલનને ભૈરવી ચક્ર કહે છે. ભૈરવી ચક્ર ચાલતું હોય ત્યારે બ્રાહ્મણ કે ચાંડાલ બધા દ્વિજ બની જાય છે; એ તેની વિશિષ્ટતા છે. प्रवृत्ते भैरवी चक्रेः सर्वे वर्णाः द्विजातयः (કુલાર્ણવતંત્ર)

અર્થાત્ તેમની વચ્ચેની અસમાનતાની ભેદ રેખાઓ ભૈરવી ચક્ર વખતે દૂર થઈ જાય છે. આ મતની અસર એ રીતે ઈસ્લામ ઉપર જોઈ શકાય છે. 'ભૈરવી ચક્ર' પુરૂં થયે બધા પોતપોતાના વર્ણમાં આવી જાય છે આમ, ભલે થોડા સમયે પણ સંમેલન સમય પૂરતી જ્ઞાતિભેદની દીવાલો તેમાં તૂટતી હતી.

---

૧. ચતુર્વેદી, પરશુરામ; 'ઉત્તરી ભારતકી સંતપરંપરા'; પૃ. ૩૬

૨. એજન, પૃ. ૩૯

૩. પંડયા, નિપૂણ; 'ગુજરાતી સાહિત્યમાં તત્ત્વવિચાર'; પૃ. ૧૧૮

૪. મુનશી, ક. મા;

૧. રાંગેય રાઘવ; "ગોરખનાથ ઔર ઉનકા યુગ"; પૃ. ૧૧

૨. શાસ્ત્રી, દુ. કે; "શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ", પૃ. ૧૪૫

૩. મુનશી, ક. મા. "જય સોમનાથ"; (પ્રસ્તાવના); પૃ. ૮

૪. પ્રભાકર માચવે; "હિંદી ઔર મરાઠીકા નિર્ગુણ સંતકાવ્ય,' પૃ. ૨૨૧

૫. P. Thomas; "Hindu Religion Costoms and Manners; P. 30

૬. શાસ્ત્રી, હ. ગં; "પ્રાચીન ભારત"; ભા. ૨; પૃ. ૭૨

૭. મેનન, પદ્મિની; "પુરાણ સંદર્ભ કથાકોશ"; પૃ. ૨૩૮

વામમાર્ગમાં નીચલા થરના લોકોનું પ્રમાણ વિશેષ[1] હોવાનું કારણ એ પણ ગણાવી શકાય.

વામાચારના સાધકને ભૈરવ અને સાધિકાને ભૈરવી કહે છે. ભૈરવ અને ભૈરવી એ બે દેવી સ્વ-રૂપોનો સંયોગ સાધવા માટે મદ્ય, મત્સ્ય, માંસ, મુદ્રા (અમુક પ્રકારનું નિષિદ્ધ અન્ન)[2] અને મૈથુન—એ 'પંચમકાર' સેવવામાં આવે છે:

मद्यं मांसं च मीनं च मुद्रा मैथुन मेव च
एते पंचमकारा: स्युर्मोक्षदा हि युगे युगे ॥
(કાલિતંત્રાદિ)

કવિ શ્રી ન્હાનાલાલે વામપંથીઓ મુખે મદ્ય વિશે કહ્યું છે.

'સુરા તો છે કામયજ્ઞનું અમૃત;
આવો, પીઓ ને અમર થાવ[3]

ઉડ્ડીશ તંત્રમાં માણસ લાકડાની પેઠે પૃથ્વી ઉપર પડી જાય ત્યાં સુધી મદ્યનું સેવન કરવાનું કહ્યું છે, એમ શ્રી દયાનંદ સરસ્વતી નોંધે છે.[4]

મદ્યની આ અતિશયતા અને સ્ત્રી સાથે ભોગ લિપ્સા પાછળની એમની એવી દૃષ્ટિ રહી કહેવાય છે કે ધર્મસાધનામાં બે મુખ્ય વિઘ્નો તે સ્ત્રી અને નશો. એટલે કે મોહિની અને મદિરા. અપ્સરાઓએ ઋષિ-મુનિઓની વર્ષોની સાધના ધૂળમાં મેળવી છે. એ જ પ્રમાણે માદક દ્રવ્યોનો સમજણ વિનાનો ઉપયોગ માણસને પાછો પાડે છે. હાલે યુરોપ—અમેરિકામાં જોવા મળતું માદક દ્રવ્યો તરફનું આકર્ષણ એની પ્રતીતિ કરાવે છે. જો આ બે મહાન વિઘ્નોને જીતી શકાય તો સાધના સરળ બને.

સાધક પોતાની ઉચ્ચ કક્ષાએ પહોંચીને સ્ત્રીના સાંનિધ્યથી પતિત નથી થતો એમ કહેવાયું છે પરંતુ સાધકોની અપરિપક્વ અવસ્થામાં જ સ્ત્રીનો વિશેષ સંસર્ગ થવાથી ઇન્દ્રિયોના આવેશ તરફ જ ઘસડાઈ જવાની શક્યતા વધારે છે. આથી જ ગોરખનાથે કામિનીઓનો વિરોધ કરેલો હશે :

"वन्दे न सोवे सुन्दरी सनकादिक के साथि ।
जब जब कलंक लगाड्सी काली हांडी हाथि ॥
(ગોરખવાણી)

સનકાદિક જેવા તપસ્વી હોય તો પણ સુંદરી સાથે શયન કરવું જોઈએ નહિ, કારણ કે કાળી હાંડી હાથમાં હોય તો કોઈ ને કોઈ વખતે ડાઘા પાડે છે સ્ત્રી—સંગ પણ તેવી જ રીતે કલંકિત કરે છે.

યોગી ચર્પટનાથ પણ એ જ મત ધરાવે છે:

"दिन करि भिच्छया रात्यूं भोग,
चर्पट कहै विनो वै जोग ।[1]

દિવસે ભિક્ષા માગે અને રાત્રે ભોગ ભોગવે તે તો યોગને વગોવવા જેવું થયું એમ ચર્પટનાથ કહે છે.

તંત્રો આ કામભાવનાને જુદી રીતે સમજાવે છે. જીવમાત્રમાં વિશ્વસર્જનની આદિપુરુષ કામ ભાવના પ્રવર્તે છે. આ કામનો વેગ ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા એ ત્રણ રેખામાં વહેંચાય છે. આ ભાવનાને તેઓ ત્રિકોણના પ્રતીક દ્વારા દર્શાવે છે. ત્રિકોણના મધ્યમાં બિંદુ મૂકી સચેતન ત્રિકોણ વડે એ ભાવના વ્યક્ત કરવામાં આવે છે. વામમાર્ગીઓ સાંકેતિક ચિહ્નોમાં ક્ષુદ્ર ભાવના બાંધી તેમના હલકા આચારો કરે છે અને દક્ષિણમાર્ગીઓ 'શ્રી ચક્ર'માં અંત યોગથી શિવ શક્તિ યોગ સાધે છે.[2] એવી ઘણાની માન્યતા છે.

'કામકલા'નું પ્રતીક ત્રિકોણ છે. તેની પ્રત્યેક રેખાને વામા, જયેષ્ટા, રૌદ્રી અને મધ્યમાં આવેલા

૧. પંડયા, નિપુણ, "ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ વિચાર" પૃ. ૯૩
૨. શાસ્ત્રી હ. ગં, "પ્રાચીન ભારત", ભા. ૨;પૃ ૭૧
૩. ન્હાનાલાલ દ. કવિ; "જયા—જયન્ત': પૃ. ૮૨
૪. દયાનંદ સરસ્વતી; "સત્યાર્થ પ્રકાશ" પૃ. ૩૧૭

૧. પ્રભાકર માચવે; "હીન્દી ઔર મરાઠીકા નિર્ગુણ સંત કાવ્ય" પૃ ૨૨૬
૨. દેરાસરી, ડી. પી. જનીભાઈ, "ગુજરાતી છઠ્ઠી પરિષદ" પૃ. ૪૦

બિંદુ–કેન્દ્રને શિવ બિંદુ કહે છે.[૨]

વામાચારીઓના આ પ્રતીકમાંથી સચેતન બિંદુ દૂર કરી કુટુંબ નિયોજનના કાર્યમાં તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે નોંધવું અત્રે રસદાયક થઈ પડશે.

પંચમકારને પણ ભિન્ન ભિન્ન પ્રતીકો કે નામો દ્વારા ઓળખવાની પરિપાટી હતી. તે અનુસાર મદ્યને તીર્થ કે ધરા; મત્સ્યને તૃતિયા અને જલતુંબિકા; માંસને શુદ્ધિ અને પુષ્પ, મુદ્રાને ચતુર્થી અને મૈથુન માટે પંચમી શબ્દનો પ્રયોગ થતો[૩].

એ જ પ્રમાણે વામમાર્ગીઓ કરતાં અન્ય પંથીઓને જુદા પાડવા માટે તેઓ કંટક, વિમુખ, શુષ્ક પશુ જેવા શબ્દપ્રયોગો કરતા.[૪] એવા ઉલ્લેખો પણ મળે છે.

વામમાર્ગીઓની વિધિઓની જેમ એમનાં મંદિરો પણ ગુપ્ત હોય છે.[૫] આથી વામમાર્ગીઓ ગુજરાતમાં હોવા છતાં એ લોકોના મંદિરો વિશે માહિતી મળતી નથી.[૬] આમ છતાં લોક જીભે આવાં મંદિરોનો ઉલ્લેખ થયા કરતો હોય છે. આમાં જાણીતો ઉલ્લેખ સ્વામી વિવેકાનંદજીનો છે.

લીંબડી (જિ. સુરેન્દ્રનગર)માં આવા એક વામમાર્ગીઓના અખાડામાં સ્વામી વિવેકાનંદજી ફસાઈ ગયેલા. તેમના બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરવાની તૈયારી જોઈ વિવેકાનંદજીએ ગુપ્ત રીતે એક છોકરા સાથે ઠાકોર સાહેબને પોતાને છોડાવવા વિનંતિ કરતો સંદેશો મોકલાવ્યો. ઠાકોર સાહેબે માણસો મોકલી વિવેકાનંદજીને ત્યાંથી બહાર કઢાવેલા.[૧] વામપંથ આટલા લાંબા સમય

૨. એજન. પૃ. ૪૧
૩. દયાનંદ સરસ્વતી; 'સત્યાર્થ પ્રકાશ' પૃ ૩૧૫
૪. એજન, પૃ. ૩૧૫
૫. પંડયા, નિપૂણ; "ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ વિચાર;" પૃ. ૮૭
૬. એજન, પૃ. ૯૩
૧. રામકૃષ્ણ આશ્રમ; રાજકોટ, "સ્વામી વિવેકાનંદ" (જીવન ચરિત્ર) શતાબ્દી ગ્રંથમાળા, ભા. ૨, પૃ. ૧૭૧

સુધી સૌરાષ્ટ્રના ધરતી ઉપર ટકી રહ્યો હતો એમ આ પ્રસંગ ઉપરથી લાગે છે. આવા મઠો સૌરાષ્ટ્રમાં હજુ પણ અસ્તિત્વ ધરાવતા હોવાનું કહેવાય છે. પણ એના ગુપ્તપણાને લીધે આવા મઠોનાં નામનિશાન શોધવાં મુશ્કેલ છે.

સોમનાથમાં ત્રિપુર સુંદરીનું મંદિર હતું એમ શ્રી મુનશી નોંધે છે. એટલું જ નહીં તે મંદિર અને તેના અનુયાયીઓની રસભરી વાતો પણ એમણે વિસ્તાર પૂર્વક વર્ણવી છે.[૨] શ્રી શંકરાચાર્ય વિરચિત સ્તોત્રોનો સંગ્રહ સસ્તા સાહિત્યે બહાર પાડયો છે તેમાં 'ત્રિપુર સુંદરી સ્તોત્ર'નો પણ સમાવેશ થાય છે.

ક્ષત્રિયોમાંથી કેટલાક વામપંથના અનુયાયી હશે એમ એમનામાં પ્રચલિત 'શંખ ઢોળ' નામક મરણોત્તર વિધિ પરથી કેટલાક માને છે. મૃતક પાછળ ગુપ્તરીતે રાત વખતે કરવામાં આવતી વિધિ, મદ્યપાન વગેરે એમ માનવાને લલચાવે છે. વળી એ વિધિ ગુપ્ત રાખવામાં ન આવે તો મૃતકની સદ્‌ગતિ થતી નથી એવી માન્યતા પણ એની પાછળ કામ કરી રહી છે.

નેપાલમાંથી 'વજ્રવરાહી'ની કાંસાની સત્તરમી સદીની એક નગ્ન મૂર્તિ પ્રાપ્ત થઈ છે. તંત્ર ગ્રંથો અનુસાર આ વજ્રવરાહી રક્તવર્ણની છે. તેના જમણા હાથમાં 'વજ્ર' છે, ડાબા હાથમાં 'કપાલ' અને 'ખટ્વંગ' છે. 'સહજ' સ્થિતિમાં રહેલી એ નગ્ન મૂર્તિના ગળામાં મુંડમાલા છે.[૧]

જૈનોમાં પણ નગ્ન મૂર્તિઓ જોવા મળે છે. પણ શાક્ત ધર્મની મૂર્તિઓ તેનાથી જુદી પડે છે. એ મૂર્તિઓ ધ્યાનાવસ્થિત અને વિરક્ત મનુષ્યાકાર બનાવેલી છે. જ્યારે એનાથી વિરુદ્ધ વૈષ્ણવોએ યથેષ્ટ શૃંગારિત, સ્ત્રી સહિત, રંગરાગ, ભોગ અને વિષયાસક્તિવાળી, ઊભેલી અને કોઈ કોઈ ઠેકાણે બેઠેલી

૨, મુનશી ક. મા.; "જય સોમનાથ" પૃ. ૫
૩. સસ્તું સાહિત્ય; અમદાવાદ; "સ્તોત્ર સંગ્રહ" (અનુ. ગિ. મ. શાસ્ત્રી) પૃ. ૭૨ થી ૭૫
1. "The Times of India" Annual-1965; P. 52

મૂર્તિઓ બનાવી છે.[૨]

આ ઉપરાંત ભિન્ન ભિન્ન સ્થળે મંદિરોમાં જોવા મળતા ભોગાસનો આ પંથની અસર ધરાવે છે કે કેમ તે સંશોધન માગી લે તેવો વિષય છે.

શાક્ત શાસ્ત્રોમાં અનધિકારીઓને અમુક ગ્રંથ કે તેનો ભાગ ન વાંચવાનો આદેશ છે.[૩] આજ પણ ઘણા લોકો શાક્ત ન હોવા છતાં રામાયણ, મહાભારત કે એવા ગ્રંથનો અમુક અંશ ન વાંચવાનો આદેશ ચુસ્તપણે પાળે છે! એની પાછળ વામપંથની અસર હોવાનો સંભવ અવગણી શકાય નહિ.

વામમાર્ગના સાહિત્યને 'તંત્ર સાહિત્ય' કહે છે. એમાં ઉપાસનાને રસિક બનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

'રુદ્રયામલ તંત્ર'માં જણાવવામાં આવ્યું છે કે વિલાસ અને ધર્મનો મેળ ભાગ્યે જ થઈ શકે; પરંતુ તંત્ર એવો મેળ કરી આપે છે.[૧] શ્રી આચાર્યશ્રી રજનીશ એ વાત જરા જુદી રીતે સમજાવે છે. તેઓ કહે છે કે સંભોગનો અનુભવ માનવીને ઊંડાણમાં લઈ જાય છે, જ્યાં અહંકાર વિસર્જિત થાય છે. 'ઈગોલેસનેસ'–અહંશૂન્યતા પેદા થાય છે. એક ક્ષણ માટે એ અંહકારથી મુક્ત બને છે. એને યાદ પણ નથી રહેતું કે હું કોણ છું. ધર્મમાં આ અહંનું વિસર્જન શ્રેષ્ઠ ગણાય છે. બીજું, એનાથી કાલાતીતતા–ટાઈમલેસનેસ પેદા થાય છે. એનાથી પરમાત્માની ઝલક જોવા મળે છે.[૨]

તંત્રો સિદ્ધિ પ્રાપ્ત કરવાનો ઉત્તમ માર્ગ કુંડલિની શક્તિને જાગ્રત કરવાનો કહે છે. ભગવતી ત્રિપુરા મનુષ્ય દેહમાં કુંડલિની રૂપે રહી છે. તે સૂતી છે માટે આપણે અજ્ઞાનથી વ્યાવૃત છીએ. તેને જાગ્રત કરી, સહસ્રદલ કમલ સુધી લઈ જઈ, ત્યાં શિવ શક્તિનું સામરસ્ય પ્રાપ્ત કરવું. ત્યારે જ અવિદ્યાની નિવૃત્તિ થાય છે અને જીવને શિવતા પ્રાપ્ત થાય છે.[૩]

અગિયારમી સદીમાં લખાયેલ "કૌલ જ્ઞાન નિર્ણય"માં કૌલ સાધનાના વિવિધ આચારોનું નિરુપણ કરેલું છે. તે પરથી આ સમયના કૌલાચારનો ઠીક ઠીક ખ્યાલ આવે છે.[૪] આ કૌલાચાર, કે કૌલમાર્ગ એ જ વામાચાર કે વામમાર્ગ છે કે બીજો તે પ્રશ્ન છે. વામમાર્ગ સાથેના તેમજ અન્ય નામે ઓળખાતા કેટલાક પંથો એ દૃષ્ટિએ જોવા જેવા છે.

પહેલા જોઈએ કૌલમાર્ગ. કેટલાકના મતે શાકતોના 'કૌલિક' અને 'સમયિન' એવા બે ભેદો છે. પ્રાચીન કૌલિક યોનિના ચિત્રની અને બીજા વાસ્તવિક યોનિની પૂજા કરે છે.[૧] પૂજા વખતે કૌલિક મદ્ય, માંસાદિનું ભક્ષણ કરે છે. સમયિન આ ક્રિયાઓથી દૂર રહે છે. કેટલાક બ્રાહ્મણો કૌલિકોના સિદ્ધાંતોને માને છે.[૨] નવમી શતાબ્દી આસપાસ થયેલા કવિ રાજશેખરે તેના 'કર્પૂરમંજરી' નાટકમાં ભૈરવાનંદના મુખથી કૌલમાતાનું વર્ણન કરાવ્યું છે.[૩]

આવો જ બીજો પંથ 'કાંચળિયો' છે, મુનશી એને પાર્વતીને ત્રિપુર સુંદરી રૂપે પૂજનારી શાખા-

---

૨. દયાનંદ સરસ્વતી; "સત્યાર્થ પ્રકાશ"; પૃ. ૩૪૪

૩. દેરાસરી, ડા. પી.; 'જનીબાઈ' "છઠ્ઠી ગુ. સા. પરિષદ"; પૃ. ૪૦

૪. પંડ્યા, નિપૂણ; "ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ વિચાર", પૃ. ૮૮

૧. પંડ્યા, નિપૂણ; "ગુજરાતી સાહિત્યમાં તત્ત્વ-વિચાર;" પૃ. ૮૪

૨. આચાર્ય રજનીશ; "સંભોગસે સમાધિકી ઓર;" પૃ. ૫૫–૫૬

૩. ભિડે, હ. બા. "સૌંદર્ય એક સમાલોચના" (સ. શં. શ. એ.) પૃ–૭૯

૪. શાસ્ત્રી. હ. ગ.; "પ્રાચીન ભારત"ભા ૨; પૃ. ૭૨

૧. ઓઝા, ગૌ. હિ. 'મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ;' પૃ. ૨૫

૨. એજન, પૃ. ૨૬

૩. રાજશેખર; "કર્પૂર મંજરી" પ્રથમ જવનિકાંતર (હાવર્ડ સંસ્કરણ); પૃ. ૨૪–૨૫

ઓના અવશેષરૂપ ગણે છે.[૪]

કાંચળિયા પંથવાળા ગુપ્ત સ્થાનમાં મળે ત્યારે સ્ત્રી પુરુષ બંનેની ગુપ્તેંદ્રિયોની પૂજા કરે છે. મદ્યપાન પછી સ્ત્રીઓની ચોળીઓ એક માટલામાં નાખી પુરુષો એક પછી એક ચોળી ખેંચે છે, તેમાં જે સ્ત્રીની ચોળી જે પુરુષને મળે તે પુરુષ અને સ્ત્રી–દુર્ગા અને મહાદેવ–પરસ્પરના સહયોગથી સાધના કરવા જાય છે. અને પ્રાતઃકાળે વિખરાઈ જાય છે.[૫] આ પ્રથા જર્મનીની ટંબલરમાં મોટરની ચાવી નાખી જેના હાથમાં જેની ચાવી આવે તેની સાથે રાત્રી ગાળવા સાથે સરખાવવા જેવી છે. બીજ માર્ગી તેનાથી થોડા જુદા પડે છે. તેઓ પરસ્પર સમાગમ કરી વીર્ય પાણીમાં મેળવી પીવાથી મુક્તિ મળે છે એવી માન્યતા ધરાવે છે.[૬] કવિ શામળે એની ટીકા કરી છે :

"બીજે મારગ બીજનો, કહેવાય ધણીનો ધરમ;
નરનારો મળે એકઠા, કરે છે કૂડાં કરમ"[૭]

આમાં પરસ્પરના સમાગમની 'કૂડાં કરમ' તરીકે ટીકા કરેલી છે.

કબીરે શાક્ત ધર્મ[૧]અને વૈષ્ણવો[૨]ઉપર ટીકા કરી છે પરંતુ તેમાં કોઈ બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી.પરંતુ આ બધી ટીકાઓ આ બધા ધર્મોમાં ફેલાતી જતી બદીઓ સામે લાલ બત્તી ધરે છે તેમ એ ધર્મોનું અસ્તિત્વ પણ સુચવે છે. વામ માર્ગ, કૌલમાર્ગ, કાંચળિયા પંથ વગેરે ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છની ધરતી ઉપર પણ ફૂલ્યા ફાલ્યા હતા. જે મૂળ ધર્મમાંથી આ ધર્મો નીકળેલા મનાય છે તે શૈવ અને શક્તિ પંથનાં શિવ મંદિરો તથા દેવી મંદિરોની પૂજા તો આજ પણ ચાલુ છે. પણ એમાં પેઠેલી પેલી વિકૃતિ તિરોધાન થઈ હોય એમ લાગે છે. અને એનું સ્થાન પશ્ચિમની અસર નીચે વિકસતી જતી 'ડિસ્કોથેક' આદિ નામથી ઓળખાતી સંસ્થાઓએ સંભાળ્યું લાગે છે. તેમાં ગુફા જેવો આભાસ આપતા વિલાસ ગૃહો, આછા ઉજાસમાં અને માફક પીણાઓ તથા સંગીતથી ઉત્તેજના પામી એ માનવદેહોને તાદાત્મ્ય સાધવા મથતું વાતાવરણ,, સંસ્કારીતાને નામે વામપંથના નારી મહત્ત્વને બીજી રીતે અપનાવે છે. 'સ્લિપડિસ્ક,' 'ગ્લોઅપ,' કે 'હેલ' જેવા અંગ્રેજી નામોથી ચાલતો[૩] એ પ્રકાર એ દૃષ્ટિએ વિચારણા માગી લે છે.

પેરીસ અને સ્વીડન વગેરે દેશોમાં થતા 'સેકસ–શોઝ'–જાતીય પ્રદર્શનો; સેકસને કેન્દ્રમાં રાખી થતી પ્રવૃત્તિઓ, હિપ્પીઓની માદક-પદાર્થોના સેવન દ્વારા કે સ્વચ્છંદ જાતીય જીવન દ્વારા 'કાંઈક' પામવાની મથામણ, આ બધું ઊંડાણથી વિચારવાનો સમય નજીક હોવાનું સૂચવતા જણાય છે.

આ વામપંથના સંદર્ભમાં સૌરાષ્ટ્ર અને ગુજરાતના મહાપંથને પણ જોવો જોઈએ. સંભવ છે કે આ વામપંથને જ ગુજરાતમાં મહાપંથ કહેતા હોય. જો કે ગુજરાતમાં મહાપંથનું સ્વરૂપ શાક્ત સંપ્રદાયના દક્ષિણ માર્ગ અને વામમાર્ગના મિશ્રણ જેવું છે. પણ વધુ પ્રતિબિંબો વામમાર્ગનાં છે. ગુજરાતમાં એ માર્ગીપંથ તરીકે પણ ઓળખાય છે.

આ મહામાર્ગનાં ઘણાં નામ અથવા ઘણાં સ્વરૂપો છે. એને આદિધરમ, ધૂન ધરમ, ધૂનો ધરમ, માર્ગીપંથ મહાપંથ, મોટો મારગ કે મોટો પંથ, બીજ માર્ગ, નિજિયા ધરમ, નિજાર પંથ, વગેરે શબ્દોથી ઓળખાય છે. અને એની ક્રિયાઓમાં પંથના અનુયાયી પાજી થતા ચાંખા

---

૪. ક. મા. મુનશી "જય સોમનાથ" પ્રસ્તાવના પૃ. ૮
૫. દયાનંદ સરસ્વતી; "સત્યાર્થ પ્રકાશ"; પૃ. ૪૦૧
૬. પ્રેમસ્વરૂપ ભટ્ટાચાર્ય; જર્મની "ચિત્રલેખા"; તા. ૬–૮–૭૩. પૃ. ૨૬
૭. ઉપર્યુક્ત, પૃ. ૪૦૧ (સત્યાર્થ પ્રકાશ)
૮. શામળ ભટ્ટ; "સુડા બહોંતેરી" (બૃહદ્ કાવ્ય દોહન) ભા. ૧ પૃ.–૭૬૧
૧. કબીર ગ્રંથાવલી; પૃ. ૧૬૩
૨. એજન, પૃ–૫૨

૩ કાન્તિ ભટ્ટ; "ડિસ્કોથેક" 'ચિત્રલેખા'–તા. ૯–૭–૧૯૭૩; પૃ. ૧૧ થી ૨૨

ઢોલ અથવા 'પાટપૂજા' એ તો ખૂબ જાણીતી છે. આ પંથ ગુજરાતમાં એના દક્ષિણમાર્ગ કે વામમાર્ગના કોઈ સ્વરૂપે રહ્યો હોય કે ન રહ્યો હોય પણ એના પછાત જાતિઓના અનુયાયીઓમાંયો પાટપૂજા તરીકે તો ચાલુ જ છે. અને આપણા કેટલાક સંતો સિવાયનાં ભજનોમાં મોટાભાગનાં ભજનો આ મહાપંથનાં જ છે. એટલે વાણી તરીકે તો આજે પણ ગુજરાત મહામાર્ગનાં ભજનો જ ગાય છે;[૧]

આ પંથના સાધકોના ત્રણ પ્રકાર માનવામાં આવતા: પશુ અધિકારી, વીર અધિકારી અને દિવ્ય અધિકારી. આગળ જણાવ્યું છે તે 'કાલિતંત્રાદિ' મુજબ પંચમકારનું એટલે કે મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુનનું સેવન પશુ અધિકારી કરતા. વીર અને દિવ્યના અધિકારો તો ઘણા કષ્ટસાધ્ય હતા. એથી જ્યારે અનધિકારીઓ આ પંથમાં ભળ્યા ત્યારે પશુઅધિકાર અને પંચમકાર જ આચારમાં રહ્યા. અદ્વૈતનું રહસ્ય એકબાજુ રહ્યું. સ્ત્રીને વિશેષે સ્થૂળરૂપે ઉપાસવામાં આવી.[૨]

આ મહામાર્ગની ઉપાસના નિરંજન જ્યોતિસ્વરૂપ, આદ્ય શિવ–શક્તિ અને છેવટ રામદેપીરની અવતાર પૂજાસુધી રૂપ બદલતી ફેલાયેલી છે. એમાં સાધુઓમાં અતીત, નાથ સાધુઓ અને હરિજનના સાધુઓનો સમાવેશ થાય છે. આમ જોઈએ તો ત્રણેય સાધુ પરંપરા બાહ્ય રીતે એક બીજાથી નિરાળી ઉપાસના કરનારા છે પણ અહીં પાટપૂજામાં એ ત્રણેય બીજમાર્ગી હોય છે. આ પાટપૂજામાં જુદા જુદા પ્રદેશના થોડા થોડા અંતરે ફેરફાર માલુમ પડે છે, પણ મુખ્યત્વે એના બે પ્રકાર છે, એક દસા અને બીજો વીસા. દસા એ સામાન્ય પ્રકાર છે, વીસા એ ગૂઢ પ્રકાર છે.

આ માર્ગમા એની વાણી ઉપરથી ત્રણ અંગો તારવી શકાય. ગુરૂશરણભાવ, અજપાજપ અને ગત્ય ગંગા. આ મહામાર્ગને બીજમાર્ગ પણ કહેવામાં આવે છે. આ મહાપંથ કે માર્ગીપંથમાં બીજનો ઘણો મોટો મહિમા છે. ખાસ કરીને અષાઢસુદ બીજ અને મહા સુદ બીજ એ મહાબીજ કહેવાય છે. બીજ એ પ્રકાશનો પહેલો દિવસ હોવાથી મહિમાવંત ગણાય છે. એ જ રીતે એનો આકાર ગુહ્યાંગ જેવો હોવાથી પણ પવિત્ર મનાયેલ કહેવાય છે.

૧. જયમલ્લ પરમાર: 'આપણી લોકસંસ્કૃતિ': પૃ. ૧૯૮.૨. એજન પૃ. ૧૯૯.૩. એજન પૃષ્ઠ ૨૦૩.

શાક્તપંથમાં વિમર્શ શક્તિનું શાક્ત પરબિંદુનું જે યંત્ર છે તેના ત્રિકોણ વચ્ચે શૂન્ય હોય છે. ત્રિકોણના ઉપરના ભાગને અપરબિંદુ કહે છે, બીજા ખૂણાને નાદ કહે છે. જ્યારે ત્રીજા છેડાને બીજ કહેવામાં આવે છે. સંજ્ઞા એવી છે કે અપરબિંદુ એટલે ચેતનમય, નાદ છે તે જડાજડ છે અને બીજ છે તે જડ છે આ ત્રણે ય તત્વો એક એકમાં ગૂંથાયેલાં છે. છે. આ ત્રણ રેખાઓ વડે જે ત્રિકોણ થાય છે તેને તાંત્રિકો ત્રિપુરબીજ કહે છે. દરેકમાં જુદી જુદી શક્તિઓનું આરોપણ કરવામાં આવે છે. આ શક્તિબીજમાંથી અનેક મંત્રો નીકળ્યા છે. તાંત્રિકો તેને દશ મહાવિદ્યા કહે છે.[૩]

શ્રી. મકરન્દ દવે કહે કે છે: "નવ જન્મ પામેલો મનુષ્ય જ ખરો દ્વિજ બને છે. અને દ્વિજનું જ રૂપાંતર બીજ છે. વાસનાઓની મૂળ જડ સમા માયલાને–અહંને મારી નવો જન્મ મેળવવાનું વિશેષ મહત્ત્વ છે, અને તેથી એ બીજ ધર્મ કહેવાય છે.[૧]"

વિષય વાસનાથી ભાગીને નહિ કે વિષય વાસના ભોગવીને નહીં પણ વિષય વાસનાની વચ્ચે રહેવા છતાં એનાથી પર ઊઠવાની કળા એટલે નિજાર ધર્મ. આ પંથમાં સ્ત્રીને શક્તિ સ્વરૂપ અને પુરુષને શિવ સ્વરૂપ માને છે. દેહને શકિતની બક્ષીસ માને છે ને આત્માને ચૈતન્ય સ્વરૂપ. કલ્યાણ આત્માનું થઈ શકે, દેહનું નહિ, તેવી માન્યતા સાથે આ પંથના અનુયાયીઓ દેહને બીજાની સેવાનું સાધન માને છે. દેહ દ્વારા બીજાના આત્માને આનંદ આપવો એ કર્તવ્ય મનાયું. પણ દેહથી આત્માને કઈ રીતે આનંદ મળે ?

૧. મકરન્દ દવે: 'સત કેરી વાણી' : પૃ. ૭ :

પણ વાસનાને જીતવા દેહના ધર્મોને તુચ્છ માનીને ભોગવવા કે જેથી દેહના આનંદની તૃપ્તિ થાય. વાસના ગૌણ બને અને એમાંથી વાસનાને જીતતો જીતતો સાધક વીર અધિકારી બને એવું કાંઈક એમનું માનવું છે. જો કે એમની ભજન–વાણીમાંથી આવો કોઈ અર્થ નીકળતો નથી. વાણી પ્રમાણે તો એ ત્યાગનો 'વીર ધર્મ' છે.[૨]

માર્ગીપંથની ગુપ્ત વિધિ એના પાટમાં થાય છે. આ પાટના આમંત્રણને 'વાયક' કહેવામાં આવે છે. વાયક આવ્યું એટલે ગમે તેવા સંજોગોમાં જવું જ જોઈએ. એ પાટમાં આવનાર સાથે પ્રવેશદ્વારે ઊભેલો માણસ પંજા મેળવે. પંજા મેળવતી વખતે સાંકેતિક રીતે આંગળાઓનું હલનચલન કરે છે. આગંતુક પણ એ જ રીતે હલન ચલન ન કરે તો ખબર પડી જાય કે આગંતુક પોતાના પંથના 'વાયક'-વાળો માણસ નથી. પંજા મેળવ્યા પછી જ 'ગત્ય'માં બેસાય. ગત્ય એટલે ખરી રીતે તો પંથના દીક્ષિતોનો સમૂહ. ગત્યને ગંગા કહેવામાં આવે છે. ગત્યમાં ભળે એટલે જેમ ગંગામાં નાહીને પવિત્ર થવાય એમ પવિત્ર થવાય. ગત્ય એટલે ગતિ–મૂક્તિ[૩]

આ 'ગત્ય'ને મારગી સંપ્રદાયમાં જામો, જામૈયો, જમેલો કે સમૈયો પણ કહેવામાં આવે છે. આ 'બીજ' શબ્દ અનેક અર્થમાં ઘટાવવામાં આવે છે. ઈસ્લામની લીલી ધજામાં પણ આ બીજ રહેલી છે. ઈસ્લામમાં બીજના ચાંદનો ભારે મોટો મહિમા છે. ઈસ્લામ પણ સમતાની ભાવનાનો ધર્મ છે. ત્યારે બીજ માર્ગની ગત્ય ગંગામાં બેસનારા તો લૈંગિક ભેદથી પણ પર હોવાનું મનાય છે.

વાણી જ જેમનો વેદ ગણાય છે ને પરંપરા જ જેનું શાસ્ત્ર મનાય છે એવી ગત્યગંગામાં જેમ સ્ત્રી ને પુરૂષ તેમ અઢારે ય વરણ એકરૂપ ગણાય છે. હિંદુની જેમ ઘણા મુસ્લિમ સંતો પણ એ પંથમાં થઈ ગયા છે. એમાં સાધકના અધિકારો ગુરૂ જ નક્કી કરે. ગુરૂને અનુયાયીની આંતરશુદ્ધિની ખાત્રી પછી જ પરમોદવામાં–(દીક્ષા) આપતો. એ પંથમાં ગુરૂ જ સર્વસ્વ ગણાય છે. ગુરૂને ચરણે સર્વ સમર્પિત કરી દેવાનું હોય છે.

જ્યોતને ઉપાસનારા આ બીજધર્મમાં થાવર-વાર બાજ એટલો જ લગભગ અગત્યનો ગણાય છે. થાવરવાર એટલે શનિવાર. એમાં શનિવારને દિવસે બીજ આવે એની ભારે મોટી અગત્ય. તેવા દિવસે જામૈયા રચાવવાનો, 'ગત્યગંગા' બોલાવવાનો ભારે મોટો મહિમા.

થાવરવાર એટલે શનિવાર પણ મૃત્યુ પછી પુનર્જીવન પામવાનો સંકેત બતાવે છે. શાક્ત, શૈવ, યોગી ને વૈષ્ણવ પરંપરાઓને ભાંગીને માર્ગીપંથની પરંપરા ઊભી થઈ છે તો જતે દિવસે એના અવતારી પુરૂષો પીર નામે પૂજાવા માંડ્યા છે. પાબુ, હડબુ, રામદે, ગોગાદે ને જેસલપીર વગેરે.

મહાપંથમાં જ્યોતિ સ્વરૂપ, અલખ ધણી અને નકળંક (નિષ્કલંક) નેજાધારીની આરાધના કરવાનું આવે છે. નિર્ગુણ નિરાકાર, સગુણ નિરાકાર અને છેવટે સગુણ સાકારમાં આ ઉપાસના આવી ગયેલી. જ્યાં જ્યોતને જ ઉપાસવામાં આવતી એવા એમના પાટમાં રામદે પીરનો ઘોડો પણ આવી ગયો છે.

અદ્વૈતના ઉપાસક આ ધર્મમાં પતિ–પત્ની ભાવનો ત્યાગ રહેલો છે. એમાં સજોડે અજર પિયાલો જીરવવાની સાધના રહેલી છે. સ્ત્રીના માર્ગદર્શનથી અધ્યાત્મ જીવનમાં આગળ વધવાના આ પંથમાં સંકેત રહેલા છે. મધ્યયુગમાં સ્ત્રીઓ પુરુષોને અધમ જીવનમાંથી ઊંચે લાવતી એમ કહેવાયું છે

આ પંથમાં ગુરૂ સિવાય બીજો આરો નથી ત્યાં ઘણા ખરા ગુરૂઓ પાંખડી નીકળ્યા. કોઈ સમર્થ ને પૂરા સદ્ગુરુ અને તલવારની ધાર જેવા તીખા ને ટેકીલા સાધકવૃંદ વિના સ્ત્રી પુરૂષના 'ગત્ય ગંગા'ના મિલનમાં બગાડો પેસતાં વાર લાગતી નથી. ગત ગંગાની પણ એવી જ અવગતિ થઈ છે.[૧]

---

૨. જયમલ્લ પરમાર: 'આપણી લોકસંસ્કૃતિ', પૃ. ૨૦૪
૩. એજન, પૃ. ૨૦૫

૧. મકરન્દ દવે: 'સતકેરી વાણી' પૃ. ૨૭.

આપણે જેને 'નિજિયા' કહીએ છીએ તેને બંગાળમાં 'સહજિયા કહે છે. આ 'સહજ' સંપ્રદાય અથવા 'સહજયાની' સંપ્રદાયની ચર્ચા આગળનાં પાનાંઓમાં આપણે કરી છે. ગત્ય–ગતિની જે દુર્ગતિ આપણે ત્યાં થઈ છે એ જ દુર્ગતિ 'સહજિયા'ની બંગાળ, આસામ ને ઓરિસ્સામાં થઈ છે.

શાંતિનીકેતનના સ્વ. આચાર્ય શ્રી. ક્ષિતિમોહન સેન લખે છે : "ત્યારે દુર્ભાગ્ય ક્રમથી મનુષ્યે પોતાનો નિર્મળ પવિત્ર માનવધર્મ ભૂલીને પોતાને પશુધર્મી સમજી એ સહજભાવની જ મનમાં સહજ કલ્પના કરી છે. વિશેષ કરીને બંગાળમાં આ દુર્ગતિ થઈ છે. સ્વાભાવિક રીતે જ આ દેશમાં 'સહજ' અને 'સહજિયા' કહેવાથી સહુનું મન વિમુખ બની ઊઠે છે. એ દુર્ભાગ્યની વાત છે કે કેવળ પ્રયોગ અને વ્યવહારના દોષથી આવડું મોટું સત્ય આપણી ધર્મસાધનામાંથી ફેંકાઈ ગયું છે. સાધનાને માટે આવડી મોટી ભૂલ અસહનીય છે."[૨]

એના ઉપરથી શ્રી. મકરન્દ દવે લખે છે કે : "આપણા મારગી સંપ્રદાયને પણ આ જ શબ્દો લાગુ નથી પડતા ? જે સંપ્રદાયમાં જેસલ–તોરલ કે લાખો–લોયણ જેવાં પ્રતાપી નર–નારીઓ પાકે ને જેની વાણીમાંથી તેજના ફુવારા ઊડતા હોય તે શું કામવાસનાના કીડાઓને ખદબદવાનું ઠેકાણું હોઈ શકે ? ગુરુની આજ્ઞાને નામે, સત ધરમની આણને નામે શું એમાં સામૂહિક ભ્રષ્ટાચાર ફાલી શકે ? અને છતાં એવું જ કાંઈક થયું છે. કબીરે જેને 'કચ્ચે સિદ્ધ' કહી ફટકાર્યા છે એવા કાળજાના કાચા ગુરુઓ બીજના સૂક્ષ્મ મર્મને સમજ્યા નથી. સંત ભજનિકોએ આપેલી ચેતવણીને તેમણે ગણકારી નથી. અને પ્રતીકો ને રૂપકો દ્વારા જે સર્જક શક્તિની આરાધનાં મારગી મરમીઓએ પ્રબોધી છે તેને છેક સ્થૂળ અને હીન ભૂમિકાએ લાવી મૂકવામાં આવેલ છે. મહામાર્ગના અનેક ઊજળાં મોતી જેવાં ભજનો હું જોઈ વળ્યો છું. પણ ક્યાંય મનની લગામ ઢીલી મૂકવાની વાત નથી આવતી. ઊલટું :

'મેરૂ તો ડગે પણ જેના મન નો ડગે,
મરને ભાંગી પડે ભરમાંડ રે.'
*
'શીલવંત સાધુને વારે વારે નમીએ
જેનાં બદલે નાહ વ્રતમાન રે'.
*
'ચિતની વરતી જેની સદાય નિરમળી
જેને મા'રાજ થયા મેરબાન રે'.

"ગંગાસતીની આવી વજ્રનિશ્ચયી અને નિર્મળી વાણી સંભળાય છે"

એટલે કે વિચાર 'વાણી'માં રહ્યા અને આચાર 'પચંમકાર'માં રહ્યો એમ જ ને !

આમ આ મહાપંથ, માર્ગીપંથ કે બીજધર્મ એના ચોક્કસ સ્વરૂપે ક્યાંય નથી કળાતો. કારણ કે એ ગ્રંથસ્થ નથી. વાણીમાં પણ ઠેર ઠેર ફેરફારો અને અર્થના અનર્થ મળે છે. ધીમે ધીમે જ્યોતનું સ્વરૂપ ચુકાઈ ગયું છે ને ઘણે ઠેકાણે તો રામદે પીરનો જ પાટ મંડાય છે' વિધિઓ ગુપ્ત રીતે જ થતી હોવાથી એમાં શુદ્ધિની સંભાવના નથી રહી. તેમ જ્યોત ઉપાસનાના મૂળ સ્વરૂપને પાછું પામવાનું શક્ય નથી રહ્યું.

એમ કહેવાય છે કે દૂધરેજની વડવાળાની જગ્યાના જે વિદ્વાન મહંતનું ખૂન થયું, તે મહંતશ્રી આ મોટાપંથમાં જે અનાચાર સાધુઓની ગુપ્તવિધિ વડે થઈ રહેલો તેના ઉપર પ્રકાશ પાડતું પુસ્તક બહાર પાડવાના હતા. કહે છે કે એમનું ખૂન થવા પાછળ એક એ પણ કારણ હતું. એ બતાવે છે કે આ પંથમાં હજી એવી પંચમકારની વિધિઓ ચાલે છે, પણ અતિ ગુપ્ત રીતે.

ભજનિકોમાં જે દારૂ પ્રવેશેલો છે તેનું કારણ પણ માર્ગીપંથની ગુપ્તવિધિમાં જે મદ્યપાન રહેલું છે તેને જ આભારી ગણાય છે. પછી તો એ પીવા ને પીવરાવવાનો ચાલ થઈ ગયો છે. આ મદ્યપાનને શિવની અને શક્તિની પ્રસાદીરૂપે લેવાય છે.

૧. આ ક્ષિતિમોહન સેન : 'સંસ્કૃતિ સંગમ', પૃ. ૧૨૭

૨. મકરન્દ દવે ; 'સત કેરી વાણી' પૃ. ૧૬

# સૌરાષ્ટ્રમાં વહેલા કેટલાક મુસ્લિમ સંતો

ઈસ્માઈલભાઈ નાગોરી

ખ્રિસ્તી અને બૌદ્ધ સાધુઓની માફક મુસ્લિમ સાધુઓ પણ ઠેર ઠેર પોતાના અંતરમાંથી ઊભરાતા પ્રેમ અને પ્રકાશનું પાન કરાવવા વતન છોડી નીકળી પડયા હતા. આ બધા ધર્મના ફકીરોને આપણે ગિરિશૃંગો પર, સરિતા-સંગમ સ્થાને કે સમુદ્રના બેટામાં પણ ધૂણી ધખાવતા જોઈએ છીએ.

અંતરની સફાઈના આગ્રહી હોય તેમને 'સૂફી' ફિક્ર (સત્તનું ચિત્ત ચિંતન) કિના અત્ (સંતોષ-યોગીનું એક લક્ષણ) અને રિયાઝત (તપ-સાધનાને ઉજ્જવળ કરનાર તત્ત્વ) જેમનાં લક્ષણ હોય તેને લોકોએ 'ફકીર' ઠરાવ્યા.

ભાવ-વિભોર થઈ નૃત્ય કરનારને 'હાલી' અને જીવન સન્માનનીય હોય એમને 'મવાલી' (Lords) કહ્યા. 'મૌલા'નું બહુવચન 'મવાલી' ત્યારે 'મૌલવી' એટલે 'મારા સ્વામી' અને 'મૌલાના' એટલે 'અમારાં મોટા.' આજે તો આમાંથી ઘણાખરા શબ્દોનું અવમૂલ્યન થયું છે ને અર્થો પણ વિપરીત થઈ ગયા છે,

ફારસીમાં 'પીર' એટલે વૃદ્ધ-બુઝર્ગ-એટલે શરાબે શૌકના પીનારામાં વડો હોય, જેને સાચી અને ઉત્કટ ભક્તિ હોય તેને પીરનું બિરદ મળ્યું અને ફકીરોમાં એને મુર્શદ (સત્ય-દર્શક)નું વિશેષણ મળ્યું.

પોતાને લાધેલ પ્રકાશ છૂટે હાથે ને ઉદાર દિલથી દેનાર ને લોકોને ફૈઝ-આધ્યાત્મિક લાભ પહોંચાડનાર પ્રખર પ્રભુપ્રેમીને 'દાતાર'નો લકબ લોકોએ આપ્યો. જૂનાગઢના 'જમિયલશાહ'ને ગુજરાતના સંત 'મીરાં દાતાર' આ વર્ગોમાં આવી ગયા.

પીર જેવા પીરાના (પીરાણા)ને ભેદ (સાહેબનો) જાણનારને 'મોહરમ' ને 'ચિસ્તિયા'માંથી 'તીરિતયા' થયું હોય કે પછી કોઈ સ્વતંત્ર વૃંદ હોય.

સૂફીઓમાં પણ ગુરુ પરથી 'કાદરી' 'સુહરાવર્દી' વગેરે ને ગામના નામ પરથી 'બુખારી'-'બસરી'દેહલવી' વગેરે નામો પ્રચલિત થયાં લાગે છે.

વાંકાનેર અને જુનાગઢ 'કલંદર' ફકીરોનાં સ્થાનકો છે. ઈસ્લામે અવિવાહીત જીવનને અગત્ય આપેલ નથી, પણ જેને લગ્નનો વિચાર પણ ન આવે-જેનું ચિત્ત મીરાં કે રાબિયા, જમિયલશાહ કે મમદુહશાહની માફક વરેલ હોય તેમને માટે કલંદર સંપ્રદાય ખુલ્લો રાખ્યો છે.

આ ફકીરોએ હિન્દુ મુસ્લિમના ભેદ વિના યોગ્ય તેજસ્વી પાત્રોને વીણીને ફકીરીનો મંત્ર આપેલ છે. આવો 'બાલકો' 'ગુલાબ' હોય તો દીક્ષા પછી ગુલાબશાહ થઈ જતો ને સતાધાર કે એવી "જગ્યા" સાચવતો. જમિયલશાહ અને એના ચેલાઓ રક્તપિતના રોગીઓની સારવાર કરતા એમ કહેવાય છે.

મોટે ભાગે આવા સિદ્ધ પુરુષો અજાણ્યા ફકીર માત્ર રહેવાનું પસંદ કરતા-પણ વાંકાનેરમાં થયું તેમ "હય કોઈ મુસાફિર ? કોઈ ઇન્સાન ?"ના જવાબમાં કોઇ ન મળ્યું ત્યારે અતિવૃષ્ટિને કારણે સોનારણની મૈયત પડતી મૂકી ગયેલ તે મૈયતમાંથી સોનરણને બેઠી કરી ચેલાઓ સાથે ગામમાં મોકલી ને ગામને જાણ થઈ ગઈ. ગામધણીએ અને ગામના અગ્રણીઓએ શાહને રોકી લીધા. આજે એમની જગ્યા વાંકાનેરમાં મચ્છુ ને પાતાળિયાના સંગમ પર છે. પછી તો સાપ ગયા ને લીસોટા રહ્યા ગયા. છતાં રાજ્ય એ જગ્યાની સાચવણી માટે રેવન્યુની સાથેસાથે 'ફકીરફાળો' ઉઘરાવનું અને ધર્મસ્થાનને રક્ષતું.

અજ્ઞાત રહેવાનું આ વલણ ફકીરોના 'મલામતિયા' સંપ્રદાયમાં ય વધુ જોવા મળે છે. માણસો પોતાની પાર્થિવ ઈચ્છાઓ માટે એમની પાછળ ન પડી જાય એ માટે મૂસા 'સુહાગ' અમદાવાદમાં પાવૈયાના ટોળામાં ભળી જઈ રહેતા. ભીષણ દુષ્કાળમાં

વરસાદ માટે વલખતા લોકો સંત શાહ આલમની પાસે ગયા. એમણે કહ્યું કે "હું તમને એક એવી વ્યક્તિ બતાવું, જેનું વેણ અફર છે. એટલે મૂસા સાહિબ પાસે જાઓ. એમને પકડો ને ગમે તેટલાં નખરાં કરે, "ના–ના" કરે તો પણ વળગો."

લોકોએ મૂસા સાહેબને પકડયા. આ ફકીરે પહેલાં તો છટકવા કર્યું પણ લોકોના આર્તનાદ આગળ નમતું મૂકયું ને હાથ ઊંચા કરી બોલ્યા: "સ્વામી! આ બંગડીઓ પહેરી છે એ તું જાણે છે કે તારા નામની છે. હવે તો વાત બહાર પડી ગઈ છે. મારા શોકાએ (શાહ આલમે) મને છતો કરી દીધો. વરસાદ ન આવે તો હું લજવાઉં ને તારી યે લાજ જાય." કહે છે કે અમદાવાદે અસાધારણ વરસાદ ત્યારે જોયેલો.

આથી ઊલટું પરમ દર્શન પામેલ મહાત્માઓ મશહૂર થઈ જતા ને પતીત પાવન, ગરીબનવાજ ગણાઈ ગયા. અજમેરની દરગાહવાળા મુઈનુદ્દીન ચીશ્તિ તો કહેતા કે: "મારી પાસે દીન, દુઃખી, પતીત ન આવે તો કયાં જાય? એ ગમે તેવાં હોય, મારી પાસે આવતાં કોઈને ન રોકવા."

જ્યાં બહેનો બાળકો આવે ત્યાં સફાઈ સચવાય નહિ. તે સામે રોષ કરનાર શિષ્યને તેમણે કહેલ કે: "તું મને વ્હાલો છો પણ તું સામી જગ્યાએ રહે. તને અહીં નહીં રૂચે અહીં તો નાચનાર–ગાનાર પણ આવશે."

આ ચિશ્તી મંડળમાંથી જ બાવા ફરીદશકરગંજ થયા ને માંગરોળ (ગુજરાત) વાળા કાયમુદ્દીન બાબા પણ એ જ વેલાની શાખા. આ ફકીરોનાં ભજનો સૂરતથી પીર મોટામિયાં આવતા એમની પાસે મેં જોયેલ.

મનસૂર–શમ્સ તબરેઝ વગેરે સૂફીઓની આજુબાજુ તો અગમ્યવાદનાં આવરણ વીંટાયેલાં છે. પણ ત્યાગીઓના સમ્રાટ' (સુલતાનુત્–તારિકીન) ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (નાગોરના) તો ઐતિહાસિક વ્યક્તિ છે. (મુઈનુદ્દીન ચિશ્તીના પ્રથમ ખલીફા) જે એક હાથમાં સમાય એટલી જ ભિક્ષા ને એ હાથ ભેગા કરી પાણી પી લેતા. કિસ્તો (ભિક્ષાપાત્ર) પણ એમણે રાખેલ નહિ.

સૂફીઓ તરફથી સ્થિતિચૂસ્ત શબ્દ–પંડિત વર્ગનું વલણ અણગમાનું ને છતાં આજે પણ મૌલાના રૂમીની મસનવી મસ્જિદના ઈમામો ખુતબા (સંબોધન) માં છૂટથી વાપરે છે. હાફિઝ શીરાઝી સૂફી કવિ ગણાય છે, પણ સૌરાષ્ટ્રમાં પણ એના પ્રશંસકો મળે છે.

શબ્દાર્થને પોતાની રીતે મચેડી સ્થાપિત હિતો ઊભાં કરવાં એ પંડિત ને મુલ્લાં(ભરેલ)ઓને ફાવી ગયું હોય છે. પણ સૂફીઓ બધા ધર્મના ઉદારમતના હોય છે. એમનો પંથ એટલે પ્રેમપંથ. એમાં હિન્દુ મુસ્લિમ, ઊચ નીચ, દેશી પરદેશી એવા કોઈ જ પ્રકારનો ભેદ આવવા નથી દેતા. અમીર ખુશરોની એક કવિતા પરથી એમના વિચારો સ્પષ્ટ થશે:

'હું તો પ્રેમપંથનો કાફિર છું. મને તમારી મુસલમાનીની પડી નથી. મારી રગે રગ તાર બની ગઈ છે, મને જનોઈની પણ જરૂર નથી....... મારી નાવડીના નાઃખુદા (નાવિક) થવાની ના પાડે છે! કહેઃ ભલે, અમારે ખુદા (સ્વયંભૂ) છે–નાખુદાની (ઈશ્વર સિવાયની) જરૂરેય નથી. લોક કહે છે કે ખુશરો બુત-પરસ્ત (મૂર્તિપૂજક) થઈ ગયો છે. હું તો "હા ભાઈ હા" કહું છું. મને એવા લોકની સાથે ય લેવાદેવા નથી."

ચુસ્ત અનુદાર સમભાવ વિનાની 'ગ્રંથ ગડબડ" સામેનો આ ચોકખો બળવો છે. મુસ્લિમ માર્ગી આ સૂફી ફકીરોની અસર માત્ર મુસ્લિમ સમાજ ઉપર જ નથી પણ હિન્દુ જનતા પર પણ થઈ છે. બન્ને સમાજના માનવ હૃદયે તો સાધુ માત્રને સન્માનેલ છે ને જ્યાં જ્યાં 'સત્' જોયું છે, પ્રેમ અનુભવ્યો છે, જીવનની ઉચ્ચતા જોઈ છે, ત્યાં લોકો ભાવ–ભક્તિ સાથે ભેગા થઈ જ ગયા છે. સાંઈ–સ્વામી વચ્ચે એમને ભેદ નથી હોતો.

સૂફી વિચારની અસર ફારસી કાવ્યો પર ઘણી જ છે ને મોગલો દ્વારા આ ઈરાની ભેટ આપણા ઉર્દુ, હિંદી, ગુજરાતી કવિઓએ પણ મેળવી છે. ભગવદ્ ભક્તિ–પ્રભુ પ્રેમની એ પ્યાલી એમણે પણ

શોખથી ગટગટાવી છે.

સૂફી રૂપકની ગઝલો રામરસ ટપકતી મધુર-ભાવથી છલકતી હોય છે. દિવાને હાફિઝની પહેલી જ ગઝલ જુઓ :

"હે સાકી ! પ્યાલીને ફરવા દે. ભલે સૌ પીએ. કેમકે પ્રેમ પ્રથમ તો આસાન–સહેલો લાગ્યો પણ પછી તો મુશ્કેલીઓ આવી પડી. ઘોર અંધારી રાત ને મોજાં ને વમળ–એમાં સમુદ્ર કિનારે ફરતા સહેલાણીઓને અમારી હાલતની શું ખબર પડે ?"

ડૉ. ઈકબાલ ગાય છે: "આ તો એક મદ્યપાન મંદિર (મયૂકદા) છે, ને આમંત્રણ પણ સાર્વજનિક છે. શરાબની વહેંચણી જેવડું જેનુ જામ (પાત્ર) એવી અહીં તો રખાઈ છે."

આ ગેય કાવ્યો આમ તો પાર્થિવ પ્રેમથી તરબોળ લાગે છે પણ ભક્તો માટે એ ભક્તિરસભીનાં ગીતો છે. "તોહારે કારન સબ સુખ છડિયાં, અબ મોહે કયોં તરસાવે ?" વાળા મીરાંના ભજનમાં "વિરહ વ્યથા લાગી ઉર અંદર સો તુમ આઓ બુઝાઓ" વગેરે વર્ણનો નરનારીના નેહનેય લાગુ પડી શકે છે. "કાબા ન સહી. બુતખાના સહી–તુજે પૂજ હી લેંગે કહીં ન કહીં" "જો તેરે ચાહને વાલે હૈં વોહ અય સનમ ! તુજે ઢૂંઢહી લેંગે કહીં ન કહીં" વગેરે ગીતોમાં ધર્મના નામે રચાતા વાડાથી વિમુક્ત શ્રદ્ધાસભર સંગીત છે. બાઉલ અને વૈષ્ણવી ગીતોના હૃદય રણકારની માફક પોતાને જે પરમ પ્રિય છે એવા અંતરતમમાં વિરાજમાન વિભુને જ સંબોધન રહેલ છે.

પ્રેમના આ ધસમસતા પ્રવાહે જ રાબિયાને આજીવન બ્રહ્મચારીણી બનાવી, મીરાંને બહાવરી બનાવી ને એના જ પૂરે ચૈતન્ય મહાપ્રભુને બેકરાર બનાવ્યા. પણ આ પ્રેમદીવાની વ્યક્તિઓને બાજુએ મૂકીએ તોય એ સોમપાને કેટલાંય જીવનને કરૂણાવાન, સેવા-પરાયણ, તપોધન, નિત્યપૂત, સંત ને સદાચારી સજ્જનો બનાવેલ હશે.

ધર્મભાવનાનું આ સ્વરૂપ ભિન્નતાના ભેદોને ભાંગનારૂં, જન્મથી ગમે તે સંપ્રદાયમાં જન્મેલ હોય તેને પ્રેમમાળામાં પરોવનારૂં—સામ્યને સત્કારનારૂં, જુદાઈને માત્ર ભાષાના ભ્રમ અને અર્થની અણસમજ બતાવનારૂં પૂરવાર થયું છે.

સૂફી સાહિત્યના સ્પર્શે ને સૂફી હૃદયોના સંપર્કે જેમ બીજે તેમ સૌરાષ્ટ્રમાં પણ "સબ સંતનકી જય" ઘોષણા અર્પણ કરેલ છે. પ્રણામી પંથની (કુરાણ ને પુરાણ) તાલીમ લીધી હોય કે ખોજાઓ (ખ્વાજા) નો સમન્વય પ્રયાસ હોય પણ એના આદિપુરુષો હિન્દુ મુસ્લિમોને નજીક લાવવાની અભિપ્સાવાળા હોય એ અસંભવિત નથી. શોષણ તત્ત્વ પતન પછીનું હોય.

પીરાણાવાળા, મોમિન–મેમન, મોલેસલામ વગેરે સંપ્રદાયોના મૂળ પ્રવર્તકોમાં પણ આરંભકાળના ધર્મ–પ્રવર્તકો શરૂમાં તો સદ્‌બોધવૃત્તિથી આવેલ ધર્મી લોકો હોય ને પછીથી કુંડાળાં વાળી લીધાં હોય.

મેં તો ધર્મનાં ફૂલોની ખુશ્બો મળી ત્યાંથી લીધી છે, તેમ યાદમાંથી રહી ગયેલ વાતો અહીં નોંધી છે. એટલે કોઈ વિગત અધુરી હોય, કંઈ સમજફેર હોય તો વાચકોની દરગુજર ચાહું છું.

---

## મેલી દેને મમતા

તુજ વિના જીવડો નહિ જાયરે
સાંઈકો ભેદ ન પાયો
છોડી દે ને મમતા, મમતાને મારો

દિલ દરિયામાં ડૂબકી દીધી મિંયા !
તે રે રે કરમ મેં શંખલા
મોતી કહાંસે તું પાવે ?

આરે કાયામાં બાગ બગીચા મિંયા
નઈ રે ફૂલન કેરી બાસ રે ભમરા
આને લુભાયો, મેલી દેને મમતા

કરી લે ને બંદગી આ પલ નાવે
કાજી રે મામદશાની વિનતી
અવસર વારી વારી નાવે.

# રામાનુજને પગલે સાધુ-સંપ્રદાયો

અમરદાસજી ખારાવાળા

શાંતિનો સૂર્ય સમગ્ર ભારતમાં આથમી ચૂક્યો હતો. મારે એની તરવાર અને લાકડી એની ભેંસ ને જીતે એનો પ્રદેશ આવો જમાનો આવ્યો. ભાઈભાઈનું ખૂન કરીને સ્વાર્થમાં અંધ બનીને ગાદી મેળવવા માણસો મથામણ કરતા હતા. સંવત ૧૬૦૦ થી ૧૮૦૦-ના આ કપરા કાળમાં ભયંકર માનવ સંહાર ચાલી રહ્યો હતો. અજ્ઞાનના અંધકારમાં માનવ સમાજ અથડાતો હતો. એ વખતે ઉત્તર ભારત અને દક્ષિણ ભારત તેમજ આસામ અને અન્ય પ્રાંતોમાંથી આવીને સૌરાષ્ટ્રમાં પરમસુખનો પ્રકાશ આપવા જ્ઞાનની મસાલો લઈ સંતો ગામડે ગામડે ઘૂમી વળ્યા. અને પ્રભુ પ્રાપ્તિનો માર્ગ બતાવનાર એ સંતોના પૂર્વગામીઓના પરિચય માટે નાભાજીએ ભક્તમાળમાં લખ્યું છે :

છપ્પય

શ્રી રામાનુજ ઉદાર,
સુધાનિધી અવની કલ્પતરૂ,
શ્રી વિષ્ણુ સ્વામી,
બોહિત સિંધુ સંસાર પાર કરૂં.
મધ્વાચાર્ય ભેદ ભક્તિ,
સર ઉસર ભરિયા,
નિમ્બાદિત આદિત્ય,
કોહર અજ્ઞાન જ હરિયા.
જન્મ; કર્મ ભાગવત ધર્મ,
સંપ્રદાય સ્થાપી અઘટ.
ચોવીસ પ્રથમ હરિવપુ ધરે,
ત્યું ચતુરવ્યુહ કલજુગ પ્રગટ.

શ્રી રામાનુજાચાર્યજીએ સંપ્રદાય સ્થાપ્યો. એમના શિષ્ય પરંપરામાં રામાવત અને અંતર્ગત અગ્રાવત, કુબાવત અને શ્રી દેવસુરારીજી આવી જાય છે. અને નિમાવત સંપ્રદાયમાં મુખ્ય શ્રી નિમ્બાર્કજી આચાર્ય થયા. તેમની શિષ્ય પરંપરામાં શોભુરામજીનો પરિવાર સમગ્ર દેશમાં ફેલાયેલ છે. અને જે શ્રી સંપ્રદાય તેમાં જે રામાનુજાચાર્ય થયા ત્યાર બાદ પાછળથી રામાનંદી વૈષ્ણવી સંપ્રદાયથી આ સંતો ઓળખાયા. અને પછી તો ગુરૂઓના નામે અટક વિગેરે પડયા. જેમાં શ્રી રામાનંદજીના શિષ્યોમાં અનંતાનંદજી, કબીરજી, રયદાસ, ધનાજી, પદ્માવતીજી, નરહરીજી, પિપાજી વિગેરે સંતો થયા. અને મધ્વાચાર્યજીએ પણ સંપ્રદાય સ્થાપ્યો જેમાં નિત્યાનંદજી પ્રભુ, ચૈતન્ય મહાપ્રભુ, શ્યામાનંદજી અને ઉકારાનંદજી વિગેરે સંતો થયા. જે બધા મળીને કુલ પર (બાવન) દ્વારા છે. જેમાં રામાવતના ૩૪ (ચોત્રીસ) નિમાવતના ૧૨ (બાર) મધ્વાચાર્યના ૪ (ચાર) અને વિષ્ણુ સ્વામીના ૨ (બે) આમ કુલ બાવન દ્વારા છે.

## રામાવતના ચોત્રીસ

(૧) અનંતાનંદજી (૨) રામકબીરજી (૩) સુખાનંદજી (૪) સુરસદાનંદજી (૫) નરહરીદાસજી (૬) ભાવજી (૭) પીપાજી (૮) જોગવાનજી (૯) ચતુરભુજજી (૧૦) કિલ્હદેવજી (૧૧) અગ્રદેવજી (૧૨) ભગવાનદાસજી (૧૩) હઠનારાયણજી (૧૪) થંભાણીજી (૧૫) ટીલુરામજી (૧૬) રામપ્રસાદજી (૧૭) પૂરણ બેરાહીજી (૧૮) ગોસાંઈ ગવેશજી ગોરડિયા (૧૯) જ્યોત કરમચંદજી (૨૦) ગદ્યાનંદજી (૨૧) નારાયણદાસજી (૨૨) દેવમુરારીજી (૨૩) દેવકરણજી (૨૪) માધવમોહનજી (૨૫) રામેરાયજી (૨૬) દેવભણીરામજી (૨૭) ગોવિંદદેવજી (૨૮) નાભા નારાયણજી (૨૯) હરદેવારામજી (૩૦) નેતુજી (૩૧) મલુકદાસજી (૩૨) કુબાજી (૩૩) બેરાહીજી (૩૪) લોહંગજી–જીવણદાસજી

## નિમાવતના બાર

(૧) વિરમ ત્યાગીજી (૨) દેશભીમાણીજી (૩) ઋષિકેશજી (૪) લપટે ગોપાળજી (૫) શોભુરામજી (૬) પરસરામજી (૭) ચિત્રાંનાગાજી (૮) હરિવંશજી (૯)

માધવસંત રામજી (૧૦) વ્લ્લભરામજી (૧૧) દામોદરજી (૧૨) તત્ત્વ વેત્તાજી.

## મધ્વાચાર્યના ચાર

(૧) નિત્યાનંદજી (૨) શ્યામનંદજી (૩) ચૈતન્ય મહાપ્રભુજી (૪) ઉકારાનંદજી

## વિષ્ણુસ્વામીના બે

(૧) ગોકલેશજી (૨) વિઠલેશજી

## સાત અખાડા

(૧) ટાટંબરી (૨) દિગમ્બરી (૩) નિર્વાણી (૪) ઊજાગરી (૫) નિરાલમ્બી (૬) નિરમોહી (૭) ખાખી. આમ આ અખાડાઓના માર્ગદર્શનથી જગતનું કલ્યાણ કરવા ધર્મના પ્રચારાર્થે શિષ્ય પરિવારોએ ભારતમાં પરિભ્રમણ કરી આશ્રમો સ્થાપ્યા છે.

## નિમ્બાર્ક સંપ્રદાય :

રાસ રાસેશ્વર શ્રી રાધાકૃષ્ણના ઉપાસકો છે. જે પ્રભુએ વ્રજમાં ગૌનું પાલન કરી ગોપાળ નામ ધારણ કર્યું એ સ્વરૂપને આ સંપ્રદાય માને છે. એમનો મંત્ર પણ ગોપાળમંત્ર અને ગોપાળ ગાયત્રીનો સ્વીકાર કરેલ છે. તિલક વચ્ચે બિંદી કરે છે. તેઓના સંપ્રદાયમાં પ્રસ્થાનત્રયીને બદલે પ્રસ્થાન ચતુષ્ટયને મુખ્ય માનેલ છે. જેમાં ગીતા, ઉપનિષદ વેદાંત અને ચોથા પ્રસ્થાનમાં શ્રીમદ્ભાગવતને સ્વીકારેલ છે. તેમનું મુખ્ય સ્થાન (ગાદી) અરૂણાશ્રમ તથા સુલેમાનબાદની બાજુમાં જમુના કિનારે ધ્રુવ ક્ષેત્રમાં છે. આ સંપ્રદાયમાં વિક્રમ સવંત ૧૩૦૦ની લગભગ હરિવ્યાસદેવજી નામના સંત થયા, અને સંપ્રદાયની શાખાના પ્રવર્તક બન્યા. જે શાખાને રસિક સંપ્રદાય પણ કહે છે. ભક્તમાળમાં જેમનું બ્યાન છે. તેમના શિષ્યોમાં એક શ્રી શોભુરામજી સંત થયા. તેમના શિષ્ય પરંપરામાં શ્રી હરિદાસજી થયા. જેમણે વૃન્દાવનમાં આશ્રમ સ્થાપ્યો. જે હરીસ્થાનના નામે પ્રસિદ્ધ છે. અકબર બાદશાહના નવરત્નોમાંથી સંગીત સમ્રાટ શ્રી તાનસેનજી પણ હરિદાસજીને ગુરુ માનતા. એ સંતે પોતાના મુખ્ય શિષ્યને ગાદી સોંપીને ઉત્તરાવસ્થાએ બે શિષ્યો, (૧) ખોડીદાસજી (૨) અને ધ્યાનદાસજીને સાથે લઈને સૌરાષ્ટ્રની યાત્રાઓ કરતા તુલસીશ્યામ પધાર્યા અને ત્યાં જ જીવન પૂરૂં કર્યું.

એમના બીજા ગુરૂભાઈ ધ્યાનદાસજીએ ફરતાં ફરતાં સેંજળમાં આવીને કુંડલા તાલુકાના ગેંજળ ગામમાં આસન જમાવ્યું. મહારાજના સતસંગથી દેહાધ્યાસ છૂટી જતાં એક કાઠી દરબારને જીવતાં સમાધિ લેવાની ઈચ્છા થઈ. મહારાજે ના પાડી પરંતુ દરબારે માન્યું નહિ એટલે ગામબહાર નદીને કિનારે સમાધિ ગળાવી અને પછી વાજતે ગાજતે દરબારને લઈ સૌ ગામજનો સાથે સંત સમાધિ સ્થાન પાસે આવ્યા. પરંતુ આ સમાધિનો ખાડો જોતાં ગુંગળાઈને પ્રાણ જશે તેવી ભીતિથી કાઠી દરબારનો વૈરાગ્ય જતો રહ્યો. એક નિયમએ વખતમાં એવો હતો કે સમાધિને પછી પાછી એમને એમ પૂરાય નહિ. એટલે મહારાજ પોતે તેમાં બેસી ગયા. એમની સાથે આવેલો એક કૂતરો પણ ઠેકીને પડયો. જેથી મહારાજે એક બીજી સમાધિ ગળાવવાનું કહ્યું. અને એમાં આ શ્વાનને સમાધિ દીધી. આ દૃશ્ય દેખીને કાઠી દરબારને ફરી પાછો વૈરાગ્ય પ્રગટતાં તેમણે પણ ત્યાં જ જીવતાં સમાધિ લીધી. શ્રી ધ્યાનદાસજીના શિષ્યોએ ગુરૂ આદેશથી સૌરાષ્ટ્રમાં ધર્મનો પ્રચાર કર્યો.

એ વૈષ્ણવસંતો નિમાવત છે. શોભુરામ દ્વારાના એ સંતો હરિવ્યાસીના નામે ઓળખાય છે. સૌરાષ્ટ્રમાં જેનું અપભ્રંશ નામ હરિયાણી થઈ ગયું છે. આ શાખાના સંતો મુખ્યત્વે તલગાજરડા, મહુવા, કુંડલા, અખેગઢ, અને સરંભડામાં છે.

આ સંપ્રદાયના સંત શ્રી ધ્યાનદાસજીએ ભક્તો સાથેના છૂતાછૂતને નહિ માનેલ જેથી પાછળના શિષ્યોને મૂળ સંપ્રદાયના સંતો સાથેનો સંપર્ક છૂટી જતાં મહામાર્ગી ધર્મના પ્રચારને લઈને, "ધર્મ એ જ સંપ્રદાય" માનીને વર્ગો જતાં માર્ગીને નામે ઓળખાવા લાગ્યા. આ સંપ્રદાયના સંતોની વિશેષ ત્યાગભાવના તો એ હતી કે ગમે તેટલી સમૃદ્ધિ મળે તો તેનો સ્વીકાર કરવો નહિ. કદાચ કોઈ સેવકો પાકાં મકાન બનાવી દેવા તૈયાર થાય તો પણ ના પાડવી. ચૂનાબંધ પાકાં મકાન બનાવાય જ નહિ.

જ્યાં દેહ જ નશ્વર છે ત્યાં આ જંજાળ શા માટે ? આમ આ જ દિવસ સુધી ચાલ્યું. પરંતુ સીમેન્ટનો પ્રચાર થતાં શ્રી ધ્યાનદાસજીની સમાધિ પણ પાકી બનાવી. વર્તમાનકાળના યુગધર્મને લઈને સંતો પણ ચૂનાને બદલે સીમેન્ટનાં મકાનો બનાવવા લાગ્યા છે.

એ સંપ્રદાયના મુખ્ય આચાર્ય નિમ્બાકાચાર્યજી જેમનો જન્મ ૧૧૬૪માં લગભગ થયો હતો. તેમનો સિદ્ધાંત દ્વૈતાદ્વૈત. જગત જીવ અને બ્રહ્મ જેને અનુક્રમે, ભોગ્ય ભોક્તા, અને નિયંતા આ ત્રણેય ભિન્ન હોવા છતાં બ્રહ્મને આધિન છે અને વ્યાપ્ત છે. સાધન પરબ્રહ્મ પુરુષોત્તમ (રાધાકૃષ્ણનું) ભજન પૂજન અને ધ્યાન પણ શ્રી કૃષ્ણનું, નવધાભક્તિ અને ષટવિધિ શરણાગતિ મુક્તિ ચારે પ્રકારની માની. માન્ય ગ્રંથ "વેદાંત પારિજાત સૌરભ" ધ્યાન સિવાય અન્ય સાધન નથી. અને ભગવત કૃપા સિવાય શરણાગતિ સિદ્ધ થતી નથી. આ છે તેમનો સિદ્ધાંત.

## મેસવાણિયા

રામાનુજાચાર્ય (શ્રી સંપ્રદાય)થી શિષ્ય પરંપરામાં છેતાલીસમા પુરુષ કૃષ્ણદાસજી પયહારીએ જયપુર પાસે ગલતામાં ગાદી સ્થાપી. જેમનો મહામંત્ર શ્રી રામષડાક્ષર, ઈષ્ટ શ્રી રામ પ્રભુ, તિલક ગોપી ચંદનનુ અને વચ્ચે કંકુની શ્રી. યજ્ઞોપવિતમાં વિષ્ણુ ગ્રંથી.

આ સંપ્રદાયમાં મહાન સમર્થ સંતો થયા છે. જેમના ગ્રંથોના ગ્રંથો ભરાય તેટલી કથાઓ પ્રચલિત છે. વિષ્ણુ પરંપરા અનુગત શ્રી યમુનાચાર્યજીના પાંચ શિષ્યો પૈકી ગૌષ્ટીપૂર્ણાચાર્યજીથી રામષડાક્ષર મંત્રનો ઉપદેશ પામેલા રામાનંદજીએ એક વખત ગુરૂને પૂછ્યું કે : "મહારાજ ! આ મંત્ર ઉપદેશ કોને કરવો ? "ગુરૂએ જવાબમાં કહ્યું કે : "અધિકારી હોય તેને. નહિ તો ઉપદેશક નર્ક જાય અને નર્કવાસી સ્વર્ગે જાય." આ સાંભળીને રામાનંદજીએ ગૌપૂર ઉપર ચડીને જોરથી મંત્ર જાપ કર્યો, જે સાંભળવાથી બોંતેર મહાત્મા સિદ્ધ થયા. ટૂંકમાં જગતના જીવોના કલ્યાણ માટે "મારે નરકમાં જવાનું હોય તો પણ મને વાંધો નથી" આ હતો તેમનો સિદ્ધાંત.

એમના શિષ્ય પરિવારોમાં ઊચનીચના ભેદ વિના સૌને સ્થાન મળતું. અવસ્થાએ એ સંત સવારમાં ગંગાસ્નાન કરવા પધારે ત્યારે બ્રાહ્મણ શિષ્યોને ખભે હાથ દઈને સ્નાન કરવા જાય. સ્નાન કરીને પાછાવળે ત્યારે શુદ્ર શિષ્યોના ખભે હાથ દઈ આશ્રમે પાછા આવે. એમના માટે નાભાજીએ લખ્યું છે.

**છપ્પય**

અનંતાનંદ કબીર,<br>
સુખા સુરસુરા પદમાવતી નરહરિ,<br>
પિપા ભાવાનંદ, રઈદાસ,<br>
ધના, સેન સુરસુરકી ઘટહરિ.<br>
ઔસે શિષ્ય પ્રશિષ્ય,<br>
એક તેં એક ઉજાગર<br>
વિશ્વ મંગળ આધાર,<br>
સર્વા તેહિ દશધા કે આગર<br>
બહુતકાલ વપુધરિકે<br>
પ્રણુ તજનન કો પાર દિયો<br>
શ્રી રામાનંદ રૂગનાથ જપું<br>
દ્વિતિય સેતુ જગ તરણ કિયો.

રામાનંદજી મહારાજના ઘણા શિષ્યો હતા તે પૈકીના મુખ્ય ચૌદ–જેમાં પિપાજી મહારાજ મારવાડના ગાંગરોડગઢના રાજા હતા. એમનાં પત્ની સીતાબાઈ. બન્નેએ મહારાજ પાસેથી દીક્ષા લઈ સૌરાષ્ટ્રમાં આવી પિપાવાવમાં જગ્યા કરી. એ પિપાજીના શિષ્ય મલુકદાસજી થયા અને તેમની પાંચમી પેઢીએ બાળદાસજી થયા. એમણે સૌરાષ્ટ્રમાં વિચરતા વિચરતા જૂનાગઢ જિલ્લાના કેશોદ તાલુકાના મેસવાણ ગામમાં આવી ગાદી સ્થાપી. તેમનો શિષ્ય પરિવાર પણ રામાવત શ્રી વિષ્ણુ હોવા છતાં ગામના નામે આજે મેસવાણિયા તરીકે ઓળખાય છે. જેમાં ઘણા સંતો–ત્યાગીઓ થયા. આજે સૌરાષ્ટ્રમાં તેમનો પરિવાર ફેલાયેલ છે.

## દાણીધારિયા

શ્રી રામાનંદજીના મુખ્ય શિષ્યોમાંથી અનંતાનંદજી, તેમના શિષ્ય યોગાનંદજી અને તેમના

પરિવારમાં નેનુરામજી થયા. તે દ્વારાના સંત પ્યારેરામજીએ જૂનાગઢમાં ૧૭૭૦ની લગભગમાં આવીને ગંગારામ નામના ભૂતને શિષ્ય બનાવ્યો. જેનું તુંહીરામજી એવું નામ પાડવામાં આવ્યું હતું. આ સમય દીવાન અમરજીના વખતનો. તુંહીરામજીના શિષ્ય નાથાભગત રજપૂત તેમણે દીક્ષા લઈ ગોંડલ પાસેના સાતોદડ વાવડીની સીમમાં જૂના વખતમાં જે ધાર ઉપર કર લેવાતો હતો ત્યાં જગ્યા કરી, જેમનું નામ દાણીધારના નામે પ્રસિદ્ધ છે. એવા જ સંતો રામાવત નેનુજી દ્વારાના હોવા છતાં આજે ગામના નામે દાણીધારિયા તરીકે ઓળખાવે છે. એમનું ગુરૂસ્થાન જૂનાગઢ છે. જે આજે ગૃહસ્થાશ્રમી છે. અને જેઓ રામાનંદી સાધુઓ સાથે વરવ્યવહાર લે છે.

## દૂધરેજિયા

રામાનંદજીના શિષ્ય કબીરજી. તેમના રામમંત્રના પ્રભાવથી ખેંચાઈ પદ્મનાભજીએ કબીરજીને ગુરૂમાન્યા અને પદ્મનાભજીના પરિવારમાં ષષ્ટમાદાસજી થયા. જેમણે દુધરેજમાં આશ્રમ સ્થાપી જ્ઞાનમાં પછાત એવી રબારી જ્ઞાતિને ઉપદેશ આપી સંપ્રદાય ચલાવ્યો. જેમના શિષ્ય પરિવારો આજે રામાવત હોવા છતાં ગામ ઉપરથી દૂધરેજિયાના નામે ઓળખાય છે.

એ જ ષષ્ટમાં સ્વામીનાં બહેન ચાંપબાઈ બહેને ચૂલીમાં જગ્યા બાંધી. તેમના શિષ્ય પરિવારમાં ચાંપબાઈના સાધુ તરીકે ઓળખાય છે.

ષષ્ટમસ્વામીના શિષ્ય પરિવારમાં ભાણુદાસજી થયા. તેમણે વાગડમાં વારાહીમાં ગાદી સ્થાપી જે રવિભાણુના નામે ઓળખાય છે. જેમાં મોરારસાહેબ, ખીમ સાહેબ, વિગેરે સંતો થયા. જેમનું આપેલું ભજન સાહિત્ય સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર ગવાય છે.

## કુબાવત, આશાણી, દેશાણી વગેરે

રામાનંદજીના શિષ્ય શ્રી અનંતાનંદજી અને તેમના શિષ્ય કૃષ્ણુદાસજી દુધાધારીએ ઘણા શિષ્યો કરેલા. એમના એક શિષ્ય કુબાજી થયા જેમણે જોધપુર રાજ્યમાં જીંથડા ગામમાં ગાદી સ્થાપી. તેમના શિષ્યો કુબાવત થયા. કૃષ્ણુદાસજીના શિષ્ય પરિવારમાં હરિદાસજી થયા જેમણે સરપદડ ગામમાં આવી ગાદી સ્થાપી. તેમના શિષ્યો સરપદડિયા તરીકે ઓળખાય છે. એ જ સંત હરિદાસજીના બીજા શિષ્ય દેશાજી રજપૂતે દીક્ષા લઈ બાબરા પાસે ગરણી ગામમાં જગ્યા કરી, જેમનો શિષ્ય પરિવાર મુખ્ય રામાવતને બદલે ગુરૂના નામે દેશાણી તરીકે ઓળખાય છે. એમના બીજા ગુરૂભાઈ આશારામજીએ ચિત્તલમાં જગ્યા કરી. એમના શિષ્ય પરિવારના આજ આશાણીના નામે ઓળખાય છે.

એક ત્રીજા ગુરૂભાઈ વાઘારામજીએ દડવામાં જગ્યા કરી તેમના શિષ્ય પરિવાર આજે વાઘાણીના નામે ઓળખાય છે. ચોથા ગુરૂભાઈ શ્યામદાસજીએ લીંબડી પાસેના બળોલ ગામે આવીને જગ્યા કરી તેમના શિષ્યો બળોલિયા તરીકે ઓળખાય છે. આ બધી શાખાના મૂળ પુરુષ રામાનુજાચાર્ય હતા. એમનો સિદ્ધાંત વિશિષ્ટાદ્વૈત. તેમણે "બ્રહ્મ સાચું અને જગત મિથ્યા પણ વિકારવાળું, બ્રહ્મ રૂપે સાચું. જીવ પણ સત્ય છતાં જીવ અણુરૂપે. ધર્મ રહસ્ય માટે વિશિષ્ટાદ્વૈત સાધન કર્મયુક્ત, જ્ઞાન યુક્ત. વિષ્ણુની ભક્તિ અને શરણાગતિ, મુક્તિ વૈકુંઠની પ્રાપ્તિ અને મુક્તિના ચારેય પ્રકારોને માન્ય રાખ્યા. એમના માન્ય ગ્રંથ બ્રહ્મસુત્રનું શ્રી ભાસ્ય, હરિવંશ, મહાભારત, વિષ્ણુ પૂરાણ અને ભાગવત વિગેરે. આચાર, અચર્ન ભક્તિ, સગુણ બ્રહ્મને માનવાનું ચિત્ત, અચિત અને ઈશ્વર ત્રણેયને નિત માનવાના. આત્મા અણુ છે. જીવ અસંખ્ય છે. એક બીજાથી ભિન્ન છે અને મોક્ષ દિશામાં પણ ભિન્ન જ રહે છે તેમ સ્વીકારેલ છે.

## ગોંડલિયા

કૃષ્ણુદાસજીએ ગલતામાં ગાદી સ્થાપી એમના એક શિષ્ય કિલ્હદેવજી થયા. એમના શિષ્ય દેવમુરારીજી. તેનાથી દ્વારા ચાલ્યો. તે જ આશ્રમના સંત લોટુંગજી (જીવણુદાસજી) હતા. ભક્તમાળમાં તેમની યાદી છે, તે જીવણુદાસજી સૌરાષ્ટ્રમાં ફરતાં ફરતાં તેમણે ગોંડલમાં આવી જગ્યા બનાવી જે આજે વડવાળાના નામે પ્રચલિત છે. તે મહાપુરૂષે મૂળદાસજી વિગેરે મહાત્માઓને જ્ઞાન ઉપદેશ આપ્યો. જે દેવમુરારી રામાવત હોવા છતાં ગુરૂસ્થાન ગોંડલ હોવાથી એમના

શિષ્યો ગોંડલિયાના નામે ઓળખાય છે. એ સંપ્રદાયના મુખ્ય સંત દેવમુરારીજી એક વખત બહારથી ફરી આશ્રમ તરફ આવતા હતા. હરિજનવાસ આગળથી નીકળ્યા. ત્યાં મંડપ હતો. તેમના ભક્તો ભેગા થયેલા અને પ્રસાદ વહેંચાતો હતો. વહેંચનારે પડકાર માર્યો કે : "હવે રહી જાય છે કોઈ પ્રસાદનો અધિકારી ?" આ સાંભળી દેવમુરારીજીએ કહ્યું કે : "મને આપો." સાંભળતાં જ પહેલો થંભી ગયો. જયપુર મહારાજાના ગુરૂને પ્રસાદ કેમ આપવો ? સંતે કહ્યુ, "કેમ પ્રસાદ આપવામાં અટકે છે ? હું પ્રભુ પ્રસાદનો અધિકારી નથી ?" પેલાએ કહ્યું : "આપ તો સંત છો." સંતે કહ્યુ : "હુ અધિકારી હોઉં તો આપો નહિતો તમારી ઈચ્છા." પેલાએ પ્રસાદ આપ્યો. પરિણામમાં સાથેના શિષ્યોને ગુરૂ અભડાઈ ગયાની ભીતિ ગરી ગઈ અને આશ્રમમાં આવીને સૌને વાત કરી.

ઈતિહાસ તો ખૂબ લાંબો છે. પણ એમને મારવા માટે હાથીને ગાંડો કરીને મહારાજ સામો મોકલે છે છતાં હાથીએ એમને કાંઈ ઈજા કરી નહિ. જેથી સમર્થ ગુરૂના શિષ્યોએ ક્ષમા માગી. પરિણામમાં શિષ્યોમાં પણ દ્વિધા પેદા થઈ. એક ચુસ્ત આચાર્ય અને બીજા જરા ઉદાર મતના. આ રીતે બે ભાગ પડી ગયા. જે વર્ષો જતાં પણ રહી ગયા. એ જ ઉદારમતની સંત શાખામાંથી જીવણદાસજી થયા. જેમણે ગોંડલમાં ગાદી સ્થાપી.

દાદા મેકરણનાં ભજનો અને સાખીઓથી સૌરાષ્ટ્રના અને કચ્છના ગામડે ગામડે કાપડી પંથનો સિદ્ધાંત લોકહૃદય સુધી પહોંચી ગયો છે. કચ્છના રણ કાંઠાંના ધ્રંગ ગામમાં અઢારના સૈકામાં આ સંતનો જન્મ થયો હતો. જેણે મઢના મહંત ગાંગારાજા પાસેથી દીક્ષા ગ્રહણ કરેલ. આ પંથના માટે એવી કથા છે કે રામ લક્ષ્મણ બન્ને ભાઈ રાવણને માર્યા પછી ઉત્તરાવસ્થાએ સાધુ વેશે હિંગળાદની જાત્રાએ ગયેલા. એ વખતના રિવાજ મુજબ યાત્રીઓએ સાધુનો વેશ ધારણ કરવો પડતો. યાત્રા કરીને પાછા વળતાં જસરાજજીને લક્ષ્મણજીએ પોતાની પાસેનાં વસ્ત્ર પાવડી વિગેરે આપ્યાં. ત્યાંથી આ પરંપરા થઈ તેમ માનવામાં આવે છે. વિશેષ પ્રચાર દાદા મેકરણથી થયો. એ મહાપુરૂષે કચ્છ અને સૌરાષ્ટ્રમાં કાપડી પંથનો પ્રચાર કર્યો. આજ સૌરાષ્ટ્રમાં કાપડી સંતોનાં ઘણાં ધરો છે. તે વિષ્ણુ સંપ્રદાય જેને વર્તમાન-કાળમાં માર્ગીપંથ કહીએ છીએ તેમાં એક રૂપ થઈ ગયો છે. દાદા મેકરણે એ સમયમાં હિંદુ અને મુસલમાનને એકતાનો પાઠ ભણાવેલ, જેમનો દોહો આ રહ્યો.

**હિંદુ જપે રામરામ, મુસલમાન ચે અલ્લા;**
**મુંજે નાથ મેકણ ચે; બય ઘર ભલા.**

હિંદુ મુસલમાન સૌ કોઈને સમાજ સેવાનો સંદેશ આપી વહેમના વમળમાંથી બચાવનાર એ સંત અમર થઈ ગયા.

રાજસ્થાન મારવાડમાં રણુજા ગામે શ્રી રામદેવપીરે પ્રગટ થઈ પીર સંપ્રદાય સ્થાપ્યો જે ધર્મના પરંપરાના પરિવારમાં માલદે પીર, જેસલપીર, સાદુળપીર રૂડો પીર, ગીગોપીર વિગેરે થયા. જેમણે હરિજનો, ભરવાડો, ક્ષત્રીઓ વિગેરેને વર્ણાંતર થતાં અટકાવી આર્ય ધર્મના ત્યાગ, સેવા અને બલિદાનનો સંદેશ આપ્યો.

એમના શિષ્ય પરિવારમાંથી રામદેવ પુત્રા સાખના સંતો અને પરબના સંતો છે. ધંધુકા પાસેના રંગપુર ગામે આજથી બસો વર્ષ પહેલાં મારવાડમાંથી રણુજાથી આવીને રામબાવાએ જગ્યા કરી. ઝાંઝરકાના હરિજન સવા ભગતને તેમણે દીક્ષા દીધેલી. તેમની જગ્યાઓ આજે પણ છે. અને કોઈ પણ જ્ઞાતિના ભેદભાવ વિના ટૂકડો આપી સેવા કરે છે.

એ જ સાખાના એક સત ફકકડનાથ બાવાએ બોટાદ તાલુકાના કામરાળા ગામે જગ્યા કરી ભાલ પંથકના દરબારોને પરમોદયા. આ રીતે કોઈ રામાવત, કુબાવત, હરિવ્યાસી તો કોઈ પીરપીરાણા. પરબની જગ્યા સંત દેવીદાસજી અને અમરમા વિગેરેએ બાંધી. સૌરાષ્ટ્રમાં એ સમયનાં વહેણને પારખી એકરૂપ બની, જર જમીન અને જોરૂ માટે લોહી રેડતા સમા-

અનુ. પૃ. ૫૮૧]

# સૌરાષ્ટ્રમાં ભક્તિમાર્ગ-પુષ્ટિમાર્ગ

અધ્યા : કેશવરામ કા. શાસ્ત્રી
'વિદ્યાવાચસ્પતિ'

પાંચરાત્ર-સાત્વત-ભાગવત સંપ્રદાયનો ક્યારે ઊગમ થયો અને ક્યાં અને કેવી રીતે વિસ્તર્યો એ જાણવાનું સરળ નથી. મહાભારતના વર્તમાન વિશુદ્ધ સ્વરૂપની હયાતી 'અષ્ટાધ્યાયી સંસ્કૃત વ્યાકરણ-સૂત્રો-ના કર્તા પાણિનિના ઈ. પૂ. છઠ્ઠી સદીના આરંભમાં હોવા વિશે આજે કોઈ શંકા નથી, કારણ કે એમણે વ્યાકરણના એક સૂત્રમાં 'મહા-ભારત' શબ્દની સિદ્ધિ કહી બતાવી છે. એમના સમયમાં પ્રચલિત માન્ય અને શિષ્ટ ભાષા-એ એને 'ભાષા'-'લોકભાષા' એવી સંજ્ઞા 'છાંદસ ભાષા' (વૈદિકી ભાષા)થી જૂદી પડવા આપી છે. મહાભારત-શાંતિપર્વના નારાયણીય ઉપાખ્યાનોમાં સાત્વત (ભાગવત) સંપ્રદાયનાં બીજ પડયાં છે. જરૂર એનો અણુસાર ભગવદ્‌ગીતામાં તો અછતો રહેતો નથી. બેશક, ગીતામાં શ્રી કૃષ્ણ-પુરૂષોત્તમનું પ્રાબલ્ય છે. જ્યારે નારાયણીય ઉપાખ્યાનમાં 'નારાયણ' ઊપસી આવે છે. પાંચરાત્ર સંપ્રદાયની ૩૦૦ થી પણ વધુ સંહિતાઓ જાણવામાં આવી છે. જે સમગ્ર ભારત-વર્ષમાં એ સંપ્રદાયની વ્યાપકતાનો ખ્યાલ આપે છે. મંદિરોની રચના, મૂર્તિવિધાન, ઉપાસના-પદ્ધતિ વગેરેની ઝીણામાં ઝીણી વિગતો એ સંપ્રદાય ગ્રંથોમાં જોવા મળે છે. ઐતિહાસિક દષ્ટિએ જોતાં એ સંપ્રદાયના જે અવશેષ સૌરાષ્ટ્રમાં સચવાઈ રહેલા છે તે બે કહી શકાય. એમાંનો એક તે સ્કંદગુપ્તના સૌરાષ્ટ્રના પ્રતિનિધિના પુત્ર અને ગિરિનગરના વહીવટદાર ચક્રપાલિતે સુદર્શન તળાવની મજબૂત પથ્થરોની પાળ બાંધી તળાવનો છેલ્લો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારે સાથોસાથ એના પૂર્વ બાજૂની પાણી આવવાના માર્ગરૂપ સુવર્ણરેખા નદીના દક્ષિણ કાંઠા ઉપર ચક્રભૃત્ વિષ્ણુનું મંદિર બંધાવ્યું તે ઈ. સ. ૪૫૭ નો. સ્થાન તે જ વર્તમાન દામોદર કુંડ ઉપરનું દામોદરજીનું મંદિર. એના મુખ્ય મંદિરમાં બે વિષ્ણુ મૂર્તિ અને સાથે રૂક્મિણીની મૂર્તિ (જેને અત્યારે 'રાધાજી' કહેવામાં આવે છે) જે એના સ્વરૂપ ઉપરથી એટલા જૂના સમયની હોવા વિશે શંકા રહેતી નથી. બાજુના મંદિરમાં બે મૂર્તિઓ વિષ્ણુની છે તે સોલંકી કાલની છે. મૂળ મંદિરમાં ત્રણ વાર તો ચોક્કસ જીર્ણોદ્ધાર થયો છે. વર્તમાન સ્વરૂપ દ્વારકાના જગત મંદિરની નાની આવૃત્તિ જેવું સોળમી-સત્તરમી સદીથી જૂનું નથી, પરંતુ એની નીચેની ઊભણીમાં પ્રાચીનતા સચવાઈ રહી છે. ઉપરની ચારે વિષ્ણુ મૂર્તિ 'ત્રિવિક્રમ' (વામન)ની છે. અને આશ્ચર્ય છે કે ગુજરાત સૌરાષ્ટ્ર-કચ્છનાં વિષ્ણુ મંદિરોમાં મોટા ભાગની મૂર્તિઓ 'ત્રિવિક્રમ'ની છે, એ દ્વારકાનાથ હોય કે રણછોડરાય, કે માધવરાય યા દૈત્યસૂદન હોય.

બીજો અવશેષ તે આજની દ્વારકાના વિષયનો છે. વળામાંથી મળેલાં ગારુલક મહારાજ વરાહદાસ ૨ જાનાં ઈ. સ. ૫૪૯નાં તામ્રપત્રોમાં એણે દ્વારકા ઉપર ચડાઈ કરી પોતે 'દ્વારકાપતિ' બન્યાનું જણાવ્યું છે. અને દ્વારકામાં 'હરિમંદિર' યાને 'ભગવદાલય' હોવાનું વિષ્ણુ પુરાણ અને ભાગવત પુરાણ કહે છે જ. ઈ. સ. ની ૪થી ૫મી સદીમાં પરમ ભાગવત ગુપ્તોના સમયમાં આજની જ દ્વારકા તીર્થસ્થાન તરીકે વિકસી ચૂકયું હતું કે જેવું ગિરિનગર (જૂનાગઢ).

સ્કંદપુરાણાંતર્ગત પ્રભાસખંડના એમાંના વસ્ત્રાપથ ક્ષેત્ર માહાત્મ્ય સાથે વલભીના મૈત્રકોના સમયમાં સિદ્ધ થયેલો હતો, કેમકે એમાં સૂર્યનો પુત્ર રૈવંત કહ્યો છે તેનું ત્યાં વર્ણિત સ્વરૂપ ભટાર્કનું છે. વળી ઊર્જયંત અને રૈવતક એ જ ગિરનાર એવી નવી માન્યતા એમાં ઊભી થતી દોઈ એની રચના કાર્દમક મહાક્ષત્રપ રુદ્રદામા (ઈ. સ. ૧૫૦) સુધી જૂને લઈ શકે એમ નથી, કારણ કે એના સમયમાં ભયંકર રીતે તૂટી ગયેલા સુદર્શન તળાવને વિશાળ બંધ બાંધી સમારી લેવામાં આવ્યું ત્યાં માત્ર 'ઊર્જયંત' (આજનો

ગિરનાર) કહ્યો છે, જ્યારે ચક્રપાલિત (ઈ. સ. ૪૫૭) માં ઊર્જયંતનું બીજું નામ 'રૈવતક' કહે છે. સુદર્શન તળાવના મથાળની અંદરના ભાગમાં અને પછી નીચેના ભાગમાં દક્ષિણ કાંઠા ઉપર વિકસેલું 'ગિરિનગર' ઇ. સ. ૪૫૭માં હયાત હતું, પણ પછી વસ્ત્રાપથક્ષેત્ર મહાત્મ્યમાં કોઈ નગર વિશે સૂચન નથી અને થોડા ગાઉ દૂર વામનપુર–વામનનગરનો નિર્દેશ છે.

આ પ્રભાસખંડ પ્રભાસક્ષેત્રમાં અનેક સ્થળે વિષ્ણુમંદિરો હોવાનો નિર્દેશ કરે છે. સોમનાથ મંદિરના પ્રાંગણમાં 'દૈત્યસૂદન'નો નિર્દેશ એમાં સૂચક છે. એવાં બીજાં સેંકડો મંદિરો પણ અપાયાં છે. આ સ્પષ્ટ રીતે બતાવે છે કે દક્ષિણ સૌરાષ્ટ્ર તો વિષ્ણુ-મંદિરોથી ભર્યો હતો. શ્રી પાંચરાત્ર–સાત્વત ભાગવત સંપ્રદાયની વ્યાપકતાનો નિર્દેશ કરી જાય છે.

સોલંકી કાલમાં ભાગવત સંપ્રદાયને ઘણું સારું પોષણ મળ્યું હતું અને પ્રભાસ પાટણના પાશુપતા-ચાર્યો ભાવબૃહસ્પતિ વિશ્વેશ્વર રાશિ જેવા શાંકર આચાર્યોએ પણ વિષ્ણુ ભક્તિને પોષણ આપ્યું હતું. અને ૧૧મી સદીના ભીમદેવ ૧લાના સોમનાથ-મંદિરના અવશેષોમાં પાશુપતાચાર્ય પોતાના ખોળામાં વિષ્ણુ મૂર્તિ લઈને ગાડામાં બેઠા હોય એ રીતનું સરઘસ કોતરાયેલું મળ્યું છે. જે ત્યાંના મ્યુઝિયમમાં સચવાઈ રહેલ છે. આશ્ચર્ય તો એ છે કે જૂનાગઢના દામોદરજીની જૂની મૂર્તિઓ ત્રણને અપવાદે સમગ્ર સૌરાષ્ટ્રમાં મળતી વિષ્ણુમૂર્તિઓ બધી જ સોલંકી-કાલની છે.

આટલું સૂચવવાનું પ્રયોજન એ છે કે સૌરાષ્ટ્રમાં પ્રાચીન ભાગવત–સંપ્રદાય કિંવા પાંચરાત્રીય ભક્તિ-માર્ગની પ્રણાલી અવિચ્છિન્ન હતી. માધવપુર–ઘેડ (જિ. જૂનાગઢ)ના માધવરાયજીના મંદિરનો અને કૃષ્ણ–રુકૃમિણીના લગ્ન ત્યાં થયાનો નિર્દેશ સિદ્ધપુર અને પ્રભાસ પાટણમાં રહી રચનાઓ કરી ગયેલા ભીમે (ઈ. સ. ૧૪૮૪–૧૪૯૦) કર્યો છે.

કૃષ્ણભક્તિની વ્યાપકતા વેરાવળમાંના હરસિદ્ધ માતાના મંદિરના વલભી સંવત ૯૨૭ ઈ. સ. ૧૨૪૬ ઉત્કીર્ણ લેખવાળી શ્રી ગોવર્ધનધરની મૂર્તિથી પણ કહી શકાય.

નરસિંહ મહેતા (ઈ. સ. ૧૪૧૪-૧૪૮૦ આશરે)ના સમયમાં તો શ્રી કૃષ્ણ ભકિત અને શ્રી વિઠ્ઠલની શ્રી કૃષ્ણ સાથેની અનન્યતા ધ્યાન ખેંચે છે. અહીં આપણને પઢંરપુરના વારકરી સંપ્રદાયની આછી પ્રણાલીનાં દર્શન થાય છે. સંભાવના છે કે આ વખતે રામભક્તિ પણ વ્યાપક હતી, અને એની પાછળ ઉત્તર ભારતના રામાનંદ સ્વામીની અસર હતી. ગિરનારમાંના દામોદર કુંડ ઉપરના દામોદર ભગવાનને તો જૈન રાસોમાં પાંચમા હરિ કહ્યા છે. એટલે ચોથા હરિ દ્વારકાના દ્વારકાનાથ, પાંચમા હરિ દામોદરજી, અને બીજાં તીર્થસ્થાનોમાં ભારતવર્ષના દૂરદૂરના ભાગોમાંથી સંતો અને યાત્રાળુઓ આવતાં. એ રીતે જ વારકરી સંપ્રદાયની અસર નીચે નરસિંહ મહેતો આવેલો જણાય છે, એના ઈષ્ટનું નામ 'દામોદર' કહ્યું છે જ.

આમ સમગ્ર સૌરાષ્ટ્રમાં ચોક્કસ પ્રકારની શ્રીકૃષ્ણ–વિઠ્ઠલ–દ્વારકાધીશની ભક્તિનો પ્રવાહ અવિરત ચાલુ હતો. એમાં ઈ. સ. ૧૪૯૦ થી પછીના ઈ. સ. ૧૫૨૯ સુધીના ૩૯ વર્ષના ગાળામાં શુદ્ધાદ્વૈત વેદાંત સિદ્ધાંત અને નિર્ગુણ ભક્તિમાર્ગના સંસ્થાપક શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજી ચારવાર સૌરાષ્ટ્રમાં આવ્યા તે ગાળામાં પુષ્ટિમાર્ગનો વ્યાપક પ્રચાર થયો. નરસિંહ મહેતાના કાકા પરબતદાસ માંગરોળ (સોરઠ)માં રહેતા હતા અને ત્યાં સં. ૧૫૦૧ ના માગસર સુદિ ૬ ને સોમવારને દિવસે શ્રી રણછોડરાયજીનું દશાંગુલ સ્વરૂપ પધાર્યું હતું. એ એ રીતે વૈષ્ણવ હતા. શ્રી વલ્લભા-ચાર્યજીની પૂર્વે જ એ વિદેહ થયા હતા, પણ એમના વંશજોએ પુષ્ટિમાર્ગીય દીક્ષા લીધી હતી, જેને કારણે એમના વંશમાં એ દીક્ષાનો ઘણા સમય સુધી પ્રચાર હતો. હજી પણ નાગરોમાં વલ્લભી વૈષ્ણવો મળી આવે છે.

શ્રી મહાપ્રભુજી પોતાની ચાર યાત્રાઓમાંની કઈ યાત્રામાં જૂનાગઢ આવ્યા અને દામોદરકુંડ ઉપર દામોદરજીના મંદિરની પશ્ચિમે અને રેવતીકુંડના પૂર્વ

મથાળે આવેલા સ્થાનમાં મુકામ કરી શ્રીમદ્ભાગવત-પારાયણ કર્યું એનો ચોક્કસ સમય નથી મળતો, પરંતુ એ જે કોઈ સમય હોય, એ વખતે જૂના સમયથી દામોદરજી જેમના ઈષ્ટદેવ-કુળદેવ છે તેવા ગિરિનગર (ગિરનાર)ના બ્રાહ્મણોએ પુષ્ટિમાર્ગનો સમાદર કર્યો. એવો જ સંબંધ માધવપુર-ઘેડમાં પણ બંધાયો. ત્યાં ગામથી બે કિલોમીટર ઈશાને રૂપેણવનમાં જ્યાં વર્ષમાં બે વાર શ્રીકૃષ્ણ-રૂક્મણીનાં લગ્નનો ઉત્સવ કાર્તિક સુદિ બારસ અને ચૈત્ર સુદિ બારસને દિવસે ઊજવાય છે તેની નજીકના કર્દમકુંડ ઉપર શ્રીમહાપ્રભુજીએ શ્રીમદ્ભાગવત-પારાયણનો લાભ આપ્યો-ત્યાં પણ મુખ્યત્વે ઘણા જૂના સમયથી શ્રી માધવરાયજીના સેવક તરીકે પુરોહિત કુળના કૃષ્ણાત્રેયગોત્રના ગિરનારા બ્રાહ્મણો જાણીતા હતા. તો જામનગરના પંથકમાં હજી નવાનગરની જામરાવળે સ્થાપના નહોતી કરી એ પૂર્વે નાગનેશ બંદરના નાગમતી નદીના કાંઠે પણ શ્રી મહાપ્રભુએ શ્રીમદ્ભાગવત-પારાયણનો લાભ આપ્યો હતો. એ પંથકમાં પણ ગિરનારા બ્રાહ્મણોનો પ્રસાર હતો. દ્વારકામાં તો દ્વારકાધીશની સેવામાં ગૂગળી તેમજ અબોટી બ્રાહ્મણો જૂના સમયથી હતા અને ભાગવત સંપ્રદાયની પ્રણાલીમાં જ વિકસ્યા હતા એટલે ત્યાં પણ એ બ્રાહ્મણોને પુષ્ટિમાર્ગ સરળ પડયો હતો. દ્વારકામાં દ્વારકાધીશના મંદિરનાં પગથિયાં પૂરાં થાય છે ત્યાં પૂર્વ બાજુ ગોમતીના તીર ઉપર, ત્યાંથી દસેક કિલો મીટર પૂર્વે મૂળ ગોમતામાં, બેટ શંખોદ્ધારના માર્ગે ગોપીતળાવમાં અને બેટ શંખોદ્ધારમાં પણ શ્રીમદ્ભાગવત ઉપરનાં એમનાં વ્યાખ્યાનો અને પારાયણો થયાં હતાં. ત્યાંથી પીંડારા જતાં ગોગાગૂળામાં, પીંડારામાં, અને ત્યાંથી નીકળી જામખંભાળિયામાં પણ એમના સદર પારાયણ થયેલાં. અહીંના બ્રાહ્મણો અને બીજી સ્થાનિક ઉજળિયાત પ્રજા પુષ્ટિમાર્ગના સંસ્કારમાં રંગાઈ હતી. મોરબી મચ્છુને પૂર્વ કાંઠે પણ એવા એક સુંદર સ્થાનમાં એમણે ઉપર પ્રકારનો કાર્યક્રમ આપ્યો હતો.

બીજાં ત્રણ સ્થાન તે ધંધુકા નજીક તગડી, દેલવાડા નજીક ગુપ્તપ્રયાગ અને પ્રભાસ પાટણમાં ત્રિવેણીસંગમ ઉપરનાં છે. જ્યાં પણ એવો કાર્યક્રમ આપ્યો છે. જ્યાં જ્યાં સમગ્ર ભારતવર્ષમાં શ્રી મહાપ્રભુજીએ શ્રીમદ્ ભાગવતનાં પારાયણ કરેલાં તે બધાં સ્થાન 'આચાર્યજીની બેઠક' તરીકે જાણીતાં છે. આ રીતે તગડી ગુપ્તપ્રયાગ, પ્રભાસ માધવપુર-ઘેડ, જૂનાગઢ મૂળગોમતા દ્વારકા, ગોપીતળાવ, શંખોદ્ધાર-બેટ, ગોગાગૂળા, પીંડાર, જામખંભાળિયા, જામનગર અને મોરબી આટલાં સ્થાને બેઠકો જાણીતી થઈ અને એ બધાં પુષ્ટિમાર્ગના પ્રચારનાં કેંદ્રો બન્યાં. એમના બીજા પુત્ર શ્રી વિઠ્ઠલનાથ ગુસાંઈજી ગુજરાતમાં ૭ વાર આવેલા, તેમની એવી એક બેઠક દ્વારકાની દક્ષિણે પાંચેક કિલોમીટર ઉપર ચંદ્ર ભાગાનદીના મથાળ ઉપર આવેલા બરડિયા ગામની સીમમાં સાંબલક્ષ્મણાનાં ભગ્ન મંદિરો પાસે છે.

શ્રી મહાપ્રભુજીની સૌરાષ્ટ્રની યાત્રા દરમ્યાન, બેઠકોનાં ચરિતોમાં બતાવ્યા પ્રમાણે અનેકોએ પુષ્ટિમાર્ગની દીક્ષા લીધી હતી. મૂળમાં ભાગવતમાર્ગ વ્યાપક હતો તેથી આવા વિદ્વાન વિરક્ત પ્રકૃતિના આચાર્યને મેળવતાં પુષ્ટિમાર્ગનો વિકાસ થવામાં વધુ સરળતા થઈ. શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાંઈજી પછી અનેક વલ્લભવંશી આચાર્યો સૌરાષ્ટ્રની ધરતી ઉપર આવ્યા અને અન્ય બ્રાહ્મણો વણિકો ભાટિયા લુહાણા કાઠી રાજપૂતો આહીરો અને વ્યાપક રીતે કણબીઓએ પુષ્ટિ માર્ગને આવકાર્યો. રાજવંશોમાં પોરબંદર જામનગર-ધ્રોળ-રાજકોટ-ગોંડળ-મોરબી લાઠી લખતર વગેરે પુષ્ટિમાર્ગની પૂરી અસર નીચે આવ્યા, આમાં ધ્રોળ અને લખતરમાં આજે પણ પુષ્ટિમાર્ગનું અનુયાયિત્વ નવા યુગમાં પણ જોવા મળે છે. શ્રી ગુસાંઈજીના પ્રપૌત્ર શ્રી ગોપીનાથજી દીક્ષિત માત્ર અઢારેક વર્ષની ઉંમરે કચ્છમાં ગયેલા અને માંડવીમાં શ્રી સુંદરરાયજીના મંદિરમાંના શિલાલેખ પ્રમાણે ભાટિયાઓને વૈષ્ણવધર્મનો બોધ આપવામાં ઉજ્જ્વળ સફળતા મેળવી. એને લીધે સૌરાષ્ટ્રમાં પણ ભાટિયા આવ્યા-લુહાણા આવ્યા તે બધાય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો તરીકે વિકસ્યા.

નાનું કે મોટું ભાગ્યે જ કોઈ એવું નગર હશે કે જ્યાં પુષ્ટિમાર્ગીય મંદિર કે હવેલી ન હોય. આમ છતાં ગાદીનાં સ્થાન તો ગણ્યાંગાંઠ્યાં જ થયાં.

અને ગાદીનાં સ્થાન ઠેર ઠેર હોય પણ નહિ. જૂનાગઢમાં શ્રી ગોકુલેશજી, પોરબંદરમાં શ્રી ગોપાલજી, જામનગરમાં શ્રી વ્રજરાયજી, વેરાવળમાં શ્રી ગોવર્ધનલાલજી, અમરેલીમાં શ્રી વાગધીશલાલજી આ પ્રતાપી આચાર્યોએ હવેલીઓ સ્થાપી. સાથે પોરબંદરમાં શ્રી દ્વારકાનાથજીનું મંદિર પણ સ્વતંત્ર વિકસ્યું. જ્યાં શ્રી મધુસૂદનલાલજી મહારાજે આવી એનો વિકાસ કર્યો. બેટ શંખોદ્ધારમાં પણ એવું સ્થાન હતું, પણ એ હાલ નષ્ટ થઈ ગયું છે.

વૈષ્ણવાચાર્યોએ પોતાની વિદ્વત્તા અને ભગવત્સેવાની દૃઢતાને કારણે સૌરાષ્ટ્રની મોટા ભાગની ઉજળિયાત કોમો ઉપર પ્રભાવ પાડયો, જેને કારણે જ્યાં ક્યાંય પણ 'વૈષ્ણવ છીએ' એમ કોઈ કહે એટલે એ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ જ હોય. શ્રી રામાનુજાચાર્યની અસર ઘણી થોડી પણ એમની પરંપરાના શ્રી રામાનંદની અસર સૌરાષ્ટ્રમાં ઘેરી થઈ–મોટાં નગરો કે નાનાં નગરો તો ઠીક, પણ નાનામાં નાનું ગામ એવું બાકી કદાચ નહિ હોય કે જ્યાં ચોરામાં 'રામ–મંદિર' ન હોય અને એની સેવા પણ રામાનંદી સાધુ કરતા હોય. અનેક સ્થળે મઠો પણ છે, જ્યાં વિરક્ત સાધુઓ મહંત હોય છે. આ બધા પણ વૈષ્ણવો જ છે, છતાં 'વૈષ્ણવ' શબ્દ પુષ્ટિમાર્ગીયો માટે જ રૂઢ થયેલો જોવા મળે છે.

પુષ્ટિમાર્ગે ભારતવર્ષને મોટી સેવા આપી છે, તે તો લલિત કલાઓના વિકાસની સંસ્કૃત સાહિત્ય, ધ્રુપદ–ધમારનું શાસ્ત્રીય સંગીત, શ્રીના શૃંગાર, સુશોભન, અને શિરમોડ જેવી ખાદ્ય સામગ્રીની કલાનો વિકાસ અસામાન્ય કોટિનો કહી શકાય–વેદાંત અને ભક્તિના ઉચ્ચ સાહિત્યના સેંકડો ગ્રંથો લખાયા છે. અને એમાંના કેટલાક છપાયા છે. ઉત્તર હિંદુસ્તાનની સંગીત પદ્ધતિનો રામપુરના ઘરાણાથી વિકાસ થયો તે પહેલાં ચાર પેઢીથી પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ધ્રુપદ ધમારનું ઉચ્ચ કોટિનું ગાન શ્રી વલ્લભાચાર્યજીના શિષ્યો કુંભનદાસ–સૂરદાસ – પરમાણંદદાસ – કૃષ્ણદાસ ગુજરાતી દ્વારા વ્યાપક બન્યું હતું. એમના અને પછીના ભક્તકવિઓ દ્વારા વ્રજભાષાનું ઉચ્ચ કીર્તન–સાહિત્ય–કવિતાસાહિત્ય ઉચ્ચતમ નમૂનારૂપે વિકસ્યું. શ્રીના શૃંગારની ઝીણવટ અદ્ભુત છે. તો સુશોભનમાં ફૂલો વગેરેની ઝીણી કારીગરી, ફળો અને પાંદડાંનો સુંદર ઉપયોગ,–ચિત્રકળામાં પિછવાઈઓનું ઉચ્ચકોટિનું, રાજપૂતયુગનું ચિત્રકામ, એ અદ્ભુત રીતે ખીલ્યાં છે. ખાદ્ય સામગ્રીમાં તો કલાની ઝીણી સૂઝ માત્ર પુષ્ટિમાર્ગમાં જ છે. છપ્પન–ભોગની છપ્પન પ્રકારની વાનીઓ તો સૂચન માત્ર છે, અનેક પ્રકારો વિકસ્યા છે. આ બધો લાભ સૌરાષ્ટ્રમાંના મંદિરોમાં પણ મળતો રહ્યો છે અને મળે છે. હવેલીના સંગીત તરીકે ધ્રુપદ–ધમારનું શાસ્ત્રીય સંગીત આજે એના શ્રોતાઓને મુગ્ધ કરી રહ્યું છે. પણ પુષ્ટિમાર્ગની વિશેષતા એ રહી છે કે એ બધું જ પ્રભુના વિનિયોગમાં આવે, વ્યક્તિના પોતાના આસ્વાદ માટે નહિ.

જેમ ડાકોરમાં રણછોડરાયજીના સેવાક્રમની પરિપાટી શ્રી. ગુસાંઈજીના પ્રપૌત્ર શ્રી. હરિરાય મહાપ્રભુજીએ સ્થાપી હતી તે પ્રમાણે દ્વારકામાં દ્વારકાધીશનાં મંદિરના સેવાક્રમની પરિપાટી ખુદ શ્રી. ગુસાંઈજીએ સ્થાપી હતી. બેઉ સ્થળે આજે એ પ્રણાલી ચાલુ છે. માધવપુર ઘેડના પ્રાચીનકાળથી જાણીતા માધવરાયજી-મંદિરનો પણ સેવાક્રમ પુષ્ટિમાર્ગીય છે.

એ કયા ગોસ્વામીએ શરૂ કરાવ્યો એ જાણવામાં આવ્યું નથી, પણ ત્યાં શ્રી ગુસાંઈજીના સમયમાં ગિરનારા વૈષ્ણવ ભક્તવર્યો લઘુ પીતાંબર કલ્યાણ વગેરે થયા છે, જેમનાં રચેલાં પદ આજ સુધી માધવપુરના માંગલિક ઉત્સવોમાં ગવાતાં આવ્યાં છે.

ગઈ પેઢીના ગોસ્વામી મહારાજોમાં જૂનાગઢના શ્રી ગોકુલેશજી અને શ્રી રઘુનાથલાલજીની સોરઠમાં જબર પ્રતિષ્ઠા હતી. શ્રી. રઘુનાથલાલજીના પ્રથમ પુત્ર શ્રી પુરૂષોત્તમલાલજીનો પ્રભાવ માત્ર વૈષ્ણવો ઉપર જ નહિ, જનતા ઉપર પણ પ્રબળ હતો. હિંદના ભાગલા વખતે મક્કમ રીતે જૂનાગઢની પ્રજાને જૂનાગઢમાં સ્થિર રાખી જૂનાગઢને ભારે આપત્તિમાંથી ઉગારી લીધું અને આરજી હકુમતનો માર્ગ સહેલો કરી આપ્યો. એ સૌરાષ્ટ્રના ઇતિહાસનો ગૌરવનો પ્રસંગ બની ગયો છે.

પોરબંદરમાં શ્રી ગોપાલજી પછી શ્રી ગોપીનાથજી અને એમના પછી શ્રી જીવનલાલજી મહારાજ અને એમના પુત્ર શ્રી રણછોડલાલજીનો પ્રભાવ રાજવંશ ઉપર પ્રબળ હતો. આજે શ્રી ગોવિંદરાયજી મહારાજ એ પ્રણાલી જાળવી પશ્ચિમ સૌરાષ્ટ્રની વૈષ્ણવ જનતા નિર્દેશકપદને શોભાવી રહ્યા છે.

પોરબંદરના શ્રી. ઘનશ્યામલાલજી મહારાજ તો ભારતવર્ષના નામી હારમોનિયમ-વાદક હતા. અને એમના તૃતીય પુત્ર શ્રી દ્વારકેશલાલજી મહારાજે એમનું સ્થાન જાળવી રાખ્યું હતું. એમના દ્વિતીય પુત્ર શ્રી રસિકરાયજી પાસે એ પ્રણાલી જીવિત છે. તો પ્રથમ પુત્ર શ્રી માધવરાયજી લલિતકળાઓ દ્વારા પુષ્ટિમાર્ગની સેવાઓ કરી રહ્યા છે.

ગો. શ્રી ઘનશ્યામલાલજીના બીજા પુત્ર શ્રી પ્રદ્યુમ્નલાલજી બેટ શંખોદ્ધારની પુષ્ટિમાર્ગીય ગાદીએ ગયા હતા. આજે બેટમાં એ વિષે કશું રહ્યું નથી. મોટા પુત્ર શ્રી દામોદરલાલજીના મોટા પુત્ર ગો. શ્રી પુરૂષોત્તમલાલજી કોટા છોટે મથુરેશજીની ગાદીએ દત્તક ગયા.

પોરબંદરના શ્રી ગોપીનાથજી મંદિરવાળા ગો. શ્રી. રણછોડલાલજીને મુંબઈના લાલબાવા મંદિરની પણ ગાદી મળી હતી. એ ગાદીએ એમના પછી એમના મોટા પુત્ર શ્રી વલ્લભલાલજી આવ્યા હતા. એ જુવાન વયે વિદેહ થયા.

જામનગરના ગો. શ્રી વ્રજરાયજી મહારાજ આદર્શ ગોસ્વામી થઈ ગયા. એમની ગાદીએ શ્રી અનિરૂદ્ધલાલજી મહારાજ અસામાન્ય કોટિના દાર્શનિક પંડિત હતા. અને અનેક સંસ્કૃત ગ્રંથોની રચના કરી ગયા છે. એમની ગાદીએ જૂનાગઢવાળા શ્રી પુરૂષોત્તમલાલજીના નાના ભાઈ શ્રી વ્રજભૂષણલાલજી ભાગવતના ઉચ્ચ પ્રકારના વિદ્વાન અત્યારે પુષ્ટિમાર્ગનું ગૌરવ વધારી રહ્યા છે.

જામ-ખંભળિયામાં ચાંપાસેનીથી ગો. શ્રી વિઠ્ઠલેશજી આવી સ્થિર થયા હતા, એમના મોટા પુત્ર શ્રી દ્વારિકેશલાલજી કચ્છ-માંડવીના મંદિરની ગાદીએ ગયા. અને નાના પુત્ર ગો. શ્રી વ્રજનાથલાલજી જામ-ખંભાળિયામાં રહ્યા. ગો. શ્રી વ્રજનાથલાલજી ઊંડા વિચારક હતા અને સમગ્ર સૌરાષ્ટ્રના એમના અનેક પ્રવાસોમાં પુષ્ટિમાર્ગને આજના યુગના સંદર્ભમાં મૂલવી જૂની ઘરેડના કેટલીક રીતરસમોમાં પરિવર્તન લાવવાનો પ્રયત્ન કર્યો હતો. દુઃખનો વિષય કે બન્ને ભાઈઓ ભરયુવાવસ્થાએ વિદેહ થયા. એમના બીજા પુત્ર ગો. શ્રી વલ્લભલાલજી ગુજ. યુનિ.ના ગ્રેજ્યુએટ છે ને રાજકોટમાં પોતાનું પ્રેરક જીવન ગાળી રહ્યા છે.



પ.૭૬ થી ચાલુ]

જૂના આવેગરૂપી અશ્વને ધીરતારૂપી લગામ ચડાવી રોકી રાખી સમાજ સેવા કરી છે. આ બધાય સંતોના ગુરુદ્વારા તો પહેલાં લખ્યા તે છે, પરંતુ આમાંના ઘણા સંતો વર્ષો પહેલાં મહામાર્ગ પંથના અનુયાયીઓ હોવાથી નામ માર્ગીપંથ પડી ગયું છે. રામદેવજી પીરે શ્રી ડાલીબાઈ હરિજનને પણ ગત ગંગામાં લઈ લીધા. છૂતાછૂતના ભેદને ભૂંસી નાખ્યા.

આશ્રમો બનાવી અન્યને આપી પહેરે લુગડે નીકળવામાં એ સંતોનું મન આંચકો ન ખાતું. માંદાની માજવતો અને કોઢિયાની સેવા કરવામાં આ પંથના અનુયાયીઓને સૂગ નહોતી ચડતી. આંગણે આવેલ અતિથિનો આદર કરવો, એ નિરાશ ન જવો જોઈએ અને ભૂખ્યાંને અન્ન આપવું, તેમજ એ યુગમાં ચાલતા પંથોનો સમન્વય સાધીને વંદનમાં પણ મંત્રના રૂપમાં એ જ બોલાતું કે:

સાંઈકુ સલામ, કાપડીકું જીનામ
નાથજીકું આદેશ, અને સમગતકું જે જે સીતારામ

આ છે માર્ગીપંથનો ટૂંક પરિચય. સંતો પાસેથી સાંભળીને અને શ્રી ત્રિકમદાસજી મહારાજનું "... વિજ્ઞાન પ્રકાશોદય"માંથી પ્રાપ્ત.

# મૈત્રકકાલમાં મહેશ્વર અને વિષ્ણુની ઉપાસના

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી

સૌરાષ્ટ્રના પ્રાચીન ઈતિહાસમાં ક્ષત્રપકાલ (લગભગ ઈ. સ. ૪૦–૪૦૦) પછી મૈત્રક કાલ (ઈ.સ. ૪૭૦–૭૮૮) મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ કાલ દરમ્યાન અહીં માહેશ્વર તથા ભાગવત સંપ્રદાયનો અભ્યુદય થયો હતો.

મહેશ્વર (મહાદેવ)ની આરાધના સૌરાષ્ટ્રમાં અનેક શતકોથી પ્રચલિત હતી. પાશુપત સંપ્રદાયના પ્રવર્તક લકુલીશ લાટદેશમાં બીજી સદીમાં થયા, તે મહેશ્વરનો ૨૮મો અવતાર ગણાય છે. એ અગાઉ પ્રભાસમાં સોમશર્મા થયા, જે મહેશ્વરનો ૨૭મો અવતાર મનાય છે. સોમશર્મા ઈસ્વી ૧ લી સદીના પૂર્વાર્ધમાં થયા લાગે છે. ક્ષત્રપ વંશના અનેક રાજાઓનાં નામોમાં મુખ્ય શબ્દ 'રુદ્ર' છે. ક્ષત્રપકાલના અંત પછી શર્વ ભટ્ટારકનું શાસન પ્રવર્ત્યું. તેનું નામ 'શર્વ' શિવ–વાચક છે; તેના સિક્કા શિવના આયુધ ત્રિશૂલનું ચિહ્ન ધરાવે છે.

એ પછી સૌરાષ્ટ્રમાં મગધના ગુપ્ત સમ્રાટોનું શાસન પ્રવર્ત્યું. એ સમ્રાટો પરમ ભાગવત હતા. અહીં કુમારગુપ્ત ૧ લાની તથા તે પછી સ્કંદગુપ્તની સત્તા પ્રવર્તેલી. આ બંને રાજા પણ પરમ ભાગવત હતા. છતાં તે બંનેનાં નામ 'કુમાર' અને 'સ્કંદ' શિવના પુત્ર કાર્ત્તિકેયનો અર્થ ધરાવે છે એ સૂચક છે. સ્કંદ-ગુપ્તના સમયમાં ચક્રપાલિત નામે અધિકારી ગિરિનગરનો વહીવટ કરતો. એનું નામ ભગવાન વિષ્ણુના આયુધ ચક્રનું રક્ષકત્વ સૂચવે છે. જૂનાગઢના શૈલલેખમાં ચક્રપાલિતે પોતાનું જીવિત્ ગોવિન્દના પાદને અર્પિત કર્યું હોવાનું જણાવ્યું છે. અર્થાત્ મહારાજાધિરાજ સ્કંદગુપ્તની જેમ ચક્રપાલિત પણ પરમ ભાગવત હતો. ભાગવત એટલે ભગવાન (વિષ્ણુ)નો ઉપાસક. ચક્રપાલિતે ગિરિનગરના સુદર્શન તળાવના કાંઠે ચક્રભૃત્ (ચક્રધર–ચક્રધારી) વિષ્ણુનું ઊંચું ભવ્ય મંદિર બંધાવ્યું હતું. જૂનાગઢનું દામોદર કુંડ પાસે આવેલું દામોદર મંદિર એ ચક્રભૃત્–મંદિરના સ્થાને બંધાયું લાગે છે. ચક્રભૃત્ વિષ્ણુનું મંદિર અહીં ગુ. સં. ૧૩૮ (ઈ. સ. ૪૫૭–૫૮)માં બંધાયું હતું.

સાત્વતોના અગ્રણી શ્રી કૃષ્ણ વાસુદેવ દ્વારવતીમાં વસતા હતા ને તેમનો દેહોત્સર્ગ પ્રભાસ પાસે થયો હતો. આથી ભગવાન વાસુદેવની ઉપાસના સૌરાષ્ટ્રમાં એ અગાઉ ઘણા પ્રાચીન કાલથી પ્રચલિત થઈ હશે.

મગધના ગુપ્ત સામ્રાજ્યનું શાસન શિથિલ થતાં દૂરના પ્રાંત સ્વતંત્ર થયા, ત્યારે સૌરાષ્ટ્રમાં મૈત્રક કુલના સેનાપતિ ભટાર્કે વલભીમાં પોતાની રાજસત્તા સ્થાપી. મૈત્રકો પ્રાય: ભગવાન લકુલીશના ચાર પટ્ટ-શિષ્યોમાંના મિત્ર નામે પટ્ટશિષ્યના વંશજો હતા. તેઓ પરમ માહેશ્વર હતા. માહેશ્વર એટલે મહેશ્વર (મહાદેવ)ના ઉપાસક. શ્રી ભટાર્કની રાજમુદ્રાનું પ્રતીક વૃષભ છે, જે શિવનું વાહન નંદિ છે.

મૈત્રક રાજાઓનાં ભૂમિદાન મોટે ભાગે બ્રાહ્મ-ણોને અને થોડાંક બૌદ્ધ વિહારોને અપાયાં છે. દેવાલયોને ઘણાં ઓછાં અપાયાં છે. એમાં એક શિવાલયનો ઉલ્લેખ આવે છે. એ શિવાલય સુરાષ્ટ્રમાં (–સૌરાષ્ટ્રને ત્યારે 'સુરાષ્ટ્ર' કહેતા–) વટપદ્ર નામે ગામમાં હરિનાથ નામે માણસે બંધાવ્યું હતું ને એમાં સ્થાપેલા મહાદેવને મૈત્રક વંશના મહારાજા શીલાદિત્ય ધર્માદિત્યે વલભી સંવત ૨૯૦ (ઈ.સ. ૬૦૯)માં એક વાપી (વાવ) અને બે ક્ષેત્રો (ખેતરો)નું દાન દીધું હતું. આ ગામ કે મંદિરનું સ્થાન નક્કી થયું નથી.

પ્રાચીન વલભીપુરનાં ખંડેરોમાંથી અનેક શિવલિંગ પ્રાપ્ત થયેલાં છે, જેની નવાં દેવાલયોમાં પુનઃપ્રતિષ્ઠા કરવામાં આવી છે. એમાં હાલ સિદ્ધેશ્વર નામે ઓળખાતા મહાદેવના લિંગનો ઉપલો ભાગ સવા ૭ ફૂટ જેટલો ઊંચો છે ને એનો ઘેરાવો ૮ ફૂટ ૭ ઈંચ જેટલો છે. શિવલિંગમાં માત્ર એનો ઉપલો ભાગ 'રુદ્રભાગ' જમીનની સપાટી પર રખાય છે, જ્યારે એના બીજા બે ભાગ 'વિષ્ણુભાગ' તથા

'બ્રહ્મભાગ' જમીનની સપાટી નીચે દાટેલા હોય છે. આ પરથી આખા શિવલિંગનું કદ કેટલું મોટું ગણાય! એની સાથે મળેલી નંદિની પ્રતિમા પણ લગભગ ૮×૪ ફૂટના કદની છે. આ ઉપરાંત રત્નેશ્વર, બુદ્ધેશ્વર, પ્રગટનાથ અને ભીડભંજન મહાદેવના નામે ઓળખાતાં લિંગ પણ જૂનાં ખંડેરોમાં મળ્યાં હોઈ મૈત્રકકાલીન છે.

પ્રભાસ પાટણમાં આવેલું સોમનાથનું મંદિર પ્રાચીન કાલથી પ્રસિદ્ધ છે. તીર્થ તરીકે પ્રભાસનો ઉલ્લેખ છે. ક્ષત્રપ રાજા નહપાનના સમયના અર્થાત્ ઈસ્વી (બીજી કે) પહેલી સદીના લેખોમાં આવે છે. ૧૧ મી સદીમાં મહમૂદ ગઝનવીએ તોડેલું સોમનાથનું મંદિર સોલંકી રાજા ભીમદેવ ૧ લાના સમય પહેલાં બંધાયું હતું એ નિર્વિવાદ છે. એ મંદિર મૈત્રકકાલ દરમ્યાન બંધાયું હશે. ૧૯૫૦માં થયેલા સોમનાથ મંદિરનાં ખંડેરોના ખોદકામ પરથી આ સંભવને ઘણું સમર્થન મળ્યું છે. આમ સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ સોમનાથનું મૂળ મંદિર પરમ માહેશ્વર મૈત્રક રાજાઓના શાસનકાલ દરમ્યાન બંધાયું ગણાય.

સૌરાષ્ટ્રનાં પ્રાચીન મંદિરોના અવશેષોમાં સહુથી પ્રાચીન ગોપનું મંદિર છે. આ મંદિર સૂર્યનું હોવાનું ધારવામાં આવ્યું છે. પરંતુ હાલ એ મંદિરની અંદર 'રામ-લક્ષ્મણ'ના નામે ઓળખાતી જે બે જૂની મૂર્તિઓ રાખેલી છે તે ખરી રીતે ચતુર્ભુજ વિષ્ણુની અને કાર્તિકેયની પ્રતિમાઓ છે. બરડા ડુંગરના પ્રદેશમાં બીલેશ્વરનું પ્રાચીન શિવાલય આવેલું છે, એનું શિખર ષટ્તલ છાદ્ય સ્વરૂપનું છે, એમાં ચંદ્રશાલાનાં રૂપાંકન કરેલાં છે તે દરેકની ઉપર સાવલક અને કલશ પણ છે.

મૈત્રકકાલનાં દાનપત્રોમાં જણાવેલાં સૌરાષ્ટ્રના બ્રાહ્મણોનાં નામોમાં કુમાર, માધવ, વિષ્ણુ, ગુહ, સ્કન્દ, ગણેશ્વર, ઈશ્વર, વાસુદેવ ઈત્યાદિ નામો રહેલાં છે, જે શિવ વિષ્ણુ કાર્તિકેય અને ગણપતિનાં દ્યોતક છે.

મૈત્રક રાજાઓ જે પૂજ્ય 'બપ્પ'ના પાદનું ધ્યાન ધરતા, તે માહેશ્વર સંપ્રદાયના વડા ધર્માચાર્ય હતા.

મૈત્રક વંશના રાજાઓ મોટે ભાગે માહેશ્વર હતા. અપવાદરૂપે મહારાજ ધ્રુવસેન ૧ લો પરમ ભાગવત હતો. શૈવ માટે ત્યારે 'માહેશ્વર' અને વૈષ્ણવ માટે 'ભાગવત' શબ્દ પ્રયોજાતો. મૈત્રકોના સમયમાં સૌરાષ્ટ્રમાં ગારુલક નામે રાજવંશ થયો. એ વંશના રાજાઓ પરમ ભાગવત હતા. ગારુલક કુલની ઉત્પત્તિ પ્રાય: ભગવાન વિષ્ણુના વાહન ગરુડ સાથે સંકળાયેલી હતી. માહેશ્વર સંપ્રદાયની સરખામણીએ ભાગવત સંપ્રદાય અનુસરનાર રાજવંશોની સંખ્યા ઘણી ઓછી હતી. છતાં લોકજીવન પર ભાગવત ધર્મની ઘણી અસર પ્રસરેલી જણાય છે.

મૈત્રકકાલીન રાજાઓની પ્રશસ્તિમાં વિષ્ણુ ભગવાન અને એમના અવતારો—ખાસ કરીને વરાહ, વામન અને શ્રીકૃષ્ણ—ને લગતા અનેક ઉલ્લેખ આવે છે. એમાં લક્ષ્મી, સુદર્શન ચક્ર, ગદા, શાર્ઙ્ગ, પદ્મ, કૌસ્તુભ મણિ, ગરુડ અને જલશય્યાનો નિર્દેશ આવે છે ને વિષ્ણુનાં ઉપેન્દ્ર નારાયણ, પુરુષોત્તમ, જનાર્દન વગેરે નામ આવે છે. એ કાલના બ્રાહ્મણોનાં નામોમાં વિષ્ણુશર્મા, વિષ્ણુયશા, કેશવ અને શ્રીધરદત્ત જેવાં નામો વૈષ્ણવ ધર્મની અસર દર્શાવે છે.

ધરસેન રાજાના સમયમાં કવિ ભટ્ટિએ વલભીમાં 'રાવણવધ' નામે મહાકાવ્ય રચી તેમાં રામચરિત આલેખ્યું. મૈત્રક રાજાઓ સમય જતાં દ્વારવતીના યાદવકુલના ગણાયા. મૈત્રક કાલ દરમ્યાન રચાયેલા વિષ્ણુપુરાણમાં ભગવદ્ ભક્તિનો મહિમા ગાયો છે. વલભીપુરનાં ખંડેરોમાં કેશિનિષૂદન કૃષ્ણની સુંદર પ્રતિમા મળી છે.

આમ અભિલેખો તથા સાહિત્યની ઉપલબ્ધ સાધન સામગ્રીમાં આવતા ઉલ્લેખો પરથી તેમજ પુરાતન અવશેષો પરથી સૌરાષ્ટ્રમાં મૈત્રકકાલ દરમ્યાન માહેશ્વર સંપ્રદાય તથા ભાગવત સંપ્રદાય સારી રીતે પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.

---

પૃ. ૫૮૭થી ચાલુ]

કબીર ક્ષર દેહે ગુજરાતમાં આવ્યા કે ન આવ્યા એને છોડો, પણ અ-ક્ષર દેહે તો બેશક આવ્યા જ છે. આજે એ ક્ષર દેહે નથી ત્યારે પણ અ-ક્ષર દેહે તો ઓપી જ રહ્યા છે. આખરે તો અક્ષરદેહ જ અમર છે ને! 'ક્ષર' એતો ક્ષણિક; 'અક્ષર' જ શાશ્વત.

# કબીરપંથ અને તેનો પ્રસ્તાર વિસ્તાર

દલપતસિંહ પઢિયાર

'કબીર સંપ્રદાય' એવું નામાભિધાન જોતાં પ્રથમ દૃષ્ટિએ આપણને થાય છે આ સંપ્રદાય કબીરે શરૂ કર્યો હશે. પરંતુ કબીરનું સમગ્ર મીશન-જીવન-કાર્ય જોતાં આ માન્યતા સત્ય નહીં ઠરે. સામાન્ય રીતે એવુ બનતું હોય છે કે કેટલાક મહાન પુરુષો પોતાના સિદ્ધાંત કે મતના પ્રચાર માટે સંગઠન ઊભું કરતા હોય છે. અને પોતાના નિધન પછી પણ એનો પ્રચાર સારી રીતે ચાલે એ માટે યોગ્ય ઉત્તરાધિકારી પણ નક્કી કરી જતા હોય છે. આપણે ત્યાં આ પ્રણાલી વ્યાપક પ્રમાણમાં જોવા મળે છે. પરંતુ કબીરને આપણે કંઈક જુદા જ દૃષ્ટિકોણથી જોવા પડશે. કારણ કે કબીરને મન કોઈ સંકુચિત પંથ, સિદ્ધાંત કે ધર્મનું મહત્ત્વ હતું જ નહીં. એમને મન પંથ એક જ હતો: પ્રેમપંથ, ધર્મ એક જ હતો: માનવ ધર્મ. એ ધર્મને ચરિતાર્થ કરવા તેઓ આજીવન મથ્યા. સાંપ્રદાયિક વૈમનસ્યોને સમન્વયના રસાયણમાં ઓગાળીને એમણે એક કરી દીધાં. રૂઢિદાસતા, અંધશ્રદ્ધા, જડતા, જપ-તપ-તીરથ, વ્રત-માળા આદિ ઉપર આકરા પ્રહારો કર્યા. અને આર્ય સંસ્કૃતિની ચિંતનધારાને સંસ્કાર માર્ગે નવો વળાંક આપ્યો.

મધ્યયુગીન ભક્તિ-આંદોલનના પ્રખર પ્રણેતા રામાનંદના તેઓ શિષ્ય. સામાજિક, સાંસ્કૃતિક, રાજનૈતિક તેમજ આધ્યાત્મિક ક્ષેત્રોના નવોત્થાનમાં રામાનંદજીનું યોગદાન નોંધપાત્ર છે. યુગને સંધિકાળે પ્રગટ થતી આ સંતપ્રતિમા અસ્ત થતા યુગની વેર વિખેર પડેલી સામગ્રીને એકઠી કરી, પોતાની સ્વપ્રતિભાથી એને પરિશુદ્ધ કરી ઉદીયમાન થતા યુગને ચરણે એનુ નૂતન મૂલ્યોરૂપે અનુદાન કરે છે. ગુરુસ્થાપિત, નવોદિત કેડીએ કેડીએ કબીર પણ નીકળી પડયા. હૃદયની વિશુદ્ધ ભક્તિ મઘમઘતી શુદ્ધ સનાતનધારાને જ એમણે ઉપાસી. કહેવાય છે કે:

ભક્તિ દ્રાવિડ ઊપજી લાયે રામાનંદ,<br>
પ્રગટ કીયો કબીરને સાતદ્વીપ નૌખંડ.

સમગ્ર ભારતવર્ષમાં કબીરે ભક્તિ ગંગાને વહેતી કરી. ભકિત-આંદોલનના એ હતા જાતિ-કુલહીન નિરક્ષર સાધક. એમના સમગ્ર જીવન કાર્યમાંથી તેઓ એક પયગંબરી પુરુષની જેમ આપણી સમક્ષ પ્રગટ થાય છે. હિન્દુ-મુસ્લિમ એખલાસનું મહાન ધર્મ કાર્ય એમણે કર્યું. વિરોધાભાસ અહીં દેખાય છે કે 'રામ રસ'ના પીયાલા પીવાનો પોકાર કરનાર 'ઢાઈ અક્ષર પરેમ'ની અહાલેક પોકારીને 'પ્રેમ ભક્તિ', 'ભાવ-ભગતિ' નો મહિમા ગાનાર, કબીર કોઈ અલગ સંપ્રદાય સ્થાપે ખરા? સનાતન નદમાં સૌને સમાન રીતે સેલારા ભરવાનું આહ્વાન કરનાર, આ કાંઠો તો સૌનો સહીયારો છે એવી ઘોષણા કરનાર કબીર એ મહાનદમાંથી એક આગવી નીક લઈને નીકળી પડે એ વાત શ્રધ્ધેય કરતી નથી.

છતાં કબીરે પોતે જ આ મતનો પ્રચાર કરેલો છે એવી માન્યતાઓ તો પ્રવર્તમાન છે જ. કહેવાય છે કે કબીરે પોતાના મત-પ્રચાર માટે ચાર દિશામાં ચાર શિષ્યો મોકલ્યા હતા. અનુક્રમે આ ચારેયનાં નામ છે—ચત્રભુજ, બંકેજી, સહતેજી અને ધર્મદાસ. આ પૈકી શરૂઆતના ત્રણ વિશે કોઈ માહિતી પ્રાપ્ત થતી નથી. પરંતુ ધર્મદાસ દ્વારા મધ્ય પ્રદેશમાં 'ધર્મીદાસી ધારા'નું નિર્માણ થયું એ હકીકત સુવિદિત છે. પરંતુ આ શાખાનું સંસ્થાપન તો કબીરના અવસાન બાદ એમના અનુયાયીઓમાં પડેલા વિખવાદમાંથી થયું છે. આથી કબીરે પોતે ધર્મદાસને સ્વતંત્ર મત સ્થાપવાનો આદેશ આપેલો એ માન્યતાને કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતું નથી.

સામાન્ય રીતે એવું બને છે કે એક મહાન પુરુષની અસર હેઠળ વિશાળ અનુયાયી વર્ગ ઊભો થતો હોય છે. અને માનવસહજ મર્યાદાઓને કારણે કાળાંતરે એમાં મતભેદ ઊભા થતા હોય છે, અને એમાંથી પંથનિર્માણની કે પંથવિભાજનની પ્રક્રિયા શરૂ થતી હોય છે. બૌદ્ધ-જૈનાદિ ધર્મોનો ઈતિહાસ એનું

પ્રત્યક્ષ પ્રમાણ છે. કબીર સંપ્રદાયની બાબતમાં પણ આમ જ બન્યું છે. કબીરના અવસાન પછી તેમના અનુયાયીઓમાં સિદ્ધાંતો, વિચારો વગેરે બાબતોમાં વિરોધ ઊભો થયો. એમાંથી તેઓ મુખ્ય બે શાખામાં વહેંચાઈ ગયા: ૧. કાશીની શાખા અને ૨. ધર્મદાસી શાખા.

## કાશીની શાખા :

આ શાખાના સ્થાપક હતા સુરતગોપાલ "અનુરાગ સાગર"માં તેમને 'અંધ–અચેત' તરીકે ઓળખાવવામાં આવ્યા છે. સુરતગોપાલ કબીરના બ્રાહ્મણશિષ્ય હતા. તેમણે કબીરના વાણીસંગ્રહ "બીજક"ને માન્યતા આપી, કાશીમાં કેન્દ્ર સ્થાપ્યું. આ શાખાનું સૌ પ્રથમ કેન્દ્ર કાશીમાં સ્થપાયું હોવાથી તેને 'કાશીની શાખા' તરીકે ઓળખવામાં આવે છે. આ શાખાના મહંતો બ્રહ્મચર્યને અનિવાર્ય માને છે. અને જ્ઞાનમાર્ગ ઉપર વિશેષ ધ્યાન આપે છે. કાશીની શાખાનું બીજું સ્થાન મગહરમાં છે.

## ધર્મદાસી શાખા :

ધર્મદાસી ધારાના સ્થાપક હતા કબીરના વાણિક શિષ્ય ધર્મદાસ. એમણે "કબીરસાગર"ને આદર કર્યો અને "બીજક'ની ત્રિજ્યાની ટીકા કરી. આ શાખાનું સૌ પ્રથમ કેન્દ્ર સ્થપાયું બાંધવગઢમાં. તે પછી છત્રીસગઢમાં પણ તેનું કેન્દ્ર સ્થપાયું. એના સ્થાપકના નામ પરથી તે ધર્મદાસી શાખા તરીકે ઓળખાય છે. આ શાખાના અનુયાયીઓ મુખ્યત્વે નેપાળ, સિક્કિમ અને ગુજરાતમાં જોવા મળે છે. ગુજરાતની અંદર આ શાખાના અનેક નાના–મોટા ફાંટા ફેલાયા હોવાનું જણાય છે. એમાં રામકબીર, સતકબીર, નામકબીર, દાનકબીર, હંસકબીર, મંગલ કબીર, ઉદા કે ઉદાસી કબીર વગેરેનો સમાવેશ થાય છે. આજે આમાંથી ઘણા નામશેષ બની ગયા છે. એમના વિશે કોઈ માહિતી ઉપલબ્ધ થતી નથી. એકલા 'રામકબીર' પંથ વિશે કેટલીક માહિતી મળે છે. તેના વિશે આપણે આગળ જોઈશું. ઉપરાંત ઉદાપંથ વિશે જાણવા મળે છે કે ભરૂચ બાજુ જીવાતત્વાપંથની અંતર્ગત આવતી આ એક પેટા શાખા છે.

પંથવિભાજનની પ્રક્રિયા એક વખત થઈ ગઈ પછી તો એ વણથંભી વિકસતી જ રહેવાની. કબીરપંથી સાહિત્યમાંથી આવા વિભિન્ન બાર પંથપ્રવર્તકોનાં નામ મળી આવે છે. "અનુરાગ સાગર" મુજબ આ પ્રવર્તકોનાં નામ નીચે પ્રમાણે છે. ૧ મૃત્યુઅંધા, ૨ તિમિરદૂત, ૩ અંધઅચેત, ૪ મનભંગ, ૫ જ્ઞાનભંગી, ૬ મકરંદ, ૭ ચિત્તભંગ, ૮ અકિલભંગ, ૯ વિસંભર, ૧૦ નકટા, ૧૧ દુરગદાની, ૧૨ હંસમુનિ. પ્રસ્તુત નામોનો ખરો પરિચય તુલસીદાસના 'ઘટ રામાયણ' અને પરમાનંદ સાહેબના 'કબીર મન્સૂર' ગ્રંથમાં આ પ્રમાણે અપાયેલો છે. અનુક્રમે– ૧ નારાયણદાસ, ૨ ભગોદાસ, ૩ સુરતગોપાલ, ૪ સાહેબદાસ, ૫ ટકસારી, ૬ કમાલ, ૭ ભગવાનદાસ, ૮ પ્રાણનાથ, ૯ જગજીવનદાસ, ૧૦ તત્ત્વાજીવા, ૧૧ ગરીબદાસ, ૧૨ ધર્મદાસ. આ ઉપરાંત જ્ઞાનીદાસ, નિત્યાનંદ પણ કબીરના શિષ્યો અને પંથપ્રવર્તકો હતા એવી માહિતી મળે છે.

ઉપરોક્ત પ્રવર્તકોએ જુદા જુદા પ્રદેશમાં જુદી જુદી શાખાઓ પ્રવર્તમાન કરેલી છે. અલબત્ત, બારેય પ્રવર્તકોની બારેબાર શાખાઓની માહિતી દુષ્પ્રાપ્ય રહી છે. ઉપલબ્ધ માહિતી અત્રે નોંધી છે.

નારણદાસ : મહારાષ્ટ્રના જબલપુર વિસ્તારમાં આ શાખાનો પ્રચાર થયેલો છે.

ભગોદાસ : બિહારની 'ધનૌતી' શાખાના પ્રવર્તક. આ શાખા 'ભગતાહી શાખા' તરીકે પણ ઓળખાય છે.

સુરતગોપાલ : કાશીની ધારાના સ્થાપક.

સાહેબદાસ : કટકમાં આ શાખાનું સ્થાન છે. તેના અનુયાયીઓ 'મૂલપંથ' કહેવાય છે.

ટકસારી : આ એક નાનકડી શાખા છે. ટકસારી પંથનું એક મંદિર વડોદરામાં પણ છે.

કમાલ : શાખા–કમાલ તરીકે ઓળખાતા આ પંથનું સ્થાનક મુંબઈમાં છે.

જગજીવન : કબીરના 'સત્' સિદ્ધાંતને લઈને 'સતનામી' સંપ્રદાય ચાલે છે. જીવણદાસ શાખા તરીકે પણ ઓળખાય છે.

જીવાતત્ત્વા : ભરૂચમાં આ પંથનો પ્રચાર થયેલો છે.

નિત્યાનંદ : નિત્યાનંદ શાખાનો પ્રચાર મુખ્યત્વે દક્ષિણ ભારતમાં જોવા મળે છે.

જ્ઞાનીદાસ : જ્ઞાનીદાસે બિહારમાં આવેલા સહસરામ સ્થાનમાં રહીને સતમતનો પ્રચાર કરેલો.

આ ઉપરાંત શ્રી કિસનસિંહ ચાવડાએ પોતાના 'કબીર સંપ્રદાય' (પૃ. ૧૩૬–૩૭) નામના પુસ્તકમાં કબીર સંપ્રદાયના લગભગ ચાળીસ જેટલા ફાંટાઓની યાદી આપી છે. પરંતુ એ બધા ફાંટાઓ કબીર સંપ્રદાયના છે એમ માનવામાં જોખમ છે. કારણ કે એમાં ઘણાં નામ એવાં છે જે સ્વતંત્ર રીતે પ્રચાર પામ્યાં હોય. અલબત્ત, એમના પર કબીર સંપ્રદાયની અસર જરૂર ગણાવી શકાય. દાદુપંથ, દરિયાપંથ, વૈષ્ણવપંથ, યારીપંથ, પીપાપંથ, રૈદાસીપંથ, ધન્નાપંથ વગેરે પંથો યા પ્રવર્તકોને કબીર સંપ્રદાયના પેટા તરીકે નહીં પણ સ્વતંત્ર રીતે તપાસવા ઘટે. ધન્નો, પીપો, રૈદાસ વગેરે તો કબીરના સમકાલીન હતા, ગુરુભાઈઓ હતા. અતઃ એમને કબીર સંપ્રદાયની અંતર્ગત ગણવા ઉચિત નથી. આમ છતાં કબીર સંપ્રદાયનો અભ્યાસ કરતાં એટલું તો નિઃશંક ફલિત થાય છે કે કબીર સંપ્રદાય શાખા–પ્રશાખારૂપે, ન્યૂનાધિક પ્રમાણમાં સમગ્ર ભારતવર્ષમાં ફેલાયેલો છે.

## ગુજરાતમાં કબીર-સંપ્રદાય :

કબીર પોતે ગુજરાતમાં આવ્યા છે કે કેમ એ આજે પણ વણઉકલ્યો જ કોયડો છે. ગુજરાતમાં તેમના આગમન વિશેનો કોઈ નિશ્ચિત મત બાંધી શકાય તેમ નથી. ગુજરાતના કબીર મંદિરના મહંતોના જૂના પંજાઓ પરથી તેમજ કબીરવડ આગળ લખેલી સંવત ૧૫૬૪ પરથી કિસનસિંહ ચાવડા (કબીર સંપ્રદાય) એવું પ્રતિપાદિત કરે છે કે સં. ૧૫૬૪માં કબીર ગુજરાતમાં આવ્યા હતા. પ્રસ્તુત મતને આચાર્ય પરશુરામ ચતુર્વેદી (ઉત્તર ભારતકી સંતપરંપરા) તેમજ ડૉ. પીતાંબર બડથ્વાલ (હિન્દી કાવ્યમાં નિર્ગુણ સંપ્રદાય) પણ સમર્થન આપે છે. આ પરંતુ આ હકીકત ઘણી તપાસ માગી લે એમ છે. પંજાઓ તથા એવા અન્ય પ્રમાણોને યોગ્ય સંદર્ભથી, વૈજ્ઞાનિક દૃષ્ટિથી તપાસવાં પડે નહીં તો મહદ્દતયા ખોટાં જ પરિણામ આવે. આવી બાબતોને ઐતિહાસિક માનદંડોથી તપાસવી જરૂરી છે.

બીજું કે કબીરવડ અથવા તો ત્યાં લખેલી સંવત પરથી પણ કબીરના આગમનનો નિશ્ચિત નિર્ણય બાંધી લેવો ઉતાવળ ગણાય. કબીરવડ વિશે તો એક રસિક દંતકથા પ્રચલિત છે. જીવો અને તત્ત્વો નામના ભરૂચના બે ભાઈઓ હતા. તેઓ સદ્‌ગુરુની શોધમાં હતા. કબીર એમને મળ્યા. તે પછી કબીર પાસેથી દીક્ષા લઈને તેમની સાથે રહ્યા. એક વખત બંને ભાઈઓએ કબીરને વડના દાતણમાંથી વટવૃક્ષ પલ્લવતિ કરવા વિનંતી કરી. કહેવાય છે કે વડના દાતણમાંથી વિશાળ વટવૃક્ષ તરીકે વિકસેલો તે આ કબીરવડ. કેટલાક એમ પણ કહે છે કે કબીરનું ચરણોદક લઈને આ શિષ્યોએ સૂકા વટવૃક્ષને રેડયું તેમાંથી આ કબીર વડ થયો. પરંતુ દંતકથાઓ પરથી સત્ય પ્રમાણિત કરવાનું અત્યંત કઠિન બનતું હોય છે. માટે કબીર ગુજરાત આવ્યા જ હતા એવા આખરી નિર્ણય પર આવી શકાતું નથી. કબીર પોતે ગુજરાતમાં આવ્યા ન આવ્યા એ વાતને બાજુએ રાખીએ છતાં કબીર સંપ્રદાય તો ગુજરાતમાં આવ્યો છે–ફેલાયો છે એમાં કોઈ બે મત નથી. સંભવ છે કે કબીરના અનુયાયીઓ દ્વારા આ પંથનો ગુજરાતમાં પ્રસાર થયો હોય.

કબીરપંથી સાહિત્યમાં એવા ઉલ્લેખો મળે છે કે સતમતના પ્રચાર માટે કબીરે કમાલને અમદાવાદ જવા આદેશ કરેલો :

"ચલે કમાલ તબ શીશ નવાઇ,
અમદાવાદ તબ પહુંચે જાઈ."
(બોધસાગર–પૃ. ૧૫૧૫)

કમાલની રચનાઓ પર મહારાષ્ટ્ર તથા ગુજ-

રાતમાં પ્રચલિત ભાષાઓની અસર જોવા મળે છે. તેથી ગુજરાતમાં તેમના આગમન વિશેની ધારણા બાંધી શકાય. પરંતુ કમાલ દ્વારા કબીરપંથી શાખા નિર્માણ થયાની કોઈ માહિતી મળતી નથી.

બીજો એક એવો મત છે કે કબીરસાહેબ ભ્રમણ દરમિયાન સુરત બાજુ આવ્યા ત્યારે જ્ઞાનીદાસે કબીરની પ્રતિભાથી પ્રભાવિત થઈને એમનું શિષ્યત્વ ગ્રહણ કર્યું હતું. કબીરને તેમણે સ્વયં રામ જ કલ્પ્યા હતા. આ જ્ઞાનીદાસે 'રામકબીર' પંથ ચાલુ કર્યાની માન્યતા છે. પરંતુ ગુજરાતમાં જ્ઞાનીદાસ કે એમની કોઈ માર્ગી શાખા વિશેનું કશું પ્રમાણ હાથ લાગતું નથી. કબીરના જ્ઞાનીદાસ નામના એક શિષ્ય બિહારમાં થઈ ગયા એ આપણે આગળ નોંધ્યું છે. બાકી સુરત–ભરૂચ બાજુ તો જીવાતત્ત્વા પંથ સિવાય અન્યનું અસ્તિત્વ જણાતું નથી.

કબીરના ત્રીજા શિષ્ય પદ્મનાભ દ્વારા ગુજરાતમાં કબીર સંપ્રદાય ફેલાયો એવા ઉલ્લેખો સાંપડે છે. નાભાદાસે પોતાના 'ભક્તમાલ'માં નોંધ્યું છે કે પદ્મનાભને કબીરની કૃપા દ્વારા પરમતત્ત્વની, 'નામ'ની સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. આ પદ્મનાભ દ્વારા 'રામકબીર' પંથ રચાયો અને શિષ્યો–પ્ર–શિષ્યો દ્વારા ગુજરાતમાં ફેલાયો. ગુજરાતમાં (સૌરાષ્ટ્ર) પ્રચલિત રવિ–ભાણ સંપ્રદાય 'રામકબીર' પંથની જ શાખા માનવામાં આવે છે. રવિ–ભાણ સંપ્રદાયના સમર્થ સંત રવિસાહેબની ચોપાઈ દ્વારા ઉપરોક્ત મતને વિશેષ સમર્થન મળે છે. એમાં રામાનંદથી માંડીને ભાણસાહેબ સુધીની ગુરુશિષ્ય પરંપરાનો ક્રમશઃ ઉલ્લેખ છે :

રામાનંદકા કબીર, તાકા પદમનાભ સધીર,
સુમિરણ નામકી સંમાદ, મેટીવણ તનકી બ.દ.
તાકા શિષ હૈ નીલકંઠ, જાકી આશ કરે વૈકુંઠ,
તાકા રઘુસ્વામી અસંગ, તાકા જાદવદાસ અઠંગ
તાકા શિષ ખપ્ટમદાસ, એકે નામ બીન નહીં આશા
તાકા શિષ ઉજાગર ભાણ, જા ઘર નામ વસ્ત નિશાન

(રવિભાણ સંપ્રદાયની વાણી–પૃ.–૧૧)

આમ રામાનંદથી માંડી રવિસાહેબ સુધીની ગુરુશિષ્ય પરંપરા આ રીતે તપાસી શકાય : રામાનંદ–કબીર–પદ્મનાભ–નીલકંઠ–રઘુનાથ–જાદવદાસ– ખપ્ટમદાસ–ભાણસાહેબ–રવિસાહેબ. ખપ્ટમદાસ એ સંભવતઃ 'આંબો છઠ્ઠો' છે જેમને ભાણસાહેબના ગુરુ માનવામાં આવે છે.

રામકબીર શાખામાંથી ઉદ્ભવેલ રવિ–ભાણ સંપ્રદાય ગુજરાતમાં સારા પ્રમાણમાં ફેલાયેલો છે. રાપર, (કચ્છ) કમીજળા, ખંભાળિયા અને શેરખી આ સંપ્રદાયનાં મુખ્ય સ્થાનકો છે. આ ઉપરાંત નાનાં-મોટાં મંદિરોની સંખ્યા લગભગ બાવન જેટલી છે.

રવિભાણ સંપ્રદાયની આખી ભક્તિપ્રણાલી ભજન અને સતસંગપ્રધાન છે. એમાં એકાંતિક સાધનાને સ્થાન નથી. સંસારમાં રહીને જ હરિકીર્તન કરવાનો એમાં આદર્શ છે. લોકસમુદાયને જ એમણે પોતાનો કાર્યપ્રદેશ કર્યો છે. વસતીમાં રહીને જ 'ઘરેઘર અલખ' જગાવવાની નેમવાળા આ સંતો હતા. સંસારને ઉંબરે જ અલખના આરાધની ધૂન જગાવી લોકોને એ ભક્તિમેળામાં ભળવાનું આહ્‌વાહન આપતા આ પરંપરાના સંતો નીકળી પડયા છે. 'જન સેવા એ જ પ્રભુસેવા' એ એમનું કર્મસૂત્ર હતું. એના સાધનરૂપ ભજન, સતસંગ, અન્નસત્રો વગેરે હતાં. ગામડે–ગામડે, નેસડે–નેસડે ને ડેલીએ ડેલીએ આ સંતોનાં બેસણાં થતાં. અને વળી પાછા 'સાધુ તો ચલતા ભલા' એમ પરિભ્રમણાર્થે ચાલી નીકળતા. આ સંતસારસ્વતોની લાંબી કતારમાં મોખરે છે ભાણસાહેબ. તે પછી આવે છે રવિસાહેબ, ખીમસાહેબ, ત્રિકમસાહેબ, મોરારસાહેબ, સંતભીમ, દાસી જીવણ. સંત હોથી વગેરે. કબીર સંપ્રદાયની પરંપરા હેઠળ આમ ગુજરાતમાં એક મહાન સંતમાળા સર્જાઈ છે. કબીરસાહેબના સિદ્ધાંતોને–આદર્શોને આ સંતોએ અનોખું ગૌરવ આપ્યું છે. જ્ઞાતિ પાંતિના ભેદભાવ વગર આ પરંપરા ચાલી છે. એમાં ભાણ–રવિ અને ખીમ જેવા વણિકસંતો હતા તો ત્રિકમ, દાસીજીવણ જેવા અંત્યજ ભક્તો પણ હતા; ભીમ જેવા ચારણસંત હતા તો સંત હોથી જેવા મુસ્લિમ ઓલિયા પણ હતા. કબીરનું અધ્યાત્મ–દર્શન પણ આ સંતોની વાણીમાં સહજ રીતે ઉતર્યું છે.

# હિંદુ પીરાણા

હરસુરભાઈ ગઢવી

હિંદુ સંતોને પીરની ઉપાધિ ક્યારથી લાગવા માંડી એનો કાળનિર્ણય કરવો મુશ્કેલ છે. મુસલમાનોના આક્રમણ પહેલાં આરબો સાથેનો ભારતનો સંબંધ આદિકાળનો છે. મુસલમાન થયા પહેલાં પણ આ આરબોનો સંબંધ ભારતના સાગરકાંઠે અને અંદરના ભાગોમાં પણ ઘણો ઘનિષ્ટ રહ્યો છે. પણ 'પીર' શબ્દ અરબ્બી નથી પણ ફારસી છે. ત્યારે ઈરાન અને ભારતનો સંબંધ પણ એક જ ગોત્રનો છે. દત્ત અને દતાર એ બે, હિંદુ મુસલમાન શબ્દ વચ્ચે કોઈ સંબંધ હોય કે ન હોય-પણ દત્ત એટલે દેવું અને દાતાર એટલે દેનારો. આજે તો ગિરનારનાં શિખરો ઉપર એક છેડે દત્તાત્રેય અને બીજે છેડે જમિયલ શાહ દાતાર બીરાજે જ છે.

પણ આ પીર શબ્દ મધ્યયુગ પહેલાં આવ્યો જણાતો નથી: મુસલમાન સંતો સાથે જ આ શબ્દ આવ્યો હોય એમ લાગે છે. ફારસીમાં જેની ભક્તિ ઉત્કટ હોય અને જે પ્રભુપ્રેમમાં મસ્ત રહેતો હોય એવા વૃદ્ધજનને પીર કહેવામાં આવતા. પાછળથી આ અર્થ ફરતો ગયો લાગે છે ને જે ચમત્કારી પુરૂષ થયા અથવા લાગ્યા એને પીર તરીકે સ્થાપવામાં આવ્યા લાગે છે.

સિંધમાં તો પીરોનો આવો ગાદી વારસો ચાલ્યો જણાય છે. દા. ત. 'પીર પગારો' વગેરે વગેરે. પ્રથમ જે મુસ્લિમ સંતો આવ્યા તે પીર કહેવાતા હશે. પણ દરિયાપીર શબ્દ ઈરાન-અરબસ્તાનમાંથી ઊતર્યો કે સિંધમાંથી તે પણ નક્કીપણે કહી શકાતું નથી. જો કે આજે તો દરિયાપીરને હિંદુ અને મુસલમાન બન્ને માને છે.

સિંધમાં હિન્દુના જિંદા પીર એ જ મુસલમાનોના ખ્વાજા ખિજિર છે. આ ખિજર પીરને પોરબંદરના ખારવાઓ ખદર પીર તરીકે પૂજે છે. સિંધના હિંદુઓ જેને લાલ જસરાજ તરીકે માનતા તે જ સિંધના મંધો પીર છે. મુલતાનના જલાલી સંપ્રદાયમાં મંધો પીર મુખ્ય ગણાય છે. સૂફીવાદે હિંદુઓ અને મુસલમાનોને ઘણા નજીક લાવી મૂકેલા. કારણ કે એ શરાબે શૌકનો ઉત્કટ પ્રેમપંથ છે. એથી હિંદુઓ પણ મુસલમાન પીરોને માનવા લાગ્યા. એક સ્થિતિ સિંધમાં એવી આવેલી કે ગુરૂ હિંદુ હોય અને શિષ્યો મુસલમાનો હોય, ગુરુ મુસલમાન હોય અને શિષ્યો હિંદુઓ હોય. પણ આ પ્રેમપંથમાં પણ હિન્દુ અને મુસલમાનોમાં પાછળથી પાર વગરના સડા પેસતા ગયા છે.

ચમત્કારીક પુરૂષ એટલે પીર અને એના ચમત્કારોનું ચલણ-માન્યતા એટલે એની પીરાઈ ચાલી. બંગાળમાં એક સત્યપીર છે. સત્યપીર એટલે સત્યનારાયણ એ બન્ને કોમના ઉપાસ્ય દેવ બન્યા.

સિંધમાં ઈશ્વરના અવતારને લાલ કહેતા. એ રીતે દરિયાને લાલ કહેવાયો છે. આ દરિયાલાલ અને દરિયાપીર જતે દહાડે એક થઈ ગયા છે. પણ દરિયાપીરની પૂજામાં પશ્ચિમ ભારતના દરિયાકાંઠે જે કોઈ સંત-શૂરા થયા એમાંથી ઘણાક દરિયાપીર તરીકે પૂજાયા છે. મુસલમાનોમાં જેમ પોરબંદરના ખિજર પીર તેમ હિંદુમાં પીરમના મોખડો પીર. કચ્છમાં માંડવી પાસે રાવળપીર થઈ ગયા. એ ચારણ હતા. વડોદરાના સુપ્રસિદ્ધ કવિરાજ કહાનદાસ મેહડુએ ભીડ પડતાં દુલ્લા મહમ્મદ દરિયાપીરને આરઝુ ગુજારેલી :

મોરાદ હાંસલ કરણ માલક,
સબે ખાલ કરી સદા;
ભેટણો સુખરી અટલ વૈભવ,
પેટણો સૂણાં-મદા;
નિજ વકટ ખાવંદ ધાવ નખતે
સંકટ વખતે તું સગો,
દુલ્લા મહમ્મદ પીર દરિયાઈ,
ભીર કર બેડી ભગો.

મધ્યયુગમાં એકબાજુથી ઈસ્લામની તલવાર આક્રમક બની અને બળથી હિંદુઓના વટાળની પ્રવૃત્તિ ચલાવી તો બીજી બાજુ પ્રખર હિંદુઓ અને હિંદુ રાજવીઓમાં એ સામે ભારે રોષ પેદા થયો અને હિંદુ મુસલમાનનાં જુદ્ધો ખેલાવા લાગ્યાં. મુસલમાન સંતોમાં રહેલાં ધર્મ સહિષ્ણુતાનાં બળો પણ આગળ આવ્યાં અને હિંદુ સંપ્રદાયો અને સંતોમાં પણ જાગૃતિનાં પૂર આવ્યાં. એમાંથી રામ રહીમ એક છે, ઈશ્વર અલ્લાહ એક છે, બધા એના જ પેદા કરેલા છે અને બ્રહ્માંડવ્યાપી તત્ત્વ એક જ છે એવી સમન્વયકારી ફીલસુફી આગળ આવી.

પંજાબમાં નાનક, ઉત્તરભારતમાં કબીર અને પશ્ચિમ ભારતમાં રામદેની વિચારસરણી અને વાણી ધર્મ સમન્વયની મધ્યયુગની સાધનધારાને જ આભારી છે. એ ૧૪–૧૫–૧૬ અને ૧૭મી સદીમાં જે કેટલાક હિંદુ સંત-શૂરા પીર તરીકે પૂજાયા એમાંના કેટલાક વિષે વિવાદ ચાલ્યા જ કરે છે કે તેઓ હિંદુ જ રહ્યા હતા કે મુસલમાન થઈ ગયેલા !

ગુજરાતના બનાસકાંઠાના અબડાજી અને કચ્છના અબડાસાના અબડાજી પીર અને રાવળ પીર વગેરે અંગે આવા વિવાદો ચાલ્યા છે. પણ પશ્ચિમ ભારતના મહામાર્ગ માર્ગીપંથ ઉપર હિંદુ–મુસ્લિમ ધર્મના સમન્વયકારી તત્ત્વની ભારે ઘેરી અસર થયેલી છે. એની 'ગત્ય-ગંગા' ધાર્મિક મિલનમાં અઢારેય વર્ણના હિંદુ અને મુસલમાનો એક આરે રમતા જમતા થયા. વર્ણ, જાતિ અને સંપ્રદાય પૂરતો તો ત્યાં અભેદ પ્રવર્ત્યો. મિલન બહાર હિંદુના હિંદુ અને મુસલમાનના મુસલમાન રહ્યા હશે, પણ આ અભેદની ભાવનાથી હિંદુ સંતોને લોકોએ પીરાઈની પદવી આપી લાગે છે. રામદેપીર એનું સર્વોચ્ચ ઉદાહરણ છે. પરચા પૂરે તે પીર. એ ૧૪મી અને પંદરમી સદીમાં પાંચેક હિન્દવા પીર થઈ ગયા :

પાબુ હડબુ રામદે, ગોગાદે જેહા;
પાંચો પીર પધારજો, માંગાલયા મેહા.

પાબુ પીર, હડબુ પીર, રામદે પીર, ગોગ-નારાયણ–ગોગાદે પીર અને જેહા–જેસલ પીર. સિંધ પછી કચ્છ અને રાજસ્થાનમાં પીરાઈ ચાલી છે. પણ રામદે પીરનો પ્રભાવ આખા પશ્ચિમ ભારત ઉપર ફરી વળેલો. એટલે સુધી કે અદ્વૈત અને નિર્ગુણ નિરાકારના ઉપાસક મહામાર્ગ–માર્ગીપંથની પાટપૂજામાં એમના લીલા ઘોડાને સ્થાન મળ્યું. ઈસ્લામની જેમ રામદે પીરની ધજા પણ લીલી રહી છે. આ મહામાર્ગ અથવા મોટા પંથમાં રામદે પીરનું વર્ચસ્વ ઘણું વધ્યું અને પાટ પૂજામાં એમનો ઘોડો સ્થાન પામ્યા પછી રામદે પીરના મંડપો પણ રચાવા માંડયા. ત્રણેક દિવસ હજારો માણસ એક આરે ત્યાં પ્રસાદ લે છે ને ભજન ભાવ કરે છે.

આ પીરાણા પંથે લીલી ધજા અંગીકાર કરી છે, કાળી કફની અને તસબી પણ ખરી અને મૃત્યુની સેજ ઉપર આરામગાહ બંધાય છે ને માથે લીલી ચાદર બીછાવાય છે. મૃત્યુ પછી જે પૂજાય છે તે આ આરામ-ગાહ. પણ પીરો બનનારા બધા સંતો વિષે એમ નહિ કહી શકાય.

૧૪મી સદીમાં થયેલા અબડાપીર પહેલાના હિન્દવા પીરનો પત્તો જ લગાડવાનો રહે છે. ઈ. સ. ૧૩૪૭ પછી ખંભાતના અખાતના પીરમ બેટના પાદશાહ મોખડાજી ગોહિલ મહમદ તઘલખના લશ્કર સાથે લડતાં વીરગતિને પામ્યા ને મોખડા પીર તરીકે પૂજાયા.

રામદેવજીનો જન્મ મારવાડના કાશીર ગામે થયો. અવતાર કૃત્ય પૂરું કરી ઈ. સ. ૧૩૯૯માં રણુજા ગામે જીવતાં સમાત લીધી ને પીર તરીકે પૂજાયા. ત્યારથી ગુજરાત–રાજસ્થાનમાં પીર પંથની શરૂઆત થઇ એમ કહેવાય છે લગભગ એ જ કાળમાં પાબુ, હડબુ, ગોગાદે ને જેસલ પીર થયા. કચ્છના અંજાર ગામે એમની સમાત પૂજાય છે. ત્યારબાદ માંડવી પાસેના ગામે ચારણ સંત રાવળપીર તરીકે પુજાયા.

એ પછી પાંચાળના થાન ગામે સંત દેવાયત પંડિત પાકયા. એમના ભજનમાં કયાંક કયાંક પીરનું સંબોધન થયેલું છે. કચ્છના સંત મેકરણ કાપડીના ભાઈ મુસલમાન બનેલા તે પતંગશા પીર તરીકે પ્રખ્યાત

થયેલા. દાદા મેકરણે પીરાઈનું રહસ્ય બતાવતાં કહ્યું છે કેઃ

**પીર પીર કુરો કર્યો, નાંય પીરેંજી ખાણ**
**પંચ ઇંદ્રિયું વસ કર્યો, પીર થિંદા પાણ.**

જૂનાગઢના ભેસાણ ગામ પાસે પરબની જગ્યા છે. ત્યાં જેસા પીર અને વેળદાન પીરની આરામગાહો છે. જેસો આહિર હતા અને વેળદાન હતા કાઠી. બે ય સંતોએ અભેદની ઉપાસનાને અંતે સાથે જ જીવતાં સમાત લીધેલી.

અઢારમી સદીના સાધુ જેરામભારથી અને સંત નૂરશાહનાં નામ ઘણાં જાણીતાં છે. શિષ્ય હિંદુ અને ગુરૂ મુસલમાન. આ અભેદથી જેરામભારથી જેરામશાહ તરીકે પ્રખ્યાત થયેલા અને નૂરશાહ નૂરસતાગર તરીકે. બન્ને સંતો બીલખા પાસેની ડુંગરમાળમાં વસતા. તેમનાં સ્થાનકો ત્યાં જ છે.

બીલખાથી ઉત્તર દિશાએ ત્રણેક માઈલ છેટે એક અંતરિયાળ સ્થળે જંગલીશાહ પીરની દરગાહ છે. કોઈ ફકીર ત્યાં નથી રહેતો. વરસમાં એકવાર ત્યાં મેળો ભરાય છે. કહે છે કે જંગલમાં રખડતા કણબીના છોકરા પર જેરામભારથી અને નૂરશાહની કૃપા દષ્ટિ થતાં જંગલીશાહ પીર થઈ ગયા.

અઢારમી સદીમાં તો સૌરાષ્ટ્રમાં અનેક સંતો પાકયા છે. પણ પાંચાળનું પીરાણું તો મળ્યું ચલાળાના દાના ભગતને અને વીસામણ ભગતને. કયાંક કયાંક દાનો પીર કહેવાયા અને ડાકુ વીસામણ તો 'વીહળો પીર' કહેવાઈ ગયા ને પાળીઆદમાં ગાદી પણ ચાલી.

સંત દેવીદાસના શિષ્ય સાદુળ ભક્ત પણ 'સાદુળો પીર' કહેવાઈ ગયા. આ ઉપાધિઓ લોક સમુદાય તરફથી જ એમનાં જીવન કવન જોતાં મળ્યે જતી. સિંધની જેમ સૌરાષ્ટ્રમાં પીરની ગાદી કે વારસો હિન્દવા પીરોનો નથી ચાલ્યો. ત્યારે દાના ભગતના શિષ્ય અને વીસામણ પીરે જેને પંજો થાપેલો તે મુસ્લિમ ગધઈનો બાળક ગીગો 'ગીગા પીર' તરીકે પ્રખ્યાત થયા અને ગિરમાં સત્તાધારમાં જગ્યા બાંધી.

ભાવનગર જિલ્લામાં સ્વામીના ગઢડા નજીક આવેલા જનડા ગામે 'જનડાપીર'ની દરગાહ છે. એને લાકુની માનતા થાય છે. એ પછી આવે છે 'સેલાની શા' પીર. એ સાદુળ ભક્તના શિષ્ય હતા. એમની આરામગાહ પરબની જગ્યામાં પ્રવેશદ્વારની સામેના ચોકમાં છે. આ સેલાનીશાહ ધોરાજીમાં પણ રહેલાઃ

ધોરાજીમાં ધૂમ મચાવી બાવે,
ખરે બપોરે દીધો ડારો;
પરબુંવાળા પીર પાદશાહ
ધૂન ધણી મેં ધાર્યો.

એ પછી પીરોની નામાવલિમાં આવે છે રૂડો પીર. એ સંત દેવીદાસના શિષ્ય થઈ ગયા. એમણે સાદુળ ભગતને આપેલ વચન અનુસાર પોતાનું માથું મોકલાવેલું. એમની આરામગાહ છે કમીઆ–દુધાળા ગામની ધાર ઉપર. અને આ પીરાણામાં છેલ્લું નામ મળે છે કરમણપીરનું. તેઓ સાદુળ ભગતના શિષ્ય હતા. એમના નામે પણ પીરાઈ ચાલી છેઃ

**ગોલીડે ગંજા ખોડિયા, નેચળ ચલાવ્યાં નીર;**
**પરબે પીર જાગ્યા ભલા, પરગટ કરમણ પીર.**

કરમણ પીરનો દેહાંત સને ૧૮૪૨માં થયેલો. ત્યારપછી કોઈ સંત–ભક્તને પીરનું બહુમાન મળ્યું નથી. એટલે કે ચૌદમી સદીથી શરૂ થયેલ એ પીરાઈ ૧૯ મી સદીના વચગાળે પૂરી થાય છે. ઘણુંખરૂં મોટાપંથ–મહાપંથ સાથે આ પીરાણાને સંબંધ છે. પીર નામે જુદો પંથ તે આ રામદેપીરનો. માર્ગી સાધુઓ અને મોટે ભાગે ગૃહસ્થાશ્રમી માર્ગી સાધુઓ જેના મહંત હોય છે એવી જગ્યાઓ સાથે આ પંથનો સંબંધ છે. એની કંઠી બંધાવનાર સેવક કહેવાય છે. મૃત્યુ પછી એની માંડવી નીકળે છે ને પલોંઠી વળાવી જમીનમાં દાટવામાં આવે છે. એને સમાત આપી કહેવાય છે. મૃત્યુ પાછળ રડવાનો રીવાજ નથી. રામદેપીર એના આરાધ્ય દેવ ગણાય છે.

મહાન ભક્તો, સંપ્રદાયના સંસ્થાપકો અને ગુરૂઓને જ્યાં પીરની પદવી નથી મળી હોતી ત્યાં એના શિષ્યોને મળી હોય છે એ અજબ જેવી સંશોધન માગતી વાત છે. અહિં તો એ સંશોધન માટેની પ્રાથમિક ભૂમિકા જ અપવામાં આવી છે.

# આધુનિક ધર્મ-પ્રવાહો

પ્રો. અરુણભાઈ મહેતા

ઓગણીશમી સદી દરમ્યાન કારકુનો પેદા કરવાના ઇરાદાથી આપવામાં આવેલી અંગ્રેજી કેળવણીએ ભારતીઓને પશ્ચિમના આધુનિક વિચારોથી પરિચિત કરાવ્યા. તેથી પશ્ચિમી વિચારસરણીમાં રહેલા બુદ્ધિવાદ, માનવતાવાદ જેવાં તત્ત્વોથી ભારતનો યુવાન-વર્ગ ખૂબ પ્રભાવિત બન્યો. પરિણામે ભારતીય સમાજમાં ઘર કરી ગયેલાં દૂષણો સામે ઝુંબેશ ઉઠાવવા માટે બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ જેવી સંસ્થાઓની સ્થાપના કરવામાં આવી. શ્રી જાવડેકરના મંતવ્ય મુજબ, આર્યસમાજ, રામકૃષ્ણમિશન વગેરે સંસ્થાઓએ માત્ર ધાર્મિક તથા સામાજિક સુધારણા માટે જ આંદોલન કર્યાં નથી પરંતુ તેઓએ ભારતના રાષ્ટ્ર-ધર્મને જાગૃત કરવામાં પાયારૂપ કાર્ય કર્યું છે. કદાચ આ વિધાન એટલા માટે કરવું પડયું છે કે પશ્ચિમનું એટલું બધું જ સારું અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સ્પર્શે ભારતીય સંસ્કૃતિ પ્રત્યે સૂગ ઉત્પન્ન કરી ત્યારે સ્વામી દયાનંદે અને રામકૃષ્ણે ભારતીય સંસ્કૃતિ અને ધર્મનાં કેટલાંક મહાન પાસાંઓને ધ્યાનમાં રાખીને પશ્ચિમના આક્રમણને રોકવાને સફળ પ્રયત્ન કરેલો.

હિંદુ ધર્મમાં સુધારો કરવાનો સૌથી પ્રથમ પ્રયત્ન બંગાળમાં રાજા રામમોહનરાયે બ્રહ્મોસમાજની સ્થાપના દ્વારા કર્યો. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે લખેલ બ્રાહ્મધર્મ ગ્રંથમાં દર્શાવેલ મુખ્ય તત્ત્વોમાં ચાર (૧) આરંભમાં કંઈ હતું નહીં, માત્ર પરમ બ્રહ્મ એક હતો. આખું વિશ્વ સર્જ્યું. (૨) તે જ એકલો સત્યનો ઈશ્વર છે, અનંત જ્ઞાન, સત અને શક્તિ છે. તે સનાતન અને સર્વવ્યાપી છે, એક ને અદ્વિતીય છે. (૩) તેની ભક્તિથી આ લોકમાં અને પરલોકમાં શ્રેય થાય છે. (૪) ઈશ્વર પર પ્રેમ રાખવો અને તેને જે પ્રિય છે તે કરવું એ ભક્તિ છે—સિદ્ધાન્તોનો સમાવેશ થાય છે. આ ધર્મની એક શુભ અસર એ થઈ કે હજારો હિંદુઓ ખ્રિસ્તી બનતા અટકી ગયા અને તેના પ્રભાવથી મુંબઈમાં રામબાલકૃષ્ણે 'પરમહંસ મંડળી'ની સ્થાપના કરી. આ મંડળીના પ્રમુખ રામબાલકૃષ્ણ બન્યા અને મંત્રી તરીકે સૂરતના પાંચ જાણીતા 'દદ્દા'માંના એક દાદોબા પાંડુરંગ બન્યા. તેમના દ્વારા ગુજરાતમાં આ પ્રવૃત્તિ ખૂબ જાણીતી બની. આ મંડળીની પ્રવૃત્તિમાં મુખ્યત્વે મૂર્તિપૂજાનો વિરોધ, એકેશ્વરવાદની માન્યતા, વિશ્વપ્રેમ, જ્ઞાતિભેદનો વિરોધ, વિધવા વિવાહની હિમાયત વગેરે ગણાવી શકાય. જ્ઞાતિભેદનો ખુલ્લો વિરોધ કરવાની શક્તિનો વિકાસ બહુ થવા ન પામ્યો તેથી, આ મંડળીની પ્રવૃત્તિ ગુપ્ત રીતે ચલાવવામાં આવતી રહી. કેટલાક મુસ્લિમ સભ્યો પણ આ મંડળીમાં હતા. પાંડુરંગ દાદોબાએ 'પારહંસિક બ્રાહ્મોસમાજ' નામનું ચોપાનિયું બહાર પાડીને જ્ઞાતિપ્રથા અને પ્રચલિત ધર્મો પર જોરદાર ફટકો માર્યો. પરિણામે ૧૭ મી ડિસેમ્બર ૧૮૬૬ ના રોજ મુંબઈમાં ડૉ. આત્મારામ પાંડુરંગના મકાનમાં એક સભા મળી જેમાં એવો નિર્ણય થયો કે, મુંબઈમાં બ્રહ્મોસમાજ જેવી જાહેર સંસ્થાની જરૂર છે, અને એ રીતે પ્રાર્થનાસમાજની વિધિવત સ્થાપના ૩૧ માર્ચ ૧૮૬૭ માં થઈ. પ્રખર પ્રાર્થના સમાજવાદી શ્રી વૈદ્ય વગેરેના પ્રયત્નથી આ પ્રવૃત્તિ ખૂબ ફૂલી ફાલી. ત્યારબાદ, શ્રી વી. એન. ચંદાવરકરે પ્રાર્થના-સમાજની સામાજિકસેવા અને સામાજિક સુધારણા ઉપર વિશેષ ભાર મૂક્યો. શ્રી કેલકર, શંકર પાંડુરંગ પંડિત, રામકૃષ્ણ ભાંડારકર, ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડે જેવા સમર્થ વિદ્વાનો તેના સભ્યો હતા અને બ્રહ્મોસમાજનું માર્ગદર્શન પણ આ પ્રવૃત્તિને મળતું હતું.

આરંભની પરમહંસસભા અને પાછળથી તેમાંથી ઉદ્ભવેલી પ્રાર્થના સમાજમાં અનેક ગુજરાતી સજ્જનો હતા. અલબત્ત બહુ વિસ્તૃત વિગતો પ્રાપ્ત નથી થતી, પરંતુ એટલું તો ચોક્કસ છે કે આ સમાજની ગુજરાતીઓ પર પ્રગાઢ અસર પડેલી. કવિ નર્મદ પણ એનાથી પ્રભાવિત હતા. તેમાં રાજકીય અને ધાર્મિક વાદવિવાદ કરવાની મનાઈ હતી અને કવિએ એની

સામે ચળવળ ઉપાડી. પરંતુ એમાં નિષ્ફળ જતાં ધર્મની ચર્ચા કરવા માટે 'તત્ત્વશોધક' સંસ્થાની સ્થાપના કરવામાં આવી. કવિએ બ્રાહ્મો ધર્મનું ભાષાન્તર ઘણી જહેમત બાદ ગુજરાતી પ્રજા સમક્ષ મૂકયું. મુંબઈની પ્રાર્થનાસમાજની અસરથી સૂરતમાં 'માનવધર્મ-સભા'ની સ્થાપના દુર્ગારામ મહેતાએ કરી અને ત્યારબાદ અમદાવાદમાં સનાતન ધર્મસભાની સ્થાપના થઈ. એમાં શ્રી ભોળાનાથ સારાભાઈ દીવેટિયા, મહિપતરામ નીલકંઠ અને રણછોડભાઈ રેંટિયાવાળાના પ્રયત્નથી પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિ વધારે પ્રચલિત બની. ભોળાનાથ સારાભાઈએ પ્રાર્થનાસમાજની અઠવાડિક બેઠકમાં ગાવા માટે ગીતો–પદો રચીને 'પ્રાર્થનામાળા'ની રચના કરી. એ બેઠકોમાં દાદોબા પાંડુરંગ, દુર્ગારામ મંછારામ, દામોદરદાસ ભાઈદાસ, બાલકૃષ્ણ, લાડકોબા આત્મારામજી, ઈશ્વરદાસ હરગોવિંદદાસ, પાર્વતીશંકર દુર્ગાશંકર, કહાનદાસ, પ્રભુદાસ તલકચંદ, પ્રાણનારાયણ મયાશંકર, સુંદરરાવ મોહુબા પ્રભુ, આનંદરાવ ચાંપાજી, મોદી દાદાભાઈ બરજોરજી વગેરેની હાજરી અચૂક રહેતી. પાછળથી 'માનવધર્મ સભા' દ્વારા ધર્મ સુધારણાનું કાર્ય તેમણે ઉપાડયું. તેમણે જ્ઞાતિભેદ, મૂર્તિપૂજા, અનેક દેવદેવીઓની માન્યતા સંબંધી વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં. બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિ ગુજરાતના લોકોને બહોળા પ્રમાણમાં આકર્ષી શકી નહીં, કેમકે નિરાકાર, અમૂર્ત સર્વશકિતમાન ઈશ્વરની પ્રાર્થનાનું જ મહત્ત્વ હતું. પરંતુ માનવહૈયાના ભાવોને પકડી શકે તેવી શક્તિ એમાં નહોતી. વળી, રૂઢિચુસ્તોનો સાથ અને ટેકો આ પ્રવૃત્તિઓને ન મળ્યો. તેમ છતાં, લોકજાગૃતિની દૃષ્ટિએ આ પ્રવૃત્તિ સફળ રહી.

પરંતુ, ગુજરાતમાં એની સામે આર્યસમાજ, રામકૃષ્ણ મિશન, થિયોસોફિકલ સોસાયટી, શ્રીમન્નૃસિંહાચાર્યનો શ્રેયઃસાધકવર્ગ, નથુરામ શર્માની પ્રવૃત્તિ દ્વારા હિંદુધર્મ અને વિચારનું સાચું સ્વરૂપ લોકો સમક્ષ મૂકવાના કેટલાક પ્રયત્નો થયા. આર્યસમાજની હિલચાલના પ્રણેતા મૂળશંકર–દયાનંદ સરસ્વતીએ હિંદુધર્મની સુધારણાનો ઝંડો ફરકાવ્યો. વેદ અને તેને અનુસરતાં આપણાં સ્મૃતિ–પુરાણો આર્યસમાજને માન્ય છે. વેદાભ્યાસ અને બ્રહ્મચર્ય પર ભાર મૂકી દયાનંદ સરસ્વતીએ હિંદુધર્મનું ધ્યાન વેદ પ્રતિ આકર્ષિત કર્યું. સર્વ સત્ય વિદ્યા, સચ્ચિદાનંદ બ્રહ્મ, શુદ્ધિકરણ વગેરે દશ આદર્શો તેમણે રજૂ કર્યા. સં. ૧૮૭૫માં મુંબઈમાં અને ૧૮૭૭માં પંજાબમાં લાહોર ખાતે આર્યસમાજની સ્થાપના થઈ. આ પ્રવૃત્તિને રૂઢિચુસ્ત હિન્દુઓ, મુસ્લિમો અને ખ્રિસ્તીઓ સામે ટક્કર ઝીલવી પડી. અલબત્ત, આર્યસમાજે કરેલા વેદોના અર્થ સંબંધે મતભેદ પ્રવર્તે છે તેમ છતાં, હિંદુસમાજમાં નવો જુસ્સો લાવવામાં એનો ફાળો અવશ્ય છે. બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજમાં ખ્રિસ્તીધર્મની ગંધ જોતા આર્યસમાજની સહાયક વૃત્તિ અને બધું જ વેદોમાં જોવાની વૃત્તિ જનસમુદાયમાં અપ્રિય થઈ પડી. પરિણામે, એનિબિસાંટની થિયોસોફી પ્રવૃત્તિએ સ્થાન લીધું. આ પ્રવૃત્તિએ હિંદુઓની નબળાઈ, દોષ કે ખામીઓ પર સીધા આક્ષેપો ન કરતાં આર્યધર્મ અને તેની ઉજ્જવળ બાજુનું ચિત્ર રજૂ કર્યું. તેમણે જ જણાવ્યું છે કે, હિંદુસ્તાનમાં પહેલ પ્રથમ જૂના ધર્મો–હિંદુ, જરથોસ્તી અને બૌદ્ધધર્મનો પુનરોદ્ધાર કરી તેને મજબૂત કરી, તેનો ઉત્કર્ષ કરવાનું હતું; એ રીતે સ્વમાનની લાગણી ઉદ્‌ભવતાં, તેના ભૂતકાળ માટે મમત્વ બંધાયું અને ભવિષ્ય આશાવંત જણાયું અને તેના પરિણામે સ્વદેશાભિમાન અને સમાજની પુનઃ રચનાની અભિલાષા જાગૃત થઈ. આ રીતે, ભારતમાં અને ગુજરાતમાં થિયોસોફીકલ સોસાયટીએ સ્વધર્મ માટે મમત્વની લાગણી પેદા કરી. આ સોસાયટીનો મુખ્ય સિદ્ધાન્ત એ જ હતો કે વિશ્વમાં આત્મભાવ વિસ્તારવો અને સર્વધર્મના અભ્યાસથી મૂળ સત્યને પ્રાપ્ત કરી ધાર્મિક કંકાસ દૂર કરવો. સૌરાષ્ટ્રમાં જેમ આર્યસમાજની પ્રવૃત્તિ ટંકારા, જામનગર, પોરબંદર અને રાજકોટમાં ફૂલી, તેમ થિયોસોફીકલ સોસાયટીની પ્રવૃત્તિ રાજકોટ અને ભાવનગરમાં મુખ્યત્વે રહી. ભાવનગરમાં હરજીવનભાઈ અને વેણીભાઈએ થિયોસોફી સોસાયટીની સ્થાપવામાં ભાગ ભજવ્યો હતો. પોરબંદર ખાતે પણ સુદામા લોજ અને પોરબંદર લોજ એમ બે મંડળ પ્રવૃત્તિઓ કરે છે. ગુજરાતી

સાક્ષર મણિભાઈ નભુભાઈ પણ થિયેસોફીના આદર્શો પ્રત્યે આકર્ષાયેલા અને તેમના સાહિત્યમાં એ પ્રભાવ જોઈ શકાય છે.

ઓગણીસમી સદી દરમ્યાન બ્રહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજ પાશ્ચાત્ય વિચારોના પ્રભાવ નીચે હતા અને આર્યસમાજ પ્રાચીન ભારતની સંસ્કૃતિ તરફ નજર સ્થિર કરીને બેઠો હતો ત્યારે એ બંને વિચાર-સરણીનો સમન્વય કરવાનું કાર્ય રામકૃષ્ણ પરમહંસે કર્યું. કાળીના આ ઉપાસકે અનુભવ્યું કે, બધા ધર્મો-ઉપાસનાના માર્ગો એક જ ઈશ્વર તરફ લઈ જનારા છે. તેમના શિષ્ય સ્વામી વિવેકાનંદે શિકાગો ખાતે વિશ્વધર્મપરિષદમાં હિંદુધર્મનાં મૂળભૂત તત્ત્વો સ્પષ્ટ કર્યાં. પંડિત નહેરુએ જણાવ્યું છે તેમ, રામકૃષ્ણના સુપ્રસિદ્ધ શિષ્ય સ્વામી વિવેકાનંદે ભારે ધગશથી પોતાની ભાવવાહી વાણીમાં રાષ્ટ્રીયતાના મંત્રનો પ્રચાર કર્યો. તેમનો રાષ્ટ્રીયતાનો મંત્ર કોઈપણ રીતે મુસલમાન વિરોધી કે બીજા કોઈનો પણ વિરોધી નહોતો તેમજ આર્યસમાજ જેવી કંઈ સંકુચિત રાષ્ટ્રીયતા નહોતી. તેનાં મૂળ હિંદુધર્મ અને ભારતીય સંસ્કૃતિમાં જોવા મળે છે. રામકૃષ્ણ મિશનની સ્થાપના એમના આદર્શોનું પરિણામ છે. આમાં સાચો સમાજવાદ જોવા મળે છે અને સેવાના સુદૃઢ પાયા પર મિશન ઊભેલું છે. દુષ્કાળ, અતિવર્ષા કે કુદરતી આફતમાં સપડાયેલી માનવજાતને મદદ કરવા આ મિશનના અનુયાયીઓ હમેશાં તૈયાર છે. સ્વામીકૃપાનંદ, અભયાનંદ, યોગાનંદ, હરિદાસી, ભગિની નિવેદિતા જેવા શિષ્યોથી ઓપતી આ પ્રવૃત્તિ ભારત અને વિદેશમાં કેટલીય શાખાઓ ધરાવે છે. સાધુઓ અને સંસારીઓના બે અલગ વર્ગોમાં આ પ્રવૃત્તિ વહેંચાયેલી છે. અમેરિકા જતાં પહેલાં વિવેકાનંદ ગુજરાતમાં પણ રોકાયા હતા. સૌરાષ્ટ્રમાં આ પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન રાજકોટ ખાતેનું રામકૃષ્ણ મિશન રહ્યું.

ગુજરાત-સૌરાષ્ટ્રની દૃષ્ટિએ બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયેસોફી સોસાયટી અને રામકૃષ્ણમિશન જેવી જ મહત્ત્વની પ્રવૃત્તિ શરૂ કરનાર બે પ્રખર પુરુષો છેઃ શ્રીમન્નૃસિંહાચાર્ય અને નથુરામ શર્મા. શ્રીમન્નૃસિંહાચાર્યની પ્રવૃત્તિ 'શ્રેયસાધક અધિકારી વર્ગ' તરીકે ઓળખાય છે. તેમણે 'મહાકાળ' નામના માસિક દ્વારા ગુજરાતની જનતાને જાગૃત કરવાનો પ્રશંસનીય પ્રયત્ન કર્યો. તેમના ગ્રંથમણિ 'સિદ્ધાન્તસિંધુ' અને 'ભામિનીભૂષણ'ની નોંધ સ્વ. મણિલાલે પણ લીધી હતી. તેમના પ્રગાઢ વ્યક્તિત્વને લીધે દી. બ. નર્મદાશંકર. પ્રો. કણિયા, છોટાલાલ માસ્તર, કૌશિકરામ, નગીનદાસ સંઘવી જેવા તેમના શિષ્યો બન્યા. આ વર્ગ મૂર્તિપૂજા અને જાતિભેદમાં માને છે તથા ઈશ્વર અવતાર લે છે એમ પણ માને છે. તત્ત્વજ્ઞાનને મહત્ત્વ આપતો આ વર્ગ ભક્તિ દ્વારા મુક્તિની વાત પણ સ્વીકારે છે. ગુરૂપૂજનનો પણ મહિમા છે. શ્રીમન્નૃસિંહાચાર્ય બાદ તેમના પુત્ર ઉપેન્દ્રાચાર્યે પણ આ પ્રવૃત્તિ ચાલુ રાખી. આ પ્રવૃત્તિમાં રહસ્યમય બાબતોમાં શ્રદ્ધા-બુદ્ધિપૂર્વક સમજવાને બદલે શ્રદ્ધા અને સાધના પર વિશેષ ભાર જોવા મળે છે. શ્રી નથુરામશર્મા નાનપણથી ધર્મ પ્રત્યે રુચિ રાખતા. સંધ્યાવંદનાદિ આચારનો આગ્રહ, આહાર-વિહાર, વર્ણશુદ્ધિ, શાસ્ત્રગ્રંથોનું સંપાદન-પઠનપાઠન, ચર્ચા-સમાધાન માટે તેમણે બીલખામાં એક આશ્રમ સ્થાપ્યો. સૌરાષ્ટ્રનાં વિવિધ સ્થાનોની તેમણે યાત્રા કરેલી અને ઘણી જગ્યાએ આશ્રમો સ્થાપેલા. એમના શિષ્યોમાં હિંદુ સિવાયના ધર્મના પણ જોવા મળે છે. આ મત યોગ, જ્ઞાન અને ભક્તિથી પૂર્ણ છે. અહીં હિંદુ મહાસભા, લક્ષ્મીનારાયણ પંથ, બહાદરપંથ, તુલસીસાહેબ, સત્યસમાજ, રામતીર્થ સભા, પ્રિયતમ ધર્મસભા, આનંદસભા, મોક્ષમંદિર વગેરેનો ઉલ્લેખ પણ શ્રી ધારેખાનના આધારે થઈ શકે. ભ્રાતૃભાવની પ્રવૃત્તિવાળો ફ્રીમેશન વર્ગ પણ અહીં એટલા માટે યાદ કરવો જોઈએ કે, સૌરાષ્ટ્રના ભાવનગર જેવા શહેરોમાં એનું અસ્તિત્વ હતું તેવું સાંભળ્યું છે. તમામ પ્રવૃત્તિઓ ગુપ્ત રાખતો આ વર્ગ આમ તો પુરાણો છે.

આમ સંખ્યાબંધ નામી-અનામી સન્તો-ભક્તોએ ગુજરાતની પ્રજાને ધાર્મિક ચેતનાથી જાગ્રત કરી. જો કે, મુખ્ય પ્રવર્તક પંથ કે વાડા બાંધવા નથી ઈચ્છતા હોતા, પણ તેમના મૃત્યુ બાદ પંથો શરૂ થતા હોય છે અને તેમાં સંકુચિતતા, સદા પ્રવેશતાં હોય

# સ્વામિનારાયણ સંપ્રદાય

બાલકૃષ્ણ વૈદ્ય : આયુર્વેદ બૃહસ્પતિ

સ્વામિનારાયણ સંપ્રદાય મુખ્યત્વે ગુજરાતમાં છે. મહારાષ્ટ્રના ખાનદેશ વિસ્તારમાં કેટલોક પ્રચાર છે. રાજસ્થાન અને ઉત્તર ભારતમાં પણ ક્યાંક ક્યાંક છે. એ સિવાય જ્યાં જ્યાં સ્વામિનારાયણ સંપ્રદાય જોવા મળે છે તે ગુજરાતીઓની સાથે સાથે ગયેલો અને સ્થિર થયેલો છે. આ રીતે આ સંપ્રદાય હિંદુસ્તાનનાં મોટાં શહેરોમાં જ નહિ, આફ્રિકાના કેટલાક દેશો અને ઈંગ્લાંડ તથા અમેરીકા સુધી પણ પહોંચ્યો છે. અને ત્યાં સ્વામિનારાયણનાં મંદિરો બંધાયાં છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના સાધુઓની કેટલીક વિશેષતાઓ તરત નજરે ચડે છે. સાધુઓ સ્ત્રીઓનો સ્પર્શ કરતા નથી. સ્ત્રીઓ સાથે વાતચીત કરવાનો પણ નિષેધ પાળે છે. સ્ત્રીઓ સામે નજર માંડીને જોવામાં અધર્મ સમજે છે. સાધુઓ સોના રૂપાની ધાતુઓને કે એનાં નાણાંને પણ સ્પર્શ કરતા નથી. મોટાં મંદિરોમાં ભગવાનની પૂજા માટે રાખેલા અલંકારો પ્રતિમાને ચડાવવાના હોય તેટલા પૂરતા સ્પર્શની છૂટ હોય છે. નાણાકીય વ્યવહાર માટે મંદિરોમાં જેઓ સાધુ થયા વિના પણ બ્રહ્મચારી જીવન ગાળીને સેવા કરતા હોય છે તેવા પાર્ષદો હોય છે. સાધુઓની મદદમાં આવે વખતે ગૃહસ્થો પણ રહે છે.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં ઈષ્ટ દેવ તરીકે શ્રી કૃષ્ણને વર્ણવ્યા છે. પરમાત્માનાં બધાં સ્વરૂપો સંપ્રદાયને માન્ય છે. મંદિરોમાં ગોપીનાથ શ્રી કૃષ્ણ, નરનારાયણ, મદન મોહન વગેરે સ્વરૂપો પધરાવવામાં આવ્યાં છે. પરંતુ ઉપાસનાની દૃષ્ટિએ સ્વામિનારાયણ સંપ્રદાયના પ્રવર્તક શ્રી સહજાનંદ સ્વામી સર્વ અવતારોના અવતારી, પરબ્રહ્મ, પ્રગટ પુરુષોત્તમ છે એવો દૃઢ નિશ્ચય સંપ્રદાયમાં પ્રવર્તે છે. એથી પ્રત્યેક મંદિરમાં સહજાનંદ સ્વામીની ચિત્ર પ્રતિમા અથવા ધાતુ કે આરસની પ્રતિમા અવશ્ય પધરાવવામાં આવે છે. અને અન્ય સ્વરૂપો પણ સહજાનંદ–સ્વામી–સ્વામિનારાયણ ભગવાનનાં જ સ્વરૂપો છે એમ શ્રદ્ધાપૂર્વક માનવામાં આવે છે. સંપ્રદાયના કેન્દ્રમાં સ્વામિનારાયણ ભગવાન છે.

શ્રી સહજાનંદ સ્વામીમાં આવી પ્રગટ પુરુષોત્તમની દૃઢ નિષ્ઠા બંધાવા પાછળની મજબૂત ભૂમિકા છે. સહજાનંદ સ્વામીનું વ્યક્તિત્વ અત્યંત મોહક અને પ્રભાવશાળી હતું. એમનાં દર્શનથી અનેક માણસોને સમાધિ થતી. એમાં એમને પોતપોતાના ઈષ્ટદેવનાં દર્શન થતાં. અને એ જ ઈષ્ટદેવ રૂપે સહજાનંદ સ્વામીનાં દર્શન થતાં. વિરોધીઓ વિરોધ કરવા આવતા, અથવા કારસ્તાનીઓ કપટ કરવા આવતા એ પણ એમના શિષ્ય બનીને જતા હતા. ઠુમરીના પ્રસિદ્ધ ગાયક અને ગુજરાતના પ્રથમ પ્રેમ કવિ શ્રી પ્રેમાનંદ સ્વામી સહજાનંદ સ્વામીની દંતાવલિ દેખીને મુગ્ધ થયેલા અને સંસાર છોડીને સાધુ બનેલા. બ્રહ્માનંદ સ્વામી રાજસ્થાનનાં મોટાં મોટાં રાજ્યોના રાજ કવિ હતા. વડોદરાના રાજ કવિ તરીકે પણ નિમણૂક મળેલી. સ્વામિનારાયણ સંપ્રદાયની ભક્ત બનેલી બે બહેનોની ટકોર માત્રથી સહજાનંદ સ્વામીનો મહિમા સમજી ગયા અને બધું તજીને સાધુ થઈ ગયા. શ્રી ગોપાળાનંદ સ્વામી સમર્થ યોગી અને બ્રહ્મવિદ્ હતા પણ સહજાનંદ સ્વામીના દર્શન માત્રથી ભક્ત બની ગયા. આવા તો કેટલાય મોટા મોટા વિદ્વાનો અને રાજ પુરુષો પતંગિયાં દીવા પર આવી આવીને પડે એમ સહજાનંદ સ્વામીના વ્યક્તિત્વથી ખેંચાઈ આવેલા. પ્રભાવ તો એવો જામેલો કે એક વખત સહજાનંદ સ્વામીએ કચ્છ બેઠાં ચિઠ્ઠીઓ મોકલી કે આ ચિઠ્ઠી વાંચીને તરતજ બધું છોડીને, ભગવાં વસ્ત્ર પહેરીને ચાલી નીકળજો અને અહીં અમારી પાસે આવી પહોંચજો. આ ચિઠ્ઠી વાંચીને કેટલાય ગામ ધણીઓ, મોટા ખેડૂતો અને વેપારીઓ ભગવાં પહેરીને હાજર થઈ ગયા. બે ત્રણ વરરાજાઓ માંઢોળ તોડીને પણ ચાલી નીકળેલા. ચિઠ્ઠીમાં નામ ઉપરાંત ઈત્યાદિ લખેલું એમાં પોતાનો પણ સમાવેશ માનીને કેટલાક સાધુ થઈ ગયેલા. આવા આવા પાંચસો પરમહંસો

ભેગા થયેલા. સહજાનંદ સ્વામી કસોટીઓ પણ આકરી કરતા વારંવાર નવાં નિયમનો-પ્રકરણો ઊભા કરતા. આવાં ૧૦૮ પ્રકરણો ચલાવેલાં, જેમાં સાધુઓને વગર માગ્યે ભિક્ષા ન મળે તો ભૂખ્યા રહેવાથી માંડીને ગુણ-પાટનાં જ કપડાં પહેરીને ફરવાના નિયમો પણ આવતા. અને એ બધા આજ્ઞાજડ પણ ન હતા. સહજાનંદ સ્વામીએ એક વખત એમાંથી કેટલાકને કાશીએ સંસ્કૃત ભણવા જવા ફરમાવ્યું. એમાં તરુણો હતા અને કાંઠે પહોંચેલા વૃદ્ધો પણ હતા. બધા ગયા અને થોડા વખતમાં સંસ્કૃતમાં ગ્રંથો રચી શકે એવા પંડિત થઈને આવ્યા.

જોબન પગી જેવા ડાકુનાં પરિવર્તનને કારણે સયાજીરાવ ગાયકવાડને સંપ્રદાય પ્રત્યે ખૂબ આદર થયો. અને રાજવીઓનો સહકાર પણ મળ્યો. જૂનાગઢના નવાબે અને કચ્છના ફતેહમહમદ જમાદારે પણ સંપ્રદાયને પૂરો સહકાર આપ્યો હતો. સ્વામિનારાયણ ભગવાનનો આ પ્રતાપ જોઈને એમનો રાજકીય લાભ ઉઠાવવા પણ કેટલાકે પ્રયાસ કરેલો. અંગ્રેજી હકુમતને ગુજરાતમાં આગળ વધતી અટકાવવા માટે વિચારનારા ત્યારે પણ હતા. પરંતુ એની પાછળ રાષ્ટ્રીય ભાવના કરતાં પોતાની સત્તા અને વગ વધારવાની ઈચ્છા પ્રધાન હતી. કેટલાક આગેવાનો સહજાનંદ સ્વામીને મળ્યા. સહજાનંદ સ્વામી તો દેશભરમાં ફરી આવ્યા હતા અને આવી રહેલા રાજકીય પલટાનાં એંધાણ નજરે જોયાં હતાં. એમણે કહ્યું કે "નવી સત્તા હવે આવે જ છે, તમારી રોકી એ હવે રોકાય એમ નથી. પરંતુ એ સરકાર તમારી પાસેથી કાયદો કરીને જે કરાવશે એ તમે ધર્મ સમજીને પહેલેથી જ શું કામ ન કરો ? જાડેજાઓને કહ્યું કે "દીકરીઓને દૂધપીતી કરવાનું બંધ કરો." કાઠીઓ અને કોળીઓને લુંટફાટ બંધ કરવાનું કહ્યું. "સદાચાર એ જ ખરો ધર્મ છે, તમે સદાચાર પાળતા થાઓ." એ માટે આકરા થઈને કહેલું એવી એક સંતની વાતોમાં નોંધ છે. પેશ્વાના સુબાને સાધુઓ અને સંપ્રદાયનો દ્રોહ કરવા બદલ ઠપકો આપ્યો. સુબો એથી વધારે છંછેડાયો અને કહી દીધું કે અમારા રાજ્યમાં તમે ન આવશો. સહજાનંદ સ્વામીએ પૂછ્યું 'ક્યાં સુધી ?' સુબાએ જવાબ આપ્યો: "જ્યાં સુધી અમારું રાજ્ય રહે ત્યાં સુધી" સહજાનંદ સ્વામીએ ભવિષ્ય દેખતા હોય એમ કહ્યું "તમારા રાજ્યનો અંત હવે દૂર નથી" અને થોડા વખતમાં જ પેશ્વાનું રાજ્ય ગયું.

મુંબઈના ગવર્નર સર માલ્કમે સ્વામિનારાયણ ભગવાન સાથે રાજકોટમાં ખાસ મુલાકાત ગોઠવીને એમનું અભિવાદન કર્યું હતું. સહજાનંદ સ્વામીએ કાયદાના નિષ્પક્ષ રાજ્યની પ્રશંસા કરી હતી અને ઉમેર્યું હતું કે જ્યાં સુધી રાજ્યકર્તાઓમાં લોભ નહીં પ્રવેશે ત્યાં સુધી કોઈ હરકત નહીં આવે.

સંપ્રદાયના પ્રભાવ નીચે સ્ત્રીઓ પણ આવેલી. એમને સત્સંગ અને પૂજા છોડી દેવા માટે શ્વસુરપક્ષ-માંથી ખૂબ દબાણ આવે. મારપીટ થાય, ખાવા ન દે. પણ સ્ત્રીઓ પણ મક્કમ રહી. જેતપુરની એક બ્રાહ્મણ બાઈને તો એનો પતિ એની છાતી પર પલંગનો પાયો રાખીને સૂતો. સહજાનંદ સ્વામીને એની જાણ થઈ. બહુ દુઃખ થયું. બાઈને નાસી આવવા સંદેશો મોકલ્યો. બાઈ ધોવાનાં કપડાં બાંધીને ભાદર નદીએ આવી. નદીમાં પૂર આવેલું. સામે કાંઠે સહજાનંદ સ્વામી ઊભા રહ્યા અને હાથ ઊંચો કર્યો. બાઈએ કપડાં પડતાં મૂકીને પૂરમાં ઝંપલાવ્યું. સામે કાંઠે ઈશ્વરકૃપાથી પહોંચી ગઈ. બાઈને કાઠી બહેનોના રક્ષણ નીચે મૂકી દીધી. સ્ત્રી સમાજ પર એ બનાવની ઉત્તમ છાપ પડી. કેટલીય બહેનોએ સાંખ્ય યોગ લીધો એટલે કે પુરુષ માત્રને જીવનભર સ્પર્શ ન કરવાનું વ્રત લીધું. બ્રહ્માનંદ સ્વામી જ્યારે લાડુ ભટ્ટ હતા ત્યારે એમનાં રસ સભર કવિત્વને કોઈએ પડકાર આપ્યો કે આ બહેનોને સંસારમાં રસ લેતી કરો તો તને શૃંગારના ખરા કવિ ગણીએ. કવિએ મુલાકાત માગી. શૃંગારનો મહિમા એવી છટાથી રજૂ કર્યો કે વાહ વાહ થઈ ગયું. પરંતુ બહેનોએ એટલી જ ટકોર કરી કે "કવિરાજ, આ સરસ્વતીનો ઉપયોગ આવા હાડમાંસના બનેલા ક્ષણ ભંગુર દેહને લડાવવામાં જ વાપરશો ?" કવિનો આત્મા જાગી ગયો. બાઈઓનો આભાર માનીને સ્વામિનારાયણ ભગવાનને ચરણે પડયા અને દીક્ષા લઈ લીધી. સંપ્રદાયે વિધવાઓને પણ આત્મપ્રતિષ્ઠા આપી. સ્ત્રીઓ માટે અલગ મંદિરો આ સંપ્રદાયે જ આપ્યાં છે.

નીચી ગણાતી કોમો માટે તો સંપ્રદાય તારણહાર

બની ગયો. હડધૂત મનાયેલા શ્રમજીવીઓમાં સંપ્રદાયે આત્મનિષ્ઠા અને વ્રત પાલનનું ગૌરવ સીંચ્યું. સગરામ વાઘરીએ પણ લીંબડીમાં ભાગવતની કથામાં પ્રશ્ન પૂછ્યો કે મહારાજ જીવનું સ્વરૂપ સમજાવશો? કથાકાર મહારાજ પણ વિચારમાં પડી ગયા. અને સ્વામિનારાયણનો એ શિષ્ય છે એમ જાણીને પોતે પણ સ્વામિનારાયણને શરણે ગયા.

સાહિત્ય નિર્માણ તો સંપ્રદાયે થોડા સમયમાં ઘણું કર્યું છે, આગળ કહ્યું તેમ સંપ્રદાયમાં જોડાયેલા વિદ્વાનો અને કાશીએ ભણીને આવેલા નવા વિદ્વાનો એ સૌએ મળીને ગણનાપાત્ર સંસ્કૃત ગ્રંથો અને સ્તોત્રો રચ્યાં. હિંદી વ્રજભાષા અને ગુજરાતીમાં મુખ્યત્વે કાવ્યગ્રંથો અને કીર્તન રચાયાં છે. સહજાનંદ સ્વામીનું ચરિત્રવર્ણન, તીર્થવર્ણન, જીવન લીલા–વિરહ ઉપદેશ વગેરેને લગતાં એ કાવ્યો છે. નિષ્કુળાનંદ સ્વામીએ રચેલી વૈરાગ્યની ચોસઠપટી જાણીતી છે. મુક્તાનંદ સ્વામીની સતીગીતા વગેરે ગ્રંથો સર્વોપયોગી પણ છે. અધ્યાત્મનાં ઊંડા જ્ઞાનને સરળ અને સચોટ ભાષામાં રજૂ કરતાં સ્વામિનારાયણ ભગવાનનાં વચનામૃતો સાહિત્યમાં અમર રહેશે. સંતોએ કહેલી વાતો એમના શિષ્યોએ લખી લીધેલી. એ કેટલીક છપાઈ છે, કેટલીક હવે છપાય છે. એમાં જ તત્કાલિન પ્રજાજીવનનો ધબકાર સંભળાય છે અને વાત કરનારનું અનુકંપાભર્યું જે દૈવત પ્રગટે છે એ નોંધપાત્ર છે. ગુણાતીતાનંદ સ્વામીની વાતો ખૂબ પ્રચલિત છે. હમણાં આધારાનંદ સ્વામીની વાતો પ્રસિદ્ધ થઈ છે. એમાં તો વચનામૃત ઉપરાંત સ્વામિનારાયણ ભગવાને કહેલી અનેક માર્મિક વાતો જોવા મળે છે.

શિક્ષાપત્રી સંપ્રદાયની સ્મૃતિ છે. એમાં સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન, આચાર વિચાર, વ્યવહારના નિયમો શિષ્ટાચાર–સદાચાર અને ધર્મતત્ત્વો બધું સંક્ષેપમાં પણ અસરકારક રીતે આપેલ છે.

કલાક્ષેત્રે સંપ્રદાયે ઉજવેલા ઉત્સવોએ ઘણો ફાળો આપ્યો છે. નિષ્કુળાનંદ સ્વામી સુતાર હતા. સાધુ થયા પછી પણ ભગવાનની પ્રસન્નતા ખાતર ક્યારેક એમણે એ કલા જાળવી રાખેલી. બાર દરવાજાવાળો હિંડોળો એમની અદ્‌ભુત કૃતિ છે. સ્વામિનારાયણ ભગવાનને ભેટ ધરવા માટે લાવવામાં આવતી ઉત્તમ વસ્તુઓ તૈયાર કરવા પાછળ કારીગરો હૈયાનું હીર ખર્ચતા. સંગ્રહોમાં કલાના ઘણા એવા નમુના સંઘરાયા છે.

મંદિરો દ્વારા સંપ્રદાયે શિલ્પ અને સ્થાપત્ય ક્ષેત્રે ઘણું આપ્યું છે. સંતોએ મંદિરોનું નિર્માણ બહુ કાળજીથી કર્યું છે. એમાં પણ ઘણાય કલાના નમુનાઓ મળી રહે એમ છે.

## સંપ્રદાયનો ઇતિહાસ

સ્વામિનારાયણ સંપ્રદાયનો વિશાળ અને ઘેઘુર વડલો છે. મુખ્યત્વે શ્રી. સહજાનંદ સ્વામીનું જ સર્જન ગણાય. પણ સંપ્રદાયનાં બીજ તો ઘણાં વર્ષો પહેલાં નખાઈ ચૂકેલાં. નવાનગર રાજ્યમાં રૂપારેલ નદીને કાંઠે આવેલા કુંભાવત ગામમાં વિશ્વંભર ભટ્ટ નામના એક મોઢ બ્રાહ્મણ હતા. એમનો જન્મ સંવત ૧૭૩૦માં થયેલો. તેઓ ગૃહસ્થ હતા. પરંતુ એમને વૈરાગ્ય જાગ્યો અને ઘર બાર છોડીને જ્ઞાનની શોધમાં નીકળી પડ્યા. તળાજા પાસે ગોપનાથ મંદિર છે. ત્યાંના બ્રહ્મચારી ગોપાળાનંદજી પાસે રહીને બ્રહ્મવિદ્યા શીખ્યા અને એમની પાસેથી પરમહંસની દીક્ષા લીધી અને આત્માનંદ સ્વામી નામ ધારણ કર્યું. ત્યાર પછી તેઓ રાજકોટ પાસે ત્રંબા રહેતા. એ આત્માનંદ સ્વામી આ સંપ્રદાયના આદિગુરૂ. એમના શિષ્યોમાંથી ભાઈ રામદાસ વગેરે કેટલાક વૃદ્ધ સંતો તો સહજાનંદ સ્વામી સંગાથે પણ હતા.

એ આત્માનંદ સ્વામી પાસે એવા જ એક મુમુક્ષુ ઉત્તર ભારતમાંથી અયોધ્યાથી આવ્યા. એમણે આત્માનંદ સ્વામી પાસેથી દીક્ષા લીધી અને રામાનંદ સ્વામી નામ ધરાવ્યું. એ બીજા ગુરૂ. એમને ભગવાનનાં સાક્ષાત્ દર્શન કરવાં હતાં પરંતુ આત્માનંદ સ્વામી નિરંજન નિરાકારવાદી–બ્રહ્મવાદી હતા. એમની રજા લઈને રામાનંદ સ્વામી ઈશ્વર દર્શનની શોધમાં નીકળી પડ્યા. તેલંગ પ્રદેશમાં રામાનુજાચાર્ય મળ્યા એમણે એમની લગનીની કદર કરી અને ઈશ્વરના સાક્ષાત્કારની રીત બતાવી. એ રીતે એમને ઈશ્વર દર્શન થયાં એથી ખૂબ આનંદ થયો અને પાછા ત્રંબા આવીને આત્મા-

નંદ સ્વામીને વાત કરી. આત્માનંદ સ્વામીને પણ રામાનંદજીની સફળતાથી બહુ આનંદ થયો અને પોતે ગુરૂ હોવા છતાં શિષ્ય પાસેથી ઈશ્વર દર્શનની રીત શીખ્યા. ઈશ્વર સાક્ષાત્કારથી કૃતાર્થ બનીને એમણે દેહ છોડયો.

રામાનંદ સ્વામીએ આત્માનંદ સ્વામીના શિષ્યોનું નેતૃત્વ લઈને 'ઉદ્ધવ સંપ્રદાય' શરૂ કર્યો. સાધુઓ સદાવ્રત ચલાવે, પરબો માંડે, ધર્મોપદેશ કરે અને તળાવ–કૂવા વગેરે પૂર્તકર્મો પણ કરે. એમની સાથે કેટલાય નવા સાધુઓ જોડાયા. મુક્તાનંદ સ્વામી એમાંના એક હતા.

રામાનંદ સ્વામીના એક ભક્ત હતા અયોધ્યા પાસેના છપૈયા ગામના શ્રી હરિપ્રસાદ પાંડે. એમણે અને એમનાં પત્ની પ્રેમવતી માતાએ રામાનંદ સ્વામી પાસે કંઠી બંધાવેલી, તેમને ઘેર સંવત ૧૮૩૭ની રામનવમીની રાત્રે એક દિવ્ય પ્રતિભાવાળા પુત્રનો જન્મ થયો. એમનું નામ ઘનશ્યામ રાખ્યું. નિલકંઠ બ્રહ્મચારી પણ કહેતા. એ કિશોર વયના થયા ત્યાં માતપિતાનું અવસાન થયું. એક મોટા અને એક નાના એમ બે ભાઈઓ હતા. પરંતુ બ્રહ્મચારીને હવે ઘરમાં રહેવાની કોઈ જરૂરત ન રહી. ૧૧ વર્ષની ઉમરે તેઓ છપૈયા છોડીને ચાલી નીકળ્યા. હિમાલયમાં અને ઉત્તર–પૂર્વ–દક્ષિણ એમ બધા દેશમાં ફર્યા. એમને રોકી લેવા ઘણા જગ્યાધારીઓએ પ્રયત્ન કર્યા પણ એમનો જીવ ક્યાંય ઠર્યો નહિ. ફરતાં ફરતાં તેઓ સૌરાષ્ટ્રમાં માંગરોળ પાસે સંવત ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ના રોજ લોજ ગામ આવ્યા. ત્યાં રામાનંદ સ્વામીના શિષ્ય મુક્તાનંદ સ્વામી અને બીજા સાધુઓ રહેતા હતા. સહજાનંદસ્વામી એ સાધુઓને મળ્યા. દર્શન માત્રથી જ પરસ્પર અનુરાગ બંધાઈ ગયો. પિતાના ગુરૂ રામાનંદ સ્વામીના આ શિષ્યો છે એ જાણીને વધારે આનંદ થયો. રામાનંદ સ્વામી આવ્યા અને મળ્યા. દર્શન માત્રથી જ નિલકંઠ બ્રહ્મચારીને થયું કે હું જેમને ઈચ્છતો હતો એવી વ્યક્તિ આ છે. રામાનંદ સ્વામીએ પણ કહ્યું કે હું જેની રાહ જોતો હતો તે હવે આવી પહોંચ્યા છે. હું તો ડુગડુગી વગાડનારો જ છું. ખરા નટ તો હવે આવ્યા છે. સંવત ૧૮૫૭ના કારતક સુદ ૧૦ના રોજ બ્રહ્મચારીને દીક્ષા આપીને સહજાનંદ સ્વામી નામ ધરાવ્યું. અને ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યપદની ધૂરા પણ એમને સંવત ૧૮૫૮ના કારતક સુદ ૧૧ના રોજ સોંપી દીધી. થોડા વખતમાં પોતે મોક્ષ પણ પામ્યા.

હવે સહજાનંદ સ્વામીએ સમગ્ર સંપ્રદાયની ધૂરા સંભાળી લીધી. સંપ્રદાયને સ્વામિનારાયણ સંપ્રદાયનું નવું નામ આપ્યું. નવી દીક્ષા શરૂ કરી. સંવત ૧૮૫૮થી સહજાનંદ સ્વામીએ મનુષ્યોના આત્યંતિક કલ્યાણ માટે મોટા પાયા પર કાર્ય આરભ્યું. સદાવ્રતો, પરબો, પૂર્ત કાર્યો વગેરેની જવાબદારી સ્થાનિક ગૃહસ્થોને સોંપી દીધી અને બધા સાધુઓને વ્યાપક ધર્મોપદેશની ઝુંબેશમાં કામે લગાડયા. સહજાનંદ સ્વામી માત્ર ૪૯ વર્ષ આ પૃથ્વી પર રહ્યા. ૨૮ વર્ષ સુધી સતત ઘોડા પર, ગાડાંપર અને પગપાળા ફરતા રહ્યા. ક્યાંક મોટો યજ્ઞ કરે. ક્યાંક હોળીનો ઉત્સવ કરે. ક્યાંક બીજો ઉત્સવ કરે. લોકોને આનંદ અને ઉલ્લાસથી એવા તરબોળ કરી દે કે એ લીલાની સ્મૃતિ માણસ કેમેય ન વિસરે. દરરોજ સાંજ સવાર–રાત ઉપદેશ આપે. મુખ્યત્વે તો પ્રશ્નોત્તરી ચલાવે. કવિઓનાં કાવ્યો સાંભળે. સાધુઓના પ્રવાસના અહેવાલ સાંભળે. સાધુઓ અને હરિભક્તોએ પણ એટલી જ ઉત્કટતાથી સાથ આપ્યો, સંવત ૧૮૮૬ના જેઠ સુદ ૧૦ના રોજ સહજાનંદ સ્વામી અંતર્ધાન થયા પણ ત્યાં સુધીમાં એમણે સંપ્રદાયનો ખૂબ જ વિસ્તાર વધાર્યો હતો એટલું જ નહિ એને વ્યવસ્થિત પણ કરી લીધો હતો.

સંપ્રદાયની વ્યવસ્થા માટે એમણે જુદા જુદા ત્રણ ચાર પ્રયોગો કર્યા પરંતુ જણાયું કે નેતૃત્વ માટે સાધુઓમાં પણ વિખવાદ થવા સંભવ છે આથી એમણે મોટા સંતોના આગ્રહથી પોતાના બે ભાઈઓ અયોધ્યા હતા ત્યાંથી તેડાવ્યા અને સંપ્રદાયની બે ગાદી કરી. એકેક ભાઈના પુત્રને એકેક ગાદી પર આચાર્યપદે સ્થાપ્યા. આચાર્ય ગૃહસ્થ રહે જેથી વંશપરંપરા ગાદી વારસ રહે. સંપ્રદાયની વ્યવસ્થા આચાર્ય, સાધુઓ અને હરિભક્તો મળીને કરે. મિલકત દેવની ગણાય અને આચાર્ય એના ટ્રસ્ટી

ગણાય. સાધુઓનાં મંડળો રચાયાં. એ મંડળો વારા ફરતી નિયત કાર્યક્ષેત્રમાં ફરે, ઉપદેશ આપે, ધર્માદો ઉઘરાવે, નવા સાધુઓની ભરતી કરતા રહે અને એ વિસ્તારનાં મંદિરોને સાચવે, હરિભક્તોની ધર્મભાવના વિકસાવે, શિક્ષાપત્રીમાં એના પણ નિયમો આપ્યા. આ શિક્ષાપત્રીને કારણે સંપ્રદાય વ્યવસ્થિત છે એટલું જ નહિ સાધુઓ અને હરિભક્તો પણ દેશકાળ સમજનારા અને વ્યવહારકુશળ બને છે. ટુંકમાં સ્વામિનારાયણ સંપ્રદાયે આપત્તિના કાળે જે સદાચાર અને સંસ્કારની રક્ષાત્મક વાડય કરી દીધી જે આજે પણ રક્ષા કરી રહી છે.

## સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન

સ્થાપિત સંપ્રદાયો અને અન્ય વિદ્વાનોએ સ્વામિનારાયણ સંપ્રદાયની વેદગ્રાહ્યતા પડકારેલી. હિંદુ ધર્મમાં કોઈ પણ સંપ્રદાય વેદગ્રાહ્ય હોય તો જ સંપ્રદાય તરીકે સ્વીકૃત રહી શકે એ માટે પ્રણાલી મુજબ શાસ્ત્રાર્થો બે વખત યોજાયા. એક શાસ્ત્રાર્થમાં નિત્યાનંદ સ્વામીએ નેતૃત્વ લીધેલું. બીજા શાસ્ત્રાર્થનું નેતૃત્વ મુક્તાનંદ સ્વામીને અપાયું. ત્યારે મુક્તાનંદ, સ્વામીએ વિનયપૂર્વક કહ્યું કે હું કંઈ વિદ્વાન નથી. પંડિતોની સભામાં હું જઈને શું કરું ? પણ સહજાનંદ સ્વામીએ જવાબ આપ્યો કે સભામાં તમે નહિ; તમારાં વર્તમાન–ચારિત્ર્ય બોલશે. ખરેખર એવું જ બન્યું. મુક્તાનંદ સ્વામીની દૃઢ પરમાત્મ નિષ્ઠા, નમ્રતા, વિવેક અને શીલની એવી સરસ છાપ પડી કે એમણે આપેલા જવાબો સભાએ અત્યંત આદરપૂર્વક માન્ય રાખ્યા.

હિંદુધર્મમાં વેદો, ઉપનિષદો અને ગીતા એ ત્રણને પ્રસ્થાનત્રયી કહેવામાં આવે છે. પ્રચલિત વિચાર સંપ્રદાયથી કોઈ અલગ વિચાર આપીને નવો સંપ્રદાય શરૂ કરવા ઈચ્છે તો એણે પ્રસ્થાનત્રયી પર પોતાના વિચારને અનુરૂપ પ્રસ્થાનત્રયીનું ભાષ્ય કરવું પડે. સ્વામિનારાયણ સંપ્રદાયે પોતાનો સ્વતંત્ર વિચાર નિરૂપ્યો નથી પરંતુ રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત મત સ્વીકાર્યો છે અને એમણે પ્રસ્થાનત્રયી પર જે રામાનુજે ભાષ્ય કર્યું છે એને અનુસર્યો છે. એમાં થોડોક ઉમેરો પણ કર્યો છે. અદ્વૈતવાદીઓએ જ્ઞાનને જ કલ્યાણનો એક માત્ર ઉપાય માન્યો છે-જ્ઞાનને જ મોક્ષ કહ્યો છે. પરંતુ એમાં ભયસ્થાન એ છે કે કોઈવાર માણસ પોતે બ્રહ્મસ્વરૂપ છે એમ માનીને એ કક્ષાએ પહોંચ્યો ન હોવા છતાં પોતાને કૃતાર્થ માનીને જરૂરી વિધિનિષેધોને પડતા મૂકી દે છે અને આખરે પોતે પડે છે અને સમાજને પણ પાડે છે. શુદ્ધાદ્વૈતવાદીઓ જીવને ઈશ્વરનો અંશ માને છે. અંશે પૂર્ણને પામવા માટે ભક્તિ અનિવાર્ય બને છે. પરંતુ એમાં એમ પણ માનવામાં આવ્યું છે કે અંશને પણ પૂર્ણ તરફથી પુષ્ટિ મળતી જાય છે અને જે બ્રહ્મને સમર્પિત થયો એનું બધું ધ્યાન પરમાત્મા પોતે જ રાખે છે. ભાવપ્રધાન ભક્તિમાં ઘણીવાર ભક્ત અનાચારમાં લપસી પડે છે. એથી વિશિષ્ટાદ્વૈતે મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો છે. જીવ એ શુદ્ધ થઈને બ્રહ્મરૂપ બને છે, પરંતુ બ્રહ્મ પરબ્રહ્મનો અંશ નથી. બ્રહ્મ અને પરબ્રહ્મ શરીરને શરીરી, ધામ અને ધામી જેવાં એક છે. પરબ્રહ્મ એ બ્રહ્મનો આત્મા છે કેન્દ્ર છે અને બ્રહ્મરૂપ થઈને પણ પરબ્રહ્મની ભક્તિ કરવાની રહે જ છે. ઉપાસનાની દૃષ્ટિએ આ વિચારનું ઘણું મહત્ત્વ છે. અદ્વૈતવાદીઓએ પરમાત્માને નિરંજન નિરાકાર કહ્યા છે. માયિક દૃષ્ટિએ પરિમાણમૂલક આકાર પરમાત્મામાં કલ્પવો એ જ મિથ્યા પ્રયાસ છે. પરંતુ ઉપાસના અને ભક્તિની દૃઢતા દૃષ્ટિએ પરમાત્માના દિવ્ય સ્વરૂપનો દૃઢ નિશ્ચય સંપ્રદાયે જરૂરી માન્યો છે. ઉપરાંત સ્વામિનારાયણ સંપ્રદાયે જીવ અને બ્રહ્મ વચ્ચેનો વ્યવહારભેદ પણ સ્વીકાર્યો છે. બ્રહ્મ તો શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. પરંતુ જીવ પૂર્વજન્મનાં કર્માનુસારે કારણ, સૂક્ષ્મ અને સ્થૂળ દેહોથી બંધાયેલો છે. જ્યાં સુધી જીવ સંપૂર્ણપણે બંધન મુક્ત ન થાય ત્યાં સુધી પોતાને બ્રહ્મરૂપ માનીને ધર્મની મર્યાદામાંથી છટકી શકે નહીં. ધર્મની વ્યાખ્યા અહીં સંપ્રદાયે સદાચારના અર્થમાં કરી છે. સદાચાર છોડીને ગમે તેવી ભક્તિ કરવામાં આવે છતાં એ નિરર્થક છે અને ભક્તને ક્યારેક પાડનારી પણ બને છે. સહજાનંદ સ્વામીએ તો ભક્તિ કરતાં ધર્મને એટલું બધું પ્રાધાન્ય આપ્યું છે કે એમણે કહ્યું છે કે પ્રગટ ભગવાન પોતે

પણ અધર્મ આચરવાનું કહે તો એ ત્યારે ન માનવું. એથી ભગવાન કચવાતા લાગે તો વધારે કચવાવવા પણ આજ્ઞા તરીકેય અધર્મ ન આચરવો. સહજાનંદ સ્વામીના આ વચનો બહુ મૂલ્યવાન છે.

અને ભક્તિ એટલે ફક્ત ભગવાનની મૂર્તિની સેવા પૂજામાં જ રમમાણ રહેવું એમ નહીં. પૂજા નિયમિત ભાવપૂર્વક કરવી. સમયે સમયે માનસી પૂજા પણ કરવી એટલે કે મનથી ભગવાનની સેવા અર્ચના કરતા હોઈએ એમ ચિંતવવું. એ ઉપદેશ એમણે જ આપ્યો છે. છતાં પોતાના સમગ્ર સુખી સંસારનો ત્યાગ કરીને સાધુ થવા આવનાર એક હરિભક્તને એમણે જ અગતરાઈના પર્વતભાઈ પટેલની ખેતી સંભાળવા મૂક્યા. એવી જ રીતે મંદિરમાં રહીને ભગવાનની સેવા કરવા આવેલા એક ગોવાળને દાદાખાચરની ગાયો ચરાવવાનું સોંપ્યું. અને એ ભક્તોએ જીવનપર્યંત એ કાર્ય ભક્તિના એક અંગ તરીકે ઉત્તમ રીતે કર્યા કર્યું. સ્વામિનારાયણ મંદિરોમાં રસોઈથી માંડીને શ્રમનાં તમામ કાર્યો સાધુઓ જાતે જ કરે છે. મંદિરો બંધાતાં હોય ત્યારે સાધુઓ પોતે પણ તગારાં ઉપાડે છે અને ગારો ખૂંદે છે. સહજાનંદ સ્વામી પોતે પણ વડતાલમાં તળાવ ખોદાયું ત્યારે તગારાં ઉપાડતા અને ગઢડામાં મંદિર બંધાયું ત્યારે પથરો સારતા. ધર્મ, ભક્તિ અને જ્ઞાન ત્રણેય સાથે રહેવાં જોઈએ. ભકિત વિનાનું જ્ઞાન લુખ્ખું હોય છે. ધર્મ વિનાની ભકિત પાડનારી બને છે. પણ એ ત્રણેયની સાર્થકતા એમાં છે કે સાધકના દિલમાંથી સંસાર પ્રત્યેનો રાગ ઘટતો જાય. ધર્મ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય ચારેય મળીને એકાંતિક ધર્મ બને છે અને એ હોય ત્યારે જ માણસનું કલ્યાણ થાય છે. સ્વામિનારાયણ સંપ્રદાયે કલ્યાણનો ધોરી માર્ગ બાંધી આપ્યો છે.

□

ચાલુ પૃ. ૫૯૩]

છે. કાળક્રમે આવા પંથો લુપ્ત થઈ જાય છે યા તેમની અસર નહિવત બની જતી હોય છે. તેમ છતાં, તદ્દન નજીકના ભૂતકાળની વાત કરીએ તો સત્ય શ્રી સાંઈબાબા, શ્રી રંગઅવધૂત, ભક્ત જલારામ, હરિ ૐ આશ્રમના પૂ. મોટા, પોંડેચરી અરવિંદ આશ્રમની શાખાઓ દ્વારા ગુજરાતની જનતાને બ્રહ્મપ્રાપ્તિમાં અપૂર્વ માર્ગદર્શન આપ્યું છે એમ સ્વીકારવું પડશે.

**સંદર્ભગ્રંથો**

(૧) Bankim – Tilak – Dayanand By Shri Arvindo (૨) Arya Samaj By Lala Lajpatray (૩) Discovery of India By Jawaharlal Nehru (૪) સત્યાર્થપ્રકાશ–દયાનંદ સરસ્વતી (૫) The future of Indian Potitics By Anni bessant (૬) For India's uplift By Annibesant (૭) અર્વાચીન ગુજરાત ખં. ૨, લે. હીરાલાલ ત્રિ. પારેખ (૮) ગુજરાતનો સાંસ્કૃતિક વારસો લે. રા ના. પંડ્યા (૯) દુનિયાના ધર્મો તથા મ્હારા ધર્મવિચારો (ભા.૨), લે. ધારેખાન અને પટેલ (૧૦) ભારતનો ધાર્મિક ઈતિહાસ લે. શાહ દેવજી લલ્લુભાઈ (૧૧) भारतीय राजनैतिक चिन्तन–डॉ. वर्मा और डा. दुवे

*

ચાલુ પૃ. ૬૦૨]

પર વ્યક્તિના હક સાબિત થાય છે.

Theosophy dos not belong to Theosophical Society

થીઓસોફી-બ્રહ્મવિદ્યા તે માત્ર થીઓસોફીની મિલ્કત નથી.

The Theosophied Society belongs to Theosophy

થીઓસોફીકલ સોસાયટી તે થીઓસોફીની મિલ્કત છે..

સ્વ. એન. શ્રી. રામ જેઓ આંતરરાષ્ટ્રીય પ્રમુખ હતા તેમણે લખ્યું છે–આપણે એક જ જીવનના ભાગીદારી હોઈ બંધુત્વ સમ્યક્ સંબંધ છે અને જે કોઈ તેને માટે પોતાને સમર્પિત કરે છે તે પોતાને માટે અનંત શક્તિ અને પ્રેરણા પ્રાપ્ત કરે છે.

# થીઓસોફીકલ સોસાયટી સૌરાષ્ટ્રમાં

આચાર્ય નર્મદભાઈ જ. ત્રિવેદી

થીઓસોફીકલ સોસાયટી – બ્રહ્મવિદ્યામંડળની સ્થાપના તા. ૧૭–૧૧–૧૮૭૫ ના અમેરિકામાં ન્યૂયોર્ક શહેરમાં થઈ. તેના આદ્ય સ્થાપક એક રશિયન આર્ષ-દ્દષ્ટા જેવી નારી, જેઓ H. P. B. ના ટૂંકા નામે, અને હેલના પેટ્રોવના બ્લેવેટ્સ્કીના નામે જાણીતાં છે તેમણે તેમના સહકાર્યકર કર્નલ હેન્રી સ્ટીલ ઓલ્કોટ અને શ્રી વિલ્યમ કયુ જજ તથા અન્ય પાંચ અમેરિકીનોના સાથમાં પ્રારંભ કર્યો.

આવી સંસ્થા સ્થાપવાની પ્રેરણા તિબેટવાસી એક મહાત્માએ ૧૮૫૧ માં મેડમ બ્લેવેટ્સ્કીને આપી હતી. એમની પ્રેરણાથી પાછળથી 'આઈસીસ અન-વેઈલ્ડ'નું પુસ્તક તેમણે પ્રકાશિત કર્યું છે.

૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં વિજ્ઞાનના વિકાસ સાથે ભૌતિકવાદ વધ્યો. ધાર્મિક માન્યતાઓ અવૈજ્ઞાનિક નિવડતી ચાલી. અને પરિણામે સાચા ધર્મની સમજની જરૂરત ઊભી થઈ. મહાન ચિંતકો, આસ્તિકતા અને નાસ્તિકતાની તેજ–અંધારની છાયામાં ચંચલ ચિત્તથી ક્ષુબ્ધ હતા ત્યારે થીઓસોફીનું પ્રાગટ્ય થયું છે. આ રીતે થીઓસોફીએ અસ્થિર થતા માનવને ફરી સ્વસ્થ-બનાવ્યા છે.

કોઈ ગૂઢ પ્રેરણાથી પ્રેરાઈને મેડમ બ્લેવેટ્સ્કી તથા કર્નલ ઓલ્કોટ હિન્દ આવ્યા. ગીરગાવ રોડ ઉપર મુંબઈમાં એક મકાન ભાડે રાખ્યું. 'થીઓ-સોફિસ્ટ' માસિક શરૂ કર્યું જે હજુ ચાલે છે. મેડમ બ્લેવેટ્સ્કી તથા કર્નલ ઓલ્કોટ હિન્દના અનેક શહેરોમાં ઘૂમ્યા. વાર્તાલાપો આપ્યા. થીઓસોફીના કાર્યની સમજ સૌને આપી.

૧૮૮૨માં તામીલનાડુમાં અડયારમાં જમીન ખરીદાઈ. અને ત્યાં સોસાયટીનું મુખ્ય મથક રચી, કર્નલ તથા એચ. પી. બી. અડયાર નિવાસી બન્યા.

સૌરાષ્ટ્રમાં થીઓસોફીકલ સોસાયટીનું કાર્ય સમજીને વિસ્તાર આપનાર વ્યક્તિઓ અનેક છે. અડયારમાં આંતરરાષ્ટ્રીય થીઓસોફીનું મથક સ્થપાયું ન હતું ત્યારે મુંબઇ સાથે સંપર્ક રાખનાર સૌરાષ્ટ્રના વિચારશીલ વિદ્વાનો આ વિચારસરણીના પરિચયમાં આવ્યા. ભાવનગર પાસે વરલના દરબારશ્રી હરિસિંહજી ગોહેલ આવી વ્યક્તિઓમાંના એક હતા જે થીઓ-સોફીના અનન્ય પ્રેમી બન્યા. મોરબીના ઠાકોર સાહેબ તથા વઢવાણના ઠાકોર સાહેબ શ્રી દાજીરાજજી મુંબઈ ગયા ત્યારે મેડમ બ્લેવેટ્સ્કીના તથા કર્નલ ઓલ્કોટને મળ્યા હતા.

ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કુલના આચાર્ય અને ભાવનગર રાજ્યના કેળવણી નિયામક ખ્યાતનામ પ્રિન્સીપાલ ઉનવાળા સાહેબ થીઓસોફીના સભ્ય બન્યા.

મેડમ બ્લેવેટ્સ્કી અને કર્નલ સાહેબ ૧૮૮૨માં વઢવાણ પધાર્યા અને વઢવાણ ઠાકોર સાહેબના મહેમાન બન્યા. કહેવાય છે કે તે સમયે મહાત્મા મૌર્યનો તેમની બેઠકમાં પત્ર સાંપડેલ. જેમાં આ કાર્યને કોણ આજીવન ટેકો આપનાર છે તે વિશે પૃચ્છા થઈ હતી.

૧૮૮૪ માં મેડમ બ્લેવેટ્સ્કી અને ડૉ. હાર્ટમેન અને બાબુ મોહિની મોહન ચેટરજી શિહોર આવેલ. શિહોરની નજીક વરલ છે. અને તેથી ગોહિલ હરિ-સિંહજી ઠાકોરના મહેમાન તરીકે રહેલ.

૧૮૮૭માં કર્નલ ઓલ્કોટ ભાવનગર આવ્યા હતા. અને તે સમયે મહારાજા તખ્તસિંહજી અને બુદ્ધિધન શ્રી ગૌરીશંકર ઓઝા બન્નેને મળ્યા હતા. શ્રી ગૌરીશંકર ઓઝાએ તે સમયે સન્યસ્ત ગ્રહણ કર્યું હતું. તે સમયે પણ વરલ દરબારના મહેમાન તરીકે કર્નલ સાહેબ રહ્યા હતા. વરલ ઠાકોરે કર્નલને ગિરનાર યાત્રા કરાવી. જૂનાગઢમાં તેના નવાબ અને દીવાન શ્રી હરિદાસ બિહારીદાસને મળ્યા. કર્નલ સાહેબે ત્યાં 'ઈસ્લામ' પર વ્યાખ્યાન આપ્યું.

કર્નલ લીંબડી પણ વરલ દરબાર સાથે ગયા હતા. અને લીંબડી ઠાકોર શ્રી જસવંતસિંહજીનો તેઓ સારો આદર સત્કાર પામ્યા.

વરલ દરબાર મુખ્યત્વે સૌરાષ્ટ્રના ઠાકોરમાં સીઓસોફીના નિકટ પરિચયમાં રહ્યા હતા. તેમણે અડયાર જોવા તેમના રાણી સાહેબા સાથે યાત્રા કરી હતી. આજે ત્યાં તેમના એક કુંવરના નામનો સ્થંભ અડયાર પટાંગણમાં ઊભો છે.

સૌરાષ્ટ્રમાં થીઓસોફીનો સારો પ્રચાર થયો અને આધુનિકતાથી નિહાળનાર ચિંતક વર્ગ તેમાં ભળ્યો. પ્રિન્સીપલ ઉનવળા, વરલ રાજકુટુંબ અને વઢવાણના રાજવી શ્રી દાજીરાજજી વગેરેના પ્રયાસો અને ભક્તિથી સૌરાષ્ટ્રમાં થીઓસોફીને સારો આવકાર મળ્યો.

રાજકુમાર કોલેજના લોકપ્રિય શિક્ષક શ્રી માણેકલાલ માસ્તરે રાજકોટમાં થીઓસોફીના સભ્ય તરીકે સારૂં કાર્ય કર્યું છે. એમની દ્વારા નાના મોટા રાજકુમારોને થીઓસોફીના સંસ્કાર મળ્યા હતા.

શામળદાસ કોલેજ, ભાવનગરના સંસ્કૃતના પ્રાધ્યાપક વિદ્વાન બ્રહ્મવાદી સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી થીઓસોફીના પ્રખર ટેકેદાર હતા. તેમના સંપર્કમાં લાઠી ઠાકોર શ્રી સૂરસિંહજી–'કલાપી' આવ્યા. અને વડીઆ દરબાર શ્રી બાવાવાળા તથા હડાળા દરબાર શ્રી વાજસૂરવાળા વગેરેને થીઓસોફીની સમજ એમણે આપી.

હડાળા દરબારે સૌરાષ્ટ્રના થીઓસોફીના વટવૃક્ષની સારી માવજત કરી છે. વર્ષો સુધી થીઓસોફીની શિબિરો, સમૂહ મિલનો એમના ઉત્સાહથી થતાં અને આવા અભ્યાસવર્ગો દ્વારા થીઓસોફી એક સંચલન તરીકે ગતિશીલ બની.

મોરબીમાં થીઓસોફીકલ લોજ સ્થપાઈ ત્યારે ત્યાંના ઠાકોર સાહેબશ્રી સર વાઘજી પોતે પ્રમુખ બન્યા. જૂનાગઢમાં દિવાન શ્રી ઝાલા પુરૂષોત્તમરાયે થી. લોજ સ્થાપી. ત્યાંના બહાદ્દીન કોલેજના આચાર્ય અંગ્રેજીના ખ્યાતનામ પંડિત પ્રિન્સીપલ સ્કોટ આ કાર્યમાં ખૂબ જ રસ લેતા. રાવ સાહેબ રાણાએ પણ થીઓસોફીના વિકાસમાં સારો ભાગ ત્યાં ભજવ્યો છે.

રાજકોટમાં આવ્યા પછી શ્રી રાણાએ રાજકોટ લોજને સારો વિકાસ આપ્યો. જામનગરમાં લોજ સ્થપાઈ હતી. અને ત્યારે ત્યાંના શિક્ષણ ખાતાના વડા શ્રી ખંડુભાઇ તેના અધ્યક્ષસ્થાને હતા.

રાજકોટની થીઓસોફીકલ લોજે અનેક સાચા થીઓસોફીસ્ટો આપ્યા છે. મેજર બીલ, શ્રી પ્રાંજપે, શ્રી લક્ષ્મણ કાનજી મિસ્ત્રી, શ્રી કૃષ્ણરાવ ગણેશ, શ્રી નરસિંહરાવ, શ્રી હરિશંકર પંડયા વગેરેએ ખૂબ પ્રેરક કાર્ય કર્યું છે.

પોરબંદરમાં થોડા સમય માટે દરબાર શ્રી વાજસૂરવાળા જોઈન્ટ એડમીનીસ્ટ્રેટર હતા ત્યારે થી. લોજ સ્થપાઈ. તે સમયે શ્રી કલ્યાણરાય બક્ષી ત્યાં હતા. ત્યારબાદ અનેક નાનાં મોટાં સ્થળોએ થી. લોજો સ્થપાઈ. ચૂડામાં લોજ સ્થપાઈ હતી. અને ફેડરેશન પણ ત્યાં ભરાયું હતું. વડિયા દરબારશ્રી સુરગવાળા થીઓસોફિસ્ટ હતા. જામનગરના એક વરિષ્ઠ અધિકારી શ્રી મૂળજીભાઈ સોલંકી થીઓસોફિસ્ટ હતા.

સૌરાષ્ટ્રમાં શ્રીમતિ ડો. એનીબેસન્ટ વારંવાર આવતાં. ભાવનગર, મોરબી, રાજકોટ, જૂનાગઢ, હડાળા જેવાં સ્થળોએ વ્યાખ્યાનો આપતાં. તેમના પ્રયત્નથી બનારસની સેન્ટ્રલ હિન્દુ કોલેજની સ્થાપના માટે સૌરાષ્ટ્રના રાજવીઓ તથા ઉદાર વ્યાપારીઓ દ્વારા નાણાંકીય સહાય મળી. ડો, એરૂંડેલ તથા તેમનાં પત્ની કલા નિષ્ણાત શ્રીમતી રૂકમણિદેવી, શ્રી જીનરાજદાસ, શ્રી એન. શ્રી. રામ વગેરે આંતરરાષ્ટ્રીય થીઓસોફીના પ્રમુખો તરીકે સૌરાષ્ટ્રની અનેકવાર સંસ્કાર યાત્રા કરી ગયા છે.

હાલ ભાવનગર, રાજકોટ, હડાળા, પોરબંદર જૂનાગઢ, કોંજલી, શિહોર. વગેરે સ્થળોએ લોજો કાર્ય કરે છે.

સૌરાષ્ટ્રના ગઈ પેઢીના કાર્યકરોમાં ભાવનગરના શ્રી હરજીવનદાસ મહેતા, વેણીલાલ ગો. ભટ, વગેરેએ આજીવન થીઓસોફિસ્ટ તરીકે કાર્ય કર્યું છે.

થીઓસોફી એક જીવન દષ્ટિ–એક જીવન-

સરણી છે. સર્વધર્મ સમભાવ, સત્યની શોધ અને માનવ બંધુત્વ ત્રણ મહાન આલંબનો લઈને ગતયુગની વૈજ્ઞાનિક શંકાઓ, આ યુગની ભૌતિકતા, બન્ને આપત્તિઓમાંથી તે ઉઘાડ આપે છે. સર્વધર્મ સમભાવ પૂ. ગાંધીજી, ટાગોર, વગેરે દ્વારા વ્યાપ્ત થયો છે.

બધા ધર્મોમાં રહેલા સત્યોનો અભ્યાસ કરી, વ્યક્તિ પોતાના આત્માની અભિરૂચિ પ્રમાણે સત્યાન્વેષણ કરી જીવનનું રહસ્ય ઉકેલવા યત્ન કરે છે. વૈચારિક વિનિમયનો, મતમતાંતરો છતાં સ્વતંત્ર રીતે જ્ઞાન શોધવા માટે થીઓસોફી અવકાશ આપે છે. માનવ બંધુત્વ દ્વારા શાંતિ સર્વથા લબ્ધ બને તે માટે યત્ન કરેછે.

બ્રહ્મજ્ઞાન, તથા વિજ્ઞાનના અભ્યાસ દ્વારા માનવ જીવનનાં સનાતન મૂલ્યોને થીઓસોફી સમજાવવા મથે છે. ખરૂ જોતાં શ્રી અરવિંદ જેને integrated yoga કહે છે તેને થીઓસોફીકલ વિચારણામાં મહત્ત્વ મળે છે. 'એકં સત્ વિપ્રા બહુધા વદન્તિ' તે વાકય થીઓસોફી દ્વારા સાચું પડે છે. દેશ, જાતિ, કોમ, પ્રજા, રાષ્ટ્ર વગેરે કોઈ પણ બંધન મર્યાદાથી અતીત બનીને મનુષ્ય- પ્રકૃતિ, પ્રાણ અને પરમેશ્વરની લીલાનો અભ્યાસ કરી આત્મલીલાને સમજે તે તેનું પરમ ધ્યેય છે. સૌરાષ્ટ્રની કેટલીયે સંસ્થાઓમાં શાળા કોલેજના વૈચારિક વિકાસમાં અનેક મૂક કાર્યકરોએ ફાળો આપ્યો હશે તે કેમ ભૂલવી શકાય? વિશ્વમાં થીઓસોફી પશ્ચિમના ભૌતિકવાદના જ મુખમાંથી આધ્યાત્મવાદી જન્મી જેમ હિરણ્યકશ્યના વંશમાંથી પ્રહલાદ પાકયો તેમજ માનવનું પરમ ધ્યેય, તેની શુદ્ધ સાધના, તેના મનની નિરંકુશ ગતિ, યોગ, કર્મ ભક્તિ વગેરે સોપાનોથી માણસ આત્માના પ્રકાશ તરફ ગતિ કરે છે. તેનાં અનેક માર્ગો છે. જગતે રચ્યા છે. તેવો જ એક ધોરી માર્ગ છે થીઓસોફી. જે ઊંડાણથી સમજે તેને આ રહસ્ય સમજાશે. બહારથી તો માનવીની અનેક મર્યાદાઓ સંસ્થાઓને પણ જેમ ઝાડને વેલો ઝકડી લે તેમ ઝકડી લેતા હોય છે.

થીઓસોફીનુ વૈચારિક આંદોલન તે કાળના રાજવી અમીરોને ઉજાળી શકયું, તેને જીવનની ગંભીરતા સમજાવી શકયું, વિશ્વના વિચાર પ્રવાહોથી તેને સુસંસ્કારી કરી શકયું. અને બ્રિટિશ હકુમતના નેજા નીચે દબાયેલા સનાતન ધર્મનાં મૂળો સમજાવી શકયું, કે જેને માટે ડો. એની બેસન્ટે સ્વદેશ છોડી ભારતને પોતાનો માતૃદેશ બનાવ્યો હતો તે ઘટના ઐતિહાસિક રીતે અમૂલ્ય છે.

આજે રાષ્ટ્રીય વિચારણાના નેજા નીચે પ્રાદેશિક સંકુચિતતાને રાજ્યો પોષી રહ્યાં છે ત્યારે સૌરાષ્ટ્ર, ગુજરાતમાં આજે પણ વાડાશાહી રહેલા છે તે મૂળ સૌરાષ્ટ્રના માનસને તે કાળે આવો વૈશ્વિક, વ્યાપક દૃષ્ટિનો મરોડ અપાયો હશે તેણે તે બંદિયાર યુગમાં કેવું સુખદ દર્શન આપ્યું હશે તે તો માત્ર કલ્પના જ કરી શકાય. મૂર્ધન્ય ભાવનાઓના સર્જનમાં થીઓસોફીએ જગતભરમાં તેમજ ભારતમાં ઘણું મોટું કાર્ય કર્યું છે. તેટલું સમજીએ. આ વિચાર પ્રવાહ પણ એક કલ્યાણ હેતુક ઘડાયેલો, સાધકોએ પવિત્ર કરેલો એક આત્માના પ્રદેશ તરફ વળવાનો કેડો છે તેમ લઈએ. માનવના અપાર વિકાસની શકયતા છે તો તેના માર્ગો પણ અનેક છે. થીઓસોફી આવો એક ધોરી માર્ગ છે તેમ જાણીએ તો પણ ઘણું.

અનેક થીઓસોફીકલ લોજોના મૂક તેમજ બોલતા સભ્યો આજે પોતાનું કાર્ય કરે છે. જનતાને મંગળ માર્ગ ચીંધે છેઃ અને તે પણ હઠાગ્રહ વિનો. માનવ નિજી સ્વતંત્રતાથી સત્ય પારખી પ્રમાણી ગૃહી શકે છે, ત્યજી શકે છે. જીવન માત્ર એક છે. એક જ પ્રકાશ સૌમાં વસ્યો છે. એક જ પ્રેમ સૌને માળામાં ગૂથી રહ્યો છે. એ તત્વને પારખવું એ જ આપણું સર્વસ્વ છે, ધ્યેય છે, મુક્તિ છે;

ડો. એની બેસન્ટે કહ્યું છે–

Theosophy is Divine Wisdom.

થીઓસોફી તે દિવ્ય જ્ઞાન છે.

It belongs to none exclusively

તે કોઈ એક વ્યકિત–કે પ્રજાને જ માત્ર મળ્યું નથી.

It belongs to each inelusively

તે જ્ઞાનનો દરેક વ્યક્તિ હકદાર છે.

The power to receive it is the right to possess it.

તે જ્ઞાનને મેળવવાની શક્તિ વડે જ તેના



[અનુ. પૃ. ૫૯૯

# ગાંધીજીની ધર્મભાવના અને તેની અસર

બાલકૃષ્ણ વૈદ્ય : આયુર્વેદ બૃહસ્પતિ

ગાંધીજી કોઈ ધર્મ પ્રવર્તક ન હતા એમણે કોઈ સંપ્રદાય કે ધાર્મિક મત ચલાવ્યો નથી. પોતે જન્મે હિન્દુ હતા. વૈષ્ણવ કુટુંબમાં જન્મ્યા હતા. ચુસ્ત સનાતની હિંદુ અને વૈષ્ણવ કહેવરાવવામાં એમણે ગૌરવ માનેલું. એમણે કહેલું કે 'હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુ ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે, તેમને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું. વર્ણાશ્રમ ધર્મને એના મૂળ વૈદિક અર્થમાં માનું છું. આજના એના લૌકિક અને અણઘડ અર્થમાં નહીં. હું ગોરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણા વધારે વિશાળ અર્થમાં માનું છું. મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.'

હિંદુધર્મનો ઋણ સ્વીકાર કરતાં ગાંધીજી લખે છે કે વર્ણાશ્રમ ધર્મ એ જ હિંદુધર્મે જગતને અર્પેલી એક અદ્વિતીય ભેટ છે. જેમ પશ્ચિમના લોકોએ દુન્યવી વસ્તુઓ વિષે અદ્ભુત શોધો કરી છે તેમ હિંદુધર્મે ધર્મના, મનોવૃત્તિના, આત્માના ક્ષેત્રમાં એથીય અદ્ભુત શોધો કરી છે.... હિંદુધર્મ કાળના આટલા વારાફેરા સામે ટક્યો છે એનું કારણ એ છે કે તેણે આર્થિક પ્રગતિના નહીં પણ પારમાર્થિક આદર્શને સેવ્યો છે. મૂક જીવ સૃષ્ટિ સાથે મનુષ્યના અભેદની કલ્પના એક અદ્વિતીય વસ્તુ છે. મારે મન ગોપૂજા એ ભવ્ય વિચાર છે અને એને વ્યાપક કરી શકાય એમ છે. ચાર આશ્રમોની ભેટનો વિચાર કરો. એનો જોટો આખી દુનિયામાં નહીં જડે. દરેક છોકરાને પ્રથમ આ બ્રહ્મચર્યાશ્રમમાંથી પસાર થવું પડતું. એ કેવી ભવ્ય કલ્પના હતી ? મેક્સમુલરે ચાળીસ વર્ષ પહેલાં કહ્યું કે યુરોપ હવે સમજતું જાય છે કે પુનર્જન્મ એ વાદ નથી પણ સત્ય હકીકત છે. એ પણ સર્વાંશે હિંદુધર્મની જ ભેટ છે.'' ગાંધીજી જે કસોટીઓમાંથી પસાર થયા એને અનુલક્ષીને તેઓ કહે છે કે 'હિંદુ ધર્મ જો મને ઉગારવા ન ધાયો હોત તો મારે માટે આપઘાત એ એક જ રસ્તો હતો. હું હિંદુ રહ્યો છું કારણ કે હિંદુ ધર્મ એક એવી વસ્તુ છે જે પોતાની સુવાસ સર્વત્ર ફેલાવીને દુનિયાને વસવા યોગ્ય બનાવે છે.

## ધર્મક્રાંતિ

હિંદુ ધર્મ પ્રત્યે આટઆટલી શ્રદ્ધાએ જ એમને હિંદુ ધર્મમાં યુગપરિવર્તનકારી ક્રાંતિ કરવા પ્રેર્યા. એમણે કહ્યું કે "આજે વર્ણાશ્રમ ધર્મને તેના પૂજકો ખોટા સ્વરૂપે બતાવીને તેનો ઇન્કાર કરી રહ્યા છે. એનો ઉપાય વિનાશ નથી પણ શુદ્ધિ છે. આપણે આપણા જીવનમાં સાચી હિંદુવૃત્તિને સજીવન કરીએ અને પછી પૂછીએ કે એથી અંતરાત્માને સંતોષ થાય છે કે નહીં !"

એ ક્રાંતિકારી શુદ્ધિકાર્ય ગાંધીજીએ કર્યું. ધર્મના ગ્રંથોનો અભ્યાસ તો એમણે થોડોક ઇંગ્લાંડ હતા ત્યારે શરૂ કર્યો અને ત્યાર પછી આફ્રિકા ગયા ત્યારે વધાર્યો. આચરણ તો એમણે પહેલેથી જ શરૂ કરી દીધું હતું. સત્યનો આગ્રહ અને અસત્યનો વિરોધ તો તેઓ ગમે તે ભોગે કરતા. અને એમાં ટકી રહેવાનું બળ તેઓ ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધામાંથી મેળવતા. રામનામ એમનું હથિયાર હતું.

ગાંધીજીએ હિંદુધર્મમાં પેઠેલાં અસત્યો સામે પ્રચંડ ઝુંબેશ ઉપાડી. એમાં સૌથી પહેલો આરંભ ધર્મને નામે જ્ઞાતિએ પરદેશ જવા સામે ઉઠાવેલા વિરોધથી થયો. ગાંધીજીએ વિરોધને નમતું આપવાની વિવેકપૂર્વક છતાં સ્પષ્ટ ના પાડી. એને કારણે એમને જ્ઞાતિબહાર મૂકવાનો ઠરાવ થયો એની પણ પરવા ન કરી. ગાંધીજીએ અસ્પૃશ્યતાની સામે મોટી ઝુંબેશ ઉપાડી. શાસ્ત્રોના આધાર લઈને ધર્માચાર્યોએ એ ઝુંબેશનો સખત વિરોધ કર્યો. મદ્રાસના પંડિતોને ગાંધીજીએ કહેલું કે "આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું અને લાગણીથી સમજું છું, એવો અસભ્ય

મારો દાવો છે." અને ઉમેર્યું કે 'શાસ્ત્રના મારી બુદ્ધિને કે નૈતિક દૃષ્ટિને અળખામણા લાગે એવા કોઈ પણ અર્થથી–પછી તે ચાહે તેટલા વિદ્વતાપૂર્ણ કાં ન હોય બંધાવાની હું ના પાડું છું." આમ કહીને ગાંધીજીએ હિંદુ સમાજને શાસ્ત્રોના અર્થઘટનમાંથી મુક્તિ આપી દીધી.

શાસ્ત્રોના અર્થનો સુવાંગ અધિકાર લઈને બેઠેલા શાસ્ત્રીઓ અને શંકરાચાર્યોને એમણે કહી દીધું કે 'અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો અર્થ છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરું છું.' આમ કહીને ધર્માચાર્યોની અયોગ્ય પકડમાંથી પણ હિંદુ સમાજને મુક્ત કરી દીધો. અને હિંદુ ધર્મની સાચી વૃત્તિ પ્રસ્થાપિત કરતાં કહ્યું કે "હું તો એમ માનું છું કે....જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી તેવો કોઈ મનુષ્ય શાસ્ત્રોને પૂરેપૂરા સમજી જ ન શકે, એ ધર્મ-સૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે અને શાસ્ત્ર વચનને પણ અપ્રમાણ ગણવાનો પોતાનો અધિકાર રજૂ કરતાં કહ્યું કે "શાસ્ત્રો વાંચવા, સમજવાની ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્ર વચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. કોઈએ અધિકારનો પ્રશ્ન ઉઠાવ્યો ત્યારે જવાબ આપ્યો કે અધિકાર પાંચ યમ–અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્યરૂપી સદાચારનો છે. શાસ્ત્રનો અર્થ કરનારો આ યમોનું પાલન કરનારો હોવો જ જોઈએ."

અને આ અધિકારના જોરે ગાંધીજીએ હિંદુ-ધર્મ અને સમાજનાં અનેક દૂષણો સામે વિશાળ પાયા પર લડત ઉપાડી. વર્ણાશ્રમ ધર્મને નામે સમાજમાં પેઠેલ અસંખ્ય જ્ઞાતિઓના અને પેટા જ્ઞાતિઓના વાડા, એ બધા વચ્ચે ઊંચ નીચના ભેદો, અસ્પૃશ્યતા, બાલ-વિવાહ, સ્ત્રીઓ પરનાં પાર વગરનાં બંધનો, ધર્મ પ્રસંગે અને મૂર્તિ પૂજાને નામે ચાલતા ઠઠારા, મૃત્યુ પાછળનાં જ્ઞાતિભોજનો, યજ્ઞો નિમિત્તે અથવા દેવો નિમિત્તે થતી હિંસાઓ એ બધાં સામે એમણે 'નવજીવન' અને 'યંગ ઈંડીઆ' પત્રોમાં લખવાનું અને સભાઓમાં બોલવાનું શરૂ કર્યું. દેશભરમાં ફેલાયેલા કાર્યકરોને પણ એ કાર્યમાં પ્રેર્યા. પરિણામે જે દેશમાં યુદ્ધને વખતે પણ રસોઈના ચોકા જ્ઞાતિવાર સૈનિકો અલગ અલગ રાખતા એ દેશમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે ચાલતા સત્યાગ્રહોમાં લાખો માણસો જેલમાં ગયા અને હિંદુઓ કોમના–છૂતા–છૂતના અને ધર્મના પણ ભેદો ભૂલીને એક પંગતે જમતા થયા. લાજ પડદામાં રહેનારી અને ઘરની બહાર ન નીકળનારી સ્ત્રીઓ દારૂનાં પીઠાં ઉપર પીકેટીંગ કરવાની અને જેલમાં જવાની હિંમત કરતી થઇ. આઠ નવ વર્ષે જે કન્યાઓનાં લગ્ન થઈ જતાં તેને બદલે એ કન્યાઓ મોટી ઉંમર સુધી અને કેટલીક તો આજીવન કુમારિકા રહીને દેશની અને સમાજની સેવા કરવા બહાર આવી.

કેટલીક વ્યક્તિઓ પોતાને ઈશ્વરના અવતાર ગણાવી અથવા ગુરુનો મહિમા કરીને પોતાની પૂજા કરાવતા અને સ્ત્રીઓને ફસાવતા. એમણે ગુરૂપદનું વિગતે વિશ્લેષણ કહીને છેવટે લખ્યું કે 'આજકાલ ચાલતી મનુષ્યપૂજાનો જ્યાં બની શકે ત્યાં હું વિરોધ જ કરૂં છું અને સહુને વિરોધ કરવા પ્રેરૂં છું.' આમ ધર્મને નામે ચાલતાં પાખંડોને તોડી નાખ્યાં.

વિધવાઓને ગાંધીજીએ ત્યાગમૂર્તિ કહીને બીરદાવી. હિંદુ સમાજમાં એમનું દર્શન અમંગળ ગણાતું, એમને હાથે કોઈ શુભ કાર્ય ન થતું. ગાંધીજીએ સમાજમાં એમને પુનઃગૌરવ અપાવ્યું એટલું જ નહીં વિધવા પુનર્લગ્ન કરવા ઈચ્છે એને પણ અનુકૂળતાઓ આપી.

ગોરક્ષાના સંદર્ભમાં ગાંધીજીએ સમગ્ર જીવોની રક્ષાને વણી લીધી. ગાયને ચાંદલો કરીને પૂંછડે હાથ અડાડીને એક રોટલી એના મોઢામાં મૂકી ગોરક્ષાનો સંતોષ માનનારા અથવા તો કસાઇખાનેથી બચાવીને મરવા વાંકે જીવતાં પશુઓને સાચવીને પાંજરાપોળ ચલાવ્યાનો સંતોષ માનતા હિંદુ સમાજને એમણે સાચી ગોરક્ષા પ્રત્યે દોર્યો.

હિંદુ ધર્મમાં દાનનો મહિમા મોટો છે. પરંતુ ભિખારીને બટકું રોટલો અથવા પાઈ પૈસો ભીખ

આપીને સંતોષ માનનારાઓને એમણે કહ્યું કે "આ દેશ ભુખમરાથી એવો પીડાય છે કે ભિખારીઓની સંખ્યા વધતી જાય છે ને તેઓ ખાવાને સારૂ સામાન્ય મર્યાદાનો પણ લોપ કરે છે. ધનિક લોકો વગર વિચારે આવા ભિખારીઓ સારૂ કામ શોધી આપવાને બદલે તેમને ભિક્ષા આપીને પોષે છે." એમણે તો એમ પણ કહ્યું કે માણસને કામ ન આપતાં ભિખ આપીને આપણે એને આળસુ બનાવીએ છીએ અને બેવડું પાપ કરીએ છીએ. ખરી રીતે એને સામે બેસાડીને આપણે કાંતવું જોઈએ અને એને કાંતતાં શીખવવું જોઈએ. જેથી એ સ્વમાનપૂર્વક પોતાની રોજી મેળવી શકે." ગાંધીજીએ દાન પ્રવૃત્તિને પણ સાચી રચનાત્મક દિશામાં વળી.

## સૌથી મોટું પ્રદાન

પરંતુ ગાંધીજીનું સૌથી મોટું પ્રદાન તો એમણે ભક્તિ અને ઈશ્વરોપાસના જે અત્યાર સુધી ફક્ત મંદિરોમાં કે ઘરની દિવાલોમાં પૂરાઈ હતી અને ફક્ત નામ જપ, માળા, ધૂન ભજન અને ષોડશોપચાર પૂજામાં સમાપ્ત થતી હતી એને એમણે સેવામાં વાળી. અત્યાર સુધી એમ મનાતું કે સંસારી કામને ધર્મ કે ભક્તિ સાથે કશો સંબંધ નથી. ગાંધીજીએ કહ્યું કે "ઈશ્વરની પ્રાર્થના ગમે તે નામે કરાય. કરવાની રીત હૃદયથી પ્રાર્થના કરવામાં છે. હૃદયની પ્રાર્થના શીખવાનો માર્ગ સેવા ધર્મ છે. આ યુગમાં જે અંત્યજની સેવા હૃદયથી કરે છે તે શુદ્ધ પ્રાર્થના કરે છે. કંગાળોને અર્થે જે રેંટિયો ચલાવે છે તે પણ સેવાધર્મ આચરે છે અને હૃદયની પ્રાર્થના કરે છે." વળી બીજે સમયે કહ્યું કે "ભક્તિ એટલે નામ ઉચ્ચારણ જ નહીં પણ તેની સાથે રહેલું સતત યજ્ઞ કાર્ય. આજ એવી માન્યતા જોવામાં આવે છે કે સંસારી કામને ધર્મ કે ભક્તિ સાથે કશો સંબંધ નથી. આ અસત્ય છે. સત્ય તો એ છે કે આ જગતમાં સર્વ કામોને ધર્મ અધર્મની સાથે સંબંધ છે. એક સુતાર કેવળ દ્રવ્ય એકઠું કરવા સુતારી કરે તેમાં લાકડાની ચોરી કરે છે ને કામ બગાડે છે. મનુષ્ય ભગવાનને વાચાથી જ નથી ભજતો પણ વાચાથી, મનથી અને કાયાથી ભજે છે. આ ત્રણમાંથી એક પણ ન હોય તો તે ભક્તિ નથી" ગાંધીજીએ પોતે આવા જ ભક્તિભાવથી રક્તપિત્તિ પરચુરે શાસ્ત્રીની સુશ્રુષા કરેલી. મોટા બેરીસ્ટરો અને પટ્ટણી સાહેબ જેવા દીવાનોને યજ્ઞાર્થે કાંતતા કરેલા. રેંટીઆ અને ખાદી પ્રવૃત્તિ, અસ્પૃશ્યતા નિવારણ, આદિવાસીઓની સેવા, દારૂ નિષેધ, નિસર્ગોપચાર વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ ગાંધીજીને મન ઈશ્વરભક્તિની જ રીતો હતી અને દેશને આ પ્રવૃત્તિઓમાં એ જ ભાવનાથી જોડેલો. એમને મન તો સ્વરાજ્ય માટેની લડત અને રાજકીય પ્રવૃત્તિ પણ ભક્તિનું જ અંગ હતી.

ઈશ્વરના સ્વરૂપ વિષે પંડિતો ખૂબ ચર્ચા કરતા હોય છે. ગાંધીજી ક્યારેય એ ચર્ચામાં પડ્યા નથી. એમણે તો કહ્યું કે 'આ ઈશ્વર જેનો આપણે સાક્ષાત્કાર કરવા ઈચ્છીએ છીએ તે સત્ય છે અથવા કહો કે સત્ય એ જ ઈશ્વર છે. સત્ય એટલે સાચું બોલવું એટલું જ નહીં. સત્ય એટલે આ જગતમાં જે હંમેશાં એને રૂપે હતું, છે અને હશે, અને એના સિવાય બીજું કશું જ નથી, જે પોતાની શક્તિ વડે છે, જેને કોઈનો આશ્રય જોઈતો નથી, પણ જેને આશ્રયે જે કંઈ છે તે છે. એ જ શુદ્ધ ચેતન છે. શુદ્ધ આનંદ છે. એને ઈશ્વર કહીએ. કેમકે એની સત્તા વડે જ બધું ચાલે છે. એ અને એનો કાયદો એક જ છે. તેથી કાયદો ચેતન રૂપ છે. એ કાયદાને આધારે આખું તંત્ર ચાલે છે. એ સત્યના આરાધના એટલે કે આપણી સત્યરૂપ થવાની ઈચ્છા—પ્રાર્થના. એટલે કે ઈશ્વર સ્તુતિ." 'આત્મકથા'માં એમણે લખ્યું છે કે આવા વ્યાપક સત્યનારાયણના દર્શનને સારૂ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઈચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. તેથી જ સત્યની પૂજા મને રાજકારણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજકારણ સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી. એમ કહેતાં મને સંકોચ થતો નથી એમ કહેવામાં હું અવિનય કરતો નથી." આને લીધે દેશની સ્વાતંત્ર્ય સાધના પણ કેટલાય માણસો માટે ભક્તિની ઈશ્વરોપાસનાની એક રીત બની.

## આત્મશુદ્ધિ

પ્રાર્થનાની એક વ્યાખ્યા ગાંધીજીએ અંતર શોધન અથવા આત્મશુદ્ધિ કરેલી. ગાંધીજી કહેતા કે બ્રહ્માંડનું પૃથક્કરણ અશકય છે. ઋષિઓએ એથી એક મોટી વાત શીખવી છે 'યથા પિંડે તથા બ્રહ્માંડે' ! પોતે પોતાને ઓળખ્યો એટલે જગતને ઓળખ્યું." ગાંધીજી-એ તો ત્યાં સુધી કહ્યું કે આત્મશુદ્ધિ વિના જીવ માત્રની સાથે ઐકય ન સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનું દર્શન કરવા અસમર્થ છે. શુદ્ધિ સાધ્ય છે કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટસંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે." આ શ્રદ્ધાને અનુસરીને ગાંધીજીએ જ્યારે જ્યારે સમાજમાં કંઈ અસાધારણ અઘટિત બનતું જોયું ત્યારે પોતે અંતર શોધન કર્યું અને આત્મશુદ્ધિ માટે ઉપવાસો કર્યા. બિહારમાં જ્યારે મોટો ધરતીકંપ થયો ત્યારે પણ એમણે તો કહ્યું કે "આપણી અસ્પૃશ્યતા-ના પાપનું આ ફળ છે." કવિવર ટાગોર જેવાએ પણ અવૈજ્ઞાનિક ગણાય એવી આ માન્યતાનો વિરોધ કર્યો પણ ગાંધીજીએ કહ્યું કે "સૃષ્ટિના બનાવો અને માણ-સની નીતિ વચ્ચે જે સંબંધ છે. તેમાં મને એવી ગાઢ શ્રદ્ધા છે કે તેથી કરીને હું ભગવાનની વધારે સમીપ જઈ શકું છું, નમ્ર બનું છું, અને એની આગળ ઊભા રહેવા સારૂ વધારે તૈયાર બનું છું." નોઆખલીમાં જે અમાનુષી અત્યાચારો થયા એથી ગાંધીજીનું હૃદય એટલું વ્યાકુલ થયેલું કે એમણે પોતાના બ્રહ્મચર્યમાં હજુ કયાંય ખામી, કોઈ વિકાર રહી ગયો નથી ને, એ જોવા ગંભીર પ્રયાસ કર્યો. નોઆખલીમાં, પોતે ગયા. પરંતુ એનો ઉપાય શોધ્યો પોતાની વધારે આત્મ-શુદ્ધિમાં. શ્રી પ્યારેલાલજીએ એ પ્રસંગનું વિસ્તૃત વર્ણન 'લાસ્ટ ફેઈઝ' નામના પુસ્તકમાં કર્યું છે.

ગાંધીજી પોતે દેશનું પ્રાયશ્ચિત કરતા અને સમગ્ર દેશને પ્રાયશ્ચિતને માર્ગે વાળતા. દેશમાં ઊઠતી કોઈ પણ સમસ્યાના મૂળમાં કોઈકનો દોષ હોય જ છે. પ્રાયશ્ચિતની ભાવનાથી એ દોષ શોધીને દૂર કરવાના પ્રયત્નો થતા રહે તો દેશમાંથી વર્ગ વિગ્રહ અને બીજા જે અનેક સંઘર્ષો ચાલ્યા કરે છે તે સહેજે નિષ્ફળ થાય.

## ઈશ્વર સાક્ષાત્કાર

ગાંધીજી અંતર શોધનને માર્ગે આત્મશુદ્ધિ કરતાં કરતાં ઈશ્વર સમીપે કેટલી હદે પહોંચ્યા હતા એનો ઈશારો પૂ. વિનોબાજીના પુસ્તક 'ગાંધી'માંથી મળે છે.

એક વાર વિનોબાજીએ ગાંધીજીને પૂછ્યું "તમે સત્ય એ જ પરમેશ્વર કહો છો તે તો ઠીક પરંતુ ઉપવાસ વખતે તમે કહ્યું હતું કે તમને અંદરથી અવાજ સંભળાયો એ શું વાત છે, એમાં કંઈ રહસ્ય ગૂઢતા છે?" ત્યારે એમણે જવાબ વાળેલો. હા, એમાં એવું કંઈક છે ખરૂં. એ તદ્દન સાધારણ બાબત નથી. મને અવાજ સાફ સાફ સંભળાયો હતો. માણસ બોલે ને સંભળાય તેમ સંભળાયો હતો. મેં પૂછ્યું કે મારે શું કરવું જોઇએ ? તો એણે જવાબ દીધો કે ઉપવાસ કરવા જોઈએ. મેં વળતું પૂછ્યું કે કેટલા ઉપવાસ કરવા જોઈએ ? એણે કહ્યું એક વીસ" વિનોબાજી આ વિષે આગળ લખે છે કે "આમાં એક જણ પૂછનાર હતો અને બીજો જવાબ દેનાર હતો. એ બિલકૂલ કૃષ્ણ અર્જુન સંવાદ જ હતો. બાપુ તો સત્યવાદી હતા એટલે આ કોઈ ભ્રમ તો ન જ હોઈ શકે. એમણે કહ્યું કે સાક્ષાત્ ઈશ્વરે મને વાત કરી."

વિનોબાજી લખે છે કે "એ કહેવું જ પડશે કે ઈશ્વરનું દર્શન થાય છે. એને સાક્ષાત્કાર થાય છે. એનો સ્પર્શ પણ થાય છે. તે વિના બીજા કોઈ રીતે વિકારોનો નાશ થતો નથી. એવી કોઈ અનુભૂતિને આપણે ભ્રમ કે મિથ્યા ન કહી શકીએ. પરમેશ્વર જે ભૂમિકાએ અશબ્દ છે તે ભૂમિકાએ અરૂપ પણ છે. અને જે ભૂમિકાએ સશબ્દ છે તે ભૂમિકામાં સસ્વરૂપ પણ છે."

એક પુસ્તકમાં વિનોબાજી આગળ લખે છે કે 'વૈષ્ણવજન તો તેને કહીએ" એમાનાં બીજાં બધાં લક્ષણો બાપુને લાગુ પડે છે પણ 'રામનામ શું તાળી લાગી' એ લક્ષણ કંઈક ઓછું લાગુ પડે છે. આ લગભગ ૧૯૨૦ની સાલ હતી પરંતુ એ પછી તેઓ એટલી ઝડપથી આગળ વધતા ગયા કે જોત જોતામાં તેઓ રામનામમાં તન્મય થઈ ગયા જે આખરમાં તો જાણે એમણે રામનામની રટ જ લીધી હતી. દિલ્હીનાં એ વેળાનાં એમનાં વ્યાખ્યાનો છાપામાં છપાતાં હતાં.

છેલ્લા દિવસનું વ્યાખ્યાન છાપાંવાળાઓએ "હે રામ" એટલું જ છાપ્યું છે. એમનાં બધાં વ્યાખ્યાનો કરતાં આ વ્યાખ્યાન જ મહાન છે."

ગાંધીજી હિંદુ ધર્મની સાચી વૃત્તિ પકડીને એ માર્ગે ઈશ્વરની ખૂબ જ નજીક પહોંચી ગયા. એટલું જ નહીં હિંદુ ધર્મને પણ એમણે 'હિંદુ' શબ્દની મર્યાદામાંથી મુક્ત થવા જેટલો ઊંચે લીધો. રામનામની વ્યાખ્યા કરતાં એમણે કહ્યું કે મારો રામ દશરથ પુત્ર રામ નથી પરંતુ સચરાચર વ્યાપીને રહેલ પરમાત્મા છે. હિંદુ ધર્મનાં એક એક મહાન તત્ત્વોને એમણે એવી રીતે ઓળખ્યા અને ઓળખાવ્યા કે એથી એમની પ્રાર્થનામાં સૌ કોઈ જોડાયાં. નોઆખલીમાં પણ રામધુન ચાલી. વાયવ્ય સરહદ પ્રાંતના ઝનુની પઠાણો પણ અહિંસક બનીને એમની પ્રાર્થનામાં જોડાયા. અને ધર્મના અનુયાયીઓએ આદરપૂર્વક સાંભળ્યું.

જૈનોને એમણે કહ્યું કે સ્યાદ્વાદની મદદથી જ હું હિંદુ એટલે વૈદિક મત અને જૈન મતનું ઐક્ય સાધી શકું છું. મેં તો તેની મદદથી ધર્મો માત્રની એકતા મારા પૂરતી ક્યારની સાધી લીધી છે. છતાં જૈન ઉપદેશને અનુસરીને ડુંગળી, બટેટાં વગેરે કંદમૂળ ખાવાની બાબતમાં પતિ-પત્ની વચ્ચે કલેશ થતો હોય અથવા કુટુંબ ભાંગી પડતું હોય એવી સમસ્યા આવી પડી ત્યારે ગાંધીજીએ લખ્યું કે "હિંસામાં ડૂબી રહેલો મનુષ્યસમાજ ખાવા પરત્વે પણ ઓછી હિંસા કરે એ સ્તુત્ય છે. વનસ્પતિ જીવને વિષે પણ આપણે જ્ઞાનપૂર્વક દયાભાવ કેળવીએ એ સ્તુત્ય છે. ઈંદ્રિય દમનને અર્થે અનેક સ્વાદોનો ત્યાગ આવશ્યક છે. આમ કબુલ કરવા છતાં, અનેક પદાર્થોના ત્યાગનો મને મહાવરો હોવા છતાં શ્રાવકોનો ગાઢ અને મીઠો પરિચય હોવા છતાં બટાટા ઈત્યાદિના ત્યાગમાં ભારે ધર્મ જોવા મારૂં હૃદય ચોકખી ના પાડે છે. એ પતિ પત્નિ વચ્ચે કંકાસનો વિષય કદી ન થવો જોઈએ."

કોલંબોમાં બૌદ્ધોની સભામાં એમણે કહ્યું કે 'મારા એક દીકરાએ મારા પર બુદ્ધના અનુયાયી હોવાનો આરોપ મૂક્યો છે. હિંદુ ધર્મને નામે બૌદ્ધ સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આરોપ મારા દેશભાઈઓ પણ મૂકે છે. મારા પર બુદ્ધના અનુયાયીપણાનો આરોપ મૂકાય છે એમાં હું કેટલીકવાર ગૌરવ પણ માનું છું, આમ છતાં અત્યંત વિવેક અને નમ્રતા-પૂર્વક એમણે કહ્યું કે મોટો ગોટાળો ઊભો થયો છે કે બુદ્ધ ઈશ્વરને માનતા નહીં પણ કેવળ નીતિ નિયમોમાં જ માનતા. અને ઈશ્વર વિષેના આ ભ્રમને લીધે 'નિર્વાણ' એ ભવ્ય શબ્દના ખરા અર્થ વિષે પણ એવો જ ગોટાળો થઈ ગયો છે. અને ત્રીજું બુદ્ધનો ઉપદેશ બૌદ્ધધર્મ બન્યો અને પરદેશમાં ફેલાયો ત્યારે તો પશુપક્ષીના જીવનની પવિત્રતાનો અર્થ સાધારણ માણસો કરે છે એવો પણ રહ્યો નહીં.

ખ્રિસ્તિઓની ઈશ્વર પ્રિત્યર્થે દીનદુ:ખીઆઓની સેવાએ ગાંધીજીને મુગ્ધ કર્યા હતા. છતાં એમણે લખ્યું કે "ઈસુખ્રિસ્ત એ જ એક ઈશ્વરનો પુત્ર છે તે વાત મને ગળે ન ઊતરી ઈશ્વરને જો પુત્ર હોઈ શકે તો આપણે બધા એના પુત્રો છીએ. ....ઈશુના મૃત્યુથી જગતને ભારે દ્રષ્ટાંત મળ્યું પણ તેના મૃત્યુમાં કંઈ ગૂઢ ચમત્કારી અસર હતી એમ મારૂં હૃદય સ્વીકારી શકતું ન હતું.

આવા આવા તાત્ત્વિક ભેદો ગાંધીજી પ્રેમપૂર્વક તે તે પક્ષને કહેતા પણ એમની દૃઢ શ્રદ્ધા હતી કે 'જ્યાં જ્યાં ઉદારતા, સહિષ્ણુતા અને સત્ય છે ત્યાં ભેદો પણ લાભકારક નીવડે છે આથી તો તેઓ કહેતા કે બુદ્ધના ઉપદેશને અને સ્યાદ્વાદને જે રીતે હું સમજ્યો છું તે રીતે હું બૌદ્ધ છું, જૈન પણ છું. જો બાઈબલનો મારો અર્થ કરીને હુ મને ખ્રિસ્તી કહેવડાવી શકું અથવા કુરાનનો મારો અર્થ કરીને મને મુસ્લિમ કહેવડાવી શકું તો હું તેમ કરવાને જરાય સંકોચ ન ખાઉં. એમ થઈ શકે તો હિંદુ, ખ્રિસ્તિ, મુસલમાન એ બધી સમાનાર્થ સંજ્ઞા થઈ પડે...હું અવશ્ય માનું છું કે ઈશ્વરના દરબારમાં કોઈ હિંદુ નથી, કોઈ ખ્રિસ્તિ નથી કે નથી-મુસલમાન, ત્યાં તો ઈશ્વર એમ પૂછશે કે "તેં કેવાં કર્મ કર્યાં છે?" ગાંધીજી એક પ્રસંગે લખે છે કે "મેં જુદા જુદા સંપ્રદાયોનું ઓછું વત્તું જ્ઞાન મેળવ્યું. આત્મનિરીક્ષણ વધ્યું. જે વાંચવું તે પસંદ કરવું તેનો અમલ કરવો

## આત્મશુદ્ધિ

પ્રાર્થનાની એક વ્યાખ્યા ગાંધીજીએ અંતર શોધન અથવા આત્મશુદ્ધિ કરેલી. ગાંધીજી કહેતા કે બ્રહ્માંડનું પૃથક્કરણ અશક્ય છે. ઋષિઓએ એથી એક મોટી વાત શીખવી છે 'યથા પિંડે તથા બ્રહ્માંડે' ! પોતે પોતાને ઓળખ્યો એટલે જગતને ઓળખ્યું." ગાંધીજી-એ તો ત્યાં સુધી કહ્યું કે આત્મશુદ્ધિ વિના જીવ માત્રની સાથે ઐક્ય ન સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનું દર્શન કરવા અસમર્થ છે. શુદ્ધિ સાધ્ય છે કેમકે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટસંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે." આ શ્રદ્ધાને અનુસરીને ગાંધીજીએ જ્યારે જ્યારે સમાજમાં કંઈ અસાધારણ અઘટિત બનતું જોયું ત્યારે પોતે અંતર શોધન કર્યું અને આત્મશુદ્ધિ માટે ઉપવાસો કર્યા. બિહારમાં જ્યારે મોટો ધરતીકંપ થયો ત્યારે પણ એમણે તો કહ્યું કે "આપણી અસ્પૃશ્યતા-ના પાપનું આ ફળ છે." કવિવર ટાગોર જેવાએ પણ અવૈજ્ઞાનિક ગણાય એવી આ માન્યતાનો વિરોધ કર્યો પણ ગાંધીજીએ કહ્યું કે "સૃષ્ટિના બનાવો અને માણ-સની નીતિ વચ્ચે જે સંબંધ છે. તેમાં મને એવી ગાઢ શ્રદ્ધા છે કે તેથી કરીને હું ભગવાનની વધારે સમીપ જઈ શકું છું, નમ્ર બનું છું, અને એની આગળ ઊભા રહેવા સારૂ વધારે તૈયાર બનું છું." નોઆખલીમાં જે અમાનુષી અત્યાચારો થયા એથી ગાંધીજીનું હૃદય એટલું વ્યાકુલ થયેલું કે એમણે પોતાના બ્રહ્મચર્યમાં હજુ ક્યાંય ખામી, કોઈ વિકાર રહી ગયો નથી ને, એ જોવા ગંભીર પ્રયાસ કર્યો. નોઆખલીમાં, પોતે ગયા. પરંતુ એનો ઉપાય શોધ્યો પોતાની વધારે આત્મ-શુદ્ધિમાં. શ્રી પ્યારેલાલજીએ એ પ્રસંગનું વિસ્તૃત વર્ણન 'લાસ્ટ ફેઈઝ' નામના પુસ્તકમાં કર્યું છે.

ગાંધીજી પોતે દેશનું પ્રાયશ્ચિત કરતા અને સમગ્ર દેશને પ્રાયશ્ચિતને માર્ગે વાળતા. દેશમાં ઊઠતી કોઈ પણ સમસ્યાના મૂળમાં કોઈકનો દોષ હોય જ છે. પ્રાયશ્ચિતની ભાવનાથી એ દોષ શોધીને દૂર કરવાના પ્રયત્નો થતા રહે તો દેશમાંથી વર્ગ વિગ્રહ અને બીજા જે અનેક સંઘર્ષો ચાલ્યા કરે છે તે સહેજે નિષ્ફળ થાય.

## ઇશ્વર સાક્ષાત્કાર

ગાંધીજી અંતર શોધનને માર્ગે આત્મશુદ્ધિ કરતાં કરતાં ઈશ્વર સમીપે કેટલી હદે પહોંચ્યા હતા એનો ઈશારો પૂ. વિનોબાજીના પુસ્તક 'ગાંધી'માંથી મળે છે.

એક વાર વિનોબાજીએ ગાંધીજીને પૂછ્યું "તમે સત્ય એ જ પરમેશ્વર કહો છો તે તો ઠીક પરંતુ ઉપવાસ વખતે તમે કહ્યું હતું કે તમને અંદરથી અવાજ સંભળાયો એ શું વાત છે, એમાં કંઈ રહસ્ય ગૂઢતા છે?" ત્યારે એમણે જવાબ વાળેલો. હા, એમાં એવું કંઈક છે ખરૂં. એ તદ્દન સાધારણ બાબત નથી. મને અવાજ સાફ સાફ સંભળાયો હતો. માણસ બોલે ને સંભળાય તેમ સંભળાયો હતો. મેં પૂછ્યું કે મારે શું કરવું જોઇએ ? તો એણે જવાબ દીધો કે ઉપવાસ કરવા જોઈએ. મેં વળતું પૂછ્યું કે કેટલા ઉપવાસ કરવા જોઈએ ? એણે કહ્યું એક વીસ" વિનોબાજી આ વિષે આગળ લખે છે કે "આમાં એક જણ પૂછનાર હતો અને બીજો જવાબ દેનાર હતો. એ બિલકૂલ કૃષ્ણ અર્જુન સંવાદ જ હતો. બાપુ તો સત્યવાદી હતા એટલે આ કોઈ ભ્રમ તો ન જ હોઈ શકે. એમણે કહ્યું કે સાક્ષાત્ ઈશ્વરે મને વાત કરી."

વિનોબાજી લખે છે કે "એ કહેવું જ પડશે કે ઈશ્વરનું દર્શન થાય છે. એને સાક્ષાત્કાર થાય છે. એનો સ્પર્શ પણ થાય છે. તે વિના બીજા કોઈ રીતે વિકારોનો નાશ થતો નથી. એવી કોઈ અનુભૂતિને આપણે ભ્રમ કે મિથ્યા ન કહી શકીએ. પરમેશ્વર જે ભૂમિકાએ અશબ્દ છે તે ભૂમિકાએ અરૂપ પણ છે. અને જે ભૂમિકાએ સશબ્દ છે તે ભૂમિકામાં સસ્વરૂપ પણ છે."

એક પુસ્તકમાં વિનોબાજી આગળ લખે છે કે 'વૈષ્ણવજન તો તેને કહીએ" એમાનાં બીજાં બધાં લક્ષણો બાપુને લાગુ પડે છે પણ 'રામનામ શું તાળી લાગી' એ લક્ષણ કંઈક ઓછું લાગુ પડે છે. આ લગભગ ૧૯૨૦ની સાલ હતી પરંતુ એ પછી તેઓ એટલી ઝડપથી આગળ વધતા ગયા કે જોત જોતામાં તેઓ રામનામમાં તન્મય થઈ ગયા જે આખરમાં તો જાણે એમણે રામનામની રટ જ લીધી હતી. દિલ્હીનાં એ વેળાનાં એમનાં વ્યાખ્યાનો છાપામાં છપાતાં હતાં.

છેલ્લા દિવસનું વ્યાખ્યાન છાપાંવાળાઓએ "હે રામ" એટલું જ છાપ્યું છે. એમનાં બધાં વ્યાખ્યાનો કરતાં આ વ્યાખ્યાન જ મહાન છે."

ગાંધીજી હિંદુ ધર્મની સાચી વૃત્તિ પકડીને એ માર્ગે ઈશ્વરની ખૂબ જ નજીક પહોંચી ગયા. એટલું જ નહીં હિંદુ ધર્મને પણ એમણે 'હિંદુ' શબ્દની મર્યાદામાંથી મુક્ત થવા જેટલો ઊંચે લીધો. રામનામની વ્યાખ્યા કરતાં એમણે કહ્યું કે મારો રામ દશરથ પુત્ર રામ નથી પરંતુ સચરાચર વ્યાપીને રહેલ પરમાત્મા છે. હિંદુ ધર્મનાં એક એક મહાન તત્ત્વોને એમણે એવી રીતે ઓળખ્યા અને ઓળખાવ્યા કે એથી એમની પ્રાર્થનામાં સૌ કોઈ જોડાયાં. નોઆખલીમાં પણ રામધુન ચાલી. વાયવ્ય સરહદ પ્રાંતના ઝનુની પઠાણો પણ અહિંસક બનીને એમની પ્રાર્થનામાં જોડાયા. અને ધર્મના અનુયાયીઓએ આદરપૂર્વક સાંભળ્યું.

જૈનોને એમણે કહ્યું કે સ્યાદ્વાદની મદદથી જ હું હિંદુ એટલે વૈદિક મત અને જૈન મતનું ઐક્ય સાધી શકું છું. મેં તો તેની મદદથી ધર્મો માત્રની એકતા મારા પૂરતી ક્યારની સાધી લીધી છે. છતાં જૈન ઉપદેશને અનુસરીને ડુંગળી, બટેટાં વગેરે કંદમૂળ ખાવાની બાબતમાં પતિ-પત્ની વચ્ચે ક્લેશ થતો હોય અથવા કુટુંબ ભાંગી પડતું હોય એવી સમસ્યા આવી પડી ત્યારે ગાંધીજીએ લખ્યું કે "હિંસામાં ડૂબી રહેલો મનુષ્યસમાજ ખાવા પરત્વે પણ ઓછી હિંસા કરે એ સ્તુત્ય છે. વનસ્પતિ જીવને વિષે પણ આપણે જ્ઞાનપૂર્વક દયાભાવ કેળવીએ એ સ્તુત્ય છે. ઇંદ્રિય દમનને અર્થે અનેક સ્વાદોનો ત્યાગ આવશ્યક છે. આમ કબુલ કરવા છતાં, અનેક પદાર્થોના ત્યાગનો મને મ્હાવરો હોવા છતાં શ્રાવકોનો ગાઢ અને મીઠો પરિચય હોવા છતાં બટાટા ઈત્યાદિના ત્યાગમાં ભારે ધર્મ જોવા મારું હૃદય ચોકખી ના પાડે છે. એ પતિ પત્નિ વચ્ચે કંકાસનો વિષય કદી ન થવો જોઈએ."

કોલંબોમાં બૌદ્ધોની સભામાં એમણે કહ્યું કે 'મારા એક દીકરાએ મારા પર બુદ્ધના અનુયાયી હોવાનો આરોપ મૂક્યો છે. હિંદુ ધર્મને નામે બૌદ્ધ સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો આરોપ મારા દેશભાઈઓ પણ મૂકે છે. મારા પર બુદ્ધના અનુયાયીપણાનો આરોપ મૂકાય છે એમાં હું કેટલીકવાર ગૌરવ પણ માનું છું, આમ છતાં અત્યંત વિવેક અને નમ્રતાપૂર્વક એમણે કહ્યું કે મોટો ગોટાળો ઊભો થયો છે કે બુદ્ધ ઈશ્વરને માનતા નહીં પણ કેવળ નીતિ નિયમોમાં જ માનતા. અને ઈશ્વર વિષેના આ ભ્રમને લીધે 'નિર્વાણ' એ ભવ્ય શબ્દના ખરા અર્થ વિષે પણ એવો જ ગોટાળો થઈ ગયો છે. અને ત્રીજું બુદ્ધનો ઉપદેશ બૌદ્ધધર્મ બન્યો અને પરદેશમાં ફેલાયો ત્યારે તો પશુપક્ષીના જીવનની પવિત્રતાનો અર્થ સાધારણ માણસો કરે છે એવો પણ રહ્યો નહીં.

ખ્રિસ્તિઓની ઈશ્વર પ્રિત્યર્થ દીનદુખીઆઓની સેવાએ ગાંધીજીને મુગ્ધ કર્યા હતા. છતાં એમણે લખ્યું કે "ઈસુખ્રિસ્ત એ જ એક ઈશ્વરનો પુત્ર છે તે વાત મને ગળે ન ઊતરી ઈશ્વરને જો પુત્ર હોઈ શકે તો આપણે બધા એના પુત્રો છીએ. . ..ઈશુના મૃત્યુથી જગતને ભારે દ્રષ્ટાંત મળ્યું પણ તેના મૃત્યુમાં કંઈ ગૂઢ ચમત્કારી અસર હતી એમ મારું હૃદય સ્વીકારી શકતું ન હતું.

આવા આવા તાત્ત્વિક ભેદો ગાંધીજી પ્રેમપૂર્વક તે તે પક્ષને કહેતા પણ એમની દૃઢ શ્રદ્ધા હતી કે 'જ્યાં જ્યાં ઉદારતા, સહિષ્ણુતા અને સત્ય છે ત્યાં ભેદો પણ લાભકારક નીવડે છે આથી તો તેઓ કહેતા કે બુદ્ધના ઉપદેશને અને સ્યાદ્વાદને જે રીતે હું સમજ્યો છું તે રીતે હું બૌદ્ધ છું, જૈન પણ છું. જો બાઈબલનો મારો અર્થ કરીને હું મને ખ્રિસ્તી કહેવડાવી શકું અથવા કુરાનનો મારો અર્થ કરીને મને મુસ્લિમ કહેવડાવી શકું તો હું તેમ કરવાને જરાય સંકોચ ન પામું. એમ થઈ શકે તો હિંદુ, ખ્રિસ્તિ, મુસલમાન એ બધી સમાનાર્થ સંજ્ઞા થઈ પડે.. હું અવશ્ય માનું છું કે ઈશ્વરના દરબારમાં કોઈ હિંદુ નથી, કોઈ ખ્રિસ્તિ નથી કે નથી-મુસલમાન, ત્યાં તો ઈશ્વર એમ પૂછશે કે "તેં કેવાં કર્મ કર્યાં છે?" ગાંધીજી એક પ્રસંગે લખે છે કે "મેં જુદા જુદા સંપ્રદાયોનું ઓછું વત્તું જ્ઞાન મેળવ્યું. આત્મનિરીક્ષણ વધ્યું. જે વાંચવું તે પસંદ કરવું તેનો અમલ કરવો

એ ટેવ દૃઢ થઈ.” આજ ટેવથી ગાંધીજી સર્વ ધર્મો માટે આદરણીય બન્યા એટલું જ નહીં દેશમાં સર્વ-ધર્મ સમભાવની દૃઢ બુનિયાદ નખાઈ.

હિંદુ ધર્મ છે, હિંદુ સમાજ પણ છે. હિંદુ ધર્મના પેટામાં અનેક મતમતાંતરો છે. પરંતુ હિંદુ સમાજની એકતા હિંદુધર્મમાં મનાયેલી સદાચારની એકતા છે. સત્ય અહિંસા વગેરે યમો બધા મતોને માન્ય છે. એટલે રીત રિવાજોમાં, પૂજાવિધિમાં અને ઈષ્ટ સ્વરૂપોમાં ગમે તેટલા ભેદો હોય પરંતુ આચારની એકતા સમગ્ર હિંદુ સમાજને એક રાખે છે. જૈન મત ઈશ્વરમાં ન માનતો હોવા છતાં અને સ્થાનકવાસી જૈનો મૂર્તિમાં પણ માનતા ન હોવા છતાં તેઓ હિંદુ સમાજના એક અંગ છે તે આ આચારને કારણે જ. એવું જ બૌદ્ધ ધર્મ દેશમાં હતો ત્યારે હતું. ગાંધીજીએ આચારમાં મૂકવાના યમોથી ધર્મનો આરંભ કર્યો. સત્ય અહિંસા અને બ્રહ્મચર્યને આચારના કેન્દ્રમાં રાખ્યા અને એ દૃષ્ટિએ સંસારના બધા સંબંધોને મૂલવવાનું શીખવ્યું, એને પરિણામે ગાંધીજીએ હિંદુ ધર્મને એક સંકુચિત સમાજમાંથી ફેરવીને આંતર-રાષ્ટ્રીય માનવ સમાજ સાથે બંધુભાવે આગળ વધતો અધ્યાત્મમાર્ગી ધર્મ બનાવ્યો અને વિશ્વના બધા ધર્મોને એ આચારની ભૂમિકા પર સહકાર અને એકતાનું માર્ગદર્શન કરાવ્યું.

એ જ માર્ગને સિદ્ધ કરવા માટે ગાંધીજીનું બલિદાન અપાયું. ગાંધીજીના પ્રયત્ન અને એમનું બલિદાન વ્યર્થ થઈ ન શકે. કારણ કે ગાંધીજીની દૃઢ શ્રદ્ધા હતી કે “પ્રયત્ન વ્યર્થ થાય પણ વચન વ્યર્થ નથી.” પ્રયત્નને સફળ થવા માટે અનુકૂળ કાળ-બળ પાકવાની અપેક્ષા રહે છે. ગાંધીજીનાં વચનો વ્યર્થ નથી જ.

ઈતિહાસની પણ એ મોટી કરુણતા છે કે ઈશુની જેમ ગાંધીજીના નિધનનું નિમિત્ત પણ એમના જ દેશના અને ધર્મના એક ભાઈ જ બન્યા. વિશેષ કરુણતા એ રહી કે ઈશુના નિધનનું નિમિત્ત બનનારા જૂનવાણી રુઢિચુસ્ત યહુદીઓ હતા. એમને પ્રચલિત રુઢિઓમાં કોઈ સુધારો ખપતો ન હતો. પણ અહીં ઊલટી સ્થિતિ હતી. ગાંધીજીએ અસ્પૃશ્યતાને હિંદુ ધર્મની શરમ અને કલંક ગણાવીને એની સામે ઝુંબેશ ઉઠાવી ત્યારે સનાતની હિંદુઓએ ઘણે ઠેકાણે તોફાનો કરેલાં. ગાળો દીધેલી. પથરા મારેલા. પરંતુ મારી નાખવાની કલ્પના પણ કોઈએ કરી ન હતી. જ્યારે ગાંધીજીના નિધનનું નિમિત્ત બનનાર વ્યક્તિઓ તો સુધારક હિંદુઓમાંની હતી. તેઓ રુઢિગ્રસ્ત ન હતા છતાં એમને ગાંધીજી દુશ્મન લાગ્યા. ગાંધીજીનો નાશ નહીં થાય તો હિંદુઓનો નાશ થશે એટલી હદે એમને લાગ્યું હશે ત્યારે જ આવું ઐતિહાસિક પાપ-કર્મ કર્યું હશે ને ?

ગાંધીજીએ પોતે હિંદુ તરીકે જીવવામાં ગૌરવ માન્યું. ‘હિંદુ ધર્મે મને બચાવ્યો ન હોત તો મેં આપઘાત કર્યો હોત’ આમ કહીને હિંદુ ધર્મનું અંગત ઋણ પણ એમણે સ્વીકાર્યું. એમણે હિંદુ ધર્મની જે મહાન સેવાઓ કરી છે તેનું મહત્ત્વ પણ ઈતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલું રહેશે. એ સૌથી વધુ નોંધ પાત્ર સેવા છે અસ્પૃશ્યતા નિવારણ. હિંદુઓથી હડધૂત થયેલા લાખો હરિજનો મુસ્લિમ કે ખ્રિસ્તિ થયા છે. ખ્રિસ્તિ થયા પછી એને મળતા અધિકારો, એ જ હિંદુઓ તરફથી મળતું સન્માન, શિક્ષણ અને ઉચ્ચ નોકરીઓની સગવડો. બ્રિટીશ અમલ સ્થપાયા પછી આ પ્રલોભન બહુ અસરકારક રહેલું અને બ્રિટીશ સરકાર અને યુરોપ અમેરીકાના ધનિકોનો પૂરો ટેકો લઈને ચાલતાં ખ્રિસ્તિમિશનોની વટાળ પ્રવૃત્તિ માટે આ ક્ષેત્ર સાવ મોકળું અને અત્યંત અનુકૂળ હતું.

પરંતુ ગાંધીજીની ઝુંબેશને પરિણામે હરિજનોમાં નવી શ્રદ્ધા અને આશા પ્રગટી. દેશના સાતે કરોડ હરિ-જનો હિંદુ મટી જતાં અટક્યા એટલું જ નહિ, એમને એટલી બધી શ્રદ્ધા બંધાઈ કે દેશના ભાગલા પડયા પછી હિંદુઓને પાકીસ્તાનમાં હિજરત કરીને હિંદુસ્તાન પાછા ફરવું પડયું એમાં સારી એવી સંખ્યા હિંદુહરિજનોની પણ હતી. મુસલમાન થવાનાં પ્રલોભનો અને પ્રચંડ દબાણની સામે પણ હરિજનો ટકી રહ્યા અને હિંદુત્વને જાળવવા નોકરી અને વતન છોડવું પણ કબૂલ કર્યું.

બ્રિટીશ વડા પ્રધાન મેકડોનલ્ડે કોમી ચૂકાદાની

રમત ખેલીને હરિજનોને પણ હિંદુઓથી અલગ મતાધિકાર આપવાનું ઠરાવ્યું. મુસ્લિમ લીગ તો એ ઈચ્છતી જ હતી. પરંતુ ગાંધીજીએ ઈંગ્લાંડમાં જ જાહેર કરેલું કે હરિજનોને હિંદુઓથી અલગ કરવાનો કોઈ પણ પ્રયાસ મારા શબ ઉપર જ થઈ શકશે. ચૂકાદો જાહેર થતાં જ ગાંધીજી આમરણાંત ઉપવાસ પર ઊતર્યા. સ્વ. ડૉ. આંબેડકર હરિજનોના નેતા હતા. જીવનમાં સવર્ણોને હાથે ખૂબ દુભાયેલા હતા. છતાં મોટા દેશભક્ત હતા. અને હરિજન પ્રશ્ને તો ગાંધીજી ભલે હરિજન ન હતા છતાં ડૉ. આંબેડકર કરતાં એમની મનોવેદના જરાય ઓછી ન હતી. ડૉ. આંબેડકરે ઈચ્છી એવી બધી સલામતીઓ ગાંધીજીએ હરિજનો માટે સ્વીકારી અને ડૉ. આંબેડકરે હિંદુ સમાજ સાથે હરિજનોની એકતા સ્વીકારી. અને મેકડોનલ્ડને ચૂકાદો ફેરવવો પડ્યો. ડૉ. આંબેડકર પોતે સ્વતંત્ર ભારતના બંધારણના એક અગ્રણિ ઘડવૈયા બન્યા. કાયદાની દૃષ્ટિએ અસ્પૃશ્યતા દેશભરમાંથી નાબુદ થઈ. હિંદુ ધર્મ અને હિંદુ સમાજને ગાંધીજીનું આ શ્રેષ્ઠ પ્રદાન છે.

સાંતાલો, ભીલો, ગોંડ અને બીજા લાખો આદિવાસીઓ જંગલોમાં વસે છે. એ બધા હિંદુ સમાજનાં જીવંત અંગો છે. પરંતુ એમનાં અજ્ઞાન, અત્યંત ગરીબાઈ અને પછાતપણું ખ્રિસ્તિ મિશનોની વટાળ પ્રવૃત્તિ માટે ખુલ્લું મેદાન આપી રહ્યાં હતાં. ગાંધીજીની પ્રેરણા અને રાહબરી નીચે ઠક્કર બાપા વગેરેએ આદિવાસીઓની જે લાગણીપૂર્વક સેવા કરી છે એથી એમની હિંદુ અને ભારતીય તરીકેની અસ્મિતા જાગી છે અને એટલી હદ સુધી વધી છે કે અનેક કાવાદાવાઓ છતાં નાગા અને મીઝો જેવી સમસ્યાઓ ફક્ત દેશના એ એક ખુણા પૂરતી જ મર્યાદિત રહી શકી છે. આદિવાસીઓની વિશાળ સંખ્યા ધરાવતા આ દેશ માટે આ સામાન્ય સિદ્ધિ નથી.

સ્ત્રીઓની પશુથી પણ બદતર દશા, વૈધવ્યને પરિણામે વેઠવી પડતી હાલાકીઓ વગેર પ્રશ્નોએ ભારતની સ્ત્રી જાતિને હિંદુધર્મની બહાર ધકેલવામાં ઓછો ફાળો નથી આપ્યો. સ્ત્રીઓમાં ગાંધીજીએ જે આત્મભાન પ્રગટાવ્યું છે અને સમાજમાં એમને જે સ્થાન અપાવ્યું છે એની પણ નોંધ લેવી પડે એમ છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિનો સંપર્ક વધતાં અને નવ્ય વિજ્ઞાનનું અધિભૌતિક શિક્ષણ વધતાં દેશના શિક્ષિત વર્ગમાં બે પ્રકારની હવા બળવાન બનેલી. ખ્રિસ્તિ ધર્મની સેવાવૃત્તિ અને એની આંતરરાષ્ટ્રીયતાનું આકર્ષણ શિક્ષિત હિંદુઓને હિંદુ ધર્મથી અળગા કરી રહી હતી. બીજી બાજુથી ભૌતિકવાદને પરિણામે આવતી નાસ્તિકતા પણ તેઓને હિંદુ ધર્મથી વિમુખ કરી રહી હતી. મહર્ષિ દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ આર્ય સમાજ, રામકૃષ્ણ મીશન વગેરેએ એનો પ્રતિકાર પોતાની રીતે કર્યો જ હતો. પરંતુ ગાંધીજી સંસારના બધા પ્રશ્નોની વચ્ચે રહીને, ધર્મની ચાવીરૂપ વ્રતોને જાગ્રતપણે આચરતાં આચરતાં જે રીતે જીવ્યા એને કારણે સામાન્ય લોકોમાં જ નહીં, શિક્ષિત વર્ગમાં પણ રામનામની ધૂન, ગીતા પાઠ અને હિંદુ ધર્મગ્રંથો પ્રત્યેની આદરભરી અભિરૂચિ ઊભી થઈ અને વિસ્તરી. હિંદુ ધર્મ કર્મકાંડ ને અને ઉચ્ચ તત્ત્વજ્ઞાનની લુખ્ખી ચર્ચાઓનો ધર્મ મટીને જીવંત ધર્મ બનાવ્યો. હિંદુ ધર્મ પર ગાંધીજીનું આ રીતે એટલું મોઘું ઋણ ચડયું છે અને એ પણ ઈતિહાસની એવી પળે મળ્યું છે કે એને ઈતિહાસ ક્યારેય ભૂલી નહીં શકે.

છતાં ગાંધીજીનું નિધન એક પ્રગતિશીલ હિંદુના હાથે થયું. એનો કેસ ચાલ્યો ત્યારે અપરાધીની રજૂઆત પણ લીથો થઈને જાહેર વાચનાલયોમાં ગુપ્ત હાથે સમયસર પહોંચાડી દેતા. એ બતાવે છે કે એની પાછળ હિંદુઓના એક સંગઠિત વર્ગની સહાનુભૂતિ પણ હતી. એનું શું કારણ?

ગાંધીજીના આશ્રમનાં એક અંતેવાસી શ્રી. મીરાંબહેને એક વખતે કહેલું કે "એ ભૂલવું ન જોઈએ કે હિંદુ ધર્મ ફક્ત હિંદુસ્તાનમાં જ છે. ત્યારે ઈસ્લામ અને ખ્રિસ્ત ધર્મ વિશ્વના ઘણા દેશોમાં છે." અને હિંદુસ્તાનમાં પણ ઐતિહાસિક કારણોને લઈને ઈસ્લામ સામાન્ય લઘુમતીમાં ગણાય એવો રહ્યો ન હતો. ઉપરાંત મુસલમાનોના મોટા ભાગના વડવાઓ બે કે ચાર પેઢી પહેલાં હિંદુ જ હતા, સામ્રાજ્યવાદી રાજ્યો

-અથવા સત્તાકાંક્ષી મુસલમાનોની રમતનો ભોગ આ દેશની સામાન્ય હિંદુ–મુસ્લિમ પ્રજાને બનવા દઈ શકાય નહીં. એમાં ય જ્યારે એ પ્રશ્નને હિંદુસ્તાનના સ્વાતંત્ર્ય આડે અવરોધ તરીકે મૂકાતો હોય ત્યારે તો એની વિચારણા જૂદી જ ભૂમિકા ઉપર કરવાની જરૂરત ઊભી થઈ હતી.

ગાંધીજીએ એમની સ્વાભાવિક રીતે આ સમસ્યાને વિશિષ્ટ દષ્ટિબિંદુથી ઉકેલવા પ્રયાસ કર્યો. દક્ષિણ આફ્રિકામાં તો અબ્દુલ્લા શેઠનાં આમંત્રણથી જ તેઓ ગયા હતા. અને ત્યાંથી લડતમાં હિંદુ મુસ્લિમ સૌ સાથે હતા. ગાંધીજી દેશમાં આવ્યા ત્યારેપણ એમને મુસલમાનોનો સારો એવો સહકાર મળતો થયો હતો. બ્રિટીશરોએ પણ વધતી જતી કોંગ્રેસની અસર સામે રાજકીય બળ ઊભું કરવા માટે મુસ્લિમ આગેવાનોને મહત્વ આપવાનું શરૂ કર્યું જ હતું. એ તબક્કે ખિલાફતનો પ્રશ્ન ઊભો થયો. ગાંધીજીએ મુસ્લિમોના આ પ્રશ્નને સમગ્ર દેશના પ્રશ્ન તરીકે અપનાવી લીધો. અને ખિલાફતની લડતને પૂરો સાથ આપ્યો. હિંદુ મુસ્લિમ એકતાનાં દ્રશ્યો એ અભૂતપૂર્વ હતાં. પરંતુ મુસ્લિમોના ખલીફા જે દેશના રાજા હતા એ જ દેશના યુવકોએ કમાલ પાશાના નેતૃત્વ નીચે બળવો કર્યો અને તુર્કસ્તાનને પ્રજાસત્તાક જાહેર કર્યું. એથી ખિલાફતની લડત પડી ભાંગી. મુસ્લિમોમાં જે જાગૃતિ આવેલી તેને સ્વાર્થી નેતાઓએ કોમવાદ તરફ વાળી. કોમી હુલ્લડો થયાં. ગાંધીજીએ ખિલાફતની લડતને આપેલા ટેકાની હિંદુસમાજમાં ટીકા પણ થઈ. પરંતુ ગાંધીજીનું મન સ્પષ્ટ હતું. "મુસલમાનો સાથેનું ઐક્ય આપણે એમને અણીને ટાંકણે મદદ ન કરીએ તો ટકાવવું મુશ્કેલ છે. વળી રાષ્ટ્ર શરીરનો ચોથો ભાગ રહી ગયેલો હોય તે આપણા દેશાભિમાનનો વિકાસ થવો અશક્ય છે." જીવનભર ગાંધીજી આ માન્યતાને વળગી રહીને કોમી એકતા માટે ઝઝુમતા રહ્યા.

મહમદઅલી જીણાના નેતૃત્વ નીચે મુસ્લિમ લીગે મુસ્લિમો અલગ પ્રજા છે– અલગ રાષ્ટ્ર છે એવો બે રાષ્ટ્રનો સિદ્ધાંત આગળ કરીને પાકીસ્તાનની માગણી કરી ત્યારે ગાંધીજીએ એનો સખત વિરોધ કર્યો. શ્રી. જીણા સાથે અનેકવાર વાટાઘાટો કરી. સ્વતંત્ર ભારતના વડા પ્રધાન તરીકે શ્રી. જીણા આવે એવી દરખાસ્ત પણ રજ કરી. પણ બધા પ્રયાસો એળે ગયા. કોંગ્રેસના અગ્રણિઓ પાસે દેશની પરાધીનતા અથવા ભાગલા એમાંથી એકની નિશ્ચિતપણે પસંદગી કરવી જ પડે એવી સ્થિતિ આવી ત્યારે અગ્રણિઓએ ભાગલા પાડવાનો સ્વીકાર કર્યો, દેશમાં આ મુદ્દા પર વિખવાદ ન થાય એ માટે ગાંધીજીએ આ નિર્ણયનો વિરોધ ન કરવા દેશને અપીલ કરી અને ભાગલા પડયા, પરંતુ એ દરમ્યાન અને ત્યાર પછી જે કોમી ખૂનરેજી ચાલી એથી ગાંધીજીને અત્યંત દુઃખ થયું. એક બાજુથી હિંદુસ્તાન અને પાકીસ્તાન વચ્ચે સદ્‌ભાવ જાળવી રાખવા અને બીજી બાજુથી હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે આ દેશમાં ભાઈચારો જળવાઈ રહે એ માટે ભગીરથ પ્રયાસ કરી રહ્યા હતા. દિલ્હીનું વાતાવરણ અત્યંત ઉગ્ર હતું. તાજાં હુલ્લડ પછી નિરાશ્રિત બનેલા મુસલમાનોના પુનર્વસવાટ માટે આ ઉમરે પણ તેમણે અથાક પ્રયાસો કર્યા. ભાગલાના કરાર મુજબ પાકીસ્તાનને ભારતે આપવાના ૫૫ કરોડ રૂપીઆ પણ ગાંધીજીના આગ્રહથી આ તબક્કે અપાયા. આ બધું હિંદુત્વના સ્વમાન વિરોધી છે એમ અનુભવનારા એક વર્ગના પ્રતિનિધિ જેવા ગોડસે અને તેના સાથીઓએ ગાંધીજીને પ્રાર્થના વખતે જ ગોળીએ દીધા.

ધર્મને નામે માણસોમાં ભાગલા પડે એ વાત ગાંધીજીના હૈયામાં વસતી ન હતી. એમને તો એ જોવાની પ્રબળ આકાંક્ષા હતી કે "હિંદુ, ખ્રિસ્તિ, મુસલમાન એ બધા સમાનાર્થ સંજ્ઞા થઈ પડે." તેઓ તો કહેતા કે હુ અવશ્ય માનું છું કે ઈશ્વરના દરબારમાં કોઈ હિંદુ નથી, કોઈ ખ્રિસ્તિ નથી કે નથી મુસલમાન. ત્યાં તો ઈશ્વર એમ પૂછશે કે તમે કેવાં કર્મ કર્યાં છે?" ગાંધીજી તો જીવનના આખર સુધી હિંદુ, મુસ્લિમ સૌને સાચાં કર્મ પ્રત્યે વાળવા સતત પુરુષાર્થ અને પ્રાર્થના કરતા રહ્યા.

ગાંધીજીનાં ખૂનથી અમુક હિંદુઓનાં સ્વમાનની લાગણી સંતોષાઈ હશે. પરંતુ કરોડો માનવીઓનાં, કોઈ પણ ધર્મના લેબલથી નિરપેક્ષ એવાં ઈશ્વરદત્ત સ્વમાનને પ્રસ્થાપિત કરવાનો ગાંધીજીનો પ્રયાસ તે દિવસે ખંડિત થયો.

## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે.



# નાની બચત

નાનેરા પ્રયાસોનું મોટેરું પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

Oormy Navrachana Rajkot–1 (Oct.-Nov. '73) કિં. ૬-૦૦ Regd. No. G. 68



તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર
ડિસેમ્બર : ૧૯૭૩. સળંગ અંક : ૫૨૫

# માતભદ્રા — ભાદર

સદા સર્વદા સમૃદ્ધિદા સરિતા,
મહા મંગલં કારણી લોક માતા;
દયા ધામ તૂં દીસતી બ્રહ્મ જ્યોતિ.
ધરા માનવીરાં મહા પાપ ધોતી – ૧

લખાં રૂપ તોરાં ન જાયે અલેખા.
પડી બ્રહ્મ આકારને હસ્ત રેખા;
જળાં ઘૂઘવે સાગરાં ધામ જાતી,
ગિરા શારદા બ્રહ્મનાં ગીત ગાતી – ૨

વિધાતા ભલાં ભાગ્ય કાજે વહંતી,
ભરી પોઠિયા સમૃદ્ધિના ભમંતી;
તરંગો રહ્યા ઊછળી માન મેલી,
રમે રાસડા ગોરિયાં રંગ રેલી – ૩

તટે વૃક્ષ ઝૂકી ઘટાટોપ ઊભા,
જટા મોકળી શૂલપાણી ઝળુંબી;
છટાથી કરે રોજ કિલ્લોલ સ્વારી,
પટા ઝાટકી દ્વિજ પાંખો પસારી – ૪

કિયા સંત સાધુ તટે વાસ સારા,
વહંતી નિશા વાસરં જ્ઞાન ધારા:
તું હી માત ત્રિવિધના તાપ ટાળે.
પુણ્યાં જાય કીં જીવ કેતાય પાળે – ૫

વહે નારિયાં નીર ઊંડી વહેલી,
નદી નીકળી નાગકન્યા નવેલી:
હસે બાલ તાલી દઈ ગોપ ગોરી,
નમે દેવનાં વૃંદ ત્યાં હાથ જોરી – ૬

પ્રભાતે ઘણા મંદિરે ઘંટ વાગે,
ધરી ધ્યાન ઊભાં જનો ભક્ત આગે:
દિયે અર્ઘ્ય ત્યાં પાઠ પૂજા સવિતા.
સદા શ્રેયકારી નમામી સરિતા – ૭

ખરે પોર ત્યાં આવતાં ધેન ખૂંદી,
રહ્યા ધેનવાં ધેન આરાય રૂંધી:
કરે હાથણી શી મહિષી હિલોળા,
રમે જ્યું રવૈયો નવે નદ્ધ ગોળા – ૮

રૂડી વાડિયે રેંટ ખાના ખટૂકે.
દિયાં નીરનાં દાન કેમે ન ડૂકે:
પરાપૂર્વથી પોષતી સર્વ પ્રાણી.
જ્યું માત ભદ્રા મહાતીર્થ જાણી – ૯

પ્રણેતા સદા તું મહા પુણ્યકારી.
પતીતાં નરાં પાર ઉદ્ધારનારી:
હરિરૂપ ત્યું શિઘ્ર વ્યાધિ હરે છે.
ભલી સમૃદ્ધિ દેશમા તું ભરે છે – ૧૦

મહાવા પહાડે નિહારૂં મથાળું.
નવી બંદરે સાગરાંમાં નિહાળું:
ધરા સોરઠીને ઘણું ધાન્ય દેતી.
વડી એક આ કોશમાં તું વહેતી – ૧૧

વસ્યાં ગામડાં ગોકુલાં શા કિનારે.
ચડાં વર્ણ આવી વસ્યા છે અઢારે:
કહે પિંગલં છંદ સ્તુતિ કવિંદ્રા.
નમામી નમામી નમામી સુભદ્રા – ૧૨

પિંગળશીભાઈ ગઢવી

# ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૪ : ડિસેમ્બર : ૭૩ અંક : ૯ : સળંગ અંક : ૫૨૧




પૃષ્ઠ : લેખ : લેખક :







ગ્રાહકોને નોંધ લેવા વિનંતી :

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક આઠ દિવસ સુધીમાં ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ તરત કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો જ મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિનવરચના'ના લવાજમના દર
વાર્ષિક-દેશમાં રૂા. ૧૨–૦૦
વાર્ષિક-પરદેશમાં રૂા. ૨૫–૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઈચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

* આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિનવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિનવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)



પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણ સ્થાન : સુરૂપ મુદ્રિકા. ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ રોડ, રાજકોટ–૧

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઈએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી વિભાગ દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# શ્રેષ્ઠ—સંસ્કારી પુસ્તકો માટે
# લાયબ્રેરીઓ ને ગ્રંથપાલોને

સંસ્થાઓ અને ગ્રંથાલયોને ખ્યાલમાં રાખીને દરેક લાયબ્રેરીને સારાં સંસ્કારી પુસ્તકો એક જ સ્થળેથી મળે તે માટે અમે પૂરી સગવડતા કરી છે.

આપને જોઇતાં પુસ્તકો એક જ સ્થળેથી મળી શકશે. આપને જોઇતાં પુસ્તકોની યાદી અમને મોકલી આપશો, ઓછા સમય-માં આપના ઓર્ડરનાં પુસ્તકો રવાના કરવામાં આવશે. નવાં પુસ્તકોની યાદી મંગાવી લેવા વિ.





## ચલતી ઈશારતો

ઘણી જ ચોક્કસ, ઘણી જ નક્કર,
ઘણી જ સાચપની સોબતોમાં,
મને હજી યે નથી કાં ગમતું ?
ગમે છે અચકાતી આદતોમાં.

નવા મસીહા તણી કૃપાથી
તમામ દરદો મટી ગયાં પણ,
હજી દરદ આ રહ્યું છે બાકી
કૃપાની મારી કરામતોમાં.

સહીને જખમો પડયાં છે મૂંગાં
કફન વિનાનાં શબો રઝળતાં,
શિકારીઓ ત્યાં ફરી રહ્યા છે,
હજી ન વીંધી શિકાયતોમાં.

દુકાળમાં એ મરે છે ભૂખે,
અને તણાતા રહે છે પૂરે,
દયાળુઓ તો રહે છે સૂતા,
દયા કરીને શરાફતોમાં

બગાવતોની સુણી હકીકત,
હવે ન મનમાં રહી બગાવત,
મને ન ગણશો કદી તમારી
કતારે ખડકી બગાવતોમાં.

ચલો, ઓ દિલ, આ દરદની ગઠડી
ખભે ઉપાડી ચલો, અકેલા.
કદાચ સાથી મળી જશે આ
કદમની ચલતી ઈશારતોમાં.

મકરન્દ દવે

## ભાદરનાં પાણી છંડાવ્યાં

રંગપર ગામના આખાબોલા ને ઉડાંઉ [illegible] સ્વભાવથી જેતપુરના વાળા દરબારો ગરાસિયા આવી ગયા છે, પણ કમરહંસને રંગ દેવાય નહિ અને રોક્યા પોસાય નહિ. કરવું શું? એટલે દરબારોએ એક કીમિયો કર્યો કે કમરહંસને પરણાવીએ. કમરહંસ કહે: "ભલે, પણ મારું મન માને એવી બીબી જોઈએ:

બગલી જેવું બને નહિ, કાળી ગમે ન હોય:
હુરમ સરખી હોય, તો કમરહંસ વીવા કરે.

દરબારો કહે: "હુરમને આંટી દયે એવી."
કમરહંસ કહે: "એવી કોણ?"

તો કહે "આ ભાદર. શાંતનુ કેવાં સંભાળીને નોંતા પરણ્યો! તો અમારો કમરહંસ ભાદરને શા માટે ન પરણે?"

કમરહંસ કહે: "ભલે થાય."

દરબારોએ ધામધૂમથી લગન લીધાં. ભાદરના પટમાં માંડવો નાખી વિધિસર ફેરા ફેરવ્યા. કમરહંસને ભાદર જેવી કદી મળતાં પારસનાં પૂર ચાલ્યાં ને દોહો કર્યો:

વડય વિનાં વરીઓ નહિ. આવે ભલેને અંતઃ
ભાદર સરખી ભામની. કમરહંસ સરખો કંથ.

હવે દરબારોને બરાબર લાગ આવી ગયો એટલે કહ્યું કે: "કમરહંસ! બીજું બધું તો ઠીક પણ હવે તમારાથી આ ભાદરના પટનું પાણી ન પીવાય. કોઈ ભાયડાથી બાયડીના પટનાં પાણી પીવાય? તો તો ધરતી રસાતાળ જાય! આ સાળું ઓસાણ ન આવ્યું. નહિતર બીજે ક્યાંક ..."

કમરહંસ કહે: "હું... હરામ છે: ભાદરનાં પાણી પીવું."

દરબારો કહે: "ન્યાલ થયા. એટલું જ જોતું હતું."

પિંગળશીભાઈ ગઢવી

જયમલ્લ પરમાર

આપણા પૂર્વજો માનવ જીવનના પ્રત્યેક રહન સહનની બધી જ નાની મોટી ક્રિયાઓમાં ઉચ્ચ ભાવોનું આવાહન કરતા. પ્રભાતે ઊઠીને ધરતી પર પગ મેલતાં પહેલાં ધરતીની ક્ષમા માગતા. ભોજન કરતાં પહેલાં અન્નનો આહાર અમી થાઓ અને સૌના બળ વીર્ય અને તેજ સમાનભાવે વિકાસ પામો એવી પ્રાર્થના કરતા. ત્યારે જળને તો જીવનમાત્રના જીવન-રૂપ, પવિત્ર અને સૌને પવિત્ર કરનાર, સર્વ વનસ્પતિના-ઔષધિઓના બીજરૂપ જળનું અને જળવાહિની સરિતાઓનું ઉપસ્થાન કરતા:

जीवनं सर्व जीवानां पावनं पावनात्मकम् ।
बीजं सर्वौषधीनां च तज्जलं प्रयाम्यहम् ॥

આ ભાવાનાત્મક ઋણભાવ જવાહરલાલ નેહરૂ જેવા સમાજવાદીથી પણ વ્યકત થઈ ગયો કે મૃત્યુ પછી મારાં ફૂલ–મારી ખાખ ગંગામાં અને ખેતરોમાં પધરાવજો.

જવાહરલાલજીએ ગંગાનું ઘણું મહાત્મ્ય ગાયું છે. હકીકતમાં ગંગા એ તો મોંગોલ ભાષાનો નદી-વાચક શબ્દ છે. જેમ સરસ્વતી પણ નદીવાચક શબ્દ છે તેમ. પાછળથી બન્ને શબ્દો વિશેષનામ બન્યા છે. ભારતીય સંસ્કૃતિએ તો જળ સમસ્તને પવિત્ર અને જીવનરૂપ ગણ્યું છે. જળ પ્રત્યેનો આપણા દેશનો આ પવિત્રભાવ, એકાત્મભાવ ઘસાતો ગયો એમાંથી પાણીનો દુરૂપયોગ શરૂ થયો. પાણીનો બગાડ શરૂ થયો ને માલિકીભાવ પેદા થયો. એને કારણે જ પાણીના સંગ્રહો બથાવી પાડવાની આસુરી વૃત્તિ પેદા થઈ અને આજે એને કારણે જ એક જ નદીકાંઠાના, એક જ ગામના, એક જ જિલ્લાના અને એક જ દેશના લોકો પાણી માટે વિગ્રહ ખેડતા થઇ ગયા છે.

ભગીરથે ગંગા ઉતારી તે કોઈનાં લોહી રેડવા કે મારવા નહિ પણ ૭૧ પેઢીને તારવા ને જીવાડવા ઉતારેલી. એ ગંગા ભારત–મૈયા બની રહી.

દક્ષિણ ભારતના મહામાનવ શંકરાચાર્યે મધ્ય-ભારતની સરિતા નર્મદાનું સ્તવન કર્યું:

સબિંદુ સિંધુ સુસ્ખલત્ત રંગ ભંગ રંજિતમ્
દ્વિષત્સુ પાપ જાતજાતકારિ વારિ સંયુતમ્
કૃતાન્તદૂત કાલભૂત ભીતિ હારિ નર્મદે
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે

શા માટે દક્ષિણના ધર્મપુરૂષ મધ્યભારતની નદીનું સ્તવન કરે છે? કારણ કે દેશી ને પરદેશી, પંડિત ને મૂર્ખ, રાજા ને રંક, શઠ અને નટ એમ સૌના પાપતાપ એક સરખી રીતે નદીઓ હરે છે. સુરને સીમાભેદ ન હોય, અસુરને હોય.

સૌરાષ્ટ્રનો કવિ તો એમ કહે છે કે:

હેકણુ કટકો હાડરો, જો ગંગાજળ જાય;
માનવરાં કુળમાંય. ભૂત ન સરજે ભાગીરથી.

સૌરાષ્ટ્રનો માણસ પોતાનાં હાડ ઉત્તર ને પૂર્વભારતની નદીઓમાં ગાળવાના મનોરથ સેવે છે. ને ઉત્તર, દક્ષિણ ને પૂર્વના લોકો ગોમતી સ્નાન માટે દ્વારકા આવે છે. જન્મ દેનારી તે જનેતા અને જળ દેનારી તે માતા. ત્રીજી ધરતી માતા ને ચોથી માતા ગાય. કારણ કે માના દૂધ પછી મૃત્યુ સુધી એના દૂધે જીવન નભતું. આવો આપણો ઋણભાવ હતો.

ભારતનું કોઈ પણ માનવી ભારતની કોઈ પણ નદીને પોતાની ગણતો. એટલે જ કૂવા, વાવ, વહેળા કે નળમાંથી અપાતા પાણીથી સ્નાન કરતો હોય તો પણ ભારતની સમગ્ર નદીઓનું પવિત્ર ભાવપૂર્વક સ્મરણ કરતો કે:

ગંગા સિંધુ સરસ્વતી ચ યમુના
ગોદાવરી નર્મદા ।
કાવેરી સરયુ મહેન્દ્ર તનયા
ચર્મણ્વતી વેદિકા ॥

ક્ષિપ્રા વેદવતી મહાસુર નદી
ખ્યાતા યયા ગંડકી ।
પૂર્ણા: પૂર્ણજલૈ: સમુદ્ર સહિતા:
કુર્વન્તુનો મંગલમ્ ॥

આપણા દેશમાં પણ લોકો ઝગડતા, મારતા, ઝૂડતા, ને રાજ્યો પડાવતા આવ્યા છે છતાં કુદરતના અને માનવીના ઋણભાવને કારણે માનવ માનવ વચ્ચે દેશના કોઈ પણ એક ભાગના લોકો સાથે બીજા ભાગના લોકો વચ્ચે ભાવાત્મક એકતા રહેતી. એટલા માટે એક વ્યવહાર સૂત્ર ઉચ્ચારાતું કે:

નદી, નરંદા–સિદ્ધકળા કામન ને કમળા;
એતાં અંત ન લીજીએ ઘર વાંછીએ કુશળાં.

એટલી વાતનો અંત ન લેવો, જો આપણા ઘરનું–લોકોનું કુશળ ઈચ્છતા હોઈએ તો.

માનવજીવનનું પ્રભાત નદીકાંઠે ઊગ્યું છે. એણે નદી કાંઠે જ સંસ્કૃતિનું પારણું બાંધ્યું. નદી એનું જીવન બન્યું. અંતિમ શ્વાસ નદી કાંઠે જ લેવા એ તલપ્યો છે. ને છેવટે મૃત્યુની આખર ઘડીએ એને જળબિંદુની જ ઘખના રહી છે. જળનું છેલ્લું ટીપું ને ટપ મૃત્યુ ને ખોળે પોઢી જાય. એ પછી પણ એનાં હાડ–એની રાખ નદીમાં પધરાવવાની–ટાઢી ઠારવાની ઝંખના રહી છે. જળથી જ પોષાતો જીવ છેવટ અણુ અણુ જળમાં જ વીરમે છે. આ કારણે જ આપણા પૂર્વજોએ નદી વિનાના સ્થળે ન વસવાનો નિયમ કરેલો.

આ નદીએ કાંપ ને ફળદ્રુપતા આપ્યાં, નિસર્ગની રમણીયતા આપી: ઋતુ ઋતુનું અવનવું સાંદર્ય આપ્યું, જ્યાં ઉત્પન્ન થઈ ત્યાં બાલિકાનું, આગળ વધતાં કિશોરીનું, પછી મુગ્ધાનું, પછી યૌવના અને ચપલાનું. પણ એનાં પ્રૌઢ સૌંદર્યે પણ ભલાભલાને મુગ્ધ બનાવ્યા છે. એટલે જ રાજા પુરૂકુત્સે નર્મદા સાથે, સાંતનુ એ ગંગા સાથે, અને વિષ્ણુએ શાલીગ્રામ બની તુલસીરૂપી ગંડકી સાથે લગ્ન કરેલાંને! અને ફલ્ગુનો તો અર્થ જ સુંદર થાય છે.

આવી રૂપાળી નદી યમુનાનાં નીરને વાળી લઈ વ્રજની ભૂમિનો વિનાશ કરવાનો પ્રયત્ન કાલિય નામના નાગરાજાએ કરેલો, ને કૃષ્ણે એને હરાવી ને નાથ્યો. કૃતસ્મરે સરસ્વતીનાં કૌમાર્યને રોળવા પ્રયત્ન કર્યો તો વડવાનલથી સરસ્વતીએ એને ભસ્મીભૂત કર્યો. ઘણી જ માર્મિક આ કથાઓ છે. સરિતા અને માનવીનાં લગ્ન એ સંસ્કૃતિનો જેમ સંયોગ બતાવે છે તેમ એનાં જળરાશિને–એનાં જળ ભંડારને–એના પ્રવાહને ખાળીને રોકી રાખી પોતાની જ માલિકીનો બનાવનારનાં નદીએ નામનિશાન ભૂંસી નાખ્યાં છે. એને આપણે ઉત્થાન પતન અને પતન ઉત્થાન રૂપે પણ લેખી શકીએ.

આપણે જોઈએ છીએ કે વિશ્વની તમામ સંસ્કૃતિઓનાં પારણાં નદીકાંઠે જ બંધાયાં છે ને એના પ્રલય બહુધા નદીઓનાં પ્રલયપૂરથી અથવા તો અનલ–આગથી અથવા ધરતીકંપથી થયા છે. એ નદીઓ સમગ્ર જીવ જંત માટે હતી. પરોપકારાય વહંતિ નદ્યા: એમ કહેવાયું છે. કોઈ એક જૂથ, વર્ગ, કોમ, નાતિ કે કોઈ બાંધેલા સમાજ માટે એ નથી વહેતી પણ પ્રાણીમાત્રના ભલા માટે વહે છે. એટલા માટે કહેવાયું છે કે નદીઓમાં જે વહે છે તે પાણીનો પ્રવાહ નથી વહેતો પણ ઈશ્વરની કરુણા વહે છે. એટલે આ નદીઓના જળ થકી જે કાંઈ ઉત્પન્ન થાય છે તે પણ પ્રાણીમાત્રના પાલન અને પોષણ માટે છે. જેમ ધરતી રાજા રામની નથી રહી તેમ ધરતીના કોઈ પણ પ્રકારના ઉત્પાદનના માલિકી હકકે જ આ દુનિયાને નરકાગારમાં ફેરવી નાખેલ છે. જે વૈજ્ઞાનિક સંસ્કૃતિઓએ સુખ ઉપજાવવું જોઈએ તે આટલા માટે જ દુઃખ ઉપજાવતી રહી છે. સંસ્કૃતિઓ અનેક ઊગી આથમી એવી અનેક ઊગશે આથમશે.

આ સરિતા–દર્શનના સંદર્ભમાં જ ભદ્રા–ભાદર નદીને જોઈએ. આ ભાદર નદીના કિનારે પણ એવી કૈંક સંસ્કૃતિઓ ઊગીને આથમી છે. આજ સુધીમાં થયેલા નહિ જેવા સંશોધનના પ્રકાશમાં જ આપણે એને જોઈએ. એનું સંપૂર્ણ ઉત્ખનન અને અન્વેષણ તો બાકી જ છે.

એક દિવસ સૌરાષ્ટ્રની ચારે તરફ દરિયો હતો. એક દિવસ સૌરાષ્ટ્ર દ્વીપ હતો. આજે દ્વીપકલ્પ છે. ગાઢાં જંગલોથી ભરેલી સૌરાષ્ટ્રની ધરતી વચ્ચે ડુંગરમાળોને કારણે ઊંચી અને પછી ચારે તરફ ઢળતી ઢાલ જેવી છે. આ ડુંગરમાળો એટલે ચોટીલો, બરડો, ગોપ ગિર–ગિરનાર, શત્રુંજય અને મદાવાની ડુંગરમાળ.

આ છએક ડુંગરમાળોને કારણે એમાંથી બસો જેટલી નદીઓ અને અસંખ્ય વહેળા વોંકળા નીકળે છે. દૂરમાં દૂર સૌરાષ્ટ્રના મધ્યભાગેથી જ નદી નીકળે તે ધરતીના ઢોળાવને કારણે ઘણી ઉતાવળી વહે. દરિયો કે રણ નજીક એટલે પંથ ટૂંકો એથી કદે પાતળી. ચાર છ મહિના વહે ત્યાં તો સમદરમાં સમાયા પછી માંડે પાતાળમાં પ્રવેશવા. પણ ધૂનાઓમાં પાણી ભર્યાં રહે તેથી માલઢોરને મજે અને કૂવા કૂંટિયાથી વાડિયુંમાં મોલ હિલોળે. તે કાળે માણસો ઓછાં ને વરસાદ વધુ. જંગલોનું આજ જેટલું કપાણ નહિ અને ધરતીનું ધોવાણ નહિ. આજની વરસાદની સરેરાશ ૨૦થી ૨૨ ઈંચ છે.

સૌરાષ્ટ્રના નકશાને ધારીને જોવામાં આવે તો હથેળીમાં જેમ રેખા પડતી આવે છે તેમ જસદણ પાસેના મદાવાના ડુંગરની બન્ને બાજુથી ભાદર વહેતી આવે છે ને સૌરાષ્ટ્રને ઉત્તર દક્ષિણ એમ બે ભાગે વહેંચતી સમુદ્રને મળે છે. આમાંથી એક ભાદર તે પોરબંદર નજીક નવીબંદરના દરિયાને મળે છે અને બીજી ભાદર તે સુકભાદર ભાદર ભાલમાં થઈને ખંભાતના અખાતને મળે છે તે. સૌરાષ્ટ્રમાં એક ત્રીજી ભાદર પણ છે. જે જૂનાગઢ જિલ્લાના સરાડિયા પાસેથી નીકળીને ઓઝત નદીને મળે છે. એને સુક કે સુખભાદર કહે છે. પણ એ નાનકડી વોંકળા જેવી છે.

આ સિવાય ગુજરાતમાં બીજી બે ભાદર છે. એને ભૂખીભાદર કહે છે. જો કે સુક અને ભૂખ એ બન્ને શબ્દો એકસરખો અર્થ ધરાવે છે. આ ભૂખભાદર મિયાંગામ અને શિનોર વચ્ચેથી નીકળી અલિયાબેટની સામે નર્મદાને મળે છે. પશ્ચિમ તરફથી આવીને એક વોંકળો ભૂખીભાદરને મળે છે તેને પણ ભાદર કહે છે. ગુજરાતમાં આમ પાંચ ભાદર થઈ.

લગભગ બધી નદીઓની પ્રાગટ્ય–કથાઓ કંઈ ને કંઈ મળી આવે છે. ભદ્રા વિષે એવું કહેવાય છે કે સૂર્યને સંજ્ઞા નામે પત્ની. સંજ્ઞા સૂર્યનું તેજ સહન ન કરી શકી એથી પોતાની છાયાને સંજ્ઞારૂપે સૂર્ય પાસે મૂકી પોતે વડવા–ઘોડીનું રૂપ લઈ તપ કરવા ચાલી ગઈ. સૂર્યને આ ખબર પડતાં પોતે પણ ઘોડાનું રૂપ લઈને સંજ્ઞા પાસે પહોંચ્યો. એને બે પુત્રી થઈ. એમાંથી મોટી તે તપ્તી–તાપી નદી અને નાની ભદ્રા તે ભાદર. કઈ ભાદર વિષે આ કથા ચાલે છે તે નક્કી ન કહી શકાય. પણ પુરાણોમાં પ્રભાસક્ષેત્ર અને વસ્ત્રાપથક્ષેત્રની ઉત્તરે જે વહે છે તે ભાદર તો આજના રાજકોટ જિલ્લામાંથી પસાર થાય છે તે જ. કોઈ એને કૃષ્ણ–પત્ની ભદ્રાવની ઉપરથી એનું નામ ભદ્રા પડયું કહે છે. પણ ભાદર તો કૃષ્ણથી ઘણી પ્રાચીન છે. ભદ્રા એટલે કલ્યાણ કરનારી.

આ ભદ્રા–ભાદર જસદણ પાસેના મદાવાના ડુંગરથી નીકળી નવીબંદર પાસે અરબી સમુદ્રને મળે છે. મદાવાથી દક્ષિણે વહે છે. જસદણ પાસે આવતાં તેનો પ્રવાહ પશ્ચિમ તરફ વળે છે. સરધારની ધારોમાંથી નીકળતી કરમળ અને વસાંવડી નદીઓને કાખમાં લઈને ગોંડલ ઉપરાંત ગોંડલી નદીને પણ ગોદમાં લઈ લે છે. પછી જેતપુર થઈ, મેંગણી તરફથી આવતી ઉતાવળી, લોધીકામાંથી નીકળતી ફોફળ, ઉપલેટાની મોજ, કોટડા બાવીસીની વેણુ, ફૂલઝર વગેરેને પોતાના અંકમાં સમાવી લઈ કુતિયાણાના પાદરમાંથી ઘેડમાં થઈ દરિયાને મળે છે. આમ તો ગેલોટી, ચાપરવાડી વગેરે નદીઓ અને અસંખ્ય વોંકળા ભાદરને મળે છે. પરિણામે ભાદર સૌરાષ્ટ્રની નદીઓમાં સૌથી વધુ વ્યાપવાળી બને છે. આમ પારકે પુત્રે સુપુત્રા ગણાતી આ ભાદર સૌરાષ્ટ્રની સૌથી મોટી ૧૨૦ માઈલ લાંબી અને સૌરાષ્ટ્રની ધોરી નસ સમી છેઃ અર્ધા સૌરાષ્ટ્રના પાણીથી એ પુષ્ટ બને છે અને સેંકડો ગામડાં ઉપરાંત જસદણ, આટકોટ, જેતલસર, જેતપુર, ધોરાજી, ઉપલેટા અને ગણોદ જેવાં ગામો એના કાંઠે વસ્યાં છે.

જેમ મદાવામાંથી નીકળેલી સુખભાદરને ભાલ પ્રદેશ મળે છે તેમ ભાદરને ઘેડ પ્રદેશ મળે છે. બન્ને નદીઓના છેલથી ભાલ અને ઘેડ કસદાર બને છે. ભાલમાં ઘઉંનો મબલખ પાક ઊતરે છે તો ઘેડમાં

ગુંધળી-જુવારનો. પણ ભાલમાં દરિયાનું મુખ આવવાથી ભાદરમાં પાણી પાછાં પાછાં રેલાય છે ને દિવસો સુધી પાણી ન ઊતરતાં ઘેડ તરતા બેટડા જેવો થઈ જાય છે. એથી કહેવત પડી છે કે:

'મે વરસે મદાવે ને ઘેડનાં માણસ પદાવે'

આજે તો જો કે આ અશ્વ સૌને પદાવે છે.

ભાદરકાંઠાની પ્રજા પ્રમાણમાં સુખી રહેતી આવી છે. એના કાંઠે થોડા કોળીઓ, ખાંટો, ચારણો. કાઠી, આયર, વિશેષતઃ કણબી અને બાકી મેરની વસાહતો મુખ્ય છે. ૧૯૫૬માં ગોંડલ પાસેના ગોમટા ગામ નજીક ભાદર બંધનો પાયો ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્યમાં નખાયો ને એ બંધ બંધાઈ રહેતાં ૨૬૬૬૪ હેક્ટર જમીનનો વિસ્તાર સિંચાઈ હેઠળ આવ્યો અને કૃષિ નીપજની આબાદીથી એ સિંચાઈ વિસ્તારમાં એક નવા જીવનનો ઉદય થયો.

સૌરાષ્ટ્રમાં ગિરનારની પલાશિની અને સુવર્ણ-સિક્તા એ બે નદીઓના 'સુદર્શન' નામના જળબંધમાંથી મૌર્ય અને ક્ષત્રપકાળે જૂનાગઢ આસપાસની ખેતીને પાણી અપાતું. ભાદરમાંથી અગાઉ એવી કોઈ સિંચાઈ થઈ હોવાની શોધ હજી નથી થઈ. પણ સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું પ્રભાત ભદ્રવાહિની ભાદરને કાંઠે થયું હોવાનું ગુજરાત પુરાતત્ત્વ ખાતાની શોધખોળને પરિણામે કહી શકાય તેમ છે.

ગોંડલથી પૂર્વોત્તરે આસરે ૧૨ માઈલ દૂર ભાદરકાંઠે આવેલ રોઝડી ગામના ઉત્ખનન પછી સૌરાષ્ટ્ર પ્રાગ્ઐતિહાસિક કાળમાં મુકાઈ જાય છે. તે પહેલાં આદિમાનવે સૌરાષ્ટ્રમાં કોઈ વસવાટ કર્યાના ચિહ્નો જ નહોતાં મળ્યાં. એથી સૌરાષ્ટ્ર વિશ્વના પ્રાગ્-ઐતિહાસિક કાળના સ્થાનમાં નહોતું મુકાયું.

'રોઝડી ઘોડીનું નામ પણ હોઈ શકે અને સૌરાષ્ટ્રમાં 'રોઝડી થઈ' એટલે કે કન્યેતી થઈ એમ પણ કહેવાય છે. જૂનાં ભજનોમાં 'રોઝ'ને શિંગવાળાં કહ્યાં છે અને 'ભગવાન 'રોઝ'ના સ્વરૂપે આવશે પણ બીજા રોઝને બબ્બે શિંગ હોય છે પણ સાયબા (પ્રભુ)ને એક શિંગ હશે એવાં આગમ ભખાયાં છે. હડપ્પીય સંસ્કૃતિમાં એવાં એકશૃંગનાં ચિત્રો. રમકડાં વગેરે મળેલ છે. જે એકલશૃંગ હડપ્પીય સંસ્કૃતિના કાળે દેવ તરીકે મનાતો. આ 'રોઝડી' શબ્દ ઉપરથી વિચાર સાહચર્યના નિયમે અનુસંધાન આવતાં આ લખ્યું છે. એને કોઈ સંબંધ 'રોઝડી' સાથે હશે એમ કહેવાનો ભાવાર્થ નથી. રોઝડી તો રોઝ પ્રાણીની માદા પણ હોઈ શકે. એને નીલ ગાય પણ કહે છે. આજે એ રોઝડી ગામનું નામ શ્રીનાથગઢ પાડેલ છે.

સને ૧૯૬૩માં આ ભાદરકાંઠાની રોઝડીમાંથી પ્રાગ્ઐતિહાસિક યુગનાં આદિમાનવનાં બનાવેલાં પત્થરના ઓજારો મળી આવતાં તે પહેલાંના અનેક વર્ષ પહેલાંની પુરાવિદોની એ માન્યતા બદલાઈ ગઈ કે આદિ માનવે સૌરાષ્ટ્રમાં વસવાટ નહોતો કર્યો.

રોઝડીથી પૂર્વમાં અર્ધોક કીલોમીટર દૂર એક ટિંબો આવેલ છે. લગભગ ૫૦૦×૧૩૦ મીટર જેટલા વિસ્તારવાળા આ ટિંબાના પેટાળમાં આદ્ય ઐતિહાસિક, ક્ષત્રપ અને મુસ્લિમ યુગની સંસ્કૃતિના અવશેષો દટાયેલા છે.

એનો પ્રથમ થર હડપ્પીય સભ્યતાનો છે. આ વસાહત ઈ.સ. પૂર્વે ૨૨૦૦ આસપાસની એટલે કે લોથલની સમકાલીન છે. બસોએક વર્ષના ગાળામાં તેનો ઠીક ઠીક ફેલાવો થયો હશે. આ સમયના ગારાનાં મકાનનાં અવશેષો, હડપ્પીય સભ્યતાના માટીકામનાં ઠીકરાં, ખનિજ પત્થરના મણકા. નાના મોટા માપના ૨૧ સોનાના મણકા વગેરે અવશેષો મળેલા.

બીજી વસાહત હજારેક વર્ષ બાદ ક્ષત્રપ-કાળની હતી. તેમાંથી લાલ ઓપદાર માટીપાત્રોનાં ઠીકરાં મળેલ છે.

ત્રીજી વસાહત કે ઈસ્લામ યુગમાં સ્થપાઈ. ગુજરાતના સુલતાન મહમદ બીજાના સિક્કા આ થરમાંથી મળેલા. આ વખતે મોટા મજબૂત પત્થરનો કિલ્લો પણ બંધાવ્યો. આ સ્થળ આ લોકો ક્યારેક છોડી ગયા તે નક્કી થઈ શકે તેમ નથી.

ભાદરકાંઠે પાંગરેલી આમ સંસ્કૃતિઓનું રોઝડી મુખ્ય કેન્દ્ર રહેલ હશે. પ્રાગ્ઐતિહાસિક યુગથી ઉત્તર

મધ્ય યુગ સુધીની સસ્કૃતિઓ અહીં પાંગરેલી. આમ જગતની પ્રાચીન સંસ્કૃતિના ઈતિહાસના નકશામાં ભાદરકાંઠાનું ને રોઝડીનું નામ અંકિત થઈ ચૂકેલ છે.

૧૨૦ માઈલ લાંબી ભાદરતટની સંસ્કૃતિઓનું આતો ઓછામાં ઓછું સંશોધન થયેલ છે. એવા સંશોધન દરમિયાન ભાદરતટે બૌદ્ધગુફાઓ પણ મળી આવેલ છે. ગોંડલ તાલુકામાં જસાણાપાના વીરપુર નજીક એક ખંભાલિડા નામે નાનું ગામડું આવેલું છે. એની પાસેથી વહેતા અને ભાદરને મળતા એક ઝરણાને કાંઠે લગભગ ૧૯૦૦ વર્ષ જેટલી પ્રાચીન ગુફાઓનાં પાંચ ઝૂમખાં આવેલાં છે.

ભૂ.પૂ. સૌરાષ્ટ્ર અને ત્યારબાદ એકીકરણ પામેલા મુંબઈ રાજ્યના સરકારી પુરાવિદ શ્રી. પુરૂષોત્તમ પંડયાએ આ ગુફા સમૂહ શોધી કાઢી તેના ઉપર વિદ્વતાપૂર્ણ સંશોધન લેખ લખેલો.

શૈલઉત્કીર્ણ ગુફાઓનો આ સમૂહ સૌરાષ્ટ્રમાં આવેલ આ પ્રકારનાં શૈલગૃહોમાં વિશિષ્ટ ભાત પાડે છે. અન્યત્ર ગુફાના મુખ્ય દ્વાર ઉપર માનવશિલ્પાંકન જોવા મળતું નથી. અહીં એક મુખદ્વાર ઉપર પૂર્ણ કદની માનવ પ્રતિમાઓ કંડારવામાં આવેલી છે.

પ્રથમ ઝૂમખામાં નાની મોટી સાત અને બીજામાં ત્રણ ગુફાઓ છે. ત્રીજાના તો હવે ભગ્નાવશેષ જ બાકી રહ્યા છે. ઝરણાને ડાબે કાંઠે આવેલ ચોથા ઝૂમખામાં ત્રણ નાની ગુફાઓ છે. જમણે કાંઠે ઉપવાસ આવેલ એક માત્ર ગુફાને પાંચમાં ઝૂમખામાં ગણવામાં આવેલ છે.

બીજા ઝૂમખાંની વચલી ગુફામાં ચૈત્ય આવેલ છે. એના મુખદ્વાર ઉપર ડાબી બાજુએ પદ્મપાણિ અવલોકિતેશ્વર અને જમણી બાજુએ વજ્રપાણિ નામના બોધિસત્વો તથા વૃક્ષ: છાયા હેઠળ ભક્ત સમુદાય આદિ કંડારેલાં છે. અર્ધવૃત્તાકાર સ્તૂપ નષ્ટ પ્રાય: સ્થિતિમાં છે.

શિલ્પના લઢણ ઉપરથી આ સમૂહને ઈસુની ત્રીજી ચોથી શતાબ્દીના સમયનો માનવામાં આવે છે. કંડારેલ માનવ શિલ્પની ઓળખ ઉપરથી નિઃશંક રીતે માની શકાય કે આ ગુફાઓ એકદા બૌદ્ધ સંપ્રદાયના ભિક્ષુઓના આવાસ માટે બનાવવામાં આવી હશે.

ભાદર તટે આમ કંઈક સંસ્કૃતિઓનાં ઉત્થાન પતન અને પતન ઉત્થાન થયાં હશે. એમાં છેલ્લે છેલ્લે કાઠી સંસ્કૃતિનો ઉગમ પણ આ ભાદર કાંઠે થયો તે તો સર્વવિદિત છે. આ ભાદરતટે એ અજાજૂડ કાઠીઓનાં જાતવાન ઘોડાંના ડાબલા ગઈકાલ સુધી ગાજતા હતા. ભાદરથી પોષાયેલ એ કાઠી સંસ્કૃતિએ કસબ અને કલા કારીગીરીની બેનમૂન ચીજો ઉત્પન્ન કરેલી છે. આ કારણે જ ભાદરના મુખ્ય આગળ ભાદર—આઈ (માતા) પૂજાઅર્ચના પામે છે. એટલે જ એના છંદ જોડાયેલા છે કે 'જપું માત ભદ્રા મહાતીર્થ જાણી' ભાદર સાથે સૌરાષ્ટ્રનું જનજીવન એટલું બધું ઓતપ્રોત થયેલું છે કે એનાં અસંખ્ય લોકગીતો સૌરાષ્ટ્રભરમાં ગવાય છે. ભાદર એ સૌરાષ્ટ્રની ધોરી નસ છે.

ભાદરકાંઠાના પ્રાચીન મંદિરોના અવશેષો શોધવા હજી બાકી છે. કારણ કે ભાદરે જેમ માનવ સંસ્કૃતિઓનાં જીવન પોષ્યાં હશે એમ પ્રલય પણ કર્યો હશે. એનાં વહેણ પણ બદલાયાં હશે અને કૈંક ગામોની રોઝડી બની ગઈ હશે અને છતાં ભાદરના વશીકરણે નવા ને નવા માનવસમૂહોને આકર્ષ્યા હશે, કારણ કે સમૃદ્ધિની છોળું એ સિવાય બીજે કયાંથી પમાય? આ ભાદરને કાંઠે કેટકેટલા શૂરવીરો, સતીઓ સંતો અને દાનારો થઈ ગયા હશે એનો હિસાબ મેળવવો શકય નથી. દોઢ લાખ વરસની માનવવસાહતોએ કેટકેટલા મહામાનવ પેદા કર્યા હશે!

આ વિજ્ઞાનયુગનો એક વ્યંગ ચાલે છે કે ડોકટરોએ એક માણસની ઝેર ચૂસી લઈને શરીરનો વિકાસ કરનારી ગાંઠો કાઢી લઈ ત્યાં વાંદરાની ગાંઠો જોડી દેવા માં આવી. જેવી આ ગાંઠો જોડી દીધી કે તરત એ માણસ છલાંગ મારીને ઝાડની ડાળીએ ચડી ગયો.

આ તો એક વ્યંગ છે પણ એમાં મર્મ રહેલો છે. માનવીનો સંસ્કૃતિથી વિચ્છેદ કરી દેવામાં આવે તો

એ માણસ મટી ને આદિમાનવ જેવો પશુ જ બની જાય. ત્યારે ભાદર એક સંસ્કૃતિ છે. સંસ્કૃતિઓ તો એના કાંઠે ઊગે ને આથમે ને પાછી નવી ઉદય પામે. આ કારણે જૂના સૌરાષ્ટ્ર રાજ્યમાં રાજાશાહીની નાબુદી પછી ગિરાસદારીની નાબુદી થઈ તે જમીન ઉપર રાષ્ટ્રનો એટલેકે સમસ્ત પ્રજાનો ભોગવટો છે એ સિદ્ધ કરવા માટે જ.

એ માટે સ્વરાજની સરકારોએ કૃષિ માટેનાં વૈજ્ઞાનિક સાધનો પેદા કર્યા. કૃષિને વિશાળ જળબંધો આપ્યા. કારણ કે જળબંધો વડે ઉત્પાદન વધે અને દેશ સુખી થાય. ભાદરને પણ એવો જળ બંધ આપ્યો. જેનું સ્રાવક્ષેત્ર ૨૪૩૩ ચોરસ કિલો-મીટરનું છે, જલ વિસ્તાર ૪૪.૬૬ કિલોમીટરનો છે અને કુલ જલસંગ્રહ ૨૩૭૯ લાખ ઘન મીટરનો છે.

કૃષિના વિકાસ માટે રાષ્ટ્રે પોતાનો મોટા ભાગનો મૂડી પ્રવાહ એમાં રેડયો છે તે સમગ્ર રાષ્ટ્રના સુખ શાંતિ અને આબાદી માટે. પરિસ્થિતિ પ્રમાણે એમાં રાષ્ટ્રના કલ્યાણનો વિચાર થતો જાય.

દા. ત. ભાદર ડેમ પછવાડે રાષ્ટ્રની સાડાચાર કરોડની મૂડી વપરાણી. એના જલસંગ્રહથી શેરડીના વાવેતર દ્વારા દેશને ખાંડ પૂરી પાડવા જે કારખાનું થયું તેમાં પણ રાષ્ટ્રની મૂડીનું અને ખેડૂતોની મૂડીનું મળી તત્કાળ ૩ કરોડનું રોકાણ થયું છે. હવે જ્યારે રાજકોટને પાણી પૂરું પાડવાની વાત થાય છે ત્યારે પણ ૩ કરોડનું ખર્ચ થવાની વાત થાય છે. કાળ પ્રમાણે ધર્મોના સ્વરૂપો બદલાતાં જાય છે તેમ કાળ પ્રમાણે રાષ્ટ્રના કલ્યાણની દૃષ્ટિએ જ રાષ્ટ્રીય મૂડીથી થયેલા જળબંધો, ઉદ્યોગો ને વ્યવસાયો વગેરેનો વિચાર થઈ શકે. જો એમ ન થાય તો નર્મદાનાં પાણી કચ્છમાં વહેવડાવવાની કલ્પના પણ શી રીતે થઈ શકે?

આમ દેશની સંસ્કૃતિ એક છે. દેશની મૂડી અને રોકાણ પણ સમાન ભાગે થઈ રહેલ છે. એમાંથી થતા ઉત્પાદનનો ભોગવટો પણ સમાનભાગે થઈ શકે તો જ રાષ્ટ્ર અને સંસ્કૃતિ એક અને અવિ-છિન્ન રહી શકે. ભાદર એ રાષ્ટ્રીય સંસ્કૃતિનું જ એવું અવિભાજ્ય એકમ છે. એનો ભોગવટો માલિકી ચોક્કસ કોમ, ચોક્કસ વર્ગ કે ચોક્કસ પ્રદેશ પૂરતાં મર્યાદિત ન બની શકે.

*

## પડી ગઈ છાયા મોટપની દેહ પરે!

ઠાકરના મંદિરની ઝાલર અંબાય નહિ,
તો ય હું વગાડવાને જાતો,
એવડો મોટો થઈ ગયો છું આજ કે
મંદિરમાં નથી હું સમાતો.

ભીંતોની એક એક ઈંટને મેં કોરી'તી,
ગણ્યુ'તું એક એક નળિયું;
ડેલીને ડાયરે ઠૂંઠ થઈ બેઠો આજ
મુજથી ઓરમાન મારૂં ફળિયું.

વાગેલી ઠેસ મારી પાછી દઈ જાતાં ને
ઉપરથી ગાલ પંપાળે;
પડી ગઈ છાયા મોટપની દેહ પરે,
માનીની સુખડાં સંતાડે.

બેહદ ડંફાસ કેરી લાંબી બંદૂકે મારાં
ભડકી ગ્યાં ભોળુડાં હરણાં;
ડા'પણના દરિયાને તળિયે સમાયાં
મારી કાલી કાલી ભાષાનાં ઝરણાં.

હાઉકલી કરી મારી માને બીવરાવતો
ને ખોટો ખોટો હું સંતાતો,
એવો સંતાયો છું અંદરથી આજ હવે
દુનિયાને ક્યાંય ના દેખાતો.

કવિ 'દાદ'

*

# આજનો માનવી – એક પ્રશ્નાર્થ

**સંપાદકીય**

આજે માણસ હત્બુદ્ધ થઈ ગયો છે. કમાવાની, દવા દારૂની, ભણવા ગણવાની, વ્યવહાર–વહીવટની, ખાવા પીવાની, અરે બળતણ અને પાણી સુદ્ધાંની એક એક ચીજ એની સામે પ્રશ્નાર્થ થઈ પડી છે. પ્રત્યેક ચીજ ક્યાંથી મેળવવી? કઈ રીતે મેળવવી? શેમાંથી મેળવવી? અછત, મોંઘવારી અને આર્થિક અસમતુલાને કારણે એની સામે પ્રશ્ન ઊભો થઈ પડ્યો છે કે જીવવું કેમ કરીને? આમ દેશ આખો અનિશ્ચિતતા અને અસ્થિરતામાં ધકેલાયે જાય છે.

રોજે રોજ બગડતી જતી રાજકીય પરિસ્થિતિની વિષમતાથી લોકોમાં હતાશા પેદા થઈ છે. કારણ કે એક પણ રાજકીય પક્ષે આ વિષમતાનો ઉકેલ લાવવા એક પણ રચનાત્મક માર્ગ હજી સુધી તો નથી સૂચવ્યો. અને જે કાંઈ સૂચવાયા છે તે માત્ર ઉપદેશાત્મક જ રહ્યા છે. એ ઉપાયોને અમલી બનાવવા કોઈ જ પક્ષ, સંસ્થા કે આગેવાન મેદાનમાં આવેલ નથી.

## આજની આપણી ગાંડી દોડ

જાહેર જીવનમાં જ નહિ પણ સમસ્ત સમાજજીવનમાં નૈતિક ધોરણોનું અવમૂલ્યન થયું છે. સત્તાલાલસા અનેક કૌભાંડો સર્જી રહી છે. સરકાર સહિત આખું જનજીવન સ્વાર્થનું તાંડવ ખેલી રહેલ છે. ગરીબી, બેરોજગારી, મોંઘવારી, ફુગાવો, લાંચ–રૂશ્વત ને ભ્રષ્ટાચારનું સામ્રાજ્ય જામ્યું છે. સંપ્રદાયવાદ, જ્ઞાતિવાદ સંકુચિત રાષ્ટ્રવાદ, ભાષાવાદ અને પ્રદેશવાદ વકરી રહ્યા છે. આ ગાંડી દોડમાં વેપારી, ઉદ્યોગપતિ, મજૂર, ખેડૂત, બુદ્ધિજીવી વકીલ, ડોકટર, એન્જિનિયર, અખબાર માલિકો, અધ્યાપકો શિક્ષકો એવું કોઈ બાકી નથી.

## આપણા રાષ્ટ્રજીવનનાં કાણાં

જે કાયદા થાય છે તેનો અમલ નથી થતો. સામાજિક કુરૂઢિઓ અને પ્રત્યાઘાતી પરંપરાઓ બેરોકટોક આગળ વધી રહી છે. સાદાઈમાં લાલબાઈ મુકાણી છે. સ્વદેશીની ભાવના ભોંમાં ભંડારાઈ ગઈ છે. નશાબંધીને નામે ગાંધીજીની અને પ્રજાની હાંસી ઉડાવાઈ રહી છે. હરિજનો અને આદિવાસીઓ ઉપરના અત્યાચારો વધતા જાય છે.

ચૂંટણીઓ માટે નાણાં મેળવવા સરકારે કાળા બજારીઆઓ, સંઘરાખોરો, દાણચોરો અને આર્થિક–ગઠિયાઓને પ્રજાનું શોષણ કરવાનો છૂટો દોર આપી દે છે. પરિણામે તેલ, ઘી, અનાજ, ખાંડ, કાપડ, સિમેન્ટ, લોખંડ અને લાકડા જેવી વસ્તુઓના ભાવ આસમાને આંબતા રહે છે.

## અરાજકતા ને અંધાધુંધીને માર્ગે

ગરીબ ગભરાઈ ગયો છે, મધ્યમ વર્ગ મુંઝાઈ રહ્યો છે. વિદ્યાર્થીઓ દિશાહીન બની હિંસાને માર્ગે વળે છે. અધ્યાપકો તોફાને ચડે છે. હડતાળો, બંધ, ઘેરાવા, મોરચાઓ અને આંદોલનોની ઉગ્રતા ભાંગફોડને માર્ગે વળે છે ને પ્રજામાનસમાં હિંસા વ્યાપક બનતી જાય છે. નજીવાં બહાનાં મળતાં તોફાનો ફાટી પડે છે. વિરોધ પક્ષો પાસે પ્રજાને ઉશ્કેરવા સિવાય બીજો કોઈ કાર્યક્રમ નથી. દેશમાં ચોમાસું સારૂં ગયું છે છતાં મોંઘવારી ઘટવાને બદલે વધતી જાય છે. પરિણામે પ્રજા હતાશ બની છે. એનો વિશ્વાસ હલી ગયો છે, ઉત્સાહ ઊડી ગયો છે. ગરીબને અને મધ્યમવર્ગને કેમ જીવવું એની મૂંઝવણ છે. શ્રીમંતને દેશના અર્થતંત્ર સામે પોતાનાં કાળાં નાણાંનું અર્થતંત્ર કાળાં બજાર દ્વારા કેમ સમાન્તર રાખવું એની મૂંઝવણ છે.

## નવીગરાસદારી-નવોસૂડીવાદ

દેશની આ દશા કાં તો સરમુખત્યારશાહી લાવે ને કાં સામ્યવાદ લાવે. સામ્યવાદનો જન્મ ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનાં અનિષ્ટોમાંથી થયો છે.

ત્યારે લોકશાહી સમાજવાદમાં આપણી સરકારે ઘણા ઉદ્યોગ–વેપારનું રાષ્ટ્રીયકરણ કર્યું અને ઘણા ઉદ્યોગ-વેપારમાં મૂડીવાદને વકરવા દીધો છે. અત્યારે તો એ સ્થિતિ છે કે સરકારે કરેલા રાષ્ટ્રીયકરણના લાભ પણ મૂડીવાદી ઉદ્યોગ–વેપારને જ મળી રહ્યો છે. ઉપરાંત રાજાશાહી અને જાગીરદારી નાબુદી કરી ત્યાં માલદાર થયેલા ખેડુવેપારીઓની નવી ગરાસદારી ઉત્પાદનના સાધનોની ખાનગી માલીકીમાંથી પેદા થયેલ છે. એટલે કે સામંતશાહી-મૂડીવાદ પેદા થઈ રહેલ છે.

## રાષ્ટ્રના કલેવરને ચૂસતી જળો

મજૂરો અને કર્મચારીઓના નામે જે સંગઠનો ઊભાં થયાં તે ધીમે ધીમે રાષ્ટ્રની પૂંજીમાંથી સમાન ભાગે લાભ માગવાને બદલે રાષ્ટ્રના ભોગે, એની ગરીબ જનતાને ભોગે બને તેટલો વધુ એકાંગી લાભ મેળવવાના આર્થિક દબાણનાં જૂથો બની રહ્યાં છે ને મૂડીવાદીઓ, નવાગીરાસદારો, લાંચિયા અધિકારીઓ ને દાણચોરોને બાદ કરતાં રાષ્ટ્રની મોટા ભાગની પૂંજી આ દબાણ જૂથો ખેંચી જાય છે. આવાં જૂથોમાં દોઢસો બસોના પગારથી માંડીને ૭ હજાર રૂપિયા સુધીનો પગાર મેળવનારાઓ છે.

આવાં આર્થિક દબાણનાં જૂથો સામાજિક સેવાઓનાં અગત્યના વ્યવહારમાં સાધનો ઉપર કામ કરતાં હોય છે. એટલે રાષ્ટ્રના આર્થિક વ્યવહારને ગમે ત્યારે ખોરવી નાખે છે અને રાષ્ટ્રની મૂડીમાંથી અયોગ્ય હિસ્સો મેળવતાં જ રહે છે. આને પરિણામે દેશનું અર્થતંત્ર અનેક દિશાઓથી ખેંચાયા જ કરે છે, ખોખરું થયા કરે છે અને ભાંગ્યા કરે છે. આમ રાજકીય-પક્ષોનાં, મૂડીવાદીઓનાં, નવી ગરાસદારીનાં, દાણચોરોનાં અને ઔદ્યોગિક કામદારો અને સરકારી કે અર્ધ સરકારી તંત્રોના કર્મચારીઓનાં સંગઠનો દેશના કરોડો ગરીબોના હિતોને ઠોકરે મારતા રહીને દેશના આર્થિક કલ્યાણને પોત પોતાની તરફ જ વાળ્યા કરે છે.

## નધણિયાતી રાષ્ટ્રધેનુ

આ સ્થિતિને પરિણામે દેશમાં જે અસંતોષ પેદા થાય છે તેને રાજકીય પક્ષો, આર્થિક વાદો અને ધાર્મિક સંપ્રદાયો પોતાના લાભમાં ઉપયોગ કરવા મથી રહ્યા છે, શાસક પક્ષ અને એનાં આંતરિક જૂથો પોતાની રીતે લાભ લઈ રહેલ છે. એમાંય ચોરમાં મોર પડે છે. દરેક જૂથો પોત પોતાના ટેકદારો અને પોતાના વફાદારોને જ સત્તાસ્થાન અને અન્ય આવકનાં સ્થાનોએ બેસાડતા જાય છે. દેશની નધણિયાતી કામધેનુ એમને હાથ લાગી ગઈ છે.

આ તરવાઈ ગયેલી ગાવડીનાં હવે તો હાડ દેખાઈ રહ્યાં છે. શિંગડાં ભરાવવાની તેવડ તો એનામાં છે નહિ. એના અંગે અંગમાંથી લોહીનાં ટીપાં નીચોવી લેનારાઓએ હવે ચામડાં બાકી રાખ્યાં છે. પણ આ રાષ્ટ્ર–ધેનુના સુકાં ચામ એક દિવસ એના લોહી પીનારાનાં લીલાં ચામડાં જરૂર ફાડી નાખશે.

## પહેલાં પક્ષ ને પછી પ્રજા

શાસક પક્ષ સામેના વિરોધ પક્ષો લોકોના અસંતોષને ઝડપીને વિદ્રોહને માર્ગે વાળવાના પ્રયત્નો કરી રહ્યા છે. વિદ્રોહ એટલે અનિયંત્રિત તોફાનો. પણ શાસકપક્ષની જેમ અન્ય રાજકીય પક્ષો, આર્થિક વાદો અને ધાર્મિક સંપ્રદાયો પણ સ્થાપિત હિતો જ છે. સ્થાપિત હિતોનું ધ્યેય અસંતોષથી ઊભા થનારા લાભો પોતાના તરફ વાળવાનું હોય છે. અને દેશનું કલ્યાણ અથવા ગરીબાઈ દૂર કરવાનું પોતાના પક્ષ વાદ કે સંપ્રદાયની દૃષ્ટિએ જ વિચારે છે. સમગ્ર રાષ્ટ્રના હિતની દૃષ્ટિએ પક્ષ વાદ કે સંપ્રદાય વિચારી શકે જ નહિ. એ તો પક્ષ, વાદ કે સંપ્રદાયની દૃષ્ટિએ જ વિચારે. પક્ષો જ્યારે અનિષ્ટ સાધનો વડે પોતાનું અસ્તિત્વ ટકાવે છે ત્યારે એ રાષ્ટ્રનો અને પ્રજાનો પક્ષ મટી જાય છે. શાસક પક્ષને સામ્યવાદીઓ તરફથી અપાતો ટેકો. કામરાજ અને ઈંદિરાજી વચ્ચે થયેલો પોંડીચેરી–કોઈમ્બતુર ચૂંટણીનો સહયોગ, ઈંદિરાજી અને શેખ અબદુલ્લા વચ્ચેની સમજૂતી પછી પણ બન્નેના ક્યારેક પરસ્પર ભિન્ન લાગતાં વલણો પક્ષો ને વાદોના અગર વ્યક્તિગત સ્થાપિત હિતનાં જ લક્ષ્ય રહેલાં દેખાશે. લોકસભામાં કે વિધાન સભાઓમાં વિરોધ પક્ષો વચ્ચે ચોક્કસ પ્રશ્નો ઉપર જે સહયોગ થાય છે તે પણ પોતપોતાના પક્ષના હિતની દૃષ્ટિએ જ થાય છે.

## વિદ્રોહથી પરિવર્તન ન થાય

એટલે રાજકીય પક્ષો, આર્થિક વાદો અને ધાર્મિક સંપ્રદાયો વિદ્રોહ જરૂર પેદા કરે પણ ક્રાંતિકારી પરિવર્તન કદી ન લાવી શકે. કારણ કે વિદ્રોહમાં ક્રાંતિની શક્તિ હોતી જ નથી. ક્રાંતિકારી સમાજ પરિવર્તન માટે લોકશક્તિને રચનાત્મક રીતે કેળવવી પડે. રચનાત્મક રીતે લોકશક્તિ કેળવવા જતાં પક્ષનાં, વાદનાં અને સંપ્રદાયનાં હિતો છોડતા જવાં પડે. કારણ કે લોકોનાં હિત અને પક્ષ વાદ ને સંપ્રદાયનાં હિત સામ સામા આવી જાય છે. લોકોની શક્તિ રચનાત્મક માર્ગે કેળવવા જતાં વ્યક્તિઓના, વર્ગોના, સંસ્થાઓનાં હિત જતાં કરવાં પડે છે. પક્ષ વાદ કે સંપ્રદાયના ચોકઠામાં બેસાડવાથી લોકોનું હિત નથી થઈ શકતું. જ્યારે લોકોના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ જોનારા પક્ષ વાદ કે સંપ્રદાયને વિખેરતા જઈ લોકો સાથે ભળી જવું પડે છે. આનો જેમને ખ્યાલ છે, આ જેમને નથી કરવું એ લોકો જ પક્ષ, વાદ કે સંપ્રદાયને નામે લોકોનું ભલું કરવાની વાતો કરે છે.

## પક્ષને ખીલે બાંધેલાં રાજકીય પ્રાણી

રાજકારણનો, ચોક્કસ પ્રકારના આર્થિક વાદ કે વિચારસરણીનો કે ધાર્મિક સંપ્રદાયનો ગાળિયો જેના ગળામાં પડયો હોય તે એને જેટલું લાંબુ દોરડું બાંધ્યું હોય તેટલી જગ્યામાં જ હરીફરી શકે. એથી આગળ પાછળ જઈ જ ન શકે. લોકોનું ખરેખર હિત વાંચ્છનારો પણ એકલો પડી જવાના ભયે પક્ષ છોડી શકતો નથી. આવું તો આપણે રાજકારણના અને સમાજકારણના તથા સાંપ્રદાયિક જગતમાં પ્રત્યેક પ્રસંગે અનુભવીએ છીએ.

ગુજરાતના શાસક પક્ષમાં જૂથબંધી દરમિયાન ઘણું ખોટું થયાનું સૌ જાણે છે. એમાં એવા માણસો પણ હશે કે જેમનાથી આ ભ્રષ્ટાચાર સહન ન થયો હોય. છતાં એક પણ માણસ એ પક્ષમાંથી છૂટો નથી થયો એ શું સૂચવે છે?
એ જ કે એકલા પડી ને ખોવાઈ જવાના ડરથી તેઓ પક્ષને વળગી રહ્યા છે.

## રાજકોટનાં રાજકારણના ગોડિયા

રાજકોટનો પાણીનો પ્રશ્ન લઈએ. રાજકોટમાં શાસકપક્ષનાં કેટલાં ય તડાં છે. એમાંથી પ્રૌઢ આગેવાનોના જૂથને ચીમનભાઈ પટેલની સરકાર જરા ય કોઠું નથી આપતી. ન કોરપોરેશનના પ્રશ્ને, ન સંગઠનના પ્રશ્ને ને નહિ પ્રજાના જીવનમરણના પાણીના પ્રશ્ને. છતાં એમાંથી કોઈ માઈના પૂતે એમ નથી કહ્યું કે જ્યાં સુધી ગુજરાત સરકાર રાજકોટના પાણીના પ્રશ્નનો સંતોષકારણ ઉકેલ નહિ લાવે ત્યાં સુધી હું પક્ષમાં નહિ રહું. રાજકોટનો શાસકપક્ષ ગોડિયાના અનેક ખેલ ખેલે છે પણ જો એક સામટાં રાજીનામાં ધરી દએ તો ૨૪ કલાકમાં પાણીનો પ્રશ્ન ઉકલી જાય અને ભાવનગર યુનિ.ના પ્રશ્ને પક્ષની સામે બેસીને છબીલદાસ મહેતાની જેમ પાછા પ્રધાન મંડળમાં પણ બેસી શકે. પણ રાજ-કોટના શાસકપક્ષને તો પોતાની રમતો દ્વારા, દબાણો દ્વારા મેળવાય એટલો ધાર્યો લાભ મેળવવો છે.

## લોકશક્તિ કોણ જાગૃત કરી શકે!

આવી કુટિલ રાજનીતિને કારણે રાજકોટની પ્રજાને પોતાનો કોઈ આગેવાન મળતો નથી. કયાંથી મળે? કારણ કે સૌને પોતાના પક્ષના ય રહેવું છે ને પ્રજાના ય રહેવું છે. સૌને બે ય હાથમાં લાડવા રાખવા છે ને મુખેથી 'હે જનઈશ! હે જનઈશ!' નું રટણ કરવું છે. આમાંથી પ્રજામાં ઉશ્કેરાટ પેદા કરી શકાય, વિદ્રોહ પેદા કરી લોહી વહેવડાવી શકાય પણ નવું સર્જન કરનારી લોકશક્તિ જાગૃત ન કરી શકાય. પણ ખરેખર લોકકલ્યાણની લાગણીથી જ કામ કરવું હોય તો માત્ર પાણીના જ પ્રશ્ને લોક-લાગણીને લોકકલ્યાણની દૃષ્ટિએ જ કેળવવી જોઈએ. જેથી રાજકોટની પ્રજા પોતાને દમતા તમામ પ્રશ્નો હલ કરવાની શક્તિવાળી બને અને એક કાળે સાગરે સૌરાષ્ટ્રને માર્ગદર્શન આપતી હતી તેમ ગુજરાતની પ્રજાની પણ માર્ગદર્શક બની શકે.

## છે કોઈ સુકાની!

સવાલ જે પ્રજાની નવચેતનાનો છે. આજની સ્થિતિમાંથી પક્ષીય દૃષ્ટિએ માર્ગ નીકળી શકે તેમ છે?

જો પક્ષીય દૃષ્ટિએ માર્ગ ન નીકળે તો એવી કોઈ સંસ્થા કે શક્તિ છે કે જે નિષ્પક્ષ રીતે આજના કળણમાંથી ભારતની જનતાને ઉગારી શકે? કોઈ રાષ્ટ્રીય સરકારનો વિચાર ચાલતો હોય તો બધા પક્ષો વચ્ચે વૈચારિક, સૈદ્ધાન્તિક અને કાર્યક્રમોની એકતા સંભવી શકે ખરી? આજસુધીના પક્ષોની સંયુક્ત સરકારના પ્રયોગો નિષ્ફળ નથી નિવડયા? ત્યારે કોણ અને કઈ રીતે આ દેશના ખરાબે ચડેલા નાવને યોગ્ય માર્ગે વાળી શકે તેમ છે?

## છે ક્યાંય ઉકેલ? તો બતાવો

પ્રશ્ન ઘણો વિકટ છે. ગાંધીજી જે કાર્ય અધુરું મૂકતા ગયેલા, જે વિચારો પરિપકવ થવા માટે મૂકતા ગયેલા, જે કાર્યક્રમો સુઝાડતા ગયેલા તેને પ્રયોગ દશાના માનીને એ માર્ગે દેશને દોરવાનું એકમાત્ર કાર્ય વિનોબાજીએ હાથ ધર્યું. વિનોબાજીએ ઘણા પ્રયોગો કર્યા. ગાંધીજીએ જ્યાં ભાષાની–શબ્દોની પણ કરકસર કરવા અને જરૂર પડતા જ વાપરવા જણાવેલું ત્યાં વિનોબાજી અન–અંત શબ્દ પ્રયોગો કર્યે ગયાં છે ને કર્યે જાય છે. એ કદાચ શંકરાચાર્યજીના વારસદાર હશે. પણ દેશને તેઓ ગાંધીજીના માર્ગે દોરી શકયા નથી. પણ બધા રાજકીય પક્ષો, બધા આર્થિક વાદો, બધા ધાર્મિક સંપ્રદાયો જેમ લોકોનું શોષણ જ કર્યે જાય છે તેમ વિનોબાવાદના શબ્દાડંબરે પણ એ જ કામ કર્યું છે

આટ આટલા પ્રયોગો ભારતની પ્રજા માથે અજવાયા છતાં સ્વરાજનાં ૨૬ વર્ષ પછી પણ ભારતનો માનવી એક પ્રશ્નાર્થ જ બની રહ્યો છે. એણે કયાં જવું? શું કરવું? અને કોઈ માર્ગ સુઝાડનારું ન મળે તો એનું પોતાનું શું? ત્યાં સુધી ભારતીય સંસ્કૃતિ, ભારતીય પરંપરા, ભારતીય સમાજવાદ અને ભારતીય લોકશાહીની બધી વાતો વંધ્ય છે. પોકળ છે. ઉકેલ કયાં છે?

## સંસ્કૃતિ–ભોગપ્રધાન ને ધર્મપ્રધાન

યાદ રહે, ગાંધીજી જગતના અનુભવના નીચોડ સ્વરૂપ સમાજનું સુખ ધર્મપ્રધાન સમાજરચનામાં માનતા હતા. ત્યારે સ્વરાજ આવ્યું કે તરત જ દેશના દિલમાંથી જે ચિત્ર ઉપસી આવ્યું તે ભોગપ્રધાન સમાજરચનાનું હતું. લોકોની ઈચ્છાઓ અને અપેક્ષાઓ ભોગપ્રધાન હતી ને છે. જવાહરલાલે પણ લોકશાહી સમાજવાદની જે સમાજ રચના પંચવર્ષીય આયોજન રૂપે આપી તે પણ ભોગપ્રધાન જ છે. આજે આપણે જે પ્રત્યેક સાધન સગવડનો ઉપયોગ કરીએ છીએ તે વૈજ્ઞાનિક સંસ્કૃતિનો પાયો જ ભોગપ્રધાન છે.

## ગાંધીજીની સમાજરચના

ધર્મપ્રધાન સમાજરચનામાં પ્રથમ તો જીવનનો સંયમ આવે છે. એથી ભોગવવા માટે જ ઉત્પાદન કરવું એમ નહિ પણ સ્વયંશિસ્ત–આત્મ સંયમને કારણે ઉપભોગને આપોઆપ મર્યાદા આવી જાય છે. વળી બિનજરૂરી પરિગ્રહને એમાં સ્થાન નથી એટલે ઉત્પાદનને આપોઆપ મર્યાદા આવી જાય છે. ઉત્પાદનની નીતિ રીતિ–પદ્ધતિ જ એ પ્રકારની કે માનવીની જરૂરિયાત જોગો જ માલ ઉત્પન્ન કરે. વિલાસી ચીજોના ઉત્પાદનને બદલે જીવન જરૂરિયાતની ચીજોને જ મહત્ત્વ મળે. એ માટે વિકેન્દ્રિત અર્થ રચના હોય. વ્યક્તિ અને સમાજનું શકય તેટલું સ્વયં નિયંત્રણ હોય અને સરકારની ઓછામાં ઓછી ડખલગીરી હોય.

સ્વરાજ આવતાં ગાંધીજીની આ રચનાનો સ્વીકાર આપણે નથી કર્યો. આપણે ભોગપ્રધાન વૈજ્ઞાનિક સંસ્કૃતિનો જ સ્વીકાર કર્યો છે એટલે આજે ગાંધીચીંધ્યા માર્ગનો અર્થ નથી રહ્યો. ગાંધીનો માર્ગ આપણને નથી જોઈતો તે બહુ સ્પષ્ટ છે. ગાંધી માર્ગે આપણે યથેચ્છ ભોગવિલાસ કરી શકીએ તેમ નથી. છતાં આપણે આપણી જાતને, સમાજને અને જગત આખાને ગાંધીને નામે છેતરીએ છીએ.

## આપણા પ્રત્યાઘાત–પ્રતિનિધિ

જેમ વિવિધ દેવોની પૂજા આપણે એના પૂજારીઓ માટે રહેવા દીધી છે તેમ ગાંધીજીની આરતી ઉતારવાનું એની પરંપરાના પૂજારીઓ ઉપર જ છોડી દઈએ. પણ નાઈલોનનાં કપડાંમાં મોડી રાત સુધી દારૂ ઢીંચવો, સવારે વાસી મોઢે બે પેગ ચડાવી સીગરેટ ફૂંકીને ખાદીનાં કપડાં ચડાવી ગાંધીજીના

જન્મદિનના ઉદ્‌ઘાટનનું વ્યાખ્યાન કરવું. ઘરમાં કોઈ રસોયણને નામે હરિજનબાઈ આવી ગઈ હોય તો એને હડધૂત કરીને કાઢી મેલવી અને પછી નશાબંધી અને અસ્પૃશ્યતા નિવારણ માટેની વ્યવસ્થાઓ નવેસરથી ને મજબૂત કરવામાં આવશે એવાં સરકારી એલાનો અને સમિતિઓના ઢોંગ કરવાનુ આપણે છોડી દેવું જોઈએ. ઓછામાં ઓછું ગાંધીજીના અંતેવાસીઓએ તો આવા સમારંભોમાં ભાગ લેતાં શરમાવું જોઈએ.

## આ બધું ક્યાં પહોંચશે ?

તેલના વેપારીઓ ને કારખાનાવાળાઓ પાસેથી પક્ષ અને ચૂંટણી માટે લાખો રૂપિયા લઈ તેલનાં કાળાં બજાર, અછત અને મોંઘવારી સર્જવી, ખેડૂતોના મત લેવા ને ટેકો ટકાવી રાખવા અનાજની નીતિ એવી રાખવી કે જેથી ખેડૂતો ને વેપારીઓ અનાજનાં કાળાં બજારમાંથી મબલખ કમાણી કરી શકે અને બાકીની પ્રજાને વચનો અને વિશ્વાસથી ધરવી દેવી એવું ગાંધીજીની સમાજરચનામાં ન ચાલે. એટલે આપણે આપણી ઈચ્છા મુજબની સમાજરચના માટે આજની સ્થિતિમાંથી કઈ રીતે ઉકેલ કાઢવો તેની ટૂંકાગાળાની અને લાંબા ગાળાની યોજના વિચારવી જોઈએ. સૌ પ્રથમ અનાજ, તેલ, બળતણ અને પાણીની પ્રાથમિક જરૂરિયાતો કઈ રીતે પૂરી પડી શકે તેનો જ વિચાર કરવો રહ્યો.

---

# અરવિંદ-આશ્રમનાં માતાજી

ભારતના ધર્માત્માઓ, સિદ્ધો ને યોગીઓ પશ્ચિમના દેશોમાં આધ્યાત્મિક આકર્ષણ જન્માવતા આવ્યા છે ને લાખો ભક્તો, સાધકો અને અનુયાયીઓ મેળવતા આવ્યા છે. પણ પશ્ચિમનાં દેશની એક ધાર્મિક સન્નારી ભારતમાં અને ભારત દ્વારા વિશ્વમાં ધર્મ સાધના વડે મહાચૈતન્ય અને અપૂર્વ પ્રકાશ ફેલાવે એ ઘટના જ ભારતની ધર્મસાધનાના ઈતિહાસમાં અપૂર્વ છે.

એમનો જન્મ ફ્રાન્સના પેરિસમાં ઈ. સ. ૧૮૭૮માં થયો. નામ પોલ રિશાર. ૧૩ વર્ષની વયથી જ ધર્મ દર્શન થયું. ચિત્ર, સાહિત્ય, સંગીત અને અન્ય લલિતકળાઓમાં પ્રવીણતા મેળવી મા. રિશાર બે વાર પરણેલાં. એમના જીવનની આધ્યાત્મિક ઝંખના ગુરૂ શોધવાની. જેવું ચિત્ર એમણે કલ્પેલું. એવા ગુરૂની શોધમાં તેઓ ભારત આવ્યાં. પોંડીચરી આવતાં મહર્ષિ અરવિંદમાં એમને કૃષ્ણ દર્શન થયાં. મહર્ષિએ માદામ પોલ રિશારને 'મીરા' નામ આપ્યું.

માતાજી પ્રથમ ૧૯૧૪માં પોંડીચરી આવેલાં એ પછી ૭ વર્ષે પાછાં આવી આશ્રમનાં અધિષ્ઠાત્રી દેવી બની રહ્યાં. શ્રી. અરવિંદ અને માતાજીનો આધ્યાત્મિક સહયોગ એ યોગસાધનાના ઈતિહાસનો વિરલ સંયોગ છે. શ્રી. અરવિંદના આંજી નાખતા પ્રકાશને એમણે ચન્દ્રની શીતળતા અર્પી. શ્રી. અરવિંદના જીવન સંદેશને સરળ સ્વરૂપ આપ્યું. સાધકો માટે આશ્રમની નક્કર ભૂમિકા ઊભી કરી. આમ શ્રી અરવિંદ અને માતાજી એક બીજાનાં પૂરક હતાં.

શ્રી. અરવિંદનો દેહવિલય ૧૯૫૦માં થયો પણ છેલ્લાં ૨૩ વર્ષથી માતાજી શ્રી. અરવિંદના જીવન સંદેશને સ્થુળ અને સૂક્ષ્મ રીતે ચરિતાર્થ કરતાં રહ્યાં અને અનેકોના જીવનને માર્ગદર્શન આપતા રહ્યાં ૧૭ મી નવેમ્બરે એમનો દેહોત્સર્ગ થતાં ભારતને જ્યારે વધારેમાં વધારે જરૂર હતી એવા સમયે આપણે એક કુશળ સંચાલક, દૂરદર્શી શિક્ષાવિદ્ અને આધ્યાત્મિક વિભૂતિ ગુમાવેલ છે. એમને અમારાં અનેકાનેક વંદન.

—સંપાદક

# વૃક્ષપૂજાની પરંપરા અને પ્રતીકો

ખોડીદાસ પરમાર

માનવ સંસ્કૃતિના વિકાસની સાથેસાથ ઉપાસના અને પૂજા પરંપરિત પગલે વહી રહી છે. માનવ અંધારઘેરી ગુફામાં રહેતો ત્યારથી તે પ્રાકૃતિક રૂપને પૂજતો થયો હતો. અંધકાર અને અંજવાસના તત્ત્વની સાથે ભૂમિમાંથી આપો આપ અંકૂરિત થતાં વૃક્ષોને જોઈ, તેનાથી પ્રભાવિત બની માનવે તેની પૂજા શરૂ કરી હશે. અહીં વૃક્ષ અને છોડમાંથી નીંઘલતું ધાન્ય કે ફળમૂળ વગેરેના સ્વાદથી તે સંતોષાયો, પછી તેને પુજ્યસ્થાને આરોપી દીધું હશે. વળી મોટા, વિવિધ પ્રકારના વૃક્ષોમાંથી, ફળો, ફૂલો તેમ જ બળતણનું લાકડું મળી રહેતાં, આ વૃક્ષના વિવિધ અંગોથી તે સંતોષાતો—જેમ કે વૃક્ષમાંથી અગ્નિ બળતો રાખવા લાકડું મળતું. ખાવા ફળ મળતાં, દેહ શોભાવવા ફૂલો મળતાં, અને તડકા–વર્ષામાં ઘટાનો આશ્રય મળતો–એટલે શરૂઆતના તબક્કાથી જ માનવે વૃક્ષને પૂજનીય બનાવી દીધું હશે તે નિર્વિવાદ વાત છે.

ભારતીય સંસ્કૃતિમાં પણ વૃક્ષપૂજાનાં એંધાણો યુગયુગોથી મળે છે. અને વનદેવી–દેવતાની કલ્પના પણ એટલી જ પ્રાચીન છે. વૃક્ષપૂજાના દર્શીત ઉલ્લેખો પ્રાગઐતિહાસિક કાળની મધ્યપ્રદેશની ગુફાઓના શિલાખંડ પર ચિત્રિત થયેલા જોવા મળે છે. વળી હોશંગાબાદ પાસેની આવી જ ગુફાઓમાં વનદેવનું પણ ચિત્ર છે. અને સીતાખડીની ગુફાના શિલાખંડ પર વૃક્ષની બાજુમાં ચાર માનવ આકૃતિઓ પણ જોઈ શકાય છે[૧]

પણ વૃક્ષના પૂજનીય સ્વરૂપનું ચિત્ર તો પ્રાગઐતિહાસિકકાલીન મોન્ટેરોઝાની ગુફામાં જોવા મળે છે. વૃક્ષપૂજાનાં મૂળ આ ચિત્રમાંથી ફલિત થતાં જોઈ શકીએ છીએ. અહીં ફૂલવાળું એક વૃક્ષ છે. તેની નીચે બાજુમાં અશ્વમુખો માનવ છે, તેમ જ તેની પાસે બીજો અશ્વ છે. તે ઝાડનું કશુંક પૂજન-અર્ચન કરતો હોય–પ્રદક્ષિણા ફરતો તેવું કલ્પી શકાય તેમ છે. આ વૃક્ષ શેનું હશે તે નક્કી થઈ શકયું નથી, છતાં મોનિયર વિલિયમ્સ માને છે કે તે અશ્વત્થ–પીપળો હોઈ શકે. કારણ કે ઝાડની બાજુ અશ્વ અને અશ્વમુખી ઊભા છે. વળી તેઓ 'અશ્વત્થ'ને 'અશ્વસ્થ'માંથી વ્યુત્પન્ન થયાની કલ્પના પણ કરે છે, જેમ કે જ્યાં અશ્વને બાંધે છે તે ઝાડ.[૨] આમ વૃક્ષ-પૂજાની પરંપરા આદિમાનવીથી શરૂ થઈ તે સહેજે જોઈ શકાય તેવું છે.

એ પછી તો નદીકાંઠાની સંસ્કૃતિઓ મોહેં જો દરો, લોથલ વગેરેની મુદ્રાઓમાં તેમ જ વાસણો પર પણ વૃક્ષનાં લાંછનો, ચિત્રો જોઈ શકાય છે. વાસણ પરના વૃક્ષો તો માત્ર શોભન આલેખન માટે ચિતરાતાં હશે, તેની પાછળ કોઈ ધાર્મિક ભાવ નહિ હોય તેવું વિચારી શકાય તેમ છે. પણ મુદ્રાંકો પરના વૃક્ષને જોતાં લાગે છે કે તેની પાછળ વૃક્ષ દેવ કે દેવીની કોઈ ધાર્મિક ભાવના હશે. એક મુદ્રામાં પીપળવૃક્ષની માથે મહાદેવી ઊભી છે, તેવા પ્રકારનું કંડારણ છે, બીજામાં નવ પાંદડાના પીપળ વૃક્ષના થડની બંને બાજુ એકલશીંગ પશુનાં બે ડોકાં છે, હરપ્પાની એક મુદ્રામાં થડની આસપાસ ઓટલાવાળું એક બાવળનું ઝાડ જોઈ શકાય છે[૩] આમ પીપળો અને બીજાં પ્રકારનાં વૃક્ષો આદિકાળથી પૂજાતાં આવેલાં જોઈ શકીએ છીએ. વળી સિંધુઘાટીની એક મુદ્રામાં એક વ્યક્તિ બંને હાથે બે વૃક્ષોને ધર-મૂળથી ઉખેડીને ઊભી છે, આ જોતાં લાગે છે કે

૧. જુઓ ભારતીય પ્રાગઐતિહાસિક ગુફા ચિત્રો. ડૉ. જગદીશ ગુપ્ત. ચિત્ર ફલક X અને XI)

૨. જુઓ ભારતીય પ્રાગઐતિહાસિક ગુફા ચિત્રો ડૉ. જગદીશ ગુપ્ત.

૩. જુઓ The cult of trees and Tree-worship in Buddhist–Hindu Scupl. M. S. Reindhawn.

આની પાછળ કોઈ પૌરાણિક કથા પણ નિરૂપાયેલ હોઈ શકે. [તેની અનુગામી કથા પરંપરામાં કૃષ્ણ યમલાર્જુન વૃક્ષોને ઉખેડી પાડે છે તેની સરખામણી થઈ શકે] વળી કેટલીક મુદ્રાઓમાં લીંબડો, બાવળ જેવાં વૃક્ષોની આસપાસ વેદિકા-ઓટો પણ છે. આ જોતાં લાગે છે કે વેદિકા-ચૈત્યપૂજાની શરૂઆત માટે વૃક્ષપૂજા અને તેની વેદિકાને પાયારૂપ ગણી શકાય. વેદિકા-મંડિત કલ્પવૃક્ષ-જે ઈ.સ. પૂર્વની ત્રીજી સદીનું માનવામાં આવે છે તે ખરેખર પૂજાસ્થાનનું જ વૃક્ષ છે, તે સહેજે જોઈ શકાય તેવું છે. આમ ઓટલો અને વેદિકાયુક્ત વૃક્ષો પરથી સહેજ કલ્પી શકાય તેવું છે, કે આવાં વૃક્ષનો ધાર્મિક મહિમા હશે. શહેર બહાર કે ગામને પાદરે આવાં વૃક્ષો સ્થાપી તેની લોકો પૂજા કરતા હશે. કાલિદાસના મેઘદૂતમાં પણ આવા વૃક્ષને ચૈત્યવૃક્ષ કહ્યું છે. વળી કહ્યું છે કે આ ચૈત્યવૃક્ષની ઉપર કાગડાઓ માળા બાંધતા હશે. વૃક્ષ ઉપર મંગલ ચિન્હો પણ અંકિત હશે. જેવા કે સ્વસ્તિક વગેરે. આ પરથી સહેજે વૃક્ષપૂજા ભારતમાં આ કાળમાં ઘણી જ પ્રચલિત હતી તે જોઈ શકાય છે.

વેદકાલીન આર્યો પણ પ્રકૃતિના પૂજકો હતા. છતાં તેના સમયના કોઈ પણ દર્શીતરૂપના વૃક્ષ પૂજાના અવશેષો નથી મળ્યા. શ્રી મન્મથરાય ગુપ્ત માને છે કે "વૈદિક ધર્મમાં વૃક્ષ પૂજા એ આર્યેતર સમાવેશ રૂપે શરૂઆત છે. વળી શંકરાનંદ કહે છે તેમ અથર્વવેદમાં દૈવી વૃક્ષની સ્તુતિનો ભાગ ઉલ્લેખિત કર્યો છે તે બરોબર છે. જેમકે વૃક્ષપૂજાનો મૌલિક સંબંધ વૈદિક દેવતાઓની સાથે નહીં પણ અનાર્યો, જાદુગરો, યક્ષો, નાગો વગેરેની સાથે છે. જેમકે તે સ્તુતિમાં કહ્યું છે કે, એ શુંગવાળા દૈવી વૃક્ષની ઉપરના ભાગે રાક્ષસોનો મધ્યભાગ યક્ષનો અને મૂળભાગે જાદુગરોનો નિવાસ છે. [1]અહીં વ્યંગ્યાર્થરૂપે જોઈ શકીએ કે શરૂઆતની વૃક્ષપૂજા શુદ્રલોકો, અને જાદુમંતર જાણનારા કરતા તે અભિપ્રેત છે.

પૌરાણિકકાળમાં તો વૃક્ષપૂજાના મહિમા માટે કથા, વાર્તાઓ અને આખ્યાયિકાઓ પુષ્કળપણે રચાઈ છે. હનુમાનજી મૃત સંજીવનીનું ઝાડ લાવ્યા અને તેનાથી લક્ષ્મણજીની મુર્ચ્છા વળી, અહીં વૃક્ષનો ઔષધી ગુણ છે. રાવણ સુંદરી સીતાને હરી ગયો અને કોઈ પણ સ્થળે ન રાખતાં પોતાની અંગત અશોક વાટિકામાં રાખી તે બતાવે છે કે અસુર રાવણ વૃક્ષોના રૂપ-સૌંદર્યને ચાહતો અને તેથી જ પ્રકૃતિની પુત્રી સીતાને તેણે સૌંદયમયી પ્રકૃતિ વચ્ચે રાખી. ઊર્મિલ પુષ્પોનું પારિજાત તો કૃષ્ણ છેક નંદનવનમાંથી હરી લાવ્યા છે, તે તેની સૌંદર્યલક્ષ્મીને લીધે. વળી પાંડવોએ શમી વૃક્ષમાં પોતાનાં અસ્ત્રો શસ્ત્રો સંતાડેલાં તે સમયથી તે અગ્નિ ગર્ભરૂપ લેખાયો છે: અને દશેરાના દિવસે રાજવીઓ શમીપૂજન કરે છે: સ્ત્રીઓ દ્વારા પૂજાતી તુલસી-તેની પાછળ-વિષ્ણુ વૃંદાની પૌરાણિક આખ્યાયિકા છે. સાવિત્રીની કથામાંથી વટ સાવિત્રીના વ્રતરૂપે વડલાની પૂજા શરૂ થઈ છે. કંદમનું ઝાડ અને પુષ્પ તો કૃષ્ણને શણગારનાર હોવાથી કૃષ્ણના પ્રતીકરૂપ બની ગયાં છે. વળી વૃક્ષ અને વેલની કમનીયતા માટે નારીને પણ વેલીરૂપે નિરૂપી છે. જેમ કે ઉર્વશી વેલરૂપ જડ બની જાય છે તે વગેરે. આમ પૌરાણિક કાળે વૃક્ષોને રૂપ-ગુણ અને કથા-આખ્યાયિકાઓમાં પણ સ્થાન મળે છે. ઉપરાંત તે શુકન અપશુનિયાળની પરંપરામાં પણ પ્રયોજાવા લાગ્યું છે. જેમકે શીમળો, આંબલી, વડ એ ત્રણ અશુભ જ્યારે નાળિયેરી, ફોફળી, બીલી, બીજોરું આંબો, વગેરે શુભ એવું બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહેવાયું છે.

બૌદ્ધકાલીન જાતકથાઓમાં કુરડક મૂળ, પલાસ, વચ્ચ પચિમન્દ વગેરે કથાઓમાં વૃક્ષપૂજાની પણ વાત છે. તદ્ઉપરાંત સિદ્ધાર્થનો જન્મ લુમ્બિનીવનમાં અશોક વૃક્ષ નીચે થયો એટલે બૌદ્ધધર્મમાં વૃક્ષ પૂજાનો મહિમા વિશેષરૂપે નિરૂપિત થયો છે. સિદ્ધાર્થ માતાની તે કાળની સ્થિતિ અશોક-અવલંબનની હોવાથી શુંગકાળના શિલ્પચિત્રોમાં તો "શાલભંજિકા"ના રૂપ કંડારણોય શરૂ થયાં. વળી સિદ્ધાર્થને પીપળાના વૃક્ષ નીચે બુદ્ધત્વ પ્રાપ્ત થયું ત્યારથી પીપળો પણ પવિત્રરૂપે પૂજાવા લાગ્યો. આ કાળથી વૃક્ષો-પ્રકૃતિ અને માનવીય જીવનનો સંબંધ વધારે નજદીકનો જોઈ શકાય છે.

---

૧ જુઓ ઋગ્વેદિક કલ્ચર ઓફ પ્રિહિસ્ટોરિક ઈન્ડસ. by. શંકરાનંદ

અને આ પરંપરાએ ચિત્ર, શિલ્પ અને સાહિત્યમાં પ્રકૃતિ–માનવને માતૃસહોદર જેવા વર્ણવ્યા છે.[2]

મૌર્ય અશોકે સંઘમિત્રાને બોધિવૃક્ષની શાખા લઈને છેક શ્રીલંકા સુધી મોકલી અને આમ ભારતીય બોધિવૃક્ષની એક શાખા લંકા સુધી પહોંચી. ત્યાં ધામધૂમથી રોપવામાં આવી. બૌદ્ધ-ધર્મી કુશાણોના કાળે અનેક વૃક્ષોની પૂજા થતી શિલ્પો ચિત્રો, સાહિત્ય વગેરેમાં જોઈ શકીએ છીએ. ભારહૂત, સાંચી, બુદ્ધગયા, અમરાવતી વગેરે તેમજ મથુરાશાળા તેમજ ગાંધાર શાખાના શિલ્પોમાં સ્તૂપોમાં બુદ્ધના પ્રતીક તરીકે વૃક્ષને પૂજવામાં આવે છે. આવા પવિત્ર વૃક્ષોને યક્ષો, ગાંધર્વો, કિન્નરો, તેમજ માનવો એમ સૌ પૂજે છે. વળી આ સમયની આસપાસ વૃક્ષની તો ''કલ્પવૃક્ષ''ના સ્થાને સ્થાપના થયેલી જોઈ શકાય છે. કલ્પવૃક્ષ માનવીની કલ્પના પ્રમાણે ફળ આપે છે તે વાત બરોબર પર્યાપ્ત છે. ઈ. સ. પૂર્વે ૨ જી સદીની ખંડાલાઘાટની ભાજાની ગુફામાં એક વેદિકાવાળા કલ્પવૃક્ષનું શિલ્પ છે. નંદન-વનમાં ઐરાવત સાથે ઈન્દ્ર અને કલ્પવૃક્ષની ડાળેડાળે અપ્સરાઓ વિહરતી હોય તેવું આ શિલ્પ છે. આમ મૌર્ય, કુશાણ, શુંગકાલીન લલિતકળાઓમાં તેમજ ખાસ કરીને શિલ્પોમાં યક્ષયક્ષિણીઓ, હાથીઓ, વાંદરાઓ, પંખીઓ, નાગો વગેરે વૃક્ષની પૂજા કરતાં કંડારાયા છે. આ કાળે વૃક્ષ શ્રી લક્ષ્મીની શોભા ધારણ કરે છે. તે કાળે પૂજાતાં વૃક્ષો ખાસ આટલાં છે: જેવાં કે અશોક, પીપલ, શિરીષ, પતાલી, તાલ, તમાલ, નાગકેસર, સાલ, આમ્ર, ન્યગ્રોધ ઉદુંબર, ચંપક, બકૂલ વગેરેનો સમાવેશ થઈ શકે છે.

અને જાણે કે ચિત્ર, શિલ્પના અનુસંધાને જ મહાકવિ કાલિદાસ પોતાની કૃતિઓમાં વૃક્ષો માટેની અનેક માન્યતાઓ પણ રજૂ કરે છે. તેનાં માલવિકા-ગ્નિમિત્ર'' નાટકમાં માલવિકા અશોકને પાદ પ્રહાર કરી તેનો દોહદ પૂરે છે. વળી એક માન્યતા તો એવી છે કે યુવાન સ્ત્રી સૂરાપાન કરીને કર્ણિકાર પર કોગળા કરે તો કરેણી ખીલી ઊઠે છે. વળી 'વિક્રમોર્વશીયમ્'-ની ઉર્વશીનું વેલીરૂપનું નિરૂપણ, ''રઘુવંશમ્''માં પાર્વતીના પુત્ર જેવા દેવદારુનું રક્ષણ કરતો સિંહ, સાસરે પળતી શકુન્તલાને વૃક્ષોમાંથી વસ્ત્રો અને અલંકારની ભેટ મળે છે. ભારહૂતના સ્તૂપની કલ્પલતા-ઓમાંથી વસ્ત્રો અલંકારો, ફળો, પુષ્પો, વગેરે દરેક લયવળાંકે સરકતાં જોઈ શકાય છે, એટલે આ કાળે વૃક્ષને તો 'કલ્પવૃક્ષ'નું જ સ્થાન મળી ગયેલું જોઈએ છીએ. આ વખતના વૃક્ષવિધાનમાં ડાળે અને થડે વનદેવી કે દેવતાનું સ્થાન મંડિત હતું. બુદ્ધ ગયાના એક શિલ્પમાં તો વૃક્ષદેવતા ભૂખ્યા માનવીને ભોજન અને જળ આપે છે તેવું પણ શિલ્પ કંડારેલું છે.

ગુપ્તકાળ તો બધી રીતે તેજસ્વીકાળ હતો. તે કાળની અજંતાની ગુફાઓમાંના વાકાટક કાળની ચિત્રકલા જોતાં સહેજે લાગે છે કે સૌંદર્યશાસ્ત્ર અને લલિતરૂપની તો અહીં વિથિકા છે ને શું ? શ્યામાના રૂપની તેમજ અવયવોની સરખામણી અહીં વૃક્ષ અને લતાની સાથે થતી જોઈ શકાય છે. કદલીથંભ જેવી જાંઘ, તિલ પુષ્પ જેવું નાક, કમળદંડ શા હાથ, કમળદોડા જેવી આંખ વગેરે જોતાં વૃક્ષની નજાકતતા અને પ્રફુલ્લિત કમનીયતાનું આ કાળે સૌંદર્યદર્શી પાસું વધારે ઉપાસ્ય બનતું જોઈ શકાય છે. વૃક્ષ–વેલીના લગ્નની મધુર કલ્પના રમણા આ કાળનું જ કલ્પન છે.

મધ્યકાળના છૂટા છવાયા રજવાડાંના લોકોમાં ધાર્મિક પ્રકારની સંકુચિતતા વધતી ગઈ. ધર્મના નાના મોટાં વર્તુળો રચાતાં ગયા. તેમાંથી પંથો ફંટાયા એટલે વિશાળ પ્રકૃતિ પ્રત્યેનો ઉદાર પૂજ્યભાવ હતો તેમાં ઓટ આવી. લોકો ઈષ્ટદેવની જ આરાધનાના પરિઘમાં રત બની ગયા.

આ કાળમાં પરદેશી અને બીન હિંદુઓના ક્રમબદ્ધ આક્રમણો આવતાં ગયાં. લોકોની સ્વસ્થતા અને શાંતિ સ્ખલિત થઈ. માનસ સંકુચિત બન્યું, શહેરો અને ગામડાંનો વ્યાપ વધ્યો, પરદેશીઓ ભારતમાં

---

૨ આ માટે જુઓ સાંચી ભારહૂત અને બુદ્ધગયાના સ્તૂપો, ભાસ કાલિદાસની કૃતિઓનાં વૃક્ષ અને માનવ સંબંધનાં શિલ્પો અને વર્ણનો, અલંકરણો વગેરે.

આવીને સ્થિર થતા ગયા, વસ્તી વધતી ગઈ, જંગલો કપાતાં ગયાં અને ખેડાઉ જમીન વધારાતી ગઈ, આ બધું જોતાં જનસમુદાયના મનમાંથી વૃક્ષદેવતા પ્રત્યેની શ્રદ્ધા ડગતી ગઈ. માત્ર પ્રકૃતિના વૃક્ષતત્ત્વરૂપે જ તે સ્થિર થતી ગઈ. વળી બીન હિંદુઓ વૃક્ષોને પૂજતા નહોતા પણ વૃક્ષના સમગ્ર સૌંદર્યરૂપના તેઓ શોખીન તો હતા જ, તેથી તે કાળના બીનહિંદુ રાજા–પાદશાહાઓએ ઉપવન અને બાગબગીચા વધારે રચાવ્યા. જેમાં પુષ્પાચ્છાદિત વૃક્ષો નયનરમ્ય બની રહેતાં હતાં. આ કાળે વૃક્ષપૂજાની ભાવના કરતાં વૃક્ષના સૌંદર્યરૂપને અસ્વાદવાની ભાવના વિશેષ વિકસેલી જોઈ શકાય છે.

વળી આ સમયની પરંપરામાં વૃક્ષ કરતાં તેના પ્રતીકરૂપોની ભરમાર વધી, તેના પ્રતીક રૂપોનું પ્રયોજન વધતું ગયુ. જેમકે આમ્રફળમાતૃત્વ તત્ત્વદાયક ફળ, તે ખાવાથી વાંઝિયા મેણું ટાળવાની અનેક કથાવાર્તાઓ પ્રચલિત થઈ, તેમાં ફળ મંત્રવાના પ્રયોગો, તંત્રમંત્રની ભાવનાઓ પણ વધી પડી. ઝાડ પવિત્રતાને બદલે મેલી વિદ્યાના અધિષ્ઠાન તરીકે પણ પૂજવાનું શરૂ થયું.

૧૩મી સદી પછી શિલ્પોમાંથી ઝાડો અદૃશ્ય થતાં ગયાં. સ્તંભના કંડારોમાં શોભનોએ સ્થાન લીધું. વળી આ કાળની અપભ્રંશચિત્ર શૈલીમાં વૃક્ષના બાહ્ય રૂપનું જ માત્ર આલેખન થવા લાગ્યું, તે પછી પરંપરાએ મેવાડ શૈલીમાં તે વધારે રંગદર્શી બન્યું. મુઘલ સમયમાં વૃક્ષનું આલેખન વાસ્તવદર્શી બન્યું અને રાજસ્થાની કલમો બુંદી અને કિશનગઢ તેમજ હિમાલયની પહાડી શૈલીમાં તે અંતે સૌંદર્યદર્શીની બની રહ્યું.

આધુનિકકાળના સીમાડે પહોંચતા પહોંચતા વૃક્ષપૂજાનું રૂપ તદ્દન બદલાઈ ગયું. વૃક્ષો પોતપોતાના સૌંદર્યદર્શીપણાની રીતે, ફળ આપવાની રીતે તેમજ ઈમારતી કામના ઉપયોગ તરીકે વિભાજીત થઈ ગયાં. પૂજનક્ષમ વૃક્ષો તો આ કાળે ગણત્રીનાં જ રહ્યાં જેમ કે પીપળો એ હિંદુ, જૈન, બૌદ્ધ સર્વમાં પૂજનીયરૂપે જળવાતો રહ્યો. આસોપાલવ અને આંબો સમૃદ્ધિ અને માંગલ્યના પ્રતીક રૂપે રહ્યો.

આમ યુગયુગોની સમગ્ર પરિપાટીના વહનકાળે દેશજ લોકોની વૃક્ષ પ્રત્યેની વિભાવના પ્રકૃતિપરાયણ હોવાથી, વધારે આત્મીય પ્રકારની રહી છે. દેશજ સાહિત્યનું બહોળું પ્રભવસ્થાન મધ્યકાળ હોવા છતાં, તેના મૂળ તો શુંગ અને મૌર્યકાળ પહેલાંના છે. પૌરાણિક કાળની પરંપરા અહીં સુધી સળંગ રૂપે સંધાએલ જોઈ શકાય છે. એટલે જ દેશજ જીવન અને સાહિત્યમાં કથા, વાર્તા, વ્રતો, ગીતો વગેરેમાં કેન્દ્રસ્થાને રહી છેઃ તેમજ વૃક્ષની ચમત્કારિક વાતો, સ્વરૂપો અને પ્રતીકો વધારે જીવનલક્ષી બની ગયાં છે. દેશજ વાર્તાઓમાં વર્ણિત બારગાઉનો વડલો કે ખોખડધજ પીપળો, ફળે લચ્યો આંબો કે બોરે મઢી બોરડીને દેશજ જીવનમાં સ્થાન છે. એટલે જ આ લોકોએ આ બધા જ વૃક્ષોનેય એક આરે ન પૂજતાં તેના પણ વર્ણો કરી નાખ્યા હશે ને? જેમકે પીપળો એટલે બ્રાહ્મણ તેને તો જનોઈના ઠાઠ જ અરઘેને? આંબો તો રહ્યો રાજવી, એટલે, ક્ષત્રિય, પત્થર મારતાંય કેરી આપે, આવો સહનશીલ, ક્ષમા વીરનું ભૂષણ–તેવો દાનવીર રાજવી જેવો. મહુડો નીચ શુદ્ર કારણ કે તેનામાં કેળિકાળનો વાસ છે. અને કાંટાળા વૃક્ષ ઝાડો માત્ર હલકી કોટિના એનું તો બળતણેય હિંદુઓને ન ખપે. ભૂંભલા, કાંટાળો બાવળ વગેરે નીચલી કોમના લોકો જ બાળે. ઉચ્ચવર્ણના લોકો આને કોઈ દિસ ન બાળે.

નારીના વરત વરતુલામાંય વૃક્ષ તો હોય જ ને? મંજરીભરી તુલસીને આજેય સ્ત્રીઓ 'તુળશીમા' તરીકે પૂજે છે. અને કારતકી શુદ અગિયારસે તો તુળશી અને ઠાકરને પરણાવ્યા પછી જ લગ્નનો ઢોલ વાગે છે. વળી જનમાનસમાં વિવિધ રીતે સ્થિત થએલા દેવદેવીઓ અને ભૂતપ્રેતનો વાસ પણ ઝાડવે હોવાનું કલ્પાયું છે. જેમ કે શીતળા માતાનો વાસો બોરડીએ, મામાનો વાસ ખીજડે, ભૂતનો વાસ પીપળે અને ડાકણ આંબલીએ. આમ સૌના વાસો અમુક ઝાડ પર હોવાથી તે પ્રકારનાં ઝાડોને કોઈ કાપતું નથી, બાળતું નથી અને સુરક્ષિત જાળવી રાખે છે. આમ અમૂક નિષેધોથીય ઝાડો સચવાઈ રહ્યાં છે.

દેશજ ગીત રાસડામાંય વૃક્ષના પવિત્ર અને નયન રમ્ય દર્શનાત્મકતાનાં સુંદર વર્ણનો જોઈ શકાય છે. જેમ કેઃ

"આંબલિયો થડે રે થોડેરો,
ડાળે ડાળે અતિ ઘણો રે.
એને થડય માણું છે મોતી,
પૉલી છે પરવાળિયા રે.
પાંદડે પોથીનો રંગ ડાળખીએ દીવા બળે રે."

ઉપરાંત ગ્રામવૈદ્યો રોગનિવારણ માટે વૃક્ષ અને વનસ્પતિનો ઔષધિઓ તરીકે ઉપયોગ કરે છે ત્યારે પ્રથમ તેને પૂજન નમન કરીને જ તેની છાલ, ફળ, ફૂલ કે પાંદડાં ચૂંટે છે. વળી ગ્રામ બાળકોના રોગનિવારણ માટે વૃક્ષોની માનતા મનાય છે અને બાધા પણ રખાય છે. નાનાં બાળકોને મોટી ઉધરસ–ઉટાંટિયું થાય ત્યારે તે બાળકને લીંબડાના ઝાડના મૂળિયા નીચેથી સાત વખત આરપાર કાઢે છે, વળી આવળમાની માનતા કરી ખીજડાની છાલ અને નકટ્ટીનું લાકડું ડોકમાં પહેરાવે છે. રૂખડો (ઋક્ષ)ના વૃક્ષની માનતા માને છે અને છોકરાંને જ્યારે ઉધરસ મટે છે ત્યારે ઘરની અને અડોશ પડોશની બાઈઓ ગાંઠિયા કે ફાફડા લઈને રૂખડે જાય છે અને ત્યાં બેસીને ખાય છે. આમ વનભોજન કરીને વનવૃક્ષ રૂખડાને પૂજે છે.

દેશજ બાળ સાહિત્યમાં પણ વૃક્ષને પરોપકારી, દયાળુ અને બાળકો તેમજ લોકોને આશ્રય, ફળ, ફૂલ અને છાંયડા આપનાર તરીકે વર્ણવ્યું છે. જેમ કે ભટુડીની બાળવાર્તામાં ઝાડવું ભટુડાંને ચેતાવે છે. અને વાઘડો તેને મૂળ સુધી કાપી નાખે છે. સોનબાઈની બે વાર્તાઓમાં રૂખડો તેને અંકાશમાં લઈ જાય છે. બીજીમાં મૃત્યુ પછી માથે બોકડીનાં ઝાડરૂપે ઊગે છે. મૃતઃમાનવી કે બાળક ઝાડ થઈને ફરીથી પાંગરે એવા વળાંની આપણે ત્યાં પુરાણની તપતી પારિજાતનું વૃક્ષ થઈ, ઉર્વશી વેલી બની ત્યાંથી માંડી "આંબાભાઈ લીંબાભાઈની વાર્તામાં ભાઈબહેન આંબો અને એલચીરૂપે ઊગી નીકળે છે, તે વૃક્ષની સોરંભને, રૂપને અને મૃદુતાને વર્ણવતું રૂપાળું પાસું છે એટલે જ બાળકોથી માંડી વૃદ્ધજન સૌ તેને રક્ષે પૂજે અને કાપે નહિ માટે આવી રસિક વાર્તાઓ મંડાણી છે.

વળી કહેવત ઉક્તિઓમાં પણ વૃક્ષને, વૃક્ષના પ્રતીકરૂપોને મહત્ત્વનું સ્થાન છે. જેમ કે "બાપ તેવા બેટા, વડ તેવા ટેટાં", "પાપ પીપળે ચડીને પોકારે", "કેળના ગાભા જેવી કૂંણી" "મીઠા ઝાડનાં મૂળ ન કઢાય" આવી તો અનેક કહેવતો છે. ઝાડ વિષે થોડીક રસિક માન્યતાઓ પણ લોકોએ ઉપજાવી કાઢી છે. જેમ કે વીંધાતી કેળની ચીસ સાંભળે તે ૭ મહિનામાં મરી જાય, દેવનું ઝાડ કાપે તો ધનોતપનોત નીકળી જાય, ઘર આંગણે પીપળો વાવે તો કુળનો નાશ થાય તેથી જ કહેવાય છે કે "પોરમાં પીપળો ઉગ્યો".

આમ વૃક્ષો પૂજનીય રૂપે, પ્રતીક તરીકે, માતૃત્વના દેનાર તરીકે દેવદેવતાના રહેઠાણ તરીકે, રક્ષનાર, ઔષધિરૂપે, સૌંદર્યરૂપના શોભન રૂપે વિરાજ—તું વૃક્ષ ખરેખર "કલ્પવૃક્ષ" જ છે. વૃક્ષારોપણની સાથેસાથ એક વાત જરૂર યાદ રાખવી જોઈએ કે બને ત્યાં સુધી વૃક્ષનું ઉચ્છેદન ન કરવું અને કાપવું નહિ. તેથી જ દેશજ સાહિત્યમાં કહેવાયું છે. :–

પીપળપાન ન તોડીએ, ન ભાગીએ વડની ડાળ,
વહેતાં જળમાં થૂંકીએ, તો બેસે ગુરુને ગાળ.

## વૃક્ષનસે મત લે

વૃક્ષનસે મત લે
મન તુ વૃક્ષનસે મત લે
કાટે વાકો ક્રોધ ન કરહી,
સિંચત ન કરહીં નેહ – વૃક્ષન.

ધૂપ સહત અપને સિર ઉપર
ઔરકો છાંહ કરેત
જો વાહીકો પત્થર ચલાવે
તાહીકો ફૂલ દેત – વૃક્ષન.

ધન્ય ધન્ય યે પર ઉપકારી
વૃથા મનુજકી દેહ
સૂરદાસ પ્રભુ કહં લગ બરનૌ
હરિજનકી મત લે – વૃક્ષન.

# અભિજાત વાર્તાકાર સ્વ. જેઠસુરદેવ

જયમલ્લ પરમાર

કોટાનકોટિ તારક–નક્ષત્રો, ગ્રહો અને નિહારિકાઓ વડે અનંત તેજોરાશિથી ચળકતા આભમાંના અગણિત તારાઓમાંથી એકાદ તારો ખરી પડે એની ઈશ્વરને ઘરે કદાચ ખોટ નહિ વરતાતી હોય, કારણકે ઊગવું અને આથમવું, સર્જવું અને સંહરવું એ તો એનો નિત્ય ક્રમ રહ્યો ને ! તારાઓનું સૌભાગ્ય તો અબજો વર્ષોનું કહેવાય છે, પણ ટૂંકું આયુષ્ય લઈને અવતરેલો તારો પણ ઈશ્વરના ઘરની એટલો વખત વ્યવસ્થા જાળવીને પોતાના તેજોરાશિથી બ્રહ્માંડમાં અચૂક અમીવર્ષણ કરતો જાય છે તે એના ઓછા સૌભાગ્યની વાત નથી.

લોકજીવનના આભમાંથી એવો એક અમી વર્ષતો તારો ખરી ગયો અજાજૂડ વાર્તાકાર શ્રી. જેઠસુરદેવનો. દસ બાર વરસથી તો એમને ઘડપણ ઘેરવા માંડેલું. આજે તો બે પાંચ વરસ પ્રસિદ્ધિના પડમાંથી બા'રો (બહાર) રહેનાર જગદષ્ટિમાંથી ઝડપથી વિસરાઈ જાય છે ત્યારે જાગતા નરને જ સેવનારૂં જગત કદાચ જેઠસુરદેવને વિસરી પણ ગયું હોય. એમ તો આજના ય ચળકાટ આવતી કાલે ભુલાઈ જવાના છે. અરે ખાનખાનાનને પણ લોકદષ્ટિમાંથી લુપ્ત થતાં વાર નથી લાગતી. કારણકે છેતરામણો ઈતિહાસ છે ભૂતકાળનો અને વર્તમાનનો પણ. ઢીંગલીની રમતું દેખાડનારા અજબ ગજબના ખેલ બતાવતા હોય છે પણ આખર તો એ ઢીંગલાં ચીંથરાનાં જ હોય છે. એવી ચીંથરવેલ્યને વીરમૂર્તિઓના અને સડેલાઓને સાવઝના સ્વાંગ આજે ય કયાં નથી પહેરાવાઈ જતા ! પછી તો માયલા ભેદ પ્રગટતા જાય તેમ તેમ તેની પરખ પડતી જાય છે.

ભૂતકાળને જીવાડવાના અનેકવિધ અખતરા છતાં જગત તો ઊગતા સૂરજને પૂજનારૂં છે. ભૂતકાળ ભુલાઈ જાય છે પણ રહી જાય છે એ ભૂતકાળને પોતાના જીવનધૂપથી ધમધમતો રાખનાર સંસ્કારવીરોની જીવન–સૌરભ. એવી અભિજાત સંસ્કાર–ચૂંદડીની એક મઘમઘતી ફૂલવેલ્ય એટલે જેઠસુરદેવ. રાજકોટ રેડિયો ઉપર વાર્તાના પ્રથમ મોરલા નચવનાર અને વર્ષો લગી ખાનદાનીનાં ને ખમીરનાં, દિલાવરીનાં અને માટીવટનાં પાણી વહેવડાનાર એ પ્રથમ પુરૂષ. પણ વિવેકમાં અને મરજાદમાં આડો આંક.

એમને કદી માયકાંગલા મનોરંજનના, લોકબોલીની વિકૃતિના, અસભ્ય ભાષાના, ઠઠ્ઠા મશ્કરીની ક્ષુદ્રતાના, નાત જાતની નરપલાઈના કે સ્ત્રી–પુરુષની હલકાઈના ઓડકાર નથી આવ્યા. એમણે સદાય આદમજાતનાં ઉચ્ચ તોખમને જ આળેખ્યાં છે. વિવેક વણસતો લાગે ત્યાંથી સરકીને ઢળેલી આંખે આઘા જઈને ઊભા રહે. એમણે સદાય લોકની મરજાદ જાળવી છે. જનતા એમને મન જનાર્દન હતી. મદારીની ડુગડુગી ઉપર તાળીઓ પાડીને નાચતી જનમેદની ન હતી. પ્રેમ કે શૃંગારને નામે પણ રતિરસ વડે એના આશ્રયદાતાઓનાં દિલ કદી દુષિત નથી કર્યાં. એમણે સદાય ડાયરાની અદબ કરી છે. એમને સદા અમીના જ ઓડકાર આવ્યા છે. પોતે બારોટ હતા. વાળાકના આયરોના વહીવંચા હતા. આયરોની આબાદીમાં પોતાની આબાદી માનતા. આયરોને જાચતા, બિરદાવતા પણ પૈસા કે પ્રતિષ્ઠાના ઘમંડ ખાતર એમણે કદી આદમિયતને અભડાવી નથી, તેમ ચીંથરવેલ્યને વીરમૂર્તિના વાઘા કદી સજાવ્યા નથી.

આજે જોકે જાતિ–કુલોનું અને એના અભિમાનને બિરદાવતા રહીને એના ઉપર નભનારી યાચક જાતિઓનું ઐતિહાસિક કાર્ય પૂરૂં થયું છે. આપણા દેશમાં રાષ્ટ્રીયતાનો વિકાસ થતાં વર્ગો અને જ્ઞાતિઓથી સર્જાતા અને સર્જાયેલા ઉચનીચના ભેદો જ સામાજિક સમાનતાના ઘાતક અને રાષ્ટ્રની પ્રગતિના અવ-

રોધક જણાતાં પશ્ચિમના સામ્યવાદે અને ગાંધીજીના સર્વોદયવાદે જ્ઞાતિવિહીન, વર્ગવિહીન અને બિન-સાંપ્રદાયિક સમાજરચનાના વિચારો આપ્યા અને એમાંથી જ લોકશાહી–સમાજવાદનો ઉદ્‌ભવ થયો છે. ગાંધીજી પછી જવાહર અને જવાહર પછી ઈંદિરાજી રોજેરોજ સમાજના આ મહાન શત્રુ જ્ઞાતિવાદનો વિરોધ કરી એને નાબુદ કરવા હાકલ કરી રહ્યાં છે.

શ્રી. જેઠસુરદેવ વાર્તાના ક્ષેત્રે પણ પોતાની અને બીજાઓની શક્તિ–મર્યાદાને સમજનારા, વાર્તાની ઓછી આવડતવાળાને આશ્વાસન દેનારા, વાર્તાની ખીલતી શક્તિને આવકારનારા અને પોતાથી વધુ શક્તિ કે તેજ દેખાતાં તેમને મન મૂકીને પ્રશંસનારા ખેલદિલ વાર્તાકાર હતા. જો કે પોતે વાર્તાકાર હોવાનું લવલેશ ગુમાન એમણે કદી ધાર્યું ન હતું. એમની નમ્ર વાર્તાકલાને પવનની પાંખે વીંઝાવનાર તો હતા કવિ શ્રી. દુલાભાઈ કાગ અને અન્ય મિત્રો.

શ્રી. જેઠસુરભાઈ કદાચ કવિશ્રી દુલાભાઈ કાગ કરતાં બે ચાર વરસે મોટા છતાં બચપણ બન્નેએ ગોઠિયારૂપે જ ગાળેલું. એ કાળે મહુવા પરગણાના ડોળિયા ગામના ગીગા બારોટ ઘણા મશહૂર ને પ્રાસાદિક કવિ. (એમનો ટૂંક પરિચય ને કેટલાંક ગીતો 'ઊર્મિનવરચના'ને પાને એકથી વધુ વખત પ્રગટ થઇ ગયેલ છે) જેઠસુરભાઈ એ ગીગા રાવળના ભત્રીજા થાય. નાના હતા ત્યારે શ્રી. દુલાભાઈ કાગ ને શ્રી. જેઠસુરભાઈ ભેગા સીમ–વગડો આથડતા. બેય વચ્ચે બાળપણનો સ્નેહ. ગીગા રાવળની કેટલીક રચનાઓ જેઠસુરભાઈ પાસેથી સાંભળીને શ્રી. દુલાભાઈ કંઠસ્થ કરી લેતા.

જેઠસુરભાઈ સાવધ માનવી હતા. પોતાની શક્તિ મર્યાદા તેઓ જાણતા. એમણે શ્રી. દુલાભાઈની શક્તિમાં અગાધતા જોઈ અને જીવનભર એમને 'ભગતબાપુ' કહી એમના ભક્ત થઈ રહેલા. પણ શ્રી. દુલાભાઈ પોતાનો વિવેક કેમ ચૂકે? ચારણો પોતાના રાવળોને 'રાવળદેવ' કહીને આદરથી બોલાવે. પછી કાંઈક દેવ જેવા હોવા પણ જોઈએ. ભેંસાસુર જેવાને 'દેવ' કહીને બોલવે તો ત્રણેય ભોંઠા પડે. શ્રી દુલાભાઈને મુખે 'દેવ' સંબોધન ભારી રૂડું લાગતું. એમાંથી જ શ્રી. જેઠસુરભાઈ 'જેઠસુરદેવ' તરીકે ખ્યાતિ પામ્યા અને જીવનભર શ્રી. દુલાભાઈએ એમને દેવ તરીકે જ જાળવ્યા. હતા પણ દેવ જેવા સતજુગીઆ આદમી.

આયરો કે બાબરીઆઓના રૂપાળા ડાયરા વચ્ચે બેઠા હોય તો સમાન પ્રતિભાશાળી લાગે. રક્ત-રંગી ઉજળો વર્ણ, ભક્તિભીની આબદાર આંખો, ગરવાઈ છલકતું મુખ, હાથમાં બેરખો, આંટિયાળી પાઘડી ને ભેટ બાંધેલાં સફેદ વસ્ત્રોમાં બહુ રૂડા દીસતા. મૂળે ય આયરનું જ દૂધ. ઠળિયા ગામના લખમણ બારોટનાં વિધવા પોતાના સાતેક વરસના દીકરા હરભમને લઈને ત્રાપજ ગામે વણાર શાખાના આયર મેપા મોભને ત્યાં દુકાળ વરતવા આવેલાં. રહી ગયાં. હરભમ પંદરેક વરસનો થાતાં એને એરૂ આભડયો, ડોશીનું કલ્પાંત મેપા મોભથી સહ્યું ન જાય. પોતાના સાત દીકરામાંથી એક દેવસી નામે દીકરાનું પોતાના બારોટનાં વિધવાને હરભમ સામે દાન કર્યું. એની સોળમી પેઢીએ થયા તે કુંભણ ગામના આપણા જેઠ-સુરદેવ.

જેઠસુરદેવ નખશીખ જૂનવટવાળા. એમની બોલીનો વળોટ પણ વાળાકનો તળપદી. એથી શુદ્ધ ગુજરાતીથી ટેવાયેલા લોકોને એમના ઉચ્ચાર સમજવામાં મુશ્કેલી પડતી. એ કારણે તેઓ જાહેર સમારંભોમાં બહુ વાર્તા ન માંડતા. અનેક વાતડાંઓ ને વાર્તાઓના ભંડાર પણ તળપદા વાળાકી ઉચ્ચારને કારણે સમાજ એમનો જોઈએ તેવો લાભ નહિ લઈ શકેલ.

વાળાકમાં જવા આવવાને કારણે મારો અને એમનો પચ્ચીસેક વરસનો પણ ગાઢ પરિચય. ગિરથી માંડીને બાબરીઆવાડ થઈને ઘોઘાબારા સુધીના કંઠાળ પ્રદેશમાં અમે એક વખતની મહાન પણ અફીણ ને દારૂમાં ખંખ થઈ ગયેલી જાતિઓને દારૂ છોડાવવા પાંચ સાત વરસ સુધી સાથે ફરેલા. શ્રી. દુલાભાઈ કાગ પણ દેવને જ્યાં હોય ત્યાથી બોલાવી જ લ્યે. ખુમાણોમાં, બાબરીઆઓમાં, આયરોમાં, સરવૈયાઓ ને વાળા દરબારોમાં, ગોહિલો (હમીરજીના કુળના) અને ખસિયાઓમાં જ્યાં

જઈએ ત્યાં 'દેવ' વગર ડગલું નથી દીધું.

આજે જ્યાં કલા અને કલાકારોનો નામે કાવાદાવા ને કુટિલતા ખેલાઈ રહ્યાં છે ત્યાં આયરોના આ બારોટ પોતાના પેટ માથે પગ દઈને આયરોમાંથી દારૂ છોડાવવા અમારી સાથે નેસડે ને ગામડે ભમી પોતે પ્રાયશ્ચિત કરતા હતા. એમના આયર યજમાનોએ એમને ય પરાણે દારૂ પીવરાવેલો. એક દિવસ દારૂના ડાયરામાં ખીચડીની તાંસળીમાં લાડુ ચોળીને ખીચડી ભેગા ખાતાં ડાયરે એમને ઠઠ્ઠા મશ્કરીની લ્હાણુમાં લીધા. ત્યારથી ચેતી ગયા. પત ખોવાય તે પહેલાં દારૂ છોડયો ને અડાભીડ આયરોમાંથી દારૂને દેશવટો આપવા અમારી સાથે ચાલી નીકળ્યા.

જીવનમાં સુખદુઃખ તો એમને ય ઘણાં આવ્યાં હશે પણ એક આંચકો એવો લાગ્યો કે એમને ભાંગી નાખ્યા. ગિરના નાકે ખાંભા ગામથી થોડા માઈલ છેટે ચતુરડીનો નેસ છે. ત્યાં એમના એક પુત્રે બીજા દસ ભાઈબંધો સાથે દારૂની જ્યાફત ઉડાવી. દારૂમાં ઝેરી અંશ આવી ગયો હશે તે ૧૧ માંથી આઠની લોથ ઢળી પડી. એમાં એમનો રાજવી જેવો રૂપાળો જોધારમલ પુત્ર પણ હતો. એના કંઠની બુલંદીનો અણસાર પણ શ્રી. મેરૂભા ગઢવી જેવો. બાપ દારૂ છોડાવે ને બેટો દારૂ પીને જ ઢળી પડયો. આ કારમા બનાવે જેઠસુરદેવને ભાંગી નાખ્યા.

એ પછી થોડા જ સમયે મજાદર ગામે શ્રી. દુલાભાઈ કાગને ત્યાં ગુજરાતના સાહિત્યકારોના મેળાવડામાં અમે મળ્યા. પણ અમને બેયને બેય પ્રકારનો એટલો બધો આઘાત કે દેવનું દિલ ન દુભાય એટલા ખાતર હું મોઢું ખોલીને ખરખરો ન કરી શકયો, ન જેઠસુરદેવ ઊંચી આંખ કરીને મારી સામે દર્દભરી મીટ પણ માંડી શકયા. યંત્રસંચાલિત પૂતળાંની જેમ અમે મળ્યા, છૂટા પડયા પણ વણબોલ્યે વાતું કરી લીધી. આવી હતી એ લોકકલાકારની ખાનદાની.

વિવિધ કળાના કાર્યક્રમો આજકાલ ખૂબ પ્રસિદ્ધિ અપાવે છે. ધાર્મિક, સામાજિક, આર્થિક અને રાજકીય જીવનનું માધ્યમ જ આ પ્રસિદ્ધિ બની છે. એ બધું ખેંચી લાવે છે. પ્રસિદ્ધિના આવા વ્યામોહને કારણે જ સારા સારા માણસની કુટિલતા અને કાવાદાવામાંથી સૂગ ઘટતી ગઈ છે. કીર્તિની કામના–પ્રસિદ્ધિનો મોહ પહેલાના જમાનામાં પૂણ્યકાર્ય કરાવતો, આજે પ્રપંચ ખેલાવે છે. પહેલાં એ મોહ દીનદુઃખીની સેવા તરફ દોરી જતો, આજે દંભ અચરાવે છે. આમ આ કલાનાં કરાફાત ઝાડવાંને પંપાળીને પોષવામાં શરાફત મનાતી થઈ છે. આ રીતે આ કાવાદાવા ને કુટિલતા સમાજના શીલ અને સદાચારનાં ભક્ષક બન્યાં છે. ત્યારે શ્રી. જેઠસુરદેવ જેવા નમ્ર કલાકારો શીલ અને સદાચારના રક્ષક બનતા. એટલા માટે જ હું જેઠસુરદેવને અભિજાત વાર્તાકાર કહું છું.

અઢળક વાતું એના અંતરના કુબાટમાં સંઘરાઈને પડેલી. પોતે જરૂરજોગું જ બોલતા. ગિરની અને કંઠાળ પ્રદેશનાં મહાન જાતિઓ અને એના જાખી નરવીરોની અફીણ, દારૂ ને કુલાભિમાનથી થયેલી બરબાદીના પોતે જીવનભરના સાક્ષી હતા. ઘણી ઘણી વાતો એમના અંતરમાંથી હું કઢાવી શકેલો, છતાં ઘણી ઘણી રહી ગઈ. છેલ્લાં સાત આઠ વરસથી તો એમને ય વિસ્મૃતિ આવી ગયેલી. એટલે વધુ વાતો મેળવવાના મારા પ્રયત્નો અફળ રહ્યા.

એવી એક વાત તે ખાંભા પાસેના કંટાળા ગામના કરણ જેવા દાતાર રામનોળની હતી. રામનોળનું ખોરડું જેઠસુરદેવની ત્રણ પેઢીથી આશ્રયદાતા. એટલે રામનોળની મહત્તા સાથે હૃદયને ઊંડે ખૂણે છૂપું દર્દ પણ સંઘરીને બેઠેલા. જો દારૂ એમને ડુબાડી ન ગયો હોત તો રામનોળનાં લેખાં પુણ્યશ્લોકમાં લેખાત. આલા આલાને હાલા (દારૂ) કેવો હડપ કરી જાય છે એમાંનું એક એ સળગતું સ્મરણ છે.

છેલ્લે છેલ્લે રામનોળના ખોરડાં સાથે મારે પણ થોડો સંબંધ બંધાયો. રામનોળના પુત્ર પાતાભાઈ જુવાનીમાં પાછા થયેલા. આજે એમના દીકરા બાઉનોળ પણ કરમી આદમી છે. દારૂના મગરમચ્છે ત્રીજી પેઢી સુધી મારેલી પછડાટ મેં નજરે જોયેલી. આજે એ વાત પૂરી લાગણીથી જેઠસુર દેવને અને રામનોળને અંજલિરૂપે તે દિવસે ટપકાવી લીધેલી તેમાંથી રજૂ કરું છું. 'કંટાળાના કરણ દાતાર રામનોળ'ની.

# કંટાળાના કરણદાતાર રામ નોળ

જયમલ્લ પરમાર

વીકો નોળ કરીને આયર. બે પાંચ ભેંસું. ગિરમાં ફરતો ફરતો રહે. નેસડાં બદલાવ્યા કરે. ઘરમાં આયરાણી વાલબાઈ. પણ જીવ એક ને ખોળિયાં જુદાં. ભગવાને બે દીકરા દીધા. એકનું નામ લાખો ને બીજાનું નામ રામ. દસ દસ બાર બાર વરસના દીકરા થયા. દસેક ભેંસું થઈ.

એમાં પડયો છપનીઓ કાળ. છપનીઆનું વર્ણન શું કરવું? એવો કાળ આખા દેશમાં પડયો કે કોઈ કોઈનું કોઈ નહિ. રધી (રિદ્ધિ) જ હાલી ગએલી. રાંકાટ રાંકાટ અને રાંકાટ. આવી વસમી વેળામાં વીકા નોળ ઘરધણીને ઝૂંપડે સાંજ પડે ત્યાં દસ વીસ અન્નના ભૂખ્યા આવે અને બટકું રોટલો ને છાશની તાંસળી પીને જાય. સવારમાં ઊભા થઈને બાઈ ભગવાનને વિનતી કરે કે: "હે મા'રાજ! લાજ રાખજે કે અમારે આંગણેથી કોઈ રોટલા વિનાનું ન જાય."

ધૂળનું ખાતર ગુણ કરે છે ત્યારે રોટલાનું ખાતર થોડું જાય? વીકો નોળ પાછા થયા. મોટાભાઈ લાખો નોળ જુદા થયા. રામ નોળનાં લગન કોવાયા-ગામ લાખણોતરા આયરોમાં થયાં. બાઈનું નામ જીવીબાઈ. માંડયું ખાડુ વધવા. પંદર વરસ થયાં ત્યાં તો શીંગમાં વા બોલે એવી સાઠેક ભેંસું આંગણે થયું. માંગડા ડુંગર પાસે ગાયકવાડના ખાંભા તાબે કંટાળા ગામ વસાવ્યું અને જમીન વીઘા ચારસો રાખી. વિઘોટી બહુ જ હલકી. ચારસો વીઘાના સો રૂપિયા ભરવા પડે. ભેંસુંનાં અઘળાં ખાતર. નીપજ આવવા માંડી ને રોટલો વધાર્યો. સાધુ, બ્રાહ્મણ, ચારણ, બારોટ કે આવો વરણ અઢાર.

દરીઆદા બારના બે ઓરડા. એક સૂવા બેસવાની ચોપાટ. ફળીઆમાં ભેંસું બેસે. દસ બળદ. સાથી ગોવાળ થઈ ઘરનું પંદર માણસ. મોટા ભાઈ લાખો નોળ વહેલા ગુજરી ગયેલા. તેના બે દીકરા પણ સાથે. એકનું નામ વીકો ને બીજાનું નામ હાદો. ભગવાન નવરો હશે તે દી બેય ભાઈને ઘડેલા. ઘઉં-વરણો વાંન, કેરીની ફાડ જેવી ત્રંબકવરણી આંખ, મોટાં કપાળ અને બેઠા હોય તો અણપૂછ્યા અમીર.

ઘરધણીને ભગવાન રાજી હોય એવો દસકો જામ્યો. ભેંસું, ગાયું, બળદ, જમીન, નરવાઈ, ઉદારતા ને મનમોટાઈ. બધા ઘરને એક જ બંધાણુ કે જેદી કોઈ મેમાન ન હોય તેદી આખા ઘરને બગાસાં આવે. કોઈને ગોઠે નહિ. ઝાંપે નીકળીને ભાઈ દીકરા વાટ જુએ કે કોઈ મે'માન આવે છે કે નહિ?

રામનોળને એક જ દીકરો. નામ પાતોભાઈ. પછી તો રામનોળનો જશ સૌરાષ્ટ્ર આખામાં ફરી વળ્યો ને પોગ્યો ગુજરાત મારવાડમાં. સારા સારા કવિઓ આવે. મન ફાવે ત્યાં સુધી રોકાય. એકલા દૂધની ચા. હજાર બીડીનું ડબલું ભર્યું રહે. દૂધ ઘી તો પાણીની માફક વરે. મે'માન તો શરીરે વધી જાય પણ ઘોડું યે પંદર દી રોકાય તો તૈયાર થઈ જાય. ખડનો પાર નહિ. એ વખત પાલી પાલી બાજરો. આવો રિવાજ. રાતે દારૂ પીવાનો સમય. જે દારૂ પીતા હોય તે બધા પંગતે બેસે. રાતે નવ વાગ્યે દારૂ શરૂ થાય. જેને જેટલો ફાવે તેટલો દારૂ પીએ. બે કલાક એ ઘડય ચાલે. અને દરરોજ રાતે અગિયાર વાગ્યાથી વાળુ શરૂ થાય. તે દિવસે આ વર્ગ દારૂ પીએ એ આબરૂમાં લેખું હતું.

ઘરમાં જીવીબાઈ એનાં કેટલાં વખાણ કરવાં? પચાસ પચાસ અધશેર અધશેરના સંઘેડા ઉતાર રોટલા. રાતે કઢી. પણ કઢી કેવી? દિવસના પાંચ વાગ્યે કાળી માટીના મોટા પાટીઆમાં છાશ નાખે, ડોયલો લઈ એને ચારથી પાંચ કલાક હલાવે. થોડો બાજરાનો કે ચણાનો લોટ નાખે. રોટલાને બટકે ચડે એવી ઘાટી થાય. તાંસળીમાં બે રૂપિયાભાર ઘી અને નવટાંક કઢી. એના ઉપર લસણવાળી ચટણી ભેળવી પછી ખાય.

પણ એ કઢીનો સ્વાદ દાઢમાં રહી જાય.

મહેમાન, ભાગીઆ, સાથી, ગોવાળ બધાને ખવરાવી જીવીઆઈ રાતે એક કે બે વાગ્યે વાળુ કરી, દૂધમાં મેળવણ નાખી સૂવે. ફક્ત ચાર જ કલાક. તે વખતે દળવાની આ મશીન ઘંટી નહિ. રામનોળને ઘરે દરરોજ દોઢ મણ બાજરો દળાય. એમાં દસ શેર એટલે એક માણું જીવીઆઈ દળે. પ્રાગડ વાસે ત્યાં ચાર ચાર ગોળીમાં છાશ ફેરવાય. છાશ માટે ઉનાં પાણી. અધમણ માખણ ઉતારે ત્યાં તો સાથી ગોવાળો માટે ચૂલે તાવડી ચડે ને સવારમાં દસબાર રોટલા જીવીઆઈ ઘડે. સાથી શીરાવી રહે ત્યાં તો છાણ વાસીદું તૈયાર થઈ ઉકરડે પડે અને તુરત ભેંસુ આવે એને કપાસીઆ ખોળ ઓસરીની પાળે ગોવાળ ખવરાવે અને રામનોળ પોતે હાથમાં બોઘરૂં લઈ ભેંસું દોવા ઊતરે, બે ભત્રીજાને બે ચાર ગોવાળ પણ. દસ વાગે ત્યાં ભેંસુ દોવાઈ ને ડુંગરામાં ચાલી જાય.

આઈ જીવીનો ચૂલો કયારેય ન ઠરે. જગતો જ હોય. બાર વાગે ત્યાં ચાળીસ રોટલા, અડદની દાળ અને બે ચાર દિવસે લીલોતરી શાક. બાર વાગ્યે બધા રોટલા ખાઈ રહે. એટલાં વાસણ સાફ કરી આઈ અરધી કલાક બેસે ત્યાં તો ખેતરથી સાંતી આવે અને સાથીઓ ખાવા બેસે. સાથીઓ ખાઈ રહે કે એના એ જગતે ચૂલે કઢી રોટલા અને વાળુ. આમાં એક દી ફેરફાર ન પડે. આટલું કામ કરવા છતાં જોગમાયા જેવી આયરાણીના મોઢા ઉપર કયારેય થાક કે તિરસ્કાર નહોય.

આવી જોગમાયા જીવીબાઈની યે કસોટી થાય રાતે નવ વાગ્યે સૌ દારૂ પીવા બેસે ત્યારે. રાતના અગિયારેક વાગ્યે એની એ દારૂની પંગત ઉપર પીરસેલી થાળિયું આવે. પણ જેમ રાત વધે એમ દારૂ ચગે. રોટલા થાળિયુંમાં ઠર્યા રહે. દારૂ પીનારાને ટાઢા રોટલા ફાવે નહિ. ઉના રોટલા લાવવાની હાકલ થાય. જીવીબાઈ અને કામવાળી બાઈયું જગતા ચૂલે ચૂલાની પેઢલીએ ટેકા લઈ ગઈ હોય. ધડાધડ રોટલા ટીપાય ને ફરી ઉના ઉના પીરસાય. એમાં દારૂ ફરતો હોય તો ફરી પીરસેલા રોટલા ય ટાઢા થઈ જાય ને ફરીથી ઉના રોટલા મગાવાય.

આ કાંઈ વાર તહેવારની વાત નથી પણ ત્રીસોદી ને બારેય મહિના આમ ચાલે. દી બધો કામ કરી કરીને થાકેલું જીવીઆઈનું ડીલ ચૂલાની પેઢલી માથે ઝોકે જાય અને વાળની લટયું ઝળ ઝળ બળી જાય. ચૂલાથી આઘા તો ખસાય નહિ. ગમે ઈ ઘડીએ દારૂના ડાયરામાંથી રોટલાનો હુકમ છૂટે. ચૂલામાં ઓબાળ ભર્યે જ રાખવો પડે. રાતના બબ્બે વાગ્યા સુધી આવા જગતા ચૂલા માથે પારવતીની જેમ તપ તપતાં જીવીઆઈનાં બેય લમણાં ઉપર કાળી દાઝયું પડી ગઈ હતી. રામનોળના રોટલાની અને દારૂની દાતારી પછવાડે જીવીઆઈનાં જીવનભરનાં આવાં તપ રહેલાં હતાં.

રામનોળ પ્રલે દાતાર. કોઈ માગનારો એને ત્યાંથી ખાલી ન જાય. ચારણ, બ્રાહ્મણ, સાધુ, બારોટ કોઈ દૂઝાણા વિનાનો આવે ને દૂઝણી ભેંસ લઈને જ જાય.

તૂટેલ કંઈ આવે તકે, બોતડાં જી બોલે;
એને ફૂંઢડિયું કોડે, વરવે રાસો વિકાઉત.

કોઈ કવિએ દોહો કહ્યો છે કે વાર્તાકાર, કવિ, પંડિત નહિ પણ બોતડા જેવો (સાંઢીઆનું બચ્ચું) હોય છતાં દૂધની લાલચથી આવેલો કોઈ યાચક વીકા નોળના પુત્રને ત્યાંથી નિરાશ જતો નથી.

રામનોળ જે દિવસ કોઈને દાન દેતા નહિ તે દિવસે ઉદાસ બની જતા. આખો દિવસ કાંઈ બોલે ચાલે નહિ. બહુ જ ઓછું બોલે. ભેંસું પણ કેવી દાનમાં અપાય!

એક વખત બગસરા દરબાર રામ હરસુર, રામ મૂળુ, વીરાવાળા અને જામ રણજિતસિંહના ભાઈ દેવીસિંહ ભેંસું લેવા કંટાળે રામનોળના મે'માન થયા. ચાર દિવસ ચાલવા ન દીધા. ચાર ભેંસું અઢાર અઢાર શેર દૂધ કરે એવી એણે પસંદ કરી. બે ગોવાળ સામસામા દોવા બેસે. પાતાળની પદમણી કહેવાય, આવી ભેંસું. ચારેની કિંમત પાંત્રાસસો રૂપિયાની વાત ચાલતી હતી. રાતે ડાયરો બેઠો હતો. એમાં ચાર બારોટ મે'માન

હતા. તેને ચારે ભેંસું દાનમાં આપી દીધી. આ દરબારો તો મોઢામાં આંગળાં નાખી ગયા અને કહ્યું કે: "રામનોળ! દિલનો રાજા તો તું છો, અને અમે તો નાટકના રાજા છીએ."

જેઠસુરદેવના કાકા એટલે ડોળિયા ગામના ગીગા ભગત. આયરૂંના વહીવંચા–બારોટ. ચારણી સપાખરાં અને જાંગડાં ગીત તો ગીગા ભગતનાં જ. એના દીકરા રાણીંગ બારોટ. બહુ સારા કવિ અને આયરૂંના જ આશ્રિત. પોતાનાં લગન કરવા રામનોળને યાચવા રાણીંગ બારોટ કંટાળા આવ્યા.

"લગન માટે આપ કાંઈ મદદ કરો." રાણીંગ બારોટે માગણી મૂકી. સામેથી જવાબ મળ્યો કે:

"દેવ! તમારા લગનનો કેટલો ખરચ આવે?"

તો કહે: "આતા! પૂરેપૂરો નવસોનો ખરચ છે." (કાઠીઓને માનવાચક શબ્દ જેમ આપા તેમ આહિરોમાં આતા.)

ઘરમાં તો દાતારોને પૈસા કયાંથી હોય? બીજે દિવસે ઘોકડવાવાળા ઓસમાન શેઠને બોલાવવા સ્વાર ગયો. ચીઠ્ઠી મોકલી કે રૂપિયા નવસો લેતા આવજો. ત્યારે હજુ મોટર ગામડા સુધી પહોંચેલ નહિ. સાઠેક વરસ પહેલાંની આ વાત છે. ત્યારે રૂપિયાનું ત્રણશેર ઘી અને બાર આને મણ બાજરો હતો. એટલે તે દિવસના નવસો એટલે આજના ૩૦ થી ૪૫ હજાર રૂપિયા થાય.

ઓસમાણ શેઠ જાતના મેમણ. સ્વભાવે બહુ સજ્જન માણસ. શેઠ મોટરીઆ ઘોડા ઉપર ખડીઆમાં રોકડા રાણીછાપના રૂપિયા લઈને આવ્યા. કારણ કે વજન અરધામણ ઉપર થાય. બાજરો ભરવાનું માણું લાવ્યા (લોઢાનું માપ) અને એમાં રૂપિયા લીધા. રાણીંગદેવને બોલાવ્યા:

"લ્યો બારોટ! લાલ સ્વામી તમારો વિવાહનો બધો ખર્ચ આપે છે." (ઉના પાસે વાવરડા ગામે લાલ સ્વામી એક સંત થઈ ગયા તેના એ ઉપાસક હતા.)

શેઠને કહ્યું કે રૂપિયા ગણી આપો. શેઠ માંડયા પંચોર (પચ્ચીસ પચ્ચીસની થોકડી) કરવા અને રાણીંગદેય માંડયા ગણવા. પણ નવસો રૂપિયા દાનમાં આપી દેવા એ કલ્પના અને હાથોહાથ ગણતાં શેઠના હાથ કંપવા લાગ્યા.

કોઈએ કહ્યું: "શેઠ! તમારા હાથ કેમ ધ્રુજે છે?"

શેઠે કહ્યું: "ઘરધણી નવસો રોકડા આપે એ વિચારે મને ધ્રુજારી આવી જાય છે."

૧૯૭૬ની સાલમાં નાશીક કુંભનો મેળો આવ્યો ત્યારે રામનોળે ઢંઢેરો પીટાવ્યો કે "જેને નાશીક જાત્રા કરવી હોય એને ટિકિટના પચ્ચીસ રૂપિયા લાલ સ્વામી આપશે." આગળના વખતમાં માણસ દાન કરતા ત્યારે પોતાના નામે ન આપતા. ઠાકર (ભગવાન)નું બધું હોઈને ઠાકર લેખે જ આપતા. એટલે કોઈ દેવ દેવી કે સંતને નામે જ આપતા એવી એ દાન પછવાડેની નમ્રતા હતી કે એતો ભગવાનનું છે ને ભગવાન આપે છે. પોતે તો નીમિત્ત માત્ર છે. કોઈ પૂછે કે "કેટલા દીકરા છે?" તો પણ દેવ કે દેવીના નામે જ કહેતા કે: "આઈ પીઠડના ચાર છે".

આ ઢંઢેરો પીટાતાં તો માંડી માણસોની ભીડ થાવા. સાધુ બ્રાહ્મણ જે કોઈ આવે તે લઈ જાય. બે મહિના સુધી ભાડું આપતાં આઠથી દસ હજાર રૂપિયા આપ્યા હશે. એટલે આજના બેથી અઢી લાખ રૂપિયા થાય. દસ બાર દિવસે શેઠ પાસેથી હજાર રૂપિયા મગાવતા. આ સિવાય બે પાંચ દસ રોજનું ચાલુ દાન તો ચાલ્યા જ કરે.

કવિ શ્રી. દુલાભાઈ કાગ એ કાળે પંદર સોળ વરસના. એમના ઉપર રામ નોળ બહુ રાજી રહેતા. શ્રી. દુલાભાઈ ગામથી આથમણે માંગડા ડુંગર પાસે ઠાઠ ડુંગર કહેવાય ત્યાં જઈને એક કાળી ભેંસના વાંસા જેવી છીપર માથે આંબલીનું નાનું ઝાડ ત્યાં જઈને બેસે, માળા ફેરવે. ત્યારે તેઓ છંદો ખૂબ બોલતા.

એક દિવસ રામ નોળ ભગતાઈમાં વળી ગયેલા શિગતા જુવાન દુલાભાઈને કહે: "ભાણેજ! આજ

મને બહુ મોજ આવી છે. મારૂં આ સિત્તેર ભેંસુનું ખાડું, માલઢોર, બળદ અને જમીન વગેરેમાંથી તારે જોઈએ તે મારે ન જોઈએ."

શ્રી. દુલાભાઈ કહે: "આ તમારી સિત્તેર ભેંસુંમાંથી અરધી મારી ભેંસું ને અરધી પાતાભાઈની". (રામ નોળના દીકરાની) પોતે બહુ ખુશ થઈ ગયેલા ને માંડ્યા ગણતરી કરવા. શ્રી. દુલાભાઈએ કહ્યું કે: "અરધી ભેંસું મારી થઈ ગઈ. મારે જોશે ત્યારે લઈ જઈશ." આવી રામ નોળની ઉદારતા. એમના માટે એ સહજ હતુ.

એમની ઉદારતાના અસંખ્ય પ્રસંગો છે. એ માટે એમના ઉપર સેંકડો ગીતો પણ રચાયાં છે. એમના જીવન દરમિયાન એ કાળે સાતસો આઠસો રૂપિયાની એવી દોઢસો ઉપરાંત ભેંસું દાનમાં દીધેલી. સાધારણ ભેંસોનો તો હિસાબ ન મળે. ઘોડાં, બળદ, અનાજ અને રોકડની તો ગણતરી ન થાય.

૧૯૬૮ નો અડસઠીઓ દુકાળ પડયો. કચ્છ, વાગડ અને ગુજરાત રાજસ્થાન સુધીની ગાયો લઈને માલધારી ગિરમાં આવ્યા. આથી મહેમાનોની હીંસ બોલે. કયારેક કયારેક તો સો સો મહેમાનો થઈ જાય. જેને કોઈ જાતની ઓળખાણ પીછાણ નહિ એવા પરદેશી માણસો એક ટંક કંટાળા રોટલો ખાઈને ગિરમાં જાય.

ગિરમાં પણ તુલસીશ્યામથી આથમણો ચાર ગાઉ મહુડાનો નેસ છે ત્યાં રામનોળનું ખાડુ ગયેલું. ત્યાં પણ અન્નક્ષેત્ર. કોઈ પણ આવો. ઘરધણી આયર, ચાર સાંતીનો ખેડુ પણ ભગવાને એની લાજ આબરૂ રાખી અને બાકી એમના પરિવારે. તેથી કોઈ દી ખોટ દેખાણી નહિ. ડોળીઆના ગીગા ભગતે આ દુકાળ નજરો નજર જોઈને રામનોળને ત્યાં મહુડાને નેસ આ ગીત રચ્યું:

### ગીત સાવજડું

માઠા જોગ આવ્યા વરસ દુ:ખના માળના,
કેતુ[૧] એ ઊગિયા છોગાળા કાળના;
વિશવમાં ઊતર્યાં સેન [૨]વણગાળનાં,
પીઠ કોઈ થડકીઆ સાત પાતાળના-૧
હલબલી મેદની વળ્યા સૌ હોળમાં,
ભરોસે મે તણે રહેલા લોળમાં;
આવ્યું નખતર હવે વરસશે ઓળમાં,
ત્યાં પગથીએ પગથીએ ઊતર્યો પ્રોળમાં.-૨
ભૂવણસર[૩] અડસટે જેમ ડગલાં ભર્યાં,
જબર મસચક[૪] કરી જેમ હાલ્યો જરા;
જોરથી નગારાં વળી અસબાં[૫] ધર્યાં,
ત્યાં અધર ડોળા ચડયા સૂમના[૬] ઉફરા[૭]-૩
ઓચિંતાં ઢોર વઢીઆરનાં આવીઆં,
નાકાવાળા[૮] એને ગણ્યામાં ના'વીઆ;
કચ્છ વાગડ અને સિંધનાં કાવીઆં,
થોડાં છે ઝાડવાં માલ[૯] ઝાઝાં થયા.-૪
પાડે પાડે[૧૦] ગુજરાતનાં પરવર્યાં,
ગર્યાં ડુંગરવાળા ભરાણી ગરવર્યાં;[૧૧]
તીઆં હાલ્યા તણો માગ ન મળે તર્યાં
અને સાવજે માર્યાં એનાં નાવ્યાં સર્યાં[૧૨] -૫
પરખ[૧૩] જ્યાં જાઉં ત્યાં તાડના પનાના,
ઘાટિયું દાઢયું લાંબિયું ઘણાનાં;
શૂર જેમ ઊતર્યા રામની સેનાના,
વાંદરા સારખ્યા પૂંછડાં વન્યાનાં. -૬
ખભામાં દોણિયું[૧૪] ટેઠવા ખાય છે,
જિયાં પાણી તિયાં માલ લઈ જાય છે;
ગળામાં ટોકરા લાખતો ગાય છે,
થાનકે થાનકે દુ:ખી બઉ થાય છે. -૭
સરસ સરદાર ને ઓરડા છાંડીઆ,
સાંસડા[૧૫] કરીને ઝૂપડાં માંડીઆ;
ગાદલાં ઢોલીઆ સુખ સરવે ગયાં.
જમી પર પથારી કરી સૂતા જિયાં -૮
કરે દિવા વિના તેલની કાકડી,
ચાખતા ખીચડી જુઓ કેવી ચડી;
તીઆં કડછી તણી મળે નઈ તાકડી,
પછી લીએ છે કદીને હલાવા લાકડી -૯
કેસર જેવા વાન થઈ ગિયા કોયલા,
સારે આરે[૧૬] પાણી મળે નઈ સોયલા;
જીભથી કહું છું નજુના જોયલા,

દિવસ બઉ વેઠવા ગરૂંના[૧૭] દોયલા -૧૦

તેડીઆં છોકરાં હાલિયું ટોળિયું,
ગાતરી[૧૮] કડયેં ને શીશ પર ગોળિયું;
બાસામાં રવાયું નેઅસે[૧૯] બોળિયું,
ઝાડવે ઝાડવે બાંધિયું ઝોળિયું -૧૧

ત્યાં તો પટાવાળા[૨૦] આવ્યા ઊગતા પો'રમાં;
બંધૂકું હાથમાં ઊલિયા બા'રમાં:
ઢોર જો ચારવાં હોય આ ધારમાં,
તો ચૂકતી સાખણી[૨૧] ભરો સરકારમાં -૧૨

ખરા સુમાં તણે ઘેર નઈ રે ખરી.[૨૨]
અડસઠો પાછલે જબર જાગ્યો અરી;
બોલતાં સાંભળ્યું વાત કરશે બરી,
બાંધવા રહે નઈ કોઇને બાકરી. -૧૩

રામનોળે ચોક ન પાગ્યો રેઞને,[૨૩]
દૂધ ઘી સાકરૂં જમાડ્યો દેશને;
આખી ગરમાં ફલો ભાળીઓ એહને,
અને લીલો મહુડા તણો રાખીઓ નેહને -૧૪

જેવા બીજા હતા કાળમાં જણાણા,
તરત સાઠા[૨૪] બધા લોભમાં તણાણા;
ભાળીઆ નજરથી એવહા ભણાણા,
ગર્યે વીકા સતણ આડીરે ગણાણા -૧૫

સોજગો ઉદધિ જોગો કીરત મથી,
કેટલો કરૂં હું એક જીભે કથી;
પોરસ[૨૫] રામા તણો જોઇ સઘળી પ્રથી,
પણ નર બીજો માતવેં કોઈ જનમ્યો નથી. -૧૬

હડુડે કંટાળે દને દેવશી[૨૬] હરો,
બરોબર સૂમઠાં[૨૭] તણો ભાંગ્યો બરો,
પ્રાછટે ધાનની કાળ કાઢ્યો પરો,
રહ્યોં નવજુગ લગ નામ રામેવરો. -૧૭

દુહા

રૂંઢ્યો ગરવો રીંસડે, ચંદન નાગે સુર;
પયાંવાળા પૂર, રેલ્યાં આવે રામડા.

ગંગાથી ગોમતી લગી, તારા જશના ફેરાં જાય;
થાટે કીરત થાય, રામેસરમાં રામડા.

ગીગા બારોટે આ ગીત ગાયું, રામનોળે નીચે નેણે સાંભળી ધીરે રહીને કહ્યું કે "ગીગા ભગત! તમારી કાવ્યનો બદલો તો ભગવાન આપશે. હું હાડકા ચામડાનો પુરષ શું આપું? પણ આ સિનોર ભેંસુંમાંથી જોઈ. આંટો મારી મન રાજી થાય એવી ભેંસને માથે હાથ મેલો તો મને શાંતિ થાય."

ગીગા ભગતે તેની ત્રણ પેઢીની જૂની ભેંસું જાનની કાંગસું એની બીજે વેતર ખડાઈ પર હાથ ફેરવ્યો. ફક્ત અધમણ દૂધ કરતી. તે ઉપરાંત એકસો રૂપિયા અને એક કળશી બાજરો આપ્યો.

આટલું આપવા છતાં રામનોળને સંતોષ ન થયો એટલે સવારે અઢી તોલાનો વેઢ ગીગા ભગતના હાથમાં નાખ્યો. સામેથી ગીગા ભગતની છાતી પણ ફાટવા લાગી અને દુહાનું ટીપણું ઉખેળ્યું. કહે રામનોળ!

સથર ઘોડાં સાંઢીઆ. જેભત ગાડાં જાન;
મહુડાના મહેમાન, રઈ નઈ ગણતર રામડા.

કેવ ગીને હાકલ કરે, ન થડકે ઘોડા;
ઈ ખેતરમાં ખોડયાં, રણમાં ઓડા રામડા.

સમઠાન વીકા સતણ, સણતા સિંધુ રાગ;
આળેખેલ અસવાર, રણવટ ન ચડે રામડા.

નોળે ડાઢવીઆ નસ્યાં, કરે ન સામા કાર,
તેં ફૂંફેડયા ફણધાર, રપીઅર મોટા રામડા.

વીકાતણ વિસવમાં, ભવમાં આવે ન ભાત.
રથીઅલ તારી રાત, રૂડી પાકેલ રામડા.

---

૧. રાહુ કેતુ બન્ને ઊગેલા. ૨ દુકાળનાં

૩. ધરતી ૪. ભીસ. ૫. ઓચિંતાં. ૬. કંજૂસ. ૭. ઊંચાં. ૮. ચોકીદાર. ૯. ગાય–ભેંસ ૧૦ ડુંગરે ડુંગરે.

૧૧. ગિરિવર. ૧૨. પાર ન આવે. ૧૩. પુરૂપ. ૧૪. હાંડલી. ૧૫. લાકડાનો મેડો. ૧૬. નદીની ઊંચી ભેખડ.

૧૭. ગિર. ૧૮. ઓઢવાનું કેડયે બાંધે. ૧૯. નેસડે. ૨૦. રાજના નોકર. ૨૧. દોર વેરો. ૨૨. ઢોરનો પગ. ૨૩. દુઃખ. ૨૪. લોભી. ૨૫. ઉદારતા. ૨૬. દેવસીના દીકરાનો દીકરો, ૨૭. કૃપણ.

રામનોળના ભલપણના દુહા બધા નોંધવા બેશીએ તો પાર આવે નહિ. દુઃખીનાં દુઃખ ફેડવાની એની દાતારીનો પણ કાંઈ પાર નથી. પણ દારવાએ દાટ વાળી દીધેલ. કેટલીક વાતુંના તો વરણાવ થાય એવા નથી. પણ એક માથા ફરેલ બાઈ. રામનોળનું ઘર માંડવું પણ મંડાય કઈ રીતે? ધણીનું ઘર સાંદે નહિ. એમાં એક દી માથે પાણીનું બેડું લઈને રામનોળની ડેલીએ આવી ઊભી રહી.

આ કાંઈ પીઠાતની વેજી જેવું ન હતું, પણ ભાવિ ભૂલાવે છે ને! બધાએ વાર્યા કે 'હાં !હાં ! હાં !''—ત્યાં તો રામનોળે બેડું ઊતારી લીધું. બાઈ ઘરમાં બેઠી. તેદીથી કરણ દાતાર રામનોળના ખોરડાની કઠણાઈ બેઠી. ઘરમાં જોગમાયા જીવીબાઈની શી દશા! એક તો દારૂ ને પાછું આવેતુ બાઈએ રામનોળનું ભવન ફેરવી નાખ્યું. ઉપજ નીપજમાં ચિત્ત ઓછું રહ્યું. દાતારી એની એ રહી. ઘર ઘસાવા માંડયું. માથે દેણાના ગંજ ખડકાવા માંડયા.

આવેતુ બાઈના ધણીએ વેર ખેડયાં. લાગ સાંધીને રામનોળ માથે છરીના ઘા થયા. એમાંથી તો ઊભા થયા પણ પછી રામનોળ ઝાઝું ન જીવ્યા. સંવત ૧૯૭૯માં પરલોક સીધાવ્યા. બાપના વાવેલાં ઝાડવાંને પાતોભાઈ કળશીએ પાણી પાતા રહ્યા. પણ પાતોભાઈ ઝાઝું ન જીવ્યા. પાતાભાઈનો થયો બાઉનોળ. દારૂ તો પેઢી દર પેઢી ઊતર્યો. આવ્યા ગયાને, સગાસાંગવાંને, હેતુ મિત્રો અને અમલદારોને મોજ કરાવવાનું એ મોટું સાધન. એ છોડાવવા સારૂ જ કંટાળાના આટાં અમારે થયેલા.

પણ બાઉનોળ એટલે જાતવાન આંબાનો ઉછેર. દાદાની દાતારીના દેણા કરતાં અનેકગણું વ્યાજ વરસો સુધી બાઉનોળ ભરતા રહેલા અને સાથોસાથ દાદાના ઉછેરેલાં ઝાડવાંને હેલ ભરી ભરીને પાણી પાતા રહ્યા. જો દારૂનો છંદ ન થયો હોત અને દાતારી મેળે પડી ગઈ હોત તો વીકા નોળથી માંડીને બાઉનોળ સુધીની દાતારીએ દેશમાં નામના કાઢી ને મહાજનોનાં દાન સામે ભેર ઉપર ભૂંગળ વગડાવી શકયા હોત. બાકી વીકાનોળ ને રામનોળના રોટલાના ખાતરે પૂણ્યના છોડવા પેદા કર્યા છે.

□

ચાલુ પૃ. ૬૪૭થી]

શામળો સાંખડો આવીયા સાંભળી ઉલવો શેલાણો તેથ આયા
વીસોતેર સાંખને સહાય લઈ બ્રહ્માણી લાભમાં શંખજે ચાર લાયા
પરથમ તો શંખ લઇ 'ચોરવાડ' પુજીયો બનાયો 'સીડોગર' મઠ બીજો
શમરને સંખ લઈ શેલાણો ચાલીયો તખત લોજરો મઠ ત્રીજો ...૮
લોજનો મઠ વૈકુંઠ સમ લેખીયેં ઈન્દ્રના મોલની છત એવી
સતજુગવારીનો ભુવો છે સેલાણો અને દેવતા સરીખો ભુવો દેવી
ચોથા મઠ પર ભોવાની માણીયાં બળેજે પરચો અધીક બાઈ
આદ અનાદી ભૂવો છે ઉલવો અવીચળ થાપીયો તેજ આઇ ...૯
ચારે મઠે ભૂવા પાટેં ચડે સૌ ખંડમાં ધજા તારી ચાલે
નાગરા ડંસ તે જરા લોપે નહીં પીછીયેં વાસંગરા ઝેર પાલે
પાંચમો મઠ તે 'ઓડદર' પ્રગટીયો તખત છાંયા તણાં પાસ તીરે
માત મમાય થઈ સાય તે સુછાળને ભોવાની કીશાને હુવા ભેળે ....૧૦
પ્રભાતે ચળાવે કમળને પાંતરી અગરરા ધુપ કરદીપ આગે
અમરા તણી તો તોતળી આગરે માત અવીચળ વચન માગે
સોરઠી નાત તો સળે આવી નમે લળીને છત્રપતિ પાય લાગે
કવીત ને ગીત છંદ 'જેઠે' કહ્યો મોજદે ભોવાની કવી માગે . ૧૧

# આઈ તોતળી

સં. જીવાભાઇ પી. ગઢવી　　　　　　　　કર્તા : કવિરાજ જેઠાભાઈ ઉઢાચ : જમરાવાળા

[આઈ તોતળી સમસ્ત સોરઠિયા રબારી તથા વૈશ્ય સુથારનાં ઈષ્ટદેવી છે. આ ગીતમાં આઈ તોતળીને વૈશ્ય સુતાર પાતાળમાંથી લાવ્યા તેના મઢો (દેવસ્થાન) એના પુજારી ભુવાઓની શાખ, નામ, એની શક્તિ વગેરે વર્ણી લેવામાં આવેલ છે. પાંચ મઢવાળી આઈ તોતળીના આ મઢ સોરઠના સાગર કિનારે આવેલ છે. જુઓ 'ઊ. નવ.' જુલાઈ '૭૨ના અંકમાં શ્રી. દેવજીભાઈ વાજાનો લેખ. સં.]

## ગીત : આઈ તોતળીનું

આદીયા શકિત કમળથી ઉપની કેતરા જોગણી રૂપ લીધા
જળાબોળ માંહ્યથી અલેકને જગાડીયો લાલબ્રહ્મ વિષ્નુને સાથ લીધા.
પોનરા પાનપર ચારે દેવાં પરિયાણીયા ધરાવન આભ તેદન ધરીગો
પ્રમાણે આભને રચાવી પ્રથમી કનકરો થંભ લઈ મેર કરીગો ...૧

સાત દીપક ને સાત સાયર સહીત પ્રમાણી વીગતે નીર ભરીગો
નવલાખ તારા નેની નામ નિશાનીયું કોટસસ સુર અંજવાળ કરીગો
સાવરણી શીખર પર હીંડોળી શોભનો સક વૈંકુઠમાં ઘણી સેલી
ફળે ફુલ વૃક્ષ જાંબુ સુધા કેરસ કુંપ તણાં જમનાં વંતી રેલી ...૨

અનંત પ્રવાસ લઈ મેરૂથી ઉતરી અતરદસ માનસર નીર આયા
પ્રભાને નીરનું ચરણાંમૃત પામીગો કનકમાં દેવકુ થાઈ કાયા
માનસ મુક્તા રતન હીરામળો જરૂખે માતરા મોલ જડીયા.
માતરા મોલ તેમાં જડત હીરામોતી ચંદનરા થંભ પર હેમ ચડીયા ...૩

તૂહાંરા મોલને ધનોમાં તોતળી ઇન્દ્ર પણ દોટંક દ્વાર આવે
ગડહડે જુથને નગારાં ઝાલરૂં ગ્યાન નારદ પણ દો ટંકે ગાવે
ચાર રાવળ તણોં જાલો એક ચેલકો ગરજે ડમરૂ સુજસ ગાયો,
સાત કનેથી વચન એક માગીયું લાભમાં હંશ ને મોર લાયો ...૪

હંશ ને મોર લઇ બેટથી હાલીગો નિરમળા ગોમતી ઘાટ નાયો
ઉતારી સમુદ્ર ને વચન એક આપીયું માસ આસુ નવરાત આયો
સેલી પાર નવીને આધુપુર પરહરી આપરી વતનમાં આપ આયો
સાંગાવાડે આવ્યોતાં દરશ્યું પણ સુજીયું માતરો માની અલવેશ મળીગો ...૫

કાવડ હતી તે વળગારી ઝાડવે આપરા કુટુમ્બમાં આપ આયો
માત પીતાએ વધાવીયો મોતીયે ગ્રહણી ઘર ઘર મંગળ ગાયો
રમંતા કાવડે આવીયા રબારી એકઠા જુથ થઈ તેથ આયા
પંચ મળીને એથ પરિયાણીયા કાંક પણ કુંડમાં હશે સાયા ...૬

એટલા મળીને કુંડ ઉઘાડીગો ધ્યાનમન શકતરો એમ ધાયો
હંશ હતો તે માનસરોવરે હાલીયો મોરને કુતરે તટે મારીગો
બાળ બુઢા મળી કળીઓ ખળાળવો ગોવાળીયા આવ્યા અરજ ગાતા
અમીનો કુંપો લઈ ચાંવંડ આવીયાં મોરને જીવનો કરો માતા ...૭

[અનુ. પૃ. ૬૪૬ પર

# શ્રી વલ્લભાચાર્યજીની દાર્શનિક ભૂમિકા અને પુષ્ટિમાર્ગ

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી 'વિદ્યાવાચસ્પતિ'

ભારતીય તત્ત્વજ્ઞાનની એક વિશિષ્ટતા એ છે કે એ 'ગૃહીત' (bias) લઈને આગળ વધવા પ્રયત્ન કરતું નથી. ભારતીય તત્ત્વજ્ઞાનીઓએ-તત્ત્વવિચારકોએ એકાંગીરૂપથી નહિ, વ્યાપકરૂપથી જોવાની જરૂર માની છે. એઓ તત્ત્વના મૂળમાં જવાનો પુરુષાર્થ કરે છે. એમની દૃષ્ટિ દુન્યવી અને ભૌતિક પદાર્થોમાં બંધાઈ રહેતી નથી. એ જ કારણ છે કે વિચારભેદ હોવા છતાં પણ એ વિચારકોનું અંતિમ લક્ષ્ય સમાન જ રહ્યું છે. આસ્તિક નાસ્તિક પ્રાયઃ બધાં દર્શનોનું લક્ષ્ય આત્યંતિક મોક્ષમાં રહેલું છે. જરૂર એના અપવાદ મળે છે; જેવા કે બૌદ્ધ દર્શન અને ચાર્વાકદર્શન, જેમને કોઈ ખાસ ઇષ્ટ લક્ષ્ય નથી. એમાં બૌદ્ધ દર્શન છેવટે નિર્વાણમાં તો માને છે, એથી અપવાદ તો માત્ર ચાર્વાક દર્શનનો જ કહી શકાય, કે જેમાં આ ભૌતિક જીવન સિવાય બીજું કશું જ છે નહિ. આજનો વિજ્ઞાનવાદ હકીકતે ચાર્વાક-દર્શનનો જ અભિનવ આવિષ્કાર છે, જેમાં પણ માત્ર ભૌતિકવાદને જ એક માત્ર જીવન માનવામાં આવ્યું છે.

ભારતના અને ભારત બહારના સાંપ્રદાયિકોના વિચારમાં એક વાત તદ્દન સમાન છે. એ બધા જીવ અને જગતના વિષયમાં એટલો તો સ્વીકાર જરૂર કરે છે કે એ બે તત્ત્વ કોઈ અને કોઈ સ્વરૂપમાં છે, એ આત્યંતિક સ્વરૂપમાં હોય કે વ્યાવહારિક સ્વરૂપમાં હોય. જૈન અનેકાંતવાદની દૃષ્ટિમાં પણ આ બેઉ તત્ત્વોના અસ્તિત્વના વિષયમાં કશી જ શંકા નથી.

આમ આપણી સામે બે તત્ત્વોનું અસ્તિત્વ કોઈ અને કોઈ સ્વરૂપમાં સ્વીકારવામાં આવ્યું જ છે. એ બેઉનું સ્વરૂપ શું છે, કેવું છે, એ બેઉ ખુદ શું છે, વગેરે પ્રશ્નોના વિષયમાં છેક વેદકાલથી લઈ વિચારણા થયા કરી છે. આપણે જાણિયે છિયે एकं सद्. विप्रा बहुधा वदन्ति એ વેદવાક્યમાં એક સત્ તત્ત્વનો આવિષ્કાર ન માત્ર અન્યાન્ય દેવોના સ્વરૂપમાં, કિંતુ જીવો અને જગતનારૂપમાં પણ થયો છે. આપણા બધા ભારતીય વિચારકોએ આ વાત સ્પષ્ટરૂપમાં બતાવી છે કે ભૌતિક પદાર્થોની ઉત્પત્તિ થવી સ્વાભાવિક છે. આ વિષયમાં અર્વાચીન વિજ્ઞાનવાદીઓની પણ એકમતી છે. વિકાસવાદ આજ વસ્તુ બતાવે છે. જો પદાર્થોની કહો-દ્રવ્યની કહો, ઉત્પત્તિ થાય છે એ સ્પષ્ટ વસ્તુ છે તો ક્યાંથી થાય છે એ વિચારણીય પ્રશ્ન ઊભો થયો અને આપણે જાણિયે છિયે કે તત્ત્વવિચારકોના મગજમાં એક લોકોત્તર તત્ત્વનો સ્વીકાર ન માત્ર આપણે ભારતીય દર્શનોમાં માનવાવાળા કરિયે છિયે, કિંતુ અભારતીય યહૂદી-ખ્રિસ્તી-ઇસ્લામ વગેરે મતોમાં માનનારાઓ પણ કરે છે. આમ આપણી સમક્ષ વિચારને માટે ત્રણ 'પ્રમેય' ખડાં થાય છે:

૧. જ્યાં આપણે અસ્તિત્વનો અનુભવ કરી રહ્યાં છિયે તે 'જગત', ૨. આ જગતમાં અસ્તિત્વના રૂપમાં પ્રતીત થતાં ભૌતિક સૂક્ષ્મમાંસૂક્ષ્મ શરીરોથી લઈ માનવો સહિતની પ્રાણી-સૃષ્ટિમાં રહેલું 'ચૈતન્ય તત્ત્વ' અર્થાત્ 'જીવતત્ત્વ', અને ૩. વેદમાં બતાવેલું 'સત્તત્ત્વ.' આ ત્રણે તત્ત્વોમાં પ્રત્યક્ષનો વિષય હોય તો એ 'જગત' જ છે. 'ચેતન તત્ત્વ' અને આત્યંતિક 'સત્ તત્ત્વ' પ્રત્યક્ષનો વિષય નથી. તેથી અનુમાનનો આશ્રય કરવો રહે છે. આપણી પહોંચ અનુમાનમાં જ્યાં સુધી છે ત્યાં સુધી તો આપણી બુદ્ધિને લઈ જઈયે છિયે. જ્યારે આપણી બુદ્ધિ ત્યાંથી આગળ જઈ શકતી નથી, આગળ વધતી થંભી જાય છે ત્યારે વધુ બુદ્ધિશાળીઓ તરફ આપણી નજર જાય છે. પૃથ્વી ઉપરના બીજા દેશોમાં તત્ત્વ વિશે વિચાર કરવાની શરૂઆત બે અઢી હજાર વર્ષથી પૂર્વમાં જતી નથી, જ્યારે ભારતવર્ષમાં તત્ત્વવિચારનો ક્યારે આરંભ થયો એના આરંભની સમય મર્યાદા પણ વિચારની બહારનો વિષય બની રહી છે. ભારતીય આસ્તિકોના હૃદયમાં વેદ અપૌરુષેય મનાયા છે, વૈદિક ઋષિઓ દ્વારા વેદનો આવિષ્કાર થયો છે. આપણે

એટલો માત્ર સ્વીકાર કરિયે કે આપણા એ પ્રાચીન મંત્ર-દ્રષ્ટાઓના સમય સુધી આ વિચારમર્યાદા જઈને ઊભી રહે છે. વસ્તુ સ્થિતિએ ભારતીય તત્ત્વજ્ઞાનની પરંપરા પ્રાચીનમાં પ્રાચીનયુગ સુધી ઊંડે જાય છે. આ મંત્રદ્રષ્ટાઓએ સમયે સમયે તત્ત્વોના વિષયમાં જે વિચાર કર્યો છે તે વૈદિક સંહિતાઓથી લઈ પ્રાચીન ઉપનિષદો સુધી ગ્રંથસ્થ થયો છે. આવા તત્ત્વવિચારકોને જ આપણે 'આપ્ત' કહિયે છિયે. આ કારણે જ વૈદિક બધું જ પ્રાચીનતમ સાહિત્ય ભારતીય આસ્તિક વિચારકોને માટે 'પરમ આપ્ત' છે. આમ 'પ્રત્યક્ષ' 'અનુમાન' અને 'આપ્ત' એ પ્રમાણો આસ્તિક વિચારકોને માર્ગદર્શક બન્યાં છે. ભારતીય દર્શન-પ્રણાલીની આજ લાક્ષણિકતા છે.

ખાસ કરીને ઉપનિષદોમાં-નવીન વિદ્વાનોએ માન્ય રાખ્યાં છે તેવાં પ્રાચીન ઉપનિષદોમાં આ ત્રણે પ્રમેયોના વિષયમાં વિચાર થયેલો જોવા મળે છે. આપણા મંત્ર-દ્રષ્ટાઓએ 'અનુમાન'નો સહારો કરી 'પરમ તત્ત્વ' પરબ્રહ્મ પરમાત્માના અસ્તિત્વનો આપણને ખ્યાલ આપ્યો છે. આ 'પરમતત્ત્વ'નું સ્વરૂપ કેવું છે એ વિષયમાં પ્રાચીન ઉપનિષદોમાં સ્પષ્ટતા મળે છે. સવિશેષ-નિર્વિશેષ સગુણ-નિર્ગુણ બેઉ પ્રકાર ત્યાં સુલભ છે. આપણા ભારતીય તત્ત્વજ્ઞાનઓ-તત્ત્વવિચારકોએ પોત પોતાના સિદ્ધાંતની સ્થાપના ઉપનિષદોના આધારે જ કરી છે.

આપણા આસ્તિક અને વેદપરક વિચારકોએ 'આરંભવાદ' 'વિવર્તવાદ' અને 'પરિણામવાદ' આ ત્રણ વાદોમાંથી કોઈપણ એક વાદની વિચારસરણીનો સ્વીકાર કર્યો છે. તાર્કિક વિચાર-સરણીમાં 'આરંભ-વાદ' છે: પૃથ્વી વગેરેના પરમાણુમાંથી દ્વયણુક વગેરેનો આરંભ-ઉત્પત્તિ થવાની વાત એમની છે. જગતનું ઉપાદાન કારણ 'પરમાણુ' નિમિત્ત કારણમાત્ર 'ઈશ્વર', એ આ વાદનો સાર છે. 'વિવર્તવાદ'ની સરણી આ છે :. પરમાર્થ રીતે અત્યંત નિર્ગુણ એક જ અદ્વિતીય બ્રહ્મ, એ અનાદિ અનિર્વચનિય હોવા છતાં પણ અવિદ્યાના સંબંધથી જગતનારૂપનું વિવર્ત બને છે; બ્રહ્મમાં અનાદિ માયાના સંબંધથી જગતના સ્વરૂપની ભ્રાંતિ થાય છે; દોરડીમાં સર્પની ભ્રાંતિ, છીપમાં ચાંદીની ભ્રાંતિ વગેરેની રીતે; આ વાત ઉપર આ વાદ દૃઢ થયેલો છે. આ સિદ્ધાંતમાં જગતનું ઉપાદાન કારણ 'માયા' છે.

એક જ કારણ અનેક કાર્ય-રૂપોમાં પરિણમે એ 'પરિણામ-વાદ.' પરિણામના બે પ્રકાર છે : ૧. વિકૃત, ૨. અ-વિકૃત-દૂધનું દહીં થાય છે તે 'વિકૃત પરિણામ' છે, જ્યારે સોનામાંથી બનાવવામાં આવતાં ઘરેણાં 'અવિકૃત પરિણામ' છે બધી સ્થિતિમાં એ સોનું ને સોનું જ છે, ઘાટ પરત્વે માત્ર નામ બદલે. આરંભમાં મધ્યમાં અને અંતમાં ઉપાદાન કારણરૂપે સોનું અવિચલિત છે. 'અવિકૃત પરિણામ'ની આ જ ખૂબી છે. કાર્યનો ભાસ થાય છે અને મિથ્યા છે એવું નથી, કિંતુ એક માત્ર અવિકારી કારણ ત્રણે અવસ્થાઓમાં કાર્યના રૂપમાં પરિણામ પામે છે, છતાં નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ કે સમવાયી કારણ કોઈ અલગ અલગ નથી, એક જ અને અનન્ય છે, વચ્ચે કોઈ વ્યવધાન નથી.

જો જીવ જગત વગેરેની ઉત્પત્તિ થઈ છે તો એમ કેમ કહી શકાય કે એ બધાં ત્રણે અવસ્થાઓમાં કારણરૂપ છે. એક નાનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ ભક્તવર્ય નરસિંહ મહેતાએ ગાયું છે; જુઓ.

'કનક કુંડળ વિશે ભેદ ન્હોએ;
ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં,
અંતે તો હેમનું એમ હોએ !

જ્યારે ઘરેણું નહોતું બનાવ્યું ત્યારે સોનું જ હતું; જ્યારે ઘરેણાં બનાવવામાં આવ્યાં ત્યારે અલગ અલગ નામ આપવામાં આવ્યાં, એ અવસ્થામાં પણ એ સોનું જ છે; જ્યારે ઘરેણાં તોડી નાખવામાં આવે ત્યારે પણ એવું જ એ સોનું છે.

થોડો ફેર જરૂર છે. ઘરેણાના વિષયમાં સોની અને હથિયાર, અગ્નિ, નાનાં મોટાં યંત્ર નિમિત્ત કારણ છે- સોની કર્તા છે. બધાં સાધન નિમિત્ત કારણરૂપ છે, અને 'સોનું' જ માત્ર ઉપાદાન કારણ છે; પણ જીવ જગત વગેરેની ઉત્પત્તિમાં-આવિર્ભાવમાં

કર્તા અને કારણ કોઈ અલગ નથી, નિમિત્ત કારણ જ ઉપાદાન કારણ જ ના રૂપમાં છે; માત્ર નામરૂપ વ્યવહારને માટે ઘરેણાંની જેમ અનુભવવામાં આવે છે. અહીં એક આપત્તિ જરૂર છે. અનેક પ્રકારોની જડ–ચેતનાત્મક સૃષ્ટિ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં અનેક વિકારોથી ભરેલી જોવામાં આવે છે, અનુભવવામાં આવે છે, જે અવિકૃત માનેલા કારણને બાધ ઉપજાવતી લાગે છે. આનો ઉત્તર તદ્દન સરળ છે: પરબ્રહ્મ જ પોતાની રમણ કરવાની ઈચ્છાથી જડ-ચેતનાત્મક સૃષ્ટિના રૂપમાં રહેલું છે. એની એક પોતાની યોગમાયા નામની શક્તિ છે, જે બધે ફેલાઈ ગયેલી છે; આ યોગમાયાના કારણે જ આપણને માત્ર કાર્યરૂપ જગતનો અનુભવ થાય છે, ઉપાદાનરૂપે રહેલા કારણ બ્રહ્મનો ખ્યાલ જ આવતો નથી. નામરૂપનો ખ્યાલ પણ એ યોગમાયાને કારણે જ થાય છે. યોગમાયા બ્રહ્મથી અભિન્ન છે અને બ્રહ્મની જ પોતાની એક શક્તિ છે; એનામાં કર્તારૂપ ધર્મ કે લક્ષણની સ્વતંત્ર સ્થિતિ સર્વથા નથી. એ કોઈપણ સંયોગમાં કે સ્થિતિમાં કર્તા બની જ નથી શકતી. અને સૃષ્ટિ પણ બ્રહ્મની એક બીજી ઈચ્છા નામની શક્તિ છે તે જ છે: स द्वितीयमैच्छत् । स हैतावानास ॥ (બૃહદારણ્યક ઉપનિષદ ૧–૪–૩) – 'એણે બીજાની ઈચ્છા કરી અને એ આ જગત–રૂપે થયા.'

બધું કાંઈ બ્રહ્મ છે એ વાતનો નિર્દેશ सर्वं खल्विदं ब्रह्म। तज्जलान् ॥ (છાંદોગ્ય ઉપનિષદ ૩–૧૪–૧) એ શ્રુતિવાક્યમાં સ્પષ્ટ રૂપમાં છે, જ્યાં કહ્યું છે કે 'જોવામાં આવેલું અને સાંભળેલું જે કાંઈ પણ છે તે સૃષ્ટિ બ્રહ્માત્મક–બ્રહ્મથી અભિન્ન છે. એનો આવિર્ભાવ બ્રહ્મમાંથી છે, જીવિત દશામાં એની સ્થિતિ બ્રહ્મમાં છે, અને આખરે પણ એ બ્રહ્મમાં જ તિરોભાવ પામે છે. આમાં કયાંય કોઈ વ્યવધાન (આડચ) જોવામાં આવતું નથી.

ખૂબી તો એ વાતની છે કે છાંદોગ્ય ઉપનિષદના तत्त्वमसि વાક્યને પ્રમાણ માની જીવ અને બ્રહ્મની એકાત્મકતા અનન્યતા સમર્થિત કરવામાં આવી છે અને એના જ આધાર પર अहं ब्रह्मास्मि –'હું બ્રહ્મ છું' એ સિદ્ધાંતને પ્રબળ બળ આપવામાં આવ્યું છે. એ મહાવાકયનો સંપૂર્ણ પાઠ ન માત્ર જીવની, કિંતુ જડ સૃષ્ટિની પણ બ્રહ્માત્મકતા–બ્રહ્માનન્યતાનો ખ્યાલ આપે છે; જેમ કે स य एषोऽणिमा, एतदात्म्यमिदं सर्वं, तत् सत्यं, स आत्मा, तत् त्वमसि। (છાંદોગ્ય ઉપ. ૬–૮–૭થી ૬–૧૬–૩ સુધીમાં નવ વાર)–"એ આ અણુરૂપ છે, આ જે કાંઈ સૃષ્ટિ છે તે એનાથી અભિન્ન છે, એ સૃષ્ટિ સત્ય છે એ આત્મા છે, એ તું છે," અર્થાત્ આ મહાવાકયમાં જડ–ચેતનાત્મક સમગ્ર જીવો અને સૃષ્ટિની બ્રહ્મની સાથે અભિન્નતા બતાવવામાં આવી છે. જોવા જેવું એ છે કે મહાવાકયમાં પણ કયાંય કોઈ વ્યવધાન બ્રહ્મ તથા જીવ–જગત વચ્ચે પડદા–રૂપે પડેલું કહ્યું નથી.

આનાથી એક વાત સમઝાય છે કે 'આપ્ત વાકયો' ઉપનિષદોના બળ ઉપર આપણે બ્રહ્મથી અભિન્ન અવિકૃત સ્વરૂપના કાર્ય–રૂપ જડ–ચેતનાત્મક સર્જનનો ખ્યાલ મેળવિયે છિયે અને ત્રણે પ્રમેયોની એકાત્મકતા જોઈ શકિયે છિયે. આમાં ઈચ્છાશક્તિ જડ–ચેતનાત્મક સર્જનનું કારણ બની છે અને યોગમાયા અનેકપણાનો અનુભવ કરાવી રહી છે. અદ્વૈત જ્ઞાન (સમઝો કે શુદ્ધાદ્વૈત જ્ઞાન)ની છેલ્લી કોટિ ઉપર જતાં આપણને બ્રહ્મની અભિન્નતાનો સાક્ષાત્કાર થાય છે. આનું જ નામ તે 'અવિકૃત–પરિણામવાદ' કહો, 'અખંડ બ્રહ્મવાદ' કહો, કે પછીથી વ્યાપક થયેલ સંજ્ઞા 'શુદ્ધાદ્વૈત સિદ્ધાંત'.

આ સિદ્ધાંત બતાવતી વેળા શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ સૃષ્ટિના ક્રમના વિષયમાં જે કાંઈ સ્પષ્ટતા કરી છે તે પણ ધ્યાનમાં લેવા જેવી છે. તૈત્તિરીય ઉપનિષદમાં असद् वा इदमग्र आसीत् । ततो वै सद् अजायत । तद् आत्मानं स्वयमकुरुत । (૨–૭–૧) –'સમગ્ર સર્જનના પૂર્વ સમયમાં પરબ્રહ્મ અવ્યક્ત સ્વરૂપમાં હતું (असत्), આગળ જતાં એ જ વ્યક્ત રૂપમાં આવ્યું (सत्), એ વ્યક્ત સ્વરૂપે પોતે પોતાનો આવિષ્કાર કર્યો.' આગળ જતાં આનંદની ગણતરી કરાવતી વેળા તૈત્તિરીય ઉપનિષદમાં માનુષ આનંદથી લઈ બ્રહ્મના એક આનંદ સુધીની સો સો ગણી ગણ-

તરી આપવામાં આવી છે. (તૈ. ૨-૯-૧). આ બ્રહ્મ સુધીના આનંદને છેલ્લી કોટિનો કહ્યો છે. આ બ્રહ્મ સુધીના આનંદની ગણતરી થઈ શકે છે, આ કારણે આનાથી પણ પર કોઈ બ્રહ્મ અગણિતાનંદ છે એ વાતનો સ્વીકાર ત્યાં છે. પરબ્રહ્મે રમણ કરવાની ઈચ્છા કરતાં જ ગણિતાનંદ બ્રહ્મ કિંવા અક્ષરબ્રહ્મનો આવિષ્કાર કર્યો અને એ અક્ષરબ્રહ્મ સમગ્ર જડ ચેતનાત્મક સૃષ્ટિનું ઉપાદાન કારણ બન્યું; આમાંથી જ જડ-ચેતનાત્મક સૃષ્ટિનો આવિર્ભાવ થયો. तदेतत् सत्यं यथा सुदीप्तात् पावकाद् विस्फुलिङ्ग । सहस्रशः प्रभवन्ते सरूपाः तथाऽक्षराद् द्विविधाः सोम्य भावाः प्रजायन्ते तंत्र चैवापियन्ति ॥ (મુંડક ઉપનિષદ ૨-૧-૧)-'એ વાત સાચી છે કે જેમ સારી રીતે પ્રજવલી ઊઠેલા અગ્નિમાંથી એક સરખા રૂપના હજારો તણખા પ્રગટ થાય છે તે પ્રમાણે અક્ષરબ્રહ્મમાંથી બે પ્રકારના પદાર્થો માવ (જડ-ચેતનાત્મક ઉત્પન્ન થાય છે અને એમાં પાછા વિલીન થઈ જાય છે." આગળ જતાં-द्वा सुपर्णा सयुजा सखायां समानं रूपं परिषस्वजाते । तयोरन्य : पिप्पलं स्वादु अति अनश्नन्नन्यो अभिचाकशीति ॥ (મુંડક ૩-૧-૧-)'' મિત્રરૂપ બે પક્ષી એક એના એ વૃક્ષ ઉપર મળીને રહે છે. એમાંનું એક મીઠાં ફળ ખાય છે અને બીજું પોતે કશું ખાધા વિના ટગર ટગર જોયા કરે છે.'' અહીં ચેતન સૃષ્ટિની વાત કરવામાં આવી છે. પ્રત્યેક નાનેથી લઈ મોટા શરીર સુધીમાં બે આત્મા સાથે રહે છે. એક સુખ દુઃખનો ભોક્તા છે. બીજો સાક્ષીના રૂપમાં છે. આ બેઉમાં સુખ દુઃખનો ભોક્તા છે તે જીવાત્મા છે અને સાક્ષીના રૂપમાં છે તેને 'અંતર્યામી' કહે છે. જેટલા જીવાત્મા છે તેટલી જ સંખ્યાના અલગ અલગ અંતર્યામી છે, એ વાત મુંડકોપનિષદનો આ મંત્ર કહી જાય છે.

આનાથી સ્પષ્ટ થઈ જાય છે કે શ્રી વલ્લભાચાર્યજીએ 'પરબ્રહ્મ' અગણિતાનંદ, 'અક્ષરબ્રહ્મ' ગણિતાનંદ, અનેકસંખ્ય પ્રત્યેક શરીરમાં રહેલ 'અંતર્યામી' અને એટલા જ પ્રત્યેક શરીરમાં રહેલ 'જીવાત્મા', આવા ચાર ચેતન તત્વોનો સ્વીકાર કર્યો છે. પાંચમું તત્વ તે જડ' તત્ત્વ-સમગ્ર જડ કે ભૌતિક જગત છે. આ પાંચ સ્વરૂપોને કારણે 'દ્વૈત' થવાનો ભય ઊભો થાય છે, પરંતુ એક જ પરબ્રહ્મ અવિકલ રૂપમાં ઉપાદાનના રૂપમાં રહેલું છે, છે તે ઈચ્છાદ્વૈત છે. અને વાસ્તવમાં તો શુદ્ધ અદ્વૈત છે. પરબ્રહ્મ પોતાના માત્ર રમણને માટે જ, કરોળિયો જેમ પોતાના મોઢામાંથી લાળ કાઢી એના તાંતણાનું જાળું બનાવે છે અને પોતાની ઈચ્છા હોય ત્યાં સુધી એ જાળામાં ખેલી, પછી તાંતણા પાછા ગળી જાય છે તે પ્રમાણે, નિર્દોષભાવે પ્રથમ અક્ષરબ્રહ્મનો આવિર્ભાવ કરી એના દ્વારા સમગ્ર જડ-ચેતનાત્મક સૃષ્ટિનો આવિષ્કાર કરે છે. જ્યારે પ્રલય કરવાની ઈચ્છા થાય ત્યારે બધું જ પોતામાં સંકેલી લે છે. જીવોના બે પ્રકાર દૈવી (रमणीयचरण) અને આસુર (कुपूयचरण) પણ પરબ્રહ્મની રમણ કરવાની ઈચ્છાનું જ ફળ છે. એ બેઉ પ્રકારના જીવોને પોતાનાં સારાં-નરસાં કર્મોને અનુસરી ફળ મળે છે. (છાંદોગ્ય ૫-૧૦-૭)-એટલે બ્રહ્મમાં વિષમતા અને નિર્દયતાનો કોઈ દોષ આવતો નથી. હકીકતે સૃષ્ટિ સમગ્ર એ આત્મસૃષ્ટિ છે અને બ્રહ્મથી અભિન્ન છે.

અધિકૃત-પરિણામવાદમાં જન્મ-નાશ એ બે શબ્દ ચાલુ રૂઢ અર્થમાં નથી, અહીં તો સુપ્ત જડ-ચેતનાત્મક સૃષ્ટિના કરોળિયાની લાળની જેમ આવિર્ભાવ થાય છે અને અંતે પોતામાં-પરબ્રહ્મમાં જ તિરોભાવ થાય છે. આ કોઈ મિથ્યા પ્રકારનું જાદૂ નથી.

ઘણું કરી શ્રી વલ્લભાચાર્યજીએ પહેલપહેલું જ બતાવ્યું છે કે બ્રહ્મથી અભિન્ન હોવાને કારણે પ્રપંચ (સૃષ્ટિ) સત્ય છે, કિંતુ અહંતા-મમતાત્મક સંસાર માત્ર મિથ્યા છે; જગતથી 'સંસાર' સર્વથા ભિન્ન છે. બાધક છે તે અહંતા-મમતાત્મક સંસાર છે, સાંસારિક સંબંધ છે, જગત નહિ.

શ્રી વલ્લભાચાર્યજીનો 'અખંડ બ્રહ્મવાદ' તે આ 'અધિકૃત પરિણામવાદ' છે, જે સ્વરૂપમાં 'શુદ્ધ-અદ્વૈત' છે, કારણ કે અહીં કાર્ય અને કારણની વચ્ચે કોઈ વ્યવધાન-પડદો-આડચ નથી. શ્રી શંકરાચાર્યજીનો સિદ્ધાંત પણ 'બ્રહ્મવાદ'-'અદ્વૈતવાદ' છે, પરંતુ એમાં 'માયા' અને 'અવિદ્યા' જેવી 'અનિર્વચનીય વસ્તુનું વ્યવધાન છે, અને તેથી જ એ 'વિવર્તવાદ', પછીથી 'માયાવાદ' સંજ્ઞાથી જાણીતો થયો છે. જીવ

અને બ્રહ્મની એકતા-અનન્યતા-અભેદાત્મકતાને કારણે એ 'કેવલ-અદ્વૈત' છે, જેમાં જગતનું અસ્તિત્વ જ ન હોવાને કારણે જગતનો પ્રશ્ન જ નથી.

મોક્ષના વિષયમાં શુદ્ધાદ્વૈત–બ્રહ્મજ્ઞાનીને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને એના સહભોગનો લાભ મળે છે એમ સ્વીકારવામાં આવ્યું છે. તૈત્તિરીય ઉપનિષદનું આ વાક્ય: ब्रह्मविद् आप्नोति परम्। तद् एषां अभ्युक्ता–सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता॥ (તૈ. ૨–૧–૧)–જેને સત્ય–જ્ઞાન–અનંત બ્રહ્મનું જ્ઞાન થયું છે તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ત્યાં એવું કહ્યું છે કે પરમ આકાશમાં હ્રદયની અંદર રહેલા બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન જેને થયું છે તે સાધક વિપશ્ચિત્–સર્વજ્ઞ બ્રહ્મની સાથે રહીને સર્વ કામનાઓનો ભોગ પામે છે–આનંદનો અનુભવ કરે છે."

એક વાતનો ખ્યાલ રહેવો જોઈએ કે આ 'અખંડ બ્રહ્મવાદ' કિંવા 'અવિકૃત–પરિણામવાદ'ની વિચારધારા નવી નહોતી; ઉપનિષદો અને ગીતામાં તેમ જ બાદરાયણ વ્યાસનાં 'બ્રહ્મસૂત્રો'માં વણાયેલી હતી. એ સાંપ્રદાયિક રૂપમાં તો આપણને પાંચરાત્ર સંપ્રદાય –સાત્વત સંપ્રદાય–ભાગવત ધર્મની સંહિતાઓમાં મળે છે. શક્તિતંત્રમાં પણ આ પરંપરા હતી, ને શક્તિવાદના ગ્રંથોમાં સુલભ છે. વૈષ્ણવાચાર્યોમાંના વિષ્ણુસ્વામી દ્રવિડ દેશમાં શ્રી શંકરાચાર્યના ઉત્તરકાલમાં અને શ્રી રામાનુજાચાર્યના પૂર્વકાલમાં થયેલા. એમનો કોઈ ગ્રંથ બચ્યો નથી. શ્રી ભાગવતના પ્રાચીન ટીકાદાર શ્રીધર સ્વામી વિષ્ણુસ્વામીની પરંપરાના અને વિષ્ણુ સ્વામીની જેમ જ નૃસિંહના ઉપાસક હતા. માધવાચાર્યે 'સર્વદર્શન સંગ્રહ'માં અને શ્રીધર સ્વામીએ વિષ્ણુપુરાણની ટીકામાં લીધેલાં ઉદ્ધરણોમાં અસ્ફુટ રૂપમાં વિષ્ણુ સ્વામીના વેદાંત સિદ્ધાંતનો નહિવત્ ખ્યાલ આવે છે. શ્રી વલ્લભાચાર્યજીએ પોતાના 'તત્ત્વાર્થદીપ નિબંધ'ની ઈતિશ્રીમાં પોતાને શ્રી વ્યાસ વિષ્ણુસ્વામી મતાનુવર્તી કહેલ છે અને ભાગવતપુરાણ ઉપરની સુપ્રસિદ્ધ પોતાની 'સુબોધિની' ટીકાના આરંભના મંગલના શ્લોકોમાં व्यासस्य विष्णोः प्रियं–"વ્યાસ અને વિષ્ણુ (સ્વામી)નો પ્રિય" એવા અર્થ કહેવાની પ્રતિજ્ઞા કરી છે. વલ્લભાચાર્યજીના પિતા ગોપાલોપાસક શ્રીલક્ષ્મણભટ્ટજી વિષ્ણુસ્વામીના સંપ્રદાયના અનુયાયી હતા, અને એમણે પુત્રને બચપણમાં એ સંપ્રદાયની દીક્ષા આપી હતી. એટલે શ્રી વલ્લભાચાર્યજીએ વિષ્ણુસ્વામીના તત્ત્વજ્ઞાનની પરંપરાનો ઉદ્ધાર કર્યો કે જેમાં શુદ્ધાદ્વૈતજ્ઞાનીને પરબ્રહ્મની સાથે સર્વકામનાઓનો ભોગ અભીષ્ટ હતો.

:૨:

ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતાં આ રીતે શ્રી વલ્લભાચાર્યજી, મહાપ્રભુજી પાસે પિતાજી દ્વારા વિષ્ણુસ્વામીના વૈષ્ણવ સંપ્રદાયની પરંપરા હતી અને 'તત્ત્વાર્થદીપનિબંધ'ના શાસ્ત્રાર્થ અને સર્વ નિર્ણય પ્રકરણો જોતાં આપણને કોઈ સ્વતંત્ર સંપ્રદાય સ્થાપવાનાં ખાસ ચિહ્ન જોવા મળતાં નથી. એમના ગ્રંથોના બે પ્રકાર સ્પષ્ટ રીતે જુદા પડી જાય છે :૧. શુદ્ધાદ્વૈત વેદાંત અને સામાન્ય ભક્તિમાર્ગ અને ૨. નિર્ગુણ ભક્તિમાર્ગ કિંવા પુષ્ટિમાર્ગ. શ્રી કૃષ્ણની સેવામાં પરાયણ, દંભ વગેરેથી રહિત અને શ્રીમદ્ ભાગવતના તત્ત્વને જાણનાર ઉચ્ચ કોટિના પુરુષને ગુરુ તરીકે સ્વીકારવાનો આદેશ અને શ્રી રંગજી વેંકટબાલાજી જગન્નાથજી વગેરે હરિસ્થાનોમાં જ્યાં પૂજાપ્રવાહ ચાલુ છે ત્યાં પોતાના ઉદ્ધાર માટે વાસ વગેરે પ્રથમ પ્રકારમાં જાય છે.

પુષ્ટિમાર્ગનો ખ્યાલ એમને કેટલાંએક વર્ષો પછી ખડો થયો હતો. પોતાની એક યાત્રામાં હતા ત્યારે ઝારખંડમાંથી પસાર થતાં એમને પ્રેરણા થઈ અને યાત્રા વચ્ચે થંભાવી એઓ મથુરા પ્રદેશમાં આવેલા ગોવર્ધન ગિરિ તરફ જવા નીકળી પડ્યા. માર્ગમાં ગોકુલ આવતાં ત્યાં યમુનાજીના કિનારા ઉપર એક શ્રાવણ માસની સુદિ એકાદશીના દિવસે મધ્યરાત્રે અનુભવ થયો અને એમાં એમને ભગવાને જગતના દૈવી જીવોનો ઉદ્ધાર કરવાની આજ્ઞા મળી. આ સમય એમની વયનો ૩૩–૩૪ મા વર્ષ આસપાસનો શકય ગણાયો છે. આ આજ્ઞા સાથે હવે વિષ્ણુસ્વામીની પરંપરાનો વેદાંત સિદ્ધાંત અને સામાન્ય ભક્તિમાર્ગ પાછળ ખસી

ગયાં અને શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ–પૂર્વાર્ધમાં વ્યક્ત થતો નિઃસાધન કૃપામાર્ગ અગ્રસ્થાને આવ્યો. આમાં ભગવાનની અનન્યભાવે શરણભાવના અને કોઈપણ સાધનની અપેક્ષા વિના ભગવાનની કૃપા જ જીવના ઊર્ધ્વીકરણમાં નિયામક મનાઈ. 'પુષ્ટિ'નો અર્થ 'અનુગ્રહ'–'કૃપા' છે, અને તેથી 'પુષ્ટિમાર્ગ' સંજ્ઞા એમણે આપી. अनुग्रहः पुष्टिमार्गे– એ એમનું સૂત્ર ત્યાંથી વિકસ્યું, અને ગોકુળથી ગોવર્ધન ગિરિ પહોંચ્યાં ત્યાં શ્રી ગોવર્ધનધારી શ્રીકૃષ્ણના સ્વરૂપની ઝાંખી થતાં અને પડેલા આત્મસાક્ષાત્કારને બળે ત્યાં શ્રી ગોવર્ધનધરણ શ્રીનાથજીની સેવા પ્રણાલીનો એમને હાથે આરંભ થયો. અષ્ટ છાપ મહાનુભાવ કવિઓમાંના કુંભનદાસને કીર્તનસેવા સોંપાઈ. એમાં આગળ જતાં સૂરદાસ, પરમાણંદદાસ, અને ગુજરાતના ચરોતરી પાટીદાર કૃષ્ણદાસને પણ એ સેવાનો લાભ મળ્યો. આ વિકાસમાં એમના બીજા પુત્ર શ્રી વિઠ્ઠલનાથ ગુસાંઈજીના સમયમાં એમના અષ્ટછાપીય ચાર શિષ્યો કુંભનદાસ–પુત્ર ચતુર્ભુજદાસ, નંદદાસ, ગોવિંદસ્વામી અને છીતસ્વામી એમને કીર્તનસેવાનો લાભ મળ્યો. એ સાથે આઠ સમયની નંદરાયના ઘરની બાલકૃષ્ણની સેવાનો ક્રમ સ્થપાયો. આ સેવા તે મંગલા શૃંગાર ગ્વાલ રાજભોગ ઉત્થાપન ભોગ સંધ્યાઆરતી અને શયનની સેવા. યથા દેહે તથા દેવેની ભાવના પ્રબળ રીતે વિકસી અને પોતાના બધા શોખ ભગવાનની સેવામાં વિનિયોગ પામ્યા. શ્રીભાગવતના એકાદશમાં ઉદ્ધવ પ્રત્યે શ્રીકૃષ્ણનું વાક્ય છે કે 'ચાર પ્રકારના મોક્ષનું દાન કરવામાં આવે છતાં ભક્તો એ ઈચ્છતા નથી, એઓ માત્ર ભગવાનની સેવા સિવાય બીજું પસંદ કરતા નથી.'

આમ આ નિર્ગુણ ભક્તિમાર્ગ કિંવા પુષ્ટિમાર્ગમાં શુદ્ધાદ્વૈત જ્ઞાનમાર્ગીય મોક્ષ પણ ગૌણ બની ગયો અને તૈત્તિરીય ઉપનિષદમાંનો પરબ્રહ્મની સાથેનો સહભોગ જ મૂર્ધન્ય બની ગયો.

શ્રી વલ્લભાચાર્યજીએ, એમના બીજા પુત્ર શ્રી વિઠ્ઠલનાથ ગુસાંઈજીએ, અને એમના છેક આજ સુધીના વંશજોમાંના ધુરંધર વિદ્વાન આચાર્યોએ વેદાંત તેમજ પુષ્ટિમાર્ગ ઉપર સેંકડો ગ્રંથોની સંસ્કૃતભાષામાં રચના કરી છે તેમાં શ્રી વલ્લભાચાર્યજીના અભિપ્રાય ઉપર પ્રબળ પ્રકાશ નાંખવામાં આવ્યો છે.

આ માર્ગની વિશિષ્ટતા એ છે કે જગતનાં આપણને મળેલાં બધાં જ નિત્ય નૈમિત્તિક કાર્યો ફરજ તરીકે પૂરા દિલથી કરતાં જવાનાં છે, પણ ફળની આશા રાખ્યા વિના અનાસક્તિપૂર્વક. ગીતામાં ઉપદેશાયેલા અનાસક્તિપૂર્વકના કર્મયોગનું રહસ્ય સાચા સ્વરૂપમાં શ્રી વલ્લભાચાર્યજી અને એમના પુત્ર શ્રી ગુસાંઈજી સમજ્યા હતા અને તેથી જ નિષ્કામ અને નિઃસાધન શરણમાર્ગનો એમણે બહોળો પ્રસાર કર્યો. એક રીતે ગીતામાં અને ભાગવતમાં ઉપદેશાયેલા સિદ્ધાંતોને જ નવા સ્વાંગમાં રજૂ કરી મુસ્લિમ કાલમાં માનસિક રીતે દીન–હીન બની ગયેલી પ્રજાને હૃદયબળ આપવાનો એમનો ભગીરથ પ્રયત્ન હતો અને એમાં ઠીક ઠીક સિદ્ધિ એમને મળી.

એ કદી ભુલાવું ન જોઈએ કે પુષ્ટિમાર્ગ એ કોઈ 'રાગનો માર્ગ' નથી, સંપૂર્ણ 'ત્યાગનો માર્ગ' છે; પોતા માટે જીવે કશું જ કરવાનું નથી, જે કાંઈ કરવાનું તે કેવળ પ્રભુ માટે, એમાં પ્રભુની પ્રીતિ મળે એવી પણ કોઈ કામના નથી.

આજે જગત ભૌતિકવાદમાં પ્રબળ રીતે તણાતું જાય છે અને લોકો ભારે માનસિક અશાંતિનો ભોગ બનતાં જાય છે, એવા સમયે ભગવાનના અનન્ય શરણભાવથી જ લોકો ભૌતિક શાંતિ પણ મેળવી શકે, એ વાત ઈશુના અનુયાયીઓ પણ માની રહ્યા છે. મંદિરોની સેવા અને ઠાકોરજીની સામગ્રી પાછળ આજ ભાવના હતી અને છે; કશું જ સંઘરી સાચવી રાખવાનું નહિ, એનું સાંઝ પડેલાંજ વિતરણ, એ સ્પષ્ટ છે. આ સંદર્ભમાં આજની ખીલેલી દષ્ટિએ આ બધાંનો નવેસરથી વિચાર કરી આચાર્યો પોતાના પૂર્વાચાર્યોની જેમ જ સંપૂર્ણ ત્યાગભાવનાથી આયોજન કરી લે તો માનસિક રીતે કચડાતાં લોકોને પુષ્ટિમાર્ગની એકેશ્વરવાદી ભાવના, એક જ ઈશ્વરના અનન્ય શરણની ભાવના, એ સાથે પોતે કશું જ સંઘરવાનું નહિ, પણ લોકોમાં પ્રભુની પ્રસાદીનું વિતરણ, એ ઉપયોગી અને ઉપકારક નીવડે. ગીતાની જેમ સમદર્શિતા એ પુષ્ટિમાર્ગનો પ્રાણરૂપ સિદ્ધાંત છે અને પ્રભુ સમક્ષ નથી કોઈ ઉચ્ચ કે નથી કોઈ નીચ. ઉદ્ધારમાં આંતરિક ભાવ નિયામક છે, બાહ્ય આચાર માત્ર નહિ. બાહ્ય આચાર આંતરશુદ્ધિને પોષણ આપવા માટે જ છે.

પ્રો. ઇન્દુબહેન એમ. દીવાન

ભારતીય ધર્મ સંસ્કૃતિનો ઉદ્ભવ જગતભરમાં પ્રાચીન અને એવા સામર્થ્યપૂર્વક થયેલો છે કે આજ પર્યંત એનો પ્રકાશ જગતને આલોકિત કરતો રહ્યો છે. ઈ. સ. પૂર્વે ૪૦૦૦માં રચાયેલો મનાતો ઋગ્વેદ જે ઉચ્ચ અને સૂક્ષ્મ તત્ત્વદર્શન વ્યક્ત કરે છે એ જોઈ જગતના પ્રત્યેક દેશના વિદ્વાનોએ આશ્ચર્યથી પોતાનું મસ્તક નમાવ્યું છે. પરબ્રહ્મ અને અદ્વૈતની વિચાર ધારામાંથી બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદોનો મહાન સાહિત્યરાશિ આપણે ત્યાં જમા થયો. આ મહાન વટવૃક્ષની ટોચે ઈ. સ. પૂર્વે છઠી સાતમી સદીમાં મહાવીર અને બુધ્ધે પ્રવર્તાવેલા નવા ધર્મોની કૂંપળો બેઠી. ભારતીય ધર્મવિચારધારામાં આ કંઈ ભિન્ન તત્ત્વો ન હતાં. મહાન બ્રાહ્મણ ધર્મના જીર્ણ અશ્વત્થની ડાળીએ આવેલી આ નૂતન વસંત હતી. એ જ દેશ, એ જ પ્રજા, એ જ ધર્મ, જે કંઈ નવું હતું તે ફક્ત દર્શનો હતાં.

સમય જતાં પ્રાચીન બ્રાહ્મણ ધર્મ આમ જનતાથી દૂર પડયો હતો. સાદા સીધા માનવીની ધાર્મિક ભાવના સંતોષાતી ન હતી. ચારેય બાજુના અંધકારમાં એ કંઈક અવલંબન શોધતો હતો. આ સમયે મહાવીર અને બુદ્ધ લોકનાયકો બનીને આવ્યા. જનતાએ પોતાની ભાષામાં વાત કરતા આ મહાનુભાવોનો તુરત સ્વીકાર કર્યો. જૈન અને બૌદ્ધની વિશેષતા તો એ હતી કે તેમણે બ્રાહ્મણ ધર્મના સાચા અને અગત્યના મુદ્દાઓને પોતામાં સમાવી લીધા હતા, સમય અનુસાર અમુક બાબતોમાં બાંધ છોડ કરી હતી અને જનતાના સરળ ધર્મ તરીકે જનતા સમજી શકે તે જ ભાષામાં, યજ્ઞ-યાગના જટિલ વિધિ વિના સાદું રહસ્ય સમજાવતા હતા.

બ્રાહ્મણ ધર્મમાંથી બૌદ્ધ અને જૈન દર્શનોનો એકદમ અચાનક આવિર્ભાવ નથી થયો. તે પણ આપણે અત્રે નોંધવું જોઈએ. જે સમયે આ દર્શનો ઉદ્ભવ્યાં તે સમયે 'બ્રહ્મજાલસૂત્ર' મુજબ બ્રાહ્મણ ધર્મમાં નાના મોટા કુલ ૬૨ સંપ્રદાયો પ્રવર્તતા હતા. બૌદ્ધ અને જૈન પહેલાં આ ૬૨ સંપ્રદાયોમાંથી અમૂક સંપ્રદાય બ્રાહ્મણધર્મના સુધારા તરીકે ઊભા થયા હતા. આવા સુધારાવાદી સંપ્રદાયોમાં 'ગોશાલ' નામના આચાર્યે સ્થાપેલ આજીવિક સંપ્રદાય અને નાટપૂત્ત દ્વારા સ્થાપિત નિર્ગ્રંથ સંપ્રદાય, બૌદ્ધ જૈનની પૂર્વ તૈયારી રૂપ હતા. સમય જતાં આજીવિકોમાંથી બૌદ્ધ દર્શન અને નિર્ગ્રંથ સંપ્રદાયમાંથી જૈન દર્શન ઊભાં થયાં. પ્રથમ નજરે વેદ વિરોધી લાગતા બુદ્ધ-જૈન બ્રાહ્મણને હાથે ઊભા થઈ શકે તેમ ન હતા. કોઈક વધારે કડક અથવા બ્રાહ્મણથી ભિન્ન જાતના ધર્મ પ્રવર્તકની રાહ જોવાતી હતી. આ કામ ક્ષત્રિયકુળમાં જન્મેલા બે મહાન આચાર્યોને હાથે સિદ્ધ થયું.

## જૈન ધર્મનો ઉદય અને મહાવીર

જૈન ધર્મ અને મહાવીર એકમેકના પર્યાયવાચી જેવા જણાય છે. પણ જૈન ધર્મ મહાવીર કરતાં જૂનો છે. અનુશ્રુતિ મુજબ જૈનોના પહેલા તીર્થંકર ઋષભદેવજી કૃષ્ણના સમયથી આગળના મનાય છે. પણ જૈનધર્મનો સ્પષ્ટતઃ ઉદ્ભવ ઈ. સ. ની આઠમી સદીથી આગળ જણાતો નથી. ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ ઐતિહાસિક વ્યક્તિ હોવાનું મનાય છે. ઈ.સ. પૂર્વે ૭૫૦માં તેમનો જન્મ થયેલો. તેઓ બનારસના રાજા હતા. પોતાની સો વર્ષની લાંબી આવરદામાં ઉત્તરાવસ્થા તપસ્વી તરીકે પસાર કરતાં કરતાં જૈન ધર્મનો પાયો નાખ્યો. અહિંસાનું પાલન, સત્ય બોલવું, ચોરી ન કરવી, અને સંસારના સુખ દુઃખથી અલિપ્ત રહેવું. આ ચાર પ્રતિજ્ઞાઓ પાર્શ્વ પોતાના અનુયાયીઓ પાસે લેવડાવતા. ઈ. સ. પૂર્વે ૬૫૦માં નિર્વાણ પામેલા પાર્શ્વનો વારસો ઈ. સ. પૂર્વે ૬૧૮માં જન્મેલા મહાવીરે સંભાળ્યો. ૨૦-૨૫ વર્ષના મહાવીર પાર્શ્વના અનુયાયીઓના સંસર્ગમાં આવેલા અને પાર્શ્વની અંતિમ ઈચ્છાઓને પૂર્ણ કરવાનું જીવનધ્યેય સ્વીકાર્યું.

વૈશાલિના ઉપનગર કુંડ ગામના ક્ષાત્રિય

ખાનદાનમાં જન્મેલા મહાવીરે ૩૦ વર્ષ સુધી ગૃહસ્થ જીવન ગાળી સંન્યાસ સ્વીકાર્યો હતો. દેહદમન, ધ્યાન, ચિંતન, અને મનનમાં ૧૩ વર્ષ ગાળ્યા પછી કેવળી બન્યા હતા. મનુષ્ય જીવનના દુર્ગુણો સામેના મહાયુદ્ધોમાં પોતે જીત્યા તેથી મહાવીર કહેવાયા.

જૈન ધર્મના મુખ્ય સિદ્ધાંતો તથા જીવ જગત બ્રહ્મ વિશેનું તત્ત્વદર્શન મહાવીરથી સ્થિર થયાં. મહાવીરના સમયથી જૈનધર્મ એક શિસ્તબદ્ધ જીવનરીતિ તરીકે સ્થાન પામ્યો. મહાવીરે પોતાના જીવન દરમ્યાન કુલ ૫૫ વ્યાખ્યાનો આપ્યાનું મનાય છે. ૫૫મું વ્યાખ્યાન પૂર્ણ થતાં તુરત જ તેઓ નિર્વાણ પામ્યા હોય એમ જૈન ગ્રન્થો કહે છે.

જૈન ધર્મના મુખ્ય શાસ્ત્રને આગમો કહેવામાં આવે છે. મહાવીરના નિર્વાણ પછી લગભગ ૨૦૦ વર્ષે આ આગમો રચાયા હોવાનું મનાય છે. આગમો મુખ્યત્વે મહાવીરે વ્યક્ત કરેલા જીવનાદર્શને સિદ્ધાંત-રૂપે રજૂ કરે છે. કોઈ પણ દેવની પ્રાર્થના કરવી અથવા તો તેના વિષે વાત કરવી તે મૂર્ખતા છે એમ મહાવીરે સ્પષ્ટતાથી કહ્યું. જગતની ઉત્પત્તિ માટે તેઓ કોઈ એક ઈશ્વરને સ્વીકારતા નથી. જૈન ધર્મમાં કર્મનું પ્રાધાન્ય સ્વીકારેલું હોઈ જીવનની શુદ્ધિને તેઓ સૌથી વિશેષ મહત્ત્વ આપે છે, "જૈન તપસ્વી અને નમ્ર હોય છે. તે કોઈને ઈજા કરતો નથી. કોઈના ઉપર વેર લેતો નથી. કપટ ક્રોધ અભિમાનથી મુક્ત રહી શાંત ચિત્તથી બધું સહન કરે છે." જૈન ધર્મના આવા સિદ્ધાંતમાં ચારિત્ર્યનું મહત્ત્વ જોઈ શકાય છે. કહેવું હોય તો કહી શકાય કે જૈન ધર્મ શીલની ઉપાસનાનો ધર્મ છે.

જૈન ધર્મ સૌરાષ્ટ્રમાં પ્રવેશ્યો તેની પહેલાં બની ગયેલી એક મહત્ત્વની ઘટના અત્રે જોઈ લેવી જોઈએ. ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં ૧૨ વર્ષના દુકાળને કારણે ભદ્રબાહુ નામનો મહાન જૈન આચાર્ય હજારો જૈનોને લઈને દક્ષિણમાં ચાલ્યો ગયો. આ 'દક્ષિણાત્ય' ફાંટો જ પાછળથી દિગંબર નામે પ્રસિદ્ધ થયો. આ સમયે આચાર્ય સ્થૂલભદ્રના નેતૃત્વમાં જે જૈનો મધ્યપ્રદેશમાં જ રહ્યા તે શ્વેતાંબર નામથી પ્રસિદ્ધ થયા. મહાવીરે પોતાના સંન્યાસી દશાના પરિભ્રમણ દરમ્યાન વસ્ત્રોનું બંધન દૂર કરેલું હતું. આ પરત્વે પાછળથી મહાવીરની મૂર્તિને વસ્ત્ર પહેરાવવાં કે નહિ તેનો પ્રશ્ન ઊભો થયો. દક્ષિણના જૈનો વધારે કઠિન તપસ્યાને માનનાર હોઈ તેઓએ વસ્ત્ર સ્વીકાર-વાની ના પાડી. જ્યારે ઉત્તરી જૈનોએ સફેદ વસ્ત્રોનો અંગીકાર કર્યો. ઈ. સ. ૮૨માં સ્પષ્ટ સ્વરૂપે આ બન્ને શાખાઓ જુદી પડી.

## સૌરાષ્ટ્રમાં જૈન ધર્મ

"જગતના વિદ્યમાન ધર્મો" નામક પોતાના પ્રસિદ્ધ ગ્રંથમાં પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ ઈ. સ. ૨૦૦ માં "પશ્ચિમ હિન્દુસ્તાનમાં ગુજરાતની દેશી ભાષાઓમાં જૈન સાહિત્ય રચાયું" એવું જણાવે છે. ઈ. સ. ૫૧૪માં વલભીમાં મળેલી જૈન પરિષદે જૈન આગમોને અંતિમ રૂપ આપી તેમને ગ્રંથસ્થ કર્યાના સાહિત્યિક પુરાવા આપણી પાસે છે. આ ઉપરથી સામાન્યતઃ આપણે એવું અનુમાન તારવી શકીએ કે ઈ. સ. ની શરૂઆતથી જૈન ધર્મ ધીરે ધીરે સૌરાષ્ટ્રમાં ફેલાવા માંડયો છે. સૌરાષ્ટ્રમાં મળતા પુરાતત્ત્વીય અવશેષોમાં ગિરનાર પાસે આવેલી બાવા-પ્યારાની ગુફાઓ ઈ.સ.ની બીજી સદીમાં રચાયેલી જૈન ગુફાઓ હોવાનું પૂરવાર થાય છે. જૈન ગ્રંથોમાં ઢંક-તીર્થ તરીકે જેનો ઉલ્લેખ સાંપડે છે તે ઢાંક ગામમાં ઈ.સ.ની ૩જી સદીની જૈન ગુફાઓ મહાવીર પાર્શ્વનાથ તથા અંબિકાની મૂર્તિઓ સાથે જોવા મળે છે. જૂનાગઢ જિલ્લાના ઉના દેલવાડા પાસે આવેલું અજાડ ગામ અજારા પાર્શ્વનાથના મંદિરને કારણે ઈ. સ. ની ૬ઠી સદીનું ગણાય છે. પણ સૌરાષ્ટ્રમાં જૈન ધર્મની પરાકાષ્ટા સોલંકી કાળમાં આવેલી છે. જૈન આચાર્ય હેમચંદ્રનો જન્મ વિક્રમ સવંત ૧૧૪૫માં થયો હતો. રાજ્યના આચાર્યપદે બીરાજી ગુજરાતમાં જૈન ધર્મનો બહોળો પ્રચાર કરવાનું મહાન કાર્ય તેમણે બજાવ્યું. તેમના હાથ નીચે તૈયાર થયેલો કુમારપાળ સૌરાષ્ટ્રમાં જૈન ધર્મનો પૂર્ણ પ્રચાર-કરનાર એક પવિત્ર રાજા ગણાય છે. ઈ.સ. ૧૧૪૨-માં પાટણની ગાદી ઉપર આવ્યા પછી તેમણે અનેક જૈન ગ્રંથોની રચના કરાવી.

સૌરાષ્ટ્રમાં ઘણા જ વ્યાપકપણે આ સમયથી

જૈનધર્મનો ફેલાવો થયો. ગિરનાર, શેત્રુંજયના જગવિખ્યાત મંદિરો, જામનગર, અને પ્રભાસનાં પ્રખ્યાત જૈન દેરાસરો સૌરાષ્ટ્રમાં જૈન ધર્મ આજે પણ કેવો જીવંત છે તે અનુભવી શકાય છે.

સૌરાષ્ટ્રની પ્રજામાં આજે જોવા મળતો અહિંસાનો સદ્‌ગુણ કોઈ એક દિવસની પેદાશ નથી. સૌરાષ્ટ્રના વાતાવરણમાં છેલ્લા હજાર વર્ષ થયાં પ્રસરેલા જૈનધર્મનાં એ મધુર ફળો છે. ગાંધીજીએ અહિંસાને આપેલું મહત્ત્વ પણ કોઈ આકસ્મિક ઘટના નથી પણ એની પાછળ સૌરાષ્ટ્રના પ્રજાજીવન ઉપર થયેલી જૈનધર્મની ઊંડી અસર કારણભૂત છે. અહિંસા જેવા સદ્‌ગુણથી પ્રજા માનસને ઘડનાર જૈન ધર્મે સૌરાષ્ટ્રના કલા અને સાહિત્યને પણ જીવંત રાખ્યા છે, વિકસાવ્યા છે. સ્થાપત્ય શિલ્પ જેવી કલાઓ તો જૈન ધર્મને આશ્રયે જ જીવનદાન પામી છે. ગુજરાતી સાહિત્ય સૌથી વધારેમાં વધારે કોઈ એક ધર્મનું ઋણી હોય તો તે જૈન ધર્મ છે. પશ્ચિમ ભારતની ચિત્રકલા પણ જૈનપોથીઓને આધારે જીવતી રહી છે; તેમજ વિકાસ પામી છે.

ગિરનાર અને શેત્રુંજયના જૈન મંદિરો વિનાનું સૌરાષ્ટ્ર આપણે કલ્પી શકતા નથી ! આચાર્ય હેમચંદ્ર વિના આપણું સાહિત્ય કેવું લૂખું અનુભવાય ! જૈન ધર્મનો કોઈ મુખ્ય પ્રવર્તક આ ભૂમિમાં અવતર્યો નથી તોય આ ભૂમિની સંસ્કૃતિ જૈનધર્મથી ગારવાંવિત બની છે. ગુજરાત સૌરાષ્ટ્રને પોતાની કહેવાય તેની સંસ્કૃતિ કૈંક વલભીકાળ દરમિયાન અને જાજેરી સોલંકીકાળ દરમિયાન વિકસી છે. સોલંકીથી પૂર્વના કાળમાં જૈનયતિઓ દેશનાયકોને દોરતા આવ્યા હોવાનું ઈતિહાસને પાને નોંધાયેલું છે. ચાવડા વંશનો સ્થાપક રાજા વનરાજ જૈન મુનિ શીલગુણસૂરિની અસર નીચે આવી પાટણમાં રાજગાદીની સ્થાપના કરે છે. સિદ્ધરાજ, કુમારપાલનો પ્રેરક 'કલિકાલ સર્વજ્ઞ' હેમચંદ્ર સૌને જ્ઞાત છે. તે પછી વસ્તુપાલ અને તેજપાલ બંન્નુઓની સંસ્કૃતિ સરિતા આપણા જીવનને જી તો સમૃદ્ધ બનાવી ગઈ છે ! મુસલમાન સામ્રાટોએ પણ જૈન આચાર્યોનું સન્માન કર્યાના દાખલા છે : ઈ. સ. ૧૩૫૨માં ફિરોજશાહ તઘલકે રત્નશેખર સૂરિને, સુલતાન મહંમદ શાહે જિનપ્રભસૂરીને અને અકબરે હીરવિજયસૂરિને સન્માન-પુરસ્કાર અર્પણ કર્યા છે. ઔરંગઝેબ જેવા ધર્મઝનુની રાજાએ પણ પોતાના દરબારના ઝવેરી શાંતિદાસ જૈનને શત્રુંજય પર્વત પુરસ્કારરૂપે આપેલો ! એક કાળે સમાજમાં પ્રવર્તતા માંસાહાર અને મદ્યપાનનો ત્યાગ જૈનધર્મના સ્વીકારને કારણે થયેલો છે. સૌરાષ્ટ્રની પ્રજામાં જોવા મળતી પ્રાણીમાત્ર તરફની ભલી લાગણીને જૈનધર્મે પણ પોષણ આપ્યું છે. આમ પ્રત્યક્ષ રીતે નહિ પણ પરોક્ષ રીતે સૌરાષ્ટ્રની સંસ્કૃતિને ઘડવામાં જૈનધર્મનો વિશિષ્ટ ફાળો રહેલો છે.

જૈનધર્મને સાચા અર્થમાં નહિ સમજનાર અમુક અનુયાયી વર્ગે ઈતરધર્મ સાથે સ્પર્ધા ઊભી કર્યાના દાખલા છે. પણ જૈનધર્મના મૂળમાં સાચા અર્થમાં આર્યધર્મના તત્ત્વ પડેલાં છે. વેદ અને ઉપનિષદો વચ્ચે જે તાત્ત્વિક તફાવત નજરે આવે છે તે જ બ્રાહ્મણધર્મ અને જૈનધર્મ વચ્ચે છે. માત્ર દેવોનું જ મહત્ત્વ નહિ, માનવીનું પણ મહત્ત્વ એ જૈનધર્મની આપણી સંસ્કૃતિને સૌથી મોટી દેણ છે. આ રીતે જોતાં સૌરાષ્ટ્રની પ્રાચીન સંસ્કૃતિને પુનર્જીવિત કરવાનું શ્રેય જૈનધર્મને ફાળે જાય છે. કર્મ અને પુનર્જન્મ એ બે સિદ્ધાંતોમાં સનાતન ધર્મને અનુસરતો જૈનધર્મ પણ સૌરાષ્ટ્રની સંસ્કૃતિનું એક અવિભાજ્ય અંગ છે.

## જૈન કોને કહેવાય ?

પરમ ગુરૂ ! જૈન કહો ક્યોં હોવે ? ગુરૂ ઉપદેશ વિના જન મૂઢા,
દર્શન જૈન વિગોવે ! પરમ ગુરૂ ! જૈન કહો ક્યોં હોવે ?
કહત કૃપાનિધિ સમજલ ઝીલે, કર્મ મયલ જો ધોવે,
બહુલ પાપ મલ અંગ ન ધારે, શુદ્ધરૂપ નિજ જોવે. પરમ.

શ્રી. યશોવિજયજી મહારાજ

Oormy Navrachana Rajkot-1 (Dec.' 73) કિં. ૧-૨૫ Regd. No. G. 68

# 'ભારત સિલ્ક મિલ્સ' ના

## કાપડનો જ આગ્રહ રાખો

સુંદર નવીનતાભરી ડિઝાઈન અને સુમેળ રંગોવાળી
ચુનંદી જાતોની અમારી વિશિષ્ટતાઓ



આર્ટ સિલ્ક

નાઈલોન શર્ટિંગ

પાલવજરી સાડી

પ્રિન્ટેડ સાડી

ફેન્સી ફ્રોક

નાયલોન ઑરશે

વગેરે



**ધી ભારત સિલ્ક મિલ્સ (પ્રાઇવેટ) લિ.**

સુંદર બાગ, કુર્લા,-૭૦ : મુંબઇ.